'પણ સરસ્વતીચંદ્રની એક સેવા કરવાનું મારા હાથમાં છે. મુંબઈ જઈ ઘેર જઈ પોતાને ઉચિત વ્યવહારમાં પડે — હેશસેવા કરે — એટલું એને હું સમજાવી ન શકું? એટલું કાર્ય કરવા એની પાસે જવું એ યોગ્ય ખરું? ના. પણ પિતા અને મિત્રથી સંતાતા ફરતા રત્ન ઉપર મારી દૃષ્ટિ જાય અને એ રત્નને આમ અંધકાર સમુદ્રમાં પડતું હું જોઈ રહું એ પણ ઉચિત ખરું? — ના.

'એની પાસે જવામાં વિશુદ્ધિને ભય ખરો? — હા. મારોયે વિશ્વાસ નહીં અને એનો વિશ્વાસ નહીં.

'ત્યારે ન જવું.'

'પણ ચંદ્રકાંત આવે છે તે પહેલાં કંઈક નાસી જશે તો? પછી કાંઈ ઉપાય ખરો? — કાંઈ પણ ઉપાય હોય તો તે આજની રાતમાં જ છે – પ્રભાત થતાં નથી. મારા વિના બીજા કોઈના હાથમાં એ ઉપાય નથી.

'નાસશે? આટલું સાહસ કરનારનો હવે શો ભરોસો?

'વિશુદ્ધિને કાંઈ બીક નથી. સ્ત્રી આગળ પુરુષ નિર્બળ છે. મારામાં મારાપણું હશે તો વિકારનો ભાર નથી કે બેમાંથી એકના પણ મનને એ વશ કરે. અને હવે વશ કરે? — ઈશ્વર મારો સહાયભૂત છે.



'ભયંકર સાહસ કરવાનું છે — પણ આવશ્યક છે.

'ના, હવે મારી વિશુદ્ધિ નિર્ભય છે. મારી માતા, આજ તારો ઉપદેશ — તારી પવિત્રતા — એ મારું અભેદ્ય કવચ છે. હું તારી પુત્રી છું. પતિ! તમારા કૃત્ય સામું જોવું એ મારું કામ નથી. મારે મારા પોતા ઉપર જવાનું છે. હું કોણ? કોણ માબાપની દીકરી? આ ક્ષણભંગુર ક્ષુદ્ર સંસારમાં વિશુદ્ધિને મૂકી બીજું શું લેવાનું છે? પવિત્ર સાસુજી — મહાસતી દેવી! — તમારો આશીર્વાદ ફરે એવો નથી! ત્યારે મલિન વિચાર જખ મારે છે.'

પલંગ પર હાથ મૂકી નીચું જોઈ પળવાર વિચારમગ્ન થઈ. અંતે ઊંચું જોઈ, બે હાથે પલંગ પકડી –સત આવ્યું હોય તેમ ઉશ્કેરાઈ ગાવા લાગી. ગાતાં ગાતાં દીનતા ધરવા લાગી:

*'અંબા! વહેલી આવની તું, અંબા, વહેલી આવ રે, –*

*મૂક હાથ તુજ મુજ મસ્તક પર, અંબા વહેલી આવ;*

*અંબા, જગજનની! ૧*

*મદનદૈત્યસમ મલિનસત્ત્વને કાઢ તું ઉરથી બહાર રે;*

*પવિત્ર તારું તેજ હૃદયમાં વસાવ આજની રાત;*
*— અંબા૦ ૨*

*તૈજસી માયા રચી મસ્તિકમાં' નિર્મળ સ્વપ્ન તરાવ રે;*

*ચર્મચક્ષુએ પાટા બાંધી, સતનું ઘેન ચડાવ; — અંબા૦ ૩*

*શાંત તેજ તુજ, મા, મુજ મુખ પર આજે એવું રાખ રે,*

*દશામૂઢ પ્રિય ચંદ્ર ન પામે જોઈ જે મોહ જરાય — અંબા૦ ૪*

*પ્રિય ચંદ્રને દશા ગ્રસે તે હુંથી ન જોઈ શકાય રે,*

*તેજસ્વીને જોઈ છવાયો કાળજું ફાટી જાય; — અંબા૦ ૫*

*ન ગણી ભીતિ, ન ગણી રીતિ, મધ્યરાત્રિએ આમ રે -*

*પવિત્ર કાર્ય કરવા ઉર ચલવતું અણઘટતી આ હામ — અંબા૦ ૬*

*સ્નેહની માયાથી લપટાયાં, તોય તીવ્ર સ્મરબાણ રે,*

*બુઠ્ઠાં થઈ અમ ઉર ન પેસે! — એ પરતો દર્શાવ — અંબા૦ ૭*

*સુખદુ:ખમાં ને પતિ પરાયા થતાં તું એકલી એક રે,*

*છાતી સરખી ચાંપે તે, મા જાબવજે મુજ ટેક!– અંબા૦ ૮*

*તુજ ખોળે માથું, મા, રાખે નિજ પુત્રીની લાજ રે;*

*પર થયેલા પ્રિયને છોડવતાં સત મુજ રહો નિષ્કામ! — અંબા૦ ૯*

*પિતા કહો કે કહો જગદંબા.! મારે મન મુજ માત રે!*

*અગ્નિમાં પેસું તેને, મા, કાઢ બહાર વણ આંચ — અંબા૦ ૧૦*



ગાઈ રહી પલંગ એમનો એમ પકડી રાખી, બારીમાંના આકાશ સામું જોઈ, જોસથી ફરફડતે ઓઠે બોલી: 'હે અંબા! પુરુષ તારા હાથમાંનું રમકડું છે. તેને દુ:ખયાંથી ઉગારવો તે તારી સત્તાની વાત છે. તારો પ્રતાપ તેને હસાવે છે — રડાવે છે — રમાડે છે. સૂર્ય તો ઊગતાં ઊગે છે પણ અંધકારની સંહારિણી અને સંસારની તારક તો માતા ઉષા છે. અંબા! સરસ્વતી અને લક્ષ્મી, વિધાત્રી અને કાલિકા — એ સર્વ તારાં રૂપ છે!

‘અંબા! હું તારી પુત્રી છું — તારા પ્રભાવનો અંશ મારામાં સ્ફુરતો મને લાગે છે. સરસ્વતીચંદ્ર, તમને મહાપાતકમાંથી ઉગારવા એ મારી સત્તામાં છે. મદન તમારી છાતી પર ચડી બેસે તો તેને ભસ્મસાત્ કરવો એ મારું કામ છે.

‘સરસ્વતીચંદ્ર! તમારા મનમાં મારું કહ્યું વસો! આપણી પૂર્વપ્રીતિને ઉચિત તમારી સેવા હું બજાવી શકું એમ કરો! હે શુદ્ધિ — બુદ્ધિ! મારામાં વસો!’

એટલું બોલી ખુરશી પર બેઠી અને જે કાગળ પર પ્રથમ લખવા માંડ્યું હતું તે જ કાગળની પીઠ પર ભૂલથી લખવા માંડ્યું:

‘પર થયેલા સ્વજન!

‘તારી સાથે બોલવાનો હવે મને અધિકાર નથી, તો ચિત્ત પોતાનો રસ્તો લેખ દ્વારા કરે છે. એ ચિત્ત ઉપર તને કાંઈ પણ અનુકંપા હોય, એ ચિત્ત તારે સારુ બળે છે તેમ એને સારુ તારું ચિત્ત રજ પણ બળતું હોય તો મારા ચીત્તની છેલ્લીવેલ્લી પ્રાર્થના સુણી લે અને તેના ઉત્તરમાં કંઈ પણ. બોલવાને ઠેકાણે પ્રાર્થના સિદ્ધ કર. ઘુવડની દૃષ્ટિ ગઈ તો તે તેનાં કર્મ! પણ દિવસ જોનાર! નયન તારે છે તે તો ઉઘાડ!



*અવનિ પરથી નભ ચડ્યું વારિ પડે જે પાછું ત્યાં ને ત્યાં:*

*ટૂંકું કર્મ ટૂંકું રહેવાને સરજેલું આ ધરતીમાં. ૧*

*નભવચ્ચોવચ્ચ રંગીન થાતાં ગરુડરાજની પાંખ થકી,*

*સુભગ ઘડીક એ બન્યું; નવાઈ ન, એ દશા જો ના જ ટકી. ૨*

*પણ ઊંચા નભના સંચારી પક્ષીરાજ, તું આવ્યો આ*

*ધરતી પર ત્યાંથી ઊડ પાછો; પક્ષહીનનો દેશ જ આ. ૩*

*ફફડાવી પાંખો સોનેરી, રચ રસયંત્ર તું રસધરમાં!*

*વિશાળ વ્યોમ માપી લે, ને ન્હા સૂર્યકિરણના સરવરમાં! ૪*

*ગિરિશિખરે, ઘનમાં ને નભમાં ઊંચો તું ઊડશે જ્યારે,*

*સૂર્યબિંબથી સળગી ઊતરતા કરઅંબાર વિષે જ્યારે. ૫*

*સુવર્ણપક્ષની જશે ભભક ભળી, તે સમય તુજ કીર્તિને*

*જોઈ જોઈ પૃથ્વી પરથી પૂજીશું — ઉરમર્મથી અનુમોદીને. ૬*

*નહીં ઉડાયે પોતાથી — પણ પ્રિયની વિમાનગતિ જોઈ*

*રાચવું એટલું રહ્યું ભાગ્ય તે રાખ! નીકર રહીશું રોઈ. ૭*

સ્નેહ પોતાનું માણસ પૃથ્વીના પડમાં સંતાયેલું હોય ત્યાંથી શોધી કાઢે છે. ચર્મચક્ષુ છેતરાય પણ હૃદયની ઓળખવાની શક્તિ ઓર જ છે. બાહુક દમયંતીથી ઢાંક્યો ન રહ્યો.

કહેનારે કહેવાનું કહી દીધું. ફળદાતા પોતે જ પરકીય બન્યો ત્યાં હજી કેટલો ક્રૂર નહીં થાય તે તેના વિના બીજું કોણ જાણે? સહેનાર સહેશે — હજી કેટલું સહન કરાવવું તે તારા હાથમાં છે.

લિ. કોણ તે કહે તારી પાસેથી શો લાભ છે?’

કાગળ લખી રહી અને હાથમાં લીધો.



‘આ પત્ર હું એમના ખિસ્સામાં મૂકીશ — અને જાગતા હશે તો એમના ઉપર નાંખી પાછી આવતી રહીશ. એમની સાથે બોલીશ નહીં. એમના સામું જોઈશ નહીં. અંબા, મારી સાથે ચાલ.’

આટલું બોલી એકદમ ઊઠી અને જાણ્યે તેમ જ અજાણ્યે લખાયેલા સર્વ લેખોનું પાત્ર થયેલા પત્રમેઘને ચંદ્રલેખા જેવી બનેલી હાથેલીમાં લટકતો રાખી ખચક્યા વિના ચાલી. જે દ્વાર ઉઘાડવા જતાં આકાશ અને પાતાળ એક થઈ ગયાં હતાં તે દ્વાર પળવારમાં પગ વતે હડસેલી ઉઘાડ્યું અને પોતે અંદર આવી ઊભી.

અંદર કોઈ હતું કે? તે કોણ હતું? તે શું કરતું હતું? કુમુદસુંદરીને આ પ્રસંગે જોઈ તેના મનમાં શું આવ્યું અને તેણે શું કર્યું?

બુદ્ધિધનની સાથે મોડી રાત્રે ઘેર આવી નવીનચંદ્ર પોતાની મેડીમાં આવ્યો. આખા દીવસનાં તર્કભર નાટક, બુદ્ધિધનનું પ્રથમ વિકસતું દેખાતું કારભારતંત્ર, કાલ શું થવાનું છે તેની કલ્પના, પોતાનું ઘર, કુમુદસુંદરી, પોતાને નીકળવાનો વિચાર અને તે સંબંધી સર્વ યોજનાઓ: આ સર્વ વિષય

નવીનચંદ્રના મસ્તિકમાં ઊભરાવા અને વધવા લાગ્યા અને કોમળ નિદ્રા બીતી બીતી માત્ર દૂર ઊભી રહી.

ખાટલા ઉપર તેને ચટપટી થઈ. અધૂરામાં પૂરું જોડેની મેડીમાંથી કુમુદસુંદરીના અવ્યક્ત સ્વરે અને તેમાં ભળતા સૂક્ષ્મ રુદિતે દ્વારનું અંતર ન જેવું કર્યું અને ઉભય નવીનચંદ્રના કાન પર દુ:ખદોષણા પેઠે વીંઝાવા લાગ્યા. નિદ્રા ન જ આવી એટલે તેણે ખાટલાનો ત્યાગ કર્યો અને ગાંસડીમાંથી એક કાગળ કાઢ્યો. તેમાં કેટલીક કવિતા પ્રથમની લખેલી હતી અને કેટલીક નવીનચંદ્ર અત્યારે ઉમેરવા બેઠો. તે પણ લખી રહ્યો અને અંતે ખાટલા પાછળ ખુરસી પર દીવી મૂકી સૂતો સૂતો પોતે લખેલું પોતે વાંચવા લાગ્યો. વાંચતાં વાંચતાં એકાગ્ર થઈ ગયેલા ચિત્તમાં પેસવા અનિદ્રાને અવકાશ મળ્યો. કાગળ પકડી હાથ છાતી પર પડી રહી ગયા અને નયન સ્વપ્નવશ અંતરમાં વળ્યું.

એટલામાં કુમુદસુંદરીએ દ્વાર ઉઘાડ્યું તેની સાથે નિદ્રા પાછી જતી રહી અને આંખો ચમકીને ઊઘડી.

‘આ શું?... કુમુદસુંદરી!’ આ પ્રશ્ન નવીનચંદ્રના મસ્તિકાકાશમાં વ્યાપી ગયો. તે દિગ્મૂઢ થયો; સ્વપ્ન કે જાગ્રત તે ન સમજાયું; કલ્પનાવશ થયો, કુમુદસુંદરી પર કંઈ કંઈ વૃત્તિઓવાળી હોવાનો આરોપ કર્યો, પરવૃત્તિનો આભાસ થતાં સ્વવૃત્તિ જાગવા લાગી, વિશુદ્ધિ ડગમગતી — કંપતી — જય પામવા પ્રયાસ કરવા લાગી, મને નિશ્ચય કર્યો કે આંખો ન ઉઘાડવી, આંખોએ નિશ્ચય કર્યો કે પોપચાં જરાક ઉઘાડાં રાખી પાંપણોમાંથી જોવું કે કુમુદસુંદરી શું કરે છે. કુતૂહલ તલપી રહ્યું, હૃદય અધીરું બની ગયું અને શરીર સ્તબ્ધ થઈ ગયું.



દ્વાર ઉઘાડી કુમુદસુંદરી અંદર આવી અને દૃશ્ય પદાર્થ જોવા લાગી. નવીનચંદ્રના ખીસામાં પત્ર મૂક્યો — તેને મૂકતી નવીનચંદ્રે જોઈ. પત્ર મૂકી કુમુદસુંદરીએ પાછું જવાનું કર્યું — પણ નવીનચંદ્રની છાતી પરનો પત્ર દીઠો. સ્ત્રૈણ જિજ્ઞાસા હૃદયમાંથી છલંગ મારી મસ્તિકમાં આવી. પાછાં જવાને સટે કુમુદસુંદરી ખાટલાના ઉશીકા ભણી ચાલી અને ધીમે રહીને સૂતેલાના હાથમાંથી પત્ર ખેંચવા લાગી. કોણ જાણે નવીનચંદ્રની ઇચ્છાથી કે કોણ જાણે કુમુદસુંદરીની ચતુરતાથી આખો પત્ર સરતો સરતો ફાટ્યા વિના હાથમાં આવ્યો.

કુમુદસુંદરીએ અક્ષર ઓળખ્યા! **સરસ્વતીચંદ્ર ખરો!** એ જાગે કે ઊંઘે છે તે જોવા પળવાર એના શરીર પર મુગ્ધ નયન રમમાણ થયું. જે શરીર પર પોતે અત્યંત ઉલ્લાસથી પિતાને ઘેર છાની છાની જોઈ રહેતી તે શરીર ખરું — માત્ર કૃશ અને વિવર્ણ થયું હતું — તે તો થાય જ! છાતી ઉપર પાંસળીઓ સ્પષ્ટ દેખાતી હતી, મુખ પર લાલાશ ન હતી. અને લક્ષાધિપતિનો બાળક, ઘરબાર તજી, પરદેશમાં, પરગૃહમાં, આમ અનાથ

જેવો પોતાને વાસ્તે જ ભમે છે — એ વિચાર બાળાના મનમાં થયો અને સૂતેલું શરીર ધ્રૂજતી ધ્રૂજતી રોતી રોતી જોવા લાગી.

મન્મથ તો કેવળ ભસ્મસાત્ જેવો થયો પણ પ્રિયદુ:ખ જોવાથી થતું દુ:ખ દુ:સહ થઈ પડ્યું. કુમુદસુંદરી સરસ્વતીચંદ્રનું શરીર ઊભી ઊભી જોઈ રહી! નિ:શ્વાસ એક પછી એક નીકળવા જ લાગ્યા; આંખો આંસુથી છલકાઈ ગઈ; પાંપણોમાંથી ગાલ ઉપર, ઓઠ ઉપર, ત્યાંથી ખભા ઉપર અને છાતી ઉપર વસ્ત્ર પલાળતી આંસુની ધાર ટપકટપક થઈ રહી; છાતી તોડી અંતરના ધબકારા સ્તનમાં મૂર્તિમાન થયા, અને અંતરનાં ડૂસકાં મુખમાં ચડી આવ્યાં. વગર બોલ્યે આખું શરીર 'હાય હાય' કરી રહ્યું. પાંચ મિનિટ, દસ મિનિટ, તે આમની આમ ઊભી જ રહી, આંખો ન ઉઘાડવાનો નિશ્ચય કરનારે ન જ ઉઘાડી.

અંતે રોતી રોતી કુમુદસુંદરી ખાટલા પાછળ ગઈ અને પત્ર વાંચવા લાગી. સરસ્વતીચંદ્રનું સર્વ હૃદય તેમાં દુ:ખમય અક્ષરરૂપે ચમકતું હતું. શાહી તાજી જ હતી! દુ:ખથી વાંકી વળી ગઈ હોય તેમ વાંકી વળી પત્ર વાંચવા લાગી — ગઝલો ગાવા લાગી:

*'દીધાં' છોડી પિતામાતા; તજી વહાલી ગુણી દારા,*
*ગણ્યા ના મર્મ ભેદાતા; લીધો સંન્યાસ એ, ભ્રાતા!*
*પિતા કાજે તજી વહાલી, ન માની વાત મેં તારી!*
*ગણ્યા ના ગાઢ નિ:શ્વાસ; લીધો સંન્યાસ એ, ભ્રાત!*
*થરો દારુણ મનમાન્યો, વિફળ થઈ સ્નેહની સાનો,*
*હવે સુકુમાર ઉર ફાટી જતું જોવું રહ્યું બાકી.*
*રુએ તે દેવી રોવા દે! અધિકારી ન લો'વાને*
*પ્રિયાનાં આંસુ હું, ભાઈ; ન એ રહેવાય જોવાઈ.*
*અહો ઉદાર વહાલી રે! ટકાવી દેહ રાખી રે;*
*ન ભુલાતું તું ભૂલી દે! વિધિનું ધાર્યું વેઠી લે!*
*અહા ઉદાર વહાલી રે! સતી તું શુદ્ધ શાણી રે!*
*ન જોડાતું તું જોડી દે! છૂટેલાને તું છોડી દે!*
*અહો ઉદાર વહાલી રે! સતી તું શુદ્ધ શાણી રે!*
*છૂટે ના તે નિભાવી લે! પડ્યું પાનું સુધારી લે!*
*અહા ઉદાર વહાલી રે! દીઠું તે સ્વપ્ન માની રે;*
*ન ભુલાતું તું ભૂલી દે! દીસે તેને નિભાવી લે!*

અહો ઉદાર વહાલી રે! ન નિવારાયું ભાવિ રે,

ન ભુલાતું તું ભૂલી જા — વિધિનું પાયું તે પી જા.

અયિ ઉદાર ઓ વહાલી!. સખા! વાહલા! ખરા ભાઈ!

અમીની આંખ મીંચો ને! જનારાને જવા દો ને!

ગણી સંબંધને તૂટ્યો, ગણી સંબંધને જૂઠો,

કૃતઘ્નીને વિસારો ને! જનારાને જવા દ્યો ને!

હતી લક્ષ્મી! હતા તાત! હતી વહાલી! હતો ભ્રાત!

નહીં! — ત્યારે –નહીં કાંઈ, ન લેવું સાથ કંઈ સાહી.

અહો તું ભાઈ વહાલા રે! ભૂલી સંસ્કાર મારા રે,

બિચારો દેશ આ આર્ય! — કરે તે કાજ કંઈ કાર્ય.

અહો તું ભાઈ — ભાઈ રે તું-રૂપી છે કમાઈ રે

બિચારા દેશને, તેને ગુમાવે શોધી શેં મુને!

મૂકી દે શોધવો મુને! મૂકી દે શોચવો મુને!



પ્રિયાની આ દશા દેખું — નથી સંસારમાં રહેવું.

હવે પાછો નહીં આવું! મૂક્યું પાછું નહીં સ્હાઉં!

રહ્યું તે યે તજી દેવું — શું છે સંસારમાં લેવું?

અહો તું જીવ મારા રે! દીધો શો દંશ દારાને?

ગણી ના પ્રાણપ્યારી તેં! ઠગી તેં મુગ્ધ વહાલીને!

અહો તું જીવ મારા રે! દીધો શો દંશ દારાને?

થશે શું પ્રાણપ્યારીને? હણી મુગ્ધા કુમારી તેં.

હવે, ઓ ક્રૂર ઉર, ફાટ! અહોરાત્રિ વહો ધાર,

અભાગી નેત્ર મારાને! ઘટે નિરાંત તે શાની?

અહો ઓ જીવ મારા રે! દઈ આ દંશ દારાને;

ઘટે ના વાસ સંસારે — ઘટે સંન્યાસ તો ત્હારે.

અહો ઓ જીવ મારા રે! દઈ આ દંશ દારાને,

ઘટે ના ભોગ–સંસાર, ઘટે ના શાંત સંન્યાસ.

*શરીરે ભસ્મથી છાયો, ઉરે અત્યંત સંતાપ્યો,*

*ઊંડો જ્વાળામુખી જેવો, — હવે સંન્યાસ આ તેવો!*

*તજી તેં ત્યાં પડી છૂટી સરિતા અબ્ધિમાં સૂતી!*

*ગિરિ! એ સાંકળી તુંને નહીં તોડી કદી તૂટે;*

*જડાઈ ભૂમિમાં સ્થિર, ઊંચે આકાશ * ઉદ્‌ગ્રીવ,*

*થઈ તારે રહ્યું જોવું નદીનું અબ્ધિમાં રોવું.*

*હવે સ્વચ્છંદચારી હું! યદૃચ્છાવેશધારી હું!*

*પતંગો ઊડતી જેવી — હવે મારી ગતિ તેવી.*

*ઊડે પક્ષીગણો જેમ, હવે મારે જવું તેમ;*

*સમુદ્રે મોજું રહે તેવું હવે મારેય છે રહેવું.*

*નહીં ઊંચે — નહીં નીચે મળે આધાર, ઘન હીંચે,*

*નિરાધાર — નિરાકાર — હવે મારીય એ ચાલ.*

*સ્પુરે પોતે, ન દેખાય, કુમુદની ગંધ ગ્રહી વાય,*

*અરણ્યે એકલો વાયુ! જીવન એ ભાવિ છે મારું.*

*જહાંગીરી–ફકીરી એ! લલાટે છે લખાવી મેં!*

*પ્રજાએ હું — ‘નૃપાળે’ હું! ઉરે, ઓ એકલી, તું – તું!*



કવિતા વંચાઈ. કાગળ પર ઠેકાણે ઠેકાણે લખનારનાં આંસુ પડવાથી ઘણાક અક્ષરો ચેરાયા હતા અને ઘણેક ઠેકાણે આંસુના ડાઘ ભીના અને તાજા હતા. જેમ જેમ વધારે વાંચતી ગઈ તેમ તેમ કુમુદસુંદરીના મર્મ કચડાવા — ચિરાવા લાગ્યા, દુ:ખનો પાર રહ્યો નહીં, અને આંસુનો અવધિ દેખાયો નહીં.

અંતે શોકનું શિખર આવ્યું, કવિતા પૂરેપૂરી વંચાઈ રહ્યા પછી પળવાર વિચારમાં પડી, હૈયાસૂની બની, કુમુદસુંદરી ત્રિદોષ થયો હોય તેમ બકવા લાગી:

*‘નિરાધાર — નિરાકાર અરણ્યે એકલો એ તો!*

*હવે પાછો નહીઃ આવે! ઊંડો જ્વાળામુખી જેવો!*

*ગણ્યા ના મર્મ ભેદાતા! ન ભુલાતું ન ભુલાય!*

*ઉરે –ઓ એકલી! તું તું! અરણ્યે એકલો એ તો -*

*નિરાધાર — નિરાકાર! સહુ હું દુષ્ટને કાજ!*

*ન ભુલાતું — ન ભુલાય! — નિરાધાર — નિરાકાર!*

*નહીં તોડી કદી તૂટે!'*...........

એમ ગરીબડું મુખ કરી રોતી રોતી — પોતે ક્યાં છે તે ભૂલી જઈ — છિન્નભિન્ન ગાતી કુમુદસુંદરીની આંખમાં તમ્મર આવી, વીજળી શિર પર પડતાં નાજુક વેલી બળી જઈ અચિંતી પડી જાય તેમ મૂચ્છર્ા પામી કુમુદસુંદરી ધરતી પર ઢળી પડી, કાગળ હાથમાંથી આઘો પડી ગયો, તેનું લોહી ફટકી ગયું, અને આંખો ન ઉઘાડવાનો નિશ્ચય પડતો મૂકી સરસ્વતીચંદ્ર સફાળો ઊઠ્યો! — ઊભો થયો! અણીને સમયે દૃઢ પ્રતિજ્ઞાઓ જાતે જ સરી જાય છે. ભરસેના વચ્ચે ભક્તને અર્થે જ શ્રીકૃષ્ણ રથચક્ર લઈ ઊભા થય! સ્નેહસમુદ્ર વિવેકતીરની મર્યાદા નિત્ય જાળવે છે પણ અકળાય છે ત્યારે પ્રતિજ્ઞાપર્વતને પણ પી જાય છે એવી ઈશ્વરની અકળ માયા છે.

મુંબઈ જવાનો ઉપદેશ કરવા આવેલીને ઉત્તર મળી ચૂક્યો. કવિતાના અક્ષરે અખ્ષરે હૃદય ચિરાતું ગયું. પોતાના ઉપર સરસ્વતીચંદ્રની નિર્મળ અને અનિવાર્ય પ્રીતિ, એ પ્રીતિ છતાં ગુરુકાર્યને અર્થે કરેલો ત્યાગ અને ત્યાગ કર્યો છતાં ન ખસતો હૃદયસંબંધ, સંબંધ છતાં કરેલો પવિત્ર અને સ્નેહભર ઉપદેશ, કુમુદસુંદરીને આવો ઉપદેશ કરવા છતાં સરસ્વતીચંદ્રનો પોતાનો ભીષ્મ સંન્યાસ, 'એ સંન્યાસ મારા જ પરની પ્રીતિને લીધે અપ્રતિહત છે' એ બુદ્ધિ, હવે એનું શું પરિણામ થશે તે વિષે અમંગળ શંકાઓ, અને એવા અનેક તર્કવિતર્કથી ઊભરાતું હૃદય શોકનો ભાર સહી ન શક્યું અને મૂર્છિત થયું. ખાટલામાંથી ઊઠી નીચે ઊભેલા સરસ્વતીચંદ્રના પગ આગળ મૂચ્છર્ાવશ પડેલી અબળા તેનું અંત:કરણ ચીરવા લાગી. દક્ષયજ્ઞમાં મૂચ્ર્છિત થયેલી ઉમાને જોઈ પળવાર અનુકંપાવશ શિવની પેઠે સરસ્વતીચંદ્ર મૂચ્છર્ાની મૂર્તિ ઉપર દૃષ્ટિ કરી જોઈ રહ્યો. એક પળમાં અનેક વિચારો સમાસ પામતા વહ્યાં.

આજ સુધી વેશ અને વિકાર ગુપ્ત રાખ્યા હતા તે આજ ઉઘાડા થઈ ગયા તેની સાથે મુખાકૃતિ પણ પ્રકૃતિસ્થ વિકારને વશ દેખાઈ. પોતાના ઘરમાં જ પોતે હોય અને પોતાની સ્ત્રીની જ અવસ્થા જોતો હોય એવો દેખાવ મુખ ઉપર સહસા આવી ગયો. જે વિદ્વત્તા અપ્તરંગીપણાના પડમાં સંતાડી રાખી હતી તે કવિતાની ચાળણીમાંથી આજ ટપકી ગઈ. જે શોકસીમાં પરદેશીપણાના ધુમ્મસમાં દૃશ્ય રાખી હતી તેના ઉપર અભિજ્ઞાનસૂર્ય શ્યામ ચળકાટ મારવા લાગ્યો.

પરગૃહમાં આ દશા ઉઘાડી પડે — કોઈ દ્વાર ઉઘાડે — તો શી અવસ્થા થાય તેનો વિચાર કરવા અવસર ન હતો. ઘટિકાયંત્રને કૂંચી આપતાં આપતાં અત્યંત સંકોચાતી કમાન ઓચિંતી કડાકો કરી તુટે તેમ પોતાની મેડીમાં આવેલીના મનમાં પત્ર દ્વારા દુ:ખની કુંચી ફેરવતો ફેરવતો સરસ્વતીચંદ્ર, આખા દિવસ અને રાત્રિનાં વિવિધ દુ:ખો ખમી થાકેલી નિ:શ્વસ્ત બની દુ:ખ દુ:સહ થતાં મૂર્ચ્છિત થઈ પડેલીને જોઈ ચમક્યો અને શું કરવું તે તેને સૂઝ્યું નહીં. વિચાર અને વિકાર પોતે કરેલી હાનિથી ઓશિયાળા બની નાસી ગયા. ખાટલાના પાયા આગળ નિર્માલ્ય કુસુમમાળા પેઠે પડી રહેલી કુમુદસુંદરીના મુખ આગળ બેઠો. લોકવ્યવહારની નીતિ ભૂલી જઈ તેની મસ્તિકકળી ખોળામાં લઈ આસનાવાસના કેવી રીતે કરવી તે વિચારવા લાગ્યો — વિચારતાં વિચારતાં પોતે વ્યાવહારિક નીતિથી વિરુદ્ધ ચાલે છે તે ભાન આવ્યું, પરંતુ તે નીતિને આ વેળા અપ્રાસંગિક ગણી અવગણી. અવગણી તે છતાં ગણી પણ ખરી. આશ્વાસક હાથ મૂર્ચ્છિત મુખ ઉપર ફરવા ગયો પણ અટક્યો અને માત્ર જડ કેશભારને ટેકવી રહ્યો. હવે શું કરવું તે ન સૂઝ્યું. શું બોલવું — મૂર્ચ્છા કેમ વાળવી તેનો ઉત્તર બુદ્ધિએ ન આપ્યો. પોતાની મેડીમાં કોઈને બોલાવવું પણ શી રીતે? સર્વથા સર્વ ઉપાય પરવશ રહ્યા.

અંતે પ્રસંગે આપેલી બુદ્ધિને બળે મૂર્ચ્છિત કાનમાં નિ:સ્વર શબ્દ કહેવા લાગ્યો: 'કુમુદસુંદરી! કુમુદસુંદરી! ઊઠો ઊઠો! આમ શું કરો છો? આપણી બેની વિનાકારણ ફજેતી થશે! — અસત્ય આરોપ આવશે. સાચી વાત કોઈ માનશે નહીં!' ઘણા ગૂંચવાડામાં પડી આનું આ સરસ્વતીચંદ્ર વારંવાર કહેવા લાગ્યો, પણ કુમુદસુંદરી જાગી નહીં.



રાત્રિ જતી હતી તેમ તેમ ઘરમાં વહેલાં ઊઠનારાંઓને ઊઠવાનો સમય પાસે આવતો હતો. મૂર્છા જોઈ સ્નેહશોકમાં પડેલા હૃદયમાં ભય પણ પેઠો અને સૂક્ષ્મ વિષયોનું ભાન જતું રહ્યું. સરસ્વતીચંદ્રે ઉતાવળ કરવા માંડી અને કુમુદસુંદરીનું મુખ તથા હાથ ઝાલી ધીમે ધીમે ઢંઢોળવા મંડ્યો.

કુમુદસુંદરી ભૂમિ ઉપર બેભાન પડી હતી અને શું થાય છે તે જોવા કે જાણવા અશક્ત હતી. શિયાળામાં અત્યંત શૈત્ય પડવાથી પ્રાણ તજી નાની ચકલી ભૂમિ પર પડી હોય અને ટાઢથી સંકોચાયેલા છતાં પણ તેનાં વીખરાયેલાં નાજુક પીછાં ખરી પડવા જેવાં લાગતાં હોય તેમ નાની સરખી બાળક જેવી દેખાતી કુમુદ પડી હતી અને તેનું વસ્ત્ર શરીર પર લપેટાયું છતાં અ-સ્વ-સ્થ થયું હતું. મલમલનો ઝીણો સૂતી વખત પહેરવાનો સાળુ નિમ્નોન્નત અવયવોનો અત્યંત સહવાસી થઈ પિશુનકર્મ કરતો હતો અને સરસ્વતીચંદ્રનાં લોચનને પ્રિય થવા મથતો હતો. ભૂ-નભના સંયોગ આગળ ઊગતા ચંદ્રને ઢાંકી ઊભેલી અને તેના તેજથી ચળકતી નાની રૂપેરી વાદળીની પેઠે ખાટલાની ઈસ નીચે ભૂમિ પર પડેલી અને પ્રકાશ મારતી ગૌર દેહલતિકા પુરુષના ભયત્રસ્ત લોચનને ભય ભુલાવી રમણીય સાનો કરવા

લાગી. મખમલ જેવા કોમળ અને સુંવાળા મિષ્ટમાંસલ અવયવ ચંપાતાં ચંપાતાં જગાડનાર હસ્તને પળવાર મોહનિદ્રામાં લીન કરી સ્પર્શેન્દ્રિય દ્વારા જાગતા મસ્તિકમાં પહોંચવા યત્ન કરવા લાગ્યા. પરંતુ કુસુમકલિકા પેઠે બિડાયેલાં પોપચાં ઉપર સ્ફુરતી અત્યંત અમંગળ શંકાને બળે વિકાર પોતાના ઉદયને અપ્રાસંગિક ઘણી જરીક જાગી નિદ્રાવશ થયો. કરુણરસ ચક્રવર્તી થયો અને સંસ્કારોની પાસે સામંતકર્મ કરાવવા લાગ્યો.

આખરે મહાપ્રયાસે, પ્રયાસના બળથી કે પછી સ્પર્શ ચમત્કારથી કુમુદસુંદરી જાગી અને સરસ્વતીચંદ્રના ખોળામાં પોતાનું માથું જોઈ એકદમ ખડી થઈ આઘી બેઠી; ઈશ્વર જાણે કયા કારણથી સરસ્વતીચંદ્રના હાથે આઘી ખસતીનો હાથ અચિંત્યો ઝાલ્યો અને તેવો જ પાછો પડતો મૂક્યો. કુમુદસુંદરી તેના સામું જોઈ રહી. આ મૂક નાટક કાંઈક વાર રહ્યું. અંતે સરસ્વતીચંદ્ર ઊઠી ખાટલામાં બેઠો. તે જ પળે કુમુદસુંદરી પણ ઊઠી અને સરસ્વતીચંદ્રે લખેલી ગઝલોવાળો પત્ર લઈ છેટે ઊભી. ન બોલવાનો નિશ્ચય ચળ્યો. જયવંત વિશુદ્ધિ ઉભય ચિત્તમાં શાંતિનો વરસાદ વરસાવવા લાગી. ભયથી બંધાયેલી કૃત્રિમ પ્રતિજ્ઞાઓ ભય જતાં મેળે તૂટી. કુમુદસુંદરીને બોલવાની હિંમત આવી. ઘરથી આઘે રાત્રે કામ કરવા રોકાયેલી મજૂર સ્ત્રીઓ છોબંધ ટીપતી ટીપતી રાગ લંબાવતી ગાતી ગાતી અને નિયમસર ટીપતાં ધબકારા વડે તાલ દેતી હતી.



*'અખંડ રહો મારી અખંડ રહો આ અખંડ માઝમ રાત!*

*પિયુ વિના મારો કેમે કર્યો પેલો દિવસડો નવ જાય! અખંડ૦'*

સરસ્વતીચંદ્રના સામી પોતે ઊભી તે જ પળે આ સ્વર સાંભળી કુમુદસુંદરીનાં રોમેરોમ ઊભાં થયાં! **'માઝમરાત'** શબ્દ હૃદયમાં વીંઝાયા! વળી પાસે રહેનાર મોડી રાત જાગનાર કોઈ પુંશ્ચલીના ઘરમાંથી સ્વર આવતો હતો:

*'રંગ માણો મારા રાજ, પધારો, હિંદુ ભાણ રે! રંગ૦*

*સૂરજ! થાને પૂજશું રે ભ-મોતીયારા થાર;*

*ઘડી એક મોડો ઊગજો –મારો સાહેબો ખેલે શિકાર રે! રંગ૦*

*અસવારી પ્રતિ નાથની રે — ઘોડારા ઘમસાર!–*

*કોઈ વારે હીરામોતી — હું વારું મારા પ્રાણ રે!' રંગ૦*

ભયંકર ગીત સાંભળી, લાલચથી ફોસલાયેલી રોમરાજિ પર કોપાયમાન થઈ, હજી પણ પોતાનામાં નિર્બળતાની છાયા દેખી ખિન્ન બની, સરસ્વતીચંદ્ર પરના પોતાના સ્નેહ પર એ છાયાનો આરોપ મૂકી, એ સ્નેહ અને તજ્જન્યશોક ઉભયને લીધે વિશુદ્ધિના રાજ્યતંત્રમાં ભેદ પડ્યો ગણી, ઉભયનો ત્યાગ કરવો એ ધર્મ છે એવું ભાન આણી, મૂર્ચ્છા પામનારી બળવાન બાળા એકદમ સચેત થઈ અને સરસ્વતીચંદ્રને જે કહેવું હોય તે એકદમ બેધડક બની ટૂંકામાં કહી દેવું એ નિશ્ચય કર્યો. રેતીમાં પડેલી રેખા વાયુથી ઘસાઈ જાય તેમ મૂર્ચ્છાનો આવેશ, વિશુદ્ધિ જાળવવાના વેગવાન પ્રયત્ન આગળ દૃશ્ય બની ગયો.

સરસ્વતીચંદ્ર આ પ્રસંગે ખાટલામાં નીચું જોઈ બેઠો બેઠો પળવાર ઊંડા વિચારમાં ડૂબી ગયો. ‘લક્ષ્મીથી અને સાંસારિક પ્રતિષ્ઠાથી હું મેળે ભ્રષ્ટ થયો તેમ જ આ પળે વિશુદ્ધિના ઉત્કર્ષથી પણ હું ભ્રષ્ટ થયો –આટલો સરખો મારે વાસ્તે કુમુદસુંદરીના મનમાં સારો અભિપ્રાય હશે તે પણ પડતો મૂકવાનું મેં કારણ આપ્યું’ — એમ વિચારી મનમાં પોતાના ઉપર ખીજવાયો. અને બારણે ઇન્દ્રસભાનું નાટક જોઈ પાછા આવતાં નાટકનાં ગીતો તૂટક ગાતા લોકનાં ગીતની પાતક અસરથી ત્રાસ પામી કંટાળ્યો. ખીજવાઈ કંટાળી, ઇચ્છવા લાગ્યો કે ‘હું આ સુવર્ણપુરમાં ન આવ્યો હોત તો ઉચિત થાત! અત્યારે ને અત્યારે મને પવનપાવડી જેવું કાંઈ મળે અને હું ઊડી જાઉં?’ આંખ ઊંચી થતાં કુમુદસુંદરીને જોઈ દયાર્દ્ર થયો અને પોતાને અપરાધી માની, શકુંતલાને ઓળખી કાઢી તેને પગે પડતાં ક્ષમાર્થી દુષ્યંતના બોલેલા શબ્દ સ્મરી તે જ વૃત્તિ અનુભવવા લાગ્યો અને सुतनु हृदयात्पत्यादे शव्यलौकमपैतु એ શબ્દ મનમાં બોલી પાછું નીચું જોયું.



એટલામાં પવનમાંથી સ્વર આવતા હોય, આકાશવાણી થતી હોય, પૃથ્વીનાં પડમાંથી નાદ ઊપડતો હોય: એમ કુમુદસુંદરીના મુખમાંથી શબ્દ નીકળવા લાગ્યા અને તેની તીવ્ર અને કઠણ આંખ જ જોઈ રહેતો સરસ્વતીચંદ્ર આ શબ્દ ક્યાંથી આવે છે તે જાણી શકતો — જોઈ શકતો — ન હતો. શબ્દ માત્ર તેના કાન સાથે અથડાતાં જ પ્રત્યક્ષ થતા અને મર્મને ભેદતાં જ સમજાતા. કોઈ મંદિરમાં સ્થાપેલી મૂર્તિ બોલી ઊઠતી હોય, રૂપાની ઘંટડીઓ અચિંતી વાગવા માંડતી હોય, કોમળતા, સુંદરતા, પવિત્રતા અને ગંભીરતા — એ સર્વ એકરૂપ બની મૂર્તિમતી થઈ ઉપદેશ કરવા લાગી હોય તેમ કુમુદસુંદરી અપૂર્વ તેજ ધારી બોલવા લાગી.

‘તમારી સાથે બોલવાનો મારો અધિકાર તમે જ નષ્ટ કર્યો છે તે છતાં કોણ જાણે શાથી હું આજ બોલું છું — પણ તે છેલવેલ્લું જ બોલું છું.

‘મારી ભૂત, વર્તમાન અથવા ભવિષ્ય અવસ્થા જાણવાનો અધિકાર તમે જ તજી દીધો છે — તમને એમ જ ગમ્યું — તમારી ઇચ્છા. એ અવસ્થા હવે તમને જણાવવી એ સર્વથા અનુચિત છે. એટલું જ કહું છું કે ભૂલેચૂકે બીજી કોઈ ભાગ્યહીનની એ અવસ્થા ન કરશો!

'મારે તમને કહેવાનું ને તમારા ખીસામાંના પત્રમાં છે — એટલું પણ તમે મારું હિત કરશો — એટલું પણ સાંભળશો — એવો મને વિશ્વાસ નથી. વિશ્વાસ શી રીતે રાખું? હું રાખું કે ન રાખું તેની તમારે પરવા પણ શી? હાસ્તો — ખરી વાત. મૂર્ખીએ એ પત્ર લગાઈ ગયો: લખ્યા વિના ના રહેવાયું.

'સરસ્વતીચંદ્ર! કૃપા કરી, દયા આણી, મુંબઈ જાઓ. શું ભણેલાઓ સર્વ તમારા જેવા હશે? શું ક્રૂરતા વિદ્યાની અંગભૂત જ હશે? મુંબઈ જાઓ કે મારા પિતાને મળો. પણ આમ ક્રૂર ન થશો!

'પતંગ પેઠે રહો — કે સમુદ્રનાં મોજાં પેઠે રહો — કે વાયુ પેઠે રહો! એ સર્વ નિર્દયતા રચતાં તમને કોઈ રોકે તેમ નથી! જીવતી છતાં ચિતાવચ્ચે બેઠેલી, તેને કંઈ નાસવાનું છે? તમે છૂટ્યા પણ મારાથી કંઈ છુટાયું? — બળીશું, ઝળીશું, રોઈશું કે મરીશું — વજ્ર જેવું આ કાળજું ફાટશે તે સહીશું — થશે તે થવા દઈશું –તેમાં તમારે શું? તમારે તમારી સ્વતંત્રતા અખંડ રહી — એટલે થયું.

'ઉત્તર મારે નથી જોઈતો — કહું છું તે વિચારજો એટલે ઘણું.'

'ઈશ્વર તમને સદબુદ્ધિ આપો!'



આટલું બોલતાં બોલતાં ગળગળી થઈ ગયેલી, આંખમાં વહેતું આંસુનું પૂર ખાળવા વૃથા પ્રયત્ન કરતી, અંતે રોઈ પડતી, 'મને દુ:ખમાં છાતી સરસી તમે કાંઈ હવે ચાંપી શકવા જેવું રાખ્યું છે?' એવું ભાન આપતી ઠપકો દેતી હોય તેમ ઉતાવળો છેલ્લો ક્રોધકટાક્ષ નાંખતી, દુ:ખમય બાળા અચિંતી પોતાની મેડી ભણી દોડી, પાછું પણ જોયા વિના પૂંઠ પાછળ દ્વાર વાસી દીધાં, પાછું જોયું ન જોયું કરી સાંકળ વાસી, અને પલંગ પર પડી રોઈ ઊભરો કાઢ્યો અને શાંત થઈ. શાંત થતાં ટેબલ પર આવી સરસ્વતીચંદ્રની ગઝલો બે વાર વાંચી, બે વાર વાંચતાં મોંએ ચડી, મોંએ ચડતાં તે ગઝલોવાળો પત્ર નિરર્થક થયો; નિરર્થક થતાં તે પાસે રાખવો એ વિશુદ્ધિમાં ન્યૂનતા રાખવા જેવું લાગ્યું, એ ન્યૂનતા મટાડવા માત્ર ફાડી નાંખ્યો, એ ફાડતાં ફાડતાં વિચાર થયો કે સરસ્વતીચંદ્રના હાથનો એક પણ પત્ર હવે મારી પાસે શું કરવા જોઈએ, એ વિચાર થતાં તેના સર્વ પત્ર કાઢી તેનો નાશ કરવાનો નિશ્ચય કર્યો, નિશ્ચય થતાં હૃદય ફાટતું — ચિરાતું — લાગ્યું, હૃદય ચિરાતાં તેને સાંધતી હોય તેમ સર્વ કાગળો હૃદય સરસા ફરી ફરી ચાંપ્યા — ચૂમ્યા અને અશ્રુપાતથી નવરાવ્યા, અને નવરાવી નવરાવી પ્રિયજનનું શબ હોય તેમ તેમને ખડક્યા — અને દીવા વડે અગ્નિદાહ દીધો! એ અગ્નિદાહ દેવાતાં હાથમાં ન રહેલા અંત:કરણે ઠૂઠવો મૂક્યો, બળી રહેલા સર્વ પત્રોની ભસ્મ એકઠી કરી તેને શોકમંદ બનેલા હાથે કાચની એક સુંદર શીશીમાં સંભાળથી રજેરજ ભરી, શીશી પર કાગળ ચોડી, તે પર **'મર્મદારક ભસ્મ'** એવું નામ લખ્યું, શીશીને પણ છાતીસરસી ચાંપી-ચૂમી-

ટેબલ પર નિત્ય દૃષ્ટિએ પડે એવે સ્થાને મૂકી, અને પળવાર આંસુને સૂકવી શીશી ભણી જોઈ રહી. અંતે વિચારમાં પડી, ધીમે ધીમે પાછી ફરી; મહાપ્રયાસે પલંગ પર ચડી; પળવાર ત્યાં બેસી રહી; પછી ઢળી પડી સૂતી; અને ખેદમાં ને ખેદમાં રાત્રીના ત્રણ વાગતાં સરસ્વતીચંદ્રનો હવે સનાતન ત્યાગ કર્યો ગણી, હૃદયનો ભાર હલકો કરી ત્યાગનો ને ત્યાગનો જ વિચાર કરતી કરતી, અકલ્પ્ય આત્મપ્રયાસથી વિશુદ્ધ બનવા જતાં ઈશ્વરકૃપાએ મહાજય પામેલી, ભાગ્યશાળી પવિત્ર ઉત્કૃષ્ટ સતી કુમુદસુંદરી તપને અંતે આનંદસમાધિ પેઠે જાતે આવેલી અસ્વપ્ન નિદ્રાને વશ થઈ.

---

૧ . જવનિકા = પડદો. શોધન = સોનાને અગ્નિમાં નાખી પરખવું.

૨ . શૃંગારતારા = શૃંગારરસની તારા = શુક્ર. તારા = તારો. પરિચારિકા = પરિચરવર્ગમાં રહેનારી દાસી, સાહેલી.

૩ . ઊડતી ઇચ્છાએ સૂચવેલાં — તરંગે સુઝાડેલાં — પોતાની મેળે જ રચાઈ ગયેલાં — કાવ્ય.

૧ . અંગ્રેજીમાં કુટુંબ એટલે સ્ત્રીપુરુષ અને બાળકસંતતિ એટલાં જ છે; આપણામાં કુટુંબ એટલે માતાપિતા, સ્ત્રીબાળક તેમ જ તરુણસંતતિ, ભાઈ, બહેન, ઇત્યાદિ આખું વૃક્ષ.

૧ . ભાઈ તો ભૂગોળ ને ખગોળમાં રમે છે!
પેલીનું તો ચિત્ત ચૂલામાંહ્ય!
દેશી! કહોની કેવું આ કજોડું તે કહેવાય?



— નવલરામકૃત બાળલગ્નબત્રીશી

૩ . જડ પદાર્થો અને શ્વાન આદિ પશુજાત પર પ્રેમ રાખી શકનાર પાશ્ચાત્યલોકમાં વર્તમાન આર્યલોકના જેવો સ્નેહ કેવળ અપરિચિત નથી — માત્ર ઋણાનુબંધબુદ્ધિની ખામીવાળો છે અને તેથી અનેકધા દુ:ખકર નીપજે છે. 'આ મારું' એ બુદ્ધિથી ઊપજતા પ્રેમનું એક કરુણરસિક દૃષ્ટાંત વર્ડ્ઝવર્થના 'ધિ ઈડિઅટ બોય' (The Idiot Boy ) નામના કાવ્યમાં છે. ખોવાયેલા જડપુત્રને જોઈ અંગ્રેજ માના મનમાં ઊપજતો પ્રેમ અને આનંદ જોઈ આર્યોને ઘણાક પ્રસંગો — સંબંધો — સાંભરી આવશે.

૧ . નીચા શ્વાસ, નિસાસા. ૨. જીવ પામતું માણસ ઊંચો શ્વાસ લે તે ૩. હાથેલી.

૧ . મણિલાલના ઉત્તરરામચરિતના ભાષાંતર ઉપરથી.

૧ . ઉત્તરરામચરિતમાંથી, (રામચંદ્ર અયોધ્યાવાસીઓને કહે છે) 'તમારા — મારા — ગૃહમાં સીતાદેવી સ્થાન કરે એ તમને ન જ ગમ્યું તો શૂન્ય વનમાં તૃણની પેઠે તેને તજી દીધી! એટલું જ નહીં પણ એની પાછળ શોક પણ નથી કર્યો. લાંબા પરિચયવાળા આ બધા પદાર્થ હવે મને નિચોવે છે (મારું હૃદય ઓગાળે છે) અને અશરણ બનીને આજ પણ માત્ર આમ રોઈ પડાય છે — તેટલું ક્ષમા કરો.'

૧ . ચંદા: આ રમતિયાળ તર્કોથી ઊભરાતી કવિતા આપણા લોકપ્રિય વિદેહ ભોળાનાથભાઈના પુત્ર નરસિંહરાવની કરેલી સન ૧૮૮૩ના બુદ્ધિપ્રકાશમાં છપાયેલી.

૧ . પ્રેમાનંદ, સુદામા આખ્યાન

૨ . પ્રેમાનંદ, ભ્રમરપચીશી, 'ગુજરાતનાં અપ્રસિદ્ધ કાવ્ય' સન ૧૮૮૬.

૩ . આ પદો વર્તમાન સ્ત્રીગીતમાંથી છે.

* વર્તમાન સ્તવનોમાંથી; 'અનાથનકે' એ ભાષાશબ્દ લાડતી ભક્તિની સીમાના છે.

* નળાખ્યાનમાંથી

૧ . સાધારણ માણસો. Vulgar People ૨. બે વાર જન્મનાર — પંખી

# ૨૦. રજા લીધી

કોઈ પ્રતાપી સત્ત્વ પોતાની પાસેથી જતું રહેતાં મન છૂટું થાય તેમ કુમુદસુંદરી ગઈ કે સરસ્વતીચંદ્ર શાંત થયો. તેની પાછળ જોઈ રહ્યો અને બારણું બંધ થયું કે ‘હાય’ ‘અરેરે’ કરી, બેઠો હતો તે પથારીમાં પડ્યો. આ શું સ્વપ્ન થઈ ગયું? કુમુદસુંદરી આવી શી? મૂર્ચ્છા શી પામી? બોલી શૂં? ગઈ શું? તેની અવસ્થા વસ્તુત: કેટલી દયાપાત્ર હોવી જોઈએ? પોતાના મનની કેવી નિરબળતા અનુભવે સિદ્ધ કરી આપી? ઇત્યાદિ વિચારોના ગૂંચવાડામાં ગૂંચવાતું સ્નેહ અને દયાથી દીન થતું, અનેક વિકારો અનુભવતું મસ્તિક થાક્યુંપાક્યું નિદ્રાવશ થયું તે

છેક પ્રાત:કાળે સાત વાગ્યે જાગ્યું.

સાત વાગ્યા પહેલાં પ્રમાદધન લીલાપુરથી કાર્ય સિદ્ધ કરી પાછો આવ્યો હતો. રાણાને તે ખબર થતાં બુદ્ધિધનને પોશાક આપવાનું તેને તે દિવસે ઠરાવ્યું અને તે બાબતની તૈયારીઓ કરવાનું નરભેરામ તથા જયમલને માથે આવ્યું.

સરસ્વતીચંદ્ર જાગ્યો ત્યારે બુદ્ધિધનના ઘરમાં આ તૈયારીઓની ગરબડ મચી રહી હતી. દાતણ કરી તે પ્રધાનખંડમાં (દીવાનખાનામાં) ગયો તો પ્રમાદધનની આસપાસ કચેરી ભરાઈ હતી અને લીલાપુરના ગપાટા હંકાતા હતા. ઘરના દ્વાર આગળ દરબારી ચારણો ભરાઈ કવિતો બોલતા હતા. ચારણસ્ત્રીઓ, નવા કારભારીના ઘરની સામે ઊભી રહી, જાતે કદાવર તથા કાળી કોળણો જેવી દેખાવા છતાં કોમળ અને સુંદર રાગથી, ચડતા ઊતરતા ઢાળ સાથે, રોમેરોમ ઊભાં કરે એવું રાજગીત ગાતી હતી અને સાંભળનારના ચિત્તમાં શુદ્ધ રાજભક્તિ ઉત્પન્ન કરતી હતી.

દિવસ ચડતો ગયો તેમ તેમ બારણે લોકની ઠઠ વધતી ગઈ અને આખો રસ્તો વસ્તીથી ચિકાર થયો.

ઘરમાં પણ એવી જ રીતે લોક આવતા હતા અમલદારો, મિત્રો, હિતૈષીઓ, થોડોક પણ સંબંધ ધરાવનારાઓ અને એવા અનેક લોક પ્રધાનખંડની મેડીમાં ખીચોખીચ ભરાયા અને અંતે સરસ્વતીચંદ્રને સૂવા આપેલી મેડી પણ ઉઘાડી મૂકી દેવાની અગત્ય પડી.

નીચે ચોકમાં અને તેની આસપાસના ખંડોમાં સ્ત્રીવર્ગ ઊભરાતો હતો અને તે ભાતભાતનાં ઊંચાં ચળકતાં — સાડીઓ, સાળુ, ગવનો વગેરે વસ્ત્રોથી અને સોનારૂ પાના તથા હીરામોતીના અલંકારોથી અનેકરંગી વનસ્પતિ ને ફૂલવાળા બાગ જેવો લાગવા માંડ્યો, તારામંડળમાં ચંદ્રલેખા શોભે તેમ ઉત્સાહભરી સ્ત્રીઓ વચ્ચે સૌભાગ્યદેવી શોભતી હતી અને તારા અને ચંદ્ર સર્વને ઢાંકી નાંખનાર વીજળીની પેઠે જાજ્વલ્યમાન અલકકિશોરી ધમકભરી ગર્જતી હતી. શાંત અને મધુર નાની શુક્રતારા પેઠે એક પાસ

કુમુદસંદરી પ્રકાશ ધરતી હતી. દયાશંકરકાકા અને વૃદ્ધ કુળગોર સ્ત્રીવર્ગની વચ્ચોવચ ફરતા મંગલસામગ્રી તૈયાર કરાવતા હતા. લાલચોળ કુંકુમ, સુવાસિત અને સુશોભિત પુષ્પો, અગરબત્તીઓ, રૂપાના અને ત્રાંબાપિત્તળના થાળ, લોટા છાબડીઓ અને બીજા પૂજાપાત્ર: આ સર્વેથી આજ બુદ્ધિધનનું ઘર નવી જાતની ધામધૂમ ભર્યું ભાસવા લાગ્યું.

એવામાં રાણાને ત્યાંથી કારભારી થનારને આમંત્રણ આવ્યું. અગાડી વાજાં, પાછળ એક હાથી અને તેની પાછળ ઘોડાગાડીમાં રાણાનો એક ભાયાત, નરભેરામ અને જયમલ બેઠા હતા; તેની પાછળ સવારોની ટુકડી અને સિપાઈઓ હતા. કારભારીને લેવા આવનાર આ સર્વ મંડળ દ્વાર આગળ આવી ઊભું.

આ સર્વ ધામધૂમ વચ્ચે મેડીમાંથી છજામાં અને છજામાંથી મેડીમાં તથા ચોક પરની અગાસીમાં સરસ્વતીચંદ્ર શૂન્ય હૃદયથી આવજા કરતો હતો. કુમુદસુંદરીનો પત્ર ખિસ્સામાં હતો તે વાંચવા પર ચિત્ત હતું પણ આ લોકો વચ્ચે એકાંત મળે તેમ ન હતું. રાત્રે ઊંઘમાં વંચાયો ન હતો. ચંદ્રકાન્ત આવવાનો તે વિચાર પણા મનમાં ઘોળાયાં કરતો હતો. વિચાર અને ઉદાસીનતામાં ડૂબેલો હોવાથી આસપાસની ધામધૂમ દેખતાં છતાં તેને જોતો ન હતો.



બારણે ઘોડાગાડીઓની ઠઠ વધતી હતી અને બહાર તેમ અંદર ઉત્સાહનો ગરબડાટ મચી રહ્યો હતો તેની વચ્ચે એક સરસ્વતીચંદ્ર આમ દેખીતો જુદો પડતો હતો. કૂમૂદસૂંદરી જે દેશમાં હોય ત્યાં પોતે ન વસવું એ ઉભયના હિતને અર્થે આવશ્યક લાગ્યું — પણ એને છોડવી એ જ કઠણ કામ હતું. ‘એકવાર છોડ્યા પછી છોડેલીના આકર્ષણે સુવર્ણપુર દેખાડ્યું. એ આકર્ષણની સત્તામાં આવી હવે સુવર્ણપુર છોડવું એ રમતવાત નથી. શી રીતે છોડવું? ક્યારે છોડવું? ચંદ્રકાંત આવવાનો છે તેનું શું કરવું? આવે ત્યાં સુધી રહેવું કે નહીં? એ મળે એટલે શું કરવું? એનું મોં કેમ તરછોડાશે? — મારે માટે જ અહીં સુધી આવે છે! — એની સાથે પાછા જવું પણ નહીં જ! અરેરે! એક માણસની પાછળ બીજા કેટલાં દુ:ખી થાય છે? — તમારી શી અવસ્થા થશે? –કુમુદસુંદરી! મારો અપરાધ ક્ષમા કરજે. હું જઈશ જ — ફરી તને મૂર્ચ્છા નહીં પમાડું.’

આ ઉત્સાહ સમયે સરસ્વતીચંદ્ર એકલો જ શોકમાં ન હતો. કૃષ્ણકલિકા અને પ્રમાદધનની વાર્તા વનલીલા દ્વારા અલકકિશોરી પાસે, અલક પાસેથી દેવી પાસે અને દેવી પાસેથી રાત્રે બુદ્ધિધન પાસે પહોંચી ગઈ હતી. વિશુદ્ધ પુરુષને પાંસુલ પુત્ર જોઈ પતિ ખેદ થયો. ‘આહા! મારા પુત્રની વહુ પણ મારા ઘરમાં આમ મારા પુત્રને હાથે પરાભવ પામે છે; અને તેનો ઉપાય કરવા હું અશક્ત છું તો બીજા ફરિયાદીઓનું હું શું ઉકાળવાનો હતો?’ એ વિચાર થયો. ‘લોકમાં જણાવાય નહીં અને શિક્ષા થાય નહીં!’ — ‘આનું શું કરવું?’

બારી બહાર દૃષ્ટિ પડતાં કૃષ્ણકલિકાના વરને દીઠો: ‘આ છોકરો હવે મારી રૈયત છે. મારી પાસે આ બાબતની ફરિયાદ કરવા એની ગુંજાશ ખરી? ના જ. ત્યારે હું પ્રમાદને શી શિક્ષા કરું? — જેથી આ વાત ઉઘાડી ન થાય અને શિક્ષા થાય. વાત ઉઘાડી કર્યા વિના કરેલી શિક્ષાથી ફરિયાદીને શો સંતોષ? — એ સંતોષ ન અપાય તો તો કારભાર છોડવો જોઈએ.

‘કારભાર કોઈથી છોડાયો છે? પ્રગટ વા ગુપ્ત બલાત્કાર વિના કોઈએ લક્ષ્મીને લાત મારી નથ!

‘બસ. બસ. હું ગમે તેમ કરી પ્રમાદને શિક્ષા કરીશ જ — મારી ન્યાયવૃત્તિ જગત જોશે! હું નરકવાસી નહીં થાઉં! — માતુશ્રી! તમે ખમેલો જુલમ મને સાંભરે છે! એવો જુલમ હું નહીં થવા દઉં! પ્રમાદ! — પણ હું તને શું કરું? તને તે શી શિક્ષા કરું? — તને શિક્ષા ન કરતાં હું જાતે જ શિક્ષા ખમું તો?’

એટલામાં સરસ્વતીચંદ્ર બુદ્ધિધનની મેડીમાં આવ્યો.

‘કેમ, નવીનચંદ્ર!’ શોક ઢાંકી બુદ્ધિધને પૂછ્યું.

‘ભાઈસાહેબ, કુમુદસુંદરીને લેવાને રત્નનગરીથી માણસો આવી પહોંચ્યાં છે. તેમના કહેવા પરથી જણાય છે કે ચંદ્રકાન્ત એકબે દિવસ ભદ્રેશ્વરમાં રહેશે. મારે તેમને તરત મળવાનું કારણ છે એટલે જવા રજા માગું છું.’



‘પણ કાલે જજો, આજ તો દરબારમાં આવજો. આપણે ઘેર પણ ઉત્સાહ છે. બપોરે જમી કરી રાત્રે વાહન લઈ જજો. અને એમ કરતાં એ પણ અત્રે જ આવવાના છે કની?’

‘હા જી, પરંતુ કંઈ કારણથી મારે અત્યારે જ નીકળવું આવશ્યક છે. જમવાનું તો બપોરસોરો જ્યાં પહોંચીશ ત્યાં થશે. આપ કંઈ મારા ઉપર કૃપા રાખવામાં ન્યૂનતા નથી રાખી અને સ્વાભાવિક રીતે હું જેમ વધારે રહું તેમ ઇચ્છો; પરંતુ અત્યારે મારી વિજ્ઞાપના સ્વીકારશો એ પણ કૃપા થશે.’

બુદ્ધિધન પ્રમાદધનની ચિંતામાં પડ્યો હતો, દરબારમાં જવાની ખટપટમાં ચિત્ત હતું, ગઈ રાત્રીથી જ સરસ્વતીચંદ્ર પરના ભાવમાં કાંઈક ફેર થયો હતો, અને રહેવા ન ઇચ્છનારને રહેવાનો વિવેક કરવો એ કાળક્ષેપ કરવા જેવું લાગ્યું.

‘તમારી ઇચ્છા, નવીનચંદ્ર.’

‘ભાઈસાહેબ, બોલ્યું ચાલ્યું માફ કરજો. મારી પર આપની કૃપા ઘણી થઈ છે.’

‘કાંઈ હરકત નહીં.’

સરસ્વતીચંદ્ર મેડી બહાર ચાલ્યો અને પોતાની મેડીમાં ગયો. કારભારે ચડતું મસ્તિક પરદેશીને વાહનનો જોગ કરી આપવાનો વિવેક કરવાં સાંભરી આવેલો ભૂલી ગયો.

મૂર્ખદત્ત નિત્ય પ્રાત:કાળે આવતો હતો તેની જોડે પોતાની ગાંસડી રાજેશ્વરમાં મોકલી દઈ સરસ્વતીચંદ્ર નીચે આવ્યો અને સૌભાગ્યદેવી તથા અલકકિશોરીની રજા માગવા લાગ્યો. ત્યાં સ્વાભાવિક રીતે તેને ન જવા દેવાનો આગ્રહ થયો. બુદ્ધિધનની રજાનું નામ આવ્યું એટલે સૌભાગ્યદેવીએ આગ્રહ કરવો છોડી દીધો અને માત્ર ખેદ બતાવ્યો. અલકકિશોરી કહે: 'પિતાજીને જઈને કહી આવું છું –આજ તો ગમે તેમ કરીને રહો — એવું અચિંત્યું શું છે જે?' આખરે એ પણ શાંત થઈ.

સરસ્વતીચંદ્ર કુમુદસુંદરીને જોતો જોતો ચાલ્યો –તેનું મોં લેવાઈ ગયું — આંખમાં આંસુ આવ્યાં, પગ ઊપડ્યો નહીં. તેને બળાત્કારે ઉપાડ્યો, ઊમરમાં ઠેસ વાગી અને બારણા બહાર નીકળ્યો.

પોતાના કહ્યાની કાંઈ પણ અસર નથી થઈ જાણી ખિન્ન બની, તેને જતો જોઈ રોવા જેવી થઈ, તેની સાથે બોલવાનો અવકાશ પણ નથી વિચારી ઓછું આણી, હવે તેને મળવાનું નથી કલ્પી નિરાશ થઈ. હવે તેનું શું થશે એ વિશે અનેક અમંગળ તર્ક કરતી ભયભીત કુમુદસુંદરી, લોકલજ્જાનો ખરેખરો તિરસ્કાર કરી જતાને જોતી જોતી, નિ:શ્વાસ મૂકી, 'હાય હાય રે' એવી બૂમ પાડી પાછળ ઊભેલી એક સ્ત્રી ઉપર ઢળી પડી. રંગમાં ભંગ થયો. એને ઉઠાડી. 'કંઈ નહીં — એ તો મને કંઈક પેટમાં આંકડી આવી' કહી કુમુદસુંદરી સજ્જ થઈ અને સૌ ભેગી, શૂન્ય તો શું પણ પ્રવાસી બનેલા હૃદયથી છૂટી પડેલી બની, ઉત્સવકાર્યમાં દેહને ભેળવવા લાગી.

કારભારીના દ્વાર બહારની ધામધૂમ વચ્ચે થઈ ઈશ્વર પેઠે સૌ કોઈથી અલક્ષિત છાનોમાનો સરસ્વતીચંદ્ર હૃદયને કારભારીને ઘેર મૂકી ચાલતો થયો.

## ૨૧. ચાલ્યો

કુમુદસુંદરીએ ખિસ્સામાં કાગળ મૂક્યો હતો તે વાંચવાની જોગવાઈ શોધવા સારુ સરસ્વતીચંદ્રે આટલી ઉતાવળ કરી. બુદ્ધિધનના ઘરમાં — ગામમાં — એ કાગળ ઉઘાડવો — એ અક્ષર કોઈ જુએ —તે પણ ભયંકર હતું; કુમુદસુંદરીને અનિષ્ટકર હતું.

રાજેશ્વરમાં જતાં મૂર્ખદત્ત મળ્યો. સરસ્વતીચંદ્ર તેની સાથે જમ્યો અને જમતાં જમતાં કાંઈક વાત થઈ.

‘નવીનચંદ્ર! તમે અહીંથી હશે શીદ જશો?’

‘મારો ભદ્રેશ્વર ભણી જવાનો વિચાર છે.’

‘ગાડીબાડી કરીએ કની?’

‘આણીપાસ થઈને ગાડુંબાડું જતું હવે તેમાં બેસી જઈશું.’

‘ભાઈસાહેબે તમને ગાડી ન આપી?’

‘મેં માગી જ નથી. મારે એકલા જવું છે.’

‘ત્યારે તમે રસ્તામાં કોઈને કહેશો નહીં કે હું એમને ઘેરથી આવું છું.’

‘કેમ?’



‘શઠરાય તરફના બહારવટિયા આજ ચારે પાસ ભમે છે –અને ભાઈસાહેબનું માણસ હોય તો તેને બહુ કનડે છે. કુમુદસુંદરી પણ ભદ્રેશ્વર જવાનાં છે અને મને આ બાબત ખબર પડી એટલે અલકબહેનને કહી આવ્યો કે ગમે તો હમણાં જવાનું બંધ રખાવો ને ગમે તો સાથે બહુ સારો બંદોબસ્ત કરજો.’

‘હશે. મારે શું બીવાનું હતું? હું જશ વાડામાં બેસું છું. તમે કોઈ ગાડું આમ જતું હોય તો ઊભું રાખી મને બોલાવજો.’ મૂર્ખદત્ત બારણા ભણી ગયો. સરસ્વતીચંદ્ર વાડામાં ગયો અને મૂર્ખદત્તના ખાટલા પર બેસી શોક સાથે ખિસ્સામાંનો પત્ર વાંચવા લાગ્યો. વાંચતાં વાંચતાં પત્રના અક્ષરથી અને હવે અનંત બનેલા વિરહના ભાવથી જેણે આજ સુધી હૃદય ટેકવ્યું હતું તેની આંખમાંથી એકાંત અશ્રુધારા વહેવા લાગી.

‘કુમુદસુંદરી! હું તારે વાસ્તે શું કરું? તારી ઇચ્છા મારા મુંબઈ જવામાં સમાપ્ત થાય છે! ખરે! તું સતી છે. અણગમતા પુરુષને વશ ન થવામાં ઘણીક સ્ત્રીઓ ભયને ગણતી નથી — તેમનું સતીપણું વધારે કે આટલી ઊંડી અને ન ભૂંસાય એવી પ્રીતિ છતાં મળેલા પ્રસંગે આટલી દૃઢતા રાખે તેનું સતીત્વ વધારે? સીતાને રાવણ ઉપર પ્રીતિ ન હતી અને તેનાથી એ વિમુખ થાય એમાં નવાઈ શી? કુમુદસુંદરી! તેં એ નવાઈ કરી — તેં મને

બોધ આપ્યો. હું નહોતો જાણતો કે મારામાં આટલી નિર્બળતા હશે. તેં આ બીજી વાર મારું રક્ષણ કર્યું. મેં તારો ત્યાગ ન કર્યો હોત તો તારાથી હું કેટલો ભાગ્યશાળી થાત! હવે તારો ત્યાગ કરવામાં જ મારું ભાગ્ય રહ્યું. તારો ઉપદેશ મારે માનવો?

‘ક્ષમા કરજે — તારો ઉપદેશ નહીં મનાય. મેં તારી આ દશા કરી દીધી તેનું પ્રાયશ્ચિત્ત મારે કરવું જોઈએ. હું અથડાઈશ, ભમીશ અને તને સ્મરીશ — મારે મોટા નથી થવું. સંસાર, વૈભવ, મોટાઈ, એ સૌ કોને માટે? પિતાને વાસ્તે હું સંસારમાં રહ્યો હતો — તારી ‘માયા’ મને ઉપભોગનાં ઇન્દ્રજાલ દેખાડત. પિતાની વૃત્તિએ મને સંસારમાંથી મુક્ત થવા સ્વતંત્રતા આપી — તારો ત્યાગ કરી હું સંન્યાસી થયો! હવે એ સ્વપ્ન જોવાં તે શા માટે?

‘પ્રિય ચંદ્રકાંત! તું વળી ભદ્રેશ્વર ક્યાં ગયો? શું ત્યાં પણ મારે કુમુદસુંદરીને પાછું મળવાનું રહ્યું? સુવર્ણપુરને કાલ રાત્રિના સંસારે આમ એકદમ છોડાવ્યું એટલે અહીંયાં તો તને મળાય તેમ નથી.

‘ન અહીંયા મળવું — ન ભદ્રેશ્વરમાં મળવું, ત્યારે ક્યાં મળું? શું તને મળ્યા વિના નહીં ચાલે? એટલો સંસાર પણ મિરે શું બાકી રહ્યો?’

‘ત્યારે હું કોઈ ત્રીજે રસ્તે જ જાઉં! ચંદ્રકાંત ઉપર કાગળ લખી મોકલીશ.’

‘એ રસ્તો શું ક્રૂર નથી? દુષ્ટ જીવ! આટલી ક્રૂરતા કરી હજી સંતોષ ન વળ્યો?’

‘પિતાની આજ કેવી સ્થિતિ હશે? ચંદ્રકાંત પાસેથી તે ખબર મળશે. તેમને મારી પાછળ દુ:ખ થયું હશે? મને થયું તને એમને કેમ ન થાય?’

‘ઈશ્વર એવા સમાચાર આપો કે એ મને ભૂલી ગયા હોય — પણ ચંદ્રકાંત —ગંગાભાભીને પણ મારે સારુ લાગતું હશે. અરેરે! મેં કેટલાં માણસોને દુ:ખી કર્યાં?’

આમ વિચારો કરે છે એટલામાં પ્રમાદધનનો ખાનગી સિપાઈ રામસેન વાડામાં આવ્યો.

‘નવીનચંદ્રભાઈ, જતાં પહેલાં એક વાર આપને પાછા સુવર્ણપુર આવી જવું પડશે.’

‘કેમ?’ — ચમકીને સરસ્વતીચંદ્ર બોલ્યો.

‘અત્યારે ભાઈસાહેબ દરબારમાં ગયા છે — પણ બીજી નવાજૂની કરીને ગયા છે પદ્માની અને કૃષ્ણકલિકાની વાત —’

રામસેને વીગતવાર સમાચાર કહ્યા. પ્રમાદધન બાબતની બેયે વાતો બુદ્ધિધન પાસે ગઈ હતી. પુત્રની કચાલ સાંભળી પિતાને અત્યંત ખેદ થયો

અને આવા કુળમાં આવો અંગારો ક્યાંથી ઊઠ્યો એ વિચાર થયો. કૃષ્ણકલિકાનો વર પ્રમાદ ઉપર ચિડાઈ રહ્યો હતો તે ખબર પડતાં તેને બોલાવ્યો અને તેને સારી પેઠે દિલાસો આપી બુદ્ધિધને પ્રમાદધનને શિક્ષા કરવાનું કહ્યું હતું. શિક્ષા હજી કરી ન હતી પણ વાત પ્રમાદધનને કાને ગઈ અને તેથી તે ઘણો ખિન્ન બની ગયો. નરભેરામ પાસે પિતાજીની ક્ષમા મંગાવવા વિચાર કર્યો પણ મોટી વયના માણસ પાસે મન ઊઘડ્યું નહીં. આથી 'નવીનચંદ્ર' સાંભર્યો અને તે જ કામને અર્થે તેને બોલાવવા રામસેન આવ્યો હતો.

'ભાઈ રામસેન, આ વખત આવ્યો છે તેનું કારણ તું પોતે છે. ભાઈને ખરાબ ટેવ તેં પાડી છે. ભાઈ નહીં સુધરે તો એનું તો જે થવાનું હશે તે થશે પણ તારો રોટલો ગયો સમજજે. જા, જઈને તું જ ભાઈને સુધાર. આવા વિષયમાં હું વચ્ચે નહીં આવું. ભાઈસાહેબ જે કરશે તે વિચાર કરીને જ કરશે. હું આવીશ તો બીજું તો કહેતાં કહીશ પણ પ્રથમ તો એ જ કહીશ કે તને કાઢે. માટે જા, મને બોલાવ્યામાં સાર નથી. પ્રમાદભાઈને કહેજે કે સુધરે અને પિતાના જેવા થાય. અત્યારે એ જે શિક્ષા કરશે તે હજાર વિચાર કરીને કરશે. જા, હું આવવાનો નથી.'

નીચું જોઈ બોલ્યાચાલ્યા વિના રામસેન ચાલ્યો ગયો.



મૂર્ખદત્ત પાછળ છાનોમાનો ઊભો હતો તે આગળ આવી બોલ્યો: 'આમાંથી કાંઈ નવુંજૂનું નક્કી થશે. આવી વાતની ભાઈસાહેબને બહુ ચીડ છે અને ઉતાવળું કામ કરશે તો ભાઈ ઝેર ખાય એટલા શરમાળ છે અને મોટા માણસોને કોણ કહે કે આમ કરો? — વારુ, નવીનચંદરભાઈ છે. ગાડું એક બારણે ઊભું રાખ્યું છે. પણ ભદ્રેશ્વર જ જશે એ નક્કી નથી.'

સરસ્વતીચંદ્રનો પિત્તો ઊકળ્યો હતો. કાંઈક રોષભર્યે સ્વરે તે બોલ્યો: 'ભદ્રેશ્વર ઊંઘી ગયા — મારે તો ગમે ત્યાં પણ જવું એટલી જ વાત છે — ગમે ત્યાં જઈશ મારી મેળે — જ્યાં ગાડું ત્યાં હું. મારે તો માત્ર અહીંથી જવું છે.'

બે જણ મંદિરમાં આવ્યા. સરસ્વતીચંદ્ર દ્વાર બહાર આવી ઊભો. પાછળ ગાંસડી લઈ મૂર્ખદત્ત આવ્યો. સરસ્વતીચંદ્ર વિચારમાં પડી ઊભો ઊભો મોં વડે સિસોટી વઘાડવા લાગ્યો અને સામે ઊભેલા ગાડા સામું જોઈ રહ્યો.

મોટા બે બળદ જોડેલા એવું, લાંબા પાટિયાંના તળિયાવાળું અને પાંજરાંથી બાંધી દીધેલું ગાડું હતું. પાછળનો ભાગ છેક જમીનને અડકતો હોય એવો દેખાયો અને મોખરે ધારી પર ગાડીવાન બેઠો હતો તે ઠેઠ ઊંચો ઊડી પડવા જતો દેખાયો. ગાડામાં એક ડોશી, એક ચાળીસેક વર્ષનો દુ:ખી દેખાતો પુરુષ, અને એક વીસેક વર્ષની સ્ત્રી એટલાં બેઠાં હતાં.

તેમાંનું કોઈપણ દેખાવડું કે ગોરું ન હતું અને વણિગ્વર્ગનાં છે એમ લાગ્યું. ડોશી બ્રાહ્મણ હતી. તે સર્વને લઈ ગાડું રત્નનગરી ભણી જવાનું છે તેમ તપાસ કરતાં મૂર્ખદત્તને માલૂમ પડ્યું. ગાડાવાળાએ સરસ્વતીચંદ્રનું ભાડું કર્યું. મૂર્ખદત્ત બોલ્યો:

'ચંદરભાઈ, તમારે તો ભદ્રેશ્વર જવું છે અને આ ગાડું તો રતનનગરી ભણી જાય છે.'

'ભદ્રેશ્વરનો રસ્તો ક્યાંથી જુદો પડે છે?'

'અહીંથી દસેક ગાઉ ઉપર મનોહરિયા નામનું ગામડું છે ત્યાંથી એક રસ્તો ભદ્રેશ્વર જાય છે અને બીજો રત્નનગરી જાય છે.'

'ઠીક છે. ત્યારે તો આ જ ગાડામાં જઈશ.'

સરસ્વતીચંદ્ર આજ સુધી કદી આવા ગાડામાં બેઠો ન હતો તે આજ બેઠો. મૂર્ખદત્તને પાંચ રૂપિયા આપ્યા. ગાડામાં નીચે પરાળ પાથરી હતી, તે ઉપર એક ઓછાડ પાથર્યો હતો અને તે ઉપર છેક નીચે સરસ્વતીચંદ્ર બેઠો. દશ વાગ્યા હતા અને માથે ચૈત્રનો તાપ પડતો હતો. ધ્રુવની પેઠે લક્ષાધિપતિનો ભરવૈભવમાં ઊછરેલો પુત્ર આજ આમ બહાર નીકળ્યો જોઈ સૂર્યનારાયણ કુમળા ન થયા. દુ:ખી માણસે તેના તાપને ગણ્યો પણ નહીં. ઊડતી રેતીના દડ વચ્ચે ચીલો કાપતું રગશિયું ગાડું પુરુષરત્નને પીઠ પર લઈ ચાલ્યું. અને ધુમ્મસ પેઠે ચારે પાસ ઊડતું ધૂળનું વાદળું ગાડાને ઘેરી લેવા લાગ્યું. મૂર્ખદત્ત ગાડા પાછળ જરીક ચાલી, રજા લઈ, રસ્તામાં સંભાળ રાખવાનું સરસ્વતીચંદ્રને કહી, ગાડાવાળાને એની ભલામણ કરી પાછો ફર્યો અને દૃશ્ય થયો.

ગાડાનાં પૈડાંનો ચીલામાં ઘસડાતાં થતો કઠોર સ્વર, માથે તપતો તાપ, ચારપાસની ધૂળ, અને નીચે ખૂંચતી પરાળ એ સર્વની વચ્ચે ગર્ભશ્રીમંત, કોમળ અને શારીરિક દુ:ખનો અપરિચિત સરસ્વતીચંદ્ર શોક વિચારમાં પડી પગથી માથા સુધી ધોતિયું ઓઢી સૂઈ ગયો. સ્વરથી ભરાતા, તાપથી ઊકળતા, ધૂળથી ગૂંચવાતા, અને પરાળના ખૂંચાવાથી કાયર થતા મસ્તિકમાં કંઈ કંઈ વિચાર વિચિત્રરૂપે ઉત્પન્ન થયા. પાછળ કપાતો તપાતો માર્ગ મીંચાયેલી આંખમાં લાંબી નેળ જેવો લાગ્યો અને તેમાં ધૂળના રંગના વચ્ચે વચ્ચે ભડકાવાળા લાંબા આકાર લંબાતા લાગ્યા. એ આકાર ઘડીક આસપાસના ઝાડ જેવા, ઘડીક માથે તપતાં વાદળાં જેવા અને ઘડીક ઓઢેલા ધોતિયાના તંતુજાળ જેવા દેખાવા લાગ્યા. બળદ હાંકતા ગાડીવાનના ડચકારા, બળદ સાંભળી સમજતો હોય તેમ તેને ગાડીવાન કહેતો તે કઠોર શબ્દ, સળગતા ભડકા જેવા આકાશમાં ઊડતા સમળાઓ અને સમળીઓની લાંબી કઠોર ચીસો, સૂડીથી કપાતાં લક્કડિયાં સોપારી જેવા અચિંતા કાન પર ભચકાતા કાગડાનાં 'કાકા' શબ્દ હોલા અને કાબરોના વનમાં પડઘા પામતા — કાનની ભૂંગળીઓમાં ફૂંકાતા સ્વર,

ચકલીઓના ઝીણા ચીંચીકાર, કોણ જાણે ક્યાં સંતાઈ રહેલા અંધ ઘુવડના ગેબી અને ભયંકર પોકાર, ઝાડ પર ખસતી કૂદતી ખિસકોલીઓના ઉષ્ણ પ્લુત સીકાર અને ગાડામાં ઘડીએ ઘડીએ ભરાતાં ઝાંખરાનાં ઉઝરડા: આવા આવા અગણિત શબ્દો કર્ણસ્વપ્નો રચવા લાગ્યા. જેમ તાપના ભડકા, ઓઢેલું ધોતિયું અને મીંચાયેલી પાંપણોને ભેદી અકળાતી કીકીઓમાં દાખલ થતા હતા અને ઓઢેલા વસ્ત્રને ભેદી ઉષ્ણતા ત્વચાને પરસેવાથી નવરાવતી હતી, તેમ જ આ સર્વ સ્વર સૂવા ઇચ્છતા કાનને ઊંઘવા દેતા ન હતા. ઢાળ ઉપર આવતા ગાડાના હેલારાથી શરીર આમથી તેમ ભચકાવા લાગ્યું.

આ સર્વ અવસ્થાની વચ્ચોવચ મસ્તિક નવરું ન પડ્યું. બોલ્યા વિના કુમુદસુંદરીવાળા કાગળમાંની કવિતા ગાઈ. 'કુમુદસુંદરીને ભદ્રેશ્વરમાં પાછું મળવાનું થશે. હું ભદ્રેશ્વર ન જ જાઉં તો શું મને મળવા આવેલાને મારે ન મળવું? મનોહરિયામાં રહીશ અને એ સુવર્ણપુર જશે ત્યારે વચ્ચે ત્યાં અટકાવી મળીશ. પિતાની ખબર એ આપશે. પિતાને હું સાંભરતો હોઈશ? એમની શી અવસ્થા હશે? મુંબઈ પાછા જવું? ન જવું? ત્યારે ચંદ્રકાંતને શું કહેવું?

'કારભાર કેમ મળે છે — દેશી કારભારીઓ કારભાર કોને કહે છે તે તો જોયું. પણ એ રાજ્યોમાં રાજ્યતંત્ર કેમ ચાલતાં હશે — લોકની અવસ્થા કેવી હશે? — આ સર્વ જોવાનું રહ્યું. સુવર્ણપુરને તો તજ્યું જ. રત્નનગરી જઈને જોઉં? આ ગાડું ત્યાં જ જાય છે તો!



'પ્રમાદધનને શી શિક્ષા થાય છે તે જણાય તો ઠીક. પણ હવે મારે એ જાણી શુ કરવું છે?

'અરેરે! કુમુદસુંદરી!

'આ બહારવટિયાની બીક પણ ખરી! — મૂર્ખદત્તે સૂચના એમને આપી છે એટલે ઠીક છે!'

ગાડું એકબે ગાઉ નીકળી ગયું. ગાડાવાળાએ ગાવા-લલકારવા માંડ્યું:

*'મારાં ઠકરાળાં હો! તમારા દાડમની કળીશા દાંત!*
*ઘેરે આવજો હો! આપણે વાળીશું ગૂપ્ત ગાંઠ*
*મારાં ઠકરાળાં હો! મારું ઘર ખેતરવા પેલે પાર —*
*ત્યાં તૌ આવજો હો! ઉઘાડું મેલીશ અડધું કમાડ.*
*મારાં ઠકરાળાં હો! તમારા કાળી નાગણશા વાળ!*
*ઘેર આવજો હો! આપણે મહાલીશું માઝમ રાત!'*

લલકાર આખે લાંબે માર્ગે વ્યાપ્યો.

લલકારમાં સરસ્વતીચંદ્ર લીન થયો અને કુમુદસુંદરી હૃદયના દ્વારમાં આવતી લાગી. ગાડામાં સ્ત્રીઓ છે એવી પશ્ચિમબુદ્ધિ થતાં ગાડાવાળાએ ગાવું બંધ કર્યું. માથા આગળ બેઠેલી ડોશીએ ગાવા માંડ્યું:

*'જીવની આશા તે ડુંગર જેવડી, મરવું પગલાંની હેઠ,*

*મરણસમે તારું કો નહિ, સગું ના'વે કો ઠેઠ — જીવ O '* *

સૂતેલા સરસ્વતીચંદ્રની આંખમાં આંસુ આવ્યાં, 'મરવું — મરવું — કુમુદ — કુમુદ —' કરતું કરતું તેનું રોતું હૃદય તાપમાં નિદ્રાવશ થઈ ગયું. ધડકતા હૃદયને, સૂક્ષ્મ અને ચિત્રસંસ્કારી સ્વપ્નસૃષ્ટિને, ચેતનને, ચેતનના હૃદયમાં રહેલા ચેતનને, અને એમ કંઈ કંઈ રત્નોને અંતરમાં વહેતું હૃદયશૂન્ય જડ ગાડું ધીમે ધીમે ચાલવા લાગ્યું. ઊંઘતો ઊંઘતો સરસ્વતીચંદ્ર નવા અજાણ્યા સંસારમાં ચાલ્યો — ક્યાં જવું છે તેનું ભાન હતું, શું કરીશ તેનો વિચાર ન હતો, અને શું અનુભવાશે તેની કલ્પના ન હતી! જન્મતો માનવી બીજું શું કરે છે?

ગાડાની પાછળ કેટલેક છેટે પણ ગાડા ભણી અને તેમાં બેસનારા ઉપર અચૂક દૃષ્ટિ રાખતા રાખતા પરસ્પર વાતો કરતા કરતા ત્રણ ઘોડેસવાર આવતા હતા, અને ઘોડાના પગના ડાબલાનો પોલો સ્વર અર્ધ ઊંઘતા સરસ્વતીચંદ્રના કાન ઉપર ડાબકા દેવા લાગ્યો.



ગાડાની સામી પાસ ઘણે જ છેટે ક્ષિતિજમાં સામી ધૂળ ઊડતી હતી અને ઢોલ અને રણશીંગા જેવા સ્વર તથા હોકાર ઘણે આઘેથી આવતા હતા. રખેને એ સ્વર ધીરપુરવાળા બહારવટિયા તરફના તો ન હોય જાણી આવા પ્રસંગોનો અનુભવી ગાડાવાળો કંપતો હતો ને અંદર બેસનારાંને કહેવું કે ન કહેવું તેનો વિચાર કરવા લાગ્યો. ગાડાની લગોલગ જ એક સંન્યાસી ચાલતો હતો તેને જોતાં મૌન ડહાપણ ભરેલું લાગ્યું.

ગાડામાં ડોશી બેઠી હતી તે કંઈક લૌકિક કવિઓનાં પદ ગાતી હતી. અને તેમાંથી છૂટકત્રૂટક કટકા સરસ્વતીચંદ્રના હૃદયમાં પેસતા હતા.

*'સુખદુ:ખ મનમાં ન આણીએ, ઘટ સાથે રે ઘડિયાં,*

*ટાળ્યાં તે કોઈનાં નવ ટળે રઘુનાથનાં જડિયાં.'* [૧]

* * *

*જંગલ વસાવ્યું રે જોગીએ, તજી તનડાની આશ જી!*

*વાત ન ગમે આ વિશ્વની, આઠે પહોર ઉદાસ જી!*
*જંગલ O*

*સેજ પલંગ રે પોઢતા, મંદિર ઝરૂખા માંહ્યા જી.*

*તેને નહીં તૃણસાથરો, રહેતા તરુતળ છાંય જી.*
*જંગલ O*

*શાલદુશાલા ઓઢતા ઝીણા જરકશી જામા જી*

*તેણે રે રાખી કંથા ગોદડી સહે શિર વાત ઘામ જી.*
*જંગલ O*

*                *                *

*હાંજી કહેતાં હજારો ઊઠતા, ચાલતાં લશ્કરલાવ જી!*

*તે નર ચાલ્યા રે એકલા, નહીં પેંજાર પાવ જી!*
*જગલ O* [2]

સરસ્વતીચંદ્ર સ્વપ્નાવસ્થ હતો તેને અનેક ડૂસકાં ભરતી આકાશમાં અધ્ધર લટકતી, ગાડા પાછળ દોડતી આવું આવું ગાતી કુમુદસુંદરી દેખાઈ. વળી ડોશી ગાવા લાગી:

*'કાચા માયા કૂડી રે, રાખી તારી રહેશે નહીં,*

*જોને તું વિચારી રે, ઘેલા! કેમ અક્કલ ગઈ?'*

*                *                *

*'વાદળાની છાયા રે, જોતાં જોતાં છેટે ગઈ!'* [3]

*                *                *

અચિંતી આંખ ઊઘડી અને વાદળની છાયા ભણી કુમુદસુંદરીની છાયા દૃશ્ય થઈ. આંખ ફરી મીંચાઈ. ડોશીનું ગાન તો ચાલતું જ હતું.

*'ભરમાવી દુનિયા ભોળી રે બાવો ચાલ્યો ભભૂતી ચોળી.*

*                *                *

*ભોજો ભગત કહે ભવસાગરમાં બાવે માર્યાં બોળી રે. ભ૦'*

*                *                *

કુમુદસુંદરીની વડિયાઈ, લુચ્ચા જમાઈએ ભોળી દીકરીને ભરમાવી માટે, ઠપકો દેતી હોય એવું સરસ્વતીચંદ્રને ભાન થયું. દુ:ખમય તે ફરી સ્વપ્નવશ થયો. રગશિયું ગાડું હજી ચાલતું જ હતું. પાછળના અને આગળના સ્વર એકઠા થઈ સ્વપ્નાવસ્થ કાનમાં પેસવા લાગ્યા.

બરોબર મધ્યાહ્ન થયો અને જગતના શિર પર ચડેલો સૂર્ય માનવીનું મસ્તક તપાવવા- ઉકાળવા લાગ્યો.

ચોપાસ મચી રહેતા ગરબડાટ વચ્ચે થઈને સૂર્યનો પ્રકાશ તજી પોતે કોઈ ઊંડી ખોમાં ઊતરી પડતો હોય, અંધકાર ભરેલા ગર્જના મચાવી મૂકતા સમુદ્રનાં મોજાંને ચીરી તેને તળિયે જઈ પહોંચતો હોય — એવું સ્વપ્ન અનુભવતો, સર્વ અંધકાર વચ્ચે માત્ર 'કુમુદદીપ' જોવા પામતો; સરસ્વતીચંદ્ર અંધનિદ્રાના પાતાળમાં ઊંધે માથે પડવા લાગ્યો. પડતાં પડતાં અંગ્રેજ કવિની રજ્જુ જેવી કવિતા તેના હાથમાં આવી તેનો આધાર પકડી લઈ લાંબા અજગર પેઠે મુખ વિકાસી ઊભેલી ઊંડી નિરાશાનિદ્રાના કૂવામાં પોતાનો પ્રતિધ્વનિ સાંભળતો સાંભળતો ધીમે ધીમે ઊતરી પડ્યો.

*'મચી રહ્યો કોલાહલ આજે દશે દિશ ગાજે*

*તે મન્યે થઈ ઊતરી પડતી; પડ, નીચે નીચે જાજે!*

*નીચે નીચે!*



*મૃગ પાછળ ધસી પડે રુધિર પીનાર શ્વાન શિકારી;*

*ધૂમ, વીજળી જતાં, થઈ જાય વ્યોમનો વ્યાપી;*

*ગ્રહી પતંગઈંધન, પૂઠે વિશદ ઝગી રહે જ્યોત દીવાની;*

*પૂઠ લેતી મૃત્યુતણી નિશા — નિરાશા કાળી;*

*પ્રીતિ પાછળ દુ:ખની છાય, ઢાંકતી આંખ, પડે ઉઘાડી;*

*ચડી ઊભય * કાળ-હય પીઠે કરે બળ — સવારી,*

*પી જતી 'આજ' ને આજ 'કાલ' અભિમાની જોરભરી આવી.*

*ચુંબક — ઉર ચીરી કળી જતી લોહકુહાડી.*

*એમ જ ચીરી આ દંભ નીચે,*

*એમ જ આ સૌ દંભ નીચે*

*ઊતરી પડની, શૂર, નીચે નીચે!*

*આ જગદંભતણા સાગરની નીચે નીચે જાજે,*
*સમુદ્રતળિયે ઊતરી પડની, પડી નીચે નીચે જાજે,*
*સમુદ્રની ચીરી ઊર્મિ ઊછળતી નીચે નીચે જાજે.*
*નીચે નીચે!*
*પડી નિદ્રાવશ, ઓઢીને અંધ ઓછાડ, વીજળી સૂતી;*
*મુર્મુરકણિકા [1] ભૂતિને [2] ગર્ભ સ્ફુરી રહેતી;*
*પ્રિયદૃષ્ટિ અપશ્ચિમ, ઉરે વિરહીએ, ગણી રત્નસમ રાખી;*
*મણિ રહે ખાણ અંધારી માંહ્ય છુપાઈ:*
*એમ જ આ સૌ દંભ નાચે*
*કામણ કંઈ તુજ કાજ હીસે;*
*ધન્યભાગ્ય! આ દંભ નીચે*
*રસિક! ઊતરી પડ નીચે નીચે!*
*નીચે નીચે!’* [3]



આ માનવીના દુ:ખ નીચે ભારે મરતા હોય તેમ ધીમા ચાલતા બળદની પાછળ ગાડું ખેંચાતું હતું, અને આગળ ઊડતા — તડકાથી ચળકતા — ભડકા જેવા — ધૂળકોટમાં પડવા માંડતી આહૂતિ પેઠે દૃશ્ય બનતું, દૃશ્ય લક્ષ્યભણી સરસ્વતીચંદ્રના પ્રારબ્ધ પેઠે — અદૃષ્ટ પેઠે — ચાલ્યું.



* પ્રવર્તમાન લોકગીતમાંથી

૧ . નરસિંહ મહેતો ૨. નિષ્કુલાનંદ ૩. દેવાનંદ

* નિરાશા અને દુ:ખ ૧. તણખો Spark ૨. રાખોડીને ૩. Shelly’s Prometheus Unbound

# ગુણસુંદરીનું કુટુંબજાળ

## ૧. મનોહરપુરીની સીમ આગળ

મનોહરપુરી સુવર્ણપુરથી દસેક ગાઉને છેટે છે. પુરાતન કાળમાં એ એક મહાન નગરી હતી. વિદ્વાન, સ્વતંત્ર અને પ્રતાપી રાજાઓનું તે રાજનગર હતું. કાળબળે તે રાજાઓને મ્લેચ્છ લોકે જીતી લીધા અને મનોહરપુરીની અવદશા થઈ જતાં ત્યાં આગળ માત્ર એક ગામડું રહી ગયું અને મનોહરિયું, મનોરિયું વગેરે ક્ષુદ્ર નામોથી ઓળખાવા લાગ્યું. આજ એ ગામ રત્નનગરીના રાજાના પ્રદેશમાં હતું, અને ઇતિહાસપૂજક ચિત્તવાળા કારભારી વિદ્યાચતુરને તે પ્રિય હોવાથી તેની સવિશેષ સંભાળ લેવામાં આવતી હતી. વિદ્યાચતુરનો જન્મ પણ એ જ ગામમાં હતો. વળી બીજાં પણ ઘણાંક કારણોને લીધે તેને મન એ ગામ પ્રિય લાગતું. વિદ્યાચતુરનું મોસાળ અને ગુણસુંદરીનું પિયર આ જ ગામમાં હોવાથી, તેમ જ બાલ્યાવસ્થા તથા યુવાવસ્થાનો આરંભ આ દંપતીએ આ જ ગામમાં ગાળેલો હોવાથી, મનોહરપુરી ઉભયને મનોહર લાગતી અને ‘મનોહરપુરી’ નામનો તેમણે જીર્ણોદ્ધાર કર્યો હતો.

સર્વ કૃત્રિમ વૈભવ નષ્ટ થવા છતાં ઈશ્વરે આપેલી સુંદરતા આ ગામને છોડી ગઈ ન હતી અને તેને લીધે તેમ જ બીજાં કેટલાંક કારણોથી ઘણાક લોકોને એ સ્થળ પરિચિત અને પ્રિય હતું. સુવર્ણપુર, રત્નનગરી અને અંગ્રેજી રાજ્ય, એ ત્રણેના અધિકાર નીચેના પ્રદેશનું તે મધ્યસ્થાન હતું અને ત્રણે રાજ્યોની સીમ મનોહરપુરીની સીમ સાથે ભેટતી હતી. આ રાજ્યોની તેમ જ ઈશ્વરરચનાની સીમનું પણ તે મધ્યસ્થાન હતું. પશ્ચિમમાં અર્ધ ગાઉને છેટે સમુદ્ર હતો તેથી પશ્ચિમપવનની લહેરો શીતળ તથા રમણીય થઈ ઉનાળાની દુ:સહતાને મનોહરપુરીમાંથી દૂર કરતી. ઉત્તરમાં સુંદરગિરિ નામના નાના પણ સુંદર પર્વતનો આરંભ થતો. બીજી બે પાસ મોટાં વન હતાં. પૂર્વમાં આંબાનાં વન, અતિવિસ્તારી અસંખ્ય વડની ઘટાઓ, શેરડીનાં ખેતર ઇત્યાદિથી આ નાના ગામડાની દૃષ્ટિસીમા રોકાઈ ગઈ હતી. ઊંચાં અને લીલાંસૂકાં તાડનાં વન દક્ષિણ દિશામાં સુંદરતાની ધજાઓ પેઠે ફરકતાં હતાં અને તેમનાં લાંબાં તથા ફાટ્યાંત્રુટ્યાં પાંદડાં પટાવાળા ધ્વજપટથી જુદી જાતનાં ન હતાં. ભદ્રાનદીની સુભદ્રા નામની શાખા પૂર્વમાંથી દક્ષિણમાં આવી વાંકીચૂકી ગતિથી ચાલતી સર્વ વનોમાંનાં પાંદડાં તથા ફળપુષ્પોને પોતાની છાતી ઉપર વહેતીવહેતી મંદ પણ સ્થિર ઝીણો સુસ્વર કરતીકરતી તાડના મૂળ આગળ આવી સમુદ્રમાં ભળતી હતી. આ નદીને લીધે તાડના વનમાં બીજી વનસ્પતિ પણ ગૂંથાઈ ગઈ હતી. ચૈત્રના શુક્લપક્ષના આ સમયમાં ઊતરતા વસંત તથા આવતા ગ્રીષ્મનો સંધિ થતો હતો તે પ્રસંગે સુરંગિત માર તથા સુવાસિત કેરીઓથી ઊભરાતું આંબાનું વન અને ભરતી

પામતો સમુદ્ર મનોહરપુરીની પૂર્વપશ્ચિમમાં સુંદરતાના ત્રાજવામાં તોળાતાં હતાં.

આંબાનાં વન અને તાડનાં વનને જુદાં પાડી સુવર્ણપુરથી નીકળતો રસ્તો નદીની પેઠે ઉભય પાસનાં વનના તટ વચ્ચે વહેતો હતો અને મનોહરપુરી ભણી વળતો હતો.

ચારેપાસનાં વનોમાં સંતાઈ રહેલી સંધ્યાકાળે જ્યારે, ભય માત્ર તજી, બહાર નીકળી પડી, ગોળ સૂર્યને તાડનાં વનની પાછળ ગબડાવી પાડ્યો અને તે જ્યોતિનું તેજ અસ્ત થતું થતું પણ ઊંચા તાડનાં શિખર ઉપર ટકી રહેલું દેખાયું ત્યારે સંધ્યાકાળે શીતળ કરી દીધેલા રસ્તા ઉપર રગશિયું ગાડું ઘસડાતું હતું અને વિશ્રામસ્થાન પાસે આવ્યું જાણી થાકેલા બળદને જોર આવતું હતું. જે ગાડામાં બેસી સરસ્વતીચંદ્ર નીકળ્યો હતો તે જ આ ગાડું હતું. ગાડાવાળો એનો એ જ હતો, પણ અંદર સરસ્વતીચંદ્ર અથવા એના સાથમાંનું કોઈ પણ માણસ ન હતું. ગાડાની સાથે ચાલનારો દંડી સંન્યાસી માત્ર અંદર ચડી બેઠો હતો. બનેલા બનાવ ન સમજનાર બળદને માથે માત્ર આ બે જણનો જ ભાર હતો.

ગાડાવાળો અને સંન્યાસી ગમ્મત કરતા ગપાટા મારતા હતા અને ગાડું ખખડતુંખખડતું બે વન વચ્ચેની ખીણો જેવા રસ્તા પર દોડતું હોય એમ ચાલતું હતું. સંન્યાસીના હાથમાંનો દંડ નિષ્ક્રિય સ્થિતિમાં ગાડાના પાંજરા પર આડો પડ્યો હતો અને તેની આકાશ ભણીની અણી લોહીવાળી થઈ હતી. ગાડાવાળો સ્વસ્થ હતો પણ સંન્યાસીના મનમાં કાંઈક શંકા હોય તેમ તેની આંખ સાવધાન રહેવાનો પ્રયત્ન કરતી ચારેપાસ કીકી ફેરવતી હતી.



ગાડાની પાછળ જે ત્રણ સવાર સુવર્ણપુર આગળથી ચાલતા હતા તે અત્યારે દેખાતા ન હતા. સરસ્વતીચંદ્રને ચાલ્યો જતો જોઈ કુમુદસુંદરીએ પોતાને તેડવા આવેલા સવારોમાંથી એ ત્રણ જણને કેટલીક સૂચના આપી સરસ્વતીચંદ્રની પાછળ મોકલ્યા હતા. અબ્દુલ્લા, ફતેહસંગ અને હરભમજી એવાં એ ત્રણ સવારનાં નામ હતાં.

ગાડું ચાલવા માંડ્યું ત્યારે તેની આગળ જે સ્વર તથા હોકારા આવતા હતા તે હવે શાંત થઈ ગયા હતા અને તે સ્થળ ગાડું ક્યારનું વટાવી ચૂક્યું હતું. આંબાનું વન અંગ્રેજી સીમમાં હતું. તાડનું વન સુવર્ણપુરના રાજ્યની સીમમાં હતું, અને બેની વચ્ચેના રસ્તાનું મુખ મનોહરપુરની સીમમાં હતું. તે સીમમાં એક પૂર્વપશ્ચિમ રસ્તો હતો અને ત્યાં આગળથી દક્ષિણ ભણીનો રસ્તો બંધ થતો હતો — ભળી જતો હતો. ત્રણ દિશાના માર્ગ મળતા હતા ત્યાં આગળ આમ ત્રિભેટો થતો હતો. ગાડું ત્રિભેટા આગળ આવી અટક્યું તે સમયે અંધકાર આકાશમાંથી ઊતરી પડ્યો અને રાત્રિ પણ વિશ્વને ભેટી પડી. ચંદ્રમા ડોકિયું કરી જતો રહ્યો. ત્રિભેટાને મધ્યસ્થાને એક વડનું ઝાડ

હતું તેની નીચે સંન્યાસીની ઇચ્છાથી ગાડાવાળાએ બળદ છોડ્યા અને બે જણ ગુપચુપ અંધારામાં વાતો કરવા લાગ્યા.

ગાડાવાળો : “ઠાકોર! હવે મને જવા દો. આ તરભેટામાં ત્રગણો ભો. તમે તો છૂટા, પણ મારાં તો ઘરબાર જશે.”

સંન્યાસી : “હવે છાનો, છાનો! પેલા હરભમના મારથી મારા જમણા પગનું હાડકું કળે છે તે મારાથી ચલાય એમ નથી ને મારે આ આંબાવાડિયાની પેલી પાર વીરપર જવું છે; તારા ગાડા વિના ત્યાં નહિ જવાય.”

ગાડાવાળો : “તે વીરપરમાં કિયો બાપ તમને સંઘરવાનો હતો જે? રાણો ખાચર તમને ને મને બેને બાંધી સોંપી દેશે.”

સંન્યાસી : “ભા દીઠા નથી હજી સુરસંગના હાથ. આ હાથ આજ ભૂપસિંહની ગાદીને હલમલાવે છે ને બુદ્ધિધનને ઉજાગરા કરાવે છે. બે દિવસમાં જોઈ કે નહીં ઊથલપાથલ કરી છે તે?”

ગાડાવાળો : “ત્યારે વીરપર જઈ શું કરશો?”



સુરસંગ : “રાણા ખાચરની અમારે મોટી ઓથ છે. તારે એમના ભણીની બીક રાખવી નહીં. સરકારમાં એ ગમે તે બોલશે, કાગળમાં ગમે તે લખશે, પણ સુરસંગનો વાળ વાંકો નહીં થવા દે.”

ગાડાવાળો : “ત્યારે પેલા વાણિયાબ્રાહ્મણ ગાડામાં બેઠા હતા તેનું શું કરશો?”

સુરસંગે આ પ્રશ્નનો ઉત્તર ઉડાવ્યો એટલામાં છેટે અંધકારમાં રણશિંગું વાગ્યું. સુરસંગે ઉત્તરમાં શિયાળના જેવો વિચિત્ર સ્વર કર્યો. થોડીવારમાં કેટલાક પગનો ઘસારો સંભળાયો. સુરસંગ વડવાઈઓના મુખ આગળ ઊભો રહી ચલમ ફૂંકી તેમાંથી ભડકા કાઢવા લાગ્યો, અને થોડાંક માણસો આવ્યાં તેને સાથે લઈ વડ નીચે અસલ જગાએ આવી પાછો બેઠો. આવેલામાંથી એક માણસ ગાડાવાળાને લઈ આવતું જતું માણસ સાચવવાના નિમિત્તે વડવાઈ આગળ જઈ બેઠો એટલે બહારવટિયાઓ અંત:કરણ ઉઘાડાં કરવા લાગ્યા.

તેમની પાસે હવે કોઈ પારકું માણસ ન રહ્યું. માત્ર સૌનાં માથાં ઉપર ડાળોનાં પાંદડાંમાં કોઈ બેઠું હોય તેમ જરાક ઘસારો થયો. સુરસંગે ચલમ સળગાવી ઊંચું જોયું અને કાન માંડ્યા પણ તરત પાછો વાતોમાં ભળ્યો.

ચલમમાં ભડકો થતો ત્યારે ઉપરની ડાળોમાં તે તેજનું પ્રતિબિંબ પડતું હોય તેમ આગિયા કીડાની પાંખના જેવો ચમકારો સ્પષ્ટ થતો હતો પણ તે પર કોઈનું ધ્યાન ખેંચાયું નહીં, અને ચારેપાસના અંધકારની પેઠે નિષ્કંટક પરંતુ પવનથી હાલતાં ઉપરનાં પાંદડાંના સ્વરની પેઠે ધીમે સ્વરે બહારવટિયાઓની વાર્તાનો રસ કર્ણોપકર્ણ છિનોમાનો જામવા લાગ્યો.

## ૨. બહારવટિયું મંડળ

થોડે થોડે વડ નીચે પચાસ પોણોસો માણસ એકઠું થઈ ગયું. પણ કોઈ કોઈની સાથે બોલતું ન હતું; માત્ર પગના ઘસારા અને હથિયારોના ખખડાટ સંભળાતા હતા. એવામાં એક જણ એક મશાલ સળગાવી ચારેપાસ ફરી વળ્યો અને સૌનાં મોં તપાસી સુરસંગ પાસે આવ્યો અને તે નીચે બેઠો એટલે સૌ મંડળ બેસી ગયું. ચારપાંચ માણસો મશાલો સળગાવી સૌ મંડળની આસપાસ લક્ષ રાખતા ઊભા રહ્યા, અને ચાર માણસો વડની ચારે દિશા જોતા હાથમાં બંદૂકો રાખી ઊભા. સર્વ માણસ મજબૂત બાંધાના હતા. કોઈ ઠીંગણા ગાંઠા જેવા, કોઈ લાંબા પહોળા, કોઈ એકલા ઊંચા પણ તરી આવતી નસોવાળા, પણ સર્વ શૂરવીર દેખાવાના હતા, અને જૂનાં તથા નવાં જુદીજુદી જાતનાં હથિયાર તેમના હાથમાં હતાં. સુરસંગની આસપાસ ચાર વૃદ્ધ અને બે જુવાન ગરાસિયા અને એક બ્રાહ્મણ એટલા કુંડાળું વળી બેઠા.

“બાપા!” બે જુવાનમાંનો મોટો માથું ઊંચું કરી બોલ્યો: “હવે બુદ્ધિધન જખ મારે છે. એના દીકરાની વહુ ભદ્રેશ્વર જવા નીકળી છે અને અંબા સહાય થઈ તો આ જ વડ પાસે આપણા હાથમાં સવારે આવશે. પછી એ ધીરપુર પચાવી પડ્યો છે તે જીવતી માખ ગળ્યા જેવું થશે.”



બ્રાહ્મણ જશ પાસે આવ્યો અને બોલ્યો: “ઠાકોર! પરતાપસંગ બાપુ બરાબર કહે છે, પણ મારું બ્રાહ્મણભાઈનું યે જશ સાંભળવું જોઈએ. એ બાઈને પકડ્યાથી બીજો શત્રુ થશે. રત્નનગરીવાળાને વેરી કરવાથી હાંસલ નહીં થાય. પછી તો તમે જાણો. અમે તો પશ્ચિમબુદ્ધિવાળા બ્રહ્મબંધુ.”

પ્રતાપસિંહનો નાનો પણ બુદ્ધિવાળો ભાઈ વાઘજી બોલ્યો: “બાપા! શંકરમહારાજ ઠીક કહે છે. વળી સ્ત્રી અને બાળક બેને હેરાન ન કરવાં એ આપણો નિયમ છે. તેથી તો આપણને બધી વસ્તીની મદદ છે તે પણ ભાઈના કહ્યા પ્રમાણે કર્યાથી બંધ થશે.”

પ્રતાપસિંહનો ક્રોધમાં આવી બોલી ઊઠ્યો: “વાઘજી! હજી તમે ખરો વિચાર કરી શકતા નથી. રાણા ખાચરને ભૂપસિંહ કરતાં વિદ્યાચતુર પર વધારે વેર છે. આ જ કારણથી સામંતમુળુને ખાચર આપણા કરતાં વધારે મદદ આપે છે. સામંતમુળુ અને આપણે એક થઈ જઈએ તો ખાચરની મદદ વધારે થશે.”

વાઘજી પોતાના ભાઈના સામું ગૂંચવાડાભરેલી નજરથી જોઈ રહ્યો. મણિરાજ રત્નનગરીનો રાજા હતો અને સામંતમુળુ એની સામે બહારવટે નીકળેલો હતો. કુમુદસુંદરી વિદ્યાચતુરની દીકરી એટલે એને પકડવાથી સામંતમુળુ અને સુરસંગ બેનો સંબંધ ઘાડો થાય એ સ્પષ્ટ હતું. પરંતુ પ્રતાપની સૂચનાનું ખરુ કારણ આ ન હતું. તે વિષમી હતો અને કુમુદને

પકડવામાં પિતાનો સ્વાર્થ પૂરવા કરતાં પોતાની વાસના પૂરવાની ઇચ્છા તેને વધારે હતી. સુરસંગ વાઘજીનું મન સમજી ગયો, પરંતુ તેનો પોતાનો વિચાર કંઈ જુદો જ હતો.

સુરસંગ એ જડસિંહનો ભાયાત હતો પણ શઠરાયે એના કબજામાંથી ધીરપુર લઈ લીધું અને સુરસંગને ન્યાયનું દ્વાર ન જડવાથી બહારવટું લીધું હતું. ભૂપસિંહને અને સુરસંગને મૂળ સ્નેહ હતો અને ભૂપસિંહ ગાદી પર બેઠા પછી પોતાના ગરાસની આશા રાખી હતી. પરંતુ શઠરાય ભૂપસિંહ અને સુરસંગનો મેળાપ થવા ન દેતો. ભૂપસિંહને ખાનગી સંદેશો ગયે જ વર્ષે કહાવતાં સુરસંગને ઉત્તર મળ્યો હતો કે ‘તમે ધીરજ રાખો. હળવે હળવે સૌ થશે.’ આથી શાંત રહી સુરસંગે કંઈ તોફાન કર્યું ન હતું. ભૂપસિંહના મનમાં એવું હતું કે શઠરાયનો કારભાર બદલાયા પછી આ કામ કરવું. આ કારણ જાણતો ન હોવાથી સુરસંગ ધીરજ રાખી શક્યો નહિ અને શઠરાયના જ તરફથી સંદેશો આવતાં લૂંટફાટ કરવા માંડ્યો હતો. પણ તેના મનમાં એમ હતું કે આમ કરી ભૂપસિંહને ડરાવી બધી બાબતનો નિકાલ આણવો. કુમુદસુંદરીને પોતાના માણસો પાસે કેદ કરાવવી, પોતે છૂટા રહેવું, ઉપકાર કરતો હોય એમ બુદ્ધિધનને પાછી સોંપવી, અને એ ઉપકાર સંપૂર્ણ થઈ રહે તે પહેલાં બુદ્ધિધનને ઉપકારવશ તેમ જ ભીતિવશ રાખવો અને પોતાનું કામ કાઢી લેવું એવો તેના મનનો ખેલ હતો. પ્રતાપ તામસી વૃત્તિવાળો અને બાપની પરવા ન કરે એવો હતો. તેની ઇચ્છામાં હાલ દેખીતું વિઘ્ન પડશે તો તે વિલાસનું વરશી કરી બેસશે એમ પણ હતું. બે દીકરા શાંત રહે એવો માર્ગ તેણે શોધ્યો. તેણે બેની વાત ઉડાવી અને પાસે બેઠેલા વૃદ્ધોને પૂછવા લાગ્યો:

“કહો ભીમજી, તમે શા સમાચાર આણ્યા? ચંદનદાસ! તમે પણ તમારી હકીકત બોલો.”

ભીમજી વૃદ્ધ ગરાસિયો હતો અને સુરસંગની સાથે નિ:સ્વાર્થી પ્રીતિને લીધે બહારવટે નીકળ્યો હતો અને સર્વ મંડળને અત્યંત વિશ્વાસનું પાત્ર હતો. રજપૂત લોહીના પ્રવાહને વૃદ્ધાવસ્થાએ કાંઈક શાંત કર્યો હતો અને અનુભવે તેમાં ડહાપણનો પટ ભેળવ્યો હતો. બહારવટિયા સુરસંગની એક ખાસ ટોળીનો તે નાયક હતો. રત્નનગરી અને સુવર્ણપુરની સીમ તેને સોંપી હતી. ચંદ્રકાંતના રથ ઉપર તેણે હુમલો કર્યો હતો અને તે બાબતના સમાચાર તેની પાસે હતા.

ચંદનદાસ એક વાણિયો હતો અને તે છતાં કદાવર લડવૈયો હતો. રજપૂતોના પરિચયથી તેમનો પટ તેને બેઠો હતો. જાતિગુણનો તેનામાં માત્ર એટલો જ અંશ હતો કે સામ, દામ અને ભેદથી કામ થાય ત્યાં સુધી દંડસાધન ઇચ્છતો ન હતો અને સ્વાર્થ વિના લડી પડવું એ તેની પ્રકૃતિ ન હતી.

સરસ્વતીચંદ્રને લઈને સુવર્ણપુરથી નીકળેલું ગાડું આંબા અને તાડનાં વન વચ્ચેના રસ્તાના આરંભ આગળ આવી પહોંચ્યું ત્યારે પાછલા પહોરના ત્રણ વાગવા આવ્યા હતા અને આંબાઓની ઘટામાં ચંદનદાસ બહારવટિયાઓનું એક ટોળું લઈ પડાવ નાખી રહ્યો હતો અને સંન્યાસીને વેશે સુવર્ણપુરની સ્થિતિ તપાસી આવતા સુરસંગની વાટ જોતો હતો. સુરસંગ જેલમાં જઈ શઠરાયને મળી આવ્યો હતો. ગરબડદાસ સાથે બારોબાર સંબંધ રાખવા ટપાલ ગોઠવી મૂકી હતી, સરસ્વતીચંદ્ર બુદ્ધિધનના ઘરનો માણસ છે એ તપાસ કરી હતી, રાણાના મહેલમાં પહેલી જ રાત્રે તે ગયો હતો એ ખબર મેળવી હતી, અને તેને પકડ્યાથી લાભ સમજી તેના ગાડા જોડે ચાલતો હતો.

આંબા અને તાડનાં વનના મુખ આગળ ગાડું આવ્યું અને ઉઘાડું મેદાન બંધ પડ્યું એટલે સુરસંગ ગાડાથી આગળ નીકળ્યો. ચંદનદાસ ઝાડીમાંથી બહાર આવ્યો અને સુરસંગે કરેલી સાન ઉપરથી ચેતી આઠેક હથિયારબંધ માણસો લઈ ગાડા ઉપર તૂટી પડ્યો. એક જણે તરવાર વડે જોતરાં કાપી બળદનો કબજો લઈ લીધો. ગાડાવાળો રાશ લઈ એક પાસ ઊભો અને ધ્રૂજતો ધ્રૂજતો કહેવા લાગ્યો: “બાપુ! બ્રાહ્મણવાણિય? કાંઈ સામા થાય એવા નથી. અમસ્તી હત્યા ન કરશો. પાસે હશે તે આપશે અને કહેશો તે કરશે. હું તો મારે ગાડાવાળો છું.”



ગાડામાંથી વાણિયાને એક જણે ઊંચકી હેઠે નાખ્યો અને તે નીચે પડી પોકેપોક મૂકી રોવા લાગ્યો; જુવાન વાણિયણ ગભરાઈ ગઈ અને એક જણે નિશાની કરી તે પ્રમાણે પૈડાં ઉપરથી ઊતરતાં ઊતરતાં નીચે પડી ગઈ અને તેના શરીર પરથી દાગીના એક બે સરી પડ્યા તે લેવામાં બે જણ ગૂંથાયા. બાઈને ભોંય ભારે થઈ પડી — તેનાથી બોલાયું નહીં — ચલાયું નહીં અને આંખમાંથી માત્ર પાણી ખરખર ચાલ્યું. તેનું ભાન ખસી ગયું અને બોલવાનો પ્રયત્ન કરતી જીભ દાંત વચ્ચે અટકી. બિચારીની બોચી ઝાલી એક જણે તેને પકડી રાખી.

સૌમાં અનુભવી ડોસી નીકળી. એક નાનીસરખી પોટલીમાં થોડાક રૂપિયા રાખ્યા હતા તે પૌટલી લૂગડામાં સંતાડવી કઠણ ન પડી. સામાન માત્ર ગાડામાં રહેવા દઈ હળવે રહી ડોસી બહાર નીકળી પડી અને છેટે ઊભી ઊભી બોલી: “ભા, આ હું તો મારે લૂગડાભેર ગાડા બહાર નીકળી. મારો સામાન બધો માંહ્ય છે. જોઈએ તે લઈ લો. બ્રાહ્મણી છું. તે તમારી પાસેથી માગવા લાયક છું. પછી તમને ખપે તે તમે લો.”

“હવે, બેસ બેસ, બુખી” કરી એક જણ તેને ધૉલ મારવા આવ્યો. ડોસી આઘી ખસી ગઈ અને ધૉલ ચુકાવી દયામણું મોં કરી બોલી: “ભા! માર મારવી હોય તો, વર્ષે બે વર્ષે મોતનું મોં તો મારે છેસ્તો, તે એમ જાણીશ કે આજે જ આવ્યું. તને ય ઘડપણ આવજો. સો વરસનો થજે, ભા—મારા જેવો!” બહારવટિયો છક થઈ ગયો અને આઘો ખસી ડોસીને

એમ ને એમ મૂકી, પણ દૃષ્ટિ તેના ભણી જ રાખી, ગાડા ભણી ગયો. "નાસવાનું કરીશ તો બીક છે. અહીં જ ઊભી રહીશ તો મને શું કરનાર છે?" ગણી ડોસી ગાડા આગળનો તમાસો જોતી જોતી એક પથરા ઉપર રસ્તાની બાજુએ બેઠી.

સરસ્વતીચંદ્ર ગાડામાં પગથી માથા સુધી ધોતિયું ઓઢી સૂઈ ગયેલો હતો તે આ લોકોનો ગરબડાટ સાંભળી સફાળો ઊઠ્યો અને વાણિયાને મુકાવા વિચાર થયો ન થયો એટલામાં તો બીજી પાસ વાણિયણની અવસ્થા જોઈ તે પાસ કૂદી પડ્યો. તેને સામો થતો જોઈ ચંદનદાસ અને તેના માણસ તેની આસપાસ વીંટાઈ વળ્યા. હથિયાર વિનાનો સુકુમાર પુરુષ આ લોકો સામે શું કરી શકે એમ હતું? આખા દિવસનાં ધૂળ અને તાપ વચ્ચેના પ્રવાસથી તેના શરીરમાં તાવ ઉત્પન્ન થયો હતો. કુમુદસુંદરીના વિચારથી તેનું મસ્તિષ્ક (મગજ) ઊકળેલું હતું. સ્વપ્નોથી ભરેલી પણ નિદ્રા ભોગવવાથી તે કાંઈક શાંત થયો હતો તે આ અણધાર્યા પ્રસંગથી બીજા વ્યાપારમાં ગૂંથાયો, અને નિદ્રા છૂટતાં અકસ્માત્ વાણિયણને બચાવવા કૂદી પડ્યો હતો. તેને પોતાની અશક્તિ અને શસ્ત્રહીનતાનું ભાન આવ્યું, તોપણ વાણિયણને હસ્તબળથી છોડાવી અને એક હાથે તેને ઝાલી ભમ્મર ચડાવી હઠી ગયેલા બહારવટિયા સામું જોઈ રહ્યો. આ જોઈ સુરસંગ અત્યારસુધી છેટે ઊભો હતો તે હસતો હસતો આવ્યો અને કહેવા લાગ્યો:

"ચંદનદાસ! આ ભવાઈ હવે જવા દે. આ બૈરાંને જવા દે અને મરદોને સાથે લઈ જા. ચંદરભાઈ! હું તમને ઓળખું છું. જાઓ આમની સાથે."



કોપાયમાન મુખવાળો પણ શું કરવું તે ન સમજનાર વિચારમાં પડેલો સરસ્વતીચંદ્ર બોલ્યો પણ નહીં, ખસ્યો પણ નહીં; માત્ર સુરસંગ સામો દાંત પીસી ઊભો રહ્યો.

"ચંદરભાઈ! તમને લૂંટવા નથી. હું તમને ઓળખું છું. મારે તમારું કામ છે. આમની સાથે જાઓ."

સરસ્વતીચંદ્ર ન જ ખસ્યો. સુરસંગે પાછળથી આવતા ત્રણ સવાર દીઠા અને હોંકારો કર્યો. તેની આંખ ફરી ગઈ.

"જા! જાય છે કે નહીં? ચંદન, ખેંચી જા આ જુવાનને! સખત જાપતો રાખજે! એકદમ ચલાવ હથિયાર, ન માને તો. સાળી બ્રાહ્મણની જાત! માર વગર માને જ નહીં ને!"

ચંદનદાસ અને તેના માણસોએ હાથ ઉગામ્યા અને સરસ્વતીચંદ્રને ખેંચી ગયા. ખેંચતા હતા તેવામાં પાછળના સવારો આવ્યા. તેમને આડી વાટે દોરવા સુરસંગ તેમની સાથે લડવા લાગ્યો અને સરસ્વતીચંદ્ર ખેંચતાણ કરતો પાછો નાસવા જતો હતો તેને ડાંગવતે ગોદો એવો માર્યો કે લોહીવાળો થઈ પડી ગયો. સવારોની દૃષ્ટિ તો સરસ્વતીચંદ્ર ભણી જ હતી.

તેને ઘવાયેલો તથા બેભાન લઈને દોડનાર મંડળની પાછળ તેઓ પણ દોડ્યા. પગના નળામાં વાગવાથી ચાલવાને અશક્ત સુરસંગ ગાડામાં બેસી વડ તળે આવ્યો તે આપણને ખબર છે.

પણ સરસ્વતીચંદ્રનું શું થયું? વડ તળે ચંદનદાસ આવ્યો ત્યારે તેના સાથમાં એ ન હતો. કુમુદસુંદરીએ મોકલેલા સવારો ત્રણ હતા પણ તેઓ શૂરવીર અને ઊંચી જાતનાં હથિયારો લઈ ઘોડે ચડેલા હતા અને પૂરવેગમાં બહારવટિયાઓની પાછળ દોડતા હતા. ચંદનદાસના માણસોની સંખ્યા વધારે હતી, પણ તેઓ સર્વ પાળા હતા, ત્રણ ત્રણ દિવસના અપવાસી હતા, તેમનાં હથિયારો સારાં ન હતાં, દસ દસ વર્ષના નિષ્ફળ બહારવટાથી કંટાળેલા હતા, અને માત્ર વટને ખાતર જ સુરસંગના પક્ષમાં ઘસડાતા હતા; તેમાં અત્યારે પાછળ આવા સવારો આવે અને બે માણસોને સાથે ખેંચી ચાલવું ભારે પડ્યું તેમ જ નિરર્થક અને પોતાને વાસ્તે હાનિકારક લાગ્યું. ચંદનદાસે પણ વણિગ્બુદ્ધિ ગ્રહી. આ મુસાફરોને પકડવામાં તેમની પાસે દ્રવ્ય હોય તો તે લૂંટવા સિવાય બીજો અર્થ સુરસંગના મનમાં હોય એવી તેને કલ્પના પણ ન થઈ, અને “આ માણસો તો ભિખારી છે — મૂકોને પડતા” એ વિચાર કરી, એક ઊંચા ઘાસવાળી જમીનમાં ઘાસ વચ્ચે તેમને સુવાડી દઈ પડતા મૂકી, પોતે ભાર વિનાનો થતાં સવારોની નજર ચુકાવી નાસી ગયો. સરસ્વતીચંદ્રને આમ પડતો મૂક્યો તેની સવારોને ખબર ન પડી અને થોડેક સુધી દોડી નિરાશ થઈ મનોહરપુરી ભણી વળ્યા.



ચંદનદાસે આ સર્વ સમાચાર વડ તળેની સભાના અધ્યક્ષ સુરસંગને બીતે બીતે કહ્યા. સુરસંગ માત્ર એટલું જ બોલ્યો: “ચંદનદાસ! તું ગમે તેવો શૂરવીર છે, પણ વાણિયો છે. રાજકાજનાં કામ સમજે પણ આખરે તારી નજર વેપારીની હશે. તેં તારા ગજા પ્રમાણે કર્યું. કામ સોંપતાં પહેલાં કામ કરનારનું ગજું જોવું અને તેનાથી કેટલું ઊપડી શકશે એ ક્યાસ કરી જોવો — એ રાજાનું કામ છે. તેં થયું કર્યું. તે તારો દોષ નહીં. દોષ મારો કે તને કામ સોંપ્યું. ખરી વાત. દસ દસ વર્ષ થયાં રાજા મટી ધાડપાડુનો ધંધો લઈ બેસનારમાં રાજબુદ્ધિ ક્યાંથી રહે? જો બુદ્ધિ હોય તો તમારા જેવા શૂરવીર અને વટવાળા સાગરીતો સાથે હોવા છતાં શું શું બનવું ન જોઈએ?” સુરસંગનું મોં લેવાઈ ગયું કારણ તેને મનથી હાથમાં આવેલું એક મોટું સાધન જતું રહ્યા જેવું થયું. “વારુ, ભીમજી! તમારે પણ એવી જ કથા કરવાની છે કે કાંઈ બીજી? ભા, ચડતાનું નસીબ ચડતું, ઊતરનારનું ઊતરતું. બોલો, બોલો, જે હોય તે.” વૃદ્ધ ભીમજી આગળ આવી ભ્રૂકુટી ચડાવી તાકી જોઈ બોલ્યો: “સુરસંગ! તારા બાપને માથે તારાથી વધારે દુ:ખ પડ્યું હતું પણ તેની છાતી આવી ન હતી; તારા કરતાં જબરી હતી. આટલાથી તું હારી જાય છે ત્યારે હવે બીજું શું કરશે? તારું કામ તો એ છે કે આ બધાંને હિંમત આપવી. ચાલ, ચાલ, આમ નબળા બોલ બોલતાં રજપૂતના દીકરાને શરમ નથી આવતી? ઘોડે ચડે તે પડે. બીજાને કંઈ

પડવાનું હતું? આવો તારો શત્રુ શઠરાય તે આજ તારી મદદ માગે છે; કંઈ મારી માગે છે? તારો બાપ કોણ? તારી મા કોણ? તારું કુળ કોણ? તું કોણ? જા, મારા ભા! દસને ઠેકાણે પચાસ વર્ષ આવાં થાય! જંગલમાં તો ખાવાનું યે મળે છે, પણ કઠણ પહાડની ખોમાં બે વરસ ભરાઈ રહેવું પડે, તેમાં શું થયું જે? વાણિયાબ્રાહ્મણને કંઈ એમ થવાનું હતું? રજપૂતનું રજપૂતપણું તરવાર મારવામાં ને તરવારના ઘા સહેવામાં જ પૂરું નથી થતું. રજપૂત! રજપૂત બધી જાતનાં દુ:ખ ખમતો ખમતો હસે છે ને ઈશ્વર ઘા ઉપર ઘા કરે તેમ તેમ રજપૂતનું લોહી વધારે વધારે ઊકળે છે; તેનું લોહી વધારે વધારે બળવાળું થાય છે! રજપૂતને તો પોતાની જ ચિંતા હોય છે, પણ રજપૂત રાજાને તો પારકી ચિંતા પણ હોય છે. બાપુ! તું જુએ છે કની કે આ વાદળાં આખા વાદળને કાળુંબલક કરી મૂકે છે અને વરસવાને સાટે ગાજવીજ કરી મૂકે છે ત્યારે ઝાડીમાં અંધારી રાતે એકલું ઊભેલું પણ સાવજનું બચ્ચું ખીજી ખીજીને ફાળ ભરે ને સામું ગાજે છે! સુરસંગ! તું સાવજનું બચ્ચું છે — જ્યાં સુધી આ વાણિયાબ્રાહ્મણનો વેશ છોડી તારી જાત ઉપર — તારા કુળ ઉપર — નહીં આવે ત્યાં સુધી હું કંઈ તને સમાચાર કહેવાનો નથી. તારું મન આવું થાય ત્યારે તો સૂરજ આથમણે ઊગવો જોઈએ — તને રજપૂત કોણ કહે? —તારી સાથે બોલું તો ભ્રષ્ટ થાઉં. ઘરડો પણ રજપૂત છું. તારા બાપની, અને તું રજપૂત હતો ત્યારે તારી નોકરી કરી છે. ગાજી ઊઠ અને જણાવ કે હજી તું એ ને એ મારો શૂરો સુરસંગ છે. ત્યાં સુધી હું નહિ બોલું."

આટલું બોલી ભીમજી એકદમ સુરસંગ ભણી પૂંઠ ફેરવી બેઠો.

"ભીમજીભા!" —સુરસંગ ડોસાને ખભે હાથ મૂકી તેને મનાવવા લાગ્યો.

"ભા યે નહીં ને બા યે નહીં. હું રજપૂતનો સગો છું — બીજાનો નહીં. બોલ કે સુરસંગ હજી નાહિંમત નથી થયો.'

સુરસંગ ભીમજીના સામો આવી ઊભો અને તેનો હાથ ઝાલી તેને ઉઠાડી ગાજી ઊઠ્યો: "ભીમજીભા! ઊઠો, ઊઠો! વાણિયા સિથે વાણિયાનો વેશ કાઢ્યો માટે હું વાણિયો થયો ન સમજશો. ચંદનદાસ! તારામાં ઊકળતું લોહી ન હોય તો ખોલ તારી નસ ને મારી નસ ખોલી મારું લોહી થોડું લે. ખરું છે કે સેનાધીશ ધૈર્ય ખોયું એટલે સેનાનો નાશ થવાનો જ. સેના એ યુદ્ધ કરનાર અંગ છે અને સેનાધીશે એ અંગમાં વસનાર આત્મા છે. સેનાધીશનું શૂરત્વ એ અંગને ઉકાળનાર અને કુદાવનાર લોહી છે! એ લોહી મારામાં છે. ભૂપસિંહના વાયદા હવે હું સાંભળનાર નથી. તેનો કારભારી શઠરાય હો કે બુદ્ધિધન હો — મારે તેની સાથે શો સંબંધ છે? ધીરપુર પાછું મેળવવું એ મારો પુરુષાર્થ છે. આ મારું મંડળ દસદસ વર્ષ થયાં રખડે છે. તેનો અંત હવે આવશે એવું મારો આત્મા મને કહે છે. કહો ભીમજીભા! બીજી વાત પડતી મૂકી, હવે શું કરવું અને આપણું બળ ક્યાં

અજમાવવું તે બતાવો. જુવાન લોહી લડે ખરું પણ માર્ગ ઘડપણ જ બતાવી શકે.”

ભીમજી સુરસંગનો ખભો થાબડતો ઊઠ્યો અને તેને આનંદથી ભેટી પડ્યો. જુદો પડી આખરે બોલ્યો. ‘શું કરવું?” એ પ્રશ્નના ઉત્તરના વિચારે અનુભવી રજપૂતના લોહીને કંઈક ટાઢું પાડ્યું.

“ભા! લડવું એટલે અમસ્તકાં બળતામાં કૂદી પડવું એમ નથી. રત્નનગરીથી કેટલાંક માણસ સુવર્ણપુર જતાં હતાં તેને સાંજે — બરોબર રોળીકોળીને સમે લૂટ્યાં છે. પણ બહારવટાનું નસીબ પણ બહારવટે જ હોય. આ પેટીઓ સિવાય તે માણસો પાસે કાંઈ ન હતું. અને એ પેટીઓમાં તો આ સાહેબલોકશાહી લૂગડાંનાં ચીંથરાં અને આ કાગળિયાં છે. લૂંટેલાં માણસ સામાન નાખી દઈ પાછાં ગયાં અને સામાનમાંથી આ નીકળ્યું! જાણ્યું’તું કે પંદર દિવસનું ભાથું મળશે — પણ કાગળ ને કપડાં તે પણ એવાં કે વાણિયો વેચાતાં પણ ન લે! મારી નજરમાં તો હવે એમ આવે છે કે આ હવાતિયાં મારવાનું આપણે છોડી દેવું. આપણું બળ એવું નથી કે દેશ લૂંટીને રાજાને કાયર કરીએ. માણસો છે પણ પૈસા વગર પગમાં જોર ન હોય અને હથિયાર વગર હાથમાં જોર ન હોય. હવે આપણે જુદા રસ્તા પકડવા.



“હવે તો શઠરાયની મદદ મળે તે લેવી પણ એના પૈસા લૂંટ કરીને લેતા હતા તેને સાટે એની ગરજે આવ્યા લેવા અને ખબર આપે તે સંભાળીને લઈ લેવી. ભૂપસિંહ ગમે તેટલા કૉલ આપે પણ એ ગાદી પર બેઠો એટલે આપણાં અને એનાં પેટ જુદાં થયાં. હવે તો ગમે તો એકાદ રાત્રે શઠરાયની મદદથી રાણાના મહેલમાં જઈ તેની પાસેથી માગ્યું લેવું — પણ આ સાહસ હજી કરવા જેવું નથી.

“મારી નજરમાં પ્રતાપબાપુએ બતાવેલો રસ્તો બહુ વાજબી લાગે છે. વાઘજી કહે છે તે ખરું છે પણ બુદ્ધિધનની ચોટલી આપણા હાથમાં આવી એટલે પછી એ ભૂતને ધુણાવવું હશે તેમ કયાં ધુણાવાતું નથી? વિદ્યાચતુરથી પણ આપણું માગ્યું અપાવવામાં પછી કેમ પાછાં પડાશે? એની દીકરી સારી રીતે જાળવજો એટલે છૂટ્યા પછી એ આપણું સારું જ બોલશે અને તેમ થશે એટલે દુશ્મનાઈનો અં:

“કેમ વાઘજીભા! એમાં કાંઈ વાંધો છે? બોલી જજો બધામાંથી જેને કાંઈ બીજી વાત સૂઝતી હોય તે. હા, પછી વખત નથી.”

વાઘજીએ ઉત્તર ન વાળ્યો. બીજું પણ મંડળ શાંત આતુરતાથી બેસી રહ્યું.

સુરસંગે ભીમજીના કાનમાં કહ્યું: “શઠરાય હાલ કામમાં લાગે એમ નથી એ મેં કાલ નકકી કર્યું છે.”

ભીમજી મોટે સાદે બોલ્યો: “ત્યારે તો ધાર્યું તે નક્કી કરવું જ. હવે વેળા વિતાડવી નહીં.”

સુરસંગ ટટ્ટાર થયો, છાતી કાઢી અને તેની સાથે બધું મંડળ ઊઠ્યું. સુરસંગે બૂમ મારી કહ્યું: “મોટા મળસકામાં આ તાડો વચ્ચે સુભદ્રાનદીની આણી પાર આપણે મળવું — ભીમજી! તમે નદીના કોતરોમાં રહેજો. ચંદનદાસ! તારે બે વન વચ્ચેના રસ્તા પર ફરવું અને માણસો આઘેથી આવતાં જણાય એટલે સાન કરવી. નદીના પુલ આગળ કોઈ મોટા જટાળા ઝાડમાં એક જણને ઢોલ આપી બેસાડવાં અને તેની ઢોલ બોલાવે તે પ્રમાણે બધાએ ચાલવું. પરતાપ! તું રસ્તાની પેલી બાજુએ આંબાના વનમાં રહેજે ને વખત પડ્યે આવજે. વાઘજી! તું આ વડની બાજુ સાચવજે. હું ચારેપાસ ફરતો રહીશ. સૌએ પોતપોતાનાં માણસ લઈ છૂટાંછૂટાં ફરવું અને વખત આવ્યે ભેળા થવું — હવે શંકર સહાય થશે અને આટલાં વરસનાં દુ:ખનો છેડો આવશે એ નક્કી.

“ચંદનદાસ! હું આખો દિવસ સુવર્ણપુરમાં જ હતો. આપણું ધાર્યું થશે. એ લોકના સાથમાં માત્ર રત્નનગરીના દસેક સવાર જ છે. પણ ફેર એટલો જ છે કે આપણે ચીંથરેહાલ છીએ અને તે લોકો સારા સરંજામવાળા છે. બુદ્ધિધનનાં પણ માણસ હશે માટે સંભાળીને ચાલવું, જો કાલે લાગ ન ફાવ્યો તો જન્મરો ન ફાવ્યો સમજવો — પછી સુવર્ણપુરની આશા મૂકવી. મારા શૂરાઓ! મારા આટઆટલા વખત થયાં સુખદુ:ખના સાથીઓ! મારી સાથે તમે ઝાડોમાં ને જંગલોમાં આથડ્યા છો; મારે માટે તમે કાંટાઓમાં ચાલ્યા છો અને નદીના કાદવમાં કળતા કળતા લડ્યા છો. આ ઉઘાડા આકાશ તળે શિયાળાઉનાળાના ટાઢતડકા ખમવામાં કસર નથી રાખી. ઉપર વરસાદ મુસળધાર અને નીચે કીચડકાદવ તેમાં તમે ભમ્યા છો. સાવજની ગર્જના સાંભળી કંપ્યા નથી અને તેના ભયંકર પંજાને તમારાં બાળકો વશ થયાં છે. પંદરપંદર દિવસ ભૂખે રહ્યા છો અને વગર દુકાળે દુકાળ વેઠ્યો છે. નહીં ઘરના, નહીં બહારના; નહીં સ્ત્રીના — નહીં માબાપના — એમ આટલાં વર્ષ કાઢ્યાં છે તેનો બદલો હું શી રીતે વાળનાર હતો? પણ એ બધી દશામાંથી છૂટવાનો વખત આવ્યો છે, તે કોણ નથી સમજતું? આટલું કર્યું તો હવે એટલું જ વધારે કરો કે એક પળમાં શત્રુ વશ થાય અને તમને સુખ આપવાનો મારો વારો આવે! જે અં:બે! જોગણી માયા! આજ તારે અમારી ઓથ કર્યા વિના ચાલે એમ નથી. જોગણી! અંબા! ભવાની! બોલો જે!”

“અંબે માતકી જે”...ચારેપાસ બૂમ ઊઠી અને અંધકાર વીંધાઈ કંપવા લાગ્યો.

આ બૂમની સાથે સર્વ મંડળ હર્ષવાર્તાનો ગણગણાટ કરતું બહાર નીકળ્યું અને ચારેપાસ વેરાઈ ગયું. મનોહરપુરીની ગરીબ અજ્ઞાની વસ્તી ઘણી વખત આ મંડળને અહીં મશાલો સાથે મળતું ને હોંકારા કરતું જોતી,

પણ જૂના કાળમાં પોતાની નગરીની કોઈ સેના આ ભૂતાવળીરૂપે મળતી હશે એમ વાતો કરી અદ્‌ભુત આશ્ચર્ય પામતી. આ કારણથી આ બહારવટિયા ભૂતાવળીમાં લેખાતા અને તેઓ જ ત્યાં મળતા હશે એવી કોઈને શંકા થતી ન હતી.

થોડી વારમાં વડ તળે અંધકારનો તંબૂ હતો તેવો પાછો પથરાઈ ગયો. માત્ર વાઘજી અને શંકર મહારાજ અંધકારમાં ભૂત પેઠે ઊભા રહ્યાં.

“વાઘજીબાપુ! ભાઈની યુક્તિ ફાવી. કુમુદસુંદરીથી એમની દાઢ સળકી રહી છે તે બાપા જાણતા નથી.”

“શંકર! એ હું સમજ્યો છું. મારાથી ધિંગાણાને ઠેકાણે હવે નહીં જવાય — નીકર હું સંભાળી લેત. હશે. પણ હવે તો સોંપ્યું કામ કરવું. તું જા. હું બાપાને મળું છું” વાઘજી ગયો.

“બુદ્ધિધનભાઈ, આ લોક હજી તમને ઓળખતા નથી. પણ હું અત્યારે જઈ કુમુદસુંદરીના સાથને મળું છું. આ લોક ઉદારતા નહીં ચાખે — શિક્ષા ચાખશે — ઠીક, એ તો ઉપાય સૂઝયો જ!” અંધકારમાં હરણની પેઠે ફલંગો ભરતો રસ્તાનો ભોમિયો શૂર બ્રાહ્મણ ચાલ્યો.

ઝાડ ઉપરથી કોઈક હળવે રહીને ઊતર્યું.

# ૩. ઘાસના બીડમાં પડેલો

*“વિયોગીને યોગી કરવાનો છે આ પ્રયત્ન માંડ્યો;*

*જુએ તું તે સહુ તોય મુર્ખ બની આમ રુએ છે પાછો!*

*માયાગ્રહથી મુકાવી વિભુ શું મેળવવા કર સાહ્યો;*

*જુએ તું તે સહુ તોય મુર્ખ બની આમ રુએ છે પાછો!”*

**- ચિંતા**

ચંદનદાસનાં માણસ, સરસ્વતીચંદ્ર અને વાણિયાને ઘાસમાં પડતા નાખી, ચાલ્યાં ગયાં હતાં તે સમયે સરસ્વતીચંદ્રના હાથમાંથી લોહી વહેતું હતું અને એ મૂર્છાવશ હતો, પણ પક્કા વાણિયાનો વાળ વાંકો થવા પામ્યો ન હતો.

એ વાણિયો રત્નનગરીનો રહેવાસી હતો. મૂળ તેને ઘેર ગાંધીનું હાટ હતું, પણ સટ્ટો કરવામાં પ્રથમ લાભ મળ્યાથી તે જ બાબતનો ચડસ પડ્યો હતો. તેમાંથી ચાળીસપચાસ હજારનો જીવ થયો હતો. દિવસ ફર્યા એટલે મેળવેલું ગયું અને કરજ થયું. મુંબઈમાં નસીબ અજમાવ્યું પણ ફાવ્યું નહીં. બીજે ઘણે ઠેકાણે ઘણીઘણી જાતના પ્રયત્ન કર્યા તે વ્યર્થ ગયા. એનું નામ અર્થદાસ હતું અને શ્રીમંતાઈ બે દિવસ આવી એટલે ધનકોર નામની કાળી કન્યા સાથે લગ્ન થયું. પોતાનું કુળ ઊંચું નહીં એટલે આઠેક હજાર ધનકોરના બાપને આપવા પડ્યા; અને ધણીને ફોલી, ફોસલાવી, છેતરી, માગી, ચોરી તથા હજાર યુક્તિઓ વડે ધનકોરે આઠેક હજારનો માલ એકઠો કર્યો હતો તેમાં અર્થદાસની આંગળી સરખી પેસવા પામતી ન હતી. અધૂરામાં પૂરું આજ તો ધનકોર શેઠાણી પણ ખોવાયાં — તે પણ શરીર પર દાગીના સાથે! જ્યારે સરસ્વતીચંદ્ર મૂર્છાવશ હતો ત્યારે અર્થદાસ આ બધું સંભારી હજાર સુખદુ:ખના વિચારમાં લીન થતો હતો. ધનકોર તેને પરણી ત્યારે સાતઆઠ વર્ષની હતી; તેને ઘેર આવી ત્યારે અગિયારેક વર્ષની કાચી વયની હતી. નાનપણમાંથી તે વગદી અને વલકુડી હતી. ધણી પણ યોગ્ય જ હતો. ભાઈ દોકડો ખાવા ન આપે ત્યારે બાઈ બે દોડકા સંતાડે. અર્થદાસને તેની ખબર પડે ત્યારે ધમકાવે પણ મનમાં રાજી થાય કે “રાંડ હોશિયાર ખરી. મને છેતરે એવી ખબડદાર નીકળી. છો રાંડ ચોરતી ને સંતાડતી. લેણદાર બધું જપ્ત કરશે ત્યારે એ માલ રહેશે.” પણ ધનકોર તો એવી ખબડદાર નીકળી કે ધણીને મરવા વખત આવે તો યે ધનકોર પાસેથી ફૂટી બદામ કેવી નીકળે જે? અર્થદાસ ઘણુંઘણું ફોસલાવે, પણ આખરે હારે અને હારતાં હારતાં સંતોષ માને કે “રાંડ માથાની મળી — જેવી જોઈએ તેવી — જોડ — મળી.” કરકસરમાં પણ ધનકોર એવી જ ચતુર હતી.

ઘરમાં પણ સૌને એ કાયર કરતી. સાસુને રોવડાવે, નણંદને ઊમર ન દેખાડે, જેઠાણીને ફજેત કરે, દેરાણી પાસે દળણું દળાવે, જેઠ—દિયરને જોઈને હડકાઈ કૂતરી પેઠે ભસે, ધણીની આગળ પોશ આંસુ પાડી રુએ અને મનમાં ને ઘરમાં મુકાદમ. ધનકોરનામાં એક ગુણ હથો. તેનામાં કચાલ ન હતી. વગદાપણાને લીધે છેક નાનપણમાં તેની ચાલ બગડે એવો વખત આવ્યો હતો, પણ વગદાપણાને વધવાનો રસ્તો અર્થદાસે ઘરમાં જ એટલો બધો સવડભરેલો ને મોકળો કરી આપ્યો હતો કે હળવેહળવે આખો દિવસ ઘરમાં ગૂંથાઈ રહેવાની તેને ટેવ પડી હતી અને એમ કરતાંકરતાં વિષયવાસના ધનના લોભ આગળ નિર્મૂળ જેવી થઈ ગઈ હતી. આથી ધનકોર બીજી રીતે કર્કશા જેવી હોય છતાં ઘરમાં તેનો મોભો રહ્યો હતો અને સૌ કોઈ તે કહે તે વેઠતાં. કારણ ખરેખરી બાબતમાં ધનકોરવહુ કોઈને નમ્યું આપે એમ ન હતું. અર્થદાસને અત્યારે એની ફીકર પડી હતી. “મોઈ રાંડ, કોણ જાણે ક્યાં યે હશે ને શરીર પર દાગીના છે!” “મનહરપુરી પાસે છે એટલે હરકત નથી;” “બાયડીની જાત — કાયા ને માયા બેનો ભો;” “રાંડ આજ ઠીક પાંશરી થશે;” “ક્યાં આ બહારવટિયાઓમાં રોતી રખડતી હશે?” “બધાને પૂરી પડે એવી છે;” “કાચી માયા છે?” “મોઈ રાંડ,” “એનું શું થશે? હેં! — મને એના જેવી બીજી નહીં મળે?” “છો રાંડ અથડાતી — ગાંઠ કરીને બેઠી છે તે મને ઝેર ખાવાને યે કામમાં નથી લાગતી;” “હશે, એના તો એના, પણ દાગીના એટલા રહ્યા છે તે યે જશે!” “ગમે તેવી તો યે બાઈ માણસ તે બાળક જ કેની?” “ઓ મારા બાપરે!” — એમ કરી અર્થદાસ રોતો રોતો ચારેપાસ જોતો જોતો ઊઠ્યો અને બે હાથને છેટે સરસ્વતીચંદ્રને પડેલો દીઠો. એની કાંતિ તથા દશા જોઈ દયા આવી અને ઉઠાડવા તથા સ્વસ્થ કરવા ધાર્યું. વળી વિચાર થયો — “મૂઓ હશે કે જીવતો હશે! ઘેર જ ન જાઉં? બીજા લૂંટારા આવશે! હું ક્યાં બલા વહોરું?” ધનકોરની વહાર કરતાં સરસ્વતીચંદ્રની આ દશા થઈ હતી તે સાંભરી અને ઉપકારને દૃષ્ટાંતે સ્વાર્થવૃત્તિને જીતી. વાણિયો બ્રાહ્મણ પાસે ગયો અને તેના અંતઃકરણમાં શુદ્ધ દયા વસી.

સરસ્વતીચંદ્રને લોહી ઘણું નીકળ્યું હતું, પણ કંઈક કારણથી બંધ થયેલું જણાયું. થોડેક છેટે તળાવ હતું ત્યાંથી અર્થદાસ પાણી લઈ આવ્યો અને સૂતેલાના મોં પર છાંટી તેને જગાડ્યો. સરસ્વતીચંદ્ર જાગ્યો, ચારેપાસ નવીન સ્થળ જોવા લાગ્યો; ચકિત થયો; તાવ, ઘાની નબળાઈ, થાક, ભૂખ અને સ્થળ તથા સમયની ઉપજાવેલી વૃત્તિઓથી દીન દેખાવા લાગ્યો. પિતાના વચનથી ઓછું આવ્યું હતુ; કુમુદસુંદરીની નિન્દા સહી શકાઈ ન હતી; ચંદ્રકાન્ત પાસે રોવું આવ્યું હતું; અઢળક દ્રવ્ય અને વૈભવ એક ઘડીમાં છોડી દેતાં કંપારીસરખી ખાધી ન હતી; કુમુદસુંદરીના રણકારથી કંપી રહેતો પ્રેમસતાર તોડી નાખતાં પોતાનું આખું હૃદયતંત્ર ચિરાયું — ચૂરા થયું અને તે છતાં વૈરાગ્યના શિખર ભણી દોડતા વિચારે તે જોયું પણ ન હતું, ઈશ્વર પરની આસ્થાએ ‘કુમુદસુંદરીનું શું થશે’ એ વિચાર કર્તવ્ય

સરખો પણ ગણ્યો ન હતો અને બાલ્યાવસ્થામાં જન્મ પામેલો વૈરાગ્ય આર્યવિદ્યાથી દૃઢ થઈને પાશ્ર્ચાત્યવિદ્યાથી વિધિવિહીન બની સ્વતંત્રમાની થયો હતો. આ વૈરાગ્યને તેની ગર્ભશ્રીમંતાઉએ એવો તો ઉત્કટ બનાવ્યો હતો કે એના અનુભવ વિનાના જગતને તે ઉદ્ધત લાગ્યા વિના રહેતો નહીં. મોટા દ્રવ્યવાન શેઠિયાઓ અને મોટા તેમ જ વિસ્તારી પક્ષવાળા ગૃહસ્થો તેને મન મોટા મહેલોની ચોકી કરનાર અથવા તો મોટા અંગ્રેજો પાસે વાતચીત કરવાનો હક ધરાવનાર સિપાઈઓ જેવા વસતા. ગતિકાઓ પાસે દ્રવ્ય અને પક્ષ ઉભય જોઈ, તે પોતાના દ્રવ્યથી કે પક્ષથી પોતાને તસુ પણ મોટો થયો માની શકતો ન હતો. મોટામોટા અંગ્રેજ અમલદારો, ગવર્નરો અને રાજકુમારો સહિત—‘કાળબળનાં બનાવ્યાં પૂતળાં’ છે એવું તે લેખતો. વર્તમાનપત્રો અને ગ્રન્થકારોને તે ‘સુધારાના ભાટચારણો’ની ઉપમા આપતો અને તેમનું ઉપયોગીપણું છે તેવું જ સ્વીકારતો, પરંતુ કોઈ પણ સામાન્ય માણસ અથવા મિત્ર અથવા વાતો કરનારના મતને જેટલું માન ઘટે તેથી જરી પણ વધારે માન આપવાની સ્પષ્ટ ના કહેતો. જગતની દૃષ્ટિએ સાહસ લાગનાર પોતાનાં કૃત્યનો ન્યાય જૂના તથા સુધરેલા સર્વ વર્ગ કેવો કરશે તે તેણે સ્પષ્ટ જોયું હતું — ચંદ્રકાન્તે સમજાવ્યું હતું — તે છતાં તેણે પોતાનો વિચાર જ કાયમ રાખ્યો હતો તે આપણે જાણીએ છીએ અને એ પણ જાણતો હતો. પરંતુ કાળ—કુંભારની ઘડેલી સમવિષમ અવસ્થાઓ ભિન્નભિન્ન માનવીમાં ભિન્નભિન્ન ન્યૂનતા ઉત્પન્ન કરે છે અને તે ન્યૂનતાના પ્રમાણમાં ન્યૂનદૃષ્ટિ બાહ્ય સંસારના ભિન્નભિન્ન પરિણામનું ભાન ધરે છે — આવું સરસ્વતીચંદ્રનું ધારવું હતું. આ જગતમાં કોઈ પણ ઠેકાણે — કોઈ પણ અવસ્થામાં — હું ‘અવસ્થિત છું’ એ ભાન ન હોય ત્યાં પોતાની ન્યૂનતાનું અથવા પારકાના પરિમાણનું ભાન થવા વારો રહેતો નથી અને મારે પણ એવું છે: જે એકથી મોટો તે બીજાથી નાનો; જેનો કોઈ પણ રીતે અવચ્છેદ તેમાં ન્યૂનતા; મૂળથી તે અંત સુધી જેનું મન પોતાની મેળે જ ભરેલું હતું તે ગર્ભશ્રીમાન્: આ વિચાર સરસ્વતીચંદ્રે નાનપણમાં કલ્પ્યા હતા અને વય તથા વિદ્યા વધતાં વધાર્યા હતા. ‘જ્યાં ન્યૂનતાનું ભાન હોય ત્યાં ગર્ભશ્રીમત્તા સંભવે જ નહીં’ એ વિચાર તેની વિદ્યાએ — તેના કવિત્વે —તેના કુલસંસ્કારે—અને તેની સ્થિતિએ વણી કાઢ્યો હતો. ‘જગતના પદાર્થને, પ્રાણીઓને અને બનાવોને મોટા નાના ગણવા એ જ ન્યૂનતા, અને ભાન તથા આનંદનો પોતાના જ નેત્રમાં સમાવેશ કરવો તેનું નામ ગર્ભશ્રીમત્તા’ — આ વ્યાખ્યાએ સરસ્વતીચંદ્રની આંખ આંજી હતી અને તે જ અંજનને બળે આ કાળીચૌદશ જેવી વિપત્તિમાં તે જાતે ઘસડાઈ આવ્યો હતો. આપણી શાળાઓ અને પાઠશાળાઓ આમ કેવાં કેવાં અને કેટલાં કેટલાં અંજન આંજે છે તેની કલ્પના કરાવનાર અવતાર પ્રકટ થવાને હજી વાર છે અને તેટલા કાળમાં પડદા બહારના લોકને પડદામાં આવજાવ કરનારની ઝાંખી છાયાથી ચમત્કાર લાગે તો તે કાંઈ નવાઈ નથી. આજની રાત્રિરૂપ સૂત્રધારે આવતી કાલના પડદા પાછળ કેવા વેશ ભજવનાર ગોઠવી

રાખ્યા છે તેની કલ્પના પણ રાતે ઊંઘતું જગત શી રીતે કરે? એ વેશધરોના વર્ણનને તેઓ કાલ્પનિક ગણે નહીં તો જ નવાઈ. પડદો ઊપડે અને રંગભૂમિ ઉપર નવો ખેલ જામે ત્યાંસુધી તને જોનારની કલ્પનામાં સર્વ કાલ્પનિક જ! જે જે દેશમાં આ પડદાઓ ઊપડ્યા છે ત્યાંત્યાં વિચિત્ર વેશ દેખાયા છે અને આ દેશમાં પણ તેમ જ દેખાશે. સંસ્કૃત અને અંગ્રેજી વિદ્યાના વિજાતીય લગ્નથી આ વિચિત્ર અનુભવવાળા દેશમાં કેવું બાળક જન્મશે અને કેવું થશે તે તો ઈશ્વર જાણે, પણ સરસ્વતીચંદ્ર આત્મપરીક્ષા કરતાં પોતાને એક આવું જ બાળક કલ્પતો. એની વિચિત્ર ગર્ભશ્રીમત્તાને બળે એણે વિચિત્ર કામ કર્યું. પ્રથમ જેને એ વૈરાગ્ય કહેતો તેને પાછળથી ‘ગર્ભશ્રીમત્તા’ કહેવા લાગ્યો હતો. વૈરાગ્ય છતાં રસમાં પલોટાવું, રસમાં પલોટાઈ ત્યાગી થવું, ત્યાગી થઈ પોતાના વૈરાગ્યબળની પરીક્ષા કરવા — ‘ચંદ્રવિરહી કાળરાત્રિરૂપ તજી સૂર્યના કિરણયોગે દિનરૂપ ધરશે,’ અર્થાત્ કુમુદ નવી અવસ્થાને અનુકૂળ બની ભૂતકાળ વીસરી સુખી થશે એ પોતાની કલ્પના ખરી પડી જોવા અને સુસ્થ થવા — સુવર્ણપુર આવવું: એ સર્વ છતાં પોતાની ગર્ભશ્રીમત્તા રહે છે કે નષ્ટ થાય છે તેનો એ અનુભવ કરતો હતો. સુવર્ણપુરમાં આવી કુમુદસુંદરીની દૃષ્ટિએ પડી તેના દુ:ખનું સાધન થવું એ તેનો હેતુ ન હતો — એ તો અકસ્માત્ થયું. “મેં આટલાં માણસને દુ:ખી કર્યાં, મદન આટલો દુર્જેય છે.” ઇત્યાદિ અનુભવથી તેના મનમાં એટલું વસ્યું કે “હું મૂર્ખ છું — મારી ગર્ભશ્રીમત્તામાં ન્યૂનતા છે — માનવ નિર્બળ છે.” ઘર છોડતી વખત ઘણાક વિકારોનો અનુભવ થવા છતાં, રાગદ્વેષ હોવા છતાં, ક્રોધ ચડવા છતાં, સરસ્વતીચંદ્રનો અંત:સંન્યાસ જ તેના બાહ્યસંન્યાસનું મૂળ હતું અને તેથી જ અત્યારસુધી શોક છતાં દીનતા તેણે અનુભવી ન હતી. મૂર્છા જતાં તે દીનતા અત્યારે તેણે અનુભવી અને ઉપર આકાશ ને નીચે ધરતી બેની વચ્ચે જડ ઝાડો વિના કોઈનો સાથ ન દેખાતાં, કુમુદસુંદરી સાંભરી આવતાં, જન્મમાં પ્રથમ વિયોગ એને જણાયો — વિપત્તિનું પ્રથમ દર્શન થયું. શરીરયંત્રનાં સર્વ ચક્ર આર્તનાદ કરવા લાગ્યાં અને ‘મનની ગર્ભશ્રીમત્તા’ ધુમાડા જેવી લાગવા માંડી.

*“એ તો જ્ઞાન મને ગમતું નથી, ઋષિરાયજી રે!*

*લાવો, બાળક માગે અન્ન, લાગું પાયજી રે.”*

સુદામાની સ્ત્રીનું આ બોલવું ખરેખરું સમજાયું અને પોતાના ઘા ભણી દૃષ્ટિ ફેરવતો, ક્ષુધાર્ત, તાવવાળો, નબળો, થાકેલો, દુ:ખી પુરુષ દીન વદનથી અર્થદાસના સામું જોઈ રહ્યો અને “હાથનાં કર્યાં તે વાગ્યાં હૈયે!”

એ શબ્દ વાણિયો કહેતો હોય એવો ખાલી પડી ગયેલા મસ્તિકને આભાસ થયો. પોતાના ઉપર કોઈને દયા સરખી પણ શી બાબત આવે અથવા આવવી જોઈએ એ વિચારથી મસ્તિક ફરી ગયું અને આટલા મોટા આકાશમાંથી મને ઉગારવા કોઈ આવી શકે એમ નથી એ વિચારથી ઈશ્વર

જો કોઈક ઠેકાણે હોય તો તે પણ મારો નથી એ વિચારે શોકસીમા ઉત્પન્ન કરી.

આજ સમયે અંગ્રેજ કવિનું મર્મચ્છેદક વાક્ય [૧] સાંભરી આવ્યું.

*“પલટાતી દશા વસી જાતી ઉરે!*

*પલટાય દશા, દીન ઉર ઝૂરે*

*નહીં પાસ સખા વ્રણ [૨] રુઝવવા —*

*જડતા ન ઉરે વ્રણ ભૂલવવા!*

*કવિ કોણ શક્યો સહુ એ કથવા?”*

કુબેરના જેટલો ભંડાર, ઇંદ્રના જેવો વૈભવ, વિદ્વાનોમાં માન અને મુંબઈનગરીમાં પ્રતિષ્ઠા; ચંદ્રકાંત જેવા મિત્રનો સતત સહવાસ અને કુમુદની દિવ્ય સુગન્ધ; વૈરાગ્યનું દૃઢ બળ અને પ્રીતિરસનું ઉત્કૃષ્ટ કોમલ ગાનઃ આ સર્વ વચ્ચે જે એક વાર હતો તે અત્યારે કેવો હતો? માગવાનું પણ ઠામ નહીં તેથી ભિખારીથી પણ ભિખારી; બાવાની પણ ટાઢતડકાથી રક્ષણ કરનારી વિભૂતિ વિનાનો; મૂર્ખમાં પણ માનહીન અને જંગલમાં પણ પ્રતિષ્ઠાહીન — કે મરેલા શિયાળની પેઠે નંખાવું પડ્યું. મિત્રને સ્થળે વાણિયો; આ કુમુદને ઠેકાણે વિયોગથી ભરેલું અનુકંપાહીન ઘોર અરણ્ય; વૈરાગ્યને ઠેકાણે તન અને મન ઉભયની અનાથતા અને પ્રીતિરસને ઠેકાણે હૃદય ચીરતો પશ્ચાત્તાપ: આ સર્વ વિપર્યયના વિચારે સરસ્વતીચંદ્રનું મસ્તિક ચકડોળે ચડાવ્યું. ‘કીટ્સ! કીટ્સ! તેં ખરું કહ્યું છે! તને આ અનુભવ ક્યાં મળ્યો?’ આ સ્વર મોટેથી થઈ ગયો અને વાણિયો હબક્યો.



વાણિયો ધીમે રહી સરસ્વતીચંદ્રને ઉઠાડવા લાગ્યો અને ઉઠાડી બેઠો કર્યો. “તમને આ બહારવટિયા ઓળખે છે કે શું?—પેલો સંન્યાસી જેવો તમને તમારું નામ દઈ બોલાવતો હતો.” આમ કહેતો કહેતો અર્થદાસ સરસ્વતીચંદ્રના ઘા તપાસવા લાગ્યો અને ત્યાંથી લોહી વહેતું બંધ થયું હતું ત્યાં આગળથી રૂ જેવું કાંઈ હાથમાં લઈ આંખો ચળકાવી સુરસંગે ચંદરભાઈનું નામ કહ્યું હતું તે સંભારી, વધારે અપભ્રંશ કરી બોલ્યો:

“ચાંદાભાઈ! જુઓ તો ખરા આ ઠાકોરજીની માયા! તમારો ઘા રૂઝી ગયો સમજવો. લ્યો આ.”

રુઝાતા ઘાની કલ્પનાથી જ બળવાન થઈ ગયેલા મનવાળો બની પોતાનું ત્રીજું અપભ્રંશ પામેલું નામ સાંભળી ચમકી સરસ્વતીચંદ્ર ટટ્ટાર થયો: “એ શું છે ભાઈ?”

વાણિયો બોલ્યો: “આનું નામ ઘાબાજરિયું; તમે આ ઘાસમાં પડ્યા હતા તે ઘાસ ભેગું ઊગેલું તમારા લોહીથી ઘામાં એ વળગી ગયું અને લોહી

બંધ થઈ ગયું.”

“તેં એમાં કાંઈ ગુણ છે?”

“હા, એથી ઘા રૂઝે છે. આ તમારો ઘા રૂઝ્યો હવે તમારે સમજવો; તમે જ જુઓને — હવે કાંઈ દરદ છે?”

“ના, છે તો નહીં.” સરસ્વતીચંદ્ર પળવાર નીચું જોઈ રહ્યો, વીચારમાં પડ્યો અને ગળગળો થઈ, છાતી પર હાથ મૂકી, ભીની આંખ વડે આકાશ ભણી જોઈ મનમાં બોલ્યો:

*“પ્રભુ! આમ જ આપદ તું હરતો—*

*અમ મૂર્ખપણું’ ઉર ના ધરતો.*

*વનમાં વણભાન પડી હું રહ્યો*

*તૃણદ્વાર વિષે, પ્રભુ, ત્યાં તું ઊભો!”*

આ સ્તવન જાતે જ થઈ ગયું અને નવા ઉત્કંપમાં, અચિંત્યા રોમાંચમાં, દુઃખી આંખમાં, દીન હૃદયમાં અને ઉશ્કેરાયેલા મસ્તિકમાં ઈશ્વર પ્રત્યક્ષ થતો લાગ્યો.

આ પ્રથમ ઈશ્વરદર્શન કરાવનાર વિપત્તિનો અર્થ એના મનમાં આજ સાકાર થયો; કારણ પુસ્તકોમાં, સમાજોમાં અને મંદિરોમાં પ્રાર્થનાઓ તેને કેવળ શુષ્ક અને નિરર્થક લાગી હતી. આર્દ્ર હૃદય અને લોચનથી તે વાણિયાના સામું ઉપકૃત દૃષ્ટિથી જોઈ રહ્યો. તૃણનું ભાન કરાવનાર તે વાણિયો હતો એ સાંભર્યું, અને આ ઈશ્વરોપદેશ કરનાર મારો ગુરુ આ વાણિયો છે એ નિશ્ચય સર્વાંગે આ દત્તાત્રેય જેવાને ચિત્તવશ થયો. વાણિયા ભણી જોઈ તે બોલ્યો: “ભાઈ! તમારું નામ શું?” तालीमपि न दद्यात् એ સંપ્રદાયના વણિકને આ પ્રશ્ન વસમો પડ્યો. “પેલો સંન્યાસી આનું નામ જાણતો હતો — મારો વહાલો આ યે બહારવટિયો હશે ત્યારે? નામ આપે એવો કાંઈ અર્થદાસ કાચો નથી.” એ વિચાર મનમાં કરી વાણિયો હસી પડ્યો અને ઉત્તર ઉડાવી સામો પ્રશ્ન પૂછવા લાગ્યો: “હેં! હેં! હા! ચાંદાભાઈ! વારુ, ત્યારે તમે આ લોકમાં ક્યાંથી આવી પડ્યા? તમે શો ધંધો કરો છો? તમારું ગામ કયું ને ક્યાં જવાનું છે! — હવે તો તમને જરૂર કરાર વળશે. જશ વાર તો લાગશેસ્તો.”

“હું ક્યાંથી આવું છું તે તમે જાણો છો અને આ લોકમાં શાથી આવી પડ્યો તે તમે જાતે નજરે જોયું છે.”

“પણ તમે ધંધો શો કરો છો?”

“ધંધો? — ખાવું, પીવું ને ફરવું.”

“એમ કે?” વધારે વહેમમાં પડેલો અર્થદાસ હૃદયમાં ધ્રૂજતો વળી પૂછવા લાગ્યો. “ને જાવ છો ક્યાં?”

“ભાગ્ય લઈ જાય ત્યાં. તમે લઈ જાઓ તો તમારે ત્યાં આવું — ભૂખ મને ને તમને સરખી લાગી હશે.”

અર્થદાસ મનમાં બોલ્યો: “જો બહારવટિયો ખરો! મારે ઘેર આવવું છે. ત્યારે પેલીને બચાવવા શું કરવા લડ્યો ને ઘવાયો? કોણ જાણે! બહારવટિયાનો ભેદુ થઈ એમ કર્યું કેમ ન હોય?” સ્વાર્થ,જળનાં માછલાંએ પરમાર્થબુદ્ધિની કલ્પના ન કરાઈ.

સરસ્વતીચંદ્રે ફરી પૂછ્યું: “ભાઈ! તમારે ઘેર મને લઈ જશો? હું તમને કામ લાગીશ. આ દેશનો હું ભોમિયો નથી ને તમે સૌ રસ્તાના ભોમિયા હશો.”

“મારે ઘેર તે મરવાને લઈ જાય? — અર્થદાસ પણ ખરો કે તને પણ ચપટીમાં લે.” એટલું મનમાં બોલી મોટેથી બોલ્યો, “હા — શા વાસ્તે નહીં? પણ એટલી શરતે કે મારી ઘરવાળી પાછી આપવી.”

“ભાઈ! તે તો હું શી રીતે કરું? પણ તમારે ઘેર ચાલો એટલે હું તપાસ કરવા લાગીશ.”

“જો લુચ્ચો!” અર્થદાસ આટલું મનમાં કહી વળી મોટેથી બોલ્યો: “વારુ, ભાઈ ચાંદાભાઈ! આપણે અહીંયાં ક્યાં સુધી પડી રહીશું? ચાલો ગામ ભણી જઈએ.” મનમાં બોલ્યો: “પોલીસમાં પહોંચાડું. પછી એ તો રત્નનગરીની પોલીસ છે ને વાણિયા સાથે કામ છે.”

બે જણ ઊઠ્યા અને મનહરપુરી ભણી ચાલવા લાગ્યા. ચાલતાંચાલતાં અર્થદાસે ખેલ માંડ્યો. અચિંત્યો રસ્તા વચ્ચે બેઠો અને રોવા લાગ્યો:

“ઓ મારી મા રે! તારું શું થશે? ઓ —”

સરસ્વતીચંદ્ર ચમકી આભો બની આસનાવાસના કરતો બોલ્યો: “શું છે? તમારી માને શું થયું?”

“અરે, મારી બાયડીને પેલા લઈ ગયા — બિચારી રવડી મરશે — ઓ મારી મા રે — બાયડી રે!”

“ધીરજ ધરો, ભાઈ! ગામમાં ચાલો અને રસ્તો કરીશું.”

“પણ એની પાસે દાગીના છે તે? — એ તો મારું સર્વસ્વ! હવે હું ખાઈશ શું? મારા ઘરમાં ઝેર ખાવા જેટલી ફૂટી બદામ નથી. ઘરવાળાને ભાડું ક્યાંથી આપીશ? મારાં તો હાંલ્લાં ને લાકડાં બે વેચાશે. ને હું મોદીને શું આપીશ ને બાયડી ખોળવા સરકારમાં શું આપીશ? — ઓ ચાંદાભાઈ! હું તો અહીંયાં જ મરીશ.”

ઘણું સમજાવ્યો પણ અર્થદાસ ઊઠ્યો નહીં. આખરે આંખો ફાડી, રોઈ બોલ્યો: “હું તો હવે ફાંસો ખાઈ મરવાનો. દૈવે મને બ્રાહ્મણ પણ ન ઘડ્યો કે લોટ માગી પેટ ભરું. મારા તો પેટમાં ગૂંચળાં વળે છે — ઉઠાતું યે નથી ને બોલાતું યે નથી. ઓ ચાંદાભાઈ — અબબબબ” — જીભ અડકી હોય એમ અર્થદાસ લાંબો થઈ સૂઈ ગયો, આંખો ચગાવવા લાગ્યો ને મોંમાંથી ફીણના પરપોટા કાઢવા લાગ્યો.

સરસ્વતીચંદ્રને અત્યંત દયા આવી ને વિચારવશ થઈ ગળગળો થઈ ગયો. “ઓ ઈશ્વર! હું બિચારાને દુ:ખથી છોડાવવા શું કરું? આના દુ:ખમાં મારી ભૂખ તો મરી ગઈ. આને સ્ત્રીનું દુ:ખ નથી પણ પૈસાનું દુ:ખ છે. એનું દુ:ખ ભાંગવા જેટલો પૈસો તો મારી પાસે હતો, તે મેં છોડ્યો. દ્રવ્યનો આવા પ્રસંગે ઉપયોગ થતો હશે તેનું મને ભાન ન રહ્યું. આને ઈશ્વરે વિદ્યા આપી નથી — ગર્ભશ્રીમંત પણ નથી! મારી ગર્ભશ્રીમત્તા પર ધૂળ વળી. આનું ઔષધ દ્રવ્ય, તે હું ક્યાંથી આપું? દ્રવ્ય છોડ્યું ન હોત તો આ પ્રસંગ ન આવત.” વળી અર્થદાસના સામું જોઈને શાંત પડી વિચાર્યું: “દ્રવ્ય છોડ્યું ન હોત તો અર્થદાસનાં દુ:ખ જેવાં દુ:ખ લોકને થતાં હશે એ હું કેમ જાણત?”

શાંતિએ સ્મરણને સ્ફુરવા દીધું અને પોતાને જનોઈએ બાંધેલી મણિમુદ્રા સાંભરી આવી. સાંભરી આવતાં મુખ પર આનંદ અને ઉત્સાહ દીપવા લાગ્યાં: “હા! આના ઉદ્ધારનો માર્ગ સૂઝ્યો.” મણિમુદ્રા છોડી હાથમાં લઈ તે પર જોઈ રહ્યો: “મણિમુદ્રા! કુમુદસુંદરીની લલિત આંગળીએ વસવા—તેના ચિત્તને આનંદ આપવા મેં તને આટલા મોહથી ઘડાવી હતી! તે સર્વ હવે વ્યર્થ થયું. આ દીન વણિકને આનંદનું સાધન તું હવે થા. આ ક્ષિતિજરેખા ઉપર સૂર્યમંડળ શોભે છે તેમ તું કુમુદની આંગળી પર દીપત! સૂર્ય હમણાં ક્ષિતિજથી ભ્રષ્ટ થશે — હું અને તું કુમુદથી ભ્રષ્ટ થયાં! તું હજી ગરીબનું ઘર ઉઘાડશે — એ તારું ભાગ્ય! પણ ક્યાં કુમુદ અને ક્યાં આ વણિક!—પણ હું તો તારા યોગ્ય નથી જ. દુષ્ટને છોડી ગરીબનું ઘર ઉઘાડ. મણિમુદ્રા! લક્ષ્મીના છેલ્લા અવશેષ! પ્રિય કુમુદની સ્મારક એકલી એક મારી જોડે રહેલી છેલ્લી બહેન! મારા પિતાના વૈભવના છેલ્લા પ્રસાદ! પ્રિય કુમુદના આજ ચિરાઈ જતા અંત:કરણમાં રસળતો મારો દુષ્ટ હાથ તારે યોગ્ય નથી. મારું જનોઈ ભ્રષ્ટ છે — મારું શરીર દુરાત્માનું ઘર છે! મણિમુદ્રા! લક્ષ્મીના છેલ્લા અવશેષ! પ્રિયતમ પિતાના વિભવના છેલ્લા પ્રસાદ! પ્રિયતમ કુમુદની પ્રિયતમ બહેન! મારા સ્નેહની સ્મશાનવિભૂતિ! મારાં આંસુથી કલંકિત કર્યા સિવાય તને તજું છું. જા, ગરીબનું ઘર દીપાવ.” સરસ્વતીચંદ્ર અર્થદાસની પાસે બેઠો — તેની આંગળીએ મુદ્રા પહેરાવી; — અને ભૂખથી, દુ:ખથી, વિરહથી, નબળો પડેલો વિકલ અને ગદ્ગદ બનતો તરુણ ઢળી પડ્યો.

સરસ્વતીચંદ્રને બહારવટિયો કલ્પતો, ઘડીકમાં તેને રત્નનગરીની પોલીસને વશ કરવા યુક્તિ શોધતો, ઘડીકમાં તેની પાસેથી છૂટો થવા ઇચ્છતો અને આખરે છેલ્લી ઇચ્છાને વશ થતો અર્થદાસ નિર્ધનતા અને દુઃખનો ઢોંગ લઈ પડ્યો હતો તે એવું ધારીને કે એને નિર્માલ્ય ગણી બહારવટિયો પોતાની મેળે પોતાને રસ્તે પડે. તેમ કરતાં આ તો નવું નાટક નીકળ્યું. ચગાવેલી દેખાતી આંખો વડે તે મુદ્રા જોઈ મણિમુદ્રાની પરીક્ષા કરી, નજર આગળનો દેખાવ સમજ્યો નહીં, અને મુદ્રા આંગળીમાં બેઠી અને સરસ્વતીચંદ્ર ઢળી પડ્યો કે એકદમ વીજળી ત્વરાથી ઊભો થઈ ચોર ચિત્તવાળો પોતાને સમયસૂચક ગણતો, પાછું જોયા વગર અને વિચાર કરવા ઊભો રહ્યા વગર, મૂઠી વાળી નાઠો.

---

૧ . કીટ્સ કવિનું કરેલું.

૨ . વ્રણ—ઘા.

# ૪. ગુણસુંદરી

જે દિવસે બહારવટિયાઓએ મનોહરપુરીની પાડોશમાંના ત્રિભેટામાં આટલી ધામધૂમ મચાવી મૂકી તે દિવસે એ ગામડામાં પણ કેટલીક ધામધૂમ મચી રહી, થોડીક સરખી વસ્તીમાં ઉમેરો થયો અને તેને લીધે ગામના લોકોને એક નવો ધંધો જાગ્યો.

બહારવટિયાઓએ ત્રિભેટામાં સંકેતસ્થાન રાખ્યું હતું તેનાં કેટલાંક કારણ હતાં. ત્રણ રાજ્યની સીમ આગળ એ લોકોને પકડવા એ કામ કઠણ પડતું હતું. કારણ આ રાજ્યનાં માણસ પકડવા આવે તો આ રાજ્યની સીમમાં જવાતું. એ ઠેકાણે ઘણાક રસ્તાઓનો સંગમ હતો એટલે એ લોકને પોતાને પણ વેરાઈ જઈ એકઠા થવામાં ઘણી સવડ પડતી હતી. મનોહરપુરીના ગામડામાં વસ્તી પણ આછી અને નિર્દોષ હતી અને બહારવટિયાઓ તેને કનડતા ન હતા. પાસે સમુદ્ર, પર્વત, આંબાવાડિયું, તાડનાં વન, ઊંચાં ઘાસનાં બીડ, નદી વગેરે હોવાથી નાસવામાં, એકઠાં થવામાં, સંતાઈ જવામાં, ભરાઈ રહેવામાં, હુમલા કરવામાં અને બચી જવામાં બહુ સગવડ પડતી હતી.

જે સાયંકાળે લૂંટાયેલા સરસ્વતીચંદ્રે લૂંટાતાં આખર બાકી રહેલી મણિમુદ્રા અર્થદાસને પહેરાવી દીધી અને અર્થદાસ પોતાના મનમાં ચોરી કરી નાસી ગયો, તે જ સાયંકાળે બહારવટિયાઓએ ચંદ્રકાંતને લૂંટ્યો હતો તે આપણને ખબર છે. રત્નનગરીથી સુવર્ણપુર આવવા ચંદ્રકાંત નીકળ્યો ત્યાર પછી તેને રસ્તામાં અચિંત્યો વિદ્યાચતુર ભણીથી સંદેશો મળ્યો કે સુવર્ણપુરના કેટલાક બહારવટિયા સર્વ રસ્તા રોકી તોફાન કરે છે માટે હું તમારી જોડે બીજા સવાર મોકલું ત્યાંસુધી આગળ ન જશો. ગુણસુંદરીને ભદ્રેશ્વર જવું હતું અને તે રસ્તે બીક ન હતી માટે એ પણ ત્યાં જવા પોતાના કુટુંબને સાથે લઈ નીકળી હતી અને કુમુદસુંદરીની વાટ જોવાના વિચારથી મનહરપુરીમાં પોતાના બાકીના કુટુંબ સાથે રોકાવાની ધારણાથી આજ જ બપોરે આવી પહોંચી હતી.



રત્નનગરીના સવાર આવી પહોંચતાં ચંદ્રકાંતને બીજા સમાચાર મળ્યા કે બહારવટિયા લોક ઘણા પાસે ભમે છે તે છતાં સરસ્વતીચંદ્રને મળવાની આતુરતાથી ભયને ન ગણી તે નીકળ્યો, લૂંટાયો અને સારે ભાગ્યે સવારોની મદદથી બચવા પામ્યો. સવારોની શિખામણથી એને પણ મનહરપુરી જવું પડ્યું અને સાયંકાળે પાછો ગુણસુંદરીનો અતિથિ થયો.

મનહરપુરીમાં ગુણસુંદરી અને ચંદ્રકાંત બેના તથા એ ગામના થાણાના સૌ મળી ચાળીસેક હથિયારબંધ સવાર ભેગા ગયા.

કુમુદસુંદરીએ મોકલેલા ત્રણ સવાર સરસ્વતીચંદ્રને ખોવાથી ખેદ પામી મનહરપુરી ભણી વળ્યા. ત્રિભેટાના વડ નીચે બહારવટિયા મળવાના છે

એવો કંઈક સ્વર માર્ગમાં કાને પડવાથી હરભમજી આખી રાત વડ પર ગાળવાનું માથે લઈ વડની ડાળોમાં ચડી સંતાઈ રહ્યો અને બીજા બે જણ મનહરપુરી ગયા.

વિદ્યાચતુર અને તેનું કુટુંબ આ ગામની વસ્તી પર બહુ મમતા રાખતું ને વસ્તી પણ તેમના ઉપર મમતા રાખતી હતી. ગામની ગરીબ વસ્તી પોતાના પ્રિય પ્રધાનની ગુણિયલ પત્નીની ખાતર કરવા ઉપરનીચે થઈ રહી હતી. તેને પોતાની વચ્ચે જોઈ ઉત્સાહમાં આવી હતી. વિદ્યાચતુરનો એવો સખ્ત નિયમ હતો કે ગામના લોક પાસેથી વેઠવૈતરું કે કાંઈ ચીજ ગમે તે થાય તો પણ અમસ્તી લેવી નહીં. હાથ નીચેના અધિકારીઓને પોતાના કુટુંબની જ વર્તણૂકથી દૃષ્ટાંત આપતો. આથી આ કુટુંબ વસ્તીને ઘણું પ્રિય થઈ પડ્યું હતું. ગુણસુંદરીની પાસે પોતાનાં સુખદુઃખની વાતો કરી જવી, ગુણસુંદરીના પોતાના ઘરની નાની નાની વિગત જાણી આશ્ચર્ય પામવું, પોતાની નાનીમોટી ઇચ્છાઓ ખુલ્લા દિલથી જણાવવી, આવાં આવાં અનેક કાર્યથી ગુણસુંદરીનો વખત ગામની સ્ત્રીઓ રોકતી. ગરીબ અને ધર્મિષ્ઠ બ્રાહ્મણીઓ, ઉદાર ગરાસિયણો, કરકસરથી ઘર ચલાવવાની આવડત્રેવડવાળી વાણિયણો, અને ઉદ્યોગી કણબણો ગુણસુંદરી આવ્યાની ખબર પડતાં જ નિત્ય પેઠે તેના ઉતારા ભણી ચોમાસાની નદીના પૂર પેઠે વળવા લાગી. બિચારી ભંગિયણો પણ એના ઉતારાની પછીતની બારી પાછળ છેટે ઊભીઊભી કંઈ કંઈ આનંદના કોલાહલ કરવા લાગી.



ગામમાં વસ્તી ત્રણચાર હજાર માણસની હતી. વધારે ભાગ કણબી વર્ગનો હતો. તે લોક ઉદ્યમી અને હિંમતવાન હતા. થાણદારો તથા વહીવટદારો તેમની સાથે હેતભાવથી વર્તતા અને પ્રમાણિક રહી ઘણી સૂચનાઓ કરતા. આથી એ લોક હંમેશ ઉત્સાહમાં રહેતા અને મનહરપુરીના જમીનદારો તથા ખેડુઓનો ઘણે ઠેકાણે દાખલો લેવાતો. અધિકારીઓના સહવાસથી આત્મપ્રતિષ્ઠા તેમની બુદ્ધિમાં દાખલ થઈ હતી, અને તેથી તેમની નીતિ પણ ઊંચા પ્રકારની બની હતી. ગામમાં એક નાનીસરખી નિશાળ સારી રીતે ચાલતી હતી અને એકબે છોકરા તો છેક મુંબઈની પાઠશાળા સુધી અભ્યાસ કરવા ગયા હતા. આ સર્વ લોકને વિદ્યાચતુર ઉપર કુટુંબપ્રીતિ હતી અને ગુણસુંદરી સાથેના ચાળીસે સવારો સાથે કણબી લોક રસભેર આનંદમાં પડી વાતો કરતા હતા. પૈસા મળતા તે તો લેતા પણ ઊંચામાં ઊંચી ચંદી સવારોના ઘોડાઓ સારું આપી, ઘોડાને થાબડી, ઘોડાઓના ઇતિહાસ પૂછી, કોઈ કોઈ સવારના ઘરનાં સુખદુઃખની વાતો કાઢી વિદ્યાચતુરના રત્નનગરીમાંના ચાકરોની ખબર પૂછી, સાદા અને ભલા કણબીઓ ગાતા, ગવરાવતા, અને ચૈત્રી બીજની રમણીય સંધ્યાકાળે ગામને પાદરે ગોરજની ઊડતી ધૂળમાં ભળી જઈ ગરબડાટ મચાવી મૂકતા; તે ગામને છેવાડે આવેલા પોતાના ઉતારામાં ઊંચી ઓસરીએ ઊભી ઊભી

ગુણસુંદરી લાંબી નજર નાખી જોતી હતી અને ઓસરી નીચે આવતી સ્ત્રીઓની ઠઠને આવકાર દેતી હતી. *

વાણિયાબ્રાહ્મણની પણ થોડીક વસ્તી હતી. ખેતીની પેદાશ પાસેના બંદરમાર્ગે અથવા જમીનમાર્ગે થઈને પરદેશ જતી હતી અને તેથી કેટલાક વાણિયા વ્યાપારીઓ ગામમાં આવી વસ્યા હતા. આ ગામમાં પ્રથમ તો આસપાસના ગામોના વાણિયા શાહુકારો ખેડુઓને દ્રવ્ય ધીરતા અને માત્ર ઉઘરાણી સારુ જ જતા—આવતા રહેતા. ખેડુઓમાં વિદ્યા કાંઈક દાખલ થવાથી, અધિકારીઓની શિખામણથી, પ્રધાનના ઉત્તેજનથી, અને ઊંચી નાતોની દેખાદેખીથી, ખેડુ તેમજ જમીનદાર વર્ગ મરણપરણનાં ખરચ કમી કરતાં શીખ્યા હતા તેમજ પોતાના ધંધામાં ઉદ્યોગ, કરકસર, વેતરણ અને વિચાર દાખલ કરતા હતા. ગામમાં કર માત્ર જમીનનો જ હતો અને તે પણ ઘણો જૂજ હતો. આથી આ લોક પૈસો એકઠો કરતાં શીખ્યા હતા અને પ્રધાનની સૂચનાથી કણબી લોક અરસપરસ ધીરધાર કરતાં પૈસાની કિંમત સમજવા લાગ્યા અને તેમાંથી પોતે પોતાના નાણાવટી થતાં થતાં દેવાદાર મટી ધીરનાર થવા લાગ્યા હતા. આનાં મુખ્ય પરિણામ ઘણાં થયાં. ખેડુઓનો ધંધો સ્વતંત્ર અને હોંસભર્યો બન્યો. નવા પ્રયોગ કરવા અને બુદ્ધિ અજમાવવી એ એક સારો ચેપ આખી વસ્તીમાં ફેલાયો. ખેડુઓના દીકરા પોતાનાં માબાપની સ્થિતિ ઊંચી જોઈ તેમના ધંધામાં પડવાનું અભિમાન રાખતાં શીખ્યા અને તેમની વિદ્યા ખેતીના સુધારામાં ખરચાવા લાગી. તેમના ઉપર કર ઘણો જૂજ હતો તેથી પ્રધાનનો તેઓ ઉપકાર માનતા અને આસપાસનાં અંગ્રેજી ગામો કરતાં પોતાના ગામને ભાગ્યશાળી ગણતા. તેમનો કર ઓછો કરવાથી સંસ્થાનને લાભ એ થયો કે દુકાળ અને એવા હરકતના પ્રસંગમાં મનહરપુરીની વસ્તી સંસ્થાનના આશ્રય વગર સુખી રહેતી. એ જોઈ વિદ્યાચતુર અતિ સંતોષ પામતો. ગામ અને ગામની સીમનાં લોકોપયોગી ખરચ લોકો ખુશીથી કરતા અને રાજ્યને માથે ભાર અને ગાળ રહેતાં નહીં. આર્યદેશમાં કૂવા, ધર્મશાળાઓ, ચોતરા, તળાવો અને એવી હજારો વસ્તુઓ પ્રજાએ ધર્મનિમિત્તે કરી છે અને એ ધર્મવાસનાને ઉત્તેજન આપવામાં ચતુર પ્રધાન પોતાના પ્રધાનપણાની એક સાર્થકતા માનતો હતો. મનહરપુરીની પ્રજા પોતાના પ્રધાન ઉપર આથી પ્રેમ રાખે તો કાંઈ નવાઈ ન હતી. તેના બદલામાં તેને પોતાને કાંઈ ખપે એમ ન હતું; બદલામાં એ એટલું માગી લેતો હતો કે રાજ્યને જરૂર પડે અને કર વધારવો પડે ત્યારે કોઈએ મન ચોરવું નહીં અને આપ્યા વગર તો છૂટકો નથી તો તે ખુશીથી આપવું. તેમનો નિ:શ્વાસ રાજ્ય જપ્ત થાય તે કરતાં વધારે ભયંકર છે અને તેમનો આશીર્વાદ એ પોલિટિકલ એજન્ટની કૃપાના કરતાં અને સરકારના ખિતાબો કરતાં વધારે કલ્યાણકારક છે એવું વિદ્યાચતુર માનતો અને મણિરાજના મનમાં વસાવતો. રાજ્યના ભંડારમાં ખરચ કરતાં ઘણું વધારે પડી રહે એ પ્રજાના ભંડારમાંથી ઓછું થયા જેવું છે. એવા સંચયનો દુરુપયોગ કરવાને રાજા લોભાય છે અને અધિકારીઓ ચોર બને છે. રાજા લોભાય છે તો આ

દ્રવ્ય તેની વિષયવાસના પૂરી પાડવા, તેની મૂર્ખતા સંતોષવા, તેના છોકરાવાદીપણાને જાળવવા અથવા તો તેની કીર્તિનું પોલાણ વધારવા, સ્ત્રીઓમાં, ઢોંગસોંગમાં, રમતગમતમાં, કારીગરોમાં, પરદેશમાં અને પરદેશીઓમાં ઢોળાય છે. એ દ્રવ્યથી દેશના રાજાનું મન ચમકે છે અને પરદેશના રાજાનો ડોળો ચસકે છે. પ્રજાના ભંડારમાં રહ્યું હોય તો પ્રસંગ પડ્યે થોડા દિવસ કર વધારી ક્યાં લેવાતું નથી? અર્થ સર્યે એ કર ઓછો થાય તો પ્રજા કેમ વિશ્વાસ નહીં રાખે? આપણા ભંડાર કરતાં પ્રજાના ભંડારને ઓછો ભય છે માટે એ ભંડારને જ આપણી ‘બૅન્ક’ કરી રાખવી. આવા આવા પાઠ વિદ્યાચતુર મણિરાજને ભણાવતો અને ઉદાર અને જિતેન્દ્રિય રાજા સ્વતંત્ર અને શાણા પ્રધાનનું કહ્યું યથાર્થ સમજતો. એના રાજ્યમાં ઘણાંક ગામ બીજા અધિકારીઓની દેખરેખ નીચે મનહરપુરી જેવાં બન્યાં હતાં અને મનહરપુરી પ્રધાનની પોતાની દેખરેખ નીચે હોવાથી દૃષ્ટાંતરૂપે રહેતી અને એ દૃષ્ટાંત જોઈ બીજા અધિકારીઓ રાજાપ્રધાનની ઇચ્છા શી છે અને પોતે શું કરવું તે સમજતા. ગુણસુંદરી રાજ્યકાર્યમાં માથું ઘાલતી ન હતી. પરંતુ મનહરપુરી તે પોતાની ગણતી અને રાજ્યકાર્યમાં માથું ઘાલ્યા વિના એકલી મનહરપુરીમાં સ્વામીનું કામ કર્યા જેવું કરતી.

વિદ્યાચતુરે અંગ્રેજી અને દેશી રાજ્યનો અનુભવ કરી એક સિદ્ધાંત એ બાંધ્યો હતો કે, પોતાનામાં સરસ્વતી, બુદ્ધિ, નીતિ અને વૃત્તિ હોય તો દેશી રાજ્યના તંત્રીઓ પોતાની પ્રજાનું કલ્યાણ અને રાજ્યની ઉન્નતિ એટલે સુધી કરી શકે કે ગમે એટલા પરમાર્થી હોવા છતાં પોતાના પેટ ઉપર અચૂક લક્ષ આપનાર અંગ્રેજી રાજકર્તાઓને વશ થયેલી દેશી પ્રજા સ્વપ્ને પણ દેખી ન શકે. માથે અનીતિ અને અન્યાયનો જુલમ હોવા છતાં ઘણાંક દેશી રાજ્યોની પ્રજા દ્રવ્યનું સુખ ભોગવે છે એવું અંગ્રેજી અને દેશી હદનાં ગામડાં સરખાવનારના મનમાં આવ્યા વિના રહે એમ નથી — તો જુલમ વિનાની પ્રજા દેશી હદમાં કેવી ઉન્નતિ પામી શકે તે જગતને દેખાડી આપવું એવો વિદ્યાચતુરનો ઉત્સાહ હતો. તેના મુખથી આવી આવી વાતો ઘણીક વાર ગુણસુંદરી સાંભળતી અને પતિના ઉત્સાહનું વીર્ય સ્વાભાવિક રીતે પત્નીના હૃદયમાં ઢોળાતું અને ગર્ભ જેવા પ્રતિધ્વનિરૂપે અંતરમાં ને અંતરમાં સ્ફુરતું. આવી સગર્ભાનું દોહદ મનહરપુરીની પ્રજાના કલ્યાણના ઉપભોગથી પુરાતું. આવુંઆવું જોઈ પ્રધાન પોતાની સ્ત્રીને આપેલી વિદ્યા સફળ થઈ માનતો અને પુત્રપ્રાપ્તિનાથી અધિકતર આનંદ પામતો. તેને આનંદ પામતો જોઈ પત્ની વધારે ઉત્સાહી બનતી. પતિપત્નીનાં હૃદય એક જ રસથી ઊભરાય, એક જ વિષયથી આનંદ પામે, પરસ્પર આનંદને વધારે અને ભોગવે: આ પરિણામથી ગુણસુંદરી પોતાનું લગ્ન સફળ થયું માનતી.

જેમ મિત્રો એકબીજાની છાની વાતો જાણી ખરી મિત્રતા બંધાઈ સમજે છે, જેમ શેઠના દ્રવ્ય અને વ્યાપારનો મંત્ર જાણી સદ્‌ગુણી મુનીમ પોતાને શેઠનો ખરો વિશ્વાસપાત્ર સમજે છે; જેમ રાજાના અત્યંત

વિશ્વાસનું પાત્ર બનતાં સત્પ્રધાન પોતાની સદ્‌બુદ્ધિ વાપરવામાં સ્વતંત્ર બને છે અને રાજ્યસેવાનો ઉત્સાહી થાય છે; જેમ ધર્મિષ્ઠ અને બુદ્ધિમાન રાજાના પાલનથી પ્રજા ખરેખરી રાજભક્ત થાય છે, જેમ શુદ્ધ અંતઃકરણની સાથે ઉચ્ચ સંસ્કારનો યોગ થતાં ભિન્નભિન્ન રૂપે પરમાનંદ ઉદ્દીપ્ત થાય છે; તેમ જ વિદ્યાચતુરનાં સુખદુઃખ સમજવાની ઇચ્છારૂપ બીજ વિકાસ પામતાં વધવા પામેલું ગુણસુંદરીનું સ્નેહી હૃદય પતિના હૃદયની સર્વ છાની વાતો જાણવા અને સમજવા પામ્યું, પોતે તેના પૂર્ણ વિશ્વાસનું પાત્ર છે તે અનુભવવા લાગ્યું, પોતાના અભિલાષ પૂરવામાં સ્વતંત્ર અને પતિના સ્નેહનું ઉત્સાહી બન્યું, પતિભક્ત થયું, ને શરીરવાસનાઓથી ભિન્ન રહેતા ઉચ્ચ અને માનસિક પ્રેમના આનંદના ચમકારાથી ચમકવા લાગ્યું. અશિક્ષિત પણ બુદ્ધિશાળી સ્ત્રીઓની બુદ્ધિ જેવી રીતે ઘરકામમાં અને સંસારવ્યવહારમાં આગળ પડી આવે છે તેમ જ આખી મનહરપુરીને પોતાના ઘર જેવું માનતી ગુણસુંદરી નાના સરખા ગામડામાં વારે ઘડીએ આવી જતી અને ત્યાંની ગરીબ અને અજ્ઞાની વસ્તીને પોતાના ગજા પ્રમાણે સુખી કરવા પ્રયત્ન કરતી તે જણાઈ આવતું. મોટી વયનાં માણસનું અનુકરણ કરવા જતાં નાનાં બાળકો પોતાનાં રમકડાંને જીવતાં કલ્પી તેમાં ખરા સંસારના જેવો સંસાર ચલાવવાનું ભાન પામી પ્રફુલ્લ — હૃદય રહે છે તેમજ રાજ્યવ્યવહારમાં બાળક જેવી પત્નીને મનહરપુરીમાં જુદાજુદા પ્રયોગ કરી આનંદમાં રહેતી જોઈ, એ પ્રયોગના સૂક્ષ્મ અવલોકન કર્યાથી વિનોદ પામી, કદી કદી સ્મિત કરી, ને કદીક સૂચના પામી વિદ્યાચતુર ગુણસુંદરીના સામું જોઈ રહેતો. તેનો હાથ પોતાના હાથમાં હોય તો જોરથી દાબી દેતો અથવા તો પોતાના અધરપુટ ઉપર મૂકતો. કોઈ પ્રસંગે તેનો વાંસો થાબડતો, અને એકાંત હોય ને અત્યંત ઉમળકો આવે ત્યારે હૃદયદાન કરતો. મનહરપુરીમાં આવ્યાથી આજ ગુણસુંદરીમાં આ સર્વ સંસ્કારનું સ્મરણ આવ્યું અને પવનથી મોરનો કલાપ ફરફર થઈ ચમકે તેમ આ સ્મરણથી તેનું હૃદય થવા લાગ્યું.



ગુણસુંદરીનું વય આજે પાંત્રીસેક વર્ષનું હતું, પરંતુ તેને સંતતિમાં માત્ર બે જ પુત્રીઓ હોવાથી અને તે પણ ઘણાંક વર્ષ ઉપર જન્મેલી હોવાથી તેનું શરીર સુંદર હોવા છતાં નબળું પડ્યું ન હતું અને માત્ર છવ્વીસ—સત્તાવીસ વર્ષની તે દેખાતી હતી. તો યે ચતુર જોનાર તેની મુખમુદ્રા ઉપરથી ખરું વય કહી આપતાં. એ શરીરે મધ્યમ કાઠાની એટલે જાડી યે નહીં અને દૂબળી યે નહીં એવી હતી. એનો વર્ણ છેક સોનેરી નહીં તેમ જ છેક રૂપેરી પણ કહેવાય નહીં એવો હતો. મોં ભરેલું હતું. વાળ કાળા, સુંવાળા, ચળકતા, ઝીણા અને અંબોડો છૂટો હોય ત્યારે છેક ઢીંચણ સુધી આવે એટલા લાંબા હતા. કપાળ મોટું હતું. આંખો ચળકતી, ચંચળ અને ચકોર હતી પણ બહુ મોટી ન હતી. તેનો સ્વર છેક કુમુદસુંદરીના જેવો ન હતો તોપણ તેમાં સ્ત્રીસ્વરની કોમળતા શુદ્ધ સ્પષ્ટ હતી અને ગાન સમયે કુમુદના જેવો જ સ્વર કાઢી શકતી. ઊંચાઈમાં પણ એના જેટલી જ હતી. તેનું મોં

હંમેશા હસતું રહેતું અને ઘણાંક માણસ પ્રાતઃકાળે એનું મોં પ્રથમ જોતાં અને આજનો દિવસ ખરા આનંદમાં જશે એવી શ્રદ્ધા રાખતાં. તેનો સ્વભાવ પોતાના પતિના જેવો કાર્યગ્રાહી હતો તેથી તેનું મન ઘણું સુખી રહેતું. ‘કામ સાથે કામ’ એવું જ તે સમજતી કુમુદસુંદરીમાં જે સહનશીલતા અને સુશીલતા હતી તે પણ ગુણસુંદરીની જ હતી. તેનો ઉત્સાહ નાના બાળકના જેવો સપક્ષ હતો અને નાની કુમુદસુંદરીમાં તેનો આ ગુણ ઊતર્યો હતો. પિયર તથા સાસરાની ડોસીઓના પ્રસંગથી તેનું હૃદય કુટુંબવત્સલ અને ક્ષમાધર [૧] થયું હતું, પરંતુ પતિના સહવાસથી આખા પરિચિતમંડળને આ ગુણનો અનુભવ કરાવતી. આખી મનહરપુરી એમ કલ્પતી કે ગુણસુંદરીની અમારા પર અમીદૃષ્ટિ છે. તોપણ કોઈ તેની આદ્રર્તાનો દુરુપયોગ કરી શકતું નહીં, કારણ એને ખેદ થતો તે સામું માણસ ખમી શકતું નહીં. આ શિક્ષાપ્રભાવ તેના પુરુષગુણી પતિમાં ન હતો, કારણ પ્રજાની ન્યાયતુલા હાથમાં રાખનારને પ્રત્યક્ષ શિક્ષાનો દંડ રાખવો પડતો હતો.

ગુણસુંદરીનું પિયર આ જ ગામમાં હતું. વિદ્યાચતુર તેનાથી માત્ર પાંચસાત વર્ષે મોટો હતો અને મોસાળમાં ઊછર્યો હતો. તેનું મોસાળ અને ગુણસુંદરીનું પિયર ઉભય પાડોશમાં સાખોસાખ હતાં. ગુણસુંદરીની મા પોતાની દીકરીના જન્મ પહેલાં બાળક વિદ્યાચતુર ઉપર બહુ હેત રાખતી, તેને રમાડતી, તેનું માથું હોળતી, ખાવાનું આપતી અને લડાવતી. પોતાને પેટ દીકરી થતાં જોઈને પણ પૂછવાની વાટ ન જોતાં વિવાહ કરી દીધો. નાનો જમાઈ મસ્તીખોર, લડાક અને બોલકણો હતો અને સાસુ વરકન્યાને સાથે બેસાડી જોઈ રહેતી અને લજ્જા ન સમજનાર બાળકોને મુગ્ધવચન બોલાવી વિનોદ પામતી. એમ કરતાં કરતાં વિદ્યાચતુર જરી મોટો થતાં તેના સંતાનહીન મામાએ તેને રત્નનગરીમાં વિદ્યાભ્યાસ સારુ બોલાવી લીધો. મુંબઈ જઈ ત્યાંની પાઠશાળામાં ઠેઠ સુધી અભ્યાસ કરી ત્રેવીસેક વર્ષની વયે એ પાછો રત્નનગરી આવ્યો તે પ્રસંગે ગુણસુંદરીને સોળસત્તર વર્ષ થયાં હતાં, અને સાસરે ત્રણેક વર્ષ થયાં જતી આવતી થઈ હતી. પતિને વિદ્યા સારુ પરદેશ રહેવું થયું તે પ્રસંગમાં તેની સાથે પત્રવ્યવહાર રાખતી; અને પત્રોમાં દુહા, સાખીઓ, ગરબીઓ વગેરે લખતી અને અતિ આનંદ પામતી. પોતાના પત્રો પોતાની સહીઓમાં વંચાવી આનંદને વધારતી પણ ખરી. પાઠશાળામાં શૃંગારરસ અને પ્રીતિરસનાં ભરેલાં અંગ્રેજી તથા સંસ્કૃત કાવ્યોનો રસિક અભ્યાસી પતિ આવા પત્રોનો રસ ભોગવતો અને આવાં સાધન દ્વારા અભ્યાસ સમયની વિરહાવસ્થાએ પતિપત્નીનો સ્નેહ ઘણોક વધાર્યો. બાળલગ્નથી હાનિને બદલે આવી રીતે સુખ અનુભવતો અને તે સુખનું મૂળ પોતાના બાલ્યપરિચયને જ ગણતો. પતિ ઘણી વાર એવું વિચારતો કે બાળલગ્ન સામેનો મારો વિરોધ નિર્મૂળ તો નહીં હોય? આપણા વિદ્યાનિકષ [૧] સમાજે આપણા જુવાનિયાઓના હાથમાં શૃંગારાદિથી ભરેલાં પુસ્તકો મૂકેલાં છે તેનું ફળ એ થાય છે કે તેઓમાં એક જાતનું કૃત્રિમ

દાક્ષિણ્ય ઉત્પન્ન થાય છે. આ દાક્ષિણ્ય નાનપણથી સહચારિણી બનેલી ઉપર સ્વાભાવિક રીતે ઢોળાય છે. આપણી અભણ પણ ભણેલાઓને પરણેલી સ્ત્રીઓનાં સુખનું મૂળ આવી રીતે રોપાય છે અને ગુણસુંદરીને પણ તેમ જ થયું હતું. પતિપત્નીને એકઠાં રહેવાનો પ્રથમ સમય આવ્યો તે પ્રસંગે અભણ ગુણસુંદરી કેવી રીતે ભણી તે આ પુસ્તકના પ્રથમ ભાગમાં વાંચનારને વિદિત કરેલું જ છે.

પતિના અભ્યાસના સમયમાં જુદાં રહેવા પડવાથી ગુણસુંદરીના શરીરે પત્નીપણું મોટી વયે અનુભવ્યું અને તેથી તેના શરીરનો બાંધો પણ યોગ્ય વયે પામવા જોઈતા વિકાસને પામી શક્યો.

પાઠશાળા છોડી કે તરત વિદ્યાચતુરને રત્નનગરીમાં શાળાના માસ્તરની જગા મળી અને તે જ પ્રસંગે સંસારમાં પડેલાને સારુ પત્નીનાં તનમન પણ આવી રીતે તેના નવીન સંસારનું વાહનપણું કરવા યોગ્ય બન્યાં. “અડોઅડ કપોળ લાગી રહેલ” ઇત્યાદિ ન સમજનારી મુગ્ધા આ પ્રસંગે સર્વ સમજવા શક્તિમતી બની અને બેત્રણ વર્ષ લગી સંતતિ ન થઈ અને વિદ્યાચતુર માત્ર શાળાના માસ્તરની નિશ્ચિન્ત અને નિઃસ્પૃહી નોકરી પર રહ્યો ત્યાં સુધીના કાળમાં આ યુવાન દંપતીએ શૃંગાર અને સ્નેહની પરિસીમા ભોગવી.

ઘણી વાર રાત્રિના દશ વાગતા સુધી આ સમયમાં વાળુ પછી દંપતી સાથે બેસી અનેક પુસ્તકો વાંચતાં; રાજકીય અને સાંસારિક વિષયો પર વાર્તા ચાલતી, તરુણી નાના નાના પણ સૂચક પ્રશ્ન પૂછતી. તરુણ તે સર્વ ઉપર ચર્ચારૂપે વ્યાખ્યાન કરી પ્રશ્નોનું નિરાકરણ કરતો, અને પોતાના કરેલા સિદ્ધાંતોમાં નવી વિદ્યાની મુગ્ધા શંકાઓ ઉત્પન્ન કરતી અને તે શંકાઓ ઉપરથી કોઈ કોઈ પ્રસંગે સિદ્ધાંત ફેરવવો પડતાં પત્નીની બુદ્ધિનું ઉચ્ચપણું મપાતું; અને આ સર્વ માનસિક સ્નેહભોગને અંતે માનસિક વિહારની શિખરક્રીડા થતી હોય તેમ શય્યાખંડનાં દ્વાર બંધ કરી પાછળના એકાંત ઉદ્યાનમાં પડતી મોટી બારી ભણી તરુણ તરુણીને ખેંચી જતો વહાલની ઊર્મિ ઊછળતાં અધરે અધરદાન કરતો કરતો ધીમે રહી ગાતો:

*“નિદ્રા તણા કર સુકોમળ તુજ જેવા,*

*તેના જ સ્પર્શથકી મોહિત વિશ્વ સૂતું;*

*આ શાંતિ ઉપર ક્ષપાપતિ ² સ્મિતભોગી*

*જો ફેરવે મૃદુ અનેક કરો ધીમેથી ¹ .*

*જો! જો! પ્રિયે! ધીમી ધીમી વિકસાવ આંખો!*

*તેજસ્વી ચન્દ્ર નભકણ્ઠશું બાઝી ચાલે!*

*ર્‌હે ઊભી, પ્રિય! ધર કાન ચકોર ત્હારા—*

*શી વાત ચંદ્રશ્રવણે કરતી સુ-તારા?”* [૨]

ઘણા દિવસ લાગટ આ રમણીય પ્રસંગ અનુભવતી અને ઘણા દિવસ આ ગાન પતિમુખે સાંભળતી ગુણસુંદરી તેનો અર્થ સમજી એટલું નહીં, તે ગાનરસ પીતી હતી એટલું નહીં, પણ તેના હાર્દનો હૃદયમાં ઉપભોગ કરવા લાગી. કવિતાના શબ્દાર્થ અથવા વાક્યાર્થ સમજવા, કવિતાનો મર્મ સમજવો, કવિતાના રસિક બની કવિતાના રસથી આનંદ પામવો — એ સર્વથી કવિતાનો ઉપભોગ એ એક જુદો જ અનુભવ છે. ગાનથી ચિત્ત લય પામે છે — જેમ સર્પ પણ ગાન સાંભળી ડોલે છે અને ભાન ભૂલી જાય છે; શૃંગારવશ માનવી તલ્લીન થઈ જાય છે — જેમ ગોપીઓ વાંસળીના સ્વરથી ઘેલી બનતી હતી; સ્નેહવશ માનવી અભેદયોગ અનુભવે છે — જેનું જયદેવ અને પદ્માવતીની આખ્યાયિકા એ દૃષ્ટાંત છે; ભક્તિરસમાં નિમગ્ન માનવી સંસારને ભૂલી જ જાય છે — જેનાં દૃષ્ટાંત અનેક ભક્તરાજનાં ચરિતમાં રહેલાં તે આર્યલોકને સુપરિચિત છે; બ્રહ્માનંદ પામતા આત્મા પાસે સંસાર અંધકાર જેવો અભાવ બને છે અને શુદ્ધ જ્યોતિ એ એક જ અદ્વિતીય પદાર્થ બને છે: તે સૌ અને તેવો જ કવિતાનો ઉપભોગ છે — આવાં વ્યાખ્યાન રસીલી સ્ત્રીની પાસે વિદ્યાચતુર ઘણી વાર કરતો. ઘણી વાર ફરી ફરી સાંભળ્યાથી, વધેલી વિદ્યાએ ઉઘાડેલાં લોચનથી, મહાકવિઓએ તેના હૃદયમાં નવા સળગાવેલા રસદીપથી, શૃંગારવયની પરિપક્વ અવસ્થા પામવાને લીધે, શય્યાનો સમય અને શય્યાનું સ્થાન એ ઉભયના કરેલા ઉદ્દીપનથી, અને અંતે ઈશ્વરપ્રસાદથી, પતિમુખમાંથી નિત્ય પડતા ગાનસ્વરોમાં આજ જ નવો જીવ આવ્યો હોય અથવા તો પોતે જ હમણાં નવી જન્મી હોય તેમ પતિએ ગાયેલી કવિતાનો ઉપભોગ ગુણસુંદરીને એકદમ અચિંત્યો થયો, તેનું મુખ મલકાઈ ગયું, રોમોત્કમ્પ થયો; નેત્ર વિકાસ પામ્યાં, અંતરમાં વળી રહ્યાં, અને અંતે સ્નેહના ઉલ્લાસને બળે પતિનેત્ર સામું અનિમિષ જોઈ રહ્યાં. જાતે ચળકતાં અને ચન્દ્રિકાથી પ્રકાશિત થયેલાં એ સ્ત્રીનેત્રની કાળી કીકીઓની વચ્ચોવચ પોતાના આકારનું પ્રતિબિંબ પડેલું હતું તેના ઉપર સ્નેહસમાધિસ્થ વિદ્યાચતુરની દૃષ્ટિ પડી. પત્નીની ન્હાની કીકીઓમાં પોતે ન્હાને રૂપે સંક્રાંત થયો જોઈ — “આજ તારા હૃદયમાં પણ હું ન્હાને રૂપે — કવિતારૂપે — સંક્રાંત થયો છું, અને તારી કીકીઓની પેઠે — તારા સર્વાંગ પેઠે—તારું હૃદય પણ અનિમિષ બની મારા પ્રતિબિંબને ધારણ કરે છે.” એવું સૂચવતો હોય તેમ પતિ પણ ગંભીર આનંદમય વદનથી પત્ની સામું જોઈ રહ્યો. માનસિક સ્નેહનો આજ પ્રથમ જ ઉભયને અનુભવ થયો. નવો ગર્ભ ધરનારીની પેઠે પત્નીએ બીજો દિવસ પ્રફુલ્લ વિચારમાં ગાળ્યો અને અંતે અભણ અવસ્થામાં ગરબીઓ રચનારીએ આજની અવસ્થાએ પહોંચી પતિના શ્લોકના પ્રતિધ્વનિરૂપ — પ્રત્યુત્તરરૂપ — નવી કવિતા વાલ્મીકિની પેઠે ઈશ્વરપ્રેરણાથી રચી કાઢી. પાછો રાત્રિએ એ જ પ્રસંગ આવતાં શુદ્ધ સ્નેહના નવા ચાખેલા રસના લોલુપ વિલાસી પતિએ એ જ શ્લોક ફરી

ગાયો — એ જ હૃદયસંયોગ ફરી ભોગવ્યો; પણ ગઈ કાલનાથી આજ અધિક અનુભવ મળવા વારો આવ્યો. મુગ્ધ જેવી પત્ની પતિઉત્સાહનો પ્રતિધ્વનિ કરવા ધૃષ્ટ [૧] બની. પતિએ ગાયેલા ગાનને અંતે થયેલું તારાલગ્ન દૃઢતર કરી, ઉદયમાન ચંદ્રકલા પોતાના કર સામા ઊભેલા અને નવા તેજથી ચળકતા મેઘ ઉપર ટેકવે તેમ પતિના સ્કંધ ઉપર સુકુમાર અને ગૌર કર ટેકવી, ચન્દ્રતેજના સ્પર્શથી ચંદ્રકાંત રસ ઝરવા લાગતો હોય, પતિના સ્પર્શે પોતે જ શૃંગાર ઝરવા લાગી હોય, તેમ નવરસિક લલના પોતાની નવી કવિતા એકદમ આરંભી ધીમા મૃદુ સ્વરથી ગાવા લાગી અને ગાતી ગાતી ચંદ્ર અને તારા ભરેલા આકાશની સમક્ષ નવી શશિકલા જેવી ખીલવા લાગી:

તે ઉપરથી સૂચિત

*"ચમક ચમક તારા થાય આ વ્યોમમાં આ—*

*મુજ ઉર સ્વર થાતા પ્રિયના આજ જેવા;*

*શશીતણું ધીમું રેલે તેજ આ વ્યોમમધ્યે—તમ ઉરથકી*

*મારે જેમ આનંદ રેલે.*

*શીશીપદઅંકે બેઠી આ શાંતિ કરે સ્મિત, નાથ!*

*જુઓ! જુઓ! પ્રિય! ગોઠડી કેવી એ બે કરે એકાંત!*

*એવી ગોઠ મુજશું કરોની!*

*શશીઉરમાં લપટાઈ આ શાંતિ ઘરે પ્રકાશ!*

*જુઓ! જુઓ! પ્રિય! ગાંઠ એ બેની કેવી પડી આ આજ!*

*એવી ગાંઠ મુજશું રચોની!"*

આ સાખીઓ ગવાઈ તેટલી વાર તો વિદ્યાચતુરે તેનો ઉપભોગ કર્યો. ગવાઈ રહેતાં, તેના હાર્દનો વિચાર થતાં, અચિંતી કાંઈ નવી શોધ થઈ ગઈ હોય, શુદ્ધ કન્યા ઉપર મદનાવસ્થાનો પ્રથમ અવતાર પ્રથમ જ વ્યક્ત થયો હોય, મુગ્ધાનું લજ્જાદ્વાર ઊઘડતાં તેના અંતરમાં વસતા દૈવતનું નવલ દર્શન થયું હોય, તેમ પત્નીનું ગૂઢ રહેલું કવિત્વ પુષ્પ પેઠે સહસા વિકાસ પામેલું જોઈ વિદ્યાચતુર અદ્દ્ભુત આશ્ચર્ય, ઉત્સાહ અને આનંદનો ભોગી થયો. પોતાની કવિતા કરતાં પણ સ્ત્રીની કવિતા વધારે કોમળ અને વધારે ઉત્સાહી લાગી અને તે ભાનથી હૃદય આનંદગર્વમાં ઊછળવા લાગ્યું અને તેનો હાથ પોતાને ઓઠે મૂક્યો.

સાત્ત્વિક આનંદના પ્રસંગ વિરલ હોય છે. આ બનાવ વિદ્યાચતુરને પહેલો તેમ જ છેલ્લો થયો. આવી રાત્રિ વીતતાં બીજે દિવસે તેના મામા

જરાશંકરે તેને બોલાવ્યો. રત્નનગરીના હાલના રાજા મણિરાજના પિતા મલ્લરાજ પાસે જરાશંકર ખાનગી મંત્રીનું કામ કરતો હતો. બાળક મણિરાજને અંગ્રેજી શીખવવા બસ્કિનસાહેબ તરફથી તાકીદ આવતાં વિશ્વાસુ માણસ જોઈતો હતો અને તે કામ ઉપર જરાશંકરની ભલામણથી વિદ્યાચતુરની નિમણૂક થઈ. તેના મનમાં એવું હતું કે આ જગાનું કામ પણ માત્ર પુસ્તકશિક્ષકનું હશે; પરંતુ એ કામ તો માત્ર ગૌણપક્ષનું જ નીવડ્યું. મલ્લરાજનો અંગ્રેજી વિદ્યામાં પ્રવેશ ન હતો એટલે તે વિદ્યાનું મૂલ્ય પણ ન હતું. મલ્લરાજ શરીરે તેમ સ્વભાવે શુદ્ધ ક્ષત્રિય હતો. આખા રજવાડામાં શુદ્ધ રાજબીજનાં દૃષ્ટાંતમાં સૌ તેને પ્રથમ ગણતા. અંગ્રેજી સત્તાના આરંભમાં થયેલાં યુદ્ધ, સામદામ આદિથી ભરેલી રાજનીતિ, રાજ્ય બહારના અને રાજ્યમાંના શત્રુઓ, ઇત્યાદિનો તેને નાનપણમાંથી અનુભવ હતો. પોતાનું અન્ત્ય સાધ્ય શું છે તેનો વિચાર કરતો અને પછી સાધન ખોળતો. રાજવિદ્યાને ચતુરંગ (શેતરંજ)ની બાજી જેવી ગણી ખેલ રમ્યાં કરતો અને તેમાં સર્વ સાર માનતો. અંગ્રેજી વિદ્યાને તે એક સાધન ગણતો. અને મણિરાજને તે સાધન પ્રાપ્ત થાય તેમાં તેને બાધ ન હતો. મલ્લરાજ તરફથી વિદ્યાચતુરને પ્રથમ સૂચના એ થઈ કે ભલે આને ભણાવો પણ તમારું કામ ચૂકશો મા. “મારા કુંવર પાસે તમને રાખું છું તે કંઈ એની બુદ્ધિ અંગ્રેજી કરવા નથી રાખતો. એનું વય આજ કોમળ છે માટે બહુ સંભાળથી એને ઉછેરજો. સરત રાખજો કે એને મારે તમારા જેવો બ્રાહ્મણ નથી કરવો કે વૈશ્ય નથી કરવો. બ્રાહ્મણ, વૈશ્ય, મ્લેચ્છ, અંગ્રેજ અને એવા એવા સર્વ લોકની વિદ્યા એ સમજી જાય અને સર્વની કળા જાણી જાય, સર્વની સાથે પોતાના ધર્મ પાળવા સમજે, એવું એવું સર્વ એને શીખવજો. પણ યાદ રાખજો કે અંગ્રેજ, બ્રાહ્મણ કે બીજા કોઈનો કે તમારો પોતાનો કંઈ પણ ગુણ એનામાં આવ્યો દીઠો તો તમારી નોકરીમાં કસૂર થઈ ગણીશ. તમારું એક કામ એ કે એનામાં શુદ્ધ રજપૂતના ગુણ ભરવા. એ કુમાર મારી વૃદ્ધાવસ્થામાં મારે ટેકવાનો દંડ છે, મારા રાજ્યની આશા છે, મારા વંશનું ભવિષ્ય છે, મારા કુલની પ્રતિષ્ઠા છે, અને તમે એના શિક્ષક છતાં નોકર છો, અને એ પ્રજા નહીં પણ રાજા થવા સરજેલો છે, તે સર્વ ધર્મને યોગ્ય એને કરજો. એનું શરીર ખીલવવા, એનું શૌર્ય વધારવા, મારા ક્ષત્રિય યોદ્ધાઓ હું તમને સોંપું છું. એને રાજવિદ્યા શીખવવા તમારી મરજી પડે તે સગવડ માગજો. એને રાજા કરજો. બ્રાહ્મણને હાથે રજપૂત સ્વધર્મ શીખે એ આપણા દેશમાંની જૂની પ્રણાલિકા છે અને તે પ્રમાણે હું એને તમારા હાથમાં મૂકું છું. તમારા બીજા વખતમાં શું કામ કરવું તે તમને જટાશંકર બતાવશે. તમારું કામ અહીં નિશાળના માસ્તરનું નથી. સ્ત્રીને કેટલાં કામ કરવાં પડે છે તે જુઓ. છોકરાંને ઉછેરવાં, કુટુંબના વડીલોનું કામ ઉપાડવું, ચાકરો ઉપર સત્તા રાખવી, ઘરધંધામાં પ્રવીણ રહેવું, ઘરની અને ઘરના સામાનની સંભાળ રાખવી, ઘરમાં આવતાંજતાં માણસ આગળ ઘરનું નાક રાખવું, અને તે બધું જાતે મર્યાદા પાળી કરવું! અને દિવસ વીત્યે

શૃંગારશાળામાં પતિના ઉપર રાજ્ય ચલાવવું! આટલું તો એક સામાન્ય સ્ત્રી કરે છે; અને તેની સાથે લોકના બોલ સહી જવા, ઘરમાં જુલમ અને અપમાન ખમતાં ગમ ખાઈ જવી, પોતાના દુઃખને ગણવું નહીં, મન અને પેટ એ બે મોટાં રાખવાં; એ બધું પણ સ્ત્રીને કરવું પડે છે અને તેટલું જો તે કરે તો જ સ્ત્રીને સ્ત્રી કહેવી. ન કરે તો તે પુરુષ તો નથી જ ને સ્ત્રી પણ નહીં જ—તેને તો જેમ અનંગરંગમાં શંખણી કહી છે તેમ આપણે સંસારરંગમાં શંખણી કહેવી. કહો — હવે એક સ્ત્રીને માથે આટલા ધર્મ છે તો સ્ત્રીના ધણી પુરુષના કેટલા ધર્મ હોવા જોઈએ? જે પુરુષને આટલું સ્ત્રીનું કામ આવડે નહીં તે સ્ત્રીના કરતાં પણ નપાટ ને મારા રાજ્યમાં નોકરી કરવા નાલાયક. સ્ત્રી અને પુરુષ બેનું કામ આવડે તે મારી નોકરીને યોગ્ય અને યોગ્યતા તમારે મેળવવી. જેનામાં આ સૌ યોગ્યતા વધારેમાં વધારે હોય તે મારો કારભારી થવા લાયક છે. બીજું લોભ ન કરવો એમ હું નથી કહેતો પણ સામાનું ઘર સાચવી લોભ કરવો. અમારા પુરાણી એક શ્લોક કહે છે કે વાછડાને ધવરાવી ગાયને દોહવાની છે તેમ જ રાજાએ પણ પ્રજાને સંતોષ આપી રાજભંડાર ભરવાનો છે. [૧] હું તમને તે જ રીતે કહું છું કે રાજા પ્રજાનો સ્વાર્થ સંભાળી તમારા સ્વાર્થના વિચાર રાખજો, નીકર મારે તમારે સગાઈ નથી તે સરત રાખવી. તમે પ્રમાણિક છો તે હું જાણું છું. પણ પ્રમાણિકપણું પૈસા ન ખાધામાં જ આવી જાય છે એમ નથી, પણ બીજી ઘણી બાબતોમાં જોઈએ છે તે તમને અનુભવ શીખવશે. તમને એ પ્રમાણિકપણું હાલ વાત કરતાં સહેલું લાગશે પણ અધિકારે ચડતાં ‘માયા દેખી મુનિવર ચળે’ એ તમે હળવેહળવે જોશો. મણિરાજને કાચી અવસ્થાને સમયે તમારા હાથમાં મૂકું છું તેથી છલકાઈ કે છેતરાઈ ન જશો ને હંમેશ યાદ રાખજો કે એ મણિ છે પણ નાગને માથે છે ને તમારે નાગની સાથે કામ છે. નાગ પ્રસન્ન થાય તો રત્નનો ભંડાર ઉઘાડો મૂકે પણ તે કોપે તો તેની દાઢમાં યમના દૂત નિરંતર સજ્જ છે તે યાદ રાખજો. મલ્લરાજ એ નાગના જેવો છે.”

— એ ઉપરથી

રાજકુમારના શિક્ષક થનારના અંતરમાં શબ્દેશબ્દ જડાઈ ગયા, પ્રત્યેક શબ્દમાં ઉપદેશના ગ્રંથ ભરેલા લાગ્યા, પ્રથમ જ જાતે મ્યાન ઉઘાડનારને તરવારનું મૂળ નીકળતાં જ આંગળીઓ સંભાળવી પડે એવો અનુભવ થયો, અને ઘેર ગયા પછી આ નવા સંસારે તેના તાર્કિક મસ્તિકને એવું તો ચકડોળે ચડાવ્યું કે તે દિવસથી ગુણસુંદરી સાથેના સાત્ત્વિક પ્રસંગો સ્વપ્ન જેવા થઈ ગયા, કવિતા કરવી ભૂલી ગયો, અને રાજસંસારના તીવ્ર ભ્રમણમાં પડેલી આંખ સ્નેહસંસારને નિત્ય ખરતા તારા પેઠે પળવાર જ જોવા પામતી.

આ જ પ્રસંગે ગુણસુંદરીને પણ તેને યોગ્ય વિષમ સંસારજાળમાં લપટાવું પડ્યું અને પૂર્વાવસ્થામાં વિદ્વાન પતિ અને વિદ્યાએ આપેલી કળા તે

જાળ ઉકેલવામાં ઉપયોગી થવા લાગી. વિદ્યાચતુરે મલ્લરાજના શબ્દ અમૂલ્ય ગણી એક પુસ્તકમાં ઉતારી રાખ્યા હતા તે વાંચી ગુણસુંદરીએ પણ પોતાના નવા વ્યવહાર સંબંધી ઘણો બોધ લીધો. બુદ્ધિવાળાના અનુભવ વિદ્વાનોને પણ બોધ આપે છે. એટલું જ નહીં પણ સામાન્ય મનુષ્યો કરતાં વિદ્વાનો તે અનુભવમાંથી વધારે બોધ લે છે. વિદ્યાનું સાધન પુસ્તકભંડાર માત્ર અનેક બુદ્ધિમાનોના અનુભવનું રહસ્ય શીખવે છે અને આ રહસ્ય ગ્રહી લેનારને જ વિદ્વાન ગણવા અને બીજાને કેવળ પુસ્તકપંડિત ગણવા એવો વિદ્યાચતુરનો મત હતો અને તેથી બુદ્ધિવાળાના અનુભવને તે પુસ્તક જેવો જ ગણતો. અનુભવી મલ્લરાજની પ્રથમ આજ્ઞામાં વસેલો ક્ષાત્ર ઉદ્રેક તેને અતિપ્રિય લાગ્યો. તેમાંનું રાજઅભિમાન તેને નમવા યોગ્ય લાગ્યું, અને આવી સુંદર લાગતી આજ્ઞામાંથી સર્વને માત્ર સુંદર લાગતા પુષ્પમાંથી મધમાખી મધ લે તેમ — તેણે અનુભવબોધ લીધો અને એ બોધથી તેનું પોતાનું નીતિબીજ બંધાયું એટલું જ નહીં પણ ગુણસુંદરીએ તે બીજ સ્વીકાર્યું. માત્ર એકને એ બીજ રાજકાર્ય આદિ અનેક સ્થળે કામ લાગ્યું અને સ્ત્રીને તે ગૃહકાર્યમાં કામ લાગ્યું.

પોતાના મામા જરાશંકરને સંતતિ ન હોવાથી વિદ્યાચતુર મોસાળમાં ઊછર્યો હતો. એ જન્મ્યો ત્યારે તેના બાપ માનચતુરનું વય પાંત્રીસેક વર્ષનું હતું અને તેને અંગ્રેજી રાજ્યમાં નાના ગામમાં મામલતદારના કારકુનની નોકરી હતી. તે સાધારણ ભણેલો હતો પરંતુ બુદ્ધિશાળી ગણાતો અને જ્યાં બુદ્ધિ સતેજ હોય છે ત્યાં યુવાવસ્થાનું ઉત્કટપણું પણ તેવું જ હોય છે એ વાત સાચી માનનાર વર્ગ માનચતુરનું દૃષ્ટાંત બતાવતાં. વૃદ્ધાવસ્થા પર્યંત ન છૂટેલી લંપટતામાંથી મહાન અને અસાધ્ય રોગને વશ થઈ નોકરી છોડી ઘેર આવવું પડ્યું. વિદ્યાચતુર સિવાય માનચતુરને બીજો પણ કુટુંબવિસ્તાર પુષ્કળ હતો. વિદ્યાચતુરના પહેલાં માનચતુરને બીજા બે પુત્ર અને બે પુત્રીઓ થયાં હતાં. સૌથી મોટો પુત્ર સુંદરગૌરી નામની રૂપવતી બાળવિધવા મૂકી ગુજરી ગયો હતો. સુંદરગૌરી પોતાને પિયર રહેતી હતી. પરંતુ તેનાં માબાપ ગુજરી ગયાં અને ભાઈભાભીના ઘરમાં એ વધારે પડી. એક દિવસ તો તેને મારી કાઢી મૂકી આખી રાત ભૂખીતરસી બારણે ઓટલે બેસાડી મૂકી. ગુણસુંદરીને આ વાતની ખબર થતાં ત્યાં ગઈ અને ચોધાર રોતી નિરાધાર જેઠાણીને પોતાને ઘેર લઈ આવી. બીજા જેઠનું નામ ગાનચતુર હતું. તે વિદ્યાચતુરથી દસબાર વર્ષ મોટો હતો અને એને ભણાવવાનો પ્રયત્ન નિષ્ફળ ગયો હતો; કારણ નાનપણમાંથી મોજશોખમાં પડેલા બાપે લડાવ્યો અને બાપના જેવી સોબત વળગી. આખરે મામલતદારને ત્યાં ઘણી કડાકૂટ કરતાં તેને એક તલાટીની જગા મળી. પણ જાતે વ્યસની તથા ખરચાળ હોવાથી કોડી બચતી ન હતી. વળી ગામના મુખીની સ્ત્રી સાથે એની ચર્ચા ચાલતી હતી તેથી મુખી વેર રાખતો. એમ કરતાં કરતાં એક દિવસ એક ખેતરના ધણી પાસે ચારપાંચ આના પાનસોપારીના લીધા હશે તે બાબત મામલતદાર પર 'રિપોર્ટ' કરી મુખીએ

તેને બરતરફ કરાવ્યો અને ચંડિકા નામની પોતાની સ્ત્રી તથા ચાર છોકરાંના વિસ્તાર સાથે રત્નનગરી આવ્યો અને ગુણસુંદરીભાભીનો અતિથિ થયો. વિદ્યાચતુરની મોટી બહેન દુ:ખબાના પતિ સાહસરાયને વ્યાપાર કરતાં દેવું થયું, દેવામાંથી છૂટવા લોભનો માર્યો સટ્ટામાં પડ્યો, તેમાંથી છુટાય નહીં એટલું ઋણ થયું, અને દુ:ખ ને લાજનો માર્યો છાનોમાનો ગામપરગામ નાસવા લાગ્યો અને ન ચાલ્યે દુ:ખબાને એના ભાઈને ત્યાં મોકલી દીધી. દુ:ખબાને સંતતિમાં માત્ર એક કુમારી નામની કુંવારી કન્યા વયે પહોંચવા આવેલી હતી. જેવું પતિનું દુ:ખ મોટું હતું તેવું જ કુમારીને ક્યાં પરણાવવી અને શા વતે પરણાવવી એ દુ:ખ પણ બિચારી દુ:ખબાને થોડું ન લાગતું. એ દુ:ખ ભાઈભાભીને ન કહેવાતું અને કન્યાવસ્થા ત્યજતી કુમારીને જોઈ તેની મા રાતદિવસ સોસાઈ જતી. વિદ્યાચતુરની બીજી બહેન ચંચળબા આ અરસામાં વિધવા થઈ. તે કામકાજમાં નામ પ્રમાણે ચંચળ હતી પણ તેનામાં અભિમાનનું પાસું હતું તેમ જ જૂઠુંસાચું કરવાની ટેવ હતી. આથી તે સાસરિયામાં સમાય એમ ન હતું, પણ સાસરામાં બીજી કોઈ આધેડ સ્ત્રી ન હોવાથી તેની ત્યાં ગરજ હતી. આખરે એની દેરાણી ઘર ઉપાડે એવી થઈ એટલે દિયરને ભાભીની ગરજ ના રહી. ચંચળબાનું નિત્ય અપમાન થવા લાગ્યું અને આખરે થાકીને દેરાણીનાં મહેણાં ન ખમાતાં ભાભીને બોલાવી ભાઈને ત્યાં રહેવા આવી. એને પંદરેક વર્ષનો યશપ્રસાદ નામનો દીકરો હતો. તેની વહુ સાલસબા નહાતીધોતી થઈ હતી પણ ચંચળબા ભાઈને ઘેર આવી એટલે સાલસબાને સાસરે રાખવાનું બંધ રહ્યું.

જે વર્ષમાં વિદ્યાચતુર મણિરાજનો શિક્ષક થયો તે જ વર્ષમાં થોડા થોડા દિવસને અંતરે માનચતુર, સુંદરગૌરી, ગાનચતુર, ચંડિકા, દુ:ખબા અને ચંચળબા પોતપોતાના પરિવાર લઈ વિદ્યાચતુરને ઘેર ઊભરાયાં. એ સૌ ભાર એકદમ અને અચિંત્યો ગુણસુંદરીને માથે પડ્યો. સૌનાં જુદી જુદી જાતનાં દુ:ખની સંભાવના કરવી, સૌના જુદા જુદા સ્વભાવની સાથે પાલવતું કરવું, અને સૌની કુટેવો વેઠવી — આ સૌ કારભાર ને આ સૌ ચિંતા ઉપાડતાં શુદ્ધ યુવાવસ્થામાં ખીલવા લાગેલી. ગુણસુંદરીને ભોગવિલાસનો ત્યાગ કરવો પડ્યો અને વૃદ્ધાવસ્થાનું ધૈર્ય અને શાણપણ શોધવું પડ્યું. એનું ઘર નાનું હતું. એના પતિની આવક આ સર્વ ખર્ચના પ્રમાણમાં જૂજ હતી, અને સર્વના મનમાં એની પાસેથી સંભાવનાની અપેક્ષા તથા આશા વિદ્યાચતુરની પદવીના પ્રમાણમાં મોટી રાખવામાં આવતી. તે અપેક્ષા અને આશા પૂરતાં જાણ્યે અજાણ્યે, ચાલ્યે ન ચાલ્યે જેટલી ન્યૂનતા રહી જતી તેટલો અસંતોષ થતો અને તેટલા દોષ વિદ્યાચતુર અને ગુણસુંદરીને માથે મુકાતા.

આ સર્વ કુટુંબભાર ઊગતી ગુણસુંદરીને માથે પડ્યો તે પ્રસંગે તેને જગતનો અનુભવ ન હતો અને એ ભાર નીચે કેટલાં કચડાવું પડશે અને તે પ્રસંગે કેટલું બળ રાખવું પડશે તેની એને કલ્પના પણ ન હતી. પ્રથમ

વીશીના જુવાનીમાં પતિ સાથે એકલી રહેલી માણસની ભૂખી હતી અને કુટુંબની સંભાવના કરવામાં પોતાની ઉદારતા અને મમતા દેખાડવાથી જન્મારો સફળ થયો માનતી હતી. પતિની સાથે વિકસેલો સ્નેહ કુટુંબજન સાથે વિકસવા ઇચ્છતો હતો. પોતાનાં જેવાં જ પારકાંના અંત:કરણ કલ્પતી હતી અને વત્સલ ડોસીઓમાં વસી વત્સલ થયેલી ગુણિયલ યુવતી કુટુંબભારની ધુરંધર થવા ઇચ્છતી હતી. સંસારનું એક જ પાસું તેણે અનુભવેલું હોવાથી પોતાના સદ્‌ગુણના વિકાસને સંસાર સર્વથા અનુકૂળ પડશે એવી તેણે આશા રાખી હતી. આ સર્વ ઉત્સાહભરેલી બાળાને કુટુંબભારની દુર્વહનીયતાનાં પડ અનુભવે ધીમે ધીમે ઉઘાડી આપ્યાં.

ઘરમાં માણસો ઊભરાયાં ત્યારે પ્રથમ તો ગુણસુંદરીને ઘણી સગવડ અને ઘણો આનંદ થયો. કેટલીક નાનીનાની અગવડો પડી તેનો બદલો તો વસ્તીમાં રહેવાના આનંદથી જ મળી ગયો. નાના સરખા ઘરમાં જશ સંકડાશ પડવા લાગી, પણ આખો દિવસ ભર્યા રહેતા ઘરમાં કલ્લોલ જેવું લાગવા માંડ્યું. પરસાળમાં સર્વ સ્ત્રીઓને તથા તેમનાં છોકરાંને સૂવાબેસવાનું રાખ્યું. પરસાળ પરની મેડીમાં જેઠજેઠાણીને વાસ્તે એકાંત શયનગૃહ કરી આપ્યું. પરસાળ પાછળ ઓરડો હતો તેમાં જોખમ રહેતું અને તેને હવે ચામડાનું તાળું થયું ગણાયું. ઓરડા પર મેડીમાં દાણાની વખાર હતી તે પ્રસંગે લેવા જવું પડે ત્યારે જ માત્ર જેઠાણીને મેડીમાં જવું પડે. પરસાળની આગળ ચૉક હતો. ચૉકની એક પાસ રસોડું, પાણિયારું વગેરે હતાં અને બીજી પાસ બે ઓરડીઓ હતી. તેમાંની એકમાં વડીલ માનચતુરને એકાંતવાસ આપ્યો ને બીજી વૃદ્ધ સાસુ ધર્મલક્ષ્મીને સારુ રાખી. ચૉક આગળ ખડકી હતી અને તેના ઉપર મેડી હતી. બાકીના ભાગ ઉપર અગાશી હતી. સૌ આવ્યા પહેલાં પોતાને સૂવાનું પરસાળની મેડીમાં હતું અને ખડકીની મેડીમાં વિદ્યાચતુરની કચેરી હતી. હવે સૂવાનું ઠેકાણું ખડકીની મેડીમાં કર્યું અને કચેરી ખડકીમાં કરી. ખડકી ને ચૉક વચ્ચે પડદો ભરી લીધો એટલે સ્ત્રીઓને મર્યાદા થઈ. પરસાળની જોડે નાનો સરખો ચૉક હતો તેમાં રસોડાનું બારણું પડતું હતું. એ ચૉકમાં જમવા બેસવાનું હતું. ચૉક પાછળ ગજાર ને તેની પાછળ છીંડી હતી. ચૉકમાં રસોડા જોડે પાણિયારું અને ટાંકાની ઓરડી વગેરે હતું. નાની સરખી જગામાં થોડે ખરચે ઘણો સમાસ કેમ કરવો તે આપણાં ઘર બંધાવનાર વડીલો આપણા કરતા વધારે સમજતા હતા એવું વિદ્યાચતુર હંમેશ કહેતો, અને પોતાના મોટા કુટુંબને પોતાના નાના ઘરમાં સર્વને અનુકૂળ સમાસ કરી આપનારી પત્નીએ આ ઘર બંધાવનારની બુદ્ધિને સફળ કરી આપી જોઈ પતિને અત્યંત સંતોષ થયો, અને બદલામાં પોતાને સૂવાના નવા સ્થાનમાં સાન કરી સ્ત્રીને બોલાવી હૃદયદાન દીધું. આ પ્રીતિદાય લેતાં લેતાં પત્ની બોલી: “જુઓ, વડીલ શરીરે સારા રહેતા નથી અને નાનડિયાંમાં એમને હરકત પડે માટે એમને એકાંત જોઈએ, પણ તેની સાથે એમને જો મેડીએ ચડાવીએ તો કંઈ જોઈતું કરતું હોય તો બૂમો પાડવી પડે માટે એમનું નીચે ઠેકાણું

રાખ્યું. એમાં મારું બેસવાનું ઠેકાણું ઓછું થયું, પણ એમને ઠીક પડશે. ખડકીની મેડીમાં મોટાભાઈને ખડકીનો ગરબડાટ નડત. એમને એકલાં બેઠાં બેઠાં ગાયા કરવાની ટેવ તે આ ગોઠવણ ઠીક પડશે. ખડકીમાં લોકો બેઠા હોય એટલે મારાથી વારેઘડીએ હવે ખડકીની મેડીમાં નહીં અવાય, પણ આખી રાત આપણી ક્યાં નથી?" પોતે હરકત વેઠી કુટુંબને સમાસ કરી આપનારી સ્ત્રીની પોતાનો સ્વાર્થ તજવાની આ બુદ્ધિ જોઈ આનંદમાં આવી પતિએ તેને ફરી પોતાના પ્રફુલ્લ હૃદયનું દાન દઈ, "બહુ સારું કર્યું, મારી ગુણિયલ" એમ કહી ફરી હૃદયદાન દીધું. આ ધન્યવાદના શબ્દ પત્નીને ઘણાં વર્ષ સરત રહ્યા અને કેટલીક વાર તો તેના ભણકારા વાગતાં આનંદથી ચમકતી. આ હૃદયદાન પણ તે ભૂલી નહીં. આ શબ્દ અને આ હૃદયદાન કેટલાક દિવસ સુધી તો ગુણસુંદરી એકલી પડે ત્યારે સંભારી સંભારી તેમાં લીન થતી. વિદ્યાચતુર એને ગુણિયલ કહી રોજ બોલાવતો, પણ આજનું 'ગુણિયલ' કાંઈક જુદા જ અર્થવાળું લાગ્યું. કુટુંબસંસાર ચલાવવો એ રાજ્ય ચલાવવા જેવું છે. તે ચલાવનારી ગૃહિણીનું કામ રાજ્ય ચલાવનાર પ્રધાનના જેવું ગહન છે. દીર્ઘદૃષ્ટિ, સ્વાર્થત્યાગ, સહનશીલતા, ઉદ્યોગ, ઉદારતા, વ્યવહારકુશળતા, સેવ્યબુદ્ધિ, સેવકબુદ્ધિ, ઇત્યાદિ અનેક મહાગુણોનો ઉપયોગ ચતુર ગૃહિણીને પ્રધાનના જેટલો જ છે. ગૃહિણીનું કામ ભાડૂતી ચાકરોથી થવાનું જ નથી અને ગૃહકાર્યને હલકું ગણી તેમાંથી ઉદ્ધારવાને બહાને સ્ત્રીને બાહ્યસંસારમાં ધકેલવી એ પાશ્ચાત્યબુદ્ધિ વિદ્યાચતુરને ઘણાં કારણથી રુચતી ન હતી. એ કારણોનો ટૂંકામાં સમાસ એક પ્રસંગે તેને ગુણસુંદરીએ જ કરી બતાવ્યો હતો. એક પારસી વર્તમાનપત્રમાં સ્ત્રીઓને બહાર પાડવા વિશે નિબંધ હતો તે વાંચી રહી. પત્ર પતિના હાથમાં મૂકતી મૂકતી પત્ની બોલી: "મારા ચતુર વ્હાલા! આ લોકો લખે છે તે શું તમે ખરું ધારો છો? અમારે અમારું શું ઓછું છે? અમારાં શરીર તેમ અમારાં મન સંસારના ગર્ભ ધારણ કરવાને જ સરજેલાં છે. અમારાં શરીર છે તે સંસારને ઊછેરવાનું સ્થાન છે. એ શરીરને પુરુષના સંસારને ધકેલે ચડાવવા તે જીભની પાસે દાંતનું કામ કરાવવાના પ્રયત્ન જેવું છે. તમે દાંત — અમે જીભ. તમે તમારું કામ કરો. અમે અમારું કરીશું. તમે કમાવ, અમે ઘરસંસાર નિભાવીશું. સ્ત્રી વિના તમારી કમાઈનો અર્થ કોણ સરાવશે? તમે પણ પેટની સેવા સારુ જીવશો અને અમે પણ એમ કરીશું, ત્યારે તમારી સંતતિની, તમારા કુટુંબની, તમારા ઘરની, તમારા મનની, તમારા આનંદની, તમારા ધર્મની સંભાળ કોણ લેશે? શું ઈશ્વરે જગત એવું નિર્મેલું છે કે સ્ત્રીએ પણ ધનની સેવા કરવી? અમને અમારું કામ જે આવું મોટું છે તે શીખવવામાં મદદ આપો. તમારી પાસે દ્રવ્ય વધે તો અમને અમારા કામમાં ઊંચી પદવી આપો. કુંવારા પુરુષો ગરીબ હોય છે ત્યારે પોતે પોતાના ચાકર ને રસોઇયા બને છે તેવી જ રીતે ગરીબ પતિની સ્ત્રી બને છે. રસોઈનું કામ સોંપી સ્ત્રીને હલકી કરી નાંખી એવું બોલનારા વગર વિચાર્યું બોલે છે, કારણ તે કામ તો સ્થિતિ પ્રમાણે પુરુષ

અને સ્ત્રી ઉભયને કરવું પડે છે. દસ રૂપિયા કમાવા બજારમાં મજૂરી કરવી અથવા બસો રૂપિયા કમાતા દાક્તર બની દવા ઉકાળવી અને ગૂમડાંનાં પરુમાં હાથ બોળવા તેના કરતાં રસોઈને કિયા ઈશ્વરે હલકી કહી છે જે? અમે અમારી બુદ્ધિ રસોઈમાં ચલાવીશું. તમારાં સાધન વધશે ને રસોઇયો રાખી આપશો તો તમારા ઘરને ઠેકાણે અમે મહેલ રચીશું, તમારા પુત્રને તમારા જેવા કરી આપીશું, તમને જે વિદ્યા સેવવાને અવકાશ નહીં મળે તે અમે સેવીશું; તમારી રસવાસનાને, તમારા કવિત્વને, તમારા જ્ઞાનને, તમારા શૌર્યને, તમારી દેશભક્તિને ઋણાનુબંધ પ્રમાણે ઉછેરીશું ને વધારીશું. જીભ કોમળ કામ કરશે ને દાંત કઠોર ચાવણું ચાવશે. તમારાથી અમારું કામ નહીં થાય. અમે અમારું કામ યોગ્ય રીતે કરીશું તો જ તમારો સંસાર આગળ ચાલશે. તમારો સંસાર આગળ ન ચાલે તો અમને પણ હાનિ જ છે. મારી તો એવી બુદ્ધિ છે.” આ સાંભળી વિદ્યાચતુર હસ્યો અને બોલ્યો: “ઠીક, તને પણ ભલું મનાવતાં આવડે છે. આપણામાં સ્ત્રીઓ પોતાને પતિની દાસી કહેવડાવે છે. સેવકનું કામ છે કે સેવ્યને મોટપ આપવી. પણ અમે તો હવે અંગ્રેજી ભણ્યા એટલે આપણા હક સરખા!”

ગુણસુંદરી — “કોણ કહે છે જે હક સરખા નથી? ખાવું, પીવું, સર્વ તમારે ને અમારે સરખું જોઈએ છે. પણ સરખા હક કરીને તમારાથી ગર્ભ ધરાવાનો નથી ને અમારાથી અમારું કામ છોડાવાનું નથી. સેવ્ય સેવક એ નામથી કોઈ મોટું નાનું બનતું નથી. શેઠ નોકરને વાસ્તે મજૂરી કરે છે ને નોકર શેઠને સારુ મજૂરી કરે છે. દેખાવમાં શેઠ ઉપરી ને નોકર હાથ નીચે, પણ ઉભયને પરસ્પરની ગરજ. હાથ ઉપર ને પગ નીચે — એથી ઈશ્વરને મન હાથ વધારે નથી ને પગ ઓછા નથી. શાના વગર ચાલશે? સ્ત્રીપુરુષને પણ એમ જ છે. મારા ને તમારા સરખા હક, પણ મને ઈશ્વરે તમારા કરતાં ચાર તસુ નીચી કરી તે કંઈ ઊંચાં થવાશે ને સ્ત્રી મટી પુરુષ થવાશે? અમારા કામમાં તમે અમને અયોગ્ય રીતે હરકત કરતા હો, અમને માણસને ઠેકાણે ઢોર ગણતા હો ત્યારે તમારો દોષ. આ તો શું? પુરુષ તો પુરુષનું કામ કરેસ્તો ને સ્ત્રીએ ઘરની ચિંતા ન ઉપાડવી, ને ડાહ્યાંડમરાં બની ટાપટીપ કરી ગપાટા મારવા ને બેસી રહેવું ને ધણીને કહેવું કે મારે તો ખાવાનું જોઈએ, પહેરવાનું જોઈએ, રસોઇયો જોઈએ, ને તમારાં માબાપ વૃદ્ધ થયાં માટે હું કાંઈ મારું જોબન જવા દઉં? — એ તો કેવું કે તારું મારું સહિયારું ને મારું મારું પોતાનું. આપણે એવાં થઈ આપણું ઘર બગાડવું ને દીકરીઓને એવી કરી જમાઈનાં ઘર બગાડવાં એ તો બહુ સારો ધંધો માંડ્યો. તમે બહાર દીવાન થાઓ તો તમારું ઘર દીવાનના જેવું કરવું, તમારા કુટુંબને દીવાનના કુટુંબનું સુખ આપવું, ને તમે તમારા બહારના કામના વમળમાંથી થાકી ઘેર આવો ત્યારે તમારી પદવી જેટલા ઊંચા સુખસંસારમાં તમને લઈ લેવા એ અમારું કામ ને એમાં અમારી વડાઈ.”

"વારુ, હું દીવાન થાઉં તો એમ કરજે. હાલ તો આપણા આ નાના ઘરમાં તારી ચતુરાઈ કેટલી પહોંચે છે તે દેખાડજે. પણ હાલ અભ્યાસ કેમ ચાલે છે?" વિદ્યાચતુરે પૂછ્યું ને ગુણસુંદરી નરમ જવાબ આપશે એમ ધાર્યું.

ગુણસુંદરી: "અભ્યાસ? આ બધો યે અભ્યાસ જ છે કની? કાગળનું પુસ્તક કે સંસારનું પુસ્તક. જેમાંથી શીખીએ તેમાંથી શિખાય! — વંચાશે હળવેહળવે — ત્યારે સોરું બધું રસ્તે પડશે એટલે. હાલ તો ઘરમાં ગમ્મત છે. ચાર વાગે કૂકડો બોલતાં ઊઠી તમારી પાસેથી નીચે જાઉં છું તે તમને ખબર છે. જઈને પહેલું કામ એ કે ઘરમાં દીવા કરું છું એટલે તમારા ઘરમાં અંધારાનું અજવાળું થાય છે. ચાકર બિચારો બાર વાગે સૂવા પામે છે તેને ઊંઘમાંથી ઉઠાડવાનું પાપ વહોરવું એ સવાર થતાં પહેલાં મારું બીજું કામ. શું કરું? કોઈ જાગે નહીં એમ ધીમે ધીમે ઉઠાડવાનું કરું છું, તે કોઈ વખત તો ઊઠે અને કોઈ વખત તો દયા આવે છે એટલે સૂવા દઉં છું. પછી એ ગરમ પાણી મૂકે કરે એટલામાં હું મારી મેળે દાતણબાતણ કરી, મારી જાતનું કામ કરી, નાહીધોઈ, ચોટલોચાંલ્લો કરી પરવારું છું. ત્યારપછી સાસુજીની પૂજાની સામગ્રી તૈયાર કરી એ ઊઠયાં હોય એટલે એમને સ્વાધીન કરું છું. એ કામ બીજા કોઈને સોંપું પણ એમનો સ્વભાવ ચટવાળો ને આકળો ને તેથી જેને સોંપું તેને ને એમને બેને દુ:ખ થાય એવું છે માટે હું જ કરું છું. એટલામાં ઘરમાં સૌ ઊઠયાં હોય તો પોતપોતાનું કામ કરવામાં રોકાય તેટલી વારમાં રસોઈનો સામાન હું તૈયાર કરું છું. દુ:ખબાબહેન ઘણુંખરું — દિલગીર રહ્યાં કરે છે એટલે કામ કરતાં કરતાં વિચારમાં પડી જાય છે ને એમનાથી હેરાફેરા થતા નથી એટલે રસોઇમાં નાહવાનું એમને ઠીક પડે છે ને કુમારીને સાથે શીખવાને નવડાવું છું. આપણે શીખવીએ ત્યારે ઠીક ન પડે ને બહેન શીખવે ધમકાવે તેથી હરકત નહીં. ઘરમાં હાલ છોકરાં બહુ થયાં છે તેમને નવરાવવાં, શણગારવાં વગેરે કામ સુંદરભાભીને ગમે છે ને એમની મેળે કર્યાં કરે છે. ચંચળબહેન સવારનો વખત વડીલને સારુ ચા, ઓસડ વગેરે તૈયાર કરવામાં ગાળે છે અને હું ઘરમાં સૌને સારુ હેરાફેરા કરું છું ને સામાનસુમનની ગોઠવણ કરાવી ચાકર ઉપર દેખરેખ રાખું છું. એના પર દયા રાખું છું ખરી પણ દેખાડતી નથી કારણ દયા દેખાડીએ તો બગડી જાય. આમ ને આમ આખો દિવસ ચાલ્યો જાય છે ને ઘરમાં આનંદ વર્તે છે."

"એમાં તમારી શી ચતુરાઈ?" વિદ્યાચતુરે હસી કહ્યું.

ગુણસુંદરી ચિન્તાતુર મુખ કરી બોલી: "એ તો ઈશ્વર જાણે. પણ હવે મારે સાતમો મહિનો જાય છે એટલે મારાથી જોઈએ તેટલું નીપજતું નથી ને સુવાવડમાં હું નકામી થઈશ તે પ્રસંગની બહુ ચિન્તા રહે છે. જોઈએ હવે શું થાય છે."

આટલું બોલે છે એટલામાં નીચે કોઈએ એને બોલાવી તેથી એ ગઈ. પણ એને ચિન્તા પડી હતી તે ખોટી ન હતી. જુદા જુદા સ્વભાવનાં ઘરનાં

માણસોને જશ પણ તકરાર ન પડે એ રીતે પોતે ચતુરાઈથી સૌને અનુકૂળ બની જઈ રાખતી હતી અને જાતે છડી હોવાથી ખરેખરું કામ તો પોતે જ કરતી હતી. પણ સુવાવડ આવશે એટલે માળા વગરના મણકા જુદા પડશે, કામકાજમાં વાદ પડશે ઘરમાં બગાડ થશે અને કુટુંબમાં વિખવાદ (વિષવાદ) થશે એવી ગુણસુંદરીની સંપૂર્ણ ખાતરી હતી. સુવાવડમાંથી પરવાર્યા પછી પણ પોતે છડી મટવાની એટલે આ સૌ ગૂંચવાડો મટાડવા પોતાને જોઈતી સગવડ નહીં પડે તેની પણ એને બીક હતી. સૌના સ્વભાવ અને ગુણદોષ તે થોડા અનુભવથી જાણી ગઈ હતી અને હાલ તો ગૂંચવાડો જન્મ જ ન પામે અને પાણી પહેલી પાળ જ બાંધવી એટલું કરવું તેમાં, ગૂંચવાડો જામ્યા પછી મટાડવા જેટલી મુશ્કેલી ન હતી. મીઠા અને મધુર સ્વરથી, વિજ્ઞપ્તિ (વિનંતી)ના આકારની આજ્ઞાથી, કોમળ સૂચનાથી કોને અનુકૂળ શું કામ પડશે તે શોધી કાઢી તેને જ તે કામ સોંપ્યાથી, પોતે કોઈના ઉપર સિરજોરી તો કરતી જ ન હોય એવી વર્તણૂકથી, કેડે છેડો બાંધી આખો દિવસ ખરેખરી માથાકૂટનું કામ જાતે ખરા ઉદ્યોગથી અને વણવિસામે ઉપાડી લઈ તે કામ કરતાં તેનામાં દેખાઈ આવતા ઉત્સાહના દૃષ્ટાંતથી, અત્યંત શાન્તિ અને સહનશીલતા રાખી સામાને જણાય નહિ પણ તેના મનમાં રમી જ જાય એવી રીતે શિખામણ આપવાની કળાથી, અત્યંત કુટુંબવત્સલતાથી, ઉદારતાથી, આત્માર્પણથી અને બીજી અનેક જાતની ચતુરાઈથી, નાની વયની ઊગતી ગુણસુંદરીએ ઘણાં માણસથી ભરેલા ઘરનું નાવ સંસારસાગરપર વેગથી ધપાવ્યું હતું અને તેના ઘરમાં આનંદ અને સુખની સીમા ન હતી. ગુણની કિંમત ગુણ ન હોય ત્યારે થાય છે, સુખની કિંમત દુ:ખમાં થાય છે, અને સારાની કિંમત નરસું કરાવે છે તેમ ગુણસુંદરીને સુવાવડ આવી ત્યારે સૌને તેની ખોટ જણાવાનો પ્રસંગ આવ્યો. ઈશ્વરદત્ત બુદ્ધિ અને પતિદત્ત વિદ્યા, સ્વાભાવિક અને ઉદાર સદ્ગુણો, અવિરામ ઉદ્યોગ, યૌવનયોગ્ય ઉત્સાહ અને વૃદ્ધજનના જેવી નિર્મળ વત્સલતા — આ ઉત્તમ ગુણભરેલી ગુણસુંદરીથી ભાગ્યવાન વિદ્યાચતુરને તેની પરીક્ષા કરવાનો પ્રસંગ સમીપ આવતો હતો. પોતે એને મોઢે એનાં વખાણ કરતો ન હતો, પણ જેમ જેમ બહોળા કુટુંબની સરભરા કરવામાં તેના નવાનવા ગુણ પ્રકાશમાં આવતા હતા અથવા પરિચિત ગુણ વિકાસ પામતા હતા તેમ તેમ સંતોષ પામતો હતો અને ઈશ્વરનો ઉપકાર માની પોતાની રાજસેવાના પ્રસંગોમાં મલ્લરાજની આજ્ઞા સ્મરી એ જ ગુણોનું ઉપયોગીપણું પરખતો હતો. રાજ્યસંબંધમાં પડેલાં માણસો જેવાં હોય તેવાં જ નિભાવવાં પડે છે, તેને જ ઉપયોગી કરી દેવાં પડે છે, તેમની સાથે સહનશીલતા અને ઉદાર ચિત્ત રાખવાં પડે છે, ઇત્યાદિ અનુભવ પોતાને થતો હતો તેમાં અને ગુણસુંદરીને થતા અનુભવમાં ઘણુંક સરખાપણું લાગ્યું.



ગુણસુંદરીના સીમન્તવિધિનો પ્રસંગ આવ્યો તે સમયે ઘરમાં વધેલી વસ્તી ઘણી કામમાં લાગી. પરંતુ તે જ રીતે તેમનાં મન જાળવવાં એ મોટું

કામ ગુણસુંદરીને કરવું પડ્યું અને તેમ કરવા સિવાય એ પ્રસંગની સર્વ ચિંતા તો પોતાને જ રાખવી પડી. જ્ઞાતિભોજનની ખટપટ કરવામાં, બહારનો સામાન લાવવાના કામની ચિંતામાં ગાનચતુરે ઘણો ભાગ ઉપાડી લીધો અને જરાશંકર અને બીજા સંબંધીઓ કામ લાગ્યા તથાપિ તે સર્વ કારભારમાં અંધેર થતું અટકવું તે ગુણસુંદરીની સંભાળથી જ થયું. કારણ કામ કરવા સર્વ તત્પર રહેતાં અને ઊલટ બતાવતાં પણ કયું કામ કોણે કરવું અને કાળક્ષેપ ન થતાં જે કામ જે ઘડીએ જોઈએ તે વખતે જ કરાવવાની ચિન્તા ગુણસુંદરીને રહી. આ સર્વનું કારણ એ જ કે ‘આ ઘર અને આ કામ તો મારું પોતાનું જ છે અને મારે પોતે જ પાર ઉતારવાનું છે’ એ ફિકર કોઈને ન હતી. ઘરમાંથી સામગ્રી જોઈએ તે આણવામાં સર્વ સ્ત્રીમંડળ તત્પર હતું, પરંતુ કઈ સામગ્રી કોને જોઈએ અને ક્યાં મૂકેલી હશે અને ક્યારે તેનો શો ઉપયોગ કરવો એ સર્વ કામ ગૃહિણીનું જ રહ્યું વળી સામગ્રીનો આ મહાસમારંભમાં વખતોવખત બગાડ થતો હતો તે કોઈ પ્રસંગે અટકાવાય અને કોઈ પ્રસંગે મોટું પેટ રાખી થવા દેવો પડતો હતો તે પ્રસંગોનો વિવેક ઘરમાં કોઈ સમજતું ન હતું, અને ઘડી ઘડી ક્લેશના અને તકરારના પ્રસંગ આવતા તે ગુણસુંદરી સમયસૂચકતાથી જાળવી લેતી હતી અને બગાડ થતો અટકાવતી હતી. જ્ઞાતિવ્યવહાર જાળવવા એ પણ એક વિકટ કામ હતું. એ શાસ્ત્રમાં ધર્મલક્ષ્મી સાસુ પ્રવીણ હતાં, પણ અવસ્થાને લીધે તેમનું શરીર જર્જરિત થયું હતું એટલે ઘર બહાર નીકળતાં ન હતાં કે સૌ બાબતની ખબર રખાય. પરંતુ બધી વાતની બેઠાં બેઠાં પૂછપરછ કરતાં હતાં. એમને મોટું પદ આપવા અભિમાન વિનાની ગુણસુંદરી બધી બાબતમાં તેમનો અભિપ્રાય લઈને કામ કરતી હતી. તોપણ પોતાના અભિપ્રાયનો અમલ કેમ થાય છે, શામાં શામાં પોતાને પૂછ્યા વગર વહુ આગવું ડહાપણ ચલાવે છે, શામાં શામાં સારુનરસું બોલાય છે, વગેરે તપાસ ડોસી ચંચળ મારફત કરતાં; ચંચળ છાશમાં પાણી ઉમેરતી; અને ડોસી સમજુ હોવાથી વહુની કિમત સમજતી તોપણ કોઈ કોઈ વખત મનમાં એની ભૂલ કાઢતી, કોઈ વખત ચંચળ આગળ મોં મરડતી, અને કોઈ વખત ગુણસુંદરીને ધીમે રહીને શિખામણ દેતી અને કોઈ વખત ટાઢા ડામ દીધા જેવું કરતી. કોઈ વખત મનમાં ખોટું તો લાગતું પણ આખરે “હશે, મોટાં છે” કરી ઉદાર વહુ સહુ વાત ભૂલી જતી અથવા સહી જતી. પોતાના સીમંતની ચિતા સ્વાભાવિક રીતે વડીલોને માથે હોવી જોઈએ તે છતાં સીમન્તિનીને જ માથે આવી, અને જે સમયે તેનાં તનમનને આરામ અને આનન્દ જોઈએ તે સમયે તેને પ્રભાતથી મધ્યરાત્રિ સુધી કળ વાળી બેસવાનો વારો આવતો ન હતો અને તેમ છતાં તેને ‘જસમાં જુતિયાં’ જ મળતાં. દુ:ખી દુ:ખબાને શ્રમ ન પડે જાણી તેને માત્ર ઘરમાં આવતાં જતાંને આવકાર દેવાનું અને જમાડવાનું કામ સોંપ્યું હતું અને એક ઠેકાણે બેસી રહી છોકરાંને વસ્ત્રાલંકાર પહેરાવવા ઉતારવાનું તથા સંભાળી મૂકવાનું સોંપ્યું હતું, પરંતુ સાહસરાયની આપત્તિ જાણે ગુણસુંદરીએ જ આણી

મૂકી હોય અને તે પરદેશ હતો તે સમયે સીમન્તનું મંગળકાર્ય કરવાનો પ્રસંગ આવ્યો તે દોષ ગુણસુંદરીનો હોય તેમ તેની સમક્ષ દુ:ખબા નિ:શ્વાસ મૂકતી અને તેની પાછળ રોતી અને જોડે બેસનારા પાસે કંઈ કંઈ બોલતી તે વાતો ગુણસુંદરી પાસે વધઘટ પામી જતી, પરંતુ ધીર અને શાંત ગૃહિણી સૌને ગંભીર અનુકંપક ઉત્તર આપી ખોટું નહોતી લગાડતી. આ ગડબડાટને પ્રસંગે માંદા માનચતુર અને ધર્મલક્ષ્મીને જોઈતી સવડમાં ખામી ન આવે તેની સંભાળ રાખવી અને અવકાશ મળે તો સવડ પ્રમાણે દીઠું કામ કરવું એ ચંચળબાને માથે હતું અને તે રીતે ચંચળનણંદ ભાભીનું ઘણું કામ ઓછું કરી દેતી હતી, તોપણ પોતાનાં છોકરાંને ખાવાપીવામાં અથવા વસ્ત્રાલંકારમાં ખામી આવે એટલે દુ:ખબાને ઠેકાણે ભાભીનો દોષ નીકળતો અને ધર્મલક્ષ્મી પાસે ફરિયાદ જતી. મોડોવહેલો ભાભીને ઠપકો પણ મળતો. પરંતુ સામો ઉત્તર દેવાને ઠેકાણે અથવા દુ:ખબાનો દોષ કાઢવાને બદલે ગુણસુંદરી વધારે સારી વ્યવસ્થા કરવાનું માથે લેતી. લોકને નોતરાં દેવાનું અને ઘરના સર્વ પરિવાર સાથે શૃંગાર સજી બહાર જ્ઞાતિજનમાં ફરવાનું અને શોભા લેવાનું કામ ચંડિકાને સોંપ્યું હતું. આ કામ તેને ગમતું અને કરતી, પરંતુ તે વિવેકમાં ભૂલતી, અથવા રસ્તામાં સ્ત્રીઓ સાથે વાતો કરવામાં રસળતી, અથવા કોઈની લડવાડ ઘરમાં લાવવા ચૂકતી નહીં. એનો દોષ કાઢચા વિના ગુણસુંદરીને માત્ર કોઈને મોંએ આ સાંભળવાનો બળાત્કારે પ્રસંગ આવે એટલે પારકાએ મૂકેલા આરોપ તેણે જ મૂકેલો ગણાતો, અને ઉપયોગી કામમાંથી ખોટી થઈ ચંડિકાનાં મહેણાં દિવસમાં એકબે વાર સાંભળવાં પડતાં. જેઠાણીના ઊભરા શમે એટલે ડાહી દેરાણી તેને શાંત પાડે: ‘એને અત્યારે મારી વાત સાચી નહીં વસે — ટાઢાં પડવા દો’ એવો મનમાં વિચાર કરી, મલકતે મોંએ જેઠાણીએ કરેલા કામમાંથી કાંઈ સારું કામ શોધી કાઢી, તે કામ બાબત શાબાશી આપી, કાંઈક આનંદવાર્તા કાઢી, ક્રોધવાર્તા ભુલાવી, ચતુર દેરાણી—જેઠાણીને હસતી કરી કંઈ કામ કરવા મોકલી દેતી અને પોતે પોતાને કામે વળગતી. સુંદરગૌરીને ઘરના દાગીનાની તથા સામાનના ઓરડાની સંભાળ લેવા રાખી હતી. એના ઉપર ગુણસુંદરીનો પૂર્ણ વિશ્વાસ હતો અને તેને બદલે એ અનાથ વિધવા કૃતજ્ઞ અને ઉપકારવશ બની ઓછી ઓછી થઈ જતી. પરંતુ આ જ સંબંધને લીધે ઘરનું સર્વ સ્ત્રીમંડળ તેની અદેખાઈ કરતું અને તેને માથે દોષ આવે એટલે રાજી થતું. ગુણસુંદરી એ સર્વ સમજતી અને અનાથનું રક્ષણ કરવા સદા તત્પર રહેતી; પરંતુ સામાથી કળાય નહીં એમ એ રક્ષણ કરતી, કારણ પોતે એનો પક્ષ લે છે એવું સ્પષ્ટ થતાં સુંદરગૌરીને વધારે ખમવું પડશે એવી તેની ખાતરી હતી. સુંદરગૌરીનાં ભાઈભોજાઈ સીમન્તભોજનમાં આવતાં અને “બહેનને એની ભાભીનું ઉપરાણું મળ્યું અને આપણું નાક નીચું થયું” સમજી એ ભાઈભોજાઈ ઉઘાડો ખાર કરતાં ને વૈર રાખતાં. એક વખત તો જ્ઞાતિભોજન સમયે કાંઈક કામ સારુ સુંદરગૌરીને બહાર આવેલી દેખી લાગ જોઈ એના ભાઈએ હાથ ઝાલી

ઘસડવા માંડી. ગાળો દેતો બોલ્યો કે "રાંડ, મારું કુળ વગોવ્યું. હું કિયે દહાડે ખાવા નથી આપતો કે દિયરને ઘેર જઈ રહી?" ગરીબ બિચારી સુંદરગૌરી અનાથ થઈ રોવા લાગી. ગુણસુંદરીને ખબર પડતાં માણસો લઈ આવી એને છોડાવી અને બંદોબસ્ત કર્યો કે ગમે તે થાય તોપણ સુંદરબહેનને કોઈએ બહાર ન મોકલવાં. આ સૌના બદલામાં ગુણસુંદરીને સુંદરના ભાઈભોજાઈએ અગણિત ગાળો દીધી. પોતે ઘરમાં જઈ બેઠી એટલે એ ગાળો તો બંધ પડી; પરંતુ "આ શાં સુંદરબહેનનાં માન!" "રાંડ અપશુકનિયાળ એ તે શીદ ઘરમાં જોઈએ?", 'એના વિના તે શું ઊણું રહ્યું હતું?" ઇત્યાદિ નિર્દય વચન છાનાંછાનાં ઘરમાં બોલાતાં હતાં, ચંચળ મોં મરડતી હતી, ચંડિકા ઓઠ વડે પૂત્કાર કરતી હતી; એ અને એવું ઘણુંક સાંભળ્યું અને જોયું અને તેથી ગુણસુંદરીનું અંત: કરણ ચિરાતાં પોતાનાં હાથમાં હજાર ઉપયોગી કામ હતાં તે જેમનાં તેમ પડતાં મૂકી ચૉક વચ્ચોવચ પાટ ઉપર સુંદરગૌરીનો હાથ ઝાલી બેઠી. સુંદર શરીરે ગોરી અને અત્યંત લાવણ્યવાળી કોમળ કાન્તિવાળી હતી. સુવર્ણ કાન્તિવાળા એના ગાલ અત્યારે તપાવ્યા જેવા દેખાતા હતા અને તે ઉપર ઊકળતાં આંસુ ઉપરાઉપરી ગરતાં હતાં. ડૂસકાંથી તેની કોમળ છાતી ધડકતી હતી. રાખોડીના ઢગલા નીચે સંતાઈ રહેલા દેવતાના અંગારા સાથે દીવાસળીને સંયોગ થતાં તે ભભૂકવા માંડે તેમ વિધવાવસ્ત્ર નીચે સંતાઈ રહેલું કાન્તિવાળું શરીર દુ:ખસંયોગથી કંપતું ધડકતું જણાયું. મોંએ અને આંખોએ કોમળ હાથ દઈ તે ઝીણે સ્વરે રોતી હતી. પોતે પાટ ઉપર બેસી, એને જોડે બેસાડી, એનું માથું ખોળામાં લઈ, એક હાથ એના માથાતળે રાખી, બીજો હાથ તેને વાંસે મૂકી, તેને છાતીસરસી ગુણસુંદરી ચાંપવા લાગી, અને આંખમાં પાણી આણી મધુર અને મીઠાં વચનથી આશ્વાસન કરવા લાગી. ઘરનાં સર્વ માણસ આસપાસ ભરાઈ ગયાં અને અત્યાર સુધી ચાળા કરતાં હતાં પણ હવે સૌને દયા આવી અને ગુણસુંદરીની જોડે આશ્વાસનવચન બોલવામાં ભળ્યા. બોપાગાળાવેડા ન ઠરે એવું ઇચ્છી સર્વ ભરાઈ જતાં સુંદરગૌરી આંસુ લોહી બેઠી થઈ અને કામે વળગી. ગુણસુંદરીના સીમંતમાં આમ કંઈ કંઈ નાટક થયાં. દરબારમાં અત્યારે સાહેબ આવેલા હોવાથી વિદ્યાચતુરને ઘેર રહેવા નવરાશ ન હતી અને આવાં પ્રસંગે એ ચિતા રાખી શકત તે ચિંતા પણ ગુણસુંદરીને રાખવી પડી. સીમંતપ્રસંગમાં સૌ વાતમાં સૌ તરફથી જશ આવ્યો અને તે સારુ પુરુષવર્ગમાં ગાનચતુરને જશ મળ્યો અને સ્ત્રીવર્ગમાં ધર્મલક્ષ્મીને જશ મળ્યો. ગુણસુંદરીને તો કોઈએ લેખામાં જ ન ગણી. છતાં પોતાને મળવાનો યશ સાસુ અને જેઠને મળ્યો અને તેથી તેમને સંતોષ વળ્યો જોઈ ગુણસુંદરી પોતાને જ યશ મળ્યો સમજી અને રાચી.

બે માસ વધારે ગયા. સુવાવડના દિવસ સુધી ગુણસુંદરી ઘરકામમાંથી છૂટી નહીં. ઘર એનું કહેવાય એટલે સૌ કોઈ એમ જાણતું કે કામ કરે તેમાં નવાઈ નહીં અને સપાડું યે નહીં. પોતે જેમ જેમ કામ કરવા અશક્ત થઈ

અને ઘરમાં સૌનાં મન સાચવવાનું બનતું તે શરીરની સ્થિતિને લીધે ઓછું થયું તેમતેમ સૌએ પોતપોતાનું કામ આઘું કરવા માંડ્યું, અવ્યવસ્થા વધવા લાગી, અને કામમાંથી બચતો વખત કુટુંબકંલેશનાં બીજ રોપવામાં રોકાતો થયો. ગરીબ સ્વભાવની દુ:ખબા પણ બદલાઈ. તેની જ દયા જાણી તેને માત્ર રસોઈનું કામ સોંપવામાં આવ્યું હતું, પણ હવે તે કહેવા લાગી કે "હું તો ઘરની ભઠિયારી છું — લચકો ધાન ખાઉં છું ને ભઠિયારું કરું છું.' ધર્મલક્ષ્મીએ પણ એ વેણમાં હાજિયો ભણ્યો. આ વાત ગુણસુંદરીને ખબર પડતાં, ખોટું લગાડ્યું નહિ પણ ધીમે ધીમે પોતે રસોઈમાં દાખલ થઈ અને તેને નવમો માસ હોવાને લીધે સૌને ખોટો વિવેક કરવો પડતો પણ આખરે તેને રસોઈ કરવા દેતાં. સાડા નવ મહિના પૂરા થવા આવ્યા હતા તેવામાં છેક છેલ્લે દિવસે તેણે ઘરનાં સત્તરઅઢાર માણસની રસોઈ કરી અને રસોઈ વખત પણ એની પાછળ હેરોફેરો કરવા કોઈ કામ લાગતું નહીં તેથી મેર ભરી પાણી પાણિયારેથી રસોડામાં આણી મેર હેઠળ મૂક્યો ને પેટમાં દુ:ખ થવાથી સૌ પડતું મૂકી ગજારમાં પોતે ખાટલો તૈયાર રાખ્યો હતો તેમાં પડતું મૂક્યું અને ઓછું આવતાં રોઈ પડી. એની પાછળ એની દયા જાણનારી સુંદરગૌરી દોડી. ચંડિકાએ પોતાની મેડીમાંથી બેને જતાં જોયાં, પણ તપાસ ન કરી. ચંચળ એની સાથે ગપાટા મારવાના ધ્યાનમાં હતી. ધર્મલક્ષ્મી પૂજાના ધ્યાનમાં હતાં. દુ:ખબા ખડકીમાં માથે હાથ દઈ બેઠી હતી. ગુણસુંદરીની દયા જાણનાર બીજું માણસ વૃદ્ધ માનચતુર હતો. માંદો માંદો તે સૌ તાલ જોયાં કરતો, દીકરીઓને ધમકાવતો, ને ડોસીને ખીજતો. પોતાના ખાટલામાં સૂતેસૂતે ગુણસુંદરીને જતાં જોઈ તે કારણ ચેતી ગયો અને મંદવાડ ન ગણી લાકડી ઝાલી ઓરડી બહાર આવી ગાજી ઊઠયો: ' દુ:ખબા, ચંચળ, રાંડો કરો છો શું? મોઈ તમારી મા ને એની પૂજા. પેલી બિચારીની ખબરે કોણ રાખે છે? ઊઠો!" વડીલને હોંકારે ઘરમાંની સર્વ ભરતી ગજાર ભણી વળી. પૂજા એમની એમ રહેવા દઈ જાગૃત થયેલાં ડોશી વૃદ્ધ શરીરમાં જુવાનીની ત્વરા મૂકવા પ્રયત્ન કરી દોડ્યાં. ચંચળ દોડતી દોડતી ઊતરી. દુ:ખબા ખડકીમાંથી ધીમે ધીમે આવવા લાગી તેને વડીલે રીસ કરી ધમકાવી: "ઓહો! ઓહો! આ તે કાંઈ તને જ દુ:ખ હશે! પગ શા ભાંગી ગયા છે જે? દોડ, નીકર પછવાડેથી ધકકો મારીશ કેની એટલે વેગ આવશે!" પોતાના ઉપર અન્યાય અથવા જુલમ ગુજરતો હોય એવું મોં કરી એણે પગલાંમાં વેઠે ઉતાવળ આણી. ચંડિકા સૌની પાછળ ડોસા ઉપર મોં મરડતી મરડતી ઊતરી અને કીડીને વેગ ચાલી. પરસાળના બારણામાં નજર પડતાં ડોસાએ તેનો ચાળો જોયો અને બબડ્યો: "કોણ જાણે ક્યાંથી એ કુભારજા મળી છે! બાઈને કમાવું નહીં ને ભાઈનું શરીર જરી જરીમાં ઘસાય છે!"

ગજારમાં સૌ એકઠાં થઈ ગયાં. ખાટલામાં ગુણસુંદરી બેભાન જેવી પડી હતી અને સુંદરગૌરી ઈસ પર તેનું શરીર ઝાલી બેઠી હતી. તેમની આસપાસ સૌ વીંટાઈ વળ્યાં. ચંચળે મોટાભાઈને બૂમ પાડી સુયાણીને

તેડવા મોકલ્યો. ભાંગ અને ગાનના ઘેનમાંથી જાગી તે ચાલ્યો અને તેને ચાલતો જોઈ તેની પાછળ માનચતુરે નિ:શ્વાસ મૂક્યો. વૃદ્ધ અને અશક્ત, ધર્મધ્યાનવાળાં અને વહેમી, પણ પ્રસંગે સૌ આઘું મૂકનારાં, બોલે ખરાં પણ માંહ્યથી વ્હાલવાળાં ડોશી વહુના ખાટલાની પાંગત પર જઈ બેઠાં અને કામ કરવામાં તત્પર દીકરી ચંચળ પાસે હેરાફેરા કરાવી વહુની સરભરા પોતાના અનુભવ પ્રમાણે કરવા લાગ્યાં. ગુણસુંદરીનું દરદ વધતું ગયું. તે ટાઢી થઈ જતી હતી, અને ખરેખર બેભાન થતાં થતાં ભાન આણી અંબોડે કૂંચી હતી તે ઉપર હાથ મૂકી આંખમાં આંસુ આણી સુંદર ભણી નજર કરી “લો, આપજો,” એટલું બોલી પોપચાં ઢાળી દઈ આંખ મીંચી બેભાન થઈ ગઈ અને કૂંચી છોડતી છોડતી સુંદરગૌરી અત્યંત રોવા લાગી. એના પર ગુણસુંદરીનો આવે વખતે પણ આટલો વિશ્વાસ જોઈ એક ચંડિકાનાં ચશ્માં ફરી ગયાં પણ એના સિવાય સૌનાં કાળજાં ધડકવા લાગ્યાં અને નકામી જેવી દુ:ખબા પણ કામની થઈ. બધા વચ્ચેથી ઊઠી વડીલ પાસે આંખ લોહતી લોહતી એ ગઈ અને હળવે રહી તેમની ઓરડીના ઊમરા પર ઊભી રહી બોલી: “ભાઈને કોણ બોલાવશે? મને ભાભીની આશા નથી” કહી રોઈ પડી. સુંદરને બિચારીને આવા પ્રસંગનો અનુભવ ન હતો તે સાસુ અને નણંદો સામું રોતી રોતી જોઈ રહી અને શું કરવું તે સૂઝ્યું નહીં. અનુભવી ચંચળ અગ્નિ કરી ગરમ ઔષધો આણી સુંદરની મદદથી શેક કરવા લાગી અને શરીર પર ગરમ ઔષધો ઘસવા લાગી.

માનચતુર ચાલી શકતો ન હતો, છતાં લાકડી લઈ ઊઠ્યો અને વિચાર કરવા લાગ્યો કે હું છોકરાને તેડવા જઈશ તો ઘરમાં કોઈ પુરુષ નથી. એકદમ વિચાર નકકી કરી બારણા આગળ બેસવાનું દુ:ખબાને સોંપી તે જાતે બહાર નીકળે છે એટલામાં સુયાણી મળી અને આઘે વિદ્યાચતુરને લઈ ગાનચતુરને આવતો દીઠો. ગાનચતુરને આટલું સૂઝ્યું જોઈ પિતાને સંતોષ વળ્યો. સુયાણી દુ:ખબા જોડે ગજારમાં ગઈ અને બે ભાઈઓ ઘરના બારણામાં ઉતાવળા ઉતાવળા પેઠા. સુંદરને સૌનો ઘસારો લાગ્યો એટલે ઉતાવળી આંખે હાથ દેતી દેતી બહાર આવી, વિદ્યાચતુરના હાથમાં કૂંચી મૂકી, અને ભય ઉપજાવનાર સમાચાર કહી વીજળીની પેઠે પાછી ચાલી ગઈ. વિદ્યાચતુર ભાઈને દાક્તરને તેડવા મોકલી પોતે મેડી પર ગયો. અત્યંત શોકના પ્રથમ અનુભવથી ચમકવા લાગ્યો, શરીર ધ્રૂજવા અને ટાઢું થવા લાગ્યું, કંઠ ગદ્‌ગદ થયો, ચાલ બેસી જતા હોય એમ અવસન્ન થયા, કપાળ સંકોચાઈ જતું અનુભવ્યું, નાસિકામાં ઉષ્ણ પવન ઉત્પન્ન થયો, જીભ સુકાઈ ગઈ અને મગજમાં ગૂંચવાડો થયો. આંખ ભેજવાળી થઈ, શું કરવું તે સૂઝ્યું નહીં. હિંદુ સંસારની રીત પ્રમાણે ગજાર આગળ જઈ આ વખત પ્રિયાનું મુખ જોવાય — ખબર પુછાય — તે પણ મર્યાદાહીન થાય. અચિંતી હાથમાંની કૂંચી ઉપર નજર પડી, કેમ મોકલી તેનો વિચાર થતાં કંઈ કંઈ તર્ક ઉત્તરરૂપે ઊઠ્યા, અંતે ગુણસુંદરીની પેટી ઉઘાડી, તો ઉપલા ખાનામાં જ પોતાને લખેલો એક પત્ર! તે ઝડપથી લીધો અને વાંચ્યો.

‘મારા ચતુર વ્હાલા, આજ હું રસોઈ કરવા નાહું છું પણ મારું શરીર કહ્યું નથી કરતું. મને લાગે છે કે આજ સાંજ સુધીમાં હું હતી ન હતી થઈશ. ઘરકામને લીધે બે માસ થયા દિવસે તમારી સાથે વાત કરવાને પા કલાક સરખો મળ્યો નથી અને રાત્રિએ તમે થાક્યાપાક્યા નિદ્રા શોધતા હો તે પ્રસંગે તમને મારાં ટાયલાં સંભળાવતાં મને કંપારી છૂટતી હતી એટલે હું તમને સૂવા જ દેતી. આથી ઘણી ઘણી વાતો તમને કહેવાની હતી તે મનમાંની મનમાં જ રહી ગઈ છે ને કાગળમાં તે શું લખું? લખવાની યે મારામાં આજ સત્તા નથી. ટૂંકામાં બે બોલ કહીશ.

“ઓ મારા વ્હાલા! મારી પાછળ તમારી શી વલે થશે? તમે મારા ઉપર આટલું વ્હાલ શું કરવા રાખ્યું કે તમને આટલું દુ:ખ થવા વારો આવ્યો? અરેરે! હું અભાગણી મરતીમરતી યે તમને દુ:ખ દેવા સરજેલી છું. હું ધારું છું કે હું ગર્ભસુધ્ધાં પાર પડીશ. પણ જો છૂટાછેડા થાય તો તે બાળકની હું ચિન્તા નથી રાખતી. તમારા વ્હાલનો મને પૂરો વિશ્વાસ છે અને હું ગઈ એટલે મારી નામનિશાનીમાં તો એટલું એસ્તો! તેની સંભાળ તમે રાખ્યા વિના કેમ રહેશો? તમારું વ્હાલ બીજે ઠેકાણે ઢોળાશે તોપણ, ઓ મારા વ્હાલા, તમે ડાહ્યા છો, ગંભીર છો, નિષ્પક્ષપાતી છો, જોઈવિચારીને સૌ કરો એવા છો—તમારા વ્હાલને બાદ કરું તોપણ ઓ ઘણાક ગુણના મારા ભડાંર! તમારા ગુણ ઈશ્વર અમર રાખો અને તમારા બાળકની સંભાળ રાખશો એવી પૂરી ખાતરી રાખી હું નિશ્ચિંતપણેથી જમની જાળમાં લપટાઉં છું. મને એક બિચારી સુંદરની ચિંતા છે — એ બિચારીનું પલ્લું પણ એનો ભાઈ ખાઈ ગયો છે ને એને રોવાસરખું પણ ઠેકાણું નથી. એની સંભાળ રાખજો — આપણા ઘરમાં સૌ સારાં જ છે તોપણ એની સંભાળ રાખજો —કારણ એનું કોઈ નથી. મારું ઘરેણું એને આપી દેજો એટલે મારો જીવ ગતે જશે. ને મારી નામનિશાની — જો બાળક જીવે તો—સુંદરને જ ઉછેરવા સોંપજો — વ્હાલા! એટલું મારું કહ્યું કરજો.

“ઓ મારા વ્હાલા! તમારી શી વલે થશે? તમે મારા પર આટલું વ્હાલ શું કરવા રાખ્યું કે તમને આટલું દુ:ખ થવા વારો આવ્યો? શું કરીએ કે એ દુ:ખ તમને ન થાય? મારું એક કહ્યું નહીં કરો? મેં મારી યશોદાને કહી મૂક્યું છે ને એની કન્યા દસ વર્ષની છે — મારા કરતાં સારી નીવડશે — એનો સ્વીકાર મારા પછી નહીં કરો? એ મને તમારા મનમાંથી ખસેડશે ને સૌની સંભાળ રાખશે. ઓ મારા વ્હાલા! મને તમારી બહુ ચિંતા રહે છે — તમે એટલું કરજો. જન્મથી કુંવારા હોય તેની ચિંતા નહીં, પણ સ્નેહમાં રહેલું માછલું બીજે ઠેકાણે ન જીવે! — ને વ્હાલા, મને ભૂલી જજો! આપણે જે જે આનંદ ભોગવ્યા છે તે સૌ અત્યારે મારી આંખ આગળ તરી આવે છે — તમને પરણી મારો જન્મારો સફળ થયો — ઓ ઈશ્વર, આવતે અવતારે પણ મને પાછા મારા વ્હાલા ચતુર જ આપજે — પણ ઓ

વ્હાલા! તમે એ સૌ ભૂલી જજો! — જાણે કાંઈ થયું જ નથી એમ! હોં! — અરેરે! પણ વ્હાલા! શું આપણે છૂટાં પડીશું? જેમ ઈશ્વરની ઇચ્છા.

*મારા વ્હાલા! વ્હાલ વીસરજો રે! દુ:ખ સૌ ડુબવજો!*

*માયાની ભુલામણી રે એમાં ભમ્યું ભુલવજો!*

લિ. તમારી ગુણહીન ગુણિયલ."

કપાળે હાથ ફેરવી વિદ્યાચતુરે ઊંચે જોયું. મરણ પાસે જોનારી પ્રિય સ્ત્રીના પત્રથી તેના હૃદય ય બહુ અસર થઈ અને અશ્રુપાત પણ થઈ જાત. પરંતુ પત્રમાં લખેલી વિગત ઉપરથી અને તેમાં સ્ફુરી આવતી નિર્બળતા ઉપરથી ભૂત, વર્તમાન અને ભવિષ્યના વિચારમાં મન પડી ગયું અને હૃદયે ધૈર્ય ધર્યું.

"મારા જેવો કઠણ પુરુષ નહીં હોય, બબ્બે માસ થયાં ઘરમાં ને ઘરમાં છતાં એની સાથે મને બોલવા વારો આવ્યો નથી એ એને લાગે ખરું. હું આ મારી જંજાળમાં લપટાયો અને એ એની જંજાળમાં લપટાઈ. મને પણ અવકાશ નહીં અને એને પણ અવકાશ નહીં. એને કામમાં ને ચિતામાં પલોટવી એ હેતુથી આ સૌ થવા દીધું — પણ હું જરાક હદ કરતાં વધારે ગયો ખરો. છેક આટલે સુધી આવવા દેવું જોઈતું ન હતું. કેવી બહાદુર સ્ત્રી! હજી તો ઊગતી અવસ્થા છે એટલામાં મને ઘરની બાબત નિશ્ચિંત કરી દીધો. પણ એના મનમાં નિર્બળતા આવી ગઈ છે — ના, ના, એ ધારે છે એવી કાંઈ બીક નથી. જો એ ગઈ તો મારું કર્મ ફુટશે—જો એ મારો ભાઈ હોય તો કારભાર કરે એવી સ્ત્રી છે. હું એનાથી ભાગ્યશાળી છું — ઈશ્વર! તું જે સારું હશે તે જ કરીશ. હૃદય બળવાન કેમ રાખવું તેની આજ મારી પણ કસોટી છે. શું એનું હૃદય! મારા ઘરની—મારી—એ કેવી ચિંતા રાખે છે! ગુણિયલ! મારી ગુણિયલ! હું તારે સારું શું કરું? — તું મારે સારુ કરે છે એમાંનું તારે સારુ મારાથી કાંઈ બનતું નથી. હું કૃતઘ્ની છું. હે હરિ!"

દાક્તર અશરણશરણબાબુની ગાડીનો ઘોષ સંભળાયો.

*"ગુણિયલ! રે ગુણિયલ!*

*ઓ રે મારી ગુણિયલ! રે ગુણિયલ!"*

એવું વિચાર ને શોકમાં લીન થઈ ગાતાં ગાતાં ગાડીના ઘોષથી જાગી વિદ્યાચતુર ઊઠયો ને ઊઠતો ઊઠતો છાતી ઠોકી બોલ્યો: 'બસ, આ પહેલું તો એ કરીશ કે લોકલજ્જા છોડી દાક્તરની સાથે જઈ મારી ગુણિયલની પાસે જઈ ઊભો રહીશ ને દાક્તરને મદદ આપીશ. લાજ મૂકવી એ અત્યારે કર્તવ્ય છે તે કરીશ ને મારી ગુણિયલ કરતાં લાજને વધારે વ્હાલી નહીં કરું."

દાક્તર ઉપર આવતો હતો તેને લઈ સ્ત્રીમંડળ વચ્ચોવચ થઈ ચાલ્યો અને સ્ત્રીઓ જોતી ને જોતી રહી અને એ ગજાર આગળ આવી દાક્તર સાથે ઊભો અને લાજ છોડી બોલ્યો: “કેમ સુંદરભાભી! શી ખબર છે તે જશ દાક્તર સાહેબને કહો.” કમાતું માણસ તેને કોણ ઠપકો દે કે “અહીં સ્ત્રીઓનું જ કામ ને આમ લાજ ન મુકાય?” ગાનચતુરે આ કામ કર્યું હોત તો એના પર વાદળ તૂટી પડત. સૌ વિદ્યાચતુરને અનુકૂળ થઈ ગયાં. ગુણસુંદરી પર દયા બતાવવા મંડી ગયાં, અને સુંદરગૌરી એનું માથું ખોળામાં રાખી નીચું જોઈ હકીકત કહેવા માંડે છે એટલામાં તો ગુણસુંદરી બેભાન અવસ્થામાં બેઠી થઈ અને ઘેનવાળી દેખાતી અર્ધી મીંચેલી આંખે પણ જાણે ભાન હોય અને જીવ કાંઈ ઊંડાણમાં પડ્યો હોય ને ત્યાંથી બોલતી હોય તેમ ધીમે અને તણાતે સ્વરે ગાવા લાગી અને છાતી પર હાથ નાખી ડોક અર્ધી નાખી દઈ દયામણે મોંએ ગાતાં ગાતાં શોકરસની સીમા ઉત્પન્ન કરવા લાગી: [૧]

*“દયા ના દીસે રજ પણ, જમ, તુજ આંખમાં રે;*

*બિહામણું ઝાંખ મા રે! (ધ્રુવ.)*

*ઊભો રહે પબવાર તું આજે! જોઈ લેવા દે પ્રિયને નિરાંતે!*

*મરણ પ્રસંગે પણ ના ખસતો, કનકરેખ એ તો છે જડી જ્યમ*

*દાંતમાં રે. — દયા ના૦ ૧*

*જરી હજી જોવા દે વ્હાલાને, જોયો છે પણ મન ના ભરાયે,*

*મીંચાતી મારી આંખ મરણથી તો ય રહે એ કીકી જ્યમ મીંચી*

*આંખમાં રે. — દયા ના૦ ૨*

*ઊભો રહે, ઊમો રહે, જમ, તું! નથી આવવું મુજને ગમતું,*

*વ્હાલ મૂકી વ્હાલાનું આવું શી રીતે તું રાક્ષસ કેરી સાથમાં રે?*

*— દયા ના ० ૩*

*હાર મુજ હૈયાનો એ તો, નથી એ તારી પેઠે નમેરો;*

*રોવા દે, રોવા દે મુને, રોઈ લેવા દે જઈને એની બાથમાં રે!*

*— દયા ના ० ૪ વ્હાલા!*

*વ્હાલ વિસારો તમારું, જમ આ કહ્યું ન માને મારું,*

*તમને જપતી મરતી મરતી રોતી પણ હસતી હું આ આશમાં કે*

*પામીશ મારો ચતુર અવર અવતારમાં યે!*

*દયા હરિ આંખમાં રે! — દયા ના૦” ૫*

ધીમી પડતી પડતી ગુણસુંદરીએ ગાઈ રહેતાં રહેતાં આંખ ઉઘાડી અને ભાન આવ્યું હોય તેમ વિદ્યાચતુર સામું તાકી જોઈ રહી અને હાથ પાછળ કરી બોલી: “સુંદરભાભી! મને બેશરમ ન કહેશો હોં! મરવા સૂતું તેને વ્હાલામાં વ્હાલાને બે બોલ કહેવા જેટલી શરમ મૂકવાનો યે છેલવહેલો અધિકાર નહીં?” એમ કહી તે પાછી પથારીમાં પડી ગઈ અને સુંદર વધારે હકીકત કહેવા લાગે છે એટલામાં હૃદયમાં કાંઈક આવેશ થઈ આવ્યો તે દાબ્યો ન રહેવાથી, ‘આવું છું” એટલું દાકતરને કહી, વિદ્યાચતુર ઉતાવળથી દોડવા જેવું કરી પોતાની મેડી પર ચડ્યો, પલંગમાં માથું મૂકી અશ્રુપાત કરી, મોં ધોતાં ધોતાં ફરી ફરી અશ્રુપાત થતાં ફરીફરી ધોઈ ધોઈ, નીચે જવાનું યોગ્ય ન ધારી, નિ:શ્વાસ મૂકી બેઠો, પોતાના ધૈર્યનું અભિમાન ઊતરી ગયું, અને અંતે બારીમાંથી ડોકું કાઢી નીચે કુમારી ફરતી હતી તેને કહ્યું કે “દાક્તર સાહેબને કહે કે પરવારો ત્યારે ઉપર આવજો, હું બેઠો છું.” દાક્તરને આવતાં વાર થઈ તેટલો વખત વિચિત્ર વિચારોમાં ગાળ્યો. “મલ્લરાજના પ્રિયતમ મિત્ર યુદ્ધમાં મરી ગયા ત્યારે શત્રુ પર ધસવાની જરૂર હોવાથી મિત્રના શબ ઉપર પગ મૂકી એમને દોડવું પડ્યું: એ તે ધૈર્ય — કયાં આ મારી વિકલતા અને કયાં એ ધૈર્ય? ક્ષત્રિય તે ક્ષત્રિય અને બ્રાહ્મણ તે બ્રાહ્મણ! પણ વ્યવહારનો કાર્યભાર અને સ્નેહની દીનતા એકઠાં શોભતાં નથી એવું જરાશંકરમામા પણ કહે છે તે પુરુષાર્થનું કાર્યગ્રાહી વચન છે. કર્તવ્યકર્મમાં ધપવા શોક ત્યજવો એ એક પુરુષાર્થનો ધર્મ. ગુણિયલ! એમાં પણ તું મારાથી ચડી! અરેરે, તેં પણ એક કષ્ટતપ જ તપ્યું. કેવું એનું કર્તવ્યભાન [૧] ! આટલું આટલું કામ કરવા છેલ્લા કાળ સુધી દૃઢ વ્યવસાય, મને શોક ન થવા દેવા તે સૌ મારાથી છાનું રાખવું, આટલો ઉદ્યોગ અને આટલો સ્નેહ! કઠણ થવું અને વ્યવહારને મોટો ગણી આ સમયે ખિન્ન ન થવું — એ શું આટલા સ્નેહનો યોગ્ય બદલો ગણાય? ક્ષત્રિયો ગમે તે કરે, પુરુષાર્થ ગમે તે હો, ધર્મ ગમે તે કહો—પણ, ઓ મારી ગુણિયલ! તારે સારુ ઘડીવાર હું બાયલો બની અશ્રુપાત કરીશ — મરતાંમરતાં પણ તારે તારો ચતુર!—“પામીશ મારો ચતુર અવર અવતારમાં રે!” — “દયા હરિઆંખમાં રે!” હરિની આંખમાં દયા છે જ. ગુણિયલ! તું જીવવાની છે. હરિ તારા ઉપર ને તારા ચતુર ઉપર—બે ઉપર દયાળુ છે.” જે ધૈર્ય પુરુષાર્થના વિચારથી ન આવ્યું તે ‘હરિ દયાળુ’ ના વિચારથી આવ્યું. તે ઊઠયો. આશા અને ઉત્સાહથી તેની આંખો ચળકવા લાગી. “પુરુષ થઈને રોવું શું?” એ બુદ્ધિ સતેજ થઈ તેના હૃદયમાં ઉત્કટ બળ મૂકવા લાગી. અંતે એ હસ્યો અને દાદર ઉપર ઊતરતાં ઊતરતાં આનંદ ગર્વથી મનમાં

બોલ્યો: “મારી ગુણિયલ! હરિની દયાનું મને ભાન કરાવનારી પણ તું જ! તારી પ્રીતિને કોરે મૂકીએ તોપણ તારા ગુણકર્મની મનમાં આવૃત્તિ કરવાથી જ આમ આ અને આવતા સંસારને તરાવે — કારભાર કરતાં શીખવે અને ઈશ્વરનો માર્ગ બતાવે એવી તું છે. મલ્લરાજે મંગળાચરણનો ઉપદેશ એ કર્યો કે કારભાર કરવો હોય તેનામાં સ્ત્રીના પણ ગુણ હોવા જોઈએ. જો એ મર્મવચન ખરું હોય તો મારે નકકી કારભારે ચડવું જોઈએ— ગુણિયલ!” પક્ષપાત વિના પ્રીતિ નથી. ગાઢ પ્રીતિનો પ્રેર્યો ધૈર્યવાન પતિ પત્નીના ગુણ જપતો જપતો નીચે આવ્યો તો દાકતર ખડકીમાં બેઠેલા.

કેટલાક લોક વૈદ્યહકીમનો આદર કરી દાક્તરનો તિરસ્કાર કરે છે અને કેટલાક એથી ઊલટું કરે છે અને દાક્તરનો જ આદર કરે છે. જરાશંકર ને મલ્લરાજ સરખી વયના હતા અને રાજા પાસે નર્મવચન બોલવાનો અધિકાર ધરાવનાર જરાશંકર રોજ ટૉળ કરતો કે “આમ લોકો કરે તેમાં તેમનો દોષ નથી, કારણ દાક્તરો અને વૈદ્યો એકબીજાનો તિરસ્કાર કરે એટલે લોક પણ તેમ કરવું શીખે. વૈદ્યો લડે ત્યારે રોગીને થોડા પૈસામાં કામ કરનાર મળે — લોકોનો તો એ લડવાડ વધારવામાં જ સ્વાર્થ!” મલ્લરાજને મન બે સરખા હતા અને દરદ મટાડે તે ખરો એ બુદ્ધિ હતી. અકબર બાદશાહ ઘણા ધર્મવાળાને એકઠા કરતો એ દાખલો આપી મલ્લરાજ દાક્તર, વૈદ્ય, હકીમ અને હજામ સૌને એકઠા કરતો, સૌને ઉત્તેજન આપતો, અને એમ કહેતો કે એમની ચડસાચડસીમાં લોકોને સુખ થશે અને એમની સૌની હોશિયારી વધશે. પણ બેત્રણ રાજસ્થાનમાં એવા દાખલા બન્યા હતા કે પોતાની અંગ્રેજી વિદ્યાનો લાભ લઈ એજન્સીમાં સત્તા મેળવી દાક્તરોએ કારભારમાં માથું ઘાલ્યું હતું અને તે જોઈ મલ્લરાજ મિજાજ જતાં બોલતો કે “એ દાક્તર અંગ્રેજી ભણયો માટે કારભાર કરશે ત્યારે તો તેમનું જોઈ કાલ સવારે હજામ અંગ્રેજી ભણશે ને તેનો યે કેમ કારભારનો વારો નહીં આવે? — એવા દાક્તરો ને હજામો હોય તો તો રિજ્યનું ઊંધું વળે — પોતાનું કામ મૂકી બધામાં ‘હમબી ડીચ’ કરનારા માણસો ન જોઈએ — ને આ દક્ષણી દાક્તરો તો એવા જ—ને દક્ષણી વગર કોઈ દાક્તર નહીં! આપણે દાક્તર વગર ચલાવીશું.” વિદ્યાચતુરને સ્વાભાવિક રીતે અંગ્રેજી વૈદ્યો ઉપર પક્ષપાત હતો અને મલ્લરાજને વાંધો ન પડે તે માર્ગ શોધી કાઢી બંગાળી બાબુ દાક્તરને જગા આપવામાં સાધનભૂત વિદ્યાચતુર જ હતો. બાબુ દાક્તરને બોલાવવાનો વિચાર એને સૂઝ્યો તે મલ્લરાજને ઘણાં કારણથી ગમી ગયું. બાબુ વિદ્વાન અને પ્રવીણ હતો, પ્રમાણમાં થોડા પગારમાં આવ્યો હતો, દૂર છેટેથી સગાંવહાલાં ઘણુંખરું આવે નહીં એટલે એના પોતાના જ પેટનો રાજ્યમાં સ્વાર્થ, મુંબઈ સરકારમાં માથું ઘાલવાનો એને લાગ નહીં, બોલવે વાઘ પણ અંદરથી ગાય, ઇત્યાદિ અનેક કારણોને લીધે બાબુને મલ્લરાજે પસંદ કર્યો અને બાબુ આણવાના વિચાર શોધનારને જશ આવ્યો. વિદ્યાચતુર પોતાને નોકરી અપાવનાર હતો તે જાણી તેમ જ એને કેળવાયેલો સમજી બાબુ એની

સાથે મિત્રતા રાખતો. વિદ્યાચતુર ગજાર આગળથી ગયો તેનું કારણ તે સમજી ગયો હતો પણ ગુણસુંદરી વાસ્તે પોતાને નીચે રહેવા વધારે જરૂર હતી તથા વિદ્યાચતુર એકલો પડવાથી ઊભરા કાઢી શાંત પડી પાછો આવશે જાણી બાબુ નીચે જ ખડકીમાં બેઠો.

સૌ બેઠાં છે એટલામાં દુ:ખબા ધીમે ધીમે આવી ને ગુણસુંદરીને પુત્રીનો પ્રસવ થયાના સમાચાર કહ્યા. બહુ વધામણીની વાત ન ગણાઈ તે છતાં આર્યલોકોનો સ્વાભાવિક સંતોષ સૌમાં જણાયો. “ચાલો, લક્ષ્મી પધાર્યાં” કહી સૌએ સંતોષ વાળ્યો અને પૃથ્વી પર નવા આવેલા બાળકને સત્કાર આપ્યો. માનચતુરે બાળકની માના સમાચાર પૂછ્યા અને તેનું આરોગ્ય જાણી સર્વ આનંદ પામ્યા. દાક્તર કેટલીક સૂચના આપી ઘેર ગયો અને તે બારણા બહાર નીકળતાં સુધી વિદ્યાચતુર તેની સાથે સંતોષભર છાનોમાનો વાતો કરતો કરતો ગયો, અને દાક્તરને વિદાય કરી પાછો પોતાની મેડી પર ગયો.

ગુણસુંદરી સુવાવડમાં સ્વાભાવિક રીતે ખાટલાવશ રહી. સૌએ પોતપોતાનું કામ તે વખતમાં ઉપાડી લીધું અને બેચાર દિવસ તો કામ સારી રીતે ચાલ્યું પણ ધીમે ધીમે ગૃહયંત્રનાં સર્વ ચક્ર શિથિલ પડ્યાં અને એ યંત્રની સંભાળ રાખનારની ખોટ અને કિંમત જણાવા લાગી. પ્રથમ તો ઘરનાં સર્વ માણસને પોતપોતાની બાબતમાં જરીજરી અગવડ લાગવા માંડી. માનચતુરની સરભરા ઓછી થઈ, કારણ સરભરા કરનારને બીજાં કામમાં ગૂંથાવું પડ્યું, એટલું જ નહિ પણ એ સરભરા પર દેખરેખ રાખનારી સુવાવડમાં પડી અને તેની ચતુરાઈ, ધીરજ, મોંની મીઠાશ અને અંતરનું વ્હાલ વગેરે દેખાડનાર કોઈ રહ્યું નહીં અને ડોસો અકળાવા લાગ્યો. ઘરનાં કામમાં વાદ થવા લાગ્યો અને સુવાવડીની પણ સંભાળ એવી જ રહેતી. ધર્મલક્ષ્મીથી હેરોફેરો થતો નહીં અને જરીજરી હેરોફેરો ગુણસુંદરી સારુ કરતી, પરંતુ પોતાની દેવસેવામાં હરકત પડવાથી એ હેરોફેરો કોઈ વખત થતો નહીં; અને સૌનું કામ તે કોઈનું નહીં એમ થતાં સુવાવડીનું ખાવાપીવાનું પણ મોડુંવહેલું થતું એટલું જ નહીં પણ તેના બાળકની પણ સંભાળ લેવાતી નહીં. એક પ્રસંગ એવો બન્યો કે માનચતુરનું ઔષધ બપોર થતાં સુધી કોઈએ તૈયાર કર્યું નહીં. જમવાની વખત તો થાય શાની, અને ડોસો આકળો થઈને લાકડી લઈ છાનોમાનો ઘરમાં સર્વ શું કરે છે તે જોવા ફરવા લાગ્યો. પ્રથમ તો વિદ્યાચતુરની મેડીએ ચડ્યો. વિદ્યાચતુર પોતે બહારથી આવેલો પણ ભૂખ લાગવાથી પલંગમાં સૂઈ રહ્યો હતો અને ઊંઘી ગયો હતો. તેના પલંગ પર માકણની હાર હતી, ચાદર મેલી થઈ ગઈ હતી અને મેડીમાં વાસીદાનો કચરો એકઠો થયેલો. સૌને ગાળો દેતો દેતો ડોસો નીચે ઊતર્યો અને રસોડે ગયો તો દુ:ખબા રસોઈ કરવા નાહી હતી અને સૌ તૈયાર જેવું હતું પણ શાક શમાર્યા વિના પડી રહેલું અને સામું જોઈ દુ:ખબા પણ બેસી રહેલી. ડોસો વધારે ક્રોધમાં આવી ત્યાંથી ચાલ્યો અને

પરસાળ ભણી ગયો તો ત્યાંની મેડીમાંથી ગાનચતુરનું ગાયન સભળાયું અને નીચે ચંડિકા હીંચકા પર સૂતી હતી તેની સાથે હાથમાં સાવરણી લઈ ચંચળ વાતો કરતી હતી તે બેમાંથી કોઈએ વાતના રસમાં ડોસાને દીઠો નહીં. ગજાર ભણી જાય છે તો સુંદર બિચારી એકલી ઘડીમાં સુવાવડીનું ઔષધ તૈયાર કરે અને ઘડીકમાં ઘોડિયામાંના બાળકની સંભાળ રાખે, અને ગુણસુંદરી ખાટલામાં સૂતીસૂતી ભૂખે પેટ દાબતી સુંદરને સૂચના આપે. ક્રોધ હતો તેમાં દયા ઉમેરી ડોસો પરસાળ બહાર નીકળ્યો તો અગાશીમાં છોકરાં ધક્કામુક્કી કરે, ઘરનું બારણું ઉઘાડું તેમાં આવી શેરીનું કૂતરું જીભ કાઢી હાંફતુંહાંફતું ઊભેલું, અને બારણે સામે કુવો હતો ત્યાં પાણી ભરવા ગયેલો ચાકર કોઈની સાથે ગપાટા મારે. ડોસો કૂતરાને હાંકી બારણું વાસી ધર્મલક્ષ્મીની ઓરડી ભણી ગયો. ડોશી દેવસેવામાં હતાં. દહાડો ઘણો ચડયો હતો તેથી દેવના દીવામાં ઘી અને વાટ બે થઈ રહ્યાં હતાં. દીવો ઘેર ગયો હતો અને દેરાસર પરના પાટિયા પર ડોસી રૂ, ઘી અને દીવાસળી શોધતાં હતાં અને ડોસો બારણામાં ઊભો હતો તેના ભણી એની પૂંઠ હતી. સૌની રીસ ડોસાએ ડોસી ઉપર કાઢી. બોલ્યાચાલ્યા વિના વગર ન્હાયેલા ડોસાએ દેરાસરના પાલખાને અડકી બધા દેવ ઉપાડી લીધા અને પોતાનો ઘસારો માલૂમ ન પડે એ રીતે નીકળી જઈ ઘરના ટાંકા આગળ જઈ તેમાં દેવને પધરાવવા વિચાર કર્યો. પણ કંઈક વધારે શાંત વિચાર થવાથી તેમાં ન નાખતાં પાણી પીવાની ગોળીમાં બધા દેવને નાખી દઈ છાનોમાનો પોતાને ઠેકાણે જઈ સૂઈ ગયો અને શું તાલ થાય છે તે જોવા લાગ્યો.



ડોસાડોશીના સ્વભાવમાં ઘણીક જાતનો ફેર હતો, છતાં તેમનો સંસાર નિર્માલ્ય ન હતો. ડોસો નાનપણમાંથી બુદ્ધિવાળો હતો; અને કાંઈ પણ કામમાં પડે તે તેને આવડી જતું એટલું જ નહીં પણ તેની સાથે જે કામ હાથમાં લે તે ત્વરાથી આટોપવા પર તેની દૃષ્ટિ રહેતી ધે તે કરી દે તે સિવાય તેને જંપ વળે નહીં. કામ કરવા બેસે તે પ્રસંગે ગમે તે હરકત આવે તેને દૂર કરતાં કદી આંચકો ખાતો નહીં; પછી તે હરકત કોઈના સ્વભાવની હો કે પોતાના સ્વભાવની હો, દૈવી હો કે માણસની હો, ધર્મના હો કે નીતિની હો, સ્વાર્થની હો કે પરમાર્થની હો. ડોસાને મન તો એટલી જ વાત કે તે હરકત દૂર કરી ધારેલો અર્થ સિદ્ધ કરવો. માણસના સ્વભાવની હરકત આવે અને તે માણસ પારકું હોય તો તેને સમજાવી, ફોસલાવી, ઊંધુંચત્તું સમજાવી, ને જરૂર પડે તો આશ ને ફાવે તો ત્રાસ આપી, તેના સ્વભાવને પોતાને વશ કેમ કરી દેવો તેનો અભ્યાસ માનચતુરે નાનપણમાંથી કર્યો હતો. તે માણસ પોતાનું હોય તો સિરજોરીથી કામ કરાવતો. પોતાના સ્વભાવની હરકત દૂર કરવાની હોય તો, અને ધારેલું કામ કરવા જતાં ખરેખરી ન જ ગમે એવી વસ્તુ કરવી પડે તો, તેમ કરતાં જરી પણ અચકાતો નહીં, ને મહાવત હાથીના કુંભસ્થળ પર અંકુશ વાપરે તેમ પોતાના મર્મસ્થળમાં પેસી તેને પ્રસંગવશ કરી નાંખે એવી અથોનુસારી બુદ્ધિ રચી દેતો અને અણગમતી વાત કરવી પડે તે અણગમાના બદલામાં ધારેલો અર્થ ઝટ પાર પાડવામાં

પુરુષાર્થ અને યશ માનતો. એ કાંઈ જાતે નાસ્તિક અથવા અનીતિને રસ્તે ચડેલો ન હતો અને કામમાં હરકત ન થાય ત્યાં સુધી ધર્મ અને નીતિ ઉભય સાચવતો, પણ પોતે આવો દૃઢ અને બળવાન સ્વભાવનો માણસ હોવાથી પ્રસંગ પડયે એ કશાને ગાંઠતો નહીં એમાં કાંઈ નવાઈ ન હતી. ધર્મ ઉપર અત્યંત આસ્થાવાળી અને વૃદ્ધાચાર તથા લોકાચારના હવાપાણીમાં જન્મથી વસવા પામેલી ધર્મલક્ષ્મી ઊઠે ત્યાંથી સૂતાં સુધી ડગલે ડગલે ધર્મના નિયમ જાળવતી અને ધર્માચારના પ્રશ્નોનું નિરાકરણ કરતાં શાસ્ત્રીઓને પ્રવીણતા વાપરવી પડે તેટલી જ પ્રવીણતા અને શ્રમ લોકાચારનો નિર્ણય કરવામાં વાપરતી. ગામની અને જ્ઞાતિની સ્ત્રીઓ લોકાચારના પ્રશ્ન લઈ ધર્મલક્ષ્મી પાસે આવતી; તેમને ઉત્તર દેતી વખત ડોશી જૂના કાળનાં કંઈ કંઈ દૃષ્ટાંત કાઢતી, કંઈ કંઈ પાનાં જીભ ઉપર ઉથલાવતી, કંઈ કંઈ નિયમ શોધી કાઢતી, અને સામાના મનમાં બેસી જાય એવા કંઈ કંઈ માર્ગ દેખાડી આપતી હતી. માનચતુર આ સૌ જોઈ ખુશ થતો, નવા નવા પ્રશ્ન ઉઠાવવામાં અને ડોશીની ચતુરાઈ કસી જોવામાં ગમ્મત માનતો, અને ‘બૈરકશાસ્ત્ર’ની શાસ્ત્રિણીની નાતમાં પ્રતિષ્ઠા જોઈ જરીક ગર્વ પામતો. નાતમાં પ્રશ્ન ઊઠે એટલે સૌ કોઈ એમ કહેલું કે ‘જાઓ, ધર્મલક્ષ્મી એનો માર્ગ બતાવશે.’ આવી સ્ત્રીના વહેમ હદ કરતાં વધારે થાય, નાનીનાની બાબતોમાં અંટેવાળે આવે, અને મોટી બાબતોમાં પણ પ્રસંગે પથ્થરની ભીંત રસ્તા વચ્ચે ચણી લીધી હોય તેમ આડે આવીને ઊભા રહે એ સ્વાભાવિક હતું. આ સ્વભાવથી હરકત ન થાય ત્યાંસુધી તો માનચતુરને ગમતું, પણ હરકત થાય ત્યારે એ હરકત દૂર કરવા તત્પર થતો, ઘણુંખરું મશ્કરીઓ કરી કરી, કેટલીક વખત આજ્ઞા કરી, કેટલીક વખત સમજાવી, કેટલીક વખત સ્વામી નાખુશ થશે એમ જાતે જ સમજીને સ્ત્રી ચાલે એવી વગરબોલ્યે યુક્તિઓ કરી, કોઈ વખત તો મિજાજ ખોઈ વિવાહનું વરશી કરી મૂકી, અને એવી અનેક પણ ગમે તે રીતથી માનચતુર ધર્મલક્ષ્મી ભણીની સર્વ હરકતો ખંખેરી નાખતો. ગુણસુંદરીની સુવાવડમાં પોતાના ઘરમાં જે જ્યાં ને ત્યાં થયું જોયું. ધર્મલક્ષ્મી વગર રથનું ચક્ર હવે ચાલે એમ નથી અને એ તો પોતાના જ ખટકર્મમાં પડેલી તેથી કાંઈ જલદ ઉપાય વગર એને ભાન નહીં આવે એવું ધારી ડોશીના દેવને ગોળીના પાણીમાં ઝબકોળી પોતાના ઓરડીમાં સૂતેલો ડોસો, જામગરી સળગાવી બંદૂકનું નિશાન બરોબર વાગે છે કે નહીં તે જોતો હોય તેમ, નિરાંતે પડેલો દેખાતો છતાં અત્યંત આતુરતાથી શું થાય છે તેની વાટ જોવા લાગ્યો, જોતો જોતો નીચલો ઓઠ દાંત તળે ચૂસવા લાગ્યો અને આંખો ચગાવી મૂછે તાલ દેવા લાગ્યો.



ડોશીને દીવાસળી જડી અને તેણે દીવો પ્રગટાવ્યો અને પાલખા પાસે દીવો મૂકે છે તો દેવ ન મળે. ડોશીના દિલમાં ત્રાસ પડ્યો અને ચમકી પાલખાની તળે તથા ચારેપાસ શોધવા લાગ્યાં. ભક્તિવાળી ડોશીને સમજણ ન પડી કે આ શો ચમત્કાર થયો. ડોશી દેવસેવાની ઓરડી બહાર

આવ્યાં પણ ત્યાં કોઈ હતું નહીં. “બારણું ઉઘાડી અંદર આવી દેવને કોઈ છાનુંમાનું ચોરી તો નહીં ગયું હોય? મારું ધ્યાન બીજી પાસ હતું”—આ વિચાર થતાં વધારે ફાળ પડી અને બારણું ઉઘાડે તો ડોસાએ કાઢી મૂકેલો કૂતરો ઊભેલો અને કૂવે ચાકર ગપાટા મારે. “કોઈ ઘરભણી આવ્યું હતું?” એમ ચાકરને પૂછ્યું અને ધમકાવી તેને ઘરમાં બોલાવ્યો. ઘરમાં પાછાં ફરી અકળાઈને બૂમ પાડી: “ચંચળ! ચંચળ! આ જોને મારા દેવ ક્યાં ગયા?” બૂમ સાંભળી હાથમાં સાવરણી ઝાલી ચંચળ આવી, તેની પાછળ ચંડિકા, તેની પાછળ સુંદર, બીજી પાસથી દુ:ખબા અને ઘરનાં છોકરાં સૌ આવી ચૉકમાં ભરાઈ ગયાં. પૂછાપૂછ અને શોરબકોર થઈ રહ્યો. એક પાસથી ગાવાનું બંધ કરી ગાનચતુર આવ્યો અને બીજી પાસથી વિદ્યાચતુર સફાળો જાગી દાદર પરથી ઊતર્યો. દેવ ક્યાં ગયા તે વિષે ઉપરાઉપરી પ્રશ્નો અને ઉત્તર થવા લાગ્યા અને સૂચનાઓ તથા શોધાશોધ થઈ રહી. દુ:ખબા કહે: “કોઈ છોકરાં દેવને રમવા લઈ ગયાં હશે. ચંચળ અને ગાનચતુરને એમ વિચાર થયો કે ઉંદર તાણી ગયા હશે. વિદ્યાચતુર કહે: “પાલખામાંથી ગબડી ગયા હશે — આસપાસ ફરી શોધો.” છેવટે ડોસો આંખો ચોળતો ચોળતો લાકડી પર ટેકી બહાર આશ્યો અને ગુસ્સે થઈ બોલ્યો: “આ શું તોફાન માંડ્યું છે? ઘરમાં ન કોઈને ખાવાની ચિન્તા ને ન કોઈને ખવરાવવાની ચિન્તા. એક વાગી ગયો ત્યાંસુધી જાણે ઘરમાં બૈરું જ ન હોય તેમ નથી કોઈ પૂછતું કે ખાવાને કેટલી વાર છે અને નથી કોઈ કહેતું કે જમવા ઊઠો!” વિદ્યાચતુર કહે: “પિતાજી! માતુશ્રીને દેવ નથી જડતા તેની આ ભાંજગડ છે. અચિંત્યા પાલખામાંથી ક્યાં ગયા તે જણાતું નથી.”



માનચતુર — ‘દેવ એના જડવાના હશે તો જડશે ને નહીં જડવાના હોય તો નહીં જડે. પણ આ બધા જીવતા પરમાત્માના પેટની ચિન્તાફિકર હોય કે ન હોય? એની ચિન્તા ન રાખે તે તેના પર તો દેવ ન કોપતા હોય તો કોપે અને દેરાસર વાસેલું હોય તેમાંથી દૃશ્ય થાય તો ઉઘાડા પાલખાનું શું પૂછવું? ચાલ, દુ:ખબા, અમને જમાડ તરત. એને તો દેવ જડશે ત્યાંસુધી લાંઘણો કરવી પડશે.”

ડોશીને એક દુ:ખમાં બીજું દુ:ખ આ વચન સાંભળવાનું આવ્યું. કઠોર તીક્ષ્ણ વચન અને તેમાં પણ ઇષ્ટદેવનો તિરસ્કાર: આ સાંભળી ચારપાસ અને પોપચે, કરચલીઓ વાળી આંખોમાં ધર્મલક્ષ્મીને આંસુ ભરાયાં, અને કાન ઉપર હાથ દેતી દેતી બોલી: ‘અરેરે! આવાં નાસ્તિક વચન ન બોલતા હો તો શું થાય? સતજુગમાં દેવની સેવા કર્યાનું ફળ છે તેથી વધારે ફળ કળજુગમાં દેવસેવા કરાવ્યાનું છે. આ અવતાર આટલું આટલું દુ:ખ તમે ખમો છો અને હું ખમું છું ને આવતે અવતારે પણ ખમવું છે? આપણે તો એકબીજાનાં પુણ્યપાપનાં ભાગિયાં છીએ. તમારાથી થતું નથી ને મારે હાથે થવા દેતા નથી. બળ્યું આ પેટ ને બળ્યા આ ધોળા વાળ! પેટે દેવની નિંદા કરાવી ને ધોળા વાળે પણ દેવનું સ્મરણ ન કરાવ્યું! દેવસેવાનું પુણ્ય હશે તો

આ છોકરાં પણ સારાં ઊઠશે. કંઈ તો વિચાર કરો. દુઃખબા! ચંચળ! ચંડીવહુ! આ તમારા પાપને લીધે મારે આ વચન સાંભળવા પડ્યાં! નાની વહુ ઘરમાં હરતીફરતી હોય તો મારે આ વખત ન આવે! તમે મહિનોમાસ પણ ઘરની સંભાળ ન રાખી શક્યાં — ચંચળ! દેવ ક્યાં ગયા તે હું સમજી છું; તારા બાપનો સ્વભાવ તને ખબર છે. જા, એમને અને સૌને જમાડ. મારે તો દેવ જડે ત્યાં સુધી જમવું નથી.' આંખે આંસુ ન માય એમ રોતાં રોતાં ડોશી દેવના પાલખા આગળ બેસી રોયાં ને આખરે પાલખા આગળ નાકલીટીઓ તાણી દેવને કાલાવાલા કરવા લાગ્યાં: 'મહારાજ, ક્ષમા કરો— એમના કર્યા સામું જોશો નહીં — એમનું પાપ મને આવજો ને મારું પુણ્ય એમને જજો, પણ ક્ષમા કરો.'

ઘરમાંનું સર્વ મંડળ ભરાયું હતું તેમાં સૌની સાથે લડતો લડતો ડોસો સૌને ધમકાવવા લાગ્યો. દુઃખબા સામે આંખો કાઢવા લાગ્યો, ચંચળ સામે ઓઠ કરડવા લાગ્યો, ચંડિકા સામે દાંત પીસવા લાગ્યો, ગાનચતુર સામે ચાળા કરવા લાગ્યો, ચાકર સામે દૂરથી હાથ ઉગામવા લાગ્યો; વિદ્યાચતુર ઉપર પક્ષપાત દેખાય નહીં માટે તેની પૂઠ કરી તેને ન દેખતો હોય તેમ ઊભો, સુંદરગૌરીના સામું જોયું નહીં, અને ઘરની અવ્યવસ્થા બાબત પોતે જેટલું સૂતાંસૂતાં જોયા કર્યું હતું અને જેટલાં જેટલાં જેનાં અપલક્ષણ હતાં તે તે તેમને ધમકાવી ધમકાવી કહી બતાવ્યાં અને ગાળો ઉપર ગાળો દીધી. આખરે સુંદરગૌરીને ગુણસુંદરીની તપાસ રાખવા ગજારમાં મોકલી દીધી અને ચંડિકાને તથા પોતાની બે દીકરીઓને લાકડી ઉગામી ઘર બહાર કાઢી મૂકી સાંકળ દઈ, ગાનચતુરને હુકમ કર્યો: 'આપણે સૌને સારુ જમવાનું તૈયાર કર — રાંડોને તો આમ જ ઘટે.' વિદ્યાચતુર નાનપણમાંથી પરદેશ રહેલો એટલે પિતાનું આવું ઉગ્ર સ્વરૂપ જોવાનો વારો તેને આજ જ આવ્યો, અને આશ્ચર્યથી આભો બની, હડપચીએ હાથ દઈ, શું કરવું કે કહેવું તે ન સૂઝવાથી દિઙ્મૂઢ જેવો બની પોતે ઊભો હતો ત્યાં ને ત્યાં જ ઊભો રહ્યો. બહાર લોકો ભરાઈ ગયા અને બારણાં હચમચાવી મૂક્યાં. નાટક વધી ગયું જોઈ, ડોસો હાથમાં નથી એવું સમજી, આખરે ડોશી દેવમંદિર છોડી પાછાં બહાર આવ્યાં. આંસુ લોહી નાખ્યાં. મહાદેવના ગુણ તપોધન જાણે તેમ ડોસાનો સ્વભાવ વર્તી જનારી ડોશીને પોતાનો સ્વભાવ બદલવો પડ્યો. ધર્મ અને આચાર ઉભયને ઠેકાણે વ્યવહારને આગળ કરવામાં આગ્રહ ધરનારનો પતિનો સ્વભાવ છે અને એ સ્વભાવ સમુદ્રનાં મોજાં પેઠે અત્યારે ઉછાળા મારી રહ્યો છે, તેના સામા થવા કરતાં તેને વશ થવાથી તેના હેલારાનું બળ ઓજું લાગશે એ ભાન ડોશીને આવ્યું. એ ભાન આવવાની સાથે ડોશીની સ્વાભાવિક બુદ્ધિ સ્વચ્છ બની, ડોસાના વચનમાં સત્ય હતું તે સમજાયું, ઘરની અવ્યવસ્થા દૃષ્ટિ આગળ તરવા લાગી, તેનો ઉપાય પોતાના જ હાથમાં આવે એવો હતો તેને લીધો, હૃદયને શાંત કર્યું, મુખ ગંભીર કર્યું, કુટુંબનું હિત જાળવવું એ પણ એક ધર્મ છે એવો વિચાર થયો. એ ધર્મ સાચવવાથી ઘણા જીવને સુખ થાય છે એ દેખાયું, ઘણા

જીવનું કલ્યાળ થાય એવા ધર્મને સર્વ ધર્મથી મોટો કેમ ન ગણવો એવો પ્રશ્ન મનમાં ઊભો થયો. સર્વ સૃષ્ટિ જેને વ્હાલી છે અને સૌ સૃષ્ટિના સુખનો ભરનાર વિશ્વંભર તેને એ જ ધર્મ સૌથી વ્હાલો હોવો જોઈએ એવી શ્રદ્ધા ઉત્પન્ન થઈ. શ્રદ્ધા થતાં તે ધર્મમાં પ્રવૃત્તિ થઈ, અને એ ધર્મની ઉત્સાહી ડોશી દેવનું દુ:ખ ભૂલી પતિદેવ ભણી ચાલી. ઘરની અવ્યવસ્થા, પતિનાં વચન, ઘરબહાર જામી જતો ફજેતીનો ખેલ, અને કુટુંબનાં સર્વમંડળનું દુ:ખ — આ સર્વ સરોવરમાંથી નીકળતી કુટુંબવત્સલતાના પવિત્ર પ્રવાહમાં ડોશીની બુદ્ધિ નાહવા લાગી, અને નદી સમુદ્ર પાસે જતાં પોતાનો પટ વધારે વધારે પહોળો કરે તેમ પતિની પાસે જતી જતી અને પતિની ઇચ્છા જાણી વળતી વળતી ડોશી પોતાના અંત: કરણને વધારે વધારે ઉદાર કરવા લાગી. તેનામાં થયેલો ફેરફર તેને આવતી જોતાં જ તેનો પતિ સમજી ગયો. ડોસાના મનનો અર્થ મનમાં સિદ્ધ થયો જણાયો.

ડોશી નાનપણથી ધર્મસંસ્કારનું બંધન પામી હતી. પુરુષો કરતાં સ્ત્રીજાતિમાં કેટલાક ગુણ વધારે વિકાસ પામે છે, અને પુરુષો કરતાં તેમની બુદ્ધિ — તેમનાં શરીર પેઠે — વહેલી પક્વ થાય છે, તેનું ધર્મલક્ષ્મી એક દૃષ્ટાંત હતું. છેક નાનપણથી તેના હૃદય ઉપર જે જે સંસ્કાર પડતા તે તરત જ એ ગ્રહી લેતી. એના બાપ ધર્માંધ હતા અને તેના ઘરમાંથી ધર્મના સંસ્કાર ધર્મલક્ષ્મી પર કુમળી વયમાંથી જ વજલેપ થયા હતા. એનું દસેક વર્ષનું વય હતું ત્યારે તો શેરીની સર્વ કન્યાઓમાં ધર્મલક્ષ્મી જેવું બીજું કોઈ ધર્મિષ્ઠ ગણાતું ન હતું. એનામાં સારી બુદ્ધિ છતાં આ ધર્મસંસ્કાર જડ થાત અને એ છેક ધર્માંધ બનત તો તેના ઘર પ્રમાણે કાંઈ નવાઈ ન હતી. પણ માનચતુરના ઘરમાં ગયા પછી એને, માનચતુરને દેશપરદેશ નોકરીમાં આથડવું પડતું, તેની સાથે ફરવાનું થતું અને પરદેશમાં ધર્મલક્ષ્મીના સંસ્કાર સાચવવા કઠણ હતા. તેમાં વળી માનચતુરનો સ્વભાવ ઉગ્ર હતો એટલે ગૃહિણીને વખત જોઈ ગીત ગાવાં પડતાં હતાં. આ પતિનો સ્વભાવ વેઠવો એ તલવારની ધાર ઉપર ચાલવા જેવું હતું, અને કન્યાવયમાંથી જ ઈશ્વરે સૂક્ષ્મ બુદ્ધિ આપી ન હોત તો ધર્મલક્ષ્મી જ જાળવે — બીજી હોય તો એના ઘરનાં પળવાર પણ ટકવા ન પામે.' ધર્મિષ્ઠ છતાં ધર્માંધ ન બની, દુર્વાસા જેવા પતિના ઘરમાં વૃદ્ધાવસ્થાપર્યંત રહી શકી, અગ્નિ જેવા પતિની પ્રીતિ મેળવી છેવટ સુધી સાચવી શકી અને તેના ઉપર પોતે પ્રીતિ રાખી શકી, અને વળી તે સર્વ સાથે પોતાના ધર્મસંસ્કાર છેવટ સુધી જાળવી રહી; આ સર્વ અદ્ભુત પરિણામ ધર્મલક્ષ્મીની શુદ્ધ વત્સલતા, પૃથ્વી જેવી ક્ષમા, વિષ્ણુ જેવી શાંતિ, સૂક્ષ્મબુદ્ધિ અને ઊંચી કુલીનતા: તે સર્વનું દુર્લભ ફળ હતું. એ સર્વ ગુણોનો આ પ્રસંગે આવિર્ભાવ થતો વિદ્યાચતુરે આજ પ્રથમ જ જોયો અને એ જોતાં જોતાં આ ગુણવાળી માતાથી પોતાનો જન્મ છે એ વિચારથી એનું હૃદય ગર્વવડે ફૂલવા લાગ્યું.

ડોસો ક્રોધથી રાતો થયો હતો અને તેના અવયવમાત્ર કંપતાં હતાં. તેની આંખમાં લોહી તરી આવ્યું અને કપાળે ભ્રૂકુટી ચડી આવી. જાણે નરસિંહાવતાર પ્રકટ થયો. દેવને થયેલા અપમાનની ડોશીને તીવ્ર વેદના થતી હતી એટલે બળાત્કાર કરતાં પણ તેના મુખ પર સ્મિત મો ન ફરકી શક્યું, પણ એ પોતાની વેદના ઢાંકી શકી અને પતિનો ક્રોધ શમાવવા ચાલી. તેનું શરીર વૃદ્ધ પણ બાંધી દડી જેવું હતું. ધીમાં પણ સ્થિર પગલાં ભરી, ગંભીર આકાર ધરી, તે પતિ પાસે આવી. તેનું વૃદ્ધ હૃદય ધડકતું દેખાતું હતું. દાંતના આધાર વગરના ગાલ અંતરના વિકારથી ભરાતા લાગ્યા દેખાયા. જુવાનીના તેજ વિનાની પણ બુદ્ધિની તીવ્રતાએ અંદરથી ચળકતી આંખ ઉપર પાણીનું પડ બંધાયું, અને નિષ્કલંક ધોળા કેશ નીચે કેશ જેવી જ વાંકીચૂંકી કરચલીઓ ભરેલા ગોરા કફાળ ઉપર પરસેવો વળ્યો. તેણે સૌભાગ્યચિહ્નનું કુંકુમ ભીનું કરવા માંડ્યું.

‘હા, હું તમારો ભાવાર્થ સમજી. હું શું કરું? મારો સ્વભાવ છે તે દેવસેવામાં ચિત્ત પરોવાય છે ત્યારે ઘરસેવા પર રહેતું નથી. મારો હું વાંક કબૂલ કરું છું. પણ આટલો બધો કોપ ન ઘટે — ત્રણ જણીઓને બહાર કાઢી તે ઢેડફજેતી થાય છે તે લોક બારણે ભરાયા છે.’

ડોશી ધીમે ધીમે ચાલી અને બારણાં ઉઘાડી ત્રણેને ઘરમાં બોલાવી લીધી. ડોસો દ્વાર ભણી જોઈ રહ્યોં. ગયો, અને લોકોને ધમકાવી કાઢી, બારણાં બંધ કરી પાછો આવ્યો.



‘જો! દેવને પાણીની ગોળીમાંથી કાઢી લે. આજ તો ગોળીમાં નાંખ્યા, પણ હવે ભૂખે મારીશ તો કૂવામાં નાખીશ.’ ડોસો વિકરાળ અને રાતીચોળ આંખ કરી બોલ્યો. એના ક્રોધને શમતાંશમતાં કલાક લાગતો હતો. ડોશી બિચારી પાણી ભરેલી ગોળીમાં હાથ ઘાલી દેવને લઈ આવી — બીજાં બધાંમાંથી કોઈને ડોશીનું એટલું કામ કરવું ન સૂઝયું. દેવને દેરાસરમાં લઈ જઈ, અશ્રુપાત કરતાં કરતાં છાતીસરસા ચાંપી, પાછા પાલખા પર પધરાવી, ઘરકામમાં વળગી અને આજથી ધર્મલક્ષ્મીની દેખરેખ નીચે આ ઘરનો સંસાર પાછો ઠેકાણે આવી રસ્તે પડ્યો દેખાયો. પણ દેવને અપવિત્ર સ્થળે નાંખ્યા તે વાતનો ડંખ ડોશીના દિલમાંથી મરણ સુધી ગયો નહીં.

પણ ઘરનાં કામકાજની ચિંતાથી જ ઘરસંસારની સિદ્ધિ પૂરી ન થઈ. ડોશી તો સૌની પાસે કામકાજ લેતી, પણ અવસ્થાનું શરીર તેથી જાતે ફરી વળાતું નહીં અને તેની આજ્ઞાઓ કેટલી પળાતી તે જાણવાનું સાધન તેની પાસે રહેતું નહીં. ‘શેઠની શિખામણ ઝાંપા સુધી પહોંચે’ એ કહેવત પ્રમાણે થતું. જુવાન સ્ત્રીમંડળમાં ધીમે ધીમે ડોશી કોહ્યાં અને કચકચિયાં ગણાવા લાગ્યાં. સર્વના હૃદય પર ડોશીની સત્તા ઓછી થઈ, તેની સાથે તેનો આજ્ઞાભંગ થવા લાગ્યો, તેને અંતે સૌ તેને પ્રથમ મનમાં ગાળો દેવા લાગ્યાં અને ધીમે ધીમે ક્વચિત્ ઉઘાડું અપમાન તથા નિંદા કરવા લાગ્યાં. ડોશી અકળાવા લાગી, ડોસા પાસે ફરિયાદ કરવા લાગી અને ગજારમાં

ગુણસુંદરી પાસે જઈ વખતોવખત રોવા લાગી. સુવાવડી વહુએ સાસુની શુદ્ધ પ્રીતિ મેળવવામાં આ પ્રસંગનો લાભ લઈ લીધો અને બૂદ્ધિશાળી, વૃદ્ધ અને અનુભવી સાસુ કરતાં જુવાન અને ઊગતી વહુની બુદ્ધિ ચડિયાતી છે એવું આથી સિદ્ધ થયું. જે વ્યવસ્થા સાસુથી ન થઈ શકી તે વ્યવસ્થા મારે કરવી પડશે એવું વહુને લાગ્યું અને વૃદ્ધ સાસુને માથેથી ભાર ઉપાડી લેવામાં હું ફાવીશ એવી આશાની હોંસીલી વહુ કામકાજ કરવા હું ક્યારે શક્તિશાળી થઈશ એ વિચાર આતુરતાથી કરવા લાગી. આ ભાર તો ગુણસુંદરીને માથે મૂળ હતો તે જ પાછો પડવાનો હતો પણ બીજી કેટલીક જાતનો ભાર એવો પડવાનો હતો કે તેનો તેને અનુભવ સરખો ન હતો.

હિંદુ સંસારમાં સુખદુ:ખનાં રૂપ ભાતભાતનાં છે. અનુભવ અથવા અવલોકન વિના તેની કલ્પના પણ કઠણ છે. ગુણસુંદરીના મનમાં એક વખત એમ હતું કે મને સૌ વાતનો અનુભવ વીતી ગયો છે. પણ જ્ઞાન તેમ જ અનુભવની સીમા નથી એટલું જ નહીં, પણ ઉભય વિષયમાં ઊગતા બાળકને કલ્પના જ થતી નથી કે દેખીતા જ્ઞાન અને અનુભવની પાછળ બીજું કાંઈ હશે. જેમ જેમ અભ્યાસ અને વય વનતાં જાય છે તેમ તેમ નવી નવી જાતનાં જ્ઞાન અને અનુભવ પર્વતના શિખર પાછળનાં શિખરો પેઠે — સમુદ્રનાં મોજાં પાછળનાં મોજાં પેઠે — દૃષ્ટિમર્યાદામાં દૃષ્ટિ આગળ ખડાં થાય છે અને મન એ ચમત્કારનું સાક્ષી બનતાં બનતાં ઈશ્વરની અનંતતામાં તલ્લીન અજાણતાં થઈ જાય છે — અનંત અનુભવનાં એક પછી બીજાં પગથિયાં જુએ છે અને તે પર ચડે છે. પોતાના ઘરમાં દિવસે દિવસે વધતી રચના જોઈ, નવરી પડેલી સુવાવડીનું મગજ આવાઆવા વિચારોથી ભરાઈ ઉચ્ચગ્રાહી વિષયોનું ગ્રાહક થતું અને ડગલેડગલે કહેતું કે 'આ પણ એક નવો અનુભવ — હવે કાલ બીજો શો અનુભવ થવા સરજાયેલો હશે?' ક્ષુદ્ર ઘરસંસારમાં પણ પર્યેષક બુદ્ધિને જોઈએ તેટલા વિચાર જડી આવે એમ છે અને મનને કેળવણી આપવા ચારે દિશારૂપી મુખોમાંથી ઈશ્વરનું બ્રહ્મસ્વરૂપ શ્રુતિઓ સંભળાવી રહે છે. સુવાવડના ખાટલા ઉપર, અને ગજારનાં અંધારામાં, આધિવ્યાધિથી ઊકળતા મગજમાં આવી તીવ્ર કવિતા ઊભરાતી હતી અને નવા જન્મેલા બાળકની સમોવડિયણ બનતી હતી.

જે દિવસે માનચતુરે તોફાન મચાવી મૂક્યું તેને બીજે દિવસે ગુણસુંદરીની સહિયર યશોદા ખબર જોવા આવી અને એકાંતમાં ગામમાં સંભળાતાં સમાચાર કહ્યા: 'એવી વાત ઊડી છે કે વિદ્યાચતુરે ગઈ કાલે ઘરમાંથી બે બહેનોને અને ભાભીને કાઢી મૂક્યાં, ડોશીએ તેમને મનાવીને ઘરમાં આણ્યાં, અને તે બાબત માદીકરો લડ્યાં ને વિદ્યાચતુરે ચિડાઈને પાલખામાંથી ડોશીના દેવને નાખી દીધા!' નિર્દોષ પતિની નિન્દા સાંભળી પતિવ્રતાને અત્યંત દુ:ખ થયું અને મોઢે તો શાંત રીતે સૌ વાતોનો ખુલાસો કર્યો; પણ મનમાં બધા કુટુંબ ઉપર તિરસ્કાર થયો, પળવારમાં મટી ગયો,

અને સૌ ગયાં એટલે મોં પર ઓણી સૂઈ ગઈ અને બે કલાક સુધી તેવી સ્થિતિમાં છાનુંમાનું રોઈ અને તેથી અંતે તાવ આવ્યો તે કોઈએ જાણ્યો પણ નહીં.

બેત્રણ દિવસ થયા એટલે નવું ધતિંગ જાગ્યું. ઘરનો સામાન પરસાળની પાછળની મેડીમાં રહેતો. તે સામાન લેવા લાવવામાં સુંદરગૌરીને જવું પડતું. એ અનાથ વિધવાનું આ ઘરમાં ગુણસુંદરી સિવાય બીજું કોઈ નહોતું. સર્વ સ્ત્રીમંડળ એના ભણી કડવી આંખે જોતું અને પુરુષવર્ગને એની કાંઈ પડી ન હતી. તે છતાં દેરાણીની મમતા એને સુખી રાખતી. એક દિવસ નીચે સર્વ સ્ત્રીમંડળ જમવા બેઠેલું હતું અને પુરુષવર્ગ જમી કરી પોતપોતાને સ્થાનકે વેરાઈ ગયો હતો. તેવામાં ગુણસુંદરી સારુ ઔષધની સામગ્રી લેવા વહેલીવહેલી જમી સુંદર ગૌરી પરસાળની મેડીએ ચડી. બપોરના બાર વાગ્યા હતા અને અગાશીમાં તપતો તડકો ધીમે ધીમે મેડીની બારીમાં ખસતો ખસતો આવતો હતો. એ તડકામાં વિધવા યુવતી પળવાર ઊભી રહી અને તેના ગૌર ગાલ તડકાથી રાતાચોળ થતાં વાર ન લાગી. બારીની પાછળનાં હાંલ્લાંમાંથી નીચી વળી તે સામાન કાઢવા લાગી. સૂર્ય ઉપર આવેલા વાદળા પેઠે તેનું સાદું કાળું વસ્ત્ર બારીના પવનથી જરી જરી ઊડતું હતું, અને વાદળામાંથી સૂર્યનું બિંબ કોઈ કોઈ ઠેકાણે દેખાઈ આવે તેમ એનો વાંસો દેખાતો હતો. મેઘના ધનુષ્ય પેઠે એ વાંકી વળી હતી. માથાની એક લટ સરી પડી આલસ્યમાન પયોધરભારને ટેકવી રાખવા સાહી લેતી લાગતી હતી. વસ્ત્રની નીચલી કોર અને તડકાવાળી પૃથ્વી, એ બેની વચ્ચે આવી ગયેલી પગની સોનેરી પ્હાનીઓ ચળકારા મારતી હતી અને જોનારને જો બે આંખો હોય તો તે બેયે આંખોને એ ચળકારાથી ભરી નાખી—આંધળી કરી દેવા—યત્ન કરતી હતી. આમ આંધળી થનારી આંખો પણ દૂર ન હતી અને પોતાનું કામ કરવામાં લીન થયેલી નિર્દોષ સ્ત્રી જાણતી ન હતી કે અત્યારે મારા પર કોઈની દૃષ્ટિ પડે છે.

પુરુષ ભોક્તા અને સ્ત્રી ભોગ્ય, એ બુદ્ધિ મનુષ્યના મોટા ભાગને અને પશુપક્ષીઓને સામાન્ય છે. પશુપક્ષીઓમાં નર માદાની પાછળ શિકાર કરવા દોડતો હોય તેમ દોડે છે; ફેર માત્ર એટલો રહે છે કે ઉપભોગાર્થ શિકારનો નાશ કરવામાં આવે છે ત્યારે માદાનું પાલન કરવામાં આવે છે. સોનાનાં ઈંડાં મૂકનાર કુકડી જેવી માદાને નર જાળવી રાખે છે. ઉચ્ચયોનિમાં આ પાલકબુદ્ધિ વિશેષ રહે છે, તેનું દૃષ્ટાંત મનુષ્યજાતિ છે. પારકા ઘરની સ્ત્રી — નહીં સગી — નહીં વહાલી — તે સગામાં સગી થઈ રહે છે — વ્હાલામાં વ્હાલી થઈ રહે છે. લગ્નાદિકની રૂઢિ એ આ પાલકબુદ્ધિનું જ પરિણામ છે. મનુષ્યના પશુભાગ પર એના મનુષ્યભાગનો જય થાય છે ત્યારે આ પાલકબુદ્ધિ રહે છે, અને પશુભાગ વિજયી હોય છે ત્યારે ઉપભોગાર્થ સ્ત્રીને શિકાર જેવી ગણતો પુરુષ સ્વાર્થ અથવા પરમાર્થ કાંઈ પણ વિચારી શકતો નથી, કારણ મનુષ્યભાગની સાથે વિચાર પણ પરાભવ

પામે છે. કેટલેક ઠેકાણે આ ઉભય ભાગોનો સંયોગ સૂક્ષ્મ હોય છે અને એક ભાગ બીજા પર પરાભવ કરી શકતો નથી; મૃગયા કરવા નીકળી પડેલો હોય તેવી રીતે સીતાને પકડી પોતાની સત્તામાં આણ્યા છતાં વર્ષોનાં વર્ષો સુધી રાવણે સીતાને અખંડિત રહેવા દીધી તેનું કારણ આવો જ સૂક્ષ્મ સંયોગ હતો. એના પશુભાગે બળાત્કારથી હરણ કર્યું; અને ઉચ્ચ રસિક વૃત્તિએ તેને શીખવ્યું કે अनादरोत्कंठितयो: प्रसिध्यता समागमेनापि रति र्न मां प्रति ॥

પુરુષમાત્રમાં આ મનુષ્યભાગ થોડોઘણો પણ હોય છે અને અનાથ અબળાઓનો પાલક થઈ પડે છે. સ્ત્રીબહુમાન (Chivalry ) પુરુષના ચિત્તમાં ઉદય પામે તો પુરુષ અને સ્ત્રી ઉભયની વિશુદ્ધિ સ્વાભાવિક રીતે વજ્રલેપ થવા પામે અને સ્ત્રી નિર્ભય થાય તેનું કારણ આવું જ છે.

તડકામાં ઊભી રહેવાથી વધારે સુંદર થયેલી; નીચી વળી ઊભી રહેવાથી દૃષ્ટિમાં નવતા ભરવા માંડતી સુંદર ગૌરી ઊભી થાય છે તો તેની જોડાજોડ આવી ગાનચતુર ઊભેલો! જમી રહેલો તૈથી ભરેલા પેટનો એને નશો ચડેલો હતો — તેનું શરીર અને મુખ અન્નના તેજથી ચળકતું હતું અને એ ચળકાટમાં જ ઘેન ભરેલું દેખાતું હતું. એ જ અન્નના ભારથી — ઘેનથી — તેનું મનુષ્યત્વ શાંત થઈ ગયું હતું અને પશુભાગ મગજમાં આવી ઠરી ગયો હતો. પોતાની મેડીમાં સૂતાં સૂતાં કાંઈક ઘમારી લાગ્યો અને બહાર આવ્યો તો સુંદરગૌરીને એકાંતમાં રમણીય રૂપે સ્થિર ઊભેલી દીઠી; તેને જોતાં જ પશુભાગે પુરુષના મગજ પર બળાત્કાર કર્યો, અને શુદ્ધબુદ્ધિનો ઉપયોગ કરવામાં નપુંસક બનેલો પુરુષ એકદમ પણ છાનોમાનો સુંદરગૌરી પાસે આવી ઊભો હતો — તેને ન થયો વિશુદ્ધિનો વિચાર, ન રહ્યું સગપણનું ભાન, એને ન લાગ્યો વસ્તીવાળા ઘરનો ભય! પરંતુ પશુભાગે આટલું બળ કર્યું ત્યારે છેક મોડો પણ મનુષ્યભાગ મૂંગો ન રહ્યો. સુંદરની પાસે આવી ઊભો રહેવા છાતી ચલાવનારની છાતી વધારે ન ચાલી, તેના હાથપગ સ્તબ્ધ થયા, તેના ઓઠ ઊઘડી શક્યા સરખા નહીં, અને મનુષ્યભાગ ભ્રષ્ટ થતાં પશુભાગ દેખાયો તેમ પશુભાગનો પરાભવ કરી જડભાગ જીત્યો હોય તેમ ગાનચતુર કેવળ જડ જેવો ઊભો રહ્યો અને માત્ર તેની આંખના જરી જરી ફરકતા ડોળામાં આવી એનો ભ્રષ્ટ મનોદય જણાવા લાગ્યો. એના ઉપર દૃષ્ટિ પડતાં સુંદર લેવાઈ ગઈ, તેના હોસકોસ ઊડી ગયા, એના નખથી શિખર સુધી કેવળ ભય વ્યાપી રહ્યો, અને સૌને અંતે સામાન એમનો એમ રહેવા દઈ ઓચિંતી દોટ મૂકી દાદર પરથી નીચે ઊતરી પડી. ઉતાવળમાં ને ઉતાવળમાં છેલ્લું પગથિયું ચૂકી, પડી, વાગ્યું તે ગણ્યું નહીં, અને ગુણસુંદરીવાળી ગજારમાં જઈ ઊભી રહી અને ભય ગયો દીઠો તે છતાં ભય સમજ હોય તેમ થરથર ધ્રુજવા લાગી અને આંસુ સારવા લાગી. તેનો ધ્રુજારો કેમે કર્યો બંધ થાય નહીં અને ફટક્યા જેવું તેનું કાળજું ધડકતું મટે નહીં. પણ ગુણસુંદરી જમવા ગઈ હતી તેથી આ દશા

જોનાર કોઈ હતું નહીં અને તે આવી તેટલામાં તો પોતે સ્વસ્થ થઈ સુંદરગૌરી કામે વળગી અને એના ચિત્તને સદાનો ભય વળગ્યો કે ‘આ વાત હું હવે કોને કહીશ? આ ઘરમાં હવે કેમ રહેવાશે? અને આ ઘર મૂકી ક્યાં જવું?’ શરીરરૂપ પશુભાગ ધારણ કરનારે એ ભાગને હાથમાં રાખવા નિરંતર સાવધાન રહેવાનું છે — એ હાથમાં ન રહે તો પછી મનુષ્યત્વ સર્વથા નષ્ટ થયું જ સમજવું, અને મનુષ્યરૂપ આવું પશુ, પશુરૂપ પશુ કરતાં અનેકધા ભયંકર છે. આ ભયંકર પ્રાણીનો ભય અનાથ વિધવાના કોમળ હૃદયમાં શલ્ય પેઠે પેસી ગયો. એ શલ્ય હૃદયને વીંધવા લાગ્યું અને હૃદયમાંથી બહાર ન કાઢયું. ‘કોને કહેવું? શી રીતે કહેવું? જીભ શી રીતે ઊપડે? છાતી કેમ ચાલશે? કોણ માનશે? અરેરે! આમને આ શું સૂઝ્યું? હવે શું કરશે? શું થશે? શું કરું? શું બોલું? કયાં જાઉં?’ એવા એવા અનેક પ્રશ્નો હૃદયમાં દિવસરાત ઊઠવા લાગ્યા, પ્રશ્ને પ્રશ્ને મુખમાંથી નિ:શ્વાસ અને આંખમાંથી આંસુ નીકળવા લાગ્યાં, કામમાં ચિત્ત ગોઠતું બંધ થઈ ગયું. જેનું જગતમાં કોઈ ન હોય તેની નિદ્રા તો હોય જ તે પણ આ અનાથ સ્ત્રીની મટી ગઈ, શરીર નિસ્તેજ થવા લાગ્યું, મુખારવિંદ કરમાઈ સુકાઈ જવા લાગ્યું, શરીરનાં માંસરુધિર અંતર્ધાન પામવા માંડ્યા, અને હાસ્યવિનોદ અને શૂન્ય સ્થિત પણ અશક્ય થઈ ગયાં. ગુણસુંદરી પાસે નીચું જોઈ આંખ પાણીથી ભરાઈ જતી અને ઉચ્ચાર નીકળવા પામે ત્યારપહેલાં ચતુર જોનાર વગર કોઈને જણાય નહીં એવા નિ:શ્વાસ નીકળી જતા. આ સર્વ ફેરફાર કોઈને જણાશે તેનો પોતાને તો વિચાર પણ થયો નહીં અને ભાન પણ રહ્યું નહીં. ગાનચતુરે પસ્તાતાં અંત:કરણથી એ ફેરફાર જોયો પણ પોતે નિરુપાય જેવો થઈ ગયો. ગુણસુંદરીના હેતસ્વી હૃદયને એ ફેરફાર થયો સમજાતાં વાર લાગી નહીં, પણ ફેરફારનું કારણ સમજાયું નહીં, અને ઘરના બીજા મંડળને તો એ જાણવાની જરૂર પણ ક્યાંથી હોય? ગુણસુંદરી વિના સુંદરગૌરીનું આખા ભરેલા જગતમાં કોઈ ન હતું. ગુણસુંદરીએ ઘણું પૂછ્યું, ઘણા દિલાસા દીધા, ઘણી આજીજી કરી, ઘણું કર્યું તો યે એટલો જ ઉત્તર મળ્યો કે, ‘ના, ના, કાંઈયે નથી. એ તો અમસ્તો તમને વહેમ આવે છે. બીજું કાંઈ કારણ નથી. મને જશ બે દિવસથી શરીરે અસુખ રહે છે, તે સિવાય બીજું કાંઈ નથી.’ ગુણસુંદરીને એ ખુલાસો ખરો ન લાગ્યો. આખરે પોતાના અને પોતાના બાળકના સમ ખવરાવ્યા, અને સુંદરગૌરી ખરી વાત કહે ત્યાં સુધી હું ખાઈશ નહીં એવી હઠ લીધી. ત્યારે સુંદરગૌરી બળાત્કારે હસવું આણી બોલી: ‘વારુ, અમસ્તાં એમ શું કરો છો? તમને નહીં કહું ત્યારે બીજા કોને કહીશ? આપણા બાયડીઓના જીવ, તેને તે કંઈ અંત સુધી પેટમાં ને પેટમાં સમાઈ રહેવાનું છે? પણ હું તમારું કહ્યું કરીશ ત્યારે તમે મારા સમ ખાઈ હા કહો કે એક વાતમાં તમે મારું કહ્યું માનશો, એટલે એ વાતમાં હું તમારું કહ્યું માનીશ.’ ગુણસુંદરીએ હા કહી સમ ખાધા એટલે સુંદર બોલી: ‘બહુ સારું, ત્યારે હું તમને કહીશ. પણ તમારે મારું કહ્યું માનવાનું એટલું કે હું તમને મારી મેળે કહું ત્યાં સુધી તમારે મને એ વાત

પૂછવી નહીં. તમે મારા સમ ખાઈ બંધાયાં છો... હું તમારા સમ ખાઈ બંધાઉં છું.'

'પણ હાલ કહેવામાં કંઈ નુકસાન છે?'

'કંઈ હશે ત્યારે સ્તો.'

'હું જીવું છું ત્યાં સુધી તો તમારો વાળ વાંકો નહીં થવા દઉં.'

'એ તો હું જાણું છુંસ્તો. તમારા વિના મારે બીજું કોણ છે? પણ આટલું મારું કહ્યું કરો.'

'ત્યારે બહુ સારું. જો જો હોં! કહો સાંજે કહેશો કે રાતે?'

'હવે તે મને ઠીક પડશે ત્યારે. બેત્રણ દિવસ પછી પૂછજો.'

આ રકઝક ચાલી. પણ ન કહેવા ધાર્યું હોય તો કોઈ શું કહેવરાવનાર હતું? આ વાતમાં સુંદરના ઓઠ ઊઘડે એવું એનું કહ્યું એનું હૃદય જ કરે એમ ન હતું.

ગુણસુંદરી નાહી, ઘરમાં હરતીફરતી થઈ, સૌ જાતે જોવા લાગી, પણ હજી સૂતક હતું અને કંઈ સ્પર્શ થાય એમ ન હતું. જાતે જોવા લાગી એટલે વળી ઘરમાં કંઈ કંઈ નાટક નજરે પડ્યાં.



---

* આ ભાગનું અનુસંધાન પ્રકરણ ૬ સાથે છે.

૧ . ક્ષમા ધરનારું.

૧ . વિદ્યાની કસોટી કરનાર સભા—યુનિવર્સિટી.

૨ . ચંદ્ર

*१ अन्यदा भूषणं पुंसां क्षमा लज्जेव योषिताम्।*
*पराक्रमः परिभवे वैयात्यं सुरतेष्विव॥ माध-*

*१ . राजन् दुधुक्षसि यदि क्षितिधेनुमेनाम्*
*तेनाद्य वत्समिव लोकममुं पुषाण।*
*तस्मिंश्च सम्यगनिशं परिपुण्यमाणे*
*नानाफलैः फलति कल्पलतेव भूमिः॥*

૧ . કામણ દીસે છે અલબેલા તારી આંખમાં રે, ઝીણું ઝાંખ મા રે — એ રાગ.

1 . Sense of duty

# ૫. ગુણસુંદરી — (અનુસંધાન)

‘જગ! રૂપ ધરે તું નવાં જ નવાં.’ — કુસુમવાળા

સૂતકને લીધે ઘરમાં કોઈ ઠેકાણે સ્પર્શ થાય એમ ન હતું; અને બીજા લોકના ઘરમાં તો કોરાં વાસણ, કપડાં વગેરેને અડકાતું, પણ આ ઘરમાં તે ધર્મલક્ષ્મી એટલું પણ થવા ન દેતાં. આવી રીતે મળતો અવકાશ ગુણસુંદરી બીજી રીતે રોકવા લાગી.

ઘણુંખરું તો આખા ઘરનાં સૌ માણસના મનની સ્થિતિ જાણવામાં તે રોકતી. માનચતુરની ઓરડીમાં એ કેટલોક વખત ગાળવા લાગી; ડોસાની નાનપણથી તે અત્યાર સુધીની અથ—ઇતિ પૂછતી; એ નિમિત્તે આ ઘરમાં ડોસાને શું શું ઓછુંવત્તું પડે છે, તેને શા શા સંતોષઅસંતોષ છે, વિદ્યાચતુર અને પોતાને વિષે ડોસો શા શા વિચાર રાખે છે, વગેરે વાતો પૂછી પૂછી ડોસાના મનના ઊંડા ઊભરા બહાર કઢાવતી, તેની ઇચ્છાઓ જાણી લેતી, તેના મનને સંતોષ વળાવતી, પોતાથી અને પતિથી થાય એવી બાબતમાં ડોસાની ઇચ્છા પૂર્ણ કરવા વચન આપતી, ઘરનાં બીજાં માણસ ઉપરનો ઉકળાટ ડોસો કાઢે તેને શાંત પાડતી, પોતાના અને પતિના ઉપર કાંઈ અમળાટ છે કે નહીં તે જાણી લેવા ચતુરાઈથી એવો પ્રયત્ન કરતી કે ડોસો જાણી જાય નહીં ને પોતાનો અર્થ સિદ્ધ થાય, કાંઈ પણ અમળાટ અનુમાન સરખાથી માલૂમ પડે તો પોતાના ઉપર વિશ્વાસ બેસાડી ખુલાસો કરતી, અને એવા એવા અનેક પ્રકારથી ગુણસુંદરીની બુદ્ધિ અને પ્રીતિએ ડોસાને વશ કરી નાખ્યો, શાંત કરી દીધો, સંતોષ વળાવી દીધો, અને તોફાની મહાસાગર જેવા ક્રોધને લીધે જેનો રોગ મટતાં મટતાં ઊપડતો હતો એવા ડોસાને મન અને તનની શાંતિને માર્ગે ચડાવ્યો. એકલા ડોસાને નહીં પણ ઘરનાં સર્વ માણસોને તેણે આમ વશ કરી દીધાં. ધર્મલક્ષ્મી પૂજા કરે ત્યારે તેની પાસે બેસે, દુ:ખબા રસોઈ કરે ત્યારે તેની પાસે બેસે, ચંચળ બપોરે નવરી પડે ત્યારે તેની સાથે બેસે, ચંડિકા એકલી પડે ત્યારે તેની સાથે બેસે, ઘરમાં સૌ નાનાં મોટાં છોકરાંને પણ કદી કદી પોતાની આસપાસ એકઠાં કરી તેમને કંઈ કંઈ પૂછે, કંઈ કંઈ ઉપદેશ કરે, કંઈ કંઈ વિનોદ આપે, અને આવી રીતે કુટુંબના સર્વ માણસોમાં મોટા સાથે મોટી અને નાનાં સાથે નાની થઈ જે સાધનથી ડોસાને વશ કરી લીધો તે જ સાધનથી ઘરમાં સર્વ માણસોને ગુણસુંદરીએ થોડા જ કાળમાં વશ કરી લીધાં. ગુણસુંદરી પાસે સૌ પોતપોતાની વરાળ કાઢવા લાગ્યાં, સૌ એને પોતાની માનવા લાગ્યાં, દરેક જણના ચારે હાથ એના પર થયા, એને ખુશી રાખવી એવો સૌના અંતરમાં ભાવ થયો, એનું દિલ દુખાય નહીં એની સૌને થોડીઘણી ચિન્તા રહેવા લાગી, અને થોડોક વખત ગુણસુંદરી ઘરમાં સૌ વેરાયેલા મણકાની માળા જેવી બની ગઈ. આ સુખસ્વપ્ન ઓથાર વગરનું ન હતું, અંત વગરનું પણ ન નીવડ્યું.

એક દિવસ બપોરે એકલી બેઠી બેઠી પોતાના ઘરના ઇતિહાસનો તે વિચાર કરતી હતી. બાલ્યાવસ્થાનાં સુખદુ:ખ સાંભર્યાં. ઊગતી જુવાનીમાં પતિનું મન સમજાતું ન હતું અને પતિ સાથે એ વાતમાં ભેદભાવ હતો, તેથી પોતાને તીવ્ર વેદના થતી. પતિની જ કૃપાથી એ વેદના મટવા વારો આવ્યો. પતિની શાળાની નોકરી હતી અને દંપતી એકલાં રહેતાં તે પ્રસંગે પોતાનો અભ્યાસ ઝપાટાબંધ ચાલતો. ઘરમાં પોતાને કામ થોડું હતું. પતિના અત્યંત પ્રેમનો અનુભવ કરવાનો અવકાશ મળતો, કોઈ જાતની ચિન્તા ન રહેતી, યુવાવસ્થાની વાડી વધારે વધારે ખીલવા લાગી તેમ તેમ શરીરપક્ષીના ભોગવિલાસ અને પંડિત હૃદયના અત્યંત સ્નેહનો વસંત—ઉદય થતો હતો — આ સર્વ વાતો ગમે તેવી પણ અબળાના હૃદયમાં ઉપરાઉપરી ઊભરાવા લાગી. હાલમાં કુટુંબભારની વેઠ વહેવામાં એ સર્વ વાતો સ્વપ્ન જેવી થઉ ગઈ લાગી. એ સ્વપ્ન ફરી નહીં જ આવે એવી નિરાશા ક્રૂર લેણદારની પેઠે હૃદયદ્વારની વચ્ચોવચ ઉમ્મર રોકી બેઠી, અને પાંચપાંચ માસ થયાં પતિ ઘરમાં ને ઘરમાં છતાં તેની સાથે વાત સરખી થઈ શકતી નહોતી તે વિચાર થયો. એ વિચાર થતાં એકાંતે આંખમાં આંસુની ધાર ચાલી રહી. ખોળામાં બાળક કુમુદસુંદરી હતી તેને પોતે પંપાળતાં બાળક પર આંસુનાં ટપકાં પડ્યાં તે લોહ્યાં. 'અરેરે, સુખી દેખાતી દીકરી! તારે યે શું મારા જેવું થશે?' એમ કહેતાં કહેતાં નાની કુમુદને ઊંચી કરી. પોતાના મુખ આગળ ધરી, કુમુદ જગતમાં જન્મ્યા પછી આ વખતે પહેલવહેલું જ હસી. ગુણસુંદરીએ તેને છાતીસરસી દાબી, દાબતાંદાબતાં માનું હૃદય ભરાઈ આવ્યું, અને સરસ્વતીચંદ્ર અને કુમુદસુંદરી આગળ જતાં એક જ ઘરમાં અત્યંત સ્નેહ છતાં પરાયાં જેવાં રહેવાનાં હતાં તે સૂચવનાર અમંગળ શુકન થતા હોય તેમ દીકરીને છાતીસરસી વધારે વધારે દાબતી ગુણસુંદરી, ઘરમાં પોતાને એકલી જાણી, ન રહેવાયું તેથી મોકળું મૂકી રોઈ. એ રોઈ તે કોઈએ સાંભળ્યું હોય અને આવતું હોય તેમ પગનો ઘસારો થયો અને ગુણસુંદરી આંસુ લોહી એકદમ ચૂપ થઈ ગઈ.



આજ જરાશંકરમામાને ત્યાં જમવાનું હતું. સૂતકી ગુણસુંદરીને ઘર સોંપી સૌ જમવા ગયાં હતાં એટલે બારણું અમથું વાસી તે એકલી બેઠી હતી. વિદ્યાચતુર કામમાં રોકાયેલો હોવાથી અવકાશે જમવા જવાનો હતો. અવકાશ મળ્યો એટલે એ ઘેર આવ્યો. બારણું ધીમે રહી અડકાવી વાસ્યું ને સાંકળ દીધી તે ગુણસુંદરીએ જાણ્યું નહીં. ઘરમાં બીજા કોઈને ન દેખી પરસાળ ભણી તે આવ્યો. આવતાં આવતાં ગુણસુંદરી રોતી હોય એવો ભણકારો લાગ્યો. અંદર આવ્યો તો એ આંસુ લોહી બેઠી હતી. ઘણે મહિને આજ દંપતી એકાંતમાં મળ્યાં — જાણે ગુણસુંદરીનું દુ:ખ તેનું મન જાણવાના અધિકારીને પોતાની મેળે માલૂમ પડ્યું હોય, ને એ દુ:ખમાંથી છોડાવવા સારુ જ છોડાવવાનો અધિકારી આવ્યો હોય એમ અવ્યારે વિદ્યાચતુર એને સંભારી સંભારી રોનારીની પાસે આવ્યો. એને જોતાં હર્ષશોકના હીંચકા પર બેઠેલી પતિવ્રતા હીંચકો બંધ કરી સફાળી ઊઠી,

અને પતિનું મુખ જોવાની પણ ઢીલ ખમી શકી નહીં. સૂતકનું સ્મરણ ઊછળતા ઉત્સાહના વેગ આગળ પાછું પડ્યું, હાથમાં બાળકી હતી તેને એ હાથે પોતાની મેળે ભૂમિ પર મૂકી દીધી, અને ચંદ્રકળા મોટા વાદળમાંથી ઓચિંતી નીકળી આકાશને કંઠે લટકી પડે એમ પરસાળના અંધારામાંથી ઊછળી ગુણસુંદરી વિદ્યાચતુરને કંઠે એકદમ વળગી પડી — લટકી રહી!

પોતાના કંઠથી ચરણ સુધી પળવાર લટકી રહેલી આ મોહનમાળાને * હાથ વડે ઊંચકી લઈ — સંકેલી લઈ — વિદ્યાચતુર હીંચકા ભણી ગયો. આનંદની નૌકા જેવા હીંચકા પર તેને બેસાડી, જોડે પોતે બેઠો, ભૂમિ પરથી બાળકને ઉપાડી હાથમાં લીધું અને હસતે મુખે બોલ્યો: ‘આજ કાંઈ આમ એકદમ ઊર્મિ ઊછળી આવી?’ ઉત્તર ન દેતાં ગુણસુંદરીએ એક હાથ એના ખભા પર મૂક્યો, બીજા વડે એની હથેળી પોતાના મોં પર મૂકી રાખી થોડી વાર પતિને નિહાળી રહી. પછી પતિના બીજા હાથમાં તેના કામના કાગળો હતા તે પોતાના હાથમાં લીધા, અને જુએ છે તો તેમાંના એક ફોડેલા પરબીડિયાની પીઠે પતિના અક્ષરનો લેખ માલૂમ પડ્યો તે વાંચ્યો:

*‘વિયોગે પામે નાશ, ભુલાતી પ્રીતિ: એમ સૌ કહે છે,*

*તે ખોટું! ખોટું! ઓ વ્હાલી! અનુભવ થકી પ્રમાણી લેજે!*

*દિન દિન રસ જે વપરાય, જૂનો થઈ જતો બૂટી તે જાતો!*

*વણભોગવી સંચિત થતી પ્રીતિનો નવો રાશિ બની જાતો!’*



વાંચી બોલી: ‘મને પ્રશ્ન પૂછ્યો તો ઉત્તર એ કે આપને આ લખવું ક્યાંથી સૂઝ્યું?’

‘એ તો કચેરીમાં કામ પર બેઠો’તો ત્યાં જરાક વિચારમાં પડ્યો અને વિચારમાં ને વિચારમાં મેઘદૂતનો આ ભાગ સાંભરતાં લખી કાઢ્યો.’

‘પણ આ જ ભાગ ક્યાંથી સાંભર્યો?’

‘તું તો વકીલની પેઠે મને સામા પ્રશ્ન પૂછવા લાગી!’

‘હાસ્તો! સીધો ઉત્તર ન આપે તેને આડા પ્રશ્ન.’

‘ચાલો, પૂછો ત્યારે.’

‘કચેરીમાં કામની વખતે બધું મૂકીને આ ભાગ ક્યાંથી સાંભર્યો? ને સાંભર્યો તો સાંભર્યો પણ આ કામના કાગળ પર કોઈને હાથ જાય એમ લખી કાઢ્યું એવા હૈયાસૂના ક્યાંથી થઈ ગયા? ચાલો, બોલોજી! — જુઓ, આ બાળકી પણ તમારા સામું જોઈ રહી છે તે સાક્ષી છે.’ હસતી

આંખોએ અને હસતે મોંએ ગુણસુંદરી વિદ્યાચતુરના સામું જોઈ રહી, પોતે જીતી હોય એવો ડોળ કર્યો, અને પતિના ખભા ઉપર હાથ મૂક્યો — જાણે કે પ્રભાતની હસતી શોભાએ સામા પર્વત પર ઇન્દ્રધનુષ્યનો લાંબો કટકો ટેકવ્યો હોય!

‘ચાલ, તું જીતી ત્યારે.’

‘ના, એમ નહીં — એટલેથી કાંઈ વળે! હવે તો બંધાયા તે ઉત્તર દ્યો. તે વગર છૂટકો નથી. અમે પણ તમારી કળા થોડીઘણી શીખ્યાં છીએ.’

વિદ્યાચતુર ખડખડીને હસ્યો.

‘કહો કે જેવી મને ઊર્મિ થઈ આવી તેવી તમને ય થઈ આવી — મને તમને જોઈને થઈ આવી, તમને હું સાંભરતાં થઈ આવી.’

‘વારુ એમ ત્યારે. હવે કંઈ?’

‘જેવી ગત આપણી, તેવી ગત પારકી. ફરી પૂછશો કે આવી ઊર્મિ ક્યાંથી થઈ આવી, તો ફરી આમ ને આમ બંધાશો.’

આ વિનોદવાર્તા કેટલીક વાર સુધી ચાલી. વાર્તામાં ને વાર્તામાં એક રસમાંથી બીજા રસમાં સંક્રાંતિ થઈ. યૌવનકથા ચાલતાં ચાલતાં કુટુંબકથા ચાલવા માંડી. હાસ્યવિનોદનો પ્રવેશ પુરો થતાં ગંભીરતાનો પ્રવેશ પ્રકટ થયો. વિદ્યાચતુરે કુટુંબના સર્વ માણસની સ્થિતિ પૂછવા માંડી. તેમની સ્થિતિનાં વર્ણન કરતાં તેમના પ્રતિ ગુણસુંદરી પોતે કેવો ભાવ ધારે છે તેનું અંતરમાં અવલોકન કરવા લાગ્યો. એ અવલોકનથી ગુણસુંદરીનાં પોતાનાં સુખદુ:ખનાં હાર્દ સમજ વા પ્રયત્ન કરી કરી પતિપત્નીના હૃદય પર બંધાયેલાં પડેપડ ઉકેલવા લાગ્યો, તેને અંતે હૃદય ખરેખરું ઉઘાડું થઈ ગયું એટલે એ હૃદયનું શુદ્ધ સ્વરૂપ આતુર મનથી નિહાળવા લાગ્યો. જેમ ચર્મચક્ષુ બાહ્ય શરીરની સુંદરતાથી મોહ પામી તેનો ઉપભોગ કરે છે તેમ પતિનું મનચક્ષુ પત્નીના હૃદયની નિ:શંક અને ઉદ્ભિન્ન સુંદરતાથી મોહ પામી પામી તેનો ઉપભોગ કરવા લાગ્યું; એ હૃદયનો અનુપમ પતિપ્રેમ, વૃદ્ધ માનચતુરના જેવડી કુટુંબવત્સલતા, ધર્મલક્ષ્મીના જેવી ક્ષમા, ચંચળબહેનના કરતાં પણ વધારે ઉદ્યોગ પર આસંગ, સુંદરગૌરી કરતાં પણ વધારે મૃદુતા, પોતાના કરતાં પણ વનારે કુટુંબભારની ધુરંધરતા, ઘરમાંના છોકરાં જેવી નિત્ય રહેતી આનંદવૃત્તિ, અને પોતાના હાથમાં હતી તે નિર્દોષ બાળકીના જેવી નિર્દોષતા: આ સર્વ સદ્ગુણોની સુંદરતાથી ભરેલા પ્રિયાના હૃદયનો નીવીબંધ શિથિલ કરી દઈ, તે નીવીબંધ સાચવવા વિનય મુગ્ધાના પ્રયત્ન વ્યર્થ કરી દઈ, હૃદયસુંદરતાના વિલાસનો અભિલાષી પતિ વાર્તા કરતાં કરતાં અને અચિંત્યો સ્નેહાવેગ ચડી જતાં પત્નીના શરીરને સહસા બળથી હૃદયદાન દેવા લાગ્યો અને હીંચકા ઉપરની પીઢો જોઈ બોલી ઊઠ્યો:

*नीवीबन्धोच्छ्वसितशिथिलं यत्र बिम्बाधराणां*

*क्षौमं रागादनिभृतकरेष्वाक्षिपत्सु प्रियेषु।*

*अर्चिस्तुङ्गानभिमुखमपि प्राप्य रत्नप्रदीपान्*

*ह्रीमूढानां भवति विफलप्रेरणा चूर्णमुष्टिः॥*

હાથ શિથિલ કરી દઈ પૂછવા લાગ્યો:

‘ગુણિયલ! આપણે પણ આવી અલકાપુરી જ છે સ્તો. પાંચ મહિના સુધી એકબીજા સાથે બોલ્યાં નથી, પણ કહે, આજ એ સૌનો ખંગ નથી વાળી દીધો? મને તો વળી ગયો છે. ખરે, મને તું ન મળી હનેત તો મારા આ મોટા કુટુંબમાં આ સુખશાંતિની અમૃતવૃષ્ટિ ક્યાંથી થાત? પુરુષ ગમે તે કરે પણ ઘરની સંભાળ તેનાથી કદી લઈ શકાવાની નથી. મારાં વૃદ્ધ માતાપિતાની અને અણસમજુ ભાડુંની સંભાળ લેનારી આવા મોટા મનવાળી ગુણિયલ મને મળી—પણ મારાથી તારા સારુ કાંઈ બનતું નથી. તારે સારુ મેં શું કર્યું? તારા વિદ્યાવિનોદના દિવસો બંધ થયા! ક્ષુદ્ર રંધવારી અને ચાકરડીનું કામ તું કરે ત્યારે મેં તારા ગુણનો શો બદલો વાળ્યો? અરેરે! એ તે મારાં સાધન ટૂંકાં કે મારી ઉદારતા ટૂંકી?’ નિ:શ્વાસ મૂકી, ગુણસુંદરીને છોડી દઈ, હાથ ઊંચો કરી હીંચકાની સાંકળો ઝાલી વિદ્યાચતુર ચિંતાતુર અને ઊંચું મુખ કરી જોઈ રહ્યો.

પતિના હાથમાંથી બાળકને લઈ લેતી સ્ત્રી બોલી: ‘મારી એક ભૂલ થઈ. તમારી પાસે આ ઇતિહાસ કહ્યો તો તમારે મોંએ મારાં પોતાનાં વખાણ સાંભળવાનો વખત આવ્યો. તમે પોતાનાં વખાણ કરતાં નથી ને મારાં કરો છો એટલો તમારા મનમાં મારી તમારી વચ્ચે એક ભેદ રહ્યો. ત્યારે હવે આ વાત કરવી પડતી મૂકું છું.’

એક ઉત્તર વડે ચતુર પત્નીએ બે અર્થ સાર્યા. પોતાની સ્તુતિ કરતો તેને અટકાવ્યો અને બીજું આ વચન સાંભળી પોતે કરેલો ખેદ ભૂલી એ પુષ્કળ હસ્યો અને બોલ્યો: ‘બહુ સારું, મડમ સાહેબ, મને પણ મારી ભૂલ યાદ આવી. હવે વખાણ નહીં કરું. ચલાવો કુટુંબકથા.’

કુટુંબકથાની અરઘટ્ટઘટિકા [૧] પાછી ચાલવા માંડી અને તેનો અંત ભાગ નીચે પ્રમાણે આવ્યો:

‘મેં ઘરમાં બધાંની જોડે વાત કરી જોઈ છે. પ્રથમ તો તમે કમાઓ છો ને મોટાભાઈનો કાંઈ જોગ ન થાય તે તમને સારું દેખાય નહીં. વડીલ પણ

એ વાતથી નારાજ છે. બીજું, તમારા ઘરમાં સૌને આનંદ ને દુ:ખબાબહેન દુ:ખમાં રહે એ શોભે નહીં. સાહસરાયને બે પૈસાની મદદ કરશો ને એ નાસભાગ કરતા મટી ગામમાં આવી બે પૈસા કમાતા થશે તો એ પણ તમારું ભાડું છે. કુમારીને વર છે પણ લગ્ન કરવાનું ખરચ ક્યાંથી કાઢવું તેના વિચારમાં દુ:ખબાબહેન સોસાઈ જાય છે ને કોઈને કહેવાતું નથી. હવે આ આપણું બાળક ઓઢશે પહેરશે ને ચંચળબહેનનાં છોકરાં વગર ઘરેણે ફરશે એ સારું દેખાય તો તમે જાણો. માતુશ્રીને પણ આ બધી બાબત મનમાં થાય છે. વળી એમના દેવનો લાકડાનો પાલખો બદલી રૂપાનો કરાવો તો એમનો પોતાનો પણ એક અભિલાષ પૂરો થાય. એટલું કરો તો હમણાં ચાલશે. બાકીનું પછી થઈ રહેશે.'

'હજી બાકી છે કે? તો તે કહી દે ને!' હબકી ગયા જેવો થઈ વિદ્યાચતુર બોલ્યો. ગુણસુંદરી તે સમજી ગઈ. પતિની કમાઈ ટૂંકી હતી, તેમાંથી એકદમ સર્વ કુટુંબભાર વહેવાનું માથે પડતાં, ખરચ પણ એકદમ વધી ગયું હતું. પોતાના સીમંતનું મોટું ખરચ હમણાં જ કાઢ્યું હતું અને બચાવેલું દ્રવ્ય તેમાં ઘસડાઈ ગયું હતું. આ વગેરે સર્વ સાંભરી આવતાં ઢીલી પડી જઈ બોલી: "જેને જે વીતે તે જાણે ને જેને માથે ભાર હોય તે તાણે. તમારી સ્થિતિ મને એકદમ પ્રથમથી ન સૂઝી. મારાં વખાણ કરો છો ત્યારે તમારે જે ભાર ખેંચવો પડે છે તેનું કેમ કાંઈ બોલતા નથી ને તમારાં પોતાનાં વખાણ કેમ કરતા નથી? ખરે, અમારાં દુ:ખ ઉઘાડાં, પણ તમારાં તો ઢાંક્યાં. તમે કહો છો કે તારે સારુ મારાથી કાંઈ થઈ શકતું નથી, ત્યારે તમારે સારુ મારાથી શું થાય છે? પાંચપાંચ માસ થયાં ઘરમાં આવી ઘડીભર જંપી બેઠા દેખતી નથી. મારા હૈયાની વરાળ તો કંઈક પણ કાઢતી હોઈશ, પણ તમારે તો વાત કરવાનું પણ ઠેકાણું નથી. તેમાં વળી આટલે દિવસે આજ ઘડી જંપીને વાત કરવા આવ્યા ત્યારે મને પાપિણીને તમે ઘડી આનંદમાં જ રહો એટલી વાત કરતાં ન આવડી —" વાક્ય પૂરું થયું નહીં એટલામાં સાંકળ ખખડી ને ઉઘાડી જુએ છે તો સુંદરગૌરી જમીને હાંફતી હાંફતી આવી, ને બારણું ઊઘડતાં ઉતાવળથી અંદર દોડી પેઠી. વિદ્યાચતુર ખેદવાળે મોંએ પાઘડી પહેરી જમવા જવા બહાર નીકળ્યો. ગુણસુંદરી પસ્તાતી ખેદ પામતી પતિની પૂઠે દૃષ્ટિ નાખતી ઊભી રહી. તે દૃષ્ટિ બહાર થયો એટલે રોવા જેવા મોંએ, બારણું વાસી, બીજી પાસ જુએ છે તો સુંદરગૌરી ગભરાયેલી અને રોવા જેવી ધ્રૂજતી ધ્રૂજતી ઊભેલી.



"કેમ સુંદરભાભી, આ શું ઓચિંત્યું? આટલાં બધાં ધ્રૂજો છો કેમ?" આ પ્રશ્નનો ઉત્તર અપાઈ શકે તે પહેલાં એકદમ બારણું ઊઘડ્યું. ગાનચતુર ઉતાવળો ઉતાવળો અંદર આવ્યો. આવતામાં જ બારણા અંદર તરત પેઠેલી સુંદર ઊભી હશે એમ જાણી ભૂલમાં ગુણસુંદરીને ખભે હાથ મૂક્યો. ગુણસુંદરીએ ચમકી પાછું જોયું. પાછું જોયું કે તરત જ ગાનચતુર પોતાની ભૂલ સમજ્યો, અને ભૂલ સમજતાં જ હાથ ખેંચી લીધી અને લેવાતે મોંએ

બોલ્યો, “તમે કે? મારા મનમાં કે તમારી જેઠાણી ઊભી હશે.” પાપના પોપડા ઉપર જૂઠાણાનું લીંપણ થતું જોઈ ક્રોધમાં આવી ભમ્મર ચડાવી ગુણસુંદરી કહેવા જતી હતી કે “કઈ જેઠાણી?” પણ એટલામાં તો વીજળીની ત્વરાથી ગાનચતુર ચાલ્યો ગયો અને દાદરે ચડી પોતાની મેડીમાં દાખલ થઈ ગયો. ગુણસુંદરી શાંત પડી, ચોળાચોળ કરવાનું પરિણામ સારું નથી જાણી જેઠનો કેડો લેવાનું છોડી દીધું, અને વધારે ધ્રૂજતી સુંદર ભણી દયાળુ મોં કરી બોલી:

“તે દિવસે તમારું રોવાનું કારણ આ હશે અને આજ ધ્રૂજવાનું કારણ પણ આ જ હશે. હવે હું સમજી.”

સુંદરની આંખમાં આંસુ માયાં નહીં, લજ્જા અને ભયથી કંપતા ઓઠને નીકળવા પ્રયત્ન કરતી વાણી ઉઘાડી શકી નહીં, દુખિયારી વિધવાને પોતાનું ભાન રહ્યું નહીં, તેના માથા પરથી છેડો પાછળ ઊતરી પડ્યો અને પાંદડા વડે ફૂલ ઢંકાય તેમ બે હાથ વડે આંખો ઢાંકી દઈ ભીંતને અઠીંગી અનાથ સુંદરગૌરી બોલ્યાચાલ્યા વિના માત્ર ઊભી રહી. આ પ્રકરણ પૂરું નથી થયું એટલામાં ઘસતીઘસતી ચંડિકા બહારથી આવી. એનો મિજાજ કાંઈક કારણથી ગયો હતો તેથી જણાતું હતું કે સૌ જમવા ગયાં હતાં ત્યાં કોઈ નવાજૂની થઈ હશે. “રાંડ, નાયકા, આજ તારાં લક્ષણ જાણ્યાં” એમ કહી, રોતી ધ્રૂજતી સુંદર ઉપર કોપેલી ચંડિકા કૂદી પડી અને તડીતડી તેને ભીંત સાથે દાબવા લાગી. “વાહરે ભાભીજી! આ શું? છોડો એને” કહી ગુણસુંદરી વચ્ચે પડી, સુંદરને છોડાવી. ગાળો દેતી દેતી મોટે સાદે મોં વાળતી ચંડિકા મેડીએ ચડી અને ધણી સામી ઊભી રહી છાજિયાં લેવા લાગી. ચંડિકાનો ક્રોધ જોઈ “શું આમાં સુંદરનો દોષ નહીં હોય?” એમ વિચારી “ના ના, કંઈક આંધળે બહેરું કુટાંયું છે” એમ મનમાં કહેતી કહેતી ગુણસુંદરી સુંદરને વધારે પૂછવા જાય છે એટલામાં ઘરનો બાકીનો સૌ સ્ત્રીવર્ગ તથા છોકરાં આવ્યાં, એટલે કાંઈ ન થયું હોય એમ ગુણસુંદરી જમણના સમાચાર પૂછવા લાગી અને કોઈ કાંઈ વાત કાઢે છે કે શું કરે છે તેની વાટ જોવા લાગી. કોઈનું ધ્યાન ન ખેંચાય એમ સુંદર લવે હળવે પોતાને કામે વળગી. ગુણસુંદરીને ઉત્તર મળે એમ ન લાગ્યું. ધર્મલક્ષ્મીનું મોં ચડ્યું હતું, અને ચડેલે મોંએ એક ઠેકાણે બેઠી. દુ:ખબા ગભરાયેલા જેવી દેખાઈ. કંઈ કામ ન જડતાં હીંચકે સૂતી. ચંચળ પોતાને કામે લાગી, પણ કામ કરતાં વચ્ચે વચ્ચે મનમાં ને મનમાં કંઈક બડબડતી હતી. આ સૌ તાલ ગુણસુંદરી જોઈ રહી. એકદમ આમ સૌના સ્વભાવ ફરી જતાં આજ જ જોયા. આવો અનુભવ પ્રથમ જ થયો. “શું મારા ઉપર સૌના મનમાં કાંઈ આવ્યું હશે?” “શું કોઈએ કાંઈ સાચાંજૂઠાં કર્યાં હશે?” “શું સ્વામીનાથના ઉપર આ સૌ હશે?”, “ઓ ઈશ્વર! સૌની મરજી ઉઠાવતાં ઉઠાવતાં પણ આવું જોવું રહ્યું!”, “ઘરનો ભાર વેઠવામાં આ વેઠવાનું પણ ખરું કે?” “શું મારાથી જ કંઈ ખરેખરી કસૂર થઈ ગઈ હશે?” આમ હજારો વિચાર કરતી

કરતી, ઘડીમાં એકના મોં સામું અને ઘડીમાં બીજાના મોં સામું જોતી જોતી, ગુણસુંદરી ધર્મલક્ષ્મીની દેવસેવાની સામગ્રી કરવા જવા લાગી, એટલે જમણો હાથ લાંબો કરી ડોશી તબડકો કરી ઊઠ્યાં: “ના બાપુ, ના, એ બધું મારે છે તેમનું તેમ રહેવા દો એટલે ઘણું — મારે તો કંઈ કરાવવું યે નથી ને જોઈતું યે નથી.” કાંઈ બોલ્યા વિના બોલેલું સાંભળતી ન હોય તેમ ગુણસુંદરી હાથમાં લીધેલું કામ કરવા લાગી એટલે ચંચળ દોડતી દોડતી આવી અને એનો હાથ ઝાલી એની પાસે કામ પડતું મુકાવી, રીસમાં ને રીસમાં પોતે તે કામ કરવા લાગી. ગુણસુંદરી તે કામ પડતું મૂકી છાનીમાની દુ:ખબા પાસે જ હીંચકે બેઠી અને એના સ્પર્શથી અભડાતી હોય તેમ દુ:ખબા એકદમ ઊઠી પરસાળને ઉમ્મરે બેઠી. ગુણસુંદરીએ પૂછ્યું: “મોટીબહેન! આજે આ બધું શું છે?” તેના ઉત્તરમાં તેને પાંશરો જવાબ ન દેતાં નણંદ બોલી: “બળી એ વાત! જવા દ્યોને એ પંચાત! તમે તમારું કામ કરો.” ગુણસુંદરી બધે ઠેકાણેથી છોભીલી પડી ગઈ. તેની આંખમાં ઝળઝળિયાં આવી ગયાં, અને સૂતક ઊતર્યું ન હતું તે છતાં ક્રોધમાં ને ક્રોધમાં કોઈને ન ગણી. બધાંની પાસે કાંઈ વધારે ઓછું ન બોલાઈ જવાય તેટલા માટે અને ઘડીક એકાંતમાં ઊભરો શાંત થાય એ ઇચ્છાથી, એકદમ કુમુદને લઈ પોતાની મેડીએ ચડી ગઈ. તે જોઈ પોતાનું દુ:ખ ભૂલી જઈ સુંદરગૌરી બડબડી: “બધાંની ગરજ તમારે — તમારી ગરજ કોઈને નહીં — ખરી જ વાત તો!” એમ કહી ગુણસુંદરીને શાંત પાડવા સૌના ઉપર મનમાં ક્રોધ આણી સુંદરગૌરી ગુણસુંદરીની પાછળ ચડી. દાદરનાં છેલ્લાં પગથિયાં પર ચડતાંચડતાં ઘણે દિવસે પોતાની મેડી પર ગુણસુંદરીની નજર પડી, અને પોતાની કે પારકી સંભાળ વગર બધી રીતે બદલાયેલી અને અવ્યવસ્થામાં પડેલી મેડી અને તેમાંનો સામાન જોઈ, વિદ્યાચતુરને એમાં કેમ નિદ્રા આવતી હશે એ વિચાર થયો. વિચાર થતાં હૈયું ભરાઈ આવ્યું, અને એ દુ:ખ ઉત્પન્ન થતાં પળવાર ઉપર થયેલાં સૌ દુ:ખ પળવાર ભૂલી ગયા જેવું થયું. મેડીમાંનો પલંગ એકીટશે જોતી જોતી છેલ્લા પગથિયા પર ઊભી રહી અને પાછળ ચડતી સુંદરનો સ્પર્શ થતાં એ સ્વપ્નમાંથી જાગી. જાગતાંમાં જ તરત ઉપર ચડી, ચડીને પોતે પલંગ પર બેઠી, કુમુદને પણ પલંગ પર સુવાડી અને એને અઠીંગી સુંદર પાસે ઊભી રહી. તેનો હાથ પોતાના બે હાથની હથેલીઓ વચ્ચે દાબી રહી. બેમાંથી કોઈ બોલ્યું નહીં. સુંદર ભોંય ઉપર જોઈ રહી, અને ગુણસુંદરી સામી ભીંત ભણી જોઈ રહી અને અધઘડી એ દશામાં રહી. અંતે વિચારમાં ને વિચારમાં બોલી ઊઠી:

*अपारसंसारसमुद्रमध्ये निमज्जीतानां*
*शरणं किमस्ति।*

*गुरो कृपालो कृपया वदैतत्*
*विश्वेशपादाम्बुजदीर्धनौका॥*

આ શ્લોક બોલતાં જ ગુરુ પ્રસન્ન થયા હોય એમ વિદ્યાચતુરનાં પુસ્તકો પર દૃષ્ટિ પડી, અને ઊઠી તેમાંથી એનાં ખાનગી ટિપ્પણનું પુસ્તક ઉપાડી ઉઘાડે છે તો અનાયાસે મલ્લરાજે આપેલી પ્રથમ આજ્ઞાનાં વાક્યવાળું જ પાનું ઊઘડ્યું.

“સુંદરભાભી! આ જુઓ તમારા દિયર મહારાજની નોકરીમાં રહ્યા તે પ્રસંગે મહારાજે એમને કરેલી પ્રથમ આજ્ઞા. એમાં જુઓ કે સ્ત્રીઓના કેટલા કેટલા ધર્મ લખ્યા છે? પુરુષોને એથી વધારે ધર્મ પાળવા પડે છે. મહારાજની આજ્ઞા આપણે પણ પાળવા જેવી છે.”

સુંદરે સૌ વાંચી જોયું ને પુસ્તક પાછું આપતી આપતી બોલી, “નાનાં ભાભી! એ બધું ખરું, પણ આપણે યે માણસ છીએ. એમને ખોટું લાગે ને તમને ન લાગે, નાના ભાઈ કમાય ને નાનાં ભાભી વૈતરું કરે અને તબડકા વેઠે; પણ એની તો કોઈને ગુણઓશિંગણ નહીં. નહીં તો નહીં પણ સામું વગર વાંકે આરોપ મુકાય ને ન્યાયઅન્યાય તો તમારો તોળાય નહીં. એ તે કંઈ રીત છે? એવું એવું ખમવાની આજ્ઞા તો મલ્લરાજ પણ ન કરે.”

નીચું જોઈ વિચારમાં પડી આખરે ગુણસુંદરી બોલી: “સુંદરભાભી! તમે ધારો છો એમ નથી. ઈશ્વર માણસને માથે હજારો જાતની વિપત્તિઓ નાખે છે તેનો કોઈ હેતુ નહીં હોય એમ નહીં હોય. દુ:ખથી માણસ ઘડાય છે —”

“ઊંઘ્યો તમારો ઈશ્વર!” સુંદર અકળાઈને બોલી, “જોને વાત કરે છે તે! આ નાનપણમાંથી મારે તો સુખ દેખવા વારો આવ્યો નથી અને આ અવતાર આવનાર નથી. હેવાતન ગયું તેને મરતાં સુધી દુ:ખ. પછી એ દુ:ખથી તે કિયા અવતારમાં ઘડાંઈ રહેવાનું છે ને સુખ દેખાવાનું છે? એમ કહો કે પાછલે અવતાર કર્યું હશે, ત્યારે આ અવતાર ભોગવીએ છીએ તે ખરું, અને આવતા અવતારની વાત ખોટી. આશા એટલે નિરાશા, દુ:ખ, દુ:ખ ને દુ:ખ!”



ગુણ૦: “તમે કહો છો એ વાત સમૂળગી ખોટી નથી. પણ પાછલો અવતાર ખરો માનવો ત્યારે આવતો અવતાર કેમ નહીં? લખચોરાશીની ઘટમાળ ફર્યા કરે છે. તપેશ્વર તપ કરે છે તે આવતા અવતાર માટે. આપણે યે જે દુ:ખ ખમવાં પડે તે પણ એક જાતનું તપ!”

સુંદર: “તેને તે તપ કેમ કરીને કહેવાય? તપેશ્વર તો જાણી જોઈને હાથે કરી તપ વેઠે છે; અને આપણે તો વેઠો કે ન વેઠો પણ માથે પડી શિવાય નમ:”

ગુણ૦: “આપણે પણ માથે પડ્યું વેઠવાના બે રસ્તા છે. ગમે તને બડબડી ઈશ્વરને માથે આરોપ દઈ વેઠીએ તો યે વેઠાય; ને ગમે તો ઈશ્વર જે કરતો હશે તે સારા સારુ જ હશે એમ જાણી વેઠીએ તે પણ વેઠાય. પણ એકનું નામ તે ન આલ્યે વેઠવું અને બીજાનું નામ તે ઈશ્વરની ઇચ્છાને

આનંદથી અધીન થવું એટલે આનંદથી ઈશ્વરનું કિંકરપણું કરવું અને એનું નામ પણ તપ જ સમજવું. ઘરમાં બધાં યે અત્યારે અકળાયાં છે તે ઘડીસોરાં આજ નહીં તો કાલ શાંત થશે, અને તે જાણ્યા છતાં તેટલી વાર સુધી હું ને તમે પણ અમસ્તાં જ અકળાઈશુ તેમાં કંઈ ફળ છે? તમારે જન્મારાનું દુ:ખ છે તેના આગળ તો આ કંઈ ગણતરીમાં નથી. મોટાં અકળાય ત્યારે એમ સમજવું કે “હશે! મોટાં છે — આપણે નાનાં, તેણે સૌની મરજી સાચવવી જોઈએ.” નાનાં વાંક કરે ત્યારે એમ સમજવું કે ‘હશે! નાનાં ને મોટાં બે સરખાં થશે, ત્યારે મોટાનું મોટાપણું શામાં?’ મને તો સુખનો રસ્તો આ લાગે છે.”

સુંદર: “હાસ્તો. જ્યાંત્યાં મનનું સમાધાન કરવું.”

ગુણ૰: “ના, સૌને સુખ થાય એવો રસ્તો કાઢવાનું આપણા હાથમાં હોય ત્યારે તેનો વિચાર કરવો કામનો, બાકી તો દુ:ખ ગણીશું તો યે દુ:ખ આવશે ને સુખ ગણીશું તો યે આવવાનું આવશે. એમ હોય ત્યારે તો દુ:ખને પણ સુખ ગણી લેવામાં શાણપણ છે.”

સુંદર જોઈ રહી, તેના મનમાં સમાધાન થયું, એનું પોતાનું દુ:ખ પણ નરમ પડ્યું, અને ગુણસુંદરીના હાથમાંનું પુસ્તક ઉઘાડી તેમાં જોતી જોતી જરાક મોં મલકાવી બોલી:



“ખરું છે. આ બધું શાણપણ મારા દિયર પાસેથી આણ્યું હશે. વારુ, એમણે તમને સમજણ આપી તો આજ મારે કામ લાગી. પણ એવા ભાયડા બધાને ક્યાંથી હોય? પાંચે આંગળીએ પરમેશ્વર પૂજ્યા હશે ત્યારે મારા દિયર જેવો ભાયડો મળ્યો છે. બાકી તો આ તમારા જેઠ જીવે છે તેવા ભાયડા હોય તેના કરતાં તો મારી દશા સારી છે. આ જુઓ એમની મેડીમાં ભવાઈ ચાલી છે તે અહીંયાં સુધી સંભળાય છે.”

“બળી એ ભવાઈ. પણ આ જ આ બધું શું થયું? તમને ખબર હશે?”

આના ઉત્તરમાં હા કહી સુંદરગૌરીએ સર્વ વાત કહેવા માંડી. જરાશંકર મામાને ત્યાં સૌ જમવા ગયાં ત્યારે તેણે માનચતુરને ઘરના સમાચાર પૂછ્યા. ઘરમાં સૂતોસૂતો માંદો ડોસો નિત્ય ઘરનાં તાલ જોયાં કરતો હતો, ગુણસુંદરી પાસે સૌ વાતો કરતાં તે પણ થોડીઘણી સાંભળી શકતો, અને ઘરનાં સૌ માણસ પર એને કંટાળો આવ્યો હતો. એ ક્રોધ ડોશી ઉપર કાઢ્યો અને ભાઈ બહેનને ધમકાવશે જાણી માનચતુરે જરાશંકર પાસે ધર્મલક્ષ્મીના વાંક ઉપરાઉપરી કાઢવા માંડ્યા. તે પ્રસંગે સર્વ કુટુંબ બેઠેલું હતું અને તેમના સર્વના દેખતાં પોતાના ભાઈ પાસે આટલા ઘડપણને વખતે પતિને મુખે પોતાના ખરાખોટાં દોષ નીકળે તે ડોશીથી ખમાય નહીં એ સ્વાભાવિક હતું. હું પતિનું કહ્યું નથી માનતી અને મારા ઉપર પતિને સંતોષ નથી એવું ભાઈ ધારશે જાણી બહેનને સવિશેષ દુ:ખ થયું. ગુણસુંદરી વિના ઘરનાં બીજાં સર્વ માણસનો દોષ ડોસાએ કાઢ્યો તેથી ડોશીના મનમાં એમ

વસી ગયું કે હું વહુ ડાહીલી થઈ બધાંની સાથે બધાંની થઈ છાનીમાની વાતો કરતી હતી તે વાતો પાછી એણે જ ડોસાને કહી દીધી હશે. ડોશીને પાલખાનો ખપ છે ને ફલાણાને ફલાણી વાત કરવી છે એ સૌ બાબતની માહિતી ડોસાને ગુણસુંદરીથી મળી હશે જાણી એના પર ડોશીને તિરસ્કાર થયો, અને સ્ત્રીમંડળ એકલું પડ્યું તે વખતે ડોશીએ પોતાની દીકરીઓને મોંએ નાની વહુ બાબત આ હકીકતની ફરિયાદ કરી અને આવેશમાં ને આવેશમાં બોલી જવાયું કે "ખરી વાત, દીકરાનું કમાયેલું ખાઈ એ પણ તે વહુને જ હાથે કની? ઘડપણ ઓશિયાળું થયું ત્યારે વહુરોના ટુંબા ખાવા પણ પડે. હોય, એમાં એ શું કરે? આપણા બધાંનો ભાર એમને વેઠવો પડે તે શાં વ્હાલાં લાગીએ?" ડોશીને આ પ્રમાણે ઓછું આવી ગયું. દીકરીઓએ વાતોમાં ટાપશી પૂરી, ને માના દુ:ખમાં દીકરીઓ પણ ભાગ લેતી હોય તેમ તેમને પણ ભાભી ઉપર ખોટું લાગ્યું. ડોશીની આંખમાં આંસુ આવી ગયાં, અને ચંચળ તે લોહતીલોહતી બોલી: "મા! શું કરવા અકળાય છે? જેનો વખત હોય તેનાં ગીત ગાવાં પડે એ તો સંસારનો રસ્તો જ છે." દુ:ખબા રોઈને બોલી: "આ સૌ મારે સારુ થાય છે." જરાશંકરના ચૉક આગળ પરસાળમાં આ પ્રમાણે વાતો થતી હતી. તે પરસાળમાં રાઈતાં કરવા બેઠેલી સુંદરે સાંભળ્યું હતું અને એણે સૌ અત્યારે ગુણસુંદરીને કહી દીધું. ગુણસુંદરીને હવે સૌ વાત સમજાઈ અને ગંભીર મુખથી બોલી:

"એમનો કોઈનો વાંક નહીં. ટાંકસાંકો એવો થયો કે એમના મનમાં આવું વસી જ જાય, અને મારો વાંક નથી તોપણ વાંક વસે એમાં નવાઈ નથી. વડીલોને મારા ઉપર પ્રીતિ અને દયા એટલી બધી છે કે બધાનો વાંક કાઢકાઢ કર્યા કરે છે. શું કરીએ કે મારા ઉપરથી એમનો ભાવ ઓછો થાય? હવે આ બધું તો સમજાયું. પણ મને કહેવાને વચનથી બંધાયાં છો તે વાત કહોને!"

સુંદર પાછી લેવાઈ ગઈ, તેના ઓઠ ન ઊપડ્યા અને આંખમાં આંસુ આણી ગુણસુંદરી સામું ટગરટગર જોઈ રહી. આખરે બોલી:

"શું આ વાત પૂછ્યા વગર તમારે નહીં ચાલે? હવે એ વાત જવા દો તો તમારો પાડ."

"પાડ બાડ મારે જોઈતો નથી. ઓસંગાયા વગર જે હોય તે કહી દો. મને તમારી બહેન સમજજો. જુઓ, મારી વાતો હું તમને કહું છું કે નહીં?"

સુંદર વાત કહેવા જતાં જતાં વળી અચકી અને બોલી: "બળી એ વાત. જવા દો. કહીશ કોઈ દહાડો વળી."

"ના, આવો વખત નહીં મળે. હવે સાંભળ્યા વગર મારું મન કહ્યું નહીં કરે. અત્યારે ને અત્યારે બધું કહી ન દ્યો તો આ તમારી દીકરીના સમ. એ વ્હાલી હોય તો કહો." ગુણસુંદરીએ નાની કુમુદસુંદરીને પલંગ પરથી આણી સુંદરના ખોળામાં મૂકી દીધી. સુંદરને સ્મરણ થતાં ચમકીને બોલી:

"વારુ, તમે સૂતકી છો. મને ને આ પલંગને ને બધા ઘરને — બધાંને સૂતકી કરી દીધાં તમે તો!"

સૂતકને મનના આવેશે ભુલાવ્યું હતું: વિદ્યાચતુર આવ્યો ત્યારે હર્ષના ઉછાળાએ ભુલાવ્યું, અત્યારે દુ:ખના ઉછાળાએ ભુલાવ્યું. સ્મરણ થતાં ગુણસુંદરી પણ ચમકી.

"હવે તો શું કરીએ? તમે નાહી નાખજો, પલંગને કંઈ નવરાવાય એમ છે? પણ એ બહાને તમે વાત ઉડાવો છો."

"હું શું કરું? તમને કહેતાં જીભ ઊપડતી નથી. બાકી જાણું છું કે તમે જાણશો ત્યારે જ મને કરાર વળશે ને ત્યારે જ — તમે સમજ્યાં જ છો તો! હવે વધારે શું પૂછો છો? મારે રોજ પરસાળની મેડીએ સામાન લેવા જવું પડે છે, અને કોણ જાણે શું એમને ભૂત ભરાયું છે કે રોજ મારે ત્યાં જવું ને રોજ ત્યાં એમનું આવવું થાય છે ને મને કનડે છે. અત્યાર સુધી તો હું છટકી જવા પામી છું અને ઈશ્વરે મારી લાજ રાખી છે. પણ અરેરે! રોજ હવાડે બેસે તેને કોઈ વખત કૂવામાં પડવાની બીક"

ગુણ૦: "તમે હવેથી ઉપર ન જશો. કાલ મારે નાહવાનું છે એટલે કાલથી હું જ જઈશ. પણ આજ આ શું બન્યું ને તમારા ઉપર ભાભી કેમ રીસે ભરાયાં?"

સુંદર: "બળી એ વાત. એ સધવા ને હું વિધવા. એમનો ધણી પુરુષ ને હું બાયડી માણસ. મારુ રાંકનું લોહી તે હલકું હોય એમાં શી નવાઈ? એ બે કહે કે કરે તે ખરું, ને મારું સૌ ખોટું. હું કહીશ તે યે નહીં મનાય ને નહીં કહું તે યે નહીં મનાય. મને શું કરવા પૂછો છો? જો હાથે આવરદા ટૂંકો કરાતો હોત તો આ વખત શું કરવા આવત? કૂવો હવાકો યે કરાય ને ગળે ફાંસો ઘાલું તો યે ઘલાય. પણ એથી કાંઈ મારા કપાળમાં લખેલું હશે તેથી છુટાવાનું છે? એમ જાણું કે આ અવતારમાં દુ:ખથી છૂટું તો આપહત્યારી થાઉં ને બીજા સાત અવતાર એવું ને એવું ખમવું પડે. જો એમ ન હોત તો ભાઈને ત્યાં યે શું કરવા ઓશિયાળી થાત ને ત્યાંથી અહીંયાં પણ શું કરવા આવત? પાપ કરતાં કાંઈ પાછું જોયું હશે ત્યારે તમારા હૃદયમાં આમ હરિ વસે છે ને મારા પર દયા રાખો છો! બાકી તમે તે મારે સારું શું કરવા આટલું કરો? હું તે તમારી શી સગી? પણ આજ તો સગાં તે સગાં નહીં ને આઘેનાં તે સગાં થાય છે. ઓ નાનાં ભાભી! જાતે તો મરાતું નથી પણ કૂવા આગળ જઈએ છીએ ત્યારે કોઈ ધક્કો યે મારતું નથી ને સહેજમાં અથડાઈ યે પડાતું નથી. તમે મને શું કરવા પૂછો છો?" આટલું બોલતાં બોલતાં સુંદર ગળગળી થઈ ગઈ, અને ન રહેવાતાં ગુણસુંદરીના ખોળામાં માથું નાખી રોઈ પડી. એને ગળે હાથ નાખી રોતી રોતી બોલી: "અને ભાભી! તમે તો મારી મા છો. તમે તો મારાં જનેતા. ઓ મારી મા રે!' — આમ કરી સુંદર વધારેવધારે રોવા લાગી, અને અંતે અમૂંઝણથી છાતીમાં ડચૂરો ભરાયો કે

કંઈ થયું હોય એમ તેનું આખું શરીર ખેંચાવા અને તણાવા લાગ્યું, ધ્રૂજવા લાગ્યું, અને અંતે એક છેલ્લી જબરી હેડકી આવી હોય તેમ થઈ તે હાલતીચાલતી બંધ થઈ બોલતી રહો ગઈ, અને શબ જેવી બની ગુણસુંદરીના ખોળામાં હતી તેવી સજડ થઈ ગઈ. ગુણસુંદરી પણ અત્યંત દયાથી સુંદરનો બોલેબોલ પડતાં રોતી હતી, એને છાતીસરસી દાબતી હતી; અને રોવામાં પોતાનાથી પણ બોલાતું નહીં તેથી માત્ર એને વાંસે હાથ ફેરવતી હતી. તે એને આમ બોલતી બંધ થઈ ગઈ જોઈ એનું માથું ઊંચું કરવા લાગી અને રોતી રોતી બોલવા લાગી: “સુંદરભાભી! સુંદરબહેન! આમ શું કરો છો? ઊઠો — તમને મારા સમ! હું મરું જો ઓછું આણો તો —આ છોકરી મરે! સુંદરબહેન! સુંદરબહેન! હશે—ન કહેવાય તો ન કહેશો —”

સુંદર ઊઠી અને ફરી વળગી પડી. “આ મારી બહેન — આ મારી મા! હું સગા ભાઈને વધારે પડી તેને તમે સંઘરી તે તમે મારી મા નહીં તો બીજું કોણ? — આમ તો મા યે ન કરે! તમને નહીં કહું ત્યારે તે કોને કહીશ?” — એમ કહી મોટે સાદે રોઈ પડી. તે નીચે સંભળાયું પણ ક્રોધને માર્યે કોઈએ તે પર ધ્યાન આપ્યું નહીં. માત્ર માનચતુર ઘરમાં આવી સૌના ક્રોધનો તાલ જોતો હતો તે એકદમ લાકડી ઝાલી ઉપર આવ્યો.



ડોસાને ઉપર આવ્યો જોઈ બે જણાં સફાળાં ઊઠ્યાં અને આંખો લોહી નાખી સામાં ઊભાં રહ્યાં. ડોસાએ પૂછ્યું: “કેમ સુંદર! કેમ રડે છે? ગુણસુંદરી! શું છે?”

સુંદરે તો ઉત્તર ન દીધો ને નીચું જ જોઈ રહી; પણ ક્રોધ દાબી રખાયો નહીં અને ખરી વાત કહેવાનો લાગ ઠીક આવ્યો છે તે જવા ન દેવો જાણી જશ ઊંચે સ્વરે ગુણસુંદરી બોલી — “કોણ જાણે શાથી રુએ છે તે! જમીને ઓચિંત્યાં બારણું ઉઘાડી એ આવ્યાં અને પાછળ ધસતા ધસતા મોટાભાઈ આવ્યા ને મને દેખી ઉપર ચાલ્યા ગયા — તે વખતથી સુંદરભાભી રુએ છે ને કારણ કહેતાં નથી. બધાંને પૂછીએ પણ આજ તો હું યે પણ કાંઈ વાંકમાં જ આવી હોઈશ એટલે કોઈ મારી સાથે યે બોલતું નથી એટલે કોને પૂછવું? મારો વાંક કહે તો હું સુધારું, પણ કહે નહીં ત્યારે તો શું કરું? રોશો નહીં, સુંદરભાભી!”

“ઠી—ક! એ તો સમજ્યો બધું.” ડોસાને ક્રોધ ચડ્યો, ને પાસે કોણ ઊભું છે ને શું બોલવું ન બોલવું તેનું ભાન ન રહેતાં મોટે સાદે બોલતો બબડતો મૂછે હાથ દેતો એક પછી બીજા પગથિયા પર લાકડી જોરથી ધબધબ મૂકતો મૂકતો નીચે ઊતરવા લાગ્યો: “રાંડનાને બહાર કોઈ ન મળ્યું તે ઘરમાં ને ઘરમાં નખોદ વાળવા બેઠો! હરામખોર! વિચાર નથી કરતો કે એ તો તારી મા થાય!” મા શબ્દ પર ભાર મૂકી દાંત કચડ્યા. “મને ત્યાં વહેમ પડ્યો હતો.” ડોસો ચાલ્યો ચાલ્યો પરસાળની મેડીએ ચડ્યો, ચંડિકાને મેડીમાંથી બહાર બોલાવી પોતે અંદર પેઠો, ગાનચતુર ચમકી સામું

જોઈ રહી ઊભો થયો, ને ડોસાની સામે આવ્યો કે ડોસાએ દાંત ને ઓઠ પીસી લાકડી ઉગામી દીકરાને લગાવી. ગાનચતુર આઘો ખસી ગયો. લાકડી વાગતી વાગતી રહી ગઈ, અને નીચે ખાટલા પર પડી તે ખાટલાની ઈસ ભાંગી ગઈ. ડોસાએ પોતાનું બધું જોર કાઢ્યું.

ડોસાની રીસ જરીક શમી ગઈ અને ગાનચતુરનો ખભો ઝાલી, એના મોં સામું જોઈ, એની આંખ ઉપર પોતાની આંખોમાંથી તીક્ષ્ણ કટાક્ષ નાખી, ભ્રમર ચડાવીને બોલ્યો: "કેમ સુંદર તારી મા ન થાય કે?" બીજા હાથની તર્જની વીંઝી દાંત કચડી વળી બોલ્યો: "જોજે બચ્ચા આજ તો જવા દઉં છું પણ ફરી એનું નામ દીધું તો હું માંદો માંદો પણ તને તો પૂરો કરી દઉં એટલી આ શરીરમાં સત્તા છે." એને છોડી દઈ ડોસો પાછો જતો રહ્યો અને જતાં જતાં પાછો વળી બોલતો ગયો: "ગમે તો સરત રાખજે — નીકર તારા જેવા કુળ—અંગારને ભોંયભેગો કરતાં તું મારો દીકરો છે એમ મને થવાનું નથી ને દરબાર ફાંસીએ ચડાવે તેની બીક નથી—પણ તને તો એક વખત જેવો જન્મ આપ્યો તેવો મારી નાંખનાર પણ હું જ થાઉં ત્યારે ખરો." ક્રોધથી આખે શરીરે લાલલાલ થઈ ગયો, ધોળા ચળકતા વાળ ઉપર પરસેવાનાં ટીપાં ભરાયાં અને મોગરાના ફાલ ઉપર ઝાકળ જેવાં દેખાયાં, વૃદ્ધ અને જર્જરિત છાતી અને બીજા સર્વ અવયવોમાં અચિંત્યું ઊભરાવા માંડેલું બળ આવેગથી સમુદ્ર પેઠે ખળભળવા લાગ્યું. એ મેડીએ ચડ્યો તે વખત જ તેની પાછળ ચંચળ ધર્મલક્ષ્મી અને દુ:ખબા દાદર પર આવી સંતાઈ રહ્યાં હતાં તે પાછાં ફરતી વખતનાં પગલાંના ધબકારા સાંભળી ખરખર નીચે ઊતરી પડ્યાં. એ પોતે દાદર પરથી નીચે ઊતરી આવ્યો, બળવાન રાજાને આવેશભરેલો જોઈ આસપાસનાં માણસ ચડીચુપ થઈ ઊભા રહે તેમ ડોસો દાદર ઊતરી પોતાની કોટડી ભણી ગયો. તે વખત તેની એક પાસ ઘરનું સર્વ મંડળ પલટણ પેઠે હારદોર છાનુંમાનું તેના સામું જોતું ઊભું રહ્યું, અને તે કોટડીમાં પેસી લાકડી નીચે નાખી દઈ ખાટલામાં બેઠો. તે બેઠો તેની સાથે તેના પ્રતાપ અને ભયથી શાંત થયેલી ધર્મલક્ષ્મીની સૂચનાથી ચંચળ ગુણસુંદરીની મેડીએ ગઈ, અને મનનો આવેશ સંતાડી મલકતું મોં રાખી આવડવાળી નણંદ બે ભાભીઓને નીચે લઈ આવી અને સૌ શાંત થઈ ઘરમાં કામે વળગી ગયાં. ડોસે આ સર્વ જોયું. તે પોતે પણ શાંત થયો, પોતાનો અર્થ સર્વ રીતે સિદ્ધ થયો લાગ્યો, અને કરચલીવાળી ફીકી આંગળીઓ વડે ધોળી મૂછો આમળતો બોલ્યો: "વારુ, તમારી મહેરબાની કે સૌ યે આટલાથી જ સમજી ગયાં બાકી — બીજે ઠેકાણે તો 'ત્રાહિ દીનાનાથ' — એવાં માણસ દીઠાં છે કે સામ દામ ભેદ દંડ ગમે તે કરો પણ ધૂળમાં આળોટવા પડેલાં જાડી ચામડીનાં ગધેડાં સમજે તો એ સમજે. એમ લાગે છે કે ઈશ્વર હજી મારા ઘર સામું કંઈ જુએ છે." ડોશીને હરતીફરતી અને ગુણસુંદરીને મિષેમિષે મનાવતી જોઈ ડોસો એકલો એકલો ખુશ થયો, હસ્યો અને બોલ્યો: "હાં, આ બધાં શાંત થયાં તેનું કારણ આ ડોસલી! ભૈરવકાળકાનો ક્રોધ શમાવવા શિવજી એના

પગતળે સૂઈ ગયા હતા તેમ મારો ક્રોધ શમાવવા ડોસલી કરે એવી છે. ખરે, જેને જેવું તેને તેવું કાંઈ મળી જ રહે છે — નીકર મને આ મૂર્તિ ક્યાંથી મળે? નાનપણમાંથી દુર્વાસા જેવો આ હું તેને નાનપણમાંથી આવી શાંત અને લાતો પર લાતો પડે તો યે પૂછે કે લાત મારતાં તમારે પગે વાગ્યું તો નથી? એવી —આ ધર્માત્મા ન મળી હોત તો એકબે બાયડીનાં તો મેં ઠેર ખૂન કર્યાં હોત! —પણ આનો આવો સ્વભાવ ઘડનાર એનાં માબાપ સ્વર્ગમાં બેઠાં હો ત્યાં પણ એમનું કલ્યાણ થજો. અરે!" — આમ બોલતોબોલતો અને વિચાર કરતોકરતો માનચતુર શાંત થઈ સૂઈ ગયો અને નિરાંતે નિદ્રામાં પડ્યો.

આ દિવસ પૂરો થઈ રહ્યો. દિવસે ભારે જમણ જમેલાં તેથી રાત્રે કોઈને જમવું ન હતું. માત્ર ગુણસુંદરી વાળુ કરવાની હતી; પોતાને એકલીને વાસ્તે ક્યાં ખટપટ કરાવવી જાણી એ પણ આળસી જવા જેવું બોલવા લાગી. પણ ડોસો ઊંઘી ગયો ત્યારથી તે અત્યાર સુધીમાં ઘરનો સર્વ સ્ત્રીવર્ગ શાંત થઈ એકબીજા સાથે ઘણા દિવસના એકઠા થયેલા ખુલાસા કરવા મંડી ગયો હતો, સૌ અન્યોન્યને મનાવવાને આતુર બન્યાં હતાં, પરસ્પર પ્રીતિ બતાવવા લાગ્યાં હતાં, અને નિત્ય દીઠેલો કંકાસ જાણે સ્વપ્નમાં જ થઈ ગયો હોય એમ ગઈગુજરી ભૂલી જઈ આ સર્વ મોટું કુટુંબ કલ્લોલ કરતું દેખાયું. સૌ મનોમન સાક્ષી થયાં. ધર્મલક્ષ્મીએ ગુણસુંદરીને વાળુ કરવા આગ્રહ કર્યો, ચંચળે પોતાના હાથની રસોઈ ભાભીને ચખાડવા આગ્રહ કર્યો, દુઃખબા સુંદર જોડે ઘરને ઊમરે બેસી વાતો કરવા લાગી, ચંડિકા હીંચકે બેસી નાની કુમુદને રમાડવા — હાથ ઉપર કુદાવવા — અને બાલક સામે બાળચેષ્ટા કરવા લાગી, અને કુટુંબનાં સર્વ છોકરાં તેની આસપાસ રમવા લાગ્યાં.

આ આનંદમાં એકલો ગાનચતુર ભાગ લઈ શક્યો નહીં. તે કાંઈ સ્વભાવે જ દુષ્ટ હતો નહીં. તેનામાં બુદ્ધિ ન હતી એવું હતું નહીં, તેનામાં અંત:કરણની શૂન્યતા હતી નહીં, પરંતુ માનચતુરના હાથ નીચે એ ઊછર્યો હતો; એની સાથે પરદેશમાં નાનપણથી રહ્યો હતો; એની કુટેવોનો નાનપણથી જ સાક્ષી થયો હતો; અને માનચતુરની કચેરીમાંનું એનું આશ્રિત મંડલ નાના ગાનચતુરને બોલાવતું — ગમે તેવું તેની પાસે બોલાવતું — ગમે તેવું તેને કહેતું—ગમે તેવી વાતો તેની પાસે કરતું. કચેરીમંડળને દેશાંતરમાં આથડવાનું થતું ત્યારે થાકેલું મંડળ એને પોતાની સાથે ફેરવતું; પોતે હલકાહલકા આનંદવિનોદ કરતું અને તેમાં એને ભેળવતું; એ મોટાં દેખાતાં માણસોના દોષમાં દોષ જોવા જેટલી સમજણ બાળકમાં ન હતી તેથી દોષને નાનો છોકરો ગુણ સમજતો; એ મોટાં માણસો લાંચ લે, અપશબ્દભરેલી વાતોના અપરસમાં રસ માની લીન થઈ જાય, એકલા કુંવારા જેવા એ લોક પરદેશમાં આથડતાં લંપટવૃત્તિને નિર્લજ્જતાથી નિરંકુશ બનાવે, પોતાના ઘર આગળ — પાડોશમાં — રસ્તામાં સ્ત્રીઓ

આવે તેની મશ્કરીઓ કરે, ખાનગી પ્રસંગે આડોશીપાડોશીની વચમાં આવતી છોકરીઓ સાથે — કજોડાને દુ:ખે વિહ્વળતા ન ખમાતાં લોકલજ્જાનો ભાર નાખી દેવા આતુર બનતી બહારના પુરુષો ખોળનારીઓ સાથે — ભોળા માણસોની સ્ત્રીચરિતભરેલી સ્ત્રીઓ સાથે — સ્વભાવે જ કરેલી કુલટાઓ સાથે — સેલડઘેલીઓ સાથે — છોકરાં શોધનારી વંધ્યાઓ સાથે — નોકરીમાં હાથ નીચે રહેલા પુરુષોની સ્ત્રીઓ સાથે—સ્ત્રીદ્વારા કામ કઢાવનારાઓની સ્ત્રીઓ સાથે — વિશ્વાસુ મિત્રોના ઘરની સ્ત્રીઓ સાથે — કુમાતાઓ અને દુષ્ટ સહીપણીઓ અને કુટ્ટણીઓના હાથમાં સપડાયેલી બુદ્ધિહીન મુગ્ધાઓ સાથે — માનચતુરનું કચેરીમંડળ ગામપરગામમમાં પ્રસંગો ખોળતું—પ્રસંગમાં આવતું, અને તેમની કુત્સિત ચેષ્ટાઓનો ગાનચતુર અનાયાસે અથવા પોતાની કે પારકી ઇચ્છાએ સાક્ષી બનતો; આ સર્વ પુરુષો એક જાતની બહાદુરી કરે છે, પુરુષાતન બતાવે છે, અને તેમના જેવું શીખે ત્યારે જ છોકરાં હોશિયારમાં ખપે — એવી બુદ્ધિ ઊગતા બાળકમાં આવતાં વાર ન લાગી અને આવા ખરાબ ભેજવાળી હવાનો સહવાસી બાળક મોટો થયા પછી પણ તે હવા વિના તેને ચેન ન પડતું. ક્ષુદ્ર અધિકારનો અમલ અને દોર, પૈસાની કુમાર્ગે કમાણી અને કુમાર્ગે જ તેનો નાશ, દુષ્ટ પ્રસંગો પર પ્રીતિ, અને દુષ્ટકર્મની ભાવના: આ સર્વથી ભરેલા કચેરીમંડળ પર માનચતુર રાજ્ય ચલાવતો—એ સર્વ મંડળને, સરકારી નોકરો હોવા છતાં પોતાના નોકરો હોય તેમ, પોતાના હાથમાં રાખતો; અને એ જ સંબંધને લીધે એનો પોતાનો પુત્ર એમની રીતભાતનો નોકર બની ગયો અને તેમની વચ્ચે રહી તેમનાથી જુદા ગુણ અને જુદી શક્તિવાળો પોતે હતો તે પોતાના ગુણ પુત્રને તેની ઊગતી અવસ્થામાં આપવાનું ભૂલી ગયો. માનચતુરનો સ્વભાવ જુદો જ હતો અને એની શક્તિ પણ કાંઈ અસાધારણ હતી. એ લંપટતાને વશ ન હતો પણ લંપટતા એને વશ હતી. લંપટ થવું ધારે ત્યારે એ થતો, અને ન થવું ધારે ત્યારે ઇંદ્રની ઇંદ્રાણી પણ એને ચળાવી શકતી નહોતી.



ધારું તો ઈશ્વર જેવો થાઉં અને ધારું તો સેતાન થાઉં એવું એને ગુમાન હતું. ધર્મ, અધર્મ, પુણ્ય, પાપ, પોતાના ઉપરી, પોતાના હાથ નીચેનાં માણસ—કોઈનો પણ હું દાસ નહીં—એ સર્વ મારા દાસ: એ વાત સિદ્ધ કરવા કરી આપવામાં માનચતુર પોતાનું પુરુષત્વ માનતો. અત્યંત સુખ એને લોભાવી શકતું નહીં, અત્યંત દુ:ખના ભાર નીચે દબાતો દબાતો પણ તે હસતો. ષડ્વિકારોના તરંગ એની મરજી હોય ત્યારે ઊછળતા—એની મરજી હોય ત્યારે શાંત થઈ જતા. અવસ્થા માત્રને એ તૃણવત્ લેખતો. પોતાની શક્તિ દેખાડવાનો એને શોખ હતો; અને ઉપરીને, હાથ નીચેના માણસને, તેમ જ પોતાની જાત ઉપર પણ પોતાની શક્તિ દેખાડી એ આનંદ માનતો. જો ઉપરી માનચતુરના કહ્યામાં રહે અને માનચતુરને માન આપે તો એવા ઉપરીને સંકટ પ્રસંગે પોતાની બુદ્ધિ, સત્તા અને દ્રવ્યના સાધન વડે સંકટમાંથી છોડાવવા યત્ન કરતો અને સફળ થાય ત્યાંસુધી

વિરામ પામતો નહીં. કંઈક ઉપરીઓ પર લાંચના અથવા બીજી રીતે કસૂર કરવાના આરોપના પ્રસંગ આવેલા; કંઈકને પોતાના કામમાં ગૂંચવાડાભરેલા અને આંટીના પ્રશ્ન ઊઠેલા, કંઈક પ્રજાવર્ગના રાગદ્વેષના પાત્ર થયેલા અને તેમના પર તરકટ ઊઠેલાં; કંઈક પોતાના ઉપરી અમલદારોના અભિમાન અથવા દુર્ગુણ અથવા દ્વેષના બલિદાન થયેલા—એવા એવા સર્વ ઉપરીઓને માનચતુરે પોતાની બુદ્ધિથી સવળા માર્ગ બતાવેલા અથવા ખરેખરી સહાયતા આપી સૂક્ષ્મ પ્રસંગોમાંથી ઉગારેલા હતા. તેઓ માનચતુરની બુદ્ધિની પ્રશંસા કરતા અને ઉપકારના બંધનથી એના દાસ થતા. જો કોઈ ઉપરી માનચતુરથી વિરુદ્ધ થયો તો માનચતુરની બુદ્ધિ અને સત્તા તેને ફસાવ્યા વિના રહેતી નહીં. એવા ઉપરીની સ્ત્રીને વશ કરવામાં પોતે પરાક્રમ માનતો, અને પરાક્રમ ઉઘાડા રીતે દર્શાવતો ત્યારે જંપતો. એ ઉપરીના કુટુંબમાં કંકાસ રોપાતો, એ ઉપરીની સામે એના ઉપરી પાસે ફરિયાદો જતી, એ ઉપરી પોતાના ઉપરીનો વિશ્વાસ ખોતો, લોકમાંથી પ્રતિષ્ઠા ખોતો, તેને હજારો વેરીઓ ઊભા થતા, તેની સામે અપવાદ અને અપકીર્તિ આવતાં, ઘરમાં અથવા રસ્તામાં માર ખાવાનો તેને નિરંતર ભય ઉત્પન્ન થતો, તેના મિત્રો ફૂટતા અને શત્રુ જેવા બનતા, અને તે કાયરકાયર બની જઈ માનચતુરને પ્રસન્ન કરે ત્યારસુધી સ્વસ્થ થવા પામતો નહીં. જે માણસ ઉપરીને આ પ્રમાણે સતાવે તેનાથી હાથ નીચેનું મંડળ કંપે તેમાં નવાઈ શી? હાથ નીચેનાં માણસોને એ બકરાં જેવાં ગણતો, ચાલતાં સુધી તેમને સતાવવાં એ બહુ હલકું માનતો, અને તેમને આશ્રય આપવામાં પોતાની વડાઈ લેખતો. તેમની ખુશામતથી છેતરાતો નહીં, પણ ખુશામતથી આનંદ માનતો તેમ જ તેમનું કલ્યાણ કરવામાં પણ આનંદ અને મોટાઈ માનતો. લૂંટવો તો રાજાને ને મારવો તો હાથીને એ એનો સિદ્ધાંત હતો. ગરીબ માણસો પાસેથી અથવા દ્રવ્યવાન પણ ધર્મિષ્ઠ અને ભલાં માણસ પાસેથી તે કદી પૈસો સરખો લેતો નહીં અને તેનું કામ ચાહીને મફત કરી આપતો. કોઈ લુચ્ચા કે એવા માણસ મળ્યા તો તેની પાસેથી ચૂસી ચૂસીને પૈસા કઢાવી લેતો અને તેને ત્રાહિ ત્રાહિ કહેવરાવે તે વગર તેનું કામ કરતો નહીં અને કામ થયા પછી પણ જન્મારા સુધી એ લોકો પોતાના દાસ થઈ બંધનમાં રહે એવી રચના કરતો. સગાંસંબંધી અથવા મિત્રમંડળનાં ઘરમાંની સ્ત્રીઓ સામે જોવું એ માનચતુર ઘણી હલકી વાત ગણતો અને તે બાબત એને અતિશય તિરસ્કાર હતો. જેણે પોતાના ઉપર રજ પણ વિશ્વાસ મૂક્યો હોય તેની સ્ત્રીને ફસાવવી એમાં નામર્દાઈ અને નાદાની માનતો. કુલટા સ્ત્રીઓ સાથે વ્યવહાર રાખવો એ તો કોઈને ફસાવવાનું કામ નથી—એ તો એક હલકી સ્ત્રીને હાથે પુરુષ ફસાયા જેવું છે અને તેવા પુરુષને દમ વિનાના ગણવા એવું એ માનતો, કોઈ સ્ત્રી ગમે તેવી સુંદર હોય તોપણ તેની સુંદરતા ઉપર મોહ પામી જવું એ તો રાંડને જોઈ બુદ્ધિ ખોવાનું કામ ગણતો, અને તેવી બાબતમાં પૈસા ખોવા એના જેવી મૂર્ખાઈ તો એને બીજી એક પણ વસતી નહીં.

એનું લંપટપણું માત્ર મમત અને વૈરથી જ ઉત્પન્ન થતું અને મમત અને વૈરની શાંતિ સાથે શાંત થતું. કોઈ સ્ત્રીએ એની બાબતમાં તિરસ્કાર બતાવ્યો ’તો ત્યારથી થોડા દિવસમાં એ સ્ત્રી પોતાને એને ઘેર ગઈ જ દેખતી અને માનચતુરની દાસી થઈ જતી. ડાહી પતિવ્રતાઓ એની આ શક્તિ જોતી અને એની આગળ અભિમાન ન બતાવતાં એને કાકા મામા અથવા ભાઈ કહી બોલાવતી તો એ તેના સામું પણ ન જોતો, એટલું જ નહીં પણ તેવી સ્ત્રીઓ કદીક ચળતી તો તેને સવળે માર્ગે દોરી કુછંદમાંથી બચાવતો. જે પુરુષો માનચતુર સામી બાકરી બાંધે અથવા તેના આગળ અભિમાન બતાવે તેની સ્ત્રીઓ પણ એની જાળમાં ફસાતી. પોતે દેખાવમાં ભવ્યો હતો. જાતે ઊંચો પહોળો અને ગોરો હતો. જુવાનીમાં તેના વાળ કાળા ઝીણા અને ચળકાટ મારતા હતા. તે ઘડપણમાં ધોળા થતા ગયા તેમ એ ધોળાશમાં પણ ચળકાટ લાગવા માંડ્યો અને જુવાનીમાં તેમ ઘડપણમાં પણ આ પુરુષનો દેખાવ ટાપટીપ વગરનો હોવા છતાં સ્ત્રીઓને એક પળમાં વશ કરી દેવામાં સમર્થ હતો. કદીક તો એ બોલતો ત્યારે કોઈ રાજા બોલતો હોય એમ લાગતું અને એનું અપમાન કરતાં ઉપરીઓની પણ જીભ ઊપડતી ન હતી. પોતાની આ શક્તિ અજમાવવાનો એને શોખ હતો, તેમાં વિશેષે સ્ત્રીઓ ઉપર અજમાવતો. એનાથી અંજાયેલી કુલટા સ્ત્રીઓ એની પાછળ ભમતી તેને એ ભમાવતો. સ્વભાવે અશુદ્ધ નહીં પણ નબળાં મગજવાળી એવી સ્ત્રીઓ પણ પતંગિયાં દીવામાં પડે તેમ એના મોહના ફાંદામાં પડતી. કેટલીક બુદ્ધિશાળી સ્ત્રીઓને માનચતુરની બુદ્ધિનો અને વાતચીતનો શોખ થતો, રસિક અથવા તાર્કિક સ્ત્રીઓના મગજમાં તો માનચતુરની મૂર્તિ અને વાતો સ્વપ્ન પેઠે રાતદિવસ તરતી હતી અને ખસવા પામતી ન હતી. આવી આવી અનેક સ્ત્રીઓ માનચતુર પાછળ મધમાખો મધપૂડા આગળ ભમે તેમ ભમ્યાં કરતી હતી. માનચતુર તેમને ભમવા દેતો, તેમને વાતો કરવા દેતો અને તેમના મનમાં ખોટીખોટી આશા ઉત્પન્ન કરતો. પરંતુ જેવી રીતે સૌના ઉપર આ મોહજાળ પાથરવાનો એને શોખ હતો તેનાથી બમણો શોખ એ સર્વની મોહજાળમાં જાતે ન ફસાવાનો હતો. વિષયમાત્ર મને બાધ ન કરે એવી મારી શક્તિ છે, વિષયને હું નચાવું છું — વિષય મને નચાવી શકતા નથી. સંસાર મારો દાસ છે — હું તેનો દાસ નથી. શ્રીકુષણની પેઠે સંસારમાં રહેવા છતાં તેમાં હું લપટાતો નથી: એવા અનેક વિચારને આચારમાં આણતો હતો અને પોતાની તેમ કરવાની શક્તિ અનુભવસિદ્ધ થઈ જોઈ અભિમાન અને આનંદ પામતો હતો. આથી એની પાછળ ભમનારી અનેક સ્ત્રીઓ સાથે અણીનો વખત આણી પોતે ખડક્યામાંથી ખસી જતો હતો, હજાર પ્રસંગ ઉત્પન્ન કરી તેમાંના માત્ર એકાદ પ્રસંગે જ કોકને અનુકૂળ થતો હતો, બાકીના નવસેનવાણું પ્રસંગે સૌને નિરાશ કરતો હતો, અને નિરાશ થનારાને બાકી રહેલા એક પ્રસંગનું પાત્ર થવાની આશામાંથી છૂટવા ન દેતો. એની જુવાનીનો આ મદ ઘડપણ સાથે ઊતરતો ગયો છતાં છેક છેલ્લે સુધી જડમૂળથી ગયો નહીં અને

આવો શોખ ખોટો એવી શિખામણ ઈશ્વરે એને માત્ર છેક છેલ્લે વખતે આપી. છેક છેલ્લે વખતે જ્યારે એણે સર્વ પ્રસંગ ઓછો કરી દીધા જેવું થતું હતું ત્યારે એને કોઈનો રોગ લાગ્યો, તે અસાધ્ય નીકળ્યો, અને ધર્મલક્ષ્મી પોતાની આખી જુવાનીમાં પતિના દોષ અતકર્ય ક્ષમા રાખી વેઠતી હતી અને ગમ ખાતી હતી તે આ ને આ દશામાં વૃદ્ધ થવા પામેલી. આજ આવે સમયે આખા જન્મની ક્ષમા ખોઈ બેઠી અને માંદા માનચતુરના ખાટલા આગળ રોતી રોતી ધર્મનો ઉપદેશ કરવા લાગી.

"અરેરે! મારું ભાગ્ય જ ફૂટેલું છે. કેટલાકને ખાવાનો ગળકો હોય છે અને કેટલાકને પારકી ચીજ જોઈ જોઈ ચોરી લેવાની ઊર્મિ ઊછળે છે તેમ કેટલાકને પરસ્ત્રીનો ચસકો હોય છે.જો એવો ચસકો તમને હોત તો હું એમ જાણત કે તમે પામર જીવ છો. જેમ શરીર ઉપર આપણું બળ નથી તેમ પામર જીવવાળાનો જીવ તેમના હાથમાં નથી રહેવા પામતો. તેઓ બિચારા પોતાના દોષ જાણે અને પસ્તાય તોપણ લગામ હાથમાં રાખી શકતા નથી. પણ તમારો તો જીવ સાધ્ય છે—તસે ધારો તો મોટા જોગીરાજ જેટલા નિયમ પાળી શકો એમ છો, પણ તમે તો જે કરો છો તે જાણી જોઈને કરો છો! જાણી જોઈને કરે તેને બેવડું પાપ — તેને પ્રાયશ્ચિત્ત પણ નહીં." ઠેઠ હૃદયમાંથી નિ:શ્વાસ મૂકી વળી બોલી: "આપણે એકબીજાનાં પુણ્યપાપનાં ભાગિયાં છીએ. હું તો ઘણુંયે જાણું કે કાંઈ ધર્મ થાય — મનુષ્યદેહ કાંઈ ફરીફરી આવવાનો છે? પણ મારું જાણ્યું શાં કામનું? હું જાણું ને તમે ન જાણો! એ તો ધૂળ ઉપર લીંપણ! તસે જેટલાં પાપ કરો ને તેનાં ફળના અધિકારી થાવ તેમાંયે મારો ભાગ! હું ધર્મ કરું તે ધોવાઈ જાય ને ઘરમાં કોઈ પાપ કરે તે અવશ્ય વળગે! પારકાં પાપનો ભાર મારે આવતે અવતાર પણ તાણવો પડશે! અરે! મારે તો મારી જુવાનીમાંથી જ એ ભાર દેખવો પડ્યો છે: હું બોલી નથી — ચાલી નથી — તમને કોઈ દિવસ ઠપકો દીધો નથી — પણ પેલી મારી શોક્ય દેખી મારા અંતરમાં કાંઈ ભડકા નહીં લાગ્યા હોય? મારા પર રજ ખોટો વહેમ પડ્યો હતો તો આપને આટલું થયું હતું તો તેટલા પરથી વિચાર કરો કે મને કેવા ધીકધીકતા અંગારા ચંપાયા હશે? તમને તો ઈશ્વર ક્ષેમ રાખે. હું તો આ અવતારમાં જ મારા ભાગનાં ફળ ભોગવી ચૂકી છું—ભલે! એટલાથી જ જો પૂરું થયું હશે તો તે ભોગવવા બીજો અવતાર નહીં લેવો પડે. હાય! હાય! હું શું કરું? મારી આંખ આગળ સૌ તરી આવે છે, મારા કાળજામાં ચીરા પડે છે, મારી આંખે અંધારા આવે છે. શિવ! શિવ! શિવ! — ઓ મારા બુદ્ધિશાળી કંથ!—તમે હજીયે નહીં સમજો? આ ધોળાં પળિયાં વિચાર નહીં કરાવે? આ મંદવાડ કંઈ નહીં સમજાવે? હજી મારે કપાળે શાં શાં દુ:ખ લખેલાં હશે!" થોડી વાર બોલતી બંધ રહી. વળી કાંઈ સાંભરી આવ્યું હોય એમ બોલવા લાગી: "આજ તો તમને પાંચસો રૂપિયાનો પસાર થયો હોત—હજી સુધી ટૂંકા પગારમાં પગ ઘસવા પડે છે તે આ એક કટેવને પાપે. હજીયે કાંઈ સમજો. શરીર આજ છે ને કાલ નથી. મારી તો ચિંતા કરતા નથી — પણ હજી

તમારી પાસે કાંઈ સંગ્રહ થયો નથી—છોકરાં શું કરશે? નાનો તો મોસાળને પ્રતાપે પણ કમાય તે ખરું, પણ મોટો તો આ તમારી છાયામાં ઊછર્યો છે તેને તમે ઠેકાણે પાડ્યો છે તે ચાલે છે—પણ એના ઉપર તમારી છાયા બધી રીતની આવી છે. માબાપનાં પુણ્ય—પાપ છોકરાંને ફળે. તમારી કટેવો એનામાં ઊગી નીકળી છે. તમારી બુદ્ધિ નથી, તમારી શક્તિ નથી—પણ તમારા જેવું કરવા જાય છે. એ છોકરો કોઈ દિવસ ખત્તા ખાઈ બેસશે ને એને કોઈ પણ ઉગારવાનું નથી. તમારી છાયામાં એ ઊછર્યો તેની એ પ્રસાદી. હું તો ઓઢણી પહેરીને જ જાઉં તો ભાગ્યશાળી — પણ આ છોકરો શું ખાશે? જાતે કમાશે નહીં, તમે કાંઈ મૂકી જવાના નથી, ને ખૂણેખાંચરે પડ્યું રહ્યું હશે તે નરઘાં—સારંગીના નાદ ભેગું તણાઈ જશે કે પારકા ઘરની રાંડોનાં છોકરાં ખાશે. એ બધું તો બળ્યું — જેનું લાગ્યું જે ભોગવશે, પણ તમારે યે આવતો અવતાર છે તે વખત તમારું શું થશે? જરી તો વિચારો? થયું તે તો થયું — પણ હવે તો કાંઈ સમજો! — મારે શું? હું તો આજ છું ને કાલ નથી. ઘડીના છઠ્ઠા ભાગમાં આયુષ્ય પૂરું થશે ત્યાં સુધી ઋણાનુબંધ છે તે જોડાઈ છું — પછી કાંઈ જોડાઈ રહેવાનું હાથમાં છે?”

ખાટલાની પાંગથ પર બેસી ડોશીએ આ સૌ રોતે રોતે કહ્યું અને કહી રહેવા આવી તેમ તેમ આંસુ લોહતી લોહતી શાંત થઈ ગઈ અને ડોસાના સામું જોઈ રહી. એણે કહેવા માંડ્યું કે તરત તો ડોસાને કોરોધ ચડી ગયો અને ક્રોધમાં રાતો રાતો થઈ ગયા. “રાંડ આ તે કહેવાનો વખત છે?” એ વચન તેના ઓઠ સુધી આવી ચૂક્યું હતું, અને ડોશી બંધ રહે કે કહું એ વિચારે અટકાવી રાખ્યું હતું. ડોશીનાં વાક્ય વધારે ચાલ્યાં; અને ડોસાના અપવિત્ર જીવનનાં ફળ તેના કુટુંબને ચાખવાં પડે છે અને છોકરાએ પણ બાપના માર્ગ પર જવા માંડ્યું છે એ સર્વ વિગતનો ચિતાર ડોશીએ જેમજેમ ખકો કર્યો તેમતેમ પોતાના દુરાગ્રહે કરેલી ભૂલોથી શત્રુના મુખમાં સેના સહિત આવી પડેલો સેનાધિપતિ પોતાની ભૂલોના ભાનથી પોતાના ઉપર ખિજાય અને પોતાની બુદ્ધિ ઉપર તિરસ્કાર કરે તેમ માનચતુરને થયું. જેમાં પોતે વર્ષોનાં વર્ષો સુધી પરાક્રમ માનેલું તે રીતભાત અને કરણીથી પોતાના કુટુંબમાં ઝેરનાં ઝાડ રોપાઈ ગયાં દેખાતાં. માનચતુર સૂતો સૂતો ઓઠ અને હાથના પહોંચા કરડવા લાગ્યો અને ધર્મલક્ષ્મી ઉપરનો ક્રોધ પશ્ચાત્તાપે દાબી નાંખ્યો. રોગ અને પશ્ચાત્તાપે કંપાવી દીધેલું અભિમાન શિથિલ થતાં ધર્મનો ઉપદેશ તેમાં પગપેસારો કરવા પામ્યો; અને ઘણા દિવસના હવડ પડેલા ગોઝારા ઘરનાં બારણાં ઊઘડે તેમ માનચતુરના મગજનાં બારણાં ઊઘડ્યાં અને એવા ઘરમાં કોઈ એક હાથમાં દીવો અને એક હાથમાં ઝાડુ લઈ પેસે ને જે દીઠું તે સાફ કરવા માંડે તેમ આ મગજમાં ધર્મોપદેશ પેઠો અને ફરી વળવા લાગ્યો. એના કપાળની અદલબદલ થતી કરચલીઓમાં, ઉઘાડવાસ થતી આંખોમાં, વારાફરતી બેસી જતા અને ઘડીમાં ફીકા અને ઘડીમાં રાતા થઈ જતા ગાલમાં, ફફડતા ઓઠમાં,

અસ્વસ્થ અને પથારીમાં આમતેમ અથડાતા ઊછળતા હાથપગમાં, અને આરામ વગર તરફડતા આખા શરીરમાં માનચતુરના મનના આ સર્વ ફેરફાર બહાર દેખાઈ આવવા લાગ્યા. એક છેડે બાળવા માંડેલો વાળ બીજી પાસના સાજા છેડા સુધી હાલી જાય, અમળાઈ જાય અને ચરચર થતો જાય તેમ અત્યારે ધર્માગ્નિથી ડોસો થવા લાગ્યો. તેમાં પોતાની જુવાનીમાં ધર્મલક્ષ્મીએ કેવી સહનશીલતા અને કેવી ક્ષમા રાખી હતી, અને પોતે કેવી દુષ્ટતાથી વર્ત્યો હતો, એ દુષ્ટતાનું પોતાને ભાન સરખું ન હતું, અને પોતાનું પરાક્રમ સ્ત્રીનાં મર્મસ્થાન નિર્દય રીતે ચીરવામાં જ પર્યાપ્ત થતું. આ વિચારનો એના મનમાં આખરે ઉદય થયો. પોતે ક્ષમાને પાત્ર ન છતાં સ્ત્રીએ આટઆટલી ક્ષમા રાખી તે વાતનું ભાન વીજળી પેઠે તેના મગજની રાત્રિમાં ઝબૂકી રહ્યું, અને છેક બાળપણમાં રોયો હશે તેને આજ આંખમાં કંઈક આંસુ આવ્યાં અને ધીમે રહી પથારીમાંથી આંખો ઊંચી કરી બોલ્યો.

"આ વચન આટલાં મોડાં છેક આજ કહ્યાં. આ ઉપદેશ છેક મરણપ્રસંગે કર્યો કે મને હવે કંઈ પણ કામમાં નહીં લાગે — આ કામ તું આ ઘરમાં આવી તેવામાં જ કેમ કર્યું નહીં? મને વેળાસર કેમ કાંઈ કહ્યું નહીં? આગ લાગતાં સુધી કૂવો ખોદવાનો મેળ ક્યાંથી રાખ્યો?" અર્ધમીંચેલાં પોપચાંવાળી ઘેનભરેલા જેવી આંખો આ વચનને અંતે ઊંચી રહી ગઈ — જાણે કે મળનાર ઉત્તર સાંભળવાનું કામ કાનનું નહીં પણ આંખોનું જ હોય. મોં ઉઘાડું રહી ગયું—જાણે કે ઉત્તર તેમાં લેવાનો હોય. એક હાથ ઊછળી ડોશીના ખોળામાં પડ્યો — જાણે કે ક્ષમાનું દાન માગતો હોય! ડોશીએ હાથ ઝાલ્યો.

"હું જાણું છું કે મારે તમને આ સમે ન કહેવું હોય. પણ જો આ રોગમાંથી તમે નહીં જ ઊઠો એમ હોત તો ન કહેત. પણ મારો અંતરાત્મા મને કહે છે કે તમે સવારના પહોરમાં ખાટલામાંથી ઊભા થશો. મારું કર્મ ફૂટેલું નથી. હું કપાળે ચાંલ્લો લઈને જવાની છું. જ્યારે તમને કરાર વળે ત્યારે અત્યારનું કહ્યું તમને કામમાં લાગશે જાણી કહેવાનું તે અત્યારે કહું છું. આજ સુધી તમને ન કહ્યું તેનું કારણ એ કે મેં કહ્યું હોત તો તમારા મનમાં વસત નહીં. પાછળથી કહેવાનું ન રાખ્યું તેનું કારણ પણ એ જ કે તમે હતા તેવા ને તેવા થાઓ એટલે મારું કહ્યું સાંભળવાના નહીં. મને ઘડપણ આવ્યું, મારી વાસનાઓ ઊડી ગઈ અને તમારી વાસનાઓ ફરી થવાની. અત્યારે તમારી આંખો ઉઘાડી છે એટલે તમને જે બતાવું છું તે દેખો છો, કાન ઉઘાડા છે એટલે કહું છું તે સાંભળો છો, એ દેખાડવાથી અને સંભળાવવાથી હું તમારા જીવને દૂભવું છું — પણ હું તમને અત્યારે ન કહું ત્યારે ક્યારે કહું? જેમાં મારું, તમારું, અને આખા કુટુંબનું કલ્યાણ છે એવી વાત કહેવાનો મારો અધિકાર તમે ક્યારે રાખ્યો હતો જે હું કહી શકું? એ અધિકાર પણ તમે સાજા થશો ત્યાં સુધીનો છે. પછી મારો અધિકાર જવાનો. સોયને ઘાએ શૂળીમાંથી તમે ઊગરો અને ઉગારો જાણી આટલી

સોયો ઘોંચી તે તમને વાગી તો હશે—પણ ક્ષમા કરો. મારો—તમારો અને આખા કુટુંબનો ધર્મ સચવાય — સર્વનો ધર્મ અને સર્વનું કલ્યાણ જેમાં રહેલું છે એવી વાત તમને કહું અને તે સફળ થાય, એવો પ્રસંગ અત્યારે જ છે. જો અત્યારે ન કહું તો પછી આ જન્મમાં બીજો વખત નહીં આવે—માટે આવો પ્રસંગ જોઈ કઠણ થાઉં છું તે ક્ષમા કરો." આટલું બોલતી બોલતી અત્યંત ક્ષમાવાન અને પતિવત્સલ વૃદ્ધ સ્ત્રી રોઈ પડી અને માનચતુરના પગનાં તળિયાં ઝાલી વળી બોલી.

"ક્ષમા કરો! ક્ષમા કરો! આ પ્રસંગે હું વજ્ર જેવી કઠણ અને તરવાર જેવી ક્રૂર થાઉં છું, પણ શું કરું? તમારામાં ઓછું દૈવત નથી. તમારા જેવા દૈવતવાળા પતિને હું પરણી છું. મને ઘણા લોકોનો અનુભવ થયો છે અને ખાતરી કરી છે કે મોટા નાના સૌ જીવ પામર છે. કોઈ પોતાના મનને વશ રાખી શકતું નથી. પ્રસંગ નથી પડ્યો ત્યાંસુધી સૌ ડાહી ડાહી વાતો કરે એવા છે; પણ પ્રસંગ આવ્યે પુરુષમાત્ર નાનું બાળક રમકડું જોઈ ચળે તેમ ચળે છે, નિર્દોષ અને પવિત્ર સ્ત્રીઓને ફસાવે છે અને વિષયવાસનાને વશ બની ઘેલાતુર બને છે. પુરુષનું મન બાયલું છે, તેને પલળતાં રજમાત્ર વાર લાગતી નથી. પારાની પેઠે તે ગબડી જાય છે. પુરુષને શરમ નથી, ધર્મ નથી, સગપણ નથી, સંબધ નથી, પોતાનું ભાન નથી, પારકાનું ભાન નથી — સ્ત્રીની સાથે એને માત્ર વિષયવાસનાનું સગપણ છે — વિષયવાસનાની જ ગરજ છે. મોટામોટા શાસ્ત્રીપુરાણી જોયા, આચારવિચારવાળા અને ધર્મધ્યાનવાળા મારી આંખ તળે આવી ગયા, જ્ઞાની અને સંન્યાસી અને ભક્તરાજોમાં અંત:કરણનું અંત:કરણપણું ક્યાં સુધી રહે છે તે હું સમજી ગઈ છું, અને મોટા અધિકારીઓનો અધિકાર તેમની કચેરીમાં જ હોય છે — તેમના બોલવામાં જ હોય છે — બાકી વિષયના તો તેઓ દાસ હોય છે. મોટા તે ખોટા. આ તમારા અંગ્રેજી ભણેલાઓ આવે છે તે લાંચ ન લેવાની વાતો કરે છે ને ધર્મને નિન્દે છે ને કહે છે કે સત્ય બોલવું એ જ ધર્મ છે ને ધર્મ તો અંતરમાં છે. આપણા સૌના ધર્મ અને આચારવિચાર તો માત્ર વહેમ અને બહાર દેખાડવાના ઢોંગ છે. એ અંગ્રેજી ભણેલા કરતાં તો અમે બાયડીઓ હજારગણી સારી. ભીનાં અને વગરનિચોવેલાં લૂગડાં ટપકટપક થાય અને આંગળી વડે જરાક દબાય એટલે એમાંથી ધરર લઈને પાણીની ધાર ચાલે તેવા એ ઠગારા અંગ્રેજી ભણેલાઓની વૃત્તિ સ્ત્રીઓ આગળ થાય છે તે તમારું અજાણ્યું નથી. તમે એ લોકોને આંગળીનાં ટેરવાં પર નચાવ્યા છે તે મારું જોયેલું છે. સ્ત્રીઓ કરતાં પણ નપાટ અને નબળી આવી પુરુષજાતમાં ખરેખરો બળવાળો અને દૃઢ મનવાળો પુરુષ તે એક મને મળેલો છે. એનું પુરુષપણું જોઈ મને અભિમાન આવે છે. એવો પુરુષ મારો પતિ છે તે જોઈ હું ફૂલી જાઉં છું. જ્યારે બધાં ગરબે ગાય છે કે "મારા સ્વામીજી બાવન વીર રે" ત્યારે હું આનંદમાં આવી જાઉં છું અને મનમાં સૌ ગાનારીઓને કહું છું કે સૌ ખોટું બોલો છો—એવા સ્વામીજી તો મારે એકલીને જ છે. સ્ત્રીજાતિ તમારી પાસે જખ મારે છે; આખા જગતને

મોહિની લગાડે એવાં રૂપ કદ્રૂપાં હોય છે એમ તેનો તિરસ્કાર કરવાની શક્તિ એ એક તમારામાં છે. ખટ વિકારનું બળ તમારી પાસે પાણી ભરે છે. મેં જેટલા પુરુષ જોયા તે સૌ ખોટાં પૂતળાં છે ને તમે જ એક પુરુષ છો એનો મને પૂર્ણ અને પ્રત્યક્ષ જાતઅનુભવ છે!' — પતિની સ્તુતિ કરતાં કરતાં ડોશીને ઉલ્લાસ આવી ગયો, એનાં આંસુ સુકાઈ ગયાં. પતિનો વૈભવ અને પ્રતાપ જગમાં જણાતો જોઈ જુવાનીમાં પોતે પોતાને મોટી થયેલી માનતી એ વખતના પતિ—અભિમાનનો અનુભવ આજ ડોશીએ ફરી ઘડપણમાં પળવાર કર્યો. સ્ત્રીને મોંએ પોતાના ખરા ગુણનાં વખાણ સાંભળી માંદો માનચતુર પ્રફુલ્લ થયો, ટટાર થયો. બે હથેલીઓ પર ટેકો દઈ બેઠો થયો, અને વ્હાલ આણી હસતો હસતો ડોશીની આંખો સામું જોઈ રહ્યો અને બોલ્યો: "હવે, કહે, કહે, આ બધું તું બોલી તે તો હું સમજ્યો — પણ તારે જોઈએ છે શું? તારી ઇચ્છા પૂરી કરું. બોલ! શી ઇચ્છા છે? તેં મારી મરજી આજ સુધી સાચવી તો તારી મરજી એક વખત સાચવવી એ મને નહીં આવડે?"

"તમે ધારો તો તમને આવડે એવું છે તેથી તો હું આ આટલું કહું છું. મારે તો એટલું જ જોઈએ છે કે જે તમને આવડે છે તે કરવાનું તસે ધારો! આખી પુરુષજાત તો તે હજાર વાર ધારે તોપણ તેને જે આવડે એમ નથી — તેનાથી જે થઈ શકે એમ નથી — તે કામ તમે ધારો એટલાથી જ સિદ્ધ થશે." ડોસાને ડોશીએ પાણી ચડાવ્યું.

"ચાલ, ધાર્યું ત્યારે આજથી." આટલું બોલી બેઠેલો ડોસો પથારીમાં પાછો ચતો ને ચતો પડ્યો, સૂતો અને તેની આંખ મીંચાઈ. એની પ્રતિજ્ઞાથી પોતાનું અને એનું જીવન આજ સાર્થક થયું માની, એ પ્રતિજ્ઞા જૂઠી પડવાની નથી એવી ખાતરીથી શાંત થઈ, આજથી એક નવો જ જન્મ ધર્યો હોય અને તેના આનંદને અનુંભવવા અંતરદૃષ્ટિ થતી હોય તેમ બાહ્યલોચન મીંચી નીચું જોઈ સ્થાણુંખનનન્યાય સમજતી હોય તેમ, ધર્મિષ્ઠ ધર્મલક્ષ્મી બોલી: "નક્કી ધાર્યું?"

"હા, હા, ધાર્યું જ!" આંખો મીંચી નિદ્રાના ઘેનમાં આ શબ્દ બોલતો બોલતો ડોસો નિદ્રાવશ થઈ ગયો. તેનો જમણો હાથ નિદ્રામાં ઊપડ્યો અને લાંબો થઈ ડોશીના હાથમાં વચન આપતો હોય તેમ પડ્યો. ડોશી એથી જાગૃત થઈ, પતિનો હાથ ઘડીવાર ઝાલી રહી, ઊંઘતા પતિની મીંચાયેલી આંખો અને પવનથી ફરકતી રૂપેરી મૂછો સામું જોઈ રહી. ધીમેથી એ હાથ ખાટલામાં પાછો મૂક્યો, બહું સંભાળથી ઊઠી. પોતાની છાતી પર પોતાનો હાથ મૂકી પળવાર વિચારમાં પડી — કંઈક વિચાર કર્યો, અને ઊંઘતા પતિનાં સર્વ શાંત અવયવોમાં નવી વિશુદ્ધિને બળે આરોગ્ય પ્રસરી જતું હોય એવું કાંઈક કલ્પતી વૃદ્ધ દશાની પવિત્ર નિર્મળ અને તેજસ્વી શ્વેતતા વડે નખથી શિખ સુધી અલંકૃત તપસ્વિની સતી શાંત નિદ્રા અને નવીન

વિશુંદ્ધિને પતિનું શરીર સોંપી, તે સૂતો હતો તે ખંડનાં દ્વાર ધીમેથી વાસી, તેમાંથી ચાલી ગઈ અને ગૃહકર્મના આહ્નિકમાં સુસ્થ મનથી પડી.

આમ ડોશીએ ડોસાને સુધાર્યો પણ દીકરો સુધરે એમ ન હતું. માનચતુરના મનને અંકુશમાં રાખવાની શક્તિ ગાનચતુરમાં રજ પણ ન હતી. પિતાની બુદ્ધિનું ઓજસ પુત્રથી સમજાય એવું જ ન હતું. પિતાના ગુણ વિના તેના અવગુણ સોગણા બની પુત્રમાં પ્રકટ્યા અને નાયગરાનો પાણીનો ધોધ ધરતી પર પડી તેને ફાડી નાખી સર્વ કાળ નિરંકુશ અને વેગવાન બની ધસ્યો જાય છે તેમ ગાનચતુરની વિષયવાસના એના સુવિચારને કચરી નાખી નાનપણથી તે આજસુધી ધસ્યાં કરતી હતી. ધર્મલક્ષ્મી એને પામર જીવમાં લેખતી, એને સુધરવા પ્રયત્ન કરી થાકી હતી, અને આખરે એના પ્રારબ્ધને સોંપી નિરાશ બની પ્રયત્નમાત્રનો ત્યાગ કરી બેઠી હતી. માત્ર માનચતુરને કહેતી કે તમે એને આવો કર્યો છે તે તમે એને સુધારો. આ કામ સુગમ ન હતું અને તે પાર ઉતારવા માનચતુરે ઘણી ઘણી રીતે બુદ્ધિ અજમાવી, પણ સફળ ન થયો. જો કે પોતે ખરેખરો સાજો તો કદી થઈ શક્યો નહીં, તો પણ નોકરી કરવા જેવો થયો અને તે પછી બેચારેક વર્ષ નોકરી થઈ અને પછી પાછો ઊથલો ખાવી પડ્યો ત્યારે અંતે નોકરી છોડી વિદ્યાચતુરની પાસે આવી રહ્યો હતો. એટલા અરસામાં પોતે સ્ત્રીની ઇચ્છાએ લીધેલી પ્રતિજ્ઞા તોડાવે એવા ઘણા ઘણા પ્રસંગ આવી ગયા હતા. પૂર્વના પ્રસંગમાં પરિચિત થયેલી ઘણીક લલનાઓએ તેના પરિચયને તાજો કરવા આશા રાખી ગુરુપ્રયાસ કર્યા હતા, પૂર્વે જેને પોતે પુરુષાતન માનતો હતો તે અજમાવવાના ઘણાઘણા પ્રસંગ આવી ગયા હતા, પરતું એના એ માનચતુરે હવે જુદા પદાર્થમાં પુરુષાર્થ માન્યો હતો. પોતે સ્ત્રીઓથી લોભાય એવા નિર્બળ મનવાળો છે એવું ધર્મલક્ષ્મી ધારે તો તેથી પોતાના પુરુષાતનમાં ખામી ગણાઈ જવાની અને એ ખામી મારામાં નથી તે દેખાડી આપવાનો એને લોભ થયો હતો. પોતાની પ્રતિજ્ઞા જાળવવાની શક્તિ દેખાડી આપવી એવો એને ઉમંગ થયો હતો, પતિવ્રતા પાસે પત્નીવ્રત થવાની એને ઘડપણમાં હોંસ ઉત્પન્ન થઈ હતી, પોતાના મનને અંકુશમાં રાખવાની શક્તિ અજમાવવા તેનું હૃદય તીવ્ર ઇચ્છા ધારણ કરતું હતું, શુદ્ધ વિશુદ્ધિવાળા જીવનના દિવસનો પણ સ્વાદ પૂરી રીતે લઈ લેવો એવો એના મનમાં તરંગ ઊપજ્યો હતો અને બાકીનો જન્મારો એ જ તરંગ પ્રમાણે ગાળવા એણે નિશ્ચય કર્યો હતો. આ સર્વ કામ પાર ઉતારવાં એ એને મનથી કાંઈ વિસાત વગરની ધૂળ જેવી અને જ્યારે ધરાય ત્યારે થઈ શકે એવી વાત હોય તેમ પોતાના હૃદય ઉપર સહસા બળાત્કાર કરવાની શક્તિ એણે સિદ્ધ કરી આપી. પોતાના ઉગ્ર આગ્રહ આગળ કાંઈ અસાધ્ય નથી એવું સ્પષ્ટ દેખાડી આપ્યું, અને ધર્મલક્ષ્મીએ એને કહ્યું હતું કે “તમે ધારો તો તે જ પળે તમે તે કરી શકો એવા છો” એ વાક્યની સત્યતા અનુભવસિદ્ધ કરી આપી પત્નીનું પતિ— અભિમાન પ્રફુલ્લ કર્યું. ધર્મલક્ષ્મી સર્વ ઠેકાણે કહેવા લાગી કે શ્રીકૃષણ જેવા વિરક્ત હતા અને

દુર્વાસામુનિ જેવા અપવાસી હતા તેવા જ મારા પતિ પત્નીવ્રત છે એની કોઈ ના કહી શકે એમ નથી. અનેક સ્ત્રીઓરૂપી અભેદ્ય સળિયાવાળા પાંજરાને પોતાના ભારે પંજાના બળથી સપાટાબંધ તોડી નાખી પાંજરામાંથી બહાર નીકળી સ્વતંત્ર થઈ ઊભેલા મોટા સિંહના જેવા પોતાના સ્વામીને જોઈ ધર્મલક્ષ્મી આખી જુવાનીના દુ:ખનો બદલો વળ્યો ગણવા લાગી. પોતાને માથે સમર્થ સ્વામી છે એવું અભિમાન અનુભવવા લાગી, અને પતિ પાસે માત્ર આટલો જ અભિલાષ દેખાડવા લાગી કે "ગાનચતુર તમારા કરતાં વધારે મોટી જાળમાં ફસાયો છે, તેનામાં તમારી શક્તિનો અંશ પણ નથી. એને એમાંથી છોડવો એટલે આપણે જગતમાં બીજું કાંઈ કર્તવ્ય નથી."

ગાનચતુરને સુધારવા અનુભવી અને કુશળ માનચતુરે ઘણાઘણા પ્રયાસ કર્યા. પ્રથમ યોજના એવી કરી કે જ્યાં પુત્રને અવકાશ મળે અને તેને પોતાનો કાળ કુમાર્ગે ગાળવાનો પ્રસંગ આવશે એવું લાગે ત્યારે ત્યારે તરત પિતા તેને વાસ્તે કાંઈ ઉદ્યમ શોધી કાઢી કાંઈક કામમાં પરોવતો. ચાળણીમાંથી પાણી નીસરી જાય તેમ આવા અનવકાશમાંથી નીસરી જઈ ગાનચતુર અવકાશ મેળવવા લાગ્યો. પુત્રના મિત્રમંડળમાં ફેર કરી તેને સારા મીત્રોની સંગતિ કરાવી; પુત્રે મિત્રમંડળને પોતાના જેવું કરી દીધું. પિતાએ સારાનરસા સર્વ મિત્રો દૂર કરવા માંડ્યા; પુત્ર તેમની સાથે છાનાં સંકેતસ્થાનમાં મળવા અને પિતાને છેતરવા લાગ્યો. વિષયમાં અસાધ્ય રોગાદિના ભય હોય છે તેના દૃષ્ટાંત પુત્ર પ્રત્યક્ષ કરે એવી યુક્તિઓ પિતાએ રચી અને પોતાનું દૃષ્ટાંત પણ સમજી જાય એવું કર્યું. આ મહાભય પ્રત્યક્ષ થવા છતાં તે ભય વિષયથી અંજાયેલી આંખોમાંનું ભૂત કાઢી ન શક્યો. વિષય નહીં તજાય તો નોકરી જશે, ફોજદારી કામ ચિલશે, પ્રતિષ્ઠા જશે, કમોતે મરવાનું આવશે, આખા કુળને લાંછન લાગશે — ઇત્યાદિ હજાર ભય દેખાડ્યા પણ વિષયાંધ તે જોઈ શક્યો નહીં. માનચતુર એની પાછળ ખતરવટ થઈ લાગ્યો. એની પાસે જનારી સ્ત્રીઓ રોગીલી છે એવા અપવાદ ઉત્પન્ન કરવા લાગ્યો. એ સ્ત્રીઓના પતિઓએ મારા મૂક્યા છે એવો શબ્દ એને કાને જાય એવી યુક્તિઓ કરવા લાગ્યો, પોતે જ પુત્રની પાછળ લુચ્ચા માણસોને મોકલતો અને અમુક સ્ત્રીના પતિએ તને મારવા અમને મોકલ્યા છે એવું તે માણસો પાસે કહેવરાવતો. તે માણસો હથિયારબંધ રાતની વખતે તેની પાછળ દોડે—તેના સૂવાના ઓરડા સુધી જાય—અને આખરે કાંઈ અકસ્માતથી ન ફાવ્યા હોય અને પાછા ફર્યા હોય એમ પાછા ફરતા. માનચતુર દીકરાને ધમકાવે અને ગાળો દઈ કહે કે 'ઓ કમજાત, ક્યાં તારું મોત ભમે છે કે હજી સમજતો નથી?" ગાનચતુર આખરે કાયર કાયર બની ગયો. તેની વિષયવાસના રાતદિવસના નિરંતર અને અત્યત ભયને બળે શાંત થઈ ગઈ દેખાઈ, અને માનચતુર પોતાની બુદ્ધિને સફળ થઈ માનવા લાગ્યો. નોકરી ગઈ તેની સાથે ગાનચતુરને ખરેખરી સાન આવી. શરીર નિર્બળ અને ક્ષીણ થવાથી વિષયશક્તિ ઓછી

થઈ, અને નાનાભાઈને ઘેર રહેવામાં પરવશપણું લાગવા માંડ્યું તેના કટાંળામાં તો ધીમેધીમે વિષયવાસના પણ દૂર થયા જેવી થઈ. તે છતાં મનની સ્વાભાવિક નિર્બળતાએ ગોથું ખવરાવ્યું. મરી ગયેલા સંસ્કાર પ્રસંગ આવ્યે પાછા જાગ્યા, ને મરી ગયેલા વડીલ ભાઈની અનાથ સ્ત્રીને ઓળખવા સરખું ભાન ન રહ્યું. ગુણસુંદરીને ખભે અધીરાઈએ હાથ મુકાવ્યો એ ભૂલથી તો હદ વળી ગઈ. ઘરનાં સર્વ માણસો ન જાણવાની વાત જાણી ગયાં અને પિતાના ધૈર્યે મર્યાદા મૂકી એટલે સુધી વાત આવી ગઈ. અધૂરામાં પૂરું સ્ત્રીએ છાજિયાં લઈ પુષ્પવૃષ્ટિ કરી એ તો મરણ પ્રસંગે મહેણાં ખમવાનું થયું. ગાનચતુર એકલો પડ્યો તેની સાથે તેના મનમાં એમ જ થયું કે આના કરતાં મરવું સારું. કમાવાની શક્તિ નહીં, અને સ્ત્રી સુધ્ધાં ઘરનાં ન સર્વ માણસ પરાયાં થઈ ગયાં. હવે કોઈ મારું નથી! — હવે કોઈને શું મોં દેખાડું? — હવે કોઈને મારું શું કામ છે? આવા અનેક વિચારના પશ્ચાત્તાપે ગાનચતુરનું મગજ ભમાવી દીધું. એકાંત મેડીમાં બપોરના બે વાગ્યાથી તે મોડી રાત સુધી એકલો ખાટલામાં ને ખાટલામાં બેસી રહ્યો. અધૂરામાં પૂરું દીવો કરવાનું પણ આજ સૌ ભૂલી ગયાં, ખાવાનું ન હતું તેથી ખબર લેવા પણ કોઈ આવ્યું નહીં. તે જાણી જોઈને ન આવ્યું હોય એમ લાગ્યું, અને દીવા વગરની અંધારી રાતે શૂન્ય એકાંત મેડીમાં કલાકના કલાક થયા. એકલા બેઠેલા ગાનચતુરને મનમાં એમ જ થયું કે આ અંધારામાં જનોઈ વડે ફાંસો ખાઈ મરું. ફાંસો ખાવા બેચાર વાર જનોઈ ગળે વીંટી ખેંચવા માંડ્યું પણ પૂરું ખેંચતાં જીવ ન ચાલ્યો. જીવ ચાલશે એવું અમસ્તું મનમાં લાગ્યું ત્યાં બહારની મેડીમાં સામી ભીંત ઉપર દીવાના અજવાળાની ચાખંડી ચાદરના છેડા જેવું કાંઈ પથરાયું. અજવાળું વધવા લાગ્યું અને બે માણસના પગનો ઘસારો પણ સંભળાયો.

એ આવનાર કોણ હતાં અને શા વાસ્તે આવ્યાં હતાં?

ગાનચતુરને ધમકાવી માનચતુર પાછો ફર્યો અને નિદ્રાવશ થયો અને ત્યારપછી રાત્રે ઘરના સર્વ સ્ત્રીમંડળમાં આનંદ વ્યાપી ગયો અને આ કુટુંબમાં માત્ર ગાનચતુર સિવાય સર્વ મંડળ ગઈગુજરી ભૂલી ગયું લાગ્યું તે આપણે જોયું છે. તે દિવસ રાતને પહેલે પહોરે માનચતુર પાસે ધર્મલક્ષ્મી આવી બેઠી અને ડોસોડોસી વાતો યવા લાગ્યાં અને ચોકમાં બેઠાંબેઠાં ગુણસુંદરી, ચંડિકા વગેરે સર્વ પોતાની વાતો કરતાં કરતાં વચ્ચે વચ્ચે આ વાતો પણ સાંભળતાં હતાં.

ડોશીએ ચિંતાતુર મોંએ ડોસાને ગાનચતુર બાબત શું ધાર્યું અને આજ આ શી નવાજૂની થઈ તે પૂછ્યું. બધા સમાચાર કહી ડોસો આખરે જશ મોટે સ્વરે અકળાઈને બોલ્યો: "હવે એ મારાથી સુધરે એમ નથી ને સુધરે તોયે મારે એને સુધારવો નથી. હું તો હવે કટાંળી ગયો. એના પ્રાણ અને પ્રકૃતિ સાથે જવાનાં છે. હવે તો એને એની બાયડી સુધારે ત્યારે. બાયડી બગડે તે ભાયડાને વાંકે, ભાયડો બગડે તે બાયડીને વાંકે. બીજો કશો વાંક

ન હોય તોપણ એકબીજાને સુધારે નહીં એ પણ એક વાંક. હું કાંઈ જન્મારો પહોંચવાનો નથી અને એને આત્મજ્ઞાન થવાનું નથી કે જાતે સુધરે. આપણે શું? એ નહીં સુધરે તો એની બાયડીને ભારે પડશે; માટે એને સુધારતાં આવડે તો એની બાયડી સુધારે, ન આવડે તો ભોગ એ બેના. ભાઈભાભી સારાં છે તે નભાવે છે ને નભાવશે, પણ એ કાંઈ જન્મારો પહોંચશે? તેં મને સુધાર્યો તો એને એની બાયડી સુધારે; નીકર પડો બે જણ ખાડામાં!" આટલું બોલી ડોસો શાંત થઈ ગયો અને એને વધારે ઉશ્કેરાવા ન દેવો ઠીક જાણી ડોશી બહાર આવી.

ચંડિકા બહાર વાતો કરતી હતી. તેણે આ સૌ સાંભળ્યું અને એનું હૈયું ભરાઈ આવ્યું. એની બુદ્ધિમાં જરીક જડતા હતી તે છતાં પતિને પરસ્ત્રી પર નજર કરતો જોઈ એને સ્વાભાવિક ઈર્ષ્યા આવતી. આવી ઈર્ષ્યા આણવાના પ્રસંગ ધર્મલક્ષ્મીની પેઠે એને પણ નાનપણમાંથી આવ્યા હતા, પરતું સાસુની ક્ષમાનો લેશ પણ એનામાં ન હતો અને ઈર્ષ્યાભરેલો જન્મારો ગાળવાથી એનો સ્વભાવ ચીડિયો થઈ ગયો હતો. ધીમેધીમે સૌ ઉપર ઈર્ષ્યા આણવાનો અને ક્રોધે ભરાવાનો એનો સ્વભાવ પડી ગયો હતો. જ્યારે એના હૃદય પર ઈર્ષ્યાનો હુમલો થતો તે વખતે એ સમજતી કે મારામાં આટલી અદેખાઈ આવી છે પણ એ હુમલામાં સામા થઈ તેને અટકાવવાની એનામાં શક્તિ નહોતી. જેમ સુંદરગૌરી પર ગુણસુંદરીની કૃપા જોઈ અદેખાઈ આવતી, તેમ પોતે ઘરબાર વગરની અને ગુણસુંદરી ઘરબારવાળી અને એનો પતિ આવો સારો અને એને પતિ તરફનું આટલું સુખ અને પોતાને તેમાંનું કાંઈ નથી એ જોઈ ચંડિકા અંતરમાંથી દાઝતી, એકાંતમાં છાતી કૂટી નાખતી, ગાનચતુરને ગાળો દેતી, છોકરાંને મારતી, ગુણસુંદરીને કામમાં ન લાગતી, એના કામમાં કંઈ પણ હરકત પડી જોઈ રાજી થતી, કોઈના ઠપકા ન ગણકારતી, સસરો ગુણસુંદરીનાં વખાણ કરે ત્યારે મોં મરડતી, ગુણસુંદરી સાસુનું કામ કરે ત્યારે એને માનીતી થનારી ગણી એના ચાળા પાડતી, અને માત્ર પોતાના કરતો વધારે અભાગણી નણંદોની અદેખાઈ કરતી નહીં—કારણ તેમનામાં અદેખાઈ કરવા જેવું કાંઈ ન હતું. અધૂરામાં પૂરું આ સૌ દુર્ભાગ્યનું કારણ પણ પોતે જ છે એવું વચન સસરાના મુખમાંથી નીકળતું સાંભળી એનો મિજાજ એના હાથમાં રહ્યો નહીં. આનંદની વાતો કરતાં કરતાં પોતાનો વાંક નીકળતો જોઈ એને એકદમ અત્યંત ક્રોધ ચડ્યો. સસરાને સામો ઉત્તર દેવાની ગુંજાશ ન હોવાથી ક્રોધ સફળ કરી ન શકી, અને કંઈ ન ચાલતાં ગુણસુંદરી બેઠી હતી તેની પાસે ઓચિંતી રોઈ પડી અને રોતી રોતી બોલી, "જોયું ભાભી? આ પણ મારો વાંક! હું તે રાંડ શું કરું? બીજાની કુટેવ તે હું શી રીતે સુધારું? મેં કંઈ કર્યું હોય તો તો કહેતા યે ભલા! આ તો મારી દયા આણવી જોઈએ કે બિચારી શું કરે? — તે તો રહ્યું, પણ તેને સાટે હું જ નઠારી! ઠીક, બાપા, જે કહેવું હોય તે કહો. મારું જ પ્રારબ્ધ ફૂટેલું ને તમારા ઘરમાં આવી એટલે તમારો વાંક હોય તોય મારો જ વાંક! ખરુંસ્તો! હું રાંડ શેં મોઈ નહીં?"

ચતુર ગુણસુંદરી જેઠાણીને પોતાની કરી લેવાનો આ પ્રસંગ ચેતી ગઈ. અનુભવી સસરાનું વાક્ય ખરું હતું તે સમજતાં તેને વાર ન લાગી, પણ મનમાં વિચાર કર્યો કે ચંડિકાને મોંએ એનો વાંક કાઢીશું તો એ કોઈ દિવસ નહીં સમજે અને સસરાને છોડીને મારા ઉપર કટક ચડશે. પણ આજ સુધી જુદી ને જુદી રહેતી જેઠાણી આજ પોતાની મેળે મારી પાસે રોઈ પડે છે અને પોતાનું હોયું ઉઘાડી સલાહ પૂછે છે ત્યારે એવો પ્રસંગ તે મને કયાં મળવાનો હતો? — આમ ગુણસુંદરી પોતાના મનમાં બોલી અને જેઠાણીને શાંત કરવા મંડી ગઈ.

“હશે, છાનાં રહો, રોશો નહીં. શું કરીએ? વડીલ છે ને ઘડી બોલે. તમારું દુ:ખ ખરું છે. બાયડીઓના મનની વાત ભાયડાઓથી શી રીતે સમજાય?” આ શાંત મંગળાચરણથી આરંભાયેલી વાતો કલાકેક પહોંચી. ગુણસુંદરીએ ચંડિકાના મનની સૌ વાત ધીમેધીમે કઢાવી અને એની વાતો સાંભળી એટલે સંભળાવનારીની સાંભળનારી પર પ્રીતિ થઈ. પ્રસંગ આવ્યે નાના ઉપાયથી આ મોટું કામ થયું. આખરે ગુણસુંદરીએ સૌ દુ:ખમાંથી છૂટવાનો ઉપાય બતાવ્યો અને ઈર્ષ્યાને ઠેકાણે પ્રીતિનો સંગ્રહ કરનારીએ તે સાંભળ્યો. ગુણસુંદરી બોલી: “જુઓ, મોટાભાઈનો સ્વભાવ પડ્યો તેનું ઓસડ કરવાનું તમારા હાથમાં છે તે બતાવું. તમારે બધી બાબતમાં એમની મરજી ઉપાડી લેવી; એમનો સ્વભાવ તો જાણો છો એટલે વખત આવ્યે ચેતી જવું કે — હં, આ વખત એનું મન આ વાતમાં છે. એમને હાથમાં લેવા અને આંગળીને ટેરવે રમાડવા એ તમને ન આવડે એવું નથી. આપણે એમની મરજી ઉપાડી એટલે એ તમારા દાસ થયા સમજવા.”



ચંડિકા તબડકો કરી ગાજી ઊઠી: “ના, આપણાથી નહીં બને. એને તો એવું જોઈએ કે રાંડો મુંડકાઓ શંખણીઓ ઉપર એ નજર કરે ને હું બોલું નહીં! આપણાથી એ નહીં થાય—ચોખ્ખી ના.”

“તમે ઊકળો છો શું કરવાને? એ રાંડોનો તો પગ જ કાપવો. હું તો એવો રસ્તો બતાવું છું કે એ કોઈના ઉપર નજર ન કરે ને એક તમને જ દેખી રહે.”

“એ તો આવતે અવતારે થશે.”

“ના, એ બધાં જે રીતે એનું મન રાખે તે રીતે તમારે રાખવું ને કોઈના ઉપર એને નજર નાખવા સરખો વારો પણ ન આવે એટલા કબજામાં રાખવા.”

“હું એને કબજામાં રાખવા જાઉં એટલે તો ધડાધડ થઈ સમજવી.”

“ના, એમ શું કરવા થાય? આપણે એવાં શાણી બગલી જેવાં થઈ વાત કરીએ કે આપણે ઊકળીએ ત્યારે એ ઊકળે કની? આપણે ગોળ

ખાધા સાથે કામ રાખવું. જે કહે તેની હાયે હા ભણીએ ને હળવે હળવે બધું કામ કાઢી લઈએ."

'એ તો મને કંઈ ન આવડે."

"અરે, મારાં ચતુર ભાભીજી! તમને ન આવડે એમ તે હોય?" એમ કહી ગુણસુંદરી હસી પડી. ચંડિકા પોતાનાં વખાણ સાંભળી ખુશ થઈ ગઈ, અને હસાવીપટાવી ગુણસુંદરી એને મેડી ઉપર લઈ ગઈ. દીવો લઈ આ બે જણ ઉપર આવ્યાં અને ગાનચતુર આપઘાત કરતો અટક્યો. ત્રણ જણે બે કલાક એકઠાં બેસી ગપાટા માર્યા, શાણી ગુણસુંદરીએ જેઠાણીને મોટું પદ આપ્યું, અને પોતે તેની તાબેદાર હોય તેમ વર્તવા લાગી. જેઠની ભૂલ પોતાને વસી જ ન હોય — જેમ માને દીકરાની ભૂલ ન વસે — તેમ પોતાને થયું હોય એવો દેખાવ ધારણ કર્યો, અને આજના એક કલાકમાં ગુણિયલના ગુણે જેઠાણીને ઝેર ઉતાર્યું હોય તેમ દ્વેષ ઉતારી દીધો અને તેની સહી જેવી બની ગઈ. થોડી વાર ઉપર જે જેઠને આખા ઘરમાં પોતાનું કોઈ માણસ જડતું ન હતું તેને મન નાની ભાભી મા જેવી વત્સલ વસી. સૌને આનંદમાં નાખી ગુણસુંદરી પ્રફુલ્લ મનથી નીચે ગઈ. મધ્યરાત્રિ થવા આવી હતી. ઘરમાં સૌ સૂઈ ગયાં હતાં. પોતાની ગજાર આગળ ઊંમરનું ઓશીકું કરી સુંદરગૌરી જમીન ઉપર ઊંઘી ગઈ હતી તેને ઉઠાડી, ઠેકાણે સુવાડી અને ગુણસુંદરી પોતાના ખાટલામાં જઈ સૂતી. સૂતી પણ ઊંઘ ન આવી. કાલ એને સૂતક ઉતારવાનું હતું અને હવેથી ઘરની વ્યવસ્થા કેવી રીતે રાખવી, બહોળા કુટુંબને શી રીતે આનંદમાં રાખવું, પતિના મનને શી રીતે ખરેખરો આનંદ આપવો, વગેરે વિચારમાં ઊંઘ ન આવી ને વિચાર ઉપર વિચાર આવવા લાગ્યા. બાર વાગ્યા, એક વાગ્યો, બેના ટકોરા થયા પણ આંખમાં ઊંઘ ન મળે.



"હે ઈશ્વર! આ મહાસાગરમાં તરવાનો માર્ગ સુઝાડ. હું પોર એમ જાણતી હતી કે ઘરમાં જેમ માણસનો ભરાવો તેમ બધાંને એકઠાં રહેવાનો લહાવો. પણ આ તો લહાવો નથી— લ્હાળો છે. સૌનાં જુદાં જુદાં મન— સૌને જુદા જુદા રંગ—સૌને જુદીજુદી મોટી ઝાડ જેવી કટેવો—અને એ કુટેવો ન વેઠાય તો આપણે સૌને મન ભૂંડાં—પછી આપણા મનમાં ગમે તેવી પ્રીતિ હો. સૌનાં મન સાચવવા છતાં આપણું કોઈ નહીં—ધોબીનો કૂતરો ન ઘરનો ને ન ઘાટનો—એવી હું—એ જોઈ લીધું. સંસારસાગર વસમો કહેવાય છે તે અમસ્તું નથી કહેવાતું. મને બધી જાતના અનુભવ થઈ ગયા અને હજી કોણ જાણે શું શું બાડી હશે? આ સસરા— આ સાસુ—આ નણંદો—આ જેઠ—ને આ જેઠાણી: સૌમાં અક્કેકો ગુણ અને અક્કેકો અવગુણ. આ સુંદર નિરાંતે ઊંઘે છે. ઊંઘ, બહેન, ઊંઘ-મારા કરતાં તું સુખી છે—તારે એક તારી જાતની ચિંતા—બીજા કોઈની નહીં. મારે બધાંની ચિંતા. આ છોકરી વળી મોટી થશે ને કોણ જાણે શી શી ચિંતા કરાવશે? પણ ઓ મારા ચતુર! તમારે તો મારા કરતાં પણ વધારે ચિંતા છે.

મારાથી તમારી ચિંતા તો થઈ શકતી નથી—તમારી ચિંતામાં ભાગ લેવાય એ મારાથી બનતું નથી. અરેરે! આજ એમનું મોં કેવું લેવાઈ ગયું? મારા એક શબ્દ ઉપરથી એમનું મોં લેવાઈ ગયું. હસતા હસતા આનંદમાં ઘડી ગાળવા આવ્યા તે ઊતરી ગયેલ મોંએ પાછા ગયા. કોણ જાણે એમને શા શા વિચાર થઈ આવ્યા હશે? મેં ભૂંડીએ પૂછ્યું સરખું નહીં. શું પૂછવાનું હતું? ઉઘાડી જ વાત છે સ્તો! આ બધા કુટુંબની એમને ચિંતા છે—બોલતા નથી. પણ આંખો છે તે જોયા વગર રહેતા હશે કે કાન છે તે સાંભળ્યા વગર રહેતા હશે? મારી પણ એમને ચિંતા! ને કમાઈ ટૂંકી ને ખરચ મોટું. આ બધી ચિંતા મટે તો પછી એમની ચિંતા ઘટે! એટલું સરખું મારાથી નહીં થાય તો પછી હું શા કામની?”

“વડીલનો સ્વભાવ આકળો છે, વિવાહનું વરશી કરી મૂકે છે—બાકી આ આખા ઘરમાં દયા જાણનાર એમના વગર બીજું કોણ છે? દયા જણાવીને શું કામ છે? મારે શાલપામરી ઓછાં જ ઓઢવાં છે; જે કરવું તે परमेश्वरप्रीत्यर्थम्! મારા ચતુરનું કુટુંબ તે મારું કુટુંબ! ગમે તેવું પણ એમનાથી પોતાનું કુટુંબ કાંઈ કાઢી નંખાવાનું છે? માટે એનું તે મારું. મારી ચિંતા તો વડીલ કરશે—એ પોતે કરશે—પણ એમની ચિંતા હું શી કરવાની હતી? અત્યારે કેટલી કેટલી ચિંતા કરી થાકયાપાકયા સૂતા હશે?”

“ખરે! આકળો સ્વભાવ માણસને રાક્ષસ જેવું કરી મૂકે છે. ચંડિકાભાભીએ આકળાપણામાં સુંદરભાભીને કચરી નાખ્યાં ને જેઠને શાંત કરી દીધા. અરેરે! એનો યે શો વાંક કાઢીએ? આવા ધણીથી એને કેટલું દુ:ખ? એની આંખો અને એની છાતી કેમ કહ્યું કરે? જેઠને પણ હદ છે. કેવું કામાંધ માણસ! શી લંપટતા! શી નિર્બળતા! હવે કેટલા પસ્તાતા હશે? કેટલી શિક્ષા ખમી? કેટલી શિક્ષા ખમશે? કામવિકાર બહુ નઠારો પદાર્થ છે એમાં કાંઈ વાંધો નહીં—એના આગળ માણસનું જોર જખ મારે છે. ઓ મારા ચતુર! જ્યાં ત્યાં એક ઘડી જ એકલાં હતાં કેની? ખરે! સુવાવડમાં વિયોગ પાળવો એ લોકાચાર ખોટો તો નહીં. પાણીથી ભરેલું વાદળું એકલું ગાજીને શાંત નથી થતું તેમ એકાંત મળી એટલે એકલી વાતોથી જંપ નથી વળતો!”

“સર્વથા વિકારમાત્ર ખોટા છે—પછી તે કામ હો કે ક્રોધ હો કે બીજો ગમે તે વિકાર હો! વિકારનું બળ ફાવે એટલે માણસ માણસ મટી પશુ થઈ જાય છે અને પોતાનો કે પારકો સ્વાર્થ કે પરમાર્થ કાંઈ સૂઝતો નથી અને માણસ કેવળ આંધળુંભીંત થઈ જાય છે. નીકર સુંદર કોણ છે તે જેઠને ન સૂઝે? બિચારી સુંદરની અવસ્થા મારા કરતાં સોગણી ભૂંડી. એ શું કાંઈ માણસમાં નથી? એને શું ન જોઈએ?—પણ ઈશ્વરે આપેલું લઈ લીધું! એના કરતાં— અને બે નણંદો કરતાં પણ મારા પર ઈશ્વરની કૃપા છે. નીકર, ઓ મારા ચતુર—તમારા વિના—”

"'તમારા વિના'—એ અપશુકન ભરેલો શબ્દ—અપશુકન ભરેલો વિચાર કેમ સૂઝ્યો? હવે શું થવાનું હશે? એ શબ્દ ખરા પડે તો સંસાર કેવો સૂનો થઈ જાય — મારા ચતુર વિના તે કેમ જિવાય? એવા દિવસ શી રીતે ગાળ્યા જાય?" આ અને આવા આવા અનેક પ્રશ્નો મનમાં પૂછતી પૂછતી સાહસરાય જીવતો છતાં તેના વગરની દુ:ખબાનો સ્વભાવ આવો હોય તેમાં શી નવાઈ? —એ વાતનો પોતાની અત્યારની સ્થિતિથી અનુભવ કર્યા જેવું કરતી, "હું મરી ગઈ હોત તો મારા ચતુરની કેવી વલે થાત?" એ કલ્પનાનો ચિતાર આંખ આગળ ખડો કરતી, પોતે મરી ગઈ હોય અને વિદ્યાચતુર એકલો જીવતો હોય તો આ ઘર એને કેવું શૂન્ય લાગે—એવા એવા અનેક વિચાર કરતી કરતી ગુણસુંદરી આંસુથી છલકાતી ચોંટતી આંખો મીંચવા લાગી, અને પોતાની છાતીના દૂધ સાથે છાતીમાંના શોકમય ચિંતામય વિચાર પણ બાળક કુમુદસુંદરીને ધવરાવતી હોય તેમ તેને છાતીસરખી રાખી કલાંઠીવાળી પોતે જ ખાટલાની એક ઈસ હોય તેમ ઈસ ભેગી લપાઈ જઈ નિદ્રાવશ થઈ ગઈ અને નિદ્રામાં ને નિદ્રામાં થોડી થોડી વારે લવતી હતી અને ઓઠમાં ને ઓઠમાં રોતી હતી.

રાત્રી વેગભરી ચાલી જવા લાગી. વિદ્યાચતુરના ઘરમાં જુદી જુદી સ્થિતિમાં પડેલાં સૌ માણસોને નિદ્રારૂપી એક અવસ્થાએ ઝડપી લીધાં અને એક પછી બીજી એમ બધી ઘડીઓ શાંત અને એકાંત અંધકારનાં પગલાં પેઠે ભરાવા લાગી. અંતે રાત્રિની ભર જુવાની પૂરી થઈ હોય એમ પાછલી રાત જણાઈ, વૃદ્ધાવસ્થા પેઠે ઝાકળ આખા જગતને શીતળ કરી રહ્યું અને વહેલી ઊઠનારી ગુણસુંદરીની આંખ પાછી ઊઘડી ગઈ અને તે ઊઠી બેઠી થઈ. કોઈનો શબ્દ સરખો સંભળાતો ન હતો અને આંક માત્ર એકલા બળતા દીવા સામું જોઈ રહી. રાત્રે કરેલી ચિંતા બીજે રૂપે સ્ફુરવા લાગી. આજ નાહવાનું હતું, હવેથી ઘરની લગામ પાછી પોતાના હાથમાં લેવાની હતી, અને થયેલા અનુભવનું ફળ શી રીતે લેવું તેનો વિચાર ગૃહિણી એકલી એકલી ઉત્સાહભરી કરવા લાગી. ટૂંકમાં બધો વિચાર થઈ ગયો.



"શો વિચાર કરવાનો હતો જે? એ તો એ સ્તો—બધું માથે ઉપાડી લેવું. ઉપરથી બધો સામાન જાતે લઈ આવવો કે સુંદરને જવું ન પડે ને જેઠનું મોં જોવું ન પડે. ઘડી ઘડી ઉપરથી આણવો પડે તે સામાન નીચે આણી મૂકવો. કોઈની પાસે માગવું ન પડે એમ પહેલેથી જ સામાન લઈ રસોઈ હાથે કરી નાખવી, ને પીરસનારી તો રાણી કહેવાય માટે તે કામ વખતે બીજા કોઈને આગળ કરવું. સૌ જમે એટલા વખતમાં પરચૂરણ કામ કરી લેવું. રસોઈ કરતી વખત મોંનું કામ શું? ઘરનાં છોકરાં ને ચાકરોને સૂચનાઓ પણ તે વખતમાં આપી દેવી! આ બાળકની સંભાળ સુંદર રાખશે ને ખુશી થશે. જમ્યા પછી કલાક સૂવું—શરીરની સંભાળ રાખીશું તો બધાંને કામ લાગીશું. દુ:ખબાબહેન પેઠે ઓછું આણીએ તો જન્મારાનાં દુખિયારાં થઈએ. તેમાં શું વળ્યું? ઊંઘી ઊઠી મૂકેલો અભ્યાસ પાછો તાજો કરવો—

કે મારા ચતુરનું મન તે જોઈ આનંદમાં રહે. તે પૂરો કરી ઘરનાં છોકરાંને લઈ અર્ધો કલાક દેવદર્શન જઈ આવવું કે ખાધેલું પચે ને પગ છૂટો રહે. ત્યાંથી આવી વાળુની તૈયારી વહેલી વહેલી કરી લેવી અને રાત્રે ઘરમાં સૌની સાથે ઘડી બેસી—પછી હું ને મારો ચતુર!" આજ સુધી વિચાર નહોતો કર્યો તો કાંઈ સૂઝ્યું ન હતું—આજ વિચાર કર્યો તો તરત રસ્તો સૂઝ્યો. વિચાર કરવાનું પણ સાંભરવું જોઈએ છે.

કામ કેમ થોડું કરી નાખવું, કોઈના ઉપર આધાર રાખ્યા વિના કેમ કામ નભી શકે, મોટું મન કેમ રાખવું વગેરે સમજી લઈ, એ સમજણના કાર્યગ્રાહી ગુણો ધારણ કરી, કામમાં પડેલી ગુણસુંદરીએ ઉદ્યોગ અને આગ્રહથી ઘરકામનું વહાણ ઝડપબંધ આગળ ધપાવ્યું. પોતાની શાંતિ અને ક્ષમાથી સૌનાં મોં સીવી દીધાં. એનું મોટું મન દેખી પારકાંનાં મનમાંની અદેખાઈ શરમાઈ સંતાઈ ગઈ અને ભૂખમરાથી મરી ગઈ. એના વહાલ આગળ આખું કુટુંબ એને વશ થઈ ગયું. એણે સર્વને સ્વતંત્રતા આપી અને જાતે પરતંત્રપણું સ્વીકાર્યું ત્યારે સૌ એના ગુણ આગળ પરતંત્ર થઈ ગયાં અને એ પોતે સૌની ઉપરી જેવી બની. આ સર્વ દેખી વિદ્યાચતુર સ્વસ્થ થયો, અને પોતે એકલો હતો ત્યારે જે સુખ ભોગવતો હતો તે જ સુખ આજ દઈ શકનારી પોતાની ગુણિયલ ઉપર વહાલ આવતાં કહેતો કે આનું નામ તે प्रभुता रमणेषु योषिताम्!



ઘરના કામમાં વખતની વહેંચણી કરી નાંખી બધું કામ જાતે ઉપાડી લીધું એટલાથી ગુણસુંદરીના ધર્મકર્મની સમાપ્તિ ન થઈ. એ તો કોઈને કંઈ કહેવું ન પડે અને કોઈની આશા રાખવી ન પડે અને ઘરનું ગાડું ચાલ્યું જાય એટલા જ ફળનું સાધક હતું. પરંતુ પરદુ:ખભંજન થવું અને સર્વ કુટુંબનાં અંતર્દુ:ખ જાણી લઈ તેનો ઉપાય કરવો એ પુરુષકાર્ય પણ ગુણસુંદરીએ માથે લઈ લીધું. સર્વની દાસી થઈ સર્વને દાસ કરી લેવા, સર્વનાં મનરંજન કરવાં, સર્વનાં હૃદયને ઉચ્ચ માર્ગે ચડાવવાં, એ કામ કરવાનું પણ ગૃહિણીએ ઇચ્છ્યું. પતિનું દ્રવ્ય ઓછું વરે અને કુટુંબનું હિત થાય એવું મનોયત્ન ગૃહપંડિતાએ સાધવા માંડ્યું.

દિવસે પોતાના અભ્યાસમાં રામાયણ, ભારત અને એવાં પુસ્તકોનો સમાસ કરી રાત્રે કુટુંબ સાથ ઘડી વાર્તાવિનોદનો સમય આવે ત્યારે કુટુંબકથા અને લોકનિન્દાના વિષયને ધીમે ધીમે દેશપાર કર્યા અને તેને સ્થળે સર્વજ્ઞ જેવા સર્વ સંસારના પંડિત વાલ્મીકિ અને વ્યાસની રસિક ચતુર કથાના પ્રસંગો કાઢી ગુણસુંદરીએ સર્વનાં મન હરણ કરી લીધાં અને સર્વને આ લોક અને પરલોકનાં અવલોચક કર્યાં. આમ ગુરુ જેવી બનેલી ગુણસુંદરી કુટુંબમાં બહુ માન પામી. ધીમે ધીમે એવો પ્રસંગ આવ્યો કે એના મનને ખેદ થાય એવું કરતાં બોલતાં સર્વ કોઈ આંચકો ખાવા લાગ્યું, અને બીજાં માણસ આજ્ઞા કરી — ક્રોધ કરી — કપટ કરી — બળાત્કાર કરી— શિક્ષા કરી—જે કામ નથી કરાવી શકતાં એ કામ ગુણસુંદરીનો એક કોમળ

શબ્દ કરાવી શકતો. એની ઇચ્છાથી ઊલટું કામ કરતાં સૌ કોઈ મનમાંથી ખેદ પામતું, શરમાઈ જતું અને પારકાનો ઠપકો અવશ્ય પામતું.

ગાનચતુર નોકરી વિનાનો હતો અને અપકીર્તિ પામી નોકરી ખોઈ બેઠો હતો તેનું શું કરવું તે વિદ્યાચતુરને સૂઝતું ન હતું અને જ્યાં કંઈ માર્ગ સૂઝ્યો અને પ્રયત્ન કરતો ત્યાં ગાનચતુરને કર્મે નિષ્ફળતા જ થતી. ઘણી વખતે એણે જરાશંકરને કહ્યું અને જરાશંકરને બે ભાણેજ સરખા હોવા છતાં ગાનચતુરના દુર્ગુણોથી કંટાળો આવ્યો હતો, અને વિદ્યાચતુર પોતાના ભાઈની વાત કાઢે એટલે મામો એમ જ કહેતો કે "બાપુ, મલ્લરાજ જેવા મહારાજના રાજ્યમાં નોકરોએ તરવારની ધાર ઉપર ચાલવું પડે છે અને આ તારા ભાઈના ગુણ આપણા સર્વનો રોટલો ટાળે એવા છે—માટે વધારે સારું એ છે કે એને ખાવાપીવાનું તારા પગારમાંથી જ આપવું એટલે આપણા બધાનું ખાવાપીવાનું એ રહે ને પગાર પણ ચાલતો રહે. હવે થોડાં વરસમાં એ વૃદ્ધમાં ખપશે. તારા બાપે 'પેન્શન' લઈ નોકરી છોડી—આણે પેન્શન ખોઈ નોકરી છોડી. એકને પાળે છે તો બીજાને પાળ." મામાનો આવો ઉત્તર વિદ્યાચતુર કોઈને જણાવી શકતો ન હતો અને ખરી વાત ન જાણે એટલે સૌને અસંતોષ સ્વાભાવિક રીતે એના પર જ રહેતો. પતિથી ન થયું એ કામ ઉપાડવા પત્નીએ પ્રયત્ન કર્યો.



એક દિવસ આ જ અર્થ સારું પોતે મામાને ઘેર ગઈ, અને મામીને તૈયાર કરી મામા પાસે વાત કાઢી. જેઠની ભલામણ કરવા ભાભી આવે તે જોઈ મામાને એક વાર તો પુષ્કળ હસવું આવ્યું, અને પછી વિદ્યાચતુરને જે ઉત્તર દેવામાં આવતો હતો તે જ ગુણસુંદરીને આપ્યો. પુરુષ જે કહી શકતો ન હતો તે સ્ત્રીએ કહ્યું: "મામાજી, એ બધી વાત ખરી પણ નાનપણનું અજ્ઞાન મોટપણમાં અનુભવથી ખસે છે તેમ કુબુદ્ધિને અનુભવ ખસેડે છે. માણસ બારે માસ એક સરખું રહેતું નથી. નોકરી મળશે વાસ્તે કંઈ જેઠજેઠાણીને ઘરમાંથી જુદાં પડવા દેનારી હું નથી—પણ બગડેલું માણસ ધંધે વળગ્યાથી સુધરે છે તો આ તો સુધરેલાને સુધારવાનું છે. મામાજી, આપનાથી કાંઈ ખસાવાનું નથી—છોરુ કછોરુ થશે—માવતરથી કમાવતર થવાવાનું છે?"

ભાણેજવહુનો આગ્રહ જોઈ જરાશંકરને વધારે હસવું આવ્યું. "બેટા, તું જેઠને 'સર્ટિફિકેટ' આપે છે તે તારા ઉમંગનું છે પણ હું તે સ્વીકારતો નથી. એ સુધર્યો ન હોય તો સુધરે એવું તું માથે લે છે?—ચાલ, તું જામીન થાય તો વિચારું."

ગુણસુંદરીએ તરત ઉત્તર દીધો: "થયું, એટલું જ કેની? એ તો હું માથે લઉં છું, લ્યો, પણ બોલ્યા જ છો તે પાળજો."

મામાથી ગુણસુંદરીને તરછોડાઈ નહીં. થોડા જ દિવસમાં રત્નનગરીમાં જ ગાનચતુરને યોગ્યતા પ્રમાણે નોકરી મળી અને આ નોકરી કેમ નહોતી

મળતી અને કેમ મળી તે સૌ સમાચાર કેટલેક દિવસે પ્રસંગ આવ્યે મામીએ ગાનચતુરને ચંડિકાના દેખતાં કહ્યું. બે જણ મનમાંથી ગુણસુંદરીનાં દાસ થયાં, અને ભૂતકાળમાં ગુણસુંદરીને જાણ્યેઅજાણ્યે દૂભવવા જેવું કર્યું હશે તે સાંભરતાં ધણીધણિયાણી બે જણ પસ્તાયાં. ગુણસુંદરીને ખભે ભૂલથી હાથ મુકાઈ ગયો હતો એટલું સ્મરણ થતાં જ ગાનચતુર પૃથ્વીમાં પેસી જવા જેટલું મનમાંથી શરમાતો. સુંદરની વાતમાં પોતાનું મન બગડ્યું હતું, તે વાત ગુણસુંદરીને કાને ગઈ જાણી એને હલકો અભિપ્રાય થતો હશે તે મટાડવો એ ગાનચતુરે ગુરુકાર્ય ગણ્યું. કશાથી નહોતો સુધર્યો, તે માણસ આખરે ગુણસુંદરી આગળ લજ્જાનો માર્યો સુધર્યો. એના ઉપર અને એની સ્ત્રી ઉપર હજી વધારે ઉપકાર ગુણસુંદરીને હાથે થવો નિર્માયેલો હતો.

ચંડિકા એક પ્રસંગે એમ કહેતી કે “મારે તે ગુણસુંદરીનું શું કામ પડવાનું હતું?” કાળ બદલાયો અને એનાં છોકરાં સુધ્ધાંતની સંભાળ ગુણસુંદરીને કરવા વારો આવ્યો. ચંડિકાનો મોટો દીકરો હરિપ્રસાદ સ્વભાવે સારો હતો પણ એની વહુ મનોહરી એનાથી મોટી હતી. સસરાની નોકરી ગયા પછી મનોહરી પિયર ગઈ હતી. મનોહરી ઉલેર ઘાટની, બુદ્ધિશાળી અને મદોન્મત્ત હતી. પતિ નાનો અને ઓછી બુદ્ધિનો હતો. પતિના પહેલાં પોતાને જુવાની આવી હતી, અને જેમ પોતાને જુવાનીનો મદ આવેલો હતો તેમ જુવાન વર્ગના પુરુષોમાં પણ એના રૂપનું આકર્ષણ વધારે હતું, ને એના પ્રસિદ્ધ કજોડાને લીધે લંપટ માણસો એના પ્રસંગ શોધવાથી ફાવીશું એવું ધારતા. મનોહરીના નામની લાવણીઓ જોડાઈ હતી. એનું નામ લોકની ભીંતોએ ચડ્યું હતું. એ બહાર ફરવા જાય ત્યારે પવન એના કાનના પડદા સાથે બહાર થતી બીભત્સ વાતો અથડાવતો અને એની આંખો સામે પુરુષોની આંખોના ડોળા ફરતા. એ ગરબે ફરે ત્યારે આસપાસ લોકોનું ટોળું ભરાતું, એના ઉપર કાંકરા ઊડતા અને પ્રસંગે અટકચાળી આંગળીઓથી એનું વસ્ત્ર સુધ્ધાંત ખેંચાતું. એ એકલી બહાર નીકળી હોય તો રસ્તે જનાર એના સરસો અડોઅડ થઈ ચાલ્યો જતો, અથવા એની પાછળપાછળ આવતો, અથવા એની આગળ ચાલે અને પાછે મોંએ એના સામું જુએ. મનોહરી આ સૌ ફજેતીથી કોક વાર અકળાતી, કોક વાર ડરતી, અને કોઈ વાર તો એવાં હજાર વાનાંને ઘોળી પીતી. એના ઉપર અને એના ધણી ઉપર લોકના ખરાખોટા નામવાળા અને નામ વગરના જુદીજુદી મતલબના કાગળો આવતા. એ દેવદર્શન જાય તો મોઢાની, અને ભીડમાં હોય તો ગમે તેવી, એની મશ્કરી કરવા લોક ચૂકતા નહીં. એ નાતમાં જમવા જતી ત્યારે મિષે મિષે અથવા ઉઘાડે છોગે લોક એની વાત કરતા. કાળક્રમે એ નફટ થઈ અને એને કાંઈ લાગતું બંધ થઈ ગયું. લોકો વાતો કરતા તે ખોટું પણ ન હતું. ગામમાં કોઈ રંગીલો છેલ આવ્યો હોય તો એને મળ્યા વગર એ રહેતી નહીં. પોતાને માથે ધણી આવો હોય ત્યારે આવું હોય પણ ખરું! — એમ એના મનમાં રહેતું. કોઈ વાર એવું પણ ઇચ્છતી કે ‘ક્યારે ધણી મોટો થાય અને હું આ જંજાળમાંથી છૂટું!’ ધણીને મોંએ ગામની વાતો જતી. તે

ચિડાતો, વહુને મારતો, વહુ મારખાઉ થઈ ગઈ. કોઈક વખત તો સામી મારતી પણ ખરી, અને કોઈક વખત માર ખાતી ખાતી હસતી અને કહેતી કે “હા, મારો, મારો, મેં માર ખાવો ધાર્યો છે તે ખાઈશ. બાકી હાથ ઉપાડું તો જાણો.”

ચંડિકા આ વહુથી ગાંડા જેવી થઈ ગઈ હતી. વહુને સુધારવા દીકરાના કાનમાં ભરાઈ લાખ વાતો કરતી અને લાખ ઉપાય ખરાખોટા બતાવતી. વહુ એમ જાણતી કે સાસુ વરના કાન ભરવે છે, એટલે વરના કહેવાની કાંઈ અસર થવાની હોય તે પણ ન થતી. કદીક તો ધણી મારે તે પોતાના જારને કહી દેતી અને તે લોક નિશાળમાં અથવા રસ્તામાં હરિપ્રસાદને મારતા અને એની પાસે કબૂલ કરાવતા કે હવે મારીશ નહીં.

આ વહુ પિયર ગઈ હતી ત્યાં સુધી ચંડિકા સુખી હતી. હવે એ પાછી વિદ્યાચતુરને ઘેર પણ આવી અને ચંડિકાને ત્રાસ પડ્યો કે “વળી શી નવાજૂની થશે?” એક દિવસ સૌ જમવા બેઠાં હતાં, માત્ર ગુણસુંદરી જમ્યા વિનાની પરસાળમાં કાંઈ કામ કરતી હતી, અને મનોહરી પરસાળની મેડીએ બાળક કુમુદસુંદરીને રમાડતી રમાડતી એના ઘરમાં છડેચોક ઉઘાડે સ્વરે ગાતી ગાતી મોટામોટા હીંચકા ખાતી હતી.

*“જાય છે જાય છે જાય છે રે આ જુવાની ચાલી*
*જાય છે!*

*પાણીનો રેલો ને આભલાની હારો જેવી—જુવાની*
*ચાલી જાય છે!૧*

*નાનો નાવલિયો ને કજોડાની નારની —*
*જુવાની૦*

*પિયુ પરદેશ એવી રાંડી સમી માંડી તણી*
*—જુવાની૦ ૨*

*સાસુ સંતાપે ને માવડિયો કંથ એની —*
*જુવાની૦*

*સધવા રુએ- રુએ વિધવા યે! એમ બેની*
*—જુવાની૦” ૩*



ગીત સાંભળી ચંડિકા જમતી જમતી અકળાઈ—પણ શું કરે? બોલે તો રોકડો જવાબ આપે એવી વહુ હતી. બીજાં બધાં ગીત સાંભળી હસવા લાગ્યાં ને એકબીજાનાં મોં સામું જોવા લાગ્યાં. કામ કરવું મૂકી ગુણસુંદરી પરસાળમાં પળવાર ઊભી રહી. હડપચીએ હાથ દઈ પળવાર વિચારમાં પડી. મનોહરીએ હજી ચડે એવું ગીત ગાવા માંડ્યું અને એ ગીતમાં હીંચકાની સાંકળોનું ગાયન ભળ્યું.

*"જીરવાય નહીં રે જીરવાય નહીં! માડી! જુવાની આ જીરવાય નહીં!*

*સહિયર સમાણી મારી ચમન કરે ને નીકળી પડે મારી આંખો રે!*

*અદેખી નાર મને કરી કજોડે, મારા નાનડિયા કંથને કાં ઝાંખો રે!*

*વાયદો કર્યો ચાર વરસનો ઢૂંકડો—થશે જવાન એ —હું ઘરડી રે!*

*ઉછળે જુવાની, ના ડાટો દેવાય, વાળું મન હું મરડી મચરડી રે!"*

ચંડિકાથી રહેવાયું નહીં. તે જમતી જમતી ઊઠી પરસાળમાં જઈ મેડીએ ચડવા લાગી. ગુણસુંદરી એનો મિજાજ સમજી એને અટકાવીને પોતે મનોહરીને શિખામણ દેવાનું માથે લઈ ચંડિકાને પાછી જમવા મોકલી. ઉપર ગીત મેળે બંધ થયું, પણ મનોહરી કુમુદસુંદરીને બે હાથે ઊંચી કરી કુદાવતી હતી, વારંવાર ચુંબન કરતી હતી અને હીંચકા પીઢો સુધી ખાતી હતી. ગુણસુંદરી ઉપર ચડી દાદરમાં ઊભીઊભી પળવાર જોઈ રહી. મનોહરીની પૂઠ હતી એટલે એણે એ જાણ્યું નહીં અને તાન લાગ્યું હતું તેમાં મચી રહી. એટલામાં એના હાથમાં ઊંચી થયેલી કુમુદસુંદરીએ માને ઓળખી, હસી, પગ નચાવી, કિલકિલાટ મચાવી મૂક્યો, ને મા ભણી હાથ લાંબા કર્યા; તે જોઈ મનોહરીએ પાછું જોયું. પોતે ગાયેલું કાકીજીએ સાંભળ્યું હશે એવું ભાન આવ્યાથી ગુણસુંદરીને જોતાં જ મનોહરી શરમાઈ ગઈ, અને તરત ઊભી થઈ કુમુદસુંદરીને રમાડતી રમાડતી સામી ગઈ. એ શરમાઈ તે એના ગાલ ઉપર આવેલા રંગથી જ ગુણસુંદરી સમજી ગઈ. એની આંખમાં શરમ છે, સમજણ છે અને તે છે ત્યાં સુધી ઉપાય હાથમાંથી ગયો નથી એવું ધારી એ હરખાઈ. પોતે એના કરતાં પાંચસાત વર્ષ જ મોટી હતી એટલે સહીપણાંના ભાવથી વાત કરી શકે એમ હતું. સરખી વયનાં માણસથી ઉપદેશ થાય છે એટલો બીજાંથી થતો નથી. વહુ ગમે તેટલી બગડી હશે તોપણ બુદ્ધિશાળીને ઉપદેશ સમજતાં વાર નહીં લાગે, અને એના ઉપર પ્રીતિ રાખી કહીશું, તો ધીમે ધીમે સારા ગુણનો એને પટ બેસશે એ વિચાર ગુણસુંદરીને થયો. વળી એણે એવો વિચાર કર્યો કે, "આને મોંએ એના દોષ કહી બતાવીશું અને વાંક કાઢીશું તો એને એકદમ નહીં વસે અને બાળક છે એટલે સામો ભાવ બંધાશે; માટે હાલમાં તો એના સામાં ન થવું, એનાં થઈને વાત કરવી અને એની મેળે જ પોતાની સ્થિતિનો વિચાર કરી ઉપદેશ લઈ લે એવું કરવું. આપણે ન કહેવું, પણ એની પાસેથી કહેવરાવવું. લોકરૂઢિએ કજોડું બાંધ્યું, જુવાનીએ પોતાનું કામ કર્યું, બાળક ધણીએ છોકરવાદી કરી, ને ચંડિકાભાભીએ પોતાના સ્વભાવ પ્રમાણે કામ

કર્યું! વહુ બાપડી શું કરે? એને કોઈ સારે માર્ગે ચડાવનાર ન મળ્યું, ઊછળતી જુવાનીના છાકે બુદ્ધિએ જે રસ્તે ચડાવી તે રસ્તે ચડી—આખરે ડાહી છે —સુધરે એવી છે." મનોહરીએ પોતાના સામું જોયું એટલામાં એને જોઈ ગુણસુંદરીએ આટલા વિચાર કર્યા અને હીંચકેથી ઊઠી એ સામી આવી એટલે પોતે પણ ઉપર ચડી અને ઉમળકો આણી હસતી હસતી બોલી: "વહુ! તમારો રાગ તો સારો છે; શું ગાતાં'તાં એ?"

મનોહરી ફરી શરમાઈ અને કેડમાંની કુમુદસુંદરી સામું જોઈ ગુણસુંદરીને કહેવા લાગી: "એ તો કંઈ નહીં—અમસ્તુ—સહેજ જરી." સાસુને રોકડા ઉત્તર આપતાં ડરતી ન હતી તે કાકીજી સાથે બોલી પણ ન શકી, અને મનમાંથી લેવાઈ ગઈ. છૂટા રહેલા હાથની હથેલી વીંઝી આંગળાં બીડી દઈ મનમાં જ બોલી: "બળ્યું કાકીજીએ ક્યાંથી સાંભળ્યું આ? હું શું કહું એમને?" ગુણસુંદરીના ગુણે એને જીતી હતી તેનું એને ભાન હતું. બુદ્ધિમતી હતી માટે જ તે જિતાઈ હતી. ચંડિકામાં ગુણસુંદરીપણું ન હતું માટે જ મનોહરી એનાથી ન સુધરતાં બગડી હતી. મનોહરી હીંચકેથી ઊઠી, બાળકને રમાડતી રમાડતી—ચુંબન કરતીકરતી—અને છાતી સાથે દાબતીદાબતી, ગુણસુંદરીની પાસે આવી અને પોતે ગાયું હતું તે વાત ઉડાવવા બોલી: "કાકીજી, આટલી સરખી છોકરી કેવી તમને ઓળખી ગઈ? પણ તમે તો એના સામું યે જોતાં નથી! કેવી પાંખડી જેવી છે! વ્હાલ ન આવતું હોય એવાંને પણ વહાલ આણાવે એવી છે."



ગુણસુંદરી અને મનોહરી બે જણ હીંચકે જઈ બેઠાં અને ગુણસુંદરીએ મનોહરીને કલાવી કલાવી વાતો કઢાવવા માંડી. વાતો કઢાવતાં કઢાવતાં તેની મનોવૃત્તિ સાથે અથડાય નહીં એવો થોડો ઉપદેશ કર્યો. આખરે એ ઉપદેશ સફળ થતો હોય એમ મનોહરી બોલી ઊઠી: "કહો, કાકીજી, મારો શો વાંક? હું યે બાળક છું કની? પૂછો સાસુજીને—કેટલી વાર એમણે એમના કાન ભરવ્યા છે? મૂળ તો 'કર્મે કજોડું મારે શ્યામજીડું' જેવું મારે કપાળે લખેલું જ છે તે થયું, ને તેમાં વળી હવે જરી જરી છોકરવાદી મટવા માંડી ત્યારે સાસુજી દીકરાને માવડિયો કરી નાખે! ત્યારે મારે યે કંઈ હોંસ હોય કે ન હોય? બે પૈસાની કાંસકી મને આણી આપે તો તેટલું યે સાસુજીથી ન ખમાય ને દીકરાને 'બાયલો! બાયલો!' કરી મૂકે. બપોરે નિશાળેથી આવે ત્યારે ઘડીક પાણી પીવાને મેડીએ આવે તે સાસુજીની આંખો ચડી જાય ને બે જણને 'બેશરમાં—લાજ વગરનાં—નફટ—નફટ' કરી ફજેતી કરે ત્યારે એમને કાંઈ વિચાર નહીં થતો હોય? એમની દીકરો ને મારો ધણી તેની યે અદેખાઈ! કોઈ બીજાની સાથે વાત કરું તો તો.બોલતાં યે ભલાં. પણ આ તો પોતાનું નાનપણ જ જાણે ભૂલી ગયાં હોય કની એમ કરે છે. એ આટલાં મોટાં થયાં—ને હું તો હજી નાની બાળક છું. આ તમને કોઈ કહે કે ઘરનો ધંધો ઉપાડો, વૈતરું કરો, ને કાકાજી બહારનું વૈતરું કરે, પણ બે ઘડી બે જણાં બેઠાં હો ને આંખે આંખ મેળવી સાતવાર વાતો કરો

એવું કોઈથી ખમાય નહીં તો તેની બે આંખોમાં બે આંગળીઓ ઘોંચી ઘાલીએ તો કાંઈ પાપ લાગે ખરું? કહો હવે.” જમણા હાથની બે મોટી આંગળીઓ લાંબી કરી, જરીક કોપેલી દેખાઈ, આંખો વિકસાવી, હોઠ મરડી, દાંત પીસી, ડોકું ધુણાવતી, ટટ્ટાર બેસી, મનોહરી ગુણસુંદરીની આંખો સામી આંખો કરી તાકીને જોઈ રહી. એ દેખાવ જોઈ ગુણસુંદરી હસી પડી. હલકા લોકમાં ભમવા પામેલી અને છોકરવાદ મનોહરીને એવો વિચાર ન થયો કે કાકીને આમ ન કહેવાય. ગુણસુંદરીને હસતી દેખી એ વિચાર થયો અને એ ખસિયાણી પડી ગઈ. જો કાકીજીને ઠેકાણે સાસુજી હોત તો ઝઘડો મચત અને કાકીજી શાંત રહ્યાં અને સહી ગયાં તે વિચારથી ઓશિયાળી બની ગઈ અને જશ ફીકી પડી. હસતે હસતે ગુણસુંદરી બોલી:

“ના વહુ, તમે છો તો ખબડદાર. કેમ, બેટા એમ જાણ્યું કે કાકીજીનું પોતાનું દૃષ્ટાંત આપીએ તો એમને કહેવાનું જ રહે નહીં? પણ જુઓ, તમારાં સાસુને તમારા કરતાં બે વર્ષ વધારે થયાં હશે તે વધારે સમજે, પણ એમને કાંઈ એમ જ વસ્યું હશે કે તમને કુળલાજ શીખવવી ત્યારે કાંઈ કહ્યું હશે. પણ ચાલો, હવેથી એવું કરી આપું કે એ તમને કાંઈ કહે નહીં—તો પછી તમે એવું કરશો કે તમને કંઈ કહેવાનો વારો જ એમને આવે નહીં?”

“ઠીક, એમનાથી જ કહ્યા વગર રહેવાશે [illegible]! વહુને નહીં કહે તો દીકરાને કહેશે. કાકીજી! તમે એમનો સ્વભાવ જાણતાં નથી. આ હું તમને વળગતી રહું તો એ એમ જ કહેવાનાં કે જા, કાકીને સાસુ કહે—મારું શું કામ છે? એમની આંખમાં તો શનિશ્ચર બહુ છે તે તમને ખબર નથી. ખબર પડશે ત્યારે જાણશો. મહાદેવના ગુણ તો ભયડો જાણે ને સાસુના ગુણ વહુ જાણે.”

બહુબોલી વહુનું બોલવું સાંભળી, તેનું ખરાપણું મનમાં સમજી, ગુણસુંદરી એને માથે હાથ મૂકી હસતી હસતી બોલી: “પણ, વારુ એ કોઈને મોઢે ન બોલે તો?”

“તો શું? પણ એને શું ગમતું હશે તે મને શી ખબર પડે? એમને તો હજાર કોહ્યાવેડા કરવા તે મને સૂઝે યે નહીં ને પરવડે એ નહીં, ને હું કાંઈ એમની બંધાયેલી છું કે શું? ના, એ કંઈ ન બને! હું તો ઘણું ત્યારે તમારું કહ્યું કરું કે મારી દાઝ જાણો છો.”

“વારુ, પણ મારું તો કરશો કે નહીં?”

“હા, જાવ, એટલું કરીશ. પણ તમે જાણો કે સાસુનું કહ્યું કરે તે થવાનું નહીં. નહીં—નહીં—ને નહીં. એમનું મોં મને દીઠું ન ગમે. મને વિતાડવામાં બાકી રાખી નથી. તમે તો મને કાચે સૂતરને તાંતણે બાંધો તો બંધાઉં, પણ સાસુ તો દોરડાંનાં બંધન બાંધે તેમાંથી ચસકી જાઉં, ને જોવા જેવું કરું તે વળી જુદું.”

ગુણસુંદરીએ ધીમે ધીમે મનોહરીને હાથમાં લઈ લીધી. ચંડિકાને સમજાવી સમજાવી પ્રથમ ઠેકાણે આણી. દીકરાવહુનો સંસાર જોઈને રાજી થવાની એને ટેવ પાડી. જુવાન છોકરાંની ભૂલો ઠપકાથી નથી સુધરતી તેની ખાતરી કરી આપી. તેમને ઘટતી સ્વતંત્રતા આપવાનો સ્વભાવ પડાવ્યો. દીકરા પાસે વહુની વાત કરવી તો વખાણ જ કરવાં એવી રીત રખાવી. વહુને સુધારવી હોય તો મને કહેજો એટલે હું તમારું ધાર્યું પાર ઉતારી આપીશ એવું કહ્યું. ઘણા પ્રયત્નથી ઘણે દિવસે ગુણસુંદરી આટલું કરી શકી. મનોહરીને પણ પોતાની પાસે જ રાખે, પોતે બહાર જાય ત્યારે એને શૃંગાર સજાવી સાથે રાખે, એના જુવાન અભિલાષને થોડાથોડા પાર પાડે એટલે બાકીના અભિલાષ બહાર ન કાઢવાનું મનોહરી પોતે જ સમજે એમ કર્યું; જુવાનીની વાતો કરતાં તેને અટકાવે નહીં, પણ તેમ જ “રસનું તો ચટકું—રસનાં કંઈ કૂંડાં ન હોય” એ શાસ્ત્રની મર્યાદા બંધાવી; મનોહરી કોઈ પુરુષની વાતો કરવા જાય તો તે ન સમજે એટલી ચતુરાઈથી તે વાતો બંધ કરાવી, આડી વાતો કાઢી, એના પતિ હરિપ્રસાદની વાતો કાઢી, તેની ગુણપ્રશંસાના પ્રસંગ આણી, પતિવ્રતપણાના માર્ગ ઉપર લીધી; અને અંતે છકેલી મનોહરીનો છાક તો ન ગયો, પણ એ છાક પ્રથમ ઘરનાં માણસને ત્રાસ આપતો. તેને ઠેકાણે તેમનો પક્ષ ખેંચનારો થઈ પડ્યો, અને બહારનાં કોઈ માણસ વિદ્યાચતુરના ઘરનું કાંઈ ખોટું બોલે તો તેટલી જ વાતમાં તે માણસો સાથે લડવામાં આવી રહ્યો. હરિપ્રસાદનું શરીર જુવાની આવતાં ખીલ્યું ત્યાં સુધી મનોહરીની જુવાની સાપની પેઠે ફૂંફાડા મારતી હતી તેને ગુણસુંદરીએ ચતુરાઈથી વશ રાખી, અને વરકન્યા વયમાં અને શરીરમાં આવી મળ્યા એટલે ગઈગુજરી વીસરી સુખી થાય એવો માર્ગ સવળો કરી આપ્યો.



ચંડિકા જે એક સમયે ગુણસુંદરીની ઓશિયાળી નથી એવું ખોટું ગુમાન રાખતી હતી તેને આવી રીતે ગુણસુંદરીએ ઓશિયાળી કરી નાખી. ચંડિકા પોતાનું ગુમાન ભૂલી ગઈ. જે ગુમાન જાળવી રાખવાનો એને આટલો મમત હતો તેની જાળવણી હવે માત્ર ભૂતકાળના સ્મરણમાં જ સમાઈ રહી, અને ભુલાયેલું ગુમાન હવે માત્ર પશ્ચાત્તાપ સાથે જ સ્મરણમાં ખડું થતું. કોઈ પ્રસંગે તો એવું બનતું કે આવડમાં, ગુણમાં અને ઉપકારમાં જેઠાણી બનેલી દેરાણી પાસે પોતાનું જેઠાણીપણું ભૂલી જઈ દયામણું મોં કરી ચંડિકા બોલી જતી: “હું તે તમારો શો પાડ વાળું? લોહીનો ગળકો ભૂલી માત્ર દૂધાધારી કોઈ થઈ જાય એવા તમારા જેઠ થઈ ગયા છે. સાંડસામાં પકડાયેલો સાપ સખણો રહે પણ આ વહુ દાબી દબાય નહીં ને પાતાળમાં રાખી હોય તો ઉછાળો મારી આકાશમાં કૂદી આવે તેને પણ તમે મદારીના સાપ જેવી કરી નાખી! હું તે તમારો શો પાડ વાળું? મારો આવો નઠારો અને આકળો સ્વભાવ લ્યો, કહી દઉં છું— જરી અદેખો પણ ખરો—એ સ્વભાવને પણ તમે બદલાવી દીધો. તમારા તે શા ગુણ ગાઈએ? તમારું નામ પાડનારને જ ધન્ય છે?” ગુણસુંદરી હસતી હસતી બીજી વાત કાઢતી

અને કદી ઉત્તર દેવા પડે તો એટલું જ કહેતી કે “હું શું કરવાની હતી? તમારામાં જ આવો ગુણ કે તમે સૌનો અર્થ સવળો લીધો. જો તમે બદલાયાં હો તો એ પણ તમારા જ આવડત ને તમારી જ ભલાઈ.”

ગુણસુંદરીનો સંસારકારભાર હજી પૂરો ન થયો. બે નણંદોની ચિંતા બાકી જ હતી. દુ:ખબા માબાપને હૈયાસગડી જેવી હતી. તેનો ધણી સાહસરાય હજી ગામપરગામ અથડાતો હતો અને દુ:ખબા પર કાગળ સરખો લખતો ન હતો. તેમાં વળી કુમારી પરણવા લાયક થઈ હતી. ધીમે ધીમે ગુણસુંદરી દુ:ખબાની સહી જેવી બની ગઈ, પણ એનું દુ:ખ કાપવું એ પૈસા વિના બની શકે એમ ન હતું. અને વિદ્યાચતુરની ટૂંકી આવક લાંબા કુટુંબખરચમાં વરી જતી તે પોતે જાણતી તે ભાવિનો વિચાર કરી પોતાના હાથમાંનો પોતાના ગજા પ્રમાણે ઉપાય શોધી કાઢ્યો. એક દિવસ વિદ્યાચતુરને સ્વસ્થ ચિત્તે બેઠેલો જોઈ દુ:ખબાની વાત કાઢી. વિદ્યાચતુર તે સર્વ સાંભળી રહ્યો અને કંઈ પણ આમાં કરવું જોઈએ એમ એને લાગ્યું. શું કરવું તે વાતમાં ગુણસુંદરીની પાસેથી જ સૂચના માગી.

ગુણસુંદરી આડુંઅવળું જોતી જોતી બોલી: “કુમારીનું લગ્ન કર્યા વિના તો ચાલે એમ નથી. કોઈ કહેતું નથી પણ આપણે સમજતાં નથી? આપણે આ કામ માથે નહીં લઈએ તો કોણ લેશે? મને લાગે છે કે દેવું કરવું એ ઠીક નથી. પણ મારું પલ્લું કોઈને ઘેર મૂકી રૂપિયા ઉપાડી લાવો. તે તમારી પાસે ચાર વર્ષે કાંઈ બચે ત્યારે પાછું લાવજો. એ બહાને સાહસરાયને પણ બોલાવાશે. રૂપિયા આવે તે બધા લગ્નમાં નહીં જાય પણ થોડા બચશે તેમાંથી સાહસરાયનું દેવું પતાવો.”

વિદ્યાચતુર હસીને બોલ્યો: “ઠીક પલ્લું જ્યાંત્યાં સસ્તું પડ્યું છે! પલ્લું ગયું પછી તમે શું કરશો?”

આ પ્રશ્નથી ભવિષ્યકાળનો તર્ક ખડો થયો. અને મનમાંથી કંપતી કેડે હાથ દઈ ઊંચું જોતાં સ્ત્રી બોલી: “મારું સૌભાગ્ય જ વાંકું હશે તો પલ્લાનો શો ખપ છે? મારું સૌભાગ્ય જ વાંકું હશે તો પલ્લું પણ વાંકું નહીં થાય એમ કોણે કહ્યું? મારે દુ:ખના જ દિવસ લખ્યા હશે તો માણસની કારીગરી શા કામમાં લાગવાની હતી? પાપ કરતાં પાછું જોયું હશે તો દુ:ખમાં યે ઈશ્વર ક્યાં આઘો થવાનો હતો? મારી આંખ આગળ સુંદરભાભીનું દૃષ્ટાંત ક્યાં નથી? માટે હું કહું છું તે કરો. તમે હશો તો લાખ પલ્લાં છે—તમે નહીં હો એવો વિચાર તે હું શું કરવા કરું? તમારા પહેલી જ હું જાઉં એવું શું મારું ભાગ્ય નહીં હોય? કોઈનું કલ્યાણ કરવા પ્રસંગે આપણા ભાવિનો વિચાર કરવો જ ન હોય?—ઊઠો—મારા ચતુર!”

વિદ્યાચતુરને ઉદાર ભોજરાજા સાંભર્યો અને લાખલાખ રૂપિયાનું દાન કરનાર રાજાને અટકાવનારા પ્રધાન સાથે રાજાને થયેલો પ્રશ્નોત્તર સાંભર્યો:

*“आपदर्थे श्रियं रक्षेत्। श्रीमतां कुत आपद:।*

*कदापि कुप्यते दैवम् संचितं किं न नश्यति।”*

વધારે પરીક્ષા કરવા પ્રશ્ન કાઢ્યો. “ભાવિને પડતું મૂકો પણ વર્તમાનનો વિચાર કર્યો? પલ્લા સિવાય બીજા દાગીના કરવા મને મળ્યા નથી અને શરીર ઉપરના બધા સોળ શૃંગાર ઉતારી આપશો તો પહેરશો શું?”

ભણેલી અને બીજી રીતે ડાહી સ્ત્રીઓને પણ અલંકાર વહાલો હોય છે અને તે પ્રમાણે ગુણસુંદરીને પણ હશે એવું વિદ્યાચતુરે સ્વાભાવિક રીતે ધાર્યું. તેની ધારણા બર ન આવી.

“ઓ હો હો હો હો! તમે મને હજી સુધી ઓળખી નહીં હોય એ તો મેં આજ જ જાણ્યું. મને ઓળખી નહીં એ તો મારા ચતુરની ચતુરાઈમાં ખામી આવી હોં!”

“શું ઓળખી નહીં?”

“તમે શું એવું જાણ્યું કે બીજી સ્ત્રીઓ પેઠે હું પણ સોનારૂપાની સગી છું? ના, રજ પણ નહીં. અલંકાર પહેરવા તે શું કરવાનો? લોક આપણને શણગારાયેલાં દેખી ખુશ થાય એટલા માટે? ના. ત્યારે શું આપણા શૃંગાર આપણે દેખવા હતા? ના. હું અલંકાર પહેરું તે એટલા માટે કે મારામાં કંઈ રૂપગુણની ખામી છે તો તેને સાટે આવું પહેર્યાથી મારો ચતુર કંઈ સંતોષ પામે છે?”



“ત્યારે હવે સંતોષ આપવાની કંઈ ગરજ નથી?”

“ગરજ નથી એમ તો કેમ કહેવાય? પણ દુ:ખબાબહેનને સારુ આ કામ કરવું પડે એ તો સારો અને તમારો બેનો ધર્મ છે, અને ધર્મ પ્રમાણે વર્તવું એથી તમને જેવો સંતોષ વળશે એવો બીજાથી નહીં વળે એ તો પરિપૂર્ણ જાણું છું. બોલોજી! હવે ક્યાં બાંધશો? હવે કબૂલ કરો કે હું મહાત થયો અને તું જીતી!”

“પતિને જીતવો એ પત્નીનો ધર્મ ખરો?”

“બધામાં નહીં, પણ સ્નેહમાં ને રમતગમતમાં ખરો. સાંભરતું નથી રતિનું વાક્ય કે

*स्मरसि स्मर मेखलागुणैरुत गौत्रस्खलितेषु बन्धनम्।*

અલંકાર વગરની લૂખીપૂખી રૂપ વગરની પણ હું તમારી રતિ અને તમે મારા કામ! તમને તો જીતવા ને બાંધવા જ! સમજ્યા મારા ચતુર! તમારું

નામ દેતાંદેતાંમાં તમને જીતું છું.”

ગૃહસંસારની વાતો શૃંગારકથામાં સંક્રાંત થઈ ગઈ. એ સંક્રાંતિ પ્રસંગે અનેક વિનોદપ્રસંગો દૃષ્ટિગોચર થયા, અને વિદ્વાન, ચતુર અને રસિક ગુણિયલ સાથે વિહારવાર્તા કરતું પતિનું અંત:કરણ પળવાર સર્વ પ્રસંગનું સાક્ષી બની જઈ, જુદું પડી, ગુણિયલના મુખ સામું અનિમિષ નેત્રદ્વારા જોતુંજોતું સ્મરતું કે

*कार्येषु मन्त्री करणेसु दासी। भोज्येषु माता शयनेषु रम्भा।।*

*मनोनुकूला क्षमया धरित्री गुणैश्च भार्या कुलंमुद्धरन्ती।।* *

“ભાર્યા એટલે ભાર ઉપાડનારી—મારા કુટુંબને હાથમાં લેનારી—છાતીસરસું રાખનારી—તે તું જ—ગુણિયલ—તું જ! તારાથી આ કુટુંબ જેવું સુખી અને સંપીલું છે—તારા વિના તે કાંટાની પથારી જેવું હોત—” આ વિચાર પળવાર ઊઠી આવ્યો અને દમ્પતીની વિનોદવાર્તામાં વિઘ્નકર જેવો થયો, અને એવાં એવાં વિઘ્ન ઉત્પન્ન કરવામાં સાધનભૂત થતી ત્યારે ગુણસુંદરી પોતાને કૃતકૃત્ય થઈ માનતી.



દુ:ખબાની બાબતમાં કાંઈ રસ્તો કાઢવો એવું વિદ્યાચતુરના મનમાં પણ થયું. વિનોદ કરવાને તેમ સ્ત્રીની પરીક્ષા કરવાને તેણે આટલા પ્રશ્નોત્તર કર્યા છતાં શું કરવું તે વિષે તેણે મનમાં નિશ્ચય કરતાં વાર ન લગાડી. સ્ત્રીની સાથે ખુલ્લા મનથી વાત કરવામાં પોતાના મનથી કાંઈ બાધ ન હતો, પરંતુ એની બુદ્ધિ કેટલે સુધી પહોંચે છે અને હાલ જેટલું બોલે છે તેટલું કરવાનો પ્રસંગ આવતાં એનું ચિત્ત કેવું રહે છે તે જાણવામાં પોતે ગમ્મત માનતો. આથી પોતાના મનની વાત વિદ્યાચતુરે ગુણસુંદરી જેટલું કરે તેટલું કરવા દેવાનો માર્ગ પકડ્યો. માત્ર પ્રસંગે પ્રસંગે તેને ગૂંચવાડામાં નાખે એવી હરકતો બતાવવી અને તેમાંથી તે કેવી રીતે છૂટે છે એ જોવું એટલું જાતે કરવાનું ધાર્યું.

ગુણસુંદરીએ કુમારીનું લગ્ન કરવાનું ધાર્યું અને પતિની સંમતિથી ઘરમાં સૌને તે વાત કરી. બધાંએ એને શાબાશી આપી, પણ માનચતુર અકળાયો. સાહસરાય આથડતો ફરે અને વિદ્યાચતુરને બીજાં લફરાં ઓછાં હોય તેમ આ લફરું પણ એણે વહોરવું એ ડોસાને ગમ્યું નહીં. ડોશી મૂઆની બીક નહીં, પણ જમનો રસ્તો પડવાની બીક. હજી ચંચળનાં પણ છોકરાં પરણવાનાં બાકી હતાં. ડોસો ગુણસુંદરીને ખીજી પડ્યો. “ગુણસુંદરી, તમને તમારી દયા નથી. હજી તો બાળક છો અને ઘણો વિસ્તાર તમારો પોતાનો વધશે. વિદ્યાચતુરની કમાઈ હજી લાખે લેખાં કરીએ એટલી નથી, અને આજથી વ્યવહાર વધારી મૂકશો તો આગળ જતાં પહોંચાશે નહીં. આજ એકને કરશો ને કાલ બીજાને નહીં. થાય તો એકને કર્યું ધૂળ મળશે ને

બીજાની વખત ગાળ ખાશો. માટે આ કામ કરવું પડતું મૂકો. જે વાતની સાહસરાયને ચિંતા નહીં તેની તમે શી બાબત કરો છો? તમને જસ વહાલો છે તેમ જસ જાનગરો પણ છે. જસ વહાલો કર્યાથી આપણા ઘરમાં કાંઈ રંધાય નહીં. જો તમને ઘણું લાગતું હોય તો કહો દુ:ખબાને અને સાહસરાયને બોલાવો. પણ ઘરનાં છૈયાં ઘંટી ચાટે ને ઉપાધ્યાયને આટો એ કામ કરશો તો મારે તમારે નહીં બને. દીકરીઓ માવરોને વહાલી હોય તે દીકરાનું ચોરી ચોરી દીકરીનું ઘર ભરે, તે ભોગવે જમાઈ ને દીકરીઓ પાછી આપણે ને આપણે કપાળે ચોંટી હોય તે આવે. તમારી સાસુને તમે આથી વહાલાં લાગશો, પણ મને વહાલાં થવું હોય તો મારો દીકરો રાતદિવસ પગ ઘસી શેર આટો લાવે છે તેની દયા આણો. નણંદો આપણે બારણે ધાન ખાવાની અધિકારી, પણ ભાણેજાંને પરણાવવા બેસીએ તો દૈવ રૂઠ્યો સમજવો."

ડોસો આમ અકળાયો તે વખત દુ:ખબા સુધ્ધાંત આખું કુટુંબ હતું. ડોસો આટલું બોલ્યો છતાં દુ:ખબા બોલી નહીં કે "તમે આટલી ચિંતા શું કરવા કરો છો?" તે સ્વભાવે ગરીબ હોવા છતાં અતિ દુ:ખને લીધે લોભી અને સ્વાર્થી બની હતી. સાહસરાયને હરકત આવવા છતાં પોતાનું પલ્લું તેને આપ્યું નહીં અને પિયર આવી હતી. ભાઈ—ભોજાઈને ઘેર રહેવામાં તેના મનથી પાડ વસતો ન હતો. ભાઈ—ભોજાઈ આટલી કુમારીને પરણાવી આપે તેવાં છે તે પરણાવશે એવું ધારી વિવેક સરખો પણ કરતી ન હતી કે "તમે આ ભાર શું કરવા ઉપાડો?" ડોસાના બોલ એ સાંભળી રહી. એમ જ જાણ્યું કે વખત છે હું વિવેક કરવા જઈશ ને ગુણસુંદરી ડોસા ભણી ઢળી પડશે. દીકરીઓને ખવરાવી દેવાનો આરોપ સાંભળી ધર્મલક્ષ્મીને જશ ક્રોધ ચડ્યો, પણ કોસાને ચડેલો ક્રોધ દેખી ગમ ખાઈ ગયાં. બીજાં બધા આતુરતાથી જોઈ રહ્યાં કે ગુણસુંદરી શો ઉત્તર વાળે છે. સૌની આંખો એના ઉપર વળી.

ગુણસુંદરી વૃદ્ધ શ્વશુરનો ઠપકો ગંભીર મુખથી સાંભળી રહી. તે બંધ પડ્યા એટલે, મધુર મધુર હસતી હસતી બોલી: "વડીલનું કહ્યું અને ક્યારે ઉથાપીએ છીએ જે! કુમારીબહેન પરણે તેનું ખરચ ક્યાંથી કરવું તેની ચિંતા અમે સ્ત્રીઓ શું કરવા કરીએ? તમે છો— સાહસરાય છે—બધા છો—જેમ ઠીક લાગે તેમ કરજો. પણ સાહસરાયને બોલાવવામાં કાંઈ તમારે વાંધો નથી, તેમ વર શોધી કાઢી નક્કી કરી મૂકીએ તેમાં પણ તમારે કાંઈ વાંધો નથી. લગ્ન ઠરશે તે ઉપર કહેશો તે ઘરમાં સમારંભ કરીશું. તમારે પાંચે આંગળીઓ સરખી છે— કોના ઘરમાંથી ખરચ કરવું તે ઠરશે તે પ્રમાણે થશે. આજથી એનો વિચાર શો? કહો, હવે કાંઈ વાંધો છે?"

ડોસો વિચારમાં પડી બોલ્યો: "ના. એટલું કરવામાં કોઈ હરકત નથી. પણ તમારી ચતુરાઈ હું સમજું છું. તે સરત રાખજો. મારે પાંચ આંગળીઓ

સરખી નથી—બધી મોટી નાની છે ને જેનું કામ તે જે કરે. એ બોલથી હું આગળ ઉપર બંધાયેલો રહું એમ ન સમજશો."

"અમારાથી તમે તે કંઈ બંધાવાના છો? ને તમને બાંધીએ એવું અમારાથી થાય પણ ખરું? અમારે તો તમારી પરવાનગી જાઈએ તે તમે આપી એટલે થયું!" ગુણસુંદરી હસતી હસતી કામે વળગી, સૌ વેરાઈ ગયાં અને ડોસો એકલો બેઠોબેઠો વિચાર કરવા લાગ્યો: "આ વહુ જેવી કુલીન તેવી જ ચતુર છે. એના આગળ મારું ચાલવાનું નથી. ધાર્યું છે તે પાર ઉતારશે. મારાથી ના કહેવાય નહીં એટલી વાત અત્યારે મારી પાસે કબૂલ કરાવી બાકીની વાત પડતી મૂકી—અધ્ધર રાખી. ને વખત આવે એ કોણ જાણે શો યે ઘાટ ઉતારશે—મેં પણ ઠીક જ કર્યું કે નહીં?—એ બિચારી આટલુંઆટલું તણાઈ મરે છે ને આ બધાં ઢોર ભરાયાં છે તેમાંથી કોઈને ભાન નથી કે જરી વિવેક તો કરીએ? સાહસરાયને—ભાઈને દેવું છે તે કંઈ ઝટ લઈ આવે એમ નથી—ને લગ્ન તે ક્યાં થવાનું હતું? એ જાણે છે કે ભાણેજનું ખરચ મામો જ કાઢે તો!

લખ્યું હશે દુ:ખબાને, અને દુ:ખબાએ ભાભીને ઊભાં કર્યાં હશે, ને ભાભી જસ કમાવા ઊભાં થયાં છે. પણ એ ભાભી સમજતી નથી કે આ તો આવ, કુહાડા, પગ પર—ની વાત છે. સમજે નહીં એવું કંઈ નથી, પણ ઈશ્વરે એનું મન જ મોટું કર્યું છે. મારો દીકરો રત્નનગરીના કારભારી હોત તો આવું મન દીપત—પણ—"ડોસો આવી વિચારપરંપરામાં પડી ગયો અને ધીમે ધીમે મનની પ્રવૃત્તિ શાંત થઈ.



કુમારીના વરની શોધ ચાલી. એક દ્રવ્યવાન ડોસો દુ:ખબાને ગમ્યો—તેના દ્રવ્યથી એનું મન લોભાયું. બીજો વર કજોડું પડે એવો હતો, પણ મનોહરીના દૃષ્ટાંતથી કજોડા ઉપર દુ:ખબાને તિરસ્કાર આવ્યો હતો. મનોહરીએ કહ્યું: "જેના ભોગ હશે તે કજોડું જોશે." વૃદ્ધ વરની વાતમાં ગુણસુંદરી સામી પડી. "બહેન, ડોસો ને ડાબલો જોઈ રળવાનું નથી. ભાયડાઓનાં શરીર સંસાર ચલાવવા જેવાં ઘણાં વર્ષ સુધી રહે છે—પણ પચાસ વર્ષે તે પણ નકામાં પડે છે. ને આ કળિયુગમાં સાઠ વર્ષનું આયુષ્ય. માટે વર પચાસ વર્ષનો થાય ત્યારે દુનિયામાંથી ગયા સમજવો ને ત્યારપછી એને પરણેલી હોય તેને યે સંસાર, વગર ગયે, ગયો સમજવો. વર સાઠ વર્ષનો થાય ત્યાંસુધી દીકરીને ઢાંક્યો રંડાપો ને સાઠ વર્ષ પછી ઉઘાડો રંડાપો, માટે એ વાત તો પડતી જ મૂકવી."

ગુણસુંદરીને લક્ષમાં રહ્યું નહીં, પણ સૂતો સૂતો માનચતુર આ સાંભળતો હતો તે આંખો ચગાવી એકલો એકલો જોઈ રહ્યો અને વિચારમાં પડ્યો કે આવી આવી વાતો આ શી રીતે જાણતી હશે?

મનોહરીથી રહેવાયું નહીં તે બટકબોલી હસી પડી અને ગુણસુંદરીનો ખભો ઝાલી, પોતાનો એક હાથ લાંબો કરી, વચ્ચે પડી, મોટે સાદે બોલી

ઊઠી: “ઊભાં રહો, ઊભાં રહો, કાકીજી! તમે આ વાત ક્યાંથી જાણી?— ડાહી ડાહી વાતો કરો છો તેની ના નહીં—પણ આજ પકડાયાં—કહો જોઈએ! તમે આ વાત ક્યાંથી જાણી ગયાં?—

પકડાયાં—પકડાયાં! કાકી! પકડાયાં! પકડાયાં!

બોલો! બોલો! તે વગર બીજી વાત નહીં કરવા દઉં.”

દુ:ખબાએ મનોહરીનો હાથ વછોડ્યો અને ધમકાવી કહ્યું:

“ખસ આઘી, સમજ્યું અણસમજ્યું શું વચ્ચે બોલબોલ કરે છે જ?”

“શું છે વળી? પૂછીએ પણ નહીં કે? આ લ્યો! કાકીજી બોલતાં નથી ને તમારે શું છે જે?”

“તે બોલતાં નથી માટે એમણે વાંક કર્યો? કંઈ વિચાર તો ખરી! ભસવું જ સમજે છે કે કંઈ બીજી અક્કલ છે?”

વિચારમાં પડી મનોહરી સમજી. ગુણસુંદરી હસી અને બોલી: “વહુ! પરણ્યાં ન હોઈએ પણ જાને તો ગયાં હોઈએ જો! તમારાં જેવાં કોઈ કહેનાર હોય ને તેને પૂછવા જેવું હોય ત્યારે જરી પૂછ્યું પણ હોય એટલે જાણ્યું વે હોય!”



“ખા હવે! પૂછ, પૂછ, પૂછીને સાર કાઢ્યો? તને કહી કહીને જીભના કૂચા વળી ગયા કે આ કાકીજીને છેડીશ નહીં તે છેડીને લેતી જા હવે! દુ:ખબા બોલી ઊઠી.

મનોહરી નરમ અને ઠંડી થઈ ગઈ ને ધીમેથી બોલી: “હા, બાઈ, હા, બાળક છીએ તે જરી પૂછીએ પણ ખરાં. તમે કહ્યું ત્યારે સમજ્યાં કે ન પુછાય તે હવે નહીં પૂછીએ. કોણ જાણે શું છે કાકીજીમાં કે જરી બોલીએ એટલે મા’ત જ કરી દે છે. લ્યો પણ હવે, ફોઈજી! કાકીજીનું કહેવું ખોટું તો નથી. ડોસાના કજોડા કરતાં મારા જેવાનું કજોડું સારું! ડોસાનું પરણી રાંડે તેનો તો ઉપાય જ નહીં—ને આ અમારું દુ:ખ તે તો થોડા દિવસનું: વીસ બાવીસમે વર્ષે બે જણાં આવી મળીએ ત્યાંસુધી દુ:ખ ને પછી સૌ ભૂલી જવાય! ને તમારો ડોસો પચાસ વર્ષનો થાય ત્યાંસુધી સંસારને પછી બાયડીને જન્મારો ભટકવાનું! એના પૈસાને તે પછી શું બચકાં ભરવાનાં હતાં? એના કરતાં તો મારે બહુ સારું.”

આ ઉઘાડી ન બોલવા જેવી પણ અણસમજમાં બોલાયેલી અને અનુભવની વાતથી સૌ સ્ત્રીમંડળ શરમાઈ ગયું અને હસી પડ્યું, તેમ ખરી વાત સૌના મનમાં પણ એથી જ આવી ગઈ. કુમારીના કરતાં દસેક વર્ષ મોટા અને સાધારણ સ્થિતિના છોકરા સાથે એનો વિવાહ કરવામાં આવ્યો.

સાહસરાય આખરે આવ્યો. કુમારીનાં લગ્ન થયાં. લગ્ન પહેલાં ગુણસુંદરીએ પોતાના અલંકાર કાઢી પતિને આપવા માંડ્યા, પણ તેણે લીધા

નહીં અને કહ્યું કે “આજથી કોઈને માલૂમ પડે કે તારા અલંકાર ઉતારવા પડે છે તો સૌ હા ના કરે ને લગ્નપ્રસંગે તારા શરીરે કંઈ ન હોય તો આપણે પણ ઠીક ન દેખાય. હાલ તો સામાન ઉધારે આણવો છે. હિસાબ ચૂકવવા દ્રવ્ય આપવું પડશે ત્યારે જોઈ લઈશું.”

હિસાબ ચૂકવવાનો પ્રસંગ આવ્યો. ત્યાંસુધી ખરચ ક્યાંથી થાય છે તેનો કોઈએ પ્રશ્ન પૂછ્યો નહીં. ઘરમાંથી કોઈએ એ બાબતની વાત જ કાઢે નહીં. સાહસરાય એમ જ સમજ્યો હતો કે વિદ્યાચતુર સૌ ખરચ આપશે. ગુણસુંદરીએ માનચતુરને કહ્યું હતું કે તમારે ખરચ નહીં કરવું પડે, ને કોસો હમેશ ઉત્તર દેતો કે “જોજો તો ખરાં!” પૈસા વિષે બે જણને ઉચાટ હતો, એક ગુણસુંદરીને અને એક કોસાને. ગુણસુંદરીને એવો ઉચાટ હતો કે રખેને વિદ્યાચતુર મારું પલ્લું માંગતા આંચકો ખાય! ડોસાને એવો ઉચાટ હતો કે રખેને આ ખરચનો ભાર વિદ્યાચતુરને માથે આવી પડે ને સાહસરાય બચી જાય! ગુણસુંદરીએ કબૂલ કર્યું હતું કે ‘ખરચ તમારે માથે નહીં પડે’ એટલે કોસાને શાંતિ હતી, તોપણ તે એમ ધારતો હતો કે ગુણસુંદરી આખરે છેતરાશે અને લોકલાજને માર્યે અથવા નણંદનણદોઈની દયાને લીધે આ ખરચ માથે પડ્યા વિના રહેવાનું નથી. ‘ખરચ તમારે માથે નહીં પડે’ એનો અર્થ ગુણસુંદરીના મનમાં એવો હતો કે ‘તમારે માથે નહીં પડે—મારે માથે લઈશ—પલ્લું આપીશ; અને આ અર્થની ભ્રાંતિ પણ કોસાને ન હતી.



લગ્નની પૂર્ણાહુતિ પછી કેટલેક દિવસ લોકો વિદ્યાચતુર પાસે આંકડા લઈ આવવા લાગ્યા, અને ગુણસુંદરી તેમ જ માનચતુર બંને જણે તે વાત સરત બહાર થવા ન દીધી. એક જણ આંકડો આપી પાછો ગયો કે તરત ગુણસુંદરી મેડી પર ચડી અને વિદ્યાચતુરને પૂછવા લાગી કે તમે શો બેત ધાર્યો? વિદ્યાચતુર હસવા લાગ્યો અને બોલ્યો: “એ તો તમારે વિચારવાનું છે. મને શું પૂછો છો?”

ગુણસુંદરી મેડીએ ચડી ત્યાંથી માનચતુર ચેતી ગયો કે માણસ આંકડો આપી ગયો તેની વાતચીત થતી હશે. આથી પોતે પણ ઊઠ્યો, અને કોઈ દિવસ દીકરાવહુની વાત સાંભળવા ઊભો રહેતો ન હતો તે આજ દાદર નીચે જિજ્ઞાસાથી ઊભો રહી, ઉત્કંઠિત [૧] થઈ, કાન માંડી, ઉપર થતી વાતો સાંભળવા લાગ્યો.

વિદ્યાચતુરનો પ્રશ્ન માનચતુરને બહુ નવાઈભરેલી લાગ્યો, સમજાયો નહીં. એટલામાં ગુણસુંદરીએ વિદ્યાચતુરને ઉત્તર દીધો.

“મારા વ્હાલા! આજ તો તમે બરાબર બોલ્યા. કુમારીનું લગ્ન થયું એ મોટા ઉત્સાહની વાત. દુ:ખબાબહેનને નિરાંત થઈ અને મારું વચન પળે એટલે મને પણ નિરાંત થાય. ધન્ય ભાગ્ય મારું કે મારા પલ્લાનો આ પ્રસંગે ઉપયોગ થશે.”

માનચતુર નીચે ઊભો હતો તેણે પોતાની છાતી પર હાથ મૂક્યો, હડપચી પર મૂક્યો, અને અંતે તર્જની બેવડી કરી તેની બેવડમાં પોતાનો નીચલો ઓઠ પકડ્યો: “શું આ ખરચ ગુણસુંદરીના પલ્લામાંથી નીકળે છે?”

એટલામાં વિદ્યાચતુરનો ચિંતાતુર જેવો સ્વર સંભળાયો. “એ તો ધન્ય ભાગ્ય કહો કે હીન ભાગ્ય કહો; માંરી પાસે અત્યારે રોકડ નથી. તમારી હિંમત ઉપર અને તમારા કહ્યા ઉપરથી આ ખરચ માથે લીધું છે.”

માનચતુરે ઓઠ કરડ્યો, હાથ વીંઝ્યો અને પગ પછાડ્યો: “ધિક્કાર છે આ દીકરાને કે વહુનું પલ્લું લેવા ઊભો થયો છે. અરેરે! મારે કર્મે એક્કે દીકરો પરાક્રમી ન ઊઠ્યો! આ દીકરાની બાબતમાં પણ હું છેતરાયો! મારું કુટુંબ એક આ વહુથી ઊજળું છે, બાકી બીજાં બધાં કુટુંબબોળુ. અલ્યા પલ્લું!”

ગુણસુંદરીનો સ્વર સંભળાતાં આ ક્રોધમાં વિઘ્ન પડ્યું: “આપ મને કંઈ તમે કહીને બોલાવો છો અને આમ નરમ થઈને બોલો છો તે કંઈ નવાઈની વાત લાગે છે.”

વિદ્યાચતુરે જરીક મોં મલકાવ્યું: “ના, એ તો અમસ્તું. પણ જો, હું શું કરું? લીકની પાસે ઉધાર રકમ માગવા જઈએ અને કોઈ હા ના કહે એટલે આપણી પ્રતિષ્ઠા કોડીની થઈ જાય. આજ સુધી મેં કોઈની પાસે કાંઈ માગ્યું નથી.”



“ત્યારે તેમાં શું થઈ ગયું જે? આજ તો રાત પડવા આવો છે, પણ કાલ હુ દાગીના આપું તે વેચી આવી એટલે વગર માગ્યે અને વગર સપાડે બધી રકમ ઊભી થશે.”

“શરીર ઉપરથી દાગીના ઊતરશે તે જગત જાણશે ને આપણી સાખ કોડીની થઈ જશે.”

“સારે કામે અલંકાર ઊતરશે તેનું પુણ્ય તમને છે, અને એ પુણ્યે આથી સોગણા અલંકાર પહેરવાનો કાળ આવશે. બહેનને સારું આપણે અલંકાર ઉતારીશું તો આપણી પ્રતિષ્ઠા કોડીની મટી કોટિલક્ષની થશે.”

“પણ વેચવા જઈશું તો સોના સાઠ ઊપજશે.”

“એટલી ખોટ ઈશ્વર પૂરી રહેશે.”

“વ્યવહારની વાતમાં યે ઈશ્વર આપી રહેશે કહી કામ કરવું એ ડહાપણ નહીં.”

ગુણસુંદરી હસી પડી. “ત્યારે તો નકામી જ વાતોમાં ઈશ્વરને ફોસલાવાના કે?”

વિદ્યાચતુર હાર્યો. “ના, પણ મને લાગે છે કે સૌ દાગીના ગીરો મૂકીએ.”

"એમ કરો ત્યારે."

"પણ આ કામ જ કંઈ કરવા જેવું નથી."

"કેમ?"

"જગતમાં મૂર્ખ ઠરીશું."

"જગત જખ મારે છે. આપણે ક્યાં યશને વાસ્તે કરીએ છીએ?"

"પણ ઘરમાં કોઈને ખબર પડી તો આ કામ કરવા નહીં દે."

"એ વાતની ચિંતા ન કરવી. સૌ થઈ રહ્યા પછી જ જાણશે."

"પણ તમારા અલંકાર ઉતારવા એ મારો ધર્મ નહીં. હું બીજો ગમે તે રસ્તો કાઢીશ."

"શું તમે મને તમારાથી જુદી ગણી?" દયામણું મોં કરી ગુણસુંદરીએ પૂછ્યું.

વિદ્યાચતુર ઊભો થઈ બોલ્યો: "ના, ના, જુદી તો શું? પણ જાઈશું." તે કપડાં પહેરવા લાગ્યો.

ગુણસુંદરીએ બેઠાંબેઠાં તેનો હાથ ઝાલી ઊભો રાખ્યો અને બોલી:



"ત્યારે જુદી નહીં તો આ બીજું શું?"

હાથ છૂટો કરી અંગરખું પહેરતો પહેરતો વિદ્યાચતુર બોલ્યો:

"ના, ના, એવા શા કુતર્ક કરે છે? હમણાં તો જશ દરબારમાં જઈ આવું છું. સૌ થઈ રહેશે— વખત આવ્યે."

ગુણસુંદરી ઊભી થઈ, પાઘડી લઈ આવી અને તે પતિને માથે મૂકતી મૂકતી બોલી: "વખત બખત કંઈ આવવાનો નથી. સૌ વાત કાલ કરવાની છે. તમારે ચાલવાનું નથી."

"જોઈશું, જોઈશું."—વિદ્યાચતુર દાદર ઉપર ઊતરવા લાગ્યો. ગુણસુંદરી તેના અંગરખાની ચાળ ઝાલી રહી અને ઊતરતો અટકાવ્યો.

"ના, તે 'જોઈશું જોઈશું' નહીં; મારા સમ ખાઓ."

"મૂક, મૂક, નીચે વડીલ ઊભા છે તે જોશે."

ગુણસુંદરીએ અંગરખું મૂક્યું અને મૂકતાં મૂકતાં બોલી: "ઠીક, હમણાં તો જાઓ છો—પણ આખર મારું જ ધાર્યું કરીશ. હજી એક રાતનો આંતરો છે."

વિદ્યાચતુર દાદર ઊતરવા લાગ્યો. જતાં જતાં મનમાં બોલ્યો: "ઈશ્વરની કૃપા વિના સત્સ્ત્રી ક્યાંથી મળે! સત્સ્ત્રી હોય પણ આવી

કુટુંબવત્સલ અને સત્કર્મમાં ધાર્યું કરનારી તે તો દુર્લભ જ! ગુણિયલ! તારા મનોરથે ઊંચા અને પરોપકારી છે, એ મનોરથ પાર પાડવામાં તારો આગ્રહ અને તારું બળ અમને સૌને હરાવે છે—તું ધાર્યું કરનારી!—તું સૌને તારા ગુણથી, બુદ્ધિથી અને કર્મથી સૌને જીતનારી!—તે મને મળી—માટે જ મારા ઉપર ઈશ્વરની કૃપા છે. દ્રવ્ય કરતાં, રાજપદવી કરતાં, ત્હારારૂપી રત્નના ધણીને અભિમાન કેમ ન ચડવું જોઈએ?

"Sweet steam that winds through yonder glade ," સ્મરણશક્તિને હલમલાવી આ કવિતાનું અનુસંધાન સંભારી કાઢ્યું. નદીની ઉપમેય સત્સ્ત્રીનું ઉપમાન સંભારવા માંડ્યું.

" Silent and chaste she steals along,

With gentle yet prevailing force,

Intent upon her destined course,

Graceful and useful! all she does .

Blessing and Blest where'er she goes ,

Pure-bosomed as that watery glass ,

And heaven reflected in her face ." *



"મારી ગુણિયલ પણ આવી જ કલ્યાણમૂર્તિ છે!"

વિદ્યાચતુર ગયો.

ગુણસુંદરી નીચે ઊતરી ને માનચતુરે પૂછ્યું:

'કેમ ગુણસુંદરી! આ આંકડાવાળાઓ ફેરા ખાય છે તેનું તમારી નણંદ પતાવશે કે નણદોઈ? કહેતાં'તાંની કે આપણે માથે નહીં પડે?"

"ના જી, નહીં પડે આપને માથે."

"ત્યારે કોને માથે પડશે? આંકડાવાળા મૂકી દેવાના હતા?"

"આપે પરિણામ થયે જોઈ લેવું. નણંદ નણંદોઈ નહીં આપે તો યે તમારા ઘર ઉપર ભાર નહીં પડે." વધારે પૂછાપૂછ અટકાવવાના હેતુથી ગુણસુંદરી ચાલી ગઈ અને કામમાં પરોવાઈ.

ડોસો હડપચી ચંચવાળતો ઊભો રહ્યો.

"આણે હવે પલ્લું આપવું નક્કી ધાર્યું. એનું પલ્લું નીકળે એટલે મારા ઘર ઉપર ભાર ન પડવાનો એવો એના બોલવાનો મર્મ સમજવો. એ મારી પાસે સાચું બોલી—કેમ જૂઠું કહેવાય? સાચું બોલી એણે મને છેતર્યો. એ પલ્લું આપવા ઊભી થશે એ કલ્પના પણ કેમ થાય? કલ્પના ન થઈ તે હવે

ખરું પડવા વખત આવ્યો. એની કુલીનતાની હદ વળી ગઈ. નણંદની દીકરી પરણાવવા ભોજાઈ આમ પલ્લું કાઢે એ અપૂર્વ વાત—જૂની આંખે જોવાનો નવો ખેલ! હું એ થવા દેવાનો નથી. એ આટલી કુલીનતા બતાવે —ઉદારતા બતાવે—ને મારા ઘરનાં ગધેડાં તે સમજે પણ નહીં! પણ હું યે સમજ્યો છતાં ન સમજ્યા જેવો રહું તો ગધેડાનો સરદાર!”

“પલ્લું કરવાનો ધારો ઘરડાઓ કરી ગયા તે એટલા સારુ કે ધણી ન હોય ત્યારે પલ્લાવાળી પગ ન ઘસે. આ રાંડ દીકરી! એનો ધણી જીવતા બશેરિયો ભાઈને માથે પડી છે તો ધણી ન હોય તો”—એવું છેક અપશુકનિયાળ ન બોલવું ગણી કોસો અટક્યો. “એનું પલ્લું એને શા કામમાં લાગવાનું છે?’ એનું પલ્લું અખય રહે ને ગુણસુંદરી કુમારીને પરણાવવા પલ્લું આપે! જો જો! બ્રહ્માને ઘેર અંધારું વળી ગયું છે તે! ગુણસુંદરી ભૂખે મરે તો સાહસરાય એને ઝેર ખાવા કોડી સરખી આપવાનો હતો? અને દુ:ખબાનું પલ્લું અત્યારે ગૂમડે ઘસી ચોપડવા કામનું નહીં! એમ હું નહીં થવા દઉં.

“આવો ધારો પડવા જ દેવો નહીં. હજી તો ચંચળને પણ છોકરાં છે. એમનાં છોકરાંથી મારું ઘર શું ઊઘડવાનું હતું? હજી તો ગુણસુંદરી બાર વર્ષનાં બેઠાં છે. જો બિચારીએ પાપ કર્યું તે!”



ડોસો પોતાને ઠેકાણે ગયો. રાત્રે સૌ સૂઈ ગયા ત્યારે સાહસરાયને બોલાવ્યો અને ગુણસુંદરીએ એને સારુ પલ્લું આપવા ઊભી થઈ છે તે સમાચાર કહી ધમકાવ્યો. સાહસરાય શરમાયો, ગળગળો થઈ ગયો અને બોલ્યો: “હું શું કરું? મારી પાસે ઝેર ખાવા જેટલું યે નથી. મને બહુ લાગે છે. તમે જ રસ્તો બતાવો તે પ્રમાણે કરું.’’ કોસાએ દુ:ખબાનું પલ્લું ગીરો મૂકી પૈસા આણવા કહ્યું. સાહસરાય નિ:શ્વાસ મૂકી કહે: “એટલું મારા હાથમાં હોય ત્યારે જોઈએ શું? મારી આબરૂ સાચવવા માગ્યું ત્યારે પણ ન આપ્યું. જો એ પલ્લું મને કામમાં આવ્યું હોત તો મારે આ વખત શું કરવા આવત? બે આને તો શું પણ એક આની પતાવે એવા મારા લેણદારો છે ને પલ્લું મળે તો હું કોઈની મદદ સિવાય ધંધો ચલાવું. જો તમને આપે તો મારી ખુશી છે.” માનચતુરને સાહસરાયની દયા આવી અને “રાંક અન્યાયી” દીકરી ઉપર તિરસ્કાર ઊપજ્યો. દીકરીને બોલાવી, ગુણસુંદરીના પલ્લાની વાત કહી, અને સાહસરાયને ધમકાવ્યો તેથી વનારે એને ધમકાવી પાણીછલ્લી કરી નાખી. “રાંડ, એક વિવેક તો કર!—તે લે એવી નથી—પણ તું વિવેકમાંથી પણ ગઈ!—ક્યાં મૂક્યાં છે તારાં ઘરેણાં?”

દુ:ખબા બોલી નહીં.

ડોસો ખાવા ધાતો હોય તેમ બોલ્યો: “બોલવું નથી? કેમ? ઊઠો સાહસરાય, મને ખબર છે તે બધું લઈ લઈએ છીએ.”

દુ:ખબા ભડકી, ઊઠી અને જે પેટીમાં દાગીના હતા તે ઉપર નજર ન જાય તેમ તેની આડે ઊભી રહી. ડોસો ચેતી ગયો કે આ પેટીમાં દાગીના છે એટલે અચિંત્યો, આંખો કાઢી, કૂદ્યો અને દુ:ખબાનું ગળું ઝાલી ઓઠ પીસી બોલ્યો: “કેમ હાથે આપે છે કે અમે લઈએ?”

બ્હીનેલી દુ:ખબાએ પેટી ઉઘાડી સૌ દાગીના બાપના હાથમાં મૂક્યા. સસરોજમાઈ તે લઈ ત્યાં આગળથી ચાલ્યા ગયા. દુ:ખબાએ આખી રાત રોવામાં, ઉજાગરો કરી કાઢી. પ્રાત:કાળે ડોસો અને સાહસરાય છાનામાના ગામમાં જઈ દાગીના ગીરો મૂકી આવી દ્રવ્ય લઈ આવ્યા.

આણીપાસ તે જ વખતે ગુણસુંદરીએ પણ પોતાના શરીર પરથી અલંકાર કાઢી વિદ્યાચતુરને આપ્યા અને વિદ્યાચતુરે તે લઈ પોતાની પેટીમાં મૂક્યા. અલંકાર વિના અડવી થયેલી પત્નીના સામું જોઈ રહ્યો.

“ગુણિયલ! આ અલંકાર ઉતારી તારા મનમાં કાંઈ દુ:ખ નથી થતું? તારા મોં પર શોકની છાયા દેખાય છે; તારા ગાલ ઉપર દુ:ખના શેરડા પડ્યા છે; હશે, હવે તારો મમત રહ્યો. જાણ્યે અજાણ્યે અલંકાર આપવાનું બોલાઈ ગયું તે તેં પાળ્યું. તમાચો મારી તું ગાલ રાતો રાખે છે. હશે, એટલાથી જ હું પ્રસન્ન છું. તું મોંએ કહે નહીં પણ મનમાંથી યે તને દુ:ખ થાય એટલું હું ઇચ્છતો નથી. ચાલ, હું આટલાથી પ્રસન્ન છું—લે, આ અલંકાર પાછા પહેર! એના વિના તું શોભતી નથી.”



ગુણસુંદરી સ્મિતહાસ્ય કરવા મંડી ગઈ.

“જો તમે કહો છો એવી મારા મનની સ્થિતિ હોત તો આ વચન દાઝ્યા પર ડામ જેવાં થાત એમાં ના નહીં. પણ મેં જે કર્યું છે તે તો તમને પણ પ્રસન્ન કરવા નથી કર્યું. મમત તો મારે એટલો ખરો કે મારું ધાર્યું કરવું. તે થયું. કુમારી પરણી અને તમને અલંકાર આપ્યા. એટલે મેં ધાર્યું હતું તે થયું. આ કામ કંઈ તમારી ખુશામત કરવા નહોતું કર્યું. અલંકાર વિના હું શોભતી નહીં હોઉં એ વાત તો ખરી હશે—રૂપગુણ વગરની સ્ત્રીને રૂપની ખોટ પૂરી પાડવાને જ અલંકાર છે. પણ મારા ચતુર! ચતુર થઈ કેમ ભૂલો છો? આપણે તો છોકરવાદીમાં પરણ્યાં હતાં. તમે મારા રૂપગુણને કે અલંકારને પરણ્યા નહોતા. એક મારી જાતને પરણ્યા હતા. કદ્રૂપી કે ગુણહીન જેવી તેવી તે હું જ—હવે તો

*જેવી તેવી હું, પ્રભુ દાસી તમારી!*

*કરુણાસિન્ધુ! લ્યો જ નિભાવી!* * ”

આ નિટક કરતી કરતી ગુણસુંદરી અતિશય સુંદર દેખાઈ. હાથે સૌભાગ્યકંકણ એ જ અલંકારમાં હતું; શરીરે સ્વચ્છ અને સુંદર એક વસ્ત્ર; પ્રાત:કાળમાં કપાળે ચંદ્રલેખા જેવી આડ કરેલી તે જ; કેશ કંઈક ચળકતા અને કંઈક છૂટા દેખાતા હતા: બાકી નખથી શિખ સુધી ગોરું લલિત અંગો

—એકલે મોંએ નહીં પણ નખથી શિખ સુધી—સ્મિત કરવા લાગ્યું, મધુર મધુર હસતું લાગ્યું. ચળકતા ભવ્ય કપાળમાં, સ્નિગ્ધ આંખોમાં અને ચંચળ કીકીઓમાં, ખંજનવાળા ગાલમાં, મલકતા ઓઠમાં, જેમાંથી તેજના અંકુર ફૂટતા હતા એવી દંતકલિકાઓમાં, અલંકારશૂન્ય લાંબી દેખાતી કંબુકંઠીની કોટમાં, કાંચળી વિનાના લાંબા કમળનાળ જેવા હસ્તના અવર્ણ્ય વિલાસમાં, સૂક્ષ્મ વસ્ત્રમાં ઢંકાઈ પાંખ ફફડાવતાં ચક્રવાકની જોડ જેવા વિલાસી વિલાસસંજ્ઞાથી ભરેલા સૂચક પયોધરયુગલમાં, કૃશોદરમાં, વસ્ત્રપટમાંથી દીસી આવતા બન્ધુર ચરણાકારમાં, અને અંતે પગની કોમળ પાનીમાં પણ સર્વત્ર પ્રસન્નતા પ્રસન્ન થઈ સ્ફુરતી હતી; અને તેનો ઉપભોગ કરનાર ચતુર વિદ્યાચતુર જડપદાર્થના અલંકાર છોડી, ચેતન શરીર અને ગુણની મધુરતાનો રસ નિરંકુશ પ્રીતિથી પીવા લાગ્યો. એ ગુણસુંદરી સામું જોઈ રહ્યો, ઊભો થયો અને ખભે હાથ મૂકી, એ સામું જોતો જોતો મનમાં ગાવા લાગ્યો:

*सितांशुका मंगलमात्रभूषणा मम*
*प्रसन्ना वपुषैव लक्ष्यसे।।* +

અત્યંત બળથી હૃદયદાન દઈ ગુણસુંદરીને પોતાના કબાટ પાસે લઈ ગયો. કબાટ ઉઘાડી, અંદર રૂપિયાની ભરેલી કોથળી દેખાડી, વિદ્યાચતુર હસતો હસતો બોલ્યો: “ગુણિયલ, તારા ગુણની સીમા જોવાને અને અલંકાર વિના પણ એકલા રૂપગુણોથી જ તું મને સુંદર લાગે છે કે નહીં તે જોઈ લેવાનું મન થવાથી આટલું કર્યું—બાકી બહેનના ખરચ સારુ રૂપિયા તો ઈશ્વરે મને આપેલા જ છે. તારા અલંકાર તો પહેર જ.”

શરમાતી શરમાતી પણ ભુજમંડળમાં લીન થતી આર્યાએ ઉત્તર ન આપ્યો.

આખરે અલંકાર પહેર્યા વિના જ નીચે ચાલી ગઈ. તે પછી થોડીક વારે માનચતુરે વિદ્યાચતુરને બોલાવ્યો અને લગ્નમાં શું શું ખરચ થયું છે, કોને કોને કેટલા રૂપિયા આપવાના છે વગેરે તપાસ કરી, અને બધી હકીકત જાણી લીધી. જમી કરી વિદ્યાચતુર બહાર ગયો એટલે સાહસરાયને સાથે લઈ, સૌને ઘેર જઈ વિદ્યાચતુરને નામ ડોસો નાણાં ભરી આવ્યો અને ખાતાં પૂરાં કરાવી આપ્યાં. જ્યારે કેટલાક દિવસ વીતવા છતાં લોકો ઉઘરાણી ન આવ્યા ત્યારે છેવટે તપાસ કરતા વિદ્યાચતુરને માલૂમ પડ્યું કે સાહસરાય અને માનચતુરે સૌના આંકડા ચૂકવી દીધા છે. પોતાનું ધાર્યું સિદ્ધ થયાથી માનચતુરનો આત્મોદ્રેક તૃપ્ત થયો. એ સર્વ એના સ્વભાવ પ્રમાણે થયું.

ગુણસુંદરીના કુટુંબમાં સર્વ વાતે હવે સિદ્ધિ થઈ અને એ કુટુંબની સંસાર ચીલે પડ્યો. માત્ર કોઈ કોઈ પ્રસંગે કંઈ નવાજૂની થતી હતી. જેમકે ગુણસુંદરીને સારું કંઈ આણ્યું હોય તો કુટુંબનાં બીજાં માણસોમાં તણાઈ જતું. એના મોટા મનને તેથી વિનોદ જ મળતો. પરંતુ આવી આવી સર્વ

બાબતોથી માત્ર એકલો માનચતુર નાખુશ રહેતો રહ્યો. એ હંમેશ કહેવત કહેતો કે "ડાહી વહુ રાંધણાં રાંધે અને ડાહ્યો દીકરો દેશાવર ભોગવે." એને હવે સ્પષ્ટ લાગ્યું કે ગુણસુંદરીને આ જંજાળમાંથી છૂટી કર્યા વિના સંસારનું ખરું સુખ એ ભોગવી શકવાની નથી. આટલી નાની વયમાં વૃદ્ધ ડોશી પેઠે તેને સદ જંજાળમાં જ રાખવી એ કામ ડોસાને કૃતઘ્ન લાગ્યું. "મેં જુવાનીનું સુખ જોયું છે, સૌને સુખ ભોગવવા મન તો થાય પણ એ મોટા મનની છે ને મનમાં આણે નહીં. એને સારું વેણી આણી તે મનોહરી લઈ ગઈ, વીંટી આણી તે દુ:ખબાએ પટકાવી, પળંગ આણ્યો તે ચંડિકાના રંગમહેલમાં ગયો—કર્કશાને આટલાં મોટાં છોકરાં થયાં તો યે પલંગ જોઈએ! અને એને સારુ કાચની હાંડીઓ આણી ત્યારે મારી ડોશલી દેવમંદિરમાં લઈ ગઈ! બધાંને બધું જોઈએ—ગુણસુંદરી ઘરડી તે એને કાંઈ જોઈએ નહીં—એને કશાનું મન જ ન થાય! ગાનચતુરને ભાન જ નથી કે હવે સ્વતંત્ર કમાઈ થઈ ત્યારે ભાઈના ઉપરથી ભાર ઓછો કરવો! ભાઈને કચરી માર! જુદો રહે તો એનું ખોટું દેખાય એવી તો એની બુદ્ધિ! હવે તો કંઈ નહીં. સાહસરાયે ધંધો કરવા માંડ્યો છે. ત્યાં દુ:ખબાને મોકલી દઉં છું, અને હું આ બધાં ઢોરને હાંકી સાથે લઈ જાઉં મનોહરપુરીમાં. ગામડું ગામ ને ખરચ પણ ઓછું, તે અહીંયાં આ છૂટી થાય, માટે એ તો સિદ્ધ! હું નહીં સમજું ત્યારે કોણ સમજશે?"



માનચતુરે ધીમે ધીમે ધારેલું કામ પાર ઉતારવા યુક્તિઓ કરવા માંડી. પ્રથમ તો એ કામ કર્યું કે સાહસરાયને પરદેશમાં હરકત પડે છે એવું નિમિત્ત કાઢી દુ:ખબાને એના પરિવાર સાથે વિદાય કરી દીધી; અને સાહસરાય રત્નનગરી આવ્યો હતો ત્યારે વાતચીતમાં સસરા પાસેથી બુદ્ધિ પામ્યો હતો તેનો ઉપયોગ કરી ધંધો ચલાવી શકતો હતો, એટલે દુ:ખબા એને ભારે ન પડી. તે પછી સમજાવી ગાનચતુરને જુદો કાઢ્યો અને ગુણસુંદરીએ તેમ ન થવા દેવા આગ્રહ કર્યો તે નિરર્થક થયો. વિદ્યાચતુરની પાડોશમાં જ બીજું ઘર ગાનચતુરનું રખાવ્યું અને ગુણસુંદરીએ પોતાના ઘરમાંથી બન્યું એટલું રાચરચીલું તેમાં નુવડાવ્યું. એમ કરતાં કરતાં માનચતુરને શરીરે કાંઈ સહજ અસુખ રહેતું થયું. તેનું નિમિત્ત કાઢી પાણીફેર કરવાને મિષે માનચતુર ધર્મલક્ષ્મીને તથા ચંચળને એના વિસ્તાર સાથે જાડે લઈ મનોહરપુરી રહેવા ગયો. ગુણસુંદરીના ઘરમાં હવે માત્ર પોતાનું કુટુંબ તથા સુંદરગૌરી એકલાં જ રહ્યાં.

આવી રીતે પક્ષીઓ પ્રાત:કાળે ઝાડ પરથી વેરાઈ જાય તેમ ગુણસુંદરીના ઘરમાંથી સર્વ જતાં રહ્યાં અને તે એકલી પડી. ઘણાક દિવસ તો તેને ઘર શૂન્ય લાગવા માંડ્યું અને ઘણીક વખત તે એકલી એકલી સૌને સંભારી રોતી. અનુકૂળ પડ્યે મનોહરપુરી જઈ આવતી પણ ખરી.

આવી એકલી પડી તે પછી પણ એને ઘણા ઘણા અનુભવ વીત્યા. કુમુદસુંદરી પછી બે વર્ષે કુસુમસુંદરી જન્મી. ત્યાર પછી એને કંઈ સંતતિ ન

થઈ. પોતે જશ વધારે મોટી થઈ ત્યાંસુધી પ્રસંગે એમ થતું કે એક પુત્ર હોય તો સારું. પણ સત્યતિ, સદભ્યાસ, સદનુભવ અને સદ્બુદ્ધિને બળે એ અસંતોષ મટી ગયો. કેટલેક વર્ષે એવાં વર્ષ આવ્યાં કે કુટુંબમાંથી એક પછી એક એમ સૌ માણસ ગત થવા લાગ્યાં. પ્રથમ ધર્મલક્ષ્મી, પછી ચંચળ, પછી ચંચળનાં સર્વ છોકરાં, તે પછી દુ:ખબા, તે પછી ગાનચતુર અને આખરે ચંડિકા: એમ સર્વ માણસ ધીમે ધીમે યમરાજના નગર ભણી ચાલ્યાં ગયાં. જુદે જુદે પ્રસંગે તે સૌના મંદવાડમાં, મરણકાળે અને તે પછીના ક્રિયાખરચને સમયે, ગુણસુંદરીને કાળજું કઠણ કરી, રોતેરોતે એકલે હાથે કામ કરવું પડ્યું. હાલમાં વિદ્યાચતુર અને ગુણસુંદરી બે જાતે જ રત્નનગરીમાં રહેતાં. કુમુદસુંદરી સાસરે જતી રહી, સર્વ ગયા છતાં વૃદ્ધ માનચતુર ઘણાક ઘા ખમી જીવતો હતો અને મનોહરપુરીમાં રહેતો હતો. તેની ચાકરી કરવા વૃદ્ધાવસ્થાને આંગણે આવેલી સુંદર પણ મનોહરપુરી જ રહેતી હતી અને વેશકેશનો ત્યાગ કરી પૂર્ણ વિધવાવ્રત પાળતી હતી. હરિપ્રસાદે ભણવું છોડી નોકરી લીધી હતી અને કુટુંબની જંજાળ વધ્યાથી મનોહરી, છોકરવાદી છોડી, માણસાઈમાં આવી હતી અને પરદેશમાં રહી કાકીજી સાથે પત્રવ્યવહાર રાખતી અને એને જ માને ઠેકાણે ગણતી. આ સર્વ અનુભવથી નુણસુંદરીનું હૃદય હતું તેના કરતાં હજારગણું કોમળ અને વત્સલ બની ગયું હતું. પાછલો કાળ તેની કલ્પનાશક્તિ પાસે તાદૃશ ખડો થતો, અને મૃત્યુના પડદા પાછળના અરણ્ય જેવા એકાંત ભાસતા પ્રદેશને વાસ્તે તેને તત્પર કરી રાખતો.



ભદ્રેશ્વર જવા સુવર્ણપુરથી આવનારી દીકરીને મળવા આતુર માતા, મનોહરપુરીમાં પોતાના ઉતારામાં ઊંચી ઓસરીમાં ઊભી ઊભી આઘેની ભાગોળ ભણી નજર નાખતી હતી તે પ્રસંગે પોતે રત્નનગરીના ઉત્તમ પ્રધાનની પત્નીનું વર્તમાન પદ ભૂલી, આવી આવી જૂની કુટુંબવાર્તા હૃદયમાં ખડી કરી, “મારી આ બે પુત્રીઓને લલાટે પણ શા શા લેખ લખ્યા હશે અને જ્યારે આટલાં બધાં મારાં માણસ મારાં મટી ચાલતાં થયાં ત્યારે આમાં પણ કોને કોનું કહેવું?” એવા વિચાર કરી આંખમાં ઝળઝળિયાં આણતી હતી અને એને આવકાર દેવા ઉતારાની આસપાસ તરવરતી ગરીબ વસ્તી એની આંખ આગળ ઝાંઝવાનાં લ પેઠે માત્ર તરતી લાગતી હતી.

---

* વિષ્ણુને મોહનમાળા ધરાવવામાં આવે છે તે કંઠથી ચરણ સુધી લટકે છે.

૧ . પાણી કાઢવાનો ર્‌હેંટ.

* ભાર્યા-સ્ત્રી-તે કોણ? કાંઈ કાર્ય સાધવું હોય ત્યારે જાણે રાજાનો મંત્રી! કાંઈ કાંઈ કામમાં સાધનભૂત થવું હોય ત્યારે દાસી! ભોજન સમયે માતા, શયનપ્રસંગે કેવી ચતુર અને તત્પર!—જાણે રંભા અપ્સરા જ! મન જાણી લઈ તેને અનુકૂળ થઈ જનારી, પૃથ્વી જેવી ક્ષમાવાળી, ગુણ વડે ભાર ઉપાડનારી અને કુળનો ઉદ્ધાર કરનારી.

૧ . કંઠ ઊંચો કરી, ડોક ઊંચી કરી, ઉત્કંઠા રાખી.

# ૬. મનોહરપુરીમાં એક રાત્રિ

મનોહરપુરીમાં ગુણસુંદરીના ઉતારાનું મકાન ગામડાના પ્રમાણમાં મોટું અને સોઈવાળું હતું. માનચતુરને વાસ્તે, સુંદરગૌરીને વાસ્તે, ગુણસુંદરીને વાસ્તે અને ચન્દ્રકાન્તને વાસ્તે, સોઈદાર જુદાજુદા ઓરડા હતા. તે સિવાય રસોડાનો ખંડ, જમવાનો ખંડ, પાણીનો તથા નાહવાનો ખંડ, એ પણ નિરનિરાળા હતા. વળી પાછળ એક વાડો અને આગળની ઓસરી એ તો જુદાં જ હતાં.

જે વખતે સરસ્વતીચંદ્ર અર્થદાસની સાથે ઘાસમાં પડ્યો હતો તે વખતથી તે છેક સંધ્યાકાળ સુધી ગુણસુંદરી, ઓસરીના ઓટલા પર એક આડી વળી સીડી દીધેલી હતી તેને અઠીંગી, રસ્તા પર નજર કરતી ઊભી હતી. હજી દિવસ બરાબર આથમ્યો ન હતો અને ગામ બહાર આઘે ઊંચા ઝાડના શિખર ઉપર સૂર્યનાં કિરણ પાછાં પગલાં ભરતાં જણાતાં હતાં. નીચે આવતી જતી વસ્તીના છૂટા છૂટા પ્રશ્નને તે ભાંગ્યાતૂટ્યા ઉત્તર આપતી હતી પણ તેનું ચિત્ત ભાગોળ ભણીનો માર્ગ અને પોતાના કુટુંબનો ભૂતકાળ બેની વચ્ચે ફેરા ખાતું હતું. છેક સાયંકાળ પડ્યો અને ચારેપાસ અંધારાની પછેડી પથરાવા લાગી ત્યારે ગામને પાધરેથી બે સવાર દોડતા દોડતા આવતા જણાયા ને નુણસુંદરીની આંખ ચમકી હોય તેમ તેમની જોડે દોડવા લાગી અને પોતાની પાસે પાસે આવવા લાગી. બંને ઠેકાણે માર્ગ મેળવી, સૌનું કૌતુક ખેંચતા ખેંચતા એ સવાર આવી પહોંચ્યા; અને પ્રથમ તેમના પોશાક ઉપરથી અને આખરે નજરે નજર મળતાં તેઓ ઓળખાયા. એ સવાર સુવર્ણપુર મોકલેલા અબ્દુલ્લા અને ફતેહસંગજી હતા; છેક ઓસરી આગળ આવી ઘોડા પરથી જ ફતેહસંગજીએ નુણસુંદરીના હાથમાં ચિઠ્ઠી મૂકી તેણે એકદમ ફોડી અને વાંચી.



"તીર્થસ્વરૂપ અખંડસૌભગ્યવતી માતુશ્રી,

હું આજ સંધ્યાકાળે નીકળી કાલ સવારો આપના ચરણારવિંદને ભેટીશ. સૌ સમાચાર સવારી કહેશે તેથી જાણજો. અત્રે મારા તીર્થરૂપ શ્વશુરજી કારભારી થયા છે અને જૂના કારભારી બદલાયા છે. મારાં સાસુજીએ તથા નણંદે આપને બહુ બહુ બોલાવ્યાં છે. હું અત્રે છું તો સુખી, પણ મારું હૈયું આજ ભરાઈ આવે છે તે કાલ તમને મળીશ ત્યારે ખાલી કરીશ. વડીલ અને કાકીને મારા દંડવત્ પ્રમાણ કહેજો અને બહેનને આશીર્વાદ. પિતાજી તો રત્નનગરીમાં હશે.

ચૈત્ર સુદ બીજ.

લિ. ચરણરજ કુસુદના દં. પ્ર."

કાગળ વાંચે છે એટલામાં માનચતુર, સુંદરગૌરી, કુસુમસુંદરી, ચંદ્રકાંત વગેરે મંડળ ભરાઈ ગયું. કાગળ લઈ ફરી ફરી કુસુમસુંદરીએ મોટેથી વાંચ્યો,

અને એક પછી એક એમ સૌએ વાંચી જોયો. ચંદ્રકાંતે પણ હાથમાં લીધો, અને આ અક્ષર સરસ્વતીચંદ્રના હાથમાં જોવાનો અભ્યાસ સરત આવતાં ઊકળતા અંત:કરણમાં નિ:શ્વાસ નાખી પાછો આપ્યો. તેટલામાં ગુણસુંદરી “એક પાસથી હૈયું ભરાઈ આવે છે તે ખાલી કરીશ” એ શબ્દો મનમાં ફરીફરીને આણી હજાર તર્ક કરવા લાગી, અને બીજી પાસથી સવારોને સુવર્ણપુરના, વેવાઈના, જમાઈના અને દીકરીના સમાચાર પૂછવા લાગી. અંતે સવાર રજા લેઈ ચાલ્યા ગયા, રાત્રિ એકદમ જગત ઉપર તૂટી પડી, ઠેકાણેઠેકાણે દીવાઓમાં તેજ આવ્યું અને તેનો છિન્નભિન્ન પ્રકાશ સ્ફુરવા લાગ્યો. ચારેપાસની વસ્તી ધીમે ધીમે રજા લઈ વેરાવા લાગી અને પોતપોતાના ઘર ભણી પ્રધાનપત્નીની સુજનતાની વાતો કરતી વળી. તેમનો અને છોકરાંનો કોલાહલ અંધકારમાં પળવાર ગાજી રહ્યો અને થોડાકમાં શાંત થયો. રાત્રિ એકલી જ રહી લાગી. વાળુનો વખત થયો અને માનચતુરે આજ્ઞા કરી કે આજ તો સ્ત્રીમંડળે પણ મારી સાથે જ બેસવું કે ઘણે દિવસે એકઠાં જમવાનો લાભ મળે. સૌ વાળુ કરવા બેઠાં. એક ગરીબ માબાપ વગરની છોકરી નુણસુંદરીએ ઉછેરી મનોહરપુરીમાં મોટી કરી હતી તે પણ પાસે બેઠી. માનચતુરને ગામડાનાં ગીતોનો રસ હતો તેથી તેણે કહ્યું એટલે વાળુની સાથે તે છોકરીએ ગીત ગાવા માંડ્યું તેમાં સૌ લીન થઈ ગયાં.

“ગુણસુંદરીબા, સાંભળજો, દીકરી સાસરેથી સંદેશો કહાવે છે:



*જઈ કહેજો મા ને બાપ, દીકરી તમારી રે,*

*મરી ગઈ સાસરિયામાંય પરદેશ નાંખી રે;*

*નણદી દે છે મહેણાં રોજ, સાસુ સંતાપે રે,*

*મારો માવડિયો ભરતાર કાળજ કાપે રે;*

*કાઢું અંતરની હો વરાળ કોની પાસે રે?*

*કરું હું કૂવો કે તળાવ? મન મૂંઝાયે રે.*

*મારો જીવવામાં નથી જીવ; પણ ઓ માડી રે!*

*તને મળવા તલસે જીવ, નથી, તું જતી છાંડી રે.*

કુસુદસુંદરીનો કાગળ મન આગળ તરતો હતો તેવી ઘડીએ આ ગીત નુણસુંદરીને ચિત્તવેધક થયું. તેની આંખ સુધી આંસુ ઊભરાયાં અને

બેબાકળી જેવી તે થઈ ગઈ. “પરદેશ નાખેલી દીકરીની આ દશા! કોઈની પાસે મનની વરાળ કાઢવાની નહીં! સુંદરભાભી! કુમુદનો કાગળ વાંચ્યા પછી મારું કાળજું કહ્યું નથી કરતું. ગા, છોકરી, ગા.” છોકરીએ જરા વધારે લહેકારી બીજું ગીત ગાવા માંડ્યું અને તેની સાથે ગુણસુંદરીનું હૃદય વલોવાઈ જવા લાગ્યું, વીંધાઈ જવા લાગ્યું, અને તે શુંભ જવી બની સાંભળવા લાગી. અન્નનો કોળિયો તેના હાથમાંનો હાથમાં જ રહી ગયો. છોકરી બોલી:

“માવડી! એક છોડી સાસરાની બારીએ એકલી બેઠી બેઠી પિયરની વાટ ભણી જોઈજોઈ નિસાસા મૂકે છે ને રસ્તામાં જનાર સાથે કહાવે છે:

*“મારા પિયરનો આ પંથ, નજર ન પહોંચે રે,*

*મારું હૈયું ઘડીમાં આજ પિયર ભણી દોડે રે.*

*ઓ આ મારગ જાનાર! પિયર મારે જાજે રે,*

*જઈ કહેજે મા ને બાપ, દીકરી સંભારે રે.*



ગુણસુંદરીએ નિઃશ્વાસ ઉપર નિશ્વાસ મૂકવા માંડ્યા.

*“ઓ વાદળના ઊડનાર! પંખી! ઊડજે રે,*

*મારે પિયર પરવડી ત્યાં જ જઈ ક્ષણું રહેજે રે.*

*પંખી બેસજે પિયરને મોભ મોટે મળસકે રે,*

*મારાં માબાપ ચોકની મધ્ય ઊભાં હોશે રે.*

ગુણસુંદરી ગળામાં રોતી સંભળાઈ.

*“મારા બાપ તે ચૌટે જાય, માવડી પૂછે રે —*

*પુછતા આવજો નક્કી આજ કે દીકરી સુખી છે રે?*

*પૂછી પૂછી એવું મારી માત ધ્રુસકે રોશે રે!"*

ગુણસુંદરીથી રોવાઈ જ ગયું.

*"પંખી અબોલડા! એવું જોઈ તું યે રોજે રે.*

"ગુણસુંદરીબા! હું અને કુસુદબહેન પણ ઓસરીમાં બેસી પોર રોજ સાંજે આ ગાતાં'તાં ને હું એમને કહેતી હતી કે તમારે યે આ મુંબઈ જવાનું આવશે ને માવતરથી નોખાં પડવાનું થશે."

કરુણરસની સીમા આવી. દીકરીની પરદેશમાં શી દશા હશે તે વિચાર સાથે સરસ્વતીચંદ્ર જેવા વરની હાનિ ગુણસુંદરીના મનમાં તરી આવી અને છોકરી પાસે છેલ્લી બે કડીઓ વારંવાર ગવરાવી અને તેની સાથે પોતે રોવાયું એટલું રોઈ.

કુસુમસુંદરી માની જોડે જમવા બેઠી હતી. આજસુધી દાદા જોડે બેસતી, પણ હવે એને તેરમું વર્ષ ચાલતું હતું અને શરીર કન્યાવયમાંથી બહાર નીકળવા લાગ્યું તેમ તેમ મન પણ વધારે સમજણું થતું ગયું. આટલું વય થતાં સુધી—કન્યાકાળ થવા આવતાં સુધી—એનું લગ્ન થવા વારો આવ્યો નહીં અને તેને લીધે યુવાવસ્થાના પ્રભાતે તેના શરીરશિખરને સ્પર્શ કર્યા વિનાનાં રાખ્યાં હોય એવું કંઈ થયુ નહીં. તેને માબાપે વિદ્યાદાન દીધું હતું છતાં મદને પોતાની કળાઓ એને શીખવવામાં રજ પણ વિલંબ કર્યો નહીં. પોતે મદનને શોધતી ન હેતી, દીઠે ઓળખતી પણ ન હતી, તેની કળાઓ શાને કહેવી તે જાણતી પણ ન હતી; છતાં અણદીઠો, અણપરખ્યો મદન એની નાડીએ નાડીમાં અને રૂવેરૂવાંમાં અગોપ્ય તનમનાટ નિરંતર મચાવી મૂકતો હતો. મુગ્ધ શૃંગારનાં પડેપડ એમનાં એમ રહેવા છતાં તેની અંદરથી આ તનમનાટ પ્રકાશ મારી રહેતો હતો. પરંતુ હજી સુધી સૌ ભુલાવો ખાતાં અને કુસુમસુંદરી નાનપણમાં જેવી મસ્તીખોર, ઉચ્છ્રંખલ અને સ્વતંત્ર હતી, વગર શીખવી કળાઓ શીખવવાની ખંતીલી હતી, અને ઉઘાડી અથવા ગુપ્ત રીતે એ કંથને લીધે હરેક નવી વાત જોતાંમાં, સાંભળતાંમાં, અનુકરણ કરતાંમાં, વિચારતાંમાં અને અનુભવી જોતાંમાં, શીખી જતી ત્યારે જ જંપતી તેમ હાલ પણ કુસુમસુંદરી નવે રૂપે એ જૂના જ ગુણો જાળવી રહી છે અને તેનામાં કંઈ નવું દૈવત આવ્યું નથી એવી જ સૌને ભ્રાંતિ રહેતી. પરંતુ એ મદનદૈવત ચકોર કુસુમના કુમળા શિરમાં ભરાઈ રહેતું, એની પાસે સોડિયું વળાવતું, વધતાં અંગ સંકોચાવતું, લજ્જારૂપી હાથવડે એનો હાથ ઝાલી એને પાછો ખેંચી રાખતું અને એના શબ્દમાં મિતાક્ષરતાને અને ચેષ્ટામાં મર્યાદાને ભરતું. જોનારનો અભિપ્રાય પણ છેક ખોટો ન હતો; કારણ મદને એને ઝાલવા માંડી હતી તેમ પોતાના

બાળપણને હજી એણે ઝાલી રાખ્યું હતું, અને તે ઉભયની સાંકળોને આધારે આ હીંચકા ખાતી હતી.

ગીતની અસરથી રોતી ગુણસુંદરીને દેખી, તેની અને સુંદરની વચ્ચે ભરાઈ બેઠેલી કુસુમસુંદરી ડોકું સૌથી દેખાય એમ બહાર કાઢી બોલી ઊઠી: “દાદાજી, જોયું કે? ગુણિયલની આંખમાં આંસુ આવ્યાં ને રુએ છે.”

અચિંત્યા આ પ્રશ્નથી સૌની એકાગ્રતામાં વિક્ષેપ પડ્યો, અને વૃદ્ધ માનચતુર વ્હાલી પૌત્રીના ઓઠમાંથી અક્ષર પડતાં મલકાઈ ગયા અને બોલ્યા: “બહેન, એ તો તારી જ આબરૂ ગઈ કે તું પાસે છતાં રુએ છે!” સૌ હસી પડ્યાં.

“ના, ના, એ તો એમ નહીં. જુઓ, એ તો રત્નનગરીમાં સરસ્વતીચંદ્રનું વાંકું બોલતી હતી ને કહેતી હતી કે બાપે બે બોલ કહ્યા, તેટલા ઉપરથી આટલો રોષ ચડાવવો એ તો છોકરવાદી છે. ત્યારે સાસુનણંદનાં મહેણાં ન સંભળાયાં અને વહુને ઓછું આવ્યું એવું ગીત સાંભળતાં જ આવડાં મોટાં ગુણિયલ રોઈ પડ્યાં ત્યારે એ છોકરવાદી નહીં? સરસ્વતીચંદ્રને તો જાતે વેઠવું પડ્યું અને આને આ તો આટલાથી જ રોજ આવ્યું! મેં તે દિવસે નુણિયલને કહ્યું હતું કે સરસ્વતીચંદ્રને ઠપકો દેતાં પહેલાં વિચાર કરજો કે આપણે પોતે એને ઠેકાણે હોઈએ તો કેવું લાગે?”

“ત્યારે તો એમ કહેને કે તું જીતી ને તારાં ગુણિયલ હાર્યાં!”

“હાર્યાં. એક વાર નહીં ને હજાર વાર.”



“બહેન, માને જિતાય નહીં, હોં!” સુંદરગૌરી એને માથે હાથ ફેરવતી ફેરવતી બોલી.

“ના કાકી. મોટાં આગળ તો નાનાં જ જીતે. જુઓને, તમે જ વાતો કરો છો કની કે ગુણિયલે ઘરમાં બધાંને એવાં જીતી લીધાં હેતાં કે દાદાજી, મોટાં મા, બે ફોઈઓ અને તમે બે કાકીઓ— કોઈનાથી ગુણિયલ આગળ બોલાય નહીં. એણે તમને બધાંને જીત્યાં ત્યારે હું એને ન જીતું?”

ચંદ્રકાંત સુધ્ધાંત સર્વને હસવું આવ્યું. ચંદ્રકાંતને પણ એની સાથે બોલવાનું મન થયું અને સ્મિત કરી બોલ્યો:

“બહેન, તમારાં માતુશ્રી જેનો વાંક કાઢે તેનો પક્ષપાત તમારાથી કેમ થાય?”

દીવાનું અજવાળું કુમુદસુંદરીના અર્ધા મુખ ઉપર પડતું હતું, અને અર્ધો ભાગ ગુણસુંદરીની છાયામાં ઢંકાયો હતો. અજવાળાવાળા ભાગ ઉપર ચંદ્રકાંત ઉત્તર સાંભળવાને નિમિત્તે જોઈ રહ્યો અને સરસ્વતીચંદ્રનો પક્ષપાત કરનારી કન્યાના મુખ પરની સાદાઈ અને પ્રસન્નતા ઉપર થઈને આવતા જતા ગૂંચવાડાવાળા વિકાર કલ્પવા લાગ્યો: “સરસ્વતીચંદ્ર,

કુમુદસુંદરી ગરીબ સ્વભાવની છે—પણ તારે યોગ્ય તો આ જ છે—કારણ એ તારા માથાની નીવડશે અને તારા સદાના ગંભીર અને આડા સ્વભાવને પાંસરો કરશે પણ—ઓ દિન ક્યાં?” નિ:શ્વાસ મૂકી, મનમાં આમ બોલી ચંદ્રકાંત જોઈ રહ્યો.

પરભાર્યા જેવા ચંદ્રકાંતની સાથે બોલવાનો પ્રસંગ આવી વાતમાં આમ અચિંત્યો આવવાથી કુસુમસુંદરી પળવાર ગૂંચવાઈ, જરીક શરમાઈ, કંઈક નીચું જોઈ રહી, આખરે ગંભીર ઠરેલ માણસનો આકાર ધારી ભાષણ કરતી હોય તેમ બોલી: “ચંદ્રકાંતભાઈ! જ્યારે એમ હોય ત્યારે તો સરસ્વતીચંદ્રે મારી બહેનનો ત્યાગ કર્યો છે તે બહેનના કુટુંબ ઉપર તમ જેવા એમના મિત્રની મમતા કેમ હોય? જેવો તમે અમારા ઉપર પક્ષપાત રાખો છો તેવો અમે સરસ્વતીચંદ્ર ઉપર રાખીએ એ અંત:કરણનો સંબંધ.”

“ખરી વાત, બહેન, એવું રોજ રાખજો.”

ચંદ્રકાંત મ્હાત થયો અને સરસ્વતીચંદ્રનો વિચાર કરી ફરી ફરી નિ:શ્વાસ મૂકી ગદ્‌ગદ થયો અને બોલતો બંધ પડ્યો. માત્ર મનમાં જ બોલ્યો: “તારે તો આ જ જોઈએ—પણ—તું ક્યાં?”

“સુંદર પાસે કુમુદ ઊછરી અને મનોહરી પાસે કુસુમ ઊછરી. મનોહરી બોલતાં હારે તો કુસુમ હારે!—કેમ કુસુમ?” ડોસાએ હસીને પ્રશ્ન પૂછ્યો. ગુણસુંદરીએ બીજી વાતો કાઢી. સુવર્ણપુરમાં વેવાઈનો કારભાર થયાના સમાચાર—એ મોટી નવાજૂની હતી; સરસ્વતીચંદ્ર સુવર્ણપુર છોડી નીકળ્યો તે ક્યાં ગયો હશે તેની કલ્પનાઓ થવા લાગી અને ચંદ્રકાંતને ચિંતાતુર બનાવવા લાગી. બહારવટિયાઓની વાતો અને કાલે કુમુદસુંદરી આવવાની એ સંધિ ભય ઉપજાવવા લાગ્યો. વાતોમાં ને વાતોમાં સર્વ જમી રહ્યાં, ઊઠ્યાં અને પોતપોતાના શયનખંડમાં જવા વેરાયાં.



ચંદ્રકાંત અને માનચતુર એક ખંડમાં સૂવાના હતા ત્યાં સૂતા સૂતા પરસ્પર વાતો કરવા લાગ્યા. માનચતુરે સરસ્વતીચંદ્ર શાથી ઘર છોડી નીકળ્યો એ વાતની સર્વ વિગત પૂછી લીધી, અને તે વિગત પૂરી પાડતાં પાડતાં ચંદ્રકાંતનો મિત્રભાવ અંતરમાં ખીલ્યો. સરસ્વતીચંદ્રનું નામ—એના ગુણની કથા—એની કીર્તિ—એ સર્વનો પ્રસંગ આવતો તેમ તેમ એની જીભ ઉપર આનંદની ઊર્મિઓ ઊછળતી; લક્ષ્મીનંદનના મનની નિર્બળતા, ગુમાનની સ્ત્રીબુદ્ધિ, ધૂર્તલાલની નિંદા, અને અંતે સર્વ કથાનું અતિકરુણ પરિણામ, એ પ્રસંગોએ એના ઓઠમાંથી તિરસ્કારના ફુવારા ઉરાડ્યા અને છેવટે અત્યંત શોકની ટાઢ આણી દીધી. વિદ્યાચતુરે સરસ્વતીચંદ્રનો દોષ કાઢ્યો હતો એ વાત પણ સવિસ્તર આવી ગઈ; અને વિદ્યાચતુરનો બાપ જ એ વાત સાંભળે છે તેની પરવા રાખ્યા વિના સરસ્વતીચંદ્રના અત્યંત સ્નેહી સ્નેહપરવશ મિત્રે વિદ્યાચતુરના મતનું ખંડન રસથી, છટાથી અને જુસ્સાથી કરવા માંડ્યું. મુંબઈની સભાઓમાં તે મહાપ્રયાસ કરતાં પણ ખીલી શકતો

ન હતો એટલા વેગથી અત્યારે તે ખીલ્યો, અને ગુણસુંદરી સામે આવી બેઠી હતી તે પણ ધૂનમાં ને ધૂનમાં જોઈ શક્યો નહીં. મિત્રભાવે અત્યારે એનામાં મહાન વક્તાની શક્તિ મૂકી દીધી, અને સરસ્વતીચંદ્ર જેવા મહાત્મા આગળ રજવાડાના રાજ્યાધિકારીઓ પાણી ભરે એટલો મોટો મારો મિત્ર છે એવા વિષયનું વિવેચન કરતાં કરતાં, માનચતુર, ગુણસુંદરી અને બીજું મંડળ ધીમેધીમે ભરાયું હતું તે સૌના અંત:કરણને ચંદ્રકાંત ટકોરા મારવા લાગ્યો, અને ન્યાયાધીશની પાસે પક્ષવાદ કરવાની પોતાની કળાની સીમા પ્રત્યક્ષ કરાવવા લાગ્યો.

વિદ્યાચતુરે ચંદ્રકાંત પાસે સરસ્વતીચંદ્રનો દોષ કાઢ્યો હતો તે સારુ ગુણસુંદરી મનમાં પસ્તાવા લાગી; નાની કુસુમ સુંદરગૌરીને ખભે પછવાડેથી વળગી ઓઠ કરડતી કરડતી શ્વાસ સરખો લીધા વગર સૌ સાંભળી રહી અને પોતાના ઊંધા મૂકેલા પગ અંધારામાં પૃથ્વી પર કંઈક પછાડવા લાગી; અને અનુભવી માનચતુર, દંશ પામેલા સ્નેહને આશ્વાસન દેવું એ પોતાનો ધર્મ સમજી, સરસ્વતીચંદ્રને નિર્દોષ ઠરાવવા, પોતાના પુત્ર વિદ્યાચતુરનો ફેંસલો ફેરવવા, પોતાના જ પાછલા અનુભવનો આધાર બતાવવા લાગ્યો, એ જ અનુભવના બાંધેલા કાયદાના સિદ્ધાંતોનું સ્પષ્ટીકરણ કરવા લાગ્યો, અને ચંદ્રકાંતે કરેલી વકીલાતને સફળ કરી, એવી એની મિત્રતાને ધન્યવાદ આપતાં આપતાં પોતે બોલ્યો હતો તેનો ઉપસંહાર કરી બોલ્યો:

"ચંદ્રકાંત, સરસ્વતીચંદ્રનો વિચાર બધું જોતાં ખોટો ન હતો. કુમુદસુંદરી ગુમાનબા સાથે રહી સુખી ન થાત એમાં કાંઈ વાંધો નથી. વિદ્યાચતુર એ વાત ન સમજે. એને ભાગ્યે અમારાં આ ગુણસુંદરી મળી ગયાં છે અને ગુણસુંદરીએ એને જગતનો માર જણાવા દીધો નથી એટલે એવો માર કેવી વસ્તુ છે એની એને કલ્પના જ નથી. આજ તો ગુણસુંદરી ભૂલી ગયાં હશે પણ એમની બાવીશત્રેવીશ વર્ષની અવસ્થા હતી, અને અમારા ઘરમાં તો સંપ હતો છતાં કેવાં કેવાં નાટક થતાં હતાં, અને એમણે એટલી નાની ઉમ્મરે કેવી રીતે સૌ શાંત કરી દીધું તે મને સરત છે. બાવીશત્રેવીશ વર્ષની છોકરીએ મારા આખા ઘરનો મોટાંને કચરી નાખે એવો ભાર ફૂલની પેઠે માથે ઝીલી લીધો, અને નાનુંનાનું શરીર રૂપાની આરતી પેઠે આખા ઘરમાં ફરી વળે અને જ્યાં ફરે ત્યાં એના અજવાળાનો ઝાત્કાર; તેમ એની શાંતિને ધન્ય કહો કે મારા જેવા વૃદ્ધથી મિજાજ જળવાય નહીં ત્યાં એના મોંમાંથી શબ્દ સરખો નીકળે નહીં. ને જો નીકળે તો કેવો? શાંત, ધીમો અને સૌને ટાઢાં પાડી દે એવો. એટલું જ નહીં પણ એના મનમાં યે કંઈ લગાડે નહીં. કેટલાંક એવાં હોય છે કે મનમાં તો લાગ્યા વગર ન રહે પણ બહાર ન જણાવે, અને આ તો એવું કે એને કોઈ ખાવા ધાય તો તેના ઉપર એ નાની સરખી છોકરી ઊલટી પ્રીતિ રાખે અને સામાની સાથે સામી ન થતાં તેને અનુકૂળ થઈ જઈ એવું તો વશ કરે કે કંઈ વાત નહીં!"

પોતાના દેખતાં પોતાની સ્તુતિ થતી જોઈ ગુણસુંદરી શરમાઈ જઈ ગૂંચવાડામાં પડી. કંઈક વિનયસૂચિત ઉત્તર દેવાનું કરતી હતી. માનચતુર તે ચેતી ગયો અને તેને બોલતી અટકાવવા હસતો હસતો એના સામું જોઈ બોલ્યો:

“ગુણસુંદરી, ઉતાવળ ન કરશો. આ કંઈ તમારી પોતાની સ્તુતિ છે એમ સમજી ફુલાઈ ન જશો હોં! આ તો તમારી નામરાશિ છોકરી આપણા ઘરમાં કેટલાંક વર્ષ ઉપર હતી તેની વાત છે. એ છોકરી તો તમે દીઠેલી યે નહીં. કહો—તમારી આંખે તમે એને દીઠેલી? — હા—બાકી ચાટલામાં જોઈ હશે.” સૌ હસી પડ્યાં.

“તમારી તો હવે મારે નિન્દા કરવાની છે, તે તમારે સાંભળવી પડશે—વડીલ નિન્દા કરે તે તો સાંભળવી જ જોઈએ કની?”

“હા, જી, હા! વડીલ કહે તે ખરું.” ગુણસુંદરીએ હસતે હસતે નરમાશથી જવાબ દીધો અને લમણે હાથ દીધો.

ડોસાએ પોતાનું કથાસૂત્ર ફરી ઝાલ્યું: ‘ચંદ્રકાંત! શી કહીએ વાત? મારા ભર્યાભાદર્યા ઘરમાં કોઈ કંઈ બોલ્યું હશે, કોઈએ કાંઈ મહેણાં દીધાં હશે, કોઈએ પાડઉલાળ ગણ્યો નહીં હોય, કોઈ ખડક્યામાંથી ખસી ગયું હશે, કોઈનું નચાવ્યું નાચવું પડ્યું હશે, પોતાને માટે સાચવેલી સારી ચીજ કોઈ પટકાવી પડ્યું હશે, કોઈએ કાયર કાયર કરી મૂક્યાં હશે, અને આવાં આવાં કેટલાંક વર્ષ ગયાં હશે, પણ ગુણસુંદરીનો નથી ઓઠ ફફડ્યો કે નથી એમણે મારા વિદ્યાચતુરને કંઈ જાણવા દીધું! વિદ્યાચતુરને તો એમણે રોજ પોતાની હરકતોથી અજાણ્યો જ રાખ્યો છે. એમનાં દુ:ખ—સુખ એ કદી જાણવા પામ્યો જ નથી, ને કુટુંબના દુ:ખ કેવાં હોય છે તેનો તો એ બિચારાને અનુભવ જ થવા દીધો નથી—સ્વપ્ન સરખું પણ આવવા દીધું નથી! કેવી વાત? આ તે કંઈ સ્ત્રીનું સ્ત્રીપણું? બીજી કોઈ સ્ત્રી એમની દશામાં હોય તો રોઈ રોઈને ધણીને નિરાંતે સૂવા ન દે અને સંસારનું દુ:ખ શું છે ને પરણીને પસ્તાવું તે શું તેનો પૂરેપૂરો અનુભવ કરાવી દે. એનું નામ તે સ્ત્રી કે જે પોતાના દુ:ખનો પતિને ભાગિયો કરી દે. અને આ અમારાં ગુણસુંદરી તો એકલપેટાં જ! બધું દુ:ખ જાતે વેઠ્યું, કોઈને કહ્યું પણ નહીં, સૌ વાતમાં ઘૂંટડા ગળી ગયાં, પોતાના દુ:ખમાં કંઈ ભાગ વિદ્યાચતુરને આપ્યો નહીં અને સૌ દુ:ખ જાતે જ વેઠી લેવું—સૌ જાતે જ એકલાં લેવું—સમજ્યાં! મારા વિદ્યાભાઈ દુ:ખના અનુભવ વગરના રહ્યા, અને સરસ્વતીચંદ્રને ઓરમાન માના હાથમાં ગયેલા બાપના બોલનો ચાટકો કેમ લાગ્યો હશે તે અમારા અનુભવ વગરના વિદ્યાભાઈના સમજ્યામાં ન આવ્યું તેનું કારણ અમારાં આ ગુણિયલ!—જો આ વાત કરું છું ત્યારે કેવાં શરમાઈ જાય છે? — પોતાનો વાંક તે કોને કહે? એમણે મારા વિદ્યાને એટલું સુખ આપ્યું છે ને દુ:ખનું નામ સમજવા દીધું નથી એવું કામ કોઈ સજાત સ્ત્રીએ કરવું નહિ! ધણીને દુ:ખનો અનુભવ ન કરાવે પોતાના દુ:ખનાં રોદણાં રોઈ રોઈ કાયર ન

કરે—એ સ્ત્રીની જાત? માટે ચંદ્રકાંત, મારા પુત્રનાં વચન સામું જોવું નહીં અને ગુણસુંદરીનો જ વાંક કાઢવો કે વિદ્યાના કાનમાં સુખ વગર બીજો શબ્દ આવવા ન દીધો!

"આટલો દોષ એમનો. મારા પુત્રનો દોષ એટલો કે એણે એમ જાણ્યું કે આખા જગતમાં ઘેરઘેર ગૂણસુંદરીઓ જ વસતી હશે ને ગુણસુંદરી થવું તે રમત વાત હશે. ઘેબર ખાનાર જાર ખાનારની કથા ક્યાંથી જાણે? પણ હું તો જાણું છું. સરસ્વતીચંદ્રને લક્ષ્મીનંદનનાં વેણ વસમાં લાગ્યાં તે લાગે જ. એ કુમળું ફૂલ! એ તે હિમના કડકાનો મારા કેમ સહી શકે? એનું શું ગજું? એણે ધાર્યું તે ખોટું નહીં; મારી ગરીબડી કુમુદ ગુમાનના હાથ નીચે એકલી એકલી કચરાઈ રિબાઈ મરી જાત! ગુમાનના સામાં તો મારાં ગુણિયલ પણ ન ટકે તો કુમુદ તે કોણ માત્ર? ગુમાનને તો સામું લાંઠ માણસ જોઈએ—મારી કુસુમના જેવું—કેમ કુસુમ? ગુમાનને તું પાંશરી કરે કે તને ગુમાન પાંશરી કરે?"

"હા. તે અમે એવાં પક્કાં હઈશું?" કુસુમ સુંદરને ખભેથી ઊતરી આઘી બેસી બોલી: "દાદાજી! તમે જ પક્કા છો. ગુણિયલનો વાંક કાઢવાનું નામ દઈ વખાણ કર્યાં!"

"શું પક્કાઈમાં કાંઈ ખોટું છે?"



"ના, શું કરવા? દાદા પક્કા ત્યારે દીકરી પણ પક્કી જ હોય કની? લો, તમારી વાત કરો— આડી વાત ક્યાં કાઢી?"

માનચતુર પાછો વાતમાં પડ્યો: "ચાલો ત્યારે, હવે તારી માનાં વખાણે નહીં કરીએ ને વાંકે નહીં કાઢીએ. ચંદ્રકાંત! સરસ્વતીચંદ્રને રોગ પરખતાં આવડ્યો પણ ઔષધ આવડ્યું નહીં એમાં તો તમે પણ ના નહીં કહો. એમણે કુટુંબ છોડી વનવાસ લીધો એટલી બુદ્ધિ ઓછી. લક્ષ્મીનંદનથી જુદા રહેવામાં કંઈ બાધ ન હતો. ખરું પૂછો તો મને સાહેબલોકનો ચાલ ઘણો ડાહ્યો લાગે છે કે પરણ ક્યારે કે જુદા રહેવાની તાકાત આવે ત્યારે જ, અને પરણે એટલે જુદાં જ રહેવું. આપણો ચાલ પણ ખોટો નથી, પણ તે ક્યાં સુધી કે બધાંની આંખમાં અમીદૃષ્ટિ હોય ને બધાંમાં સંપ હોય ત્યાંસુધી. સાહેબલોકને હુતો ને હુતીનું સુખ—પણ આપણા કુટુંબનું સુખ તેઓ સમજતા નથી. આ મારી આસપાસ આ બધો વિસ્તાર ભરાઈ બેઠો છે ને જે આનંદની રેલ આપણે ચાલે છે, ને હું જાણું છું કે મારાં નુણસુંદરી અને ગુણસુંદરી જાણે છે કે મારા વડીલ, એ સુખનું સાહેબલોકને સ્વપ્ન પણ નહીં હો! સાહેબલોકમાં દીકરાને ઘેર સાસુ ને સાળી પોસાય અને ઘરડાં માબાપ એકલાં પગ ઘસે! આપણાં કુટુંબમાં તો કહો કે મારો અને આ મારી અનાથ ગરીબડી સુંદરગૌરી બેનો, વગર ઉતરાવ્યે વીમો ઉતરાવ્યો છે, અને અમારી આશિષ છે તે ગુણસુંદરીને આનંદ જ રહેવાનો. અમારાં જેવાં ઘરડાં, લૂલાંલંગડાં અને નિરુદ્યમી, ગુણસુંદરીને માથે પડ્યાં છીએ

અને વિદ્યાચતુરની ટૂંકી કમાઈના દિવસ હતા ત્યારથી એનું લોહી ચૂસી લેતાં આવ્યાં છીએ—"

"શું વડીલ, શું બોલો છો? કંઈક તો અમારા પર દયા રાખો!" ગુણસુંદરી બોલી ઊઠી.

"સાંભળો તો ખરાં. આમ છે છતાં અમે પણ એમને કોઈ વખત કામે લાગ્યાં હોઈશું અને આજ અમારાથી લોકમાં અને પરલોકમાં એમને સુકીર્તિ છે, પણ આ વખત આવતાં સુધી ટકી રહે એવાં ગુણસુંદરી મારા જ ઘરમાં છે, બીજે કોઈ ઠેકાણે નથી. ગરીબ અને પગ ઘસતા દીકરાઓની કમાઈ ઉપર દબાણ મૂકવું, ડાહી અને મહેનતુ વહુરોને મજૂરી કરાવી કચડવી, તેમને જુવાનીનું સુખ અને જુવાનીનો ઉમંગ જોવા વારો જ ન આવે તેમ એમની પાસે રહી એમને કેદ રાખવાં, તેમના ઊગતા ડહાપણને અને તેમની નવી બુદ્ધિને પોતાના કોહ્યાપણામાં છેક પરતંત્ર કરી નાંખવાં—એનાથી વધારે નિર્દયતા કઈ હશે? અને જાણ્યે અજાણ્યે અને સમજ્યે અથવા અણસમજ્યે કેટલાં માબાપ અને કેટલાં સાસુસસરા આવાં નિર્દય થાય છે તેનો મને અનુભવ છે. બોલનારી અને લડનારી વહુરોના દુ:ખ બધે ગવાય છે અને કપૂત દીકરાઓનાં પરાક્રમ જ ગતજાણીતાં છે; પણ ડાહ્યો દીકરો દેશાવર ભોગવે અને ડાહી વહુ રાંધણાં રાંધે એ કહેવત પ્રમાણે, ન બોલનારા દીકરાઓ અને ન બોલનારી વહુરોની ખબર કોને છે? માબાપ અને સાસુસસરાઓનો ધર્મ એ છે કે આવાં બાળકની દાઝ પોતાની મેળે જાણવી અને ન બોલે તેને બેવડો માર ન મારવો અને મીઠા ઝાડનાં મૂળ ન કાપવાં. કોઈ માબાપ જાણી જોઈને માર મારતાં નથી, પણ જાણી જોઈને કે અજાણ્યે કચરાય તો યે ફૂલ તો ચોળાય જ! માટે મારો અનુભવ એવું કહે છે કે ઘરડાંઓનો તેમ ભાઈભાંડુઓનો ધર્મ એવો છે કે પોતે છૂટા થવાય કે ન થવાય તોપણ સામાને છૂટાં થવા દેવા અવસર આવે એવી રીતે પોતે જાતે જ ખસતાં રહેવું. સરસ્વતીચંદ્ર મોટા થયા ત્યાંથી જ એમને લક્ષ્મીનંદને ભેગા ને ભેગા અને છૂટા ને છૂટા એમ રાખ્યા હોત તો આ વખત ન આવત. કુસંપ થવા પહેલાં સંપને વખતે જ પોતે છૂટાં થવું અને સામાને છૂટું કરવું એમાં માણસની દીર્ઘદૃષ્ટિ છે, ડહાપણ છે, ચકોરતા છે અને એ જ એનો ધર્મ છે. એ વાતમાં લોકલજ્જાનો પ્રતિબંધ ગણવો એ મૂર્ખતા છે. જ્યારે મોડુંવહેલું પેઢીએ બે પેઢીએ જુદું પડ્યા વિના છૂટકો નથી ત્યારે સમય સમજી જાતે છૂટાં પડવું એ તો સંસારવ્યવહારની પ્રવીણતા રાખવા જેવું છે. માબાપથી કેમ જુદાં રહેવાય? એવો વિચાર સરસ્વતીચંદ્ર દુર ન કરી શક્યા તે એટલું જ બતાવે છે કે એ ભણ્યા પણ ગણ્યા નહીં. — એમાં શી મોટી વાત હતી? — જુદું રહેવું એ સંસારનો રસ્તો છે તો એમાં ઓસંગાવું શી બાબત? સરસ્વતીચંદ્રને એ વાતમાં લાજ લાગી તેનું કારણ એ જ કે હજી એ બાળક છે. મેં તો કેટલાંક સિદ્ધાંત જ કરી મૂકેલા છે તેમાં એક તો એ કે બે બૈરાંને એક ઘરમાં રહેવા ન દેવાં અને બીજું—ક્યાં પુરુષ

કે ક્યાં સ્ત્રી—સૌને છૂટાં રહેવા દેવાં, અને મારે જાતે કેટલું કરવું કે સૂર્ય પોતે પૃથ્વીથી દૂર અને છૂટો રહી આપણને પ્રકાશ અને તાપ બે વાનાં આપે છે અને લોકનાં ઢાંકેલાં છાપરાં તળે અને ખૂણેખાંચરે શું થાય છે તે જોતો નથી અને તેની ચિંતા કરતો નથી તેમ મારે પણ કુટુંબમાં એ સૂર્યની પેઠે રહેવું; તેમાં સૌને સુખ છે અને સૌનું કલ્યાણ છે. કુટુંબમાં વૃદ્ધજનનો ધર્મ આ છે અને તે સૌ વૃદ્ધોએ પાળવો જોઈએ છે—જો પોતાના કુટુંબ ઉપર ખરી પ્રીતિ હોય અને જો સૌનું સુખ વાંછતાં હોઈએ તો. તેમ હોય તો વૃદ્ધાવસ્થા મને સુખરૂપ છે તેવી થવાની, તેમ નહીં હોય તો તેવા વૃદ્ધોએ છોકરાંને ગાળો દઈ ગાવું કે 'ઘડપણ કોણે મોકલ્યું?' તમે સર્વ વૃદ્ધ થશો માટે આટલું કહી મૂકું છું, અને આજને વાસ્તે તો એટલું કહું છું કે સૌના સુખને વાસ્તે ઘરમાં કે કુટુંબમાં કાંઈ કરવાનું આવશ્યક લાગે તો બાયડીઓની પેઠે અને સરસ્વતીચંદ્રની પેઠે 'આમ કેમ થાય?' કરી લજવાશો નહીં, પણ જે ઠીક લાગ્યું તે ધૈર્યથી અને ખબરદારીથી કરી દેવું જ અને રજ પણ આશંકા ન ગણવી. *आहारे व्यवहारे च स्पष्टवत्का सुखी भवेत्।* "

આ સર્વ વાર્તાપ્રસંગમાં શ્વશુર પાસે મર્યાદા રાખવાના સ્વભાવવાળી ગુણસુંદરી કંઈ બોલ્યા ચાલ્યા વિના બેસી રહી હતી તે માનચતુરનું ભાષણ થઈ રહ્યું એટલે મોં મલકાવી ધીમે રહી બોલી: "આજે મારા આગ્રહનો તિરસ્કાર કરી મારા જેઠને જુદા રાખ્યા અને પાણીફેરનું નિમિત્ત કાઢી આપ અહીંયાં રહેવા આવ્યા તેનો મર્મ પણ આજ કે?"



ડોકું ઊંચું કરી, આંખો વિકસાવી, મૂછે તાલ દઈ, વક્ર મુખે હસી પડી. આડંબર કરી, ડોસાએ એકદમ ઉત્તર દીધો: "હાસ્તો વળી!" મિતાક્ષર અને વેગભર્યો ઉત્તર સાંભળી ગુણસુંદરી ચૂપ થઈ ગઈ.

વિદ્યાચતુરની વાતથી ચંદ્રકાંત જેટલો મિજાજ ખોઈ બેઠો હતો તેટલા જ પ્રમાણમાં માનચતુરની કંઈક અસંબદ્ધ પણ વેગવાળી અને અનુભવી વાતચીતથી તે ઠંડોગાર થઈ ગયો, અને રત્નનગરીના પ્રધાન કરતાં પ્રધાનના પિતાની બુદ્ધિ આટલી વયે આવી ઉત્તેજિત જોઈ ચકિત થઈ જોઈ જ રહ્યો—સાંભળી જ રહ્યો.

રાત ઘણી ગઈ હતી અને સર્વ પોતપોતાના શયનખંડ ભણી વેરાયાં. સર્વને મોડીવહેલી નિદ્રા આવી. માત્ર ગુણસુંદરી ઉઘાડી આંખે સૂતી. તેનું સ્વાભાવિક ધૈર્ય આજ કુમુદસુંદરીના વિચારથી, અનિષ્ટ શંકાઓથી અને ઉદ્વેગકારક તર્કોથી ખસી ગયું હતું. થોડીક વારે સુંદરગૌરીની આંખ સહેજ ઊઘડી જતાં એણે ગુણસુંદરીને જાગતી અને રોતી જોઈ, અને જોતાંમાં જ તે જાગૃત બની પૂછવા લાગી: "ગુણિયલભાભી, શું થાય છે? કેમ રુઓ છો?" ગુણસુંદરી બેઠી થઈ અને સુંદરની છાતી ઉપર માથું નાખી રોઈ પડી: "સુંદરભાભી, આજ મને કંઈ કંઈ વિચાર થયા કરે છે અને રોવાઈ જવાય છે. તેમાં કુમુદનો કાગળ સંભારું છું ત્યારે કોણ જાણે શું દોહ્યલું મને ભરાઈ

આવે છે ને રહેવાતું નથી.” આટલી વાતચીત થાય છે એટલાથી ચકોર કૂસૂમ ઊઠી ઊભી થઈ, અને તે ઊભી થઈ નથી એટલામાં બારણે કોઈ કડું ઠોકતું અને ધીમેથી બોલાવતું સંભળાયું: “ગુણસુંદરીબા, ગુણસુંદરીબા, જરી ઉઘાડો!” સૌએ કાન માંડ્યા; કુસુમ બોલી ઊઠી: ફતેહસંગનો સ્વર! ગુણિયલ, ઉઘાડું?” હાનો ઉત્તર મળતાં એ ઊઠી અને બારણું ઉઘાડતાં ફતેહસંગ હાથમાં ફાનસ લઈ દાખલ થયો; અને ફાનસ પાસે મૂકી ગુણસુંદરીનાથી કંઈક છેટે બેસી, તલવાર ઊભી રાખી, તેની મૂઠ ઉપર હાથ મૂકી બોલ્યો:

“બધા વચ્ચે કહેવાય નહીં એવી વાત હતી એટલે તે વખત કહી નહીં. તે હવે કહેવા આવ્યો છું.”

સૌની આતુરતા વધી. ફતેહસંગે કુસુદસુંદરીએ સરસ્વતીચંદ્ર વિષે કહાવેલા સમાચાર કહ્યા અને બહારવટિયા એને ખેંચી ગયા ત્યાંસુધી અથ—ઇતિ કહી બતાવ્યું. છેવટ વધારે પત્તો મેળવવા હરભમજી ગયો હતો તે પણ કહ્યું.

ગુણસુંદરી અકળાઈ. “હેં! શું સરસ્વતીચંદ્ર જડ્યા યે ખરા ને ખોવાયા પણ ખરા? શું એને બહારવટિયા ખેંચી ગયા? અરેરે! સુંદર! એમનો ઉતારો બુદ્ધિધનને ઘેર હતો—કુમુદના પત્રનો અર્થ સમજ્યાં હતાં? હૈયું ખાલી કરવાનુંએ લખે છે તે એ જ—બીજું શું? — વડીલને અને ચંદ્રકાંતને ઉઠાડી સમાચાર કહીશું?”

“બા જી, શું કામ છે તેમને અત્યારે મોડી રાત્રે જગાડીને?” ફતેહસંગ બોલ્યો.

“ચંદ્રકાંત નામના સરસ્વતીચંદ્રના ભાઈબંધ છે તે બિચારા એમને જ શોધવા આવ્યા છે.” સુંદર બોલી.

ગુણસુંદરી કંઈક શાંત થઈ; વિચારમાં પડી, નિ:શ્વાસ મૂકી બોલી: “શા સારા સમાચાર કહેવાના છે? દુ:ખના માર્યા અને થાક્યાપાક્યા બિચારા અત્યારે જ સૂતા છે તે સૂવા દો. જાગીને શું કરવાના હતા? સમાચાર જાણશે એટલે આખી રાતની ઊંઘ ખોશે ને હરભમ આવ્યા સુધી કંઈ કરવાનું નથી. જા, ભાઈ ફતેહસંગ, સવારે જ સૌને જગાડીશું. પણ હરભમ આવે એટલે તરત એને લાવજે ને એમને જગાડજે.”

ફતેહસંગ બારણું વાસી ગયો. કુસુમે સાંકળી વાસી અને ગુણસુંદરી બોલી: “સવાર સુધીમાં વળી કોણ જાણે શાયે સમાચાર આવશે. ચંદ્રકાંતને ભાઈબંધનો દોષ ન વસે પણ આવી દશામાં આવી પડવાનું સરસ્વતીચંદ્રને એવું શું કારણ હતું?”

સુંદર બોલી: “ભાવિમાં લખેલું તે એ પણ શું કરે?”

કુસુમ ગાતી ગાતી ગણગણી: “લખ્યા લેખ મિથ્યા ન થાયે લગાર.”

સુંદરગૌરીએ કુસુમને ખેંચી કેડ સરસી ચાંપી.

ફરી બારણું ખખડ્યું. સૌ ચમક્યાં અને કાન માંડ્યા.

“કોણ?”—ગુણસુંદરી બોલી અને તેને બોલે રાત્રિ ભેદાઈ.

ફતેહસંગ ઘરમાંથી નીકળ્યો અને તરત અંધારામાં સામા બે માણસના આકાર આવતા દેખાયા. તે આકાર ચોરના છે કે શાહુકારના, ભૂતના કે માણસના, શત્રુના કે મિત્રના, તે સમજાયું નહીં ત્યાંસુધી ફતેહસંગ કમર બાંધી, સજ્જ થઈ સામો ચાલ્યો અને ખોંખારી, ઊંડા અંધકારમાં પડઘા કરાવતો બોલ્યો: “ખમા મહારાજ મણિરાજને! કોણ આવે છે એ?”

ઊંડાણમાંથી બે સુખમાંથી એકઠો ઉત્તર મળ્યો: “ખમા મહારાજ મણિરાજને!”

સૌ એકઠા થયા અને સ્વરથી સૌએ એકબીજાને ઓળખ્યા. રાત્રિના પ્રથમ પહોરમાં ગામના ત્રિભેટામાં બહારવટિયાઓનું રાવણું મળ્યું હતું તે સર્વ વાત ઝાડની ડાળમાં બેસી પ્રત્યક્ષ કરી, રાવણું વેરાયા પછી ઉતાવળે પગલે ગામમાં આવી, મુખી પટેલને મળી. એને સાથે લઈ, ગુણસુંદરીને અને માનચતુરને કહેવા ઝડપથી હરભમજી આવતો હતો તે ફતેહસંગને મળ્યો. અંધારામાં સુખ અને કાન વચ્ચે વાત ચાલી.



“કોણ? હરભમજી?”

‘એ જ. કોણ? ફતેહસંગજી?”

‘એ જ. પાછળ કોણ છે?”

“મુખી પટેલ.”

“ઠીક થયું, ચાલો, ગુણસુંદરીબા વાટ જ જુએ છે.” ફતેહસંગ સૌમાં આગળ ચાલ્યો, બારણું ઠોક્યું અને ગુણસુંદરીનો “કોણ?” એ પ્રશ્ન નીકળતાંમાં જ ઉત્તર દેવા લાગ્યો.

“બા! ઉઘાડો. એ તો હું ફતેહસંગ અને હરભમજી.”

ઉત્તર પૂરો થતાં પહેલાં બારણું ઊઘડ્યું અને કુસુમના હાથમાં ફાનસ હતું તેનું અજવાળું ત્રણે પુરુષોનાં મોં ઉપર બરોબર પડ્યું. બારણાં વાસી સર્વ અંદર આવ્યાં. ગુણસુંદરી અને સુંદરી ખાટલામાં બેઠાં, કુસુમ તે બેની વચ્ચે ભરાઈ ગઈ. મોં આગળ ખાટલા પાસે ફાનસ મૂક્યું, થોડે છેટે સામા પુરુષો બેઠા, અને તેમાં જશક આગળ ઊંધે પગે બેસી હરભમજી ખોંખારતો ખોંખારતો સમાચાર કહેવા લાગ્યો. અથથી તે ઇતિ સુધી બહારવટિયાઓની કથા અને કુસુદસુંદરીને પકડવા તેમણે કરેલો સંકેત આખર કહી બતાવ્યો અને કહેતો કહેતો બોલ્યો:

"બા, રજ પણ ગભરાશો નહીં. એક પાસ બુદ્ધિધનભાઈની હાક વાગે છે અને બીજી પાસ મહારાજ મણિરાજના નામથી જગત કંપે છે. વિદ્યાચતુરભાઈના છોરુ ઉપર હાથ ઉપાડનારનું ભવિષ્ય ફરી વળ્યું સમજવું."

સુંદરગૌરી રોઈ પડી, કુસુમ કંપવા લાગી અને ગુણસુંદરી સજડ થઈ ગઈ: "ફતેહસંગ, એકદમ વડીલને જગાડ."—સૌ માનચતુરના શયનખંડ ભણી દોડ્યાં.

સૌના પગના ઘસારાથી જ, વગર ઉઠાડ્યા માનચતુર અને ચંદ્રકાંત જાગી ઊઠ્યા અને બારણું ઉઘાડી બહાર આવ્યા અને ગભરાયેલા જેવા પૂછવા લાગ્યા: "શું છે? શું છે?"

ગુણસુંદરીએ ઉતાવળથી સર્વ સમાચાર કહી દીધા. સરસ્વતીચંદ્ર બહારવટિયાઓના હાથમાં ગયો સાંભળતાં જ ચંદ્રકાંત નરમ બની ગયો. એનું તો જે થયું તે થયું—તરત તો કુમુદસુંદરીને બચાવવાના વિચારની વધારે અગત્ય હતી—પ્રધાનની બાળાના ઉગ્ર ભાવિના શીઘ્ર કર્તવ્ય આગળ સરસ્વતીચંદ્રના સમાચાર, ભૂતકાળના સમાચાર જેવા બની, પ્રાત:કાળના ચંદ્રોદય પ્રસંગે ચંદ્ર દેખાતાંમાં જ સૂર્યપ્રકાશમાં લીન થાય તેમ થયા. માત્ર ચંદ્રકાંત જ એ સમાચારથી અંતરમાં દાઝતો રહ્યો અને ખીજવાતો ગયો; સરસ્વતીચંદ્રના હઠાગ્રહને ગાળો દેવા લાગ્યો તેમ જ પોતાની પણ મૂર્ખતાને ગાળો દેવા લાગ્યો: 'મેં આ ડહાપણ કરી પત્ર લખ્યો તે સુવર્ણપુર પહોંચેલો. તેમાં જ એણે સુવર્ણપુર પણ છોડ્યું; દીન બની વિચારવા લાગ્યો, 'હવે મારે તને ક્યાં ખોળવો?—મને એ પત્ર લખવો ક્યાં સૂઝ્યો!—કુમુદસુંદરી હેમક્ષેમ ગુણસુંદરીને મળે ત્યાં સુધી સરસ્વતીચંદ્રની શોધની વાત તે હું શી રીતે એમના આગળ કરવાનો હતો?' આ સર્વ પ્રશ્નોત્તર એના મનમાં જ થયા. બાહ્યપ્રસંગ કુસુદસુંદરીની બાબતની ગભરામણનો જ સાક્ષી રહ્યો.

સર્વ વાત ગુણસુંદરીએ પૂરી કરી, એટલે માનચતુરે હરભમજી સાથે કેટલાક પ્રશ્નોત્તર કર્યા. હવે શું કરવું તે વિષે તેની સાથે તેમ જ મુખીની સાથે ટૂંકી ગોષ્ઠી જેવું કંઈક કર્યું. આખરે મુખી અને સવારોની સૂચનાઓ ઉપર સુધારાવધારા અને વિચાર કરી, પળવાર શાંત વિચારમાં પડી. વીજળી ઝબૂકે તેમ કંઈ વિચાર સૂઝી આવતાં માનચતુરે ત્વરાથી આજ્ઞા આપી:

"મુખી પટેલ, તમારા કહેવા ઉપરથી એમ જણાય છે કે ગામમાં ચાળીસેક સવાર અત્યારે તૈયાર છે—એ બહુ સારો જોગ બન્યો છે; હવે જુઓ આ પ્રમાણે વ્યવસ્થા કરો. આપણા ચાળીસ સવારોમાંથી પાંચ ટુકડીઓ કરી દેવી. જ્યાં કુમુદને અટકાવવાની ધારી છે ત્યાં આગળ વધારેમાં વધારે માણસોની ટુકડી રાખવી. એક ટુકડી આ ગામમાં જ રહે; બીજી ટુકડીએ ત્રિભેટાના વડની પાસેથી તે વાઘજી ફરતો હોય તેની પણ પેલી પાસ સુધી ફરવું. નદીના પુલ પાસે—આ પાર—બહારવટિયાઓની

ઢોલ હોય તેની અને નદીનાં કોતર બેની વચ્ચે ત્રીજી ટુકડી રહે; ચોથી ટુકડીને ક્યાં રાખીશું? હા, સુભદ્રા નદીને પેલે તીરે, જ્યાં આગળ રસ્તો બે વનની વચ્ચે પેસી આવે છે તેની પણ પેલી પાર, સુવર્ણપુરના રસ્તા ઉપર સુવર્ણપુરભણીની દિશામાં બને તેટલું વધારે,—એ રસ્તા પર જ ચોથી ટુકડીએ રહેવું. પાંચમી ટુકડી સૌ ટુકડીઓને મૂકી કુસુદ આવવાની છે તે રસ્તે જઈ તેને મળે. લઈ જવા લાવવા ફરે.

"વળી જુઓ, બીજું સરત રાખવાનું છે. મુખી પટેલ સૌ રસ્તાના ભોમિયા છે માટે એતે વડ પાસે રહી વડથી નદી સુધી બધે રસ્તે હેરાફેરા કરવા. પટેલ, તમારે રુઆબબંધ દોડાદોડ કરી મૂકવી અને તમારી ખબરદારીથી અંજાશે તો લુચ્ચાઓની તાકાત નથી કે ચેંચું કરવાની હિંમત કરે. મારી ખાતરી છે કે ચંદનદાસ અને વાઘજી બે જણ તારાથી સચવાશે. મનહરપુરીમાં ટુકડી રાખવાની છે તે તો ગમે તે સાધારણ પણ સાવચેત માણસને સોંપજો."

હરભમ બોલી ઊઠ્યો: "હાજી, બરાબર છે. વિદ્યાચતુરભાઈના બંદોબસ્તમાં કોઈની આંગળી ખૂંપે એમ નથી અને મણિરાજ મહારાજની આણથી બધો મુલક થરથરે છે—તે ત્યાં વગર ફોજ ફોજ છે. આ ગામમાં માણસો રહે તે તો ઠીક ગમે તેને રાખો."



પુત્રની સ્તુતિથી ઉત્કર્ષ પામતો ડોસો બોલ્યો: "હરભમ, મુખી વડથી તે નદી સુધીનો રસ્તો સાચવી શકશે, એમાં વાંધો નથી." હરભમનો મત માગતો હોય, અને મુખીની હિંમત નાણી જોતો હોય તેમ ડોસો તેમના સામું જોઈ રહ્યો. મુખીએ તરવાર પર હાથ મૂકી દાંત પીસ્યાં તે દીવાને અજવાળે ચળક્યા. શુભ શકુન ગણીને ડોસો બોલવા લાગ્યો. "ફતેહસંગ, તારે પુલ આગળ અને કોતરોમાં રહેવું અને ભીમજીને અને પ્રતાપને આંચમાં રાખવા. એ તો તને આવડશે." ફતેહસંગે પોતાની મૂછો આમળી.

"હરભમ, સૌથી વધારે જરૂરનું કામ તને સોંપું છું. કેમ થશે કે તારાથી?"

હરભમ હસ્યો: "ગાજ્યો મેહુલો વરસે નહીં, માટે ગાજ્યું કાંઈ વધારે છે?"

ડોસો: "ઠીક, ત્યારે વરસો. અત્યારે ને અત્યારે તારે સુરસંગનો પત્તો ખોળી કાઢવો અને ચોથી ટુકડી લઈ એવી રીતે રહેવું કે એના સાથી એની સાથે મળવા કે સંદેશો પહોંચાડવા પામે નહીં અને ભાઈસાહેબ નદી કે રસ્તો ઓળંગી પેલી પાસ જવા પામે નહીં અને જ્યાં જાય ત્યાં તને જ સામો દેખે!"

હરભમ આ મોટા કામથી ખુશ થઈ બોલ્યો: "બસ, એ તો થયું સમજો. પણ હજી એક ટુકડી રહી."

ડોસો: “તારા મનમાં ધીરજ નથી તે બોલવા સરખું ક્યાં દે છે જે? એ ટુકડી અબ્દુલ્લાને સોંપું છું.”

“અબ્દુલ્લો તરવારબહાદુર છે પણ ત્યાં તો બુદ્ધિવાળું કપાળ જોઈએ. કુમુદબહેનને આવવાનું ત્યાં આગળ પરતાપ પણ પાસે રખડવાનો; તૈ કપટ કરવાનો એ નક્કી. અબ્દુલ્લો એને નહીં પહોંચે.” હરભમ બોલ્યો.

ડોસો બોલ્યો: ‘હું જઈશની અબ્દુલ્લા જોડે જે!” ડોસો છાતી કાઢી બોલ્યો.

હરભમ: “ત્યારે તો ઉત્તમ.”

“ના, ના, વડીલ, તમારે એ જોખમમાં પડવાનું નહીં. વૃદ્ધ શરીર અને આપણો ધંધો નહીં.” ગુણસુંદરી બોલી ઊઠી.

ડોસો હસ્યો: “વારુ, ગુણસુંદરી, ડોસાને જુઓ તો ખરાં! તમારો તો જન્મ પણ ન હતો અને આ બધા દેશમાં સાહેબલોક નવા આવતા હતા તે વખત તમારો વડીલ તલવાર બાંધી રજપૂતો ભેગો દોડતો હતો. શું કુસુદને માથે હરકત આવે ને હું જોઈ રહું? જો એમ થાય તો મારો અવતાર નિષ્ફળ જ. જો હરભમ, હું અને અબ્દુલ્લો અમારી ટુકડી લઈ અત્યારે નીકળશું તે સુભદ્રા ઓળંગી આગળ ચાલ્યા જઈશું. તે જ્યારે કુમુદને મળશે ત્યારે અટકીશું અને એને લઈ આવીશું. એની સાથે પણ માણસો હશે તેને સાવધાન કરી આગળ પાછળ ચાલીશું. જાવ, મુખી અને હરભમ, તમે કહ્યા પ્રમાણે તૈયારી કરી પલકારામાં પાછા આવો; અને ગુણસુંદરી, તમે જશ મારાં જૂનાં કપડાંમાંથી પાયજામો કઢાવો અને બીજાં કપડાં કહું તે કઢાવો. ફતેહસંગ! તું મારે સારુ તમારા બધામાંથી કોઈની તરવાર સારી જોઈને લાવ, બંધૂક પણ લાવજે, અને......”

ડોસો વધારે બોલવા માંડે છે એટલામાં તો સર્વ શૂરમંડળ તેના હુકમનો અમલ કરવા વેરાઈ ગયું.

સ્ત્રીમંડળ ડોસાનાં કપડાં લેવા ગયું. જૂના કાળમાં જ્યારે અંગ્રેજી રાજ્યનો અમલ બેઠો ન હતો અને બધો દેશ લુંટારા લોકના ત્રાસથી બારે માસ હથિયારથી સજ્જ રહેતો હતો, જ્યારે બ્રાહ્મણોને અને સ્ત્રીઓને પણ પોતાનું રક્ષણ કરવા જેટલી તત્પરતા રાખવી પડતી હતી, તેવા ભયંકર સમયમાં જેની જુવાનીનો મુખ્ય ભાગ ગયો હતો તે માનચતુર હથિયારના ઉપયોગમાં પાવરધો હતો, અને હાથને એવી રીતે કસવાના પ્રસંગ પણ ઘણા મળ્યા હતા. નાનાસાહેબના બંડ પછી દેશ અશસ્ત્ર થયો છતાં, સશસ્ત્ર અવસ્થાનું શૂરાતન, બળ, અને આવડ માનચતુરમાંથી દૃશ્ય થયાં ન હતાં. ઘણે વર્ષે પ્રસંગ આવ્યે સૂતેલો સિંહ જાગ્યા પછી પણ સિંહ જ હોય છે તેમ માનચતુર આજ શૂરજનની ઉશ્કેરાયેલી અવસ્થા અનુભવવા લાગ્યો.

"ચંદ્રકાંત! તમે તો ઘેર જ રહેજો—બધી સ્ત્રીઓનું રક્ષણ થશે તે ભેગું તમારું પણ થશે. ખમા અંગ્રેજ બહાદુરને કે હથિયાર લઈ લીધાંને સ્ત્રીઓની તેમ જ તમારા જેવા પુરુષોની સૌ ચિંતા ઉપાડી લીધી!"

પોતાની ચિંતામાં પડેલો ચંદ્રકાંત આ વાક્યથી સાવધાન થયો, આભો બન્યો અને દેશને અશસ્ત્ર કરનાર ધારાના વિચારમાં પડી સરકાર ઉપર મનમાં ખીજવાયો.

માનચતુર બોલ્યો: "મૂંઝાશો નહીં; આ ઉતાવળને પ્રસંગે વાદવિવાદ કરવાનો નથી. તમથી કાંઈ અમારી સાથે આવી નીપજે એમ નથી. કાયદાની તકરારો બહારવટિયા સાંભળે એમ નથી. હું તમને બંધૂક આપું પણ દારૂગોળાને ઠેકાણે કાંઈ તેમાં ચોપડીઓ ભરાય એવું નથી. મને વાત કરવા વખત નથી. હું હથિયાર બાંધી જાઉં છું. પાછો આવું એટલામાં આ વાત ઉપર એક નિબંધ લખી કાઢજો."

માનચતુર ઉત્તર સાંભળવા ઊભો ન રહ્યો પણ બીજા ખંડમાં ચાલ્યો ગયો. ચંદ્રકાંત શરમાઈ, ખીજવાઈ, સજડ થઈ જઈ બેસી જ રહ્યો. થોડી વારમાં ઘર બહાર થતા પગરવથી, કોલાહલથી, એકદમ આવતા જતા મશાલોના અજવાળાથી અને પાછા થઈ જતા અંધારાથી, અસ્પષ્ટ સંભળાતા ઘણાક જનના ગભરાયેલ ઉતાવળા બોલથી, ઘોડાઓની ખરીઓના પડઘાથી, હથિયારોના ખડખડાટથી, સૌને અંતે "ચાલો ચાલો" એવા માનચતુરના દૂર જતા, રહી જતા તીવ્ર શબ્દથી, અને આખરે એ સૌને ઠેકાણે થઈ જતાં અંધકાર અને નિ:શબ્દતાથી, સૌ લશ્કરનું પ્રયાણ થયું અને પોતે એકલો રહ્યો એવું ગૂંચવાયેલો ચંદ્રકાંત સમજી ગયો, અને વિચારમાં ને વિચારમાં બેઠો હતો ત્યાં ને ત્યાં એમનો એમ રાત્રિના ત્રણ વાગતાં ઊંઘી ગયો.

# ૭. જંગલ, અંધારી રાત અને સરસ્વતીચંદ્ર

સરસ્વતીચંદ્રના ચિત્તથી પરમાર્થવૃત્તિ કલ્પવા પણ અસમર્થ, સ્વાર્થ લોચનથી જ લોચનવાન અર્થદાસ મણિમુદ્રા લઈ પલાયન કરી ગયો તે પ્રસંગે દિવસ પૂરો થતાં રાત્રિ આકાશના ગર્ભસ્થાનમાંથી અર્ધી જન્મેલી હતી અને અર્ધ ભાગે આકાશના ઉદરમાં હતી. આકાશ પણ પ્રસૂતિકાળની ભયંકર અવસ્થા ભોગવતું હતું. તેને મૂર્છા આવતી હોય અને તેની ચેતના દૂર જતી રહેતી હોય તેમ પક્ષીમાત્ર અધીરાં બની ટોળે મળી પૃથ્વી ભણી ઊડી આવતાં હતાં અને વૃક્ષોમાં દૃશ્ય થતાં હતાં. કંઈક પ્રકાશ અને કંઈક અંધકાર એ બેની મેળવણી શૂન્ય અરણ્યમાં એકલા માનવીનું હૃદય કંપાવે એવી ત્રાસદાયક લાગતી હતી અને ઝાંખી દૂબળી ચંદ્રલેખા પણ વિશાળ આકાશના એક ખૂણામાં ઊગી, ઊગતાંવેંત જ જગતના આ દેખાવથી ત્રાસી, અસ્તાચળની ઊંડી ગુફામાં ભરાઈ જવાનું કરતી હતી. તેવે પ્રસંગે સરસ્વતીચંદ્ર મૂર્છામાંથી જાગી ઊઠ્યો અને તેની આંખ આ આકાશ, અરણ્ય અને દૂરથી ચીસો નાખતી રાત્રિ પર પડી. મનુષ્યવસ્તીની છેલ્લી નિશાની—અર્થદાસ—કઈ દિશામાં ગુમ થઈ ગઈ તે શોધવા સરસ્વતીચંદ્ર બેઠો થયો કે રસ્તા ઉપર બે પાસ લાંબી દૃષ્ટિ નાંખવિ લાગ્યો, પ્રયત્ન નિષ્ફળ થતાં ઉપરનું આકાશ પળવાર જોવા લાગ્યો, પળવાર પવનથી ખડખડતા ચારેપાસનાં જંગલભણી નજર ફેરવવા લાગ્યો, અંતે જંગલના ઊંડા ઊંડાણમાં પડવા માંડતી ભયંકર પ્રાણીઓની ચીસો સાંભળી ચમક્યો, અને ભૂખ્યો ન હોય, અશક્ત ન હોય, ને ખિન્ન પણ ન હોય તેમ સફાળો એકદમ ઊભો થયો. તે જ ક્ષણે ચંદ્રલેખા પત બીની હોય તેમ સંતાઈ ગઈ અને વાઘ જેવો અંધકાર વિશ્વ ઉપર ફાળ મારી કૂદી પડ્યો અને સરસ્વતીચંદ્રના પણ સામો આવી ક્રોધભરેલા ડોળા ઘુરકાવવા લાગ્યો.



પળવાર આ નવા અચિંત્યા સ્વપ્નથી હૃદયસ્તંભ પામી, છાતી પર હાથ મૂકી, કાંઈ નવી શોધ થઈ હોય તેમ સરસ્વતીચંદ્ર ચંચળ બની ચારે પાસ દૃષ્ટિ ફેરવવા લાગ્યો, કાન ધરવા લાગ્યો અને તેના મુખ પર આનંદ ચમકવા લાગ્યો. “હા! જે મહારાત્રિનાં દર્શન કરવાનો અભિલાષ હતો તે આ જ! કુમુદ! હવે હું તને ભૂલું છું. તું દિવસમાં રહી—હું રાત્રિમાં આવ્યો! યમરાત્રિના પ્રતિબિમ્બરૂપ રાત્રિ! યમરાત્રિ કેવી હશે તે તારાં દર્શનની સહાયતાથી હું અત્યારે કલ્પું છું. ચંદ્રકાંત! તું વળી મને આમાંથી અટકાવતો હતો—અટકાવવા આવ્યો છે! ગુમાનબા, આ સૌ તમારો આભાર છે! પિતાજી! તમે મારા ઉપરથી સ્નેહ ઉતારી મને માયાના ફંદમાંથી મુક્ત કર્યો! સંસાર, સ્નેહ, લક્ષ્મી અને બધી માયામાંથી મુક્ત થઈ, આખર હું આ આખરની અવસ્થા અનુભવવા પામુ છું. આ નિર્જન ઘોર અરણ્યમાં—શૂન્ય રાત્રિનાં ક્રૂર પ્રાણીઓ વચ્ચે માત્ર ઈશ્વરસનાથ હું આવી પહોંચ્યો અને જે દશા અંતે થવાની તે આજથી આણી! ગૃહ અને લક્ષ્મીનાં જાળ ચીરી નાખ્યાં!”

*"આમ જ ચીરી એ દંભ નીચે,*

*આમ જ એ સૌ દંભ નીચે*

*ઊતરી મડ્યો હું નીચે નીચે!*

*એ જગદંભતણા સાગરની નીચે નીચે આવ્યો!*

*સમુદ્રતળિયે ઊતરી પડ્યો, પડી નીચે નીચે આવ્યો!*

*આમ જ હજી આ દંભ નીચે,*

*કામણ કંઈ મુજ કાજ હીસે,*

*ધન્યભાગ્ય! આ દંભ નીચે,*

*હજી ઊતરી પડું નીચે નીચે.*

*નીચે નીચે!!"*

"મુંબઈનગરીના લક્ષાધિપતિપણામાંથી બુદ્ધિધનના ઘરમાં ક્ષુદ્ર અતિથિની અવસ્થામાં, ત્યાંથી આ અન્ધ અરણ્યમાં—અને અહીંથી પણ નીચે જવાનું નિશ્ચિત!"



પોતે બોલે છે તેના પણ ભાન વિના આ શબ્દો બોલી, તેના પડઘા સાંભળતો—ઉત્તર સાંભળતો હોય તેમ, મનમાં ને મનમાં આનંદ પામતો, અંધકારને જોતો, ક્રૂર ગર્જનાઓ સાંભળતો, અંધકારમાંથી શાંત તેજ નીકળતું હોય અને ગર્જનાઓને ભેદી આઘેથી ઝીણું કોમળ ગાન આવતું હોય અને તે તેજને જોવાને અને ગાનને સાંભળવાને રસિક આતુર બનતો બનતો, હૃદય ઉપર હાથનો સ્વસ્તિક રચી સરસ્વતીચંદ્ર કેટલીક વાર સુધી એમનો એમ ઊભો.

જે ક્ષણે સરસ્વતીચંદ્ર જડ જેવો, મૂર્ખ જેવો શબ જેવો, સ્વપ્નસ્થ જેવો, સમાધિસ્થ જેવો, આ પ્રમાણે ઊભો હતો તે પ્રસંગ રાત્રિ પણ એના જેવી નિરંકુશ બની, સંસારના સુખદુ:ખની ચેતના નષ્ટ કરી, નિશ્ચેતન જેવી પૃથ્વીના એક છેડાથી બીજા છેડા સુધી વ્યાપી રહી, જડ જેવી ઊભી રહી; કર્તવ્ય—અકર્તવ્યનું, યોગ્ય—અયોગ્યનું ભાન નષ્ટ કરી, મુકુટ ધારણ કરનારાઓને સ્ત્રીવશ કરી, પંડિતોને બુદ્ધિહીન નિદ્રાવસ્થામાં નાખી, બ્રહ્મચર્યા અને સંન્યાસના વ્રતસ્થ પુરુષોને સ્વપ્નસૃષ્ટિમાં રમાડી, સ્થળે સ્થળે મૂર્ખચેષ્ટા કરી રહી; પ્રકાશહીન, ચેતનહીન, વસ્ત્રહીન થઈ ગયેલા સંસારરૂપ આ મહાસ્મશાનમાં નિશ્ચેષ્ટ શબરૂપે પડી પડી, ઘુવડ અને શિયાળ જેવાં પોકેપોક મૂકી રોતાં સંબંધીઓ વચ્ચે, કાળાગ્નિ ભડભડ બળતી અજરામર એકાંત અને ભયંકર ચિતાના મુખમાં ખવાવા લાગી; શૂન્ય જેવા દશે દિશામાં વ્યાપતા અંધકારના અદૃષ્ટ અવયવોમાં કલ્પનાની

પેઠે ભરાઈ મચી રહેલાં જંગલો, પર્વતો, નગરો અને પ્રાણીઓના—અંતર્ગત ઠઠ ઠાઠને આંખો મીંચી જોઈ રહેતી હોય, તે મહાસ્વપ્નમાં ને સ્વપ્નમાં જ સિંહવાઘ વગેરેની ભયંકર ગર્જનાઓને લવતી હોય, તેમ સુષુપ્તિસમયે જાગૃત સંસ્કારોમાં પ્રવાહપતિત થઈ ગઈ; બાહ્ય સંસારના પ્રપંચોને અગોચર કરી ચારે પાસ અંધકાર ભરી સરસ્વતીચંદ્રના મગજમાં કોઈ સર્વવ્યાપી એક તત્ત્વનો લય કરી એ લયમાં જ સમાધિસ્થ થઈ ગઈ ઘર છોડ્યું, લક્ષ્મી છોડી, પિતા છોડ્યા, મિત્ર છોડ્યો, કુમુદ છોડી અને સ્નેહ પણ છૂટી ગયો; એ સર્વ પટ સરી ગયા તેની સાથે જ એ ઉપાધિપટમાં ઢંકાયેલું તત્ત્વ જાતે અપ્રયાસે દૃષ્ટિગોચર થયું હોય તેમ તે જોતો સરસ્વતીચંદ્ર અત્યારે જંગલ વચ્ચે, અંધકાર વચ્ચે ઊભો રહ્યો અને ઊંડા વિચારમાં વિચારશૂન્ય જેવો લીન થઈ ગયો.

પરંતુ આ અવસ્થા ઘણી વાર ટકી નહીં. થોડીક વારમાં શરીરયંત્રની કમાને બળ કરી, એકાંત મનોવૃત્તિને નદીની રેલનો પ્રવાહ કિનારાની ભેખડને તોડે તેમ, તોડી પાડી અને પોતાના પ્રવાહમાં લીન કરી.

“શરીરયંત્રને પ્રકોપકાળે શિથિલ યોગની માયા!”

આખા દિવસની ક્ષુધા વિચારમાત્રનું ભક્ષણ કરવા લાગી અને મસ્તિક ખાલી પડ્યું; તૃષા કંઠને રોકી બેઠી અને સરસ્વતીનો પ્રવાહ નીકળવા માંડે તે પહેલાં તેનું આચમન કરવા લાગી; અંધકારે નકામી કરેલી આંખોને શરીરની અશક્તિએ ફરી મીંચાવી અને સરસ્વતીચંદ્ર મૂર્છા ખાઈ ફરી પૃથ્વી પર ઢળી પડ્યો. પશ્ચાત્તાપ કરાવનાર બુદ્ધિ અધિષ્ઠાન વિનાની થઈ પડી; ભય અને શોક કરાવનાર ભાન ઊડી ગયું. ઘણાક ઉદ્ધત પુરુષો મોટી મોટી વાતો કરી વાત પ્રમાણે કામ કરવાનો પ્રસંગ આવ્યે ડરી જઈ કંપારી ખાય છે; સરસ્વતીચંદ્રે તે કંપારી ખાધી ન હતી. તામસને વશ થયેલા ઘણાક મૂર્ખો વિચારશૂન્ય કામ કરી બેસી પશ્ચિમબુદ્ધિના કાંટા વાગતાં કર્યું ન કર્યું કરવા મથે છે; એક કુમુદસુંદરીની વાતમાં તેમ કરવા ઇચ્છા હોય તો તે પૂરી પાડવી અશક્ય હતી અને બીજી કંઈ પણ વાતમાં તેમ કરવા સરસ્વતીચંદ્રને ઇચ્છા સરખી થઈ હતી નહીં અને તે જ કારણથી ચંદ્રકાંતથી નાસતો ભાગતો આ જંગલનાં દુ:ખમાં મંગલ ગણવા લાગ્યો હતો. એ સર્વ વિચિત્ર નાટકનું વિચિત્ર અવસાન આવ્યું હોય અને પડદો પડ્યો હોય તેમ અત્યારે થયું. પોતે મૂર્ખતા કરી છે કે ઉશ્રાભિલાષ સિદ્ધ કર્યો છે તે વિચારનાર પણ કોઈ રહ્યું નહીં અને સ્થળસમયની અવસ્થા પણ સરસ્વતીચંદ્રને જગાડે એવી ન હતી.

અંધકારની સેના ચારેપાસ ઘણા જોરથી ધસારો કરતી હતી અને દશે દિશા છાઈ લીધી હતી. ઘોડેસવારો વેગથી સવારી કરતા હોય અને ઘોડાની ખરીઓના ડાબલાના ડાબકા જમીન પર દેવાતા હોય તેમ કાળરાત્રિ ગાજતી હતી. અનેક તરવારો અથડાતી હોય તેમ પવનને બળે અનેક ઝાડોનાં પાંદડાં તથા ડાળો અથડાઈ અવાજ કરતાં હતાં. મોટા બાણાવળી

ઉગ્રબળથી બાણ ફેંકતા હોય અને તેના સુસવાટ ચારેપાસ મચી રહ્યા હોય તેમ પવન સુસવાટા નાખી રહ્યો હોત અને વૃક્ષો વચ્ચેના, પાંદડાં વચ્ચેના, આંતરા વચ્ચે થઈને ધસી આવતાં, ચીસો નાંખતો હતો. ચારેપાસ યુદ્ધનાં ભયંકર વાજાં વાગી રહ્યાં હોય અને યુદ્ધની બૂમમાં બરોબર ન સંભળાતાં સ્થળે સ્થળે તેનો નાદ સ્ફુરતો હોય તેમ સર્વ પાસ તમરાં નિરંતર બોલતાં હતાં. ઘવાઈ ઘવાઈ, કોઈ હાથ ખોઈ, કોઈ પગ ખોઈ, પડેલા જોદ્ધાઓ, દોડતા લડતા જોદ્ધાઓના પગ તળે કચરાતાં, છુંદાતાં, દુ:ખથી અશરણ બની, હૃદયવેધક ચીસો પાડી ઊઠતા હોય તેમ હરણ, સસલાં અને અનેક ગરીબ પશુઓ, બોડમાં ઊંઘતા પ્રાણીઓ શોધી ખાનાર વરુ જેવા ક્રૂર ચોર પશુઓના પંજામાં પોતાને અથવા નર કે માદાને બચ્ચાંને ફસાયેલાં દેખી, ઊંડાણમાંથી કારમી ચીસો નાખતાં હતાં. આખા જંગલમાં શિકારી અને શિકારની દોડાદોડ મચી રહી હતી અને સિંહવાઘના પંજા અને નખ ધબ લઈને પડતા હતા અને ગરીબ પ્રાણીઓના કોમળ માંસમાં ખૂંપી જતા હતા. શિયાળનાં ટોળાં ચારે પાસથી કાયર જોદ્ધાઓ નાસતાં નાસતાં ચીસો પાડે તેમ રોતાં હતાં. શૂરા સવારો પેઠે વાઘ નાનાં ઝાડ અને ઘાસ ઉપર ફાળ ભરતા, વેગથી ચાલ્યા જતા અને ચોમાસાના પૂર પેઠે ઠેકાણે ઠેકાણે ઘુઘવાટ કરતા હતા. સેનાના નાયક જેવા મૃગપતિ સિંહ અંધરાત્રે રસ્તા વચ્ચે બેઠો બેઠો—મોટું વાદળું ગાજતું હોય—તોપ ધડકતી હોય—તેમ મહાગર્જના કરી રહ્યો હતો. એ ગર્જના સાંભળતાં વાઘ સરખાં પ્રાણી ચૂપ થઈ લપાઈ જતાં હતાં, હાથીઓ અને પાડાઓ બરાડા પાડતા પાડતા નાસાનાસ કરી મૂકતા હતા, ઝાડ ઉપર સૂતેલાં પક્ષીઓ જાગી ઊઠતાં હતાં અને કંપતાં કંપતાં કાન માંડતા હતાં, આખા જંગલમાં અને આઘેના સુંદરગિરિનાં કોતરોમાં વિકરાળ પડઘા ઊઠી રહ્યા હતા, અને ધોરી માર્ગ પર એક ઠેકાણે એકલો બેઠો બેઠો આવી મહાગર્જના કરતો મદોન્મત્ત સિંહ પશુમાત્રમાં પોતાની આણ વર્તાવતો હતો અને આખા જંગલમાં ખૂણે ખૂણે સર્વત્ર તેની હાક વાગી રહી હતી. અગ્નિના અંગારા પેઠે તેની આંખો રાતા તેજથી ચળકતી હતી અને આઘે સુધી તીવ્ર ભયંકર કટાક્ષ નાંખતી હતી. ક્રૂર પશુઓનો આ મહારાજ ઘડી ઘડી યાળ ફેંકારતો હતો અને તે વીંઝાતી તેના સ્વરથી ચમકતાં તમરાં પણ ચૂપ થઈ જતાં હતાં. જે રસ્તાને એક છેડે આ વનરાજ આવી રીતે બિરાજતો હતો તે જ રસ્તાને બીજે છેડે તે જ સમયે, કાળજું કહ્યું ન કરે એવે સ્થળે ને સમયે, મનસ્વી મન—રાજ સરસ્વતીચંદ્ર ત્રિભેટા આગળ વચ્ચોવચ એકલો પડ્યોપડ્યો નિર્ભય અને નિ:શંક મૂર્છાસમાધિ સાધતો હતો.

આ પ્રસંગે આખા જંગલમાં પેસવા કોઈ માનવીની છાતી ચાલે એમ ન હતું અને ખરા શૂરવીરો પણ રાત્રિસમયે આ ભયંકર જનાવરોને છંછેડવા હિંમત ધરતા નહોતા. આખા જંગલમાં માત્ર જનાવરોની કારમી ચીસો સંભળાયા કરતી અને બહારવટિયાઓ રાવણું કરતા તે પણ મનોહરપુરીની બાજૂના વડમાં ભરાતા. સરસ્વતીચંદ્ર પડ્યો હતો તે જગા વડથી થોડે છેટે

હતી અને વડ નીચે ઊઠતો શોરબકોર પણ અંધારામાં કાન પર અફળાતો ત્યારે ઓછો ભયંકર નહોતો લાગતો. આકાશમાં તારાનાં ઝુંડ ઝબૂકતાં હતાં તે પણ ભયંકર પ્રાણીઓની આંખો જેવાં વિકરાળ પ્રકાશવાળાં લાગતાં હતાં અને જંગલનો આ ઠાઠ જોઈ નબળોપોચો માણસ તો ભયથી ગાંડો જ થઈ જાય. સરસ્વતીચંદ્રની મૂર્છા વળી, તોપણ ઊઠવાની કે બોલવાની તેનામાં શક્તિ રહી ન હતી. રસ્તાની ધૂળમાં ચતોપાટ પડેલો હતો તેને કંઈક શુદ્ધિ આવતાં, પ્રથમ કાન સચેત થવા પામતાં, સિંહની ત્રાડથી ગર્જના અને તેની સાથે જ બીજાં પ્રાણીઓની ચીસો એકદમ એ કાનમાં દોડી આવવા લાગી, અને આંખો ઉઘાડતાં એ ગર્જનાઓથી ગાજતો વીંઝાતો ત્રાસ વર્ષાવતો અંધકાર અને અંધકારસાગરને પેલે કિનારે ચાંચિયાઓની તરવારોની અણીઓ પેઠે ચળકતા ચમકતા તારાઓ દૃષ્ટિમાં ઉપરાઉપરી ઊભરાવા લાગ્યા. સરસ્વતીચંદ્રના પંડિત વિચાર નાસી ગયા; કવિતા તો પાસે આવી જ નહીં; જ્ઞાનમાર્ગ તો સૂઝ્યો જ નહીં; માબાપ, કુમુદસુંદરી અને ચંદ્રકાંત પણ એના મનની દૃષ્ટિમર્યાદામાંથી ખસી ગયાં; મરણકાળે સૌને મૂકી એકલાં જવાનું તેવી જ રીતે આ મહાભયપ્રસંગે પણ સરસ્વતીચંદ્ર એકલો અનાથ ભોંય નાખેલા જેવો કાળરાત્રિના ઘોર ભયભૈરવનું ઉગ્ર સ્વપ્ન જોવા લાગ્યો. ઊઠવાની જ શક્તિ નહીં તો નાસવાની ક્યાંથી હોય? નાસીને પણ આ અજાણ્યા જંગલમાં અંધકારે કઈ દિશાએ જવું? ગમે તો ભૂખ અને અશક્તિથી અથવા ગમે તે કોઈ ભયંકર પ્રાણીના મુખમાં આહુતિ પેઠે પડી, સંસારને છેલ્લા નમસ્કાર કરવાનો પ્રસંગ પ્રત્યક્ષ લાગ્યો. તેની સાથે ભૂતકાળ દૃષ્ટિ આગળ ખડો થયો. પિતા, કુમુદસુંદરી અને પ્રિય ચંદ્રકાંતનાં દીન મુખ નેત્ર આગળ આવી ઊભાં, અને તે સર્વનાં નેત્રમાંથી આંસુની અખંડિત ધાર વહેતી દેખાઈ. બોલવાની શક્તિ વગર, બોલ્યા વગર, સરસ્વતીચંદ્રનો આત્મા જ આ જોઈ રોવા લાગ્યો; સૌની ક્ષમા માગવા લાગ્યો; કરગરવા લાગ્યો; બ્રહ્મહત્યા જેવી સ્નેહહત્યા ફરી ફરી સાંભરી આવી તેના આખા શરીરને કંપાવવા લાગી; એની આંખોમાંથી આંસુ જાતે નીકળવા લાગ્યાં અને બેપાસ આંખનો ખૂણામાંથી લમણા ઉપર થઈ કાન આગળ થઈ પૃથ્વી પર પડવા લાગ્યાં; તેને શીત આવ્યા જેવું થયું; રોવાની શક્તિ હોત તો પોકેપોક મૂકી રોવાઈ જાત, પણ રોવા જેટલી શરીરમાં શક્તિ સરખી ન હતી તેથી શરીર અને મુખ રાંક થઈ ગયાં; લક્ષ્મીનંદન, કુમુદસુંદરી અને ચંદ્રકાંત એ શબ્દથી ભરેલા નિ:શ્વાસ અને પ્રાણ છાતીમાં ધડકવા લાગ્યા; એ નિ:શ્વાસ અને પ્રાણ હવે તો જાય તો સારું એવું ઇચ્છી તેનો માર્ગ મોકળો કરવા ગરીબડું મુખ પહોળું થઈ ગયું, પગ ચુસાવા લાગ્યા પણ હલાવવાની શક્તિ ન હતી, પેટમાં દાહ ઊઠવા લાગ્યો અને યમરાજના દુતનાં પગલાંના જેવા ધબકારા સંભળાયા. અત્યારે એને કોઈ અગ્નિદાહ કરવા ન હતું; એના શબ પાસે મરણપોક મૂકનાર પણ ન હતું. માત્ર અંધકારભરેલું જંગલ ભયાનક અને ગંભીર

દેખાવ ધારણ કરી ચારેપાસથી ત્રાડો નાખતું, મારેલા શિકાર પાસે ગાજતો વાઘ બેઠો હોય તેમ બેઠું હતું અને ખાવા ધાતું હતું.

એવામાં રસ્તાની એક બાજુ પરની ઝાડીમાં કોઈક ખખડાટ થયો, અને થોડી વારમાં એન મહાન અજગર—કાળો—નાગ ફૂંફવાડા મારતો ઝાડીમાંથી રસ્તા ઉપર દાખલ થયો, અને ફુવારાના પાણી પેઠે ઊછળતો ઊછળતો સરસ્વતીચંદ્ર પડ્યો હતો એણી પાસ સમુદ્રના—અટકે નહીં એવા—મોજા પેઠે આવ્યો. સરસ્વતીચંદ્રના અશક્ત શરીરમાં એના ઘસારાએ અને ફૂંફાડાએ અચિંતી લેશ શક્તિ આણી અને ઉઠાયું તો નહીં પણ નાગ આવતો હતો તે ભણી દૃષ્ટિ ફેરવી અને યમદૂત જેવા નાગને એણે દીઠો અને તેની સાથે આંખો આકાશ ભણી હતી તેવી કરી દીધી. સગાંસ્નેહીના વિચાર, પશ્ચાત્તાપ દીનતા, શોક અને આંસુ એ સર્વ સંસારનો પદાર્થોનો વીજળીની ત્વરાથી ત્યાગ કરી દીધો, અને મહામંગળ—સમય જેવા મરણકાળને વાસ્તે સરસ્વતીચંદ્ર આંખના પલકારા જેટલી વારમાં સજ્જ અને સાવધાન થઈ ગયો. આ સર્પ પોતાને ક્યારે ડસે છે તેની વાટ ધડકતા હૃદયથી જોવા લાગ્યો. સર્વ સંસારનું હવે અવસાન આવે છે સમજી, ક્ષોભ તજી તે શાંત થઈ ગયો. વિચારનો અવકાશ મળ્યે, ઊપજેલું મરણ—ભય, અવકાશ જતો રહ્યો તેની સાથે જતું રહ્યું. માત્ર આત્મરક્ષણની સાહજિક વૃત્તિ [૧] સૂર્ય ગયા પછી પણ સૂર્યનાં કિરણ રસળે તેમ હજી રહી હતી અને એ વૃત્તિએ પણ એવું જ શીખવ્યું કે નાગની પાસે સચેતન દેખાવા કરતાં જડ દેખાઈ, જાય તે જંતુ તેને જવા દેવો એ જ સારું છે. મહાસર્પ દોડતો દોડતો આવ્યો તે ક્ષણે સરસ્વતીચંદ્ર આવાં કારણથી હાલતો ચાલતો બંધ થઈ સ્તબ્ધ બની શ્વાસ રૂંધી પડી રહ્યો. સર્પ આડોઅવળો વાંકો થતો એની પાસે આવ્યો, પોતાના માર્ગનો અવરોધ કરતો એને દેખી એની ચારેપાસ પ્રદક્ષિણા કરવા લાગ્યો, અને અંતે પ્રથમ હતો તે પાસે આવી એની છાતી પર ચડી ગયો. સાપ પાંચછ હાથ લાંબો, ચારપાંચ આંગળ જાડો અને વિકરાળ હતો. તારા તેજમાં એની તીવ્ર આંખો, ધોળી મૂછો અને કાંચળીમાંના પટા આભાસ ધરવા લાગ્યાં. પોતાની પહોળી મોટાં પાંદડાં જેવી અગ્રફણા ઊંચી કરી કંપાવવા માંડી સરસ્વતીચંદ્રની છાતી પર નાગરાજ ડોલવા અને ભયાનક ડાકલી વગાડવા લાગ્યો. સરસ્વતીચંદ્રના ધૈર્યની સીમા આવી ગઈ અને સાપ કરડ્યો હોય એવી જ વૃત્તિ આ દેખાવ જોઈ એને થઈ ગઈ. તેના ઓઠ, નખ અને દાંત કાળા પડ્યા હશે તે તો અંધારામાં શું જણાય પણ તે સર્વમાં શીત વ્યાપી ગયું, કાન બહેરા થઈ ગયા, શરીરમાંથી લોહી ફટકી ગયું, અને આત્મા શબ જેવા શરીરમાં માત્ર સાક્ષીરૂપે રહ્યો.

પાંચસાત મિનિટ સુધી વિષમય પ્રાણી આ શરીર ઉપર આમતેમ ફર્યો અને એના ભાર નીચે ચગદાતા ગયા તેમ તેમ શરીરના અવયવ એક પછી એક મરી ગયા જેવા થયા. અંતે એકદમ પૂંછડું જોરથી સરસ્વતીચંદ્રના મોં

પર ઝાપટી, શરીર ઉપરથી ઊતરી, સાપ સામે રસ્તે ચાલ્યો ગયો. તે પળે "ઓ કરડ્યો!" એવી વેદના સરસ્વતીચંદ્રના રહેલા ભાનના અંગારામાં વિષ [૨] પેઠે વ્યાપી ગઈ અને તેની સાથે એ અંગારો હોલાઈ ગયો. જંગલ પાછું હતું તેવું થઈ ગયું; સરસ્વતીચંદ્રના હૃદયના ધબકારા પણ બંધ થઈ ગયા; એને ધારણ કરનારી રાત્રિચિતામાં અંધકાર ભડભડ લાગવા માંડ્યો; અને જંગલસ્મશાનમાં પ્રાણીબંધુઓની પોકેપોક ચારેપાસ ગાજી રહી અને આકાશને ભેદવા લાગી. કઠણમાં કઠણ કાળજાં ચીરી નાખે એવી મરણપોક જેવી સિંહગર્જના બીજા સર્વ નાદને ડુબાવી દઈ એકલી સંભળાવા લાગી અને દશે દિશાએ ઘોર શૂન્ય અંધકારમાં યમને ખોળે પડેલા સરસ્વતીચંદ્રની પ્રાણયાત્રાના અવસાનના સાક્ષીભૂત થવા, એ સૂતો હતો ત્યાંથી ફરતા બેત્રણ ગાઉ સુધીમાં, કોઈ માનવી આ ભયંકર પ્રહરે હશે એવી કલ્પના પણ થવાનું કારણ ન હતું. ચારેપાસનું જંગલ, પૃથ્વી, આકાશ અને સર્વ દિશાઓ એકદમ આ પુરુષના પ્રાણને વાસ્તે પોકારતી હતી એને એ પૌકાર અંધકારમાં પડઘા પામી ગાજી ઊઠતો હતો. "ઓ સરસ્વતીચંદ્ર!"—"સરસ્વતીચંદ્ર! સરસ્વતીચંદ્ર! ઓ! ઓ!..." એવી લંબાતી કારમી ચીસ આખા અરણ્યમાંથી ઊંચા તાડોનાં વચાળાંમાં થઈને નીકળતી લાગતી હતી, અને ઠેઠ મનહરપુરીમાં પહોંચી ચંદ્રકાંતનાં હૃદયને ચીરતી હતી, અને સુવર્ણપુર સુધી પહોંચી ગરીબ કુમુદસુંદરીની આંખોમાંથી ઊંઘને હાંકી કાઢી આંસુનો સાગર ઉભરાવતી હતી અને અમાત્યનો મહેલ અને પ્રમાદધનનું રંગભવન તેમ મન સ્મશાન જેવું કરી દેતી હતી.

માનવીનો પગસંચાર આ અરણ્યમાં થવો અસંભવિત હતો તેવે આ પ્રહરે જે રસ્તે સરસ્વતીચંદ્ર શબવત્ પડ્યો હતો તે રસ્તા પર કેટલેક છેટે પૂર્વ દિશામાં ભૂતાવળી જેવું એક ટોળું આવતું હતું. એ ટોળું બહારવટિયાઓનું ન હતું, કારણ એ લોક તો ક્યારના વડ આગળથી વેરાઈ ગયા હતા. અત્યારે રાત્રિના અગિયાર વાગ્યા હતા, અને રાત્રિ વધી તેમતેમ ભયંકર થતી ગઈ. ભયંકર પશુઓની ચીસો વધતી ગઈ, અને ઘુવડ ઠેકાણે ઠેકાણે નીકળી પડી ઘૂઘવવા લાગ્યાં. જંગલમાં પડતી ચીસોનો પ્રત્યુત્તર મનહરપુરીની શેરીઓના કૂતરા મોટે સાદે કરવા લાગ્યા અને તેમનું ભસવું અને રોવું આ રસ્તા સુધી સંભળાવા લાગ્યું. આકાશમાં તારાઓના પોપડેપોપડા બંધાયા અને તેમનું તેજ એકાંત ભયસૂચક લાગવા માંડ્યું. ક્વચિત્ એકાદ રડીખડી કાળાશ મારતી નાની વાદળી સિવાય જ્યાં જુઓ ત્યાં તારા જ તારા અને વચ્ચે ભયંકર કાળું આકાશ. ઝાકળ પણ પડવા માંડતું હતું અને ભયભીત જગતને શરીરે પરસેવા પેઠે એકઠું થઈ સર્વને ઠંડાંગાર કરી નાંખી કંપાવતું હતું. ત્રિભેટાની પૂર્વ ભણીથી આ ઘડીએ ભયંકર ભૂતાવળી જેવું એક ટોળું આવતું હતું અને રાત્રિની ભયંકરતાને વધારતું હતું.

આ ટોળાંની આસપાસ કેટલાક જણ વાંસના ભારા બાંધી તેને મશાલો પેઠે સળગાવી ચાલતા હતા. એ ઊંચા વાંસની મશાલો વગરતેલે બળતી હતી અને તેનાં શિખરો ઉપર બળતા રાતાપીળા ભડકા ઘણેક છેટે સુધી પ્રકાશ નાંખતા હતા, ઝાડો અને તાડોની વચ્ચે અંધકારના ઊંચા શિખરકળશ જેવા લાગતા હતા. કોઈ કોઈ વખત તો વાંસોની ગાંઠો બળતાં ફૂટતી અને ચારેપાસ તેના તણખા કડાકા કરતા ઊડતા હતા. આ ટોળામાં સર્વેએ માથે શિવના ગણની પેઠે મોટી જટાઓ ઊંચી બાંધી લીધી હતી અને કાળા વાળની ઊભી ગડો અજવાળામાં મોટા સાપની પેઠે ચળકતી હથી અને જટાઓ ઊભા રાફડાઓ જેવી લાગતી હતી. આ ટોળું બાવાઓનું હતું અને તેમના પગનો ઘસારો ઘણે છેટેથી સાંભળીને સાપ સરસ્વતીચંદ્રના શરીર પર પળવાર સ્તબ્ધ ઊભો રહ્યો હતો અને તે ઘસારો તથો પ્રકાશ દૂરથી પાસે આવતો સમજી એકદમ નાસી ગયો હતો.

નાગ ગયો અને થોડીક વાર થઈ હશે એટલામાં તો બાવાઓનું ટોળું સરસ્વતીચંદ્રનું શરીર પડ્યું હતું તે જગા આગળથી દૃષ્ટિગોચર થયું. આશરે ત્રીસચાળીસ બાવાઓનું ઝુંડ હતું અને સૌની વચ્ચે એક રથ હતો તેને બળદ ન જોડતાં બાવાઓ જ ખેંચતા હતા. બાકીના બાવાઓમાંથી કેટલાક હાથમાં કરતાલ, ડફ, કાંશીઓ, વગરે લેઈ વગાડતા હતા. કેટલાક પાસે માત્ર મશાલો જ હતી. કેટલાકની પાસે લાંબી ઉઘાડી તરવારો હતી અને તરવારવાળાઓ રથની આસપાસ અને ટોળાની આસપાસ ચોગમ આંખો ફેરવતા હતા. એક જણની પાસે ભગવા રંગનો ઊંચો ઝંડો હતો તે રાત્રે પણ ઉનાળાના પવનના સપાટાથી ફરફરતો હતો અને મશાલોના વીંઝાતા ભડકાઓની ભભક સામે વીંઝાતો હતો અને લાલ ભગવો રંગ ભડકાઓના રંગથી રંગાઈ ચારેપાસના અંધકારમાં સૌથી ઊંચે જાતે એક ભડકો જ હોય તેમ ભભક મારતો હતો. રાખથી ભરેલી જટાઓ, ભસ્મથી ભરેલાં માળાઓના ભારાથી લચી અર્ધાં પડતાં, ઉગાડાં, અર્ધાં ભગવે લૂગડે ઢંકાયેલાં, કાળાં પ્રૌઢ બળવાન શરીર, આકાશ સુધી ગાજી નીકળતી સિંહવાઘને પણ ડરાવતી, આખા વનમાં પડઘા ભરતી જાડી ફાટી ભજનની નિર્ભય બૂમો, અને એકાંત ભયંકર જંગલમાં ભજનની લેહમાં ઉન્મત્ત પડતા પગના ધભકારા: આ સર્વથી આ અલમસ્ત જોગીઓનું ટોળું આખા જંગલને ચડાઈ કરી, સર કરતું લાગતું હતું અને સિંહવાઘનાથી ત્રાસ થાય તેના કરતાં આ સ્થળે આ સમયે તેમની આ દશાનું દર્શન માણસની છાતીને ઓછી કંપાવે તેવું ન હતું. ફાળો ભરતા ભરતા, ત્રાડો નાંખતા નાંખતા, મશાલોની ઊંચી ઝાળોની ગુફાઓમાંથી ઉછાળા મારતા હોય તેમ ધસતા, ધપતા સર્વ બિહામણા બાવાઓ સરસ્વતીચંદ્રના શરીર પાસે આવી પહોંચ્યા. તેમના શરીર પર જુદે જુદે ઠેકાણે કરેલાં ગોપીચંદન, કંકુ અને સિંદૂરનાં છાપાંતિલકને લીધે મોટા વાઘના ટોળાના જેવા તે લાગતા હતા. તેમના ખડખડતા લાંબા કાળા ચીપિયા મોટા નાગની પેઠે તેમની કેડોથી, ખભાથી અથવા હાથથી લટકતા હતા. સૌના ખભા પાછળ હોડકાના

આકારનાં જાડાં લાંબાં લાકડાનાં ભિક્ષાપાત્ર નાખી દીધાં હતાં અને ભરેલી ભગવી ઝોળીઓ સૌની બગલો નીચે ઝોળા ખાતી હતી. મહારુદ્રની આસપાસ વીંટાઈ વળી આવતા ભયંકર ગણોના ટોળા પેઠે આ ટોળું ફાળો ભરતું સરસ્વતીચંદ્રના શરીર પાસે આવી પહોંચ્યું, અને એ શરીર ચગદાઈ જાય તે પહેલાં મશાલોનું અજવાળું એના પર પડવાથી સૌની આગળ ચાલતો બાવો ચમક્યો, ચમક્યો, એ શરીર પર દૃષ્ટિ નાખી ઊભો રહ્યો, અને તેની સાથે જ સર્વ ટોળું ઊભું રહ્યું, નિશ્ચેષ્ટ થયું, એકદમ બોલતું બંધ થઈ ગયું અને ગાડીમાંથી જોગીશ્વરે બૂમ પાડી: "મોહનપુરી! શું છે?" આગળ ચાલતા બાવા મોહનપુરીની આસપાસ તરવારબંધ કેટલાક બાવા ભરાઈ ગયા. સરસ્વતીચંદ્રના શરીરને નીચો વળી મશાલવડે ન્યાળતો પ્રચંડ બાવો મોહનપુરી બોલ્યો: "ગુરુજી, માણસનું શરીર શબવત્ પડેલું છે." વધારે ન્યાળી બોલ્યો: "આજ્ઞા હોય તો સ્પર્શ કરીને જોઉં કે જીવે છે કે શબ છે." પરીક્ષા કરી સર્વેએ ઠરાવ કર્યો કે જનાવરે એને માર્યો નથી અને એ મરી ગયો નથી. ગુરુજીએ ધ્યાન ધરી આજ્ઞા કરી: "બચ્ચા, એ પુરુષને ઊંચકી લે. શ્રી જગદીશની ઇચ્છા કે સુંદરગિરિના મઠનો આ પુરુષ ઉત્કર્ષ કરશે અને ત્યાંના સાધુગોસાંઈઓ જતે દિવસે એના આશ્રિત થઈ રહેશે. બચ્ચા, એને જીવની પેઠે જાળવજો! એ મહાપુરુષ થશે અને સાધુસંત એના ચરણારવિંદની સેવા કરશે!"



ત્રિકાળજ્ઞાની ગણાતા જોગીશ્વરનું આ અણધાર્યું વચન સાંભળી સર્વ સ્તબ્ધ થઈ ગયા. સરસ્વતીચંદ્રના શરીરને બળવાન મોહનપુરીએ બાળકના શરીરની પેઠે પોતાનાં ખભે નાખ્યું. આવ્યા હતા તેવા જ સર્વ કીર્તન કરતા ચાલ્યા. આગળ જતાં આખું જંગલ બળતું હતું અને ગાઉના ગાઉ સુધી ભયંકર દવ પ્રગટી રહ્યો હતો. ઠેકાણે ઠેકાણે બળતા વાંસોની ગાંઠો ફૂટતી હતી અને તણખા ઊડતો હતા. નાનાંમોટાં પશુઓ પરસ્પર-વિરોધ ભૂલી જીવ સાચવવાની સર્વસામાન્ય ઇચ્છાને વશ થઈ દોડધામ કરી રહ્યાં હતાં. ઊંઘેલાં પક્ષીઓ માળાની સાથે બળી જતાં કારમી મરણચીસો નાખી શાંત ભસ્મ બની જતાં હતાં. દવના પ્રકાશથી અને ધુમાડાથી ઊભરાતા આકાશમાં પણ આગ લાગેલી જણાતી હતી. આ ભયંકર દવથી બળતા જંગલ વચ્ચે માર્ગ શોધી કાઢી આગમાં પ્રવેશ કરતું હોય, દવ વચ્ચે ચાલતું હોય, અગ્નિલોકમાં જ જીવતું હોય તેમ જોગીઓનું ટોળું પ્રકાશમાં, તાપમાં, ભડકામાં લીન થઈ ગયું, દૃશ્ય થઈ ગયું. મોહનપુરીના ખભા ઉપર પડેલા ચસ્વતીચંદ્રના ઉત્તમાંગમાં લટકતાં લોચનકમળ, તાપને બળે ઊઘડ્યાં હોય તેમ પળવાર ઊઘડી, આ ચિત્રસ્વપ્નને જોઈ કંઈ પૂછ્યા વિના, બોલ્યા વિના, વિચાર્યા વિના, પાછાં મીંચાઈ ગયાં અને એ પણ આખરે દૃશ્ય થઈ ગયાં.

---

1 . Instinct of self-preservation .

# ૮. કુમુદસુંદરી સુવર્ણપુરથી નીકળી

નવીનચંદ્ર સરસ્વતીચંદ્ર જ છે, ચંદ્રકાંત હવે તેને મુંબઈ લઈ જશે, તે પાછો મુંબઈનગરીમાં યશસ્વીપણે વર્તશે ઇત્યાદિ વિચારથી આનંદમાં આવેલી કુમુદસુંદરી પ્રાત:કાળે એ સર્વ આશાનું ઉચ્છેદન કરવા સુવર્ણપુરમાંથી પણ જતો રહેતો એને જુએ અને પોતાને તે મૂંગે મોંએ જોઈ રહેવું પડે એના જેવી વેદના બીજી કઈ? બુદ્ધિધનના ઘરમાં અત્યંત ઉત્સવને ક્ષણે જ તેને આ ગુપ્ત ઘા પડ્યો અને સર્વના દેખતાં મૂર્છા ખાઈ તે ઢળી પડી હતી તે આપણે જાણીએ છીએ. પિયર જઈને આ વાત માતાપિતાને જણાવું અને સરસ્વતીચંદ્રની શોધ કઢાવું એવો તેણે નિશ્ચય કર્યો અને એ નિશ્ચય નિષ્ફળ થતો અટકાવવાને જ હરભમજી વગેરે સવારોને તેણે મનહરપુરી મોકલ્યા હતા, કારણ પોતાને તે દિવસે મૂકી બીજે દિવસે નીકળવાનું હતું.

એ જવાની તે વાતથી કૃષ્ણકલિકા અને પ્રમાદધન પણ આનંદમાં આવ્યાં હતાં. પણ બુદ્ધિધને તેમની વાત જાણી, એવું જાણવાથી તેમના આ રંગમાં ભંગ પડ્યો; એટલું જ નહીં, પણ બુદ્ધિધને પોતાને કાંઈક શિક્ષા કરવા ધારી છે તે જાણી ગભરાટ વછૂટ્યો. નવીનચંદ્ર મદદ કરવાની ના કહીને ચાલ્યો ગયો જાણી ગભરાટ વધ્યો, અને સલાહ લેવાનું કોઈ ન મળતાં કૃષ્ણકલિકાને શોધી કાઢી તેની જ સલાહ લેવા ધાર્યું. કૃષ્ણકલિકાને સંદેશો મોકલી રાજેશ્વરમાં બોલાવી; એણે અક્કલ આપી કે કુમુદસુંદરી અને નવીનચંદ્રને આડો સંબંધ છે તે વાત મેં તમને કહી અને તે જાણવાથી કુમુદસુંદરીએ આ આરોપ ઊભો કર્યો છે એવું તમારે કહેવું. પ્રમાદધન ઘેર ગયો અને વિચાર સૂઝ્યો કે આ વાત કહીશું તે કોઈ માનશે નહીં. એ વાતને ટેકો આપવા શું કરવું તેનો વિચાર કરતાં કરતાં મેડીમાં ફર્યાં કર્યું અને ફરતાં ફરતાં "મર્મદારક ભસ્મ" બની ગયેલા કાગળોમાંનો એક કાગળ કુમુદસુંદરીએ ફાડી નાખેલો પણ તેના ઝીણા કટકા થયેલા તેમાં ચારપાંચ કટકા બાળી નાખવા રહી ગયેલા તે પોતાના ટેબલ નીચે પડેલા હાથ આવ્યા, તેને સાંધી વાંચી જોયા, નવીનચંદ્રના અક્ષર ઓળખ્યા, વાંચવા માંડ્યા, અને તે વાંચતાં એવું લખેલું નીકળ્યું કે

*"હતી લક્ષ્મી! હતા તાત! હતી વ્હાલી! હતો ભ્રાત!"*

આટલું બેસતાંમાં પ્રમાદધન આનંદમાં આવી ગયો: "વ્હાલી એવું નવીનચંદ્રે લખ્યું! આથી શો બીજો પુરાવો?" વળી ક્રોધ ચડ્યો: "વાહ વાહ ભણેલી! મને ખબર નહીં કે નવીનચંદ્રની વ્હાલી તું હોઈશ!" આ વિચાર કરે છે એટલામાં કુમુદસુંદરી આવી પ્રમાદધનની મુખમુદ્રા ઉપર કંઈક નવો જ ફેર પડેલો જોઈ તે ચતુરા ચેતી ગઈ. એ કંઈ પૂછે એટલામાં તો પ્રમાદધન જ ધડૂકી ઊઠ્યો: "કેમ મારાં ડહ્યાં અને શાણાં ભણેલાં! તમે આવાં ઊઠ્યાં કે?"

કુમુદસુંદરી અત્યાર સુધીના દુ:ખમાં જડ બની ગઈ હતી, બેભાન જેવી થઈ ગઈ હતી, એ આ અપૂર્વ પુષ્પાંજલિના વરસાદથી ચમકી જાગી ઊઠી, જોઈ રહી, ધીરજ પકડી, અત્યંત નરમાશથી ધીરે પણ સ્થિર સ્વરે બે અક્ષર બોલી: “શું છે?”

અધીરાની ધીરજ રહી નહીં, અને વધારે ખિજાઈને બોલ્યો: “શું છે—શું છે—શું? આ પેલા નવીનચંદ્રની વ્હાલી થનારી તે તું! નહીં કે? વાંચ આ અને ફોડ આંખો!” કાગળના કટકા ધ્રૂજતી કુમુદ ઉપર ફેંક્યા.

ગરીબ બિચારી કુમુદસુંદરી! એને બળતાંમાં ઘી હોમાયું. પડ્યા ઉપર પાટુ થયું. એના મોં ઉપરનું તેજ ઊતરી ગયું, તેના પગ ધ્રૂજવા લાગ્યા, પરસેવાનાં ઝોબેઝોબ વળી ગયા, નીચું જોઈ રહી અને આંખમાંથી ખરખર આંસુની ધારા ચાલવા લાગી. પળવારમાં પાંચસો વિચાર એન કુમળા દુ:ખી મગજમાં તરવરી રહ્યા અને એના અંત:કરણને વલોવવા લાગ્યા. “અરે! હું સાચી વાત કોને કહું અને કોણ માનશે? મારે કપાળે આ કાળી ટીલી આવવી તે પણ બાકી રહી! જૂઠું કેમ બોલું? આમને કેમ છેતરું! દમયંતીનો હાર ચોરાયો હતો તેના જેવી આ મારી દશા થઈ! એથી પણ ભૂંડું થયું. ઓ સાચી વાત જાણનાર પરમેશ્વર! હું સર્વ વાત તને સોંપું છું. તારે જે કરવું હોય તે કર—જે રસ્તે ગોળો ફેંકવા ધાર્યો હોય ત્યાં પહોંચાડ. હું તો અપરાધી પણ નથી અને નિરપરાધી પણ નથી! શું બોલું?” કાંઈ પણ ઉત્તર દીધો વિનો કાગળના કટકા પ્રમાદધનના હાથમાં પાછા મૂક્યા.

પ્રમાદધન વધારે ચિડાયો: “કેમ! ખરી વાત માનવી છે કે નહીં? બોલ!” કુમુદસુંદરીને એક લપડાક ચડાવી દીધી. એના ઉત્તરમાં—ઉત્તર દેતાં પહેલાં—કુમુદસુંદરીનાં આંસુ જતાં રહ્યાં, પરસેવો બંધ થયો, ધ્રૂજતી રહી ગઈ, અને ગાલ પંપાળવો સરખો મૂકી દઈ, બેધડક આંખે પતિના સામું જોઈ એ બોલી: “શા વાસ્તે આટલો આંચકો ખાવ છો? ધોલ મારીને કેમ અટકો છો? ઓ મારા સરદાર! આ પેલા ખૂણામાં તરવાર પડી છે તે મારે ગળે મૂકો. તમારી મારી વચ્ચે વ્યર્થ બોલાબોલી થાય તે શું કરવા જોઈએ? તમારે હાથે હું મરીશ તો મારો મોક્ષ થશે. તમારે હાથે મરવાનું ક્યાંથી?” જાતે જ તરવાર આણી પ્રમાદધનની પાસે મૂકી અને તેના આગળ ગળું નીચું કરી ઊભી—“રખે અટકતા! મૂકો આ ગળા ઉપર તરવાર! મારે ધન્ય ઘડી ને ધન્ય દહાડો કે આ વખત આવ્યો!’

ઉશ્કેરાયેલો પતિ પોતાને મારી નાખશે એવો નિશ્ચય કરી, અને હું આ દુ:ખના ભરેલા ભવસાગરમાંથી છૂટીશ એવું જાણી, પ્રતિપળે તરવારની ઘાની વાટ જોતી કુમુદ ગળું નીચું કરી રહી, અને થાકી ઊંચું જુએ છે તો પ્રમાદધન મળે નહીં. કુમુદસુંદરીની આવી ભયંકર સૂચનાથી આભો બની જઈ, સજડ થઈ જઈ, શું કરવું તે ન સૂઝતાં, કાગળના કટકા ખિસ્સામાં નાખી એ ચાલ્યો ગયો. વધારે બોલવા કે કરવાની તેની શક્તિ ન રહી.

ગૂંચવાડામાં પડેલી, દુ:ખમાં પડેલી, કુમુદ ખુરસી પર માથું ઊંધું નાખી રોતી રોતી બેઠી.

પ્રમાદધને કુષ્ણકલિકાને શોધી કાઢી, હકીકત કહી, અને શિખામણ મળી કે હવે “કુમુદસુંદરી સાથે લાંબું કરવામાં માલ નથી. એને કહો કે તારી પરીક્ષા કરવા આટલું કર્યું હતું. તું બગડેલી નથી એવી મારી ખાતરી થઈ એવું કહો, એને વહાલ દેખાડો અને છેતરી પિયર મોકલી દ્યો. એ જાય એટલે આપણે બેનો કાંટો જશે, તમારા મનમાં મેલ રહ્યો એને લાગશે તો જવાનું બંધ રાખશે અને આપણે સાલ રહેશે. એ જાય તે પછી તમારા પિતા આગળ મારી બાબત ફરિયાદ આવે તો આ કાગળના કટકા બતાવજો અને કહેજો કે તમને કુમુદની નઠારી ચાલની ખબર પડી એટલે એણે આ તમારા સામે વાત ચલાવી. પણ એ બધું એના ગયા પછી કરજો.”

પ્રમાદધનને આ યુક્તિ ગમી. તેણે તે સાંગોપાંગ પાર ઉતારી. કુમુદસુંદરી છેતરાઈ, અને પિયરના અને સાસરાના સવારોની વચ્ચે ગાડી રાખી, તેમના રક્ષણમાં રહી, સરસ્વતીચંદ્ર નીકળ્યો હતો તે દિવસ વીતતાં અડધી રાત્રિ ગયા પછી છેક પાછલી રાત્રે નીકળી. સાસુ અને નણંદ તે પ્રસંગે વહુને ભેટ્યાં અને સર્વે પુષ્કળ રોયાં, બુદ્ધિધન ગળગળો થઈ ગયો, અને પ્રમાદધન વગર બાકી ઘરનાં સર્વ માણસ ઉદાસ જેવાં થઈ ગયાં. બુદ્ધિધનના ઘર આગળથી ગાડી ચાલી. “કુમુદસુંદરી, વહેલાં આવજો,” “ભાભી! જોજો. પંદર દિવસથી વધારે એક દિવસ પણ રહેશો નહીં, હોં!” “બેટા! પિયરમાં તો સૌને આનંદ થશે પણ મારું તો ઘર તમે આવશો ત્યાં સુધી સૂનું, હોં —” “બેટા — જરૂર વહેલાં આવજો, સાસુની દયા જાણજો,” “ભાભી સાહેબ, સંભાળ રાખજો ને વહેલાં આવજો,” આવા અને એ જાતના બીજા શોકમય શબ્દોથી, બુદ્ધિધનના નિ:શ્વાસથી, સૌભાગ્યદેવીનાં ડૂસકાંથી અને અલકકિશોરીના મોટે સાદે રોવાથી, વીંધામેલો અંધકારને પાછળ મૂકી સર્વના શોકને સમાસ આપતી રોતી રોતી બેઠેલી કુમુદસુંદરીના રથનાં ચક્રનો સ્વર અને સવારોના ઘોડાઓના પગના ડાબકાં અંધકારમાં સંભળાતા બંધ થઈ ગયા. તેની સાથેની મશાલોનો પ્રકાશ દૃશ્ય થયો, અને બાકી રહેલી રાત્રે ઊંઘવાનું મૂકી દઈ સુવર્ણપુરના નવા કારભારીના ઘરમાં સર્વ મંડળ ચતુર અને સુશીલ વહુના ગુણની વાતોની કીર્તનકથા કરવા મંડી ગયું, અને માત્ર પ્રમાદધન નિરાંત વાળી, ઉલ્લાસ પામી ઘસઘસાટ ઊંઘી ગયો અને કુષ્ણકલિકાના સ્વપ્નમાં પડ્યો.

કુમુદસુંદરીએ ગામ છોડ્યું ત્યાર પહેલાં તેના રથને રોકનાર માત્ર વનલીલા મળી. કુષ્ણકલિકાને પ્રમાદધન મળ્યો હતો અને તેમની બેની વચ્ચે વાત થઈ હતી તે સર્વ એણે અકસ્માત્ સંતાઈ રહી છાનીમાની સાંભળી હતી અને કુમુદસુંદરીને કહું તો એને નકામું દુ:ખ થશે એમ જાણી તથા પ્રસંગ ન મળવાથી એણે એ વાત એને કહી ન હતી, પરંતુ આખરે એ વાત

પેટમાં રાખી શકી નહીં અને છેક મોડી રાત્રે વિચાર થયો કે હું જ્યારે કુમુદસુંદરીને નહીં કહું ત્યારે કોણ કહેશે? આથી એણે બધી વાત કાગળ પર ચીતરી કાઢી અને પાછલી રાત્રે પોતાના ઘરની બારીએ જાગતી ઊભી રહી તે જ્યારે રથ અને સવાર આવતા દીઠા એટલે નીચે ઊતરી રથ ઊભો રખાવી માંહ્ય ચડી. કુમુદસુંદરીના હાથમાં કાગળ આપી અજવાળું થાય ત્યારે વાંચવા કહ્યું, અને બોલી કે “કુમુદબહેન, આ કાગળમાં સહેજ હકીકત લખી છે તેથી રજ ગભરાશો નહી—ટપાલમાં કાગળ લખાય નહીં અને આ ગાડીમાં વાત થાય નહીં માટે આ કાગળ લખી આપ્યો છે તે નિરાંતે વાંચજો. તમારા પ્રતાપથી સૌ સારાં વાનાં થશે.” વળી જતી જતી બોલી: “કુમુદબહેન, માયા રાખજો,” “તમારો સ્નેહ ભુલાવાનો નથી,” “મારે તમારા વિના વાત કરવાનું ઠેકાણું નથી,” “કાગળ હું લખીશ—તમે લખજો,” “વહેલાં આવજો,” “ધીરજ રાખજો,” “તમારાં ગુણિયલને બોલાવજો,” “અરેરે, માયા જ ખોટી— પાછી જવાનું કરું છું પણ જવાતું નથી,” “તમારા ગુણો વડે અમે સૌ કાચે તાંતણે બંધાયેલાં છીએ,” “હાય, હાય, શું જશો જ!” આ અને એવાં અનેક કરુણ વાક્યો બોલતી રોતી વનલીલા કુમુદસુંદરીને ભેટી પડી. બે જણ રોયાં. “ઓ મારી વનલીલુડી—એક રાત તારી સાથે વાત કરવાની મળી હોત તો વરાળ કાઢત!—પણ હવે તો જે થયું તે ખરું”—“માયા રાખજે,” “રત્નનગરી અવાય તો આવજે,” વગરે બોલતી કુમુદ ફરી ફરી ભેટી અને રોઈ, અને આખરે બે જુદાં પડ્યાં. વનલીલા રોતી રોતી ઘરમાં પેઠી; અને એણે આપેલા કાગળમાં લખેલા ભયંકર સમાચાર ન જાણી, એમાં કાંઈ ગામગપાટા હશે એમ કલ્પતી કુમુદસુંદરીએ એ કાગળ નિશ્ચિંત ચિત્તથી કમખામાં મૂક્યો. રથ ચાલ્યો. પિયરના, સરસ્વતીચંદ્રના, પ્રમાદધનના, સાસુસસરાના અને નણંદના, અનેક અનેક વિચારો કરતી બાળા હાલતા ખડખડતા રથમાં શરીર અને મન થાકી જતાં ઊંઘી ગઈ, ઊંઘમાં ને ઊંઘમાં થોડીથોડી વારે જરીજરી રોવા લાગી. એનું નિર્દોષ અને દુ:ખી ચિત્ત આ અનેક ખટપટથી ભરેલા દુષ્ટ સંસારમાંથી પળવાર વિરામ પામ્યું ન પામ્યું થયું. સ્વપ્નસંસારે પણ એની નિદ્રાને શાંત થવા દીધી નહીં; છતાં સ્ત્રીજાતનો પક્ષ ખેંચી નિદ્રામાતાએ સર્વ ક્રૂર સ્વપ્નોને કુમળા મગજમાંથી હાંકી કાઢ્યાં, અને પવિત્ર દીકરીની ધડકતી છાતી ઉપર દૃશ્ય આશ્વાસક હાથ ફેરવવા લાગી.

અંધારી પાછલી રાત્રે તારાઓના પ્રકાશથી અને મશાલોના અજવાળાથી થતા પ્રકાશ વચ્ચોવચ, મધુરીમધુરી ટાઢ વાતી હતી તેનું સુખ અનુભવતું અને કુમુદસુંદરી જાગે નહીં માટે ધીમી ધીમી વાતો કરતું સવારોનું મંડળ રથની ચારે પાસ ચાલવા લાગ્યું. ગામનો દરવાજો છોડ્યો અને સૌ જંગલમાં માર્ગ ઉપર ચાલ્યાં. ક્રૂર માનવીઓથી થાકેલી બાળકીની દયા જાણતાં હોય તેમ ક્રૂર પશુઓ રાત પૂરી થવા આવતાં શાંત થઈ સંતાઈ જતાં હતાં, તેમના સ્વર બંધ પડ્યા હતા અને કુમુદસુંદરીને માટે આખું જંગલ નિર્ભય થઈ જતું દેખાયું. ઝાડોનાં પાંદડાંમાં, ફૂલોની સુગંધમાં,

સુકાતા ખખડતાં ઘાસમાં, તળાવોમાં, નદીઓમાં, અને વિશાળ આકાશમાંથી આવતો શાંત ધીરો ઠંડો વાયુ રથના પડદાઓમાં પેસી, સ્વપ્નમાત્રને હાંકી કાઢી, ગરીબ કુમુદના નિદ્રાવશ હૃદયની શાંતિ વધારવા અને અબળાની આશિષ લેવા લાગ્યો.

# ૯. પ્રાત:કાળની તૈયારીઓ

સુવર્ણપુર અને મનોહરપુરી વચ્ચેનો રસ્તો સુભદ્રા પુલ ઉપર થઈને જતો હતો; એ પુલ પિકિ પથ્થરનો બાંધેલો હતો અને એની નીચે કરેલી કમાન તળે થઈને નદી ઘુઘવાટ કરતી ચાલી જતી હતી. સમુદ્ર પાસે હોવાથી ચૈત્ર માસ છતાં પણ પાણી માથોડું માથોડું રહેતું અને પુલ આગળ તો ઊંડાણ હતું. ઊંડાણમાં ધસી પડતું અને કમાનમાં અટકી જોરથી માર્ગ કરતું પાણી કમાનથી બહાર નીકળતાં બે પાસની ભેખડાને કાપતું તે એવી રીતે કે અજાણ્યું માણસ ત્યાં ઊભું રહે તો ભેખડ ભાંગે ને માણસ નદીમાં પડી જાય. અહીં આગળ નદીમાં તાણ એટલું હતું કે મોટા મોટા તારાઓ પણ તરવાની છાતી ચલાવતા ન હતા.

આજની મધ્યરાત્રિ પછી આ જગાએ અંધકારમાં છાનીમાની ધામધૂમ થવા માંડી. બરોબર બારેક વાગે શંકર મહારાજ હાથમાં જાડી ડાંગ લઈ આ રસ્તેથી સુવર્ણપુરની વાટે દોડ્યો, અને ધોરી રસ્તાથી આડું ગાઉ ઉપર સુવર્ણપુરના તાબાનું ગામડું હતું ત્યાં ફલંગો મારતો ગયો. જંગલનાં ક્રૂર પ્રાણીઓની તેમ સુરસંગની બીક રાખવાનું છોડી દઈ આ શૂર બ્રાહ્મણ નકાળજો થઈ ગયો હતો, અને બીજાં વાઘવરુમાંનું એ પણ એક પ્રાણી હોય તેમ જતો આવતો. એને ગયે બેત્રણ કલાક ભાગ્યે થયા હશે એટલામાં તો મનહરપુરીથી નીકળેલી જથાવાળી ઘોડેસવારોની ટુકડી બેધડક સરિયામ રસ્તે થઈને આવી, પુલ છોડતાં પહેલાં તરત એ ટુકડીના બે ભાગ પડ્યા. એક ભાગને લઈ વૃદ્ધ માનચતુર અને અબ્દુલ્લો આગળ ધસતા ચાલ્યા, બીજો ભાગ લઈ ફતેહસંગ પુલ નીચે રસ્તાની એક પાસ રહ્યો, તેમાંથી બેચાર જણાઓ ઘોડા ઉપરથી ઊતરી મોટાં તાપણાં સળગાવવા લાગ્યા, અને ચારે બાજુએ નજર નાખતું સાવધાન રહી સૌ મંડળ શૂરી વાતોમાં રાત્રિ ગાળવા લાગ્યું. એ પછી પા કલાક થયો નહીં હોય એટલામાં તો ત્રિભેટાના વડથી આણીપાસ બબ્બે ગાઉ સુધી હેરાફેરા કરતા મનહરપુરીના માણસોની બૂમો સંભળાવા લાગી: “ખમા મહારાજ મણિરાજને!” “નાસો! નાસો! મણિરાજના શત્રુઓ જ્યાં હોય ત્યાંથી નાસો!” જ્યારે પુલની દક્ષિણે તાપણીઓના ઊંચો ભડકાઓ ચોપાસ અને આકાશમાં વિકરાળ સિંદુર જેવી જ્વાળાઓ ફેલાવતા હતા, ધુમાડાના ગોટેગોટ તારામંડળને રાહુ પેઠે છાઈ દેતા હતા, અને તાપ ભડુક ભડુક યતો ગાજતો હતો, ત્યારે ઉત્તર પાસે મણિરાજના વિજયધ્વનિ આવી રીતે ગાજી રહેવા લાગ્યા. માનવી તો અહીં આવે ત્યારે પણ જંગલમાં આજના આ અપૂર્વ ઠાઠથી સિંહવાઘ જેવાં પ્રાણીઓ તો અત્યારથી જ દિવસ ઊગ્યો હોય તેમ શાંત થઈ જવા લાગ્યાં અને આશ્ચર્યથી શું થાય છે તે જોવામાં ચિત્ત પરોવવો લાગ્યાં—જંગલનાં પ્રાણીઓ ઉપર તો મણિરાજની આણ વર્તાઈ ચૂકી! પુલ આગળ થતા ભડકાનાં પ્રતિબિમ્બ અને આસપાસ પડતા મણિરાજના નામના વિજયધ્વનિના પ્રતિધ્વનિ, એ ઉભય સુભદ્રાના

વહેતા પાણીમાં ઊછળતાંઊછળતાં દુર જતાં હતાં અને રત્નનગરીના પ્રધાનની પુત્રીના માર્ગમાંથી સર્વ અમંગળ હાંકી કાઢવા વીરધ્વજ ફરકાવતાં હતાં.

આણીપાસ સુરસિંહનાં માણસો રાવણામાંથી વેરાઈ પોતાના સરદારે બતાવ્યા પ્રમાણે વહેંચાઈ ગયાં હતાં અને દરેક ટુકડી પોતાના નાયક સાથે આસપાસના જંગલમાં વેરાયલાં ગામડાંમાં પાંચેક કલાકની અસ્વસ્થ નિદ્રા ભોગવવા વેરાઈ ગઈ હતી. કોઈક ગામડાં ઉજ્જડ હતાં અને ઉજ્જડ થઈ ગયેલી વસ્તીનાં બાકી રહેલાં ગાઝારાં ઘર સિવાય તેમાં કંઈ ન હતું. કોઈક ગામડામાં જુજ વસ્તી હતી તો સુરસિંહનાં માણસો પડ્યાં રહેવા આવે તેને ના કહેવા છાતી ચલાવે એટલા ચોકીદારો ત્યાં ન હતા. આવી જગ્યાઓમાં ભોંય ઉપર અથવા ઘાસ ઉપર અથવા ઓઢવાની ચાદર ઉપર જેને જેમ ફાવ્યું તેમ પથારી કરી, હાથ ઉપર અથવા પથરા ઉપર અથવા માથે બાંધવાનાં ફાળિયાં ઉપર અથવા ઢાલ ઉપર ઉશીકાં કરી, તરવારો કેડે રાખી, કામઠાં અને ભાલોડાં ઉપર હાથ રાખી બરછીઓ અને ડાંગો ઉપર પગ નાંખી, અર્ધાં ઊંઘતાં અર્ધાં જાગતાં પ્રતાપસિંહ, વાઘજી, ભીમજી અને ચંદનદાસનાં માણસો જુદેજુદે ઠેકાણે સૂઈ ગયાં. તેમાંના થોડાક નાની નાની તાપણીઓ સળગાવી, આસપાસ ભરાઈ, ચારેપાસ નજર ફેરવતા, ચોકી કરતા બેઠા, ચલમો ફૂંકવા લાગ્યા, વશ્ચેવશ્ચે ઝીણીઝીણી વાતો કરી નિદ્રાને દુર કાઢી મૂકવા લાગ્યા, અને જેમજેમ રાત ચાલતી ગઈ તેમ તેમ ઊંચે તારાઓ ભણી નજર કરી સૌને ઉઠાડવાને અને ચાલવાને બાકી રહેલો વખત માપવા લાગ્યા.



ઉભય પક્ષનાં માણસોએ રાત્રિ અધિરાઈ અને આતુરતાના ઉજાગરામાં ગાળી. સુરસંગ અને તેનો માણસોને કાંઈક નિશ્ચિંતતાનું કારણ એટલું હતું કે પોતાની છાની વાતોની કોઈને પણ ખબર પડી હશે એવી તેમને કલ્પના સરખી પણ ન હતી. તેઓએ સૌ જાતની તૈયારી રાખી હતી, પણ આટલે સુધી તેમનાં મન તૈયાર ન હતાં. વિદ્યાચતુરની રાજનીતિનું એક ધોરણ એ હતું કે સૌ વાત એને પોતાને કાને આવે એટલું જ નહીં પણ જેને જે કામ સોંપ્યું હોય તે માણસ તે કામ બાબત ચારેપાસથી ખબર રાખે. દેશી રાજ્યમાં ઘણુંખરું એમ બને છે કે હાથ નીચેનાં માણસો વિશ્વાસયોગ્ય હોતાં નથી ને તેમના ઉપર વિશ્વાસ રાખવામાં આવતો પણ નથી. આનું પરિણામ એવું થાય છે કે માણસોને કામ સોંપ્યા વિના તો ચાલતું નથી, છતાં અવિશ્વાસને લીધે કામ કરવાની સ્વતંત્રતા આ માણસોને આપવામાં આવતી નથી. આમ પરતંત્ર થમેલાં માણસ કામ સાધવાની વૃત્તિ રાખવા કરતાં ઉપરીને ખુશ રાખી પોતાને માથે જોખમ ન આવે એવા માર્ગ લેવા તત્પર હોય છે. આ સૌ માણસનું કામ એક ઉપરી રાજા અથવા પ્રધાન કરી શકતો નથી અને કામ બગડે છે. આવી રીતે કામ બગડે તેનો દોષ કોઈ નિર્જીવને માથે પડે છે. અંગ્રેજી રાજ્ય જેવા અતિ વિસ્તારી રાજ્યમાં સૌ

માણસો ઉપર દૈખરૈખ રાખવી અશક્ય છે અને તેથી માણસોની સ્વતંત્રતા તેમ જોખમ ઓછાં કરી નાંખી “કાયદા”ને માથે કે રાજ્યધોરણને માથે દોષ નંખાય તેનો ઉપાય નથી. પણ નાનાંસરખાં દેશી રાજ્યમાં તો નોકરના ઉપર પૂરી જવાબદારી રાખવી, તે જવાબદારી જેટલી પૂરી સ્વતંત્રતા આપવી, અને કામ સરે એટલી દેખરેખ રાખવી, એ સર્વ બની શકે એવી વિત છે, અને એ વાત બની શકે તો અંગ્રેજી રાજ્ય કરતાં ઉત્તમ રાજ્ય થાય એવો વિદ્યાચતુરનો સિદ્ધાંત હતો. કેટલાક મૂર્ખ રાજાઓ નોકરો ઉપર અતિ વિશ્વાસ રાખે છે તેના કરતાં અર્ધદગ્ધ રાજાઓ અવિશ્વાસ રાખે છે તે અતિભૂંડું છે એમ વિદ્યાચતુર માનતો હતો, એટલું જ નહીં પણ એ ધોરણ રાજાઓને તેમ તેમના પ્રધાનોને પણ લાગુ છે એવું માની તે પ્રમાણે વર્તતો. જુવાન મણિરાજને પ્રફુલ્લ વદનથી હંમેશ એમ જ કહેતો કે “યશસ્વી મહારાજ! આપણે એવાં શું હોઈએ કે વિશ્વસનીય માણસો શોધતાં માણસને ન આવડે? જે માણસ વિશ્વાસ રાખવા યોગ્ય નથી તે આપની સેવાને યોગ્ય નથી. જો આપના સેવક વિશ્વાસ પાત્ર હોય તો તે આપની સેવા કરવા જેટલી સ્વતંત્રતાને પણ પાત્ર છે. આપણે કામની સાથે કામ છે. કામ કરનાર આપની ઇચ્છા પ્રમાણે જ ઊઠે બેસે ને કામ કરે એવો કંઈ અભિપ્રાય ન હોવો જોઈએ. આપને કિયા માર્ગ અનિષ્ટ છે તે દરેક સેવકે જાણવું જોઈએ; તે અનિષ્ટ માર્ગથી દુર રહી ઇષ્ટ કામ ગમે તે દ્વારે સાધે એટલી સ્વતંત્રતા અને પ્રવીણતાવાળાં માણસ રાખવાં એ આપનું અને આપના પેટામાં મારું કામ છે. વિશ્વાસ વગરના અને અસ્વતંત્ર સેવકો ઉલ્લાસ વગર કામ કરે છે, ઉલ્લાસ વગર કોઈ સાધના થતી નથી અને વેઠિયાવાડ થાય છે. માણસને સ્વતંત્રતા મળ્યાથી તેમાં ઉલ્લાસ આવે છે, ઉલ્લાસથી કામ કરવાના માર્ગ શોધવામાં તેની બુદ્ધિ ખીલે છે, અને બુદ્ધિશાળી સેવકો એટલું તો સરત રાખી શકશે કે આટલી વાત ઉપરીને અનિષ્ટ છે. સાધારણ માણસો વ્યાપારમાં રત્ન વગેરે જડ પદાર્થોની પરીક્ષા કરે છે; રાજાઓનું કામ પુરુષરત્નની પરીક્ષા કરવી એ છે. જડ રત્ન રાજાઓના કંઠમાં અને મુકુટમાં ભૂષણરૂ પ થાય છે; મહામૂલ્યવાન પુરુષરત્ન રાજાઓનાં રાજ્યનાં ભૂષણ છે એટલું જ નહીં પણ એ રત્નોના પ્રકાશથી જ રાજ્યનું દારિદ્રય ફીટે છે અને રાજ્યનું અંધેર—અંધારું નાશ પામે છે. મહારાજ! એ રત્નો વગર રાજ્ય નથી એ વાત ખરી છે તેમ એ રત્નોના શોધનાર, પરીક્ષક, ગ્રાહક અને ઉત્તેજક તે તો ડાહ્યા અને બુદ્ધિશાળી રાજાઓ જ છે.” મણિરાજના રાજદર્પનો તિરસ્કાર ન થાય તેમ આ સર્વ બોધક વિચાર તેના ઉત્સાહી મનમાં ભરી, તે વિચારનો આચાર ચતુર વિદ્યાચતુર કરી દેખાડતો હતો. જેમ ખૂણેખાંચરે પડેલી સંતાયેલી લોહની કણિકાઓને લોહચુંબક શોધી કાઢે તેમ વિદ્યાચતુર પુરુષરત્નોને ખોળી ખોળી શોધી કાઢતો, પુરુષપરીક્ષા સૂક્ષ્મતાથી કરતો, ગુણ પ્રમાણે પરીક્ષિત જનને પ્રતિષ્ઠા આપતો—કામ આપતો—વિશ્વાસ બતાવતો—સ્વતંત્રતા આપતો—કામ લેતો—અને તેથી જ આનંદ લેતો

અને આપતો. દરેક માણસને એમ અભિમાન રહેતું કે રાજ્યનો સ્તંભ તો હું છું અને તે છતાં ઉપરી પાસે મન નિરભિમાન રહેતું. ઉપરીઓ હાથ નીચેનાં માણસ પાસેથી, અને હાથ નીચેનાં માણસો ઉપરી પાસેથી, કામ શીખતાં અને કામ લેતાં. સદ્ગુણી અને શુદ્ધ રાજનીતિના સામાન્ય નિયમ પરસ્પર વાતચીતથી અને પરસ્પર દૃષ્ટાંતથી સૌ ગ્રહી લેતાં. સેનાધિપતિના ધ્વજ ઉપરથી— શબ્દ ઉપરથી—દૃષ્ટિપાતથી, આખી સેના એક કાર્યે સાથે લાગી સરખાં પગલાં ભરવા માંડે તેમ વિદ્યાચતુરના રાજ્યમાં થતું. એ રાજ્યતંત્ર જાતે જ એક જાતની શાળા થઈ પડી હતી. કુમુદસુંદરીના રક્ષણને અર્થે થયેલી યોજના આ જ શાળાનું પરિણામ હતું. ફતેસંગ, અબ્દુલ્લો અને હરભમ ત્રણે જણ રાજ્યના નાના પણ કસાયેલા અધિકારીઓ હતા અને એમના ઘણાક ગુણ રત્નનગરના ઘણા અધિકારીઓમાં હતા એમ કહીએ તો અતિશયોક્તિ ન થાય. એમની નિમણૂક વિદ્યાચતુરે જાતે કરી ન હતી, પણ વિદ્યાચતુરના જ ધોરણને અનુસરી ફોજદારી ખાતાના મુખ્ય અધિકારીએ કરી હતી. તેમને શું કામ કરવું તે કહેવામાં આવતું હતું, કિયે માર્ગે જવું તે બતાવવામાં આવતું હતું, અને તે માર્ગે કેમ જવું તે એમની બુદ્ધિ ઉપર વિશ્વાસથી રાખવામાં આવતું હતું; પણ એ વિશ્વાસ કેવી રીતે જળવાય છે તે જાગૃત ઉપરીઓ જાગૃત દૃષ્ટિથી તપાસતા. આવી રીતે સત્તાના સૂત્રના તાંતણા સર્વ સેવકોના હાથમાં વણવા અપાતા. ચારચક્ષુ રાજાનું ચારકર્મ આ સેવકોએ એવી રીતે કર્યું કે પ્રધાનપુત્રીના રક્ષણનો માર્ગ વેળાસર લેવાયો. વૃદ્ધ માનચતુરે તેમને યોગ્ય માર્ગ બતાવ્યો. ત્રણ સત્તાના સીમાડાઓ વચ્ચે એવો પ્રતાપ જગાડવો કે શસ્ત્ર વાપર્યા વિનો શત્રુ ડરી જાય અને પાર કી સત્તા નીચેના પ્રદેશમાં શસ્ત્ર વાપરી પરરાજ્યમાં ન્યાયાધીશો પાસે આરોપી ન થવું પડે; શત્રુ જાણે માર્યા જઈશું અને આપણે જાણવું કે તેમને મારવા ન પડે અને ધારેલું કામ પાર ઊતરે; આ અને એવા બીજા પ્રયોજનવાળો માર્ગ માનચતુરે બતાવ્યો. તેની સાથે જ સાંભળનારા સમજી ગયા અને ત્વરાથી તે માર્ગે પ્રવર્ત્યા. વધારે સૂચનાની કોઈને અગત્ય ન પડી. કળવાળા વાજાને એક ઠેકાણે વગાડે એટલે ભૂંગળીઓમાંથી રાગ નીકળવા માંડે તેમ માનચતુરની આજ્ઞાઓ ઝિલાઈ.

અબ્દુલ્લો, મુખી અને ફતેસંગ સર્વને પોતપોતાની શક્તિ બતાવવાનો ઉમંગ હતો, પણ ઉમંગનો પ્રસંગ તેમના હાથમાં ન હતો. હરભમને તો એ પ્રસંગ જાતે જ શોધવાનો હતો.

જ્યારે રાત્રિના પહેલા પ્રહરમાં બહારવટિયાઓ વડ નીચે મળ્યા હતા ત્યારે તેમની સર્વ વાત હરભમે જ વડની ડાળોમાં રહી જાણી લીધી હતી. મનહરપુરીમાંથી નીકળી સુરસંગની પૂંઠ લેવાનું કામ તેને માથે આવ્યું અને તે કામમાં સુરસંગનો પત્તો મેળવવાનું તેને માથે આવ્યું. શૂરકાર્યમાં ચારકર્મ ભેળવવાનું નાનુંસરખું પણ દુસ્તર કામ કરવામાં હરભમને કાંઈક ખાસ આનંદ મળતો અને એ આનંદથી એની બુદ્ધિ ખીલતી. જ્યારે માનચતુર

અને બીજી સર્વ ટુકડીઓ સુવર્ણપુરને માર્ગે વળી ત્યારે હરભમ પોતાનાં વીણી કાઢેલાં માણસો લઈ બીજે જ માર્ગે નીકળ્યો. પૂર્વ દિશાના આંબાના વનમાં અંગ્રેજી હદનાં ઘણાંક ખેડાં ગામડાંમાં એણ પોતાની બુદ્ધિને મોકલી. કેટલાંક મુખ્ય ગામડાંમાં જાતે ફરી વળ્યો; કેટલાંક ગામડાંને પાદર રહી માણસો દ્વારા સમાચાર પ્રસાર્યા; કેટલાંક આઘેનાં ગામડાંમાં રાત્રિને વખતે જતો આવતો કોઈ ચોર અથવા વિરલો મુસાફર મળી આવ્યો તો તેની સાથે પણ વાત કરવી ચૂક્યો નહીં કોઈ ઠેકાણે સમાચાર મૂક્યા, કોઈ ઠેકાણે મેળવ્યા અને કોઈ ઠેકાણે મોકલ્યા. જ્યાં મિત્રો હતા ત્યાં ત્રણે વાનાં કર્યાં; જ્યાં અજાણ્યાં માણસો હતાં ત્યાંથી માત્ર સમાચાર મેળવ્યા; જ્યાં સુરસંગના માણસ હતા ત્યાંથી સમાચાર મેળવવા પ્રયત્ન કર્યો, એટલું જ નહીં પણ સુરસંગને પહોંચાડવા ખરાખોટા સમાચારના ગોળો ફેંક્યા. સર્વ ગામોમાં બેધડક સમાચાર ફેલાવ્યા કે સુરસંગની વાત રત્નનગરી અને સુવર્ણપુર સુધી પહોંચી ગઈ છે અને પ્રાત:કાળમાં બહારવટિયાઓ કંઈ પણ શિક્ષાપાત્ર અપરાધ કરવો આરંભે એટલી જ વાટ જોવી એવો હુકમ લઈ, તે વાટ જોતાં અપરાધીઓ જાળમાં ફસે એટલે તેમને પકડવાને જોઈએ એટલું લશ્કર બે સંસ્થાનો તેમ અંગ્રેજી રાજ્યમાંથી આવેલું પ્રાત:કાળે માલમ પડશે. સુરસંગનો પત્તો લાગવો આ અંધકારમાં જંગલમાં થોડા વખતમાં કઠણ હતો પણ હરભમે આ આટલું કામ કર્યું તે સુરસંગને કાને જવા પામ્યું, તેની અને તેના માણસોની હિંમત રાત્રેથી નરમ પડી, ગામેગામના મુખીઓ અને રખેવાળો પ્રાત:કાળની વાટ જોતા પોતપોતાની હદમાં સાવધાન થઈ ગયા. ભયંકર પ્રાણીઓવાળા આ જંગલમાં અંધકારને સમય ફરવાની છાતી ચલવે, ઉતાવળા થયા વિના સાવધાનપણે અગમચેતી વાપરે, ચતુરાઈનું શેતરંજ રમતાં પાછી પાની કરે નહીં—એવા વિદ્યાચતુરના અનુકારક સેવકોમાંનો આ એક હરભમ, આખી રાત આથડી, સુભદ્રા ઉપર એક એવે સ્થાને રહ્યો કે જ્યાંથી પોતાનાં અને સામાના સર્વ પાસનાં માણસોના સમાચાર મળે અને તેમાંથી જેમાં ભળી જવું હોય તેમાં ભળી જવાય. એણે એવી કલ્પના કરી કે સુરસંગને કોઈ એવે ઠેકાણે રહેવું પડશે કે ત્યાંથી પ્રતાપ, વાઘજી અને ભીમજી સર્વની દોરીઓ હાથમાં રહે. આવું ઠેકાણું સુરસંગ ક્યાં શોધી કાઢશે તેનું અનુમાન કરી, સુરસંગ પોતાને ઠેકાણેથી છાનોમાનો નીકળી ન જાય પણ તેની પૂંઠ લેવાય એટલું એની પાસે રહેવાય એવો જોગ રાખી, એક નાના સરખા ખંડેરમાં હરભમ રાત્રિના છેક ચાર વાગતાં જાગતો વિસામો લેવા પામ્યો. અંધકારમાં કાકડા સળગાવી અને એના સાથીઓ ઘોડાઓનો થાક ઉતારવા ઊતર્યા. તેમને તાજા કરવા તેમની નોકરી કરવા મંડ્યા અને તોબરા ચડાવી દીધા. પોતે તાજા થવા બીડીઓ ફૂંકવા લાગ્યા અને ધીમી ધીમી વાતો કરવા લાગ્યા. હરભમ પોતે ઘોડાને થાબડતો વાતો કરતો ખંડેરના દરવાજા આગળ બહાર આંખ અને કાન રાખતો એક પથરા ઉપર બેઠો. જમ પ્રાત:કાળની એ સૌ વાટ જોતા હતા તેવી જ રીતે એમને મળવાને આતુર દેખાતો. પ્રાત:કાળ

પૂર્વ દિશાના આકાશમાં અંધકારે ભીડેલાં કમાડ પોતાના સતેજ હાથથી બહાર ઊભો ઊભો ઉઘાડવાનું કરતો હતો, અને તે હાથના નખ એ કમાડો વચ્ચેની તડમાં કંઈક ચળકતા હતા.

# બહારવટિયાઓનો ભેટો

નિદ્રાવશ કુમુદસુંદરીને લઈ રથ ચાલ્યો અને રથને વચ્ચે રાખી સ્વાલદાર ઘોડાઓ ઉપર બેઠેલા સવારો ન ધીમે—ન ઉતાવળથી—એ રીતે ચારેક ગાઉ ચાલ્યા હશે એટલામાં રાત્રિ પૂરી થઈ જવા આવી. જંગલનાં પશુમાત્ર શાંત થઈ ગયાં અને ખડબચડી જમીન આવતાં રથચક્ર નીચે ધબાકા થતા, પવનની લહેર અને મધુર ટાઢથી વેગવાળા થતા ધોરી બળદના પગલાં વાગતાં, સવારોના ઘોડાઓની ખરીઓ વાગતી, ક્વચિત્ કચરાતા કાંકરા બોલતા અથવા રથમાં ભરાતાં ઝાડનાં ડાળાં ખખડતાં અને રસ્તાની બાજુએ ગામડાં આવતાં આઘે કૂકડા સંભળાતા, એ સિવાય બીજો સ્વર સરખો સંભળાતો ન હતો. કુમુદ પાછલી રાતની મીઠી નિદ્રા ભોગવતી હતી. ગાડીવાળો હાથમાં રાશ અને પરાણો રાખી અર્ધો જાગતો છતાં ડોલાં ખાતો હતો, અને સવારો જાગૃત છતાં—ચારેપાસ નજર રાખતા હોવા છતાં—વાતો કરતા રહી ગયા હતા. ચારેપાસ પૃથ્વી ઉપર અંધકારમાં આછુંઆછું તેજ ભળતું હતું, અને રસ્તાની બે પાસે ઝાડો અને છોડવાના રંગ દીસતા નહોતા પણ તેના છાંયડા અને ઊભા આકાર દેખાતા હતા. પૂર્વ દિશાના આકાશમાં ધોળો તેજનો પડદો ચડતો હતો. એક પછી એક તારાઓ દેખાતા બંધ થતા હતા અને આખા આકાશનો રંગ બદલાતો હતો. આ વખત આ મંડલને માનચતુરનું મંડળ સામેથી મળતાં સૌ સવારો ચમક્યા, અબ્દુલ્લાએ પોતાનો ઘોડો તેમની પાસે લઈ જઈ સૌ સમાચાર ધીરે સ્વરે કહ્યા, અને સૌ મંડળ ભેળું થઈ જઈ આગળ ચાલવા માંડ્યું. માનચતુરે રથનો પડદો ધીમેથી ઊંચકી જોયો અને કુમુદસુંદરીને ઊંઘતી જોઈ, પાછો નાખી દઈ, તે રથની જોડે ઘોડો રાખી ડોસાએ ચાલવા માંડ્યું. સૌ વધારે સાવધાન—સજ્જ— થઈ ગયા અને હથિયારો સંભાળતા ચાલ્યા.

અંધકારનો પડદો ઊપડી ગયો તેમાંથી જંગલનાં ચિત્રવિચિત્ર નાટકીય પાત્રો દૃષ્ટિમર્યાદામાં એકદમ ઊભરાવા લાગ્યાં. લાલ, પીળાં અને ધોળાં નાનાંમોટાં ફૂલોને ધારણ કરનાર નાના નાના લીલા છોડવા માર્ગની બે પાસ આઘાપાછા રહી પવનની ધીમી લહેરમાં નાચવા લાગ્યા. ખેતરોની ઉપરનીચે થયેલી સંભાળ વગર રાખેલી પોતપોતાના શેડા વચ્ચે પડી રહેલી માટી, પ્રસૂતાના ખાલી પડેલો કરચલીઓવાળા પેટની પેઠે, માનવીના હાથમાં પોતાના ફાલ આપી દઈ, એકાંતમાં શાંત વિશ્રાંતિની મીઠાશ ભોગવતી જાગતી સૂતી સૂતી આકાશ સામું જોવા લાગી. ક્ષિતિજના છેડામાં તથા આસપાસ મોટાંનાનાં ઝાડો, એકબીજાના ખભા ઉપર ડોકિયાં કરી, ઊગનાર સૂર્યના સાજનની વાટ જોવા લાગ્યાં. મળસકાનો ઉજાસ પ્રથમ આછો આછો દેખાઈ, મદનના ચાળાઓ પેઠે જંગલનાં સર્વ અવયવોમાં સ્ફુરવા લાગ્યો. જંગલના ક્રૂર પ્રાણીઓ સંતાઈ ગયાં. તેને સ્થાને પક્ષીઓની કોમળ જાતિઓ ઝાડો ઉપર ઊડાઊડ કરવા લાગી, કલ્લોલ કરી રહી અને જુદાજુદા મધુર સ્વરથી ગાયન કરવા મંડી. પક્ષીવર્ગનાં નરમાદા મદનની

આણ દિવસે પાળવા લાગ્યાં ને મત્ત ખેલ મચાવી મૂક્યા. માદાઓ બાળક પક્ષીની ચાંચમાં ધાન્યના કણ મૂકવા લાગી અને પક્ષીજાતમાં પણ માતાનો સ્નેહ દૃષ્ટાંત પામ્યો.

મળસકું થયું, અંધારું ગયું. પૃથ્વીના—વનસ્પતિના—અને તારાને ઢાંકનાર તેજવાળા આકાશના—રંગ અને આકાર ઉઘાડા થયા; અને રથના પડદાઓ ભેદી, આંખનાં પોપચાંમાં પેસી, પવનની લહેરે અને તડકા વગરના તેજે કુમુદની આંખો ઉઘાડી અને એને જગાડી. જાગતાંની સાથે વનલીલાનો પત્ર કમખામાંથી કાઢ્યો અને જરીક બેઠી થઈ, ઊઘડતી આંખો નાજુક આંગળીઓ વડે ચોળી ચોળી ઉઘાડી, કાગળ આતુરતાથી વાંચવા લાગી. સ્વભાવે રસીલી, દુ:ખમાં પણ રમતિયાળ, હેતાળ વનલીલાનો કાગળ લાંબો અને એના સ્વભાવ પ્રમાણે જ હતો. કુમુદ પ્રથમ તો કાગળને ઉપરઉપરથી અથથી ઇતિ ઉતાવળી ઉતાવળી વાંચી ગઈ અને મતલબ જાણી લીધી. બીજી વાર કાગળની વીગત ઉપર ધ્યાન આપી પૂરેપૂરો અક્ષરે અક્ષર વાંચ્યો. ત્રીજી વખત તેમાંના કેટલાક ભાગ ફરીફરી વાંચવા લાગી.

કૃષ્ણકલિકા અને પ્રમાદધનની સંતલસ આ પત્રમાં પૂરેપૂરી વીગતવાર લખી હતી. પોતાને પતિએ છેતરી એ ભાનથી વિષાદ થયો; પતિના મનમાંથી કિલ્મિષ ગયું નથી એટલું જ નહિ પણ હજી એના ઉપર મલિન કુષ્ણકલિકાની સત્તા છે અને એના ઉપરના જ કલંકિત પક્ષપાતને વશ થઈ પતિએ દુષ્ટ સંકેત રચ્યો છે એ વિચારથી કુમુદના મનમાં અચિંત્યો કાંટો પેટા જેવું થયું. આત્મપરીક્ષા ન કરનાર પ્રમાદધનના મનમાંથી કુમુદસુંદરી ઉપરનો અણસમજનો દ્વેષ જતો નથી અને જાતે દશગણા દ્વેષનું પાત્ર બને છે એ વિચાર આઘા કાઢવા છતાં નિર્બળ થાકેલી બાળાના મનમાં પેઠા.



"અરેરે! પોતે તો આટલાં વાનાં કરે છે અને મુજ રાંક અબળા ઉપર વિના કારણ આટલો જુલમ કરવાનો વિચાર રાખે છે એ તે કોનો ન્યાય?"—"શું મારી પૂઠ પાછળ મારી ફજતી કરવા ધારી?"—"દેવી અને અલકબહેન મને કેવી જાણશે? "સસરાજી શું ધારશે?"—"એ સમાચાર ગુણિયલ પાસે પણ આવવાના જ!" — "હું પાછી ફરું અને સુવર્ણપુર જાઉં?" —"શું સત્ય તરી નહીં આવે?"

*"ઓ રે હરિ! સત્યતણા તું સંઘાંતી!*

*હરિ, હું તો કંઈ એ નથી સમાતી.*

*હરિ, મારાં કોણ જન્મનાં કર્તુ?*

*ઓ રે હરિ, ચોરીથી બીજું શું નરતું?"* *

"દમયંતીના કરતાં પણ મારે માથે ભૂંડો આરોપ આવશે! હું સૌને શું મોં દેખાડીશ? ઓ પ્રભુ! હવે તો મારે એક તું રહ્યો." આટલું કહી વિચારમાં

પડી, રોઈ પડી. આંખો લોહી, પડદો ઉઘાડી રથ બહાર જોયું તો નવા માણસો જોયા અને ઘોડા ઉપર માનચતુર પર પણ નજર ગઈ. માનચતુર રથ ભણી આંખ રાખતો હતો તેણે પડદો ઊઘડતો દીઠો કે તરત ઘોડો છેક રથની પાસે લીધો.

"કેમ બહેન, ખુંશીમાં છે?"

"હા, વડીલ, પણ તમે ક્યાંથી?" આંખો ચોળતી ચોળતી ડોકું બહાર રાખી, પડદો ઝાલી રાખી કુમુદ પૂછવા લાગી.

"બહેન, ગુણસુંદરી અને સુંદર મનહરપુરી આવ્યાં છે ને રસ્તામાં કંઈ ભો સંભળાયો એટલે આ માણસો લઈ તને જાળવવા આવ્યો છું.

કુમુદ ચમકી: "હેં—કોનો ભો છે?"

"બ્હીનીશ નહીં, આપણી પાસે માણસો એટલાં બધાં છે કે કંઈ હરકત પડવાની નથી." વાત ઉરાડવાના પ્રયોજનથી ડોસાએ બીજી વાત કાઢી: "તારે સાસરે બધાં ખુશીમાં છે કની?"

"હા, સસરાજીને કારભાર મળ્યો ને કાલ જ સરપાવ થયો."

"ચાલો, બહુ આનંદની વાત. ત્યારે તો હવે તને અહંકાર ચડ્યો હશે?" ડોસો હસવા મંડ્યો.



"વડીલનાં બાળક અહંકાર રાખવો ક્યારે સમજ્યાં છે જે? મારાં સસરાજી અને સાસુજીએ આપને નમસ્કાર કહાવ્યા છે."

આટલા શબ્દ નીકળે છે એટલામાં સુભદ્રા નદી ઉપર બૂમ પડી. રથની આસપાસ સવારો કાન માંડતા સજ્જ થઈ ગયા—હથિયાર સંભાળવા મંડી ગયા—રથની આસપાસ કોટ બાંધી ઊભા. રથ ઊભો રહ્યો, સૌનાં મોં ઉપર લોહી ચડી આવ્યાં. માનચતુર ઘોડા ઉપર ઊછળી ટટાર થઈ ગયો—શૌર્યના ઉકળાટથી કંપવા લાગ્યો—અને એકદમ તલવાર ઉઘાડી કરી—ઊંચી કરી—બોલી ઊઠ્યો: "સબુર! જખ મારે છે"—"બહેન—ડરીશ નહીં—હું તારી પડખે છું."—"અબ્દુલ્લા— ચોપાસ નજર રાખજે—પળવાર અહીંયા જ ઊભા રહો."

સૌ મંડળ ઊભું રહ્યું; સૌ બંદૂકો ભરવા લાગ્યા. કુમુદસુંદરી છળી ગયા જેવી થઈ ગઈ, એનું મોં બાવરું થઈ ગયું, તોપણ શાંતિ ખેંચી આણી પડદા બહાર લાંબી નજર નાખવા લાગી. "શું છે? વડીલ, શું છે?"

"ડરીશ નહીં—બહેન—માથું પડદામાં ખેંચી લે—આઘે બૂમ થાય છે—બીજું કાંઈ નથી—હમણાં......"

બૂમ વધારે વધારે પડવા લાગી, પાસે આવવા લાગી, બંદૂકોના ધડાકા સંભળાવા લાગ્યા, આઘેનાં ઝાડો ઉપર ધુમાડો દેખાયો. એ જગા

આગળથી પશુઓ નાસભાગ કરતાં નજરે પડ્યાં, પક્ષીઓનાં ટોળા ગાભરાંગાભરાં કોલાહલ કરતાં ઊડવા મંડ્યાં અને કુમુદના રથ ઉપર થઈ જવા લાગ્યાં, અને ગાભરી ગાભરી કુમુદ ધ્રૂજવા લાગી. એને પરસેવો થયો, એની છાતી ધડકવા લાગી, આંખો હરણની પેઠે—પારાની પેઠે આમથી તેમ સરવા લાગી. મોં પહોળું થઈ ગયું, અને બોલવાની શક્તિ તેમ બીજા સર્વ અવયવ શિથિલ થઈ લાચાર થઈ બંધાઈ ગયા.

અબ્દુલ્લો આગળ જઈ ઊભો રહ્યો અને જે દિશામાંથી બૂમ આવતી હતી તેણી પાસ આંખ ઝીણી કરી દઈ તાકીને જોવા લાગ્યો. થોડી વારમાં એક સવાર એ દિશામાંથી આવતો દેખાયો, પાસે આવ્યો તેમ તેમ ઓળખાયો. ફતેહસંગની ટુકડીમાંનો એ એક સવાર હતો. ઘોડો દોડાવતો દોડાવતો તે અબ્દુલ્લાની પાસે આવી હાંફતો હાંફતો સમાચાર કહેવા લાગ્યો— અબ્દુલ્લો એને માનચતુરની પાસે લઈ ગયો.

ચતે હાથે સલામ કરી એ સવાલ બોલ્યો: “ઘણી ખમા મહારાજ મણિરાજને! આખા જંગલમાં તેમની આણ વર્તાઈ ચૂકી છે. સવાર પડતાં બહારવટિયાઓ આઘાપાછા રહી આપણી તૈયારી જોઈ જવા લાગ્યા. ગામેગામ—અંગ્રેજી હદમાં પણ સૌ જાગૃત છે અને હરામખોર લોક એકઠા થવા પામ્યા નથી. મુખી વડની નદી સુધીનો રસ્તો સાચવે છે. ચંદનદાસ તો એ જોઈને જ જતો રહ્યો છે—વાણિયો સૌ સમજી ગયો. વાઘજી વડ પાસે આવતો નથી, આંબાઓમાં ભરાઈ રહ્યો છે ને લાગ જોયાં કરે છે. ફતેહસંગને ભીમજીના માણસો મળ્યાં—પણ કંઈ હોય નહીં તેમ તાડોમાં ચાલ્યા ગયા ને ભીમજી પણ તેમના ભેગો ગયો—આપણે તેને છેડ્યો નથી. પુલ આગળ ઢોલ લઈ બેઠો હતો તેને પકડતાં તેણે ઢોલ વગાડી—એ સાંભળી એક પાસથી પરતાપ અને બીજી પાસથી ભીમજીના માણસો આવ્યા. ઢોલવાળો સુવર્ણપુરની હદમાં હતો ત્યાં જ પરતાપના માણસોનો ભેટો થયો...”

“કંઈ ઝપાઝપી થઈ?” માનચતુરે અધીરાઈથી પૂછ્યું.

“પરતાપે આવી પૂછ્યું કે ઢોલવાળાને કેમ પકડો છો? ફતેહસંગે કહ્યું—ચાલ, ચાલ, તું કોણ પૂછવાવાળો છે? વળી કહ્યું કે આ જંગલમાં સુરસંગ અને તેના બે છોકરાઓ બહારવટે નીકળેલા છે તેમને પકડવા અંગ્રેજ સરકારનું અને ભૂપસંગનું વારંટ છે તે આ ત્રણે હદમાં બજાવવાનો હુકમ છે—આ ઢોલવાળો તેમનો સંગી છે માટે પકડ્યો છે.”

“ફિર ક્યા હુઆ?” અબ્દુલ્લો બોલ્યો.

“ફતેહસંગે દાંત પીસી કહ્યું કે તમારા બોલ ઉપરથી તમે પણ તેમના સંગી જણાવ છો માટે બોલી જાઓ કે તમે કોણ છો? તમને પણ પકડવા પડશે.”

"ખૂબ કિયા! ફતેહસંગ!" અબ્દુલ્લો મૂછો આમળવા લાગ્યો. "ફિર ક્યા હુઆ?"

"પરતાપ નરમ જેવો થઈ ગયો અને બોલ્યો કે ભાઈઓ, અમે તો ભદ્રેશ્વર જવા નીકળ્યા છીએ—બહારવટિયાઓને ઓળખતા નથી; પણ આ માણસને મૂકો—એ અમારા સાથનો છે— મહાદેવમાં આ ઢોલ અમારે ભેટ મૂકવાની છે."

માનચતુર હસવા લાગ્યો: "જો મારો વ્હાલો!"

"ફતેસંગે કહ્યું કે ગમે તે હો—આ માણસ કે ઢોલ કંઈ પણ તમને નહીં મળે. આટલું બોલી એણે હુકમ આપ્યો કે જુઓ છો શું—સૌ બહારવટિયાઓના સંગી દેખાય છે—પકડો કે મારો હરામખોરોને!"

"શાબાશ! ફતેહસંગ! જેસા તેરા નામ તેસા તેરા કામ હૈ." અબ્દુલ્લો બોલ્યો.

"આ બોલ નીકળતાં આપણાં માણસો ધાયાં—હાકલ કરી—બંધૂકના બાર એકબે કર્યા—આપયો ઘસારો થતાં જ પરતાપના માણસ નાસવા લાગ્યાં."

"હત! બાયલાઓ!" માનચતુરે ઉદ્ગાર કર્યો.



"પરતાપને ક્રોધ ચડ્યો—તે એકલો રહ્યો તોપણ તરવાર ખેંચી ફતેહસંગના સામો આવ્યો. ધિંગાણું થવાની વાર ન હતી, પણ નાઠેલા માણસોમાંથી બે જણ પાછા આવ્યા અને બાંય તાણી પરતાપને પાછો ખેંચી ગયા, આપણે તેમને જવા દીધા અને હું અત્રે સમાચાર કહેવા આવ્યો."

"સાલી લુગાઇયાં ભાગ ગઈ અબ તો ચલા દે રથ, ગાડીબાન!" અબ્દુલ્લો બોલ્યો.

માનચતુર કહે: "રસાલદાર! સબૂર કરો. એ લોક પાછા એકઠા થશે. એ લોક બરાબર વેરાઈ જાય ત્યાંસુધી રથ ત્યાં લઈ જવો વાજબી નથી."—સવારના સામું જોઈ તે બોલ્યો —"તમે પાછા જાઓ; સુરસંગ અને હરભમના સમાચાર જણાય અને વાઘજી જતો રહે એટલે મને કહાવજો. પ્રતાપ નક્કી પાછો આવવાનો—એની સરત રાખજો. હવે નદીની આણી પાસ બીક નથી—અમે સૌ ધીમેધીમે ચાલી આવીશું અને પુલની આણી પાસ રહીશું તે અમારા માણસ પણ કામ લાગશે. તમારે સૌએ એટલી સરત રાખવી કે જો હરામખોરો પાછા આવે તો સુવર્ણપુરની હદમાં નસાડવા કે લડવું પડે તોપણ હરકત ન પડે. નદીની આણી પાસ તો કોઈને આવવા જ ન દેવા. પેલી પાસ રસ્તો ખુલ્લો થશે ત્યારે પુલ ઓળંગીશું."

સવાર પાછો દોડતો ગયો. રથ અને તેનો સાથ ધીમે ધીમે સાવચેતીથી પુલ ભણી ચાલ્યો. ચાલતાં ચાલતાં માનચતુર બબડ્યો: “જો અંગ્રેજી હદમાં મારામાર થઈ તો એ રાજ્યની કોરટોમાં ઊલટો ચોર કોટવાળને દંડે તેવું થશે. જ થાય તે તાડોમાં થાય તો જ ઠીક.” રથનો પડદો ઉઘાડી જુએ તો કુમુદ સૌ હકીકત સાંભળી ભયનાં ચિહ્નોથી ઊભરાતી હતી.

“બહેન—અર્ધી ચિંતા ગઈ—હરામખોર વેરાઈ ગયા. હવે જે સાવધાની રાખીએ છીએ એ તો અમસ્તી.”

ડોસો વૃદ્ધ છતાં તેની દૃષ્ટિ ઘણે છેટે પહોંચતી હતી. પશ્ચિમ દિશામાં આઘે ધૂળ ઊડતી દેખાઈ. હવે તો પોતે, ફતેહસંગ અને મુખી એકઠા હોય તો જ ઠીક. એની નિશાનીથી સૌએ ઝડપ વધારી અને થોડીક વારમાં પુલ પાસે આવી પહોંચ્યા. ફતેહસંગના માણસો પુલની સામી પાસે એકઠાં થઈ ઊભાં હતાં. ફતેહસંગે બૂમ પાડી: “ચિંતા કરશો નહીં—માખો ઉરાડી મૂકી છે.”

ડોસાએ પશ્ચિમ દિશાની નિશાની કરી. એક સવાર એણી પાસથી આવ્યો. કુમુદસુંદરીના રથ જોડેના બુદ્ધિધનના માણસોએ તેને ઓળખ્યો. તેમાંથી એક જણ બોલ્યો: “કેમ મહારાજ, તમે ક્યાંથી?”



શંકર મહારાજ બોલ્યો: “ફકર કરશો નહીં. મારી પાછળ મારા ગામના માણસ આવે છે. અમે સુરસંગને મળી જવા જઈએ છીએ—સમજ્યા?”

“જાઓ. ફતેહ કરો—વહેલા આવજો.”

ડોસો આ વાતનો ભેદ સમજ્યો નહીં—તેણે પૂછી લીધો. શંકર પોતાનાં માણસો સાથે રસ્તો ઓળંગી ભદ્રાનદી ભણી ચાલ્યો ગયો.

સુરસંગને ચારેપાસથી ખોટા સમાચાર મળ્યા. ચંદનદાસ પ્રથમથી નાસી ગયો. ભીમજી છૂટો પડી ગયો, વાઘજી અને પ્રતાપ વગર બીજી ટુકડીઓ ભાગી ગઈ. ગામેગામ ખબર પડી ગઈ, બુદ્ધિધન અને વિદ્યાચતુર બેના સવાર એકઠા થઈ ગયા! હવે તો મનોરથ સિદ્ધ કરવા જતાં નાશ વિના બીજું પરિણામ ન હતું. આટલામાં એને શંકર મળ્યો કે હિંમત આવી સુરસંગ, વાઘજી, પ્રતાપ અને શંકર ચારે જણ પોતાના શૂરા માણસો લઈ ઘોડાઓને વેગભર ચલાવતા ચાલ્યા. તેમનો વેગ અને ડરાવી નાખે એવો પ્રતાપ જોઈ શંકર મનમાં બોલ્યો:

*“જેની ફૂંકે પર્વત ફાટે, આભ ઊંડળમાં*

*ભરતા!*

*જેને ચાલ્યે ધરણી ધ્રૂજે, તે નર દીઠા મરતા!*

*હરિનું ભજન કરી લ્યો રે.”*

“અહા! આ લોકો આટલુંઆટલું દુ:ખ ખમતાં આમ ધરતી ધ્રુજાવે એમ ચાલે છે—ચચ્ચાર દિવસના અપવાસી છે—બબ્બે રાતના ઉજાગરા છે—શરીરે ચીંથરેહાલ છે—તોપણ આમ ચાલે છે. એ મારા મિત્રો થયા! રાજસેવા કરવા જતાં મારે મિત્રદ્રોહી થવું—શું એમ કર્યા વિના આ પેટ ન ભરાય?—પણ ના—રાણાનું લૂણ ખાધું છે તે.” સુરસંગ અચિંત્યો ઊભો—કાન અને આંખ ચકોર કરી દીધાં.

“શંકર—પાછળ આઘે ઘોડાઓની ખરીઓ સંભળાય છે.”—સૌએ કાન માંડ્યા અને ઊભા રહી પાછળ જોવા માંડ્યું.

શંકર: ‘શું કાયર થઈ ગયા છો? અમસ્તા ભણકારા વાગે છે—ચાલો આગળ.”

“ના, ના.”

“ના, ના, ને હા હા—ચાલો—કોઈ નથી. રથ પુલની પેલી પાસ છે તેમાંથી કુમુદસુંદરીને ઉપાડી લો એટલી વાર! હું નજરે જોઈને આવ્યો છું.”

પ્રતાપ ખુશ થઈ ગયો: “ખરી વાત! ચાલો.”

સૌ આગળ ચાલ્યા—પણ સુરસંગની આંખ પાછળની પાછળ રહી.

પોતાનો ઘોડો સુરસંગની આગળ લાવી તેને ખેલાવતો ચલાવતો શંકર બોલ્યો: “ભા, તમારી બીક ખોટી નથી—છોકરાં ન સમજે—પણ ફતેહસંગ અને મુખી તૈયાર છે; આપણે જશ દક્ષિણાદા જઈ રસ્તો ઓળંગી રથને પાછળથી પકડવો.”

“હા! હા! ભીમજી પણ મળશે.”—સુરસંગે લોહચુંબક પેઠે આ વિચાર પકડી લીધો. “ચાલો, દિવસ ચડે છે—દોડો.”

સુરસંગે ઘોડો મારી મૂક્યો, તેની સાથે તેનો સૌ પરિવાર દોડ્યો. સૌ દક્ષિણ દિશામાં વળ્યા, રસ્તો ઓળંગ્યો, સુવર્ણપુરની સીમમાં—બુદ્ધિધનની આણમાં આવ્યા અને તે બાબત કોઈને ભાન ન રહ્યું. અંગ્રેજી હદમાં રહેવાનો વિચાર શંકરે ભુલાવ્યો—શંકર એ વિચારથી મનમાં ફુલાવા લાગ્યો.

માનચતુરે તે મંડળ પોતાની પાછળ બેત્રણ ખેતરવા રહી રસ્તાની પેલી બાજુ જઈ પોતાના ભણી આવતું દીઠું—સૌ સજ્જ થઈ ગયા. ફતેહસંગ આ બાજુ અવાય એમ રથની પૂર્વ અને ઉત્તર દિશા જાળવી ઊભો. સુરસંગની પાછળ છેટેછેટે ધૂળ ઊડતી હતી—ઘોડાઓ દોડતા હતા—હરભમની ટુકડી વેગભર દોડી આવતી હતી. સુરસંગ સુવર્ણપુરની હદમાં પેઠો તેની સાથે હરભમની ટુકડીનો વેગ વધ્યો. જોતજોતામાં કુમુદસુંદરીના રથની અને સુરસંગની વચ્ચે હરભમની ટુકડી આવી ઊભી. સુરસંગ સમજ્યો કે મારો ભેદ કળાયો છે. કુમુદસુંદરીને પકડવા જવું તે હવે

વિનાશના મુખમાં પેસવા જેવું લાગ્યું અને બોલ્યો: “શંકર, હવે પાછા હઠો. બાજી ગઈ. કુમુદસુંદરીને પકડ્યા પછી ધિંગાણું થાત તો હરકત ન હતી— ધિંગાણું કરતાં કરતાં એવું જીતીએ કે કુમુદસુંદરી આપણા હાથમાં આવી જાય એ ધારણા મિથ્યા છે.” સુરસંગે પોતાનો ઘોડો આગળ હાંકી શંકરના કાનમાં કહ્યું.

અનુભવી બહારવટિયાનો તર્ક ખરો હતો. એ તર્ક ભુલાવવો એ શંકરનો હેતુ હતો. રથના ઉપર સુરસંગ હલ્લો કરે તો જ સુરસંગ ઉપર સામેથી હલ્લો થાય, અને તેમ થાય તો જ ખરું સ્વરૂપ પ્રકાશી ભૂપસિંહના શત્રુને પકડી બુદ્ધિધનની નીતિ પાર પાડવાનો પ્રસંગ મળે. રથ ઉપર હુમલો થાય નહીં ત્યાંસુધી વિદ્યાચતુરના માણસ હથિયાર ઉપાડે એમ ન હતું, તેમ ન થાય તો બહારવટિયાઓને પકડવા, એટલી એકલા શંકરની તાકાત ન હતી. સુરસંગનું બોલ્યું ન સાંભળ્યું કરી શંકર હથિયાર ઊંચું કરી બોલ્યો, “જુઓ છો શું? આવો પ્રસંગ ફરી નહીં આવે—રથ પાસે માણસ થોડાં છે—કાઢો રથમાં બેસનારીને ખેંચી બહાર—ચાલો, આવો, દોડો”......શંકરે રથ ભણી ઘોડો દોડાવ્યો—સુરસંગનો સાથ પણ રસે ચડી પાછળ દોડ્યો— સુરસંગના હાથમાં લગામ ન રહી. સૌની પાછળ તે પણ ઘસડાયો. રથ પાસે પહોંચતાં પહેલાં શંકરે બંધૂકના ખાલી બાર કર્યા, તેથી બહારવટિયાઓ ભરેલા બાર કરવા લાગ્યા. તેમને શૌર્ય ચડ્યું, ઝાલ્યા રહ્યા નહીં. ઘોડાઓ ઊડી પડતા હોય એમ ધપવા લાગ્યા, ઘોડાઓ અને સવારોનાં લોહી ઊકળ્યાં, સુરસંગ આસપાસ જોવા લાગ્યો કે ભીમજી કે કોઈ આ બારથી આકર્ષાઈ આવે છે? પોતાનું કોઈ આવ્યું નહીં. ચારે દિશાઓમાં તેણે નાખેલી—ફરી ફરી નાખેલી—દૃષ્ટિ વ્યર્થ ગઈ. અભિમન્યુએ ચક્રવ્યૂહમાં ઊભાઊભા ચાર પાસ જોઈ બૂમ પાડી હતી—“કાકા—ભીમસેન કાકા આવો! આ વખત ક્યાં ગયા?” એ જ રીતે સુરસંગના હૃદયે ભીમજી અને ચંદનદાસને આતુરતાથી, વિકલતાથી, સંભાર્યા પણ કોઈ આવ્યું નહીં. માત્ર થોડી વારમાં તેને શત્રુઓએ ઘેરી લીધો. આગળ જુએ તો ફતેહસંગ અને તેના માણસ, પાછળ જુએ તો હરભમ અને તેના માણસ. રથ તો ગોળી પહોંચે નહીં એટલે છેટે રહ્યો—રથ આગળથી સુવર્ણપુરના થોડાક માણસ સુરસંગની જમણી બાજુએ આવ્યા.

આખરની વખતે કાયર શૂરો બને તો શૂરાને શૌર્ય ચડે એમાં શી નવાઈ! વીજળીનો ચમકારો થાય એટલી વારમાં શૂર રજપૂત સમજી ગયો કે હવે જીતવાનું નથી — બચવાનું છે — અને પોતાના શૌર્ય વિના કોઈ બચાવે એમ નથી. આ વિચારે તેના હૃદયને ધમધમાવ્યું, તેની આંખો વિકરાળ બની ફાટી ગઈ, આંખે તો શું પણ આખા શરીરે લોહી તરી આવ્યું, નસેનસ અને રગેરગ ધબકવા ચળકવા લાગી, ઓઠને દાંતે પીસ્યા, કપાળે ભ્રૂકુટિ ચડી ગઈ—કરચલીઓ પડી ગઈ, ઘોડા ઉપર બેઠેલું શરીર ઊંચુંનીચું થવા લાગ્યું — કૂદી પડવા તત્પર થયું, પગ ઘોડાની બે બાજુએ શૌર્યનો થનથનાટ કરવા

લાગ્યા, અને તરવાર મજબૂત પકડી ઊંચી કરી ફાટે સ્વરે સુરસંગ બોલી ઊઠ્યો: “જુઓ છો શું? ધસો, મારા બાપુ, આ પાર કે પેલે પાર.” એક ઠેકાણે આગ લાગતાં ચારેપાસ સળગવા લાગે અને આકાશ પણ સળગે તેમ સુરંસગના માણસોમાં સુરસંગનું શૌર્ય આવ્યું. એની હાકલ સાંભળી એના માણસો ઊછળ્યા અને “હો—હો”, “—જોજે”, “લેતો જા”, —“મારો મારો” કરતાં આંધળાં બની ચારે પાસ શત્રુનો ધસારો ઝીલવા સજ્જ થયાં. વાઘજી અને પ્રતાપ, પિતાની બે પાસે ખડા થઈ ગયા. શત્રુએ ધસારો કરતાં વાર લગાડી. સુરસિંહે જ ફતેસિંહ ભણી ધસારો કરવા માંડ્યો અને તરવાર એવી તો જોરથી મારી કે ફતેહસંગે વચ્ચે ઢાલ ન ધરી હોત તો જાતે કપાઈ જાત. ઢાલમાં જબરી ફાટ પડી. આટલો ઘા કર્યો તેની સાથે શંકર અને તેના માણસો બહારવટિયાઓમાંથી જુદાં પડ્યાં, અને “ખમા મહારાણા ભૂપસિંહને!” — કરી મોટી બૂમ પાડી શંકર ગાજી ઊઠ્યો અને કાળા વાદળામાં ઢંકાઈ રહેલી વીજળી ગાજી ઊઠે અને ચમકી નીકળે તેમ સ્વરૂપ પ્રકાશી આગળ આવ્યો.

“સુરસંગ! મારે ને તારે મિત્રતા છે. પણ મેં સુવર્ણપુરના મહારાણાનું લૂણ ખાધું છે અને તેની સેવા કરવા તારી મિત્રતા કરી છે. તું હવે જુએ છે કે મહાન ગજરાજ ખાડામાં પડે અને સાંકળો બાંધવાની જ વાર રહે તેમ તારે આ પળે થયું છે. મરણ કે શરણ બે વિના તારે બીજો રસ્તો અત્યારે નથી. તારું શૂરવીરપણું તેં સિદ્ધ કરી આપેલું છે—તેની કીર્તિમાં કંઈ ખામી આવે એમ નથી. ભૂપસિંહે કંઈ તારો ગરાસ લીધો નથી—તેની સાથે તારે વેર નથી—એ તારી કિંમત સમજે છે—એનું મોટાપણું અને એની કૃપા ચડેલા અને પડેલા શઠરાયને ખબર છે. ભૂપસિંહની તું રૈયત છે. એની હદમાં તારે હાથે કોઈને લોહીનું ટીપું નીકળશે તો તું તારા રાજાનો જાણી જોઈને અપરાધી થશે, અને ગઈ ગુજરી વીસરી તારા ઉપર મહારાજા કંઈ પણ દયા કરે એમ હશે તો તેનો હક્ક તું ખોઈશ. હું તને દગો નથી દેતો—મારા રાજાની સેવા બજાવી છે—જો તું તારા રાજાને શરણે થઈશ તો એ રાજાને પગે પડી—તારા ગુણની કીર્તિ કરી—હું મારી તારા પ્રત્યેની મિત્રતા બતાવીશ. જો તું શરણ નહીં થાય તો હું છૂટો છું. આ તારા માણસોનો ભૂપસિંહની કૃપા પરથી હાથ ઉઠાડવાનો અપરાધી તું થશે. તેમના નિરર્થક મરણની હત્યા તારે શિર બેસશે. તેમનાં બૈરાંછોકરાંના નિસાસા જન્મજન્માંતરમાં પણ તારી પૂઠે બ્રહ્મહત્યાની પેઠે ભમશે. તારા આ પુત્રો છે—તે હજી જુવાન છે—તેમનો વિનાશ નિરર્થક થશે—તારો વંશ નિર્મૂલ થશે—તારો પરિવાર અસ્ત થશે. જે તને કહું છું તે આ તારા માણસોને પણ કહું છું. શરણ કે મરણ બેમાંથી જે જેને સારું લાગે તે સૌ કોઈ દેખાડી દો. ખમા મહારાણાને!” આ અદ્ભુત પ્રકારથી સૌ સ્તબ્ધ થઈ ગયા. શંકર બોલી રહ્યો એટલી વારમાં એની સાથેનું મંડળ તેમ મણિરાજના માણસ જામગરીઓ સળગાવી બંદૂકો સજ્જ કરી બહારવટિયાઓની ચારે પાસ ફરી વળ્યા. શંકર પોતાના પક્ષમાં છે જાણી રત્નનગરીના માણસોમાં વધારે

શૌર્ય આવ્યું. જેટલું શૌર્ય તેમનામાં વધ્યું તેટલું બહારવટિયાઓમાં ઘટ્યું. અપવાશ અને થાકથી મરી ગયેલા જેવા ચિંથરેહાલ રજપૂતોનું હોલાઈ જતું શૌર્ય સુરસંગ અને ભીમજીના ઉત્સાહક ભાષણે કુમુદને પકડવાની આશારૂપ જ્યોતવડે સળગાવ્યું હતું. પ્રાત:કાળે કરેલી શોધથી, સામાવાળાઓની તૈયારીઓથી, ચંદનદાસ અને ભીમજીની ભાળ ન લાગવાથી, વાઘજી અને પ્રતાપે આણેલા પગ ભાંગે એવા સમાચારોથી, અને ચારેપાસ ગામડાંઓમાં પોતાની વાત જણાઈ ગઈ એ જાણવાથી, સુરસંગનાં માણસો નિરાશ થવા આવ્યાં હતાં; એટલામાં વળી શંકર નવા માણસો લઈ આવ્યો તેની હૂંફથી અને સુરસંગની છેલ્લી હાકલથી સૌમાં મરણશૌર્ય ચડ્યું હતું તે શંકર ફરી ગયો માલૂમ પડ્યાથી બમણું ઊતરી ગયું. શંકરના ભાષણથી સૌ નિરાશ થયા. હવે સુરસંગનો પક્ષ કરવાથી તેનો કે પોતાનો સ્વાર્થ સધાશે નહીં અને નિશ્ચય થયો અને ભાંગેલા હથિયારો લઈ આટલા માણસો સાથે લડવું એ તો માત્ર બળતા અગ્નિમાં કૂદી પડવા જેવું લાગ્યું. એક જણ આગળ આવી સુરસંગને હાથ જોડી કહેવા લાગ્યો: "બાપુ! આમાં કાંઈ માલ નથી; કારભારીની દીકરી, કંસના હાથમાંથી વીજળી ગઈ તેમ તમારા હાથમાંથી જતી રહી; જીવતો નર લાખેણી પામશે; શંકર ખરું કહે છે; સૂકા કૂવામાં પડ્યે તરસ છીપવાની નથી ને તેમાં પડવાથી મરવા વગર ફળ નથી; સૌને બૈરાંછોકરાં છે; અત્યાર સુધી તમને લાભ થાય એમ હતું તો અમારાં ગળાં તમને આપ્યાં; હવે તો શરણમાં જ લાભ છે—મરણમાં નથી; આજ સુધી તમારું કહ્યું કર્યું—આજ તમે મારું કહ્યું કરો! શંકર મહારાજ! માર કે ઉગાર—આ તરવાર તને સોંપું છું." કેટલાક એનું કહ્યું કર્યું; કેટલાક વિચારમાં પડ્યા. આમાંથી કુમુદ મળે એમ નથી એવો વિચાર આવતાં પ્રતાપ સૌની નજર ચુકાવી છાનોમાનો દૃશ્ય થઈ ગયો; સૌની દૃષ્ટિ શંકરના ઘોડા આગળ થયેલા હથિયારોના નાનાસરખા ઢગલા ઉપર હતી—ધીમે ધીમે, ડરતા, વિચારતા વિચારતા કોક કોક બહારવટિયાઓ ઢગલા પાસે આવી તેમાં ઉમેરો કરતા હતા અને હથિયાર છોડનાર માણસો એક પાસ શરમાઈ જઈ—નીચું જોઈ—સુરસિંહની પૂઠ કરી અથવા આડી આંખ કરી, એકઠા ઊભા. શંકરના બે માણસોએ ઢગલો પૂરો થતાં ઉપાડી લીધો.



સૌની દૃષ્ટિ સુરસંગ ભણી વળી. પોતાનું ભાગ્ય ફરી વળ્યું જોઈ, માણસો દગો દેતાં જોઈ, સુરસંગ નિરાશ થયો, ક્રોધને વશ થયો, ચારેપાસ નજર ફેરવવા લાગ્યો, હથિયાર છોડનારા માણસો ઉપર તિરસ્કારભરી આંખો કરી ઓઠ કરડવા લાગ્યો, ઘોડા ઉપર પગ અને જંઘા અફાળવા લાગ્યો, પ્રતાપને આંખ વડે શોધવા લાગ્યો, શોધતાંશોધતાં "જીવતો રહે તો આનું વેર લેજે" એમ તેને મનમાં કહેવા લાગ્યો, પોતાના પક્ષમાં રહેલા એક જ માણસ—પુત્ર વાઘજી—ને જોઈ સંતોષ અને શૌર્ય ધરવા લાગ્યો, હથિયાર પર હાથ મૂકવા લાગ્યો, પોતાનો નાશ નિશ્ચિત જોવા લાગ્યો, છતાં એ નાશપ્રસંગે શૌર્યની કીર્તિનો પ્રસંગ ખડો થતો જોઈ ઉત્સાહી થવા

લાગ્યો, અને અંતે ઘોડા પર ઊંચો થઈ, ઘોડાને ઊંચો કરી ભમર ચડાવી, આંખો રાતી અંગારા જેવી કરી, સાથે સવાર થયેલા સવાર વાઘજીનો ખભો થાબડી, શંકરના સામે તીવ્ર કટાક્ષ ફેંકી, પોતાનો ઘોડો ફેરવે છે, પાછળ હરભમને જુએ છે, હરભમે ગઈ કાલ આપેલો પ્રવાહ સાંભરતાં તેના ભણીથી બીજી પાસ ફરે છે, ઘોડાનો વેગ વધારી મૂકી તેને ચોપાસ ચક્રાકાર દોડાવે છે, હાથમાંથી તરવાર ચારેપાસ વીંઝી મૂકી સવારની—શસ્ત્રધારીની—પટો ખેલનારની—કળાઓની સીમા આણી મૂકે છે, તે જોઈ તેના પક્ષનાં હથિયાર છોડનાર માણસો શરમાય છે, પસ્તાય છે, હથિયાર નિરર્થક શોધે છે અને પાછા ખસે છે. પ્રતિપક્ષીઓ સજડ થઈ જાય છે, જોઈ રહે છે, અને એના ઘોડાને અવકાશ આપવા મોટું કુંડાળું ખાલી રહેવા દે છે, સુરસિંહે શૌર્યની—વીરકળાની—સીમા દેખાડી. એના દેખાવે સૌને મ્હાત કર્યા. એની છાતીમાં, એના માથામાં લોહી ઊકળી આવ્યું, દોડવા લાગ્યું, ચડી આવ્યું, પાસે ઊભેલા વાઘજીએ શૂર પિતાનું શૌર્ય વધારવા ચારણકૃત્ય કર્યું: “શાબાશ, શાબાશ, બાપા શાબાશ! ધ્રૂજે ધરતી! ધ્રૂજે વેરી! ફતેહ! ફતેહ! રાખ્યો રજપૂતો રંગ!” “રંગ” શબ્દ પૂરો થતાં જ, ફરતાં ફરતાં શંકર સામે દીઠો ત્યાં “દગલબાજ!” એ શબ્દ ગર્જી, ઘોડો કુદાવી, શંકરની નજર ચુકાવી, તેના ઘોડા ઉપર આકાશમાં ઘોડો કુદાવી શંકરની છાતી ભણી તરવાર ઘસાવી, સુરસંગે એવો ઘસારો કર્યો કે આંખના પલકારામાં એનો ઘોડો શંકરના ઘોડાના માથા ઉપર ઊંચેથી પડ્યો. શંકરનો ઘોડો દબાઈ ગયો—બેસી ગયો. ઘોડાના માથા ઉપર ઘોડો અને તેના ઉપર ઊંચો કૂદેલો સુરસંગ મહાન ગજરાજના કુંભસ્થળ ઉપર ચડી હોદ્દામાં બેઠેલા શિકારી સામે પંજો ઉપાડતા વિકરાળ સિંહ જેવો દેખાયો. પગના ઢીંચણ સુધી પહોંચતા લાંબા કરેલા હાથની હથેલીમાંથી ફૂંફાડા મારતા નાગની પેઠે ઘસતી સીધી બેધારી તરવાર જોતજોતામાં શંકરના શરીરને વીંધી આરપાર ગઈ હોય એમ દેખાઈ. સૌએ જાણ્યું કે શંકરનું થઈ ચૂક્યું! ખરું જોતાં તો જેવી સામા સુરસંગની જમણા હાથમાંથી તરવાર ઘસી કે સુરસિંહની કળાના ભોમિયા કળાવાન શૂર બ્રાહ્મણે ડાબો હાથ પહોળો કરી શરીર ખસેડી દીધું અને તરવારને પોતાના હાથ અને શરીર વચ્ચેની ખાલી જગામાં ખૂંપી જવા દીધી, ખૂંપી ગઈ કે હાથ દાબી દીધા અને પોતાનો જમણા હાથમાંની તરવારથી બળવાન ઘા કરી સુરસંગનો જમણો હાથ કાપી નાખ્યો. ઝાડ પર કુહાડો પડતાં ડાળું તૂટી પડે તેમ બહારવટિયાના પ્રચંડ શરીરમાંથી કપાયેલો હાથ છૂટો પડ્યો, તેના મૂળ આગળ કુત્સિત માંસનો લોચો ધસી આગળ આવ્યો અને રુધિરની ધારાઓ કપાયેલી નસોમાંથી ફુવારા પેઠે ફૂટવા લાગી. પળવારમાં સુરસંગનું શરીર, એનાં વસ્ત્ર અને એનો ઘોડો લોહીલુહાણ થઈ ગયાં. શંકરની તરવાર સુરસંગ પર પડતાં પહેલાં શકરાબાજ પેઠે તાકી રહેલા વાઘજીએ તરાપ મારી શંકર ઉપર તરવારનો ઘા કર્યો, બાજુએ ઊભેલા હરભમે એ તરવાર શંકર ઉપર પડતાં પહેલાં નીચેથી પોતાની તરવાર ઊંચી કરી તે ઉપર વાઘજીની તરવાર

ઝીલી. બે તરવારો અત્યંત બળથી એકબીજા સાથે અફળાતાં મોટો કડાકો થયો અને વાઘજીની તરવાર એના હાથમાંથી છૂટી પડી આકાશમાં સૌનાં માથાં ઉપર ઊડી. ઊંચું જોઈ આઘા ખસી જઈ, સૌએ એને જમીન ઉપર પડવા દીધી અને એક જણે ઊંચકી લીધી. ઘવાયેલો સુરસંગ ઘોડા ઉપરથી ગબડી પડ્યો. તરવાર વિનાના પણ વાઘ જેવા વાઘજીએ પોતાનો ઘોડો સૌનાં માથાં ઉપર કુદાવ્યો અને સૌને આશ્ચર્યમાં નાખી એનો ઘોડો, હનુમાને સમુદ્ર ઓળગ્યો હતો તેમ, સૌને ઓળંગી આકાશમાર્ગે પેલે પાર ઉઘાડી જગામાં પડ્યો, અને પડતાંમાં સજ્જ થઈ એટલા તો વેગથી દોડ્યો કે સર્વની દૃષ્ટિનો તિરસ્કાર કરી કઈ દિશામાં ગયો એટલું પણ માલૂમ ન પડે એવી રીતે પોતાના સવાર સાથે તે દૃશ્ય થઈ ગયો.

આશ્ચર્ય પામતું સર્વ મંડળ જોઈ રહ્યું. ઘવાયેલા મૂર્છા પામેલા સુરસંગને શંકરના માણસો ફળિયામાં બાંધી જીવતો કેદ કરી એને અને એના શરણ થયેલા માણસોને સુવર્ણપુરની દિશામાં લઈ ગયા, અને “ખમા મહારાણા ભૂપસિંહને” એ ગર્જના ચારેપાસનાં ગામડાંમાં સંભળાવતાં ઉત્સાહમાં ચાલ્યા ગયા. વિદ્યાચતુરનાં માણસો અને શંકર, સુરસંગ અને વાઘજીના પરાક્રમની સ્તુતિ કરતા કરતા કુમુદના રથ ભણી હર્ષભેર ઉતાવળે પગલે ચાલ્યા અને બૂમો મારવા લાગ્યા: “ફતેહ! ફતેહ!”



---

* નળાખ્યાનમાંથી.

## ૧૧. હોલાયેલી આગનો બાકી રહી ગયેલો તણખો

સુરસંગના મંડળ ભણી અબ્દુલ્લો, ફતેસંગ વગેરે ગયા અને માનચતુર થોડા માણસ સાથે રથ પાસે રહ્યો, અને આતુરતાથી, સજ્જતાથી, સાવધાનપણે જે દિશામાં ધિંગાણું મચવાનું હતું તેની પાસ સવિશેષ અને બીજી દિશાઓમાં વચ્ચે વચ્ચે દૃષ્ટિ ફેરવતો, શું થાય છે તેની વાટ જોતો ઊભો. આ શૂર અને બુદ્ધિમાન ડોસાનાં સર્વ અંગ ફરકવા લાગ્યાં, તેના ભવ્ય કપાળમાં અપ્રમાદને દૂર રાખનારી કરચલીઓ ચડી આવી, તેની આંખો ઝીણી થઈ દૂરદર્શક યંત્ર જેવી બની ગઈ. ઘડી એના દાંત ઓઠની સાથે યુદ્ધ કરી ઓઠને દળી નાંખવા લાગ્યા. તેની ધોળી મોટી મૂછોનો કેશ અંતરના આવેગથી ઊભા થતા હતા અને તરાપ મારવા તત્પર થતા ક્રૂર સિંહની મૂછો જેવા દેખાયા. એના એક હાથમાં ઘોડાની લગામ હતી છતાં તે હાથ અસ્વસ્થ હતો અને લગામને અસ્વસ્થ કરવા માંડ્યો ત્યારે બીજો હાથ તરવારની મૂઠ સાથે મારામારી કરવા મંડ્યો, અને એના પગ આંખોની આજ્ઞા શોધવા ઊંચા થતા હોય અને ઘોડાને પ્રેરવા નીચા થતા હોય તેમ ઊંચાનીચા થઈ તનમનાટ કરવા લાગ્યા.

કુમુદસુંદરી, રથના પડદામાંથી, ઘડીક પડદો આડો કરી, ઘડીક ઊંચો કરી; દાદાનું મુખ જોતી હતી અને એ મુખના વિકાર ઉપરથી આઘે શું થાય છે તેની કલ્પના કરતી હતી. દાદાને, વાત કરવા જેટલી—સમાચાર કહેવા જેટલી—આઘીપાછી દૃષ્ટિ કરવા જેટલી—નવરાશ ન હતી.



રથ પાસે ઊભેલા સવારોની પણ એ જ અવસ્થા હતી. કોઈ કોઈની સાથે વાત કરતું ન હતું, ગાડીવાન પણ રાશ ઝાલી જે આજ્ઞા થાય તેનો તત્પર અમલ કરવા સજ્જ થઈ રહ્યો ન હતો, ગાડીવાન પણ રાશ ઝાલી જે આજ્ઞા થાય તેનો તત્પર અમલ કરવા સજ્જ થઈ રહ્યો હતો, અને ઘોડાને હઠાવે એવા ધોરી મહાન બળદ પણ એવી જ દશામાં ઊભેલા દેખાતા હતા. આ ભયસંકલ્પને કાળે—રથને આગળ લેવો પણ અકાર્ય, પાછળ લેવો તે પણ અકાર્ય; એને હતો ત્યાં ને ત્યાં રાખી રક્ષક મંડળ આમ ઊભું હતું, અને સર્વ પુરુષોનો મનમાં "બહારવટિયાઓનો" વિચાર સર્વવ્યાપી થઈ, બીજા વિચારને કાઢી મૂકી, દિગ્વિજયી થયો હતો તે પ્રસંગે કુમુદસુંદરીનું હૃદય, પ્રમાદધનથી કાયર થઈ—નિરાશ થઈ બહારવટે નીકળી પડ્યું હોય તેમ, આવા બહારવટિયાઓ વચ્ચે આ ભયંકર પ્રદેશમાં સરસ્વતીચંદ્રનું શું થયું હશે તે જાણવા અશક્ત બની તે પુરુષને શોધી કાઢવા ચંદ્રકાંતની જોડે નીકળી પડ્યું હોય તેમ, શ્વશુરકુટુંબમાંથી દુષ્ટ "કાળકા"ના કુભાંડથી પોતાની પ્રતિષ્ઠાની કેવી હત્યા થશે તેના વિચારથી બહારવટિયાઓએ પોતાને બેવડી રીતે પકડી લીધી હોય અને તેથી અત્યંત કંપતું હોય તેમ, એ અનાથ અબળાનું હૃદય, એકલું પડી, અનેકધા ભટકવા લાગ્યું, અસ્વસ્થ થયું અને અનેક સંકલ્પવિકલ્પોનો આશ્રય શોધવા લાગ્યું.

ઘડીક તે પડદા બહાર જોતી હતી, ઘડીક તે પડદા પડતા રાખી જાગતી સૂઈ જતી હતી, ઘડીક બંધપડદે ગાડીમાં બેસી મોંએ હાથ દઈ આંસુ પાડી રોઈ લેતી હતી. ઘડક તકિયે પડી રથની છત્રી સામું જોઈ રહેતી હતી, ઘડીક વનલીલાનો કાગળ વાંચતી હતી, ઘડીક પડદો ઊંચો કરી આકાશ સામું જોતી હતી, ઘડીક આઘેનાં ઝાડો જોતી હતી, ઘડીક પાસેનાં ઝાડો જોતી હતી, ઘડીક નદીનો પ્રવાહ ખળખળ વહેતો હતો તે સાંભળતી હતી, ઘડીક તેનાં વહેતાં પાણી ભણી નજર કરતી હતી, પાણી તળેનાં ઊંડાણ કલ્પતી હતી, પુલ ભણી જોતી હતી, નિ:શ્વાસ મૂકતી હતી અને ઘડી ઘડી વળી ધૈર્ય પણ ધરતી હતી.

“અહા! સરસ્વતીચંદ્ર! આ અત્યંત ભયાનક પ્રદેશમાં અત્યારે ક્યાં હશો? આટલું કષ્ટ શા માટે વેઠવું પડે છે? શું ધ્રુવની પેઠે તમને ઓછું આવ્યું? — પણ તમારી તપશ્ચર્યા કઈ શ્રદ્ધાથી સંભવે? શું રોબિન્સન ક્રુઝોના જેવો અભિલાષ ધાર્યો? શું બાબર બાદશાહની પેઠે રાજ્ય જતાં કોમળ વયે વિકટ જંગલમાં કવિતા ગાવી ગમી? તમે તો કહો છો કે,

*પતંગો ઊડતી જેવી*

*હવે મારી ગતિ તેવી!*

પતંગ પૃથ્વી સાથે સૂત્રથી સંધાય છે — તમને તો તે પણ ગમતું નથી. અરેરે!



*નહિ ઊંચે, નહીં નીચે*

*મળે આધાર, ઘન હીંચે*

*નિરાધાર—નિરાકાર!*

*હવે મારી ય એ ચાલ!*

કોને વાસ્તે આટલું બધું? હું જ મંદભાગિની તમને આટલા બધા દુ:ખનો હેતુ થઈ પડી છું!

*સ્ફુરે પોતે, ન દેખાય,*

*કુમુદની ગંધ ગ્રહી વાય,*

*અરણ્યે એકલો વાયુ,*

*જીવન એ ભાવિ છે મારું!*

મોઈ એ કુમુદ! પથ્થર ન જન્મી! આહા! પુરુષરત્ન! નિર્માલ્ય કુમુદમાં તેં શું દીઠું? એનું ટૂંકું ભાગ્ય ટૂંકું રહ્યું તેમાં તમે શાનું પ્રાયશ્ચિત્ત કરો છો? — અં... હં... અરેરે!!

*જહાંગીરી—ફકીરી એ!*

*લલાટે છે લખાવી મેં!*

*અહો મારા જહાંગીર!*

*નૂરજહાન તુજ નૂરવિનાની, તે કાજ તું ટટળે શાને?*

*પ્રમાદધનને પણ નથી ગમતી તે ગમતી તુજને શાને?*

મુખ ઉપર દીનતા અને નેત્રમાં આંસુ નિર્ભર ઊભરાયાં.

*“જહાંગીર મુજ ઘરે ફકીરી, વનચરનો સહચારો થયો.*

*દુષ્ટ કુમુદને કાજ ઝૂરે ને મહેલ છોડી વનવાસી થયો.*

*હાય! હાય! હાય! હાય! હાય!”*

આ વિચારમાં પળવાર નિદ્રાવશ થઈ, વળી કંઈક ચમકી ઊઠી અને પ્રમાદધનના વિચારમાં પડી.



“ઓ મારા સ્વામીનાથ! મને તે કાળે તરવારથી મારી નાખી હોત તો મારા સુભાગ્યની સીમા ન રહેત! જે મારે માટે ઝૂરી ઝૂરી ભટકે છે તેની હું નથી; હું મનને મારી મારી તમને વળગું છું તેના તમે નથી — એ શિક્ષા મને યોગ્ય જ છે—મને પૂરી કરી હોત તો એ શિક્ષા પૂરી થાત! એટલું પણ ભાગ્ય ક્યાંથી હોય?”

“વ્હાલી વનલીલા! તને તે મારી દયા શાની આવે છે? ઓ દયાળુ બહારવટિયાઓ! આવા ક્રૂર કેમ થાઓ છો? મને જીવવા કેમ દ્યો છો? અરેરે! શું તમારામાંથી એટલી પણ કળા જતી રહી કે ત્યાંથી ગોળી મારો તે આવીને બરોબર મારા કાળજા વચ્ચે ન વાગે ને આ નિર્માલ્ય શરીરનો અંત ન આણે?”

રથના પડદા ઊંચા કરીને આઘેનાં ઝાડો ભણી જોઈ ગણગણી: “બિગરી કોન સુધારે નાથ બિન? બિગરી કોન સુધારે રી? — ખરી વાત છે. પણ મારી બેવડી. “બિગરી” તો નાથ પણ સુધારે એમ નથી.” વળી બીજા વિચારમાં પડી ઝાડો ભણી દૃષ્ટિ ફેંકી મનમાં બોલી:

“પણે ઝાડોની ઘટા છે તેની પાછળ ચંદ્ર છુપાઈ રહ્યો હોય એમ પણ કેમ ન હોય? અરેરે! આ અરણ્યમાંનાં પ્રાણીઓ વચ્ચે—લૂંટારાઓ વચ્ચે—એની શી વલે થઈ હશે? એ જે થયું હોય તે મારે સારુ! એણે મારે સારું એટલું કર્યું—એને વાસ્તે હું શું કરું? હું કૃતઘ્ન છું. હું દુષ્ટ છું. હું નિર્દય છું.” રથમાં માથું ખેંચી લીધું અને પડદો પડવા દીધો, છાતી કૂટી રથ વચ્ચે બેસી

પડી; પાછી ટટાર થઈ ભમર ચડાવી. હૃદય અને મુખ ક્રોધને અપરિચિત છતાં હૃદયમાં ક્રોધ જન્મ્યો અને કોમળ મુખ ઉપર વિકરાળ રૂપ ધરી ચડી આવ્યો તેની સાથે ક્રોધથી રોવા જેવી બની બોલી: “અહો ક્રૂર અને કૃતઘ્ની સ્ત્રી!—તે હું જ!”

** ક્રૂર મારા જેવી કોણ? સુખી જીવતાને કરવા ન મરું રે!*

*ઝૂરી મરે મારે સારુ તેની પૂઠે યે દુષ્ટ ના મરું રે!*

ધિક્કાર આ જાત ઉપર! એને મરતાં નથી આવડતું! એને જીવવાનો લોભ લાગ્યો છે.

પ્રિય ચંદ્ર! તમે ઉપદેશ આપો છો કે,

*“પડ્યું પાનું સુધારી લે*

*છૂટે ના તે નિભાવી લે.”*

તમે એવું એવું કહો છો તે ઠીક છે. પણ મારે મારા સ્વામીનાથની આજ્ઞા તમારા ઉપદેશ કરતાં વધારે છે. સ્વામીનાથનું હૃદય તો મને એવી આજ્ઞા કરે છે કે,



*અરે નિર્માલ્ય નારી રે!*

*હું નો અભિલાષ જાણી લે.*

*મરી જા રે! મરી જા રે!*

*મને છોડી-છૂટી જા રે!*

હું એમને ઝાંખરા જેવી વળગી છું તે છૂટી જાઉં એ એમની ઇચ્છા છે. મને પણ એ ગમતી વાત છે, કારણ કે મારા મરવાથી કેટલા લાભ છે?

*જીવતાંને સુખ થાશે જી!*

*પતિને સુખ બહુ થાશે જી!*

વળી,

*ચંદ્ર ઝૂરે મુજ કાજે જી,*

*હશે દશા શી આજે જી!*

*એ સૌ મારે માટે જી,*

*મરીશ હું તેને સાટે જી.*

વળી એથી મારો કૃતઘ્નતા—દોષ છૂટશે, અને મારે માથે જે કલંક આણવાનું વાદળ ચડ્યું છે તે ઊતરી જશે અને મારાં માતાપિતા અકારણ

અપયશના મહાદુ:ખમાંથી ઊગરશે."

આનંદમાં આવતી હોય તેમ કંઈક મલકાઈ બોલી: "ખરે! આ સંસાર—સાગર દુ:ખમય છે— તેનો કિનારો તે મૃત્યુ, અને એ કિનારો મૂકીએ એટલે જે કોરી જમીન આવે તે મોક્ષ. મારે એ મોક્ષ શોધવો!"

ઓ વિચાર આમ બલવાન થાય છે તેની સાથે કાનમાં સરસ્વતીચંદ્ર બોલતો હોય એમ ભણકારો વાગ્યો: "વ્હાલી કુમુદ! તું તારા આત્માને વ્યર્થ ફોસલાવે છે. સન્મૃત્યુ તે મોક્ષ છે, અપમૃત્યુ તે મોક્ષ નથી. દુ:ખમાંથી છૂટવા મૃત્યુ શોધવું ને આપઘાત કરવો તે અપમૃત્યુ જે વાટ ફૂંક મારી હોલવીએ છીએ તેમાંથી ધુમાડો નીકળે છે, દુર્ગન્ધ પ્રસરે છે, ને કાળો કોયલો રહે છે. જે વાટ પૂરેપૂરી બળી જાય છે તે શાંત થાય છે અને તેનો ચૂર્ણ થયેલો અવશેષ પંચભૂતમાં જાતે જ ભળી જાય છે. ફૂંકથી હોલવાયેલી વાટ અપમૃત્યુ પામે છે. સમાપ્ત થયેલી વાટ ઈશ્વરઇચ્છાને અનુસરી સ્વયોનિમાં ભળે છે—એનું જ નામ મોક્ષ! વ્હાલી કુમુદ! દુ:ખથી કાયર થઈ અપમૃત્યુ પામવું તે જે ધર્મ—કર્મ અર્થે ઈશ્વરે જન્મ આપ્યો છે તેની આજ્ઞા તોડી બંડ કરવા જેવું છે."

શરીરભયના વિચારમાંથી આવા વિચારોમાં સંક્રાંત થયેલું મન આં ક્ષણે અચિંતી બૂમો સાંભળી ચમક્યું. સુરસંગ પકડતાં પાછું ફરતું મંડળ આઘેથી બૂમો પાડતું હતું. આ બૂમો બહારવટિયાની હશે અને તેઓ પાસે આવતા હશે એમ કલ્પી, શરીરભય સમીપ દેખી મનના વિચાર એકદમ અસ્ત થઈ જતાં ભયમાંથી બચવાનો માર્ગ શોધી રાખવા ઇચ્છતી, રથ બહાર ડોકું કાઢી, મનને કાંઈ સૂઝ્યું હોય એમ અચિંતી રથમાં અર્ધી ઊભી થઈ વસ્ત્રની અંદર ચણિયાનો કચ્છ વાળી, એક નાનું ખંજર કેડ આગળ સંતાડેલું હતું તે ઉપર હાથ ફેરવી, સજ્જ થઈ, અને જેણી પાસથી બૂમ આવતી હતી તેણી પાસ પડદામાંથી નજર નાંખતી કુમુદસુંદરી સાવધાન બેઠી. માનચતુર પોતાના પક્ષનો વિજય સમજી ગયો; રથની પાસે આવી પડદો ઉપાડી વ્હાલથી બોલ્યો: "બહેન, ભય ગયો; આપણાં માણસ જીતીને પાછાં ફરે છે."



માનચતુરનાં માણસ ઉમંગમાં આવી ગયાં. સામેથી આવતું મંડળ ઊડી પડતું હોય એમ વેગથી ઘોડા દોડાવતું "ફતેહ! ફતેહ" કરતું પાસે આવ્યું, અને સૌથી આગળ આવી શંકરના ઘોડાની લગામ ઝાલી અબ્દુલ્લો બોલી ઊઠ્યો:

"ભાઈ સાહેબ! બુદ્ધિધનભાઈ કા આદમી યહ શંકર મહારાજ હૈ, ઉને સબ બહારવટિયે કું બહાદુરીસે પકડકર ગઠડીમેં બાંધકર સુવર્ણપુરકું ભેજ દિયા! હા હા હા હા!" અબ્દુલ્લો ખડખડ હસવા લાગ્યો. માનચતુરે શંકરનું ઓળખાણ કર્યું. સૌ એક બીજાને ઓળખવા, સત્કાર કરવા અને ભેટવા લાગ્યા. આખરે શંકર માનચતુરને થયેલા બનાવનું અથ—ઇતિ વર્ણન કરવા

લાગ્યો. બહારવટિયાઓ સાથે એણ બુદ્ધિધનની બુદ્ધિનું અને નીતિનું શુદ્ધ અનુકરણ કર્યું—બુદ્ધિધનની શાળામાં ઘડાયાની પરીક્ષામાં સફળ નીવડ્યો — यद्यदाचरति श्रेष्ठःस्तत्तदेवेतरो जनः॥ મહારાણા ભૂપસિંહનો છેલ્લો શત્રુ અસ્ત થઈ ગયો.

સર્વ મંડળના મુખ પર પ્રસન્નતાની છાપ પડી રહી. માનચતુરે કહ્યું, "મારા બહાદુર સવારો! હવે જશ ઘોડા પરથી ઊતરો. આખી રાતના થાકેલા ઘોડાઓને વિશ્રામ આપો અને સુભદ્રાનું તાજું પાણી પાવ. તમે પણ પાણી પી જશ સ્વસ્થ થાવ. મુખી, તમને એકલાને આ આરામમાંથી બાતલ કરવા પડશે. મનહરપુરી જાવ અને ગુણસુંદરી ચિંતાથી સમાચારની વાટ જોતાં હશે. તેમની પાસે સત્વર જઈ વધામણી ખાઓ અને કહો કે બેચાર કલાકમાં કુમુદને લેઈ અમે આવીએ છીએ." વાક્ય પૂરું થતામાં મુખી અને તેનો ઘોડો વેગભર મનહરપુરીને માર્ગે દૃશ્ય થઈ ગયા. બીજાં માણસો ઘોડા પરથી ઊતરી પડ્યાં, ઘોડાઓને થાબડવા, તેમની ચાકરી કરવા, તેમને પાણી પાવા, પોતે પાણી પીવા, વાતો કરવા, બીડીઓ પીવા અને પાનસોપારી ખાવા મંડી ગયાં. માત્ર શંકર ઘોડા ઉપરથી ન ઊતરતાં ચારે પાસ ઘોડો ફેરવતો અને ચારે દિશામાં લાંબી નજર નાંખતો એકલો ફરવા લાગ્યો.



માનચતુર ઘોડેથી ઊતરી રથ પાસે જઈ કુમુદસુંદરીને કહેવા લાગ્યો: "બહેન, સૌ વિસામો લે છે એટલામાં ગમે તો જરી ઊતરો અને નદી પાસે હરોફરો. ફતેહસંગ, નદી પાસે રથની જાજમ નંખાવ, બહેન બેસે અને પાણીબાણી પીએ." કુમુદને હાંથ ઝાલી રથમાંથી ઉતારી, પોતાને કૃતકૃત્ય માનતો, ગર્વથી ફૂલતો, પ્રચંડ દેખાવનો શૂરવીર ડોસો નીચો વળી ધીમે ધીમે ચાલતી નાજુક પૌત્રીને જાજમ ભણી અત્યંત વ્હાલથી દોરી ગયો, ત્યાં એને બેસાડી, પાસે પોતે બેઠો, હરભમ બેઠો, બીજા બેચાર જણ જરી છેટે બેઠા, ચારે પાસના પદાર્થો કુમુદને બતાવવા લાગ્યા, બીજી આનંદની વાતો કરવા લાગ્યા, અને એની પાસે રૂપાના કળશમાં નદીનું નિર્મલ પાણી આણી ધર્યું તે એણે રૂપેરી હાથે લીધું.

આ સર્વ સ્વસ્થ દેખાવમાં શંકરને અસ્વસ્થ જોઈ માનચતુર ધીમે રહી ઊઠ્યો, શંકરની પાસે જઈ એના ઘોડાના ગળા ઉપર હાથ મૂકી કહેવા લાગ્યો: "કેમ શંકર મહારાજ, તમે કેમ ઊતરતા નથી?"

શંકર ઊતર્યો, પણ ઊતરતાંઊતરતાં ધીમે રહીને બોલ્યો: "ભાઈસાહેબ, સૌ ચિંતા ગઈ પણ સુરસંગના બે દીકરા બચી નાસી ગયા છે, તેમાંથી એકની ચિંતા નથી—તે શૂર છે અને હલકું કામ કરે એવો નથી, પણ બીજો દીકરો પ્રતાપ કપટી છે, દુષ્ટ છે અને નીચ છે. તેની પાસે માણસો તો હવે નથી, પણ એકલો બેઠો બેઠો પણ રાવણની પેઠે સૌની નજર ચુકાવી કપટ કરે એવો છે—તે ક્યાં હશે? અને આપણે સ્વસ્થ થઈ

બેસીએ એટલામાં એ કોઈ પણ પાસથી આવે એવું તો અત્રે નથી?—એ હું જોઉં છું."

માનચતુર કંઈક હસ્યો: "હજી એ હિંમત કરે એવો મૂર્ખ છે?"

"એમ તિરસ્કાર કરવા જેવો નથી. કુમુદસુંદરીને પકડવાં એવી એણે પ્રતિજ્ઞા કરી છે, એનું મન દુષ્ટ છે, અને એની બુદ્ધિ કપટમાં કુશળ છે—હું એને સારી પેઠે ઓળખું છું."

"ઠીક, એ તો આપણે સૌ પાસથી જોતા રહીશું."

માનચતુર અને શંકર જાજમ ભણી ગયા. ચાર માણસને સૌની આસપાસ ઊભા રાખ્યા અને આજ્ઞા આપી કે ચારે પાસ અચૂક દૃષ્ટિ ફેરવતાં રહેવું કે સૌની સ્વસ્થતાનો ખોટો લાભ લેવા કોઈ તત્પર ન થાય.

અત્યારે પ્રાત:કાળના સાતેક વાગ્યા હશે પણ જંગલમાં આઠનવ વાગ્યા જેવું લાગતું હતું. સ્વચ્છ અને ચળકતું સૂર્યબિમ્બ આકાશમાં ઉતાવળું ઊંચું ચડતું જતું હતું અને દૃષ્ટિથી ખમાય નહીં એવું થવા માંડ્યું હતું. આકાશ એક મોટા ચોગાન જેવું—મેદાન જેવું—લાગતું હતું અને તે ચારેપાસ તડકાથી ચળકતી ધોળી ભૂરી રેતી ભરેલું દેખાતું હતું. વાદળું તો હતું જ નહીં. ચારેપાસ, પૃથ્વી ઉપર, ઝાડોની ડાળો ઉપર, નદીના પટ ઉપર તડકો રેલાતો હતો. પાસે નદીનો પુલ હતો, તેની નીચે થઈ પાણી અથડાતું, સ્વર કરતું જોરથી ચાલ્યું જતું હતું. કુમુદસુંદરી ઊઠી, નદીના તીર ઉપર ઊભી, તે નદીના મૂળ ભણી તેમ મુખ ભણી કુતુહલથી જોવા લાગી: "વડીલ, આ પાણી કેટલું ઊંડું હશે?" કુમુદ પાણીમાં નીચું જોવા લાગી. પાણી નિર્મલ છતાં નદીનું તળિયું દેખાતું ન હતું.



હરભમ પાસે આવી બોલી ઊઠ્યો: "બહેન, આ પુલ આગળ ખાડો છે ને સહેજે બેત્રણ માથાં જેટલું પાણી ઊંડું હશે."

કુમુદ બોલી નહીં. નદીના પાણીમાં, પટમાં તેના વિચાર લીન થઈ ગયા. "સરસ્વતીચંદ્ર, તમે સાહસ તો નથી કર્યું? આ પાણીમાં ઝંપલાવ્યું તો નથી?"

નદીમાં સરસ્વતીચંદ્રને શોધતી શોધતી પાણીના પ્રવાહ પર એક સ્થળે સ્થિર દૃષ્ટિ કરી મનમાં ગણગણવા લાગી:

*"જહાંગીર મુજ ઘરે ફકીરી, જળચરનો સહચારી થયો!*

*દુષ્ટ કુમુદને કાજ ઝુર્યો ને મહેલ છોડી જળશાથી થયો!"*

હે સુભદ્રા!

રત્ન પડ્યું તુજ ખોળે જો, તો યત્ન કરી તું સાચવજે!

પુરુષરત્નને કંઠે * રાખી સ્નેહ થકી તું જાળવજે!

અલી સુભદ્રા! તું ચતુર છે — એને નીરમાં ડુબાડીશ નહીં — એને તો કંઠે જ રાખજે — તારે કંઠે વળગાડજે.

સુભદ્રા, તું આજે આટલી પ્રસન્ન કેમ છે?

પુરુષરત્નને ઉરે ગ્રહી તું પ્રસન્ન થાય ન તો મૂર્ખી;

પુરુષરત્નનો ધરી સમાગમ ધન્ય ધરે આવી સુરખી!

અલી સુભદ્રા, મારા ભાગ્યની અદેખાઈ કરવાનું તારે કાંઈ કારણ નથી હોં! મારા સ્વામી છે તે મારા ઉપર સ્નેહ નથી રાખતા; મારા ઉપર સ્નેહ રાખે તે મારો સ્નેહી તો ખરો જ પણ તેના ઉપર સ્નેહ રાખવાનો મને અધિકાર નથી. એટલે હું નહીં સ્વામીની ને નહીં સ્નેહીની!

X સ્વામી શોધે બીજીને, તજી મને<br>
સ્નેહી શોધે મને, તજીને મને!<br>
શોધે સ્નેહી તે વ્યર્થ, એને નહીં મળું;<br>
દેહ દીધો સ્વામીને પાછો ક્યમ લઉં?<br>
તજે સ્વામી તો યે સ્વામી દેહનો;<br>
તજે નહીં જ સ્નેહીયે બંધ સ્નેહનો.<br>
તજું જો હું નકામા મારા દેહને<br>
ભસ્મ એથી કરું હું જો આ સ્નેહને,<br>
સરિત! સ્નેહીનો સ્નેહ ભુલાવજે!<br>
એને જીવતો ગમે તે કરી રાખજે.<br>
તારે તીરે આવીને કદી એ રુએ<br>
એનાં ઊનાં આંસુ, ઓ નદી, તું લુએ;<br>
તારી રેતીમાં આવી એ ઊભો રહે,<br>
મારું નામ જપે ને આંસુડાં વહે;<br>
પડ્યો એકલો વિચાર મારા એ કરે,<br>
રોતો રોતો રેતીમાં પડીને સૂએ;

તારા પાણીમાં પેલી નાહશે એ કદી,
પડ્યો વિચારે ઘસડાશે તારા વેગથી;
નદી! દયા એવે તે સમે લાવજે
હૈયાસૂના સ્નેહીને ઉગારજે.
ઊભો ઊભો, નદી, એ તારા નીરમાં
સારી આંસુ ભેળવશે ઘડીકમાં;
લખશે આંગળીએ નીરના પ્રવાહમાં.
મારા નામના અક્ષરને વિચારમાં.
મારા ઉપર એવું તે એનું વ્હાલ છે.
મારે માટે એવા તે એના હાલ છે.
પુરો શ્રીમાન ને વિદ્વાન એ,
મારી પ્રીતમાં ખુએ છે વાન સાનને.
શાણો મારે સારુ એ ગાંડો થયો,
કવિતા મારી કરવાને વનમાં ગયો.
નથી સાભળી શકતી હું એની વાતને,
માટે અથડાવે રત્ન જેવી જાતને.
ઊભરા કાઢે વનેચરન કાનમાં,
લખે પ્રેમની કવિતા ઝાડપાનમાં.
નદી, એવું એવું હું, જાણી, જોઈ રહું,
એનાં આંસુ વહે તે વહેવા દઉં,
કરું વહાલો કૃતઘ્ન મારા જીવને,
લાય લાગતી નથી આ શરીરને;
શોધ કરતી નથી હું વ્હાલા સ્નેહીની,
ઝાળ જંપાવતી નથી દિવ્ય દેહીની,
મને લેજે, માટે, તું નિજ નીરમાં,
વહેંચી દેજે શરીર — શબ * મીનમાં."

કુમુદસુંદરીનું હૃદય આમ નિરંકુશ થઈ દ્રવતું હતું. શરીરના સ્વામીનું સામ્રાજ્ય શરીર ઉપર જ રાખી, તેણે બહારવટે મોકલેલું કોમળ હૃદય હૃદયના સ્વામીની પ્રીતિ અને દશાના સંકલ્પોથી આમ ઉન્માદાવસ્થા ભોગવતું ઉત્કટ થતું હતું, તે કાળે તેનું શરીર તીરની ઊંચી ભેખડરૂપ આસન ઉપર અને આકાશરૂપ છત્ર નીચે દિવ્ય પ્રતિમા પેઠે સ્તબ્ધ હતું. નદી ઉપર વળેલી નેતર પેઠે—નાજુક વેલી પેઠે—તે ઘણીક વાર સુધી આમ ઊભી રહી. ચંદ્રગોળ નદી ઉપર આકાશમાં લટકી રહે તેમ એનું શોકના શાંત તેજથી તેજસ્વી અને નિશ્ચેષ્ટ મુખ અધ્ધર નીચું વળી નદીમાં પોતાના પ્રતિબિમ્બને જોતું હોય એમ લટકતું હતું. નદી ઉત્તરમાં કાંઈ સામો આલેખ પ્રતિબિમ્બરૂપે લખી રહી હોય એમ કુમુદને લાગતું હતું. નીચે આરસનાં જેવાં પગલાંને અગ્રભાગે રહેલી નખ—કળીઓ અને ઉપર ઉઘાડા રહેલા મુખની ઉજ્જ્વળ દંતકળીઓ, એ બે પોતાની વચ્ચેના શરીરને ઊંચકી જનારી પાંખાંનાં પિચ્છાગ્ર હોય એમ, સામસામી ઊભી રહી કંઈક સંકેત કરતી દેખાતી હતી.

આ સમયે સર્વનો ઉલ્લાસ પૂરો થઈ ગયો હતો; સર્વ કાંઈક શાંત થયાં હતાં; અને હવે વાધવાની તૈયારી કરવાની સૂચના ક્યારે થાય છે તેની વાટ જોતાં હતાં. માનચતુર પણ એવી સૂચના કરવાના જ વિચારમાં તીર ઉપર તરવાને ટેકી ઊભો હતો. શંકર એની એક પાસ ઊભો હતો ને કુમુદસુંદરી ઊભી હતી તે જગાની નીચેની ભેખડો ભણી તાકીને જોઈ રહ્યો હતો.



આમ સૌ સ્વસ્થ અને શાંત હતાં તે વચ્ચે એકદમ શંકર કૂદ્યો અને શિકારી ગરુડ પર્વતના શિખર ઉપરથી અચિંત્યો પૃથ્વી ઉપર જાય તેમ શંકર નદીમાં ઊડી પડ્યો. “શું થયું?”, “શું થયું?” કરી સર્વ ત્યાં આગળ ગયાં તો નદીના પ્રવાહમાં પુલ ભણી ત્રણ જણ ખેંચાય— આગળ અર્ધી ડૂબતી કુમુદસુંદરી, પાછળ તરતો બહારવટિયો પ્રતાપ અને તેની પાછળ લાંબા વામ ભરતો બળવાન શંકર! બીજા એકબે માણસ પાછળ પડ્યા. પણ નદીનો વેગ એટલો હતો કે તે પાછળ રહ્યાં ને આગળના ત્રણ માણસ ને તેમની વચ્ચે ઘણું અંતર પડી ગયું. માનચતુરને નદીમાં પડવાનો વિચાર વીજળી જેવી ત્વરાથી જેવો થયો તેવો જ તરત તે વિચાર ખોટો લાગતાં બંધ થઈ ગયો. આ નદીમાં પાછળ પડવાથી પાછળ પડી જવાનું નક્કી ને કુમુદ હાથમાંથી જતી રહેવાની. પુલની પેલી પાસ કુમુદ ખેંચાય તે પહેલાં ત્યાં જઈ સામેથી નદીમાં પડવા માનચતુર ઘોડા પર એકદમ સવાર થઈ દોડ્યો. બીજાં માણસ પણ પોતપોતાની બુદ્ધિ પ્રમાણે વર્તવા દોડ્યાં. નદી અર્ધા ગાઉ સુધી વાંકી વળી પાછી વળતી હતી. તે સ્થળે સામા પડવા બેચાર સવાર દોડ્યા. બે જણ મનહરપુરી દોડ્યા.

રથ એમનો એમ રહ્યો. ગાડીવાન સુવર્ણપુરનો હતો અને પ્રમાદધનની ખાનગી વાતોનો કંઈક ભોમિયો હતો. કુમુદસુંદરી ઊભી હતી ત્યાં એ ગયો ને ચારેપાસ તથા નીચે નદીમાં જોયું. આગળ કુમુદસુંદરી અને પાછળના

સર્વ માણસ એક પછી એક જોતજોતામાં પુલ તળે પાણીમાં તણાઈ અથવા તરી દૃશ્ય થઈ ગયા. જ્યાં કુમુદસુંદરી ઊભી હતી ત્યાં આગળ તપાસતાં ગાડીવાનને શંકા થઈ કે ભેખડ ભાંગી પડવાથી પગ સરતાં ભાભી પડી ગયાં હશે કે બહારવટિયે પગ ખેંચી ઘસડ્યાં હશે કે ભાઈથી કંટાળી આપઘાત કર્યો હશે? તેને કંઈ સૂઝ્યું નહીં, જાજમ સંકેલી ગાડીમાં નાખી, કુમુદસુંદરીની ગાંસડી ને કાગળો એકઠા બાંધી રત્નનગરીનો એક સવાર રથ જોડે રહ્યો હતો તેને આપ્યાં, ને કહ્યું: "આ ગુણસુંદરીને આપજો. સુવર્ણપુર લઈ જવાનું કામ નથી. આપણે પુલ આગળ વાટ જોઈએ છીએ. નદીના વેગ આગળ મને કાંઈ આશા પડતી નથી. જો ઈશ્વર સામું જુએ તો તો સૌ સારાં વાનાં છે તો મનહરપુરી જઈશું. જો વિપરીત થશે તો હું સુવર્ણપુર જઈશ—તમે આ ગાંસડી લઈ મનહરપુરી જજો. સમાચાર મળે ત્યાં સુધી થોભવું."

સવાર આંખો લોહતો લોહતો ગાંસડી લઈ ઘાડે ચડ્યો. ગાડીવાને બળદ જોડ્યા ને નિ:શ્વાસ મૂકી બંને જણ પુલ આગળ રસ્તા વચ્ચે ઊભા ને કુમુદસુંદરીના ગુણ સંભારવા લાગ્યા. સવાર કહેવા લાગ્યો: "અરેરે, બહારવટિયાને સૌ પૂરા પડ્યા ત્યારે આમ થયું! નાનપણમાંથી આવું શાણપણ!—કુમુદસુંદરી તો કોક અલૌકિક કારમો જ અવતાર! એ તે મૃત્યુલોકને કેમ છાજે! જ્યાં જાય ત્યાં એને પગલે પગલે લક્ષ્મી! બોલે તો જાણે મોતી ખરે! ભાઈ એ તો સાક્ષાત્ જગદંબા જ! બુદ્ધિધનભાઈએ શઠરાય જેવાને મા'ત કર્યો તે એની જ શક્તિથી!" ગાડીવાન બોલ્યો: "ખરી વાત છે, ભાઈ! એનામાં મહામાયાનો અંશ તો ખરો. આવાં અલકબહેન તે પણ ભાભીસાહેબને પગલે પગલે ભમતાં. એમણે તો ચારે પાસ કોઈ માયાની જાળ નાખી હોય નહીં એમ જે એમને જુએ તેનો એમના ઉપર ભાવ થઈ જતો. બુદ્ધિધનભાઈ પણ એમ જ જાણે કે કુમુદસુંદરી તે શી વાત! એનાં પગલાં તો દૂધે ધોઈને પીએ એવાં! એમને પેટે તો અવતાર લઈએ એવા એમના ગુણ! જો એમનો પત્તો જ ન લાગ્યો તો ગજબ થશે. ઓ ભગવાન! એમનો વાંકો વાળ થવા દઈશ નહીં ને ગમે તેમ કરી હતાં એમનાં એમ અમને પાછાં સોંપજે. અમે પાછા જઈ શું મોં દેખાડીશું?"

સરસ્વતીચંદ્રને જોગી લોક લઈ ગયા ત્યારે કુમુદને આમ નદી લઈ ગઈ. બેના માર્ગ જુદા હતા; દિશા એક હતી. અનેક આંખો એમની પાછળ ખેંચાતી હતી અને એમના માર્ગ શોધતી હતી. પણ દૈવની ઇચ્છા કઈ દિશામાં દોડે છે તેની તો માત્ર કલ્પના જ હતી.

---

* "આવો આવો જશોદાના કા'ન કે ગોઠડી કરીએ રે
ડી વૃન્દાવનની કુંજગલનમાં ફરીએ રે." — એ રાગ.

* કંઠ એટલે ગળું અથવા કિનારો.

of these civilizations themselves. This is the class which is composed of educated natives. By reason of these very circumstance and others connected with its genesis and development this class is expected to take upon itself special and active functions in bringing about a happy fusion of the elements which have brought it into being and which constitute the special sphere of its usefulness. It is proposed in this volume to present. On the surface of mythical allegories and doctrinal language dear to Indian hearts, a faint but visible etching of the lines along which, by the performance of these functions by this class, assimilation and harmony may be expected to issue in the contry out of the temporary phantoms of that religious, social, and political unrest and conflict which, in the course of this fusion, apparently disturb the mental peace of so many races in modern Indian, not excluding of English bretheren. It is possible to fancy ourselves having appen at a situation of peace. co-operation and harmonious progress for all these, and if we can even conceive the feasibility of such a peep, we may also hope that what is only such a fiction to-day may become a fact to-morrow.



This hope is not without its foundation so long as educated Indians are assisted in maturing the robustness of their communal body in order that they may be enbled to perform their legitimate functions with independence. Theirs is the position of the mediastine between the rulers on the one side and the masses of their own countrymen on the other, as also between the masses and the diverse classes of their conutrymen themselves. They are a median organism in this way between various other sets of complicate and contradictory organisms, each of which is sufficiently charged with its own latent but powerful and impatient energies. These energies are by no means an evanescent factor in the case, but have in each case been stored up by the long and persistent action of civilizations which are bound to make the severest struggle for self-preservation. It has fallen to the lot of the educated classes to serve as organic sheaths and conductors between the multiform sets of organisms forming

the repositories of these energies. The many-sided strain now put upon those classes and likely to grow in quality and quantity while performing these funcions, requires that they should find proportionate strength and support from all those who contribute to the strain and will benefit by the capacity of this class to meet it.

The methodof developing and maturing, in this mediastine class, right and beneficent capacity, not only for meeting this strain, but also for performing their difficult functions, is a problem in whose solution all India- including its English population-is deeply and directly interested. The extent to which thoseat the helm of the State will be equal to the task of pursuing this method with foresight, sympathy and even sacrifice, will also be the measure of their own reward in the long run. But any such method, if method itself be not altogether abjured by them, must in any case involve a concession of the necessary and sufficient amount of free scope for independent action to the median organism, and must there by afford a valid ground for the hope that some of the fictions here offered of what in part are only our hero's visions to-day, may indeed become facts in some more practical fashion to-morrow.



The existence and the soundness of this hope are assumed in this volume. It is also assumed that educated natives, while grasping at all available extrraneous assistance with all their might, will also enter manfully into a struggle on their won behalf, to bear their manifold strain and to perform their functions as much with patience and fellow-feeling as with intrepidity, perseverance, and wisdom. This volume attempts to present a perspective in which the description of this struggle will connect the reader with contemporaneous actualities, while his introduction into the dreamland of the attainment of the final fusion of the heterogeneous elements will open upon him distant but happier vistas of the past and future of his contrymen. Whether the various characters which fill this perspective are drawn with sufficient are and neatness, is a question best left to the critic.

# ૧. સુભદ્રાના મુખ આગળ

*તાજાં ઘાસ ઊગી આ રહે, ને*
*ગાય ગર્બિણી આવી ચરે તે;*
*એવાં તીરવનોમાં ફરવા*
*ગામલોક જતા મદ ધરવા, - ભવભૂતિ*

સુભદ્રા અને સમુદ્રના સંગમ આગળનો પ્રદેશ બારે માસ આવો રમણીય રહતો. એ સુન્દર સંગમ આગળ વચ્ચોવચ્ચ આઠ માસ એક નાનોસરખો રેતીનો બેટ બની રહતો અને તેની બે પાસ સાગર અને સરિતાનો સંગમ નિરંતર થયા કરતો, ને ત્યાં આગળ એ સંગમથી રૂપાની ઘંટડીઓ જેવી — કુમુદસુંદરીના સ્વર જેવો — ઝીણો સ્વર મચી રહતો હતો. સમુદ્રની ભરતી આવે ત્યારે વચલા બેટમાં ઢીંચણ સુધી પાણી ભરાતું, અને ચાતુર્માસમાં નદીના પૂરને પ્રસંગે ત્યાં ત્રણ ત્રણ નાથાં પાણી ભરાતું. આ બેટને બધી વસતિ ‘બેટ’ નામથી જ ઓળખતી.

નદીની ઉત્તર પાસે એટલે સુન્દરગિરિની પાસે એને તીરે મોટું મેદાન હતું, અને દક્ષિણ પાસે રેતીની પર્વત જેવી ઊંચી ભેખકો હતી, અને તેની ઉપરનાં ઝાડોના માત્ર શિખર ભાગ દેખાતા. દક્ષિણ પાસેનું મેદાન ઘણું વિશાળ હતું અને તેના મોટા ઢોળાવ ઉપર નદીની પાસે પ્રથમ માત્ર રેતીવાળો પ્રદેશ, તેથી ઉપર જતાં બારે માસ લીલા રહેતા ઘાસવાળો પ્રદેશ, તેથી ઉપર જતાં ઝાડની ઘટાઓવાળાં અને ઉપર વન, અને અંતે સુન્દરગિરિનાં શિખર અને તેને ઘેરી લેતા આકાશનો ઘેરો ઘુમ્મટ ઊભો હતો. એ ઘુમ્મટ પશ્ચિમ દિશામાં સમુદ્રના સપાટ વિસ્તાર ઉપર ઊતરી પડતો હતો અને માણસની દૃષ્ટિને કહેતો હતો કે ‘તારાથી જવાય એટલે દૂર જા અને જોવાય એટલું જો — અને તેની સાથે એ પણ જોઈ લે કે તારી મર્યાદા કેવી છે.’ નદીના પૂર્વ ભાગમાં નદીનો પ્રવાહ વાંકોચૂકો થતો અને આ આગળ આગળ જોઈએ તેમ નાનો નાનો દેખાતો, એક પાસની ભેખડો અને બીજી પાસના ઢોળાવ વચ્ચે એક ઝીણી સેંથી જેવો — લીટી જેવો — વાળ જેવો લાગી અંતે દૃશ્ય થઈ જતો હતો.

‘બેટ’ને મધ્ય ભાગે એક ઊંચો છોબંધી ઓટલો હતો. ઓટલા ઉપર વાંસ દાટેલો હતો અને વાંસ ઉપર ઝીણી ધજા હતી. વાંસને નીચલે ભાગે એક ભગવા ખાદીના કપડાની રાવઠી જેવું હતું. તેમાં કોરી ઋતુમાં એક બાવી રહેતી અને એક નાના પથરા ઉપર માતાની મૂર્તિ કોતરી સિન્દૂર આદિથી પૂજતી હતી. સુરગ્રામની વસતિ એને બેટનાં માતાને નામે ઓળખતી. નદી અને તીરનાં મેદાન ઉપર, ભરવાડો, રબરીઓ અને ગોવાળ લોક આખો દિવસ ફરતા અને પાસેની લીલોતરીમાં પોતાનાં ટોળાંને ચરાવતા. ગામના લોક યાત્રાઓને દિવસે, રવિવારે અને બીજા દિવસોએ

સવારસાંજ માતાનાં દર્શન નિમિત્તે આ સ્થળે આવતા અને સૃષ્ટિની રમણીયતાને પવિત્ર ધર્મસંસ્કારો દ્વારા ભોગવતા.

[9]માતાની બાવી યુવાવસ્થાના પૂરમાં હતી પણ વૈરાગ્યની સુંદરતા તેના મનમાં રમી રહી હતી અને સાંસારિક વિકારોને હડસેલી નાખી ભક્તિરસની ટોચ ઉપર નિરંકુશ વૃત્તિથી ફરકતી હતી. જે દિવસે કુમુદસુંદરી તણાઈ તે દિવસે સુંદર સ્વરથી બાવી ગાતી હતી અને ઓટલા આસપાસ ગામની સ્ત્રીઓ તે ઝીલતે ગરબે ફરતી હતી.

*‘મા! સુન્દરગિરિથી ઊતર્યાં, બિરદાળી મા!*

*મા! નૌતમ બાળે, વેશ, ઝાંઝર વાગે મા!*

*આ પ્રાત:કાળે આભલાં, બિરદાળી મા!*

*તુજ ઘાટડીએ વીંટાય, ઝાંઝર વાગે મા!*

*આ સૂરજ સન્મુખ લટકતો, બિરદાળી મા!*

*મા! સામી આરસી સ્હાય, ઝાંઝર વાગે મા!*

*આ ચકવાચકવી હંસલા, બિરદાળી મા!*

*તુજ પગલે ભમતાં ગાય, ઝાંઝર વાગે મા!*

*આ સાયર પાસે નાચી, બિરદાળી મા!*

*મા નદીમાં આવી ના’ય ઝાંઝર વાગે મા!*

*અમ સમી સહુ નાની બાળકી, બિરદાળી મા!*

*એને હૈયે વસતી માત, ઝાંઝર વાગે મા!*

*આ અખિલ વિશ્વમાં વ્યાપતી, બિરદાળી મા!*

*મુજ કાળજડામાં માય, ઝાંઝર વાગે મા! ’*

એક બ્રાહ્મણી ગાતી ગાતી નદીના મૂળ સામું જોતી હતી તે વચ્ચે બોલી ઊઠી અને ગરબામાં ભંગ પાડવા પ્રયત્ન કર્યો:

‘સાધુ માતા! આ આઘે શું દેખાય છે?’

બાવીએ નાકે આંગળી મૂકી તેને ચૂપ કરી અને ગરબો વાઘ્યો અને બદલાયો:

*‘આ બપોરને બપ્પોરિયે તમે દર્શન દો છો, માત રે!*

*ત્યાં સાયર ને નદી ઊછળે એમ જોબન ધરતાં માત!*

*જોબનરૂપ ધરો!*

*મા જોબનવંતાં! કરે આરતી સૂરજ ભભૂકી તમ આજ રે,*

*ઘંટા જેવી સરિતા વાગે, સાયર નોબત થાય—*

*ગાજે ઘોર ઘણો.*

*દશે દિશા માની જોગણીઓ લગાડી રહી છે સાય રે!*

*હરિ હર બ્રહ્મા નમી પડ્યા ને સ્તોત્ર શક્તિનાં ગાય!*

*માનાં બાળક સહુ!*

*સંસારને રૂંવેરૂંવે કંઈ ઊઠી રહી એ આગ રે,*

*રાંક દીકારીઓ, માવડી, તારી! લાગે ન એને આંચ,*

*પાલવ તુજ સાહ્યો!*

*હરિ હર બ્રહ્માને સહુ પુરુષો - તેને કરીએ શું ય રે?*

*માવડી પાસે ગોઠડી કરતાં વળે દીકરીને હૂંફ,*

*અમે મા! તુજ ખોળે!*

*તુજ ખોળે પડી રહીએ ત્યારે ભાગે ભવની ભાવટ રે,*

*જમકિંકરની બીક ન લાગે, તરી જઈએ ભવસાગર,*

*એમાં તું હોડી છો.'*



ગરબો આટલે સુધી આવ્યો ત્યાં સમુદ્રની ભરતી વધતી વધતી માતાના ઓટલા સુધી આવી, એટલે નીચે ગરબો ઝીલનારીઓને પગે પાણીની છોળ વાગી, અને સહુ ગરબો બંધ કરી ઉતાવળાં ઓટલા ઉપર ચડી ગયાં.

બાવી ઓટલાને છેડે ફરી ભરતીનો રમણીય ઉત્સાહક પવન ખાવા લાગી, અને સમુદ્ર તથા નદીનાં પાણી ઉપર ફરતી લાંબી દૃષ્ટિ નાખે છે ત્યાં પૂર્વભાગમાંથી આવી કોઈક લાંબી વસ્તુ ઓટલે અથડાઈ અને ભરતીના બળથી પાછી નદીમાં ધકેલાઈ. નદી અને સમુદ્રનાં પાણી એકબીજાને ધકેલતાં હતાં ત્યાં આગળ એ વસ્તુ સ્થિર થઈ પાણી ઉપર તરી રહી. સમુદ્રનું કોઈ ચમત્કારી માછલું હોય એવું સૌને લાગ્યું. એ માછલા જેવાની એક પાસે કાંઈક લટકતું હતું અને ત્યાં આગળ પાણીમાં લાલાશ આવતી હતી. એટલામાં લાંબી ઝીણી દૃષ્ટિ કરનારી બ્રાહ્મણી બોલી ઊઠી: 'માજી! કહો ન કહો પણ એ માછલું નથી — કોઈ છોકરીનું મુડદું છે.'

સ્વર નીકળતામાં એક ગોવાળણ પાટલીનો કચ્છ મારી પાણીમાં કૂદી પડી અને એ તથા એની પાછળ બીજી બેત્રણ સ્ત્રીઓ તરતી તરતી તરનાર વસ્તુ ભણી જોતજોતાંમાં વેગભરી વહી ગઈ.

એ સહુની પાછળ જોતી જોતી બાવી બોલી: ‘માતાજીનો પરચો એવો છે કે નદીમાં આવતી વસ્તુ નદી ભણી અને રત્નાકરમાં આવતી વસ્તુ રત્નાકર ભણી માના બેટને અઠીંગી ખડી રહે અને ડૂબી ન જાય. તેમાં માજી પોતાની દીકરીઓને તો આંચ આવવા દેતાં જ નથી. આપણે આટલે છેટે છીએ તોયે આ નીતરેલાં નિર્મળ પાણીમાં આ છોકરીને જોઈ શકીએ છીએ અને માની મરજી હશે તેથી જ એને ઉગારવામાં વાંધો નહીં પડે.’

‘ઈશ્વર એને ઉગારો.’ એક બાઈ બોલી.

‘જો વળી આ ઈશ્વરવાળી! બાપુ, તને ખબર છે કે માજીની છાયામાં પુરુષ પણ સ્ત્રી થઈ જાય છે અને હરિ હર બ્રહ્મા માજીને ઘરે ઘોડિયામાં ભરાઈ ગયા ત્યાં કોઈ ઈશ્વરને સંભારે તો માજીને કૂડું પડે. ઈશ્વર અને ઈશ્વરી જુદાં નથી. એ બેનાં સ્વરૂપ એક છે. પણ સ્ત્રીનાથી પુરુષરૂપ નારાયણ પાસે વાત કરતાં મનનો પડદો ઊઘડે નહીં અને મરજાદ છૂટે નહીં માટે આપણી દૃષ્ટિએ ઈશ્વર ઈશ્વરી થઈ દેખાય છે, બ્રહ્માજી વિધાત્રી થાય છે, વિષ્ણુ લક્ષ્મીજી થાય છે, શિવજીનાં ઉમાજી થાય છે, અને એ સર્વ પુરુષરૂપોનો આત્મા એક નારાયણ છે તેમ નારાયણ અને એ સર્વ દેવદેવીઓનો આત્મા નારાયણી શક્તિ છે. મેં અને તેં સ્ત્રીનો અવતાર ધર્યો ત્યાંથી જ એ શક્તિને ખોળે છીએ. માટે માજીના મંદિરમાં પુરુષની વાત કરવી નહીં — જો છોકરીને લઈ સહુ પાણી ઉપર તરતાં તરતાં આણી પાસે આવે. માજીનાં મંદિર પાસે એની દીકરીઓ મૂએલી જીવતી થાય છે — આ છોકરી પણ જીવશે.’



‘ખરી વાત — સ્ત્રીનો વૈરાગ્ય સર્વ સંસાર અને સંસારના દેવોને સ્ત્રીમય દેખે છે.’ બીજી બાઈ બોલી.

‘હા, — આ તરતાંતરતાં સહુ આવ્યાં,’ બાવી બોલી. તરતાં તરતાં છાછર પાણી આવતાં તરનારી સ્ત્રીઓ પાણી વચ્ચે ઊભી થઈ પગે ચાલી આવવા લાગી. તેમાંની બે જણીઓએ હાથ ઉપર શબતુલ્ય કુમુદસુંદરીને ચતી રાખી ઝાલી હતી. સમુદ્ર વચ્ચે ડોકિયા કરી ઊભેલા ખડોકનાં શિખરોનાં વચાળાંમાંથી વચલે ભાગે ઊભેલી સુંદર નાજુક લીલોતરી દેખાઈ આવે તેમ આ સ્ત્રીઓની વચ્ચે તેમના હાથ ઉપર રહેલી કુમુદસુંદરી દેખાતી હતી. એને ઊંચકનારી સ્ત્રીઓના પગ આગળ નીતરેલું છાછર પાણી પોતાની નીચેના પૃથ્વીતળને બાઝી રહેલું લાગતું હતું, તેના ઉપર ધીમાં સ્થિર લાગતાં મોજાં એ પૃથ્વીને ચાંપી દેતાં લાગતાં હતાં, અને એ પૃથ્વીની કોમળ રેતી અને ઊંચાનીચા ભાગો પાણીમાંથી દીસી આવતા હતા; તેમ જ પૃથ્વી પેઠે પડી રહેલી કુમુદના શરીર ઉપર પાણીથી લદબદતું વસ્ત્ર બાઝી ગયું હતું, એ વસ્ત્રની ભીની કરચલીઓ એના શરીર ઉપર ચંપાઈ ગઈ હતી, અને સૂક્ષ્મતાએ અને પાણીએ પારદર્શક કરેલા અને બાઝી ગયેલા વિલાયતી ગવનમાંથી શરીરના ઊંચાનીચા ભાગ સ્પષ્ટ દેખાઈ આવતા હતા. માતાના મંદિર પાસે આવતી પુત્રીની શરીરઅવસ્થાને પુરુષ દૃષ્ટિએ નિર્મેલી

મર્યાદાઓ અપવિત્ર લાગતી હોય તેમ આ બાળકીની આ અવસ્થા નિર્ભયપણે ઉદય પામી લાગતી હતી. એના વસ્ત્રમાંથી ચારે પાસથી નીગળતું પાણી ચારે પાસનાં પાણીમાં પડતું હતું અને એના મનનાં દુ:ખ અને વિકાર તેમ એના કર્મવિપાક માતાના પ્રતાપથી ઓગળી જઈ જાતે જ એને છોડી નીચેના મહાસાગરમાં સરી પડતા હોય એમ એ પાણીની ધારાઓ એના શરીર પાસેથી સરી નીચે ટપકી જતી હતી. આ મનુષ્યદેહનું આયુષ્ય ખૂટી રહ્યા પછી પરમાત્મારૂપ જગદંબાનું પારલૌકિક સાન્નિધ્ય પામતાં પહેલાં વચગાળે શરીરને શબરૂપ થઈ શબવાહિની [૧] , ઉપર ચડવું પડે તેમ અત્યારે કુમુદસુંદરી સ્ત્રીઓના હાથ ઉપર ચડેલી હતી, અને આ સુન્દર ચિત્તપવિત્ર ધામ ભણી દૃશ્ય ઈશ્વરની ઇચ્છા અને ગુપ્ત આકર્ષક કિરણો વડે ખેંચી લેતી હતી. દુષ્યન્તને ત્યાં અનભિજ્ઞાન અને તિરસ્કાર પામેલી શકુન્તલા પતિમંદિરની બહાર નીકળી કે દયાવત્સલ માતૃજ્યોતિ એને આ પૃથ્વી ઉપરથી અધ્ધર ઉપાડી ગયેલું મહાકવિએ ગૂઢ મર્મ રાખી વર્ણવેલું છે તેમ એવા જ ગહન દુ:ખને વિશે નિર્વાસન [૨] પામેલી આ રંક અનાથ પુત્રીને ઉપાડી શરણવત્સલ નિરંજન માતૃજ્યોતિ જ માતૃગૃહમાં [3] આજ તાણી લેતું હતું અને વિધાતાની ગતિ ન સમજતાં મંદબુદ્ધિના સુવર્ણપુરમાં ચારે પાસથી પવનની ફૂંક ઉપર ચડી આકાશવાણી ઘણાક કાનમાં કહેતી હતી કે

** ठसा निन्दन्ती स्वानि भाग्यानि बाला*

*बाहूत्क्षेपं क्रदिन्तुं च प्रवृत्ता।*

*स्त्रीसंस्थानं चाप्सरस्तीर्थमारा-*

*दुत्क्षिप्यैनां ज्योतिरेकं जगाम।।*



---

૧ . ઠાઠડી. ૨ . દેશવટો. 3 . માતૃગૃહ-મહિયર.

* ‘એ બાળા પોતાના ભાગ્યને નિંદતી હાથ ઊંચો કરી રોવા લાગી, એટલામાં અપ્સરાતીર્થ પાસેથી સ્ત્રીવેશ ધરનારું એક જ્યોતિ એને ઉપાડી લઈ જતું રહ્યું.’ - અભિજ્ઞાનશાકુન્તલમ્

# ૨. સરસ્વતીચંદ્રની અલખદીક્ષા

*'विगतमानमदा मुदिताशया: शरदुपोढशशांकसमत्विष:।*

*प्रकृतसंव्यवहारविहारिणस्*

*त्विह सुखं विहरन्ति महाधिय:।।'*

- જેનાં માન અને મદ જતાં રહ્યાં છે, જેના આશયનું લોક મોદન કરે છે, શરદના પૂર્ણ ચંદ્રમાના જેવી જેની મન:કાન્તિ છે, અને પ્રકૃતિથી પ્રવાહપતિત થઈ આવેલા શુભ વ્યવહારમાં જેઓ વિહાર કરે છે, એવા મહાબુદ્ધિવાળાઓ તો આ લોકમાં સુખે વિહરે છે.

**— યોગવાસિષ્ઠ**

સરસ્વતીચંદ્રે જાગ્રત અવસ્થામાં વધારે વિચાર કરી, ઉપકારવશ થઈ, વિરક્તિના રંગનો રાગી થઈ, પોતાના જીવનના દાતા વિષ્ણુદાસ બાવાને પૂર્ણ પ્રસન્ન કરવા આખા શરીરે ભગવો વેશ — ધોતિયું, અંચળો અને માથે ફેંટો — ભગવાં ધર્યાં તે કાળે બાવાના મઠોમાં અને ત્યાંથી આખા યદુશૃંગ ઉપર અલખની ગર્જના જાગી રહી, અને તે ગર્જના વચ્ચે વિષ્ણુદાસે સરસ્વતીચંદ્રના કાનમાં અતિપ્રસન્ન વદનથી યોગવાસિષ્ઠનો ઉપલો મંત્ર મૂક્યો અને એ મંત્રોચ્ચારનું શ્રવણ કરાવી એને પોતાના ઉત્તમોત્તમ અધિકારીની દીક્ષા આપી. એ દિવસ સર્વ જટાધરોએ અનધ્યાય અને અભિક્ષાનો પાળ્યો અને સર્વ પોતાને મનગમતે સ્થાને ફરવા નીકળી પડ્યા. સરસ્વતીચંદ્રને લઈ વિહારપુરી અને રાધેદાસ તેને પર્વતનાં શૃંગો દેખાડવા નીકળી પડ્યા.



પ્રાત:કાળે આ ત્રણ જણ ફરતા હતા તે કાળે તેમની વચ્ચે જે જિજ્ઞાસા, કુતૂહલ, પૃચ્છા અને ગોષ્ઠીવિનોદ ચાલી રહ્યાં હતાં તેને સ્થાને અત્યારે વિહારપુરી અને રાધેદાસના મનમાં સરસ્વતીચંદ્રને વિષયે પૂજ્યભાવ ઉદય પામ્યો હતો, વિષ્ણુદાસ જેવા સદ્ગુરુએ ઉત્તમોત્તમ અધિકારે સ્થાપેલા પુરુષ ઉપર શ્રદ્ધા અને ગુરુભક્તિ સ્ફુરતાં હતાં અને વિનીત શિષ્યો જેવા બનેલા બંને જટાધરો, સરસ્વતીચંદ્રનાં ધીમાં પગલાંને અનુકૂળ બની, અર્ધો માર્ગ કાપતાં સુધી એક શબ્દ બોલ્યા વિના ને એક પ્રશ્ન પૂછ્યા વિના, એની બે પાસ એની પાંખો પેઠે એની સાથે ચાલતા દેખાતા હતા. જ્યોતિ:શાસ્ત્રમાં પારંગત ગુરુજીના વર્તારા ઉપર શંકાની ફૂંક સરખી મારવામાં નાસ્તિકતા અને દુષ્ટતા ગણનાર ગુરુવત્સલ શિષ્યોના મનમાં આ સમયે કંઈ પણ વિચાર થતો હોય તો તે સરસ્વતીચંદ્રનાં રૂપ અને વેશ સંબંધે હતો અને કંઈ પણ તર્ક થતો હોય તો એના પૂર્વાશ્રમ, એના પુણ્યોદય અને એના ભાવી ઉત્કર્ષ વિષે હતો. ભસ્મ, ગોપીચંદન, લંગોટી, અને જટા એટલા વેશવાળા બે કાળા બાવાઓ વચ્ચે સર્વાંગે ભગવાં પણ શુદ્ધ ગેરુના રંગવાળાં વસ્ત્રો પહેરી ચાલતો ગૌર પુરુષ બે કાળા ગણ વચ્ચે

ઊભેલા મહાદેવ જેવો, હનુમાનસુગ્રીવ વચ્ચે ઊભેલા રામ જેવો લાગતો હતો અને બે બાવાઓનાં મન એનાં દર્શનથી તૃપ્ત અને નમ્ર થઈ જતાં હતાં.

‘વિહારપુરી!’ સરસ્વતીચંદ્રે પૂછ્યું, ‘આપણે ક્યાં જઈએ છીએ?’

‘જી, મહારાજ!’ જરીક સામે આવી, શિર નમાવી વિહારપુરી બોલ્યો, ‘પ્રાત:કાળે પશ્ચિમ દિશા જોઈ. અત્યારે પૂર્વ દિશાનાં શૃંગો ભણી આપ આવ્યા.’

‘પૂર્વ દિશામાં સામે જળજળ થઈ રહેલું આ શું દેખાય છે?’

‘આપણે ઊંચામાં ઊંચા શૃંગ ઉપર છીએ, અને પર્વત અને રત્નનગરી વચ્ચે નીચામાં નીચું રેતીનું મેદાન છે તેમાં આ જળ નથી પણ મૃગજળનો સાગર છે.’

સરસ્વતીચંદ્ર વિહારપુરીનો હાથ ઝાલી અટક્યો. ‘મૃગજળ કહે છે તે આ જ?’ ઓઠ ઉપર આંગળી મૂકી ફરી બોલ્યો: ‘અહો, ચાર કાંઠે ભરાઈ ગયેલા રમણીય જળના સરોવર જેવું આ સર્વ મિથ્યા જળ?’

વિહાર: ‘હા જી, એ સર્વ મિથ્યા જળ જ! એની પાછળ સેંકડો મૃગો ભમે છે અને તરસે મરે છે.’



નિ:શ્વાસ મૂકી, નીચલો ઓઠ કરડી, સરસ્વતીચંદ્ર બોલી ઊઠ્યો: ‘વિહારપુરી! રાધેદાસ! આ મિથ્યા સંસારનાં પ્રતિબિંબ જેવાં આ મિથ્યા જળ ભણી મને ઘડી બે ઘડી જોઈ રહેવા દો — ગુરુજીના પવિત્ર ધામની યાત્રા સફળ થઈ — આ શૃંગ ઉપર સહુ બેસો.’

સહુ એ પથરાઓ ઉપર બેઠા. કોઈનો ઓઠ ઊઘડતો ન હતો. સરસ્વતીચંદ્રનાં નેત્ર મૃગજળ ઉપર ખેંચાઈ જતાં હતાં અને એના ચિત્તમાં વિચાર ઊઠતા હતા:

‘મૃગજળ જેવી લક્ષ્મી! તને મેં તજી! આ મૃગજળ જેવી રમણીય અને એના જેવી જ મારે મન થયેલી કુમુદ! તને પણ તજી — પણ — પણ -

‘તું ક્યાં? હું ક્યાં? હાલ આ જ અનુભવ સુખકારક છે — હું તને મનથી પણ તજીશ. આ વસ્ત્ર ધર્યાં! આ આશ્રમ સાધ્યો! આપણું લગ્ન થયું હોત તોપણ મરણકાળે વિયોગ હતો તે વિયોગ આજથી જ! ઘણા કાળ પછી આવવાની અવસ્થાને બુદ્ધિવાળાઓ ઘણા કાળ પહેલી જુએ છે — સાધે છે. કુમુદ! — ચંદ્રકાંત! — એક જીવ અનેક જીવોનાં સુખદુ:ખનું સાધન થાય છે — હું તમને દુ:ખ દઉં છું — મરનાર પોતાની પાછળ જીવનારાઓને દુ:ખ દે છે તેમ. મરનારને માથે એ દુ:ખ દેવાનું પાપ નથી — આપઘાત કરનારને માથે છે; મેં પણ એક જાતનો આપઘાત — આત્મઘાત — જ કરેલો છે! સર્વ પરિવ્રાજકો, યુદ્ધોમાં મરનાર સર્વ યોદ્ધાઓ, કુટુંબ

છોડી દ્રવ્યાદિને અર્થે સમુદ્રાહિ ઉપર પ્રયાણ કરનારાઓ, સર્વ એક રીતે આત્મઘાતી કેમ નહીં? હોય તો તેને શિર આવાં પાપનો ભાર કેમ નહીં?

'પુણ્યકાર્યને અર્થે ખમેલો શરીરવ્યય પુણ્ય છે; અધમ કાર્યને અર્થે આણેલો શરીરવ્યય વ્યય જ છે. આ એક વિશ્વરૂપ શરીર એક આત્માથી સંધાયું છે, ઊભું છે અને એ આત્માની ઇચ્છાથી શાંત થશે. એ શરીરમાં રહેલાં આ સર્વ વ્યક્તિશરીરો — વ્યષ્ટિરૂપો — તે એક જ સમષ્ટિ શરીરના અવયવ છે. હું જેને મારું શરીર કહું છું તે આ મહત્ શરીરનો અંશ છે અને તેથી મારું નથી. એ જ મારું શરીર કુટુંબનો અંશ છે, પળવાર કુમુદની સાથે જોડાઈ દામ્પત્યના અંશરૂપ હતું; આ દેશનો અંશ છે, મનુષ્ય લોકનો અંશ છે! એ સર્વ શરીર મારાં શરીર છે — આ દેખીતું શરીર તેમનો અંશ છે. આનો અથવા એનો વ્યય પુણ્યકાર્યને અર્થે કરવો એ વ્યય નથી; એક અંશના વ્યયથી બીજા અંશોને પુણ્યલાભ થાય તે કાર્ય સાદ્ય જ છે — બાકી 'આત્મઘાત' તો થતો જ નથી — આત્મા અમર છે. ખરી વાત છે કે એ આત્માને તો શસ્ત્ર છેદતાં નથી અને પાવક બાળતો નથી. એ આત્મા તો વધતાંઘટતાં આ સર્વ શરીરોથી ઊભરાયેલા એક મહત્ શરીરમાં સ્ફુરી — એ શરીરની મર્યાદાથી રહિત થઈ વસે છે — એ સિવાય બીજો આત્મા નથી! સરસ્વતીચંદ્ર! તેં કયા પુણ્યકાર્યને અર્થે આ દુષ્ટ વ્યય કર્યો?'



આ આત્મપરીક્ષક પ્રશ્ને મસ્તિકને ચકડોળે ચઢાવ્યું; તેમાં અંતર્ગાન થવા લાગ્યું:

*'विगतमानमदा मुदिताशया:'*

'મારું પુણ્યકાર્ય — મારો મુદિત આશય — કિયો? મુદિત — લોકમુદિત — આશય — તું ક્યાં છે?'

'Life is real! Life is earnest! '

'આયુષ્યનો મર્મ ક્યાં?'

*'મચી રહ્યો કોલાહલ આજે દશે દિશે ગાજે;*

*તે મધ્યે થઈ ઊતરી પડની, શૂર, નીચે નીચે જાજે.'*

મુંબઈનગરીના પંડિતો, રાજ્યકર્તાઓ, કવિઓ, દેશસેવકો, લક્ષ્મીનંદનની લક્ષ્મી, ચંદ્રકાંતની મિત્રતા, કુમુદનો સ્નેહ — એ સર્વ કોલાહલમાંથી હું નીચે ઊતરી પડ્યો! પહેલું પાતાળ બુદ્ધિધનના સુવર્ણપુરમાં, બીજું એના કારભારમાં, ત્રીજું એના ઘરમાં, ચોથું બહારવટિયા અને અર્થદાસમાં, પાંચમું જંગલમાં અને રાત્રિમાં નાગના ભાર નીચે, એ પાંચ પાતાળમાં હું ઊતરી પડ્યો — આ છઠ્ઠા પાતાળમાં આવ્યો અને મારા શેષનો ભાર ઊતરવાની વાત સાંભળું છું. હવે કિયા પાતાળમાં ઊતરવાનું હશે? મહાન અજગરના જેવા લાંબા અને અનેક સાંધાવાળા આ વિચિત્ર સંસારના મુખમાં હું ઊતરતો ઊતરતો સરું છું — તે કિયા

પુણ્યકાર્યને અર્થે? ગંગામાં ઊતરી પડેલાં સીતાને ભવભૂતિએ ગંગા અને વસુંધરાનાં દર્શન કરાવ્યાં. મારો વિધાતા મને કેટલાં પાણી તળે ઉતારશે? મારે કઈ વસુંધરાને પ્રત્યક્ષ કરવાની હશે?

'અહો મૃગજળ! અતિશય રમણીય અને ચમકતા ચળકાટ મારતા તારા વિશાળ સરોવરની સપાટી પર અત્યારે તો આંખો ઠરે છે! હું તારાથી દૂર રહી માત્ર આંખોને જ ઠારું એ પણ એક ભાગ્ય જ! અહો! આ વસુને ધરનારી વસુંધરા!'

આ વિચારે ઊઠે છે ત્યાં ઊડતો ઊડતો એક કાગળનો કકડો એના પગ આગળ આવ્યો, તેણે એના વિચારને તોડ્યા. એ કકડો એણે હાથમાં લીધો, અને એના ઉપરના અક્ષર જોઈ એ ચમક્યો.

'ચંદ્રકાંતના ઉપર લખેલા પત્રનું પરબીડિયું! અને બુલ્વરસાહેબના અક્ષર! — તું આ સ્થળે!'

મોટે સ્વરે કહ્યું: 'વિહારપુરી! આ પત્ર અહીં ક્યાંથી આવ્યો હશે?'

બે ગોસાંઈઓ હાથ જોડી, આગળ આવ્યા. લખોટા પરના અંગ્રેજી અક્ષર તો ન સમજાયા પણ વિચારમાં પડ્યા અને રાધેદાસ બોલ્યો:

'નવીનચંદ્રજી! બેચાર દિવસ ઉપર આપણું મંડળ અલખ જગાવવા ગયું હતું ત્યારે થોડાક ગોસાંઈઓના હાથમાં રત્નનગરીથી ભદ્રેશ્વર જવાના માર્ગ ઉપરથી એક કાગળોનું પોટકું જડી આવેલું હતું તે તેમણે ગુરુજીના આશ્રમમાં આણેલું છે. એણી પાસથી ઉપર આવવાનો એ માર્ગ એટલે તેમાંથી આ પત્ર પડેલો હશે.'



વિહારપુરી: 'એમ જ. બીજી રીતે આવા અક્ષરનો આ સ્થળે સંભવ નથી. જી મહારાજ! આપને આ અક્ષરનો બોધ છે?'

સરસ્વતીચંદ્ર: 'હા. એ પોટકું મને જોવા મળશે?'

'ગુરુજીની આજ્ઞા છે કે આપણા આશ્રમના સર્વ મર્મગ્રન્થ અમારા નવીન જૈવાતૃકને બતાવી દેવા તો આ પોટકું તો તુચ્છ વાત છે. જી મહારાજ, આ પત્રમાં શો ઉદ્ગાર છે તે જાણવાનો અમને અધિકાર છે?'

વિહારપુરીનાં પ્રીતિવાક્ય સાંભળી સરસ્વતીચંદ્રના નેત્રમાં જળ ઊભરાયું: 'પવિત્ર પ્રિય વિહારપુરી! તમે જેવો મારા ઉપર ઉપકાર કરો છો એવો જ ઉપકાર મારા પર કરનાર મારો એક મિત્ર રત્નનગરીમાં મારે માટે ભટકે છે તેના આ નામાક્ષર છે અને તેનું જ એ પોટકું હશે.'

'વાહ! મહારાજ! તો એ રત્નનો પણ આપણે સત્કાર કરીશું. આજ્ઞા હોય તો હું અત્ર વેળા ત્યાં જાઉં!'

'તમારી પ્રીતિ મારે માટે શું નહીં કરે? વિહારપુરી! ત્યાં તમારે જ જવું એવો મેળ નથી. ગુરુજીની સેવામાં તમારી ન્યૂનતા કોઈ પૂરે એમ નથી. માટે ગમે તે પણ કોઈ દક્ષ ગોંસાઈ રત્નનગરી જાય, મારા મિત્ર પ્રધાનજીના અતિથિ છે તેને મળે અને પ્રધાનજી જાણે નહીં એટલી યુક્તિ કરે, અને બને તો મારા સંબંધી કાંઈ પણ કિંવદન્તી સંભળાવ્યા વિના મારા મિત્રને આ દિશાએ આકર્ષી આણે એવી મારા ચિત્તની આતુરતા છે.'

'એ તો અલખ જગાવનારાઓનો સહજ ઉદ્યોગ છે.'

'એ મિત્રનું નામ ચંદ્રકાંત છે. તે મુંબઈથી આવેલા છે. તેઓ અવ્યક્ત આક્રર્ષણથી ન જ આકર્ષાય તો તેમને એકલાને જ મારું અભિજ્ઞાન થાય એવી સંજ્ઞાઓ હું આપું તે તેમને તટસ્થપણે સંભળાવવી.'

'શી સંજ્ઞાઓ? બોલો જોઈએ.'

વિચારમાં પડી, નેત્ર મીંચી, થોડી વારે નેત્ર ઉઘાડી સરસ્વતીચંદ્ર બોલ્યો:

'ચંદ્રકાંત એકલા હોય ત્યાં જઈ અલક જગવતાં જગવતાં બોલવું કે:

*'નહીં કાન્તા - નહીં નારી, - હું,*

*તો ય પુરુષ મુજ કાન્ત!*

*જડ જેવો દ્રવતો શશી,*

*સ્મરી રસમય શશિકાંત.'*



નેત્ર મીંચી, ઉઘાડી, વિહારપુરી બોલ્યો:

'જી મહારાજ, એ મંત્ર અવધાનમાં સંગ્રહી લીધો.'

નેત્ર મીંચી રાખી થોડા શબ્દો રચી અટકી અટકી, મીંચેલે જ નેત્રે અંતર્વૃત્તિ રચી એકાગ્ર વિચારમાં મગ્ન સરસ્વતીચંદ્ર ધીરે ધીરે બોલવા લાગ્યો:

*'સુન્દરગિરિનાં શૃંગ ચુંબતાં જલ ધરગણને,*

*પવિત્ર સાધુવૃન્દ જગવતાં ત્યાં જ અલખને.*

*મૃગજળ સરવર તીર પડ્યો છે રમણીય રસ્તો,*

*જગ ત્યજી જનારા તણો પંથ - સંતોને રસ્તો,*

*તુજ ઇન્દ્રપુરીની ભભકભરી નથી માયા ત્યાં તો;*

*નથી ચન્દ્રવિકાસી કમળ* [1] *સૂક્ષ્મસુગંધિ ત્યાં તો.*

*તુજ વૃદ્ધ વૃદ્ધ પૂર્વજો ચિરંજીવ વસતા ત્યાં તો,*

*હજી સુધી શ્રુતિને પ્રત્યક્ષ કરે સહુ અવનવી ત્યાં તો.*

*ત્યજી ઇન્દ્રપુરી, ત્યજી કમળ, ત્યજી મળ સંસૃતિકેરા,*

*લીધ ભગવો રંગ વિરક્ત ઉદાસીન ફરું છું ફેરા.*

*મુજ હૃદયે વિશ્વે દેવ પ્રગટિયા, તે તું જાણે!*

*ગુરુજન ઉદ્ગારો બોધ હોમતા ત્યાં આ ટાણે.*

*આ વહાણું વાય નવું આજ, મન્દ ધીર પ્રકાશ લાગે,*

*ધીમી ધીમી ઊઘડે મુજ આંખ, સૂર્યમંડળ ઊંચું આવે.*

*આ ગિરિશૃંગ પ્રભાતહોમ થાતો ને કાળે,*

*નહીં મળે મિત્ર અધ્વર્યુ* [2] *યજ્ઞમાં વિઘ્ન જ આવે.'*

સરસ્વતીચંદ્રે આંખ ઉઘાડી. વિહારપુરીએ ઉઘાડી, પણ આટલાં બધાં પદ એને અવધાનવશ થઈ ન શક્યાં તેનો અસંતોષ તેના મુખ્ય ઉપર પ્રગટ્યો. સરસ્વતીચંદ્ર તે સમજી ગયો અને બોલ્યો:

'વિહારપુરીજી, આ કવિતા હું મારે અક્ષરે લખી આપીશ. એટલે વાંચનારને વિશેષ અભિજ્ઞાન થશે.'

વિહારપુરી તૃપ્ત — પ્રસન્ન થયો તે પણ એના મુખ ઉપરથી દેખાયું. 'તમે આટલી વ્યવસ્થા કરો — હું પાછળ આવું છું' એટલા શબ્દો

સરસ્વતીચંદ્રના મુખમાંથી નીકળતાં જટાધરો ઊઠ્યા, ચાલ્યા, અને પળવારમાં પર્વતના ખડકો અને ઝાડોમાં મળી જઈ દૃશ્ય થયા.

અત્યારે પાછલા પહોરના ચાર વાગ્યા હતા, સૂર્ય પર્વત ઉપરનાં ઝાડો પાછળ દૃશ્ય થયો હતો, અને તેના મધ્યાહ્નની ભભકમાંથી મુક્ત થયેલો પર્વતની પૂર્વ દિશાનો નીચો પ્રદેશ દીર્ઘ છાયાના પટ ઉપર વધારે સ્પષ્ટ થયો હતો. ખડકને અઠીંગી સરસ્વતીચંદ્ર ઊભો થયો ત્યાં આ વિશાળ પ્રદેશ ઉપર તેની દૃષ્ટિ પડી. એક પાસ મૃગજળ, આસપાસ વનની ઘટા, વચ્ચે વચ્ચે રસ્તાઓની રેખાઓ, તળાવોનાં કૂંડાળાં અને સ્ત્રીઓનાં વસ્ત્રોની કોરો જેવી સ્થળે ઉઘાડી — સ્થળે ઢંકાયેલી નદીઓ; એ સર્વ ચિત્રોથી ભરેલા પટ ઉપર દૃષ્ટિ પડતા સરસ્વતીચંદ્રની આંખ ચમકી અને અઠીંગણ મૂકી દઈ તે બોલ્યો:

'Woods over woods in gay theatric pride! '

વળી થોડી વાર રહી બોલ્યો:

'Amidst such stores shall thankless pride repine! [1] '

વળી અટકી બોલ્યો:

'Creation's heir, the world, the world is mine [2] ! '



2 Oliver Goldsmith.

ભવજળ તરવા નૌકા થાય.' શંકરાચાર્ય.

શેતરંજની બાજી જેવા પટ પર પડેલાં મહોરાંઓ પછી મહોરાંઓ ગણતાં ક્ષિતિજભાગમાં રત્નનગરીના મહેલો અને બુરજોના શિખરભાગ, સ્ત્રીની કંચુકીની બાંય ઉપર રંગેલાં અને ભરેલાં ટપકાં જેવા જણાવા લાગ્યા અને ત્યાં આગળ દૃષ્ટિ અટકી. દૃષ્ટિ અટકતાં તર્કરાશિ વિશ્વકર્મા પેઠે સૃષ્ટિ રચવા ઊભો થયો.

દક્ષિણમાંથી કુમુદસુંદરી અને ઉત્તરમાંથી વિષ્ણુદાસની પ્રતિમાઓ ચાલી આવી અને સરસ્વતીચંદ્રની બે પાસ વિહારપુરી અને રાધેદાસની પેઠે ઊભી રહી. તે પ્રતિમાઓનાં મુખમાંથી તેમના જેવા કંઠથી વારાફરતી સ્વર નીકળવા લાગ્યા.

કુમુદસુંદરીની પાસથી સ્વર નીકળ્યો:

૧ *'गेहे गेहे जंगमा हेमवल्ली।'*

વિષ્ણુદાસની પાસથી સ્વર નીકળ્યો:

૨ *'मार्गे मार्गे जायते साधुसङ्गः।'*

સરસ્વતીચંદ્ર સ્થિર થઈ ચિત્ર પેઠે ઊભો. પ્રતિમાઓ દૃશ્ય થઈ, માત્ર સ્વર સંભળાવા લાગ્યો:

> ૩. *'क्षणमपि सज्जनसंगितरेका भवति भवार्णवतरणे नौका।'*

આ પરસ્પર વિરુદ્ધ સ્વરો વચ્ચે ગૂંચવાતાં સરસ્વતીચંદ્ર પાછો ફર્યો અને આશ્રમ ભણી ચાલવા લાગ્યો. થોડી વારમાં કુમુદસુંદરીની પ્રતિમા તેની પાસે આવી જોડે જોડે ધીમે પગલે ચાલવા લાગી, અને ઊપડતે પગલે ગાવા લાગી. ગાતી ગાતી સાથે ચાલી — પગ ઉપાડવા લાગી:

*'લીધો લીધો ભગવો વહાલે ભેખ, સુંદર થયો જોગી રે,*

*મને વહાલો લાગે એનો વેશ, થયો બ્રહ્મભોગી રે.   લીધો*

*ચંદ્રજોગીની સાથ કુમુદ જોગણ થઈ ચાલી રે,*

*વહાલા! પ્રીતિનો સાજીશું મેળ, રમીશું મહાલી રે.   લીધો.*

*રૂડા સુન્દરગિરિને કુંજે લીલી છે લીલોતરી રે,*

*શીળી છે છાય; બેસી ત્યાં શોકસમુદ્ર જઈશું તરી રે.   લીધો .*

*પેલા પથ્થર એ દેખાય, વચ્ચે શિલા સાંકડી રે,*

*સમાઈ ત્યાં બે બેસીશું કાલ, કરીશું જ્ઞાનગોઠડી રે.   લીધો.*

*જૂઢા જગનો કીધો છે ત્યાગ, સાચો રસ ઝીલીશું રે,*

*એમાં ન મળે આળપંપાળ, અદ્વૈતથી રીઝીશું રે.'   લીધો,*



ગાનમાં લીન થઈ, પ્રતિમાનો હાથ ઝાલવા અને તેને પ્રશ્ન પૂછવા જતો સરસ્વતીચંદ્ર છેતરાયો; કોઈ હાથમાં આવ્યું નહીં, પ્રતિમા દૃશ્ય થઈ અને તેને સાટે વચ્ચે આવતી મોટી શિલાનો પડદો દૃષ્ટિ આગળ ઊભો.

---

૧ . ચન્દ્રવિકાસી કમળ = કુમુદ.

૨ . યજ્ઞ કરનાર-કરાવનાર 'ગોર' તે ઋત્વિજ્, '*ऋत्विग्यज्ञकृत* ' - તેના ચાર વર્ગ: ૧. હોતા ઋગ્વેદના મંત્ર ગાય. ૨. ઉદ્ગાતા - જે સામવેદનું ગાન કરે. ૩. અધ્વર્યુ. ૪. બ્રહ્મન્. આમાં અધ્વર્યુ યજુર્વેદ ભણે તેમાં *होता प्रथमं शंसति तमध्वर्यु: प्रोत्साहयति* યજ્ઞની સામગ્રી તત્પર કરવી અને હોતાનું પ્રોત્સાહન કરવું એ અધ્વર્યુનું કામ.

૧ . 'ઘેરે ઘેરે સોનાની વેલ જંગમ દીપે રે.' શુકરંભાસંવાદ.

૨ . 'માર્ગે માર્ગે સાધુનો સંગ સાધુને થાય રે.' શુકરંભાસંવાદ.

## ૩. સૌંદર્યનો ઉદ્યાન અને કુસુમનો વિકાસ

*‘अनाध्रातं पुष्पं किमलयमलूनं कररुहै :*

*अनाविद्धं रत्नं मधु नवमनास्वादितरसम् ।*

*अखण्डं पुण्यानां फलमिव च तद्रूपमनधम्*

*न जाने भोक्तारं कमिह समुपस्थास्यति विधि :।।’*

- ‘અણસૂંઘ્યું ફૂલ, નખ વડે પણ અણચૂંટી કળી, અણવીંધ્યું રત્ન, અણચાખ્યું નવું મધ, ખંડિત થવા ન માંડેલું પુણ્યોનું ફલ; એ સર્વના જેવું ડાઘ વગરનું આનું રૂપ છે; તેને ભોગવવા કિયા ભોગવનારાને વિધાતા મોકલશે એની મને સમજણ પડતી નથી.’ સુંદર કન્યા શકુન્તલા વિષયે દુષ્યન્તને આવી ચિંતા પડી હતી. તે શ્લોકમાંથી *‘ तद्रूपमनधम् ’* -‘ડાઘ વગરનું આનું રૂપ’ એટલા શબ્દોને ઠેકાણે *‘ मेधा हि दुहितु :’* - ‘દીકરીની મેધા એટલે બુદ્ધિના ચમકારા’ એટલા શબ્દ ગુણસુંદરીએ મૂકી દીધા હતા, અને એ શબ્દોથી વારંવાર તે ઊગતી કુસુમની ચિંતા કર્યા કરતી હતી. તેમાં હાલમાં તો એક પાસથી કુમુદની ચિંતા અને બીજી પાસથી કુસુમની ચિંતા એ બે દુ:ખથી ભરેલાં બે ત્રાજવાંના ભાર એના મનની દાંડીને બે પાસથી નમાવતા હતા.



માતાને પુત્રીનું દુ:ખ અસહ્ય શલ્યરૂપ થાય છે તેનો અનુભવ ગુણસુંદરીને હવે પૂર્ણ કળાથી થવા માંડ્યો. જુવાનીમાં શ્વસુર કુટુંબના ત્રાસદાયક ભાર નીચે ચગદાઈ, કુટુંબિનીને યોગ્ય ઉદાર સ્વભાવથી, કુલીન વહુને સ્વાભાવિક ક્ષમાથી, ચતુર નારીના લક્ષણરૂપ ધૈર્યથી, શૂરી સ્ત્રીઓમાં સ્ફુરતી ધુરંધરતાથી, પતિની સાથે એક જ ધુરીએ જોડાઈ પતિનો ભાર હળવો કરવા તેની સાથે દોડવામાં પાછળ ન પડવાના પતિવ્રત ઉત્સાહથી, કુટુંબજાળ જોત ઊકલી જતાં સુધી ગુણસુંદરી શરીરમાં, બુદ્ધિમાં અને સર્વ વાતમાં સતેજ રહી શકી હતી. એ જાળમાંથી મુક્ત થતાં, પતિની સમૃદ્ધિ વધતાં, દરિદ્ર દશાના ધર્મના અનુભવને અંતે રત્નનગરીના પ્રધાનની પત્નીના સમૃદ્ધિધર્મમાં ચતુર ભાગ લેવામાં આ આર્યા આગળ પડી હતી; પણ એ સમૃદ્ધિને સમયે બે પુત્રીઓની ચિંતા પ્રથમ કાળની ચિંતાઓ કરતાં તેને અધિક દુ:સહ લાગી. દુ:ખકાળે ઊછરેલી, દુ:ખોમાં ધાવેલી રંક કુમુદસુંદરીની બુદ્ધિસુંદરતા ભોગવવા મળેલો મૂર્ખ સ્વામી એ સુંદરતા ભોગવી શક્યો નહીં, ત્યારે ઊછળતી કુમુદસુંદરીની સુંદરતા ભોગવનાર જડતો પણ ન હતો. એ બે દુ:ખ વચ્ચે કિયું દુ:ખ અધિક ગણી સંભારવું અને કિયા દુ:ખને ન્યૂન ગણી ભૂલવું તે તેમની માતાને સૂઝતું ન હતું.

મેનારાણીના બાગમાંથી પોતાને ઘેર આવી આ દુ:ખી અબળા એક આરામખુરશી ઉપર પડી અને મુખ ઉપર છાતી ઉપરનો છેડો ઢાંકી થોડી વાર મનમાં ને મનમાં રોઈ. અંતે આંખો લોહી, મુખ ઉઘાડી, કુમુદને સંભારી

પ્રમાધનને ઉદ્દેશી તેને ઠપકો દઈ તેની પાસેથી ન્યાય માગતી હોય તેમ, કંઈક ક્રોધથી અને કંઈક દયામણા મોંએ ગાવા લાગી:

** नैसर्गिकी सुरभिण: कुसुमस्य सिद्धा*

*मूर्ध्नि स्थितिर्न चरणैरवताडनानि।*

'અથવા — બેટા પ્રમાદધન! તને ગુણ ઓળખતાં જ ન આવડ્યા તો તેનો સ્વાદ તું શી રીતે ભોગવે?

*'गुणा गुणज्ञेषु गुणा भवन्ति ते निर्गुणं प्राप्य भवन्ति दोषा:*

*सुस्वादुतोया: प्रभवन्ति नद्य: समुद्रमासाद्य भवन्त्यपेया:।।'*

'અરેરે! મીઠી નદીને ખારા સમુદ્રમાં ભેળવી ખારી કરી નાખવાનું પાપ તે તો મારે જ માથે — સમુદ્રને શો ઠપકો દેવો? તે તો મૂળથી જ ખારો હતો. મીઠાં સાસરિયાંની લાલચે ખારો વર આપનાર મૂર્ખ માબાપ તો અમે જ! મૂર્ખાઈ અમારી ને ફળ ભોગવે બિચારી કુમુદ! શો માબાપનો તીર્થધર્મ! હરિ! હરિ!' આંખમાંથી આંસુની ધારા ચાલી રહી.

વળી મેનાના બાગમાં બોલતી કુસુમને સંભારી વિધાતાને ગૂંચવાયેલે મુખે કહેવા લાગી:



*'अखण्डं पुण्यानां फलमिव च मेधा हि दुहितुर्*

*न जाने भोक्तारं कमिह समुपस्थास्यति विधि:।'*

એટલું બોલી ફરી દીર્ઘ નિ:શ્વાસ મૂક્યો અને દુ:ખથી થાકી, ઊભી થઈ, બારી બહાર પોતાની વિશાળ વાડી ઉપર દૃષ્ટિ ઠારી આશ્વાસન શોધવા લાગી.

આ વાડી રત્નનગરી અને મુંબઈ બેના નમૂનાઓના મિશ્રણરૂપ હતી. પ્રધાનપદે ચડ્યા પછી મહારાજની ઇચ્છાનુસાર અને નવી પદવીને યોગ્ય પ્રાસાદ-મહેલમાં વિદ્યાચતુરને જવું પડ્યું હતું અને તે પ્રાસાદ નગરની બહાર એક મોટા x ઉદ્યાનમાં હતો. આ પ્રાસાદ અને ઉદ્યાનની વ્યવસ્થા પ્રધાનપત્નીએ લીધી હતી, અને સંસ્કૃત તથા અંગ્રેજી વિદ્યાઓની રસિકતાને અનુસરી તેમાં સામગ્રી સજવામાં આવી હતી. નવા વૈભવને અનુસરી, દિને દિને નવા ગ્રંથો — નવા અતિથિઓ — અને નવાં અવલોકનમાંથી સૂચનાઓ લઈ સારગ્રાહિણી આ સામગ્રીઓમાં ફેરફાર કરતી. ગ્રીષ્મ, વર્ષા અને હેમંતાદિ ઋતુઓ, પ્રાત:કાળ, મધ્યાહ્ન, સાયંકાળ, રાત્રિના પ્રથમ પ્રહર, ચંદ્રિકાસમય, અંધકારસમય મિત્રમંડળને ફરવા બેસવાના પ્રસંગ, રાજવર્ગ અને લોકવર્ગના મેળાવડા, સ્ત્રીવર્ગની સમર્યાદ

ગોષ્ઠીઓ, દંપતીના એકાંત વિનોદવિહાર, સુખના ઉત્સાહ, શોકના અવસાદ, પ્રધાનચિન્તાને આવશ્યક વિચારોત્તેજક ઉત્સાહક સ્થાન અને સ્ત્રીજાતની રંક ચિન્તાઓની ઝીણી જાળીઓની ગાંઠો ઊકલી જવા યોગ્ય ખૂણાઓ: આવા અનેક પ્રસંગો, સ્થાનો અને વિષયોને યોગ્ય કુંજો, ગલીઓ, ફુવારા, ઝરા, નાનાં તળાવો, ઝાડોની ઘટાઓ, રેતીનાં અને ઘાસનાં ઉઘાડાં મેદાન જેવા ભાગો, ઊંડી ગુફાઓ, નીચાં કોતર, ઊંચા પર્વતનાં અનુકરણ અને કૃત્રિમ મિનારાઓ: આ સર્વ ઉદ્યાનના જુદા જુદા ભાગમાં ગુણસુંદરીની ચિંતાએ ખડાં કર્યાં હતાં. પ્રધાનને પોતાની સમૃદ્ધિ સાચવનારી પત્ની મળી એમ સર્વ કોઈ કહેતું. આ ઉદ્યાનનું નામ મણિરાજે સૌંદર્ય ઉદ્યાન પાડ્યું હતું. એમાં રાજા અને રંક, વિદ્વાન અને મૂર્ખ, બાલક-યુવાન અને વૃદ્ધ, સર્વને પ્રસંગે પ્રસંગે આમંત્રણ થતું; અને તેમનો સત્કાર કરી, તેમનાં હૃદય ઉઘાડી, ચતુર પ્રધાન પ્રજાનાં સુખદુ:ખ સમજવા પ્રયત્ન કરતો, તેમનું પ્રોત્સાહન કરવામાં તેમ જ તેમને અંકુશમાં રાખવાનાં સાધન પામતો અને સર્વ લોક ઉપર ભયપ્રીતિનું રાજ્ય કરી, મહારાજની આજ્ઞાઓ સર્વત્ર વર્તાવતો, મહરાજના પોતાના હૃદયમાં પ્રજારૂપ પત્ની પરનો પ્રણય ભરતો અને પ્રિયાનો અનુનય કરવાની તત્પરતા અને દક્ષિણતામાં આ યુવાન નાયકને કેળવતો, પ્રજાના પ્રવાહની લગામો ઉદયદિશા ભણી ખેંચતો અને રાજ્યના મહારથીનું સારથિપણું સિદ્ધ કરતો. આ સર્વ ધર્મકાળે ગુપ્ત રહી ધર્મમાં વર્તતી એ ધર્મોની સહધર્મચારિણી પ્રતિભા તેજનું આધાન ધરવા સમર્થ હતી, અને પત્ની હૃદયરૂપ ક્ષેત્રમાં પ્રધાન-ઉત્સાહનાં બીજ આ સૌંદર્ય ઉદ્યાનમાં વવાતાં.



આ સુંદરતાના ઉદ્યાનમાંથી નાની કુસુમનો વિકાસ કરવાનાં સ્થાન રચવામાં માતા જાગ્રત રહેતી. ઉદ્યાન તૈયાર કરતાં ત્રણેક વર્ષ ગયાં હતાં અને ભાગ્યહીન કાળમાં જન્મેલી કુમુદ પરગૃહમાં જવા યોગ્ય થઈ ત્યાં સુધી આ ઉદ્યાન સંપૂર્ણ થયો ન હતો, અને સરસ્વતીચંદ્રનો સંબંધ પળવાર એના ભાગ્યાકાશમાં ચમકારા કરી રહ્યો એટલો કાળ એ આ ઉદ્યાનનો લાભ પામી એના વિયોગ સાથે ઉદ્યાનથી પણ જુદી પડી, અને એનું દુર્ભાગ્ય એને જોતજોતાંમાં પરગૃહમાં ઘસડી ગયું. જે વિધાતાએ એના ભાગ્યનો અસ્ત કર્યો તેણે કુસુમનો ઉદય કર્યો, અને કુટુંબોપાધિથી જે માતાએ પ્રથમ પુત્રી કુમુદને પારકે હાથે ઊછરવા દીધી હતી તે માતાએ બીજી પુત્રી કુસુમને પોતાના હાથમાં લીધી. પ્રધાનના આવાસનો જે ભાગ સ્ત્રીવર્ગ માટે રાખેલો હતો તેની પાછળનો ઉદ્યાનભાગ કુસુમને માટે તૈયાર કરાવ્યો હતો. આ ઉદ્યાનભાગમાં કુસુમને એકાંત બેસવા, ઊઠવા, અભ્યાસ કરવા, શરીરને વ્યાયામ આપવા, વિનોદ લેવા, અને સર્વથા નિર્દોષ સ્વતંત્રતા લઈ વિકાસ પામવા જેટલી સામગ્રી જોઈએ તેનો સંભાર ભરેલો હતો. છતાં ઊગતી યુવાવસ્થાની સ્વતંત્રતાને સ્થાને અયોગ્ય નિરંકુશતા પેસી જવા પામે નહીં, કુસંગતિનો વા સંચાર કરી શકે નહીં, વર્જ્ય કરવાના મનોવિકાર ચેપી રોગની પેઠે ફાટી નીકળે નહીં, સદભ્યાસ વચ્ચે દુરભ્યાસ ડોકિયાં કરે નહીં,

અને ઉત્કૃષ્ટ વૃક્ષો વચ્ચે કાંટાવાળાં ઝાડ ઊગે નહીં: તે સર્વ વિષયોમાં સજ્જ રહેવા એ વ્યવસ્થા રાખી હતી કે આ કુસુમોદ્યાનના સર્વ ગુપ્ત પ્રકટ ભાગો ઉપર પોતાની આરામખુરશી ઉપરથી, પોતાના હિંદોળા ઉપરથી, અને પોતાની અને સુન્દરગૌરીની બારીઓમાંથી, બેસતાંઊઠતાં અને જતાંઆવતાં નિત્ય દૃષ્ટિ પડ્યાં કરે. પ્રિય પુત્રીનાં બુદ્ધિપ્રભાવ સ્વતંત્ર વિકાસ પામે અને અગમ્ય સ્થાને સરી જાય નહીં એ બે ફળ એક જ વૃક્ષ ઉપર એક જ ઋતુમાં આણવા ઉપર સૌંદર્યઉદ્યાનની અનિમિષ ધારણા હતી.

અંતર્દુ:ખથી થાકી, બાહ્ય આશ્વાસન શોધવા, ગુણસુંદરી બારી આગળ ઊભી ત્યાં નીચેના કુસુમોદ્યાન ઉપર દૃષ્ટિ ગઈ, અને કામાર્તાને ચંદ્રદર્શન પ્રતપ્ત કરે તેવી રીતે કુસુમોદ્યાનમાં વિકસતી રમણીય કુસુમનું દર્શન તપ્ત માતાને પ્રતપ્ત કરવા લાગ્યું.

માતાની દૃષ્ટિ પડી તે વેળાએ નિર્દોષ કુસુમ પોતાના ઉદ્યાનમાં એવું શું કરતી હતી કે માતાને સંતાપ થાય?

બારી નીચે પાસે એક માંડવો હતો, તેને ચારે પાસે લાકડાની ચીપોની જાળી હતી. અને છતને ઠેકાણે ચાર પાસનાં વૃક્ષોની શાખાઓને આધાર આપી જાળીને મથાળે થઈને વચલા ભાગમાં એકબીજા સાથે ગૂંથાઈ જાય એમ વાળવામાં આવી હતી. જાળીની ચારે પાસે વેલાઓ ચડાવી દીધા હતા તેના ઉપરનાં લીલાં પાંદડાંઓના ઉપર ભૂરાં, ધોળાં, પીળાં, કાળાં અને લાલ ફૂલોએ ભાત પાડી હતી. લીલા રંગથી પુત્રીની આંખોની સંભાળ રાખવાના આ સુંદર માંડવા વચ્ચે ભૂરા, લાલ અને ધોળા કાચની ખુરશીઓ, બાંક અને ટેબલ ગોઠવેલાં હતાં તેમાં કુસુમ પુસ્તકો સાથે કાળ ગાળતી.

આ માંડવામાંથી નીકળવાના દ્વાર આગળ બટમોગરા અને ગુલાબના છોડ દ્વારપાળ પેઠે ઊભા રાખેલા હતા. એ દ્વાર સામે નાનો સરખો પાણીનો કુંડ હતો. એ કુંડની બે પાસ પિત્તળની જાળીઓ અને બે પાસ પગથિયાંવાળા આરસના આરા બાંધેલા હતા.ગુણસુંદરી બારી આગળ ઊભી તે વેળા કુસુમ એક પાસની જાળી આગળ આવી ઊભી હતી. એને શરીરે વસ્ત્ર ન જેવાં હતાં. ધોળો ગવનનો ચણિયો પહેર્યો હતો, પણ તેનો કચ્છ વાળી દીધો હતો, અને જંઘા અને પગ ઉઘાડાં હતાં તે સાથે સાથે રોપેલી કેળોના થાંભલા જેવા દેખાતા હતા, અને તેનો રંગ કેળમાંથી નીકળી આવેલા ગર્ભના જેવા રંગવાળા ચણિયામાં મળી જતો હતો. કચ્છ વાળેલા ચણિયાની ઊભી કલ્લીઓ કેળોના માથાનાં પાંદડાં જેવી હતી. ચણિયાને મથાળે કમળનાળ વીંટી દીધી હોય તેમ નેફો અને નાડું લાગતાં હતાં; અને નાડાના શિરોભાગની ગાંઠ આગળ, અને તેની નીચે ચારપાંચ આંગળ સુધી તંગ કરેલા બે પાસથી ખેંચાતા નેફાની ગાંઠ પાસેની ચણિયાની ફાટમાંથી દીસી આવતા બીડેલા કમળપુટના જેવા ઉદરભાગને શિરે, પરાગમાં ભરાઈ ધોળો-પીળો થયેલો ભ્રમર કમળદળ ઉપર બેઠો હોય તેના જેવું નાભિમંડળ બેઠેલું દૂરથી પણ દેખાતું હતું. આના ઉપર એવા જ વસ્ત્રની ચોળી પહેરેલી

હતી તેના અધોભાગ અને નેફાની વચ્ચે પણ ઉજ્જ્વલ શરીર, ચણિયો કાઢવા કેડની ઉપર ચડાવેલી સુવર્ણમેખલા જેવું, ચંદ્રોદય પહેલાં કોમલ તેજના પટાવાળા પ્રાચીમુખ જેવું, નયનને હરનારું થઈ પડ્યું હતું. તસતસતી ચોળીના આગલા ભાગમાં બોરિયાને ઠેકાણે રૂપાના આંકડાની હાર હતી, અને ભરાતા શરીરની ખેંચતાણથી એ આંકડા વચ્ચે દેખાઈ આવે એમ રહેવા દઈ ચોળીની બે કોરો એકબીજાની દૂર તણાઈ જઈ વચ્ચેના મોહક શરીરને ગુપ્ત રાખવાના યત્નમાં હારતી હતી. આવી રીતે દીસી આવતી ઉદરભૂમિમાંથી ઊગતી ગૌર અંગની ઊભી રેખા એક વેલી પેઠે કશાને આધારે ટેકાઈ ચળકતી હતી, તેને વચગાળે પર્વેપર્વે ફૂલ જેવા રૂપાના આંકડા સૂર્યતેજથી વિશેષ ચળકાટ મારતા હતા, અને વેલીને શિરે બે પાસ સુંદર ઘાટવાળાં ગોળ ફળ ઝૂકી રહ્યાં હતાં. આ સુંદર રૂપવાડીને યોગ્ય કોઈ ભોક્તા ન દેખતી હોય તેમ મુખ ઉપર બે હાથની હથેળીઓ ઢાંકી કુસુમ જાળી આગળ ઊભી રહી હતી, અને આ ઢાંકેલા મુખ નીચેનું રૂપ ફરી ફરી નખથી સ્કંધ સુધી જોઈ બારીએ ઊભેલી માતા નિ:શ્વાસ મૂકતી હતી, અને મનમાં ફરીફરી ગાતી હતી કે

*'न जाने भोक्तारं कमिह समुपस्थास्यति विधि:।।'*

'ઓ પ્રભુ! આને માટે તેં કિયા નરને સરજેલો છે? મને તો કોઈ દેખાતો નથી. તો એને જ શું કરવા સરજી?'



આમ વિચાર ચાલે છે એટલામાં કુસુમ પાસેના એક પાતળા ઝાડને બાઝી, તેનો વાંસો લટકતા કેશભારથી ઢંકાઈ ગયો, જોતજોતામાં ઉપર ચડી, બે શાખાઓના વચાળામાં ઊભી રહી, અને આકાશમાંથી નાજુક વાદળ ત્રૂટી પડે તેમ કુંડમાં કૂદી પડી, પા ઘડી પાણીને ચીરી પાણી તળે દૃશ્ય થઈ પાછી ઉપર આવી, અને પાણીની સપાટી ઉપર હલેસાંથી તરતી રંગેલી નાની વિહાર તરણિ * પેઠે સુંદર હાથના ટૂંકા વામ ભરતી ભરતી તરવા લાગી. પાણીમાં પડી તે વેળાએ કપાયેલા પાણીની છોળો ઊંચી ઊછળી અને ચોપાસ વૃષ્ટિગૃહ-ફુ-વારા-વચ્ચે પાણી ઉરાડતી રમતી રમતી ભીના લાંબા કાળા કેશભારને શરીર ઉપર તરાવતી ખેંચતી જાતે તરવા લાગી, અને પુત્રીની કળાવિકાસના ગર્વથી સ્ફુરતી પણ બીજે વિચારે દુ:ખમાં ડૂબી જતી માતાની દૃષ્ટિ આંસુના વર્ષાગૃહ વચ્ચે પુત્રીની પાછળ તરવા લાગી.

એટલામાં સુંદર પાછળથી આવી, ગુણસુંદરીની પાછળ ઊભી રહી અને કહેવા લાગી: 'ચંદ્રકાંતભાઈ જોડેના ખંડમાં એકલા અત્યંત શોકમાં બેઠેલા છે.'

ગુણસુંદરી વિચારમાંથી જાગી. ચંદ્રકાંતવાળા ખંડમાંથી સ્વર આવતો હતો તે સાંભળી બહાર ઊભી. ચંદ્રકાંત શોકમગ્ન મુખથી એક ખુરશી પર પડી, માથે હાથ મૂકી, મનમાં એક શ્લોક ફરી ફરી ગાતો હતો પણ પાસેથી કાન માંડનારથી તે સંભળાતું હતું:

*‘लावण्यद्रविणव्ययो न गणित:क्लेशो महानर्जित :*

*स्वच्छन्दं चरतो जनस्य हृदये चिन्ताज्वरो निर्मित:।*

*एषापि स्वगुणानुरूपमणाभावाद्वराकी हृता*

*कोऽर्थश्चेतसि वेधसा विनिहितस्तन्वीमिमां तन्वता।।’* [x]

આ શ્લોક ગુણસુન્દરીના દુ:ખ સાથે સુસંવાદી થયો.

ગુણસુંદરી સ્તબ્ધ બની. ચંદ્રકાંત બબડ્યો: ‘સરસ્વતીચંદ્ર, તું સ્વચ્છંદ વિહાર કરતો હતો તેમાંથી તારા હૃદયમાં ચિન્તાજ્વર પ્રગટ્યો તો તું આમ ભટકે છે. જેને માટે તું આટલા જ્વરમાં સપડાયો તેને બિચારીને વાનરકરમાં ફૂલ ગયા જેવું થયું. અને તેનું કારણ પણ તું જ!’

ગુણસુંદરીએ સુંદરનો ખભો હાથ વડે દાબ્યો.

વળી ચંદ્રકાંત બોલવા લાગ્યો: ‘હરિ! હરિ! બની જોડ ત્રૂટી! બનવાની જોડતી પાંખો વચ્ચે વધારે ને વધારે જ અંતર પડે છે — હરિ! હરિ! બની બનાઈ બન રહી — અબ બનનેકી નાહીં-’

ગુણસુંદરીએ છાતી ઉપર હાથ દાબ્યો અને કાન આતુરતાથી ધર્યા. ચંદ્રકાંત પ્રથમ બોલવા અને પછી નિ:શ્વાસ મૂકી ગાવા લાગ્યો: ‘એક વાર જોડ થઈ હોત તો થઈ હોત. હવે બીજી જોડ બંધાવી અશક્ય.



*‘ક્યાં તુજ તે વૈરાગ્ય, રસિક! તુને ભટકાવી લઈ જ જશે?*

*ક્યાં હરિણાક્ષી હરિણી સમી સ્વચ્છંદ વિહારવને ફરશે?*

*પકડાઈ ગયો પળવાર અલિ સરસિજઉરે રજનિ પડતાં,*

*થયું પ્રાત, ગયો ઊડી, ના સપડાય અનુભવી દક્ષિણ કંઈ કરતાં! ફરવું સ્વચ્છંદ ગમ્યું તુજને, ફરવું મૃગીને સ્વચ્છંદ ગમ્યું,*

*નહીં મન્મથજાળ સમર્થ દીસે, ઉભયે સ્વચ્છંદપણું જ વર્યું! ’*

‘દુ:ખી બિચારા લક્ષ્મીનંદન! તમારી વૃદ્ધાવસ્થામાં જે ભાગ્યબળે તમે પોતાના દુ:ખનું નિમિત્ત થઈ પડ્યા, તે જ ભાગ્યને બળે તમારા પુત્રને બંધનમાંથી છોડ્યો. નહીં પરણું — નહીં પરણું — કહેનાર પુત્ર પિતાને પ્રસન્ન રાખવાના જ હેતુથી વીંધાવા તત્પર થયો, અને એ હેતુ સધાય એમ નથી એમ જાણતાં, માથે પડતી જાળમાંથી છલંગ મારી નાસી ગયો! હવે એને મારે ક્યાં શોધવો?’

ચંદ્રકાંત વિચારનિદ્રામાં પડી ગયો, અને સુન્દરગિરિનું સ્વપ્ન તેમાં ખડું થયું.

'સુંદરભાભી, આ સાંભળવાથી નથી સુખ આપણને — અને નથી તેમને. સરસ્વતીચંદ્ર જડશે તોપણ તેમાં કુસુમનો સ્વાર્થ સધાય એમ નથી. એક પાસથી ના હોય તો બીજી પાસને મરડીએ. પણ બે પાસનું વાંકું ત્યાં સીધું કરવું કઠણ, સરસ્વતીચંદ્રને પુત્ર જેવા ગણ્યા છે ને તેમને માટે કાળજું બળે છે માટે તેમને શોધવાનો સ્વાર્થ તો એટલો ખરો. બાકીની વાતમાં મન ઘાલવું તે નકામું છે.' ગુણસુંદરી ધીરે રહી બોલી.

'ભાભીજી, મારા જેવાં તો ધીરજ હારે. પણ સૌને ધીરજ આપનારાં તમારા જેવા અનુભવી માણસ નિરાશ થાય એ નવાઈ છે. જુઓ, છોકરવાદીની પણ ઋતુ છે તે બેને બેઠી છે ને બેની ઊતરશે. મને એણી પાસથી રજ બીક નથી લાગતી. પણ કુમુદના ઉપર જેની આટલી પ્રીત તેને મન કુમુદની બહેન અણખપતી ચીજ વસે તો બીક ખરી.' સુંદર બોલી.

ચંદ્રકાંતનો સ્વર ફરી નીકળ્યો ને આ વાતો ફરી બંધ થઈ. તેના મુખ ઉપર કંઈક સ્મિત, કંઈક હાસ્ય ફરક્યું.

'કુસુમસુંદરીનો કુમારિકા રહેવાનો અભિલાષ રમણીય છે. તપોવનના હરિણના હૃદય પેઠે એનું હૃદય બાલભાવના ઉત્સાહથી ભરેલું છે, વ્યવહારસૃષ્ટિની રચનાના ભયનો લેશ દેખી શકતું નથી, નિર્દોષ સ્વતંત્ર વિહારના સ્વાતંત્ર્યથી મોહ પામે છે, સંસારની ભોગસૃષ્ટિના દોષ જોઈ શકે એટલી એની બુદ્ધિ ચકોર છે, ધારેલો અભિલાષ પૂર્ણ કરવાના માર્ગ શોધી શકે એવી એની તર્કશક્તિ છે, અવલોકન કરી નવા વેશ કાઢે એવી દક્ષ છે — અને — અને મારા મિત્રને રમકડા પેઠે એ રમાડે અથવા — મિત્રને રમવાનું રમકડું થાય એવી એ રમતિયાળ છે.'



ગુણસુંદરી ફરી સ્તબ્ધ બની અને ચિત્ર પેઠે ઊભી. એની પાછળ હાથ નાખી એને દાબી સુંદર ઊભી.

'પણ આ સર્વ ખેલ લોકાચારથી વિરુદ્ધ છે. વિદ્યાચતુર જેવું રાજકીય પાણીમાં ઝબકોળાયેલું માણસ આવાં મતતંત્ર (theories ) વડે દોરાય એ અશક્ય છે. પણ આને આટલા કાળ સુધી આમણે કુંવારી રાખી છે તે પણ નવાઈ છે. જો એના જેવો વિદ્વાન, દ્રવ્યવાન, વીર અને દૃઢ આગ્રહી પુરુષ મુંબઈનગરીના સ્વતંત્ર પવનમાં પ્રાણગ્રાહી થયો હોય તો તો નક્કી આવા રમણીય સ્વતંત્ર પક્ષીને લગ્નના પંજરમાં પૂરે નહીં. એ પક્ષીને વિશાળ આકાશમાં ઊડતું જોવાનો મને અને મારા જેવાઓને લોભ થાય એમ છે. પણ આ તો દેશી રાજ્યનાં બાંધેલા પાણીમાં બંધાઈ ગયેલાં માછલાંઓને અસ્વાભાવિક અને અવ્યાવહારિક લાગવા જેવી વાત! પ્રિય મુંબઈ! મારી સ્વતંત્ર અમરાવતી! નિર્ધન હોઈને તારા સ્વતંત્ર વિશાળ સાગરમાં તરવું અને એનાં મોજાંને માથે ચડવું એ દિવ્ય અધિકાર આ દેશી રાજ્યના મોટા મોટા

મિથ્યાભિમાની રાજાઓથી ને પ્રધાનીથી સમજાય એમ નથી! એમને મન મારા જેવા રંક મનુષ્યો છોકરવાદી, ઘેલા, મૂર્ખ અને નિર્માલ્ય! મારા જેવાઓને મન રાજાઓ, પ્રધાનો અને શ્રીમંતો દ્રવ્ય-કપાસનાં મેલાં ગાંઠાવાળાં ગોદડાં જેવા છે! માંરે તે દ્રવ્ય અને અધિકાર ચરણ તળેની ધૂળ જેવાં છે!

'Awake my St. John! and leave all meaner things To low ambition and to pride of kings . *

પવિત્ર પ્રિય ભર્તૃહરિ! તારા હૃદયનો *પરમાર્થ* મારા રંક હૃદયમાં પ્રગટ્યો છે:

*'अधिगतपरमार्थान् पण्डितान् माऽवमंस्था :*

*तृणमिव लघु लक्ष्मीर्नैव तान् संरुणाद्धि।*

*अभिनवमदलेखाश्यामगण्डस्थलानाम्*

*न भवति बिसतन्तुर्वारिणं वारणानाम्॥'*

ચંદ્રકાંતે ઓઠ કરડ્યા, તેને કપાળે ભ્રૂકુટી ચડી અને પગ ભૂમિ પર ઠબકાર્યો.



'Well, I feel my heart elated and buoyant. Poor as I am, I must find out my noble bird from its most hidden recesses, and rely upon my own strong arm, single and unaided, rather than suffer further delay at the hands of the proud indifference that reigns supreme within bosoms where my own dear business has no status! '

સુંદર કંઈ સમજી નહીં. ગુણસુંદરી સાંભળી રહી — નીચું જોઈ રહી. અધિકારજાળથી પ્રદૂષિત સ્ત્રીચિત્તમાં સરસ્વતીચંદ્ર ઉપરની પવિત્ર પ્રીતિના આ સ્વતંત્ર સંસ્કારનો પ્રતિધ્વનિ થયો. પોતાના સ્વામીને માથે આવેલો આરોપ અયોગ્ય છે એમ કહેવાયું નહીં.

ચંદ્રકાંત હસ્યો.

'મારું ચાલે તો પ્રધાનજીને પૂછું કે

** वैखानसं किमनया व्रतमाप्रदानात्*

*व्यापाररोधि मदनस्य निषेवितव्यम्।*

*अत्यन्तमेव सदृशेक्षणवल्लभाभि-*

*राहो निवत्स्यति समं हरिणाङ्गनाभि:॥'*

'Here is an angel that can shake to the roots the foundations of society in my beloved Bombay, and revolutionize the fortunes of her sex in that my city of Gods, if only He-He would stoop-stoop to conquer-her .'

'That's pretty nearly impossible: He won't stoop any longer .'

એકદમ એનો સ્વર બંધ થઈ ગયો. તે આરામખુરસીમાં ડૂબી ગયો અને તેના મનમાં મૂક વિચારભાષા ઉદય પામી:

'I have committed a serious brunder. This loud soliloquy is a bad habit: out of place, out of time, and out of tune in this land of intellectual and sentimental bondage. Nay! we, Bombay fools, have loose and quarrelsome tongues and restless verbosity from which these men here who study and practise the ways of the business of life, are quite free, and their art is worth acquiring. There-too-my noble friend has got this noble art by birth and by instinct, while the pest of pauperism has left me a low-bred fool. Suppose, my wild utterances have assailed the sacred ears of my sweet hostess, what a wretched and ungrateful idiot must I have proved myself to her mind and how must I have marred its weetness with my sour effusions? '



આત્મપરીક્ષકને જાત ઉપર રોષ ચડ્યો, આ છેલ્લાં વાક્યો પણ મોટેથી બોલાઈ ગયાં, અને તેની સાથે એ પ્રસંગ વિનોદયોગ્ય ગણી ગુણસુંદરી હસતી હસતી છતી થઈ, અને એ ખંડમાં આવી. સુંદર પણ પાછળ આવી.

'ચંદ્રકાન્તભાઈ, ખારાખાટા સ્વાદ વગરનું ગળપણ જીભને કે પેટને કોઈને રુચે નહીં. અમારા રજવાડામાં અમે ખરીખોટી મીઠાઈ ચાખીએ તે વચ્ચે તમે મસાલો ચખાડો ત્યારે જ ઠીક લાગે. માટે અમને કે તમને કોઈને દોષ દેવાનો નથી.' ગુણસુંદરી ટોળ કરી બોલી.

ગુણસુંદરીને જોઈ તથા સાંભળી ચંદ્રકાંત આભો બન્યો. પોતાના મનનો ભય ખરો પડ્યો. પોતાથી બોલાયેલું શું શું સંભળાયું હશે અને શું શું નહીં સંભળાયું હોય એ વિચાર અને ગૂંચવાડાની ગાંઠ ઉકેલતાં પહેલાં મેધાવિની પ્રધાનપત્નીના પ્રશ્નને ઉત્તર દેવો આવશ્યક લાગ્યો:

'ગુણસુંદરીબહેન, સરસ્વતીચંદ્ર જેવા મિત્રો જોતાં મારા મનમાં મુંબઈનગરીનું અભિમાન વધે છે અને એ જ નગરીમાં ઊછરેલા મારા જેવા બ્રહ્મબંધુઓની ગ્રામ્યતા જોઈ એ અભિમાન ઊતરી જાય છે.

અધૂરામાં પૂરું મારા ખોવાયેલા રત્નના વિયોગ પછી એ રત્નના સહવાસથી જરીતરી આવેલા સંસ્કાર પણ મારામાંથી જતા રહેવા લાગ્યા છે, અને હવે તો સિંહીએ પાળેલા ઊંટને મળેલું ડહાપણ શોધવા વૃત્તિ થાય છે.'

'એ શું ડહાપણ?'

'પંચતંત્રમાં કથા છે કે સિંહનાં બચ્ચાં ભેગું ઊછરેલું ઊંટ તે સર્વની જનની સિંહી પાસે બડાશો મારવા લાગ્યું ત્યારે જનનીએ કહ્યું કે

*શૂરોઽસિ કૃતવિદ્યોઽસિ સુવૃત્તોઽસિ ચ પુત્રક।*

*'યસ્મિન્ વંશે ત્વમુત્પન્નો ગજસ્તત્ર ન હન્યતે॥'*

'આ ઉપરથી સિંહનાં બચ્ચાંઓના સહવાસને વાસ્તે પોતાને અયોગ્ય ગણી ઊંટ ત્યાંથી નાસી ગયું. હું ગમે તેવો પ્રયત્ન કરું છું તો પણ કુલીન સંસ્કારો મારામાં આવતા નથી, મારા ઉપર ઉપકાર કરનાર કુલીન જનોને હું મારી ગ્રામ્ય રીતિથી અપમાન કરી બેસું છું, અને તેમને જે ઉચ્ચ આચાર સહજ છે તેનો વિચાર થતાં પણ મને વાર લાગે છે. એમ છતાં વિચાર થાય છે ને તે પ્રમાણે આચાર કરવા જાઉં છું તો હાથમાં આવેલું પક્ષી ઊડી જાય છે. મારે માટે પણ ઊંટની પેઠે જવું એમ વિચાર થાય છે.'



ગુણસુંદરી હસીને બોલી: 'પણ તમારા ભાગ્યમાં તો ઊંટનું સદ્ભાગ્ય પણ નથી. ઊંટ સિંહગૃહ મૂકી ઊંટોમાં ગયું. પણ તમે તો સરસ્વતીચંદ્રનો સહવાસ શોધવા જાઓ છો એટલે ઊંટનું દૃષ્ટાંત પણ બેઠું નહીં.'

'એનામાં એક ગુણ એવો છે કે જેમ જેમ મારી છૂટી જીભની ગ્રામ્યતા એ વધારે વધારે અનુભવે છે તેમ તેમ મારા ઉપર વધારે વધારે પ્રીતિ રાખે છે; અને એની પ્રીતિ વધે છે એટલે મારું ચિત્ત અવશ થઈ એની પાછળ ભટકે છે. ગુણસુંદરીબહેન, એ ગ્રહની પાછળ હું ઉપગ્રહ પેઠે ભટકું છું — તે મારી ઇચ્છાથી નહીં પણ એના આકર્ષણથી.' ગંભીર અને નરમ બની જઈ રંક મિત્ર બોલ્યો.

ગુણસુંદરીને એની દયા આવી.

'ચંદ્રકાંતભાઈ, જે ચંદ્રના તમે આટલા કાંત છો એ ચંદ્રના કાંતને હાથમાં આવેલા અમે જવા દઈએ તો અમે પણ એ ચંદ્રના કિરણને અયોગ્ય જ ઠરીએ. શું તમે એમ ધારો છો કે સરસ્વતીચંદ્રને માટે મારું હૃદય બળતું નથી?' આટલું બોલતાં બોલતાં ગુણસુંદરીની આંખમાં આંસુની ધારા ચાલવા લાગી, અને એનો સુંદર હસ્ત એ આંસુ લોહવા જતાં જાતે જ એ આંસુથી નાહવા લાગ્યો અને હસ્તકમળ ઉપર ઝાકળના વરસાદ પેઠે આંસુ દીપવા લાગ્યાં.

ચંદ્રકાંતનું હૃદય ઓગળ્યું. ચતુર સ્નેહાળ પદ્મિનીનાં વચનામૃતથી આ હૃદયમાં નવો જીવ આવ્યો, અને સરસ્વતીચંદ્રના શોકમાં કુમુદસુંદરીની માતાને પ્રત્યક્ષ ભાગ લેતી જોઈ ચંદ્રકાંત પોતાને પોતાના જ કોઈ અવનવા કુટુંબમાં અવતરેલો અને ઊભેલો ગણવા લાગ્યો.

ગુણસુંદરી આગળ બોલવા લાગી:

‘ચંદ્રકાંન્તભાઈ, હું પુત્રવિનાનીને ઈશ્વરે સરસ્વતીચંદ્ર જેવો ઉત્તમ પુત્ર આપેલો. મારા દુર્ભાગ્યથી ખોવાયો. રંક અને ભાગ્યહીન કુમુદનો ઘા મને ઘણી પાસથી પડ્યો. હોય! પુત્રીઓ તો સ્ત્રીજાતિને સ્વભાવસિદ્ધ રંક દશા માટે નિર્માયેલી જ છે. પણ સરસ્વતીચંદ્ર જેવા પુત્રનું સુખ જોઈ હું સુખી થાત અને મને માતા જેવી તેમણે એક વાર ગણેલી તેમ ગણવાનું મારી દુ:ખી દશામાં એ ચૂકત નહીં. એમની પાસે મારા હૃદયની વરાળ કંઈક નીકળી શકત. તો હજીયે મારા હૃદયમાં કંઈ કંઈ ઊભરા છે તે એ પુત્ર પેઠે સમાવી શકત. થોડાક દિવસના સહવાસમાં અમારી સાથે જેમણે ઘણીક માયા કરી છે, તે શું આ વેળાએ અહીં હોય તો દાઝ ન જાણે? શું મારું દુ:ખ એમને કહું તો એમને મારી દયા ન આવે? શું એ દુ:ખ ટાળવું એમના હાથમાં છે એવી એમની ખાતરી કરું તો મારું મોં એ તરછોડે? આને સ્વાર્થ કહો કે સ્નેહ કહો, પણ મારા પુત્રના મિત્ર ગણી તમારી પાસે હું કાળજું ઉઘાડું છું.’

ગુણસુંદરીનાં આંસુ આટલું બોલતામાં સુકાવા લાગ્યાં હતાં અને તેનાં ડાઘ એના ગાલ ઉપર પડેલા હતા. ચંદ્રકાંતનું હૃદય આ જોઈ વધારે રંક થયું. ‘ચંદ્રકાંતભાઈ, આટલી તો સ્વાર્થની કથા. જ્યાં સ્નેહ ત્યાં સ્વાર્થ, અને તેવો આ મારો સ્વાર્થ કે પુત્ર જેવાની પાસે હૃદયનાં મર્મસ્થળ ઉઘાડવાનો લોભ રાખું છું. પણ જો એમના દુ:ખથી મને દુ:ખ થાય અને એમને સુખી જોઈ સુખી થાઉં એટલો એમના ઉપર મારો સ્નેહ છે એમ કહું તો એ પણ સ્વાર્થ કેમ નહીં? માટે એને પણ સ્વાર્થ કહો કે સ્નેહ કહો, પણ એ સ્વાર્થ પણ મારું કાળજું બાળે છે. કોણ માબાપનો એ પુત્ર આજ કેવે ઠેકાણે હશે? એણે ટાઢતડકો ક્યારે દીઠેલાં છે? કુસુમના પિતા એના સ્વભાવનો વાંક કાઢે છે પણ મને તો બીજો જ વિચાર થાય છે. જેણે મશરુની તળાઈમાં અર્ધું આયુષ્ય કાઢ્યું હોય અને વાળ સરખા જેને ખૂંચ્યા હોય તેને ભીષ્મપિતામહ પેઠે બાણશય્યા પર પળવાર પણ સૂવું પડે તો તે સુંવાળું માણસ કેટલું ચમકે? ખમા! ખમા!’ સાંભળનાર અને તમ જેવા દેવાંશી મિત્રો જેની અહર્નિશ ચિન્તા કર્યા કરતા હશે એવા કોમળ અને સ્વસ્થ મન ઉપર પૂજ્ય પિતાએ થોડા પણ હથોડાના ઘા માર્યા હશે તેનાથી એ સલક્ષણા મનવાળા પિતૃભક્ત મનસ્વીને આટલું ઓછું આવે તો તેમાં શી નવાઈ છે? અરેરે! અપર માના પુત્રના દુ:ખનું આ જગજાણીતું દૃષ્ટાંત થયું. ગુમાનને માટે એમના મનમાં ઓછી ભક્તિ ન હતી. એ ગુમાનનો સ્નેહ આવો ખોટો દેખનાર મારા તાજા જ ઉત્પન્ન થયેલા સ્નેહને ખરો શી રીતે

ગણે? પણ હું સત્ય કહું છું કે જેવી મારી બે પુત્રીઓની ચિન્તા મને રાત્રિદિવસ બાળ્યાં કરે છે તેવી જ ત્રીજી ચિન્તા તમારા મિત્રની મારા હૃદયમાંથી ખસતી નથી. ચંદ્રકાંત, જગતમાં એક લોહીનો સંબંધ કહેવાય છે તે ખોટો ને પારકા લોહીનો સ્નેહ તે ખરો એ વાત સરસ્વતીચંદ્રના સંબંધમા તમે અનુભવો છો તો મારી સ્થિતિ પણ એવી જ સમજજો. જો આપણાં હૃદય પારદર્શક હોત તો તમે આ વાત પ્રત્યક્ષ દેખત.'

બુદ્ધિમતી પંડિત નારીની પાસે સ્ત્રીજાતિનો સ્વાભાવિક સ્નેહ કેવા ઉદ્ગાર કઢાવી શકે તે ચંદ્રકાંતે આજ પ્રત્યક્ષ અનુભવ્યું. મિત્ર પ્રતિ સ્નેહ રાખવાનો એનો ગર્વ ગુણસુંદરીના સ્નેહ આગળ નમી ગયો, અને આંખો લોહતો લોહતો એ બોલવા લાગ્યો:

'ગુણસુંદરીબહેન, મારા નમાયા મિત્રને આપના જેવાં માતા છે તે જાણી મને જેટલું સુખ થાય છે તેટલું જ દુ:ખ તેને લીધે આપને થતું દુ:ખ દેખી થાય છે. પણ આજસુધી હું એમ જાણતો હતો કે સરસ્વતીચંદ્રની ચિંતા કરનાર મારા સિવાય બીજું કોઈ નથી; તે મારો ગર્વ આજ ઊતરી ગયો. મારા શોકમાં આપના જેવાં સમદુ:ખભાગી છે એ જાણી મને આશ્વાસન મળે છે, અને હું સાધનહીન અને દ્રવ્યહીન રંક પુરુષરત્નનો શોધ કરવા જતાં હાંફી જતો હતો તેને હવે આપના જેવું સમર્થ અવલંબન મળ્યું જાણી હું પોતાને બળવાન ગણવા લાગ્યો છું. મારા મિત્રનાં માતુશ્રી ચંદ્રલક્ષ્મી જાણે આયુષ્યમાન છે અને મારે તેમના સમક્ષ અને તેમના આશ્રય નીચે રહી તેમના અતિપ્રિય પુત્રરત્નનો શોધ કરવાનો છે એવું સુંદર ભાન આજ મને આપ આ સૌન્દર્યઉદ્યાનમાં કરાવો છો.'



ચંદ્રકાંતને ગુણસુંદરી ઉત્તર આપે તે પહેલાં નવીન વેશ ધરી કુસુમ આવી અને આ કથામાં ભંગ પાડી સૌની વચ્ચે — હાંડીઓ વચ્ચે ઝુંમર પેઠે — ઊભી. તરત તરી સ્નાન કરી આવ્યાનું લક્ષણ એના ચળકાટ મારતા મુખ અને કેશ ઉપર હતું. મુલતાની સ્ત્રીઓની પેઠે વસ્ત્ર ઉપર એક પાતળો કેસરી છેડો માથે ચડાવી છાતીની ઉપર ઓઢી લીધો હતો, અને નાકે માત્ર એકલા એક જ મોતીની નથ પહેરી હતી. કુસુમોદ્યાનમાંની એક 'નદી'માંથી લાંબી નાળવાળું શતપત્ર કમળ આણી, નાળ છાતીના છેડા ઉપર જનોઈની પેઠે નાખી, કમળનો પત્રભાર ખભા પાછળ લટકતો લઈ, નાળના મૂળ આગળનો છેડો પોતાના કરકમળમાં એવી રીતે રાખ્યો હતો કે નાળને બે છેડે કમળપત્ર હોય એવી ભ્રાંતિ પળવાર થાય. એના બીજા હાથમાં એક પુસ્તક હતું અને પુસ્તકનાં પાનાં વચ્ચે આંગળી રાખી હતી.

તંરગમાં રમતી રમતી કુસુમ સર્વની વચ્ચે આવી ઊભી. ઊભેલાં માણસો કાંઈ કામકાજ કરતાં ન હોય અને તેમની વાતોમાં વિઘ્ન થવાનો સંભવ જ ન હોય તેમ, સૂર્ય આકાશમાંથી તાપનું વમન કરતો હોય તેવી વેળાએ તાપને તાપનું કામ કરવા દઈ અચિંતી ઝરમર ઝરમર વૃષ્ટિ થાય તેમ, માતા અથવા કાકી બેમાંથી એકના ઉપર પણ દૃષ્ટિ ન નાંખતી, માત્ર

ચંદ્રકાંતને જોતી, બાલિશ બાલકી, જેવી અંદર આવી તેવી જ એને કહેવા લાગી:

‘ચંદ્રકાંતભાઈ, આજ તમારું કામ પડ્યું છે. સરસ્વતીચંદ્ર અહીં આવ્યા હતા ત્યારે તેમનું રચેલું આ પુસ્તક મને આપી ગયા હતા. એમણે એક નવીન કવિતા જોડેલી હતી તે છાપેલી ન હતી, પણ એક કાગળના કકડા ઉપર લખેલી હતી અને તે કાગળ મારાવાળા પુસ્તકમાં ભૂલથી રહી ગયો હતો. કુમુદબહેન સુવર્ણપુર જતાં પહેલાં મને એ જડ્યો હતો અને એમને દેખાડ્યો હોત તો એ મને એ કવિતાનો અર્થ સમજાવત. પણ એ વાંચ્યાથી બહેનને વેદના થશે જાણી મેં એમને કાગળ આપ્યો નહીં. અર્થ સમજવા સારુ એ કવિતા તમારી પાસે આણી છે.’

‘લાવો, જોઈએ.’ કહી ચંદ્રકાંતે પત્ર લીધો અને મિત્રના હસ્તાક્ષર જોઈ, મિત્રનાં જ દર્શન થયાનો અનુભવ કરી, તેમાંની કવિતા વાંચી એ ગળગળો થઈ ગયો. ‘હરિ! હરિ!’ કહી, મોં ઉપર હાથ ફેરવી, મુગ્ધાને કહેવા લાગ્યો:

‘કુસુમબહેન, હું અર્થ સમજાવું. પણ પહેલી શરત એ કે તમારે એ કવિતા ગાવી, અને બીજી શરત એ કે તમે એમાંથી જાતે કેટલું સમજ્યાં છો તે કહી બતાવો તો બાકીનો અર્થ સમજાવું. ગુણસુંદરીબહેન, મારા મિત્રને આ કવિતા પ્રિયતમ હતી — એના જીવનનો સાર આમાં છે.’ ચંદ્રકાંતે પત્ર ગુણસુંદરીને આપ્યો, ગુણસુંદરી તે વાંચવા લાગી અને ઉત્સુક કુસુમની અધીરાઈ હાથમાં ન રહી.



‘તમે વળી ગુણિયલને ક્યાં આપ્યો? એને વાંચતાં વાર લાગશે ત્યાર પહેલાં તો તમે અર્થ પણ સમજાવી ચૂક્યા હોત!’ ઓઠ ફફડાવતી કુસુમ બોલી.

ગુણસુંદરી વાંચતી અટકી નહીં. એના ખભા પાછળથી સુંદર પત્ર ઉપર દૃષ્ટિ નાંખવા લાગી. ચંદ્રકાંત હસતો હસતો બોલ્યો: ‘પણ મારી બે શરતો પૂરી કરો ત્યાર પછી હું સમજાવું કે નહિ?’

‘વારુ, ચંદ્રકાંતભાઈ, તમે વળી શરતો ક્યાં નાંખી? સમજાવોને જ એટલે ઝટ પાર આવે.’ કવિતાના અર્થભોગની આતુર મુગ્ધા વિલંબનાં નિમિત્ત સહી શકી નહીં.

‘અમારી શરતો તો ખરી. તમે અમારી શરત પાળો તો અમે તમારી પાળીએ.’

‘ચાલો ત્યારે. પણ ગાયા વગર વાંચું તો?’

‘ના. એ તો શરત પૂરેપૂરી પાળો.’

કુસુમ લજ્જાવશ થઈ અને તે એના ગાલ ઉપર જણાઈ આવી. લજ્જા અને જિજ્ઞાસાનાં પરસ્પર વિરોધક આકર્ષણ વચ્ચે ખેંચાતી મુગ્ધાના રમણીય મનોવિકાર તેની મુખમુદ્રા ઉપર દોલાયમાન થતા ચંદ્રકાંતે જોયા, અને એ સુંદર જ્યોત્સ્નાનાં દર્શનથી શ્રમિત આંખે ઝળઝળિયાં આવ્યાં હોય એવો એ થઈ ગયો ને મનમાં કહેવા લાગ્યો: ‘સરસ્વતીચંદ્ર! સરસ્વતીચંદ્ર! આ રમણીય સૃષ્ટિને ત્યજી તું ક્યાં ભરાઈ ગયો છે? અરેરે! — થિયૉસૉફિસ્ટ મત પ્રમાણે તારા લિંગદેહને અત્રે મોકલી આ કૌતુક જોવાની શક્તિ તો આપ! તારા વિચાર સ્થળે સ્થળે અલાદીનની મુદ્રા પેઠે કેવાં સત્ત્વ ઊભાં કરે છે તે જો તો ખરી!’

લજ્જાનો જિજ્ઞાસાએ પરાજય કર્યો, અને નીચું જોઈ રહી, અત્યંત બળાત્કારથી — હઠયોગથી — લજ્જાને ઉરમાં દાબી નાંખી જિજ્ઞાસુ મુગ્ધા ગાવા સારુ ઓઠ ઉઘાડવા સ્પષ્ટ પ્રયત્ન કરવા લાગી. તે ઓઠનો પ્રયત્ન દેખતો ચંદ્રકાંત મનમાં ગણગણ્યો: *‘દ્વિદલકન્દલકમ્પનલાલિતઃ॥’*

ઓઠમાંથી સ્વર નીકળે ત્યાર પહેલાં સુંદરગૌરી હસી પડી, કુસુમની મનદોલાને હિંદોળવા લાગી અને એના કાનમાં કહેવા મંડી:

‘કુસુમ, મારી કુસુમ, — નથી સાકર ગરજ સમાન ગળી.’

જાગેલા જેવી કુસુમ કાકીને ધક્કો મારી બોલી: ‘શું કાકી! અમથું અમથું શાને માટે આવું બોલતાં હશો જી?’



હસતી હસતી સુંદર સૌ સાંભળે એમ બોલી: ‘ચંદ્રકાન્તભાઈ પાસેથી જોઈતી વાત સાંભળવાની ગરજે લાજને આઘે મૂકી ગાવાનો ચાળો કર્યો — એ જ — શીરા સારુ શ્રાવક થઈ! બીજું શું?’

કુસુમની જિજ્ઞાસાએ દેખીતી લાજ મૂકી અને બોલી: ‘જાઓ ત્યારે એમ. ચંદ્રકાંત મારા ભાઈ. તેમની પાસેથી કાંઈ સારો બોધ પામવાને માટે તેમની આજ્ઞા પાળું — એનું નામ શીરો હોય તો અમે શ્રાવક, પછી કાંઈ?’

સુંદર પાછી પડી બોલી:

‘મોઈ, ગા ત્યારે. ચંદ્રકાંતભાઈ પણ તારી પરીક્ષા કરશે. જેણે મૂકી લાજ, તેને નાનું સરખું રાજ્ય.’

કુસુમ હસી પડી અને બોલી: ‘હા-હા-! એ ખરું. મારે એ રાજ્ય. ચાલો, ચંદ્રકાંતભાઈ, તમે તમારે સાંભળી લો. કાકી તો મને ઘેલી ગણી વેળા વિતાડશે. હું ગાઉ છું — પણ આ તો લાવણી છે તે પુરુષોનો રાગ મારાથી નીકળવાનો નહીં — માટે અમસ્તું વાંચવા જ દો ને!’

‘હવે કાંઈ છટકી જવાશે?’ ચંદ્રકાંત બોલ્યો.

‘લો, ત્યારે ગાઈશ, પણ રાગમાં ભૂલ ન કાઢશો.’

‘ભૂલો નીકળે ને કાઢીએ નહીં?’

‘પુરુષના રાગ મને ન આવડે.’

‘ત્યારે તમારી ચતુરાઈમાં એટલો વાંધો.’

‘તમે ગાઈ બતાવો તો હું બરાબર ગાઉં.’

‘એવી કાંઈ આપણે શરત નથી.’

‘લો ત્યારે. ભાઈની પાસે બહેનની ભૂલો પડશે તો ભાઈને લાજ!’

આ પ્રશ્નોત્તરનો આમ પરિણામ આવતો જોઈ સુંદર બોલી: ‘ગા, બાપુ, ગા. ગાવાની થઈ તે તું કાંઈ ગાયા વગર રહેવાની હતી? ચંદ્રકાંતભાઈને માથે ગાડવો ઢોળી નાખીને પણ તું ગાવાની. તે ગાઈ દે એટલે અમે તો જાણીએ કે કુસુમ આવી લાવણીઓ ગાય છે.’

‘હં! હવે તમને ઉત્તર શું કરવા દઉં કે શીરો મોંમાં જતાં વાર લાગે? — લો, ચંદ્રકાંતભાઈ, સાંભળો.’

થોડી વાર નીચું જોઈ, આંખો મીંચી, માતા પાસેથી કાગળ લીધા વિના મોઢેથી જ કુસુમ લાવણ્યમયી (લાવણી) ગાવા લાગી, અને પુરુષના લલકારમાં સ્ત્રીકંઠનું લાલિત્ય અને બાળચેષ્ટાનો ઉત્સાહ ભરવા લાગી. ગાન મંદ અને સ્થિર સ્વરે વિકસવા લાગ્યું:



*‘મચી રહ્યો કોલાહલ આજે, દશે દિશે ગાજે!*
*તે તળે સરે કો ભિન્ન ચિત્ર સંસાર! જગત ના જાણે! ૧*
*તરી રહે ઉમર વ્યવહાર,*
*સહુ સરી જતા જ પ્રવાહ,*
*સહુ દિવસ ભભૂકતો તેજે,*
*રવિ સળગી રહે જગદેહે,*
*તે નીચે નિશા નિજ ખેલ જમાવતી, અંધ સોડિયું વાળી!*
*સ્ત્રીચરિત કરતી નિશા દિવસનું રૂપ ધરી આ જામી! ૨*
*નભ ઉડુગણથી ઊભરાતું,*
*તિમિરોદર ઘણું ઉપસાતું,*
*ઉર ચિત્ર સ્વપ્ન ભણી ધાતું,*
*જગ મદનતંત્રી ધરી ગાતું:*
*તે નહીં દેખું, નહીં સુણું, રજતી જ્યાં રૂપ દિવસનું ધારે;*

*ઓ રજની! ઘૂંઘટ! ઉઘાડ! નીરખવા તને ચિત્ત લલચાયે,*
*૩*

*ઓ રજની! તારે કાજ!*

*મૂકી દઈશ હું આ સહુ સાજ!*

*ઓ રજની! જોવા તુંને,*

*આ બુદ્‌બુદ ફોડીશ હું તે!*

*ગૃહજાળ, લક્ષ્મીની જાળ, રચી મુજ શિરે રહે બુદ્‌બુને;*

*એ બુદ્‌બુદ ફોડી, તોડી; બન્ધીના બન્ધ, જોઈશ હું તુને.*
*૪*

*ઓ રજની! જોવા તુંને મુને અભિલાષ ઘણો છે આજે!*

*બહુ બહુ વર્ષ અભિલાષ ઊંડો ઉર માંહી ધર્યો છે સાચે!*
*૫*

*હું ચંદ્ર! રજની, તું રજની! જીવ હું તુજ જેમ પરલોક;*

*તુજ તિમિર વિશે તરી જોઈશ, ‘ઊભો તુજ સમો ક્યાં*
*જ*

[Unclear text]



*તોડી જ સજડ આ બંધ!*

*હું જોઈશ, રજની, તુજ ફંદ!*

*મુજ નવો થશે અવતાર!*

*નવું તેજ પ્રકટશે આંખ!*

*મુજ સરવા થાશે કાન!*

*સુણી શકીશ હું યમનું ગાન!*

*આ દંભ થકી, આ ઢોંગ થકી સરી પડીશ રસાતળમાં હું!*

*આ નાટકના પટને ચીરી પેસીશ — જ્યાં વણવેશ વિશા*
*તું.’ ૭*

કુસુમ ગાઈ રહી ત્યાં સુધી સર્વ એકચિત્ત હતાં. લાવણી ગવાઈ રહી એટલે એકાદ મિનિટ કોઈ બોલ્યુંચાલ્યું નહીં અને કુસુમ પણ શ્રાંત લાગી.

અંતે ચંદ્રકાંત બોલ્યો: ‘બહેન, કવિનું કવિત્વ કવિતાનું ગાન સાંભળી પ્રફુલ્લ થાય છે. આ કવિતાને ગવાતી સાંભળવાને એનો કવિ પ્રત્યક્ષ નથી. તે હોત તો પોતાના ચિત્તને પૂછી ગાન રસિકતાને કેવું ભાવ્યું તે કહેત. પણ

હું તો રંક ઘરમાં રહેનાર છું તેને મન તો આ નવીન પકવાન્ન મધુર લાગ્યું એ વિના બીજી પરીક્ષા નથી. હવે આપણી બીજી શરત પૂરી કરો.'

એ આ બોલે છે એટલામાં 'આવું છું' કરી કુસુમ હરિણીની ત્વરાથી ગઈ અને આવી; સાથે એક પહોળી અને ઊંચાઈ વગરની પેટી લાવી. ઉઘાડતી ઉઘાડતી બોલી:

'ચંદ્રકાંતભાઈ, મોઢે બોલીને તમને મારો સમજેલો અર્થ કહેવાની શરત નથી. આ કવિતા ઉપરથી મેં ચિત્ર કાઢેલાં છે તે જોઈને હું શું સમજી છું તે જોઈ લો.'

'કાનને મધુરતા ચખાડી; હવે આંખને ચખાડો.' ચંદ્રકાંત બોલ્યો.

'કુસુમને બધી વાતનો રસ, અને કોઈ વાતો એને શીખવનાર મળતું નથી તો જાતે જોઈ જોઈને શીખે છે. એની આ ગતિમાં નિત્ય વિકાસની સામગ્રી ભરવી એવી એના પિતાની આજ્ઞા છે. પુત્રીનો ઉચ્ચગ્રાહી વિકાસ લોકાચાર વિરુદ્ધ છે અને એ વિકાસને ઉદાર અને ઉદાત્ત ગ્રાહક ન મળે તો કન્યાને દુ:ખમય આયુષ્ય ગાળવું પડે છે, માટે મને તો આ વિકાસ રાત્રે ઉજાગરા અને દિવસે ચિન્તા કરાવ્યાં કરે છે. પણ ગૃહપતિની આજ્ઞા છે માટે તે પ્રમાણે ઉમંગથી વેલીઓને આધાર આપીએ તેમ કુસુમની સર્વ શક્તિઓને આશ્રય આપું છું.' ગુણસુંદરી બોલી.



'દેશી રજવાડાનાં લાંઘન મેં નિન્દ્યાં તેનો અત્યારે પશ્ચાત્તાપ કરવો પડે છે. જે ભૂમિમાં શ્રીમાન્ વિદ્વાનો પોતાની અનાથ કન્યાઓને લોકમાં ભયંકર ગણાતી પણ વસ્તુત: શક્તિરૂપ સરસ્વતીદેવીનો પવિત્ર પ્રકાશ સમર્પે છે તે ભૂમિમાં, આર્યજનોનાં ખૂંચવી લીધેલાં શસ્ત્ર પાછાં આપવાની છાતી ચલાવી શકે તો અંગ્રેજોને થાય તેવું, ઉદાર અને ઉદાત્ત પુણ્ય થાય છે. હબસીઓના દાસત્વના બંધ છોડનાર અંગ્રેજોને પ્રિય સ્વતંત્રતા—પૂજા આપના મંદિરમાં થાય છે, અને વિદ્યાચતુરભાઈને ઈશ્વરે આપેલો વૈભવ એક મહાપવિત્ર સમારંભ પાછળ ખરચાય છે. ગુણસુંદરીબહેન, આપના ગૃહપતિએ આવી ઉદાર આજ્ઞા કરી અને આપના જેવાં પવિત્ર આર્યા એ આજ્ઞાને આવી ચતુરતાથી પાળો છો ને તેનું આ ફળ હું જોઉં છું તેથી પળ વાર મારા મિત્રની દેશભક્તિનો એક અભિલાષ સિદ્ધ થવા જાય છે અને મને તેનો આનંદ થાય છે. — કુસુમબહેન, તમારાં ચિત્રો બતાવો.'

કુસુમસુંદરીએ પોતાની સુખડની સુગંધિત સુંદર પેટી ઉઘાડી. એને મખમલની રાતી ગાદીથી ભરેલી હતી. પતિની સ્તુતિ સાંભળી પ્રફુલ્લ થયેલી માતાના હાથમાં પુત્રીએ એક ચિત્ર મૂક્યું. અને તે ઉપર દૃષ્ટિ ઠારી ગુણસુંદરીએ ચંદ્રકાંતના હાથમાં મૂક્યું.

અંગ્રેજ અધિકારીઓની સ્ત્રીઓને ગુણસુંદરી ક્વચિત્ મળતી, અને તેમની પાસેથી કુસુમ દિગ્દર્શન ચિત્ર — perspective drawing -ના

સાધારણ નિયમો શીખી હતી. અને અનુકરણ તથા કલ્પનાશક્તિના આશ્રયથી એની કળા કંઈક વધી હતી.

પ્રથમ ચિત્ર એક મોટા જાડા ચિત્રપટને યોગ્ય પત્ર ઉપર કાઢેલું હતું. આ ચિત્રપટના બે ભાગ પાડેલા હતા. ઉપલા ભાગમાં વાદળાં, નદીઓ, નદીમુખે સમુદ્ર, દ્રવ્યવાન મનુષ્યોના ઘોડાઓ અને ગાડીઓ, સેનાઓની છાયા, ઇત્યાદિ પદાર્થો સૂક્ષ્મ માપથી કાઢેલા હતા, અને સૂર્યનું પ્રબળ તેજ તેમની ઉપર પડતું ચીતરેલું હતું. એ ભાગની નીચે પૃથ્વીના એક ગોલાર્ધની વર્તુલરેખા પટના એક ખૂણાથી બીજા ખૂણા સુધી કાઢી હતી. એ રેખાની નીચે રાત્રિના અંધકારની કાળી છાયા કાઢી હતી. એ છાયા વચ્ચે કાળું વસ્ત્ર પહેરી, વર્તુલરેખાને ઊંચી કરતી સ્ત્રી ‘રજની’ ચીતરી હતી. તે પોતાના વસ્ત્રનું સોડિયું વાળી ઊભી થવા પ્રયત્ન કરતી હતી, તેના શિરના કેશ રેખાને ચીરી ઉપર નીકળતા હતા, અને ચારે પાસની સૃષ્ટિને મોટા કિરણ-પરિવેશ (halo ) વચ્ચે સમાવતી હતી.

ચંદ્રકાંત આ ચિત્ર આંખો પહોળી કરી જોઈ રહ્યો અને લાગણીનો પ્રથમ ભાગ વાંચવા લાગ્યો.

‘ચંદ્રકાંતભાઈ, આ રેખાના ઉપલા ભાગમાં બધી કોલાહલ છે — સૃષ્ટિના મોટા પ્રવાહ અને સૂર્યનો પ્રકાશ છે. રેખાની નીચે રાત્રિ છે. તે સોડિયું વાળે છે, અને વચલી રેખાને ફોડી એના વાળ બહાર ઊગી નીકળે છે. આ કેશ રેખા ઉપર ઊગે છે ત્યાં તેજવાળું રૂપ ધારે છે. રેખા ઉપર પણ એક રીતે તો રાત્રિ જ છે. પણ આ રાત્રિના વાળના પ્રકાશથી સર્વ પ્રકાશે છે અને રાત્રિ દિવસનું રૂપ ધારે છે — આ સર્વ ચિત્ર મેં લાવણી ઉપરથી ચીતર્યું છે — પણ એ ચિત્રનો ભાવાર્થ અને ઉદ્દેશ શો છે તે મારાથી સમજાતો નથી.’

ગુણ૦ — ‘કુસુમ! સંસારનો અનુભવ થયા પછી તું તે સમજીશ.’

કુસુમ — ‘અનુભવ થયે તો સૌ સમજે. અનુભવ થયા પહેલાં સમજાવો ત્યારે ખરાં.’

ચંદ્રકાંત — ‘જુઓ, ત્યારે હું અનુભવ આપું. સરસ્વતીચંદ્ર મુંબઈમાં હતા ત્યાં સુધીનો દિવસ અને પછીની રાત. જ્યાં સુધી મુંબઈમાં વિદ્યા, લક્ષ્મી, વૈભવ, મિત્રો, માતાપિતા, અને એવા એવા સંસારના પ્રકાશ એની આંખ આગળ ચળકાટ મારતા હતા ત્યાં સુધી દિવસ હતો. હવે એને રાત પડી.’

કુસુમ — ‘પણ એ દિવસ અને રાત્રિને ઉપર નીચે કેમ કહ્યાં, અને રાત્રિ દિવસ કેમ બને?’

ચંદ્રકાંત — ‘માણસ માટીમાંથી ઉત્પન્ન થાય અને માટીમાં જાય. Dust thou art, to Dust returnest . એ માટી તે આપણી ખરી રાત્રિ અને

જન્મમરણની વચલો દિવસ દેખાય છે, પણ એ નાટકના વેશ જેવો છે. રાત્રિ નાટકનો વેશ ભજવનાર અને આ દિવસ એ એનો ખોટો વેશ.'

ગુણસુંદરી ગણગણી: 'જન્મમરણની વચલો તે દિવસ —

*

*મધ્યેવ્યક્તમનાદિવિભ્રમવશાદવ્યક્તમાદ્યન્તયોઃ*

કુસુમને નવા વિચારનો ચમકાટ થયો, એની આંખો ચળકવા લાગી અને ઓઠે આગળી મૂકી બોલી ઊઠી: 'હા, હા, માટે જ કહેલું છે કે

" Dust thou art, to dust returnest,

Was not spoken of the soul .'

એટલે જન્મમરણની વેળાએ માટીની ભાઈબંધી છે; એ માટી — એ રાત અને એ રાત્રિને જોનાર જીવ જુદો. એ રાત્રિની ભાઈબંધી કરે તે સત્ય વાત દેખે. બાકી દિવસ તો ખોટો. પણ તમે સરસ્વતીચંદ્રના મુંબઈના દિવસને દિવસ કહ્યા, ને પછીની રાત્રિ, એ રાત્રિદિવસ એક પદાર્થ શી રીતે?

ચંદ્રકાંત — 'આયુષ્યનાં દિવસરાત્રિ ઈશ્વર આપે છે તેમ સંપત્તિ વિપત્તિના દિવસરાત્રિ પણ એ જ આપે છે. લક્ષ્મી ચંચળ કહેવાય છે. તમારી ઓઢેલી કસુંબી ચાદરનો રંગ કાચો છે તેમ લક્ષ્મી પણ કાચો રંગ છે. સંપત્તિ માત્ર એવી છે. એ ચાદર એ વિપત્તિ — એ ખરી રાત્રિ, અને એ ચાદર ઉપર આ કાચા રંગ ચડે અને માણસની આંખને ઠગે એટલે એ જ ચાદરને દિવસ કહેવાની.'



કુસુમ — 'હં... હં. એટલે-એટલે-જુઓને કે કુમુદબહેનનો વિવાહ રહ્યો ત્યાં સુધી દિવસ. સરસ્વતીચંદ્ર નાઠા અને બહેનને સુવર્ણપુર જવાનું થયું એટલે આ ચિત્રની ગોળ રેખા ઉપર રજનીના વાળ છે તેમાં એ ભરાવા માંડ્યાં, ને હવે એ રેખાનો ઘુંમટ ભાંગ્યો અને રજનીના ખોળામાં એ ઊતરી પડ્યાં -'

ગુણસુંદરીની આખમાં આંસુની ધારા ચાલી. બાલભાવવાળીએ બોધની ધૂનમાં એ કાંઈ દીઠું નહીં. એ આગળ બોલવા લાગી:

'વળી જુઓ, મહારાજ મલ્લરાજના આયુષ્યને પ્રસંગે મેનામાતાને દિવસ હતો. મહારાજ શંકરરૂપ થાય એટલે મેનામાતા આ સ્મશાન જેવા સંસારમાં મહાદુ:ખે જીવે છે તે રાત્રિ.'

ચંદ્રકાંત — 'એમ જ.'

કુસુમ — 'સહુનો દિવસ ઊતરવાનો અને રાત્રિ ચડી આવવાની. કુંવારાં હોઈએ એ રાત્રિ. પરણે એટલે દિવસ ને સૌભાગ્ય ત્રુટે એટલે પાછી રાત્રિ.

એ પરણવું — એ દિવસ — તે તે ઢોંગને ધતુરા ને બાકીની બધી રાત્રિ એ તે ખરી વાત. ચાલો, હવે આગળ સમજાવો.’

ચંદ્રકાંત — ‘જેટલું ચિત્ર આપ્યું તેટલું સમજાવ્યું.’

કુસુમ — ‘લ્યો, ત્યારે, આ બીજું ચિત્ર.’

સુન્દરે એ બીજું ચિત્ર વચ્ચેથી ઝડપી લીધું અને એ બોલવા લાગી: ‘ના, ચંદ્રકાંતભાઈ, અમારે એ ચિત્ર જોવાંયે નથી ને એ કવિતા એને સમજાવવીયે નથી. જેમાં ને તેમાં કુંવારાં રહેવાની વાત આણે છે. એને તે હમણાંની ઘેલછા લાગી છે તે આપણે વધારવાની નથી.’

કુસુમ કાકી સામી આંખો કાઢી જોઈ રહી.

‘કાકી, આપો છો કે નથી આપતાં? — પછી કહેશો કે બોલી!’

સુન્દર — ‘શું બોલવાની હતી જે? શ્રીકૃષ્ણને ખાંડણિયે બાંધ્યા હતા તેમ તને પણ બાંધીને પરણાવવાની છે. હવે બહુ લાડ જવા દે.’

કુસુમ — ‘એમાં લાડ શાનાં? બોલાવો છો ત્યારે બોલું છું: તમારે તે આવી રાત્રિ કેમ ને મારે તે આ દિવસના ઢોંગ ધતુરા કેમ જોઈએ? વધારે બોલાવશો તો વધારે બોલીશ.’

ગુણ૦ — ‘સુન્દરભાભી, એ તો સમજી છે. એને કરવા દ્યો કરવું હોય તે. આજ એ વેશ ભજવે એટલો ભજવવા દ્યો કે આપણે પણ જાણીએ તો ખરાં કે એનું ચાલે તો આટલું કરે! સો જાણી લેઈશું એટલે પછી હું, તમે ને એના પિતા.’



કુસુમ — ‘લો, ગુણિયલ પણ વળી કાકીની ગાડીમાં બેસી ગયાં.’

ચંદ્રકાંત — ‘બહેન, હવે આપણું પ્રકરણ ચલાવો.’

કુસુમ — ‘હા, એમ જ. એ બધાં તો વાતો કરીને વ્હાશે. લ્યો આ.’

કાકીના હાથમાંથી ચિત્ર ખૂંચવી લઈ ચંદ્રકાંતને આપ્યું.

એ ચિત્રમાં રાત્રિનો કાળી રંગ ચીતર્યો હતો. ઉપર આકાશ જેવા ઘુંમટમાં તારાઓ, મધ્યભાગમાં અંધકારના ઉદરમાં છાઈ ન દેખાતા પણ તારાઓના પ્રકાશથી આભાસે જણાતો પર્વત અને ઝાડોની ઝાંખી છાયાઓ, વચ્ચે એક પુરુષ સ્વપ્નમાં હસતો પડેલો, એક ખૂણામાં એક સ્ત્રી છાતી પર સારંગી અને સારંગી પર આંગળી મૂકી ગાઢ નિદ્રામાં પડેલી, અને બીજા ખૂણામાં મુખ આગળ ફાનસ ધરી તે ફાનસના પ્રકાશની પાછળથી એ મુખ પરના અવયવ ન દેખાતાં તેને સ્થાને માત્ર માથાનો ગોળાડાર જ દેખાય એમ ઊભેલી એક સ્ત્રી એટલી વિગત આ ચિત્રમાં હતી.

ચંદ્રકાંતે ચિત્ર હાથમાં લીધું ત્યાં કુસુમ બોલી: ‘રાત્રિનું ચિત્ર છે. ઉપર ઉડુગણ છે, તિમિરનું ઉદર પર્વત અને ઝાડોથી ઉપસાય છે, આ પુરુષને વિચિત્ર સ્વપ્ન થાય છે, જગત-માયા-રૂપી આ સ્ત્રી સારંગી વગાડતી વગાડતી ઊંઘે છે, અને અંધકાર ભરેલા પોતાના મુખ આગળ રાત્રિ દીવો ધરે છે એટલે દીવો આવવાથી અંધકારમાં જરી દેખાતું હતું તેટલું પણ એનું મુખ દેખાતું બંધ થાય છે ને અંધારામાં માત્ર ફાનસના તેજ જેવો આભાસ થાય છે — રાત્રિએ દિવસનું રૂપ ધરવાનો આમ આરંભ કર્યો એટલે આ વલે થઈ.’

ચંદ્રકાંત — ‘પ્રથમ ભાગનો અર્થ સમજ્યાં એટલે આનો તો હવે વગર સમજાવ્યો સમજાશે.’

કુસુમ — ‘માટીમાં ભળવાનું તે માટી એ રાત્રિ. એને માથે આકાશાં તારાઓ કિયા?’

ચંદ્રકાંત — ‘એવી રાત્રિમાં ઊંચું જોનાર શું દેખે?’

કુસુમ — ‘સાધારણ અજવાળી રાત્રે તો સારા વિચાર સૂઝે, કારણ એક જણે કહ્યું છે કે

> ‘The midnight moon serenely smiles O'er Nature's soft repose;
>
> Come, dear Emilia, and enjoy
>
> Reflection's favourite hour .’



‘પણ આવું તો સુખ ભરેલાં ચાંદરણાંમાં સૂઝે. દુ:ખની અંધારી રાત્રે તો માણસની બુદ્ધિ બહેર મારી જાય છે — તે મે દીઠું છે.’

ચંદ્રકાંત — ‘ક્યાં?’

કુસુમ — ‘ચાલોને. હું નહીં કહું. ડાહ્યાં ડાહ્યાં માણસો દુ:ખમાં કેવાં થાય છે તે તાજું જ જોયું છે.’

ગુણસુંદરી હસી: — ‘મારું, નામ દેવા જતી હતી, ખરું?’

કુસુમ હસી: — ‘લ્યો ત્યારે એ જ.’

સુન્દરગૌરી: ‘લે, દુ:ખમાં શું સારું, સૂઝે તે હું કહું — સુખે સાંભરે સોની ને દુ:ખે સાંભરે રામ.’

કુસુમ — ‘હં! કાકી ભણ્યાં તો નથી. પણ અનુભવી છો તે સમજો છો. ત્યારે શું મેનારાણીને ત્યાં શંકરનાં પદ આજ ગવાય છે તે સુખમાં નહીં ગવાતાં હોય?’

ગુણ૦ — ‘ના.’

કુસુમ — 'ત્યારે તારાઓ તે ઈશ્વરના ઊંચા વિચાર — તે આવી રાત્રિમાં સૂઝે.'

ચંદ્રકાંત — 'અને તારાઓ દેખાય છે નાના — પણ છે મોટા.'

કુસુમ — 'એ પણ ખરું; પણ અંધાકરના પેટમાં ઝાડ અને પર્વત મૂક્યાં તે શું?'

ગુણ૦ — 'તે દિવસે તારા પિતાએ ટેનિસનની કવિતા વાંચી હતી તેમાં શોક શું કહે છે તે વર્ણવેલું સાંભરે છે?'

કુસુમ — 'હા, શોક કહે છે:

' The stars ,' she whispers , ' blindly run ,
A web is wov'n across the sky!
From out waste places comes a cry ,
And murmurs from the dying sun .'

'પણ સરસ્વતીચંદ્ર તો રાત્રિના સ્વરને સત્ય ગણે છે અને ટેનિસને તો તેને અસત્ય ગણ્યો છે તે?'

ચંદ્રકાંત — 'તે કડીઓ બોલો જોઈએ.'



કુસુમ —

' Come sorrow, Cruel fellowship ,
Priestess in the vaults of Death :
Oh sweet and bitter in a breath
What whispers from thy lying lipg? '

'આમાં શોકની જીભને જૂઠી ગણી.' ચંદ્રકાંત — 'પણ એને મૃત્યુના મંદિરના ઘુંમટમાં મીઠો ઉપદેશ કરનારી ગણી — અને સરસ્વતીચંદ્ર પણ —'

કુસુમ — 'એમ જ ગણે છે. એ વાત ખરી. હવે હું કહું માયાની સૃષ્ટિના પર્વતો આ અંધકારમાં નાશ નથી પામતા પણ એમના એમ ઊભા છતાં દેખાતા નથી અને દિવસે ન દેખાતા તારા રાત્રે દેખાય છે; તે દિવસે જૂઠો અને રાત્રિયે જૂઠી; પણ રાત્રે જે દેખાય છે તે વધારે ઉત્તમ છે, અને માટે જ લલચાઈને કહ્યું કે

'ઓ રજનિ! ઘુંઘટ ઉઘાડ!'

સુન્દર૦ — 'જો એ તો ગીતાજીમાં કહ્યું છે કે સંસારીની રાત તે યોગીનો દિવસ, ને યોગીની રાત તે સંસારીનો દિવસ.'

ચંદ્રકાંત — 'કુસુમબહેન, તમારાં કાકી કહે છે તેમ જ છે. ચારે પાસ કોલાહલ મચી રહે એ દિવસ અને આવી શાંતિ તે રાત્રિ — તે દિવસને ન દેખતાં આવી રાત્રિને દેખનાર યોગીઓ ત્રણ જાતના હોય છે. કનિષ્ઠ જાતના યોગીમાં જગતના સંસ્કાર રહે છે અને જ્યારે દિવસના અનેક કોલાહલમાં માણસોમાં મન વિક્ષેપ પામે છે ત્યારે આવા યોગીઓનાં મન અમુક સંસ્કારને જ જુએ છે અને ભોગવે છે, અને તેટલા જ સંસ્કાર ઉપર લગ્ન થયેલું ચિત્ત એ સંસ્કાંરના મોહની મદિરા પીને ઉન્મત્ત થઈ પોતાનું ગાન કર્યાં કરે છે. — આવી રાત્રિ તેના મદને વધારે છે; મદ કરાવે તે મદન. આવા યોગી મદનતંત્રી વગાડતા, આવી રાત્રિમાં ગાયાં કરે છે.'

કુસુમ — 'બાબર પાદશાહ બાલક અવસ્થામાં દુ:ખી થયો અને કાકાઓએ એને કાઢી મૂક્યો ત્યારે પર્વત ઉપર કવિતા ગાતો હતો અને તંત્રી વગાડતો હતો — તેની પેઠે જ આ ગાન ખરું કની?'

ચંદ્રકાંત — 'એને કાંઈ મોહ ન હતો, *पीत्वा मोहमयी प्रमादमदिरामुन्मत्तभूतं* જગત્ એવું તમે કાલ ભર્તુહરિના શતકમાંથી ગાતાં હતાં તેના જેવો કોઈ મદ ચડે અને —'



ગુણ૦ — 'એ એ આગળ જતાં શીખશે. બીજી જાતના યોગીની વાત ચલાવો.'

'આગળ કેમ?' એમ બોલવા જતી જતી કુસુમ અટકી અને વિચાર કરી બોલી. 'બીજા યોગીની હકીકત કહો ત્યારે.'

ચંદ્રકાંત — 'બીજી જાતના યોગીઓમાં બાબર પાદશાહ જેવા કવિલોક આવ્યા. આવી રાત્રિનાં દર્શનથી જ તેમનાં હૃદય દ્રવે છે અને તેમના મગજમાં વિચિત્ર સ્વપ્ન આવે છે અને તેવાં સ્વપ્ન પાછળ લોક દોડે છે. તેથી કહ્યું કે:

'ઉર ચિત્ર સ્વપ્ન ભણી ધાતું.'

કુસુમ — 'વારુ, મધુસેવન કરનારાઓની બુદ્ધિ સતેજ થતી હશે ખરી? માઘમાં આવ્યું છે કે

*'मधुरया मधुबोधितमाधवी*
*मधुसमृद्धिसमेधितमेधया॥'*

ચંદ્રકાંત — 'એ મેઘા તો માત્ર મદ ચડાવે.'

કુસુમ — 'હા, એમ તો ખરું, કારણ તરત જોડેની જ લીટીમાં છે કે

*'मधुकराङ्गनया मुहुरुन्मदभ्रमदलौ*
*मदलौल्यमुपाददे।'*

'આવી મેઘાથી મદ થયો અને મદથી મધુકરી મધુકર પાસે ભમવા—' પોતે શું બોલે છે તેનું ભાન આવતાં મુગ્ધા શરમાઈ બોલતી બંધ પડી અને મનમાં સંસ્કુત વિદ્યાને ગાળો દેવા લાગી: 'બળ્યું આ સંસ્કૃત! બે માણસમા બોલતાં શરમાવે અને એનાથી અંજાઈએ તો કુંવારાંને પરણાવે.' મોટે સાદે બોલી: 'વારુ, ત્રીજી જાતના યોગીની વાત કહો જોઈએ.'

'ત્રીજી જાતના યોગી એ રાત્રિનો ઘૂંઘટ ઉઘાડે અને લક્ષ્મી આદિ ઢોંગ છોડી રાત્રિને જોવા નીકળી પડે તે.' ચંદ્રકાંત બોલ્યો.

'સરસ્વતીચંદ્ર પેઠે?' કુસુમે પૂછ્યું.

ચંદ્રકાંત — 'એ તો તમે જાણો.'

કુસુમ — 'ઠીક. પણ હવે તો આ ચિત્રો નહીં દેખાડું.'

ચંદ્રકાંત — 'કેમ?'

કુસુમ — 'આ પુરુષ અને સ્ત્રીને ઊંઘતાં કર્યાં છે તેની મુખમુદ્રા ફેરવવી પડશે.'

'ચંદ્રકાંત — 'શી રીતે?'



કુસુમ — 'અર્થ સમજ્યાં ત્યારે પોતાની ભૂલ જાતે જણાઈ. આ ચિત્ર ખોટાં પાડ્યાં છે. કેમ ખરાં કરવાં તે તો વિચારવું પડશે. પણ એક કવિતામાં બે જાતની આંખો કહી છે તેવી આ સ્ત્રીપુરુષની આંખ કરવા જેવું છે.'

ચંદ્રકાંત — 'શી કવિતા છે?'

કુસુમ — 'સાંભળો.'

*'રસસુંદરીની સુંદરતા જગ જોતું ઉઘાડી આંખે!*

*રસસુંદરીના રસ ભોગવતું — જગત મીંચેલી આંખે!'*

ગુણસુંદરી — 'આ કવિતા કોની? કુસુમ?'

કુસુમ શરમાઈ ગઈ, નીચું જોઈ બોલી, 'બહેનના ઉપર સરસ્વતીચંદ્રે કાગળ લખ્યો હશે તેના એક ફાટેલા કડકા ઉપર હતી.'

સુન્દરગૌરી — 'તે વારુ, તે તું બહેનના કાગળો ચોરતી ફરે છે કે શું? લાજ નથી આવતી?'

કુસુમ — 'લ્યો. ભૂલ તો ખરી. પણ એમાં ચોરી શાની? એણે કાગળનો કડકો રઝળતો નાંખ્યો ત્યારે મેં વાંચ્યો. કાંઈ આંખો આઘી મૂકીને ફરીએ?

બાકી, પહેલાં ચાર અક્ષર વાંચતાં કાગળ આઘો મૂકવો જોઈએ તે કરવું ન સૂઝયું એટલી ભૂલ.'

સુન્દરગૌરી — 'બધું તો ઝીણવટથી સૂઝે અને આટલી મોટી વાત ન સૂઝી?'

કુસુમ — 'લ્યો, હવે ક્ષમા કરો, થયું તે થયું, પણ ચંદ્રકાંતભાઈ, હવે આ કડીમાંની બે જાતની આંખો જેવી આંખો આ સ્ત્રીપુરુષની કાઢી તમને દેખાડીશ. કાકી તો કહેશે. પણ વારુ, બાળક છીએ તે આવું વાંચવા-સમજવાનું મન તો થાય.'

એક ચાકર એટલામાં આવ્યો. વિદ્યાચતુરે ચંદ્રકાંતને જરાશંકરને ઘેર જમવા બોલાવ્યો હતો. વળી માંદા સામંતને જોવાને રાણો ખાચર આવ્યો હતો. તેને મળવાને તથા રાજ્યનીતિના વિષય તેની જોડે ચર્ચવાને મણિરાજે પોતાના રાજપુરુષોનો નાનો મેળાવડો યોજ્યો હતો. તેમાં ભાગ લેવાને પણ ચંદ્રકાંતને આમંત્રણ હતું. આ સૌ સંદેશો ચાકરે પહોંચાડ્યો. ચંદ્રકાંત વસ્ત્ર પહેરવા ઊઠ્યો. પહેરતાં પહેરતાં સરસ્વતીચંદ્ર અને કુસુમના યોગ-અમોગના વિચાર કરી ઊંડા નિઃશ્વાસ મૂકવા લાગ્યો, અને દુઃખી હૃદયથી પ્રધાન પાસે જવા નીકળ્યો.

સ્ત્રીવર્ગ પોતાના ખંડમાં ગયો. જતાં જતાં સુન્દર, કુસુમનો અંબોડો ઝાલી નીચો ખેંચી, તેનું મોં ઊંચું કરી, ચુંબન દઈ પૂછવા લાગી: 'મધુકરીનું મધુકર પાછળ ભમવાનું તું ગાતી ગાતી બંધ પડી. તે તું હવે નક્કી સરસ્વતીચંદ્રને પરણવાની!' અત્યંત ક્રોધથી રાતીચોળ થઈ કૌમારવ્રતની ઉત્સાહિની બાળા, કાકીને ધક્કો મારી સૌંદર્યઉદ્યાનમાં પોતાના અભ્યાસના માંડવામાં નાસી ગઈ. માતા ગુણસુંદરી કુસુમના વિકાસવિશેષ જોઈ વધારે ખિન્ન થઈ, વધારે ચિંતામાં પડી, અને જેઠાણીનાથી પણ એકલી પડી સૌંદર્યઉદ્યાનમાં મનની અમૂંઝણ કાઢવા જેવું નિર્મક્ષિક સ્થાન અધીરે ધીમે પગલે શોધતી વેલાઓમાં દૃશ્ય થઈ.



---

* 'સુગંધિ કુસુમની સ્થિતિ તો સ્વભાવથી જ મસ્તક ઉપર સિદ્ધ છે. પગ વડે લાતો ખાવી એ તેની સ્વાભાવિક સ્થિતિ નથી.' ભવભૂતિ.

x . બાગ, વાડી.

* જૉલીબોટ.

x . પ્રાચીન શ્લોક

* Alexander Pope

* શાકુન્તલ

* ચંડકૌશિક.

## ૪. દેશી રાજ્યોનો શો ખપ છે? અને તેમનું શું થવા બેઠું છે? તેમનો કાંઈ ઉદ્ધાર છે? રાજસેવકો ને મુંબઈગરાઓ વચ્ચે ઝપાઝપી

*'अणुभ्यश्च महद्भ्यश्च शास्त्रेभ्यः कुशलो नरः।*
*सर्वत सारमादद्यात्पुष्पेभ्य इव षट्पदः॥*

'What nature has disjoined in one way, Wisdom may' unite in another .'

- *Edmund Burke*

પોતે અંગ્રેજી રાજ્ય સાથે સંબંધ બાંધ્યો તેનાં ગણાતાં વિષફલનો આરંભ સ્વતંત્ર સત્તાના પરિચિત મલ્લરાજને કડવો લાગ્યો હતો; છતાં તેણે અંતકાળ સુધી એ સંબંધ બાંધવામાં ભૂલ થઈ ગણી ન હતી. અંગ્રેજી વિદ્યાથી શૂન્ય પણ દૂરદર્શી એ મહરાજ પોતાના મનનાં કારણ જગતને સમજાવી શક્યો નહીં, અને સામંત અને મૂળરાજનાં મનનું સમાધાન કરી શક્યા વિના તેણે દેહ છોડ્યો હતો. એ જ મહારાજના શાણપણે મણિરાજને અંગ્રેજી વિદ્યાનો અને વિદ્યાચતુરનો યોગ કરી આપ્યો હતો અને વિદ્યાચતુરને પણ પોતાના રાજ્યતંત્રના મંત્રોમાં પ્રવીણ કર્યો હતો. રાજા વારસામાં અનેક રાજભંડાર મૂકી જાય તેના કરતાં આવો વારસો સહસ્રગણો ઉત્તમ ગણવો એ પોતાના વિચારને એ મહારાજે આમ આચારમાં આણ્યો હતો, અને એ વિચાર-આચારનું અમૃતફળ રત્નનગરીની ભાગ્યશાળી પ્રજા એના મરણ પછી ભોગવતી હતી. બટમોગરાના ફૂલની પાંખડીઓનું એક પડ ખેંચી લઈએ તો તરત અંદરથી એવું ને એવું ફૂલનું દળ નીકળી આવે તેમ મલ્લરાજનો દેહ ખરી પડતાં એના જ હાથમાં પરિપક્વ થયેલો મણિરાજ પ્રજાના હાથમાં આવ્યો, અને જરાશંકર નિવૃત્ત થતાં વિદ્યાચતુર આવ્યો. પ્રવીણ બુદ્ધિમાન મનુષ્યોની પલટણીને અનુભવની કવાયત આપી એકબીજા પાછળ ઊભી રાખી, એવી રીતે તૈયાર રાખવી કે રાજ્યને અને પ્રજાને કદી કોઈ રીતે યોગ્ય પુરુષોની ખોટ પડે નહીં. એ વ્યવસ્થા, દુરદર્શી અને ડાહ્યા રાજાઓનો એક મહાન ધર્મ છે.

મલ્લરાજની રાજ્યનીતિનાં નાનાં વૃક્ષોને નવા રાજાએ અને નવા પ્રધાને પાળી-પોષી મોટાં કર્યાં એટલું જ નહીં પણ મલ્લરાજના જે યોગ્ય વિચાર બીજરૂપે તેના લેખો અને તેના વાર્તાવિનોદના પ્રસગોની જ માત્ર ભૂમિમાં પડ્યા હતા તેને મણિરાજે અને વિદ્યાચતુરે શોધી બોધી પરીક્ષાપૂર્વક આચારભૂમિમાં નાંખવા માંડ્યા હતા. કન્યા પરગૃહની જોઈએ તેમ પ્રધાન પરદેશનો જોઈએ એ વિચાર પ્રમાણે મલ્લરાજ આચાર કરી શક્યો ન હતો; એટલું જ નહીં પણ રાજકુળમાં વંશપરંપરતા જેવી રાજ-ફ્લ આપનારી છે તેથી ઊલટી જ રીતે દેશી રાજ્યોમાં પ્રધાનકુલમાં વંશપરંપરતા રાજ-ફ્લને કહોવડાવનારી અને પ્રદાન-ફ્લને નીરસ કરનારી છે એવા પોતાના અભિપ્રાયને પડતો મૂકી જરાશંકરને સ્થાને વિદ્યાચતુરને નીમી, મલ્લરાજે રાજ્યને માથે જોખમ વહોરી લીધું હતું. પણ તેમાં તેનો એવો વિચાર હતો કે પરરાજ્યનું બળ ચોમાસાના પૂર પેઠે ઊભરાવા લાગે તે પ્રસંગે નવી અજમાયશ કરવાનો કાળ નથી. આવાં કારણથી પોતે પ્રધાનપદ પામેલો હતો તે વિદ્યાચતુર સારી

રીતે સમજતો હતો, અને પોતાના પછી કોઈ પરદેશી અને પરવંશનો પણ વિશ્વાસયોગ્ય સુપાત્ર પ્રધાન શોધી લેવામાં મણિરાજની દૃષ્ટિને નિષ્ફળ ન થવું પડે તે માટે તરત પોતાના હાથ નીચેના અધિકાંરીઓમાં થોડાક એવા સુપાત્ર પરદેશીઓ શોધીને રાખ્યા હતા કે પ્રસંગ પડ્યે એક જ પુરુષ સિવાય બીજાને જોવાની-શોધવાની-અશક્તિ ન રહે અને અનેક સુપાત્રોમાંથી એક પાત્રતમ ગમે તે વેળા શોધી લેવામાં રાજાને બાધ આવે નહીં. આ પુરુષો પરરાજ્યોના અનુભવી અને બુદ્ધિમાન હતા, અને આ રાજ્યનાં અંગના તેમ મોટા રાજ્યવિચારના અને રાજ્યપ્રસંગોના પ્રકાશ તેમના ઉપર બને તેટલા પડવા દેવામાં વિદ્યાચતુરનું નિ:સ્વાર્થી અને સ્વધર્મપરાયણ મન રજ પણ સંકોચ પામતું ન હતું. રાણા ખાચરને માટે મેળવવાના ખાનગી દરબારમાં આ મંડળને તેણે આમંત્રેલું હતું તે આવો જ પ્રકાશ તેમના ઉપર નાંખવાની યોજનાથી. ચંદ્રકાંતને આ દરબારમાં તેડ્યો હતો તેમ જ રત્નનગરીમાં મુંબઈથી સહજ આવી ચડેલા દક્ષિણી દેશવત્સલ ગૃહસ્થ વીરરાવ ધમ્પાટેને પણ આ દરબારમાં તેડ્યો હતો, અને તેનું કારણ એટલું હતું કે મુંબઈવાસી સ્વતંત્રતાના ઉછાળાના ધક્કા લેવાનો લાભ પોતાના રાજકિંકરત્વના જ અનુભવી પુરુષોને મળે અને તેની સાથે આવા દરબારમાં બોલાવેલા અતિથિઓનો પણ કંઈ સત્કાર થાય. રાણા ખાચર જેવો વિરુદ્ધ મતનો અને જૂની શૈલીનો પણ બુદ્ધિશાળી રજપૂત રાજા રત્નનગરીના તેમ મુંબઈના આવા ગૃહસ્થોનાં સમાંગમમાં આવે અને વિચારચર્ચામાં ભાગ લે તો રાજ્યસ્થાનોનું ઐક્ય સાધવામાં પોતે કાંઈક કારણભૂત થાય એવો પણ આશય આવા દરબાર યોજવામાં વિદ્યાચતુર રાખતો.



પરદેશી અધિકારીઓમાં એક જણ નામે પ્રવીણદાસ હતો. તે જાતે વાણિયો હતો. રાણા ખાચરના રાજ્યની પેલી પાસના એક નાના રાજ્યનો એ વતની હતો. એનો બાપ વ્યાપારી હતો અને પોતે અંગ્રેજી પાઠશાળામાં સુશિક્ષિત થઈ, તેમાં મામલતદારનું કામ કરી, એકાદ-બે દેશી રાજ્યોમાં પ્રામાણિકપણાથી રાજા તથા પ્રજાનું હિત જાળવી શક્યો હતો. મુંબઈ જતાં એ રાજ્ય વિદ્યાચતુરને રસ્તામાં આવતું, અને ત્યાં પડેલા પ્રસંગોએ અનેકધા આ ગૃહસ્થને પરખી પોતાના રાજ્યમાં આકર્ષી લીધો હતો. તે તાજો જ આવેલો હતો અને રત્નનગરીના વસુલાતખાતામાં ભોમિયો થતો હતો. એ ખાતું આજ સુધી વિદ્યાચતુરના પોતાના હાથમાં હતું ત્યાંથી જુદું પાડી પ્રવીણદાસને આપવા વિચાર હતો.

ન્યાયખાતાને માંટે અંગ્રેજી ન્યાયસાહિત્યના વિદ્વાન અને અનુભવી ન્યાયશાસ્ત્રી શંકરશર્માને મુંબઈમાંથી શોધી કાઢ્યા હતા. શેતરંજમાં સામાના રાજાને મહાત કરવા પોતાના મોટા મહોરાનું બલિદાન આપવામાં જેવું શાણપણ છે તેવું જ ન્યાયને અંગે રાજ્યના મોટા લાભોનું બલિદાન આપવામાં પણ છે, ન્યાયની શુદ્ધ સ્વતંત્ર પદ્ધતિથી રાજ્યનું વીર્ય વધે છે અને પ્રતાપ ઉગ્ર થાય છે ઇત્યાદિ સુપ્રસિદ્ધ ગણાતી પણ રાજ્યસત્તાના લોભી પુરુષોને અપ્રિય લાગતી રાજ્યનીતિના તીવ્ર આચાર પાળવામાં શંકરશર્માને પ્રધાન ઉત્તેજન આપતો અને પોતાની પણ ભીતિ કે શરમનું બીજસરખું ન્યાયખાતામાં દેખાતામાં જ નષ્ટ કરતો.

રત્નનગરીના રાજ્યમાં જંગલ તથા સમુદ્રતટે બંદરો હતાં તેનાં વિકાસને માટે પણ મુંબઈથી જ જાતે પરખીને એ વિષયોનાં અનુભવી માણસો રાખ્યાં હતાં. સર્વ રાજ્યોમાં નિર્માલ્ય ગણાતું અને દરિદ્ર પગારવાળા અધિકારીઓના હાથમાં તિરસ્કારથી રખાતું વિદ્યાખાતું એક સમર્થ વિદ્વાનને સારા પગારથી સોંપવામાં

આવ્યું હતું અને તેના ઉપર પ્રધાન પોતે અનિમિષ અને ઉદાર દૃષ્ટિ રાખતો. આવાં ખાતાંઓના અધિકારીઓમાંના કેટલાકને શંકરશર્મા અને પ્રવીણદાસ સાથે આ દરબારમાં આમંત્રેલા હતા.

મલ્લરાજે નગર બહાર એક મહાન મહેલ બાંધવા માંડેલો હતો અને તેની યોજનાને વિસ્તાર આપી મણિરાજે તે પૂરો કરેલો હતો. મહેલનું નામ મલ્લમહાભવન પાડ્યું હતું અને તેના આગલા ખંડનું નામ વિદુરભવન રાખ્યું હતું. આજનો દરબાર વિદુરભવનમાં યોજેલો હતો.

વિદુરભવનમાં ચારે પાસ ભીંતોએ સંસ્થાન અને પરદેશોના નકશા ટાંગેલા હતા અને પુસ્તકોનાં કબાટ ગોઠવેલાં હતાં. તેમાં આ દેશના તેમ પરદેશના પ્રાચીન તથા અર્વાચીન, સમર્થ રાજપુરુષોનાં ચરિત્ર, તેમના લેખો, તેમનાં ભાષણો વગેરે વિષયોનાં પુસ્તકો સંગ્રહેલાં હતાં. એક કબાટમાં અંગ્રેજી રાજપુરુષો તો બીજામાં જર્મન અને ત્રીજામાં અમેરિકન, એમ અનેક દેશના રાજપુરુષોનાં પરિપક્વ થયેલાં અનુભવ-પ્રદર્શન આ ખંડમાં આવનાર પ્રાજ્ઞની દૃષ્ટિને ચમકાવતાં હતાં.

આ સર્વની મધ્યે એક અર્ધભાગે સુંદર કોચ અને ખુરસીઓ વડે સમારંભ રચ્યો હતો. અને બીજા અર્ધભાગે યૂરોપ, અમેરિકા, હિન્દ વગેરે સર્વ દેશનાં મુખ્ય તાજાં વર્તમાનપત્રો તથા ચોપાનિયાં ટેબલો ઉપર પાથરેલાં હતાં.

મણિરાજની અને તેના પ્રતિષ્ઠિત અતિથિની વાટ જોઈ આમંત્રેલા રત્નનગરીના અધિકારીઓ આ ભવનમાં ભરાતા હતા, અને તેનાં અનેક પ્રદર્શનો ઉપર દૃષ્ટિ ફેરવતા ફરતા હતા અને તેનો ઉપયોગ કરતા હતા.



એક ટેબલ આગળ શંકરશર્મા, ચંદ્રકાંત અને વીરરાવને લઈ બેઠો હતો અને વાર્તાવિનોદ કરતો હતો.

ચંદ્રકાંત: 'શો ઉત્તમ પુસ્તકોનો સંગ્રહ! જે રાજા આ પુસ્તકોદ્યાનમાં માત્ર આવી, એ ઉદ્યાનમાં ફૂલોની વાસ જ લેઈ ચાલ્યો જાય તે તેટલાથી જ ચતુર થઈ જાય!'

વીરરાવ હસ્યો: 'છટ્! આ તો માત્ર દેખાવ કરવાની વાત છે — દંભ છે! બાકી તો રજવાડો સર્વ અંદરથી સળેલો! All is rotten at the core in these states! Don't believe in this show like a simpleton !'

આ કઠોર વચન સાંભળી શંકરશર્મા ચમક્યો. પ્રવીણદાસ છાનોમાનો પાછળ ઊભો હતો તેણે તેના સામું જોઈ નાકે આંગળી ધરી. બીજા સર્વ આસપાસ ભરાઈ ગયા. એવાં વાક્યોના પરિચિત ચંદ્રકાંતને પણ આ સ્થાને અને આ કાળે — મણિરાજના ભવનમાં — તેનો સત્કાર સ્વીકારવાને પ્રસંગે — વીરરાવનાં વચન અકૃતજ્ઞ અને અસ્થાને લાગ્યાં અને બોલી ઊઠ્યો:

'મિસ્ટર ધમ્પાટે! તમારો વિચાર ખરો હોત તો પણ તેની ઉચ્ચાર અસ્થાને છે.'

વીર૦ — 'એ માખણ તમને સોંપ્યું. અમારે તો વિચાર તે ઉચ્ચાર. You see, I do not care a fig these foolish and dishonest forms ! *यद्यपि शुद्धं लोकविरुद्ध नाकरणीयं नाचरणीयम्।* એ પ્રામાણિકપણાનું શાસ્ત્ર, તે હૃદયના બાયલાઓને સોંપ્યું. સત્યના વીરોને દુનિયાની શી પરવા છે?'

વીરરાવે છાતી કાઢી અને ઓઠ વડે ફુત્કાર કર્યો. શંકરશર્મા ધીમે રહીને હસીને બોલ્યો: ‘પણ ચારિત્ર્ય દૂષિત [૧] કર્યાના આરોપકાળે એકલું સત્યવચન બોલ્યા છીએ કહ્યાથી આરોપી નિર્દોષ નથી ઠરતો.’

‘ઓ-મિસ્ટર-શંકરશર્મા-!’ માથું અને આખું શરીર ઊંચું કરી, આળસ મરડી, હાથ ઊંચા કરી વીરરાવ બોલ્યો: ‘એ તમારું ધર્મશાસ્ત્ર અમારા સત્યશાસ્ત્ર આગળ નિરર્થક છે. રાજનીતિમાં અસત્ય ભળે છે અને તમારા ન્યાયમાં પણ અસત્ય ભળે છે. પણ એવી નીતિ અને એવા ન્યાયના પંજામાં ફસાયાથી સત્યના વીરો ડરતા નથી. ખરું જોતાં તો ધર્મમાત્રનો આધાર સત્ય ઉપર છે, ને મનુષ્યના જીવનનો અને એના સર્વ ઉચ્ચગ્રાહનો સ્તંભ સત્ય ઉપર ટકેલો છે. આપણા એક કવિએ ધર્મના જ મુખમાં વચન મૂકેલું છે:

*‘મયા ધ્રિયન્તે ભુવનાન્યમૂનિ*

*સત્યં ચ માં તસ્સદ્વિતં વિભર્તિ* [૨] *॥ ’*

અને પાશ્ચાત્ય પાંડિત્ય પણ એ જ ઉદ્ગાર કરે છે. નીતિનો આધાર ધર્મ અને ધર્મનો આધાર સત્ય છે. સત્યના તેજની જ્વાળા અગ્નિની જ્વાળા પેઠે, સર્વ અવસ્થાઓમાં, ઊંચી ને ઊંચી બળશે, લોકે ધર્મ ગણેલા અધર્મ સત્યના તાપથી ઓગળી જશે, અને કુરાજ્યોની રાજ્યનીતિને ઉથલાવી પાડવા સત્યના વીરો લડશે અને મરશે અને સત્ય વિજયી થશે. માટે સત્યના વીરોએ નથી જોવાનો દેશ, નથી જોવાનો કાળ અને નથી જોવાનું પરિણામ. વિચાર તે ઉચ્ચાર! એ જ અમારું સત્ય અને Damn your states and politics for perverting all the dictates of truth !’

આ ગાળોના ઉદ્ગાર સાંભળતાં પ્રવીણદાસ તો માત્ર ઠંકો જ થઈ ગયો અને બીજા અધિકારીઓમાં ક્રોધ, હાસ્ય, તિરસ્કાર આદિ અનેક વૃત્તિઓ સ્વભાવ વૈચિત્ર્ય પ્રમાણે રોપાઈ ગઈ. પણ સર્વ આ વેગવાળા પ્રવાહથી સ્તબ્ધ હતા એટલામાં વિદ્યાચતુર અને મણિરાજ આવી સર્વની પાછળ ઊભા હતા અને શાંત સ્થિત કરતા હતા. તેમાંથી વિદ્યાચતુર આગળ આવ્યો અને ધીમે રહી વીરરાવને ખભે હાથ મૂક્યો ત્યાં વીરરાવે પાછળ જોયું અને એના પગ ઊભા થયા. પોતાનાં વાક્યોની એના ઉપર અને રાજા ઉપર શી અસર થઈ હશે તેનો વિચાર જ તેને થયો નહીં, અને વિચાર ન થયો તો ક્ષોભ પણ શાનો થાય? પાછા ફરી તેણે વિદ્યાચતુર સાથે હસ્તમેલન [*] કર્યું અને મણિરાજ ભણી વાધતાં વાધતાં બોલ્યો: ‘મહારાજ, રાજા અને પ્રજામાં મનુષ્યત્વ સામાન્ય છે, રાજત્વ કરતાં મનુષ્યત્વ પૂજ્ય છે, અને પૂજ્યત્વનું ચણતર સત્યના પાયા ઉપર થયેલું છે. એ સત્ય આપ સ્વીકારો છો, પણ અમારા વકીલસાહેબ ચંદ્રકાંતભાઈએ એથી વિરુદ્ધ શાસ્ત્ર પળાવવાનો પ્રયત્ન કર્યો માટે અમારે એમની સાથે હમણાં જ યુદ્ધ થયું હતું.

મણિરાજે હસતાં હસતાં એની સાથે હસ્ત મેળવ્યો અને ઉત્તર દીધો: ‘એવાં એવાં યુદ્ધોને માટે જ અમે આ વિદુરભવન રાખેલું છે અને તેમાં આપના જેવાનો સત્કાર કરીએ છીએ. મહારાણા ખાચરજીને લઈ મૂળરાજ સત્વર આવશે તેમને આપની શક્તિ જોવાનો લાભ થશે. માટે ચાલો, આપણે આ સભામંડપમાં બેસીએ.’

સર્વ ઊઠ્યા અને સભામંડપમાં ચાલ્યા. એટલામાં દરવાજે નેકી સંભળાઈ, ઘોડા ખોંખાર્યા, સર્વ મંડળ દરવાજે સામે ગયું, અને રાણા ખાચર તથા મૂળરાજને લઈ પાછું ફર્યું. સર્વ વાતચીત અને સ્વર બંધ પડ્યાં, ચાલનારાના પગના ઘસારા પણ સંભળાતા ન હતા, અને અગ્રભાગે માત્ર ખાચર અને મણિરાજ મંદ સ્મિત કરતા કરતા ધીમે સ્વરે ઓઠ ફફડાવતા વાતો કરતા ચાલતા હતા. તે બે જણ એક સુવર્ણના ચિત્રિત કોચ ઉપર સામસામે બેઠા. તેમની એક પાસ ખાચરના રાજ્યના એકબે ભાયાતો, તે પછી મૂળરાજ, અને તે પછી મણિરાજના ત્રણચાર ભાયાતો બેઠા. બીજી પાસ પ્રથમ વિદ્યાચતુર, પછી વીરરાવ, પછી ચંદ્રકાંત અને તે પછી રત્નનગરીના બીજા અધિકારીઓ બેઠા.

રાણો ખાચર શરીરે પાતળો, પણ કદમાં ઊંચો હતો. વૃદ્ધાવસ્થાની કરચલીઓ એના મુખ ઉપર હતી, પણ હઠીલી અને ખુન્નસભરી રજપૂતાઈના આવેશે ભરેલી રતાશ એની ઝીણી પણ લાંબી આંખોમાં વીજળીની રેખા પેઠે ચળકતી હતી અને આંખોના ખૂણા સુધી પ્રસરતી હતી. એની મૂછોમાં ધોળા વાળ ભળવા લાગ્યા હતા; છતાં તેના આમળા કાન સુધી વળતા હતા. એના ઓઠ લાંબા હતા. અને એ આખા જગતને કંઈ લેખામાં ગણતો ન હોય એવો અભિમાની તિરસ્કાર એ આંબો અને ઓઠમાં સ્ફુરતો હતો. એ હસતો ત્યારે પણ એના હાસ્ય સાથે કોઈક કટાર ઝઝૂમતી હોય એમ લાગતું હતું. એક કોચના બે છેડા ઉપર બેઠેલા સસરો-જમાઈના દેખાવમાં સર્વાંગી વિરોધ સ્પષ્ટ હતો, અને આકાશના મધ્યભાગમાં ચંદ્ર અને ધૂમકેતુ પાસે હોય ત્યારે લાગે તેમ સૌમ્ય મણિરાજ અને તીવ્ર-ઉગ્ર ખાચર લાગતા હતા.



‘રાણાજી, આ બે અમારા અતિથિ છે તે મુંબઈથી આવેલા છે.’ ચંદ્રકાંત અને વીરરાવ ભણી દૃષ્ટિ કરી મણિરાજે હસતે મુખે કહ્યું.

‘હા, મોં ઉપરથી જ દેખાય છે.’ હથેલીમાં દાઢી દાબતો દાબતો ખાચર બોલ્યો.

‘એમાં આ દક્ષિણી ગૃહસ્થનું નામ વીરરાવ છે. તેમનો વિચાર એવો છે કે દેશી રજવાડામાં અંદરખાનેથી સળો જ છે.’ મણિરાજે કહ્યું.

‘એમનો વિચાર એવો હશે! શું કરીએ? મુંબઈમાંથી ચાલી આવેલી ઊધઈ રજવાડાનું કાળજું પણ કોરી ખાય છે; આવા મહેમાનોને સંઘરવાનું ફળ કંઈ નાનુંસૂનું હોય?’ બીજી પાસની ભીંત ભણી નજર કરી હસતે હસતે ખાચરે ઉત્તર દીધો.

વીરરાવની આંખમાં ક્રોધના વીર આવ્યા, અને ઉત્તર ન દેતાં માત્ર ચંદ્રકાંતના કાનમાં એ કહેવા લાગ્યો. ‘Look! Look! Not only does the devil coil and sting like the serpent, but can breathe out his venom too !’

‘He only pays in kind .’ ચંદ્રકાંતે વીરરાવના કાનમાં અમૃત રેડ્યું.

‘Me he pays in kind? You say so ?’ વીરરાવે ઓઠ પીસી પૂછ્યું.

‘I believe he thinks so .’ ચંદ્રકાંતે કહ્યું અને પછી મોં મલકાવ્યું.

‘કેમ ચંદ્રકાંતજી, છાનીછાની ગોષ્ઠી ચલાવો છો તો રાણાજીને અને અમને પણ કાંઈ અમૃત સંભળાવો.’ મણિરાજે વાત છેડી.

વીરરાવ — 'સુણો. મહારાજ, મુંબઈમાં તો ઊધઈ પણ છે અને સુધરાઈ પણ છે. તેમાંથી જેને જ્યાં ગ્રાહક મળે ત્યાં જાય છે. જે રજવાડામાં મુંબઈની ઊધઈ જ આકર્ષાતી હોય તે રજવાડાની જાતમાં જ કંઈક રોગ હોવો જોઈએ.'

મણિરાજ — 'એ રોગ કયા સંસ્થાનમાં છે ને કયામાં નથી એ પ્રશ્નનું નિરાકરણ વેગળું રાખી જે જે સંસ્થાનમાં એ રોગ હોય તેનું ઔષધ શું એ દર્શાવો તો આપણી ચર્ચામાં કાંઈક સૂચક ભાગ આવે.'

વિદ્યા૦ — 'ધમ્પાટેસાહેબને મન તો સર્વત્ર એ રોગ વ્યાપી ગયો છે.'

મણિરાજ — 'એમ હોય તો આપણે ત્યાં પણ એ રોગ છે એમ તકરાર ખાતર સ્વીકારો તોપણ થયો રોગ ન થવાનો નથી. પણ તેનો ઉપાય શો?'

વીરરાવ — 'સાહેબ, મારે મન તો એ રોગ અસાધ્ય થઈ ગયો છે; અને હવે તો The states must be stewed in their own sweet juice .

*'શરીરે જર્જરીભૂતે વ્યાધિગ્રસ્તે કલેવરે!*

*ઔષધં જાહ્નવીતોયં વૈદ્યો નારાયણો હરિઃ॥*

શંકરશર્મા-'વીરરાવજીએ તો આપણા રામ પોકારી દીધા અને ફાંસીની સજા બતાવી દીધી. હવે તો વકીલસાહેબની બુદ્ધિ કાંઈ શોધી કાઢે તો સાંભળીએ.'

પ્રવીણદાસ — 'ભાઈસાહેબ, જશ ધીરા થાવ. પાડોશીના દેશમાં કાંઈ સંગ્રહ હશે તો આપણા દુષ્કાળમાં કાંઈ ઉપયોગમાં આવશે. માટે જે રાજ્યમાં વીરરાવજી જેવાં રત્ન નીપજે છે તેની તો કથા કાંઈ પૂછો.'

વીરરાવ — 'શું પૂછવું છે? બ્રિટિશ રાજ્યની દેશી પ્રજાની સંવૃદ્ધિમાં દેશી રાજ્યો જ હરકતકર્તા છે, અને દેશીઓ રાજ્ય કરવા યોગ્ય છે કે નહીં એવો પ્રશ્ન ઊઠતાં અંગ્રેજી અધિકારીઓ તમારા ભણી આંગળી કરે છે અને કહે છે કે દેશીઓને સ્વતંત્ર અધિકાર આપ્યાથી કેવી અવ્યવસ્થા થાય છે તે જોવું હોય તો દેશી રાજ્યો ભણી જુઓ એટલે પ્રત્યક્ષ પાઠ — object lesson - મળશે.'

પ્રવીણદાસ — 'પણ રાવસાહેબ, અમે તો હવે મરણશય્યા પર સૂતા તે સૂતા. પણ તમારામાં કેટલો જીવ છે તે તો કંઈ જણાવવાની કૃપા કરો.'

વીરરાવ — 'કેવી રીતે જણાવીએ? ડેલહાઉસી જેવો કોઈ ગવર્નર જનરલ આવે અને રજવાડા માત્રને અંગ્રેજી રાજ્યમાં ભેળવી નાંખે તો તરત અમારો જીવ હાલતોચાલતો જણાય. નાતજાતના ભેદ જેમ અમને પગલેપગલે નડે છે તેમ તમારાં રાજ્યોની સ્થિતિ અમારા અભિલાષને પાછા હઠાવે છે.'

ખાચરનું મોં કસાણું થયું.

શંકરશર્મા — 'પણ તમારા લોકમાં હોળી સળગે તો યે અમારે શું અને તમારા પ્રજાસંઘમાં દિવાળી પ્રકટે તો અમારે શું? તમારા લોકનો ઉદય ઇચ્છવા અમારો પ્રલયકાળ ઇચ્છવો એ ક્યાંનો ન્યાય? રાવસાહેબ, Morality, Law , ને Religion , નીતિ, ન્યાય ને ધર્મ — સર્વ ઉપર તમે પાણી ફેરવો છો.'

વીરરાવ — 'He who would rush into the front ranks, must tread upon somebody's corns . આખા દેશનો ઉદય જ્યાં સાધ્ય છે ત્યાં ચાર મરવા

પડેલાં રિબાતાં રાજ્યોના પ્રાણ શમી જાય તો શું થયું? એ વ્યાપારથી એ રાજ્યોની પ્રજા પણ સુખી થશે અને અમને સહાય થશે. આવા મહાન સાધ્ય આગળ ન્યાય, નીતિ અને ધર્મ પ્રતિરોધ કરે તો તે પ્રતિરોધ દૂર કરવો. ક્ષત્રિયો યુદ્ધ કરે ને વચ્ચે ગાય આવે તો યુદ્ધ અટકાવવું નહીં પણ ગૌવધ આવશ્યક હોય તો કરવો અને યુદ્ધ પૂરું થયે તેનું પ્રાયશ્ચિત્ત કરવું!'

સભાના મોટા ભાગે આ શબ્દ સાંભળતાં કંપારી ખાધી અને વીરરાવ ભણી તિરસ્કાર અને ખેદભરેલી દૃષ્ટિ કરી. વીરરાવે તેને ગાંઠી નહીં.

વિદ્યાચતુર — 'રાવસાહેબ, આપણે હાલ ન્યાય, નીતિ અને ધર્મનાં ગહન પ્રકરણોમાં નહીં ઊતરીએ. માત્ર ઇતિહાસ, સાધ્ય, સાધન અને ભવિષ્યની ચર્ચા કરીશું. તમે એમ ધારો છો કે જે સામ્રાજ્યના તમે અંશ છો તેના અમે અંશ નથી?'

વીરરાવ — 'That's it . અલબત્ત, બે જણ તેના અંશ છીએ અને માટે જ હું કહું છું કે આખા શરીરનો આ એક અવયવ કોહ્યો છે તેને કાપી નાંખવો કે એ અવયવનું વિષ આખા શરીરમાં વ્યાપી ન જાય. એક ભાગને રોગ અને આખા શરીરને તેનો ભય — એ સત્ય, અને તે પાયા ઉપર રચવાનો તે ધર્મ, ન્યાય અને નય — કે જેનાથી આખા શરીરનું કલ્યાણ થાય.'

વિદ્યાચતુર — 'તો હવે તમે શોધો કે અમારાથી તમને લાભ શો અને હાની શી?'

વીરરાવ — 'શું શોધવું છે? દેશી રાજ્ય કદી ઠેકાણે આવવાનાં નથી. એ રાજ્યોના મર્મભાગોમાં રહેલી ખટપટ એમના રાજાઓને ભ્રમિત કરે છે અને અમારે ત્યાંથી જે સારા માણસ ત્યાં જાય તેને એ ખટપટ અને એ રાજાઓના ભ્રમ બગાડી નાંખે છે. અને એનો ચેપ અમને લાગે છે. દુખવા આવેલી આંખો સામાની આંખોને દુખવા આણે એમ તમારાં રાજ્યોની કથા છે, તે પોતે બગડે છે ને સામાને બગાડે છે. તેમની પ્રજા ચારેપાસથી દુ:ખ અને જુલમના પોકાર કરે છે. એ રાજાઓ ગમે તો દ્રવ્ય ઉડાવે છે ને દેવું કરે છે, ને ગમે તો લોભ અને કંજૂસાઈથી પ્રજાને માટે સંગ્રહેલું દ્રવ્ય લોકોપયોગને માટે પ્રવાહી થતું અટકાવે છે ને પાતાળના ભોંયરામાં નાંખે છે કે દુર્માર્ગે ઉડાવે છે, ને પ્રજા તો ભિખારી ને ભિખારી! એ રાજ્યોની પ્રજાને નથી મળવાનું જ્ઞાન, નથી મળવાની સ્વતંત્રતા અને નથી મળવાનાં ઉદ્યોગ, સુખ અને મનુષ્યત્વ. તેઓ જે સદ્વસ્તુ શોધશે તેમાં તેમના રાજાઓ ને અધિકારીઓ સપત્ની કૃત્ય કરશે, ને ઝાંખરાં પેઠે પગલે પગલે નડશે. સુધરતા યુગની પાછળ એ રાજાઓ રહેશે અને પ્રજાને રાખશે. દેશી રાજ્યોથી લોકોને લાભ કંઈ નથી અને હાનિ સર્વથા છે. They are doomed and shall cease, and the sooner the better . એ રાજ્યોનો ઉપયોગ આખા જગતમાં કોઈને કશો નથી. એ રાજ્યો નષ્ટ થશે ત્યારે રાજાઓ પણ મનુષ્યત્વ પામશે અને અમારા મહાન સમારંભોમાં અમારા સહચારી થશે. એ રાજાઓનો અને તેમની પ્રજાઓનો જીર્ણોદ્ધાર કરવાનો આ જ એક માર્ગ છે અને બાકીના સર્વ પ્રયત્ન પવનના બાચકા છે. * એ રાજ્યો જેમ વહેલાં રામશરણ જાય તેમ તેમનો આ તેમના દુ:ખજીવનમાંથી વહેલો મોક્ષ ને નવો અવતાર છે.'

પ્રવીણદાસ — 'પણ અંગ્રેજી સત્તાથી તમારા ધનસંચય સમુદ્રપાર જાય છે તેને સાટે અમારે ત્યાં દ્રવ્ય ઘરમાં રહે છે અને તમારે ત્યાં આવી તમારું પોષણ કરે છે

તેનું શું?'

શંકરશર્મા — 'રાજ્યકળા અને રાજ્યનીતિના અનુભવ શીખવાની તમારે માટે એક જ શાળા રહેલી છે તે માત્ર દેશી રાજ્યોમાં છે અને અંગ્રેજ અધિકારીઓ સાથે કંઈક સમાન ભાવે સમાગમ પામવાનો લાભ અમારે ત્યાં જ છે. આ બધાંનું શું?'

છેલ્લો બેઠેલો એક તરુણ અધિકારી બોલી ઊઠ્યો: 'તમારે ત્યાં તમે સર્વ Plebian રહેવાના, અને અમારે ત્યાં આવી Patrician ના સંસ્કાર પામવાના, અને હલકા સંસ્કાર છોડી ઉચ્ચ સંસ્કાર પામવાના. તેનું શું? તમારા શબ્દેશબ્દમાં તમારું કુળ જણાય છે તેને સાટે રાજ્યના ઉચ્ચ સંસ્કાર પામવાનું સ્થાન દેશી રાજ્યો ન હોય તો તમને કોણ આપવાનું હતું?'

મૂળરાજ હસતો હસતો બોલી ઊઠ્યો: 'દેશી રાજ્યોને સ્વર્ગે મોકલી સુખી કરવાનો રસ્તો તો રાવસાહેબને ઠીક સૂઝ્યો! મહરાજ, મુંબઈમાં આવા સદ્ગૃહસ્થોની જ પાંજરાપોળ ભરી રાખેલી છે કે કંઈ બીજાં પ્રાણી છે?'

વીરરાવની આંખ આ અપમાનથી રાતી થઈ. તે તીક્ષ્ણ વચન બોલવા જતો હતો તેટલામાં તે પ્રસંગ અટકાવવા ચંદ્રકાંતે ચર્ચામાં ભાગ લેવા માંડ્યો.

'મૂળરાજ, અમારા રાવસાહેબ પુસ્તકોના કર્તા અને વર્તમાનપત્રના તંત્રી છે. દેશી રાજ્યોનો તેમને જાત અનુભવ નથી, પણ રાજ્યોનાં માણસો લખી મોકલે તેથી સૌ જાણે. — મહારાજ, જેવો વીરરાવને દેશી રાજ્યો પ્રતિ તિરસ્કાર છે તેવી જ મારા મિત્ર સરસ્વતીચંદ્રને આ રાજ્ય ઉપર પ્રીતિ છે. મને રજવાડાનો જાત અનુભવ નથી, પણ મિત્ર પાસે મેં ઘણાક પ્રસંગો સાંભળેલા અને ચર્ચેલા. મારે આવે પ્રસંગે અભિપ્રાય બાંધવા પડેલા તે પરિપાકદશાને પામ્યા નથી, પણ જેવા છે તેવા દર્શાવવામાં કાંઈ દોષ લાગતો નથી.'



મણિરાજ —'બેલાશક, બોલો. અમારાં છિદ્ર અને અમારા દોષ જાણવાને અમે અંત:કરણથી આતુર છીએ.'

ચંદ્રકાંત — 'મારી કલ્પના પ્રમાણે અમારા લોકમાં સામાન્ય વર્ગ ઘણો છે, પણ રાજા અને સામાન્ય પ્રજાની વચ્ચે સૂક્ષ્મ પ્રસંગોએ કામ લાગવ અને એ ઊભય પક્ષની વચ્ચે મધ્યસ્થ થવા દ્રવ્યવાન્ અને સત્તાવાન્ એક ઉદાત્ત વર્ગ એટલે aristocracy ની અમારે જરૂર છે. અંગ્રેજી રાજ્યના બળથી હાલ જે લોકમંથન ચાલે છે તેને અંતે, દહીં ભાંગી છાશ-પાણી એક થાય તેમ, દેશી રાજાઓની સત્તા ભાંગશે અને અમારા જેવા પ્રજાવર્ગ સાથે તેઓ ભળી જશે. તોપણ બંગાળા ભણી જમીનદાર રાજાઓ છે તેમ આપણા રાજાઓ પણ અંગ્રેજી રાજ્યની અમ જેવી સામાન્ય પ્રજા અને રાજ્યકર્તાઓ વચ્ચે ઉદ્દાતવર્ગરૂપ પગથિયું થશે, અને તે કાળે આજે જે જે દુ:ખ અને બંધન ભોગવવાં પડે છે તેમાંથી મુક્ત થઈ રાજાઓ સ્વતંત્ર ને સુખી થશે અને સર્વ દેશના કલ્યાણનું સાધન થશે એવી મારી બુદ્ધિ છે.'

શંકર૦ — 'રાજાઓ રાજા મટી ઉદાત્તવર્ગમાં ભળે તેથી તમને શો લાભ?'

વીરરાવ — 'સાહેબ, જે વાત હું કહેતો હતો તે જ અમારા આ ગુજરાતીભાઈએ માખણ લગાડી કહી.'

શંકર૦ — 'ના, રાવસાહેબ. તમારો અભિપ્રાય તો રાજાઓને અને ઉદાત્તવર્ગને સર્વને તોડી પાડી તમારા જેવા દિગંબર કરવાનો છે, અને ચંદ્રકાંતજીની તો ઉદાત્તવર્ગ ઉપર શ્રદ્ધા છે. વળી રાજાઓનો વિવર્ત તમે ઇચ્છો છો અને ચંદ્રકાંત ઇચ્છતા નથી પણ પ્રારબ્ધને બળે નિર્મેલો ગણે છે.'

વીરરાવ — 'હા-પણ-તે-એકનું-એક-જ.'

ચંદ્રકાંત — 'ના જી....અંગ્રેજી ન્યાયની ને નયની સત્તા તમે છાપખાનાવાળા સમજી શકો એમ નથી. રોમન રાજ્યની જ્યારે સર્વ દેશમાં ચક્રવર્તી સત્તા થઈ, ત્યારે રોમન શાંતિ — Pax Romana - સર્વત્ર વર્તી ગઈ અને ચારેપાસનો કોલાહલ મટી ગયો * -વાઘને દેખતાં પશુમાત્ર પરસ્પર વિગ્રહ અને બૂમાબૂમ છોડી દઈ શાંત થઈ જાય તેમ બલિષ્ઠ સામ્રાજ્યના ન્યાય અને પ્રતાપ આગળ તે કાળની સૃષ્ટિ શાંત થઈ ગઈ. હિંદુસ્તાનમાં અંગ્રેજી રાજ્યની શાંતિ પણ એવો જ યુગ વર્તાવવા બેઠી છે. દેશી રાજ્યોને અમારી હાઈકોર્ટનો ન્યાય લાગુ નથી એ સત્ય છે; પણ તેમને રાષ્ટ્રીય ન્યાયશાસ્ત્ર- International Law -નું સ્વાતંત્ર્ય નથી, અને પળે પળે સર્વ દેશી રાજ્યોનો એકભાવ કરનાર સરકારનો ઇચ્છાન્યાય અને દેશી રાજ્યોની ઢીલી બીકણ અરજીઓ એ બેની પરસ્પર ખેંચતાણમાં જીતી જનાર અંગ્રેજી બુદ્ધિનો ન્યાય ચક્રવર્તી થાય છે — એ અંગ્રેજી શાંતિના પ્રતાપ આગળ દેશી રાજાઓ ઉદાત્ત રાજપુરુષો થઈ જતા દેખાય છે — તેમનાં રૂપ બદલાવા માંડ્યાં છે અને અંતે એ પરિણામ સિદ્ધ થશે.'

શંકર૦ — 'દેશી રાજાઓ શુદ્ધ અને સદ્ગુણી થાય તોપણ તેમની એ દશા થશે એવું ધારો છો?'



પ્રવીણદાસ — 'શું તમે એમ ધારો છો કે અમારામાં એ ભાગ્ય અટકાવવા જેવું બુદ્ધિચાતુર્ય નથી?'

ચંદ્રકાંત — 'Pax Britannica - બ્રિટિશ શાંતિ — સૂર્યના ઉદય પેઠે સર્વ તેજને, તારાઓને તેમ ચંદ્રને પણ અસ્ત કરશે. વૈરાટના મુખમાં અર્જુને કૌરવો અને પાંડવોની ક્રમશ: ગતિ દીઠી તેવી જ આ શાંતિના મુખમાં શુદ્ધ અને અશુદ્ધ, પ્રવીણ અને મૂર્ખ, સર્વ રાજાઓએ પોતાની ગતિ જોઈ લેવી. દેશી રાજ્યોની પરસ્પર તકરારોમાં તેમ તેમની પોતાની સાથેની તકરારોમાં સરકારે પોતાના હાથમાં ન્યાય રાખ્યો છે એટલું નહીં પણ ન્યાયનાં ધોરણ પણ નવા કાળનાં વાળ્યાં વળે એવાં રાખ્યાં છે. એટલું જ નહીં પણ એ રાજ્યોની પ્રજાને ન્યાય આપવાનાં ત્રાજવાં પણ રાજાઓ જાતે બરોબર ઝાલતાં શીખવાના નથી, અને તેવે પ્રસંગે એ રાજાઓ અને તેમની સારી-નરસી પ્રજા વચ્ચે વિરોધના પ્રસંગ સમાયેલા છે, એ પ્રસંગોએ આ ત્રાજવાં રાજાઓના હાથમાંથી અંગ્રેજના હાથમાં વશે કે કવશે ચાલ્યાં જશે. આ કાળે પ્રજાને દેશી રાજાઓના કરતાં પરદેશીઓનો રંગ અને સંગ વારે મીઠો લાગશે; અને કોઈ પ્રસંગે સાસરાના જુલમથી ત્રાસેલી, તો અન્ય પ્રસંગે દક્ષિણ નાયક ઉપર મોહેલી, વંઠેલી પ્રજાઓ પરણેલા સ્વામીને ત્યજી રંગીલા અને ચતુર પરદેશી વણઝારાઓ સાથે ચાલી જશે. આપણા રાજાઓ તે હવે રાજા નથી અને માત્ર સરકારે રાખેલા સ્થાનિક અધિકારીઓની દશાને પામ્યા છે — They are already reduced to what Herbert Spencer calls Local Governing Agencies . * હવે તો આ ઉદ્યોગપર્વના યુગમાં નાનાં રાજ્યોની પ્રજાઓ મોટા રાજ્યની પ્રજામાં

ભળતી જાય છે, અને તેમના પ્રાચીન સ્થાનિક રાજ્યાધિકારીઓ ઉદ્યોગાધિકારીઓ — ઉદાત્ત પુરુષો — Lords and Nobles - a noble aristocracy થઈ જશે.'

'તરતકાળમાં રાજાઓ અમારાં લોકલ બોર્ડ્ઝ અને મ્યુનિસિપાલિટીઓ જેવાં સ્થાનિક સ્વરાજ્યની દશાને પામ્યાં જોશો. અને તેને અંતે બીજી દશા આવશે.'

પ્રવીણદાશ — 'તમારે એથી શો લાભ?'

શંકરશર્મા — 'એવું થયાનાં દૃષ્ટાંત કંઈ દીઠાં છે?'

ચંદ્રકાંત — 'એનાં દૃષ્ટાંત જોવાં હોય તો ઈંગ્લાંડના બૅરનો (Barons )?' આજ ડ્યૂક અને કાઉંટ થઈ ગયા છે તે! તમારા ભાયાતોની દશા પણ બીજી શી થઈ છે? કાળક્રમે અંગ્રેજી રાજ્યના મૂળ ગરાસિયામાં દેશી રાજાઓની ગણના થશે. અમને તેથી લાભ છે. અમો અંગ્રેજી પ્રજા પાસે દ્રવ્યના સંચય નથી અને ઉદ્યોગમાંથી અવકાશ નથી. અમારા રાજ્યમાં પ્રજાએ રાજા પાસે માગણું માગતાં નિરંતર આગ્રહથી અને મહાન દ્રવ્યના વ્યયથી મહાભારત પ્રયત્ન કરવા પડે છે — તેનું દૃષ્ટાંત — અમારી કૉંગ્રેસ અને બીજાં જે જે કામ જુઓ તે. બંગાળમાં જમીનદાર રાજાઓને અવકાશ, દ્રવ્ય અને ઉત્સાહ સર્વ છે. મુંબઈ ઈલાકામાં વ્યાપાર છે તે વિદ્વાનોના હાથમાં નથી અને તેઓ દ્રવ્ય શોધતાં અવકાશ ખુવે છે. વ્યાપારીઓ દ્રવ્ય અને અવકાશ વ્યાપારમાં રોકવા વધારે ઇચ્છે, અને અવકાશ અને દ્રવ્ય બે તેમની પાસે હોય, તો ઉત્સાહ તેમાં નથી આવતો. આ પાસના રાજાઓ જમીનદારો થઈ જાય તો મુંબઈ ઈલાકામાં બંગાળાના રાજાઓ જેવો વર્ગ ઊભો થશે, તેમ થવા નિર્મેલું છે, તેમ થશે તો એવા દ્રવ્યવાન્ અવકાશવાન્ વર્ગમાં અમે વિદ્વાનો ઉત્સાહ ભરશું, અને મેગ્નાકાર્ટા મેળવનાર ઉમરાવોએ પ્રજાનો ઝંકો લીધો હતો * તેવો ઝંકો લેનાર અમારા દેશને મળશે! એ અમારો પરમ લાભ કે સરકાર, રાજાઓને રૈયત સૌનું કલ્યાણ!'

પ્રવીણદાસ — 'શું તમે એવો અભિલાષ રાખો છો કે અમારે એ તમારા ઉદાત્ત લોક પેઠે તમને લાભ અપાવવા સરકાર સામે શસ્ત્ર ઉપાડવાની મૂર્ખાઈ કરવી?'

શંકરશર્મા — 'શું એવો રાજદ્રોહી વિચાર તમારા હૃદયમાં રાખો છો? ગમે તો તમે તમારા અત્યુત્સાહના વેગમાં ને વેગમાં એવા અંધ બન્યા છો કે એ અભિલાષમાં રહેલો રાજદ્રોહ જોતા નથી; અથવા ગમે તો તમે જાણી જોઈને રાજદ્રોહી અભિલાષ રાખો છો.'

વીરરાવ — 'ભાઈ ચંદ્રકાંત, માખણ લગાવી લગાવીને પણ તમે આ પરિણામ આણ્યું! ડાહ્યા થઈને સ્વીકારો કે મહાત્માઓ ઉદાત્ત પુરુષોનું વીરત્વ કે પ્રાજ્ઞત્વ બતાવવાને અશક્ત છે એટલું જ નહીં, પણ મારા જેવા રંક સામાન્ય મનુષ્યોના જેવું મનુષ્યત્વ પણ એમાં રહેવાનું નથી. વિલાયતના ડ્યૂક અને અર્લ સામાન્ય મનુષ્યોમાંથી નવા થતા ન હોત તો જૂના ડ્યૂક અને અર્લોના દીકરાઓની થાય છે તેમ એ લોકની સર્વ ઉદાત્તતા શૂન્ય થાત. પણ ક્યાં એ દેશ ને ક્યાં આ? એ લોક પડતા પડતા ટકે છે અને આપણા લોક તો ઊભા રહેવા જતાં પડવા માંડે તો પછી ઊભા રહી શકવાની આશા શી? એમનાં મુખમાં તો હવે યવ ને તિલ મૂકો કે એમનો આત્મા આ પશુદેહને છોડી નવા મનુષ્યદેહમાં સંચાર કરી ઉચ્ચ ગતિ પામે! આ જુઓ અમારા મુંબઈવાસી ન્યાયાધીશની સ્વતંત્રતા અહીં આવી મનુષ્યત્વ ખોઈ રાજદ્રોહથી બીવા લાગી! રામ બોલો! ભાઈ રામ!'

વીરરાવના મુખમાંથી રાજાઓ સંબંધી આ વચન નીકળતાં સૌ રજપૂતોનાં મુખ ઉપર ક્રોધ, આંખમાં લોહી અને કપાળે ભ્રૂકુટી ચડી આવ્યાં. માત્ર મણિરાજના મુખ ઉપર કોઈ જાતનો વિકાર જણાયો નહીં. શંકરશર્માએ સ્તબ્ધ રહી સૌ સાંભળ્યા કર્યું. રત્નનગરીના અધિકારીઓમાંથી છેલ્લો બેઠેલો એક વૃદ્ધ પુરુષ ધીમે પણ સ્થિર સ્વરે બોલવા લાગ્યો:

*'યથા યથા મુઞ્ચતિ વાક્યબાણમ્।*

*તથા તથા જાતિકુલપ્રમાણમ્।।'*

મણિરાજના ગરસિયામાંનો એક ઠાવકું મુખ રાખી બોલ્યો: 'દાસીપુત્ર વિદુરજીના ભવનમાં એમના જેવા કુલીન જનોને યોગ્ય વચન નીકળે તો કોઈએ ક્રોધ પામવા જેવું નથી.'

સર્વનો ક્રોધ ઊતરી ગયો અને મણિરાજ અને વિદ્યાચતુર સિવાય સર્વ હસવા લાગ્યા, અને તેમના મુખ ઉપરથી ઊતરેલો ક્રોધ વીરરાવના મુખ ઉપર સંક્રાંત થયો. તે જોતાં ચંદ્રકાંત બોલી ઊઠ્યો:

'વીરરાવ, Those who hit hard must be prepared to be hit hard ! ભાઉસાહેબ, આ ગૃહસ્થોનાં વાક્યોને પણ આપણી ચર્ચાનો, તમારી ચર્ચા જેવો જ ભાગ સમજી શાંત રહી ચર્ચા ચલાવો. નીકર આપણા મુંબઈની પ્રતિષ્ઠા ખોશો.'

વીરરાવ — 'મારી ભૂલ એ થઈ કે તમે ચર્ચા ચલાવતા હતા તેમાં મેં વિઘ્ન પાડ્યું. તમે એમની સાથે કેમ પહોંચી વળો છો એ જોવાની લહેજત વધારે સારી છે.'

ચંદ્રકાંત — તો ય ભલે. ઘણાક પ્રશ્નોનો ઉત્તર દેવાનો છે તેમાં પ્રથમ તમને જ કાંઈ ઉત્તર દઈશ. પ્રથમ તો તમારી લહેજત તમે ઓછી કરી નાંખી તેનું કારણ સાંભળો. ચર્ચાનો શુદ્ધ રસ ગાળો અને શાપથી વધતો નથી, પણ ઉદાત્ત રસનાં ભરેલાં નર્મવાક્યોથી અથવા ગુપ્ત મર્મ અને પ્રકટ વિનોદ એ ઉભયથી ભરેલી વાક્યરચનાથી ચર્ચાનો પ્રહાર સફલ, આનંદજનક, શુદ્ધ રસના ઉત્તેજક અને અદૃષ્ટ પણ અચૂક રીતે સત્યના સાધક થાય છે. તમને આનો અનુભવ આપણા પ્રિય રત્ન કુલીન સરસ્વતીચંદ્રના સહવાસથી થયેલો છે અને દેશી રાજ્યોના આવા પુરુષોના સહવાસથી પણ તે શીખશો. હું કબૂલ કરું છું કે ઘણો પ્રયાસ કરવા છતાં મારામાં તે કલા માત્ર સ્વલ્પ અંશે આવી છે તો એ પ્રયાસનો તિરસ્કાર કરનારા તમારા જેવામાં તે કાંઈ પણ અંશે ન આવે તેમાં કાંઈ નવાઈ નથી. હું આ ગૃહસ્થો પેઠે તમારો તિરસ્કાર કરતો નથી કારણ તમારા જેવા જ દોષનું હું પણ પાત્ર છું. પરંતુ આજે તમે હાર તો નહીં, પણ લાત ખાધી, તેનાથી તમારા મનમાં કંઈક એટલું તો સત્ય વસશે કે આપણી રીતમાં કંઈક દોષ છે. એ દોષમાંથી મુક્ત થવાના મારા પ્રયાસને તમે **માખણ** કહો છો તેમાં મને ઇષ્ટાપત્તિ છે, કારણ *સત્યં મૃદુ પ્રિયં વાક્યં ધીરો હિતકરં વદેત્* એ શાસ્ત્રના આચારમાં માખણ હોય તો તે જેવું સ્વાદિષ્ટ તેવું જ પૌષ્ટિક છે અને તેમાંથી જ ઘીની આશા છે. એ માખણનો ઉદાત્ત ઉદ્ભવ પવિત્ર દૂધમાંથી છે ને જ્યાં સુધી તેમાં અસત્યનું પાણી અથવા કુપથ્યની ખટાશ નથી મળ્યાં ત્યાં સુધી તે માખણ ગ્રાહ્ય છે. તમારા મરાઠી લોકોનો આચાર વગરવિચારની ગાળો દેવામાં જ છે, પણ અમારે ત્યાં કંઈક જુદું જ પ્રકરણ છે. તમારે ત્યાં પણ ઇન્દુપ્રકાશનું વાક્ય અમારા જેવું જ છે કે — *કસ્યચિત્કિમપિ નો હરણીયં*

*मर्मवाक्यमपि नोच्चरणीयम्* તેમાં મર્મવાક્યના ઉચ્ચારને અને ચોરીના અપરાધને એક જ ત્રાજવામાં મૂક્યા છે. તમે જે રાજાઓમાં ઉદાત્તતા જોતા નથી તેની ઉદાત્તતા આટલાથી જ પ્રત્યક્ષ કરો કે તમારી આટલી ગાળો સાંભળવા છતાં, તમને અતિથિ ગણી, તમને સામું એક વચન તે નથી કહેતા. તમે જે ઉદાત્તતા જાતે સમજતા નથી તે જ ઉદાત્તતાના ત્રણ અંશ — સહનશીલતા, ક્ષમા અને ઔદાર્ય — મહારાજ મણિરાજમાં આ પ્રસંગે પ્રત્યક્ષ કરો અને સ્વીકારો કે તમારા અભિપ્રાયનો એક પાયો એ પ્રત્યક્ષ પાઠથી ભાંગી ગયો અને આપણા રાજાઓનું ઉદાત્તત્વ તમે ધારો છો એમ એકદમ ભ્રષ્ટ થાય એવું નથી.

'રાજદ્રોહની વાતમાં મારે તમને અને રા. શંકરશર્માને — એ ઉભય મુંબઈવાસી ભાઈઓને ઉત્તર દેવાનો છે. મિ. વીરરાવ રાજદ્રોહનો વિચાર જ અકર્તવ્ય ગણે છે ત્યારે રા. શંકરશર્મા તેનાથી અસ્થાને ડરે છે.

'વીરરાવજી, તમે વિચાર તે ઉચ્ચાર એ શાસ્ત્રનો આચાર પાળો છો. પ્રથમ તો આ શાસ્ત્ર જ અસત્ય છે. એ શાસ્ત્ર તમે જાતે જ સર્વત્ર પાળવાનું ઇષ્ટ ગણતા નથી. અત્યંત આજ્ઞાકર પુત્રના અંત:પુરની વાતો કોઈ પિતા જાણવા ઇચ્છતો નથી, અને તેના ઉચ્ચાર ઇચ્છતો નથી. મનુષ્યના અર્ધા શરીરને દૃષ્ટિગોચર કરતાં કે કરાવતાં સંસાર કંપારી ખાય છે, અને સત્યના કેટલાક ભાગને જોવાને આપણી જ્ઞાનેન્દ્રિય ના પાડે છે. વીરરાવજી, સ્વીકારો કે સત્યના ઘણાક અંશને પ્રત્યક્ષ કરવાની તમારે ના પાડવી પડશે ને એથી મોટા અંશનો ઉચ્ચાર કરવાની ના પાડવી પડશે. તમારા ઉચ્ચારનું સૂત્ર અસત્યના પાયા ઉપર બાંધ્યું છે.

'તમારું એ સૂત્ર મહાન અનર્થોનું મૂળ છે. તેનો તમારા જાતભાઈઓ, વર્તમાન - પત્રવાળાઓ અને મહાસભાઈઓ — બ્રિટિશ ઈન્ડિયામાં અનુભવ કરાવે છે. બુલ્વરસાહેબ બિચારા આપણને કહી કહીને થાક્યા છે કે અંગ્રેજો અને દેશીઓનાં ચિત્ત પરસ્પરની વિદેશીયતાને ભૂલી જશે નહીં અને બંધુભાવ પામશે નહીં ત્યાં સુધી અને હિંદુસ્થાન એ રાજાપ્રજાના પરસ્પર અવિશ્વાસમાંથી છૂટશે નહીં ત્યાં સુધી તેમાંથી કોઈનું કલ્યાણ થશે નહીં. આ વિશ્વાસ અને આ કલ્યાણના માર્ગમાં જે કોઈ વિઘ્ન નાખે તે દેશદ્રોહી છે અને દેશદ્રોહી તે રાજદ્રોહી છે. તમો ભાઈઓની જીભ ઉપર એ દેશદ્રોહ અને રાજદ્રોહ નાચે છે અને તમારા દેશવત્સલ હૃદયને એનું ભાન નથી. ખરી વાત છે કે અંગ્રેજો સ્વાર્થબુદ્ધિ અને અવિશ્વાસનો સર્વત: ત્યાગ નથી કરી શકતા પણ એના અપવાદરૂપ ઉદાત્ત ચિત્તોનો એ દેશમાં અભાવ નથી એમ કૉંગ્રેસના આધારભૂત અંગ્રેજો અને રિપન જેવાઓ ઉપર દૃષ્ટિ કર્યા પછી કયો દેશી ના કહી શકશે? એ લોક આપણી ભાષા સમજી શકે તેના કરતાં એમની ભાષા આપણે વધારે સમજીએ છીએ, તે જ રીતે આપણાં ચિત્ત એ લોક સમજી શકો કે ન શકો પણ યત્ન કરનાર દેશી અંગ્રેજનાં ચિત્તને વધારે સમજી શકશે. જે વધારે સમજે તેને માથે વધારે ધર્મ. અંગ્રેજોનો મોટો ભાગ આપણા પર વિશ્વાસ કરો કે ન કરો, પણ આપણા ઉપર એવા વિશ્વાસની વૃદ્ધિ કરાવવી એ આપણા હાથમાં છે અને જે વસ્તુની એમ આપણી શક્તિ ઉદય પામી છે તે શક્તિનો ઉપયોગ કરવાનો ધર્મ આપણે માથે ઉદય પામ્યો છે. તમ ભાઈઓના સૂત્રનો આચાર એ ધર્મનો કેવળ ભંગ કરે છે, પોતાના ઉપર રાજ્યવર્ગનો નિષ્કારણ અવિશ્વાસ ખેંચી લે છે; અને ન ખવાય, ન રસ પડે, ન પેટમાં જાય, ન પોષણ કરે, અને કેવળ દાંત ભાંગે એવાં ગાયનાં શીંગડાંનું ભક્ષણ [૧] કરવાનો મૂર્ખ અને દુષ્ટ પ્રયત્ન કરવો એ મહાન અનર્થ

તમારી જીભનું પરિણામ છે. આ તમારું જિહ્વાલૌલ્ય જ્યાં સુધી મટશે નહીં ત્યાં સુધી તમે અજ્ઞાત પણ પ્રત્યક્ષ દેશદ્રોહના પાતકમાંથી ઊગરશો નહીં અને પરદેશી અવિશ્વાસી રાજકર્તાઓમાં ઉદાત્તતા તો ક્યાંથી જગાડો પણ આપણા ઉપરનો અવિશ્વાસ દિનેદિને વધારશો અને તેમની અનુદાત્તતાના વાયુને વધારી એ વાયુના ઝપાટાઓને મૂર્ખ શાલ્મલિ પેઠે [૨] માથે વહોરી લેશો.'

'તમે દેશી રાજ્યમાંના નાતજાતના ભેદની ફરિયાદ કરો છો, પણ આપણી મુંબઈમાં અને તમારા પૂનામાં બીજું શું છે? આપણામાં દક્ષિણી અને ગુજરાતી, દક્ષિણીમાં — શણવીપ્રભુ અને બ્રાહ્મણ, — મરાઠા અને બ્રાહ્મણ, એ બ્રાહ્મણોમાં દેશસ્થ અને કોંકણસ્થ —ચિત્તપાવન અને કરાઢા વગેરે કેટલા કેટલા ભેદને વ્યવહારમાં આગળ આણી અનેક સુધારાઓનું સત્યાનાશ વાળવામાં આવે છે? સત્ય વાત છે કે તમારા જેવા શુદ્ધ દેશવત્સલ વીરો તેની સામા યુદ્ધ કરે છે પણ તમારા સામા પક્ષમાં બી.એ. અને એમ.એ. થયેલા ગૃહસ્થો, વકીલો અને દાક્તરો, દીવાનો અને રાજાઓ ભળેલા છે. એ સામા પક્ષની ગર્જના ગરબી ગુજરાતી રાજ્યોમાંથી તમારા દેશમાં નથી આવી. પણ અમો ગુજરાતીભાઈઓ તમો મરાઠાઓના દેશવત્સલ ભડકાથી તાપીએ છીએ ને કંઈક ગરમ થઈએ છીએ તે અમારામાંથી રાજકીય વ્યવહારમાંના આ જ્ઞાતિભેદનું શલ્ય કાઢવા તમારા ઉચ્ચગ્રાહના તાપનો કંઈક પ્રત્યક્ષસિદ્ધ અંશ આપો; અને અમારા રાજાઓને અને સરકારને ગાળો દેવામાં જેટલો ઉદ્યોગ અને બળ વૃથાવાહ કરો છો તેમને તમારામાંથી જ એ ભેદ કાઢવા સફળવાહ આપવામાં રોકો, અને ભાઈ જુઓ કે દેશી રાજ્યોમાં તે રંગની અસર આવે છે કે નહીં? વીરરાવજી, જો આપણે વિદ્વાન, દેખતા, અને સુધરેલા છીએ તો તેનો પ્રત્યક્ષ પાઠ અશિક્ષિત રાજ્યોમાં આપણા સદ્વર્તનથી આપવા એ — આપણી વિદ્વતા સત્ય હોય તો — સત્યને માથે ધર્મ પ્રગટ થાય છે. સો ગાળો દીધા કરતાં એક પ્રત્યક્ષ પાઠ અનેકધા સફળ થશે. *यद्यदाचरति श्रेष्ठस्तत्तेदेवेतरो जन:।।* જો આપણે શ્રેષ્ઠ હોઈએ તો આપણા વર્તનમાંથી સામાનાં વર્તનમાં મુદ્રા પાડો, અને તેમ કરવા અશક્ત હોઈએ તો તેના કરતાં આપણી શ્રેષ્ઠતા સિદ્ધ નથી થઈ. That is the fact. What is the use of our wild talks and odious comparisons which only irritate others and lower ourselves? '

મણિરાજ — 'ચંદ્રકાંતજી, તમે બે અમારા અતિથિ છો. આ વિદુરભવનમાં અમારું એક શાસ્ત્ર એવું છે કે વિદ્વાન અતિથિઓના મનોરાજ્યમાં તરતાં સત્ય કઢાવી લઈ લેવાં અને બાકીના ભાગની ઉપેક્ષા કરવી. વીરરાવજીનાં વાક્યોમાં જેટલાં સત્ય તરે છે, તેનો ક્રમ આવ્યે મારા પ્રધાનજી સત્કાર કરશે. તમને વીરરાવજીના ઉત્સાહમાં અંકુશયોગ્ય ભાગ લાગતો હોય તો એ અંકુશ બતાવવાનું બંધુકૃત્ય કરવા વિદુરભવન બહાર ઘણો અવકાશ મળશે. પણ હાલ તો એમના તમારા ઉત્સાહના સ્વતંત્ર નિર્ભર આવેશ ઝીલી લેવાને અમે કેટલા સમર્થ છીએ અને કેટલા નથી તેની પરીક્ષા તમ જેવા પાસે આપવા દો, અને તમારા ભણીથી તો પ્રસ્તુત વિષયના સંબંધમાં જે તમારા વિચારનાં ઉદ્ગાર અંકુરિત થાય તેનો ઉપયોગ કરવાનો અવકાશ આપો. અમારાં સ્વરૂપ અને સત્તાને ભૂલી, તમારાં ચિત્તને બિલોર જેવાં પારદર્શક — અને તેજના રંગનાં પૃથક્કારક — કરી નાંખો; તેમાંના રસના નિર્મળ ઝરાઓનાં [*] પ્રવાહને આ સ્થાને નિરંકુશ થવા દ્યો, તેના સ્ફટિક આરા ઉપર આવતા સુંદર તર્કરાશિના કંઠના કિન્નરગાનને સ્વતંત્ર રીતે વિકાસ પામવા દ્યો, તેના

ચિત્ર તટ ઉપરથી લચી રહેલી અનેકરંગી સુવાસિત પુષ્પોથી ઊભરાતી તરુ શાખાઓને જોવા દ્યો, અને એ ચમત્કારના દર્શનથી અમને પડતા રસમાં અમો રાજવર્ગના કૃત્રિમ પદને — અમારી સેવાને નિમિત્તે — અમારી શત્રુતા સારવાનો અવકાશ ન આપો. રાજત્વના બંધનમાંથી છૂટી પળવાર, તમને સાધારણ પણ અમને દુર્લભ એવો શુદ્ધ મનુષ્યત્વનો વિહાર અમે જોઈ શકીએ, તેનો રસ ભોગવીએ અને તેનો બોધ લઈએ એવા ગુરુ અર્થને માટે જ વિદુરભવન રચાયેલું છે.'

વિક્રમોર્વશીય નાટક ઉપરથી.

ચંદ્રકાંત સ્મિત કરી બોલ્યો: 'એ નવીન જાતના આતિથેયમાં પણ જે ઉદાત્તતાનું દૃષ્ટાંત સમાય છે તે મારા મિત્રના ચરણ આગળ મૂકું છું, અને એમને દેશી રાજ્યોમાં સર્વત્ર અનુદાત્તતાની દુર્ગંધ આવે છે તેનો પ્રત્યુત્તર તેમાંથી લેવા વિજ્ઞપ્તિ કરું છું. અનુદાત્તતાનું દૃષ્ટાંત દર્શાવ્યા સિવાય ઉદાત્તતાનું વ્યાખ્યાન પૂર્ણ થતું ન હતું માટે મેં મારા મિત્ર મિ. વીરરાવને એ દૃષ્ટાંત દર્શાવવાનો માર્ગ લીધો હતો. એ માર્ગ હવે સમાપ્ત થયો.

'એ વિષયની સમાપ્તિથી હું એટલું પ્રથમ સિદ્ધ થયું ગણું છું કે રજવાડામાંથી અમારા ઉદાત્ત વર્ગનો ભાવી જન્મ હું જોઉં છું તેને સ્થાને તેને ગર્ભપાત જોવામાં મિ. વીરરાવ ભૂલ કરે છે. એ ઉદાત્તતા પરદેશી અવિશ્વાસી રાજ્યકર્તાઓથી તેમની પ્રજા ઉપર દર્શાવાતી નથી તેથી તેમની દૃષ્ટિમર્યાદામાં આપણા ભણીથી રાજદ્રોહનાં સ્વપ્ન ખડાં થાય તે સકારણ છે. પણ દેશી રાજ્યમાં એ સ્વપ્નસૃષ્ટિ ઊભી કરવાનું કારણ નથી. દેશી રાજ્યોમાં દેશી-પરદેશીનો ભેદ જેવો અકારણ અને અસત્ય છે તેવો જ રાજદ્રોહનો ભય પણ અકારણ અને અસત્ય છે. આ વિષયનું વધારે વિવેચન કરવાની અગત્ય નથી. કારણ એ રાજ્યોનું રક્ષણ અને સાચવણી અંગ્રેજને માથે છે એટલું જ નહીં, પણ મહારાજ મલ્લરાજ જેવાની દીર્ઘદૃષ્ટિ, અભિજાતતા, ઉદારતા, ક્ષમા, આદિ ઉદાત્ત ગુણોનું પરિણામ એ થયું કે જ્યાં આખું જગત તો શું પણ અશંકાશીલ ધૈર્યવાન સામતસિંહ જેવા પિતાએ રાજદ્રોહ જોયો ત્યાં ત્યાં એ ઉદાત્ત મહારાજની ઉદાત્ત બુદ્ધિએ રાજદ્રોહની જાળની વચ્ચે ગૂંચવાયેલો રાજગુણભક્ત આત્મા જોયો, એ આત્માનું રક્ષણ કર્યું, અને ગઈ કાલ જેને જગત્ રાજદ્રોહી ગણતું હતું તે આત્મા એ રક્ષણને બળે, મરણપથારીમાં સૂતેલા પિતાનું રાજભક્ત આયુષ્ય વધારી, અત્યારે રાજભક્ત મૂળરાજને રૂપે આ મંડપમાં વિરાજે છે, અને એ ઉદાત્તતાનો ચમત્કાર પ્રત્યક્ષ કર્યા પછી ઉત્તમ દેશી રાજ્યોને રાજદ્રોહનો ભય નથી એવું મિ. શંકરશર્મા સ્વીકારશે. મુંબઈ જેવા સ્વતંત્ર નગરની સ્વતંત્રતા એમનામાંથી કરમાયેલી છે તે (સ્વતંત્રતા) આ રાજ્યના માળીના પાણીથી તાજી થઈ એવું સત્ય સ્વીકારશે કે એમના ન્યાયાસન પાસે રંક પ્રજાના દ્રોહનો આરોપ કોઈ ઉન્મત્ત પુરુષોને માથે આવ્યો જોવાનો પ્રસંગ કદી આવે, પણ મલ્લરાજ અને મણિરાજના રાજ્યાસનનો દ્રોહ કરવાનો આરોપ તો નહિ જ આવે! એવા દ્રોહના આરોપીને આ રાજ્યની ઉદાત્તતા કાંઈક જુદી જ શિક્ષા કરશે, અને એ દ્રોહના રોગીને એ રોગના ચેપમાં ડૂબી ચેપ ઉરાડે એવી ન્યાયાસનની તલવાર નહીં પણ કાંઈક બીજી જ રાજભક્તિની અમૃત-સંજીવની માત્રા આપશે.'

શંકરશર્મા — 'હું કાંઈ આ રાજ્યમાં રાજદ્રોહની વાત કરતો નથી પણ તમે અમારાં રાજ્યો પાસે અમારા ચક્રવર્તી સામે રાજદ્રોહ કરાવવા ઇચ્છો છો તેની વાત

કરું છું.'

ચંદ્રકાંત — 'સ્વરાજમાં રાજદ્રોહનું સ્વપ્ન જોયાથી જ આ પરરાજ્યના રાજદ્રોહનું સ્વપ્ન તમને થયું ને મારા વાક્યનો તમે અવળો અર્થ કર્યો. ખરી વાત છે કે મેગ્ના કાર્ટાને માગનાર ઉમેરાવો સશસ્ત્ર હતા. પણ મેં તો તમારા હાથમાંથી શસ્ત્ર ખરી પડે અને રાજ્યાધિકારીઓ મટી તમે ઉદ્યોગાધિકારીઓ થાઓ ત્યારે જ તમારી પાસે અમારા મેગ્ના કાર્ટા મેળવવામાં સાહાય્ય ઇચ્છ્યું હતું. એ સાહાય્ય તમારા શસ્ત્રને બળે ઇચ્છ્યું ન હતું પણ તમારા ધનરાશિને બળે, અંગ્રેજ સાથે તમારી મૈત્રીને બળે, નયશાસ્ત્રમાં તમારી સાનુભવ બુદ્ધિની કળાઓને બળે, અને લોકસંઘનાં મન સ્વહસ્તમાં લઈ લેવાના અને રાખવાના પ્રભાવવાળા પ્રતાપને બળે. આ યુગમાં તો એ જ બળ અને કળ મનુષ્યનાં શસ્ત્ર છે અને એવાં શસ્ત્રો તો રાજદ્રોહનાં જ સંહારક છે. એ બળ અને કળના ગંધથી રાજદ્રોહની દુર્ગંધ નાશ પામે છે.'

પ્રવીણદાસ — 'ભલે એમ હો પણ અમારે અમારા લાભ છોડી, અમારી પ્રજાઓને પડતી મૂકી, તેમની પાસેથી તેમના હિતને માટે લીધેલું દ્રવ્ય તમારે માટે ખરચવાનું કાંઈ કારણ? તમે દેશી રાજ્યોના ભાણેજ કે જમાઈ કેવી રીતે થાઓ તે જણાવો તો ખરા કે અમારી પાસેથી ભાણેજાં તે તાણેજાં થવાનો તમારો હક ક્યાંથી જન્મ પામ્યો તે સમજાય!'

શંકરશર્મા — 'ધન લેવાનો તો લેવાનો પણ *जामाता दसमो ग्रह* : તેમ વગર સપાડે ધન લેઈ, અમને ગાળો દેવાનો, ફજેત કરવાનો, ફૂલી કરવાનો, અમારે માથે દશમા ગ્રહ પેઠે નડતરની તલવાર વીંઝવાનો અધિકાર કોણે સોંપ્યો કે નિત્ય સવારે તમારાં વર્તમાનપત્રો શું ભસે છે તે અમારે જોવું પડે?'



વીરરાવ — 'ભાઈ, અમે તો તમારા ભાણેજ પણ નથી ને જમાઈ પણ નથી; તમારા ઘરના બ્રાહ્મણ ગોર તો ખરા કે તમે ધર્મભ્રષ્ટ થાઓ તો તમારા ઘરની સ્ત્રીઓ જેવી પ્રજા પાસે બૂમો પડાવીએ ને તમને ધર્મને માર્ગે આણીએ. આજકાલ તો ઘરના કુલગુરુથી ન થાય તે ઘરની સ્ત્રીથી થાકીને તમે કરો. આ દેશમાં કલિયુગમાં ધર્મનું રક્ષણ કરનારી સ્ત્રીઓ છે તેનો ઘેરેઘેર અનુભવ કરો.'

શંકરશર્મા — 'આ વળી નવું તૂત નીકળ્યું.'

વીરરાવ — 'નવું કાંઈ નથી. જૂનું જ છે. તમારી સ્ત્રીઓ લગ્નમાં ગાય છે કે નાથ્યો રે નાથ્યો! તમે નાસિકાના ક્રિયા ભાગમાંથી નથાઓ છો તે તમારી સ્ત્રીઓ શોધી કાઢે, અને ઘરના ગોર તે અમે તેમને ઉશ્કેરીએ એટલે તમે નથાઓ. એ તો અમારું કામ કે જે તે માર્ગે તમારા ઘરમાંથી ધર્મ દૂર ન જાય!'

શંકરશર્મા — 'ને ગોરનું તરભાણું ભરાય.'

વીરરાવ — 'સાહેબજી! મારા ભાષણની કુલીનતા તમારામાં પણ આવવા લાગી ને મારી જ્ઞાતિ વધવા લાગી. હવે, ભાઈ ચંદ્રકાંત, આમને ઉત્તર આપજો.'

ચંદ્રકાંત — 'અમારા અને તમારા સ્વાર્થ જુદા ગણવા એ જ મોટી ચૂક છે. પ્રજાના ભણીથી વિચાર કરો તો આખા ભરતખંડની પ્રજાના સ્વાર્થ એક છે, ને જેમ જ્ઞાતિભેદથી એ સ્વાર્થને હાનિ છે તેમ પ્રાંતભેદથી પ્રજાભેદ ગણવામાં પણ આ સ્વાર્થને હાનિ છે. રાજાના ભણીથી વિચાર કરો તોપણ સર્વ પ્રજાઓને અને

માંડલિક રાજાઓને સાચવનાર ચક્રવર્તીના સામ્રાજ્યના અમે તમે અંશભૂત છીએ અને એ મહાન યંત્રનાં આપણે ચક્ર છીએ તે ચક્રોની ગતિમાં પણ સંવાદ * થવો અવશ્ય છે. શું હિંદુસ્થાનની સરહદ ઉપર હુમલા થશે ત્યારે તમે અંગ્રેજથી જુદા પડશો કે અમે જુદા પડીશું? જ્યારે ભરતખંડની સર્વ પ્રજાઓને માથે દુષ્કાળ પડશે, અથવા બહારની પ્રજાઓ સાથે વ્યાપારમાં સ્પર્ધા થશે, અથવા રેલવે અને સરસ્વતીના પ્રસારના પ્રશ્ન ઊઠશે, ત્યાં શું અમે ને તમે પોતપોતાનાં પેટ ભરી સામાનાં દુ:ખ જોઈ રહીશું, અથવા શું અમારે માથે આવેલી વિપત્તિઓ તમને જુદા ગણી છૂટા મૂકશે ને તમારો પક્ષપાત કરશે? એ તો મારા ઘરમાં લાગેલી આગ પાડોશીના છાપરાની પાંખ પકડવાની, અને મારા ઘરમાં સંપત્તિ હશે તો કોઈ પ્રસંગે પાડોશીને તેનાથી કંઈક પણ લાભ મળશે. હિંદુસ્થાનનાં દેશી રાજ્યો, અંગ્રેજો, અમે તેમની પ્રજાઓ, અને તમારાં રાજ્યોમાંના રાજાઓ અને તેમની પ્રજાઓ: એ સર્વના શુદ્ધ સ્વાર્થ એક છે. દિવસે દિવસે આખી પૃથ્વીની સ્વસત્તાક પ્રજાઓ અને રાજાઓ ભિન્નભિન્ન નિમિત્તે સંયુક્ત થઈ એક અંગીનાં અંગ થાય છે અને રાજકીય સંયોગમાંથી પ્રકટ થનાર પ્રજાસંયોગના x હેતુમાં અને સ્વરૂપમાં વ્યાપાર ઉદ્યમ અંતે પ્રધાન થશે. તો અમારે તમારે જુદાં રહેવાની કલ્પના તો પડતી જ મૂકવી. રાજકીય સંયોગ દ્વારા — federation દ્વારા — જૂની દુનિયાની પ્રજાઓ એક થાય છે, નવીન એક થાય છે, અને અંતે નવી ને જૂની દુનિયાઓની પ્રજાઓ એક થશે. આ જ ન્યાયે અમે, તમે ને અંગ્રેજ, એક પ્રજા બનવાના; રાજ્ય ઐક્યમાંથી પ્રજાનું ઐક્ય એ આપણું છેલ્લું પગથિયું સમજવું. ઈંગ્લાંડમાં જન્મેલી અંગ્રેજી પ્રજાઓ, આ દેશમાંની તેમની સર્વ પ્રજાઓ, અને દેશી રાજ્યોની સર્વ પ્રજાઓ એ સર્વનાં ઉદરના સ્વાર્થનાં સાધન એક થાય છે, એ વાતથી એ સૌનાં કાન અને કાળજાં ઊઘડશે ત્યારે તેમની બુદ્ધિઓ એક થશે, અને બુદ્ધિઓ એક થશે ત્યારે સર્વના હૃદયમાંથી એક જ નાદ અને શરીરમાંથી એક જ ગતિ નીકળશે. બ્રિટિશ હિંદુસ્થાન એ ઈંગ્લાંડનું સંસ્થાન, અને દેશી રાજ્યો તે એ હિંદુસ્થાનનાં સંસ્થાન: એવો સંબંધ બંધાઈ ચૂક્યો છે તે વધારે વધારે સજડ થશે. અમારાં વર્તમાનપત્રો તમને શાણપણ આપશે, તમને ધમકાવશે, તમારા ઉપર અન્યાય થતાં તમને સહાય થશે, અને તમે સારા હશો તો તમારા યશ ગાશે. અમારા પ્રસિદ્ધ દેશસેવક પુરુષો અમારી તેમ જ તમારી સેવા કરશે અને અમારી પાસે તેમ તમારી પાસે પોતાના શ્રમકાળે ભાથું માગશે. અમે તમારાથી છૂટી શકનાર નથી અને તમે અમારાથી છૂટી શકનાર નથી. આ ભાવિકાળ આવે છે તેનાં પગલાંના ધબકારા સંભળાવા લાગ્યા છે અને તે સર્વ પાસથી સત્કાર પામશે. ઇચ્છાથી કે અનિચ્છાથી તમે તેનો સત્કાર કરવાને નિર્મેલા છો.'



વીરરાવ ચંદ્રકાંતના કાનમાં હસતો હસતો કહેવા લાગ્યો: 'સામે બેઠેલું મંડળ તમારા ભાષણની અસરથી કુંભકર્ણની નીતિને પ્રાપ્ત થયું છે ને નિદ્રામાં ઘોરે છે. નપુંસકો પાસે લટકાં કરનારી સ્ત્રી નિરાશ થાય છે.

ચંદ્રકાંતથી હસી પડાયું: 'મહારાજ, વીરરાવનો સ્વભાવ ઊકળે છે ત્યારે સામાને ઉકાળે છે અને હસે છે ત્યારે આપણને હસાવે છે, તે આપને માલૂમ છે. પ્રવીણદાસજી, જે ઉદાત્ત પુરુષો શંકરશર્મા જેવાઓને મુંબઈથી બોલાવી તેમને લાભ આપે છે અને તેમની પાસેથી લાભ લે છે, એ જ ઉદાત્ત પુરુષો આખા ભરતખંડ સાથે જોડાશે ત્યારે આખા દેશનાં પુષ્પોનો વાસ લેશે અને આખા દેશનાં વૃક્ષોનું પોષણ કરશે. આ મહાન વ્યાપાર ખેડવામાં તમે અમે સંધાયેલા છીએ!'

છેલ્લા વાક્યથી વૈશ્યકલાનો પ્રવીણ નમ્ર થઈ ગયો, અને પ્રસ્તુત વિષયનો બીજો પ્રશ્ન લઈ બોલ્યો: 'ચંદ્રકાંતજી, ભલે તેમ હો. પણ અમારા રાજાઓનું રાજત્વ ખૂંચવી લેઈ અંગ્રેજો તેમને એકલા ઉદાત્તપણાના ખાડામાં નાખે એ હું માનતો નથી. અમારી તમારી વચ્ચે ભેદ રાખવો, અને અમારી સામે તમારો — અને તમારી સામે અમારો — ઉપયોગ કરવો એ સરકારનો સ્વાર્થ છે અને એ ચતુર વ્યાપારીઓ એમ કરવામાં ભૂલ ખાય એવા નથી. દેશી રાજ્યની સેનાઓ, દેશી રાજ્યનાં દ્રવ્ય અને દેશી રાજ્યોની સત્તા: એ સર્વ — ખોદે ઊંદર અને ભોગવે ભોરિંગ — એ ન્યાયે સરકાર વાપરી શકશે અને વગર મહેનતનો એ લાભ મૂકી દે એવા એ મૂર્ખ નથી. પરદેશી મહારાજ્યોના ભયથી, અમારા અંદરઅંદરના વિગ્રહથી, તમારી પ્રજાઓ એક થઈ અમને હેરાન કરે તો તેના ભયથી, અમારી પોતાની પ્રજા બંડ કરે તો તેના ભયથી, એમ અનેક જાતના ભયથી અમારું રક્ષણ કરવા સરકાર શક્તિમાન છે અને બંધાઈ છે એ અમારો સરકારમાં લાભ છે. તમે જે સામ્રાજ્ય કહો છો તેના અમે અંશ છીએ એ વાત ખરી, પણ અમારો અને સરકારનો લાભ એકબીજાનું ગુરુત્વ વધારવામાં છે અને ઘટાડવામાં નથી. * આ મહાન કાર્યને માટે, અંગ્રેજી વિદ્યાર્થી રાજનીતિના ઉત્તરોત્તર કુળાચારરૂપ થઈ ગયેલા અનુભવથી, અને અંગ્રેજોના આશ્રયથી અમારામાં અનેક કળાઓ આવવાની, અને અંગ્રેજ તમારી સાથે સાસુનો સંબંધ રાખશે ત્યારે અમે તેમની દીકરીઓ પેઠે તમારી સાથે નણંદનો સંબંધ રાખીશું, અને સાસુનણંદનો વહુવારુ — સામે એકસંપ થશે. ઈશ્વર ઘરમાં સંપ રાખશે તો અમે તમે ને તે જંપીને સુખે એકઠાં વસીશું, પણ અમારા રક્ષણમાં સરકારને લાભ છે અને રાજાઓનું રાજત્વ તેઓ નષ્ટ નહીં કરે. અમારાં ભાગ્ય સારાં છે.'

વીરરાવ — 'દેશી રાજાઓમાં હાલની ખટપટ અને ટૂંકી દૃષ્ટિને સ્થાને કોઈ દિવસ પણ આ સંયોગને યોગ્ય સાત્ત્વિક કળાઓ અને દીર્ઘ દૃષ્ટિ આવે એ ધારણા જ મિથ્યા છે. ભલે તેમાં ઉદાત્તતા હશે તો રહેશે; પણ વિદ્યા તેમની છે નહીં, અને થતી નથી, તે હવે શી રીતે તેમનામાં આવવાની હતી? સરકારમાં વિદ્યા છે તો કળા છે, પણ આપણા રાજાઓમાં તો *મૂલં નાસ્તિ કુત: શાખા ?* એ વિદ્યા તે કાંઈ થોડાંઘણાં પુસ્તકના સંગ્રહ કરવાથી આવે એમ છે?'

પ્રવીણદાસ — 'ભાઉસાહેબ, ભૂલી કેમ જાવ છો? યૂરોપની વિદ્યાને આપણે આકર્ષતા નથી, પણ એ વિદ્યા જાતે જ ઊડતી ઊડતી આપણા દેશ ઉપર આવી છે. એ વિદ્યાનો સત્કાર દેશી રાજ્યોમાં થાવ કે ન થાવ, એ રાજ્યોને વિદ્યા ઉપર પ્રીતિ હો કે ન હો, પણ એ દેશની વિદ્યાનું લાકડું એની મેળે બધે દાખલ થવાનું. કહેવત છે કે,

*ભાટ બ્રાહ્મણનું લાકડું વણપેસાડ્યું પેસે,*

*કહ્યું હોય કે ચોરે આવજો, તો ઘરમાં આવીને બેસે,*

અંગ્રેજી વિદ્યા આપનારા બ્રાહ્મણોનાં અને વર્તમાનપત્રોનાં ભાટનાં લાકડાં તો પોતાની સ્વતંત્ર સત્તાથી અમારામાં પેસવાના જ. * અને એ લાકડું પેઠું એટલે અમારા છોકરા તેને વશ થઈ તેની કળા શીખવાના જ.'

ચંદ્રકાંત — 'ભાઈ, સરકારનો સ્વાર્થ તમને જિવાડવામાં છે એવો અનુભવ થયેલો સાંભળવામાં નથી. પણ માનો કે એમ છે. તમારા પ્રભાવથી જે વિદ્યા તમે

મેળવવાના નથી તે વિદ્યા તમારા મગજમાં બલાત્કારે પ્રવેશ કરી તમારા અંધકારની નાશ કરે અને રાજત્વને યોગ્ય બુદ્ધિવિકાસને તમે પામો એવું માનીએ તોપણ એટલું તો સત્ય ગણશો જ કે તમે એટલો પ્રવાસ કરશો એટલામાં અંગ્રેજ સરકાર તમારાથી પચાસગણો વધારે પ્રવાસ કરશે અને તમે પાછળના પાછળ રહેવાના; અમે તમારા પગ થાકશે એટલે તમે એથી પણ વધારે પાછળ પડવાના ને અંગ્રેજને ગાળો દેવાના. બળાત્કારે નિશાળે જતો નિશાળિયો નથી વધતો વિદ્યામાં ને નથી વધતો સંસારમાં. ધીમા માણસને આંગળીએ લઈ ચાલનાર ઉતાવળો માણસ આખરે ધૈર્ય ખુવે છે ને ધીમા માણસને છૂટો મૂકી પોતાને રસ્તે એકલો પડે છે. એવી રીતે છૂટો પડેલો ધીમો માણસ નથી રહેતો ઘેર અને નથી પહોંચતો ઠેકાણે, પણ વચગાળે આથડે છે ને દુઃખી થાય છે. લાંબાની સાથે ટૂંકો જાય, ને મરે નહીં તો માંદો થાય. આજ યૂરોપના પ્રવાહ એવા વેગબંધ ચાલે છે કે તેમાં તમારી આ દશા આવશ્યક લાગે છે. તમારા હૃદયની ઉદાત્તતા — તમારી પ્રકૃતિ — તમને નહીં મૂકે, પણ આ નવી કળાઓમાં આપણા રાજા પાછળ પડશે અને વશે કે કવશે રાજત્વથી ભ્રષ્ટ થવાના. તે વિષયમાં તેમનાં પુણ્ય પરવારેલાં નહીં તો પરવારતાં દેખાય છે, અને પરવારી રહેશે એટલે પ્રજાવર્ગમાં આવશે. શાસ્ત્રકારો કહી ગયા છે કે દેવતાઓ *क्षीणे पुण्ये मृत्युलोके वसन्ति* . પછી તો દેવતાઓના પૃથ્વી પર જન્મ મોટઓને ઘેર થાય તેમ રાજાઓના નવા દેહ ઉદાત્ત જમીનદારોના અવતાર ધરશે.'

પ્રવીણદાસ - 'રાજાઓની વાતમાં તમે બે જણ નૈરાશ્યદર્શી —pessimists - છો; અમે આશાદર્શી —optimists છીએ. તમે જે અંગ્રેજોને સ્વાર્થજાળમાં અને વક્ર રાજનીતિમાં ડૂબી અમારા દુર્ભાગ્યના જ્વાળામુખી ઉઘાડતા જુઓ છો તેમાં અમે દૂરથી અમારી આશાના, ન્યાયના અને અમારા ઉચ્ચગ્રાહની ગંગાઓનાં મૂલ જોઈએ છીએ. ખરી વાત છે કે અમે તેમના શિષ્યો હોઈ તેમની પાછળ ચાલીશું. તેમની સાથે ચાલી શકવાને અમારે ઘણો કાળ થશે. અમને રાજનીતિ શીખવતા એ ગુરુઓ ગુપ્ત ગુરુભાગ પોતાની પાસે રાખશે અને અમને બધી કળાના પ્રવીણા થવા નહીં દે. અમને સ્વતંત્ર વિકાસ પામવા દેવામાં એમનો અનુદાત્ત ભાગ અંતરાય નાંખશે અને અમારા રાજાઓમાંના અબુદ્ધ ભાગ પાછળ પડશે. પણ જન્મ પામેલા સત્પ્રવાહ અંતે વધે છે; નાશ પામવાના નથી. અને અમારાં ને તેમનાં કર્તવ્ય છે તે એ લોકોનો શિષ્ટ ભાગ આનંદથી સ્વીકારે છે અને તે લોકોની સંખ્યા અંતે વધશે. અમારી વૃદ્ધિ તેઓ પિતાની પેઠે ઇચ્છે છે; વૃદ્ધિ પામતાં અમને પડતાં કષ્ટ દેખી માતા જેવી અમારી રંક બુદ્ધિ અમારા ઉપર દયા આણી કષ્ટ દૂર રાખવાના માર્ગ બતાવતાં એ કષ્ટના અમૃતફળથી દુર રાખે છે, પિતા પુત્રને નિશાળે મોકલે ને તેને રડતો દેખી દયાળુ મા તેને ઘરમાં સંતાડી રાખે તેમ. પણ અંતે ચાલશે પિતાનું, અને અંગ્રેજોમાંના ઉદાત્ત વર્ગમાં એ પિતૃબુદ્ધિ અને પિતૃપ્રયત્ન દેખાય છે તેનો અધિકાર અમારી બુદ્ધિમાતા મોડી-વહેલી સ્વીકારશે.'

ચંદ્રકાંત — 'તમારી ઉદયદશા એમ બેસી ચૂકી હોય તો એની ગતિ કેણી પાસ થતી તમે દેખો છો?'

પ્રવીણદાસ — 'સન ૧૮૭૧થી પ્રશિયાના રાજ્ય ભેગાં જર્મનીનાં નાનાં રાજ્યો જોડાયાં છે તે દિશામાં અમારી ગતિ થશે. * અમે અમારાં ઘરઘરની અંદરથી સંભાળી રાખીશું તેમાં સરકાર આશ્રય આપશે ને વચ્ચે નહીં પડે, અને સરકાર પરરાજ્યો સાથે યુદ્ધકાળના વિગ્રહ માંડશે અથવા શાંતિકાળની રાજનીતિના

ઘોડાઓની શરતમાં પડશે તેમાં અમારા રાજાઓ તેમના માંડલિકરૂપે સહાયભૂત થશે અને એ કળાઓના અનુભવી થશે. નાનાં રાજ્યોની હૂંફથી જર્મનીનો મહારાજ ફ્રાન્સને હંફાવે છે, તેમ અમારી હૂંફથી અંગ્રેજી રાજ્ય રશિયાને હંફાવશે. તમો પ્રજાવર્ગને પરદેશી ગણી સરકાર તમારો અવિશ્વાસ કરે છે ને તમારા હાથમાં શસ્ત્રની છાયા દેખી ભડકે છે તે જ સરકાર અમારો વિશ્વાસ કરશે ને પોપટ કાગડાઓની bad company માં ભળ્યો હતો તેમ અમે તમારા સંગમાં ભળીશું તો સરકાર અમારો પણ અવિશ્વાસ કરશે અને એ પોપટની દશા તે અમારી દશા થશે એમ હું માનું છું. તમારા સંગથી અમને થવાના ભાવી લાભ તમે દેખાડો છો તેના કરતાં આ દશા પામવાથી અમારી દુર્ગતિ વધારે થશે એવું પરિણામ, જમે ઉધારનું સરવાયું કાઢતાં, મને સ્પષ્ટ સૂઝે છે.'

ચંદ્રકાંત — 'લાભાલાભના વિચાર કરતાં વર્તમાન પ્રવાહ કેણી પાસ વળે છે એ જોઈને તમારા ભાવીનો વર્તારો કાઢો.'

પ્રવીણદાસ— 'તમે જોષી થવાનો આરંભ કરો છો; હું વૈદ્ય થવાની ઇચ્છા રાખું છું. તમે science ને નામે fatalism ની જાળમાં ગૂંચવાયા છો; હું will નો સત્કાર કરી duty શોધું છું ને તેમાં ઇષ્ટ પરિણામ જ જોઉં છું. તમે પ્રચ્છન્ન પ્રારબ્ધવાદી છો; હું પુરુષાર્થવાદી છું.'

ચંદ્રકાંત — 'એ જેમ હો તે હો; એક ચર્ચામાં બીજી નહીં ભેળીએ. જો મનુષ્યની દૃષ્ટિ ભાવિ સત્યને પ્રત્યક્ષ કરી શકે તો એ સત્યના પાયા ઉપર એનો ધર્મ છે. શું તમારો ધર્મ એવો છે કે આંખો મીંચી, મનના તર્ક ફેરવાવે એમ તરવાર વીંઝવી? સામાન્ય શત્રુના દર્શનથી એકત્ર થયેલું જર્મની એ દર્શન બંધ થતાં છિન્નભિન્ન થઈ જશે. એક મ્યાનમાં અનેક તરવારો સમાતી નથી; એક સ્ત્રીના અનેક સ્વામી હોતા નથી; એક સત્તાના અનેક ભાગિયામાંનો બલિષ્ટ ભાગિયો સર્વની સત્તા પોતાના ઉદરમાં સ્વાહા કરવાનો. તમારી સત્તા અંગ્રેજ સરકારના પેટમાં પચી જવાની. વૈરાટ સ્વરૂપના મુખમાં જવા નિમિત્ત થયેલા પ્રવાહો જોઈ અર્જુન ધર્મ સમજ્યો છે તેમ તમારો પ્રવાહ જેના મુખમાં વળે છે તેને જોઈ તમારો ધર્મ સમજો. રાજકીય સંયોગને અંતે નાનાં રાજ્યોનો ધીમે ધીમે મોટાં રાજ્યોમાં લય થવાનો, સૂર્યના તેજ જેવી સત્તામાં તારા અને ચંદ્ર જેવાની સત્તા ડૂબી જવાની અને એ *હસ્તિપદે સર્વપદં નિમગ્નમ્* થાય એટલે માત્ર પ્રજાઓનું ઐક્ય બાકી રહ્યું તે થવાનું. Federation નો અંત પણ આ, અને colony નો અંત પણ આ — રોમમાં એ થયું હતું. જર્મનીનું થશે અને તમારું અમારું પણ એ જ થશે. તમારો પ્રવાહ આવા મુખમાં છે.'

શંકરશર્મા — 'તમે એવા પ્રવાહોની ગતિને વ્યવહારદૃષ્ટિથી જોઈ શકતા નથી, તેમ પ્રવાહ પ્રવાહમાં ભેદ છે તેનો વિવેક કરી શકતા નથી. ખરી વાત તો એ છે કે જર્મનીનું ઐક્ય નિત્ય કારણથી થયું નથી તેથી કારણને અભાવે ત્યાં કાર્યાભાવ થાય અથવા તમે ધારો છો એવું *તૃતીયં* નીકળે. આજકાલ સુધરેલી પ્રજાઓ સર્વત્ર એક અંગીનાં અંગ થાય છે એટલી કથા તમે સ્વીકારો છો. પણ તે પ્રજાઓ પ્રજારૂપે સંધાતી નથી અને આ દેશમાં તો સંધાવાની નહીં. એ પ્રજાઓ પ્રજાસત્તાક અથવા રાજસત્તાક રાજકીય દેહને ધારણ કરી એ દેહ દ્વારા સંધાય છે. તમારી પ્રજાને રાજકીય દેહ ધારવાનો અવકાશ મળવો પરદેશી રાજ્યમાં અશક્ય છે. રાજકીય દેહવાળાં અમારાં સંસ્થાન, માથા વગરના ધડ જેવી — રાજકીય શિર વગરના કેતુ

જેવી — તમારી પ્રજા સાથે સંધાઈ શકે એ બનાવ કેવળ અશક્ય છે. અમે તમારી સાથે સંધાઈએ એવું જે તમારું સ્વપ્ન છે તે જાગૃત કાળને માટે નથી. તમારે અમારી ગરજને લીધે એ સ્વપ્ન તમને વહાલું લાગતું હશે. પણ અમે તમે સગોત્રી છીએ તેનું લગ્ન અંગ્રેજી રાજનીતિ થવા નહીં દે.'

વીરરાવ — 'અમારી સાથે તેઓ તમારું લગ્ન નહીં થવા દે; પણ તમારાં લૂગડાંલત્તાં કાઢી લઈ અમારી સાથે લંગોટિયા ભાઈબંધી કરી રમવાને મોકલી દેશે. હિમાચલ અને કન્યાકુમારી વચ્ચેના જોઈએ તેવડા મોટા ક્ષેત્ર ઉપર આપણે ભાઈબંધી કરી ખેલીશું, ને આપણે લડીએ નહીં ને આનંદથી રમીએ એટલી સત્તા સરકાર વાપરશે. હિંદુસ્થાનમાં અંગ્રેજોનું રાજ્ય રાજસત્તાક છે અને તેવાં રાજ્યોના રાજાઓ પ્રતિસ્પર્ધી સત્તાવાળા ઉમરાવોને પ્રજા જેવા કરી નાખે છે તેનું ઈંગ્લાંડમાં જ દૃષ્ટાંત છે. પહેલા ચાર્લ્સનો કાળ આવ્યો ત્યારે ટ્યૂડર રાજાઓને બળે મેગ્નાકાર્ટાવાળા બૅરનો ભૂમિ ભેગા થઈ ગયા હતા અને તેને સાટે પ્રજાવર્ગરૂપ શેષનાગના મુખ્ય મુખ પેઠે હૅમ્પડન અને ક્રૉમ્વેલ, એ સાપે માંડેલી ફણાઓના અગ્રભાગે દોલાયમાન થતા હતા.'

શંકરશર્મા — 'હવે એ યુગ વીતી ગયો. વિગ્રહકાળના અભિલાષોને સાટે હાલ રાષ્ટ્રીય ન્યાયના કાયદાઓ આગળ મુકુટધર મંડળનાં શસ્ત્ર સ્તંભ પામે છે. અશ્રુતપૂર્વ અક્ષૌહિણી સેનાઓ મનુષ્યનાં સદ્ભાગ્યનો કચ્ચરઘાણ વાળવા યુરોપમાં ખડી થઈ છે ત્યારે નયવ્યવહાર (Diplomacy )નું શબ્દબ્રહ્મ એ સેનાઓની માયાને સ્વપ્નના દંભ જેવી અકર્મકર કરી નાંખે છે. બીજાં રાજ્યોના આ સર્વ સૈનિક દંભ વચ્ચે અંગ્રેજી રાજ્ય, આ નવવ્યવહારના સત્ત્વનો વાવટો ઉરાડી, એ દંભના ખરચખાડામાં ઊતરતું નથી. ત્યાં બેઠેલો આ શાંતિયુગ આખા જગતમાં બેસવા માંડથો છે. એ યુગનું અભિજ્ઞાન વધારે વધારે પ્રસરશે, તેમ તેમ રાજાઓ, વિગ્રહકાળની આસુરી સંપત્તિઓનો તિરસ્કાર કરી, શાંતિકાળની દૈવી સંપત્તિઓની પૂજા કરશે.' *

'વીરરાવજી! હવે યુદ્ધશાસ્ત્રનાં રાજ્યને સ્થાને અર્થશાસ્ત્રનાં રાજ્ય ચાલશે, રાજકીય સત્તાના લોભને સ્થાને વ્યાપારસત્તાનો લોભ ચાલશે, અને અંગ્રેજ સરકારનું સામ્રાજ્ય અમારી સાથે અર્થવ્યવહારનો લોભ છોડી અમારી રાજકીય સત્તા ઉપર દૃષ્ટિ કરે એવા વૈશ્યત્વહીન અંગ્રેજો નથી. રાષ્ટ્રીયન્યાયની શક્તિ પણ ધીરેધીરે આ વૈશ્યત્વના તેજમાં લીન થઈ જશે. પ્રવીણદાસ જે યુગને પુરુષાર્થથી ઉત્પન્ન કરવા ઇચ્છે છે તે યુગનો પ્રવાહ મનુષ્યલોકના પ્રારબ્ધયુગે જન્મી ચૂક્યો છે, અને એ યુગ અંગ્રેજોમાં બેઠો છે તેથી એ લોક દેશી રાજ્યોની સત્તાને નિર્માલ્ય ગણી, છે ત્યાં રાખશે અને એ રાજ્યોનું વ્યાપારમધુ ચૂસશે. મનુષ્યાહારી રાક્ષસના હાથમાં સુંદર સ્ત્રી જતાં તેના માંસભક્ષણના કરતાં તેના શૃંગારભોગ ઉપર વધારે પ્રીતિ કરે છે તેમ અંગ્રેજના પંજામાં ગયેલાં દેશી રાજ્યોનું થશે. અંગ્રેજ રાજપુરુષો દેશી રાજાઓને પોતાના પ્રતિસ્પર્ધી નથી ગણતા, પણ ઉભયના સંયોગથી થતા લાભમાં તેમને પોતાના ભાગિયા ગણી તેમની સંવૃદ્ધિ ઇચ્છે છે, અને એ રાજ્યોની સત્તા અને પોતાની સત્તાના સંયોગથી તેમનાં પરસ્પર સ્વાર્થપોષણ ઇચ્છે છે.' *

વીરરાવ — 'એટલે સરકાર પુરુષ, તમે સ્ત્રી, અને ઉભયનો સંસાર — એમ જ કે નહીં? ચંદ્રકાંત, હવે તો આ પતિવ્રતાને નમસ્કાર કરો ને તેની ક્ષમા માગો. પતિવ્રતા સ્ત્રીની પાસે તેનો સ્વામી પરસ્પર શૃંગારવાસનાની અભિવૃદ્ધિને સાટે તેના

માંસભક્ષણનો અભિલાષ રાખે એવાં વચન આપણે ઉચ્ચાર્યાં એ મહાપતિવ્રતાનો શાપ આકર્ષે એવો દોષ! હરિ! હરિ! *अब्रह्मण्यम्, अब्रह्मण्यम्!* સતી માતા! અમારો અપરાધ ક્ષમા કરો!!'

શંકરશર્મા — 'વીરરાવ! બ્રહ્માના પાંચમા મુખ પેઠે તમારા મુખને બોલવું હોય તે ભલે તેની પાસે બોલાવો. મહાન વિષયને સામાન્ય વિચારની ભાષામાં બોલવાના મારા પ્રયત્નમાં ઉપમાદોષ આવતો હોય તો તેનો અર્થગુણ લઈ ભાષાદોષ સુધારી લેવા એ ગુણજ્ઞ જનનું કામ છે. મારે કહેવાની કથા એટલી કે મેં જે વર્ણવ્યો એવો સંબંધ સરકાર અને અમારાં સંસ્થાનો વચ્ચે બંધાશે. જર્મનીની પેઠે અમે ક્ષણિક અને નૈમિત્તિક સ્વાર્થથી અંગ્રેજી રાજ્ય સાથે બંધાવાના નથી પણ નિત્ય સ્વાર્થથી સંધાઈશું-'

વીરરાવ — 'તમે ઉપમા આપી તેમાંની શૃંગારવાસના તો જુવાની જતાં નાશ પામે એટલી અનિત્ય છે. તમારી અને તમારા ધણીની જુવાની ઊતરે ત્યારે તમારું શું થાય?'

'Thank you !' વીરરાવને આથી વધારે ઉત્તર ન દેતાં શંકરશર્મા વાધ્યો:

'ચંદ્રકાન્તજી, અમેરિકામાં યુનાઈટેડ સ્ટેટ્સનો સંયોગ જેવો છે તેવો દેશી રાજ્યોનો અને અંગ્રેજ સરકારનો કાળક્રમે થશે. અમે પાશ્ચાત્ય રાજ્યકળાઓથી પાછળ છીએ ત્યાં સુધી એ કાળ નહીં આવે. પણ પરદેશી અંગ્રેજો પોતાની હિંદી પ્રજાને સ્વાર્થવિરોધથી જે સુખ અને સમૃદ્ધિ કદી આપી શકવાના નથી એ સુખ અને સમૃદ્ધિ દેશી રાજ્યકર્તાઓ પોતાની પ્રજાને પ્રમાણમાં અલ્પપ્રયાસે આપી શકશે, અને તે દિશામાં તેમના પ્રયાસ-પ્રવાહનો આરંભ ક્વચિત્ થયો છે. સાધારણ સદ્ગુણ, કંઈક ઉચ્ચ અભિલાષ અને અંગ્રેજનું અનુકરણ કરી શકે એટલી કલા: આટલાના જ સંયોગથી દેશી રાજાઓ પોતાની પ્રજાને પાડોશની અંગ્રેજી પ્રજા કરતાં વધારે સુખી કરી શકે છે તે અમે પ્રત્યક્ષ કરી શકીએ છીએ.

આ ગુણોનો વિકાસ અને પરિપાક દિવસે દિવસે વિશેષ થશે તેમ તેમ અમારી પ્રજા અને તમારી પ્રજાઓનાં સુખ સરખાવતાં અમારી પ્રજા આગળ વધશે. અમારે ત્યાં તમારા જેવાં — અંગ્રેજ અને દેશીઓ વચ્ચેના — ન્યાયભેદ નહીં રહે; અમારે ત્યાંનું દ્રવ્ય પરદેશમાં નહીં જાય; અમારી પ્રજા અમારી સામે સરકાર પાસે અરજીઓ કરે તેમાં અમારે રાજદ્રોહ ગણવાનો પ્રસંગ નથી તેથી અમારી પ્રજાને રાજદ્રોહના ભય નીચે દબાઈ રહેવાનું કારણ નથી અને અમારી પ્રજા પોતાના અભિલાષ ખુલ્લે સ્વરે દેખાડશે; અને ગમે તો તમારે દુર્ભાગ્યે સરકારને માથે અંકુશ નથી પણ અમારી પ્રજાને ભાગ્યે અમારે માથે સરકાર અંકુશ છે તેના ભયથી — અમે અમારી પ્રજાને પારકા ધણી પાસે ફરિયાદ કરતી અટકાવવા — જાતે સુધરીશું, અને ગમે તો અમારી પ્રજાના વિચાર-આચારને — પરદેશી અંગ્રેજ અતિ પ્રયત્ને પણ ન સમજે ત્યાં — અમારા દેશી રાજપુરુષો સહજ સ્વભાવથી સમજી જશે અને પ્રજાને તૃપ્ત કરશે જ્યારે અમારી અવસ્થા આ દિશામાં ઊંચી થશે ત્યારે અંગ્રેજી પ્રજા અને અંગ્રેજ સરકાર અમારા ગૌરવનો સ્વીકાર કરશે અને અમારી સત્તા વધશે એમાં શું કોઈને શક પડતી વાત છે? અમારી આટલી ઉન્નતિ થશે ત્યારે — નિશાળિયા ઉપર મહેતાજી ઉગામે એવી અમારા પર હાલ સોટી પડે છે તેવી — સોટી અમારા ઉપર ઉગામતાં શું સરકાર વિચાર નહીં કરે? વિલાયતના પ્રજામતના પ્રવાહ અને બળતા પ્રતાપથી જ અમારા મહેતાજી તે કાળે શરમાઈ

જશે અને સોટી સંતાડશે. અમારા ઉપર પિતૃભાવથી આજ્ઞા કરનાર સરકાર તે કાળે '*प्राप्ते तु षोऽशे वर्षे पुत्रंमित्रमिवाचरेत्* ' નો ધારો શું અમારી સાથે નહીં પાળે? તે કાળે અમારા અભિપ્રાયને, સરકાર અમારી બુદ્ધિનો સત્કાર કરી, સ્વીકારશે અને અમારા ન્યાયાધીશનું પદ ધારતાં શરમાશે. અમારી સાથે આવો સમભાવ થયા પછી હિંદી રાજાઓનું અને સરકારનું ઐક્ય ઉગ્ર થશે અને યુનાઈટેડ સ્ટેટ્સનાં સંસ્થાન પરસ્પર અભિપ્રાયના સરવાળાની આજ્ઞાનું ધારણ કરે છે તેવું જ હિંદુસ્તાનમાં થાય તો તેમાં કાંઈ અશકય નથી. રાજાઓ પોતાની પ્રજાની ઉન્નતિ કરવા જેટલો સ્વાર્થ સમજશે ત્યાં પોતાની પણ ઉન્નતિ કરશે. તેમની ઉન્નતિ થઈ એટલે અંગ્રેજ લોકનાં હૃદયમાં તેનું સન્માન — તેમના સહજ સ્વભાવને બળે — ઉદય પામશે.

The maturity of our own moral and intellectual altitude, whenever we reach it in the distant future, will not fail to command respect and love in the highest circles among Englishmen, if English instincts will have survived the period. The Princes that will have then led their subjects to a climax of genuine prosperity, a vision of which a foreign Government will have tried in vain to conjure up before their own Indian subjects, will present a divine spectacle which will make your English Rulers blush with an awakened consciousness of their own inner frailties! That will be the moment that will call them to the presence of a higher ideal, and I believe that also will be the beginning of an epoch when the Government will see the necessity of looking after your aspirations as if they were your kith and kin and not as your more powerful rivals and competitors. In the existence and growth of the native States, not only are their subjects interested, but the rest of India and its rulers will find to this extent their own fortunes involved .'

વીરરાવ ખુશ થયો અને ઊભો થઈ શંકરશર્માની સાથે હાથ મેળવવા મંડી ગયો અને બોલ્યો:

'Thank you, my friend; for having an ideal so beautiful! I shall now be proud to claim you as my fellow townsman of Bombay .'

ચંદ્રકાંતા! મિ. શંકરશર્મા સામા મેં જે ઉદ્ગાર કર્યા હતા તે ખોટા પડચા દેખી હું ખુશ થાઉં છું. બાકી આ વિષમયાં તો અમારા બેના અભિપ્રાય પૂર્વ પશ્ચિમમાં સામસામે જ છે. એમની આકાશગંગા છે તો સુંદર અને દિવ્ય; પણ તેમાંથી પીવાનું પાણી મળે એમ નથી. It is all Utopia, you see ! મિસ્ટર શંકરશર્મા! માફ કરજો -

The man convinced against his will ,

Is of the same opinion still .

મારી પ્રકૃતિમાં તમારું ચોકઠું બેઠું નહીં, અને *प्रकृतिं यान्ति भूत्तानि* એવું ભગવદ્વાક્ય છે તે મારાથી કાંઈ મિથ્યા થાય?'

રાણો ખાચર ઘડિયાળ કાઢી જોવા લાગ્યો. જોતો જોતો બોલ્યો, ‘વિદ્યાચતુરજી માળાના મણકા તો સારા છે પણ કાંઈક તેનો મેર આણો.’

વિદ્યાચતુર — ‘હા જી, એનો પણ હવે વારો જ આવ્યો છે. — વીરરાવજી, તમે દર્શાવો છો તે ભવિષ્ય દેશી રાજ્યોને શિર બેસે તો કાંઈ આશ્ચર્ય જેવું મને લાગતું નથી. પણ ખરી વાત તો એ છે કે આપ ચારે વિદ્વાનોએ અમારા રજવાડાની જન્મકુંડલી રચવાનો પ્રયત્ન કર્યો; તે છતાં જ્યોતિ:શાસ્ત્ર ઉપર શ્રદ્ધા રાખવાનો આરોપ આપને શિર કોઈ મૂકે તો તમે સ્વીકારવાના નહીં. એ શાસ્ત્રને નામે કે ભાગ્યપ્રવાહને નામે કે લોકપ્રવાહના શાસ્ત્રને નામે આવા વર્તારા બાંધવા સહેલાં છે. પણ તે કેવી રીતે ખરા પડશે તે કોઈથી કહેવાતું નથી. ઈશ્વરેચ્છાના મર્મ મનુષ્યબુદ્ધિથી અગમ્ય છે, અને ધર્મનો પાયો સત્ય ઉપર છે એ વાત જેવી સાચી છે તેમ એ પણ સાચી વાત છે કે મનુષ્યનો અધિકાર ભૂત અને વર્તમાનમાં કંઈક સત્ય જાણવામાં જ સમાપ્ત થાય છે, અને ભવિષ્યના સત્યનું દર્શન તો સ્વપ્નદર્શન જેવું મિથ્યા છે. આ સત્ય સ્વપ્ન પર પડતાં દૃષ્ટિપાત તો speculative છે — અંધકારમાં દૃષ્ટિ નાંખવા જેવું છે. આવાં સત્ય ઉપર અમારે વ્યવહારધર્મનો પાયો રચવો અયોગ્ય છે.

‘ઐતિહાસિક પર્યેષણાના વિષયમાં આવાં સત્ય શોધવાં યોગ્ય છે; એ પર્યેષણા વીજળી પેઠે ચમકારા કરી અંધકારના પર્વતોની વચ્ચોવચ પળવાર પ્રકાશમયી ખીણો દર્શાવી દે છે, અને તેથી એ ખીણની એક પાસ રોકાઈ રહેલાને બીજી પાસ જવાનું દિગ્દર્શન થાય છે. આવાં દર્શનનો લાભ લેવો એ ગ્રંથકારો ને રાજાઓનો એક આવશ્યક ધર્મ છે, કારણ કે ઉભય દેશકાલનાં કારણ છે અને આવી સૂક્ષ્મ દૂરદૃષ્ટિ નાંખી, વર્તમાન દેશકાળને સ્થળે નવીન દેશકાળ ઊભા કરવા એ તેમનું કર્તવ્ય છે. રાજા અને ગ્રંથકાર ઉભયનાં શસ્ત્ર પ્રારબ્ધવાદના વ્યવહારનું છેદન કરે તો જ તેઓ પોતાનું કર્તવ્ય કરી શકે. દેશને માથે પ્રરરાજ્યની સેના ચડી આવે, દુષ્કાળ આવે કે સાર્વભૌમ વ્યાધિચક્ર ફરવા માંડે, ત્યારે દેશકાળના ભાગ્યથી સંતુષ્ટ રહેતો રાજા નષ્ટ થાય છે, અને પ્રજાને માટે કેવળ પુરુષાર્થને માની આ આપત્તિયંત્રને છિન્નભિન્ન કરવા સર્વાંગી પ્રયત્ન કરનાર રાજા પ્રજાનું કલ્યાણ કરે છે અને રાજધર્મનું વિકટ ગૌરવ પાળે છે. અમારી પ્રજાનું કલ્યાણ કરવા અમારે આવી દૃષ્ટિ અને આવા પ્રયત્ન ધર્મ્ય છે.

‘પણ પ્રજાઓએ તો ધર્મનિષ્ઠ રાજાના રચેલા દેશકાળની મર્યાદામાં રહી એ દેશકાળના ધર્મ સાચવવાના છે; અને એ દેશકાળનાં ભૂત અને વર્તમાન સત્ય શોધી, એટલે સુધી પ્રારબ્ધવાદી થઈ, આ પ્રારબ્ધમર્યાદામાં — રાજાની આજ્ઞામાં — આણમાં રહી, પોતાનો પુરુષાર્થ શોધવાનો છે. દેશી રાજ્યોને શિર અંગ્રેજી સામ્રાજ્યનું ચક્રવર્તિત્વ છે, સર્વ દેશી રાજ્યોના અને અંગ્રેજી રાજ્યના સર્વસામાન્ય લાભાલાભ વિચારી અમારા રાજા જેવા સર્વ રાજાઓનું મહારથીપણું એ ચક્રવર્તીને શિરે છે અને એ મહારથીની પાછળ વિગ્રહકાળનાં તેમ શાંતિકાળનાં પ્રયાણમાં અમારે ઉત્સાહથી અનુસરવું એ અમારો માંડલિક ધર્મ છે. એ ધર્મ જેટલી મર્યાદામાં અમારા ધર્મ પ્રજાધર્મને અનુસરતા છે. અમારો ચક્રવર્તી અમારે માટે જે દેશકાળ રચે તેમાં તમારી પેઠે જ પ્રારબ્ધવાદી થવું એ કંઈક અમારો ધર્મ છે. આખી મનુષ્યસૃષ્ટિના લોકપ્રવાહ કેમ ચાલે છે તેની પર્યેષણ અમારા વિષયમાં અમારો મહારથી કરે તે યોગ્ય છે; એવી એવી પર્યેષણાઓ કરી તે જે દેશકાળ અમારે માટે

રચે તેમાં અમારે તેની પાછળ અનુસરવું એ વ્યવહાર પ્રસ્તુત વિષયમાં અમારે ધર્મ્ય છે. ચક્રવર્તી અમારે માટે જે દેશકાળ રચે તેના કરતાં વધારે પર્યેષણા વ્યવહારમાં કરવી એ અમારે માટે ધર્માતિક્રમ છે પણ અમારી પ્રજાના કલ્યાણના વિષયમાં જો એવી પર્યેષણા ન કરીએ તો અમારા ધર્મમાં અમે ન્યૂનતા રાખીએ. અમારી પ્રજાના કલ્યાણકાળે અમે તમારાં બતાવેલાં સત્ય ઉપર અમારા ધર્મનો પાયો ચણીશું. પ્રસ્તુત વિષયમાં — ચક્રવર્તીના સંબંધમાં — એ સત્યને અમે અંધકાર જેવા ગણીશું, અને અમારો મહારથી જે પ્રણાલિકા દર્શાવશે તેના તેટલા પ્રકાશમાં સેનાની પલટણો પેઠે ચાલીશું; એમ ન કરીએ તો હજારો વર્ષોની અવ્યવસ્થાને અંતે ભરતખંડના ભાગ્યમાં ઈશ્વરે રચેલી સૂક્ષ્મ વ્યવસ્થાના નાશના એક સાધક થવાનું મહાપાતક અમારે માથે બેસે. આ અમારા રાજાઓના ધર્મનું તારતમ્ય.'

'વીરરાવજી અને ચંદ્રકાંતભાઈ કહે છે તે પ્રમાણે અમારું વૈધવ્ય નિર્મેલું કલ્પી, આજના અમારા સૌભાગ્યકાળે, અત્યારથી જ અમારા ચૂડા ભાંગવાનો ધર્મ પાળવાનું પ્રારબ્ધ વહોરી લેવાનું કાંઈ કારણ નથી; તેમ વૈધવ્યનો ભય અમારે શિર આવી બેસે તે પ્રારબ્ધની અવગણના કરવા જેવું પણ નથી. પ્રવીણદાસ અને શંકરશર્મા અમારા સદ્‌ભાગ્યનાં સ્વપ્ન જુએ છે કે સ્વપ્ન ખરાં પાડવાં એ મહાપુરુષાર્થ અને મહાપ્રારબ્ધ ઉભયના હાથની વાત છે. એ પુરુષાર્થના આરંભ હજી સુધી દૃષ્ટિમર્યાદામાં ઉદય પામ્યા નથી. પણ આ બે વિદ્વાનોને સાધ્ય સૂઝ્યાં છે તો કોઈને પણ સાધન સૂઝે તો તે અશક્ય નથી. એ પુરુષાર્થને અંતે એ મહાપ્રારબ્ધનો કાળ રચવો તે તો ઈશ્વરના ને ચક્રવર્તીના હાથની વાત. તમારી સર્વની પર્યેષણાઓનો અમારે માત્ર આટલો ઉપયોગ.'



વીરરાવ — 'ચક્રવર્તીની આજ્ઞાઓ ન્યાય્ય હોય કે અન્યાય્ય હોય પણ તમે તેનું ધારણ કરવાનું દાસત્વ સ્વીકારો છો? શું અમારાં વર્તમાનપત્રો એમાંની અન્યાય્ય આજ્ઞાઓ સામે અભિપ્રાય આપવામાં અને દેશી રાજ્યોના અધિકારની વાર્તા કરવામાં થડથી જ ભૂલે છે?'

ચંદ્રકાંત — 'શું તમારી અને ચક્રવર્તીની વચ્ચેના પ્રશ્નોમાં ચક્રવર્તી, જાતે પક્ષકાર હોવા છતાં, ન્યાયાધીશ થાય એ વાતની યોગ્યતા આપ સ્વીકારો છો, અને એ સ્થિતિથી તમારા અધિકાર ઘસાતા નથી એવું આપ કહો છો?'

વિદ્યાચતુર સ્મિત કરી બોલવા લાગ્યો: 'ના જી, ચક્રવર્તીના અમારા અને તેના પોતાના પક્ષ વચ્ચે ન્યાયાધીશ થાય છે તે અયોગ્ય છે અને તેથી અમારા અધિકાર ઘસાય છે એ વાત હું સ્વીકારું છું. પણ ભરતખંડના સામ્રાજ્યનો ન્યાય ચૂકવવા અંગ્રેજ સરકારની ઉદારતાથી અથવા ચકોરતાથી ન્યાય આપનાર બીજું કોઈ ધર્માસન અમને મળે એ પ્રસંગ આવતાં સુધી એ સામ્રાજ્યનાં યંત્રનાં વર્તમાન ચક્રોમાંથી કોઈ પણ ચક્રમાં એ ધર્માસનની ગતિની પ્રતિષ્ઠા રહેવી જોઈએ, તેમ ન રહે તો સરકારની અને અમારી અવ્યવસ્થા થાય ને ભયંકર રૂપ પકડે, અને એ અવ્યવસ્થા અટકાવવા કોઈની પાસે પણ ધર્માધિકારની પ્રતિષ્ઠા હોવી જોઈએ તો વિદ્યા, બુદ્ધિ, ધર્મવાર્તા અને સત્તામાં ભરતખંડમાં શ્રેષ્ઠ રાજાના હાથમાં જ તે રહેવી જોઈએ. અને તેનું રાજત્વ સાંપ્રત ચક્રવર્તી સિવાય આજ બીજા કોનામાં છે? અંગ્રેજ અધિકારીઓ નાનામોટા અનેક દોષનું પાત્ર હોવા છતાં, એ જ ચક્રવર્તીમાં સર્વશ્રેષ્ઠ ગુણો છે અને તે ગુણના લાભ આગળ એ દોષ માલ વિનાના છે. એ ગુણ તેમનામાંથી ઘસાય નહીં અને એ દોષનો પ્રતિકાર થાય એ લક્ષ્ય ઉપર તરત

અનુસંધાન કરવામાં અમારું ચાતુર્ય, અમારું બુદ્ધિબળ, અમારું માનસિક શૌર્ય, અમારી સ્વતંત્રતા અને અમારા ધૈર્યની ચડાઈઓ યોગ્ય છે. પણ એ ચડાઈઓ રાજાની બુદ્ધિ ઉપર પ્રધાનની રાજભક્ત બુદ્ધિ કરે તેવાં સાધનથી કરવાની છે. આ પ્રસંગમાં અમારું અને અંગ્રેજી હિંદી પ્રજાનું ઘણાક અંશથી સમાનત્વ છે, અને પરસ્પરને સાહાય્ય આપવામાં ચક્રવર્તી પ્રતિ આપણા ધર્મનો અતિક્રમ નહીં કરીએ ત્યાં સુધી કંઈ બાધ મને લાગતો નથી. એટલું જ નહીં પણ એ સાહાય્ય આપવું એ આપણો એક ધર્મ છે. આ વિષયમાં વીરરાવજી અને ચંદ્રકાંતજીના અભિલાષ કેવળ ધર્મ્ય છે.'

'ગામ હોય ત્યાં બ્રાહ્મણની પોળ પણ હોય અને ઢેડવાડો પણ હોય. મનુષ્યવૃત્તિ હોય ત્યાં ઉદાત્તતા પણ હોય ને અનુદાત્તતા પણ હોય. પણ અંગ્રેજ અધિકારીઓના ગુપ્ત ને પ્રકટ અનુદાત્ત મર્મ ભણીથી આપણો ઘાત ન થાય એટલી સંભાળ રાખી, એ સંભાળને જે આપણો એકલો સ્વાર્થ ગણવાની પ્રવીણદાસ ભૂલ કરે છે તે ન કરી, તમારા અંગ્રેજી ભરતખંડના મહાજનના અગ્રેસરો, વિદ્વાનો, અને વર્તમાનપત્રો અમને સાહાય્ય આપે અને ઠપકા આપે અને અમે તેમને આપીએ અને તે માર્ગથી તમારા રાજા અને અમારા ચક્રવર્તીના ઉદાત્ત મર્મને સતેજ કરી, તેની પાસેથી મોટાં વરદાન આકર્ષી લઈએ તો તેમાં રાજદ્રોહ નથી, અશક્યતા નથી અને ધર્મ અને પુરુષાર્થ છે. દેશી રાજ્યોમાં આ પુરુષ પ્રયત્ન કરવા જેટલી શક્તિ આવશે તો તમારી ભાષક ને યાચક કૉંગ્રેસને માથે ભરતખંડના રાજાઓના સંયોગથી કોઈ કાંર્યસાધક સંયુક્ત-રાજસભા થશે અને તેમાં ચક્રવર્તી પ્રમુખસ્થાને વિરાજશે. જર્મનીના રાજાઓના સંયોગ - federation - કરતાં, અને અમેરિકાનાં સંયુક્ત સંસ્થાનોનાં કરતાં આ સંયોગ, આ દેશની સ્થિતિનીતિને આધારે કાંઈ જુદો જ થશે. પણ એવો પુરુષપ્રયત્ન જન્મ નહીં પામે, અથવા જન્મ પામીને બુદ્ધિબળના દાવમાં હારશે, અથવા ધૈર્ય અને સદાગ્રહને સ્થાને ધૃષ્ટતા, ઉતાવળ અને દુરાગ્રહના પાસા નાંખશે તો રાજાઓની દશા છે એનાથી વધારે દુ:ખભરી થશે. ગમે તો આવી વૃદ્ધિ અને ગમે તો આવો વિનાશ, એ બેમાંથી એક ભાગ્ય દેશી રાજ્યોને માથે ભમે છે; એ ભાગ્યનું વધારે નિશ્ચિત સ્વરૂપ આટલે છેટેથી આજ સમજવું કઠણ છે. આજ માત્ર એટલું સમજાય છે કે સર્વ રાજ્યોને અને સર્વ લોકપ્રવાહને અત્યંત ત્વરાબળથી ખેંચતો આજકાલનો વેગવાન યુગ દોડે છે તેની સાથે નહીં દોડી શકે તે પાછળના અંધકારમાં રહી જશે અને દોડધામ કરી રહેલી સૃષ્ટિના પગતળે આવી કચરાઈ જશે. * તમે કે અમે જે હોઈશું તેને શિર આવા જ ભાગ્યનું ભ્રમણ જોઈ લેવું.

'આ યુગની ગતિ આવી પ્રારબ્ધ છે તે અંત સુધી જશે. અંગ્રેજ રાજનીતિ એ યુગના પ્રવાહને સમજી નવા કાળ રચે છે અને નવા કાળ રચશે, એ આપણું પ્રારબ્ધ. એ કાળ- સમુદ્રનું મોજું આવે તેના વેગને ન સમજતાં, એ વેગને વશ કરવાને સ્થાને તેના ધક્કાથી ડૂબી જઈશું તો એ આપણું દુર્ભાગ્ય આપણે હાથે રચાશે. એ મોજુ ગમે એવું વેગવાળું, બળવાળું અને મોટું હશે તોપણ તેના પાણીથી સ્નાન કરી લઈ, તેની નીચે અથવા તેના ઉપર સ્થિરતાથી અને ધૈર્યથી ટકી રહેવાની ને તરવાની કળા આપણને આવડશે તો એ આપણો પુરુષપ્રયત્ન થશે, અને તેને સફળ કરવો એ ઈશ્વરેચ્છાની વાત છે. એ બેમાંથી કિયું પરિણામ થશે તેની કલ્પના માણસ કરી શકે એમ નથી. એ કલ્પનાને સાટે એક જ વર્તારો માણસ કરી શકે અને તે પ્રમાણે શ્રદ્ધા રાખે તો Free will નો સંપ્રદાય છોડી સર્વ પ્રારબ્ધવાદી થશે

અને પુરુષપ્રયત્ન ત્યજશે. તેવા વર્તારા કરવામાં અધર્મ નથી પણ તે પર શ્રદ્ધા રાખવી એ આપણો ધર્મ નથી. એવા એક જ વર્તારા ઉપર શ્રદ્ધા રાખવા કરતાં, એવા અનેક વર્તારાઓમાંથી જે આપણને સાધ્ય અને કલ્યાણકર લાગે તેનાં સાધન પાછળ, અને બીજા વર્તારાઓના પ્રતીકાર પાછળ, *પુરુષપ્રયત્ન* કરવો એ જ આપણો એક ધર્મ છે. એ જ ધર્મ વ્યવહાર્ય છે. વ્યાપાર તેમ રાજનીતિના વ્યવહાર આવા ધર્મને આધારે ચાલે છે. *उत्थानेन सदा वत्स प्रयतेथा युधिष्ठिर* એ શાંતિપર્વના રાજધર્મના ઉત્થાન ધર્મને રાજાઓનો નિત્યધર્મ કહેલો છે તે ઉત્થાનને - પુરુષપ્રયત્નને - પ્રારબ્ધ શ્રદ્ધાના આઘાતથી અનિત્ય ન થવા દેવો એ જ રાજાઓનો શુદ્ધ ધર્મ છે - ધર્મ્ય વ્યવહાર છે - કાળબળના સામા પણ રાજાઓનો એ જ ઉત્થાનધર્મ મિત્રરૂપ છે.

'તમે ચાર જણાએ ચાર જુદા જુદા વર્તારા વર્ત્યા તેમાંના બે આશાદર્શી અને બે નૈરાશ્યદર્શી છે. તે સર્વ વર્તારાઓનો ઉપયોગ કરવો એ રાજનીતિજ્ઞ પુરુષનો ધર્મ છે. એ ચારે વર્તારાઓ જે વર્તમાન દશાઓને દેખી બંધાયા છે તે સર્વ દશાઓમાં સત્યના અંશ છે અને *अन्धहस्तिन्याय* પ્રમાણે જે અંશ એક પુરુષ જુએ છે તે બીજાની દૃષ્ટિએ પડ્યા નથી. આશા અને નૈરાશ્ય એક ઢાલની બે બાજુઓ છે: સુવર્ણમયી આશા જોનાર પ્રવીણદાસ અને શંકરશર્મા એક પાસ ઊભા છે, લોહમય નૈરાશ્ય જનાર વીરરાવજી અને ચંદ્રકાંત બીજી પાસ ઊભા છે. એમની દૃષ્ટિઓમાં અંગ્રેજ રાજનીતિનું પ્રતિબિંબ પડેલું છે.



'The British Empire exists as a system of both Hopes and Fears for the Native States as for all natives as well, and on them it mostly lie to choose whether they will have the Hopes or the Fears, and the fortune of all these States will be the unknowable resultant of all varieties of the individual wisdom and working of each State, great and small, forward and backward, within its own isolated sphere. Government sees the working of all of them; it is in touch with all of them. Each of our States on the other hand sees only that point of Government which affects its own isolated individuality, and is blind to the rest. It is this inequality of vision that makes the States unequal to the comprehensive operations which the present system calls upon them to perform; and until this inequality is pronounced incurable or begins to perceptibly a ate throughout, neither our fears nor our hopes can be looked upon as a constant factor .'

ખાચરના સામું જોઈ વિદ્યાચતુર સ્મિત કરી બોલવા લાગ્યો: 'મહારાણાજી, આ ગૃહસ્થો અંગ્રેજીમાં સમજે છે તેટલું ગુજરાતીમાં સમજે એમ નથી. માટે એમને એમની ભાષામાં સમજાવવામાં અંગ્રેજી બોલવું પડ્યું તે ક્ષમા કરજો. મારે એમને કહેવાનો સાર એટલો છે કે આપણાં સૌનાં ઘર સરકાર પાસે કાણાં છે તેને સાટે આપણી ફાટફૂટ મટી જશે અને સરકારનું આખું ઘર જોઈ લઈ આપણાં સૌનાં પોતાનાં ઘર સંભાળવા જેટલા આપણે શાણા થવાને નિર્મેલા હોઈશું તો સરકાર સાથે આપણે કોઈક દિવસ ફાવીશું, અને તેમ નહીં થાય તો સરકાર ફાવશે.

‘પ્રવીણદાસ, આઘે ન જતાં સુવર્ણપુરના જડસિંહના રાજ્યનો ઇતિહાસ તમે જાણો છો. જ્યાં સુધી દેશી રાજ્યોમાં જડસિંહના રાજ્ય જેવી અનીતિ અને તેના જેવા ભ્રષ્ટાચાર અને ખટપટ કેવળ નિર્મૂળ નહીં થાય, જ્યાં સુધી રાજાઓ અને પ્રધાનોનો મોટો ભાગ સદ્ગુણનો માર્ગ નહીં જુએ, જ્યાં સુધી પોતાના સ્વાર્થને સ્થાને પ્રજાનું હિત કરવા તેમની બુદ્ધિ નહીં દોડે, ત્યાં સુધી વીરરાવજીના વર્તારાનો ભય આપણે માથે અવશ્ય ઝઝૂમે છે, અને એવાં અનેક રાજ્યોની ભેખડો નદીમાં પડવા માંડશે તેની સાથે થોડાં ઘણાંક સારાં રાજ્યો પણ તેમની સાથે વશે કે કવશે ઘસડાશે. ઉન્મત્ત જાદવોની જાદવાસ્થળીમાં કૃષ્ણ અને બળરામ ઘસડાયા, અને કૌરવો ભેગા ભીષ્મ ગયા તેવી રાજ્યોની પણ સ્થિતિ સમજવી. પોતાના સારાપણાના અહંકારથી તૃપ્ત રહેતાં રાજ્યોને આ ભય છે; રાજકીય વિષયોમાં છેટેના પાડોશીને ઘેર લાગેલી આગથી પણ બીવાનું છે. વીરરાવજીના વર્તારામાં આ ભયંકર સત્ય સમાયેલું છે.

‘દેશી રાજાઓમાં અનીતિ અને દુર્ગુણ દૂર રહેશે એમ ધારો તા તેથી લાભ એ કે ચંદ્રકાંત ધારે છે એવી ઉદાત્તતા રાજાઓમાં રહેશે. પણ નીતિ અને સદાચાર ખાનગી કુટુંબોની સ્થિતિ જાળવવા બસ હશે; પરંતુ રાજાઓને માટે તે બસ નથી. રાજ-અંગમાં ધર્મરાજ યુધિષ્ઠિર હશે, તો દ્યૂતમાં દ્રૌપદી ખોવા જેવી અતિ-પ્રતિજ્ઞાઓ કરશે અને બુદ્ધિહીન સત્યની પાછળ દોડશે.

‘રાજ-અંગમાં ધર્મની સાથે ભીમ અને અર્જુનની આવશ્યકતા છે. સદાચાર સાથે બળ અને કળાની આવશ્યકતા છે. ચક્રવર્તીને યુદ્ધકાળે આશ્રય આપવા જેટલું બળ દેશી રાજાઓમાં નહીં રહ્યું હોય તો તેમનું ક્ષત્રિયત્વ જાળવવા અતિ યત્ન કરવાની સરકારને ગરજ નથી, અને રાજાઓ રાજા મટી સ્થાનિક અધિકારીઓ થઈ જશે. શાંતિકાળમાં ચક્રવર્તીના સામ્રાજ્ય સંબંધી વિચાર સમજવા રાજાઓમાં બુદ્ધિ નહીં રહે, અને તે વિચારથી ઉત્પન્ન થયેલા આચારમાં ચક્રવર્તીના અધિકારીઓની સાથે સાથે ચાલવા જેટલી રાજાઓમાં શક્તિ કે કળા નહીં રહે, તો એ રાજાઓની પ્રજાઓ અંગ્રેજ વણજારાઓની પાછળ પાછળ ભમશે અને રાજાઓ સ્થાનિક અધિકારથી પણ ભ્રષ્ટ થશે અને ચંદ્રકાંતનો વર્તારો અક્ષરેઅક્ષર સત્ય નીવડશે.

‘આવી અવસ્થા પામતાં રાજાઓ અંગ્રેજની દેશી પ્રજાઓ સાથે ભળી જઈ, પોતાના ઉદાત્ત ગુણથી, એ પ્રજાઓનું ઉપરીપણું નહીં જાળવે તો અનુદાત્ત અને આળસુ થઈ વીરરાવજીની વર્તારો ખરો પાડશે. રાજત્વ ખોવાનો કાળ આવતાં ઉદાત્તત્વ પણ ન ખોવું પડે, અને અંગ્રેજી રૈયતના શિર ઉપર રાજાઓની પ્રતિષ્ઠા રહે તો ઉદાત્તત્વની પણ દુર્ગતિ ન થાય, માટે જ - તેમ એક લોહીના અને પરસ્પરના ઉચ્ચાભિલાષમાં સંપત્તિવિપત્તિ કાળે પરસ્પરનો આશ્રય રહેલો છે માટે - ચંદ્રકાંત સૂચવે છે તેવો સંબંધ, એમનો અને આપણો સ્પૃહણીય છે.

‘નૈરાશ્યદૃષ્ટ અવસ્થાઓનાં કારણ વિચારતાં જેવા આ પ્રતીકારક ધર્મ છે તેવા જ આશાદૃષ્ટ અવસ્થાઓનાં કારણ વિચારતાં બીજા ઉદ્ભાવક ધર્મ છે. ઉદ્ભાવક એટલા માટે કે ચક્રવર્તીનું પોષણ કરી અમારી દબાતી ચંપાતી સંપત્તિઓના સ્વતંત્ર અને પ્રફુલ્લ રૂપનો ઉદ્ભવ એ ધર્મના જ પાલનથી છે.’

વીરરાવ હસતો હસતો બોલ્યો: ‘સાહેબ, ચક્રવર્તીનું પોષણ રખે ભૂલતા - ભૂલશો તો શંકરશર્માનો રાજદ્રોહ આવી જશે.’

રાણો ખાચર - ‘પ્રધાનજી, વીરરાવ તમને પણ મૂકે એમ નથી.’

વિદ્યાચતુર - ‘એ મૂકે, પણ અમે એમનાથી મુકાઈએ તેમ નથી. વીરરાવજી, રાજદ્રોહ હો કે ન હો, પણ તમે એક વાર્તા કબૂલ કરશો કે નાના વ્યાપારીઓથી મોટા વ્યાપારીઓના જેવાં કામ કદી થવાનાં નથી. તેમને તો જોઈન્ટ સ્ટોક કંપનીમાં ભળવાથી જ મહાવ્યાપારમાં ભાગ લેવાનો સંભવ, અને એવી કંપનીમાં અંગ્રેજ જેવા અગ્રણી વ્યાપારીની આવશ્યકતા.’

વીરરાવ - ‘તે તમે રાજાઓની કંપની મળી શાં કામ કરવાના હતા? ને હોય તો તેમાં નાના રાજાઓની કંપની ક્યાં બસ નથી કે ચક્રવર્તી શોધવો પડ્યો?’

વિદ્યાચતુર - ‘હિમાલયના બે સ્કંધ આગળ બે મહારાજ્યો આ દેશને દાબી દેવા ઊભાં છે. તેમનો પ્રતિકાર કરવો એ પ્રથમ વ્યાપાર - તે ચક્રવર્તી વગર કદી બને નહી.’

વીરરાવ - ‘તે તમારે તો એક ધણી ગયો તો બીજો આવશે - નાતરિયા નાતમાં રંડાપાની બીક શી?

વિદ્યાચતુર હસતો હસતો બોલ્યો: ‘જેની સાથે આટલો લાંબો સહવાસ થયો, જેણે અમારો આટલો નિર્વાહ કર્યો, જેના ગુણદોષ અમે સમજીએ છીએ, જેની સાથે લડતાં- ઝઘડતાં અમે આટલો સંસાર સુખથી નિભાવ્યો, તેવા જૂના ધણીને મૂકીને નવા અજાણ્યા માણસ સાથે નવો સંસાર માંડવાની ઇચ્છામાં કાંઈ ડહાપણ છે? એ ધણી જાય તો તો અમારાતમારા ચૂડા સાથે ભાંગે - માટે આટલો રેલો તો, તમારી પોતાની તળેના રેલાના અનુભવથી અમારી તળેનો પણ સરખો સમજી લેવા.’



ચંદ્રકાંત - ‘વીરરાવ, પ્રધાનજીએ તમારી પોતાની ભાષામાં વાત કરવા માંડી એટલે તમે વહેલી સમજશો.’

વિદ્યાચતુર - ‘ચાલો ત્યારે મારી ભાષામાં બોલું. વીરરાવ, આ દેશને માથેના આવા અનેક પ્રતીકારક વ્યાપારોમાં અમારે માથે સેનાધિપતિ જોઈએ તે તો કદાચિત્ અંગ્રેજ જેવા બીજા મળશે એમ તમે કહેશો. પણ અમારે ઘણાક ઉદ્‌ભાવક વ્યાપારોમાં પણ પડવાનું છે અને તેમાં આ ચક્રવર્તી જેવો ઉદાર દક્ષ નાયક અમારી કંપનીને અન્યત્ર મળવાનો નથી. અમારી પોતાની રાજ-સંપત્તિઓના તેમ અંગ્રેજની રાજ-સંપત્તિઓના ઉદ્‌ભાવક પ્રવાહો ગંગાયમુના પેઠે એકઠા થાય છે તેમ બીજા કોઈ મહારાજ્યમાં થતા નથી. કાં અમારા, કાં તમારા, ઉદ્‌ભાવક પ્રવાહો અંગ્રેજી રાજ્યમાં જેવી સ્વતંત્ર વૃદ્ધિ પામે તેવી યુનાઈટેડ સ્ટેટ્સના પ્રજાસત્તાક મહારાજ્યમાં પામે તેમ નથી તો બીજાં મહારાજ્યોની તો કથા જ પડતી મૂકવી. એ રાજ્યો એકલી પોતાની મૂળ પ્રજાનું હિત ઇચ્છે છે; અંગ્રેજ લોકો આ હિતને ભૂલી શકતા નથી, પણ અનેક રાજ્યો અને અનેક પ્રજાઓની કુળદેવી જેવી ઈંગ્લાંડની પ્રજાને પોતાનાં બાળક ભેગાં પારકાં બાળકોને ઉછેરતાં અને પાળીપોષી મોટાં કરતાં આવડે છે. એવા ઉદાર પોષણની અનુભવી પ્રજાના ઉદ્‌ભાવક વ્યાપાર અને તમારા ઉદ્‌ભાવક વ્યાપાર સંગમ પામી શકે છે તેમ જ અમારી પ્રજાઓના ઉદ્‌ભાવક વ્યાપારને વિકાસ આપવાને અમારે શિર એ જ દિશામાંથી દબાણ થાય છે અને થશે, અને અમારી પ્રજાઓનો બાગ વધારતા વિકસાવતાં અમે શીખીશું એ અમારા ઉદ્‌ભાવક ધર્મની પ્રથમ સૃષ્ટિ અમારી પાસે ખડી થશે. એ અમારી મુખ્ય અને ઉત્તમ

આશા: અને માઈસોરના રાજ્યના જેવાં, અને એથી પણ શ્રેષ્ઠ બંધારણ ઘણાં રજવાડાંઓ સ્વીકારી શકશે ત્યારે આ આશાવૃક્ષને મ્હોર આવશે.'

'જો એ આશા સાચી પડવાથી ઈંગ્લાંડનાં પ્રજાસત્તાક સંસ્થાનોના પ્રમુખો જેવા અમારા રાજાઓ થઈ જશે તો આ ઉત્તમ આશાના શિખરભાગને અમે પહોંચીશું. આ કર્તવ્યમાં માત્ર અમારી પોતાની પ્રજા ઉપર જ અધિકાર વાપરવાની છે અને તેના ઉપર જ અમારી ઉદારતા અને દક્ષતા ઢોળવાની છે, એટલે અંગ્રેજ સરકાર તેમાં સાહાય્ય આપશે, ઉત્સાહ આપશે, કળાઓ શીખવશે અને વચ્ચે પડવાનો લોભ નહીં રાખે. જો અમારી પ્રજાની એ દશા થશે તો સામ્રાજ્યના સામાન્ય લાભના ત્યાપારોમાં પણ અમારી એ પ્રજાની ઇચ્છાઓનો અતિક્રમ કરી પોતાની સ્વાર્થી ઇચ્છાઓનું અનુસરણ કરવા અમને આજ્ઞા કરવા જેટલી છાતી ચક્રવર્તીના અધિકારીઓ નહીં ચલવે; એટલું જ નહીં, પણ આવો પ્રસંગ આવશે તા સરકારી અધિકારીઓની સર્વ આજ્ઞાઓ અમારે પ્રજા પાસે પ્રગટ કરવી પડશે અને તેમ થશે એટલે જે ગુપ્ત દબાણ અને અવ્યવસ્થાની દેશી રાજ્યો ફરિયાદ કરે છે તે દૂર થશે. આટલો પુરુષપ્રયત્ન તો અમારામાં અમારાપણું હશે તો અમે સ્વાશ્રયથી કરી શકીશું. એમાં તો અમારાં હૃદયો સિવાય બીજો શત્રુ અમને નડે એમ નથી. જ્યારે અમારી આ અવસ્થા થશે ત્યારે સરકારનાં Responsible Government વાળાં Colonies * કરતાં પણ અમારી સારી અવસ્થા થશે — કારણ સરકાર એ સંસ્થાન ઉપર Vetoing power રાખે છે તેવો અમારા ઉપર રાખવાનું બીજ એમના હાથમાં નથી.'

'અમે ઈંગ્લાંડનાં એક જાતનાં સ્વરાજસત્તાક-સંસ્થાન- colonies - છીએ.'

'યુનાઈટેડ સ્ટેટ્સનાં સર્વત: પ્રજાસત્તાક અવયવો જેવાં અંગ્રેજનાં અવયવો દેશી રાજ્યો થઈ શકે એમ નથી; કારણ રાજાઓનો અભાવ થાય તો તેમને સ્થાને અંગ્રેજી જ રાજ્ય થાય — તેમની પ્રજાને અંગ્રેજો સત્તા આપે એવું સ્વપ્ન વર્તમાનમાં થાય એમ નથી. શંકરશર્માના વર્તારામાં આટલો અંશ સ્વપ્નાંશ છે.

'જર્મનીના મહારાજ્યના અવયવો પેઠે રાજસત્તા સંસ્થાનો થવાનો લોભ આપણે રાખીએ તો તે અંગ્રેજને વધારે અનુકૂળ છે. જર્મન મહારાજ સ્વેરછાથી એ અવયવોને યુદ્ધમાં અને યુંદ્ધાદિના ખરચમાં ખેંચી શકે છે તેવો વ્યવહાર આપણે શિર વાપરવા અંગ્રેજને અધિકાર નથી. આપણે ચક્રવર્તીની પાછળ — આપણી શક્તિ અને ઇચ્છા હોય તો — જઈએ. પરરાજ્યો સાથે સંબંધ રાખવાનો આપણો અધિકાર પોતાના હાથમાં સરકારે લઈ લીધો તે તેમની પોતાની સેનાઓ વડે આપણું રક્ષણ કરવાની શરતે લીધો છે; એવાં રક્ષણમાં આપણી સેનાઓ આપવા આપણે બંધાયા નથી. અંગ્રેજોનાં બીજાં સર્વ સંસ્થાનો કરતાં, અને જર્મની તથા યુનાઈટેડ સ્ટેટ્સના અવયવો કરતાં આપણી આટલી વધારે સત્તા છે. આપણે સરકારને આવામાં આશ્રય આપીએ તે એમના ઉપર ઉપકાર.

'સરકારનાં ઉત્તમ — Colonies - સંસ્થાનની પ્રજા જેવી આપણી પ્રજાને નહીં કરીએ તો એ પ્રજામાં દેખાદેખીનો ક્ષોભ થશે ને ચંદ્રકાંતનો વર્તારો ખરા પડશે.

'એ ક્ષોભ ન થવા દેવા જેવું આપણે રાખીશું, પણ હાલ સામ્રાજ્યના સામાન્ય લાભમાં ચક્રવર્તી પર ઉપકાર કરતા હોઈએ તેમ જે આશ્રય આપીએ છીએ તે આશ્રય આપવામાં કૃપણ થઈશું તો મોડાંવહેલાં જર્મનીનાં અવયવ રાજ્યોની પેઠે

આપણને ચક્રવર્તી બળ કરી ખેંચશે અને પ્રવીણદાસનો વર્તારો ખરો પડશે. સમુદ્ર વ્યાપાર, રેલવે, વીજળીના તાર અને સામ્રાજ્ય રક્ષણમાં આશ્રય, આદિ અનેક વિષયો આવા આશ્રયની વાત છે. હાલ જે ઉપકાર કરી નહીં આપીએ તે કાળક્રમે આજ્ઞાથી આપશું, અને તે કઠણ શરતો પાળી આપશું.

'આવા વિષયોમાં, અને સરકારને હાથે લેવા પડતા ન્યાયના વિષયમાં ચક્રવર્તીનો અધિકાર રાજાઓની સામ્રાજ્યસભાને સોંપાય તે પ્રસંગને માટે અનેક જાતની ઉદ્ભાવક બુદ્ધિનો ઘણા કાળ સુધી આગ્રહ જોઈએ અને એ દિશામાં પુરુષપ્રયત્નનો આરંભ થવાને પણ હજી ઘણી વાર છે. આ આરંભ થવા આવતાં પહેલાં આપણી વ્યવસ્થા હશે કે અવ્યવસ્થા હશે તે ઈશ્વર જાણે.'

વિદ્યાચતુર બોલતો બંધ પડ્યો. મણિરાજે સર્વને પુષ્પ, પાન અને સુગંધ વહેંચ્યાં, અને સર્વ હસતે મુખે ઊઠે છે તેવામાં એક માણસે મૂળરાજને એક ચિઠ્ઠી આપી. મૂળરાજે મણિરાજને આપી, મણિરાજે વાંચી અને શોકમાં પડી પ્રધાનને કહ્યું:

'પ્રધાનજી, આપ હવે સત્વર ઘેર પધારો.'

વિદ્યાચતુર — 'મહારાજ, એ સમાચાર કુમુદના હશે એમ હું ધારું છું. મારું એ પુષ્પ કરમાઈ ગયું.'

મણિરાજ — 'આપના પિતાજી પાછા ફરવાના સમાચાર આ ચિઠ્ઠીમાં છે.'

ખાચર — 'શું કુમુદસુંદરીથી હાથ ન લાગ્યાં? વિદ્યાચતુર! પુત્રીનો વિયોગ મહાદુ:ખ કરે છે તેનો મને અનુભવ છે.'

મણિરાજ — 'પ્રધાનજી, હવે સત્વર ઘેર પધારો. આપના ધૈર્યમાં કુટુંબને અંશભાગી કરો. હું પણ ત્યારસોરો આવી જઈશ. પ્રધાનજી, આપનું ધૈર્ય જાણનારે વધારે સૂચના કરવી પુનરુક્ત છે, બાકી મારા ખેદથી તમારા ખેદની કલ્પના કરું તો તો પાર રહે એમ નથી.'



મણિરાજની આંખ ભીની થઈ. સર્વ મંડળ અવસન્ન થયું. બે મિનિટના મૌનને અંતે વિદ્યાચતુર બોલ્યો: 'મહારાજ, આણી પાસથી કુમુદ જવા બેઠી અને આણી પાસથી પ્રમાદધન પણ ગયા. મારું અને બુદ્ધિધનભાઈનું ઘર — બેનાં ઘર સાથેલાગાં શૂન્ય થયાં. મારા કરતાં એમનું દુ:ખ અનેકધા વધારે છે. એમના દુ:ખમાં મારું દુ:ખ ભલું છે.'

શોકવાર્તા કરતાં કરતાં વિદ્યાચતુરને મુત્સદ્દીમંડળ ભેગો ગાડીમાં વિદાય કરી, મણિરાજ, ખાચર અને મૂળરાજ બીજી ગાડીમાં ચડ્યા. થોડી વાર એ ગાડીમાં મૌન પ્રવર્ત્યું અંતે ખાચર બોલ્યો:

મણિરાજ, આ વાતોડિયા મંડળીમાં બેસવામાં આપણા નાચરંગના દરબારનું ખરચ નથી ને નુકસાન પણ નથી એટલો લાભ ઓછો નથી. એ મંડળીમાં બેસી તમે સર્વ સાંભળ્યાં કરો છો અને બોલતા નથી તે જોઈ હું પ્રસન્ન થાઉં છું. પણ એ લોકની પુસ્તકિયા બુદ્ધિનો પટ તમારા મન ઉપર બેસી જાય નહીં તેની સાવચેતી રાખજો.'

મણિરાજ — ‘એ બુદ્ધિને પ્રધાનજીનો અનુભવ ચાળી નાંખે છે, અને આપના જેવાના સમાગમકાળે તેમાંના કુપથ્ય ભાગ નીકળી જાય છે.’

ખાચર — ‘એટલું બસ છે. બાકી જે વિષયની આજ વાતો ચાલતી હતી તેના સંબંધમાં ચક્રવર્તીની રાજનીતિની વાતો તો ઠીકાઠીક છે. પણ એમના અધિકારીઓમાં સારાનરસા આવે છે અને આપણને અકળાવે છે તેનું શું કરવું એ વિષે તમે કેવો વિચાર કર્યો છે?’

મણિરાજ — ‘સત્ય પૂછો તો મારે તેમની સાથે એવી તકરાર હજી સુધી નથી પડી. વકીલ મહારાજે પરરાજ્ય સાથે અથડાઅથડી ન થવાના માર્ગ રચી મૂકેલા છે તેની પ્રણાલિકાએ ચાલતાં અમને બહું સુખ પડે છે. આપ સૂચવો છો એવી તકરારનો મારે પ્રસંગ જ નથી આવ્યો, પણ દૈવેચ્છાથી એ પ્રસંગ આવશે ત્યારે આપ જે કંઈ નીતિ દર્શાવશો તેનો પ્રકાશ પાસે રાખીશ.’

ખાચર — ‘એ તમારે માથે ઈશ્વરની કૃપા સમજવી કે સાહેબ લોકને તેમનાં માણસો સાથે મારામારી થવા વખત નથી આવતો. પણ આવો શીળો દિવસ રોજ નહીં રહે, માટે સાંભળી લ્યો. ચક્રવર્તી ને ગવર્નર ને કલકત્તાવાળા તો છેટે રહ્યા. પણ આ પાસેના સાહેબોમાં બે બહુ સારા આવે તો બે બહુ નરસા આવે છે; બે બહુ ડાહ્યા આવે તો બે બહુ મૂર્ખા આવે છે. એમનો ઢંગધડો કંઈ નહીં; એક આમ હાંકે ને બીજો આમ હાંકે. ત્યારે આપણે જેવાની સાથે તેવા થવું પડે છે. એમનું સુખ એ કે તુમારિયાંથી સરકાર સાથે કામ લે ને નઠારો સાહેબ બે નરસાં તુમારિયાં તમારે માટે સરકારમાં મોકલી જાય તો સારો સાહેબ બે સારાં મોકલી જાય. આપણે એવા શા માટે હોઈએ કે એ સહુમાંથી કોઈ આપણા વળનો થાય નહીં? માટે હંમેશ એટલી સરત રાખવી કે વારાફરતી કોઈ કોઈ સાહેબ આપણે માટે સારાં તુમારિયાં લખતો જાય. પછી સરકાર તો તુમારિયાંની આંખે સૌ વાંચે, એટલે બે વાર નાખુશ થાય તો બે વાર ખુશ થાય અને વિચારે કે જ્યારે એક આપણું સારું બોલે છે ત્યારે બીજા તુમારિયાંના લખનારની આંખમાં જ કાંઈ કણું હોવું જોઈએ. આટલું થયું એટલે આપણે જીત્યા.

‘બાકી તો એક સાહેબ કુદે ને રાતોપીળો થાય ત્યારે મનમાં સમજવું કે તું જવાનો ને હું રહેવાનો છું, બે દિવસ દારૂ પી લે. ગાંડાં કાઢે તે વેઠવાં, પણ સામે ઘા કરવો નહીં.

‘એ લોક મૂર્ખા હોય તોપણ તેમની કલમ જબરી ને તુમારિયાંમાં આપણે એને પહોંચી વળીએ નહીં; જબરી વિદ્યાવાળાથી છેટે જ નાસવું, કારણ એ લોક વગર ઘાએ હણે. એમનાથી છેટે હોઈએ માટે આપણને એમનો ઘા પહોંચશે નહીં એમ પણ ધારવું નહીં [*] - સરકાર પાસે એમના કાન; દેખીએ નહીં ને ઘા કરે.

‘એમ કરતાં સામા થવું હોય તો ઘડી વાર વિસામો લઈ વિચાર કરવો કે આપણો હાથ કેટલો પહોંચશે. જે નદીને પેલે પાર તરી જવાનો વિશ્વાસ હોય નહિ તે તરવાને પાણીમાં પડવું જ નહીં. કોઈની પાસેથી એવું ખૂંચવી લેવાનું નહીં કે આપણા હાથમાં આવેલું પાછું તે ખૂંચવી લે. [1] જેનું મૂળ ઉખેડી ન નંખાય એવું ઝાડ ખોદવું નહીં; જ્યાં સામાનું માથું ન પડાય ત્યાં તેને હણવો નહીં. [2] મણિરાજ, તરવાર વડે લડવાનું તો નથી, પણ કલમ વડે લડતાં પણ આ અનુભવની વાતો સરત રાખવી. સાહેબલોક સરકારના દીકરા, તેમના વાંક માબાપને વસવાના નહીં

અને વસે તો યે તેમને શિક્ષામાંથી બચાવવા આપણને ધમકાવશે. કૌરવોનાં માબાપ દીકરાઓના બધા યે વાંક સમજતાં હતાં, પણ તેમણે તેમને વાર્યા નહીં; અને ગમે તેટલા પણ પાંડવ પારકા દીકરા, તેમના ઉપર ક્રોધ કર્યો, અને વ્યાસજીએ પાંડવને શાપ દેવા મનાઈ કરી ત્યારે બોડકી ગાંધારીએ ત્રીજા ઘરના શ્રીકૃષ્ણને શાપ દીધો કે જાદવાસ્થળી કરી તારું કુળ સત્યાનાશ પામજો. જબરા દીકરાની મા પાસે દીકરાની ફરિયાદો લઈ જનાર પરભારો બાળક ગાળો ખાઈ પાછો આવે, અને પરભારાના પક્ષ લેનારને શ્રીકૃષ્ણના જેવા આમ છાંટા લાગે. આપણે સાહેબલોક સાથે લડીએ તો આપણે પાછા પડીએ ને આપણી સાથે આપણા સ્નેહીઓને પણ ખમવું પડે. ખરું પૂછો તો આ કલમની લડાઈ એ બૈરાંની ગાળો જેવી ને વાણિયાના હોંકારા જેવી વાત. તેમાં આપણે ફાવીએ નહીં. રજુપતોની લડાઈઓ ગઈ.

'આટલા બધા વિચાર કર્યા પછી પણ એવો સાહેબ કોઈ વેઠાય જ નહીં અને તેને ઉખેડવાનું ઠીક લાગે ને તેમ કરવું આપણાથી બને તેમ હોય તો એ કામ પાકું કરવું, એટલું જ નહીં પણ અનાજનાં છોડાં સળગેલાં હોય તેમ ઘણી વાર એકલો ધુમાડો જ નીકળ્યા કરે અને ભડકો થાય નહીં એમ ન કરવું; પણ તરત ભડકો ભભૂકે ને આકરા તાપથી સામાને પોતાની ઝાળ દેખાડી દે એમ સીસમના બળતણ પેઠે આપણું પરાક્રમ ક્ષણ વાર પણ જણાય અને આપણો પ્રકાશ જગત દેખે એવું કરવું. [૧] રાજાઓ હાથ ઉપાડે અને તેનું ફળ થાય નહીં તો તેટલા પ્રમાણમાં તેમનું રાજત્વ ઘસાય એવું તમારા પિતા કહેતા ને તે યથાર્થ છે. પહેલી વારના દ્યૂતને અંતે દ્રૌપદી ઉપરનો જુલમ જોતાં પણ આંધળા ધૃતરાષ્ટ્રને ન્યાય કે દયા ન સૂઝ્યાં. તેને પાપી પુત્રોની દુષ્ટતાએ ઉપાડેલા ઈશ્વરી ઉત્પાત જોઈ બીક લાગી ત્યારે દ્રૌપદીને માગ્યાં વરદાન આપ્યાં ને પાંડવોને છોડ્યા. તે જ પ્રમાણે અધિકારી સાહેબો સામી સાધારણ ફરિયાદે ન સાંભળનાર સરકારની નજરે એ સાહેબો અતિદુષ્ટ થયેલા દેખાશે ત્યારે એની એ સરકાર તેમના ઉપર હાથ ઉપાડશે ને આપણું રક્ષણ કરશે. આવો કાળ આવે ત્યારે મજબૂત પુરાવો અને પૂર્ણ રાજત્વ દેખાડી સફળ હાથ ઉપાડવો ને ત્યાં સુધીનો માર વેઠી લેવો.'



'ઘણી ફરિયાદો કરનાર ઉપર સાંભળનારને કંટાળો આવે છે, માટે આવા પ્રસંગ સિવાયના પ્રસંગોએ તો સાહેબો ઉપર ફરિયાદ ન કરતાં તેમની જ પાસેથી કળથી કામ કાઢી લેવાં.'

'હોશિયાર ને પાકા સાહેબોની પાસેથી કામ કાઢી લેવું હોય તો તેમનાં કામ ભેગું આપણું કામ કાઢી લેવું. કોયલ કાગડીનાં ઈંડાં ભેગાં પોતાનાં ઈંડાં મૂકે તે બધાં ઈંડાં સાથે સેવાય ને કોયલનું બચ્ચું જન્મી જાતે ઊડી જાય. સરકારે સોંપેલાં કામ સાહેબો પોતાનાં ગણી કરી લે છે અને આપણાં કામ સરકારે સોંપેલાં ગણી વગર ભલામણે પોતાનાં કામ ભેગાં કરી લે છે. કોયલ કાગડાને કાંઈ કહેતી નથી તેમ આવા સાહેબોને આપણે કાંઈ કહેવાનું નથી. આપણાં ઈંડાં તેમનાં ઈંડાં જેવાં દેખાય, આપણાં હિત તેમનાં હિતમાં જ લેખાય, તો એ ચતુર જાતની ચતુરતાનો આપણને વગર માગ્યે લાભ મળે. એમની સેના ભેગા રહી આપણા દીકરા રજપૂતાઈની કળા જાળવે તે આનું દૃષ્ટાંત.'

'નઠારા અને બળવાન સાહેબો સામા થઈ લડવાનું ચાલતાં સુધી રાખવું નહીં. જો તેમનો નાશ ઇષ્ટ હોય તો તેમની સવારીના ઘોડા નીચે પેસી વરાહની કળા વાપરવી. જે સાહેબ વરાહને પોતાના ઘોડા નીચે પેસવા દેવાની ગફલત કરશે તે

સાહેબ ઉપર તેના ઉપરીઓ બહુ દયા નહીં દેખાડે. સામાના ઘોડાની તળે જતાં પહેલાં શરીર પ્રકટ થશે તો આ કળા રમતાં એ સાહેબના ભાલાની બીક છે તે ભૂલવું નહીં.'

'લોભી સાહેબો પાસે સોનાના મેરુ જેવા દેખાવું. છેટેથી આપણું સોનું લેવા આવે, પર્વત ઉપર ચડતાં થાકે, અને એમ કરતાં આવે તો સોનાનો કટકો કાપી પણ જાય ને મેરુનો ઉપકાર માની કામ કરે. પણ ભૂલ્યેચૂક્યે આપણે જાતે 'સોનું લ્યો' એમ કહેવું નહીં. કારણ એ માત્ર સોનાની શોભા જોતો હોય અને આપણે 'લ્યો' કહીએ તો ફસાઈએ. આપણી શોભા જોઈને જ આપણા પર પ્રીતિ કરે એવા સાહેબ પણ હોય છે. તેની પાસે જોવાના મેરુ થવું.'

'સોનાના મેરુ થઈ શકવાની ઉદારતામાં કે કળામાં આપણે ન્યૂન હોઈએ તો સામાને આપણું ઘર પૈસાનું ખાલી અને માણસ વગરનું શૂન્ય દેખાડવું. આપણી પાસે તેને લલચાવવાને કોડી નજરે જ પડે નહીં, આપણી ચાડી ખાવાને ઘરમાં કોઈ માણસ દેખાય નહીં, અને જાતે ઘર શૂન્ય જોઈ જોનાર ચાલ્યો જાય ને આશા રાખે નહીં ને થતું થવા દે એ પણા એક માર્ગ છે.'

'આ છેલ્લી બે કળાઓ ચતુર માણસને વશ કરવાની છે. મૂર્ખને વશ કરવા નટ થવું અને નાટક કરવાં — જેમાંના એકને વીરરાવ માખણ કહે છે તે.'

'સામો સાહેબ ડાહ્યો અને સદ્‌ગુણી હોય તો તે તેના ઉપર હૃદયમાંથી ભક્તિ રાખવી અને બહારથી સરખાપણે મિત્ર થવું; હૃદયમાં તેના દાસ થવું, અને જગતની આંખે આપણો મોભો હલકો ન થાય એવો મિત્રાચાર પ્રગટ રાખવો. જો લેતાં આવડે તો પૃથ્વીમાં સોનાનાં ફૂલની વાડીઓ ઠેકાણે ઠેકાણે છે. શૂર, વિદ્યાવાન અને સેવા કરી જાણનાર તો ફૂલો ચૂંટે છે. * મણિરાજ, રાજાઓ કાળને રચે છે અને આપત્તિકાળને સ્થાને સંપત્તિકાળ કરી નાખે છે તે આવી કળાઓથી ને આવાં ફૂલ ચૂંટીને. આખો રજવાડો અકબર બાદશાહની સેવા કરતો હતો. સાહેબો મહાત્મા હોય તો તેમના ભક્તમિત્ર થવામાં બાધ નથી. બીજી રીતના હોય તો દેશ તેવો વેશ કરવો એ રાજાઓની ધર્મ છે. મમત કરી નાશ પામવો પ્રજાને પરવડે, પણ જેની વર્તણૂકમાં એ પ્રજાનાં સુખદુ:ખ રહેલાં છે તે રાજાને મમત પરવડે એમ નથી.'



'આ પ્રમાણે જેવો સામો માણસ તેવા આપણે થવું અને જે કળાથી તેની સાથેના વ્યવહારમાં આપણું કલ્યાણ થાય તે કલા વિવેકથી વાપરવી, એવું આપદ્ધર્મના પ્રકરણમાં ભીષ્મપિતામહે ધર્મરાજને જ ધર્મવચન કહેલું છે. સરકારના ધર્મરાજ્યમાં એમના સાહેબો આપણને આપત્તિમાં આણે ત્યારે આપણે પણ કોકિલ, વરાહ, મેરુ, શૂન્ય મહેલ, નટ અને ભક્તિમિત્ર એ છમાંથી જે ઘટે તે રૂપ રાખવાનું છે. આ વૃદ્ધોના મહાન અનુભવનું વાક્ય છે. આપણા રાજાઓની તો **કાળે કાળે કળાઓ.'**

'મણિરાજ, પ્રારબ્ધ અને દૈવ એ બે વાનાં પ્રજાને માટે છે પણ પ્રજાનું કલ્યાણ કરવામાં અને રક્ષણ કરવામાં રાજાએ પ્રારબ્ધ ન માનવું પણ પુરુષપ્રયત્ન જ માનવો એવું તમારા પ્રધાનનું વચન અક્ષરેઅક્ષર સત્ય છે. પ્રારબ્ધ માનનાર રાજા નષ્ટ થાય છે. પ્રારબ્ધ અને સંતોષ સ્ત્રીઓને અને બ્રાહ્મણોને માટે છે. પ્રજાનાં પ્રારબ્ધ રચવાનો ને ફેરવવાનો અધિકાર ને ધર્મ રાજાને માટે છે. માટે જ તેમાં ઈશ્વરનો અંશ કહેવાય છે. મણિરાજ, સરત રાખજો કે આપણે તો કાળે કાળે

કળાઓ કરવાની છે. કાળ આપણા ઘોડા ને કળા એની લગામ!! પ્રારબ્ધથી ડરી એ લગામ કદી મૂકી દેશો નહીં!'

અનુભવી અને ચતુર શ્વશુર-રાજના ઉશ્કેરાયેલા હૃદયમાંથી, તાકતી આંખોમાંથી, ને સ્થિરધીર મુખમાંથી નીકળતો આ સૂક્ષ્મ ઉપદેશ જામાતૃ-રાજ અત્યંત ધ્યાનથી અને એકાગ્ર ઉત્સાહથી સાંભળતો હતો અને એ બે શત્રુકુળમાં મૈત્રી રચવાની પ્રતિજ્ઞા લેનાર મૂળરાજ આ ઉપદેશના ઉદ્ગારથી જ પોતાની પ્રતિજ્ઞા સંપૂર્ણ સિદ્ધ થઈ સમજાતાં પોતાની રાજભક્તિના વૃક્ષને સફળ થયું માની તૃપ્તિ-સુધા પીતો હતો, તેવામાં પ્રથમ તેમના સવાર અને પછી તેમના ઘોડાઓ મલ્લરાજના પુત્રના મહેલના બાગના ભવ્ય દરવાજામાં ખોંખારતા ખોંખારતા પેઠા — તેની સાથે ભાગ્યશાળી મલ્લરાજની પવિત્ર ચતુર અને ઉદાર રાજનીતિનો આ ફાલ એ ત્રણે જણના હૃદયમાં ઉદય પામ્યો. એ ફાલને પુષ્પે પુષ્પે લખેલું હતું કે સાત્ત્વિક રાજનીતિનો પોષક ધર્મરાજા જીવતાં સ્વર્ગ ભોગવે છે, અને પાછળના રાજાઓ અને તેની પ્રજાઓ, એવી સગર્ભ રાજનીતિમાં પુણ્યફળને ભોગવી, એવા ધર્મરાજના અમર આત્માને અમર શ્રેયસ્કર ગતિ આપે છે ને *क्षीणे पुण्ये मृत्युलोके वसन्ति* એ શાસ્ત્ર આ અક્ષય્ય પુણ્યવાળા મહારાજને કદી અડકવા પામતું નથી.

---

૧ . ચારિત્ર્યદૂષણ-લાઈબલ-પારકાની આબરૂ હલકી કરવી.

૧ . ચંડકૌશિક

* shaking hands

* The process *of unfusing* vitality into the Native States and quickening the abolition of time-honoured abuses seems needlessly slow to impatient reformers.....It would be an unfortunate conclusion to the efforts made in the Nineteenth Century for the preservation of Native States if the impatience of the Twentieth Century, or the indifference of the Native Chiefs to their own higher responsibilities, should force upon the statesman of the future a dissolution of the union. - *Lee Warner's 'Protected Princes of India.'*



* 'The Roman conquest relieved the nations from the interminable dissensions which threatened them on the dissolution of the Macedonian dynasty. The wars of the 'kites' and 'crows' were succeeded by a period of internal tranquileity more extensive, more durable and more profound than any other in human annals. The Pax Romana stands out as an unique phenomenon in history. It was consolidated partly by the power of the Roman arms in repelling aggression from without; but not less perhaps by the constraining pressure of Roman law, which made every subject of the worldwide dominion know his place, and confine himself within it. The Roman law was an active and living principle. It was always open to receive new. impression and was anxious for improvement and development. It set before itself ideas of humanity and justice which it aimed at accomplishing. It trained multitude of keen intellects in the contemplation and pursuit of broad and noble ends. It constituted in itself a wide and liberal education and familiarised its students first with the highest philosophy, and afterwards with the purest religion of the period. Nor was it unsuccessful in the attainment of its practical objects. It generated a spirit of confidence in the government, of obedience to command, of general, contentment and gave scope to the discipline of domestic affections. - *Merivale* .

* While with the compounding of small societies into large ones the political ruling agencies which develop locally as well as generally, become separate from, and predominant over, the ruling agencies of family origin, these last do not dissappear,

but surviving in their first forms, also give origin to differentiated forms. The assemblage of kindred long continues to have a qualified semipolitical autonomy, with internal government and external obligations and claims. And while family clusters, losing their definiteness by interfusion, slowly lose their traits as separate independent societies, there descend from them clusters which, in some cases united chiefly by locality and in others chiefly by occupation, inherit their traits, and constitute local governing agencies supplementing the purely political ones. - *Spencer's Political Institutions.*

* The Barons prociamimed themselves the army of God and Holy Church. The middle classes of England, both the yeomanry in the country and the Burghers in the towns, actively aided them, and rendered their success certain. It was no longer a rising of one order of community but a *movement of all the free-men of the land.* John seems of have perceived the formidable importance which it thus assumed and he endeavoured to detach the barons from the national cause by offering special terms in favour of themselves and their immediate retainers. *But the baronial Chiefs felt their true position as Champions ofnation's rights* and desregarded the insidious offers of the King... who, in despair, sent the Earl of Pembroke to inform that he was ready to comply with their petitions, and to desire that a place and time might be named for a conference. The barons answered, 'Let the day be 8 th of June, the place, Runnymede.' - *Sir Edmund Creasy's Rise and progress of the British Constitution.*

१ . *न शुष्कवैरं कुर्वीत बाहुभ्यां न नदीं तरेत्।*
*अनर्थ कमानयुष्यं गोविषाणस्य भक्षणम्।।*
*दन्ताश्च परिमृज्यन्ते रसश्चापि न लभ्यते।।*

२ . મહાભારતમાં એક કથા એવી છે કે પવનના રાજ્યમાં શાલ્મલિ વૃક્ષે તેને નારદની પાસે ઊભાં ઊભાં ગાળો દીધી, નારદે પવનને કહી. અને પવનરાજે પોતાના બળનો ભય દર્શાવી શિક્ષાની ધમકી આપી ત્યારે ભયથી એ વૃક્ષ જાતે જ શીર્ણ થયું. — મહાભારત, શાન્તિપર્વ

* *स्फटिकशिलातलनिर्मलनिर्झर, बहुविधकुसुमैर्विरचितशेखर किन्नर मधुरोद्गीतमनोहर* ઇત્યાદિ કાલિદાસના

* Harmony , સર્વ રાગોનો એક રાગમાં લય.

X 'The federation, like the colony, is an idea derived from the old world. The old word knew the federation and the colony on a small scale; the new world has taught us to know them both on a great scale. The new world will perhaps go far beyond this, and teach the old world not only to organize the colony, but how to apply the federation to old States. The nations of the old world are being forced more and more together, sometimes by necessities from within, sometimes by pressure from without. The recently achieved unions of Germany and Italy may be looked upon as proceeding from the spirit of federation in a modified form and we may yet expect the exemplification of the same principle on the soil of the old Europe. Some have even predicted that a federation of the nations of Western Europe will be forced on by the increased aggressiveness of Eastern Europe: *a federation of people inspired by the modern spirit of commerce and industry* against those which are yet filled with the media eval lust of conquest. - *E. J. Payne.*

* Its (the paramount power's) duty is not only to protect, but to give strength and vitality to the Native sovereignties, allowing them full scope to develop their own systems of administration. It must rely to a large extent on the argument that, not merely the interests of British territory, but the solid interests of each protected sovereign *are bound up in the common good of the United Empire.' - Lee Warner's Protected Princes of India.*

* Asia and Africa themselves will perhaps be gradually Europeanized through the preponderance given to European ideas by the independent forces of the new world. -

*E. J. Payne.*

* 'They (the Native States) form so many centres where the Sikh, the Mahomedan, the Maratha and the Dravidian can each bring out to the best advantage whatever may be peculiar in his national character and national institutions, under the generalising influence of English principle, and English civilisation. Their opportunities for this lie essentially in the future.'... 'It is to be hoped that in the course of time there will be cemented between the paramount power and its feudatories a confidence and affection such as can be born only of a complete comprehension of the native modes of thought on the one side, and an appreciation of the great moral ends aimed at by modern civilization on the other. An understanding of that description would be the certain prelude to the grounding of a system compared to which that even of Akbar, was 'the baseless fabric of vision.' When not only the higher governing classes - who already, appreciate the truth - but the great mass of Englishmen employed in India shall have schooled themselves to believe that real predominance consists alone, not in belonging to a mis-called dominant race, but in predominance in learning, in ability, in the higher mental qualities and moral powers of a man, irrespective of his colour, his nationality, and his creed; when too, the native shall have completely learned, as he is fast learning, that to take part in the affairs of the present age it will be necessary to abandon prejudices which restrict his progress, then only may we feel that India is entering up a path which will tend to her advancement in greatness and open out careers for her sons.' - *Col. G. B. Maleson's Nativs States of India*

* The constituion of the German Empire bears date April 16th, 1871. By its terms, all the States of Germany 'form an eternal union for the protection of the realm and the care of the cape of the welfare of the German People.' The supreme direction of the military and political affairs of the Empire is vested in the King of Prussia, who in this capacity, bears the title of Deutscher Kaiser. According to Art II of the Constitution 'the Emperor represents the Empire internationally, and can declare war, if defensive, and make peace, as well as enter into treaties with other nations and appoint and receive ambassadors. To declare war, if not merely defensive, the Kaiser must have the consent of the Bundesrath, or Federal Council in which body, together with the Reichstag, or Diet to the Realms, are vested the legislative functions of the Empire. The Emperor has no veto on laws passed by these bodies. The Bundesrath represents the individual States of Germany, and the Reichstag the German nation. The 58 members of the Bundesrath are appointed by the Goverments of the individual States for each session, while the members of the Reichstag, 397 in number (about one for every 124,505 inhabitants) are elected by universal suffrage and ballot, for the term of five years. By the law of March 19th, 1888, which came into force in 1890, the duration of the legislative period is five years: - *The Statesman's YearBook* .



* 'No European power would now think of going to war for winning its neighbour's colonies, because colonial commerce is now in the main subject only to nominal restriction and greater benefits that were derived in the last century by each nation form the exclusive commerce of its colonies now lie open to all, in the free trading system which is adopted by most nations in proportion to their enlightenment. We have thus seen the colonical system fall, and groups of free nations spring up in its place. This is the whole history of the new world.' - *E. J. Payne.*

* 'The secret of Roman success lay in the policy of separation and division. The secret of British success lies in the fact that one supreme authority was needed to keep the peace, to arbitrate between state and state, to unite the isolated groups of Hindu, Mahomedan, and Aboriginal societies, under one standard of allegiance and one tie of common interests. The task which a Western nation has undertaken in far East is ambitious and full of anomalies. Who are the partners in the Empire? On the one side are nearly five hundred princes and chiefs * * * * On the other are a few officers of Government.

' -*Lee Warner's Protected Princes of India* .

* 'Constant changes... the restless activity of the age and its ceaseless innovation are constantly bringing about. The day has passed when the East could 'bow low before the storm in patient deep disdain.' The legions still thunder by, but Oriental society can never go back entirely to What it was. To morrow Will not be as yesterday, and the intercourse of the Natives States with the British Government can be no exception to the rule.' - *Lee Warner* .

* The Colonies proper form three classes: (1) The *Cruon Colonies* , which are entirely controlled by the home government; (2) those possessing.
Pepresentative Institutions, in which the Crown has no more than veto on legislation, but the home government retains the control of public officers; and (3) those possessing Responsible Government, in which the home government has no control over any public officer, though the Crown appoints the Governor and still retains a veto on legislation.
The total expenditure of the Mother country in connection with the colonies (exclusive of India) amounts to about 2 million sterling annually, mainly for military and naval purposes. - *The Statesman's Year Book*, *1896*

* ' पण्डितेन विरुद्धः सन् दूरस्थोऽस्मीति नाश्वसेत्।
दीर्धौ बुद्धिमतो बाहू याभ्यां हिंसति हिंसितः॥ - મહાભારત, શાંતિપર્વ

१ . *' न तत्तरेद्यस्य न पारमुत्तरेत्।*
*न तद्धरेद्यत् पुनराहरेत्पर॥' - શાંતિપર્વ*

२ . *' न उत्खनेद्यस्य न मूलमुद्धरेत्।*
*हन्यान्न तं यस्य शिरो नं पातयेत्॥ ' - શાંતિપર્વ*

१ . *मुहूर्तमपि राजेन्द्र तिन्दुकालातवज्ज्वलेत्।*
*न तुषाग्निरिवानर्चिधूमर्यत चिर नरः॥ '* - શાંતિપર્વ

* *'सुवर्णपुष्पितां पृथ्वी चिन्वन्ति पुरुषास्त्रयः।*
*शूरश्च कृतविद्यश्च यश्च जानाति सेवितुम्॥'*

## ૫. નવરાત્રિ

*'किमिव हि मधुराणां मण्डनं नाकृतीनाम्॥'*

- મધુરી આકુતિને જે અડકે તે તેના શૃંગારરૂપ થઈ જાય છે!

**— કાલિદાસ: શાકુન્તલ**

*'विश्रम्य विश्रम्य तटद्रुमाणाम्*
*छायासु तन्वी विचचार काचित्।*
*स्तनोत्तरीयेण करोद्दयृतेन*
*निवारयन्ती शशिनो मयूखान्॥'*

**— ભર્તૃહરિ શૃંગારશતક**

નવીનરૂપ ભાષાંતર — 'કોઈ એક સુંદરી નદીના તટ ઉપર વૃક્ષે વૃક્ષે તેની છાયામાં વિસામો લેતી લેતી ચાલતી જાય છે, અને દૂર આકાશમાંનાં ચંદ્રનાં કિરણ પોતાના હૃદય ભણી આવે છે તે હૃદયમાં પેસતાં અટકી શકે એવું હોય તેમ, પહેરેલા સૂક્ષ્મ વસ્ત્રનો જે છેડો એ કિરણ ને એ પોતાની છાતી વચ્ચે છૂટો હતો તે છેડાને હાથ વડે ઊંચો કરી કરી, ચંદ્રનાં એ કિરણને એ છાતી આગળથી દૂર કરવા પ્રયત્ન કરતી જાય છે!'

'દુલારી! મધુરી મારી દુલારી! — દેખ દેખ યહ મૈયાકા ખેલ' — એવું બોલતી બોલતી બેટની બાવી ઝૂંપડી બહાર આવી અને ચૈત્રમાસને સાયંકાળે સમુદ્રના સામું જોતી માતાના ઓટલા ઉપર બેઠેલી બાળાને પાછળથી બાઝી પડી અને નીચે વળી ચુંબન કરી એની સુંદર આંબો સામું જોઈ રહી.

'ચંદ્રાવલીબહેન! હું માજીનું ઘણું ધ્યાન ધરું છું, પણ હૃદયનો પુરુષ હૃદયમાંથી ખસતો નથી.' નાના કરપલ્લવ વડે આંખનાં આંસુ લોહતી લોહતી બાલા બોલી અને સમુદ્ર સામું જોઈ રહી.

'બેમાંથી કિયો પુરુષ ખસતો નથી?' જોડે બેસી ચંદ્રાવલી પૂછવા લાગી.

'જે પુરુષની સાથે સંસ્કારથી હું ચોરીમાં જોડાઈ હતી તે પુરુષ તો મારા મરણ-ભાનથી સુખી થશે. એટલો મને માજીના ધામમાં આવવાથી જંપ છે. પણ જે મહાત્મા મને પોતાના સંસારમાંથી છૂટી કરી પોતાના હૃદયમાંથી છોડતો નથી તેને મારું કૃપણ હૃદય પણ છોડી શકતું નથી. અરેરે! મારે જ માટે એણે લક્ષ્મીનો ત્યાગ કર્યો, પિતૃજનનો ત્યાગ કર્યો અને મારો પણ ત્યાગ કર્યો. હવે તો માજીનું તેજ મારા હૃદયના આ અંધકારને

નષ્ટ કરે તો હું રાંક પૂરી જંપું.' બોલનારીના હૃદયમાંથી ઊંડો નિશ્વાસ મુખની વાટે નીકળ્યો.

પ્રિય વાંચનાર! આ બોલનારીને તેં ઓળખી હશે. બાવી ચંદ્રાવલીના પ્રયાસથી ડૂબેલી કુમુદસુંદરીનું શરીર હાથ આવ્યું હતું, એના ઉપચારથી એ જીવી હતી ને ચારેક દિવસ થયાં એના મનનું સમાધાન કરવાને પણ એ જ બાવીની પ્રીતિ મથતી હતી. કુમુદનાં સંસારસંસ્કારી ભીનાં વસ્ત્ર નદીમાં નાંખી દઈ માતાની પ્રસાદીની આછી હીરાગળ ચૂંદડી એને પહેરાવી હતી તે પશ્ચિમ સમુદ્રની લહેરોથી ફરફર ઊડતી હતી અને દુ:ખી બાળકીની સુંદર નાજુક શરીરવલ્લરી એવા સંગથી પણ વધારે સુંદર પ્રિય લાગતી હતી. એની સર્વ વાર્તા ચંદ્રાવલીએ સાંભળી લીધી હતી. માત્ર પ્રમાદધન અને સરસ્વતીચંદ્રનાં નામથી તેમ પોતાના અને માતાપિતા અને શ્વસુરકુટુંબનાં નામથી કુમુદે એને અજાણી રાખી હતી અને તેને માટે ચંદ્રાવલીની ક્ષમા માગી લીધી હતી. સાટે ચંદ્રાવલીએ એનું નામ મધુરી પાડ્યું હતું. દયા અને વહાલ આણી ચંદ્રાવલીએ કુમુદને શાંત કરવા માંડી.

'મધુરીમૈયા! આ બેટમાં આવતાં પહેલાંનું પાણી આ સ્વર્ગનું દ્વાર જ સમજ, અને એ દ્વારમાંથી આ માજીના ધામમાં તું આવી ત્યાંથી મૃત્યુલોકનો તેં ત્યાગ કર્યો એમ જ તું સમજ. જેવો એક પુરુષ મારા હૃદયમાંથી ખસ્યો તેવો જ બીજો પણ ખસશે એટલી માતાજી ઉપર શ્રદ્ધા રાખ.'



કુમુદના મુખ ઉપર સંધ્યાકાળની છાયા પડતી હતી તેવી જ એના હૃદયની પણ છાયા પડતી હતી. કાંઈ ઉત્તર દીધા વિના, પાછળ ઊગતા ચંદ્રની કૌમુદી, આગળ સમુદ્ર પર, ચાદર પેઠે પથરાતી હતી તેટલું જ એ જોઈ રહી.

ચંદ્રાવલી — 'બહેન મધુરી! આ જોઈ ચંદ્રની પ્રભા? પાછળ આ ચંદ્ર તો જો!'

'શું ચંદ્ર મારી પાછળ છે?' ભડકીને કુમુદે પાછળ જોયું અને ચમકી જાગી. પાછી આગળ દૃષ્ટિ કરતી ભમર ચડાવી ગાવા લાગી.

*'किंमसुभिर्ग्लपितैर्जड मन्यसे*

*मयि निमज्जतु भीमसुतामन:।*

*मम किल श्रुतिमाह तदर्थिकां*

*नलपरामपरो विबुध; स्मर:* [1] *॥'*

બોલતાં બોલતાં એના મુખ ઉપર લજ્જાનો રંગ ચડ્યો, શાંત પડી પાછી બોલી: 'ચંદ્રાવલીબહેન! નળનું મન ઉછાળવાની શક્તિને માટે દમયંતીની દેવતાઓએ સ્તુતિ કરી હતી તેવી જ પોતાનું મન ઉછાળવાની

શક્તિને માટે આ પુરુષે મારી સ્તુતિ કરી હતી. આવું છતાં એણે મને મારા હિતને માટે છોડી. કહો વારુ એ તે સંસારી કે જોગી? હું પણ હવે એના હૃદયની પવિત્રતાને અનુસરી, એના વિચારને છોડી, માજીના ચરણસ્પર્શમાં ચિત્ત પરોવીશ.'

ચંદ્રાવલી — 'ધન્ય, બેટા! ધન્ય છે. માજીના ચરણ આ મઢીમાં છે તેટલા જ ન સમજીશ. એ ચરણ આખા વિશ્વને રોકે છે અને માજીની દીકરીઓના હૃદયમાં સમાય છે. માજીની જે મૂર્તિ આપણે સેવીએ છીએ તે તો તેમના યોગને માટે. પણ માજીના સ્વરૂપનું જ્ઞાન જોઈએ તો તેમને અન્ય સ્વરૂપે સમજવાનાં છે. જ્યાં જ્યાં સ્ત્રીલિંગથી નામ છે અને શક્તિકાર્યથી આકાર છે તે તે સર્વ સ્થાને માજીના સાકાર સ્વરૂપનું જ્ઞાન પામી જા. જ્યાં જ્યાં એ નામરૂ પની કારણશક્તિ છે ત્યાં ત્યાં માજીના નિરાકાર સ્વરૂપને જોઈ લે. માજીની મૂર્તિના એકાગ્ર યોગથી તું સંસારને ભૂલી જઈશ. એના નિરાકાર સ્વરૂપને પામી તું એના પદને પામીશ, અને તારા હૃદયમાં શક્તિ આરૂઢ થશે. તે પછી સંસારમાં જ્યાં જ્યાં તારી દૃષ્ટિ પડશે ત્યાં ત્યાં એના સાકાર સ્વરૂપનો અનુભવ તું કરીશ અને સર્વત્ર મહાલક્ષ્મીનાં દર્શન કરીશ.'

આ ઉપદેશ સાંભળતાં સાંભળતાં ફરી કુમુદસુંદરી સમુદ્ર ભણી જોઈ રહી અને ઉત્તર દેવાનું ભૂલી ગઈ. ચંદ્રાવલી તેને બીજો વિનોદ આપવા લાગી.



'બેટા! હાલ માજીનાં નવરાત્રિ ચાલે છે અને થોડીક વાર પછી સુરગ્રામની સ્ત્રીઓ ગરબાનાં દર્શન કરવા આવશે. આપણે ગરબો પ્રકટી મૂકેલો છે તેની પાસે બેસી સૌ માજીનો ગરબો ગાઈશું, અને તેમાં એના શુદ્ધ સ્વરૂપને પ્રતીત કરીશું.'

'ચંદ્રાવલીબહેન! હું તે પ્રસંગે જરૂર અંદર આવીશ, ત્યાં સુધીમાં બહાર આ સમુદ્રનાં મોજાંમાં નાચતી ચાંદનીથી અને તેમાં થઈને આવતા પવનથી મારું મન શાંત કરી લઈશ, એટલે ગરબે આવનારાં પાસે હું ઉપદ્રવ રૂપ થાઉં નહીં. ઓ બહેન! હું તમને બહુ જ કનડું છું — ખરી?' દયામણે મુખે કુમુદ પાછું જોઈ બોલી.

'માજીના ધામમાં આવી દીકરીઓ પોતાની વરાળ કાઢે એ તો તેમનો અધિકાર છે. વારુ, બેટા મધુરી! પણ તું કાંઈ ગાવા લાગીશ?'

'શા વાસ્તે ન ગાઉં? પણ મને તો મારા હૃદયની કથાના જ ઢાળ ગાતાં આવડે અને એમાં તો પુરુષની વાત આવે તે માજીને કૂડું ન પડે?'

નાક નીચે બે આંગળીઓ ધરી, થોડી વારે તેને કુમુદના સામી ધરી, ચંદ્રાવલી કહેવા લાગી: 'બહેન, આ બેમાંથી એક આંગળી ઝાલ, જોઈએ!'

ધીરે રહી કુમુદે એક આંગળી ઝાલી.

'ચાલ બહેન, માજીની આજ્ઞા આવી. તારે ગાવું હોય તે ગાજે.'

‘ત્યારે તમે જાઓ. હું અહીં બેઠીબેઠી ગોખી મૂકીશ.’

ચંદ્રાવલી મઢીમાં ગઈ અને કુમુદ એકલી પડી. મઢીમાં સ્ત્રીઓ એકઠી થતી હતી અને તેમના પરસ્પર મિશ્ર સ્વર બહાર આવતા હતા. સમુદ્રનાં ચડતાં અને કિનારા સાથે અથડાતાં મોજાંના ઘડીએ ઘડીએ થતાં પછાડાની ગર્જના એ સ્વરોને પોતાનામાં મેળવી દેતી હતી. કુમુદના કાન આગળ આ તોફાન થતું હતું અને ચિત્તને શાંત કરવા પ્રયત્ન કરતું હતું. સંસારની વિચિત્ર ગર્જનાઓમાંથી છૂટી શાંત સ્થળમાં આવેલીના કાનમાં આ મોજાંના ઉછાળા અને ગર્જનાઓ અવ્યક્ત પણ પ્રિય અક્ષરનો સેક કરતાં હતાં અને તેમના અભિષેકથી આવેલી ટાઢકે એના હૃદયાગ્નિના અંગારાને કજળાવી નાખ્યા અને તે અંગારાને સ્થાને સૂક્ષ્મ ઉષ્ણ ભસ્મ રહી. જડ સૃષ્ટિના તોફાને મનુષ્ય સૃષ્ટિના ઉદ્વેગને શાંત કર્યા.

થોડીક વારે કુમુદ કાંઈક ટટ્ટાર થઈ અને મસ્તક ઊંચું કરી સામે દૃષ્ટિ ફેરવવા લાગી. પાણી ઉપર ચાંદની ફરી વળતી હતી અને ત્રુટતાં સંધાતાં મોજાંમાં એનો પ્રકાશ અંદર સરી જતો હતો, ભાગતો હતો, સંધાતો હતો અને વાંકોચૂકો થતો હતો. છતાં ચાંદની એવી ને એવી કોમળ સુંદર લાગતી હતી. ઊંચી થતી આંખ એ દશાને જોવા લાગતાં કુમુદને પ્રીતિચંદ્રિકા જેવી, સુંદરતાની મૂર્તિ જેવી અને કોમળતાના આત્મા જેવી પોતાની સાસુ સાંભરી આવી.



‘અરેરે! મારા જેવી કૃતઘ્ન કોઈ નથી. સમુદ્રનાં મોજાં જેવા સુખદુ:ખમાં ત્રુટતા સંધાતા કાળજાને આ ચંદ્રિકા જેવું જ સુંદર કોમળ રાખનાર મારાં પૂજ્ય સાસુજી તો જગતમાં એક જ જન્મ્યાં છે. એમની પ્રીતિનો બદલો વાળવાનો તો રહ્યો, પણ આ મારા કૃત્યથી એમના હૃદયને કેટલો શોક થયો હશે? એમના કોમળ સ્વભાવ ઉપર કેવો ઘા પડ્યો હશે? એમની વત્સલતાને કેટલું ઓછું આવ્યું હશે? એમને જીવવું કેવું અળખામણું થઈ પડ્યું હશે? એમનો દિવસ કેમ જતો હશે? એમને રાત્રે કેવા ઉજાગરા પડતા હશે? ઈશ્વરે એમના જેવા સુપાત્રમાં મૂકેલા સૌભાગ્યકુંકુમમાં હું દુષ્ટાએ દુર્ભાગ્યનો કોયલો નાખ્યો! એમના જેવાં ઉદાર અને મોટા હૃદયના સાધુજનોને મારા જેવી કાળી નાગણે દંશ દીધો! એમના જેવાં જગદંબાનો મેં પાપિણીએ તિરસ્કાર કર્યો! ઓ ગુણિયલ! તું મારી મા છે પણ મારાં દેવી તો તારા સ્વપ્નમાં પણ ન આવે એટલી મને ગણે છે અને ઢાંકે છે! એમનું કર્યું તારાથી કદી થવાનું નથી. મેં એમનો એવો અપરાધ કર્યો છે કે — ગુણિયલ! તારે મારું મોં પણ ન જોવું જોઈએ. પણ આવા સહસ્ત્ર અપરાધોને અંતે હું જો મારી રાંક દેવી પાસે જાઉં તો એમના જીવમાં જીવ આવે ને મને છાતી સરસી દાબે. અરે, એમણે પેટના દીકરાને કે દીકરીને ગણ્યાં નથી એટલી મને ગણી છે. ઓ પરમેશ્વરી! હું તારે ખોળે પડી છું તે મને કંઈ એવો માર્ગ દેખાડ કે હું રંકને હાથે લાગેલું એ દેવીરત્ન પોતાનું તેજ ન ખુએ. મને માર્ગ સૂઝતો નથી. મને શું સૂઝ્યું? મને તે બહારવટિયે નદીમાં

ખેંચી લીધી કે હું જાતે પડી? હું જાતે જાણી જોઈને પડી કે વિચારમાં ને વિચારમાં પડી ગઈ? વિચારમાં પડીને પડી કે રેતી સરી ને પગ સરી ગયો? મને કાંઈ સાંભરતું નથી, સૂઝતું નથી, સમજાતું નથી અને મારાથી કાંઈ કલ્પાતું નથી.'

ઘડી વાર નીચું જોઈ રહી. વળી ઊંચું જોયું ને પવનથી લહેરો જોરથી સમુદ્ર પર અથડાતી સાંભળી, કુમુદ બોલી ઊઠી:

'અલકાબહેન! અલકાબહેન! આમ શું કરો છો! તમે મારે માટે કેટલું કલ્પાંત કરી મૂક્યું હશે તે આ જોઉં છું ને જાણી જાઉં છું. પણ તમે તમારા ભાઈની સાથે મારી બાબતમાં લડશો નહીં હોં! હું જાણું કે લડ્યા વિના તમારાથી રહેવાવાનું નથી, પણ હવે એમને બિચારાને સુખે જંપીને બેસવા દેજો. મેં એમના સુખનો માર્ગ મોકળો કરવાને જ આ કરેલું છે.

*'ને કરંતો મન્દમન્દ ઘુંઘાટ ભર આનન્દશું;*

*ફેંકી તરંગો મુજ ભણી ધીમે ધીમે નાચંત શું?'*

'કુસુમમાળાની આ કડી મેં સમજાવી ત્યારે અલકાબહેને એમ જ કર્યું હતું — ને એટલામાં પિતાજીએ બારીમાં ડોકિયું કર્યું કે બહેન શરમાઈ ગયાં હતાં.



'અહો પૂજ્ય પિતાજી! ઉજાગરા કરીકરી શિરસટ્ટાનાં જોખમ વહોરીવહોરી, તમે કિનારે આવ્યા ત્યાં મેં તમને ડુબાડ્યા જેવું જ કર્યું! તમારું મહાન ઘર મૂકી હું અહીંયાં આવી ને તમારા પવિત્ર યશને લાંછન લગાડ્યું! મેં અભાગણીએ તમને લાજ લગાડી! તમને ડુબાડ્યા!'

તે નીચું જોઈ રહી. થોડી વારમાં એનું મન પાછું ચસક્યું ને બીજે સ્થાને દોડ્યું.

'સરસ્વતીચંદ્ર! શું તમે ડૂબશો જ? શું તમે હતા તે સ્થાને નહીં જ જાઓ? શું તમારા દુર્ભાગ્યનું હું જ સાધન થઈ?

*'કોઈને નામે કોઈ તરે છે, કોઈ ડૂબે ને ડુબાડે!*

*હું ચાણ્ડાલિની ડૂબું ડુબાડું! જ્યાં જાઉં ત્યાં હાડે હાડે!*

*લક્ષણવતીનાં ચરણ અડકતાં નવપલ્લવ કોઈ વેલી થતી,* *

*હું જ અમંગળ શ્વાસ લઉં ત્યાં લીલી વેલીઓ બળી જતી!*

*શાને જન્મ દીધો મુજને, મા? પથ્થર હું નહીં પેટ પડી!*

*મરણશરણ પણ ન લળ્યું લલાટે! પનોતી હું તુજ લોહતણી!*

*'*

અત્યારે અર્ધચંદ્ર મધ્યાકાશમાં આવ્યો હતો. ધોળીધોળી વાદળીઓ ક્વચિત્ તેની આસપાસ તો ક્વચિત્ તેના ઉપર થઈને ચાલી જતી હતી અને તે પ્રસંગે વાદળીઓ વચ્ચે થઈને ચંદ્ર સામો ધસતો દેખાતો હતો. માત્ર તેના અને તારાઓના અને તેમના અંતરથી જણાતું હતું કે આ દેખાવમાં ખરો વેગ તો વાદળીઓનો છે — ચંદ્રનો નથી.

આણીપાસ આકાશમાં ચંદ્રની આ સ્થિતિ હતી તે કાળે એના પ્રકાશથી સમુદ્ર પર આઘે એક વહાણ ઊંચુંનીચું થતું દેખાતું હતું. એ ચંદ્ર અને એ વહાણ ઉપર વારાફરતી દૃષ્ટિ ફેરવતી બાળા ઊભી થઈ.

'આકાશમાં ચંદ્રને વાદળીઓ ડુબાડે છે અને સમુદ્રમાં વહાણને વાદળીઓ જેવાં મોજાં ડુબાડે છે. શું તેમને આ સદ્‌ભાગ્ય છે અને મને નથી? આમ ને આમ સમુદ્રમાં હું ચાલી જાઉં તો મને કોણ અટકાવનાર છે?'

બીતે બીતે કુમુદે આગળપાછળ દૃષ્ટિ ફેરવી. એની આંખમાં ચંદ્રનું પ્રતિબિંબ ચળકતું હતું અને સાગરનું પ્રતિબિંબ સમાયું હતું. એ આંખમાં બીજી કાંઈ ચીજ પેસી શકી નહીં. એણે શૂન્ય ફિક્કું હાસ્ય કરવા માંડ્યું.

'હં હં હં હં! હવે હું એકાંતમાં છું. શેલી જેવા રસિક કવિને સમુદ્રમાં સૂવાનો અભિલાષ હતો તે ઈશ્વરે પૂરો પાડ્યો. — સરસ્વતીચંદ્રે જ તે વાત મને કહી હતી. હું રાંક અબળા હોડી ક્યાંથી લાવું? પણ વિશ્વંભર છે તે મારા સામું પણ જુએ છે.'



એ જરાક આગળ ચાલી અને પગની પાનીએ પાણી અડક્યું.

'હા, જરાક આગળ ચાલીશ કે પાણી ઢીંચણ સુધી આવશે. જરીક આગળ જઈશ કે કેડ સુધી આવશે. જરીક આગળ બભે — ને પછી — માથા ઉપર પાણી ફરી વળશે ને દુ:ખી કુમુદ હતી ન હતી થઈ જશે! બિચારી ચંદ્રાવલીના થોડાક ભિક્ષાન્નમાં ભાગ પાડવાનું મારે માથે બાકી હતું તે પાપ લીધું. હવે સર્વ પાપ અને સર્વ દુ:ખમાંથી મુક્ત થવાનો વારો આવ્યો. માજીના મંદિરમાં આવી ને માજી માર્ગ દેખાડે છે. આણીપાસથી તણાઈ ત્યારે બેટ સાથે અથડાઈ; પણ હવે આ સમુદ્ર ભણી તો બેટ નથી જ. દિવસે તણાઈ તે બધાંએ દીઠી ને ઉગારી; પણ આ અંધકારમાં તો કોઈ જુએ એમ નથી જ!'

કુમુદસુંદરી હવે પાણીની કિનારી આગળ પગ પલાળી ઊભી, કચ્છ માર્યો, કેડે ચૂંદડીની ગાંઠ વાળી, અને માતાના મંદિર ભણી પાછું મુખ કરી, પાછી વળી, અને આકાશ ભણી જોતી હાથ જોડી નમ્ર સ્વરે બોલવા લાગી:

'ઈશ્વર અને ઈશ્વરીને નામે જેને જગત જાણે છે તે ઓ માજી! આ સંસારમાં તમે મને જન્મ આપ્યો, મને ક્ષણવાર મહાત્માનો આસંગ કરાવ્યો,

અને અંતે તમે મારા મનમાં એવી શ્રદ્ધા ઉત્પન્ન કરી છે કે તેમની તો શું પણ કોઈની કૃપાને હું પાત્ર નથી, અને આ તમારી પવિત્ર સૃષ્ટિમાં રહેવાને હું રંક અનાથ બાળામાં યોગ્યતા પણ નથી અને શક્તિ પણ નથી. તો માજી! હવે હું તમારાં નિરાકાર ચરણારવિન્દને પામવાનો પ્રયત્ન કરું છું તેમાં નિરાશ ન કરશો. જાતે દેહ છોડવો એ લોકમાં પાપ ગણાય છે; એનું ફળ કષ્ટ ગણાય છે. પણ, મારા જેવીને આ સંસારમાં રહેવું જેટલું કષ્ટ ભરેલું છે એવું કષ્ટ કોઈ પણ નરકમાં નહીં હોય — અને — માજી! સંસાર અને તમારા મંદિર વચ્ચે યમરાજનું ધામ છે તો ગમે તેવું પણ એ ધામ તમારા મંદિરની પાસે છે એટલો તમારી પાસે આ સંસાર નથી, માજી, નથી! નરકમાં પડ્યા પછી માણસને કપાળે વધારે પાપ કરવાનું લખેલું નથી, ત્યાંથી તો શિક્ષા પૂરી થતાં તમારી પાસે જ આવવાનું. માટે માજી! હું એ દુ:ખ ખમીશ અને તમારી પાસે જ આવીશ. માજી! મને એટલું ધૈર્ય આપો — એટલી મારી છાતી ચલાવો.

'માજી! હું દુ:ખી છું, અધમ છું, પાપી છું, મારો કોઈને ખપ નથી, હું તમારી પાસે આવવા આતુર છું — મારે આ સંસારમાંથી છુટકારો જોઈએ છે. માજી! સહસ્ત્ર વાર ક્ષમા માગું છું. સહસ્ત્રધા આશ્રય માગું છું અને મારાં દુ:ખનો અંત આવ્યો સમજું છું.'

દક્ષિણ દિશા ભણી ફરી અને ઊભી. આઘેની ઊંચી ભેખડો અને તે ઉપરનાં ઝાડ અંધકારના પર્વત અને તેના શિખર જેવાં જણાતાં હતાં યમરાજની એ દિશાને નમસ્કાર કરતી બોલી.



*'પાસે છે એ જ પ્રકાશ, આઘે છે અંધકાર,*

*જીવન આ, એ પડદો મરણનો! - પાસે.*

*પાસે છે સંસાર, આઘે એ યમરાજ,*

*દુ:ખ છે સંસાર, સુખ યમગૃહે! - પાસે.*

*ક્રૂર છે આ સંસાર, દયાળુ યમરાજ,*

*અશરણશરણ યમ! નમો નમો! — પાસે.*

યમ! છો ધર્મરાજ, તમથી હું છું સનાથ,

*ધર્મરાજ, મને લો ઉપાડીને! - પાસે.'*

ઉત્તર દિશા ભણી ફરી, રત્નનગરી એણી પાસ જ હતી. એ નગરીને અને માતાપિતાને સંભારતી રોવા લાગી અને ઓઠે આંગળી અરકાડીને બોલવા લાગી.

*'ઉત્તરમાં છે તમ વાસ, વહાલાં માતા ને તાત!*

*છેલ્લા કરું છું પ્રણામ - છેલ્લા કરું છું પ્રણામ!*

*વહાલાં માતાપિતાને નમું!*

*મારા વહાલા ઓ તાત! મારા વહાલા ઓ તાત!*

*છેલ્લા કરું છું પ્રણામ! છેલ્લા કરું છું પ્રણામ!*

*ધર્મવીર છો! કુમુદને ભૂલજો!*

*મારી વહાલી ઓ માત! મારી વહાલી ઓ માત!*

*હૈયું ફાટશે ઓ માત! હૈયું ફાટશે ઓ માત!*

*તારું, સંભારી રાંક કુમુદને!*

*માડી! કરજે તું માફ! માડી! ત્યજજે સંતાપ!*

*મારો દુબિયારો બાપ, કૂંળા હૈયાનો બાપ!*

*મને ભૂલી ધૈર્ય આપજે!*

*એકલી અ...જાણી આજ, ભૂલી ભટકતી આજ,*

*મૂકી માત ને તાત રોતાં હૈયા રે ફાટ!*

*કુમુદ થાય છે જળશાયિની!*

*મારા વહાલા ઓ તાત! મારી વહાલી ઓ માત!*



*આંસુ જશે ચોધાર, રોશો હૈયા રે ફાટ,*

*મોઈ દીકરી! બીજી વાર નહીં મરે!*

*માડી! કરજે તું માફ! માડી ત્યજજે સંતાપ!*

*મારો દુબિયારો બાપ! કૂંળા હૈયાનો બાપ!*

*ભૂલી દીકરી ભુલાઈ ના જશે!'*

આટલું બોલતાં બોલતાં રોતી, કકળતી, આંસુથી નહાતી, શરીરે શીત આવ્યાથી ધ્રૂજતી કુમુદ કિનારાના છીછરા પાણીમાં પડી ગઈ, અને પાણી ઉપર કોમળ કાયા અથડાયાથી સમુદ્રની છાલક ઊંચી ઊડી અને એ જડ જળનિધિને પણ દયા આવી હોય અને તેનાં આંસુ ચારે પાસ છંટાયાં હોય એમ થયું.

કુમુદ જાગી હોય તેમ પાણી વચ્ચે પાછી ઊભી થઈ અને આંસુ લોહી, દશે દિશાએ દૃષ્ટિ કરતી ચાલી. આગળ પગલાં ઉપાડવા માંડ્યાં, બે હાથ છાતીએ મૂક્યા, અને વળી જરીક ઊભી રહી, ઓઠ કરડી બોલી.

'હવે માજી મને સહાય થયાં અને યમરાજે મારો હાથ ઝાલ્યો! હવે મારી છાતી ચાલવા લાગી! હવે મારો છુટકારો નક્કી થયો!

*ચળકે ચંદ્રનું સઘળે તેજ,*
*ગાજે સાગર ચારે મેર!*
*વચ્ચે એકલી ઊભી હું નાર!*
*જડે નહીં સુખ! સરજનહાર.*
*બની ઘેલી દેખી સંસાર*
*ત્યજવા એને હું થઈ તૈયાર.*
*પિયુ જોઈ વિરહિણી રાચે જેમ ,*
*નીરખું મરણ ઉમંગે તેમ.*
*ચડું ઉમંગની લહેર આજ;*
*સજ્જ થયો મુજ સુખનો સાજ.*
*છોડું તાત ને છોડું માત,*
*ગુણિયલ મારી! કરજે માફ.*
*તુજ પેટે ધરીને અવતાર,*
*કૂખ લજવી તારી મેં માત.*
*જમ! આ જગત થકી છોડાવ!*
*ભાર જીવવાનો ઉતરાવ!*
*આ સંસારથી ઘસડી જાઓ,*
*પછી ગમે ત્યાં જમ લઈ જાઓ!* *
*લહાવો લેવો, ત્યજી સંસાર ,*
*તો શો સ્વર્ગનરકમાં ભાર?*

'પ્રિય સરસ્વતીચંદ્ર! મરણમાં તમારા હૅમ્લેટ જેવી બીક મને લાગતી નથી.

*જીવ્યું જોઈ ગાંડી થઈ હું તો,*
*મરણ પર મોહી પડી છું હો! જીવ્યુ.*
*જીવ્યું મૂકી જાવું જડે કંઈ તો*
*નરકમાં એ સુખ વિશેષ જ હોં! જીવ્યું.*
*અમૂંઝણ છોડી, છુટાય જ, તો,*

*મરણ પછી પન્થ ગમે તે હો! જીવ્યું.*

*આંખો મીંચી જાવું ગમે ત્યાં હોં!*

*બાપુ જમ! ઘસડ ગમે ત્યાં' જો! જીવ્યું.'*

'તેનો સ્વર બંધ થઈ ગયો. ધીમેધીમે પણ સ્થિર પગલે હવે તે આગળ ચાલવા લાગી. તેની દૃષ્ટિ સામે જ જોઈ રહી હતી; આગળપાછળ, ઊંચું કે નીચું, જોતી તે બંધ રહી. તેના પગને સામેથી મોજાંના ઘસારા અટકાવી ન શક્યા, તેમ પાછાં વળતાં પાણીના હેલારાથી તે ધકેલાઈ પણ નહીં. એની ગતિ હવે એની પોતાની જ હતી અને તેની સ્વતંત્રતાને વધારવા-ઘટાડવા જગત અશક્ત નીવડ્યું. એની આંખમાં આગ્રહનો આવેશ તેજ ધરી ચડ્યો અને દાંતની હારોએ કોમળ પાંદડા જેવા હોઠને કબજે રાખી લીધા. નવી જન્મેલી હાથણીની પેઠે નાજુક કુંભસ્થળ આગળ કરી એની છાતી એના કોમળ પગને ખેંચવા લાગી. શરીર અને મનને બળવાન સાંકળથી બાંધી બાળા આમ આગળ ચાલવા લાગી અને તેની સત્તા અપ્રતિહત થતી લાગી ત્યારે માત્ર એનાં આંસુએ એની આજ્ઞા પાળવા ના પાડી, અને એ આજ્ઞાને બળે પાડેલાં આંસુ સુકાવા પામતાં તે પહેલાં એ આજ્ઞાનો તિરસ્કાર કરી નવાં આંસુ આગળ ધસી આવતાં હતાં અને આંસુના પ્રત્પેક બિન્દુમાં સરસ્વતીચંદ્રની છબી જોતી જોતી તે ચાલી.



પાછળ ચંદ્રના તેજથી કુમુદસુંદરીની છાયા સમુદ્ર ઉપર આગળ પથરાઈ હતી. આગળ છાયા અને પાછળ બાળા એમ બે જણ વધવા લાગ્યાં તેમ તેમ શરીર પાણીમાં સંતાતું હતું, બહારથી ઘટતું હતું, અને છાયા ચળકતાં મોજાંમાં નાનીમોટી થતી કૂદતી હતી.

કેડ સુધી કુમુદસુંદરી ડૂબી, તેની કોમળ છાતીને પાણીની છાલકો વાગવા લાગી, અને વાગવા લાગી તેની સાથે જ તેના કાનમાં નવીન સ્વર આવવા લાગ્યો. અનાહત નાદ તો તે ન હતો, કારણ આ સ્વર બહારથી આવતો હતો; મનુષ્યનો સ્વર તે ન હતો, કારણ કોઈ મનુષ્યનો સ્વર સાગરના ઘુઘવાટ આગળ સંભળાય એમ ન હતું. પળમાં એ સ્વર આકાશમાંથી ચંદ્રની ચાંદની પેઠે સરી પડતો હતો; પળમાં તારાઓમાંથી ખરતો હતો; પળમાં છેટેના અંધકારમાંથી આવતો હતો; પળમાં પવનની લહેર ઉપર નાચતો હતો; પળમાં પાછળથી આવતો હતો; પળમાં સમુદ્રનાં આઘેનાં ઊંડાં અગાધ પાણીની અંદરથી રસાતળને ફોડીને બહાર આવતો હતો; અને પળમાં સમુદ્રની ગંભીર ઊંડી ગર્જનાને ભેદીને આઘે ઊંડાણમાં કોઈ ગાનારનું ગાન સંભળાતું હોય એમ એ સ્વર આવવા લાગ્યો. એ સ્વરનું એ ગાન, એ સ્વરરરૂપ એ ગાન, પળમાં કુમુદના કાનમાં પેસવા લાગ્યું; પળમાં પાણી નીચે થઈને, એના પગમાં થઈને, એના શરીરમાં ચમકવા લાગ્યું; પળમાં એનાં શોકમ્લાન પયોધરમાં ઊભરાવા લાગ્યું; પળમાં એના હૃદયમાં ધબકારા કરવા લાગ્યું; પળમાં કંઠમાં ચડઊતર કરવા

લાગ્યું; પળમાં એના ઓઠને અને નાસિકાને સ્ફુરાવવા લાગ્યું; એની આંખની કીકીઓ, કપાળ અને મસ્તક ત્રણે સ્થાને વીંઝાવા લાગ્યું. એ ગાનને વશ થઈ, એ ગાન સાંભળવાની ધૂનમાં ને ધૂનમાં એ આગળ ચાલી, અને સતારના સર્વ તારમાં રણકારા થઈ રહે તેમ અંતર્બાહ્ય સર્વ સંસારમાં આ ગાનના ચમકારા થવા લાગ્યા.

*'ધીમી ધીમી ચાલી તું તો કરવા તારું કામ!*

*માજીની ઇચ્છા એવી છે કે પાછી હવે તું આવ!    ધીમી ૦*

*દીકરી, તારા દીલને દોધો, દાનવે દુષ્ટ જ ડામ,*

*શીતળ શાંતિ લેવા માજીની પાસ હવે તું આવ!    ધીમી૦*

*શીતળ પાણી સાયરનું છે આગળ ઊંડું અગાધ ,*

*પણ તુજ મનનો તાપ શમાવે એ તો ઈશ્વરી માત!*
*ધીમી૦*

*શરીર સુવાડવા સાયર નીચે થઈ છે તું આજ તૈયાર,*

*પરલોકવાસી તારા હસે છે સાંભળી તુજ વિચાર.    ધીમી૦*



*ચમકે તારા સાંભળી તારા રાંક મધુરા બોલ,*

*રાત રુએ તને રોતી જોતી; મનના પડદા ખોલ!*
*ધીમી૦*

*ચંદ્ર ઊભો છે એકલો ઊંચે દેવા કુમુદને કરાર;*

*બેટા! બીએ છે શાને તું? તારે માજીનો સથવાર,*
*ધીમી૦*

*સાગરમાંથી પાછી નીકળ, માજીની પાસે આવ;*

*જખ મારે છે જગત જનેતાની જોતી અમીભરી આંખ,    ધીમી૦*

*આંસુ તારાં લોહી લે, બેટા! ડસકાં હૈયાનાં શમાવ;*

*કુંકુમ તારે લખ્યું જ લલાટે, માનો માથે છે હાથ.*
*ધીમી૦*

*ઓઠ કરડતી તું, આંખે આંસુની છાલક ચાલી ન માય;*

  માજીનું હૈયું પણ, તુજ દુ:ખ આ દેખી, ભરાઈ જાય.    *ધીમી૦*

*તારા દુ:ખનો આરો હવે તો આ પાસે દેખાય;*

*માજી ચાંપે હૈયે તને; હવે બેટા , તું પાછી આવ!*    *ધીમી૦*

*સાયર આવો આભસરાખો ઘોર ગાજે દિનરાત,*

*ક્યાં એને ક્યાં કોમળ કળી સમી દીકરી તારી જાત?*    *ધીમી૦*

*સાયરને ત્યજી, માજીને મોંઘે ખોળે તું, બેટા, બેસ;*

*ખોટી રે કાયા, ખોટી માયા, માજી જ માજી હંમેશ.*    *ધીમી૦*

ગાનનો આરંભ થયો ત્યાં કુમુદનો પગ જરીક અટકી પાછો ચાલવા લાગ્યો. ગાન વાધ્યું તેમ તેમ એ ચમકવા લાગી, અને ગાન પૂરું થયું ત્યાં એના પગે આગળ ચાલવા સ્પષ્ટ ના કરી. આવે રાત્રિને સમપે સમુદ્ર ઉપર એકાંતમાં એ ગાન કોણ કરે છે તે સમજાયું નહીં. ગાન કોણ કરે છે એ પ્રશ્નનું નિરાકરણ થતાં પહેલાં તો ગાનની અસર એના હૃદયમાં વ્યાપી ગઈ અને સર્વ વિચારને અસ્ત કરી નાખ્યા. કલમના ખેતરની રખવાળ યુવાન કણબણનો લલકાર સાંભળી ચમકેલી હરિણી ગાન સાંભળવાની લહેરમાં ડાંગર ખાવાનું ભૂલી જાય * તેમ અત્યારનું ગાન સાંભળી ચમકેલી કુમુદ પોતે આરંભેલો અર્થ પલવાર ભૂલી અને હિરણીના જેવી આંખોથી ચારે પાસ દૃષ્ટિને ચપળ કરી ફેરવી એકીટશે સ્થિર કરવા લાગી. પલવાર ભૂલાયેલા વ્યવસાયનો સ્મરણમાં ફરી ચમકાર થતાં એ આગળ પગ ઉપાડવાનું કરે છે અને ઊંડા પાણીમાં ઘસવા ચંચળ થાય છે ત્યાં એની પાછળ પાણીમાં કંઈક પછડાયું અને તેની સાથે ચંદ્રાવલીના હાથ કુમુદના શરીરની ચારે પાસ વીંટાઈ વળ્યા અને એ માયાળુ સાધુજનનો કોમળ સ્વર કુમુદના કાનમાં સ્થિર ગતિથી આવ્યો.

‘મધુરી! મધુરી! તારો આટલો જ વિશ્વાસ? બેટા! જો તું પાછી ન ફરે તો તને માજીની આણ છે.

બીજી બેચાર સ્ત્રીઓ એની આસપાસ ફરી વળી. કુમુદ પાછી ફરી અને ચંદ્રાવલીને બાઝી પડી, એની છાતીમાં મોંમાથું સંતાડી દઈ, મોકળું મૂકી મોટા સ્વરે રોઈ પડી, ને રોતી રોતી બોલી, ‘હું શું કરું ને ક્યાં જાઉં રે, મારી મા? ચંદ્રાવલીબહેન! તમે મારી માતાના કરતાં વધારે હેત રાખો છો

પણ મને કાંઈ સૂઝતું નથી — ને મારાથી નથી રહેવાતું રે મારી મા!’ કુમુદે ફરી ઠૂઠવો મૂક્યો અને ચંદ્રમંડળ ભણી એ સ્વર ચડ્યો.

એનું આશ્વાસન કરતાં સૌ એને લઈ માતાના ઓટલા ઉપર ચડ્યાં, એનાં ભીનાં વસ્ત્ર બદલાવ્યાં, અને માતાની સેવા પડતી મૂકી દીકરીને શાંતિ આપવા ઉપચાર કરવા લાગ્યાં. કુમુદસુંદરી કોઈને મોં દેખાડતાં શરમાઈ અને માત્ર ચંદ્રાવલીની સોડમાં ભરાઈ. એના ખોળામાં મોં સંતાડી, પાસે બેસી રહી. એના હૃદયના ધબકારાથી અને અટકવાની અશક્તિને લીધે ઘડી ઘડી ઊથલો મારતાં ડૂસકાંથી, એ જીવતી છે અને જાગતી છે એમ સિદ્ધ થતું હતું. એ જગાએ સૌ આસપાસ ફરી વળી બેઠાં અને એના મનને કળ વળે અને બીજી વાતોમાં એનું ધ્યાન જાય એમ ધીરે ધીરે સૌ કંઈ કંઈ વાતો કાઢવા લાગ્યાં. સ્ત્રીઓની સંખ્યા પણા આઠદશની થઈ ગઈ. ચંદ્ર પણ મધ્યાકાશમાં આવી ગયો.

સર્વની વાતો ચાલી છતાં કુમુદનું મન તેમાં ગયું નહીં. અંતે એક બાવી બોલી,

‘ચંદ્રાવલીમૈયા! આપણા ગુરુજીને વ્હાં તો નવીન અતિથિ આવ્યા છે, અને ગુરુજીનો તેમના પર બડો પક્ષપાત છે.’

કુમુદ કંઈક સાંભળવા લાગી.



‘ભક્તિમૈયા! તે કોણ છે અને જૂના શિષ્યો મૂકી તેમના પર કહાંસે પક્ષપાત થઈ ગયો?’ ચંદ્રાવલીએ પૂછ્યું. ઉત્તર સાંભળવામાં કુમુદનું હૃદય ભળ્યું.

ભક્તિ૦ — ‘એ અતિથિનું નામ નવીનચંદ્રજી છે.’

કુમુદસુંદરીના શરીરમાં વીજળીનો ચમકારો થયો. તે સફાળી બેઠી થઈ અને છાતીએ હાથ મૂકી સાંભળવા લાગી. ભક્તિમૈયા વાધી.

‘ગુરુજીને એ પુરુષનો ત્રિભેટાના અરણ્યમાંથી લાભ થયો અને એ લાભના નક્ષત્રયોગ ઉપરથી પક્ષપાત થયો તે તેની બુદ્ધિ અને વિદ્વત્તા ઉપરથી વધ્યો.’

કુમુદસુંદરીને જાગ્રત થયેલી જોઈ, ચંદ્રાવલી બોલી: ‘મને લાગે છે કે હવે આપણે માજીની સેવાનો આરંભ કરીએ. મધુરીમૈયા! માજીની એક મૂર્તિ વિશ્વરૂપ સાકાર છે; બીજી સાકાર મૂર્તિ એ આકારમાં સમાયેલી તે, પ્રતિષ્ઠાથી, પ્રતિમામાં આવાહન પામેલી છે. અમ જોગી કુળની પ્રજાનો વિસ્તાર મત્સ્યેન્દ્રનાથ અને ગોરખનાથ બાવાના કાળથી નાથકુળને નામે ઓળખાય છે. એ બે મહાયોગીઓના શિષ્યોએ આપણાં જેવાં સામાન્ય મનુષ્યોને માટે પટયોગનો ઉપદેશ કરેલો છે. તે એવી રીતે કે શ્વેત ગોળ પટ સામે બાંધવો અને યોગીએ બહાર ફરતી ઇંદ્રિયોમાં આવાહન પામેલી અંત:કરણની વૃત્તિઓને એ ઉજ્જ્વળ પટમાં યુક્ત કરવી, એટલે વૃત્તિઓ

તેમાં જ યુક્ત રહેવાની. એટલો યોગ અભ્યસ્ત થાય એટલે એ પટને સર્વ પાસથી કાપવો અને ફરી તેમાં એ ને એ જ પદાર્થોની પ્રતિષ્ઠા કરી ફરી યોગ આરંભવો. એ પ્રમાણે એ પટનો છેક નાનો અંશ રહે ત્યાં સુધી યોગ કરવો. અંતે પટનો નાશ કરી નિરાકારમાં યોગ કરવો. સામાન્ય પ્રજાને આટલા યોગમાં પણ કઠિનતા પડી. ત્યારે ઇંદ્રિયમય આકારને પ્રત્યક્ષ રાખી ઇંદ્રિયોના વિષયોની તેમાં પ્રતિષ્ઠા કરવા માંડી અને એ પ્રતિમાના સત્ત્વત્થાને દેવચરિત્રની પ્રતિષ્ઠા કરી દીધી. બેટા મધુરી! નાથકુળના યોગ પછી આમ પ્રતિમાયોગ સાધુજનોએ સાધનહીન મનુષ્યોને માટે દર્શાવ્યો. નિરાકાર પુરુષના યોગને માટે શાલિગ્રામ, શિવબાણ, આદિ ગોળ એટલે નિરાકાર જેવા પટના યોગ જેવા યોગ દર્શાવ્યા કે શિવજીના સ્વભાવવાળા શિવજીનો યોગ સાધે અને વિષ્ણુના સ્વભાવવાળા તેમનો યોગ સાધે. એ પણ જેને દુઃસાધ્ય થાય તેને માટે પંચાયતન દેવના આકારના યોગ દર્શાવ્યા. આપણી સ્ત્રીઓની બુદ્ધિઓને માટે, ગોળ અને પૌરુષ પ્રતિમાઓનો યોગ અનુચિત ગણી, માજીની સુંદર સ્ત્રીપ્રતિમાનો યોગ દર્શાવ્યો છે. સર્વ સુંદર પદાર્થો, સર્વ પ્રિયજન, અને તારા મનનો માનીતો પુરુષ: એ સર્વની માજીના રૂપમાં પ્રતિષ્ઠા કરી લે અને એ યોગથી આ સંસારસાગરને તરી જા. પટયોગના છેલ્લા કટકાનો યોગ થાય તેમ જ માજીના ચરણકમલનો યોગ થાય ત્યાં ભક્તિયોગ સધાયો ગણવો અને માજીના હૃદયકમલમાં સર્વ પ્રિય પદાર્થોની પ્રતિષ્ઠા થઈ જાય ત્યાં નિરાકારનો ભક્તિયોગ હાથ લાગ્યો ગણવો. મધુરી! માજીના આ યોગનું સુંદર રહસ્ય તને દર્શાવ્યું. એ યોગની સાધનાથી તું સંસારસાગરને તરી જવાની. તારા હૃદયનો પુરુષ આ યોગથી તું પ્રત્યક્ષ દેખીશ અને માજીના ભક્તિયોગથી સર્વ યોગને પામીશ. માજીની દીકરીઓને આ યોગમાં નથી પદ્માસનનું કામ અને નથી દેશકાળનું કામ. પરણેલા પુરુષોને ત્યજી ગોપિકાઓ શ્રીકૃષ્ણ પાછળ દોડી હતી તે જ રહસ્ય સમજીને તારી ઇંદ્રિયોએ પરણેલા ‘બોટેલા’ પદાર્થો જ્યાં હોય ત્યાં રહેવા દે, અને તેમને ત્યજી તેમની પ્રતિષ્ઠા માજીમાં કરી માજી પાછળ તારી ઇંદ્રિયોને દોડાવ, અને એ યોગથી ભક્તિસાધના કર. જો, મીરાંજી કેવી ભક્તિ કરતાં હતાં?



‘વાટ જુએ મીરાં રાંકડી, ઊભી ઊભી વાટ જુએ મીરાં રાંકડી!’ અથવા શ્રીકૃષ્ણની વાંસળીની અવતાર પોતાના હૃદયમાં થતાં ગોપિકાઓ ઊભી હોય તા ઊભી ઊભી અને બેઠી હોય તો બેઠી બેઠી, રાત્રે કે દિવસે, ઘરમાં કે વૃન્દાવનમાં, સાસરે કે પિયરે, સર્વાવસ્થામાં શ્રીકૃષ્ણનો યોગ પામતી હતી. શ્રીકૃષ્ણ અને લક્ષ્મીજી જુદાં નથી, શિવજી અને પાર્વતી જુદાં નથી. એ ગોપિકાઓ શ્રીકૃષ્ણનો યોગ પામતી હતી તેમ માજીમાં તું તારાં માતાપિતાનો, પ્રિય પુરુષનો, શ્રીકૃષ્ણનો અને સર્વ કોઈ સુંદર વસ્તુનો યોગ પામી જા. તારે હવે કૂવોહવાડો કરવાનું કે નદીદરિયામાં પડવાનું ગયું! હવે તારો કૂવો, તારો હવાડો, તારી નદી, તારો દરિયો, તારે જીવવું હોય તા તારું આયુષ્ય અને મરવું હોય તા તારું મરણ — સર્વ વસ્તુ — હવે તું માજીમાં

સમાઈ ગઈ ગણી લે અને તેની માજીમાં પ્રતિષ્ઠા કરી લે. તું જ્યાં જાય, જે કામ કરતી હોય, જે વિચાર કરતી હોય, જે વસ્તુ શોધતી હોય, તે સર્વ સ્થાન, તે સર્વની પ્રતિષ્ઠા માજીમાં કરી લે અને આ અસાર સંસારને તરી જા.'

આ યોગવાર્તા કરતાં કરતાં ચંદ્રાવલીને માતાનું સત ચડ્યું હોય, ને માતાનું એનામાં જ આવાહન થયું હોય, તેમ એના મુખ ઉપર તેજ આવી ગયું. એની વાર્તામાં તીવ્રતા આવી, એના અક્ષરમાં સત્ત્વ આવ્યું. એના અક્ષર નીકળી રહ્યા ત્યાં સુધીમાં સર્વ એનામાં લીન હતાં અને સર્વને એટલો યોગ થયો. અંતે કુમુદ નરમ પડી બોલી:

'ચંદ્રાવલીબહેન! તમે સત્ય કહો છો. સમુદ્રમાંથી હું પાછી આવી તે માજીની બોલાવી જ આવી છું. હું અન્ય સ્થાને મરણ શોધવાનું ત્યજી માજીના ચરણમાં જ શોધીશ.'

ભક્તિમૈયા બોલી ઊઠી: 'એમ છે ત્યારે ચાલો, તમે જ આરંભ કરો. તમારા હૃદયની વાસના બહાર નીકળી માજીના ચરણને પામે એવી ગરબી તમે જ ગાઓ અને માજીને અર્પો.'

'હા! હા!' સૌ બોલી ઊઠ્યાં.



કુમુદસુંદરી સાંભળી રહી, થોડી વાર નિરુત્તર રહી. એના ઉત્તરની વાટ જોઈ સૌ એના સામાં જોઈ રહ્યાં. કુમુદસુંદરીએ આંખો મીંચી અને પછી નિદ્રામાંથી બોલતી હોય તેમ ઝીણો સ્વર કાઢી, આંખો ઉઘાડી, માતાનાં ચરણ એકીટશે જોઈ રહી, હાથ જોડી, ગાવા લાગી, ગાતાં ગાતાં રોવા લાગી, રોતાં રોતાં ગાવા લાગી, અને એનાં આંસુના પ્રવાહ પાછળ એનો સ્વર નીકળે છે કે સ્વરના પ્રવાહ પાછળ આંસુ નીકળે છે તે કળી શકાય એમ ન હતું. સર્વ સ્ત્રીઓ બેઠી બેઠી એની ગરબી ઝીલવા લાગી, અને સાથે એના શોકને, એનાં આંસુને અને એના રોવાને પણ ઝીલવા લાગી!

*'માજી! મને કોઈ જોગી મળ્યો ને વાત કરીને વાહી!*

*ભોગી ભ્રમર હું, તું મુજ કમલિની, એમ કરીને સાહી. માજી૦'*

સરસ્વતીચંદ્ર પિતાને ઘેર એકાંતમાં મળ્યો હતો તે કાળ સ્મરણમાં ખડો થયો. એની અને પોતાની વિશ્રંભકથાઓ સાંભરી અને પાછળનો પત્રવ્યવહાર મસ્તિષ્કમાં તરી આવ્યો તેની સાથે અકળાઈને ગાવા લાગી.

*'દિવસ બધો કોમળ ગુંજારવ મુજ સરવર પર કીધો,*

*હૃદય ઉઘાડ્યું મેં મુગ્ધીએ, વાસ ધુતારે લીધો    માજી૦'*

સરસ્વતીચંદ્રે કરેલા ગૃહત્યાગની પ્રસંગ અને તે પ્રસંગે પોતાના ઉપર સોનેરી અક્ષરે લખેલો — આજ સુધી છાતી સરસો રાખેલો — શ્લોક દૃષ્ટિ

સમક્ષ ઊભો ને ગરબી વાધી:

*'રાત પડી ત્યાં' રૂપ પ્રકાશ્યું, જોણી કહે: 'હું ન ભોગી!*

*પંક વિષે તું જન્મી અભાગણી! નહીં આ પણ સંજોગી!    માજી૦*

*રાત વિષે તું રહીશ બિડાયલી! પાંખ ન મારી બિડાતી!*

*રહે સંતોષિણી રંક અભાગણી! પાંખડી તુજ મીંચાતી!    માજી૦*

*માજી! મને એ જોણી આટલું કહી, ગયો કંઈ ચાલી;*

*હું સંતોષી દુખિયારીને ભૂરકી એણે નાખી.    માજી૦*

*માજી! મને એ સ્વપ્ને આવે, લત ભૂંડી બહુ લાગી,*

*ન મુકે પલ્લો [1] , પહેરે ભલ્લો [2] , શરમ વિનાનો ત્યાગી.    માજી૦*

*એ સંસાર વિસારે મુકવા મેં માયા બધી છોડી,*

*પડી નદીમાં, પડી જળનિધિમાં, પણ રીતે કર્મની થોડી.    માજી૦*



*રે બેડો સૌનો ડૂબ્યો ક્યાંક જઈ, ન ડૂબી નકામી હું તો,*

*મરણનું સુખ પણ લખ્યું ન કપાળે! ન્યાય માજીનો શું જો?    માજી૦*

*માજી મોટાં છો; શું કહીએ? અકળ કળા જ તારી!*

*રોતી કકળતી મુજ જેવીને શાને લીધી ઉગારી?    માજી૦*

*કહ્યું મુજ ન કરે કાળજું; માજી, જીવવું શાને કાજે?*

*રાંક દીકરી એક મરણ જ માગે; જમ ક્યમ કહે છે ના જે?'    માજી૦*

છેલ્લા શબ્દોના ઉદ્‌ગાર કાઢતી કાઢતી બાળા માતા સામા હાથ જોડી રોતી હતી અને એને શબ્દે શબ્દે કંઠની ગદ્‌ગદતા બોલવામાં અંતરાય નાખતી હતી. ગાઈ રહી ત્યાં થોડી વાર હાથ જોડી, રોતી રોતી, અવાચક જેવી થઈ નીચું જોઈ રહી; અને અંતે હૃદયને માર્ગ આપી મોકળું મૂકી રોઈ પડી, અને આંખમાંથી ટપકતાં આંસુની માળા પૃથ્વી પર સરી પડતી હતી તે આંસુનાં ટપકાંઓ વચ્ચેની જગામાં થઈને એના ભાંગ્યાત્રુટ્યા બોલ માતા ભણી જવા લાગ્યા અને રોવું પણ એ બોલના સથવારામાં જવા લાગ્યું.

‘ઓ માજી! તમે આ સંસાર કર્યો તેમાંથી છૂટી થવાને મેં એક મરવું માગ્યું, પણ બબ્બે પુરુષોને જેનો ખપ ન નીકળ્યો અને તેમણે જેને બારણે બોલાવીને કાઢી મૂકી તેને તમારા જમ સંગ્રહે એટલું ભાગ્ય પણ મારા કપાળમાં ન જ નીવડ્યું!

‘માજી! જેનો હાથ જમે પણ ન ઝાલ્યો તેના હૃદયના ઊભરા તમારી પાસે નીકળી જાય છે તે ક્ષમા કરજો! જ્યારે જગતમાં અને જગત બહાર મારું કોઈ થતું નથી ત્યારે તમે મુજ રંક અનાથને આશ્રય આપો છો તો સર્વથા એ જ સત્ય છે કે સંસાર જૂઠો છે ને ઈશ્વરી જગદંબા જ સાચાં છે અને જગતમાં ફરતાં તેમ જ જગતમાંથી નીકળતાં, હે ઈશ્વરી, તારા જ ચરણમાં રંક સ્ત્રીઓની સંસાર સમાપ્ત થાય છે, અને અમ અનાથ અબળા દુખિયારી જાતને તમારું જ જોર છે. હે જગદંબા! સુસવાટા નાખતા પવન જેવાનાં તોફાનથી મહાન વૃક્ષોનાં પાંદડાં ખરી પડે અને ડાળો ભાંગી પડે છે તેવે કાળે ખૂણેખાંચરે પડેલી સંકોચ પામતી નાનીનાની વેલીઓની લીલી કોમળ કૂંપળોના આધાર — નખે તોડતાં ત્રૂટે એવા — અખંડિત રહે તેમ મુજ જેવી તારી રંક પુત્રી આવા પ્રદેશમાં આવા પ્રસંગો વચ્ચે અખંડિત રહે અને આવી માયાળુ બહેનો પાસે ઊભરા કાઢી શાંત થવા પામે, ત્યારે હે જગત્જનની! એ તારા જ પ્રતાપની અને તારી જ કૃપાની સંજ્ઞાને આમ પ્રત્યક્ષ જોતાં છતાં મારું મન તારા ચરણમાં વિરામ ન પામે તો મારા જેવી કૃતઘ્ન કોણ, વારુ? જનની! માતા! આવાને આશ્રયે હું તારાં આટલાં બેચાર તસુનાં જડ પગલાંમાં મારા સંસાર સર્વસ્વનું આવાહન કરું અથવા તારા નિરાકાર નિરંજન સર્વગામી અંતર્વ્યાપી જ્યોતિમાં મારા મનને લય પમાડું તે તે ઉભય ક્રિયાઓનું ફળ એક જ થાય છે અને તે ફળ પામી, સંસારને ભૂલી, હું તારા પદને પામવાનો અનુભવ કરું છું — અત્યારે કરું છું તેમ જ સર્વદા કરાવજે. માજી! મારે એટલું જ જોઈએ છે કે અત્યારની સ્થિતિ સ્મશાનવૈરાગ્યના જેવી થઈ પ્રસંગ ઊતરતાં ઊતરી જાય નહીં, વીજળીના ચમકારા પેઠે આ ક્ષણે ઝબકી બીજી ક્ષણે બંધ થાય અને મને સંસારના સર્વવ્યાપી અંધકારમાં પાછી ઝબકોળે એવું થાય નહીં, ઝાંઝવાનાં જળ પેઠે દોડાવી દોડાવી આખરે તરસી ને તરસી રાખે નહીં, સ્વપ્નના સુખ પેઠે ઉઘાડી આંખોવાળી જાગ્રત કહેવાતી અવસ્થાની પેઠે પાછી આવેલી અવસ્થા આ સુખને ખોટું કહે અને પોતાની ભયંકર સ્થિતિની પ્રતીતિ કરાવે એવું થાય નહીં — એટલું વરદાન તમારી પાસે માગું છું!’

આટલું બોલતાં બોલતામાં કુમુદનાં આંસુ બંધ થઈ ગયાં હતાં. અને ગાલ ઉપર માત્ર તેના શેરડા દીવાને પ્રકાશે ચળકતા હતા. એનો સ્વર ધીર અને સ્થિર થઈ ગયો અને એના હૃદયમાં નવું બળ આવ્યું. એનામાં નવા પ્રાણ આવ્યા અને અનાથ રંક અબળાને સ્થાને સનાથ થઈ નવું સત્ત્વ ધારણ કરવા લાગી. એનાં નેત્રમાં, મુખમાં અને કપાળમાં નવું તેજ આવ્યું

અને તે સર્વ જોતાં ચતુર ચંદ્રાવલીએ પ્રસંગનો લાભ લઈને પોતાનું કાર્ય આરંભ્યું.

‘બેટા મધુરી! તેં માજીના પ્રતાપનો ચમત્કાર અનુભવ્યો. માજીની આ પ્રતિમાના યોગનો અંશ તેં સાધ્યો. હવે માજીના સાકાર મહત્સ્વરૂપનું અને નિરાકાર વ્યંગ સત્ત્વનું સત્કીર્તન કરીએ તે સાંભળ અને તારા હૃદયમાં ઉતાર.’

હાથ જોડી, આંગળાંમાં આંગળાં પરોવી માતા સામી બેસી, ચંદ્રાવલી ધીરે સ્વરે ગાવા લાગી; બેઠી બેઠી બીજી સ્ત્રીઓ ધીમે ધીમે એક લયથી ઝીલવા ને વચ્ચે વચ્ચે હળવી તાળીઓ પાડવા લાગી.

** માજી! સાકાર ને નિરાકાર છો!*<br>
*બધા ત્રિભુવનમાં એમ વ્યાપ્ત છો. માજી૦*<br>
*સંધ્યા સાવિત્રી છો, સૌની આઈ છો,*<br>
*ગૌરી ધાત્રી પરમભદ્રદાયી છો. માજી૦*<br>
*માજી! ચંદ્રરૂપે શાંત જ્યોતિ છો,*<br>
*દેવી નૈઋતી છો, રાજલક્ષ્મી છો. માજી૦*<br>
*માજી! વૈષ્ણવી માયા તમે જ છો.*<br>
*બ્રહ્માણ્ડ-પ્રતિષ્ઠા તમે જ છો. માજી૦*<br>
*સર્વ ભૂતની ચેતના દેવી છો,*<br>
*સર્વ ભૂતની બુદ્ધિ દેવી છો. માજી૦*<br>
*સર્વ ભૂતમાં ક્ષુધા થઈ વસો*<br>
*સર્વ ભૂતમાં છાયા થઈ રહો! માજી૦*<br>
*સર્વ ભૂતમાં શક્તિ થઈ ઊભાં!*<br>
*સચરાચર તૃષ્ણા થઈ ઊભાં! માજી૦*<br>
*જાતિ, ક્ષાન્તિ, લજ્જાને શાન્તિ જે,*<br>
*શ્રદ્ધા, વૃત્તિ, લક્ષ્મી ને કાન્તિ. જે, માજી૦*<br>
*સ્મૃતિ, ભ્રાન્તિ, દયા, તૃપ્તિ, તુષ્ટિ જે,*<br>
*ઇંદ્રિયોની વળી અધિષ્ઠાત્રી જે. માજી૦*<br>
*ચિતિરૂપે મહત્ અણુવ્યાપી તે!*<br>
*આઈ! ઈશ્વરી! પરમેશ્વરી તું તે! માજી૦*

*પ્રકટ્યાં સર્વ દેવોનાં શરીરથી,*

*મહાલક્ષ્મી ત્રિગુણ ભવ્ય દેહથી!    માજી૦*

*દેવી પુરુષરૂપે દેવ થઈ ગઈ,*

*જાણે તે જે જુએ માજીની ગતિ!    માજી૦*

*નેતિ નેતિ કરી તમને કો શોધી લે,*

*માને ચરણે વારી કોઈ મોહી રહે!    માજી૦*

*કર્મ, ભક્તિ, યોગ, ધ્યાન, જ્ઞાનથી,*

*શાંતિ દો છો સહસ્ર એવા હાથથી!    માજી૦*

*સર્વસત્ત્વમયી એવી આઈ તું!*

*નિરાકાર અને સાકાર તું!    માજી૦*

*સ્વધા, સ્વાહા, વળી વષટ્કાર તું.*

*સુધા, નિત્ય, અક્ષર, સર્વાધાર તું.    માજી૦*

*માત્ર માત્રા પ્રકટ અર્ધ તારી છે!*

*શેષ શોધી શોધી વાણી હારી છે!    માજી૦*



*વાણી હારે ને મન પણ હારતું!*

*છે નિરંજન ને વિરાકાર તું!    માજી૦*

*માની કીર્તનમાં સુધાશક્તિ છે!*

*માની ભક્તિમાં સાયુજ્ય મુક્તિ છે!    માજી૦*

*ચણ્ડીપાઠ ભણે ચંદ્રા વળી!*

*માને ચરણ પડે એ લળી લળી!    માજી૦*

આ પ્રમાણે ગીત પછી ગીત અને કીર્તન પછી કીર્તન ગાતાં સર્વ જણે રાત્રિના પ્રથમ બે પ્રહર ગાળ્યા અને તેને અંતે, માતાના ચરણમાં યથાશક્તિ યથામતિ આત્મચિત્તમાં રહેલા પદાર્થોનો યોગ સાધી, મંદિર બહાર અને ભરતીનાં પાણી વચ્ચેના ઓટલા પર સર્વ સ્ત્રીઓ ભૂમિની શય્યા અને ચંદ્રીકાને ઓઢી લઈ સૂઈ ગઈ. સમુદ્રનાં મોજાંનો મૃદંગનાદ તેમની વૃત્તિઓને શાંત કરવા લાગ્યો અને તેના જલકણને સાથે લઈ ઊડતી પવનલહરી તેમનાં શરીરમાં જડતા ભરી નિદ્રાદેવીનો વિજયશંખ ફૂંકવા લાગી.

સર્વનાં નેત્ર મીંચાયાં ન મીંચાયાં થયાં ત્યાં કુમુદે પોતાનાં નેત્ર કંઈક ઉઘાડ્યાં અને આકાશમાંના ચંદ્રબિંબમાં હૃદયના ચંદ્રની પ્રતિષ્ઠા કરી. એ યોગમાં થોડી વાર લીન રહી. તેમાંથી જાગતાં ભક્તિમૈયાનો નવીનચંદ્ર

સાંભર્યો. તે જ કાળે ચંદ્રાવલીએ પાસું ફેરવ્યું અને આંખો ઉઘાડી. મધુરીની આંખો પર ચંદ્રાવલીની આંખો પડી.

‘મધુરી! તું હજી જાગે છે?’

‘ચંદ્રાવલીબહેન! મારામાં એવી વાસના ઉત્પન્ન થઈ છે કે કાલ પ્રાત:કાળે હું ભક્તિમૈયા સાથે યદુશૃંગનાં દર્શન કરવા જાઉં.’

વાતો સાંભળતાં ભક્તિમૈયા જાગી. ‘ચંદ્રાવલીમૈયા! મધુરીને મારી સાથે મોકલો.’

ચંદ્રાવલી — ‘પણા મૈયા, એના નાના કોમળ ચરણ એ ગિરિરાજ પર ચડી શકશે? એ શ્રાન્ત થશે અને એને વિશ્રાન્તિ આપવા તમારે વિશ્રાન્તિ પામવી પડશે.’

કુમુદ — ‘માજી મને એટલું બળ નહીં આપી રહે?’

ભક્તિમૈયા — ‘આપશે જ. અને આ નાજુક ચરણ થાકી જશે તો તારી નાની સરખી સુંદર કાયાને અમે અમારા હાથમાં ઉપાડી લઈશું — નાની પુષ્પકલીને માળણ ઉપાડી લે તેમ. દુલારી મધુરી! અમારાં કદ્રુપાં શરીર તારા જેવીની આમ યોગ પામી સુંદર દેખાશે. સુંદરતાનો યોગ સર્વને સુંદર કરે છે. ચંદ્રાવલીમૈયા! આ સૂચના અવશ્ય સ્વીકારો.’



ચંદ્રાવલી — ‘એ સર્વ તમારી પ્રીતિને યોગ્ય જ છે; પણ મૈયા! દુલારીને મારી પાસેથી છૂટી કરતાં મારી છાતી ચાલતી નથી. એના હૃદય ઉપરથી દુ:ખનો ભાર હજી ઊતર્યો નથી અને સમુદ્રમાંથી એને માજીએ જ ઉગારી લીધી તે તમે આજ જ જોયું છે. તમારી જોડે આવી એ એકલી પડશે અને માજીએ શાંત કરેલા એના કાળજામાં જમની જોગણીઓ જાગશે એવો મને ભય રહે છે. માટે હાલ તો એને રહેવા જ દો.’

કુમુદ — ‘ચંદ્રાવલીબહેન! જે માજીએ આજ જ એ જોગણીઓને હાંકી કાઢી છે તે જ માજી એવી જ કૃપા ફરી કરશે. મને મારા હૃદયનો કંઈક વિશ્વાસ આવવા લાગ્યો છે.’

ભક્તિમૈયા — ‘મૈયા! અમે એને સાચવી લઈશું. યદુશૃંગની સુંદરતામાં મહાલક્ષ્મીનો જ વાસ છે અને માજીની એ સુંદરતા મધુરીને નવો જીવ આપશે. એને વીલી મૂકતાં અમારે જ આવી મધુર દીકરીનો વિજોગ વેઠવો પડશે. અમે એને પળવાર પણ વીલી નહીં મૂકીએ.’

ચંદ્રાવલી — ‘ભલે ત્યારે. પણ જોજો! મારા જીવનો જીવ તમારા હાથમાં રહેશે.’

સર્વ નિદ્રાવસ્થ થયાં. ઇષ્ટ પ્રસંગની પ્રાપ્તિથી કુમુદ પણ નિદ્રામાં પડી. ચંદ્રનાં શીતળ સુંદર કિરણ એના શરીર ઉપર સ્વચ્છન્દ ગુપ્ત વિહાર કરવા લાગ્યાં અને એના હૃદય ઉપરના યુગ્મ અવયવની વચ્ચેના અંતરાસ ભાગમાં

સંચાર પામી, રોમકૂપનાં છિદ્રોમાં પડી, એના હૃદયના અંતર્ભાગમાં સરી જઈ, નવીન સૃષ્ટિ રચવા લાગ્યાં.

કુમુદને સ્વપ્નોદય થયો. પોતે માજીના ઓટલા ઉપર બેઠી છે, સમુદ્રમાં તોફાન જાગ્યું છે, ત્યાં મોજાં બબ્બે માથાં ઊછળી રહ્યાં છે, પવનના ઝપાટા આવે છે, ને સમુદ્રની ગર્જના સામી એ પવન ગર્જના કરે છે, આકાશ પણ ક્રૂર અને ભયંકર દેખાય છે, અને તે સર્વની વચ્ચે એક નાનો 'બેડો' — દ્રવ્ય ભરેલો બતેલો — જરીજરી દેખાય છે. મોજું ઊંચું ચડતાં બેડો દડીમાં તેની ટોચ ઉપર દેખાય છે અને દડીમાં તેની પાછળ દૃશ્ય થયો લાગે છે. મોજું નીચે પડી જાય છે, પાણીમાં ખાડો પડે છે, ત્યાં બેડો ઉપરથી નીચે એકદમ પડી જાય છે અને — 'ઓ ડૂબ્યો' 'ઓ ભાંગ્યો-' થાય છે, પવનના જોરથી તેના સઢ ફાટી જાય છે અને સઢનો દંડ ભાંગી જાય છે, અને સર્વને સ્વપ્નમાં સમુદ્રતીર ઉપર એકલી બેઠેલી આતુર સુંદરી જુએ છે: બેડામાં તેનો જીવ છે — તેના પ્રાણ છે — તેનું સર્વસ્વ છે, બેડો ઊગરે અને કિનારે આવે તો એ સુંદરીના જીવનમાં જીવ આવે અને બેડો ડૂબે તો સુંદરીનો જીવ જાય એમ છે! એક પાસ સમુદ્રમાં બેડો ઊછળે છે ત્યારે બીજી પાસ સુંદરીના દેહમાં તેનું હૃદય ઊછળે છે. આ બે ત્રાજવાની દાંડી ઝાલી આકાશમાંનો દૃષ્ટિદાતા ચંદ્ર વિધાતા પેઠે ઊભો છે! દીન હૃદયની રંક કુમુદને આ મહાસ્વપ્નોદય અત્યારે થતો હતો અને સ્વપ્નમાં તે લવતી હતી — ગાતી હતી. પાસે સૂતેલી સ્ત્રીઓ જાગી ઊઠી, જિજ્ઞાસાથી, આતુરતાથી, સ્નેહથી અને શોકથી સાંભળતી હતી.



*'બેડો, બાઈ, બૂડતો તારો રે! અંબે! આઈ! પાર ઉતારો રે!*

*ભર દરિયામાં' તોફાન લાગ્યું, પવન ઝપાટે વાય,*

*બેઠી કિનારે હું જોતી એકલડી, બેડો ન ક્યાંય જણાય! બેડો૦*

*સામે પારથી નીકળ્યો એ છે, ભરીને રત્નભંડાર,*

*કંઈક વેપારી વાટ જુએ છે, ક્યારે આવે એ આ પાર? બેડો૦*

*સઢ મેં જોયા હમણાં જ; જાણ્યું, આવે ઓ આ ઘડીમાંહ્ય,*

*જોતજોતાંમાં, આશ ધરાવી, પાછો ગયો કઈ પાસ? બેડો૦*

*કંઈકંઈ જનનો માલ છે એમાં, કાળજાં કંઈક કપાય!*

*માજી! તમારા બેડિયા * એમાં હારી હારી અકળાય!   બેડો૦*

*માજી! તમારી બાધા રાખું , ભરીશ હું કુંકુમથાળ,*

*બેડલિયો હેમક્ષેમ આવે તો! નીકર થશે મુજ કાળ.'   બેડો૦*

---

* *कोकिलस्य वराहस्य मेरो शून्यस्य वेश्मनः।*
*नटस्य भक्तिमित्रस्य यत् श्रेयस्तत् समाचरेत्॥* - શાંતિપર્વ

१ . *नैषधमहाकाव्यम्*

* લક્ષણવતીનાં પાદપ્રહારાદિથી અશોક વગેરે સપુષ્પ થાય છે એવી જૂના કવિઓની કલ્પના છે.

* Mad from life's history ,
Glad to death's mystery
Swift to be hurl'd
Anywhere! anywhere .
Out of the world !

*Hand's Bridge of Sighs .*

* *बिगतशस्यजिधत्सघट्टयत कलमगोपवधूर्न मृगव्रजम्।*
*श्रुततदीरितकोमलगीतकध्वनिमिषेऽनिमिषेक्षणमग्रतः।'*

**— માઘ — શિશુપાલવધ**

२ . પલ્લો = પલ્લવ = પાલવ. ૨. ભલ્લો પહેરવો = નફટ થવું. ૩. બેડો = વહાણ.

* ચણ્ડીશતક ઉપરથી. રાગ- 'સનખનપુર સાચી મા બહુચરા!'

* ખલાસીઓ

## ૬. સરસ્વતીચંદ્રની અશ્રુધારા

And the Raven, never flitting, still is sitting ,

still is sitting, On the pallid bust of Pallas, just above my Chamber door ;

And his eyes have all the seeming of a demon's that is dreaming ,

And the lamp-light, o'er him streaming, throws his shadow on the foor ,

And my soul from out that shadow that lies floating on the floor ,

Shall be lifted-never more !

*- Edgar Allan Poe*

વિષ્ણુદાસ પોતાના મંડળ સાથે અલખ જગવવા પર્વત ઉપરથી ઊતરી નીચે ગયા હતા ત્યાં તેમની ગુફામાં સરસ્વતીચંદ્ર એકલો પડ્યો હતો અને વિહારપુરી તથા રાધેદાસે આણી આપેલા પત્રોનું પોટકું ઉઘાડી તેમાં ડૂબી ગયો હતો.



બહારવટિયાઓએ ચંદ્રકાંતને લૂંટી એના સામાનમાંથી હાથ આવેલા કાગળો માર્ગમાં ફેંકી દીધા હતા તે બાવાઓએ ઉપાડી લઈ આણ્યા હતા. સરસ્વતીચંદ્રના હાથમાં આજ એ પત્રો આવ્યા અને એકાંત મળતાં મંત્રસંયોગ જેવી સિદ્ધિ પામી એ પત્રોમાં ડૂબ્યો.

ચંદ્રકાંત સરસ્વતીચંદ્રનો પરમ મિત્ર હોવા છતાં, દ્રવ્યસુખી મિત્રના સર્વ સુખસરોવરમાં દુ:ખમહાસાગરનું ખારું પાણી ભેળવવા ન ઇચ્છનાર રંક મિત્રે પોતાની નિર્ધનતા અને કુટુંબક્લેશની કુથલી કે સંજ્ઞા સરખી સરસ્વતીચંદ્ર પાસે કદી કરી ન હતી. પણ પોતાના રંકમિત્રો અને કુટુંબજનોના પત્રવ્યવહારમાં એની દુ:સ્થિતિની છાયા પડી રહી હતી અને એ છાયાનું આજ સરસ્વતીચંદ્રે પ્રથમ જ દર્શન કર્યું. એ છાયાનો એના હૃદયમાં પ્રથમાવતાર થયો તેની સાથે જ એ ચકિત થયો, સ્તબ્ધ થયો અને દુ:ખિત થયો.

'અહા! ચંદ્રકાંત! ચંદ્રકાંત! શું તારે શિર આવાં દુ:ખ છે ને મને તેનું સ્વપ્ન પણ તેં આવવા દીધું નથી? પ્રિય કુમુદનું દુ:ખ તો મેં દીઠું, પણ પ્રિય મિત્રનું તો માત્ર વાંચ્યું જ. મિત્ર મેં તારી સાથે ભેદભાવ રાખ્યો? સરસ્વતીચંદ્ર! તારા ઉપર તો હજી સુધી કાંઈ જ દુ:ખ નથી પડ્યું. તું જ્યાં

ગયો ત્યાં અન્નપૂર્ણાની કૃપા જોઈ અને જાતની ચિંતા તો કરી જ નથી. પણ આ તો નવું દર્શન!'

એ ઊભો થયો, મિત્રના પત્રો છાતી સરસા ચાંપવા લાગ્યો, અને નેત્રમાં અશ્રુધારા ચાલી રહી. એક પથ્થર ઉપર બેઠો અને એક પત્ર વાંચવા લાગ્યો.

**'પ્રિય ચંદ્રકાંત,**

તમે સરસ્વતીચંદ્રને શોધવા ગયા છો પણ ગંગાભાભી સિવાય તમારા ઘરમાં કોઈને આ વાત ગમતી નથી. મુંબઈનું ખરચ અને પ્રમાણિકપણાની કમાઈ એ બે વાનાં વચ્ચે સાપ અને ઉંદરનો સંબંધ છે. તમારાં માતુશ્રી બડબડે છે અને પૂછે છે કે સરસ્વતીચંદ્ર તમને શું દુધ દોહી આપવાના હતા કે જેવીતેવી પણ આ કમાઈ છોડી એની પાછળ પ્રવાસનું વિશેષ ખરચ કરો છો? તમારું નિત્યનું ખરચ તમારી સાધારણ કમાઈને ખાઈ જાય છે, તેમાં તમે આ નવું ખરચ આરંભ્યું અને તમારી ગેરહાજરીમાં કમાઈ બંધ છે એટલે ઘરમાં સૌને ખરચ ઓછું કરવાનો વારો આવ્યો છે અને તેનું કારણભૂત થપેલો સરસ્વતીચંદ્ર તેમની ગાળો ખાય છે.

ખરું પૂછો તો મને તમારી વર્તણૂકમાં કંઈક વિરોધ લાગે છે. ગમે તો ઘરમાં સૌને વશ રાખી સૌને સ્વેચ્છા પ્રમાણે ખરચ કરતાં અટકાવો. તેમ કરવામાં કુટુંબક્લેશનો ભય છે, પણ બે પૈસા ઊપડે ત્યારે એવો ક્લેશ કરનાર બડબડે તે ગમે તો સ્વસ્થ થઈ સાંભળી રહો અને ગમે તો એક વાર એવી ગર્જના કરો કે સૌ કલહનાદ શાંત થઈ જાય. એક વાર ભૂંડા કહેવાશો પણ જન્મારાનું સુખ થશે. બાકી ખરચ કરવાની ટેવ પાડી એ ટેવ ઘડીઘડી બંધ કરવાની આશા રાખો તે મિથ્યા છે. એ ટેવને લીધે તમારે નામે દેવું કરવાનું એમને જ્યાં સુધી સૂઝ્યું નથી ત્યાં સુધી ઈશ્વરની તમારા ઉપર કૃપા છે.

બીજો માર્ગ એ છે કે સરસ્વતીચંદ્રે મુંબઈ છોડતી વેળા તમને જે મોટી રકમ આપી છે તે તેની ગણી તમારે માટે ન વાપરવાના સદ્‌ગુણનું મિથ્યાભિમાન છોડી દો તો સૌને સુખ થશે. જાતે એમ કરતાં મન અટકતું હોય તો મને મુખ્યત્યારનામું મોકલો અને બૅન્કમાંથી પૈસા ઉપાડવા રજા આપો. લક્ષ્મી ચાંલ્લો કરવા આવે ત્યારે મોં ધોવા જવું કામનું નથી.

હું તમારા જેટલું ભણ્યો નથી પણ ગણ્યો વધારે છું ને માયા રાખો છો તો આટલું કહું છું. પછી વિદ્યાનું પૂંછડું ઝાલી રાખવું હોય તો તમે ભોગવજો ને અમે જોઈશું.

લિ. તમારો બાળપણનો સ્નેહી

**સંસારીલાલ'**

ચંદ્રકાંત ઉપર આવા પત્રોમાંના ઘણા નીચે એણે ટૂંકમાં ટાંચણ કરેલું હતું અને તેમાં પોતે લખવા ધારેલા અથવા લખેલા ઉત્તરનો સાર હતો.

ઉપરના પત્ર નીચેનું ટાંચણ એના હાથનું સરસ્વતીચંદ્ર વાંચવા લાગ્યો.

'ચંદ્ર પાછળ ચંદ્રકાંત દ્રવે તે ઘરના પથરા ન સમજે. પારકું ખાવાની દાઢ મારે માટે તમારી સળકે તો ઘરમાં ભેળાં થયેલાંની પોતાને માટે સળકે એ તમે જાતઅનુભવથી સમજજો. આપણા શરીરમાં પૈસાનું માંસ હોય ને ઘરમાં ઝાડુ કાઢવા સાવરણી ન હોય ત્યારે ઘરના ડાંસ માંસ ચાખે પણ ખરા. પણ માબાપને બહાર કાઢી સાળીને સંગ્રહે એવો સાહેબલોકનો રિવાજ આપણે પાળતા નથી. આપણે તો ડાંસ કરડો કે માંકણ કરડો પણ જૈનનો દયાધર્મ પાળી પરલોકનું સુખ ઇચ્છીએ છીએ. ઘરનાં ભૂખ્યાંની દાઢ સળકશે તે આપણા શરીરમાં હશે ત્યાં સુધી ખાશે. કુવામાં હશે ત્યાં સુધી હવાડામાં આવશે. યોગી થઈને જોવું કે અકરાંતિયાં ખાય છે કેમ ને દુકાળિયાં મરે છે કેમ અને આપણે આપણા આત્માનંદમાં મગ્ન રહેવું. સાક્ષી થઈ આનંદરૂપ થવું તે આ જ. પારકી માના જાયા દેશ લૂંટે ને ઘરના જાયા ઘર લૂંટે, તે લૂંટાલૂંટ વચ્ચે ઊભા રહી દિગંબર યતિ થવું એ આપણે કપાળે લખેલો છઠ્ઠીનો લેખ છે. દેશ લૂંટે તે જબરાને કાંઈ કહેવાય નહીં ને સાસુ ઉપરની રીસ નાનાં બાળક ઉપર કાઢનારી વહુવારુની પેઠે ઘરનાં કંગાળ માણસો ઉપર રીસ કાઢવી એ બાયલું કામ સરસ્વતીચંદ્રના સુગંધનો રસિક પુરુષ નહીં કરે. જે નરને લાખો રૂપિયાની લક્ષ્મીને લાત મારતાં આવડી તેનો સહવાસી ચંદ્રકાંત શ્વાનની ચાટમાંથી ભાખરીના કટકા સારુ ભસાભસ ને બચકાબચકી નહીં કરે.'



આ પત્ર પોટકામાં પાછો મૂકતો મૂકતો અને બીજો પત્ર કાઢતો કાઢતો સરસ્વતીચંદ્ર આવેશમાં આવી ગાવા લાગ્યો:

'Open here I flung the shutter, when, with many a flirt and flutter, In there stepped a stately Raven of the saintly days of yore .' *

પૃથ્વીને લાત મારી વાદ્યો:

'Not the least obeisance made he; not a minute stopped or stayed he; But with mien of lord or lady, perched above my chamber- door- Percied upon a bust of Pallas, just above my chamber- door .' *

થોડીવાર અટક્યો, બીજો પત્ર ઉઘાડતાં પહેલાં હાથનો સ્વસ્તિક રચી, પથ્થર ઉપર બેસી રહી, વળી ગાવા લાગ્યો:

'Though thy crest be shorn and shaven, thou, I say, art sure no craven; Ghastly, grim, and ancient Raven, wandering from the nightly shore- Tell me what thy lordly name is on the night's Plutonian shore !' *

‘હા! અહા!’ — ડાબા હાથની તર્જની ઊંચી કરી કાન આગળ કંપતી ધરી.

*‘નરરત્ન કંઈ મુજ દેશ વિશે*
*બહુ આધિ વ્યાધિ ઉપાધિ સહે!*
*નર રંકની ત્યાં’ કરવી શી કથા?*
*ધનરાશિ નિરર્થક મુજ પડ્યા!’*

ઓઠ કરડી ભ્રમર ચડાવી બીજો પત્ર વાંચવાનું આરંભ્યું. એને મથાળું ન હતું અને નીચે સહી ન હતી. માત્ર ચંદ્રકાંતની સ્ત્રી ગંગાના વાંકાચૂકા અક્ષર હતા.

‘તમારો કાગળ પહોંચ્યો છે. નણંદે ફોડી વાંચી આપ્યો છે. તમે કાગળ જુદો લખી ઉપર ટિકિટ ચોડવાનું ખરચ કર્યું તે કોઈને ગમ્યું નથી તેથી મેં આ કાગળ સંસારીલાલને બીડવા આપ્યો છે. હવેથી તો એમ પણ કાગળ નહીં લખાય. કારણ સંસારીલાલને કાગળ આપવા જાઉં એટલે ઘરમાંની સૌ સતીઓ મારી વાતો કરે છે. તે તો જાણે કે ન ગાંઠું, પણ બિચારા સંસારીલાલ મારે માટે નકામા વગોવાય એ અણજુગતું. તમારા ઘરમાં જે વાત અણજુગતી નહીં થાય તે નવાઈ. હું મારી પોતાની વાતમાં તો ઘૂંટડા ગળી જાઉં છું પણ આટઆટલું તમે કરો છો તેનો પાડ ન માને તો ધૂળ નાખી; પણ ઊલટાં ખાય ને ખોદે છે તે આપણાથી ખમાતું નથી. તમારી વાતમાં કોઈ બોલે ત્યારે તો હું સૌને શેરશેરની ચડાવું છું ને માથાની થાઉં છું. બાકી ઘરનું કામ ઉસેડીને કરું છું ને મને કાપડું આપતાં સૌના જીવ કચવાય છે તે જુદું.



બધાંને બધું જોઈએ ને તમારે કે કીકી સરખીને પાઈ જોઈએ નહીં એવો ધંધો છે. પણ વળી લખશો કે પરદેશ ગયો તો યે કુથલી કરે છે ને જંપવા દેતી નથી. માટે આટલાથી બધું સમજજો.

કીકી નિશાળે જાય છે તે સૌ બડબડે છે કે ઘરમાં રહેતી હોય તો કામ કરવા લાગે ને છોકરીઓને ભણીને શું કરવું છે. જમવાનો વખત સૌને થયો હોય તો યે કીકીને નિશાળને માટે મોડું થાય તેની ફિકર કોઈને નહિ. બે દિવસ એણે ફી માગી તો યે કોઈને તે આપવા વખત ન મળ્યો. કાલ તો નંબર ગયો ને રોઈને ફી માગી ત્યારે એને ઊલટી ધમકાવી અને મારો મિજાજ હાથમાં રહ્યો નહીં એટલે જુદ્ધ મચાવ્યું ત્યારે ફી મળી. હું રોઈ નથી માટે ફિકર કરશો નહીં.

કીકીનો વિવાહ કરવાનો વિચાર ચાલે છે. પણ ઠેકાણું તમને અણગમતું છે તેથી સૌ અટક્યું છે. બને તો તમને પૂછ્યા વગર પરભાર્યું કરી દેવા સુધી ઉમંગ રાખ્યો હતો. પણ હું કાગડી જેવી ચેતી ગઈ એટલે બીજું જુદ્ધ

મચાવ્યું તે તરત તો વાત તોડી નાખી છે. ભાણાને કન્યા નથી તેથી સાટું થાય એવો તાલ હતો તેમાં તરત મેં ધૂળ નાખી છે.

આટલી નવાજુનીથી તમારું પેટ ભરાશે પછી પરદેશમાં અજીર્ણ થાય એટલું લખું તો મારે જ વેઠવું પડે, કારણ તમારા વગર બીજું કોઈ મારી દયા જાણે એમ નથી. કોણ જાણે કઈ રાંડ આ સંસાર ઘડવા જેટલી નવરી પડી હશે!

બધાંને બકવું હોય તે બકે ને ઘરમાં પૈસા ખૂટશે તો હું ચાંદ્રાયણ કરીશ ને સૌને સાથે ભૂખ્યાં રાખીશ. પણ જેને શોધવા ગયા છો તેને લઈને જ આવજો ને હાથમાં આવેલા પાછા નાસવાનું કરે તો આ કાગળ વંચાવી દાખલો દેજો કે ગંગાના જેવી બાયડીઓ ઘેરઘેર વેઠે છે ને પહોંચી વળે છે તેનાથી હજારમાં ભાગ જેટલી તમને તો કોઈએ ચૂંટી પણ ભરી નથી ને એવા સુકોમળ તમે થયા તેમ સૌ ભાઈડાઓ થશે તો બ્રહ્માએ ઘડેલી બધી બાયડીઓ કુંવારી રહેશે. પણ બાપના વાંક માટે બાયડીને રોવડાવે એવો ન્યાય બારિસ્ટરે કર્યો તેવો ન્યાય તમારું જોઈ વકીલ કરી બેસશે તો બિચારાં કુમુદસુંદરી તો ગરદન માર્યાં મૂઆં પણ ગંગાભાભી તો તમારી કોટે વળગશે.'

ગંભીર અને તીવ્ર આવેશને કાળે સર્વ ભૂલી ઊભો થયો ને એકલો એકલો પણ ખડખડ હસી પડ્યો.

'ગંગાભાભી, તમે સૌથી જોરાવર!' વળી શાન્ત પડ્યો ને શોકની છાયા મુખ ઉપર આવી. 'ચંદ્રકાંત! આ સર્વ હાસ્યરસ વચ્ચે ઊભા થઈ તારા સંસારના શોકશંકુ મારું હૃદય વીંધે છે. ગંગાભાભી! શું તમે એમ કહો છો કે ઘેરઘેર આર્ય સ્ત્રીઓની દશા તમારા જેવી જ છે! જો એમ હોય તો તેથી મારું દુ:ખ શાંત થવાને બદલે સહસ્રધા પ્રદીપ્ત થાય છે. શું આ દુ:ખ ઘેરઘેર છે? સરસ્વતીચંદ્ર! ગૌતમ બુદ્ધને જેમ એક સંજ્ઞા જોઈ અનેકનું ભાન થયું તેવું જ તને અત્યારે થાય છે. અને તારા દુ:ખની વાદળી આકાશના એક નાના ભાગમાંથી વેરાતી દેખાઈ આકાશના સર્વ ભાગને ઘેરી લઈ બંધાય છે! હરિ! હરિ! હરિ! અહા! પ્રિય કુમુદ! તારો ત્યાગ કરી મેં તને એકલીને અનાથ કરી નથી, પણ અનેક સ્ત્રીઓને અનાથ કરી છે! તારા જેવી સહધર્મચારિણીના સંયોગથી હું સર્વ સ્ત્રીજાતિ માથે મારા કાર્યને સાંધી શકત ને ગંગાભાભી જેવી અનેકનાં દુ:ખ દુર કરત! આ સર્વમાં તારો અને ધનનો — ઉભયનો — ખપ હતો અને ઉભયનો મેં ત્યાગ કર્યો! ગંગાભાભીનાં અશિક્ષિત વાક્યોમાં પણ સ્ત્રીજાતિનું પવિત્ર રસચેતન સ્ફુરે છે અને સ્ત્રીજાતિનું સ્નેહસ્વાતંત્ર્ય બળથી ધસારા કરે છે તો તેનામાં વિદ્યાના આવાહનથી શું ન થાત?

*મુજ દેશ વિષે રસમાળી વિના*

*ફળપુષ્પ ઘરે નહીં નારીલતા!*

*રસશોધનસેચન ના જ બને!*

*ધનરાશિ અચેતન મુજ રહે!*

Chandrakant! thou noble bust at my chamberdoor! The Raven is ominous that perches on thy head! And it casts a shadow from which my soul -

Shall be lifted? never more !

Shall be lifted - never more ?

ગંગાના પત્ર નીચે ચંદ્રકાંતે લખેલું ટાંચણ વાંચવા માંડ્યું: ‘મને સમાચાર કહેતાં કે લખતાં કે મારી પાસે ઊભરા કાઢતાં મારી દયા ન જાણવી ને બીજા કોઈની બીક ન રાખવી. સ્વામી અને સ્ત્રીનાં અંત:કરણ એકબીજા પાસે ઊથડે એ તેમનો અનિવાર્ય અધિકાર છે. તેમાં માતાપિતા કે બ્રહ્મા જે કોઈ અંતરાય નાખવા આવે તેને ધક્કો મારવામાં ધર્મ છે. એ ધર્મ ન પાળવાથી લગ્ન રદ થાય છે ને માબાપ છોકરાનું લગ્ન કરાવે ત્યારથી તેમને આટલી વાતમાં અધિકારનું રાજીનામું આપે છે. માટે આ વાતમાં કોઈનું કહ્યું માનવું નહીં. બાળક પ્રતિ આપણો ધર્મ પણ એવાં જ કારણથી અનિવાર્ય છે. કીકીના વિવાહ અને અભ્યાસની વાતમાં મેં કહ્યું છે તે જ કરવું અને કોઈની વાત ગાંઠવી નહીં પણ માથાનાં થઈ ધાર્યું કરવું.



‘કેટલાક સ્વામી મદને વશ થઈ સ્ત્રી ઉપર જુલમ કરે છે અને કેટલાક સ્ત્રીને વશ થઈ માબાપ ઉપર જુલમ કરે છે. આ ઉભય જાતના સ્વામી અધર્મી ને અન્યાયી છે. એક પાસ માબાપ અને એક પાસ સ્ત્રી વચ્ચે ન્યાય કરવો એ જ ધર્મ છે, પણ બે પાસના વિશ્વાસ વિના આ ન્યાય શુદ્ધ થતો નથી. અને તે શુદ્ધ હોય તોપણ તેનો અમલ બરોબર થતો નથી. ગંગાવહુ, આટલું સમજવા જેટલું મેં તમને ભણાવ્યાં છે. તમે મારી પાસે મન ઉઘાડી વાત કરી શકો છો એટલું ઘરનાં બીજા માણસ કરે એમ નથી. તો તેમનો ને તમારો શુદ્ધ ન્યાય કરવો એ મારાથી બને એમ નથી. તમે નાનાં હતાં ત્યારે અરસપરસ સ્નેહ બંધાય અને મારાં માણસ તમારાં થાય અને તમે એમનાં થાઓ એટલો પ્રયત્ન મેં કરેલો છે તે તમને ખબર છે. તમે મોટાં થયાં ત્યાર પછી મેં તમને પૂરી સ્વતંત્રતા આપી છે એટલે તમારે સૌએ એકબીજાને કેમ સંભાળી લેવાં અને કેમ સુધારવાં કે પાંશરાં કરવાં એ હવે તમારી ચતુરાઈનું અને તમારા મનગમાનું કામ છે. તેમાં હું વચ્ચે પડવા ઇચ્છતો નથી. રોપશો તેવું લણશો ને તમારાં સુખદુ:ખ તમે જાતે ભોગવશો — તે મારે માથે નહીં. શાસ્ત્રના વચન પ્રમાણે પુત્રને સોળે વર્ષે મિત્ર ગણવા ને સ્ત્રી ઘેર આવે ત્યાંથી મિત્ર થાય. તેને સાટે દેશરિવાજ પ્રમાણે મેં ગંગાવહુ વીસ વર્ષનાં થયાં ત્યાં સુધી તેમને બાળક ગણ્યાં ને તેમને ત્યાં સુધી રમાડ્યાં પણ ખરાં ને રોવડાવ્યાં પણ ખરાં. ત્યાર પછી એ અધિકાર છોડી તેમને કુલ અધિકાર આપેલો છે. એટલે હવે તમારે કે ઘરમાં કોઈએ એવી આશા ન રાખવી કે

ઘરકૂથલીના ન્યાયના કડાકૂટમાં ચંદ્રકાંત પડે. બાકી આપણી મિત્રતા તા મરતાં સુધીની ઠરી, તેથી તમારી વાતો સાંભળવા અને માગો ત્યાં તમને સારી શિખામણ આપવાને આપણે કેડ ભીડીને તૈયાર છીએ. તમારે જે જોઈએ તે માગવા તમારી સ્વતંત્રતા છે. તમે ઘેલું માગો છો કે ડાહ્યું માગો છો તે વિચારવાનું કામ તમે મિત્ર થયા પછી હું હાથમાં રાખતો નથી. કારણ પુરુષ જે ઇચ્છે તે ડાહ્યું અને સ્ત્રી જે ઇચ્છે તે ગાંડું એ શાસ્ત્ર હું માનતો નથી. નાનાં છોકરાંની પેઠે મોટી ઉંમરની સ્ત્રીઓને પણ સ્વામીની ઇચ્છાના સાંકડા ચીલામાં કેદ કરી ચલાવવી એ વાત મિત્રધર્મથી ઊલટી છે અને એમાં જગતનું કલ્યાણ પણ નથી. કારણ પુરુષ કરતાં સ્ત્રીઓ ડાહી હોય એવું પણ હોય છે અને સ્ત્રીપુરુષ એ બે મિત્રોએ સંસાર એકઠો ચલાવવો હોય અને બે જણે સુખી થવું હોય તો બે જણે કાળજાં ઉઘાડી એકબીજાને શાણપણ આપવું અને પુરુષે સ્ત્રીનું કહ્યું કરવું કે સ્ત્રીએ પુરુષનું કહ્યું કરવું તેના કરતાં બેમાંથી જે ડાહ્યું હોય તેનું ચાલે એ કરવું સારું છે. મારા કરતાં ગંગાવહુ ડાહ્યાં છે એમ હું માનતો નથી, પણ એમની પોતાની બાબતમાં હવે એ સગીર નથી માટે જાતે વહીવટ કરે એવો મેં ઠરાવ કર્યો છે. તમારે અને ઘરનાં માણસને કજિયા થાય ત્યાં તમારે તથા તેમને જેવો વહીવટ કરવો હોય તેવો કરવો. લડીને કે લડ્યા વગર કળા વાપરીને જે જીતશે તેનું ચાલશે. આપણે એ કડાકૂટમાં પડવાના નથી ને સૌ તમને અને તેમને સોંપ્યું. ઘરમાં વહીવટ તમારો તેમાં હું વચ્ચે નહીં પડું અને ઘરબહાર વહીવટ મારો તેમાં તમને પૂછવાનો નથી. તમારો આ વહીવટ કરવામાં જે માગશો તે આપીશ. પણ કૂવામાંથી ખૂટે ને તમે તરસ્યાં રહો તો હવાડાનો વાંક નથી.



'સરસ્વતીચંદ્ર બાબત તમે લખ્યું તે બરોબર છે. લોક ધારે છે કે એ બાપ ઉપર રિસાઈને નાસી ગયા પણ તમે ખરી વાત સમજ્યાં છો. જે સંસારનો કડાકૂટો આપણને ગભરાવે છે તેનો એમણે પરણ્યા પહેલાં જ ત્યાગ કર્યો. આપણી પશ્ચિમબુદ્ધિ થઈ તે પરણીને પસ્તાયાં અને એમણે આગળ બુદ્ધિ વાપરી તે સુખી થયા; પણ એમનો દોષ એ કે એકલપેટા થઈ એમણે પોતાનો સ્વાર્થ વિચાર્યો અને બિચારાં કુમુદસુંદરીનો ન વિચાર્યો. આપણે ઘરનું દુ:ખ વેઠીએ છીએ ને ગજા પ્રમાણે એકબીજાને સુખી કરીએ છીએ તો એમનાથી કુમુદસુંદરી કેવાં સુખી થાત? લક્ષ્મીનંદનના બોલ સામું એમણે જોયું, પણ અનુભવ નહીં તેથી એમ ન સમજ્યા કે મોઢે બોલે એટલું મનમાં હોતું નથી ને ઘડીનો ઊભરો જન્મારો પહોંચતો નથી. સાંભળ્યા પ્રમાણે લક્ષ્મીનંદન બહુ પસ્તાય છે, અને એમનું શું થશે તે ખબર નથી, સરસ્વતીચંદ્ર ઘેર આવશે તો સંસારમાં પડી જાતે દુ:ખી થશે એમાં વાંધો નથી, પણ બીજાં સૌને સુખી કરશે. રામસીતાને દુ:ખ પડ્યું તો રાવણ મૂઓ અને જગતનું કલ્યાણ થયું, માટે સરસ્વતીચંદ્રને ઘેર આણી દુ:ખી કરવા છે ને સંસારને સુખિયો કરવો છે. માટે મારી લાડકી ગંગા! તારું કહ્યું કરીશ ને ચંદ્રને લીધા વિના ચંદ્રકાંત પાછો ઘેર આવવાનો નથી. એ બે જણ

આવે ત્યાં સુધી આપણા ઘરમાં જાદવાસ્થળી કરવી કે દ્વારામતીનું સુખ કરવું એ તમારી મરજીની વાત છે. તને 'તમે' લખું છું તે વાંચી તું ખીજવાઈશ, ઘરનાં કોઈ જાણશે તો મોં મરડશે, અને બહારનું કોઈ જાણશે તો હસશે. પણ એવું જોવાની તો મને ટેવ પડી છે તે ગંગાને ખબર છે. કાગળ પેટ ભરાય એટલો લાંબો લખ્યો છે કે મુંબઈ આવીને મહેણું સાંભળવું ન પડે.'

ટાંચણ પૂરું થયું અને વાંચનારે દીર્ઘ નિ:શ્વાસ મૂક્યો. પિતાને દુ:ખ થાય છે તે માન્યું નહિ પણ પિતા ઉપરનો સ્નેહ નેત્રમાં આંસુ વહાવવા લાગ્યો.

*'સુખી શાને નહીં પિતા*
*હવે શાની કરો ચિન્તા?'*

પૃથ્વી ઉપર ઘૂંટણે પડ્યો અને આકાશ સામા હાથ જોડી, ઊંચું જોઈ, સજળનેત્રે, દીનમુખે ગાવા લાગ્યો:

*'પિતા તું એક છે સન્ધે!*
*જગતને બાંધ્યું તેં બન્ધે.*
*પ્રીતિની સાંકળો બાંધી,*
*હૃદય સૌનાં લીધાં સાંધી*
*શરીર આજે થકી જાયું,*
*હૃદય આજે શું સિવાયું,*
*કરી કંઈ કંઈ કૃપા જેણે,*
*શિશુવય આ ભર્યું ચેને,*
*પિતા આ દેહના એ જે,*
*પ્રભુ! તું સુખ દે તેને.*
*પિતાનો તું પિતા એક,*
*દીધો જે સ્નેહને તેં યે,*
*ધરી તે સ્નેહની આણ*
*કરું છું રંક ઉદ્ગાર:*
*નથી એ સ્નેહ મેં તોડ્યો,*
*નથી સુતધર્મ તરછોડ્યો,*
*પિતા પર ક્રોધ નથી કીધો,*

પિતા પર દ્વેષ * નથી લીધો.
પિતાના સુખનો રસ્તો
કીધો છે માત્ર મેં સસ્તો,
પિતાના ઓ પિતા! દેજે,
પિતાને સુખ શાન્તિ ને!
પિતાને સુખ દેવાને,
મહા સુતધર્મ વહેવાને,
પિતાને દીધું સ્વાતંત્ર્ય,
ત્યજ્યાં પ્રીતિ-લક્ષ્મીનાં તંત્ર,
ત્યજી એ કારણે દારા,
હૃદયમાં દાહ સ્વીકાર્યા;
પિતાના સુખને કાજે
કર્યું એ સર્વ પળમાંહે.
હૃદયનો મંત્ર એ સર્વે,
પિતા સૌનો તું તે કલ્પે.
હૃદયની દીપવાલી એ,
હૃદયની રમ્ય ભાતિ એ,
પ્રભુ ત્હેં કલ્પી! ત્હેં પ્રેરી!
પ્રભુ! ત્હેં ગ્રન્થિ ઉકેલી!
સફળ એ સર્વ કરજે તું!
પિતાનું સુખ ભરજે તું!
શરીર આ દુ:ખતત્પર છે,
હૃદય આ શોકસત્કર છે:-
પિતાના સુખ કાજે તે,
પિતાની શાન્તિ માટે તે.
પ્રભુ માગું! રડી માગું!
સફળ એ વાસના માગું! '

ઊઠી, આંખો લોહી, વિચારમાં પડી, બોલી ઊઠ્યો.

પ્રિય કુમુદ! આ યજ્ઞ ઉપર બલિદાનમાં તું હોમાઈ! કુલીન પ્રમાદધન! તારા ભાગ્યશાળી મુખમાં એ બલિ-હોમ થયો છે અને તારા હૃદયમાં એ આહુતિ રસસાયુજ્ય પામો! પ્રિય કુમુદ! એક ચંદ્રકાંતના દુ:ખમાં અનેક નરરત્નનાં દુ:ખ અને એક રંગ કુમુદના દુ:ખમાં અનેક સ્ત્રીરત્નનાં દુ:ખ દેખું છું. — નક્કી — નક્કી મારા ભાગ્યહીન દેશમાં–

*ધરતી રસ-સુંદર કોમળતા,*

*ફળ-પુષ્પ ધરે નહીં નારીલતા!*

*રસપોષણ સૂર્ય વિના ન બને!*

*ધનરાશિ અચેતન મુજ રહે!*

બીજો એક પત્ર લીધો. તે ચંદ્રકાંતના મોટા ભાઈનો લખેલો હતો. એ ભાઈ નિરક્ષર જેવો હતો અને કાપડિયાને ત્યાં નામું લખતો. એ કાગળના ઉપલા ભાગ ઉપર અહીંતહીં દૃષ્ટિ ફેરવી વચ્ચેથી વાંચવા માંડ્યું.

‘ભાઈ! મારે મોટે મોંએ નાનડિયાંની વાતો કરવી ઘટારત નહીં, પણ કાળજું બળે ત્યારે લખી જવાય. માજીનું કહેલું ભાભીને ભાવતું નથી. જ્યાં સુધી બીજું નુકસાન ન હોય ત્યાં સુધી જવાનિયાં વાજું મનસ્વીપણે ચાલે તો બાધ નહીં. પણ પૈસાની બાબતમાં તો પુરુષોનું ચાલવું જોઈએ. અમે તો પાઈએ પૈસે ભેગુ કરીએ તેને રૂપાનાણાનું ખરચ કાળજે વાગે. તમે ઘણું ભેગુ કરો પણ ખરચો ઝાઝું તે જાતે ખરચો ત્યાં સુધી નભે; પણ તમારાં બૈરાં યે તમારી પેઠે ખરચવા માંડે એટલે અમે તમે સરવાળે સરખા થવા ગણવા. બીજું, તમે સુધારાવાળા કન્યાઓને માટે મોટા ને ભણેલા વર જુઓ, પણ અમે તો એવું જાણીએ કે નાના મોટા થશે ને ભણેલા ભીખ માગે છે અને માત્ર જેનો ઓરડો ભરેલો હશે ત્યાં કન્યા આપીશું તો એના રોટલાની ફિકર નહીં કરવી પડે, માટે કીકીની વાતનો જે વિચાર કરવો હોય તે કરજો ને બાયડીઓને બહેકાવશો તો ખાવા ટળશે. પછી આજકાલ તો ઘેરઘેર રાણીનું રાજ્ય છે તેમાં ભાઈભાંડુ બોલે તે નગારામાં તતૂડીના નાદ જેવું થવાનું તે જાણીને તતૂડી વગાડીએ છીએ. કારણ કાળજું બળે છે ને બોલાવે છે.’

આ કાગળ નીચે પણ ચંદ્રકાંતના અક્ષર હતા.

‘ભાઈજી, લખો છો તે સત્ય છે. શું કરીએ? નાનપણમાં પરણાવ્યા ત્યારથી નગારા પાસે બેઠા છીએ તે નગારું આણનાર પણ તમે અને આજ નગારાથી કંટાળો છો તે પણ તમે. સુધારાવાળામાં હું ભળ્યો છું તે પણ સત્ય છે. મને તમે ભણાવ્યો ન હોત તો સુધારામાં ભળત પણ નહીં, અને તેની સાથે તમને પંદર રૂપિયા મળે છે તેટલા જ મને મળતા હોત, એટલે આવ ભાઈ હરખા ને આપણે બે સરખા થાત. વાણિયાવિદ્યા કરી અંગ્રેજી

ભણાવ્યો તો વધારે કમાઈ થાય છે ને તેમાંથી તમારે માટે મારા પટારા ઉઘાડા રાખ્યા છે. અમે સુધારાવાળા રાણીજીની વફાદાર રૈયત, તે રાણીજીની વહુવારુઓને બહેકાવીએ નહીં તો અમારા ઉપર રાજદ્રોહનો આરોપ આવે ને સુધારાવાળા અમને કાળે પાણીએ કાઢે. માટે સાસુજી ને જેઠનાથી જેટલું ખરચાય તેટલું ખરચો તેમાં તમને કોઈ ના નહીં કહે, અને વહુવારુ ખરચે તેમાં સાસુ કે જેઠે ન બોલવું. આમ છે, માટે આપને ફરિયાદ કરવાનું કાંઈ કારણ નથી. મજા કરો. મારી પાસેથી ખૂટશે ત્યારે તમારે મને આપવું નથી અને મારે તમને આપવું નથી — તેવું ખૂટે ત્યારે એમ જાણજો કે બાર વરસ મને ભણાવ્યો તા બાર વરસ મારી કમાઈ મેં સૌ પાસે ભોગવાવી અને તેરમે વર્ષે ભણ્યાનો બદલો પૂરો થઈ રહ્યો.

આમ છે. માટે આ બાર વર્ષ ધનના બૃહસ્પતિ બેઠા છે તે યે તમારા ને બીજાં સૌના ભેગા; ને સૌને ભાગ્યે પછી અવળી ગ્રહદશા કે પનોતી બેસશે તે યે તમારી સૌની બેસશે. આપણે તો જ્યાંથી આવ્યા ત્યાં જવાને બેઠા છીએ ને આપના આશીર્વાદથી જન્મથી મરણ સુધી પરમાનંદસ્વરૂપમાં જ લીન છીએ. માટે ચિંતાફિકર રજ કરશો નહીં અને તતૂડીના જેવું બોલવું મૂકી દઈ નગારાને ઢાંકી દેવા ભેરીનાદ કરશો કે પડઘમ જેવું બોલશો તોય કાન ઉઘાડા જ રાખીશું અને કહેશો તે સાંભળીશું. કોઈનું સાંભળી હું તમને કનડવાનો નથી અને તમારું સાંભળી બીજા કોઈને કનડવાનો નથી. આપ મારા મોટા ભાઈ છો તે આપની સેવા કહેશો તેટલી કરીશ. બાકી વડીલના વચનથી નાનેરાંને મારવા એવો પરશુરામનો જુગ વીતી ગયો અને સાટે વિક્ટોરિયા રાણીનો જુગ બેઠો છે, માટે દેશકાળ પ્રમાણે વર્તીને ચાલવું એવું તમારો ભાઈ ભણ્યો છે તે આ જન્મમાં તો ભુલાય કે મિથ્યા થાય એમ નથી.'



એક હાથમાં પત્ર રાખી અને બીજો છાતીએ મૂકી સરસ્વતીચંદ્ર ગર્જી ઊઠ્યો:

'હર! હર! હર! હર! હર! ચંદ્રકાંત! તું ભાઈ આગળ દુ:ખને ગણતો નથી અને કેવળ ખડખડ અટ્ટહાસ્ય કરે છે; પણ જે વાક્યોમાં દુ:ખને ગણતો નથી તેના અંત:શ્વાસમાંથી ઊંડી ધમણોનો વેગ સંભળાય છે અને તારું જે હાસ્ય ફુવારા પેઠે ફૂટી રહે છે તેના નિર્મળ જળના મધ્યભાગમાં તારા ચિરાતા મર્મભાગની રુધિરધારાઓ હું જોઉં છું! હરિ! હરિ! હરિ! ચંદ્રકાંત! તારો શોક જગતનો પરાભવ કરે છે અને અભિમાનભર્યો ઊડે છે -

'Thy deep-seated proud pain is the raven -

of which it was so truly said -

Not the least obeisance made he !

And it has -

Perched upon my bust of Pallas -

just above my chamber-door !'

બીજો પત્ર લીધો. તે કવિ તરંગશંકરનો લખેલો હતો.

'સહૃદય નાનારસમનોજ્ઞ પ્રિય મિત્ર,

'તમારી ઇચ્છાને અનુસરી તમારા કુટુંબકાર્યની ચિંતા હું રાખું છું. વિચિત્રચિંતાકર આ સંસારમાં કોઈ નિશ્ચિન્ત નથી માટે ચિંતા રાખવા બેસીશું તો તમારાથી કે મારાથી નિશ્ચિન્ત રહેવાય એમ નથી એવો તમારો સર્વદા સર્વને ઉપદેશ છે તે યોગ્ય છે. માટે તમારી ગૃહસ્થિતિ વિષે વિશેષ તમને લખવું તે પુનરુક્તિ કરવા જેવું છે, પણ મને સોંપેલા ક્ષેત્રનું અવલોકન કરી તમને વૃત્તાંત લખવા તે મારો ધર્મ છે માટે લખું છું.'

'તમારા બંધુએ તેમ ગંગાભાભીએ તમને પત્રો લખેલા છે તે ઉપરથી મારે જણાવવાનું તમે જાણી લીધું હશે. મારે હવે એટલું જ જણાવવાનું બાકી છે કે તમારાં સર્વ કુટુબીઓ કેવળ સ્વાર્થી છે અને તેમને તમારા પ્રતિ ન્યાયવૃત્તિ નથી તો દયા તો ક્યાંથી હોય? હું એક કાળે જાણતો હતો કે આ દશા મારા એકલાની જ હશે, અનુભવ વધતાં ઘેરઘેર એ જ દશા દીઠી, એ દુષ્ટ નીરસ સંસારની ગંધમાત્ર આવતાં ચતુર સરસ્વતીચંદ્રે તેનો સહસા ત્યાગ કર્યો, અને એ સંસારના સર્પોથી હાથે પગે અને કોટે વીંટાયેલા રહી શિવજી પેઠે સંસારને સ્મશાન ગણી તેમાં આત્મવિભૂતિથી નિજાનંદમાં રહેનાર તો તમને જ દીઠા! શુદ્ધ નિ:સ્વાર્થ પ્રીતિરસ સંસારમાં તો કોઈ પણ સ્થાને નથી એવી મેં વ્યાપ્તિ બાંધી છે, અને સંસાર એવો નીરસ છે માટે જ સંસારમાં ન જડતો રસ કાવ્યાદિમાં તરતો દેખી મનુષ્યો કવિજનો ઉપર પ્રીતિ રાખે છે! જો સંસારમાં જ રસ શુદ્ધસ્વરૂપે હોય તો કવિઓના ભાવ કોણ પૂછે? — રસના આત્માને મૂકી માત્ર અક્ષરમય રસનો આદર કરવા કોને અવકાશ મળે?'



'પ્રિય ચંદ્રકાંત! આ વ્યાપ્તિમાં ગંગાભાભી પણ અપવાદરૂપ નથી. તમે કુટુંબમાં સર્વ પ્રતિ ઉદારતા રાખી છે તેનું મહાફલ એ થયું છે કે તમારો હાથ ક્યારે પહોંચી વળતો બંધ થશે તેની કોઈને ખબર નથી અને તમારો હાથ સર્વદા પહોંચશે તો તમારો દેહ ક્યાં સુધી કામ કરશે તેની કોઈને ખબર નથી અને તેવે કાળે જે વસ્તુ જેના હાથમાં હશે તેની પાસે તે રહેશે અને જેની પાસે કોઈ વસ્તુસંગ્રહ નહીં હોય તે સંગ્રહશૂન્ય થઈ દુ:ખી થશે અને તેની કોઈ સંભાળ નહીં રાખે — આમ સર્વના મનમાં છે અને સર્વ સ્વાર્થસંગ્રહ કરવા મથે છે. સ્ત્રી ઉપર પુરુષનો પક્ષપાત સ્વાભાવિક રીતે હોય છે તે તમારે નથી, અને જેના ઉપર તમારો પક્ષપાત નથી તે સ્ત્રીના હૃદયમાં તમારે માટે પ્રતિધ્વનિ કેવી રીતે થઈ શકે તે હું સમજતો નથી. શુષ્ક સ્નેહનો

પ્રતિધ્વનિ અ-રસિક ચિત્તોમાં થતો નથી અને થાય તો ટકતો નથી. ગંગાભાભીને પોતાની જાત વળગી છે અને પોતાનાં બાળક વળગ્યાં છે ત્યાં સુધી તેમને સ્વાર્થ વળગ્યો છે. એ સ્વાર્થમાં જ્યાં સુધી એમના અર્ધાંગરૂપ થઈ એ સ્વાર્થમાં તમે પક્ષપાત નહીં કરો ત્યાં સુધી તેના ઊંડા સ્નેહની તમે આશા રાખતા હો તો તે વ્યર્થ છે. તમારું ઇતર કુટુંબ પોતાના સ્વાર્થોથી છૂટતું નથી, પોતાના યોગ્યાયોગ્ય પક્ષપાતોથી છૂટતું નથી, પોતાનાં બાળકોની સમૃદ્ધિ ઇચ્છે છે, અને તેની સાથે એવો અભિલાષ રાખે છે કે એવા જ સ્વાર્થોથી, એવા જ પક્ષપાતોથી અને એવાં જ બાળકોથી ગંગાભાભીનું ચિત્ત છૂટી જાય! Do unto others as you would have it done unto yourself . - આપણા ભણી સામાની જે કૃતિની ઇચ્છા રાખીએ છીએ તેવી જ કૃતિ આપણે સામા તરફ કરવી — એ ભાવના આપણાં કુટુંબોમાં ઉદય પામી શકતી નથી ત્યાં સુધી ગંગાભાભીની વૃત્તિઓ ઉપર તમારે પક્ષપાત કરવો જોઈએ. આ જ એમની પાસેથી સ્નેહ પામવાનું સાધન, આ જ એમના અને તમારા સુખનું સાધન, અને એ સાધન નહીં કરો ત્યાં સુધી તમારા ઘરમાં ચારેપાસ મચી રહેલી અવ્યવસ્થા દિવસે દિવસે વિકાસ પામશે.

'મારા પોતાના કુટુંબની વ્યવસ્થા હું આવાં સાધનોથી જ રાખું છું. જેમની અવ્યવસ્થા દૂર કરવા પ્રયત્ન કરીએ તેની ગાળો ખાઈએ છીએ અને જેનો પક્ષપાત કરીએ છીએ તે આપણો પક્ષપાત કરે છે એટલે મારું સુખ પણ જળવાય છે. તમારા જેવા નિષ્પક્ષપાતી થઈ સૌની ગાળો ખાવી અને સર્વથા અવ્યવસ્થા રાખવી તેના કરતાં મારા માર્ગમાં મને પ્રમાણમાં સુખ લાગે છે.



'ખરું પૂછો તો એક મ્યાવમાં બે તલવારો સમાય નહીં અને એક ઘરમાં બે સ્ત્રીઓ સમાય નહીં. માટે જ સાસુવહુને જુદાં રાખવાનો અંગ્રેજી વ્યવહાર મને સુખકર લાગે છે. બાકી શુદ્ધ સ્નેહ તેમનો પણ શૂન્ય છે અને આપણામાં શૂન્ય છે.

'આવા આવા અનેક અનુભવના વિચાર કરી હું મારા કુટુંબની વ્યવસ્થા રાખું છું અને વેદાંતીઓ સંસારને દુ:ખમય કહે છે તેને હું નીરસ માનું છું. વેદાંતીઓનો *आनंद* સંસારમાં નથી માટે જાતે જ આનંદરૂપ થવામાં એ શ્રેષ્ઠતા માને છે. તેમ સંસારમાં રસ નથી માટે જાતે જ રસરૂપ થવામાં હું શ્રેષ્ઠતા માનું છું. વ્યવહારમાં મોટા મોટા વેદાંતીઓ અને સંન્યાસીઓ રાગદ્વેષનો ત્યાગ કરી શકતા નથી અને આનંદરૂપ ન થઈ શકતાં *आनंद* ના ગપાટા હાંકે છે. હું પણ નીરસ સંસારનો ત્યાગ કરી શકતો નથી અને રસરૂપ ન થઈ શકતાં *रस* ના રાગડા તાણું છું. ચંદ્રકાંતભાઈ! તમારા આશ્વાસન માટે હું આ મારો અનુભવ લખું છું, પણ સરસ્વતીચંદ્ર જડે તો તેમને એ કહેશો નહીં. તેમણે આજ સુધી પ્રોસ્પેરોની મિરાણ્ડા જેવું અને

બુદ્ધની પ્રથમ વય જેવું જીવન જ અનુભવેલું છે. એ શુદ્ધ સરલ રસના પાત્રમાં આપણા સંસારની શાહી પડવા દેશો નહીં.

'જો એ તમને મુંબઈની દશા પૂછે તો કહેજો કે આપણું મુંબઈ તો આપણા મંડળમાં જ સમાયેલું છે અને એવા મુંબઈની દશાનો તરંગ તમારી પાસે ઊછળે છે તેને એમની પાસે તમે ઉછાળજો.'

*ગોપિકા ઘણી ઘણી રુએ છે કુંજકુંજમાં*
*રોતી મૂકી સર્વને તું કૃષ્ણચંદ્ર ક્યાં ગયો?*
*પદ્મમાળ પાણીમાં, ઊંચા વિકાસી મુખને*
*જોઈ રહેતી વ્યોમમાં, રસિક ભ્રમર ક્યાં ગયો?*
*રસરસિક કંઈ કવિ ને કંઈક શુદ્ધ સાક્ષરો*
*મળી વીંટાઈ પૂછતા, ઉદાત્ત ચંદ્ર ક્યાં ગયો?*
*સૌ સખીથી એકલી અગ્ર વાધી રાધિકા*
*વ્રજ ભુલામણીમાં ભૂલી રટતી 'ધૂર્ત ક્યાં ગયો?'*
*દેશવીરો, કવિજનો, સાક્ષરો, સુભાષકો:-*
*એ સૌથી છૂટી તું જાણી, કાંત,ચંદ્ર જ્યાં ગયો!*
*શોધજે, તું શોધજે, કાંત પવન, ચંદ્રને!*
*કુમુદમાળ ઊંચું જુએ, ઘનથી ચંદ્ર શું છૂટ્યો?*
*વેરજે, તું વેરજે, પવન, શ્યામ મેઘને!*
*ચકોર પાંખ ઊંચી કરે, ઘનથી ચંદ્ર શું છૂટ્યો?*
*વેરજે, તું વેરજે, પવન, પેલા મેઘને!*
*ચકોર આંખ ઊંચી કરે ચંદ્રમા શું કંઈ દીઠો?*
*વેરજે, તું વેરજે, કાંત પવન મેઘને!*
*તરંગ ઊછળી રહે ઉરે, ચંદ્ર ચળકી ક્યાં રહ્યો?*

'પ્રિય ચંદ્રકાંત! સરસ્વતીચંદ્રના સ્નેહરસે ફારસી બેતના રાગને મારા હૃદયની સારંગીમાં આમ ઉતારી સંસ્કારી કરી દીધો છે. નિરક્ષર અ-રસિક ગૃહિણી ઉપર ગમે તેટલો પક્ષપાત કરવા જાઉં છું, ગમે તેટલી gallantry અને chivalry ની ઇમારત મનમાં બાંધવા જાઉં છું, પણ તેના હૃદયની સ્વાર્થવાસના મારા ચણતરને દારૂગોળા પેઠે ઉરાડી મૂકે છે તે પ્રસંગે હું ગોલ્ડસ્મિથને સંભારી, ભાષાંતર કરી, ગાઉં છું કે -

*'સ્ત્રીની પ્રીતિ તો સર્વથી ખોટી,*

*મોહજાળ નાખે જોતી જોતી;*
*જાળ નાખે જોતાંમાં ફસાવે,*
*ફાવે ત્યાં જ એ ધુત્કારી નાખે.*
*કહાવે અબળા ને નરને નચાવે*
*ગોરી ગુમાનભરી પછી રાચે.*
*નરના દુ:ખની મશ્કરી કરતી*
*નારી પ્રીતિ ખરી નવ ધરતી.*
*પ્રીતિની હૂંફ પંખી ધરે કો,*
*સુરલોકમાં હો કે નહીં હો.*
*પ્રીતિ નામે સળગાવી આગ,*
*નારી નારને કરે છે ખાખ.*
*મોહમાયા ને જોગણી કહાવે,*
*નારી નરને ન જંપે સૂવા દે!*
*બેટા, શાને વેહલી એવી ચૂકો?*
*એની પ્રીતિમાં મૂકની પૂળો.*



'જગતમાં ન જડતી સ્ત્રીપ્રીતિને કવિતામાં શોધું છું અને સાતમે આકાશ ચડાવી તે મૂર્તિની સુંદરતામાં ઝૂકી રહું છું તેની ના નથી. પણ જગતમાં જડતી સ્ત્રીપ્રીતિ તો ઉપર ગાઈ તેવી છે. મારા વર્ગમાં તમને ભળેલા જોઈ દુષ્ટ આશ્વાસન પામું છું. સરસ્વતીચંદ્રને એવી પ્રીતિમાંથી બચેલા જોઈ તેને ભાગ્યશાળી માનું છું અને એના ચકોરપણા ઉપર મોહ પામું છું. બસ, જ્યાં હશે ત્યાં એમના હૃદયના નિર્મળ રસમાં સંસારનો મેળ નિચોવાશે નહીં અને એ રસ નિર્મળ રહેશે. જગતમાં એના જેવા નિર્મળ રસની એક પણ મૂર્તિ પ્રત્યક્ષ કરી તરંગ આ નીરસ સંસારમાં પોતાનો રસાવતાર સફળ થયો માનશે.'

આ પત્રને અંતે પાછા ચંદ્રકાંતના અક્ષર હતા. 'Hobbes જેવા તત્ત્વશોધકો અને બીજા નૈયાયિકો વ્યાપ્તિઓ બાંધે છે ને પોતાના અનુભવ અને જ્ઞાનમાં પરસ્પર વિરોધ જાણી જોઈને નથી રાખતા. પણ કવિઓના સંસાર-અનુભવની વ્યાપ્તિઓ એક જાતની બંધાય અને તેમનો રસાત્મા જુદી જાતનો થાય તે તમે પ્રત્યક્ષ કરાવ્યું. વૈરાગ્ય અને રસના પરસ્પર વિરુદ્ધ પ્રવાહમાં તરનાર સરસ્વતીચંદ્ર પણ તમારા જેવા જ કવિ છે અને તમે બે કવિજનોને સમભાવ થાય તે મારા જેવા કવિત્વશૂન્ય પ્રાણીએ જોવા જેવો ખેલ છે. કૃષ્ણ અવતારનું રહસ્ય પણ કંઈક આવા જ

વિરોધાભાસથી ભરેલું છે એમ તમે સમજાવેલું તેનું અત્યારે સ્મરણ થાય છે.’

‘મારા ઘરની અવ્યવસ્થા દર્શાવી તે ખરી છે. એ અવ્યવસ્થામાં જેવાં સર્વ કુટુંબીઓ કારણભૂત છે તેવી જ રીતે હું ને તમારાં ભાભી પણ કારણભૂત છીએ. છતાં મારે તમારાં ભાભી ઉપર પક્ષપાત રાખવાની કર્તવ્યતા દર્શાવવી એ પણ કવિત્વનો જ વિરોધાભાસિત ચમત્કાર છે.’

‘કવિરાજ! અંગ્રેજોની રીતને અનુવર્તી આપણે ગૃહિણીઓ ઉપર પક્ષપાત કરવાનો કાળ આવવાની વાર છે. જ્યાં સુધી આપણે ઘરમાંથી માતાપિતાદિક મંડળને કાઢી મૂકવા ઠરાવ કર્યો નથી ત્યાં સુધી પક્ષાપાતના કરતાં પક્ષોત્પાત વધારે ઉચિત છે. તે એવી રીતે કે બે પક્ષ — બે પાંખો — ઊંચી કરવી, એક પાંખ ઉપર માતાપિતાદિ ભારને વહેવો અને બીજી ઉપર સ્ત્રીપુત્રોદિને લેવાં, તે બેનું પરસ્પર સંઘટ્ટન અને પરસ્પર વિનાશ થાય નહીં માટે તે બેના મધ્યભાગમાં આપણો શરીર-પિણ્ડ રાખવો અને પછી એ વડે ઊડવું — એને હું પક્ષોત્પાત ગણું છું. એ પાંખો ઉપરના ભાર નીરસ હો; પરંતુ એ ભારનું વહન અને એ પક્ષોત્પાત — એ ઉભયમાં મારે મન રસ છે; પણ મને આપની પેઠે તે રસની કવિતા કરતાં આવડતી નથી. જો તે કવિતા મને આવડતી હોત તો સરસ્વતીચંદ્રને નાસી જવા દેત નહી.’



‘હું કુટુંબમાં સર્વ જનને સ્વતંત્રતા આપું છું. મારો દેહ ન હોય તો મારા દબાણ વિના અને મારા પક્ષપાત વિના સર્વને જેવી રીતે પોતાના બળથી અને કળાથી પરસ્પર સ્વાર્થોના સંઘટ્ટન વચ્ચે રહેવું પડે તેવી રીતે આજથી રહેવાનો અભ્યાસ તેમને હું પાડું છું. એ અભ્યાસ હાલ ક્લેશકર છે, પણ અંતે સર્વ પરસ્પરનું રક્ષણ અને પોષણ કરવાનું શીખશે અને સર્વ સુખી થશે એવી હું આશા રાખું છું. હું એ સ્વાતંત્ર્યરસનો રસિક થઈ સર્વને એ રસ પીતાં શીખવું છું અને કુટુંબમાં એક જણનું સ્વાતંત્ર્ય નષ્ટ કરવામાં બીજું કોઈ ફાવે નહીં એટલું બળ વાપરું છું. આમ કરવામાં મારું ધન — સર્વસ્વ જશે તો હું તટસ્થ રહી હાસ્ય કરીશ, કારણ એ વ્યયથી દ્રવ્યવતી અવસ્થાને માટે અપાત્ર સિદ્ધ થયેલો કુટુંબવર્ગ ઉચિત દરિદ્રતાને પામશે અને દરિદ્રતાનું અમૃત સર્વનાં હૃદયમાં અમૃત ભરશે. એવી દરિદ્રતા મારાં સર્વ રત્નો ઉપર લાગેલા કચરા અને કર્કશતા કાઢી નાખી સર્વને સુવૃત અથા અકર્કશ અને સતેજ કરશે. કવિરાજ! મને આમાં પણ રસ પડશે. શુદ્ધ પ્રતિ અને નિર્મળ રસ તો અત્યંત નિષ્કિંચનતામાં અથવા તૃપ્તિસાધનની પ્રાપ્તિ પછીનાં મનોરાજ્યોમાં જ જડે છે; મધ્યાવસ્થામાં ન જડે. એ પ્રીતિ મારાથી થાય એમ નહીં હશે તો રસસિદ્ધિની સાધનાને અર્થે એ નિષ્કિંચનતામાં મને ઇષ્ટાપત્તિ છે. એ પ્રાપ્તિનો ત્યાગ કરવા ઊડી પડેલા સરસ્વતીચંદ્ર એ મનોરાજ્યમાંથી ભ્રષ્ટ થશે માટે એ પક્ષીરાજને પકડવા આથડું છું. એ મારી ઇષ્ટાપત્તિ અને એ પક્ષીરાજનું મનોરાજ્ય — એ ઉભય દેશકલ્યાણનાં સાધન છે અને તેમાં જ મારું, તમારું, તેમનું અને ઇતર સર્વનું કલ્યાણ છે.

ગરીબ બિચારાં કુમુદસુંદરી! સરસ્વતીચંદ્રના મનોરાજ્યનું રસતત્ત્વ પત્ર દ્વારા ચાખી એ પક્ષીરાજની પાંખ ઉપર બેસવાનો સમય સમીપ દેખી, યમજવનિકા જેવા અભેદ્ય અંધકારમાં લીન થઈ ગયાં! એમની વાર્તા તો અસાધ્ય થઈ!'

'કવિરાજ! તમે કહો છો કે ઘરમાં કોઈની પ્રીતિ નિર્મળ નથી અને સ્વાર્થનો મેલ સર્વની પ્રીતિને નીરસ બનાવી મૂકે છે. સત્ય છે. પણ ઉદાત્ત ચિત્તનો રસ સ્વયંભૂ છે અને સામાની પ્રીતિની અપેક્ષા રાખતો નથી. નાનપણમાં માતાપિતાનો સ્નેહ બાળકના ભણીથી પ્રીતિની અપેક્ષા રાખતો નથી. આપણે સ્વદેશ ઉપર પ્રીતિ કરીએ છીએ ત્યારે દેશ આપણા ઉપર પ્રીતિ રાખે એવી ગણના કરતા નથી. એવી પ્રીતિ તો ગમે તો ઈશ્વરપ્રીત્યર્થ રાખીએ છીએ કે ગમે તો આપણા ચિત્તનો રસપ્રવાહ એ દિશામાં જાતે જાય છે. આપણા નિરક્ષર કુટુંબ ઉપર પણ આપણો પ્રીતિરસ એવો જ સ્વયંભૂ છે. એ રસ પ્રીતિપાત્ર વિષયની પ્રીતિના પ્રત્યાઘાતરૂપે સ્ફુરતો નથી, પણ જડમાં આત્મચેતન પેઠે સ્વપ્રકાશે સ્ફુરે છે.

આપણાં કુટુંબોમાં નિ:સ્વાર્થતાની - નૈષ્કામ્યની — આશા રાખવી તે જ ખોટી વાત છે. આત્માને લઈને સર્વ પ્રિય છે એવું શ્રુતિવચન છે તે સાક્ષરોને ઉદ્દેશે છે તા આપણા નિરક્ષર પામર કુટુંબીઓને ઉદ્દેશે એમાં શી નવાઈ? તેમના સ્વાર્થની શુક્તિઓમાં પ્રીતિનાં સ્વયંપ્રકાશ મુક્તાફળ ઢંકાયેલાં હોય છે તે શોધી, સ્વચ્છ કરી, ભોગવવાં એ ઉદાત્ત રસિક જનોનો રસમાર્ગ છે.



સંસારમાં સર્વ જનોનાં ચિત્ત નાની નાની સૃષ્ટિમાં અનેક તૃષ્ણાઓ અને અનેક લિપ્સાઓ રાખે છે. આપણાં ચિત્તમાં સરસ્વતી અથવા રસનો ઉદય થતાં એ સર્વ નાશ પામે છે અને તેને સ્થાને બીજી વિભૂતિ રચાય છે. દ્રવ્યવાનોએ દ્રવ્યનું અભિમાન ન ધરતાં દ્રવ્યહીન બંધુઓ ઉપર દયા આણવાની છે, તેમ સરસ્વતી આધિની વિભૂતિ ધરનારે નિરક્ષર જનોની ક્ષુદ્ર અને મલિન વાસનાઓ ઉપર દયા જ આણવાની છે. ધર્મશોધકો કહી ગયા છે કે *दया धर्मको मूल है* તેમ તેમની જોડે આપ જેવા કવિઓ પણ ઉદ્‌ગાર કરશો કે દયા પ્રીતિનું મૂળ છે. આવા આર્દ્ર રસને ધરનાર મહાત્માઓ જ કહે છે કે

*उपकारिषु यः साधुः साधुत्वे तस्य को गुणः।*

*अपकारिषु यः साधुः स साधुः सदभिरुच्यते॥*

જેમ જેમ કુટુંબવર્ગ અથવા સ્ત્રીજનની પ્રીતિ વધારે સ્વાર્થ ભરેલી દેખું છું, તેમ તેમ મારા હૃદયની પ્રીતિમાં વધારે ઉલ્લાસ આણવા પ્રયત્ન કરું છું. ઈશ્વરે તેમને કોઈક યોગથી મારા સંબંધમાં સૃજી મૂક્યાં. તેમ કરવાનો તેનો હેતુ તો અગમ્ય છે, પણ સહૃદય જનોની દૃષ્ટિ એવી હોવી જોઈએ કે દૃષ્ટિ જ્યાં પડે ત્યાં આત્મવત્ જુએ, અને નિકટ રહેલાં ઉપર પ્રથમ પડવું એ મારી દૃષ્ટિનો ધર્મ છે તો મારી હૃદયવૃત્તિને હું એવો રસધર્મ શીખવું છું કે

દૃષ્ટિ દ્વારા એ વૃત્તિ જ્યાં જુએ ત્યાં આત્મવત્ જુએ અને એ નિકટ દ્રષ્ટ સંબંધી જનને પણ આત્મતુલ્ય કરવા પ્રયત્ન કરે. આમ જ જ્યાં જ્યાં દૃષ્ટિ પડે ત્યાં ત્યાં રસધર્મ પ્રવર્તાવું છું અને *यत्र यत्र मनो याति तत्र तत्र समाधयः* એ વાક્યના અનુભવના અભ્યાસનો આરંભ કુટુંબમાં જ કરું છું. Charity begins at home .'

સરસ્વતીચંદ્રે પત્ર બગલમાં મૂક્યો અને ઊંચું જોઈ વિચારગ્રસ્ત થયો.

'કુમુદસુંદરી! આપણી પ્રીતિ શુદ્ધ હતી. દયામૂલક પ્રીતિ તે વત્સલતા. સમરસમૂલક પ્રીતિ તે મૈત્રી અને દાંપત્ય પણ મૈત્રીનો જ પ્રકાર છે. ચંદ્રકાંત! તારા ઘરના દાંપત્યનો દયામાં સમાસ કરી દેતો તને જોઉં છું ત્યાં મૈત્રીમૂલક દાંપત્યને વિષયે તારું હૃદય નિરાશ થતું જોઉં છું. ચંદ્રકાંત! તરંગશંકર! તમારા સંસારનાં ચિત્ર ઘેરેઘેર હોય તો દેશની અધોગતિ થતી સમજવી, અને તમારા ઉચ્ચગ્રાહ માત્ર એ અધોગતિમાંથી સકુટુંબ પોતાની જાતને ઉદ્ધારવાના પ્રયત્ન છે. આર્ય વિદ્વાનો આ ઉદ્ધારને માટે આ પીડા ભોગવે છે તે વધારે ફલદ કે લોક સામે સુધારાનાં યુદ્ધ થાય છે તે વધારે ફલદ? જ્યારે સુધારાનાં વાદિત્ર સમાજોમાં ગાજે છે અને થોડાંક પરાક્રમાધિક મનુષ્યોને આશ્રય આપી સુધારાની સિદ્ધિ તેટલાને જ થતાં તેને વિજયમાળા પહેરાવી અને સમાજશાખાઓ સ્થાપી શાંત થાય છે, ત્યારે આ કુટુંબોદ્ધારક વિદ્વાનો વગર વાદિત્રે પોતાનાં આખાં કુટુંબને માત્ર આત્મબળથી ઊંચકવાના અપ્રસિદ્ધ પણ વિકટ પ્રયત્નનો ક્લેશ પામે છે. ખરી વાત છે કે હજી સુધી ગંગાભાભી સમાજમાં જવા યોગ્ય નથી થયાં અને સુધારાના અગ્રેસર ઉદ્ધતલાલનાં શ્રીમતી પેઠે પુસ્તક પણ રચતાં નથી અથવા અંગ્રેજી ઉદ્‌ગાર કરી શકતાં નથી. પણ જ્યારે ઉદ્ધતલાલ માત્ર શ્રીમતીનો અને તેમની પુત્રીઓનો જ ઉદ્ધાર કરી શકે છે અને તેમને સો ફૂટ ઉન્નતિ આપે છે ત્યારે તરંગશંકર અને ચંદ્રકાંતનાં આખા કુટુંબ ને કુટુંબ દશ દશ ફૂટ ચડે છે અને તેમનું અનુકરણ કરી આસપાસની વસ્તીમાં કેટલું થતું હશે? આ બેમાં ગમે તે ફળ વધારે હો પણ ચંદ્રકાંતનો શ્રમ પરોપકારી છે અને જેવો એ પરોપકાર ગુપ્ત છે તેવો જ એ સ્વાર્થ પરિત્યાગનો ભરેલો છે. શ્રીમતીની વિદ્યાના ઉપભોગમાં ઉદ્ધતલાલનો પોતાનો જ સ્વાર્થ સરે છે ત્યાં ચંદ્રકાંત અને તરંગશંકરનાં હૃદય દાંપત્યમૈત્રીની પ્રાપ્તિમાં નિરાશ છે. અશિક્ષિત સ્ત્રીપુરુષોને આ મૈત્રી સ્વતઃ મળે છે. બુદ્ધિધન અને સૌભાગ્યદેવીને અશિક્ષિત મૈત્રી જ છે; પણ શિક્ષિત પુરુષોને અશિક્ષિત સ્ત્રીઓ સાથે મૈત્રી અસંભાવ્ય છે. ત્યાં તો માત્ર ચંદ્રકાંતના જેવી વત્સલતા જ છે. આખા કુટુંબને લાભ આપવા માટે ચંદ્રકાંતે ગંગાને આપવામાં ન્યૂનતા રાખી છે અને પોતે દાંપત્યમૈત્રીથી હીન રહ્યો છે.

*एते सत्पुरुषा; परार्थघटकाः स्वार्थं परित्यज्य ये॥*

'ચંદ્રકાંત! આ સ્વાર્થપરિત્યાગ તેં કર્યો છે! આ સત્પુરુષત્વ તારું છે! પણ શું એ ઉત્તમ વસ્તુના ત્યાગ વિના એવી જ રીતે કુટુંબને ફલ આપવાનો

માર્ગ નથી? શું ગૃહિણીને દળી નાંખ્યાં સિવાય કુટુંબસુખ પોષવાનો માર્ગ નથી? કુમુદસુંદરી! ક્ષમા કરજો! તમારા સુખનો ત્યાગ કર્યાથી એવા સુખ વગરની અવસ્થા કેવી રીતે કેટલા વિદ્વાનો વેઠે છે તે આજ જોયું અને મારી દશાથી તેમની દશા હું સમજી શકીશ. પ્રિય પિતા! પ્રિય કુમુદ! બુદ્ધે કરેલો ત્યાગ જો અધર્મથી ભરેલો ન હોય તો મેં કરેલો ત્યાગ તો કંઈ લેખામાં નથી.

'પ્રિય ચંદ્રકાંત! કુટુંબવત્સલતાને લીધે જ જે સ્નેહસૃષ્ટિનું સ્વપ્ન તું તારાં મંદિરમાં રચી શકતો નથી, જગત વત્સલતાને લીધે જે સ્નેહસૃષ્ટિનો ત્યાગ બુદ્ધે કર્યો, એ જ સૃષ્ટિને પાસે આવતી દેખી હું ત્યાંથી પલાયિત થઈ ગયો તેમાં મેં તમે ખોયેલી પ્રાપ્તિનો અંશ પણ ખોયો નથી? જે કુટુંબક્લેશ વેઠવાની શક્તિ તમ નિર્ધન મિત્રોમાં આવી રીતે દેખાય છે તે ક્લેશના માત્ર સ્વપ્નથી હું કંપ્યો છું અને...પ્રિય કુમુદ! — એ કંપનાર પુરુષ તારી પ્રીતિને પાત્ર ન હતો. પણ તારો મેં વિશ્વાસઘાત કર્યો, તું મારે લીધે અનેકધા કષ્ટ પામી, એ સર્વનું પ્રાયશ્ચિત્ત કેવી રીતે કરવું તે અત્યારે મને સૂઝવા લાગ્યું છે.

'એક દિવસ એવો હતો કે જ્યારે મને સૃષ્ટિમાત્ર કુમુદના સુખસ્વપ્નમય ભાસતી હતી. એક દિવસ એવો આવ્યો કે જ્યારે એ સૃષ્ટિ કુમુદના દુ:સ્વપ્નથી ભરેલી લાગી અને મેં ગાયું કે:

*ઉરે ઓ એકલી તું!*



'હવે હું એ માયાનું સ્વપ્ન નષ્ટ કરી ભગવાન બુદ્ધની પેઠે પ્રાયશ્ચિત્ત કરીશ. કુમુદસુંદરી! બુદ્ધે જગતના કલ્યાણને અર્થે સ્વપ્રિયાનો ક્રૂર ત્યાગ કર્યો હતો તેની કવિતા મેં તમારા ઉપર મોકલી હતી. એ જ કવિતાનો ઉપદેશ હું આજ જાતે લઉં છું અને એ જ મહાપુરુષની પેઠે હું તમારી ક્ષમા માગવા આવીશ એવો દિવસ આવશે!'

આમ કહી એ ચારે પાસની શિલાઓનાં શિખર જોતોજોતો ફરવા લાગ્યો અને મધ્યરાત્રે સૂતેલી પ્રિયાનો ત્યાગ કરવા નીકળી પડતા બુદ્ધની વાણી ફરતો ફરતો સરસ્વતીચંદ્ર ગાવા લાગ્યો. *

'મુજ પ્રજા મને છે પ્રિય, પ્રિય છે પિતા, પ્રિય પ્રિયા
છે ;
*મુજ હૃદય ધડકતું પ્રેમ તેમના ગ્રહી, પ્રીતિ રમ્યા છે.*
*આ રાત્રિ ગાજતી આજ,*
*મુજ મહેલતણી ચોપાસ*
*આ અંધકાર વીંટાય,*
*તે અંધકારની મધ્ય*

સૂઈ રહ્યું પુત્ર-ગૃહરત્ન,

એ પ્રજા તાત, ને પ્રિયા, પુત્ર પ્રીતિરત્ન સર્વ મારાં છે,

મુજ હૃદય વેગબળ ફરી ધડકતું, છૂટે નહીં છોડ્યાં એ. - મુજ૦

મુજ હૃદય વિષે એ જડ્યાં; દ્વાર ભણી જવા ચરણ ઊપડે જ્યાં

મુજ હૃદયસૂત્ર ખેંચાય પાછું પ્રીતિબળે: જડાયાં એ ત્યાં! - મુજ૦

જઉં પલંગ ત્યજી

ગૃહ દ્વારે,

ત્યાં હૃદય પાછું ખેંચાયે;

જઉં પલંગ ભણી હું

પાછો,

સૂતી પ્રિયાની જોઉં

આંખો,



પોપચાં શિથિલ પથરાયાં.

વિશ્વાસે નેત્ર મીંચાયાં,

સૂતી દીન મક્ષિકા જેવી

પડી રહી પાંપણો કેવી?

એ મૂર્તિ પ્રીતિવિશ્વાસ તણી સૂતી મૂકી જતાં ન જવાયે;

નહીં હૃદય ધડકતું મટે, ચરણ જડ થયા કહ્યું ના માને! - મુજ૦

હું વર્તું હવે શી રીતે?

પ્રીતિ નહીં હારે, નહીં જીતે!

‘ઓ તાત! પ્રિયા! ઓ પુત્ર!

ઓ માત! પ્રજા! સુખસૂત્ર!

કરું વધુ વધુ સૂક્ષ્મ વિચાર,

ત્યમ ત્યમ આ હૃદય ચિરાય.

સૌ પ્રાણી દુ:ખમય ભાસે,
જનતા પીડાતી જગ આખે;
તે સૌની પીડા દૂર કરવા,
કલ્યાણ જગતમાં ભરવા,
થઈ પ્રબુદ્ધ, ગૌતમ આજે,
થઈ તપસ્વી તપ ગુરુ માંડે!
જગના સૌ આધિ વ્યાધિ
કરવા નવી બુદ્ધિ સાધી.
એ તપમાં બુદ્ધિ તપાશે,
નવી યજ્ઞવેદિ મંડાશે.
પશુમાત્ર હવે ઊગરશે,
મુજ પ્રીતિ એ હોમે પડશે!
મુજ પ્રીતિ એકલી હોમાશે!
બીજું જગત આખી સુખી થાશે.
ઓ તાત! પ્રિયા! ઓ પુત્ર
ઓ માત! પ્રજા! સુખસૂત્ર!

મુજ હૃદયપ્રીતિનાં અંગ તમે સૌ! અંગ સર્વ છો મારાં!
જન-પશુ-જગના કલ્યાણયજ્ઞ પર હોમું અંગ સો મારાં! મુજ૦

હવે શાક્યસિંહ ગર્જે છે,
પ્રીતિગુફા છોડી, નીકળે છે!
જગ નવું આશ્વાસન લે છે,
દુષ્ટોનાં ઉર કંપે છે,
હવે દયાધર્મ પ્રગટે છે,
દીન જગત સુખે જંપે છે.

એ નવો મુજ અવતાર! પ્રિયા! તે જોઈ દયા દિલ ધરજે!
એ દયાધર્મ સ્થાપવા પરિવ્રાજિકા થઈ ઘર ત્યજજે! મુજ૦

*'ઓ હતી પ્રિયા જે કાલ!*

*તુજ દ્વાર આવશે કાલ,*

*લઈ ભિક્ષુ-કમંડળ હાથ,*

*ગૌતમ; તે નીકળે આજ*

*જગદુદ્ધારણને કાજ!*

*ઓ પ્રિયા! ભૂલી મુજ દોષ,*

*ત્યજી પ્રીતિમાયાત્રિદોષ,*

*ધરી હૃદય સત્ય નિર્વાણ,*

*કરી ઉદારદૃષ્ટિ તે કાળ,*

*દેજે તું ક્ષમાની ભિક્ષા!*

*લેજે તું બુદ્ધની દીક્ષા!*

*એ મહાધર્મને કાજ, ત્યજી પ્રીતિસાજ, સુકવી મુજ આંસુ,*

*લોહીશ હું જગતનાં આંસુ, પ્રિયા! થઈ બુદ્ધ તું પણ ત્યજ આંસુ! મુજ'૦*



આટલું ગાઈ રહ્યો ત્યાં આસપાસની પથ્થરની ભીંતોમાંથી એક પાસથી કુમુદસુંદરીની છાયા ચાલી આવી બીજી પાસની ભીંતમાં દૃશ્ય થઈ ગઈ. એ ભીંતોના શિખર ઉપર ઊગેલા એક મહાન વૃક્ષની શાખા લટકતી લટકતી ભીંતના મધ્યભાગ આગળ હીંચકા ખાતી હતી તે શાખાના છેડા આગળનાં પાંદડાંમાં સરસ્વતીચંદ્રે પોતાની માતા ચંદ્રલક્ષ્મીની આકૃતિ જોઈ અને પિતાને ઘેર જોયેલી છબીના સાદૃશ્ય ઉપરથી નાનપણમાં ખોયેલી જનનીની છાયા ઓળખતાં પુત્રની આંખમાં આશ્ચર્ય અને અશ્રુ ઊભરાયાં. મૃત માતાનાં દર્શન થતાં પુત્ર સ્તબ્ધ થયો અને હાથ જોડી છાતી આગળ ધરી રાખ્યા અને શું બોલવું, શું પૂછવું ઇત્યાદિ વિચાર કરે છે ત્યાં શાખા ઉપર બેઠેલી માતૃછાયાના ઓઠ કૂંપળો પેઠે ઊઘડવા લાગ્યા અને પાસેની કૂંપળોમાં બેઠેલી કોકિલાના જેવા રાગથી ઉત્સુક, શાંત અને કોમળ ઉદ્‌ગાર કરવા લાગ્યા. કોમળ હૃદયની માતા પોતાને મનાવતી હોય અને પોતે નાનો બાળક હોય એવો સંસાર આ ક્ષણે આ મનસ્વી પુરુષના હૃદય પાસે ખડો થયો.

** 'પુત્ર મુજ! જા તું ઘેર! જાની એકવાર!*

*ગમે તેવો છે તો યે તુજ તાત મુજ પ્રાણ!     પુત્ર૦*

*ઊભી ઊભી હું સ્વર્ગમાંથી જોઉં આંસુધાર*

*વહેતી વહેતી અટકતી ન તુજ પિતાને ગાલ! પુત્ર૦*

*ભેખ ભગવો લઈ ન જઈશ, જોઈ એને, એ*

*રોઈ મરશે હૈયાફાટ, દેહ ત્યજશે એ! પુત્ર૦*

*બાળવયનો મૂકીને તને દેહ ત્યજ્યો મેં,*

*ત્યાંથી જીવ્યો આશ તુંમાં ધરીને તાત એ! પુત્ર૦*

*સ્નેહ મારે કાજ ધર્યો ને હજી ધરે,*

*કોમળ હૈયું ધરતો તારો તાત એ તો એ! પુત્ર૦*

*પુત્ર મારા! થાની ડાહ્યો ઘેર જા હવે!*

*જોઈ પરલોકમાંથી રોઉં; તાત તુજ રુવે. પુત્ર૦*

*નથી ગુમાન, નથી ધુતાર, કોઈ ન, એનું ત્યાં!*

*એકલો એ રોઈ મરે! જાની પુત્ર, ત્યાં! પુત્ર૦*

*મેં કર્યા ઘણાક એના દોષ, એ તો એ!*

*ભૂલી ગયો તાત તારો, રાખી ક્ષમાને. પુત્ર૦*



*જેવી ક્ષમા મુજને દે તું, તેવી ક્ષમા દે*

*વૃદ્ધ તારા તાતને તું! રોઈ એ મરે! પુત્ર૦*

*પુત્ર! તું રીસા ન! ઘેર જાની! ઘેર જા!*

*વૃદ્ધ વિકળ તાતને તું હૈયા સાથે સ્હા! પુત્ર૦*

*પુત્ર! માનું કહ્યું તું કરની! ઘેર જાની! જા!*

*વૃદ્ધ વિકલ તાતને તું હૈયા સાથે સ્હા! પુત્ર૦*

*હઠ, હઠીલા, છોડની તું! ઘેર જાની! જા!*

*રોતો વિકલ વૃદ્ધ તાત! હૈયા સાથે સ્હા! પુત્ર૦*

છેલ્લી બે કડી ગાતી ગાતી માતૃચ્છાયા દૃશ્ય થઈ — બે હાથ વચ્ચે આખું મુખારવિંદ સંતાડી દઈ સરસ્વતીચંદ્ર પુષ્કળ રોયો. અંતે શાંત પડી, આંસુ બંધ કરી, મુખ ઉપરથી હાથ ઉપાડવા લાગ્યો અને ઉપાડતાં ઉપાડતાં બુદ્ધ કાવ્યમાંથી ગાયેલી કડી ફરી ગાવા લાગ્યો:

*‘ઓ તાત! પ્રિયા! ઓ પુત્ર*

*ઓ માત! પ્રજા! સુખસૂત્ર!*

*મુજ હૃદયપ્રીતિનાં અંગ તમે સૌ! અંગ સર્વ છો મારાં!*

*જન - પશુ - જગના કલ્યાણયજ્ઞ પર હોમું અંગ સૌ મારાં.'*

શાંત પડી થોડી વારે શિલા પર બેસી પોટકામાંથી વળી એક પત્ર કાઢી વાંચવા લાગ્યો. એ પત્ર ગુર્જરવાર્તિકના તંત્રી ઉદ્ધતલાલનો લખેલો હતો.

**'પ્રિય ચંદ્રકાંત,**

તમારો પત્ર પહોંચ્યો. સરસ્વતીચંદ્રે પોતાના દ્રવ્યથી, પોતાની વિદ્યાથી, પોતાના ઉત્સાહથી, અને પોતાના શ્રમથી આપણી નગરીના સર્વ સાક્ષરમંડળને અને સર્વ દેશવત્સલોને ઉપકારવશ કરી દીધેલા હતા એટલું કહી બેસી રહીએ તો તેના મૂલ્યના વર્ણનમાં ન્યૂનતા આવી જાય છે. ઉપકાર કરવો એ તો ગમે તે સત્પુરુષ કરી શકે છે. પણ આપણો મિત્ર તો આપણાં સર્વ કાર્યોમાં પરોવાઈ ગયો હતો — ગુરુત્વાકર્ષણ સર્વ પરમાણુઓમાં પરોવાઈ જાય તેમ. દેશમાં વિદ્વાનો જોઈએ છે, દેશવત્સલ પુરુષો જોઈએ છે, શ્રીમાન પુરુષો જોઈએ છે, વિચારકો જોઈએ છે, ઉત્સાહકો જોઈએ છે, કાર્યગ્રાહી પુરુષો જોઈએ છે, સુધારકો જોઈએ છે, લોકવર્ગના પ્રીતિપાત્ર જનો જોઈએ છે, અંગ્રેજોના પ્રીતિપાત્ર જનો જોઈએ છે, ઉદરચિંતાથી મુક્ત અને અવકાશવાળા જોઈએ છે, અને બીજું ઘણું ઘણું જોઈએ છે. એટલું જ બસ નથી. કારણ શ્રીમાન હોય ને પરોપકારી પણ હોય નહીં અને વિદ્વાન પણ હોય નહીં તે શા કામનો? વિદ્વાન હોય ને ઘરમાં તુંબીપાત્ર વસાવવા રાત્રિદિવસ તેને મથવું પડતું હોય તે શા કામનો? દુ:ખી નર્મદ કહી ગયો છે કે

*પછી શું કરવું કાલ,*

*કુટુંબના એવા જ્યાં હાલ,*

*અફાળ બુદ્ધિનેત્ર વિશાળ!*

દલપતરામ પણ ગાઈ ગયા છે કે

*ભાઈઓ જેની ભારજા ભૂંડી રે*

*તેને શિર આપદ ઊંડી રે.*

નવલરામે ગાયું છે કે

*ભાઈ તો ભૂગોળ ને ખગોળમાં ગમે છે,*

*પેલીનું તો ચિત્ત ચૂલા માંહ્ય!*

*દેશી! કહોની કેવું આ કજોડું તે કહેવાય?'*

માટે આપણે તો સર્વ ક્ષુદ્ર ચિંતાઓથી મુક્ત અને સર્વ દેશકાર્યોની ઉદ્‌ભાવક વૃત્તિઓથી અને શક્તિઓથી સમૃદ્ધ સમર્થ શ્રીમાન વિદ્વાનો જોઈએ છે, અને એ આશાને કેટલેક અંશે સિદ્ધ કરે એવું દૈવત લક્ષ્મીનંદનના ઘરમાં સિદ્ધ થવા આવતાં હાથમાંથી જતું રહ્યું! અહા! કુમુદુસંદરી જેવા રત્નનો તેને યોગ થવા આવેલો તે સ્વપ્નવત્ થઈ ગયો! એવી રસિક સાક્ષર લલના સાથે એ પુરુષનો યોગ થયો હોત તા આપણા લોક ઉપર કેવાં કેવાં અમૃતની વૃષ્ટિ થાત! પણ આ તમારો કુટુંબક્લેશી ગૃહસંસાર — જેને તમે મિથ્યાભિમાનથી આર્યસંસારનું નામ આપો છો તેનું સત્યાનાશ જજો! તમારી એ જ દુષ્ટ અવ્યવસ્થ અને મૂર્ખતાના ભંડાર જેવી ગૃહવ્યવસ્થાએ આપણા હાથમાં આવેલું રત્ન સમુદ્રમાં નાખી દીધું છે અને હવે ચંદ્રકાંતભાઈ તેને શોધવા ડૂબકાં માર્યા કરે છે! સરસ્વતીચંદ્ર હાથમાં આવશે તે ઓછો લાભ નથી. પણ તેને હવે કુમુદસુંદરીનો યોગ અશક્ય છે અને સ્ત્રીજાતિની ઉન્નતિનું એક નાવ ભાંગી ડૂબી ગયું.

I hope at least now you will admit that our joint family system is the worst plague that destroys our countrymen all throughout the land and eats up all that is fair and fruitful in the world of our hopes .



સંસારસુધારાનો વિષય લો! શું તમારે બાળલગ્ન અટકાવવાં છે? જ્યાં સુધી જૂની બુદ્ધિના અને નિરક્ષર મનુષ્યો તમારા ઘરમાં વસે છે અને તમારાં બાળકો ઉપરનો તમારો અધિકાર ભગ્ન કરી નાખે છે ત્યાં સુધી આમાંનું કંઈ બનવાનું નથી. શું તમારે વિધવાઓને સધવા કરવી છે? જ્યાં સુધી તમે આવાં આવાં મનુષ્યોને તમારી કમાઈના રોટલા ખવરાવી તેમના બળની વૃદ્ધિ કરો છો ત્યાં સુધી આમાંનું કાંઈ થનાર નથી અને તમારું પોતાનું બળ બિચારી વિધવાના બળ કરતાં વધનાર નથી. શું તમારે તમારી પુત્રીઓને સાક્ષર કરવી છે? શું તમારે તમારી સ્ત્રીને રસોડાના ધુમાડામાંથી અને વાસણ સાજવાની રાખમાંથી ઉગારી સરસ્વતીની સુંદર સૃષ્ટિમાં લેવી છે અથવા જીવનમાં જે સાધારણ સુઘડ સુખ અને સુવાસ તમે એકલપેટા થઈ ભોગવો છો તેમાંના કંઈક ભાગનો ભોગ તમારી પ્રિય પત્નીને, તમારી પુત્રીઓને અને તમારા પુત્રોની સ્ત્રીને દેખાડવો છે? અથવા શું તમારે તમારી પોતાની કમાઈ અને શક્તિ સ્વતંત્રતાને તમારા ઇષ્ટ સન્માર્ગે વાપરવી છે અને તેમ કરી તમારી અંગ્રેજી વિદ્યાને સાર્થક કરવી છે? હું તમને કહું છું કે જ્યાં સુધી તમે કુટુંબના ભેગા વસી તેમની મૂર્ખ ઇચ્છાઓ પ્રમાણે અને દુષ્ટ વાસનાઓથી તમારા સમર્થ હાથપગને બેડીમાં નખાવા દેશો ત્યાં સુધી આ સર્વ સત્કાર્યોમાંથી એક પણ કાર્ય તમે કરી શકવાના નથી!

ત્યારે અસંખ્ય મધમાખો મધપૂડામાં રહે છે તેમ આપણા લોકમાં, ત્રીજી પેઢીના વડીલનાં બધાં બાળકો અને તેમણે પારકે ઘેરથી આણેલી કન્યાઓ,

સૌએ એકઠાં રહેવાનો ચાલ શાથી પડ્યો અને તેમાં શો લાભ છે? પારકા ઘરની કન્યાઓ અને પોતાની ઘરની દીકરીઓને એક પ્રીત શી રીતે થવાની? પ્રાચીન કાળથી જ શબ્દ બંધાયો છે કે *न नन्दत इति ननान्दा* — ભાભીને જોઈને આનંદ ન પામે તે નણંદ! હજારો વર્ષ પહેલાં બંધાયેલી આ શબ્દાર્થ રચના જણાવે છે કે નણંદ અને ભોજાઈને બારમો ચંદ્ર એ આપણા દેશનો પરાપૂર્વનો અનુભવ છે. જો એમ છે તો પોતાના ઘરની 'નણંદ' અને પારકા ઘરની 'ભોજાઈ ' વચ્ચે પક્ષપાત કરવાના પ્રસંગ આવતાં નણંદની મા અને ભોજાઈની સાસુનું ચિત્ત કોના પર હસે અને કોના પર રૂઠે એ તરત સમજાય એવી વાત છે. આવે કાળે સૂડી વચ્ચેના સોપારી જેવા નણંદના ભાઈ અને ભાભીના વરની અવસ્થા તમે સમજો છો. તમે કહેશો કે આપણે ભણ્યા તેથી માબાપને ખોટાં ગણી વહુઓને મડમ કરીએ છીએ ને માબાપને ગણકારતા નથી. પણ માબાપને છોકરાઓ પરણાવતાં ઓરિયો વીતે છે પણ પછી વર વહુના સામું જુએ એટલે વરની માની આંખો કાતરિયાં ખાય ને વરની બહેનની જીભ સાપણ પેઠે વિષોદ્‌ગાર કરે એ તો તમારો જૂના કાળનો આચાર છે.

*श्वश्रूः पश्यति नैव पश्यति यदि भ्रूभङ्गवक्रेक्षणा*

*मर्मच्छेदपटु प्रितक्षणमसौ ब्रूते ननान्दा वचः।*

*अन्यासामपि किं ब्रवीमि चरितं स्मृत्वा मनो वेपते*

*कान्तः स्निग्धदृशा विलोकयति मामेतावदागः सखि॥*



Take it, this is a New Year's Day present of a toy that was made by your artist before English education was born in the land ! એક પાસથી આખા ઘરનો ભાર અને બીજી પાસ બાળલગ્ન અને કૃત્રિમ પ્રેમાભાસનાં ફૂંક મારતાં ઊડી જાય એવાં હલકાં ફૂલકાં એ બે વચ્ચે ઊભેલો નર ઘરના ભારનો ત્રાસ ઓછો કરવા ફૂલકાંને ફૂંકી મારે એમાં તમને શી નવાઈ લાગે છે? ખરી વાત છે કે સ્વતંત્ર અને બળવાન પુરુષો આ ભારને હલકો કરે છે અને ઊડી જતાં ફૂલકાંને ટકાવી રાખે છે, પણ એવા પ્રસંગ આવે ત્યારે લોક એને નિન્દે છે અને સ્ત્રીવશ અથવા બાયલો અને પાપી ગણે છે. સ્વાભાવિક સ્વકુટુંબભાર અને લોકાપવાદના ધક્કા આમ એક જ પાસ વાગે છે અને તેને ન ગણનાર પુરુષો જવલ્લે જ નીકળે છે. આવા પુરુષોને ઘેર વહુરો સાસુ ઉપર જુલમ કરે છે એમ કહેશો તો હું તેની ના નથી કહેતો. તમારાથી એક પગલું વધારે ભરી હું તો એવું પણ કહું છું કે જે ઘરમાં એક વાર છોકરાઓ માવડિયા હોય છે તે જ છોકરાઓ આઘાત-પ્રત્યાઘાતના નિયમથી અથવા પોતાની સ્ત્રી અને સંતતિ ભણીના સ્વાર્થમાં વધારે સુખશાંતિના આસ્વાદનના આવિર્ભાવથી ઉત્તરાવસ્થામાં સ્ત્રીવશ થાય છે અને જે વહુરોની જુવાની દુષ્ટ સાસુઓ પોતાની જુવાનીને કાળે બગાડે છે તે વહુરો સત્તાવાળી થતાં સાસુઓનું ઘડપણ નિચોવી નિચોવીને

બગાડે છે! લોક ભલે આમાં જુલમ અને પાપ લેખે પણ હું તો આ ચિત્રમાં અન્યાયનો બદલો અન્યાય-ઈશ્વરનો જ નિર્મેલો—જોઉ છું! આ સંઘટ્ટન નનાન્દા શબ્દના જન્મકાળથી ચાલતું આવેલું છે! શું આપણે એ અવસ્થા ચાલુ રાખવાને બંધાયેલા છીએ? કોઈ પણ રીતે હું આ બંધન જોતો નથી. પુરુષ, સ્ત્રી અને અવિવાહિત બાળકો... એટલાં મળીને એક કુટુંબ ગણવું એ પ્રકૃત છે. એવાં અનેક કુટુંબોના શંભુમેળાને એક ગણી એ મૂર્ખાઈ અને દુષ્ટતાના ખીચડાને એક ઘરમાં ભરી ખદબદવા દેવો અને એ સમાજને એક કુટુંબનું નામ આપી તેના ઉપર કુટુંબવત્સલ થવાનો ફાંકો રાખવો એ ચંદ્રકાંતને ગમતું હશે પણ મને તો તેમાં પ્રકૃત શુદ્ધાચાર નહીં પણ કેવળ વિકૃતિવાળો ભ્રષ્ટાચાર જ લાગે છે અને પરાપૂર્વથી ચાલતો આવેલો છે માટે એ ભ્રષ્ટાચાર જાળવવો એવું તો તમે પણ નહીં કહો.

આ શંભુમેળામાં કુટુંબને એકઠાં રાખવાનો આચાર આપણા પૂર્વજોની જંગલી અવસ્થાનું ચિહ્ન છે તે આપણે સાચવી રાખેલું છે. પ્રાચીન કાયદાઓનો તત્ત્વશોધક સર હેનરી મેન તમે વાંચ્યો છે. તેણે બહુ શોધન કરી દર્શાવ્યું છે કે જૂના કાળમાં લોકસ્થિતિ સામાજિક — tribal હતી. અને સર્વ પાશ્ચાત્ય દેશોમાં સુધારો થતાં એ સ્થિતિ સામાજિક મટી દૈશિક — territorial - થઈ છે. પ્રજાઓ પૂર્વે સામાજિક સાંકળોથી સંધાતી હતી; સુધારાના યુગમાં દૈશિક સાંકળીથી સંધાય છે. પૂર્વે અમુક લોકના દેશ કહેવાતા; હાલ અમુક દેશના લોક કહેવાય છે. પૂર્વે આર્યો, દેવો, મ્લેચ્છો, યવનો, રાક્ષસો, સેમીટીક લોક, ટ્યૂટનો, કેલ્ટ લોક; ફ્રાંસ લોક આદિ લોકવર્ગોથી પૃથ્વીનો વિસ્તાર સમજાતો; હાલ હિંદુસ્થાન, ઇંગ્લંડ, ફ્રાંસ, ચીન આદિ ભૂમિ-વિભાગોથી પૃથ્વીનો વિસ્તાર સમજાય છે. સંક્ષેપમાં આદિકાળ એટલે જંગલી અવસ્થાને સમયે પ્રજાઓ સ્વજાત્યભિમાન અથવા સ્વલોકાભિમાન ધરતી ત્યારે

સુધારાના યુગમાં સ્વદેશાભિમાન ધરાય છે. આપણી નાતો અને આપણાં શંભુમેળા થયેલાં કુટુંબો એ માત્ર આ દેશના સ્વજાત્યભિમાનના જંગલી કાળનો અવશેષ બાકી રહેલો છે અને હવે તેને નષ્ટ કરશે તે સુખી થશે, ને તેને વળગી રહેશે તે જાતે નષ્ટ થશે અને તેમનો નાશ થયો એટલે તેમના આ યુગનો પણ નાશ જ થયો સમજવો. સર હેનરી મેનનું સૂત્ર આપણી ભાષામાં લઈએ તો આદિકાળમાં પ્રજા-માળા સામાજિક હતી અને એ માળાના મણકા કુટુંબો હતાં ત્યારે સુધારાના યુગમાં એ માળા દૈશિક થઈ છે અને તેના મણકા વ્યક્તિઓ છે. કુટુંબ એ માત્ર એક નાની જાતિ છે, નાત એ જશ મોટી જાતિ છે અને લોકવર્ગ એ પૂરેપૂરી મોટી જાતિ છે. જાત્યભિમાન અને કુટુંબાભિમાન આદિકાળનો અવશેષ છે; દેશાભિમાન સુધારાના યુગનો ફુવારો છે.

આદિ કાળના લોક જંગમ — nomadic - રહેતા. તેઓ કાળે કાળે દેશ બદલતા અને અમુક તેમનો દેશ હતો એમ કહેવાતું નહીં. આખી જાતિ

ને જાતિ આર્યોને નામે ઓળખાઈ. તેની અનેક શાખાઓ સમુદ્રના તરંગ પેઠે એક પછી એક યુરોપમાં ગઈ, અને એશિયાના દક્ષિણ ભાગમાં આવી. યુરોપ, ઈરાન અને હિંદુસ્થાન આમ વસ્યાં છે. આપણા ક્ષત્રિયો, આપણા બ્રાહ્મણો, આપણા વૈશ્યો, આમ જાતિબંધ થઈ આ દેશમાં વસ્યા. બ્રાહ્મણોએ જાતિઓ અને તેની શાખાઓ જાળવી એટલું જ નહીં, પણ ગોત્ર અને શાખાઓ જાળવી. કુટુંબોમાંથી એ જાતિઓ થઈ. આપણામાં એ સામાજિક સાંકળો હતી પણ લોકોને દેશેદેશે સ્થાયી થવું પડ્યું તેમ એ સાંકળો તૂટી અને દેશવાસ, નગરવાસ આદિ સંબંધોથી એક બ્રાહ્મણ જાતિમાંથી અનેક બ્રાહ્મણો થયા અને એક વૈશ્ય જાતિમાંથી અનેક જાતિનું મહાજન થયું. આ હાલની આપણી નાતજાતો — એ નથી સામાજિક સાંકળો, નથી દૈશિક સાંકળો, પણ બેનું મિશ્રણ છે, ત્યારે આપણાં કુટુંબજાળ કેવળ સામાજિક માળાના મણકારૂપે રહ્યાં છે. તમારે આ મણકા જાળવી રાખવા છે અને મારે તે તોડી નાખવા છે.

તમે કહો છો કે એક કુટુંબમાં અવયવીભૂત મનુષ્ય પરસ્પર ઉપકાર કરવા મથે એ ઉચ્ચગ્રાહ નમાવવો યોગ્ય નથી.

પ્રથમ તો એ તમારો પરોપકાર સંપ્રદાય — altruism - ધુમાડાના બાચકા જેવો છે. એ સંપ્રદાય માત્ર નામનો છે. જેમ નતાન્ત શબ્દને જન્મકાળે આ સંપ્રદાયનો આચાર સસલાંનાં શીંગડાં જેવો હતો તેવો જ આજ છે. એ ઉચ્ચગ્રાહ — Utopia - છે. તમારા કે કોઈના ઘરમાં હું તે દેખતો નથી. માત્ર તમારા જેવા કોઈકના મનોરાજ્યમાં તે હશે.



બીજું એ ઉચ્ચગ્રાહ અશાસ્ત્રીય છે. અર્થશાસ્ત્રથી એ વિરુદ્ધ છે. દ્રવ્યની ઉત્પત્તિ અને વૃદ્ધિ ગુરુતમ થવાનું શાસ્ત્રીય સાધન એ છે કે દરેક મનુષ્યમાં પોતાનો શ્રમ અને પોતાની બુદ્ધિ એ ઉભયને અત્યંત કસવાની બુદ્ધિ અને શક્તિ રહેવી અને વધવી જોઈએ અને શ્રમ લેનાર અને બુદ્ધિ વાપરનાર મનુષ્યને પોતાના પ્રયત્નનું સંપૂર્ણ ફળ જ્યાં સુધી મળતું નથી ત્યાં સુધી આ વૃત્તિ અને શક્તિ વિકાસ પામતી નથી. એક જણ પરસેવાનાં ટીપાં ઉતારતો કમાય અને તેનો ફલપ્રવાહ બીજાં મનુષ્યો ઉપર ઢોળાય એ આપણાં સામાજિક કુટુંબનો ન્યાય છે અને શ્રમજીવન અને બુદ્ધિજીવનથી થતા દ્રવ્યવિકાસને જે શક્તિ અને વૃત્તિનો વિકાસ કેવળ કારણરૂપે આવશ્યક છે તે કારણનો આ તમારો કુટુંબન્યાય જડમૂળથી પ્રધ્વંસ કરે છે માઈ ડિયર ચંદ્રકાંત! તમારા કુટુંબના ન્યાયથી તમારું ચિત્ત વ્યગ્ર થઈ ગયું છે. તમારું શરીર જર્જરિત થયું નથી પણ થશે, અને એ કુટુંબ તમારા આધિરૂપે, વ્યાધિરૂપે અને ઉપાધિરૂપે તમને ચારે પાસથી ચટકા ભરે છે તેની વેદના સામે તમારા જ્ઞાનતંતુને જડ કરવા જ્ઞાનમાર્ગ અને 'ફિલસૂફી'ની ભાંગ તમે પીઓ છો તે વ્યર્થ છે એ નક્કી જાણજો. તમારો દંભ કદાચિત્ થોડા દિવસ ટકશે તો અંતે તે તમને દગો દેશે. અને તમારું પરિણામ ગમે તે થાઓ પણ તમારા અસંખ્ય દીન સ્વદેશી મનુષ્યો આ જ્ઞાનમાર્ગ કેવી રીતે

મેળવશે અને મળતાં સુધી તેમનો કચ્ચરઘાણ કેવો વળી જશે તેનો તો વિચાર કરો! જ્યાં સુધી આ જંગલી કાળનાં કુટુંબોના આ શંભુમેળા વેરણછેરણ થયા નથી ત્યાં સુધી ચંદ્રકાંત જેવા રત્ન ઉપરનો કચરો સાફ થાય એ આશા વૃથા છે અને એવા પુરુષોની શક્તિ ઉપર આધાર રાખનાર માણસો ઢોર પેઠે ચંદ્રકાંતના બીડમાં ચારો ચરશે અને ખેતરોની ઉપયોગી વાડો તોડશે, ગાયો અને ભેંસો જેટલું દૂધ નહીં દે, આખલા અને પાડાઓ પેઠે મસ્તી કરશે અને રાંક ગાયોભેંસોને રંજાડશે, અને સ્વતંત્ર મનુષ્યશક્તિથી દ્રવ્યોપાર્જન કરવાની શક્તિ કે શૂરત્વ તેમનામાં આવવાનાં નથી. તમારાં કુટુંબો ઉપર દયા રાખવી અને શરીરબળવાળાં ભિખારીઓને દાન કરવું એ ઉભય કાર્ય ઉભય પક્ષકારને હાનિકારક છે અને સ્વ-પર-પાતક છે. પણ અર્જુને કમાયેલી દ્રૌપદીને પાંચે ભાઈઓએ વહેંચી લેવા મૂર્ખ માતાએ કરેલી ભ્રષ્ટ આજ્ઞા પાળવાનો જંગલી આચાર લક્ષ્મીબાઈના સંબંધમાં પાળવો એ તમારા જેવા પંડિતોને પણ પ્રિય છે! સર્વથા અંગ્રેજી વિદ્યા હજી સુધી તમારા જેવાઓ ઉપર પડી તે મરુભૂમિમાં વૃષ્ટિ થયા જેવું જ થયું છે! ખોટી કુટુંબવત્સલતાનો ત્યાગ કરવા સરસ્વતીચંદ્રની છાતી ચાલી નહીં એટલા તેઓ બાયલા તો ખરા, કારણ કુમુદસુંદરીનો સ્વીકાર કરી પછી લક્ષ્મીનંદનના દ્રવ્યને લાત મારવી જોઈતી હતી; તેમ કરતાં તેઓ પાછા હઠ્યા. પણ આ ઉત્તમ કાર્ય ન થયું તો મધ્યમ પક્ષ એમને જડ્યો કે જંગલી કુટુંબજાળનો પાશ માથા ઉપર ફેંકાતો જોઈ સત્વર ચેતી ગયા અને જાળ આગળથી ખસી ગયા. તે એટલી એમની ચતુરતાને હું ધન્યવાદ આપું છું! મારો આ પત્ર તેમને દેખાડજો અને મધ્યમ પક્ષમાંથી ચડી ઉત્તમ પક્ષમાં આવવા તેમને સમર્થ કરજો.

આ અર્થશાસ્ત્રનું તાત્પર્ય. હવે નીતિશાસ્ત્ર લો. આપણે કયું નીતિશાસ્ત્ર પકડીશું? સર્વ શાસ્ત્રોમાં ચોરી અને અસત્યનો પ્રતિષેધ છે. શું તમારા કુટુંબમેળાઓનું બંધારણ એવું છે કે આ બે વસ્તુ ત્યાંથી દૂર રહે? રામનું રાજ્ય છીનવી લેવાની આજ્ઞા કૈકેયીએ દશરથની પાસે કરાવી તે દિવસ એવો હતો કે સત્ય પ્રતિજ્ઞાને આધારે ઉઘાડે દિવસ લૂંટ થતી થવા દેવી પડી. જ્યાં કુટુંબમેળો ત્યાં કુટુંબછત્ર — patriarch - ના દ્વારા થયેલી નીતિ જેવી આમ રામરાજ્યમાં થઈ તેવી જ ધૃતરાષ્ટ્રના છત્ર નીચે અધિકતર ધૂર્તતાથી થતી આપણે વાંચી છે. મોટા-નાના ભાઈઓ ને પુત્રો અને તેમની સ્ત્રીઓ, પુત્રીઓ, પુત્રપુત્રીઓનાં બાળકો અને સર્વનાં માતાપિતા — એ સર્વનાં સમવિષમ ભાગ્યો અને એ સર્વની વચ્ચેનાં અનેક પક્ષપાત અને રાગદ્વેષનાં ચિત્ર કૈકેયી અને ધૃતરાષ્ટ્રના યુગથી તે આજ સુધી આ ભૂમિમાં પડી રહ્યાં છે અને પાંડવકૌરવોનાં જેવાં નીતિઅનીતિનાં નાનાંમોટાં દ્યૂત અને યુદ્ધ ઘેરઘેર થોડાં અથવા વધારે, ગુપ્ત અથવા પ્રકટ મચી રહ્યાં છે. જે દેશના ગૃહસંસારમાં જ પવિત્રતા અને શાંતિને સ્થાને મલિનતા અને ક્ષોભ આમ રોગપ્રકોપ પેઠે નિષ્કંટક વર્તે છે ત્યાં નીતિનું રાજ્ય છે એવું કહેવા કયો અનુભવી છાતી ચલાવે છે? અંગ્રેજી કુટુંબોમાં આવા કુટુંબકલહનો

સંભવ જ દૂર છે; ત્યાં માતાઓને પુત્રી અને વધૂ વચ્ચે પક્ષપાત કરવાનો અવકાશ જ નથી; ત્યાં કમાનારની કમાઈના ચોર ઘરના ભીતર ભાગમાં જ સરજી મૂકેલા હોતા નથી; ત્યાં પતિપત્નીનો પ્રેમ અને બાલવયનાં બાલક અને તેમનાં માતાપિતા વચ્ચેની વત્સલતા સિવાય બીજાં ત્રાહિત મનુષ્યોની ખટપટ હોતી નથી; અને પરિમિત સંખ્યાવાળું અને પરસ્પરાનુકૂળ સ્વાર્થવાળું આવું અંગ્રેજી કુટુંબ ગૃહસંસારની નીતિ અને શાંતિ અનુભવે છે. ચોરી, લબાડી અને પરસ્પર વિનાશની રાગદ્વેષ ભરેલી કળાઓને અવકાશ આપતું નથી અને નાનાં ઝૂંપડાંઓમાં પણ ઇંદ્રપુરીના વૈભવ જેટલું સુખ આપનારી કળાઓને ખીલવે છે. પાંચ હજારની કમાઈવાળો હિંદુ જે વૈભવ ભોગવતો નથી અને જે સુખ, શાંતિ અને નીતિ એક પાસ પણ જોઈ શકતો નથી તે પચાસ રૂપિયાની કમાઈવાળો યુરોપીઅન પોતાના રંક ઝૂંપડાની અંદર અને પોતાની ચારે પાસ સહેલાઈથી રાત્રિદિવસ ખડાં કરી શકે છે અને તેના આનંદથી તે રાત્રે નથી ફૂલતો એટલો દિવસે ફૂલે છે અને દિવસે ફૂલતો નથી એટલો રાત્રે ફૂલે છે! તેની શરીરસંપત્તિ, તેનો આનંદ, તેનો પ્રેમ, તેનો ધર્મ અને તેની નીતિ એ સર્વને માટે એને અવકાશ છે અને તેને આંચ આવવા દેનાર કૌટુંબિક શંભુમેળાનું નામ તેને ખબર નથી! એ નર સામાજિક માબાનો મણકો નથી, જ્ઞાતિ કે જાતિની વ્યક્તિ નથી, કુટુંબસંકર બાવળમાંનો કાંટો નથી, પણ એ દૈશિક વાડીમાંનું ફૂલ છે અને વગરજાતિનો અને વગરકાંટાનો બે અર્ધાંગનો સરવાળો એક કુટુંબ-રૂપ વૃક્ષ તે પોતે જ છે! પ્રિય ચંદ્રકાંત! તમે એ લોકના પ્રદેશમાં જન્મ્યા હોત તો જુદા જ ગૃહરાજ્યમાં દીપતા હોત! જે જીવો તમારા ઘરમાં કુટુંબભાર થઈ જાતે ભ્રષ્ટ થાય છે અને બીજાને ભ્રષ્ટ કરે છે તે પણ અંગ્રેજી ભૂમિમાં જન્મ્યા હોત તો જાતે પુણ્યશાલી થયા હોત અને બીજાનાં પુણ્યના કારણભૂત થયા હોત! સ્વાર્થ, પરમાર્થ અને દેશોન્નતિ — એ સર્વ સૃષ્ટિની એકત્ર ઉદ્ભાવના જ્યાં આમ થઈ શકે છે એવી આ પાશ્ચાત્ય ગૃહસ્થિતિમાં સન્નીતિ છે કે સરસ્વતીચંદ્ર અને ચંદ્રકાંત જેવા કલ્પવૃક્ષનો નાશ કરી નાખે એવા — તીડોનાં વાદળાંથી ભરેલા — આપણા કુટુંબમેળાઓમાં સન્નીતિ છે એ પ્રશ્નનો ઉત્તર આપતાં શુદ્ધ નિર્ણય કોને નહીં સૂઝે?

My dear Chandrakant! Our joint family system has but a blasting influence on the growth of our individuals, on our economical and moral conditions, and even on our national and political growth. It has kept our beings stunted in intelligence and action. It has turned our best sentiments into cruel mockeries and machines for grinding down the nervous systems of our young men and women in all ranks of life. Our idea that the world is misery, is special to India, being born of this our special national engine for destroying all warmth of youth; and lo! we are all only old men or children

in India in spite of our ages! And for any reform, woe be unto every idea of your social or domestic reconstruction or even improvement so long as you have not touched the root of the disease and said: Down with the joint family !

પ્રિય ચંદ્રકાંત! હું રેડિકલ છું, અતિસુધારક છું, અને માટે જ લોકોએ તિરસ્કારમાં આપેલું નામ સ્વીકારી ઉદ્ધતલાલ નામ સ્વીકાર્યું છે. મારા મનમાં સિદ્ધાંત બંધાયો છે અને ઘણા અનુભવે, ઘણા અવલોકને, ઘણા વાચને અને ઘણા વિચારે મારા હૃદયમાં નિશ્ચય રચ્યો છે. આ આપણા દેશમાં મૂર્ખતા અને દુષ્ટતાની ભરેલી અવ્યવસ્થામાંથી લોકોનો ઉદ્ધાર કરવાને માટે ઉદ્ધત થવાની આવશ્યકતા જ છે. ઉદ્ધતિ વિના આપણી ઉન્નતિ નથી અને આપણી વિદ્યાના સંસ્કારોને અને આપણી બુદ્ધિના નિર્ણયોને આ દેહ છતાં કોઈ રીતે પણ સફળ થયા જોવાની ઇચ્છા હોય તો આ દેશમાં સર્વત્ર કચરાપટ્ટીના ઢગલાઓ પેઠે અઢિને નામે રૂઢ થયેલા મૂર્ખાચાર અને દુષ્ટાચારને ઝાડીઝાપટી આપણી આપણી સર્વ ભૂમિને સાફ કરી દેવી અને તેમ કરવાને માટે દરેક મનુષ્યે પ્રથમ આરંભ પોતાના ઘરમાં કરવો. તમે પૂછશો કે મેં મારા ઘરમાં શું કર્યું?

તો સાંભળો. છોકરાંએ માબાપની આજ્ઞા પાળવી અને ઉપકાર માનવો એ બે સૂત્ર આપણા લોકમાં મર્યાદાહીન થઈ પ્રસર્યાં છે. ગોસાંઈજી મહારાજોની સેવા ભાવિક સ્ત્રીઓએ તન, મન અને ધનથી કરવી અને તનને એવું અર્પણ કરવું કે વ્યભિચારને પણ દોષરૂપ ન ગણવો એવો દુષ્ટાચાર એક કાળે હતો તે તમે વાંચ્યું હશે. યોગ્ય સૂત્રનો અત્યુપયોગ થાય એટલે દુરુપયોગ થાય તેનું આ દૃષ્ટાંત છે. એ ન્યાયે માબાપની આજ્ઞા પાળવાનું યોગ્ય સૂત્ર કેવી અયોગ્ય રીતે લોક સમજે છે તે જુઓ. જે વયમાં બાળક બાળક હોય છે અને તેના પોતાના ભવિષ્ય સુખને માટે જ તેના ઉપર માતાપિતાની આજ્ઞાઓની આવશ્યક નીતિ છે તે વય જતાં એ આજ્ઞાઓ કેવળ અસ્થાને અને અનધિકૃત છે. એ આજ્ઞાઓનો ભાર માતાપિતાના સ્વાર્થને માટે નથી પણ બાળકના સ્વાર્થને માટે છે, અને જેમ જેમ પુત્ર-પુત્રીઓનાં શરીર પિતામાતાના જેવડાં થાય છે તેમ તેમ તેમની બુદ્ધિઓ પણ કાળે કરીને પિતામાતાના જેવડી થાય છે. ખરી વાત છે કે પિતામાતાનો અનુભવ પુત્રપુત્રીઓને ન હોય. પણ તેટલા જ કારણથી પિતામાતાની આજ્ઞાનો ભાર પુત્રપુત્રીઓ ઉપરથી ઊઠવો યોગ્ય ન ગણીએ તો તો પિતામાતાનાં વર્ષ હંમેશ પુત્રપુત્રીઓથી વધારે હોય જ અને તેના પ્રમાણમાં તેમનો અનુભવ પણ વધતો જાય અને માતાપિતા મરે ત્યાં સુધી પુત્રપુત્રીઓને માથેથી આજ્ઞાનો ભાર કદી ઊઠવો જોઈતો નથી. નક્કી, આવું મૂર્ખ અને દુષ્ટ સૂત્ર આપણાં શાસ્ત્રોએ બાંધ્યું નથી. પણ આપણી હાલની પ્રજા એ સૂત્રને મનમાં માન્ય ગણ છે. સત્ય સૂત્ર એ છે કે જે આપણાં શાસ્ત્ર કહી ગયાં છે: તે એ કે

*'प्राप्ते तु षोडशे वर्षे पुत्रं मित्रं समाचरेत्।'*

સોળમે વર્ષે પુત્રને મિત્ર ગણવો તે શા કારણથી અને કેવી રીતે? પિતાની આજ્ઞાનું ગૌરવ એ કાળથી નષ્ટ થાય છે અને પુત્રનું સ્વાતંત્ર્ય સિદ્ધ ગણાય છે. જો પિતાનો અનુભવ એ આજ્ઞાનું કારણ હોત તો આમ થાત નહીં. જો પિતાનો સ્વાર્થ એ આજ્ઞાનું કારણ હોત તો આમ થાત નહીં. જો પિતાએ કરેલા ઉપકાર એ આજ્ઞાનું કારણ હોત તો આમ થાત નહીં. ત્યારે એ આજ્ઞાવિધિનું કારણ શું? સોળમા વર્ષ સુધી પુત્રની બુદ્ધિ ઊગતી હતી અને ત્યાં સુધી એના સ્વાર્થ માટે પિતાની બુદ્ધિને માથે પુત્રને આજ્ઞા કરવાનો અધિકાર હતો. સોળમે વર્ષે એ કારણ નષ્ટ થયું ગણ્યું, સોળમા વર્ષથી પુત્રની બુદ્ધિ શાસ્ત્રોએ સ્વતંત્રતાને યોગ્ય ગણી અને પિતાની આજ્ઞાનો અધિકાર ખેંચી લીધો. એ કાળ પછી જો પિતા આજ્ઞા કરે તો તે શાસ્ત્રનિષિદ્ધ છે. ત્યારપછી પુત્રની બુદ્ધિને સ્વતંત્રતા આપવામાં જ તેનું કલ્યાણ છે અને પિતાનામાં અધિક બુદ્ધિ હોય તો તે પુત્રની પાસે મિત્રની પેઠે વાપરે. પણ તેમ ન કરતાં આજ્ઞા કરવા જાય તો તે પિતા પામી છે, દુષ્ટ છે એ નક્કી સમજજો. બુદ્ધિ એ ઈશ્વરનો પ્રસાદ છે, તે ઓછીવત્તી આપવી એ ઈશ્વરનું કામ છે. તે જેવી હોય તેવી ઈશ્વરના જ્યોતિરૂપ ગણવા યોગ્ય છે. ગાયત્રી દ્વિજમાત્રને તે વાતનું નિત્ય સ્મરણ કરાવે છે. એ જ્યોતિ મંદ અથવા ઉગ્ર રૂપે પકાશતું હોય તોપણ તેનું તિરોધાન કરવાનો અધિકાર માત્ર ઈશ્વર અને રાજા સિવાય બીજા કોઈને નથી અને જે કાળે એ જ્યોતિનું સ્વાતંત્ર્ય જન્મે ત્યાર પછી પિતાએ તેના ઉપર આજ્ઞા કરવી એ આ જ્યોતિની અને તેની સ્વતંત્રતાની હત્યા કરવા જેવું દુષ્ટ કર્મ છે. કેટલાક પુત્રોની બુદ્ધિ પિતાના કરતાં મંદ હોય અને તે પુત્રની બુદ્ધિને સ્વતંત્રતા આપવાથી પુત્રને હાનિ હોય પણ તે હાનિ થતી અટકાવવા આજ્ઞા કરવાનો અધિકાર પિતાને પ્રાપ્ત થતો નથી. જો એવી રીતે પિતાને અધિકાર પ્રાપ્ત થતો હોય તો એ પરિણામ થાય કે પોતાને જગતથી ડાહ્યાં ગણવાનો અભ્યાસ સર્વને છે તે ન્યાયે સર્વ પિતાઓ પોતાને પુત્રનાથી ડાહ્યા ગણે અને પુત્રનું બુદ્ધિજ્યોતિ કદી સ્વતંત્રતા પામે જ નહીં. માટે જ સુજ્ઞ શાસ્ત્રકારે વયની મર્યાદા મૂકી કહ્યું કે સોળ વર્ષે પુત્રમાં આ જ્યોતિની સંભાવના થવી જોઈએ ને પિતાનો આજ્ઞાધિકાર બંધ થવો જોઈએ. સોળને સ્થાને અઢાર કે વીશ કે ગમે તેટલી સંખ્યા મૂકવી એ વાત દેશકાળ પ્રમાણે રાજા અથવા શાસ્ત્ર અથવા દેશાચારના હાથમાં રહે એમાં કાંઈ બાધ નથી. પણ આજ્ઞા કરવાના લોલુપ પિતાના હાથમાં તે વાત ન હોવી જોઈએ. ગમે તે વયે પણ આ મર્યાદા બંધાય એટલું બસ છે પણ મર્યાદાકાળ થયો કે જેમ બાળકી સ્ત્રીઅવસ્થા પામી પિતાથી અસ્પૃશ્ય ગણાય છે તેમ પુત્ર પુરુષાવસ્થા પામી પિતાથી અનાજ્ઞેય ગણાવો જોઈએ. આ વિષયમાં લોકકલ્યાણનું સત્ય સૂત્ર આ છે. તે સર્વ સુધરેલા દેશોમાં મનાયું છે. રીમમાં પિતૃસત્તા — patria potestas ભાંગી તે આ જ વિચારે. ઇંગ્લન્ડમાં પણ એમ જ થયું છે. આપણામાં પણ ઉક્ત મર્યાદા લખેલી છે. માત્ર અર્વાચીન કાળમાં જ

આપણે કપાળે એ મર્યાદા તૂટી છે અને પુત્રો વૃદ્ધ થતાં સુધી માતાપિતા તેમના ઉપર આજ્ઞા કરવાની લોલુપતા રાખે છે, એ લોલુપતાને અટકાવવા ઇચ્છા રાખનાર પુત્રને માથે કૃતઘ્નતાનો આરોપ મૂકે છે અને બુદ્ધિમાન પુત્રોને પણ મૂર્ખ પિતાઓની મૂર્ખતા અને દુષ્ટતાનું દાસત્વ કરવું પડે છે અને એ પુત્રોની સ્ત્રીઓને અનેક રાગદ્વેષથી ભરેલી સાસુઓ, નણંદો વગેરેની યમદ્રષ્ટ્રામાં નિરંતર વાસ કરવો પડે છે. હાલનાં આપણાં કૌટુંબિક નીતિશાસ્ત્રનું અથવા અનીતિશાસ્ત્રનું આ પરિણામ છે અને એ શાસ્ત્રને લત્તાપ્રહાર કરી ઉદ્ધતલાલે લોકકલ્યાણના શુદ્ધ શાસ્ત્રનો આચાર પોતાના કુટુંબમાં આરંભ્યો છે.

મારા પિતાએ મને વિદ્યાભ્યાસ કરાવવા જો દ્રવ્યવ્યય કર્યો તેને લોકો મારા ઉપર ઉપકાર કર્યો કહે છે. તમારાં ન્યાયાસનો આગળ મનાતા જીમૂતવાહનના સંપ્રદાય પ્રમાણે બાળકને વિદ્યાભ્યાસ કરાવવા પિતા જે દ્રવ્ય ખરચે તે માતાએ આપેલા ધાવણની જોડે સરખાવેલું છે. વિદ્યાભ્યાસ પામવા માટે પિતાનો જે ઉપકાર માનવાનો છે તે ધાવણ આપનારી માતાના ઉપકારથી અધિક નથી. જાતે ઉત્પન્ન કરેલા બાળકને ધાવણ આપવું તે જાતે વાવેલા બીજના છોડને પાણી સીંચવા જેવું છે. પાણી સીંચવાનું કૃત્ય બીજ વાવવાની ક્રિયાને અંગે લાગેલું છે. અને ધાવણ આપવાનો જનનીધર્મ પુત્રોત્પત્તિને અંગે વળગેલો છે. પ્રજા ઉત્પન્ન કરવાનું જે જનની સમજે છે પણ ધાવણ આપવાનું સમજતી નથી તે જનની પોતાના ધર્મથી ભ્રષ્ટ થાય છે અને માતાનો ઉપકાર ધાવણ આપવાને માટે માનવાનો નથી પણ જન્મ આપવાને માટે હોય તો તે યોગ્ય થાય. જે જનની બાળકને જન્મ આપી તેનો સંસાર દુ:ખમય કરે છે તે જનનીએ આપેલો જન્મ ઉપકારરૂપ નથી પણ અપકારરૂપ જ છે; એ જન્મ માતાએ પ્રીતિભાવે આપ્યો ગણવાનો નથી પણ શત્રુભાવે આપેલો ગણવાનો છે. વિદ્યાનું ધાવણ જે પિતા આપતો નથી તે પિતા આ જ ન્યાયે શત્રુ છે અને વિદ્યા આપે તે માટે તેનો ઉપકાર માનવાનો નથી પણ જે જન્મ આપીને તેને સફળ કરવા પિતાએ પ્રયત્ન કર્યો હોય તે જન્મને માટે તેટલા પ્રયત્નના પ્રમાણમાં તેનો ઉપકાર માનવો યોગ્ય છે અને એટલા પ્રયત્નના પ્રમાણમાં જ એની પ્રીતિ વસ્તુરૂપ ગણવી. બાકી જીવતા પુત્રની સામે શત્રુભાવના પ્રયત્ન કરી, પુત્ર મરતાં પિતા રડવા બેસે એ રડવાને પ્રીતિ ગણવી તે તો ભસ્મને અગ્નિ કહેવા જેવું છે. લક્ષ્મીનંદન હવે કલ્પાંત કરે છે તે આવા જ પ્રકારનું છે. મારાં માતાપિતાએ વિદ્યાદાન સિવાય બીજું જનકકૃત્ય બાળક પ્રતિ કરેલું નથી. નાનપણમાં મારું લગ્ન કર્યું તે પણ શત્રુકૃત્ય કર્યું એમ હું માનું છું. પણ મૂર્ખતાને લીધે આ શત્રુકૃત્યતાનું તેમને ભાન ન હતું પણ આ પણ એક પ્રીતિકૃત્ય છે એવું તેમને ભાન હતું. માટે જ આ શત્રુકૃત્યને હું જનકકૃત્યની તુલામાં મૂકું છું. જનકકૃત્યને નામે ઓળખાતા આ શત્રુકૃત્યનું સ્વરૂપ સવેળાએ સમજવાનો પ્રસંગ આવ્યો એ સરસ્વતીચંદ્રનું મહાભાગ્ય, એ પ્રસંગ આવતાં તરત ચેતી

ગયા એ એમની ચતુરતા અને એ પ્રસંગ સુધારવાને ઠેકાણે બગાડી નાખ્યો એ એમની અનુભવશૂન્યતા!

મારા પિતાએ મને ભણાવ્યો, પરણાવ્યો અને અન્નાદિ આપી ઉછેર્યો. આ ત્રણ જનકકૃત્યને અંગે તેમને ત્રણેક હજાર રૂપિયાનું ખરચ થયું છે તેના વ્યાજનું વ્યાજ ગણતાં કુલ સાતેક હજાર રૂપિયા થાય છે. મને પરણાવેલી શ્રીમતી પ્રતિ મારો ધર્મ પાળવામાં મને વિઘ્ન આવે એવાં શત્રુકૃત્ય મારાં માતાપિતાએ આરંભ્યાં ત્યાંથી તેમનાં જનકકૃત્ય બંધ થયાં અને તેમના ભેગા રહેવામાં મને અધર્મ જણાયો. એ અધર્મ જણાતાં *आहारे व्यवहारे च स्पष्टवक्ता सुखी* भवेत् એ ધર્મ મેં પાળ્યો અને કુટુંબથી જુદા રહેવાનો ધર્મ ધર્મ્ય ગણી સાધ્યો. પિતાના જનકકૃત્યનું મૂલ્ય સાત હજારનું થાય તે આપવા તરત મારી શક્તિ નથી પણ તેનું વ્યાજ તેઓ ઉપજાવી શકત એટલું હું મારી કમાઈમાંથી ઘસારો વેઠી તેમને આપ્યો જાઉં છું અને જીવીશ ત્યાં સુધી આપીશ. સાત હજાર રૂપિયા મારી પાસે હાલ નથી. તે મળશે તેમ તેમ આપીશ એવી મારી પ્રતિજ્ઞા છે તે માતાપિતાને જણવી દીધી છે. આથી વધારે બંધન મારે શિર હોય એમ હું સમજતો નથી. એથેન્સ નગરીમાં એવો કાયદો હતો કે જે પુત્રને પિતાએ વિદ્યાદાન ન આપ્યું હોય તે પુત્રને માથે પિતાને તેની વૃદ્ધાવસ્થામાં અન્નવસ્ત્ર આપવાનું બંધન નહીં. અંગ્રેજ લોકમાં તો લગ્ન થતાં પુત્ર જુદો જ થાય છે અને સર્વ બંધનથી મુક્ત થાય છે. પુત્રને માતાપિતાના ઉપકારને નામે અતિબંધનનો દાસ કરી દેવો એ આપણા લોકમાં પ્રશસ્ત ગણાય છે અને કુન્તીમાતાના કાળથી રૂઢ થયેલા આ આચારનો અવશેષ આજ સુધી આપણા લોકમાં ચિરંજીવ રહેલો તે માત્ર સામાજિક કાળની જંગલી પ્રશસ્તિનો આપણાં હૃદય ઉપર રહેલો આવેશ જ છે. પ્રિય ચંદ્રકાંત! હું સરસ્વતીચંદ્ર પેઠે આવા આવેશને વશ થતો નથી પણ આવેશહીન વિચાર દ્વારા ધર્માધર્મનો વિવેક કરું છું, અતિધર્મને નામે શિષ્ટ ગણાતા અતિબંધનને તીક્ષ્ણ ધારવાળી છરીથી સત્વર કાપી નાખું છું. અતિસ્વતંત્રતાને રૂપે શોધાતાં અબંધન સૂંઘી શોધી તેનાથી દૂર રહું છું, અને ધર્મની તુલા હાથમાં રાખી તેણી પાસ બેધડક પ્રવર્તું છું. જેટલું હું સમજું છું તેટલું તમે સમજો છો પણ વ્યાધિ જાણવા છતાં ઔષધ કરતાં ડરો છો. તમે Let-Alonist છો. તમે અપકીર્તિથી દૂર રહો છો અને ઘરમાં અતિબંધનોને કરોળિયાઓનાં જાળાં પેઠે ચારે પાસ વધવા દો છો, તેનું ફળ ભોગવો છો અને ભોગવશો. તમે તમારું, દેશનું કલ્યાણ કરી શકવાના નથી. લિટનની નવલકથામાંથી નીચલો સંવાદ તમારા ઉદ્દીપનને માટે લખું છું તે વાંચજો અને વિચારજો. બાકી બાપનો કૂવો કહી તેમાંનું પાણી ખારું હોય તો ય પીવું એ તો તમને પ્રિય નહીં જ હોય!

*तातस्य कुपोऽयमिति बुवाणाः क्षारं जलं कापुरुषाः पिबन्ति* એ એતદ્દેશીય વાર્તા, અને હવે કહું છું લિટનની પારદેશીય વાર્તા:

"My dear Ma'am!' said the Parson , 'there are many institutions in the country which are very old, look very decayed, and don't seem of much use ; *but I would not pull them down for all that !'*

'You would *reform* them, then?' said Mrs. Hazeldean .

'No, I would not. Ma'am!' said the Parson, stoutly .

'What on earth would you do, then?' quoth the squire .

'Just *let' em alone.'* said the Parson, 'Master Frank! there's a Latin maxim which was often in the mouth of Sir Robert Walpole and which they ought to put into the Eton Grammar -' *Quieta non movere .'* If things are quiet I would not destroy the stocks because that might seem to the ill-disposed like a licence to offend; and I would not repair the stocks, because that puts into people's heads to get into them .'

ચંદ્રકાંતભાઈ! તમે આ Person જેવા છો. ગમે તો સઘળા પ્રવાહને સત્વર અટકાવી દો; તેમ ન કરો તો તેને સુધારો. પણ હાથપગ વાળી રાખી સર્વ જાદવાસ્થળીના સાક્ષીરૂપ થઈ બેસી રહેવું એ શ્રીકૃષ્ણને પરવડ્યું, કારણ તેમને સ્વધામ પહોંચવું હતું. પણ તમારે તો હજી આખું મહાભારત બાકી છે માટે એવા મહાત્મા થવું તમને પરવડવાનું નથી.



આ પત્ર ઘણા વિસ્તારથી લખ્યો છે તેનું કારણ એ કે સરસ્વતીચંદ્ર તમને જડે તો પણ મુંબઈ આવવાની ના કહે તો આ પત્ર વાંચે અને જેવા ચતુર અને મર્મજ્ઞ છે તેવા અનુભવજાગ્રત થાય.'

ઉદ્ધતલાલનો પત્ર વાંચી શાન્ત થઈ, નિ:શ્વાસ નાખી, સરસ્વતીચંદ્ર પળવાર બેસી રહ્યો. વળી પત્રની જોડે ટાંકેલા પત્રમાં ચંદ્રકાંતના અક્ષર વાંચવા લાગ્યો.

'પ્રિય ઉદ્ધતલાલ આપણી દુર્વ્યવસ્થાનું જે ચિત્ર તમે પ્રત્યક્ષ કરો છો તે અસત્ય નથી પણ એ ચિત્ર અપૂર્ણ છે. આપણાં કુટુંબ સામાજિક છે, આપણાં કુટુંબમાં કુટુંબસંકર છે, એ સંકર જ્ઞાતિસમાજ અને કુટુંબસમાજનાં હિતનું પોષણ કરે છે અને યુરોપિયનોમાં પ્રત્યેક મનુષ્ય — પ્રત્યેક વ્યક્તિ — પોતાના ઉચ્ચગ્રાહ શોધી લે છે તેવી રીતનો વ્યક્તિઓનો ઉચ્ચગ્રાહ આપણા દેશમાં થતો નથી. કુટુંબભાર વહેનાર સ્ત્રીપુરુષોના મર્મભાગ આ રીતથી ઘસાય છે અને એ સ્ત્રીપુરુષો અશક્ત થઈ જાય છે, તેમજ જે કુટુંબોને તેઓ વહે છે તે કુટુંબમાં પણ અનેકધા અનર્થકારક દુર્ગુણો પ્રવેશ કરવા પામે છે. આ સર્વ ચિત્ર તમે આલેખો છો તે ચંદ્રકાંતને

ઇષ્ટ છે. સુધારાના ઇષ્ટ પ્રવાહો મૂળ આગળ અટકે છે તેનું કારણ તમે આ કૌટુંબિક દુર્વ્યવસ્થાને ગણો છો તે પણ યોગ્ય છે.

પણ તમારા ચિત્રમાં ન્યૂનતા છે તે પૂરવા હું ઇચ્છું છું. કુટુંબભાર વહેનાર સ્ત્રીપુરુષોના કલ્યાણમાં જ કુટુંબનું કલ્યાણ સમાયેલું છે એટલી બુદ્ધિ કુટુંબજનમાં ઉદય પામે તો તેમના સામે જ પ્રહાર કરવા તમે પ્રયત્ન કરો છો તે પ્રહાર કરવાનું કારણ અર્ધું ઓછું થઈ જાય. આ બુદ્ધિ જે જે કુટુંબમાં હોય છે ત્યાં ત્યાં ઘણાક અનર્થ ઓછા હોય છે. સામાન્ય વિદ્યાથી, સામાન્ય વિચારથી અને ભાર વહેનાર ઉપર વિશ્વાસ ઊપજવાથી આ બુદ્ધિ ઉદય પામે એમ છે. વિદ્યા કેમ વધારવી અને ક્યારે વધશે એ તમે જાણો છો. વિદ્યા વધતાં વિચાર વધશે. વિદ્યા સિવાય પણ વિચાર વધે છે તે સ્વાભાવિક બુદ્ધિ અને અનુભવથી થાય છે. આપણા ઉપર કુટુંબજનોનો વિશ્વાસ વધારવો એ આપણું કામ છે. એ વિશ્વાસ ઉપજાવવાની કળા જાણનાર જગતમાં હોય છે, તે મારાં હાલનાં યજમાન ગૃહિણી ગુણસુંદરીનો ભૂત ઇતિહાસ સાંભળી હું બુદ્ધગોચર કરું છું. સાત્ત્વિક વૃત્તિ, નિર્મળ પ્રીતિ, ધૈર્ય, ઉદારતા આદિ અનેક સદ્‌ગુણો આ વિશ્વાસ ઉપજાવનારમાં હોવા જોઈએ. સામાન્ય મનુષ્યોમાં તે આવવા દુર્લભ છે એ સત્ય છે. પણ આ સદ્‌ગુણોનાં પાત્ર મનુષ્યો દેશમાં શશશૃંગ પેઠે કેવળ દુર્લભ નથી એટલું જ જણાવવાને માટે હું આ કહું છું.



કુટુંબના શંભુમેળા ન થતાં પ્રત્યેક મનુષ્ય પોતાનાં સ્ત્રી અને બાળક સાચવી જુદો રહે તો જે કલ્યાણ થવાનું તમે લખો છો તે પણ થાય તેની ના નથી. પણ એ માર્ગથી દેશને લાભ થાય એમ તમે સમજતા હો તો તે ભૂલ છે એમ હું કહી શકતો નથી, પણ એ સિદ્ધાંત યોગ્ય શોધન કરી તમે બાંધ્યો નથી એટલું તો હું કહી શકું છું. હું એ પણ કહું છું કે એ માર્ગથી એ પુરુષ એક કલ્યાણ શોધી અન્યથા હાનિ પણ પામે છે. પછી એ હાનિ મોટી કે લાભ મોટો એ નિરાળો પ્રશ્ન છે.

આ વિષયમાં કંઈક અંધહસ્તીન્યાયનો સંભવ છે પણ સૌ આંધળાઓના અનુભવને ખોટા ન ગણતાં એ અનુભવોનો સરવાળો કરીશું તો સત્ય જડવાનો સંભવ છે.

હાલ આયુષ્યના વીમા ઊતરે છે, લગ્નપ્રસંગ તથા ઉત્તરક્રિયાના વ્યયને માટે વીમા ઊતરે છે, અને એ વીમા વીમાસમાજો ઉતારે છે. કુટુંબને માટે પરસેવો ઉતારી પોતે રળલું સર્વ દ્રવ્ય કુટુંબના પોષણમાં ખરચી મરી જનારની સ્ત્રી અને તેનાં બાળકનું પોષણ કરવા બાકી રહેલું કુટુંબ ઇચ્છે છે, એવું પોષણ ઘણા કાળ સુધી નહીં તો થોડા કાળ સુધી આ કુટુંબ કરે છે. એ વાત જો સત્ય હોય તો આ મરનારનો વીમો પણ વગર ઉતરાવ્યે ઉતરાવ્યો સમજવો. તેણે કરેલો વ્યય આ વીમાને લીધે તેના મરણ પછી ઊગી નીકળે છે. ખરી વાત છે કે આ ફળ લેવાનો પ્રસંગ સર્વને નથી આવતો. પણ વીમા કંપનીએ ઉતારેલા વીમાનો લાભ મરીને લેવાનો તો

થોડાં જ મનુષ્યોને હોય છે અને તેમની સંખ્યા ઝાઝી હોય તો વીમા કંપની દેવાળું કાઢે. આપણાં કુટુંબો એ એક જાતની વીમા કંપનીઓ જ છે એમ સમજશો તો મારો ભાવાર્થ સમજાશે.

કુટુંબનાં મનુષ્યો ઘરમાં છેક નિરુદ્યોગી નથી બેસી રહેતા, સૌ પોતપોતાના ગજા પ્રમાણે અને બુદ્ધિ પ્રમાણે પરસ્પર સેવા કરે છે અને અનેક સેવકોનું કામ કરે છે. ખરી વાત છે કે બહારના ચાકરો ઉપર અંકુશ રાખીએ તેવો કુટુંબજનો ઉપર નથી રખાતો; પણ કેટલીક રીતે બહારના ચાકરો ઉપર અનેક અંકુશ રાખવા છતાં જ વિશ્વાસ નથી રખાતો તે કુટુંબજન ઉપર રાખી શકાય છે. એટલું જ નહીં પણ ઘરમાં કુટુંબ હોય તો તે એક જાતનો કિલ્લો છે. એ કિલ્લાથી બહારનાં માણસ ઘરની સ્ત્રીઓને ફોસલાવી જવાની હિંમત નથી કરતાં. યુરોપમાં એ કિલ્લાઓની ન્યૂનતાને લીધે ઘેરઘેર જે નીતિભીતિ રહે છે તે ત્યાં જઈ આવશો તો જાણશો. પ્રિય ઉદ્ધતલાલ! સ્ત્રીઓ ઉપરથી વિશ્વાસ ઊઠેલો અનુભવવાથી વધારે ક્લેશ થાય છે કે તેમની મર્યાદા સાચવી રાખનાર કુટુંબથી થતો ક્લેશ વધારે છે તેની તુલા કરવાનો પ્રસંગ મારે કપાળે હજી સુધી તો આવ્યો નથી. હું એમ નથી કહેતો કે તમે કહો છો તે ખોટું છે. હું તો તમારા ચિત્રમાં ઉમેરવાની વસ્તુ દેખાડું છું.



આપણાં સામાજિક કુટુંબો દેશને લાભકારક નથી એમ તમે નહીં કહી શકો. જે અર્થશાસ્ત્ર આજ સુધી યુરોપમાં અભેદ્ય મનાતું હતું તેમાં સોશ્યલિસ્ટ સંપ્રદાયે ભેદ પાડ્યો છે. યુરોપમાં એક ઘર અત્યંત શ્રીમંતનું તો જોડે જ અત્યંત નિર્ધનનું હોય છે. ત્યાં શ્રીમંતના ઘરમાં અન્નના ઢગલા ખરીદવા જેટલું દ્રવ્ય રસરાગમાં ઢોળાય તે જ કાળે જોડેનો નિર્ધન અપવાસ કરી પગ ઘસતો કહેવાય છે. એ સર્વ દુર્દશાનો નાશ કરી શ્રીમંતને અને નિર્ધનને સર્વ દ્રવ્ય વહેંચી આપવાનો અભિલાષ ધરનાર જનસંઘ આજ યુરોપમાં ઊભો થયો છે અને જુદેજુદે નામે રાજાઓને, પ્રજાઓને અને સર્વ રૂઢ વ્યવહારોને ધ્રુજાવે છે. આ સંપ્રદાયવાળાનો ધ્રુજારો એ દેશમાં કેટલું બળ કરશે, કેટલું ફાવશે, વગેરેની કલ્પના કરવી આપણે જરૂરની નથી. પણ જે અભિલાષ સોશ્યલિસ્ટો રાખે છે તે અભિલાષની ઇષ્ટાપત્તિ આપણા દેશમાં રૂપાંતરે હું પ્રત્યક્ષ દેખું છું. એક કમાનારની દ્રવ્યસંપત્તિ અનેક કુટુંબજનોના પોષણને અર્થે આ દેશમાં ઢોળાય છે. નાતો અને વરા કરવાના રિવાજ પણ એવા જ કારણથી વધ્યા હોય કે ઘણું કમાનારની સંપત્તિ જેમ કુટુંબમાં ઢોળાય તેમ જ્ઞાતિમાં પણ ઢોળાય. આ સર્વ વ્યવસ્થામાં મને સોશ્યલિસ્ટ સંપ્રદાય જ આપણા દેશમાં સિદ્ધ થયો લાગે છે. જે સંપ્રદાય યુરોપની વર્તમાન લોકવ્યવસ્થા નીચે જ્વાળામુખી પેઠે ધૂંધવાય છે અને એ વ્યવસ્થાને છિન્નભિન્ન કરવાને ધુમાડા કાઢે છે તે સંપ્રદાયને આપણા દેશમાંથી છિન્નભિન્ન કરી યુરોપની સ્થિતિ ઇચ્છવામાં આ દેશનું કલ્યાણ છે એમ હું કહી શકતો નથી. આપણો દેશ રંક છે,

આપણા લોક શક્તિહીન છે, આપણું રાજ્યતંત્ર પરતંત્ર છે અને આપણા કાયદા અને આપણાં દ્રવ્ય પરદેશીઓની બુદ્ધિઓને આધીન છે, તેવે કાળે તમારા અભિલાષ સિદ્ધ થાય અને હિમાચળથી સેતુબંધ રામેશ્વર સુધી વસી રહેલાં કરીડો કુટુંબોને નિરાશ્રિત કરી રઝળતાં મૂકી તેમનાં ઉદર ભરનાર સમર્થ કમાનારાઓ જુદા નીકળી પડે અને પોતાના એકલપેટા સ્વાર્થને વધારવા કે કુટુંબોના દોષ કાઢવા પ્રયત્ન માંડે તો ઘેરઘેર કેવો ક્લેશ ઊભો થાય, આખી આર્યભૂમિમાં કેટલી અવ્યવસ્થા થાય, ચારેપાસ નિર્ધનતા અને અનાથતા અથવા નિરાશ્રિતતા વિપત્તિના વાદળ પેઠે તૂટી પડે અને બીજું શું શું થાય તે કલ્પાતું નથી! આવી અવસ્થાના સાધનભૂત થવામાં ધર્મ છે કે અધર્મ છે તેનો વિચાર તમને સોંપું છું! પ્રિય ઉદ્ધતલાલ! મારી અને મારી ગંગાની સંપત્તિ વધારવાને માટે મારાં મૂર્ખ વહાલાંઓનો ત્યાગ કરવાનો પ્રશ્ન ઊઠે છે ત્યારે તેમના જેવી આખી આર્યપ્રજાની સ્થિતિ મારા ચિત્તમાં આમ ખડી થાય છે, કુટુંબવત્સલતા મારી દેશવત્સલતાને જાગૃત કરે છે, અને એ જ દેશવત્સલતા પાછી મારી કુટુંબવત્સલતાને દૃઢ કરે છે. પ્રિય ઉદ્ધતલાલ! મારી બુદ્ધિ ઘણાઘણા વિચાર કરે છે અને હૃદય ઘણીઘણી વૃત્તિઓને અનુભે છે. પણ અંતે એ સર્વ દુનિયાનો છેડો મારા આ ઘરમાં જ આવે છે.

અને — અને — એ ઘરનું, એ દુનિયાનું, એ વ્યવસ્થાનું કે અવ્યવસ્થાનું અને એ પ્રજાનું મંથન મારા હૃદયના ગોળામાં વધારેવધારે થાય છે તેમતેમ એ સ્વાર્થહીન હૃદયમાં તો છાશની છાશ જ રહે છે અને તેના ઉપર તરી આવેલું માખણ તો સરસ્વતીચંદ્રરૂપે ઊછળી પડી કોણ જાણે ક્યાંક જતું રહ્યું છે મારું હૃદય વલોવાયેલું નિરર્થક થયું.



કારણ? હું સરસ્વતીચંદ્રના અભિલાષ જાણું છું અને એ અભિલાષ સિદ્ધ થાય તો મારા સંપ્રદાય અને તમારા સંપ્રદાયના સર્વ અભિલાષ સિદ્ધ થાય.

તમે ઇચ્છો છો અને હું ઇચ્છું છું એ ઉભય વસ્તુઓ એકત્ર આણવાનો માર્ગ છે. કુટુંબમેળાના અનર્થ તમે જાણો છો તેમ પ્રાચીન કાળમાં પણ વિદિત હતા. પુત્રાદિક ઉપર અન્નવસ્ત્ર માટે આધાર રાખી વડીલો વાનપ્રસ્થ દશા સ્વીકારતા તે આ જ અનર્થમાંથી બચવા અને બચાવવા માટે. ધૃતરાષ્ટ્રનું વાનપ્રસ્થ એવી જ રીતે લેવાયેલું હતું. આ કાળમાં આ અનર્થ એક રીતે વધ્યા છે તો બીજી રીતે તેનો ઉપાય પણ સાથે જન્મ્યો છે. અંગ્રેજી વિદ્યાના પ્રસંગથી તેમ અંગ્રેજી સ્વતંત્રતાના કાળબળથી જુવાનિયાવાજું એક જાતના રાગ કાઢે છે અને વડીલો હજી જૂના રાગ જ કાઢે છે. આ બે રાગના વિસંવાદ વર્તમાન કુટુંબક્લેશોનું કારણ છે. કાળક્રમે એ કારણ નષ્ટ થશે કારણ કે જૂના રાગ કાઢનાર કાળવશ થશે અને નવાઓ વૃદ્ધ થશે તે પોતાના ભૂતઅનુભવ સંભારી પોતાનાં બાળકોથી જુદા રાગ નહીં કાઢે. તેવો પ્રસંગ આવે ત્યાં સુધીના સાંપ્રત કાળમાં થતા

કુટુંબક્લેશ અને જ્ઞાતિબંધ પણ અનિવાર્ય છે તો અનિત્ય પણ છે. એ ક્લેશ આદિથી ખિન્ન થનારને આ નિત્યતાનું સ્મરણ આપી કહેવું કે *धीरस्तत्र न मुह्यति.* બાકી આ કાળમાં નોકરી અને બીજા ઉદ્યોગને અર્થે પુત્રો અને ભાઈઓ વડીલોને દેશમાં મૂકી પરદેશના વાસી થાય છે તેનું ફલ પણ પ્રાચીન વાનપ્રસ્થ જેવું જ થાય છે. માત્ર વાનપ્રસ્થમાં વડીલો વનમાં જતા અને પુત્રો ઘેર રહેતા અને વનમાં પ્રસંગે જઈ વડીલોને અન્નવસ્ત્ર પહોંચાડતા, તેને સાટે આજ વડીલો ઘેર રહે છે અને પુત્રાદિક પરદેશ જાય છે અને અન્નવસ્ત્રાદિકના માર્ગ પર નીકળે છે. વડીલો અને જુવાનિયાઓ એક જ ગામમાં રહે છે ત્યાં તમે વર્ણવેલી સ્થિતિ પ્રાપ્ત થાય છે ત્યારે તમે જે માર્ગ કાઢ્યો એવા માર્ગ નીકળે છે અથવા તો ઘરમાં મારા અને તરંગશંકરના જેવા માર્ગ કાઢનાર હોય તો તેવા નીકળે છે. આપણા જેવા માર્ગ કાઢનારની ખોટ નથી. માત્ર સરસ્વતીચંદ્રે આ અપૂર્વ માર્ગ કાઢ્યો, અને ન આવ્યા તમારી નાતમાં ને ન આવ્યા મારી નાતમાં!

પ્રિય ઉદ્ધતલાલ! Subject to all these things that I have said here, I plead unreservedly and fully guilty to the charge you have framed so pointedly against me! I could have raised my Ganga and my children to the position which was due to them from an EDUCATED *paterfamilias* .

But the existence of a wider family and my deference to the feelings of the other heads of that family have made me sacrifice the higher interests of my own wife and children. I may be wrong; I may have sinned. But I may also be right and I have tried to err on the safer side, - safer so far as the fortune of our people may be measured by that of their numbers .

I am not quite what you call a Let-Alonist. The Hindu ideal is eminently socialistic in life and practice, and thought I am no socialist in aspiration, I feel it a duty to give fair scope to the free operation, of that ideal side by side with the forces of Western Individulism which are stirring our souls, so that both may by the laws of natural selection adjust themselves to each other and bring about a happy combination of the special blessings of each. The main feature of our Hindu Socialism is that it is *Protective* . It protects the purity of the sex from outside influences which peorate elsewhere and are always at the mercy of accidents and intrigues. It protects the weak, the infants, the women,

and the aged from starvation and its consequential crimes. It protects the family-wealth from the whims and follies of profligates and imbeciles at home and from the operations of rogues abroad, by a domestic organisation of people who can watch like dogs and guard like sentinels. It protects and protects. Our Western individualism is on the other hand essentially *Progressive* , and Progress is safety in these days. To explain my whole begin in a sentence, I am breathlessly watching the confluence of socialism and individualism, wish welfare to both, am anxious to guard against socialism becoming oppressive and individualism becoming aggressive, for what is protective has a tendency to become *oppressive* and what is progressive has a tendency to become *aggressive* . The sacrifices that one has to make in order to secure a combination of the two boons, without their abuses, are mine, and the blessing of full individualism are yours. I sincerely love you for the noble blessings with which you have surrounded yourself. But for poor me, dear friend, it is of the essence of my sacrifice that I must abstain from securing them to myself until I am able to share them more or less with the whole group of my dear and poor joint family. This means Poverty, Patience, Forbearance and even Suffering for at least one generation, and I am prepared to wait so long or even loger. Perhapes, any probably, we shall agree with our sons more in that new generation than our elders do with us in this. That's my hope built upon the fact that, inlike our elders, we have had the same education that our sons are receiving now .'



સરસ્વતીચંદ્રે પત્ર પોટકામાં મૂક્યો અને પોટકું એક પાસ મૂકી ઊભો થયો, વિચારગ્રસ્ત થયો, અને અંતે, શિલાઓની એક ભીંતથી બીજી ભીંત ભણી અને બીજીથી પહેલી ભણી, એમ હેરાફેરા કરવા લાગ્યો અને પોતાની હડપચી ઝાલી, પોતાના મુંબઈના મિત્રોના પત્રોનું મનન કરવા લાગ્યો. ઘડીક ઊભો રહે અને ઘડીક ચાલે. આ અસ્વસ્થ દશામાં તેનું હૃદય તેના મસ્તકના વિચારને કવિતારૂપ આપતું હતું અને હૃદયની કવિતા પળેપળે ફુવારાના પાણી પેઠે મુખસંપુટમાંથી ફૂટતી હતી. પણ અંતર્વૃત્ત મસ્તકને કે હૃદયને તે બાહ્ય ક્રિયાનું ભાન ન હતું. માત્ર એ સંગીતને તાલ દેવા તેનાં નેત્ર ઘડીક અશ્રુપાત કરતાં હતાં અને ઘડીક અશ્રુથી હીન થઈ કોઈક નવીન

આનંદથી ચળકતાં હતાં અને આનંદમાં પણ આનંદનો અશ્રુપાત થઈ જતો હતો.

દૈન્યમુદ્રાથી મઠના એક જાડા કાગળ ઉપર જાડી કલમથી તે લખવા લાગ્યો, ગાવા લાગ્યો અને નિ:શ્વાસ મૂકવા લાગ્યો:

*'પ્રિય ચંદ્રકાત! પ્રિય ભ્રાત! તુજ સંસાર દુ:ખમય ભાસે!*

*મારી આજ જ ઊઘડી આંખ, જુએ છે દુ:ખ તુજ મુજ પાસે!*

*દુ:ખ દૈત્યસમું દેખાય*

*તુજ કોરી કાળજું ખાય;*

*દુ:ખ અનેક ધરતું વેશ*

*તને વીંટી વળે ચોમેર;*

*તે મધ્ય ઊભો તું સૂર!* [*]

*નથી દુ:ખને ગણતો, શૂર!*

*નથી ગણતો વિધિનો દોષ,*

*નથી ધરતો કોઈ પર રોષ,*

*દુ:ખ—પશુની મૃગયા કાજ જગત-વનમાં તું વસે એકાંત*

*મન વ્યાયામે* [X] *અમુઝાવી, શરીર કૃશ કરે સુહૃદ વિદ્વાન!*

પ્રિય ચંદ્રકાંત!'

છેલ્લી પંક્તિઓ ગાતાં ગાતાં ચંદ્રકાંત ઉપર દયા, પ્રીતિ અને બહુમાન હૃદયમાં શાંતરૂપ હતાં તે જ્વલમાન થયાં.

ઊભો રહ્યો.

*'ધનબિન્દુ કાજ તપ કરતો,*

*ધન આપું તો ન કર ધરતો,*

*ધનસંગ્રહ કાજે મથતો!*

*પ્રિયજનના દોષ ન ગણતો!*

*એ સ્વાર્થી જનોના લોભ તૃપ્ત કરવા તું બને ઉદાર:*

*ધનરુધિર ચુસાયે તો ય અધન વિદ્વાન ધરે ઉત્સાહ!*

પ્રિય ચંદ્રકાંત!'

દયાર્દ્ર મુખ થઈ ગયું.

*'તુજ કુટુંબ કૃમિનું જાળ,*

*ધરતું તુજ દુ:ખનું ન ભાન,*

*કરતું કોલાહલ નાદ,*

*દેતું ન સ્વસ્થતા-દાન'*

ક્રોધ કરી, ભ્રૂકુટિ ચડાવી, પગ ઠબકાર્યો.

'છે સ્વાર્થી સગાં ને નારી સ્વાર્થની સગી તારી, ઓ ભાઈ!' નરમ પડી ગયો.

*'તે પર તું વત્સલ રહે, દેહને દમે, તપસ્વી તું ભાઈ!*

પ્રિય ચંદ્રકાંત!'

ઠપકો દઈ બોલ્યો:

*'નથી મને મર્મ આ કહેતો;*

*અંતર્વ્રણ*[૧] *અંતર રહેતો.'*

અશ્રુધારા ચાલવા લાગી:

*'ધિક ધરતો હું અવતાર, ધિક ભંડાર ભર્યા ધનના મેં!*

*ધિક કીધ સાહસથી ત્યાગ, ધિક ન રંકતા જોઈ તારી મેં!'*

પોતાની જાત ઉપર તિરસ્કાર આવી ગયો, પથ્થર ઉપર બેઠો, વળી ઊઠ્યો. એક ઝાડના થડ ઉપર પત્ર ટેકવી લખવા લાગ્યો:

*'મુજ દેશ હાથ તું રત્ન,*

*દીધું વિધિએ, કરીને*

*યત્ન*

*તે ઉદરયાતના કાજ*

*ધૂળઢગલામાં ઢંકાય!*

*ઓ ભાઈ! ભાઈ! મુજ ભાઈ! દુ:ખ તુજ જોઈ,*
*હૃદય મુજ ફાટે*

*હુંથી થતો સુહૃદયનો દ્રોહ — દેશનો દ્રોહ, જોઈ*
*રહું આ તે!*

પ્રિય ચંદ્રકાંત!'

વિચારમાં લીન થઈ, 'આ સ્થિતિ શું નિરુપાય છે?' એવો પ્રશ્ન ઉઠાવી ગાવા લાગ્યો:

*'ધનવાન દેશમાં ઝાઝા,*

*ન ધરે અજ્ઞાનની માઝા!*

*ધન ધૂળ વિશે તે ભેળે,*

*ધન જઈ સમુદ્રે રેડે;*

*ધન પાપપુંજમાં ફીણે,*

*ધન ધુએ મુર્ખ રસ હીણે!*

*ધનવાન સૌનાં માપ માપતી લક્ષ્મી નાચ, નચવી*
*આ,*

*ગણવધૂ ગણિકા, દઈ તાળી, નાચતી, પછી*
*નાસતી પળમાં!'*



પણ — પણ — આ મારા દ્રવ્યવાન ભાઈઓ નિરક્ષર છે, મૂર્ખ છે. તેમનો દોષ સો કાઢવો? શું એવા કોઈ વિદ્વાનો નથી કે જેમની પાસે પરોપકાર યોગ્ય દ્રવ્ય પણ છે? જો એવા ધનવાન વિદ્વાનો છે, તો નિરક્ષર ધનવાનોનો દોષ કાઢવો તે અયોગ્ય છે.

*'શો કાઢું મૂર્ખનો દોષ?*

*શીદ શોધું મૌર્ખ્યના કોષ?*

*મુજ ભણ્યાગણ્યા વિદ્વાન ઘણા ધનવાન, તે યે છે*
*કેવા?*

*ધન મળતાં જડતા નવી ધરી, ભણ્યું ભૂલ્યા હોય*
*બધું તેવા!'*

અથવા હું જ સાક્ષર છતે મૂર્ખ છું!

*'શો કાઢું અન્યનો દોષ?*

*શીદ ભરું પરનિન્દા કોષ?*

*મુજ છે જ લક્ષ્મી આસન્ન,*

*છે સરસ્વતી સુપ્રસન્ન.*

*નથી તો ય કર્યો વિચાર*

*હજી સુધી તો મનની માંહ્ય!*

*જગ જોવા ગૃહ ત્યજી આવ્યો,*

*પ્રિય સુહૃદ ન પણ પરખાયો!*

*મુજ દૃષ્ટિ આગળ ચાસે—*

*ન નિકટ - નહીં અંતર - ભાળે!*

*પ્રિયમિત્રમર્મને જોયું, હૃદય મુજ રોયું, સ્વપ્ન ધરી, જાગ્યો!*

*પ્રિય મિત્ર! તુજ સંતાપ સમજજે હશે ઘડીમાં ભાગ્યો!'*

વળી વિચાર કરવા લાગ્યો.

'એક ચંદ્રકાંતના સંસારમાં અનેક ચંદ્રકાંતના સંસાર જોઉં છું. જેવું એકનું દુ:ખ તેવાં દુ:ખ અનેકને! વિદ્યા એ લક્ષ્મી નથી, એટલું જ નહીં, પણ સરસ્વતી અને લક્ષ્મીનો વિરોધ જૂનો ગણાય છે તે મેં આજ પ્રત્યક્ષ કર્યા. ચંદ્રકાન્તની શાંત બુદ્ધિ કુટુંબયજ્ઞમાં ગંગાને હોમે છે! ઉદ્ધતલાલનો બુદ્ધિકોપ શ્રીમતીને આત્મવત્ કરવાના ઉત્સાહથી કરોળિયાના જેવી કુટુંબજાળને તોડી નાખી તે જાળના સ્થાનને ઝાપટી નાખી ચોખ્ખું કરવા મહાન વિગ્રહ માંડે છે. તરંગશંકર સ્ત્રી ઉપર પક્ષપાત કરે છે પણ કુટુંબને દૂર નથી કરી શકતો અને કવિત્વે પ્રકટેલો રસપ્રકાશ સંસારમાં મેળવી શકતો નથી. ગંગા! પાર્વતીથી શિવજીનું અપમાન ન ખમાયું — તેવો જ પાર્વતીના જેવો તારામાં ગુણ છે; સ્વામીને માટે તારા હૃદયમાં રસ છે; તારા સ્વાર્થની ધૂળથી તે ઢંકાયો છે અને એ ધૂળ ઝાપટી નાખવાની સાવરણી ઘરમાં વસાવવા દ્રવ્ય જોઈએ તે ચંદ્રકાંત પાસે નથી.'



નવી સૃષ્ટિનું દર્શન થતાં અને એ સૃષ્ટિનું હાર્દ સમજાતાં સરસ્વતીચંદ્રનું શરીર કંપવા લાગ્યું અને તેના ચિત્તમાં નવા ચમકારા થવા લાગ્યા. હૃદયમાં પ્રકટેલા વિચારો મુખગાનમાં સ્ફુરવા લાગ્યા — 'અહા!'

ચંદ્રકાંત અને તરંગશંકરની દશા સ્મરી બોલ્યો, બોલી બોલી લખતો ગયો:

*'નરરત્ન કંઈ કંઈ ગુપ્તપણે*

*બહુ આધિવ્યાધિ ઉપાધિ સહે;*

*જન રંકની ત્યાં કરવી શી કથા?*

*ધનરાશિ નિરર્થક મુજ પડ્યા!'*

વળી અટકી ગાવા લાગ્યો:

*'નરરત્ન કંઈક દરિદ્રદશા-*

*તણી ધૂળ તળે ઢંકાઈ રહ્યાં,*

*નરરત્ન-વિશોધન ના જ બને*

*ધન-સાધન મુજ અસાધક રહે!'*

વળી ઊંચું જોઈ બોલ્યો:

*'નરપીયૂષ શોધન ના જ બને;*

*ધનઔષધિ મારી નકામી રહે!'*

વળી ઊભો, ઉદ્ધતલાલ અને ચંદ્રકાંતને સરખાવવા લાગ્યો:

*'નરવ્યાઘ્ર કંઈ મુજ દેશ વિશે*

*દુખપંજર માંહી પુરાઈ રહે;*

*શૂરબન્ધનમોક્ષ ન કોઈ કરે*

*ધિક નિષ્ફળ મુજ સહુ ધનને!'*



ગંગા સ્મરણમાં સ્ફુરી:

*'ધરતી રસસુન્દર કોમળતા*

*ફળપુષ્પ ધરે નહીં નારીલતા:*

*ન ખીલે રસપોષક માળી વિના-*

માળી છે — પણ નિર્ધન છે —

*શું સિંચે રસમાળી સ્વવિત્ત વિના?*

*ધનરાશિ અચેતન મુજ રહ્યા!*

પ્રિય કુમુદ! તું તો માળી વિનાની જ રહી! ધન છે પણ માળી જ નથી. એ તારી દુર્દશા મેં કરી!

*પ્રિય હોય, કુમુદ, કંઈ તું મને,*

*પ્રિય હોય, સુમિત્ર, કંઈ તું મને,*

*તમ તુલ્ય અનેક ગુણાકરના*

*ગુણ ખીલવું રાશિ ત્યજી ધનના!'*

એના હૃદયમાં આનંદ અને ઉત્સાહનો ઉદય થયો:

*'શિવિરાજ તુલા પર દેહ મૂકે,*
*કરું તે જ કથા મુજ દ્રવ્ય તણી!*
*નવનીત બન્યું ઉર જોઈ શકે*
*નહીં અશ્રુભર્યાં જનરત્ન ભણી.*
*ગૃહત્યાગ થયો મુજ સાર્થક સૌ!*
*દીઠ ગુપ્ત પદાર્થ સુદૃશ્ય બહુ!*
*ગૃહભાગી થઈ, ફળભાગ હવે*
*દઉં દેશતણાં જનદૈવતને!'*

આટલું બોલી તે પૃથ્વી ઉપર પલાંઠી વાળી બેસી ગયો અને એનો ભગવો અંચળો એના શરીરની આસપાસ વેરાઈ પૃથ્વી ઉપર પથરાઈ રહ્યો. તેના ઉપર દૃષ્ટિ પડતાં એ ચમક્યો, એ કવિતા નાસતી લાગી અને એકદમ એ ઊભો થયો.



'સરસ્વતીચંદ્ર! એ સર્વ અભિલાષા આ વેશને અનુચિત છે! જે મૂર્ખતાએ ઘર છોડાવી અહીં આણ્યો તે જ મૂર્ખતાએ આજ આ દેશદશાનું દર્શન કરાવ્યું. તો હવે ત્યજેલું ગૃહ પાછું સ્વીકારવું, ધનભાઈને અર્પેલું ધન પાછું લેવા ઇચ્છવું, અને આ લીધેલો વેશ ત્યજવો — એ તે હવે મૂર્ખતા કે શાણપણ? અધર્મ કે ધર્મ?'

*अनारम्भो हि कार्याणां प्रथम बुद्धिलक्षणम्।*
*आरब्धरयान्तगमनं द्वितीयं बुद्धिलक्षणम्॥*

પ્રથમ બુદ્ધિલક્ષણ નષ્ટ થયું, તો બીજું તો રાખવું. I have committed myself to this stage - by folly or by fortune, and I shall be at least consistent with myself and stick to what I have accepted. That saves me an amount of thought and vexation . આપેલું પાછું લેવું એ પાપ છે!

દેશનું કલ્યાણ ધન દ્વારા કરવું ઈશ્વરને સોંપું છું. એ કલ્યાણનાં સાધન હતાં તે ગયાં તે ઈશ્વરની ઇચ્છા! નવાં પંથમાંથી નવા સાધન શોધીશું. છોડેલાં શસ્ત્ર પાછાં લેવાં નથી. કુમુદ! તારે માટે કરેલી પ્રતિજ્ઞા હવે તૂટશે નહીં! તને દુ:ખકુંડમાં નાખી દીધાનું પ્રાયશ્ચિત્ત કરવા જે જ્વાળામુખ સંન્યાસની પ્રતિજ્ઞા લીધી હતી તેને યોગ્ય વેશ આ જ છે.

શું જગતમાં એક પણ પદાર્થ એવો છે કે જેથી ઘેર જવાની વાસના મારામાં પ્રકટે? શું પરમાર્થ અથવા દયાને નામે મેં કરેલું પાપ ધોવાશે અને લીધેલી પ્રતિજ્ઞા છૂટશે? કુમુદસુંદરી! તમારો ત્યાગ કરી તમને જે દુ:ખમાં મારી સ્વચ્છંદતાએ નાખેલાં છે તેનું પ્રાયશ્ચિત્ત મારી પ્રતિજ્ઞા પ્રમાણે જ કરીશ અને બુદ્ધની પેઠે આ જ વસ્ત્રો પહેરી તમારી ક્ષમા એક દિવસ માગીશ. મારી અલ્પશક્તિ પ્રમાણે આ જ વેશે લોકહિતનો પ્રયત્ન કરીશ.

ચંદ્રકાંત! મુંબઈ છોડવા પહેલાં હું ધારતો હતો કે દેશહિત, લોકહિત અને આત્મહિત, ત્રણે વાનાં દ્રવ્ય વિના સિદ્ધ થઈ શકે છે, અને તેં દ્રવ્યના લાભનો પક્ષવાદ કર્યો. ત્યારે મેં તેના સામો પક્ષવાદ કર્યો, અને મારા પક્ષને સત્ય માની મેં દ્રવ્યનો ત્યાગ કર્યો. તારા પક્ષવાદનું મૂળ અનુભવ હતું — તારા અનુભવ વિનાનો મારો પક્ષ હવે મને મૂર્ખતા ભરેલો લાગે છે અને તારા જેવાઓને ઉપયોગી થવાનું સાધન મેં હાથે કરી ખોયું. હવે એ થયું ન થવાનું થનાર નથી, અને લીધેલી પ્રતિજ્ઞાઓ છૂટનાર નથી, અને દ્રવ્યના સાધન વિના આ શરીરથી જે અર્થ સરે તે જ યોગ્ય છે. હવે આપણા લોકે સ્વીકારેલો પ્રારબ્ધવાદ સ્વીકારવામાં મને સુખ લાગે છે. મારો હાલનો પ્રતિજ્ઞાધર્મ તે વાદને જ અનુકૂળ લાગે છે.

તરંગશંકર! પ્રીતિને માયારૂપ અસત્ય ગમવાનું તમે શીખવ્યું તે પ્રમાણે કુમુદની પ્રીતિનું સ્વપ્ન કાઢી નાખું તો હું આ મારા સાંપ્રત વેશને યોગ્ય કાર્ય કરું — એની ના નહીં. પણ બુદ્ધને સ્વપ્રિયાએ ક્ષમા અર્પી તે પ્રમાણે હું કુમુદસુંદરીની ક્ષમા મેળવું ત્યાં સુધી બુદ્ધના શાંત સંન્યાસનું શમસુખ લેવાનો મને અધિકાર નથી. બુદ્ધના ત્યાગથી એના રાણી પરહસ્તગત થઈ નહોતી. કુમુદ! તું પ્રમાદને હાથ ગઈ અને અસહ્ય દુ:ખ પામી — તેનું કારણ હું! લોકદૃષ્ટિએ વિવાહવિધિ થયો નથી ગણી હૃદયે સ્વીકારેલો વિવાહ તોડવાનું પાપ કરનાર તે હું છું.

પ્રિય ચંદ્રકાંત! પ્રથમ હું મારી પ્રતિજ્ઞા પાળીશ અને કુમુદનું ઉદાર ચિત્ત મને શુદ્ધ ક્ષમા અર્પે ત્યાં સુધી હું નિરાધાર અને નિરાકાર — અલખ — રહી આ વેશે ભટકીશ અને મારા હૃદયમાં પ્રીતિના અંગારાને અહોનિશ બળવા અને બાળવા દઈશ!

*અહો ઓ જીવ મારા રે!*

*દઈ આ દંશ દારાને,*

*ઘટે ના ભોગ-સંસાર,*

*ઘટે ના શાંત સંન્યાસ!'*

ક્રોધથી પાસેના પથ્થર ઉપર મુક્કી મારી અને પગ પૃથ્વી ઉપર અફાળ્યો.

*'શરીરે ભસ્મથી છાયો,*

*ઉરે અત્યંત સંતાપ્યો,*

*ઊંડો જ્વાળામુખી જેવો,*

*હવે સંન્યાસ આ તેવો!'*

કપાળે, ઓઠે અને આંખોમાં ઉગ્ર, તીવ્ર ને દૃઢ નિશ્ચય પ્રકટ્યો.

*'સ્ફુરે પોતે, ન દેખાય,*

*કુમુદની ગંધ ગ્રહી વાય!*

*અરણ્યે એકલો વાયુ!*

*જીવન એ ભાવિ છે મારું!'*

હાથ આકાશમાં વીંજ્યો અને મુખ ઉપર આત્મપ્રીતિ અને તૃપ્તિ જ્વલિત થઈ.

'ચંદ્રકાંત! ચંદ્રકાંત! ક્ષમા કરજે. કુમુદની ક્ષમા મળતાં સુધી આ પ્રીતિના તપથી તપોમય સંન્યાસ છે, ક્ષમા મળવા પછી શાંત સંન્યાસ છે, અને એ સંન્યાસની શાન્તિને કાળે તને અને મારાતારા દેશને સ્મરીશ અને વગર દ્રવ્યે તેમનું હિત કેમ કરવું એ વિચારી મારો પક્ષવાદ સિદ્ધ કરીશ.'



પોતાના વેશ ભણી જોઈ, હાથેલીથી અંચળાને ઝાલી, તેના ભણી જોઈ બોલ્યો:

'અલખના અરક્ત રક્ત રંગ! હું તને અપમાન નહીં આપું. 'પ્રકૃત વ્યવહારમાં વિહરવું' એવી શિક્ષા મને દીક્ષામાં જ મળેલી છે — તો — કુમુદ વિષયે હું આમ પ્રવાહપતિત થયો છું અને મને આ જ્વાલામુખ સંન્યાસ અને તેનો વ્યવહાર જ પ્રકૃત છે. એ વ્યવહારમાં હું વિહાર કરું અને એ પ્રકૃત તપ વડે મનને શુદ્ધ કરું તો આ વેશથી કંઈ પણ વિરુદ્ધતા નથી — કારણ આ મારી દીક્ષા છો!'

આટલું બોલે છે ત્યાં આકાશમાં કુમુદનો સ્વર સંભળાયો:

*'લીધો લીધો ભગવો વહાલે ભેખ,*

*સુંદર થયો જોગી રે!*

*મને વહાલો લાગે એનો વેશ,*

*થયો બ્રહ્મ-ભોગી રે!'*

ચારે પાસ જોયું પણ કુમુદ જણાઈ નહીં.

'અહા! મારા હૃદયના સંસ્કાર બાહ્ય સંસારમાં પ્રતિધ્વનિરૂપે મૂર્ત થાય છે અને જ્યાં જાઉં છું ત્યાં મને અકળાવે છે — પણ અકળામણ એ જ મારું પ્રાયશ્ચિત્ત માની હું તેને યથેચ્છ વર્તવા દઉં છું.'

વળી કુમુદનો સ્વર સંભળાયો:

*‘ચંદ્રજોગીતી સાથ કુમુદ જોગણ થઈ ચાલી રે,*
*વહાલા! પ્રીતિનો સાજીશું મેલ, રમીશું મહાલી રે!*
’

સ્વર બંધ પાડી, સરસ્વતીચંદ્ર બોલ્યો:

‘હે રમ્ય પ્રિય સ્વર! પ્રીતિનું આ રમ્ય સ્વપ્ન હું ઇચ્છતો નથી—એ સ્વપ્નના ઉદ્ગારમાં પાપ છે, અહિત છે, હે અમૂર્ત સ્વર એ ઉદ્ગારને તુ શાંત કર અને મારી દુષ્ટતાના દોષના ઉદ્ગાર કાઢ.’

આને અન્યથા ઉત્તર મળતો હોય તેમ આ વાક્ય પૂર્ણ થતાં ગુફા અને મઠ વચ્ચેની બારીમાં આવી એક બાવાએ ગર્જના કરી:

*‘નન્દકો નન્દન એક આનન્દ દેત હૈ!’*

ગુફાની ચારે પાસ પત્રની ભીંતોમાં, ઉપર આકાશમાં, નીચે ઝરાના પાણીમાં, પાસેના વડની શાખાઓની ઘાડી જાળમાં, અને અન્યત્ર સર્વત્ર પ્રતિધ્વનિ ઊઠ્યો:

*‘એક આનન્દ દેત હૈ!’*



એ આનંદનો સત્કાર સરસ્વતીચંદ્રના હૃદયમાં પણ થયો, અને બારી ભણી મુખ ફેરવ્યું ત્યાં બારીમાંનો સાધુ એના ભણી પ્રસન્ન મુખથી આવવા લાગ્યો.

---

* Pope .

* ‘દવેખ’ જેમકે એને સંસાર ઉપર દવેખ આવી ગયો. *अन्नद्वेष* ઇત્યાદિમાં સંસ્કૃત પ્રયોગ એ જ અર્થ છે.

* આર્નોલ્ડના લાઇટ ઑફ એશિયા ઉપરથી સૂચિત.

* રાગ-ફારસી બેત ઉપરથી *પુત્ર૦*

* સૂર=વિદ્વાન.x વ્યાયામ=કસરત

૧ = અંદરનો ઘા

# ૭. કુમારિકા કુસુમ અને વિધવા સુન્દર

'The husbandless woman exists in two shapes. She is either spinster or a widow. Most nations permit both institutions to grow up side by side with each other with the result that the reciprocal proportions of the numbers of the two classes undergo fluctuations on principles very similar to those of the two metals of a double currency under the guidance of economic laws. Social science is interested in noting how these fluctuations tell upon the general welfare of the nation. The poet of domestic charms falls in love with the different features of the lights and shades of the twin sisters - the spinster and the widow. There is also a cynical way of subjecting both creatures to a camera observation and comparing the shadows of the two reflected upon its plate. This is especially useful in a country like India where the Hindus have chosen and contrived to escape the fluctuations of a domestic double currency by keeping the widow a permanent coin and excluding the spinster altogether from their mint. The propounders of justice and of the equality of the two sexes may well protest against this gross injustice to the weaker sex. But, apart from that, no small interest gathers round the questions whether India with this monometallism for her social economics is really a loser on the whole, and whether the world of bimetallists has gained anything substantial, or, to be more serious and less offensive to the fastidious moralist, whether the world has gained on the whole by its submission to the ordinary laws of nature, and India has suffered by working out this artificial system within its families. '

- *Anonymous*



વિદ્યાચતુરનું કુટુંબ એકઠું થઈ ગયું. વૃદ્ધ માનચતુરે ઘેર આવી કુમુદ વિષે આશા મૂકી અને મુકાવી. બુદ્ધિધનના પત્રથી પ્રમાદધનના મૃત્યુની કૃષ્ણપત્રી જણાઈ ગઈ. એક દિવસમાં રંક પુત્રીનું અને મૂર્ખ જામાતાનું મરણ સિદ્ધ થયું. અમાવાસ્યાની રાત્રિના અંધકારમાં ચોમાસાનાં વાદળાંને અંધકાર ભળે, બેવડો અંધકાર જગતમાં વ્યાપી જાય, અને નિદ્રાની જડતામાં વૃષ્ટિના શૈત્યની જડતા ભળે, તેમ વિદ્યાચતુરના પ્રધાનમહેલમાં થઈ ગયું.

કુમુદ ગયાનો શોક પૂર્ણ વિકાસ પામવા આવ્યો અને પ્રમાદધનના નામ ઉપર આરોપ, ઠપકા, ગાળો અને પાપની વૃષ્ટિ પૂરી થઈ નહિ ત્યાં પ્રમાદધનના સમાચારે એ ગાળો અને શાપને શાંત કર્યાં, અને વિધવા થતાં પહેલાં મૃત્યુ પામેલી પુત્રી ભાગ્યશાળી ગણાઈ, અને એ વિચારે એના ઉગ્ર શોકને શાંત કર્યો. મણિરાજ પોતે સર્વને આશ્વાસન આપી પાછા ગયા. મિત્રો, કુટુંબજન, જ્ઞાતિજન, અધિકારી મંડળ, રાજમહેલનું મંડળ અને પ્રતિષ્ઠિત નાગરિક મંડળ, સર્વની આખો દિવસ આવજા થઈ અને અનુશોચનના વ્યવહારે શોકના હૃદયરસને છિન્નભિન્ન કરી નાખ્યો. અતિશય વ્યવહાર વ્યાપારમાં ગયેલા દિવસને અંતે રાત્રિ સમયે શાન્ત થયેલું સર્વ મંડળ વિશ્રાંતિને ખોળે પડી નિદ્રામાં પડ્યું. વિદ્યાચતુરની નિદ્રા, ઈશ્વરેઇચ્છાનો વિચાર થતાં ગાઢ થતી, પુત્રીના ગુણ અને ભાગ્ય સાંભરતાં મસ્તિકમાંથી દુર થતી, શોક તરી આવતાં નેત્રદ્વારમાં આવજા કરતી, મોહનો વિજય જતાં નિ:શ્વાસને માર્ગ આપતી અને સંસારનું અસાર સ્વરૂપ સમજતાં પાછી આવતી, અને અંતે એ પાછો નિદ્રામાં પડતો. પુત્રીનું સૌભાગ્ય અખંડ રહ્યું અને વૈધવ્ય જોવા વારો આવ્યો નહીં એ વિચાર રોતાંરોતાં થઈ આવતો ત્યારે ગુણસુંદરી શાંત થતી, પણ રંક અને સુશીલ પુત્રીનાં દુ:ખ સાંભરતાં એની આંખમાં આંસુની રેલ ચાલતી. એને આખી રાત નિદ્રા ન આવી, પણ ઘડીક એ સૂતી સૂતી આંસુ સારતી, દાડીક પથારીમાં બેઠી થઈ રોતી, ઘડીક શાંત થઈ ઉઘાડી કે સીંચેલી આંખે પણ જાગ્રત હૃદયે પડી રહેતી, અને ઘડીક પાસે સૂતેલી સુન્દરની સાથે કુમુદની વાત રોતી-કકળતી કરતી.

દિવસે દિવસે શોક જૂનો થવા આવ્યો, અને સંસારનો વ્યવહાર સર્વનાં સ્મરણચક્ષુ ઉપર પડદો નાખવા લાગ્યો; કુમુદના સમાચારથી સર્વ કુટુંબની આ અવસ્થા થઈ એટલા દિવસ તેમનાં ચિત્તમાંથી કુસુમની ચિંતા દૃશ્ય થઈ. માતાના આશ્વાસનમાં અને શોકવ્યવહારનાં કાર્યોમાંથી પરવારતા એકલાં પડવાના પ્રસંગ વધતા ગયા અને તેની સાથે આ બાળકીના હૃદયમાં નવા અનુભવના પરિણામ, નવા વિચાર, અને નવી ચિન્તાઓને ભરવા લાગ્યા, અને તે પ્રમાણે પોતાનું ભવિષ્ય બાંધવાની આતુરતા એના એકાંત અવકાશમાં વીજળીના જેવા ચમકારા કરવા લાગી. આણી પાસથી કુસુમ આમ આકર્ષાવા લાગી, ત્યારે બીજી પાસથી બિચારી સુન્દરની ચિન્તાઓ વધવા લાગી. વિદુષી છતાં ગુણસુંદરીને કુમુદનો ઘા અતિશય લાગ્યો અને એ હૃદયશૂન્યા બન્યા જેવી દેખાતી હતી અને ગૃહકાર્યથી તેમ કુસુમની ચિંતાથી કુમુદના શોકે એને મુક્ત કરી. સુન્દર એક પાસથી ગુણસુંદરીની પાછળ પાછળ ભમતી અને બીજી પાસથી કુસુમની પાછળ ભમવાનું એની દૃષ્ટિએ મૂક્યું નહીં. ગુણસુંદરીને શોકમુક્ત કરવામાં, અને મોઈ પુત્રીના શોકમાં ડૂબેલી માતાએ એકલી પડવા દીધેલી કુસુમના સ્વચ્છંદ લાગતા આવેશને દાબેલા રાખવામાં, સુન્દરની ચિંતાઓ વહેંચાઈ ગઈ, અને જન્મપર્યંત પોતાને આભારી કરનારી ગુણિયલ દેરાણીએ કરેલા ઉપકારોનો

બદલો વાળવાનો આ ઈશ્વરે આપેલો પ્રસંગ જાળવવામાં સુન્દર શિથિલ થઈ નહી.

પોતાના લતાગૃહના માંડવામાં, પાસેના તળાવની કોર ઉપર અને આસપાસની કુંજગલીઓમાં, આખો દિવસ અને રાત્રિને પ્રથમ પ્રહરે કુસુમ એકલીએકલી ફરવા લાગી અને પોતાના વિચારની ચક્રદોલાએ (ચકડોળે) ચડવા લાગી.

‘પરણ્યાં એટલે પડ્યાં એ વાત નક્કી! કુમુદબહેન! તું ગઈ અને પ્રમાદધન ગયા! તમે બે જીવતાં હોત કે તું એકલી જીવતી હોત તો તારા દુ:ખનો પાર ન હતો! એ દુ:ખનું કારણ તારો વિવાહ! વિવાહ એ સ્ત્રી જાતનો શત્રુ છે. વૈધવ્યમાંથી મરણે તને છોડાવી એ વિચારથી ગુણિયલને આવા દુ:ખમાંથી કળ વળે છે! તેનું કારણ શું? કુમુદબહેન પરણી ન હોત અને વિધવા ન થઈ હોત તો સુખી હોત! માણસ મરે તો પણ તેનો શોક પાછળ રહે છે તે લગ્નદશા સમાપ્ત થાય તો પણ તેની છાયા પાછળ રહે છે — એ છાયા તે વૈધવ્ય! જે લગ્નની છાયા એટલી ભૂંડી છે તે લગ્ન કેટલું ભૂંડું હોવું જોઈએ? બહેનના વૈધવ્ય કરતાં એનું મરણ સારું ગણાયું! માટે આપણે તો વૈધવ્ય પણ નહીં ને લગ્ન પણ નહીં! માત્ર કાકીને મને પરણાવી ખાડામાં નાખવાની ઘેલછા લાગી છે. પણ ગુણિયલ હજી બોલતી નથી, અને અત્યાર સુધી હું કુમારિકા રહી છું તે પિતાજીની કૃપાથી જ.’

આટલો વિચાર કરી તે હરિણી પેઠે દોડી અને ગુલાબના છોડ વચ્ચેની ગલીમાં દોડી આવી તળાવ પાસે એક ભૂરા કાચની બરણી જેવી બેઠક ઉપર બેઠી. એને દોડતી દેખી સુન્દર આઘેથી પાસે આવી એને માથે હાથ મૂકી બોલવા લાગી:

‘બેટા, તું દોડાદોડ કરે એ તે આટલે વયે છોકરી માણસને માટે કંઈ સારું કહેવાય? તું મોટી થવા આવી!’

કુસુમ — ‘છોકરી જો પરણી હોય ને પછી દોડે તો તે ખોટું કહેવાય. પરણ્યા સુધી કુમારિકા ગમે તેવડી હોય તે દોડે.’

સુન્દર — ‘પણ હવે તારે પરણવાનું કંઈ છેટે છે? ગુણિયલને તારી કેટલી ચિંતા થાય છે તે તને ખબર છે? કુસુમ! હવે તું કાંઈ ડાહી થા. આવે કાળે માની ચિંતા તું ઓછી નહીં કરે તો પછી કયારે કરવાની હતી?’

આ વાક્યના મર્મભાગે સફળ પ્રહાર કર્યો. કુસુમ અંકુશમાં આવી ગંભીર થઈ ગઈ. મનુષ્યમાત્રની નિરંકુશતાને પ્રસંગ છોડાવે છે. દુષ્ટો શિક્ષારૂપ વિપત્તિના પ્રસંગથી અંકુશમાં આવે છે. મૂર્ખ જનને અંકુશમાં આણવા એક વિપત્તિ બસ નથી પણ અનેક વિપત્તિઓનો ખપ પડે છે. ચતુર અને સાધુ પણ અનુભવહીન જનને પોતાની અથવા પારકી વિપત્તિનું દૂરથી પણ દર્શન થતાં બોધ મળે છે અને વગર અંકુશે બોધનો અંકુશ જાતે

સ્ફુરે છે. બોધના અંકુશને યોગ્ય પણ બાળવયના ઉત્સાહથી ભરેલી યુવાવસ્થાને આવા દર્શનમાંથી લેવાના પ્રબોધનું ભાન આણનાર પ્રિયબોધક મનુષ્ય જોઈએ છે. આવો સંયોગ કુસુમને હતો. એના વિકાસની નિરંકુશતા જોઈ ગુણસુંદરી હબકતી હતી, ત્યારે સ્વતંત્ર બુદ્ધિવાળાં મનુષ્યોની પ્રકૃતિનો સુજ્ઞ વિદ્યાચતુર અને ધૈર્ય આપતો હતો અને બાળક શરીરરૂપ યજ્ઞ ઉપર બુદ્ધિના અગ્નિને દાસત્વમાં નાખવાનું પાપકર્મ ન કરવાનાં કારણ બતાવી એ અગ્નિને કેવી રીતે કેવા તપથી સાધવો એ દર્શાવતાં બોલ્યો હતો કે — 'ગુણિયલ! નવી પરણેલી મુગ્ધા સ્ત્રીને જેમ દક્ષ નાયક બળથી નહીં પણ કળથી વશ કરી લે અને એ મુગ્ધાનો રસ વધારે, તેમ જ બાળકની બુદ્ધિને પણ કેળવવાની છે. જો આપણાં બાળક આપણા કરતાં વધારે બુદ્ધિવાળાં થાય એમ આપણી ઇચ્છા હોય તો તેમની બુદ્ધિને આપણી બુદ્ધિની બેડીઓમાં કેદ ન કરવી, કારણ માબાપની બુદ્ધિથી માત્ર આજ્ઞાકર થવા શીખેલી બુદ્ધિ સ્વતંત્ર રીતે ઊડવાનો અભ્યાસ પામતી નથી. બાળકની બુદ્ધિને પગે માબાપે ઘડેલી બેડીઓ નાખવી નહીં, પણ એ બુદ્ધિ જાતે ચાલે, પડે, અને ઊઠે અને શક્તિ હોય તો દોડે તેમાં માબાપે વિઘ્ન ન નાખવું. એ બુદ્ધિ પોતાની કળાથી નૃત્ય કરે તો કરવા દેવું. તેને વિદ્યા એ અન્ન છે, વિચાર એ વ્યાયામ (કસરત) છે, સ્વતંત્રતા એ તેના પ્રાણનું પોષણ કરનાર પવન છે. ઉત્સાહ એ એની ક્રીડાભૂમિ છે અને સંસારનું અવલોકન એ એને જીવન આપનાર પાણી છે. માતાપિતાનો ધર્મ એ છે કે પાણી નિર્મળ રાખવું, એ પવન નિર્મળ અને અપ્રતિરુદ્ધ રાખવો, એ ક્રીડાભૂમિમાં અધમ સંગતિ જવા દેવી નહીં. અને એ વ્યાયામમાં ન્યૂનતા કે અતિશયતા થાય નહીં અને વ્યાયામને અંતે ફરવા માંડેલા લોહીથી ભરેલી નસોમાં અયોગ્ય પદાર્થને સ્થાને પોષક અન્ન જાય. માતાપિતા ભણીના અંકુશની સમાપ્તિ આટલામાં થાય છે, બાલ્યાવસ્થામાં આટલા અંકુશમાં રહી બાળકની બુદ્ધિ મરજી પડે તેવું નૃત્ય કરે તે કરવા દેવું. એ અવસ્થા જેમજેમ પૂરી થતી જાય તેમતેમ એ બુદ્ધિના અન્ન સાથે બાળકના ભવિષ્ય પ્રયાણને યોગ્ય ભાથું ભરવું અને તેની ક્રીડાભૂમિમાં સુખદુ:ખોથી ભરેલા સંસારનાં ચિત્ર મૂકવાં, દુષ્ટ પવન નિવારનાર તેમ પવનને સુગંધવાહક કરનારા રસ એના ભવનના સર્વ ભાગમાં મૂકવા એટલું સરત રાખવું. યુવાવસ્થા આદિ પ્રવાહો સ્વતંત્રતાને વધારનાર છે તે કાળે આવા રસથી જે કામ થશે તે શુષ્ક શિક્ષાપાઠથી નહીં થાય, માટે એના વિચારરૂપ વ્યાયામને વધવાનાં સાધન ઊભાં કરવાં પણ તે એવાં હલકાં ન કરવાં કે પ્રમાદ થાય અને એવાં ભારે ન કરવાં કે અતિશ્રમ થાય. અને અંતે એના અવલોકનરૂપ જીવનનો પ્રવાહ ગંગા જેવો રાખવો અર્થાત્ સર્વ કાળે શુદ્ધ અને જગતને પાવન કરનારો કરવો, અને સર્વગ્રાહી આકાશના પ્રતિબિંબનું સર્વાંગે પ્રતિબિંબ સંગ્રહનારો કરવો; પ્રાણીમાત્રની તૃષા ભાગનાર, જીવન આપનાર ચારે પાસની વનસ્પતિનો પોષક, અને હિમાચલ જેવા ઉચ્ચ સ્થાનમાંથી સર્વદા પ્રભવ પામતો એ પ્રવાહને કરવો! સમુદ્રના જેવા વિશાળ અને

પ્રાણપોષક પ્રયાણમાર્ગરૂપ ઇષ્ટાપત્તિનો — અનેક ગુપ્ત પણ સતત નીતિઓથી — સાધક ગંગાપ્રવાહ જેવો બાલક-બુદ્ધિના આ અવલોકનના પ્રવાહને કરવો. ગુણિયલ! શુદ્ધ વિદ્યાદાનનો માર્ગ અને પરિણામ આવાં છે, અને પુત્રીનું સ્ત્રીત્વ અને પુત્રનું પુરુષત્વ લક્ષ્યમાં રાખી આ માર્ગ લેવાય તો તેના નિયમ ઉભયને સામાન્ય છે અને એ માર્ગ પુત્રમાત્ર અને પુત્રીમાત્રનાં જાતકર્મ આદિ સંસ્કારોમાં એક આવશ્યક સંસ્કાર છે. એ સંસ્કાર ન આપે તે માતા અથવા પિતા પોતાના ધર્મથી ભ્રષ્ટ થાય છે. આપણા લોક ક્ષુદ્ર થયા છે અને શુદ્ધ ધર્મ સમજતા નથી. પણ પવિત્ર ધર્મથી તું ભ્રષ્ટ થઈશ નહીં! એ વિષયમાં તારા ધર્માધર્મમાં મારો ભાગ છે, તું મારી સહધર્મચારિણી છે, અને આટલા ધર્મનું કૃત્ય હું તને સોંપું છું, કારણ મને વ્યવહારમાં અવકાશ ઓછો મળે છે. પણ ઈશ્વરે સર્વરીતિથી અનુકૂળતા કરી આપી, તેને પાત્ર થવા મેં તને વિદ્યા આપી છે, અને તું પુત્રીને આપજે અને એની બુદ્ધિને સંસ્કાર પામેલા મણિ જેવી કરવાનો મેં તને માર્ગ બતાવેલો છે. *ગૃહિણી ગૃહમુચ્યતે* માટે આ ગૃહકર્મની સફલતા તારા ઉત્સાહ ઉપર આધાર રાખે છે. તને આપેલી વિદ્યાને લીધે આ ધર્મમાં તું મારી સહધર્મચારિણી છે.'

વિદ્યાચતુરે કુસુમના સંબંધમાં આ શિક્ષા આપી હતી તે ગુણસુંદરીએ લખી રાખી જિહ્વાગ્રે કરી હતી. પુત્રીને વિદ્યા અને બુદ્ધિસ્વાતંત્ર્ય આપવાનું કારણ કોઈ પૂછે ત્યારે પતિવ્રતા ઉત્તરમાં 'પતિઆજ્ઞા' દર્શાવતી હતી. એ આજ્ઞાને કોઈ ભૂલભરેલી ગણે ત્યારે પતિપ્રતિષ્ઠાનું સમર્થન કરવા આ શિક્ષાના અક્ષરોના સારોદ્ધાર કરી સાક્ષરા જય પામતી છતાં સ્ત્રીજાતિને સ્વાભાવિક ભીતિ તે ગુણસુંદરીના હૃદયને પુત્રીના સ્વાતંત્ર્યફલના સંબંધમાં નિરંતર કંપાવતી અને પોતાની ભીતિ ખરી ન પડે એવું એ નિત્ય ઇચ્છતી. એ ભીતિ ખરી પડશે કે ખોટી એ શંકા ગુણસુંદરીને અને સુન્દરને નિત્ય થતી. એ શંકાનું સમાધાન કાળક્રમે અને કુસુમના પૂર્ણ વિકાસને અંતે જ થાય તેમ હતું. ભત્રીજીને માની ચિંતા ઓછી કરવાનું કહેતાંકહેતાં સુન્દરનું હૃદય આ શંકાથી ધડકવા લાગ્યું. વગર અંકુશે ઊછરેલી કન્યાની બુદ્ધિમાં વિપત્તિધર્મનો બોધ કેવી રીતે સ્ફુરે છે તેનું અવલોકન અનુભવી વિધવા આતુરતાથી કરવા લાગી. એ આતુરતાને લીધે પોતાને પ્રશ્નેપ્રશ્ને કાકી ભત્રીજીનાં નેત્ર ભણી દૃષ્ટિ ધરવા લાગી, અનુભવહીન પણ મેધાવિની બાળાના ઉત્તરેઉત્તરે તેના અક્ષરોદ્ગાર ભણી પોતાના કર્ણને એકાગ્ર કરવા લાગી, અને ઉદ્ગારકાળે અનેક વિકારો અનુભવતી પ્રિય વત્સાના નખથી શિખ સુધીના સર્વ ભાગો ઉપર સહજ સ્ફુરતી ચેષ્ટાઓને વત્સલ કાકી અનેક પ્રિયચિન્તક ચિન્તાઓથી વીજળી પેઠે સહસા, ત્વરાથી, સર્વત: અને ક્ષણભરમાં સુપ્રકાશિત કરવા લાગી.

કાકીનો પાલવ ઝાલી કુસુમ બોલી:

'કાકી! તમે એમ સમજો છો કે ગુણિયલના દુ:ખમાં વધારો કરવા જેવાં મારાં કૃત્ય છે?'

સુન્દર — 'ના, તારાં કૃત્ય એવાં નથી, પણ તારા વિચાર અને બોલ ગુણિયલની ચિન્તાઓ વધારે છે.'

કુસુમ — 'ત્યારે ગુણિયલ મને જાતે કેમ કહેતાં નથી?'

સુન્દર — 'તારા પિતાજીની આજ્ઞા છે કે તારા વિચાર જાણવા પણ રોકવા નહીં; તેને વાળવા પણ મરડવા નહીં.'

કુસુમ — 'ત્યારે એટલું તો ખરું કેની કે મારો વિચાર નિર્દોષ છે?'

સુન્દર — 'હું કંઈ પંડિત નથી. પણ આ વિચાર પ્રમાણે તું ચાલીશ તો વિપરીત કરી બેસવાની અને જાતે દુ:ખી થઈ બીજાને દુ:ખી કરવાની! અંગ્રેજી ભણેલા પુરુષો ઘર ચલાવવા બેસે ત્યારે સ્ત્રીજાતે તેમની મરજી પ્રમાણે વર્તવું પડે, પણ એટલી તેમની આજ્ઞા પાળવાથી આપણાં કાળજાં કંપતાં મટે નહીં.'

કુસુમ — 'જ્યારે મારી ચિન્તા પિતાજી એક રીતે કરે અને ગુણિયલ બીજી રીતે કરે ત્યારે મારે શું કરવું?'



સુન્દરે કુસુમને જરીક ખસેડી અને એક બેઠક ઉપર બે જણ સંકડાઈને બેઠાં. સુન્દરે કુસુમને બગલમાં લીધી.

સુન્દર — 'પુત્રોની સંભાળ પિતા લે અને પુત્રીની માતા લે. જો તું ગુણિયસના વિચારમાં વળે તો તારા પિતાને વાંધો નથી.'

કુસુમ — 'તો મારા વિચારને વાળો — એને મરડી નાંખવા શું કરવા મથો છો? મારે કુંવારાં રહેવું છે. એ વિચારને મરડી નાંખી તમે બધાં પરાણે પરણાવશો ત્યારે મારું કંઈ જોર છે? ગાય ને દીકરી — તેને માબાપ મોકલે ત્યાં જાય.'

કુસુમનું હૃદય ભરાઈ આવ્યું, તેનાં વિશાળ નયન આંસુથી ઊભરાયાં, બાળક હૃદય દુ:ખના આવેશથી ધડકવા લાગ્યું, અને કાકીની છાતી ઉપર માથું નાંખી બાળા ધીમેથી રોવા લાગી. સુન્દરે ઊંડો નિ:શ્વાસ મૂક્યો.

'બેટા કુસુમ! એક દીકરીને પરણાવી ધરાયાં નથી અને બીજી દીકરીનું પ્રારબ્ધ કેવું નીવડશે તે વિચારતાં અમારાં કાળજાં કંપે છે તો તારા જેવી ચકોર જાતને ચિન્તા થાય એમાં નવાઈ નથી. પણ પરણ્યા પછીનાં સૌ દુ:ખ કુંવારાં રહ્યાંનાં દુ:ખથી ઓછાં.'

કુસુમ આંસુ સૂકવી મોં ઊંચું કરી બોલવા લાગી. કાકી, માતાની ચિન્તા ઓછી કરવાની વાત પડતી મૂકી, વાદવિવાદમાં ભળ્યાં લાગ્યાં. માતાની

ચિન્તા ઓછી કરવાની વાતમાં કુસુમને પોતાનું કાળજું હારી જતું લાગ્યું. વાદવિવાદમાં ઊતરતાં પોતાની બુદ્ધિ ચાલતી લાગી.

'કાકી! પરણેલાંનાં દુ:ખ સૌ દેખીએ છીએ. કુંવારાંનાં દુ:ખ કોણે દીઠાં છે?'

સુન્દર — 'ડોસા કુંવારા દીઠા છે; ડોસી કુંવારી દીઠી નથી તો તેનું સુખ કે દુ:ખ કશુંયે શી રીતે દેખાય? બાકી અનુમાનથી જોવાનું તે તો બે પગે ચાલે તે દેખે, ન દેખે એકલી મારી ઘેલી કુસુમ!'

કુસુમ: 'ઘેલી ભત્રીજી ન દેખે તો ડાહ્યાં કાકી દેખાડે!'

સુન્દર: 'જો, બાળક પાસે બધી વાતો થાય નહી અને બાળક મોટાંની વાતો કરવાના ચાળા કરે ત્યારે મોટાંએ ન કહેવાનું કહેવું પડે.'

કુસુમ — 'એમ કરો ત્યારે.'

સુન્દર — 'તું લાજ છોડાવીશ ને છોડીશ પણ મમત મૂકવાની નહી.'

કુસુમ — 'વારુ એમ. પણ બોલો તો ખરાં.'

સુન્દર — 'જેણે મૂકી લાજ, તેને નાનું સરખું રાજ.'

કુસુમ — 'હા ભાઈ, એમ, પણ બોલો.'



સુન્દર — 'હું કંઈ તારો ભાઈ નથી. પણ સાંભળ ત્યારે. આ જગતમાં લોક સંસાર શું કરવા માંડતા હશે?'

કુસુમ — 'તેમને તેમ ગમ્યું. ગમવા ન ગમવાની વાત; તેમાં કારણ શાં? કોઈને ભાવે ગળ્યું, ને કોઈને ભાવે તીખું. કોઈને ગમે સંસાર માંડવાનું ને કોઈને ગમે કુંવારાં રહેવાનું.'

સુન્દર — 'ના, એમ નથી. ભાવવું ન ભાવવું તેનો આધાર જીભ ઉપર છે. પણ ભૂખની વાસના જેવી સંસાર માંડવાની વાસના પ્રાણીમાત્રને વખત આવે થાય છે. જેમ ઝાડમાત્રને પોતપોતાની ઋતુ આવ્યે ફળપુષ્પ થાય છે તેમ પ્રાણીમાત્રમાં યૌવનનો વા વાતાં મોડી-વહેલી સંસારની વાસના જાતે ઉત્પન્ન થાય છે.'

કુસુમ — 'પણ રાણીસાહેબનાં શિક્ષક મિસ ફ્લૉરા મડમ છે તે હજી કુંવારાં છે; ને બીજું બોલું?'

સુન્દર — બોલને.'

કુસુમ — 'ના, પણ તમને ખોટું લાગે ને મને વઢો.'

સુન્દર — 'ના, નહીં ખોટું લાગે.'

કુસુમ — 'બીજું તમે પણ ક્યારે સંસાર માંડ્યો છે?'

સુન્દર હૃદયનો નિ:શ્વાસ હૃદયમાં દાબી બોલી:

‘મડમને વાસના નહીં થઈ હોય તો થશે ને આજ નહીં તો ચારે વર્ષે સંસાર માંડશે. ને બેટા, કાકીની વાત કાકીનું હૃદય જાણે છે કે પરમેશ્વર જાણે છે.’

કુસુમ — ‘ત્યારે તો તમને વાસના થઈ હશે.’

આંખો ચોળતી, આડું જોતી, સ્વસ્થ બનતી સુન્દર બોલી:

‘જો, ઈશ્વરે જ્યાં જ્યાં પ્રાણ અને યૌવન મૂક્યાં છે ત્યાં ત્યાં એ વાસના પણ મૂકી છે. વિધાત્રી, લક્ષ્મીજી અને પાર્વતી એ જગદંબાનાં સ્વરૂપ; તેમાં પણ એ વાસના પ્રગટી છે તો તારી કાકી જેવી રંક જાત તે કોણ માત્ર? વાસના તો યૌવન સાથે ઘડાઈ તે યૌવન સાથે જશે. પણ એ વાસના મારવી એ ડાહ્યાં અને સદ્ગુણી માણસનું કામ.’

કુસુમ જય મળ્યો ગણી ઊભી થઈ હસતી હસતી બોલી:

‘ત્યારે એ શુભ કામ કાકીથી બન્યું તે ભત્રીજી બનાવશે પણ એટલી હરકત સારુ પરણવાના ખાડામાં પડવાનું હોય તો આપણી ચોખ્ખી ના.’

સુન્દરે હાથ ઝાલી કુસુમને પાછી બેસાડી.



સુન્દર — ‘બેસ તો ખરી. એટલામાં ફુલી શું ગઈ? આજ મેં તારી સાથે સહીપણાં માંડ્યાં ત્યારે સઘુંયે કહેવું પડશે ને એ કહેવાનું હજી ઘણું છે.’

કુસુમ — ‘લ્યો કહો. તમને કહેતાં થાક નહીં ચડે તો મને સાંભળતાં શો થાક ચડવાનો છે?’

સુન્દર — ‘તું જાણે છે કે વાસના મારવાનું કામ સહેલું છે. પણ એના જેટલું વિકટ કામ કોઈ નથી. ઋષિમુનિ અને બ્રહ્માદિક લોકો એનાથી પરાભવ પામી ભૂલો ખાધી છે.’

કુસુમ — ‘પણ એ તો તમે પુરુષોની વાત કરી. એ વાસના ગમે તેવી વિકટ હશે, છતાં જગતમાં સતીઓ કેટલી બધી થઈ ગઈ છે? હું ધારું છું કે આ વાસનાને જીતવામાં પુરુષોના કરતાં સ્ત્રીઓ વધારે ફાવી હશે, તેથી જ્યારે પુરુષોમાં મોટામોટાની ચૂકો ગણાઈ છે ત્યારે સ્ત્રીઓમાં મોટાંમોટાંનું સતીપણું ગણાય છે.’

સુન્દરને ભત્રીજીની બુદ્ધિ ઉપર વહાલ ઊપજ્યું ને બોલી:

‘બેટા તારામાં અનુભવનું કામ સારવા ઈશ્વરે બુદ્ધિ આપી છે. સતીઓ વધારે થઈ છે તેના અર્થ તો બે થાય. એક તે કહ્યો તે. અને બીજો એવો થાય કે પુરુષો ઘણુંખરું સારા હોય છે ને માત્ર ભૂલો કરનારા આંખે ચડે છે, ત્યારે સ્ત્રીઓ ઘણીખરી નઠારી હોય છે ને તેમાંથી માત્ર થોડી સારી નીવડનારીઓ છે તેથી તેમનાં દૃષ્ટાંત લેવાય છે. આવો યે અર્થ કરનાર કરે,

ને પુરુષોની બોલીમાં ને પુસ્તકોમાં લોક આપણ સ્ત્રીઓને ગાળો દેતા આવ્યા છે કે સ્ત્રીઓ જાતે નઠારી તેથી પુરુષ ફસાય છે. હવે ખરી વાત જોઈએ તો આમાં કંઈક સાચું છે ને કંઈક ખોટું છે.

કુસુમ — ‘કેવી રીતે?’

સુન્દર — ‘વાસના તો ઈશ્વરે પુરુષ અને સ્ત્રી બેમાં મૂકી છે. પણ સ્ત્રીની વાસનાને માથે કેટલાક અંકુશ ઈશ્વરે મૂક્યા છે ને કેટલાક લોકે મૂક્યા છે. સ્ત્રીને લજ્જાનું ભૂષણ છે તે જ એની વાસનાનો અંકુશ છે. જે સ્ત્રી લજ્જાવતી છે તેની વાસનાને બહાર ફુટી નીકળતાં મહાપ્રયત્ન પડે છે માટે આ લજ્જાનું પોષણ કરવું. એમ જ સ્ત્રીને પોતાની જાતનું અભિમાન હોય છે અથવા પોતાના કુળનો વિચાર હોય છે તે સર્વ આ વાસનાના અંકુશ છે.’

કુસુમ — ‘ત્યારે શું સ્ત્રીઓ આ અંકુશને વશ છે તેથી સારી છે અને તેનું પોતાનું જાતબળ નથી?’

સુન્દર — ‘છે. એ પણ છે અને અંકુશ પણ છે. સ્ત્રીના શરીરમાં બળ નથી, પણ હૃદયમાં એવું બળ છે કે દુષ્ટ પુરુષો સતીના સામું જોતાં કંપે છે. રાવણ જેવો સીતામાતાને હરી ગયો ખરો, પણ અશોકવનમાં બાર * વર્ષ માજી રહ્યાં ત્યાં એ દુષ્ટ, તેમના દૃષ્ટિપાતથી ધ્રૂજતો, આવીને જતો રહેતો, અને રામજીના સામી લડવા છાતી ચલાવી, પણ માજીના શરીરને અડકી શક્યો નહીં. બેટા રામજીના કરતાં સીતાજીએ વધારે પરાક્રમ કર્યું અને સ્ત્રીજાતને માથે એમનો હાથ હોય ત્યાં સુધી પુરુષ જખ મારે છે. અને પુરુષો સારા અને પંડિત હોય, પણ જાતે વાસનાને રોકી શકતા નથી ત્યારે સામી સ્ત્રી પોતાનું બળ બતાવી પુરુષને સારે રસ્તે ટકવા દઈ શકે એમ હોય છે. પુરુષ અને સ્ત્રી બે સારાં હોવા છતાં બે જણને વાસના ઉત્પન્ન થાય તેવે કાળે જો સ્ત્રી ધારે તો તેને બળે બે જણ શુદ્ધ રહી શકે અને વાસના નિષ્ફળ થાય. એવું છતાં સ્ત્રી પોતાનું બળ આવી સારી રીતે વાપરવાને ઠેકાણે પુરુષને લલચાવવા બેસે તો પુરુષનું ગજું નથી કે વાસનાને રોકી શકે. પુરુષની લલચાવી સ્ત્રી ન લલચાય, પણ સ્ત્રીનો લલચાવ્યો પુરુષ ટકી શકે એમ ન ધારવું. આવી જાતનું પોતાનું છતું બળ સ્ત્રીઓ ન અજમાવે ત્યારે સાધુ પુરુષો એમને ગાળો દે તે તેમનો વાંક નહી.’



કુસુમ — ‘ત્યારે મને લાગે છે કે એક પુરુષ અનેક જીવતી સ્ત્રીઓ કરે અને સ્ત્રી વિધવા થયા પછી પણ તમારી પેઠે — જાઓ, નહીં કહું. પણ આપણા લોકમાં આવા ચાલ છે તેનું કારણ એ જ હશે કે પોતાની અને પુરુષની વાસના રાકવામાં બધી બાજી સ્ત્રીના હાથમાં છે-’

સુન્દર — ‘વાહ દીકરી, જીવતી રહેજે. અને એટલા માટે જ આપણે પુરુષના વાદ નહીં. એટલા માટે જ શાસ્ત્રમાં આપણે માટે મર્યાદાઓ મૂકી છે.

કુસુમ — ‘સુધારાવાળા એમ કહે છે કે પુરુષ બળવાન છે ને સ્ત્રી અબળા છે તેથી પુરુષોએ શાસ્ત્રો કરી સ્ત્રીઓના સુખની મર્યાદાઓ બાંધી અને પોતે સ્વતંત્ર રહ્યાં.’

સુન્દર — ‘ના બેટા, એ સુધારાવાળા પુરુષો જીણવટ સમજતા નથી. બાળક મોટાની સાથે લડવા માંડે ત્યારે બાળકની પેઠે અમર્યાદ ન થતાં બાળકનું રક્ષણ કરી તેને ઠેકઠેકાણે વાગી બેસે નહીં એમ લાપટઝાપટ કરી બાળકનું વશ કરવું એ મોટાનો ધર્મ. નિર્બળ અને બળવાન, સમજુ અને અણસમજુ એવાંઓના પરસ્પર વ્યવહારમાં બળવાન અને સમજુને માથે મર્યાદા અને ધર્મ હોય છે. સંસારની વાસનાઓને અંગે સ્ત્રી પુરુષ કરતાં વધારે બળવાળી છે અને સ્ત્રી બળ કરી વાસના રોકી શકે છે માટે શાસ્ત્રે બાંધેલી મર્યાદાઓ પાળવી એ સ્ત્રીના બળનો ધર્મ છે.’

કુસુમ — ‘જ્યારે એમ સ્ત્રીઓમાં બળ છે ત્યારે મને પરણવાનું કેમ કહો છો?’

સુન્દર — ‘બધી સ્ત્રીઓ બળવાળી નથી હોતી.’

કુસુમ — ‘તે બળવાળી ન હોય તે પરણે અને બળવાળી ન પરણે.’

આનો ઉત્તર સુન્દરને બરોબર સૂઝ્યો નહીં, તો પણ વિચાર કરતી બોલી:



‘જો, બળવાળી પોતાના બળને લીધે ન પરણે તો બળ વગરની બીજી લાલચોથી ન પરણે. એક જણ ચાલ પાડે તો બધે ઠેકાણે ચાલ પડે, માટે શાસ્ત્રવાળાએ ઘણો વિચાર કરી પાળ બાંધી તેને પાણી ઓળંગી શકે નહીં. બેટા! આપણાં પ્રારબ્ધ આપણા હાથમાં નથી પણ અનુભવી લોક અને ત્રિકાળજ્ઞાની ઋષિમુનિઓ આપણાં પ્રારબ્ધ બાંધી ગયાં છે તેમાં સર્વ લોકનું અને આપણું કલ્યાણ જ રહેલું છે. તેમણે મારે માટે આવું પ્રારબ્ધ બાંધ્યું અને તારે માટે પરણવાનું પ્રારબ્ધ બાંધ્યું તેમાં મહારાજ મણિરાજ પણ ફેર કરી શકે એમ નથી, તો તારા પિતાજી ભણીની તો આશા તારે મૂકવી જ!’

કુસુમ — ‘વારુ, એ તો બધું ઠીક. પણ ધારો કે આરજાઓ, બાવીઓ અને મડમો કુંવારી રહે છે તેમ હું પણ રહું તો મને પોતાને શી હાનિ!’

સુન્દર — ‘તું આજ ધારે છે કે તારામાં વાસના રોકવાનું બળ છે, પણ તે હંમેશ તેમ જ રહેશે એમ ન ધારવું.’

કુસુમ — ‘પછી?’

સુન્દર — ‘પુરુષને માયાની બીક. પણ સ્ત્રીને માયા અને કાયા બેની બીક. — જ્યાં જાય ત્યાં બીક. ડગલેપગલે ને પળેપળે ને વસ્તીમાં તેમ એકાંતમાં પણ એ બીક.’

કુસુમ — ‘પછી?’

સુન્દર — ‘શરીરની રચના ઈશ્વરે એવી કરી છે કે પુરુષ ગમે તેટલી ભૂલો કરે તે જગત જાણે નહીં; પણ સ્ત્રીની એક ભૂલથી એવું થવા વારો આવે કે તેનું શરીર જ તેની અધોગતિ પ્રસિદ્ધ કરે અને તેની મુક્તિ ગમે તો બાળહત્યાથી કે ગમે તો નાત, જાત અને લાજનો ત્યાગ કર્યાથી જ થાય. કુસુમ! સંસારના જરીક સરખા પણ લહાવાની અનુભવી વિધવાને પ્રારબ્ધનો સંતોષ રહી શકે પણ સંસારનું સ્વપ્ન પણ જેણે દીઠું નથી એવી કુમારિકાને આ સંતોષ શી રીતે વળવાનો હતો અને આ પપળામણમાંથી તે શી રીતે તરવાની હતી?’

કુસુમ — ‘પછી?’

સુન્દર — ‘તું હાલ સમર્થ માતાપિતાની છાયામાં રહે છે અને ટાઢતડકો જાણતી નથી. પણ તારાથી જાતે કમાવા જવાનું નથી; ઘડપણ, મંદવાડ અને મરણ સૌને માથે ભમે છે અને માબાપની એકઠી કરેલી લક્ષ્મીનો વિશ્વાસ નથી. તારાં માતાપિતાની જે સ્થિતિ આજ છે તે નિત્ય રહેવાની નથી, અને તેમના દેહ નહીં હોય ત્યારે તું અશરણ થઈ સંસારમાં એકલી પડીશ, તારી દાઝ દયા જાણનાર કોઈ રહેવાનું નથી, અને તું કાકીના બોલ સંભારીશને રોઈશ — પણ તારાં આંસુ લોહનાર અંગનું માણસ તને મળવાનું નથી.’



કુસુમ — ‘પછી?’

સુન્દર — ‘પરણેલી રાંડ તેને પિયર ને સાસરું બે છે. મારાં ભાઈ ભોજાઈને મારું મોં ગમ્યું નહીં અને મને ભૂખીતરસી ઘરબહાર કાઢી ત્યારે પરણી હતી તો મારે આટલાં નાનાં ભાભી હતાં તેને મારી દયા આવી. ગુણસુંદરી હતાં તો સુન્દર આજ જીવે છે. કોઈ ઠેકાણે દરબારની બીકે તો કોઈ ઠેકાણે લોકલાજથી, કોઈ ઠેકાણે લોકલાજથી તો કોઈ ઠેકાણે ગયા સ્વામીના સ્મરણથી, કોઈ ઠેકાણે તેથી તો કોઈ ઠેકાણે કુટુંબભાવથી કે દયાથી, મારા જેવી અનેક રાંડીરાંડો સાસરિયામાં સમાસ પામે છે અને એક ઠેકાણે ભોજાઈને જેનું મોં ગમતું નથી તેનું મોં સાસરાની દેરાણી-જેઠાણી કે દિયર-જેઠ જુએ છે અને બીજે ઠેકાણે સાસરિયાંને દયા ન આવે તો ભાઈ બહેનને સંગ્રહે છે. કુસુમ! વગર પરણેલી કુમારિકા ભાઈને પણ ભારે પડે અને ભાઈ કહેશે કે પરણવાનું હાથમાં છતાં પરણતી નથી ને મારે માથે પાંચશેરિયો થઈ બેઠી! તને ખબર છે કે ગરીબ પિયરમાં પરણેલી દીકરી સાસરે જતાં વાર લગાડે તો ગાળો ખાય છે, તો જન્મારા સુધી માથે પડ્યા જેવી બહેન કયા ભાઈને ગમવાની હતી? તારે ભાઈ આવશે ને તું સાસરેથી ચાર દિવસની મહેમાન થઈ પિયર આવીશ તો ભાઈ તારો સત્કાર કરશે, પણ કુંવારી રહી તો ભાઈ તારો ભાર વેઠી શકશે નહીં અને તેને તારું મોં પણ નહીં ગમે. હું વિધવાને સુખ છે તે પણ તું પણ તું કુંવારી રહીશ તો તને નહીં મળે.’

કુસુમ — ‘પછી?’

સુન્દર — ‘શું-પછી-પછી-કર્યા કરે છે? મેં આટલું કહ્યું તેનો કંઈક ઉત્તર તો દે? અમે કૂતરાં તે ભસભસ કરીએ ને મોંઘીબા મારાં બોલે ન બોલે.’

કુસુમ — ‘કાકી! ક્રોધે ન ભરાશો. તમે અનુભવની વાતો કહી. તેની હું ધીમેધીમે વિચાર કરીશ ને કંઈ માર્ગ કાઢીશ.’

સુન્દર — શાના માર્ગ કાઢવાની હતી જે? ભાઈબાપા કર્યે નહીં માને તો હાથપગ બાંધીને મનાવવું પડશે.’

કુસુમ — ‘તે હાથપગ બાંધજો ને માથુંયે મરડી નાખજો. એમાં કાંઈ લેવા જવું છે? બાકી વિચાર કરવા જેવું હોય ત્યારે તરત ઉત્તર ન યે દેવાય.’

સુન્દર — ‘ન દઈશ, બાપુ, ન દઈશ. હું જાણું જ છું તો કે કુમુદ રાંક હતી તેણે મરીને તારી માને દુ:ખ દીધું અને તું કુંવારી રહીને દેવાની છે. જુવાનીમાં જેને સાસુનણંદે જંપી બેસવા ન દીધાં તેને આજ દીકરીઓ શી રીતે જંપવા દે?’

કુસુમ — ‘તે, કાકી, એ વાત નહીં થાય. ગુણિયલનું કહ્યું કરવાની મેં ના કહી નથી. મારા વિચાર વાળવાની વાત હતી — તે વિચાર તમારાથી વળે તો વાળો. મારા વિચાર વાળ્યા વગર મારી મરજી ઉપરાંત કંઈ કરવું હશે ને કરશો તો હું એટલી શ્રદ્ધા રાખીશ કે મારાં છત્રરૂપ છો ને અનુભવી છો તે જે કરશો તે સારું જ હશે. બાકી મારા વિચાર તો જે હોય તે. તે ઉપર મારું જોર નહીં.’



આટલું બોલે છે ત્યાં આસપાસ કોઈના પગનો ઘસારો થયો. તેની સાથે આ વાતો બંધ પડી અને બે જણ ઘસારાની દિશામાં જવા ઊઠ્યાં.

---

* સીતાજી અશોકવનમાં ‘ચૌદ માસ અને દસ દિવસ’ રહ્યાં હતાં એમ તુલસીકૃત તથા ગિરધરકૃત રામાયણ જણાવે છે. આ હકીકત પ્રત્યે ધ્યાન ખેંચવા માટે અમે શ્રી કૃષ્ણપ્રસાદ ભટ્ટના ઋણી છીએ. — પ્રકાશક.

# ૮. ફ્લૉરા અને કુસુમ

રાજકીય નીતિ જ્યાંજ્યાં ઉદાર, દીર્ઘદૃષ્ટિવાળી અને કાર્યગ્રાહી થઈ છે ત્યાંત્યાં ભિન્ન રાજ્યોના રાજપુરુષોના પરસ્પર સંબંધ ગાઢ થયા છે. બે રાજ્યના રાજાઓ મિત્ર હોય તો પરસ્પરના લાભનું આસ્વાદન કરવા માટે અને શત્રુ હોય તો પરસ્પરના છિદ્રસ્થાન અને મર્મસ્થાન સૂંઘી કાઢવાને માટે એ રાજાઓ દૂર હોવા છતાં સમીપ જવાના ચિત્રમાર્ગ શોધે છે અને રચે છે. અકબર બાદશાહના કાળમાં રજપૂતોને મિત્રો કરવામાં આવ્યા હતા અને રજપૂતાણીઓને બાદશાહી જનાનામાં લેવામાં આવી હતી. આજના કાળમાં આ મંત્ર અંગ્રેજો સાધતા નથી તેનાં અનેક કારણ છે, પણ જે દેશી રાજાઓ જાતે અથવા પોતાના રાજપુરુષો દ્વારા અંગ્રેજ અધિકારીઓમાં ભોજનાદિ વ્યવહારમાં બળે છે તેને આ મંત્રસાધનાનો કંઈક અનુભવ થાય છે. ચતુર્વર્ણમાં અને ચતુર્વર્ણ બહાર રજપૂતોને ઇષ્ટવ્યવહાર ચલાવવા શાસ્ત્રથી અને લોકાચારથી સ્વતંત્રતા મળેલી છે તે આ મંત્રસાધનાને અનુકૂળતા આપવાને માટે જ છે. ભોજનકાળે અને વિનોદ-વિહારને સ્થાને અંગ્રેજોનાં હૃદય ઊઘડે છે એવાં અન્યત્ર ઊઘડતાં નથી. તેમના ધર્મગુરુઓ અને તેમની સ્ત્રીઓ અન્ય પ્રજાઓને તેમના હૃદયમાં અવકાશ અપાવી શકે છે એવો અવકાશ અન્ય નિમિત્તોથી ક્વચિત જ મળે છે. આવો અવકાશ મેળવવાને કમલાવતી રાણીને કોઈ અંગ્રેજ સ્ત્રીનો પ્રસંગ કરી આપવો એવો સંકલ્પ મલ્લરાજે ઉત્તરકાળમાં યુવરાજ પાસે કરાવ્યો હતો.

મણિરાજ રાજ્યપતિ થયા પછી પિતાનો સંકલ્પ એને અન્ય કારણોથી પણ ઇષ્ટ થયો. શાસ્ત્ર પ્રમાણે આર્ય ક્ષત્રિયોને જેમ ભોજનાદિ ગમે ત્યાંથી ગ્રાહ્ય છે તેમ આર્ય બ્રાહ્મણોને વિદ્યા ગમે ત્યાંથી ગ્રાહ્ય છે. ક્ષત્રિયો રાજવિદ્યાના વિષયમાં એ વિદ્યાના બ્રાહ્મણ છે અને અંગ્રેજી વિદ્યા આજ રાજવિદ્યા છે તો વિદ્યારૂપે તે રાજભવનમાં પૂજ્ય છે. આજકાલના રાજાઓના રાજવ્યવહારમાં કુલાચારને નામે અનેક અનાચાર ચાલે છે અને રાજકુમારો અને રાજસેવકોના રાજકાર્યમાં અનેક રીતે પ્રતિબન્ધરૂપ થાય છે. મલ્લરાજના કુળાચારનું એક સૂત્ર એ હતું કે 'યુગે યુગે યુગાચાર.' પોતાના રાજભવનમાં આ સૂત્રના વિરોધી કુળાચાર પ્રવેશ પામે નહીં અને પરરાજ્યોના જેવા ગંઠાઈ ગયેલા અદીર્ઘદર્શક અને પ્રતિબન્ધરૂપ કુળાચાર પોતાના કુળને ભ્રષ્ટ કરે નહીં એવા હેતુથી રત્નનગરીના રાજભવનમાં સંસ્કૃત વિદ્યા સ્ફુરવા દેવામાં આવી હતી તે જ ન્યાયે અંગ્રેજી વિદ્યાને પણ માર્ગ આપવો એવો મણિરાજનો સંકલ્પ થયો અને વિદ્યાચતુરે તેનું અભિનંદન કર્યું. આ યોજના પાર પાડવાને માટે ઇંગ્લૅન્ડથી બ્રેવ સાહેબની વિધવા દ્વારા કોઈ ઉચ્ચ કુળની શીલવાળી પંડિત સ્ત્રી શોધતાં મિસ ફ્લૉરા નામની પચીસ વર્ષની કુમારિકા મળી આવી. તેને વર્ષેક દિવસથી કમલાવતી રાણીના શિક્ષણકાર્યમાં યોજી હતી અને પતિવ્રતા રાણી, પતિની આજ્ઞા

ઉત્સાહથી સ્વીકારી અધિકારપદવી ભૂલી જઈ શિષ્યા થઈ શિષ્યધર્મ પાળતી હતી.

કુમુદસુંદરીના શોકમાં ગુણસુંદરી ગ્રસ્ત થવાથી કુસુમના મન-ઉદ્યાનનું જલસેચન મંદ પડ્યું હતું. કમલારાણીએ આવતાં-જતાં તે જોયું, અને પતિની આજ્ઞા લઈ ફ્લૉરાને કુસુમ પાસે મોકલવા માંડી. અંગ્રેજ કુમારી કળાઓમાં નિષ્પન્ન [x] હતી તો કુસુમ તે કળાઓની જિજ્ઞાસુ હતી. ફ્લૉરા દેશીવ્યવહારની જિજ્ઞાસુ હતી તો કુસુમ અંગ્રેજ સ્ત્રીઓના સુઘડ સંસ્કારોની રસિયણ હતી. ફ્લૉરાને દેશી સ્ત્રીઓની બુદ્ધિમાં ને ગૃહનીતિમાં કંઈ ગ્રાહ્ય લાગતું તો અંગ્રેજ સંસારમાં શું ગ્રાહ્ય છે અને દેશી સંસારને તે કેટલું અનુકૂળ કે પ્રતિકૂળ છે તે શોધવાનો કુસુમને અભિલાષ હતો. પરસ્પર અપેક્ષાઓ અને વાસનાઓ પૂરવાના આવા યોગથી ફ્લૉરા અને કુસુમના વાર્તાવિનોદ રસભર થવા માંડ્યા.

કુસુમને બેસવાના ખંડમાં જવાની નિસરણી ઉપર ચડતાં ચડતાં એક પાસની ભીંતમાંની બારીમાંથી કુસુમને પોતાની પાસે આવવા દોડતી ફ્લૉરાએ જોઈ. એ આવી પહોંચતાં સુધી પોતે ત્યાં જ ઊભી રહી. એ આવી એટલે આંગળીએ વળગી બે જણ ઉપર ચડ્યાં, વાતો ગુજરાતીમાં ચાલી. ફ્લૉરા ગુજરાતી સમજવા બોલવા પ્રયત્ન કરતી હતી અને ગૂંચવાડો પડતાં સ્મિત કરતી હતી.



ફ્લૉરા — 'મિસ કુસુમ-બે...ન કુસુમ-કુસુમબે...ન.

કુસુમ — 'બે...ન નહીં, બહેન.'

ફ્લૉરા — 'બસેબર. લખવા અને વાંચવામાં ત...મા...રી-ભા...ષા...ફેર રાખે છે. — 'કુસુમ બહેન!' બરોબર?'

કુસુમ — 'બરોબર! ફ્લૉરા બહેન! મારા તમારા નામનો અર્થ એક છે.'

ફ્લૉરા — 'યેસ! હા. તમે કુસુમ — હું કુસુમ. તમે કુમારી ... હું કુમારી.'

વાત કરતાં કરતાં બે જણ ઉપર આવ્યાં. એક અનેકાસન [*] ઉપર બેઠાં.

કુસુમે ફ્લૉરાને એક ચીનાઈ પંખો આપ્યો. પવનથી પરસેવો શાંત કરતી ફ્લૉરા પૂછવા લાગી:

'આનું નામ શું?'

'વીંઝણો!'

'તમારી સાથે કોણ હતું?'

'મારાં કાકી સુન્દર. તેમને બોલાવું?'

‘હા, ખુશીથી.’

સુન્દરને કુસુમ બોલાવી આવી. બેઉ બેઠાં. ફ્લૉરા બોલી: ‘આ...વો... જી...ખુશી છો?’

સુન્દર — ‘હા. કુસુમ તમારાં બહુ વખાણ કરે છે.’

ફ્લૉરા — ‘એમની...મારા...ઉપર...માયા — છે.’

સુન્દર — ‘કુસુમ, મડમસાહેબ કુમુદ જેવું મધુર અને ઝીણું બોલે છે.’

કુસુમ — ‘હા. પણ એમને મડમસાહેબને ઠેકાણે ફ્લૉરાબહેન કહેવાવું ગમે છે — ફ્લૉરા એટલે ફૂલ. અને કુસુમ એટલે પણ ફૂલ અને બે જણ કુંવારાં.’

સુન્દર — ‘વારુ ફ્લૉરાબહેન, તમે કુંવારાં ક્યાં સુધી રહેશો? કુસુમને તો હવે પરણવું પડશે.’

ફ્લૉરા — ‘સુન્દરકાકી! અમે...તો બાળક છીએ ને તમે મ...હોટાં મોટાં છો. પરણવું હોય તે પરણે. ન પરણવું હોય તે ન પરણે. સૌ ગમવા ન ગમવાની વાત. કુસુમ બે...ન. કુસુમબહેનને ગમે તો પરણે. મને ન ગમે તો ન પરણું.’



સુન્દર — ‘પણ તમે એને પરણવાની શિખામણ આપો. એની મા બહુ ચિંતા કરે છે.’

ફ્લૉરા — ‘એમની કેળવણી પૂરી થાય અને એમને પ્રીતિ થાય ત્યારે પરણે.’

કુસુમ — ‘કાકી! એ તો અવળે ઠેકાણેથી મદદ માગી. એમના આચારવિચાર આપણાથી જુદા; ત્યાં તમે ન ફાવો. પણ ચાલો, હું તમને સંતોષ અપાવું. ફ્લૉરાબહેન તમારે ત્યાં સ્ત્રીનું મન પ્રીતિથી દૂર ક્યાર સુધી રહે છે?’

ફ્લૉરા — ‘પ્રીતિની સૃષ્ટિ ઈશ્વરના હાથમાં છે.’

કુસુમ — ‘પણ સ્ત્રી ધારે તો કુમારિકા થઈ શુદ્ધ રહી શકે કે નહીં?’

ફ્લૉરા — ‘અલબત્ત, રહી શકે. જેને ઉદ્યોગ છે અને... ઈશ્વરનો ભય છે...તેને ઈશ્વર મદદ આપે... છે જ.’

સુન્દર — ‘પણ વિલાયતમાં સ્ત્રીઓ તમારા જેવા ઉદ્યોગ કરી શકે છે. અમારા દેશમાં તેમ નથી.’

ફ્લૉરા — ‘યસ. એ ફેક્ટ — એ વાત ખરી, પ...ણ...પ્રધાનજી દ્રવ્યવાન છે. બળથી પુત્રીને પરણાવવી એ અમારા લોક પાપ ગણે છે. અમારા... ચાલ પ્રમાણે પરણવાનાં વર્ષ પણ કુસુમબહેનને થયાં નથી.’

સુન્દર — 'બાપનું દ્રવ્ય દીકરીને નકામું. વળી દીકરી પરણાવ્યાથી પાપ નથી ને ન પરણાવવી તેમાં પાપ છે. બાકી કન્યાદાન જેવું માબાપને બીજું પુણ્ય નથી...કન્યાદાન દેવું એ કાંઈ બળાત્કાર નથી. કન્યાદાન કન્યાના કલ્યાણ માટે છે ને બાળકનું કલ્યાણ માબાપ ઇચ્છે તેમાં બળાત્કાર ન કહેવાય.'

અંગ્રેજ કન્યાથી આ ભાષણ સમજાયું નહીં. કુસુમ તે સમજી અને બીજી વાત કાઢવા પ્રયત્ન આરંભ્યો.

'કહો, કાકી, મરજી હોય તો મારો અભ્યાસ આરંભીએ. પણ તે અંગ્રેજીમાં થવાનો એટલો તમારે વાંધો.'

'ના બહેન. તું ભણ અને હું બેઠી બેઠી જોઈશ કે અંગ્રેજી કેમ બોલો છો.'

બે કુમારિકાઓએ એક અંગ્રેજી પુસ્તકનું પ્રકરણ આરંભ્યું. તેમાં એક વાક્ય એવું આવ્યું કે: 'He continued a lover, though they were married at least five years back .' કુસુમથી આનો વસ્તુ-અર્થ સમજાયો નહિ. ફ્લૉરા તે અંગ્રેજીમાં જ સમજાવવા લાગી.

'જ્યાં સુધી પુરુષ અપરિણીત હોય છે ત્યાં સુધી તેને સ્ત્રી ઉપર મોહ જુદો રહે છે. એ કાળની પ્રીતિમાં નવીનતા છે. નવીનતા પૂરી થાય અને લગ્ન થાય તે પછી કાળક્રમે મોહ જાતે જ બંધ થાય છે એવો નિયમ છે. એ નિયમમાં અપવાદ હોય તેની નવીનતા.'



કુસુમ — પારસી નાટકમાં એક દિવસ ગાયન હતું તે આવા અર્થનું હતું:

*'ગુલ પ્રીતિ કરી તો સ્હેલ ઘણી, નિભાવ બહુ મુશ્કેલ!'*

ફ્લૉરા — 'એમ જ.'

કુસુમ — 'ત્યારે જે દેશમાં પ્રીતિના કારણથી અને સ્વતંત્રતાથી સ્ત્રીપુરુષો જાતે લગ્ન કરે તેનો મોહ આટલો જ?' ફ્લૉરા — 'એમ જ.'

કુસુમ — 'તે પછીનો પ્રેમ કેવો હોય?'

ફ્લૉરા — 'લગ્ન પછી દમ્પતીને પરસ્પર ગુણદોષનો પરિચય થાય છે, તેને અંતે ઉભયનો ગુણસંવાદ નીકળે ત્યાં મિત્રતા થાય છે અને બાકીનો વર્ગ સુખેદુ:ખે કે સંતોષથી જીવનનો નિર્વાહ કરે છે અથવા લડે છે.'

કુસુમ — 'છેલ્લું પરિણામ આવે તો અબળા જાતિને જ સહેવું પડતું હશે?'

ફ્લૉરા — 'હા...સ્તો.'

કુસુમ — 'ત્યારે અમારા તમારા લોકના આચારોના આરંભમાં ફેર છે. અંતે સરખું જ છે.'

ફ્લૉરા — 'જે હોય તે એ જ, ખરી વાત આ જ છે.'

કુસુમ — 'ત્યારે પુરુષ લગ્ન થતાં સુધી રમણ (Lover ) હોય છે અને પછીથી સ્વામી થાય છે.'

ફ્લૉરા — 'એમ જ.'

કુસુમ — 'રાજકવિ ટેનિસનના "રાજકુમારી" કાવ્યનો અર્થ આ કૂંચીથી સમજાશે?'

ફ્લૉરા — 'શું તમે એ કાવ્ય વાંચ્યું છે?'

કુસુમ — 'મારી બહેનના વિવાહિત પતિ સરસ્વતીચંદ્રે એ પુસ્તકના કેટલાક ભાગ બહેન પાસે વાંચ્યા અને સમજાવ્યા હતા ત્યારે હું હતી.'

અંગ્રેજીમાં કુસુમના મોંમાં સરસ્વતીચંદ્રનું નામ સાંભળી સુન્દર ચમકી. બીજું તો ન સમજાયું પણ તર્ક કરવા લાગી. ફ્લૉરા — 'ટેનિસનનું બીજું કોઈ કાવ્ય તમે વાંચ્યું છે?'

કુસુમ — 'વાંચ્યું છે પણ થોડુંક જ સમજાયું છે. ક્વચિત્ પિતાજી સમજાવે, ક્વચિત્ મારાં માતા સમજાવે, ક્વચિત્ જાતે વાંચું અને બાડીનું એમનું એમ રહે. તમને અવકાશ મળે ને સમજાવશો તો ઘણી ઉપકૃત થઈશ.'



ફ્લૉરા — 'એ સમજાવતાં મને બહુ આનંદ થશે. પણ તમને કોઈ ભાગ જિહ્વાગ્રે હોય તો બોલો જોઈએ.

કુસુમ — 'સાંભળો, 'ઈન્ મેમોરિયમ્' માંથી બોલું છું.'

*'દીઠો મેં સુખભર એ તો દિન!*
*હું તેના ગાનમાં બનું લીન!*
*સમજી બધું સત્ય એ શું હું આ જ?*
*હતો ન અખંડ એ સુખસાજ;*
*હતો ન પ્રમોદ એ સંપૂર્ણ:*
*સમજવામાં રહ્યું ઘણું ન્યૂન.*
*સુખદિન સવિતાના મુળ પાસ,*
*સુધાજળ જ્યાં ઝરે છે ત્યાં જ,*
*તરે કાળા તિમિરે મક...ર!*

*શરીરપુચ્છ ઝાપટે જળપ...ર!*

*બને બિહામણું એ નીર,*

*તરે યમુના જ જ્યાં એ વીર!'*

ફ્લૉરા — 'ઉપકાર થયો. મારી મધુર કુસુમ! તું જે કહેશે તે હું તને શીખવીશ, એટલું જ નહીં પણ આવી સુંદર શિષ્યાને અન્ય વસ્તુ પણ શીખવીશ — તે શીખશો?'

કુસુમ — 'તમે શીખવવાની કૃપા કરશો ત્યારે અવશ્ય શીખીશ.'

ફ્લૉરા — 'પણ તમારા હિંદુસંસારના આચારમાં તેનો સમાસ થયો નહીં હોય તો?'

કુસુમ — 'એ પ્રશ્નો ઉત્તર મારાં માતાપિતા પાસેથી લેજો. મારું પ્રારબ્ધ તેમની આજ્ઞાને વશ છે અને તેમની આજ્ઞાની યોગ્યતા ઉપર મને સંપૂર્ણ શ્રદ્ધા છે.'

આ વાર્તા ચાલે છે એટલામાં માણસ સાથે વિદ્યાચતુરનો નામપત્ર — 'કાર્ડ' — આવ્યો. તેને ફ્લૉરાની અનુમતિ મળતાં વિદ્યાચતુરે પ્રવેશ કર્યો. સર્વ ઊભાં થયાં અને ગુજરાતીમાં વાર્તા ચાલી.

ફ્લૉરા — 'અંદર આવો... જી. મિસ કુસુમનાં શિક્ષણનો વિષય અમે ચર્ચીએ છીએ.'



વિદ્યાચતુર — 'તેનું પરિણામ શું આવ્યું?'

ફ્લૉરા — 'તેમની બુદ્ધિ પરિણામ પામી છે. Mr. Pradhanji, it will be a privilege to have to teach so very precocious a pupil. I also shall have to learn something from her. My sweet Kusum! Will you teach me how to translate the word "precocity" into your vernacular? '

કુસુમ નીચું જોઈ રહી.

ફ્લૉરા — 'જુ...ઓ. પિતા પાસે bashful...bashful ... શરમાળ થઈ ગયાં!'

ફ્લૉરાએ કુસુમને ગળે હાથ નાંખ્યો અને એના હાથને ચુંબન કર્યું. સુન્દર ચમકી પણ ફ્લૉરાએ તે જાણ્યું નહીં.

ફ્લૉરા — 'Mr. Pradhanji! What if teach your sweet child some of Out accomplishments? Say, introduces her to the piano, teach her some singing, some painting and so on? Just turn her into an artist and make her life sweeter. '

વિદ્યાચતુર — 'Does Kusum like them? '

ફ્લૉરા — 'She has no likes or dislike. She leaves all to her father with the boundless confidence of a child .'

વિદ્યાચતુર — 'Well, considering her social surroundings, it is not possible to say that these otherwise good things will also prove her blessings. '

ફ્લૉરા — 'How ?'

વિદ્યાચતુર — 'You perhaps know that she is bound to marry and we don't know whether her unknown husband and his people will relish these things. '

ફ્લૉરા — 'Why should she be bound to marry? She has a mind to remain as single as I am. You mean you will be cruel to her and force her to marry — Such a sweet bird to be forced into marriage? No, no, my good sir, I swear you shan't do anything of that kind! '

વિદ્યાચતુર — 'My good lady, you first get your point solved by her and her mother and then we shall see .' વિદ્યાચતુર હસતો હસતો બોલ્યો.



વાતો કરતાં કરતાં સર્વ દાદર ઊતર્યાં. ફ્લૉરા ગાડીમાં બેસી ઘેર ગઈ. વિદ્યાચતુર નહાવા ગયો, સુન્દરે કુસુમનો હાથ ઝાલી રાખી છેટે ધર્યો. અને ચાલતી ચાલતી બોલી. 'મેર મોઈ, તારે હાથે એના ઓઠ અડક્યા તે હાથ અજીઠા થયા — ધોઈ નાખજે. એ ઓઠે શું નહીં અડક્યું હોય? આજ હાથ વટલાયા, કાલ મોં વટલાવજે, ને પછી એના ઉપદેશથી કાળજું વટલાવજે!'

વિચારમાં પડેલી કુસુમે ઉત્તર ન દીધો.

માત્ર ઓઠ પર આંગળી મૂકી ગણગણતી ચાલી. એકાંત શોધતી ચાલી અને ગણગણતી ગઈ. પાસે ઊભેલી કાકીને ન દેખતી ગણગણતી ગઈ. ગુણસુંદરીને શાંત પાડવા એક સંન્યાસીએ કહેલા શ્લોકો સ્મરણમાં સ્ફુરી આવ્યા.

[१] *पुत्रमित्रकलत्रेषु सत्का; सीदन्ति मानवा:।*

*सर: पङ्कार्णवे मग्ना जीर्णा वनगजा इव॥*

'પરણે તે પડે ને બાળક તો કુમારી પણ પડે. તેનું કોઈ સ્વજન નથી. તેને તો સ્વજનની આશા પણ નિરાશા — ગુણિયલનો શોક ઓછો કરવા

સ્વામીજી કાલ કહેતા હતા તે આજ સમજાયું કે સ્વજન કોઈ સુખ આપનાર નથી!'

[२] *मन्ये मायेयमज्ञानं यत्सुखं स्वजनादपि।*

*निदाधवारणायालं निजच्छाया न कस्यचित्॥*

'શું પરણ્યા વિના નહીં જ ચાલે?' તર્જની ઊંચી કરી ઓઠે મૂકી 'શાસ્ત્રમાં સંબંધમાત્રને દુ:ખકર ગણ્યો છે તે કાલ જ સાભળ્યું!'

છાતી પર હાથ મૂકી દૃષ્ટિ મીંચી.

[3] *यावन्त: कुरुते जन्तु: सम्बन्धान् मनस: प्रियान्।*

*ताबन्तोऽस्य निखन्यन्ते हृदये शोकशङ्कव:।।*

આંખ ઉઘાડી હાથેલીની બેવડ કેડે મૂકી, તેને કહેતી હોય તેમ જોઈ રહી. 'બહેન! તું ગઈ તે સુખી થઈ! હું રહી તે દુ:ખી થઈ. સ્વામીજી બોધ કરે છે, માતા સાંભળે છે, ને પિતા જાણે છે! છતાં કુસુમને તો તે સર્વ ન જેવું જ છે ને દીવો લઈને કૂવામાં પડવાનું છે!

સ્વામીજીએ બરોબર જ કહ્યું કે,



[४] *एक एव चरेन्नित्यम्।*

*कन्याया इव कङ्कणम्।।*

હું સ્વામીજીને પગે પડી મનનું માગ્યું મોંએ માગું તો નહીં મળે? સ્વામીજીએ જ કલ્યાણનું સ્થાન બતાવ્યું ને તે મને ગમ્યું છે:

[*] *कुरङ्ग कल्याणं प्रतिविटपमारोग्यमटवि*

*स्रवन्ति क्षेमं ते पुलिन कुशलं भद्रमुपला:।*

*निशान्तादस्वन्तात्कथमपि विनिष्कान्तमधुना*

*मनोऽस्माकं दीर्धामभिलषतिमं युष्मत्परिचितिम्।।*

એ...આવા...આવા શ્લોક રાતદિવસ સાંભળ્યાં કરીએ, વાંચ્યાં કરીએ, ને એવાં જ સ્થાનમાં રહીએ તો પછી બાકી શું જોઈએ? પણ ગાય ને દીકરી તે વળાવે ત્યાં જાય! શું પિતાજી મારો અભિલાષ પૂરો નહીં પાડે? શું આ મોટા ખાડામાં હું પડવાને જ સરજી છું?'

વિચાર કરતી કરતી ચાલી. પોતાના ખંડ આગળ આવીને વિચારમાં ને વિચારમાં કમાડ સાથે માથું અથડાયું, તો ય તે ચમકી નહીં. ત્યાં ઊભી ઊભી જાગી હોય તેમ બોલવા લાગી:

‘હાં હાં! જખ મારે છે. પિતાજી ગમે તે કરે પણ વર મળશે ત્યારે પરણાવશે કની? સરસ્વતીચંદ્ર જડવાના જ નથી ને બીજો વર મળવાનો જ નથી. પિતા મારા સામું નહીં જુએ પણ અનાથનો બેલી ઈશ્વર કહ્યો છે તે ય શું મારા સામું નહીં જુએ?’

નવી આશાના ઉમંગથી સ્વસ્થ થયેલી બાળકી કમાડ ઉઘાડી અંદર પેઠી અને કમાડ વાસી દીધાં.

સુન્દર સૌ સાંભળતી પાછળ પાછળ ચાલતી હતી તે ઊભી રહી અને છાતીએ હાથ કૂટી બોલી ઊઠી:

‘છોકરી! ગજબ કર્યો! હવે તો તું બાપની ય ન રહી!’

---

x Accomplished

* અનેક મનુષ્યને બેસવાનું આસન, કોચ.

૧ . સરોવરના પંકસાગરમાં જીર્ણ વનગજ સરી જાય એમ પુત્ર, મિત્ર અને સ્ત્રીમાં સક્ત થયેલાં માનવીઓ તેમાં કળી પડે છે.

૨ . એમ જાણું છું કે, જે આ સ્વજનનું સુખ કહેવાય છે તે પણ માયા છે — અજ્ઞાન છે. જેમ ગ્રીષ્મનો તાપ ખાળવાને પોતાની છાયા બસ નથી થતી તેવું જ આ સુખ પણ તે છાયા જેવું જ છે.

3 . પોતાના મનગમતા જેટલા સંબંધ જંતુ રચે છે એટલા શોકશંકુ એના હ્રદયમાં ખણાય છે.

૪ . કન્યાના કંકણ પેઠે મારે પણ એકલા જ ચરવું.

* ઓ મૃગો! તમારું કલ્યાણ થાઓ. વૃક્ષોની શાખાએ શાખાએ આરોગ્ય ઝરનારા જંગલ તું ક્ષેમ રહો! રેતીભરેલા નદીતીર તારું કુશળ હો! ઓ શિલાઓ! તમારું ભદ્ર હો! દુષ્ટ પરિણામવાળા આ નિશાન્તમાંથી મહા પ્રયત્ન વડે બહાર નીકળી જઈ અમારું મન હવે તમારા દીર્ઘ પરિચયનો અભિલાષ રાખે છે.

# ૯. સૌભાગ્યદેવીનું અખંડ સૌભાગ્ય

'ગૃહસંસારના પ્રશ્ન રાજ્યતંત્રના પ્રશ્નો જેવા જ વિકટ છ! સુન્દરગૌરી કહે છે કે કુસુમને ભણાવી ન હોત તો આવા અભિલાષ ન રાખત! હિંદુ સંસારી કહે છે કે કન્યાને સર્વદા કુમારિકા ન રાખવી. નવી વિદ્યા કહે છે કે આપણા ઘરમાં બાળકવયનું પણ મનુષ્ય જ છે અને તેને બળાત્કારે તો શું પણ સજ્ઞાન વય થતાં સુધી પરણાવવાનો વિચાર પણ અન્યાય છે. કુસુમને વિરક્તિના અભિલાષ છે. આર્ય સ્ત્રીઓને વૈધવ્યકાળ વિના વૈરાગ્ય અશક્ય છે! એના અભિલાષ સિદ્ધ કરવાથી આ દેશકાળમાં તેને આમરણાંત દુ:ખ સિવાય અન્ય પરિણામ નથી. ન્યાય જોવો કે પરિણામ? એક પાસ પુત્રીની સ્વતંત્રતા નષ્ટ કરવાનો અન્યાય અને બીજી પાસ હિંદુ સંસારની વ્યવસ્થામાં કુમારિકા સ્ત્રીને માટે સજ્જ કરેલાં ભયંકર પરિણામ! નવી અને જૂની વિદ્યાઓએ મને આમ સૂડી વચ્ચેની સોપારી જેવો કરી દીધો છે!'

આવા વિચારોમાં ડૂબી ગયેલો પણ હસતો હસતો વિદ્યાચતુર એક મધ્યાહ્ને પોતાના આરામાસનમાં ડૂબી ગયો અને કરેલા ભોજનનો નશો ચડેલો તેથી નિદ્રાવશ થઈ ગયો. થોડી વારે તેની આંખ ઊઘડી ત્યાં સામે એક આસન ઉપર ગુણસુંદરી બેઠેલી. એના હાથમાં પોસ્ટમાં આવેલા પત્રોના લખોટા હતા અને એનાં નેત્રમાં એકાંત અશ્રુધારા ચાલી રહી હતી. પતિ જાગતાં તે સ્વસ્થ થઈ ગઈ અને તેના હાથમાં પત્રસમુદાય મૂકતી મૂકતી કરમાયેલે મુખે બોલી: 'સૌભાગ્યદેવીએ પણ સ્વર્ગવાસ કર્યો!'



'હં! શું થયું?' કરી વિદ્યાચતુર ચમકી ઊઠ્યો અને પત્રો હાથમાં લેતો પત્નીના સામું આતુરતાથી અને શોકથી જોઈ રહ્યો.

'પુત્ર દુષ્ટ નીવડ્યો અને પરલોકમાં ગયો, કુમુદ પણ ગઈ અને પ્રમાદધનને લીધે જ ગઈ! સાથેલાગો સર્વ પાસથી માર પડ્યો અને માયાળુ હૈયું ફાટી ગયું. બુદ્ધિધનભાઈને માથે હવે બાકી ન રહી. આવી સદ્ગુણી અને સ્નેહાળ જોડ ખંડિત થઈ! પ્રભુને એ જ ગમ્યું. આપણું દુ:ખ હવે ઢંકાઈ ગયું. ઈશ્વરે કંઈક તેના સામું જોયું છે તે છ માસનો ગર્ભપુત્ર અવતર્યો છે. પણ એટલા અણવિકસ્યા ફૂલ ઉપરની આશા તે તો કાચા સૂતરનો તાંતણો' ગુણસુંદરી બોલી.

વિદ્યાચતુરે કાગળો એક ટેબલ ઉપર મૂકી દીધા અને આસનમાં શરીર કળી ગયું અને આંખોમાં પાણી ભરાઈ આવ્યું.

'ગુણિયલ! બહુ માઠું થયું. યુવાવસ્થા ઘા ભૂલે છે, પણ ઊતરતી અવસ્થામાં પડેલા ઘા વકરે છે. જ્યારે સ્ત્રીપુરુષ વૃદ્ધ થાય છે ત્યારે પરસ્પર આશ્રયની અપેક્ષા વધે છે. મહારાજ મલ્લરાજને અંતકાળે મેનારાણીની સેવાથી જ સુખ હતું! ભવભૂતિએ સ્નેહનું પરિણામ વૃદ્ધાવસ્થામાં મૂક્યું છે.

*अद्वैतं सुखदु:खयोरनुगुणं सर्वास्ववस्थासु यत्*

*विश्रामो हृदयस्य यत्र जरसा यस्मिन्नहार्यो रस:।*

*कालेनावरणात्ययात् परिणते यत्स्नेहसारे स्थितम्*

*भद्रं तस्य सुमानुषस्य कथमप्येक हि तत्प्राप्यते।।*

હરિ! હરિ! મહાભૂડું દુ:ખ-'

ગુણ૦ — 'પુરુષ પુરુષનો સ્વાર્થ જુએ છે પણ બે ભીંતો સાથે પડતી નથી અને સૌભાગ્ય સાથે ગયેલાં સૌભાગ્યદેવી તો ભાગ્યશાળી જ થઈ ગયાં. માત્ર સંતાનની દુર્દશાની કહાણી રહી ગઈ. મારા વહાલા! મને એમના જેવા મૃત્યુની વાસના છે. રાજકાર્યમાં આપને મારી જાત વિસારે પડશે. સ્ત્રીઓને તેમ નથી. મેનારાણીનું દૃષ્ટાંત પ્રત્યક્ષ છે!'

વિદ્યા૦ — 'આપણા દેશમાં તારે આવો ભેદ ગણવાનો અવકાશ છે. આપણા લોકનો વ્યવહાર આપણા સર્વ પુરુષોને માથે આ મહેણું ઊભું રાખે છે.'

ગુણ૦ — 'મારાં વચનમાં એવી મર્મવેધકતા મૂકું તો આપણા સ્નેહને માથે આરોપ મૂકતાં મારો જ સ્નેહ વીંધાય. હું સોળે આની માનું છું કે યુરોપમાં આપણા જન્મ અને સંયોગ હોત તો પણ હું આ જ વચન કહેત.'



વિદ્યાચતુર નરમ પડ્યો. 'હું જાણું છું કે તને મારા ઉપર દયા અને વિશ્વાસ સંપૂર્ણ છે. પણ શાસ્ત્રમાં કહેલું છે કે સ્ત્રીપુરુષ પરસ્પર પ્રેમ રાખે છે તે પણ આત્માને જ પ્રાપ્તકામ કરવા માટે છે અને મને પાછળ મૂકી પ્રથમ જવાની વાતને ઉત્કૃષ્ટ તેં ગણી તે એવા જ કારણથી.'

ગુણ૦ — 'આજ સુધી હું તમારી પાસે હારી નથી તે આજ હારી. પણ ઓ મારા ચતુર! મરણ આવશ્યક છે જ તો જેનું જીવન વધારે લોકોપયોગી છે તે જ જીવનને લંબાવવાની વાસના ઘટે. આપના જીવનનો સદુપયોગ કયાં અને અમો સ્ત્રીઓનો ઉપયોગ કોણ માત્ર?'

વિદ્યા૦-'પર્વત મહાન હોય છે પણ કોમળ વસુંધરાથી છવાય છે ત્યારે જ પ્રાણીઓને ઉપયોગી થાય છે. જડ જેવા શૈલ સમુદ્ર વચ્ચે ઊભા હોય છે ત્યારે તો માત્ર વહાણોના વિનાશના જ સાધક થાય છે.'

ગુણ૦ — 'હું બીજી વાર હારી! ઓ મારા ચતુર! હું દુ:ખી છું. મને મારો સ્વાર્થ ભુલાવતો હશે અને હું આપને દુ:ખનું સાધન થઈશ! પણ સૌભાગ્યદેવીના જેવું જ મૃત્યુ હું ઈશ્વર પાસે માગું છું. મારા હૃદયમાં બીજી વાત પેસતી નથી.'

વિદ્યા૦ — 'તો એ ન્યાય ઈશ્વરને જ સોંપી એ વાતની તું વિચાર કરવો જ છોડી દે તો શું?'

ગુણ૦ — 'હું છોડું પણ વિચાર છૂટતો નથી. કુમુદ ગઈ! હવે કુસુમ છે તેને કુંવારી રાખો કે પરણાવો! મારું આયુષ્ય ન હોય તો મારે વિચાર ન કરવો પડે. સંસાર દુ:ખમય છે.'

વિદ્યા૦ — 'હવે બીજી વાત જ કરો. આ પત્રોમાં તે કહ્યું તે જ છે કે કંઈ મારે જાણવા જેવું વિશેષ છે?'

ગુણ૦ — 'એક પત્ર અલકકિશોરીનો છે ને બીજો વનલીલાનો છે તે મેં વાંચ્યા છે, બીજા પત્રો પુરુષોના છે તે મેં ઉઘાડ્યા નથી.'

વિદ્યા૦ — 'આ જ સમાચાર બેમાં હશે?'

ગુણ૦ — 'અલકકિશોરી પોતાના પિતાને માટે કુસુમનું માગું કરે છે. વનલીલા પણ એ જ વિષે લખે છે.'

વિદ્યાચતુર આભો બન્યો: ' કુસુમ બુદ્ધિધનને માટે?'

ગુણસુંદરી સ્વસ્થ રહી બોલી: 'કનિષ્ઠિકાએ કાલિદાસ કવિનું નામ આવ્યું અને બીજી આંગળીએ મૂકવા જેવો કોઈ મળ્યો નહીં તેથી એ આંગળી નામ વગરની રહી ને અનામિકા કહેવાઈ. આપની કનિષ્ઠિકાએ જડેલા સરસ્વતીચંદ્ર ખોવાયા અને અનામિકા નામ વગરની રહી છે, પણ ત્રીજી આંગળી મોટી છે ને ત્યાં મોટી વયના બુદ્ધિધનભાઈને મૂક્યા વગર છૂટકો નથી. દેશપરદેશ નાતમાં કોઈ બીજો નથી.'



વિદ્યા૦ — 'ગુણિયલ! તું શું બોલે છે? દુ:ખબા બહેનની ભાણીને માટે જે વયનો વર તેં જ ન જોયો તે કુસુમને માટે જોવાની આ વાત તું શી કરે છે?'

ગુણ૦ — 'ખરી વાત છે. કુમુદના દુ:ખથી મારી બુદ્ધિ નષ્ટ થઈ છે ને કુસુમની ચિન્તાથી મન ધુમાડાના બાચકા ભરે છે. પણ મને જે સૂઝે છે તે આ.'

વિદ્યા૦ 'પ્રમાદને કુમુદ દીધી તે કાળે ઉતાવળ થઈ ગઈ તો પશ્ચિમ બુદ્ધિએ પશ્ચાત્તાપ કરાવ્યો. પણ એ તો એકલી વિદ્યાનું જ કજોડું હતું અને આ તો સાથે વયનું પણ કજોડું'

ગુણ૦ — 'અલકનો પત્ર કાળજું વલોવે છે. તેને કુમુદ ઉપર ખરો સ્નેહ હતો ને વચન આપે છે કે બુદ્ધિધને દેવી ઉપર જે સ્નેહ રાખેલો તે ઉપરથી સમજી લેવું કે કુસુમને પણ તેવા જ સુખની સીમા થશે અને કુમુદને માથે જે વીતી છે તેનો ખંગ વાળવાને આ જ રસ્તો બતાવે છે.'

વિદ્યા૦ — 'એ તો ગમે તે કહે.'

ગુણ૦ — ‘વનલીલા પણ લખે છે કે આ ઘર ઊધું વળ્યું અને બુદ્ધિધનભાઈને કુમુદનું દુ:ખ દેવીના દુ:ખ કરતાં વધારે લાગે છે; તે સૌમાંથી એમનો ઉદ્ધાર કરવાનો એક આ જ માર્ગ છે ને તેથી ઘણાંક અંત: કરણ શીતળ થશે.’

વિદ્યા૦ — ‘એ સર્વ કરતાં પણ કુસુમ કુંવારી સારી. પુત્રી દેતાં પુત્રીના જ સ્વાર્થનો વિચાર કરવો.’

ગુણ૦ — ‘આપ શું બોલો છો તેની મને સમજણ નથી પડતી. શું કુસુમનો સ્વાર્થ કુંવારાં રહેવામાં છે? ગમે તો સંસારના પ્રવાહ અવળે માર્ગે ચાલે છે કે ગમે તો દુ:ખથી આપણી બુદ્ધિઓ બહેરી થઈ છે.’

વિદ્યા૦ — ‘ગુણિયલ મને પણ એમ જ લાગે છે. મને લાગે છે કે આપણે બે જણ આજ ઘેલાં થયાં છીએ.’

ગુણ૦ — ‘બીજા બે પત્રો તો વાંચો.’

વિદ્યાચતુરે તે પત્ર ટેબલ ઉપર નાંખ્યા.

‘હું તો એ પત્રો કાંઈ વાંચતો નથી. ગુણિયલ! સરસ્વતીચંદ્રનું નક્કી થાય ત્યાં સુધી કાંઈ વિચાર કરવો નથી.’

ગુણ૦ — ‘એ તો સત્ય; પણ આ યે જાય ને તે યે જાય એમ ન થાય! કોઈ આપણા પર બેસી રહ્યું નથી ને મમતાથી બોલાવનારને ધક્કો મારી આપણે જ ગરજ બતાવવી પડે ને મા તું કહેતી’તી તે કહે ન થાય!’



વિદ્યા૦ — ‘ઠીક, ઠીક. જોઈશું.’

દ્વાર અર્ધ ઉઘાડું હતું ત્યાં ઊભી ઊભી કુસુમ આ સૌ સાંભળતી હોય તેમ વિદ્યાચતુરને લાગ્યું અને તેમ લાગતાં તેણે ધીમે રહી તેને બોલાવી:

‘કુસુમ!’

દ્વાર આગળથી કુસુમ વીજળીના ચમકારા પેઠે ઝપાટાબંધ બીજી પાસ ચાલી ગઈ. ચાલતાંચાલતાં માતાપિતાની આંખોને પોતાની આંખો બતાવી છતી થઈ ગઈ. જન્મ્યા પછી તેમની આજ્ઞા આજ જ પહેલવહેલી એણે લોપી. એની આંખોમાં તીવ્ર રોષની રતાશ અને અનાથતાના ભાને આણેલાં આંસુની છાલક સ્પષ્ટ હતી. છેટેથી પણ તે બે વાનાં માતાપિતા જોઈ શક્યાં. જોઈ રહે તે પહેલાં તો તે ચાલતી દૃશ્ય થઈ. દ્વાર આગળ જઈ ગુણસુંદરીએ એને બેત્રણ વાર બોલાવી છતાં કુસુમ દેખાઈ પણ નહીં અને બોલી પણ નહીં.

ગુણસુંદરીના મનનો સ્વાભાવિક શાંત ગુણ આજ જતો રહ્યો. પિતા બોલાવે અને પુત્રી ન બોલે તે એનાથી ખમાયું નહીં. શોકમાં ક્રોધ મળ્યો.

રાત્રિ હતી તેમાં વળી કાળાં વાદળાં ચડ્યાં. પુત્રીની પાસે જતી તેને વિદ્યાચતુરે અટકાવી.

વિદ્યા૦ — ‘ગુણિયલ! તારા અને કુસુમના ઉભયના અધિકારમાં જે વાત નથી તે કરવા કરાવવા તું તત્પર થાય છે.’

ગુણસુંદરી અટકી, દીન થઈ ગઈ અને બોલી: ‘પુત્રીને આટલું લાડ ઘટતું નથી.’

વિદ્યા૦ — ‘મન પર બળાત્કાર થતો નથી અને બાળકોનાં મનને વાળ્યા વગર તેમની ક્રિયાશક્તિ પર બળાત્કાર કરનાર માતાપિતા બાળકને દાસત્વનાં બંધનમાં નાખવાનું પાપકર્મ કરે છે.’

ગુણ૦ — ‘મારી બુદ્ધિ કુણ્ઠિત થઈ ગઈ છે. આપ કહો છો તેમ હશે. હું આજ સુધી આપની ઇચ્છા પ્રમાણે વર્તી છું અને વર્તીશ. પણ હવે ગમે તો કુસુમના વિચાર અને તેના પ્રયોગ ઉભય આપના એકલાના હાથમાં રાખો અને મને આ ઉપાધિમાંથી મુક્ત કરો; અને ગમે તો સર્વ વાત અમારી સ્ત્રીબુદ્ધિ પ્રમાણે થવા દો અને આ ઉપાધિમાંથી આપ જાતે મુક્ત થઈ જાઓ. પણ મારી સ્ત્રીબુદ્ધિમાં આપનું પૌરુષ ભરવાનું બંધ કરો — સુરંગમાં દારૂ ભરવાથી સુરંગનો જ નાશ થાય છે તેમ મારી બુદ્ધિનું હવે થશે. હું આપને પગે પડી આટલું માગી લઉં છું.’

ગુણસુંદરી ગળગળી થઈ ગઈ અને એક ઊંડી ખુરશીમાં પડી.

‘જે પુરુષ પુત્રી ઉપર બળ-આજ્ઞા નથી કરતો તે તારા જેવી પતિવ્રતા પ્રિયતમ સ્ત્રી પર કેમ કરશે? વહાલી ગુણિયલ! તારો ગૂંચવાડો હું સર્વથા સમજું છું અને તેમાંથી તને મુક્ત કરું છું. પણ એ ભારનો હું જાતે નિર્વાહ કરું તે પ્રસંગે સાક્ષીભૂત થઈ મારી સાથે રહેવામાં તો નક્કી તને કાંઈ પ્રતિબંધ નહીં લાગે.’

આમ કહેતો કહેતો વિદ્યાચતુર ગુણસુંદરી પાસે ગયો અને હાથ ઝાલી તેને ખુરશી ઉપરથી ઉઠાડી.

ભારમુક્ત થવાથી સ્વસ્થ થઈ હોય તેમ તે ઊભી થઈ અને ધીમે રહી બોલી: ‘*પતિસાહચર્યાત્પતિવ્રતા પતિવૃત્તાઽપિ ભવતિ.* ઓ મારા વહાલા ચતુર! ઓ મારા વ્રતરૂપ! આપનું વ્રત તે જ મારું વ્રત જેથી થાય અને આપણું અદ્વૈત સર્વરૂપે થાય એવું આપનું સાહચર્ય મને આપવા આપ તત્પર થાઓ ને હું અભિનંદું નહીં તો તો પૂર્વનો સૂર્ય પશ્ચિમમાં જ ઊગશે! આજ સુધીનાં અનેક સુખદુ:ખોમાં જ્યાંત્યાં *પતિરેવ ગતિ: સ્ત્રીણામ્* તેનો અનુભવ મેં કરેલો છે અને આપે કરાવેલો છે, અને નાનપણમાં માતાપિતાને તેમ આ વયમાં સંતાનને પણ આપની પ્રીતિ અને આપની આજ્ઞા કરતાં હું વધારે લેખતી નથી. તેમની સંભાળ ઈશ્વરને સોંપી અને મારી સંભાળ આપને સોંપી!’

# ૧૦. કુસુમની કોટડી

માતાપિતાની વિશ્રંભકથા કુસુમે સાંભળી લીધી અને ત્યાંથી જ તેના મનને મોટા ધક્કો લાગ્યો.

પોતાના ખંડમાં તે આવી, દ્વાર બંધ કરી દીધાં અને સુન્દર ઉદ્યાનમાં એક બારી પડતી હતી ત્યાં કઠેરે ટેકો દઈ ઉદ્યાનના લાંબા વિસ્તાર પર દૃષ્ટિ નાખતી ઊભી. કાને પડેલા શબ્દોએ એને દિઙ્મૂઢ બનાવી દીધી અને તે શબ્દોએ ઉત્પન્ન કરેલી કલ્પનાએ એનાં આંસુને ગાલ ઉપર જ સૂકવી દીધાં અને તેના ડાઘ બારીમાં આવતા તડકાએ ચળકાવવા માંડ્યા. એની રોષભરી આંખોની રતાશ લીલાં ઝાડોની ઘટા ઉપર પડતાં નરમ પડી અને ઝાડો ઉપર પડતા તડકાના પ્રતિવમનને બળે એના મનની કલ્પના પણ શ્રાન્ત થઈ અને શ્રાન્તિને બળે શાન્ત થઈ ગઈ. આ સર્વ સ્થિતિ પામતાં તેના વિચાર બીજી દિશામાં વળ્યા.

‘પિતાજી અને ગુણિયલ-બેમાંથી કોઈનો વાંક કાઢવા જેવું નથી. તેઓ મારા સ્વાર્થનો જ વિચાર કરી મારે માટે જ આટલો ક્લેશ પામે છે. મારા મનની સ્થિતિ તેમને વિદિત હોય તો તેમનો ક્લેશ પણ દૂર થાય અને મારું ધાર્યું પણ મને મળે!’



આ ઝાડોની ઘટાથી અને આ તડકાથી મારો ક્લેશ દુર થયો. ફ્લૉરા કહેતાં હતાં કે દેખીતી સૃષ્ટિ દ્વારા પણ ઈશ્વર પ્રકટ થાય છે અને મનુષ્યને સુખ અને આનંદ આપે છે તે આ જ! મીરાંબાઈ ગાઈ ગયાં છે કે:

*મીરાં ભક્તિ કરે રે પ્રકટકી*

*ઓ નાથ! તુમ જાનત હો સબ ઘટકી!*

એ પ્રકટ ઈશ્વર તે આ જ હશે! પ્રતિમામાં અને આ ઝાડોમાં ને તડકામાં પણ ઈશ્વર પ્રકટ થાય છે અને એ પ્રકટ ઈશ્વરનો મને આજ સાક્ષાત્કાર થયો! ઓ પ્રકટ પ્રભુ મીરાંબાઈ વાઘના પંજામાં પડેલાં બચ્ચાં તો મને તો તારે તે પહેલાં બચાવવાની છે! તે શું તું મને નહીં બચાવે? હું પણ કહું છું કે:

*કુસુમ ભક્તિ કરે રે પ્રકટકી,*

*ઓ નાથ! તુમ જાનત હો ઇસ ઘટકી!*

થોડી વાર એમની એમ ઊભી. અંતે એક ખુરશી પર બેઠી ને ખોળામાં હાથ નાંખી વિચાર કરવા લાગી:

‘બુદ્ધિધનની પિતા સ્પષ્ટ ના કહે છે અને ગુણિયલ હા કહે છે. મેં જાણ્યું કે સરસ્વતીચંદ્ર જડવાના નથી એટલે નિરાંત થઈ, ત્યારે આ નવું કયાં જાગ્યું? મારે એકનું ય કામ નથી ને બીજાનું ય નથી. ઈશ્વર કરે ને આ

વાતમાં ગુણિયલ હારે ને સરસ્વતીચંદ્ર જડે નહીં તો મારું ધાર્યું થાય? માટે હું પણ હાલ તો એમ જ કરું કે બુદ્ધિધનની ચોકખી ના કહું એટલે ગુણિયલ હારશે ને પિતા ફાવશે.

'પિતા આ વાતમાં ફાવ્યા એટલે અંતે હું ફાવવાની!'

દ્વાર ઉઘાડ્યું અને માતાપિતાને ગયેલાં દીઠાં. તેમના ખંડમાં કુસુમ ગઈ. ટેબલ પર પત્ર હતા તે લીધા. 'પિતા ઉપર મારા સંબંધના કાગળ આવે તે વાંચવામાં ચોરી ખરી? બહેન સરસ્વતીચંદ્રના પત્ર પિતા ઉપરના હોય તો ય છાનીમાની વાંચતી.'

નરભેરામનો પત્ર વિદ્યાચતુર ઉપર હતો તેમાં બુદ્ધિધનને માટે કુસુમનું માગણું, અત્યંત આર્જવ અને યાચના ભરેલું કર્યું હતું. બુદ્ધિધનની હવે લગ્ન માટે ઇચ્છા નથી પણ મહારાણા સમેત સર્વનો વિચાર દૃઢ છે એમ પણ લખેલું હતું. કુસુમને આશા પડી. બુદ્ધિધનનો પત્ર વાંચવા લાગી:

'પ્રિય વિદ્યાચતુરજી,

મારા ગૃહસંસારનાં બે રત્ન ખોવાયાં. પથ્થર ડૂબ્યો અને તેના ભારથી ચંપાઈ તેની તળે રત્ન પણ ડૂબ્યાં. મારી પુત્રી તથા મારો સહાયક મિત્ર નરભેરામ તેમના પ્રેમને લીધે મને ફરી સંસારમાં પડેલો જોવા ઇચ્છે છે અને મારી ઇચ્છાવિરુદ્ધ તેમણે લખેલા પત્ર આપે વાંચ્યા હશે. તેમના હાથ રોકવાની મારી શક્તિ નહીં માટે જ એ થયું છે. પણ એમની કોઈની ઇચ્છા સફળ થવાની નથી એટલું આપ મારું સિદ્ધાન્તવચન સમજજો.



મારા ઘરમાંથી કુમુદસુંદરી ગયાં ત્યાંથી મારું સર્વસ્વ ગયું. મારો દુષ્ટ પુત્ર ગયો તે તેણે કરેલા અપરાધને યોગ્ય જ થયેલું છે. મને તેને માટે તલમાત્ર પણ શોક નથી. ઊલટો પુત્રજન્મથી બીજાંઓને આનંદ થાય એટલો એ પુત્રના મૃત્યુથી મને આનંદ થયો છે. મારું ઘર અને મારો સંસાર એના મૃત્યુથી નિષ્કલંક જ થયાં છે.

કુમુદસુંદરીની સાસુ વહુના શોકથી ગઈ! તમારો ગુણસુંદરી ઉપર સ્નેહ છે તે ઉપરથી મારો મારી ધર્મપત્ની ઉપરનો સ્નેહ જાણી લેજો. એણે મારો વિપત્તિકાળ દીઠેલો ને મારો સંપત્તિકાળ પણ દીઠો. સર્વ દશામાં એ મારી ભાગિયણ હતી અને એવી સ્ત્રીનો હું સ્વામી હતો એટલાથી મારા હૃદયમાં અભિમાન આવે છે. મારાં પુણ્યનો સંચય આટલા ભોગથી ક્ષીણ થયો હશે એટલે એ ગઈ. હવે વિશેષ સંસારભોગની મને વાસના નથી. નવો ભોગ કે નવો અવતાર ઉભય હવે મને અનિષ્ટ છે.

મારું વૈરાગ્ય સ્મશાનવૈરાગ્ય નથી. હું રંક વિધવાનો પુત્ર હતો ને સુવર્ણપુરના મહારાણાનો પ્રધાન થયો. કુમુદસુંદરી સાક્ષાત્ લક્ષ્મીજીનો કે સરસ્વતીનો અવતાર હતાં. તેમના નિવાસથી મારું ગરીબ ઘર પવિત્ર થઈ ગયું. એની સાસુ જેવી પતિવ્રતાના યોગથી મારો આત્મા પવિત્ર થઈ ગયો.

જે ઈશ્વરે એ મહાન સંયોગો વચ્ચે મને મૂકવાની કૃપા કરી હતી તે જે ઈશ્વરે હવે મને સંયોગથી મુક્ત કર્યો છે તે તેણે કાંઈ કારણથી જ કરેલું હશે. મારા મહારાણાની કૃપા મારાથી છૂટતી નથી. તેમના રાજ્યકાર્યમાં કેટલાક મોટા પ્રસંગો હજી બાકી છે તે પૂરા કરી હું એમની પાસેથી એવું માગવાનો છું કે મારે માથેથી ભાર ઉતારી નરભેરામને માથે મૂકવો અને મને આત્મકલ્યાણને માટે કાશીવાસ કરવા દેવો. આ યુગમાં સંન્યસ્ત યોગ્ય લાગતું નથી અને જ્ઞાનની પ્રાપ્તિને અંતે જે સંન્યસ્ત થવું જોઈએ તે જ્ઞાન પ્રાપ્ત થતાં પહેલાં લેવા મને અધિકાર પણ નથી. કાશીનિવાસથી અનેક મહાત્માઓના પ્રસંગ પડશે અને તે શોધવાનો લોભ મને થયેલો છે તે છોડી હું સંસારમાં પડીશ એવું નરભેરામ માને છે. પણ તે પામર છે અને મારા મનના અભિલાષ સમજી શકતો નથી માટે જ એ પ્રયત્ન કરે છે.

દેવી એક બાળક પુત્ર મૂકી ગઈ છે. જો તે જીવશે તો તેની બહેનને હાથે ઊછરશે, નહીં જીવે તો મને શોક નથી. મોટો કરેલો પુત્ર દુષ્ટ થયો અને મૂઓ, તો વીજળી પેઠે ક્ષણવાર ચમકતો બાળક સુપુત્ર નીવડશે એ જાણવું કઠણ છે. એની માતા કૃતકૃત્ય થઈ ગઈ. એ સ્વર્ગમાં ગઈ. એનો આત્મા સ્વધામ પહોંચ્યો તે હજી અમર છે. એનો શોક કરવો તે મિથ્યા મોહ છે. મને એ મોહ કે શોકમાંનું કાંઈ નથી.



વ્યવહારદૃષ્ટિએ જોતાં પણ ઊતરતી વયે લગ્ન કરવાની વૃત્તિ મૂર્ખતા ભરેલી જ લાગે છે. પ્રધાનપદ સુધીના અનુભવની પ્રાપ્તિથી જે માણસ ઘડાય તેને તો આ વાત હસ્તામલક જેવી સુદૃશ્ય હોવી જોઈએ. નરભેરામની સૂચના યોગ્ય છે એવું જો હું માનું તો તેટલાથી એટલું સિદ્ધ થયું ગણવું કે મારી બુદ્ધિ પ્રધાનપદને યોગ્ય નથી એટલું જ નહીં પણ ક્ષુદ્ર છે, કારણ સામાન્ય બુદ્ધિવાળાને પણ આવા મહાન પદના અનુભવથી જે બોધ મળવો જોઈએ તે બોધ મને મળ્યો ન હોય તો મારામાં બોધ લેવાની સામાન્ય વિવેકશક્તિ પણ નથી એમ જ માનવાનો પ્રસંગ આવે. કેવલ પુત્રવાસના પામર જીવને માટે છે. ઊતરતી વયના અને પ્રધાનપદે ચડેલા બુદ્ધિમાન પ્રાણીને માટે નથી.

ન્યાયમાર્ગે જોતાં પોતાના સ્વાર્થને માટે પારકી કન્યાનો ભવ બાળવો અને વૈધવ્યના માર્ગમાં મૂકવી એ મહાપાપ લાગે છે. એ પાપ કન્યાના વૃદ્ધ થતા વરને તેમ બાપને ઉભયને માથે છે.

અનેક માર્ગે આ વાતનો વિવેક મેં કરી જોયો છે. એક કલ્પના સરખી પણ આ ઉપાધિ સ્વીકારવામાં દોષ સિવાય અન્ય ફળ જોતી નથી. નરભેરામ મારા ઉપરની પ્રીતિને લીધે જ ભૂલે છે.

ચિ. કુસુમસુંદરીને કોઈ વિદ્વાન, નીતિમાન, રૂપવાન, શ્રીમાન, યુવાન સ્વામી મળે એવો મારા અંત:કરણનો આશીર્વાદ છે અને મારો પોતાનો

આપેલો આશીર્વાદ હું જાતે નિષ્ફળ નહીં કરું. કુસુમસુંદરીની નાની બહેન તે મારી પુત્રીરૂપ છે.

બુદ્ધિધનનો આ પત્ર વાંચી રહી તેની સાથે કુસુમને શેર લોહી ચડ્યું. તેની નિરાશા નષ્ટ થઈ અને આખમાં તેજ આવ્યું. ઉતાવળથી પોતાનાં ખંડમાં આવી અને છાતીએ હાથ ભીડી એકલીએકલી બોલવા લાગી:

‘હા...શ! હવે જગત જખ મારે છે. કુસુમની પ્રાર્થના પ્રભુએ સાંભળી. બુદ્ધિધનભાઈ! તમારું ઘણું જ કલ્યાણ થજો! તમારા પત્રથી જ મને ઉપદેશ મળે છે. તમારા જેવા અનુભવી પુરુષોને જે વાત આટલી ઉંમરે સત્ય લાગે છે તે મને આજથી લાગે છે. સ્વામીજીની કથામાં પણ મારો જ બોલ ખરો પડે છે. ફ્લૉરાબહેન પણ મારી જ ગાડીમાં છે. સરસ્વતીચંદ્રને પણ મારી પેઠે છે. એ તો મારા પ્રથમ ગુરુ. હવે માત્ર ગુણિયલ અને કાકીને જીતવાં રહ્યાં. સરસ્વતીચંદ્ર નહીં જડે એટલે પિતાજીની ચિન્તા નથી.

કાકી શા શા વાંધા કાઢે છે? પ્રથમ કહે છે વાસના રોકવી કઠણ છે. પછી કહે છે કે શાસ્ત્રકારો પરણવાની મર્યાદા બાંધી ગયા છે. ત્રીજું, સ્ત્રીની એક ભૂલ પ્રકટ થઈ જાય અને ચોથી વાત એ કે કુમારી સ્ત્રીને રહેવાનું ઘર ન મળે, ખાવાના પૈસા ન મળે, લોક ચાળા કરે, ને સ્ત્રીજાતને માયા ને કાયા બેનો ભય.



જો બાવી થઈએ તો આ બધા વાંધા દુર થાય. મફત ખાવાનું મળે, પુરુષનો સંગ નહીં એટલે સ્ત્રીને લાલચ નહીં, અનેક સ્ત્રીઓ વચ્ચે રહેવાનું એટલે પુરુષ વર્ગને બહાર રાખી વગરભયે રહેવાનો કિલ્લો! બાવીઓ રહે છે તે પણ શાસ્ત્રની મર્યાદામાં જ હશે કની? આ ઘરમાંથી નીકળવું પડે એ પહેલું દુ:ખ, ને બાવીઓની પેઠે જાડાં લૂગડાં પહેરવાં પડે અને જાર-બાજરો ખાવો પડે એ બીજું દુ:ખ.

પહેલા દુ:ખનું તો કંઈ નહીં. કાલથી જાડાં લૂગડાં ને જાર-બાજરીની ટેવ પાડીશું. વાડીમાં માળણને ઘેર લૂગડાં, જાર ને બાજરી છે.

નાતજાત બગડવાની બીક નથી. કયાં હાથે રાંધતાં આવડતું નથી જે વટાળ થશે?

એ ટેવ પાડવા જઈશું તો કાકી ને ગુણિયલ પૂછાપૂછી કરશે.

કહીશું કે વર ગમે તેવો મળે ને ગરીબ ઘરનો હોય તો જાડે લૂગડે ને જારબાજરીએ પણ નિભાવ કરવો પડે કની? સારો વર મળશે નહીં ને મારું ચાલશે નહીં ને મુશ્કે મારી ગમે તેને પરણાવશે તો ભાગ્ય પ્રમાણે વર્તવું પણ પડશે.

ત્યારે એ તો એ જ! એક પન્થ ને દો કાજ! વળી સ્વામી સારો હોય તે પણ પ્રથમ મીઠો હોય ને પછી કડવો થાય એ તો ફ્લૉરાના દેશમાં પણ છે,

આપણામાં પણ છે. તેવું થાય તો શું કરીએ? માટે એ જ માર્ગ કે આપણે ટેવ પાડવી.

સંસ્કૃત ભાષા અને અનુભવની ભાષા બે વાનાં સ્ત્રીઓને સરખાં' કંઈક નવા વિચારમાંથી જાગી હોય તેમ બોલી.

'સંસ્કૃતમાં શૃંગાર હોય તો છોકરીઓને કોઈ સમજાવે નહીં — પરણ્યા પછી સ્વામી સમજાવે ત્યારે.

વૈરાગ્યની વાતમાં પણ સંસારની વાતો — તે અનુભવ વગર સમજાય નહીં.

શૃંગારમાં ય અનુભવ ને વૈરાગ્યમાં ય અનુભવ. સંસ્કૃતનો શૃંગાર સમજાય નહીં ને પારકાનો અનુભવ સમજાય નહીં. અનુભવનાં વાક્ય સાંભળીએ ને સમજાય નહીં તે જાણે તુમડીમાંના કાંકરા ખખડ્યા! અનુભવ વગર એ કાંકરાની વાત પણ ન સમજાય.

રમણ પરણે એટલે રમણ મટે ને સ્વામી થાય એ અંગ્રેજોનો અનુભવ ફ્લૉરાએ સમજાવ્યો. એ સમજાયો ત્યારે આપણા લોકની શ્લોક પણ સમજાયો!

** पुराऽभूदस्माकं प्रथममविभिन्ना तनुरियम्*

*ततो नु त्वं प्रेयान् वयमपि हताशा प्रियतमा।*

*इदानीं नाथस्त्वं वयमपि कलत्रं किमपरम्*

*हतानां प्राणानां कुलिशकठिनानां फलमिदम्।।*



આનો અક્ષરેઅક્ષર જાણતી હતી. પણ સ્ત્રીપુરુષનું એક શરીર મટ્યું અને પ્રેયાન્ ને પ્રિયા એમ બે થયાં, તે પછી તેનાં પણ સ્વામી અને કલત્ર થયાં! આ જાદુની વાત આપણા લોક ભૂલી ગયા છે તે ફ્લૉરાએ અંગ્રેજોનો અનુભવ કહ્યો ત્યારે હું સમજી.

ગરજ સરી એટલે વૈદ વેરી! આપણામાં પણ ગાય છે કે: 'પહેલાં તે બાઈજી એમ કહેતાં જે — વહુ! તું મારી સાકર રે; હવે તે બાઈજી એમ શું બોલો — વહુ! તું મારી ચાકર રે?'

જ્યારે સર્વ સંસારનો જ માર્ગ આવો છે ત્યારે સરસ્વતીચંદ્ર પહેલેથી ચેત્યા! મારે પણ એક જ માર્ગ!

આ ગુણિયલ અમસ્તાં દુ:ખ પામે છે. એ એક પાસનું જ જુએ છે. એ કોણ જાણે શું હશે પણ કંઈ નહીં. ધારેલે રસ્તે — જાર, બાજરી, ને જાડાં લૂગડાંની ટેવ પાડવી ને જંગલમાં કે ગરીબ ઘરમાં ચાકર વગરની હોઉ તેમ કામ કરવાની ટેવ પાડવી. એ ટેવ સૌને એક કારણથી ગમશે, મને બીજા કારણથી ગમશે.

હિમાચલ અને મેનકાએ ઘણીય એક વાત ધારી, પણ પાર્વતીનો વિચાર સિદ્ધ થયો અને સર્વેએ સંમતિ આપી.

** इति ध्रुवेच्छामनुशासती सुताम्*
*शशाक मेना न नियन्तुमुद्यमात्।*
*क ईप्सितार्थस्थिरनिश्चयं मनः*
*पयश्च निम्नाभिमुखं प्रतीपयेत्।।*

—કુમારસમ્ભવ.

'મારા ગુણિયલ મેના જેવાં છે. હું પાર્વતીની પેઠે તપ ઇચ્છું છું. મારું ધારેલું કામ મોટાંમોટાંઓ શુભ ગણે છે! તો પાર્વતીની પેઠે હું પણ ફાવીશ જ. માટે એ તો એ જ. નવી ટેવનો આરંભ કરવો!'

કુસુમની કોટડીનું દ્વાર ખખડ્યું અને તેના વધારે વિચાર અને ઉદ્ગાર બંધ પડ્યા.

---

* પ્રથમ કાળમાં આપણાં બેનાં શરીર મળી આ એક શરીર હતું. ત્યારપછી તમે પ્રિય થયા અને હું માત્ર બિચારી આશાભંગ ભરી તમારી પ્રિયતમા જ થઈ ગઈ અને હવે આજના કાળમાં તમે મારા નાથ છો અને હું તમારી સ્ત્રી જ છું. હવે બીજું શું? આ હતપ્રાણ વજ્ર જેવા કઠણ થઈ દેહને છોડતા નથી તેનું આ ફળ ચાખવાનું જેટલું બાકી છે તેટલું ચાખું છું. (પ્રાચીન)

* શંભુ-વર પ્રાપ્ત કરવા તપ આદરવાને જવાની આમ અચલ ઇચ્છા દર્શાવી દેનાર પુત્રીને તેના ધારેલા ઉદ્યમમાંથી મેના અટકાવી શકી નહીં. ઇષ્ટાર્થને માટે સ્થિર નિશ્ચયવાળા મનને અને નીચા પ્રદેશમાં સરવા માંડેલા પાણીને પાછું અવળી દિશામાં વાળવાને કોની શક્તિ છે?

# ૧૧. મલ્લમહાભવન અથવા રત્નનગરીની રાજ્યવેધશાળા અને મહાભારતનો અર્થવિસ્તાર

*लौकिकानां हि साधूनामर्थं वागनुवर्तते।*

*ॠषीणां पुनराद्यानां वाचमर्थोऽनुधावति।। - भवभूति:*

રાણા ખાચરના સત્કારને અર્થે ભરેલી સભામાં થયેલી ચર્ચાએ મણિરાજના હૃદયમાં અનેક વિચારો ઉડાડ્યા. પોતાના પિતાની દીર્ઘદૃષ્ટિ ઉપર, સંયમ ઉપર અને રાજ્યનીતિ ઉપર એની દૃષ્ટિ જતી ત્યારે એ ઉત્સાહમાં આવતો. અન્ય રાજાઓના અપભ્રંશ જોતો ત્યારે એ નિરાશ થતો હતો. અંગ્રેજ અધિકારીઓમાંના દુષ્ટ વર્ગની સત્તાનું પ્રાબલ્ય જોઈ એને ક્રોધ ઊપજતો. તેમાંના મૂર્ખ અને ઉન્મત્ત ભાગની ચેષ્ટાઓ જોઈ હૃદયમાં ગૌરવ આવતું. અન્ય દેશી રાજાઓની દુષ્ટતા જોઈ એના હૃદયમાં શોક ઊભરાતો. તેમની મૂર્ખતા, પ્રમત્તતા અને ભયંકર અવ્યવસ્થાનાં ચિત્ર દૃષ્ટિ આગળ પ્રત્યક્ષ થતાં એનાં નેત્રમાંથી અશ્રુધારાઓ અપ્રતિહત ચાલતી. અંગ્રેજ અધિકારીઓમાંના સુજ્ઞ અને ઉદાત્ત વર્ગના આશ્રયનું પોતે આસ્વાદન કરેલું હતું તે સ્મરણમાં આવતાં આશાનાં કિરણ દૃષ્ટિમર્યાદા તળે સંતાયેલા કોઈ સૂર્યના બિમ્બમાંથી નીકળતાં લાગતાં. અંગ્રેજ સરકારની રાજ્યનીતિ જોઈ તેના મસ્તિષ્કમાં ઘડીક અવ્યવસ્થા થતી અને ઘડીક શાંતિ થતી. આવા ચારપાંચ દિવસ ગાળ્યા, અને તે પછી એક દિવસે મધ્યાહ્નવેળાએ આશા અને નિરાશા વચ્ચે દોલાયમાન થતો યુવાન રાજા મલ્લમહાભવનના કુરુક્ષેત્રભવન નામના ખંડમાં એક છેડેથી બીજા છેડા સુધી આવજાવ કરતો હતો.



આ મલ્લમહાભવનની મૂળ યોજના મલ્લરાજે કરી હતી. રાજ્યમાં ‘બાંધકામ’ અથવા ‘પબ્લિક વર્કસ્’નાં ખાતાં આજ અંગ્રેજી પદ્ધતિથી ચાલતાં જોવામાં આવે છે. દેશ અને નગરની શોભા વધારવી ને સાર્વજનિક ઉપયોગમાં દ્રવ્યવ્યય કરવો એવા બે હેતુથી આજકાલ એ ખાતાનાં ધીરણ પ્રવર્તે છે. અંગ્રેજી રાજ્યમાં એ ઉભય હેતુ ધ્યાનમાં રખાય છે અને ઉપયોગ પ્રધાન વસ્તુ ગણાય છે અને શોભા ગૌણ ગણાય છે ત્યારે દેશી રાજ્યોમાં ગમે તે શોભા પ્રધાન ગણીને એક માર્ગ ઉદારતા રખાય છે અને ગમે તો પ્રધાન અને ગૌણ ઉભય ભેદને સરખા ગણી ઉભય વિષયમાં કૃપણતા રખાય છે એવો એક કાળે વિદ્યાચતુરનો અભિપ્રાય હતો. મલ્લરાજની સાથે આ વિષય ચર્ચતાં જે મહારાજે વિશેષ એ બતાવ્યું કે દેશી રાજ્યોની મોટી સંખ્યામાં તો આજકાલ એવું જ જોવામાં આવે છે કે રાજાઓ અને તેની જાતની સેવા કરનારાઓના નિવાસનાં અને ભોગનાં સ્થાનને જ શોભા

આપવી અને અનેક રાણીઓ ને રાજપુત્રોના લગ્નાદિ પ્રસંગોમાં ને ભોગવિલાસોમાં પ્રજાના દ્રવ્યનો નાશ કરવો એ કાર્ય જ આજકાલ પ્રધાન ગણાય છે, અને તેમાં પણ જતે દિવસે થોડા ખરચે થતા દેશી રીતના ભોગવિલાસને સ્થાને અંગ્રેજી ધમકતી પોલી શોભા, ટૂંકા આયુષ્યના પદાર્થો, અને તાત્પર્યને સ્થાને દેખાવ ઉપર પ્રીતિ — એ ત્રણ વસ્તુઓ હાલના વ્યયમાં અનેકધા વૃદ્ધિ કરશે. વૃદ્ધ આચારને વળગી રહેનારા વૃદ્ધ કે વિચારથી શૂન્ય યુવાન રાજપુત્રવર્ગ, પ્રજાનું સપત્નીકર્મ કરવામાં તત્પર અને રાજાઓનું અને રાજ કુમારોનું રાજત્વ અને મનુષ્યત્વ ચૂસી લેવામાં સ્વાર્થ અને વિલાસ સમજનારી રાણીઓ અને રાજકુમારીઓ, અને એવાં એવાં અનેક ભયસ્થાન દેશી રાજાઓને શિર ઝઝૂમે છે અને સત્કાર્યને સ્થાને દુ:સ્થિતિનું દર્શન કરાવે છે તેનો આલેખ મલ્લરાજે વિદ્યાચતુરને દર્શાવ્યો હતો. ભીષ્મપિતામહે શરશય્યા ઉપર સૂતાં સૂતાં ધર્મરાજને અનેક અનુભવથી ભરેલી રાજનીતિ શાન્તિપર્વમાં સમજાવી છે તેમ આ વૃદ્ધ મહારાજે આ દુ:સ્થિતિના સંબંધમાં પોતાના અનુભવ અને વર્તારા પોતાના વાનપ્રસ્થકાળે પોતાના યુવરાજ અને તેના પ્રધાન વિદ્યાચતુરને સમજાવ્યા હતા. જરાશંકર પણ એ કાર્યમાં એ મહારાજનું મંત્રીપણું કરતો હતો. એ મહારાજનું નામ અમર રાખવા કોઈ મોટું ભવન બાંધવાની યુવાન વર્ગમાંથી સૂચના એક દિવસ થતાં અને તેની સંમતિ મંગાતાં વૃદ્ધ મહારાજે સ્થિત કર્યું.



'વિદ્યાચતુર! નામ કોઈનું અમર રહેલું નથી અને રહેવાનું નથી. નામ અને રૂપ એ જ નશ્વરતાનાં સ્વરૂપ છે. પણ તમારી ઇચ્છાને કંઈક અનુકૂળ થવાય અને ભવિષ્યમાં જ્યાં સુધી આ રાજ્યમાં બુદ્ધિમાન નીતિમાન રાજાઓ રાજ્ય કરવા ઉત્પન્ન થાય ત્યાં સુધી તેમની બુદ્ધિને આપણા અનુભવનું કાંઈક અવલંબન મળે અને પ્રજા પાસેથી આ સિંહાસન પાસે આવેલું દ્રવ્ય પ્રજાને ફળે એવા વ્યયનો માર્ગ કાંઈ કાઢીશું.'

આ સૂચના પછી મલ્લરાજે રત્નનગરીની રાજ્યવેધશાળા નામના ભવનની કલ્પના [૧] કરી અને યુવરાજે તેનો આલેખ [૨] કરાવી તે પ્રમાણે કાર્યસિદ્ધિ [3] કરાવી. વૃદ્ધ મહારાજની ઇચ્છા પ્રમાણે તેનું નામ રાજ્યવેધશાળા (એટલે રાજ્યરૂપ આકાશમાં ગમન કરનાર ગ્રહોની ગતિ આદિનું દર્શન કરવાની વેધશાળા [૪] ) પાડેયું, તેની સાથે જ યુવરાજની ઇચ્છાથી એનું નામ મલ્લમહાભવન પણ પાડ્યું અને ઉભય નામના લેખ એ ભવનના તોરણ ઉપર કોતરાવ્યા. આ તોરણદ્વારમાં [૫] પેસતાં એક વિશાળ અને સુન્દર ઉદ્યાનમાં જવું પડતું. અનેક લતાગૃહો, કુંજવનો, તળાવો, વાવો, કૂવાઓ, કુંડો, બેઠકો, ઘટાઓ અને પશુપક્ષીનાં પંજરોનાં ચિત્ર જેવા સાજ વચ્ચે થઈને જતાં એ મહાભવન આવતું.

એ ભવનમાં વૃદ્ધ મહારાજે પોતાના અનુયાયી રાજાઓના ઉપદેશ માટે વિચિત્ર યોજનાઓ ઘડી કાઢી હતી. અલિન્દમાર્ગમાંથી * મુખદ્વારમાં પેસતાં તરત વિદુરભવન નામનો લાંબો ખંડ આવતો. એ ખંડની પાછળ બીજા પાંચ ખંડ હતા. એ પાંચ ખંડનાં નામ દુર્યાધનભવન, દુ:શાસનભવન, કર્ણભવન, દ્રોણભવન અને પિતામહભવન એવાં હતાં. આ પાંચે ખંડની હાર કૌરવશાળા નામથી ઓળખાતી. તે પાંચેનાં દ્વાર કુરુક્ષેત્ર નામના એક બીજા લાંબા ખંડમાં પડતાં. એ ખંડની એક પાસ પાંડુભવન અને બીજી પાસ ધૃતરાષ્ટ્રભવન હતાં. કુરુક્ષેત્રની બીજી પાસ કૌરવશાળાની સામે પાંડવશાળા હતી ને તેનાં દ્વાર પણ કુરુક્ષેત્રમાં જ પડતાં. પાંડવશાળાના પાંચ ખંડ નામે ધર્મભવન, ભીમભવન, અર્જુનભવન, નકુલભવન અને સહદેવભવન એવાં હતાં. એ પાંચેની પાછળ પાંચાલીભવન નામનો લાંબો ખંડ હતો અને તેમાં તે પાંચેનાં દ્વાર પડતાં હતાં.

ચંદ્રકાંત અને વીરરાવનાં મર્મવેધક વાકયોને વિદ્યાચતુરે વિદુરભવનમાં ઉત્તર આપેલા હતા તેનાથી મણિરાજને તૃપ્તિ થઈ ન હતી અને મર્મવચન એના મર્મ ભાગને ગુપ્ત કળાથી કાપતાં હતાં. આ વેદનાના નિવારણને માટે આજે વિદ્યાચતુરે તે બે જણને મલ્લમહાભવન જોવા બોલાવ્યા હતા અને એ ભવનના રહસ્યનું પ્રકટીકરણ કરી એટલાથી જ તેમને તૃપ્ત કરવા અને મણિરાજને શંકારહિત કરવા વિદ્યાચતુરે કલ્પના કરી હતી. તે ઉભય ગૃહસ્થોના પક્ષપાતનું સ્થાન સરસ્વતીચંદ્ર રત્નનગરી આવ્યો હતો ત્યારે આ ભવનમાં આવી ગયો હતો અને નવા વિચાર લઈ ગયો હતો એ વાતથી એ ગૃહસ્થોને આ સ્થાનમાં આવવા આકર્ષણ થયું હતું. તેમની વાટ જોઈ યુવાન મણિરાજ કુરુક્ષેત્રમાં આતુરતાથી હેરાફેરા કરતો હતો.



થોડીવારમાં અતિથિ મંડળને લઈ વિદ્યાચતુર ત્યાં આવ્યો. કુરુક્ષેત્રની વચ્ચે એકાસન * અને અનેકાસન + સામસામી હતાં તે ઉપર સૌ ગોઠવાયા. કેટલીક સાધારણ પૃચ્છા અને વાર્તા થયા પછી આ ભવન સંબંધે વાર્તા ચાલી. વિદ્યાચતુરે એના ઇતિહાસ કહી બતાવ્યો. મલ્લરાજનું હૃદય તેમાં જણાતાં વીરરાવને પણ તેના ઉપર પ્રીતિ ઊપજી.

'કેવું ભવ્ય અંત:કરણ! ચંદ્રકાન્ત! Look at the poetry of His late Highness's heart There's something stern and magnificent in his views, words and acts ' વીરરાવે હૃદય ફુલાવીને ચંદ્રકાંત ભણી જોઈ કહ્યું.

'Undoubtedly its so. And yet but a few days back, in this very building, you abused his fellows .' ચંદ્રકાંત બોલ્યો.

વીરરાવ — 'છી છી છી છી! ચંદ્રકાંત! તમે કંઈ સમજ્યા જ નથી. આખી રાત્રિના આખા આકાશમાં ચંદ્ર વૃદ્ધિક્ષય પામતો એકલો એક ફરે છે તેથી જગત ઊંઘતું મટતું નથી અને અંધકાર સમસ્ત નાશ પામતો નથી.

મલ્લમહારાજની પોતાની જ નિરાશાનું કારણ જુઓ તમારા દેશના હોલા પેઠે છાપરા ઉપર બોલતા બોલતા તેઓ થાકી ગયા અને માત્ર એક જ બોલ બોલ્યા કે 'એકલો શું કરું? એકલો શું કરું?'

પિતાની સ્તુતિથી તૃપ્ત થતું મણિરાજનું હૃદય આ નિરાશાનું ચિત્ર જોઈ ખિન્ન થયું. તેના હૃદયનો અનુભવી પ્રધાન તે ચેતી ગયો અને ખેદદશાને વ્યગ્ર કરવા બીજી કથા કરવા લાગ્યો:

'વીરરાવજી! આ મહભવનની ઇતિહાસ તમે સાંભળ્યો. હવે ઊઠો અને તેના મર્મભાગ જુઓ અને સમજો.'

સૌ ઊઠ્યા. આગળ મણિરાજ અને વિદ્યાચતુર અને પાછળ અન્ય મંડળ ચાલ્યું. કુરુક્ષેત્રની એક પાસ પાડુંભવન હતું તેમાં સૌ પેઠા.

એ ભવનમાં પેસતાં સામે પાંડુરાજની અને તેની આસપાસ તેની બે રાણીઓની આરસની પ્રતિમાઓ હતી. પાંડુમૂર્તિના સિંહાસનની આગલી પાસ સુવર્ણલેખ હતો:

'આપત્કાળે રાજાઓ રાજયોગ શાથી પામે છે? પ્રથમ રાજ્ય ધરાવનાર દેહ જોઈએ — જેનાથી રાજવંશ વૃદ્ધિ પામે. આ પ્રત્યક્ષ દેહવાળો દેહી ધૃતરાષ્ટ્ર અન્ધ છે અને તેનો નાનો ભાઈ શૌર્યાદિક્ષાત્રકલા સંપન્ન રાજત્વ ગુણ છે તે દેખતો છે, સમર્થ છે. એ નાનો ભાઈ છતાં તે જ રાજ્યનો યોગ પામે છે. રાજ્યયોગકાળે પરાક્રમઅંગ તે આ જ પાડુંરાજા છે અને રાજત્વની વંશવૃદ્ધિ એના જ વંશમાં છે. મલ્લરાજના અનુયાયી રાજ્યાધિપો એ રાજાનું સત્ત્વ સાચવશે તો નશ્વર સંસારમાં તેમનું રાજત્વ જીર્ણોદ્ધાર પામશે. રાજ્યયોગનો અધિકારી ધૃતરાષ્ટ્ર નથી પણ પાંડુ છે એ વાત નિત્યસિદ્ધ છે.'



એક પાસની ભીંત ઉપર મણિરાજે કોતરાવેલો અંગ્રેજી લેખ હતો:

'Spirit of Acquisition and Growth! Thou wert born to acquire and to grow and not to enjoy. Thou wert born for Duties and not for Rights! Attempt not to rest from Duties and enjoy any Rights. Power is the sweet Charmer by thy side, and awful will be the moment that will tempt thee to her embraces. For, beware if warning can avail it against thy frailty, the moment of thy Fruition of her charms will also be the moment of thy Death! Great spirit of Dominating Growth! Thy moment of Fruition of Power will mean the moment of thy disappearance! So disappeared King Pandu the moment he rushed into the arms of fair Madri !'

સામી ભીંતે ટૂંકો લેખ હતો: — ‘રાજાઓને ભોગ નથી. ધર્મ છે. ભોગવિલાસનો પ્રથમ ચમત્કાર પાંડુરાજાએ યમની તરવારમાં દીઠો. રત્નનગરીના રાજ્યાધિપો! આ કથા ભૂલશો મા.’

વીરરાવ સર્વ વાંચી એક પાસ ઊભો. ‘શું આ વાર્તામાં આવું રૂપક છે? આ ઉપદેશ પાળનાર રાજા મેં હજી સુધી દીઠો નથી. જો રત્નનગરીમાં એ નિયમ પળાતો હોય તો વીરરાવ એક જણની પાસે પોતાના ઉદ્ગાર પાછા ખેંચી લેવા બંધાયેલા છે.’

મણિરાજ — ‘વીરરાવ! આપણે આ ભવન જોવા આવ્યા છીએ. હું રંક બાળક એ ભવનના મહાન ઉચ્ચગ્રાહને પામ્યો છું કે નહીં તે જોવા નથી આવ્યા. અમારા ઉચ્ચગ્રાહના ઉચ્ચાર જેટલા મારા આચાર છે એવું માનશો મા. મને બાકી એટલું અભિમાન છે કે વૃદ્ધ મહારાજ એ આચારની સીમાને પહોંચ્યા હતા. વળી આ મારે નામે લખાયેલા ઉદ્ગારમાં જીવ મૂકનારા મારા ગુરુ પ્રધાનજી છે એટલે એ ઉદ્ગારની શક્તિ પણ મારી સમજશો મા.’

વીરરાવ-‘જે વિનય મારા વંશને દુર્લભ છે તે આપનામાં પળેપળે દેખું છું. રાજકુળમાં જન્મ પામ્યાનો મહિમા હું આજ પ્રથમ પ્રત્યક્ષ કરું છું.’

મણિરાજ — ‘હું વિનયવાક્ય બોલતો નથી, સત્ય બોલું છું.’

વીરરાવ — ‘આપ આપના હૃદયમાં જે સત્ય માનો છો તે જ બોલો છો. આપનો વિનય હૃદયનો છે, કેવળ વાણીનો જ નથી.’



ચંદ્રકાંત — મહારાજ! રાજ્યયોગનું અંગ પાંડુરાજાને ગણો છો તેવા યોગની અશક્તિને આ કાળે આમાંથી દેશી રાજાઓએ શો ઉપદેશ લેવો?’

મણિરાજ — ‘વૃદ્ધ મહારાજના ઉપદેશમાત્રના આધાન પ્રધાનજી હતા. આપના પ્રશ્નનો ઉત્તર પેલા ગ્રથમાંથી મળશે. એ ગ્રન્થમાં પ્રધાનજીએ વૃદ્ધ મહારાજના વિચાર લખેલા છે.’

મલ્લમહાભવનનો મંત્રી એક ગ્રન્થ એક ટેબલ પરથી લાવ્યો અને તે ઉઘાડી એક ભાગ ચંદ્રકાંતને આપ્યો, તેમાં વિદ્યાચતુરના હાથનો લેખ હતો: ‘રાજ્ય એટલે પૃથ્વી એવું મલ્લમહારાજ સમજતા ન હતા. તેમની ઉદારબુદ્ધિમાં પૃથ્વી તૃણતુલ્ય હતી. રાજ્ય એટલે રાજત્વ અથવા રાજગુણોનો સમુદાય એવી તેમની બુદ્ધિ હતી. જેમ પૃથ્વી ઉપર એકલા જળને બળે તૃણ પોતાના કાળે ઊગે છે તેમ પૃથ્વી ઉપર એકલા રાજત્વને બળે રાજસત્તા યોગ્ય ઋતુમાં ઊગે છે. એ સત્તાને લોક રાજ્ય કહે છે, પણ સત્ય જોતાં રાજત્વ સામાન્ય મનુષ્યો કરતાં રાજાઓમાં વિશેષ છે અને રાજ શબ્દ ઉપરથી થયેલું રાજત્વ, તે જ રાજ્યનો અર્થ છે. પૃથ્વી તો થયેલ અને થનાર રાજાઓની ધર્મશાળા છે, ક્ષેત્ર છે. રાજત્વ તે ધર્મશાળામાં નવીનવી પ્રજાઓને ભરે છે. રાજત્વ તે ક્ષેત્રમાં સત્તાનો ફાલ ભરે છે. મોટા ક્ષેત્રમાં પાક ઓછો થાય અને નાનામાં ઘણો થાય. તેમ

પૃથ્વીનો વિસ્તાર ઓછો હોય એવા નાના પ્રદેશમાં મોટા પ્રદેશ કરતાં વધારે ફળ ભરનાર રાજત્વ વધારે વધારવું તે પણ રાજ્ય વધારવા જેવું જ છે. અંગ્રેજી સામ્રાજ્યનાં અંશભૂત દેશી સંસ્થાનોમાં આમ રાજત્વ વધે તો તે પણ રાજ્યયોગની જ વૃદ્ધિ છે. માંડલિક રાજાઓની આ વૃદ્ધિ ચક્રવર્તીને લાભકારક છે, અને આવી રાજ્યવૃદ્ધિ કરવામાં દેશી રાજાઓ નહીં ફાવે તો તે દોષ ચક્રવર્તીનો સમજવો નહીં, પણ દેશી રાજાઓ ઉપર માદ્રીએ ઉપજાવેલા મોહનું જ તે કાર્ય સમજવું.'

ચંદ્રકાંત આ ઉત્તરથી સજડ થઈ ગયો. વીરરાવનો ઉન્માદ શિથિલ થઈ ગયો. ઊભય ગૃહસ્થો જિજ્ઞાસાના જ સેવક થઈ ગયા.

ચંદ્રકાંત — 'આવાં પુસ્તક કેટલાં છે ને તેનો શો ઉપયોગ થાય છે?'

વીર૦ — 'આ જમણા ખૂણામાં મોટું આસન શા ઉપયોગમાં આવે છે?'

વિદ્યા૦ —'પ્રત્યેક ભવનમાં આવાં પાંચ પુસ્તકો હોય છે, એક પુસ્તકમાં વૃદ્ધ મહારાજની સૂચનાઓ સ્મરણમાં આણી હું લેખ લખું છું. બીજા પુસ્તકમાં આયુષ્યમાન મહારાજ પોતાના વિચાર, અનુભવ અને વિદ્યા વધે છે તેમ તેમ પોતાના ભાવી કાળના અને અનુયાયીઓના ઉપયોગને માટે, પ્રસંગે પ્રસંગે લેખ લખે છે. ત્રીજું પુસ્તક કોરું છે તે ભરવાનું રત્નનગરીના ભાવી રાજાએ, ચોથું પ્રધાનોએ પોતાના અનુભવ લખવા માટે અને પાંચમામાં આ ભવનનો સાક્ષર મંત્રી આ ચારે પાસની પુસ્તકશાળામાંનાં પુસ્તકોમાંથી ઉતારા, સૂચન વગેરે મહારાજશ્રીના ઉપયોગને માટે સંક્ષેપમાં લખે છે. આ જમણા ખૂણામાં મહારાજશ્રીને માટે વિચારણાસન છે. આ મહાભવનના પ્રત્યેક ભવનમાં આ જ મન્ત્રી, આવાં પુસ્તક અને આવાં આસન છે. પાંડુભવનમાં પુસ્તકો આ ભવનના જ વિષયને સંબંધે છે. આ પુસ્તકોમાં આ ભવનના જ સૂચવેલા વિષય વિચારાય, લખાય છે. વિચારણાસન ઉપર દિવસમાં અમુક કાળે બેસવું, આ ગ્રન્થો અને લેખો વિચારવા અને વધારવા, રાજ્યમાં ઊઠતા પ્રસંગો આ ભવનના વિષયને લગતા હોય તો તે આ ભવનના જ લેખોને વશ રહી તેના જ સાધનથી વિચાર અને આચારના માર્ગ શોધવા, અને આ ભવનના લેખોની આજ્ઞાઓ પોતાથી અને પોતાના સેવકોથી કેટલી પળે છે અને કેટલી નથી પળતી તેના સૂક્ષ્મ વિચાર કરી આત્મપરીક્ષામાં જાગ્રત રહેવું — એટલું કામ આ વિચારણાસન ઉપર અઠવાડિયામાં યોજેલે સમયે બેસી મહારાજ સ્થિર મનથી કરે છે. આ મહાભવનનાં પ્રત્યેક ભવનનો આમ વારો આવે છે.

ચંદ્રકાંત અને વીરરાવ અન્યોન્યના સામું જોઈ રહ્યાં. અંતે કુન્તીની મૂર્તિ નીચેનો લેખ વાંચવા લાગ્યા: 'ધૈર્ય અને ક્ષમાની મૂર્તિ મહત્ — દુ:ખોમાં પુત્રોએ યુગના યુગ કાઢ્યા તે કાળે તેં ધૈર્ય કે ક્ષમા ખોઈ નથી. રાજ્યકાર્યને

સિદ્ધ કરવા, તારા પાંચ પુત્રોને પરિપાક દશામાં આણવા, અસ્તમાંથી ઉદય જોવા, જે ધર્મતપની આવશ્યકતા છે તે તેં તપેલું છે. તારા વિના કોઈ રાજ્યમાં પાંડવોનો જન્મ નથી, ઉદય નથી, સિદ્ધિ નથી.’

આ ખંડમાંથી સર્વ બહાર નીકળ્યા અને જોડેના ખંડમાં ગયા. જતાં જતાં વિદ્યાચતુર બોલ્યો: ‘પાંડુભવન રાજ્યયોગનું સાધન છે. બાકીનાં ભવન રાજ્યક્ષેમનાં છે. રાજ્યના યોગક્ષેમની એ વ્યવસ્થા છે. અલભ્યનો લાભ તે યોગ — લબ્ધનું પાલન તે ક્ષેમ: *अलभ्यलाभो योग: स्यात् क्षेमो लब्धस्य पालनम्* /પાંડુરાજા વિના રાજ્યયોગ નથી, પાંડવકૌરવાદિની યોગ્ય સંસ્થા વિના રાજ્યક્ષેમ નથી. એ ક્ષેમને માટે શુદ્ધ રાજત્વના ક્ષેત્રમાં દેવોના પ્રસાદથી ઉત્પન્ન થયેલા ગુણરૂપ પાંડવો છે તેનાં આ પાંચ ભવન આ પાસ છે. સ્થૂલ અંધ નૃપદેહરૂપ ધૃતરાષ્ટ્રથી જન્મેલા રાજતન્ત્રરૂપ રાજ્યકાર્યરૂપ કૌરવો અને તેના સહાયકોનાં ભવન પાંડવભવનોની સામે છે. રાજ્યક્ષેમના દેહમાં જ્ઞાનેન્દ્રિયના સમૂહને ધરનાર ઉત્તમાંગ — મસ્તકરૂપ આ પાંડવભવનો છે અને કર્મેન્દ્રિયના સમૂહ બાકીના દેહરૂપ આ બાકીનાં ભવન છે. કર્મેન્દ્રિયો ઉપર બળ વાપરવાના અધિકારી જ્ઞાનેન્દ્રિયો જેવા રાજ્યાવયવોમાં જ્યેષ્ઠ અને શ્રેષ્ઠ જે ધર્મ તે ધર્મનું આ ધર્મભવન પાંડુભવનની જોડે જ રચેલું છે.’

ધર્મભવનમાં યુધિષ્ઠિરની પ્રતિમા પાસે સૌ આવી ઊભા. એટલામાં વિદ્યાચતુરે આટલું દિગ્દર્શન કરાવી દીધું.



યુધિષ્ઠિરની ગંભીર મૂર્તિના ચરણ નીચેની આરસની તકતીમા સુવર્ણલેખ હતો:

‘ગૃહસંસારથી આરંભી રાજ્યસંસારના શિખર ઉપર ચડતાં મલ્લરાજને એક જ પદાર્થમાંથી સ્વસ્થતા જડે છે. તે પદાર્થ તે ધર્મ. આજકાલ શૈવ, વૈષ્ણવ, ખ્રિસ્તી, મુસલમાન, આદિ મતમતાંતરવાચક શબ્દોમાં જણાતા મમતામૂલક ધર્મ સાથે ધર્મરાજના ધર્મને લેવાદેવા નથી. સર્વ પ્રજાઓને, સર્વ દેશમાં, સર્વ યુગમાં, સામાન્ય પૂજનીય ધર્મ ધર્મરાજનો ધર્મ છે. રાજ્યયોગ સિદ્ધ કરી રાજક્ષેમની વાસના રાખનાર આર્ય પાંડુ મહારાજે જ્યેષ્ઠ પુત્રને સ્થાને ધર્મને માગ્યો છે અને મલ્લ પણ એ જ માગે છે. દ્રૌપદીવસ્ત્રહરણકાળે સર્વ પાંડવો આત્મસ્થ પ્રત્યક્ષ સ્થૂલાદિ બળ નિવારી દેખીતા અતિયોગ્ય ક્રોધવૈરાદિ વિકારોને સંયમી, માત્ર જ્યેષ્ઠબંધુ ધર્મરાજની આજ્ઞાને વશ રહી, સર્વ અન્ય પદાર્થના ત્યાગી થયા. મલ્લ પણ પોતાના રાજ્યમાં, દેહમાં અને વંશમાં એ જ પરિણામ ઇચ્છે છે! એ ધર્મનું સ્વરૂપ જાણવું હોય તે વ્યાસમુનિના અક્ષરતીર્થ કાવ્યમાં સ્નાન કરી પવિત્ર થાય. ધર્મ જ જીવતે દેહે સ્વર્ગ પામે છે. ધર્મ જ જાગે છે. રાજ્યભારમાં સ્વસ્થનિદ્રા પણ ધર્મને જ છે. અધર્મની શય્યામાં સૂનારને કાંટા જ છે.’

પ્રતિમા નીચેના સ્તંભની આગલી પાસ આ લેખ હતો. બીજી બે પાસ મહાભારતમાંથી શ્લોક હતા.

એક પાસ લખ્યું હતું: ‘વાંચનાર! પાંડુરાજાએ કુન્તી પાસે ધર્મરૂપ યમદેવનું આવાહ્ન કરાવી ધર્મરૂપ જ્યેષ્ઠ પુત્ર પ્રથમ માગ્યો તે શું કહીને?

*अद्यैव त्वं वरारोहे प्रयतस्व यथाविधि।*

*धर्ममावाहय शुभे स हि लोकेषु पुण्यभाक्।।१।।*

*अधर्मेण न नो धर्म: संयुज्येत कथान।*

*लोकश्चायं वरारोहे धर्मोऽयमिति मन्यते।।२।।*

*धार्मिकश्च कुरुणां च भविष्यति न संशय:।*

*धर्मेण चापि दत्तस्य नाधर्मे रंस्यते मन:।।३।।*

*तस्माद्धर्मं पुरस्कृत्य नियता त्वं शुचिस्मिते।*

*उपचाराभिचाराभ्यां धर्ममावाहयस्व वै।।४।।*

બીજી પાસ લખ્યું હતું:

‘પાંડવોમાં જયરૂપ અર્જુન પોતે ધર્મની જ આશ્રયમાં છે, ધર્મના બળથી જ જયની આશા રાખે છે અને ધર્મમાં જ શ્રદ્ધા રાખે છે. તે શું કહે છે? ધર્મરાજને પોતાને શત્રુબળથી અવસન્ન જોઈ અર્જુન ધર્મને ધર્મનું બળ દર્શાવી સ્તવે છે:



*प्रज्ञाऽभ्याधिकान् शूरान् गुणयुक्तान् बहूनपि।*

*जयन्त्यल्पतरा येन तंन्निबोध विशाम्पते।।१।।*

*तत्र ते कारणं राजन् प्रवक्ष्याम्यनसूयवे।*

*नारदस्तमृषिर्वेद भीष्मद्रोणौ च पाण्डव।।२।।*

*एक्मेवार्थमाश्रित्य युद्धे देवासुरेऽब्रवीत्।*

*पितामह: किल पुरा महेंन्द्रादीन् दिवौकस:।। ३।।*

*न तथा बलवीर्याभ्यां जयन्ति विंजिगीषव:।*

*यथा सत्यननृशंसाभ्यां धर्मेणैकेन चानध।।४।।*

*ज्ञात्वा धर्ममधर्मं च लोभं चोधममास्थिता:।*

*युद्धध्वमनहंकारा यतो धर्मस्ततो जय:।।५।। - भीष्मपर्व*

ભવનમંત્રીએ પ્રધાનના પુસ્તકમાંથી એક પાનું ઉઘાડી બતાવ્યું. વીરરાવે મોટેથી વાંચ્યું:

'The highest sense of duty and unflinching obedience to the Highest Principles of the Eternal Code of Morality which can illumine the Soul of the humblest and the highest for the weal of the world - these have the *first rights* to command and control Intelligence, Power, and All! So sang the Indian Sage and Bard, and lucky is the nation where He will be obeyed .'

વીરરાવ — 'આ બધા માનસિક મંત્રમાં રાજકીય વિષય શો છે?'

વિદ્યાચતુર — 'આ યુધિષ્ટિરભવનમાં ધર્મરાજાની મૂર્તિ પાછળ તમે દ્વાર જુઓ છો. તેમાં થઈને પાછળ પાંચાલીભવનમાં જવાય છે. પાંચાલી તે પ્રજાદેવી. તેના પતિઓ એટલે પાલકો પાંચ પાંડવો છે. એનું પાલન કરનાર પતિઓમાં જ્યેષ્ઠ ધર્મરાજા છે. જેને તમે ધર્મનો માનસિક મંત્ર કહો છો તે ધર્મરાજાને મન પાંચાલી કરતાં વધારે પ્રિય છે. તે મૂર્તિના ચરણ નીચેના લેખથી તમે જુઓ છો. પાંડુભવનમાં તમે એક વિચારણાસન જોયું તેને ઠેકાણે આ ભવનમાં ત્રણ ખૂણામાં ત્રણ વિચારણાસન છે અને ચોથામાં પુસ્તકો છે. એક વિચારણાસન ઉપર બેસી ધર્મરાજા ઉપર દૃષ્ટિ કરી મહારાજ માનસિક ધર્મના વિચાર તેમ આચારની રાજ્યસંબંધમાં વિચારણા કરે છે. આ રાજ્ય અને પરરાજ્ય વચ્ચે, પોતાના જીવનને માટે અને પોતાના કુટુંબને માટેના ધર્મવિચાર એ જ આસનમાં થાય છે. ત્યાર પછીના ખૂણામાં બીજું વિચારણાસન છે ત્યાં બેસી મહારાજ રાજસેવકોના ધર્મ શોધે છે, રચે છે અને પોષે છે. મહારાજ યુધિષ્ઠિર વ્યૂહરચનામાં કુશળ હતા. સૈનિક (Military ) તેમ સભ્ય (Civil ) રાજસેવકમાત્રની વ્યૂહરચનાના સંબંધની આજ્ઞાઓ આ જ આસનની વિચારણામાંથી જન્મે છે, સર્વ સેવકોના ધર્મ અને તેમની સ્વધર્મ નિયંત્રણા — (Discipline )ના રશ્મિઓને (Military reins લગામોને) આ સ્થાનમાં જ યમરાજના જેવી ઉગ્ર દૃષ્ટિથી મહારાજ ખેંચી રાખે છે અને રાજ્યધર્મના અશ્વ જેવા સેવકોનું પાલનનિયમન કરે છે. ત્યાર પછીના ખૂણામાં ત્રીજું વિચારણાસન જુઓ છો ત્યાં બેસી મહારાજ પ્રજામાં રહી પ્રજાશત્રુ જેવા થતા અપરાધીઓના અને પરસ્પર બંધુત્વ ભૂલી વિગ્રહમાં પડતા વાદીપ્રતિવાદીઓના ધર્મ શોધે છે, રચે છે, અને એ રચના પ્રમાણે તીવ્ર ન્યાય થાય છે કે નહીં તે તોળે છે અને તે તુલના પ્રમાણે ન્યાય્ય આજ્ઞાઓ કરી પ્રજાને સ્વસ્થ કરે છે. પ્રત્યેક આસન ઉપર વિચાર કરી પાંચાલીભવનમાં મહારાજ જાય છે, એ પ્રિયતમા મહારાજના આ પ્રયત્નથી પ્રસન્ન થશે કે નહીં અને થઈ કે નહીં તે વાત મહારાજ આતુરતાથી જાણી લે અને એ પ્રિયતમાના પ્રેમાસ્પદ થાય એ લોભ ધર્મરાજની અને પાંચાલીની દૃષ્ટિના પ્રસાદમાંથી મહારાજના સાત્વિક

અંત:કરણમાં પ્રસરે એટલા માટે વૃદ્ધ મહારાજે કરેલી યોજના આ ભવનમાં તમે પ્રત્યક્ષ કરો છો.'

વીરરાવ — 'Happy is the man who comes to this nobly — conceived hall and bows in deep humility to the high and sacred thoughts it fills one with! A thousand blessings from this poor heart of mine flow towards your Highness as I witness this stern and holy ideal and its fullest, clearest expression .'

વીરરાવે મણિરાજના હાથને બળથી દાબ્યો.

ચંદ્રકાંત વીરરાવના કાનમાં બોલ્યો: 'Mind you, you are treating a prince like a private man quite mannerlessly! '

વીરરાવે પણ કાનમાં જ વાત કરી: 'Damn your etiquettc where I simply give a clear form to my admiration! Is not a prince a man? '

ચંદ્રકાંત — 'You are rude, whether you are pleased of pained — like a dog that barks and bites of fawns and licks! '

મણિરાજના વચને આ ગુપ્ત વિગ્રહનો અંત આણ્યો અને સૌ તેના શ્રવણમાં વ્યાપૃત થયા.



મણિરાજ — 'વીરરાવજી આ સર્વ વિચારણાસનમાં બેસું છું ત્યાં ધર્મરાજનું દર્શન મારા ચિત્તમાં અનેક મંત્ર મૂકે છે, મારા અભિમાનને શાંત કરી નાખે છે, અને જે ધર્મ પાળવા તેમની તીવ્ર આજ્ઞા પ્રત્યક્ષ થાય છે તે ધર્મ કયો એ જાણવાની આતુરતા થતાં, પ્રથમ પૂછું છું આ ચારે પાસ લટકતી પુસ્તકશાળાને, પછી પૂછું છું દેશકાળને, પછી પૂછું છું મારા રાજ્યના અનુભવને અને તેના હિતને અને પછી પૂછું છું મારા રંક હૃદયને. વૃદ્ધ મહારાજે એ શ્રેણી બતાવેલી છે અને એવી રીતે વિચારેલો શોધેલો ધર્મ રાજ્યને હિતકર છે એવું મનાવનારી શ્રદ્ધા વિરાટની સભામાં મહાત્મા મહાબુદ્ધિવાન શૂર અર્જુને ધર્મરાજનું અભિજ્ઞાન કરાવતાં કહેલાં વાક્યોમાંથી જન્મતી જોઉં છું.'

ભવનમંત્રીએ મણિરાજના પુસ્તકમાંથી એ શ્લોક કાઢી તેના હાથમાં મૂક્યા અને મણિરાજે જાતે તે વાંચ્યા:

*इंद्रस्यार्धासनं राजन्नयमारोढुमर्हति।*

*ब्रह्मण्य: श्रुतवांस्तयागो यज्ञशीलो दृढव्रत:।।*

*एष विग्रहवान् धर्म एष वीर्यवतां वर:।*

*एष बुद्धयाधिको लोके तपसां च परायण:।।*

*एषोऽस्त्रं विविधं वेतिं त्रैलोक्ये सचराचरे।*

*न चैवान्य: पुमान् वेत्ति न वेत्स्यति कदाचन।।*

*दीर्घदर्शी महातेजा: पौरजानपदप्रिय:।*

*पाण्डवानामतिरथो यज्वा धर्मपरो वशी।।*

*महर्षिकल्पो राजेन्द्र: सर्वलोकेषु विश्रुत:।*

*बलवान् धृतिमान् दक्ष: सत्यवादी जितेन्द्रिय:।।*

*अस्य कीर्ति: स्थिता लोके सूर्यस्येवोद्यत: प्रभा।*

*संसरन्ति दिश: सर्वा: यशसोऽस्य इवांशव:।।*

*एष वृद्धाननाथांश्च पङ्गूनन्धांश्च मानवान्।*

*पुत्रवत्पालयामास प्रजा धर्मेण वै प्रभु।।*

*एष धर्मे दमे चैव क्रोधे चापि जितव्रत:।।*

*महाप्रसादो ब्रह्मण्य: सत्यवादी च पार्थिव:।।*

*एष धर्मपरो नित्यमनृशंसश्च पाण्डव:।*

*कथ नार्हतिं राजार्हमासन पृथिंवीपते।।*



મણિ૦ — 'વીરરાવજી! આવા સૂક્ષ્મ અને માર્મિક ધર્મના જ્ઞાનનું રહસ્ય સમજ્યા વિના દીર્ઘદૃષ્ટિ નથી, સત્ય અને નિત્યબળ નથી, સ્વસ્થતા નથી, લોકનું કલ્યાણ નથી અને રાજાનું રાજત્વ નથી. પાંચે પાંડવોમાંથી એક જ જણ પિતામહના બોધનો અધિકારી ઠર્યો હતો તે કોણ? મહારાજ ધર્મરાજ પુત્રોમાં પાંડુ મહારાજે પ્રથમ ઇચ્છ્યા તે કોણ? ધર્મ. એ ધર્મના ઉચ્ચગ્રાહ હું પળેપળે શોધું છું અને મારા ચરણ તે શોધમાં થાકી જાય ત્યારે વૃદ્ધ મહારાજને સ્મરી તેમની ક્ષમા માગું છું, કારણ તેમના પવિત્ર આસન ઉપર બેસવાની મારી યોગ્યતામાં ન્યૂનતા આ ધર્મભવનમાં મને અનેકધા દીસી આવે છે અને એક બાળકના જેવું મારું હૃદય થઈ જાય છે. ધર્મપાલનમાં આમ હૃદય કંપે છે. એ પાલનમાં મારી પોતાની અશક્તિ કે દુર્વૃત્તિ અથવા અન્ય સ્થાનથી આવેલી વિપત્તિ વિઘ્ન નાખે છે ત્યારે વૃદ્ધ મહારાજે ધર્મની સ્તુતિ રચાવેલી છે તે સાંભળી ધૈર્ય પામું છું.'

ભવનમંત્રીએ પુસ્તકમાંથી તે સ્તુતિ કાઢી અને મણિરાજે કરેલી સંજ્ઞા ગ્રહી વાંચવા માંડી:

*‘રાજ્ય પિતાતણું ના જ મળ્યું! મળતાં છીનવે શઠ દ્યૂતકળામાં!*

*લાખનું મન્દિર! દ્રૌપદીવસ્ત્રદશા કુરુરાજની દુષ્ટ સભામાં!*

*તે સ્મરતાં’ પ્રિયબન્ધુચતુષ્ક ઉંચા ઊછળે ગુરુવૈરથી ક્રોધે!*

*તે સૌ શાન્ત રહી જ જુએ યમસુત, ધરે મન ધર્મપ્રબોધે!*

*પાંડુસુતોનું અહિત વિચારી, કુલઘ્ન અધર્મ ભરે ઉરમાંહે;*

*જાળ રચે કુરુનંદન કંઈ જ કળાથી દયાવણ પાંડવકાજે;*

*સુરઅસુરમુનિથકી આશ્રય શોધી તપસ્વીવિનાશ વિમર્શે;*

*એ અપકાર સટે ઉપકાર કર્યો યમનંદનને જ પ્રકર્ષે!*

*દુષ્ટ અધર્મ ભરાવ જ ભૂતળ ઉપર પાપનું રાજ્ય પ્રવર્ત્યો!*



*નાશની જાળ રચાવ શિરે! શિર ઉપર દૈત્ય હસો કરી નૃત્યો!*

*ધર્મતણા રણમાં ગભરાય ન એ થકી ધર્મ-યુધિષ્ઠિર એક!*

*ધર્મથી જન્મ, સ્વદેહથી સ્વર્ગ, ધરે નિજધર્મથી મલ્લ સ્વટેક!’*

પદ્ય પૂરું થતાં મણિરાજે ધર્મમૂર્તિને નમસ્કાર કર્યા અને ધર્મભવન તથા ભીમભવન વચ્ચે આવવાજવાનું દ્વાર હતું તે ભણી સર્વ વળ્યા.

વિદ્યાચતુર — ‘પાંચે પાંડવભવનો વચ્ચે આવાં દ્વાર છે અને કુલજ્યેષ્ઠ ધર્મરાજા ચાર નાના ભાઈઓને પૂછ્યા વિના ધર્મનિર્ણય કરે નહીં અને ચાર ભાઈઓ મોટા ભાઈની આજ્ઞા વિના ડગલું ભરે નહીં: એવું પાંચે ભાઈઓનું ઐક્ય ક્યારે જળવાય કે પરસ્પર દર્શનને માટે અને પૃચ્છા માટે સર્વને એકબીજાનાં ભવનમાં આવવા-જવા આવાં દ્વાર હોય ત્યારે તે જ પદ્ધતિથી સર્વ ભવનનાં વિચારણાસન ઉપર બેસી વિચાર કરી તે તે વિચારોને પરિપાકદશામાં આણવા અંતે આ દ્વારમાં થઈને મહારાજ ધર્મભવનમાં આવે છે અને દ્વારેદ્વારે આટલો સંકેત લક્ષમાં રાખે છે.’

સર્વ ભીમભવનમાં પેઠા અને ઉગ્ર ભીમપ્રતિમા પાસે આવી ઊભા.

વિદ્યાચતુર — ચંદ્રકાંત! વાયુપુત્ર ભીમસેનનું આ ભવન છે. પાંચાલી-પ્રજાનું બળ સાચવનાર — Spirit of Protection, Prestinge and Power - તે આ છે. મૂર્તિ નીચે વૃદ્ધ મહારાજનો લેખ વાંચો.'

'મલ્લરાજનું બળ એના સૈન્યમાં નથી. એનું સૈન્ય એના દેહને માટે નથી અને એના કુટુંબને માટે પણ નથી. રત્નનગરીની પાંચાલી પ્રજાને માટે એટલે એ પ્રજાના રક્ષણને માટે એ સૈન્ય છે, અને એ સૈન્ય એ પાંચાલીના પ્રીતિકાર્યમાં પ્રવૃત્ત થાય ત્યાં સુધી જ એ સૈન્યમાં બળ છે. એવા બળવાળા એ સૈન્યના આત્મારૂપ ભીમસેન અર્જુનનું બળ દૂરગામી અસ્ત્રમાં [૧] છે, તો તારું બળ સમીપઘાતી શસ્ત્રમાં [૨] છે. એ શસ્ત્રાસ્ત્ર માત્ર ચર્મચક્ષુ દેખે છે તે નથી, પણ હે વાયુંપુત્ર! તારા પિતા વાયુદેવના જેવો દૃશ્ય સ્પર્શજ્ઞેય સર્વવ્યાપી અને પ્રાણદાતા એવો તારો પ્રતાપ છે. પાંચાલીનો ગુપ્ત પરાભવ કરનાર રાજ્યમાંના અંત:શત્રુ, કીચક-ઉપકીચક પેઠે, તારા બાહુબળથી અંધકારમાં જ નાશ પામશે એ સતીનો પ્રગટ પરાભવ કરનાર તારા જ રાજકુળના કુલાંગાર અંત:શત્રુઓ તારી ગદાના પ્રકટ પ્રહારથી નાસ પામશે. બહારના રાક્ષસો સામે પણ તારું જ બળ સંહાર કરશે. પાંચાલી દુ:ખ પામશે ત્યારે પ્રથમ આશ્વાસન તારા બળથી પામશે. ધર્મરાજા વિના તારે માથે મોટા ભાઈ નથી. પણ તેની આજ્ઞામાં રહી પાંચાલીનાં દુ:ખનું નિવારણ કરવું અને વાયુ પેઠે એના શત્રુઓનો સર્વત:સ્પર્શ કરવો એ તારું કર્તવ્ય છે. માતાને, ધર્માદિ ચાર બંધુઓને, લાક્ષાગૃહમાંથી અને રાક્ષસોમાંથી ઉગારી ખભે લઈ વાયુ પેઠે વહનાર બળ તે તું જ છે.'



વિદ્યાચતુર — 'આ વૃદ્ધ મહારાજે લખાવેલો લેખ છે. લેખસ્તંભની બે પાસ માત્ર ટૂંકા જ લેખ છે.'

'જ્યેષ્ઠ બંધુને પૂછ્યા વિના ચાલીશ નહીં' એવો લેખ ધર્મભવન ભણી હતી. 'પાંચાલી પાછળ છે તેના ઉપર સતત દૃષ્ટિ રાખી તેના શત્રુઓ ભણી સર્વદા જાગૃત રહેજે' એવો લેખ બીજી પાસ હતો.

વિદ્યાચતુર — 'ધૃતરાષ્ટ્ર એ રાજાઓનો દેહ છે. દુર્યોધન એ રાજાના દેહના હાથે ઉત્પન્ન થયેલો રાજાના શતપુત્રો-ભાયાતો અને મિત્રોના હાથમાં ગયેલો, રાજ-નય — Royal Policy - છે. દુ:શાસન એ રાજાના હાથમાં રહેલી દુષ્ટ પ્રજાને શિક્ષા કરનારી દંડશક્તિ છે. આ ત્રણ પુરુષ ધર્મરાજાનું રાજ્ય ખૂંચવી લઈ, પાંચાલીનો જ પરાભવ કરવા પ્રવર્તે, ત્યારે આ ચર્મચક્ષુને સમીપ લાગતા આ શત્રુઓને માટે ગદારૂપ શસ્ત્ર લઈ ભીમમૂર્તિ ઊભી છે. આ ભવનમાં પુસ્તકોના લેખ એ વિષયોને ઉદ્દેશી છે. આ ખંડમાં તમે ચાર વિચારણાસન જોશો. પ્રથમ આસન ભીમમૂર્તિ પાછળ છે તેમાં બેસી મહારાજ પોતાના ચાર પુરુષો-spies ની આ વિષયની વાતો સાંભળે છે, વર્તમાનપત્રો વાંચે છે અને એ અને એવી જાતનાં સાધનો વડે મૂર્તિ

પાછળના દ્વારમાં દેખાતા પાંચાલીભવન પર દૃષ્ટિ નાંખી પ્રજાનાં દુ:ખો જોતા રહે છે, અને પોતાના દેહરૂપ ધૃતરાષ્ટ્રનાથી જાણ્યે-અજાણ્યે તેમ દુર્યોધન-દુ:શાસનાદિ ધૃતરાષ્ટ્રના અનેક પુત્રોને હાથે પાંચાલીના કોમળ તનમનને ક્યાંક્યાં વેદના થાય છે તે જોતા રહે છે અને નગરચર્યાના વિચાર પણ ત્યાં જ ઘડાય છે. બીજું આસન આ ખૂણામાં છે. તેમાં બેસી વૃકોદરના પોષણનો વિચાર કરે છે. રાજ્યબળનું ઉદર પોષવાને, રાજ્યસેવકોનું ઉદર પોષવાને, અને દુષ્કાળાદિ કાળે એ ઉદર ભૂખે મરે નહીં માટે, અનેકધા મહાન અન્નરાશિ — દ્રવ્યરાશિ — જોઈએ તે સંચયની રક્ષા અને વ્યવસ્થા આ આસનમાં વિચારાય છે. અમારા રાજ્યના Storekeeper અને સેનાના Commissariat ની વ્યવસ્થા એ જ સ્થાને થાય છે. આ પ્રમાણે વિરાટ રાજાના ખાઉધરા રસોઇયાની આ સ્થાને સંભાળ લેવાય છે. દુર્યોધન અને દુ:શાસન આદિનાં કયાં કયાં અંગ પાંચાલીને પીડા કરે છે તે પ્રથમ વિચારણાસનમાં વિચારાયું હોય છે. ત્રીજા આસનમાં એ વિચારના નિર્ણય પ્રમાણે ભીમસેનની ગદા ઊપડે છે. રાજ્યનું જે અંગ દુષ્ટ નીવડે તેને એ ગદા ચૂર્ણ કરે છે. કોઈકનો પગાર કપાતાં, તો કોઈકની સેવા ખોવાતાં, રાજસેવકો ભીમના ગદાપ્રહાર અનુભવે છે.

મહારાજના ભાયાતો પર અને મહારાજની સેવકસેના પર યોગ્ય પ્રસંગે આ ગદા દયા વિના પડે છે. મહારાજનું કુટુંબ પણ મહારાજની આજ્ઞા લોપતાં કે પાંચાલીને પરાભવતાં આ ગદાથી ડરે છે. કેટલીક પેઢીઓથી રત્નનગરીમાં પ્રજાવત્સલ મહારાજો જ થયા છે. પણ પ્રજાને માથે શત્રુ કર્મ કરવા અથવા પ્રજારક્ત ભીમસેનને શતહસ્તીના બળથી દાબી નાખવા, કોઈ કાળે આ સિંહાસનના ભાવી ધૃતરાષ્ટ્રને વૃત્તિ થાય તો તેને સુધારવા અને જ્ઞાનદૃષ્ટિ ઉપર આણવા તેની બાથમાં જીવતા ભીમસેનને સાટે જ નાંખવા. લોખંડના ભીમસેનો પણ આ જ આસનમાં ઘડાય છે અને પાંચાલીનું સૌભાગ્ય સંપૂર્ણ કલાથી પોષાય છે. રાજનયરૂપ દુર્યોધન અને દંડશક્તિરૂપ દુ:શાસન પાંચાલીની સેવા કરવાને સાટે એનાં રૂપ ઉપર કુદૃષ્ટિ કરે તો તે નય અને દંડનાં એટલાં દુષ્ટ અંગ પ્રથમ આસનમાંથી દેખાતાં આ આસનમાંથી ભીમની ગદાને વશ થાય છે. ચોથા વિચારણાસનમાં બેસી મહારાજ પોતાની સેના અને સેવકોમાંથી સારો ભાગ ચાળી કાઢે છે એટલે અન્ય આસનો ઉપર બેસી જેને પાંચાલીના શત્રુ ગણ્યા હોય તે વર્ગનો બહિષ્કાર કરી બાકીના વર્ગની ગણના કરે છે. તે પછી પ્રથમ આસન પર પાંચાલીના દુ:ખનાં નિમિત્ત જે જે ગણ્યાં હોય અને જેનો પ્રતિકાર બીજા અને ત્રીજા આસન ઉપર ન વિચાર્યો હોય તેવા શત્રુઓને ગણી કાઢે છે. પરરાજ્યોમાં થતા શત્રુઓથી અને દુષ્કાળ તથા વ્યાધિઆદિ શત્રુઓથી પાંચાલીનો જીવ કંપતો રહે છે તે સર્વ શત્રુઓનાં ગણિત આ જ આસન ઉપર બંધાય છે. તે પછી આ શત્રુઓની જોડે પ્રસંગ પડ્યે ગદાયુંદ્ધ કરવા માટે અબહિષ્કૃત સેના અને સેવકોને સજ્જ અને શક્તિમાન કરવાના વિચાર આ જ ચતુર્થાસન ઉપર બંધાય છે. વાયુ જેવી સૂક્ષ્મ સતત ગતિથી

વાયુપુત્રના દર્શનથી આ સર્વ આસનો ઉપરના વિચારો પ્રોત્સાહન પામે છે અને આ પુસ્તકશાળામાંથી અને અન્ય સાધનોથી આ વિચારો સપક્ષ થાય છે. આ સર્વ રહસ્ય આ ભવનમાં લખવાનાં પેલાં પુસ્તકોમાં છે.'

ચંદ્રકાંત — 'પરરાજ્યના શત્રુ સામે આ યુગમાં સેના તમારે શા કામની?'

વિદ્યાચતુર હસીને બોલ્યો: 'આ યુગમાં વાદયુંદ્ધ ચલાવવાની કળા પ્રાપ્ત કરવી પડે છે અને પરરાજ્યો સાથે તથા સરકાર સાથે સ્વાર્થવિરોધના પ્રશ્ન ઊઠતાં લેખ — આદિનાં શસ્ત્ર અને બુદ્ધિ તથા કલમની કળાઓ વાપરવી પડે છે તે વૃદ્ધ મહારાજની અનન્ય બુદ્ધિના પ્રતાપથી આ ચતુર્થાસન ઉપર સજ્જ થાય છે.'

વીરરાવ — 'ત્યારે શું તમે સેના રાખતા નથી? અથવા રાખો છો તો શું કરવા?'

વિદ્યાચતુર — 'ચક્રવર્તી સમગ્ર સામ્રાજ્યના શત્રુ સામે પ્રવર્તે ત્યારે તેની સૈન્યગંગામાં અમો નાનાં સંસ્થાનોની લઘુ સેનાનદીઓનાં જળ ભળે એ પ્રસંગને માટે અમે તત્પર રહીએ છીએ. ભાવી યુગમાં શું કરવું પડશે તે કલ્પાતું નથી પણ રાજા છે તેના રાજત્વને અંગે જ નાની સરખી સેના અથવા 'સશસ્ત્ર પ્રાંતરક્ષકો' — armed police — એમ રાખીએ છીએ. તેને તેના યોગ્ય શસ્ત્રાસ્ત્રકળાથી સજ્જ અને શક્તિમત્ કરવા એ પણ આ ચતુર્થાસન ઉપર જ વિચારાય છે. સંક્ષેપમાં ધર્મરાજાની આજ્ઞાઓની અવજ્ઞા અટકાવવાનું કામ અને અંત:શત્રુ કે બાહ્યમશત્રુ દ્વારા કે વિપત્તિ દ્વારા પાંચાલીના થયેલા અથવા થવાના પરાભવના પ્રતિકારનું કામ જે પ્રતાપ અને બળથી થાય તે સર્વ આ ભીમભવનનાં ચાર આસનમાં ઉદ્ભવ અને પરિપાક પામે છે અને આ પુસ્તકશાળા તેનું પોષણ કરે છે.'

વીરરાવ — 'રાજસેવકો પર ભીમની ગદા પડવા કાળ આવે છે ખરો?'

વિદ્યાચતુર — 'રત્નનગરીના રાજસેવકો નીમતાં પહેલાં જ ઘણી સૂક્ષ્મ સંભાળ રાખવામાં આવે છે અને એમ છતાં પ્રસંગવશાત્ અથવા મનની નિર્બળતાથી ક્વચિત્ કોઈ સેવક પાંચાલીનું અહિત કે અપ્રિય કરે તો ભીમની વાયુગતિથી તે વાત ગુપ્ત રહેવા પામે નહિ અને તેની ગદાથી મુક્ત રહી શકે નહીં.'

ચંદ્રકાંત — 'રાજસેવકોનાં પાલન, શિક્ષણ અને દંડ આ ભવનમાં થાય છે, પણ તેમને અધિકારમાં પ્રવેશ કરાવે છે કોણ? પ્રવેશ પહેલાં તેમનું શોધન કરે છે કોણ?'

વિદ્યાચતુર — 'તેનું શોધન થાય અર્જુનભવનમાં; તે પછી કુરુક્ષેત્રમાં આપ્ત મંડળની અને મંત્રીમંડળની યથોચિત સંખ્યાને આમંત્રણ કરી, સર્વે ભવનના વિચાર તે મંડળ સાથે કરી, મહારાજ જાતે અધિકાર આપે છે.

એક વાર અધિકાર પામેલા સેવકને આગળ વધારવો હોય તો જે ભવનના વિચારમાં એના અધિકારનો વિષય આવતો હોય તે ભવનમાં વિચારણા કરી છેલ્લી આજ્ઞા કેમ કરવી તે ધર્મભવનને સોંપાય છે. હવે આપણે અર્જુનભવનમાં જઈએ.'

સર્વ તેમાં ગયા. અર્જુનમૂર્તિ કપિકેતનમાં આરૂઢ હતી અને એ ભવન સર્વથી મોટું હતું. સારથિસ્થાને સ્મયમાન કૃષ્ણમૂર્તિ હતી. રથના છત્રને અગ્રભાગે કિનારી ઉપર ચારે પાસ ફરતો અંગ્રેજીમાં નાને અક્ષરે સુવર્ણલેખ હતો:

'Hail! Glorious Spirit of Activity, Enterprise, and Progress! Unimpeded, Unbeaten, and All-Powerful! Proceed forward ever and ever over land and sea and through Heaven itself For Thou wast Heavenborn! '

વિદ્યાચતુર — 'ચંદ્રકાંતજી! વૃદ્ધ મહારાજને આ ભવન પ્રિયતમ હતું. આ ભવનમાં પાંચ વિચારણાસન છે — યોગાસન, નીતિઆસન, ક્રિયાસન, વિજ્યાસન અને વિભૂતિઆસન. કૃષ્ણ અને અર્જુન, નર અને નારાયણ, એ બેના ઇષ્ટયોગથી આ પાંચ આસનના વિચાર સધાય છે. પોતાના સહિત પાંચે પાંડવો અને પાંચાલીના જન્મહેતુ સફળ કરનાર રાજકીય પુરુષકાર — પુરુષપ્રયત્ન — તે અર્જુન. એના સારથિ શ્રીકૃષ્ણ. ઈશ્વરકૃપાના સારથિપણા વગરના પુરુષકારને કાબાઓ પણ લૂંટે છે.'

વીરરાવ — 'પ્રધાનજી! આપનું રૂપક ક્લિષ્ટ થઈ ગયું — ક્લિષ્ટતાને પણ સીમા હોય છે. આટલી બધી વિચારણાઓ, ને શાંતિ કાળની અને આજના અંગ્રેજી યુગની વ્યવસ્થાઓ, તે સર્વનો પણ તમે ભીમની ગદામાં અને અર્જુનના તીરકામઠામાં સમાસ કરો તે તો અમારી બુદ્ધિ સહી શકતી નથી. We should be fools without common sense to accept the pedantry of these far-fetched allegories. Surely our hoary Vyasa had no idea of any of these your interpretations of his simple designs. I am quite sure the bard contemplated neither your Spirit of Prestige and Power, nor you Angel of Progress when he penned his bulky volumes to bring into one place his heterogeneous mass of fiction, adages, and nursery tales - and may be, experiences .'

વિદ્યાચતુર — 'વીરરાવજી! આ વાત છેક ઉતાવળ કરવાથી સૂઝે એમ નથી. પ્રથમ તો વ્યાસ કવિએ ઐતિહાસિક અથવા કાલ્પનિક વ્યક્તિઓના વ્યંજનકાળે તેમનામાં રૂપકગુણનું પણ સાથે સાથે આવાહન કરેલું હોય એમાં શું કાંઈ અસંભવિતતા છે? બીજું એક વાલ્મીકિના રામચંદ્રમાંથી કેટલા કવિજને કેટલા ભિન્નભિન્ન સ્વભાવવાળા રામ વર્ણવેલા છે? એ

સ્વભાવવૈચિત્ર્યમાં શું એવા કેટલાક પરસ્પર વિઘટ્ટક ગુણો નથી કે જે સાથે લાગા એક જણમાં ન હોઈ શકે? ખરી વાત એ છે કે મહાકવિએ કરેલી એ કલ્પનાને કાળાંતરે અન્ય કવિઓ દેશકાળની અનુકૂળતા પ્રમાણે અનેક રૂપ આપે છે તેથી જ મહાકવિનું વીર્ય સફળ અને અમર થાય છે. એવા કવિઓનાં કાવ્યનો આત્મા આવી જ રીતે અનેક પુત્રોમાં અવતરે છે. એવા મહાકવિઓની કલ્પનાની વિભૂતિ તો આવી અનેક કલ્પનાઓના પ્રસવમાં જ છે.

** गृह्णन्तु सर्वे यदि वा यथेच्छम्*

*नास्ति क्षतिः क्वापि कवीश्वराणाम्।*

*रत्नेषु लुप्तेषु बहुष्वमर्त्यैः*

*अद्यापि रत्नाकर एव सिन्धुः।।*

મહાકવિનું રત્નાકરત્વ તેની પાસેથી રત્નો લેવાય અને તે રત્નીને અનેક નામરૂપ અપાય તેમાં જ છે. કાળમહાસાગરને તળિયેથી રત્નો શોધી વર્તમાન સૃષ્ટિમાં મૂકનાર રત્નવ્યાપારીઓ તો કવિઓ જ છે. એ રત્નીને નવા ગુણ આપનાર કવિજન પણ તેમ કરવામાં નિરંકુશ હોય છે.

ત્રીજું, આપણામાં જૂના મુનિલોકે કાવ્યો કર્યાં અને નવા કવિલોકે કર્યાં તેમાં ભવભૂતિ એવો ફેર જણાવે છે કે નવા કવિજનની વાણી અર્થને અનુસરે છે અને મુનિજનની વાણીને અર્થ અનુસરે છે. મુનિલોકના પ્રાસાદિક ઉદ્ગાર એવા હતા કે તેમના મિતાક્ષરમાં અનેક સંસ્કારો ભરાતા અને વધતી બુદ્ધિને વધતા ચમત્કાર આપતા. તેઓ જે બીજાક્ષર મૂકી ગયા છે તેમાં સૂક્ષ્મદર્શક બુદ્ધિને અક્ષરનાં વૃક્ષ જડે છે. ગોલ્ડસ્મિથે તો લખ્યું કે Remote, unfriended, melancholy, slow ; એમાં slow શબ્દમાં ભરાયેલા અર્થસંસ્કાર સમજાવતાં એને ન સૂઝ્યું તે ત્રાહિત દાક્તર જ્હૉનસનને યથાર્થ સૂઝ્યું. એ સર્વ સંસ્કાર લેખનકાલે કવિના મસ્તિષ્કમાં અનિર્વચનીય રૂપે સ્ફુરતા હતા અને તે સર્વનો ગન્ધ slow શબ્દમાં આવ્યો. એ કાળ જતાં કવિની જ સ્મૃતિ જડ થઈ ત્યારે સત્પરીક્ષકે તે સર્વ સંસ્કારનું સ્વરૂપ એ શબ્દરૂપ કુસુમકળીમાં સૂક્ષ્મદૃષ્ટિ નાંખી દેખાડ્યું. માટે જ અને વધારે સબળ કારણથી વ્યાસ વાલ્મીકિના અક્ષરમાં વાણીને અર્થ અનુસરે છે. અને અનુસરનાર અર્થ શોધવો એ એવા કવિની પૂજા કરવા જેવું છે અને એવા અર્થોનાં દર્શન કરાવવામાં લોકનું કલ્યાણ છે તે વૃદ્ધ મહારાજે ઇચ્છેલું છે અને અમારું બીજું મંડળ તેમાં સાધક થયું છે.'



વીરરાવ — (સ્મિત કરી) 'એ પણ સુન્દર કહ્યું. ચાલો ત્યારે એ દૃષ્ટિથી સમજાવો. We shall see what Spirit of Progress you can spin out of old man Vyasa. Only see that you don't make things too comical for my prosaic wits .'

અર્જુનના રથના એક ચક્રની નાભિ ઉપર ‘નીતિ’ શબ્દ લખેલો હતો અને બીજાની નાભિ ઉપર ‘ક્રિયા’ શબ્દ હતો. તે દર્શાવતો વિદ્યાચતુર બોલ્યો: ‘આ મહાત્માનો રથ નીતિ અને ક્રિયારૂપ બે ચક્ર ઉપર ચાલે છે. તેનું સમાધાન અર્જુનને જે શ્લોક વડે પાડુંરાજાએ કુન્તી પાસે માગ્યો હતો તેમાંથી નીકળશે.’

ભવનમન્ત્રીએ મણિરાજન પુસ્તકમાંથી એ શ્લોક કાઢ્યા:

*‘अतिमानुषकर्माणं यशस्विनमरिन्दम्।*

*नीतिमन्तं महात्मानमादित्यसमतेजसम्।।*

*दुराघर्षं क्रियावन्तमतीवाद्भुतदर्शनम्।*

*पुत्रं जनय सुश्रोणि धाम क्षत्रियतेजसाम्।।’*

વિદ્યાચતુર — ‘અર્જુનની નીતિ અને ક્રિયા કઈ કઈ અને કેવી કેવી હતી તેનો ઉત્તર રથધુરીના અગ્રભાગે બે અશ્વના મસ્તકોની વચ્ચે આ રૌપ્યપટ્ટમાં તપ્તસુવર્ણ અક્ષરથી લખેલો છે.’

ત્યાં જઈ તે અક્ષરો સર્વ જોવા લાગ્યા.

‘અર્જુનનો અવતાર થતાં કુન્તીને આ ગંભીર અશરીરવાણી પ્રત્યક્ષ થઈ હતી અને તેમાં અર્જુનની નીતિ અને ક્રિયાનાં સ્તોત્ર હતાં.



*अदित्या ।विष्णुना प्रीतिर्यथाभूदभिवर्द्धिता।*

*तथा विष्णुसम: प्रीतिं वर्द्धयिष्यति तेऽर्जुन:।।*

*एष मद्रान् वशे कृत्वा कुरुंश्च सह सोमकै:।*

*चेदिकाशिकरुषांश्च कुरुलक्ष्मीं वहिष्यति।*

*एतस्य भुजवीर्येण खाण्डवे हव्यवाहन:*

*मेदसा सर्वभूतानां तृप्तिं यास्यति वै पराम्।।*

*ग्रामणीश्च महीपालानेष जित्वा महाबल:।*

*भ्रातृभि: सहितो वीरस्त्रीन्मेधाना हरिष्यति।।*

*एष युद्धे महादेवं तोषयिष्यति शंकरम्।*

*अस्त्रं पाशुपतं नाम तस्मात्तुष्टादवाप्स्यति।।*

*तथा दिव्यानि चास्त्राणि निखिलान्याहरिष्यति।*

*विप्रनष्टां श्रियं चायमाहर्ता पुरुषर्षभ:।।*

મલ્લરાજ જે નીતિ અને ક્રિયાનાં બીજ આ વાક્યોમાં જુએ છે તે એના શોકને શાંત કરે છે અને એના હૃદયને આનંદ આપે છે. સર્વ પાંડવો દેવપુત્રો

છે, પણ ઇન્દ્રનો પુત્ર તો ક્રિયાવાન્ અર્જુન જ છે. ધર્મ અને ભીમની તે આજ્ઞા પાળે છે પણ પાંચાલીને પ્રાપ્ત કરનારી ક્રિયા તો અર્જુનની જ છે. શ્રીકૃષ્ણ પાંચે પાંડવ અને છઠ્ઠી પાંચાલીના સહાયક છે, પણ તેમણે સારથિપણું તો ક્રિયાવાન્ અર્જુનનું જ કરેલું છે, ક્રિયાના પરમજ્ઞાનની ગીતા પણ તેને જ કહેલી છે, અને વિશ્વરૂપ પણ તેને જ પ્રત્યક્ષ કરાવેલું છે. રત્નનગરીના સિંહાસન ઉપર બેસનાર કાચ જેવા માનવી પાંચાલીનો પક્ષપાત અર્જુન ઉપર જ છે. શ્રીકૃષ્ણનો પણ તેમ જ છે અને સર્વ પાંડવોના પ્રાણ પણ તેનામાં જ છે! તે અર્જુનની નીતિ અને ક્રિયાનું પોષણ નહીં કરો તો પુરુષ રત્નોની જનની રત્નનગરી તમારી નથી તે અવશ્ય સમજજો અને મહાત્મા વ્યાસમુનિએ આ ક્રિયાવાન્ દેવસ્વરૂપનાં ભૂતભવિષ્ય કહેલાં છે તે રહસ્ય ધ્યાનમાં રાખજો.

*वरुणं च कुबेरं च धर्मराजं च पाण्डव।*

*शक्तो ह्येष सुरान् द्रष्टुं तपसा विक्रमेण च।।*

*ऋषिरेष महातेजा नारायणसहायवान्।*

*पुराण: शाश्वतो देवस्त्वजेयो जिष्णुरच्युत:।*

*अस्त्राणीन्द्राश्च रुद्राच लोकपालेभ्य एव च।*

*समादाय महाबाहुर्महत्कर्म करिष्यति।।*



ભુવનમંત્રીએ પ્રધાનના પુસ્તકમાંથી આ ભાગ ઉપરની ટીકા વાંચવા માંડી.

‘અર્જુન શસ્ત્રના કરતાં અસ્ત્ર ઉપર વધારે પ્રીતિ રાખે છે, એનાં અસ્ત્ર જેમ દૂરગામી છે તેમ એ જાતે પણ દૂરગામી છે. એની ગતિ પોતાનાં રાજ્યો બહાર છે, દેશ બહાર છે, સમુદ્ર ઉપર છે, સ્વર્ગમાં છે. દૃષ્ટિ, જિષ્ણુતા અને કર્મ એ ત્રણ અસ્ત્રને અર્જુન આગળ ફેંકે છે. જ્યારે દેશી રાજાઓ પોતપોતાનું સંભાળી બેસી રહે છે ત્યારે અર્જુન સર્વદા આ ત્રણ અસ્ત્રને ગતિ આપ્યાં જ કરે છે. પૃથ્વીનું સર્વત્ર આચ્છાદન કરી દેનાર જલનિધિ વરુણદેવને અર્જુન સુદૃષ્ટ કરી લે છે — જોઈ આવે છે. એની દૃષ્ટિ અને ગતિ વરુણના મહાસાગરની પેલી પાસ વધે છે, તેમ જ સ્વર્ગના વસનાર-ધનપતિ — કુબેરને અને યમરાજ — ધર્મરાજને એ જોઈ આવે છે. અન્ય દેવો મનુષ્યના ભાગ્યના અને પ્રારબ્ધના અધિષ્ઠાતા છે તે સર્વ અર્જુન જોઈ લે છે. વિદ્યા-આદિ તપ ને પ્રવાસ આદિ વિક્રમથી આમ તે દ્રષ્ટા થાય છે. એ ક્ષત્રિયરૂપે પૂર્વજન્મનો તેજસ્વી વિદ્વાન્ તપસ્વી બ્રાહ્મણ છે, ઋષિ છે. આ જગતની વૃદ્ધિમતી ક્રિયાનો એ પુરાણ અને સનાતન દેવ છે — He is the old eternal Spirit of Progress . તે સર્વદા જય ઇચ્છે છે — જયેચ્છાથી પ્રવૃત્તિ કર્યાં કરે છે — જિષ્ણુ છે. એ દેવનો માર્ગ

રોકનાર શત્રુઓથી તે જિતાય એમ નથી. બ્રાહ્મણ દ્રોણ જ્યારે એનો માર્ગ રોકશે ત્યારે નારાયણના સાહાય્યવાળો આ નર-ઋષિ અજેય નીવડશે. વૃદ્ધપુરાણ પિતામહ એનો માર્ગ રોકશે ત્યારે પણ આ પુરાણતમ પુરુષ જયવાન્ થશે. સૂર્યપુત્ર ઉદાર કર્ણ પણ આ તેજસ્વી નરવડે અસ્ત થશે. આ સર્વ ફળ પામવાને માટે આ ક્રિયાવાન્ રાજપુરુષ, સ્વર્ગમાં જઈ ઈંદ્ર પાસેથી, હિમાલય જેવા ગિરિરાજના શિખર ઉપરનાં અરણ્યમાં જઈ કિરાતરૂપ મહાદેવ પાસેથી, સમુદ્ર અને પૃથ્વીપાર જઈ ત્યાંના દેવો અને લોકપાળ પાસેથી અનેક દિવ્ય અસ્ત્રો મેળવશે અને મોટાં કર્મ કરશે. મલ્લરાજ અર્જુનનું આ માહાત્મ્ય સ્પષ્ટ જોતા હતા, અને એ અર્જુનની વૃત્તિ, શક્તિ અને પ્રવૃત્તિ, રત્નનગરીના રાજાઓમાં સનાતન વસે એવી સંભાળ રાખવા આ રાજ્યના પ્રધાનોને કહી ગયા છે અને આ પત્ર દ્વારા કહાવે છે. એ પરમ આજ્ઞાને અનુસરી આ લેખ લખ્યો છે કે રત્નનગરીનાં રાજ્યરત્નોમાં અર્જુનની દૃષ્ટિ, જિષ્ણુતા અને ક્રિયા સનાતન વાસ કરે અને સિંહાસનસ્થ વંશરૂપ પુરાણપુરુષ પાંચાલીના હૃદયના ઉચ્ચગ્રાહને ઉચ્ચતર લેતો લેતો શાશ્વત વૃદ્ધિસમૃદ્ધિનો ભોક્તા થાય.'

વિદ્યાચતુર — ' Such, Mr. Virarao, is the Spirt of progress drawn by our late Master's hand, if not by Vyasa. The Spirit stops not within Indian shores but invades with mighty enterprise all worlds at home and abroad with his evergrowing Vision, his ever restless Aggressiveness and his all-absorging Action, and triumphs over all that check the march of Progress. This is the *दृष्टि* , *जिष्णुता* and *कर्म* , which the far - seeing Vyasa has preserved in his work like seeds for sowing future crops in the land where his mighty soul had sojourned .'



વીરરાવ — '1 think I must hold my tongue at least until we reach the end of this curious chapter of your political literature .'

વિદ્યાચતુર — 'હવે આ ભવનમાં આસન જુઓ. રચના અશ્વની સામે, કુરુક્ષેત્રમાં જનાર દ્વાર આગળ આ યોગાસન છે. ત્યાંથી કૃષ્ણ ઉપર, અર્જુન ઉપર, બાકીના પાંડવભવન ઉપર, પાંચાલીભવનમાં અને સર્વ કુરુભવન ઉપર થોડીઘણી દૃષ્ટિ પડે છે. યોગાસન ઉપર શ્રીકૃષ્ણે પાંડવો માટે કરેલી સર્વ ચિન્તાના વિચાર કરવાના છે. પારદેશીય વિષયોમાં આ રાજ્યનો પ્રતાપ જાળવવા, આ રાજ્યની પ્રજા ને રાજ્યની વર્તમાન અને ભવિષ્ય સ્થિતિ -સમૃદ્ધિ વધારવા અને પોષવા, જે જે વિચાર કરવા પડે તે સર્વ વિચાર કરવા આ યોગાસનમાં રાજયોગ સાધવો પડે છે. અર્જુનભવનનાં સર્વ આસનોમાં જે નીતિ અને ક્રિયા ઉછેરાય છે તેનાં બીજ

આ આસનના યોગ વડે રોપાય છે. એ બીજથી ઊગેલી વૃક્ષવાટિકાની વ્યવસ્થા અન્ય આસનોમાં થાય છે. પણ એ વ્યવસ્થાના સર્વ પ્રવાહ ઉપર આ આસનોમાંનો યોગ દૃષ્ટિ રાખે છે. શાંતિ, ધૃતિ, શીઘ્રતા, સમયસૂચકતા, પ્રતિભા, સત્ય, ધર્મ, સદ્દસ્તુનો વિજય આદિ સર્વસદ્ દૃષ્ટિ અને સદ્વસ્તુના સાહાય્યથી, બુદ્ધિ અને અવલોકનના બળથી, રાજશક્તિના અધિકારથી, અને ઈશ્વરેશ્છાના સંધાનથી આ આસનમાં શ્રીકૃષ્ણ પરમાત્માના ઉપદેશ પ્રમાણે યોગ રચાય છે, વિશ્વરૂપનું દર્શન યોગ વિના થાય છે, ક્રિયારંભે અને ક્રિયાકાળે અર્જુનના દ્વૈધીભાવનો નિરોધ થાય છે, ધર્મરાજાના અતિધર્મ-Superstitions - નો પ્રતિરોધ થાય છે, પાંચાલીનાં પટકૂળ પુરાય છે, તેના સ્વામીના પુરુષકારનું સારથિત્વ થાય છે, અને સર્વ સજ્જન અને સદ્વસ્તુથી દેશમાં અને લોકમાં સદ્યુગ બેસાડવામાં આવે છે. શ્રીકૃષ્ણ જેવા યોગેશ્વરની યોગદૃષ્ટિરૂપ દૂરદર્શક કાચનલિકા-telescope - વ્યાસ જેવા ચતુર ગણક ગોઠવી ગયા છે. આ યુગનાં રાજ્યોના અને મહારાજ્યોના અર્જુનની નીતિ અને ક્રિયાઓની અસ્ત્રધર આત્મા — Progress - આવી જ યોગનલિકાથી દૃષ્ટિમાન્ થાય છે, પ્રોત્સાહન પામે છે અને પ્રવૃત્તિમાન્ થાય છે.'

જરીક અટકી પ્રધાન વાધ્યો:



'This is the Seat of Inspirations and Aspirations of the Thinker of the State, of the Thinker that ever watches and thinks out with the largest heart and knowledge the lines of Progress that can result in the public weal, of the thinker that thinks coolly, dispassionately, and as if without taking more than the part of the chariot-driver to the Angel of Progress. This Angle of Thought keeps aloof from Action even in the midst of the turmoils of the battle, and his watchful preserce at the centre of the strife is, like that of the unarmed Krishna, intended but to minister to the soul of the State and lead her along the right path as she works on the Body that shrouds her Majesty with power. He is 'Yoga' itself in the midst of Action, and it is he who prompts and advises and furthers the cause of Progress on all sides at all times in all the great contests and contingencies that gather round nations and their protectors . વીરરાવજી ચંદ્રકાંતજી નાના કે મોટા રાજ્યમાં આવો કોઈ — રૈહી-યોગી જોઈએ કે જે પૂર્ણ અવકાશથી રાજ્યનું અને પ્રજાનું સારથિત્વ કરે. એવા યોગી અને એવા અર્જુનના યોગ વિના રાજાઓ નિર્માલ્ય છે અને પ્રજાઓ અનાથ છે. એવા યોગને માટે જ આ અર્જુનરથના ધ્વજપટ ઉપર ચળકતો લેખ તમે જુઓ કે:

*यत्र योगेश्वर: कृष्णो यत्र पार्थो धनुर्धर :।*

*तत्र श्रीर्विजयो भूतिर्ध्रुवा नीतिर्मतिर्मम।।*

મણિરાજે મંદ સ્મિત કરી ભવનમંત્રીને કહ્યું: ‘આપણે ત્યાં કઈ દ્વારિકાથી કયા કૃષ્ણને આણવા તે વિશે વૃદ્ધ મહારાજનો લેખ કાઢો.’ તે લેખ વંચાયો:

‘પાંડવોના મંત્રી કૃષ્ણ હતા તેવા આ રાજ્યના રાજાઓએ રાખવા અને દૂર દ્વારાવતીમાંથી ઇન્દ્રપ્રસ્થમાં તેડવા, તેમના અશસ્ત્ર પણ યોગયુક્ત સારથિત્વનો લોભ રાખવો, અને સાટે હૃદયથી પૂજ્યભાવ રાખવો. અર્જુનના યોગાસન ઉપર બેસનાર રાજાએ એ આસનનો યોગ આવા મંત્રી સમક્ષ આદરવો અને લક્ષમાં રાખવું કે *सदानुकूलेषु हि कुर्वते रतिं नृपेष्वमात्येषु च सर्वसंपद:।* રાજાને મંત્રી અનુકૂળ જોઈએ —તે ક્રિયાસનમાં પણ યોગાસનમાં પણ સંપૂર્ણ અંશે અને નીતિઆસનમાં સમાન અંશે રાજાએ મંત્રીને જ અનુકૂળ થવું. એ મંત્રી પાંડવોનો અને પાંચાલીનો — કૌરવોનો નહીં.’

મણિરાજ — ‘યોગાસન અને કુરુક્ષેત્રમાં જવાને માર્ગે જ પ્રધાનનું મંત્રાસન છે.’



વિદ્યાચતુર — ‘હવે આપણે નીતિઆસન ભણી જોઈએ.’

ચંદ્રકાંત — ‘યોગાસનની વાર્તામાંથી ખસી બીજી વાતમાં જવાનો આગ્રહ પ્રધાનજીનો વિનય કરે એ એમને યોગ્ય છે.

મણિરાજ — ‘આપ સત્ય સમજ્યા છો, એટલા માટે મારા જેવા લઘુવક્તાને વિદ્વત્તાનો વિસ્તાર બોલવો દુર્ઘટ છતાં આ આસનનો ભેદ બતાવવા યત્ન કરવો પડે છે. વધારામાં હવે માત્ર એકબે વાત બાકી છે. ધર્મરાજના ભવનમાં લેખ હતો કે *यतो धर्मस्ततो जय:।* જોકે એ વાત સત્ય છે તો પણ અતિધર્મ નામના રોગનો ધર્મને પણ ભય છે. ઈશ્વરકૃપા વિના ધર્મને ફળ આવતાં નથી અને યોગાસન વિના ધર્મનાં રહસ્ય સમજાતાં નથી; માટે રથના દક્ષિણ અશ્વની પાસે લેખ છે તે પ્રમાણે જયનો ઉદ્ભવ કૃષ્ણમાંથી જ છે તેમ બીજો લેખ આ વામ અશ્વની વામ પાસે લટકાવ્યો છે, અને એ લેખોનાં સમાધાન શ્રીકૃષ્ણના હાથમાંની રશનાનાં અને કશાનાં પડોમાં અનેક યોગરૂપે ગૂઢ રહેલાં છે તે ગીતાઆદિમાંથી સમજાય.’

દક્ષિણ લેખ વંચાયો:

*‘यथा तु नारद: प्राह यत: कृष्णस्ततो जय:।*

*गुणभूतो जय: कृष्णे पृष्ठतोऽन्वेति माधवम्।*

*तद्यथा विजयश्चास्य संततिश्चापरे गुण:।।*

વામ લેખ વંચાયો:

*‘યતો ધર્મસ્તત; કૃષ્ણો યત: કૃષ્ણસ્તતો જય:।’*

મણિરાજ — ‘હવે અન્ય આસનો પ્રધાનજી સમજાવશે.’

વિદ્યાચતુર — ‘નીતિ એટલે રાજ્યનીતિ અને રાજનીતિ. પાંચાલી તે પ્રજા અને પાંડવો તે રાજગુણ; તે ઉભયના કલ્યાણને માટે જે સાર્વજનિક વિચારથી રચાય તે રાજ્યનીતિ. રાજ્યનીતિ તે True statesmanship ; રાજનીતિ તે માત્ર Diplomacy and political craft or state-craft . એકલા રાજાની સત્તા સબળ કરવાને રાજા અથવા અમાત્ય જે પરાનુસંધાનાદિ કળાઓ વાપરે તે રાજનીતિ. સર્વદર્શન અને યોગથી જે લોકકલ્યાણને લક્ષ્ય કરનાર સિદ્ધાંત રચાય તે યોગાસન ઉપર. એ સિદ્ધાંતનો નિર્વાહ કરવા કેવાં સાધન શોધવાં અને સજ્જ કરવાં એ રાજ્યનીતિ નીતિઆસન ઉપર રચાય છે. તમારું રાષ્ટ્રીય ધર્મશાસ્ત્ર — International law - આ નીતિઆસન ઉપર જોવાય છે. ચક્રવર્તી અંગ્રેજ સરકાર સાથેનો વ્યવહાર આ નીતિઆસન પરના વિચારમાંથી રચાય છે. This is the seat of Statesmanship. The Seat of Thought points out the goal. The Seat of Statesmanship finds out the ways and means of reaching the goal, and here too the Seat of Thought watches and guides. Foreign Policy, Treaties, and the like are designed, and approved here. Here too the Actions, which the next Seat goes through, are designed. This is the Seat of perfecting Arjuna's Design . યોગાસન ધનુષ્યધર છે. નીતિઆસન તેનું ધનુષ્ય છે. એ ધનુષ્ય ઉપર ક્રિયારૂપ બાણ ચડાવવાનું કામ ક્રિયાસન પર થાય છે. વિજય અને વિભૂતિ એ બે વાનાં આ સર્વનાં ફળ છે. રાજ્યનીતિ આ આસનમાં રચાય છે. રાજનીતિ કૌરવભવનમાં રચાય છે અને તેનો અધિકાર રાજ્યનીતિને અનુકૂળ રહેવાનો છે. This is the Seat of largeminded Policy for the People and of Perfected Designs and the spirit that Presides over it reaches with long arms the Greatest Arts of State prevalent in the most distant parts of the world and moving more in that line, utilizes and conquers the Powers of Nature and the Spirits of the Age. And in all his designs he creates what is noble, good, and great and you can never draw him into anything that is ignoble, bad and mean. Arjuna is, therefore, called Bibhatsu .

*न कुर्यां कर्म बीभत्सं युद्धमान: कथंचन।*

*तेन देवमनुष्येषु बीभत्सारीति विश्रुत:।।*

યોગાસન પાસે નીતિઆસન નીતિચક્રની સામે છે. ક્રિયાચક્ર સામે યોગાસનની બીજી પાસ આ ક્રિયાસન છે.

ક્રિયાસન સમક્ષનું ક્રિયાચક્ર શા શા ઉપદેશ કરે છે? કૃષ્ણ ને અર્જુનની પ્રથમ ક્રિયા એ કે સમુદ્રઆદિના દેવતા વરુણ પાસેથી અને અગ્નિ પાસેથી દિવ્ય અસ્ત્ર મેળવ્યાં. એ અસ્ત્ર વડે ઇન્દ્ર, યમ, વાયુ, પર્વત, અશ્વિનીકુમાર, ધનપતિ, રુદ્ર, વસુ, આદિ સર્વ દેવોનાં શસ્ત્રાસ્ત્ર નિષ્ફળ કરી નાખ્યાં — એ બીજી ક્રિયા. અગ્નિને આગળ કરી, ખાંડવવનમાં સૃષ્ટિના સર્વ દેવોને વશ કર્યા અને અગ્નિને તૃપ્ત કર્યો.

The Angels of Thought and Progress, joined together, subdued all Powers of Nature with arms obtained from fire and water, and to fire were subordinated the other Powers of Nature. This phase of progress has got a meaning in these days and this Seat of progress directs our eyes to this .

શિવજી પાસેથી પાશુપત અસ્ત્ર મેળવ્યું — તે પણ અર્જુને. સંહારશક્તિ ઉપર એમ જય મેળવ્યો અને તેના સાધનથી એ અસ્ત્ર મેળવ્યું. એ અસ્ત્રનો પ્રભાવ કેવો છે -



*अवध्यो नाम नास्त्यत्र त्रैलोक्ये सचराचरे।*

*मनसा चक्षुषा वाचा धनुषा च निपात्यते।।*

મન, ચક્ષુ અને વાણીથી તેમ ધનુષ્યથી જંગમ તો શું પણ સ્થાવરનો પણ નિપાત કરવાની ક્રિયા આમાં કહી છે. ક્રિયાનાં આ સર્વ અસ્ત્ર તો અર્જુને પરાક્રમથી મેળવ્યાં. પણ એ સ્વર્ગની નિસરણી ઉપર ચડ્યો ત્યાં જ દેવમાત્ર એના દર્શનથી પ્રસન્ન થઈ ગયા અને એને અસ્ત્રો પ્રીતિથી આપવા લાગ્યા. કુરાજનીતિવાળા કૌરવને રાજ્યનીતિનો ક્રિયાવાન્ નરદેવ પરાભવ પમાડે તે પરાભવરૂપ કર્મને દેવકાર્ય ગણી યમરાજે મૃત્યુ આપનાર મૃત્યુદંડ અર્જુનને આપ્યો, જલેશ્વર વરુણે સર્વને વશ કરનાર વરુણપાશ આપ્યા, અને ધનપતિ કુબેર ‘અંતર્ધાન, દ્યુતિકર અને પ્રસ્વાપન’ અસ્ત્ર આપ્યાં. સ્વર્ગના ગન્ધર્વ ચિત્રસેને એને ઇન્દ્રાજ્ઞાથી સ્વર્ગનાં નૃત્ય, ગીત અને વાદિત્ર શીખવ્યાં. સંસારને મૃત્યુ આપવા, બંધનમાં નાંખવા, અને પ્રસન્ન કરવાની ક્રિયાઓનાં સાધનો ક્રિયાવાન્ અર્જુને પૃથ્વીને છેડે જઈ આવી રીતે લઈ આવ્યો. તે સર્વ ક્રિયાઓનું દર્શન આ ક્રિયાસનમાંથી થાય છે. એ અસ્ત્રમાત્ર કૌરવો સામે કેમ વાપરવાં તે ભીષ્માદિપર્વનાં રહસ્ય સમજ્યાથી સમજાશે. આ રત્નનગરી સંસ્થાનના નૌકાશ્રયો, [૧] અગ્નિરથના માર્ગ, [૨] પરદેશના વ્યાપાર, પ્રજાનાં પરદેશ પ્રસ્થાન, [3] દેશી અને પરદેશી વ્યાપારીઓના સંબંધ, દેશી તથ પરદેશી વિદ્યાઓ, પદાર્થશાસ્ત્રો — કળાઓ — અને

શોધો, એ સર્વ ઉપર અનિમિષ લક્ષ્ય રાખી તે દશામાં ક્રિયા પામનાર અને અસ્ત્રોને પાંડવ અને પાંચાલીના કલ્યાણને માટે, ફેંકવાને આ રાજ્યના અર્જુનમાં ઉત્સાહ, શક્તિ અને બુદ્ધિ આવે એવો માર્ગ આ ક્રિયાસનસ્થ અર્જુનને આ ભવનની સર્વ સામગ્રી દેખાડે છે. ‘સબ ભૂમિ ગોપાલકી, યામેં અટક કહાં?’ એ નિયમ માનનાર ગોપાલભક્ત અર્જુનને ધર્મ અને ભીમની આજ્ઞા સિવાય બીજી ચીજ અટકાવતી નથી. ‘શ્વેતવાહન’ [૪] નાં સાધન મલિન નહીં પણ ઉજ્જ્વળ હોય છે. વામ અને દક્ષિણ બે હાથ સરખા ગણી તેમાંથી ફાવે તે હાથે બાણ નાખનાર —Habit, Prejudice, and Superstition વગારે અભ્યાસદોષથી થયેલી વિક્ષેપશક્તિઓથી મુક્ત રહી ગમે તે હાથ — અર્જુન ક્રિયા કરે છે તેથી જ તે સવ્યસાચી કહેવાય છે. This is the seat of free Activity, of execution of Designs of Enterprise, and in short, for preparing and furthering without stint or reserve the means and movements of such Progress Policy as may be matured in the seats of Thought and Statemanship. This seat sends forth ships, merchants, students, scientists, artists and artisans from Ratnanagari and aspires to import the latest triumphs of art, science, industry, learning, and commerce into their country. Even the military and naval education of our cadets, Bhayats, and others in foreign schools is attended to here. We propose from this place to carry out a programme of giving a general all-sided lift to the subjects of this State in all concerns-physical, moral, educational, economic-and in fact in all matters that can raise their life and status .

ક્રિયાસનની પાછળ પેલી પાસ ક્રિયાના ઈશ્વરદત્ત ફળરૂપે થતા વિજયનો સત્કાર કરવાને વિજયાસન છે. વિજય અને જિષ્ણુ એવાં અર્જુનનાં નામ છે. His conquests are not merely those of arms, but he also makes them by exercising influence over the world outside his kingdom and by extending what people have of late been callign ‘spheres of influence.‘ He exports the power and products of his State to distant fields and brings money. He is, therefore, called the Conqueror of Wealth . અર્જુનનું નામ ધનંજય પણ છે. પરદેશને આ દેશની વસ્તુઓથી મોહિત કરી ત્યાંથી દ્રવ્ય લાવનાર વિજય તે આ જ છે — એ ક્રિયામાં વિજયનાં અસ્ત્ર દૂર દેશોમાં ફેંકાય છે. અગ્નિ અને વરુણનાં આપેલાં અસ્ત્ર આ વિજય માટે જિષ્ણુનાં ફેંકેલાં વધે છે. બીજી રીતે કૌરવની રાજનીતિ ઉપર પાંડવોની રાજ્યનીતિએ મેળવવાનો તે વિજય પણ આ આસનમાં સમાપ્ત થાય છે. ભીષ્મપિતામહ સામે શિખંડી ઊભો કર્યો, દ્રૌણ અને

અશ્વત્થામા જેવાની મહાવિદ્યાઓ સામે મહાવિદ્યા ઊભી કરી બ્રહ્મતેજનો દુરુપયોગ નષ્ટ કર્યો, કર્ણનો નાશ કર્યો, ઇત્યાદિ વિજય શ્રીકૃષ્ણ અને અર્જુનના સંયોગથી અર્જુનને પ્રાપ્ત થાય છે તેમાં પણ રાજ્યનીતિનાં રહસ્ય છે. This Spirit of Progress conquers Bhishma - the Grandfather Spirit of Old Wisdom and Tradition, and quiets, without destroying, Drona, the spirit of Learning and Knowledge, when these lend themselves to the service of a wrong cause - the cause of mere statecraft and royal person as opposed to the weal of the State and people .

વિજયાસન મૂકી ચોથા ખૂણામાં વિભૂતિઆસન છે. વિજયનું ફળ વિભૂતિ છે. યુદ્ધકાળ અને શાંતિકાળના વિજયને અંતે અર્જુનના સાધનથી પાંડવો અને પાંચાલી નવી વિભૂતિ દેખે છે. દેશવિદેશનાં રત્નો — નરરત્ન અને વસ્તુરત્ન — રાજ્યમાં આવે તો તે રાજ્યની વિભૂતિ રચે છે. It is the Spirit of Progress that imports and attracts frelly and without prejudice the best things and men of foreign birth. It is this Spirit of imporation that makes a nation great .

અર્જુને પરરાજ્યમાંથી શું શું આણ્યું? પાંચાલીને કોણે આણી? શ્રીકૃષ્ણ જેવા યોગેશ્વરને અશસ્ત્ર રહીને પણ સારથિપણું કરાવવા દ્વારકામાંથી કોણ લઈ આવ્યું? ખાંડવવન બાળવા જતાં એમનું સાહાય્ય કોણે લીધું? દૈત્ય અને મનુષ્યો વચ્ચેનો વૈરભાવ ભૂલી દૈત્યકુળના મયદાનવને પોતાને ઘેર કોણે આણ્યો? અનેક દ્રવ્યો અને રત્નોથી મયદાનવે રચેલી સભારૂપ વિભૂતિ કોને લીધે? દૂર દેશથી અસ્ત્રો કોણે આણ્યાં? સ્વર્ગ સુધી જઈને મહાવિભૂતિઓ લઈ પાછું ઘેર કોણ આવ્યું? એ સર્વ કામ અર્જુને કર્યું. દેશવિદેશ ભ્રમણ કરી અનેક કળાથી વિભૂતિઓ આણનાર ઉદાર અર્જુન વૃદ્ધ મહારાજને બહુ પ્રિય હતો. રાજસૂય અને અશ્વમેધ જેવા યજ્ઞ, કૃષ્ણ જેવા મિત્ર અને મંત્રી, કુરુલક્ષ્મીનું વહન, મયની સભા અને એવી અનેક વિભૂતિઓને પરદેશથી આણી સ્વદેશમાં તેમનો સત્કાર કરનાર રાજ્યપુરુષકાર અર્જુનનાં સ્તોત્ર આ પુસ્તકોમાં ભરેલાં છે. This is the Seat of Higher Life achieved and filled by the activities and enterprise of the Spirit of Progress. From the seat of Higher Thought to that of High Design, from High Design to the seat of full and forward Execution, and from that to Success, the nation is lifted, and from the seat of success the nation is ushered on by the Spirit of Progress into this last seat of Greatness and of Higher Life and Higher Fruition .'

'વીરરાવ! ચંદ્રકાંત! મેં તમને આ ભવનના લેખોનો અને વૃદ્ધ મહારાજના પ્રિયતમ રાજગુણોનો વિસ્તારજાળ દર્શાવી દીધો. તેમના લેખ

મને જિહ્વાગ્રે આવી ગયા છે. બાકીનાં ભવન ગૌણ છે; તેનું સંક્ષેપમાં વર્ણન કરવાનું તે કુરુભવનમાં બેસી શંકરશર્મા અને પ્રવીણદાસ પાસે કરાવીશું. તમે ઘણો શ્રમ લીધો છે. અમને તો વૃદ્ધ મહારાજ ઉપરનો અમારો સ્નેહ આવી કથાઓ કરતાં તેમના સંસ્કાર સ્મરણમાં આણે છે ને આનંદ આપે છે. પણ તટસ્થ શ્રોતાજનને તે કાંઈક શુષ્ક અને નીરસ લાગે. આપની મમતા અમારા ઉપર ન હોય તો આટલો શ્રમ લેવો પરવડે જ નહીં.'

ચંદ્રકાંત — 'મને તો આ સ્થાનમાં કાંઈ નવીન જ આનંદ થયો છે અને પળવાર સરસ્વતીચંદ્રને ભૂલી જાઉં છું અને પળવાર એના આત્માને આ ભવનમાં ફરતો પ્રત્યક્ષ કરું છું.

વીરરાવ — 'સાહેબ! વ્યાસને માથે રૂપક લખી આખું હિંદુસ્થાન ઠગવાનો આરોપ મૂકો છો; અને તે રૂપકને પણ ક્લિષ્ટ કરી નાખો છો; તેથી થતો હાસ્યરસ આનંદરૂપ જ ગણું છું. અને બૂઢા વ્યાસને બાદ કરી તમારાં ભવન અને આસનોના ઉચ્ચગ્રાહ વિચારતાં શુદ્ધ આનંદ થાય છે.'

વિદ્યાચતુર — 'ચાલો, એ બહુ છે. હવે બેસીને વાતો આટોપી દઈએ.'

સર્વ કુરુક્ષેત્રમાં ગયા અને બેઠકો ઉપર બેઠા. પ્રવીણદાસે વિષય આરંભ્યો.



પ્રવીણદાસ — 'રાજસત્તાનું સ્વરૂપ માદ્રી. તેને દિવ્ય વૈદ્ય અશ્વિદેવના જોડાએ બે પુત્રો આપ્યા — એક સુન્દરતાનું સ્વરૂપ નકુલ, અન્ય પ્રાજ્ઞતાનું સ્વરૂપ સહદેવ. વૈદ્યદેવોની કૃપાનાં ફળ શરીરની સુંદરતા અને શરીરનાં આરોગ્યપોષણ એ બે છે. રાજ્ય અને પ્રજા બે મળી જે એક શરીર થાય છે તેની સુંદરતાને નકુલ જાળવે છે અને તેનાં આરોગ્યપોષણનો પ્રાજ્ઞ સહદેવ છે.

નકુલ *चित्रमार्गविद्* છે. તેના ભવનમાં પાંચાલીની શૃંગારસામગ્રી તૈયાર થાય છે. તેને અર્થે તે રાજ્યનું દ્રવ્ય ખરચે છે. સહદેવ ભંડાર ભરે અને નકુલ ખરચે. રાજ્યસત્તાનું પ્રથમ સુફળ એ કે રાજ્યની સમૃદ્ધિ પ્રજાને અર્થે ખરચાય — સુંદર કળાઓથી, ચિત્રમાર્ગોથી, નકુલભવનમાં તે વિચાર આચાર રચાય છે. વૈરાટનો અશ્વપાલ થઈ અશ્વિપુત્રે એ કામ કરેલું છે. રત્નનગરીની પ્રજામાં ઉદ્યોગ આદિનાં ફળ પરદેશથી આણવા અર્જુન પ્રવર્તે છે, પણ પ્રજાનાં મનને આનંદ આપી પ્રજામાં ઉદ્યોગની અને સુંદરતાની કળાઓની પ્રવીણતા અને રસજ્ઞતા ઉત્પન્ન અને વિકસિત કરવી તે નકુલભવનમાં થાય છે. Nakula introduces and fosters all our indigenous industries and arts, including what you call the fine arts . અમારા ચિત્રકારો, ગાયકો, શિલ્પકારો, યંત્રકારો આદિ સર્વ કળાનાં સ્થાનમાં નકુલદેવ નિપુણતા, દ્રવ્ય અને ઉત્સાહ ભરે છે, અને નવા નવા વેશ કાઢતાં તેમને શીખવે છે. પોતાનાં ઘર સુંદર અને સ્વચ્છ રાખવાં અને સગવડોથી અને વિનોદસ્થાનથી ભરવાં એ કામ સ્ત્રીજાતિ કરે એવું

પુરુષથી થતું નથી. તેમ જ નગરો, ગામડાં અને જનપદ દેશ એમાં પણ આ ક્રિયા કરવી પડે છે, તે પ્રજા જાતે કરી શકે એટલું રાજાથી નથી થતું. પ્રજાને આ કામમાં અભ્યસ્ત, રસિક, પ્રવૃત્ત અને સુશિક્ષિત રાખવી એ કામ નકુલ કરે છે. He creates, trains and fosters our Municipalities and Local Self-govemments . શાસ્ત્રો — 'સાયન્સ' sciences , દર્શન — ફિલોસોફી, ઉચ્ચ અને સામાન્ય વિદ્યાઓ અને સર્વ લોકમાં તેના પ્રચાર — High and popular educations , પ્રજાની જૂની રૂઢિઓના સુંદર બાગનું રક્ષણ અને નવી સુંદરતાનો સત્કાર, શરીરબળને માટે અને શરીરસૌન્દર્યને માટે વ્યાયામશાળાઓ ઈત્યાદિ પ્રજાનુરંજન સામગ્રી નકુલભવનમાં વિચારાય છે ને રચાય છે. Nakula is our Spirit of Beauty, Arts and Esthetics and is Lord Mayor and Chamberlain ministering to the wants and decorations of the towns and chambers of Her Majesty the Panchali of this State. He looks after our refinements and manners he is the beautiful Prince of Refinement and Aesthetics. He looks after the physical, mental, sentimental, and moral growth of the people, and his anvil is always working out new and beautiful implements of arts and science for the health, hygiene and recreation of sweet Panchali.



નકુલભવન મૂકી કનિષ્ઠ બંધુ સહદેવનું ભવન આવ્યું. વૈરાટને ત્યાં એ ગૌસંખ્ય-ગોપાળ થઈ રહ્યો હતો. ગો એટલે ગાય, પૃથ્વી, વાણી — દ્રવ્યમાત્ર, તેની સંખ્યા ગણ્યાં કરવી, રક્ષણ કરી રાખવી, અને તેનાં પોષણ-દોહન કરવાં એ આ વૈદ્યપુત્ર સહદેવનું કાર્ય. એ અમારો સર્વેયર, surveyor . એ જ અમારો વસુલાતી અધિકારી — રેવન્યુ કમિશનર. એ જ કાર્યને અર્થે પ્રજાનાં ભૂત તથા વર્તમાન જાણી ભવિષ્ય જાણવું અને સુધારવું એ કામ આ વૈદ્યનું — આ પ્રાજ્ઞનું. અમારા દેશની સમૃદ્ધિ સંબંધી એટલે ભૂમિ, દ્રવ્ય, આદિ સર્વ અર્થ સંબંધી પ્રશ્ન જાણી સર્વ વાતની ચિકિત્સા જાણી ઔષધ કરવાં એ આ પ્રાજ્ઞનું કામ. પ્રજાની સમૃદ્ધિ વિચારવા વધારવાના કામને લીધે તેમાંથી રાજભંડાર કેટલો ભરવો, પાંડવકૌરવને કેટલું આપવું, રાજાએ કેટલો વ્યય કરવો, પ્રજાને માટે કેટલો વ્યય કરવો, સંગ્રહ કેટલો કરવો, ઇત્યાદિ સર્વ વિચાર અમારા સહદેવભવનમાં થાય છે. Sahadeva is our Spirit of Prescience and Prudence. He solves our economic problems and governs and distributes his collection. The taxpayer's comforts and prospects are at his heart while he gives to the rulers their due .'

રત્નનગરીના રાજ્યની ખાણો, જંગલો, કૃષિકારો અને નદીમાતૃકતા — canal irrigation — એ આ ગોસંખ્યની પ્રાજ્ઞતાને સોંપેલાં છે. લોકનું

આરોગ્ય — Public Health , દેશનું આરોગ્ય — Sanitation , એ સર્વ અમારા અશ્વિપુત્ર સહદેવના મનને ઉદ્યોગમાં રાખે છે. એ સહદેવને ત્રિકાળજ્ઞાની કહો, જોશી કહો કે વૈદ્ય કહો — એ સર્વ પાંડવોના આ નાનકડા ભાઈની બુદ્ધિને સોંપેલાં છે. સર્વ મોટાભાઈઓ દ્રવ્યના વિષયમાં પોતાના આ નાના ભાઈને પ્રથમ પૂછીને પછી પોતાની વાત કરે છે. સહદેવ ગણીગણીને વાત કરે છે.

'He is a cool *calculator* - just like a merchant .'

વીરરાવ ખડખડીને હસી પડ્યો —'હા હા હા હા — વાણિયાને વાણિયો ગમ્યો Yes, but I admit he must be consulted and obeyed too by rash men like myself. Go on, Mr. Pravindas, I am really thankful . '

પ્રવીણદાસ — 'આ પાંચે ભવનની પાછળ પાંચે પાંડવના ભવનમાં જવા-આવવાનાં દ્વારવાળું પાંચાલીભવન છે. એ પાંચાલીનું અંત: પુર છે, શૃંગારભવન છે. It is our People's Hall . પ્રજાના સર્વ વર્ગને મહારાજ સાથે ગુપ્ત મંત્ર કરવાનું આ ભવન છે. અમારા રાજાપ્રજાના સમાગમ, 'લેવીઓ', 'ઇવનિંગ પાર્ટીઓ' આ ભવનમાં જ ભરાય છે. અમારી પ્રજાના સર્વ વર્ગના ઉત્સાહ અને અભિલાષ આ જ ભવનમાં મહારાજ પ્રીતિથી જાણી લે છે અને પાંડવો પાસે તે સફલ કરાવે છે. સહદેવના ભવનની જોડે, પાડુંભવન સામે, ધૃતરાષ્ટ્રભવન છે. એ 'રાજશરીર'ની મૂર્તિનું ભવન છે. પાંડવો જેમ પાંચાલીની ચિંતા કરે છે તેમ કૌરવો રાજશરીરની ચિંતા કરે છે અને કોરવભવનોમાં તેની જ ચિંતા થાય છે. ધૃતરાષ્ટ્ર જાતે અંધ છે — રાજામાત્ર લોકના અંત:પ્રવાહ જોવાને અશક્ત છે માટે જ રાજા ચારચક્ષુ * કહેવાય છે. અંધ ધૃતરાષ્ટ્રને સંજયરૂપ ચાર છે, તે પાંડવકૌરવના સર્વ વર્તમાન એકલા ધૃતરાષ્ટ્રને વિદિત કરે છે. સંજય એકલું ચારકર્મ કરતો નથી પણ પ્રજાને અર્થે કૌરવપાંડવોનાં પરાક્રમ તટસ્થ રહી દેખે છે અને રાજ્યનીતિ અને રાજનીતિના સર્વ પ્રપંચોના પ્રવાહને આદિથી અંત સુધી પ્રત્યક્ષ કરે છે અને ધૃતરાષ્ટ્ર પાસે પ્રત્યક્ષ કરાવે છે. He is, like the phonograph, an apparatus for recording and reporting the spiritual and the physical voices that fill all atmosphere in the State — like your journals and newspapers. He is the king's Binocle and Fieldglass .

બ્રાહ્મધર્મ પ્રકટ છે, પણ વૈશ્યકળા કોઈ પણ પુસ્તકમાં નથી. માટે વૈશ્યપ્રજાના ગુપ્ત મંત્ર સમજાવનાર વૈશ્યપુત્ર યુયુત્સુને સ્વપુત્ર કરી ધૃતરાષ્ટ્ર પોતાની પાસે રાખે છે. પતિ કરતાં પત્ની વધારે દેખે તો *अबला प्रबला* થાય તે રાજતંત્રમાં ઉચિત નહીં માટે ગાંધારી અંધ પતિની જોડે અંધ થવા આંખે પાટા બાંધે છે. રાણીનું આ પતિવ્રત છે. રાજાના શરીરનો વંશ અજરામર

રાખવાનું શતપુત્રવાળા ધૃતરાષ્ટ્રને માથે છે. તેને સો પુત્રો માગેલા મળ્યા તે તેના ભાયાતો જ સમજવા. બાકી રાજા જાતે ગાંધારીને — એક પત્નીને — વરેલો. તે નિયમ આ રાજ્યમાં પળાય છે. સર્વ કૌરવભવનોમાં એકેક ભયાસન છે. તેમાં તે ભવનના અધિષ્ઠાતાનું ભય જોવાય છે. ધૃતરાષ્ટ્ર વશ વધારનાર છે તેને વત્સલતાનું ભય છે. દુર્યોધનની દુર્નીતિનું ભવિષ્ય તેના જન્મપ્રસંગે ધૃતરાષ્ટ્રને જણાવવામાં આવ્યું હતું. દ્રૌપદીવસ્ત્રહરણ પ્રસંગે તેણે તે પુત્રની દુષ્ટતા પ્રત્યક્ષ કરી. શ્રીકૃષ્ણ યુદ્ધપ્રસંગ અટકાવવા પાંડવો પાસેથી આવ્યા ત્યારે પણ તેમ જ થયું. ત્રણે જુદા જુદા મહાત્માઓએ ધૃતરાષ્ટ્રને કહ્યું કે તારા પુત્રનો નાશ કરવો અને કંઈ નહીં તો ત્યાગ કરવો જ એવો તારો રાજધર્મ છે. પણ એક્કે પ્રસંગે વત્સલ પિતા તે ઉપદેશ માની શક્યો નહીં. પાંડવપક્ષનો વિરોધ કરનારા દુષ્ટ પુત્રને શાસન કરવામાં જે પિતાની વત્સલતા આડે આવશે તે ધૃતરાષ્ટ્રની દુર્દશા પામશે એવો એ ભવનના ભયાસનનો ઉદ્દેશ છે. તે દુર્દશાનાં બીજ ઊગતાં નષ્ટ કરવા મહારાજ પ્રયત્ન કરે છે. ધૃતરાષ્ટ્રે ધર્મરાજ ઉપર કરેલી અસૂયાનો ભય આ વત્સલતાનું અંગ છે. હવેનાં ભવન શંકરશર્મા સમજાવશે.'

શંકરશર્મા — 'બીજું દુર્યોધનભવન સામે દેખો છો. રાજશરીર ધૃતરાષ્ટ્ર; તેના પ્રથમ પુત્ર જેવો રાજનય દુર્યોધન અથવા સુયોધન છે. રાજાના શરીરને પ્રકૃતિપુરુષોમાં અને પ્રજામાં પ્રતિષ્ઠા આપનાર વસ્તુ રાજનય છે.



*दुरोदरच्छद्मजितां समीहते*
*नयेन जेतुं जगतीं सुयोधनः।*

અર્જુનમાં જેમ નીતિ અને ક્રિયા પ્રજાર્થે છે તેમ દુર્યોધનમાં નીતિ અને ક્રિયા રાજશરીરને અર્થે છે. અર્જુન રાજ્યનીતિ — Statesmanship -માં કુશળ છે તો દુર્યોધન રાજનીતિ — diplomacy માં કુશળ છે. રાજનીતિની ત્વરાને લીધે પાંડવનો મામો છતાં શલ્ય જેવો મહારથી દુર્યોધનના પક્ષમાં આવ્યો. શઠવર્ગને વશ કરવાને માટે શકુનિ જેવો મંત્રી એણે શોધ્યો — Set a thief to catch a thief ની નીતિ આ શોધમાં વપરાઈ. કર્ણ જેવા દાતાની આ રાજનયે સંગ કર્યો અને સર્વ શક્તિઓમાં વડી શક્તિ જે ઉદાર દાતાનો તેના ફળથી મહાબળવાન કર્ણ દુર્યોધનના પક્ષમાં પડ્યો. બ્રહ્મતેજ, બ્રહ્મવિદ્યા અને બ્રહ્મશસ્ત્રના સ્વામી દ્રોણાચાર્ય અને અશ્વત્થામા જેવા બ્રાહ્મણોને લોબાવી આશ્રય આપવાની નીતિ પણ દુર્યોધનની હતી. ભીષ્મપિતામહનું બળ પણ એ જ રાજનીતિને વશ રહ્યું. દ્રોણ અને ભીષ્મ પાંડવના ભક્ત હતા છતાં દુર્યોધનની નીતિએ દ્રવ્યબળથી તેમને સેવક કરી દીધા હતા. 'શું કરીએ? અર્થ વડે અમને દુર્યોધને ભરપૂર કર્યા છે એટલે અધર્મના પક્ષની સેવા કરવી એ જ અમારો ધર્મ થયો છે' — એ વાક્યનો આ જ્ઞાની પુરુષોને ઉદ્ગાર કરવા વારો આવ્યો તે દુર્યોધનની રાજનીતિને બળે. વિરાટનગર પાસે ભીષ્મ, દ્રોણ અને કર્ણ એકઠા મળી

લડ્યા ત્યારે કૃષ્ણ વિનાના એકલા અર્જુને તેમને હરાવ્યા. પણ દુર્યોધનની રાજનીતિએ તેમના જ કર્ણ ફૂંક્યા ત્યારે એમાંના એકેકા વીરે કૃષ્ણ સાથે નીકળેલા અર્જુનને હંફાવ્યો. ભીષ્મ, દ્રોણ, કર્ણ, શકુનિ અને શલ્ય જેવા મહારથીઓને પોતાના પક્ષમાં આટલા બળથી લઈ શકનાર આવી રાજનીતિ રાજાઓને યોગ્ય છે. પોતાના સો ભાઈઓ-ભાયાતો-ને પક્ષમાં લઈ તેમનું પોષણ કરનાર, તેમનું બળ વધારનાર, તેમને વિદ્યા અપાવનાર રાજનીતિ પણ દુર્યોધનની છે. ભાઈઓ ને ભાયાતો, ઘરના વૃદ્ધ બહારના શૂર, બહારની વિદ્યા અને રંક ગૃહમાં પડેલું કર્ણરત્ન, એ સર્વને શોધી આશ્રય અને પોષણ આપનાર રાજનીતિનો અધિષ્ઠાતા દુર્યોધન પાંડવોથી જિતાયો તેનું કારણ યોગેશ્વર કૃષ્ણનો આશ્રય લેવાની અર્જુનની નીતિ. દુર્યોધન અને અર્જુન એક પક્ષમાં હોય તો તો અજેય જ થાય. એવી એવી નીતિના વિચારાચારનાં આસન જોડે દુર્યોધનભવનનું ભયાસન જુઓ. પાંડવ અને પાંચાલીની સેવા કરવાને સ્થાને તેમનો વિરોધ કર્યો અને તેમને દુ:ખ દીધું અને રાજનીતિ પાપમાર્ગે વળી એ રાજનય દુર્યોધનનું મુખ્ય ભયસ્થાન. પાંડવોની યુદ્ધગીતા એવી હતી કે *‘युध्यध्व - मनहंकारा:’* ત્યારે દુર્યોધને છેલ્લે સુધી અહંકારને જ સ્વીકાર્યો છે અને કોઈની વાત સાંભળી નથી, એ એનું બીજું ભયસ્થાન. આ ‘અહંકાર’ એટલે કેવળ ગર્વ નહીં પણ ‘હું’ પણ એ જ દુર્યોધનના દુર્મન્ત્રિતનું સૂક્ષ્મ ન્યગ્રોધબીજ અને એ જ તેનું ભયસ્થાન. A King has not rights for his own personal interests and enjoyment. If he thinks, he has them, he vitiates the whole policy of the State, and is unfit as Duryodhana to rule a people . જે જંઘા ઉપર આધાર પામી આ રાજનયનું અંગ ટકે છે અને ગદાયુદ્ધ કરે છે તે જંઘા ઉપર અંતે ભીમની ગદા પડશે અને રાજનયને પડતો મૂકી રાજ્યનય રાજ્ય કરશે. પોતાનાં સર્વ મોંઘાં સાધનનો નાશ જોયા પછી અંતે એકલું પડી આ રાજનયનું ખાલી થયેલું ખોખું નાશ પામશે. અર્જુન અને ભીમનો પ્રતાપ તેને જોવો પડશે એટલું જ નહીં, પણ ધર્મને ઠગી દુર્યોધને વશ કરેલા શલ્યને ધર્મ જ મારશે, અને સહદેવ જેવા પ્રાજ્ઞને હાથે શકુનિ જેવો દ્યુતખેલક મંત્રી નાશ પામશે. તે સર્વ જોયા પછી દુર્યોધનનું ખોખું પડશે. The chicaneries and knaveries, the jobberies and the manoeuvrings, and bunglings of diplomatic gamblers, in promotion of mere personal ends, must eventually fall under the persistent hammer of the cool and calculating wisdom of patriotic heads whether wearing the crown or not . દુર્યોધનરૂપ રાજનય પોતાના અનેક નામવાળા અનેક ગુણવાળા સો ભાઈઓમાંથી જે ભીમની ગદાથી બચશે તેનો નાશ ચિત્ર માર્ગ જાણનારા નકુળને હાથે થશે તે પણ દુર્યોધન જોશે. The spirit of Aesthetics and Arts will stultily the one hundred cadets and military rulers fallen under the evil grip of an ominous Self-

centred Policy. They will be metamorphosed by the policy of Nakula from the bodies of dangerous cadets and rowdy soldiers into those of peaceful and virtuous citizens .

આ પછી રાજાની દંડશક્તિરૂપ દુ:શાસનનું ભવન. રાજ્યના ખરા અધિકારીઓ પાંડવોની સેવા કરવાને સાટે દુર્યોધનને માની પાંચાલીનાં — પ્રજાનાં — વસ્ત્ર કેશ ખેંચનાર આ દુષ્ટને ભીમની ગદાનો ભય છે અને વેરથી ભીમ તેનું રુધિર પીશે. The Spirit of Power and Protection raised by the Hand Divine for the service of the nation will one day kill this imp of brute physical force, this minion of military and regal Power, and will, to set an example, drink his blood like a Spirit of Retribution, if not revenge. Let rulers beware !

આ પછી કર્ણભવન અર્જુનભવનના સામું છે. એ દાનશક્તિનું સ્વરૂપ છે. દાનશક્તિનો જન્મ પાંડવોની જ માતાથી છે. જે રાજામાં આ શક્તિ નથી તે નપુંસક છે. જે રાજામાં આ શક્તિની સીમા હશે તે રાજા મૂર્ખ હશે કે દુષ્ટ હશે તો પણ આ શક્તિને પ્રતાપે ઘણી વાર ટકી શકશે. એને ભય માત્ર એટલો કે કૃષ્ણ જેવા સારથિને લઈ અર્જુનનો રથ સામો હશે ત્યારે કર્ણનો નાશ સમજવો. એના ગુણદોષ સંભળાવતાં પિતામહ એના દોષ કહેલા છે કે



*अकस्मात्पाण्डवान् सर्वानवक्षिपसि सुव्रत//*

*जातोऽसि धर्मलोपेन ततस्ते बुद्धिरीदृशी/*

*नीचाश्रयान्मत्सरिणी द्वेषिणी गुणिनामपि//*

જો આટલા અવગુણ ન હોત તો કર્ણના બાકીના ગુણ મોટા છે.

*जानामि समरे वीर्यं शत्रुभिर्दु:सहं भुवि//*

*ब्रह्मण्यतां च शौर्यं च दाने च परमां स्थितिम्/*

*न त्वया सदृश: कश्चित्पुरुषेष्वमरोपम//*

The power of generous gifts, patronge and munificence, is the greatest preogative of the Crown. A policy that relies upon the power of its generous hand, will only fail where it marches against the combined forces of the Progressive and just principles of Public Weal or degenerates into vanities and jealousies.

તે પછી તમે ગુરુભવન દેખો છો. એમાં દ્રોણાચાર્ય અને અશ્વત્થામાની પ્રતિષ્ઠા છે. વિદ્યાને વિદ્યારૂપે અને કલાને કલારૂપે સાધે, જાતે તેનો ઉપયોગ

કરે નહીં, અને તે વિદ્યા અને કલાનો ઉપયોગ કરી શકનારને તેનો ઉપયોગ શીખવે — એ ગુરુ, એ બ્રાહ્મણ: પછી તેને યજ્ઞોપવીત હો કે ના હો. આર્મસ્ટ્રોંગ અને ક્રપ જેવા તોપોના રચનારા આ ન્યાયે બ્રાહ્મણો જ ગણવા. જો આવા બ્રાહ્મણો જાતે યુદ્ધમાં ભળે અને અશિક્ષિત જગત ઉપર પોતાનાં દિવ્ય અસ્ત્ર પ્રહરે તો અધર્મ થાય અને જગતનો નાશ થાય. આ દેશના બ્રાહ્મણોમાં ધર્મથી શસ્ત્રગ્રાહી માત્ર પરશુરામ થયા છે અને ધર્મકાર્ય આટોપી રહ્યા પછી એમની ક્ષાત્રશક્તિ પણ નવા અવતારના તેજથી રામાવતારમાં અસ્ત થઈ. દ્રોણ જેવાના સંગ્રહથી જ અર્જુનને અસ્ત્રવિદ્યા પ્રાપ્ત થઈ, માટે સર્વ આયુષ્ય વિદ્યાના ઉપાર્જન અને દાનમાં ગાળનાર ગુરુજનનો સંગ્રહ તે રાજનીતિનું એક ઉત્તમ કાર્ય છે. પણ એવા બ્રાહ્મણો ગુરુત્વ મૂકી યુદ્ધમાં પ્રવર્ત્યા તે પણ ક્ષાત્રના નાશ માટે, તે પણ અર્જુન જેવા શિષ્યના દ્રોહને અર્થે, તે પણ ધર્મ સામે અધર્મની સેવાનિમિત્તે — ત્યાં એ ગુરુજનનો નાશ કરવા, અર્જુનનો અતિધર્મ ન ગણકારી, કૃષ્ણસંકેત થયો. When learning abuses its functions and lends its strength to help Wicked policies, the Angel of Divine Wisdom must hold up his aegis to protect the Spirit of Progress and, if that Spirit has pious scruplesagainst self-protection, then, to create new agencies for the purpose . અર્જુન તો ગુરુહત્યા કરે નહીં ત્યારે દ્રોણનો નાશ કેમ થાય? બ્રાહ્મણ શસ્ત્ર ધારે અને ક્ષાત્ર કરતાં વધારે પરાક્રમ કરે. પણ બ્રાહ્મણ થયેલું બ્રહ્મ ક્ષાત્ર નહીં થાય. શસ્ત્રગ્રાહી બ્રાહ્મણનું આ મર્મસ્થાન. 'પુત્ર મૂઓ' એ સમાચારથી ક્ષત્રિય જ્યાં અસ્ત્ર ત્યજે નહીં ત્યાં તે બ્રાહ્મણ દ્રોણે ત્યજ્યાં. That is the weak point in a Brahmana. His heart is soft there . યુદ્ધકાળે અનેક ઋષિઓ રણક્ષેત્રમાં આવ્યા અને અધર્મને અર્થે કરવા માંડેલું યુદ્ધ પડતું મૂકવા દ્રોણને સૂચના કરી. Can a Brahmana's heart resist an appeal to the eternal principles of Dharma and knock off scruples that his higher nature projects before his eye ? - એ ઋષિઓની સૂચનાએ દ્રોણનું હૃદય કંપાવ્યું. એ અવસ્થાએ શીર્ણ કરેલા બ્રહ્મવૃક્ષને ધૃષ્ટદ્યુમ્ને તોડી પાડ્યું. જે અગ્નિકુંડમાંથી પાંચાલી પ્રગટ થઈ હતી તે જ અગ્નિકુંડમાંથી ધસી નીકળેલા અથવા ધૃષ્ટતાવાળા પ્રકાશવાળો ધૃષ્ટદ્યુમ્ન ક્ષત્રિયના ઘરમાં પ્રગટ થયો તે બ્રાહ્મણત્વનો દુરુપયોગ કરનાર ગુરુજનને હણવા માટે. He is the Spirit of Audacious Leght-bold Refrom-born of Burning Flames to destroy the overgrowth of Learning's Power where this power is exerted on behalf of the Regal power and aginst the Angel of Progress and his brothers. દ્રોણને ભીમસેને વાક્ય વડે ગદા મારી કહેલું છે કે:

*यदि नाम न युध्येरन् शिक्षिता ब्रह्मबन्धव:।*

*स्वकर्मभिरसंतुष्टा न स्म क्षत्रं क्षयं व्रजेत्।।*

જેમ શૂદ્રાદિને બ્રાહ્મણનાં કર્મ નિષિદ્ધ છે તેમ બ્રાહ્મણને ક્ષત્રિયોનાં કર્મ નિષિધ છે. તે નિષેધ ન માનનારને શિક્ષા છે. Bhima bears no infringement of Duties and Discipline .'

એ જ ભવનમાં અશ્વત્થામાનો પણ સમાસ છે. બ્રાહ્મણ વૈરનો પ્રેર્યો શું શું અનિષ્ટ અને અધર્મ્ય કર્મ કરી બેસે તે જાણવું હોય તો અશ્વત્થામાનાં કર્મ જોવાં. *साक्षरा विपिरीता राक्षसा भवन्ति* તેનું એ દૃષ્ટાંત છે. એ બ્રાહ્મણને શ્રીકૃષ્ણનું ચક્ર લેવાનો દુષ્ટ લોભ થયો હતો. એણે નારાયણશાસ્ત્ર અને બ્રહ્માસ્ત્રનો પાંડવો સામે દુરુપયોગ કર્યો. એ અસ્ત્રનાં રહસ્ય જાણનાર શ્રીકૃષ્ણે તેનો પ્રતિકાર અર્જુન પાસે કરાવ્યો. જ્યારે રાજ્યસાગરમાં તોફાન જાગે અને કૌરવો બ્રાહ્મણ પાસે બ્રહ્માસ્ત્ર ફેંકાવે એટલે બ્રહ્મતેજની જ્વાલાઓ પાંડવો સામે બ્રાહ્મણ પાસે ફેંકાવે ત્યારે ક્રિયાવાન્ અર્જુને તેવું જ અસ્ત્ર ફેંકવું એટલે એ જ્વાલાઓ સામે એવી જ જ્વાલાઓ ફેંકવી જેથી સ્વજાતીય જ્વાલાઓ એકબીજામાં શાંત થશે. When the sacerdotal and learned classes yield to being set up in sectarian Spirit against the hath of what is right and progressive in the State and among the people, the Spirit of Progress may as well raise counter-sects and break the force of the former by allowing them to dash against the latter. This is meeting Brahmastra with Brahmastra. It is what we in these days would call setting up journals against journals and congresses against congresses in order to further the cause of Progress and thresh out superior results . બ્રાહ્મણો સામે બ્રાહ્મણ ને શાસ્ત્ર સામે શાસ્ત્ર.

પણ અશ્વત્થામાં બ્રહ્માસ્ત્ર ન ફેંકતાં માત્ર નારાયણાસ્ત્ર જ ફેંકે તો તેના સામે ન થતાં તેની જ્વાલાને અપ્રતિહત બળવા દેવી એટલે એ તેજ જાતે જ શાંત થશે. બ્રાહ્મણો જાતે તોફાન કરવાનું મૂકી દઈ અને પોતાનાં શાસ્ત્રશસ્ત્ર પડતાં મૂકી માત્ર જગન્નિયંતા શ્રીનારાયણને નામે નારાયણના ધર્મશાસ્ત્રનું તેજ પાંડવો સામે પ્રકટ કરે ત્યારે તો નીતિમાન્ અર્જુને માત્ર તેને જોયાં જ કરવું અને તે તેજની જ્વાલાઓને પ્રકટ થવા દેવી ને તેનો પ્રતિરોધ કરવો નહિ એટલે ધર્મની સેના કેણી પાસ છે અને અધર્મની કેણી પાસ છે એટલું બતાવી તેજ જાતે જ શાંત થઈ જશે, અને તેનાથી માત્ર ધર્મપક્ષનું જ પ્રકટીકરણ થશે. This is the weapon of Divine Learning. The flames of Divine Learning can never hurt the cause of Righteousness if they are allowed to burn themselves away unopposed, for they can only show where Righteousness is and where it is not. Opposition makes them

more critical and searching. These flames can only be fanned and rendered more iresistible by such opposition; while left to themselves they pass away into the lights of Nature and leave no vangage to those that had generated them .

દુષ્ટ અશ્વત્થામાને શિક્ષા એટલી જ થઈ કે તેના મસ્તકનો મણિ લઈ લેવામાં આવ્યો અને મસ્તકમણિહીન ચિરંજીવ થઈ આજ સુધી જગતના શૂન્ય દેશોમાં એ ક્વણન કર્યાં કરે છે. * મસ્તકનો મણિ તે ઉત્તમાંગમાંના બ્રહ્મરંધ્રમાંનો સદ્‌બુદ્ધિરૂપ પ્રકાશ. બ્રાહ્મણને એનાથી પ્રિયતર શું? હું ધારું છું કે અશ્વત્થામા આવા રૂપમાં આજકાલના બ્રહ્મબંધુઓની જિહ્વા દ્વારા ક્વણે છે — તેમના પૂર્વજોના મસ્તકમાંનો અર્થજ્ઞાનરૂપ મણિ હવે આજના બ્રાહ્મણોના મસ્તકમાં નથી અને જેની તેની જીભે માત્ર જ્ઞાન સિવાયના ઉદ્ગારનું ક્વણન ચિરંજીવ જણાય છે — તે જ શ્રીકૃષ્ણનો શાપેલો અશ્વત્થામાં છે.

હવે પિતામહભવન એ છેલ્લું છે. He is the Spirit of the Traditions, Experience and Wisdom of Ages . પિતામહ એ પુરાણ અનુભવની મૂર્તિ છે. એમનું જ્ઞાન, એમની નીતિ અને એમના સદ્ગુણોમાં આ દેશની આશા છે. પણ અધર્મનો રાજન્ય જ્યારે તેને અધર્મના યુદ્ધમાં આગળ કરશે ત્યારે યોગેશ્વર કૃષ્ણ પ્રતિજ્ઞા મૂકી શસ્ત્ર ધરશે ને ક્રિયાવાન્ અર્જુનને ધૃતરાષ્ટ્ર કરશે અને કન્યાશરીરમાંથી પુરુષશરીરરૂપે પ્રગટ થયેલા શિખંડીને આગળ કરી વિચિત્ર વ્યૂહ રચશે. શિખંડીના સામા પિતામહ મનસ્વિતાથી અસ્ત્રપ્રહાર નહીં કરે અને શિખંડીની પાછળથી આવતાં બાણોને વશ થશે. જે દેશમાં પિતામહ છે ત્યાં પિતામહની રુચિઅરુચિ કેવળ બુદ્ધિને વશ ન રહેતાં અન્ય અભ્યાસ અને અધ્યાસને વશ રહે એવા પ્રસંગ પણ આવે છે. પિતામહે દેશના અને ધર્મના કલ્યાણને અર્થે પ્રવર્તવું જોઈએ તેમ ન કરતાં કૌરવને આશ્રય આપી અર્જુનનો માર્ગ રોકે ત્યારે નીતિમાન્ અર્જુને એટલું જ કરવું કે પિતામહના મનમાંના જ કાંઈક એવા શિખંડી જેવા અભ્યાસ અને અધ્યાસ શોધી કાઢવા કે તેના સામું યુદ્ધ કરવાથી પિતામહ નિવૃત્ત થાય અને શરશય્યામાં પડે. The Spirit of Tradition is invincible. But find out an apparition of some of the vagaries that are haunted by this Spirit and unman his heart and keep yourself shooting from behing the apparition. The Spirit of Tradition will then lie prostrate upon a bed of arrows piercing his body through a thousand new holes . અનુભવથી રૂઢ અને સિદ્ધ થયેલા જ્ઞાનના દેહમાં આ વિધિથી અનેક છિદ્રો પડે છે. પણ પિતામહના આટલા આયુષ્યનો પરમ લાભ લેવડાવે છે. શાંતિપર્વ અને અનુશાસન પર્વ જેવી મંજૂષાઓમાં ભરેલા ગંભીર, ઉદાત્ત અને પરમબુદ્ધિથી શોધી સંસ્કારેલા અનુભવરત્નોના

અક્ષયભંડાર પિતામહ પાસેથી લઈ લઈ યુધિષ્ટિર રાજા રાજ્યના અને પ્રજાના પરમ ક્ષેમના આધાર થયા. What rare wisdom is stored up in the tradition and customs of our nation? While not yielding to what is wrong and rotten in them, it is worth our while to see that we do not allow them to pass away from our midst before some wise and impartial souls extract the store which the Spirit has preserved so long and is only too willing to hand over to fit and willing souls. In this hall of this Grandfather-Spirit, we try to sit as his apt pupils with His Highness at our head and ever jealous when the Spirit seems to lean in favour of the Kauravas .'

શંકરશર્માએ પૂરું કર્યું.

વિદ્યાચતુર — 'આ કૌરવભવન પાછળ વિદુરભવન છે — તે અમારા અતિથિવર્ગને અને મિત્રોને મળવાનું સ્થાન. એ અમારો Visitors and Friends hall તમે દીઠો છે. આ સર્વ ભવનો ઉપર એક માળ છે. તેમાં સૌથી પાછળ સુભદ્રભવન છે. સુભદ્રા અથવા મહિષી આસન, પરીક્ષિત અથવા યુવરાજ આસન, ધનસમૃદ્ધિ સત્તાસન, અને વિચક્ષણ જનસંબંધ આસન — એવાં ચાર આસન એ ભવનમાં છે અને એ ચારે ભદ્રના યોગથી રાજઅંગનું ને પ્રજાનું ભદ્ર કેમ વધારવું તે વિચારાય છે. તે ભવન મૂકી આગળ મનુષ્યદેહભવન, મોક્ષભવન અને ચક્રવર્તીભવન છે. ચક્રવર્તીભવનમાં સરકાર પ્રતિ અમારા આ સામ્રાજ્યના અંશરૂપે મર્મ અને અધિકાર વિચારાય છે; સરકારની નીતિ, સરકારની ક્રિયા અને સરકારના ઉદ્દેશ અને ઉપદેશ — તે સર્વના સંગ્રહ અને વિચાર થાય છે; અને સરકારના મોટા અધિકારીઓનો ચક્રવર્તીના અને અમારા સંબંધ પ્રમાણે સત્કારસમારંભ થાય છે. મોક્ષભવનમાં ચાર આસન છે. ધર્મ અને ભક્તિથી નિર્વાણ, મોક્ષથી નિર્વાણ, રણક્ષેત્રથી નિર્વાણ અને મૃત્યુના અન્ય માર્ગ, એવાં આસનો આ ભવનમાં છે અને મધ્યભાગે કોઈ જીવમુક્ત મહાત્મા આવે તેને માટે વ્યાસાસન છે. ત્રીજું ભવન મનુષ્યદેહભવન છે. તેમાં રાજદેહ, રાજ્યભ્રષ્ટ મનુષ્યદેહ, કારાગ્રહાયુષ્ય અને ઉત્તરાશ્રમાયુષ્ય — એવાં ચાર આસન છે.

સર્વથી છેલ્લું આ આપણે બેઠા છીએ તે કુરુક્ષેત્ર — અમારો 'કાઉન્સિલ હૉલ' છે. મધ્યે આ વૃદ્ધ મહારાજ મલ્લરાજની મૂર્તિ આ સ્તંભ ઉપર તમે દેખો છો. સ્તંભની ચારે પાસ આ રાજ્યના ભૂતઇતિહાસનાં સ્મારક ચિત્ર છે. મહારાજમૂર્તિના હાથમાં આ ચક્ર ફરે છે. જેટલાં આ ભવન છે તેટલા દાંતા આ ચક્રને છે અને દરેક દાંતામાંના દૂરદર્શન કાચથી એકેકું ભવન પ્રત્યક્ષ થાય છે. ચક્ર એ આ રાજ્યવેધશાળાનું વેધદર્શક યંત્ર છે. આ પવિત્ર મૂર્તિની પાસે મંત્રીમંડળસહિત બેસી મહારાજ રાજ્યકાર્યના

વિચાર કરે છે અને પિતાનાં યોજેલાં ભવનોમાંથી એક પણ ભવન અને એક પણ આસનનો ઉપદેશ ભુલાય નહીં તે વિશે સાવધાન રહે છે.

ચંદ્રકાંત — ‘ત્યારે આ ક્ષેત્રના અને ભવનોના ઉદ્દેશમાં કાંઈ ફેર છે?’

વિદ્યાચતુર — ‘અમારે સર્વને માટે પ્રસ્તુત કાર્યને સંબંધે ભેગા વિચાર કરવાને કુરુક્ષેત્ર છે. મહારાજના એકાંત વિચારને માટે, એકાંત કાર્યને માટે અને એકાંત અભ્યાસ માટે — for self-training - સર્વ ભવનો છે. એ સર્વમાંનાં વર્ગીકરણ તમે જોયાં. રાજ્યકાર્યમાંનો એક પણ વિષય મહારાજની દૃષ્ટિ બહાર રહે નહીં. વિષયને લગતા ઉદ્દેશ, ઉપદેશ પુસ્તકશાળાઓ, અનુભવશોધન અને મહારાજના પોતાના પ્રસંગભૂત વિચાર — એ સર્વના સંગ્રહનાં પણ વર્ગીકરણ કરી આ ભવનોમાં રાખેલાં છે. We have found out and developed the classifications of Vyasa sufficiently for our purposes .’

ચંદ્રકાંત — ‘ઇતિહાસ ગણાતા કાવ્યમાંના પાત્રવર્ગને રૂપકરૂપ કર્યાથી તમારે શિર નાસ્તિકતાનો અપવાદ આવતો નથી?’

વિદ્યાચતુરે સ્મિત કર્યું. ‘પાંડવો અને કૌરવોને ઐતિહાસિક પુરુષો ગણવા નહીં એવું કહેવાનો ઉદ્દેશ અમે રાખતા નથી. તેવા પુરુષ થઈ ગયા હો કે ન હો એ શોધ કરવી એ તમારા જેવાનું કામ છે. મહાકવિએ ઇતિહાસ સાથે રૂપક પણ કેમ મૂક્યાં ન હોય? વ્યાસજીનાં મૂકેલાં બીજનું વર્ગીકરણ કરી વૃદ્ધ મહારાજે આ બોધ અને રમ્યતાનું સ્થાન કરેલું છે.’



વીરરાવ — ‘મહારાજને બોધ અને સુંદરતા તેમ આશ્વાસન પણ આ સ્થાને જ મળવું જોઈએ.’

વિદ્યાચતુર — ‘ધર્મભવનનો હેતુ જીવતાં સ્વર્ગ આપવાનો જ છે. યોગાસન આગળ શ્રીકૃષ્ણનો ઉપદેશ છે:

*कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन।।*

આ ઉપદેશ સર્વ ક્રિયાઓને કાળે સ્વસ્થતા અને આશ્વાસન આપે છે. મનુષ્યદેહભવનમાં જઈ મહારાજ સર્વ અવસ્થાઓ માટે તત્પર રહે છે. ચક્રવર્તીભવનમાં જઈ રાજ્યધર્મના સહાયરૂપ સરકારને દેખે છે અને સરકારના વર્તનમાં દોષ હોય તેનો અન્યભવનોમાં વિચાર કરી, આ કાઉન્સિલ હૉલમાં સિદ્ધાંત ઉપર આવે છે અને તે પ્રમાણે નિર્વાહ કરવા મંત્રીઓને આજ્ઞા કરે છે. તે પછી ફળસંબંધે પોતાનો અનધિકાર સ્વીકારી મનુષ્યદેહભવન અને મોક્ષભવનમાંથી આશ્વાસન અને સ્વસ્થતા પામે છે. ભૂતકાળના મહાત્માઓનું અનુભવમૂલક પણ ચમત્કાર ભરેલું બુદ્ધિજ્યોતિ પ્રત્યક્ષ કરી તદ્રૂપ થવાનો ઉત્સાહ અહીં મહારાજ સપક્ષ કરે છે અને ભવિષ્ય માટે સંભારનો સંગ્રહ કરે છે. Here His Highness provides a kindergarten to study what Bacon called ‘The Wisdom of the

Ancients' and here we also lay the germs for the evolution of a brigther, benigner future for our State and subjects .'

વીરરાવ — 'મારો કઠોર વિનોદ જતો રહ્યો અને પ્રધાનજી હું પણ તમારી વાતનો વધારે વિચાર કરતાં વધારે આશ્વાસન પામું છું. it is true, your Highness, what Pradhanji says. It is of no use leading a fidgety life and be mourning and grumbling over things over which we have no control .'

ચંદ્રકાંત — 'મહારાજ માળાના જ જપનો જે સામાન્યને ઉપયોગ છે એવી જાતનો પણ એથી અનેકધા ઉચ્ચ આશ્વાસક અને પવિત્ર ઉપયોગ આ અનેક ભવનોનાં આસનોના વિચારની આવૃત્તિથી થાય છે. શોધ, ઉપદેશગ્રહણ, અનુભવ, વિદ્યા, બુદ્ધિ, નીતિ, શાસ્ત્રો, પુસ્તકો, વિચાર અને ક્રિયા વડે યથાશક્તિ પ્રયત્ન કરી પ્રજાનું કલ્યાણ આપ કરી શકશો. અને કોઈ વાતમાં તેનું કલ્યાણ નહીં કરી શકો તો પણ તેમ કરવાનો આપનો પોતાનો પ્રયત્ન સંપૂર્ણ થયો એટલે બાકીના પરિણામ માટે આપને હાથે કાંઈ બાકી રહેતું નથી. એટલાથી આપની કૃતકૃત્યતા છે.'

વીરરાવ — 'My friend is practically blessing your Highness without seeming to do so. It is a political way of doing it but I do not complain of it after this day's explanations of politics. I too tender unqualified apologies for the vagaries of my ધૃષ્ટદ્યુમ્ન and join in blessing your Highness openly and definitely though in less refined terms .'



ચંદ્રકાંત — 'મહારાજ આપને અમારે માટે આજે ઘણો શ્રમ પહોંચ્યો છે. આપની સુજનતા તો સુપ્રસિદ્ધ છે જ. પણ આજે મહાભવનમાં આપના ઉચ્ચગ્રાહનું દર્શન પામી અમે આપના ઉપર કંઈ અન્ય પ્રીતિ જ અનુભવીએ છીએ.'

વીરરાવ — '1 say' 'Ditto' to all that has fallen from my friend's lips .'

મણિરાજ — વીરરાવ રાજદેહનાં દર્શન મનુષ્યદેહવાળાને જેટલાં દુર્લભ નથી એટલા મનુષ્યદેહના સંચાર અને વ્યવહાર રાજદેહવાળાને દુર્લભ છે. આથી આપના જેવા સાક્ષરોના વિચારઆચારનું દર્શન કરવા મને ઘણી આતુરતા રહે છે. અંત:કરણ અને મુખનાં દ્વાર તમારા કુટુંબ આગળ ઉઘાડાં રાખો છો તેમ જ મારી પાસે ઉઘાડો છો તે મારા મનને નવું જ દર્શન છે અને નવો જ આનંદ આપે છે.

વીરરાવ — 'મારે કહેવું જોઈએ કે આપના જેવા ઉચ્ચગ્રાહ ઘણાક રાજાઓ રાખી શકે તો શંકરશર્મા અને પ્રવીણદાસનાં સ્વપ્ન કંઈક અંશે

ખરાં પડે અને અંગ્રેજને હાથે દેશી રાજસ્થાનનો નવો ઉદ્ધાર થાય.'

શંકરશર્મા — 'વીરરાવજી આટલું સ્વીકારે તે આ રાજ્યને ઓછું આશાજનક નથી.'

ચંદ્રકાંત — 'મહારાજ બીજા રાજા આપના જેવા થાય કે ન થાય, પણ આપ તો ખરો રાજધર્મ યથાશક્તિ પાળવા પ્રવૃત્ત છો અને આપનો ધર્મ આપની ઉચિત પ્રવૃત્તિથી જ સમાપ્ત થાય છે તો તે પછી જગત ઊંધુંચત્તું થાય તેની સાથે આપને લેવાદેવા નથી. આપની આશાઓ, ઉત્સાહો અને સ્વસ્થતા — એ સર્વ જોઈએ તેટલાં છે. જે બોધ, અનુભવ અને ક્રિયાને શોધો છો તે શોધ આ મહાભવનથી સફળ થશે એટલે દેશી રાજ્યમાં રાજ્યનય — True Statesmanship - થી જેટલું થઈ શકે તેટલું થશે. તે થયું એટલે આપે પોતાને કૃતકૃત્ય જ માનવા. વિશેષ તો પ્રધાનજી કહે તે ખરું.'

વિદ્યાચતુર — 'વિશેષ એ કે ભોજનકાળ થયો છે એટલે હવે સર્વ તે કાળનો ધર્મ સાચવવા પ્રવૃત્તિ કરીએ.'

સર્વ વેરાયા. મણિરાજનો અંત: ખેદ અતિથિઓનાં છેલ્લાં વચનથી નષ્ટ થયો.



---

૧ . Mental design . માનસિક કલ્પના ૨ . Written design ૩ . Execution ૪ . Observatory ૫ . Gate

* Porch. Portico . બંગલાના દરવાજા આગળ અગાસી અથવા આરકા વગેરેવાળી જગા.

* ખુરશીઓ + બાંક, કોચ.

૧ . *अस्* એટલે ઉપરથી ફેંકવું - ઉપરથી ફેંકવાનું હથિયાર. ૨ . *शस्* = કાપવું - ઉપરથી કાપવાનું હથિયાર.

* પ્રાચીન.

૧ . બંદર, ફુરજો, ૨ . રેલવે ૩ . Emigration ૪ . અર્જુનનું નામ

* ચાર = છાનો દૂત, spy ; ચારની આંખે દેખે તે ચારચક્ષુ

* કણ્યાં કરે છે.

## ૧૨. ચંદ્ર કાંતના ગૂંચવાડા

‘મારે તે આ મલ્લભવનનું શું કામ હતું? સરસ્વતીચંદ્રની સાથે દેશી રાજ્યોની ચર્ચાને અને આ મહાભારતના અર્થવિસ્તારનો શો સંબંધ છે કે જીવતા મિત્રની શોધની ત્વરામાં આ કથાઓથી વિલંબ થાય?’ આવા વિચાર કરતો કરતો ચંદ્રકાંત સૌન્દર્ય ઉદ્યાનના કોટ ઉપર એકલો ફરતો હતો અને એક પાસનો ઉદ્યાન અને બીજી પાસ નાગરિકોના વિનોદ માટે રાખેલું ઉઘાડું ચોગાન — તે ઉપર દૃષ્ટિ ફેરવતો હતો. એના મનમાં ઘણી જાતના ગૂંચવાડા હતા. પ્રથમ એણે વિદ્યાચતુર શોધ કરશે એવી આશા રાખી હતી. બહારવટિયા, કુમુદના સમાચાર, સામંતનો મંદવાડ આદિ અનેક વિઘ્નોએ આ આશાને ખોટી પાડી. જાતે શોધવા જવા ચંદ્રકાંતે નિશ્ચય કર્યો, ત્યારે ગુણસુંદરીના સ્નેહ વ્યંજક શબ્દોએ એને શીતળ કર્યો, પણ ધારેલા શોધમાં કાંઈ પણ વધારો ન થયો. કાલ વિદુરભવનની સભામાં તો આજ કુરુક્ષેત્રની આસપાસનાં ભવનોમાં સરસ પણ પોતાના શોધમાં નિરુપયોગી ચર્ચામાં કાળક્ષેપ થઈ ગયો. સરસ્વતીચંદ્રના ઉપર આટલો સ્નેહ દેખાડનાર ગુણસુંદરી પાસે શી રીતે કહેવું કે હવે મને એકલો જવા દ્યો અને તમારા સાહાય્યની મારે અપેક્ષા નથી? આ પ્રશ્નોએ ચંદ્રકાંતને મધુર ગૂંચવાડામાં નાખ્યો અને પાઘડી નીચે હાથ ઘાલી માથું પંપાળતો પંપાળતો તે ચારે પાસ શોધવા લાગ્યો કે ચારે પાસની જડ અને ચેતન સૃષ્ટિમાંથી કાંઈ સૂચના કે સમાધાન મળે છે?



પોતે ફરતો હતો તે કોટના અગ્રભાગે બુરજના આકારની મેડીઓ હતી તેમાં ગુણસુંદરીને બેસવાની શાળાઓ હતી અને નીચે કુસુમનો લતામંડપ, જળકુંડ વગેરે હતાં. ત્યાંથી તે કોટના બીજા છેડા સુધી માત્ર અનેક વૃક્ષોના શિખરભાગ અને વચ્ચે વચ્ચે ભૂમિકાઓ દેખાતી હતી. કોટની બીજી પાસ ક્ષિતિજમાં રત્નનગરીનો કોટ અને તેનાથી ઊંચા પ્રાસાદો-મહેલોના ઉપલા ભાગ દેખાતા હતા. ઉદ્યાન અને નગરના કોટ વચ્ચેના ચોગાનમાં અનેક લોક આવજા કરતા હતા. ગામડાંથી આવેલા અનેક વ્યાપારીઓ હાટ માંડી બેઠેલો હતા, અથવા તો ધાન્યાદિક વેચવાના પદાર્થ ભરેલાં ગાડાં વચ્ચેવચ્ચે છોડી રાખી દલાલો સાથે અને નગરના વ્યાપારીઓ સાથે મોટે સ્વરે ભાવ ઠરાવતા હતા. વણઝારોની પોઠો, ઊંટ, ઘોડા, ઢોર અને ઘેટાંબકરાંના વ્યાપારીઓ પોતાનાં સ્થાન જમાવી ઊભા અથવા બેઠા હતા. બંદરી માલની ખપત તથા આપલે પણ આ સ્થાનમાં થતી હતી. વચ્ચેવચ્ચે ભિખારીઓ, સાધુઓ, ફકીરો અને બ્રાહ્મણો જુદાજુદા રાગ કાઢી, જુદાજુદા ઉચ્ચાર કરી, ઉદરપૂર્તિ પામવા ફરતા હતા. એ સર્વ ચિત્ર વચ્ચે દરબારી દોરથી અથવા રાજકીય સત્તાના ચિહ્નથી અથવા પટાવાળાઓના પરિવારથી અધિકારીઓ જણાઈ આવતા હતા અને આવજા કરતા હતા.

ચંદ્રકાંતની દૃષ્ટિ આ સર્વ ઠાઠ ઉપર ફરીફરી ફરી વળતી હતી. શું આટલા મહાન અને ચિત્ર સમુદાયમાં સરસ્વતીચંદ્ર મને શોધવા ન ઊભો હોય? શું એ સૌમાં એના સમાચાર આપનાર કોઈ નહીં હોય?'

ખીસામાં હાથ મૂકી આળસ મરડે છે ત્યાં તેમાંથી હાથમાં બે-ચાર પત્ર આવ્યા. એ પત્ર વાંચેલા હતા તે પાછા મૂક્યા.

'મુંબઈમાં ગંગા એટલી માંદી છે કે મારી ત્યાં જરૂર છે. ભર્યાં ઘરમાં તેના તનમનની આ પ્રસંગે કોઈ સેવા કરનાર નથી એમ સંસારીલાલ લખે છે, ને કીકી લખે છે કે તમે નહીં આવો તો મારી બા મરી જશે.'

કારકુન લખે છે કે મુંબઈ છોડ્યાથી મારો ધંધો ધૂળધાણી થઈ જવા ઉપર છે અને ઘરમાં ખરચની વ્યવસ્થા જુદી જ છે.

સરસ્વતીચંદ્રના કરતાં આ વાત વધારે નથી — પણ ગંગા મરે તે તો કાળજે ધક્કો લાગે — આવે પ્રસંગે હું ત્યાં ન હોઉં તો ઈશ્વરનો અપરાધી થાઉં — પણ એનો મંદવાડ ક્યાં સુધી પહોંચશે તે કહેવાતું નથી અને આ શોધ કરવાનું પડતું મૂકવું એ તો ચંદ્રકાંતથી નહીં થાય.'

માથે પાઘડી હતી તેની નીચે હાથ ઘાલી વાળમાં આંગળી ઘસતો ઘસતો તે કોટની ભીંત ઉપર આવજા કરવા લાગ્યો. થોડી વારમાં પ્રવીણદાસ અને શંકરશર્મા ઉપર આવ્યા. હાથ મેળવી વાતો કરતા સર્વ એક બુરજની અગાશીમાં ગયા. સર્વ રવેશ ઉપર બેઠા. ચંદ્રકાંતના મનની દોલાયમાન સ્થિતિ સર્વ સમજ્યા અને તેનું કારણ પૂછવા લાગ્યા.

ચંદ્રકાંત — 'આપને વિદિત છે કે સરસ્વતીચંદ્રની શોધને માટે હું અત્ર આવેલો છું. આણી પાસ આવ્યો ત્યારે એ શોધ કર્યા વગરનો હતો તેવો જ હજી સુધી છે. ઘરમાં મંદવાડ છે ત્યાં પણ મારી જરૂર છે. મને લાગે છે કે હવે મારે આપનાથી જુદા પડવું જોઈએ.'

શંકરશર્મા — 'આપ કેણી પાસ જવા ધારો છો?'

ચંદ્રકાંત — 'ઘરમાં મંદવાડ છે તેની તો મિત્રોની સહાયતાથી વ્યવસ્થા કરીશ; પણ મિત્રરત્નની શોધ માટે નીકળ્યો છું તેમાં આપ સો આશ્રય આપી શકશો તેની જિજ્ઞાસા આજ સુધી અતૃપ્ત રહી એટલે હવે ઈશ્વરે આપેલા હાથપગ ચાલે તેણી પાસ ચલાવવા કલ્પના છે.'

શંકરશર્મા — 'અમે શો આશ્રય આપીશું એમ પૂછો છો તેમાં અમે એટલે આ શરીર કે આ રાજ્ય?'

ચંદ્રકાંત — 'આપ કહો તે.'

શંકરશર્મા — 'જો આપ રાજ્ય પાસે આશ્રય માગતા હો તો બે રીતે મળે. રાજ્યમાં કંઈ અપરાધ થયો હોય તો પોલીસ શોધ કરે. સરસ્વતીચંદ્રના સંબંધમાં અર્થદાસનું ન્યાયાન્વેષણ થવાનું એટલે પોલીસ

શોધ કરે છે જ. બીજું અમારું ‘સરભરાખાતું’ રાજ્યના અતિથિવર્ગની સરભરા કરે છે — પણ આપ રાજ્યના અતિથિ નથી. આપ રાજ્યપ્રસંગે પધારેલા નથી. આપ પ્રધાનજીના અતિથિ છો એટલે તેમના કુટુંબવત્ છો અને તેથી મહારાજને મન તથા અમારે મન પણ કુટુંબવત્ છો તે ન્યાયે આપ માગો તે આશ્રય આપવો એ અમારો ધર્મ છે.’

ચંદ્રકાંત — ‘સરસ્વતીચંદ્ર આપના રાજ્યમાં ગુપ્તપણે સંચાર કરે છે તેને શોધવામાં આપના રાજસ્થાનનો કુટુંબન્યાય શો આશ્રય આપી શકશે તે જાણ્યા પહેલાં મારી ઇચ્છા વધારે સ્પષ્ટ કરી શી રીતે દર્શાવું?’

પ્રવીણદાસ — ‘આપ મનમાં સંકોચ રાખી વાત કરો છો. પ્રધાનજીના મનમાં એમ છે કે અર્થદાસના સંબંધમાં સરસ્વતીચંદ્રના શરીરની શોધ પોલીસ કરે છે એટલે આપના શરીરને અથડામણમાં નાખવાની અગત્ય નથી.’

ચંદ્રકાંત — ‘પોલીસ શું કરે છે તે જાણવા પામું તો મનની આતુરતા શાંત થાય, સૂચના કરું અને શો આશ્રય માગવો તે સમજું.’

પ્રવીણદાસ — ‘તે આપને જણાવવામાં કાંઈ ઢીલ નહીં થાય.’

ચંદ્રકાંત — ‘મારે પોતાને પણ આ શોધને માટે જવાની ઇચ્છા છે તો આ શરીર અથડાવવું પડે તેની ચિંતા પ્રધાનજીએ રાખવી નહીં. મારી શાંતિ એવી અથડામણથી જ થશે. હું આટલા દિવસ બેસી રહેલો છું તેનો મને બહુ ઉદ્વેગ થાય છે.’



શંકર૦ — ‘આપનું મન રોકાયેલું રહે એટલા કારણથી જ મહારાજશ્રી જાતે પ્રધાનજીસહિત મલ્લભવન આદિ સ્થાનોમાં આપની સાથે કાલગમન કરે છે. સરસ્વતીચંદ્રના મિત્ર ઉપરનો કુટુંબભાવ એમને એટલું કરાવે છે.

ચંદ્રકાંત — ‘હું જેને સરસ્વતીચંદ્ર વિષે સૌના પ્રમાદનું ચિહ્ન ગણતો હતો તે આમ સ્નેહનું કાર્ય નીવડે છે, તે જાણી હું સ્વસ્થ થાઉં છું, પણ મારો ગૂંચવાડો તો મારા અથડાવાથી જ મટશે.’

પ્રવીણદાસ — ‘તેમાં આપની ઇચ્છા પ્રમાણે થશે જ.’

શંકર૦ — ‘એ વાતનો સત્વર માર્ગ કાઢીશું. બીજું પ્રધાનજીના સરનામાથી આ પત્ર આવેલો છે તે કોનો છે તે સમજાતું નથી, પણ સરસ્વતીચંદ્રના સંબંધમાં કાંઈક લખેલું છે તેથી આપને જોવા મોકલ્યો છે.’

ચંદ્રકાંતે પત્ર લીધો. વાંચ્યો. ગંગાએ પોતાના ઉપર પત્ર લખેલો પણ ઉપર ચંદ્રકાંતનું નામ લખવું રહી ગયેલું અને પ્રધાનનું નામ હતું, તેથી પત્રની આ દશા થઈ. તેમાં લખાણ ટૂંકું જ હતું.

‘મને મંદવાડ છે પણ તમે એમના એમ પાછા આવશો તે મને ઠીક નહીં પડે. તમારા ઘરમાં સર્વને એમ છે કે સરસ્વતીચંદ્ર મરે કે ન જડે તો તમારા

ઘરમાં પૈસો આવે. મારા મંદવાડને બહાને તમને બોલાવવા કાગળ લખે છે તે આ જ મતલબથી. પણ એવો પૈસો આવેલો એ સૌ ખાઈ જશે ને તે નહીં રહે તમારી પાસે ને નહીં રહે સરસ્વતીચંદ્ર પાસે. સરસ્વતીચંદ્ર જડશે તો જેટલા તે આપણા છે એટલાં તમારા ઘરનાં આપણાં નથી. માટે ખોટાં સગાંનું માનશો નહીં ને ખોળો છો તેને ખોળજો. ધુતારાલાલનાં માણસ તમારા ઘરમાં આવે છે, જાય છે ને લાંચલાલચો આપે છે. મારું નામ દઈ બોલાવે તો છેતરાશો નહીં ને આવશો નહીં. મને મંદવાડ છે ને મરીશ તેનું મને દુ:ખ નથી કારણ તમારા ઘરમાં સુખ દીઠું નથી ને દેખવાનું નથી; પણ હું મરીશ તો સરસ્વતીચંદ્ર મારાં છોકરાંનું કલ્યાણ કરશે ને તમારા ઘરમાંથી છૂટી છોકરાં તેને હાથ જશે. માટે મારા મરવાની ચિંતા ન કરતાં સરસ્વતીચંદ્રનો જ સ્વાર્થ રાખજો.’

ચંદ્રકાંતને પરસેવો થઈ આવ્યો ને કપાળ પર ટીપાં ઊભરાયાં; પણ ઓઠ કરડી, થયેલો વિકાર બીડી રાખી, મુખ પર આવેલો ભાવ પાછો ખેંચી લીધો. પત્ર ખીસામાં મૂક્યો ને મૂકતાં મૂકતાં બોલ્યો:

‘આ પત્ર મારા ઉપર છે. તેનો સાર કોઈ વેળા સમજાવીશ. હાલ તો આપે જે ઉપકાર કરવા ધારેલો છે તે કરો.’

પ્રવીણદાસ — ‘બહુ સારું. પ્રધાનજીને સર્વ વાત વિદિત કરી આપને સંદેશો મોકલીશું.’

બે જણ ગયા. ચંદ્રકાંતના ક્ષોભનો પાર રહ્યો નહીં. આણી પાસ ઉદ્યાન અને પેલી પાસ વસ્તીનો તરવરાટ — કશામાં એનું મન ગયું નહીં. એટલામાં આઘેના કોલાહલમાં અનેક અવ્યક્ત મિશ્ર અને મોટા સ્વર નીકળતા હતા તે વચ્ચેથી એક ઉચ્ચ સ્વરે ગાયેલી સાખી ચંદ્રકાંતના કાનના પડદા સાથે અથડાઈ:

*‘જડ જેવો દ્રવતો શશી,*

*સ્મરી રસમય શશિકાંત.’*

આ શબ્દો કાનમાં પહોંચતાં તે ચમક્યો અને ઉદ્યાનની બહાર સ્વર બોલનારને શોધવાને તેનાં નયન સહસા વળી ગયાં.

# ૧૩. તારામૈત્રક

જે પ્રાત:કાળે ભક્તિમૈયા અને અન્ય સાધુજનના સાથમાં કુમુદસુંદરી સુન્દરગિરિ ઉપર જવા નીકળી તે જ પ્રાત:કાળે સરસ્વતીચંદ્ર વિહારપુરી અને રાધેદાસના સાથમાં, સુરગ્રામ અને સમુદ્રતટ જોવા પર્વત ઉપરથી નીચે જવા નીકળ્યો.

સુન્દરગિરિનું પશ્ચિમ અંગ આ કાળે વિચિત્ર રમણીયતા ધરતું હતું. પર્વતની આનતિ [૧] શિખરથી ભૂમિ સુધી ધીમે ધીમે થતી હતી અને પહોળાં પગથિયાંવાળા મોટા આરા પેઠે સમુદ્રના તટ સુધી ગોઠવાયેલી લાગતી હતી. એ આરાનો નીચેનો ભાગ કેટલાંક સ્થાન આગળ સુરગ્રામસહિત દૃષ્ટિમર્યાદાની નીચે ડૂબી જઈ આગળ નીકળી આવતા ખડકો નીચે ઢંકાયેલો હતો અને આરાના નીચલા ભાગ સાથે સમુદ્રનાં મોજાં અથડાતાં હોય એમ ઉપર ઊભેલાને લાગતું. ચિત્રવિચિત્ર વૃક્ષોની ઝાડીઓ, લીલાં અને સૂકાં ઘાસનાં જંગલ, વચ્ચે વચ્ચે ઉઘાડાં કાળાં માથાવાળા ખડકો અને તેની અણિયાળી શિખાઓ અને અનેક નાનામોટા સર્પ જેવા અને કંઈક દેખાતા ને કંઈક ન દેખાતા વાંકાચૂંકા રસ્તાઓ — એ સર્વ પદાર્થ તીર્થવાસી બ્રાહ્મણોના સાથરાઓ પેઠે અને તેમની સામગ્રી પેઠે આરા જેવા ઢોળાવ ઉપર પથરાયેલા હતા.



આ બધો ભાગ પશ્ચિમ દિશાનો હતો અને ચૈત્ર માસની વાદળાં વગરની રાત્રિને અંતે સૂર્ય ઊગ્યા પહેલાં તેનાં કિરણ પૂર્વમાંથી ચડી પર્વતના શિખર ઉપરથી પશ્ચિમમાં ઊતરતાં હોય એવો મન્દ આભાસ થતો હતો. આકાશ સ્પષ્ટ કેવળ ભૂરું અને ડાઘા વગરનું હતું અને છેલ્લામાં છેલ્લો તારો અસ્ત થઈ ગયો હતો. સૂર્ય, તારા અને વાદળાં — એમાંના કંઈ પણ પદાર્થ વગરનું, નીચેના સમુદ્રનાં મોજાં કે પ્રતિબિંબશક્તિ કે પ્રવાહકર્મ વગરનું, કરચલી વગરની મોટી ભૂરા વસ્ત્રની છત જેવું આકાશ હતું. તેને એક છેડે સમુદ્રપારની દૃષ્ટિમર્યાદાનો મોટો તટ હતો અને બીજે છેડે પર્વતના શિખર આગળનો ઊંચો તટ હતો. પૃથ્વીનાં શિખરગૃહ [૨] જેવા આ બે તટ વચ્ચે, ગયેલી રાત્રિના અંધકારને સ્થાને, રંકજનયોગ્ય અને સાદી પણ સુંદર ચળકતી છત ઈશ્વરે આમ અત્યારે ચડાવી દીધી હતી તે કાળે સાધુજનોના સથવારામાં કુમુદસુંદરી અર્ધો ઢોળાવ ચડી ગઈ હતી અને માર્ગની આસપાસની શિલાઓ ઉપર એ અને સર્વ સ્ત્રીઓ વિશ્રાન્તિ લેવા વાતો કરતી બેઠી હતી.

પર્વત ઉપર જવાના આ માર્ગનો આ સ્થાને મોટો વાંક [3] પડતો હતો અને આ મંડળ એવે ઠેકાણે બેઠું હતું કે ઉપરથી ઊતરનાર છેક ત્યાં આગળ આવે ત્યાં સુધી એમને દેખે નહીં પણ નીચે જનારના ઉપર ત્યાંથી ઘણે છેટે સુધી દૃષ્ટિ જાય. માર્ગમાં ઠેકાણેઠેકાણે તરસ્થાન[૪] હતાં. કેટલાંક તરસ્થાન

માર્ગની બે પાસે હતાં; કેટલાંક માર્ગના બેટની પેઠે આવી રહેતાં. કેટલાંક તરસ્થાન ગોળ અથવા લાંબા ઓટલા પેઠે ચણેલાં હતાં. પ્રસ્તુત તરસ્થાને માર્ગની બે પાસ શિલાઓ નાખી હતી. એ તરસ્થાન, વિશ્રામસ્થાન અથવા વિસામા ઉપર થાકેલા વટેમાર્ગુ થાક ઉતારતા.

કુમુદસુંદરી અર્ધો પર્વત ચડી આવી હતી, પણ પ્રાત:કાળના મધુર ઉત્સાહક[૫] પવનને બળે તેમ હૃદયના ઉત્સાહક પ્રસંગને બળે એને પડેલો અપરિચિત દીર્ઘ શ્રમ જાણે તે અનુભવતી જ ન હોય તેમ સૌ સાથે વાર્તાવિનોદમાં ભળી જતી હતી. એના સુંદર ગાલ ઉપર આવેલી રતાશ, એના હાથપગની અસ્વસ્થ શિથિલતા અને આંગળાંનું ઘડીઘડી વળવું, એના ઉર:સ્થલ ઉપરના વસ્ત્રનો કંપ, એના અટકતા બોલ અને તેને ઘડીઘડી અટકાવનાર શ્વાસ, એની સંકોચાતી આંખો, ભ્રૂભંગ અને કપાળની કરચલીઓ, અને એનાં વસ્ત્ર તથા કેશભારની કંઈક અવ્યવસ્થા — આ સર્વ એના શારીરિક શ્રમનાં પરિણામ હતાં કે એના ઉત્સાહિત મનોરાગે પ્રેરેલા ચાંચલ્યનાં કાર્ય હતાં તેનો નિર્ણય કરવો કઠણ હતો. વાસ્તવિક રીતે અર્ધી વાત આ ખરી હતી અને અર્ધી બીજી પણ ખરી હતી, પણ સૂક્ષ્મ વિચાર કરી જાણકારને જ આ બે અવસ્થાઓનું મિશ્રણ સમજાય એમ હતું.



સર્વ સાધુ સ્ત્રીઓ વચ્ચે એકલી કુમુદસુંદરી રૂપથી, વસ્ત્રથી અને અલંકારથી જુદી પડતી હતી. ભક્તિમૈયા ઊંચી, પહોળી, કાળી અને કદ્રુપી બાવી હતી. બીજી બાવીઓ એનાથી નીચી હતી અને એક વામનરૂપ — ઠીંગણી — બાવીને બાદ કરતાં બીજી સર્વ કુમુદથી ઘણી ઊંચી હતી, અને ઠીંગણી હતી તે સાટે ઘણી જ જાડી હતી. કુમુદનાથી કાળાં તો સર્વ હતાં પણ પરસ્પર કાળાશ વધતી-ઘટતી હતી. જો રંગમાં જ રૂપ આવી જતું ન હોય તો એક-બે સ્ત્રીઓમાં સુંદરતા અને લાવણ્યના ચમકારનો અતિશય હતો. સર્વ બાવીઓનાં વસ્ત્ર તો ભગવાં જ હતાં. માત્ર કુમુદે માતાની પ્રસાદીની ચૂંદડી પહેરી હતી તે ધોળાં ટપકાંવાળી કસુંબલ અને રેશમી હતી. એનાં નિત્યનાં વસ્ત્ર એક ધોળા નાના કટકામાં બાંધી ઠીંગણી બાવીએ સાથે લીધાં હતાં. સુવર્ણપુરમાં જે અલંકાર પહેરેલા હતા તે પહેરીને જ એ ડૂબી હતી અને તે અલંકાર અત્યારે પણ એના શરીર ઉપર હતા. વર્ષાઋતુની વાદળીઓ વચ્ચે ચન્દ્રલેખા જેવી દેખાતી કુમુદ આ બાવીઓની વચ્ચે એક પથરા ઉપર બેઠી હતી.

ભક્તિમૈયા કુમુદની પીઠે હાથ ફેરવતી હતી.

‘બેટા મધુરી આજના જેટલો શ્રમ તો તારે કોઈ દિવસ પણ લેવો નહીં પડ્યો હોય?’

‘ના, પણ ત્યારે સાધુજનની સંગતિ, અને થોડી વાર પછી પવિત્ર સ્થાનનાં દર્શનની આશા, એ બે લાભની પ્રાપ્તિથી આ શરીરનો શ્રમ તેમ

મનનાં દુ:ખ બે વાનાં ભૂલી જાઉં છું. મૈયા! યદુશૃંગ હવે કેટલે છેટે હશે?' કુમુદે પ્રશ્ન પૂછ્યો.

'હજી તો આપણે અર્ધો માર્ગ આવ્યાં. આવ્યાં એટલું ને એટલું બાકી રહ્યું.'

'મધુરી મૈયા! તારા કોમળ ચરણ શ્રાંત થયા છે — કમળની ચોળાયેલી નાળો જેવા થયા છે — હું તેનું જરી મર્દન કરું.' ઠીંગણી બાવી બોલી ને કુમુદના પગ ચાંપવા લાગી.

'વામની મૈયા! આપણા ચરણ સરખા જ છે. મારા શ્રાન્ત થાય તો તમારા પણ શ્રાન્ત જ હશે, માટે રહેવા દ્યો.' મંદ લીલાથી તેના હાથ ખસેડતી કુમુદ સ્મિત કરી બોલી.

'મૈયા! મારા ચરણ છે તો તારા જેવડા પણ લોખંડના થાંભલા જેવા કઠણ છે. ને શ્રમ ઢાંકવા તું મોં મલકાવે છે પણ કમળપત્ર જેવા મુખમાં જે કોમળતા છે તે કંઈ કઠણ થઈ શકે છે?' વામનીએ ચરણ છોડ્યા નહીં.

'વામની! તારા હાથપગના જેવો મારા હાથપગમાં દોષ નથી. માટે તારું કામ મને કરવા દે.' ભક્તિમૈયા હસતાં હસતાં વામનીના હાથ ખસેડી જાતે પગ ચાંપવા લાગી.



'વામની આઘી ખસતી ખસતી બોલી: 'સંપૂર્ણપણે દોષ દૂર કરવો હોય તો તમે પણ ખસો અને તે સ્થાને મોહની મૈયાને બેસવા દ્યો કે સુંદરને સુંદરતાનો યોગ થાય.'

શ્યામ પણ રૂપવતી મોહની કુમુદની પાસે બેઠી અને ભક્તિ ખસી. ખસતાં ખસતાં હસી અને બોલી:

'સત્ય વચન તો પાળવું જોઈએ તે પાળું છું. પણ આ બેમાં સુંદર કોણ અને સુંદરતા કોણ?'

વામની અને ભક્તિ ઉભય કુમુદ અને મોહી સામે એકીટશે જોઈ રહ્યાં અને તેમની કીકીઓમાં વિનોદક હાસ્ય રમવા લાગ્યું.

'આપણને મધુરી મૈયા સુંદર લાગે છે માટે તે સુંદર. એનું રૂપ જેવું સુંદર છે તેવા જ એના ગુણ સુંદર છે માટે તે સર્વનો આત્મા પર સુંદરતારૂપ જ હોવો જોઈએ. માટે સુંદર પણ એ અને સુંદરતા પણ એ જ. એનું લખરૂપ સુંદર અને અલખ આત્મા સુંદરતા. કેમ બંસરી મૈયા?' કુમુદના હાથના કમળનાળ જેટલા બળથી ન અટકતાં તેના ચરણ ચાંપતી ચાંપતી મોહની બીજી રૂપવતી બાવીને પૂછવા લાગી. પૂછતાં પૂછતાં એના શાંત પ્રેમનું લાવણ્ય એના મુખ ઉપર સ્ફુરવા લાગ્યું.

ભક્તિ૦ — 'બાકીના માર્ગમાં એને આપણે તેડી લઈશું.'

કુમુદ — ‘મૈયા! એ તો અઘટિત જ થાય. તમ સાધુજનને એવી રીતે ભારરૂપ હું નહીં થઈ પડું. હું ધીમી ધીમી જાતે જ ચડીશ.’

બંસરી બીજી પાસથી કુમુદને ભેટી પડી. તેને છાતી સરસી દાબી ચુંબન કરતી કરતી બોલી:

‘મધુરી! માજી તને યદુનંદનના ધામમાં મોકલે છે તે પુણ્યકાર્યમાં તને આશ્રય આપવો એ તો અમ અલખના જોગીકુળમાં અમારું પોતાનું જ પુણ્યબીજ રોપાતું જોવાનો માર્ગ છે. લે સાંભળ:

*‘સાધુ સાધુનો સંગ કરીને*

*અલખ પ્રભુને પામે રે;*

*અલખ પમાડી જગાડે તેને*

*લખ ચોર્યાશી ના’વે! — સુણ, મેરી મૈયા, તું!’*

આ પૂરું થાય એટલામાં તો તૂમડી ઉપર બાંધેલી એક તારની સાજક * એક જણી પાસથી લઈ સજ્જ કરી તેમાં આ કડીઓ મોહની ઉતારવા લાગી. ગાયન અને વાદિત્રના સ્વર પ્રભાતની લક્ષ્મીમાં પ્રસરવા લાગ્યા ત્યાં વામની ઊઠી.



‘બ્રહ્માણી, મહાલક્ષ્મી અને રુદ્રાણી જેવાં તમે ત્રણ જણ એકબીજાને બાઝીને બેઠાં હશો ત્યાં મન પણ આનંદની ઊર્મિ ચડી આવે છે. મધુરી મૈયા! મહાસાગર અને ગિરિરાજ વચ્ચે સૂર્ય વિનાના આ કોમળ મધુર આકાશ જેવી તું અમને પ્રિય લાગે છે. તારા હૃદયનાં દુ:ખ અમે કાલે રાત્રે જ દીઠાં છે. અમ સાધુજનના સ્થાનમાં તારાં જેવાં દુ:ખ છેક અપરિચિત નથી, પણ અમે દુ:ખને પણ યદુનંદનનો પ્રસાદ ગણી ભોગવીએ છીએ. સુંદરતા અને પ્રીતિ એ પણ મારે ત્યાં પરિચિત છે; એટલું જ નહીં પણ તમે સંસારી જનો જ્યારે પ્રીતિ કર્યા પહેલાં વિવાહ કરો છો ત્યારે અમો સાધુજન હરિભજનમાં લીન રહીએ છીએ, પુરુષને ન પરણીએ તો શ્રી અલખને શરણે રહીએ છીએ, અને શ્રીકૃષ્ણ પરમાત્માને ત્યાં મહાલક્ષ્મીની કૂખમાં જન્મેલો મન્મથ અમારાં અંત:કરણમાં જાગે છે તો તેની પવિત્ર આજ્ઞાને વશ થઈ વિવાહ પણ કરીએ છીએ. ભગવાન મન્મથનાં દીધેલાં દુ:ખમાં પણ કાંઈક જુદી જ મધુરતા છે. એનાં આપેલાં સુખદુ:ખ અમે ભોગવીએ છીએ તેથી તારી સ્થિતિ સમજીએ છીએ અને તને તેમાંથી ઉગારીશું. અમારા સ્નેહનું પરિણામ શ્રી અલખમાં આવે છે તે સાંભળ અને જો સ્નેહ કરે તો અમારા જેવો જ રાખજે. દુ:ખ, શ્રમ, ઇત્યાદિ વિચાર છોડી દે અને અમે જે પ્રદેશમાં તને લઈએ છીએ તેના પ્રેમનું કીર્તન સાંભળ.’

વામની કુમુદના સામી ઊભી રહી જરીક નૃત્ય કરતી ગાવા લાગી, બંસરી તેમાં રાગ ભેળવવા લાગી અને મોહની સાજકનો સ્વર ભેળવવા

લાગી.

* *જોની સુંદરી મૈયા અલખની!*

*સુંદર લખરૂપ તું!*

*નાચી રહી માયા લખતણી,*

*તેમાં મન્મથશર તું!- જોની૦*

*હૃદય કોરે, મૈયા, પુરુષનાં*

*પીતી લખરસપાન તું,*

*એ રે હૃદયમાં સરી જતાં*

*ઘર અલખનો પ્રકાશ*
*તું!- જોની૦*

*પ્રીતિ કરીને, મૈયા, પુરુષમાં*

*તારો અલગ જગાવની!*

*યદુનંદન પ્રભુના આનંદમાં*

*શુદ્ધ સ્નેહીનો નચાવની!- જોની૦*



*એ રે વ્હાલો સંસારનો*

*એ છે સ્નેહનો સાર જી!*

*એ રે સુંદર પંથ મુક્તિનો*

*કોમળ અબળાને હાથ જી-*
*જોની0 '*

વામનરૂપ પણ કિન્નરકંઠી સાધુસ્ત્રીનું ગાયન મોહનીની સાજકના કોમળ સ્વરમાં ભળ્યું. એના જ વામન પણ ચતુર ચરણનું નૃત્ય અને લાલિત્યકળાવાળા શરીરના હાવભાવ એક થઈ ગયા અને કંઠ અને તન્ત્રી ઉભયના સ્વરોને પોતાનામાં લય પમાડવા લાગ્યા. ગાય છે કોણ ને વગાડે છે કોણ? ગવાય છે શું ને વાદિત્રમાં ઉતારાય છે શું? બે સ્વર બોલે છે કે એક? કંઠ બોલે છે કે તન્ત્રી? આ સર્વ પ્રશ્ન નિષ્ફળ થાય, પ્રશ્નો સૂઝે જ નહીં — એમ ગાયનસામગ્રીનો સંવાદ થયો. નવા પ્રાત:કાળનું કોમળ તેજ, મંદ પવનની મિષ્ટ શીતળ લહરી અને અનેક સ્વર અને ચિત્રોથી ભરેલા પણ સજીવ એકાકાર પટ જેવા લાગતા ગિરિરાજનો આનતિપ્રદેશ — એ સર્વ સંગીતની આ મધુર કલિકાના પ્રસરતા પરાગથી તન્મય થવા લાગ્યાં. સર્વ સાધુ સ્ત્રીઓ તેના પવિત્ર રમણીય આનંદમાં ક્ષણવાર લીન થઈ ગઈ — નવીન રસથી ઘૂર્ણાયમાન થવા લાગી. પણ તે જ પદાર્થો કુમુદસુંદરી ઉપર

ભિન્ન અવસ્થાનું નિમિત્ત થઈ પડ્યાં. વામનીના સંગીતમાંના લખ-અલખમાં તેને કંઈ સમજણ પડી નહીં, પણ તેમાં દર્શાવેલાં પ્રેમાળ સ્ત્રીના ઉત્સાહનાં મર્મ એના મર્મને અચિંત્યાં વલોવવા લાગ્યાં. ક્ષણ ભુલાઈ ગયેલો પુરુષ ક્ષણમાં પાછો સ્ફુરી આવ્યો. એ પુરુષના પ્રિયતમ અભિલાષો પ્રથમાવસ્થામાં રસ અને ઉત્સાહથી પોતાના કાનમાં અને હૃદયમાં ભરાયા હતા, એ અભિલાષ સિદ્ધ કરવાની શક્તિવૃત્તિવાળા સમર્થ સ્વામીની સાથે પ્રાણયાત્રા અને લોકયાત્રા કરી, તેની સહધર્મચારિણી થઈ, તે સહચારકાળે ઉચ્ચાભિલાષી વિદ્વાન પતિના હૃદયમાં ગુપ્ત મંત્ર પ્રેરવાના પોતાને અભિલાષ થયા હતા તે કાળ સ્મરણમાં ખડો થયો. વિધાતાની વિચિત્ર ઇચ્છાથી આવા શુદ્ધ સ્નેહની સૃષ્ટિમાં લઈ જવા તત્પર થયેલો પ્રિયજન ઉદાસીન થઈ ગયો, તેને સ્થાને માત્ર કામદેવના મંદિરમાંનાં અને ગૃહસંસારમાંનાં સ્વપ્ન દેખાડનાર પતિનો જ યોગ થયો, એ પતિ પણ શત્રુ થયો, એ સ્વપ્ન પણ નષ્ટ થયાં, અને નેત્રના પલકારા જેટલા કાળમાં કંઈ કંઈ અનુભવ અને ચમત્કાર જોવા પડ્યા — આ સર્વ ચિત્ર વામનીના ગાને કુમુદના ચિત્તમાં ઊભું કર્યું. સુવર્ણપુરથી નીકળવું શું? બહારવટિયામાંથી બચવું શું? નદી શી? સમુદ્ર શો? ચંદ્રાવલી શી? આત્મહત્યા શી? તેમાંથી બચવું શું? પર્વત શો? આ નવી યાત્રાનો આરંભ શો કરવો? સરસ્વતીચંદ્ર સાધુઓમાં જવા શા? તેના ઉપર તેમના ગુરુનો પક્ષપાત થવો શો? એની પાસે હવે જવાની પોતાની વૃત્તિ શી થવી? પોતે જઈને શું કરવાની હતી?— ઇત્યાદિ અનેક પ્રશ્નો—સંકલ્પવિકલ્પો—ચોપાસ દેખાતા પથરાઓ પેઠે તેની પાસે ખડા થયા. એ પથરાઓ કાંઈ કામના ન હતા. ભાંગે નહીં એવા કઠણ હતા. હવે એના ઉપર ચાલવું અનિવાર્ય હતું. અને કોમળ પગને તે ખૂંચે એમાં તો નવાઈ શી? પોતાના વિચાર-પ્રશ્ન પણ કામના ન હતા, ઉત્તરે મળે નહીં એવા કઠણ હતા, અનિવાર્ય હતા અને કોમળ હૃદયને અનેક શલ્યતુલ્ય હતા. વામનીના ગાયનમાં વચ્ચે વચ્ચે સ્વર લંબાતા ત્યારે કુમુદના મનમાં આ વિચારો ઊઠતા. ગાયનકાળે દીવાની વાટ પેઠે સંકોરાતા અને તેને લીધે જ પાછા સ્થિર જ્વલમાન થતા, અને સાજકના સ્વરથી કંપતા. બોલ્યાચાલ્યા વિના સ્તબ્ધરૂપે અને મૌનથી એણે સર્વ સાંભળ્યા કર્યું પણ પોતાના ચિરાતા હૃદયની ચીસો અનાહત નાદ પેઠે સંભળાવા લાગી અને નેત્રોમાંથી અશ્રુધારા ચાલવા લાગી.



ગાયન અને નૃત્ય થઈ રહ્યું ત્યાં ભક્તિમૈયા ઊઠી અને ઊભેલી વામનીની હડપચી ઝાલી બોલી ઊઠી: ‘વામની આ ગાન, આ સ્થાન, આ પ્રભાત અને આ સુંદર સ્વરૂપો — એ સર્વ શું શ્રીકૃષ્ણ પરમાત્માની રાસલીલા નિરખાવવા યોગ્ય નથી?’

આનો ઉત્તર મળતાં પહેલાં તો માર્ગનો વાંક ઓળંગી સરસ્વતીચંદ્રને લઈ વિહારપુરી અને રાધેદાસ ઊતરી આવ્યા. સ્ત્રીમંડળને જોઈને તેઓ સ્તબ્ધ થઈ સંકોચાઈ ઊભા. તેમને જોઈ સ્ત્રીઓ પણ વીજળીની ત્વરાથી

સાવધાન અને સ્વસ્થ થઈ ઊભી. ભક્તિમૈયા માર્ગ આગળ જશ આગળ આવી અને તેણે તથા રાધેદાસે યદુશૃંગના સાંકેતિક અભિવાદનનો ઉચ્ચાર કર્યો: ‘નન્દકો નન્દન એક આનંદ દેત હૈ’ આ ઉચ્ચારની ગર્જેના સરસ્વતીચંદ્ર અને કુમુદ વિના બાકીના સર્વ મંડળે કરી અને વધારી. તે ગર્જનાને કાળે તેમાં ન ભળેલાં બે જણની દૃષ્ટિ એકબીજા ઉપર સ્વાભાવિક રીતે વળી. ગર્જના તેનું જ કારણભૂત થઈ ભગવાં વસ્ત્રમાં ઢંકાયેલો પ્રિયજન તેને શોધનારીથી અલક્ષિત કે અનભિજ્ઞાત રહી શક્યો નહીં. કુમુદે તેને ત્વરાથી ઓળખી લીધો. સરસ્વતીચંદ્રે તેને જોઈ, મુખમુદ્રા અને અન્ય સર્વાકારથી દૃષ્ટિ આગળ કુમુદસુંદરી જ ઊભી લાગી; પણ આ સ્થાને એ હોવાનો સંભવ કોઈ પણ રીતે નથી એમ ગણી સ્ત્રીજન ભણીથી નેત્ર પાછું ખેંચી લેવા — નિવૃત્ત કરવા — પ્રવૃત્તિ થઈ, પણ સર્વરૂપે ઇષ્ટ પ્રતિમા જણાઈ તેના ભણીથી નયનને નિવૃત્ત કરવા હૃદયની શક્તિ રહી નહીં, અને એ પ્રવૃત્તિનિવૃત્તિનો પરસ્પરવિરોધ ટાળવા કુમુદનાં અશ્રુપૂર્ણ નેત્રના દૃષ્ટિપાત અશક્ત નીવડ્યા.

श्यामास्वङ्गं चकितहरिणीप्रेक्षणे दृष्टिपातम्
वक्त्रच्छायां शशिनि शिखिनां बर्हभारेषु केशान्।
उत्पश्यामि प्रतनुषु नदीवीचिषु भ्रूविलासान्
हन्तैकस्मिन् क्वचिदपि न ते चण्डि सादृस्यमास्ति।। *



વિયોગી નાયકોને જેનું સર્વદેશીય સાદૃશ્ય આમ જડતું નથી તેવા જનનું સર્વત: સાદૃશ્ય આ સ્થાને જોઈ સરસ્વતીચંદ્ર સ્તબ્ધ થયો, સ્થિર થયો, અને માત્ર દૃષ્ટિને અસ્થિર રહેવા દઈ ઊભો રહ્યો. યદુનંદનની ગજનાઓ શાંત થઈ એટલામાં સર્વ વિચારો અને વિકારો ગજનામાં ન ભળતાં શાંત રહેનારાનાં હૃદયમાં અને શરીરમાં આવા ઉન્માદ રચી રહ્યા. સાધુજનોના મુખમાં ગર્જના હતી અને હૃદયમાં શાંતિ હતી. આ બે સંસારી જનોના હૃદયમાં મંથન હતું અને મુખ ઉપર દેખાતી શાંતિ હતી.

આ હૃદયમંથનનું કારણ થયેલી ગર્જના બંધ થઈ તેટલામાં કુમુદ વિના સર્વ સ્ત્રીમંડળ પુરુષોને ઘેરીને ઊભું અને પ્રશ્નોત્તર થવા લાગ્યા.

ભક્તિ૦ — ‘વિહારપુરી ગુરુજીના નવીન જૈવાતૃકને લઈ કયા પ્રદેશમાં અલખ જગાવવા જાઓ છો?’

વિહારપુરી — ‘સુરગ્રામનાં પવિત્ર રમણીય સ્થાન એમને દેખાડવાં એવી ગુરુજીની આજ્ઞા છે.’

વામની — ‘નવીનચંદ્રજી તે આ જ કે?’

કુમુદ જાણતી છતાં પળવાર કંપી.

વિહારપુરી — ‘હા, એ જ.’

મોહની —‘ભવ્યતા અને સુંદરતાનો સંયોગ પુરુષવર્ગમાં આજે જ પ્રત્યક્ષ કર્યો. વિહારપુરી! કંઈ કંઈ જનોની રમણીય લખ વાસનાઓની આશાઓને નષ્ટ કરી સ્ત્રીદૃષ્ટિથી આ રૂપને પરોક્ષ કરવું ગુરુજીએ શાથી ઉચિત ધાર્યું?’

કુમુદના હૃદયનો નિશ્વાસ મુખબહાર સાકાર થયો — પ્રત્યક્ષ થયો — લાગ્યો. એની અંતરની જિજ્ઞાસાને ઇષ્ટ જ્ઞાનને માર્ગે જવાનું વાહન મળ્યું. નીચી રહેતી દૃષ્ટિને પાંપણોમાંથી ઊંચી વળવા દઈ એ વિહારપુરીના મુખ ભણી જોવા લાગી.

વિહારપુરી સ્મિત કરી બોલ્યો: ‘મોહનમૈયા! એક સૃષ્ટિથી બીજી સૃષ્ટિને પરોક્ષ કરવી એ કામ તો શ્રીયદુનંદનની માયાનું છે. ગુરુજી તો માત્ર અધિકારીઓને શ્રીઅલખનું સ્વરૂપ પ્રત્યક્ષ કરાવે છે; અને સૂર્યના પ્રકાશથી ચંદ્ર અને તારાનો પ્રકાશ આછો થઈ જાય છે તેમ અલખના પ્રકાશથી લખ સૃષ્ટિ શાંત થવી ન થવી એ તો એ પ્રકાશના અને અધિકારીના બુદ્ધિક્ષેત્રના સંયોગનું પરિણામ છે. ગુરુજી એ વાતમાં સર્વદા તટસ્થ જ રહે છે.’

બંસરી —‘ત્યારે શું કદંબમાં અલખ રહી ગોપિકાજનના હૃદયને અવશ કરનાર કૃષ્ણસ્વરૂપના અલખ જ્યોતિનું લખ ગાનારા આ પુરુષના હૃદયમાં ઊતરી શક્યું છે?’

વિહાર૦ — ‘બંસરી! ગુરુજી પાસે આવતા પહેલાંથી જ એ બંસરી એ હૃદયમાં પહોંચેલી જણાઈ છે.’

આ ઉત્તરથી કુમુદ વિના સર્વ સ્ત્રીઓનાં હૃદય તૃપ્ત થયાં. કુમુદનું હૃદય તો અધિક તૃપ્ત થયું. બંસરીએ સરસ્વતીચંદ્રને પ્રણામ કર્યા અને શરમાતી શરમાતી બોલી: ‘સાધુજન! પુરુષ અને સ્ત્રી એ એક જ વૃક્ષ ઉપર ઊગતી ન્યારી ન્યારી કુસુમકલિકાઓ છે. તેમનાં રંગ અને સુવાસ ન્યારાં છે પણ તેમનો પરસ્પર સહચાર અનેક ધર્મનો ધરનાર અને અનેક ફલનો દાતાર થાય છે. એ સહચારનું મધુરમાં મધુર સ્વરૂપ તમે સાધો એવો અમારો આશીર્વાદ છે.’

મોહની — ‘એવું સુંદરમાં સુંદર સ્વરૂપ તમે સાધો એવી મારી આશિષ છે.’

ઉભય સુંદરીને સરસ્વતીચંદ્ર માત્ર મસ્તક નમાવી મંદ સ્મિત વડે ઉત્તર આપ્યો — આભાર માન્યો.

વામની હસતી હસતી બોલી: ‘વિહારપુરી દક્ષિણામૂર્તિ પેઠે મૌન ધારી સ્મિત કરતા આ અતિથિનો અને સુંદરગિરિનો સહવાસ કેટલો ધાર્યો છે? ગિરિરાજના કયા શૃંગ ઉપર અને કયા ધામમાં એમનો નિવાસ કલ્પ્યો છે?’

રાધેદાસ — 'વામની મૈયા! શ્રવણમનન કરતાં અતિથિના મનમાં સુંદરગિરિ સુંદર ભાસે ત્યાં સુધી એ બેનો સહવાસ છે. હાલ તો એ ગુરુજીના અંતેવાસી [૧] છે. કાળક્રમે અનેક શૃંગોમાંથી જે ધામ ઉપર એમનો પક્ષપાત થશે ત્યાં એ વસશે.'

વામની — 'પણ એમના સ્વકંઠમાંથી કોઈ શબ્દનો ઉદ્‌ગાર અમને લખ થઈ શકશે કે નહીં? સહવાસ એમની ઇચ્છા ઉપર ગુરુજીએ રાખ્યો તે ઉચિત છે. પણ એમની ઇચ્છાને જાણવી તો બાકી રહી.'

સરસ્વતીચંદ્રને હવે ઓઠ ઉઘાડ્યા વિના છૂટકો રહ્યો નહીં. તેનાં નેત્ર કુમુદભણી તણાતાં હતાં, હૃદય અંતરમાં ને અંતરમાં જ વળતું હતું, છતાં ભૂમિકાને ઉચિત વેશ ભજવવો એ જ ઉચિત થયું. નેત્ર વશ કરી તે ધીમે ધીમે સ્થિતપૂર્વક બોલ્યો.

'અલક્ષ્યના ભક્તિયોગમાં મગ્ન આર્યાઓ બોલાવશે ત્યારે આ શરીરને બોલવામાં જ સુંદરતા લાગશે. સાધુજન! ગુરુજીએ આ શરીરને જીવનનું દાન કરેલું છે, ત્યારથી એ શરીર તેમની ઇચ્છાને જ વશ છે. આ ગિરિરાજ જેવો નામમાં અને દર્શનમાં સુંદર છે તેવી જ એની જડ-ચેતન સમૃદ્ધિ સુંદર છે. તે સર્વ સુંદર વસ્તુઓમાંથી અને સુંદર સ્થાનોમાંથી કોનો કેટલો સહવાસ મને આપવો એ વિચાર ગુરુજી જ કરશે અને તેમની વૃત્તિ તે જ મારી પ્રવૃત્તિ સમજવી.'



વામની — 'વાહ, વાહ, નવીનચંદ્રજી! સુંદર છો અને સુંદર બોલો છો.'

ભક્તિ — 'એવું સુંદર બોલે છે કે તે સુંદરતાથી લેવાયેલી વામનીને પોતાના પ્રશ્નના ઉત્તરમાં કાંઈ જ મળ્યું નથી છતાં બધું મળ્યું હોય તેમ તૃપ્ત થઈ ગઈ. સુંદરતાનો પ્રભાવ એવો જ લખ થાય છે. વારુ રાધેદાસ! તમે સુરગ્રામમાં રાત્રિ ગાળવાના છો કે ગિરિરાજ ઉપર? આ પ્રશ્નોનો ઉત્તર આપવો તે તો તમારા હાથની જ વાત છે.'

રાધેદાસ — 'તમે હાર્યાં. એ બે સિવાય ત્રીજું સ્થાન શું રાત્રિ ગાળવાને માટે નથી?'

સ્મિતપૂર્વક શરીર ઉછાળી વામની બોલી: 'હા! હા! એ તો ભક્તિમૈયા ભૂલ્યાં. ચંદ્રાવલીનાં માજી વિહારપુરીના હૃદયમાં ઊતરે તો એ ત્રીજું સ્થાન ખરું.'

સર્વ સાધુ સ્ત્રીઓ સ્મિત કરવા લાગી. વિહારપુરી ગંભીર થઈ બોલ્યો: 'રાધેદાસ! સુંદરતાના વિવાદમાં સ્ત્રીજન જીતે એ સ્વાભાવિક છે. એ વિવાદમાં પડવું એ આપણા ધર્મનો અતિક્રમ કરાવે એવો માર્ગ છે. એ છોડી આપણે અતિથિને લઈ માર્ગે પડીએ એ જ હવે વધારે ઉચિત છે.'

વામની — ‘સુંદરગિરિ ઉપર ચરણ મૂકી સુંદરતાનો તિરસ્કાર કરવો એ કૃતઘ્નતા છે.’

વિહારપુરી — ‘સત્ય છે. માટે જ સુંદરતાનો પૂર્વપક્ષ સુંદરીઓની પાસેથી શ્રવણ કરવાનું રાખી અમે કર્કશ પુરુષો તેનો ઉત્તર પક્ષ છોડી દઈએ છીએ. વામનીમૈયા! દિવસ ચડશે અને ભગવાન સૂર્યનારાયણ તપશે અને શિલાઓને તપાવશે ત્યારે બીજા કોઈના ચરણને નહીં તો જે પુષ્પલતાને લઈ તમે જાઓ છો તેને કરમાવી નખશે માટે હવે આપણે પોતપોતાને માર્ગે પડીએ.’

‘પુષ્પલતા’ શબ્દ ઉચ્ચારતાં કુમુદ ભણી આંગળી કરી. સ્ત્રીમંડળની દૃષ્ટિ એણી પાસ ગઈ અને દૃષ્ટિ જતાં એનું મ્લાન વદન સર્વને ચિંતાનું કારણ થઈ પડ્યું. પુરુષો સાથેનો વિનોદ મૂકી સર્વ કુમુદ ભણી વળ્યાં. તેઓ તેમ જતાં યદુનંદનની ગર્જના કરતા ઉભય સાધુઓ અતિથિને લઈ માર્ગે પડ્યા. ‘જી મહારાજ! આ માર્ગે નહીં — આણી પાસ’ કરતા કરતા સાધુઓ દૃશ્ય થયા. તેમની પાછળ ચાલતા સરસ્વતીચંદ્રના નેત્રેન્દ્રિયનાં મૂળ આગળના તંતુ કુમુદ ભણી સ્થિર રહ્યાં, પણ નેત્રની બાહ્ય કીકીઓ માર્ગની દિશામાં બળથી વળી અને તેને કુમુદ પરોક્ષ થઈ. માત્ર ‘મધુરી! બેટા મધુરી!’ એટલા શબ્દો બે વાર કર્ણમાં પેઠા અને પછી તેના રણકારા રણકારો કરી રહ્યા. સર્વ સ્ત્રીઓ પોતાની પાસે આવી છતાં કુમુદની દૃષ્ટિ હઠ કરી યોગીઓની પાછળ જ ગઈ, સરસ્વતીચંદ્રના પગના પાછલા ભાગમાં ઠરી, પગ દૃશ્ય થતાં તેના અંચળા ઉપર ચડી, તે દૃશ્ય થતાં તેના મસ્તકના પાછલા ભાગમાં ઠરી, અને તે દૃશ્ય થતાં આંસુની ધારાઓમાં ઢંકાઈ જાતે દૃશ્ય થઈ. સાધુજનોના કોમળ દયાળુ પ્રશ્નોનો ઉત્તર આપવાને સાટે તે વિકળવદનથી તેમના સામું જોઈ રહી. સર્વ સ્ત્રીઓ એકબીજાના સામું જોતી રહી, પળવાર એકબીજાની સાથે ધીમે ધીમે કંઈક ચિંતાતુર વાતો કરતી કરતી એકમત થઈ, અને તેને અંતે ભક્તિમૈયાએ કુમુદને ઉપાડી લીધી. છાતી સરસી દાબી દીધી, અને જાતે પગે ચાલવાના હેતુથી એની પાસેથી ઊતરી પડવાના કુમુદના શરીરના આગ્રહી પણ કોમળ પ્રયાસને નિષ્ફળ કરી દઈ ઊંચા બલવત્ શરીરવાળી ભક્તિ અન્ય સ્ત્રીઓ સાથે ગિરિરાજ ઉપર ચડવા લાગી.



આ તરસ્થાન સુધી આવતાં જેટલો મોટેથી તેમનો વિનોદ ચાલતો હતો તેટલી જ ધીમેથી અત્યારે એમની પરસ્પર ગોષ્ઠિ અટકી અટકી જરી જરી થતી હતી અને તેમાંથી કંઈક શબ્દો ભક્તિના ખભા ઉપર પડેલી કુમુદના કાનમાં જતા હતા.

‘તારામૈત્રક જ!’ બંસરી મોહનીના કાનમાં ભણી.

‘આંખના તારાઓનું કે આકાશના તારાઓનું?’ તેમના મુખ અને કાન વચ્ચે માથું ઘાલતી પગની પાની ઉપર ઊંચી થતી થતી વામની ઉતાવળું

પણ ધીમેથી બોલી.

તેને ખસેડી નાખતી બંસરી ગણગણી: ‘નક્ષત્રોનું મૈત્રક તો નક્ષત્ર જાણે, પણ કીકીઓને તો બળવાન વ્યાધિ લાગ્યો.’

વામની વળી છળી અને તેમના કાનમાં બોલી: ‘વ્યાધિ લાગ્યો, આધિ લાગ્યો, લાગ્યો મદન ઉપાધિ.’

મોહની સર્વને ખસેડી આંસુ સાથે બોલતી સંભળાઈ: ‘શ્રીકૃષ્ણ પરમાત્મા કરે તે ખરું. ક્યાં એ યોગીનો યોગ અને ક્યાં આની પ્રીતિની મધુરતા? — બાકી તારામૈત્રક તો નિ:સંદેહ જ!’ નિશ્વાસ મૂકતી મોહની ભક્તિની પાછળ ચાલી.

સર્વ ચાલી. તેમના મુખમાં ગોષ્ઠિના અને શ્લોકના ઉદ્‌ગર થતા હતા.

મોહની — ‘દક્ષિણાનિલ જેવા મધુર યોગી’

*‘लवङ्गलतिकाभङ्गदयालुर्दक्षिणानिल:।*

*कथमुन्मूलयत्येष मानिनीमानपर्वतान्।।’* [१]

વામની — ‘રાત્રિએ જે પુરુષનું નામાદિ શ્રવણ કર્યું તે આ જ યોગી છે તો મે તે આ જ!’



*‘लतां पुष्पवतीं स्पृ स्नाता विमलवारिणा।*

*पुन: संपर्कशङ्कीव मन्दं चरति मारुत:।।’* [२]

આ સાંભળતાં જ ભક્તિના ખભા ઉપર કુમુદે નેત્રકમળ ઉઘાડ્યાં જણાયાં. ત્યાં બંસરી ઉત્સાહમાં આવતી બોલી:

*‘निसर्गसौर मोद्भ्रांतभृङ्गसंगीतशालिनी।*

*उदिते वासराधीशे स्मेराऽजनि सरोजिनी।।’* [3]

કુમુદને એક ખભેથી બીજે ખભે ફેરવતી ફેરવતી સામે ઉદય પામેલું સૂર્યબિંબ જોઈ રહી, ભક્તિમૈયા બોલી:

*‘क्षणमयमुपविष्ट: क्ष्मातलन्यस्तपाद:*

*प्रणतिपरमवेक्ष्य प्रीतमह्नाय लोकम्।*

*भुवनतलमशेषं प्रत्यवेक्षिष्यमाण:*

*क्षितिधरतटपीठादुत्थित: सप्तसप्ति:।।’* [१]

‘એ સૂર્ય ક્ષિતિધર પર પાછો આવશે — મૈયા, આવશે. મધુરીને હવે મારે ખભે આપો.’ એમ કહેતી કહેતી મોહનીએ કુમુદના શરીરને લેવા હાથ

અરકાડ્યા. તેનો લાભ લઈ જાતે ચાલવા ઊતરી પડવા ઇચ્છતી, પોતાની પળવારની અવશતા સ્મરી, શરમાતી કુમુદ બોલી:

'મૈયા તમારે હાથે પરસેવો વળ્યો છે. મને હવે ઊતરવા દો અને અમૃતપાન કરાવતા સર્વ શ્લોક ફરી ફરી સાંભળવા દો.'

'મધુરી! એ પરસેવો તારો પોતાની છે — મારો નથી.

---

[૧] . ઢોળાવ. incline, gradient .

[૨] . માળિયું, રજોટિયું, કાતરિયું. Loft ૩. વળવું, વાંકું જવું, curve , ૪. માર્ગમાં ઊતરવાનાં સ્થાન, Landing place ; ચડતાં ઊતરતાં બેસવાની જગાઓ.

[૫] . Bracing .

[*] 'ભરથરી' (ભર્તૃહરિના અનુચર) લોકમાં સાજક નામની સારંગી ઘણુંખરું વપરાય છે.

[*] 'જનની જીવો રે ગોપીચંદની' - અને 'જોગ લીધો રાજા ભરથરી' - એ રાગ.

[*] મેઘદૂત.

[૧] . પાસે વસનાર, શિષ્ય.



[૧] . લવંગની લતાનો ભંગ કરતાં જેને દયા આવે છે એવો આ દયાળુ દક્ષિણાનિલ માનિનીના માનપર્વતનું ઉન્મૂલન કેમ કરતો હશે? (પ્રકીર્ણ શ્લોક.)

[૨] . પુષ્પવતી લતાના સ્પર્શથી અભડાઈ, વિમલ જલથી નાહી, ફરીને રખે સંસર્ગ થાય એવી શંકાથી આ પવન મંદ મંદ ચાલે છે. (પ્રકીર્ણ)

[૩] . સ્વાભાવિક સુગંધથી આકર્ષાયેલા ભ્રમરના સંગીતની શ્રીથી શ્રીમતી કમલિની દિવસપતિ ઉદય પામતાં, સ્મિત કરવા લાગી. (પ્રકીર્ણ)

[૧] . પૃથ્વીતલ ઉપર પાદ મૂકી ક્ષણવાર (પર્વતતટ ઉપર) બેઠેલો આ સૂર્ય પોતાને પ્રણામ કરવામાં વ્યાપૃત થયેલા પ્રીતિથી પ્રસન્ન થયેલા લોકોને ઉતાવળથી જોઈ લઈ, નીચે ઊભેલા બાકીના અવશેષ ભુવનતળને ઉપરથી, સામેથી, જોઈ લેવાને માટે, પર્વતના તટ ઉપરથી આ ઊઠે છે! (પ્રકીર્ણ)

# ૧૪. સુરગ્રામની યાત્રા

તીર્થક્ષેત્ર સુરગ્રામમાં ઘણાંક દેવાલય હતાં પણ તે સર્વ ગામ બહાર નદી અને સમુદ્રના તીર ઉપર અને તેમના સંગમ ઉપર હારોહાર ઠઠબંધ હતાં. ગામમાં માત્ર બે જ માર્ગ પાઘડીપને એકબીજાની આગળ-પાછળ સમાંતર રેખામાં આવેલા હતા. એ બે માર્ગની વચ્ચે ઘરોની એક હાર હતી તેમ તેનાથી માર્ગની બીજી પાસ બે હારો મળી, ત્રણ હારો ઘરની હતી. વચલી હાર બેવડી હતી એટલે એક ઘર આ પાસ અને બીજું બીજી પાસ દ્વારવાળું હતું. એક માર્ગનું નામ ગુરુમાર્ગ અથવા ગોરની શેરી હતું. બીજો માર્ગ ચૌટાને નામે પ્રસિદ્ધ હતો. ગોરની શેરીમાં તીર્થના ગોરબ્રાહ્મણો રહેતા. ચૌટામાં વસવાયા અને વ્યાપારી લોકો તથા ખેડૂતો રહેતા. શેરી અને ચૌટાની વચલી હારમાં એક મોટું શિવાલય હતું અને તેની આસપાસ કઠેરાબંધ ઉઘાડો ચોક છોબંધના તળવાળો હતો. પૂજા અને દર્શન કરનારની ભીડ આછી થતી હતી, કારણ સ્નાન વગેરેમાંથી પરવારી ભોજનસામગ્રીનો આરંભ કરવા જવાની વેળા હવે સર્વને થતી હતી.

પ્રાત:કાળે નવ વાગતાં સરસ્વતીચંદ્ર પોતાના સાથ સાથે અહીં આવી પહોંચ્યો અને શિવાલયના આ ચોકની એક પાસના ઓટલા ઉપર બેઠા બેઠા સર્વ થાક ઉતારવા લાગ્યા. મુંબઈનગરીના રોનકદાર બંગલામાં રહેલાને ગામડું જ નવાઈની વાત હતી, તો આ સ્થાને કાંઈ વિશેષ લાગે એ સ્વાભાવિક હતું. સુવર્ણપુરના કારભારીના ઘરમાં અને યદુશૃંગના મઠમાં તો કંઈક ભવ્યતા હતી અને રાજેશ્વરના દેવાલયથી આ દેવાલય બહુ જુદી જાતનું ન હતું; પણ ચારે પાસનો ગામડા ગામનો દેખાવ તેન મન ઉપર કંઈ વિચિત્ર મુદ્રા પાડતો હતો. કુમુદુસંદરીને દીઠા પછી તે એ જ છે એવો નિર્ણય થવામાં ઘણો બાધ હતો પણ તેના સ્વરૂપના સંસ્કાર મસ્તિકમાંથી ખસતા ન હતા, એટલું જ નહીં પણ અનેક વિચારોને ઉત્પન્ન કરતા હતા. શિવાલયને જોઈ રાજેશ્વર અને ત્યાંના અનેક ઇતિહાસ અનુભવ મનમાં તરવરવા લાગ્યા. સહચારી બાવાઓની સાથે તે ગોષ્ઠિવિનોદ કરતો હતો તેમાં આ સર્વ સંસ્કાર ખડા થઈ વિઘ્ન નાખતા હતા. વાર્તા કરતાં વચ્ચે વચ્ચે અધ અધ ઘડી સુધી કોઈ પણ બોલે નહીં એવી વેળા પણ આવતી હતી. આવી મૌનભરી ઘડીઓમાંની એક ઘડી વહી જતી હતી તેટલામાં એક બ્રાહ્મણ મહાદેવનાં દર્શન કરવા આવ્યો, ઘંટ વગાડવા લાગ્યો, અને દર્શન કરી, ચોખા નાખી, મંડપના બહારના પગથિયા ઉપર બેસી પાઘડી ઉતારી બેઠો. દર્શન કરવા આવનાર બેચાર છોકરાં તેની આસપાસ વીંટાઈ વળ્યાં.

'અલ્યા છોકરાઓ, જુઓ! કહું છું તે સાંભળજો ને જિહ્વાગ્રે કરજો. બધા દેવ તો કપટી છે, પણ આપણ શિવજી તો મારા જેવા ભોળા છે. માથામાં અક્કલ ન હોય, હાથમાં સ્વભાવ ન હોય ને કાળજામાં ભાન ન

હોય તો લોક શું નરકમાં પડે છે? ના, અક્કલવાળાની સંભાળ અક્કલ રાખે ને ભાનવાળાની સંભાળ તેમનું ભાન રાખે. પણ તે કાંઈ ન હોય તે ભોળાઓની સંભાળ ભોળોનાથ રાખે! ભોળાઓનો ભોળાનાથ તો અવતાર કે આકાર વગરનો ગોટમટોળ એટલા માટે છે કે તેને ભોળાઓ જેમથી ઝાલે તેમ ઝલાય અને રાંકના પાણીની પૂજાથી તૃપ્ત થાય. માટે ડાહ્યા હો તો ભોળાને જ ભજજો!

*ભોળા ભોળા શંભુ! વિજ્યાનું પાન!*

*ઘરનુંય ખર્ચ નહીં ગ્સૂવાને સ્મશાન! બમ્ ભોળા!'*

આમ બૂમ પાડી આ બ્રાહ્મણ ઊઠ્યો અને બાવાઓ પાસે આવ્યો: 'કહો, બાવાજી! આજ અત્યારે અહીં ક્યાંથી?'

'મહેતાજી! આ અમારી બેની મધ્યે બેઠેલા અમારા અતિથિ છે. તેમને ગુરુજીની આજ્ઞાથી તમારું ક્ષેત્ર બતાવવા લાવ્યા છીએ.' વિહારપુરીએ ઉત્તર દીધો.

મહેતાજી — (સરસ્વતીચંદ્રને નમસ્કાર કરી) 'આપનું નામ?'

સરસ્વતીચંદ્ર — (સામો નમસ્કાર કરી) 'નવીનચંદ્ર.'

મહેતાજી — 'વર્તમાનપત્રોમાં એક...ચંદ્રની વાત આવે છે તે તો આપ નહીં?'



સરસ્વતીચંદ્ર — 'શી વાત આવે છે?'

મહેતાજી — 'મુંબઈ છોડી એક વિદ્વાન દૃશ્ય થઈ ગયા છે તેનું નામ ચંદ્ર ઉપર છે.'

સરસ્વતીચંદ્ર — 'વાત જાણીએ ત્યારે ઉત્તર દેવાય. તમે કયા પત્રમાં વાંચ્યું? અહીં વર્તમાનપત્રો આવે છે?'

મહેતાજી — 'પાસે જ અમારી શાળા અને પુસ્તકશાળા છે તેમાં છે.'

સરસ્વતીચંદ્ર — 'ત્યાં ચાલશો?'

'જી મહારાજ' કરી તેના સહચારીઓ ઊઠ્યા અને સર્વ જણ એક માળ વગરની ઓરડી આગળ આવ્યા. તેને દ્વારે એક કાગળ ચોડી તે ઉપર શાહીથી 'પુસ્તકશાળા' એમ લખ્યું હતું. અંદર પુસ્તકોની પેટી, એક ગાદી, ત્રણચાર તકિયા અને આખી ઓરડીમાં માયેલી જાજમ, એટલી સામગ્રી હતી. ટેબલખુરસી ન હતાં, ગાદી આગળ એક શેતરંજી ઉપર રાજ્યકર્તાએ મોકલાવેલાં બે વર્તમાનપત્ર હતાં, અને એક પુસ્તકશાળાના વર્ગણી આપનારાની વર્ગણીમાંથી રાખેલું પત્ર હતું. રાજ્યના નિયમ પ્રમાણે દરેક ગામડાની શાળાની પુસ્તકશાળામાં એક વર્તમાનપત્ર મફત અપાતું અને વર્ગણી આપનારાઓ વર્ગણીમાંથી જેટલા પૈસાનાં વર્તમાનપત્ર મંગાવે તેટલા

જ ખરચનાં બીજાં પત્ર રાજ્યમાંથી મળતાં. પુસ્તકોની અમુક સંખ્યા ઉપર પણ એવો જ નિયમ હતો. મુંબઈના એક પત્રમાં લક્ષ્મીનંદન શેઠે પ્રસિદ્ધ કરાવેલા ગદ્યપદ્યાત્મક લેખ હતા અને તેને મથાળે ‘સરસ્વતીચંદ્રનો શોધ—નંબર ૧૦’ એવા અક્ષર મોટામોટા હતા. એ અક્ષર ઉપર દૃષ્ટિ પડતાં સરસ્વતીચંદ્રનું હૃદય ધડકવા લાગ્યું અને ઉતાવળથી ફરી ફરી સર્વ વાત વાંચતાં આવતાં આંસુ મહાપ્રયત્નથી તે દાબી શક્યો. ‘બીજા કંઈ પત્રો અને સમાચાર છે કે?’

મહેતાજી — ‘હા જી. આ રત્નનગરીમાં નીકળતા પત્રમાં અમારા પ્રધાનજીના કુટુંબમાં બનેલા શોકકારક સમાચાર છે.’

તે ઉતાવળથી વાંચતાંવાંચતાં સરસ્વતીચંદ્ર ગભરાયો. પ્રમાદધન મૂઓ, કુમુદસુંદરી ડૂબી ગયાં, સૌભાગ્યદેવી ગુજરી ગયાં, અને બુદ્ધિધનને સંન્યસ્તનો વિચાર છે! આ સર્વ વાંચતાં સરસ્વતીચંદ્ર હબકી ગયો, છાતી ઉપર હાથ ફેરવવા લાગ્યો અને નેત્રમા આંસુ ખાળી ન શક્યો. પોતાની વાત ગુપ્ત રાખવાની શક્તિ ખસવા લાગી.

મહેતાજી — ‘આપને આ સમાચારથી આટલું દુ:ખ થાય છે — આપ જ સરસ્વતીચંદ્ર તો નથી?’

વિહારપુરી — ‘જી મહારાજ! જ્ઞાન અને વૈરાગ્ય એ શોકનાં શામક છે.’



રાધેદાસ — ‘જી મહારાજ! આ સમાચાર સાથે આપનો સંબંધ જાણીએ તો આપનાં દુ:ખ હલકાં કરવાનો માર્ગ સૂઝે.’

વિહારપુરી—‘ગુરુજી સંસારથી અને દુ:ખથી મુક્ત છે, પણ એમના પ્રિયજનને દુ:ખથી મુક્ત કરવામાં સંસારને શૂન્ય નથી ગણતા.’

સરસ્વતીચંદ્ર શોકને દાબી શક્યો. તેનાં અશ્રુ દૂર થયાં. માત્ર મુખ ઉપર શોકની છાયા રહી. સર્વને એકઠો ઉત્તર આપવા પ્રયત્ન કર્યો. તેમ કરતાં કપાળે પ્રસ્વેદ — પરસેવો — વળ્યો તે લોહતો લોહતો બોલ્યો:

‘સરસ્વતીચંદ્ર નાસી ગયો તેની મને લેશ ચિંતા નથી. આ મુંબઈના સમાચાર નિષ્ફળ છે. પણ હું સુવર્ણપુરમાં રહેલો છું અને બુદ્ધિધનભાઈના સૌજન્યનું આસ્વાદન કરેલું છે તેનો આ ક્ષણિક શોક ક્ષણમાં શાંત થયો. સાધુજન! મારું દુ:ખ તો ગુરુજીએ દૂર કર્યું છે જ. હવે તેમને શ્રમ આપવાનો કંઈ અવકાશ નથી.’

મહેતાજીની જિજ્ઞાસા નષ્ટ થઈ. સાધુજન તૃપ્ત થયા. એટલામાં એક વણિક ગૃહસ્થ આવ્યો અને વિહારપુરીને નમીને બોલ્યો:

‘મહારાજે મારા ઉપર કૃપા ઓછી કરી દીધી કે પોતે અહીં પધારી મને કહાવ્યું નહીં. પણ મારી ભક્તિ ઉપર પ્રભુએ જ નજર કરી ને મને આપનાં

દર્શન થયાં. મહારાજ! ત્રણે મૂર્તિઓ રંકને ઘેર પધારી ભોજન લેવાની કૃપા કરો.’

વિહારપુરી — ‘શેઠજી! બ્રાહ્મણ પાસે શુદ્ધ અન્ન કરાવો. પર્યટણ કરીને અમે પાછા આવશું. મહેતાજી! અમારી જોડે ચાલશો?’

મહેતાજી — ‘શાળાની વેળા થતાં સુધી સાથે આવી શકીશ. આપને ક્યાં ક્યાં જવું છે?’

વિહારપુરી — ‘પવિત્ર અને રમણીય સ્થાન જેટલાં હોય તેટલાં જોવાં.’

મહેતાજી — ‘ત્યારે તો તેને માટે બેત્રણ દિવસ જોઈએ.’

સરસ્વતીચંદ્ર — ‘એક સ્થાન જોયે તેના જેવાં બીજાં અનેક જોયાનું વળે એવાં નમૂનાનાં સ્થાન દેખાડો.’

મહેતાજી — ‘સાંજ સુધીમાં તેટલું થઈ શકે.’

વિહારપુરી — ‘એવાં સ્થાન તમે કયાં કયાં ગણો છો?’

મહેતાજી — ‘નદી અને મહાસાગર ઉપરનાં સર્વ દેવાલયોની પ્રદક્ષિણા કરી લો. અને માર્ગમાં મુખ્ય દેવાલય આવે તેનાં ગર્ભાગાર સુધી જોઈ લેવાં. રત્નાકરેશ્વરનું શિવાલય, રાધિકેશજીનું મંદિર, લક્ષ્મીજીનું મંદિર, અને અર્હતનાથનો અપાસરો એટલાં ધામ મનુષ્યે બંધાવેલાં બરાબર જોવાં. રત્નાકર સાથે નદીનો સંગમ, બેટનાં માતાજી, ગિરિરરાજની તળેટી પરનો હરિકુંડ, બુદ્ધગુફા, મહાસાગરનો આરો, પેલી પાસનું બંદર અને મોટી વાવ — એટલાં સ્થાન પાસે સૃષ્ટિની સુંદરતા જોવાની છે.

સરસ્વતીચંદ્ર — ‘એ તો જડ સૃષ્ટિ બતાવી. પણ જોવા જેવી કંઈ ચેતનસૃષ્ટિ પણ હશે.’

મહેતાજી — ‘હાજી, જોવા જેવી જીવતી સૃષ્ટિમાં મુખ્ય વસ્તુ હું પોતે, બીજો અમારા ગોર અને ભટ, અને ત્રીજીચોથી ચીજો અમ સંસારીઓને માટે છે; આ ભેખને માટે નથી.

‘તમારાં દર્શન તો થયાં. હવે પાંચછ દિવસનાં વર્તમાનપત્ર લઈ સાથે કોઈને મોકલો તો અવકાશ મળ્યે વાંચીશું. બાકીનો સમય તમે અને વિહારપુરી લેઈ જાઓ ત્યાં ગાળીશું.’ સરસ્વતીચંદ્ર કંઈક સ્મિત કરી બોલ્યો.

રાધેદાસ — ‘બધાં સ્થાનોમાં જવાને ઠેકાણે એકલા રાધિકેશજીના મંદિરમાં જઈએ, કારણ ત્યાં આજ ઠાકોરજીની પ્રતિષ્ઠાનો વાર્ષિક ઉત્સવ હશે.’

તે પ્રમાણે ઠર્યું. માર્ગે ચાલતાં ચાલતાં મહેતાજીએ પૂછ્યું:

‘નવીનચંદ્રજી! તમને વર્તમાનપત્રની રસિકતા ક્યાંથી પ્રાપ્ત થઈ? એ તો અમારી નવી વિદ્યાની સૃષ્ટિ છે.’

સરસ્વતીચંદ્ર — ‘નવી વિદ્યાનો મને પણ કંઈક અનુભવ છે. કહો, રાજકીય વગેરે બીજા વર્તમાન શા છે?’

મહેતાજી — ‘રાજકીય સમાચાર ત્રણ જાતના. આ સંસ્થાનના તમે જાણ્યા. કુમુદસુંદરી ગયાં. સામંતસિંહ ગયા. ને રાણો ખાચર રત્નનગરીમાં છે. મોટા રાજ્યના સમાચાર તો જોઈએ તેટલા. કંઈક મ્યુનિસિપાલિટી ખરાબ તો કંઈક અંગ્રેજી અમલદાર ખરાબ. કંઈક અંગ્રેજી ધોરણ ખોટું તો કંઈક તેનો પ્રયોગ ખોટો. કંઈક હસવાનું તો કંઈક ક્રોધે ભરાવાનું ને કંઈક રોવાનું. ત્રીજા રાજકીય સમાચાર બીજાં દેશી રાજ્યોના ત્યાં તો ગમે તો કોઈનાં વખાણનાં બુંગાં ફૂંકાય છે તો કંઈ કોઈને ગધેડે બેસાડાય છે. ટાઢું ધાન ને ચાડિયું માણસ — બે વહાલાં લાગે તેમ પરિનિંદાની વાતો વર્તમાનપત્રોનો રોજગાર વધારનારી થઈ પડી છે. શું કરીએ? જેવા રાજા તેવા લોક, ને જેવા લોક તેવા રાજા. એ બે જેવાતેવા તેમના કારભારી એ ત્રણનાં જાન, જોડું ને જાત્રા. પ્રજાઓ અભણ, રાંક—અન્યાયી, અદેખી અને વિઘ્નસંતોષી. અધિકારીઓ સ્વાર્થી, ખુશામતિયા, પ્રમત્ત, ઉન્મત્ત અને માણસથી ડરે પણ ઈશ્વરથી ન ડરનારા રાજાઓ મૂર્ખ, આળસુ, દંભી, સ્ત્રીલંપટ, દારૂડિયા, પ્રજાને ડુબાવનારા, અને જાતે દેવામાં અને દાસોમાં ડૂબનારા. વર્તમાનપત્રોની આ વાતો સાંભળી સાંભળીને હું કાઈ ગયો, અને કોઈ કોઈ વખત તો આ પુસ્તકશાળા બંધ કરાવવા પ્રધાનજી ઉપર લખવા વિચાર થાય છે, પણ બીજા વિચારથી કલમ અટકે છે. છાંપુ વાંચવું ને મગજ ઉકાળવું. કાજી ક્યા દૂબળા કે સારા શહેરકી ચિન્તા — એવી આખી દુનિયાની ચિન્તા વહોરી લેવી.



સરસ્વતીચંદ્ર ગંભીર થઈ ગયો. ઉત્તર દીધો નહીં. વાર્તા ચાલી નહીં. માત્ર સૌના ચરણ ચાલતા હતા. આખા દેશના અનેક વિચારો એના મસ્તિકને અને હૃદયને વલોવવા લાગ્યા.

‘મારો દેશ! મારી કુમુદ! મારા પિતા! મારી મુંબઈ કુમુદ — દેશ -’ એવા અવ્યક્ત ઉચ્ચાર એના હૃદયમાં ઊછળવા લાગ્યા. આમ જતાં જતાં દેવાલયો માર્ગમાં આવવા લાગ્યાં અને શાંતિનો મેઘ ઝરમર ઝરમર વૃષ્ટિ કરવા લાગ્યો.

હવે માર્ગમાં બે પાસ નાનાંમોટાં દેવાલયોની હારો આવવા લાગી. છેક નાની દેરીઓ ચારપાંચ વેંતની હતી તો મોટાં દેરાં એકાદ માળથી બબે માળ જેવડાં ઊંચાં પણ હતાં. તેમની બાંધણી, તેમના ઘાટ, તેમના ઇતિહાસ, તેમની વ્યવસ્થા અને વર્તમાન અવસ્થા — આ સર્વ વિષયની વાતો ચાલી. ચાલનારાના પગનાં પગલાં જોડે, પલટણોનાં પગલાં પેઠે, સરખે વેગે આ વાતો ચાલી, અને સરસ્વતીચંદ્રના જાગેલા સાંસારિક સંસ્કારોને ઘડી ઘડી

ઝાંખા કરવા લાગી: ‘શું નવા યુગને બળે એક દિવસ આ દેરાં નવાં બંધાતાં બંધ પડશે અને જૂનામાં પ્રતિમાઓને સ્થાને સમાજો ભરાશે ને સરકારની ઑફિસો બેસશે?’ પ્રશ્ન ઊઠ્યો તેવો ઉત્તર મેળવ્યા વિના જાતે સહજ શાંત થઈ ગયો.

સુરગ્રામની વસ્તી એવી ન હતી કે આ સર્વ રચના ઊભી કરી શકે. પણ એક કાળે આ સ્થાને મોટું તીર્થ હતું તેવામાં ઘણે છેટેથી આવનાર દ્રવ્યવાન યાત્રાળુઓની વાસનાઓએ આ ઠાઠ ઊભો કરેલો હતો. એ ઠાઠ વચ્ચેનો માર્ગ સાંકડો પણ સ્વચ્છ હતો. માણસની દશા બદલાય છે તેમ આ સ્થાનને પણ વારાફેરા અનુભવવા પડ્યા હતા. યાત્રાળુઓની મોટી ભીડનો અને મોટા મેળાઓનો કાળ ગયો. પછી તીર્થ ગોઝારા જેવું થયું. વળી મલ્લરાજના સમયમાં તેનો જીર્ણોદ્ધાર થવા લાગ્યો. વચ્ચે આ દેરાંઓ ઉપર લીલોતરી ઊગી હતી અને લીલ બાઝી હતી, અને લૂણો લાગ્યો હતો; તેને સ્થાને આજ સર્વ સાફ અને ધોળાવેલું હતું. માર્ગમાં પ્રથમ ઘાસ ઊગતું અને પથરાઓ નડતા તેને સ્થાને હવે ઘાસનું નામ દેખાતું ન હતું અને સાટે સાફ બાંધેલો માર્ગ હતો. દેરાંઓ પાસે કાગડા ઊડતા હતા તેને સ્થાને બીજાં પક્ષીઓ જણાતાં હતાં. કૂવાઓનાં થાળાં ભાંગેલાં અને પાણી ગંધાતાં હતાં ત્યાં નવાં થાળ અને મીઠાં નિર્મળ પાણી થયાં. દેરાંનાં ભાંગેલાં પગથિયાં નવાં સમાં કરાવેલાં તેમાં વચ્ચે વચ્ચે દાણા વેરાયેલા જોવામાં આવતા હતા તેથી શ્રદ્ધાળુ સ્ત્રીઓનો પગસંચાર જણાતો હતો. જૂની નિશાનીમાં માત્ર એટલું જણાતું હતું કે લીમડા, પીપળા, વડ વગેરે પવિત્ર વૃક્ષોએ દેરાંઓની ભીંતોમાં, ઘૂમટમાં અને નળિયાંમાં પોતાની શાખાઓ પેસાડી દીધી હતી. તેને કાપી નાખવાનું કામ વૃક્ષમાા પણ જીવ ગણનાર દયાળુ વસ્તીને ગમ્યું ન હતું, અને જેમ અનેક પ્રાચીન આચારને આપણે પ્રીતિથી આપણી આસપાસ વીંટાવા દઈએ છીએ તેમ આ પ્રાચીન ડાળાંઓ પાંદડાંઓને પણ દેરાંઓની આસપાસ નિરાંતે વીંટાઈ રહેવા દીધાં હતાં. આ સર્વ કથા મહેતાજી અને સરસ્વતીચંદ્ર વચ્ચે માર્ગમાં ચાલતી હતી અને સાધુઓ તેમની પાછળપાછળ અનુચર પેઠે પણ છાતી કાઢી બોલ્યા ચાલ્ય વિના ચાલતા હતા. દેરાંઓને શાખાઓ નિરાંતે ગમે ત્યાં વળગેલી જોઈ સરસ્વતીચંદ્ર બોલ્યો:

‘મહેતાજી સાહેબ! આર્યોનાં ચિત્તની કોમળતા મનુષ્યજાતિનું રક્ષણ કરી પૂરી થતી નથી, પશુપક્ષીને સાંભાળી રાખી સંતોષ પામતી નથી, પણ વૃક્ષજીવનનું પણ પોષણ કરે છે તેમાં તેમની ભૂલ હશે પણ એ ભૂલ પણ માહાત્મ્યની છે. આવાં કોમળ હૃદયવાળ માહાત્મ્યઓની ભૂમિમાં જન્મ લીધાનું અભિમાન આ દેહથી છૂટતું નથી. એવા કોમળ માહાત્મ્યઓનાં ચિત્ર પ્રત્યક્ષ કરાવતી આ રચના ઉપર પ્રીતિ થાય છે, વિહારપુરી!

વિહારપુરી — ‘જી મહરાજ!

સરસ્વતીચંદ્ર — ‘આ અભિમાન અને આ પ્રીતિ આ ભેબને પાત્ર ખરાં કે નહીં?’

હસીને વિહારપુરી પાછળ ચાલતો ચાલતો બોલવા લાગ્યો: ‘જી મહારાજ! સત્પુરુંષના હૃદયમાં જે પદાર્થ લખ થાય તે અલખને પ્રિય જ હોય, કારણ એવાં હૃદય શ્રી અલખની વિભૂતિઓમાં શ્રેષ્ઠ છે.’

રાધેદાસ — ‘ગુરુજી પાસે શ્રવણ કરેલું છે કે વિરક્તજનોનાં મન અન્યથા શીર્ણ થાય છે અને વિકારમાત્ર શાંત થાય છે ત્યારે પણ રંક જીવ ઉપર દયા, સમૃદ્ધ સજ્જનનો અનુમોદ, દુર્જનોનાં દુષ્કૃત્યોની ઉપેક્ષ, અને અલખની વિભૂતિનાં દર્શનની પ્રીતિ — એટલો તેમના મનનો સ્વભાવ શેષ રહે છે.’

વિહારપુરી — ‘જી મહરાજ! રાધેદસ યથાર્થ કહે છે.’

મહેતાજી — ‘મહરાજ! અંગ્રેજી વિદ્યા એ સર્વનો અસ્ત કરશે.’

સરસ્વતીચંદ્ર — ‘અંગ્રેજોની સત્તાના કાળમાં અને અંગ્રેજી ભણેલ રાજાપ્રધાનની સંમતિથી આ જીર્ણોદ્ધાર થયો છે.’

મહેતાજી — ‘એ વાત તો સત્ય. કાનની બૂટ પકડું છું.’



આમ ગોષ્ઠિ ચાલે છે ને સર્વ ચાલ્ય જાય છે એટલામાં રાધિકેશજીનું મંદિર આવ્યું. પંદરેક પગથિયાં ચડી તેમાં જવાનું હતું. પગથિયાં ઉપર મોટાં કમાડોમાં થઈ માંહ્ય જવાનું હતું. કમાડની માંહ્યલી પાસ બે સામસામી નાની ઓટલીઓ હતી તેમાં એક પાસ થોડ દિવસ થયાં એક પોળિયો રાખ્યો હતો, તે એક કપડાનો કટકો પાથરી ઉપર બેઠોબેઠો ચલમ ફુંકતો હતો. મંદિરને કંઈક ઊપજ હમણાંહમણાંની વધી હતી અને એક સાધુને ભંડારી બવો કરી અંદર રાખ્યો હતો. સરસ્વતીચંદ્રે આ મંદિરનાં પગથિયાં ઉપર પગ મૂકયો ત્યાં ભડારીની ઘંટ—ઘડિયાળમાં અગિયારન ટકોર થયા. તે ગણવ સર્વ પળવાર ઊભા. મંદિરમાં આવી પહોંચવું, ઘડિયાળનું વાગવું ઇત્યાદિ નવી સૃષ્ટિએ ચાલતી વાર્તામાંથી સર્વને જગડ્યા અને નવા જીવનને જોતા કર્યા.

એક પાસ મંદિરના આગળના મહાદ્વાર અને કોટ, અને બીજી પાસ મંદિરનો મંડપ, અને તેમની વચ્ચે મંદિરની આસપાસ ફરતો ચોક હતો. કોટ અને ચોક વચ્ચે ભંડારી વગેરે મંદિરના સ્થાપક, વ્યવસ્થાપક અને પૂજક વર્ગને માટે અને તેમના સેવકોને પોતપોતાના કામમાં ઉપયોગી થાય એવી ઓરડીઓ કરી હતી. મંદિરના આગલા મંડપને ત્રણ પાસથી કમાનોવાળ અને કમાડ વગરન ઊંચા દરવાજા હતા. તેની વચ્ચે આરસનો ચોક ને ઉપર ઘૂમટ હતો. પાછળ ગર્ભાગાર હતું ને તેમાં સિંહાસન હતું. જોડે શય્યાખંડ તથા જલગૃહ વગેરે રચન હતી.

નાનપણથી મુંબઈ અને અંગ્રેજી અભ્યાસના જ પરિચિત પુરુષને આ દેખાવ નવીન લાગે તે પહેલાં તો અંદર હરતાફરતા તથા બેઠેલા ભક્તમંડલનાં ગનકીર્તન એના કાનના પડદા સાથે અથડાવ લાગ્યાં અને એના હૃદયના નિત્ય સહવાસી સંસ્કારોને દૃશ્ય કરી તેને સ્થાને ચડી બેઠાં.

એક વૃદ્ધ પણ બળવાન બાંધાવાળી સ્ત્રી કોટમાં પોળિયા પાસે સાથરો નાખી બેઠી હતી અને પોતાની જંઘા થાબડતી થાબડતી અને શરીર આગળ અને પાછળ વીંઝતી વીંઝતી ગાતી હતી:

*‘જાવું છે, જી— જાવું છે — જાવું છે જરૂર! (ધ્રુવ O )*

*કાયા તારી કામ ન આવે, ઝાંબું થાશે નૂર!*

*એવા સરબા આથમી ગયા ઊગમતા અસુર! જાવું O*

*મોટે ઘેર હાથી ઘોડા હળ અને હજૂર!*

*એવા સરબા વહી ગયા—નદીઓનાં પૂર! જાવું O*

*રહ્યા નથી, રહેશે નહીં, રાજા ને મજૂર!*

*એવા સરબા ઊડી ગયા — આકડાનાં તૂર! જાવું O*

*એકી સાથે જમતા હતા હળ ને મસૂર!*

*દાસ જીવણ કહે, કર જોડી, ‘ભજી લો ભરપૂર!*



જીવન અને મૃત્યુનો વિચાર સરસ્વતીચંદ્રના મનોરાજ્યમાં એકદમ ખડો થયો. ડોસી ગાઈ રહી તેની સાથે તેના સાથરા ઉપર રૂપિયો રાંટો નાખવાને હાથ ખીસું ખોળવા લાગ્યો. અંચળને ખીસું નહીં અને રૂપિયો તો સ્વપ્નામાં જ સાથે રહ્યો. ઉદાર હાથ નિરાશ થઈ પાછો ફર્યો અને હૃદયના એક ભાગે બીજાને પૂછવા માંડ્યું: ‘આવું સંસ્કારરત્ન આપનારી આ સ્ત્રીને બદલામાં આપવાનું દ્રવ્ય તે હવે મારી પાસે ન મળે! હાથ ધરીને કંઈ પ્રતિગ્રહ ન કરનારો હું — તે મારું હૃદય સંસ્કરનો પ્રતિગ્રહ વગરપૂછ્યે કરે છે. અથવા બ્રાહ્મણનું હૃદય જ્ઞાન અને સંસ્કારના પ્રતિગ્રહ કરવાને જ સરજેલું છે.’

ત્યાંથી પગ ભાગ્યે ઊપડ્યો એટલામાં તો ચોકન બીજા ભાગમાં કોઈ લહેક કરી ગાતો હતો તેના લલકારે સંસ્કારશોધકને ઊભો રાખ્યો.

*‘મુકરર મા...નની કહ્યું મા...રું,*

*એક દિન મા...ટીસેં... મિલ જા...વું...*

*એક દિન પં...ખીસેં...ઉડ જા... વું...*

*મુકરર મા...નની...કહ્યું મા...રુંઉઉઉ...'*

મારુંના રુંનો ઉકાર સભળનારના કાનમાંથી કળજામાં પેઠો અને કાળજું વલોવવા લાગ્યો. રુકારનો રણકારો ઘણો પહોંચ્યો. સરસ્વતીચંદ્ર દઢી ઉપર હાથ ફેરવતો ઊભો. ગાનારે એટલામાં તો કેટલીક કડીઓ પૂરી કરી અને વિચારની ધૂનમાં આ વચલો ભાગ કાનમાં કે ધ્યાનમાં પેસે ત્યાર પહેલાં છેલ્લી કડીઓ સંભળાઈ. ગાનાર ખીલી ખીલીને ગાવા લાગ્યો:

'જૂઠી રે કા... યા...જૂઠી રે માયા

જૂ...ઠા માલ ફટા...યા...

જૂ... ઠા રે તારાં સગાં સંબંધી

ફો... કટ ફે...રા ખા...યા — મુકરર$O$

અંત સમે કોઈ કામ ન આવે,

પા...છળથી પસ્તા...વું...

ભોજો ભગત કહે ભજી લ્યો ભાઈ!

હું ગુણ ગોવિન્દના ગાઉં...

મુકરર માનની કહ્યું... મારું,

એક દિન માટીસેં... મિલ   જાવું...'

એક દિન પંખીસેં...... ઊડ...જાવું...'

'ઊડ   જાવું...ઊડ...જાવું' એ અક્ષરો આજ ચિરંજીવ થયા.

'કાયા જૂઠી...એ સત્ય. ઊડી...જવું...એ સત્ય. ફેરો ફોકટ થયો કે સાર્થક થયો એ બીજો પ્રશ્ન. એ ફેર ક્યારે સાર્થક થયો ગણવો એ ત્રીજો પ્રશ્ન અને એ જ સોથી કઠણ પ્રશ્ન.'

મહેતાજી — 'વિહારપુરીજી! આ ગયું એટલે સુધી બધા ધર્મનો બોધ એક — માયા ખોટી, મૃત્યુ નક્કી, ને હરિભજન કરી મોક્ષ પામવો ત્યાં સુધી વાંધો નહીં, પણ કીયા હરિને ભજવો? વિષ્ણુને, શંકરને, શક્તિને, ખ્રિસ્તને કે મહમદ પેગંબરને? પેલા મંદિરમાં હતા ત્યાં શિવકીર્તન કરવાં અને અહીયાં રાધાકૃષ્ણનો વિહાર ગાવો. ત્યારે સાચું તે શું?'

રાધેદાસ — 'શિવ ઓર વિષ્ણુ તો એક જ હૈ.'

મહેતાજી —'જો એક જ છે તો આ અનેક નામ ને અનેક મૂર્તિઓ ને અનેક કથાપુરાણ ને ભજન શું કરવા જોઈએ? બધુંય એક જ કરોની કે આ નકામી કડાકૂટ, નકામાં ખરચ, ને નકામા ઝઘડા ન થાય! ગોળમટોળ

મારા શિવજીને પાણીપાંદડાંની સોંઘી પૂજા કરવી મૂકી આ ઢોંગ ને ખરચ શું કરવા કરવા?'

વિહારપુરી — 'મહેતાજી! અલખ તો એક જ છે પણ તે જ્ઞાનમાર્ગનું લક્ષ્ય છે. લખ પણ એક જ છે, પણ તેના વિહાર અનેક છે અને તે ભક્તિમાર્ગનું લક્ષ્ય છે. માટે જ ભક્તિ બહુમાર્ગિણી અને બહુરૂપિણી છે. તેમાંથી જે માર્ગે, જે રૂપે, ભક્તિ પામો તે ભક્તિથી ભક્તિનું પરમ સાધ્ય લખરૂપ પમાય છે.'

મહેતાજી — 'પણ અનેક માર્ગ અને અનેક રૂપમાંથી લેવું કયું ને પડતું કયું મૂકવું?'

વિહારપુરી — 'અધિકાર પ્રમાણે.'

મહેતાજી — 'શિવ ભજવા કે વિષ્ણુ ભજવા તેમાં અધિકાર શો?'

વિહારપુરી — જો બચ્ચા! અધિકાર સર્વમાં છે. લખરૂપનો અનેક લહરીવાળો પ્રવાહ સર્વ પાસ મહસાગર પેટે ચાલી રહ્યો છે. તેમાંની લહરીઓ કેણી પાસ જાય છે? જેની પાછળ જે હોય તેની પાછળ તે જાય છે. તેમ જ પિતા પાછળ પુત્રને પિતાની ભક્તિ પાછળ પુત્રની ભક્તિ. સર્વ ધર્મ અને સર્વ ક્રિયાઓ સમીપસ્થ પદાર્થોને ઉદ્દેશી વર્તે છે. પિતા કોણ ને પુત્ર કોણ? તેમના પરસ્પર સામીપ્યથી તેમના શરીરના ધર્મ રચાય છે. અનેક બળકોને ભૂખ્યાં રહેવા દઈ પોતાનાં બળકને સ્તન્યપાન [૧] આપવું તે માતાનો ધર્મ તે બાળકનો ધર્મ છે. તેમ જ કુટુંબનો ઇષ્ટ દેવ સ્વીકારવા તે બળકને શીખવવું એ કુટુંબનો અધિકાર.'

મહેતાજી — 'ત્યારે તો કુળધર્મ છોડવો નહીં.'

વિહારપુરી — 'નહીં.'

સરસ્વતીચંદ્ર રસથી સર્વ સાંભળી રહ્યો હતો. તેણે પૂછ્યું: 'વિહારપુરીજી! એ ઉત્તરમાં દોષ નથી?'

વિહારપુરી આગળ આવીને પૂછવા લાગ્યો: 'જી મહારાજ! કયા દોષ આતા હે?'

સરસ્વતીચંદ્ર — 'કાલ સવારે ગુરુકૃપાથી મારો જ કુળધર્મનો અધિકાર બદલાયો તમે દીઠો.'

રાધેદાસ — 'એ વાત તો સચ.'

વિહારપુરી — 'જી મહારાજ! મારી ચૂક થઈ. મહેતાજી! તમારું સમાધાન અમારા નવીન જૈવાતૃક કરશે ને તેનો અમને પણ લાભ મળશે.'

સરસ્વતીચંદ્ર — 'આપને વિદિત હશે કે *जन्मना जायते शूद्र:संस्काराद् द्विज उच्यते।*'

વિહારપુરી — 'હા જી.'

સરસ્વતીચંદ્ર — 'જન્મથી ભક્તિમાર્ગમાં જન્મ્યો હોય તો સંસ્કારથી જ્ઞાનમાર્ગમાં જાય.'

મહેતાજી — 'પણ જ્ઞાનમાં જાય તે કાંઈ ભક્તિને વખોડે કે?'

સરસ્વતીચંદ્ર — 'વખોડવાની કંઈ આવશ્યકતા નથી. ઉપલે પગથિયે ચડીએ એટલે નીચલા સાથે કાંઈ સંબંધ રહેતો નથી. નવો સંબંધ થાય એટલે જૂનો જાય. પ્રાત:કાળે જ વિહારપુરીજીએ ઉપદેશ કર્યો હતો કે અલખનો પ્રકાશ અને અધિકારીની બુદ્ધિ બેના સંયોગથી લખસૃષ્ટિ ઉપરામ પામે છે.'

વિહારપુરીનો આત્મા અતિ પ્રસન્ન થયો.

'જી મહારાજ! હું અલખનાં રહસ્ય શુકમુખ પેઠે ઉચ્ચારું છું. પણ આપ તેને પ્રકાશિત કરો છો —'

રાધેદાસ — 'અને સાથે અમારાં હૃદયકમળને વિકસાવો છો.'

મહેતાજી — 'નવીનચંદ્રજી મહરાજ! ત્યારે ભક્તિમાર્ગમાંના અનેકમાંથી કયો સ્વીકારવો?'



સરસ્વતીચંદ્ર — 'અનેક સંસ્કારોના અનેક પ્રવાહમાંથી જેનો પટ તમારી બુદ્ધિ ઉપર વધારે બેસે તે ઇચ્છાથી કે અનિચ્છાથી તમે સ્વીકારવાના જ.'

વિહારપુરી વિચારમાં પડ્યો હતો તે સ્મરણ વિકસાવી બોલ્યો: 'જી મહારાજ! ગુરુનું વચન હવે સ્મરણમાં સ્ફુર્યું. આપનું વચન તેને અનુસરતું જ છે. સર્વના સરખા જઠરાગ્નિને દેશકાળ પ્રમાણે જુદી જુદી જાતન અન્નાદિની આહુતિઓ અપાય છે. તેમ સર્વની સરખી ભક્તિવાસનાને માટે એક દેશમાં વિષ્ણુ પ્રિય છે, બીજામાં શિવ છે, ત્રીજામાં પેગંબર છે અને ચોથામાં વિશ્વાસીઓનો દેવ છે. એ સર્વ સંસ્કાર જન્મ અને સહવાસથી અનધિકારીઓને મળે છે. એ ધર્મોમાંથી એકનો ત્યાગ કરી બીજાનું ગ્રહણ કરવાથી અનધિકાર અધિકારી થતો નથી પણ ઊલટો ભ્રાંત થાય છે. તેને માટે જ કહેલું છે કે, *स्वधर्मे निधनं श्रेय: परधर्मो भयावह:।।* પણ અનધિકારી અધિકારી થાય એટલે તો તેને જ્ઞાન સ્વત: ઉદય પામે છે.'

મહેતાજી — 'તે તમારા જ્ઞાનમાં પણ કયાં એકપણું બળ્યું છે? આ જુઓ કબીરપંથી, જૈન, સાંખ્ય, વેદાંત વગેરે — અખો કહે અંધારો કૂવો ને ઝઘડો ભાગી કોઈ ન મૂઓ. માટે જ તમારા જ્ઞાન કરતાં અમારી જેવી તેવી ભક્તિ સારી.'

વિહારપુરી — 'અલખમાર્ગમાં ભક્તિ તો પ્રથમ સાધન જ છે. યોગજ્ઞાનાદિ તો તે પછી છે. અધિકારનો ક્રમ છે.'

મહેતાજી — ‘તો ખરું. બાકી આ તો શું? જ્ઞાનની બડાશો મારવી એ તો સર્વને આવડે ને બડાશો મારવ સિવાય બીજું તો જ્ઞાન પણ નહીં ને ભક્તિ પણ નહીં.’

સૌ વાતો કરતા ચાલતા હતા તે આટલી વાત થઈ એટલામાં તો મંદિરના મંડપનાં પગથિયાં ચડી અંદર આવ્યા. સરસ્વતીચંદ્રને બીજાં વર્તમાનપત્રો મંગવેલાં તે આપી, સમય થયે મહેતાજી શાળમાં ગયાં.

મંદિરમાં અત્યારે રાજભોગનો સમય થવાને કંઈક વાર હતી, પણ ધીમે ધીમે લોક ભરાત હતા. ગામની વસ્તી થોડી હતી તે થોડાં વરસથી વધવ માંડી હતી. તેમાં થોડા થોડા પરગામના યાત્રાળુઓ તો હંમેશ આવજા કરતા. મંદિરમાં બહુ ભીડ ક્વચિત્ થતી. પણ શરદઋતુના આકાશમાં આછી વાદળીઓ અહીંતહીં હોય તેમ દર્શન કરવા આવનાર મંદિરમાં અહીંતહીં બેઠેલાં, ઊભેસાં, ચાલતાં, પ્રતિમાને નિહાળી રહેતાં, વાતો કરતાં, કીર્તન કરતાં, અને અમસ્તા રાગ કાઢતાં, યુવક અને વૃદ્ધ સ્ત્રીપુરુષો અને બળકોનાં આછાં ટોળાં દ્વારોમાં, પગથિયાં ઉપર, ભીંત અઠીંગેલાં, ચોકમાં અને મંડપમાં ભરાયેલાં લાગતાં હતાં. કોઈ સ્નાનઅદિ કરી પવિત્ર થઈ ઉઘાડે અંગે ટીલાંટપકાં સાથે હતાં. મુંબઈવાસીને નિર્માલ્ય લાગે એવાં પણ ગમડામાં તો સુંદર અને આકર્ષક લાગતાં વસ્ત્રો કોઈએ પહેરેલાં હતાં. કોઈએ માત્ર અબોટિયાં જ પહેર્યાં હતાં. મહેતાજી ગયા તે વેળા ત્રણે સાધુવેશ યુવકો આ સ્થાને આવી પહોંચ્યા હતા. વિહારપુરી અને રાધેદાસ દેવને નમસ્કાર કરી ઊભા. સરસ્વતીચંદ્રનું હૃદય જ મૃદુભાવથી પ્રવણ થયું અને બાહ્ય આકૃતિ સ્વસ્થ જ રહી.



એના જમણા હાથ ભણી એક ભક્ત એક પગે ઊભો રહી ઇષ્ટદેવની સુંદરતાન અભિમાનની લેહમાં દેવને એકીટશે ન્યાળી રહી બિહાગ ગતો હતો.

રાધેદાસ — ‘જી મહારાજ! શ્રી કૃષ્ણ પરમાત્મા માટે રાધિકાજી વાસકસજ્જા થઈ આખી રાત વટ જોઈ રહ્યાં હતાં. સંસારની રાત્રિમાં ભક્ત પણ તેવી જ વાટ જુએ છે. એ વિયોગ અને આતુરતાને કાળે રાધિકાજીએ જેવી રીતે કળક્ષેપ કર્યો તેનું જ અનુકરણ ભક્ત કરે છે. એ રાત્રિ પૂરી થઈ ત્યારે જ રાધાજીને પ્રભુ મળ્યા. સાધારણ કામી જનનો મેળપ રાત્રે થાય છે. રાધિકાજીની પરમભક્તિને પ્રભુ વશ થાય તે તો માયાનો અંધકર ગયો અને આતુર ભક્તિની સીમા આવી ત્યારે રાધાસ્વરૂપ થઈ રાધિકેશજીનો ભક્તિપ્રયોગ ધરતાં ધરતાં આ ભક્તનું હૃદય દ્રવે છે તે જુઓ.’

સરસ્વતીચંદ્રે દૃષ્ટિ ફેરવી. ગાનાર ભક્તને પોતાને કીર્તનમાં અન્ય પદાર્થોનું ભાન જ ન હતું. તે એકનું એક પદ ફરી ફરી ગાતો હતો.

*‘જલસૂત [૧] વિલખ ભયે, સુરતબિન [૨] જલસુત વિલખ ભયે! (ધ્રુવ O )*

*હિમસતા પતિરિપુ * તન પ્રગટે...ખગપતિ [3] ચખ ન પયે [૪] : સુરત O*

*સારંગસુતા [૫] સારંગ [૬] લિયો કરપ...સારંગ [૭] સ્થિર ભયે: સુ O*

*સારંગ દેખ રીઝ રહે સારંગ [૮] ...લે રથ રાખ રહે રે! સુ O*

*સારંગસુતઅંક [૯] કર લીનો... સારંગચિત્ર [૧૦] ... ઠયે; [૧૧] સુ O*

*સારંગ દેખ ચૌકે ઓહી સારંગ...લે રથ ભાગ ગયે રે. સુ O*

*પ્રાત: ભયો જબ પ્રકટે કચ્છપનંદન, [૧૨] સંતન સખ ભયે! સુ O*

*સુરદાસ કહત હવિપ્રતાપ વ્રજવનિતા સુખ લહે. [૧૩] સુ O*



રાધેદાસ — ‘નવીનચંદ્રજી! આ ભક્તરાજે ભક્તિનો યોગ શ્રી રાધિકેશના દર્શનમાં સાધ્યો અને વ્રજવનિતાનું સુખ અનુભવે છે. આ પરાભક્તિનો સમાધિ.’

સરસ્વતીચંદ્રે ઉત્તર મુખ વડે ન દીધો પણ તેના હૃદયમાં ધ્વનિ થયો:

‘ ‘T’ is the yearning for the Beautiful ! — for the Beautiful in the Divine. It is the dauty Which the sighteers admire, but to the Bhakta is a trance of intense love. There is a form of beauty floating on the air before his loving eye and singing the sweet melodies of DiVine raptures into his wistful ears .’

એક પ્રૌઢ સ્ત્રી મંડપની વચ્ચે દેવના દર્શન કરતી કરતી હાથ જોડી ગાતી હતી. તેના આગળ એક તુલસી ભરેલો ટોપલો પડેલો હતો તેમાંથી લીધેલી એક માળા એના હાથમાં લટકતી હતી. એનું શરીર દુખિયું અને દૂબળું હતું, એના ગાલ બેસી ગયાં હતા. એના વસ્ત્રમાં અનેક થીંગડાં હતાં. આ દુખી અબળના પગ આગળ એક બાળક—પુત્ર એના શરીરને બાઝી ઊભો હતો, અને રહી રહીને રોતો હતો. પણ તે કાંઈ લક્ષમાં ન લેતાં આ

બાળકની માતા માત્ર દેવને ન્યાળી રહી હતી અને એ પ્રતિમામાં આરોપેલો સર્વવ્યાપી ઈશ્વર સાંભળતો હોય તેમ તેના મુખમાંથી ધીરે ધીરે અક્ષર ખરતા હતા:

*‘મીરાં ભક્તિ કરે રે પ્રકટકી! નાથ તુમ જાનત હો સબ ઘટકી. (ધ્રુવ)*

*રામમંદિર મીરાં દર્શન આવત, તાલ બજાવત ચટકી,*

*પાયલ ઘુઘરુ રુમઝુમ વાગત, લાજ સંભાળો ઘુંઘટકી.! મીરાં O*

*ધ્યાન ધરત મીરાં ધરણીધરનકો ને સેવા કરત ખટપટકી,*

*શાલિગ્રામકો તુલસી ચઢાવત, ભાલ તિલક, માંહી ટપકી.! મીરાં O*

*વિખના પ્યાલા રાણાજીએ ભેજ્યા, ને સાધુ સંગત મીરાં અટકી,*

*હરિચરણામૃત કરી પી ગઈ મીરાં, જૈસી જાનત અમૃત ઘટકી. મીરાં O*



*સુરદોરપર ચલી એક ધારા ને સિર ગગરી પર મટકી,*

*બઈ મીરાં કહે પ્રભુ ગિરધરનાગર, એસી સુરત બતી જ્યમ*

*નાટકી.*

*મીરાં ભક્તિ કરે રે પ્રકટકી!’*

‘વિખના પ્યાલા’ની કડી ગીતાં ગીતાં આ સ્ત્રીનાં નેત્રમાંથી આંસુની ધારા નિરંકુશ થઈ. છેલ્લી કડી ગાતાં તે ઘેલી જેવી દેખાઈ. તેના અંતરમાં કંઈક ઊંડું દુ:ખ હતું. તેના રોતા બાળક ભણી તે દૃષ્ટિપાત પણ નાંખતી ન હતી. અંતે દીર્ઘ નિ:શ્વાસ મૂકી, બાળકને એમનું એમ રહેવા દઈ, તુલસીનો ટોપલો લેઈ સામી સામી ચાલી અને સિંહાસન ઉપર ઊંધો વાળ્યો. એ તુલસીની ભેટનો સ્વીકાર થયો જ હોય અને ઈશ્વર ઉપર વિશ્વાસ આવ્યો હોય તેમ આશ્વાસન પામી આ સ્ત્રી સ્વસ્થ વદનથી પાછી આવી બાળકને ઊંચક્યું, અને તેની પાસે ઠકોરજીને ‘જય જય’ — ‘જે જે’ કરાવી એક પુરાણી ભાગવતની કથા કરતો હતો તેની પાસે બાળકને ખોળામાં લેઈ સાંભળવા બેઠી.

આ સર્વ પ્રત્યક્ષ કરતો કરતો સરસ્વતીચંદ્ર કહેવા લાગ્યો: ‘વિહારપુરી! આ સ્ત્રી બહુ દુ:ખી હશે અને તેના અનાથ હૃદયમાં એની ભક્તિએ આશ્વાસક અમૃત રેડ્યું તે આજે પ્રત્યક્ષ કર્યું. સુખી જીવને ભક્તિથી શું થાય છે તે જોવાનું બકી રહ્યું.’

વિહારપુરી — ‘જી મહારાજ! તે પણ ક્યાંક લખ થશે.’

આ ઉત્તર કાનમાં પહોંચતાં પહેલાં તો કુમુદસુંદરી સાંભરી: ‘કુમુદ! દુ:ખી કુમુદ! આવા જ દુ:ખથી તું ડૂબી! તારા જેવાં કેટલાં સુંદર પુષ્પો દુ:ખના ભાર નીચે કચરાઈ, ચીમળાઈ, નિર્માલ્ય થઈ, ધૂળ ભેગાં લોકના પગ નીચે છૂંદાતાં હશે! — તારા જેવી જ આ દુખિયારી! તેના જેવું આશ્વાસન તને ન મળી શક્યું. અંગ્રેજી વિદ્યાએ ન આપ્યું, સંસ્કૃત વિદ્યાએ ન આપ્યું, માતાપિતાએ ન આપ્યું, મેં ન આપ્યું, તે અમૃત રંક અશિક્ષિત સ્ત્રીને સ્થાને મળ્યું—આજ જે સુંદર દુખી મુખ દીઠું તે જ તું ન હોય! તું તે હોય—તો તને આવું અમૃત ન મળે? તારા દુ:ખમાં આ અમૃતથી શાંતિ ન વળે? એ શાંતિ આપવી તે મારા અધિકરમાં નથી. — આ ભેબ — હવે બુદ્ધિધનના ઘરના જેટલું પણ — આશ્વાસન આપવા દે તેમ નથી. પ્રમાદધન મૂઓ. તું વિધવા થઈ. સુંદરગિરિ ઉપર આવી. અલખની સ્વતંત્રતાને પ્રાપ્ત થઈ... મારા અપરાધનું પ્રાયશ્ચિત્ત શક્ય થયું — પણ... આ ભેબ...પણ તું તે હોય ખરી! મળતાં મોંનાં માણસ જગતમાં કયાં નથી હોતાં — સર્વથા આ સંકલ્પવિકલ્પ અપ્રાપ્તકાલ છે.’



મન સ્વાધીન થયુ અને વિચાર બંધ પડ્યા. દેવના સિંહાસન પાસે ઊભી ઊભી એક સુંદર મુગ્ધા ગતી હતી. તેનાં વસ્ત્ર ભાગવાં હતાં, પણ મુખ અને અવયવોમાં લાવણ્ય અને લાલિત્ય ઉભય હતાં. બેત્રણ પુરુષો કેટલેક છેટેથી તેના સામી વિકાર ભરેલી દૃષ્ટિ કરી ઊભા હતા. પણ એની આસપાસ બીજી સ્ત્રીઓ કિલ્લો રચી ફરી વળી હતી, અને વશ્રેનો માર્ગ જશ વધારે રાખી તેમાં આ મુગ્ધાને રાખી હતી. આ બાળા ચંદ્રવલીની ભાણેજ હતી અને માશીનું અનુકરણ કરી કુમારી રહેવાનો નિશ્ચય કરી બેઠી હતી અને સાધુંજનોમાં એવા નિશ્ચયવાળી સ્ત્રીઓ મરતાં સુધી પરણે નહીં તેની નિંદા થતી ન હતી. આ મુગ્ધા પોતાના મનથી શ્રીકૃષ્ણ પરમાત્માને જ વરેલી હતી. અને તેમ સમજી તેવા હાવભાવ કરી દેવને ઉદ્દેશી ગાતી હતી:

*‘આવત મોરી ગલિયનમેં ગિરિધારી!*

*આવત મોરી ગલિયનમેં ગિરિધારી!’*

ગલીને એક છેડે પોતે હોય ને બીજે છેડેથી પ્રિયજનને આવતો દેખી આંખો ને હાથ તે છેડા ભણી લંબાવતી હોય તેમ કરવા લાગી, અને પ્રિયજનને જોઈ શરમાઈ મુગ્ધા મોં સંતાડતી હોય તેમ અચિંતી પાછી હઠીને મોં પર લાજ તાણવા લાગી.

*‘મેં તો છુપ રહી લાજ કુમારી,*

*આવત મોરી ગલિયન મેં ગિરિધારી*

*મેં તો છુપ રહી... લાજ... કુમારી... આવત.૦’*

મોઢું ઉઘાડી નાંખી શ્રીકૃષ્ણને આલિંગન દેવા બે હાથ પ્રસારતી હોય અને ઉમંગમાં આવતી હોય તેમ કરી બોલી:

*‘વૃન્દાવનમેં મિલ ગઈ મોહન,*

*છુપ રહી રાધે જ્યું પ્યારી! આવતા૦’*

એ ગાતી ગાતી દોડી જઈ મૂર્તિના પગને બઝી ચૂમવા લાગી.

વળી આઘી ઘસી તેને દૃષ્ટિપાતથી લલચાવવ દૃષ્ટિ નાખી, મન્મથના ઘેનમાં આવી ડોલતા મદનવશ પ્રિયને સમાનભાવથી કહેતી હોય તેમ લહેંકાતે ધીરે સ્વરે હાથ લંબવી ધીમી ધીમી મૂર્તિ ભણી જતી ગાવા લાગી:

*‘મિલ જાઓ, મનમોહન પ્યારે!*

*મોહન પ્યારે! નંદદુલારે!—મિલ—’*

સરસ્વતીચંદ્રના હૃદયમાં વીજળીના કડાકા પેઠે ધ્વનિ થયો!



‘I swear — I swear — there is no lascivious note in these lines of our good friend Dayaram in spite of all that libidinous veneer over them which is meant to dazzle and catch into its flame the unlearned worldly sinking soul in order that she may rise therefrom like the phoenix into the heaven of Devotion. Is then this a lewd religion as they say? Is this mere worship of the fetish as they say? Most certamly not. As I understand and realize the depth of this sweet girl’s heart, she is not more distant from the highest purity and the abstractest devotion than Cowper was when he loved and worshipped the Eternal Fair in his olnely hymn. The girl’s vision is at this moment stertched over the vistas of Infinity and Beauty and love far beyond this man —manufactured Idol, far beyond this Temple of clay and stone, exactly like the vision of Byron’s Dying Gladiator looking at his distant Dacian dame and children as if they were present before his eyes in the midst of the Roman audience against whom he had closed them. Her ideal is sweet and harmless, and has all the pleasure and sport which they in the West get from their balls and dances If there be no vice in the latter surely there

is none in this — the former. And have my countrymen a right to object to all this as being a wrong side of religion ? — N o —no —not until the generation that frowns at this can boast of the birth of a new poet of God whose fervour of shall be able to soar as high as does the spirit of this song in this child! and — the christian missionaries ? — I think I realize what must always make them fail in a country so rich in the light of the Heart. Their only chance lies in waiting until our people become colour —blind on this their lightsome land. Are they destined tobe so blind? N o — this sweet girl says — No! Keshab Chunder's last stage, too, says — No! Evil will be that day for India when these temples of divine raptures will have been turned into the soulless laboratories and workshops of materialistic ideals! Science I love ! — but not at the cost of this — the sweet liveing heaven of the poverty —stricken angels of may contry. Can't give them up for the highest blessing of the Western civilization! Poor sweet angels! You shall live through the din and the turmoil that the world wakes with !'



વિચાર થઈ રહ્યાં. કુમુદનું મધુરી—સ્વરૂપ સાંભર્યું. જિજ્ઞાસા સૂતેલી જાગી. મન ચંચળ થયું. પગ અસ્વસ્થ થયા. મોટેથી બોલાયું:

'વિહારપુરી! આપણે ચાલશું?'

'જી મહારાજ, ભલે ચાલો.'

સરસ્વતીચંદ્ર વિના સર્વ જણે દેવને પ્રણામ કર્યા, એ અને તે સર્વ જણ પાછા ફર્યા અને મંદિર બહાર નીકળ્યા. સામી ચંદ્રાવલી મળી. તેને જોઈ વિહારપુરી આગળ નીકળી ગયો. એ પણ એની પાછળ છેટે ઊંચું જોયા વિના ચાલી ગઈ. ચાલતાં ચાલતાં કંઈક વિચાર થતાં પાછી ફરી અને રાધેદાસને પકડી પાડી ઊભો રાખી પૂછવા લાગી:

'રાધેદાસજી! ભક્તિમૈયા માર્ગમાં દૃષ્ટ થઈ?'

'હા, હવે તો તે યદુશૃંગ ઉપર પહોંચી હશે.'

'એની સાથે મારી મધુરી હતી?'

સરસ્વતીચંદ્ર ઉત્તર સાંભળવા ઊભો.

'કોઈ નવીન ગૃહસ્થકન્યા તો હતી.'

'તે શ્રાન્ત હતી કે અશ્રાન્ત હતી?'

'અમે આવ્યા ત્યારે બેઠી હતી. જુદા પડ્યા ત્યારે એને તેડી લીધી હતી. એ કન્યા કોણ છે?'

'તમ પુરુષ જાતિની કઠોરતાનો ભોગ થઈ પડેલી એ બાપડી ડૂબતી ડૂબતી માતાને શરણ આવી જીવી છે.'

'જ્યાં ત્યાં અમ પુરુષોનો જ દોષ?'

'છે તે છે.'

'એકના દોષને માટે સર્વને દૂષિત ગણવા યોગ્ય નથી.'

'રાધેદાસ! ઉત્કર્ષના લોભને હું દોષ કેમ કહું? જે લોભ મેં રખાવ્યો તેને હું દોષ કેમ કહું? પણ આપણે આ વાત પડતી જ મૂકવી. બિંદુમતીને દીઠી?'

'મંદિરમાં છે. ઠકોરજી જોડે પ્રણય અને અભિનય કરતી હતી.'

'પુરુષનો પ્રણય કરવા કરતાં આ વસ્તુ સારી.'

'સત્ય બોલે ત્યાં ના કેમ કહેવાય?'

રાધેદાસ બહાર ચાલ્યો. ચંદ્રવલી અંદર ચાલી. સરસ્વતીચંદ્ર રાધેદાસથી આગળ ચાલતો હતો. વિહારપુરી સૌથી આગળ નીકળી ગયો હતો અને આમની વાટ જોતો માર્ગમાં ઊભો હતો.



ચંદ્રાવલીને બિંદુમતી સામે મળી અને ભેટી પડી બોલી:

'મૈયા! વિહારપુરી જોડે નવીન કોણ હતું?'

'આપણે શી ચિંતા?'

'તેની આકૃતિ રમણીય હતી.'

'તારે કયાં પુરુષનું કામ છે?'

'હું તો સહજ પૂછું છું. એ ઘણું કરીને વિષ્ણુદાસજીના અતિથિ છે.'

'હે! ત્યારે તો આપણે તેનું કામ છે. મધુંરીની કથા તેં સાંભળી છે કની?'

'તે પુરુષ આ?'

'એમ જ હોવું જોઈએ.'

'સૂર્ય ગયે પદ્મિની મીંચાય છે તે યોગ્ય જ છે. મધુંરીનાં દુ:ખની મધુરતા અને તીવ્રતા હવે સમજાય છે.'

'બચ્ચા! તું માજીનું મંદિર બે દિવસ જાળવીશ?'

'હા. કેમ?'

'મધુરી વિશે મારો જીવ ઊંચો હતો તે હવે વધારે ઊંચો થયો.'

'તે યદુશૃંગ જવા ધારો છો?'

'હા.'

'પણ વિહાર—'

'મારે તેનું શું કામ છે? મધુંરીને સુખ કરી પાછી આવીશ.'

'ભલે. જાઓ ત્યારે.'

'કોઈ સ્ત્રીઓને તારી સાથે રહેવાનું કહીશ.'

'ક્યારે જશો?'

'તે બેટ જઈને નિર્ણય કરીશું.'

'ભલે.'

'અથવા — બિંદુ બેટા! તું પણ મારી સાથે જ ચલજે; મંદિર કોને સોંપીશું?'

'કેમ વિચાર ફેરવ્યો?'

'શરીર એકલું પડે ત્યારે કળજું હાથમાં ન રહે — તો વિપરીત થાય. બેટા! જેને એવો ભય હોય તેણે કોઈ ન મળે તો બોલતું બાળક પણ સંગતમાં રાખવું.'

'માશી! સાધુંજનોનો કાળ સર્વદા મનને આમ અંકુશમાં રાખવામાં જ જતો હશે?'

'સંસારમાં જન્મ લેનાર સર્વને માટે એ સાધુચરિત ઉચિત છે, તો સાધુનો આ ભેબ ધરે તેનું તો પૂછવું જ શું?'

'પણ વિવાહિત જનોને એ પ્રયાસની આવશ્યકતા નહીં રહેતી હોય?'

મંદ સ્થિત કરી, મુગ્ધાને ચુંબન કરી, તેને વાંસે જરીક થાબડી, ચંદ્રાવલી બોલી:

'બેટા! અનેક ભોગ અને ભોગનાં સાધન હાથમાં છે તેને પણ સંતોષ દુર્લભ છે તે પામવાને આવું સાધુચરિત જોઈએ છે તો તારા જેવી આ નાની સરખી કોમળ દેહલતિકાને શ્રી અલખ ભગવાનના અશરીર યોગથી તૃપ્ત રહેવા માટે કેટલું જાગૃત રહેવું પડે વારુ? બેટા બિન્દુ! તારા અને મધુરીના વયમાં બહુ ફેર નથી. તારી સાથે એ મન મૂકી વાત કરશે ને એને સુખી કરવામાં તું સાધનભૂત થાય તો એ પુણ્ય તારે ઓછું નથી. માટે પણ મારી સાથે ચાલ. મન ઉપર જય, માજીનો યોગ, અને અન્ય જીવોને સુખી કરવા: એ ત્રણ કામ પૂરાં થાય તો સાધુજીવનનું ફળ પૂર્ણ મળ્યું ગણવું.'

[૧] . સ્તન્ય એટલે ધાવણ — તેનું પાન.

[૧] . કમળ; રાધાનાં નેત્રકમળ. [૨] . (કૃષ્ણચંદ્રની) સુરત એટલે મુખછબી વિના. * કામદેવ, મદન. [૩] . ખગપતિ=ગરુંડપતિ = કૃષ્ણ. [૪] . ચખ (ચક્ષુ, આંખ) ખગપતિને પીતી (પામતી) નથી. [૫] . રાધા. [૬] . વીણ. [૭] . હરિણ. [૮] . ચંદ્રમાંનું હરિણ. [૯] . સારંગ એટલે દીપ. તેનો પુત્ર કજળ. કજળનો એક (નિશાની) હાથમાં કર્યા. [૧૦] . સારંગ એટલે વાઘ; વાઘનું ચિત્ર. [૧૧] . ઠયે—ચીતર્યું. [૧૨] . કસ્યપનંદન—સૂર્ય. [૧૩] . કૃષ્ણને વિયોગે રાધાએ વીણ લઈ વિનોદ ઇચ્છ્યો ત્યારે, તે સાંભળવા હરિણવર્ગ અને ચંદ્ર સ્તબ્ધ થઈ ઊભા. રાધએ વિરહતી ચંદ્રદર્શન ન વેઠાતાં હથેલીમાં કાજળ વડે વાઘ ચીતર્યો, તે જોઈ હરણ નાઠાં. ચંદ્રનું હરણ બીન્યું ને રથ લઈ નાઠું તે ચંદ્ર અસ્ત થયો ત્યાં સૂર્ય ઊગ્યો ને કૃષ્ણદર્શન પણ થયાં. એ આ પદનો અર્થ. છેલ્લી પંક્તિ ફરી ફરી ગાઈ અશ્રુભર્યો ભક્ત લાંબો થઈ દેવને સાષ્ટાંગ નમસ્કાર કરી ભીંતને ટેકી ઊભો રહ્યો, અને નેત્ર મીંચાઈ ગયાં. ફરી ફરી સંભળતાં સર્વને અર્થ બેસી ગયો.

# ૧૫. કુસુમનું કઠણ તપ

‘કુસુમ! ઓ કુસુમ! તને ખોળી ખોળીને હું તો થાકી ગઈ. બળ્યું, આમ તે શું કરતી હઈશ?’ એમ બોલતી બોલતી કુસુમના માંડવા આગળ થઈને સુન્દર ઉતાવળી ઉતાવળી ચારેપાસ જોતી જોતી ફરતી હતી. આજ પ્રાત:કાળની તે જડતી ન હતી અને એને માટે નિર્મેલા કોઈ પણ સ્થાનમાં તેનો પત્તો ન હતો. એમ કરતાં છેટે માળણની ઓરડીની પાછળ એક પીપળા તળે કંઈક ઘસારો લાગ્યો, કાન માંડ્યા, બીજા ઝાડ પાછળ સંતાઈને જોયું, અને જુએ છે તો એક હાંલ્લામાં કંઈક રાંધવ બેઠેલી કુસુમની પીઠ — માળણનો એક જાડો સાલ્લો પહેરેલો તેથી ઓળખાઈ નહીં — પણ જરીક એક પાસથી જોયું તો કાન, નાક, આંખ, ગાલ — સર્વ કુસુમનાં જ. શ્વાસ રૂંધી સ્તબ્ધ થઈ, છાતીએ હાથ મૂકી, કાકી ભત્રીજીનો આ ચિત્રવેશ જોઈ રહી. નાક ચડાવી, હોઠ લંબાવી, આંખો સંકોરી, અનેક ગૂંચવાડામાં પડી, મનમાં ને મનમાં સુન્દર બડબડી: ‘આ છોકરીથી તો ત્રાહિ દીનના નાથ! એ શું કરે છે ને શું કરશે તે આપણથી તો કંઈ સમજાય નહીં. એની માને દુ:ખ આવી પડ્યું એટલે એને સૂઝતું નથી ને બાપને કારભારમાં દીકરીનું ચરિત્ર વસતું નથી. એવાં એવાંની બુદ્ધિ લોપ પામી ગઈ ત્યાં મારા તે શા આશરા? — છતી થઉં? — ના, ના, જોઉં તો ખરી કે આ વેશ આખરે કેવો ઊતરે છે?’



માળણની ઝૂંપડી અને વાડીના કોટ વચ્ચે ખાલી જગા હતી અને તે એક પીપળાના ઝાડની છાયાથી ઢંકાઈ હતી. આ ઝાડનાં મૂળ આગળ કુસુમે ભોયમાં જ ખાડો ખોદી ચૂલો કર્યો હતો અને તેમાં દેવતા સળગાવી ઉપર હાંલ્લામાં ખીચડી ચડાવી હતી. પોતે પાસે એક ઈંટ ઉપર અર્ધોત્થિત — અર્ધોત્ક — અધૂકડી બેઠી હતી. પોતાના શરીર ઉપરથી સર્વ અલંકાર કાઢી મૂકેલા હતા, પણ પીપળાન તળ આગળ પોતે કોઈ વેલી પેઠે બેઠેલી લાગતી હતી અને પીપળાનો અલંકાર જાતે જ થઈ પડી હતી. કૃષ્ણપક્ષમાં મધ્યરાત્રિએ ચંદ્રબિંબ ક્ષિતિજમાં ઊગે અને આસપાસના પ્રદેશમાં રમ્ય નવીન પ્રકાશ પ્રકટાવી રહે તેમ ઝાડના મેલા થડ આગળ કાળા સાલ્લામાં કુસુમનું ગૌર મુખબિંબ નવીન કાન્તિ ધરતું હતું. તે જોતાં સુન્દરને ઉમળકો આવ્યો અને છતી થઈ તેને બાઝી પડતી પડતી અટકી.

ઝાડની ડાળો અને પાંદડાં વચ્ચેથી કોયલ ટહુકી ઊઠે તેમ શાંતિની છાયાથી ઊભરાત આ સ્થાનમાં કુસુમ બોલીને સુન્દરનો પગ અટક્યો:

‘જમની! આ ચૂલામાંથી દેવતા ઘેર જાય છે ને ધુમાડો થાય છે તે ભૂંગળી વગર શું કરવું?

થોડેક છેટે ઊગેલું ઘાસ એક લાંબી કાતર વડે બેસીને કાપતી કાપતી માળણ બોલી:

‘ઊભાં રહો, ભૂંગળી લાવું.’

‘ના, ના, ભૂંગળી ન હોય તો ય ફંક મરાય એમ કર.’

‘તે વારુ, અમ માળીડાંને ય ભૂંગળી મળે તે તમને જંગલમાં નહીં મળે? ત્યાં તો ઘણાય વાંસ હોય.’

‘પણ વાંસને કાપવાનું જોઈએ કની? આપણે તો વગર ભૂંગળીએ તાપ લાગે એવું બતાવ.’

માળણ ઊઠી આવી, ને ચૂલા સામે જોતી જોતી બોલી: ‘વારુ, બહેન! તમે કર્મી લોક તેને આ તે શા અકર્મીના ધંધા કરવા? જાઓ, ઘેર જાઓ. જુઓ તો ખરાં! આ ધુમાડે તમારી આંખો કરી છે તે — કેસૂડાંનાં ફૂલ જેવી!’

‘ના, તે હું કહું તે કર!’

માળણ કંઈ વિચાર કરી બોલી:

‘પાંદડાંને ઘાસનો દેવતા — તે પૂરો થયો; એ હવે બીજાં સૂકાં પાંદડાં વીણી લાવ્યા વગર નહીં બળે.’

‘તે તેમ કરતાં તો ખીચડી કાચી કાચી સુકાઈ જશે. બળે છે થોડા ભૂકો તે લાગશે. માટે ફૂંકવાનો રસ્ત બતાવ.’

‘મરી તો અક્કલ ચાલતી નથી. ફૂંક જેવી ફૂંકો મારો તે તમારાં નાજુક મોંમાં જોર કેટલું? હું ફૂંક મારું તો અભડાવ ને તમારામાં ફૂંકવાનું જોર નહીં!’

કુસુમ જરાક ઊંચી થઈ વિચારમાં પડીને બોલી ઊઠી: ‘જો, ભૂંગળીને ઠેકાણે આ હથેલી મોં આગળ રાખું ને ફૂંક મારું, તો દેવત સળગશે કની?’

‘હા, લો, એમ કરી જુઓ.’

ફૂંક મારતાં આંખમાં રાખ ઊડી ને માળણ હસી પડી.

‘લ્યો, લ્યો હવે! જાઓ ઘેર. જેનું કામ જે કરે. આવા રૂડા મોં ઉપર રાખોડી ઊડી ચોંટી તે બવીઓ જેવાં કાળાં હોત તો તો બરોબર લાગત.’

‘ત્યારે આ કેવી લાગે છે?’ હથેલી વડે ભૂલી ત્યાંથી ફરી ફૂંક મારવાનું કરતી કરતી કુસુમ બોલી, ને ઉત્તર મળતાં પહેલાં હથેલી ધરી ફૂંક મારવા લાગી. માળણને ઉત્તર સૂઝે ત્યારે પહેલાં ભડકો થયો અને સુન્દર પાસે આવી બોલી ઊઠી:

‘આ દિવસમાં ધોળી વાદળીઓથી ઢંકાયેલો ચંદ્ર લાગે છે એવું તારું રાખોડીવાળું મોં લાગે છે, કુસુમ!’

કાકીને દેખીને કાંઈક ચમકી, અંતે સ્વસ્થ થઈ. હાંલ્લાનું ઢાંકણું ઉઘાડી એક ધોયેલા છોડિયા વડે ખીચડીના દાણ કાઢી ચાંપી જોતી, એણી પાસ જ દૃષ્ટિ રાખી કુસુમ બોલી:

‘કાકી! એ રાખોડીને એ મોં — એ બે આખરે એક દેખાવાનાં તે આજથી અજમાવી જોઉં છું કે એ બેનો અરસપરસ મેળ કેવો થાય છે? આખરનું જે સાથી તેનું આજથી જ હેત કરું છું.

‘કર્યું કર્યું એ હેત! ઊઠ — આઘી — રોજ નવાનવા વેશ કાઢે છે તે હવે નહીં નભે. ખબરદાર જમની! જો આ છોકરીને અહીં આવવા દીધી તો’

જમની — ‘કાકીબા! મેં તો ઘણુંય સમજાવ્યાં પણ એ કંઈ અમ જેવાનું માને? ર્‌હાડ કરીને આવું આવું કરે છે!’

સુન્દરગૌરી — ‘તે કેમ, કુસુમ. કહ્યું માને છે કે નહીં! ઊઠે છે કે ઘરમાંથી વડીલને બોલાવું?’

ચાંપેલો દાણે હાંલ્લીમાં પાછો નાંખી હાંલ્લી ઢાંકતી ઢાંકતી કાકી ભણી કંઈક ફરીને ઊંચું જોઈ કુસુમ બોલવા લાગી:

‘તે શું, કાકી, એમ જાણો છો કે વડીલ કુસુમને તમારી પેઠે ધમકવશે?’

‘ના, તું તો એમની હૈયાની ડોડી—લજવામણી! તે તને કેમ ધમકાવે? પણ એટલું તો થશે કે તારા આ ચાળા જોઈ વડીલ દુ:ખના દરિયામાં ડૂબશે. માનું કાળજું બાળે છે ને દાદનું બાળ. જોઉં તો ખરી કે કોનાં કોનાં કાળજાં બાળે છે? ભાયડાઓ છોકરીઓને ભણાવે ને આમ બગડે — તે તારા બપ નથી જાણતા, પણ દાદા તો જાણે છે.’

હાંલ્લી ઉઘાડી, માંહ્ય પાણી રેડતી રેડતી હસતી હસતી પાણીની ધાર ભણી જ આંખ રાખી કુસુમ બોલી:

‘કાકી! એ તો ભૂલ્યાં. દાદા તો વળી પિતાજી જેટલું પણ કુસુમને કહેવાના નહીં; અને પિતાજીની જોડે તો બહુ બોલાય નહીં, પણ દાદાજીને તો કહેવાય એટલું કહું.’

મોં લંબાવી ખભા ઊંચા કરતી સુન્દર બોલી: ‘ઊંહ — તું તે કોઈને ગાંઠવાની નહીં. શું કરીએ આને તે? પણ બોલ તો ખરી કે આ બધું શું કરે છે ને આ વેશ શો કાઢ્યો છે? મને તો તારી કંઈ સમજણ પડતી નથી.’

‘કાકી! કોઈને ભારે પડ્યો વિના ગરીબ થઈ એકલાં બવીઓ પેઠે કેમ રહેવાય —આવું કેમ ખવાય ને આવું કેમ પહેરાય તે શીખું છું.’ ઊભી થઈ, કાકીના સામી ફરતી, પહેરેલા વસ્ત્રનો જાડો પાલવ હાથમાં ઝલી બતાવતી અને આંખ વડે હાંલ્લી બતાવતી, કુસુમ પ્રફુલ્લ મુખથી બોલી અને અંતે જય પામતી હોય તેમ કાકીની આંખો સામું તાકીને જોઈ રહી.

‘કુસુમ! તારે કરવું હોય તે કર. પણ આ કંઈ સારું કરતી નથી.’ નિ:શ્વાસ મૂકી સુન્દર એક ઝાડના ઠંઠા ઉપર લમણે હાથ મૂકી બેઠી અને કુસુમન ચૂલા સામું જોઈ રહી.

થોડી વારે હાંલ્લીમાં જોઈ, ઊભી થઈ બેચાર પાંદડાં વીણી કુસુમ પત્રાળું કરવા બેઠી, ને તેને સળીઓના કડકાથી સાંધતી સાંધતી બોલી: ‘કાકી! આ અન્ન ખવું હોય તો ચાલો — એ પણ મિષ્ટ લાગશે, એથી પણ જઠરાગ્નિ તૃપ્ત થશે.’

‘શું આમ હાથમાંથી જવાને બેઠી છે! તારા ઘરના અન્ન જેવું આ અન્ન ન હોય અને એ જાડું અન્ન તારા નાજુક પેટમાં ને નળામાં ખુંચશે ને પ્રાત:કાળે ઔષધ ખવું પડશે.’

‘કાકી! આ ખીચડી ખાતે તો બેત્રણ દિવસ થયા.’

‘હે! ત્રણ દિવસ થયાં ખાય છે? દીકરી, ગજબ કર્યો’ — છાતી ઉપર હાથ મૂકતી સુન્દર ચપ લઈને ઊભી થઈ અને હાંલ્લીને અડકવા ગઈ.

‘હાં, હાં, અડકશો નહીં — નવણમાં છું.’ કુસુમ ગાજી ઊઠી.

‘હવે જાણ્યું તારું નવણ ને બવણ. જમનીનું લૂગડું, જમનીની માટલી, ને બધું નવણમાં હશે ખરું કની?’



‘તો, આ જુઓ. પણે કાલને માટે ધોઈ સૂકવી મૂકેલું લૂગડું પેલા ઝાડની ડાળ ઉપર, ને આ હાંલ્લી તો કુંભારના ઘરની નવી છે. કાકી! આવો તો ખરાં; જશ ચાખો તો ખરાં, જુઓ તો ખરા. વારુ, આમ શું ગાંડાં કાઢો છો?’

‘હા હા, હું ગાંડી; ને તું ગાંડી તે ડાહી. હું તો અડકું છું ને હાંલ્લીબાંલ્લી બધું લઉં છું ઘરમાં તારાં માને ને બાપને દેખાડવાને.’ સુન્દર અડકવા ગઈ, કુસુમે તેને અટકાવી.

‘જો, તારે આ વાત તેમનાથી છાની રાખવી હોય તો એટલું કબૂલ કર કે આવું આવું જે જે ધતિંગ કરે તેની પ્રથમ મને જાણ કરવી.’

‘તે તમે કબૂલ કરો છો કે તમારે એ વાત કોઈને કહેવી નહીં?’—

‘હા.’

‘ને મને અટકાવવી નહીં?’

‘એ તો અટકાવવાનું હોય ત્યાં અટકાવવી ય પડે!

‘તે બળથી કે કળથી?’

‘કળથી, બાપુ, કળથી. એટલું ય કબૂલ તો કર.’

‘નક્કી — ખાતરી?’

'હા, નક્કી! ખાતરી!'

'જાઓ ત્યારે, કબૂલ.'

'ત્યારે કહે કે આવું આવું શું શું ધાર્યું છે?'

'જુઓ. ગુણિયલના મનમાં મને બુદ્ધિધનભાઈને પરણાવવાનું છે — તેની આપણે ના છે. બહેનના સસરા તે મારા વડીલ. પિતાજીના મનમાં મને સરસ્વતીચંદ્રને પરણાવવી છે — તેમાં પણ આપણી ના સમજવી. અને આ ચંદ્રકાંતભાઈના ઘરમાં એક છે ને તેના ઉપર મને બીજી બેસાડવાની માગણી તેમના ભાઈએ કરી છે — તે કાગળ પિતાજી ઉપર છે — તેની પણ ના.'

સુન્દર — 'બે વાતની ના તો સમજાઈ. પણ સરસ્વતીચંદ્રની ન કેમ કહે છે?'

કુસુમ — 'બે વાતની નામાં છેલ્લે સુધી મને મદદ આપો તો સમજાવું. પિતાજી, દાદાજી, ગુણિયલ, જરાશંકરમામા ને એ બધાંને આ વાતમાં તમારે સમજાવવા.'

સુન્દર — 'તે એટલી બધી હું બંધાઉં તેને સાટે તું કેટલું બંધાય છે?'

કુસુમ — 'સરસ્વતીચંદ્રને ના પરણવાનું મારું કારણ તમને બદલામાં સમજાવું.'



સુન્દર — 'ના, તે એટલામાં બદલો ન વળે. હું બંધાઉં તેના બદલામાં તું સરસ્વતીચંદ્રને પરણવાને બંધાય છે?'

કુસુમ — 'આવડી આવડી ના.'

એણે 'આવડી' ઉચ્ચારતાં હાથના ચાળા કર્યા.

સુન્દર — 'ત્યારે અમારી ય આવડી આવડી ના. આટલી છોકરી મને પટાવે છે — જમની! જો તો ખરી.'

જમની —'કુસુમબા! ત્યારે કહી જ દ્યોને. કાકીબાને ય મનની વાત ન કહીએ?'

કુસુમ — 'જો તમે આટલું બંધાઓ તો હું એટલી બંધાઉં કે સરસ્વતીચંદ્ર જડે ને પોતાના વિચાર ફેરવે તો પણ તેટલાથી કંઈ મારે મારા વિચાર ફેરવવાના નથી પણ હું પૂછું એ બધા પ્રશ્નોના ઉત્તર આપે ને એવા ઉત્તર આપે કે તેથી મારા મનનું સમાધાન થાય ને મારા વિચાર ફરે ને તેમનો ને મારા બેનો વિચાર એક થાય તો પછી હું મને ઠીક લાગે તે વિચાર કરું — તે વિચાર કરું હાં — વિચાર કરું; બીજું કાંઈ અત્યારથી બંધાવાનું નહીં.'

સુન્દર — ‘આ જોને! આનું આમ થાય, તેનું તેમ થાય, પેલાનું પેલું થાય — તો પછી મારાં કુસુમબહેન શું કરે? વિચાર કરે! બીજું કાંઈ ન કરે, પણ વિચાર કરે. જાઓ અમે તો કંઈ બંધાતાં નથી.’

કુસુમ — ‘હું તો આ ખાવા બેસું.’

પત્રાળું તૈયાર થયું હતું. તેમાં ખીચડી નાંખી કુસુમ ખાવા લાગી. સુન્દર કેડે હાથ દઈ ઊભી જ રહી. વળી સ્મરણ સ્ફુરતાં બોલી.

‘કુસુમ! બીજી વાતમાં બંધાવાનું પડતુ રહ્યું, પણ વાત કહેવા તું બંધાઈ છે તે તો કહે કે તેં શાં શાં ધતિંગ ધાર્યાં છે?’

કુસુમ હસી પડી. ‘કાકી! આ અન્નમાં એવો નશો છે કે સાંભરેલું ભૂલી જવાય છે.’

સુન્દર — ‘ઠીક છે. ત્યારે હું ભૂખથી ભૂલી જઈશ.’ સુન્દરે જવા માંડ્યું. કુસુમે તેને ઊભી રાખી.

કુસુમ — ‘ઊભાં તો રહો. જશ મશ્કરી કરીએ તેમાં શું રિસાવ છો જે? મારા વિચાર ધારેલા છે તે તું, જમની, કકીને કહે. પછી બાકી રહેશે તો હું કહીશ.’

સુન્દર — ‘કહે બાપુ, જમની, તું કહે; એ નહીં કહેવાનો.’



જમની — ‘કાકીબા! બહેનને બવીની પેઠે રહેતાં શીખવું છે, માળણ પેઠે રહેતાં શીખવું છે, અને જાણવું છે કે અમે બધાં રહીએ છીએ તેમ એમનાથી રહેવાય કે નહીં?’

સુન્દર — ‘પછી?’

જમની — ‘હું તો આટલું જ જાણું.’

સુન્દર — ‘તેમાં તે શું વધારે કહ્યું? કેમ, કુસુમ? શું ધાર્યું છે?’

કુસુમ મોં ધોઈ ઊઠી, અને મોં લોહતી લોહતી આગળ આવી બોલી.

‘કાકી! લ્યો હું જ કહીશ. મારે જમી લેવું હતું તેમાં વાર થાય માટે આ યુક્તિ કરી ઉતાવળથી જમી લીધું. હવે સાંભળો. આ કાળમાં કુમારી સ્ત્રીઓને દ્રવ્ય વિના ખાવાપીવાનો વાંધો પડે અને મોટા ઘરનાં બાળકથી રાંક લોકની રહેણી પ્રમાણે રહેવાય નહીં એવું તમે જ કહ્યું હતું. મેં મારી હવે ખાતરી કરી લીધી કે આ લૂગડાં મારાથી પહેરાશે. આ ધાન્ય મને પચશે ને ભાવશે, ને આવે ઠેકાણે રહેવામાં મને કંઈ હરકત નહીં પડે. આ માળણનો માસના બે રૂપિયાના ખરચથી નિર્વાહ થાય છે — લૂગડાં, ખાવાનું અને માટલાં લાકડાં સુદ્ધાંત! બાર માસે એ ચોવીસ રૂપિયા થયા. તે ચાર ટકા પ્રમાણે છસો રૂપિયાનું વ્યાજ થાય. પિતાજી મને કન્યાદાનમાં એટલી રકમ તો ઓછામાં ઓછી આપવાનું ધારશે ત્યારે આ તો એ રકમ

પણ નહીં જોઈએ. એટલા રૂપિયા પિતાજી એમને પોતાને નામે રાખવા હોય ત્યાં રાખે અને મને આટલું વ્યાજ અપાવે એટલે આપણે થયું. તેટલામાં તો 'તાગડધિન્ના' થાય ને કુમારી કુસુમ મિસ ફ્લોરાનાથી પણ વધારે સુખી થાય.'

સુન્દર — 'તને આ બધું કોણે શીખવ્યું? — હશે. હવે એ આવડ તારામાં આવી. ચાલ, પછી શું કરવું?'

કુસુમ — 'પિતાજીને નાતજાતની હરકત પડે નહીં ત્યાં સુધી મને ઘરમાં રાખશે ત્યાં સુધી રહીશ. તેવી હરકત પડવા માંડશે ત્યારે —'

સુન્દર — 'ત્યારે શું?'

કુસુમ — 'ત્યારે કે — ગાઉં?'

'કુસુમબહેન ચા...લ્યાં...રે...ગોદાવરી!'

ગોદાવરી જતાં તો પૈસા બેસે, પણ સુરગ્રામ, સુન્દરગિરિની બવીઓ, અને એવાં એવાં સ્થાન કયાં ઓછાં છે કે જ્યાં સ્ત્રીની જાતને પણ ભય નથી? અને મનજી બંડ કરે તેને કેદ કરવાને તો સાધુજનોના કિલ્લા તૈયાર જ છે. કાકી! હવે કુસુમ મીરાંબાઈ થવાને તૈયાર છે.

સુન્દર — 'તે ગાંસડાંપોટલાં ક્યારે કરવાનાં છે?'

કુસુમ — 'આવી જાત્રા કરવાને ગાંસડાંપોટલાં શાં? શરીરનો રથ અને મનની સવારી; કુસુમ કાઢે સંઘ, ત્યાં તો આનંદની વારી.'



સુન્દર — 'પણ પિતાજી ઘરમાં રાખે ત્યાં સુધી તો રહેવું છેની?'

કુસુમ — 'એમાં કાંઈ વાંધો નથી. માત્ર વચ્ચે એક દિવસ આ બધાં સ્થાન જોવા જવું છે અને કયાં ઠીક પડશે તેનો નિર્ણય કરી રાખવો છે.'

સુન્દર — 'તે ક્યારે?'

કુસુમ — 'કાંઈ નિમિત્તે પ્રસંગ આવશે.'

સુન્દર — 'કુસુમ! હવે ઘરમાં આવવું છે કે નહીં?'

કુસુમ — 'હસ્તો, હવે ઘર અને આશ્રમ બે કુસુમને મન સરખાં છે, ને પિતાજી અને ગુણિયલ એ બે શિવપાર્વતી જેવાં છે; તેના મંદિર જેવું આ ઘર આશ્રય આપશે ત્યાં સુધી ત્યાં જ આનંદ છે. કાકી! કુસુમનું આયુષ્ય હવે તપોમય સમજવું. મીરાંબાઈનો કાળો કમળો કુસુમને ગામ્યો છે. એને સંસારન બીજા રંગ લાગે નહીં ને ટાઢમાં ઓઢાય.'

સુન્દર — 'કુસુમ! કન્યાઓને વિદ્યા આપતાં પહેલાં જ સંસારમાં પરોવવી એ શાસ્ત્ર તારા દૃષ્ટાંતથી વધારે સમજાશે. અને બીજાં માબાપ પોતાની કન્યાઓને વિદ્યા આપતાં તારા દૃષ્ટાંતથી ડરશે અને તે બાપડીઓને

વિદ્યા નહીં મળે — એ સર્વ સંસારનું પાપ — કુસુમ — તારે માથે! માતાપિતાને અને સંસારને દુ:ખી કરી તેનું દુ:ખ દેખી પસ્તાજે ને કકીને સંભારજે!'

ક્રોધ અને અશ્રુથી ભરેલી સુન્દર ચાલી ગઈ. કુસુમ ઓઠે આંગળી મૂકી પાછળ ઊભી રહી — તેનું મુખકમળ કકીની છેલ્લી શબ્દવૃષ્ટિના પ્રહારથી નમી ગયું. નવા ઊંડા વિચારમાં પડી જઈ તે ધીમી ધીમી ચાલવા લાગી. તેના મનના પ્રબળ તાપને દેખી બહારનો તાપ હારી જતો હોય અથવા એવા તાપવાળી સુંદર બાળાને વધારે તાપ ન આપવો એવી સૂર્યને કે મેઘને દયા આવતી હોય — તેમ એક વાદળું સૂર્યની નીચે આવી ગયું અને કુસુમના મ્લાન શરીર ઉપર છત્રની છાયા થઈ.

'શકુન તો બહુ જ સારા થાય છે —' મ્લાનિ ત્યજી કુસુમ કાકીની પાછળ ગઈ, અને શકુનદર્શક આશીર્વાદ હૃદયમાં ઊભેલા સાત્ત્વના મુખમાંથી નીકળતો સાંભળતી સાંભળતી લેહમાં ને લેહમાં સ્વગૃહમાં ચાલી. તેના હૃદયને આજ એ સત્ત્વ પ્રથમ દેખાયું અને જે ખંડમાં સરસ્વતીચંદ્રના મુખમાંથી ભાષણ સાંભળ્યું હતું ત્યાં, તેના જેવો સ્વર ધારી, એ સત્ત્વ કહેવા લાગ્યું:

'સૌન્દર્યોદ્યાનના સુંગર કુસુમ! તારું ભાગ્ય રાત્રિવિકાસી કુમુદ જેવું નથી. આ દેશકાળને અપરિચિત સ્વતંત્રતાની જે વાસના તારામાં જન્મી છે તે વસનાનો પિતા હું છું. એ વાસનાના બીજનું આજ સુધી ગુપ્ત એકાંતમાં તારા ઉરમાં જગતથી અદૃષ્ટ રક્ષણ અને પોષણ તેં કર્યું છે. તારા જેવી જેની માતા અને મારા જેવો જેનો પિતા એ વાસનાને શાનો ભય છે?'



પોતાની વાસનાને માથે આવાં 'માતાપિતાની' કલ્પનાથી કુસુમ કંપી — એ કલ્પના જ એ વાસનાને ભયંકર લાગી. તે ભયથી એ કંપવા માંડે છે ત્યાં ગૃહમાં એક બરીએ વિદ્યાચતુર એકલો ઊભો ઊભો કાંઈ રાજ્યસંબંધી વિચાર કરતો દીઠો. કુસુમને દૂરથી જોતાં તેના વિચાર અટક્યા. કુસુમના કૌમારવ્રતની વાસના એને વિદિત હતી અને એના મનોરાજ્યને પ્રિય હતી; એ વાસનાનો ઉદય કુસુમમાં થયો તે એને અભિનંદનીય લાગતો હતો; માત્ર આ દેશકાળમાં એ વાત વ્યવહારવિરુદ્ધ છે અને એ વસનાનો ઉદય કન્યાને દુ:ખકર અને અનિષ્ટકર છે એટલો આ વિષયની તુલના કરતાં સામો પક્ષ સમજાયો અને સત્ય લાગ્યો હતો. આ ગૂંચવાડામાંથી છૂટવાનો માર્ગ તેને હજી જડ્યો ન હતો. પણ એક પાસથી આ વિષયમાં ગુણસુંદરીની ચિંતાનો તે અંશભાગી થયો હતો, ત્યારે બીજી પાસથી આ વાસનાની તૃપ્તિ શોધવાને માર્ગે નીકળી પડેલી પુત્રના તપની વાર્તા સુન્દરને મુખે સાંભળી એ ઉત્કર્ષથી પિતાનું હૃદય ફૂલ્યું હતું. એટલામાં જ એ ઉત્કર્ષદાત્રી મેધાવિની દુહિતાને દાદર ઉપર જોઈ પિતાના હૃદયે હૃદયમાં કાલિદાસની વાણી વડે, પણ ઉચ્ચાર બોલ્યા વિના, આશીર્વાદ દીધો કે:

*'रम्यान्तर: कमलिनौहरितै: सरोभि-*
*श्छायाद्रुमैर्नियमितार्कमयूखताप:।*
*भूयात्कुशेशयरजोमृदुरेणुरस्या:*
*शान्तानुकूलपवनश्च शिवश्च पन्था:॥'*

'કુસુમ! સંસારમાં તારો માર્ગ આવો કરી આપવા તારો પિતા પ્રયત્ન કરશે. કુમુદ ગઈ તેમ તને જવા દેવી નથી. આવી દુ:ખકારક એક ભૂલ થઈ તેવી બીજી કરવી નથી. જે અવિશ્વાસ અને ભયથી આ મંદિરમાં રહી રહી તું ઓછું આણે છે અને આવું તપ કરે છે તેમાંથી મુક્ત કરી તારા સુંદર સ્વતંત્ર પવિત્ર અભિલાષને સફલ કરે એટલી શક્તિ — એટલી વૃત્તિ — શું મારી અપત્યવત્સલતામાં નથી? કુસુમ જેવી એક નાની બાળકી — હવે એકલી એ જ — તેનો અપરાધીન રહેવાનો, ઉપાધિમુક્ત રહેવાનો અભિલાષ, વેળાસર સમજાયો છતાં રત્નનગરીના પ્રધાન જેવો પિતા તેટલો અભિલાષ સિદ્ધ કરવા અશક્ત નીવડે એ દેશકાળનું તારતમ્ય.'

'રંક કુમુદની સ્વતંત્રતા ઊગતાં પહેલાં જ મેં નષ્ટ કરી. આ પ્રધાનપદની જંજાળમાંથી જન્મેલા પ્રમાદને બળે મેં નષ્ટ કરી. મારા ભાગ્યોદયને કાળે જન્મેલી કુસુમની સ્વતંત્રતાને એનું પ્રારબ્ધ મારી પાસે વિકાસ અપાવે છે. એ વિકાસ આપવો એ મારો ધર્મ મારી દૃષ્ટિમાં જણાય છે.

કુમુદનાં દુર્ભાગ્ય જોઈ આ દૃષ્ટિ ઊઘડી — તેનો લાભ કુસુમને મળશે — એ તેનું ભાગ્ય. અનાર્ય થઈ ગયેલા લોકાચાર ઉપર વિશ્વાસ રાખી હું સ્વકાર્યનો અનભિજ્ઞ રહ્યો, મેં મહાપ્રમાદ કર્યો, અને પરિણામમાં કુમુદ જેવી સુશીલ, રંક પુત્રીરૂપ ગૃહરત્ન ખોયું! કુસુમને એમ ખોવી નહીં એ હવે પ્રતિજ્ઞા. પુત્રહીન ગુણિયલે પુત્રીઓને પુત્રસમાન ગણી છે, અને એકના નાશથી તે આવી વિકલ થઈ છે તો બીજીના દુ:ખથી તેને શું નહીં થાય? એના મનની ચિંતા, અને કુસુમની ચિંતા — સર્વ હવે મારે શિર પડી! પરણે તે પાળે ને જન્મ આપે તે આત્મજનું જીવન સુધારે. કુસુમનું જીવન સુધારવું — એના જેવીના મનોરાજ્યને ધ્વસ્ત કર્યાથી નહીં પણ સફલ કર્યાથી જ એ જીવન સુધરશે.

આ મારા વિચારમાં કેટલું સત્ય છે તે મને સૂઝતું નથી. પુત્રી ઉપર માતાપિતાનું વાત્સલ્ય તેમને રંક કરી દે છે, વિકલ કરી દે છે, પરાધીન કરી દે છે. કણ્વમુનિને પણ કહેવું પડ્યું હતું કે *वैकल्यं मम तावदीदृहशमपि स्नेहादरण्यौकस:* । સર્વથા પુત્રીનો પિતા વિકલ જ છે. પુત્રના દુ:ખથી પણ એમ જ થતું હશે. બુદ્ધિધન અને લક્ષ્મીનંદનને અત્યારે કેવી તીવ્ર વેદનાઓ થતી હશે!

I fear I am, what they call Doting. A strange weakness is creeping over my soul, and I don't know what absurd follies I

shall commit next while under the magic influence of this awful weakness. Let it be! The weakness, if weakness, is noble and blessed, and I am not going to be frightened out of it by its being called a weakness. For the sake of this dear innocent child, I shall, like the poet, say to my manlier soul 'Resist not the weakness .'

અનાથ બાળક માતાપિતાની પ્રીતિથી જ સનાથ છે. શંકરાચાર્યા જેવા ત્યાગીએ પણ એ પ્રીતિને પૂજ્ય ગણી છે. માતાપિતા જ્યારે પુત્રપુત્રીના રક્ષક પોષક નહીં થાય ત્યારે બીજું કોણ થશે? The State certainly cannot take care of all its children when parents call parentage an accident and shift all duty from their own heads. It is, therefore, for the parents to look to the preservation and advancement of the cradled world. Parents alone can do this work most efficently as being placed nearest their little ones and able to study their wants and give them that warmth which can develop the seeds of adolescence. This is a function which parental affection alone can best perform, and therefore, by the logic of final causes, the function is also a duty. And I must perform it best for my little Kusum. When affection co-operates with duty, custom and convention must be ruled out of order !

કુસુમ! લગ્નની ઉપાધિમાંથી મુક્ત રહેવાનો તારો અભિલાષ દૃઢ જ રહેશે. તો આવા કષ્ટતપની અપેક્ષા વિના જ તારો પિતા તારા અભિલાષ સિદ્ધ કરશે ને જે સૌન્દર્યોદ્યાનમાં તું આજ રહે છે તેવી જ રમણીય જગ્યામાં એ અભિલાષની વાડી ખીલવશે. એ ધર્મને માટે નાતજાત ને પ્રધાનપદ જેવા સર્વ સ્વાર્થનો ત્યાગ કરવા એ તત્પર છે.'

## ૧૬. શશી અને શશિકાન્ત

સાધુજનના મુખમાંથી સરસ્વતીચંદ્ર સંબંધના પદ્યાક્ષર કાને પડતાં ચંદ્રકાંત સૌન્દર્યોદ્યાનમાંથી નીકળ્યો અને લોકસમુદાયમાં કાને પડેલા સ્વરનો ઉચ્ચારનાર શોધ્યો. દમયંતીને શોધવા નીકળી પડેલા સુદેવનું પ્રેમાનંદ કવિએ વર્ણન કર્યું છે કે

*‘કહ્યું કોનું ન સાંભળે, છે ક્લેવરમાં કષ્ટ;*

*સુદેવ ને દમયંતીની ત્યાં મળી દૃષ્ટેદૃષ્ટ.’*

એ વર્ણનમાં સુદેવના હૃદયની જે વૃત્તિ સમજાય છે તેવી જ વૃત્તિથી, ‘શશી’ અને ‘શશિકાંત’ એટલે ચંદ્ર અને ચંદ્રકાંતનો સંયોગ કરનારી કડી સમજતાં, ચંદ્રકાંતને વાર ન લાગી. આટલામાં જ સરસ્વતીચંદ્ર હશે જાણી ઉદ્યાન બહારના લોક વચ્ચે કાન અને આંખને ચોપાસ અતિપ્રવૃત્ત કરતો કરતો એ આગળ ચાલ્યો. હાથની કોણીઓથી સર્વને ધકકા મારી તે ઘેલાની પેઠે ધસતો હતો. સર્વ જાતની પાઘડીઓ અને સર્વ જાતનાં વસ્ત્રોમાં સરસ્વતીચંદ્રનાં વસ્ત્રનો કે આકારનો આભાસ ન જ ડ્યો. ઘણું શોધી શોધી પાછો ફરે છે ત્યાં ઉદ્યાનના કિલ્લાની એક પાસ ઊગેલા ઘાસ ઉપર ચારપાંચ બાવાઓ બેસી ચલમ ફૂંકતા હતા અને એક બાવો તેમના સામો પગ ઉપર પગ ચડાવી તેમની સાથે વાતો કરતો હતો અને વચ્ચે વચ્ચે ‘શશી’ અને ‘શશિકાંત’ વાળી કડી બોલતો હતો. ત્યાં આગળ આવી ચંદ્રકાંત ઊભો અને આ સાધુના મુખમાં આ શબ્દ સાંભળી ચમક્યો.



‘નકકી આ મારો મિત્ર ન હોય! પણ — પંક્તિઓ તો એની જ.’ પાસે ગયો અને બાવાઓની વાતો સાંભળવા લાગ્યો.

‘ક્યા ભૈયા! અલખ જગવવાનું છોડી આ નવો સંપ્રદાય કયાંથી કાઢો છો?’

‘મારા ઉદ્‌ગારમાં જે આત્મા અલખ રહ્યો છે તે તેના અધિકારના કર્ણપુટમાં જતાં ત્યાં અલખ જગાવશે.’

જોડે બેઠેલા બાવાને ચલમ આપતો આપતો બીજો બાવો બોલ્યો:

‘જગાવો અલખ આ ચલમમાં. માર ફૂંક! એ આપણો સંપ્રદાય.’

‘આ ચલમમાં અલખ અગ્નિ પ્રથમ ભડકારૂપે લખ થાય છે અને પછી અમારા અંત:કરણમાં લખ થાય છે — તમે યદુશૃંગવાસી તે ન સમજો.’ એક જણ બોલ્યો.

એને ઉત્તર ન મળ્યો. ગાનાર ફરી ગાવા લાગ્યો.

*‘સબ સંસારકી ચીલમ ઘગાવો, અલખ ફૂંક વહાં ફૂંકો ફૂંકો,*

*ચીલમ મિટ્ટીકી, અગ્નિ લખકા, અલખ ફૂંક વહાં ફૂંકો ફૂંકો!'*

'ભૈયા! છોડી દે આ ચલમને ને ફૂંક આ અલખફૂંક!'

મોંમાંથી ચલમ પળવાર દૂર રાખી એક જણ હસી પડ્યો.

'દેખો વો બોધ દેનેવાલા સાધુ! ભૈયા ચલમકા આસ્વાદન કભી કીયા હૈ?'

એના ઉત્તરમાં ગાનાર માત્ર ગાવા લાગ્યો:

*'મુખકી ચીલમકું મૂર્ખ લેત હૈ, મેં નહીં લેનેવાલા:*
*યદુનંદનડી ચીલમ હૃદયમેં મેં તો ફૂંકનેવાલા.'*

'અચ્છા ભૈયા! તુમ તુમારી ચીલમ ફૂંકો. અમ અમેરી ચીલમ ફૂંક લેઉગા.'

*'નહીં કાન્તા, નહીં નારી હું, તો ય પુરુષ મુજ કાન્ત!*
*જડ જેવો દ્રવતો શશી, સ્મરી રસમય શશિકાંત.'*

ચંદ્રકાંત ધૈર્ય ખોઈ આગળ આવ્યો ને બાવાને નમસ્કાર કરી પૂછવા લાગ્યો:



'બાવાજી! આપ ક્યાંથી આવો છો ને આ ઉદ્ગારનો અર્થ શો છે?'

'એ ઉદ્ગાર સમજવાનો અધિકારી હશે તે સમજશે. એનું રહસ્ય બીજા પાસે પ્રકટ કરવાનો મને નિષેધ છે.'

'વારુ, આટલું જ ગાવાનું છે કે બાકી કાંઈ ગાવાનું છે?'

'બચ્ચા! તેરા નામ ક્યા?'

'મારું નામ ચંદ્રકાંત.'

'હાં? ચંદ્રકાંત? નામ તો અચ્છા છે. જો નામ પ્રમાણે અર્થ હોય તો મારું ગાવાનું જાતે જ સમજી લો. તમારો ઉતારો ક્યાં છે?'

'પ્રધાનજીને ત્યાં.'

'મારા જેવો કોઈ સાધુજન થોડા દિવસ ઉપર આપને મળ્યો હતો?'

'હા, મહારાજના બાગ પાસેના તળાવ પાસે.'

બાવો વિચાર કરી બોલ્યો: 'ચંદ્રકાંતજી! મેં જે ગાયું તેમાં કંઈ તમને સ્વાર્થ છે?'

'સમજાયેલું સત્ય હોય તો તો તમારા ગાયામાં મારા સ્વાર્થ છે — સર્વ સાર છે.' ચંદ્રકાંત નિ:શ્વાસ મૂકી બોલ્યો.

આ પ્રધાનના અતિથિ છે જાણી અને આ વાતમાં સાર ન લાગતાં, ચલમ ફૂંકનાર ઊઠી ચાલી ગયા. આ બે જણ એકલા પડ્યા. ચારે પાસ દૃષ્ટિ કરી સાવધ થતો બાવો બોલ્યો: 'ચંદ્રકાંતજી! તમારો સ્વાર્થ અને સાર કોનામાં છે?'

'શશિકાંતના શશીમાં મારો સર્વ સ્વાર્થ છે.'

'જો એમ હોય તો હું વિશેષ બોલું તે ઉપરથી અભિજ્ઞાન પામો.'

ચંદ્રકાંત અત્યાતુર સ્તબ્ધ થઈ સાંભળતો ઊભો. બાવાએ જાડા પણ સુંદર સ્વરથી ગાવા માંડ્યું.

'સાંભળો, ચંદ્રકાંતજી, અને પછી મનન કરો.'

'સુન્દરગિરિનાં શૃંગ ચૂમતાં જળધરગણને-' વગેરે પંક્તિઓ બાવાએ ગાવા માંડી: 'જગ ત્યજી જનારા તણો પંથ — સંતોને સરતો!' એ પંક્તિ આવી.

આ પંક્તિ સાંભળતાં ચંદ્રકાંત કંપવા લાગ્યો ને મનમાં બોલ્યો — 'શું તેં જગ છોડી જ દીધું?' તેનો વિચાર વધે તે પહેલાં ગાયન વાધ્યું. 'ઇન્દ્રપુરી' અને 'ચંદ્રવિકાસી કમળના' ત્યાગ સાંભળી તેનું અભિજ્ઞાન સ્પષ્ટ થયું. 'લીધ ભગવો ભેખ વિરક્ત' — એ શબ્દ નીકળતાં તો તેનાં નેત્રમાં અશ્રુ રહ્યાં નહીં અને નેત્રમાંથી નીકળી ગાલ ઉપર આવ્યાં.

'શું બાવાજી, મારા ચંદ્રે તમારા જેવો ભેખ લીધો છે? મને હવે સ્પષ્ટ વાત કહી દો. હું સંસારી છું ને મારું હૃદય હવે કહ્યું નથી કરતું. શું મારો ચંદ્ર સાધુ થયો?' લોહવા માંડેલાં આંસુ વધારે વધારે નીકળવા લાગ્યાં.

ચંદ્રકાંતના અશ્રુ જોઈ બાવાના મનમાં પણ પોતાના શ્રોતાનું અભિજ્ઞાન સિદ્ધ થયું અને આર્દ્ર હૃદયથી તે ચંદ્રકાંત સામો ઊભો રહી એનાં અશ્રુ લોહવા લાગ્યો અને બોલ્યો:

'બચ્ચા! તારે રજ પણ ગભરાવું નહીં. તારા મિત્રરત્નને તું સત્વર પ્રાપ્ત કરીશ એ અમારું પણ રત્ન છે. એ જીવ તારે માટે તૃષિત છે ને મારા મુખમાં જે ઉદ્‌ગાર છે તેનો પ્રભવ એના જ મુખમાંથી, એના જ હૃદયમાંથી અને એની જ તૃષામાંથી છે. એ ઉદ્‌ગાર-સુધાનું પાન એક વાર કરી લે ને બોધી લે કે તારા મિત્રની તારે માટેની તૃષા તારાથી સમજાય.'

'અશ્રુ લોહતો લોહતો મિત્રવિયુક્ત મિત્ર બોલ્યો: 'બોલો, બાવાજી! બોલો. પરમુખે પણ મિત્રના શબ્દ મિષ્ટ છે — પણ -'

'પણ' વાળું વાક્ય નીકળવા ન દેતાં બાવાએ આગળ ગાયું અને ગાન પૂરું થયું — 'નહીં મળે મિત્ર અધ્વર્યુ — યજ્ઞમાં વિઘ્ન જ આવે.'

'આવ્યું-ભાઈ-યજ્ઞમાં વિઘ્ન જ આવ્યું — તેં આ ભેખ લીધો ત્યારથી જ — બાવાજી! હવે મને કાંઈ જાતે કહો. સુંદરગિરિ ઉપર મારો મિત્ર ક્યાં છે? તેનું શરીર કેવું છે? તેના અન્નપાનની વ્યવસ્થા કેવી છે? તેના મનની અવસ્થા કેવી છે? તે મને ક્યારે મળશે? ક્યાં મળશે? મારે અત્યારે જ નીકળવું છે. આમાંથી જેટલા ઉત્તર દેવાય તેટલા સત્વર આપો. એ જીવમાં અનેક જીવોનું જીવન છે અને મારું તો સર્વસ્વ તેમાં જ છે.'

'બચ્ચા! આ કામ ગુપ્તપણે કરવાની મને આજ્ઞા છે. આ સ્થાન ને સમય તેને પ્રગટ કરવાને અનુકૂળ નથી. તારું રત્ન સુવર્ણની પેટીમાં સાચવી રાખેલું છે અને સર્વ રીતે આનંદરૂપ છે. એટલું જાણી શાંત અને શીતળ થા. તું જેમ મોટાના ગૃહનો અતિથિ છે તેમ તારો મિત્ર મહાત્માનો પ્રિયતમ અતિથિ છે. જો, તને શોધતું કોઈ આવે છે — હું તેમની જિજ્ઞાસાને જાગૃત નહીં કરું. ચંદ્રકાંતજી! હું આ સ્થાને સંધ્યાકાળથી પ્રાત:કાળ સુધી તમારી વાટ જોઈશે અને એકાંતમાં તમારી ઇચ્છા તૃપ્ત કરવાનો સંકેત દેખાડીશ.'

શંકરશર્મા અને પ્રવીણદાસ ત્યાં આવી પહોંચ્યા. બાવો ચાલ્યો ગયો. ચંદ્રકાંત ગૂંચવાતો ઊભો રહ્યો ને આવેલા ગૃહસ્થો સામો ફર્યો. બાવાની ગોષ્ઠીમાં ભાગ પાડનાર આ મિત્રોનો યોગ અત્યારે તેને રજ પણ ગમ્યો નહીં. તેના મોં ઉપરનો કડવાશ ઢાંક્યો ન રહ્યો. પણ બાવો તો ચાલ્યો ગયો અને હવે તો પ્રારબ્ધ જે ઢીલ કરે તેને વશ થવામાં બળાત્કારે તૃપ્તિ આણવી પડી. મિત્રના સમાચારના અભિજ્ઞાને ઉત્પન્ન કરેલા સમારંભમાં તે ઉદ્યાન છોડી મસ્તક ઉપર પાઘડી વિના આટલે સુધી આવેલો હતો તેનું ચિંત્યું ભાન આવ્યું ને ભાન સાથે લજ્જાયુક્ત થયો. આ નવા મિત્રોને પણ આ દેખાવથી જિજ્ઞાસા અને ચિંતા થઈ હતી અને તે બે જણ સાથે લાગો પ્રશ્ન પૂછ્યો કે: 'તમે અહીં આમ ક્યાંથી?'

## ૧૭. ચંદ્રકાન્ત અને કારાગૃહમાં સરસ્વતીચંદ્રનો શોધ

સાધુએ ગુપ્ત રાખવા સૂચવેલી વાત કહ્યા વિના આ પ્રશ્નનો ઉત્તર આપવો જેવો કઠણ હતો તેવી જ કંઈ પણ ઉત્તર આપ્યા વિના ચાલે નહીં એવી પોતાની સ્થિતિ હતી.

'મારા મિત્રના કંઈ સમાચાર જેવું મળવાનું નિમિત્ત લાગવાથી ઉતાવળમાં હું આમ આવ્યો.'

'કંઈ સમાચાર મળ્યા?'

'મળ્યા તે ન મળ્યા જેવા છે ને તેટલા પણ ગુપ્ત રાખવાને હું બંધાઈ ચૂક્યો છું.'

'કાંઈ ચિંતા નહીં. આપ કારાગૃહમાં ચાલો; ત્યાં કેટલાક સમાચાર એકઠા થયા છે તે જાણી લઈશું ને આપની ઇચ્છા સમજી વ્યવસ્થા કરીશું.' શંકરશર્માએ કહ્યું.

બંધનપાત્ર ઠરેલા અપરાધીઓને માટે એક કારાગૃહ, અને ન્યાયનિર્ણય થતાં સુધીના બદ્ધ શંક્તિ જનોને માટે બીજું, એમ બે કારાગૃહ એક મંદિરના આગલાપાછલા ભાગોમાં રાખેલાં હતાં. પ્રથમ ગૃહ અપરાધીઓનું કારાગૃહ — પાકું કેદખાનું — કહેવાતું. અને બીજું શંક્તિકારાગૃહ અથવા કાચું કેદખાનું કહેવાતું. અંગ્રેજી રાજ્યમાં શંક્તિકારાગૃહ દેશપાલક-પોલીસ-અધિકારીઓના હાથમાં હોય છે. પણ તેઓ તેમ કરવામાં બદ્ધ જનો ઉપર ત્રાસ વર્તાવે તે બંધ કરવાના હેતુથી ભીમભવનમાંથી એક આજ્ઞા નીકળી હતી અને તે પછી બે કારાગૃહ એક જ કારાગૃહ અધિકારીને સોંપ્યાં હતાં, અને દેશપાલકોને શંક્તિકારાગૃહમાં માત્ર શોધનને અર્થે જવાના અધિકાર રાખેલા હતા.



ચંદ્રકાંતને લઈ પ્રવીણદાસ અને શંકરશર્મા શંક્તિકારાગૃહના દ્વાર આગળ આવ્યા ત્યાં દેશપાલક વર્ગના બે કનિષ્ઠ અધિકારીઓ સિપાઈઓ — એમને સામે મળ્યા અને અંતર — અંદર — લઈ ગયા.

વચ્ચે એક ચોક અને ચોપાસ લોખંડના સળિયાથી કરેલી કોટડીઓવાળી ઓસરીઓ હતી. તેમાંની અર્ધી કોટડીઓ ખાલી હતી અને અર્ધીમાં બંદીલોક — કેદીઓ — હતા. તેમાંની એકમાં અર્થદાસ બેઠો હતો, તેને કારાધિકારીએ આંગળી વડે દેખાડ્યો અને સર્વ ચોકના મધ્ય ભાગમાં ખુરસીઓ ઉપર બેઠા. થોડી વારમાં હરભમ, અબ્દુલ્લાખાન અને ફતેહસંગ ત્યાં આવ્યા. તે પછી રત્નનગરીના રાજ્યનો મુખ્ય દેશપાલક કેટલાક પત્રો તથા લખેલાં પુસ્તકો લઈ આવ્યો.

'સરદારસિંહ! સરસ્વતીચંદ્ર વિષેના સર્વ સમાચાર પુરાવા સહિત ચંદ્રકાંતભાઈને બતાવો.' પ્રવીણદાસે મુખ્ય દેશપાલને કહ્યું.

‘હા જી, અને તેની સાથે એમનો પોતાનો પણ કેટલીક વાતમાં પુરાવો લેવો પડશે.’ સરદારસિંહ બોલ્યો.

‘બોલો, બોલો, જેમ નિરુપયોગી વાત ઓછી થાય ને ત્વરા વધારે થાય એમ કરજો.’ શંકરશર્મા બોલ્યો.

એક આહ્નિક-રોજનીશીનું પુસ્તક સરદારસિંહ ઉઘાડવા લાગ્યો અને ઉઘાડતાં ઉઘાડતાં બોલતો ગયો.

‘જી. સરસ્વતીચંદ્ર કેટલાક માસ સુવર્ણપુરના અમાત્ય બુદ્ધિધનભાઈને ઘેર અતિથિ હતા અને તેમને કારભાર મળ્યો તે જોઈ બીજે દિવસે ત્યાંથી નીકળ્યા...એ નીકળ્યા તેને બીજે દિવસે કુમુદબહેન નીકળ્યાં. સુવર્ણપુરથી બહાર રાજેશ્વર મહાદેવ છે ત્યાંથી એક ગાડામાં એ બેઠા, અને નીકળતાં પહેલાં પ્રમાદધનભાઈનો ખાનગી માણસ નામે રામસેન એમને મળી આવ્યો હતો. ચંદ્રકાંતભાઈનો એમના ઉપર પત્ર વાંચી, બુદ્ધિધનભાઈ સાથે કેટલીક વાતચીત કરી, ચંદ્રકાંતભાઈ મારા મિત્ર છે એવું કહી, તેમને મળવા જવાને નિમિત્ત એમણે સુવર્ણપુર છોડ્યું.’

ચંદ્રકાંત — ‘ક્યાં મળવાનું હતું?’

સરદારસિંહ — ‘ભદ્રેશ્વરમાં. સુવર્ણપુર રહ્યા ત્યાં સુધી એમણે નવીનચંદ્ર નામ ધાર્યું હતું. બુદ્ધિધનભાઈના ઘરમાં તેઓ રહેતા હતા અને તે જ સંબંધમાં કાંઈ કારણ થવાથી પ્રમાદધનભાઈને ક્રોધ ચડ્યો અને તેમણે ક્રોધમાં સમુદ્રમાં પડી આત્મહત્યા કરી.’



ચંદ્રકાંત — ‘શું કારણ?’

સરદારસિંહ — ‘તે હાલ ઉપયોગનું નથી અને તેની કથા ગોપ્ય છે. જેટલી વાત કહી તેટલીનો પુરાવો આપણાં માણસોએ સુવર્ણપુરથી જ મેળવ્યો છે. હવે ગાડામાં બેઠા પછીનો પુરાવો છે. તેમની સાથે ગાડામાં અર્થદાસ નામનો પેલો બેઠો છે તે વાણિયો, તેની સ્ત્રી, અને એક બ્રાહ્મણ ડોશી એટલાં હતાં. સુરસંગ અને ચંદનદાસે તેમને લૂંટ્યાં. સરસ્વતીચંદ્રે અર્થદાસની સ્ત્રીનું રક્ષણ કરવા પ્રયત્ન કર્યો. તેમ કરવા જતાં તેમને પોતાને મારી પછાડી ચંદનદાસ અને તેના સવાર ઘસડી ખેંચી લઈ ગયા. એટલી વાત નિશ્ચિત છે. હવે પછી જે બન્યું તેની વાર્તા બેત્રણ રૂપે આપણી પાસે આવી છે ને જ્યાં સુધી અમે તેનો નિર્ણય કરી શકીએ નહીં ત્યાં સુધી ન્યાયના ધર્માસન પાસે આ કામ વસ્તુતઃ ચાલવું અશક્ય છે.’

ચંદ્રકાંત — ‘એ શી વાર્તાઓ છે?’

સરદારસિંહ — ‘પ્રથમ વાર્તા પ્રમાણે સરસ્વતીચંદ્રને બહારવટિયાઓએ કતલ કર્યા છે.’

ચંદ્રકાંત હૃદયમાં કંપ્યો. બહારથી અવિકારી દેખાયો.

સરદારસિંહ — ‘બીજી વાર્તા પ્રમાણે અર્થદાસે મણિમુદ્રા માટે તેનું ખૂન કર્યું. ત્રીજી વાર્તા પ્રમાણે તેઓ કોઈક સ્થળે વિદ્યમાન છે.’

ચંદ્રકાંત — ‘તે તમારી ત્રીજી જ વાર્તા સત્ય છે. બીજી વાર્તા હું માનતો નથી. ત્રીજી અસત્ય ઠરે તો પ્રથમ સત્ય હોય.’

સરદારસિંહ — ‘પ્રથમ વાર્તા હીરાલાલ નામનો મુંબઈનો માણસ કરે છે. તેના કહેવા પ્રમાણે સરસ્વતીચંદ્રનું ખૂન બહારવટિયાઓને હાથે બ્રિટિશ હદમાં થયું છે. તેમ હશે તો આ કામ ત્યાં ચાલશે.’

ચંદ્રકાંત — ‘હીરાલાલ લુચ્ચો છે — જૂઠો છે.’

સરદારસિંહ — ‘તે અસ્તુ. અમારાં માણસોની બાતમી પ્રમાણે અર્થદાસે ખૂન કરેલું છે અને તે અમારી હદમાં થયું છે. પણ એ બાતમી જ છે — પુરાવો શોધવો બાકી છે.’

ચંદ્રકાંત — ‘તે બાકી જ રહેવાનો છે.’

સરદારસિંહ — ‘તે અસ્તુ. મારો તથા આપનો અભિપ્રાય એક જ છે. પણ શોધવાનું શરીર જડે ત્યાં સુધી સર્વ વાર્તા સાંભળવી ઘટે છે. સરસ્વતીચંદ્રનો સગો ધૂર્તલાલ મુંબઈના કારાગૃહમાં છે. હીરાલાલ તેનો માણસ ભારે ખટપટી છે. તેણે જિલ્લાના કલેક્ટરને અરજી કરી છે કે તેની વાર્તાનું શોધન અંગ્રેજી કોર્ટમાં થવું જોઈએ. તેનું લખાણ આ રાજ્ય સાથે પોલિટિકલ એજંટ દ્વારા ચાલે છે.



ચંદ્રકાંત — ‘એની પાસે કંઈ પ્રથમદર્શનીય પુરાવો છે?’

સરદારસિંહ — ‘દેખાતો નથી. પણ અર્થદાસ અંગ્રેજી પ્રજા હોય અને અપરાધનું સ્થળ પણ અંગ્રેજી હદમાં હોય ત્યારે પ્રથમદર્શનીય પુરાવો હોય ન હોય તેની અમારા પોલિટિકલ એજંટ કદી કદી બહુ પરવા નથી કરતા.’

ચંદ્રકાંત — ‘તે નથી કરતો પણ તમે કેટલી કરો છો?’

સરદારસિંહ — ‘આવા પ્રશ્નો અમારે ત્યાં ચક્રવર્તીભવનમાં વિચારાય છે અને ત્યાંની આજ્ઞા પ્રમાણે વર્તન થાય છે. પ્રસ્તુત પ્રસંગમાં બેત્રણ ગૂંચવાડા છે. હીરાલાલ કંઈ કારણથી સરસ્વતીચંદ્રની હત્યા સિદ્ધ કરવા ઇચ્છે છે અને સરકારી પોલીસમાં પૈસા વેરે છે. પોલીસ કલેક્ટરને સમજાવે છે ને કલેક્ટરને ચિટનીસ પણ હીરાલાલને વશ છે. એજંસીનો શિરસ્તેદાર પણ તેને વશ છે. પ્રધાનજી સાથે સરસ્વતીચંદ્રનો સંબંધ તૂટેલો ગણી તે નિમિત્તે આ પ્રસંગમાં ન્યાય થવાનો અસંભવ ગણી હીરાલાલ આ કામ અંગ્રેજી કોર્ટમાં ચલાવવા ઇચ્છે છે અને સર્વ તેને ટેકો આપે છે. આવાં આવાં કારણોથી એજંસી સાધારણ નિયમ પ્રમાણે પુરાવો બસ છે કે નહીં તેનો નિર્ણય અમારી પાસે કરાવવા ઇચ્છતી નથી.’

શંકરશર્મા — ‘ત્યારે પુરાવો જ ઓછો હોય તો છો ને કામ ચાલતું અંગ્રેજી કોર્ટમાં! ત્યાં શું ખોટું થવાનું છે જે?’

સરદારસિંહ — ‘ના જી, પ્રથમ તો અર્થદાસ જે શંક્તિ છે તે જ એ વાત ઇચ્છતો નથી. ધૂર્તલાલના મનમાં એમ છે કે ગમે તેમ કરી સરસ્વતીચંદ્રને મૂએલા ઠરાવવા — પછી કોઈ અપરાધી ઠરો કે ન ઠરો — કારણ તેમને તેમ કરવામાં દ્રવ્યનો લાભ છે. અર્થદાસના મનમાં એમ છે કે હીરાલાલ પોતાના સ્વાર્થને માટે એને મારી પાડશે, અને અંગ્રેજી હદમાં કામ ચાલવાની અરજી કરવા હીરાલાલ ઘણુંયે સમજાવે છે, પણ અર્થદાસ બેનો એક થતો નથી ને અરજી કરતો નથી. હીરાલાલના મનમાં એવો પેચ છે કે અર્થદાસ અંગ્રેજી કોર્ટમાં જઈ સરસ્વતીચંદ્ર મરેલો કબૂલ કરે અને પોતે ખૂન નથી કર્યું પણ બહારવટિયાઓએ કર્યું છે એવું કહે — પછી એની પાસેની મણિમુદ્રાના અનુમાનથી કોર્ટ એને શિક્ષા કરે કે છોડે તેની હીરાલાલને બહુ પરવા નથી. સરકારી પોલીસ ધારે તો સરસ્વતીચંદ્રને શોધી શકે એ નક્કી છે તેટલું જ એ પણ નક્કી છે કે તેઓ સરસ્વતીચંદ્રને શોધવાનું ધારે જ નહીં એટલી હીરાલાલે ચોકસી કરી છે.

ચંદ્રકાંતે હોઠ પીસ્યા. ‘ધૂર્તલાલ કેદમાં પડ્યો પડ્યો પણ આટલા દાવ રમે છે! ઠીક. પણ બગડેલી પોલીસ જેને શોધતી નથી તેની શોધ તમે કેટલે સુધી કરી છે?’

હસતો હસતો સરદારસિંહ બોલ્યો: ‘અમે પણ પોલીસ જ છીએ કની? અંગ્રેજી પોલીસને હીરાલાલનું દ્રવ્ય મીઠું લાગે ને અમને કંઈ કડવું લાગવાનું હતું?’

ચંદ્રકાંત — ‘હું કાંઈ તમારા ઉપર એવો આક્ષેપ નથી કરતો.’

સરદારસિંહ — ‘મુંબઈગરી ભાષા આક્ષેપવાળી હશે — આપના મનમાં આક્ષેપ નહીં હોય. પણ હશે. હવે આપની આતુરતા યથાશક્તિ તૃપ્ત કરીશું. જુઓ, સાહેબ, અંગ્રેજી કોર્ટમાં આ કામ ચાલે ન ચાલે તેની ચિંતા ચક્રવર્તીભવનને છે — અમારે સાધારણ રીતે ચિંતા નથી હોતી. પણ આ કામમાં તેમ નથી. મુંબઈમાં તેમ અન્યત્ર શુદ્ધ અંત: કરણવાળી પોલીસની વૃત્તિ એટલી હોય છે કે ખરો અપરાધી હાથમાં આવ્યો તો તેને જવા દેવો નહીં — પછી ખરા આરાપો ઉપરથી કે ખોટા આરોપ ઉપરથી મરે તેની પોલીસને ચિંતા નહીં.’

‘તમે પોતે પોતાને સર્ટિફિકેટ તો સારું આપો છો!’ — ચંદ્રકાંત હસી પડ્યો ને બોલ્યો. સરદારસિંહ ગંભીર મુખ રાખીને જ ઉત્તર દેતો ગયો.

‘હા જી, ન્યાયાધીશોની આંખોમાં તમે પક્ષવાદીઓ ધૂળ નાખો તે અંજાય તો ભલે, પણ અમે ન અંજાઈએ. પણ આ ચર્ચા પડતી મૂકી માંડેલી કથા પૂરી કરવી સારી છે. બુદ્ધિધનભાઈના ઘરમાં સરસ્વતીચંદ્ર

રહેતા હતા તે જ ખંડની જોડે પ્રમાદધનભાઈનો ખંડ હતો. આ સંબંધમાં સુવર્ણપુરમાં અનેક સારાખોટી વાતો ચાલે છે. અને આ કેસ અંગ્રેજી કોર્ટમાં ચાલશે તો આ વાતનો પુરાવો પાકો હીરાલાલના હાથમાં છે ને તે પુરાવો કોર્ટમાં મૂકી, સરસ્વતીચંદ્રનું ખૂન શા કારણથી થયું અને કોણે કરાવ્યું એટલું પાકે પાયે સિદ્ધ કરી આરોપ અને શિક્ષા કોને માથે પડવા દેવાં તેની ચિન્તા અનુમાનો કરનાર ન્યાયાધીશને માટે હીરાલાલ રહેવા દેવાનો છે; પણ વિના કારણ અમારા પ્રધાનજીના બાળકની ફજેતી અંગ્રેજી કોર્ટમાં અમે થવા દેનાર નથી.'

ચંદ્રકાંત — 'મારા કામમાં મને પૂર્ણ આશ્રય આપ આપશો એવો હવે મને નિશ્ચય થયો. ચાલો, બોલોજી.'

સરદારસિંહ — 'હવે સરસ્વતીચંદ્રની વાત કરીએ. જો અર્થદાસનું કહેવું સત્ય હોય તો ત્રિભેટાના વડની પેલી પાસ ઘાસનું બીડ છે તેમાં ચન્દનદાસના સવારો સરસ્વતીચંદ્રને ઘસડી આણી પડેલો નાંખી નાસી ગયા હતા. [૧] મણિમુદ્રા લઈ દોડેલો અર્થદાસ રાત્રે એ વડની ડાળોમાં સંતાઈ રહેલો હતો, અને બહારવટિયાઓ રાત્રે એ જ વડ તળે વાતો કરતા હતા તે અર્થદાસે સાંભળી હતી. આપણા બે માણસ તે રાત્રે એ જ વડમાં હતા અને નીચેથી ઊંચા જતા ભડકાનું તેજ અર્થદાસના હાથમાંની વીંટીના હીરા ઉપર ચળકતું હતું[૨] તે એ બે માણસોએ જોયું હતું. બહારવટિયા વેરાયા એટલે એ બે જણમાંથી એક જણ મનહરપુરીના મુખીને ખબર કરવા ગયું અને બીજું માણસ અર્થદાસની પાછળ પાછળ ચાલ્યું[3] અને તેમાંથી આ મુદ્રાનો પત્તો લાગ્યો છે. જે જગ્યાએ અર્થદાસનો ને સરસ્વતીચંદ્રનો ભેટો થયો હતો ત્યાં પાણી અને ઘાબાજરિયાં છે. તેમાંથી પગલાં નીકળેલાં માર્ગ ઉપર જાય છે અને ત્યાંથી બીજાં પગલાંઓ ભેગાં દૃશ્ય થાય છે. જે ગાડામાં તેમણે પ્રવાસ કરેલો તે ગાડાવાળાને અર્થદાસે ઓળખાવ્યો છે અને તેમાં બધું લૂંટાતાં એક પોટકું રહી ગયેલું તેમાંના કાગળો જોતાં એ સરસ્વતીચંદ્રનું લાગે છે.'

'એમ!' — ચંદ્રકાંતે હર્ષમાં આવી ઉદ્ગાર કર્યો.

સરદારસિંહ — 'હા જી, અર્થદાસ કહે છે કે એની સ્ત્રીનું રક્ષણ કરવા સરસ્વતીચંદ્ર ગાડા બહાર કૂદી પડ્યા તેવામાં એ પોટકું ગાડામાં રહી ગયું હશે.'

'શું મારા મિત્રે એટલું શૌર્ય દેખાડ્યું? વાહ! સરદારસિંહ! અર્થદાસ બોલે છે તે સત્ય જ છે.' ચંદ્રકાંત વચ્ચે બોલ્યો.

સરદારસિંહ — 'તે અસ્તુ. પણ વાંધો એટલો આવે છે કે અર્થદાસ એ માણસનું નામ નવીનચંદ્ર કહેતો નથી પણ ચાંદાભાઈ કહે છે.'

ચંદ્રકાંત — 'એમાં કાંઈ નહીં — જે એક નામને બદલે તે બીજા નામને પણ બદલે.'

સરદારસિંહ — 'તે જે હોય તે ખરું. હવે અમે અમારા રાજ્યમાં ગામે ગામે થાણાંઓમાં નવીનચંદ્ર અને ચાંદાભાઈને અમુક નિશાનીઓ વડે શોધવા આજ્ઞાઓ મોકલી છે — પણ કોઈ ઠેકાણેથી હજી પત્તો નથી.

ચંદ્રકાંત — 'થયું, એનો પત્તો નથી ત્યારે બીજી વાતો ધૂળ ને ધાણી.'

સરદારસિંહ — 'એમ જ છે, પણ હવે કાંઈક આશા પડે છે.'

ચંદ્રકાંત — 'શી?'

સરદારસિંહ — 'આપણી વાતો થાય ને અમારું કામ થાય એવો માર્ગ હવે લેવાનો છે. આપ અમને સાક્ષ્ય [૧] આપો તે આ માણસ લખશે.'

'મારું સાક્ષ્ય! તે શાનું? આ શી ધાંધલ છે?' ચંદ્રકાંત ભડકીને બોલ્યો.

સરદારસિંહ — 'હા જી. બોલો. હું સંક્ષેપમાં જ પૂછી લઈશ. આપ આજ અપૂર્ણ વસ્ત્રો પહેરી સૌન્દર્યોદ્યાનમાંથી બહાર નીકળ્યા હતા અને ત્યાં કોઈ સાધુ આપને મળ્યો હતો?'

ચંદ્રકાંત — 'હા. તમે શાથી જાણ્યું?'



સરદારસિંહ — 'એ પ્રશ્ન અકારણ છે. એ સાધુએ સરસ્વતીચંદ્રની વાત કરીને આપને તેને મળવાને બોલાવ્યા છે?'

ચંદ્રકાંત અટક્યો. સાધુએ જે વાત ગુપ્ત રાખવા કહેલી તે કહેવું જેવું અનિષ્ટ હતું તેવું જ તેનું ગોપન પણ અસત્યભાષણ વિના અસાધ્ય હતું અને અસત્ય તો અનિષ્ટ જ હતું. સરદારસિંહ તેનો ગૂંચવાડો સમજ્યો હોય તેમ બોલ્યો:

'આપને એ વાત ગુપ્ત હોય તો બલાત્કારે પ્રકટ કરાવવાનું મારે કારણ નથી. મારે એટલું જ કહેવાનું છે કે એ સાધુ આપની પાસે જે વાત ગુપ્ત રીતે કરે તે પૂરેપૂરી ગુપ્ત રાખજો અને આપને પોતાની સાથે કંઈ તેડી જવા કહે તો અમને સમાચાર કહી પછી ખુશીથી જજો અને જેટલી વાત અમને કહેવી તમને યોગ્ય લાગે તેટલી કહેજો ને કહો તે વેળાસર કહેજો. અમે અમારા ચાર મંત્રશોધકો — ડિટેક્ટિવ — મોકલીએ તેના કરતાં આપ આ મંત્ર વધારે સારી રીતે શોધી શકશો. એટલું માત્ર લક્ષ્યમાં રાખજો કે અમને કહેવા જેવું નહીં કહો અથવા વેળા વીત્યા પછી કહેશો તો અમારા હાથમાંથી વાત જતી રહેશે, કોઈ રંક માણસ માર્યો જશે, મુંબઈમાં સરસ્વતીચંદ્રના પિતા અને મિત્રોની યોજનાઓ ઉપર પાણી ફરી વળશે અને સરસ્વતીચંદ્ર અને કુમુદબહેનના શત્રુઓ વિષવાર્તાઓ ભરકોર્ટમાં નિર્ભય થઈ કરશે.'

ચંદ્રકાંત — 'તે વાતમાં તમને આશ્રય આપવો અને તમારો આશ્રય લેવો એ મારો નિ:શંક ધર્મ છે.'

સરદારસિંહ — 'એમ જ. પણ બે વાત બીજી યે લક્ષ્યમાં રાખવાની છે. જો આપના સિવાય સરસ્વતીચંદ્રની ભાળ બીજા કોઈને લાગી છે એવું માલૂમ પડશે તો એ મહાત્મા તને પણ નહિ મળે, અને સુવર્ણપુરથી જ્યાં આવ્યા છે ત્યાંથી બીજે સ્થાને જશે. વળી એ ક્યાં છે એ કોઈ એવા માણસને માલૂમ પડશે અને તેની જીભ હાલશે તો હીરાલાલ જાણશે અને સરસ્વતીચંદ્ર જીવતા માલૂમ પડે તો એમને ઠાર કરાવવા એવી એવી પ્રતિજ્ઞા છે. માટે પણ આ વાત અત્યંત ગુપ્ત રાખવી અને માત્ર મને વેળાસર કહેવી કે તે જ્યાં હોય ત્યાં એમના રક્ષણ માટે હું વ્યવસ્થા કરી શકું. છેલ્લી વાત આપને કહેવાની એટલી કે હીરાલાલ પાસેથી આ નાટક કોર્ટમાં ચડે ત્યારે ચડવા દઈ, તે બીજો કાંઈ પુરાવો આપે ત્યાર પહેલાં, સરસ્વતીચંદ્રને તે કોર્ટમાં પ્રત્યક્ષ કરવા, અને તેને જીવતા સિદ્ધ કરી હીરાલાલની ફરિયાદને જડમૂળથી નષ્ટ કરવી, અને બીજો કાંઈ દુષ્ટ પુરાવો આપવાનો પ્રસંગ તોડવો. આવો મારો સંકેત છે તે સિદ્ધ કરાવવા જેટલી સહાયતા તમે સરસ્વતીચંદ્ર પાસે અપાવશો એટલે આ પોલીસને કે રાજ્યને એમને બીજા કાંઈ પણ સંકોચમાં રાખવાનું કારણ નથી.'



'મને લાગે છે કે આટલું હું કરી શકીશ.' ચંદ્રકાંત વિચાર કરતો કરતો બોલ્યો.

'ચંદ્રકાંતભાઈ! આપના ઘરમાં પણ હીરાલાલની ખટપટ છે તે ભૂલશો મા.' સરદારસિંહ ઊઠતો ઊઠતો બોલ્યો.

'મારા ઘરમાં?' ચંદ્રકાંત ચમક્યો: 'મારા ગરીબના ઘરમાં તે શું જડવાનું હતું?'

'શ્રીમંતના રંક મિત્રો શ્રીમંત જ સમજવા. આપના મોટાભાઈ અને આપનાં માતા, ગંગાબાને માથે શોક્ય લાવવા પ્રયત્ન કરે છે અને તેમને હીરાલાલનો શેઠ દ્રવ્યની સહાયતા આપે છે.

'ધૂર્તલાલને તેથી શું ફળ!'

'આપ સરસ્વતીચંદ્રને શોધવા મૂકી ઘેર જાઓ તો ધૂર્તલાલ નિશ્ચિંત થાય તે એને ફળ.'

'એ તો સમજ્યો -' ચંદ્રકાંત કંઈક હસી પડ્યો. 'મૂર્ખ, એમાં તે છેતરાવાના. ગંગા મરે તો યે ચંદ્રકાંત હાથમાં લીધેલું છોડવાનો નથી તે બીજી બાયડી કરવાની હોળીમાં પડવા માટે તે આ રત્નની શોધ કરવી પડતી મૂકશે?'

'ત્યારે — તો ક્ષમા કરજો — કંઈ વધારે પણ સૂચવવું પડશે.'

'સરસ્વતીચંદ્રનું મરણ જેઓ ઇચ્છે છે તેઓ જ ગંગાબાની કાશ પણ કાઢવા ઇચ્છે છે.'

'કારણ?' ચંદ્રકાંતને કપાળે પરસેવો છૂટ્યો.

'કારણ એ જ કે મુંબઈ છોડતી વેલા સરસ્વતીચંદ્રે આપેલા પત્રો તથા દ્રવ્યની કૂંચી તમે અહીં હો ને ગંગાબા સ્વર્ગમાં હોય તો જ તેમને મળે. શોક્યના ડરથી જો ગંગાબા શત્રુનું કહ્યું નહીં કરે તો સ્વર્ગમાં જશે.'

'એ વાત તો ખરી! અરેરે! આ ગૂંચવાડો સૌથી ભારે આવ્યો!' માથું ખંજવાળતો, દાંત પીસતો, ડોકું ધુણાવતો અને હાથપગ પછાડતો ચંદ્રકાંત બબડ્યો.

'તેની પણ ચિંતા ન કરશો. આપ અમને આપના સ્વહસ્તના અક્ષર આપો કે ગંગાબા માણસ ઉપર વિશ્વાસ રાખે અને તેની જોડે મુંબઈ છોડી અત્ર આવે અથવા આપના કોઈ સમર્થ મિત્ર મુંબઈમાં હોય તો તેને ત્યાં જાય.'

'તરંગશંકર — ઉદ્ધતલાલ — ના — તરંગશંકર ગરીબ છે — ઉદ્ધતલાલ પહોંચી વળશે — હા, ઉદ્ધતલાલ ઉપર ચિઠ્ઠી આપું છું ને પરભાર્યો પત્ર લખું છું તેને ત્યાં ગંગાને મૂકજો.'



'ઠીક, તમે ગંગાબા ઉપર પરભાર્યો પત્ર ન લખશો. તે તેના શત્રુના હાથમાં જશે.'

'બરોબર. પણ તમે આ કામ કેટલા દિવસમાં કરશો?'

'ગંગાબાનું કામ પાંચ દિવસમાં કરીશું. ત્યાં સુધી તો કાંઈ ભય નથી.'

'તો હું ગંગાને તમને સોંપું છું ને સરસ્વતીચંદ્રને મને સોંપો.'

'એમ જ. પણ મેં કહેલી વાતો એકેએક લક્ષ્યમાં રાખજો. ભૂલશો તો માર ખાશો.'

અહીંથી સર્વ વેરાયા. સરદારસિંહના શબ્દોના ભણકારા ચંદ્રકાંતના કાનમાંથી ગયા નહીં. એક પાસ સરસ્વતીચંદ્રને અને બીજી પાસ ગંગાને માથે ઝઝૂમતાં ભયસ્વપ્નોએ એની સ્વસ્થતાનો નાશ કર્યો. અંતે રાત્રિ પડી. રાત્રિએ ચંદ્રકાંતે બાવાની વાટ જોઈ. પણ તે મળ્યો નહીં. સાટે કોઈ વટેમાર્ગુએ તેના હાથમાં ચિઠ્ઠી આપી કે 'ગુપ્ત વાત પ્રકટ થવાના ભયથી આપણો સંકેત પાર ઉતારવામાં ઢીલ થઈ છે. જો એવો ભય તમે જ ઉત્પન્ન કરશો તો સંકેત નષ્ટ ગણવો. જો ગુપ્ત વાત રાખી શકશો તો ખોયેલો પ્રસંગ પુન: પ્રાપ્ત થશે.' સૌન્દર્યોદ્યાનના દ્વાર બહાર અંધકારમાં ચંદ્રકાંત ઊભો હતો ત્યાં એના હાથમાં ચિઠ્ઠી મૂકી વટેમાર્ગુ કંઈક દોડી ગયો. દ્વારના ફાનસના પ્રકાશથી ચિઠ્ઠી વાંચી ગૂંચવાયેલો ચંદ્રકાંત વધારે ગૂંચવાયો, ગભરાયો, ખીજવાયો અને ચિંતામાં પડ્યો. પ્રાત:કાળે બાવાને શોધવા, ને ન

જડે તો એકલા યદુશૃંગ જવા મનમાં ઠરાવ કર્યો. એક સરસ્વતીચંદ્રને તો શોધવાનો હતો તેમાં બીજો બાવો શોધવાનો થયો. વિધાતાની ગતિમાં આવાં વૈચિત્ર્ય જ છે.

---

[૧]. ભાગ ૨ પ્રકરણ ૨. ભાગ ૨ પ્રકરણ ૧ ૩. ભાગ ૨ પ્રકરણ ૨

[૧]. જુબાની.

# ૧૮. અલખ મન્મથ અને લખ સપ્તપદી [૧]

*" Fool, not to know that Love endures not tie*

*,*

*And Jove but laughs at Lovers perjury! "*

*- Dryden*

*" Let me not to the marriage of true minds*

*Admit impediments.' - Shakespeare*

વિષ્ણુદાસના મઠની અર્ધા કોશને છેટે વિવાહિત સાધુઓનો મઠ હતો. તે ગૃહસ્થમઠ કહેવાતો. તેની પાછળ તેટલે જ છેટે પરિવ્રાજિકામઠ હતો તેમાં અવિવાહિત અને વિધવા સાધુસ્ત્રીઓ રહેતી. પરિવ્રાજિકામઠની રચના વિષ્ણુદાસબાવાના મઠ જેવી હતી. ગૃહસ્થમઠ પણ ઘણી વાતમાં તેવો જ હતો. તેમાં ફેર માત્ર એટલો હતો કે તેને એક માળ હતો અને તે ઉપર નાના નાના ખંડ ત્યાં વસનાર દંપતીઓને માટે હતા, અને દરેક ખંડની પાછળ નાનો સરખો અગાસીનો કટકો સૌ સૌનો નિરાળો હતો. આ મઠ 'વિહાર' નામથી પણ ઓળખાતો. ત્રણે મઠ વચ્ચે પર્વતની લીલોતરી અને શિલાઓ હતી; અને સાધુઓએ તેમાં ધ્યાનયોગ્ય, તપયોગ્ય, અને વિહારયોગ્ય કુંજવન કરેલાં હતાં, અને પર્વત ઉપર ઊડનારાં પક્ષીઓ તેમાં ટોળાબંધ આવજા કરતાં.

ભક્તિમૈયા વગેરેનો સાથ કુમુદસુંદરીને લેઈ ખરે મધ્યાહ્ને પરિવ્રાજિકામઠના દ્વાર આગળ આવ્યો. શ્રમથી અને ભૂખથી કુમુદસુંદરીનું શરીર ગ્રીષ્મના કુમુદ પેઠે મ્લાન થઈ ગયું હતું, પણ નવી સૃષ્ટિના દર્શનથી સતેજ થવા કોમળ પ્રયત્નનો ઉત્સાહ અનુભવતું હતું. માર્ગમાં જ ત્રણે મઠોની સ્થિતિ અને અલખનું રસરહસ્ય એણે સાધ્વીઓ પાસેથી જાણી લીધાં હતાં અને નવીનચંદ્રનો ઇતિહાસ પણ પ્રસંગે પ્રસંગે પૂછી લીધો હતો. એના મનના મર્મ જાણનારી ચતુર વત્સલ સ્ત્રીઓએ એની તૃષાને સર્વાંગે તૃપ્ત કરી હતી અને એની નિરાશાના ઉદરમાં આશાનો ગર્ભ પ્રકટાવ્યો હતો.

મઠના મધ્યભાગે વિશાળ ચોક હતો અને તેની વચ્ચોવચ એક ઓટલો અને ઓટલા ઉપર એક મોટો તુળસીક્યારો અને પીપળો હતાં. તુળસીક્યારાને અઠીંગી પીપળાની છાયામાં કુમુદને બેસાડી અને આસપાસ પરિવ્રાજિકાઓ વીંટાઈ વળી અને અનેક સુંદર પ્રશ્નોત્તરની પરંપરાથી થોડાક કાળ તા અજ્ઞાત ચાલ્યો ગયો. અન્તે એક ઓસરીમાં સર્વ ભોજન કરવા બેઠાં. તે પછી સર્વેની છૂટીછૂટી ટાળીઓ પડી ગઈ; અને કોઈ ટાળીમાં જ્ઞાનની, તો કોઈમાં રસની, અને કોઈમાં રસની તો કોઈમાં વ્યવહારની વાર્તાઓ ચાલી રહી. કોઈ ટાળીમાં અધ્યાત્મ રામાયણ વંચાવા લાગ્યું, તો

કોઈમાં તુલસીના ચમત્કાર પ્રકટવા લાગ્યા. એક સ્ત્રી પૂર્વાવસ્થામાં દક્ષિણી હતી, તે 'તુકા'ના અભંગ ગાતી હતી અને બેચાર જણીને મરાઠી-ગુજરાતીમાં છટાથી અને રસથી સમજાવતી હતી. બેત્રણ ટાળીઓમાં ભજન ગવાતાં હતાં અને સાથે તંબૂરા સાજક અને એકતારાના સ્વરનો સંવાદ [૧] થતો હતો.

આ પ્રમાણે રમણીય પવિત્ર કાળવિનીદ કરતા ઉત્તર મધ્યાહ્ન ચાલ્યો ગયો. કુમુદે કંઈક નિદ્રા પણ લઈ લીધી, અને જાગૃત થતાં પર્વતની ઉત્સાહિની પવનલહરીથી ચારેપાસના સમાજ સાથે ભળી જવા ઉમંગથી પ્રયત્ન કરવા લાગી. તેના મનની સુધરતી દશા જોઈ સાધ્વીઓને પણ આનંદ થતો ગયો, અને સંધ્યાકાળે આકાશમાં ચંદ્રોદય થયો. તેની સાથે સ્ત્રીવનમાં કુમુદિની જેવી કુમુદ પણ ઉત્ફુલ્લ થઈ ભાસી. મઠની ઓસરીમાંથી એક બારી પર્વતના એક ઊંડા અતટ [૨] ભાગ ઉપર પડતી હતી, તેને જાળીવાળું બહાર લટકતું છજું હતું તેમાં કુમુદ બેઠી હતી, અને ઘડીમાં બારી બહાર જોતી હતી તો ઘડીમાં બારી પાસે ઓસરીમાં બેઠેલી બંસરી અને મોહનીની વાતો ધ્યાનથી સાંભળતી હતી.

બારી બહારનો અતટ પચાસેક વામ ઊંડો હતો, સુરગ્રામથી આવવાના માર્ગના એક છેડાના દશપંદર હાથ જેટલી જગાનું વળાણ આ અતટને તળિયે આવતું હતું, ત્યાંથી એક પાસના સદ્ધાવ વચ્ચે તેનું મોં દેખાતું હતું, અને એ મોં આગળ એ વળાણ દિવસે પણ બારીએ ઊભેલાંની દૃષ્ટિને દૃશ્ય થતું હતું. આજે શુકલપક્ષનો મધ્યભાગ હતો અને સંધ્યાકાળથી જ ચંદ્ર આકાશના મધ્યભાગમાં ઉદય પામતો હતો. અતટ આગળના ઊંડા ઊંડાણમાં એનું શાંત તેજ ચમકતું હતું, અને કાળા કઠણ અંધકાર અને ખડકોના હૃદયની ઊંડામાં ઊંડી ને એકાંતમાં એકાંત ખોમાં ચંદ્રિકાની કોમળ સૂક્ષ્મ પ્રભા ચંદનના લેપ પેઠે લીંપાઈ જતી હતી, અને એ કઠિનતા અને કોમળતાનું સુંદર રસિક તેજસ્વી મિશ્રણ આ દેશકાળના દૃશ્યને તેમ દૃષ્ટિને [3] પ્રશાંતગંભીર કરી દેતું હતું. સુરગ્રામ ગયેલા સરસ્વતીચંદ્રને પાછો આવતો આ ખોના તળિયાને માર્ગે શોધતી કુમુદની આંખ એ તળિયાના અંધકારમાં પણ ફરકતી છાયાઓથી ચમકતી હતી; એની ચિંત્તવૃત્તિ ચંદ્રિકાનું એ ભાગ ભણીનું વહેવું આતુરતાથી લક્ષમાં રાખતી હતી; અને તળિયામાં પવન ગૂંચવાયાથી સુસવાટ આવતા કે ખડકોની બખોલોમાં ઊગેલાં પાંદડાંનો ખખડાટ અથવા તેમની વચ્ચે થઈ નીકળતા પવનનો ઘસારો સંભળાતાં એના કાન સજ્જ અને સાવધાન થઈ જતા હતા.

આવી આતુરતા ભરેલી શાંતિ-અશાંતિના મિશ્રણ સમયે પાસે બેઠેલી બંસરી અને મોહનીની વાતો સાધારણ હોત તો તેમાં કુમુદનું ચિત્ત ચોંટત નહીં. પણ બારી બહારનો દેખાવ શાંત ગંભીર છતાં કુમુદને ઉન્માદક હતો તેવી જ આ સાધ્વીઓની ગોષ્ઠિ શાંત રસથી ભરેલી છતાં કુમુદના મનીરાગની પ્રોત્સાહક હતી.

બંસરી — ‘મોહની! સામે આ આકાશમાં ચંદ્ર લટક્યો છે તેની સામે મધુરીમૈયાનો મુખચંદ્ર તોળાઈ રહેલો છે, પણ એ ચંદ્ર શીતળ અને શાંત છે તેને સાટે મધુરીનું પુષ્પજીવન તપ્ત નથી લાગતું?’

મોહની — ‘મધુર મધુરી! તારા પુષ્પજીવનનો જૈવાતૃક ચંદ્ર આ જ પ્રદેશમાં છે તે જાણી તું શાંતિ પામ.’

કુમુદ — ‘પ્રિય બહેનો! મારા જીવને એ ભાન અભાન જેટલું સંતાપકર છે. આકાશના ચંદ્રની પ્રત્યક્ષતાથી તેની ચંદ્રિકાને ભોગવીએ છીએ, પણ મારા ચંદ્રનો પ્રત્યક્ષ સંયોગ મારે અધર્મ્ય છે અને હું તેની વાસના રાખતી નથી. મારા હૃદયમાં પ્રકટેલો દાવાગ્નિ પોતાનું ક્ષેત્ર બાળી દઈ કાષ્ઠાદિને અભાવે જ શાંત થશે.’

બંસરી — ‘તમારા સંસારીજનોની સ્થિતિ પ્રમાણે તારું કહેવું સત્ય છે. ગાઢ પ્રેમની ભરેલી માલતીના નિ:શ્વાસ સાથે પણ એવો જ ઉદ્ગાર નીકળ્યો હતો:

* *ज्वलतु गगने रात्रौ रात्रावखण्डकल: शशी*

*दहतु मदन: किं वा मृत्यो: परेण विधास्यति।*

*मम तु दयित: श्लाघ्यस्तातो जनन्यमलान्वया*

*कुलममलिनं न त्वेवायं जनो न च जीवितम्॥*



તમે સંસારી જનોની અવસ્થા આવા લેખોથી અને તારા જેવાં દૃષ્ટાંતથી અમે સમજી શકીએ છીએ. પણ તું હવે અલખ ભગવાનના આશ્રમોમાં આવી છે ત્યાં તારા સંસારનાં કૃત્રિમ બંધન છૂટી જશે અને તારું કલ્યાણ થશે.’

કુમુદ — ‘બહેન, પતિવ્રતાનો ધર્મ તો સર્વ માર્ગમાં એક જ છે અને તેમાંથી ચળવું નહીં એવો મારો નિશ્ચય છે.’

બંસરી — ‘માલતીનો પણ નિશ્ચય જ હતો અને તે ચળ્યો તે જ વાત ધર્મ્ય ગણાઈ.’

કુમુદ — ‘માલતીને મારા જેવો પ્રશ્ન ન હતો. એક પાસ માતાપિતાની આજ્ઞા અને બીજી પાસ પ્રિયજન — એ બેમાંથી કોને પ્રસન્ન કરવું તેટલું જ એને જોવાનું હતું. તેને કંઈ મારી પેઠે વિવાહિત પતિનાં બંધનમાંથી છૂટવાનો દુષ્ટ અભિલાષ ન હતો. મેં નિશ્ચય કર્યો છે કે એ અભિલાષથી મારે દૂર રહેવું.’

બંસરી — ‘મૈયા! તારા હૃદયની શુદ્ધિ અને મધુરતા તારી પાસે આ શબ્દો બોલાવે છે, પણ સત્યધર્મના જ્ઞાન વિનાની કેવળ હૃદયશુદ્ધિથી શુદ્ધ દૃષ્ટિ ઊઘડતી નથી અને શુદ્ધ ધર્મ દેખાતો નથી.’

કુમુદ — ‘સર્વ ધર્મ જેને શ્રેષ્ઠ ગણે છે એ પાતિવ્રત્યને પ્રિય ગણવું અને આ જીવિતને અને જીવિતના નાથને અપ્રિય ગણવાં એવો મારો ધર્મ છે. બંસરીબહેન, તમારી પ્રીતિ મને જે માર્ગે લેવા ઇચ્છે છે અને મને સુખી જોવા ઇચ્છે છે તે માર્ગને મે ઘણા દિવસથી અશુદ્ધ ગણ્યો છે અને તેણી પાસ દૃષ્ટિ સરખી ન નાંખવા દૃઢ નિશ્ચય કર્યો છે.’

બંસરી — ‘મૈયા, તારા નામાભિધાન જેવો એ નિશ્ચય મધુર છે. પણ તેનો આધાર સત્ય ધર્મ ઉપર નથી.’

કુમુદ — ‘કેમ નથી?’

બંસરી — ‘પતિવ્રત ઇચ્છનારી! જે પતિરૂપને તારું વ્રત ગણવું ધર્મ્ય છે એ પતિ કીયો? તું જે દૃષ્ટિને દૂર રાખે છે તે દૃષ્ટિ તારી? કે એ દૃષ્ટિને દૂર રાખનારી દૃષ્ટિ તારી? મધુરી! આ યુગના સંસારી જનોમાં એટલા બધા દુરાચાર રૂઢ થઈ ગયા છે, એટલા અધર્મ ધર્મ ગણાયા છે કે તારા જેવી સુન્દર મધુર પક્ષિણી પણ તેની જાળમાં પડી રિબાય છે. હવે તું આ અમારા સાધુજનોના આશ્રમોમાં આવી. જે વીર્યવાન કલ્યાણકારક આચાર પ્રાચીન આર્યો પાળતા તે, તમારા દૂષિત સંસારથી દૂર રહી, અમે અગ્નિહોત્રીના અગ્નિ પેઠે સાચવી રાખ્યો છે અને અમારા આશ્રમમાં આવી તું એ આચારનો ધર્મ જોઈશે અને જોઈશે એટલે પાળીશ. મધુરી, દુષ્ટ સંસારે જે યુવાન પાસે તારું પાણિગ્રહણ કરાવ્યું તે યુવાનને જાણતાં પહેલાં તું અન્ય જનને મનથી વરી ચૂકી હતી અને તે અન્ય જન જ તારો પતિ — તારો એક પતિ તે એ જ. કન્યા જેને મનથી વરે તે તેનો વર. માતાપિતાનો વરાવેલો કે વરેલો વર તે કન્યાનો વર નહીં, અને તેટલા માટે જ શ્રીકૃષ્ણે રુક્મિણીનું હરણ કર્યું તે મહાધર્મ ગણાયો. મધુરી, જે ચંદ્રને તેં તારો આત્મા અર્પ્યો તે તારો એક જ પતિ અને જે યુવાનને તારાં માતાપિતાએ તારું શરીર આપ્યું તે તારો જાર. હવે તારું પતિવ્રત કેવું તે સમજી લે.’



કુમુદે ઊંડો નિ:શ્વાસ મૂક્યો અને આંખ ભીની થઈ તે બારી બહાર જોઈ લોહી નાખી. બહાર જોતાં ખોને તળિયે કંઈક છાયા — કંઈક ઘસારો — લાગ્યો. મોહની ઊઠી, કુમુદની પાસેથી નીચે જોયું, અને એની જોડે એને શરીરે હાથ ફેરવતી બોલી:

‘મધુરી, તારા જારને જોવાને સંસારે તને જે દૃષ્ટિ વિવાહના નામથી આપી તે દૃષ્ટિ તારી નથી — તે વિવાહ તારો નથી. તારા જીવનો શુદ્ધ વિવાહ તો તારા ચંદ્ર સાથે થયો છે અને તારા હૃદયની દૃષ્ટિ તે તો તેના ભણી વળી ચૂકી છે જ. તારી પોતાની દૃષ્ટિ તે આ ચર્મચક્ષુને પ્રવૃત્ત કરનારી એ હૃદયદૃષ્ટિ જ; જો જો મધુરી — આ ખોના તળિયા નીચેની છાયાઓ તને ચકિત કરે છે — શું એ છાયાઓમાં તારા પતિને જતો આવતો તું જોઈ શકતી નથી? તું માતાજીની ધ્વજાઓમાંથી આ સ્થાને ચડી આવી તે ચંદ્રના દર્શનને માટે નહીં? એ શંકા કરનારી અને એ દર્શન શોધનારી તારા

હૃદયની દૃષ્ટિ તે જ તારી દૃષ્ટિ! — એ દૃષ્ટિ તારા શુદ્ધ પતિને જ વરી છે અને એ દૃષ્ટિને લીધે જ તું પતિવ્રતા છે; માટે દુષ્ટ સંસારના દુષ્ટ આચારોએ જેના સંસર્ગથી તારી દેહલતાને મ્લાન કરી દીધી છે તેનો હવે સર્વથા ત્યાગ કરી તારા શુદ્ધ સત્ત્વને પામ. મધુરી, તારો દૃષ્ટિ તું કહે છે તે નહીં; તારી દૃષ્ટિ તો હું કહું છું તે જ — જો, એણે અત્યારે તને રામાંચથી ભરી દીધી છે.'

કુમુદ — 'એ સિદ્ધાંતોનો પ્રતિવાદ કે પ્રતિપક્ષ કરવાની મારામાં શક્તિ નથી. મારું ભાવિ તો મેં કહ્યું તેમ બંધાઈ ચૂક્યું છે. — તેમાંથી મને ભ્રષ્ટ કરવાનો પ્રયત્ન કૃપા કરી ન કરશો.'

મોહની — 'સંસારે તારી બુદ્ધિમા આટલો બધો ભ્રમ મૂકી દીધો છે; અમે તને ભ્રષ્ટ નહીં કરીએ — શુદ્ધ સુન્દર કરીશું.'

કુમુદ — 'મારે એવાં શુદ્ધ પણ નથી થવું અને સુન્દર પણ નથી થવું. એ શુદ્ધિ અને સૌન્દર્યનો ગ્રાહક મને વિડંબનારૂપ થયો છે અને જો મારું કલ્યાણ ઇચ્છો તો એ વિડંબનામાંથી મને મુક્ત કરો અને તમારા સત્સંગને શાંતિ આપો.'

મોહની ગંભીર થઈ દયા આણી બોલી: 'તે વે પ્રાપ્તકાલ થશે ત્યારે મળશે. પણ મધુરીમૈયા, કહે વારુ — તું તે તારું શરીર કે તારો અન્તરાત્મા?'



કુમુદ — 'બળ્યું એ શરીર અને બળ્યો એ અંતરાત્મા.'

બંસરી — 'મોહનીમૈયા, જેનાથી મધુરી તપ્ત થાય છે એ વિષય પડતો મૂકી દે અને એને શાંતિ મળે એવો કાંઈ વિષય કાઢો.'

મોહની — 'મધુરી, તને શો વિષય વિનોદ આપશે?'

કુમુદ — 'મારો સંસાર ભૂલી જવાય એવું ગમે તે બોલો.'

'શું બોલીશું?' — મોહની અને બંસરી એકબીજાના સામું જોઈ રહ્યાં.

'આપણા આશ્રમોનાં વર્ણન કરીશું?' મોહનીએ પૂછ્યું.

બંસરી — 'મોહની! તને મારા કરતાં બે વર્ષ વધારે થયાં છે. અને ઘણા દિવસથી મન્મથાવતારનું માહાત્મ્ય સમજાવવા તેં મને વચન આપેલું છે તે પાળવાનો અવસર સારો છે.'

કુમુદ — 'એ વિના બીજી વાત નથી?'

બંસરી — 'અમ સાધુજનોમાંથી કોઈ વિહારમઠમાં રહે છે અને કોઈ પરિવ્રાજિકામઠમાં રહે છે. કોને કીયામાં રહેવાનો અધિકાર છે અને ક્યારે એ અધિકાર બંધ થાય છે કે બદલાય છે તે જાણવા ઉપર અમારી સતત દૃષ્ટિ રહે છે. અને અલખ માર્ગના ગુરુજનોએ સ્ત્રીજનની ચિન્તા રાખી

મન્મથાવતારનું માહાત્મ્ય રચી રાખેલું છે તે સર્વ સ્ત્રીઓને શાંતપ્રદ થાય છે. મધુરી, તું પણ તેથી શાંતિ પામીશ.'

કુમુદ — 'મારા મનોરાગને પ્રદીપ્ત ન કરે એવી તે કથા હોય તો ભલે બોલો.'

મોહની — 'તો બે જણ સાંભળો શ્રી અલખ ભગવાનનાં બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વર, એ ત્રણ લખરૂપ છે. 'હું એક છું તે અનેક થાઉં!' એ કામરૂપ બ્રહ્મા પોતે જ શાશ્વત કામ છે. ત્યારે સર્વસંહારક રુદ્રે કામ દૃષ્ટિએ પડતાં તેને ભસ્મ કર્યો, પણ તે અનંગ થઈ અમર રહ્યો. ઉત્પત્તિ અને લયના કારણભૂત લખસ્વરૂપને આમ વશ ન થયો તે કામને જગતસ્થિતિના કારણરૂપ શ્રીયદુનંદને, પોતાને ત્યાં પુત્ર કરી જન્મ આપ્યો અને આજ્ઞાવશ રાખ્યો તે પ્રદ્યુમ્નરૂપે રહ્યો. બ્રહ્મારૂપે કામદેવ જાતે ઈશ્વર છે. સંકરે તેના દેહને બાળ્યો પણ તેના આત્માની અમરતાને વશ થઈ પાર્વતીને પરણી હાર્યા. તેને જીતનાર એક શ્રીયદુનંદન. તેના મંદિરમાં મન્મથનો અવતાર થયો, સમજી?'

બંસરી — 'ના.'

મોહની — 'સંસારનું પોષણ કરવું તે વિષ્ણુની પ્રવૃત્તિ. એ દેવના ભક્તોએ કામદેવને બ્રહ્માનો અવતાર ગણી વિષ્ણુનો પ્રિયપુત્ર ગણી અને શંકરથી પણ અજેય અનંગ ગણી, તેને આદર આપવો. એ સત્ત્વ જગતના કલ્યાણનું સાધન છે અને તેમાં સ્ત્રીજનનું રક્ષણ તો એ જ કરે છે.'

બંસરી — 'કેવી રીતે?'

મોહની — 'જો, ઇતર પ્રાણીઓમાં પરસપર સંહાર અને પરસ્પર ભક્ષણના ધર્મ પળાય છે ત્યાં કામદેવના પ્રતાપથી સ્ત્રીજાતિનું રક્ષણ થાય છે. એ જાતિઓમાં તું જોઈશા તો ઢેલ કરતાં મોર સુન્દર અને સિંહણ કરતાં સિંહ સુન્દર અને અલંકૃત હોય છે — એ જાતિઓમાં સુન્દરતા પુરુષમા હોય છે અને તેના મોહપાશમાં પુરુષ સ્ત્રીને નાખવાનો પ્રયાસ કરીને પણ સ્ત્રીના મોહમાં પડે છે અને તેનું રક્ષણ કરે છે અને તેનો ધર્મસહચર બને છે. મનુષ્યજાતિમાં એથી ઊલટું છે. અજ્ઞાની દશામાં તે રાક્ષસવિવાહ અને પૈશાચવિવાહ શોધી રાક્ષસ થાય છે. પણ જો તે જ્ઞાની થાય છે તો તે તેના જ્ઞાનની જ્વાલા શંકર જેવી થઈ મન્મથને ભસ્મસાત્ કરી શકે છે. મયૂરીમાં પોતા ઉપર પ્રીતિ ઉત્પન્ન કરવા સુન્દર સુપિચ્છ સુશિખ મયૂર જે મોહથી કલાપ અને નૃત્ય કરી રહે છે તે મોહને પુરુષના ચિત્તમાંથી જ્ઞાનાગ્નિ દગ્ધ કરી નાખે છે; અને અનેક સુન્દરતા અને રસની ભરી સ્ત્રીને શ્રીમન્મથ સહાય ન થાય તો જેટલા પુરુષ એટલા કેવળ જ્ઞાની થાય ને જ્ઞાની એટલા સંન્યાસી થાય; અને જે પુરુષ જ્ઞાની ન થઈ શકે તે મધુરીના શરીરના જાર જેવા રાક્ષસ થાય અને સ્ત્રીઓ ગમે તો અશરણ થાય કે ગમે તો દુષ્ટને શરણ થાય. શું ભગવાન મન્મથ આવી મુગ્ધ મધુરીને

સહાય થયો હોત તો એની આ અસહ્ય દુષ્ટવશ અને અશરણ દશા થઈ હોત? બોલ, બંસરી, બોલ.'

'ના સ્તો.' બંસરી બોલી. કુમુદ નિરુત્તર થઈ નીચી દૃષ્ટિએ મોહનીના ચરણને જોઈ રહી. તેના નેત્રમાં દીનતા આવી અને હૃદયમાં કંઈ નવું સત્ત્વ પ્રવેશ પામતું ભાસ્યું.

મોહની — 'જ્યારે સંસાર ભ્રષ્ટ થયો ત્યારે શ્રીકૃષ્ણ પરમાત્માના આ જ્યેષ્ઠ પુત્રનો અનાદર થયો અને માત્ર આપણા વિહાર જેવાં સ્થાનોમાં તેની પૂજા થાય છે.'

બંસરી — 'જો તેની પૂજા આવશ્યક જ હોય તો આ પરિવ્રાજિકામઠ શા માટે જોઈએ? અને આ મહાત્માઓ બ્રહ્મચર્ય પાળે છે તે શું ખોટાં?'

મોહની — 'બ્રહ્મા જે જાતે જ કામરૂપ છે તેને ત્યાં સરસ્વતી જેવી કુમારિકા અને નારદ જેવા બ્રહ્મચારી શિષ્ટ ગણાય છે, અને તેના જેવાં અલખ ગાન જેના હૃદયમાં ઊતરે છે તે તો, જગતના શ્રવણ માટે — કલ્યાણ માટે જ — પોતાના એ અલખગાનને સાકાર કરી, લખગાન કરી રહે છે. એવા નારદ અને સરસ્વતીઓ તો બ્રહ્મદેવનાં એટલે કામદેવનાં મોંઘાં બાળક છે અને બાકીના સંસારીઓને સ્વબન્ધુ ગણે છે. એ બ્રહ્માનાં બીજાં બાળકોની પ્રવૃત્તિથી જગતની વૃદ્ધિ છે. આપણા નારદ-ગણ ગુરુજીની પરિચર્યાના ગાનમાં મગ્ન રહે છે. આપણી સરસ્વતીઓ આ મઠમાં વીણાધારિણી થઈ રહે છે. અને બાકીની આપણી સૃષ્ટિ વિહારમઠમાં પ્રદ્યુમ્નજીનું પાલન કરે છે અને શ્રીયદુનંદનની સેવા કરે છે.'

બંસરી — 'સંસારીઓ કામદેવનું પાલન કરે અને સાધુજન પાલન કરે તેમાં શો ફેર? સંન્યાસી અને અલખ યોગીના વૈરાગ્યમાં શો ફેર?

મોહની — 'ચંદ્રાવલીના હૃદયના પતિમાં અને મધુરીના શરીરના જાર પતિમાં જેટલો ફેર છે એટલો સાધુના અને સંસારીના મન્મથ પોષણમાં ફેર. ચંદ્રાવલીનો હૃદયપતિ અલખયોગી છે અને મધુરીનો હૃદયપતિ આજ સુધી એને અશરણ કરી નાખનાર સંન્યાસી હતો. હવે થાય તે ખરો.'

કુમુદ — 'જાર' શબ્દ મારા હૃદયને ખૂંચે છે — હું તે પુરુષને જ આ શરીરનો અધિકારી સમજું છું — એ શ્રદ્ધામાંથી મને ભ્રષ્ટ કરવાનો પ્રયત્ન કરો તો હું તેના સામે હજી ટકી શકીશ. પણ તેની આમ નિન્દા કરો તે મારાથી વેઠાતી નથી.'

બંસરી — 'માટે જ તું મધુરી છે. મધુર જનોની હૃદયવૃત્તિને મૂર્ખની કે દુષ્ટની કે શત્રુની પણ નિન્દા ગમતી નથી. તેમનાં હૃદયમાં મધુરતા એટલી ગાઢ હોય છે કે નિન્દાના કણમાત્રની ખારાશથી એ મધુરતા અસ્વસ્થ થાય છે.'

કુમુદની સાથે છજામાં બેઠેલી મોહની એને ઉમળકાથી આલિંગન દેતી બોલી: 'મધુરી! તને જે શબ્દ વિષમ લાગે તે અમે અવશ્ય નહીં કહીએ અને તને સુખી કરે એવા જ ઉચ્ચાર કરીશું. *उपकारिषु यः साधुः साधुत्वे तस्य को गुणः। अपकारिषु यः साधुः सः साधुः सदभिरुच्यते॥* તારા ઉપર આટલું આટલું વિતાડનારને માટે તારું અંતઃકરણ આટલું દ્રવે છે તે તારી મધુરતાને અમે ખારી નહીં કરીએ. પણ પ્રસ્તુત પ્રકરણના દૃષ્ટાંતમાં કંઈ પદાર્થ તારા સંસારમાંથી લઈએ તો ક્ષમા કરજે. અમે લખભગવાનની વિભૂતિને લખ કરી તે દ્વારા અલખ જગાવીએ છીએ, માટે તારા સંસારને પણ લખ વિભૂતિનો અંશ ગણી તેની કથા કરીશું.'

કુમુદ — 'જો મારા હૃદયને શાંત કરવાને માટે તેમ કરતાં હો તો ભલે, પણ એ હૃદયનાં મર્મસ્થાન ચૂંથાય એ વિના અન્ય ફળ ન થાય એવી વાત છેડશો નહીં.'

મોહની — 'બાઢમ્-મારી મધુરી-બાઢમ્. અમે સર્વથા તેમ કરીશું; તો શાંત થા અને સાંભળ. એક કાળ એવો હતો કે સંસારમાં આઠ જાતના બધા મળી એટલે શુદ્ધ વિવાહ અને અશુદ્ધ વિવાહ ઉભય હતા. કાળાંતરે સંસારે ગાંધર્વ વિવાહને વર્જ્ય ગણ્યો, પણ અમ અલખ માર્ગના યોગીકુળમાં તો એટલો એ વિવાહ જ પ્રશસ્ત અને અન્ય વિવાહનું મૂળરૂપ ગણ્યો છે. જગતનું કલ્યાણ તેથી જ છે એમ અમે માનીએ છીએ, અને તેનું કારણ એટલું કે ભગવાન મદનના સ્વયંભૂ અવતાર બે હૃદયમાં સંપૂર્ણ કલાથી પ્રગટે એટલે તેમાં અલખની લખ વાસના પ્રગટ થઈ ગણીએ છીએ, અને જે અલખનાં પ્રત્યક્ષ દર્શનનાં અધિકારી નથી તેને તે અધિકાર પામવાનો એક માર્ગ મન્મથના સ્વયંભૂ અવતારનું જ્યોતિ ઝીલવામાં છે.'



બંસરી — 'તે તો સંસારીઓ પણ ઝીલે છે.'

મોહની — 'ના, એમ નથી. મદનનો અવતાર એક નથી. મદનવૃક્ષની સ્થિતિ ત્રણ અને અવતાર અનેક છે. કામ, ભોગ અને પ્રીતિ એવી ત્રણ આ વૃક્ષની સ્થિતિ છે. એ વૃક્ષનાં પૃથ્વી તળે ગુપ્ત રહેલાં બીજ અને મૂળની દશા એ કામ; પૃથ્વી બહાર અનેક રસનલિકાઓથી-નસોથી તરવરતું થડ તે ભોગ; અને પત્ર, પુષ્પ, ફલસમૃદ્ધિ તે પ્રીતિ, રતિ આદિ નામથી [૧] શાસ્ત્રકારે વર્ણવી છે. હવે મદનના અવતાર પૂછો તો અનેક છે, પણ પ્રધાનપક્ષ આંગળીને વેઢે ગણાય એટલા ચાર છે. પાશવ કામ, જાર કામ, પરિશીલક કામ અને પુત્રાયિત કામ. પશુ જાતિનો કામ તે પાશવ કામ; તેમાં ધર્મવૃત્તિ નથી, અધર્મવૃત્તિ નથી, ને સંકલ્પસૃષ્ટિ નથી — માત્ર ચાક્ષુષાદિવૃત્તિથી ભોજ્યસૃષ્ટિની દૃષ્ટિ સાથે કામવૃક્ષનું બીજ રોપાય છે અને સ્થૂલ ભોગની પ્રીતિનો ફાલ થાય છે. બીજો જાર જનનો કામ તે જાર કામ; એમાં ચક્ષુઃપ્રીતિ, મનઃસંયોગ આદિ બીજદશાની પરંપરાથી કામનો અવતાર થાય છે, અને સંકલ્પસૃષ્ટિ સૂક્ષ્મ થઈ શકે છે; પણ તે કામ નિરંકુશ છે, અધર્મ્ય

છે, મનુષ્યજાતિમાં અવ્યવસ્થા અને વર્ણસંકરનો પ્રેરક છે, પુરુષને અન્ય પુરુષાર્થોમાં બાધક અને વિક્ષેપક છે, સ્ત્રીજાતિની સમષ્ટિના શારીરિક તેમ આર્થિક એટલે જીવિકાના કલ્યાણનો પરિણામે પ્રધ્વંસક છે, અને સંતતિનાં સર્વ સદ્ભાગ્યનો ઉચ્છેદક છે. નિરંકુશતાનો નિરંકુશ સ્વાદ-મોહ-એ જ આ વૃક્ષનો બીજાત્મા છે અને તેનું ભયંકર વિષ મરણ સુધી પહોંચ્યાં કરે છે. પરિશીલક [૧] મદન સંવનન [૨] કાલથી વિવાહ સુધી બીજ દશામાં રહે છે અને વિવાહ પછી જ તેની ભોગદશા અને રતિસમૃદ્ધિ ઉદય પામે છે. આમરણાન્ત, સંયોગે તેમ વિયોગે, એ ઉદય, આકુંચનસંપ્રસારણ પામતો પામતો દમ્પતીના હૃદયમાંના સ્નેહમય અલખનું અદ્વૈત લખ કરાવે છે, અને નિષ્કામ વાસનાથી શારીરિક કામને, બાલિશ પુત્રવત્, ક્વચિત્ લાલન આપે છે તો ક્વચિત્ તેને અંકુશમાં મૂકી, લખ રૂપને તેમ અલખ રૂપને લક્ષ્ય કરે છે. વિવાહ પછીનો એ પુત્રાયિત કામ અને તજ્જન્ય પ્રીતિ કીટભ્રમરી ન્યાયથી આધ્યાત્મિક થઈ જાય છે — આ દમ્પતી પરસ્પરનાં સ્થૂલ શરીર જોતાં જોતાં સૂક્ષ્મ શરીર જોવા લાગે છે અને તેમાંથી પરસ્પરનાં અધ્યાત્મ સ્વરૂપ પ્રત્યક્ષ કરી તેનો ભોગ અને તેની રતિને પામે છે. એ ઉચ્ચતમ સૂક્ષ્મ પ્રીતિ અલખના વિહારવાસીઓને જ પરિચિત છે. સુન્દરગિરિ બહારના સંસારીજન એટલી તો અધોગતિને પ્રાપ્ત થાય છે કે આ અધ્યાત્મપ્રીતિનું સ્વપ્ન પણ જોઈ શકતા નથી. મધુરી! મારી મધુરી! તારા મનના પતિના સંયોગથી તું આ પ્રીતિને પામત અને તેનું માહાત્મ્ય અનુભવત તે શુદ્ધ પ્રીતિમાંથી તારા આ માની લીધેલા પતિના સંયોગથી તું ભ્રષ્ટ થઈ! શું એ ભ્રષ્ટ સંસારના અધોગત આચારવિચારમાંથી અમ સાધુજનોનો સંગ તને ઉદ્ધાર નહીં આપી શકે?'

કુમુદ વજ્રમય હૃદય કરી બોલી: 'મોહનીમૈયા! જે સ્વપ્નનું બીજ ઊડી ગયું તેની વાત પડતી મૂકો. એ બીજદશાનું માહાત્મ્ય મને મારા ઇષ્ટજનના માહાત્મ્યનું સ્મરણ કરાવે છે, અને હું શૂદ્રી જેવી એ મહાત્માનાં દર્શન કરવાને માટે જ આવી છું — તેના દર્શનથી તૃપ્ત થવું એટલો જ મારો અધિકાર છે અને એટલો જ મારો ઉદ્ધાર છે. એથી વધારે લોભ તે અતિલોભ છે; એમાં મારો ઉદ્ધાર નથી, વિનિપાત છે. કૃપા કરી તે સંબંધે પ્રશ્ન ન પૂછતાં એ માહાત્મ્યનું જ પ્રકરણ ચલાવો; કારણ અમ સંસારી જનોના આચારવિચાર કરતાં જુદી જાતનો તમ સાધુજનોનો ઉત્કર્ષ મને એટલું આશ્વાસન આપે છે કે મારા હૃદયશલ્યનું ઉન્મૂલન કરવાની મારી અશક્તિને હું અપવિત્ર ગણતી હતી તે નિર્દોષ છે એટલું આજથી — તમારી કૃપાથી — હું જોઉં છું.' એના શબ્દોચ્ચારમાં એના હૃદયની શાન્તિ સ્ફુટ થતી લાગી.

મોહની — 'મધુરી, તું એથી પણ વધારે જોઈશ. તારો હૃદયદંશ કેવળ નિર્દોષ છે એટલું જ નહીં, પણ તારી એ સ્થિતિને લીધે જ તું હજી પવિત્ર છે. એ દંશ જો તારામાં જાગૃત ન હોત તો અમે તને પામર અને દુષ્ટ

ગણત. પરિશીલક કામનું લક્ષણ તને કહ્યું. એ કામ વિવાહ પહેલાં પરિશીલક હોય છે અને વિવાહ પછી પરિશીલક તેમજ પુત્રાયિત હોય છે. પણ તમ સંસારી જનોના આચારમાં વિવાહ પહેલાંનું પરિશીલન કે સંવનન તો હોતું જ નથી — માત્ર પાછળથી ‘કેવળ પુત્રાયિત’ અને સ્થૂલ કામ હોય છે, ભોગ પણ સ્થૂલ હોય છે, અને પ્રીતિ પણ કેવળ સંપ્રત્યત્મિકા હોય છે.’

કુમુદ — ‘એ પ્રીતિ, એ સંવનન, અને એ પરિશીલતા મને અભિજ્ઞાત કરાવો.’

‘તે તો તારા ઇષ્ટ પુરુષનું કામ. બાકી મોહનીમૈયા અનુભવહીન જનને આપી શકે તેટલો બોધ તને આપી શકશે.’ ચાલતી વાર્તાના શ્રવણમાં આવી ભળી બેઠેલી બેત્રણ સ્ત્રીઓમાંથી એક બોલી.

મોહની — ‘ચૂપ, પ્રમત્તા, ચૂપ! તું મધુરીનાં સુખદુ:ખની મધુરતા જાણતી નથી ત્યાં સુધી તને કંઈ કટાક્ષવચન બોલવાનો અધિકાર નથી. મધુરી! પ્રીતિ ચાર [1] જાતની કહી છે; વિષયાત્મિકા, સંપ્રત્યત્મિકા, આભિમાનિકી અને આભ્યાસિકી. શબ્દરૂપાદિ પ્રત્યક્ષ વિષયોના ભોગથી થાય તે વિષયાત્મિકા પ્રીતિ; એ પાશવ કામનું ફલ હોય છે. જે પુરુષને મેં અથવા મારા કુટુંબે મારો પતિ માન્યો છે અથવા જેને હું શોધું છું તે આ જ પુરુષ હોવો જોઈએ એવી બુદ્ધિથી — સ્વયંભૂ મદનની સૂચના વિના — તે પુરુષ ઉપર કોઈ સ્ત્રી પ્રીતિ કરે તે સંપ્રત્યયાત્મિકા. તારા શરીરના પતિ ઉપર તું જે મધુર પ્રીતિ રાખે છે તે આવી સંપ્રત્યયાત્મિકા છે. સંબંધાદિનો કોઈ જનમાં અધ્યારોપ કરવો અને તે હેતુથી પ્રીતિ થાય તે આ. વિષયના વિચાર વિના, અભ્યાસ વિના, માત્ર સંકલ્પાત્મક જે મન તેના સ્વચ્છન્દ સંકલ્પથી [2] જ, જે ભોગ થાય તેની પ્રીતિ અભિમાનથી થઈ માટે આભિમાનિકી કહી છે. કેવળ કોઈ સ્વચ્છન્દ સંકલ્પથી જાગેલા, પણ વિષયને ગૌણ ગણનાર, સ્વયંભૂ મદનના ઉત્કટ બોધના બળથી પણ યોગ્ય પરિશીલન વિનાની પ્રીતિ આભિમાનિકી થાય છે. સ્વયંવરે વરાયેલાં વરકન્યાની પ્રીતિ અભ્યાસ વિનાની હોવાથી તેમ વિષયને ગૌણ ગણનારી હોવાથી આભિમાનિકી ગણવી. આવી પ્રીતિનું અવલોકન અમ સાધુજનોને થતું નથી અને અમારાં ચિત્ત જ્ઞાનભક્તિને વશ રહે છે તેમાં જાતે એવા સંકલ્પ થતા નથી, માટે હું તેનું દૃષ્ટાંત આપી શકતી નથી. પણ એટલું જાણું છું કે અલખ ઉપરની અમારી પ્રીતિને અલખ ન માનનાર નાસ્તિકો આભિમાનિકી પ્રીતિ ગણે છે. જો નાસ્તિકોની અશ્રદ્ધા સત્ય હોય તો તો તેને મન આપણી બિન્દુમતીની પ્રીતિને તેઓ આભિમાનિકી ગણે તો તેમાં દોષ ન કહેવાય. હવે ચોથી પ્રીતિ આભ્યાસિકી છે.*क्रमणां पुन:पुनरनुष्ठानमभ्यारा:।* કેવળ વિષયનો કે સંકલ્પનો, કે અભિમાનનો ભોગ કરવાને બદલે તેમના વિના અથવા તેમના સહિત પણ કોઈ કર્મના અભ્યાસથી જે પ્રીતિ થાય તે આભ્યાસિકી પ્રીતિ. સ્તન્યપાનની આસક્તિવાળું બાળક માતા ઉપર પ્રીતિ કરે તે આભ્યાસિકી:

બાળકને વિષયનું ભાન નથી, સંકલ્પ નથી, અભિમાન નથી, પણ માત્ર અભ્યાસ છે. સંસારી જનોમાં બાળકને બાળક સાથે વરકન્યાને નામે ગોઠવવાનો ચાલ છે. તે બાળક-યુંગલને પરસ્પર સાહચર્યના અભ્યાસથી કાલક્રમે આભ્યાસિકી પ્રીતિ થઈ શકે છે અને ત્યાં સુધી આભિમાનિકી પ્રીતિ હોય છે, અથવા તારા જેવા મધુર જીવને સંપ્રત્યયાત્મિકા પ્રીતિ હોય છે, અથવા તો અપ્રીતિ અને ક્લેશે હોય છે – જે અપ્રીતિના ફળનું તારી આભિમાનિકી પ્રીતિના કુપાત્ર પુરુષે તને આસ્વાદન કરાવેલું છે.

બેઠેલી સ્ત્રીઓમાંથી એક બોલી ઊઠી: ‘મૈયા! સંસારી જનોના ધર્મ જાણવામાં નથી રસ અને નથી લાભ. એને સ્થાને હવે આપણા અલખ માર્ગના ધર્મ બોલો.’

મોહની — ‘તું એકલી જ મારાં શ્રોતૃજનમાં હોત તો તેમ કરત. પણ સંસારસાગરમાંની માછલી જેવી આ મધુરી આપણા મીઠા જળમાં ખેંચાઈ આવી છે તેનો પ્રાણવાયુને પોતાના સહજ પ્રાણનું રોધન કરી આપણા જળમાંના પ્રાણનું ધારણ કરાવવું છે તેના માર્ગ તું ન સમજે. મધુરીમૈયા! આ ચાર જાતના કામ, તેના વૃક્ષની ત્રણ દશા, અને તેની ફલપુષ્પસમૃદ્ધિરૂપ ચાર જાતની પ્રીતિ તને કહી દીધી. હવે તેના પરસ્પર સંબંધ સમજ, અને અમારા આ માર્ગમાં તે સર્વના વ્યાવર્તક વિશેષ છે તે પણ સમજ. આજ સૂતાં પહેલાં આ વિષય તને કરબદર [૧] જેવો હું કરી આપીશ અને સ્વસ્થ નિદ્રાનો તું ઘણે દિવસે અનુભવ કરીશ.’

કુમુદ — ‘તમારી સર્વની હું દુખી જીવ ઉપર કૃપા છે.’

મોહની — ‘કામ, ભોગ અને પ્રીતિ, સ્થૂલ શરીરને વિષય કરે છે ત્યારે સ્થૂલ હોય છે; સૂક્ષ્મ શરીરને વિષય કરે છે ત્યારે તે સૂક્ષ્મ હોય છે અને તેને અધ્યાત્મ પણ કહે છે. અમારે ત્યાં કેવળ સ્થૂલ કામાદિ નથી, પણ સ્થૂલસૂક્ષ્મ અને કેવળસૂક્ષ્મ હોય છે. ધર્મ, ભક્તિ અને જ્ઞાનથી જેમ મોક્ષ શોધાય છે તેમ આ ઉભય સૂક્ષ્મ કામાદિથી પણ શોધાય છે. અમારાં સાધુજન કેવળ સ્થૂલ કામાદિને સંગ્રહતા નથી અને તેનો નિરોધ કરવામાં અમારી ષટ્સંપત્તિઓ વ્યાપૃત રહે છે. પણ સૂક્ષ્મ કામાદિનો અમે નિરોધ કરતાં નથી. કન્યાનાં કંકણ પેઠે કોણે એકલાં અવિવાહિત રહેવું, અને અલખની લખવાસનાએ સંયોજવા માંડેલા કીયા જીવ–અણુઓએ ત્રસરેણુકાદિ સંયુક્તરૂપ પામવાં, એ વ્યવસ્થા એ લખવાસનાની છે– શ્રીયદુનન્દનની છે, મનુષ્યની નથી. બે જીવ અણુનાં ભિન્ન સ્ફુરતાં હૃદયમાં મન્મથોદય થાય અને એના મન્થનથી એ હૃદય, ભિન્ન અણુઓ પેઠે, અયસ્કાન્ત અને અયોધાતુ પેઠે, એકબીજાના સાન્નિધ્યમાં આકર્ષાય ત્યારે સાધુઓ ચેતી લે છે કે *વ્યતિષજતિ પદાર્થાનાન્તર:કોऽપિ હેતુ:।* આ આન્તરહેતુભૂત લખવાસનાથી ઉન્મીલિત થતાં ઉભય હૃદયકમલ પરસ્પરનું સંબોધન અને અભિજ્ઞાન કરે છે અને એ સંયોગ કરવા શ્રી યદુનન્દન ઇચ્છે

છે કે નહીં તે જાણવા મન્મથને પરિશીલક કરે છે અને પુરુષસાધુ સાધ્વીજનનું સંવનન કરે છે. સ્ત્રી પરિશીલન કરે નહીં તો એ સંયોગવાસના પુરુષે ત્યજવી, અને પુરુષ સંવનન કરે નહીં તો સ્ત્રીએ સંયોગવાસના ત્યજવી, એવી પ્રભુની ઇચ્છા ગણીએ છીએ. પણ જો તેવું કાંઈ ન હોય તો શ્રી યદુનન્દનની ઇચ્છાને અનુકૂળ ગણી તેમના પુત્ર કામદેવ પોતાનાં સર્વ અસ્ત્ર લેઈ પરિશીલનકાર્યે સ્થૂલસૂક્ષ્મરૂપે સજ્જ થાય તેમનો સત્કાર કરવો એ સાધુજનમાં લખરૂપની અલખપૂજા ગણાય છે. આ પૂજાનો સંવનનથી આરંભ થાય છે. પરિશીલન એ એનો દ્વિતીય પણ દુસ્તર વિધિ છે, અને તે વિધિ નિર્વિઘ્ન સમાપ્ત થાય તો સંસારી જનોના સાત વિવાહ ત્યજી, તેમ જ તેમનું વરણવિધાનજાળ ત્યજી, અમે ગાન્ધર્વ વિવાહથી આ સર્વ પૂજા સમાપ્ત કરીએ છીએ અને મદનની કેવળ પરિશીલક દશા પણ સમાપ્ત થાય છે.'

કુમુદ — 'પરિશીલન, સંવનન આદિ શબ્દોના અર્થ સમજાવો. તમારામાં લગ્નવિધિ નહીં? તમારામાં બાલવિવાહ સમૂળગા નહીં? વિધિ નહીં તે વિવાહ કેવો? વિવાહ નહીં તો પછી વૈધવ્ય શાનું?'

બંસરી હસી પડી — 'મધુરી! આજ તો તું છેક મુગ્ધા થઈ ગઈ! એથી પણ ઓછી નાની બાલા થઈ ગઈ — કે આ પ્રશ્નો પૂછે છે? નવીનચંદ્રજી જેવાનું પરિશીલન પામી આ પ્રશ્નો તું પૂછે છે તે કેવી નવાઈ!'



મોહની — 'બંસરી! સુરગ્રામનાં સંસારીઓનો સંસર્ગ મને થયો છે તેથી જાણું છું કે આપણને જેમ મધુરીના સંસારથી આશ્ચર્ય લાગે છે તેમ આપણા મદનવૃક્ષથી તેમને પણ આશ્ચર્ય લાગે છે. મધુરી! અમારા વિહારમાં મદનવૃક્ષ, જેને મદનપ્રરોહ પણ કહીએ છીએ, તેની મૂળ વ્યવસ્થા કામસૂત્રકારોએ સંસાર માટે લખેલાં શાસ્ત્રો ઉપરથી કરી છે. પણ જેમ સંસારીઓ અન્નપાન અને વિહારનું ફળ શારીરિક પોષણ અને આનંદમાં શોધે છે તેમ અમે તે સર્વનું ફળ લખરૂપના પોષણમાં અને અલખ આનંદના બોધનમાં શોધીએ છીએ અને તેટલા પ્રયોજનને ઉદ્દેશી અમારા રહસ્યસિદ્ધાન્તીઓએ, કામશાસ્ત્રકારોના આશય લઈ શ્રી કૃષ્ણપુત્ર કામદેવનું માહાત્મ્ય સમજી, તેને અંગે અમારા મદનપ્રરોહની વ્યવસ્થા કરેલી છે. આથી કામશાસ્ત્રની પરિભાષામાં અલખપ્રીતિના અર્થનો ગુમ્ફ ગૂંથી એવા જ શબ્દો જુદું પારિભાષિક સમજીએ છીએ. જો, શીલ શબ્દ મૂળ ગતિવાચક છે. કોઈને પ્રાપ્ત કરવું તે તેનું શીલન. કોઈના હૃદયને પ્રાપ્ત કરવું તે પણ તેનું શીલન. *પરિત :* ચારે પાસથી વારંવાર શીલન કરવું તે પરિશીલન. એ શબ્દોનો પ્રયોગ ઘણાં રમણીય સ્થાનમાં થાય છે. *યદનુગમનાય ગહનમપિ શીલિતમ્* - એમાં ગહનના અંતર્ભાગમાં પ્રાપ્ત થવું અને તેની ભુલભુલામણીના રહસ્યને પણ પ્રાપ્ત કરવું એ ઉભય અર્થ છે.*સ્મેરાનના સપદિ શીલય સૌઘમૌલિમ્* - તેમાં સ્ત્રીએ પુરુષને અને તેનાં હૃદયરહસ્યને પ્રાપ્ત કરવાનો અર્થ છે. *ચલ સખિ કુજં સતિમિરપુજં શીલય*

*નીલનીચોલમ્।*– એમાં નીલ વસ્ત્રમાં લપટાઈ જવાનો અર્થ છે. નીલ વસ્ત્ર જેવા અલખ હૃદયનું રહસ્ય પામવા પણ તેમાં એમ જ લપટાવું પડે છે. વળી *શશ્વચ્છુતોસિ મનસા પરિશીલિતોસિ* — એમાં એ શબ્દના સર્વ અર્થોની કળાઓ આવી જાય છે. *શીલન* શબ્દ આમ ગતિવાચક અને સમાધિવાચક પણ છે: એક હૃદયે બીજા હૃદયમાં, વસ્ત્રના હૃદયમાં શરીર થાય તેમ, સમાહિત થવું તે તેનું શીલન કરવું. લવંગલતાના સર્વ અંતર્ભાગમાં ચારે પાસથી વાતો કોમલ પવન ધીરેધીરે સરી જાય તેમ પુરુષ સ્ત્રીના અને સ્ત્રી પુરુષના હૃદયમાં સરે તે પરિશીલન. *લલિતલવઙ્ગલતાપરિશીલનકોમલયસમીરે* - એમાં અનેક લતાઓ વચ્ચે થઈ આવેલા પવનનું લતાઓએ પરિશીલન કર્યું એમ ઉભય સૂચના છે. મધુરી, નવીનચંદ્રજી જેવાએ તારું સુંદર પરિશીલન કર્યું અને પછી તારો ત્યાગ કર્યો એ અધર્મ થયો. જ્યાં પરિશીલન સંપૂર્ણ અને ઉભય પક્ષનું થયું ત્યાં વિવાહ જ સમજવો. અમારો અલખમાર્ગ તમને ઉભયને આ ધર્મ પ્રાપ્ત કરાવશે.'

કુમુદ — 'એમ કંઈ થવાનું નથી. મૈયા! આપણું પ્રકરણ ચલાવો.'

મોહની — 'એમ ચાલો. પણ લક્ષમાં રાખજે કે રત્નાકરના તરંગ દીર્ઘકાળ સુધી એક પછી બીજા ગતિમાન રહી અંતે ખડકને તોડે છે. એમ અમે તમારો અધર્મ તોડીશું અને તે સુંદર રમણીય વિધિથી તમને પ્રસન્ન કરીને જ કરીશું. હશે. જો સંસારીઓના કામશાસ્ત્રમાં પણ કન્યાનું શીલન વિહિત છે, વિસ્રમ્ભણ વિહિત છે, અને તેવું જ સંવનન પણ આવશ્યક હોય ત્યારે વિહિત છે, સંવનન એટલે વશીકરણ અને તે માત્ર અનુરંજનલક્ષણ છે. કામસૂત્રકાર કહે છે કે *વાલાયામેવં સતિ ધર્મધેગમે સંવનનં શ્લાદયમિતિ ઘોટકમુખ:।।* ધર્મ પ્રાપ્ત થતો હોય તો બાલાનું સંવનન શ્લાધ્ય છે. વિવાહમાં લાજાહોમમાં વર યાચે છે કે 'ઓ કન્યા, મેં તારું સંવનન કર્યું છે તે અગ્નિનું અનુમત હો [૧] !' સંવનન વિના વિવાહનો હોમ જ સિદ્ધ નથી. સ્ત્રી વનિતા શા માટે કહેવાય છે? તેનું વનન થયું છે — સંવનન થયું છે, માટે તે વનિતા; સંવનન વિના સ્ત્રી વનિતા થતી જ નથી. પુરુષ સ્વભાવે ધૃષ્ટ છે અને સ્ત્રી લજ્જાવશ પરવશ છે અને તેની હૃદયકલિકાની કોમળ નાની સરખી પાંખડીઓ પ્રીતિપુરસ્કર સાવધ અદંશક નખ વડે પુરુષે ક્યારે ઉઘાડવી તે આ વાક્યમાં કહ્યું છે અને તે જ સંવનન પુરુષે સ્ત્રીનું કરવાનું તે,મધુરી, તારું નવીનચંદ્રજી કરી ચૂક્યા છે, તમારાં હૃદયનું પરસ્પર પરિશીલન સમાપ્ત થઈ ચૂક્યું છે, અને હવે તો માત્ર એટલું જ કહેવાનું બાકી રહ્યું છે કે:

*પુરશ્ચક્ષુરાગસ્તદનુ મનસોડનન્યપરતા*

*તનુગ્લાનિર્ય ત્વયિ સમભવદ્યત્ર ચ તવ।*

*યુવા સોડયં પ્રેમાનિહ સુવદને મુઞ્ચ જડતાં*

विधातुर्वैदग्ध्यं फलतु च सकामोऽस्तु मदन : ।।[१]

*यस्यां मनश्चक्षषोर्निबन्धस्तस्यामृद्धि:।। नेतरामाद्रियेत।।* જે જનમાં ચક્ષુને લખ નિબંધ અને મનનો અલખ નિબંધ તે જનમાં જ આદર કરવો, તે જનમાં જ ઋદ્ધિ છે અને અન્ય જનમાં નથી. આ નિબંધ ભગવાન મન્મથ રચે તે પછી સંવનનકાળે અને પરિશીલનદશામાં સ્ત્રીપુરુષ આ મન્મથના મંથનથી તપ તપે છે અને તે તપમાં સિદ્ધ થાય ત્યારે પરસ્પર સંકલ્પની પરિપાકદશા થતાં જે પ્રતિજ્ઞાઓ થાય તે ગાંધર્વ વિવાહ. હૃદયનો વિવાહ તો પરિશીલનની મંગલ સમાપ્તિ થતાં જ થયો સમજવો; પણ એ અલખ વિવાહમાં લખ શરીરનો ભાગ છે માટે લખ પ્રતિજ્ઞાઓ વેડ લખ ગાંધર્વવિવાહ ઉચિત છે.મધુરી, તેં અને તારા ચંદ્રે આ તપ સાધ્યું છે, તારો પ્રિયજન આ ગિરિરાજ ઉપર છે, અને તું પણ અહીં અલખની પ્રેરી આવેલી છે, તો તારી માલતીના જેવી જડતાને અમે ત્યજાવીશું અને આવાં સુંદર હૃદય ઘડવામાં વિધાતાએ જે ચાતુર્ય વાપર્યું છે તેને તમારા સંયોગથી અમે સફલ કરીશું અને પરિશીલનદશામાં કામનો કામ અપૂરિત રહેલો છે તેને પૂરી અમે મન્મથનું સફળ પૂજન કરીશું.'

કુમુદ પોતાને માટે આ સર્વ વાતોમાં પોતાનું નામ સાંભળવું તે પાતક ગણતી હતી અને પોતાનું નામ એમાંથી દૂર રખાવવા પ્રયત્ન કરતી હતી. તેણે હવે ધૈર્ય ખોયું અને ચમકી બોલી ઊઠી.



'મોહનીમૈયા! જો તમારો આવો વિચાર હોય તો મને સત્વર પાછી ચંદ્રાવલીમૈયા પાસે મોકલી દ્યો કે જ્યાં હું પુરુષનું નામ પણ ન સાંભળું. તમારી કથા જેટલી રમણીય અને બોધક લાગે છે એટલા જ તેમાં આવતા મારા અને મારા પતિસંબંધમાંના ઉદ્ગાર મને કડવા લાગે છે. તમ સાધુજન સ્વયંવર કરો તો ભલે કરો. કન્યાઓ જ્યાં જાતે પોતાનું દાન કરે ત્યાં તમે કહો છો તે સત્ય હો. પણ મને તો મારા પિતાએ જેને અર્પી તેનું આ શરીર આમરણાંત થઈ ચૂક્યું છે, અને હૃદય ઉપર તો બળ નથી પણ બાહ્ય વ્યાપાર તો મારા પિતાએ વરાવેલા વરને જ શરણે રાખીશ.'

મોહની — 'હં — 'હૃદય ઉપર બળ નથી' તે જ સત્ય છે. મારી મધુરી, જડ શરીરનો વિવાહ નથી, પણ ચેતન હૃદયનો વિવાહ છે. વિવાહ હૃદયનો છે અને શરીરનો વિવાહ, જેને શાસ્ત્રકારો 'વરણવિધાન' કહે છે, તે તો માત્ર તેનું ઉપકારક ઉપલક્ષણ છે. સ્થૂલ શરીરનો વિવાહ સ્થૂલ છે — જડ છે. અમે સૂક્ષ્મ ચેતન વિવાહનો જ સત્કાર કરીએ છીએ. જો:

*न्यूढानां हि विवाहानामनुराग: फलं यत :*

*मध्यमो'पि हि सद्योगो गान्धर्वस्तेन पूर्जित:।*

*सुखत्वादवहुफ्लेशादपि चावरणादिह*

*अनुरागात्मकत्वाच गान्धर्व: प्रवरो मत:।।*[२]

મધુરી, ગાન્ધર્વને ઉત્તમ ગણવાનાં આમાં કારણ ગણાવ્યાં તેમાં એક તો તેની અનુરાગાત્મકતા છે, અને બીજું કારણ અવરણ એટલે વરણવિધાનનો અભાવ છે. શકુન્તલાદિનાં દૃષ્ટાંત પછી પુરુષોથી કન્યાઓ વંચિત થાય નહીં માટે વરણવિધાન પ્રશસ્ત ગણ્યું, પણ તે વિધાન થયું એટલા માટે પરિશીલનની અને સંવનની આવશ્યકતા મટી જતી નથી. સંસારી જનોએ તે મટાડી અને વિવાહને કેવલ સ્થૂલ કરી નાંખ્યો માટે તે ભ્રષ્ટ થયાં. તેમનાં શરીર તારા જેવાં તે જો! કેટલાં નિર્બળ! તેમના સંસાર જો! — સુખમય નહીં, પણ કષ્ટમય! સંસારી જનો સદાચારને છોડી દુરાચારમાં અને દુ:ખમાં પડવાના માર્ગ ઉપર ભ્રષ્ટ થયા છે ને તેનાં ફળ ભોગવે છે ને ભોગવશે. મધુરી, એ માર્ગે ચડી તારા પિતાએ તારા શરીરનું વરણવિધાન કર્યું તેથી તારા અલખ વિવાહને બાધ નથી આવતો. ધાર કે નવીનચંદ્ર જોડે તારું વરણવિધાન થયું હોત અને તેમાં સ્ત્રીમંડળ બેચાર ગીત ગાવાં ભૂલી ગયાં હોત — તેથી તારો વિવાહ અપૂર્ણ રહેત?'

કુમુદ — 'ના.'

મોહની — 'તેઓએ વરઘોડો કાઢ્યો હોત નહીં અથવા જ્ઞાતિભોજન કર્યું હોત નહીં તો?'

કુમુદ — 'તો પણ કંઈ નહીં. સપ્તપદી એક જ આવશ્યક વિધિ છે.'

મોહની — 'તો *નેતિ નેતિ* કરી અલખ આત્માનું અભિજ્ઞાન થાય છે તેમ *નેતિ નેતિ* કરી અલખ મન્મથના અવતારમાં જ વિવાહનું તત્ત્વ તને દર્શાવીશ. સપ્તપદીમાં બે પગલાં વાંકાંચૂકાં મુકાયાં હોત તો?'



કુમુદ — 'તેનું કંઈ નહીં.'

મોહની — 'તેમાં પ્રતિજ્ઞાના શબ્દો તારે ઠેકાણે તારો ગોર બોલ્યો હોત તો?'

કુમુદ –'તે તો નિત્ય થાય છે જ.'

મોહની — 'તો સમજ કે તારો વિવાહ આ વિધાનમાં નથી, પણ સંકલ્પમાં અને સંકલ્પની પ્રતિજ્ઞામાં જ છે.'

કુમુદ — 'હા, પણ મારા પિતાએ મારા દાનનો સંકલ્પ કર્યો અને પ્રતિજ્ઞા લેવડાવી.'

મોહની–'હા, પણ સંકલ્પ કરનાર અને પ્રતિજ્ઞા કરનાર એક કે જુદાં? તારા પિતાએ સંકલ્પ કર્યો પણ પ્રતિજ્ઞા તારી પાસે લેવડાવી — સત્ય જોતાં વરકન્યા જ સંકલ્પ કરે અને પ્રતિજ્ઞાઓ લે. પિતાએ બલાત્કારે કે આજ્ઞા વડે પુત્રી પાસે પ્રતિજ્ઞાઓ લેવડાવવી એવું કોઈ શાસ્ત્રનું શાસન કે વિધાન નથી. એ તો તમારા મૂર્ખ ભ્રષ્ટ સંસારી જનોનો આચાર છે. પિતા કન્યાદાન દે તો શકુન્તલા જેવી આપત્તિમાંથી પુત્રીને ઉગારવાને જ સાક્ષી

થાય છે; અને તેની, અને તેને અભાવે ઇતર કન્યાદાનના અધિકારીઓ છે તેની આવશ્યકતા તો માત્ર ઘોડે ચડનારનું પેંગડું ઝાલી રાખવાને માટે જ છે. તે ન હોય તો કન્યા જાતે સ્વયંવર કરે — વરણવિધાન વિના અને કન્યાદાન વિના વિવાહસિદ્ધિમાં કંઈ બાધ નથી એટલું જ નહીં, પણ ભ્રષ્ટ માતાપિતા જ્યારે દાનનો અધિકાર વાપરી અવિવાહને વિવાહ નામ આપી કન્યાઓને સંપ્રત્યયાત્મક પ્રીતિની જાળમાં નાખે, એને એ જાળ અલખભગવાનની કૃપાથી તૂટી જાય ત્યારે તેમાંથી મુક્ત થયેલાં હૃદય અલખ મદનને વશ થઈ, પવિત્ર પરિશીલન કરી અલખપ્રીતિનો માર્ગ શોધે તો તે યોજના સુંદર અને ધર્મ્ય છે. મધુરી, ધર્મ્ય અલખ માર્ગે તારું હૃદય ચડ્યું છે તેને અમે અપૂર્વ સહાય્ય આપીશું.'

કુમુદ 'અષ્ટવર્ષા તે ગૌરી' વગેરે વાક્યોથી કન્યાવયની મર્યાદા નીમી જે પ્રતિજ્ઞાઓ શાસ્ત્ર તેની પાસે કરાવે છે, અને પિતાએ આપેલું દાન સફળ કરી સ્વામીની સેવા કરવા એ પ્રતિજ્ઞા લેવાય છે, તે નિષ્ફળ કરવાનો તમારો પ્રયત્ન અધર્મ્ય છે ને મારી પાસે તો વૃથા છે.'

મોહની — 'વૃથા હો પણ અધર્મ્ય નથી. તેં કહેલાં વાક્યો તમ સંસારી જનના કોઈક દેશકાળને ઉદ્દેશી કોઈ શાસ્ત્રકારોએ લખેલાં છે તેટલા કાળ માટે તે ઉપયોગી હશે. પણ તેમાં સર્વ દેશકાળનો સનાતન ધર્મ નથી. એવો ધર્મ તો અમે પાળીએ છીએ તે છે. જે શાસ્ત્રો તેં કહેલાં વાક્ય ઉચ્ચારે છે તેમાં જ બીજું પણ કહેલું છે તે સાંભળ. સંસારી જન ભ્રષ્ટ અને દુષ્ટ થઈ ગયા છે તેના વર્તનથી તો એ શાસ્ત્ર પણ વિરુદ્ધ છે. તેમાં તો રજોદર્શન પહેલાં જે સ્વામી વધૂનો અભિયોગ કરે તેને શિર અધોગતિ અને બ્રહ્મહત્યા મૂકી છે. [૧] એ શાસ્ત્ર પણ પ્રસ્તુત વિષયમાં શું કહે છે તે કહું છું. એ શાસ્ત્રોમાં પણ વરણકાલે વધૂએ વરને વરમાળા આરોપવી વિહિત છે. જો પિતાની દાનેચ્છા જ વરણને માટે પર્યાપ્ત હોય તો આ વરમાળાનો વિધિ વ્યર્થ થાય; જો તે વ્યર્થ ન હોય તો વરણમાં કન્યાની ઇચ્છા આવશ્યક છે. શું તે ઇચ્છા ગૌરી, રોહિણી આદિ બાલકીઓને હોય છે? શું વરવધૂની પ્રતિજ્ઞાઓ એવી કન્યા બોધપૂર્વક ગ્રહી શકે? કન્યાની વૃત્તિ વિના પિતા કન્યાદાન આપે છે એવું શું તેને દેનાર પિતાએ સમજવાનું છે કે લેનાર વરે સમજવાનું છે? શાસ્ત્ર પ્રમાણે તો કન્યાદાનને કાળે કામસ્તુતિનો પાઠ યોજાય છે. તેમાં સ્પષ્ટ મંત્ર છે કે આ દાન કરનાર કામ છે, દાન લેનાર કામ છે અને દાન જાતે પણ કામ છે. વળી વર કહે છે કે સોમે આ કન્યા ગંધર્વને આપી, ગંધર્વે અગ્નિને આપી અને અગ્નિએ મને આપી. વળી વર કન્યાને કહે છે કે 'હું સામ અને તું ઋક, હું દ્યૌ અને તું પૃથ્વી, તે આપણે બે વિવહન કરીએ, ચાલ!' વિશેષ વહન તે વિવહન-વિવાહ. સંસારમાં બે જણે એક કાર્ય — એક જીવન — રચી તેનું વહન કરવું તે વિવાહ. જે વધૂ આ વાક્યોના શ્રવણને યોગ્ય છે તે શું તમારી રોહિણી દશાવાળી — કે જે પરિશીલનમાં કે કામમાં સમજે જ નહિ? મધુરી, આદિ ઋષિઓ એવું

ગણતા ન હતા. તેઓ તો કન્યા પાસે સપ્ત પદ ભરાવતાં વર પાસે કન્યાને 'સખા' શબ્દથી સંબોધાવે છે — *सखे सप्तपदा भव सा मामनुव्रता भव* – અને કન્યા પાસે વરને લગ્નકાળે પગલે પગલે કહેવડાવે છે કે [२] -

> ૧. સંસ્કારભાસ્કર - પ્રથમ પગલે કન્યાએ વરને કહેવું કે 'સર્વ સુખદુ:ખનો તારી સાથે વિભાગ કરવામાં આવે છે; જ્યાં તું ત્યાં હું તેવી જ.' ૨. બીજે પગલે કહેવું કે 'બાળકથી તે વૃદ્ધ સુધીનું આ કુટુંબનું રક્ષણ કરાવીશ; ને જે છે અને જે નથી તે જોઉં છું.' ૩. ત્રીજે પગલે કહેવું કે 'ભર્તા ઉપર ભક્તિમાં નિત્ય રત થઈશ; સદા જ પ્રિયભાષિણી થઈશ.' ૪. ચોથે પગલે તેણે કહેવું કે 'તું દુ:ખી હોઈશ તો હું દુ:ખી થઈશ - સુખદુ:ખની સમભાગિની થઈશ ને તારી આજ્ઞાને પાળીશ.' ૫. પાંચમે પગલે કહેવું કે 'ઋતુકાળે શુચિસ્નાત થઈ તારી સાથે ક્રીડા કરીશ; હું બીજાને ગમન નહીં કરું.' ૬. છઠ્ઠે પગલે કહેવું કે 'હવે અહીં વિષ્ણુ આપણી સાક્ષી છે કે તેં મને છેતરી નથી જ: આપણી બેની પ્રીતિ બની ચૂકી છે.' ૭. સાતમે પગલે કહેવું કે 'હોમયજ્ઞાદિ કાર્યોમાં તેમ ધર્માર્થકામકાર્યોમાં હું તારી સહાયિની થઈશ.'

**– સપ્તપદીમાં કન્યાની પ્રતિજ્ઞાઓ**

*सुखदुःखानि सर्वाणि त्वया सह विभज्यते।*
*यत्र त्वं तदहं तत्र प्रथमे सा ब्रवीदिदम्।। १।।*
*कुटुम्बं रक्षयिष्याम्याबालवृध्दकादिदम्।*
*अस्ति नास्तीति पश्यामि द्वितीये सा ब्रवीदिदम्।। २।।*
*भर्तृभक्तिरता नित्यं सदैव प्रियाभाषिणी।*
*भविष्यामि पदे चैव तृतीये सा ब्रवीदिदम्।। ३।।*
*आर्ते आर्त्ता भविष्यामि सुखदु:खसमभागिनी।*
*तवाज्ञां पालयिष्यामि कन्या तूर्यपदेडब्रवीत्।। ४।।*
*ऋतुकाले शुचिस्नाता क्रीडिंष्यामि त्वया सह।*
*नाहं परतरं गच्छे: कन्या पञ्चपदेव्रवीत्।। ५।।*
*इहाथ साक्षी नौ विष्णुस्त्वयाडहं नैव वञ्चिता।*
*उभयो: प्रीति: सम्भूता कन्या षष्ठपदेडब्रवीत्।। ६।।*
*होमयज्ञादिकार्येषु भवामि च सहायिनी।*
*धर्मार्थकामकार्येषु कन्या सप्तपदेडब्रवीत्।। ७।।*

જે કન્યાને માથે આવડી અને આટલી પ્રતિજ્ઞાઓનો ભાર મુકાય તે કન્યા શું આઠદશ વર્ષની કેવલ બાલા હોવી જોઈએ? તમારા સાંપ્રત સંસારમાં તો કન્યાઓ સ્વમુખે આટલું બોલી શકતી નથી એટલું તેમનું સદ્ભાગ્ય છે, નીકર શુક પેઠે તે બોલી જાય તો પણ શું? શાસ્ત્રકારે તો એમ જ જાણેલું કે આ વાક્યો બોલતી કન્યા તે સમજશે અને સ્વીકારશે — તે જ્ઞાન અને તે સ્વીકાર પરિશીલન વિના થવાનાં નહીં. કારણ 'વિષ્ણુ સાક્ષી છે કે આપણી પ્રીતિ બની ચૂકી છે' એ છઠ્ઠા પગલાનું વાક્ય હવે કરવાની પ્રીતિની પ્રતિજ્ઞા નથી, પણ એ વાક્યો બોલાયું તે કાળે બનેલી પ્રીતિનું વાક્ય છે. દસબાર વર્ષની અપરિશીલિત અને અપરિશીલક કન્યાના મુખમાં આ વચન મુકાવનાર સંસારીઓ કેવા દુષ્ટ હોવા જોઈએ? હજી તો સમાપ્ત નથી થતું. આ પછી વર વધૂના ખભા ઉપર હાથ મૂકી તેના 'હૃદય'નું 'આલભન' કરે છે અને કન્યાના એ હૃદયને ઉદ્દેશી કહે છે કે મારા વ્રતમાં તારા આ હૃદયને મૂકું છું તે મારા જેવું તારું ચિત્ત હો!

*मम व्रते ते हृदयं दधामि मम चितमनुचित्तं तेडस्तु।*

*मम वाचमेकमना जुषस्व प्रजापतिष्ट्वा नियुनक्तु मह्यम्।।*

જે કન્યાના હૃદયને વર આમ 'આલભન' કરે તે કન્યાનું વય પરિશીલન અને સંવનન યોગ્ય હોવું જોઈએ. તે પ્રતિજ્ઞા કરી કન્યા કહે કે આપણી પ્રીતિ થઈ, ત્યારે વર કહે કે 'તારા હૃદયને મેં આમ પ્રાપ્ત કર્યું છે તેવું નિત્ય હો!' પરિશીલન વિના આ કેમ થાય? અથવા તો વધૂવર આમ બુદ્ધિપૂર્વક સત્ય ઉચ્ચારે તો તે જ પરિશીલક મદનની પરિપાકદશા. તે દશા પામ્યા વિના એ દશાના નામનો દંભવિવાહ સંસારીઓ યોજે છે તેથી શુદ્ધ વિવાહ થતા નથી અને એવા વિવાહથી સંયોજિત સ્ત્રીપુરુષ દંપતી નથી. મધુરી, તારા સાપ્તપદિક વિવાહકાળે તારી અશિક્ષિત બુદ્ધિની વંચના થઈ ગઈ. એવા વિવાહથી યોજાયેલો પુરુષ તારો પતિ નથી. જેને તને ભગવાન કામદેવે અર્પી છે ને જેની સાથે તારો મન: સંયોગ થયો છે તેની સાથે તારી અલખ પ્રીતિ થઈ છે, તેની સાથે તારો અલખ વિવાહ થયો છે, ને તે જ તારા હૃદય સાથે શરીરનો અધિકૃત ધર્મ્ય પતિ છે. તારા પિતાએ કરેલું કન્યાદાન તો કેવળ વંચના છે.'

કુમુદ — 'અન્ય કન્યાઓને માટે તેમ હો. પણ મેં તો મારી પ્રતિજ્ઞાઓ બોધપૂર્વક સાંભળી છે ને સ્વીકારી છે.'

મોહની — 'તેમ હો. તો તેં બે જણને પ્રતિજ્ઞાઓ આપી ગણવી. મધુરી, હું તને ભ્રષ્ટ કરવા મથતી નથી. હું તને શુદ્ધ કરવાને મથું છું. અમ અલખમાર્ગી સાધુજન અલખ વિવાહ કરીએ છીએ. અમારાં સૂક્ષ્મ અલખ શરીરના ચેતનનું વિવહન પ્રથમ થાય છે અને તેવા વિવાહ પછી સ્થૂલ શરીર સ્થૂલ પ્રીતિ કરે છે. અમારો પરિશીલક મદન અને બીજદશા સમાપ્ત થતાં આ સૂક્ષ્મ વિવાહ થાય છે, તે પછી અમારાં દંપતીઓના અલખ જીવ અને

સૂક્ષ્મ દેહ અલખ ભોગ ભોગવે છે અને ફલમાં અલખ આભ્યાસિકી પ્રીતિને પામે છે. કર્મ પરંપરારૂપ સાહચર્યજીવનનો અભ્યાસ આ પ્રીતિને ઉત્પન્ન કરે છે અને એ જ પ્રીતિથી પોષણ પામી નવાનવા અલખ કામભોગમાં પોષણ પામે છે. જ્યાં સુધી દંપતીનાં શરીર શીર્ણ થતાં નથી ત્યાં સુધી સ્થૂલ કામ પુત્રાયિત થઈ રહે છે, અને સૂક્ષ્મ કામ દંપતીના સૂક્ષ્મ દેહોને સૂક્ષ્મ ભોગમાં પ્રવૃત્ત કરે છે. બેમાંથી એક સ્થૂલ દેહ શીર્ણ થતાં પુરુષ કિંવા સ્ત્રી સાધુજન એ શીર્ણ દેહને મરેલો ગણે છે પણ સૂક્ષ્મ દેહને અલખમાં લય પામી મુક્ત અને અમર થયો ગણે છે, અને એ અલખ દેહને પ્રત્યક્ષ ગણી સંસારી જનમાં વૈધવ્ય અને મૃતપત્નીક દશાનો મોહશોક થાય છે તે અમારે ત્યાં થતું નથી. વિવાહિત સાધુ, પતિનો અથવા પત્નીનો સ્થૂલ દેહ પડ્યા પછી ફરી વિવાહ કરતા નથી એટલું જ નહીં પણ પોતાના પ્રીતિવિષયને અલખરૂપે પ્રત્યક્ષ ગણી તેના ભોગનું આસ્વાદન કરે છે અને એની સૂક્ષ્મ પ્રીતિ અવ્યભિચારિણી રહે છે. મધુરી, સંસારી જનો પેઠે અમારી વિધવાઓ કરકંકણનો કે સુંદર વેશનો નાશ કરતી નથી; પણ અલખ પતિને પ્રત્યક્ષ માની, સર્વ સુંદરતાનું સંરક્ષણ કરી, બિન્દુમતીના જેવા અલખ ભોગનું અને અલખપ્રીતિનું સતત સુધાસ્વાદન અમો કરીએ છીએ. મધુરી! પ્રત્યક્ષ પ્રમાણ જો — આ કંકણધર હસ્ત!'

પોતાનો હસ્ત લંબાવી તેમનું કંકણ કુમુદને પ્રફુલ્લ સ્વાભિમાનથી અને આનંદથી દર્શાવતી મોહની પ્રેમાવેશમાં આવી ઊભી થઈ અને નેત્ર મીંચી બોલવા લાગી.



'મધુરી! મારા ઇષ્ટ સખાનો સ્થૂલ દેહ પડ્યો છે પણ આ સ્થૂલ ચક્ષુ બંધ કરું છું ત્યાં મારા એ સખાનાં અલખ સ્વરૂપને અન્તશ્ચક્ષુથી પ્રત્યક્ષ કરી તે સૌભાગ્યથી આ કંકણ રાખું છું. અનાહત નાદ જેવો એનો અલખ સ્વર મારા શ્રવણપુટમાં આવે છે — તેની સંમતિથી આ સ્થૂલ નેત્ર ઉઘાડું છું.'

આટલા પતિભોગથી વિધવા મોહનીનાં નેત્રમાં આનંદાશ્રુ આવ્યાં હતાં તે લોહતી લોહતી એ કુમુદ પાસે બેઠી અને બોલવા લાગી:

'મધુરી, અલખ પ્રીતિ જ સત્ય છે, અને તેવી ધર્મ્ય સુંદર પ્રીતિ તારે નવીનચંદ્ર જેવા મહાત્મા સાથે શુદ્ધ પરિશીલનથી થઈ છે તે જ તારો વિવાહ, અને અન્ય વિવાહ તો વંચના થઈ છે. એ વંચનામાંથી હવે તું મુક્ત થઈ, અને તારી અલખ અને લખ સુંદરતાનો અધિકારી તારા યોગની વાસના રાખે છે એવું તું જાણે તો તેટલા જ્ઞાનથી તારી સંપ્રત્યયાત્મિકા પ્રીતિ સર્પની કાંચળી પેઠે સ્વતઃ શીર્ણ નહીં થાય? શું તારા શુદ્ધ ભાગ્યોત્કર્ષનો પ્રવાહ તું દેખતી નથી?'

કુમુદ — 'તમે કહો છો એવો ભાગ્યોદય આ અવતારમાં તો હું ઇષ્ટ ગણું એમ નથી. તમારી વર્ણવેલી પ્રીતિને મારું હૃદય પૂજે છે. એવી પ્રીતિ

મારા ભાગ્યમાં આવેલી ગઈ, અને હવે તો આ દગ્ધ જીવનું શરીર દગ્ધ થાય તેટલો કાળ આથડવાનું બાકી છે તે ચંદ્રાવલીમૈયાના વિરાગબોધથી શાંતિ પામી આથડી લઈશ.' નિરાશ અને શાંત થઈ, અશ્રુ રોકી કુમુદ બોલી.

મોહની — 'પણ તે શા માટે? નવીનચંદ્ર પ્રતિ તારો શું કાંઈ ધર્મ નથી? સંસારી જનોએ કરેલી તારી વિવાહવંચનાએ શું એ ધર્મમાંથી તને મુક્ત કરી?'

સ્થિર સ્વરે કુમુદ બોલી: 'ધર્મઅધર્મનો વિચાર મને હવે સ્પષ્ટ થતો નથી, પણ મારી વિવાહવંચના થઈ નથી. મારી વિવાહપ્રતિજ્ઞાઓ મેં બોધસહિત કરી છે; તેના અર્થગાંભીર્યનું પ્રમાદથી મેં મનન ના કર્યું, પણ જેને એ પ્રતિજ્ઞાઓ આપી તેની સાથે અસત્યવાદિની તો હું નહીં જ થાઉં. તેમાં તમારા મુખમાંથી એ પ્રતિજ્ઞાઓના મન્ત્ર આજ આમ સ્પષ્ટ સાંભળીને તો હું એટલો નિશ્ચય કરું છું કે આ શરીર એ પતિને પરાયણ રહેશે. મોહનીમૈયા! આ પાસેની ખોમાં ભરેલા અંધકારના ઉપર ચડી ચંદ્ર જેમ આવો પ્રકાશ ભરે છે, તેમ તમારા બોધ મારા હૃદયમાં આજ શાંત મંદ પ્રકાશ ભરે છે અને તેથી હું બે વાનાં પ્રત્યક્ષ કરું છું. પ્રથમ તો ખોની બહારના સ્પષ્ટ સુંદર પ્રકાશમાં નાહતી આ આકાશમાંની અને પૃથ્વી ઉપરની સૃષ્ટિ જેવી તમ સાધુજનની સ્વતંત્ર પવિત્ર સુંદર પ્રીતિસૃષ્ટિ જોઉં છું. પછી આ ખોને મુખે આ જાળીમાં કેદ થયેલી મારી આંખ, બહાર ખોમાં અને આ સ્થાનમાં જુદી જુદી સ્થિતિ જુએ છે તેવી જ મિશ્ર ગતિવાળા મારા અનેક પ્રીતિપ્રવાહોને જોઉં છું — પણ આ બહારના પ્રકાશમાં નાહવાનો અધિકાર આ જાળીમાં રહેલા પ્રાણીને નથી તેમ મારા ચંદ્રના પ્રીતિપ્રવાહમાં નાહવાનો અધિકાર આ પ્રતિજ્ઞાજાળીમાં બેઠેલી હું છું તેને નથી.'

મોહની — 'આ મધુરતમ વાક્યો પાસે હું નિરુત્તર છું. મેધાવિની, અલખમતના કામશાસ્ત્રમાં મને નિરુત્તર કરનારી તું મળી. પણ આ જાળી બહાર તને કીયે માર્ગે કેવી રીતે લેવી અને અલખ પ્રીતિનો આનંદ તને કેમ અપાવવો એ શોધ હું હજી કરીશ.'

કુમુદ — 'તમે એ શોધ કરશો તો પણ આવા પવિત્ર વૈરાગ્ય પામેલા મારા ચંદ્રને હું મારા યોગથી અસ્ત થયો જોવા ઇચ્છતી નથી.'

મોહની — 'તે ઇચ્છા પૂરવી ન પૂરવી એ તો અલખનું કામ છે — તારું નથી.' કુમુદ — 'ભલે, પણ જેને હું મારું કલ્યાણ ગણતી નથી તેનો લાભ મને અપાવવા તમારે શા માટે આટલો આગ્રહ ધરવો?'

મોહની — 'અલખનું કામશાસ્ત્ર જાણનારી મોહની તારી અલખ વાસનાઓ વધારે સમજી શકશે.'

કુમુદ — ‘મારી વાસના મેં તમને કહી દીધી.’

મોહની — ‘તારી આભિમાનિકી વાસના કઈ અને આભ્યાસિકી કઈ, લખ વાસના કઈ, અને અલખ વાસના કઈ, એ વિષય સમજવામાં અલખનું કામશાસ્ત્ર જે અપૂર્વ દૃષ્ટિ આપે છે તે વડે સર્વ મારે જાતે સૂક્ષ્મબુદ્ધિથી જોઈ લેવું પડશે. મધુરી! તારી જિહ્વા ઉપર જે હૃદયમાધુર્ય લખરૂપે વિલસે છે તે પણ હું જોઉં છું, અને તારી હૃદયશય્યામાં જે અલખ માધુર્ય છે તે પણ હું જોઉં છું. એ લખ માધુર્ય અને અલખ માધુર્ય પરસ્પર સંયુક્ત હોવા છતાં પરસ્પરથી ભિન્ન છે. હું તે ઉભય માધુર્યમાંથી મધ લઈ મધપૂડો રચીશ અને તેમાંનું મધ તને આસ્વાદન માટે આપીશ.’

---

૧ . લગ્નના મંગળફેરા અને સાત પગલાં ભરાય છે તે સપ્તપદી.

૧ . concert .

૨ . તટ વગરનો, precipice

૩ . જોનારીને.

* પૂર્ણચંદ્ર ગગનમાં રાત્રે રાત્રે જ્વાલારૂપે પ્રગટો! મદન મને બાંળી નાંખો! - મૃત્યુથી વધારે તે એ શું કરવાનો હતો? હું તો મારા શ્લાઘ્ય તાતને, વિમળ વંશની જનનીને, અને વિમલ કુળને દયિત ગણું છું. તેના આગળ મારો પ્રિયજન પણ દયિત નથી અને આ મારું જીવન પણ દયિત નથી.’ — ભવભૂતિ

१ .*रसो रतिः प्रीतिर्भावो रागो वेगःसमाप्तिरिति रतिपर्यायाः।* XX *फलावस्था रति :* XXX *फलावस्थायां सुखत्वेन चित्तपरिस्पन्देन रमणाद्रतिः।* (કામશાસ્ત્રકારો)



૧ . શીલ મનર્થા ધ્યાનમાં આરોપવું. પરિશીલક એટલે વારંવાર શીલન કરનાર.

૨ . સંવનન=લગ્ન પહેલાં સ્ત્રીને વશ કરવાનો પ્રયત્ન - courtship, wooing .

૧ . *अभ्यासादभिमानाच्च तथा संप्रत्ययादपि।*
*विषयेभ्यश्य तन्त्रज्ञाः प्रीतिमाहुश्चतुर्विधाम्।।* (કામશાસ્ત્રકારો)

૨ . fancy .

૧ . હાથમાં ઝાલેલું બોર (ફળ).

૧ .*मम तुभ्यं संवननं तदग्निरनुमन्यतामियं स्वाहा।*

૧ . માલતીમાધવ

૨ . કામતંત્ર.

१ . *प्राग्रजोदर्शनात्पत्नीं नेयाद् गत्वा पतत्यधः। व्यर्थीकारेण शुक्रस्य ब्रह्महत्यामवाप्नुयात्।- आश्वलायन, संस्कारभास्कर .* (કામશાસ્ત્રકારો)

२ . *ॐ कोदात्कस्मा अदान् कामोदात् कामायादात्। कामो दाता कामः प्रतिगृहीता कामैतत्ते।।*

# ૧૯. મધુરી માટે મધુરી ચિન્તા

કુમુદની કથા થોડાક અવસરમાં — થોડીક ઘડીમાં — પરિવ્રાજિકામઠમાં અને વિહારમઠમાં સુપ્રસિદ્ધ થઈ ગઈ. સંસારધર્મ અને અલખધર્મ એ ઉભયના મિશ્રણથી એક જીવનમાં જિવાયેલા બે વિવાહવાળા જીવનની કથા સર્વ સાધુજનોને ચમત્કાર ભરેલી લાગી અને તેને માટે અનેક શાસ્ત્રાર્થ અને અનેક ચર્ચાઓ આ ઉભય મઠમાં થવા લાગી. આ સંબંધમાં મધુરીના નામ સાથે નવીનચંદ્રજીનું નામ પણ ગવાયું, પરંતુ મધુરી સાથેનું એનું વર્તન અધર્મ્ય ગણાયું તેમ જ બીજી રીતે વિષ્ણુદાસ સ્વામીનો એના ઉપરનો પક્ષપાત વધારે ઉચિત ગણાયો. આટલી વાતમાં સર્વ એકમત થયાં. ચર્ચાનો વિષય માત્ર એટલો જ રહ્યો કે અલખ સંપ્રદાય પ્રમાણે આ બે પ્રેમી જીવનો યોગ કરાવવો કે ન કરાવવો, અને કરાવવો તા કેવા વિધિથી કરાવવો.

કુમુદ સાધુસ્ત્રીઓમાં રાત્રે સૂતી. થોડી વાર તેને સરસ્વતીચંદ્રના વિચાર થયા અને આંખ ઘડીમાં મીંચાય ને ઘડીમાં ઊઘડે. એની બે પાસ મોહની અને બંસરી સૂતાં હતાં તે એના મુખ ઉપર ઊંચાં થઈ દૃષ્ટિ નાંખતાં હતાં અને પાછાં સૂઈ જતાં હતાં.



પ્રાત:કાલે સરસ્વતીચંદ્રને સાધુવેશમાં જોઈ કુમુદના ચિત્તને અત્યન્ત ધક્કો લાગ્યો હતો. આ મઠમાં સાંભળેલી વાતોથી એ ધક્કો જતો રહ્યો અને એના મનનો કેટલોક ભાર પણ જતો રહ્યો. તે કંઈક સ્વસ્થ થઈ સૂતી. પણ નેત્ર મીંચાય ત્યાં પ્રાત:કાળનું ચિત્ર પ્રત્યક્ષ થાય અને ઊઘડે ત્યાં વિચાર સૂઝે.

'આવા પુરુષ ત્યાગી હોય તે સારું કે સંસારી હોય તે સારું?' 'એ સંસારમાં હોય તે કેટલા પ્રાણીનું કેટલું કલ્યાણ કરી શકે?' 'હું તો ભાગ્યહીન છું તે છું પણ આવું રત્ન આ ભસ્મમાં દૃશ્ય થાય તે તો અનિષ્ટ જ.' 'હું હવે તેમને શું કહેવા કથવાની હતી?' 'અરેરે, એમની ભવ્ય સુંદર આકૃતિ પ્રાત:કાળના ચંદ્ર જેવી નિસ્તેજ થઈ ગઈ છે — અહીં તેમને આવું ખાવાપીવાનું અને આવાં સ્થાનોમાં સૂઈ રહેવાનું — એવા કષ્ટતપમાં તો શરીર આમ સુકાય જ!' '- પણ તેમના મુખની આનંદમુદ્રા તો એવી ને એવી જ છે.' 'સૌએ તેમને બોલાવવા પ્રયત્ન કર્યો ન કર્યો થયો!' 'મિતાક્ષર — તે પણ આગ્રહી સાધુજનની ચતુરતાએ કઢાવ્યા.' 'નક્કી, એમનો શોકશંકુ ઊંડો છે — ઊંડો ઊંડો પણ છે!' 'તેમણે નક્કી મને ઓળખી.' થોડીવારમાં તેના નયન પાસે પ્રિય મૂર્તિ ઊભી થઈ તે જોતી જોતી કુમુદ સ્વપ્નવશ થઈ. સ્વપ્નમાં લવી:

*'त्वत्स्नेहसंविदवलम्बितजीवितानि।*

*किं वा मयापि न दिनान्यतिवाहितानि।।'* [૧]

મોહની અને બંસરી બેઠાં થઈ સાંભળવા લાગ્યાં. ફરી તે લવી:

*'शोकशङ्कु मर्माणि कुन्तन्नपि किं न सोढः।।'* [૨]

મોહની ધીમેથી બંસરીને કહેવા લાગી: 'બંસરી! અલખના કામતંત્રમાં કહી છે તે

*गुहा सेयं परंपरा।।*

બંસરી — 'હા, એમ જ-'

*'देहादाभ्यन्तरा लज्जा लज्जास्वाभ्यन्तरं मनः।*

*ततः कामस्ततो भाषा गुहा सेयं परंपरा।।'* [3]

મોહની — 'માધવે કહી હતી તેવી જ આ અવસ્થા.'

*'वयोवस्थां तस्याः शृणुत सुहृदो यत्र मदनः।*

*प्रगल्भव्यापारश्चरति हृदि मुग्धश्च वपुषि।।'* [૪]

છેટે ચરણસંચાર સંભળાયો. ભક્તિમૈયા અને વામની મઠમાં આવ્યાં. મોહની અને બંસરી સામાં મળ્યાં.



'સર્વ વ્યવસ્થા થઈ ગઈ.' વામની બોલી.

ભક્તિમૈયા — 'વિહારમઠના કુંજવનમાં યમુનાકુંડ પાસે મંડપ બંધાશે. ત્યાં ચંદ્રોદયકાળે રાસલીલા આરંભાશે. તે પહેલાં સાયંકાળે ગુરુજી સર્વ સાધુમંડળની નિરીક્ષા કરી લેશે. નવીનચંદ્રજી ગુરુજી સાથે ફરવા નીકળશે. રાસલીલામાં તેમને આકર્ષણ કરવાનું બાકી છે. મધુરીમૈયાને ક્યાં ક્યાં લેવી તે વિચારવાનું છે.

મોહની — 'તમે ધારો છો તેવું સુલભ કામ નથી.'

બંસરી — સંસારે બનાવેલી સંપ્રત્યયાત્મ પ્રીતિની પ્રતિજ્ઞા તેની અલખ પ્રીતિને ફળવા દે એમ નથી.'

મોહની — 'તારી ભૂલ છે. એવાં બંધન માલતીએ તોડ્યાં હતાં ને મદયન્તિકાએ પણ તોડ્યાં હતાં.'

ભક્તિમૈયા –'એ બંધનમાં એને રાખવી કે ન રાખવી એ વિચાર શ્રી અલખ ભગવાનનો છે. આપણું કામ એટલું છે કે તપ્ત લોહને તપ્ત લોહનો યોગ કરાવવો: *तप्तेन तप्तमयासा घटनाय योग्यम्।* [૧] આપણાં હૃદયે ધારેલો યોગ અનવસર હોય તો મન્મથ અનંગ જ રહેશે અને શરીર ધરી રતિને નહિ વરે.'

મોહની — 'તે તો અવતાર ધરી ચૂક્યો છે.'

ભક્તિમૈયા — ‘તેણે અવતાર ધર્યો છે કે નહીં તે તો તેને અવતાર આપનાર શ્રી યદુનંદન જાણે. તું અને હું ન જાણીએ.’

બંસરી — ‘ત્યારે આપણું કર્તવ્ય શું?’

ભક્તિમૈયા — ‘દૃષ્ટિ પડે અને સત્ય જણાય તે પછી જ ધર્મ જણાય. નવીનચંદ્રજીને મધુરીની અવસ્થા વિદિત થાય તે પછી તેનાં હૃદયમાં શું લખ થાય છે તેનાં આપણે સાક્ષી થવું. તેમની બેની વાસનાઓ આપણને લખ થાય તે પછી વિસ્તાર કરવો કે તેમનો સુંદર યોગ કરાવવા દૂતીધર્મ પાળવો કે તેમને શાંત વિરતિ પમાડવા અલખ પરમાત્માનું બોધન કરવું.’

મોહની — ‘ભક્તિમૈયા, બહુ જ સૂક્ષ્મ દૃષ્ટિથી કહ્યું. ગુરુજી નિરીક્ષા કરવા આવે ત્યારે નવીનચંદ્રજી મધુરીનું અભિજ્ઞાન પામે એવો યોગ રચવો, અને રાસલીલાને અવસરે નવીનચંદ્રજીની વાસના દૂરથી જાણી લેવી અને તે પ્રમાણે પછીનો વિચાર કરવો.’

ભક્તિમૈયા — ‘યોગ્ય છે.’

બંસરી — ‘પણ મધુરીની ગુહાપરંપરામાં પ્રવેશ પામવો શી રીતે? સપ્તપદીની લખ પ્રતિજ્ઞા અને પરિશીલનના સમાવર્તનની અલખ પ્રતિજ્ઞા વચ્ચે ખેંચાતી મધુરીમૈયાના વીંધાતા મર્મ કઈ વાસનાથી શાંત થશે તે પ્રથમ જાણવું વધારે આવશ્યક નથી?’



ભક્તિમૈયા — ‘એ પણ સત્ય છે.’

મોહની — ‘તેનો વિચાર કરવાને આખી રાત્રિ છે.’

વામની — ‘પેલી બારીએ તાળું વાસ્યું છે?’

મોહની — ‘કેમ?’

વામની — ‘નિરાશ હૃદયનું પ્રેરેલું શરીર સમુદ્રમાંથી બચ્યું તેને આ બારી બહાર પડવાનો પણ માર્ગ છે.

બંસરી — ‘હવે તે હૃદય નિરાશ નથી.’

ભક્તિમૈયા — ‘ના. પણ ઠીક કહ્યું. ચંદ્રાવલીનું મૂર્ત હૃદય આજે આપણે આણેલું છે. વામની! જા, તાળું વાસી આવ.’

વામની તાળું વાસવા ગઈ.

સર્વ સ્ત્રીઓએ કુમુદની આસપાસ ધાબળીઓ પાથરી અને સૂતી.

નિદ્રાવશ થતી થતી વામની બોલી:

‘ભગવન્ મન્મથ! અલખનાં લખ રૂપ કેટલાં છે? મનુષ્યાવતારના હૃદયને ઉદ્ધાર આપવાનાં સ્થાન કેટલાં છે? પણ શ્રી અલખની ઇચ્છા એવી છે કે યુવજનનો પક્ષપાત તો તારા ઉપર જ થાય.

*कति कति न वसन्ते वल्लय: शाखिनो वा*

*किसलयसुमनोभि: शोभमाना बभूवु:।*

*तदपि युवजनानां प्रीतये केवकोऽभूत्*

*अभिनवकलिकालीभारशाली रसाल:।।* [1]

બંસરી — ‘રસાલોપમ રસાલ ભગવન્ સ્વયંભૂ મન્મથ! તારો અવતાર જગતને સર્વાંગથી કલ્યાણકારક છે.

*अधिश्रीरुद्याने त्वमसि भवत: पल्लवचयो*

*धुरीण: कल्याणे तव जगति शाखा: श्रमहरा:।*

*मुदे पुष्पोल्लेख: फलमपि च तुष्ट्यै तनुमृतां*

*रसाल त्वां तस्माच्छ्रयति शतश; कोकिलकुलम्।।* [2]

મોહની — ‘સંસારે લેવડાવવી હોય તેટલી પ્રતિજ્ઞાઓ તે લેવડાવે. પણ યુવજનનાં હૃદયમાં સત્તા તો જેની છે તેની જ છે. મધુરી! તારો ઉદ્ધાર તો એ દેવના અર્ચનમાં જ છે.’

ભક્તિમૈયા — ‘આવી સુંદર સુકોમળ દેહલતિકાને આવાં આવાં દુસ્તર સ્થાનોમાં ખેંચી લાવનાર પવન જેવા ભગવાન્ મદન!



*हारो जलार्द्रवसनं नलिनीदलानि*

*प्रालेयसीकरमुचस्तुहिनांशुभास :*

*यस्येन्धनानि सरसाणि च चन्दनानि*

*निर्वाणमेष्यति कथं स मनोभवाग्नि:।।* [2]

*प्रासादीयति वैणवादिगहनं दीपीयति द्राक्तम् :*

*पर्यङ्कीयति भूतलं दृषदपि श्लरक्ष्णोपधानीयति।* [3]

*कस्तूरीयति कर्दम: किमपरं यूनो रसाविष्टयो :*

*येनालोकितयो: स वन्द्यमहिमा देवो नमस्य: स्मर:।।* [4]

સર્વને ઉત્તર દેતી હોય તેમ કુમુદ લવી:

*‘जलधर जलभर निकरैरपहर परितामुद्धतं जगत:।*

*नो चेदपसर दूरं हिमकरकरदर्शनं वितर।।’* ५

- ચન્દ્રકવિ

મોહની — 'ભક્તિમૈયા! નવીનચંદ્રજી પાસે કોઈ એવી દૂતીને મોકલો કે તેને સ્પષ્ટ સમજાવે કે;

*वितर वारिद वारि दवातुरे*

*चिरपिपासितातकपोतके।*

*प्रचलिते मरुति क्षणमन्यथा*

*क्क च भवान् क्क पय क्क च चातक:।।'* [१]

નિદ્રામાં ને નિદ્રામાં 'હા' ભણી ભક્તિમૈયા શાંત નિદ્રામાં પડી.

---

૧ . તારા સ્નેહના જ્ઞાનથી મારા જીવનને ટેકવનાર કેટલા દિવસ મેં પણ નથી ગાળ્યા? - ભવભૂતિ.

૨ . મર્મને કાપતા શોકશંકુને પણ મેં શું વેઠ્યો નથી? - ભવભૂતિ.

૩ . દેહથી આભ્યંતર લજ્જા, લજ્જાથી આભ્યંતર મન, તેથી કામ, ને તેથી ભાષા — આવી ગુફામાંની ગુફાઓ મુગ્ધામાં હોય છે.

૪ . 'સાધુ સુહૃદયવાળા તે પ્રિયાના વયની અવસ્થા સુણો! એના હૃદયમાં મદન પ્રગલ્ભપણે પોતાનો વ્યાપાર ચલાવ્યે જાય છે અને એના શરીરમાં મુગ્ધપણે સંતાઈ રહે છે.' — ભવભૂતિ.

૧ . 'તપેલા લોહ સાથે તપેલું લોહ ઘટાવવું યોગ્ય છે.' - કાલિદાસ.



૧ . વસન્ત ઋતુમાં કેટલીકેટલી વેલીઓ ને કેટલાં કેટલાં વૃક્ષ કળીઓથી અને પુષ્પોથી શોભિત ન થયાં? પણ યુવાનોને અને યુવતીઓને વહાલો તો અભિનવ કળીઓના ભારથી લચેલો માત્ર એક રસાલ (આંબો) જ થયો - પ્રકીર્ણ.

૨ . હે રસાલ! ઉદ્યાનમાં શ્રીમાન તું છે; તારો પલ્લવસમૂહ કલ્યાણમાં ધુરીને સ્થાને-અગ્રે છે. તારી શાખાઓ જગતમાં શ્રમહર છે; તારાં પુષ્પોનો ઉલ્લેખ પ્રમોદ-આનંદ-આપનાર છે. તારું ફળ પણ શરીરધારીઓને તુષ્ટિ-સંતોષ-આપનાર છે; માટે જ, આ રસાલ! કોકિલાના ટાળાં સેંકડો સંખ્યાબંધ તારો આશ્રય શોધે છે - પ્રકીર્ણ.

૩ . હાર, જળથી ભીનાં વસ્ત્ર, કમળપત્ર, ઝાકળના છાંટા વર્ષાવનાર ચંદ્રકિરણ, અને સરસ ચન્દન: એ જેનાં કાષ્ઠ છે તે મદનરૂપ અગ્નિ કેવી રીતે હોલાવાનો હતો? - બાણ.

૪ . કામદેવનો મહિમા કેવો નમસ્કાર યોગ્ય છે? તેનાથી વાંસનું વન મહેલ જેવું થાય છે, અંધકાર એકદમ દીવા જેવો થાય છે, પૃથ્વીનું તળિયું પલંગ જેવું થાય છે, પથ્થર પણ સુંવાળા ઉશીકારૂપ થાય છે, કચરો કસ્તૂરી થાય છે, ને બીજું શું કહીએ? જે કામદેવના દૃષ્ટિપાતથી રસાવિષ્ટ યુવક-યુગલ આવા ચમત્કાર - પરતા - અનુભવે છે તે દેવ નમસ્કાર કરવા યોગ્ય છે. - પ્રકીર્ણ.

૫ . હે જલધર મેઘ! ગમે તો પાણીની મુસળધારો વર્ષાવી જગતના ઉદ્ધત પરિતાપને હર! અને તેમ ન કરે તો દૂર જતો રહે અને ચંદ્રકિરણનાં દર્શન કરવા દે.

૧ . હે મેઘ! દ્વાગ્નિએ આતુર કરેલું આ ચાતકનું બચ્ચું ઘણા કાળથી તૃષિત છે ને પાણી ઝંખે છે તેને તું પાણી આપ. જો તે હાલ તું નહીં આપે તો પછી સંસારના સંયોગ ક્ષણભંગુર છે, અને આ પવન વાઈ રહ્યો છે, તેથી ક્ષણમાં તું ક્યાં? તારું પાણી ક્યાં? અને આ ચાતક ક્યાં — એવું થઈ જશે! - પ્રકીર્ણ.

## ૨૦. સખીકૃત્ય *

*' Silence in love bewrays more woe ,*

*Than words, though ne'er so Witty .'*

**- *Sir W. Releigh***

પ્રાત:કાળ થયા પહેલાં પરિવ્રાજિકામઠનું સર્વ મંડળ જાગૃત થઈ ગયું હતું અને દંતધાવન (દાતણ) અને પ્રાત:સ્નાન સર્વેએ સૂર્યોદય પહેલાં કરી લીધાં. ધોયેલાં ભગવાં વસ્ત્ર પહેરી સર્વ સાધુસ્ત્રીઓ પોતપોતાના પ્રાત:કર્મમાં ભળી ગઈ. ભક્તિમૈયા વગેરે આપણું ઓળખીતું મંડળ 'મધુરી'ને લઈ વિહારમઠમાં કુંજવનોમાં જવા નીકળ્યું અને રાત્રે ત્યાં રચવા ધારેલી રાસલીલા વગેરેની પરિપાટી x ત્યાંના મંડળ પાસેથી જાણી લેવા લાગી અને કુમુદને સમજાવવા લાગી.

પર્વતના એક મહાન શૈલને મથાળે પૂર્વરાત્રે ચન્દ્ર પરિપૂર્ણ પ્રકાશ નાંખી શકે અને દક્ષિણના અને પશ્ચિમના પવન આવી શકે એવે સ્થાને એક ખુલ્લો ચોક હતો. ત્રણે મઠ કરતાં એ સ્થાન ઊંચું હતું. ત્રણે મઠો ઉપર ત્યાંથી દૃષ્ટિ પડતી અને મઠોમાંથી આ સ્થાન દેખાતું. તેની બરોબર વચ્ચે એક મહાન કદમ્બ વૃક્ષ રોપેલું હતું અને ચારેપાસ છૂટેછૂટે નાના પણ રમણીય સુવાસિત પુષ્પના રોપાઓ પોષીને ઉછેર્યા હતા. ચોકની ચારેપાસ મનુષ્ય જઈ શકે નહીં એવાં નાનાં પણ ઊંચાં ઊભાં શૈલાગ્ર હતાં અને પૃથ્વી ઉપર અપ્રસિદ્ધ પણ અનેકરંગી સુંદર પક્ષીઓ ત્યાં બેસતાં, માળા બાંધતાં અને મધુર કોમળ ગાન કરી રહેતાં. આ ચોક ઉપર મધ્યે યમુનાકુંડ હતો ત્યાં આગળ રાત્રે રાસલીલાની યોજના હતી. સમુદ્રનો પટ ત્યાંથી શુદ્ધ દેખાતો અને એના તરંગની લેખાઓ અને તેમનાં ફીણના ચળકાટ કોઈ ગૌર યુવતીના ઉદરભાગની રોમાવલીઓ જેવા આટલે છેટેથી લાગતા હતા. એ ભાગ ઉપર દૃષ્ટિ નાંખી સૌ ઊભાં અને એ સૃષ્ટિની સુંદરતાની સ્તુતિ કરવી તે એ સુંદરતાના ઉપભોગમાં વિઘ્ન જેવી લાગી. સર્વ બોલ્યા-ચાલ્યા વિના, હાલ્યા વિના, કેટલીક વાર માત્ર સમુદ્રનાં અને આકાશનાં દર્શન કરી રહ્યાં અને શાંત આનંદ તેમનાં હૃદયમાં પવનની પેઠે પેસવા લાગ્યો.

આ શાંતિ વામનીએ તોડી.

'મધુરીમૈયા, સમુદ્રની લહરી અને તે ઉપર થઈ આવતા આ પવનથી તને આનંદ થતો દેખાતો નથી. તને એ રમણીય પદાર્થોથી કંઈક ઊલટી જ અસર થાય છે.'

કુમુદ — 'એ સમુદ્ર મારા ભૂતકાળનું સ્મરણ કરાવે છે. મારા હૃદયના સ્વામીએ મને ચંદ્રિકાની ઉપમા આપી અને પોતાને સમુદ્રની ઉપમા આપી

જૂઠુંજૂઠું લખ્યું હતું કે સમુદ્રના તરંગ ઉછાળવાની શક્તિવાળી ચંદ્રિકાને ધન્ય છે. ચંદ્રિકા દેખાતી નથી અને સમુદ્ર તો જાતે જ ઊછળ્યાં કરે છે.’

વામની — ‘ચંદ્રિકાના યોગથી તે વધારે ઊછળશે.’

કુમુદ — ‘એ ચંદ્રિકા ઉદય પામશે. અમારી ચંદ્રિકા તો શિવજીના જટાજૂટમાં દબાઈ ગઈ છે.’

બંસરી — ‘અલખ મદનની નટકળા એ સંતાયેલી ચંદ્રિકા અને ગંભીર સમુદ્ર ઉભયને સર્વાવસ્થામાં વશ કરનારી છે; માટે મુગ્ધ મધુરી, એ નટકળા અમાવાસ્યાએ પણ સમુદ્ર પાસે પરોક્ષ ચંદ્રિકાનું સ્મરણ કરાવે છે. તારા હૃદયની ભીરુતા તને અવિશ્વાસથી કંપાવે છે. પણ તમારાં જેવાં હૃદયયુગના યોગ મેં ઘણા દીઠા છે.’

કુમુદ — ‘જેને નિરાશા જ પ્રિય છે તેને વિષરૂપ આશા આપવાનો પ્રયત્ન શા માટે માંડો છો?’

વામની — ‘તું શું એમ સમજે છે કે નવીનચંદ્રના હૃદયમાંથી પારા પેઠે તું સરી ગઈ છે? મુગ્ધ મધુરી! મેં તમારું તારામૈત્રક સ્પષ્ટ દીઠું છે — જેવો તારા નેત્રોમાં રાગ હતો તેવો જ તેનામાં હતો. શું તું એમ કહી શકે છે કે આ મારું બોલવું અસત્ય છે?’

કુમુદના હૃદયકિલ્લા ઉપર આ પ્રશ્ને સફળ છાપો માર્યો. તેને ગઈ કાલનું ભાન આવ્યું, પોતાની અંતર્દશા અન્યજનને પારદર્શક થઈ લાગી, એ પ્રશ્નનો પ્રત્યુત્તર કરાયો નહીં. તે ખિન્ન થઈ, લજ્જાવશ થઈ અને નીચું જોઈ રહી.



વામની — ‘શા માટે લજવાય છે? શા માટે કર્તવ્યસિદ્ધિમાં શંક્તિ રહે છે? અમે તારું સખીકૃત્ય કરવા તૈયાર છીએ. અમે તારું દૂતીકૃત્ય કરવા તૈયાર છીએ. તારા ઇષ્ટજનના હૃદય વિશે તો રજ પણ શંકા રાખીશ નહીં. મેં તેનાં નયન ધ્યાનથી જોયાં છે. આ ગિરિરાજ ઉપર તારા ચરણ ચડતા જોઈ તેને નક્કી નવી આશા આવી છે તે મેં જાણી. શાથી જાણી? મે તે જનને જોયો તેથી જાણી. તેને કેવો જોયો? -

** राधावदनविलोचनविकसितविविधिकाराविभंगम्*

*जलनिधिंमित्र विधुमंडलदर्शनतरलिततुङ्गतरङ्गम्*

*हरिमेकरसं चिरमभिलषितविलासम्।।*

- ગીતગોવિંદ, રા. કેશવલાલ હ. ધ્રુવના ભાષાંતર ઉપરથી

- એવો તારા ઇષ્ટજનને મેં તેના દૃષ્ટિપાતથી જોઈ લીધી છે. માટે આશા નિરર્થક ગણી બેસી રહેવું એ તને યોગ્ય નથી. તારો ઇષ્ટ આવા જલનિધિ જેવો જ છે ને તું ચંદ્રિકા જ છે તે તેણે તને જ પ્રથમ કહેલું હતું તે હજી ય સત્ય છે.’

કુમુદ કંઈક સ્થિત કરી બોલી: વામનીમૈયા! તમારા કામતંત્રના સંપ્રદાય નથી મને આવડતા ને નથી મારા ચંદ્રને. તમે કહો છો કે કર્તવ્ય ભૂલી બેસી રહેવું નહીં પણ અમ સંસારી જનને તો તે બેસી રહેતાં જ આવડે છે. તમ સાધુજનના ઉચ્ચ જીવનમાં અમે ખારાં જળનાં મત્સ્ય ભળીએ તો અમારું મરણ થાય.'

બંસરી — 'નિરાશાએ તારી આશાનું આવરણ કરેલું છે. પણ સ્ત્રીઓની હૃદયગુહા ઉપર જેમ લજ્જાનો પટ છે તેમ પુરુષની હૃદયગુહા ઉપર ગંભીરતાનો કર્કશ લાગતો પટ છે. તે પટ ફાડી નાખીશ તો પછી તને જણાશે કે તેમાં આભ્યંતર ભાગમાં તેનો સત્ય અગ્નિકુંડ હોલાયો નથી. એ અગ્નિ તે એનો કામ, એની જ્વાળા તે એની ભાષા — એ સર્વ હાલ પ્રચ્છન્ન છે તે ઉઘાડ, એટલે ત્યાં તારા હૃદયનો પ્રતિધ્વનિ સંભળાશે, તારા હૃદયના બિમ્બનું પ્રતિબિમ્બ દેખાશે, અને તારું હૃદય જેના પ્રતિબિમ્બરૂપ છે તે બિમ્બ પણ દેખાશે. તારા અને એના હૃદયના મર્મગ્રન્થિ ગૂંચવાયા છે તે તે કાળે ઊકલશે. માટે તેમ કરવાનો માર્ગ લે.

*शृणु रमणीयतरं तरुणीतजनमोहनमधुरिपुरावम्*

*कुसुमशरासनशासशासनवन्दिनि पिकनिकरे भज भावम्।*

*कुसुमशरासनशासनवन्दिनि पिकनिकरे भज भावम्।*

*अनिलतरलकिसलयनिकरेण करेण लतानिकुरम्बम्*

*प्रेरणमिव करभोरु करोति गतिं प्रति मुख विलम्बम्।।* [1]



મદનની આણ મદે કોયલડી ગજવે સુણ, સહી, ભાવે.

ચંચલપલ્લવ પાણિથી તુજને પ્રેરે આ વનવેલી;

માટે મેલી વિલંબ, સસંભ્રમ ચાલ અપટ અલબેલી.

-ગીતગોવિન્દ, કેશવલાલ હ. ધ્રુવકૃત ભાષાંતર તારી પોતાની હૃદયગુહા પણ અનેક આવરણથી છવાઈ છે અને નવીનચંદ્રથી થયેલા અપ્રિયનો ડાઘ મધુરીના મધુર હૃદયના મર્મભાગમાંથી લ્હોવાતો નથી. તે લ્હોવાતો નથી ને પ્રગટ કરાતો નથી ત્યારે તારી જિહ્વા ઉપર અનેક નિમિત્તો ચડી આવે છે તેથી તું જાતે પણ ઠગાય છે. પણ સત્ય વાત સાંભળી લે. અંતરમાં કોપેલી ચંડી! સાંભળી લે ને કોપ ઉતારી શાણી થા.

*अधिगतमखिलसखीभिरिदं तव वपुरपि रतिरणसज्जम्*

*चण्डि रसितरशनारवडिण्डिममभिसर सरसमलज्जम्।*

*स्मरशरसुभगनखेन सखीमवलम्ब्य करेण संलीलम्*

*चल वलयक्वणिंतैरवबोधय हरिमपि नीजगतिशीलम्।।* [2]

માટે રશનાદુંદુભિ દમકવી, ચલ, ત્યજી લાજ, ત્રિયા હે!

મન્મથમદમીણા મનમોહનને રસીલી! રસભેરે

જગવ જગવ જઈને કરકંકણને રણકારે ઘેરે.

- ગીતગોવિંદ, રા. કેશવલાલ હ. ધ્રુવકૃત ભાષાંતર

કુમુદે દીર્ઘ નિ:શ્વાસ મૂક્યો. તેની આંખમાં પળવાર આંસુ આવ્યાં. પળવાર રતાશ ચડી આવી, અને વળી આંસુ ઊભરાયાં. બંસરીમૈયા, આ હૃદયના અગ્નિને તેની ભસ્મમાં છવાયેલો જ રહેવા દો. તમને જે ક્રિયા માંગલિક અને સુખરૂપ લાગે છે તે મને અધર્મ્ય અને દુ:ખરૂપ થઈ પડે છે — વિપરીત થઈ પડે છે. નક્કી તમારા હૃદયમાં મારી વિડંબના ઇષ્ટ નહીં જ હોય.'

સાધુસ્ત્રીઓને આ સાંભળી હસવું આવ્યું. પણ ભક્તિમૈયા દયા દર્શાવી બોલી:

'બેટા મધુરી, સુખમાર્ગ દુ:ખરૂપ લાગવાનાં ઘણાં કારણ હોય છે, અને સ્ત્રીઓને વિશેષ હોય છે. તેમાં તું જેવીમાં તો તે આમ અતિશયપણું પામે તેમાં કાંઈ નવાઈ નથી. આપણાં સ્ત્રીજાતનાં હૃદય કોમળ કહીએ છીએ તે એટલા માટે કે તેમાં ઘાત પડતાં જેવી વાર લાગતી નથી તેવી જ તેમાંથી પ્રત્યાઘાત થતાં પણ વાર લાગતી નથી. તારી પાસે સુખ દુ:ખરૂપ થાય છે તેની ચિકિત્સા પણ અમારા શાસ્ત્રમાં છે. અને તારે તેથી કોઈ જાતની ભીતિ રાખવી નહીં. તેમ જ અમે તો નવીનચંદ્રજીના હૃદયમાં તારે માટે પ્રેમ જ કલ્પીએ છીએ. તેના પ્રેમનો તું તિરસ્કાર કરતી દેખાય છે તે પણ તિરસ્કાર નથી, પણ તિરસ્કારભાસ છે — એવી અમારી ચિકિત્સા છે.

*स्निग्धे यत्परुषासि यत्प्रणमति स्तब्धासि यद्रागिणि*

*व्देषस्थासि यदुन्मुखे विमुखतां यातासि तस्मिन् प्रिये।*

*तद्युक्तं विपरीतकारिणि तन श्रीखण्डचर्चा विषम्*

*शीतांसुस्तपनो हिमं हुतवहः क्रीडा मुदो यातना:।।* [1]

મીઠાશું કટુતા, તથા પડી પગે લોટંતશું રૂસણાં,

રાખે ઊલટી; તે તુંને ઘટતું કે શીતાંશું ભાનુ બને,

બાળે હિમ, વલોવતાં વળી ક્રીડાસુખો મૂંઝાવી તને! - ગીતગોવિંદ, રા. કેશવલાલ હ. ધ્રુવકૃત

મોહની દયાર્દ્ર મુખ કરી પાસે આવી અને કુમુદને વાંસે હાથ ફેરવતી બોલી: 'મધુરી, તારી ચિકિત્સા અમે સશાસ્ત્ર કરી છે અને તારું ઔષધ

પણ સશાસ્ત્ર જ કરીશું. તારે અમારા ઉપર અને અમારા શાસ્ત્ર ઉપર શ્રદ્ધા રાખવી. જે સુખ અત્યારે નિરાશાથી તને દુ:ખરૂપ થાય છે તે સુખસમયે પાછાં સુખરૂપ થશે. માટે મારું કહ્યું માન, નવીનચંદ્રજીના ત્યાગના વિચારનો ત્યાગ કર, અને આવશ્યક હશે અને તારા પગ નહીં ઊપડે તો અમે એ પુરુષને તારી પાસે આણીશું એટલી તેમની દયાર્દ્રતા ઉપર અમારી શ્રદ્ધા છે.

*हरिरभिसरति वहति मधुपवने*
*किंमपरमधिकमुखं सखि भवने।।*
*कति न कथितमिदमनुपदमचिरम्*
*मा परिहर हरिमतिशयरुचिरम्।।*
*किमिति विषीदसि रोदिषि विकला*
*विहसति युवतिसमा तव सकला।।*
*जनयसि मनसि किमिति गुरुखेदम्*
*शृणु मम वचनमनीहितमेदम्।।*
*हरिरुपयातु वदतु बहुमधुरम्*
*किमिति करोषि हृदयमतिविधुरम्।।*[२]



કુમુદે કંઈ જ ઉત્તર દીધો નહીં, પણ આંખમાં આંસુની છાલકો ઊભરાવા લાગી. સામેના સમુદ્રનાં મોજાંની છાલકો આ આંખોને સુખ દેતી મટી અને એમાં કંઈક નવું સત્ત્વ પ્રવેશ પામતું હોય તેમ એ હૃદયને ધરનારીની આકૃતિ થઈ ગઈ. તેનું દુ:ખ ઘટવાને બદલે વધતું જોઈ, આશાના ઉત્સાહને સાટે મર્મસ્થાનમાંથી ઊભરાતો ક્ષીભ જોઈ, સાધુસ્ત્રીઓ દુ:ખી થઈ. તેમને પોતાની ચિકિત્સામાં દોષ લાગ્યો, અને ઔષધ તો તે પછીનું જ. તેમને આ ગૂંચવાડો થાય છે એટલામાં કુમુદને પાછળથી કોઈએ ખેંચી. તેણે ચમકીને ઊંચું જોવા પ્રયત્ન કર્યો. તે પ્રયત્ન સફળ થયાં પહેલાં તો તેનું દુ:ખી રોતું મુખારવિંદ ચંદ્રાવલીની વત્સલ છાતીમાં સમાઈ ગયું અને ચંદ્રાવલીના બે હાથ એના હૃદયને અને શિરને પોતાની છાતી સરસા ચાંપવા લાગ્યા.

‘ દુલારી, મધુરી, દુલારી! મારો જીવ રહ્યો નહીં તે હું હવે આવી છું અને તારા હૃદયની શાંતિ પાછી આપીશું. મોહનીમૈયા, તમારાં વચન મેં સાંભળ્યાં છે પણ આની ચિકિત્સા ઘણી વિકટ છે. એક પાસથી શુદ્ધ આભિમાનિકી અને આભ્યાસિકી પ્રીતિ એક ઉપર, અને બીજી પાસથી બીજા ઉપરની સંપ્રત્યયાત્મિકા પ્રીતિ — અને એ ઉભય પ્રીતિ પણ કેવળ સ્થૂલ નહીં પણ સૂક્ષ્મ–અતિસૂક્ષ્મ — છે. એના સંપ્રત્યયનું શું કરવું અને અભિમાન અને અભ્યાસનું શું કરવું એ તો ચિકિત્સા પછીની વાત. એના

સંપ્રત્યયનું રક્ષણ કરી, એના અભિમાન અને અભ્યાસને શાંત વિસ્મૃત કરાવી, શ્રી જગદંબાના કલ્યાણકારક હૃદયપાવન કૃપાપ્રસાદનું એને આસ્વાદન કરાવીશું તો શું એને વૈરાગ્યનું શમસુખ પ્રાપ્ત નહીં થાય?'

ચંદ્રાવલીની અને પોતાની છાતીઓ વચ્ચેથી પોતાના હાથ બહાર કાઢી ચંદ્રાવલીની કેડ પાછળ એ હાથ વીંટી કુમુદ બોલી ઊઠી: 'મારે હવે એ જ જોઈએ છે — ચંદ્રાવલી મૈયા, મારે એ જ જોઈએ છે. જુઓ, આટલું સાંભળતાં મારાં આંસુ ઊડી ગયાં.' કુમુદ આઘી ખસી અને ચંદ્રાવલીના સામું વગર આંસુએ જોઈ રહી.

મોહની — 'ચંદ્રાવલી મૈયા! એની નાડી પરીક્ષા તમે પૂરી કરી નથી.'

બંસરી — 'અમે એની હૃદયગુહામાં કંઈક ઊતરેલાં છીએ.'

વામની — 'તમારી પરીક્ષા સત્ય હોય તો બેટ છોડી યદુશૃંગ ઉપર આવવાની ઉતાવળી ઇચ્છા ન થાય.'

કુમુદ — 'સર્વ આરોપને પાત્ર છું, પતિત છું, પણ ઔષધ તો એક જ ચંદ્રાવલીમૈયાવાળું જોઈએ છે.'

મોહની — 'તેની શક્તિ ક્યાં અને તારી ક્યાં? જે ઔષધ એકથી જિરવાય છે તે બીજાને મૃત્યુરૂપ થઈ પડે છે.'

ચંદ્રાવલી — 'મધુરી, તને પ્રિય, હિત અને પથ્ય હવે તે જ માર્ગ શોધીશું. તારી જે ચિકિત્સા કરી આ કૃપાળુ સાધુજનોએ તારું સખીકૃત્ય કરવા માંડ્યું છે તે ગભરાયા વિના કે ક્ષોભ વિના તેમને કરવા દે કે અમારી ચિકિત્સા શુદ્ધ અને સંપૂર્ણ થાય. તેનું ઔષધ કરતી વેળા તારી સંમતિ વિના કંઈ પણ નહીં કરીએ એ સત્ય સમજજે. વિવાસિત દૃશ્ય સીતાએ રામનું દર્શન કર્યું અને રામનો સ્પર્શ કર્યો તે કાળે જેમ સીતાની પાસે તમસા હતી તેવી જ મને સમજજે. ભક્તિમૈય! તમે જે સાધનથી ચિકિત્સા આરંભી છે તે કંઈક જાણું છું, અને બાકીનાં સાધન પછી જણાવજો. પણ તે ચિકિત્સાની વેળાએ મારી દુલારીને રજ પણ વ્યથા થાય એમ ન કરશો.'

એની પાછળથી બિન્દુમતી આગળ આવી બોલી: 'મધુરીમૈયા, તું ગભરાઈશ નહીં. તારી અનેક પડવાળી પ્રીતિ જેવી સૂક્ષ્મ તેવી પવિત્ર છે ને તેવી જ રમણીય ઐન્દ્રજાલિક છે.

*तटस्थं नैराश्यादपि च क्लुषं विप्रियशात्*

*वियोगे दिर्घेऽस्मिन् झटिति घटनोत्तम्मितमिव।*

*प्रसन्नं सौजन्यादपि च करुणैर्गाढकरुणम्*

*द्रवीभूतं प्रेम्णा तब हृदयमस्मिन् क्षण इव।।* [१]

- ઉત્તરરામચરિત, રા. મણિલાલના ભાષાંતર ઉપરથી, વળી જુઓ: આ ગ્રંથ ભાગ ૧. પ્ર. ૧૯

કેમ બંસરી મૈય! સત્ય કે નહીં? મને તો દૃષ્ટાંત વાંચેલું સૂઝયું, બાકી અનુભવ તો તમને.'

બંસરી — 'તારી મેધાના તર્ક આગળ અમારા અનુભવનાં અનુમાન પાછાં પડે છે. માટે તારી વાત સાંભળીશું પણ ઔષધકાળે તો અનુભવને જ આગળ આણવો પડશે.'

---

* *वैश्वासिकाज्जनाद्रहसि प्रयोगाच्छास्त्रमेकदेशं वा स्त्री गृह्णीयात्।। आचार्यास्तु कन्यानां प्रवृत्तपुरुषसंप्रयोगा सहसंप्रवृद्धा धात्रेयिका तथाभूता वा सखी। सवयाश्च मातृध्वसा। विस्रब्धा तत्स्थानीया वृद्धदासी पूर्वसंसृष्टा वा भिक्षुकी। स्वसा च विश्वासप्रयोगात्।।* કન્યાએ કામતંત્રનો ઉપદેશ કેવા કેવા ગુરુ પાસે લેવો તેમને આમાં ગણાવ્યા છે. એવો ઉપદેશ કરવાનો 'સખી'ને અધિકાર એમાં અપાયો છે.

x કાર્યક્રમ; Programme .

* 'ખળભળી રહે જ્યમ ઊર્મિ અનંગથી સાગર શશી ઝળકંતા
ત્યમ પ્રિયવદનની અળપઝળપથી જ વિધવિધ ભાવ ભજંતા
નીરખ્યા રસમય હરિને રતિ તલસંતા.'

૧ . તરુણીજનમનમોહન મધુરી જો પિયુ બંસી બજાવે;

૨ . ચણ્ડી! તું રતિરણધીરધુરં ઘર ઘાયડમલ્લ ગણાવે,

૧ . રાગીશું અણરાગ ને વળગતા આવંતશુ વામતા,

૨ . મધુનો પવન વહે હરિ આવે!
શું સુખ, સખી, ઘરમાં પછી લાગે?
'હરિ સુંદર છે, હરિને પરિહર મા!'
લવી કેટલુંયે હું ગણતી તુજ પગલાં?
લવી એવું ઘડી ઘડી પ્રથમથકી હું!
હઠીલી! હઠ છોડી ન, સમજી નહીં તું.
રોતી નિરાશ અનાથ તું શાને?
હસતી યુવતી સૌ તુજને આજે!
ખેદ મહા મન લાવતી શો તું?
યોગ કરાવું! વચન મુજ સુણ તું,
મધુર મીઠું વદતા હરિ આવે!
એવું કરું! શીદ હૃદય ઝુરાવે!

- ગીતગોવિંદ, રા. કેશવલાલ હ. ધ્રુવકૃત

૧ . છે આશા તજી બનીયું ઉદાસી, રાષભર્યું તજવા થકી,
ટમટમી રહ્યું આ દીર્ઘકાળવિયોગમાં મળવા મથી,
સૌજન્યથી સુપ્રસન્ન, બળી પ્રિયજનદુખે અનુકંપથી,
આ ક્ષણ ગળ્યું રસમય હૃદય તુજ પ્રેમ ઉદય થયા! થકી.

## ૨૧. હૃદયચિકિત્સા અને ઔષધ

*दया वा स्नेहो वा भागवति निजेऽस्मिन् शिशुजने*

*भावत्या: संसारादि्रतमपि चिंत द्रवयति।*

*अतश्च प्रबज्यासमयसुलभाचारविमुख :*

*प्रसक्तस्ते यत्न: प्रभावति पुनर्दैवमपरम्।।*

'હે ભગવતી! આ શિશુજન પ્રતિ તમારી દયા કહો કે પ્રીતિ કહો — જે કહો તે સંસારથી વિરક્ત થયેલા તમારા ચિત્તને ઓગાળે છે; અને આથી જ સંસાર છોડતાં તમે કરેલી પ્રતિજ્ઞાઓને જે આચાર સુલભ હોવો જોઈએ તેથી વિમુખ અને અવિચ્છિન્ન આ પ્રયત્ન તમે માંડ્યો છે તે સફળ થવો જોઈએ. પછી દૈવ તો છે જ.'

**- માલતીમાધવ**

પરિવ્રાજિ કામઠમાં કન્યાઓ, વિધવાઓ અને પરિવ્રાજિકાઓ સર્વનો વાસ હતો અને કન્યાને કામતંત્રના શાસ્ત્રીય બોધ એમાં કરવા દેવામાં આવતા હતા. પણ કન્યાને પુરુષનો યોગ કરવાની કથા આવે તેના વિચાર-આચાર આ મઠની બહાર અને વિહારમઠની બહાર રાખવામાં આવતા. વિહારમઠમાં પણ માત્ર વિવાહિત દંપતીઓના જ વાસ હતા. પરિવ્રાજિકા મઠની અધિષ્ઠાત્રીના પદ ઉપર કોઈ વિધવાને જ રાખવામાં આવતી. અવિવાહિત, વિવાહિત અને પરિવ્રાજક ત્રણે જીવનના અનુભવવાળી કાર્યગ્રાહિણી વિદુષીને આ મઠની અધિષ્ઠાત્રી નીમવામાં આવતી. વિહારમઠમાં વિવાહિત, સુશિક્ષિત, ઉદાર, રસજ્ઞ, શાસ્ત્રસંપન્ન દંપતી અધિષ્ઠાતા અને અધિષ્ઠાત્રી નિમાતાં. ચંદ્રાવલી એક કાળે વિહારપુરી સાથે વિવાહિત હતી ત્યારે એ દંપતીની પાસે વિહારમઠનું અધિષ્ઠાનપદ હતું. તે ઉભય પરિવ્રજિત થયાં એટલે વિહારપુરી વિષ્ણુદાસજીના મઠમાં ગયો અને ચંદ્રાવલી પરિવ્રાજિકામઠની અધિષ્ઠાત્રી થઈ. તે પછી ચંદ્રાવલી સુન્દરગિરિનો ત્યાગ કરી બેટમાં ગઈ અને તેને સ્થાને મોહની એ મઠની અધિષ્ઠાત્રી થઈ હતી. એ મઠમાં કોઈ કન્યા મદનોન્મુખ થાય તો તેની વિવાહપર્યન્ત સંભાળ લેવી, તેનું ઉપદેશક સખીકૃત્ય કરવા સખી નીમવી, અને આવશ્યકતા હોય તો કન્યાને દૂતીનો યોગ કરી આપવો એ પણ અધિષ્ઠાત્રીનું કર્તવ્ય હતું. સખી અને દૂતી, સ્થૂલ અને સૂક્ષ્મ ઉભય કામ અને પ્રીતિની અભિજ્ઞ હોય તે જ યોગ્ય ગણાતી. કામતંત્રકારોએ કેવળ સ્થૂલ પ્રીતિનું શાસ્ત્ર બાંધેલું છે ત્યારે આ મઠમાં એ શાસ્ત્રને સુધારી તેમાં સૂક્ષ્મ પ્રીતિનું શાસ્ત્ર ઉમેરેલું હતું. સ્થૂલ એટલે લખપ્રીતિમાંથી સૂક્ષ્મ એટલે અલખપ્રીતિનું ઉદ્‌બોધન કરાવવું આવશ્યક ગણવું એ અલખના કામશાસ્ત્રનો વ્યાવર્તક હતો.

ચંદ્રાવલી આ સર્વ વિષયમાં પ્રવીણ હતી અને એક કાળે રસિક હતી. વિષ્ણુદાસ ત્રણે અલખમઠના ગુરુ થયા અને અલખમાર્ગને અને મઠોને તેમણે નવી પ્રતિષ્ઠા આપી તે પછી પોતાની પાછળ યોગ્ય અધિકારીને અનુયાયી કરવો એટલી તેમની વાસના હતી. પણ ગૃહસ્થ સાધુનો તેને માટે ઉત્તમ અધિકાર ગણાતો ન હતો, અને કેવળ પરિવ્રાજકો તેમના આશ્રય નીચે હતા તેમાં કોઈ એ પદને માટે યોગ્ય બુદ્ધિવાળું ન હતું. વિહારપુરી ઉપર તેમની દૃષ્ટિ હતી પણ તે વિવાહિત હતો. આ વાત ચંદ્રાવલીને કાને આવતાં ગુરુજીની વાસના તૃપ્ત કરવા, પોતાના સ્વામીનું પારમાર્થિક કલ્યાણ કરવા, સર્વ સાધુજનનું અને અલખમઠનું વ્યવસ્થાતંત્ર કલ્યાણકારક રહે એવી બુદ્ધિથી, અને તે દ્વારા સંસારમાં અલખબોધની ગર્જના સફળ થાય એવી વાસનાથી, ચંદ્રાવલીએ વિહારપુરીને અભિલાષ દર્શાવ્યો કે તેણે ગુરુજી પાસે રહેવું અને તેણે તથા પોતે પ્રવ્રજ્યા સાધવી. સર્પ કાંચળી ઉતારે તેમ મદનવિકારનો ત્યાગ કરી આ દંપતી એકબીજાને આશીર્વાદ દઈ વિયુક્ત થયાં, અને તેમની પ્રીતિની અને તેમની વિરક્તિની ચમત્કૃતિભરેલી સુંદર રસિક કથાઓ ત્રણે મઠનાં સાધુજનોમાં ચાલી. પરિવ્રાજિકામઠની અધિષ્ઠાત્રી થયા પછી પણ સુન્દરગિરિ ઉપર દંપતી અનાયાસે મળતાં તે પોતે લીધેલા વ્રતને પ્રતિકૂળ ગણી અને પોતાના અને સ્વામીના વૈરાગ્યને ભયનું કારણ ગણી, ચંદ્રાવલી પર્વત છોડી માતાના ધામમાં ગઈ અને પુરુષરૂપે ઈશ્વરની કલ્પનાને પોતાના વૈરાગ્યને પ્રતિકૂળ ગણી અલખનાં અંબાસ્વરૂપમાં યુક્ત થવા લાગી. આ સ્થિતિ તેણે આજસુધી પાળી, પણ કુમુદ ઉપરની દયાએ ને વત્સલતાએ એને પાછી આટલી સંસારિણી કરી દીધી. પરિવ્રાજિકામઠની બારી પર્વતની ખોમાં પડતી હતી અને સમુદ્રમાં જલશાયિની થવા ઇચ્છનારીનું હૃદય એ બારીને દેખી શું સાહસ કરવા નહીં લલચાય એ વિચારે ઉપજાવેલા ભયને લીધે ચંદ્રાવલી કુમુદ ગયા પછી જાતે પાછળ પાછળ આવી. એ ભય તો દૂર થયો, પણ પર્વત ઉપર આવ્યા પછી આપણે જે જે વાર્તા જાણીએ છીએ તે એના જાણવામાં આવી અને અનેક નવીન ગૂંચવાડા એના વત્સલ હૃદયમાં ઊભા થયા.

પાછલે પ્રહરે કુમુદને વામની અને બંસરીની જોડે ગિરિરાજનાં સુંદર સ્થાનો જોવા મોકલી. ગયા પ્રકરણમાં વર્ણવેલા ચોકના એક છાયાકુંજમાં એક શિલા ઉપર મોહની, ભક્તિ અને બિંદુમતી સાથે ચંદ્રાવલી બેઠી અને સૌની પાસેથી કુમુદ વિશે તેમની કહેલી વાર્તા અને ધારેલી યોજના સાંભળી લીધી. તે પછી કેટલીક વાર એ ઓઠે આંગળી મૂકી બોલ્યા વિના બેસી રહી અને વિચારમાં પડી અને બીજાં સર્વ પણ ચૂપ રહ્યાં. એટલામાં કુંજ ઉપર ઢંકાયેલી વેલીમાં સંતાયેલી કોકિલાએ ટૌકો કર્યો ને બિંદુમતી ઊંચું જોઈ ગાવા લાગી.

*‘अनुमतगमना शकुन्तला*

*तरुभिरीयं वनवासबन्धुभि:।*

*परमृतविरुतं कलं यथा*

*प्रतिवचनीकृतमेभिरीशदृम्।।’* [૧]

મોહની — ‘બિન્દુ! આ શ્લોક શાથી ગાયો?’

બિન્દુમતી — ‘મેં મધુરીને આશીર્વાદ દીધો.’

મોહની — ’એને ક્યાં પતિગૃહમાં જવું છે?’

બિન્દુમતી — ‘જશે.’

મોહની — ‘કોણે કહ્યું?’

બિન્દુમતી — ‘કોકિલાએ કહ્યું.’

ચંદ્રાવલી — ‘બેટા બિન્દુ! તું સત્ય કહે છે. તેં મધુરીને પૂછ્યું કે આ ગિરિરાજ ઉપર જે ઉદ્દેશથી તું આવી છે તેનો આત્મા કામ ન હોય તો કીયો છે!’

બિન્દુમતી — ‘એના જેવું જ પૂછ્યું.’

ચંદ્રાવલી — ‘એણે શો ઉત્તર આપ્યો?’



બિન્દુમતી — ‘જાનુભાગ[૧] ઉપર હાથ અને હાથેલી ઉપર ગંડસ્થલ[૨] ટેકવી બેસી રહી અને આડું જોઈ કંઈક મનમાં ગાતી અને ગણગણતી હતી.’

મોહની —

*‘अधिजानुबाहुमुपधाय नमत्*

*करपल्लवाग्रनिहितानना।*

*उदकण्ठि कण्ठपरिवर्तिकल-*

*स्वरशून्यगानपरयाऽपरया।।’* [3]

ચંદ્રાવલી — ‘એ છેલ્લે સુધી કંઈ જ બોલી નહીં?’

બિંદુમતી — ‘ના. મેં એને કહ્યું કે અમે નવીનચંદ્રજી પાસે પ્રત્યક્ષ થઈ વિજ્ઞપ્તિ કરી શકીશું. તોપણ એ બોલી નહીં. અંતે મેં કહ્યું કે તું નહીં બોલે તો અમે અમારી મેળે જે સૂઝશે તે જઈને તારે નામે તેમને કહીશું.’

ચંદ્રાવલી — ‘પછી?’

બિંદુમતી — ‘તોપણ બોલી નહીં. ઘણું થયું ત્યારે ઊભી થઈ નીચું જોઈ રહી અશ્રુપાત કર્યો, અને એક પાસ ચાલી ગઈ.’

મોહની — ‘એ પણ સમજાયું.’

*ननु सन्दिशेति सुदृशोदितया*

*त्रपया न किञ्चन किलाभिदधे।*

*निजमैक्षि मन्दमनिशं निशितै :*

*कृशितं शरीरमशरीरशरै:।।’* [४]

મોહની, તરસ્થાને નવીનચંદ્રજીનું દર્શન થયું તે પહેલાં મધુરીની અવસ્થા કેવી હતી?’ વિચાર કરી ચંદ્રાવલીએ મોહની ભણી ફરીને પૂછ્યું.

મોહની — ‘દૂતીએ નાયકને નાયિકાની સ્થિતિ વર્ણવી હતી તેવી, અને કહ્યું હતું તેમ નવીનચંદ્રજીને કહેવા જેવી કે,

*किं पृष्टेन द्रुततरमितो गम्यतां सा प्रिया ते*

*दृष्टा मार्गे दिवसमखिलं सास्त्रमेका मयैवम्।*

*पान्थे पान्थे त्वमिति रभसोद्ग्रीवमालोकयन्ती -*

*दृष्टे दृष्टे न भवति भवानित्युदश्रुर्वलन्ती।।’* [१]

ચંદ્રાવલી — ‘ભક્તિમૈયા! તમારું લક્ષ્ય આમાં ક્યારે ગયું?’

ભક્તિમૈયા —‘નવીનચંદ્રજી ગયા પછી મારું લક્ષ્ય ખેંચાયું. હું એટલી જડ, બાકી તે નીચે ગયા અને અમે ઉપર આવ્યાં ને જુદાં પડ્યાં તે કાળે. સૂર્યકિરણ અંધકારને શોધે તેમ મધુરીની દૃષ્ટિ નવીનચંદ્રજીના હૃદયને સ્પષ્ટ શોધતી હતી.’

મોહની — ‘એમ જ.’

*प्रणयप्रकाशनविदो मधुरा :*

*सुतरामभीष्टजनचित्तहत:।*

*प्रजिधाय कान्तमनु मुग्धतर -*

*स्तरुणीजनो दृश इवाथ सखी:।।’* [२]

ચંદ્રાવલી — ‘ભક્તિમૈયા, તમે નવીનચંદ્રજીના વૈરાગ્યની ને ગુણોત્કર્ષની કથા કરી અને ગુરુજીનો દુર્લભ પક્ષપાત જણાવ્યો ત્યારે મધુરીની વૃત્તિ કેવી હતી?’

ભક્તિમૈયા — ‘તેનાં ગુણ અને કીર્તિ સાંભળતાં તે સમાધિસ્થ જેવી થતી, અને તેનો વૈરાગ્ય સાંભળતાં વિચારમાં પડતી.’

મોહની — ‘એ સમાધિ તો મેં પણ પ્રત્યક્ષ કર્યો છે. નવીનચંદ્રજીને કહેવા જેવું છે કે —

*तव सा कथासु परिघट्टयति*

*श्रवणं यदङ्गुलिमुखेन मुहु:।*

*धनतां ध्रुवं नयति तेन भवद् -*

*गुणपूगपूरितमतृप्ततया।।’* [3]

ચંદ્રાવલી — ‘બેટા બિંદુ, સાયંકાળે સાધુદંપતીઓએ રાસ વગેરેની પરિપાટી યોજેલી ત્યાં નવીનચંદ્રજી આવવાના છે એમ કહી મધુરીને પણ ત્યાં લેવાની વાત કરી ત્યારે એણે શું કહ્યું?’

બિંદુમતી — ‘માત્ર આકાશ અને પૃથ્વી વચ્ચેનો ભાગ જોયા કર્યો અને કંઈ બોલી નહીં.’

મોહની — ‘એ પણ સમજાયું.

*गतया पुर: प्रति गवाक्षमुखं*

*दधती रतेन मृशसुत्सुकताम्।*

*मुहुरन्तरालभुवमस्तगिरे:*

*सवितुश्च पार्षदमिमीत दृशा।।’* [१]



ચંદ્રાવલી — ‘તેમનો વૈરાગ્ય જોઈ મધુરીને શો વિકાર થયો?’

ભક્તિમૈયા — ‘તે કોઈએ સૂક્ષ્મ દૃષ્ટિથી જોયું નથી, પણ રાત્રે કહેતી હતી કે વિરક્ત ચન્દ્રનો ગ્રાસ કરનારી ધૂમગ્રહની લેખા થવા પોતાની ઇચ્છા નથી.’

મોહની — ‘એ ભાષા ગુહામાંની આભ્યન્તર નથી. એ તો આભિમાનિકી વૃત્તિનો ઉદ્ગાર. એવા ક્ષણિક અભિમાનથી અલખ વાસના નષ્ટ થતી નથી.

ચંદ્રાવલી — ‘પણ નવીનચંદ્રને વિરક્ત જોઈ મધુરીને દુ:ખ થયું કોઈએ પ્રત્યક્ષ કર્યું નથી.’

મોહની — ‘તરસ્થાન આગળ તો અશ્રુધારા વહેતી હતી. આ વેશ તો એણે પ્રથમ ત્યાં જ જોયો.’

ભક્તિમૈયા — ‘અને આપણા મઠની યોજના અને વિહારમઠની યોજના જાણી તેને આશા થઈ હોય તેમ એનો શોક કંઈક શાંત છે.’

ચંદ્રાવલી — ‘વૈરાગ્યનું માહાત્મ્ય જાણીને પણ એવી શાંતિ એને વળી હોય. એના જેવો સંપ્રત્યય નવીનચંદ્રજીની વિરક્ત દશાને ધન્ય ગણી એના પોતાના સ્થૂલ કામને વિરત કરે અને પ્રિયજનની વિરક્ત દશાનું રક્ષણ કરે એ પણ સંભવિત છે.’

મોહની — ‘તે જે હો તે હો. પણ આ હરિણનું જોડું તૃષિત હોય ને આ ગિરિરાજ ઉપર તૃષાથી વિપન્ન થાય તે તો અયોગ્ય જ. જો આપણે વિલંબ કરીશું તો કંઈ મહાન અનર્થ થશે અને વેળા વીત્યા પછી આપણે પશ્ચાત્તાપ થવાનો વારો આવશે કે

*‘मध्याह्ने दववह्निनोष्मसमये दंदह्यमानादगिरे :*

*कृच्छ्रान्निर्गतमुत्तृषं जलमथों वीक्ष्यैकरक्षाक्षमम्।*

*प्रेमणा जीवयितुं मिथ: पिब पिबेत्युच्चार्य मिथ्या पिबन्*

*निर्मग्नास्यमपीतवारि हरिणद्वनद्वं विपन्नं वने।।’* [૨]

ભક્તિમૈયા — ‘ચક્રવાકમિથુનને રાત્રિનો અન્તરાય છે તે તોડી નાંખો અને પરસ્પરનો દૃષ્ટિયોગ અને ગોષ્ઠીયોગ અબાધિત થાય એટલો યોગ કરાવવો એટલું તો આપણું કર્તવ્ય ખરું. પછી પરિશીલનને અંતે તેઓ વિરક્ત હશે તો અસંયુક્ત અને રક્ત હશે તો સંયુક્ત થશે. એ તો સર્વ અલખ ભગવાનની યોજના હશે તે ફલિત થશે. આપણો ધર્મ સ્પષ્ટ છે.’



મોહની — ‘હરિણનું જોડું આપણી બુદ્ધિની સ્થૂલતાથી વિપન્ન ન થાય એટલુ આપણે જોવાનું.’

બિન્દુમતી — ‘માશીમૈયા, માધુરી જાતે જ રાત્રિની વાટ જુએ છે એ પક્ષને ભૂલશો નહીં.’

ચંદ્રાવલી — ‘મને લાગે છે કે આપણો વિચારકાળ સમાપ્ત થયો અને તમે જે વિચાર સિદ્ધ કરો છો તેનો આચાર શોધવો એટલું હવે બાકી રહ્યું.’

મોહની — ‘શો માર્ગ લેવો તે પ્રાત:કાળે મેં ગાઈ દીધું છે અને મધુરીનાં આંસુએ એ ગાયનને ઝીલ્યું છે તે તમે પ્રત્યક્ષ કર્યું છે. કન્યા વર પાસે આવે તે વિના તેમની હૃદયગુહાઓ ઊઘડવાનો સંભવ નથી.’

ચંદ્રાવલી વિચારમાં પડી. અંતે બોલી, ‘ભક્તિમૈયા, આપણે તો માત્ર દૂતકર્મ હવે બાકી રહ્યું. બે પક્ષને સામાન્ય જન એ કામ ઉપાડનાર કોણ હશે?’

ભક્તિમૈયા — ‘કોઈ નથી. નવીનચંદ્રજી માત્ર વિહારપુરી અને રાધેદાસની જોડે ફરે છે ને એકાન્તમાં રહેતા નથી. ગુરુજીની સાથે જ પ્રાયશ: ગોષ્ઠી કરે છે અને શય્યા પણ તેમની કુટીની પાસેની ગુફામાં રાખે છે. મધુરીને તો જે કહો તે આપણે.’

મોહની — ‘બે દોરડાં સંધાડશો તો કૂવામાં પહોંચશે.’

ચંદ્રાવલી — ‘કેવી રીતે?’

મોહની — ‘નાચિકાના કર તમે ઝાલો અને નાયકનો વિહારપુરી ઝાલે.’

ભક્તિમૈયા — ‘પણ વિહારપુરીનો કોણ ઝાલે?’

મોહની — ‘દયા અને સ્નેહ બે છૂટા પડેલા હાથને પરમાર્થસાધન માટે એકઠા કરે ત્યારે. ચંદ્રાબહેન, નવીનચંદ્રજી ઉપર ગુરુજીનો પક્ષપાત સાર્થક થશે તો વિહારપુરી વિહારમઠમાં આવી શકશે; અને નવીનચંદ્રજી વિહારમઠમાં આવશે તો વિહારપુરી ગુરુજીની વાસનાને તૃપ્ત કરશે. જે પરિણામ થશે તેમાં તમારી ઇષ્ટાપત્તિ છે. માટે આ બે હરિણયુગનો યોગ કરો. તમારા વિના તેમ કરવા બીજું કોઈ સમર્થ નથી.’

ભક્તિમૈયા — ‘તમે બે જણ થઈ ઉદય પક્ષનાં મર્મસ્થાન સંગ્રહી શકશો, ઉભય પ્રતિ ઉદાર છો, અને મધુરીનો તમારા ઉપર વિશેષ વિશ્વાસ છે.’ *

ચંદ્રાવલી — ‘માજીના ચરણમાં જઈ દૂતીકર્મ કરવું શું યોગ્ય છે?’

ભક્તિમૈયા — ‘દીકરીની સેવા માટે જ માજીએ તમને મોકલ્યાં છે. ચંદ્રાવલી, અલખનું દૂતીત્વ એ તો આપણું સહજ કાર્ય છે.’



ચંદ્રાવલી — ‘મેં મારા ઈષ્ટ જનને સંન્યાસ આપ્યો અને જાતે લીધો તે કાળથી સંકલ્પ લીધો છે કે તેનો અને મારો ચક્ષુ:સંયોગ થવા દેવો નહીં.’

મોહની — ‘ચંદ્રાવલીનું વૈરાગ્ય એવું નથી કે તે તારામૈત્રકથી નષ્ટ થાય.’

ચંદ્રાવલી — ‘અનંગ ભસ્મ થયેલો પણ જીવે છે, અને ધૃતઅગ્નિનું સાન્નિધ્ય થાય ને તેમની પ્રકૃતિ મૂળરૂપે રહે તો અનંગને સર્વવ્યાપી ન ગણવો. મોહની! આ કામ તમે જ માથે લો અથવા ભક્તિને સોંપો.’

મોહની — ‘એક પાસ આવી સંપ્રતીતા મેધાવિની અને બીજી પાસ આવા વિરક્ત ગંભીર નવીનચંદ્રજી — તેમની પાસે જઈ તેમાંના એક પણ હૃદયમાં ચંચૂપાત કરવા ચંદ્રાવલી અને વિહારપુરી વિના બીજા કોઈનું ગજું નથી. એ બેમાંથી એક જણનું પણ ગજું નથી — એ તો તેમનું સંયુક્ત દૂતકર્મ પ્રવર્તે ત્યારે જ કાંઈ ફલની આશા સમજવી.’

ભક્તિમૈયા — ‘ચંદ્રાવલી! કેમ શંક્તિ રહો છો?’

ચંદ્રાવલી — ‘ગમે તેવું વિરક્ત હૃદય પરિશીલક જનની પાસે જતાં કંપે છે. મારા હૃદયનો મને વિશ્વાસ નથી અને પુરુષોનાં હૃદયનું દૃષ્ટાંત તો માદ્રીએ અનુભવેલું છે. ભક્તિમૈયા, જે કલ્યાણયોગને માટે આ હૃદય વિહારપુરી જેવા મહાત્માને ગુરુજીના ચરણમાં જવા દઈ જાતે જગદંબાના

ચરણમાં ગયું છે તેણે તે યોગના પ્રયોગને આટલે સુધી શું હવે પડતો મૂકવો? ના, મારાથી એવું નહીં થાય.'

મોહની — 'અભિમાનિની! ચંદ્રાવલી અભિમાનિની? શ્રીઅલખનો પ્રકાશ સર્વ પાસ સર્વ હૃદયમાં પ્રસરે છે તેને શુદ્ધ નિર્મળ સ્વરૂપે અપ્રતિહત વહન પામવામાં અનુકૂલ થવું એ આપણો ધર્મ તમે છોડી દીધો છે? મધુરીના કલ્યાણને માટે દૂતી થવામાં શું ચંદ્રાવલી હલકું માને છે?

ચંદ્રાવલી — 'એવો અર્થનો અનર્થ ન કરો. મધુરીને માટે ચંદ્રાવલી શું નહીં કરે? પણ ચણાયેલી હવેલી તોડી પાડવાનો મને શો અધિકાર છે?'

મોહની — 'જો એમ હોય તો મધુરીને સમુદ્રમાં સૂવા દેવી હતી. એને જિવાડી તો એના જીવનમાં સાફલ્ય ને સુખ આદરવાને માટે ચંદ્રાવલીથી ના નહીં કહેવાય.'

ચંદ્રાવલી બેઠી હતી ત્યાં જ આંખો મીંચી વિચારમાં પડી. એના હૃદયમાં બળવાળા ધબકારા થયા અને તેનો વેગવાળો સંચાર એના વક્ષ:સ્થળ ઉપરના વસ્ત્રમાં સર્વેએ દીઠો. એના નેત્રમાં અશ્રુપાત થઈ સુકાયો. અંતે ઊંચું જોઈ બોલી:

'મધુરી! ચંદ્રાવલી તારી દૂતી થશે. તારે માટે મારા વ્રતને હું ભયમાં નાંખીશ. માજીને પૂછીને તને મોકલી છે ને હું આવી છું — તે માજી જ મારા વ્રતનું રક્ષણ કરશે અને તારું સુખ સાધશે. મોહની! ત્યારે કહી દ્યો કે મારે હવે શું કરવું?'



મોહની — 'આજ ગુરુજી સાધુજનની નિરીક્ષા કરવા આવે ને રાત્રે યમુનાકુંડ પાસે રાસલીલા થાય તે કાળે અમે મધુરીને લઈને જઈશું, નવીનચંદ્રજીને શોધી વાર્તાવિનોદ કરીશું, અને તે આઘાપાછા હશે ત્યારે મધુરી સાથે વિનોદ કરીશું. ચંદ્રાવલી! તમારે તે સર્વનાં માત્ર મૂક સાક્ષી થવું અને મધુરી સાથે રાત્રે એકાંત સૂવું અને એકાંતમાં તેનું હૃદય ઉઘાડવું. થોડીવાર બિન્દુમતીને એની વાતોમાં ભળવા દેવી. એ સર્વ પ્રકરણનો સાર પ્રાત:કાળે વિહારપુરીને તમારે એકાંતમાં કહી દેવો અને તેમનો અભિપ્રાય લેવો. તેઓને નવીનચંદ્રજીના ઇંગિતજ્ઞ થવા દેવા અને કાલથી નવીનચંદ્રજી ગુરુજીની ગુફા છોડી અન્યત્ર કોઈ ગુફામાં કે કુંજમાં એકાંતવાસ રાખે અને રાત્રિએ એકાંત રાખે એટલી વ્યવસ્થા વિહારપુરી દ્વારા કરવી. પછીની પરિપાટી તમારા ચાતુર્યનું ફળ જાણ્યા પછી થશે.

ચંદ્રાવલી — 'હું ધારું છું કે એટલું તો થશે, પણ હવે એવાં કાર્યમાંથી મારી બુદ્ધિનો અભ્યાસ વિરત થયો છે અને તેમાં એ બુદ્ધિ બહુ ચાલે એમ મને વિશ્વાસ નથી.'

મોહની — 'તેની કાંઈ ચિન્તા નથી. બીજું કાર્ય એ કે મધુરીની સંપ્રત્યયાત્મિકા પ્રતિનું આવરણ કેવી રીતે તોડવું એ તમે ગમે તો અમને

સુઝાડો અને ગમે તો જાતે તોડો.'

ચંદ્રાવલી — 'જેમ શ્રી અલખ પરમ જ્યોતિનું દર્શન થતાં હૃદયના લખગ્રંથિ જાતે ભિન્ન થાય છે ને સંશયમાત્ર છિન્ન થાય છે, તેમ અલખ મદનનો સૂક્ષ્મ અવતાર આમનાં હૃદયમાં સંપૂર્ણ કલાથી થશે તેની સાથે જ એની પ્રીતિના સંપ્રત્યય અને અભિમાનનાં તિમિર જાતે જ નષ્ટ થશે. માટે તેની ચિન્તા આપણે કરવાની નથી. આપણો તો ધર્મ આટલા જ બોધમાં છે કે *तप्तेन तप्तमयसा घटनाय योग्यम्* . [१] એ ઘટનનો પ્રયત્ન કરતાં એમ જણાય કે બાહ્ય ઉપાધિ અને અંતરુપાધિ દૂર થવા છતાં ઘટન થયું નહીં. તો એમ સમજવું કે બેમાંથી એક પાસનું લોહ શીત હતું અને ઘટન નહીં પણ વિઘટન જ શ્રી પરમ અલખને ઇષ્ટ ગણવું. તેમ થતાં અલખની ઇચ્છામાં આપણી ઇચ્છાને સંગમ પમાડવી અને મધુરીને મારે માજી પાસે લઈ જવી.'

ભક્તિમૈયા — 'માજીની ઇચ્છા એવી હોય કે મધુરીને નવીનચંદ્રજીને જ સોંપવી તો તે તેમ કરશે.'

મોહની — 'વિહારમઠ તેમને ઉદાર આશ્રય આપશે.'

બિન્દુમતી — 'હા, ને માશીમૈયાનું હૃદય લપસી પડશે તો તેને પણ એ જ મઠ આશ્રય આપશે.'



ચંદ્રાવલી ચિડાઈ અને બિન્દુમતીનો હાથ ઝાલી ખસેડી નાખ્યો. સર્વ હસતાં હસતાં પાછળ ચાલ્યાં અને ચંદ્રાવલી અત્યંત ઊંડા વિચારમાં પડી આગળ ચાલી.

---

૧ . ઢીંચણ ૨. લમણાં.

3 . એક યુવતી ઢીંચણ ઉપર હાથનો બાહુભાગ (કોણી સુધી) ટેકવી બેઠી. ને પલ્લવ જેવી નમતી હાથેલી ઉપર મુખભાગને ટેકવ્યો; ઊંચા સ્વરવગરના ઝીણા અવ્યક્ત મધુર ગાનને કંઠમાં પરિવર્તન કરાવવા - આળોટાવવા - લાગી અને ઉત્કંઠા ધરવા લાગી. - માઘ.

૪ . 'જરી કંઈ સંદેશો કહાવની!' એવું દૂતીએ કહ્યું ત્યારે લજ્જાને લીધે સુલોચનાએ કંઈ પણ જાણે ઉત્તર દીધો ન હોય એમ બોલી નહીં પણ કામનાં તીક્ષ્ણ બાણોએ રાત્રિદિવસ કૃશ કરી નાંખેલું પોતાનું શરીર હતું તેને જ માત્ર ધીમેથી એ જોઈ રહી. - માઘ.

૧ . પૂછીને શું કામ છે? તું હવે સત્વર અહીંથી એની પાસે ચાલ્યો જા! તારી તે પ્રિયાને મેં આખો દિવસ માર્ગે કેવી રીતે રોતી રોતી દીઠી તે સાંભળ! જે જે વટેમાર્ગુ મળે તે તું જ હોઈશ એવું જાણી ચમકી ડોક ઊંચી કરી કરી તેને એ જોવા લાગતી હતી, અને જોઈ જોઈને તે તું નથી એવું સમજાતાં તરત આંસુભરી પાછી વળતી હતી. - પ્રકીર્ણ.

૨ . અધિક મુગ્ધ તરુણીજન કાંતની પાછળ પોતાની સહીઓને મોકલતી હોય તેમ પોતાની દૃષ્ટિઓને મોકલતી હતી; તે દૃષ્ટિરૂપ સહીઓ કેવી હતી? મુગ્ધાના ગૂઢ પ્રેમને પ્રકટ કરવાની કળામાં પ્રવીણ, મધુર અને મુગ્ધાના ઇષ્ટજનનું ચિત્ત સારી પેઠે હરી લેનાર - આ સહીઓ જેવી દૃષ્ટિઓને અથવા દૃષ્ટિરૂપ સહીઓને એ મુગ્ધાએ પ્રિયની પાછળ મોકલી હતી. - માઘ.

3 . તારી કથા ચાલતી હોય છે ત્યારે આંગળીનાં ટેરવાં વડે ઘડીઘડી કાનના ડાબલાને તે સારી રીતે પૂરે છે; તેમ તે શા માટે કરે છે? તારા ગુણની વાતોનાં પૂમડાં એ કાનમાં આટલાં ભરાયાથી

અને તૃપ્તિ વળતી નથી અને તેમને તેમાં વધારે વધારે ઠાંસવા તેને વાસના થાય છે માટે એ આવું કરે છે. - માઘ.

૧ . સામે બારીનો ગોખ હતો તેના ભણી એ સ્ત્રી અતિ ઉત્સુકતાભરી ગઈ! અને ત્યાં જઈ, સૂર્ય અને અસ્તગિરિ વચ્ચેના ભાગનું પ્રમાણ એણે ઘડી ઘડી પોતાની દૃષ્ટિ વડે માપ્યું. - માઘ.

૨ . મધ્યાહ્ન કાળ થયો છે અને તાપની વેળાએ પર્વતદવના અગ્નિથી ભડભડાટ બળે છે તેમાંથી હરિણહરિણીનું જોડું મહાપ્રયત્ને નીકળી શક્યું અને તૃષાનું માર્યું એ જોડું જળ આગળ આવ્યું પણ જળ તો એક જ જણની રક્ષા કરી શકે એટલું હતું. આ બેમાંથી આ જળ કોણે પીવું? આણે જાણ્યું કે એ જીવે ને એણે જાણ્યું કે આ જીવે. એમ પ્રીતિથી પોતાના જીવનની ઉપેક્ષા કરી અને સામાનું જીવન ઇચ્છ્યું. પોતપોતાના મનમાં આમ ધારી, નર અને માદા પાણીમાં ખોટું ખોટું મોં બોળી રહ્યાં અને ‘તું પી, તું પી’ એમ એકબીજાને માત્ર કહેવા લાગ્યાં. તેનું ફળ એ થયું કે બેમાંથી કોઈએ પાણી પીધું નહીં અને પ્રેમી જોડું - રંક હરિણનું જોડું - વનમાં મરી ગયું. - પ્રકીર્ણ.

* *यदुभयो: साधारणमुभयत्रोदारं विशेषतो नायिकाया: सुविस्त्रब्धं तत्र दुतकर्म।।* (કામતંત્ર)

૧ . તપેલા લોહનો તપેલા લોહ સાથે યોગ યોગ્ય છે.

## ૨૨. સૂક્ષ્મ શરીરનો સૂક્ષ્મ કામ

*" True Love ' s the gift which God has given*
*To man alone beneath the heaven ;*
*It is not fantasy ' s hot fire ,*
*Whose wishes, soon as granted, fly ;*
*It liveth not in fierce desire ,*
*With dead desire it does not die ;*
*It is the secret sympathy ,*
*The silver link, the silken tie ,*
*Which heart to heart and mind to mind ,*
*In body and in soul can bind .'*

*- Scott's Lay of the Last Minstrel*



સાયંકાળે ત્રણે મઠની નિરીક્ષા કરવા વિષ્ણુદાસ પોતાના મઠના સર્વ અધિકારીઓને લઈ નીકળ્યા; અને તેમના અધિષ્ઠાતા અને અધિષ્ઠાત્રીઓને — તેમના મઠની સ્થિતિ, મઠસ્થ સાધુજન અને આગંતુક જન, મઠમાં ચાલતા સદભ્યાસ અને સદુદ્યોગ, સદ્વાસનાઓ અને અલખબોધન, આદિ વિષયો વિશે વિવિધ પ્રશ્નો પૂછ્યા, વિવિધ સૂચનાઓ કરી, અને સાથે આવેલા સરસ્વતીચંદ્રને એ સર્વ વ્યવસ્થા પગે ચાલતાં ચાલતાં સમજાવી. ચન્દ્રોદયકાળે યમુનાકુંડ પાસે ચોકમાં વિહારમઠની સ્ત્રીઓએ રાસલીલા નાટકરૂપે ભજવી. કેટલીક સ્ત્રીઓએ કૃષ્ણના વેશ લીધા હતા અને બાકીની સ્ત્રીઓ ગોપીઓ થઈ હતી. એક સ્ત્રી રાધા થઈ હતી અને પાંચછ સખીઓ થઈ હતી. પ્રથમ ગોકુળના ગૃહસંસારનો પ્રવેશ અને તેમાં ગોપીઓના ગૃહવ્યવહારનું નાટક ભજવાયું અને તે કાળે માત્ર મોરલીનો અવ્યક્ત દૂરથી આવતો સ્વર સાંભળતી ગોપિકાઓ ચમકતી હતી અને ગૃહ છોડી મધુવનમાં જવા તત્પર થઈ. બીજા પ્રવેશમાં કદમ્બ ઉપર કૃષ્ણ મોરલી વગાડતા હતા ત્યાં તેમને શોધતી શોધતી ગોપિકાઓ વિલ્વલ જેવી આવી, અને કમળની આસપાસ મધુકરીઓનું ટોળું ભમે અને ગુંજારવ કરે તેમ કરવા લાગી. ત્રીજા પ્રવેશમાં એ વૃક્ષ પાસે અનેક રૂપે કૃષ્ણ અને અનેક ગોપિકાઓનો રાસ થયો તેમાં સંગીત, વાદ્ય અને નૃત્યનો ઉત્તમ સંવાદ યોજ્યો હતો. ચોથા પ્રવેશમાં રાધા અને સખીઓ એ મંડળમાંથી જુદી પડી અને રાધા કૃષ્ણ સાથે અદ્વૈતવાસના સંગીતથી દર્શાવવા લાગી. પાંચમા પ્રવેશમાં રાધાકૃષ્ણનું યમુનાતીરે પરસ્પરલીન સંગીત અને નૃત્ય થયું અને રાસલીલા સમાપ્ત થઈ. પ્રવેશારંભે અને પ્રવેશાંતે ભજવાયેલા અને

ભજવવાના ભાગનું રહસ્ય સ્પષ્ટ કરવાનું કામ મોહિની કરતી હતી. તે સર્વને અંતે મોહિનીએ પોતાના આતિથેયનું સુપાત્ર થયેલી મધુરીનું સર્વ સાધુંમડળને અભિજ્ઞાન કરાવ્યું, અને તેની બુદ્ધિ, વિદ્યા, રસિકતા અને વિપત્તિઓનું દર્શન કરાવવા ‘માજી, મને કોઈ જોગી મળ્યો ને વાત કરીને વાહી’ — એ મધુરીનું જોડેલું ગીત બિંદુમતી પાસે ગવડાવ્યું, અને અંતે ‘નંદકો નંદન એક આનંદ દેત હૈ’ એ ગર્જના કરતું કરતું સર્વ મંડળ લગભગ મધ્યરાત્રિએ છૂટું પડ્યું, અને દૃષ્ટ અને શ્રુત પદાર્થોની ચર્ચા કરતું કરતું સ્વસ્થાનકોમાં ગયું અને નિદ્રાવશ થયું.

સર્વ નિદ્રાવશ થયાં પણ કુમુદ અને તેના ઉપર વત્સલ થયેલું મંડળ જાગૃત રહ્યું અને બીજો એક પ્રહર વાર્તામાં ગાળ્યો. તેઓ સર્વ મઠમાં આવ્યાં હતાં, પણ ચંદ્રાવલી આવી ન હતી અને ભક્તિ અને વામની પણ છેટેછેટે તેની પાછળપાછળ ગયાં હતાં. પ્રાત:કાળ પહેલાં એક પ્રહર બાકી રહ્યો ત્યારે એ ધીમી ધીમી વાતો કરતાં પાછાં આવ્યાં અને મોહનીને એકાંત બોલાવી કંઈક વાત કરી તેઓ સમેત સર્વ નિદ્રાવશ થયાં. સૂર્યોદય પહેલાં તો રાસલીલા, ગુરુજીએ કરેલી નિરીક્ષા, મધુરીનું જોડેલું ગીત, નવીનચંદ્ર, આદિ અનેક વિષયોની વાતો સર્વ સ્ત્રીમંડળમાં ચાલી રહી, પણ આજ ભિક્ષાપર્યટનનો દિવસ હતો તેથી આ બહુ પહોંચ્યું નહીં અને કુમુદ નિદ્રામાંથી જાગી તે વેળાએ સર્વ મંડળ અલખ જગાવવા નીકળી પડ્યું હતું અને બધો મઠ નિર્મક્ષિક થયો હતો. આખા મઠમાં માત્ર પોતે, મોહની, ચંદ્રાવલી અને બિન્દુમતી રહેલાં કુમુદની ઊઘડતી આંખને દેખાયાં. સ્નાનાદિ આટોપવામાં બિન્દુ કુમુદને કામ લાગી, અને સર્વ પ્રાતરાહ્નિકમાંથી પરવારી રહ્યાં એટલે મઠના દ્વારમાં અને તેનાં પગથિયાં ઉપર રહેલું મંડળ બેઠું અને ગોષ્ઠી કરવા લાગ્યું.



‘બિન્દુ, આજ કયા જ્ઞાનની ગોષ્ઠી કરીશું?’ મોહનીએ પૂછ્યું.

‘હું તો શ્રીકૃષ્ણપરમાત્માને વરી છું તેને બીજું જ્ઞાન શું જોઈએ? પણ રાધાજી જેવી પરાભક્તિનો રસ ઘટ થાય એવી કળા હોય તો બતાવો.’ બિન્દુ બોલી.

મોહની — ‘સ્થૂલ શરીરમાં સ્થૂલ કામ અને સ્થૂલ પ્રીતિની ઉત્પત્તિ છે. સ્થૂલ વિષયમાંથી સૂક્ષ્મ શરીર, સૂક્ષ્મ કામ અને સૂક્ષ્મ પ્રીતિ એ ત્રણ અલખ ભાગને લખ કરવા, અને તેમાંથી અન્તે પરાભક્તિના અલખ અદ્વૈતને લખ કરવું અને અનુભવવું એ મહાકળા રસજ્ઞ દક્ષ સ્ત્રીના સૂક્ષ્મ દેહને સહજ છે.’

બિન્દુમતી — ‘તે કેમ થાય?’

મોહની — ‘બે પુરુષોની અથવા બે સ્ત્રીઓની મિત્રતામાં સ્થૂલ કામ હોઈ શકતો નથી, પણ સ્ત્રીપુરુષનો સમાગમ જન્મથી કે સ્થૂલ કામથી પ્રગટ થાય છે. માતાપુત્ર, ભાઈબહેન, આદિના સમાગમ જન્મથી પ્રકટ થાય

છે. એથી સ્થૂલ પ્રીતિ મનુષ્યજાતિમાં થતી નથી અને થાય તો અનર્થ અને અધર્મ્યતાનું શિખર જ ગણવું. એવા સમાગમથી માત્ર સૂક્ષ્મ કામ અને સૂક્ષ્મ પ્રીતિ જ પ્રકટ થવી જોઈએ. જે સ્ત્રીપુરુષ આમ સૌન્દર્યાદિથી સંબદ્ધ નથી, તેમને ક્વચિત્ આરંભથી જ સૂક્ષ્મ પ્રીતિમાં પડેલાં દેખીએ છીએ. પણ ઘણુંખરું તેઓના પ્રથમ સમાગમ સ્થૂલ કામથી જ બંધાય છે અને સંસારનાં કામસૂત્ર તેને માટે જ બંધાયેલાં છે. આપણા અલખ માર્ગમાં અલખના લખસ્વરૂપનો આદર રાખી અલખનું બોધન થાય છે, માટે સ્થૂલ કામાદિને આદર આપવામાં આવે છે પણ તે એવી વાસનાથી કે આ સ્થૂલ વિષયમાંથી સૂક્ષ્મ વાસનાઓ એટલે સૂક્ષ્મ કામ ઉત્પન્ન થાય. આપણાં શરીર સ્થૂલ પાર્થિવ છે, તે સ્થૂલ અન્નાદિથી પોષણ પામે છે, સ્થૂલ કામથી પ્રવૃત્ત થાય છે, અને સ્થૂલ ભોગ ભોગવી સ્થૂલ પ્રીતિ પામે છે. આ સ્થૂલ લખ સૃષ્ટિમાંથી નિવૃત્ત થવા ઇચ્છનાર સૂક્ષ્મ સૃષ્ટિ શોધે છે. આપણા સ્થૂલ શરીરમાં સૂક્ષ્મ દેહ અંતર્ગત થઈ રહે છે અને એ અલખ સૂક્ષ્મ દેહની અલખ શક્તિનું ઉદ્‌બોધન કર્યાથી સૂક્ષ્મ વાસનાઓ અને સૂક્ષ્મ કામ પ્રકટ થાય છે. લખ પદાર્થોના અલખ ધર્મોનું જ્ઞાન આ વાસનાઓને અને આ દેહને પોષે છે. લખનું સૂક્ષ્મ જ્ઞાન તે સૂક્ષ્મ શરીરનું અન્ન છે અને તે અર્ધું સ્થૂલ અન્નની પેઠે બાહ્ય સંસ્કારથી અને અર્ધું પરમ જ્ઞાનની પેઠે અલખ ચેતનના અંત: સ્વભાવથી સૂક્ષ્મ શરીરને પ્રાપ્ત થાય છે. *અથાતો ધર્મજિજ્ઞાસા, અથાત: કર્મજિજ્ઞાસા, અથાતો બ્રહ્મજિજ્ઞાસા* આદિ વાક્યામાં કહેલી સર્વ જિજ્ઞાસાઓ તે આવા સૂક્ષ્મ કામનું એકરૂપ છે અને તેના ભોગથી ગુરુશિષ્ય અને મિત્રાદિ વર્ગ સૂક્ષ્મ પ્રીતિને પામે છે. અલખ માર્ગમાં મધ્યમાધિકારીઓ અનેક શાસ્ત્રોનાં સૂક્ષ્મ જ્ઞાનાન્નથી પોષણ પામે છે. સ્થૂલ અન્નથી જેમ સ્થૂલ કામનાં દીપનાદિ થાય છે તેમ આ સૂક્ષ્મ જ્ઞાનથી સૂક્ષ્મ વાસનાઓનાં દીપનાદિ થાય છે. જે દમ્પતીઓ સ્થૂલ મદનના પ્રભાવથી વ્યતિષક્ત થયાં હોય અને તે પછી જેમનામાં વિદ્યા, ભક્તિ આદિથી સૂક્ષ્મ દેહ દૃઢ બંધાયો હોય છે તેમનામાં આવી સૂક્ષ્મ વાસનાઓ પ્રકટ થાય છે. આ સૂક્ષ્મ કામના ભોગને અર્થે સ્ત્રી અને પુરુષ સમાગમ રચે છે ત્યારે પુરુષની બુદ્ધિ જે દાન કરે છે તે સ્ત્રીની વૃત્તિથી પોષણ પામે છે. લખસંસારની સર્વ ઉચ્ચનીય ઘટનામાં જ્યાં જ્યાં આવા સમાગમ થાય છે ત્યાં ત્યાં સ્ત્રીપુરુષનાં સૂક્ષ્મ શરીર સૂક્ષ્મ કામથી રસાવિષ્ટ થાય છે. સ્થૂલ કામભોગમાં રસાવિષ્ટ પ્રાણીઓ સલિલમાં પ્રવેશ કરતાં હોય, ક્ષીરમાં જળ અને જળમાં ક્ષીર સંગત થતાં હોય, એવાં સ્થૂલ સંગત જીવનની વાસના રાખે છે. તેવી જ રીતે સૂક્ષ્મ કામ સૂક્ષ્મ શરીરોના ક્ષીરજલ જેવા સમાગમની વાસના રાખે છે. રામસીતાના સૂક્ષ્મ કામ અને સૂક્ષ્મ ભોગ આવા જ હતા. માઘ કવિ *ગૃહિણિ ગહનો જીવનવિધિ :* કહી સૂક્ષ્મ વાસનાને બળે મરણ પામતાં પામતાં ધર્મપત્નીના કરપલ્લવના આશ્રયમાં રહી નિર્વાણ પામ્યો. શ્રીકૃષ્ણે ઉદ્ધવનો ઉપદેશ સાંભળ્યો તે એમના હૃદયમાં રહેલાં લક્ષ્મીજીએ હૃદયમાંથી સાંભળ્યો એવું માઘે વર્ણવ્યું [૧] છે તે ઉત્પ્રેક્ષા પણ

આ સૂક્ષ્મ પ્રીતિના બનેલા અદ્વૈતને જ ઉદ્દેશીને છે. જયદેવકવિજીના મુખની અષ્ટપદી પદ્માવતીના સૂક્ષ્મ દેહે જ સાંભળી હતી. સ્થૂલ વાસના ને પ્રીતિ વૃદ્ધાવસ્થામાં ક્ષીણ થાય છે, શારીરિક દુ:ખી ગ્રસ્ત થાય છે, જીર્ણ થાય છે તેમ તેમ જીર્ણ ઇષ્ટજનનો મોહ છોડી અન્ય જનને ઇષ્ટ ગણવા લલચાય છે, ભોગાંતે શ્રાંત કરે છે અને શ્રાંતિને અંતે પુનરુદ્દીપન કરી શ્રાંતિ અને દીપનની ઘટમાળ ચલાવ્યાં કરે છે, એમાં સ્થૂલ શરીરનું સત્ત્વ નષ્ટ થાય છે, અને સૂક્ષ્મ શરીર મૂઢ થાય છે, અને જેમ જેમ કાળ જાય છે તેમ તેમ માત્ર વ્યસનીના વ્યસન જેવું શુષ્ક નીરસ અને પ્રસંગે દુ:ખદ થઈ પડે છે. સૂક્ષ્મ શરીરની વાસનાઓનાં લક્ષણ આ સર્વ વિષયમાં આથી વિપરીત જ ગણી લેવાં. આમરણાંત સૂક્ષ્મ પ્રીતિની જ્વાળા જ્વળી શકે છે, સુખદુ:ખમાં અદ્વૈત રહે છે, સર્વાવસ્થામાં અનુગુણ રહે છે, કાળ એને અસ્ત નથી કરતો પણ એનાં આવરણનો નાશ કરે છે. વધારે કાળ જાય તેમ એ પ્રીતિ પ્રીતિના સારરૂપે પરિણામ પામે છે, અને જરાવસ્થાથી વૃદ્ધ વયની વિકલતાથી તેનો રસ નષ્ટ થતો નથી એવું સત્યાનુભવી ભવભૂતિનું વચન છે. સૂક્ષ્મ પ્રીતિ ધરનાર દમ્પતીના સૂક્ષ્મ ભોગને સ્પર્ધાનો ભય નથી ને વ્યભિચારની અશક્યતા છે. આ સૂક્ષ્મ ભોગાંતે શ્રાંતિ નહીં પણ શાંતિ પ્રકટે છે. એ કામનું દીપન ભોગથી હોલાતું નથી પણ તેની અખંડ જ્વાળા બળ્યાં કરે છે. દીવામાં જેમ તેલ અને પ્રકાશનો સતત સહચાર રહે છે, તેમ સૂક્ષ્મ કામનો અને તેના ભોગનો સહચાર રહે છે, દીપન અને શાંતિનો સહચાર રહે છે, અને ભોગ અને પ્રીતિનો સહચાર રહે છે. શ્રી અલખના પરમ આનંદરૂપ ને આ સહચારના આનંદમાં એટલું સામ્ય છે કે સૂક્ષ્મ પ્રીતિના જીવનમાં અલખના પરાનંદનો બોધ અલખનું જ્ઞાન થતાં જાતે જ પ્રગટે છે; જેમ વાદ્યકળાના પ્રવીણ જન પાસે નવું વાદ્ય આવતાં તે વગાડવાની કળા તેનામાં તરત આવે છે, તેમ સૂક્ષ્મ પ્રીતિના અનુભવીને પરાનંદનું સ્થાન પ્રાપ્ત થતાં એ આનંદનો અનુભવ સાહજિક કળાથી પ્રાપ્ત થાય છે. એટલું જ નહીં પણ સ્થૂલ પ્રીતિને વિયોગ અને મરણ એ બે શોકનાં કારણ થઈ પડે છે ત્યારે સૂક્ષ્મ પ્રીતિ તે કાળે પણ પૂર્વવત્ ભોગ પામી શકે છે, કારણ એને સ્થૂલ શરીરની અપેક્ષા નથી. તેનાં દૃષ્ટાંત જોવાં હોય તો મારા સ્થૂલ શરીરને વૈધવ્ય પ્રાપ્ત થયું છે ને ચંદ્રાવલીને સ્થૂલ વિયોગ છે છતાં, મધુરી, તું જો કે અમારી સૂક્ષ્મ પ્રીતિ ઇંધન વિનાના અગ્નિ પેઠે અસ્ત થઈ નથી, પણ રત્નપ્રદીપ પેઠે જેવી યોગમાં હતી તેવી જ વિયોગમાં, ઇંધનની અપેક્ષા વિના, હજી પ્રકાશમય છે.'



ચંદ્રાવલી — 'મધુરી! તારી પ્રીતિ પણ સૂક્ષ્મ છે.'

કુમુદ — 'માટે જ તે અંધકારમાં અખંડિત રહી છે ને નથી નાશ પામતી ને નથી નાશ પામવા દેતી! અને માટે જ હું માજીના ચરણમાં સ્થૂલ શરીરને રાખી સૂક્ષ્મને ભટકવું હોય ત્યાં ભટકવા દઈશ.'

ચંદ્રાવલી — 'તું નિરાશ થઈ છે.'

કુમુદ — ‘આશા નિરાશા છે ત્યાં નિરાશા જ આશા છે.’

ચંદ્રાવલી — ‘સ્થૂલ કામને સંયમમાં રાખી સૂક્ષ્મ કામના ભોગની જ તને વાસના હોય તો તે ધર્મ્ય છે ને લભ્ય છે.’

કુમુદ — ‘સ્થૂલ કામને હું દેખતી નથી, ને સૂક્ષ્મ કામ દુ:ખાગ્નિમાં સૂક્ષ્મતમ ભસ્મરૂપ થાય એવું માજી પાસે માગું છું.’

ચંદ્રાવલી — ‘દુલારી, જે મહાત્માને માટેની તારી સૂક્ષ્મ વાસનાઓ શાંત થતી નથી તેને મેં કાલ જોયા. વિષ્ણુદાસજી અને મધુરી ઉભયના પરમ પક્ષપાતનું એ ઉચિત સ્થાન છે તે તેની આકૃતિ ઉપરથી જણાય છે. *आकृतिर्गुणान् कवयति।*’

કુમુદ — ‘હોય તો યે શું ને ન હોય તો યે શું?’

મોહની — ‘એમ કેમ કહેવાય? તમ જેવાના સૂક્ષ્મ કામ તૃપ્ત થાય તો તમને પણ કલ્યાણ ને જગતનું પણ કલ્યાણ.’

કુમુદ — ‘એ કલ્યાણ કરવાનો અધિકાર મધુરી જેવી ક્ષુદ્ર કીડીને ક્યાંથી હોય?’

મોહની — ‘રાસલીલા તેં જોઈ, પણ તેનું રહસ્ય તું ભૂલી ગઈ. બિન્દુમતી! શ્રીકૃષ્ણના અધર ઉપર ચડેલી મોરલીની વશપ્રશસ્તિ કાલ ગવાઈ હતી તે ગા.’



બિન્દુમતી ગાવા લાગી:

** બહુત...ગુમા...ન...ભરી...રે, મોરિલયાં! તું બહુત૦ (ધ્રુવ)*

*બંસરિયા! તું બહુત...ગુ...મા...ન...ભરી રે! મો૦*

*મેં સૂતી’તી અપને મહેલમેં, તેં મેરી નિંદ હરી રે! મો૦*

*જાતવર્ણ તેરી સબ કોઈ જાને, તું જંગલકી લકડી રે! મો૦*

*કૃષ્ણજીવન તું કો મુખસે લગત હૈં, કરસંગત સઘરી રે! મો૦*

મોહની — ‘મધુરી! તું નવીનચંદ્રના મુખ ઉપર આવી મોરલી થા ને અમને મોહ પમાડે એવું તેના પ્રભાવથી ગા.’

ચંદ્રાવલી — ‘કાલ બંસીધૂન ગવાઈ હતી તે પણ ગા.’

બિન્દુમતી — ‘બંસીધૂ...ન...બ...જ...ર...હી.

બંસીધૂ...ન...બ...જ...ર...હી.

શ્રીજુમના કે તી...ર! બંસી૦

*સુરવર મોહ્યા, મોટા મુનિવર મોહ્યા,*
*મોહ્યા મોહ્યા ગન્ધર્વ અખિલ! બંસી૦ (અનેક વાર)*
*બંસી રે સુનકર ગઈ બ્રજબાલા,*
*વીસર્યો આ તનકો ચીર! બંસી૦*
*બંસરી સુનકર...ર...ગઈઆં રે બીસરી.*
*બછુવા તજ ગયો ખીર! બંસી૦ (અનેક વાર)*
*સુરદાસ હરિ બંસી મુખસેં બજાવે,*
*સ્થિર રહ્યો શ્રી મહારાણીજીકો નીર! બંસી૦' (અનેક વાર)*

ચંદ્રાવલી — 'મહાત્માના હાથમાં જઈ તેને મુખે ચડી એક જડ બંસરી જગતને આટલું કલ્યાણ આપે છે તો મધુરી જેવી મેધાવિની સુંદરી નવીનચંદ્ર જેવા દક્ષિણ જનના હૃદયમાં વસી કોનું કોનું શું શું કલ્યાણ નહીં કરે?'



કુમુદ — 'મને તે અધિકાર નથી ત્યાં પછી વધારે વાત શી?'

ચંદ્રાવલી — 'આ ત્રણ મઠના ગુરુજીનો અને સર્વ સાધુ સ્ત્રીપુરુષોના પક્ષપાત જેને આજ આ ઉત્તમોત્તમાધિકારે મૂકે છે તેના ઉપર શું તને પક્ષપાત નથી? શું તારું હૃદય તેના લોભનો ત્યાગ કરી શકશે?'

કુમુદ — 'આ સર્વ પાપ અને વિપત્તિ એ દુષ્ટ હૃદયને માથે જ છે.'

ચંદ્રાવલી — 'તું હજી મુગ્ધ છે, પણ હું તારો ને તેનો યોગ કરી આપીશ. તારું સ્થૂલ શરીર તારે જેને વશ રાખવું હોય તેને વશ રાખજે, પણ સૂક્ષ્મ શરીર સૂક્ષ્મ કામના સ્વામીને વશ કરવું પડશે. તે પછી તે તને સ્વતંત્ર રાખે તો માજીની પાસે આવજે ને તને અસ્વતંત્ર રાખે તો તેની ઇચ્છાને વશ થજે. આમાં તને કાંઈ બાધ નથી. મધુરી! તારે એ મહાત્માને પત્ર લખવો હોય કે સંકેત કરવો હોય કે સંજ્ઞા કરવી હોય કે જે કંઈ ઇષ્ટ હોય તે તૈયાર કરી રાખજે. તારી સૂક્ષ્મતમ વાસના હું સમજી શકી છું, અને તું જાતે નહીં ચાલે તો અમે તને ઊંચકીને લઈ જઈશું ને *પૃથિव्या य: शरणं स तव समीपे वर्तते* એવું કહી સખીજને શકુન્તલાને દુષ્યન્તને શરણે નાંખી હતી તેમ અમે પણ તને નાંખીશું અને ત્યાં તારું અભિજ્ઞાન કે સત્કાર નહીં થાય તો માજીનું મન્દિર ને ચંદ્રાવલીનું હૃદય તારે માટે સર્વદા સજ્જ છે. માટે સમય આપું છું તેમાં સજ્જ થજે.'

ચંદ્રાવલી ઊઠી બહાર ગઈ.

બિંદુમતી તેને થોડે સુધી મૂકી આવી ને આવતી આવતી ગાવા લાગી:

*'रतिसुखसारे गतमबिसारे मदनमनोहरवेशम्।*
*न कुरु नितम्बिनि गमनविलम्बनमनुसर तं हृदयेशम्।।*
*धीरसमीरे यमुनातीरे वसिते वने वनमाली*
*गोपीसूक्ष्मशरीरविशोधनञ्चललोचनशाली।।* [१]

'મધુરીમૈયા! સૂક્ષ્મ શરીરના વિશોધન માટે આવા મહાત્માનો દૃષ્ટિપાત તારા પર થાય તો તે તારે સ્વીકારવો જોઈએ.'

'ચંદ્રાવલીમૈયા! સૂક્ષ્મ પ્રીતિને માટે — પણ અભિસરણ કરું એવી હું નથી -' જાગી હોય તેમ કુમુદ બોલી ઊઠી.

મોહની — 'ચંદ્રાવલી તો ગયાં. તારું શું મનોરાજ્ય ચાલે છે કે તેને દેખતી નથી, ને નથી તેને બોલાવે છે?'

કુમુદ સાવધાન થઈ બોલી: 'ક્ષમા કરો, મોહનીમૈયા! શું ચંદ્રાવલીમૈયા મને અભિસારિકા કરવી ધારે છે?'

મોહની— 'ચંદ્રાવલી જેવી પ્રવ્રજિતા જ્યારે દૂતીકર્મ કરશે ત્યારે અભિસરણ કરવામાં શરમાનારી તું તે કોણ વારુ?'



કુમુદ — 'શું ચંદ્રાવલીમૈયા દૂતીકર્મ કરે છે? એ બોલો છો શું?'

મોહની — 'તું સાંભળે છે તે.'

કુમુદ — 'કેવી રીતે?'

મોહની — 'રાત્રે વિહારપુરીને મળી આવ્યાં. નવીનચંદ્રજી ચંદ્રાવલીની વાર્તા સાંભળે એવો યોગ કરી વિહારપુરીજીએ પછી ભિક્ષાર્થે જવું અને પર્યટનકાળે એકાન્ત શોધી ગુરુજીની સંમતિ પણ માગી લેવી એટલી યોજના વિહારપુરીએ ને ચંદ્રાવલીએ કરી છે. તે યોજના પ્રમાણે ચંદ્રાવલી નવીનચંદ્રને શોધવા અત્યારે ગયાં.'

કુમુદના મુખ ઉપર વેદના અને ગૂંચવાડો જણાયો. 'આ શું કર્યું બધું? મોહનીમૈયા! મને ગિરિરાજ ઉપરથી નીચે ઊતરવાનો માર્ગ બતાવો. મેં નવીનચંદ્રજીનાં દર્શન કર્યાં. હવે તેથી વધારે મારે તેમને નથી મળવું.'

મોહની — 'ચંદ્રાવલીની આજ્ઞા તોડવાનો તને શો અધિકાર છે?'

કુમુદ — 'મારે પતિત નથી થવું.'

મોહની — 'આર્ય ધર્માભિમાનિની! તું શું એમ સમજે છે કે પોતાના હૃદયને અને સૂક્ષ્મ અભિલાષોને જોખમમાં નાખી, અંગારા ઉપર ચાલવાની છાતી ચલવી, તારા ઉપરની પ્રીતિને લીધે, ચંદ્રાવલી જેવાં વિરક્ત સાધુજન

વિહારપુરી પાસે રાત્રે એકાન્તે ગયાં હશે — ઊભાં હશે — તે સર્વ તને પતિત કરવાને માટે? તારો અને તેમનો પોતાનો ધર્મ શું તારા કરતાં ઓછો સમજે છે અને ઓછો ઇચ્છે છે? આ બે મઠનું અધિષ્ઠાત્રીપણું આટલા દિવસ તેમણે એવી ધર્મનિપુણતાથી, કાર્યદક્ષતાથી, અને ઉદ્દાત્ત સૂક્ષ્મ બુદ્ધિથી કર્યું છે કે પરમ પવિત્ર વિષ્ણુદાસજી બાવા પોતે એ ચંદ્રાવલીનાં હૃદયમાં કંઈ વાસના થઈ જાણે તો વગર પ્રશ્ને તેને પવિત્ર જ માની લે એમ છે. એ ચંદ્રાવલી તને અધર્મને માર્ગે રજ પણ સરવા દે એવી આશા જેવી વ્યર્થ તેમ તેવી ભીતિ અકારણ અને બાલિશ છે.’

બિન્દુમતી — ‘મધુરીમૈયા! તારાં સ્થૂલસૂક્ષ્મ ઉભય શરીરનું સંપૂર્ણપણે રક્ષણ કરી તારે અભિસાર કરવાનું થાય એવી જ યોજના થશે.’

કુમુદ — ‘જેને આવા સાધુજન આમ પૂજે છે, જેને એ સર્વ મહાત્માઓ વિરક્ત જાણી આનંદ પામે છે, જેની પવિત્ર સ્થિતિ તમે કાલે જ પ્રત્યક્ષ કરાવી, તેને એ સ્થાનમાંથી હું ચલિત નહીં કરું. ચંદ્રને જેમ દૂરથી જ જોઈ કુમુદ પ્રફુલ્લ થાય છે તેથી વધારે મધુરી નહીં કરે.’

મોહની — ‘તારા જડ સ્થૂલ શરીરને એ જડ કુમુદ જેવું રાખજે અને તારા સૂક્ષ્મ ચેતન શરીરને ચેતન સમક્ષ ચકોર જેવું કરજે. તારા ચંદ્રના હૃદયમાં કોઈ ઊંડી વેદના છે એવું વિહારપુરી મૂળથી ધારે છે અને હવે તેમની કલ્પના એવી થઈ છે કે તે વેદના મારે માટે જ હોવી જોઈએ. વિહારપુરીજીએ તારા ચંદ્રના સંબંધમાં ચંદ્રાવલીને બેત્રણ વાનાં કહેલાં છે તે સાંભળ.



*रञ्जिता न ककुभो निषेविता*

*नार्चिषो बत चकोरचक्षुषु।*

*कष्टमिन्दुरुदये निपीयते*

*दारुणेन तमसा बलीयसा।।* [१]

વળી બીજું કહ્યું છે કે —

*यस्योदयेनैव दिशां प्रसाद :*

*तापापनोदोऽपि जगत्त्रयस्य।*

*चकोरचञ्चुपुटपारणे तु*

*चन्द्रस्य तस्यास्ति कियान् प्रयास:।।* [२]

મધુરી આ આશાના સુધાબીજનું પ્રાશન કર અને વિપરીતકારિણી મટી ઉચિતકારિણી થા અને સુન્દરગિરિના પુણ્ય આશ્રમના આશ્રય વડે સંસારની ભ્રષ્ટ વંચનાઓમાંથી મુક્ત થઈ શુદ્ધ ધર્મ અને રસની વૃદ્ધિને સ્વીકાર. એ સંપ્રદાય પ્રમાણે તો તારું સ્થૂલ શરીર પણ તારા પરિશીલક

જને વનિત કરેલું છે, પણ ચંદ્રાવલીમૈયા તારા ઉપર એટલા વત્સલ છે અને સંસારીઓના ધર્મનાં સુજ્ઞ છે કે તેમણે તારા સ્થૂલ શરીરે તારા સંપ્રત્યયને વશ રહેવા દઈ માત્ર સૂક્ષ્મ પ્રીતિનો યોગ યોજ્યો છે. તારા શરીરનો ઈશ જેને ગણવો હોય તેને ગણજે, પણ તારા હૃદયનો ઈશ તો એક જ છે. એ હૃદયેશને અનુસરવું તેને તું અભિસરણ કહે કે અનુસરણ કહે પણ તે તારો ધર્મ સૂક્ષ્મ છે તે પળાવવાને ચંદ્રાવલીનું વિરક્ત ચિત્ત ચિન્તા કરે છે.'

બિન્દુમતી — 'એ તો એસ્તો. મધુરીબહેન! રાત્રિ આવશે અને આમનું આમ કરશો તો ગઈ વેળા પાછી નહીં આવે ને પસ્તાશો.'

કુમુદે આ વાત કાન ધરી નહીં. સૌની પાસેથી તે ઊઠી અને રાત્રે જે બારી આગળ બેઠી હતી ત્યાં જઈ બેઠી. બિન્દુમતી બોલ્યાચાલ્યા વિના એની પાસે કાગળ, ખડિયો ને કલમ મૂકી આવી ને મોહનીને પૂછવા લાગી: 'હવેનો વિધિ?'

'એ બારીએ તાળું છે તે રાખજે ને જોડેની બારીએ સળિયા છે તે ઉઘાડી રાખજે. એની પાસે શય્યા પાથરી રાખજે. એ આઘીપાછી જાય તે દૃષ્ટિમાં રાખજે ને બાકી એકાંતમાં જ રહેવા દેજે. એકાન્ત એ જ હવેનો વિધિ છે. હું હવે મારા આહ્નિકમાં ભળું છું.'



---

૧ . *इति विशकलितार्थामौध्दवीं वाचमेनाम् अनुगतनयमार्गामर्गलां दुर्नयस्य।*
*जनितमुदमुदस्थादुच्चकैरुच्छ्रितोरः स्थलनियतनिषण्णश्रीश्रुतां शुश्रुवान् सः।। - माघ*

* પ્રાચીન

૧. રતિરસ મનમાં વાંછી વનમાં વિચર્યા હરિ, અલબેલી!

વિલમ જવામાં કર મા હાવાં, વાલમને મળ વહેલી!

યમુનાતીરે વનવા ધીરે વાયે ત્યાં વનમાળી

સૂક્ષ્મ પ્રીતિનો ભોગી નાગર વાટ જુએ તુજ, વહાલી!

- ગીતગોવિંદ, રા. કેશવલાલ હ. ધ્રુવકૃત ભાષાંતર

૧. અરેરે! હજી તો ચંદ્રે દિશાઓ રંગી નથી કે ચકોરની ચાંચમાં પોતાનો પ્રકાશ સીંચ્યો નથી અને તેટલામાં જ આ દારુણ અને વધારે બળવાળો રાહુ, ચંદ્ર ઊગતામાં જ એને પી જાય છે. -પ્રકીર્ણ.

૨. જેના ઉદયથી જ દિશાઓ પ્રસન્ન થાય છે અને ત્રણે ભુવનના તાપ શાંત થાય છે તે ચંદ્રને એક અપવાસી ચકોરના ચંચૂપુટને પારણાં કરાવવામાં તે કેટલો પ્રયાસ પડવાનો હતો? - પ્રકીર્ણ.

## ૨૩. સરસ્વતીચંદ્ર અને ચંદ્રાવલી

** ईदृशानां विपाकोऽपि जायते परमाद्भुत:।*

*यत्रोपकरणीभावमायात्येवंविधो जन:।। - भवभूति*

સાધુઓ ભિક્ષાર્થે જાય ત્યારે સરસ્વતીચંદ્ર એકલો આશ્રમમાં રહેતો અને તેની સાથે વિહારપુરી અને રાધેદાસ તથા આશ્રમ સંભાળનાર એક-બે જણ રહેતા. આજ તો વિહારપુરી પણ ભિક્ષાર્થે ગયો હતો. આશ્રમ પાછળની ગુફામાં સરસ્વતીચંદ્ર એકલો ફેરા ફરતો હતો. રાધેદાસ આગલા દ્વારને ઓટલે બેઠો બેઠો વાંચતો હતો. આશ્રમ સંભાળનાર સાધુઓ સ્વયંપાકાદિ કાર્યની તૈયારી કરતા હતા.

સુરગ્રામના દર્શનને દિવસે સરસ્વતીચંદ્રના મસ્તિકમાં કંઈ કંઈ નવા સંસ્કાર ભરાવા પામ્યા હતા. ગિરિ ઉપરથી ઊતરતાં અનભિજ્ઞાત કુમુદ મળી અને તેનાં ઇંગિતે તેમ સાધુજનોનાં વિનોદવાક્યોએ એના તર્કને પક્ષીઓ પેઠે ઉરાડ્યા, પર્વત નીચે સુરગ્રામની યાત્રામાં મહેતાજી અને તેનાં વર્તમાનપત્રોએ તો એના મસ્તકમાં મધપૂડો જ ઉરાડ્યો. કુમુદ, સૌભાગ્યદેવી, પ્રમાદધન, બુદ્ધિધન, લક્ષ્મીનંદન, સામંત, આદિના અનેક કૌટુંબિક સમાચાર, આદિ અનેક વસ્તુઓ વર્તમાનપત્રમાંથી જાણી લીધી હતી તેના દંશ મસ્તિકમાં લાગવા લાગ્યા. ગઈ કાલની રાસલીલાને અંતે કુમુદનું જોડેલું ગીત ગવાયું તેના અર્થભાનથી તો આ સર્વ વિચારો કરતાં કરતાં વચ્ચે તે ચમકતો હતો.

'શું આ મધુર કોમલ કાન્તિવાળી મધુરી તે કુમુદ? સુભદ્રાના મુખ આગળ કુમુદ ડૂબી તણાયેલી માનચતુરને જડી નહીં, પણ નદીના મુખ આગળના બેટથી ચડીને અહીં આવેલી મધુરીની કાંતિ કુમુદ જેવી નથી? અત્યંત દુ:ખથી તે ચિત્રની છાયા ઝાંખી થઈ છે પણ ઝાંખી ઝાંખી એ છાયામાંની રેખાઓ તો કુમુદની જ છે — *कान्ति: सैव पुराणचित्रमलिना लेखाभिरुन्नीयते* // [१] સુવર્ણપુર છોડ્યાને આંગળી વેઢે ગણીએ એટલા જ દિવસ થયા તેવામાં એની કાંતિ શું આટલી બદલાય? પણ કાલના ગીતમાં તો નક્કી મારા ઉપર જ કટાક્ષ છે અને તે મારી રંક કુમુદના હૃદયમાંથી ન હોય તો બીજા કોના હૃદયમાંથી હોય? અરેરે! મેં એને વૈધવ્ય પ્રાપ્ત કરાવ્યું! એ નદીમાં પડી તે મારે લીધે! — મેં જ નાંખી? મેં જ નાંખી! હરિ! હરિ! હું જીવું છું ને એને અનિવાર્ય વૈધવ્ય પ્રાપ્ત થયું! હું તો આ વિરક્ત ભેખને ધરવા લાગ્યો! એને હવે સૌભાગ્યદેવી વિનાનું સાસરું સૂનું! એને તો પ્રમાદધન ગયાનું સ્વપ્ન પણ નહીં હોય! — એ સ્વપ્ન એને આવશે તો એને કેટલું દુ:ખ પડશે? — મારાથી તે નહીં જોવાય. જો એ કુમુદ જ હોય તા એને જાતે ગુણસુંદરીને ત્યાં પહોંચાડી આવીશ. સીતાને વનવાસમાં પહોંચાડનાર લક્ષ્મણ પાછા સીતાને મળ્યા ત્યારે નમસ્કાર કરી બોલ્યા હતા કે 'માતા, તમને આટલું દુ:ખ દેનાર નફટ લક્ષ્મણ તમને નમસ્કાર કરે છે.' હું પણ ગુણસુંદરી પાસે આવા જ નફટપણાથી નમસ્કાર કરીશ ને દુ:ખી કુમુદને તેમના હાથમાં મૂકીશ. જે મોં કોઈને દેખાડવું જોઈએ નહીં તે ગુણસુંદરી પાસે દેખાડીશ. નિર્લજ્જ નફટ દુષ્ટ સરસ્વતીચંદ્ર! એ જ હવે તારું પ્રાયશ્ચિત! — પણ મધુરી તે કુમુદ ખરી? — ચંદ્રકાંત! મારા કંપતા હૃદયને આધાર આપવાને અને આ ગૂંચવાડામાંથી મને મુક્ત કરવાને તારી સાત્વિક બુદ્ધિનો ખપ છે. તું મારે માટે ભટકે છે — હું તને શોધું છું — પણ હજી સુધી સંયોગ થતો નથી.'

જે સાધુ ચંદ્રકાંતને મળ્યો હતો અને રાત્રે તેને પાછા મળવાનો સંકેત કરી મળ્યો ન હતો તે સુન્દરગિરિ ઉપર પાછો આવ્યો હતો. પોલીસ પોતાની શોધમાં છે, પોલીસ પોતાની ગતિ તપાસે છે, અને પોતાની અને ચંદ્રકાંતની વાતનો ને સંકેતનો પોલીસને પત્તો મળ્યો છે એટલું જાણતાં સાધુ સંકેત તોડી પાછો પર્વત ઉપર આવ્યો હતો અને નવીનચંદ્રનું નામ અને સ્થાન પ્રકટ કર્યા વિના આ સંકેત સિદ્ધ થાય એમ નથી એવા સમાચાર સરસ્વતીચંદ્રને તેણે કહ્યા હતા. ચારપાંચ દિવસ વાત ટાઢી પાડવી ને પછી યોગ્ય માર્ગે પાછી ઉપાડવી એવો માર્ગ સર્વેએ કાઢ્યો. ચંદ્રકાંતના મેળાપમાં આમ વિલંબ થયો અને એનો ખપ તો આમ તીવ્ર થયો. વિચારમાં ને વિચારમાં તે શતપત્ર કમલના ભરેલા ઝરાના ઝીણા ગાનમાં લીન થયો. કોમળ નાના ઘાસમાં એક વસ્ત્ર ઉપર તેની શય્યા હતી તેમાં હાથનું ઉશીકું કરી સૂતો. ઉપરના વડની ડાળીઓ લટકતી હતી તેના ઉપર એની દૃષ્ટિ ઠરી. અને અંતે પાસે પડેલાં બેચાર પુસ્તકો ઉપર એ દૃષ્ટિ જતાં ઊઠ્યો ને બેઠો થયો.

અલખમઠની પુસ્તકશાળાનાં સર્વ પુસ્તકોનો સંગ્રહ એની દૃષ્ટિને સ્વાધીન કરી દેવામાં આવ્યો હતો. અલખમાર્ગના યોગીઓ સર્વ ઐહિક આમુત્રિક વિષયોનાં શાસ્ત્રો જાણતા અને સંસાર જ્યારે એમ માને છે કે શાસ્ત્રોની મોટો ભાગ માત્ર વાંચવા સાંભળવાનો છે અને આ કલિયુગમાં પાળવાનો નથી ત્યારે આ યોગીઓ તો સુન્દરગિરિ ઉપર હજી સત્યયુગ જ ગણતા અને જે કોઈ શાસ્ત્રને સ્વીકારતા તેના સર્વ ઉપદેશ પાળતા. પણ સંસારમાં શાસ્ત્રીઓ માત્ર પ્રાચીન શાસ્ત્રનાં લક્ષણ જુએ છે, અને તેમાંથી અનુકૂળ લક્ષણો સ્વીકારી, પ્રતિકુળ લક્ષણનો કલિયુગને નામે ત્યાગ કરવાનો — અને એ ત્યાગના વિષયમાં સંસારમાં અશિક્ષિત મનુષ્યોના સ્વચ્છંદ આચાર પાળવાનો — માર્ગ આ શાસ્ત્રીઓ અનિન્દિત ગણે છે અને લોકસંગ્રહને અશાસ્ત્ર માર્ગે પ્રવર્તવા દે છે; ત્યારે આ યોગીઓનો સંપ્રદાય પ્રાચીન કાળથી એવો જ હતો કે જે લક્ષ્યથી શાસ્ત્રો અને તેનાં લક્ષણો બંધાયાં છે તે લક્ષ્ય ઉપર જ અનિમિષ સાત્ત્વિક દૃષ્ટિ રાખી, પ્રસંગે પ્રસંગે લક્ષ્ય વસ્તુનું સિંહાવલોકન કરી, અલખ-અલક્ષ્ય-ના લખ પ્રવાહની ગતિ પ્રમાણે શાસ્ત્રોને અને લક્ષણોને ઉત્કર્ષ આપવો અને એ લખવિભૂતિના ઉત્કર્ષની મર્યાદામાં જે કોઈ શાસ્ત્રશાસન આવે તે સંપૂર્ણ કળાથી પાળવાં. લક્ષ્યાલક્ષ્ય સંપ્રદાયનું કામતંત્ર પણ આ આધારે અને આ પ્રયોજને જ રચાયેલું હતું. જેટલો રસ સરસ્વતીચંદ્રને એ વાંચવામાં પડ્યો હતો તેથી અધિક રસ, એ તંત્રના આચાર વિહારમઠમાં પળાતા હતા તે જોવામાં એને પડ્યો હતો. ગઈ કાલ વિષ્ણુદાસજી ત્રણે મઠની નિરીક્ષા કરવા ગયા હતા તેની સાથે એ પણ ગયો હતો, અને પરિવ્રાજિકામઠ તેમ વિહારમઠની યોજનાઓ આ દેશને માટે અપૂર્વ લાગી અને પાશ્ચાત્ય દેશોમાં અનવસ્થિત લાગી, પણ યદુનંદનના 'ગ્રંથભંડાર'માં દૃષ્ટિ પડ્યાથી એમ પણ સંભવિત લાગ્યું કે આ દેશના સૌભાગ્યકાળમાં આર્યજનસમૂહની વ્યવસ્થા પણ કંઈક આવી જ હશે. એ કાળનું ચિત્ર આ કાળની સાથે સરખાવતાં એના હૃદયમાં આપણી અર્વાચીન સ્થિતિને માટે શોક ઉદય પામ્યો અને ભવિષ્યને માટે ભયચિત્ર પ્રત્યક્ષ થયું.

‘કેટલો વિનિપાત! જે દેશોમાં આ શાસ્ત્ર રચાયાં અને પળાયાં તેમાં આજ કેટલી અધોગતિ છે? અથવા એમ પણ કેમ ન હોય કે સુન્દરગિરિ ઉપર જે વ્યવસ્થા સાધુજનો આમ અગ્નિહોત્ર પેઠે જાળવી રહ્યા છે તેવી વ્યવસ્થા આ વિશાળ દેશમાં જળવાઈ શકી નહીં? આ સ્ત્રીજનનાં કૌમારવ્રત — અને વૈરાગ્ય, આ સાધુઓના સરલ ચિત્તના સંવનન અને રસોત્કર્ષ એ સર્વ દિવ્ય પદાર્થો પાળનાર સાધુજનોની સાધુતા કે સરલતા આ વિશાળ લોકસમૂહમાં શી રીતે આવવાની હતી? અને એ આવે નહીં તો આ જ દિવ્ય પદાર્થો આ સંસારને વિષરૂપ કરી મૂકે એમાં શી નવાઈ! શું આ ઉત્કર્ષ અર્વાચીન કાળમાં ન આવી શકે? પાશ્ચાત્ય સંસારમાં એ ઉત્કર્ષનાં અમૃતફળ અને વિષફળ ઉભય છે. તે જોનાર ત્યાંના વિદ્વાનો અને રાજપુરુષો સ્વદેશી આચારવિચારનાં ચક્ર ચતુરતાથી ફેરવી શકે છે અને તેમના દેશીઓ તેમનામાં વિશ્વાસ રાખી શકે છે. ત્યારે પરદેશી વિદ્યાથી મોહિત ગણાતા વિદ્વાન દેશીઓ ઉપર અને પરદેશી રાજપુરુષોની ચતુરતા ઉપર આ દેશ શી રીતે શ્રદ્ધા રાખવાનો હતો? જ્યાં સુધી દેશમાં આવી શ્રદ્ધા વિકાસ પામે અને શ્રદ્ધેય ગણાવા ઇચ્છનાર વિદ્વાનો અને રાજપુરુષો આ શ્રદ્ધાને યોગ્ય થાય — પોતાની શક્તિથી, વૃત્તિથી, ઉદારતાથી અને પ્રયાસથી લોકની શ્રદ્ધાના સુપાત્ર બને ત્યાં સુધી સર્વ દેશોત્કર્ષની વાત વૃથા છે. શકુન્તલાના હરિણના હૃદયમાં દુષ્યન્તે વિશ્વાસ ઉત્પન્ન કર્યો નથી ત્યાં સુધી એ હરિણ દુષ્યન્તના હાથમાંનું કોમળ ઘાસ ખાવાનું નથી અને શકુંતલા જે આપશે તે એ હરિણ ખાશે. મારા વિદ્વાન ભાઈઓ કહે છે કે જૂના લોક અમારો ઉપદેશ સાંભળતા નથી અને પરાપૂર્વની રૂઢિથી ચાલે છે તે ખરું છે, પણ એ દોષ કોનો? જૂની રૂઢિઓ અનેક અનુભવોના માખણ જેવી છે તે આજ સુધી લોકહિતની પોષક ગણાઈ છે. તે ગણના ખરી કે ખોટી હો, પણ તેમના અને તેના ઘડનાર ઉપર લોકને દૃઢ પાયાવાળી શ્રદ્ધા છે અને પરદેશી રાજ્યકર્તાએ ઉત્પન્ન કરેલા દેશી પણ યુવાન વર્ગની બુદ્ધિ ઉપર તેમને વિશ્વાસ સ્વાભાવિક રીતે નથી. કાળબળે આજ નષ્ટ થતી આ રૂઢિઓને મારા ભીરુ દેશી બાંધવો શાથી વળગી રહે છે? ઓ મારા અનેકધા દુ:ખી દેશ! તારે માથે અનેક વાદળાં તૂટી પડ્યાં છે, પડે છે ને પડશે. અને અમાવાસ્યાની ગાઢ અંધકારભરી રાત્રિ સર્વની દૃષ્ટિને નિષ્ફળ કરી દે છે તે કાળે, ઓ મારા દેશ, નાનું બાળક માતાને વળગે તેમ તું આ શ્રદ્ધાને વળગી રહે છે — એ શ્રદ્ધાના એક દીપથી જેટલું તું દેખે છે તેટલું આકાશમાં વસતા અનેક પરદેશી તારાઓના પ્રકાશથી તું દેખતું નથી, તો તે તારાઓનાં પૃથ્વીના કોઈ સરોવરમાં પડેલાં પ્રતિબિંબ જેવા મારા વિદ્વાન ભાઈઓના પ્રકાશથી મારો દેશ કંઈ જોઈ શકે નહીં તો તેમાં શી નવાઈ છે? એ શકુંતલા જેવી ઓ રૂઢિ દેવી! જેવી હું તને કૂચ કરતી દેખું છું તેવો જ આ દેશને તારાં વસ્ત્ર ખેંચી પકડી રાખતો દેખું છું! એ દર્શન મારું હૃદય વલોવે છે.

*यस्य त्वया व्रणविरोहणमिङ्गुदीनाम् तैलं न्यषिच्यत मुखे कुशसूचिविद्धे |*

*श्यामाकमुष्टिपरिवर्द्धितको जहाति सो'यं न पुत्रकृतक: पदवीं मृगस्ते ||* [१]



‘No doubt, we of the new generation have done nothing to deserve the confidence of our uneducated countrymen. We are only echoing voices that have come from the West.- ‘Its a foreign voice reflected by our hollow-vaulted brains, and those that perceive it refuse to be led by it. We have never even as much as attempted to find out the wisdom of our ancestors any yet we have condemned them unheard; and if somewhere we have dubbed that wisdom with the name of folly, nowhere have we tried to recognise that wisdom. I think there is more common sense and sounder patriotism in the stubborn and wholesale refusal, by our masses, to consider or even hear and endure the latest fantasies of their seduced boys. When we shall have studied that ancient wisdom and considered both sides, the pepole will hear us, follow us, and even accept our theories of the follies of our best ancestors. We shall then have deserved the confidence of the people. ’

‘જે લોકશ્રદ્ધા નવા વિદ્વાનો ઉપર નથી બેસતી તે આ અલકના યોગીઓ ધારે તો કેટલી વારમાં મેળવી શકે? સંસારને શુદ્ધ કરવાને માટે જોઈએ તેટલું સંસારનું જ્ઞાન, રસિકતા ને વૈરાગ્ય, નિ:સ્વાર્થ અને સ્વયંભૂ કલ્યાણ કરવાની વાસના, અને આ પુસ્તકો અને આ સંપ્રદાય: એ સર્વ સાધનથી લોકનું શું શું કલ્યાણ થઈ શકે? સંસારના અતિસંસર્ગથી જાતે ભ્રષ્ટ થવાના ભયથી — યોગ્ય ભયથી — આ સાધુઓ સંસારીઓથી દૂર રહી તેમનું જેટલું કલ્યાણ થાય એટલું કરવાને માટે દૂરથી અલખ જગાવે છે. પણ સંસાર બહેરો છે તે એ ક્યાંથી સાંભળે? સરસ્વતીચંદ્ર! આ સાધુકુળનો ઉત્કર્ષ કરવો એ ત્હારો ધર્મ છે.’

‘એમના આચાર સંસારથી અત્યન્ત જુદા હોવા છતાં સંસાર તેમના ઉપર શ્રદ્ધા શા માટે રાખે છે? તેમના પવિત્ર શાસ્ત્રમુદિત લોકમુદિત આશય ઉપર લોકને સ્વાભાવિક શ્રદ્ધા છે. તેમને અભિમાન નથી, મદ નથી; તેઓ સંસારીઓની સેવા કરવા સુધી તત્પર છે અને મારા જેવા માર્ગમાં જડેલા પ્રાણી ઉપર આટલી કૃપા રાખે છે. તેઓ શરીરધર્મનાં શાસ્ત્ર પાળે છે, રસધર્મ પાળે છે, વૈરાગ્યની શુદ્ધ કલા પામે છે, લોકકલ્યાણને પોતાની વિભૂતિ ગણે છે, અને પોતાના અને પારકાને એક ગણી પરમ અલખમાં લીન થાય છે. *વિગતમાનમદા મુદિતાશયા:* - તે આ લોક જ છે.’

‘જો મધુરી કુમુદ જ હોય તો આ કલ્યાણસ્થાનમાં આવી મહાત્મા પરિવ્રાજિકાઓમાં તેને પૂર્ણ શાંતિ મળશે અને તેટલા જ્ઞાનથી મારું હૃદયશલ્ય શાંત થશે. મારો અને તેનો સંસર્ગ ભયંકર છે — હવે તે દૂર જ રાખવો. પણ એ ઘેર જાય તે ઠીક કે અહીં રહે તે ઠીક?’ આ પ્રશ્ન ઊઠે છે એટલામાં રાધેદાસ અંદર આવ્યો. એના સામું જોયું. પાસે આવી રાધેદાસ બોલ્યો: ‘જી મહારાજ, ચંદ્રાવલીમૈયા આપનું દર્શન ઇચ્છે છે.’

‘મારું દર્શન? શા માટે?’

‘એ તો તેમના હૃદયમાં જે મંત્ર હોય તે ખરો. મને તે અલખ છે.’

‘તો પૂછો તો ખરા! સ્ત્રીજનને મળવું આ વેશને કે દેહને ઉચિત નથી.’

'પરિવ્રાજિકામઠની પરમ પવિત્ર અધિષ્ઠાત્રીને તેમના હૃદયનો મંત્ર પૂછવાનો કોઈ સાધુજનને અધિકાર નથી. તેમનો આત્મા સ્ત્રીરૂપ નથી અને આપનો આત્મા તેથી ભિન્ન પુરુષરૂપ નથી. પવિત્ર કલ્યાણ આશયને કાળે અલખનો ભેખ વસ્તુમાત્રને માટે ઉચિત છે, જી મહારાજ, ભગવતી ચંદ્રાવલીમૈયા જ્યારે પ્રવૃત્તિ સ્વીકારે છે ત્યારે કોઈ પરમ કલ્યાણ કાર્યને અર્થે જ એ પ્રવૃત્તિને સ્વીકારે છે અને તેમનાં સાધન પણ શુદ્ધ, ધર્મ્ય. અને રમણીય જ હોય છે. ગુરુજીની પાસે પણ એ ભગવતીની ગતિ અપ્રતિહત છે.'

નવીનચંદ્ર સાંભળી રહ્યો અને કંઈક વિચારમાં પડી અંતે બોલ્યો: 'વિહારપુરી...'

'તેમની અનુમતિ પ્રાત:કાળથી જ મળી ગઈ છે.' રાધેદાસ વચ્ચે બોલ્યો.

સરસ્વતીચંદ્ર — 'રાધેદાસજી! તમારી આવી શ્રદ્ધાના પાત્રનો સત્કાર કરવાનો વિધિ શો છે?'

રાધેદાસ — 'ગુરુજીને માટે જેવો આદર રાખો છો તેવો જ આ ભગવતી માટે રાખજો. જી મહારાજ, અલખ માર્ગનો સંપ્રદાય એવાંને એવું જ કહી સંબોધે છે કે

*शिशुत्वं स्त्रैणं वा भवतु ननु वन्द्याऽसि जगत:/*

*गुणा: पूजास्थानं गुणिषु न च लिङ्गं न च वय://* [१]

સરસ્વતીચંદ્ર — 'એ અભિલાષ મને અનુકૂળ છે. આપ આગળ ચાલો ને મારું તેમને અભિજ્ઞાન કરાવો.'

બે જણ આશ્રમ બહાર ગયા ત્યાં ઓટલા ઉપર ચંદ્રાવલી બેઠી હતી. નવીનચંદ્રને જોઈને તે ઊભી થઈ. બે જણ પરસ્પર પ્રત્યક્ષ થતાં તત્ક્ષણ રાધેદાસ બોલ્યો:

'ચંદ્રાવલીમૈયા! આ અમારા નવીન જૈવાતૃક — જેને માટે તમે આટલે દૂરથી આવ્યાં છો. નવીનચંદ્રજી! આ અમારાં મંગલમૂર્તિમૈયા — જેનો ઉત્કર્ષ આપના શ્રવણપુટને પ્રાપ્ત થયો છે જ.'

અત્યારે ચંદ્રાવલીનાં સર્વ અંગ સુંદરતા અને પવિત્રતાના સર્વ ચમત્કારથી ચમકતાં હતાં. એના દર્શનથી જ નમ્ર અને તૃપ્ત થઈ સરસ્વતીચંદ્ર મસ્તક નમાવી બોલ્યો: 'મૈયા!

*अज्जलिरकारि लोकैर्ग्लानिमनाप्तैव रञ्जिता जगती।*

*संध्याया इव दृष्टि: कस्य मनोज्ञा न भगवत्या:।।* [२]

આ શરીરમાંનું હૃદય આપને શિર વડે નમે છે અને આપની પવિત્ર આજ્ઞા જાણવા ઇચ્છે છે.'



ચંદ્રાવલી — 'સાધુનું હૃદય સાધુને ઓળખી લે છે. રાધેદાસ! મારે એમની સાથે કંઈ મંત્ર કરવો છે.'

રાધેદાસ — 'હું તેને અનુકૂળ જ છું. આપના શ્રવણપથથી દૂર પણ નયનપથમાં પેલા ઝાડ નીચે બેસું છું અને સંજ્ઞા કરશો ત્યાં નિકટ આવીશ.'

રાધેદાસ તેટલે છેટે ગયો ને ત્યાં બેઠો. તે બેઠો ત્યાં સુધી તેના ઉપર દૃષ્ટિ રાખી, તે પછી ચંદ્રાવલીએ સરસ્વતીચંદ્ર ઉપર દૃષ્ટિ કરી. એ નીચું જોઈ રહ્યો હતો.

ચંદ્રાવલી — 'નવીનચંદ્રજી! હું આ ઓટલે બેસું છું. તમે આ પગથિયા ઉપર બેસો. મારે અતિવિસ્ત્રમ્ભની ગોષ્ઠી કરવાની છે.'

જિજ્ઞાસા, આતુરતા, પ્રીતિ, લજ્જા અને કંપને અનુભવતો સરસ્વતીચંદ્ર તે પ્રમાણે બેઠો અને નીચલું પગથિયું જોઈ રહ્યો. ચંદ્રાવલી પણ બેઠી.

ચંદ્રાવલી — 'નવીનચંદ્રજી! સુન્દરગિરિ ઉપર આપની કીર્તિ આ સૂર્યના પ્રકાશ પેઠે પ્રસરી રહી છે; પણ હું તો નિમ્ન પ્રદેશમાંથી આપના પૂર્વાશ્રમની કથા સાંભળી આવી છું.'

સરસ્વતીચંદ્ર — 'આપની કીર્તિના શ્રવણપાનમાં જેવી શાંતિ છે તેવી મારા પૂર્વાશ્રમની કથામાં ક્લાંતિ છે. મૈયા, એ આશ્રમનો શુદ્ધ ઇતિહાસ ગુપ્ત છે.'

ચંદ્રાવલી — 'તમારે તે ગુપ્ત રાખવાની ઇચ્છા હશે પણ મને તો તે ઇતિહાસના સાક્ષીભૂત હૃદયના કરેલા ઉદ્ગારથી જણાઈ છે.'

સરસ્વતીચંદ્ર — 'એ હૃદય જે દેહમન્દિરમાં હતું તે મંદિર નષ્ટ થયું છે.'

નિ:શ્વાસ મૂકી સરસ્વતીચંદ્રે નેત્ર ઉપર હાથ ફેરવ્યો.

ચંદ્રાવલી — 'એ મન્દિર નષ્ટ નથી થયું પણ મ્લાન થયું છે. નવીનચંદ્રજી, એ મન્દિરમાંના હૃદયની કૂંચી લઈને હું આવી છું અને તમને હું તે સોંપી દઈશ.'

સરસ્વતીચંદ્ર — 'એ કેમ મનાય? આપ એક શરીરની વાર્તા કરતાં હશો અને હું બીજા શરીરની વાર્તા કરતો હોઈશ.'

ચંદ્રાવલી — 'આ ગિરિના તરસ્થાનમાં તે શરીર તમે દીઠું છે ને એ હૃદયનો કટાક્ષ તો કાલ તમને લાગી ગયો છે.'

સરસ્વતીચંદ્ર — 'એ શરીરનું નામાભિધાન જુદું છે.'

ચંદ્રાવલી — ‘તમે તમારું નામ બદલ્યું તેમ એ મધુર શરીરને અમે મધુરી નામે ઓળખીએ છીએ. એ નવીન પણ ઉચિત નામ મેં જ પાડેલું છે.’

સરસ્વતીચંદ્ર — ‘જો આપ કહો છો તેવી જ સ્થિતિ હોય તો મારી એક ચિન્તા શાંત થશે. આપ જેવાના સત્સંગથી એ શરીરમાંનું વિકલ હૃદય શાંત થશે અને મને ભૂલશે. એ શરીરનું સત્ય નામ જણાવવાની મારા ઉપર આપ કૃપા કરી શકશો તો સર્વ પ્રશ્નોનું સમાધાન થશે.’

ચંદ્રાવલી — ‘તે નામ મારાથી પણ ગુપ્ત છે. પણ નામ વિનાની સર્વ હૃદયગુહાની હું તલસ્પર્શી થઈ છું’

સરસ્વતીચંદ્ર — ‘મૈયા! આપ આજ્ઞા કરશો તે હું સાંભળીશ. માત્ર ગુપ્ત નામ રાખનારની ગુપ્ત વાર્તા પ્રગટ ન કરવી એટલો ધર્મ સાચવીશ.’

ચંદ્રાવલી — ‘એ તો ઉચિત છે. આપણી વાતોની શરત આટલી કે તમારું બેનું પરસ્પર અભિજ્ઞાન સંપૂર્ણ થાય તો જ મારી તમારી કથાઓ સત્ય ગણવી ને અભિજ્ઞાન અપૂર્ણ થાય તો સર્વ વાત સ્વપ્નવત્ ગણવી.’

સરસ્વતીચંદ્ર — ‘તો આજ્ઞા કરો.’

ચંદ્રાવલી — ‘આપ આ આશ્રમમાં સર્વની સાથે શયન રાખો છો તેને સ્થાને ગુરુજી જાતે જ નિરાળો એકાંતવાસ આપે તો આપે સ્વીકારવો.’

સરસ્વતીચંદ્ર — ‘ગુરુજીની ઇચ્છા તે આજ્ઞા જ છે.’

ચંદ્રાવલી — ‘આપની ઇચ્છા પૂછે તો તેમાં પણ આ યોજનાને જ અનુકૂળ રહેવું.’

સરસ્વતીચંદ્ર — ‘આ આશ્રમમાં હું ગુરુજીની પ્રસન્નતા જ ઇચ્છું છું — બીજી ઇચ્છા દર્શાવતો નથી.’

ચંદ્રાવલી — ‘દર્શાવતા નહીં હો પણ રાખતા તો હશો જ.’

સરસ્વતીચંદ્ર — ‘હૃદયતંત્ર તો જે હોય તે ખરું.’

ચંદ્રાવલી — ‘નવીનચંદ્રજી, તૃષિત ચકોરી ચંદ્રપ્રકાશથી જ તૃપ્ત થશે.

સરસ્વતીચંદ્ર — ‘મૈયા, તેને ઉપદેશ કરજો કે જે શમપ્રકાશ ચંદ્રાવલીમૈયા વિહારપુરીજીને આપે છે તે જ પ્રકાશ ચકોરીને અનેક ચંદ્રની માળા જેવાં ચંદ્રાવલીમૈયા આપી શકશે.’



ચંદ્રાવલી — ‘તેમાં તમે શું કર્યું? નવીનચંદ્ર!

*अयि कठोर शम: किल ते प्रिय: स नु शमो नु शमस्य विडम्बना।*

*परगृहे किमभूद्धरिणीदृशः कथय नाथ कथं बत मन्यसे॥* [१]

સરસ્વતીચંદ્રના નેત્રમાં અશ્રુધાર અપ્રતિહત થઈ. ભીંત ભણી મસ્તક ટેકવી તે સાંભળી રહ્યો હતો તે આ સાંભળી ઊંડા પ્રચ્છન્ન આવેશમાં પડી મુખે મંદમંદ બોલવા લાગ્યો.

‘જેટલો આરોપ મૂકે તે સત્ય છે, ઉચિત છે. મૈયા, હવે તો મારે દુષ્યન્તનું સદ્ભાગ્ય હતું તેનો માત્ર એક અંશ માગવાનો બાકી રહ્યો.’

ચંદ્રાવલી — ‘તે અંશ હું પ્રાપ્ત કરાવીશ.’

સરસ્વતીચંદ્રે આ સાંભળ્યું નહીં ને આગળ બોલતો ગયો.

*‘सुतनु हृदयात्प्रत्यादेशव्यलीकमपैतु ते किमपि मनस: संमोहो मे तदा बलवानभूत्।*

*प्रबलतमसामेवंप्राया: शुभेषु हि वृत्तय: स्रजमपि शिरस्यन्ध: क्षिप्तां धुनोत्यहिशङ्कया॥* [१]

આ શબ્દો બોલી, શકુંતલાને ચરણે પડી, દુષ્યંતે ક્ષમા મેળવેલી. મૈયા, હું એવી ક્ષમા મેળવવા ઇચ્છું છું. પણ તે ક્ષમાને માટે દુષ્યંતની યોગ્યતા હતી એવી મારી નથી. મને કોઈનો શાપ ન હતો, મારા મનને ઇષ્ટ જનની વિસ્મૃતિ ન હતી, અને મેં ફૂલની માળાને સર્પ જાણી ફેંકી દીધી નથી. ઉભય હૃદયની પ્રીતિ જાણી, સર્વ વાત પ્રત્યક્ષ છતાં, કોમળ સુંદર અને સુગંધી પુષ્પમાળાને, જાણી જોઈને ગ્રીષ્મમધ્યાહ્નમાં સૂર્યના તડકા વચ્ચોવચ બળી જાય એમ મૂકી દીધી. ક્ષમા માગવાનો પણ મારો અધિકાર નથી; છતાં આ અધમ હૃદય ક્ષમાને ઇચ્છે છે. તે મળે એટલે સંસારમાં મને બીજી વાસના નથી.’

સરસ્વતીચંદ્ર દીન મુખે ટટ્ટાર થઈ બેઠો.

ચંદ્રાવલી દયાર્દ્ર થઈ. તેનાં નેત્રમાં જળ આવ્યું: નવીનચંદ્રજી! મધુરીનો મધુર હૃદયસાગર ક્ષમાના તરંગોથી ઊભરાય છે ને ઊછળે છે અને તેથી જ એની પ્રીતિની શુદ્ધિનું પ્રત્યક્ષ દર્શન કરાવે છે. એ કોમળ હૃદય ઉપર અમાવાસ્યાના અપ્રત્યક્ષ ચંદ્રનો સંસ્કાર પણ બળ કરે છે ને જળના પ્રત્યેક હેલારાની સાથે અનેક તરંગ ઊભા થાય છે. નવીનચંદ્રજી, એ તરંગે તરંગે શોક અને ક્ષમાના આમળા વીંટાય છે. એ માટે તમે નિ:શંક રહો.’

સરસ્વતીચંદ્ર — ‘તેની ઉદારતા જેમ જેમ આમ વધે તેમ તેમ મારી કૃપણતા વધારે વધારે ક્ષુદ્ર લાગે છે. મારો દોષ ક્ષમાને માટે વધારે વધારે અપાત્ર થાય છે, અને મારું પ્રાયશ્ચિત્ત વધારે વધારે દુર્લભ બને છે.’

ચંદ્રાવલી — 'મહાત્મા! તમારું એ માહાત્મ્ય મારી મધુરી ઉત્તમ રીતે પ્રત્યક્ષ કરે છે, અને માટે જ એના હૃદયના ચીરા વધારે વધારે દારુણ થતા જાય છે.'

સરસ્વતીચંદ્ર –'હરિ! હરિ! હું શું કરું? મૈયા! મારું પ્રાયશ્ચિત્ત નથી જ.' એની આંખમાંથી વળી આંસુ સરવા લાગ્યાં.

ચંદ્રાવલી — 'પ્રીતિતંત્રમાં સ્ખલન પામનારનું પ્રાયશ્ચિત્ત એ જ કે પ્રીતિપાત્ર જનના હૃદયને વશ થવું અને એ હૃદય પ્રીત-પ્રસન્ન થાય એવાં થવું.

સરસ્વતીચંદ્ર — 'તેના હૃદયમાં પવિત્ર સંસ્કારો જ છે — જેને લીધે મારી આ સ્થિતિથી જ એ હૃદયની પ્રીતિ થશે.

ચંદ્રાવલી — 'તે તેમ છે કે અન્યથા છે તેનો તો નિર્ણય હજી કરવાનો છે.'

સરસ્વતીચંદ્ર — 'એમાં શંકા નકામી છે. એ હૃદયની અન્યથા સ્થિતિ અશક્ય છે.'

ચંદ્રાવલી — 'તમે તમારી હાલની સ્થિતિ એને પ્રસન્ન કરવા સ્વીકારો છો કે તમારા પોતાના હૃદયના ઉલ્લાસથી?'

સરસ્વતીચંદ્ર — 'ગુરુજીનો આદેશ છે કે મારે પ્રવાહપતિત સ્થિતિને અનુકૂલ રહેવું.'

ચંદ્રાવલી — 'તમારું હૃદય જેવું ઉદાર ઉદાત્ત છે તેવું જ પ્રીતિતંત્રમાં મુગ્ધ છે. મારી મધુરી આ પર્વત ઉપર ચડી આવી તે શું તમને આ સ્થિતિમાં અચલિત જોવાને માટે? તમારા પૂર્વાશ્રમના મનોરાજ્યનું સ્મરણ કરી, મન મનનું સાક્ષી છે એમ સમજી આ પ્રશ્નનો ઉત્તર દ્યો.'

સરસ્વતીચંદ્ર –'તે એમ સમજે છે કે હું દુ:ખી છું અને મને દુ:ખી સમજી મુક્ત કરવાની વાસનાએ તેને અહીં સુધી પ્રેરી છે.'

ચંદ્રાવલી — 'તે શું તમે દુ:ખી નથી?'

સરસ્વતીચંદ્ર — 'એની ક્ષમા મળ્યે મારું દુ:ખ શાન્ત થશે.'

ચંદ્રાવલી — 'જો તમારું દુ:ખ એટલાથી શાંત થવાનું હોય તો તમે તેના શરીરના પતિના ગૃહમાં ગયા તે શા માટે? શું તમે ત્યાં એના દુ:ખની મશ્કરી કરવાને માટે ગયા હતા?'

સરસ્વતીચંદ્ર — 'તેના મનમાં હું એવો દુષ્ટ હોઉં તો તેમ ગણવું.'

ચંદ્રાવલી — 'નવીનચંદ્રજી, જે આવેશને બળે તમે તમારા પિતાનો ત્યાગ કર્યો તે જ આવેશને બળે તમારા પ્રીતિપરિપાકની અવગણના કરી. એ જ અવગણના તમારી પવિત્ર પ્રીતિએ સ્વીકારી નહીં અને એ અવગણનાની અવગણના કરી તમારી પ્રીતિએ તમને મધુરી પાસે મોકલ્યા. તમારી ઉદાત્તતા એવી છે કે આટલી વાત તો તમે તરત સ્પષ્ટ સ્વીકારવાના.'



પળવાર લજ્જાથી નીચું જોઈ સરસ્વતીચંદ્ર બોલ્યો: 'મારા હૃદયતંત્રનું પૃથ્થકરણ કરવામાં તમારી પ્રજ્ઞા સફળ હોય એટલી સફળ મારી પોતાની દુ:ખમાં ડૂબેલી પ્રજ્ઞા થઈ શકે એમ નથી.'

ચંદ્રાવલી — 'મહાત્મા! તમારું રસિક ઉદાત્ત માહાત્મ્ય એવું છે કે તેને તમે પોતે જોઈ શકતા નથી. પણ તમારું જે માહાત્ગ્ય તમે જાતે જોઈ શકતા નથી તે મારી મધુરીની પ્રીતિ સ્પષ્ટ પ્રત્યક્ષ કરી શકે છે. જેમ આપણે આપણાં મુખ આપણી આંખોથી જોઈ શકતાં નથી પણ કાચમાં જોઈએ તો જ દેખાય તેમ મહાત્માઓનાં માહાત્મ્ય તેમને પોતાને જણાતાં નથી પણ તેમના ઉપર વિકસતી અન્ય હૃદયની પ્રીતિના નિર્મલ કાચમાં જ જણાય છે.'

સરસ્વતીચંદ્ર — 'હા! મારી દુષ્ટતાનું માહાત્મ્ય એ રંક હૃદયને સોળે કળા સાથે પ્રત્યક્ષ જ છે.'

ચંદ્રાવલી — 'મહાત્મા! જો તેના હૃદયમાં એવી ભાવના હોય તો એ હૃદય ધરનારી એ મધુરી નહીં! મારી મધુરીની મધુર પ્રીતિને તમે કેવા ભાસો છો તે સાંભળી લો.'

*વ્યતિકરિતદિગન્તા: શ્વેતમાનૈર્યશોભિ: સુકૃતવિલસિતાનાં સ્થાનમૂર્જસ્વલાનામ્।*

*અકલિતમહિમાન: કેતનં મઙ્ગલાનામ્ કથમપિ ભુવનેઽસ્મિસ્ત્વાદૃશા: સંભવન્તિ//* *

સરસ્વતીચંદ્ર — 'હરિ! હરિ! હું મહા દુષ્ટ ઉપર તેનો ઉપકાર અપાર થઈ ગયો હતો. મૈયા! હું મારો જે દારુણ દોષ જોઉં છું તેને જોવાને જ્યારે એ ઉદાર હૃદય આટલું અશક્ત છે ત્યારે મને ક્ષમા તે કોણ આપવાનું હતું? હવે તો ઈશ્વર આપે ત્યારે!'

ચંદ્રાવલી — 'જ્ઞાનસ્વરૂપ! આ અલખના પુણ્ય મઠમાં *તરતિ શોકમાત્મવિત્.'* [૧]

સરસ્વતીચંદ્ર — 'શોક જશે, પણ થયું પાપ નહીં ધોવાય.'

ચંદ્રાવલી — 'ગુરુજી તમને તે ધોવાનો પ્રસંગ પણ પ્રાપ્ત કરાવશે ને ત્યારે તમે અનુભવશો કે -

*ભિદ્યતે હૃદયગ્રંથિશ્છિદ્યન્તે સર્વસંશયા:।*

*ક્ષીયન્તે ચાસ્ય કર્માણિ તસ્મિન્ દૃષ્ટે પરાવરે।।* [૨]

સરસ્વતીચંદ્ર — 'માતાજી, સત્ય કહો છો. પણ મારા મોહનું આવરણ આ ક્ષણે દૃઢ છે.'

ચંદ્રાવલી — 'મારે આવી યોજના સાધવી છે કે તમારો ને મધુરીનો એકાંત સમાગમ થાય અને તમે બે પરસ્પર અવસ્થા સાંભળી, સમજી, પરસ્પર સમાધાન કરો, અને તે પછી તમારી બેની ઇચ્છા પ્રમાણે યોગ કે વિયોગ જે ઉચિત હશે તે સાધવામાં અમે સાધનભૂત થઈશું.'

સરસ્વતીચંદ્ર વિચારમાં પડી અંતે બોલ્યો:

'એથી ફળ શું?'

ચંદ્રાવલી — 'તેનું દુ:ખ તમે સમજી લેજો અને તમારું દુ:ખ તે સમજી લેશે. તેનો વ્યાધિ જાણી તેના ઉપાય તમારા સમાગમમાં હોય તો તે સમાગમ તમે તેને આપશો એ જ તમને ક્ષમા મળી સમજવી. એનું ઔષધ બીજું કાંઈ હોય તો તે આપવા યત્ન કરશો તો તે પણ તમને ક્ષમા મળી ગણવી. જો તમે એમ સમજતા હો કે ક્ષમાથી તમને શાંતિ મળશે તો તો આટલું કરવા તમે બંધાયેલા છો. જો તમારું દુ:ખ તમે નહીં સમજતા હો તો મધુરીનું હૃદય તો તે અવશ્ય સમજી લેશે અને ઉપાય કરશે. નવીનચંદ્રજી, જે પરિશીલિત પ્રીતિથી તમારાં બેનાં હૃદય ઓતપોત ન્યાયથી સંધાયાં છે તે પ્રીતિના તંતુ ઉપર બલાત્કાર કરવાથી ઉભય હૃદય ખેંચાય અને તૂટે એ પ્રીતિની પ્રકૃતિ છે. કેટલોક કાળ ઉભય હૃદયના તંતુઓના યથાપ્રાપ્ત સમાગમનું પાલન કરો, અને ધીમેધીમે ઉભયની કળાથી, ઉભયની વૃત્તિથી, ઉભયના સંયુક્ત અભિલાષથી, અને ઉભયના પ્રયત્નસંવાદથી [3] એ હૃદયના તંતુઓને ક્લેશ ન પહોંચે એમ છૂટા કરો. એટલે અંતે નવીનચંદ્રજી વિહારપુરીના છત્રરૂપ થશે અને મધુરી ચંદ્રાવલીની વસ્ત્રકુટીમાં રહેશે. જો ક્લેશ વિના એ તંતુ છૂટે નહીં તો તેમનું પાલન કરવું અને જુદા જન્મેલા જીવના તંતુના શાન્ત સુંદર પટને સુન્દરગિરિના વિહારમઠના ભૂષણરૂપ કરવો.'

*જાતેરમેદાદ્દમ્પત્યો: સદૃશં સુખમિષ્યતે।*

*તસ્માત્તથોપચર્યા સ્ત્રી યથાગ્રે પ્રાપ્નુયાદ્રતિમ્।।*

સરસ્વતીચંદ્ર હબક્યો.

'મૈયા! ક્ષમા મેળવવાને એ જ માર્ગ લેવો પડે તો નવીનચંદ્ર વશે કે કવશે તેને માટે સજ્જ થાય એમ ધારો. પણ મધુરીનું પોતાનું હૃદય, એનો એના પતિ ઉપરનો પ્રેમ, અને એ પતિ પ્રતિનો એનો પતિવ્રતાધર્મ — એ ત્રણ વાનાં શું આ માર્ગને અનુકૂળ છે?'

ચંદ્રાવલી — 'એ વિચાર કરવાનો મધુરીને છે — તમારે નથી.'

સરસ્વતીચંદ્ર — 'એને પુણ્યમાર્ગે પ્રેરવી એ મારી પ્રીતિનો પ્રધાન અભિલાષ છે.'



ચંદ્રાવલી — 'હું જાણી પ્રસન્ન — અતિ પ્રસન્ન છું. તમારી બેની પ્રીતિ ચંદ્ર અને કુમુદના જેવી પરસ્પર શરીરને દૂર રાખનારી પણ દૃષ્ટિસંયોગ અને મન:સંયોગનું રક્ષણ કરનારી છે. એવી પ્રીતિને માટે જ તમારાં સૂક્ષ્મ શરીરનો સમાગમ રચવાની અમ સાધુજનોની યોજના છે. તમારાં સ્થૂલ શરીર અસક્ત રહે કે સક્ત રહે તેમાં અમે ઉદાસીન છીએ.

સરસ્વતીચંદ્ર — 'કારણ?'

ચંદ્રાવલી — 'અમારા ન્યાયથી તો તમે એના મન્મથાવતારે વરાવેલા શુદ્ધ એક પતિ છો, અને એના શરીરના પતિને તો અમે જાર ગણીએ છીએ.'

સરસ્વતીચંદ્ર — 'સંસારની ભાવના એથી વિપરીત છે.'

ચંદ્રાવલી — 'હા, અમારી અને સંસારની ભાવનાઓમાંથી તમારી ઇચ્છા હોય તેને સ્વીકારો ને ઇચ્છા હોય તેને ત્યજો. એમાં અમારે ઉદાસીનતા છે. સૂક્ષ્મ શરીરોના સૂક્ષ્મ કામ તૃપ્ત થશે તો તે જ પરમ અલખને જગાવનાર થાય છે. સ્થૂલ કામ તો માત્ર સાધનરૂપ છે. તેના વિના ફળ પ્રાપ્ત થાય તો અમારે એ કામ ઉપર પક્ષપાત નથી.'

સરસ્વતીચંદ્ર — 'તમારે ઉદાસીનતા છે, પણ મારે તો તે કામ વર્જ્ય અને અધર્મ્ય છે એવો ઉપદેશ સ્થિર કરવો પડશે.'

ચંદ્રાવલી — 'તો તેમ કરજો. સૂક્ષ્મ કામ તૃપ્ત થયો એટલે અલખ કલ્યાણનો ધર્મ સચવાયો એમ સમજીએ છીએ.'

સરસ્વતીચંદ્ર — 'પણ સ્થૂલ કામની દૃષ્ટિમર્યાદામાં અને બાણપથમાં પડવાનું કારણ શું?'

ચંદ્રાવલી — 'તમે કરેલો અપરાધ એ મુખ્ય કારણ. તેનું પ્રાયશ્ચિત્ત ઇચ્છો છો — એ વચન તમારા હૃદયનું હોય તો તે બીજું કારણ. પછી કેટલાં કારણ માગો છો? વિષનો વિષ વડે પ્રતિકાર કરો.'

સરસ્વતીચંદ્ર — 'હું આ યોજના સાંભળી ભયથી કંપું છું. મૈયા, શુદ્ધ જીવોને ભ્રષ્ટ થવાના ભયમાં નાખવા એ આ સ્થાનના પુણ્ય માર્ગોને ઉચિત નથી.'

ચંદ્રાવલી ભ્રૂકુટી ચડાવી બોલી: 'શું ઉચિત નથી? એ રંક મુગ્ધાની તમે પ્રીતિ કરી અને પછી તેને કૂવામાં નાંખી અને હવે તેમાંથી તમારે તેને કાઢવી ઉચિત નથી? કે એ કુવામાં પડવાનો તમારા સ્વાર્થી હૃદયને ભય લાગે છે અને એ ભયમાંથી પોતે જાતે મુક્ત રહેવાની અન્તર્વાસનાથી આ નિર્ભય બાળાને શુદ્ધ માર્ગ દેખાડવાનો દંભ કરવો એ ઉચિત નથી? જો તમે સંસારીઓના માર્ગ પ્રમાણે ધર્માધર્મ ગણતા હો અને એવા ધર્મના આગ્રહી હો તો જે ભયથી તમે ડરો છો તેનાથી ડરો નહીં ને એ ભયકાળે પણ તમારા ધર્મ પ્રમાણે શુદ્ધ રહેવાનું પૌરુષેય બળ ધારો. કલ્યાણફળને માટે યુદ્ધ કરવું પડે તો તેને માટે રખાય એટલાં કવચ અને શસ્ત્રાસ્ત્ર રાખો અને અક્ષત રહો. પણ એ ભયથી કાયર બની, ઉચિતાનુચિતના અનુચિત વિચારોથી દોલાયમાન થઈ, જે કાર્ય જાતે ધર્મ્ય અને કલ્યાણકારક તેમ તમારા પ્રાયશ્ચિત્તરૂપ

છે તે કાર્ય કરવામાં પાછા ન પડો અને વ્યગ્ર ન થાઓ. જે તમારાં સૂક્ષ્મ શરીરનો સમાગમ હું યોજું છું તેમાં તમે અધર્મ કે અકલ્યાણ દેખો છો?'

સરસ્વતીચંદ્ર — 'આ ભય વિના બીજું કાંઈ નથી.'

ચંદ્રાવલી — 'સૂક્ષ્મ શરીરના સમાગમ અને સૂક્ષ્મ પ્રીતિના ચમત્કાર આજ સુધીમાં તમને અનિવાર્ય અને અપ્રતિહતગતિ જણાયા નથી?'

સરસ્વતીચંદ્ર — 'મૈયા, હું નિરુત્તર છું.'

ચંદ્રાવલી — 'તમારાં ઉભયનાં હૃદયની શાંતિ એ સમાગમ વિના બીજા કોઈ માર્ગથી સાધ્ય છે?'

સરસ્વતીચંદ્ર — 'હું એવો બીજો માર્ગ દેખી શકતો નથી. છતાં આ સમાગમ ઇચ્છતો નથી ને તેનું કારણ કહી દીધું છે.'

ચંદ્રાવલી — 'તમને ક્ષમા મળવાનો પ્રસંગ માત્ર એવા સમાગમ કાળે જ છે એ તમે જોઈ શકો છો?'

સરસ્વતીચંદ્ર — 'એ જોવાનું હવે કાંઈ બાકી રહ્યું નથી.'

ચંદ્રાવલી — 'તો નવીનચંદ્રજી, આ ભયનો ત્યાગ કરો અને જે એક કલ્યાણનો પંથ છે તે સ્વીકારો. સંસારની રચેલી વિવાહવંચના ઉપર શ્રદ્ધાને લીધે તમારો માનેલો ધર્મ જ મધુરી પાળે છે, અને તે પાળે છે ત્યાં સુધી તમારો સમાગમ ઇચ્છવાની લઘુતા તેના હૃદયને પ્રાપ્ત થઈ નથી. એ તો એમ જ જાણે છે કે

*मर्यादानिलयो महोदधिरयं रत्नाकरो निश्चितः*

*सर्वाशापरिपूरकोऽनुगमितः संपत्तिहेतोर्मया।*

*शम्बूकोऽपि न लभ्यते किंमपरं रत्नं महार्धं परम्*

*दोषोऽयं न महोदधे; फलमिदं जन्मान्तरीयं मम॥* [१]

મધુર દુ:ખની રસિક અમારી મધુરી તમને સુખ ઇચ્છે છે પણ પોતાને માટે તમારું સુખ ઇચ્છતી નથી. હું આવી છું તે મારા હૃદયની અને સર્વ સાધ્વીઓની પ્રેરણાથી આવી છું. તેઓ એક પાસથી તમારી શક્તિ દેખે છે અને બીજી પાસથી મધુરીનું દુ:ખ દેખે છે ત્યારે નિ:શ્વાસ મૂકી અશ્રુપાત કરી, તમને તિરસ્કારપૂર્વક કહે છે ને કહાવે છે કે

*लज्जामहे वयमहो वचनेऽपि हन्त सांयात्रिकाः सलिलराशिमनी विशन्ति।*

*अंसाधिरोपिततदीयतटोपकण्ठकौपेयकाम्बुदृतया यदुदीर्णतृष्णाः॥* [२]

મધુરીએ તમારી પાસે આવવાની સ્પષ્ટ ના પાડી અને સાધુજનોના આગ્રહથી આવવા હું સજ્જ થઈ ત્યારે રસાર્દ્ર સાધ્વીએ તમને કહેવાનું કહ્યું છે કે

*यद्वीचीभिः स्पृशसि गगनं यच्च पातालमूलम् रत्नैरुद्दीपयसि पयसा यत्पिधत्से धरित्रीम्।*

*धिक् सर्वं तत्तव जलनिधे यद्विमुच्याश्रुधाराः तीरे नीरग्रहणरसिकेनाध्वगेनोज्झितोऽसि॥* [१]

સર્વ સાધુસ્ત્રીઓ તમારી સૂક્ષ્મ માનસિક પ્રીતિનો જ ફલોદય ઇચ્છે છે. સ્થૂલ પ્રીતિનો વિચાર તેમનાં હૃદયમાં લઘુ માત્ર છે. હે રાજહંસ! તમે માત્ર અશરીર માનસપ્રીતિના માનસ સરોવરની જ કમલિનીને તમારા સૌહૃદથી સનાથ કરો તો તેટલું બસ છે. પરિવ્રાજિકામઠની અધિષ્ઠાત્રી તમને કહાવે છે કે

*कश्चिदेव समयं समागतं त्वां न विस्मरति शश्वदम्बुजम्।*

*मानसे विहार हंस मानसे मा विमुञ्च पुनरस्य सौहृदम्॥* [२]

વિહારમઠની અધિષ્ઠાત્રી અનેક તંત્રોના વિચાર કરી નિર્ણયપૂર્વક કહાવે છે કે સંસારમાં પરમ અલખના અસંખ્ય લખ ખેલોમાંથી તમને જે આશય પ્રિય હશે તે રમણીય જ હશે. તમારું અલખ બોધન અને લખ તૃપ્તિ ઉભય રમણીય જ થયાં. તોપણ મધુરીની માનસપ્રીતિ વિના ન્યૂનતા છે.

*सैव सैव सरसी रमणीया यत्र यत्र वलते तव रागः।*

*राजहंस रसिक स्मरणीया श्रीमता तदपि मानसकेलिः॥* [3]

અને છેલ્લું વાક્ય — તમારા ઉચિતાનુચિત અને ધર્માધર્મના વિચાર સંબંધે — હું કહું છું તે એટલું જ કે:

*हा हन्त मानससरःसलिलावतंस रे राजहंस पयसोः प्रविवेचनाय।*

*चेच्छक्तिमान् खलु भवान्न तदा किमु स्यात् किं वा कपोत उत वा कलविङ्कपोतः॥* [४]

જો મારી સર્વ વાત તમે સ્વીકારતા હો પણ માત્ર શમસુખના અભિલાષથી અથવા પરમ જ્યોતિના યોગના લોભથી મધુરીને તેની સંમતિ વિના દૂર રાખતા હો તો તમે અલખ માર્ગનો યોગ સમજ્યા નથી તે ગુરુજી પાસે સમજી લેજો. આ ગિરિરાજના યોગીઓ અલક્ષ્ય અને લક્ષ્ય ઉભયના યોગી છે અને લક્ષ્યનો તિરસ્કાર કરવામાં પોતાના અદ્વૈતને બાધ ગણે છે. એ માર્ગમાં તો શ્રી અલખની લખવિભૂતિને પૂજનીય ગણી અલખ જ્યોતિનો સમાધિ જનકમહાત્માના જેવો સાધવો એ જ શ્રેષ્ઠ ગણાય છે. શ્રીરામચંદ્રને મુખે જે જનકની સ્તુતિ થઈ છે કે

*छत्रच्छाया तिरयति न यद्यन्न च स्प्रष्टुमीष्टे*

*दृष्यद्गन्धद्विपमदमषीपङ्कनामा कलङ्क:।*

*लीलालोलः शमयति न यच्चामराणां समीरः*

*स्फीतं ज्योतिः किमपि तदमी भूभुजः शीलयन्ति॥* [१]

સત્ય વાત છે કે સંસારમાં રહેવું અને શમસુખ સાચવવું એ ઉભય ક્રિયાઓનું સમકાલીન સંમેલન ઘણું વિકટ, સૂક્ષ્મ અને દુર્લભ છે અને તે મેળવતાં મેળવતાં ઉભય ક્રિયામાં ઉભયભ્રષ્ટ થતાં હશે. પણ જે ચિત્ત તે પરમ લાભને પામી શકે છે તેનું માહાત્મ્ય અલૌકિક થાય છે, તેમનાથી લોકનું અપૂર્વ કલ્યાણ થાય છે, અને લોક જેને ઇશ્વરેચ્છા કહે છે અને અમે જેને અલખનું લખવાસનાસ્વરૂપ કહીએ છીએ તે વાસના આવાં ચિત્તની સિદ્ધિથી જ થાય છે. વિશ્વામિત્રે ક્ષત્રિયપદ છોડી બ્રહ્મર્ષિપદ શોધ્યું. તેમણે એ ઉભય પદના પાલક જનક મહાત્માની સ્તુતિ કેવી કરી છે તે સાંભળો.

*ज्याघातः कार्मुकस्य श्रयति करतलं कण्ठमोंकारनादः*

*तेजो भाति प्रतापाभिधमवनितले ज्योतिरात्मीयमन्तः।*

*राज्य सिंहासनश्रीः शममपि परमं वक्ति पद्मासनश्रीः*

*येषां ते यूयमेते निमिकुलकुमुदानन्दचन्द्रा नरेन्द्राः॥* [२]

નવીનચંદ્રજી! અંતે મારે એટલું જ કહેવાનું બાકી રહ્યું છે કે રાજ્યાદિની ઉપાધિ વિનાના, માત્ર અર્ધાંગનાના યોગથી સકલાંગ રહેનાર યાજ્ઞવલ્ક્ય અને મૈત્રેયીની પેઠે, અને વસિષ્ઠ અને અરુંધતીની પેઠે સચ્ચિદાનંદમય, અદ્વૈતરસ અનુભવવો એ વિહારમઠના યોગીઓની સ્વાનુભૂતિ છે તેમાં તમારા જીવાત્મામાં ત્રસરેણુકાદ્વૈત પામવા મારી મધુરીનો કલ્યાણ જીવાત્મા સર્વ પ્રકારે યોગ્ય છે. અમે તેનો અને તમારો ક્ષણવાર સહવાસ યોજીશું તેમાં તમારે સર્વથા અનુકૂળ થવું અને તે સહવાસને કાળે તમારા પરસ્પર પક્ષપાતના સંમેલનનું પરિણામ તમને જે અધિકાર આપે તે કરવા તમે સ્વતંત્ર છો. જો એ અધિકાર તમારે વિહારમઠમાં જવાનો થાય તો ત્યાં જજો અને આ મઠમાં રહેવાનો થાય તા અહીં રહેજો. પણ આ અધિકાર પરીક્ષાસંવેદન [૧] વિના જણાઈ શકતો નથી અને તમારો થોડોક પણ સહવાસ થાય તે વિના તમારા મન્થાવતારનું અને અધિકારનું પરીક્ષાસંવેદન થવાનું નહીં, માટે તેટલી રીતે તમારે અમને અનુકૂળ થવું. બીજે રૂપે હું ઉક્ત શબ્દોની પુનરુક્તિ કરું છું.'



સરસ્વતીચંદ્ર — 'સાક્ષાત્ સરસ્વતીદેવીનો ઉપદેશ કયા અંત:કરણ પાસે આજ્ઞાધારણ નહીં કરાવે? પણ મૈયા, વ્યાસ જેવા પિતાના ઉપદેશ શુક મુનિને માટે અપર્યાપ્ત નીવડ્યા તેમ મારા અંતરાત્માનો ભય આપના ઉપદેશથી નષ્ટ ન થાય તે ક્ષમા કરશો. હું શુદ્ધ અંત:કરણપૂર્વક માનું છું ને કહું છું કે

*भवादृशीनां साध्वीनां मे च यन्मङ्गल मतम्।*

*तस्मिन्नकरुणे पापे वृथा वः करुणा मयि॥* [२]

આપનાં સર્વ વચન સત્ય છે, અનિવાર્ય છે, રમણીય છે અને સૂક્ષ્મ વિચારે ધર્મ્ય પણ છે. પણ જે પ્રીતિ મારા શમાભિલાષને શમની વિડંબના જ આપે છે તે જ પ્રીતિ કોઈક અનિર્વચનીય કારણથી મને આ દુ:ખમાં પડી રહેવા પ્રેરે છે.'

ચંદ્રાવલી — 'મહાત્મા! *एतद्धि परिभूतानां प्रायश्चितं मनस्विनाम्।* [3] એ પ્રાયશ્ચિત્તનો અવધિ હવે સમાપ્ત થાય છે.

સરસ્વતીચંદ્ર — 'બે હૃદયને જે પ્રીતિ જોડે છે તે જ પ્રીતિ મારા હૃદયમાંથી ભુંસાય તો આપની આજ્ઞાનું ધારણ કરવામાં વિઘ્ન નડે નહીં.'

ચંદ્રાવલી — 'તે ભુસાવાની નથી.'

*अहेतुः पक्षपातो यस्तस्य नास्ति प्रतिक्रिया।*

*स हि स्नेहात्मकस्तन्तुरन्तमर्माणि सीव्यति॥* [४]

સરસ્વતીચંદ્ર — 'જો તે ભુસાવાની નથી તો મારી મૂર્ખતાનો ભોગ થયેલી રંક મુગ્ધાને કરવાનો ઉપદેશ જે માર્ગથી નિષ્ફળ થાય તે માર્ગ હું કઈ રીતે લઉં? જેણે દોષ કરેલો છે તેણે તો આ શમવિડંબના વેઠવી જ જોઈએ. અને જે એ દોષને લીધે દુ:ખી થઈ છે તેને શુદ્ધ શમ મળવો જ જોઈએ. જે પક્ષપાત અને સ્નેહ આ બે હૃદયના તંતુઓને સીવે છે તે સ્નેહની પ્રતિક્રિયા નથી તો જે જીવ શમ વિડંબનાને યોગ્ય છે તે વિડંબના વેઠશે, અને જે પવિત્ર જીવ શમને પાત્ર છે તેને તે મળશે — એટલે મારી વાસના તૃપ્ત થશે.'

ચંદ્રાવલી — 'તમારી જાતને શિક્ષા કરવી કે નહીં તે કર્મ અને ફલના સંયોજક ઈશ્વરના હાથમાં રાખો. પણ જીવને શમ આપવા ઇચ્છો છો તેને તે તમે જાતે જ આપો.'

સરસ્વતીચંદ્ર — 'આવાં ધૃત અને અગ્નિનો સંયોગ થયો એટલે ઇંદ્રિયગ્રામનો અવિશ્વાસ જ રાખવો. સ્થૂલ પ્રીતિમાંથી સૂક્ષ્મ પ્રીતિ થાય તો તે પ્રકૃતિનો સ્વભાવ છે, પણ સૂક્ષ્મમાંથી સ્થૂલ થાય એ તો દુ:સહ છે.'

ચંદ્રાવલી — 'જે જીવ સૂક્ષ્મ શરીરનો અભિમાની છે તેનો તો તે દુ:સહ હો. પણ કોઈ પણ શરીરના નિરભિમાની જીવને સૂક્ષ્મ-સ્થૂલ સરખાં છે તેણે તો રાગદ્વેષનો મદ દૂર રાખવો એટલે થયું. એ મદ અને એ માન વગરનો જીવ

સ્વભાવથી શાંતિ પામે છે.'

*रागद्वेषवियुक्तैस्तु विषयानिन्द्रियश्चरन्।*

*आत्मवश्यैर्विधेयात्मा प्रसादमधिगच्छति॥*

*प्रसादे सर्वदुःखानां हानिरस्योपजायते।*

*प्रसन्नचेतसो ह्याशु बुद्धिः पर्यवतिष्ठते॥* [१]

નવીનચંદ્રજી, જ્યાં ત્યાગથી શમ ન મળે પણ શમનું વિડંબન થાય ત્યાં શમ પ્રાપ્ત કરવાનો આ જ માર્ગ છે કે રાગદ્વેષ વિના ઇન્દ્રિયોને ચરવા દેવી.'

સરસ્વતીચંદ્ર — 'તે પછીના શ્લોકમાં કહ્યું છે કે

*इन्द्रियाणां हि चरतां यन्मनोऽनुविधीयते।*

*तदस्य हरति प्रज्ञां वायुर्नावमिवाम्भसि॥* [२]

ચંદ્રાવલી — 'એ બધાં વાક્યોમાં કાંઈ વિરોધ નથી. ઇંદ્રિયો વડે વિષયને ચરવા, પણ ઇંદ્રિયોને વશ ન થવું અને રાગદ્વેષ વિનાના રહી આ ઉભય વિધિ પળાય તો પ્રસાદ એટલે શમ પ્રાપ્ત થાય છે. સૂક્ષ્મ દેહ ઉપર રાગ અને સ્થૂલ ઉપર દ્વેષ ન રાખવો. સૂક્ષ્મ દેહનો સંયોગ તો સ્વયંભૂ થઈ ગયો છે તેનો નિર્વાહ કરવો; અને સ્થૂલ દેહનો સંયોગ સ્વયંભૂ થાય તો તેનો દ્વેષ ન કરવો ને તેના ઉપર રાગી થઈ તેને શોધવો નહીં ને તેનું અસ્થાને અકાળે અધર્મે બળ થવા દેવું નહીં. 'કામકામી', ન થવું અને 'કામદ્વેષી' પણ ન થવું. નદીઓ જેમ સમુદ્રમાં વહેતી વહેતી જાતે આવે છે તેમ કામરૂપ નદી ધર્મથી જાતે પ્રાપ્ત થાય ત્યારે સમુદ્ર પેઠે તેને અવકાશ આપવો એ જ શાંતિ, એ જ નિર્મમતા અને એ જ નિરહંકાર.'

*आपूर्यमाणमचलप्रतिष्ठं*

*समुद्रमापः प्रविशन्ति यद्वत्।*

*तद्वत्कामा यं प्रविशन्ति सर्वे*

*स शान्तिमाप्नोति न कामकामी॥* [3]

*विहाय कामान् यः सर्वान् पुमांश्चरति निःस्पृहः।*

*निर्ममो निरहंकारः स शान्तिमधिगच्छति॥* [४]



સરસ્વતીચંદ્ર — 'મને કામ પ્રાપ્ત થયો નથી.'

ચંદ્રાવલી — 'સૂક્ષ્મ કામ થયો છે.'

સરસ્વતીચંદ્ર — 'પણ સ્થૂલ કામને ભોજન માટે આમંત્રણ કરવું તે શા માટે? એટલો રાગ શા માટે?'

ચંદ્રાવલી — 'બેમાંથી એક હૃદયને પણ એ રાગ નથી. એમ છતાં તે હોય કે પ્રાપ્ત થાય તો તે મધુરીને હશે એમ ધારો. પણ તમને તો તે નથી એમ કહો છો.'

સરસ્વતીચંદ્ર — 'તેને આમંત્રણ કરું તો તે પ્રાપ્ત થયો જ ગણવો.'

ચંદ્રાવલી — 'જનક રાજા જેવો યોગ સાધવાનું મેં તમને કહ્યું. એવા યોગને કાળે રાજાને ઉપાધિજન્ય અનેક ભય હોય છે તેટલાથી મહાત્માઓ એવા યોગનો અનારંભ કે ત્યાગ નથી કરતા. તમારો અધર્મભય તો માત્ર સંસારે માની લીધેલા ને માની લેવડાવેલા સંપ્રત્યય વડે રચેલા ભ્રમથી જ ઉત્પન્ન થયેલો છે અને તે ભય પણ તમારી દૃઢતા ને અચલતા જોતાં પ્રમાણમાં ક્ષુદ્ર છે. એવા ભયે લેખામાં ન લેવા તે તેને આમંત્રણ કર્યું કહેવાય નહીં.'

સરસ્વતીચંદ્ર — 'ધારો કે એ યોગ સાધતાં આ ભય સત્ય પડ્યો અને આપણે યોગભ્રષ્ટ થયા તો?'

ચંદ્રાવલી — 'તો તેમાં હાનિ કંઈ નથી. આ અવતારમાં યોગભ્રષ્ટ થયેલો મહાત્મા આવતા અવતારમાં બાકીનો લાભ મેળવશે. અર્જુનને પણ આવી જ શંકા થઈ હતી અને કૃષ્ણ પરમાત્માએ એનું સમાધાન કરેલું હતું તે તમને વિદિત હશે.

અર્જુને કહ્યું કે:

*अयतिः श्रद्धयोपेतो योगाच्चलितमानसः।* [१]

*कच्चिन्नोभयविभ्रष्टश्छिन्नाभ्रमिव नश्यति।*

ત્યારે તેને ઉત્તર મળ્યો કે

*'पार्थ नैवेह नामुत्र विनाशस्तस्य विद्यते।*

*न हि कल्याणकृतत्कश्चिद्दुर्गतिं तात गच्छति॥*

*प्राप्य पुण्यकृतं ल्लोकानुषित्वा शाश्वतीः समाः।*

*शुचीनां श्रीमतां गेहे योगभ्रष्टो'भिजायते।*

*अथवा योगिनार्मेव कुले भवति धीमताम्।*

*एतद्धि दुलभतरं लोके जन्म यदीदृशम्॥*

*तत्र तं बुद्धिसंयोगं लभते पौर्वदेहिकम्।*

*यतते च ततो भूय; संसिद्धौ कुरुनन्दन॥*

*पूर्वाभ्यासेन तेनैव हिथते ह्यवशो हि सः।*

*जिज्ञासुरपि योगस्य शब्दब्रह्मातिवर्तते।*

*प्रयत्नाद्यतमानस्तु योगी संशुद्धकिल्विषः।*

*अनेकजन्मसंसिद्धस्ततो यातिं परां गतिम्॥* [२]

નવીનચંદ્રજી! પૂર્વ જન્મના પુણ્યકર્મથી હાલની સદ્વાસનાઓને, સદ્‌વૃત્તિઓને અને જ્ઞાનને પ્રાપ્ત થયા છો તે જ સત્કર્મની પરિપાકદશા આ જન્મમાં પામશો અને આ જન્મમાં યોગભ્રષ્ટ થશો તો આવતા જન્મમાં પામશો. પડવાના ભયથી બાળક ચાલતાં શીખવાનું છોડી દેતું નથી પણ પડી પડીને ઊઠે છે તેથી જ ચાલતાં શીખે છે. જે ભયથી તમે ડરો છો તે જ તમને કાળે કરીને તમારી ઇષ્ટસિદ્ધિને પ્રાપ્ત કરાવશે. સંસાર માત્ર છોડી મૂકેલા બાણની ગતિ જેવો છે તે અલકની ઇચ્છાથી વેગ બંધ પડતાં સુધી ગતિમાંથી વિરત થતો નથી અને વેગ સમાપ્ત થતાં ગતિ કરતો નથી. સદ્વાસનાનો સંસાર પણ આવો છે તે તમને ફળ દધા વગર શાંત નહીં થાય અને ભયથી ડરો છો તે મિથ્યા છે.' [*]

*क्षीणकर्मा ततो जीवःस्वदेहाकृतिमुद्वहन्।*

*ऊर्ध्वं स्वभावतो याति वह्निज्वालाकलापवत्॥*

*लोकाग्रं प्राप्य तत्रासौ स्थिरतामवलम्बते।*

*गतिहेतोरभावेन धर्मस्य परतो गतिः॥*

સરસ્વતીચંદ્ર — 'આ પ્રમાણે થશે એવી શ્રદ્ધા તો દૃઢ થાય ત્યારે ખરી.'

ચંદ્રાવલી — 'અવશ્ય એમ જ. પણ -'

*आविर्भूतज्योतिषां योगसिद्धाः*

*ये व्याहारास्तेषु मा संशयोऽभूत्।*

*भद्रा ह्येषां वाचि लक्ष्मीर्निहिता*

*नैते वाच विप्लुतां व्याहरन्ति॥* [१]



જે યોગદૃષ્ટિને પરમ અલક્ષ્ય લક્ષ્ય થાય છે તેને પૂર્વાપર જન્માવસ્થા લક્ષ્ય થાય તેમાં શી નવાઈ છે? નવીનચંદ્રજી! તેવું લક્ષ્ય તમારે પ્રત્યક્ષ કરવું હોય તો તેટલો યોગ સાધો. તમને પણ યોગસિદ્ધ દૃષ્ટિ પ્રાપ્ત થશે અને શ્રદ્ધાની અપેક્ષા વિના તે વસ્તુ જોઈ શકશો કે, જેને માટે આજ તો તમારે શ્રદ્ધા જ આવશ્યક છે. એ શ્રદ્ધા વિના જાતે શું જોવું તેનો માર્ગ ગુરુજી દેખાડશે.'

સરસ્વતીચંદ્ર — ' [२] *मुक्तबाणगतिप्रायः संसारस्तु शरीरिणाम्* એ મંત્રનું દૃષ્ટાંત આ યોગભ્રષ્ટ જનના પુનરાવર્તનમાં હશે.'

ચંદ્રાવલી — 'એમ જ, *द्वा सुपर्णा* [3] આદિ શ્રુતિ છે તેમાં ઈશ અને અનીશ બે પક્ષી કહેલાં છે. સંસારસમષ્ટિ[૪] જેવો ઈશનો ઉપાધિ છે તેમ વ્યષ્ટિના[૫] સંસાર અનીશના ઉપાધિ છે. બાણની ગતિ જેવા એ સંસાર ગણવા, બાણ જેવાં સંસારીનાં ને સંસારનાં નામરૂપ ગણવાં, ધનુષ્ય જેવું પ્રથમ અવતારમાંના જન્મનું કારણ અલખ વાસનાસ્વરૂપને ગણવું અને એ સ્વરૂપની શાંતિને મુક્તિ ગણવી. એ ઉપાધિથી ઉપહિત ઈશ અભોક્તા છે ને અનીશ ભોક્તા છે. જ્યાં સુધી બાણની ગતિ છે ત્યાં સુધી ભોક્તાની ભુક્તિ છે. અનીશ યોગથી ઈશની સાથે સામ્ય પામે ત્યાં સુધી તેના ભોગસંસાર પ્રવાહરૂપ ધરે છે ને એ વાસનાસ્વરૂપ શાંત થાય એટલે પ્રવાહરૂપ પણ શાંત થાય. જે યોગભ્રષ્ટ થયા વિના સંસિદ્ધ થાય છે તેમની બાણગતિ ત્વરિત હોય છે; યોગભ્રષ્ટની ગતિ વધારે કાળ ટકે છે પણ ત્વરિત હોય છે; પામર જીવની ગતિ મન્દમન્દ પુનરાવર્તન પામનારી હોય છે. એવા જીવ

*नद्यां कीटा इवावर्त्तादावर्त्तान्तरमाशु ते।*

*व्रजन्तो जन्मनो जन्म लभन्ते नैव निर्वृतिम्* [१] ॥

સંસારકર્મનો પરિપાક થતાં સુધી તેમની આ દશા રહે છે. પ્રવાસીના પગ સ્વગ્રામ આવતાં ત્વરિત ઊપડે છે તેમ કર્મપરિપાક પામનારની ગતિ પણ ત્વરિત થાય છે અને તેથી જ યોગભ્રષ્ટ કે યોગસિદ્ધ ઉભયની ગતિ ત્વરિત છે. એ ગતિની ત્વરા વધે તેમ તેમ એના ભોગ સૂક્ષ્મતર થાય છે અને હોલાતી વાટ હોલવાતાં હોલવાતાં અતિશય પ્રકાશ ધરે તેમ તેમ આ ભોગ સૂક્ષ્મતર થાય છે ને તેમ થાય ત્યાં સૂક્ષ્મ શરીર સૂક્ષ્મતમ થયું ગણવું અને તેનાથી વાસનાક્ષય થાય છે. માટે નવીનચંદ્રજી, યોગમાંથી ભ્રષ્ટ થનારના ભોગ પણ કલ્યાણકારક છે એવો અલક્ષ્ય લક્ષ્યનો એક સિદ્ધાંત છે. વિષય જેમ વિષયીને ખેંચે છે તેમ સદ્વસ્તુના પૂર્વાભ્યાસમાં પણ એવી શક્તિ છે કે સાધુઓ તેનાથી ખેંચાય છે. *ह्रियते*

*હૃયવશો હિ સઃ॥* એક વૃક્ષ ઉપર ઈશ ને અનીશ ઉભય છે. ભોગી અનીશ અને સાક્ષી ઈશની એક દૃષ્ટિ થતાં ઈશ અનીશને આમ આકર્ષે છે અને સ્વસમાન કરે છે. એનું નામ ઈશ્વરની કૃપા. એનું નામ ઉભય પક્ષીની મિત્રતા. આગંતુક મિત્રનો સ્વર સાંભળી, અન્ન પર બેઠેલો મિત્ર જેમ આતુરતાથી અન્નનો ત્યાગ કરતો નથી પણ કોળિયા ત્વરાથી ભરી લે છે અને આવેલા મિત્રને મળવા દોડે છે તેમ જ સૂક્ષ્મ પ્રીતિના ભોગી અનીશ સાધુઓ ઈશને જોઈ ભોગને સૂક્ષ્મતર કરે છે. નવીનચંદ્રજી, તમને જે માર્ગે દર્શાવ્યો છે તે કલ્યાણકારક જ છે ને મધુરીની મધુર કલ્યાણી મતિ તેમાં તમને અપૂર્વ સાહાય્ય આપશે એમ સર્વ સાધુજનની શ્રદ્ધા છે નવીનચંદ્રજી, તમારી પ્રીતિ બાણની પેઠે ધનુષ્ય ઉપરથી છૂટી ચૂકી છે ને તેના પ્રતિરોધનો પ્રયત્ન મિથ્યા દંભ છે. એ દંભરૂપ અભિમાનનો ત્યાગ કરી, કલ્યાણ આશય ધરી, પ્રાપ્ત પ્રવાહમાં પ્રવૃત્ત થાઓ, અને સર્વ જન જેનું મોદન કરે છે તે આશયને કલ્યાણરૂપ જ સમજો.

*વિગતમાનમદા મુદિતાશયાઃ શરદુપોઢશશાઙ્કસમત્વિષઃ।*

*પ્રકૃતસંવ્યવહારવિહારિણસ્ ત્વિહ સુખં વિહરન્તિ મહાધિયઃ॥*

સરસ્વતીચંદ્ર પોતાને દીક્ષામાં મળેલા શ્લોકના આ ઉપયોગથી ચમક્યો અને જિજ્ઞાસાથી પ્રેરાયો.

'મૈયા! આ શ્લોકોમાંનો વ્યવહાર કીયો, ને આશય કીયો, અને શશાંકનું ઉપમેય શું?'

ચંદ્રાવલી — 'ચાતુર્માસમાં જગતના પોષણને અર્થે વૃષ્ટિ કરવા વાદળાં આકાશમાં ઊભરાય છે ને ચંદ્રનું દીર્ઘકાળ સુધી આચ્છાદન કરે છે તે પ્રમાણે મહાત્માઓનાં સ્થૂલ સૂક્ષ્મ શરીર પ્રથમ જાતે સુબદ્ધ સુપુષ્ટ થાય છે અને પછી જગતના કલ્યાણને અર્થે ક્રિયાવૃષ્ટિ કરે છે ત્યાં સુધી એ અલખના સ્ફુલિંગરૂપ એ મહાત્માઓ પ્રચ્છન્ન રહે છે અને તે પછી જ શરદઋતુના સકલ ચંદ્ર જેવા થાય છે. તેમની કૃપાનાં કાર્યનું અનુભવી જગત તેમના આશયને પુણ્ય ગણવા જેટલો વિશ્વાસ તે પછી જ રાખે છે અને તેમના આશય લોકમુદિત ત્યાર પછી જ ગણાય છે. જે જે સદ્વસ્તુ એમની આસપાસના પ્રવાહમાં આવે છે તેની સાથે જ તેઓ શુદ્ધ ઉત્કૃષ્ટ વ્યવહાર રચે છે; તેમાં ન્યૂનતા રાખતા નથી અને ભાવિ અને અપરોક્ષ વ્યવહારની કામના રાખતા નથી. આ લખ વ્યવહારમાં પોતાના મુદિત આશયના પ્રેર્યા એ મહાત્માઓ લોકના કલ્યાણ ભણી પ્રવૃત્ત થાય છે. તમોગુણનું ફળ આલસ્ય છે; રજસનું ફળ સકામ પ્રવૃત્તિ છે, અને સત્ત્વનું ફળ આવી નિષ્કામ લોકોપકારક પ્રવૃત્તિ છે.'

સરસ્વતીચંદ્ર — 'નિસ્ત્રૈગુણ્યના માર્ગ ઉપર જનારને તો નિષ્કામ પ્રવૃત્તિ પણ નિરર્થક.'

ચંદ્રાવલી — 'અલખ પરમાત્મા સાથે અદ્વૈતનો અનુભવ કરનાર આત્માની જ સ્થિતિ નિસ્ત્રૈગુણ્ય છે; પણ જ્યાં સુધી કારણ શરીર શીર્ણ થયું નથી ત્યાં સુધી ત્રણે શરીર ત્રિગુણાત્મક છે. સૂક્ષ્મ શરીર સૂક્ષ્મતમ થાય ત્યારે જ અન્ય વાસનાઓનો ક્ષય થાય છે અને કારણ શરીર માત્ર લોકોપકારક સાત્ત્વિક વાસનારૂપે સ્ફુરે છે અને એ વાસનામાં વસતા મુદિત આશયની પ્રેરેલી પ્રવૃત્તિનું આસ્વાદન જગત કરી શકે છે.'

સરસ્વતીચંદ્ર — 'આશય કેવા હોય છે ને એ પ્રવૃત્તિ કેવી થાય છે? કોઈ પણ પ્રવૃત્તિમાં ન પડનારને કાંઈ હાનિ છે?'

ચંદ્રાવલી — 'વ્યષ્ટિ અથવા વ્યક્તિનું વાસનાબીજ અને કારણશરીર તેના સર્વ જન્મજન્માંતરમાં એક જ રહે છે, મૃત્યુથી સ્થૂલ શરીર બદલાય છે, સૂક્ષ્મ શરીર વિકાસ પામે છે અને કારણશરીર પ્રથમ વિકાસ પામે છે અને સદ્વાસનાઓના ઉદય પછી હ્રાસ પામતું જાય છે. સૂક્ષ્મ શરીર અને કારણશરીર મૃત્યુથી નાશ પામતાં નથી. સ્થૂલ શરીર બદલાય છે એટલે શૂન્ય થતું નથી પણ પંચભૂતરૂપ સ્વયોનિમાં પાછું ભળે છે ને સૂક્ષ્મ શરીરની આસપાસ નવું સ્થૂલ શરીર વીંટાય તો વીંટાય. સંસારીઓમાં એમ મનાય છે કે મરે તે શૂન્ય થાય — તેનો નાશ થાય. નાશ કશાનો થતો નથી. વસ્તુમાત્ર સ્વયોનિમાં પરિપાક પામી આવિર્ભાવ પામે છે, રૂના તંતુ તણાઈને સૂત્ર થાય, સૂત્રસમૂહ અન્ય પરિપાક પામી પટ થાય, પટ જીર્ણ થઈ ફાટી જાય, અને અંતે તિરોધાન પામે એટલે સ્વયોનિમાં ભળે. સ્થૂલ શરીર પણ એવી જ ગતિને પામે છે અને તેની ગતિ ગર્ભાધાનથી આરંભાઈ દેહદાહાદિકાળે સ્વયોનિમાં લીન થાય છે. વનસ્પતિના દેહ કેવળ સ્થૂલ છે. તેનાં બીજમાં તેમના સૂક્ષ્મ દેહ તિરોહિત રહે છે અને કૃષિકર્માદિને બળે એ બીજમાંથી અન્ય સ્થૂલ દેહને આવિર્ભાવ આપવાની શક્તિનું ધારણ કરે છે. પાશવયોનિમાં સૂક્ષ્મદેહ જાતે આવિર્ભાવ પામે છે, અને વૃક્ષાદિની પેઠે તેમનાં બીજમાં અંતર્હિત રહી સ્થૂલ કામાદિને અને સંતતિને ઉત્પન્ન કરે છે. એટલું જ નહિ પણ વનસ્પતિમાં જેમ સૂક્ષ્મ દેહ અંતર્હિત રહી સ્ફુરે છે તેમ પશુ આદિમાં વાસનાદેહ અંતર્હિત રહી સ્ફુરે છે અને આવિર્ભૂત સૂક્ષ્મ દેહના કોકડામાં વીંટાઈ મૃત્યુ પછી પુનર્જન્મ ધરે છે. મનુષ્યજાતિમાં આ ત્રણે દેહ સંપૂર્ણપણે આવિર્ભાવ પામે છે. સ્થૂલ દેહનાં અવસ્થાચક્રની ગતિથી તેમ પોતાની શક્તિથી મનુષ્યનો સૂક્ષ્મ દેહ સૂક્ષ્મતર થાય છે અને કારણશરીર પોષાય છે. સ્થૂલ શરીરમાંથી આવિર્ભાવ પામેલું — નીકળેલું — સૂક્ષ્મ શરીર પોતાના પૂર્વ સંસ્કારના સંગ્રહને સાથે રાખે છે. અન્ન બફાય અને તળાય તેમ અનેક સંસ્કારોના પરિપાકથી સૂક્ષ્મ શરીર, સિદ્ધાન્ત જેવું, સૂક્ષ્મતર અને સિદ્ધ થાય ત્યાં સુધી વાસનાશરીર વધ્યાં કરે છે. પણ સૂક્ષ્મ શરીરની સિદ્ધ દશા થતાં તૃપ્ત થતું વાસનાશરીર કૃષ્ણપક્ષના ચંદ્ર પેઠે હ્રાસ પામવા માંડે છે. એ શરીરનો હ્રાસ થવા માંડ્યો ત્યાં સૂક્ષ્મ શરીરે આ ઉપાર્જિત કરેલી શક્તિની પ્રવૃત્તિ, આસપાસના સંસારના કલ્યાણને અર્થે સુપુષ્પના સુગંધ પેઠે, વિસ્તાર અને વિકાસ પામે છે, ને એ વિસ્તાર અને વિકાસથી સૂક્ષ્મ શરીર સૂક્ષ્મતમ થાય છે, [1] અને સંસારના કલ્યાણમાં ખેંચાતી વાસના, અહંતા મમતા છોડી, માન-મદ-ના અવચ્છેદથી મુક્ત થઈ, સમષ્ટિરૂપ સ્વયોનિમાં ભળે છે ને શાંત થાય છે. વાસનાશરીર શાંત થયું એટલે તેલ ખૂટ્યે દીવો ભભૂકીને શાંત થાય છે અને વાટ કોયલારૂપે પડી રહે છે તેમ સૂક્ષ્મ શરીર સૂક્ષ્મતમ થઈ શાંત થાય છે અને સ્થૂલની દશા વાટના જેવી થાય છે. આવા પરિપાક વિના અતૃપ્ત વાસનાની શાંતિ જણાય તો તેને અલકવાદીઓ સૂક્ષ્મ શરીરનું પૂતનીકરણ[1] અથવા પૂતીકરણ અને કારણશરીરની આત્મહત્યા કહે છે — કારણ એ ઉપમાન-ઉપમેયનાં સર્વ વિશેષણ સમાન જ છે અને તેમની સ્તુતિનિન્દાનાં નિદાન એક છે. છિન્ન અભ્ર પેઠે ઉભય લોકમાંથી ભ્રષ્ટ થવાની અર્જુનની જે શંકા વિશે મેં તમને કહ્યું તે છિન્નાભ્રતા આવા પૂતનીકરણાદિથી થાય છે. આવી છિન્નાભ્રતા પામેલો જીવ સૃષ્ટિને આરંભે જ્યાંથી નીકળ્યો હોય ત્યાંથી ફરી નીકળે છે ને ક્યાં જવાનો છે તે વાત અંધકાર જેવી થાય છે. તેને માટે જ શ્રુતિવાક્ય છે કે કેવળ

વિદ્યાના બળથી વાસનાને નષ્ટ કરનાર આત્મઘાતી અન્ધતમ તિમિરમાં પ્રવેશ કરે છે. આવી શ્રુતિ છે અને માટે જ સ્થૂલ શરીર પોતાના વિપાકથી જ શીર્ણ થાય તે ધર્મ્ય છે, તેમ સૂક્ષ્મ અને કારણશરીર અસિદ્ધ દશામાં નહીં પણ સર્વત:સંસિદ્ધ થઈ સર્વ કર્મવિપાકને અન્તે જાતે જ સ્વયોનિમાં પ્રાપ્ત થાય તે જ આશય મુદિત છે. લક્ષ્યધર્મપ્રતિપાદિની શ્રુતિઓ તમે જાણી હશે તે સર્વ આ જ આશયને વ્યષ્ટિનો હિરણ્યમય કોશ[૨] ગણે છે. પુરુષમાં પુરુષ અતિરોહ પામે છે અને અમૃતત્વનો ઇશાન[3] થાય છે તે આજ આશયથી. જીવનની સ્ફુલિંગસ્થિતિ[૪] મુદિત છે તે આ જ આશયથી. અને સંપૂર્ણ અલખ પરાવરમાંથી જે લખ સંપૂર્ણતાનું આદાન કરતાં છતાં પણ અલખની સંપૂર્ણતા જ શેષ રહે છે[૫] તે લખ સંપૂર્ણતા પણ આ જ આશયની સિદ્ધિથી થાય છે. અસિદ્ધ દશામાં અધીર વૈરાગ્યને બળે એ આશયમાંથી નિવૃત્ત થવાથી શમ પ્રાપ્ત થતો નથી પણ તમોગુણ ઉજ્જૃંભણ પામે છે. નવીનચંદ્રજી, શુદ્ધ શમ પામવાનો અધિકાર કેવા વિધિથી પ્રાપ્ત થાય છે તે તમને કહી દીધું.'

સરસ્વતીચંદ્ર — '*નિસ્ત્રૈગુણ્યૈપથિ વિચરતાં કો વિધિ: કો નિષેધ:* એ વાક્યમાં તો વિધિ જ અવિહિત છે.'

ચંદ્રાવલી — 'મુદિત આશયથી પ્રવાહપ્રવૃત્તિ પામનારને માટે જે વિધિ અને નિષેધ છે તે એ આશયમાં દાડમના ઠળિયા પેઠે સમાયેલા રહે છે. તે આશય જાતે સ્વત:શુદ્ધ હોય છે. એ આશયની ગતિ નિસ્ત્રૈગુણ્ય માર્ગમાં જ છે. જાતે સ્વયંભૂ વિધિનિષેધરૂપ એ આશયના વિધિનિષેધ દર્શાવવામાં શ્રુતિ અનુચરકૃત્ય કરવા તત્પર છે અને શાસ્ત્ર અસમર્થ છે. એ આશયના વિધિનિષેધ પવનના પ્રવાહ પેઠે આત્મોત્થિત છે અને પવનથી કે ચંદ્રથી ઉત્થાન પામતા જલતરંગ જેવા પરબલાકૃષ્ટ થતા નથી માટે જ તેમને માટે વચન છે કે તેમનો *કો વિધિ: કો નિષેધ:।*

સરસ્વતીચંદ્ર — 'એવા આશયમાંથી કયા અને કેટલા આશય અલખયોગીને પ્રવૃત્ત કરે છે?'

ચંદ્રાવલી — 'મનુષ્ય પોતાના દેહના કલ્યાણ માટે પ્રવૃત્તિ કરે છે ત્યારે તેનું કૃત્ય અવચ્છિન્ન હોય છે, કારણ દેહનાં સુખ અનન્ત થતાં નથી. પરમાત્મા દર્શનને માટે પ્રવૃત્ત થનારનો માર્ગ આમરણાન્ત પહોંચે છે પણ તે માર્ગ જ્ઞાનીજનોએ શોધી દર્શાવેલા છે અને નેત્ર ઉઘાડે તેને જડે એવા છે. પરંતુ લોકકલ્યાણના માર્ગ લોકસંખ્યાના જેટલા અસંખ્ય છે; ભિન્ન-ભિન્ન અનેક સુખી-દુ:ખી જનોની પ્રવૃત્તિઓ અને વાસનાઓ જેવા એ માર્ગ સર્વતોમુખ અને અનન્ત છે. નવીનચંદ્રજી! એવા માર્ગ તમ જેવા ચતુર વિદ્વાન રસિક જ્ઞાની ઉદાત્ત હૃદયોના મનોરથ જ જાણી દેખાડી શકે છે. દ્રવ્ય, અધિકાર આદિ શક્તિઓવાળામાં આ મનોરથ જાગે છે ત્યારે અદ્‌ભુત રૂપ ધરે છે. એવા મનોરથ ધરનાર મહાશય મનની ઇયત્તાને ચંદ્રાવલી તો શું પણ સમર્થ ગુરુજી વિષ્ણુદાસ કે સ્મૃતિ કે શ્રુતિ કોઈ પણ તુલિત કરી શકે એમ નથી. તેમને તેમ તુલિત કરવાનું સાધન જ નથી.

*वासरगम्यमनूरोरम्बरमवनी च वामैकपदा।*

*जलधिरपि पोतलङ्घ्य: सतां मन: केन तुलयाम:॥*[૧]



'એનું કારણ એ જ કે મનુષ્ય પોતાને માટે મતોરથ બાંધે છે તેના કરતાં અનેકધા સંધાન પામેલા તેમને માટે સજ્જનોએ બાંધેલા મનોરથ વિભુ હોય છે.'

*नाल्पीयसि निब्ध्नन्ति पदमुन्नतचेत्तस:।*

*येषां भुवनलाभेषजडपि नि:सीमानो मनोरथा:।।* [૨]

એવા પરોપકારી સજ્જનોના મનોરથ કોનું કલ્યાણ કરવું, તે કેમ કરું, ક્યારે કરું, ઇત્યાદિ ચિન્તાઓ રૂપ પાંખો ઉપર બેસી અપ્રતિહતપણે ફર્યા કરે છે.

*'सन्तोडपि सन्त: क्क किरन्तु तेज:*

*क्व नु ज्वलन्तु क्क ननु प्रथन्ताम्।*

*विधाय रुद्धा ननु वेधसैव*

*ब्रह्माण्डकोणे घटदीपकल्पा:।।* [3]

પરોપકારના મતોરથના વિષય આવા સીમા વિના અને અસંખ્ય છે તેની મર્યાદા માત્ર પરોપકારી જનની અવસ્થા વડે વધે છે — ઘટે છે. જનક જેવા રાજા શુક જેવા મુનિનું તેમ ઇન્દ્રનું કલ્યાણ કરવા સમર્થ હતા ત્યારે ચંદ્રાવલી માત્ર રંક મધુરીનું કલ્યાણ કરવા આટલો પ્રયાસ કરી શકે છે ને વધારે કરવા તેની શક્તિ નથી. આ જ નવીનચંદ્રજી કોઈ ઉચ્ચપદ ઉપર હોય તો કેટલાનું કલ્યાણ કરી શકે?' સરસ્વતીચંદ્રે નિ:શ્વાસ મૂક્યો.

ચંદ્રાવલી — 'તમારી દશા બદલાશે તેમ ધનલોભીના લોભ પેઠે તમારા પરોપકારી મનોરથ ભહલાશે.

*परीक्षीण: कश्चित्स्पृहयति यवानां प्रसृतये*

*स पश्चात्संपूर्णां कलयति धरित्रीं तृणसमाम्।*

*अतश्चानैकान्त्याद्गुरुलघुतयार्थेषु, धनिनाम्*

*अवस्था वस्तूनि प्रथयति च संकोचयति च।।* [૧]

પોતાની અવસ્થા પ્રમાણે પરોપકારીના મનોરથ નાનામોટા હોય છે. જેમ કે રંક ગાય જાતે કંઈ પરોપકાર કરવા અશક્ત છે પણ તેનું દોહન કરનારને આનંદથી અમૃત આપે છે અને દોહકની અનેકધા કામધેનુ થાય છે. જતા આવતા સર્વ પથિકજન, કૃમિગણ, પક્ષીગણ આદિ ઉપર ઉપકાર કરી શકનાર વૃક્ષ છે — તે દોહનની અપેક્ષા રાખ્યા વિના

સામીપ્યમાત્રથી જ ઉપકાર કરે છે. મૂળથી મુખ સુધીના પ્રદેશ ઉપર વસનાર તથા આવનાર સર્વ પ્રાણીને નદી ઉપકૃત કરે છે. પોતાની પાસે કોઈ ન આવે પણ પોતે જ ઉપકાર્યજનોના પ્રદેશના શિર ઉપર ચડી ઉપકાર કરતો જાય એ મેઘનું કૃત્ય નદીના કૃત્ય કરતાં વિશેષ છે. મેઘ તો વર્ષમાં ચાતુર્માસ જ વર્ષે પણ ચન્દ્રના ઉપકાર તો બારે માસ છે. ચન્દ્રના ઉપકાર કલાવાન્ વૃદ્ધિક્ષયના પાત્ર છે, પણ સૂર્યના ઉપકાર તો સર્વદા સમાન અમેય છે. મેઘ, ચન્દ્ર ને સૂર્ય સ્વયુગે ઉપકાર કરનારનાં ઉત્તરોત્તર દૃષ્ટાંત છે. [૨] નવીનચંદ્રજી! એ સર્વ પરોપકારીઓના આશય તેમની અવસ્થા પ્રમાણે સંકોચવિકાસ પામે છે — તેમાં અલખના યોગીઓનો આશય સંસારના ભ્રષ્ટાચારથી દૂર રહી, માત્ર વૃક્ષના જેવા ઉપકાર કરવાથી તૃપ્ત થાય છે.

નવીનચંદ્રજી! સંસારની સમૃદ્ધિથી શૂન્ય અને સંસારના વ્યવહારના અજ્ઞ પણ સદ્વિદ્યામાં, સદ્રસમાં અને સદ્ગતિમાં સમૃદ્ધ અને વ્યૂઢ એવા આ ગિરિરાજ ઉપરના સાધુસમાજના આશય, મહારાજ મણિરાજને જેવા પ્રિય છે તેવા, તેની રંક અજ્ઞ પ્રજાને પણ પ્રિય છે — પ્રિય છે તે એટલા માટે કે તેમાં તે સર્વને વિશ્વાસ છે. અથવા -

*विष्णक्तपोवनकुमार समर्प्यमाण-*

*श्यामाकतण्डुहतां च पिपीलिकानाम्।*

*श्रेणीभिराश्रमपथा: प्रथमानचित्र -*

*पत्रावलीवलयिनो मुदमावहन्ति।।* [४]

નવીનચંદ્રજી! જે આશ્રમમાં આમ કીડીઓને અન્ન આપી તૃપ્ત કરવાનો રમણીય મુદિત આશય પ્રવર્તે છે ત્યાં આવી આપ જેવા ચન્દ્ર શું મારી ચકોરીને તૃપ્ત–શાંત– કરવાની ના પાડશો?'

સરસ્વતીચંદ્ર — 'તેના આશય પણ ઉચ્ચ જ હશે.'

ચંદ્રાવલી — 'તે તો એક જ વાત ઝંખે છે ને તેને નિ:શ્વાસે નિ:શ્વાસે આપને વિષયે એક જ ઉદ્ગાર થાય છે કે

*दह्यमानेन मनसा दैवादेव विहाय माम्।*

*लोकोत्तरेण सत्त्वेन जगत्पुण्यै; स जीवति।।* [૧]

નવીનચંદ્રજી! તમને કહેવાનું સર્વ કહી ચૂકી છું. મારી વિજ્ઞપ્તિ સ્વીકારવી તે તમારા હાથમાં છે. જેવા તમે હૃદયથી સાધુજન છો તેવી જ મધુરી છે. ઉભય હૃદયમાં સાધુજનનાં રહસ્ય સ્ફુરે છે.

*प्रियप्राया वृत्तिर्विनयमधुरो वाचि नियम:*

*प्रकृत्या कल्याणी मतिरनवगीत: परिचय:।*

*पुरो वा पश्चाद्वा तदिदमविपर्यासितरसम्*

*रहस्यं साधूनामनुपधि विशुद्ध विजयते।।* [૨]



નવીનચંદ્રજી! તમે આવા સાધુજન છો. સાધુજનના આશય સમજો છો, મધુરીનું દુ:ખ આ હૃદયથી જોવાતું નથી, હું પણ કંઈક વિરક્ત છું તે મારાં વ્રતનો ત્યાગ કરી એ મધુરીને માટે આપની પાસે આવી છું અને અને માટે કહો કે મારા પોતાના શમસુખને માટે કહો પણ આ સ્ત્રૈણ હૃદયે માજીનું મંદિર મુકાવી મને તમારી પાસે આણી છે. સમસ્ત સાધુમંડળનું માન રાખીને, કે મધુરીની દયા કરીને, કે આ મારા હૃદયના ઉદ્ગાર સત્ય માનીને, કે આપની ઉદાર દક્ષ બુદ્ધિની પ્રેરણાથી, મારી રંક વિજ્ઞપ્તિ સ્વીકારો. વધારે કહેવાની મારામાં શક્તિ નથી. સત્યનો બલવત્તર બોધ કરવા જેટલું મારામાં જ્ઞાન નથી, ધર્મનું શુદ્ધતર તારતમ્ય કાઢવાની મારામાં બુદ્ધિ નથી, રસરહસ્ય વધારે પ્રદીપ્ત કરવાનો આ હૃદયનો અભ્યાસ ઘણા કાળના વૈરાગ્યથી કટાઈ ગયો છે, અને મારા હૃદયને મારી પ્રવૃત્તિને આશ્રય આપી શકનાર વિહારપુરી આપનું અનુચરત્વ કરે છે તે આપની પાસે આવા વિષયમાં પ્રવૃત્ત થાય એવું ઇચ્છવાનો મને અધિકાર નથી. નવીનચંદ્રજી, હું આપની પાસે હાથ જોડી ઊભી રહું છું અને સાધુજન પાસેથી આટલી ભિક્ષા માગતાં શરમાતી નથી.'

આટલું બોલતાં બોલતાં ચંદ્રાવલી ગળગળી થઈ ગઈ. તેના નેત્રમાં આંસુ ભરાયાં. દાંત ભીડી, ઊંચે શ્વાસે, ઊંચી આંખે, હાથ જોડી તે ઊભી રહી. અનેક વિચારો અને વૃત્તિઓથી અમુઝાતો સરસ્વતીચંદ્ર પળવાર વિચારમાં પડી ઉત્તર શોધવા લાગ્યો. ત્યાં ચંદ્રાવલીના હૃદયનો ઉત્કંપ સ્પષ્ટ દેખાયો, ભરાયેલાં આંસુ ગરવા લાગ્યાં, ઓઠ ઊઘડવા લાગ્યા.

'સાધુજન! વિહારપુરી વિના બીજા કોઈ પુરુષના સામું આ આંખોએ આજ સુધી ઊંચું જોયું નથી તે તારા મુખચંદ્રની મધુર દયાર્દ્રતાનો પ્રકાશ જોતી ઊભી છું. મને શી આજ્ઞા છે?'

સરસ્વતીચંદ્ર હજી વિચારમાં જ હતો. એનાં નેત્ર એનાં હૃદય સામે વળ્યાં હતાં.

'સાધુજન, શી આજ્ઞા છે?' ફરી ચંદ્રાવલીએ પૂછ્યું.

સરસ્વતીચંદ્ર ચમકી ઊઠ્યો હોય તેમ એણે અચિંત્યું ઊંચું જોયું. નીચેથી ઊંચું જોયું તેટલામાં એની આંખમાં આંસુ આવી પણ ગયાં, ને સુકાઈ પણ ગયાં. અતિ નમ્ર વદનકાન્તિ કરી, હાથ જોડી તે બોલ્યો:

'મૈયા! મને પુત્ર જાણ્યો ને પુત્રના ઉપર જે ક્ષમા, વત્સલતા અને ઉદાર ચિન્તાવૃત્તિ માતા રાખે તેવી આપે મારા ઉપર રાખી. માતાજી, આપની આજ્ઞા તોડવાને મને અધિકાર નથી. શુદ્ધિ અને બુદ્ધિનો સમાગમ યોજી જે સૂક્ષ્મ ભેદવાળી યોજના આપે આટલી આટલી દીર્ઘ દૃષ્ટિથી રચી છે તેને હું અનુકૂળ થઈશ, અને મધુરીને આપ મારી કહો છો તેનું અભિજ્ઞાન થશે તો તેના કલ્યાણનો માર્ગ તેને દર્શાવીશ.'

‘ને તમારા કલ્યાણનો માર્ગ તે તમને દર્શાવે તો તે પણ તમે જોશો -’ ચંદ્રાવલીએ કંઈક અટકતાં કહ્યું.

‘ઉભયના વિચાર ને વૃત્તિતો સમાગમ દૈવ કરાવશે તેવો કરીશ.’ સરસ્વતીચંદ્ર બોલ્યો.

‘સાધુજન, તમારું કલ્યાણ થજો. હું તમારી પવિત્ર સેવામાં કોઈ રીતે કામ લાગું એવું કંઈ કહેવાનું બાકી છે?’

સરસ્વતીચંદ્ર — ‘મારે કોઈને કંઈ પણ આ વિષયમાં કહેવાનું થશે તો તે આપને જ કહેવાનું થશે.

*આશ્વાસસ્નેહભક્તિનાં ત્વમેવાલમ્બનં મહત્।*

*પ્રકૃષ્ટસ્યેવ ધર્મસ્ય પ્રસાદો મૂર્તિસચ્ચર:।।* [૧]

આપે મને પ્રકૃષ્ટ ધર્મનું તારતમ્ય સૂક્ષ્મ ભેદ કરી શીખવ્યું છે. આજ સુધી મારી બુદ્ધિ અસંતુષ્ટ રહેતી અને હૃદય તપ્ત રહેતું તેને આપે અતિ વત્સલતાથી તૃપ્તિ અને શાંતિના માર્ગનું દિગ્દર્શન કરાવ્યું છે. જે વસ્તુ હું ગુરુજીને પૂછી શકત નહીં અને જે મને કહેવામાં વિહારપુરીજી સંકોચ પામત તે વસ્તુનું આપે મને જ્ઞાન આપ્યું છે. અને અંતે જે અનાથ હૃદયનો મેં વિનાકારણ ક્ષોભ કરેલો છે તેને શાંતિ આપવામાં આપનું જ સાહાય્ય છે એ મારાં સર્વ કલ્યાણ કરતાં ગુરુતર કલ્યાણ કર્યું છે. આપે મને અને મારા આશ્વાસ્ય જનને પરમ આશ્વાસન આપ્યું છે. આપના હૃદયાં ઉભય ઉપર ગુરુપ્રીતિ સ્ફુરે છે અને આપનાં સુપ્રસિદ્ધ વ્રત છોડાવી આ પ્રતિકૂળ પ્રવૃત્તિમાં આપને પ્રેરે છે. પરમ અલક્ષ્ય અને તેની લક્ષ્ય વિભૂતિ ઉભયની આ આપ ભક્તિસાધના કરો છો. આપ આથી સૂક્ષ્મ ધર્મના પ્રસાદરૂપ ભાસો છો તેવાં જ સૂક્ષ્મતમ રસના પ્રસાદરૂપ છો.

*પ્રીતિવૈરાગ્યવિધાનાં ત્વમેવાલમ્બનં મહત્।*

*પ્રકૃષ્ટસ્ય રસસ્યેવ પ્રસાદો મૂર્તિરાચ્ચર:।।* [૧]

પ્રીતિ, વૈરાગ્ય અને વિદ્યા — એ ત્રિપુટીના અપૂર્વ સમાગમથી ઊભરાતો રસ જગતમાં સંપૂર્ણપણે જોવામાં આવતો નથી. જગતના મોટા ભાગને તો તેની કલ્પના પણ નથી. મૈયા, આવી સદ્વસ્તુઓની સંપત્તિના સમાગમનું સ્થાન આપનામાં હોવાથી એ સંપત્તિને બળે અપૂર્વ રસનો પ્રકર્ષ અને પ્રસાદ આપે આજ મને પ્રત્યક્ષ કરાવ્યો છે. ધર્મ અને રસનાં એવાં રૂપનો એકત્ર સમાગમ આપે આપનામાં મને પ્રત્યક્ષ કરાવ્યો છે. તે જ મારા ઉપર આજ સુધી કોઈએ ન કરેલી કૃપા કરી છે તેના બદલામાં હું શું કરી શકું?’

ચંદ્રાવલી — ‘નવીનચંદ્રજી! આત્મશ્લાઘા સાંભળવાનું એક કાળે મારે આવશ્યક હતું. હવે તે આવશ્યક નથી. મારા સ્વભાવને તે અનુકૂળ નથી. પણ તમારા જેવા સાધુજનના ઉદ્ગાર હૃદયમાંથી જ નીકળે છે અને એવા હૃદયની પ્રસન્નતાનું હું નિમિત્ત થાઉં એટલું ફળ મને ઇષ્ટ છે. પણ હવે તેનો વધારે લોભ તે અતિલોભ થાય. વળી આપણા આ સમાગમનું પ્રયોજન કૃપા કરી તમે સફળ કર્યું છે તે જ બદલાથી મને સંતોષ થયો છે. હવે તો પ્રવૃત્તિમાં પડવા તમે સ્વીકાર્યું છે તે પ્રવૃત્તિમાં તમારી ઉદારતા અને દક્ષતા સફળ થાવ અને મધુરીના અને તમારા પવિત્ર આશય સિદ્ધ થાવ એ આશીર્વાદ છે.’



સરસ્વતીચંદ્ર — ‘મારા હૃદયમાં આજ સુધી કોઈક બલવાન અંધકાર વ્યાપ્ત રહ્યો હતો તેમાંથી મને મુક્ત કરનાર [૨] ઉષાદેવી તે આપ છો. હું આપની સ્તુતિ કરતો નથી, પણ કાલ જે જોયું અને સાંભળ્યું તેનો આજ અનુભવ થયો તે આપના જ પ્રકાશથી થયો છે. આજ હું અંધકારમાંથી મુક્ત થયો તે જ આપના આશીર્વાદની સિદ્ધિ.’

ગઈ કાલ વિષ્ણુદાસ નિરીક્ષા કરવા નીકળ્યા હતા ને ચંદ્રાવલી ઊભી દીઠી ત્યાં સર્વ બાવાઓએ અલખગર્જના કરી હતી. યદુનન્દનનો જય પોકાર્યો હતો અને ચંદ્રાવલીનો જય પણ પોકાર્યો હતો. વિષ્ણુદાસજી પોતે ચંદ્રાવલી પાસે ગયા હતા અને તેનું કુશળ પૂછી, રાસલીલા જોવા જવા આજ્ઞા કરી, બેટની અને માતાના મન્દિરની અને નૈવેદ્યાદિની અવસ્થા પૂછી લીધી હતી. રાસલીલા પ્રસંગે વિષ્ણુદાસજી ન હતા પણ વિહારપુરીએ સાધુજનોને રાસરહસ્યનો ઉપદેશ સમજાવ્યો હતો. એ ઉપદેશ થઈ રહેતાં સુધી ચંદ્રાવલી એક ચિત્તથી શ્રવણ અને ધ્યાન ધરી ઊભી હતી અને સાધુઓના આગ્રહથી તે સર્વ સ્ત્રીપુરુષોમાં અગ્રભાગે વિહારપુરી સામી જ ઊભી હતી. ઉપદેશ કરી રહી વિહારપુરીએ સર્વ સાધુઓને આશીર્વાદ દીધા અને પ્રણામ કર્યા તે પ્રસંગે ચંદ્રાવલીને પણ પ્રણામ કર્યા, અને સ્ત્રીપુરુષ સર્વ સાધુઓએ તે ક્ષણે આનંદ અને ઉત્સાહતી ચંદ્રાવલીમૈયાનો અલખ જગાવ્યો ને જય પોકાર્યો. આ સર્વ ચિત્ર સરસ્વતીચંદ્રે વિસ્મયથી પ્રત્યક્ષ કર્યું હતું પણ એ ચિત્રનું માહાત્મ્ય તેના હૃદયમાં આજ સમજાયું અને સાધુજનોના એવા પક્ષપાતના આ ઉત્તમ પાત્રને ચરણે પડવા અત્યારે તેનું નમ્ર દીન થયેલું હૃદય તત્પર થયું. ચંદ્રાવલીએ હવે પોતે જવાની આજ્ઞા માગી તેના ઉત્તરમાં એ આ સ્ત્રીને માટેના પૂજ્યભાવનો અનુભવી બની બોલ્યો:

‘મૈયા! આપના હૃદયના અમૃતોદ્ગારથી હું એવો તૃપ્ત નથી થયો કે હવે તેની તૃષા નથી એમ હું કહું. પણ જે કૃપા આપે આ જીવ ઉપર કરી છે તેની મર્યાદા કેટલી રાખવી એ આપના પોતાના અધિકારની વાત છે. હું તો માત્ર હવે આપને વંદન કરવામાં જ મારું કલ્યાણ માનું છું. વસિષ્ઠ જેવા વિહારપુરીજીનાં અરુંધતી જેવાં ચંદ્રાવલી — એમના સમાગમનો અધિકારી હું આજ થયો ને ઉષાદેવી [૧] પેઠે આપે મારો અંધકાર નષ્ટ કર્યો તો મારે કહેવાનું એટલું જ બાકી રહે છે કે

પૃથ્વીતળ ઉપર મારું મસ્તક ઢાળી તે વડે તને નમું છું. - ઉત્તરરામચરિત ઉપરથી.

સરસ્વતીચંદ્રે ચંદ્રાવલીને ચરણે પડવાનું કર્યું ત્યાં એ સાધ્વીના પરપુરુષસ્પર્શના ત્યાગી કરકમલે આ પુરુષના શરીરને પોતાને ચરણે પડતાં અટકાવ્યું અને એ ઊભો થતાં એ બોલી,

‘નવીનચંદ્રજી, આ ગિરિરાજના યોગીઓ આવા પ્રણામ યદુનન્દનને જ કરે છે. ગુરુજી પણ એવા પ્રણામ પોતાને થવા દેતા નથી. તો હું તો કોણ માત્ર? સર્વથા હવે કાલાતિપાત થાય છે માટે તમે હવે તમારા પુણ્ય વિચાર કરો અને હું જાઉં છું.’

ચંદ્રાવલી ગઈ. સરસ્વતીચંદ્ર તેની પૂઠ પાછળ દૃષ્ટિ નાંખી રહ્યો. એ દૃષ્ટિમાં એનું ધ્યાન હતું એટલામાં એનું મુખ બોલવા લાગ્યું:

*“The reason firm, the temperate Will,*

*Endurancs, foresight, strength, and skill;*

*A perfect woman, nobly plann’d.*

*To warn, to comfort and, command.’* [3]

એના મનમાં ભાષા હૃદય પામી.

‘સુન્દરગિરિ! કેવાં સુંદર મનુષ્યોને તું આશ્રય આપે છે! ચંદ્રાવલી! જે કાળે તમારા જેવી આર્યાઓ આ નિમ્નદેશમાં પ્રકાશતી હશે, જે કાળે વિદ્યા, રસ અને પવિત્રતાના સંગમનાં તીર્થ આ દેશને ઉચ્ચદશાના અનુભવ કરાવતાં હશે, આજની અશિક્ષિત સૌભાગ્યદેવીની પ્રેમાસ્પદ શુદ્ધ સુંદરતા આવી સૂક્ષ્મ શરીરની સમૃદ્ધિઓ સાથે ગંગાયમુના જેવો સંગમ પામતી હશે — તે કાળ ગયો જ! આર્યદેશ અધોગતિને પામ્યો તે તેથી જ.

ચંદ્રાવલીમૈયા! મારી દીક્ષાના મંત્રનું રહસ્ય તમે વળી જુદું જ સમજાવ્યું!’

‘She has shown me the evolution of the individual soul from its first flash to its last goal! And she challenges me to verify its truth by the practice of Yoga! And if we believe in Western science upon mere faith, on the ground that it is open to verification if we want, can I refuse some similar reception to so proud a production of my own countrymen? And she has shown me the place of love in the economy of nature. She has shown me how life is real - life is earnest!’ She has carried me through the transmigration scheme in a novel but tangible way. And she has done it all to console and sweeten a sweet life like my Kumud’s and to settle into some realistic practical form a dreamy vagabond like myself! - My Kumud! - Ah! I feel fired by thy name !’

‘હા! કુમુદ — કુમુદસુંદરી! ચંદ્રાવલીમૈયાની આ સર્વ કૃપા તારે માટે. મારા પ્રાયશ્ચિત્તનો અવધિ સમીપમાં દેખાય છે. પણ...પણ...’

આકાશમાં વનલીલાનો સ્વર સંભળાયો:

*‘અજબ સૂલણી સખી મૃગનયની તું!*

*તેં મોહન વશ કીધો રે!’* [૧]

સરસ્વતીચંદ્ર ચમક્યો. બુદ્ધિધનના ઘરમાં કુમુદસુંદરી સાથે ગાળેલી ઘડી સાંભરી ને શરીર કંપવા લાગ્યું.

‘સ્થૂલ શરીરનો વિશ્વાસ શો? ચંદ્રાવલીનો અભિપ્રાય અંગ્રેજ કવિના જેવો લાગે છે.’

*“The same love that tempts us into sin,*

*If it be true love, works out its redemption!’* [૨]

જે ધૈર્યે તે કાળે રક્ષણ કર્યું તે આજ સહાયભૂત નહીં થાય? તે કાળે અવસર સૂક્ષ્મ હતો, પરગૃહમાં પ્રતિષ્ઠાને ભય હતો અને અન્ય ભય હતો — આ સ્થાને સાધુજનો એવા સર્વ ભયને નષ્ટ કરે છે — ત્યાં તો ધર્મનો જ આ ભય! એ ભયને પણ ચંદ્રાવલી લેખતાં નથી; તેમને મન તો હું જ કુમુદનો પતિ છું અને પ્રમાદ જાર છે.

‘My associations cannot accept this reasoning, even though ethically the lady has an unanswerable case for truth in the argument that all Hindu marriages are null and void! The law, however, is not with her. The construction of our vast Society and the hard facts of life in it, make it only vastly and extremely perilous to admit her argument in practice! Alas, that what seems so sound to unprejudiced reasoning and the unartificial but atistic conscience of refined natural instincts, should have so totally lost its once sublime and august position from the ethical pantheon of our modern Hinduism! Blessed be these few sacred remnants of those days of the spiritual light and purity of my country! ’

‘હું પતિ કે પ્રમાદ પતિ એ પ્રશ્ન પ્રમાદના મરણથી શાન્ત થાય છે. સાધુલોકના શાસ્ત્રથી કે પાશ્ચાત્ય શાસ્ત્રથી કે રાજકીય ન્યાયશાસ્ત્રથી કુમુદનું પાણિગ્રહણ અધર્મ્ય નથી. પણ મને તેની વાસના નથી. કુમુદસુંદરીની અત્યાર સુધીની રમણીય પવિત્ર ચિત્તવૃત્તિના ચિત્રમાં આ પાણિગ્રહણથી કલંક બેસે તે તો દુ:સહ જ. સર્વથા સ્થૂલ શરીરને દૂર રાખી સૂક્ષ્મ શરીરનો જ સમાગમ રચવો, અને કુમુદસુંદરી પરિવ્રાજિકામઠમાં અથવા ચંદ્રાવલી પાસે આયુષ્ય ગાળે, એ ચિત્ર જ રમ્ય છે.’

‘પણ...આ...વિચાર કરવાનો મને શો અધિકાર છે? મેં તો તેનો અપરાધ સંપૂર્ણ કર્યો. એ અપરાધ ધોઈ નાખવાનો માર્ગ માત્ર એટલો જ કે એ અપરાધનું બલિદાન થયેલી શરીરિણીને જે માર્ગે શાન્તિ મળે તે માર્ગે આપવી. એ માર્ગ રમણીય છે કે નહીં, ધર્મ્ય છે કે નહીં, એ વિચારનો અધિકાર મને નથી — તેને છે. અથવા અલખ કામતંત્ર પ્રમાણે તો આ વિચારનો અધિકાર કુમુદને સોંપી મારે તટસ્થ રહેવું એ પણ ધર્મ્ય નથી. એ તંત્ર પ્રમાણે તો એ દુ:ખી હૃદયનું પરિશીલન કરી, તેની અનેક ગુફાઓમાં ગુપ્ત રહેલા મર્મ શોધી, એ શોધથી જે માર્ગ જડે તે લેવો એ જ મારો ધર્મ છે. અર્જુનનું રક્ષણ કરવા શ્રી કૃષ્ણે પ્રતિજ્ઞાનો ત્યાગ કરી ચક્ર લીધું હતું તે જ રીતે સંસારના ધર્મની અવગણના કરવાથી એ અનાથ હૃદયનો ઉદ્ધાર થાય એમ હોય તો તે કરવો એ મારો ધર્મ!’

‘અતિ તીવ્ર ધર્મ! શું તું કુમુદને સંસારમાં નાખવા મને પ્રેરશે? શું તેનો પુનર્વિવાહિત કરાવવા તું મને આગળ કરશે? અથવા બુદ્ધિધન અને સૌભાગ્યદેવી જેવાંની વત્સલતાની ભોગિની શું એવાં હૃદયની પ્રીતિ ભૂલી જશે? અથવા — તે ગમે તેમ હો! પ્રમાદ ગમે તેવો હો! પણ એના મરણના ત્રાસકારક સમાચાર એને મોઢે કહેનાર હું જ થઈશ? એ સમાચારથી એને દુ:ખ નહીં થાય? કેવું દુ:ખ થશે? તે મારાથી કેમ જોવાશે? દુષ્ટ હૃદય! એ જોવાનું કે ન જોવાનું — તે વિચારવાનો તને શો અધિકાર છે? સરસ્વતીચંદ્ર! સરસ્વતીચંદ્ર! સુન્દરગિરિના વિચિત્ર માર્ગ તને શા શા ધર્મ નહીં દેખાડે?’

અથવા — રહો — હું એ દુ:ખ ખમવાને પણ આ સમાચાર કુમુદસુંદરીને સંભળાવું —તો — તો — અંતે કદાચિત્ એ દુ:ખ ભૂલે અને સ્થૂલ વિવાહ ઇચ્છવાના લોભમાં પડે...અથવા...પતિમૃત્યુથી પોતાને સ્વતંત્ર થયેલી માની...વિવાહના લોભ જેટલું ધૈર્ય પણ ન રાખે... તો તે અધોગતિ નહીં?... તે કાળે મારું મનોબળ શું? મારો અધિકાર શો? મારો ધર્મ શો? તે વિચારવાની તે કાળે મારી શક્તિ શી? અથવા મધુરી કુમુદસુંદરીને ઠેકાણે બીજી કોઈ સ્ત્રી નીકળી અને તે છતાં મોહમાં પડી મારે કહેવું પડે કે –

*इदमुपनतमेव रूपमक्लिष्टकान्ति*

*प्रथमपरिगृहीतं स्यान्नवेत्यव्यवस्यन्।*

*भ्रमर इव निशान्ते कुन्दमन्तस्तुषारं*

*न खलु सपदि भोक्तुं नैव शक्नोमि हातुम्।।* *

‘તો મારે શું કરવું?’

‘પ્રમાદના સમાચાર તો નહીં જ કહું. તે સમાચાર તેણે નથી જાણ્યા ત્યાં સુધી એ પતિવ્રતા પોતાના મન ઉપર અંકુશ રાખશે. તે સમાચાર ન જાણવા છતાં પણ એનું મન ચલિત થશે તો...તો....હું તો સમાચાર જાણું છું ને જે પ્રવૃત્તિ બીજી રીતે બાધશૂન્ય છે ને કરેલા અપરાધને ધોવાને માટે ધર્મરૂપ છે તેમાં પડશે કે કરશે પડવુ એ જ પ્રાયશ્ચિત્ત સમાચાર તો હું નહીં જ કહું.’

‘No. That shall not be, and that for the simple reason that I cannot bear to see thy soul in anguish. Sweet angel at my helm! I shall neither crush thee with news which can only make thee writhe, nor insult thee with idle conceptions of what thou art not- but shall see thee as soft and sweet and pure as thou always hast been. And if my love believes thee to be that, what fear can my heart harbour from thee and thy soul? Ah! Whither am I drifting? Sweet Kumud!

My soul is an enchanted boat

That, like a sleeping swan, doth float

Upon the silver waves of thy sweet singing,

And thine doth like an angel sit

Beside the helm conducting it.’ १

‘ગુણસુંદરીના હૃદયની પ્રતિમા! સૌભાગ્યદેવીના પવિત્ર પક્ષપાતના પાત્ર! તું જે માર્ગે મને પ્રેરીશ તે સુંદર અને ધર્મ્ય જ હશે! તારી વાસનાનું ગાન મારા કાનમાં સંભળાય છે અને તે પવિત્ર જ છે.’

એના કાનમાં સંભળાયેલું ગાન આજ ફરી સંભળાવા લાગ્યું. ચક્ર પેઠે ચારે પાસે ફરવા લાગ્યું.

*‘વાંસલડી વાજે! જોગીડા! તું વાંસલડી વાજે!’*

* * *

*લખ્યા લેખ મિથ્યા નહીં થાયે,*

*સંસારિણી જોગણ થઈ જાયે!     વાંસલડી૦*

*જોગીડા! તું સમસ્યામાં ગાજે,*

*જોગણ આવી સાંભળશે સાંજે!     વાંસલડી૦*

*મોરલીમાં સ્નેહભર્યું વાજે,*

*અવ્યક્તનું વ્યંગ્ય બધું ગાજે!     વાંસલડી૦*

*વાંસલડીમાં લખનું અલખ વાજે,*
*મારા તારા અદ્વૈતને ગાજે!     વાંસલડી૦*
*અલખ તુજ સૂક્ષ્મ સનાતન જે,*
*કુમુદને તું તેમાં પરોવ્યાં જજે!     વાંસલડી૦*
*હું, તું અલખ સનાતન, એ*
*ત્રણ રાસ અદ્વૈતમાં જ રમે!     વાંસલડી૦*
*હૃદય આ અલખ રસે નાવ જ છે,*
*નાવિક તેમાં ચતુર તું સાવધ છે.     વાંસલડી૦*
*જિહ્વાને દાંતની ભીતિ તે શી?*
*કુમુદને સ્પર્શે નહીં જ શશી!     વાંસલડી૦*
*જામે જ્યાં જગતમાંહીં રાતલડી.*
*પ્રદક્ષિણ [૧] એકાંત કરતો શશી.     વાંસલડી૦*
*પ્રભા એની ચોગમ ચળકે જ્યાં,*
*પડ્યું રંક કુમુદ જ વિકસે ત્યાં.     વાંસલડી૦*
*નહીં ચંદ્ર ભોગ કુમુદનો ધરે,*
*કુમુદ એના શીલનથી જ હશે;     વાંસલડી૦*
*એવો યોગ સાધુજનોને ગમે,*
*એવે સમે શમદમ સાથે રમે.     વાંસલડી૦*
*સુન્દરગિરિ સુંદર યોગ રચે,*
*મારા તારા હૃદયનો રાસ મચે.     વાંસલડી૦*
*સંસાર અધમ ને ભ્રષ્ટ પડ્યો,*
*છૂટ્યા ત્યાંથી, ઉદ્ધાર ઈશે ઘડ્યો.     વાંસલડી૦*
*સંસાર એ છોડી છૂટ્યાં બે છીએ,*
*જવું પાછાં તેમાં નથી કદીયે.     વાંસલડી૦*
*સુન્દરગિરિ સન્તસમાગમ દે;*
*લતાકુંજ એકાંત આશ્રમ દે.     વાંસલડી૦*
*વિકારથી શૂન્ય વિહારો વહે,*
*પવન પેઠે ધીર ને શાંત સરે.     વાંસલડી૦*
*વહાલા, ચંદ્ર! ત્યાં હું સુગંધ વહું,*
*વિકસું ને સચેતન હૃદય ધરું.     વાંસલડી૦*
*પાંખડીઓ આ ફરફર થાતી ખીલે,*
*રસિકના સૂક્ષ્મ રસોને ઝીલે!     વાંસલડી૦*
*અખંડ સચંદ્ર એ રાત રહો!*
*અલખ પ્રીતિ કુમુદની અચળ રહો!     વાંસલડી૦*

રાધેદાસ ચંદ્રાવલી જોડે વાતો કરવામાં રોકાયો હતો તે પાછો આવ્યો એટલે આ સૃષ્ટિ શાંત થઈ.



---

* આવા (મહાત્મા)નો વિપાક પરમ અદ્ભુત થાય છે - કે જેના કલ્યાણ માટે આવા મહાશય મનુષ્ય સાધનમૃત થાય છે. - ઉત્તરરામચરિત, ભવભૂતિ.

૧ . ચંડકૌશિક

૧ . (હે શકુંતલા!) આ મૃગનું બચ્ચું તારા બાળક જેવું તેં કરી લીધેલું છે, સામો (શ્યામાક) મુઠ્ઠીએ મુઠ્ઠીએ ખવડાવી તેં એને મોટું કરેલું છે, એના મુખમાં દર્ભનો કાંટો વાગ્યો ત્યારે ઘા રુઝાવવા તેમાં ઈંગુદીનું તેલ પૂરેલું છે: તે મૃગબાળક (અત્યારે તું જવા બેઠી ત્યારે સ્વાભાવિક પ્રીતિથી) તારો માર્ગ રોકી બેઠું છે ને તે માર્ગને છોડતું જ નથી. -શાકુંતલ.

૧ . તારામાં બાળકપણું હો, કે સ્ત્રીપણું હો! તોપણ જગતને વંદન કરવા યોગ્ય તું છે જ; ગુણિજનમાં પૂજાનું સ્થાન તેમના ગુણ છે - તેમની સ્ત્રીજાતિ કે પુરુષપણું નથી તેમ તેમનાં વયનાં વર્ષ પણ નથી. - ઉત્તરરામચરિત.

૨ . સંધ્યાની દૃષ્ટિ જેવી સુંદર-રમણીય છે તેવી જ આપ ભગવતીની દૃષ્ટિ કોને નથી? એ દૃષ્ટિ પડતાંમાં લોકો અંજલિ વડે હાથ જોડવા મંડી ગયા અને પૃથ્વી, ગ્લાનિને પામી નથી ત્યાર પહેલાં તો, એ દૃષ્ટિથી જ રંજિત થઈ. - પ્રાચીન.

૧ . ઓ સુંદર શરીરવાળી! મેં તારો સ્વીકાર ન કર્યો તેનો ડાઘ તારા હૃદયમાંથી હવે દૂર જાઓ! તે પ્રસંગે મારા મનમાં કોઈ બળવાન સંમોહ થયો હતો. જેની આસપાસ બળવાળો અંધકાર છે તેની વૃત્તિઓ શુભ પદાર્થો પ્રતિ આવી જ થઈ જાય છે; અંધના શિર ઉપર પુષ્પની માળા નાખો તો સાપ જાણીને તેને પણ તરછોડી કાઢી નાખે. — શાકુન્તલ.

* ઉજ્જવળ શ્વેત થતા યશ વડે દિશાના છેડાઓને જેમણે રંગ્યા હોય છે, સુકૃતના પ્રતાપી વિલાસોનાં જેઓ સ્થાન છે, જેમનો મહિમા કળાયો નથી, અનેક મંગળોની ધ્વજારૂપે જેઓ છે એવા તારા જેવા મહાત્માઓ પૃથ્વીમાં પૃથ્વીના મહાભાગ્યે જ ક્વચિત્ જન્મે છે. — ઉત્તરરામચરિત ઉપરથી

૧ . આત્મા જાણનાર શોકને તરે છે.

૨ . એ પરાવર દૃષ્ટ થાય છે ત્યાં હૃદયગ્રંથિ ભેદાય છે, સંશયમાત્રનો છેદ થાય છે, ને આનાં કર્મ ક્ષીણ થઈ જાય છે. - પંચદશી.

૩ . બે જણનાં પ્રયત્ન પ્રતિ-પ્રયત્નની એકફળતા. *યુગપદનેકાર્થસિદ્ધિરપિ દૃશ્યતે। યથા મેષયોરભિઘાતે કપિત્થયોર્મેદે મત્તલયોયુધ્દે।। તેનોભયોરપિ સદૃશી સુખપ્રતિપત્તિ:।।*

૧ . આ મહાસાગર મર્યાદાનું સ્થાન છે, નિશ્ચિત રત્નાકર છે; અને સર્વ આશાનો પરિપૂર્ણ કરનાર છે, અને સંપત્તિને માટે મેં તેનું અનુગમન કર્યું. પણ મને એક પૈસો પણ ન મળ્યો તો મૂલ્યવાન રત્નની તો વાત જ શી કરવી? આ કંઈ મહાસાગરનો દોષ નથી, પણ મારા પોતાના જ જન્માંતરનું ફળ છે. - પ્રકીર્ણ.

૨ . આ તા એવું જ કે તે કહેતાં પણ અમે લાજીએ છીએ: તે એ કે આ સાંયાત્રિકો (વહાણમાં ફરનાર વ્યાપારીઓ) આવા પાણીથી ભરેલા સાગર ઉપર જાય છે છતાં અત્યંત તૃષાવાળા થઈ કૂવાના પાણીથી ભરેલી પખાલો એ જ સાગરના તીર ઉપર એમને ખભા ઉપર લઈ રાખવી પડે છે. - પ્રકીર્ણ.

૧ . મોજાં વડે તું ગગનનો સ્પર્શ કરે છે, રત્નો વડે તું પાતાળને પ્રકાશિત કરે છે, અને ધરતીનું તું આચ્છાદન કરે છે; તારા એ સર્વ પરાક્રમને ધિક્કાર છે - કારણ પાણી લેવાનો રસિયો પ્રવાસી તારા તીર ઉપર આંસુની ધારાઓ મૂકી તારો ત્યાગ કરે છે. - પ્રકીર્ણ.

૨ . હે હંસ! માત્ર થોડા સમય આ કમળને તારો સમાગમ થયો હતો; તેટલામાં તો નિત્ય કાળ સુધી તે તને ભૂલતું નથી. માટે માનસ (સરોવર)માં વિહાર કર - રે - માનસમાં વિહાર કર, પણ આવી મિત્રતાનો ત્યાગ ન કરીશ. - પ્રકીર્ણ.

૩ . જેના જેના ભણી તારી પ્રીતિ વળે છે તે તે સરસી (સરોવર) રમણીય છે; તો પણ હે રસિક રાજહંસ! તું શ્રીમાન છે તેણે માનસક્રીડા સ્મરવી જોઈએ. - પ્રકીર્ણ.

૪ . હા! અરેરે! માનસરોવરનાં સલિલના ભૂષણરૂપ ઓ રાજહંસ! દૂધ-પાણીનો વિવેક કરવા જ્યારે તું જ શક્તિમાન નથી ત્યારે એ વિવેક તે શું કપોત કરી શકશે કે ચકલાનું બચ્ચું કરી શકશે? - પ્રકીર્ણ.

૧ . આ મહારાજ જે શુદ્ધ અનિર્વચનીય જ્યોતિનું ધ્યાન ધરે છે તે જ્યોતિને એમના છત્રની છાયા ઢાંકતી નથી; મત્ત ગન્ધગજના મદનું કાજળ જેવું મષીપંક નામનું કલંક તેનો સ્પર્શ કરવા પામતું નથી; ચામરોનો લીલાથી કંપતો પવન તેને શાંત કરતો નથી; એવા શુદ્ધ જ્યોતિનું આ મહારાજ ધ્યાન કરે છે. - પ્રસન્નરાઘવ.

૨ . તમારા હાથના તળિયાને બાણની પણછના ઘસારાના ઘા પડ્યા છે: તમારા કંઠમાં ઓંકારનાદ છે, પ્રતાપ નામનું તમારું તેજ પૃથ્વીતલમાં પ્રકાશે છે અને અંતરમાં આત્મજ્યોતિ પ્રકાશે છે. સિંહાસનલક્ષ્મી તમારું રાજત્વ જણાવે છે ને પદ્માસનલક્ષ્મી તમારા શમને જણાવે છે: જેનામાં આવા આવા ગુણ છે તે તમે નિમિકુલરૂપ કુમુદના આનંદચંદ્ર નરેન્દ્ર છો. - પ્રસન્નરાઘવ.



૧ . પરીક્ષા કરી સત્ય જાણી લેવું. Verification

૨ . તમારાં જેવાં સાધ્વીનું અને મારું જેણે મંગલ ગણેલું છે તેના ઉપર નિર્દય થનાર પાપી જે હું તેને માટે તમે વૃથા દયા આણો છો. - ઉત્તરરામચરિત ઉપરથી.

૩ . પરિભવ પામેલા મનસ્વીઓનું આ જ પ્રાયશ્ચિત્ત છે. - ઉત્તરરામચરિત

૪ . હેતુ વગરનો જે પક્ષપાત થાય છે તેની પ્રતિક્રિયા નથી. અન્તર્મર્મ ભાગોને સીવી લેનાર સ્નેહાત્મક તંતુ તે એ જ. — ઉત્તરરામચરિત

૩ . સમુદ્ર નવા પાણીથી સર્વદા ભરાતો ભરાતો પણ અચલ પ્રતિષ્ઠાવાળો રહે છે તેમાં જેમ આ પાણી લઈ જનારી નદીઓ સમાય છે, તેમ સર્વ કામ જેનામાં પ્રવેશ કરી સમાય છે, તે શાંતિને પામે છે; કામનો કામી તે શાંતિ પામતો નથી.

૪ . સર્વ કામનો ત્યાગ કરી, સ્પૃહા વિના, મમતા વિના, અને અહંકાર વિના જે પુરુષ એના જ વિષયોને પ્રારબ્ધભોગથી ચરે છે તે શાંતિને પામે છે. - ગીતા.

૧ . અહો કઠોર પુરુષ! તને શમ પ્રિય છે તે ઠીક. પણ આ તે તારો શમ કે શમને નામે શમની વિડંબનાને તું દેખે છે? પારકા ગૃહમાં મૃગનયનીનું શું થયું હશે તે કહે તો ખરો! (તેનો નાથ થઈ તેના ઉપર તારા નાથપણાનો તેં અધિકાર વાપર્યો છે તે) નાથ! તું આમાં શું માને છે? - ઉત્તરરામચરિત ઉપરથી.

૧ . રાગદ્વેષથી મુક્ત થયે જ સ્વાધીન ઇન્દ્રિયો દ્વારા વિષયોને ચરનાર ને પોતાના મનને સ્વાધીન રાખનાર પ્રસાદને પામે છે. એ પ્રસાદથી એનાં સર્વ દુ:ખની હાનિ થાય છે. પ્રસાદ પામેલાં ચિત્તની જ બુદ્ધિ ત્વરાથી પર્યવસ્થાન-સ્થિરતા પામે છે. - ગીતા.

૨ . ચરનાર ઈન્દ્રિયોને જ મન વશ થાય છે ત્યારે તે મન એની બુદ્ધિને - પાણીમાં નૌકાને પવન ખેંચે તેમ - ખેંચી જાય છે. - ગીતા.

૧ . શ્રદ્ધાવાન્ પણ અયતિનું મન યોગથી ચળે ત્યારે ઉભયમાંથી ભ્રષ્ટ થયેલો પુરુષ, છિન્ન થયેલું વાદળું ન આકાશનું ન પૃથ્વીનું થાય તેમ થઈ, નાશ પામતો નથી? - ગીતા.

૨ . હે અર્જુન! આ લોકમાં કે પરલોકમાં તેનો નાશ તો થતો જ નથી. બાપુ! કલ્યાણ કરનાર કોઈ પણ દુર્ગતિને પામતા નથી જ. તેવો યોગભ્રષ્ટ જીવ પુણ્યકૃત્ લોકને પામે છે, અસંખ્ય વર્ષો સુધી ત્યાં રહે છે, અને શુચિ શ્રીમાન્ જનના ઘરમાં જન્મે છે અથવા તો ધીમાન યોગીના જ કુળમાં જન્મે છે. આવો જન્મ લોકમાં અધિક દુર્લભ છે. હે અર્જુન! આ નવા જન્મમાં પૂર્વ દેહના જ પેલા બુદ્ધિસંયોગને એ પામે છે અને તે પછી સંસિદ્ધ થવાને ઘણો યત્ન કરે છે. એ તો એ પૂર્વાભ્યાસને લીધે જ આમ એ અવશ થઈ ખેંચાય છે. યોગનો જિજ્ઞાસુ પણ શબ્દબ્રહ્મ જે વેદ તેથી તે આગળ જાય છે. પ્રયત્ન વડે યતમાન યોગી અજ્ઞાનપ્રતિબંધી મુક્ત થઈ, અનેક જન્મમાં સંસિદ્ધ થઈ અંતે પરાગતિને પામે છે. - ગીતા.

* જૈન સંપ્રદાયમાં પણ સત્પુરુષોની ઊર્ધ્વગતિ માની છે. ચંદ્રપ્રભાચરિતમાં કહ્યું છે કે

૧ . જેને પરમ જ્યોતિનો આવિર્ભાવ થયો છે તેવા મહાત્માઓનાં વાક્ય યોગસિદ્ધ હોય છે. તેમાં સંશય ન કરવો. કારણ એમની વાણીમાં જ મંગલ લક્ષ્મી સિદ્ધિરૂપે વળગેલી રહે છે. તેઓ જેની તેવી એટલે અસત્ય નીવડે એવી વાણી બોલતા નથી. - ઉત્તરરામચરિત ઉપરથી.

૨ . ત્રીજો ભાગ પ્રકરણ૬.

૩. ત્રીજો ભાગ પ્રકરણ ૬, ૪. The macrocosm , ૫. The microcosm .

૧ . નદીમાં એક વમળમાંથી બીજામાં કીડીઓ ત્વરાથી જાય તેમ તેઓ એક જન્મમાંથી બીજામાં જતાં નિવૃત્તિ પામતા જ નથી. - પંચદશી.

૧ . The inner organism is made subtler .

૧. કહોવડાવવું. ૨. ત્રીજો ભાગ પ્રકરણ ૬. ૩. ત્રીજો ભાગ પ્રકરણ ૬. ૪. ત્રીજો ભાગ પ્રકરણ ૬. ૫. ત્રીજો ભાગ પ્રકરણ ૬.

૧ . આકાશમાં અરુણ એક દિવસમાં પ્રવાસ કરી રહે છે, પૃથ્વીને વામને એક પગલે ભરી દીધી; સમુદ્રનું લંઘન પણ નૌકા કરે છે, પણ સત્પુરુષોનાં મન શાની વડે શાની સાથે તોળીએ?’ પ્રકીર્ણ

૨. મોટાં ચિત્તવાળાઓને ભુવનલાભ થાય તોપણ તેમના મનોરથની હદ આવતી નથી, તેઓ અલ્પ પદાર્થમાં પોતાના પદને બન્ધન પામવા દેતા નથી. - પ્રકીર્ણ.

૩ . જેટલા સત્પુરુષો છતમાં છે તેમની વાત કરીએ તો પણ તેઓ પોતાનું તેજ ક્યાં વેરે? ક્યાં જ્વલમાન થાય? ક્યાં વિસ્તારવિકાસ પામે વારુ? તેમને બ્રહ્માએ ઉત્પન્ન કર્યા છે ખરા પણ દીવો સળગાવી તેને ઘડામાં રૂંધી રાખીએ તેમ એ બ્રહ્માએ તેમને ઉત્પન્ન કરી બ્રહ્માડરૂપ ખૂણામાં કેદ કરી રાખ્યા છે ને પોતાનું તેજ બહાર કાઢવા દેતા નથી. બાકી એ સત્ પુરુષોની જ્વાલાઓ તો બ્રહ્માંડ ભેદીને પણ 'ચાલે તો બહાર નીકળું નીકળું' કરી રહેલી છે. - પ્રકીર્ણ.

૧ . કોઈ મનુષ્ય દ્રવ્યાદિથી હીન અને દરિદ્ર થાય છે ત્યારે માત્ર જવની મૂઠી ઇચ્છે છે; એવો વખત આવે છે કે એનો એ માણસ પાછળથી આખી પૃથ્વીને તૃણ જેટલી ગણે છે. માટે દ્રવ્યવાન્ જનોનાં દ્રવ્યના વધારે ઓછાપણા પ્રમાણે અનેક પરિણામ થાય છે અને તેથી જણાય છે કે મનુષ્યની અવસ્થા વસ્તુઓને નાની મોટી કરે છે. - ભર્તૃહરિ.

૨ .*रविश्चन्द्रो घना वृक्षा नदी गावाश्च सज्जना:।*

*एते परोपकाराय युगे दैवेन निर्मिता।।*

*छायावन्तो गतव्याला: स्वारोहा: फलदायिन:।*

*मार्गद्रुमा महान्तश्च परेषामेव भूतये।।* ૩

૩ . માર્ગ ઉપરનાં વૃક્ષ અને મહાત્માઓ પારકાના કલ્યાણને માટે જ જીવે છે, તપ્ત પથિકોને માટે તેમની પાસે છાયા છે - તે તપ્ત જનને આકર્ષે છે. તેમનામાં સર્પ કે એવા ભયંકર ગુણ કે પદાર્થ નથી કે જેને લીધે તેમની પાસે આવેલ શરણાર્થી પસ્તાય. તેઓ જાતે જ ઊગેલા હોય છે - તેમને માટે કોઈ માળીને કે ખેડૂતને ચિન્તા કરવી પડી નથી, અને કોઈની પાસે ઉપકાર લીધા વિના તેઓ ફળદાતા થાય છે. - પ્રકીર્ણ.

૪ . આશ્રમોના માર્ગોમાં કીડીઓ ઊભરાતી ચાલે છે; તપોવનના કુમારો સામાના ચોખા તેમને માટે વેરે તે ચોખા લઈ આ કીડીઓની હારો આ માર્ગો ઉપર ચોપાસ ચાલે છે અને વિસ્તાર પામતાં ચિત્રપત્રાવલીઓનાં કૂંડાળાં જેવી આ હારો લાગે છે: એવા રમ્ય આશ્રમમાર્ગ આનંદભોગ આપે છે. - પ્રકીર્ણ.

૧ . બળતા ઝળતા મન વડે એણે મારો ત્યાગ કર્યો તે માત્ર દૈવના બળાત્કારથી જ, એવો ત્યાગ કરી એ કાંઈ જાતે પળવાર પણ જીવે એમ છે? છતાં એ જીવે છે તે તો પોતાના લોકોત્તર સત્ત્વને લીધે અને જગતના પુણ્યને બળે જીવે છે. - ઉત્તરરામચરિત ઉપરથી.

૨ . સાધુજનોનું રહસ્ય સર્વથા વિજયથી વર્તે છે; તે કેવું છે માટે એમ વિજય પામે છે? તેમનાં હૃદયની વૃત્તિ પ્રિયગુણોથી છલોછલ ભરાયેલી હોય છે, તેમની વાણીમાં નિયમ હોય છે તે વિનયથી મધુર હોય છે. તેમની બુદ્ધિ સ્વભાવથી જ કલ્યાણી - જીવોને માટે કલ્યાણકારક - હોય છે, અને તેમના પરિચયમાં નિન્દાપાત્ર પદાર્થનો લેશ હોતો નથી. જગતના રસ આગળ ઇષ્ટ હોય છે તો પાછળ બગડે છે ને પાછળથી ઇષ્ટ થાય તો પ્રથમ દશામાં વાંધા ભરેલા હોય છે, પણ સાધુજનના નિર્દોષ સાત્ત્વિક પ્રીતિકર રસ તો પ્રથમ કે પછી, આગળ કે પાછળ, સર્વદા સર્વથા વિપર્યય વિનાના જ રહે છે. સાધુજનોનું નિષ્કપટ નિર્દોષ વિશુદ્ધ રહસ્ય હોય છે તે આ જ! અને તે જ વિજયથી પ્રવર્તે છે. - ઉત્તરરામચરિત.

૧ . દુ:ખી જન ઉપરનો અનુરાગ તે આશ્વાસન, વયમાં અને જ્ઞાનાદિમાં બાળક ઉપરનો તેમ સમાન જન ઉપરનો અનુરાગ તે સ્નેહ, અને પૂજ્યજન ઉપરનો અનુરાગ તે ભક્તિ - એ ત્રણ વસ્તુનો તું જ મોટો આધાર છે. પ્રકૃષ્ટ એટલે પ્રકર્ષવાન ધર્મનું મૂળ કારણ ત્રણ અનુરાગ છે: તે કારણોનો મોટો આધાર તું જ છે - તેનો કાર્યભૂત પ્રકૃષ્ટ ધર્મના પ્રસાદની મૂર્તિ પણ તે જ જાણે હોય એવી તું છે. એ ધર્મના પ્રસાદનો કારણરૂપે તેમ કાર્યરૂપે સાક્ષાત્કાર તું જ કરાવે છે. - ઉત્તરરામચરિત ઉપરથી.

૧ . પ્રીતિ, વૈરાગ્ય અને વિદ્યાનો મોટો આધાર તું જ છે - જાણે કે પ્રકૃષ્ટ રસના પ્રસાદની મૂર્તિ તું જ છે.

૨ . સૂર્યોદય પહેલાંનું મળસકું, પ્રભાત.

૧ . સૂર્યોદય પહેલાંનું પ્રભાત, મળસકું.

*यया पूतंमन्यो निधिरपि पवित्रस्य महस:*

*पतिस्ते साधूनामपि खलु गुरूणां गुरुतम:।*

*त्रिलोकीमाङ्गल्यमवनितललोलेन शिरसा*

*जगद्वन्द्यां देवीमुषसमिव वन्दे भगवतीम्।।'* ૨



૨ . તારા પતિ મોટામાં મોટા સાધુઓમાં પવિત્ર તેજનો નિધિ છે તે પણ તારાથી પવિત્ર થયો મનાય છે; ત્રિલોકની તું મંગલકારિણી છે; તું જગતની વન્દ્ય છે. ઉષાદેવી જેવી ભગવતી!

૩ . વર્ડ્ઝવર્થ.

૧ . લૌકિક.

૨ . Lytton's Lady of Lyons.

* જેની કાન્તિ ક્લિષ્ટ નથી તેવું આ રૂપ મારી પાસે આણ્યું છે તેનો સ્વીકાર પ્રથમ થયો હશે કે નહીં તેનો નિર્ણય નથી થઈ શકતો અને પ્રાત:કાળે હિમથી ભરેલા કુન્દપુષ્પમાંના ભ્રમરથી નથી તેમાં રહેવાતું ને નથી તે મુકાતું, તેમ હું પણ આ રૂપનો સહસા ભોગ કે ત્યાગ બેમાંથી એક પણ કરી શકતો નથી. - શાકુન્તલ.

૧ . Shelley

૧ . પ્રદક્ષિણા.

# ૨૪ વિષ્ણુદાસ બાવાનું સામર્થ્ય ને સરસ્વતીચંદ્રના સૂક્ષ્મ શરીરની સંસિદ્ધિના માર્ગ

*तद्यथा महापथ आतत उभौ ग्रामौ गच्छतीमं चामुं चैवमेवैता*

*आदित्यस्य रश्मय उभौ लोकौ गच्छन्तीमं चामुष्मादा-*

*दित्यात्प्रतायन्ते ता आसु नाडीषु सुप्ता आभ्यो नाडीभ्य: प्रतायन्ते*

*तेऽमुष्मिन्नादित्ये सृप्ता:। तद्यत्रैतस्तुप्त: समस्त: संप्रसन्न: स्वप्नं*

*न विजानात्याशु तदा नाडीषु सृप्तो भवित तं न कश्चन*

*पाप्मा स्पृशति तेजसा हि तदा संपन्नो भवति।।*

*-છાંદોગ્યોપનિષદ*



વિષ્ણુદાસ બાવા સુન્દરગિરિ ઉપર હોય ત્યારે તેમનું આહ્નિક નિશ્ચિત પ્રણાલિકા પ્રમાણે ચાલતું. પણ સાધુસંઘ પર્વત ઉપરથી ઊતરી નીચલા દેશમાં અલખ જગાવવા જતો તે પ્રસંગે તો તેમનો કાળ જ્ઞાનવાર્તામાં જ જતો. અમુક સ્થાનનો સંકેત કરી ત્યાં વિષ્ણુદાસ બે-ચાર સાધુઓ સાથે મધ્યાહ્ન ગાળતા અને બીજા સર્વ સાધુઓ ચારે પાસ છૂટાછૂટા વેરાઈ જતા. સૂર્ય જશ નમે એટલે વિષ્ણુદાસ પણ પાસેના કોઈ ગામમાં કે નગરમાં, મઠમાં કે તીર્થમાં ઉપદેશ કરવા જતા, અને સંસારી વિદ્વાનો તેમની પાસે આવે તેને બોધ આપતા. સંધ્યાકાલે અંધકાર પડે ત્યાં સાધુઓ સંકેતસ્થાનમાં મળે, શ્રમ ઉતારે, મળેલી ભિક્ષામાં ફલમૂલ હોય તેનું પ્રાશન કરે અથવા રસોઈ કરી જમે, અને અંતે સુન્દરગિરિ પાછા જાય.

રત્નનગરી અને મનહરપુરી વચ્ચે એક મોટું હિમસર નામનું સરોવર હતું, અને ચંદ્રાવલી સરસ્વતીચંદ્રને મળી પાછી ગઈ તે પળે આ સરોવર સુધી સાધુઓ પહોંચી ગયા અને તેને તીરે લીંબડા, આંબા અને પીપળાનાં વૃક્ષોની ઘટાવાળું સ્થાન હતું ત્યાં સંકેતસ્થાન રાખી સૌ વેરાવા લાગ્યા. વિહારમઠનો અધિષ્ઠાતા જ્ઞાનભારતી, વૃદ્ધ બ્રહ્મચારી સાધુ જાનકીદાસ, વિહારપુરી અને બે બીજા સાધુઓ વિષ્ણુદાસ પાસે રહ્યા. આ બે બીજા સાધુઓ મૂળ સંસારી હતા અને વિષ્ણુદાસની પેઠે જ પૂર્વાશ્રમનો ત્યાગ કરી સાધુ થયા હતા. એ બે જણા વીસબાવીસ વર્ષના હતા, અંગ્રેજી જાણતા હતા અને વિરક્ત લાગતા હતા. તેમાંનો એક સ્વભાવે શાંત અને બુદ્ધિમાં જશ જડ હતો. તેણે પોતાનું નામ શાંતિદાસ પાડ્યું હતું, બીજો સ્વભાવમાં

તેમ બુદ્ધિમાં જરી મસ્ત હતો અને તેને એટલી બધી વાતોમાં શંકા થતી કે એણે પોતાનું નામ જાતે જ શંકાપુરી પાડ્યું હતું. અને મશ્કરીમાં શાંતિદાસને શંકાભારતી નામ આપી, શંખભારતી ઉચ્ચર કરતો હતો. શાંતિદાસ તેમાં પણ શાંતિ રાખતો હતો. સુન્દરગિરિનો સંપ્રદાય એવો હતો કે નવા સાધુઓને અલખ જગાવવા કે ભિક્ષાર્થે મોકલવા નહીં પણ વર્ષાવધિ ગુરુના અન્તેવાસી * થઈ રહે.

સરોવરના આરા ઉપર દૃષ્ટિ પડે એવે સ્થાને એક આંબાના થડ આગળ મૃગચર્મ પાથરી સર્વેએ વિષ્ણુદાસ માટે બેઠક રાખી. શંકાપુરી અને શાંતિદાસ સરોવરમાં તરવા પડ્યા. બાકીનું મંડળ ગુરુની આસપાસ બેઠું, સરોવર ભણી દૃષ્ટિ ફેરવી વિષ્ણુદાસ બોલ્યા:

‘વિહારપુરી! તારું હૃદય આ સ્થાનમાં જેવું શાંત અને શીતળ છે —તેનું કારણ ચંદ્રાવલીમૈયાની અસ્પૃશ્ય ઉચ્ચ શાખાસમૃદ્ધિની જ છાયા છે. નવીનચંદ્રજીનું હૃદય આ સરોવર જેવું છે, શીતળ છે, શાંત છે, અમૃતથી ભરેલું છે, અગાધ છે, પણ એના અંતર્ભાગમાં શાં શાં સત્ત્વ તિરોહિત છે તે સમજાતું નથી.’

વિહારપુરી કંઈ સ્મિત કરી બોલ્યો: ‘એ સરોવરને માથે વૃક્ષોની છાયા નથી અને સૂર્યના તાપથી તેમાંનો રસ સુકાય છે. વિહારપુરીને માથે છાયા ન હોય તોપણ તાપથી સહસા સુકાય નહીં એવો એનો પૃથ્વી જેવો જડ સ્વભાવ છે.’



જ્ઞાનભારતી — ‘ગુરુજી, ચંદ્રાવલીમૈયાએ ચિકિત્સા કરી તો ઔષધ પણ તેમનું જ દર્શાવેલું કરવું યોગ્ય છે.’

જાનકીદાસ — ‘તે સર્વ તો રાત્રિએ જણાશે –’

વિહારપુરી — ‘રાત્રિએ જો નવી સૃષ્ટિ રચવાનો સંભવ હોય તો દિવસે તેની યોજના કલ્પી રાખીએ તે ઠીક.’

વિષ્ણુદાસ — ‘વિહારપુરી!’

વિહારપુરી — ‘જી મહારાજ!’

વિષ્ણુદાસ — ‘આજ રાત્રિથી નવીનચંદ્રજીને ચિરંજીવ શૃંગમાં વાસ આપવો.’

જાનકીદાસ — ‘તેમને તો વિહારમઠ પાસે કંઈ સ્થાન મળે તો ઠીક, કે ચિકિત્સા પૂરી થયે એ મઠ રૂપ ઔષધ પણ પાસે જડે.’

જ્ઞાનભારતી — ‘ધારેલી ચિકિત્સા અયથાર્થ નીવડશે તો વિરક્ત નવીનચંદ્રજીને જાનકીદાસની યોજનાથી પોતાનો તિરસ્કાર થયો લાગશે.’

વિષ્ણુદાસ — ‘વિહારપુરી શું ધારે છે?’

વિહારપુરી — ‘આપની યોજના શા કારણથી વિચારી છે?’

વિષ્ણુદાસ — ‘કારણ અને કાર્ય ઉભય મોટાં છે.’

વિહારપુરી — ‘તેથી જ મારો પ્રશ્ન છે.’

વિષ્ણુદાસ — ‘તમે ત્રણે સાધુજન યદુશૃંગના સંપ્રદાયના વિચારઆચારમાં પ્રવીણ છો અને ઉદાર છો. આ સંપ્રદાય પ્રમાણે આપણા ત્રણે મઠના મહંતનું કાર્ય કરવા વધારે અધિકાર કોનો?’

‘એ જોવાનો અધિકાર તો આપતો.’ જાનકીદાસ બોલ્યો: ‘રસ, જ્ઞાન, વૈરાગ્ય આદિ શિષ્ટ પદાર્થોનો સમુચ્ચય ક્યાં ઉત્કૃષ્ટ છે તેની પરીક્ષા આપે આપના સામર્થ્યથી કરવાની છે.’ જ્ઞાનભારતીએ કહ્યું.

‘એ સર્વ સત્ય છે. પણ તે ઉપરાંત આ પણ સત્ય છે કે સંસારના અનુભવ અને સાધુજનના ઉત્કર્ષ એ ઉભયનાં જાતે અનુભવ અને અવલોકન જેણે કર્યાં હોય અને તેમાંનું અલક્ષ્ય નવનીત જેણે કાઢ્યું હોય તે જ આ મઠોનું સ્થાયી કલ્યાણ કરી શકે છે અને માટે જ આપ આ મંગલ પદમાં વિરાજમાન છો.’ વિહારપુરીએ વિષ્ણુદાસને કહ્યું.

વિષ્ણુદાસ — ‘તેવું પાત્ર શોધી કાઢી તેને આ પદને યોગ્ય કરવા — સિદ્ધ કરવા — આજથી પ્રયત્ન માંડવો એ આ દેહનો ધર્મ છે. આજ સુધી સાધુજનોને સર્વાનુમતે એવું ગણાતું હતું કે વિહારપુરી આ સિદ્ધિને પાત્ર છે. હવે વિહારપુરી જ એમ ગણે છે કે સંસારના અનુભવી, સાધુજનના ઉત્કર્ષમાં સ્વભાવસિદ્ધ, અને અન્ય સર્વ યોગ્યતાઓથી સમૃદ્ધ નવીનચંદ્રજીને જ આપણા મંગલકાર્યમાં સિદ્ધ કરવા ઉચિત છે.’



વિહારપુરી — ‘તેમાં કાંઈ ભ્રાન્તિ નથી.’

જાનકીદાસ — ‘નવીનચંદ્ર વિહારમઠના અધિકારી હોય તો આ પરમસિદ્ધિને માટે તેમની યોગ્યતામાં ન્યૂનતા આવે.’

જ્ઞાનભારતી — ‘વિહારમઠના અધિષ્ઠાતાનું સ્થાન ભોગવ્યાથી જ વિહારપુરીજી આજ સિદ્ધ થયા છે, અને એવા પણ ઇતિહાસ પ્રસિદ્ધ છે કે જ્યારે વિહારમઠના અધિષ્ઠાતા અને ત્રણે મઠના મહંતનો અધિકાર એક જ સમર્થ પુરુષની પાસે હતો.’

વિષ્ણુદાસ — ‘પણ બેમાં વધારે પુણ્યકાર્ય શું?’

જ્ઞાનભારતી — ‘મહંતને સ્થાને બેસવાને પ્રસંગે પરિવ્રજિત હોય અને ત્યાર પહેલાંના સર્વ અનુભવમાં સિદ્ધ હોય તેનો જ અધિકાર પુણ્ય, તેવો અધિકારી ન મળે તો મધ્યમ પક્ષે મારા જેવાનો અધિકાર.’

વિહારપુરી-’જી મહારાજા! આપના સંસિદ્ધ વિચારમાં નવીનચંદ્રજીથી જ સર્વ મઠનો કલ્યાણ થઈ શકશે ને મારા વિચારમાં પણ તેમજ છે તો

તેઓ વિહારી હશે કે ત્યાગી હશે તે વિચાર ઉપેક્ષા કરવા જેવો છે. તેમનામાં બુદ્ધિ, રસ અને જ્ઞાન અપૂર્વ છે.'

વિષ્ણુદાસ — 'જો તેમ જ છે તો વિચાર દુર્ઘટ નથી અને મારા મનનાં કારણકાર્ય સાંભળો. જ્યોતિ:શાસ્ત્રને અનેક રીતે વિચારતાં નવીનચંદ્રને કોઈ મહાન ત્યાગનો યોગ છે અને યદુશૃંગને તેનાથી મહાન લાભનો યોગ છે. તેમનો સર્વ સાધુઓને જે જે અનુભવ થાય છે તે જ્યોતિ:શાસ્ત્રના ઉદ્ધારને પુષ્ટિ આપે છે. પણ વિહારપુરી એ પુરુષના ઊંડા મર્મસ્થાનમાં કંઈક દુ:ખ દેખે છે અને દુ:ખ હોય તો તે વાસનાજન્ય હોવું જોઈએ. સ્ત્રીવિષયમાં પણ આ પરુષને અપૂર્વ ત્યાગનો યોગ છે અને જો એમનું દુ:ખ તત્સંબંધી વાસનાથી હોય તોપણ એ વાસના અગ્નિ પરના જળ પેઠે સ્વત: નષ્ટ થશે, અને ચંદ્રાવલીમૈયાની સૂચનાના પ્રયોગમાં મને કાંઈ ભીતિ લાગતી નથી. આપણા સાધુજનો દિવસે એકાંતમાં પણ અન્ય સાધુજનોના શ્રવણપથથી દૂર રહી તેમના નયનપથમાં રહીને જ, પરિશીલન અને સંવનન કરે છે. પણ ચંદ્રાવલીની સૂચના સત્ય હોય તો આમાં તો તે ઉભય વિધિ સમાપ્ત થઈ ગયા છે અને આપણે માત્ર એટલું જ કહેવાનું બાકી રહે છે કે: 'દંપતી, વિહારમઠનો વાસ સ્વીકારો.' એમ કહેવું કે નહીં તે તો એ બે જણ મળે ને નિશ્ચય કરે તે ખરો. પણ એ મેળાપ અને નિશ્ચયને માટે પ્રસંગ આપવા વિહારમઠ વિના બીજા સ્થાનની આવશ્યકતા છે.'



વિહારપુરી — 'એ વિચાર તો આપે સૂક્ષ્મ અને સત્ય જ કર્યો.'

વિષ્ણુદાસ — 'એ બીજું સ્થાન તો ચિરંજીવશૃંગ જ ઉચિત છે. નવીનચંદ્રજીને દેહાંતરિત અનેક જન્મસિદ્ધિઓ અનેકધા પરિપાક પમાડે છે તે સ્પષ્ટ છે; અને એટલી સિદ્ધિથી સિદ્ધ થયેલાને ચિરંજીવશૃંગ ઉપર સિદ્ધ પુરુષોનો સમાગમ થવાનો. નવીનચંદ્રજીને એ અપૂર્વ લાભ થાય તો આ ત્રણે મઠનું અપૂર્વ કલ્યાણ એ કરી શકશે. ચંદ્રાવલીમૈયા એક કારણથી આવકાર્ય પ્રિય ગણાશે; હું બીજા કારણથી પ્રિય ગણીશ.'

જ્ઞાનભારતી — 'આપે ઉત્તમ વિચાર કર્યો. મધુરીમૈયાના સંસ્કાર પણ ચમત્કારક છે અને સિદ્ધદર્શનકાળે આ દંપતીનો સહચાર રસ અને જ્ઞાનનો સૂક્ષ્મ યોગ પામશે.'

શંકાપુરી અને શાંતિદાસ આવી બેઠા હતા તેમાંથી શાંકાપુરી બોલી ઊઠ્યો:

'પુરુષની જન્મસિદ્ધિથી સ્ત્રીને પણ જન્મસિદ્ધિ પ્રાપ્ત થતી હશે?'

વિષ્ણુદાસ — 'સર્વ તારામંડળ વચ્ચે ગુરુત્વાકર્ષણનું નાડીચક્ર છે એવું પાશ્ચાત્યશાસ્ત્રમાં છે એમ તમે કહેતા હતા?'

શંકાપુરી — 'જી હા. હું અંગ્રેજી વિદ્યા ભણ્યો છું તેમાં આ વાત સિદ્ધ કરી છે.'

યોગશાસ્ત્રમાં, જ્યોતિ:શાસ્ત્રમાં અને અલક્ષ્ય મતના લક્ષ્યશાસ્ત્રમાં પણ એવાં જ નાડીચક્ર વર્ણવેલા છે. અને તે ચક્ર તે શાસ્ત્રના અનુભવી લક્ષ્યદૃષ્ટાઓને પ્રત્યક્ષ થાય છે. ખગોળશાસ્ત્રનાં નાડીચક્ર પેઠે જ્યોતિ:શાસ્ત્રનું નાડીચક્ર પણ અલક્ષ્ય અને માત્ર પરીક્ષા સંવેદ્ય છે. મનુષ્યનાં શરીર, બુદ્ધિ, વાસનાઓ અને ભાગ્ય સૂર્યમંડળના અને ગ્રહોપગ્રહોનાં નાડીચક્રમાં પ્રવર્તે છે. અનેક નક્ષત્રોથી ભરેલી દ્વાદશ રાશિઓના તારામંડળની વચ્ચે ઊર્ણનાભિની જાળ પેઠે સૂક્ષ્મ નાડીચક્ર છે તેમાં સૂર્યમંડળમાંનું ગ્રહમંડળ બંધાઈ સંધાઈ સિવાઈ ગયું છે અને અનંત બ્રહ્માણ્ડમાંનાં સર્વ મહત્ અંગને, અને અણુઅંગને, જડને અને ચેતનને, કર્મજાળને અને ભાગ્યજાળને, વાસનાજાળને અને ભોગજાળને, આ સર્વ નાડીચક્રોના પ્રવાહોમાં અને પ્રતિપ્રવાહમાં તરીને અને ડૂબીને, પરિપાક પામવા પડે છે. આ નાડીચક્રની નાડીઓમાં પ્રીતિનાં નાડીચક્રનો અંશરૂપે અંતર્ભાવ છે. સંસારીઓમાં લગ્નાદિકાર્યોમાં પુરુષ ધર્મક્રિયામાં પ્રવર્તે અને સ્ત્રી તેને માત્ર પાણિસ્પર્શ કરી સ્થિર રહે એટલાથી જ સ્ત્રીનો ધર્મસહચાર સફલ થઈ શકે છે તે તમે જોયું હશે. શુદ્ધ ધર્મ્ય પ્રીતિથી સંધાયેલાં દંપતી વચ્ચે આવાં નાડીચક્ર છે, અને સાંકળનો એક છેડો ખેંચ્ચે આખી સાંકળ ખેંચાય છે તેમ જન્મસિદ્ધિનાં નાડીચક્રના બળથી ઉત્કર્ષ પામનાર સ્વામી જોડે પતિવ્રતા પણ આકર્ષાય છે. તે બે એક નથે નથાય છે, સમાન પ્રારબ્ધમાં પ્રવર્તે છે, અને સમાન ભાગ્યભોગનું આસ્વાદન કરે છે. સંસારીઓમાં જે સમાગમોત્કર્ષ ઘુણાક્ષરન્યાયે જ થાય છે તે અલક્ષ્યસંપ્રદાયનાં દંપતીઓમાં સ્વભાવસિદ્ધ પરિપાક પામે છે. નવીનચંદ્રજી પાછળ મધુરીમૈયા આવા જ કોઈ નાડીચક્રના બળથી આકર્ષાઈ આવેલાં છે, અને તે જ નાડીચક્ર તેમના અનાગત પ્રારબ્ધનો ઉત્કર્ષ ચિરંજીવશૃંગ ઉપર રચે તો તેને લક્ષ્યવિભૂતિ જ ગણવી.'

શંકાપુરી — 'જો એ ઉત્કર્ષ જાતે જ રચાવાનો હોય તો આપ જેવા વિરક્ત મહાત્માએ આ સ્ત્રીપુરુષને એકઠાં કરવાની ક્ષુદ્ર પ્રવૃત્તિમાં શું કરવા પડવું પડે? એ કામ તો વિહારમઠના અધિષ્ઠાતાનું છે.'

જ્ઞાનભારતી — 'શંકાપુરી! તમે શાંતિદાસને માટે જે ઉપનામ આપો છો તેવા તમે પણ શંખભારતી દેખાઓ છો. ગુરુજીની અને અલખ સંપ્રદાયની અવજ્ઞા કરનાર જન આપણા મઠમાંથી બહિષ્કાર પામે છે.'

શાંતિદાસ — 'ખરી વાત છે. માબાપ છોકરાંને પરણાવે અને ભેગાં રાખે તેમ ગુરુજી કરે છે તેમાં એમનો દોષ કાઢવો એ તો કૃતઘ્નતા થાય.'

વિહારપુરીથી હસી પડાયું: 'જી મહારાજા! નિમ્ન દેશનાં ભ્રષ્ટ સંસારીઓના સંસ્કાર આ સાધુઓમાંથી ઘસાઈ જવાની હજી ઘણી વાર છે એટલામાં, એ સંસારનો અનુભવ આપને હતો તેના સાધનથી, આપ આમને તૃપ્ત શાંત કરી શકશો.'

જાનકીદાસ — ‘શાંતિદાસ ઉચિત વચન બોલે છે. તેઓ પણ સંસારી હતા અને એમનાં સંસારસંસ્કારી વચનથી સંસારસંસ્કારવાળા શાંકાપુરીની શંકા શાંત થવી જોઈએ. *विषस्य विषमौषधम्.*

વિષ્ણુદાસ — ‘શંકાપુરીની શંકા સ્થાને થઈ છે. અનેક પ્રવાસીઓ ભિન્નભિન્ન માર્ગે થઈને એક જ સ્થાનમાં પહોચેં અને તેમાંના કોઈકને એવી ભ્રાંતિ થાય કે જે માર્ગે થઈને હું આવ્યો છું તે માર્ગે આ સર્વ આવ્યા હશે — તો તે ભ્રાંતિ અસ્થાને નથી. વિહારમઠના અધિષ્ઠાતાના સૂક્ષ્મ ધર્મ જાળવનાર જ્ઞાનભારતી નવીનચંદ્રજીને માટે જે યોગ ઇચ્છે છે તેનું તારતમ્ય સમજી શકવા જેટલો તેમનો પરિચય શંકાપુરીને થયો નથી; ને એની દૃષ્ટિમાંથી સંસારના મમતા અને અહંકારથી બનેલા ભેદાભેદ ખસી ગયા નથી. સંસાર સ્ત્રીને ક્ષુદ્ર ગણે છે અને સ્ત્રીપુરુષના યોગમાં શારીરિક પ્રયોગ અને સંતાનવાસના વિના બીજા ફળ લેખતો નથી. જ્ઞાનભારતી! હું પણ એ જ સંસારમાં હતો અને સ્ત્રીપુરુષને અને શિશુશૂદ્રાદિને કેવળ આત્મરૂપ માની લખ સંયોગોમાં અલખ પરમાર્થ જોવા શીખતાં મને પોતાને ઘણો કાળ લાગ્યો હતો, અને શાંકાપુરી તો ગિરિરાજ ઉપર નવા જ છે. તેમની અને નવીનચંદ્રજીની દૃષ્ટિઓને સરખાવી નવીનચંદ્રજીનો ઉત્કર્ષ સમજી લ્યો! જ્ઞાનભારતી નવીનચંદ્રજીનો ઉત્કર્ષ એક દિશામાં ઇચ્છે છે, હું બીજી દિશામાં ઇચ્છું છું. એમના ચિત્તમાં એક માર્ગ છે, મારા ચિત્તમાં બીજો માર્ગ છે. મારા માર્ગનું ફળ નવીનચંદ્રજીને ચિરંજીવશૃંગમાં વાસ આપવાથી આવે છે. જ્ઞાનભારતીના માર્ગનું ફળ પણ એ જ આવે છે. મારા હાથમાંના રજ્જુમાં શંકાપુરીને આ ધર્મસાદૃશ્યથી સર્પની ભ્રાંતિ થઈ.’



શંકાપુરી — ‘ભલે તેમ હો. પણ જો જ્યોતિ:શાસ્ત્ર પ્રમાણે આપનો ઉદ્દેશ ગ્રહયોગથી જ ફળે એમ છે તો આપે આટલી પણ પ્રવૃત્તિ શા માટે કરવી? તેના પ્રારબ્ધમાં હશે તે થશે એમ માની તટસ્થ કેમ ન રહેવું?’

શાંતિદાસ — ‘ગુરુજી! પણ નવીનચંદ્રજીને અને મધુરીને એક સ્થાનમાં રાખવાનું તો આપને પણ સંમત છે — તો પછી આપના અને જ્ઞાનભારતીના માર્ગ જુદા કેમ?’

વિષ્ણુદાસ — ‘શંકાપુરી! જ્યોતિ:શાસ્ત્રથી મનુષ્યની ગતિ અને ઈશ્વરેચ્છાના માર્ગ પ્રકાશમાં આવે છે; તેનાથી મનુષ્યના ધર્મ નષ્ટ થતા નથી. નવીનચંદ્રજીનું શરીર જંગલમાંથી અને અંધકારમાંથી ગ્રહોનાં નાડીચક્રના વેગથી આપણા હાથમાં આવ્યું અને આપણે તેના સમાગમના નિમિત્ત થયા. ફલાદેશે સ્પષ્ટ કર્યું કે એ શરીર આપણા અલખ કાર્યમાં રત્નરૂપ થશે. એ પુરુષના અનુભવથી અને પરિચયથી આપણે તેની અમૂલ્યતા, તેના શુદ્ધ સિદ્ધ સંસ્કાર પ્રત્યક્ષ કર્યા, અને તેના તેજનો ચમત્કાર દીઠો, કોઈ પણ અલખસ્ફુલિંગની દીપ્તિનો પૂર્ણ સત્કાર કરવો અને તેના શુભ સંસ્કારને સૂક્ષ્મ કરવા એટલો તો અલખમઠનો સામાન્ય ધર્મ છે — કે જેને બળે તમે અને શાંતિદાસ આ સાધુજનોની ક્ષમાના અને આશ્રયના ગ્રાહક થઈ શક્યા

છો. તો નવીનચંદ્રજી જેવા તેજસ્વી મનસ્વી સ્ફુલિંગની જ્વાલાઓને જગાડવાને તો આ મઠ જે કરે તે ઓછું છે. એ જ્વાલાઓના જાગવાથી જો આ મઠનું કલ્યાણ જ થતું હોય અને તે જ્વાલાઓની મધ્યે ઊભા રહી સર્વ સાધુજન જ્વાલામાલી જેવા થઈ જતા હોય તો તો તેમ કરવા પ્રયત્ન કરવો એ આપણો અનિવાર્ય ધર્મ છે અને ગ્રહોનો ફલાદેશ એ ધર્મદીપમાં તૈલ પૂરે છે. જે ફલાદેશની સિદ્ધિએ આપણને આ રત્ન આપ્યું તે જ ફલાદેશ આપણે શિર આ ધર્મ મૂકે છે.'

શંકાપુરી — 'ફલાદેશમાં અને આપણી દૃષ્ટિથી ભાસતા ધર્મમાં વિરોધ આવે ત્યારે શું કરવું? ફલાદેશ કહે કે કાલ મરવાનું છે અને વ્યવહારદૃષ્ટિ કહે કે આજ વિવાહ કરવો ત્યારે શું કરવું?'

વિષ્ણુદાસ — 'ધર્મકાર્યની વ્યવસ્થા એવી છે કે અલક્ષ્ય પરમાત્માની લક્ષ્ય દૃષ્ટિ સત્પુરુષના હૃદયમાં સ્ફુરે છે તેને જ પ્રથમ આદર આપવો. એ દૃષ્ટિથી કંઈક ધર્મ આવશ્યક ભાસે છે, કંઈક પદાર્થ અધર્મરૂપ જ ભાસે છે, અને અન્ય વસ્તુઓમાં ધર્મ કે અધર્મ કંઈ હોતું નથી. લક્ષ્યદૃષ્ટિને જે ધર્મ આવશ્યક લાગે તે સર્વથા કાર્ય છે — ફલાદેશ તો શું પણ ગુરુવચનો પણ તેમાં અનાદર સાધનભૂત હોય તો તે યોગ્ય છે. પ્રહ્લાદે પિતાના વચનનો આ ધર્મકાર્યે અનાદર કર્યો. લક્ષ્યદૃષ્ટિને અધર્મ્ય લાગે તે એવી જ રીતે સર્વથા ત્યાજ્ય છે. તૃતીય વસ્તુ ગ્રાહ્ય પણ નથી, હેય પણ નથી. એમાં તો મનુષ્ય પોતાનાં સ્થૂલ સૂક્ષ્મ શરીરોની રસવૃત્તિ પ્રમાણે વર્તવા સ્વતંત્ર છે. એ સ્વતંત્રતાના અધિકારી ઉપર બલાત્કાર ન કરવો — એ જુલમ ન કરવો. પણ એ અધિકારીને તેના પોતાના લખઅલખ સંસ્કારોને બળે પરિપાક પામવા દેવો એ અલખ સંપ્રદાયનો એક મુખ્ય સિદ્ધાંત છે. એવા વિષમયાં ફલાદેશનો શ્રદ્ધાળુ જન શ્રદ્ધા પ્રમાણે વર્તે તો તો ફલાદેશ અશુદ્ધ નીવડ્યે હાનિ થવાનો ભય અને શુદ્ધ નીવડ્યે લાભ થવાનો સંભવ. એ ભય અને સંભવ તો વ્યવહારના વ્યાપારના અંગભૂત છે; સાધુજનો તેમાં ઉદાસીન છે — કારણ વ્યવહારમાં તેઓ સંકોચધર્મ પાળે છે એટલે શરીર આદિના વ્યવહારમાં તેઓ પ્રાપ્ત સ્થિતિને અનુકૂલ થઈ જાય છે અને અપ્રાપ્તથી સંકુચિત રહી તેની વાસના રાખતા નથી. વિહારમઠની વ્યવસ્થા આ જ ધર્મ પ્રમાણે રાખવામાં આવે છે. વિહારમઠમાં સૂક્ષ્મ શરીરનાં લગ્ન થાય છે અને સ્થૂલ મરણનો ભય રાખવામાં આવતો નથી. જો ભગવાન અલખ મદન દંપતીને પરિશીલનાદિથી સિદ્ધ કરી વિવાહિત કરવા પ્રયત્ન કરે તો તેમાં ફલાદેશના કે મરણના ભયથી સાધુજનો કંપતા નથી. નવીનચંદ્રજીને ચિરંજીવશૃંગમાં મોકલવા મને એક કાર્ય માટે કલ્યાણધર્મ લાગે છે; જ્ઞાનભારતીને બીજા કાર્ય માટે લાગે છે. નવીનચંદ્રજીના કલ્યાણમાં મધુરીમૈયાના કલ્યાણનું નાડીચક્ર ભળેલું હોય તો અલખ પરમાત્માની તે ઇચ્છાને પેલા કલ્યાણધર્મને વહન આપનારી ગણવી ને તે ઇચ્છાથી પ્રતિકૂલ થવું તે અધર્મ છે.'

શંકાપુરી — 'આપ પરમાત્માની ઇચ્છાને પ્રબળ ગણો છો કે ગ્રહોના નાડીચક્રના અનિવાર્ય વેગને?'

વિષ્ણુદાસ — 'પરમાત્માના વિશ્વરૂપમાં — અલખના લખરૂપમાં — ગ્રહો અંશભૂત છે અને તેમના નાડીચક્રનું મૂળ પરમાત્માની ઇચ્છા સાથે જ સંધાયું છે અને એ નાડીચક્ર ઉપર અને આપણા સર્વના ઉપર એ પરમ ઇચ્છા ઇશરૂપે — નિયન્તારૂપે — પ્રવર્તે છે. યોગશાસ્ત્રનાં, ગ્રહોનાં અને નક્ષત્રોનાં, અને એવાં અનેક નાડીચક્ર સર્વ લખ સંસારનું અદ્વૈત આપી દૃષ્ટિમાં પ્રત્યક્ષ કરાવી શકે છે. પણ એ દૃષ્ટિ આ ચર્મચક્ષુથી ભિન્ન છે.'

શંકાપુરી — 'પણ ગ્રહોપગ્રહની શુદ્ધ સ્થિતિ આપણા લોક ક્યાં જાણતા હતા? આપણા લોક સૂર્યને ફરતો માનતા, હાલની વિદ્યાથી પૃથ્વી ફરતી મનાય છે, અને ગ્રહો તો ઘણા નવા શોધાયા છે. એ સર્વના અજ્ઞાનને કાળે બાંધેલાં જાતક-તાજક તો ભ્રાન્તિરૂપ જ હોવા જોઈએ.'

વિષ્ણુદાસ — 'અલખ રહસ્યનું શાસ્ત્ર અલખના જેવું એક અને નિત્ય છે. અલખના લખરૂપનાં શાસ્ત્રપ્રકરણ અનેક અને અનિત્ય છે, કારણ લખજ્ઞાન વ્યક્તિઓની દૃષ્ટિઓનાં મીલનોન્મીલન અને ગ્રહણશક્તિઓના ઉપર આધાર રાખે છે. નક્ષત્રશાસ્ત્ર સ્વરાજ્યનાશ પછી આ દેશમાં કુણ્ઠિત થયું છે તે અન્યત્ર વૃદ્ધિ પામ્યું હશે. એ વૃદ્ધિથી લક્ષણ ફેરવવાં પડે પણ નવા અને જૂનાઓ ઉભયના લક્ષિત પદાર્થ લક્ષ્ય કર્યા વિના લક્ષણ ફેરવાતાં નથી, અને ગ્રહોપગ્રહોનાં નાડીચક્રોને સંબંધે નવા શોધ થયા હોય તો આપણો લખમાર્ગ તેને પ્રતિકૂલ નથી, એ શોધનથી આપણાં ગણિત ફરે તે સ્વાભાવિક છે પણ અપૂર્વ અનુભવથી જે નિયમો લક્ષ્ય દૃષ્ટાઓએ શોધી કાઢ્યા છે તે સ્વપ્નજાળ જેવા છે એવો વાદ કરવો સુલભ છે પણ અનુભવથી સિદ્ધ કરવાની વાતો તો જાતે જ સ્વપ્નજાળ જેવી છે. પૃથ્વી ગોળ છે કે નહીં અને સૂર્ય ફરે છે કે નહીં ઇત્યાદિ પ્રશ્નો આપણા લક્ષ્યદૃષ્ટાઓને સૂઝ્યા હતા * અને તેમના અનુયાયી પંડિતોની દૃષ્ટિ લક્ષણદર્શનથી તૃપ્ત થઈ કુણ્ઠિત થઈ હોત તો લક્ષ્યદૃષ્ટિ પરિપાક પામત અને તમારા પ્રશ્નનું સમાધાન થાત. + જાતક-તાજકમાં ભૂલો હશે માટે તેને નિરાધાર કહેનારે પોતાની ગ્રહસ્થિતિ જાણી વેળોવેળા પોતાના ઇતિહાસ સાથે રખાવી અને તેમ કર્યા પછી એ શાસ્ત્રના સત્યાસત્યનો નિર્ણય કરવો એ જ ન્યાય્ય છે. શંકાપુરી, જાનકીદાસ પાસે તમારી જન્મપત્રિકા કરવો અને એ શાસ્ત્રનું અધ્યયન અને તેના અનુભવ કરી પછી આ પ્રશ્ન પૂછો.'

શંકાપુરી — 'નવીનચંદ્રજીનો ફલાદેશ શો છે અને શા ઉપરથી આપે કાઢ્યો? તેના જન્માક્ષર તો આપની પાસે હશે નહીં.'

વિષ્ણુદાસ — 'પ્રશ્ન લગ્ન કાઢી, મારી પોતાની જન્મકુંડલીના સંયોગો સાથે મેળવી, સૌ કર્યું અને તેથી સ્પષ્ટ થયું કે આ પુરુષને યૂપયોગ છે.'

શંકાપુરી — ‘તેનું ફળ શું?’

વિષ્ણુદાસ — ‘જાનકીદાસ! આમની જિજ્ઞાસાને તૃપ્ત કરો.’

જાનકીદાસ —

*‘धीरोदारो यज्ञकर्मानुसारो*
*नानाविद्यासद्विचारो नरो वै।*
*यस्योत्पत्तौ जायते चूपयोगो*
*योगो लक्ष्म्या जायते तस्य नूनम्।।*

તેમાં વળી ગુરુ બીજા સ્થાનમાં હોય તો વિશેષ ફળ એવું છે કે,

*सद्रूपविद्यागुणकीर्तियुक्त:*
*संत्यक्तवैरोऽपि नरो गरीयान्।*
*त्यागी सुशीलो द्रविणेन पूर्णो*
*गीर्वाणवद्यो द्रविणोपयाते।।’*

વિષ્ણુદાસ — ‘આમાં ઘણા ઘણા ગુણોનો આ નરમાં સંયોગ કહેલો છે અને તે તેમાં હોય તો તેઓ આ મઠનું પરમ કલ્યાણ કરી શકશે. ત્યાગી હોવા છતાં દ્રવ્યથી પૂર્ણતાનો યોગ તો આવા મઠના અધિષ્ઠાતાઓમાં જ સંભવે. તેઓ દ્રવ્યવાન્ હોય — દ્રવ્યનું અધિષ્ઠાન થાય; પણ ભાર મૂકવાના સ્થાણુ પેઠે દ્રવ્યને માત્ર ભારરૂપે ઝીલે અને સાધુજનોનાં કલ્યાણકાર્યમાં એ ભારથી મુક્ત થાય અને જાતે ત્યાગી રહે. આપણા ત્રણે મઠનો નિર્વાહ આ રાજ્યના મહારાજોની કૃપાથી અને લોકની શ્રદ્ધાથી આજ સુધી થયો છે. મહારાજની કૃપાનો આધાર આપણી યોગ્યતા છે — તે યોગ્યતા નષ્ટ થાય તો એ કૃપા ભલે નષ્ટ થાય પણ એ શ્રદ્ધા હવે લોકમાંથી યુગ માહાત્મ્યને બળે ઘસાવાની. લોકના આચાર દિવસે દિવસે અધોગતિ પામતા જાય છે અને તેમની અધોગત શ્રદ્ધા છે એવી રાખવી હોય તો આપણા સાંપ્રત સંપ્રદાયમાંથી અને આચારમાંથી ભ્રષ્ટ થઈ આપણે ઘેલા લોકના દેશમાં ઘેલાં અને ભ્રષ્ટમાં ભ્રષ્ટ થઈએ તો જ બનશે. સુન્દરગિરિ ઉપરના સાધુજનો આજ સુધી એવા વિનિપાતથી મુક્ત રહ્યા છે તે આ લોકની શ્રદ્ધાના લોભમાં તણાઈ એ વિનિપાતને સમીપ આવવા નહીં દે. આપણે એ શ્રદ્ધા વિના અને એ લોકના આશ્રય વિના નિર્વાહ કરવાના માર્ગ જોઈએ. સંસારમાં કેવો યુગ પ્રવર્તે છે, તેનો ઉદ્ધાર કેમ કરવો, છતાં તેના સંસર્ગથી કેમ મુક્ત અને દૂર રહેવું, સુન્દરગિરિનો ઉત્કર્ષ કેમ રાખવો, અને સાધુજનોનો કયા દ્રવ્યથી નિર્વાહ કરવો: એ સર્વ આવા દ્રવ્યયોગવાળા વિદ્યાવાન્ મતિમાન્ પુરુષ વિના બીજાને સૂઝે એમ નથી અને માટે જ હું નવીનચંદ્રજીમાં સાધુઓનો ઉત્કર્ષ જોઉં છું.’

શંકાપુરી — 'પણ યજ્ઞકર્મનું અનુસરણ કરવાનું અલખમાર્ગમાં નથી, નવીનચંદ્રમાં નથી, અને આ શ્લોકમાં આવ્યું.'

વિષ્ણુદાસ — 'કયા બચ્ચા? સબમેં શંકા? આપણા સંપ્રદાયમાં યજ્ઞકર્મ નથી એમ કોણે કહ્યું? અલક્ષ્યમાં લક્ષ્યની સ્થિતિ કેવી છે તે જણાવતાં આપણા ભાષ્યકાર કહે છે કે લક્ષ્ય વસ્તુ જ્યારે આવિર્ભાવ પામે છે ત્યારે તે યજ્ઞરૂપે જ્વલમાન થાય છે. [૧] આ સંબંધમાં ઘણીક શ્રુતિઓના આધાર આપી પોતે સમજાવે છે કે:

*'एषु मन्त्रेषु पुरुष: पशु: पुरुषो हवि: पुरुष एव च*

*यज्ञ इति योऽयं यज्ञ उक्त: स एव लक्ष्यरुपो यज्ञ:*

*सर्वत्र प्रज्वलति। सैवेयमिष्टिरस्मत्सिद्धांते।*

*येयं पशुमारमिष्टिरन्यै: क्रियते सा तु निन्द्याऽस्मिन् युगे।*

*कलौ त्वेक एवायं यज्ञो लक्ष्यधर्मधारक: ।'* [૨]



શંકાપુરી! અલખના લખયજ્ઞનો કર્મવિધિ અવકાશે જ્ઞાનભારતી પાસેથી કે વિહારપુરી પાસેથી શીખી લેવાનો અધિકાર તને આપું છું. એ યજ્ઞકર્મમાં નવીનચંદ્ર ઉત્તમ કૃતિ કરશે. એ એકલા દ્રવ્યના જ ત્યાગી થઈ તૃપ્ત નહીં થાય. તેમનો ત્યાગ અનેકધા સૂક્ષ્મ થશે — દ્રવ્યનો ત્યાગ, દ્રવ્યનો હોમ, દ્રવ્યનો બલિ — એ સર્વ આ સૂક્ષ્મ ત્યાગના યજ્ઞમાં સાધનભૂત થશે. અને મધુરીમૈયાની સૂક્ષ્મ પ્રીતિના યોગનો યોગી એ પ્રીતિમાંથી સ્થૂલ તો શું પણ અનેકધા સૂક્ષ્મ યજ્ઞવિધિ રચી સૂક્ષ્મ આહુતિઓ આપશે, સૂક્ષ્મ ત્યાગ કરશે, અને એ યજ્ઞની સૂક્ષ્મ અલક્ષ્ય ને લક્ષ્ય ઉભય જ્વાલાઓને યદુશૃંગના સાધુજનો એક દિવસે પ્રત્યક્ષ કરશે એવો મારો સિદ્ધાંત છે ને એવી મારી શ્રદ્ધા છે. બચ્ચા શંકાપુરી, જે સંસારનો તેં ત્યાગ કર્યો છે તેમાં સર્વપદાર્થ સ્થૂલ દૃષ્ટિથી જોવાય છે તે સંસ્કારનો અને તે અભ્યાસનો ત્યાગ કરી યદુશૃંગ ઉપરના સર્વ પદાર્થોને અધ્યાત્મદૃષ્ટિથી જોવાના સૂક્ષ્મ સંસ્કારોને પ્રાપ્ત કર અને તે સંસ્કારોને તારા સૂક્ષ્મ દેહમાં અભ્યસ્ત કર.'

શંકાપુરી — 'જી મહારાજ, પ્રસ્તુત વિષયમાં આપે મારી શંકાઓનું સમાધાન કર્યું છે તેનું હું મનન કરીશ. આપે સૂચવેલા માર્ગથી હું આપની કૃપાનો અધિકતર પાત્ર થઈશ.'

શાંતિદાસ — 'જી મહારાજ, હવે કાંઈ મારી શંકાઓનું પણ સમાધાન કરવાની કૃપા કરશો?'

વિષ્ણુદાસ — 'તમારા અધિકારનો વિષય હશે તો તમારું સમાધાન થશે.'

શાંતિદાસ — 'પુરુષ અને સ્ત્રીનો એકત્ર એકાંત સમાગમ થવા દેવો અને પછી તેમના સ્થૂલ શરીર દૂર રહેશે એવી કલ્પના સ્થૂલ શરીરની શક્તિથી વિરુદ્ધ નથી? તે એકાંતમાં મળે એટલે બીજી વાતો ખોટી અને એક વાત ખરી.'

'જુઓ, જુઓ, ભાઈ શંખભારતીને શંકા થઈ. ઊઠ, ભાઈ, ઊઠ. બહાર જઈએ ને તારી વિડંબનામાંથી ગુરુજીને મુક્ત કરીએ. હું તારું સમાધાન કરીશ.' શંકાપુરીએ કહ્યું.

શાંતિદાસ — 'હવે તું તે શું સમાધાન કરવાનો હતો? ઘરની સ્ત્રીનો ત્યાગ કરી બિન્દુમતીનું પરિશીલન કરતાં ફાવ્યો નહીં તે જ તું કે નહીં?'

'ખરેખરો શંખભારતી છે. કૂટ માથું.' શંકાપુરી એક પાસે મૌન રાખી બેઠો. જાનકીદાસે હસવા માંડ્યું. જ્ઞાનભારતીને કંઈક ક્રોધ થયો જણાયો. વિહારપુરી ચમકયો. વિષ્ણુદાસ શાંત રહી સાંભળી રહ્યા ને અંતે બોલ્યા:

'શાંતિદાસ, ઉત્તમ ગ્રહદશાને બળે કોઈક મહાત્માઓનો સંયમ એવે કાળે પણ અચળ રહી શકે છે; અધમ ગ્રહદશાને બળે કોઈક દુષ્ટજનો સ્ત્રીશૂન્ય દેશમાં પણ સ્ત્રીઓને ફસાવે છે અને વિષયને શોધે છે. સંસારીઓનો તમને અનુભવ છે. તેમાં મોટો ભાગ મધ્યમ પક્ષનો છે — તેમને સ્ત્રીપુત્રની વાસના હોય છે, તેમનામાં પાશવ કામ સર્વદા જાગૃત હોય છે, અને એ કામ વિના અન્ય કામને તેઓ ઓળખતા નથી, માટે જ ગમે તે સ્ત્રી અને ગમે તે પુરુષનો યોગ રચી — તે યોગને વિવાહનું નામ આપી — તેથી તૃપ્ત થાય છે. જે સૂક્ષ્મ પ્રીતિથી મનુષ્યની સ્થૂલ વાસના સૂક્ષ્મ સંયમને વશ થાય છે તે પ્રીતિનું કે સંયમનું સંસારને ભાન નથી. માટે જ ત્યાં સ્ત્રીપુરુષ પરસ્પર વિશ્વાસ કરતાં નથી અને એકબીજાથી ડરતાં ફરે છે. વિહારમઠમાં તો વિવાહિત અને ગૃહસ્થ સાધુઓને અમુક મર્યાદામાં સંયમ પાળવો પડે છે અને મૂર્ખ સંસારીઓ બહુધા અનિયમને સ્થાને નિયમ પાળે છે ને નિયમને સ્થાને અનિયમ પાળે છે, ત્યારે કામશાસ્ત્રનું સૂત્ર છે, કે *शरीरस्थितिहेतुत्वादाहारधर्माणो हि कामा: फलभूताश्च धर्मार्थयो* : એ સૂત્રમાં *समर्थाश्चालक्ष्यसूक्ष्मावबोधने* એટલો પાઠ વધારી તેનું રહસ્ય સારી રીતે સમજી લઈ વિહારમઠનાં દંપતીઓ એ શાસ્ત્રની મર્યાદામાં વિહરે છે, અને એ દંપતીઓ પોતાનાં સ્થૂલ શરીરને પણ વૈદ્યકશાસ્ત્રની અને કામશાસ્ત્રની નિયંત્રણાઓને વશ રાખે છે. આથી સ્ત્રીપુરુષનો સંબંધ અહીં અધ્યાત્મ ગણાય છે ને સ્ત્રીનો ઉત્કર્ષ પુરુષથી ન્યૂન ગણાતો નથી. નવીનચંદ્રજી તમારા સંસારમાંથી આવ્યા છે તે છતાં આ વિષયોમાંના

ઉત્કૃષ્ટ ભાગ તેમને હસ્તામલક જેવા છે, તેમને સૂક્ષ્મ પ્રીતિમાં અને સૂક્ષ્મ ત્યાગમાં જન્મસિદ્ધિ છે, તેમના ઉત્તમ ગ્રહ પણ એમને એમાં શક્તિ આપે છે, અને ભ્રષ્ટ સંસાર વિના અન્ય પદાર્થના જ્ઞાન વિનાની તમારી બુદ્ધિ જે સમાગમની કલ્પનાથી કંપે છે તે સમાગમકાળે, ઉર્વશી પાસે અર્જુને દર્શાવ્યો એવા સ્વભાવસિદ્ધ સંયમમાં અચળ રહેવાની નવીનચંદ્રજીની શક્તિ છે એવું મારું ગણિત છે. યદુશૃંગ ઉપરના સાધુઓ સ્ત્રીપુરુષોને અધ્યાત્મદૃષ્ટિથી જુએ છે અને તેમના સ્થૂલ વિકારોને અધર્મ્ય વિકાસ આપવા દેવાના માર્ગ બંધ રાખવામાં આવે છે અને ધર્મ્ય પરિણામ પામવામાં અંકુશ રાખવામાં આવતો નથી — માટે જ આ ઘડીએ ચંદ્રાવલીમૈયા નવીનચંદ્રજી સાથે અત્યારે સર્વ સાધુજનોને વિદિત રહી એકાંત ગોષ્ટિ કરવા ગયાં હશે તે છતાં તેમની પવિત્રતા ઉપર શંકાપુરીને પણ શંકા થઈ નથી. તમારા સંસારમાં તો એવા બનાવથી મધપૂડો ઉરાડ્યો હોય તે તેની માખો ગણગણે ને દંશ કે એવી મધમાખોની દશાને લોક પ્રાપ્ત થાય અને આ બે પવિત્ર સ્ત્રીપુરુષના આત્માને ન ઓળખતાં એ લોક તેમનાં શરીરને જ દેબે અને વિપરીત ભાવનાઓ કરવા બેસે. એ સંસારની ભાવનાઓનો તમે હવે ત્યાગ કરો, અને યદુશૃંગની નવીન વિશુદ્ધ ભાવનાઓને પ્રાપ્ત કરવાનો પ્રથમ પ્રયત્ન કરો. જ્ઞાનભારતી, શાંતિદાસને આ ભાવનાઓ પ્રાપ્ત કરાવવાનું કામ તમારા મઠમાંના કોઈ સાધુને સોંપજો.'



શાંતિદાસ પ્રસન્ન થયો. એ ને શંકાપુરી રજા લઈ બહાર ગયા. રહેલા મંડળ સાથે વાર્તા વધી.

વિષ્ણુદાસ — 'હવે મારે તમને ત્રણેને એકાન્ત વાત કરવાની છે; ગુપ્ત છે ને ગુપ્ત રાખવાની છે.'

ત્રણે જણ સજ્જ થયા.

વિષ્ણુદાસ — 'કાલથી પાંચ દિવસ મારો દેહ જીવ વિનાનો એકલો પડ્યો રહેશે. તેનું રક્ષણ, તમોએ ગુપ્ત મંત્ર રાખી કરવું.'

'જી મહારાજ, આપની આજ્ઞાથી કોઈ પદાર્થમાં વિશેષ નથી તો આપના શરીરસંરક્ષણમાં તો પૂછવું જ શું?' વિહારપુરી બોલ્યો.

'એમાં કાંઈ શંકા જ ન કરવી.' જાનકીદાસ બોલ્યો.

જ્ઞાનભારતી — 'સર્વ તેમાં સાવધાન ને સજ્જ છીએ.'

વિષ્ણુદાસ — 'આ શરીર હવે જર્જરિત થયું છે અને નવીનચંદ્રજીને સિદ્ધ કરવામાં મારાથી હવે એક જ ક્રિયા થઈ શકે એમ છે. તેને અનેક ભાષાઓનું જ્ઞાન છે અને અનેક વિદ્યાઓ ને સંસ્કારો તેની બુદ્ધિમાં ભર્યાં છે. તેની સ્થૂલ તો શું પણ સૂક્ષ્મ વાસનાઓ પણ આપણને પરોક્ષ છે. એની વાસનાઓ એવી તો સૂક્ષ્મતમ છે કે તેને દગ્ધ થવાનો કાળ બહુ દૂર નથી. એ અસંપ્રજ્ઞાત યોગના અધિકારી છે અને જપાકુસુમ જેવી એની સૂક્ષ્મ

વૃત્તિઓનો નિરોધ થશે તો એ પરમ અલક્ષ્ય સ્વરૂપમાં અવસ્થિત થશે. કાલથી પાંચ દિવસમાંની અનુકૂળ રાત્રિઓમાં અનુકૂળ મુહૂર્તોમાં હું તેમના શરીરમાં પ્રવેશ પામવા યત્ન કરીશ અને મારા ચિત્ત દ્વારા એમના ચિત્તમાં પ્રવેશ કરી એ ચિત્તની વૃત્તિઓનો દાહ કરવા પ્રયત્ન કરીશ. બાકીના કાળમાં હું મારે પોતાને અર્થે જ યોગસ્થ રહીશ. એ રાત્રિઓમાં મારા શરીર બહાર નીકળેલા ચિત્તની વિદેહાસિદ્ધિના યોગથી નવીનચંદ્રજીને પણ પ્રકાશાવરણનો યથાપ્રારબ્ધ ક્ષય પ્રાપ્ત થશે. હું જાતે એ દશામાં મૂર્ધ-જ્યોતિમાં સંયત થઈ સિદ્ધદર્શન કરીશ, અને મારા અને નવીનચંદ્રજીના ચિદ્ધાતુ જેટલા સંગત હશે, તેટલા પ્રમાણમાં જે સિદ્ધોને હું જોઈશ તેને એ પણ કંઈ જોશે. જે વિષયોમાં હું આ શરીરે નવીનચંદ્રજીની જિજ્ઞાસાને અને વાસનાને શાંત કરવા શક્ય નથી તેને એ સિદ્ધ પુરુષો શાંત કરશે. બીજું કાંઈ નહીં થાય તો એ દર્શનથી ઋતંભરા [૧] પ્રજ્ઞાનાં બીજ એમના હૃદયમાં પડશે.'

વિહારપુરી — 'અંગ્રેજી વાસનાને સિદ્ધજન શું કરશે?'

વિષ્ણુદાસ — 'યમદ્વારની પેલી પાસ સત્યપુરુષોનાં સૂક્ષ્મ શરીર સાર્વભાષિક સિદ્ધરૂપે જીવે છે અને તેમાં આર્યઅનાર્યનો ભેદ નથી. જે સિદ્ધરૂપ નવીનચંદ્રજીને અભિમત હશે તે જ એમને પ્રત્યક્ષ થશે. એમના ચિત્તસરોવરમાં નિર્મળી [૨] નાખી હોય તેમ આ દર્શનથી તેમાંના સર્વ લીલ અને મળ છૂટાં પડશે, તેમની સર્વ શંકાઓનું સમાધાન થશે, અને સૂર્યના પ્રકાશથી અંધકાર નષ્ટ થાય અને સદ્વસ્તુઓ દૃષ્ટ થાય તેમ નવીનચંદ્રના ચિત્તમાં તેમની યોગ્યતા પ્રમાણે થશે.'



જ્ઞાનભારતી — 'આપની શક્તિ તેમના કરતાં અનેકધા વિશેષ છે; આપ જાતે જીવન્મુક્ત છો અને આવા સાહસ વિના તૃપ્ત, કૃતકૃત્ય અને મુક્ત છો. જેમ આપે સર્વ વિદ્યાને સંપાદિત જાતે કરી તેમ એ ભલે કરે, પણ આમ હઠદાન કરવાનું કારણ શું? એ મહાસાહસ આરંભવા જેવું ફળ દેખાતું નથી.'

જાનકીદાસ-'નવીનચંદ્રજીને ગ્રહયોગ જ સિદ્ધ છે તો આપનું આ અતિસાહસ નિરર્થક છે.'

વિહારપુરી — 'જી મહારાજ, આપને અને અમને ઉભયને મોક્ષવસ્તુ જ્ઞાનસાધ્ય છે તો તે ટૂંકો માર્ગ મૂકી કેવળ સાવધાનરૂપ યોગસિદ્ધિના વિકટ માર્ગ અન્ય મિથ્યાપ્રપંચ જેવા લાગતા નદી?

વિષ્ણુદાસ — 'જો આટલું કર્તવ્ય હોય તો સાહસ-અસાહસનો વિચાર કર્તવ્ય નથી. કેવળ પરમ અલક્ષ્ય તત્ત્વનો વિચાર કરીએ તો, વિહારપુરી, તું જે કહે છે તે જ સત્ય છે. પણ જો એ અલક્ષ્યના લક્ષ્ય સ્વરૂપના ધર્મ વિચારીએ તો જે ન્યાયે કૃષ્ણપરમાત્મા પાંડવોના સાધનભૂત

થતા હતા તે જ ન્યાયે આ વસ્તુ કર્તવ્ય છે. ઈશરૂપ લક્ષ્યપરમાત્મા અનીશ જીવના ઉપર કૃપા કરી તેને પોતાના દૃષ્ટિપાત વડે પોતાનું સામ્ય આપે છે. [3] તે જ કૃપાને સ્થાને ઈશનું સામ્ય પામેલા જીવસ્ફુલિંગ અન્ય જીવો પર પ્રીતિ રાખે છે અને પ્રીતિને બળે તેને પોતાનું સામ્ય આપે છે. એક તરુ ઉપર વળગેલા ઈશ અને અનીશની તેમ નીશ અને અનીશની વચ્ચે આવાં નાડીચક્ર છે. સત્પુરુષોની ઊર્ધ્વગતિમાં અને અસત્પુરુષોની અધોગતિમાં આ ચક્ર સાધનભૂત થાય છે. મારી અને નવીનચંદ્રજીની વચ્ચે તેમ તેની અને સાધુજનોની વચ્ચે આવું નાડીચક્ર બંધાઈ ચૂક્યું છે, અને નવીનચંદ્રજી મારી જોડે એક નાડીથી સંધાઈ ઊર્ધ્વગતિ પામે તો મારો લક્ષ્ય ધર્મ છે. વિહારપુરી, નવીનચંદ્રજી જાગૃત અવસ્થામાં કે સ્વપ્નમાં આ નાડીસંયોગનું આકર્ષણ અનુભવશે અને તેથી ઊતરતે પ્રકારે મધુરીમૈયા તેમની સાથે સત્ય નાડીબંધથી સંગત હશે તો એ પણ આકર્ષણના હેલારા અનુભવશે. અન્ય વિરાગમૂલક સંપ્રદાયમાં લક્ષ્યધર્મનો અનાદર કરી અલક્ષ્ય સાધન શ્રેષ્ઠ ગણાય છે; પણ આપણામાં તો લક્ષ્યધર્મનો આદર કરીને જ અલક્ષ્યાવગાહન થાય છે.

*लक्ष्यधर्मान् समादृत्य लक्ष्यात्मा लक्षते स्वयम्।*

*अलक्ष्ये चावगाहेत सोऽयमात्मप्रबोधवान्।।* [१]



એ મંત્રનું રહસ્ય તો આવા લક્ષ્યધર્મથી જ સધાય છે. પરસ્પરનું ઉદ્‌બોધન કરવું એ આ ધર્મોમાં પરમધર્મ છે તે સાધવાનો વારો આજ માંરે શિર છે, કારણ કે ધારેલું કાર્ય મારા વિના બીજાથી સાધ્ય નથી. બચ્ચા વિહારપુરી, જે સ્વરૂપે લક્ષ્યધમે વિહારમઠમાં શિષ્ટ છે અને જેનો ત્યાગ આપણે કરીએ છીએ તે ધર્મપ્રાપ્ત ત્યાગ ત્યાગકામી થઈને નથી કરતા. પણ એ ત્યાગ જાતે જ લક્ષ્યધર્મ થાય છે ત્યારે આપણે તેને સ્વીકારીએ છીએ. તો પછી નવીનચંદ્રજી જેવા સાધુરત્ન પ્રતિ આવી સૂક્ષ્મ લક્ષ્યધર્મ પાળવો એ તો સર્વ સાધુજનોને અલક્ષ્યમાં અવગાહન કરાવવાનો માર્ગ જ ગણવો.'

---

* પાસે રહેનાર શિષ્ય.

* A *Siddhanta* declares that earth is round and unsupported in space...... Aryabhatta seems to have reached by independent observations the knowledge of the earth's movement on its axis and to have availed himself of the science of his time in calculating the precession of the equinoxes and the length of the orbital times of planets:

*Astrological Self-Instructor by B. Suryanarayna Row. B.A. of Bellary.*

+ The astronomical tables found in the possession of Tiruvallore astronomers, and taken of France in the last century, have now been found to be more correct than those given out by the best of the astronomers of the present day. 'Fabulous' cycles of years given by the Hindu astronomers in their almanacs

have been receiving greater and greater confirmation from the hands of the geologist and the psychologist. * * * I do not think I have put forth any wild theory which requires to be knocked down at once by young men who treat so lightly our sciences, without the least effort on their part to go into their details. A congress of the Rishis seems to have been held with the object of thoroughly investigating the physical phenomena, and at its head stood Maharshi Matanga with Sonbhari for his assistant. They framed more than a hundred Sutras * * In the portion of the work I have seen the Sutras relate to Soudamini or electricity and magnestism. It also gives the composition of the sun, the planets, the earth, etc.

**- *Suryanarayana Row***

૧ . ભાગ ૩, પ્રકરણ ૬.

૨ . ભાગ ૩, પ્રકરણ ૬.

૧ . ઋતંભરા પ્રજ્ઞાનું વર્ણન હવેના પ્રકરણમાં આવશે.

૨ . જળમાંથી કચરો નીચે બેસાડવાને અને તે ઉપર રહેલું પાણી નિર્મળ કરવાને માટે નિર્મળી નામનો પદાર્થ પાણીમાં નાખવાનો કાશીમાં પરિચય છે.

૩ . ત્રીજો ભાગ; પ્રકરણ ૬.

૧ . ભાગ ૩, પ્રકરણ ૬.

## ૨૫. સનાતન ધર્મ અથવા સાધુજનોના પંચમહાયજ્ઞ

"Then the World-honoured spoke;' Scatter not rice
But offer loving thoughts and acts to all;
To parents as the East, where rises light;
To teachers as the South whence rich gifts come;
To wife and children as West, where gleam
Colours of love and calm, and all days end;
To friends and kinsmen and all men as North;
To humblest living things beneath, to Saints
And Angels and the blessed Dead above:
So that all evil be shut off, and so
The six main quarters will be safely kept.'

**– Sir Edwin Arnold's 'Light of Asia.'**

"The 'freedom' and 'modernity', the 'progress' and 'truth' of these fellows are not ours. We have nothing in common with them. they wish for self-indulgence; we wish for work. They wish to drown consciousness in theun conscious; we wish to strengthen and enrich consciousness. They wish for evasive ideation and babble; we wish for attention, observation and knowldge. The true criterion by which true moderns may be recognised and distinguished from impostors calling themselves moderns may be this: whoever preaches absence of discipline is an enemy of progress; and whoever worships his 'I' is an enemy to society. Society has for its first premise, neighbourly love and capacity for self sacrifice; and progress is the effect of an ever more rigorous subjugation of the beast in man, of an even tenser self restraint, an ever keener sense of duty and responsibility. The emancipation for which we are striving is of the judgment, not of the appetites. In the profoundly penetrating words of Scripture (Matt. v. 17) 'Think not that I am come to destroy the law, or the prophets, I am not come to destroy, but to fufil.'



**— Max Nordan's Degeneration**

"Serene will be our days and bright
And happy will our nature be,
When Love is an unerring light
And joy its own security.'

- Wordsworth's 'Ode to Duty'

વિષ્ણુદાસ બાવા અને સાધુસમાજ અલખ જગવી રાત્રિએ પાછા આવ્યા. પ્રાત:કાળનું આહ્નિક થઈ રહ્યા પછી મઠની પાછળના ભાગમાં વિષ્ણુદાસ, ઉત્તમાધિકારી સાધુજનો અને સરસ્વતીચંદ્ર બેઠા અને વિષ્ણુદાસે પ્રસંગ કાઢ્યો.

'નવીનચંદ્રજી! શ્રીયદુનંદનને નમસ્કાર ન કરનારે ચંદ્રાવલી મૈયાને સાષ્ટાંગ નમસ્કાર કરવા પ્રયત્ન કર્યા તેને માટે ને તમારે માટે તમારો સંસાર આ અભિપ્રાય બાંધશે?'

'જી, સંસાર છોડી આપનો આશ્રય પામનાર આપના અભિપ્રાયનો વધારે જિજ્ઞાસુ છે. નમસ્કાર કર્યા તે એ પવિત્ર મૈયાના અલખ આત્માને અને સંસિદ્ધ જીવસ્ફુલિંગને, સ્ત્રીશરીરરૂપ શક્તિમાં ગુપ્ત રહેલા એ હૃદયરત્નને આ શરીરમાંના હૃદય હૃદયાભિમાન ધરીને પોતાની ભક્તિ દર્શાવવાનો એ માર્ગ લીધો. માતૃજ્યોતિ પાસે પુત્રજ્યોતિ જાતે જ નમી પડ્યું. એકને નમસ્કાર કર્યા અને અન્યને ન કર્યા તેનું કારણ એ હૃદય અને એ જ્યોતિ છે. આ દેશના સંસારીઓ સ્ત્રીપુરુષમાં જે ભેદ સ્વીકારે છે તે આપના ચરણમાં આવ્યા પછી હું કેવળ ભૂલી જ ગયો છું.

વિષ્ણુદાસ — 'નવીનચંદ્રજી! ભક્તિથી અને એ પ્રયત્નથી યદુશૃંગનું સર્વ સાધુમંડળ તમારા ઉપર સુરક્ત થયું છે.'

સરસ્વતીચંદ્ર — 'તેમની સાધુતા હું પગલે પગલે અનુભવું છું.'

વિષ્ણુદાસ — 'નવીનચંદ્રજી! સાધુવૃત્તિનું પરમ રહસ્ય તમે તમારા સ્વભાવની શુદ્ધતાથી અપ્રયત્ને પામ્યા.'

સરસ્વતીચંદ્ર — 'સંસારે બિડાવેલા હૃત્ પદ્મને સાધુ સમાગમ સૂર્ય પેઠે ઉઘાડે છે અને તેમાં પોતાનાં કિરણને ભરે છે.'

વિષ્ણુદાસ — 'સૂર્યકિરણ તો સર્વત્ર પડે છે પણ કમળપત્ર જ તેના સંસર્ગને સફલ કરી શકે છે.'

સરસ્વતીચંદ્ર — 'સંસારના ઉચ્ચનીચ પ્રપંચોની રચનામાં પોતાના કયા સ્ફુલિંગને કેટલી શક્તિ આપવી એ લક્ષ્યસ્વરૂપના ઈશઆત્માની ઇચ્છાની વાત છે.'

વિષ્ણુદાસ અતિ પ્રસન્ન થયા અને બોલ્યા:

'નવીનચંદ્રજી! તમારા ઉત્તર સાંભળવાનો મને એટલો લોભ થાય છે કે કરવાની વાત ભૂલી હું બીજા પ્રસંગોમાં ઊતરી જાઉં છું. તમારે માટે મારા મનમાં એક નવી યોજના એવી ધારું છું કે કાલથી થોડા દિવસ લાગટ હું યોગસ્થ રહીશ અને તેટલો કાળ તમારે ચિરંજીવશૃંગ ઉપર એકાંતમાં ગાળવો.'

સરસ્વતીચંદ્ર — 'આપની આજ્ઞા કે ઇચ્છાને અનુકૂળ થવા માંરુ ચિત્ત મૂળથી જ તત્પર છે. તેમાં ચંદ્રાવલીમૈયાને આ વિષયમાં તો કાલ હું પ્રતિજ્ઞા આપી ચૂક્યો છું એટલે મારે દ્વિગુણધર્મ બંધનથી આપની ઇચ્છાને અનુસરવાનું છે.'

વિષ્ણુદાસ — 'ચંદ્રાવલીમૈયાની ઇચ્છાઓ ધર્મ્ય અને કલ્યાણી જ હોય છે એવી અમારી અચલ શ્રદ્ધા છે. એમણે પોતાની ઇચ્છા તમને સકારણ દર્શાવી હશે; મારી ઇચ્છા બીજા કારણથી છે.

સરસ્વતીચંદ્ર — 'તેમાં પણ *આજ્ઞા ગુરૂણામવિચારણીયા।*'

વિષ્ણુદાસ — 'એ સૂત્ર સંસારમાં તેની વ્યવસ્થાને માટે અમુક મર્યાદામાં કલ્યાણકારક છે. પણ આ સ્થાને તો 'આજ્ઞા' શબ્દનો વ્યવહાર સાધુજનની સુશીલતાનું જ ફળ છે. આ સ્થાનના ગુરુજન શિષ્યવર્ગમાં અલક્ષ્યના ઉદ્‌બોધનને માટે જ પ્રવૃત્તિ કરે છે અને આજ્ઞાથી એ ઉદ્‌બોધન થતું નથી, પણ ઘરમાંના બાળકને બારી બહારથી સાદ કરીએ ને તે પોતાની પ્રીતિથી ને જિજ્ઞાસાથી બારી આગળ આવી બોધ પામે તે માર્ગનું જ અનુકરણ અમે કરાવીએ છીએ. માટે મારી ઇચ્છાનાં કારણ જાણી લો. નવીનચંદ્રજી! ચિરંજીવશૃંગનું માહાત્મ્ય એવું છે કે ત્યાંનો અધિકારી અને નિવાસી ગમે તો સિદ્ધદર્શન કરે છે, ગમે તો જાતે સિદ્ધ થાય છે, ગમે તો ચિરંજીવ સુકૃત કરે છે, ગમે તો લોકકલ્યાણને માટે ચિરંજીવ થાય છે, અને ગમે તો આ વસુંધરાના પ્રાચીન ચિરંજીવ મહાત્માઓનું દર્શન કરે છે. કોઈ મહાત્માઓને ત્યાં તુરીયાવસ્થા પ્રાપ્ત થાય છે. કોઈ મહાત્માઓ ત્યાં જાગૃત અવસ્થામાં સર્વ પ્રત્યક્ષ કરે છે. કોઈ કલ્યાણસ્વપ્નોમાં સર્વ પ્રત્યક્ષ કરે છે અને કોઈને ત્યાં પરમ સુષુપ્તિ થાય છે અને તેના બળથી સૂતેલો જીવ ત્રિવિધ તાપમાંથી મુક્ત થઈને જ પાછો જાગે છે. અનેક ઉત્તમ વૃદ્ધ મહાત્માઓના નિવાસથી ચિરંજીવશૃંગ સિદ્ધ થયું છે અને આવાં પરમકલ્યાણ કરવા સમર્થ થયું છે. એ શૃંગ ઉપર હું તમને આજ રાત્રિથી નિવાસ આપું છું. એ નિવાસનું ફળ પ્રાપ્ત કરવાના અધિકારમાં કે માર્ગમાં કોઈ વિઘ્ન હોય તો તેને દૂર કરવાને મારી યોગસ્થ અવસ્થા તમને કંઈ અપૂર્વ સિદ્ધાંજન પ્રાપ્ત કરાવવા યથાશક્તિ પ્રયત્ન કરશે. આ સર્વ ફળ માટે હું તમને ચિરંજીવશૃંગ ઉપર ઉચિત કાળ નિવાસ આપવા ઇચ્છું છું.

સરસ્વતીચંદ્ર — 'આપની કૃપા દિવસે દિવસે વધે છે અને મારી શક્તિ તથા યોગ્યતા કરતાં આપ મને વધારે અધિકારી ગણો છો.'



વિહારપુરી — 'એ તો ગુરુજીના અધિકારની વાત. આપણે પ્રશ્ન ઉઠાવવા યોગ્ય નથી. એમણે આપેલા અધિકારને આપ વિશેષ ગણશો તો શંકરપુરી તેને પોતાને મળેલા અધિકારને ન્યૂન ગણશે અને સાધુઓની અવ્યવસ્થા થશે.

સરસ્વતીચંદ્ર — 'ઈશ્વર એ અવ્યવસ્થાને આવા સુવ્યવસ્થિત સ્થાનમાંથી દૂર રાખો! પણ મારા મનમાં બેચાર વાતનું સમાધાન ગુરુજીની પાસેથી લેવાનું છે; કારણ હવે મળવાના અવકાશમાં તેનો ઉપયોગ કરવો પડે એમ છે.'

વિષ્ણુદાસ — 'તે પૂછવાનો તમને અધિકાર છે. અન્ય અધિકારીઓના પ્રશ્નો ઉપર જ્યારે આપણે નિયંત્રણ મૂકીએ છીએ ત્યારે ઉત્તમાધિકારીઓને સર્વ પ્રશ્ન પૂછવાનો અધિકાર છે.

સરસ્વતીચંદ્ર –'ત્યાગ શ્રેષ્ઠ કે ગૃહસ્થપદ શ્રેષ્ઠ? ત્યાગનો અધિકારી કોણ અને ગૃહસ્થપદનો અધિકારી કોણ? પિતા, પત્ની, ગુરુ અને પોતે — એ ચારના અભિપ્રાયમાં ભેદ હોય ત્યારે વધારે અધિકાર કોનો? સ્ત્રીનો નિષ્કારણ અને અપ્રતિકાર્ય ત્યાગ કરનારનું પ્રાયશ્ચિત્ત શું? સંસાર, ધર્મ અને શાસ્ત્ર એ ત્રણનું સંઘટ્ટન થાય ત્યારે જયનો અધિકાર કોને? વૈરાગ્ય, રસ અને ધર્મ એ ત્રણના સંઘટ્ટનકાળે જયનો અધિકાર કોને? આ ભેખના ત્યાગને અધોગતિ ગણવી કે નહીં? એ ત્યાગનો અધિકાર કોને ખરો ને કોને નહીં? સંસારે બંધાવેલા સંપ્રત્યયથી ઉત્પન્ન થયેલાં ધર્મનાં બંધન આ સ્થાનની પવિત્ર પ્રાપ્તિથી ક્યારે અને કેવી રીતે છૂટે છે? અનેક લોકના અનેક વર્ગમાં સનાતન સામાન્ય અપ્રતિહત ધર્મ કયો?'

આનો ઉત્તર મળતાં પહેલાં બહારથી કાંઈ સ્વર સંભળાયા. અનેક સાધુઓ સંભ્રમમાં પડી ઉતાવળા ચાલતા કે ઊઠતા હોય એવા ઘસારા સંભળાયા અને તેની સાથે બૂમ પડી કે 'યદુનંદનકો જય! ચંદ્રાવલીમૈયા કો જય!' તે બૂમો બંધ પડતાં પહેલાં મંદિરની ઘંટાઓનો સ્વર સંભળાયો. થોડીવારમાં કુમુદસુંદરીને અને દશબાર સાધ્વીજનને સાથે લઈ, તારાઓને અગ્રભાગે શુક્રના તારાને સાથે રાખી ઊભેલી ચંદ્રલેખા જેવી ચંદ્રાવલી વિષ્ણુદાસજીના આ આશ્રમભાગમાં આવી. વિષ્ણુદાસ વિના સર્વ મંડળ ઊભું થયું અને ચંદ્રાવલીને નમસ્કાર કરવા લાગ્યું. સર્વને અને ગુરુજીને નમસ્કાર કરતું, લજ્જાથી ગાલ ઉપર રતાશ ધરતું, નમાવેલાં મુખકમળની માળા જેવું સાધ્વીમંડળ વિષ્ણુદાસ પાસે આવી ઊભું રહ્યું. ચંદ્રાવલી કંઈક ફળપુષ્પ વિષ્ણુદાસજીના ચરણ પાસે મૂકી પાછી આવી ઊભી. વિષ્ણુદાસ અંતે હાથ ઊંચો કરી સર્વને આશીર્વાદ દેતા બોલ્યા: *'સ્વાગતં ભવતીનાં પરમં યચ્છાશ્વતમલક્ષ્યં ભદ્રાણામપિ ભદ્રં તદસ્તુ સર્વાસાં વઃ।* [1] ચંદ્રાવલીમૈયા, સર્વને લઈ સ્વસ્થ બેસો અને આ સાધુસ્થાન પાસેથી કેવો સત્કાર લઈને તેને તે સત્કાર આપવાનું અધિકારી ગણવાની કૃપા કરો છો?'

એક પાસ સાધુઓ બેઠા. બીજી પાસ ચંદ્રાવલી અને તેનું મંડળ બેઠું. સરસ્વતીચંદ્રને આ દેખાવમાં વિચિત્ર ભવ્યતા લાગી. અંચળા અને જટાવાળા એક પાસ પ્રચંડ અને પુષ્ટ જ્ઞાની બાવાઓ, સામી હારમાં સર્વાંગી એકેકું ભગવું વસ્ત્ર ધરનારી સ્ત્રીઓ અને તેને અગ્રભાગે કુમુદ સહિત ચંદ્રાવલી, અને બે હારોને શિરોભાગે શ્વેતજટાધર તેમ વય અને યોગસાધનથી જર્જરિત થયેલાં હાડકાંના પંજર જેવા પણ તેજસ્વી વિષ્ણુદાસ: વચ્ચે હિમાલય અને ત્યાંથી નીકળતી

ગંગાયમુનાના પ્રવાહ જેવો આ સમાગમ સરસ્વતીચંદ્રને લાગ્યો. પણ એ પ્રવાહો પાસે ક્વચિત્ ગુપ્ત સરસ્વતીગંગા જેવી કુમુદસુંદરી ભણી એની આંખ જેવી ત્વરાથી જતી તેવી જ ત્વરાથી ત્યાં આગળથી પાછી ફરતી. વીજળીના ચમકારાની પળમાં પ્રવાસી પોતાના માર્ગનાં બે પગલાં શોધી લે એમ આટલા દૃષ્ટિપાતની પળમાં કુમુદસુંદરીની દૃષ્ટિ એ દૃષ્ટિપાતની પ્રેરકવૃત્તિ જોઈ લેતી હતી. ચંદ્રાવલી આ વેળા વિષ્ણુદાસને ઉત્તર દેતી હતી.

'ગુરુજી, આપની કૃપા એ જ સાધુજનનો સત્કાર છે. આ મધુરી મારી દુલારી તેને ગિરિરાજ ઉપર મેં આવવા દીધી ખરી, પણ હૃદયની ચિંતાએ મને એની પાછળ આણી. હું આવી તો આપનાં અને આપના આશ્રમનાં દર્શન કરાવવાનો લાભ પણ એને આપવો ઉચિત લાગ્યો, અને એ નિમિત્તે આપનો જે જ્ઞાનવિનોદ ચાલતો હોય તેનાં સાક્ષી થવાનો અમને સર્વને લાભ આપો અને સાધુજનોને મળતા એ મહાલાભમાં અમે વિઘ્નરૂપ ન થઈએ માટે આપની ચર્ચા ચલાવવાની કૃપા કરો.'

વિહારપુરી — 'જી મહારાજ, નવીનચંદ્રજીના પ્રશ્નોના સમાધાનનો પ્રસંગ ચાલે છે તે તો આ સર્વને સવિશેષ પ્રિય થશે.'

'જે પ્રસંગ અહીં મળે છે તેમાં સાધુજનો નાનાં ને મોટાં સર્વ સત્ય વચન જ ઉચ્ચારે છે, એ ઉચ્ચારમાં વક્રવાણી વિનાનો ચાતુર્યવિલાસ અને વિનીત મધુરતા જેટલાં અક્ષરેઅક્ષરે ઊભરાય છે તેટલાં જ લજ્જાશીલ સ્પષ્ટતા અને અહંકારશૂન્ય સિદ્ધન્તવાદમાં કોઈ પાછું પડતું નથી. *बोद्धारो मत्सरग्रस्ता :* [1] કહેનાર ભર્તૃહરિ બિચારી નિમ્ન દેશના સંસારમાં ભટક્યો હશે અને આ સ્થાનનો અપરિચિત રહ્યો હશે.' સરસ્વતીચંદ્રના હૃદયમાં આ વિચાર દીપ્ત થયા અને વિષ્ણુદાસના ઉદ્ગાર સાંભળી શાન્ત થયા.

વિષ્ણુદાસ — 'નવીનચંદ્રજી, સંસારને માંટે મનુઆદિ મહાત્માઓએ ધર્મશાસ્ત્ર રચેલાં છે તેમ સાધુજનોને માટે અલક્ષ્યસિદ્ધાંતકારોએ લક્ષ્યધર્મસંગ્રહ રચેલો છે તે આપણા ભંડારમાં તમે જોયો હશે. જ્ઞાની પુરુષ કૃતકૃત્ય મુક્ત થયા પછી તેનું પોતાનું પોતાની જાતને માટે કાંઈ કર્તવ્ય નથી પણ તેની પ્રવૃત્તિ માત્ર લોકસંગ્રહને માટે જ કહી છે. પણ લોકસંગ્રહ કેવી પ્રવૃત્તિથી થાય છે તે આપણા લક્ષ્યધર્મસંગ્રહમાં જ વર્ણવેલું છે. સાધુજન સ્વભાવે સંતુષ્ટ છે અને સંસારનો ત્યાગ કર્યા પછી સુન્દરગિરિ ઉપર માત્ર પોતાની સંસિદ્ધિ માટે આમરણાન્ત પ્રવૃત્તિ કર્યાં કરે છે. જે વિદ્વાન સાધુ સંસિદ્ધ જ હોય તેને તો તે અર્થે પણ પ્રવૃત્તિ નથી. તેનું વચન તો એટલું જ છે કે -

*प्रारब्धकर्मणि क्षीणे व्यवहारो निवर्त्तते।*

*कर्मक्षये तवसौ नैव शाम्येद् ध्यानसहस्त्रत:।।*

*विक्षेपो नास्ति यस्मान्मे न समाधिस्ततो मम।*

*विक्षेपो वा समाधिर्वा मानसः स्याद्विकारिणः।।*

*नित्यानुभवरूपस्य को मे वाऽनुभवः पृथक्।*

*कृतं कृत्यं प्रापणीय प्राप्तमित्येव निश्चय:।।* [2]



જ્ઞાનીને આમ વ્યવહાર નથી તે પોતાને માટે નથી; પણ જગતના કલ્યાણને માટેની તેની પ્રવૃત્તિ નષ્ટ નથી થતી.

*व्यवहारो लौकिको वा शास्त्रीयो वाऽन्यथापि वा।*

*ममाकर्तुरलेपस्य यथारब्ध: प्रवर्त्तताम।*

*अथवा कृतकृत्योपि लोकानुग्रहकाम्यया।*

*शास्त्रीयेणेव मार्गेण वर्त्तेऽहं का मम क्षति:।।* ૩

જગતનું કલ્યાણ કરવાનું તેને કારણ શું? પરમ અલક્ષ્યના દર્શનથી મોક્ષ થાય છે સત્ય છે, એ પણ એ તો માત્ર સૂક્ષ્મ અને વાસના શરીરનાં વાસનાજન્ય સુખદુ:ખદિથી થતા શોકહર્ષાદિમાંથી મુક્ત થવાય છે; કારણ આત્મા તો બદ્ધ કે મુક્ત કંઈ નથી. સ્થૂલ સૂક્ષ્મ તો કર્મવિપાકની પૂર્ણાહુતિથી જ છૂટે છે.'

*प्रियेषु स्वेषु सुकृतमप्रियेषु च दुष्कृतम्।*

*विसृज्य ध्यानयोगेन ब्रह्माभ्येति सनातनम्।।* ૧

સંસારીઓમાં પ્રિય-અપ્રિય હોય તેમાં આ શાસ્ત્ર સત્ય હો. પણ સાધુજનને તો અપ્રિય કોઈ નથી. પણ સંસારમાં તેમની પણ દ્વેષ કરનાર હોય છે. ને તેમને માટે તો શ્રુતિવચન છે કે:

*तस्य पुत्रा दायमुपयन्ति सुहृद: साधुकृत्यं द्विषन्त: पापकृत्यम्।।* [2]

લક્ષ્ય સંસારમાં કંઈ નષ્ટ થતું નથી, પણ સર્વ વસ્તુઓ સ્વયોનિમાં શાંત થાય છે. માટે લક્ષ્યરૂપમાંથી મળેલી કર્મજન્ય સંપત્તિવિપત્તિઓનો એ જ તેમના યોનિસ્વરૂપમાં હોમ કરવાથી કર્મજાળ શાન્ત થાય છે; અને સ્થૂલસૂક્ષ્મ દેહ છૂટે છે. આ વિધિ ધીમે ધીમે ધૈર્યથી પામવાનો છે; એનું ફળ સહસા કેવળ જ્ઞાનથી હાથમાં આવે એમ નથી. બીજી શ્રુતિ કહે છે કે:

*भूतेषु भूतेषु विचित्य धीरा: प्रेत्यास्माल्लोकादमृता भावन्ति।।* [3]

'સાધુજને ધીરે ધીરે પોતાની પ્રવૃત્તિથી પોતાની શક્તિ-સમૃદ્ધિ ભૂતમાત્રમાં સંક્રાંત કરી દેવી અને લક્ષ્યરૂપમાંથી સ્થૂલરૂપે લીધેલા શરીરરત્નને ઉત્તમ સંસ્કારોથી પરિપાકવત્ સૂક્ષ્મરૂપ આપી લક્ષ્યરૂપનાં ભૂતસંગ્રહરૂપ શરીરને ખોળે પાછું સોંપી દેવું — એ જ શરીરબધનની બાળગતિનો શુદ્ધ સંસિદ્ધ અન્ત છે. ભૂતમાત્રરૂપ યજ્ઞમાં સ્થૂલસૂક્ષ્મ શરીરોનો તેમની પ્રવૃત્તિઓ સાથે હોમ થાય એ જ અલખનો લખયજ્ઞ છે.'

સંસારીઓ પોતાની જાતને માટે સૌ પ્રવૃત્તિઓ કરે છે તે તેમની દશાનું ફળ છે. સાધુજનો પરમ અલખના લખ સ્વરૂપની જગત્કલ્યાણકાર ઇચ્છામાં પોતાની ઇચ્છાઓનો અને પ્રવૃત્તિઓનો હોમ કરે છે. પરમ પુરુષે માંડેલા પરમ યજ્ઞમાં સાધુજનો આમ પોતપોતાની આહુતિઓ આપે છે, અને પોતાની સ્થૂલસૂક્ષ્મ સમૃદ્ધિઓને સ્થૂલસૂક્ષ્મ ભૂતસંગ્રહમાં વેરી દે છે અને તેટલા હોમથી અયસ્કાંતમાં લોહ સંક્રાંત થાય તેમ સાધુજનોનાં પુણ્ય તેમના ઉપર પ્રીતિ રાખનારને પ્રાપ્ત થાય છે ને તેમનાં પાપકૃત્ય તેમના ઉપર દ્વેષ રાખનારમાં સ્વભાવબળથી પ્રાપ્ત થાય છે અને તેને અન્તે રાગદ્વેષરહિત એ સાધુજનો એ દેહથી મુક્ત થઈ વિદેહકૈવલ્ય પામે છે.

આપણા સાધુજનોના લક્ષ્યધર્મની પ્રવૃત્તિનું મૂળ પ્રયોજન આવું છે. જ્યાં સુધી તેમનાં શરીર વિદ્યમાન છે ત્યાં સુધી લોકનું કલ્યાણ કરવામાં આયુષ્ય ગળવું એને જ તેઓ ધર્મ ગણે છે. અને આર્ય અનાર્ય સર્વ ધર્મ એકદેશીય નીવડયા છે ત્યારે આ આપણો લક્ષ્યધર્મ સ્વભાવથી સર્વદેશીય અને સનાતન છે, કારણ જગતનું કલ્યાણ કરવું એ સર્વદા સર્વત્ર સાધુજનનું લક્ષણ ગણાયું છે ને ગણાશે. નવીનચંદ્રજી, સાધુજનોના સર્વ ધર્મ આટલામાં પર્યાપ્ત થાય છે. જ્ઞાની કે અજ્ઞાની સર્વને માટે ધર્મ છે, ને ત્યાગીને પણ ધર્મ છે. માટે જ પ્રથમ કહ્યું છે કે:

*धर्म शनैः संचिनुयाद्वल्मीकमिव पुत्तिकाः।*
*परलोकसहायार्थ सर्वभूतान्यपिडयन्।।*
*नामुत्र हि सहायार्थं पिता माता च तिष्ठतः।*
*न पुत्रदारा न ज्ञातिर्धर्मस्तिष्ठति केवलः।।*
*एकः प्रजायते जन्तुरेक एव प्रलीयते।*
*एकोनुभुङ्कते सुकृतमेक एव च दुष्कृतम्।।*
*मृतं शरीरमुत्सृज्य काष्ठलोष्ठसमं क्षितौ।*
*विमुखा बान्धवा यान्ति धर्मस्तमनुगच्छति।।*
*तस्माद्धर्म सहायार्थे नित्यं संचिनुयाच्छनैः*
*धर्मेण हि सहायेन तमस्तरति दुस्तरम्।।*
*धर्मप्रधानं पुरुषं तपसास हतकिल्बिषम्।*
*परलोकं नयत्याशु भास्वन्तं स्वशरीरिणम्।।* [१]



'સંસારીને માટે ધર્મ આવો છે તો સંન્યાસી માટે ધર્મ મનુએ જ કહેલા છે.'

*नाभिनन्देत मरणं नाभिनन्देत जीवितम्।*
*कालमेव प्रतीक्षेत निर्देशं भृतको यथा।।*
*अवेक्षेत गतीनृणां कर्मदोषसमुद्भवाः।*
*निरये चैव पतनं यातनाश्च यमक्षये।।*
*विप्रयोगं प्रियैश्चैव संयोगं च तथाऽप्रियैः।*
*जरया चाभिभवनं व्याधिमिश्चोपपीडनम्।।*
*देहादुत्क्रमणं चास्मात् पुनर्गर्भे च संभवम्।*
*योनिकोटिसहस्त्रेषु सूतीश्चास्यान्तरात्मनः।।*
*अधर्मसंप्रभवं चैव दुःखयोगं शरीरिणाम्।*
*धर्मार्थिप्रभवं चैव सुखसंयोगमक्षयम्।।*
*सूक्ष्मतां चान्ववेक्षेत योगेन परमात्मनः।*
*देहेषु च समुत्पत्तिमुत्तमेष्वधमेषु च।।*
*दुषितोपि चरेद्धर्मयत्र तत्राश्रमे रक्तः।*
*समः सर्वेषु भूतेषु न लिङ्गं धर्मकारणम्।।*
*उच्चावचेषु भूतेषु दुर्ज्ञेयामकृतात्मभिः।*
*ध्यानयोगेन संपश्येद्गतिमस्यान्तरात्मनः।। १*

સંન્યાસી માથે તેના આશ્રમ પ્રમાણે આવા ધર્મ છે. મધપૂડામાંથી મધ લઈ લીધા પછી તે નકામો થાય છે તેમ શાસ્ત્રનાં રહસ્ય જાણી લેનાર સંન્યાસીને પુસ્તકમાત્ર નકામાં પડે છે. પરમાત્માને પામી તે કૃતકૃત્ય થાય છે. પણ તેટલું કરી બેસી રહેવામાં તેના આયુષ્યનો ધર્મ સમાપ્ત નથી. પણ પ્રવ્રજિત જને સંસારમાંથી સ્થાનેથી સ્થાને અને ગ્રામેથી ગ્રામે પ્રવાસ કરવાનો છે અને તે પ્રવાસમાં તમને મનુનાં વાક્ય કહી બતાવ્યાં તેમાંના ધર્મ પાળવાના છે. એ વાક્યોમાં સંન્યસ્તચર્યાવાળાએ સંસારમાંના પદાર્થો જાતે લક્ષ્ય કરવા, જાતે તેનું અવલોકન કરવાનું છે, જાતે તેના વિચાર કરવાના છે, જાતે શોધન કરવાનું છે, સર્વ ભૂત ઉપર સમતા રાખવાની છે અને પરમાત્માની સૂક્ષ્મતા અનુભૂત કરવાની છે. પરમાત્માની જે ગતિ અનાત્મવાન્ જનને અજ્ઞેય છે તે આવા ત્યાગીએ જોવાની છે ને સંસારને બોધવાની છે. ત્યાગીને માટે આ ધર્મ લખ્યા છે અને તે પછી સંસારના ઉદ્ધારને માટે સંસારમાં એના અનુભવોના ઉદ્‌ગાર અને ઉદ્‌બોધન કરવાનાં છે. કૃતકૃત્ય ત્યાગીને શિર પણ લોકકલ્યાણના આવા ધર્મ પ્રાચીન કાળથી મુકાયા છે, અને સંસારી તેમ ત્યાગી ઉભયને શિર એ ધર્મનું બંધન આયુષ્યપર્યન્ત અનિવાર્ય છે.

સંસારીઓનાં ધર્મશાસ્ત્ર અસંખ્ય દેશકાળના વિચારોથી બંધાયાં છે ત્યારે લક્ષ્યધર્મસંગ્રહ માત્ર સર્વ દેશકાળની સનાતન સાધુતાના જ વિચારથી રચાયો છે. સંસારીઓના મુખ્ય ધર્મ જેમ પંચમહાયજ્ઞમાં સમાપ્ત થાય છે તેમ સાધુતાના ધર્મ પણ પંચમહાયજ્ઞમાં જ સમાપ્ત થાય છે. પણ સંસારીઓના યજ્ઞ સ્થૂલ સામગ્રીથી યોજાય છે અને યજ્ઞદર્શન સંસારને લક્ષ્ય થાય છે ત્યારે સાધુઓના યજ્ઞ તેમનાથી અલક્ષ્ય રહે છે અને સામગ્રી સૂક્ષ્મ હોય છે. સંસારના યજ્ઞ ઘણુંખરું સકામ હોય છે, અને નિષ્કામ હોય છે ત્યારે પણ પોતાના કલ્યાણને જ માટે હોય છે, દેહના કલ્યાણને માટે હોય છે કે પોતાના જીવના કલ્યાણને માટે હોય છે અને લોકનું કલ્યાણ એ તો માત્ર આ આત્મકલ્યાણનું સાધન જ હોય છે. પિતા, પુત્ર વગેરે સર્વ પદાર્થો તો શું પણ બ્રહ્મ જાતે પણ આત્માના જ કામને માટે પ્રિય છે એવું યાજ્ઞવલ્ક્ય-વચન [૧] આ સંસારીઓનાં જ હૃદયને માટે છે. સાધુજનોનાં હૃદયમાં તો આત્માને માટે પણ કામ નથી અને અનાત્માને માટે પણ નથી. તેમના ધર્મ તો કેવળ નિષ્કામ લોકકલ્યાણાર્થ યજ્ઞરૂપ જ છે. ધર્મ જગતનું ધારણ કરે છે, અને ધર્મનું ધારણ પરમાત્મા પરમ અલક્ષ્યનું લક્ષ્યસ્વરૂપ પોતે કરે છે, માટે જ એ લક્ષ્યસ્વરૂપ લક્ષ્યપુરુષરૂપના ધારેલા ધર્મયજ્ઞની અંશભૂત જ્વાળાઓ જેવા યજ્ઞોને સાધુઓના જીવસ્ફુલિંગ રચે છે. જે સંસારના મૂળ પાસે બ્રહ્માને અને મુખ પાસે શિવને નામે ઈશ્વરનાં રૂપ હિમાચળ અને સમુદ્ર જેવાં ગણેલાં છે તે બે વચ્ચેની સંસારગંગાના આખા પ્રવાહને પાળનાર એ જ ઈશ્વરનું વિષ્ણુનામે અભિમાન રાખી આ મઠ તેને પૂજે છે. એ આભિમાનિકી પ્રીતિનો પાત્ર લક્ષ્ય પુરુષ વિષ્ણુપરમાત્મા સંસારમાં વ્યાપી રહી સંસારના ધર્મનું પાલન કરે છે.

*त्रीणि पदा विचक्रमे विष्णुर्गोपा अदाभ्यः।*

*अतो धर्माणि धारयन्॥* [२]

*विष्णोः कर्माणि पश्यत यतो व्रतानि पस्पशे।*

*इन्द्रस्य युज्यः सखा॥* [३]



એ પરમ પુરુષ જાતે જ યજ્ઞરૂપે પ્રજ્વલમાન થાય છે અને આર્યોનો સનાતન ધર્મ એમાંથી જ પ્રભવ પામે છે.

*यज्ञेन यज्ञमयजन्त देवास्तानि धर्माणि प्रथमान्यासन्॥* [४]

'એ શ્રેષ્ઠ યજ્ઞમાં એ પરમ પુરુષ જાતે જ યજ્ઞનું પશુ [૫] થાય છે, વસન્ત એનું આજ્ય [૬] થાય છે, ગ્રીષ્મ ઈંધન [૭] થાય છે અને શરદ્ હવિ [૮] થાય છે. ચાર વેદ એ યજ્ઞમાંથી ઉત્પન્ન થાય છે. એમાં યજમાન અને હોતા દેવો અને ઋષિજનો થાય છે. એ પુરુષ સાથે અદ્વૈત પામવાને [૯] આપણો વિધિ એ યજ્ઞમાં ભળવાથી સધાય છે. વ્યષ્ટિની અને સમષ્ટિની પ્રવૃત્તિઓનો અભેદ થાય એટલી આમાં ફલજિઘત્સા [૧૦] છે. આ ફલજિઘત્સાને જ શુદ્ધ નૈષ્કામ્ય અને બ્રહ્માર્પણ કહે છે. જીવ અને ઈશ્વરનો, ઈશ અને અનીશનો, અદ્વૈતયોગ આથી જ સધાય છે. બ્રહ્મ, ઈશ અને જીવ, અથવા પરમ અલક્ષ્ય, પરમ લક્ષ્ય પુરુષ, અને જીવસ્ફુલિંગ એ ત્રણેનો ત્રિયોગ સાધવાનું આ પ્રથમ પગલું છે. કર્મમાત્રનો યોનિ લક્ષ્ય બ્રહ્મ છે અને લક્ષ્ય બ્રહ્મનો યોનિ અલક્ષ્ય અક્ષર બ્રહ્મ છે. [૧૧] સ્વયોનિલાભથી કર્મ લક્ષ્ય બ્રહ્મમાં અને લક્ષ્ય અલક્ષ્યમાં શાંત થાય છે તે આ જ ત્રિયોગથી થાય છે. ભૂતમાત્રને આત્મવત્ ગણી આત્મસાત્ કરવાનો માર્ગ તો આપણા પંચમહાયજ્ઞથી જ સધાય છે, તેમાં આવી નિષ્કામતા, આવા શિષ્ટતમ હેતુ અને સર્વ ભૂતના કલ્યાણરૂપ આવું ફળ છે.'

'સંસારના પંચમહાયજ્ઞ, પિતૃયજ્ઞ, મનુષ્યયજ્ઞ, ભૂતયજ્ઞ, દેવયજ્ઞ અને બ્રહ્મયજ્ઞ એવા ગણાય છે. સાધુજનોના યજ્ઞોનાં નામ એવાં જ છે પણ તે યજ્ઞોનાં આત્મા અને શરીર જુદાં પ્રકારનાં છે. પરમ પુરુષના પરમ યજ્ઞમાં પુરુષ પોતે જ પશુસ્થાને બલિરૂપ થઈ હોમાય છે, તેમ પુરુષસ્ફુલિંગ જીવાત્મા સાધુજનોના આ પંચયજ્ઞમાં જાતે જ પશુવત્ હોમાય છે — જીવાત્મા સૂક્ષ્મ અને કારણ શરીર સહવર્ત્તમાન આમાં પશુ થઈ મેધ્ય થાય છે. ભોગાયતન સ્થૂલ શરીર છે તે આ યજ્ઞની વેદી થાય છે. વ્યોમચારી પક્ષી ચાંચમાંનું ફળ કોઈ વૃક્ષ ઉપર બેઠા વિના ભોગવી શકતું નથી તેમ જન્મપરંપરાનું પક્ષી સૂક્ષ્મ શરીર સ્થૂલ શરીરમાં હોય ત્યારે જ ભોક્તા થાય છે. આ વેદી ઉપર ચડ્યા વિના આ પશુ યજ્ઞબલિ પણ થઈ શકતું નથી એ વેદી અને એ પશુને સુસમૃદ્ધ રાખવાં એ આ યજ્ઞનો પૂર્વવિધિ છે અને હોમાદિ ઉત્તરવિધિ છે,પશુ વિષય સૂત્રો છે કે *रुद्राय महादेवाय जुष्टो वर्द्धस्वेति॥ तं वर्द्धयेत संपन्नदन्तमृषभं वा॥* [१] પશુનો આ વર્ધનવિધિ આવશ્યક છે. સાધુજનોનાં સૂક્ષ્માદિ શરીર આ ત્રણે મઠોમાં આ વિધિ પ્રમાણે પુષ્ટ, પવિત્ર અને વર્ધમાન રાખવામાં આવે છે. તારામૈત્રક અને ગ્રહદશાના બલથી જે દંપતી ત્રસરેણુક અવસ્થા પામે છે. તેમનાં સૂક્ષ્મ શરીર અદ્વૈત પામી ત્રસરેણુક થયેલા સુવૃદ્ધપીન પશુનો ત્યાગ કરે છે અને એ અદ્વૈતથી જ એ પશુ વર્દ્ધિત થઈ યાગયોગ્ય થાય છે. વિહારમઠનું શાસ્ત્ર આ વિધિને ઉદ્દેશીને જ રમેલું છે. જ સ્ત્રીપુરુષને આવો યોગ પ્રાપ્ત થતો નથી અને કુમારીના કંકણ

પેઠે એકાકી વિહાર કરી શકે છે તેને ત્યાગધર્મ પ્રાપ્ત થાય છે અને બીજા બે મઠ તેને માટે છે. સ્થૂલ યજ્ઞોની વેદી અને પસુનો સંયોગ ઘણો મોડો મનુષ્યનો કર્યો થાય છે; પણ સૂક્ષ્મ શરીરનો અને સ્થૂલ શરીરનો સંયોગ સ્થૂલ શરીરના જન્મ સાથે લક્ષ્ય પુરુષ જાતે જ રચે છે, અને એ સંયોગ રચાય છે ત્યારથી જ એ પશુ અને એ વેદીનો સંયોગ થાય છે. એ સંયોગ થયો કે એ પશુ પરમ લક્ષ્ય પુરુષની ઇચ્છાથી, કુટુંબાદિના પ્રયત્નથી અને અન્ય નિમિત્તોથી, દિને દિને વધે છે, પુષ્ટ થાય છે અને સંપૂર્ણ અથવા ન્યૂનાધિક કલાને પામે છે. એ પશુના આ પોષણાદિમાં સાધનભૂત થવું એ સાધુજનો પોતાનો પ્રથમ ધર્મ અને સર્વ યજ્ઞનેનો આવશ્યક વિધિ ગણે છે. જેવી રીતે આ પશુની વૃદ્ધિ વિહિત છે તેવી જ રીતે યજ્ઞસામગ્રીનો અને પશુનો દિવસે દિવસે વધતો ભાર ઝીલવાને તેમ ચિરંજીવ અગ્નિનો સતત તાપ વેઠવાને માટે આ યજ્ઞની વેદીને પણ સમર્થ કરવામાં આવે છે. સ્થૂલ અને સૂક્ષ્મ શરીસેનાં પોષણાદિને માટે આ મઠોમાં જે વ્યવસ્થા છે તેનું આવું કારણ છે, અને એ વ્યવસ્થાને અંગે આવશ્યક ન હોય એવો કોઈ પણ ભોગ ઈચ્છવો તે સાધુઓમાં અધર્મ્ય અને કામરૂપ મનાય છે અને તેને દૂર રાખવામાં આવે છે.'

'આ વેદીને, પશુને અને યજ્ઞસામગ્રીને, સંભૃત કરવા જે જે શુભ પદાર્થો જોઈએ તે તે કેવી રીતે વસાવવા? સંસારીઓના યજ્ઞમાં કાષ્ઠ, ઘૃત આદિ સામગ્રી સંભાર જોઈએ તેમ સાધુજનોના યજ્ઞસંભારમાં સુંદરતા, રસ, પ્રીતિ, ભક્તિ આદિ ગુણો અને ભિક્ષાદિને માટે જોઈતો સંગ્રહ જોઈએ છે. રાજસી વૃત્તિવાળો સંસારી જેટલા ઉત્સાહ અને પ્રયત્નથી ધર્માર્થકામ માટે ઐહિક પદાર્થોનો અને શક્તિઓનો સંગ્રહ કરે છે અને તેમના ભોગમાં પ્રવૃત્ત થાય છે તેવા અને તેટલા જ ઉત્સાહ અને પ્રયત્નથી પણ સાત્ત્વિક વૃત્તિથી સાધુજનો પોતાના આવા યજ્ઞસંભારની વિવૃદ્ધિને માટે તેના પોતે જ ભોક્તા હોય એમ પ્રવૃત્ત થાય છે. એ પ્રવૃત્તિથી આ સંભાર કેવી રીતે સંગ્રહાય છે એ જોવાનું હવે રહ્યું. બાલક જ્યારે ગર્ભાવસ્થામાં હોય છે ત્યારે તેના મુખને ભોજનની કે પાનની શક્તિ હોતી નથી. તેવે કાળે નાળબંધનને દ્વારે બાળકના ઉદરમાં માતાના ઉદરમાં પક્વ થયેલો પોષણસંભાર પહોંચે છે તેમ સ્થૂલ-સૂક્ષ્મ શરીરની ઇંદ્રિયો દ્વારા અને સૂક્ષ્મ શરીરની પ્રવૃત્તિઓ દ્વારા પૃથ્વીમાતાના ઉદરમાં ઐહિક સંપત્તિઓને રૂપે પક્વ થયેલો યજ્ઞસંભાર સ્થૂલસૂક્ષ્મ શરીરીમાં પહોંચે છે અને યજ્ઞની વેદીને અને યજ્ઞના પશુને તેમ યજ્ઞ ઉપરના અગ્નિને સર્વ સ્થૂલસૂક્ષ્મ સાધનોથી સંભૃત ને ભૂષિત કરે છે. પરમ લક્ષ્ય પુરુષની સર્વવ્યાપિની અલક્ષ્ય જ્વાળાઓ દશે દિશાએ લાગી રહી છે તે જ્વાળાઓ આવાં સંભૃત શરીરોનો જ સ્પર્શ કરે છે અને જીવસ્ફુલિંગના પંચમહાયજ્ઞ ત્યારે જ આરંભાય છે.'

'એ યજ્ઞોમાં પ્રથમ પિતૃયજ્ઞ છે. સંસારીને માટે આ યજ્ઞ જુદો છે ને સાધુજનોને માટે જુદો છે. સંસારીજનને પુત્રાદિ સંબંધ પ્રાપ્ત થાય છે અને પિતૃવર્ગ આયુષ્યમાન્ હોય તો તેમની પ્રત્યક્ષ તૃપ્તિ માટેનો યજ્ઞ છે અને તે પછી તો તેમનાં સૂક્ષ્મ શરીરની પરોક્ષ તૃપ્તિને માટે છે. પ્રત્યક્ષ તૃપ્તિ પુત્રને જ પરમાર્થરૂપ છે પણ પિતામાતાદિ આ તૃપ્તિના અભ્યાસથી તેનાં લોભી થાય છે અને તેમનાં પોતાનાં સૂક્ષ્મ શરીરોની એવી કામનાઓથી અધોગતિ થાય છે. તેમની કામનાઓને અતિતૃપ્ત કરવા જેવા પિતૃયજ્ઞ પુત્રો આરંભે તો બીજા ચાર યજ્ઞોમાં તેમની તૃપ્તિ યથોચિત થઈ શકતી નથી અને તેનું પાપ એવી તૃપ્તિની કામનાવાળાં પિતામાતાને લાગે છે. એટલું જ નહિ પણ એ કામનાઓના અભ્યાસથી પિતામાતાના પોતાના પંચયજ્ઞ પણ અપૂર્ણ રહે છે. મનુષ્યમાત્રના સર્વ યજ્ઞ યથોચિત પ્રમાણમાં થાય તો જ પરમપુરુષનો પુરુષયજ્ઞ દીપ્ત થાય છે, માટે પિતૃયજ્ઞની આ સ્થિતિથી પુરુષયજ્ઞનો પણ પિતામાતા દોષ કરે છે. પિતામાતા અને જ્યેષ્ઠ કુટુંબરૂપ પિતૃલોક, પુત્રલોક અને જગત એમાંથી કોના કલ્યાણ માટે આ સ્થિતિ અનુકૂળ નથી. માટે સાધુજનોએ પિતૃયજ્ઞનો ત્યાગ કરી તેને સ્થાને મઠયજ્ઞની વ્યવસ્થા રાખી છે. મૃત પિતૃજનની તૃપ્તિને માટે સંસારીઓમાં યજ્ઞ થાય છે. પણ સત્ય જોતાં તો મૃત્યુ પછી પિતાપુત્રાદિક સંબંધ નષ્ટ થાય છે અને પિતૃલોકમાં સર્વ જીવ સૂક્ષ્મરૂપે સ્ફુરે છે. પિતૃલોકનો ઉદ્ધાર પુત્રના સંન્યાસથી થાય છે તેમ તેની સાધુતાથી પણ થાય છે. સાધુજનની સાધુતા અને સાધુયજ્ઞો પિતૃલોકને તૃપ્ત કરી ઉદ્ધાર આપવા એકલાં જાતે જ સમર્થ છે. અને બાકી તો તમને કહ્યું કે અલક્ષ્ય પરમાત્માના જીવસ્ફુલિંગને તો પિતા, પિતામહ, પ્રપિતામહ કે સંબંધી કોઈ છે જ નહીં — તેનું તો સર્વત્ર આત્મરૂપ જ છે. અને વ્યવહારદૃષ્ટિથી જુએ તોપણ તેમની તૃપ્તિ તો માત્ર હંસપદથી [1] થાય છે. પિતા આદિ પિતૃવર્ગ પિતૃત્વસંબંધનો સનાતન ત્યાગ કરી આ ભૂતળ ઉપર નહીં. પણ પરલોકમાં વસે છે અને તેમની તૃપ્તિને માટે ભૂતળમાં આપેલી નિવાપાંજલિ માત્ર હંસપદ જેવી આવશ્યક ગણી એ તૃપ્તિ સિદ્ધ થશે એવી શ્રદ્ધાયુક્ત ઉત્પ્રેક્ષા સંસારીઓ કરે છે. પણ શુદ્ધ દૃષ્ટિએ જોતાં તો પિતૃલોક ઐહિક સંબંધનો ત્યાગ કરી દેવયજ્ઞમાં જ સાધ્ય છે. માટે જ કહ્યું છે કે

*वसून् वदन्ति वै पितृन्*

*रुद्राँश्चैव पितामहान्।*

*प्रपितामहांश्चादित्यान्*

*श्रुतिरेषा सनातनी॥* [2]

'આવાં ગુરુપ્રયોજનને ઉદ્દેશીને સાધુજનો સર્વ પિતૃયજ્ઞનો ત્યાગ કરે છે અને સાધુપિતાઓ પુત્ર પાસે એવા યજ્ઞ કરાવતા જ નથી એટલું નહિ પણ તેનો નિષેધ કરે છે. સાધુપિતાઓ સર્વદા પુત્રો ઉપર નિષ્કામ નિર્મમ પ્રીતિ જ રાખે છે, અને પુત્રોને પુત્રવત્ નહીં પણ આત્મવત્ જુએ છે, અને કૈવલ્ય પામેલા સાધુનું શ્રાદ્ધ તેના ગુણકીર્તનથી ને જ્ઞાનોલ્લેખથી જ કરે છે.'

'આ પિતૃયજ્ઞને સ્થાને આપણે ત્યાં મઠયજ્ઞ ગણાય છે. પુત્રશરીરમાંનાં પશુવેદીઆદિ યજ્ઞસમર્થ થાય ત્યાં સુધી માતાપિતા પુત્રપુત્રીનું આતિથેય કરી તેનું પાલનવર્ધન કરે છે અને તે પછી તેને આ અલખમઠોને દત્તક આપે છે અને પોતાના અધિકારનો ત્યાગ કરે છે. આવા પુત્રને માત્ર મઠયજ્ઞ કરવાનો રહે છે ને સર્વ પિતૃયજ્ઞના ધર્મથી તે મુક્ત થાય છે. સાધુસત્કાર, ગુરુસત્કાર, આશ્રમસત્કાર, મઠસત્કાર, શ્રીયદુનંદનસત્કાર, આદિ ધર્મોમાં પ્રવૃત્ત રહી સાધુજન મઠયજ્ઞ યાવદાયુષ્ય અખંડ રાખે છે. માતાપિતા અને પુત્ર વચ્ચે સંસારે જે ધર્મ પળાવવા ઉત્તમ છે પણ સ્વાર્થી વાસનાઓને બળે જેને સંસાર પાળતો નથી તે ધર્મ સાધુવૃંદ અને સાધુઓ વચ્ચે અધ્યાત્મદૃષ્ટિથી પળાય છે.'

'મઠયજ્ઞ કરતાં વધતા કાળમાં સાધુએ મનુષ્યયજ્ઞ કરવાનો છે. મનુષ્યની તૃપ્તિને માટે આ યજ્ઞ સધાય છે. સાધુઓ યજમાન પણ પોતે થાય છે અને યજ્ઞપશુ પણ પોતે જ સૂક્ષ્મ શરીરથી થાય છે. આ યજમાન પોતાની પાસે આવનાર મનુષ્યમાત્રને તૃપ્ત કરવાનો યજ્ઞ માંડે છે. સમષ્ટિ પરમાત્મામાંથી જીવસ્ફુલિંગ તણખા પેઠે ફૂટવા માંડે અને અનેક સ્થૂલ સૂક્ષ્મ શરીરોને વાહન કરી અનેક ભવોમાં લોકયાત્રા કરે એટલામાં એને પોતાના જેવી જ લોકયાત્રા કરનાર અનેક સ્ફુલિંગોનો માર્ગમાં સમાગમ થાય છે. એ યાત્રાને કાળે અનેકધા તેની પાસે નવાં નવાં મનુષ્યો આવે છે; આ લોકમાંથી આવે છે તેમ પરલોકમાંથી પણ આવે છે. પરલોકમાંથી પુત્રપૌત્રાદિરૂપે આવે છે; આ લોકમાંથી અતિથિરૂપે [૧] આવે છે, મિત્રરૂપે આવે છે, સ્ત્રી રૂપે આવે છે, કુટુંબરૂપે આવે છે, અને વ્યવહારાદિમાં પડતા અનેક સંબંધોને નિમિત્તે આવે છે. કેટલાંક મનુષ્ય આપણે ત્યાં આવતાં નથી પણ આપણે આપણા પ્રવાસમાં માર્ગે બોલાવે છે અને તેમનો સત્કાર કરવાનો પ્રાપ્ત થાય છે; માતાપિતાના મન્દિરમાં આપણે પરલોકમાંથી પ્રાપ્ત થઈએ છીએ અને આપણે તેમના અતિથિ થઈએ છીએ. જ્યાં સુધી આપણી બાલ્યાવસ્થામાં આપણે યજ્ઞ કરવાને સમર્થ નથી થતા ત્યાં સુધી આપણે માતાપિતાનાં અતિથિ થઈએ છીએ, અને યાગશક્તિ આવતાં અતિથિ મટી યજમાન થઈએ છીએ અને તેઓને અતિથિતુલ્ય ગણવાનો કૃતજ્ઞ ધર્મ પ્રાપ્ત થાય છે. તેઓ આકારક [૨] અતિથિ છે અને બીજા અતિથિઓ આગંતુક હોય છે. આવાં આકારક અતિથિની તૃપ્તિને મોટેનો યજ્ઞ તે પિતૃયજ્ઞ જ છે, પણ સાધુજનોમાં પિતા અને અન્ય સાધુઓનો સરખો જ સત્કાર કરવામાં આવે છે અને સર્વને અધ્યાત્મદૃષ્ટિથી જોવામાં આવે છે, માટે આપણે ત્યાં આ પિતૃયજ્ઞના ધર્મનો મનુષ્યયજ્ઞમાં જ સમાસ કરેલો છે. જેવી રીતે માતાપિતા આકારક અતિથિ છે તેમ જ જ્ઞાતિમાં, માતૃભૂમિ એટલે સ્વદેશમાં, અને સર્વ વસુંધરામાં જે જે મનુષ્યસંઘ વસે છે તે સર્વ સાધુજનોના આકારક અતિથિ છે અને માતાપિતા જેવાં જ પિતૃયજ્ઞમાં અધિકારી છે. આપણે ત્યાં તેનો પણ મનુષ્યયજ્ઞમાં સમાસ કરેલો છે. જાતે આવેલા અતિથિમાં કેટલાકને આપણે પોતે આમંત્રણ કરેલું હોય છે તે આમંત્રિત અતિથિ છે. પુત્રપુત્રીઓ આવાં અતિથિ છે. પત્ની પતિ પાસે આવે છે અને પતિ પત્ની પાસે આવે છે. સંસારી જનોમાં સંવનન અને પરિશીલન શૂન્ય થયાં છે અને આપણા સાધુજનોમાં રહેલાં છે. સાધુજનોમાં નક્ષત્રયોગના બળથી, પરસ્પર નાડીચક્રના વેગથી, અને મન્મથાવતારના ઉદયથી, આકર્ષાઈ દંપતી અયસ્કાન્ત [૩] અને અયાધાતુ [૪] પેઠે પરસ્પર જોડ ત્રસરેણુક અદ્વૈત પામે છે. એવા અદ્વૈતમાં અતિથિભાવ આવતો નથી. દંપતીનો ધર્મસહચાર આવા અદ્વૈતથી જ થાય છે. સંસારીઓમાં એક કાળે આવા વિવાહ થતા ત્યારે ધર્માર્થકામમોક્ષ સર્વમાં આ અદ્વૈત સહચાર થતા. આપણા સાધુજનોએ પુરુષાર્થના શોધનની ઉપેક્ષા કરી છે અને માત્ર પંચયજ્ઞને જ સાધે છે. તેમનામાં દંપતીભાવ તો આ યજ્ઞને માટે જ અદ્વૈત છે. જેમ લખમઠની તૃપ્તિ માટે સર્વ સાધુજનો અનામંત્રિત સમાગમ રચી સર્વ પોતપોતાના ભણીની ક્રિયાઓમાં પ્રવર્તે છે અને એ ક્રિયાઓની સંગત પ્રવૃત્તિઓથી મઠકાર્ય સધાય છે, જેમ સંસારીઓ જ્ઞાતિભોજનકાળે પરસ્પર સાહાય્ય આપી સર્વના ભોજનસમારંભ પાર ઉતારે છે, તેમ અદ્વૈત સહચારી દંપતી પરસ્પર સામર્થ્યથી, પરસ્પર સાહાય્યથી, પરસ્પર અભિલાષથી અને પરસ્પર પ્રવૃત્તિથી સર્વાંગી સૂક્ષ્મ અદ્વૈતયોગ વડે, પાંચે યજ્ઞોને માટે એક જ સમારંભ માંડે છે, અને તેનું દૃષ્ટાંત જોવું હોય તો નવીનચંદ્રજી, ચંદ્રાવલીમૈયા અને વિહારપુરીના મહાસમારંભની જ્વાલાઓનું અદ્વૈત પ્રત્યક્ષ કરો.'

દંપતી ગુરુજીના મુખની સ્તુતિથી લજ્જાવશ થઈ નીચું જોઈ રહ્યાં.

વિષ્ણુદાસ — 'હૃદયનું અદ્વૈત, પ્રીતિની સૂક્ષ્મતા અને ધર્મસહચારની સંપૂર્ણતા, એ ત્રણના સાધનથી દંપતી પરસ્પર આપ્યાયન [૧] ને માટે જે યજ્ઞ રચે છે તેને અમે પ્રીતિયજ્ઞ કહીએ છીએ. બાકીના સર્વ મનુષ્યયજ્ઞને અતિથિયજ્ઞ [૨] કહીએ છીએ. તેનું સામાન્ય લક્ષણ એ કે એ યજ્ઞના ધર્મનું તારતમ્ય યજમાન અને અતિથિના પરસ્પર ધર્મમાંથી જ જડે છે. આ યજ્ઞોમાં અતિથિ આકારક, આગંતુક કે આમંત્રિત હોય છે. આકારક અતિથિનું આતિથેય [૩] આયુષ્ય પહોંચે ત્યાં સુધી પહોંચે છે; માતાપિતાનાં, માતૃભૂમિનાં અને લોકનાં કલ્યાણમાંથી નિવૃત્ત થવાતું નથી. માતાપિતા પુત્રને સંન્યસ્તની અનુમતિ આપી પોતાના આતિથેયમાંથી મુક્ત કરે. પણ લોકકલ્યાણના ધર્મમાં તો અનુમતિ આપનાર હોતું જ નથી અને સંન્યાસીથી પણ તેનો ત્યાગ થાય એમ નથી તે તમને કહ્યું છે. આગંતુક અતિથિનું આતિથેય તેની તૃપ્તિથી સમાપ્ત થાય છે, તેની યોગ્યતાથી અવચ્છિન્ન [૪] થાય છે, તેના નિર્ગમનથી [૫] નિવૃત્ત થાય છે અને તેની સાધુતાથી સાધ્ય થાય છે. તેની તૃપ્તિ જાતે જ અસંભાવ્ય હોય તો તેની સંભાવના પ્રાપ્ત થતી નથી. તેની યોગ્યતા હોય નહીં તો તેનું આતિથેય જ પ્રાપ્ત થતું નથી. તેની સાધુતામાં ન્યૂનતા હોય તેટલું તેનું આતિથેય પણ અસાધ્ય છે. સંસારી જનોના ધર્મશાસ્ત્રમાં પાત્રાપાત્ર અતિથિની વ્યવસ્થા એક જાતની છે; સાધુજનોમાં પાત્રાપાત્ર વિવેક અન્ય રીતનો છે. સર્વ મનુષ્યોનું સર્વ પ્રકારે આતિથેય થવું અશક્ય છે માટે પંચયજ્ઞ સાધવાની શક્તિ વૃત્તિવાળાને જ પાત્ર ગણવો એવી મર્યાદા છે. તેવાના આતિથેયથી યજ્ઞવિભૂતિ વધે છે ને લોકકલ્યાણ સંવૃદ્ધ થાય છે.

*'યત્કિંચિદપિ દાતવ્યં યાચિતેનાનસૂયયા।*

*ઉત્પત્સ્યતે હિ તત્પાત્રં યત્તારયતિ સર્વત:।।* [૬] '

'સંસારી જનોને માટે સંસ્કારી દ્વિજોને જ પાત્ર અતિથિ ગણેલા છે. સાધુજનો તેમનો તેમ વ્રાત્ય [૭] જનોનો સર્વનો સત્કાર કરે છે. વિદ્વત્તા અને સાધુતા એ ઉભય સાધુઓના આતિથેયને માટે યોગ્યતા આપે છે. આકારક અને આમંત્રિત અતિથિને માટે આવી મર્યાદા નથી, અને અદ્વૈતભાવક દંપતી તો પરસ્પરનાં અતિથિ નથી માટે તેમને મર્યાદા પ્રાપ્ત થતી નથી. સંબંધકાળથી અતિથિ જીવનમાં કે મરણકાળે છૂટાં પડવાનો સંકલ્પ રાખે છે માટે જ તે અતિથિ છે.

૭. દ્વિજસંસ્કાર જેને બાકી હોય એવા બ્રહ્મચારી.

*'અનિત્યં હિ સ્થિતો યસ્માત્તસ્માદતિથિરુચ્યતે।।* [૧] ,

'પિતાપુત્રાદિ સર્વ સંબંધમાં સૂક્ષ્મ શરીરોના સંયોગ થતા નથી અને થાય છે તો અનિત્ય અને અપૂર્ણ હોય છે, અને સ્થૂલ શરીરના સંબંધ તો નિત્ય હોતા જ નથી. માટે આ સર્વ સંયોગમાં અતિથિભાવ છે. સાધુજનોના પ્રીતિયજ્ઞનું મૂળ

સૂક્ષ્મ શરીરના અદ્વૈતમૂલક હોય છે અને સ્થૂલ શરીરને અભાવે પણ એ અદ્વૈત રાખવાનો સંકલ્પ મનોગત હોય છે માટે તેમાં આતિથેય આવતું નથી. સંસારી જનોમાં કન્યાદાનાદિ વિધિથી સંવનન વિના માત્ર સ્થૂલ શરીરોનો જ વિવાહ થાય છે ત્યાં તો અદ્વૈત નહીં પણ અનિત્ય આતિથેય જ છે. એવા આતિથેયમાંથી પ્રારબ્ધકર્મને યોગે સૂક્ષ્મ પ્રીતિ અને અદ્વૈત-સંકલ્પ ઉભય પક્ષમાં થાય ને તે પ્રમાણે અદ્વૈત થાય તો આતિથેયધર્મ સમાપ્ત થાય ને પ્રીતિયજ્ઞ જ બાકી રહે. પણ તેમ ન થાય તો તો આતિથેય જ પ્રાપ્ત થાય. સંસારમાં કન્યાઓનું લગ્ન તેમની અજ્ઞાનાવસ્થામાં થાય છે અને વર ક્વચિત્ અજ્ઞાન અને ક્વચિત્ યોગ્ય વયના હોય છે. યોગ્ય વયના વરે કન્યાને આમંત્રિત અતિથિ ગણવી ધર્મ્ય છે. અજ્ઞાન દશાવાળા વરે કન્યાને આકારક અતિથિ ગણવાની છે. સર્વ કન્યાઓએ વરને આકારક અતિથિ ગણવાના છે. આ સંબંધમાં પરસ્પર ધર્મસહચાર અને પરસ્પર ત્યાગના ધર્મ આકારક આમંત્રિત આતિથેયના શાસ્ત્ર પ્રમાણે પાળવા યોગ્ય છે. બાકી પ્રીતિયજ્ઞમાં તો સંકલ્પ જ નિત્ય સૂક્ષ્મ સંબંધનો હોય છે. તેમાં સૂક્ષ્મ શરીરનો વિયોગ કે ત્યાગ સંભવતો નથી. એ યજ્ઞમાં યોગ્યાયોગ્યતાનો વિચાર પ્રાપ્ત થતો નથી. તેમ જ આમંત્રિત અને આકારક અતિથિની યોગ્યતાનો વિચાર પણ પ્રાપ્ત થતો નથી. આમંત્રિતની યોગ્યતા વિચારવી હોય તો આમંત્રણ કરવા પહેલાં વિચારવાની છે; આમંત્રણ પછી આ વિચાર અધર્મ્ય છે. આકારક અતિથિ માતાપિતાદિની યોગ્યતા તો અવિચાર્ય જ છે. એ વિચાર તો માત્ર આગંતુક અતિથિનો સત્કાર કરતાં જ કરવાનો છે. જ આગંતુક અતિથિ વિદ્વાન અથવા સાધુપ્રકૃતિ નથી તેનો સાધુજન મનુષ્યયજ્ઞમાંથી દૂર કરી તેનો માત્ર ભૂતયજ્ઞમાં સમાસ કરે છે.'

*'शुनां च पतितानां च श्वपचां पापरोगिणाम्।*

*वायसानां कृमीणां च सनकैर्निर्वपेद्भुवि।।* [२] '

'અતિથિયજ્ઞનાં અનધિકારી મનુષ્યોનો સહચાર મનુષ્યોમાં નથી, પણ શ્વાનવાયસાદિનાં જન્તુઓ સાથે જ છે; માટે તેમની તૃપ્તિ, તેમનાથી દૂર રહી. આ જન્તુઓની પેઠે ભૂતયજ્ઞથી જ કરવાની છે. એ સર્વ ચેતન ભૂતોનો યજ્ઞ તેમના ઉદ્ધાર માટે કરવાનો છે ને સર્વ ભૂતો માટે દયા રાખવાનો છે; માટે આ યજ્ઞને દયાયજ્ઞ પણ કહે છે. ચેતન ભૂતોના ઉદ્ધાર માટે ઈશ્વરે સૃજેલી દયાની મર્યાદા પણ છે. જે ભૂતોના સંસર્ગથી યજ્ઞના પશુને કે વેદીને કે સામગ્રીને એટલો ભય હોય કે પામર ભૂત ઉપર દયા કરતાં મહાયજ્ઞને જ બંધ કરવો પડે અથવા યજ્ઞનાં પશુ કે વેદી ભ્રષ્ટ કે નષ્ટ કરવાં પડે — ત્યારે તે ભૂતનો ઉદ્ધાર આપણે હાથે થાય એમ નથી એ જોઈ લેવું, અને એવા ઉદ્ધાર વિના બીજા કાર્યમાં દયા કોઈ ધર્મથી કારણભૂત થતી નથી. દયાને માટે જ દયા કરવી, દયાને સાધન નહીં પણ સાધ્ય ગણવી એવો ધર્મ નથી. આ વાત ભૂલવાથી સીતામાતા રાવણના હાથમાં ગયાં.'

'આ વિના બીજો ભૂતયજ્ઞ વ્યવહારયજ્ઞ છે. સર્વ યજ્ઞના સાધન માટે થોડીઘણી પ્રવૃત્તિમાં સર્વ મનુષ્યોએ સ્થૂલ સૂક્ષ્મ શરીરનો વ્યય કરવો પડે છે અથવા એ શરીરના વ્યય વડે સંપાદિત કરેલાં ધનગ્રામાદિ સાધનનો વ્યય કરવો પડે છે. પૃથ્વી પાસેથી અન્ન માગતાં, સેવક પાસેથી સેવા માગતાં, સેવ્યજન પાસેથી વેતન [૧] માગતાં, અશ્વ પાસેથી રથસેવા માગતાં, એ સર્વ યાચનાઓના બદલામાં પ્રવૃત્તિ કે વ્યય કરવો પડે છે, અને જો કોઈ યજ્ઞને માટે જ આ પ્રવૃત્તિ ને વ્યય હોય તો તે જાતે યજ્ઞરૂપ થાય છે. એ યજ્ઞ કલાપેક્ષી હોય છે માટે તે સકામયજ્ઞ અથવા વ્યવહારયજ્ઞ કહેવાય છે. એ યજ્ઞમાં જડચેતન સર્વ ભૂતોની સાથે વ્યવહાર થાય છે માટે તેને ભૂતયજ્ઞ કહ્યો છે. સંસારીઓ સકામ યજ્ઞ કરે છે તેમના તો સર્વયજ્ઞ એક રીતે વ્યવહારયજ્ઞ જ છે.'

'લક્ષ્ય પુરુષના ચિદંશ વિનાનો અસ્તિત્વવત્ અંશ છે તે જડ ભૂતોમાં છે. જંતુઓમાં પણ આ જડ અંશ છે. મનુષ્યમાં પણ છે. બુદ્ધિમાં પણ છે અને અંત:કરણમાં પણ છે. તે સૃષ્ટિ ઉપર દૃષ્ટિ નાંખ્યાથી, તેનાં અવલોકન અને પ્રયોગ કર્યાથી, તેનાં ગુણશક્તિ શોધ્યાથી, તેનું શાસ્ત્ર બાંધ્યાથી, સર્વ સૃષ્ટિ સાથેનો તેનો સંબંધ જાણ્યાથી, અને સંક્ષેપમાં જીવસ્ફુલિંગના ચિત્સ્વરૂપનો પ્રકાશ આ સૃષ્ટિ ઉપર પડે છે ત્યારે તેના સત્ત્વાંશમાં ચિદંશનાં કિરણ પડે છે, તે પદાર્થો મહાયજ્ઞમાં હોમાય છે, અને યજ્ઞરૂપે તેમનો ઉદ્ધાર થાય છે. આ યજ્ઞનું નામ વિદ્યાયજ્ઞ છે, તે અનંત છે અને તેની મર્યાદા નથી. એ યજ્ઞ પણ ભૂતયજ્ઞ જ છે. વિદ્વાનો, શાસ્ત્રીઓ, દર્શનદ્રષ્ટાઓ અને કવિજનોને આ મહાયજ્ઞ ઉપર કલ્યાણકારક પક્ષપાત છે. જે વિશ્વરૂપનાં દર્શન ઋતંભરા પ્રજ્ઞાવાળો યોગી મહાપ્રયત્ને પામી શકે છે તે દર્શનના વિદ્યુત જેવા ચમકારા વિદ્યાયજ્ઞના સાધકો પ્રત્યક્ષ કરે છે.'

'મઠયજ્ઞની સાધના અન્ય સર્વ યજ્ઞોની સાધના માટે સાધનરૂપ છે અને સાધુજનોની સાધુતાના રક્ષણને માટે અને સંસારના સંસર્ગથી તેમને દૂર રાખવાને માટે આવશ્યક છે. મનુષ્યલોકમાં સૂક્ષ્મ શરીરની શ્રેષ્ઠતા સ્વીકારાય છે તે છેતાં 'જીવતો નર ભદ્રા પામશે' કહેવાય છે. અને સૂક્ષ્મ શરીરના સર્વ પુરુષાર્થને પડતા મૂકી સ્થૂલ શરીરના આયુષ્યનું રક્ષણ કરવામાં આવે છે અને કહેવામાં આવે છે કે:

*'त्यजेदेकं कुलस्यार्थे ग्रामस्यार्थे कुलं त्यजेत्।*

*ग्राम जनपदस्यार्थे ह्यात्मार्थे पृथिवीं त्यजेत्।।* [२]

'સંસારી જનોમાં જેમ આત્મશરીરને અર્થે પૃથ્વીનો ત્યાગ કરવો શિષ્ટ છે તેમ સાધુજનોમાં મઠયજ્ઞને અર્થે સર્વ ઇતર યજ્ઞનો ત્યાગ આવશ્યક હોય તો તે ધર્મ્ય ગણાય છે; કારણ મઠ વગર સાધુજનો જ નષ્ટ થાય. સકામધર્મ પાળનાર સંસારીઓને અધર્મથી કે ક્ષુદ્ર આશયથી નહીં પણ સર્વ કામ અને ધર્મને માટે શરીરની આવશ્યકતા છે માટે જ તેનું પ્રથમ રક્ષણ ઉક્ત પ્રકારે યોગ્ય છે. આપણે ત્યાં તો તેનો રક્ષણવિધિ વેદીપશુવર્ધનમાં આવી ગયો.

'મનુષ્યયજ્ઞોમાં એવો પ્રસંગ આવે કે એક યજ્ઞવિધિ સાથે અન્ય યજ્ઞવિધિનો વિરોધ આવે ત્યારે શું કરવું? પ્રીતિયજ્ઞ, આકારક અતિથિયજ્ઞ, આમંત્રિત અતિથિયજ્ઞ અને આગંતુક અતિથિયજ્ઞ, એટલા મનુષ્યયજ્ઞ તમને કહ્યા. પ્રીતિયજ્ઞમાં તો દંપતીનો અદ્વૈતભાવે યજ્ઞમાં ધર્મસહચાર છે તો કોઈ પણ યજ્ઞમાં પ્રવૃત્ત થવું ન થવું એ ઉભય દંપતીની સંયુક્ત વાસનાથી જ થવાનું; માટે આ યજ્ઞને બીજા યજ્ઞ સાથેનો વિરોધ કહીએ તો *વદતોવ્યાઘાત* થાય. પ્રીતિયજ્ઞનાં યજમાન દંપતીનાં

સૂક્ષ્મ શરીરના અમરયોગનો નાશ તો બ્રહ્મા પણ કરી શકે એમ નથી અને દંપતી જાતે પણ કરી શકે એમ નથી. એમને તો માત્ર સ્થૂલ શરીરના વિયોગ કરવા કાળ આવે ને કોઈ મહાયજ્ઞને માટે તેમ કરવું યોગ્ય લાગે તો ઉભયની અદ્વૈત ઇચ્છાથી તેમ કરતાં કાંઈ બાધ નથી. આવાં દંપતીનું તો સર્વત્ર યજમાનત્વ અદ્વૈતરૂપે છે. માટે જ કહ્યું છે કે *પશ્ચાદ્ ગૃહપતિ: પત્ની ચ।।* [1] જે યજ્ઞ યજમાનના એક અર્ધાંગને ઇષ્ટ હોય તે બીજા અર્ધાંગને પણ હોય જ માટે જ યજ્ઞને અંતે *પશ્ચાત્* ગૃહપતિ અને પત્નીને એક વાક્યથી સ્મર્યાં. એટલું જ નહીં પણ દંપતીના શુદ્ધાદ્વૈતના અધિકારથી સીતામાતાના સ્થૂલ શરીરને શ્રીરામચંદ્રે પ્રજાલોકના કલ્યાણને અર્થે વિવાસન આપ્યું અને તે માટે સીતામાતાએ એમનો દોષ કાઢ્યો નથી. એ પ્રીતિયજ્ઞના અદ્વૈતનું પરમ દૃષ્ટાન્ત છે. ચંદ્રાવલીમૈયાનું એવું જ દૃષ્ટાંન્ત તો તમને પ્રત્યક્ષ છે.'

'પણ પ્રીતિયજ્ઞ વિનાનાં અતિથિરૂપ પતિપત્નીનાં દ્વૈત છે. માટે તેમને માટે આવો અદ્વૈત આચાર થતો જ નથી. આવાં પતિપત્નીએ તો પરસ્પર દ્વૈત સ્વીકારી એકબીજાનું આતિથેય કરવાનું પ્રાપ્ત થાય છે. દૈવવશાત્ અથવા કર્મપાકવશાત્ એવા પણ પ્રસંગ આવે છે કે સંવનન પરિશીલનમાં કાંઈ અશુદ્ધિ કે અસિદ્ધિ કે અન્ય દોષ રહી જવાથી દંપતીના અદ્વૈતભાવમાં વિઘ્ન આવે છે. આવાં દંપતી પણ અદ્વૈતમાંથી સ્ખલિત થઈ પરસ્પર અતિથિરૂપ થઈ જાય છે ને તેમને શિર અતિથિધર્મ આવે છે.'

'ખરેખરું ધર્મસંઘટ્ટન તો અતિથિયજ્ઞમાં આવે એમ છે અને સંસારીજનોના ગૂંચવાડા તેમાં જ આવે છે. લક્ષ્યધર્મસંગ્રહમાં તો સાધુજનો માટે સ્પષ્ટ તારતમ્ય કાઢેલું છે. આકારક અને આમંત્રિત અતિથિઓની યોગ્યતા કે અયોગ્યતા જોવાનો પ્રસંગ નથી. જને આપણે જ્ઞાતાજ્ઞાત કર્મબળે આમંત્રણ કર્યું તેને પાછળથી કહેવું કે તું અયોગ્ય છે માટે તારું આમંત્રણ નિષ્ફળ કરું છું ને તું તારે માર્ગે પાછો જા — એ ઉચ્ચાર અધર્મ્ય છે. પુત્રરૂપે કે પત્નીરૂપે આમંત્રિત અતિથિનો સર્વથા નિર્વાહ કરવો એ જ ધર્મ છે. પુત્રનું આમંત્રણ કર્યું તેનાં પશુવેદીને યજ્ઞસમર્થ કર્યા પછી તે આમંત્રિત અતિથિ મટી જઈ કેવળ આગંતુક અતિથિ થાય છે ને તે પછી તેની યોગ્યાયોગ્યતાના વિચાર નિર્દોષ છે. આમંત્રિત પત્નીનું આતિથેય તો તેની સંમતિ વિના બંધ ન જ થાય. આકારક અને આગંતુક અતિથિનો સત્કાર કરવા માટે પણ આમંત્રિત અતિથિના સત્કારમાં ન્યૂનતા રાખવી એ મહાન અધર્મ છે; તેના તો નિર્વાહમાં જ ધર્મ છે.

આકારક પિતામાતાનો પુત્ર પ્રથમ અતિથિ થાય છે ને તે પછી પુત્ર યજ્ઞસમર્થ થાય ત્યારે તે પિતૃયજ્ઞ કરી શકે છે. માતાપિતાની અશરણ અવસ્થામાં તો પિતૃયજ્ઞ આવશ્યક અને અત્યાજ્ય છે. પણ અન્યકાળે તેમ નથી. માતાપિતા સામાન્ય રીતે પુત્રના મંદિરમાં અતિથિ નથી, પણ પુત્ર માતાપિતાના મંદિરમાં અતિથિ છે. આતિથેય ધર્મમાંથી યજમાન મુક્ત થતો નથી, પણ અતિથિ યજમાનમંદિરનો ત્યાગ કરવા સ્વતંત્ર છે. માટે આવે અન્ય કાળે પિતૃયજ્ઞ અન્ય યજ્ઞોને પ્રતિકૂળ થાય તો પુત્ર યજમાનના મંદિરમાંથી પ્રવ્રજિત થાય તે નિર્દોષ છે. પણ તે પ્રવ્રજ્યા આવા કોઈ યજ્ઞને અર્થે જ હોવી જોઈએ. અન્ય યજ્ઞનાં કાર્યની અપેક્ષા ન હોય તો પિતૃયજ્ઞ અત્યાજ્ય છે.



અન્ય આકારક અતિથિને માટે આવો ધર્મ નથી. પતિ કે પત્ની જ કોઈ આકારક અતિથિ હોય તેને મંદિરમાં રહેવા દઈ યજમાન જાતે પ્રવ્રજિત થઈ શકે નહીં. પિતામાતાનો તો પુત્ર જાતે આમંત્રિત અતિથિ છે માટે તેમની પાસેથી તે પ્રવ્રજિત થાય, પણ જે અતિથિઓ અને એનો યોગ અનામંત્રિત અને અનાગંતુક થયેલો છે તે અતિથિની પાસેથી તો આતિથેય પડતું મૂકી યજમાનથી પ્રવ્રજ્યા થાય જ નહીં. માતૃભૂમિ અને મનુષ્યલોકનો પણ સાધુજનને આવો જ યોગ છે, અને જ સાધુ તેમનું આતિથેય કરવા, તેમનો યજમાન થવા સમર્થ છે તેણે તો યજમાનકૃત્યમાંથી નિવૃત્ત થવાય જ નહીં. આવાં આકારક અતિથિને સુસંભૃત દશામાં મુકાય અથવા તેમ કરવાની શક્તિ હીન થાય તો જ એમના એ યજ્ઞમાંથી નિવૃત્ત થવાય છે.

જે અતિથિ જાતે આગંતુક છે તેની આતિથેયતા સમાગમપર્યંત અથવા અતિથિની નિવૃત્તિપર્યંત પહોંચે છે અથવા અન્ય યજ્ઞકાર્મમાં એ આતિથેય વિઘ્નકર થાય ત્યારે તેમાંથી નિવૃત્ત થવું એવી મર્યાદા છે.

વિદ્યાયજ્ઞનું ફળ મનુષ્યયજ્ઞની સમૃદ્ધિ છે માટે મનુષ્યયજ્ઞમાં વિઘ્નકર ન થાય ત્યાં સુધી એ યજ્ઞ વિહિત છે. વ્યવહારયજ્ઞ સર્વયજ્ઞમાં સાધનભૂત છે અને એનું સાધનરૂપ નષ્ટ થાય તો એ યજ્ઞ પડતો મુકાય.

દયાયજ્ઞ ભૂતમાત્રના ઉદ્ધાર માટે છે અને મનુષ્યસૃષ્ટિના ન હોય તો એ યજ્ઞ અને ઉદ્ધાર અશક્ય થાય. માટે મનુષ્યયજ્ઞનું પાલન કરીને જ દયાયજ્ઞ સાધવાનો છે.

મઠયજ્ઞ, મનુષ્યયજ્ઞ અને ભૂતયજ્ઞ એ ત્રણ લક્ષ્યપુરુષના મહાયજ્ઞ છે અને તેમને લક્ષ્યયજ્ઞ કહીએ છીએ. એ વિના બે યજ્ઞ દેવયજ્ઞ અને બહ્મયજ્ઞ છે. તેને અલક્ષ્યયજ્ઞ કહ્યા છે. દેવયજ્ઞમાં અલક્ષ્ય અને લક્ષ્ય પરાત્માના અદ્વૈત સ્વરૂપનો યજ્ઞ થાય છે અને બ્રહ્મયજ્ઞમાં કેવળ અલક્ષ્ય પરમાત્માનો યજ્ઞ થાય છે. ઉભય અલક્ષ્યયજ્ઞ ઉત્તમાધિકારીઓને માટે જ છે, પણ દેવયજ્ઞમાં મધ્યમાધિકારીઓને સાક્ષી કરવામાં આવે છે.

મનુષ્યનાં અંત:કરણાદિમાં વસતું બુદ્ધિસત્ત્વ દેવોનું અધિષ્ઠાન છે અને તેથી દેવશબ્દનો પ્રયોગ સાત્ત્વિકબુદ્ધિસત્ત્વનો વાચક [1] થાય છે. આ બુદ્ધિસત્ત્વની તૃપ્તિમાં જ દેવોની તૃપ્તિ છે. માટે ઉભયની તૃપ્તિ અર્થે માંડેલા યજ્ઞને દેવયજ્ઞ કહ્યો છે. ચક્ષુઆદિ ઇન્દ્રિયોએ પ્રત્યક્ષ કરેલાં સત્ય તે સત્ય નથી, પણ સાત્વિક બુદ્ધિસત્ત્વને જે પ્રત્યક્ષ થાય તે જ સત્ય છે, માટે શ્રુતિ ઉચ્ચારે છે કે:

*સત્યમેવ દેવા અનૃતં મનુષ્યા ઇદમહામનૃતા-*

*ત્સયમુપૈમીતિ।* [2] અને

*એતદ્ધ વૈ દેવા*

*વ્રતં ચરન્તિ યત્સત્યમ્।।* [3]

સાત્ત્વિક બુદ્ધિસત્ત્વનું જે વ્રત ચરે છે તે જ સત્ય છે. સંસારમાં જે જે સત્ય કહેવાય છે તે સર્વ શાસ્ત્રમાં સત્ય હોય છે એમ નથી. ચંદ્રનું તેજ સંસાર ચંદ્રનું ગણે છે, પણ શાસ્ત્ર તેને સૂર્યનું તેજ [૧] ગણે છે, માટે સંસારનું ગણેલું તે અસત્ય અને શાસ્ત્રવચન કહે છે તે સત્ય. લક્ષ્યપુરુષની કૃતિનો ભેદ શાસ્ત્રથી પમાય છે. સૂર્યચંદ્રાદિની ગતિ, અણુપરમાણુથી તે વિભુ સત્ત્વોના ગતિક્રમ, મનુષ્યાદિ સર્વ પ્રાણીઓના સંસાર અને તેમની વ્યવસ્થાઓનો પ્રવાહ, આદિ સર્વ ઐહિક સત્ત્વોના સંઘ અને તેમનાં યંત્ર સર્વદા ગતિમત્ હોય છે. એ સંઘ અને તેમનાં ગતિયંત્રનું યથાર્થ સ્વરૂપ લક્ષ્યદ્રષ્ટાઓ શોધે છે અને તેનાં શાસ્ત્ર રચે છે. આ પ્રમાણે પ્રત્યક્ષ થયેલા સત્યને ઋત કહે છે. ઋ ધાતુ ગતિવાચક છે અને ઋત પદાર્થોની અત્યંત ઋતિ થાય ત્યારે તે નિઋતિ કહેવાય છે. આ પદાર્થો પ્રથમ અલક્ષ્ય હોય છે, પછી લક્ષ્ય થાય છે અને પછી અલક્ષ્ય થાય છે. તે જાય એટલે તેની પાછળ બીજો પદાર્થ ઊભો હોય. આ સર્વ ઉત્પત્તિ, સ્થિતિ અને લયવાળા અસંખ્ય પદાર્થોનું અનન્ત સંઘચક્ર અને તેમના ગતિચક્રની સમષ્ટિ તે જ ઋત પદાર્થોની ઋતિ. વિદ્યાયજ્ઞના વિદ્વાન યજમાનો તર્ક અને અનુમાનથી એ ઋતિના અંશોને શોધી કાઢે છે અને સંસારની વ્યવસ્થાને સુદૃષ્ટ કરવા પ્રયત્ન કરે છે. માટે જ તે વિદ્યાના શોધકો એક રીતે યોગીના તુલ્ય જ છે. પણ વિદ્યાયજ્ઞની જ્વાળાથી વ્યક્તિઓની બુદ્ધિઓ આ ચક્રસમષ્ટિના માત્ર કોઈ કોઈ એકદેશીય અવયવોને જ પ્રત્યક્ષ કરી શકે છે અને અન્ય દેશ ઉપર બુદ્ધિ પહોંચે ત્યારે કાંઈ વધારે ઋતાંશ પ્રત્યક્ષ થાય છે. સકલ અને સંપૂર્ણ ઋત [૧] તો યોગીને ઋતંભરા પ્રજ્ઞા[૨] પ્રાપ્ત કર્યાથી જ જડે છે. યોગીના બુદ્ધિસત્ત્વને અધ્યાત્મપ્રસાદ[૩] થાય ત્યારે તેને ભૂતાર્થવિષય[૪] જે પ્રજ્ઞાલોક[૫] તે એક ક્રમે યુગપત્-સાથેલાગો-સર્વાંગે પ્રત્યક્ષ થાય છે, સર્વ દશા અને ત્રિકાળ સાથેલાગાં પ્રત્યક્ષ થાય છે. આ દૃષ્ટિનો વિષય તે જ ઋત. બુદ્ધિસત્ત્વ પ્રકાશસ્વભાવ છે અને સર્વાર્થદર્શનસમર્થ[૬] છે, પણ તેના ઉપરનું તમ જેટલા રજસ્‌થી ઊઘડે એટલા જ દેશને તરત પ્રત્યક્ષ કરે છે, અને સાત્ત્વિક અંશની પ્રાપ્તિથી રજસ્ પણ નાશ પામે છે ત્યારે સર્વભૂતાર્થ એ બુદ્ધિસત્ત્વ પાસે પ્રત્યક્ષ થાય છે. આ પ્રત્યક્ષવિષય તે જ ઋતંભરા પ્રજ્ઞાનું ઋત એ ઋતને પામનાર યોગી ઋતના અધિષ્ઠાતા ઈશ્વરમાં વૈષમ્ય[૧] કે નૈર્ઘૃણ્ય[૨] આદિ દોષ જોતો નથી. ઈશ્વર જે ઋતથી સાપેક્ષ છે તે ઋતધર્મમાં જ લક્ષ્યરૂપ ઈશનું વિશુદ્ધ દર્શન થાય છે.[૩] વૈરાટસ્વરૂપ શ્રીકૃષણે અર્જુનને બતાવ્યું તે આ ઋત જ! ઋત પામનાર પ્રજ્ઞા લક્ષ્યપુરુષની સર્વ અપેક્ષાનું ને સર્વ કૃતિનું રહસ્ય સમજે છે. લક્ષ્યપુરુષના ચિદાનંદમાં અદ્વૈત પામે છે, અને ઋતના પ્રકાશનથી સંસારના ઉદ્ધારના અને સંસારના કલ્યાણના માર્ગ જાણી શકે છે. શ્રીકૃષણ પરમાત્મા, શ્રીબુદ્ધ ભગવાન્, આદિ અનેક યોગીશ્વરો આ ઋતંભરા પ્રજ્ઞા પામ્યા હતા. આવાં ઋતનું દર્શન કરવાને અને સંસારનું કલ્યાણ કરવાને યોગીલોક જે સાધે છે તે દેવયજ્ઞ, અને દેવયજ્ઞને ઋતયજ્ઞ પણ ગણ્યો છે.

ઋત આમ સત્ય જ છે, પણ પરમ અલક્ષ્ય સત્યથી તે વિલક્ષણ છે. પરમ અલક્ષ્ય પરમાત્માનું નિત્ય શુદ્ધ સ્થાણુ નિરવયવ સ્વરૂપ એ જ એક પરમ સત્ય છે. મનુષ્યને પ્રત્યક્ષ થતાં રૂપ સર્વ અનૃત અને અસત્ય છે. વિદ્યાયજ્ઞના યજમાનને પ્રત્યક્ષ થતો ઋતાંશ એકદેશીય હોય છે માટે જ નવો ઋતાંશ પ્રાપ્ત થતાં બે અંશનો નવીનરૂપે સમુચ્ચય પ્રાપ્ત થાય છે. અને માટે જ તર્કની અપ્રતિષ્ઠા ને અનિત્યત્વ કહ્યાં છે. ઋતંભર પ્રાજ્ઞને પ્રત્યક્ષ થતું ઋતસ્વરૂપ સંપૂર્ણ અને સકલ છે, પણ સાવયવ છે; એ અવયવ ચંચળ છે, અને સર્વ બ્રહ્માણ્ડાદિની ઋતિ નિત્ય[૪] છે, પણ ઋતિવિષયભૂત અવયવોના સંબંધ નિત્ય નથી — જેમ આકાશમાં તારામંડળની ગતિ નિત્ય છે પણ તેમની ગતિના અવચ્છેદ નિત્ય નથી. લક્ષ્ય રૂપના અવયવભૂત મનુષ્યલોક ને ભૂતલોકનું લક્ષ્ય-કલ્યાણ આ ઋતના પ્રાજ્ઞ સાક્ષીઓ જ જાણી શકે છે. અન્યને તે અલક્ષ્ય છે. સ્રવ લક્ષ્ય યજ્ઞોની વિધિની શુદ્ધતા ઋતયજ્ઞથી જ પ્રાપ્ત કરાય છે. લક્ષ્ય અને અલક્ષ્યના અદ્વૈતનો યોગ પણ ઋતંભર પ્રાજ્ઞો જ સંપૂર્ણ કળાથી પામી શકે છે.



આ ઋતથી વિલક્ષણ પરમ નિત્ય સત્યનો યજ્ઞ તે બ્રહ્મયજ્ઞ અથવા સત્યયજ્ઞ કહ્યો છે. જેમ ઋતંભરનો પ્રજ્ઞાલોક ભૂતાર્થવિષય છે તેમ આ સત્યદૃષ્ટિ આત્મવિષય છે. પરમ અલક્ષ્ય સૂક્ષ્મતમ બ્રહ્મ નિષ્કલ અને વિરજ અસિરૂપે સુવર્ણમય અને ઋતકોશમાં રહેલું છે[૧] એ બ્રહ્મરૂપ સત્યનું મુખ ઋતરૂપ સુવર્ણમય પાત્રથી ઢંકાયેલું છે,[૨] તે ઋતયજ્ઞ અને સત્યયજ્ઞના સંયોગથી ઉઘાડવાનું છે. લક્ષ્ય અલક્ષ્ય પરાવર અને જીવસ્ફુલિંગનો ત્રિયોગ યોગ આ ઉભય યજ્ઞોના યોગથી જ થાય છે. લક્ષ્ય ધર્મ અને અલક્ષ્ય સત્યનો યોગ પણ આથી જ થાય છે. મહાત્માઓ પ્રથમ સર્વે લક્ષ્ય યજ્ઞોની કર્મસાધના કરી એ મહાતપને અંતે ધ્યાનયોગ અને જ્ઞાનયોગનાં તપ કરે છે તેને અંતે તપ પૂર્ણ કલાથી થઈ રહેતાં તેમાંથી ઋત અને સત્યનો ઉદય સાથેલાગો પ્રત્યક્ષ થાય છે માટે જ શ્રુતિવચન છે કે *ઋતં ચ સત્ય ચાભીદ્ધાત્તપસોऽध्यजायत* [૩] //

૧. ૨. ભાગ ત્રીજો, પ્રકરણ ૬.

૩. જેમ બળતણનું ઈન્ધન-કાષ્ટ-બરોબર સળગે ત્યારે તેમાંથી એક ભડકાની અનેક જ્વાળાઓ થાય તેમ (યોગીનું) તપ સારી રીતે સળગ્યું ત્યારે ઋત અને સત્યની બે જ્વાળાઓ ધરનાર એક ભડકો એ તપની પાસે પ્રત્યક્ષ થયો.

વૃક્ષશાખામાં જેમ બબે પાંદડાં સાથેસાથે ને સામસામી ઊગે છે અને તેની વચ્ચે ફલપુષ્પસમૃદ્ધિ આવે છે, તેમ તપોવૃક્ષની શાખામાં ઋત અને સત્ય સાથોસાથ ને સામસામાં ઊભાં રહે છે ને ફલપુષ્પને સ્થાને ધર્મ ઉદય પામે છે. તે કાળને પરિણામે સમાધિ ધર્મમેઘરૂપે ઉદય પામે છે અને જગતના કલ્યાણને માટે અનેક અમૃતધારાઓને એ મેઘ જગતના શિર ઉપર વર્ષે છે.[૪] કૃતભોગાપવર્ગ એટલે કૃતકૃત્ય અને પુરુષાર્થશૂન્ય કાર્યકારણાત્મક ગુણોના પ્રતિપ્રસવ[૫] આવા મેઘોદયથી થાય છે અને ઋતયજ્ઞ સધાય છે.

*૪.યદાયં બ્રાહ્મણં: પ્રસંખ્યાનેऽપ્યકુસીદસ્તોપિ ન કિંચિત્પ્રાર્થયતે તત્રાપિ વિરકસ્ય સર્વથા વિવેકખ્યાતિરેવ ભવતીતિ સંસ્કારવીઅક્ષયાન્નાસ્ય પ્રત્યયાન્તરાણ અયુત્પદ્યન્તે તદાસ્ય ધર્મમેવો નામ સમાધિર્ભવતિ। તત: ક્લેશકર્મનિવૃત્તિ:। ક્લેશકર્મનિવૃતૌ જીવન્નેવ વિદ્વાન્ વિમુક્તો ભવતિ। સર્વૈ: ક્લેશકર્મ વરણૈર્વિમુક્તસ્ય જ્ઞાનસ્થાનન્ત્યં ભવતિ। તતસ્તસ્ય ધર્મમેધસ્યોદયાત્કુતાર્થાનાં ગુણનાં પરિણામક્રમ: પરિસમાપ્યતે। કૃતભોગાપવર્ગાણાં પુરુષાર્થશૂન્યાનાં ય: પ્રતિપ્રસવ: કાર્ય કારણાત્મકાનાં ગુણાનાં તત્કૈવલ્યં સ્વરૂપપ્રતિષ્ઠા। - યોગશાસ્ત્રે વ્યાસભાષ્યામ્।।*

૫. પ્રસવ = પ્રસન - ફૂલની કળી. પ્રતિપ્રસવ = સામી ઊગેલી કળી.

નવીનચંદ્રજી, આ ધર્મ સનાતન છે, એ સર્વ દેશકાલને માટે છે. માત્ર એ અસાધુજનને માટે નથી. જે સાધુજનો અધિકારક્રમે મઠયજ્ઞથી આરંભી ચડશે તે બુદ્ધિમાન હશે તો કાળક્રમે પંચમહાયજ્ઞ સાધી શકશે. લક્ષ્યાલક્ષ્યનો યોગ પામશે, પુનરાવૃત્તિ નહીં પામે, અને પરમાનંદની સ્વાનુભૂતિ પામશે. ભગવાન બુદ્ધના દયાધર્મને સ્થાને આતિથેયધર્મની વ્યવસ્થા રચનારને સૂક્ષ્મ ઋતયજ્ઞની સાધનાના ફલોદયને કાળે આ યજ્ઞોની વ્યવસ્થાનો બોધ પ્રાપ્ત થયો છે. ઋત અને સત્યના ધર્મ અલક્ષ્ય-લક્ષ્ય-માર્ગમાં જ પ્રવર્તાવેલા છે, કેવળ યજ્ઞધર્મમાં અધ્યાત્મદૃષ્ટિ નથી, કેવળ વ્યવહારધર્મમાં સત્યદૃષ્ટિ નથી, અને કેવળ દયાધર્મમાં ઋતદૃષ્ટિ નથી પણ માત્ર ગુણનિરપેક્ષ દયા જ છે, ઋત અને સત્યના અધ્યાત્મ અને સનાતન અગ્નિમાં સિદ્ધ કરેલાં આતિથેય અને યજ્ઞોની વ્યવસ્થા જ સર્વ લોકને અને સર્વ કાળને માટે છે.

તમારા પ્રશ્નોના મુખ્ય ભાગનું સમાધાન આમાં આવી ગયું. પણ વિશેષ સાંભળો. સંસારીજનોમાં ધર્મશાસ્ત્રો અનેક છે, ને છે તેમને દેશકાળ સર્વકળાથી સ્વીકારતો નથી. પણ સનાતન ધર્મનું લક્ષણ તો મનુએ જ કહેલું છે કે:

*विद्वद्‌भिः सेवितः सद्‌भिर्नित्यद्वेषरागिभिः।*

*हृदयेनाभ्यनुज्ञातो यो धर्मस्तन्निबोधत।।*

આમાં દેશકાળની તો શું પણ વેદવિધિની પણ મર્યાદા રાખી નથી. વિદ્વાન અને રાગદ્વેષહીન સાધુજન જે ધર્મનો કેવળ બોધ જ કરે છે એટલું નહીં, પણ જે ધર્મનું નિત્ય જાતે સેવન કરે છે તે જ ધર્મ શ્રેષ્ઠ કહ્યો. એ એવા સાધુજન તો મલેચ્છ કે શૂદ્રાદિમાં પણ હોય છે અને તેવા સાધુજન જેનું નિત્ય સેવ કરે તે ધર્મ. એ ધર્મને કોઈ શાસ્ત્રની અનુજ્ઞા પણ જોઈતી નથી. ધર્મવિચારક જો જાતે ઉક્ત પ્રકારનો સાધુજન હોય તો આવા આચારને પોતાના હૃદયની અનુજ્ઞા છે કે નહીં એટલું જ પૂછવાનું તેને રહે છે, અને તે અનુજ્ઞા મળે તો પછી કશાની અપેક્ષા નથી. ચતુર્થાશ્રમીને માટે મનુએ જ વિધિ અને શાસ્ત્ર દર્શાવ્યાં છે તે જ આવા સાધુજને સેવવાનાં છે. તે એ કે:

*दृष्टिपूतं न्यसेत्पादं वस्त्रपूतं जलं पिबेत्।*

*सत्यपूतां वदेद्वाचं मनःपूतं समाचरेत्।।* ૧

૧. દૃષ્ટિથી શુદ્ધિ કરી પગ મૂકવો, વસ્ત્રથી શુદ્ધ કરી જળ પીવું, સત્યથી શુદ્ધ કરી વાણી ઉચ્ચારવી અને મનથી શુદ્ધ કરી આચરણ આચરવું. - મનુ.

સાધુજનોનાં મન-હૃદય સ્વયં પવિત્ર હોય છે અને તેમાં થઈને જે વિચાર અને ક્રિયાઓ નીકળે તેમની મલિનતા એમનાં મનના સ્પર્શથી જ સર્જાઈ પ્રથમથી મળ પેઠે નીકળી ગયેલી હોય છે. પાણી, ભસ્મ, અગ્નિ આદિથી જેમ વાસણને પવિત્ર કરીએ તેમ એમના મન વડે જ વિચાર અને આચાર પવિત્ર થાય છે. આવી રીતે મન:પૂત આચરણને જ સાધુજનો હૃદયથી અનુમત કરે છે. પ્રથમ ઉક્ત પ્રકારના સાધુજનો જે આચરણનું નિત્ય સેવન કરતા હોય અને જેને કોઈ સાધુએ પોતે મન:પૂત કરેલું હોય એનું આચરણ તે જ ધર્મ છે અને તે વિના ધર્મ શાસ્ત્રોમાં લખ્યા હોય તોપણ તે માત્ર સૂચનારૂપ ગણવાના છે; કારણ સાધુજનને આજ્ઞા કરવાનો અધિકાર તેના મન વિના બીજા કોઈને નથી.

સાધુજનો વિહારમઠમાં હોય છે તોપણ ત્યાગી છે. ત્યાગી હોય તોપણ તેને શિર પંચમહાયજ્ઞના ધર્મ છે. ત્રસરેણુક જીવનથી વિહારમઠમાં રહી ધર્મસહચર જીવના અદ્વૈતસહચાર વડે એ ધર્મ પાળવા કે બીજા બે મઠમાં કુમારીના કંકણ જેવું જીવન રાખી પાળવા તેનો નિર્ણય કરવામાં કોઈ કામકામી કે કામદ્વેષી નથી થતું. સાધુજનો સ્વભાવથી બ્રહ્મચારી રહે છે તેને ત્રસરેણુકજીવનમાં આકર્ષવા કે નહીં, એ અલખ મદનાવતારના અધિકારની વાત છે. પ્રાચીનકાળમાં ચાર આશ્રમ ઉત્તરોત્તર ક્રમથી વિહિત હતા પણ મનુએ કહેલું છે કે યુગે યુગે યુગહ્રાસાનુરૂપ[2] ધર્મવૈલક્ષણ્ય[3] પ્રાપ્ત થાય છે. આ યુગમાં ચાર આશ્રમ અનુકૂળ નથી. માટે લક્ષ્યધર્મમાં બે આશ્રમ કહેલા છે — એક સંસારી જનોનો અને બીજો સાધુજનોનો. બ્રહ્મચર્ય અને સંન્યસ્તને સ્થાને આ મઠ છે. વાનપ્રસ્થને સ્થાને વિહારમઠ છે, અને કન્યાઓ, સ્થૂલ શરીરે વિધવાઓ પણ સૂક્ષ્મ શરીરે સધવાઓ અને પ્રવ્રજિતાઓ — એ સર્વની વ્યવસ્થા ત્રીજા મઠમાં થાય છે. એ સર્વનાં સામાન્ય લક્ષણ બે છે. તેમાં પ્રથમ લક્ષણ અહંતામાં અને મમતામાં વિરક્તિ અને બીજું લક્ષણ સ્વભાવસાધુતા છે.

૨. સત્યયુગના એક અંશનો હ્રાસ એટલે ક્ષય થતાં બીજો યુગ, તેમાથી હ્રાસ થતાં ત્રીજો, અને તેમાંથી હ્રાસ થતાં ચોથો કલિયુગ એવી યોજના છે.

૩. ધર્મની વિલક્ષણતા; યુગે યુગે ધર્મોનું જુદાપણું.

વાનપ્રસ્થને વિષયે મનુએ કહેલું છે કે:

*गृहस्थस्तु यदा पश्येद्वलीपलितमात्मनः*

*अपत्यस्यैव चापत्यं तदारण्यं समाश्रयेत्।।*

*संत्यज्य ग्राम्यमाहारं सर्वं चैव परिच्छदम्।*

*पुत्रेषु भार्यां निक्षिप्य वनं गच्छेत्सहैव वा।*

*अप्रयत्नः सुखार्थेषु ब्रह्मचारी धराशयः*

*शरणेष्वममश्चैव वृक्षमूलनिकेतनः।।* ૧

૧. જ્યારે પોતાને શરીરે કરચલીઓ અને માથે પળિયાં જણાય અને અપત્યનું અપત્ય દૃષ્ટ થાય ત્યારે ગૃહસ્થે અરણ્યમાં જવું. સર્વ ગ્રામ્ય આહારનો અને વસ્ત્રનો ત્યાગ કરીને, અને ભાર્યા પુત્રને સોંપી અથવા સાથે જ લઈ વનમાં જવું. ત્યાં સુખાર્થમાં અપ્રયત્ન રહેવું, બ્રહ્મચારી રહેવું, પૃથ્વી ઉપર સૂવું, નિવાસસ્થાનમાં મમતા ન રાખવી અને વૃક્ષોનાં મૂળ આગળ સૂવું. - મનુ.

અને ચતુર્થાશ્રમને વિષયે તે કહે છે કે તૃતીયાશ્રમ પૂરો કરી ચતુર્થ લેવો, અને તે લેવાનો અધિકાર-અનધિકાર વિચારતાં કહે છે કે:

*ऋणानि त्रीण्यपाकृत्य मनो मोक्षे निवेशयत्।*

*अनपाकृत्य मोक्षं तु सेवामानो व्रजत्यधः।।* ૨

૨. ત્રણ ઋણ એટલે તે દેવામાંથી મુક્ત થઈ પછી મોક્ષમાં મન કરવું. એમ મુક્ત થયા વિના જે મોક્ષનું સેવન કરે છે તે અધોગતિ પામે છે. - મનુ.

અન્ય આશ્રમોમાંથી પણ પરભાર્યા ચતુર્થાશ્રમ લેવાનો માર્ગ જાબાલશ્રુતિ દર્શાવે છે કે:

*બ્રહ્મચર્યં સમાપ્ય ગૃહી ભવેદ્ ગૃહી ભૂત્વા વની ભવેદ્વની ભૂત્વા*

*પ્રવ્રજેદિતરથા બ્રહ્મચર્યદિવ પ્રવ્રજેદ્ ગૃહાદ્વા બનાદ્વા।।* [3]

૩. બ્રહ્મચર્મને સમાપ્ત કરી ગૃહી થવું. ગૃહી થઈ વની એટલે વાનપ્રસ્થ થવું, વની થઈ પ્રવ્રજિત થવું, અથવા બ્રહ્મચર્મમાંથી, ગૃહમાંથી કે વનમાંથી પ્રવ્રજિત થવું.

ગૃહસ્થને ત્યાગી થવાનો અધિકાર ત્રણ ઋણમાંથી મુક્ત થયા વિના નથી મળતો એ કહ્યું. બ્રહ્મચારીને અને વનસ્થને એ અધિકાર મેળવવાનો માર્ગ મનુ જ કહે છે કે:

*પ્રાજાપત્યાં નિરૂપ્યેષ્ટિં સર્વવેદસદક્ષિણામ્।*

*આત્મન્યગ્નીન્ સમારોપ્ય બ્રાહ્મણ: પ્રવ્રજેદ્ગૃહાત્।।*

*યો દત્ત્વા સર્વભૂતેભ્ય: પ્રવ્રજત્યભયં ગૃહાત્।*

*તસ્ય તેજોમયા લોકા ભવન્તિ બ્રહ્મવાદિન:।।* [૪]

૪. સર્વ વેદો વડે દક્ષિણા સહિત પ્રાજાપત્ય યજ્ઞનું નિરુપણ કરી અને અગ્નિઓનું આત્મામાં સમારોપણ કરી, બ્રાહ્મણે ગૃહમાંથી પ્રવ્રજિત થવું. સ્રવ ભૂતોને દાન કરી દઈ ભય વિના ગૃહમાંથી જ બ્રહ્મવાદી પ્રવ્રજિત થાય છે તે તેજોમય લોકને પામે છે. - મનુ.

આ સર્વ વાક્યોમાં વાનપ્રસ્થ તેમ સંન્યાસને માટે અધિકાર કહેલા છે તેમાંથી ગમે તે રીતે તે દ્વારે આ યુગનો મનુષ્ય એ બેમાંથી એક આશ્રમનો અધિકારી થાય તે આપણા મઠનો અધિકારી થાય, એમાં તો નવાઈ જ નથી. પણ કેવળ બ્રહ્મચારી પણ નિરહંકાર અને નિર્મમ હોય તો અધિકારી થાય છે. પણ આમાંના કેટલાક વિષયમાં અહીંનો સંપ્રદાય ભિન્ન છે. જેમ કે ગૃહસ્થ ત્રણ ઋણમાંથી અનૃણી થઈ પછી ત્યાગી થવાનું ઉપર લખ્યું છે ને સ્વાધ્યાય, પુત્રોત્પાદન, અને યજ્ઞ એ ત્રણને ત્રણ ઋણ ગણેલાં છે. તેને સ્થાને લક્ષ્યધર્મની વ્યવસ્થામાં પુત્રોત્પાદનને ઋણ નથી ગણ્યું. અદ્વૈત થયેલાં દંપતીની તો પુત્રવાસના હોય તો બેની હોય, તેમાં તો વાસના જાતે જ આ ઋણમાંથી મુક્ત કરાવવા પ્રત્યક્ષ છે તો પછી ઋણાનૃણ્યનો વિચાર બાકી રહેતો નથી. આતિથેય ધર્મ પાળનાર સંસારી દંપતીઓનાં પરસ્પર ઋણ તો આતિથેયધર્મમાંથી નિર્ણીત થાય છે અને મનુષ્યયજ્ઞમાં તેનો અંતર્ભાવ છે; માટે ત્યાગના પ્રસંગમાં પુત્રોત્પાદનનો ઋણવિચાર પ્રાપ્ત થતો જ નથી. બાકીનાં બે ઋણ જે સ્વાધ્યાય અને યજ્ઞ કહ્યાં તે તો અલખદીક્ષા પછી પણ સાધવાનાં છે. માટે આ ઋણવ્યવસ્થાની સાધુજનોએ ઉપેક્ષા કરી છે. પણ આ મઠને માટે અધિકારી થવાને સંસારીએ ત્રણ ઋણમાંથી અનૃણી થવું જોઈએ એટલી વ્યવસ્થા સ્વીકારી લક્ષ્યધર્મમાં એ ઋણનાં લક્ષણ જુદાં બતાવ્યાં છે. હૃદયનો સાધુજન સંસારી હોય તો પણ તેને પંચયજ્ઞ વિના બીજો ધર્મ નથી, બીજું ઋણ નથી. તેમાંથી મઠયજ્ઞ, દેવયજ્ઞ અને બ્રહ્મયજ્ઞ તો અલખદીક્ષા પછી જ ઉત્તમ રીતે સધાય એવા છે. પણ મનુષ્યયજ્ઞ અને ભૂતયજ્ઞનું સમર્થન કંઈક રીતે આ મઠમાં અધિક થાય છે તો કેટલીક રીતે સંસારમાં વધારે થાય છે. આકારક અતિથિયજ્ઞમાંનાં પિતૃયજ્ઞનો કોઈ આવશ્યક વિધિ બાકી રહી ગયો હોય. અથવા આકારક પત્ની કે પતિના આતિથેયનું કોઈ કાર્ય બાકી હોય અને તે પત્ની કે પતિ મઠમાં સહચાર કરવાની વાસનાવાળાં ન હોય તો તે એટલો અતિથિયજ્ઞ ઋણ ગણી તેની પૂર્ણાહુતિ સંસારમાં રહીને જ કરવી યોગ્ય છે. તેમ જ માતૃભૂમિનું કે મનુષ્યલોકનું કલ્યાણ સંસારના અને સાંસારિક પદાર્થોના આશ્રયથી જ થાય એમ હોય તો તે વિષમે પોતાની કલ્યાણશક્તિનો વિચાર કરી એ આકારક અતિથિયજ્ઞ પણ સંસારમાં રહીને જ કરવાનો ધર્મ છે. આમંત્રિત અતિથિના આતિથેયની પૂર્ણાહુતિ તો સંસારી સંસારમાં જ રહીને કરી શકે અને તેની પૂર્ણાહુતિ સુધી એ ઋણમાંથી મુક્ત થવાનું નથી. આગંતુક અતિથિનું આતિથેય તો અન્ય યજ્ઞકાર્ય પ્રાપ્ત થતાં સાથે જ સમાપ્ત થાય છે. ભૂતયજ્ઞનું ઋણ માતૃભૂમિના ને મનુષ્યલોકના યજ્ઞના ઋણનું સધર્મ છે, અને એ સર્વનાં ઋણમાંથી મુક્ત થવાનું શાસન એક જ પ્રકારનું છે. આ પ્રમાણે સંસારીને શિર આકારકાતિથિયજ્ઞ, આમંત્રિતાતિથિયજ્ઞ, અને ભૂતયજ્ઞ — એ ત્રણનાં ઋણમાંથી મુક્ત થયા વિના મઠયજ્ઞનો અધિકાર પ્રાપ્ત થતો નથી, કારણ આ ત્રણે પ્રકારે અનૃણી ન થયેલાં મનુષ્યનાં સૂક્ષ્મ શરીર સાધુસંસ્કારને માટે અસિદ્ધ હોય છે એટલું જ નહીં, પણ મનુષ્યયજ્ઞ અને ભૂતયજ્ઞને આવી રીતે અસમાપ્ત રાખવાથી મનુષ્યલોકની અને ભૂતસંઘની દુ:સ્થિતિ પ્રાપ્ત થાય છે, તેમ થવાથી લક્ષ્યપરમાત્માના પરમયજ્ઞમાં વિઘ્ન આવે છે, અને તેથી જ મનુષ્યનો ભૂતસંઘમાં અંતર્ભાવ કરી તમને કહ્યા પ્રમાણે મનુએ કહ્યું છે કે સર્વ ભૂતોને દાન કરીને જ પ્રવ્રજ્યા ઘટે છે. એ દાન તે, ઘરને તાળું વાસી નીકળ્યાથી નથી થતું, પણ ઘરમાંની વસ્તુઓનો યથાવિધિ ભૂતયજ્ઞ કર્યાથી થાય છે. આ પ્રમાણે સંસારસ્થના આશ્રમનું પાલન સર્વ આશ્રમનો આધાર હોવાથી જ મનુ કહી ગયા છે કે

*યથા નદીનદા: સર્વે સાગરે યાન્તિ સંસ્થિતિમ્।*

*તથૈવાશ્રમિણ: સર્વે ગૃહસ્થે યાન્તિ સંસ્થિતિમ્।।* [૧]

૧. નદીઓ અને નદી સર્વ જેમ સાગરમાં સંસ્થિતિ પામે છે તેમ સર્વે આશ્રમીઓ ગૃહસ્થાશ્રમીમાં સંસ્થિતિ પામે છે.

લક્ષ્યધર્મમાં તો એટલે સુધી કહેલું છે કે મનુષ્યયજ્ઞના કોઈ મહાન સમારંભને માટે આવશ્યક હોય તો સાધુજન સંસારીઓમાં સંસારીવત્ એટલો કાળ આચરણ કરે અને કન્યાદિની ઉપેક્ષા કરે તો તે પણ ધર્મ્ય છે. કારણ *ન લિઙ્ગં ધર્મકારણમ્* . સાધુજનનાં સર્વ ધર્મનું રહસ્ય જે નિષ્કામ પંચમહાયજ્ઞ તે તમને સ્પષ્ટ દર્શાવ્યા. સંસારી શાસ્ત્રમાં અગ્નિ વિનાનો યજ્ઞ નથી, પણ આપણામાં તો સાધુજન સંસારનો ત્યાગ કરી આ મઠોમાં આવે તે પળથી જ સર્વ અગ્નિનો સમારોપ આત્મવસ્તુમાં જ કરે છે.

*આત્મન્યગ્નીન્ સમારોપ્ય જુહ્વીતાત્માનમાત્મના।* [૧]

૧. યજ્ઞના અગ્નિઓનું પોતાના આત્મામાં સમારોપણ કરી, આત્મા વડે આત્માનો હોમ કરવો.

અને લક્ષ્યધર્મસંગ્રહથી અને સર્વ શાસ્ત્રોથી પણ જે સાધુજનની બુદ્ધિ આગળ ચાલે તેને માટે તો એવો ઉત્તમોત્તમાધિકારી છે કે:

*संत्यज्य सर्वशास्त्राणि संत्यज्यामुं च संग्रहम्।*

*ऋतपूतं मनःपूतं सत्यपूतं समाचरेत्॥* [२]

*यत्र यत्र न्यसेत्पादं पश्येच्छृण्वीत वा वदेत्।*

*आत्माग्नियजमानोऽयं तत्र तत्रातथिर्विराट्॥* [३]

૨. (આવાં અધિકારીએ) સર્વ શાસ્ત્રોનો તો શું પણ આ લક્ષ્યધર્મસંગ્રહનો પણ ત્યાગ કરીને ઋતપૂત, મન:પૂત અને સત્યપૂત એમ ત્રણ ગળણે ગાળેલું આચરણ આચરવું.

૩. એક આત્માગ્નિનો જ યજ્ઞ સાધનાર આ યજમાન, જ્યાં જ્યાં પગ મૂકે કે કંઈ સાંભળે કે કંઈ બોલે ત્યાં ત્યાં વિરાટ પોતે તેના અતિથિ થાય છે.

હવે માત્ર આ યજ્ઞકર્તાઓનાં દૃષ્ટાન્ત આપવાં રહ્યાં તે સાંભળો. આપણા ત્રિમૂર્તિ દેવોમાં પ્રથમ બ્રહ્મા; તેમણે આમંત્રિત અતિથિરૂપની સૃષ્ટિ ઉત્પન્ન કરી અને કર્યા જાય છે. આ સૃષ્ટિ મનુષ્યાદિ સર્વ જંતુ સમેત છે. તે બ્રહ્મદેવનો આમંત્રિત અતિથિગણ છે. તેમને માટે બ્રહ્મા પુત્રયજ્ઞ કર્યાં કરે છે, જેને ઉત્પન્ન કરે તેને તે જ પળથી યજ્ઞસમર્થ અને યજ્ઞસામગ્રીથી સંભૃત કરવાનો પ્રયોગ રચે છે, ગર્ભને માટે ગર્ભાશયમાં, બાળકને માટે ધાવણમાં, સંતતિને માટે માતાપિતાની પ્રીતિમાં, સંસારવૃદ્ધિને માટે યુવજનના મદનાવતારમાં, અજ્ઞ સંસારના ઉદ્‌બોધનને માટે સાધુજનોના અલખબોધનમાં, અને એવાં અસંખ્ય સ્થાનોમાં ઉત્પન્ન સૃષ્ટિના નિર્વાહ, સંસિદ્ધિ અને ઉદ્ધાર માટે સામગ્રીઓ અને શક્તિઓ બ્રહ્મદેવ ભરી રાખે છે. તે પછી તેઓ નિષ્કામ રહે છે, અને વિષ્ણુના હાથમાં સર્વ સૃષ્ટિ સોંપી દઈ પોતે તટસ્થ રહે છે, અને અન્ય દેવોની પૂજા સર્વ કરે છે ત્યારે બ્રહ્માએ પોતાની પૂજા કરાવવાનો ઉત્સાહ કોઈનામાં સૃજ્યો નથી. તેમનાં મંદિર તો ક્યાંથી જ હોય? સર્વદા સમસ્ત બ્રહ્માંડમાં બ્રહ્માનો પુત્રયજ્ઞ આમ જ્વલમાન થઈ રહ્યો છે. એ પિતા કોઈની પાસે પિતૃયજ્ઞ કરાવતા નથી.

વિષ્ણુના હાથમાં સૃષ્ટિ આવી એટલે તેમણે અવતારો લઈ યજ્ઞ કરવા માંડ્યા. પ્રથમ પાંચ અવતારમાં તેમણે યજ્ઞસામગ્રી સંભૃત કરી. કચ્છપાવતારે દેવોનાં સૂક્ષ્મ શરીરને અમૃત આપી યજ્ઞપશુને સંવર્ધિત કર્યો. મત્સ્યાવતારે યજ્ઞને માટે વેદવિધિનો ઉદ્ધાર કર્યો. નરસિંહાવતારે પિતાને હાથે મૃત્યુ પામતા પ્રહ્લાદના શરીરરૂપ વેદીનું પાલન કર્યું. વરાહે એ વેદીને સ્થાન આપનારી પૃથ્વીનું પાલન કર્યું. યજ્ઞસામગ્રીથી ભરેલી એ વસુંધરાનું માપ લઈ તેનો યથેચ્છ ઉપયોગ કરવાની શક્તિ વામને દેવોને આપી.

યજ્ઞસામગ્રી આમ અનેક અંગે તત્પર થઈ એટલે પરશુરામે વિદ્યાયજ્ઞ અને અલક્ષ્યયજ્ઞોની ઋદ્ધિ માટે ઉદ્રિક્ત ક્ષત્રિયોનો નાશ કર્યો. આ ઋદ્ધિથી સમૃદ્ધ થયેલા ઋષિઓ પાસેથી યજ્ઞવિધિ જાણી લઈ શ્રીરામચંદ્રજીએ સૂક્ષ્મ ધર્મોથી સંભૃત કરેલો પિતૃયજ્ઞ કર્યો, અને સીતાને માટે પ્રીતિયજ્ઞ કરવા તેને વનમાં સાથે લઈ ગયા અને રાક્ષસરાજ સાથે યુદ્ધ કર્યાં. દશરથજીનું વચન સત્યપ્રતિજ્ઞ કર્યું. કૌશલ્યાને સાથે આવતાં રોક્યાં ત્યારે સીતાને સાથે લીધાં અને એ જ સીતાના પ્રીતિયજ્ઞની પૂર્ણાહુતિ થઈ ત્યાં આકારક અતિથિરૂપ સ્વપ્રજા તેની તૃપ્તિને માટે માતૃભૂમિયજ્ઞ કરી પોતાનાં અર્ધાંગ સીતાને અદ્વૈતપ્રીતિના અધિકારથી તેમાં હોમ્યાં — તેમને વનવાસ આપ્યો. તે પછી કૃષણાવતારમાં શ્રીકૃષ્ણ પરમાત્માએ અનેક મહાયજ્ઞ કર્યા. પિતામાતાને માટે પરાક્રમ કરી તેમને રાજ્ય આપી પિતૃયજ્ઞ કર્યો. મધુપુરીને દુષ્ટ અસુરોના ત્રાસમાંથી મુક્ત કરી સ્વભૂમિયજ્ઞ કર્યો. પાંડવોને વિજય આપી લોકનું કલ્યાણ કરી લોકયજ્ઞ કર્યો. અર્જુનને અનેક વિદ્યાઓ અનેક સ્થાનમાંથી અપાવી તેની પાસે વિદ્યાયજ્ઞ કરાવ્યા. અર્જુનને વૈરાટ સ્વરૂપ પ્રત્યક્ષ કરાવી ઋતયજ્ઞ કર્યો અને ગીતા ઉપદેશી સત્યયજ્ઞ કર્યો. આમંત્રિત પત્નીયજ્ઞ તો અનેક નારીઓના એ સ્વામીને ત્યાં નિત્ય થતા. તે પછી બુદ્ધાવતારે દયાયજ્ઞની જ્વાલાઓ સર્વ ભૂતકાળમાં સર્વ ભૂતોને માટે પ્રવર્તાવી. વિષ્ણુ પરમાત્માના જે જે અવતારમાં મનુષ્યયજ્ઞ થયા તે તે અવતારમાં મહાલક્ષ્મી સાથે જ અવતરતાં, અને જન્મેજન્મ એ ઉભયનો પ્રીતિયજ્ઞ અદ્વૈતરૂપે જ્વલમાન થતો. સર્વને અંતે વિષ્ણુનું કાર્ય સમાપ્ત થતાં, સંહારકર્મથી સંસાર સ્મશાનરૂપ થતાં, તે સ્મશાનમાં શિવરૂપ પરમાત્મા એકાંતે અલક્ષ્ય સત્ય જે બ્રહ્મ તેમાં સમાધિસ્થ થઈ પરમ બ્રહ્મયજ્ઞ સાથે છે. એ સર્વ યજ્ઞોમાં યજ્ઞોની વિશ્વવ્યાપિની જ્વાલાઓરૂપે મહાશક્તિ આ ત્રણે દેવોની સાથે ધર્મસહચાર કરે છે, બ્રહ્મા સાથે વિધાત્રીકૃત્ય કરે છે, વિષ્ણુ સાથે મહાલક્ષ્મીકૃત્ય કરે છે, શંકર સાથે ચંડીકૃત્ય કરે છે.

વિશ્વરૂપમાં આ પુરુષયજ્ઞ મચી રહ્યો છે. તેમાંથી સાધુજનો દૃષ્ટાંત લે છે અને પોતાના ઇષ્ટ યજ્ઞ શક્તિ અને સ્થિતિ પ્રમાણે સાધે છે. લક્ષ્યપરમાત્માના પદનખમાંથી નીકળતી સંસારગંગાના પ્રવાહમાં કોઈ જીવની સ્થિતિ મૂળ આગળ, તો કોઈની મુખ આગળ હોય છે; કોઈની સ્થિતિ પ્રવાહને તળિયે હોય છે તો બીજાની મધ્યભાગમાં હોય છે અને ત્રીજાની સ્થિતિ પ્રવાહના તરંગના શિરોભાગ ઉપર હોય છે. આ પ્રવાહના જે ભાગમાં જે જીવ પોતાની સ્થિતિ જુએ તે ભાગની અપેક્ષા પ્રમાણે તે જીવના ધર્મ રચાય છે, અને આ ધર્મ પ્રમાણેના યજ્ઞ એ જીવને પ્રાપ્ત થાય છે. આ ધર્મવિશેષને પ્રવાહપતિત ધર્મ કહ્યો છે ને યજ્ઞવિશેષને પ્રવાહોત્થ યજ્ઞ કહ્યા છે. નવીનચંદ્રજી, દૃષ્ટાંત સહિત તમને લક્ષ્ય ધર્મના આ મર્મભાગ કહ્યા. શેષ મૂળ ગ્રન્થમાંથી લઈ શકશો, અને તમારા પ્રવાહપતિત ધર્મ અને પ્રવાહોત્થ યજ્ઞ તમારે જાતે જ શોધી લેવાના છે. આપણા મહાયજ્ઞ એ જ આપણા ધર્મ અને એ જ આપણાં પ્રાયશ્ચિત્ત; તેમાંથી તમારે માટે શાનું ગ્રહણ કરવું તે પ્રશ્નનો ઉત્તર તમે તમારી પોતાની હૃદયશુદ્ધિને બદલે મન:પૂત કરી લેજો. ચિરંજીવશૃંગ તમારાં સ્થૂલસૂક્ષ્મ શરીરમાંના વેદીપશુરૂપ ઉત્તમાવયવોનું ઉત્તમ યજ્ઞ માટે આપ્યાયન કરશે. *आप्यायन्तु ममाङ्गानि* એ મંત્ર તો તમે નિત્ય સાંભળો છો. વેદી અને પશુના આપ્યાયનની સમાપ્તિ જે યજ્ઞચર્યાનું કારણ છે તે ચર્યા તમને પ્રાપ્ત હો! નવીનચંદ્રજી, આ જ યજ્ઞચર્યા, આ જ બ્રહ્મચર્યા, આ જ ધર્મચર્યા અને આ જ ઉત્તમ ભદ્ર છે. એ જ ઋત છે, એ જ સત્ય છે, એ જ સંપ્રસાદ છે, એ જ આત્મા છે, એ જ પરમાત્મા છે, એ જ અદ્વૈત સેતુ છે. એ જ આપણે પામીએ છીએ.

૧.*'અથ ય એષ સંપ્રસાદોઽસ્માચ્છરીરાત્સમુત્થાય પરં જ્યોતિરુપસંપદ્ય સ્વેનરૂપેણાભિનિષ્પદ્યપ એષ આત્મેતિ હોવાચેદમમૃતમભયમેતદ્ બ્રહ્મેતિ તસ્ય હ વા એતસ્ય બ્રહ્મણો નામ સત્યમિતિ॥'* [૧]

૧. હવે જે આ સંપ્રસાદ નામનો જીવાત્મા આ શરીરમાંથી ઉત્થાન પામી, પરમજ્યોતિને પ્રાપ્ત થઈ, પોતાના રૂપને પામે છે, તે આત્મા એમ તેણે કહ્યું. વળી કહ્યું કે અમૃત તે એ, અભય તે એ, બ્રહ્મ તે એ, અને એ બ્રહ્મનું નામ સત્ય છે. હવે આ સર્વ લોકનો નાશ થાય નહીં માટે તેમને અર્થે આધારભૂત પુલ છે. જે આ આત્મા તે એ પુલ છે, આધાર છે. લોક જેને રાત્રિદિવસ કહે છે તે દ્વન્દ્વ આ પુલ સુધી પહોંચી શકતું નથી; વૃદ્ધાવસ્થા પણ ત્યાં સુધી પહોંચતી નથી; તેમ જ મૃત્યુ કે શોક કે સુકૃત કે દુષ્કૃત આ પુલને પામતાં નથી. સર્વ પાપ આ પુલ આગળથી પાછાં હટે છે, કારણ બ્રહ્મલોકમાં પાપનો નાશ જ છે. આ લોકને જેઓ બ્રહ્મચર્યથી શોધે છે તેમનો જ બ્રહ્મલોક થાય છે ને તેમનો જ કામચાર થાય છે. હવે લોક જેને યજ્ઞ કહે છે તે આ બ્રહ્મચર્ય જ છે ને તે જ્ઞાતા છે, તે તેને બ્રહ્મચર્ય વડે જ પ્રાપ્ત કરે છે. લોક જેને ઇષ્ટિ કહે છે તે આ બ્રહ્મચર્યથી જ. બ્રહ્મચર્ય જ ઇષ્ટિ કરી જ્ઞાતા આત્માને પામે છે. અનેક યજમાનો મળી સત્ વસ્તુનું ત્રાણ કરવા યજ્ઞ કરે છે. તે યજ્ઞનું નામ સત્રાયણ કહેવાય છે - હવે લોક જેને સત્રાયણ કહે છે તે આ બ્રહ્મચર્ય જ છે. બ્રહ્મચર્ય વડે જ સદ્વસ્તુ જે આત્મા છે તેનું જ્ઞાતા ત્રાણ કરે છે. વળી લોક જેને મૌન કહે છે તે બ્રહ્મચર્ય જ છે. બ્રહ્મચર્ય વડે જ જાણી લીધેલા આત્માનું જ્ઞાતા ધ્યાન ધરે છે. - છાન્દોગ્ય ઉપનિષદ્.

*અથ ય આત્મા સ સેતુર્વિધૃતિરેષાં લોકાનામસંભેદાય નૈતં સેતુમહોરાત્રે તરતો ન જરા ન મૃત્યુર્ન શોકો ન સુકૃતં ન દુષ્કૃતં સર્વે પાપ્માનોઽતો નિવર્તન્તેઽપહતપાપ્મા હ્યેષ બ્રહ્મલોકઃ॥*

*તદ્ય એવૈતં લોકં બ્રહ્મચર્યેણાનુવિન્દન્તિ તેષામેવૈષ બ્રહ્મલોકસ્તેષાં સર્વેષુ લોકેષુ કામચારો ભવતિ॥*

*અથ યદ્યજ્ઞ ઇત્યાચક્ષતે બ્રહ્મચર્યમેવ તદ્ બ્રહ્મચર્યેણ હ્યેવ યો જ્ઞાતા ત વિન્દતેઽથ યદિષ્ટમિત્યાચક્ષતે બ્રહ્મચર્યમેવ તદ્ બ્રહ્મચર્યેણ તદ્ હ્યેવેષ્ટ્વાઽઽત્માનમનુવિન્દતે॥ અથ યત્સત્રાયણમિત્યાચક્ષતે બ્રહ્મચર્યમેવ તદ્ બ્રહ્મચર્યેણ હ્યેવ સત આત્મનસ્ત્રાણં વિન્દતેઽથં યન્મૌનમિત્યાચક્ષતે બ્રહ્મચર્યમેવ તદ્ બ્રહ્મચર્યેણ હ્યેવાઽઽત્માનમનુવિધ મનતે॥*

આ યજ્ઞ, આ સત્ય, આ બ્રહ્મ, આ યજ્ઞચર્યા, આ સત્યચર્યા, આ બ્રહ્મચર્યા, ઉત્તમાધિકારી સાધુજનોમાં છે, ઉત્તમાધિકારિણી સાધ્વીઓમાં છે, આ દેહમાં છે, આ મઠમાં છે — આ સર્વમાં છે — એ પરમ અલક્ષ્ય પરાવર પ્રત્યક્ષાનુભવરૂપે સર્વ ઉત્તમાધિકારીઓને પ્રાપ્ત થાઓ! ૐ શાન્તિ!'

વિષ્ણુદાસજીએ સાધુસાધ્વીઓને ઊંચો હાથ કરી આ આશીર્વાદ આપી મૌન ધાર્યું. બહાર મંદિરમાં શંખનાદ થયો તેની સાથે સર્વ મંડળ ઊઠ્યું. સૌથી આગળ વિહારપુરી અને ચંદ્રાવલી સજોડે ચાલ્યાં. તેની પાછળ સાધ્વીઓનાં જોડકાં, કુમુદને આગળ કરી ચાલ્યાં. તેમની પાછળ ચારપાંચ હાથને છેટે વિષ્ણુદાસ ચાલતા હતા. તેમની પાછળ સરસ્વતીચંદ્ર, અને તેની પાછળ સાધુજનોનાં જોડકાં ચાલતાં હતાં. વિહારપુરી અને ચંદ્રાવલી કંઈક ઊંચે પણ ધીર મંદ મધુર સ્વરે *હરિમીડે* સ્તોત્ર ગાતાં હતાં અને સાધ્વીઓ મધુર ઝીણે સ્વરે ઝીલતી હતી. વિષ્ણુદાસ અને સાધુઓ મનમાં ગાતાગાતા બોલ્યા વિના ચાલતા હતા. મંદિરની ઓસરીનું દ્વાર આવ્યું ત્યાં સર્વ ઊભાં રહ્યાં અને સ્તોત્ર પૂરું કર્યું. ઓસરીમાં ચાલી વાડામાંથી દૃશ્ય થયાં ત્યાં વિષ્ણુદાસના જયની બૂમો પડી અને અંતે સર્વ પાસ સાધુઓ અને સાધવીઓ સર્વની સંગત બૂમો પડી કે 'નન્દકો નન્દન એક આનન્દ દેત હૈ!' શંખનાદ અને ઘંટાનાદ તેમાં ભળ્યા, અને પળવાર ઉપર વિષ્ણુદાસે જે સ્થાને ગંભીર ઉપદેશ કર્યો હતો ત્યાં માત્ર પૃથ્વી વૃક્ષો, લતાઓ, શિલાઓ, ઝરા અને પક્ષીઓ, ગંભીરતાની સર્વવ્યાપિની એકાકાર છાયારૂપ રહ્યાં.



---

૧ . આપ સાધ્વીજનો ભલે પધાર્યાં! ભદ્રોનું પણ ભદ્ર જે પરમ શાશ્વત અલક્ષ્ય છે તે આપ સર્વેનું હો!

૧ . જેઓ વિદ્વાન છે તેમને મત્સરે ખાધા છે.

૨ . પ્રારબ્ધકર્મ ક્ષીણ થતાં વ્યવહાર નિવૃત્ત થાય છે પણ કર્મનો ક્ષય થયો નથી ત્યાં સુધી સહસ્ત્ર ધ્યાનથી પણ વ્યવહારશાન્તિ થવાની જ નથી. મારે કોઈ વિક્ષેપ નથી તો મારે સમાધિ પણ નથી. વિક્ષેપ અને સમાધિ તો વિકારી મનને માટે છે. અથવા હું જાતે જ નિત્યાનુભવરૂપ છું. તેને જુદો અનુભવ તે શો? મારો તો એવો જ નિશ્ચય છે કે કરવાનું હતું તે કરી લીધું અને મેળવવાનું હતું તે મેળવી લીધું છે. - પંચદશી.

3 . હું જાતે અકર્તા છું, અલેપ છું, તે મારો વ્યવહાર લૌકિક હોઈને, કે શાત્રીય હોઈને, કે અન્યથા પણ જેવો પ્રારબ્ધ છે તેવો પ્રવર્તો. અથવા હું કૃતકૃત્ય છું, તો પણ લોક ઉપર અનુગ્રહ કરવાના કામથી શાસ્ત્રીય માર્ગે જ હું વર્તું તો તેમાં કાંઈ ક્ષતિ નથી. - પંચદશી.

૧ . પોતાના પ્રિયજનને સુકૃતનું અને અપ્રિયજનને દુષ્કૃતનું દાન કરી દઈ ધ્યાનયોગ વડે યોગી સનાતન બ્રહ્મને પ્રાપ્ત કરે છે. - મનુ.

૨ . તેના પુત્રો વારસાને પામે છે, સુહૃદયવાળા એટલે તેના મિત્રો તેના સાધુકૃત્યને પામે છે, ને તેનો દ્વેષ કરનારા તેના પાપકૃત્યને પામે છે.

3 . આ ભૂતોમાં વેર્યું, તે ભૂતોમાં વેર્યું, એમ ભૂતોમાં (પોતાનાં કૃત્ય અને સમૃદ્ધિઓને વેરતાં વેરતાં ધીર (મહાત્માઓ) આ લોકમાંથી નીકળી અમૃત થાય છે. - કેનોપનિષદ્.

૧ . રાફડાને જેમ કીડીઓ સંચિત કરે છે તેમ મનુષ્ય પરલોકસહાયને અર્થે સર્વભૂતોની પીડા નિવારતાં નિવારતાં ધીમેધીમે ધર્મનો સંચય કરવો. પરલોકમાં સહાયને અર્થે પિતા ને માતા ઊભાં રહેતાં નથી. પુત્ર દારા કે જ્ઞાતિજન ઊભાં રહેતાં નથી, માત્ર એકલો ધર્મ ઊભો રહે છે. જન્તુ એકલો જન્મે છે, એકલો જ પ્રલય પામે છે, એકલો સુકૃતને અને એકલો જ દુષ્કૃતને ભોગવે છે. જ્યારે લાકડા લોઢાની પેઠે તેના મરેલા શરીરનું ઉત્સર્જન કરી બાંધવો વિમુખ થઈ પાછા જાય છે ત્યારે ધર્મ તેની પાછળ જાય છે. માટે સહાયને અર્થે ધીમે ધીમે ધર્મનો સંચય કરવો, કારણ ધર્મરૂપ સહાયથી દુસ્તર તિમિરને તરી જવાય છે. તપ વડે જેના દોષ નાશ પામ્યા છે એવા ધર્મપ્રધાન પુરુષને તેના શરીર સાથે જીવતો ને જીવતો પ્રકાશમય રૂપે પરલોકમાં (ધર્મ) લઈ જાય છે. - મનુ.

૧ . મરણનું તેમ જીવિતનું એકનું પણ અભિનંદન તેણે - સંન્યાસીએ - ન કરવું. સેવક સ્વામીની આજ્ઞાની વાટ જુએ તો તેમ કાળની જ વાટ જોવી. ક્રમદોષથી ઉત્પન્ન થયેલી મનુષ્યની ગતિઓનું અવલોકન કર્યા કરવું. તેમ જ બીજી વસ્તુઓ પણ તેણે જોવાની છે - જેમ કે, મનુષ્યોના નરકપાત, યમલોકમાં વેદનાઓ, પ્રિયવસ્તુના વિયોગ, અપ્રિયના સંયોગ, વૃદ્ધાવસ્થાથી થતો પરાભવ, વ્યાધિઓથી થતી પીડાઓ, દેહમાંથી નીકળવું, ફરી ગર્ભમાં સંભવ, હજારકરોડો યોનિઓમાં આ અંતરાત્માની સંસૃતિઓ અને શરીરીઓને અધર્મથી થતા દુ:ખયોગ અને ધર્માર્થથી થતો અક્ષય સુખયોગ: એ સર્વની ચતુર્યાશ્રમીએ અવેક્ષા (અવલોકન) કરવી. વળી યોગ વડે પરમાત્માની સૂક્ષ્મતાની અને ઉત્તમ અધમ દેહોમાં સમુત્પત્તિની અન્વીક્ષા તેણે કરવી. પોતે સ્વાશ્રમધર્મમાંથી દૂષિત થાય તોપણ ગમે તે આશ્રમથી તૃપ્ત રહી ધર્મ ચરવો અને સર્વ ભૂતો પ્રતિ સમાન રહેવું. કારણ સંન્યાસનું ચિહ્ન જ ધર્મનું કારણ છે એમ નથી. વળી ઊંચાંનીચાં ભૂતોમાં અંતરાત્માની જે ગતિ છે તે અકૃતાત્મ જનોથી જોવાય-સમજાય એવી નથી તેને આ આશ્રમવાળાએ ધ્યાનયોગથી જોઈ લેવી. - મનુ.

૧ . બૃહદારણ્યક ઉપનિષદ્. ૨ . કોઈને હાથે જેની હિંસા થાય એમ નથી એવા પૃથ્વીપાલક વિષ્ણુએ આ ત્રિલોકમાં ધર્મોનું ધારણ કરતાં કરતાં જ તેમાં ત્રણ પગલાંથી વિક્રમ કર્યો. 3 . જેનાથી યજમાનો યજ્ઞવ્રતનો સ્પર્શ કરી શકે છે, એવાં વિષ્ણુના પાલકકર્મ જુઓ. યજ્ઞના ઇન્દ્રના તે યોગ્ય સહાય છે. ૪ . દેવોએ યજ્ઞ વડે યજ્ઞનો યાગ કર્યો! પ્રથમ ધર્મ આવા હતા. ૫ . યજ્ઞમાં બલિદાનમાં આપવાનું પશુ-બકરો વગેરે. ૬ . ઘી. ૭ . બળતણ. ૮ . હોમવાનું અન્નાદિ. ત્રીજો ભાગ પ્રકરણ ૬. ૯ . ત્રીજો ભાગ પ્રકરણ ૬. ૧૦ . ત્રીજો ભાગ પ્રકરણ ૬. ૧૧ . ત્રીજો ભાગ પ્રકરણ ૬.

૧ . 'રુદ્ર મહાદેવની તૃપ્તિ માટે બોટાયેલો તું વૃદ્ધિ પામ!... એમ કહી તેને દાંત આવે અથવા પુત્રોત્પાદનયોગ્ય વચનો તે થાય ત્યાં સુધી તેનું વર્ધન કરવું.' - આશ્વલાયનીય ગૃહ્યસૂત્ર.

૧ . હંસપદ - કાકપદ - કાક પગલું અથવા કાટ પગલું - caret .

૨ . પિતા વસુ કહ્યા છે, પિતામહ રુદ્ર કહ્યા છે, અને પ્રપિતામહ આદિત્ય કહ્યા છે એવી સનાતન શ્રુતિ છે. - મનુ.

૧ . પરોણા, મહેમાન. ૨ . *આકુરુતે સ્વાર્થે ઇસ્યાકારક:।* પોતાના અર્થને માટે યજમાનને બોલાવે ને પોતે અતિથિ થાય તે આકારક, આમંત્રણ કરનાર. ૩ . લોહચુંબક. ૪ . લોહ.

૧ . પરસ્પર પોષણ-તર્મણ *તદા વૈ મિથુનૌ સમાગચ્છત આપયતો વૈ તાવન્યોન્યસ્ય કામમ્।।* છાન્દોગ્યોપનિષદ્. ૨ . અતિથિની તૃપ્તિ માટેનો યજ્ઞ. ૩ . મેમાનગીરી, ખાતર. ૪ . અવચ્છેદવાળું, હદવાળું. ૫ . બહાર નીકળી જવું. ૬ . જેની યાચના થઈ છે તેણે અસૂયા વિના જે કાંઈ બને તે કંઈ પણ આપવું; કારણ એ દાનથી એવું કોઈ પાત્ર જન ઉત્પન્ન થશે કે જે સર્વ પાસથી તારશે.

**મનુ.**

૧ . અતિથિ એટલા માટે કે તેની સ્થિતિ જ અનિત્ય છે. - મનુ.

૨ . શ્વાન પતિત જન, શ્વાનાદિનો ભક્ષણ ઉપર વૃત્તિ કરનાર ચાણ્ડાલાદિ જન, પાપ રોગવાળા જન, કાગડા અને કૃમિ: આટલાને બલિ આપવું ને તે તેમનો સ્પર્શ કરીને ન આપવું પણ તેમનાથી લેવાય એમ ધીમે રહી પૃથ્વી ઉપર તે બલિનું નિર્વપન કરવું. - મનુ.

૧ . પગાર

૨ . કુળને અર્થે એક કુટુંબીને ત્યજવો, ગ્રામને માટે કુળ ત્યજવું, લોકને માટે ગ્રામ ત્યજવું, ને આત્માને એટલે પોતાને માટે પૃથ્વીને ત્યજવી. - પ્રકીર્ણ.

૧ . પારસ્કર ગૃહ્યસૂત્ર.

૧ . In the Upanishadas deva is need in the sense of forces or faculties. The senses are frequently called the *devas* , the *Pranas* , the Vital Spirits. - Max Maller's Lectures on the Origin and Growth of Religion.

૨ . દેવો જ સત્ય-ઋત છે; મનુષ્યો ઋત વિનાના-અનૃત છે. માટે આ હું અનૃત છોડી સત્યને પામું છું. - શતપથ બ્રાહ્મણ.

૩ . આ જે સત્ય છે તે જ વ્રત દેવો ચરે છે. - શતપથ

૧. *એતાદ્ધિ બ્રહ્મ દીપ્યેતે યદાદિત્યો દૃશ્યતે। ** તસ્ય ચન્દ્રમસમેવ તેજો ગચ્છતીતિ શ્રુતિ:।।* સૂર્યનું તેજ ચંદ્રમાં કેવી રીતે સમાય છે તે એક ઉપમાથી જણાય છે: *તદોજ: સંપ્રવિષ્ટોહમાભોદ ઇવ મારુતમ્। ઉષ્ણાંશુરિવ શીતાંશું મૃત્પાત્રમિદ વા પય:।।* યોગવાસિષ્ઠ, ઉત્તર નિર્વાણ પ્રકરણ સર્ગ ૧૩૭, શ્લોક ૨૭. શ્લોક ૨૩માં *રાત્રાવિન્દુભિબાર્કરુક્* પ્રવેશ કરતી લખી છે.

1. The word which in the Zend corresponds to Sanskrit Rita is Asha - ... Think only what it was to believe in Rita, in an order of the world ... How many, I say, have found their last peace and comfort in a contemplation of the Rita, of the order of the world, whether manifested in the unvarying movement of the stars, or revealed in the unvarying number of the petals, and stamens, and pistils, of the smallest forget-me-not! How many have felt that to belong to this cosmos, to this beautiful order of nature is something at least to rest on, something to trust; something to belive when everytuing else has failed!... What then we have learnt from the Veda is this, that the ancestors of our race in India did not only believe in divine powers more or less manifest to their senses, in rivers and mountains, in the sky and the sea, in the thunder and rain, but that their senses, likewise suggested to them two of the most essential elements of all religion, the concept of the infinite, and the concept of order and law, as reveald before them the one in the golden sea behind the dawn, the other in the daily path of the sun. These two precepts, which sooner or later must be taken in and minded by every human being, were at first no more than an impulse, but their implusive force would not rest till it had beaten into the mind of the fathers of our race the deep and indelible impression that 'all is right', and filled them with a hope, and more then a hope, that 'all will be right.' - *Max Muller's* Lectures on the Origin and Growth of Religion.

*१-६ यदा निर्विचारस्य समाधेर्वैशारद्यं जायते तदा योगिनो भवत्यध्यात्मप्रसाद:। भूतार्थविषय: कमाननुरोधी स्फुट: प्रज्ञालोक:। तथा चोक्तम्। प्रज्ञाप्रासादमारुह्य अशोच्य: शोचतो जनान्। भूमिस्थानिय शैलस्थ: सर्वान् प्राज्ञोऽनुपश्यति।। तस्मिन् समाहितचित्तस्य या प्रज्ञा जायते तस्या ऋतम्भरेति संज्ञा भवति। अन्वर्था च सा सत्यमेव विभर्ति। इति योगसूत्रभाष्यं वैयासिकम्।। तत्र वाचस्यत्यम् यथा।। भूतार्थविषय इति नात्माविषय: किं तु तदाधारो बुद्धिसत्त्वं हि प्रकाशस्वभावं सर्वार्थदर्शनसमर्थमपि तमसावृतं यत्र वै रजासोद्धाटयते तत्रैव गृह्यति। यदात्वभ्यासवैराम्याभ्यामपास्तरजस्तमोमलमनवधवैशारद्यमुद्योतते तदास्यातिपतितसमस्तमानमेयसोम्न: प्रकाशानन्त्ये सति किं नाम यन्न गोचरम्।।*

*१-३. वैषम्यनैर्धृअये नेश्वरस्य प्रसज्येते। कस्मात्सापेक्षत्वात्। सापेक्षोहीश्वरो विषमां सृष्टि निर्मिमीते। विमपेक्षत इति चेत्। धर्माधर्मावपेक्षत इति वदाम: ईश्वरस्तु पर्जन्यवद्दष्टव्य:। यथा हि पर्जन्यो व्रीहियवादिसृष्टौसाधारण कारणं भवति। व्रीहियवादिवैषम्ये तु तत्तदबीजगतान्येवासाधारणानि कारणानिभवन्ति। एवमीश्वरो देवमनुष्यादिसृष्टौ साधारंण कारणं भवति। देवमनुष्यादिवैषम्ये तु तत्तज्जीवगतान्येवासाधारणानि क्रमाणि कारणानि भवन्ति। एवमीश्वर: सापेक्षत्वान्न न वैषम्यनैर्धृण्याभ्यां दुष्यति। कथं पुनरचगम्यते सापेक्ष ईश्वरो नीचमध्यमोत्तमं संसारं निर्मिमीत इति। तथा हि दर्शयति श्रुति:। एष ह्येव साधु कर्म कारयति तं यमेभ्यो लोकेभ्य उन्निनीषत एष उ एवासाधुकर्म कारयति तं यमधो निनीषते।। इति ब्रह्मपूत्रे शांकरभाष्यम्।*

*४. कूटस्थनित्यता पुरुषस्य। परिणामिनित्यता गुणानाम्। यस्मिन्परिणममाने तत्त्वं न विहन्यते तन्नित्यम्। - योगसूत्रे व्यासभाष्याम्।*

# ૨૬ ચિરંજીવશૃંગના શિખર ઉપર ચંદ્રોદય

ચિરંજીવશૃંગ સુન્દરગિરિનાં સર્વ શૃંગોમાં ઊંચામાં ઊંચું હતું અને યદુશૃંગની પાછળ આવેલું હતું. છતાં યદુશૃંગ અને ચિરંજીવશૃંગ વચ્ચે ઊંચાનીચા ખડકોમાં, ખીણોમાં અને ઝાડો ને તાકોનાં જંગલોમાં થઈને જવાનો બે કલાકનો માર્ગ હતો. એ શૃંગના શિખર ઉપર એક મહાન ગોળ કિલ્લા જેવી પણ સ્વાભાવિક ખડકોની ભીંત હતી, અને બે ગોળ ભીંતની વચ્ચે પહાડના પથરાઓમાં મોટી મોટી ગુફાઓ હતી. આમાંની કેટલીક ગુફાઓ સ્વાભાવિક હતી અને કેટલીક મનુષ્યની કારીગરીએ કોતરી કાઢી હતી. આવી આશરે પચાસ પોણોસો ગુફાઓ હશે. તેની વચ્ચે એક નિર્મળ અને મીઠા પાણીનો સાંકડો ઝરો વરસાદના આધાર વિના બારે માસ રહેતો, અને તેની આસપાસ ઊંચા પથરા આવેલા હોવાથી તેમાં સૂર્યનો પ્રકાશ જતો, પણ તડકો તો ખરા મધ્યાહ્ને પણ જઈ શકતો ન હતો. એ ઝરો દસ પંદર ગુફાઓની વચ્ચે થઈને વહેતો, એક બે ગુફાઓની તો પ્રદક્ષિણા જ કરતો, અને તે છતાં તે કંઈક એવી રીતે આવેલો હતો કે એની એક પાસની ગુફાની એમાં બારી પડતી હોય તો બીજી પાસની ગુફાની પછીત પડે. કેટલીક ગુફાઓની તળે થઈને અને કોઈની વચ્ચે થઈને પણ તે વહેતો હતો.



સર્વ ગુફાઓમાં મોટી ગુફાની ઉપર તો બે માળ હતા અને તેના ઉપર અગાશી હતી. એ અગાશી જાડા પાકા કાળા પથ્થરની હતી અને ત્યાંથી આ શૃંગની અને પર્વતના ચારે પાસ દૃષ્ટિ જતી હતી. એની નીચેની માળ પથ્થરના જાડા જાડા થાંભલા ઉપર હતો અને થાંભલાઓની વચલો ભાગ ઉઘાડો હતો, પણ ચિરંજીવશૃંગના કિલ્લા કરતાં ઊંચો ન હતો. આ માળના થાંભલાઓમાં બૌદ્ધકાળના કેટલાક બનાવોનાં ચિત્ર કોતરેલાં હતાં. તેની નીચેના માળને એક પાસ ભીંત હતી અને ત્રણ પાસ થાંભલા હતા. એ ભીંતે પાંચ યોગરૂઢ પણ ધનુષ્યબાણધારી પુરુષોની મૂર્તિઓ હતી. તેને કોઈક પાંડવોની મૂર્તિઓમાં લેખતા અને કોઈકના મત પ્રમાણે અશોક મહારાજના રાજ્યમાં ને તે પછી મળતા સમાજોના કેટલાક મહાત્માઓની આ મૂર્તિઓ હતી. છેક નીચલા માળને ત્રણ પાસ ભીંતો હતી અને ચોથી પાસ ઝરો હતો. ઝરો અને ગુફા વચ્ચે પગથિયાં અને લાંબા પગ મુકાય એટલા ઓટલા હતા. તે ઓટલા ઉપર ઝરાની લગોલગ થઈ ગુફાની બહાર જવાતું હતું. ઝરાની સામી પાસ મોટી ઊંચી પથ્થરની ભીંત હતી. ઝરામાં વચ્ચે વચ્ચે કમળ હતાં. તેને છેક ઉપલે માળેથી જોડેની ગુફામાં જવા-આવવાનો પથ્થરનો પુલ હતો, અને એ પુલની તળે ઝરો અને બે પાસ આ ગુઓની પછીતોની બારીઓ પુલથી સંધાતી હતી. આ ગુફાનું નામ સૌમનસ્યગુફા હતું.

વિષ્ણુદાસની આજ્ઞા પ્રમાણે સરસ્વતીચંદ્રને આ ગુફામાં આણવામાં આવ્યો. તે વેળા સાયંકાળ થવા આવ્યો હતો, અને સૂર્યાસ્ત થયો હતો પણ

દિવસ દેખાતો હતો. ઝરાની પાસેપાસે થઈને સરસ્વતીચંદ્ર, રાધેદાસ, જ્ઞાનભારતી અને બીજા બે-ત્રણ બાવાઓ આ ગુફામાં આવ્યા. આ બાવાનાં નામ સુન્દરદાસ, સુરદાસ અને માયાપુરી એવાં હતાં. તેઓ મઠના મધ્યમાધિકારી હતા. તેમની સાથે પાણીનાં પાત્ર અને ફલ અને કંદના સંગ્રહ રાખી લીધેલા હતા. ગુફા પાસેના ઓટલાઓ ઉપર સંભાળથી ચાલતા સર્વ પગથિયાં ઉપર ચડી પાસે બેઠા. જ્ઞાનભારતીએ વાત કાઢી:

'નવીનચંદ્રજી મહારાજ, આ ગુફાનું નામ સૌમનસ્યગુહા છે. આ તેના તળિયાનો ભાગ સર્વ પ્રવાસી સાધુઓને માટે છે. ઉપલો ભાગ સિદ્ધદર્શનના અધિકારીઓને માટે છે. અનધિકારી જન માળ ઉપર રાત્રિ ગાળે તો તેને ભૂતપ્રેતાદિ દુષ્ટ સત્ત્વો પ્રત્યક્ષ થાય છે, અને જોનાર બીજે દિવસે ઉન્મત્ત [૧] થઈ પાછો ફરે છે ને ક્વચિત્ જીવ પણ ખૂએ છે. સાધારણ મનુષ્યને આ સ્થાન દિવસે પણ ભયંકર લાગે છે અને સાથે ઝાઝો સંગાથ ન હોય તો લોક એકલદોકલ અહીં આવતા નથી. પણ યોગીજનીને અને તપસ્વીઓને માટે આ સ્થાન ઉત્તમ છે અને અનેક અપાર્થિવ સંસ્કારોનું પ્રદીપક થાય છે. આપને અહીં પંચરાત્રિ ગાળવાની છે તે ઉપલા માળ ઉપર શુભ વસ્તુના વિચારમાં ગાળવાની છે. આપની સેવા માટે અમ સાધુજનો રાત્રિદિવસ આ છેક નીચલે સ્થાને જ નિવાસ કરીશું, બોલાવશો ત્યારે ઉપર આવીશું, અને આજ્ઞા કરશો તેનું પાલન કરીશું.'

આ વાત ચાલે છે એટલામાં ઝરામાંનું પાણી એક સ્વચ્છ પાત્રમાં એક જણે આણ્યું ને સર્વને પાયું. થોડી વાર બેસી સર્વ ઉપર ચડ્યા. ભીંતમાં ને ભીંતમાં થઈ ઉપર જવાની એક સીડી હતી તે ઉપરથી ઉપલે પ્રથમ માળે અને ત્યાંથી તેથી ઉપલે માળે ચડ્યા. આ માળે થાંભલાઓની આસપાસ અને માળની ચારેપાસે બેઠકવાળી ઓટલો હતો અને વચ્ચોવચ પથ્થરની ઊભી નિસરણી હતી તેમાં થઈને અગાશીમાં જવાનું હતું. અગાશીમાં વરસાદ આવી શકતો હતો તેથી થોડી થોડી લીલોતરી ઊગી હતી. સાધુજનોએ ત્યાં ઝાડીઝાપટી સાફ કર્યું, અને તળેને માળે ઓટલા પણ સાફ કર્યા, પાણીનું પાત્ર મૂક્યું અને ચન્દ્રોદય થતાં પહેલાં આજ્ઞા માગી નીચે ગયા. નીચે જતાં જતાં રાધેદાસ ઊભો રહ્યો ને બોલ્યો: 'જી મહારાજા! આ સ્થાનમાં પ્રતિધ્વનિ એટલો બધો થાય છે કે વાત નહીં. પણ ઉપરના માળનો ધ્વનિ નીચલે માળે સંભળાતો નથી અને અમને બોલાવવા હોય તો નીચેના દ્વારની ભણી, સામા ઓટલા આગળ આવી, ઝરા ભણી નીચું જોઈ, થોડોક સ્વર કરશો તો પણ છેક નીચેથી અમે સાંભળીશું.

સર્વ ગયા. સરસ્વતીચંદ્ર એકલો પડ્યો. મિત્રોના પત્રોનું પોટકું માત્ર તેની બગલમાં હતું. ઉપર જઈ અગાશીમાં ચારેપાસ દૃષ્ટિ કરી તો પૃથ્વીની ગોળ મર્યાદા અને ગોળ આકાશ તેની દૃષ્ટિમાં સમાઈ ગયાં. અગાશી વચ્ચોવચ એક લાંબી શિલા લીલા ઘાસવાળી હતી તે ઉપર બેઠો.

"Now ,

I am the monarch of all I survey ,

My right there is none to dispute !'

કેવું ભવ્ય એકાન્તસ્થાન! ગુરુજીએ મને અહીં મોકલવાનું એક પ્રયોજન કહેલું છે. ચંદ્રાવલીએ બીજું કહેલું છે, અને મારું હૃદય તેમાંનાં એક ઉપર પણ વિચાર કરવાને આજ અશક્ત છે. શા શા વિચાર કરું? ચંદ્રકાન્તના? ગંગાના? સંસારીલાલના? ઉદ્ધતલાલના? તરંગશંકરના? વીરરાવના? ઘરના? પિતાના? ધૂર્તલાલના? ગુમાનબાના? અથવા સર્વ વિચારને ડુબાડનાર કુમુદના?

કુમુદસુંદરી ડૂબી ગયાં! તે અહીં ક્યાંથી હોય? — મધુરીમૈયા સર્વાકારે તેના જેવા છે — તેમનું ગાયન, એ ગાયનનો વિષય, અને તેમનો સ્વર કુમુદસુંદરીના જેવો જ છે! પણ ચંદ્રાવલીમૈયાએ દર્શાવેલા માર્ગ કુમુદસુંદરીનાથી ઊલટા છે — તે તે માર્ગ સ્વીકારે એ અશક્ય છે.

પિતા મારે માટે વર્તમાનપત્રોમાં પ્રસિદ્ધિસૂચન [૨] છપાવે છે! પ્રમાદધન અને સૌભાગ્યદેવી ગયાં! — સુરગ્રામના મહેતાજીએ વર્તમાનપત્રો વંચાવ્યાં! મારા દેશની રાજકીય વિપત્તિઓ તેણે મારી પાસે ખડી કરી! મુંબઈ! તારા યજ્ઞનો હું ઋણી છું!'

*'જાવું છે જી! જાવું છે! જાવું છે જરૂર!'*



સુરગ્રામના મંદિરનાં દર્શન પુન: પ્રત્યક્ષ થયાં.

*'એક દિન પંખીસેં ઊડ જાવું!'*

'પંખી ઝાડની એક ડાળથી બીજીએ ને બીજીથી ત્રીજીએ ઊડીને બેસે તેમ જ મેં કર્યું છે — ચિરંજીવશૃંગ ઉપર હું પક્ષી થઈ આવ્યો — પરમાત્મા! મારે અહીંથી ક્યાં ઊડવાનું છે?'

થોડી વાર વિચારશૂન્ય મૌન ધર્યું. અંતે સુરગ્રામમાંનું પદ સાંભર્યું. 'જલસુત વિલખ ભયે! સુરતબિન જલસુત વિલખ ભયે!'

રાત્રિના જલુસત! કુમુદ! શું તું આમ વિલખ છે? અથવા રાણાએ મીરાંજીને માટે વિષ મોકલ્યું હતું તેમ મેં તારો ત્યાગ કરી પત્ર મોકલ્યો ને પ્રમાદને સોંપી — તે બે કામના બે પ્યાલામાં શું વિષ હતું? — ઉદાર કુમુદસુંદરી! મેં ઝેર મોકલ્યું પણ તમે શું કર્યું? -

*'વિખના પ્યાલા રાણાજીએ મોકલ્યા; સાધુસંગત મીરાં અટકી;*

*હરિચરણામૃત કરી પી ગઈ મીરાં જેસી જાનત અમૃત ઘટકી!'*

એ ગાનારીના ઊંડા હૃદયશલ્ય વચ્ચે અને તારા હૃદયશલ્ય વચ્ચે કાંઈ ભેદ નથી! કુમુદ! તારું ઉદારચરિત ચંદ્રાવલી જેવાં વિરક્ત સાધ્વીના હૃદયને કંપાવે તો તેમાં કાંઈ નવીનતા નથી.'

તેના કાનના પડદા સાથે બિન્દુમતીનો સ્વર ઝપટાયો:

*'વૃંદાવનમેં મિલ ગઈ મોહન,*

*છુપ રહી રાધે જ્યું પ્યારી!*

*આવત મોરી ગલિયનમેં ગિરધારી!'*

સરસ્વતીચંદ્ર ચમક્યો. 'એમ જ શું કુમુદસુંદરીને છુપાયેલાં મારે જોવાનાં રહ્યાં? એ મને શું કહેશે? હું એમને શો ઉપદેશ કરીશ? કેવી ક્ષમા માગીશ? બુદ્ધિધનના ઘરમાં જે અંકુશ હતો તેથી હું અને એ ઉભય આ સ્થાનમાં મુક્ત છીએ. એ મુક્તપણું તે જ ભયરૂપ છે. પ્રીતિયજ્ઞ-અદ્વૈતયજ્ઞ-વિહારપુરી અને ચંદ્રાવલીના જેવો — શું અમારાથી સાધ્ય નહીં થાય? પ્રમાદ ગયો — લક્ષ્યધર્મ અને પાશ્ચાત્યધર્મ જુદે જુદે માર્ગે લઈ જઈ એક જ સ્થાનમાં આણે છે! આર્યસંસારના વ્યવહારનું ધર્મશાસ્ત્ર જુદું છે. આ ભેખ લઈ મે સંસારના વૈભવનો ત્યાગ કર્યો છે — સંસારના ધર્મનો ત્યાગ નથી કર્યો. સંસારના સંપ્રત્યયથી હજી મારું હૃદય મુક્ત થતું નથી. ત્રણે સ્થાનના ધર્મ જળવાય એવો શો માર્ગ લઉં? — કુમુદ! તારા મનમાં શું હશે? તારા હૃદયમાં લગ્નભોગોની વાસનાઓ ભરી હોય તેને તૃપ્ત કરવામાં મારે જે ધર્મસંકટ હતું તે પ્રમાદના મૃત્યુથી શાંત થયું છે. જો મેં કરેલા પાપને લીધે હવે મારો ધર્મ તને તૃપ્ત કરવાનો જ હોય તો લોકાપવાદનો ભય માથે વહોરી લેવો એ ધર્મ પણ શું પ્રાપ્ત થતો નથી? તારી આવી વાસનાઓનો નાશ કરવાનો તારા ઉપર બલાત્કાર કરવો એ શું મારે માટે ધર્મ્ય છે? — અથવા આ સર્વ વિચારો શું મારા પોતાના જ હૃદયમાંની અજ્ઞાત વાસનાનો અજ્ઞાત ઉદય નથી જણાવતા? Is not my wish rather to these thoughts? Or, rather, am I not now succumbing to the rush of my own latent will-power itself? Heaven knows whither I am drifting !'



ચંદ્રોદય થયો. ચૈત્ર સુદ એકાદશીની આ રાત્રિ હતી, અને પોણું ભરેલું ચંદ્રબિમ્બ પૂર્વદિશાની ક્ષિતિજરેખાથી કેટલેક ઊંચે ઊગ્યું અને સૌમનસ્યગુહાની અગાશીમાં તેનાં કિરણ વાડાં ઊંચાં થઈ આવવા લાગ્યાં. પર્વતની પૂર્વ તળેટીનો અને રત્નનગરીના માર્ગનો તેમ મૃગજળનો દેખાવ રાત્રિથી ઢંકાતો હતો, છતાં ચંદ્રિકાથી નવીન સ્પષ્ટતા ધરતો હતો. સ્ત્રીના અંગને ન ઢાંકે ને ન પ્રત્યક્ષ કરે એવી ઝીણી મલમલની મોટી ચાદર પેઠે સૃષ્ટિ ઉપર ચંદ્રિકા ઢંકાતી હતી અને ચતુર રસિક જનની આંખને અણસારા કરતી હતી. સરસ્વતીચંદ્ર અગાશીની પશ્ચિમ પાસે ગયો. પોતાની ગુફાની પાછળ ઝરો, તેની પાછળની ગુફાની ઊંચી પછીત, એ પછીતમાંની એકલ

બારી, અને પછી તો વચ્ચેની પુલ, એ એકાંત શાંત દેખાવથી એનું હૃદય કંઈક શાંત થયું. એ શાંતિથી, માખીઓ ઊડી જાય એમ, વિચાર શાંત થયા અને છેક આઘે પશ્ચિમ સમુદ્રની કાળી રેખા જોવા લાગ્યો. આખ એ જ દિશાએ ઠરી અને પોતાની ગુફાથી સમુદ્રરેખા સુધી હેરાફેરા કરવા લાગી. એ હેરાફરા કરતાં જોડેની ગુફાના મથાળાના ધાબામાંના દાદર જેવા ભાગમાં દીવાનો પ્રકાશ દેખાયો. એ પ્રકાશથી વળી વિચાર જાગ્યા. વિચાર જાગતાં વચલા પુલ આગળથી બારીમાં દૃષ્ટિ પડી ને પુલ ઉપર પડી. બારીમાં દીવાનો પ્રકાશ દેખાયો. એ પ્રકાશ પુલ ઉપર લંબાતો હતો. પુલ બાળકના ઘોડિયાના આકારનો, વગર ઘડેલી શિલાઓ ગોઠવી કરેલો હતો. સરસ્વતીચંદ્ર અગાશીમાંથી નીચે ઊતર્યો અને પોતાના ભણીની પુલની પાસની બારીમાં દૃષ્ટિ કરે છે તો તેમાં સ્ત્રીનો આકાર, દેખાયો, દેખાતાં એ પળવાર ઓઠે આંગળી મૂકી ઊભો રહ્યો, ને તરત જ દૂર ખસી ગયો.

ઉત્તર પાસને ઓટલે ઉશીકાને સ્થાને એનું પોટકું હતું. સાધુજનોએ એના શયનને માટે પથ્થરના ઓટલા ઉપર એક ભગવું વસ્ત્ર પાથર્યું હતું અને પાસ જળફળ રાખ્યાં હતાં. ત્યાં આગળ એ વિચારમાં પડી બેઠો. પોતે વિચારમાં છે કે વિકારમાં તેનો વિચાર કરવા લાગ્યો. પુલ ભણીથી આંખને પાછી ખેંચી લીધી, પણ કાન તો એણી પાસ જ રહ્યા. ચંદ્ર ઊંચો ચડ્યો અને આ માળમાંથી પણ દેખાવા લાગ્યો. પર્વતના શિખર ઉપરનો પવન સમુદ્રનાં ઊછળતાં મોજાં પેઠે ગાજવા લાગ્યો. તાડોનાં ને ઝાડોનાં પાંદડાંના ખડખડાટ કાનમાં વીંઝાવા લાગ્યા. સરસ્વતીચંદ્ર એકલા ચંદ્રને જ જોઈ રહ્યો અને સ્વરમાત્રને સાંભળવા લાગ્યો. પુલ ભણીથી પણ કંઈક સ્વર આવવા લાગ્યા, આવતા સાથે હૃદયને ઉછાળવા લાગ્યા, અને ઊછળેલા હૃદયમાંની જિજ્ઞાસાએ એને ઉઠાડ્યો, પુલ પાસે આણ્યો, અને સર્વ સ્વરોને ભુલાવી પુલ ભણીથી આવતો સ્વર સાંભળવા તેને પ્રેર્યો. પુલની પેલી પાસ બારીમાં દીવાના પ્રકાશ વિના કાંઈ દેખાતું ન હતું, આણીપાસની બારીની સાખ સાથે લપાઈ બાઝી રહી, કાન અને હૃદયને ઊંચાં કરી, અન્ય વિચારોનો ત્યાગ કરી, આતુંરતાની મૂર્તિ જેવો સરસ્વતીચંદ્ર પથરાઓમાં પથરા પેઠે જડ જેવો સ્તબ્ધ થઈ ઊભો રહ્યો.

---

૧ . ગાંડો.

૨ . જાહેરખબર

# ૨૭ ગુફાના પુલની બીજી પાસ

સૌમનસ્યગુહાની પાછળની ગુફામાં સાધ્વીજનોએ કુમુદસુંદરીને ગુફાદર્શનને નિમિત્તે આણી હતી. ભક્તિમૈયા, વામની આદિ દશેક શરીરે બળવાળી સાધ્વીઓએ અનેક ગુફાઓ દેખાડી અંતે પુલની પાછળની ગુફામાં એને આણી. ચૈત્ર સુદમાં આ ગુફાની પાછળના એક વૃક્ષમાં અનેક પક્ષીઓ ભરાતાં અને તેમાં કોયલો પણ ઘણી આવતી. હજી વસંતઋતુ ગણાતી હતી અને આજની રાત્રિ આ સુંદર સ્થાને ગાળીશું એવો સંકેત તેમણે કુમુદ સાથે પ્રથમથી જ કર્યો હતો.

આ ગુફાનું નામ વસંતગુહા હતું અને તેનું બંધારણ સૌમનસ્યગુહાના જેવું જ હતું. માત્ર એનું સ્થાન જરી નીચાણમાં હતું અને તેને લીધે આખી ગુફા જોડેની ગુફાઓથી નીચી લાગતી.

સાધ્વીઓએ એ રાત્રિચર્યાને માટે ફલાહાર અને શયનવસ્ત્રો રાખેલાં હતાં તે સર્વ નીચલે માળે રાખી ઉપલે માળે આવ્યાં અને એક ઓટલા ઉપર બેસી બહારનું સૃષ્ટિસૌન્દર્ય જોવા લાગ્યાં. કુમુદ તેમાં ભાગ લેતી હતી. અંતે વાર્તાવિનોદ પણ બંધ રહ્યો અને સર્વ માત્ર જોવામાં લીન થયાં. કેટલીક વાર આ મૌન રહ્યું. અંતે સાયંકાળ થયો અને એક જટાળીએ દીવાસળી વતે, એક કોડિયામાં વાટ મૂકી સળગાવી. સળગાવતી સળગાવતી તે બોલી:

‘મધુરીમૈયા! ગુરુજીએ નવીનચંદ્રજીને શૃંગ ઉપર પંચરાત્રિ વાસ આપવો કલ્પેલો છે તે આ જ. આની જોડેની ગુફામાં જ તે હશે અને નહીં હોય તો આવશે. અમે આખી રાત્રિ નીચલે માળે ગાળીશું અને તને આ સ્થાનમાં જ આખી રાત્રિ રાખીશું. આ તારી પાછળ તારા શરીરને યોગ્ય મૃદુ શય્યા છે અને આહારફળ અને જળ છે, અને દીપ છે. અમે તને આ સ્થાને તારા ભાગ્યને આશ્રયે એકલી મૂકી નીચે ચાલ્યાં જઈશું.’

કુમુદ ભડકી, ‘શું બોલો છો? તમે મને છેતરી! આ ભયંકર સ્થાનમાં હું એકલી કેમ રાત્રિ ગાળવાની હતી? હું તમારી સાથે નીચે જ આવીશ.’

‘મૈયા! સાધુજનને આ સ્થાનમાં ભય નથી. તેમાં તને ભય લાગશે તો તેમાંથી તારનાર હૃદય પાસેથી જ જડી આવશે.’ પ્રીતિમાનિની બોલી.

‘મધુરી, આપણા સ્ત્રીના હૃદયતંત્રનો સ્વભાવ આવે પ્રસંગે જ વિપરીતકલ્પક અને વિપરીતકારી થાય છે. તને અમે છેતરી નથી.’ ભક્તિમૈયા બોલી.

કુમુદ — ‘ત્યારે મને વગર સૂચવ્યે નિમિત્ત કાઢી અહીં કેમ આણી?’

ભક્તિમૈયા — ‘ચંદ્રાવલીમૈયાએ તારી ચિકિત્સા અને તારું ઔષધ યોજ્યું છે તે તું જાણે છે. મોહનીમૈયાએ તારા અભિસરણનો માર્ગ આ

ઔષધના સાધન માટે સૂચવેલો તે પણ તું જાણે છે. ચંદ્રાવલીમૈયાએ તારું દૂતીકર્મ કર્યું અને વિહારપુરીજીની સહાયથી આ સ્થાનમાં નવીનચંદ્રજીને જે સિદ્ધિ માટે મોકલવા ગુરુજીની આજ્ઞા મેળવી છે તે તેં ગુરુજીને સ્વમુખે જ સાંભળ્યું. કહે વારુ, હવે તે તને બીજી કઈ સૂચના બાકી રહી કે તારી વંચના કર્યાનો આરોપ સાધુજનોને શિર મૂકે છે?'

કુમુદ — 'મારી સંમતિ વિના કંઈ પણ કરવાનું નથી એમ મને ચંદ્રાવલીમૈયાએ સ્પષ્ટ કહ્યું હતું,'

ભક્તિમૈયા — 'અને હજી સુધી અમે સર્વ તને એ જ કહીએ છીએ.'

કુમુદ — 'તો અહીં આણવામાં મારી સંમતિ કેમ ન લીધી?'

ભક્તિમૈયા — 'મધુરીમૈયા! ચંદ્રાવલી અને મોહની જેવી નિપુણ વિદુષીઓ તારા જેવી મુગ્ધાઓના હૃદયના મંત્ર વધારે સમજે છે ને તારા મુખની સંમતિ શોધતાં નથી પણ તારા હૃદયની સંમતિને બહું સૂક્ષ્મ કળાથી જાણી શકે છે.'

વામની — 'મધુરી! શું તું એ મહાશયાઓને શિર તારા હૃદયથી આરોપ મૂકે છે? તો જો ચંદ્રાવલીમૈયા અને વિહારપુરીજીએ તારું સંયુક્ત દૂતકર્મ કર્યું તેથી તું અજાણી રહી નથી. અમે તારું સખીકૃત્ય કરીએ છીએ તે પણ ગાજી વગાડીને કરીએ છીએ. અમારાં જેવાથી આરંભી, ગુરુજી જેવાએ જે જે સૂચનાઓ તારા દેખતાં કરેલી તે ભક્તિમૈયાએ તને કહી બતાવી. એ સર્વ જાણીને, જેવી રીતે માજીના મંદિરમાંથી તું યદુશૃંગ ઉપર ચડી આવી તેમ યદુશૃંગ ઉપરથી આ શૃંગ ઉપર ચડી આવી. આથી તે વધારે શું સંમતિને માથે શીંગડાં ઊગતાં હશે?'



કુમુદસુંદરી વિચારમાં પડી, બોલ્યા વિના નીચું જોઈ રહી. પ્રીતિમાનિનીએ તેને વાંસે હાથ ફેરવવા માંડ્યો.

'બેટાં મધુરી, તું કોઈ રીતે ગભરાઈશ નહીં. તારી ઇચ્છા જવાની હશે તો પ્રાત:કાળે અવશ્ય જઈશું. પણ દુષ્ટ સંસારે અનેક વંચનાઓની, જાળ રચી તારા હૃદયમાં અમૂંઝણ ભરી દીધી છે ને આ મહાત્મા જોડે આટલા આટલા માસ સુધી તને વાત સરખી પણ કરવા દીધી નથી — એક ઘડી હૃદય ઉઘાડવાનો અવસર આપ્યો નથી — તેની સાથે બે ઘડી આજની રાત તું બોલી લે, તારે કહેવાનું તે કહી લે, ને તેને કહેવાનું હોય તે સાંભળી લે. આથી બીજું કાંઈ પણ કરવાનું અમે તને કહેતાં નથી. તારી સૂક્ષ્મ પ્રીતિનું ફળ તું આટલાથી મેળવીશ અને પછી પ્રાત:કાળે તું કહીશ તો ચંદ્રાવલીમૈયા તને માજી પાસે લઈ જશે.'

કુમુદ બોલ્યા વિના નીચું જોઈ રહી અને એનું સ્મરણ આ વાક્યમાંનું સત્ય સ્વીકારતું હોય તેમ બુદ્ધિધનના મંદિરમાં પોતે ગાયેલી કડીઓ અત્યારે હૃદયમાં જ ગાવા લાગી:

*'પૂર્વ જન્મનો સંબંધો તે ખડો હૃદયમાં થાય!*

*જીવતી પણ જડસમી પ્રિયમૂર્તિ જોઈ નયન અકળાય!*

*પરિચિત પ્રિય રહી ઊભો પાસે નહીં બોલે, નહીં બોલું!*

*અપ્રસંગ ભજવતું ચિરાતું મર્મસ્થળ ક્યાં ખોલું?'* [૧]

બુદ્ધિમૈયા નામની સાધ્વી સૌની પાછળ બેઠી હતી તે બોલી:

'મધુરીમૈયા! જે પંચયજ્ઞનો ઉપદેશ નવીનચંદ્રજીને મળ્યો છે તે જ તારા શ્રવણપુટમાં મધુધારા પેઠે ટપકેલો છે. એ મહાત્મા સાથે મહાયજ્ઞોમાં સહચારિણી થવાનો અદ્વૈત પામવાનો લોભ શું તને નથી થતો? એ યજ્ઞોમાં એ મહાત્માની વેદી આન્તરાગ્નિથી તપ્ત અને દીપ્ત બને અને તેનું સૂક્ષ્મ શરીર સંભૃત થઈ હોમાય ત્યારે તે વેદીનું અને પશુનું શું તારે આપ્યાયન નથી કરવું?'

કુમુદસુંદરી — 'એ અધિકાર આપવાના અધિકારીએ જ્યાં સુધી મને અધિકાર આપ્યો નથી ત્યાં સુધી સર્વ વાત વૃથા છે. મારે એ અધિકાર શોધવો નથી.'



પ્રીતિમાનિની — 'એ સત્ય છે, એટલા માટે જ અમે તને અહીં એકલી મૂકીને જઈશું. તારી ઇચ્છા હોય અને તું અમારી સાથે સંદેશો મોકલીશ તો અમે તે લઈ જઈશું ને ઉત્તર આણીશું. તેમ ન કરવું હોય તો અહીં બેઠી બેઠી તું જે કંઈ ઉચ્ચારીશ કે ગાઈશ તે જોડેની ગુફામાં બેઠા બેઠા નવીનચંદ્રજી જરૂર સાંભળશે. તેમને તારું અભિજ્ઞાન થશે તો અદ્વૈતબળે કે પ્રતિબળે, રસબળે કે દયાબળે, સાધુજનોની યોજનાને બળે કે ગ્રહદશાને બળે, પણ સર્વથા શ્રી લક્ષ્યરૂપ ઈશ્વરની ઇશછાને બળે આ મહાત્મા તારા હૃદયને શીતળ ને શાંત કરવા આવશે. તે ન આવે તો — માનિની! — તું એમની પાસે જઈશ નહીં અને પ્રાત:કાળે તું કહીશ ત્યાં જઈશું. ત્યાંસુધી મન:પૂત કરી જે વસ્તુ સૂઝે તે આદરજે.'

સર્વ ઊઠ્યાં અને કુમુદને એકલી મૂકી નીચે ચાલ્યાં ગયાં. કુમુદે તેમની પાછળ ઊઠવા પ્રયત્ન કર્યો, પણ તેનું શરીર પૃથ્વી સાથે ચોંટ્યું હોય એમ થયું ને એની ઇચ્છાને વશ થયું નહીં. ચારે પાસે રાત્રિ અને ચંદ્રિકા એકઠાં નીતરતાં હતાં, અને ઊઠવા ઇચ્છનારીને પૃથ્વી સાથે દાબી દેતાં હતાં. અંતે તે ઊઠી પણ એના ચરણ દાદર પાસે ન જતાં પુલ ભણીની બારી ભણી વળ્યા. બારી બહાર દૃષ્ટિ જતાં પાછી વળી અને દૃષ્ટિ કરનારી ઓટલા ઉપર બેઠી અને છાતીએ હાથ મૂકી ત્યાં બેસી જ રહી.

એના હૃદયમાં શું હતું તે એ પોતે જ સમજતી ન હતી. એ વિચારને વશ છે કે વિકારને વશ છે તે એના શરીર ઉપરથી જણાય એમ ન હતું. પણ બિન્દુમતીએ એને એકલી મૂક્યા પછી એણે કવિતા જોડી કાઢી હતી. તેમાં અર્ધી કવિતા તરંગશંકરની જોડેલી હતી. અંગ્રેજ કવિ ગોલ્ડસ્મિથના 'હર્મિટ્' નામના લઘુકાવ્યનું તરંગશંકરે રૂપાન્તર [૧] કર્યું હતું તેની એક પ્રતિલિપિ [૨] રત્નનગરીમાં સરસ્વતીચંદ્રે કુમુદને આપી હતી. તેમાંથી અર્ધો ભાગ રાખી બાકીના અર્ધા ભાગની કવિતા કુમુદે પોતે જોડી ઉમેરી હતી. આ કવિતા સરસ્વતીચંદ્ર સાંભળે એમ અત્યારે ગાવા ઉપર એનું ચિત્ત વળ્યું, વળેલું ચિત્ત પાછું ફર્યું. ન ગાવાનો નિશ્ચય થયો.

'એક વાર અગ્નિનો અનુભવ કર્યો. બીજી વાર એ અગ્નિમાં પડવાની કાંઈ આવશ્યકતા નથી.

હવે એ કાંઈ મુંબઈ જાય એમ નથી. આવા વિરક્ત પદનો સ્વીકાર કરી હવે કંઈ એ તેનો ત્યાગ કરવાના હતા? અહીં જ સુખી થશે. મારા વિના તે સુખી છે અને એમના વિના હું — સુખી તો નથી — પણ સંતુષ્ટ રહીશ અને માજીના ચરણમાં હૃદયનો યોગ કરીશ.'

થોડી વાર તે બેઠી, વળી ઊઠી, ગુફાની ત્રણે ઉઘાડી પાસ દૃષ્ટિ કરવા લાગી, ચંદ્ર દીઠો ને ચમકી, પુલની બારી ભણી વળી, ત્યાં ઊભી રહી, પુલની પેલી પાસની છાયા દીઠી, વળી ચમકી, વળી પાછી વળી અને વચ્ચોવચ એક પથ્થર ઉપર બેઠી.



ઓઠે આગળી મૂકી — 'પ્રસંગ ગયો મળવાનો નથી. ઈશ્વરે જ જ્યારે ધકેલી ધકેલી અહીં સુધી મોકલી છે ત્યારે હું તેની ઇચ્છાને વશ થઈ પ્રસંગનો લાભ લઈશ. જો મારું જ મન પવિત્ર છે તો સરસ્વતીચંદ્રને તેનાથી શો ભય હતો અને મને પણ શો ભય હતો? પણ એટલું તો ખરું કે મારા મનના ગૂંચવાડાની ગાંઠો તેમનાથી જ ઊકલશે અને — સુખ તો આ અવતારમાં નથી પણ — ધર્મ અને શાંતિનો માર્ગ તેઓ મને બતાવી શકશે.

પણ મારે માટે તેમને હલકો વિચાર આવશે. મારે માટે તેમણે શું ધાર્યું હશે અને શું ધારશે? ઈશ્વર જાણે.

માજી! મને જિવાડી છે તો જીવનનો વિધિ દેખાડો.

એ તો એ જ.'

થોડીવાર તે બેસી રહી અને અંતે હિંમત આણી. મુખ ઊઘડી ગયું અને ગાવા લાગ્યું.

---

૧ . પ્રથમ ભાગ, પ્રકરણ ૧૯.

૧ . દેશકાળને અનુકૂળ રૂપવાળું ભાષાંતર. ૨ . નકલ

# ૨૮. હૃદયની વાસનાનાં ગાન

## અથવા

## ચેતન વિનાની વૃત્તિ-ઉક્તિ અને શ્રોતા વિનાની પ્રત્યુકિત

"More close and close his foot-steps wind ;

The Magic Music in his heart

Beats quick and quicker, till he find

The quiet chamber, far apart .'

*- Tennyson's Day-Dream*

*'સજ્જન! બાતાં સ્નેહકી ઈસ મુખ કહી ન જાય!*

*મૂગેકું સુપનો ભયો! સમજ સમજ પસ્તાય!'*

***- લૌકિક***

*'इत्थं त्वयैव कथितप्रणयप्रसाद:।*

*संकल्पनिर्वृतिषु सस्तुत एष दास:॥'*

*- मालतीमाधवम्*



વસન્તગુફામાંથી નીકળતો કુમુદનો સ્વર પુલની વચ્ચે થઈ સૌમનસ્યગુફામાં જવા લાગ્યો; કુમુદની હૃદયગુફામાંથી નીકળી સરસ્વતીચંદ્રની હૃદયગુફામાં જવા લાગ્યો અને પ્રતિધ્વનિના ચમત્કારને વીજળી પેઠે ચમકાવવા લાગ્યો. કુમુદનો સ્વર સરસ્વતીચંદ્ર ન ઓળખે એવું હોય નહીં — જે સ્વર કુમુદ દૂર હતી તે કાળે એના કાનમાં ભણકારા ભરતો હતો અને વાંસળી પેઠે મધુર ગાન કરતો હતો તે સ્વર જાતે કુમુદના સ્વમુખમાંથી જ પ્રત્યક્ષ થાય ત્યારે એ ભણકારાના રસિકના હૃદયમાં શો ધમધમાટ થાય તેની તો માત્ર કલ્પના જ થાય એમ છે — તેનું શુદ્ધ સ્વરૂપ સમજાય એમ નથી તો તેનું વર્ણન તો શી રીતે સંપૂર્ણ થાય? એ હૃદયનું હૃદય, એ હૃદય ધરનારીનો કોમળ કંઠ, અને ચંદ્રોદયની વેળાએ આ ગુફાઓ જેવું એકાન્ત! ગાન એ સર્વના સંયોગરૂપ જ હતું.

[૧] *'જોગીરાજ! ઊભા રહો જરી,*

*મને વાટ બતાવોની ખરી;*

*પડી વનમાં આ રાત અંધારી,*

*ભમું એકલો ઘરને વિસારી.'*

સરસ્વતીચંદ્ર નરજાતિ વાચક ‘એકલો’ શબ્દ સાંભળી ચમક્યો. ‘શું આ કોઈ પુરુષ ગાય છે?’ ગાન વાધ્યું:

*‘નથી પગલાં ઊપડતાં મારાં,*
*થાકે આવે છે આંખે અંધારાં,*
*પંથ પૂરો થતો નથી આજ,*
*વાધું હું ત્યાં વધે વનવાટ!’*

‘My lord ! આ તો તરંગશંકરનું કાવ્ય — કુમુદને જ આપેલું તે! કુમુદ વિના બીજું કોણ ગાય? પણ હું આ સ્થાને છું તે શું એને ખબર નહીં હોય?’ સરસ્વતીચંદ્રના વિચાર ગાનની કડીઓએ અટકાવ્યા.

*‘દીવા જવું પણે દેખાય,*
*જવા ત્યાં મુજ મન લલચાય.*
*ત્યાં તો રહેતા હશે કોક સંત,*
*મારા દુ:ખનો આણશે અંત.*
*જોગીરાજ! એ વાટ બનાવો;*
*દયા એટલી મુજ પર લાવો.’*



સરસ્વતીચંદ્ર — ‘નક્કી! આ સંબોધન મને તો નથી જ કર્યું — ચાલો, હવે એ સંબોધનને ઉત્તર મળશે.’

સ્વર વાધ્યો:

*‘જોગી બોલ્યા: ‘બંટા! રખે જાતો,*
*એણી પાસ રખે લલચાતો;*
*એ તો ભૂતનો ભડકો જાણ,*
*બોલાવે ન કરે પછી હાણ.*
*ભૂખ્યાં તરસ્યાંને આદર આપે,*
*લૂખું સૂકું મળે તે જમાડે,*
*એવી આ છે ગુફા મુજ રંક;*
*બેટા, તેમાં તું આવ નિ:શંક*
*ફળ ને વણખેડેલું’ ધાન.*
*શય્યા કાજ કુળાં ઘાસપાન,*

રૂડાં ઝરણનું નિર્મળ પાણી,
સુખ શાંતિ, ને આનંદવાણી;
એવું અક્ષયપાત્ર છે અહીં,
હરિ પ્રત્યક્ષ થાય છે સહી.
બેટા, એવા આશ્રમમાં તું આવ્યો,
ગયો સમજ ચિન્તાતણો વારો.’

‘હું ઇચ્છું છું કે હું તને એવો જ બોધ આપી શકું!’ સરસ્વતીચંદ્ર બોલ્યો.ગાન તો ચાલ્યું જ:

‘દુ:ખ સંસારનાં નથી સાચાં;
મન માનવનાં એક કાચાં;
મળે કોળિયો ઉદર ભરાય,
તસુ પૃથ્વી સારે સૂવા કામ;
પળ વાર છે કરવો સમાસ,
તોય મન ન ઠરે કરી હાશ.
પ્રભુએ તો સરજેલું છે સુખ!
મન મનનું ઓળી લે છે દુ:ખ!
નિશાકુસુમ [૧] સરે શાંત શાંત,
તેમ જોગી બોલ્યા શબ્દ દાન્ત.
આગળ પાછળ ચાલ્યા બેય,
ઝાંપો ઉઘાડી પેઠા છેય,
રાત વાધી વંઠેલાં ખેલે,
અન્ય સૌ પડ્યાં નિદ્રામાં મેળે;
તેવે સમે જાગે જોગીરાજ,
ધીમે તાપે કરે સ્વયંપાક. [૨]
તપે અંગારા એકાંત શાંત,
રંગ આપતો મંદ પ્રકાશ,
ધીમે ધીમે બળે છે કાષ્ઠ,

*ધીમો ધીમો બોલે એનો તાપ;*

*બોલે તોરી ભરાઈ ભીંતમાંહ્ય,*

*દોડે અહીં તહીં ખેલે માર્જાર;*

*દ્વાર વાગે વાંસળી સમો વાય,*

*પહોર રાતના ચાલ્યા જાય.'*

પવનનો સ્વર પુલની બે પાસની બારીઓમાં ગાજતો ગાતો જતો હતો અને બે પાસનાં હૃદય ચીરતો હતો — રાત પણ વધતી હતી.

*'જોગી આ સૌ શાંતિ ઝીલે છે,*

*શાંત વાતો કરતા ખીલે છે.*

*ધીમું ધીમું બોલે ને હસાવે,*

*થાકેલાનો થાક નસાડે.*

*કથા ગોષ્ઠી કંઈ કંઈ કાઢે,*

*બોધ આપે ને શાંતિ પમાડે.*

*અન્ન મધુરું જમે ને જમાડે,*

*એ પર આતિથિને રુચિ કરાવે.'*



'કુમુદ! કુમુદ! પંચમહાયજ્ઞનો ઉપદેશ સાંભળ્યા પછી આતિથેયધર્મના આટલા આવા મધુર વિધિ તું મને બતાવતી નથી તો કોને બતાવે છે? કુમુદ, દુ:ખી પ્રવાસી કુમુદ, સાધુજનોનું આતિથેય તને શાંતિ પમાડી શક્યું નથી જ. નક્કી, આ નવો ધર્મ મારે શિર ઉદય પામે છે — પણ -' સરસ્વતીચંદ્ર એટલું મનમાં બોલ્યો. પણ કાન તો ઉઘાડા જ હતા. તેમાં કુમુદના સ્વર જતાં અટક્યા નહીં.

*'પંથી ખાધું ન ખાધું કરે છે,*

*પંથી સુણ્યું ન સુણ્યું કરે છે,*

*ઊંડા વિચારમાં પડી જાય,*

*ગાલે ઊતરે છે આંસુની ધાર.'*

સરસ્વતીચંદ્ર — 'શું તારી આ દશા છે?'

ઉત્તરમાં ગાન જ વાધ્યું:

*'એની દેખી દશા એવી જોગી,*

*દયા આણી થયા દુ:ખભોગી.*

અન્ન પડતું મૂકી પાસે આવ્યા,
ફરી ફરી વળી પૂછા લાગ્યા:
‘બોલ બેટા, તને શું થાય?
તારે હૈયે શાનો પડ્યો ઘા ય?
ઘરનો વૈભવ ત્યજી અહીં આવ્યો?
ઓછું આવ્યું કે કોઈએ કાઢ્યો?
દગો દીધો કો મિત્રે શું ભાઈ?
મળી કઠણ હૃદયની શું નારી?
બેટા! વાત વિચાર તું સાચી,
માયા સંસારની બધી કાચી,
કહાને લક્ષ્મી તો ચંચળ નારી,
નાસી જાય; દઈ હાથતાળી,
સુખ એનું કરે ચમકાર,
જોતા જોતામાં થાય અંધાર;
સુખ એનું તો મૃગજળ જોવું,
થતાં સમીપ પડે ખોટું એવું.
મિત્રતામાં યે મળે ન કાંઈ,
એ તો સ્વાર્થની છે જ સગાઈ;
એને નામે ભુરકાય તે ભોળા.
એને વિશ્વાસે રહે તે તો રોળા;
લક્ષ્મી તે કીર્તિ જ્યાં જ્યાં જાય,
છાયા જેવા મિત્રો પૂંઠે થાય;
જે એ છાયાને ઝાલવા જાય,
ઘસે હાથ ને ખતા તે ખાય
સ્ત્રીની પ્રીતિ તો એથી યે ખોટી;
મોહજાળ નાંખે, જોતી જોતી;
જાળ નાંખે, જોતામાં ફસાવે,

*ફાવે ત્યાં જ એ ધુતકારી નાંખે;*
*કહાવે અબળા ને નરને નચાવે,*
*ગોરી ગુમાનભરી પછી રાચે;*
*નરના દુખની મશ્કરી કરતી,*
*નારી પ્રીતિ ખરી નવ ધરતી.*
*પ્રીતિની હૂંફ પંખી ધરે કો,*
*સુરલોકમાં હો કે નહીં હો.*
*પ્રીતિને નામે સળગાવી આગ,*
*નારી નરને કરે છે ખાખ;*
*મોહમાયા ને જોગણી કહાવે,*
*નારી નરને ન જંપે સૂવા દે.*
*બેટા! શાને વેઠવી એની શૂળો?*
*એની પ્રીતિમાં મૂકની પૂળો.'*

આ છેલ્લી કડી મોટે ઊછળતે સ્વરે ગવાઈ:



*'જોગી બોલતો ઉશ્કેરાય,*
*પંથી સાંભળતો શરમાય;*
*નીચું જુએ તે ડસડસી રુવે,*
*ગાલે નારંગીનો રંગ ચૂવે.*
*વ્હાણે નાજુક વાદળી ચાલે,*
*રંગ ઊજળા પળેપળ ફાલે,*
*સુંદરતાના લલિત ચમકાર,*
*અંગે ઊઠતા તેવા જણાય;*
*જોગી જુએ છે, આભો બને છે,*
*પંથી નવો નવો વેશ ધરે છે.'*

સરસ્વતીચંદ્ર પુલ ઉપર આકર્ષાયો ને તેની આંખો અંદરના રૂપ ઉપર આકર્ષાઈ.

*'આંખો ચંચળ થઈ ચળકે છે,*

*ઓઠ કૂંપળો પેઠે ઊઘડે છે;*

*પંથી સુંદરીરૂપ થઈ જાય,*

*જોગી ભડકે, ઊંચો નીચો થાય.'*

સરસ્વતીચંદ્ર પુલની પેલી પાસની બારી બહાર સાખમાં લપાઈ પુલમાં ઊભો ને કાન અને આંખો માંડ્યાં. 'કુમુદસુંદરી! જાતે પોતાનો જ દોષ કાઢનારી અને પ્રિયજનની દયા જ જાણનારી આ મહાશયાના ચિત્ત જેવું ચિત્ત તમારું છે તેમ તેના જેવું જ આ તમારું રૂપ હું અત્યારે પ્રત્યક્ષ કરું છું. પણ સ્ત્રીની પ્રીતિનો આવો તિરસ્કાર મેં કદી કર્યો નથી, અને જો એ તિરસ્કારબુદ્ધિથી મેં તમારો ત્યાગ કર્યો તમે સમજતાં હો તો તેના આરોપમાંથી મુક્ત થવાનો મારો ધર્મ મને તમારી પાસે મોકલશે.' કુમુદ છત સામું જોઈ, છાતીએ હાથ મૂકી, આંસુ લોહતી લોહતી ને વચ્ચે વચ્ચે ઉશ્કેરાતી ગાયાં જ જતી હતી.

*'હાથ જોડી રોતી બોલી બાળા:*

*ક્ષમા કરજો મને, જોગીરાજા!*

*જગપાવન ને નિર્વિકાર*

*શાન્ત દાન્ત વસો યોગીરાજ,*



*એવા દિવ્ય આશ્રમની માંહ્ય*

*પગ મુક્યા પાપણીએ આજ.*

*તમ દર્શનનો અધિકાર,*

*નથી જેને, એવી હું છું નાર.'*

સરસ્વતીચંદ્ર મનમાં ગાજી ઊઠ્યો અને અધિકાર આપવા લાગ્યો: 'ના-ના-કુમુદ! તું પવિત્ર છે તે હું જાણું છું — જગત ભલે બડાશો મારતું કે તને સૌભાગ્યદેવીથી ઊતરતી ગણતું. પણ તારે જ વિકટ સૂક્ષ્મ પ્રસંગો આવી ગયા તેમાં પણ જય પામનારી સતી તો તું જ છે. અગ્નિમાં ચાલી છે તે તું! પાપી તો હું જ છું કે જણે તને અવદશામાં આણી અને તેમાંથી છોડાવવા હજી સુધી જેની છાતી ચાલતી નથી ને આ સ્થાને આમ બાયલા પેઠે ઊભો રહ્યો છું!' મન આ ગર્જ્યું ત્યાં કાન તો સાંભળ્યા જ કરતા હતા.

*'ક્ષમા કરજો મને, યોગીરાજ!*

*કહી દઉં મારાં વીતકની વાત.*

*સુણી અબલા તણા અપરાધ.*

*કૃપા કરજો, અહો કૃપાનાથ!'*

સરસ્વતીચંદ્ર સ્વસ્થ પણ આતુર થઈ સાંભળવા સજ્જ થઈ ઊભો.

*‘તમ દર્શનથી દુ:ખ નાસે,*

*બોધ દ્યો ત્યાં ત્રિવિધ તાપ*

*ભાગે.’*

‘આ ભાગ તો તરંગશંકરનો રચેલો નથી. કુમુદ! તારા હૃદયની વાત હવે તેં ગાવા માંડી અને પવનના ઝપાટા આગળના દીવા પેઠે મારું હૃદય હવે કંપવા લાગે છે! કંપાવ, કુમુદ, એને કંપાવ! હવે મારા પ્રાયશ્ચિત્તવિધિનો આરંભ થયો!’ આરંભ પામેલું ગાન વાધ્યું.

*‘બોધની હું ન જો અધિકારી,*

*પ્રભુ, ક્ષમજો, પામર જીવ જાણી!’*

આ શબ્દોએ સરસ્વતીચંદ્રનાં નેત્રમાં આંસુ આણ્યાં.

*‘બોધ લેતાં ભૂલી કે ઠગાઈ,*

*બોધ લેતાં લેતાં હું ફસાઈ.’*

આત્મદોષનો શોધક ઉદાર ચિન્તાથી સાંભળવા લાગ્યો.

*‘બોધ લેતી લેતી હું ન જાગી,*

*બોધ દેનારથી ભૂરકાઈ.*

*મને એવો મળ્યો એક જોગી,*

*પ્રીતિ ખોટી જાણી ખરી બોધી.*

આત્મદોષનું ભાન પામનારે નિ:શ્વાસ મૂક્યો.

*‘પ્રીતિ જાગી હૈયે મુજ સાચી,*

*પ્રીતિ નરની યે જોઈ લીધ ઝાઝી.*

*ખરી પ્રીતિ ધરી, ખોટી દીઠી,*

*નરે ગેરુ ધર્યો ને કહી પીઠી!’*

ચારે આંખોમાં આંસુની છાલકો વાગવા લાગી. સરસ્વતીચંદ્રે દુ:ખમાં ને દુ:ખમાં જાત ઉપર રોષ આણી પોતાનો અર્ધો ઓઠ કરડ્યો.

*‘સ્ત્રીની પ્રીતિ હશે કંઈક ખોટી*

*નર કંઈક મૂકે એને રોતી.’*

પુલની બે પાસ નિ:શ્વાસ ચાલતા હતા.

*'નારી અબળા છે, ને છે ભોળી,*
*ઠગે એને જ્ઞાની જોગી ભોગી,*
*રાંક થઈ પડી રહે ભોળી બાળા,*
*નર આવી કરે ત્યાં ચાળા;*
*ભોળી અબળાને પ્રેમે ફસાવે,*
*ફાવે ત્યાં પાછી ધુતકારી નાખે.'*

'This is sharp report ' સરસ્વતીચંદ્રે છાતી ઉપર હાથ મૂક્યો.

*'જ્ઞાની જ્ઞાનહીનાને નચાવે,*
*પ્રીતિભાંગ પાઈને એને રાચે!!*

'પાઈ ખરી! પાઈ તે પાઈ! પણ રાચતો નથી.' ગાનને ઉત્તર મળ્યો.

*'સ્ત્રીના દુ:ખની મશ્કરી કરતો,*
*પ્રીતિ સ્વપ્ન દેખાડીને ઠગતો.*
*પ્રીતિ પુરુષમાં હો કે નહીં હોં,*
*સ્ત્રીને કોમળ હૈયે ખરી, હોં!*
*નહોતી જાણતી પ્રીતિનું નામ,*
*નહોતી સ્વપ્ને યે જાણતી કામ,*
*તેને કાને કાને ફૂંક્યો નરે મંત્ર,*
*સાથે મૂક્યું મનોભવતંત્ર;*
*એણે રેલાવ્યો અબળામાં પ્રેમ,*
*રેલે સરિતા ચોમાસે જેમ.*
*રસ જાણ્યો તે નીવડી આગ,*
*દેહ બળતાં, બચ્યો નહીં વાળ.'*



'મારી બુદ્ધિમાં જૂનાં સ્વપ્ન ફરી તરવરે છે અને નવાં સ્વપ્ન ઊભરાય છે. સ્થૂલ પ્રીતિ! તું પણ પ્રસંગ આવ્યે બળ કરવા ચૂકતી નથી.' કુમુદના મુખ ઉપર નવીન શોક અને નવી સુન્દરતા ચમકવા લાગ્યાં ને તે જોનારના હૃદયમાં નવી જાતનો કંપ થયો. કંપાવનાર ગાન કંઈ અટક્યું ન હતું.

*'પ્રેમી અબળાને પ્રેમે ભુલાવી,*
*ધીકધીકતા અગ્નિમાં ચલાવી.*

*શીતળ થાવાને વનમાં આવી,*

*નિરાશા છે લલાટે લખાવી!'*

'ખરી વાત છે! દુષ્ટ જીવ, કુમુદની આશા અને નિરાશાની લગામો તારા જ હાથમાં રહી છે અને તારે તો વૈરાગ્યમાં ઘોરવું છે!' નવાં સ્વપ્નોએ સાંભળનારને મર્મવચન કહ્યું. આગળ ચાલતી કવિતા હજી વધારે મર્મભેદક નીવડતી હતી.

*ઘર છોડ્યું ને વનમાં આવી,*

*ટૂંકું ભાગ્ય ત્યાં યે સાથ લાવી.*

*તમ જેવાનો સત્સંગ થાય,*

*તો યે મટતો ન મનનો ઉચાટ.'*

'સત્સંગ' શબ્દે હજી નવા વિચાર જગાડ્યા.

*'જગપાવન ને નિર્વિકાર!*

*શાન્ત દાન્ત તમે, યોગીરાજ!'*

'હું ઇચ્છું છું — કુમુદ! હું ઇચ્છું છું કે,તું જેવો મને કલ્પે છે તેવો હું હોઉં ને ન હોઉં તો થાઉં. પણ આ ઇચ્છા તે તારી નિરાશાની છે કે આશાની? તારી હૃદયગુહા ઘણી ઊંડી ને સૂક્ષ્મ છે ત્યાં તારા મર્મસ્થાનમાં પહોંચવું એ હવે મારો ધર્મ.'



*'તેને શરણ વૃથા હું આવી,*

*શોકમૂઢ વિકારિણી નારી!*

*સુધાસલિલથી કૂપ ભર્યો છે,*

*તૃષા ભાગવા ઈશે કર્યો છે,*

*તેને થાળે બેઠી ગુણહીન* [૧]

*હું ન અવતરી સલિલનું મીન.*

*પાણી જોઉં છું ને રોઉં છું,*

*કૂવાકાંઠે તૃષાથી મરું છું.*

*કહું છું કે મરું છું ને જીવું છું!*

*મારવા મથી મથીને યે જીવું છું!*

*હાડે હાડે બધેથી સુણું છું,*

*પૂઠે પૂઠે તો યે હું ભમું છું:*

*આશા છે નહીં, તો યે ધરું છું,*

*જીવ છે નહીં તો યે જીવું છે!'*

'-This the severest struggle of the heart !' સરસ્વતીચંદ્ર બોલ્યો, અને કુમુદે પાછળની ભીંતમાં માથું પાછળથી કૂટ્યું, પણ અંબોડાએ એ પ્રહારમાંથી એને બચાવી. સરસ્વતીચંદ્રે એ જોયું — એનું હૃદય ચિરાયું — અંદર જવા તત્પર થયો; પણ કુમુદ સજ્જ થઈને ફરી ગાવા લાગી એટલે અટક્યો. કુમુદનું મોં હવે તીવ્રતર થતા શોકથી ઘેલું થતું હતું તે જોનારની આંખો દયાથી જોવા લાગી.

*'છું અભાગણી પાપણી એવી,*

*નથી અધર્મ કોઈ મુજ જેવી.*

*ક્યાં હું એ? ક્યાં તમે યોગીરાજ,*

*જેમાં પુણ્યસુધા ઊભરાય?*

*ત્યાગી બુદ્ધ સુણ્યા ભગવાન,*

*ત્યાગી પ્રત્યક્ષ છો ભગવાન!'*

ઇષ્ટ જનને મુખે સ્તુતિ સાંભળી રોમાંચ[૧] થયો.



*'સેવે દૃષ્ટિથી શશીને કુમુદ!*

*જુએ દૂરથી ને બને ફુલ્લ!'*

'કુમુદ! મારી કુમુદ! તારું અભિજ્ઞાન હવે સંપૂર્ણ થયું! મધુરી અને મધુર કુમુદ તે એક જ. હવે એને પળવાર વધારે આમ વીલી રાખવી ને તરફડિયાં મારતી જોવી એ મારાથી નહીં બને! પ્રમાદધનના ઘરમાં એમ જોવું તે જ ધર્મ હતો — હવે તેમ જોઈ રહેવું એ જ અધર્મ છે.' — છેક વસન્તગુફાની બારી સુધી પગલું ભર્યું. કુમુદ ગાવાની લેહમાં હોત નહીં તો અવશ્ય તેને જોઈ શકત. તે ઊભી થઈ અને સામી રવેશ ઉપરથી દેખાતા ચંદ્રને જોઈ રહી — એ ચંદ્રને જ કહેવા લાગી — કોમળ હથેલીઓ જોડી નમસ્કાર કરી ઊભી રહી ને ચંદ્રને જ કહેવા લાગી.

*'સેવે દૃષ્ટિથી શશીને કુમુદ,*

*જુએ દૂરથી ને બને ફુલ્લ!'*

*છોડી મલિન મદનના ઉપાધિ,*

*દૃષ્ટિસેવા પ્રભુની કરું આવી,*

*તો હું ભાગ્ય ખોયેલું પામું,*

*બોધ શાન્તિ સુધાપાન જાચું.*

*રહ્યો મનમાં મને ક્ષોભ ઝાઝો,*

*શાંત પડતો ઊછળતો પાછો.*

*મુક્ત કરવા તેમાંથી સમર્થ*

*એક પુરુષ તમે, નહીં અન્ય!'*

સરસ્વતીચંદ્રનું હૃદય હાથમાં ન રહ્યું — તેણે બારીના ઊમરા ઉપર પગ મૂક્યો — પણ કુમુદની દૃષ્ટિ તો આકાશના ચંદ્ર સામી જ હતી. તે ભાનમાં ગાતી હતી કે બેભાન લવતી હતી તે સમજાયું નહીં. ભાનમાં હોય તો સરસ્વતીચંદ્રને દીઠા વિના રહે?

*'તપ ભગ્ન તમારું કરવા,*

*યોગીરાજ, આવી નથી હું આ.*

*તપક્ષેત્રની વાડ વધારું,*

*પશુમાત્રને દૂર જ કાઢું.*

*ક્ષેત્રમધ્યે રહી કૃષિ કરજો,*

*નિધ્નહીન જ તપ આદરજો.'*



કુમુદ સરસ્વતીચંદ્રના સામી ફરી, તેની આંખ આની આંખ સામે ઊભી રહી પણ જોતી હોય એમ દેખાયું નહીં. એના સામી ઊભી રહીને જ એ ગાવા લાગી ને એ પથ્થર જેવો દિગ્મૂઢ થઈને ઊભો ને માત્ર આંખના આંસુથી જ જીવતો લાગતો હતો.

*'ભદ્રામુદ્રા સમો ઉપદેશ,*

*બહારથી જોઈ ત્યજીશ હું ક્લેશ!'*

છેક બેભાન જેવાની પાસે કોઈ યંત્રની સત્તાથી ચાલતી ને બોલતી કાચની પૂતળી પેઠે કુમુદ છેક સરસ્વતીચંદ્રની પાસે આવી ને ઊભી, ને નમસ્કાર કરી નરમ સ્વરે કહેવા લાગી.

*'કૃપારસથી ભર્યા યોગીરાજ!'*

*જાચું આટલો હું અધિકાર.'*

'કુમુદસુંદરી!' સરસ્વતીચંદ્ર બોલ્યો અને કુમુદનો હાથ ઝાલ્યો — પણ તે હાથ વળ્યો નહીં — એની નસો અસ્થિ જેવી કઠણ લાગી. માત્ર ઉઘાડી પણ શૂન્ય આંખથી ને બોલતા મુખથી તેનું ચેતન જણાતું હતું.

*'પૂર્વ આશ્રમને સંભારી,*

*મળ્યાં ગુપ્ત વચનને માની,*

*થઈ અશરણ અબળા બાળા*

*માગે આટલી પ્રીતિની જ્વાળા!'*

જે હાથ વાળ્યો વળતો ન હતો તે જાતે ઊંચકાયો ને લાંબો થઈ સરસ્વતીચંદ્રના ખભા ઉપર જાતે ટેકાયો, અને પાછો તે સ્થિતિમાં પણ બે શરીરની વચ્ચે પથ્થરનો પુલ હોય એમ કઠણ થઈ ગયો. કુમુદની આંખોમાં દીનતા અને આર્જવ હતાં ને સરસ્વતીચંદ્રની આંખો સામી તે વળી હતી. છતાં પણ તે કોઈ પથ્થરની મૂર્તિની જ આંખો જેવી લાગી. એ સ્થિતિમાં આ નાજુક શરીર જાતે ઊભું ને ગાવા લાગ્યું.

*'ભવસાગરમાં નથી પડવું!*

*મન મલિન મળે નથી ભરવું!*

*રસ ઊંડો દીધો રસનાથે,*

*રસ મળના નિચોવ્યા ત્યાગે!'*

એનો હાથ સરસ્વતીચંદ્રના ખભા ઉપર બળથી ચંપાતો હતો.

*'કાયા ફેંકી દીધી કાયનાથે,*

*પ્રાણ ના જ હર્યા યમરાજે!'*

'કુમુદસુંદરી!' — ઉત્તરમાં ગાન જ ચાલ્યું.



*'ફેંકી કાયા ને ફેંક્યા મેં પ્રાણ*

*માગ્યો જળમાં ને નરકમાં માગ!*

*કાયા ફેંકી દીધી જલનાથે!*

*પ્રાણ લીધા ન નરકને નાથે!*

*પ્રાણધારિણી કાયા એ આજે*

*પડી છે પ્રાણનાથને પાયે!'*

ખભા ઉપરથી હાથ ઊપડ્યો ને બીજા હાથ સાથે જોડાયો. કુમુદના બે હાથ પોતાના શરીર આગળ જંઘા સુધી લટકી નમી અંજલિપુટ થઈ બિડાયા. સરસ્વતીચંદ્રના ચરણ ભણી જ એ હાથ નમ્યા ને એ હાથ ધરનારીની દૃષ્ટિ, એનું મસ્તક, સર્વ સરસ્વતીચંદ્રના ચરણ ભણી જ 'પ્રાણનાથને પાયે' શબ્દ બોલતાં બોલતાં નમ્યાં અને વળ્યાં, ને તેને જ એ કહેવા લાગી:

*'કાયા પ્રાણનો યોગ ન માગે,*

*પ્રાણ પ્રાણપણાથી ન રાચે.*

*પ્રાણનાથને શરણ પડ્યાં એ;*

*પ્રાણનાથ તારે કે ડુબાડે!*

*પ્રાણનાથ, ડુબાડો કે તારો!*

*રસ નષ્ટ કરો કે વધારો!*

*ક્ષમા આપો કે ક્રોધથી શાપો!*

*હાથ ઝાલો કે લાતથી મારો!*

*વિધાતાએ તો લેખ લખ્યા છે -*

*પ્રાણનાથ શું પ્રાણ જડ્યા છે.'*

'કુમુદસુંદરી! — કુમુદ! — આ દશા' — આ ઉદ્ગાર નીકળતાં ગાન અટક્યું ને છેવટે ગદ્ય નીકળ્યું ને કુમુદ ખડખડ હસી પડી.

'હેં! આટલે દિવસે — પાછી — હું કુમુદ થઈ! — કુમુદસુંદરી નહીં? 'પ્રિય કુમુદ' થઈ — હો! તો હવે સાંભળો. હૃદયની વાત હૃદય બોલશે, હું નહીં બોલું.'

'અરેરે! હજી એ બેભાન છે ને બેભાન સ્થિતિમાં જ ઊભી છે, બોલે છે ને ગાય છે.' સરસ્વતીચંદ્ર કંઈક ઝીણેથી બોલ્યા તે સાંભળ્યું હોય એમ બેભાન કુમુદ બોલી:

'હા! મારો ચંદ્ર બોલ્યો! ચંદ્ર! સાંભળો. — ઘણે દિવસે બોલ્યા તે સાંભબો.' બેભાન મુખ પણ દીન થયું ને ગાવા લાગ્યું.

*'નથી સતીપણું હુંથી સધાયું,*

*પતિવ્રતપણું તો નથી જાયું.*

*મને સૂઝે ન શુદ્ધિ અશુદ્ધિ;*

*મારી ચાલે નહીં કંઈ બુદ્ધિ.*

*તેને બુદ્ધિ તે શુદ્ધિ દેવા,*

*અશરણને શરણ નિજ લેવા,*

*આદિકાળે રસિક ઘેર આવ્યો.*

*આજે એનો એ નર કર આવ્યો.*

*ઘડે એવો વિધાતા યોગ.*

*જો જો તારા, ચંદ્ર, ચકોર!'*

‘એનો એ નર આવ્યો! હવે ક્યાં જાય?’ કુમુદ લવતી લવતી આકાશના તારા ભણી જોતી જોતી કહેવા લાગી. ‘જો જો તારા! જો જો ચંદ્ર! ચંદ્ર! હાથમાં આવ્યો — સરસ્વતીચંદ્રનું નામ નવીનચંદ્ર થઈ ગયું. પણ ચંદ્ર હાથમાં આવ્યો — ભગવાં વસ્ત્ર ધર્યાં — ભગવું તો ભગવું પણ હવે નહીં જવા દઉં, જોગીરાજ!’ સરસ્વતીચંદ્રનો અંચળો ખેંચવા લાગી. ખેંચતી ખેંચતી ગાવા લાગી:

*‘હાથ આવ્યો યોગી! હાથ મારો*

*ભ્રષ્ટ છે, છે દેહ ગોઝારો!’*

અંચળો મૂકી દીધો. પોતાના હાથ અને શરીર સામું જોતી જોતી રોતી રોતી ગાવા લાગી:

*‘શુદ્ધ બુદ્ધ તે પાવન નાથ!*

*રખે ઝાલો આ ભ્રષ્ટ જ હાથ!’*

હાથ દૂર લઈ લીધો ને આઘી ખસી ગઈ ને છેટે ઊભી રહી, પ્રણામ કરતી, રોતી રોતી, ગાતી હતી:

*‘પ્રભુ! જાળવું! તેજ તમારું,*

*શૂદ્ર શરીર નિયન્ત્ર્યું હું મારું.*



*જીવ ઝાલ્યો પ્રથમથી જે મારો,*

*તેને બોધ આપીને ઉગારો.*

*જેને લોક મનોભૂ કહે છે,*

*અંગજ્વરને અનંગ ગણે છે-*

*એ તો કામ, નહીં નિષ્કામ;*

*પશુ એ તો, ન પાવનપાદ;*

*એ અસુર, સુરેશ નહીં એ;*

*એ તો તિમિર, પ્રકાશ નહીં એ;*

*દેવ હૃદયનો સ્નેહ તે જુદો,*

*અશરીર પ્રીતિને કામ કોવો?*

*પ્રીતિ અશરીર જીવે જીવોમાં,*

*ઈશ પોતે ધરે પ્રીતિ સૌમાં.*

*સંપ્રસાદ જે બોધસ્વરૂપ*

*તે તો સાત્ત્વિક પ્રીતિનું મૂળ.*
*ત્યાગી જન જે ધરે સત્સંગ*
*તેનું પ્રીતિ અનંગ જ અંગ.*
*ઈશ-જીવની પ્રીતિ થતી જે*
*સુધાસ્યન્દિની ભક્તિ થકી તે.*
*પ્રીતિ અશરીર એવી હું ધારું;*
*સૃજી ઈશે તે કેમ નિવારું?*
*પ્રીતિભાજન એક જે પામી*
*રંક કુમુદ, તે છે નભચારી!*
*સુધાકિરણ ઝરો! ભગવાન!*
*શાંત એકાંત દ્યો પ્રીતિદાન!*
*માગું અશરીર બોધપ્રબોધ!*
*પૂરો પાડો વિશુદ્ધ જ લોભ!*
*યોગી! યોગ પામી જેની સિદ્ધ*
*બનો નીરનિધિ ગંભીર,*
*તેને તીરે આવી હું સરિતા,*
*છોડી નગ [૧] તોડી ઢગ રેતીના!*
*પૂર લાંબે છેટેથી આવ્યું,*
*રહ્યું એ નહીં કોઈનું રાખ્યું!*
*જુએ વાટ ભરતીની એ એક*
*રચે વિશ્વંભર સંકે...ત...'*



છેલ્લી લીટી લંબાતા ત્રૂટતા મન્દ પડતાં સ્વર વડે ગવાઈ અને ગવાતાં ગવાતાં બંધ પડી. અંદરથી ખેંચાતી કોઈ સાંકળના ખેંચાણથી આંખો પણ મીંચાઈ, મોં મીંચાયુ, ક્રિયા બંધ થઈ, અને કેડો ભાંગી ગઈ હોય તેમ વળી ગઈ અને કોમળ દેહલતા વળી જઈ બળથી પોતાની પીઠ ઉપર પડી. નીચે કઠણ અને ખરબચડા પથરાઓનું તળ હતું ને જરીક પાછળ દાદર હતો તે ઉપર પડી જ હોત તો એ શરીરલતાને હાનિ પહોચંત. પણ તે પડવા માંડે છે એટલામાં તો સરસ્વતીચંદ્ર લાંબી ફલાંગ ભરી પાસે દોડી આવ્યો ને એની પીઠ નીચે હાથ નાખી એ બે હાથ ઉપર એને ઝીલી લીધી. હાથ ઉપર

ચત્તી પડી રહેલી મૂર્છાવશ દુખિયારી કુમુદના દીન મુખ ઉપર પોતાનાં નેત્રનાં આંસુ ટપકતાં હતાં તેને વારવાને અશક્ત પુરુષ એ દુ:ખના કરમાયેલા ભાર દેહલતાને ઝાલી ગુફાના આ માળની વચ્ચોવચ ઊભો રહ્યો, શું કરવું તે વિચારવા લાગ્યો, અને મૂર્છાવશ મુખ સામું જોઈ દીન મુખે કહેવા લાગ્યો:

*'કુમુદસુંદરી! જાગૃત થાઓ! હું સરસ્વતીચંદ્ર છું.'*

ઉત્તર ન મળતાં અર્ધઘડી ઊભો રહ્યો છતાં મૂર્છા વળવાનું ચિહ્ન ન જણાતાં વચ્ચોવચ પલાંઠી વાળી બેઠો અને પોતાના ખોળામાં કુમુદને સુવાડી. મૂર્છામાં પણ સુન્દર લાગતા અને ચંદ્રપ્રકાશથી સ્પષ્ટ દેખાતા તેના મુખ ઉપર આ પુરુષની દૃષ્ટિ નિરંકુશ વળી રહી. અચેતન પણ કોમળ સ્ત્રીઅંગનો અનિવાર્ય અપ્રતિકાર્ય સ્પર્શ એને રોમાંચિત કરવા લાગ્યો અને પળવાર એની બુદ્ધિને શરીરમાં વીંછીના ચડતા વિષ જેવા ઉન્માદે અસ્વતંત્ર કરી દીધી. સર્પના વિષથી લહેર આવે તેમ આ દૃષ્ટિમોહથી અને સ્પર્શમોહથી આ બુદ્ધિની નસોમાં મોહનિદ્રાની લહેરો જણાવા લાગી. પણ એટલામાં બહારથી અચિંત્યા આવતા પવનને એક ઝપાટે એને જાગૃત કર્યો અને કુમુદની દુખી અવસ્થાની, પોતાના દોષની, અને બુદ્ધિધનના ઘરમાં પડેલા પ્રસંગની, તુલનાના વિચાર એના મનમાં ઊભરાવા લાગ્યા, અને મનુષ્યને માથે અસહ્ય ભાર પડતાં બેસી જાય તેમ એ મન્મથ-ઉન્માદ આ વિચારોના ભારથી શાંત થઈ ગયો. વિકારકાળે કંઈ પણ સ્વતંત્ર વિચાર ઉત્પન્ન થાય તો વિકાર આમ દબાઈ જાય એવો આ નવો અનુભવ અને શોધ થયો ગણી સરસ્વતીચંદ્ર કંઈક નિર્ભય થયો અને ઔષધતુલ્ય થયેલા એવા વિચારનું વધારે વધારે પરિશીલન કરવા લાગ્યો.



'શ્રીમતીને હિસ્ટીરિયા — વાયુ થયો દાક્તરે કહ્યો હતો તેના જેવી જ આની અવસ્થા છે અને તે પ્રમાણે જ આને ઉપચાર ઘટે. તેનું આ સ્થાને હું શી રીતે સંપાદન કરું? ચંદ્રનો પ્રકાશ અને સુકુમાર લાવણ્યમયી શીત પવનની લહેરો તો અહીં જોઈએ એટલી છે. તો એ જાગૃત થાય ત્યાંસુધી આ અવસ્થામાં જ બેસી રહેવું યોગ્ય છે — એ પ્રકાશ અને લહેરો એના શરીર ઉપર આવે એમ બેસું.' તેમ એ બેઠો.

'મને કાંઈ અનુભવ નથી પણ ઉદ્ધતલાલને લાંબો અનુભવ છે. તે કહેતા હતા કે વિલાયતમાં લગ્ન પહેલાં હિસ્ટીરિયા થાય છે તે લગ્ન પછી મટી જાય છે, અને આ દેશમાં લગ્ન પછી એ રોગ થાય છે તે સાસુ મરતાં સુધી કે વહુ સ્વતંત્ર થતાં સુધી પહોંચે છે. આના ઉપરથી એમણે એવો અર્થાન્તરન્યાસ [૧] શોધ્યો છે કે સ્ત્રીઓની વાસનાઓ વિલાયતમાં લગ્નથી તૃપ્ત થાય છે અને આ દેશમાં પરાધીન વૃત્તિઓ ચારેપાસ ભરી દીધેલાં કૃત્રિમ સંબંધીઓના જુલમજાળમાંથી સ્વતંત્ર થવાથી તૃપ્ત થાય છે. કુમુદસુંદરી! તમારે ઉભય વાતમાં અતૃપ્તિ ન હતી? એક વાતમાં વિધાતાએ તમને સ્વતંત્ર કર્યાં — બીજી વાત મારા હાથમાં છે. તમારા હૃદયનું ગાન

સાંભળ્યું! તેમાં જે પવિત્ર સૂક્ષ્મ પ્રીતિની વાસના સ્ફુરે છે તેની તૃપ્તિ તો હવે કંઈ કઠણ નથી. પણ સ્ત્રીની હૃદયગુહાના મર્મ કંઈ આટલા ગાનથી કદી સમજાય એમ છે? સ્થૂલ વાસનાઓનાં ઉદ્દીપન અને શાંતિનાં પ્રકરણ આ સાધુઓ સમજે છે એવું કોણ સમજે છે? એ વાસનાઓ કુમુદના કોમળ હૃદયમાં છે કે નહીં તે જાણવું આવા સાધુજનોને પણ દુર્ઘટ થઈ પડ્યું છે. મારી દૃષ્ટિસેવા કર્યાથી આ સુકુમાર લાવણ્યથી દેહલતામાંનું રસચેતન શું શાંત થશે? કુમુદ પોતે જ પોતાની વાસનાઓ શું સ્પષ્ટ જાણી શકે છે? સ્ત્રીઓની વાસનાઓને એમના શરીર જાણે છે, એમના શરીરવિલાસ જાણે છે, એટલા એમનાં મન જાણી શકતાં નથી. તો મારે શું કરવું? અથવા સ્થૂલ વાસનાના વિચાર પોતાના હૃદયમાં ઉદય પામતા જોઈને જ શું આવી ધર્મિષ્ઠ અને ઉત્કૃષ્ઠ બુદ્ધિની બાળાને ક્લેશ અને ક્ષોભ નહીં થતા હોય? — સર્વથા જે હો તે હો — આ હો કે એ હો — પણ આ કુસુમકુમાર હૃદયનું દુ:ખ અતિસૂક્ષ્મ દશાને પામ્યું છે; ને દુષ્ટ સરસ્વતીચંદ્ર! તે સર્વનું ક્રૂર કારણ તું જ છે — તું એકલો છે! નથી પ્રમાદ ને નથી બીજું કોઈ! હરિ! હરિ! હું શું કરું?'

'શું કરું? આ દુખી દેહને ખોળામાં રાખી હું તેને જોયાં! કરું છું તો વિચારને સ્થાને વિકાર થાય છે — ને આ સમયે વિકાર થાય તે તો મારી દુષ્ટતાની પરાકાષ્ઠા! કુમુદ! તેં તારું ગાન કર્યું — હું હવે મારું ગાન કરી કાળક્ષેપ કરીશ — મારા વિચારથી એ ગાનને ભરીશ. કુમુદે પોતાનું ગાન સાંભળ્યું નથી, જાણ્યું નથી, ને બીજું કોઈ સાંભળે છે એવું તેને ભાન પણ રહ્યું નથી. પોતાના હૃદયને શાંત કરવા સ્વસ્થ દશામાં ચિત્તે જોડેલું ગાન આ દશામાં મારી પાસે જાતે નીકળી પડ્યું. તેથી ઊલટું મારું ગાન હવે મારી અસ્વસ્થ દશામાં જોડવું પડે છે, અને હું તે ગાન જોડીશ, સમજીશ ને પોતાને કાને સાંભળીશ પણ મૂર્છાવશ કુમુદ તે નહીં સાંભળે! તે નહીં સાંભળે તે જ ઉત્તમ છે. ચંદ્રપ્રકાશ અને પવનની લહેરોની પેઠે મારું ગાન એની મૂર્છાને વાળે તો એ જ મારો પરમ લાભ! ને એ નહીં સાંભળે કે સમજે તે મારો જાતનો સ્વાર્થ!' થોડીવાર તે સ્વસ્થ રહ્યો, બોલ્યો નહીં, હાલ્યો નહીં; માત્ર ચંદ્ર અને કુમુદમુખની તુલના કરતો હોય તેમ વારાફરતી તે બેના સામું જોતો બતો. એ મુખ પોતાને — સરસ્વતીચંદ્રને — ઠપકો દેતું લાગ્યું ને તરત વીજળીની ત્વરાથી તે મુખ જોનાર આંખે આંખના સૂત્રધારને — સરસ્વતીચંદ્રના હૃદયને — ઠપકો પહોંચાડ્યો ત્યાં એ કંઈક ઊંચે અને કંઈક નીચે સ્વરે ગાવા લાગ્યો:

*'દીધાં છોડી પિતા માતા,*

*ત્યજી વહાલી ગુણી દારા!*

*ગયો, વહાલી, ગયો આવ્યો!*

*હૃદયનો ભેદ ના ભાગ્યો.*

બુદ્ધિધનના ઘરમાં સંસારની રીતિએ એ ભેદ ભાગવા ન જ દીધો.' — ગાન સાથે ગદ્ય પણ મોટે સ્વરે ઉચ્ચારાયું, ને નિ:શ્વાસ વિના બીજા કોઈએ તેમાં અંતરાય નાખ્યો નહીં.

*'ન જોવાયું, ન બોલાયું,*

*હૃદય આ ના ઉઘાડાયું!*

*પીધું તેં, પાયું મેં, વિષ!*

*હવે કૂટું વૃથા શિર.*

જો મતિ પીછે ઊપજી — સો મતિ આગે હોત — તો, સરસ્વતીચંદ્ર! આ મૂર્ખતા ન થાત.' કુમુદના મુખ સામું યાચક જેવું દીન મુખ કરી પશ્ચાત્તપ્ત જન જોઈ રહ્યો.

*'અહો ઉદાર ઓ વહાલી!*

*અહો સુકુમારી! ઉર ફાટી*

*ગયું તારું; રહ્યું મારું*

*બની દારુણ ગોઝારું!*

સંસારે કરાવેલા દુષ્ટ જનના પરામર્શથી આ સુન્દર પવિત્ર શરીર જોવું સત્ત્વ દૂષિત થયું — તે દોષ પણ મારો જ!

*શરીર તારું, હૃદય મારું,*

*કર્યું આ મેં જ ગોઝારું!*

પણ તેં તો તારા પરસ્પરસંઘટ્ટક ધર્મ સાચવ્યા અને તારે પોતાને માટે સુભાગ્યરૂપ અને મારા ભાગ્યને માટે શિક્ષરૂપ આ સ્થિતિને તું પામી — તું દુ:ખથી બેભાન થઈ, કામથી અને સર્વ જગતથી નિષ્કામ થઈ, અને મારે તેથી ઊલટું છે. અને તું -

*મળી ત્યારે મળી આમ!*

*કર્યો તેં ભસ્મવત્ કામ.*

કામ! કામ! શિવજી જેમ વિષધરની ધારાઓ જેવાં સર્પને પોતાના શરીરની આસપાસ વીંટાવા દે છે અને મસ્તક ઉપર અમૃતમયી ગંગા અને સુધાકર ચંદ્રને સ્થાન આપે છે તેમ કુમુદસુંદરીએ આ દુ:ખવિષથી ભરેલા શરીરના સ્વામીને શરીર સોંપી દીધું અને અમૃતમય હૃદય મને સોંપ્યું હતું તે મારામાં જ રાખ્યું!

સાધુધર્મ અને સંસારધર્મનો આ સૂક્ષ્મ પણ ક્લેશકર સંયોગ રાખવો એ તને જ આવડ્યું! તું જ સતી! તું જ શાણી! ઉદારતા અને શુદ્ધિ પણ તારી

જ છે. પ્રિય કુમુદ! પતિવ્રતાપણું તારામાં જોયું પણ છે ને પરિપાક પામ્યું પણ છે! — સતીપણું તે મહાતપથી — અત્યુગ્ર આંતરાગ્નિની જ્વાળાઓની વચ્ચે બેસીને જાયું છે! જો તું સતી નહીં અને પતિવ્રતા નહીં — તો સંસારમાં કયા મનુષ્યસત્ત્વનો અંતરાત્મા પોતાના તારા જેવી શક્તિ પ્રત્યક્ષ કરે છે? જે દુષ્ટ સંસાર તને નિન્દે છે તેને છોડી આપણે જે સાધુજનોમાં આવ્યાં છીએ ત્યાં આવા જ પ્રશ્નો પુછાય છે!

*અહો ઉદાર! ઓ વહાલી!*

*સતી તું શુદ્ધ! ઓ શાણી!*

*હૃદય જ્યાં જોડ્યું ત્યાં જોડ્યું,*

*શરીર જ્યાં હોમ્યું ત્યાં હોમ્યું.*

મૂર્છામાં પડી પડી, કુમુદ — આ સાંભળજે તારા હૃદયે જે માર્ગે તને લીધી છે તે જ વિશુદ્ધ છે અને તે જ સાધુજનોનો મુદિત માર્ગ છે. તું અધર્મને પગથિયે ચડી જ નથી. મારા હૃદય સાથે તારું હૃદય ત્રસરેણુક સંબંધ પામ્યું તે કોને લીધે? તારાં માતાપિતાની ઇચ્છાથી અને ઈશ્વરે રચેલા કોઈ સંકેતથી! એવાં પરમ અદ્વૈત પામેલાં હૃદયને એકબીજાથી છૂટાં પાડવાની શક્તિ કોનામાં છે? જેમ એક વાર વિશ્વરૂપદર્શનથી પરમાત્માનું અદ્વૈત પામેલો જીવાત્મા પુનર્દ્વૈત પામતો નથી તેમ એકવાર પ્રીતિયજ્ઞ કરવા ધર્મ્ય અદ્વૈત પામેલાં હૃદય દ્વૈત પામતાં નથી. એ અદ્વૈતાગ્નિ આપણા આવસથ્યમાં પ્રકટાયો તે પ્રકટાયો! તે હોલવવાનું એકે શાસ્ત્રમાં લખ્યું નથી. તારા હૃદયમાં તે ન હોલાયો. એ તારો ધર્મ ને એ તારો ઉત્કર્ષ! તેને જગતની વંચના નષ્ટ કરી શકી નહીં! અને તેની સાથે જ તારા પિતાએ તને પ્રમાદ સોંપ્યો — તે તારો પતિરૂપ આકારક અતિથિ થયો. અર્વાચીન આર્યાઓ એવા અતિથિના આતિથેય માટે યજ્ઞ માંડે છે તે માતાપિતાએ કરેલા વાગ્દાનની પ્રતિજ્ઞા પાળવાને! હાલનાં એ લગ્ન તે સર્વ પિતૃયજ્ઞ જ! દશરથની પ્રતિજ્ઞા રામે પાળી તેમ આ આર્યાઓ આવી પ્રતિજ્ઞાઓ પાળવાને જ આતિથેયયજ્ઞ માંડે છે. કુમુદસુંદરી! એક પાસથી અદ્વૈતાગ્નિ અને બીજી પાસથી આવો આતિથેયાગ્નિ પ્રકટ કરી તેની વચ્ચે આ અનાથ અશરણ હૃદયને ને શરીરને તપ-સાધના કરવા મૂક્યાં, અને એક પાસ હૃદયનો હોમ અને બીજી પાસ શરીરનો હોમ કરવા માંડ્યો — એ અદૃષ્ટપૂર્વ યજ્ઞ કર્યા તે તે તમે! કુમુદસુંદરી પોતાની જાતનો તિરસ્કાર કરી આવા યજમાનકૃત્યની નિંદા ન કરશો. સનાતન અદ્વૈત રસધર્મ અને અર્વાચીન અતિથિ-પતિ-યજ્ઞ એ બે સાધવાનું પુણ્ય તે તમારું જ છે! તે કુમુદસુંદરી! મૂર્છામાંથી જાગીને જુઓ.

*અહો રસધર્મ વરનારી!*

*અતિથિ-પતિ-યજ્ઞ યજનારી!*

*ન ભુલાતું તું ના ભૂલી!*
*વિવાહવી વંચના ડૂલી!*

તમે અશરણ નથી. જ પ્રીતિયજ્ઞમાં હું તમારી સાથે સંધાયો છું — તે મારામાં પણ જાગૃત જ રહ્યો છે. પ્રમાદધને તમારો ત્યાગ કર્યો અને તેનું આતિથેય કરવાનું હવે તમારે શિર રહ્યું નથી. હવે તો તમારે માટે એક જ આપણો યજ્ઞ બાકી રહ્યો છે — તેમાં તો કષ્ટસાધના કાંઈ નથી. મેં તમારા શરીરનો ત્યાગ કર્યો હતો — હૃદયનો ત્યાગ પણ સુલભ થશે જાણ્યું તે ખોટું પડ્યું અને ખોટું થયું. અને હવે એ સર્વ ત્યાગને સાટે આપણું પુરાણ અદ્વૈત નવો અવતાર ધરે છે. કુમુદસુંદરી! મૂર્છામાંથી જાગીને જુઓ.

*હવે આ લેખ મેં ધાર્યો,*
*નવો રસધર્મ છે જાયો*
*જૂઠા જગધર્મ દઉં તોડી*
*કુમુદતે કાજ, કર જોડી!*
*પ્રમાદી વાયુએ તોડ્યું*
*કુમુદને સ્થાનથી મોડ્યું!*
*અતિથિશું ધર્મના બન્ધ*
*અધર્મીએ કીધા બંધ.*
*અતિતિ જો કરે ત્યાગ,*
*કયો કોનો જ યજમાન?*
*કુમુદિની મૂલથી તૂટી,*
*કૃતક [૧] જગ-ધર્મથી છૂટી!*



પ્રિય કુમુદ! તારા અતિથિએ તેને ટાળી ને તારી! મૂર્છાથી જાગ અને આ આપણો નવો અવતાર થયો તે જો!' એના મૂર્છાવશ મુખ સામું જોવા લાગ્યો ને એ જાગૃત હોય તેમ એને કહેવા લાગ્યો: 'પ્રિય કુમુદ! આપણે હવે ક્યાં છીએ તે તો જો!

*હવે ગિરિરાજ પર આવ્યાં,*
*સુધર્મી સાધુને ભાવ્યાં;*
*પ્રિયા! ત્યજ સર્વ ભયને તું!*
*પરાપ્રીતિ-યજ્ઞ રચતે તું!'*

આખા સુન્દર શરીર ઉપર ચંદ્રના કિરણ દૃષ્ટિ પેઠે પડતાં હતાં, એને આશ્વાસન આપતાં હોય તેમ પ્રિયજનના હાથ પેઠે એના શરીરતલ ઉપર ફરતાં દતાં, અને તે છતાં એનો મૂર્છાભાર ઉતારવા અશક્ત નીવડતાં હતાં. એ સર્વ સ્થાનમાં, એ સર્વ ક્રિયામાં, અને એ સર્વ પરિણામમાં સરસ્વતીચંદ્રની દૃષ્ટિ ફરી વળી અને ખોળામાં પડેલી મધુરતાની મૂર્તિને કંઈક ઊંચી કરી કહેવા લાગ્યો:

*‘પડ્યું શબતુલ્ય ચેતન આ;*
*ત્યજી મૂર્છા સચેત તું થા!*
*સુધાકર આ સુધા વર્ષે;*
*તને નહીં કેમ તે સ્પર્શે?*

અથવા તારા અન્તરાત્માને સ્થૂલ ચન્દ્રકિરણ ન જ સ્પર્શવાં જોઈએ. શું મારો સ્વર પણ એ અન્તરાત્માને ન પહોંચી શકે?’

સૂતેલીની હડપચી ઝાલવા જતો જતો અટક્યો.

‘તને બોલાવવા કે જગાડવાને માટે તારા મુખનો સ્પર્શ કરવા મને અધિકાર નથી? નથી જ. તો હાથ દૂર રાખી પૂછું છું.’

*સૂતી, વહાલી, તું મુજ ખોળે;*
*મુખે તું કેમ ના બોલે?*



અથવા આ સ્થાને તને સુવાડી રાખી છે તેના કરતાં શિલા ઉપર સૂવું શું તારી ધર્મબુદ્ધિ વધારે સારું ગણે છે? હું શું કરું?

*સૂતી, વહાલી, તું મુજ ખોળે,*
*મુખેથી કેમ ના બોલે?*
*શિલાને આથી શું સારી*
*ગણે શય્યા તું, ગુણી નારી?*
*ગણે જો એમ તો, વહાલી,*
*કહી દે નેત્ર ઉઘાડી;*
*સુકોમળ ગાત્ર આ તારું*
*શિલા પર કેમ સુવાડું?’*

ચંદ્રના કિરણથી પ્રકાશિત થયેલું ગૌર શરીર જોઈ રહ્યો. ખોળામાં લેતી વેળા જ તેનું વસ્ત્ર કોઈ કોઈ સ્થાનેથી સર્યું હતું અને પવનથી કપાળ ઉપર લટોમાંથી કોઈ કોઈ વાળ ઊડતા હતા. સરસ્વતીચંદ્રની દૃષ્ટિ આ સર્વ ઉપર

પડતાં કંઈક ચમકી; વસ્ત્ર અને કેશ સમાં કરવા લોભાયો; લોભ ઉત્પન્ન થતાં એ લોભને અટકાવી પોતાના હાથને અટકાવ્યો અને દયામણે મુખે કહેવા લાગ્યો.

*‘સર્યું તુજ વસ્ત્ર જાતે આ,*

*ઊડે તુજ કેશ વાયે આ,*

*સમારું કે સમારું ના?*

*કહી દે, પ્રાણ! બેઠી થા.*

હરિ! હરિ! ચંદ્રનાં કિરણ અને પવનની લહરીને ન ગાંઠતાં તારે કપાળે આ અવસ્થામાં પણ પરસેવો કેમ વળે છે?

*કપાળે સ્વેદ આ ઝાઝો;*

*પવનથી ના જ લો’વાતો;*

*ક્ષમા કરજે - હું લો’ઉં તે*

*તું જો, જાગી; હું લો’ઉં તે.’*

એનો પરસેવો હાથ વડે લીહ્યો અને તે હાથ પર વળગ્યો તેમાં કાંઈ નવીનતા હોય તેમ એ પરસેવાને એ જોઈ રહ્યો. પોતાના હાથ ઉપરથી તે લોહી નાખતાં જીવ ન ચાલ્યો — પણ અંતે અંચળા ઉપર લોહ્યો. પરસેવો થયો તો મૂર્છા પણ વળે એવું કલ્પી સૂતેલીના નાક આગળ હાથ ધરી તેમાંથી નીકળતા શ્વાસનું પ્રમાણ જોવા લાગ્યો.

*‘જડે ના જીવ કાયામાં,*

*સરે આ શ્વાસ [૧] નાસામાં;*

*રહે ના ધૈર્ય; તે જો*

*ક્ષમા કરજ, ઉરે રોઉં.’*

નિઃશ્વાસ મૂકી નાક આગળથી હાથ લઈ લીધો. લેતાં લેતાં મૂર્છાવશ નેત્રની પાંપણોમાંથી આંસુ નીકળતામ ટપકતાં જયાં. કંઈક આશા અને કંઈ લોભ ધરી, અને કંઈક અચકાઈ, આ મીંચાયેલી આંખો, પથરાયેલી પાંપણો, ચંદ્રનાં કિરણથી પ્રકાશિત પરપોટા જેવાં લાગતાં મોતી જેવાં સરી પડતાં આંસુ, અને વરસાદના બિન્દુથી ભીના કમળના પત્ર જેવા ગાલ — આ સર્વ દીપક સામગ્રી ઉપર દૃષ્ટિ ઠરી પણ દીપ્ત થવાને સાટે દીન બની.

*‘મીંચાયાં નેત્ર, તો યે આ*

*સરે આંસુ તણી ધારા!*

*કરી ભીની પાંપણો તેણે,*

*પડી સરી પાસ બે તે તે.’*

એ આંસુ લોહવા લાગ્યો. પુરુષથી અસ્પૃશ્ય સુંદર કોમળ પોપચાં ને ગાલ ઉપર આ હાથ ફરવા લાગ્યો તેની સાથે આ પુરુષના હૃદયમાં કંઈ તાર પહોંચ્યો હોય તેમ ચમકારો થયો.

*‘પ્રિયા! આ આંસુ લો’તો હું;*

*વદનશશિ બિંબ જોતો હું:*

*અધિકૃત, આંસુ એ લો’વા,*

*હું, ના મુખકાન્તિ તુંજ જોવા.*

પ્રમાદના મન્દિરમાં આંસુ લોહવાનો અધિકાર ન હતો તે આજ પ્રાપ્ત થયો. પણ જે મુખ જોવા, જે મુખ ઉપર મોહ પામવા, ત્યાં અધિકાર ન હતો તે તો આજ પણ નથી જ. પણ ક્ષમા કરજે. જોયા વિના ન રહેવાયું તે જોયું — જોઉં છું — ને જોયાં કરું છું. અહો! પ્રથમ સમાગમકાળના ને આજના મુખમાં શો આ ફેર?

*ઊંડી મૂર્છા થકી, ઊંડે*

*હૃદયદુ:ખે, ઊંડું બૂડે*

*પ્રવાતથી પદ્મ ત્યમ, આ ક્યાં*

*દુ:ખી મુખ? મુગ્ય મુખ તે ક્યાં?’*



એ મુગ્ધ મુખ સાંભરતાં, દુ:ખકાળે પણ આજ તેની સુન્દરતાં ત્યાં પ્રત્યક્ષ થતાં, સરસ્વતીચંદ્ર કંઈક ભાન ભૂલ્યો, અને એ ગાલ અને ઓઠ સુધી પોતાનું મુખ નીચું નમાવી અચિન્ત્યો ચમક્યો, અટક્યો, અને પોતાનું મુખ ઊંચું લઈ લીધું ને પોતાની જાતને ઠપકો દેવા લાગ્યો.

‘સરસ્વતીચંદ્ર! આ પવિત્ર જીવે રાખેલા પરમ વિશ્વાસનો ઘાત તારે જ હાથે થાય તો તો વિપરીત જ થાય. તારી અધોગતિ તો પછી, પણ આ પાપ તો નહીં જ વેઠાય.

*તપ્યાં ઉર શીત કરવાને,*

*વિકારોને શમવવાને,*

*ઊંડા વ્રણ* [૧] *ને રુઝવવાને*

*અમૃતરસરાશિ દ્રવવાને,*

*અધરપુટ મન્મથે ભરિયું,*

*મૃદુપણું ગાલમાં વસિયું;*

*પ્રીતિજીવના વિના શબ*

*એ!*

*અધર્મ ઋતુસમે વિષ એ!*

આ અધરપુટ અને ગાલ શબ તો નથી જ. પણ તેની ધર્મઋતુ ગઈ! તે હવે આવે એમ નથી. કુમુદ! તું જાગ, ઊઠ, ને આ દુષ્ટ ખોળાનો ત્યાગ કર. આ શરીરના સ્થૂલ મર્મ હવે મારા હૃદય ઉપર ચડાઈ કરે છે.’

કુમુદસુંદરીની છાતીના ભાગ સામું એ જોઈ રહ્યો. ત્યાંથી દૃષ્ટિ બળાત્કારે ખેંચી લઈ ચંદ્ર ભણી ને સામા થાંભલા ભણી હઠ કરી વાળવા લાગ્યો, પણ સર્વ બળાત્કારને હડસેલી દૃષ્ટિ તો પોતાને ઇષ્ટ સ્થાને જ વળવા લાગી. સરસ્વતીચંદ્ર હવે અકળાયો.

*‘અતિ રમણીય ઓ વેલી!*

*ઉરે મુજ વાસના રેલી!*

*ધડક્તું ઉર તુજ ભાળું,*

*સમાવા ત્યાં જ લોભાઉં!*

*નથી અધિકાર જોવા જો,*

*હૃદયકળ! મા જ લોભાવો.*

*કંઈ કંઈ લોભ સંસ્કાર*

*સૂતા જાગો! હવે જાઓ! ’*

જરાક ધૈર્ય અને જાગૃતિ ધારી બોલ્યો:

*‘અહો લોભાવતી વોલી!*

*હતી તું મહાલવી સહેલી.*

*કલાપી [2] હવે હું ઊંડું પાસે,*

*નમાવું ન બેસીને ડાળે!*

અહા! સ્મરણનું શુભ વિસ્મરણ થાય છે ત્યાં જ વિસ્મરણને સ્થાને દુષ્ટ સ્મરણ થવા માંડે છે! અરે! આ વિટંબનાથી કેવી રીતે મુક્ત રહું?’

કુમુદસુંદરીએ વાળેલી સોડ આગળથી વસ્ત્ર છૂટું પડી ફરફરતું હતું તે પાછું એની છોડમાં ઘાલતો, ઘાલતો, એ પ્રવૃત્તિસંગે મૂર્છામાં પણ મોહક શરીરનો અજાણ્યે સ્પર્શ થતાં ચમકતો સરસ્વતીચંદ્ર મનને જીતી સ્વસ્થ થવા આવતો હતો ત્યાં કુમુદની સુન્દર સુંવાળી ચૂંદડી ઘડીકમાં પગ આગળથી ઊડતી, ઘડીમાં માથેથી ખસતી, ઘડીમાં છાતીના છેડા

આગળથી સરતી, અને પોતાને સ્વસ્થ માનનારને ફરીફરી હંફાવતી હતી. એ એ અમૂઝણમાં પણ સ્વસ્થ થવાનો પ્રયત્ન કરતો સાધુ-અભિલાષી એક પાસથી જ્યાં જ્યાં વસ્ત્ર સરે ત્યાં ત્યાં સમું કરવા લાગ્યો અને બીજી પાસ તે તે સર્વ ક્રિયાથી મદનવિષની લહેરો અનુભવવા લાગ્યો અને તેના અસહ્ય વેગથી ઘૂર્ણાયમાન થતો લાગ્યો.

'હરિ! હરિ! હરિ! હરિ! હં! હં! હં! હં! કુમુદસુંદરી! હવે તો જાગો! તમારી મૂર્છાથી તમે સુખમાં છો; અને મારા ભાગ્યને માટે તો, ગમે તો આ વિષજ્વાલામાંથી છૂટવાને માટે મને તમારા જેવી મૂર્છા થાવ, કે ગમે તો તમે જાગીને દૂર બેસો ને તમારા પવિત્ર આત્માના તેજથી તમારા શરીરનું મોહક વિષ નિવારો!'

મુખ ઉપર કંટાળો આવી ગયો; છતાં સર્વ શરીરના નવા વિકાર સરી જતા હતા અને હૃદયને ને બુદ્ધિને પરવશ કરવા મહાભારત અને અસહ્ય પ્રયાસ માંડતા હતા. તે ત્રાસવૃષ્ટિને કાળે છત્રી જેવા ગાને વાધવા પ્રયત્ન કર્યો; પણ તેનો થડકાતો રાગ, રાતી થતી આંખ, અને શરીરમાં વ્યાપતી ઉષ્ણતા અને રોમાંચિતતા, એ સર્વ આ વિષથી વધતી જડતાને સ્પષ્ટ કરતાં હતાં. કુમુદસુંદરીના ગાનમાં કડીઓ ગવાઈ હતી કે-

*'દેહ બળતાં બચ્ચ નહીં વાળ'*

*અને 'પ્રેમી અબળાને પ્રેમ ભુલાવી,*

*ધીકધીકતા અગ્નિમાં ચલાવી!'*



વગેરે કડીઓમાંનો અર્થ હવે સરસ્વતીચંદ્રને અનુભવથી સમજાયો, સમાન દુ:ખની દુખિયારી ઉપર દયા આવી, અને બે જણને પોતપોતાનાં દુ:ખમાંથી છૂટવાનો એક જ પરસ્પર સામાન્ય માર્ગ સૂઝ્યો — ગમે તો બે યે ડૂબવું ને ગમે તો બે યે તરવું! 'પ્રાણનાથ! તારો કે ડુબાડો!' વગેરે દીન યાચનાઓ હવે સમજાઈ. પવન તો હજી વાતો જ હતો અને કુમુદના વસ્ત્રની ક્રૂર અવ્યવસ્થા અટકાવવાનો વીર પ્રયત્ન પણ તેવો જ ચાલુ હતો. તે ભેગું મદનપવનને અટકાવનાર ગાન પણ તેમ જ ચાલ્યું:

*'પવન! મર્યાદા ના તોડ!*

*વિખેર ન વાળી આ સોડ!*

*ઝીણી મૃદુ ચૂંદડી આ તું*

*ઉરાડ ન! અંગ શરમાતું.*

*સુઘડ ઘટ પાટલી વાળી*

*નદીમૂળ છાતી [૧] જ્યમ ઝાડી;*

*પવન! આ અહીં જ રહેવા દે!*

*મદન! તુજ બાણ સહેવા દે!*

આટલે સુધી સહું છું — આગળ વિશ્વાસ નથી — પવન! મદન! હવે બસ કરી! Now have done with your nonsenses ! હરિ! હરિ!’

નેત્રમાં ઘડીક રતાશ ને ઘડીક આંસુ જણાતાં હતાં અને શીત જ્વરથી પોતે કંપતો હોય એમ શરીરમાં ટાઢ વાવા લાગી. તેવે કાળે વળી મૂર્છાવશ મુખ ઉપર જોઈ રહ્યો ને ફરી જાગ્યો હોય એમ થયું, અને એમ જાગતાં જાગતાં ઝોકાં ખાતો હતો.

*‘લતા કરમાઈ આ શોકે,*

*મધુરતા ન મૂકતી તો યે!*

*કિરણ શશીનાં પ્રગટ એ કરે!*

*ન જોવાનું હું જોતો! અરે!*

*હું લાંભી છું, હું લોભાતો;*

*હું દુખી છું, હું દુ:ખાતો,*

*હું ઝેરી છું, હું વિષ વાતો,*

*પ્રિયા-ઉરમાં હું વિષ ઘાલતો!*

*પ્રિયા! મૂર્છા તું છોડી દે!*

*શરમની ગાંઠ તોડી દે!*

*તું કાજે હું કરું શું? કહે!*

*હૃદય પર શલ્ય શાને વહે?’*

મુખ ઉપર કંઈક ઉત્સાહ જણાયો. ને બોલતાં બોલતાં હાથ ઊંચો થયો.

*‘હવે આવ્યાં નવે દેશે,*

*હવે ફરીએ નવે વેશે;*

*નથી સંસારની ભીતિ;*

*ત્યજી સંસારની રીતિ.*

*સગાં સંસારનાં છોડ્યાં,*

*છૂટ્યાં તેઓથી તરછોડ્યાં*

*વિશુદ્ધ જ સાધુનો પન્થા!*

*ધરીએ આપણે કન્થા.* [૧]

*ગિરિવર રમ્ય પાવન આ;*

*જગતમાં ના જડે એ સમા;*

*અહીં એકાન્ત ને શાન્ત* [2]

*વસીએ, વહાલી! રહી દાન્ત.* [3]

કુમુદસુંદરી! તમને જગાડવાને જેટલા અગ્નિમાં ચાલવું પડે એટલા અગ્નિમાં ચાલીને પણ તમને જગાડવા પ્રયત્ન કર્યા વિના છૂટકો નથી. દૃશ્ય સીતાએ મૂર્છિત રામચંદ્રનો જે અધિકારથી કરસ્પર્શ કર્યો પવિત્ર ભવભૂતિએ વર્ણવેલો છે તે જ અધિકારથી તમને જાગૃત કરવા તેવો જ પ્રયત્ન કરું છું તે ક્ષમા કરજો! તમારી કે મારી આ અવસ્થા હવે મારાથી જોવાતી નથી, વેઠાતી નથી.’

કુમુદ મૂર્છાથી કંઈક છૂટી થતી હોય અને મૂર્છામાંથી નીકળતી નિદ્રામાં પ્રવેશ કરતી હોય એમ એના શરીરની શિથિલ થતી નસોની પ્રત્યક્ષ થતી કોમળતાથી લાગ્યું — એટલામાં તો ખોળામાં એણે પાસું ફેરવ્યું ને આના ઉરોભાગને એના ઉર:સ્થલનો કંઈક સ્પર્શ થતાં જોવી મદનની લહેસેની તેવી જ ધર્મભગિની જાગૃતિની સાથે લાગી ચમત્કૃતિ સરસ્વતીચંદ્રમાં પ્રકટ થઈ. ચોમાસાના જળથી ભરેલા આકાશવ્યાપી મેઘમાં જેમ એક પાસ જળની શ્યામતા, શીતતા અને જડતા વધવા માંડે તેમ બીજી પાસથી વીજળીના ચમકારા ને ત્રીજી પાસથી ગર્જના થઈ પરિણામમાં મેઘ દ્રવવા — વૃષ્ટિ કરવા — માંડે તેમ અત્યારે મદન અને ધર્મવિચારો વચ્ચે કોલતા સરસ્વતીચંદ્રને થયું.

‘ગમે તે થાવ! ગમે તે થાવ! તરવાનાં હોઈએ તો પણ આ મૂર્છાનો છેદ સાધનરૂપ છે ને ડૂબવાનાં હોઈએ તો પણ એ જ સાધન છે. માટે એ છેદ તો અવશ્ય કરવો. આ સ્પર્શને અમૃત ગણું તો મૂર્છાછેદ વિના પૂર્ણ તૃપ્તિ નથી ને વિષ ગણું તો પણ એ જ છેદ વિના વિષનો પ્રતિકાર નથી. કુમુદ! પ્રિય કુમુદ! તને ‘પ્રિયા’ કહું કે ન કહું? જે હો તો હો. હવે તો તું જાગ ને તારો ને સાથે મારો ભેગો ઉદ્ધાર તારે ઇષ્ટ માર્ગે તું કર!’

હૃદય સાથે ચંપાઈ હતી તે અચેતન મૂર્તિને અજાણતાં કે જાણીને એણે પોતાના હાથનો આધાર આપી ત્યાં જ ટકવા દીધી, અને માત્ર પોતાના હૃદયમાંથી એના પરામૃષ્ટ હૃદયમાં પ્રાણ વિનિમય કરી કહેવા ઇચ્છતો હોય તેમ તે જ સ્થિતિમાં ગાવા લાગ્યો — મોં બગાડી ગાવા લાગ્યો:

*‘પ્રિયા! મૂર્છાથી છૂટી થા!*

*પ્રિયા! ખોળેથી બેઠી થા!*

*સરિતા! પૂરભરી આવી,*

*અટકી રહી કેમ આ આઘી?'*

હૃદય હૃદય સાથે જાણ્યે કે અજાણ્યે ચંપાઈ ગયું!

*'કરે સત્કાર સાગર આ,*
*ઉછાળે નીરઝાલર આ.*
*હવે વિશ્વંભરે જે રચ્યો,*
*પ્રિયા સંકેત તે આ મચ્યો!*

એને પછી ખોળામાં ચતી સુવાડી, અને એનું મુખ ઝાલી કહેવા લાગ્યો:

*'પ્રિયા! મૂર્છાથી છૂટી થા!*
*પ્રિયા! ખોળેથી બેઠો થા!*
*ઉઘાડી આંખ, જો ને જો!*
*અલખ-સંકેત શો આ મચ્યો?'*

માત્ર એક હાથ એના માથા તળે રાખી અને બીજો હાથ ખોળા બહાર પડેલા પગ તળે રાખી, માથાને અને પગને ઊંચાં ટેકવી રાખી, એના સર્વ શરીર ઉપર દૃષ્ટિ ફેરવતો સર્વ શરીરને કહેતો હોય તેમ કહેવા લાગ્યો:



*'નવા દેશે નવા વેશ!*
*જગતનું કામ નહીં લેશ!*
*નવા વિશુદ્ધ ઘર લોભ!*
*મને તે લોભમાં યોજ.'*

કુમુદના શરીરના મર્મભાગમાં રહેલા અંતરાત્માને કહેતો હોય તેમ હવે નેત્ર મીંચી કહેવા લાગ્યો:

*'પ્રિયા! મૂર્છાથી છૂટી થા!*
*પ્રિયા! ખોળેથી બેઠી થા*
*દવસ દુ:ખના ગયા નાસી!*
*ભર્યા તુજ કાજ રસરાશિ.'*

સરસ્વતીચંદ્રની અંતરદૃષ્ટિ ઊઘડી. કુમુદના અંતરાત્માને કહેતો હોય તેમ મીંચેલી આંખે જ કહેવા લાગ્યો.

*'પ્રિયા! મૂર્છાથી છૂટી થા*
*પ્રિયા! ખોળેથી બેઠી થા!*

*ઉઘાડી આગળા* [1] *દેને!*

*મન:પૂત, તારું ગણી લેને!'*

ગાન બંધ રહ્યું પણ ઉભયની બીજી અવસ્થા હતી એવી ને એવી રહી. કુમુદસુંદરી ખોળામાં જ અચેતન રહી. એના માથા નીચે ને પગ નીચે જ સરસ્વતીચંદ્રના હાથ રહ્યા. સરસ્વતીચંદ્રની આંખો મીંચાયેલી જ રહી. એ પોતે બેઠો હતો તેમ જ બેઠેલો રહ્યો. પવન વાતો હતો તેમ વાતો જ રહ્યો અને ચંદ્રનો પ્રકાશ જ્યાં પડતો હતો ત્યાં જ પડી રહ્યો. એક ફેર માત્ર એટલો પડ્યો કે સરસ્વતીચંદ્રનો જીવ કંઈક ઊંડો ઊતરી પડ્યો હોય એમ એનું બાહ્ય ચેતન એના અંતરાત્મામાં લીન થયું અને એ આમ નિવૃત્ત થયો એટલે સ્વતંત્ર થયેલા પવનની નિરંકુશ લહરીઓથી કુમુદનું વસ્ત્ર ફરફરવા લાગ્યું. બીજો ફેર એ પડ્યો કે ગાન શાંત થતાં કુમુદનું મસ્તિક ગાનની અસરની પરિપૂર્ણતાથી કે ગાનની શાંતિથી શાંત થયું અને એની મૂર્છા તૂટી કે નિદ્રા છૂટી. તેમ થતાં પ્રિયસ્પર્શના મોહથી પોતાને સ્વપ્નમાં માનતી અથવા આનંદસ્વપ્નમાં પડતી કુમુદ કેટલીક વાર સુધી એમની એમ હાલ્યા ચાલ્યા વિના ખોળામાં જ પડી રહી. પડી રહી તે પવનથી ઊડેલા વસ્ત્રના ભાને જાગૃત થઈ અને આંખ ઉઘાડી. પૃથ્વી ઉપર આકાશમાં ચંદ્ર લટકે તેમ પોતાના ઉપર ઊંચે લટકતું પ્રિયમુખ બે ચાર પળ સુધી આ ઉઘાડેલી આંખે જોયાં કર્યું અને અંતરાત્મા જાગ્યો ન હોય તેમ કુમુદ ત્યાં જ પડી રહી. બીજી બે ચાર પળ વીતી એટલામાં અંતરાત્મા જાગ્યો અને પોતાનું વસ્ત્ર સમું કરતી કુમુદ ખોળામાંથી ઊઠી સામી દૂર બેઠી અને પ્રિયજનની સમાધિસ્થ જેવી પ્રિયમૂર્તિનું દૃષ્ટિસેવન કરવા લાગી. એ દૃષ્ટિ તૃપ્ત થતા પહેલાં પોતાના શરીર ભણી ભાન ગયું ને વિચાર થયો.



'નક્કી! સરસ્વતીચંદ્રને જ્વર આવ્યો છે — એમનું શરીર અતિ ઉષ્ણ હતું તે મેં અનુભવ્યું — ટાઢ વાતી હોય એમ એમને રોમાંચ થયો તે મેં સ્પર્શ્યો. પણ આંખો શાથી મીંચી છે? અરેરે! લક્ષ્મીનંદનના વૈભવના ભોગીના આવા સ્થાનમાં આથી બીજી શી દશા થાય? અથવા આ સર્વનું કારણ હું પોતે તો નથી? પેલી દુષ્ટ મર્મદારક ભસ્મવાળી રાત્રિએ મને આવો જ જ્વર હતો! શું આ અનંગજ્વર એમને થયો છે? જો એ જ આ જ્વર હોય તો આમ એ છેક નિશ્ચેષ્ટ ન બેસી રહે. મદનમહાજ્વરમાં સપડાયેલા વશી ત્યાગી મહાત્મા આવા જ ઉગ્ર સમાધિથી એ વિષમજ્વરને શાંત કરી શકતા હશે! હું એમને ઉઠાડું? જો એ આવા સમાધિમાં હોય તો એમને ઉઠાડવા એ મહાન અનર્થ. જો તેમ ન હોય, અને આ કેવળ જ્વરનું કે કોઈ વ્યાધિનું પરિણામ હોય તો ઈશ્વરે મને આવે કાળે એમની સેવા કરવાને જ મોકલી, અને એમને જગાડવા એ જ મારું કામ. તો હું શું કરું?'

સરસ્વતીચંદ્ર મીંચેલી આંખે પલાંઠી વાળી બેસી રહ્યો હતો તેના સામી થોડે છેટે ઉઘાડી આંખે એને કુમુદ જોઈ રહી. પણ બોલ્યા ચાલ્યા વિના,

હાલ્યા ચાલ્યા વિના, વિચારમાત્ર બંધ કરી, વિકારને વેગળા રાખી, એક ઢીંચણ પર હાથની કોણી રાખી અને એ હાથ ઉપર હડપચી ટેકવી, અનિમિષ એકીટશે સામા મુખમાં પોતાના સકલ અંતરાત્માનો યોગ કરી, ઊંડા સ્નેહ અને ઉચ્ચ અભિલાષાની મૂર્તિ જેવી, તપસ્વિની બાળા પળે પળને યુગ ગણતી ગણતી, બેસી રહી.

---

૧ . ઓખાહરણનો રાગ.

૧ . ઝાકળ. ૨ . રસોઈ.

૧ . 'ગુણ' એટલે કૂવામાંથી પાણી ભરવાનું દોરડું અને બીજો અર્થ સામાન્ય કહીએ છીએ તે ગુણ.

૧ . રૂવાંનું ઊભું થવું.

૧ . પર્વત.

૧ . Generalization

૧ . કૃત્રિમ, conventional

૧ . નાકની નસકોરી.

૧ . ઘા

૨ . મોર, કલાપ કરનાર.

૧ . છાવું એ ધાતુ ઉપરથી છાતી ઢાંકતી.

૧ . સાધુજનોને પહેરવાનું ભગવું વસ્ત્ર. ૨ . જેણે અન્તરિન્દ્રિયોનો શમ એટલે શાન્તિ પ્રાપ્ત કરી છે તે. ૩ . બાહ્યેન્દ્રિયોનો દમ એટલે દમન જેણે કરેલું છે તે.

૧ . બારણાને વાસવાના આગળા.

## ૨૯ હૃદયના ભેદનું ભાંગવું

"All precious things, discover'd late ,

To those that speak them issue forth ;

For love in sequel works with fate ,

And draws the veil from hidden worth .'

- Tennyson's 'Day-Dream'

And so love -

Vaster in being free from toils of sense -

Was wisest stooping to the weaker heart ;

And so the feet of sweet Yasodhara

Passed into peace and bliss, being softly led .'

- Arnold's 'Light of Asia' .



'સરસ્વતીચંદ્ર! સરસ્વતીચંદ્ર! હું કુમુદ આપને બોલાવું છું-' સામી બેઠી બેઠી કુમુદ કેટલીક વારે બોલી.

પવનની ગર્જના પર્વત ઉપર થતી હતી તે વચ્ચે પણ આ ઝીણો સ્વર સરસ્વતીચંદ્રના કાનમાં પેઠો અને એને એની વિચારનિદ્રામાંથી જગાડ્યો. ધીમે રહી એણે આંખ ઉઘાડી પોતાના ખોળામાં જોયું અને હવે હલકા થયેલા ખોળાનો ભાર ઇષ્ટ રૂપે સામે બેઠેલો જોયો.

સરસ્વતીચંદ્ર — 'કુમુદસુંદરી! મેં તમને બહુ દુ:ખી કર્યાં.'

કુમુદસુંદરી — 'થનારી થઈ ગઈ — બનવાની બની ગઈ. આપે મારા ભાગ્યને આપની જોડે ઉરાડવા પ્રયત્ન કર્યો — એ ભાગ્યમાં એવી રીતે પણ ઊડવાની શક્તિ ન હતી તેથી પડવાનું જ હતું તે પડ્યું. આપનો એમાં હું દોષ કાઢતી નથી. શકુન્તલાના પ્રેમને દુષ્યન્ત જેવા પુરુષ ભૂલી જાય ત્યારે તો દુર્વાસા જેવાના શાપનું જ અનુમાન કરવું. ચંદ્રાવલીબહેને આ વિષયમાં મારી હૃદયભાવના આપને કહેલી જ છે તો તે વિષયે હૃદયશલ્યને સમૂળાં કાઢી નાખો.'

સરસ્વતીચંદ્ર — 'થયેલી મૂર્ખતા અને દુષ્ટતા ચિત્તમાંથી ખસતી નથી.'

કુમુદસુંદરી — 'એમ શું બોલો છો? આપની ભૂલ થઈ હશે પણ દુષ્ટ તો આપ નથી જ. જો આપનામાં દુષ્ટતાનો અંશ હોત તો સર્વસ્વ છોડી આ

દુષ્ટ શરીરની પાછળ આમ આપ ભટકત નહીં, અથવા ભટકત તો આ મહામોહની બે ઘડી જ આપે પ્રત્યક્ષ કરી તે કાળમાં મોહને વશ થઈ આ શરીરની જુદી જ અવસ્થા આપે કરી દીધી હોત.'

સરસ્વતીચંદ્ર — 'એમાં મેં કાંઈ નવું નથી કર્યું.'

કુમુદસુંદરી — 'આપ મારાથી અન્ય સર્વ રીતે અધિક છો; પણ સંસારના દુઃખના અનુભવમાં હું વધારે ઘડાઈ છું અને જેવી ઘડી આપને ગાળવી પડી છે તેના કષ્ટનો પણ મને અનુભવ છે.'

સરસ્વતીચંદ્ર — 'તમને એમ નથી લાગતું કે આ વાત કરી દુષ્ટ સંસ્કારોને દૃઢ કરવા કરતાં એ વાત કરવી જ નહીં તે વધારે ક્ષેમકારક છે?'

કુમુદસુંદરી — 'એ તો અનુભવસિદ્ધ છે.'

કહેતાં કહેતાં એણે કંપારી ખાધી ને તે સરસ્વતીચંદ્રે દીઠી.

સરસ્વતીચંદ્ર — 'તમને જોઈ રહું છું ત્યારે મનમાં એક પ્રશ્ન ઊઠે છે કે દુષ્ટતા તે આવી વાત કરવામાં હશે કે નહીં કરવામાં હશે?'

કુમુદસુંદરી — 'દુષ્ટતા તો આ મુખમાં જ છે કે જેના દર્શનથી આપના જેવા ત્યાગીને આવું દુ:ખ થાય છે. સ્ત્રીઓની દૃષ્ટિમાં જ આવું વિષ ભરેલું છે.'



સરસ્વતીચંદ્ર — 'હરિ! હરિ! કુમુદસુંદરી! જો એવું વિષ સ્ત્રીઓની દૃષ્ટિમાં હોય તો તે પુરુષની વાણીમાં પણ છે કે જેના ઉદ્‌ગારે તમને અસહ્ય અગ્નિમાં ચલાવ્યાં.'

કુમુદસુંદરી શરમાઈ ગઈ, નીચું જોઈ રહી, અને અંતે સ્વસ્થ થઈ બોલી: 'મને હવે ભાન આવે છે કે સાધુજનો મને અહીં એકલી મૂકી ગયા તે વેળાએ મેં મારા હૃદયના ઊભરા કાઢવા જોડી રાખેલું કાવ્ય ગાવા માંડ્યું હતું. મને લાગે છે કે તે મારી મૂર્છાકાળે પણ ચાલુ રહ્યું હશે ને આપણા પવિત્ર સુખી કાનમાં કંટક જેવા અનેક પગવાળા કાનખજૂરા પેઠે પેસી ગયું હશે. પણ ક્ષમા કરજો, એ જે થયું હોય તે આ શરીરની પરવશતાને લીધે જ.'

સરસ્વતીચંદ્ર — 'તમારા શરીરને તો સુવર્ણપુરમાં ઘણો કાળ પ્રત્યક્ષ કર્યું હતું, પણ હૃદયને તો એ ગાને જ પ્રત્યક્ષ કરાવ્યું અને એટલા માટે જ મારી સ્વાર્થી વૃત્તિને એ દર્શન કરાવનારી તમારી મૂર્છા મને ઘણી પ્રિય થઈ પડી હતી.

કુમુદસુંદરી — 'મારે પણ એમ જ ગણવાનું કારણ છે. આપના પવિત્ર ખોળાને દૂષિત કરી આ શરીર તેમાં પડી રહ્યું હતું ત્યારે બોલવાની કે હાલવા ચાલવાની મારામાં શક્તિ ન હતી ને નયન બંધ હતાં તે ઉઘાડવાની શક્તિ ન હતી; પણ કાન ઘણો કાળ જાગૃત હતા. કાચના ગોળામાં રાખેલો

જંતુ કાચમાંથી બહારની સૃષ્ટિનું અવલોકન કરી માંહ્ય ને માંહ્ય ફર્યા કરે અને બહારના પદાર્થોની ગતિથી ચમકે તેમ કાચ જેવા જડ પણ મારાથી પારદર્શક મારા શરીરમાં મારા હૃદયની સ્થિતિ એ જન્તુના જેવી પરાધીન જાગૃત હતી. આપના તપોમય સ્નેહના મધુર ઉદ્‌ગાર પણ મારા કાનમાં ને હૃદયમાં તે કાળે જ કંઈક આવ્યા અને મારા અનેક સંશયને તેમણે દૂર કર્યા.'

સરસ્વતીચંદ્ર ચમક્યો.

'ત્યારે મારે માટેનો તમારો અભિપ્રાય ઘણો હલકો થઈ ગયો હશે!'

કુમુદસુંદરી — 'શા માટે ચમકો છો? જે વસ્તુના અજ્ઞાને અને સંદેહે સુવર્ણપુરમાંની મારી સ્થિતિના કરતાં વધારે દુ:ખ મને દીધું હતું તે આ ઉદ્‌ગારોથી મને પ્રકટ થઈ છે. અને તેથી તે દુ:ખ દૂર થયું છે; અને આપનું દુ:ખ કંઈ દૂર કરવાની મારામાં શક્તિ છે અને તેમ કરવાનો સાધુજનોએ પ્રસંગ આપ્યો છે તે સફળ કરવાનો માર્ગ પણ આ ઉદ્‌ગારોથી જ મને જડશે.'

સરસ્વતીચંદ્ર —'મનની પરવશ દશામાં નીકળેલા ઉદ્‌ગારોથી મારો કરવો ઉચિત નથી.'



કુમુદસુંદરી — 'એ ન્યાયથી આપને કંઈ કલંક લાગતું નથી.'

સરસ્વતીચંદ્ર — 'ચંદ્રનું કલંક તો બ્રહ્માએ જ ઘડેલું લાગે છે પણ આ તેને ઢાંકનારી વાદળીનો પડદો હતો તે પવને ખસેડી નાખ્યો.'

કુમુદસુંદરી — 'ચંદ્ર અને કુમુદને પરસ્પર પ્રત્યક્ષતા કરાવનાર એ પવન બહુ પરગજુ નીવડ્યો. સરસ્વતીચંદ્ર! હું તમારી — આપની પાસે હું શું કહું?'

સરસ્વતીચંદ્ર — 'મને 'આપ' ન કહેતાં આપણા આદિકાળને સ્મરી 'તમે' કહીને બોલાવો, એટલે બાકીનું બીજું જે જે કહેવાનું હશે તે જાતે જ કહેવાઈ જશે.'

'આદિકાળ સ્વપ્નવત્ થયો — જતો રહ્યો! હવે તો હું પણ બદલાઈ ને તમે પણ બદલાયા. જે વિશેષણ એકના મુખને અને બીજાના કાનને અમૃતરૂપ અને ભૂષણરૂપ હતાં તેનો હવે ત્યાગ કરવાનો પ્રયત્ન કરવો પડે છે.' કુમુદે નિ:શ્વાસ મૂકી કહ્યું.

'સાધુજનોની સાધુતાને સાધુ પદાર્થો પ્રયત્નનો જ ત્યાગ કરવાથી પ્રાપ્ત થાય છે. જ્યાં સંદેહ પડે ત્યાં સત્પુરુષોનાં અંત:કરણને પ્રમાણ ગણવાં એવું દુષ્યન્તનું વચન છે. [૧] ' સરસ્વતીચંદ્ર ધીમે રહી બોલ્યો.

કુમુદસુંદરી — 'કાવ્યોને પ્રમાણ ગમવાનો કાળ હવે વીતી ગયો.'

સરસ્વતીચંદ્ર — ‘મારી મૂર્ખતાએ આ કાળ આણ્યો.’

કુમુદસુંદરી — ‘તમે શું કરો? પ્રારબ્ધ ભુલાવે છે ત્યારે *बुद्धय: कुब्जगामिन्यो भवन्ति महतामपि* [१] મારા વિદ્વાન, અનુભવી અને ચતુર પિતાને પણ થોડા દિવસ વિલંબ કરી તમારી વાટ જોવાનું ન સૂઝ્યું અને મારો ઉતાવળો વિવાહ કરી દેવામાં જ મારું કલ્યાણ લાગ્યું ત્યારે એમ જ સૂઝે છે કે ઈશ્વરની જ ઇચ્છા બળવાળી છે. એવા એવા અનુભવીઓ ભૂલે ત્યારે આવે સૂક્ષ્મ પ્રસંગે તમારી બુદ્ધિ તમને ભુલાવે ને મારા દુ:ખના પ્રદેશમાં મૃગજળ જેવું મારું સુખ તમને પ્રત્યક્ષ કરાવે તેમાં તમારો શો દોષ?’

સરસ્વતીચંદ્ર — ‘કુમુદ! કુમુદસુંદરી! તમારા જેવા હૃદયમાં આવી ઉદારતા અને આવું શાણપણ દેખું છું તેથી પણ મારો મોહ ઘટવાને સાટે વધે છે.’

કુમુદસુંદરી — ‘તમારી આંખો ઃહેંકાય છે, તમારો સ્વર થડકાય છે અને શરીર ધ્રૂજે છે. તમારું દુ:ખ મને કહી દ્યો.’

સરસ્વતીચંદ્ર — ‘તમારું દુ:ખ તે જ મારું દુ:ખ છે. તમને સુખી જોઈશ ત્યારે હું સુખી થઈશ.’



કુમુદસુંદરી — ‘પણ અત્યારની આ અવસ્થા શાથી?’

સરસ્વતીચંદ્ર — ‘મને મારી અવસ્થાનું ભાન નથી.’

કુમુદસુંદરી — ‘તમે મારું એક કહ્યું કરશો?’

સરસ્વતીચંદ્ર — ‘એ કહ્યું કરવામાં જ મારું પ્રાયશ્ચિત્ત રહેલું છે.’

કુમુદસુંદરી — ‘તો સાધુજનોએ રાખી મૂકેલા આ ફલાહારથી જઠરાગ્નિને તૃપ્ત કરી આપ નિદ્રા લ્યો ને તેમણે આપણે માટે યોજેલી પંચરાત્રિના શેષ ભાગમાં નિદ્રાન્તે ઉભય હૃદયનું પરસ્પર સમાધાન કરવાનો અવકાશ પુષ્કળ મળશે.’

સરસ્વતીચંદ્ર — ‘તમે પ્રસાદ લ્યો તો હું લઉં.’

એક મોટા પાંદડા ઉપર ફલાહાર પીરસ્યો. બીજું પાંદડું હતું નહીં. કુમુદે ‘પછીથી ખાઈશ’ કહ્યું. સરસ્વતીચંદ્રે તે માન્યું નહીં. અંતે એક પાંદડામાં સર્વ ફળ મૂકી બે જણે ભોજન કર્યું. ભોજનકાળે ઝાઝી વાત ચાલી નહીં. ચર્વણકાળે જાણ્યે અજાણ્યે એકબીજા સામું જોઈ રહેતાં હતાં અને મોહપાશ તેમની બેની આસપાસ વધારે વધારે વીંટાતો હતો. પણ તેની અનુભવિયણ કુમુદ ચેતી અને સત્વર ઉપાય યોજવા બીજી વાતો કાઢવા લાગી.

‘મારા ચિત્તમાં એમ લાગે છે કે આપણે એકબીજાને સત્ય નામે વાત ન કરવી પણ સાધુજનોમાં જે નામ પ્રસિદ્ધ છે તેનો જ ઉચ્ચાર કરવો; તમને આગળ ઉપર એમ લાગે કે હવે પ્રસિદ્ધ થવું ત્યારે જ મારા પિતાશ્રીના આ રાજ્યમાં એમની પ્રતિષ્ઠા ન્યૂન થાય નહીં તેમ મારે છતાં થવું.’

સરસ્વતીચંદ્ર —’યોગ્ય છે. તેમાં દોષ માત્ર એટલો છે કે “મધુરી” એ નામના ઉચ્ચારથી તમારી મધુરતા ઉપર લક્ષ્ય જાય છે.’

કુમુદસુંદરી — ‘સંસારમાં ઘણી જાતના સંબંધીઓ એકબીજાના નામોચ્ચાર કર્યા વિના જીવતા સુધી પરસ્પર વ્યવહાર નિભાવે છે.’

સરસ્વતીચંદ્ર — ‘હા. પણ તેમાં તો ઘણુંખરું દંપતીઓમાં જ એવો વ્યવહાર હોય છે, અને તેવાં આપણે ન છતાં તે સંબંધ પ્રમાણે સંબોધન કરવાં એ પણ મનને સૂચક થશે અને મોહના કારણભૂત થાય એવો ભય રહે છે.’

કુમુદસુંદરી — ‘તો મારા ચંદ્ર — હું તમને ચંદ્ર કહી સંબોધીશ — તમે મને ગમે તે કહેજો અને તમે મારા ચંદ્ર થઈ મારા મોહતિમિરનો નાશ થાય એવું કાંઈ કરજો. હું પણ તમને નવીન કહેતાં કંઈ કંઈ આંચકા ખાઉં છું.’ વાતો કરતાં કરતાં બે જણે એક જ ફળ સાથે લાગું લીધું, બેનાં આંગળાં અડક્યાં, બેને નવા ચમકારા થયા, બે ચેત્યાં, બેએ ફળ પડતું મૂક્યું ને પોતપોતાના હાથ ખેંચી લીધા, અને ફળ બેના હાથમાંથી પડ્યું. હાથ પાછા ખેંચાયા પણ નેત્ર તો નેત્રને જ વશ રહ્યાં. કુમુદે પડેલું ફળ પાછું લઈ સરસ્વતીચંદ્રને આપ્યું.

પવન સર્વત્ર છે તેને દૂર કરવાને પંખાથી ધક્કો મારીએ તો પવન દૂર જવાને સાટે પાસે જ વધે છે, પણ જ્યારે ચારે પાસના આવા પવન વિના બીજે સ્થાને જીવન જ નથી ત્યારે તો પવનને કેવળ બંધ કરવાના પ્રયત્ન કરતાં આપણા શરીરનું જ આચ્છાદાન કરવું યોગ્ય છે. આવા સમાગમકાળે આવો વિક્ષેપ આવા પવન જેવો થાય ત્યારે તો તેના પ્રતિકાર માટે એ વિક્ષેપનો નાશ કરવાનો પ્રયત્ન પડતો મૂકી, વિક્ષેપક શક્તિની અને પોતાની વચ્ચે અંતરપટ મૂકવો જ સારો એવી કલ્પના સરસ્વતીચંદ્રને થઈ. પણ અંતરપટ શાનો કરવો તે સૂઝ્યું નહીં. એટલામાં એની મનોવૃત્તિ સમજી હોય એમ કુમુદે પ્રશ્ન પૂછ્યો:

‘આપે પિતાનો ત્યાગ કર્યો તે તેમના ઉપર અથવા બીજા કોઈ ઉપર ક્રોધથી કર્યો કે ઓછું આવ્યાથી કર્યો કે કંઈ બીજા કારણથી? મારો ત્યાગ કેવી બુદ્ધિથી કર્યો? સુવર્ણપુર કયા અભિલાષથી આવ્યા? ત્યાંથી અહીં શાથી અને કેવી રીતે આવ્યા? અહીંથી હવે ક્યાં જવું અને શું કરવું ધારો છો? મારે માટે...’ આ બધું વાક્ય પૂરું થતાં પહેલાં એના હાથમાંના ફળનો ગલ એના પગની પાની ઉપર પડ્યો હતો તે ઉપર એનું ધ્યાન ન હતું; પણ સરસ્વતીચંદ્રની દૃષ્ટિ — એ ગલ પર અને સુન્દર પ્હાની ઉપર —

ચંદ્રપ્રકાશમાં આ ગલ સુન્દર ચિત્ર રૂપે પડેલો હતો તે ઉપર — પડી હતી. કુમુદ છેલ્લું વાક્ય બોલે તે પહેલાં તો સરસ્વતીચંદ્રે આ ગલને હાથ વડે લોહી નાખ્યો પણ લોહેલા સ્થાનને જોઈ જ રહ્યો. એ તાલ કળાઈ જતાં કુમુદે પોતાની પ્હાની પાછી ખેંચી લીધી અને પોતે પહેરેલા વસ્ત્રની કોર પ્હાની ઉપર ઢાંકી દીધી. પ્હાની સંતાઈ જતાં તે જોવાનું બંધ થયું અને જોનાર સાવધાન થઈ ગયો.

સરસ્વતીચંદ્ર — ‘આ પ્રશ્નનો ઉત્તર દીધાથી આપણો ભેદ ભાગશે અને હું જાતે શાંત થઈશ એમ લાગે છે, પણ એ શાંતિ ખરેખરી મળશે કે તેને સ્થાને કંઈ બીજું પરિણામ થશે તે તો, આજ રાતના આપણા અનુભવોનો વિચાર કરતાં, કંઈ સ્પષ્ટ સમજાય એમ નથી.

કુમુદસુંદરી — ‘સાધુજનો એવું માને છે કે ઉત્કૃષ્ટ રસ અને શુદ્ધ ધર્મ, દંપતી જેવાં એક જ છે, અને તેમની સંગત પ્રેરણા જે દિશામાં થાય ત્યાં જવામાં અનિશ્ચિત પરિણામનાં ભય-અભય ગણવાં યોગ્ય નથી. આને અનુસરીને જ મેં પણ એવો નિશ્ચય કર્યો છે કે આપની સેવા પ્રાપ્ત થાય તો મારે પણ બીજું કાંઈ જોવું નથી. આપના ચરણમાં મારી અધોગતિ થાવ કે ઉન્નતિ થાવ તેનો વિચાર મેં છોડી દીધો છે. ઓ મારા ચંદ્ર! તમારા વિના હવે મારે કોઈ નથી અને તમારી મધુરીને તમારા કલંક જેવી ગણીને કલંકિત થાવ કે તમારી કલાઓમાંની એક કલા ગણી કલાવાન રહો — બેમાંથી તમને અનુકૂળ પડે તે કરો. પણ મારાથી તમારાં દુ:ખ અને તમારા મર્મ ગુપ્ત ન રાખશો. મને એટલો અધિકાર આપો.’



સરસ્વતીચંદ્ર — ‘તમને એ અધિકાર નહીં આપું તો બીજાં કોને આપીશ? મને મારા સ્વાર્થનો તો શું પણ મારા ધર્મનો પણ બાધ તમને સુખી કરવામાં અંતરાયરૂપ થાય તો હું તેને ન ગણવાને તત્પર છું.

*ધર્માત્યયો મે યદિ કશ્ચિદેવમ્*

*જનાપવાદ: સુખવિપ્લવો વા।*

*પ્રત્યુદ્ગમિષ્યામ્યુરસા તુ તત્તત્*

*ત્વત્સૌખ્યલબ્ધેન મન:સુખેન॥* [૧]

મધુરી! ‘મધુરી’ શબ્દથી મોહ કાલ થતો હોય તો આજ થાય, પણ તે નામથી જ અથવા જે કાંઈ અન્ય પ્રવૃત્તિથી કે નિવૃત્તિથી તમને જે શાંતિ થાય તેનાથી તે આપવી એ મારી વાસના છે. મારું સર્વસ્વ જે કાંઈ હોય તેના હવનથી [૧] પણ તમને સુખ મળે તો એ જ મારું સુખ છે. માટે મારું સુખ સાધવાની તમારી વાસનાની તૃપ્તિ તમે પોતાની જાતને સુખી કરશો તેથી જ થશે.’

કુમુદસુંદરી — ‘ભલે, પણ તમે મારું સુખ ઇચ્છો છો કે મારું કલ્યાણ ઇચ્છો છો?’

સરસ્વતીચંદ્ર — ‘તમને સુખની ઇચ્છા હોય તો તમારું સુખ ઇચ્છું છું અને તમને કલ્યાણની ઇચ્છા હોય તો કલ્યાણ ઇચ્છું છું.’

કુમુદસુંદરી — ‘તમારે પોતાને માટે શું ઇચ્છો છો?’

સરસ્વતીચંદ્ર — મારે તો સુખ પણ નથી જોઈતું ને કલ્યાણ પણ નથી જોઈતું. મને તો શાન્તિ મળે અને મારા ધર્મમાં ન ચૂકું એટલું જ જોઈએ.’

કુમુદસુંદરી — ‘તમે શાંતિમાં સુખ માનો છો ને ધર્મમાં કલ્યાણ માનો છો? ને તે બેને ઇચ્છો છો?’

સરસ્વતીચંદ્ર — ‘માનું છું તો તમે કહો છો તે જ. બાકી જ્યાં સુધી ધર્મથી શાંતિ ન મળે ત્યાં સુધી શાંતિને પણ અધર્મરૂપ ગણી તેને ઇચ્છતો નથી.’

કુમુદસુંદરી — ‘એ શાંતિને ધર્મરૂપ ક્યારે ગણશો?’

સરસ્વતીચંદ્ર — ‘તમને શાંત અને તૃપ્ત જોઈશ ત્યારે.’

કુમુદસુંદરી — ‘તમારો ધર્મ કયો?’



સરસ્વતીચંદ્ર — ‘જે પંચમહાયજ્ઞનો ગુરુજીએ, આપણને બેને ઉદ્દેશી, ઉપદેશ કર્યો તે આ દેશના તેમ પાશ્ચાત્ય દેશના સાધુસમાજને પ્રિય છે અને તે જ નાનપણથી પ્રિય ગણેલો મારો ધર્મ, ને તે જ તમારો ધર્મ. બાકીની ધર્મકથા સંસારીઓને માટે છે — આપણે માટે નથી.’

કુમુદ — ‘તો મારા ચંદ્ર! તમે કરેલા સર્વ ત્યાગની કથા, અને તેમાં તમે જે ધર્મ ધાર્યો હોય તે કહો. મને સુખ તેમાં જ લાગે છે ને તે સર્વ વિચારી મેં જે પ્રશ્નો ગણીગાંઠી, કરેલા છે તે સર્વના ઉત્તર આપી મારા મનનું સમાધાન કરો અને એમ કરતાં કોઈ અનર્થના ભયથી આંચકો ખાશો નહીં.’

સરસ્વતીચંદ્ર — ‘જો એમ જ છે તો કુમુદસુંદરી-મધુરી-મધુરી, સાંભળી લ્યો. મારે મોંએ મારી મૂર્ખતા તે દુષ્ટતા કહી બતાવવી પડે તો તે પણ એક પ્રાયશ્ચિત્ત જ છે ને પ્રાયશ્ચિત્ત તો હું ઇચ્છું છું જ. પિતાનો અને લક્ષ્મીનો ત્યાગ મેં શાથી કર્યો પૂછો છો? એ ત્યાગ મેં પિતામાતાને દુ:ખમાંથી અને પુત્રયજ્ઞના ઋણમાંથી મુક્ત કરવાને માટે કર્યો. મારી અને તમારી પ્રીતિ થાય તે તેમને ગમતું હશે તેથી જ તેમને સુખ હશે જાણી, તમારું દર્શન કે અભિજ્ઞાન સરખું ન હોવા છતાં પિતાએ તમારી સાથે કરેલો મારો વિવાહ મેં સ્વીકાર્યો. આ સ્વીકાર મેં શા માટે કર્યો એમ તમે પૂછશો. હું કહું છું તે માનવું હોય તો માનજો કે પિતાની તૃપ્તિ વિના બીજું કાંઈ એ પ્રવૃત્તિનું પ્રયોજન મારે ન હતું. મારી વાસનાઓ નાનપણમાંથી ઘર છોડવા અને સંસારના મર્મભાગ જોવા માટે પ્રવાસ કરવાની હતી તે તમે જાણો છો.

મને લક્ષ્મીની વાસના ન હતી તે જાણો છો. માટે જ માની શકશો કે તમારા વિવાહનો સત્કાર, પ્રથમ પળે, કેવળ પિતૃયજ્ઞમાં મારી સૂક્ષ્મ વાસનાઓની આહુતિરૂપે હતો, પિતાએ માંડેલા પુત્રયજ્ઞમાં તેમના ભણીથી આરંભેલા આતિથેયના સ્વીકારરૂપે હતો. એક મંગળ મુહૂર્તમાં મને તેમણે વિદિત કર્યું ને મેં જાણ્યું કે તમારી પ્રીતિના યજ્ઞમાં આદરેલી મારી આહુતિ તેમને પ્રિય નથી. મેં તમારી સુંદર છબી કરાવી તેના દર્શનથી પ્રીતિરસ પીધો. હું તમને મળી ગયો. આપણે પત્રવ્યવહાર ચલાવ્યો. મેં તમને આપવા વીંટી કરાવી. એ સર્વ માતાપિતાને ન રુચ્યું, ને તમારે માટે વિપરીત ભાવના કરી તેમણે દુ:સહ આરોપ મૂક્યા. જે કારણથી તમારો વિવાહ સ્વીકાર્યો હતો તે કારણ ખોટું પડ્યું. જે કારણથી ગૃહ અને લક્ષ્મીનો સ્વીકાર કર્યો હતો તે કારણ ખોટું પડ્યું. મારા સુખ કરતાં મારો ત્યાગ માતાપિતાની વાસનાઓને વધારે અનુકૂળ થશે એવું સિદ્ધ થયું. એ સિદ્ધ થયું. એ સિદ્ધ થયું તેની સાથે જ એ ત્યાગ ન કરવાનો ધર્મ વિરામ પામ્યો અને એ ત્યાગ કરવાનો ધર્મ ઉદય પામ્યો. ભાવતું હતું અને વૈદ્યે કહ્યું. મારો પ્રિય ત્યાગ જ મને શોધતો આવ્યો અને હું તેને ભેટી પડ્યો. કહો, હવે શું પૂછવું છે?'

કુમુદ — 'જગતના કહેવા પ્રમાણે તો પિતાનાં વચન તમારાથી સહી ન શકાયાં ને રોષમાં ને રોષમાં સર્વના ત્યાગનું તમે અતિસાહસ કર્યું.'

સરસ્વતીચંદ્ર — 'મેં પણ એ વાત વર્તમાનપત્રોમાં વાંચી છે, પણ તે માનનારનું અજ્ઞાન છે. મને રોષનો અભ્યાસ હતો નહીં અને છે નહીં. સાધુજનો દોષ કરતા નથી ને પામર જનો દોષ કરે ત્યારે ક્ષમા જ ઘટે છે. [૧] તેમાં માતપિતાનો દોષ તો જોવા યે નહીં, એને સાટે તેમના પ્રતિ સર્વાંશે ક્ષમા રાખવી એ તો આકારકાતિથિય યજ્ઞનો આવશ્યક વિધિ છે. બુદ્ધાવતારના પૂર્વજન્મની કથાઓ ગણાય છે તેમાંથી કેટલીક મેં તમને કહી છે. તેમાં બિસજાતકની કથા એવી છે કે સર્વ ભાઈઓની સાથે વાનપ્રસ્થ થઈ બુદ્ધ પોતે બોધિસત્ત્વરૂપે રહેતા હતા અને સર્વ ભાઈઓ બિસપ્રાશન કરતા હતા. પાંચ છ દિવસ સુધી ઇન્દ્ર બોધિસત્ત્વના ભાગનાં બિસ ગુપ્ત રીતે હરી ગયો. બિસ ખોવાયાની વાત પ્રસિદ્ધ કરવાથી ભાઈઓને દુ:ખ થશે અને પોતાને તો આહાર-અનાહારમાં સમદૃષ્ટિ હતી તેથી બોધિસત્ત્વે એ વાત કોઈને કહી નહીં. વાત જાતે અન્ય કારણથી ઉઘાડી પડી ત્યાં સુધી ઉપવાસ થયા. રોષ કે તર્ક તેમણે કર્યા નહીં, અને શરીર કૃશ થયું પણ જાતે સુપ્રસન્ન જ રહ્યા. મધુરી! અપરમાતાના રાજ્યમાં ઈશ્વરકૃપાથી હું આવી પ્રસન્નતા રાખી શક્યો ને રોષમાં સમજ્યો નહીં. મારા હૃદયનું મારું પૃથક્કરણ ભૂલભરેલું હશે — પણ સત્ય માનજો કે હું હજી એમ જાણું છું કે પિતા ઉપર રોષ કરી ત્યાગી નથી થયો. મને કોઈની અપ્રીતિ તપ્ત કરતી નથી. હું તો તેમના ઉપરની પ્રીતિને લીધે તેમનું દુ:ખ જોઈ તપ્ત થયો ને તેમની તપ્તિ ટાળી તૃપ્તિ આપી. તેમણે મારું અપમાન કર્યું હોય તો તે આ એક વાર જ થયું અને તેનાથી તેમના અસંખ્ય પૂર્વ ઉપકાર મારાથી ભુલાયા

નથી. પણ શ્રદ્ધા વિનાની પૂજા, હૃદય વિનાનું આતિથેય, અને સ્નેહ વિનાની પર્યુપાસના: એ સર્વ, પાણી વિનાના તળાવ પેઠે ત્યાગ કરવા યોગ્ય છે. આવે કાળે સાધુજનોને માટે આ જ વિધિ પ્રાપ્તક્રમ છે; આ જ માર્ગ, પ્રસન્ન, સુગમ, સ્ફુટ, સુન્દર અને ધર્મ્ય છે. મહાબોધિનું આ વચન છે [૨] ને તે સર્વ સાધુજનોને માન્ય છે.

કુમુદ — 'પણ એ પ્રસંગે શું તમને દુ:ખ નથી થયું?'

સરસ્વતીચંદ્ર — 'દુ:ખ થયાની ના કહેવાતી નથી. પણ તે દુ:ખ મારે પોતાને માટે થયું નથી. પિતાના કૃત્યમાં અધર્મ લાગ્યો, અને તેમના પોતાના અકલ્યાણકારક અધર્મમાં તેમની પ્રવૃત્તિ જોઈ તેમના ઉપરના ઉપરના મારા પ્રીતિયોગને લીધે મને સંતાપ થયો. [૧] '

કુમુદ — 'એ સંતાપમાંથી તમે શી રીતે મુક્ત થયા?'

સરસ્વતીચંદ્ર — 'તેમના ચિત્તને શાંતિ થશે એ વિચારે સંતાપને શાંત કર્યો.'

કુમુદ — 'કોઈ બાળક સર્પ સાથે રમવા ઇચ્છે અને સર્પને પકડતા સુધી રોયા કરે ને શાંત થાય નહીં; તે બાળકનું સર્પ પકડવાથી અકલ્યાણ થાય તે થવા દઈ શાંત કરવું તે ધર્મ કે રોવા દેવું તે ધર્મ?'



સરસ્વતીચંદ્ર — 'જે બાળક નથી અથવા પારકું બાળ હોઈને આપણો ઉપદેશ માને એમ નથી તેની ઇચ્છાવિરુદ્ધ કલ્યાણ કરવાનો ધર્મ નથી. પિતાને ઉપદેશ કરવો તેમની જિજ્ઞાસા વિના પ્રાપ્ત થતો નથી. એ તો બહુ થાય તો વિનયપૂર્વક-સ્નેહપૂર્વક સૂચના પિતાને પુત્રે કરવી હોય તો તેટલો ધર્મ છે. બાકીનો પુત્રનો ધર્મ પિતાના મંદિરમાં રહી તેમનું આતિથેય કરવાનો છે; પિતાને આ યજમાન ઉપર અનાદર થાય એટલે યજમાનપુત્ર સ્નેહશૂન્ય પિતૃમંદિરમાં રહેવાનો અધિકારી નથી.'

કુમુદ — 'તમે એમને શાન્તિ ઇચ્છી હશે; પણ તમારા ત્યાગથી શાન્તિને સ્થાને તેમને શોક નહીં થયો હોય એમ તમે માનો છો? એવા શોકની અવગણના કરવી અને તેમની એકાદ ભૂલ મનમાં આણવી એ શું પુત્રધર્મ છે કે ક્ષમા છે?'

સરસ્વતીચંદ્ર — 'એમના શોકે એમના હૃદયમાં અનુતાપ કર્યો હશે; વર્તમાનપત્રોથી તેમ જણાય છે. પણ આ વાતમાં એ ધર્મનું તારતમ્ય મને જુદો માર્ગ બતાવે છે, મારા દોષ વિના તેમની મારા ઉપર અપ્રીતિ થઈ તેમાં મને ઇષ્ટાપત્તિ છે; કારણ પ્રીતિ દુ:ખનું કારણ થાય છે ને આ અપ્રીતિથી મારા સંબંધી વાસનાઓ તેમના હૃદયમાંથી ઓછી થાય ને એ મને ભૂલે તેટલો હું પિતૃયજ્ઞમાંથી મુક્ત થાઉં. બાકી તેમના ઉપરથી મારી પ્રીતિ હતી એથી વધી છે; ઘટી નથી. માત્ર મારા મનોરાજ્યના સરજેલા ધર્મબંધનથી બંધાઈને હું એ પ્રીતિની વાસનાઓને શાંત કરું છું. જે કારણથી મારી

વાસનાઓને હું શાંત કરું છું તે જ કારણથી એમની વાસનાઓને તૃપ્ત કરવાની મારી વાસનાને પણ શાંત કરું છું ને એમના શોકના અનુતાપમાંથી તેમને મુક્ત કરવાની મારી વાસનાને પણ શાંત કરું છું. સંસારમાં મનાતા ધર્મ પ્રમાણે, સંસારની પ્રીતિના નય પ્રમાણે, એ શોકની અવગણના અધર્મ્ય છે, પણ સાધુજનોના અધ્યાત્મધર્મનો પંથ જુદો છે ને મુંબઈ છોડતાં પહેલાં મેં તેનો વિચાર કર્યો હતો. પિતાપુત્રાદિ સર્વ સંબંધ ભ્રમરૂપ છે, આકસ્મિક છે અને નિત્ય છે. મરણાદિથી એ ભ્રમ દૂર થવાનું કારણ પ્રાપ્ત થયા પછી પણ મનુષ્યો પોતાના અજ્ઞાનને લીધે એ ભ્રમમાંથી મુક્ત ન થતાં અનુતપ્ત થાય છે. અતિથિ સત્કારને માટેના ધર્મમાંથી પિતાએ મુક્ત કરેલો યજમાન સાધુ પુત્ર અન્ય મહાયજ્ઞો માટે પ્રવૃત્ત થાય ત્યાં કુટુંબજનથી થતાં અનુશોચનને ભ્રાન્ત કે ક્ષણિક ગણી પોતાને પન્થે પળવાને એ સ્વતંત્ર છે.'

કુમુદ — 'આપના યજ્ઞ કરવાનું પિતાએ અપમાન કરતાં સુધી સૂઝ્યું ન હતું. આ યજ્ઞવિધિ પણ આજ સુધી આપ જાણતા ન હતા. એ અપમાનાદિને તો આપે નિમિત્ત કર્યાં. એ નિમિત્ત થયાં ન હોત તો આ જ્ઞાનવિચારનો પ્રયોગ આપ કરત નહીં.'

સરસ્વતીચંદ્ર — 'ખરી વાત છે કે ગુરુજીનો ઉપદેશ આજ જ સાંભળ્યો. પણ મારી પોતાની બુદ્ધિથી જે નીતિ અને જે ધર્મ મને ઘણા કાળથી યોગ્ય લાગ્યાં છે તે નીતિધર્મના વિધિઓમાં અને આ યજ્ઞકાર્યના વિધિઓમાં નામફેર વિના બીજો ફેર સ્વલ્પ છે, ને આજ યજ્ઞકથા તમે સાંભળી માટે યજ્ઞકાર્યની ભાષામાં મારાં કારણ તમારી બુદ્ધિને અનુકૂળ થશે જાણી એ ભાષામાં તમારી સાથે વાત કરું છું. બાકીના પ્રશ્નોના ઉત્તરમાં કહેવાનું કે સત્કાર્યમાં કંઈ નાનો પ્રસંગ પણ નિમિત્તભૂત થાય તો તેનો લાભ લેવામાં ચતુર સાધુએ ચૂકવું નહીં એવો ધર્મ છે. બોધિસત્ત્વ શેઠ દુકાનમાં બેઠા બેઠા કામ કરતા હતા. તેના કુટુંબજનોમાં ભ્રાન્તિથી ગપ ચાલી કે શેઠ પ્રવ્રજિત થયા અને ગૃહિણી આદિ સર્વ જન શેઠ મૂઆ હોય એમ અનુતપ્ત થયાં. તે પ્રસંગથી જ સૂચના પામી શેઠ પ્રવ્રજિત થઈ વનમાં ચાલ્યા, અને શોક કરતાં કુટુંબજન પછી મળ્યાં તેમને મધુર અક્ષર કહી પાછાં વાળ્યાં તે વળ્યાં. આપણામાં કલ્યાણ ધર્મ છે એવી લોકમાં વાત ચાલે તો તે સત્ય કરવી યોગ્ય ગણી [૧] શેઠ ચાલ્યા ગયા. તો મેં તો મારે માટે યજમાનની અપ્રીતિ સ્પષ્ટ દેખી તેનું ગૃહ છોડ્યું છે.'

કુમુદ — 'અનુતાપથી તપતી તેમની પ્રીતિને આપે કેવળ શુષ્ક ગણીને કે પ્રીતિમાત્રને મિથ્યા ગણીને પિતાનો ત્યાગ કર્યો? જો તેમની પ્રીતિ શુષ્ક ગણી તો મારી પ્રીતિ કેવી ગણી? અને જો પ્રીતિ માત્રને મિથ્યા ગણી પિતાનો અને મારો બેનો ત્યાગ કર્યો હોય તો મારે માટે આટલા તપો છો કેમ અને તેમના દુઃખનું નિવારણ કરવા મુંબઈ જવાનું કેમ ધારતા નથી? શું પિતાના કરતાં મને વિશેષ ગણો છો?'

સરસ્વતીચંદ્ર — ‘આ મનુષ્યન્યૂન અને આ મનુષ્યવિશેષ એવી ગણનાઓ સંસારમાં રાગદ્વેષ પ્રમાણે થાય છે. સાધુજનો એવી ગણના સામાના ગુણપ્રમાણથી અને પોતાના ધર્મપ્રમાણથી કરે છે. મધુરી, સ્ત્રી કરતાં માતા અધિક અથવા માતા કરતાં સ્ત્રી અધિક એવી ગણના પોતપોતાના રાગદ્વેષ પ્રમાણે અને સ્વભાવ પ્રમાણે સંસારીઓ કરે છે. સત્ય જોતાં, માતા પણ અતિથિ છે. અને સંસારની રીતે પરણાવેલી સ્ત્રી પણ અતિથિ છે. તે બે જણાનો યજમાન પોતાના ધર્મનો ક્રમ કેવાં ધોરણે રચે છે તે ગુરુજીએ તમને સમજાવ્યું છે. સાધુઓના ધર્મના આવા ક્રમથી રામે કૌશલ્યાને દશરથ પાસે રાખ્યાં, અને સીતાને પોતાની સાથે લેવાનો નિશ્ચય કરતી વેળા ‘આ વાતમાં માતાપિતા સંમત થશે કે નહીં?’ એ પ્રશ્ન પણ એમને સૂઝ્યો નથી. દંપતીના અદ્વૈતનું આવું પરિણામ છે અને સંસારને તે ગમતું નથી તેનું કારણ એટલું જ છે કે તેના લગ્નવિધિથી સ્ત્રીપુરુષના શરીરને પરસ્પર અતિથિ કરી દેવાના રૂઢ આચારે સંસારની દૃષ્ટિમર્યાદામાંથી દંપતીના શુદ્ધ રૂપનું સ્વપ્ન સરખું હાંકી કાઢ્યું છે. મધુરી! મેં પિતાના કરતાં સ્ત્રીને વધારે ગણી હોત તો હું જુદો આવાસ માંડી સ્ત્રી સાથે તેમનાથી જુદો રહેત; પણ તેથી તેમને જ દુ:ખ થાત તેનો પ્રતિકાર, અને તમારું અને તેમનું કલ્યાણ, સર્વને સાથે લાગાં સાધવાનો મને જે એક જ માર્ગ સૂઝ્યો તે મેં લીધો. પ્રીતિને મિથ્યા ગણવી કે નહીં એ ચંદ્રાવલીમૈયા તમને મારા કરતાં વધારે સારી રીતે સમજાવશે ને તે વિષયમાં મેં કંઈક બોધ એમની પાસેથી જ લીધો છે. બાકી પિતાની કે તમારી કોઈની પ્રીતિને મેં શુષ્ક તો નથી જ ગણી. તમારી પ્રીતિ શુષ્ક ગણી હોત તો આજ મને પરમ શમસુખ મળ્યું હોત. પિતાની પ્રીતિને શુષ્ક ગણી હોત તો આજ અત્યારે આપણે બે મુંબઈનગરીના કોઈ મહેલમાં હોત. તમારા ઉપરની પ્રીતિને લીધે હું અત્યારે તપું છું તો પિતા ઉપરની પ્રીતિથી નથી તપતો એમ નથી. પણ મેં ઉત્પન્ન કરેલા તમારા દુ:ખનું નિવારણ કરવું એ મારો ધર્મ છે, અને પિતાની જ તૃપ્તિને માટે કરેલા ત્યાગનો ત્યાગ કરવો એ હવે અધર્મ છે. એ ત્યાગ તો થયો તે થયો. હાથીના દાંત બહાર નીકળ્યા તે નીકળ્યા.’

કુમુદ — ‘પિતાના તેમ મારા ઉભયના દુ:ખનું કારણ તમારો ત્યાગ છે તો મારા દુ:ખના નિવારણમાં ધર્મ ક્યાંથી આવ્યો અને તેમના દુ:ખના નિવારણમાં અધર્મ કેમ આવ્યો?’

સરસ્વતીચંદ્ર — ‘ઉભયના દુ:ખનું કારણ મારો ત્યાગ છે એ વાત ખરી નથી. તમારા દુ:ખનું કારણ મેં જ તમારા હૃદયમાં ઉત્પન્ન કરેલી પ્રીતિ છે. પિતાના દુ:ખનું કારણ પણ મારા ઉપરની તેમની પ્રીતિ જ છે; પણ એ પ્રીતિને મેં ઉત્પન્ન કરેલી નથી, મેં આમંત્રિત કરી નથી, અને એ પ્રીતિનો પ્રદીપ મને વાક્યો કહેતી વેળાએ તેમણે હોલવી નાખ્યો તો ફરી દીવાસળીથી બળેલી વાટને મુખે પિતા હવે નવો દીવો સળગાવે તેના પરિણામનો પ્રતિકાર કરવો મને પ્રાપ્ત થતો નથી. જે પ્રીતિ શબરૂપ થઈ તેના

પ્રેતને ચેતનરૂપ ગણી ઘરમાં વાસ આપવો ઘટતો નથી. એ પ્રેત તો પોતાને પીપળે જ વસે.’

કુમુદ — ‘તમારા હૃદયમાં હજી ગુપ્ત ઊંડો રોષ છે તે તમારી પાસે આમ બોલાવે છે. તેમની પ્રીતિ કદી હોલાઈ નથી — માત્ર પવનના ઝપાટાથી નીચી નમી ગઈ હતી, તે પવન જતા ટટ્ટાર ઊભી થઈ પ્રથમના કરતાં વધારે તેજથી બળતી હશે. તેમની પ્રીતિ શબરૂપ થઈ ન હતી — માત્ર મૂર્છાવશ થઈ હતી. જેવી કૃપા કરી મને આપે આ પવિત્ર ખોળામાં મારી મૂર્છાકાળે જાળવી રાખી અને અત્યારે આમ ગોષ્ઠીસુખ આપો છો, તે જ ન્યાયે એવી જ કૃપાથી પિતાની મૂર્છાવશ પ્રીતિની આપે પળવાર સંભાવના કરી લેવી હતી. ઓ મારા ચંદ્ર! આ ખગ્રાસમાંથી મુક્ત થઈ પિતાના હૃદયાકાશને પાછું પ્રકાશિત કરો! મારું તો થયું તે થયું! પણ જેનું મહાદુ:ખ — વૃદ્ધાવસ્થાનું દુ:ખ — વિચારથી કળાય નહીં ને આંખેથી જોવાય નહીં એવું હશે અને જેનો ઉપાય માત્ર તમારા એકલાના જ હાથમાં છે તેને તમે તરત શાંત કરો. તેમ નહીં કરો તે ગયો કાળ આવશે નહીં અને દશરથ રાજાની પેઠે તેમના શરીરને કોઈ મહાન અનર્થ થઈ જશે તો તમને અતુલ પશ્ચાત્તાપ થશે, તે પશ્ચાત્તાપનું પ્રાયશ્ચિત્ત આપના હાથમાં નહીં રહે અને આપને એક દુ:ખમાં તપ્ત થતા જોઉં છું તેને બીજા દુ:ખાગ્નિની જ્વાળામાં પડેલા જોઈશ! જો મને સુખી કરવાને ઇચ્છતા હો તો આ દુ:ખ મારે જોવા વેળા ન આવે એવું અત્યારથી કરો! મારા ચન્દ્ર! હું આપને બહુ સવેળા ચેતાવું છું અને પગે લાગીને ખોળો પાથરી માગી લઉં છું.’

સરસ્વતીચંદ્ર — ‘તમે મારી ભૂલ કાઢી અને તે ખરી કાઢી છે. મને અત્યારે કાંઈક રોષ ચડ્યો એટલી વાત તમે સત્ય સમજ્યાં. પણ ત્યાગકાળે તો પિતા ઉપર કે કોઈ ઉપર રોષ ન હતો. હું પિતાના મંદિરમાં તમારી સાથે રહું તો તમને કેવાં દુ:ખ થવાનાં તેનો પિતાનાં મર્મવાક્યોએ મને શુદ્ધ પ્રત્યક્ષવત્ તર્કવિચાર કરાવ્યો હતો. અને એમના ગૃહમાં રહેવું અને તમારી સાથે લગ્ન કરવું, એ બે વાર્તા સાથેલાગાં કરવાં તો તે કાળે જ વર્જ્ય ગણ્યાં હતાં, એ અત્યારે સાંભર્યું. પણ તે નિર્ણય રોષપૂર્વક કર્યો ન હતો, વિચારપૂર્વક કર્યો હતો. પણ આજ સુધીમાં મને આજના જેવો પણ રોષ ચડ્યો નથી, ત્યાગકાળે પણ ચડ્યો નથી, અને અત્યારે ચડ્યો છે તે પણ પિતા ઉપર નથી ચડ્યો. માત્ર આપણા લોકતંત્રમાં વ્યાપી ગયેલી જે અવ્યવસ્થાને બળે તમારા જેવાં પુષ્પ ધૂળમાં રગદોળાય છે અને શુદ્ધ પ્રીતિતંત્રની વાડીઓ દેશમાંથી નષ્ટ થઈ છે તેનું દૃષ્ટાંત પ્રત્યક્ષ થતાં માત્ર મારું ચિત્ત અત્યારે ઊકળી આવ્યું! તમે એ અવ્યવસ્થાનાં ભોગ થઈ પડ્યાં છો; આજસુધી જેના ઉપર મારું ધ્યાન ગયું ન હતું એવી તમારી મધુરતાના રસનું હું અત્યારે પાન કરું છું ને આવો મધુર જીવ — આવું મધુર શરીર — આ અવ્યવસ્થાનો ભોગ થઈ પડ્યાં છે અને હું તે પાપકર્મમાં સાધનભૂત થયો છું — એ સર્વ વિચાર મારા આ ઉકળાટને બહુ વધારી મૂકે છે.

ત્યાગકાળે એટલી વાત પ્રત્યક્ષ હોત તો શું કરત તે કહેવાતું નથી. પણ એટલું તો પૂર્ણ રીતે સ્મરણમાં છે કે આવો પણ રોષ તે કાળે મને ન હતો.'

કુમુદ — 'તો પિતાના દુ:ખનું નિવારણ કરવા આપે પાછા કેમ ન જવું તેનો શાંત વત્સલ વિચાર હવે કરો.'

સરસ્વતીચંદ્ર — 'જે પ્રશ્નો તમે પૂછો છો તેવા જ પૂછનાર મિત્ર ચંદ્રકાંત ત્યાગ-વિચારને કાળે પાસે હતો, ને તેણે તેનો પક્ષવાદ રાત્રિના બાર વાગતાં સુધી કર્યો હતો. તેના ગયા પછી આખી રાત મેં શાંતિથી વિચાર કરીને ત્યાગ કર્યો છે.'

કુમુદ — 'એ વિચાર શા કર્યા હતા?'

સરસ્વતીચંદ્ર — 'તમે સાધુજનોમાં આવ્યાં છો ને તેમની પ્રીતિ જુઓ છો; એ નિષ્કામ પ્રીતિ છે અને તે માટે જ સર્વદા પૂજનીય છે. સંસારી જનોની પ્રીતિ સકામ હોય છે માટે તેનો સત્કાર એ પ્રીતિમાંની કામનાની યોગ્યતા પ્રમાણે જ કરવાનો પ્રાપ્ત થાય છે. બે પાસની કામના હોય ત્યારે બે જણની કામનાની તૃપ્તિથી પ્રીતિનું આયુષ્ય પૂર્ણ થાય છે. એક પાસની કામના હોય ત્યારે તેની તૃપ્તિથી પ્રીતિનું આયુષ્ય પૂર્ણ થાય છે. કામના નષ્ટ, શાંત અથવા પૂર્ણ થયા પછી આવી પ્રીતિનું તો શબ જ સમજવું. 'આત્માના કામને ઉદ્દેશીને સર્વ પદાર્થ — પુત્ર, સ્ત્રી, પિતામાતા, આદિ સર્વ પદાર્થ પ્રિય થાય છે' એવી શ્રુતિ આવી પ્રીતિને માટે યથાર્થ છે. કામનાવાળા જે અતિથિની કામનાને યજમાનની અપેક્ષા રહેતી નથી તે યજમાને તે કામનાવાળા અતિથિની પોતાના ઉપરની પ્રીતિનો તે પ્રસંગ પછી પણ સત્કાર કરવો એ સંસારમાં રૂઢ છે, પણ સાધુજનોનાં ચિત્ત તેવે કાળે આ મિથ્યાપ્રીતિના પાશમાંથી છૂટા થવાનો ધર્મ જુએ છે તે ધર્મ મેં જોયો ને લઈ લીધો.'

કુમુદ — 'એમ છૂટા થવું તેને ધર્મ શા માટે ગણો છો? ઘરમાં રહીને પણ સર્વ ધર્મની સાધના કેમ ન થઈ શકે? પિતાના દુ:ખનું નિવારણ એ શું તમારો ધર્મ નહીં? શું મારા સસરાજીએ વિકટ કારભારતંત્રમાં રહી તપ કર્યું નથી? શું મારા ગુણિયલે કુટુંબજાળમાં રહી તપ કર્યું નથી?'

સરસ્વતીચંદ્ર — 'જેને જે સ્થિતિ સ્વભાવથી મળે તેણે તે સ્થિતિયોગ્ય તપ આદરવું ઉચિત છે. જેનો સ્વભાવ કામનારૂપ હોય તેણે તેને અનુકૂળ કામ કરવું. બુદ્ધિધનભાઈને કારભારની કામના તીવ્ર હતી. હું મૂળથી નિષ્કામ છું. તમારા પવિત્ર જનનીને કુટુંબજાળમાં સ્થિતિ પ્રાપ્ત થઈ, અને પોતાના ગુણોત્કર્ષથી તમારા પિતા સાથે અદ્વૈતયજ્ઞમાં સહચારનો ધર્મ તેમને પ્રાપ્ત થયો અને એ યજ્ઞને પુણ્યે એમની અદ્વૈતકામના સિદ્ધ થઈ છે. મારે કામના કંઈ નથી અને પિતાની પુત્રકામનાઓમાંથી એક વાર મુક્ત થઈ આજ આ સ્થિતિને હું પામ્યો તે મારું સદ્‌ભાગ્ય જ. પિતા મારા વિયોગથી અથવા પોતાના પશ્ચાત્તાપથી અત્યારે દુ:ખી હશે. તેઓ દુ:ખી નહીં થાય

એમ મેં ધાર્યું જ ન હતું. પણ જો એ દુ:ખમાંથી મુક્ત કરવા હું ઘેર રહ્યો હોત તો ગુમાનબાની વૃત્તિના અનુરોધનો તેમનો ધર્મ તેમને વિશેષ દુ:ખ કરત અને અત્યારે પાછો જાઉં તો તેમને તરત સુખ થાય પણ પરિણામે એનું એ દુ:ખ મારા અને તેમના આયુષ્યના સમાગમપર્યંત થાય. મેં તેમને આવા આયુષ્યપર્યંતના વિશેષ દુ:ખમાંથી મુક્ત કર્યા અને તેમ કરતાં તેમને આટલું અન્ય દુ:ખ થાય તેમાં મારો ઉપાય નથી. આવા પ્રસંગો સંસારના બંધમાંથી મુક્ત કરે છે ને ત્યાગીને ત્યાગનો અધિકાર આપે છે. વળી મારા પાછા ગયાથી તેમને સુખ થવાનું હોય તો થાય પણ ગુમાનબાને તો મારા પાછા જવાથી અધિકતર દુ:ખ થવાનું તેનું કારણ હું થવા ઇચ્છતો નથી. મારે વૈભવ જોઈતો નથી તે વૈભવવાળા ગૃહનો સ્વીકાર કરું તો ગુમાનબાને ફરી ફૂંફાડા કરવા પડે ને પિતાને સાંભળવા પડે. આ શમસ્થાનનો ત્યાગ કરાવી આવા વિગ્રહસ્થાનમાં મને મોકલવાનું તમે નહીં ઇચ્છો. [૧] વળી એકને સુખી કરવા બીજાને અથવા બેને પણ આમ દુ:ખી કરું તો તો અધર્મ જ થાય. પરિણામનો કે ધર્મનો જે વિચાર કરું છું તેથી એ જ નિશ્ચય દૃઢ થયા કરે છે કે મારે પાછા જવું તે અધર્મ છે; અને અધર્મમાંથી દૂર થવાને પ્રસંગે પિતાને, મને, કે તમને કે અન્યને થવાનાં લાભહાનિ જોવાનાં નથી. જ્યાં સુધી ગૃહવાસનો ધર્મ છે ત્યાં સુધી તે સ્વીકારવો, જ્યાં તે અધર્મરૂપ થાય ત્યાં તેનો ત્યાગ કરવો. પ્રવૃત્તિના પરાક્રમધર્મ ગૃહવાસસ્થિતિથી પ્રાપ્ત થાય તો તે અન્ત:શમથી પાળવાના છે, અને અન્ય સ્થિતિથી પરાક્રમશક્તિ વિરામ પામે તો દમસ્થિતિ પ્રાપ્ત થાય છે. ધર્મથી નિષ્કામ કર્મ કરનારને ઉભય વૃત્તિમાં શમ જ છે અને તેથી જ ધર્મમાર્ગનો પ્રાથમરૂપ એક જ રસ કહેલો છે. ધર્મથી પ્રવૃત્તિની સ્થિતિવાળા જનો પોતાના માર્ગમાં જાતે આવતાં સુખનું આસ્વાદન કરે તો ભલે પણ સુખની આશાથી ધર્મનો પરિભવ તેમણે કરવો પડે તો તો ગૃહનો ત્યાગ જ પ્રાપ્ત થાય છે. [૨] '

કુમુદ — 'આપની મારા ઉપરની પ્રીતિને લીધે મારે માટે ધર્મના અત્યયથી કલંકિત થઈને પણ મારું સુખ જોવા ઇચ્છો છો તો પિતા ઉપરની પ્રીતિ અધર્મથી કેમ ડરે છે?'

સરસ્વતીચંદ્ર — 'હું પિતાને માટે જે કંઈ કરું છું કે નથી કરતો તેમાં પ્રીતિ કે અપ્રીતિ કારણભૂત નથી. તેમ જ તમારે માટે જે કરવા તત્પર છું તેમાં પણ કેવળ પ્રીતિ કારણભૂત નથી. ત્યાગકાળે જે જે કામ મેં કર્યાં તેમાં પણ આદિકારણ પ્રીતિઅપ્રીતિ ન હતાં. મેં જે જે કર્યું છે કે કરવું અનુચિત ધાર્યું છે તે મારી ધર્મબુદ્ધિના કારણથી કર્યું કે ન કર્યું સમજવું. આપ્તજનોની પ્રીતિને મારો ગૃહત્યાગ પ્રિય ન હોય એ હું સમજતો હતો, પણ તેમની પ્રીતિના શુદ્ધ સ્વભાવની મેં ચિકિત્સા કરી. ગૃહનો ત્યાગ ન કરવાનું સમજાવતાં ચંદ્રકાન્તે ઘણાંક કઠણ વચન મને કહ્યાં હતાં તે એના મનથી ન્યાય્ય હતાં અને મિત્રપ્રીતિના ઉદ્‌ગારરૂપ હતાં અને તેને સત્ય લાગેલા ધર્મરૂપ હતાં. આ વચનથી મિત્ર પ્રતિની મારી પ્રીતિ વધી, પણ મારો ધર્મ તો

મારા હૃદયપાવકમાં પાવન થાય — મારો પોતાનો મન:પૂત થાય — તે જ મારે પાળવાનો હતો તે મેં પાળ્યો. મારા ગૃહત્યાગ કરતાં ગૃહાસમાં ચંદ્રકાન્ત જેવા આપ્તજનો શાથી કલ્યાણ માને છે? શું ગૃહત્યાગમાં કંઈ પાપ છે કે તેમાંથી મને નિવૃત્ત કરવા તે ઇચ્છે છે અને એ ઇચ્છા મારાથી ન પુરાતાં શોક કરે છે? [૧] કોઈ મરી ગયો કે મરવાનો થયો હોય અથવા ધર્મથી ભ્રષ્ટ થયો હોય ને આપ્તજન રોવા બેસે તો તે સમજાય પણ હું જીવતે મારે માટે ચંદ્રકાંત અને પિતા આટલું દુ:ખ ધરશે એ મેં જાણ્યું પણ મારા મનને પૂછ્યું કે એ દુ:ખ ધરશે તે કઈ બુદ્ધિથી? આ સર્વનો મેં ત્યાગ — કાળે વિચાર કર્યો. તેમની પોતાની પ્રીતિ ગૃહસંસાર અને ગૃહવાસ ઉપર જેવી લાગી તેવી જ મારા ઉપર પણ લાગી. પણ વધારે કોના ઉપર હશે એમ મેં મારા મનને પૂછ્યું. જો ગૃહ ઉપર તેમને વધારે પ્રીતિ હોય તો તેઓ ઘેર રહેવાને સ્વતંત્ર છે તો તેમનો મારા જવાથી થવાનો અશ્રુપાત કંઈક મારે માટે પ્રીતિને લીધે હોવો જોઈએ. જો મારા ઉપર ગૃહવાસ કરતાં વધુ પ્રીતિ હોય[૧] તો મારી પેઠે ત્યાગી થઈ મારી સાથે આવવાની હું કોઈને ના કહેતો નથી. છતાં ન ઘર છોડવા દે ને ન છોડીને આવે તો એમ સમજવું કે તેમની પ્રીતિ મારા કરતાં ગૃહ ઉપર વધારે છે, અને ઘરને કે મને કોઈને ન છોડતાં મારો, તેમનો અને પોતાનો ત્રણેનો સમાગમ રાખવામાં તેઓ પોતાનું સુખ માને છે અને તેથી મારા કલ્યાણનો વિચાર તેમને સૂઝતો નથી. અથવા તો મારા ગુણમાં એવી કંઈ ન્યૂનતા છે કે જેથી આવું સ્નેહીમંડળ મારી સાથે ત્યાગી થવા ઇચ્છે જ નહીં — મારામાં જ કંઈ નિર્ગુણપણું હોવું જોઈએ. [૨] નિર્ગુણ માણસને પણ આપત્તિકાળે બે ત્રણ મિત્રો તો હોય છે. તો ગુણીજનને અનેક હોય પણ તેમાંથી યે તેની સાથે ઘર છોડીને આવવા નીકળનાર એક મિત્ર પણ અતિદુર્લભ હોય તે જ ગૃહત્યાગને સ્વાભાવિક ગણ્યો. [3] વળી વિચાર કરતાં લાગ્યું કે મારામાં ગુણ હશે તો કોઈ મિત્ર સ્નેહના બળથી પાછળ જાતે આકર્ષાશે, ને મારામાં ગુણ નહીં હોય ને સાથે નહીં આવે તો તેનો દોષ ગણવાનું કારણ નથી. જો મારામાં ગુણ હોય છતાં સાથે કોઈ ન આવે તો એમ સમજવું યોગ્ય લાગ્યું કે રોતાં કકળતાં આપ્તજન એક પાસ ગૃહવાસનાથી આકર્ષાય છે ને બીજી પાસથી મારા ઉપરની પ્રીતિથી આકર્ષાય છે, આને બળે રુએ છે ને તેને બળે મારા જેવો ત્યાગ કરવાનું તેમને સૂઝતું નથી. જો તેમને તેમ સૂઝશે તો મારે ફરી વિચારવાનું કારણ થશે — જો નહીં સૂઝે તો તેઓ સંસારનાં સુખદુ:ખથી પ્રારબ્ધ પ્રમાણે આકર્ષાશે ને મરણકાળને બદલે અત્યારથી જ હું ગૃહવાસના બંધનમાંથી — કુટુંબ અતિથિઓના યજમાન ધર્મમાંથી — અને તેની સાથે પ્રીતિયોગથી — છૂટી એકલો ભમીશ એવો સંકલ્પ કર્યો. મારા ત્યાગથી ખિન્ન થનારનો ખેદ આવા માર્ગથી ઓછો થવો ન થવો તે તેમના હાથમાં ગણ્યું અને પોતાના હાથમાંનું...ફળ તેમણે...ખાવું કે ન ખાવું તે તેમના પોતાના અધિકારની વાત ગણી, તેમની પ્રીતિની તૃપ્તિ કે તપ્તિ કરવામાં મારા કરતાં તેમનો પોતાનો અધિકાર શ્રેષ્ઠ અને ઉચિત ગણી મેં નિર્ણય કર્યો

કે તેઓ, મારું માન તેમના પોતાના સમાન ગણી, શોકનું જે ઔષધ તેમના પોતાના હાથમાં હું દેખું છું તે છતાં તેનો સ્વીકાર કરતા નથી તો તેમની પ્રીતિને, તેમના શોકને, અને એ શોકથી તેમને જે ઇષ્ટાનિષ્ટ સુખદુ:ખ રૂપ ફલ થાય તેમને, નટ લોકના ખેલ જેવાં, મોહમાયા આવરણ જેવાં, અને જાગતાં છતાં ઊંઘું છું કહેનાર બાળકની શઠતા જેવાં અબુદ્ધ અને પામર ગણી, [૪] તેની તૃપ્તિ મારા યજ્ઞોમાં અવિધેય ગણી, મેં આ શરીરનાં સર્વ સંબંધીઓનો, લક્ષ્મીનો અને ગૃહનો પરમધર્મરૂપ ત્યાગ કર્યો, અને કર્યો તે કર્યો. મેં પ્રીતિઅપ્રીતિથી કાંઈ કર્યું નથી.'

કુમુદ — 'સર્વની પ્રીતિની એવી ગણના કરી તો મારી પ્રીતિની જુદી ગણના કેમ કરી?'

સરસ્વતીચંદ્ર — 'મેં તમને કહ્યું કે પ્રીતિને બળે કોઈ મારી પાછળ નીકળવાના વિચાર કરે તો જ તેની પ્રીતિને મારી પાસે મારા ત્યાગનો વિચાર કરાવવા જેવી મેં ગણી હતી. તમે જાતે સ્વતંત્ર ન હતાં, તમારું પ્રારબ્ધ તમારાં માતાપિતાના હાથમાં દીઠું, તેમણે મને લક્ષ્મીવાન પિતાનો ગૃહસ્થ પુત્ર ગણી તમારું વાગ્દાન કર્યું હોવું જોઈએ એમ મેં ધાર્યું, અને તેમણે પ્રિય ગણેલાં મારાં ગૃહ અને લક્ષ્મીનો મેં ત્યાગ કર્યા પછી મારો સંબંધ તેમને અપ્રિય લાગશે માટે તેમને તેમના વાગ્દાનના ઋણમાંથી મુક્ત કરવાના નિશ્ચયથી મેં તેમને અને તમને પત્ર લખ્યા હતા.'

કુમુદસુંદરી — 'તમે એમના ઉચ્ચાગ્રાહને બહુ પામર ગણ્યો.'

સરસ્વતીચંદ્ર — 'તમારો તેમણે તરત જ અન્ય સ્થાને વિવાહ કર્યો તેથી મારી ગણના ખરી પડી.'

કુમુદ — 'સંસારની રૂઢિ પ્રમાણે તેમણે મારું બગડેલું પ્રારબ્ધ સુધારવા વિચાર કરી આમ કર્યું. બીજું શું કરે?'

સરસ્વતીચંદ્ર — 'તેમણે કર્યું એમ હું કહેતો જ નથી. મારે કહેવાનું તો માત્ર એટલું જ છે કે બીજાં આપ્તજનની પ્રીતિના જેવી જ એમની પ્રીતિની ગણના કરવામાં મેં ચૂક ખાધી નથી તે આથી સિદ્ધ થયું. તેમને પ્રીતિ જુદી જાતની હોત અને મારી દરિદ્ર અને ભટકતી દશામાં પણ તમારી પ્રીતિને યોગ્ય તેઓ મને ગણતા હોત તો તેમણે કોઈ બીજો જ માર્ગ લીધો હોત.'

કુમુદ — 'તે તેમને સૂઝ્યું નહીં.'

સરસ્વતીચંદ્ર — 'યથાર્થ છે. સામાન્ય સંબંધીઓનાથી જુદા માર્ગ ક્યારે સૂઝે કે જોનારને આપણા ઉપર નિષ્કામ પ્રીતિ હોય તો જ. સર્વ મનુષ્યને બબે લોચન હોય છે, પણ આવી પ્રીતિથી વળી ત્રીજું અનિર્વચનીય લોચન પ્રગટ થાય છે અને નવી દૃષ્ટિ આપી નવા માર્ગ સુઝાડે છે. તમારાં વચનો અને તમારી અવસ્થાનો વિચાર કરતાં તમને એ ત્રીજું લોચન હોય એવું મને પ્રથમ પળે સૂઝ્યું નહીં, પણ પાછળથી વિચાર થયો

કે રખેને તમને એ ત્રીજું લોચન હોય! એ વિચારને બળે, એ શંકાને બળે મારું હૃદય વલોવાવા લાગ્યું અને તેમાંથી હું માખણ કાઢું ત્યાર પહેલાં તો તમારા પ્રારબ્ધે તમારા શરીરને હોમી દીધું ને મારા વલોણાને નકામું કરી દીધું! તમને સુખમાં અને સંતોષમાં જોઉં તો મારા હૃદયનું નિષ્ફળ મંથન બંધ પડે અને હું મારા ત્યાગથી મળવા ધારેલો શમ પામું એ સ્વાર્થી ધારણાથી હું સુવર્ણપુરમાં આવ્યો. સુવર્ણપુરના અનુભવે સિદ્ધ કર્યું કે મારો ધર્મ શાંત સંન્યસનનો નથી પણ વ્યર્થ સંન્યાસની વિડંબનામાં ભ્રમણ કરવાનો છે. તમારું દુ:ખ મારાથી જોવાયું પણ નહીં ને અટકાવાયું પણ નહીં. પશ્ચિમ બુદ્ધિથી સૂઝેલું મારું શાણપણ તમને આપવાની પ્રવૃત્તિ કરી અને મારાથી ન ભુલાતી વાત તમે ભૂલી જાઓ એવો માત્ર શઠતાથી ભરેલો ઉપદેશ તમને આપવાનું હાથમાં હતું તે આપીને હું ત્યાંથી નીકળ્યો ને અહીં આવ્યો. અત્યંત દુ:ખને બળે અને શુદ્ધ પ્રીતિની જ્વાળાએ તમારું ગુપ્ત રહેલું ત્રીજું લોચન ઉઘાડ્યું અને તમે અહીં આવ્યાં! કુમુદસુંદરી! તમારા ત્રીજા લોચનની જ્વાળાએ આજ મારું પણ ત્રીજું લોચન ઉઘાડ્યું છે અને તમારા હૃદયમાં તો શું પણ તમારા શરીરમાંયે હું જુદી જ મોહક સુન્દરતા દેખું છું અને એ લોચન હજી શું શું કરાવશે તે સમજાતું નથી. તમારે માટે ધર્મનો અત્યય કરવા હું તત્પર નથી — તમારો પક્ષપાત હું કરતો નથી — એ ધર્માત્યયની અને એ પક્ષપાતની સર્વ વૃત્તિનો અને શક્તિનો સૂત્રધાર તો આ ત્રીજું લોચન જ છે. આ લોચનના પ્રકાશ તમારી અને મારી પાસે નવાં સ્વપ્ન ઊભાં કરાવે છે અને નવા અભિલાષ ઊભા કરે છે.'



કુમુદ — 'એક વારના સાહસનું પરિણામ પામનારે બીજું સાહસ આરંભતાં પહેલાં વિચાર કરવો જોઈએ. તમે કહો છો કે તમારી અનુવૃત્તિ કરી હું તમારી પાછળ આવી શકી હોત તો તમે જુદો વિચાર કરત. તમે શું કરત? ગૃહત્યાગ પડતો મૂકત? એ વેળા આ વિષે શો વિચાર કર્યો હતો? હવેના આજના મારા અનુભવ પછી મારું ભાગ્ય કેવે માર્ગે લેવાનો અભિલાષ રાખો છો? સર્વ પ્રશ્નો પૂછ્યા પણ આ બે પ્રશ્નો પૂછતાં મારું હૃદય કંપે છે. સરસ્વતીચંદ્ર! તમે મારામાં એવો શો દોષ દીઠો હતો કે તમે જાતે મારામાં ઉત્પન્ન કરેલી પ્રીતિની પરીક્ષા કરવાનું આમ બાકી ગણ્યું? મારા પિતાની વાત ગમે તે હો, પણ હું તો મુગ્ધ હતી, તમારાથી કાચે તાંતણે બંધાઈ હતી. મારું હૃદય તમારામાં પરોવાયું હતું — વણાઈ ગયું હતું! મારી ચિન્તા તમારે જાતે કરવાની ન હતી? તમે તે ચિન્તા તે કાળે કેવી કરી અને અત્યારે કેવી કરો છો? નક્કી, હવે તો મારી પરીક્ષા સંપૂર્ણ થઈ હશે? હું કેવી રીતે પાસ નાપાસ થઈ છું તે કહી દ્યો — થોડા શબ્દોમાં સ્પષ્ટ વચન કહી દેજો — તમારા હૃદય ઉપર એક પાતળો સરખો પણ પડદો હવે ન રાખશો. હવે રાખશો તે કુમુદની ત્રીજી આંખ એનો પોતાનો જ પ્રલય કરશે તે નિશ્ચિત જાણજો. ઓ મારા વહાલા! આવું આવું સુન્દર વાંચેલું ને વિચારેલું તેનો આવો ક્રૂર પ્રયોગ આમ મારા ઉપર જ કર્યો?'

આ બોલતાં કુમુદની આંખો આંસુથી છલકાતી હતી.

સરસ્વતીચંદ્ર — 'હું એ સર્વ વાતમાં મારો અપરાધ સંપૂર્ણ રીતે સ્વીકારું છું. મારી મૂર્ખતા અને મારો દોષ તમને વસતો ન હતો ત્યાં સુધી મારું પ્રાયશ્ચિત્ત ન હતું. હું કેવો દુષ્ટ છું તે તમે આજ સમજ્યાં. અને હવે હું તમારી પાસેથી ક્ષમાનો કંઈ અધિકારી થયો હોઉં તો તે મને આપજો ને ન થયો હોઉં તો ગમે તે માર્ગે પણ મારાથી તમારા અત્યંત દુ:ખી મનને સુખ પ્રાપ્ત થશે તો તે જ આ દુ:ખી જીવને શાંતિ આપશે.'

કુમુદ — 'સરસ્વતીચંદ્ર! આ દીનતા છોડીને મારી જિજ્ઞાસા તૃપ્ત કરશો તો મને હજી તમારામાં એટલે સુધી વિશ્વાસ છે કે મારી અને તમારી ઉભયની શાન્તિ અને તૃપ્તિ સાથે લાગી થશે. સંસાર દુષ્ટ છે. તેમાં પડેલા નિર્મળ પાણી મેલાં થાય છે. વિદ્યા રસાયણ જેવી છે તે વાપરતાં આવડે તો ગમે તેવા પાણી નિર્મળ કરે અને ન આવડે તો તેમાં પ્રાણઘાતક રસ પણ ભરે. જ્ઞાન તો અગ્નિના જેવું છે ને તેના પર પડેલાં નિર્મળ અને મલિન ઉભય પાણી ઊડી જાય છે. નિષ્કામ અને ઉચ્ચ રસની પ્રીતિ એકલી જ પાણીમાં નિર્મળી [૧] પેઠે ગમે તે હૃદયમાં પડતાં વાર એ હૃદયને નિર્મળ કરી નાખે છે અને તેને પીવા જેવું કરે છે. મારા ચંદ્રની વિદ્યાએ મને ઠગી — અને એ વિદ્યાએ આપણો આવો વિયોગ કરાવ્યો. કુમુદ હવે એ વિદ્યાનો વિશ્વાસ નહિ કરે. તમારી વિદ્યાને સ્થાને પરમ જ્ઞાન તમને પ્રાપ્ત થયું હોય અને આ ભગવી કન્યાએ તમારા પિતાના અભિલાષ સર્વથા નષ્ટ જ કર્યા હોય તો તે જ જ્ઞાનવડે મારા પણ સર્વ વિકારનો નાશ કરી દ્યો. પણ તમે કેવળ જ્ઞાની નથી, તમારી પ્રીતિ જ્ઞાનનાથી છૂટી પડી ગઈ નથી, ને તમે તમારી પ્રીતિને ઓળખતા નથી એટલી હું તેને ઓળખું છું — એ પ્રીતિમાં જ મારી આશા છે ને તે તમારી પાસે ઉત્તમ ઉત્તર જ અપાવશે.'



સરસ્વતીચંદ્ર — 'એ તો જે કરે તે ખરું. ચંદ્રનો ન્યાય કુમુદના હાથમાં નથી પણ એના હૃદયમાં જ છે. તમે મને બે પ્રશ્ન પૂછ્યા, નહીં વારુ? એક તો એ કે ત્યાગ કાળે મેં તમારો શો વિચાર કર્યો, અને બીજો એ કે અત્યારે શો વિચાર કરું છું.'

કુમુદસુંદરી — 'એ જ.'

સરસ્વતીચંદ્રે નિ:શ્વાસ મૂકી વાર્તા ચલાવી.

'મુંબઈમાં તો એટલો જ વિચાર કર્યો હતો કે રત્નનગરી જવું અને અજ્ઞાતરૂપે તમારા મનની ઇચ્છા જાણી લેવી.'

કુમુદસુંદરી — 'જાણીને શું કરવું હતું?'

સરસ્વતીચંદ્ર — 'તમારી પ્રીતિ પ્રજ્વલિત હોય તો તમારી પાસે છતા થઈ તમારા પિતાને મળવું ધાર્યું હતું. એ તમારા વિવાહને અનુકૂળ થાત તો સીતાને લઈ રામ ગયા ને દમયંતીને લઈ નળ ગયો હતો તેમ હું તમને સાથે

લઈ જાત. તમારા પિતા તમને અનુકૂળ ન થયા હોત તો તમારું પ્રારબ્ધ નક્કી કરવા તમે સમર્થ થાત ત્યાં સુધી હું મારી ઇષ્ટ યાત્રામાં મગ્ન રહેત અને સમયપરિપાક થતાં તમને મારી સાથે લેવા આવત.

તેમ ન થયું. સમુદ્રમાર્ગે રત્નનગરી આવતાં પ્રતિકૂળ પવનને લીધે દિવસ વીતી ગયા. ત્યાં આવ્યો ત્યારે તો તમે સુવર્ણપુર ગયાં હતાં. તે પછીનો ઇતિહાસ તમે જાણો છો.'

કુમુદ — 'હા...શ! આજ મારા હૃદયનું મહાશલ્ય દૂર થયું. મને હાનિ કરનાર તમે ન નીવડ્યા — વિધાતા નીવડ્યો. મેં બે કટાક્ષનાં વચન કહ્યાં તે હવે ઉતાવળ કરી લાગે છે. આજ મને સિદ્ધ થયું જણાયું કે તમારી પ્રીતિમાં ધર્મ રહેલો છે ને તમારા ધર્મમાં આ રંક જાત ઉપર પ્રીતિ રહેલી છે. મેં તમને વગર તપાસે મહેણું દીધું. મને પ્રથમથી આ કેમ કહ્યું નહીં કે તમને એ વચન કહી દુ:ખી કરવાના પાપમાંથી હું ઊગરત? વારુ, ત્યારે મને લખેલા પત્ર કે શ્લોકમાં તો તે કંઈ ન હતું.'

સરસ્વતીચંદ્ર — 'ના, ન હતું. એ પત્ર તો તમને મારા ભણીના ઋણમાંથી મુક્ત કરવા લખ્યો હતો; પણ રજનિ વાટ જુએ તો ફરતો ફરતો બીજે દિવસે ચંદ્ર પણ આવી પહોંચે એટલી બારી તમારી આશાને માટે મારા શ્લોકની અન્યોક્તિમાં ધ્વનિત હતી.'



કુમુદ — 'હા! મારામાં જ એટલી જડતા કે તે ધ્વનિ મારી પાસે બહેરા આગળના ગાયન જેવો રહ્યો. મારું ભાગ્ય જ ટૂંકું.'

કુમુદે કપાળે આંગળી અરકાડી.

સરસ્વતીચંદ્ર — 'હવે આ સ્થાનમાં આ સમાગમ થવાનો પ્રસંગ આવતાં તમારે માટે બેત્રણ વિચાર મેં કર્યા છે ને બાકીના તમારે કરવાના રાખ્યા છે.'

કુમુદ — 'કે-'

સરસ્વતીચંદ્ર — 'બ્રહ્મચર્ય અને ચતુર્થાશ્રમ તો એકલી સ્થિતિને માટે છે. ગૃહસ્થાશ્રમમાં દંપતી ગૃહમાં રહે છે તો વાનપ્રસ્થમાં વનમાં રહે છે. ગૃહસ્થાશ્રમમાં તે સુખને માટે પ્રયત્ન કરે છે તો વાનપ્રસ્થમાં કલ્યાણને માટે પ્રયત્ન કરે છે. ગૃહસ્થાશ્રમના વ્યાપારો અપ્રયત્ને જેટલું કલ્યાણ થાય તેટલું થવા દે છે ને તેને માટે પ્રયત્નનો અવકાશ મળતો નથી. વાનપ્રસ્થમાં સુખાર્થને માટે તિરસ્કાર નથી તો પ્રયત્ન પણ કરવામાં આવતો નથી. અધર્મ અને પાપ તો ઉભયમાં વર્જ્ય છે. આવું વાનપ્રસ્થ આપણે માટે વિહિત છે. તેના ત્રણ પ્રકાર થાય છે. ત્રણેમાં પ્રીતિના અદ્વૈત યજ્ઞ સધાય છે. પ્રથમ પ્રકારમાં તારામૈત્રક યજ્ઞ સધાય છે. ચુડુબોધી અને તેની સ્ત્રી વનમાં પ્રવ્રજિત સ્થિતિમાં રહેતાં હતાં [1] અને એક બીજાની દૃષ્ટિ આગળ પ્રત્યક્ષ રહી સ્ત્રી સ્વામીની પરિચર્યા કરતી હતી અને સ્વામી સ્ત્રીને ઉપદેશ કરતો

હતો. દંપતીની આવી અસ્પર્શ દૃષ્ટિસેવાનાં જડ દૃષ્ટાંત ચન્દ્ર અને કુમુદનાં, ને સૂર્ય અને કમળનાં છે. એ દૃષ્ટિસેવાનાં આયુષ્યમાં દંપતીની વેદીઓ સમીપ અને પ્રત્યક્ષ રહે છે અને સૂક્ષ્મ શરીરરૂપ પશુનો સંયોગ રહે છે અને તેમના યાગવિધિમાં સર્વથા સર્વદા અદ્વૈત પામેલા પશુનાં અર્ધાંગ પ્રત્યક્ષ સમાગમથી યજ્ઞ કરે છે. એથી વધારે સમાગમ વાનપ્રસ્થ દંપતી એકાગ્નિ યજ્ઞમાં રાખે છે. રામ અને સીતાએ ને વિશ્વંભર [2] અને તેની સ્ત્રીએ આવા યજ્ઞના એકાગ્નિ, વેદીઓનું અદ્વૈત રાખી, રાખ્યા હતા. ત્રીજી સ્થિતિ પરોક્ષ વેદીની છે. એ સ્થિતિ વિહારપુરી ને ચંદ્રાવલીમૈયા પાળે છે તે. એ જ સ્થિતિ દ્રૌપદીએ વૈરાટરાજાના નગરમાં સૈરંધ્રિરૂપે પાળી હતી. એમાં આત્માગ્નિનું અદ્વૈત રહે છે ને ક્રિયાગ્નિની જ્વાલાઓ એક દિશામાં બળે છે પણ તેમની વેદીઓ પરસ્પરથી પરોક્ષ રહે છે. આ ત્રણ માર્ગ મને સૂઝે છે. એથી ચોથો તમને સૂઝે તે.'

કુમુદ — 'એમાંથી કયા માર્ગમાં અધર્મનો ભય? તમે સ્રવ વાતમાં ધર્મવિચાર કરો છો તો ધર્મના અત્યયની ભીતિ ન રાખવાની શાથી ધારી? સર્વમાંથી કલ્યાણનો માર્ગ કયો? તમે જેને એકાગ્નિયજ્ઞ કહો છો તેમાં શું અધર્મની ભીતિ નથી?'

સરસ્વતીચંદ્ર — 'લોકવ્યવસ્થા જેથી ઉત્તમ થાય અને આત્મસિદ્ધિમાં વિઘ્ન ન આવે એવાં બંધનથી સર્વ સાધુજનો જાતે બંધાય છે અને એ બંધન તે એમના ધર્મ અને એવા બંધનનો ત્યાગ તે અધર્મ. સંસારીજનો રાગદ્વેષથી અને અજ્ઞાનથી પોતાનો શુદ્ધ ધર્મ જાણી શકતા નથી, માટે તેમને માટે શાસ્ત્રાદિની આજ્ઞા અને વ્યવસ્થા છે. સાધુઓ પોતાના ધર્મઅધર્મ જાતે જોઈ શકે છે અને તેથી જ તેઓને મન:પૂત કરેલા કાર્યને ધર્મરૂપ ગણવાનો અધિકાર છે. કુમુદસુંદરી! મધુરી! સાધુજનો જેને અધર્મ ગણે છે એવો અધર્મ તો મારા બતાવેલા એક પણ માર્ગમાં નથી. સંસાર જેને અધર્મ ગણે છે તેનો ભય એકાગ્નિયજ્ઞમાં છે. જે કારણથી હું લોકાપવાદની અવગણના કરવી ધર્મ્ય ગણું છું તે જ કારણથી સંસારના માનેલા અધર્મની ઉપેક્ષા કરું છું. સંસાર છોડે તેને સંસારની વ્યવસ્થાના ધર્મ પાળવાની આવશ્યકતા નથી. તેમના ધર્મ તો નિષ્કામ અને મન:પૂત માર્ગ ઉપર યાત્રા કરવામાં જ સમાપ્ત થાય છે.



કુમુદ — 'કામાદિ વિકારોને અવકાશ આપવો એ નિષ્કામતા કેમ કહેવાય? એ તો વાંઝણીને પુત્ર છે કહીએ ને કામને નિષ્કામ કહીએ તે બે વાત એક જ જાતની થઈ ગણવી.'

સરસ્વતીચંદ્ર — 'યજ્ઞાર્થ વેદીનું પોષણ અને તર્પણ ઉભય આવશ્યક છે. અન્ય તાપથી તપ્ત ન હોય તો જ વેદી યજ્ઞાગ્નિના તાપને વહેવાને માટે સમર્થ થાય છે. જો અંતરાત્માની સૂક્ષ્મ ગતિથી ત્રસરેણુકજીવન બંધાય જ તો તેની વેદીઓ અન્ય તાપથી અતપ્ત હોય તો જ યજ્ઞાગ્નિને માટે સમર્થ

થાય છે. જઠરાગ્નિની શાન્તિથી જેમ એકાંગ વેદી પુષ્ટ થાય છે, તેમ કામાગ્નિની શાન્તિથી ત્રસરેણુક વેદી તૃપ્ત થાય છે. કોઈ ધર્મકાર્યને માટે આ તાપને નષ્ટ કરવા આવશ્યક હોય તો સાધુજનો ક્ષુધાસહનને અને બ્રહ્મચર્યને પોતાના ધર્મરૂપ ગણે છે અને તેવે સમયે પણ જે ઇંદ્રિયગ્રામને વશ નથી રાખી શકતાં તે પામર અને કામકામી ગણાય છે. સાધુજનોના યજ્ઞવિધિને માટે ત્રસરેણુક જીવનને જે સમર્થ વેદી જોઈએ તે વેદીને કામાદિના પરાજયના ક્લેશમાં નાખવાથી નિર્બળ કરવામાં આવે ને તેથી યજ્ઞમાં ન્યૂનતા આવે તો સાધુઓ તેને એક પ્રકારની શમવિડંબનાના રૂપનો અધર્મ ગણે છે ને એવો અધર્મી ત્યાગી કામદ્વેષી ગણાય છે. માટે જે કામની તૃપ્તિમાં કામને કામ પણ નથી અને દ્વેષ પણ નથી તે કામને નિષ્કામ કહેલો છે ને તેનો યોગ સાધુજન વિના બીજાનાં હૃદયને થવો અશક્ય છે. મધુરી! મેં જે માર્ગ દર્શાવેલા છે તે સર્વ માર્ગ સાધુજનોના સૂક્ષ્મ સનાતન ધર્મની દૃષ્ટિ વડે પાવન કરેલા છે, તમને તેમાંથી જે પવિત્ર લાગે તે સ્વીકારવા અધિકારી છો.'

કુમુદ — 'જે ક્લેશને શમવિડંબના કહો છો તેને શું આપે જાણી જોઈને સહન નથી કર્યો? જો કર્યો છે તો તે ધર્મ ધારીને કે અધર્મ ધારીને કર્યો છે? તેમાં ધર્મ હોય તો કયો છે?'

સરસ્વતીચંદ્ર — 'એ ક્લેશને અનુભવ્યો છે ને જાણી જોઈને ધર્મ ગણીને વેઠેલો છે. મારા યજ્ઞને તે ક્લેશ પ્રતિકૂળ નથી પણ એ ક્લેશનો અનારંભ પ્રતિકૂળ છે, અને માટે જ એ ક્લેશ મારે ધર્મરૂપ છે.'



કુમુદ — 'એ છેલ્લી કહી તે પ્રતિકૂળતા કઈ પાસની છે?'

સરસ્વતીચંદ્ર — 'શુદ્ધ અપ્રતિહત દંપતીધર્મમાં પણ કામાદિનો એકને આદર હોય ને બીજાને અનાદર હોય તો તેની તૃપ્તિ આદરવાળા અંગે શોધવી અધર્મ છે; અને આદરવાળાના આદરને અનાહત જન પ્રતિકૂળ થાય તો તે એ અનાદરવાળાના અંગનો અધર્મ છે.'

કુમુદ — 'ધર્મ બેનો એક હોય. એકનો ધર્મ તે બીજાનો અધર્મ કેવી રીતે થાય?'

સરસ્વતીચંદ્ર — 'દરિદ્ર યજમાનને ઘેર પૂજ્ય અતિથિ આવે ત્યારે દરિદ્રતા છતાં યજમાન આદર કરે તે જ તેનો ધર્મ અને એ દરિદ્રતામાં ઉમેરો થવા દઈ અતિથિ એ આદરનો સ્વીકાર કરે તો તે એ અતિથિનો અધર્મ.'

કુમુદ — 'એક પાસ આદર અને બીજી પાસ અનાદર હોય તો રસભંગ [૧] તો થાય જ, પણ દયાળુ યજમાનનો ધર્મ તે અતિથિનો અધર્મ સંભવી શકે એવી સૂક્ષ્મ વ્યવસ્થાનો પ્રસંગ આજ જ જાણ્યો.'

સરસ્વતીચંદ્ર — 'રસભંગ થાય તે જડતાથી અને ધર્મભંગ થાય તે દુષ્ટતાથી.'

કુમુદ — ‘સત્ય છે. આપ શુદ્ધ ધર્મ ને શ્રેષ્ઠ રસના માર્ગના પ્રાજ્ઞ છો. મારું હૃદય આજ અપૂર્વ શાન્તિ અનુભવે છે અને મારી વાસનામાત્ર તૃપ્ત થઈ લાગે છે. હવે માત્ર મારો ધર્મ શો તે વિચારવાનો ધર્મ પણ આપે મારે શિર મૂક્યો તેટલું બાકી.’

સરસ્વતીચંદ્ર — ‘હૃદય હૃદયની દૃષ્ટિ ભિન્ન હોય છે, શક્તિ ભિન્ન હોય છે, અને પોતપોતાની દૃષ્ટિનું ને વૃત્તિનું સંવેદન [૨] તો સર્વ જાતે જ કરી શકે છે માટે આ વ્યવસ્થા તમને દર્શાવી છે.’

કુમુદ — ‘સૂક્ષ્મ પ્રીતિના અદ્વૈતમાં દૃષ્ટિનાં તેમ શક્તિનાં સંવેદન પણ અદ્વૈત પામે છે.’

સરસ્વતીચંદ્ર — ‘એ પ્રીતિની પરિપાકદશાનું ફળ થાય છે.’

કુમુદ — ‘હું એ દશાની વાટ જોઈશ.’

સરસ્વતીચંદ્ર — ‘તમે તે જોવા અધિકારી છો.’

કુમુદ — ‘આપણી પ્રીતિના આદિકાળમાં, આપે જે વચનામૃત મારા હૃદયમાં મારાથી જીરવાય એવું કરી રેડ્યું હતું તે જ વચનામૃતના અનુભવનું અત્યારે આસ્વાદાન કરું છું. પ્રિય ચન્દ્ર! તમે જે રસધર્મ સમજાવ્યા તેના દાનથી તમારા મનની ને તેના ગ્રહણથી મારા મનની શાન્તિ અને તૃપ્તિ દેખાય છે તે તે વચનામૃતના અનુભવનો સ્વાદ આપે છે.’

સરસ્વતીચંદ્ર — ‘કયું તે વચન?’

કુમુદ — ‘તે કહું —

> 1 . Our feet now, every palm ,
>
> Are sandalled with calm ,
>
> And the dew of our wings is a rain of balm ;
>
> And beyond our eyes
>
> The human love lies
>
> Which makes all it gazes on paradise .

...માત્ર ભૂતકાળનું સ્મરણ થાય છે ત્યારે આ શાન્તિ ભગ્ન થાય છે.’

સરસ્વતીચંદ્ર — *‘तरति शोकमात्मवित’* એ શ્રુતિનો યથાર્થ અવબોધ આ શાન્તિના વરસાદને વરસાવે છે તેનો અભિષેક તમે પણ કાળક્રમે અનુભવશો ને અંગ્રેજીમાં પણ એ જ કવિ માર્ગ દર્શાવે છે કે -

2 . To suffer woes which hope thinks infinite ;

To forgive wrongs darker than death or night ;

To defy Power which seems omnipotent ;

To love and bear; to hope till hope creates

From its own wreck the thing it contemplates ;

Neither to change, nor falter, nor repent ;

This, like thy glory, Titan, is to be

Good, great, and joyous, beautiful and free ;

This is alone Life, Joy, Empire, and Victory.



કુમુદ — ‘એ પણ સમજાવેલું છે ને હવે સત્ય લાગે છે. માત્ર આ કલ્યાણની સિદ્ધિનો હવે પછીનો માર્ગ કેવો લેવો તેને માટે વિચાર કરવાનો મને સોંપેલો છે તે મારે કરવાનો બાકી રહે છે.

સરસ્વતીચંદ્ર — ‘તમારા સુન્દર હૃદયમાં જે બુદ્ધિ અને અભિલાષ થશે તે સુન્દર થશે.’

કુમુદ — ‘એનો કંઈ નિયમ નથી.’

---

૧ .*सतां हि सन्देहपदेषु वस्तुषु प्रमाणमन्त: करणप्रवृत्तय:॥*

૧ . મોટાઓની બુદ્ધિઓ પણ વાંકી ચાલે છે.

૧ . (એક પ્રધાને પોતાના રાજાને કહેલું વચન) *जातकमाला* અથવા *बोधिसत्त्वावदानमाला* . Edited by C. R. Lanman, Harvard Oriental Series .

૧ . હોમ.

૧ . *मरणव्याधिदु:खार्त्ते लोभद्वेषवशीकृते।*

*दग्धे दुस्चरिते शोच्ये क: कोपं कर्तुमर्हति॥*

૨ . *विमध्यभावादपि हीनशोभे यायां न सत्कारविधौ स्वयं चेत्।*

*सङ्गादगत्या जडताबलाद्वा नन्वर्धचन्द्राभिनयोत्तर:स्यात्॥*

प्राप्तक्रमोऽयं विधिरत्र तेन यास्यामि नाप्रीत्यभितप्तचित्त:।
एकावमानाभिहता हि सत्सु पूर्वोपकारा न समीभवन्ति॥
अस्निग्धभावस्तु न पर्युपास्यस्तोयार्थिना शुष्क इवोदपान:।
प्रयत्नसाध्यापि ततोऽर्थसिद्धिर्यस्माद्भवेदाकलुषा कृशा च॥
प्रसन्न एव त्वभिगम्यरूप: शरद्विशुद्धाम्बुमहाह्रदाभ:।
सुखार्थिन: क्लेशपराङ्मुखस्य लोकप्रसिद्ध: स्फुट एष मार्ग:॥ - जातकमाला
१ . गात्रच्छेदेऽप्यक्षतक्षान्ति धीरं चित्तं तस्य प्रेक्षमाणस्य साधो:।
नासीदुखं प्रीतियोगान्नृपं तु भ्रष्टं धर्माद्वीक्ष्य संतापमाप॥ - जातकमाला
१ कल्याणधर्मेति यदा नरेन्द्र संभावनामेति मनुष्यधर्मा।
तस्या न हीयेत नर: सधर्मा हियाति तावद्धुरमुद्धरेत्ताम्॥
संभावनायां गुणभावनायां संदृस्यमानो हि यथा तथा वा।
विशेषतो भाति यश: प्रसिद्धयात् त्वन्यथा शुष्क इवोदपान:॥ - जातकमाला
१ . तद्वर्जनीयान् परिवर्जयन्तं परिग्रहान् विग्रहहेतुभूतान्।
क्रोधाच्छिरस्कानिव कृष्णसर्पान्युक्तोसि मां देव न संनिषेद्धम्॥ - जातकमाला
२ . यदि धर्ममुपैति नास्ति गेहमथ गेहभिमुख: कुतोऽस्य धर्म:।
प्रशमंकरसो हि धर्ममार्गो सहसिद्धिश्च पराक्रमक्रमेण॥
इति धर्मविरोधदूषितत्वाद्गृहवास क इवात्मवान् भजेत।
परिभूय सुखाशया हि धर्म नियमो नास्ति सुखोदयप्रसिद्धौ॥ - जातकमाला
3. वनाद्गृहं श्रेय इदं तवमीषां प्रवस्थेषु चितेषु कथं नु रूढम्।
यान्निर्विशङ्का वनसंश्रयान्मा पापप्रसङ्गादिव वाञ्चयन्ति॥
मृतो मरिष्यन्नपि वा मनुष्यश्चयुतश्च धर्मादिति रोदितव्यम्।
कया नु बुद्धया वनवासकामं मामेव जीवन्तममी रुदन्ति॥ - जातकमाला
१ . मद्विप्रयोगस्त्वथ शोकहेतुर्मया समं किं न वने वसन्ति।
गेहानि चेटकान्ततराणि मत: कोन्वादरी बाष्पपरिव्ययेन॥ - जातकमाला
२ . ममैव वा निर्गुणभाव एष नानुव्रजन्त्यद्य वनाय यन्माम्।
गुणावबद्धानि हि मानसानि कस्यास्ति विश्लेषयितुं प्रभुत्वम्॥ - जातकमाला
३ . द्वित्राणि मित्राणि भवन्त्यवश्यमापद्गतस्यापि सुनिर्गुणस्य।
सहाय एकोऽप्यतिकुर्लभस्तु गुणोदितस्यापि वनप्रयाणे॥ - जातकमाला
४ . दृष्टवावदानो व्यसनोदयेषु बाष्पोद्गमान्मूर्त इवोपलब्ध:।
संरुढमूलोऽपि सुहृयत्स्वभाव: शाठयं प्रयात्यत्र विनानुवृत्या।
निवारणार्थानि सगददानि वाक्यानि साश्रूणि च लोचनानि।
प्रणामलोलानि शिरांसि चैषां मानं समानस्य यथा करोति॥
स्नेहस्तथैवार्हति कर्तुमेषां श्लाध्यामनुप्रव्रजनेऽपि बुद्धिम्।
माभून्नटानामिव वृत्तमेतद्व्रीडाकरं सज्जनमानसानाम्॥
परत्र चैवेह च दु:खहेतून्कामान्विहातुं न समुत्सहन्ते।
तपोवनं तद्विधरीतमेते त्यजन्ति मां चाद्य धिगस्तु मोहम्॥

*यैरविप्रलब्धा: सुहृदो ममैते न यान्ति शान्ति निखिलाश्च लाका:।*

*तपोवनोपर्जितसत्प्रभावस्तानेव दोषान्प्रसभं निहन्मि॥ - जातकमाला*

१ . આ પદાર્થ મેલા પાણીમાં નાંખ્યાથી મેલ નીચે બેસે છે ને નિર્મળ પીવા જેવું પાણી ઉપર રહે છે.

१ .*स तयाऽनुगम्यामानश्चकवाक इव चक्रवाव या ग्रामनगरनिगमाननुविचरन्कदाचित्कृतभक्तकृत्य: कम्मिंश्चित्प्रविविक्ते श्रीमति नानातरु गहनोपशोभिते धनप्रच्छयि कृतोपकार इव कदाचित्कार्चिद्दिनकरकिरणचन्द्रकैर्नानाकुसुमरजोऽवकीर्णधरणीतले शुचौ वनोद्देसे ध्यानविविमनुष्ठाय सायाह्न समये व्युत्थाय समाधे:पां सुकुलानि सीव्यति स्म॥ सापि प्रवजिता तस्यैव नातिदूरे वृक्षमूलमुपशोभयमाना देवतेवस्चेन वपुष: प्रभावेण विराजमाना तदुपदिष्टेन नमस्कारविधिना ध्यायति स्म॥ - जातकमाला*

२ . જાતકમાલા

१ .*अनादरोत्कण्ठितयो: प्रसिध्यता समागमेनापि रतिर्न मां प्रति* - ભવભૂતિ.

२ . 'સંવેદન' શબ્દમાં intutive perception તેમ instinctive impulse એ બે અર્થના ધ્વનિ છે.

1 . Shelley's 'Prometheus Unbound.'

2 . Shelley's 'Prometheus Unbound .'

## પ્રકરણ ૩૦
## સિદ્ધલોકમાં યાત્રા ને સિદ્ધાંગનાઓનો પ્રસાદ
## અથવા
## શુદ્ધ પ્રીતિની સિદ્ધિનું સંગત સ્વપ્ન

Before the starry threshold of Jove's Court

My mansion is, where those immortal shapes

Of bright aerial spirits live insphered

In regions mild of calm and serene air ,

Above the smoke and stir of this dim spot

Which men call Earth, and with low-thoughted care ,

Confined and pestered in this pinfold here ,



Strive to keep up this trail and feverish being ,

Unmindful of the crown that Virtue gives ,

After this mortal change, to her true servants

Amongst the enthroned gods on sainted seats .

Yet some there be that by due steps aspire

To lay their just hands on that golden key

That opes the palace of Eternity .

To such my errand is; and, but for such ,

I would not soil these pure ambrosial weeds

With the rank vapours of this sin-worn mould .

**— Milton's ' Comus '**

બે જણ થોડી વાર નીચું જોઈ, થોડી વાર એકબીજાનાં સામું એકીટશે જોઈ, બેસી રહ્યાં. ફલાહારનું પાંદડું ખાલી થઈ ક્યારનું વચ્ચે પડી રહ્યું હતું તેને એક પવનને ઝપાટે હવામાં ઉરાડી દીધું, અને ઊડીને સરસ્વતીચંદ્રના બોળામાં, જ્યાં પ્રથમ કુમુદ સૂતી હતી ત્યાં પડ્યું. કુમુદનું લક્ષ એણીપાસ પ્રથમ ખેંચાયું ને એણે એ પાંદડું લઈ લીધું, ને ઊઠીને બહાર નાખી દીધું. પાંદડું લેતાં લેતાં થયેલા અજ્ઞાત સ્પર્શના મન્મથ ચમત્કારને બળે બહાર નાખવા જતી જતી અને નાંખતી પણ તે કંઈક પરવશ થતી હતી, અને પાણીનો હેલારો એક પાસનો થાય ને પવનનો ઝપાટો સામી પાસનો આવે ત્યારે કમળની નાળ એક પાસ ખેંચાય ને તેનું પત્રસંપુટ અવળું વળી જાય તેમ તે નાળ જેવું શરીર રવેશ ભણી ખેંચાયું અને મુખકમળ પાછું વળતું હતું. સરસ્વતીચંદ્ર પણ બેઠો બેઠો તે જ જોયા કરતો હતો અને સમુદ્રની ભરતીની સાથે માછલાં તણાય તેમ એના તનમનના વેગ સાથે એની આંખો પણ આમ આગળ ધકેલાતી હતી. છતાં એ ઊઠ્યો નહીં અને કુમુદ પણ આવીને પ્રથમને સ્થાને પાછી બેઠી. બેસતાં બેસતાં આકાશને ને ચંદ્રને જોઈ રહી, કહેવા લાગી.

'અર્ધ રાત્રિ વીતી ગઈ. આપ હવે કંઈ નિદ્રા લેશો?'

'હા.'

'કયું સ્થાન આપને ઇષ્ટ થશે?'

'જે તમને ઇષ્ટ હશે તે જ મને ઇષ્ટ થશે.'

કુમુદ વિચારમાં પડી જોઈ રહી. 'આ વાક્ય દ્વિઅર્થી નથી? એનો અર્થ કેવો લેવો?' મનમાં શંકા થઈ ને મને જ તેનું સમાધાન કરી ઉત્તર દેવડાવ્યો. 'પ્રિય ચંદ્ર! મારે માટે જે ઇષ્ટ હોય તે જ આપને માટે ઇષ્ટ હોવાનો સંદેહ છે ત્યાં સુધી આપને માટે મને આપનાવાળી ગુફા ઇષ્ટ છે ત્યાં સૌમનસ્યગુફામાં આપ વધારો, અને હું મારે માટે આ જ સ્થાન ઇષ્ટ ગણું છું. આપ હવે પધારો.'

'એ જ ઉત્તમ વાત છે.' સરસ્વતીચંદ્ર ધીમે રહી ઊઠ્યો, જરીક વાર દૃષ્ટિ વડે કુમુદનું સર્વાંગ ધ્યાનમાં લઈ લેઈ, પુલ ભણી ફર્યો અને ઘણી વાર લગાડી પગલા પછી પગલું ભરતો ચાલ્યો. કુમુદ પણ ઊઠી તેનો પાછળ પાછળ ચાલી — તેને એણે જોઈ પણ કંઈ બોલ્યો નહીં. કુમુદે પોતાને માટે પાથરેલી પથારી સાથે લઈ લીધી ને બે જણ સૌમનસ્યગુફામાં પુલ ઉપર

થઈને આવ્યાં. સાધુજનોએ સરસ્વતીચંદ્રને માટે વસ્ત્ર પાથર્યું હતું તે કુમુદે લઈ લીધું, તેને સ્થાને પોતાની કંઈક જાડી પથારી પાથરી, તે ઉપર મૂળ વસ્ત્ર ચાદર પેઠે પાથર્યું અને પોતે પાછી ફરી.

સરસ્વતીચંદ્ર — 'તમે એવી શિલા પર સૂશો ને મને આ કોમળ પથારીમાં સૂવાની આજ્ઞા કરશો તો મને નિદ્રા નહિ આવે.'

કુમુદ — 'પથારી એક ને સૂનાર બે ત્યાં પૂજનીય જને પથારીનો સ્વીકાર કરવો એ પૂજક જનના ઉપર અનુગ્રહ કરવાનો માર્ગ છે.'

સરસ્વતીચંદ્ર — 'સાધુજનોમાં એવાં ભેદનાં કાર્ય વર્જ્ય ગણાય છે.'

કુમુદ — 'હું હજી સાધુતા પામી નથી. મારું હૃદય હજી સંસારી જ છે.'

સરસ્વતીચંદ્ર — 'તમે સાધુ જ છો.'

કુમુદ — 'આપ મારા અતિથિ છો.'

સરસ્વતીચંદ્ર — 'મને શિલાશયનનો પરિચય છે ને મને પ્રિય પણ તે જ છે અથવા તમે મારાં અતિથિ છો.'

કુમુદ — 'મને ગમતી વાત કરવાનું આપે વચન આપેલું છે.'

સરસ્વતીચંદ્ર — 'હું બંધાયો છું — તો વધારે નહીં તો આ મારાવાળું જ વસ્ત્ર અને મારી કન્થાનો સ્વીકાર કરી લઈ જાઓ ને તેના ઉપર શયન કરજો.'



કુમુદ — 'ભલે એટલાથી પ્રસન્ન થાઓ.'

કુમુદ તે લઈને પુલ ઉપરથી ચાલી. સરસ્વતીચંદ્ર સૂઈ ગયો. કુમુદ કન્થા વગેરે બોળામાં લઈને પોતાની ગુફામાં ઓટલા પર બેઠી. તેને નિદ્રા દેખાઈ નહીં. કન્થાને જોઈ રહી અને તેને એક હાથે ઊંચી કરી જોવા લાગી.

'કુમુદ! જેના પવિત્ર ખોળામાં તારા ભ્રષ્ટ શરીરને અદૂષિત વાસ મળ્યો તેની પવિત્ર કન્થાને શું તું તારા શરીર નીચે દાબી ચાંપીને નિદ્રા પામીશ? મહાત્માના શરીરનું રક્ષણ કરનારી પવિત્ર કન્થા! આજની રાત તને એ મહાત્માનો પ્રસાદ ગણી મારી છાતી સાથે ચાંપી રાખીશ અને તારી પવિત્ર હૂંફથી નિદ્રા પામીશ. કન્થા! આ પતિત હૃદયને તું પાવન કરજે.'

એ વસ્ત્રો બે હાથ વચ્ચે ઘાલી, છાતી સરસાં ચાંપી રાખી, કુમુદ ઓટલા ઉપર સૂતી. સૂતાં સૂતાં પણ નિદ્રાને ઠેકાણે વિચાર આવવા આગ્યા ને આંખો મીંચાઈ ઊઘડવા ઊઘડી મીંચાવા લાગી.

'શુદ્ધ પ્રીતિ તે આ જ! — મારા હૃદયમાંની નહીં પણ એ મહાત્માના હૃદયમાં છે તે જ! કેવું ઉદાર અને શુદ્ધ હૃદય! મારી ક્ષુદ્રતા તો એમાં વસતી

જ નથી! મારા ઉપર આ તે કેવો પક્ષપાત! સંસારમાં પિતાના કરતાં પત્ની ઓછી ગણાય છે. પિતાના કરતાં, માતાના કરતાં, ને કુટુંબમાત્ર કરતાં પતિને વિશેષ ગણવા એ વાતને ઉત્તમ ગણનાર જે સંસાર છે તે જ સંસાર પત્ની ભણી આવો ધર્મ ગણતો નથી ને એ ધર્મને અધર્મ ગણે છે. મારો ચંદ્ર મારે માટે એ અધર્મ ગણાતો ધર્મ પાળે છે, ને સાધુજનો તે વાતનું અનુમોદન કરે છે! મારું શરીર અન્ય સ્થાનને વરી ચૂક્યું. વરણની મારી પ્રતિજ્ઞાઓને પળાવવા મારા ચંદ્ર ઇચ્છે છે; ને આ શરીર સંપૂર્ણ રીતે તેમને વશ હોવા છતાં, મનને વારી શકે છે — મનને મારે છે! કેવી પ્રીતિ! એનો બદલો હું શી રીતે વાળું? એમને માટે હું શું કરું?

મન મારવું એ કેવું કઠણ કામ છે? મને તેનો ક્રૂર અનુભવ થયો છે ને ઈશ્વરકૃપાએ આપેલાં નિમિત્તોથી — મારા બળથી નહીં — હું ફાવી શકી. પણ આ તો પોતાને બળે જ જીતે છે! હું એમને સ્વાધીન છતાં જીતે છે ને તે શા માટે? પોતાને તો ધર્મનો અત્યયનો ને લોકના અપવાદનો પણ વાંધો નથી; માત્ર જે મને અનિષ્ટ છે તેને તેટલાથી જ એ અધર્મ ગણે છે.

આજે હું પણ મનને વારી શકી છું. મેં તો મનને માત્ર વાર્યું પણ એમણે તો માર્યું. હું તો સંસારના સ્વાદની અનુભવીયણ છું પણ એમનાં રસેંદ્રિય તો આજ સુધી અભોક્તાની દશાંમાં જ રહ્યાં છે, ભોગના અનુભવનો રસ કલ્પનામાં પૂર્ણ વિકાસથી સ્ફુરે છે ને હૃદયમાં ભરેલો છે, છતાં આવે પ્રસંગે મર્યાદા ન તોડવાની એ હૃદયમાં અપૂર્વ શક્તિ છે તે આજ મેં જોઈ ન હોત એવી શક્તિ કોઈમાં હોય એમ હું માનત નહીં. આવા દૃઢ હૃદયને ઢાંકનારી પવિત્ર કન્થા!' કન્થાને છાતીમાં ચાંપી, આંખો મીંચાઈ ગઈ. કેટલીક વારે ઝબકીને જાગી.



'એ શરીરમાં જ્વર હતો. આંબોનો પ્રવાહ મારા શરીર ઉપર હતો. એ હૃદયની વાસના સ્પષ્ટ હતી. ફલાહાર! માત્ર આંગળીને જ આંગળી અડકી હતી પણ — પણ —

એ જ્વર મારે માટે, એ તુમુલ મનોમંથન મારે માટે જ — એ એમનું મહાયુદ્ધ મારી ઇચ્છાના અભાવને લીધે જ-'

વળી, નિદ્રા આવી. વળી કંઈક ભયંકર સ્વપ્ન છતાં છળી ગઈ ને જાગી ઊઠી બેઠી થઈ.

'હું નિર્દય છું. ને તે પણ એમના ભણી નિર્દય છું! દયા ધર્મકો મૂલ હૈ! આ સ્થાનમાં જ્વરના વેગથી એમના શિરમાં પિત્ત ચડી જશે — તો-'

વળી સૂઈ ગઈ ને નિદ્રા પણ આવી. વળી જાગી.

'નિદ્રા! તું કેમ આમ દૂર રહે છે? આજ તો નિશ્ચિન્ત છે ને તૃપ્ત છે. હવે એ સ્વચ્છંદી મન શામાં ભમે છે ને નિદ્રામાં વિઘ્ન પાડે છે તે મને પોતાને પણ સૂઝતું નથી.'

આંખો ચોળતી ચોળતી કન્થા ખોળામાં રાખી બેઠી થઈ.

‘હું જોઉં તો ખરી કે એમની પણ મારા જેવી સ્થિતિ તો નથી ને હવે એમના જ્વરનું કેમ છે?’

ધીમે ધીમે તે પુલ ઉપર ગઈ ને સામેના દ્વારમાં એક હાથ કેડે દઈ ને બીજા હાથની બગલમાં કન્થા વગેરે રાખી ઊભી રહી:

સામા ઓટલા ઉપર સરસ્વતીચંદ્ર સૂતો હતો. એ ઓટલો પાંચ છ હાથ લાંબો ને એક હાથ પહોળો હતો. એના એક છેડા ઉપર પગ રાખી તેના મધ્ય ભાગમાં માથું રાખી, સરસ્તીચંદ્ર સૂતો હતો, ઊંઘતો હતો ને લવતો હતો.

‘એકના દુ:ખમાં અનેકનાં દુ:ખ જોઉં છું. કુમુદસુંદરી, ચંદ્રકાન્ત, તરંગશંકર, ઉદ્ધતલાલ, ગુણસુંદરી, સૌભાગ્યદેવી — સર્વનાં દુ:ખ સૂક્ષ્મદર્શક કાચ વડે જોઈ લીધાં અને, ઓ મારા આર્ય દેશ, તારી ભયંકર અનાથતા જોઈ હું કંપું છું. હું શું કરું? કુમુદસુંદરી! તમારો ત્યાગ મેં ન કર્યો હોત તો તમારા અદ્વૈત સહચારમાં રહી દેશની આ સ્થિતિ સુધારવા હું મથત. કુંવારો પુરુષ આ દેશમાં સ્ત્રીઓમાંથી બહિષ્કાર પામે છે, અને સ્ત્રીવર્ગનું કલ્યાણ તમારા જેવી સ્ત્રીના સાધન વિના અશક્ય છે — પણ હવે કામવનનાં વાઘવરુ તમારા સહચારના માર્ગ વચ્ચે ઊભાં રહે છે ને મને કંપાવે છે.’



તે લવતો બંધ પડ્યો ને કુમુદસુંદરી સર્વ સાંભળતી હતી તે છેક પાસે આવી ને કન્થા પોતાને ખભે નાખી સુંદર કાન્તવદન જોતી ઊભી રહી.

‘ઓ મારા દેશવત્સલ રસિક પવિત્ર કાન્ત!’ એટલું કુમુદથી બોલાઈ જવાયું. સૂતેલા નરના શરીર ઉપરના માત્ર પવનને જ — હાથ પહોળા લાંબા કરી — આલિંગન દીધું ને હાથ નીચા પડતા પહેલાં પાછા ખેંચી લીધા, સૂતેલા અધરપુટ ઉપર બે તસુ ઊંચે જાગતું અધરપુટ પળવાર લટકી રહ્યું અને ચડેલો મેઘ વર્ષ્યા વિના વેરાઈ જાય તેમ, જાતે જ પાછું ઊંચું થઈ ગયું, અને પ્રથમ ઊભી હતી તેમ ટટાર ઊભી રહી. એમ ઊભી રહેતાં રહેતાં લવી. ‘આવી સુંદર પવિત્ર યોગમૂર્તિને મારા દુષ્ટ સ્પર્શથી દૂષિત ખંડિત નહીં જ કરું.’

વળી સરસ્વતીચંદ્ર લવ્યો:

[1] . “ Oh summoning stars! I come! Oh, mournful earth !

For thee and thine, I lay aside my youth ,

My throne, my joys, my golden days, my night ,

My happy palace and thine arms, sweet Queen !

Harder to put aside than all the rest !

***

Now am I fixed, and now I will depart !

***

And now the hour is come when I should quit

This golden prison where my heart is caged !'

આ સ્વપ્નના ઉદ્‌ગાર સાંભળતી કુમુદ ઊભી રહી અને એની આંખમાં આનંદનાં આંસુ આવી ગયાં.

'નક્કી — એમના ત્યાગકાળનું જ આ મનોરાજ્ય એમને આ સ્વપ્ન રૂપે પ્રત્યક્ષ થાય છે ને એમના મહાત્યાગનું કારણ પણ આવું સૂક્ષ્મ, સુંદર અને કલ્યાણકારક છે!'

પોતાના હૃદય પર હાથ મૂકી લવી:

'ક્ષુદ્ર હૃદય! આવા મહાશય હૃદયને તારી પ્રીતિના પાંજરામાં પૂરવાની તારી યોગ્યતા તે તેં શાથી જાણી? એ હૃદયના તો કોઈ નાના સરખા ખૂણામાં પણ પડી રહેવાને તેને સ્થાન મળે તો પણ તારું મહાભાગ્ય અને એમની પરમકૃપા. મેં એમના પર દોષ ધર્યો, એમને દોષ દીધો, એમના ભણીની અનેક આશાઓ રાખી, એ સર્વ મારી જડતા અને દુષ્ટતાનું જ પરિણામ! યોગિરાજ! મને ક્ષમા કરો. તમારો ચરણસ્પર્શ કરવાનો માત્ર અધિકાર માગું છું અને તે પણ તમારી ક્ષમા માગવાને માટે! તમે તો ક્ષમાથી પણ વિશેષ આપ્યું છે, આટલાથી પણ અનેકધા વિશેષ અધિકાર વગરમાગ્યે આપી દીધો છે! તમે તમારે કરવાનું મારું આતિથેય કરી ચૂક્યા, પણ તેનો સર્વ રીતે લાભ લેવાની મારી યોગ્યતાનો વિચાર કરવાનો ધર્મ મારે શિર બાકી છે. મારે આવી સુંદર યોગમૂર્તિને ખંડિત નથી કરવી! માત્ર ચરણસ્પર્શ જ કરીશ.'

કુમુદ ધ્રૂજતી ધ્રૂજતી આ ચરણ ભણી ગઈ અને ચરણ આગળ કંઈક જગા હતી ત્યાં, ચરણ ભણી દૃષ્ટિ કરી રહી, બેસી ગઈ, બેસી રહી પણ ચરણનો સ્પર્શ કરવા છાતી ચાલી નહીં.

'મહાત્માના ચરણસ્પર્શમાં તો સંસાર પણ દોષ ગણતો નથી ને એ તો પાવન થવાનો જ માર્ગ છે.'

સરસ્વતીચંદ્રનાં ચરણ ચાપવાં એણે ધીરે રહી, ધીમેથી ઝાલ્યાં, ત્યાં પોતાનું મસ્તક અરકાડ્યું, ચરણનાં તળિયાંને મધ્ય ભાગે ચુંબન કર્યું, અને અંતે એ તળિયાં પોતાના ખોબામાં મૂકી, હાથ વડે ઝાલી રાખી, ભીંતને ટેકે,

કન્થાને ઉશીકે રાખી, બેઠી બેઠી ગાઢ નિદ્રાને વશ થઈ ગઈ. સરસ્વતીચંદ્ર પણ લવતો બંધ થઈ ગયો ને નિદ્રાદેવી એકલી જાગતી રહી.

નિદ્રા જાગતી હતી અને પોતાને વશ થયેલાં હૃદયમાં સ્વપ્નની સામગ્રી ભરતી હતી.

આપણા તેમ પાશ્ચાત્ય વિદ્વાનોનો એક અભિપ્રાય છે કે જાગૃત દશાના સંસ્કારોથી [૧] થતા પ્રત્યય[૨] સ્વપ્નરૂપે સ્ફુરે છે.[૩] પણ આ વિષયનું શાસ્ત્ર આથી વધારે ઝાઝું ધપ્યું નથી. સ્વપ્નમાં કોઈ કવિતા રચે છે તો કોઈ શાસ્ત્રવિચાર પણ સાધે છે.[૪] આ સર્વ વાતો તો સાંભળી છે પણ બે જણને એક જ સ્વપ્ન એક જ કાળે થતું સાંભળ્યું નથી પણ તેનો અનુભવ સૌમનસ્યગુફામાં આજ થવા લાગ્યો.

સરસ્વતીચંદ્ર ચતો સૂતો હતો અને એના મુખ ઉપર ચંદ્રનો કોમળ પ્રકાશ પથરાયો હતો. એના ચરણ આગળ બેઠેલી નિદ્રાવશ કુમુદની આંખો નિદ્રામાં પણ અર્ધ ઉઘાડી રહી જતી હતી અને પ્રથમ જોનારને તે જાગતી જાગતી સરસ્વતીચંદ્રને એકીટશે જોઈ રહેલી લાગે એવી એની સ્થિતિ હતી. આવી સ્થિતિમાં તેમને સાથેલાગો સ્વપ્નોદય થવા લાગ્યો અને સ્વપ્નમાં પણ એક જ દર્શન થવા લાગ્યું. તેનું કારણ અનેક રીતે કલ્પાઈ શકે છે. લલાટ પાછળના અંતર્ભાગમાં મનુષ્યનું મસ્તિક છે ને સ્વપ્નસૃષ્ટિ તેમાં ઉદય પામે છે. સરસ્વતીચંદ્રના મસ્તિકમાંથી સ્વપ્નસૃષ્ટિનું કારણભૂત તેજ, એના લલાટ બહાર લલાટ ઉપર રમતા ચંદ્રપ્રકાશમાં, ચંદ્રકિરણની નાડીઓમાં, વાદળીમાં પાણી ચડે તેમ નાડી-આકર્ષણથી [૫] આકર્ષાઈ ચડ્યું હોય અને તેમાંથી કુમુદની આંખના ઉઘાડા ભાગમાં થઈને એના મસ્તિકમાં ગયું હોય; અથવા ચંદ્રપ્રકાશમાં જ ઉત્પન્ન થયેલું સ્વપ્ન બે જણનાં સામસામાં મસ્તિકોમાં સાથે લાગું સર્યું હોય; અથવા નવા શોધાયેલા 'રોજ્જન' કિરણના[૬] યંત્ર જેવી શક્તિ કોઈ સંયોગથી કુમુદના મસ્તિકમાં આવી હોય ને તેના પ્રભાવથી તે પ્રિયજનના મસ્તકને કે હૃદયને પારદર્શક કરી જોઈ શકી હોય; અથવા બેના ગ્રહસંયોગે આ દશા આણી હોય; અથવા પ્રાણવિનિમયના કોઈ નિયમથી આ ચમત્કાર બન્યો હોય; અથવા કુમુદે કરેલા ચરણસ્પર્શથી જ એને આ સંગતસ્વપ્નનો લાભ પ્રાપ્ત થયો હોય; અથવા વિષ્ણુદાસ બાવાએ આજથી સાધવા માંડેલી યોગસિદ્ધિનું જ આ ફળ એમના પરાક્રમરૂપ હોય. આમાંથી ગમે તે એક અથવા અનેક કારણને બળે અથવા અઘટિત ઘટના રચવામાં પ્રવીણ કહેવાતી માયાના ગમે તે બીજા કાર્યને બળે આજે આ બે મસ્તિકમાં બળવાન સંગત સ્વપ્નોદય થવા લાગ્યો. આ જાગતી સૃષ્ટિની કથા મૂકી, પ્રિય વાંચનાર, આપણે પણ ગુપ્ત શાંત રહી આ સ્વપ્નસૃષ્ટિમાં પ્રવેશ કરીશું, સરસ્વતીચંદ્ર અને કુમુદસુંદરીની પાછળ પાછળ ચાલ્યા જઈશું, અને આપણાં ચર્મચક્ષુથી જે જોવાય તે જોઈશું.

ચંદ્ર મધ્યાકાશમાંથી પશ્ચિમ દિશા ભણી ઊતરવા લાગ્યો ત્યાં સુધી તેનો પ્રકાશ સરસ્વતીચંદ્ર ઉપર પડતો તે હવે માત્ર એના મુખ વિના બીજા ભાગ પરથી ક્રમે કરી બંધ થયો. ચંદ્ર વસન્તગુફાથી ઢંકાયો અને સૌમનસ્યગુફામાં અંધકાર વ્યાપ્યો. છેક તળિયાને ભાગે સાધુઓ ગાઢ અસ્વપ્ન નિદ્રામાં પડ્યા હતા અને ઉપલે માળે સરસ્વતીચંદ્ર અને કુમુદ ઊંડી પણ સ્વપ્નભરી એકાંત નિદ્રામાં હતાં. ગુફા બહાર શાંત અને ધીરા પવનના સર્વ પારદર્શક ભાગમાં ચંદ્રિકા ઊતરી પડી હતી અને ઝાકળ સર્વ સ્થાનોની બહારની સપાટી ઉપર શીતળતા ભરતું હતું. સૌમનસ્યગુફાના આ અંધારા ખંડમાં આ પ્રસંગે સર્વ વસ્તુ દેખાતી બંધ થઈ, અને અંધકારની ઘાડી છાયાને જોવાને કે જોઈને બીવાને હવે કોઈ રહ્યું નહીં.

સરસ્વતીચંદ્ર આ વેળાએ પોતાના સ્વપ્નમાં આ ગુફાની બહારના ઝરાઓની એક પાસની પાળ ઉપર થઈને ચાલતો હતો અને કુમુદસુંદરી પણ એની પાછળ પાછળ બોલ્યા ચાલ્યા વિના ચાલતી હતી. તે પોતાની પાછળ છે કે નહીં એ વાત સરસ્વતીચંદ્રના ધ્યાનમાં હોય એવું અનુમાન કરવાનું ચિહ્ન ન હતું; માત્ર તે એટલા ધીમે પગલે ચાલતો હતો કે કુમુદ થાકે નહીં એવા વિચારથી જ આમ ચાલતો હોય એવું અનુમાન થઈ શકે એમ હતું. હવે આપણે નામ દઈશું તે આ સ્વપ્નમાંના જીવોનું ગણવું અને સર્વ સૃષ્ટિ પણ સ્વપ્નની જ ગણવી.

ઝરાના પાણીમાં ચંદ્રિકા પ્રસરતી હતી અને તેની સાથે આ પાળ ઉપર ચાલનારાનાં પ્રતિબિંબનું જોડું પણ તેમાં પડતું હતું અને તેમની જોડે જોડે ચાલતું હતું. આમ ઘણીવાર ચાલ્યાં ને અંતે એક કિલ્લા જેવી ભીંત જણાઈ. તેની વચ્ચે મોટું ઊંચું ગોપુર [૧] હતું એમાં થઈને બે જણ બહાર નીકળ્યાં. ત્યાં એક મોટા ચોગાનમાં આવી ઊભાં રહ્યાં. ચારે પાસ અંધકારના સ્તંભ જેવાં વૃક્ષ ઊભાં હતાં અને પાંદડાંના ખડખડાટથી તેમાં પવનની ગતિ જણાતી હતી. પૂર્ણ ચંદ્રનું બિંબ માથે આવ્યું તે ઊંચાં મુખ કરી બે જણે જોયું ત્યાં એ ચંદ્રની નીચે થઈને એક રૂપેરી વાદળી સરવા લાગી ને ચંદ્ર દેખાતો બંધ થઈ ગયો. પાછું પૃથ્વી ઉપર જુએ તે પહેલાં તો વાદળીમાંથી ફૂલના ગોટા જેવો કંઈક પદાર્થ નીચે સરી પડતો લાગ્યો.

આ રૂપાનાં ફૂલના જેવો ગોટો જેમ જેમ નીચે ઊતરતો ગયો તેમ તેમ મોટો થતો ગયો, અને મોટો થતો ગયો તેમ વધારે વધારે સ્પષ્ટ દેખાતો ગયો. થોડીક વારમાં તે કોઈ દેવીના જેવા આકારવાળો લાગ્યો. કુમુદસુંદરી નીચે હાથ જોડી એક પાસ ખસી ગઈ, અને સરસ્વતીચંદ્ર બીજી પાસ ખસી ગયો ને એ દેવીને બે જણની વચ્ચે ઊતરવાનો માર્ગ આપ્યો. એ દેવીનું અંગ સ્ફટિકમણિ જેવું હતું અને સ્ફાટિકની મૂર્તિપેઠે બે જણની વચ્ચે આવી ઊભી. જુએ તો સૌભાગ્યદેવીની જ આકૃતિ આ સ્ફાટિક શરીર ધારી ઊભેલી.

સરસ્વતીચંદ્રની સાથમાં આવેલી ઊભેલી કુમુદ સાસુનું શરીર જોઈ લજવાઈ ગઈ અને પોતે ક્ષમાને પણ પાત્ર નથી અને હવે કંઈ બોલવાનો પણ માર્ગ નથી એવું ધારતી હોય એમ મુખ છેક નીચું કરી ઊભી રહી. પણ સરસ્વતીચંદ્ર આગળ આવ્યો ને વિનયથી બોલવા લાગ્યો:

‘પવિત્ર સૌભાગ્યરૂપ સૌભાગ્યદેવીની મૂર્તિ! ચંદ્રલોકમાંથી ઊતરી આ સ્ફાટિક શરીરને દેખું છું તે સૌભાગ્યદેવી ન હોય તો બીજું જે કોઈ પવિત્ર સત્ત્વ તમે હો તેના અભિજ્ઞાનનો હું અધિકારી હોઉં તો તે અભિજ્ઞાનની કૃપા માગું છું.’

‘સરસ્વતીચંદ્ર! હું સૌભાગ્યદેવીનું જ સિદ્ધ શરીર છું અને આ પ્રદેશમાં તમારું બેનું આગમન મારા સ્થાનમાંથી જોઈ અહીં આવું છું. કુમુદસુંદરી! પાસે આવો.’ દિવ્ય મૂર્તિના મુખમાંથી સ્વર નીકળ્યો.

કુમુદ બીતી બીતી પાસે આવી, પાસે આવી સાસુને પગે પડી, પણ આંસુ સાથે નીકળતાં ડૂસકાં ઉપરાંત વધારે ઉચ્ચાર કરી શકી નહીં.

‘કુમુદસુંદરી! બેટા કુમુદસુંદરી! તમે હવે પૃથ્વીના છેડા ઉપર છો અને પૃથ્વીના ધર્મ ભૂલી સિદ્ધલોકનાં અને તેમના ધર્મનાં દર્શન કરવાનાં અધિકારી થયાં છો.’ દિવ્ય મૂર્તિના મુખમાંથી આશ્વાસક શબ્દ નીકળ્યો ને તેના પવિત્ર હાથે કુમુદને ઊભી કરી છાતી સરસી ચાંપી.



કુમુદ તેની છાતીમાં માથું દાબી રાખી બોલવા લાગી:

‘દેવી! મનુષ્યરૂપે દેવી હતાં — માતા હતાં — તેને આજ આવે રૂપે જોઉં છું — ને હું તો ભ્રષ્ટ હતી, આપના ગૃહમાં નિવાસને યોગ્ય ન હતી તે હવે વધારે દૂષિત થઈ છું. આપના પવિત્ર શરીરને મારાં સ્પર્શથી દૂષિત કરો છો તેને સ્થાને મને કોઈ અતિશૂદ્રી પેઠે — ચાણ્ડાલિની પેઠે — દૂર ઊભી રહેવા દો.’

સૌભાગ્યદેવી — ‘તારા હૃદયની વાત જાણીને જ હું તને શુદ્ધ કરવા આવી છું. તું હવે થોડી વારમાં સિદ્ધલોકની અતિથિ થઈશ અને આ પુરુષરત્નને જે જે સિદ્ધજન પ્રિય હશે તેનાં દર્શન કરીશ. પણ તું પોતાને ભ્રષ્ટ સમજે છે ત્યાં સુધી તને એ લોકના દેશમાં જવાનો અધિકાર નથી. સાધુજનોએ તને શુદ્ધ ધર્મ સમજાવ્યો છે, પણ સંસારે વંચના કરી તારા મન ઉપર અધર્મને ધર્મ ગણવાની મુદ્રા પાડી છે. સાધુજનોના ઉપદેશથી તે મુદ્રા ન ગઈ તે દૂર કરવા હું આવી છું. મેં પૃથ્વી ઉપરથી દેહ છોડ્યો છે અને સિદ્ધલોકમાં વસું છું. અન્ય સંપત્તિવાળાને તેમ શુદ્ધ અદ્વૈત પ્રીતિયજ્ઞ કરનારને પણ આ દેશનો અધિકાર મળે છે. મારા સ્વામી આ દેશમાં આવશે ત્યાં સુધી હું અહીં છું ને તે ત્યાં છે તોપણ તેમને દેખી શકું છું તે જોયાં કરીશ ને એ પોતે સિદ્ધ થશે એટલે અમે બે જણ આ શરીરનો ત્યાગ કરી સાથે મુક્ત થઈશું. સંસારની વંચનાએ તારા આવા યજ્ઞમાં મહાવિઘ્ન નાખ્યું

તેમાં હું નિમિત્તભૂત થઈ તે સંસારમાં હતી ત્યાં સુધી સમજી નહીં પણ આ દેશની દિવ્ય દૃષ્ટિએ મને તે વાત દેખાડી છે. બેટા, મારો પુત્ર તારો અધિકારી ન હતો. તારો અધિકારી આ તારી પાછળ છે તેનો સાથે જ તું વરેલી છે.'

કુમુદસુંદરી — 'જો એમ હોય તો તો આર્ય સ્ત્રીઓ સર્વ વર્યા વિનાની અને નરકની અધિકારી ગણવી જોઈએ. દેવી! તમારું લગ્ન પણ મારા જેવું જ વંચનારૂપ નહીં? તમે પતિને માટે આ સિદ્ધલોકમાં પણ વાટ જુઓ છો ને મારી ગતિ જુદી કેમ?'

સૌભાગ્યદેવી — 'એમ નથી. આર્યબાલાઓ માતાપિતાના અને લોકાચારના બળથી અજ્ઞાત દશામાં લગ્નાભાસ નામના યજ્ઞાભાસમાં હોય છે. તે પછી સાસરે જાય છે ને સમજણી થાય છે ત્યારથી સાસરે જે તપ કરે છે તે તેમના પિતૃયજ્ઞની વેદી ઉપર થાય છે; એ તપનાં પુણ્ય એ બાલાને, અને એનાં પાપ એનાં માતાપિતાને મળે છે — કારણ એને વેદી ઉપર મૂકનાર માતાપિતાની જ તૃપ્તિ માટે એ દુહિતા તપ તપે છે, અને શુદ્ધ વિવાહથી અવિવાહિત પતિને પતિ ગણે છે. તે પછી પરમ ભાગ્યને બળે, ઈશ્વરની કૃપાને બળે, અને પોતાની પરમ સાધુતાને બળે, આવી બાળા આવા પતિ સાથે અદ્વૈત-પ્રીતિથી સંધાય છે તેનું પરમ પુણ્ય તેને પોતાને મળે છે તે મને મળ્યું ને હું અહીં આવી. પણ જેણે એક પુરુષના સહચારમાં આવો યજ્ઞ આરંભ્યો તેને તે યજ્ઞ છોડી પિતૃયજ્ઞને માટે એ પતિયજ્ઞનો ત્યાગ કરાવવો તે બહુ ધર્મ્ય છે. એ ત્યાગ તારાં માતાપિતાની બુદ્ધિએ તારી પાસે કરાવ્યો. તે અધર્મનું ફળ અત્યારે તેઓ અનેકધા ભોગવે છે. સાધુજનોને પ્રયાસે તું એ અધર્મમાંથી છૂટી, અને તેં કરેલા ચરણસ્પર્શથી તું તારા શુદ્ધ પતિની પતિવ્રતા બની તે પુણ્યના ફલોદયથી તું આ પવિત્ર દેશનો અધિકાર પામી છે.'



કુમુદસુંદરી આ મૂર્તિની છાતી આગળથી દૂર થઈ, સામી ઊભી બોલવા લાગી:

'હું સ્વપ્ન દેખું છું. અને સ્વપ્નમાં જે દેવીને દેખું છું તે મારાં જીવતાં દેવી જેવું તમે બોલતાં નથી, તો આ સ્વપ્નથી કેમ છેતરાઉં?'

સૌભાગ્યદેવી — 'સંસારનું જાગૃત તે અમારું સ્વપ્ન છે ને સંસારનું સ્વપ્ન તે અમારું જાગૃત છે. જે દેવીના ઉપર તારી આવી પ્રીતિ હતી તેણે તે દેહનો ત્યાગ કર્યો છે ને તું અત્યારે તેના જ સિદ્ધ સૂક્ષ્મ શરીરને જુએ છે. મારા વિચાર ને ઉદ્‌ગારમાં તને કંઈ નવીનતા લાગતી હશે; પણ યમરાજ જીવન અને મૃત્યુ વચ્ચેનો પડદો ચીરી નાખે છે તેનો સાથે મૃત્યુનાં અધિકારી શરીર મૃત્યુના અનન્ત અંધકારમાં જાય છે અને જીવનનાં અધિકારી શરીર આ ચિરંજીવ સિદ્ધદશાને પામે છે ને અર્ધ જીવનવાળી પૃથ્વીમાંથી પૂર્ણ જીવનવાળા સિદ્ધલોકને પામે છે. તે કાળે તેમને સર્વ શુદ્ધ જ્ઞાન પ્રાપ્ત થાય

છે. તે જ્ઞાન મને પ્રાપ્ત થયું છે ને તેથી હતી એની એ જ તારી દેવી હું જુદું બોલું છું.'

કુમુદ વિચારમાં પડી, પછી ઊંચું જોઈ, સરસ્વતીચંદ્રના સામું જોવા લાગી.

સૌભાગ્યદેવી — 'તું હવે તારા શુદ્ધ પતિ ઉપર દૃષ્ટિ કરે છે. મારો પુત્ર તે તારો પતિ નથી. એક નર સાથે હૃદય જોડીને પછી અન્ય પુરુષ સાથે કોઈ રીતના વિવાહથી કે વિવાહના નામથી તારી પેઠે જોડાયેલી સ્ત્રીનું દૃષ્ટાંત આર્યદેશમાં નથી. કારણ વિવાહયોગ્ય હૃદયવાળી કન્યા ત્યાં કન્યાવસ્થા દેખતી નથી. એવા હૃદયવાળી કન્યા તારા પિતાએ તને જ થવા દીધી એ તેમણે પરમ પુણ્ય કર્યું. કુમુદ, મારા પુત્રના વરણકાળે અમે તારા ને મારા પુત્રના શરીર ઉપર નિસ્તેજ વસ્ત્રના કટકાનાં છેડાછેડી નાખ્યાં હતાં. અને તારું તેનું પાણિગ્રહણ કરાવ્યું હતું તેને સ્થાને અત્યારે આ તમારી બેની પીઠ પાછળ અદ્વૈતરૂપે દેખાતા તેજના છેડા હું નાખું છું તે તમારા સ્કન્દ ઉપર થઈને તમારાં હૃદય ઉપર આવ્યા છે તે જો! અને સ્થૂલ પાણિગ્રહણને સ્થાને સૂક્ષ્મ હૃદયગ્રહણ — હૃદયયોગ — રચાય છે તેના પવિત્ર ચમત્કાર અનુભવો! એ છેડા અને એ ચમત્કાર જોવાની શક્તિ તમને પ્રાપ્ત થાવ!'

બે જણે જોવા માંડ્યું તો દિવ્ય પ્રકાશમય વસ્ત્ર પોતાની પાછળથી, વરકન્યાનાં છેડાછેડી પેઠે, સાંધતું દેખાયું ને તેનો એક છેકો ખભે થઈને સરસ્વતીચંદ્રના હૃદયમાં જડાયો હતો, ને બીજો કુમુદના હૃદયમાં જડાયો હતો. આવું દર્શન થતાં બેની આંખોમાં નવું તેજ આવ્યું. તે તેજવાળી આંખો ઉપર સૌભાગ્યદેવીની આંખોનું તેજ પ્રસરવા લાગ્યું. તેની સાથે બે જણ વરકન્યા પેઠે એ વસ્ત્રના આકર્ષણથી જ સાથે સાથે જોડાઈને ઊભાં. સૌભાગ્યદેવીની મૂર્તિ પાસે આવી તેમને માથે એકેકો હાથ મૂકી ઊભી ને બોલી -



'હું પ્રમાદધનની માતા તે પ્રમાદધનના આતિથેયમાંથી કુમુદસુંદરીને મુક્ત કરી તેમના શુદ્ધ પતિ જોડે તેમનો નિયોગ કરું છું અને સિદ્ધલોકમાં ચડવાનાં એ દંપતીને અધિકારી કરું છું. આ લોકમાં, નથી મનુષ્યલોકના જેવી ઉદરયાતના, નથી મદનયાતના, નથી લોકવાસના, નથી રાગ, નથી દ્વેષ, નથી પુરુષાર્થ, નથી સુખ, નથી દુ:ખ, નથી અહંતા, નથી મમતા, પણ માત્ર શુદ્ધ સાત્ત્વિક પ્રજ્ઞાચક્ષુ છે, કલ્યાણકર દૃષ્ટિ છે, સર્વભૂતાત્મકવૃત્તિ છે, પૃથ્વી ઉપરના નિવાસકાળે આરંભેલા યજ્ઞના સમાવર્તનની નિષ્કામ વાસના છે, એ વાસનાની તૃપ્તિને માટે તમારા જેવાં સિદ્ધિમાર્ગની કામનાવાળાં હૃદયમાં સિદ્ધજનોના સૂક્ષ્મ સંચાર છે, એ હૃદયોના યજ્ઞોમાં સિદ્ધજનોના સૂક્ષ્મતમ યજ્ઞોની જ્વાલાઓના સ્પર્શ છે અને આહુતિદાન છે, અને એમ સિદ્ધોના યજ્ઞાન્તે મોક્ષ છે. આ વિના બીજું સ્વર્ગ નથી, આ વિના બીજું કલ્પવૃક્ષ નથી, અને આ લોક વિના બીજા દેવ નથી. સિદ્ધશક્તિના પ્રભાવથી હું તમને બેને નવી લોકયાત્રામાં પ્રેરું છું, અને સિદ્ધલોકના અવ્યય

[૧] દેશમાં યાત્રા કરવાની શક્તિ આપું છું. કુમુદસુંદરી, તમારી તૃપ્તિને માટે મારા હૃદયે મૃત્યુલોકમાં આરંભેલા પુત્રયજ્ઞની આ પૂર્ણાહુતિ છે તે તમારા હૃદયમાં ફલેગ્રાહિણી[૨] થાવ! કુમુદસુંદરી, તમારે અને તમારે લીધે તમારા શુદ્ધ સ્વામીને માથે આ તેજોમય સિદ્ધલેપ હું રેડું છું તે તમારે શરીરે લગ્નના પાનેતરના સૂક્ષ્મ વસ્ત્ર પેઠે વળગી જશે ને તેના બળથી સિદ્ધલોકના ભયંકર વિષધરોની વિષજ્વાલાઓ તમને સ્પર્શ નહીં કરે, અને તમે તેમાં નિઃશંક નિર્ભય સંચાર કરી શકશો!'

આની સાથે એ સ્ફાટિક મૂર્તિના હાથમાંથી તેમનાં શરીર ઉપર પુષ્પવૃષ્ટિ થઈ, અને તે સુંદર પુષ્પો રસમય વૃષ્ટિના છાંટા થઈ બેને શરીરે વળગ્યાં. અને એ છાંટાના રેલા લેપ પેઠે, વસ્ત્ર પેઠે ચળકવા લાગ્યા.

'કુમુદસુંદરી, સરસ્વતીચંદ્ર, હવે મારે જવાની વેળા આવી. તમારે કંઈ પૂછવું છે કે માગવું છે?' સ્ફાટિક મૂર્તિ બોલી.

સરસ્વતીચંદ્ર — 'દેવી! આ દેશનાં અમે ભોમિયાં નથી અને ક્યાં છીએ ને ક્યાં જઈશું તે જાણતાં નથી. માટે તેનું કંઈ જ્ઞાન આપવાની કૃપા કરશો?'

સૌભાગ્યદેવી — 'સૂર્ય અને પૃથ્વીની વચ્ચેના પ્રદેશમાં મનુષ્યથી ન જોવાતો સિદ્ધલોકનો પ્રદેશ છે. તેના પિતામહનગરની નીચે તમે ઊભાં છો. એ નગર ઊડતા દ્વીપ પેઠે તમારા ઉપર ભમે છે ને મારાથી દેખાય છે ને તમને દેખાવાને વાર છે. તમારાં પગલાં સાંભળતાં હું તમારી પાસે આવી તેમ અન્ય સિદ્ધ જન તમારાં પગલાં સાંભળી તમારી પાસે આવશે ને તમને યોગ્ય સાધન ને યોગ્ય દૃષ્ટિ આપશે.'

સરસ્વતીચંદ્ર — 'બીજું કોણ આપશે?'

સૌભાગ્યદેવી — 'જે આવશે તેને તમારું હૃદય જ ઓળખી લેશે. હું એટલું જાણું છું કે મારી પાછળ તમારી માતા ચંદ્રલક્ષ્મી હતાં અને મારા કરતાં સિદ્ધભૂમિમાં તેમનો નિવાસ વધારે થયેલો છે, પૃથ્વી ઉપર તેમનું તપ મારા કરતાં વિશેષ થયેલું છે, ને તેમની સિદ્ધિ પણ પ્રમાણમાં વિશેષ છે. તમારે માટે તેમણે આરંભેલો યજ્ઞ પૂર્ણ થયો નથી માટે તે મળશે.'

સરસ્વતીચંદ્ર — 'તેમનું તપ તમારા કરતાં વિશેષ શી રીતે?

સૌભાગ્યદેવી — 'મારે મારા સ્વામી સાથે કુમારિકાવસ્થામાં જ અદ્વૈતયોગ થયો હતો અને તેનું કલ્યાણફળ મેં પ્રથમથી જ ચાખવા માંડ્યું. આ સૂક્ષ્મ રસનો અમૃતલેપ મારા ઉપર મૂળથી જ રેડાયો હતો, પણ ચંદ્રલક્ષ્મીનો અદ્વૈતયોગ ઘણા દુઃખને અંતે રચાયો હતો અને તેમ થતાં ઘણીક વિષમય જ્વાલાઓ વચ્ચે તેમને તપ કરવું પડ્યું હતું. એ યોગ પણ મરણકાળે શિથિલ થયો અને તમારા જેવા તેના પુત્રને અપરમાતા મળશે એવો ભય જીવતાં છતાં તેમણે જોયો હતો, અને માતાનું હૃદય કંપ્યું હતું. તે છતાં તેમણે તમારા પિતાને માટે દુષ્ટ વિચાર કર્યો નથી, તેમને કઠોર શબ્દ

કહ્યો નથી. તેમના ઉપર અમૃત-પ્રીતિ રાખી છે, અને તેમના ઉપર જ શ્રદ્ધા અને વિશ્વાસ રાખી, તેમને ફરી લગ્ન કરવાની ઈચ્છા દર્શાવી સંમતિ આપી, આનંદથી દેહ છોડ્યો છે. આવું તપ તેમને કરવું પડ્યું છે અને જે મૃત્યુલોકમાં વધારે તપ કરે છે તેની આ લોકમાં વધારે સિદ્ધિ થાય છે. સરસ્વતીચંદ્ર, તમારા ચરણ જાતે આ દેશમાં તમને પવિત્ર સ્થાનોમાં લઈ જશે માટે ક્યાં જવું એ વિચાર કરશો મા. કુમુદસુંદરી, હું તમારી સાસુ નથી; તમારી શુદ્ધ સાસુ હવે તમને મળશે. મારી વાસના છોડી તેમને તમે પૂજજો. તેમનું તપ મારા કરતાં અનેકધા અધિક છે, હું તેમનાં પગલાંનો ઘસારો સાંભળું છું, અને એ મહાશયા મહાસિદ્ધના પવિત્ર ચરણના માર્ગને રોકતી ઊભી છું તે ત્યાંથી દૂર થાઉં છું!'

આ મૂર્તિનું સ્ફાટિક શરીર ધીમે ધીમે ઓગળતું હોય, વરાળ પેઠે સ્ફટિક ઊડી જતો હોય તેમ એ શરીર ધીમેધીમે દૃશ્ય થઈ ગયું; ને તેમ થતાં થતાં તેના સર્વાંગમાં બુદ્ધિધનની છાયા, નદીમાં આકાશનું પ્રતિબિમ્બ તરે તેમ, તરતી દેખાઈ. પલવારમાં બિમ્બ અને પ્રતિબિમ્બ દૃશ્ય થઈ ગયાં અને એ મૂર્તિએ વિવાહિત કરેલાં દંપતી એકબીજાના ગળે હાથ નાખી, તેજોમય વસ્ત્રથી હૃદયની નાડીઓનું અદ્વૈત પામી, સજોડે, ચકિત થઈ, હવે શું થાય છે તેની વાટ જોઈ ઊભાં રહ્યાં.

થોડી વારમાં તેઓ નીચેથી ઊંચકાતાં ઊંચાં ચડવા લાગ્યાં. ગમે તો તેમને કોઈ અદૃશ્યરૂપે ઉપર ખેંચતું હોય, ગમે તો એમનાં શરીર પવનથી પણ હલકાં થયાં હોય ને છૂટાં મૂકેલાં બલૂનની પેઠે ઊંચાં ચડતાં હોય, અથવા ગમે તો પૃથ્વીમાં ગુરુત્વાકર્ષણથી વિપરીત શક્તિ જાગીને તેમને ઉપર ધકેલતી હોય, તેમ આ બે જણ ધીમે ધીમે આકાશ ભણી અધ્ધર ચડવા લાગ્યાં ને રૂપેરી વાદળોમાં આવ્યાં ત્યાં ચડતાં અટક્યાં. એક મૃગાકાર વાદળોમાંથી તેમના ભણી કો અધ્ધર ચાલી આવતું દેખાયું ને પાસે આવ્યું ત્યાં સરસ્વતીચંદ્રે પોતાની માતાનું સ્વરૂપ ઓળખ્યું ને તેણે ઓળખ્યું તેની સાથે એના સ્કન્ધ ઉપરના તેજોમય વસ્ત્રમાં સરતા કોઈ પ્રવાહની શક્તિથી કુમુદસુંદરીએ પણ ઓળખ્યું. બે જણ ચંદ્રલક્ષ્મીની મૂર્તિને સજોડે પ્રણામ કરી ઊભાં અને રૂપેરી વાદળાથી બનેલા શરીરવાળી ચંદ્રલક્ષ્મીની મૂર્તિ અમૃત જેવાં વચન ઝરવા લાગી -



'પુત્ર અને વધૂ! સૌભાગ્યદેવીએ તમને સંસ્કારેલાં છે ને મારા જે તપનું તેમણે વર્ણન કર્યું તે તપની સિદ્ધિથી હું આ કલ્યાણદેહને પામી છું. પુત્ર! જે પિતૃયજ્ઞને માટે સ્ત્રીનો, લક્ષ્મીનો અને ગૃહનો તેં ત્યાગ કર્યો તે જ ત્યાગ તારા પિતાના અધર્મરૂપ હતો, તેનું કષ્ટ પરિણામ તે હાલ ભોગવે છે ને તે કષ્ટથી યે સિદ્ધ થાય એવા તેમના યજ્ઞમાં હું અહીંથી પણ સહાયભૂત છું. તારો પિતૃયજ્ઞ સમાપ્ત થયો અને પ્રીતિયજ્ઞ આરંભાયો છે ને તેની સાથે તારા પ્રારબ્ધમાર્ગમાં નવા મહાન મનુષ્યયજ્ઞના અગ્નિ સળગતા હું તારા હૃદયમાં

જોઉં છું. એમાંના યજ્ઞના વિધિના શોધનને માટે આજ તું પિતામહપુરમાં જઈશ, અને ત્યાં તારા કાર્યમાં તને સાધન હું આપું છું તે લેતો જા.

એ નગર આ મેઘસ્થાનથી પણ ઊંચું છે. નીચે પૃથ્વી પર મનુષ્યસૃષ્ટિમાં બનેલા ને બનતા બનાવોનાં પ્રતિબિંબ ઊંચાં ચડી, ગન્ધર્વનગરીની [૧] સૃષ્ટિ પેઠે, પિતામહપુરના કેટલાક ભાગમાં તેજનાં જાળાં પેઠે બાઝેલાં છે; એ જાળાંમાં વચ્ચે કેટસાંક સ્થાને મોટા મોટા માટીના રાફડા બાઝેલા છે ને રાફડાના અંદરના ભાગમાં અનેક સૃષ્ટિઓ છે. કેટલાક બનાવોનાં પ્રતિબિંબ તેજોમય થાય છે ત્યારે કેટલાકનાં પ્રતિબિંબને સ્થાને આવા રાફડા બાઝે છે. એ રાફડા ખોદવાને આ દિવ્ય પાવડો તને આપું છું, તેમાંનાં ભોંયરાંમાં ઊતરવાને આ નિસરણી આપું છું. એક પાંખ કુમુદને બાંધું છું, એક તને બાંધું છું, ને પાવડો ને નિસરણી પોતાની ગતિથી તમારી જોડે જોડે ઊડીને ચાલ્યાં આવશે ને ઇચ્છશો ત્યાં તમને કામ લાગશે.

મારા સ્વભાવને લીધે આ પદાર્થોની મને સિદ્ધિ થઈ છે તે તમને આપું છું. કુમુદસુંદરી! મારી પાછળ ઉપર તમારાં પિતામહી ધર્મલક્ષ્મી તમારી બેની વાટ જુએ છે. તેમનું તપ મારા કરતાં વધારે છે. તેમણે પ્રીતિયજ્ઞનો સ્વાદ ચાખ્યો નથી, પણ માત્ર પિતૃયજ્ઞમાંથી પ્રાપ્ત થયેલા અતિથિ — પતિની સેવા કરતાં અનન્ત દુ:ખ વેઠેલું છે. એ દુ:ખથી એ દુ:ખના શાન્ત દીર્ઘ સહનથી, એ સહનકાળે સર્વદા સ્ફુરેલી ધર્મબુદ્ધિથી, ધર્મલક્ષ્મીનું સૂક્ષ્મ શરીર સિદ્ધ થઈ આ દેશમાં વસે છે. તે તમને થોડા કાળમાં મળશે અને તેમના તપપ્રભાવના પ્રમાણમાં તમને ગુરુતર સાધન આપશે.'



ચંદ્રલક્ષ્મી દૃશ્ય થઈ ગઈ, વાદળાંમાં ભળી ગઈ, ને નિસરણી પાવડા સાથે પોતાની પાંખોને બળે આ બે જણ ઊંચે ઊંચે ઊડવા લાગ્યાં. થોડી વારમાં મેઘમાળાના ઉપરનો અને સ્વચ્છ પ્રદેશ આવ્યો ત્યાં ધર્મલક્ષ્મીનું વૃદ્ધ શરીર એક પાસથી આવ્યું. ધર્મલક્ષ્મી નિરાધાર ઊભી રહી અને બોલવા લાગી.

'જામાતા અને પુત્રી! દુ:ખસહન એ એક મહાતપ છે. જે દુ:ખથી મનુષ્યલોક થાકે છે તે દુ:ખને મેં સહન કર્યું તો તેનું ફળ મને કલ્યાણરૂપ થયું છે. એ સહનથી હું સિદ્ધ થઈ છું ને એ સિદ્ધિથી આ કલ્યાણદેહને અને બે ભદ્રમણિને પામી છું. એ મણિનાં આભરણ કરી તમને આપું છું તે લ્યો. તેમાંની એક આ ચિન્તામણિની મુદ્રા તમે પૂજ્ય જામાતા છો તેમની આંગળીએ પહેરાવું છું. એ મુદ્રાના મણિ ઉપર દૃષ્ટિ કરી સિદ્ધનગરના જે ભાગનું રહસ્ય જાણવા ઇચ્છશો તે તમને બોધિત થશે. એ મુદ્રાથી જે સિદ્ધ કે સિદ્ધાંગનાનું તમે ચિન્તન કરશો તે તમને દેખાશે અને જે લક્ષ્ય ભણી ગતિ ઇચ્છશો તેનો માર્ગ તમને સુપ્રકાશિત થશે. બેટા કુમુદ! આ સ્પર્શમણિથી-પારસમણિથી-જડેલું મંગલસૂત્ર તારે કંઠે પહેરાવું છું તેનો તારી છાતી ઉપર સ્પર્શ થશે ને પ્રકાશ પડશે, અને એ છાતીમાં પવિત્ર અને

ધાર્મિક સંસ્કારોના ઉલ્લેખ પાડી તે સ્પર્શ અને પ્રકાશ તને શાંત અને સુખી કરશે. લોકયાત્રાને કાળે તારા જેવાં ઉપર જે જે દુ:ખો પડે છે તે દુ:ખોમાં કલ્યાણનાં બીજ જાતે રોપાય છે ને દુ:ખના સરોવર ઉપર તરવાને તુંબીફલ [૧] અનાયાસે મળી આવે છે. એ બીજને અને એ ફળને આ સ્પર્શમણિ તારા હૃદયના સ્વભાવરૂપ કરશે. આ સિદ્ધલોકની યાત્રામાં તારા પતિની દૃષ્ટિથી જે જે પદાર્થ તું જોઈશ તેનું સૌન્દર્ય તને આ સૂત્રના પ્રકાશથી પ્રત્યક્ષ થશે, અને મોટા રાફડાઓની ધૂળ ભેગી કનકની રેતી ગુપ્ત હશે કે ધૂળમાં ઢંકાયેલાં રત્ન હશે તે તને જાતે દેખાશે. તને આમ આ સૂત્રથી જે જે પદાર્થ પ્રત્યક્ષ થશે તે સર્વ સૌભાગ્યદેવીએ આપેલા તેજોમય વસ્ત્રમાં થઈ ને તારા સ્વામીને તારા કરતાં વિશેષ પ્રકાશથી પ્રત્યક્ષ થશે. સરસ્વતીચંદ્ર! તમે જે વિશુદ્ધ લોભથી પ્રીતિયજ્ઞ આરંભેલો છે તેનું સમાવર્તન મારી કુમુદ એના આ દેહથી દેખશે, અને તેનાં પુણ્યફળ જગત ઉપર મેઘ પેઠે સુવૃષ્ટ થશે. ચિન્તામણિ! પારસમણિ! મારી પાસેથી જઈ મારે ઇષ્ટ સ્થાને વસો!'

તેનું વાક્ય પૂરું થતાં પહેલાં તો મુદ્રા સરસ્વતીચંદ્રની આંગળીએ ચળકવા લાગી ને મંગળસૂત્ર કુમુદના પયોધરભાર ઉપર વીજળી પેઠે ચમકારા કરવા લાગ્યું. ને બે જણ પિતામહીને ચરણે ઉપકારથી પડવા માંડે છે ત્યાં તો પિતામહી દૃશ્ય થઈ ગઈ.

પ્રણામકાળે મીંચેલી આંખો બે જણ ઉઘાડે છે ત્યાં તે પહેલાંથી જ પાસે આવી રહેલો કોઈ મહાન નગરનો ઊંચો કોટ તેમના માર્ગને રોકતો દૃષ્ટિએ પડ્યો.



---

[1] . Light of Asia

[૧] . સંસ્કાર: Association . ૨. પ્રત્યય: Impression. 3 . *जागरितसंस्कारजः प्रत्ययः स्वप्नः* (પંચદશીની ટીકા.) ૪. Carpenter's 'Mental Physiology .'

[૫] . Capillary attraction ૬. આ Rontgen Rays , અથવા X Rays નામના કિરણયંત્રમાં એવી શક્તિ છે, કે શરીરના અપારદર્શક ભાગની અંદરના પદાર્થ પણ આ યંત્રથી જોવાય છે.

[૧] . નગરનો દરવાજો.

[૧] . સ્વર્ગ. ૨. યોગ્ય ઋતુમાં ફલસમૃદ્ધિનું ગ્રહણ કરનારી.

[૧] . નવલગ્રંથાવલિ ભાગ ૪ પૃષ્ઠ ૭૮.

[૧] . તુંબડું.

## ૩૧ [૨] પિતામહપુરમાં આર્યસંસારનાં પ્રતિબિમ્બ
## અને
## પ્રીતિની મણિમય સામગ્રીના સંપ્રસાદ

And on her lover's arm she leant,
And round her waist she felt it fold,
And far across the hill they went,
In that new world which is the old,

**— Tennyson's 'Day-Dream'**

I sate beside a sage's bed
And the lamp was barning red
Near the book where he had fed;
When a Dream with plumes of flame
To his pillow hovering came
And I knew it was the same
Which had kindled long ago
Pity, eloquence, and woe;
And the world a while below
Wore the shade the lustre made.
It has borne me here as fleet;
As Desire's lightning feet
I must ride it back ere morrow.
Or the sage will wake in sorrow,
"A spirit of the mind'

**— Shelley's 'Prometheus Unbound' .**



'વ્હાલા ચંદ્ર! આ શું છે?'

'પિતામહપુરનો આ કોટ છે.'

'તમારું મારું દ્વૈત છૂટ્યે કેટલો કાળ થયો?'

‘જાગૃતમાંથી સ્વપ્નમાં જતાં થાય તેટલો. તેને કોઈક પળ કહે છે, કોઈક યુગ કહે છે.’

‘આજ તમારા સર્વ શરીરનો ગાઢ સંસર્ગ કરી ઊભી છું છતાં શાંતિ ભોગવું છું ને કાલ ચરણસ્પર્શથી જ મદનજ્વાલામાં હું બળતી હતી તેનું કારણ શું?’

‘એ જ્વાલા તારા સ્થૂલ શરીરમાં જન્મી હતી. આજનો સમાગમ સૂક્ષ્મ શરીરથી જ છે, અને તે શરીર પણ સિદ્ધલોકના પ્રદેશમાં તેમના ઘ્રાણગ્રાહી શુદ્ધ પવનથી પોષિત છે.’

‘તમને એવી જ્વાલાનો અનુભવ છે?’

‘તારા મંગલસૂત્રને એ પૂછજે. એ જ્વાલાનો અને એની શાન્તિ માટેના આપણા કષ્ટ તપનો સાક્ષી આપણા હૃદયને સાંધનાર અને સૌભાગ્યદેવીએ પ્રત્યક્ષ કરાવેલો આ પટ છે અને આપણી વાસનાનો ઇતિહાસ એ પટને લીધે તું દેખે છે.’

‘હા.’

‘અને આ મંગલસૂત્રમાં એ મંથનનું માખણ તું દેખે છે.’



‘હા.’

આટલું બે જણ બોલે છે ત્યાં પાસેના કોટના ગોપુરમાં પચાસેક કૂતરાઓનું ભસવું સંભળાયું. થોડી વારમાં મોટામોટા કૂતરાઓ પગના નખ વડે પૃથ્વીનાં પડ ખણતા ખણતા અને નાક વડે તેના અંતર્ભાગને સૂંઘતા સૂંઘતા આ બે જણની આસપાસ ફરી વળ્યા. તોપણ બે જણે ચાલ્યાં કર્યું. અને મોટામાં મોટો કૂતરો સરસ્વતીચંદ્રની સામે આવી મનુષ્યની વાણીથી બોલવા લાગ્યો.

‘મૃત્યુલોકનાં માનવી! તમે અહીં શા કારણથી આવો છો ને કોણ છો?’

બે જણ ઊભાં રહ્યાં ને સરસ્વતીચંદ્ર બોલ્યો.

‘અમર સિદ્ધાંગનાઓએ અમારા ચરણને આણીપાસ પ્રેર્યા છે ને અમે તેમનાં બાળક છીએ. પણ તમે કોણ છો અને આ સ્થાને શા અધિકારમાં છો?

શ્વાન — ‘પાંડવોએ સ્વર્ગને માટે મહાપ્રસ્થાન કર્યું ત્યારે અમારા પૂર્વજ ધર્મરાજાની સાથે સ્વર્ગમાં સ્વદેહથી ગયા હતા. તે પછી સિદ્ધલોકનાં ઘણાંક ગોપુરમાં અમે દ્વારપાળનું કામ કરીએ છીએ. ધર્મરાજાના કાળથી અમે તેમના ધર્મસંગ્રહનું અધર્મીઓથી રક્ષણ કરીએ છીએ.’

સરસ્વતીચંદ્ર — ‘કેવી રીતે રક્ષણ કરો છો?’

શ્વાન — ‘સિદ્ધજનો તો આ પુરમાં પોતાની સ્વગતિથી આવે છે પણ કોઈ કોઈ કાળે તમારી પેઠે મનુષ્યો પણ આવે છે. મનુષ્ય પૃથ્વી ઉપરથી અહીં જેમ જેમ પાસે આવે તેમ તેમ અમને તેમની ગંધ નીચેથી આવે છે. એ મનુષ્યમાં કેવા ગુણ છે તે તેને સૂંઘીને અને જોઈને અમે જાણી જઈએ છીએ. જો તેની દૃષ્ટિ સાત્ત્વિક હોય છે તો અમે તેને ગોપુરમાં અક્ષત જવા દઈએ છીએ. જો તેની દૃષ્ટિ રાજસી હોય છે તો અમે તેના શરીરને ન્યૂનાધિક બચકાં ભરી પછી જવા દઈએ છીએ. જો તેની દૃષ્ટિ તામસી હોય તો તેના સર્વ શરીરનું ભક્ષણ કરીએ છીએ ને તેનાં હાડકાં ગોપુરની પાસેના કુંડમાં નાંખીએ છીએ. આટલો અમારે માટે આહાર નિર્મેલો છે ને આટલો અમારો ધર્મ અને અધિકાર નિર્મેલો છે.’

સરસ્વતીચંદ્ર — ‘આ વ્યવસ્થાનું પ્રયોજન શું ને ફળ શું?’

શ્વાન — ‘ભીષ્મપિતામહે ધર્મરાજ યુધિષ્ઠિરને જ પોતાની પાસેથી ઉપદેશ લેવા યોગ્ય ગણ્યા હતા અને યુધિષ્ઠિર મહારાજ જેવા સાત્ત્વિક દૃષ્ટિવાળાઓને જ પિતામહપુરનું રહસ્ય દેખાડવાનું છે. રાજસી દૃષ્ટિવાળા જનો રાગદ્વેષની અને મમતા તથા અહંકારની દૃષ્ટિએ જ જુએ છે. પિતામહપુરનાં રહસ્ય તેમને દેખાય છે પણ રાગદ્વેષને લીધે તેમને માત્ર એકદેશીય અથવા વક્રીભૂત દર્શન જ થાય છે. અહીંથી આવા જન્તુ પાછા જઈ જગતને છેતરે નહીં અને તેમના રાગદ્વેષ જગતમાં ઉઘાડા પડે એવું કરવાને અમે તેમને કરડીએ છીએ એટલે આ પુરમાં તેમ જગતમાં એ લોક જ્યાં ફરે છે ત્યાં તેમને હડકવા હાલે છે ને તેમની દૃષ્ટિથી અને તેમના સ્પર્શથી જડ મનુષ્યોને એવો ને એવો હડકવા હાલે છે; પણ એ દૃષ્ટિવાળાઓને જોઈ પ્રાજ્ઞ મનુષ્યો તેમને વર્જ્ય ગણે છે અને આ પુરવિષયે તેમણે કરેલી કથાઓને સત્ય ગણતા નથી. તામસી દૃષ્ટિવાળાનો તો નાશ જ ઘટે છે.’

સરસ્વતીચંદ્ર — ‘તમારું નગર જોવામાં રાગદ્વેષ શાના થાય?’

શ્વાન — ‘હૃદયના રાગદ્વેષ વ્યવહારમાં હોય છે તેમ દૃષ્ટિના રાગદ્વેષ આવે સ્થાને આવિર્ભૂત થાય છે. અમારો શ્વાનવર્ગ તમારા સંસારીઓમાં અપવિત્ર ગણાય છે ને યુરોપના સંસારીઓમાં ગૃહ્ય ગણાય છે ત્યારે ધર્મરાજે તેને પોતાની સાથે સ્વર્ગમાં જીવતો લીધો તે સાત્ત્વિક દૃષ્ટિ. વ્યાસ મુનિએ નિયોગ સ્વીકાર્યો, પિતામહે કૌમારવ્રત પાળ્યું. રામચંદ્રે શબરીનાં કરડેલાં બદરી ફલ ખાધાં, ભીમસેને રાક્ષસી જોડે વિવાહ કર્યો, ઇત્યાદિ પ્રવૃત્તિઓ સાત્ત્વિક દૃષ્ટિમાંથી થઈ હતી. તમારા સંસારીઓમાં મનુષ્યની એક જાત બીજીનાં સુખદુ:ખ ન ગણતાં પોતાની જ જાતનો પક્ષપાત કરે છે; વિવાહમાં, ભોજનમાં, આચારમાં ને વિચારમાં અમુક વસ્તુ પોતાની જાતની કે પોતાની ગણે છે ને અન્યને પારકી ગણે છે; પોતાની ક્રિયાને મિથ્યા દંભથી શિષ્ટ ગણે છે ને અન્ય ક્રિયાઓને અધર્મ ગણે છે, અમુક વાણી સત્ય હોવા છતાં ન બોલવા જેવી ગણે છે અને ગમે તો તે બોલવાને

કાળે લજ્જાદિ નિમિત્તોથી બોલતા નથી ને સત્યને સંતાડે છે અથવા અસત્ય બોલે છે અથવા જાતે જ પોતાના સંપ્રત્યયોનાં સત્યાસત્ય વિચારવામાં ઉપેક્ષા રાખે છે ને તે છતાં સંપ્રત્યયનોને વળગી રહે છે — ઇત્યાદિ અનેક પ્રકારોથી રાગદ્વેષની દૃષ્ટિની સૃષ્ટિ પ્રત્યક્ષ થાય છે. રાગદ્વેષ વિના, મમતા વિના, અધ્યાત્મ દૃષ્ટિથી જે દર્શન થાય તે જ સાત્ત્વિક.'

સરસ્વતીચંદ્ર — 'દેશવત્સલતામાં મમતા આવે.'

શ્વાન — 'ધર્મબુદ્ધિથી દેશપ્રીતિ થાય તે સાત્ત્વિક ને મમતાદિથી થાય તે રાજસી પ્રીતિ સ્વદેશની કે પરદેશની પ્રજાઓની પ્રલયકારિણી થાય છે.'

સરસ્વતીચંદ્ર — 'સર્વ પોતાના ધર્મની બુદ્ધિથી જ દેશ ઉપર પ્રીતિ રચે છે.'

શ્વાન — 'પણ જે ધર્મ સાત્ત્વિક દૃષ્ટિથી દૃષ્ટ નથી તે રાજસ છે. સૂર્યના પ્રકાશની પેઠે સનાતન મનુષ્યધર્મનો ત્યાગ કરી પોતાની ભૂમિના ધર્મનો હઠ-ગ્રાહ કરનાર પુરુષ રાગદ્વેષી છે ને સત્ય અને ઋત ઉભયથી દૂર જાય છે. સનાતન ધર્મને પાળી, જન્મભૂમિના ધર્મને સત્યપૂત કરી, પછી તે બે ઉપર દૃષ્ટિ કરનારની દૃષ્ટિ સાત્ત્વિક છે. મનુષ્યોને માટે આટલી ભેદબુદ્ધિની ક્ષમા છે; બાકી સિદ્ધજનોને તો ભેદબુદ્ધિ વિનાના સાત્ત્વિક સનાતન ધર્મ જ સર્વદા રહે છે. પોતાની અપરમાતા માદ્રીને જોઈ પોતાને થયેલી અને ધર્મવિચારથી અટકાવેલી વિષયવાસનાને ધર્મરાજા બળિરાજા પાસે સ્વીકારતાં લજવાયા નહીં કે ડર્યા નહીં કે અટક્યા નહીં ત્યારે જ એમની દૃષ્ટિ સાત્ત્વિક ગણાઈ ને બળિરાજાએ તેમને દર્શન આપ્યું. તમે બે જણ તો પૃથ્વી ઉપર જઈ તમારો આ સંબંધ સ્વીકારતાં શરમાશો — એ દૃષ્ટિ સાત્ત્વિક નહીં.'



સરસ્વતીચંદ્ર — 'જો એમ હોય તો તમે અમને કેમ તરત બચકાં ભરતા નથી? અમે યોગ્ય શિક્ષા લેવા તત્પર છીએ.'

શ્વાન — 'આવો પ્રશ્ન પૂછીને તમે અમારો તેમ કરવાનો અધિકાર બંધ કર્યો.'

સરસ્વતીચંદ્ર — 'શી રીતે?'

શ્વાન — 'મનુષ્ય આમ શિક્ષા જાતે માગી શકે છે તે સાત્ત્વિક દૃષ્ટિને બળે જ. અમારે તો બીજું કારણ પણ હતું ને તે એ કે જે ચિન્તામણિ ને સ્પર્શમણિ તમે મુદ્રામાં ને મંગળસૂત્રમાં ધારો છો તે તમને આ ધામમાં સાત્ત્વિક દૃષ્ટિ જ આપશે એવું તમારું ભવિષ્ય મેં સૂંઘી કાઢ્યું હતું, અને તે ભવિષ્યકાળનો તમારા પ્રશ્ને વર્તમાન આરંભ કર્યો. હવે તમારી યાત્રામાં તમે શીઘ્ર પ્રવૃત્ત થાવ અને આ ગોપુરમાં થઈ ચાલ્યાં જાવ.'

સરસ્વતીચંદ્ર — 'શ્વરાજ! આ ધામમાં છેલ્લામાં છેલ્લું મનુષ્ય ક્યારે કોણ ગતિ પામી શક્યું હતું?'

શ્વાન — ‘રત્નનગરીના મહારાજ મલ્લરાજ હાલ સિદ્ધ છે તે એક કાળે તમારી પેઠે આવ્યા હતા. તેમણે પૃથ્વીમાં ભીષ્મભવન [1] આ ધામ જોઈને જ કરેલું છે.’

સરસ્વતીચંદ્ર — ‘શ્વરાજ! મેં તે જોયું છે. અમને કંઈ સૂચના કે ઉપદેશ આપના ભણીથી દેશો?’

શ્વાન — ‘અમે શ્વલોક વસ્ત્રાદિ દંભને ધારતા નથી પણ મનુષ્યો તો વાણીમાં, વિચારમાં, વૃત્તિઓમાં ને આચારમાં અનેક રીતે ગોપ્યાગોપ્ય ભેદ રાખી અસત્ય-પ્રપંચના ખેલની સૃષ્ટિ ઊભી કરે છે. એવા ભેદને માટેના સર્વ દંભનો ત્યાગ તમને પ્રાપ્ત થાવ એટલો હું તમને ઉપદેશ અને આશીર્વાદ આપું છું. એટલી સિદ્ધિ પ્રાપ્ત થયેથી તમારા સંસારીઓનાં સુખદુ:ખનું શુદ્ધ દર્શન કરી શકશો ને તેમ થશે ત્યારે તમે તેમનું કલ્યાણ કરવાની તમારી સૂક્ષ્મ વાસનાને તૃપ્ત કરી શકશો. આ સિદ્ધલોકના દ્વીપ સમસ્ત પૃથ્વી ઉપર તરે છે, ને તમે હાલ આર્યદેશ ઉપર છો તેનાં પ્રતિબિંબ પિતામહના કુંડમાં આ દ્વીપો ઉપરથી જોજો, પિતામહના ઉપર બંધાયેલા રાફડાઓને સાત્ત્વિક દૃષ્ટિથી જોજો, ને પછી ગંગામૈયાના ખોળામાં સૂતેલા પિતામહનાં દર્શન કરી એ માતા પાસેથી ને પુત્ર પાસેથી તમારા દેશના કલ્યાણમાર્ગનો ઉપદેશ લેજો. મલ્લરાજની યોજનાનાં પાંડુ કુરુભવનો જોનારને આ ઉપદેશ સુગમ પડશે.’



આટલું બોલી કૂતરાઓ વેરાઈ ગયા ને સરસ્વતીચંદ્ર અને કુમુદસુંદરી હિમ ઉપર સરવાની ચક્રવાળી પાદુકાઓ [2] પહેરી સરતાં હોય તેમ, ગોપુરની તળે સરી ગયાં ને ત્યાંથી વેગભર્યાં સર્યાં તે અંદર પિતામહકુંડના આરા ઉપરના સોનારૂપાના સળિયાના કઠેરા આગળ અટક્યાં.’

આપણાં બાળકની ભાષામાં બોલીએ તો ‘ખસુરિયાં ખાય છે.’

આ કુંડ એકાદ ગાઉ લાંબો પહોળો હશે અને તેમાં ચારે પાસ પાણીના જેવું તેજ ચળકતું ભરેલું હતું ને એ તેજમાં મોટા મોટા બેટ હતા. પોતાને મળેલી મુદ્રા જોતો જોતો સરસ્વતીચંદ્ર બોલવા લાગ્યો:

‘કુમુદ! આ મહાકુંડમાં આપણા દેશનું પ્રાચીન તેજ ભરેલું છે તે પૃથ્વી ઉપરથી દેખાતું નથી. એની વચ્ચે આ મોટા મોટા બેટ છે તેમાં જવાને આ તેજમાં તરવું પડે છે. જે લોકને આ કૂતરાઓ બચકાં ભરે છે તે આ તેજ ઉપર પડતું મૂકે છે, ને પારદર્શક પવન જેવા તેજમાં થઈ એ લોક નીચે પૃથ્વી પર પડે છે. આ તેજનો જરીક ચમકારો તેમને થતાં તેમનું વધારે ભાન બંધ થાય છે ને એ ચમકારાથી લાગેલો હડકવા લઈને આ લોક આપણા દેશમાં ફરે છે, પણ તેમનો અનુભવ એ ચમકારાથી વધારે વાતનો નથી અને એ દગ્ધજ્ઞાનવાળાં પૃથ્વી પર પડેલાં માણસ ભયંકર થાર છે — તેનું પ્રતિબિંબ પણે જો!’

તેજમાં જોતી જોતી કુમુદ બોલી: ‘આહા! શાં યુદ્ધ! એક હાથીને અનેક સ્થાને વળગેલા આંધળાઓ પોતપોતાની વાત પ્રતિપાદન કરવા લડી મરે તે અન્ધહસ્તિન્યાયનું આ પ્રત્યક્ષ દૃષ્ટાન્ત! — પણ ઉદાત્ત સ્વામી! આ લોક પણ ઉપકારક છે. જુઓ! આ તેજની નીચે આખા દેશમાં અંધકારનો મહાસાગર ભરેલો છે તે પણ દેશની વર્તમાન દશાનું પ્રતિબિંબ જ છે ને તેમાં દીવાઓ પેઠે આ શ્વરાજના કરડેલા જીવો તરે છે. દીવાસળી સળગાવી ન હોય પણ જરીક ઘસી હોય તો તેથી પણ પ્રકાશનો તારા જેવો ચમકાર જણાય છે તેવો આ લોકનો પ્રકાશ અંધકારમાં ઉપયોગી થાય છે. પ્રાણનાથ! તેમનો તિરસ્કાર ન કરશો. તેઓ પણ પ્રીતિપાત્ર છે.’

સરસ્વતીચંદ્ર એના મંગળસૂત્ર આગળ આલિંગન દઈ બોલ્યો: ‘સત્ય કહ્યું — સુન્દર કહ્યું! એ સુન્દરતાના મૂળને જ હું આલિંગન દઉં છું.’

કુમુદ આ ક્રિયાનો સત્કાર કરતી કરતી બોલી: ‘એ તેજ પેલા રાફડાઓ નીચેથી ફુવારા પેઠે નીકળતું દેખાય છે.’

સરસ્વતીચંદ્ર એનો આ સંસર્ગ મૂકી એ ફુવારા જોવા લાગ્યો.

‘ભારતયુદ્ધ પછી પિતામહ શરશય્યામાં પોઢ્યા હતા ને ધર્મરાજ સ્વર્ગમાં ગયા તેવામાં જ આ દેશના એ પિતામહે ચિરંજીવ ગંગામાં પ્રવેશ કર્યો છે. તેમનો દેહ જડ વસ્તુમાં ભળી નષ્ટ થયો નથી. કુમુદ, આ રાફડાઓવાળા બેટોમાં રાફડાઓ બાઝ્યા છે તે પિતામહના ગંગાને ખોળે સમાધિસ્થ થયેલા શરીર ઉપર બાઝ્યા છે ને આ તેજના ફુવારા એમના એ શરીરમાંથી ફૂટે છે.’

કુમુદસુંદરી — ‘આપણે તે જોવા ત્યાં જઈશું?’

સરસ્વતીચંદ્ર — ‘આપણું અદ્વૈત એવું છે કે તારી બુદ્ધિ તે મારી, મારી તે તારી. મારી વાસના તે તારી ને તારી તે મારી. જો! જો! આ વાસના થતાં જ આપણી પાંખો આપણને ઉપાડે છે ને આપણે આ પવિત્ર તેજોરાશિ ઉપર ઊડીએ છીએ!’

કુમુદસુંદરી — ‘શા ગંભીર અને કલ્યાણ તેજનો મહાસાગર! આર્યોના પુરાણ વિસ્તીર્ણ મહાસાગર! તને અમારા પ્રણામ છે. તું તારી નીચેના અંધકારને નષ્ટ કરી અમારા દેશને પ્રકાશિત કર.’

સરસ્વતીચંદ્ર — ‘મારી પણ એ જ વાસના છે. એ કાળે કરીને તૃપ્ત થશે, પણ તે કાળ, આપણે આ સિદ્ધલોકમાં સિદ્ધરૂપ થઈશું ત્યારે પરિપાક પામી પ્રત્યક્ષ થશે. યોગ્ય કાળની વાટ જોવી એ પણ ધર્મ છે. કુમુદ! આ સાગર ઉપર કેવો મધુર દિવ્ય પવન વાય છે? પૃથ્વી ઉપર તેવો પવન સ્વપ્નમાં પણ દેખાતો નથી.’

કુમુદસુંદરી — ‘એ પવનમાં તરાવી આ પાંખોએ આપણને ક્યાં આણ્યાં?’

સરસ્વતીચંદ્ર — ‘આપણે આ પ્રથમ રાફડાના શિખરભાગ ઉપર આવી પહોંચ્યાં, અને તેમાં થઈ એને તળિયે ઊતરીશું ત્યારે પિતામહનાં અને ગંગામૈયાનાં દર્શન થશે.’

બેટ ઉપર એક મોટો ટેકરો હતો તેના ઉપર કંઈ સ્થિર ભૂમિ હતી ત્યાં આમને એમની પાંખોએ ઊભાં રાખ્યાં.

સરસ્વતીચંદ્ર — ‘આ ટેકરીનો આટલો ભાગ નક્કર છે ને બાકીનો ઘણોખરો ભાગ પોલો છે. તેમાં પગ પડશે તો નીચે માટીમાં કળી જવાય એમ છે.’

કુમુદસુંદરી — ‘આ ટેકરી શાથી થઈ હશે?’

સરસ્વતીચંદ્ર — ‘પિતામહે ગંગાવાસ કર્યો તે પછી એમની બુદ્ધિના આશ્રય વિનાના દેશમાં મનુષ્યોની બુદ્ધિનો ક્ષય પામી તે ક્ષીણ બુદ્ધિથી આ સર્વ માટીના પોલા ઢગ રચાયા છે.’

કુમુદસુંદરી — ‘આ માટી એકલી નથી. માટીમાં વચ્ચેવચ્ચે પોપડા દેખાય છે ત્યાં અનેક કીડીઓ — ઓ ચાલે! — વચ્ચે વચ્ચે કશાકના પ્રકાશ પણ દેખાય છે.’



સરસ્વતીચંદ્ર —’હા. આ કીડીઓ જેવું દેખાય છે તે આપણા દેશની અર્વાચીન મનુષ્યસૃષ્ટિનાં પ્રતિબિંબ છે — આશરે વીસથી ત્રીસ કોટિ જન્તુ આ સર્વ રાફડાઓમાં થઈને જીવે છે. આ રાફડાઓ તેમની ઘણા યુગની પ્રવૃત્તિનું પરિણામ છે. આના ઉપર પણ કીડાઓથી નવા બેટ બંધાતા જાય છે તે તમને દેખાતું હશે.’

કુમુદસુંદરી — ‘વચ્ચે પ્રકાશ શાના છે?’

સરસ્વતીચંદ્ર — ‘આમાં કેટલેક સ્થાને શાંત શ્વેત પ્રકાશ છે ને કેટલેક સ્થાને રંગીન પ્રકાશ છે. શાંત સાત્ત્વિક જ્ઞાની મહાત્માઓએ આ જન્તુઓને માટે જે માર્ગ રચેલા છે તેમાં શ્વેત પ્રકાશ છે, રજોગુણી અથવા અર્ધજ્ઞાની પણ તીવ્ર બુદ્ધિવાળાઓએ એવા જ હેતુથી જે માર્ગ રચેલા છે તેમાં રંગીન પ્રકાશ છે. બાકીની રાફડાની માટી તમોબુદ્ધિવાળા જન્તુઓએ પાડેલાં દરથી, નળીઓથી, ને ઊધઈ તથા કરોળિયા જેવી જાળોથી ભરાયેલી છે.’

કુમુદસુંદરી — ‘આપણે એના અંતર્ભાગ શી રીતે જઈ શકીશું?’

સરસ્વતીચંદ્ર ઉત્તર દેવાને સાટે પાંખ ઉપર ઊડ્યો, પાછળ કુમુદ ઊડી, ને એક શ્વેત પ્રકાશવાળા કોતરમાં જઈ અધ્ધર લટક્યાં. ત્યાં નિસરણી એમનાં પગ આગળ આવી ઊભી રહી તે ઉપર બે જણ ઊતરવા લાગ્યાં. જેમજેમ નીચે ઊતર્યાં તેમ તેમ નિસરણી નીચે આવતી ગઈ. ચારે પાસે ચંદ્રના જેવા શ્વેત પ્રકાશ, તેની આસપાસ નદીઓના પુલનાં ભૂંગળાં જેવી

ભીંતો અને દૂર ઉપર આકાશ ને નીચે તેનું પ્રતિબિમ્બ — એ સૃષ્ટિની વચ્ચે નિસરણી આમને ઉતારવા લાગી.

સરસ્વતીચંદ્ર — ‘આ ભીંતો પારદર્શક કાચ જેવી છે તેમાંથી બહારની સૃષ્ટિ જુઓ. હવે આ જન્તુઓ કદમાં નાનાં પણ મનુષ્યોને આકારે દેખાય છે. ઉનાળામાં ખારની જમીન જેમ તરડાઈ જાય છે ને કટકાકટકા થઈ જાય છે તેમ આ ચારે પાસની માટીમાં થયું છે — એ માટી જીવતી છે. જીવતાં જન્તુઓ આમ છૂટાં પડ્યાથી, ક્ષુદ્ર ગતિવાળાં થઈ જવાથી, માટી જેવાં થઈ ગયાં છે ને પોતપોતાના કટકામાં, દરમાં, જાળમાં, ને નેળોમાં સર્વ વ્યવહાર રચે છે તે જોવા જેવા છે.’

કુમુદસુંદરી — ‘જ્યારે એક કટકો બીજા સાથે એકઠો રહી શકતો નથી ને એકબીજાના ઉપર પડી બે કટકા સાથે અથડાવા જેવા થાય છે ને ચારે પાસની માટીના ઢગ થવાના થાય છે ત્યારે કોઈ પરસ્પર સામાન્ય જ્ઞાતિસત્ત્વને બળે અનેક જન્તુઓ જ્ઞાતિના અકેક થાંભલાને રૂપે ઊભા રહેલા છે, ને સર્વ થાંભલાઓ છેક નીચેથી સંધાયા છે.’

સરસ્વતીચંદ્ર — ‘જો, આ દેશબહારથી પવનના ઝપાટા આવે છે એટલે આ સર્વ થાંભલાઓ કંપે છે ને એકબીજા સાથે અથડાઈ ભાંગી જવા માંડે છે. સર્વ એકરૂપ થશે ત્યારે પવનનું બળ નહીં ચાલે.’

કુમુદસુંદરી — ‘તે તો કોણ જાણે — આ છેટે બીજા દેશના રાફડાઓ છે તેમાં તમે કહો છો તેમ છે. છતાં માટી ગરે છે ને ઢગલા થાય છે ને પશ્ચિમના પવન તે સર્વને કંપાવે છે — કોઈ મોડા— કોઈ વહેલા — એટલો જ ફેર છે.’

સરસ્વતીચંદ્ર — ‘આ થાંભલાઓમાં જન્તુઓનો શો કચ્ચરઘાણ વળે છે? કુમુદ, જો તો ખરી!’

કુમુદસુંદરી — ‘એણી પાસ જ મારી દૃષ્ટિ છે.’

સરસ્વતીચંદ્ર — ‘કીડીઓના જેવા કણસંગ્રહ તેવા ધનસંગ્રહ આ થાંભલાઓમાં ઠેકાણે ઠેકાણે, ચોમાસાની માટીમાંથી ઉત્પન્ન થતા જીવ પેઠે, સજીવ થઈ દોડે છે ને એક પાસથી પવન તેમને ઉરાડી લઈ જાય છે તો બીજી પાસથી આ જન્તુઓ જ તે સંગ્રહને માટી ભેગા ભેળવી પોતાની લાળથી બાળી નાખે છે, ને કણ લાવનાર જન્તુઓ તો અભોક્તા રહી શ્રમજીવન જ ગાળે છે ને શ્રમજીવી જન ક્ષીણ થતાં એ તારનાર તેમ ડૂબનાર એમ બન્ને વર્ગ ડૂબે છે.’

કુમુદસુંદરી — ‘એ તો જ્ઞાતિયજ્ઞ થાય છે ને આ કણની ને લાળની ચિકાશથી થાંભલાઓના પણ કટકા થઈ જતા નથી. બાકી પવન તો બધેથી વાય છે.’

સરસ્વતીચંદ્ર — ‘આ જ્ઞાતિયજ્ઞનો અધર્મ તો જો! અતિથિ જાતે જ યજમાન પાસે યજ્ઞ કરાવે છે! આ ભડકાઓમાં કેટલાં જંતુ જાતે ઘસડાઈ આવી ભસ્મ થાય છે? દ્રવ્ય અને બુદ્ધિ ઉભયના નાશનું આ જાતે વસાવેલું સાધન!’

કુમુદસુંદરી — ‘બુદ્ધિનાશનો પ્રતિકાર તો ઘટે, પણ દ્રવ્ય તો યોગ્ય હસ્તમાં ન હોય તો ગયું જ સારું.’

સરસ્વતીચંદ્ર — ‘અહા! કુમુદ! તારા મંગલસૂત્રને ભયંકર પણ સુંદર સત્ય કહ્યું. આ દેશ બુદ્ધિના નાશથી અત્યંત દરિદ્ર થશે તો તે ઈશ્વરની ઇચ્છાથી જ! આ દેશને દરિદ્ર થવાના માર્ગ આ જન્તુઓ જાતે જ રચે છે તેના ચીલા ઊધઈના દર જેવા જો તો ખરી — કેટલા બધા ચારે પાસ ઘાડા જંગલ જેવા દેખાય છે! પિતાઓ પુત્રપુત્રીની તૃપ્તિ માટે યજ્ઞ ન આરંભતાં, પોતાની તૃપ્તિ માટે તેમને જ એ યજ્ઞોમાં હોમે છે. હરિ! હરિ! આ કન્યાવિક્રય કરનાર અને પોતાના લોભને માટે વર્તનાર પિતાઓ પશુપક્ષીનું માસ ખાવામાં અધર્મ ગણે છે પણ પુત્રીનું જીવતું માંસ ખાતાં ડરતા નથી. આ શું? માતાઓ પુત્ર-વધૂની વચ્ચે ઘૂસી જઈ તેમને છૂટાં પાડે છે! ને પ્રીતિયજ્ઞના કાળ પહેલાં તો તેની સ્થૂલ વેદીઓ માટે ખાડાઓ ખોદી માબાપ તેમાં બાળકોને ફેંકી દે છે! જો! જો! પેલાં જતુંઓ સ્ત્રીઓને માબાપના મુખમાં હોમે છે તો પેલાં જન્તુ માબાપને સ્ત્રીના મુખમાં હોમે છે! ને પેલાં દુષ્ટો તો જો! એમની સ્ત્રીઓ એમના પોતાના ચરણ તળે ચંપાય છે ને તેના શરીર ઉપર બેસી એ જન્તુઓ નિરાંતે એકલપેટાં પેટ ભરે છે ને કેવળ સ્વાર્થી વ્યવહાર ચલાવે છે. શા અધર્મ!’



કુમુદસુંદરી — ‘જેવી સ્ત્રીઓ છે તેવા પુરુષો છે. પુરુષને સુંદર શુદ્ધ કરવો એ સ્ત્રીની ચતુરતાનું કામ.’

સરસ્વતીચંદ્ર — ‘કુમુદ જેવી ચતુર ઉદાર સ્ત્રીઓ બધાંને ક્યાંથી મળે? કુમુદ! આ દર્શન જેવું ભયંકર છે તેવું જ દયાપાત્ર છે. તેઓ જાતે શરીરને, સંતતિને, ધનને, ને ધર્મને નષ્ટ કરે છે, જાતે વ્યાધિઓ વહોરી લે છે, જાતે આધિથી બળે છે, ને જાતે ઉપાધિઓ તળે ચગદાય છે. આમાંથી તેમને શી રીતે મુક્ત કરીએ?’

કુમુદસુંદરી — ‘તેમને દૃષ્ટિ જ નથી તે આપો.’

આટલો પ્રસંગ થતાં થતાંમાં તો બે જણ બહુ જ નીચે ઊતરી પડ્યાં હતાં. પોતાના ભૂંગળાને તળિયું આવ્યું લાગ્યું. ચારે પાસ હવે ચોગાન હતું અને ચાર માર્ગ નીકળતા હતા. એ ચારે માર્ગના મધ્ય ભાગમાં બે જણ ઊભાં. પોતાના ભૂંગળાવાળો શ્વેત પ્રકાશ આ ચોગાનમાંના ને માર્ગો ઉપરના પ્રકાશ સાથે ભળી જતો હતો. માથા ઉપર આકાશને ઠેકાણે મોટી કાળી શિલાઓની છત હતી અને તેમાં સ્થાને સ્થાને મોટાંમોટાં છિદ્રો હતાં તેમાંથી પોતે પ્રથમ જોયેલી રંગીન પ્રકાશવાળી નળીઓનાં મૂળ વડવાઈઓ પેઠે

લટકતાં હતાં અને વડવાઈએ અનેક નાનામોટા નાગ અને અજગરો બાઝી હીંચકા ખાતા હતા.

સરસ્વતીચંદ્ર — ‘કુમુદ! વર્તમાન કાળના રાફડાઓમાંથી ઊતરી આપણે હવે અશોક મહારાજના પ્રાચીન આકાશમાર્ગમાં આવ્યાં છીએ. આપણા દેશનો દેશી, મોટામાં મોટો, સમર્થમાં સમર્થ અને સાધુમાં સાધુ મહારાજ એ અશોક હતો. [૧] આ દેશનો ઉગ્ર મધ્યાહ્નકાળ આ મહારાજના રાજ્યમાં હતો. ભગવાન ગૌતમ બુદ્ધના અવતારે પ્રકટેલો દયાધર્મ સંસારમાં ચાલ્યો ત્યારથી હજાર બારસો વર્ષ પર્યંત એ ધર્મ આ દેશમાં વધ્યો, રહ્યો, ઘટ્યો, અને ક્ષીણ થઈ પરદેશમાં રેલાતો ચાલ્યો ગયો. બૌદ્ધ યુગના મધ્યાહ્નકાળમાં ચંદ્રગુપ્ત મહારાજના પૌત્ર અને બિંદુસાર મહારાજના પુત્ર પ્રતાપી ચક્રવર્તી આ મહારાજ પ્રિયદર્શી અશોકે રાજ્ય કર્યું. જાતે બૌદ્ધ હોવા છતાં બૌદ્ધ અને બ્રાહ્મણ ઉભય ધર્મોનું પ્રતિપાલન તેમણે કર્યું. આ સાત્ત્વિક દૃષ્ટિવાળા મહારાજના રાજ્યના સાત્ત્વિક પ્રકાશનાં પ્રતિબિંબના પુણ્ય પ્રવાહ વચ્ચે આપણે ઊભાં છીએ.’

કુમુદસુંદરી — - ‘આ વડવાઈઓ શી? આ સર્પ શા?’

સરસ્વતીચંદ્ર — ‘આ ચારે પાસનો શ્વેત પ્રકાશ ઘણા વિસ્તારવાળા દેશકાળમાં અનેક મહાત્માઓની સાત્ત્વિક દૃષ્ટિએ પ્રસારેલો છે, ત્યારે આ બળિષ્ટ નાગલોકે ઉપરના સર્વ રાફડાઓના રંગીન પ્રકાશની સૃષ્ટિને રચી છે અને વડવાઈઓએ લટકી રહી એ સૃષ્ટિને અનેક યુગથી ધરી રાખી છે. કુમુદ! પોતાનું નામ સાંભળતાં આ તૈજસ નાગલોક ફણા માંડવા મંડી ગયા છે તે જો! થોડી વારમાં તેમની વિષજ્વાલાઓની શક્તિને આપણે જોઈશું.’

થોડી વારમાં મોટા મોટા રાતા, પીળા, લીલા, કાળા, ને ધોળા નાગ એ બે જણની આસપાસ વેગથી કૂંડાળાં રચી ફરી વળવા લાગ્યા. પણ પાસે જઈ જઈને તેમના દિવ્ય લેપની શક્તિથી પાછા ફરી પોતાની સભા ભરી કંઈ અવ્યક્ત ચર્ચા કરવા લાગ્યા. અંતે એક સૌથી મોટો જાડો વૃદ્ધ નાગ પોતાનું પેટ કષ્ટથી પણ વેગથી ઘસડતો ઘસડતો આમની સામે વિષની જ્વાલા ફૂંકવા લાગ્યો. બીજા નાગનાં પણ વિષ ચારે પાસ ઊડવા લાગ્યાં અને ચારે પાસના પ્રકાશમાં ભયંકર કાળાશ વ્યાપી ગઈ. નાનાં બાળક સર્પની શક્તિ ન સમજતાં ગમે તો તેને ઝાલવા જાય ને ગમે તો તેની સાથે રમવા જાય તેમ આ બે જણ આ વિષવૃષ્ટિને શાન્તિથી અને કૌતુકથી ઝીલવા લાગ્યાં. અંતે ધીમે ધીમે તે વૃષ્ટિ શાન્ત થઈ, તેજ અને પવન શુદ્ધ થયાં, અને સામો ઊભેલો વૃદ્ધ નાગ દિવ્ય વાણી વડે બોલવા લાગ્યો:

‘પૃથ્વી ઉપરનાં કોમળ બાળક! અમારી ભયંકર સૃષ્ટિમાં તમે કેવી વાસનાથી આવ્યાં છો ને અમારી વિષજ્વાલાઓને કઈ શક્તિથી સહી જાવ છો?’

સરસ્વતીચંદ્ર — 'શુદ્ધ સિદ્ધાંગનાઓએ કરેલી પ્રેરણાથી અને તેમણે જ આપેલી શક્તિથી અમારાં ગમન અને સહન બને છે. અમને અમારી કોઈ પણ વાસનાને બળે અહીં આવ્યાનું ભાન નથી.'

નાગ — 'તમે સાત્ત્વિક સત્ત્વોની શક્તિથી સુરક્ષિત હો નહીં તો અમારા વિષ શ્વાસને બળે ઉપરના રાફડાઓમાં પહોંચી ગયાં હોત. તમને વાસના હોત તો અમારા વિષદંશ તમને લાગી ગયા હોત. તેમ થયું નથી માટે તમારા વાક્યમાં સત્ય હોવું જોઈએ.

સરસ્વતીચંદ્ર — 'અમને વાસનાઓ નથી એમ નથી પણ તે વાસનાઓએ અમને આ સ્થાનમાં પ્રેર્યાં નથી.'

નાગ — 'તો તમારી વાસનાઓને દર્શાવી દો.'

સરસ્વતીચંદ્ર - 'અમારી વાસના આ પ્રદેશમાં જે જે જાણવા યોગ્ય હોય તે જાણવા-જોવા-ની છે અને તેમાં તમારી અવસ્થા, તમારી શક્તિ, ને તમારાં કારણકાર્ય જાણવાની વાસના છે.'

નાગલોક ખળભળી ઊઠ્યો.

'શા માટે? શા માટે?' એમ સર્વત્ર ધ્વનિ સંભળાયો.



સરસ્વતીચંદ્ર — 'ઉપરથી અહીં નીચે સુધી શુદ્ધ તેજના ભૂંગળામાં થઈને આવતાં આ મહાન દ્વીપમાં અનેક ચીરાઓ ને ફાટો પડેલી અમે જોઈ. એ દ્વીપના હજારો કટકા થઈ બંધાયેલા ઊંચા સ્તંભ જોયા, અને તેમાંના જન્તુઓના અધર્મ પણ જોયા. આ સર્વ તમારે શિર દેખીએ છીએ અને એ અધર્મનાં મૂળને તમે બાઝી રહ્યા છો તો તમને ઓળખવા એ મારો ધર્મ છે.'

આટલું વચન નીકળતાં ફરી સર્પમાત્રના મુખમાંથી સુસવાટ અને ઝેરી ફૂંકો નીકળવા લાગ્યાં અને આખા ભોંયરામાં ચારે પાસ ઊભરાતા દોડતા સર્પો સળવળવા લાગ્યા. સામો ઊભેલો નાગ તો ઊભો હતો તેમ જ રહ્યો — માત્ર તેની બે જીભો મુખ બહાર નીકળી પોતાના ઓઠ ચાટવા લાગી, મૂછના વાળ ઊંચા ઊભા થયા, ને તેમાંથી અગ્નિના તણખા ઝરવા લાગ્યા. ચારે પાસ લીલાંપીળાં ઝેર વરસી રહ્યાં. તેનો મધ્યે ઊભેલાં આ પ્રાણીને મહાનાગ કહેવા લાગ્યો:

નાગ — 'અમ નાગલોકના દોષ જાણવાની છાતી ચલાવનાર માનવી! અમે તારા દેશના શાસ્ત્રકારો, સ્મૃતિકારો ને પુરાણકારોનાં પ્રતિબિંબ છીએ. લોકચર્ચાના પંડિતો, ત્રિકાળના વિચારથી લોકવ્યવસ્થાની રૂઢિઓની ઉત્પત્તિસ્થિતિ અને પ્રસંગ પડ્યે નિઋતિ [૧] પણ રચે છે; તે સમર્થ પંડિતોનાં અને વ્યવસ્થાકારોનાં પ્રતિબિંબ અમે છીએ ને આ સર્વ સંસારભારમાં વ્યવસ્થાનો જે અનન્ત અશ્વત્થ [૨] ચારે પાસ અસંખ્ય શાખાઓ પ્રસારી

ઊભો છે ને પૃથ્વીના મૃત્યુલોકને વિસ્મય પમાડે છે તે વૃક્ષરાજનાં આ સર્વ મૂળનું જે કારણથી અમે ઉત્પાદન કર્યું તે જ કારણથી હજી તેનું રક્ષણ અને વર્ધન કરીએ છીએ અને કરીશું. સાત્ત્વિક દૃષ્ટિને પ્રત્યક્ષ થતા ધર્માધર્મ નામના દંભનું અમે પવનાશન લોક ભક્ષણ કરતા નથી.’

ચારે પાસના પ્રકાશની શ્યામતા વધવા લાગી.

સરસ્વતીચંદ્ર — ‘તમે સાત્ત્વિક ધર્મને વર્જ્ય ગણો છો તે શાને ભક્ષ્ય ગણો છો? કયા પવનનું ભક્ષણ કરો છો!’

નાગ — ‘સાંભળ, રે મુગ્ધ માનવી! અમારો આહાર સત્ય વિના બીજો નથી અને એ આહાર મળે તો અમે અધર્મને પણ ઇચ્છતા નથી; કારણ ધર્મ સત્યની પાછળ દોડે છે, સત્ય ધર્મ પાછળ દોડતું નથી. ત્રિગુણાત્મક સૃષ્ટિ કેવળ સાત્ત્વિક દૃષ્ટિએ જોવી એ સત્યના મોટા અંશને ઢાંકી નાના અંશને જોવા જેવું છે. તમારા સંસારમાં કે મનુષ્યલોકમાં રાજસી અને તામસી વૃત્તિ સંસારના ગળા સુધી ભરેલી છે ને સાત્ત્વિક વૃત્તિ તો માત્ર ત્હારા જેવા મુગ્ધ જનના મનોરાજ્યની જ સૃષ્ટિ છે. જેમ ક્ષાર સમુદ્રમાં કોઈ સ્થાને મિષ્ટ જલનું ઝરણ નીકળે તો તેના ઉપર ક્ષાર સમુદ્રના તરંગ ફરી વળે તેમ તમ લોકના સંસારમાં સાત્ત્વિક ગુણના વિરલ ઝરાઓ ક્ષાર જળનાં વહન નીચે ચંપાઈ ગયેલા જ રહે છે. જેમ તામસી દૃષ્ટિ તે સર્વત્ર અદૃષ્ટિ જ છે તેમ સાત્વિક દૃષ્ટિમાં રજોગુણ અને તમોગુણના જે જે કાર્ય ભણી ક્ષમાદૃષ્ટિ રહે છે તે તે દિશા ભણીની તેની અદૃષ્ટિ જ છે. સ્ત્રીપુરુષની પ્રીતિને તું શુદ્ધ સાત્ત્વિક ગણતો હોઈશ તો વધારે અનુભવથી તારી ભૂલ ભાંગશે. તમે બે જણ કોઈ પુણ્યસિદ્ધિથી સર્વદા સાત્ત્વિક રહી શકશો તો તેથી કાંઈ બાકીનું જગત સાત્ત્વિક થઈ જવાનું નથી, પ્રાણીઓ પરસ્પરનું ભક્ષણ કરતાં મટવાનાં નથી, કુટુંબોના અંત:કોલાહલ મટવાના નથી, પાપી જનોની સંખ્યા એક ધર્મમાં પ્રવર્તશે તો એથી અધિક પાપીઓ તેની પાછળ પલટણ પેઠે ઊભા થતા અટકવાના નથી, રાજાઓના રાજ્યલોભ અને અધર્મવિગ્રહ ઘટવાના નથી, અને અન્ય પ્રાણીઓ પેઠે મનુષ્યોમાં ને રાજાઓમાં પણ મોટું નાનાને ખાય એ નિયમ લુપ્ત થવાનો નથી. આ સર્વ મલિન વસ્તુઓને દૃષ્ટિ બહાર રાખી કરેલું ધર્મના ને ન્યાયના પાયાનું ચણતર રેતીમાં થયા જેવું ગણવાનું છે, ને એ મલિન માર્ગના કોયલાની વ્યવસ્થા રાખવી ને કોયલાથી કાળાં ન જ થવું એ અભિલાષ દંભનું અને મમતનું પરિણામ છે. અમે એ અભિલાષને ના નથી કહેતા પણ તેનો ત્યાગ કરવાનું આવશ્યક લાગે તો તેમ પણ કરવા તત્પર રહીએ છીએ. અમે તો માત્ર આ દેશની ત્રિગુણાત્મક સૃષ્ટિના સર્વ અંશ પર પૂર્ણ દૃષ્ટિ રાખી અમારી રચના કરી છે. તમે જુઓ છો કે જ્યારે બુદ્ધ ભગવાનની ને અશોક મહારાજની સાત્ત્વિક સૃષ્ટિ ધૂળના કોટ પેઠે બંધાઈ ઊડી ગઈ છે ત્યારે અમારી ત્રિગુણાત્મક દૃષ્ટિની સૃષ્ટિ હજી વર્તમાન છે ને પરદેશી પવનના ઝપાટા સામી હિમાચલ પેઠે સ્તંભ ધારી ઊભી રહી છે. તમારા વિહાર મઠના જેવાં

લગ્નનો અમે નાશ કર્યો છે, બાળકીમાત્રને પરણાવીએ છીએ ને વિધવામાત્રને અપરિણીત રાખીએ છીએ, કુટુંબોના માળા એક જ વૃક્ષ ઉપર બાંધીએ છીએ, જ્ઞાતિઓના રોપાને ક્ષેત્ર બહાર શાખાવાન્ થવા દેતા નથી ને ક્ષેત્ર બહારનાં પ્રાણીને આ ક્ષેત્રમાં આવવા દેતા નથી. સ્ત્રીપુરુષની સ્વચ્છંદ પ્રીતિને સાટે કુટુંબજનોની પરસ્પર એક લોહીની પ્રીતિ રચીએ છીએ. આવી અનેક વ્યવસ્થાઓના પ્રકાશના રસોને આ વડની વડવાઈઓના જ નલિકા-જાળોમાં થઈને તેના ઉપરના સ્તંભોમાં વહેવા દઈએ છીએ, અને એ સૃષ્ટિનું પોષણ પણ આ વડવાઈઓને આમ બાઝી રહીને જ કરીએ છીએ. એ વડવાઈઓથી અમને છૂટા પાડનારને માટે અમારી વિષજ્વાલાઓ છે, એ વડવાઈના વિસ્તાર ઉપર વધ્યા જાય તેને પ્રતિકૂળ થનારને માટે પણ એ જ જ્વાલાઓ છે, અને તમારા દેશને માટે ત્રિગુણાત્મક દૃષ્ટિથી રચેલી વ્યવસ્થાનો, મનના કે વાણીના કે કર્મના રજોગુણથી કે તમોગુણથી, ભંગ કરનારને માટે અમારી જ્વાલાઓ આ નીચેથી છેક ઊંચે સુધી ચડી પહોંચી જવાને સમર્થ છે. અનેક જાતના વિકારોમાંથી, દુ:ખોમાંથી અને ભયમાંથી ઉદ્ધાર કરી રાખવાને અમે તમારા દેશની વ્યવસ્થાને ધરી રાખી છે ને તેના અંત:શત્રુઓ તેમ બાહ્ય શત્રુઓ સર્વને માટે અમારી વિષજ્વાલાઓ વરાળ પેઠે સર્વદા ઊંચે ચડ્યાં કરે છે.'

સરસ્વતીચંદ્ર — 'તમે તે આ દેશની વ્યવસ્થાને સુધારી છે કે બગાડી છે? તમે તે આ દેશની આશાઓમાં વિષ નાખ્યું છે કે અમૃત નાખ્યું છે?'



વિષવૃષ્ટિ વધારે ભયંકર થઈ સામેનો નાગ ઉત્તર દીધા વિના આમની ચારે પાસ વીંટાવા લાગ્યો અને તેનું મોં કોઈ કાળા કોતર પેઠે પહોળું થઈ અંદરના ક્રૂર દાંતને અને ઠગારી જીભને દેખાડવા લાગ્યું. એટલામાં કુમુદસુંદરી તેના સ્પર્શથી ઊછળી અને સરસ્વતીચંદ્રને બાઝી પડી બોલી ઊઠી:

'જુઓ, પ્રાણનાથ! આ સર્વ નાગરાજનાં મસ્તક મુકુટધર છે ને એ મુકુટોમાં શાં તેજસ્વી રત્ન છે!'

સરસ્વતીચંદ્ર — 'પ્રિયા! સીતાની દૃષ્ટિ સુવર્ણમૃગ ઉપર પડી હતી તેમ તો તને નથી થયું? તું આ વિષવૃષ્ટિમાં તેજ અને રત્નો ક્યાં જુએ છે?'

નાગ બળવાળી ચૂડ ભેરવી, આ બે જણની આસપાસ વીંટાંયો અને તેઓ સામાસામી આલિંગન દેતાં હોય તેમ સજડ ભીડાયાં. ભીડાયાં તેની સાથે કુમુદનું મંગળસૂત્ર સરસ્વતીચંદ્રના હૃદયમાં ચંપાયું ને તેનો સાથે જ તે બોલી ઊઠ્યો:

'કુમુદ! કુમુદ! તું સત્ય કહે છે! આર્યદેશના ખરા અને સનાતન મુકુટધર રાજાઓ તો આ નાગલોક જ છે! આપણે જેમને રાજાઓ અને ચક્રવર્તીઓ કહીએ છીએ તે તો નામના! તેમના મુકુટમણિ ખોટા! શુદ્ધ

મણિ તો આ રાજાઓના જ મુકુટોમાં છે તે હું હવે તારી પેઠે દેખું છું! હા! શું સુન્દર દર્શન છે!'

આ વચન નીકળતાં નાગની ચૂડ છૂટી. તેણે તેમને છોડી દીધાં, વિષવૃષ્ટિ શાંત થવા લાગી. નાગલોક વડવાઈઓ ઉપર ચડવા લાગ્યા, અને સ્વપ્નનાં દંપતી આગળ ઊભેલા નાગરાજને સ્થાને મોટો રત્નનો ઢગલો — અન્નકૂટ — જેવો ઊભો થયેલો દેખાયો. એ ઢગલાના તેજ આગળ આ દંપતીનાં નયનમાં કંઈક ઝાંઝવાં વળવા લાગ્યાં, પળ પછી પળ જવા લાગી તેમ તેમ ચારે પાસની સૃષ્ટિમાં અદ્ભુત ફેરફાર થઈ જવા લાગ્યા. ઉપરની કાળી છતને સ્થાને સુન્દર રંગોથી રંગીન પણ પારદર્શક બિલોરની છત થઈ ગઈ ને વડવાઈઓ પણ બિલોરનાં ઝાડ પેઠે લટકવા લાગી. એ ઝાડમાં કાચના પ્યાલા, કાચના ઘડા, ને કાચની ત્રાસકો ઝૂલવા લાગી, ને તે સર્વમાં અમૂલ્ય સુન્દર રત્નો દીવાની ઊભી જ્યોતો પેઠે પ્રકાશી રહ્યાં. ઉપલી છત ને નીચલી ભૂમિકા વચ્ચે કોઈ વિશાળ સુન્દર વાડીઓ ખીલી રહી ને તેમાં સ્થાને સ્થાને સ્વર્ગનાં જેવાં વૃક્ષો, કુંડો, ફુવારા, નાના ઝરા, ચિત્રવિચિત્ર રંગોના ફલથી લચી રહેલી વેલીઓ, ને નાના કોમળ છોડવાઓ ઉપર બેઠેલા ફૂલના ફાલ: એમ રમણીય સૃષ્ટિ દૃષ્ટિમાં અનેકધા અમૃત ભરવા લાગી.



કુમુદસુંદરી — 'પ્રિય હૃદય! પેલી નાગલોકની ભયંકર સૃષ્ટિ ક્યાં જતી રહી અને આ શું થઈ ગયું? પ્રદેશ એનો એ છે ને તેમાંની સામગ્રી આટલી પલટાઈ ગઈ એ તે શો ચમત્કાર?

સરસ્વતીચંદ્ર — 'જે નાગલોક વિષજ્વાલાઓને ઉરાડે છે તે જ નાગલોક આ મણિસંગ્રહને ધરે છે. જેની દૃષ્ટિમાં વિષ છે તેનાં દૃષ્ટિવિષની સામે નાગલોક વધારે બલવાન વિષ ઉરાડે છે ને વિષથી વિષનો નાશ કરે છે. જેની દૃષ્ટિમાં રત્નમય પ્રકાશ દીપે છે તેને નાગલોક આવાં મણિદર્શન આપે છે. સાત્ત્વિક દૃષ્ટિને વિષ અને રત્ન ઉભયનાં દર્શન સાથે લાગાં થાય છે. આપણી માનુષ દૃષ્ટિએ પ્રથમ આ વિષનું દર્શન કરાવ્યું ને વિષધરનાં અસહ્ય બળનું સહન કરવામાં આપણાં હૃદય અદ્વૈત પામ્યાં. એ અદ્વૈતને બળે તારા પવિત્ર મંગળસૂત્રમાંના સ્પર્શમણિનો આપણે ગાઢ સ્પર્શ કર્યો. એ સ્પર્શમાં આપણું અદ્વૈત થયું, અને એ મણિને અને અદ્વૈતને પ્રતાપે અત્યારે આ પૂજનીય રત્નરાશિનાં દર્શન કરીએ છીએ.'

કુમુદસુંદરી — 'આ ઉપરના બિલોરમાંથી નીચેનાં રત્નો ઉપર ને વનસ્પતિઓ ઉપર સુન્દર રંગનાં ચિત્ર પડે છે ને તેમનો વચ્ચે સપ્તરંગી કિરણોનાં જાળ ગૂંથાય છે.'

સરસ્વતીચંદ્ર — 'મારો ચિન્તામણિ તને આ દર્શન આપે છે.'

કુમુદસુંદરી — 'ચારે પાસના પ્રકાશ વધારે વધારે સુન્દર થાય છે.'

સરસ્વતીચંદ્ર — ‘પ્રિયદર્શી મહારાજની તેજસ્વિની છાયા સહસ્ર વર્ષ સુધી પહોંચી છે. આપણે દીઠા તે સર્વ નાગલોક આ છાયામાં જ પરિપાક પામેલા છે. ઉપર જો. આ સુંદર છતની ઉપર આ તેજની છાયા જતી નથી ત્યાં નાગલોકના પ્રકાશનાં કિરણ, વૃક્ષની શાખાઓ પેઠે, ઊંચાં ફૂટે છે, અને ઉપરથી જે જે રાફડાઓ ઉપર આપણે દૃષ્ટિ નાખતાં આવ્યાં છીએ તે રાફડાઓના મૂળમાં આ કિરણ સ્ફુરે છે.’

કુમુદસુંદરી — ‘એ મૂળ અસંખ્ય છે, મૂળે મૂળે મહાયજ્ઞોની વેદીઓ દેખું છું. વેદીએ વેદીએ પવિત્ર અગ્નિજ્વાલાઓ છે ને અગ્નિમાં-આ-શું હોમાય છે?’

સરસ્વતીચંદ્ર — ‘યાજકનાં જ સૂક્ષ્મ શરીરો હોમાયાં છે ને અનેક પુસ્તકોને અનેક વ્યવસ્થાઓને રૂપે તેમ એ યજ્ઞદેવની પ્રસાદી રૂપે ઉપર ભસ્મ ઊડે છે ને ચારે પાસની પ્રજા તેમાં નહાય છે. અનેક ઋષિજીવનના સૂક્ષ્મ હોમ આ સત્રાયણમાં થયા છે.’

કુમુદ — ‘આ નીચે જે ઉત્તમ શ્વેત પ્રકાશ છે તે ઉપર કેમ નથી જતો?’

સરસ્વતીચંદ્ર — ‘બુદ્ધ ભગવાનનો પ્રકાશ આ વાડીમાંથી ધીરેધીરે બહાર આકર્ષાય છે, ને આપણા પ્રદેશની નીચે પિતામહના મંદિરના શિખરના — સુવર્ણકલશ છે તેમાંથી કોઈ નવા પવનને નવા પ્રકાશ આ શ્વેત પ્રકાશમાં થઈને છત ઉપર ચડે છે. ઉપર જે દેખીએ છીએ તે આ બે પ્રકાશનું મિશ્રણ છે. આ નવા પ્રકાશના વેગથી આ શ્વેત પ્રકાશ મિશ્રણરૂપે કેટલોક ઉપર ચડે છે ને બાકીનો ચારે પાસ ઢોળાઈ જાય છે.’



કુમુદસુંદરી — ‘આ આપણી પાસેના રત્નરાશિમાં પણ અનેક પ્રતિબિંબ દેખાય છે.’

કુમુદે એ રાશિમાંથી પોતાના બે હાથ ભરી રત્ન લીધાં અને અંજલિમાં ઝાલી રાખી તેમાં ને ઉપરની છતમાં વારાફરતી જોવા લાગી.

સરસ્વતીચંદ્ર — ‘કુમુદ! એમાં જોજે ને જોતી જોતી કહેજે. આજ યુરોપમાં જેવાં સંવનન અને પ્રીતિલગ્ન રચાય છે તેવાં જ આ આસપાસના આપણા દેશમાં થતાં નથી? ઉપર જે જ્ઞાતિઓના અનેક સ્તંભ ને ચીરા જણાતા હતા તેને સ્થાને અહીં ચારે પાસ માત્ર એક જ પૃથ્વી જણાતી નથી? ત્યાગ, ઉદારતા, સાધુતા, દયા આદિ રંગની જ વૃષ્ટિ આ એકાકાર થયેલી ધર્મભૂમિમાં થતી નથી? એ વૃષ્ટિનાં કલ્યાણફળથી લોક સમૃદ્ધ, તેજસ્વી, વીર્યવાન્ ને યશસ્વી થતા નથી? [૧] કુમુદ, સૂક્ષ્મ દૃષ્ટિથી રત્નાંજલિ જોઈ લે અને તારા પ્રેમાળ હૃદયના ઉદ્ગારથી વર્ણવ.’

કુમુદસુંદરી — ‘હૃદયવલ્લભ! સર્વ ભારતવર્ષમાં એક જ — નહીં મંદ, નહીં ઉગ્ર, એવો — રમણીય પ્રકાશ દેખું છું. નાનાં ગામડાંમાં ને મોટાં નગરોમાં આનંદનાં ગીત સાંભળું છું - સર્વત્ર સાંભળું છું. અરણ્યોમાં પર્વતો

ઉપર, નદીતીરે ને સમુદ્રતીરે, સાધુજનોની નિર્ભય નિરંકુશ કલ્યાણચર્યા, જ્યાં જોઉં છું ત્યાં, હૃદયને પ્રફુલ્લ કરે છે. મનુષ્યસૃષ્ટિના સ્થૂલ દેહમાં આરોગ્ય, વીર્ય, સુન્દરતા ને સુઘડતા જોઉં છું. આજના આપણા જાગૃત લોક તો પ્રમાણમાં વામન, ક્ષીણ ને રોગી છે; બાળક જેવા ઉપરના રાફડાઓમાં દેખાય છે; બુદ્ધિમાં, વિદ્યામાં, સાધુતામાં, પ્રીતિમાં અને સર્વ સદ્વસ્તુમાં પણ આ નીચેના પ્રતિબિમ્બિત લોકમાં ને આપણા હાલના લોકમાં એવો જ ફેર છે. સ્વામિનાથ! ખરી મહાયાત્રાઓ તો આ લોક જ કરે છે. દક્ષિણમાં લંકા, જાવા ને સુમાત્રા; ઉત્તરમાં ત્રિવિષ્ટપ (તિબેટ), ચીન, કંદહાર, તાતાર, ને રોમ; પશ્ચિમમાં મિસરદેશ; પૂર્વમાં બ્રહ્મદેશ ને સિયામ; એ સર્વદેશો સુધી પૃથ્વી ઉપર ને સમુદ્ર ઉપર ભારતવર્ષના પંડિતો ને વ્યાપારીઓ દોડાદોડ કરી રહ્યા છે તે એમના રથ ને એમનાં વહાણ હું અહીંથી સંખ્યાબંધ જતાં-આવતાં જોઉં છું. ઓ મારા વહાલા! આ લોકની છાતીઓ કેવી ચાલે છે? અને એમને ઘેર તો કંઈક જુદી જ સૃષ્ટિ દેખાય છે. ચાંદીના હિંડોળા ઉપર સંવનનથી પરણેલા દંપતી ગામે ગામ ને દેશેદેશ દેખાય છે. કામદેવના બાણના ટંકાર, કામદેવના જય અને પરાજય, વૈભવ, સુખ, સમૃદ્ધિ, ભોગ અને ત્યાગ: સર્વ દર્શન આ પ્રદેશમાં મનભર મનહર થાય છે. માતાપિતાની સેવા કરવામાં પરિશીલિત દંપતીઓ સ્થાને સ્થાને અદ્વૈતાભિલાષથી પ્રવૃત્ત થાય છે; ને માતાપિતા એ દંપતીઓની સેવાથી તૃપ્ત થાય છે પણ તૃપ્તિના કરતાં, પુત્રવધૂના અર્થ, કામ ને સ્નેહ જોવામાં ને વધારવામાં ને પોતાનાથી સ્વતંત્ર થતાં જોવામાં વધારે આનંદ માને છે. કોઈ કુટુંબમાં ક્લેશ દેખાતો નથી. સ્થાને સ્થાને અનાથ લોકની સેવા થાય છે. આ લોક દ્રવ્ય કમાતાં થાકે છે પણ તેનો પરમાર્થમાં વ્યય કરતાં થાકતા નથી. સ્થળે સ્થળે લોકનાં ટોળાં લોકની ચિંતા કરી રાજાને સ્વસ્થ રાખે છે ને રાજાઓ પ્રજાનાં અનુરંજનમાં જ તૃપ્તિ માને છે. ઋષિલોક અનેક વિદ્યાઓ સાધે છે, અનેક શાસ્ત્રોનાં લક્ષ્ય ઉપર દૃષ્ટિ કરી રહ્યા છે. શાસ્ત્રોની પ્રવૃત્તિ લોકસંઘના ઐહિક ને આમુત્રિક કલ્યાણ ભણી જ થાય છે. બાળક, તરુણ ને વૃદ્ધ સર્વ અહીં પ્રફુલ્લ થાય છે. સ્ત્રી, પુરુષ, કુટુંબ, જનપદ, રાજા અને રાજ્ય: સર્વમાં રસના, જ્ઞાનના, દ્રવ્યના, સાત્ત્વિક દૃષ્ટિના, અને સનાતન તેમ આર્ય ઉભય ધર્મોના, ઉત્કર્ષની જ્વાલાઓના કુંડ સ્થાને સ્થાને દેખું છું. સર્વ સ્થૂલ સૂક્ષ્મ સૃષ્ટિ વીર્યવતી, સુન્દર અને વર્ધમાન છે. કાલિદાસ અને ભવભૂતિ, વિક્રમ અને શાલિવાહન — અને એવી અનેક તેજસ્વિની છાયાઓને હું અહીં સ્વતંત્ર ચાલતી દેખું છું. ઓ મારા વહાલા! આ પ્રિય-દર્શનથી જે તૃપ્તિ થાય છે તેથી જ આજની યાત્રા સફળ થાય છે.’

સરસ્વતીચંદ્ર — ‘તું જુએ છે તે સર્વ હું પણ જોઉં છું ને તારી તૃપ્તિમાં સમભાગી થાઉં છું.’

કુમુદસુંદરી — 'હવે આ મારા હાથમાંનાં રત્નો ઉપર તમે દૃષ્ટિ કરો — મારા સ્પર્શમણિનો સ્પર્શ કરીને જુઓ, ને તમારા ચિન્તામણિની ચિન્તાનો તેને સમાગમ પમાડો. પૌરુષ અને સ્ત્રૈણ હૃદયના ગાઢ સર્વાંગી આશ્લેષ વિના એક સમાગમ દુર્લભ છે.'

સરસ્વતીચંદ્ર તેમ કરી ઊભો ને કુમુદના કરપલ્લવને પોતાના લોચન સુધી લઈ તેમાંનાં રત્નોને જોવા લાગ્યો.

સરસ્વતીચંદ્ર - 'કુમુદા ઉપર પૃથ્વીના જે અનેક સ્તંભ ને અનેક ચીરા છે તેને સ્થાને આપણી નીચે સ્વસ્તિક [૧] ના આકારના ચાર ચીરા છે ને તેમની વચ્ચે પૃથ્વીના ચાર વર્ણવાળા ચાર ભાગ છે. એક ભાગમાં શ્વેત વર્ણ છે, બીજામાં લોહિત વર્ણ છે, ત્રીજામાં સુવર્ણ છે, ને ચોથામાં શ્યામ વર્ણ છે. એ ચાતુર્વર્ણ્યના ચાર પ્રદેશ વચ્ચે ચીરા પડવા માંડ્યા છે; પણ તે વચ્ચે સ્થળે સ્થળે, ઝૂલતા સુવર્ણરંગી પુલ બંધાતા જાય છે ને એ ચીરા પર કૂદી જાય તેને તે પણ અનુકૂળ છે. આ પૂર્વ ભણીના પ્રદેશથી બુદ્ધ ભગવાનનો પ્રકાશ આવવા લાગે છે ને ચારે વર્ણની ધાતુઓને હિમની પેઠે ઓગાળવા લાગે છે. આસપાસની ભેખડો ચીરાઓમાં ઘસી પડતી દેખું છું. અને અંતે આપણી નીચે એ પૃથ્વી એકાકાર થઈ ગઈ દેખાય છે.

કુમુદસુંદરી — 'તો ઉપર આપણે પાછા ચીરા ને કડકા શાથી દીઠા?'

સરસ્વતીચંદ્ર —'આ છત્રની ઉપર થોડે સુધી જેવું સુંદર દર્શન છે તેવું જ બીભત્સ ચિત્ર તેથી ઉપર છે. [૧] પ્રીતિયજ્ઞને નામે ભ્રષ્ટ દંપતીઓ પિતૃયજ્ઞની વેદીઓને તોડી પાડે છે, ને સ્થૂલ શરીરની તામસી વૃત્તિઓમાં લીન થઈ જાય છે તે — ઓ — પેલા મેં પ્રથમ બતાવેલા સત્રાયણના ભસ્મના ગોટાની પાછળ આ સ્થૂલ પ્રીતિવાળાં પશુઓનાં ટોળાં મસ્તી કરી રહ્યાં છે. જેવાં તે તેવાં માતાપિતા થતાં દેખાય છે ને આ સર્વ ભ્રષ્ટાચારને અટકાવવા નાગલોક ચારે પાસે દોડાદોડી કરી રહ્યા છે. [૨] શૂદ્ર મનુષ્યની વાસનાઓને શાંત કરવા ને શાંત ન થાય તો નષ્ટ કરવા સુધીની ધારણા કરી, નાગલોક મનુષ્યોની દૃષ્ટિઓ અને વાસનાઓ ભણી પોતાના વિષની વૃષ્ટિ કરી રહ્યા છે! આહા! એ વૃષ્ટિબલ ભયંકર થાય છે. રસમાત્ર અને સ્ત્રીમાત્રનાં મનોરાજ્યના પાયા આ વિષની તીવ્રતાથી ઢળી પડે છે ને તેમની પ્રીતિની સૃષ્ટિ વરાળ જેવી થઈ કંઈક ઊડી જતી હું દેખું છું. સાટે પ્રીતિનાં અનભિજ્ઞ બાળકોને પરણાવવા માતાપિતાઓનાં હૃદય કુદકારાં મારે છે. અહો! વિષ અનેકધા લીલુંછમ જેવું થાય છે ને સંસારના શરીરને આટલી હાનિ પહોંચાડે છે અને તે જ વિષ પેલા સ્થૂલ લઈ જતા સંસારના દેહની ભ્રષ્ટ થઈ જતી પ્રીતિની અનાચારભરેલી નસોમાં વ્યાપી જાય છે ને એ શરીરનો સમૂળો નાશ કરે છે. આહા! ધૈર્ય, સ્થૈર્ય, ચાતુર્ય અને વીર્યવાળા વૈદ્યોનું કામ કરવા મંડી જતા નાગલોક ચારે પાસના સંસારને ઝાપટે છે, જને તેને દંશ દે છે, અને એ સંસારની નસોમાં વહેતું, માંસરુધિરમાં ભરાયેલું,

અને વાત-પિત્ત-કફને દુષ્ટ કરનારું સર્વ રોગ-વિષ પોતાના લીલા વિષ વડે નષ્ટ કરી દે છે ને આ રોગી દેશના રોગી લોકમા નવી જાતનું આરોગ્ય ને નવું બળ આપે છે. કુમુદ! તારા સ્પર્શમણિની શક્તિથી નાગલોકના વિષમાં પણ આવું સુન્દર ફળ દેખાય છે.

કુમુદસુંદરી — ‘સ્વામિનાથ! આપણામાં પણ કંઈક એવો જ રોગ દેખીને જ નાગલોકે આ વિષવૃષ્ટિ આપણી ભણી કરી દેખાય છે.’

સરસ્વતીચંદ્ર — ‘એમ જ.’

બે જણના હૃદયમાંથી આ ઉદ્ગાર થયા તેની સાથે જ રત્નરાશિમાંથી મધુર અને ગંભીર સ્વર નીકળવા લાગ્યો, અને કુમુદના હાથમાંના રત્ન પણ દિવ્ય વાણી વડે તેમાં ભળવા લાગ્યાં.

‘સાત્ત્વિક દૃષ્ટિનાં અધિકારી માનવીઓ! જે માનવી પારકા ગુણ અને પોતાના દોષ દેખી શકે છે તે આવી દૃષ્ટિનાં અધિકારી છે. તમે તેવો અધિકાર પ્રાપ્ત કરેલો છે તો અમ રત્નલોકની દીન વાણી સુણો. ઉપરના યજ્ઞોના ભસ્મરાશિ ને ધુમાડાના ગોટા ઉપર નાગલોકના વિષથી સર્વત્ર આરોગ્ય થતું તમે દીઠું — એ આરોગ્ય વિષ અને રત્નના, એક શિરમાં સમાગમથી થયેલું છે. એ આરોગ્યકાળનો પ્રકાશ પેલી ભસ્મથી અને ધુમાડાથી પણ ઊંચે બંધાયેલો છે. અમારાં કિરણોથી એ પ્રકાશ વીર્યવાન્ હતો અને મણિધર વિષધરોના વિષની કૃપાથી એ પ્રકાશના શત્રુ ધ્વસ્ત હતા. એ પ્રકાશના કાળ ઉપર તમે બીજાં મલિન મૃત્તિકાનાં પડ જોશો. એ પડ તમોગુણના ઉજ્જાંભૃણથી બંધાયાં છે ને ભરેલાં છે. આ સ્થાનના વિષધરોનું વિષ એટલે દૂર સંપૂર્ણતાથી પહોંચી શકતું નથી અને અમારો પ્રકાશ પણ ત્યાં પૂર્ણ શક્તિથી જઈ શકતો નથી. વિષજ્વાલાઓ જે અંધકારને અને તમોગુણને ભસ્મસાત્ કરતી હતી તે અંધકાર અને તમોગુણ આ પડમાં નિરંકુશપણે નિષ્કંટક વધ્યાં જાય છે ને તેના રાફડા બંધાયેલા તે જ તમે ઉપર પ્રત્યક્ષ કર્યા છે. આ તમોગુણના ઘસારાથી પ્રાચીન ચાર ખડકોની વચ્ચેના ઝૂલતા પુલ તૂટી જાય છે, ખડકો કંપે છે, એકબીજા સાથે અથડાય છે ને પછડાઈ તે સર્વના કટકા પડે છે. જ્ઞાતિઓના કટકા ને તેમની વચ્ચેના ચીરા આમ એ જ તામસી શક્તિથી થયા છે ને વધ્યા ગયા છે. આ વિષધર-મણિધર-લોકની દૃષ્ટિ તો છેક ઉપર આકાશ સુધી પહોંચે છે અને આ યુગના લોક અમારો તિરસ્કાર કરે છે, વિડંબના કરે છે ને અમને ગાળો દે છે તે સર્વ અમે આ સ્થાનથી જોઈ શકીએ છીએ. પણ તેમનો પ્રતિકાર આટલે દૂરથી કરવા અમે સમર્થ નથી. જો તમે તે લોકનાં માનવી હો ને એ લોકમાં પાછાં જાવ તો અમારાં વિષનું અને રત્નનું સમર્થન કરજો. જો કોઈ યુક્તિઓથી અમારી બાંધેલી રંગીન પ્રકાશવાળી પ્રણલિકાઓના રંગ દેખો તો તેમને અમારા મણિપ્રકાશનો સમાગમ કરાવજો. જો એ પ્રણલિકાઓમાં ફરતાં અમારા વંશના પણ અધોગતિ પામેલાં અળસિયાં દેખો તો તેમને અમારા મણિનું અને વિષનું પ્રતિભાન આપજો ને અમારી પ્રણલિકાઓનું

સત્ત્વ કાઢતાં શીખવજો. એ તામસી દૃષ્ટિના દેશના અન્ય જીવો એ રાફડાઓની માટીમાં દબાઈ ચંપાઈને અને એ માટી ખાઈને અંતે નષ્ટ થઈ જાતે માટી થાય છે; તે જન્તુઓને અમારી પ્રણાલિકામાંથી અમારા પ્રકાશનું ને અમારા વિષનું સત્ત્વ ધીમે ધીમે થોડું થોડું કે ટીપે ટીપે પાજો. જ્યાં સુધી આ સર્વ સ્થાનમાં અમારી દૃષ્ટિ પહોંચે છે ને અમારાં નામની કીર્તિ સમજી કે અણસમજી થાય છે ત્યાં સુધી અમારા સામર્થ્યનાં અંકુર સફળ કરવાની અમે કંઈક આશા રાખીએ છીએ અને જ્યાં સુધી એવી એવી આશા રાખીએ છીએ ત્યાં સુધી આ વડવાઈઓને અમે નાગલોક વળગી રહીશું ને ઊર્ધ્વદૃષ્ટિ રહી અમારાં વિષની ને પ્રકાશની જ્વાલાઓ ઊર્ધ્વગામિની કરી રાખીને ફુવારાની પેઠે ઊંચી ફેંક્યાં કરીશું. સહસ્ર વર્ષોથી અમે માત્ર પવનનું — સંસારને જીવન આપનાર દૃશ્ય વિદ્યા-પવનનું ભક્ષણ કરી આ વડવાઈઓને બાઝી રહ્યા છીએ તે આરંભેલા કામનો ત્યાગ ભયથી કે અસમ્યગ્ દૃષ્ટિથી કરવાના નથી. ગમે તો રાફડાઓની માટીના કાચા પથરા થઈ જશે એટલે તે પરહસ્તથી ભાંગશે પછી અમારી દૃષ્ટિ બંધ થઈ જશે, અને ગમે તો એ રાફડાઓને કોઈ નવા યુગનાં મનુષ્ય ઓગાળશે ને અમારી પ્રણાલિકાઓ કરતાં વધારે વીર્યવતી પ્રણાલિકાઓને બાંધશે ત્યાં સુધી અને નાગલોક આવું જ તપ કર્યાં કરીશું ને તે પછી જે મહાન વડમાંથી આ વડવાઈઓ નીકળી છે તેના ઉપર થઈને એ વડના થડ ઉપર જઈશું ને ત્યાંથી તેના મૂળમાં આ નીચેની ભૂમિકામાં અમારા પિતૃલોકના અધિષ્ઠાતા શેષનાગમાં લીન થઈ જઈશું; ત્યાં સુધી અમે અમારા તપનું અને મહાયજ્ઞનું સમાવર્તન નહીં કરીએ. માનવીઓ! આ ઉપરની તામસી સૃષ્ટિના મળથી ને વિષથી લિપ્ત થવાનો ભય તમને ન હોય તો પિતામહનાં દર્શન કરવા પહેલાં એ સૃષ્ટિમાં પણ તમે જઈ આવો, ને જો એ ભય તમને હોય તો આ મણિરાશિ ઉપર છતમાં અમારા પ્રકાશનો સ્તંભ ઊંચે ચડે છે તેમાં દૃષ્ટિ કરશો તોપણ થોડુંઘણું જોઈ શકશો.'

રત્નરાશિની વાણી શાંત થઈ ને બે જણની પાસે રત્નરાશિમાંથી ચડતો પ્રકાશસ્તંભ રહ્યો. સમુદ્રમાંથી વાદળીઓ પાણી પીતી કહેવાય છે ને પાણી ઊંચું ચડે છે તેના જળસ્તંભ થાય છે તેવા આ પ્રકાશસ્તંભમાં થઈને રત્નકર જેવા રત્નનિધિનો પ્રકાશ ઊંચે ચડતો હતો. તેની વચ્ચે બે જણ ઊંચું જોતાં જોતાં ઊભાં રહ્યાં ને તેની સાથે જ એ પ્રકાશના ઊર્ધ્વ વેગથી ધકેલાઈ ઉપર ઊડ્યાં ને પાંખો કામ લાગી.

રાફડાઓને મથાળે જે સ્થાનથી પોતે પ્રથમ અંતર્ભાગમાં આવ્યાં હતાં તે સ્થાન ઉપર આ તેજના ધક્કાથી બે જણ આવીને ઊભાં ને ઉઘાડા આકાશના પ્રકાશ અને પવનથી સ્વસ્થ થયાં. રાફડાના દ્વીપની આસપાસ પિતામહના તેજોનિધિનાં મોજાં ઊછળતાં હતાં ને તેની લહેરોથી નવીન શાંતિ વળવા લાગી. બે જણ સાથે સાથે બોલ્યાચાલ્યા વિના લહેરો

ભોગવતાં બેઠાં. થોડીક વાર પછી સરસ્વતીચંદ્રે કુમુદને ખભે હાથ મૂકી કહ્યું:

‘કુમુદ, આ આપણી પાસેની માટી હાલે છે?’

‘હા.’

બે જણ ઊભાં થયાં. થોડી વારમાં હાલતી માટીમાં પાવડો હાલતો જણાયો, ને એક મોટા કોતર જેવું છિદ્ર પડ્યું. તેમાં કેટલાક જન્તુઓ દેખાયાં. તેમની આસપાસ નાગલોકવાળા પ્રકાશસ્તંભનો અંબાર ઝળહળી રહ્યો ને જન્તુઓમાંથી કેટલાકની છબીઓ તો કેટલાકના સ્વરૂપ સરસ્વતીચંદ્રને ઓળખીતાં લાગ્યાં.

‘કુમુદ! કુમુદ! આ તો આપણા સુધારાવાળા મિત્રોનું પ્રતિબિંબ છે. જો! જો! આ માટીને શુદ્ધ કરવાને, આ માટીમાંના કૃમિગણને સચેતન કરવાને, આ ચેતન જન્તુઓ કેવો સુંદર પ્રયત્ન કરે છે? — અરે, પણ માટી તો છે ત્યાંની ત્યાં ને તેવી ને તેવી જ રહે છે… આ જન્તુઓનો પ્રયત્ન નિષ્ફળ થાય છે, તમોગુણનો વિકાસ ઘટતો નથી, ને કંઈક વિચિત્ર કોલાહલ કાને આવે છે.’

કુમુદસુંદરી — ‘જુઓ, જુઓ, તેમનાં આયુષ્ય પાણીના રેલા પેઠે માટીમાં લીન થાય છે ને માટીથી અચેતન રત્નો લીંપાઈ જાય તેવી આમની દશા થાય છે. આપણે એમને માટે શું કરીએ?’



સરસ્વતીચંદ્ર — ‘આ તો આપણે માત્ર પ્રતિબિંબ જોઈએ છીએ. પ્રતિબિંબ ઉપર દયા નિરર્થક છે. પણ પેલો કોલાહલ વધે છે, આ રત્ન જેવા જન્તુઓની આસપાસ કોઈક સ્થાને માટી તો કોઈક સ્થાને વિષજ્વાલાઓ ફરી વળે છે.’

કુમુદસુંદરી — ‘એ તો સમજાયું. આ જન્તુઓને જરાક સૂક્ષ્મ દૃષ્ટિથી જુઓ. તેમને મુખ ને જિહ્વા પૂર્ણ છે પણ કાગદૃષ્ટિ પેઠે બે આંખો વચ્ચે કીકી [૧] એક જ છે. આ રાફડા ઉપરના આકાશમાં કપિલોક દિવ્ય ઔષધિઓ લઈ વાદળાં પેઠે આવજા કરે છે. તેમાંથી સરી આવતા પરાગ એ કીકીઓમાં ભરાય છે ને તે પરાગનાં પડ આ જન્તુઓની એકની એક કીકીઓ ઉપર બંધાય છે એટલે એમને દૃષ્ટિવિકાર થાય છે. ઓ મારા વહાલા! આ રત્ન જેવાં જન્તુઓની આંખોનાં પડ દૂર કરો ને એમને બીજી કીકીઓ પણ પ્રાપ્ત કરાવો.’

સરસ્વતીચંદ્ર — ‘જેવી રીતે કપિલોકની પાસેથી પડેલો પરાગ તેમની આંખોમાં પડે છે તેવી જ રીતે અને પરાગની સાથે જ નાગલોકનો મણિપ્રકાશ તેમની આંખોમાં પડશે ત્યારે આમની અકેકી કીકીની દૃષ્ટિ શુદ્ધ થશે ને એથી વધારે દુર્લભ સાત્ત્વિક પ્રકાશની પ્રાપ્તિ વિના બીજી કીકીઓ આવવી તો અશક્ય છે.’

કુમુદસુંદરી — ‘આ કોલાહલ શો છે?’

સરસ્વતીચંદ્ર — ‘આ જ જન્તુઓને અકેકી આંખ છે ને બીજાં જન્તુઓ તો કેવળ અન્ધ જ છે ને થોડાંક જન્તુઓની કીકીઓ ઊંધી પૂતળીની અવળી છે; તે સૌની ભીડાભીડમાં એકબીજા સાથે અથડાય છે, લડી મરે છે ને કોલાહલ કરે છે.’

કુમુદસુંદરી — ‘અવળી કીકીઓવાળાં કોણ છે ને અન્ધ કોણ છે?’

સરસ્વતીચંદ્ર — ‘નાગલોકની રચેલી રંગીન પ્રણાલિકાઓમાં જતાં આવતાં જન્તુઓની કીકીઓ વસ્તુઓની સ્થિતિના વ્યુત્ક્રમ દેખે છે અને સાંકડી પ્રણાલિકાઓનાં પ્રતિબિંબ વિનાનાં અન્ય સત્ત્વનું એમની કીકીઓમાં પ્રતિફલન થતું નથી. બાકીનાં જન્તુઓ તો તામસી વૃત્તિના રચેલા અજ્ઞાનથી જ અન્ધ છે. તેમની ગતિથી માટીમાં ચીલા જેવી રેખાઓ પડે છે ને તેમાં થઈ અન્ય એવાં જન્તુઓ, કીડીઓ પાછળ કીડીઓ જાય તેમ ચાલે છે. તેમને તો માટીનું જ ભક્ષણ છે ને માટીમાં જ જીવન છે. તેના કોઈક જીવો આ અવળી કીકીવાળા જીવને સૂંઘીસૂંઘી તેમની પાછળ પાછળ જાય છે, અને કોઈક જીવો પેલા એક કીકીવાળા જીવોની પાછળ જાય છે ને નાગલોકનું વિષ આમનાથી જીરવાતું નથી ને જીભ ઉપર પણ લેવાતું નથી એટલે એ સર્વ જીવો ગમે તો આયુષ્ય ખૂટતાં સુધી વિષદંશથી દુ:ખી રોગી થાય છે ને ગમે તો એ વિષની દુ:સહતાથી એમનાં સ્થૂલ સૂક્ષ્મ શરીર આ માટીને પણ ભ્રષ્ટ કરનાર સ્વરૂપમાં પરિણત થાય છે.’

કુમુદસુંદરી — ‘આ દેખાવ અતિકરુણ છે.’

સરસ્વતીચંદ્ર —’તો પણ તેમાં એ સાત્ત્વિક તેજની પ્રણાલિકાઓ જણાય છે ને ભાગ્યબળે તેમાં આવી જતા જન્તુ એટલી વાર સુખી અને શાંત થાય છે.’

કુમુદસુંદરી — ‘પેલી પ્રણાલિકા સામે ચળકે છે તે શ્વેત છે.’

સરસ્વતીચંદ્ર — ‘હા, પણ એની ચારે પાસ પેલી માટીનો ઘસારો થાય છે.’

કુમુદસુંદરી — ‘અરે! એ શ્વેત પ્રકાશ ચંપાઈ જશે. સ્વામિનાથ! એ ભયમાંથી એને ઉગારો.’

સરસ્વતીચંદ્ર સ્મિત કરી બોલ્યો: ‘શ્વેત પ્રકાશ એમ ચંપાતા નથી — એ પ્રકાશ તો આ માટી નીચેથી ઊપસીને ઉપર આવે છે ને એ પ્રકાશને માર્ગ આપવા તેના ઉપરથી ખસી જઈ માટી આસપાસ વેરાઈ જાય છે. જો, જો, કુમુદ! બે સ્થાનેથી આ પ્રકાશના અંકુર ફૂટે છે — જો-જો!’

કુમુદ એકદમ ચમકી ઊભી થઈ.

‘ઓ મારા વહાલા! એ તો મારી ગુણિયલની અને મારા પિતાની છાયાઓ! એ અહીં ક્યાંથી?’

સરસ્વતીચંદ્ર — ‘ને તેની પાછળના કોતરમાંથી બુદ્ધિધનભાઈની છાયા ઊંચી આવે છે! આ સૌ પેલા પાવડાની શક્તિથી પ્રત્યક્ષ થાય છે. આ પવિત્ર પૂજ્ય મૂર્તિઓને પ્રણામ કરી ઊભી રહે — એ છાયાઓ આપણા ભણી આવે છે.’

પ્રથમ છાયા ગુણસુંદરી અને વિદ્યાચતુરના હાથમાં એક મોટો ગોળો હતો તેમાં રત્નનગરીનું રાજ્યતંત્ર નકશાના ચિત્ર પેઠે ઊપસેલું હતું અને તેના ભણી અચૂક દૃષ્ટિ રાખી એ ચાલતો હતો. ગુણસુંદરી ઘડીક એની પાછળ ચાલતી હતી, ઘડીક જોડે ચાલતી હતી, ને ઘડીક આગળ ચાલતી હતી. પણ એની દૃષ્ટિ વિદ્યાચતુર ઉપર જ રહેતી ને એના હાથમાંનો ગોળો પડી જાય નહીં અથવા એ પોતે એના ભારથી કે શ્રમથી પડી જાય નહીં એટલી એની — એ સ્વામીની — વ્યવસ્થા રાખતી હતી. એ બે જણની આગળ એમની બીજી નાની છાયા, વૃક્ષની છાયા પેઠે લંબાતી હતી અને તેમાં એક સુંદર ચિત્ર ચાલતું હતું. એ ચિત્રમાં ગુણસુંદરીનું કુટુંબજાળ રાફડાના જન્તુઓ પેઠે તરવરતું હતું. ને સર્વની વચ્ચે એક વેદી ઉપર ગુણસુંદરી બેસીને સતીની પેઠે બળતી હતી. એના બળતા શરીરમાંથી ઊકળતી અમૃતધારાઓ ઊડતી હતી ને પેલાં કૃમિગણના મુખમાં તે જાય એવો પ્રયત્ન ગુણસુંદરી કરતી હતી. તે ધારાના અમૃતધાવણના અતિલોભથી એ ધારાને ન સ્વીકારી ગુણસુંદરીના શરીરને જ એ કૃમિગણ વળગી જતા હતા ને અમૃત ચૂસવા ચટકા ભરતા હતા. એ સર્વ તપની તપસ્વિની ઉપર અગ્નિની જ્વાલાઓ ઊંચી અને લાલ થઈ સળગતી હતી ને આકાશ સુધી એ પ્રતિબિંબનું પ્રતિબિંબ પડતું હતું. આવી છાયાને આગળ ચલાવતી વિદ્યાચતુર અને ગુણસુંદરીની છાયાઓ કુમુદની પાસે આવી. કુમુદ તેમને હાથ જોડી શિરવડે પ્રણામ કરી ઊભી રહી ને છાયાઓ ચાલી ગઈ. તેમની પાછળ માત્ર ગુણસુંદરીના સ્વરના ભણકારા રહી ગયા તેમાં ‘કુમુદ! મારી કુમુદ!’ એટલા અક્ષર લંબાતા હતા. આ ચિત્ર જોઈને અને સ્વર સાંભળીને કુમુદ ગળગળી થઈ ગઈ. સરસ્વતીચંદ્રને કંઈક કહેવા જાય છે એટલામાં બુદ્ધિધનની છાયા આવી. પ્રથમ તો મોટા નાના કૃમિઓનું જાળ બાઝ્યું હતું. તેમાં જડસિંહના દરબારનું, શઠરાયનું, ભૂપસિંહનું અને બુદ્ધિધનનું પોતાનું મંડળ — સર્વ કૃમિરૂપે, તીડોના વાદળારૂપે તરવરવા લાગ્યું અને તેની વચ્ચેથી સર્વના શિરપર ચડી બુદ્ધિધનની છાયા, કોડિયામાંના દીવાની જ્યોત પેઠે ઊભી થઈ પ્રકાશવા લાગી. એના એક હાથમાં એક જન્તુ હતો તે સ્પષ્ટ જોતાં પ્રમાદધન દેખાતો હતો. બુદ્ધિધને પોતાના હાથમાં લઈ દૂર — તેજની નીચેના અંધકારમાં — તેને ફેંકી દીધો ને પોતે પોતાના મુખથી માત્ર ‘કુમુદસુંદરી! તમારા શત્રુને આ શિક્ષા!’ એવો ઉચ્ચાર કરતો હતો.

એની પાછળ સૌભાગ્યદેવી સિદ્ધાંગનારૂપે આકર્ષાતી ખેંચાતી ચાલતી હતી અને બેની વચ્ચેના તેજના પટમાં હાથ વડે કંઈક દિવ્ય ચિત્ર વણતી હતી.

આ છાયાઓ આમ ચાલતી ચાલતી સરસ્વતીચંદ્ર અને કુમુદની પાસે થઈને ગઈ અને પિતામહકુંડની વચ્ચેના તેજનાં મોજાં ઉપર ચાલવા લાગી. થોડી વારે રાફડામાંથી ઊંચી ચડી બીજી પણ એવી અનેક છાયાઓ આવી ચાલી ગઈ. મેનારાણીની છાયા કાળાં વસ્ત્ર પહેરી શોકભરી આકાશમાર્ગે ચાલતી તેનો પાછળ પાછળ સિદ્ધસ્વરૂપે મલ્લરાજ મહારાજ એક કમળ હાથમાં રાખી એને મેનાના હૃદયકમળમાં અડકાડતા હતા અને કમળના અગ્રભાગમાંથી ગાન નીકળતું હતું કે

*‘શંખ ધરે રિપુ-હૃદય-વિદારણ જે ત્રિભુવનનો નાથ*

*ભક્ત હૃદયના સાન્ત્વન કાજે પદ્મ ધરે તે હાથ!*

*મેના!તારી પ્રીતિ છે જ*
*સનાથ!’*

વળી થોડે છેટે ચંદ્રલક્ષ્મીની સિદ્ધ મૂર્તિ પોતાના હાથમાં લક્ષ્મીનંદનની શીર્ણ છાયાને સૂતેલી લઈને ચાલતી હતી અને પોતાના મુખમાંનો જૈવાતૃક ઉચ્છ્વાસ એ છાયાને જીવ આપવા તેના મુખમાં ધીમેધીમે ફૂંકતી હતી. આ વિના પણ બીજી અનેક છાયાઓ રાફડાઓમાંથી નીકળવા લાગી અને તેમની પાછળ રાફડામાંની નલિકાઓમાં થઈને ભેરીનાદ નીકળતો હતો કે -

‘રાફડાઓને તોડી પાડવા ઇચ્છનારાં મનુષ્યો! આવી આવી સાત્ત્વિક છાયાની રત્નમૂર્તિઓ નાગલોકના મણિપ્રકાશથી અમારા હૃદયમાં ભરેલી છે ને રાફડાઓને કે અમને તોડી પાડતાં તે પણ ચગદાઈ ચંપાઈ જશે! માટે જે કરો તે વિચારજો! આવી મૂર્તિઓ તમે જાતે ઊભી કરો તે પછી જ અમારો ધ્વંસ ધારજો! રાફડાઓ છે તો અમે છીએ ને એમનો નાશ કરવામાં પણ સાત્ત્વિક દૃષ્ટિ નહીં રાખો તો હાથે ખોયેલાં રત્ન તમો ફરી પામવાના નથી ને નાગલોકની શક્તિ તમારામાં આવવાની નથી.’

આ સ્વર બંધ થયો ત્યાં રાફડાઓ ખડખડ હસી પડતા હોય તેવો નાદ થયો ને તેની સાથે તેમાંથી રેતી ને પથરા ઊછળવા લાગ્યા ને અંતે સ્વર થયો કે -

‘રત્નનલિકાઓ! તમે સ્ત્રીજાતિ છો તેથી આ મિથ્યા ભયથી કંપો છો! તમને ને એમને તોડનારાની શક્તિ જોવી હોય તો જુઓ આ કાણા કૃમિલોકની દશા!’

આ સ્વર પણ બંધ પડ્યો ને તેની સાથે અનેક મનુષ્યો લોહના કુહાડા લઈ રાફડાઓ ઉપર તીવ્ર પ્રહાર કરતાં જણાયાં. પણ જ્યાં તેઓ કુહાડાથી ખાડો પાડે ત્યાં તેની સાથે ચારપાસથી માટી ધસી પડતી હતી, એ માટી ખાડામાં પુરાઈ જતી હતી, અને ખોદનાર મૂર્તિઓ પણ એ માટીમાં ખસી

પડી કળી જતી હતી, અને માટી બહાર તો માત્ર કોઈક કુહાડાની ધાર તો કોઈક કુહાડાનો હાથો, કોઈક મનુષ્યના વાળ તો કોઈના હાથ ને કોઈના પગ, એવો હૃદયવેધક દેખાવ દેખાતો હતો. આ જન્તુઓની પાછળ આકાશવાણી થતી હતી:

'Martyrs of Truth, Righteousness and Purity! It is resultless and needlessly dangerous to delve these holow crumbling all-abosrbing hillocks. Follow rather the lights that have created them; and the hands, that have evolved them by some stern decree of fate, will help you right loyally in trasforming them into such purer, sounder, and beneficent shape as all will hail. Bring but the rich chemicals that will melt and not destroy these sandy piles. Bring but the patience, the perseverance, the skill, the art, and the science, that will melt these ancient sands and earthworks which a seeming maniac has laboured to build up for ages, and out of them this nation will find a vast auriferous yield, and the sandy alloy will evaporate.'



આ સ્વર સરસ્વતીચંદ્રે સાંભળ્યો તેની સાથે સાથે એનું હૃદય ધડકવા લાગ્યું ને ત્યાં હાથ મૂકતી કુમુદનું હૃદય પણ ધડકવા લાગ્યું. બે જણ ઊઠ્યાં ત્યાં સર્વ સ્વર શાંત થઈ ગયા અને છાયાઓ એક પછી એક દૃશ્ય થઈ જવા લાગી. સર્વને અંતે લક્ષ્મીનંદનની છાયા, તેની પાછળ બુદ્ધિધનની છાયા,ને તેની પાછળ વિદ્યાચતુરની અને ગુણસુંદરીની છાયાઓ એકલી પોતપોતાની સિદ્ધ સહચારિણીઓની સાથે તેમના કુંડ ઉપર અટકી ઊભી. અટકતાં અટકતાં વિદ્યાચતુરની છાયા, ગુણસુંદરીની છાયાને ઉઠાડી ગાવા લાગી. સરસ્વતીચંદ્રને કુમુદ હાથ જોડી પ્રણામ કરી સાંભળતાં ઊભાં.

*'તપ્યાં તપ તો ય હરિ ક્યાંથી?*

*જપ્યા જપ તો ય હરિ ક્યાંથી?*

*ન પૂજાથી, ન તીર્થોથી,*

*મળે એ! વહાલી, લે શોધી.*

*ખમી તેં કષ્ટ, દીધ સુખો!*

*હણ્યાં સર્વે તણાં દુ:ખો!*

*ન યશ એમાં જરી લીધો,*

*હૃદયનો ઘા ખમી લીધો.*

*મૂક્યો સૌ સ્વાર્થને આઘો,*

*જુવાનીનો ત્યજ્યો લહાવો.*

*લડાવી ન રંક પુત્રીને,*

*ન સંભારી જ જનનીને.*

*તપ્યું તપ એ અહોનિશ,*

*જપ્યો જપ કર્મ-જગદીશ.*

*મનસ્વિની! યોગિની! બાલા!*

*મને તુજ યોગ આ વહાલા!*

*હરિ! તારા હૃદયમાં એ!*

*સદા તું પૂજજે એને!*

*બીજાંનો ઈશ છે બહાર,*

*ગુણિયલ ઈશમાં માચ.*

*ખમી દુ:ખ, સુખ દેવાની,*

*સદા જો હોંસ રહેવાની,*

*પ્રભુ તુજથી નહીં ન્યારો*

*કદી યે વહાલી રહેવાનો.*

*નથી એથી બીજો ધર્મ.*

*પ્રભુનો નહીં બીજો મર્મ,*

*બીજો ના મોક્ષ આથી કો,*

*મને યે તું વહાલી આથી હોં!*

*ભવોભવ આપણે એક;*

*ગુણિયલ! જાળવે ટેક!*

*વસો તુજ કાળજે નાથ,*

*હું યે ત્યાં ને તું યે ત્યાં જ.'*

આ ગાન આરંભાયું તે કાળે ગુણસુંદરી ઘરનાં વાસણ સાજતી ને ઝાડુ કાઢતી દેખાઈ ને તેનાં પુસ્તક દૂર પડી ફાટી જતાં જણાયાં. વિદ્યાચતુરની છાયા બેસી પડી ને એ પુસ્તક એકઠાં કરી હાથમાં લઈ, ગુણસુંદરીની છાયાની દાસી પેઠે ઊભી. ત્યાં ધર્મલક્ષ્મીની સિદ્ધમૂર્તિ દેખાઈ. એના દૃષ્ટિપાતથી ગુણસુંદરીની પાસેનાં વાસણ સુવર્ણમય થઈ ગયાં, ઝાડુ પુસ્તકમય થઈ ગયું, વાસણને ચોપડેલી રાખ રત્નમય થઈ ગઈ, ને ઝાડુ

તળેનો કચરો અક્ષરમય થઈ ગયો. વિદ્યાચતુરના હાથમાંનાં પુસ્તક ત્યાંથી ઊડી ગુણસુંદરીના હૃદય ઉપર મોતીની માળા થઈ ગયાં. ધર્મલક્ષ્મી અંતે સ્વસ્થ થઈ કુમુદને કહેવા લાગી:

‘બેટા! મારા કરતાં તારી માતાનું તપ વધારે ઉગ્ર છે ને મેં જે દેવોની પૂજા કરી છે તેના કરતાં તારી માતાએ કરેલી પૂજાનો ઈશ્વરે અનેકધા વધારે સૂક્ષ્મ ને શાશ્વત સત્કાર કરેલો છે તેનો પ્રભાવ તું જુએ છે. એણે માત્ર મારા જેવાના આશીર્વાદ — કૃપણ ચિત્તોને તૃપ્ત કરવાના અને પતિનાં માતાપિતાની મૂર્ખ વાસનાઓને પતિની પેઠે જ તૃપ્ત કરવાના, કર્મમાં ઈશ્વરને પ્રત્યક્ષ કરેલો છે અને ઈશ્વરની પૂજા ગણી છે. તે મહાપૂજાનું કલ્યાણફળ તે આજ ભોગવે છે ને ભોગવશે. મારા પુત્રે આરંભેલા પિતૃયજ્ઞમાં તારી માતા અદ્વૈતરસથી જોડાઈ ને પતિનો ભાર પોતાને માથે લીધો, પોતાની નિન્દા કરનારના ઉપર ક્રોધે ભરાઈ નથી, સ્તુતિથી પ્રફુલ્લ થઈ નથી, દુ:ખકાળે શોકમાં કળી ગઈ નથી, વિદ્યાથી કે સંપત્તિથી ગર્વિત થઈ નથી, ને જે સાત્ત્વિક પ્રકાશમાં તમે બે જણે સહચાર કર્યો તેવો જ સાત્ત્વિક પ્રકાશ એ મહાપતિવ્રતાના નિષ્કામ પ્રીતિયજ્ઞ ઉપર સળગ્યો છે ને સળગે છે. બેટા, આ પવિત્ર દર્શનથી તું બોધને શાન્તિ પામજે. હું સિદ્ધસ્વરૂપે પણ તારી માતાની છાયાની દાસી થવાને જ યોગ્ય છું. તારા દાદા એ વાત પ્રથમથી સમજ્યા હતા. ને એ સમજણથી જ એમણે તારી માતાની ભક્તિ કરેલી છે અને તેના પ્રતાપથી એમના સર્વ પાપ પૃથ્વી ઉપર જ ધોવાઈ ગયાં છે. એ પુણ્ય થયેલો જીવ આ ભક્તિથી સિદ્ધ થઈ અહીં આવશે. એ પ્રથમથી સમજ્યા તે વાત હું સિદ્ધ થયા પછી સમજી. તારી માતા જેવી મહાતપસ્વિની સાત્ત્વિક મહાપતિવ્રતાની પાસે હું એના ચરણની રજ જેવી છું, અને તારા પિતાને પણ એની સેવા કરવા પામવાના પ્રસંગથી જ પુણ્યશાળી થયો સમજજે.’

આ સ્વર બંધ થયો ત્યાં એ સ્વર પાસેની છાયાઓ કંઈક ઝાંખી થવા લાગી ને છેટે બુદ્ધિધનની છાયા વધારે ચળકવા લાગી. થોડી વારમાં એ છાયાને શરીરે સંન્યાસીનાં ભગવાં વસ્ત્ર દેખાયાં ને તેની પાસે ઊભી ઊભી અલકકિશોરી, ‘ભાભી! આવો! ભાભી! આવો! દેવી ગઈ, પણ તમે આવો!’ કરી મોટેથી હૈયાફાટ આક્રંદ કરતી દેખાઈ.

આની સાથે જ ચંદ્રલક્ષ્મીના હાથમાંની લક્ષ્મીનંદનની છાયાના આખા મુખ ઉપર આંસુ રેલાતાં દેખાયાં ને પર્વત ઉપર રાત્રે તારા ચળકે તેના જેવો પ્રકાશ ધારણ કરીને ચળકવા લાગ્યાં ને ત્યાં આગળથી અનેક ખરતાં તારાઓના તેજસ્વી લંબાતા તાર પેઠે એના શરીર પરથી નીચેના કુંડમાં ટપકવા ને પ્રતિબિંબ નાંખવા લાગ્યાં. એટલામાં એના હૃદયમાંથી ઊછળતા હોય એવા સ્વર એના મુખમાંથી આકાશ ભણી જવા લાગ્યા: ‘ભાઈ! ભાઈ! મહિનામાં નહિ આવો તો હું જીવવાનો નથી હોં!’

થોડી વારમાં સર્વ સ્વર બંધ થઈ ગયા અને મોજાંના ખળભળાટ ને પવનના વધતા સુસવાટા વિના બીજું કાંઈ સંભળાવું બંધ થઈ ગયું. આકાશમાં વીજળી ચમકારા કરવા લાગી ને પિતામહકુંડમાં ભયંકર પ્રતિબિંબ નાખવા લાગી. ચંદ્રમા અસ્ત થયો ને એની પાછળના પ્રકાશની પીઠ ઉપર બેસી અંધકારે ચંદ્રને અને ચંદ્રપ્રકાશને ચગદી ચાંપી ભોંયભેગા કરી નાખ્યા. વીજળીના ચમકારા થતાં જગત જેટલું ભયંકર થતું તેથી વધારે ભયંકર, ચમકારો શાંત થતાં, થતું અને, વળી ચમકારો થતાં, વધારે ભયંકર થતું. પવનના સુસવાટા વધ્યા ને ઉપર આકાશમાં પછડાવા લાગ્યા તેમ કુંડનાં મોજાંને પણ ઉછાળવા ને ગજાવવા લાગ્યા. અંધકાર અને ગર્જનાઓ દશે દિશાએ વ્યાપી ગયાં ને સરસ્વતીચંદ્ર અને કુમુદ એકબીજાનાં શરીર દેખતાં બંધ થઈ ગયાં. માત્ર દિવ્ય હૃદયબંધથી સ્વામીને ઓળખી ભયભીત કુમુદ એને ગાઢ આલિંગન દઈ ઊભી ત્યાં પ્રથમ વીજળીનો કડાકો, હજાર તોપો સાથે લાગી ફૂટે તેના જેવો થયો ને તે સાથે, આંખ ઊઘડી મીંચાય એટલા પલકારા જેટલી પળમાં એનો ચમકારો થઈ શાંત થઈ ગયો ને અંધકાર એના ઉપર ચડી બેઠો. એ પ્રકાશની પળમાં આ બે જણે પોતાના સર્વ વડીલવર્ગને તેજકુંડનાં મોજામાં ડૂબી જતાં દીઠાં ને ચારે પાસની ગર્જના વચ્ચે -

'કુમુદ! કુમુદ!', 'ભાઈ! ભાઈ!', 'ભાભી! ઓ ભાભી!' એવી દુ:ખભરી કારમી ચીસો સંભળાઈ.



વીજળીનો બીજો ચમકારો થતાં આ સ્વપ્નના સરસ્વતીચંદ્રે સ્વપ્નની કુમુદને છળેલી આંસુભરી અને પોતાને વળગી પડેલી જોઈ લીધી, ને ચમકારો બંધ પડે તે પહેલાં તો તેમની પાંખોએ તેમને ઊંચક્યાં અને જે દિશામાંથી સ્નેહી જનોના દુ:ખની ચીસો સંભળાતી હતી તે દિશામાં વીજળીના કરતાં વધારે વેગથી લીધાં. પળવારમાં એ બે શરીર આ કુંડમાં આ અંધકાર, ગર્જનાઓ, મોજાં અને ચીસો વચ્ચે ઊડી પડ્યાં; પડી કુંડને તળિયે ડૂબ્યાં; ને ડૂબ્યાં તેની સાથે તેમનું આ મહાસ્વપ્ન વિરામ પામ્યું, ને સૌમનસ્યગુફાના ઓટલા ઉપર સરસ્વતીચંદ્રના ચરણને પોતાના ખોળામાં લઈ છાતી સાથે ચાંપી રાખી, બેઠી બેઠી, અંચળાને ઉશીકે ઊંઘતી કુમુદસુંદરીના સ્થૂલ શરીરને જ જોવાનું બાકી રહ્યું. પણ એવામાં જ આકાશનો ચન્દ્ર અસ્તાચળની પાછળ કૂદી પડ્યો ને એ શરીરનું દર્શન કરાવનાર ચન્દ્રપ્રકાશના ઉપર પણ અંધકારનો પડદો પડી ગયો. હવે તો આ બે જીવ જાગે ત્યારે તેમનો પોતાનો અંત:પ્રકાશ કેવી દૃષ્ટિ રચે છે તે જોવાના કાળની વાટ જોવી બાકી રહી.

---

[૨]. પ્રકરણ ૧૧ ઉપરથી 'પિતામહ' એટલે ભીષ્મપિતામહનું રૂપક સમજાશે.

[૧]. પ્રકરણ ૧૧.

[२] . અંગ્રેજો skating ની કસરત કરે છે ત્યારે બરફ ઉપર પૈડાંવાળી પાવડીઓ પહેરી ખસે છે.

[1] . The dominions of Asoka extended from Kandahar, Ghazni, and the Hindu Kush, as far as the month of the Ganges from Kashmere down to the upper and lower course of the Godavari...According to his inscriptions, the influence of Asoka extended even beyond these limits. At the boundaries of the earth, so we are told, were to be found the two cures established by him, the cure for man, and the cure, for animals. Where healing herbs, roots and fruit-trees were not in existence, they were brought and planted by his order, and wells were dug by the wayside. This was done among the Cholas and Pandyas in the Kingdom of the Keralaputra and on Tamrapami (Ceylon).... The Cholas and Pandyas lay to the South of the Deccan, the formar on the upper Krishna, the latter on the Palaru. Keralaputra, i.e., the son of Kerala, is the ruler of the state founded by Brahmans on the Southem half of the Malabar Coast. It is clear from this, no less than from the conquest to Kalinga by Asoka, how successful in the times of the earliest rulers of the house of the Mauryas, was the power of Aryan India collected in that house of the Mauryas, was the power of Aryan India collected in that Kingdom in forcing its way to the South, both on the coasts and in the interior of the Deccan, and at the same time that these inscriptions confirm the statement of Singhalese tradition about the connection in which Asoka stood with this Island (Ceylon), they also show that Asoka not only maintained, but extended the relations into which his grandfather had entered with Seleucidae and his father with the kingdom of the Ptolemies. Asoka is not only in connection with his neighbour Antiochus who sat on the throne from 262 to 247 B. C., and with... Ptolemy Philadelphus of Egypt (285-48 B.C.) but also with antigonus Gonnates of Macedonia (273-258 B. C.) with... Alexander of Epirus (272-253 B. C.) and even with Magas, King of Cyrene...



Chandragupta succeeded not only in breaking down the rule of the foreigner over the Indus, but in uniting the territory of India, from the Indus to the Gulf of Bengal, from the Himalayas to the Vindhyas, into one mighty kingdom. His grandson (Asoka) extended his kingdom...and proclaimed his (Buddha's) rules as the law of the State. This seemed to be the dawn of a happy day for India. The combination of all the tribes could not but secure the independence of the country; the oppression morality; a brisk trade with the West appeared to give the last blow to the exclusiveness and regidity of Brahmanism, and the religion of equality and brotherly love seemed to assure the rise of a new social order and the free movement of the intellectual powers of the people.

A stemer fate overtook the Indians..... It was not attacks from without, but the dissensions of the grandsons of Asoka that rent as under the great Indian Empire, the dynasty of the Mauaryas fell... Neither the power of the Sungas nor that of the Guptas was sufficient to maintain the national unity and protect the regions of the West from the foreigner... But the land of the Ganges maintained its independence. The civilization of the Deccan was not interrupted; and the national forces still sufficed to remove at length the power of the foreigner even in the West. — ' *Ancient History of India' by Prof. Max Duncker, translated from the German by Abbott*

[૧] . નાશ. [૨] . વડનું ઝાડ.

1 . This was the time of internal reform and foreigners's contact. A feeling of ration and national unity began to grow and culminated in the Empire of Asoka. We had Vikrama and S'alivahana at a later stage of this age, and the presence of the foreigner served to weld India into one nation, one empire, and one aspiration. The tribal feeling had disappeared, political circumstances developed a national feeling, and Buddha's religion created a consmopolitan feeling, shook the foundation of the growth to the old four orders or classes and called upon the Brahamana and the S'udras, the Aryan and the non-Aryan man and woman, to join hands in one common creed and faith. The caste which had reached an irchoate or embryonic condition seemed crushed. He himself had set the example of diverging from tradition and heredity by giving up his kingdom and asserted the independence of the human soulagainst the conventional controls of patriarchs and heredity in professions and privileges. In their places he substituted the precept of love and rationalistic salvatior...The disintegration of family brought on the independence of the individual, and sons and wives began to work towards higher ideais for the emancipation of the individual soul from the stultifying influenes of patriarchal control in matters intellectual and sentimental. If man thus rose in the sphere of his importance to the nation, woman also rose in the sphere of her rule. She began to be adored with scientific and artistic chivalry by men, and we have precepts and application of the science of refined love and courtship in this age in our country. (Private Notes. )

૧ . સાથિયો



1 . 'Buddhism failed juts where it succeeded. It destroyed tradition, had no tradition of its own, had no positive side beyond the cure of evils, and its missionaries found that the popular warmth was cooling with the lapse of time. At the same time, its social reconstruction led to free-thinking in social and domestic matters. The earlier literature of the Reconstruction period shows the passing of the people into conditions where realism and materialism preponderated..... Prostitution, became a popular institution without any feeling of repugnance. Nay, prositutes were frequented as repositaries as art and learning. Gallantry becomes rampant at wells and tanks, and at inns and places of recreation frequented by private ladies and travelling lovers. The times go down until they reach the age of open grossness, libidinous sensualism and hard drinking. *(Private Notes* .)

2 . The wiser and cooler heads in the country longed for a remedy, and the age of reconstruction was followed by the age of reaction... Child-marriages, seclusion of women, prepetual widowhood, and a lot of other things now known to us were accepted by this age to cure itself of the loathsome moral disease, which the methods of the age of reconstruction had brought into our Indian world as their latest results. The reactionary leaders attempted to stem the tide to moral debasement arits very source. They destroyed the temptations to man and woman in the name of love and courtship by ordering the disposal of girls before the age that would victimise then to the grossness and licenses of the age of libertines who shock our sense in the latest Sanskrit literature... The reactionary leaders introduced these and other drastic measures, to rid the land of the moral debasement that had become rampant in the land as the result of the riches, luxuries, free-thought and free-living

which the growth and prosperity of the Indian Empire had introduced among the people - among whom the individual had been asserting himself over the family as the family had asserted itself over the tribe. Similar circumstances transformed the Romans of sterner virtues into the Roman of imperial luxuries when they fell into the abyss of vices which made the Empire fall. The Moghals of Babar and Akbar fell under similar transformation in the time of Alamgir. The national life of a great people which was crushed out at Rome and among the Romans by the want of the moral physician and physic, was also threatened by a similar plague at the close of our reconstruction period. But the physicians were ready in India, and the leaders of the reactionary period took uponthemselves the cure of the country by utilizing the socialistic forces which were never extinct among their nation. The self-isolated higher castes with their gorgeous equipments of new marriage laws and new social adjustments were made to crop up in the land to rid it of the new plague. Their physic subordinated the individual to the family, and the family to the caste, and the power of individual intellect and will to do mischief to the system was nipped in the bud with a set purpose. - *( Private Notes )*

[૧] . *एकैव दृष्टिः काकस्य* એવો પ્રાચીન મત છે. તે પ્રમાણે કાગડાની એક જ કીકી ઘડીકમાં એક આંખમાં જાય ને ઘડીકમાં બીજીમાં આવે.

# પ્રકરણ ૩૨ યજમાન કે અતિથિ? અથવા પુણ્યપાપમાં પણ પરાર્થબુદ્ધિની સત્તા

'Thyself and thy belongings

Are not thine own so proper, as to waste

Thyself upon thy virtues, they on thee .

Heaven doth with us, as we with torches do ,

Not light them for themselves; for if our virtues

Did not go forth of us , 'twere all alike

As if we had them not. Spirits are not finely touch'd

But to fine issues; nor Nature never lends

The smallest scruple of her excellence ,

But, like a thrifty goddess, she determines

Herself the glory of a creditor -

Both thanks and use .'

*- Shakespeare's ' Measure for Measure .'*



*स्वार्थो यस्य परार्थ एव स पुमानेकः सतामग्रणीः।।* પ્રકીર્ણ

તેમની નિદ્રા ઘણી વાર ટકી નહીં. ચૈત્રના શુક્લપક્ષની એકાદશીની રાત્રિનો છેલ્લો પ્રહર સામાન્ય મનુષ્યને શાન્ત નિદ્રા આપે તેણે કુમુદને જગાડી. જાગ્યા પછી સ્થૂલ સ્પર્શના સુખના સ્વપ્ને એની આંખોને થોડી વાર ઊઘડવા દીધી નહીં અને ઊંઘવા પણ દીધી નહીં. અંતે પાછલી રાત્રે પાસેના કોઈ વૃક્ષમાં કોયલ ટહુકી ને તેની સાથે એનું હૃદય જાગ્યું. જાગતાંની સાથે પોતાના ચરણસ્પર્શને સ્થાને પરિણામ પામેલા મોહક સ્પર્શનું ભાન આવ્યું. એ ભાન આવતાં એ એકલીએકલી મનમાં મૂંઝાઈ; મૂંઝવણ છૂટતાં લજવાઈ; લજ્જા વિકસતાં સંકોચાઈ; સંકોચ પામતાં પામતાં ગભરાઈ; ગભરાતી ગભરાતી બીની; બીતી બીતી પ્રિયચરણને દૂર કરી ઊઠી જવા ગઈ; ઊઠતાં પહેલાં એ ચરણ જ્વરવાળા લાગ્યા; તેમાં જ્વર લાગતાં તેને મદનજ્વર કલ્પ્યો; તે કલ્પનાની સાથે દયા ને પ્રીતિની ધારાઓ છૂટી; એ ધારાઓએ એને પાછી રસમાં ડુબાડી; રસે એને લલચાવી ને લોભાવી; લાલચે અને લોભે એને ઊઠતી અટકાવી ને આ સર્વ વિડંબનાનું કારણ નષ્ટ થતું થતું જીવ્યું. થયેલું સ્વપ્ન સાંભરતાં એ વિડંબના વધી. વિડંબના વધતાં સ્વપ્નનું સ્મરણ સવિશેષ થયું. સ્વપ્નના વિશિષ્ટ

ભાગનું સ્મરણ થતાં માતા, પિતા અને શ્વસુરજનની છબીઓ, સ્વપ્નને અંતે દીઠેલી હતી તે પ્રત્યક્ષ થઈ. તેમ થતાં એ ચમકી. ચમકતાં વાર જ સંપૂર્ણ જાગૃત થઈ, પ્રિય ચરણને ધીમે રહી ઓટલા ઉપર સુવાડ્યા ને પોતે અંધારામાં દૂર જતી રહી, અને હજી નિદ્રામાં જ હોય તેમ ત્વરાથી ઓટલાથી બે હાથ. છેટે નીચે ભોંય ઉપર અંચળાનું ઉશીકું કરી સૂઈ ગઈ ને નિદ્રાવશ પણ થઈ. મૃદુલ સ્પર્શનો અપરિચિત સરસ્વતીચંદ્ર કુમુદે નિદ્રાકાળે નિદ્રામાં રચેલી સ્પર્શસૃષ્ટિના ચમત્કારથી, સુષુપ્તિના સ્વપ્નને અંતે, જાગૃત સ્વપ્નમાં પડ્યો હતો અને એ સ્વપ્નકાળે અનેક તર્ક અને વિકારોના સુખાભિલાષમાં, જાગરણવાળું મનુષ્ય નિદ્રામાં ઘસડાય તેમ, અવશ અને અજ્ઞાત ઘસડાતો હતો. આ સ્વપ્નનું કારણ દૂર થતાં તેમ આમ ઘસડાતો મટ્યો ને સાવધાન થઈ બેઠો થયો. બેસીને ચાર પાસ તથા ઊંચે ને નીચે દૃષ્ટિ ફેરવવા લાગ્યો. અંધકારની પરિચિત થયેલી આંખ અંધકારમાં પણ જોઈ શકવા લાગી ને થોડે છેટે નીચે સૂતેલી કુમુદની શરીરાકૃતિ તેણે જોઈ. ‘કોણ સૂતું છે? કુમુદસુંદરી?’ એવું કહેવા જતો જતો અટકયો અને એક હાથ હડપચીએ ને બીજો છાતી ઉપર મૂકી ઇષ્ટ વિષય જોતોજોતો ઊભો રહ્યો; ન ચાલ્યો, ન બેઠો. બહારના આકાશમાં એક પાસથી અંધકાર ને એક પાસથી તારા ચમકતા હતા તેમ આના મસ્તિકમાં એક પાસથી સુખાભિલાષની વાસના સર્વ વ્યાપિની થઈ ખડી થઈ ગઈ ને બીજી પાસથી જ્ઞાનપ્રકાશના વિચાર પણ એ અંધકારને માથે ચમકારા કરવા લાગ્યા. એના પગના ઘસારાથી શ્વાનનિદ્રાને ભોગવતી કુમુદ જાગી, ને ઓટલા પાછળના આકાશના તારાના પ્રકાશની અને પોતાની વચ્ચે કુમુદે સરસ્વતીચંદ્રની છાયા ઊભી દીઠી તો તે જ ક્ષણે વિચારના તારાઓએ છાયાના માનસિક અંધકાર વચ્ચે વિશુદ્ધિની દીવાસળી સળગાવી આ ભાગ્યશાળી પુરુષને દેખતો કર્યો ને આંખો ચોળતો ચોળતો તે તરત ઓટલા ઉપર બેઠો ને ‘શું કરવું? શો ધર્મ પ્રાપ્ત થાય છે?’ એ પ્રશ્નોના વિચારમાં પડ્યો ત્યાં વિકાર વિસ્મૃતિને વશ થઈ શાંત થઈ ગયા.

‘કુમુદુસંદરી! તમે અહીં સૂતાં છો? તમે જાગો છો?’ ‘સરસ્વતીચંદ્ર! કેમ બેઠા છો? નિદ્રા નથી આવતી?’ એમ બે જણનાં મુખમાંથી સામસામી પ્રશ્નો સાથે લાગા નીકળ્યા. કુમુદ પણ બેઠી થઈ.

‘વસન્તગુફામાં પહેલી રાત્રે એકલી પડી એટલે આપના વિચાર થવા લાગ્યા ને નિદ્રા ન આવતાં અહીં આવી.’ સરસ્વતીચંદ્રનો ઉત્તર નીકળતાં પહેલાં કુમુદે બોલવાનો આરંભ કર્યો ને એ આરંભને અવકાશ આપવા પુરુષે પોતાના શબ્દ કંઠમાં રોકી દીધા.

સરસ્વતીચંદ્ર — ‘તમે આ ઓટલા ઉપર બેઠાં હતાં?’

કુમુદ શરમાઈને ગૂંચવાઈ પણ અંતે બોલવાની છાતી ચલાવી:

'હા, પ્રથમ તો આપના શરીરમાં મેં જ્વર જાણ્યો હતો તે ચિન્તાએ અહીં મોકલી અને એ ચિન્તામાંથી આપના શરીરની ખરી સ્થિતિ જાણવા સ્પર્શ વિના અન્ય માર્ગ ન હતો. અનેક વિચાર કરી આપના ચરણસ્પર્શથી એ કાર્ય પણ સધાશે ને હું પવિત્ર પણ થઈશ એવા વિચારથી આપના ચરણને ખોળામાં રાખી હું બેઠી ને બેસતાંમાં જ નિદ્રા પ્રાપ્ત થઈ. તેમાંથી જાગતાં હું દૂર ખસી અહીં સૂતી ને અહીં પણ નિદ્રાવશ હતી તે આપના પગના ઘસારાથી જાગી ઊઠી.'

સરસ્વતીચંદ્ર — 'તમારી નિદ્રામાં મેં ભંગ પાડ્યો ખરો?'

કુમુદસુંદરી — 'જેણે આજ સ્વસ્થ નિદ્રાનું સ્વરૂપ મને દેખાડ્યું તેને તે સ્વરૂપમાં ભાત પાડવાનો પણ અધિકાર છે.'

સરસ્વતીચંદ્ર — 'તમારો વિશુદ્ધ લોભ મારા ચરણના સ્પર્શથી દૂષિત થયો.'

કુમુદસુંદરી — 'પવિત્રતા અને દૂષિતતાના સ્વભાવ મનની સ્થિતિ પ્રમાણે બંધાય છે. નિદ્રાને વશ થઈ જવાથી મેં મારા ને આપના વિશુદ્ધ લોભને ચલિત કર્યા છે. મારી તો નિદ્રાનો જ ભંગ થયો હશે પણ આપના તો તપનો પણ ભંગ મારાથી થઈ ગયો હશે. હું તો ભાગ્યથી જ દૂષિત છું ને આપને તો મેં પોતે દૂષિત કર્યા.'



સરસ્વતીચંદ્ર — 'તમને સર્વ અધિકાર મેં સોંપી જ દીધા છે. તમારા હૃદયની જે વાસનાની તૃપ્તિ શોધશો તે મારા ભાગ્યમાંથી તમારે તમારી જાત લઈ લેવાનો અધિકાર તમને મારું હૃદય સોંપે છે, કારણ તે વિધિથી જ મારું પ્રાયશ્ચિત્ત છે.'

કુમુદસુંદરી — 'આપ હવે પ્રાયશ્ચિત્તની કથા જવા દો — તે વસ્તુના નામ શ્રવણથી જ હું કંપું છું.'

સરસ્વતીચંદ્ર — 'હું તેમ કરવા પણ તત્પર છું.'

કુમુદસુંદરી — 'મારા રસ અને ધર્મ વિચારવાનું કાલ મારા ઉપર આપે રાખ્યું હતું તે વિચારનાં સાધન મને સ્પષ્ટ કરો એવો મારા મનમાં અભિલાષ છે.'

સરસ્વતીચંદ્ર — 'તમે પ્રશ્ન કરશો તેમ તેમ તે સિદ્ધ થશે.'

કુમુદસુંદરી — 'આપ મારું આતિથેય કરો છો-'

સરસ્વતીચંદ્ર — 'તમે મારું આતિથેય કરો છો તેવું હું તમારું કરું છું.'

કુમુદસુંદરી — 'આપણા બેમાં યજમાન કોણ ને અતિથિ કોણ?'

સરસ્વતીચંદ્ર — 'મારે મન તમે અતિથિ ને તમારે મન હું.'

કુમુદસુંદરી — ‘પ્રીતિયજ્ઞમાં પણ તેમ થાય છે?’

સરસ્વતીચંદ્ર — ‘ના. તેમાં તો બે હૃદયનું અદ્વૈત હોય છે. સામસામી દર્પણ મૂક્યાં હોય ત્યારે એકમાં પડતું પ્રતિબિંબ તરત જ બીજામાં પડે અને તે પાછું પહેલામાં પડે અને એ રીતે અનેક પ્રતિબિંબ આ બે દર્પણમાં નવી સૃષ્ટિ રચે છે. એવા જ વિધિથી પ્રીતિબદ્ધ દંપતીઓના હૃદયમાં વિચાર અને અભિલાષ અદ્વૈત પામી રચાય ત્યારે તેમાંથી જે ક્રિયા ઉદ્ભવ પામે તેની જ્વાલાઓથી અદ્વૈતયજ્ઞ રચાય છે.’

કુમુદસુંદરી — ‘આપણું એવું અદ્વૈત રચાવામાં કંઈ બાધ છે?’

સરસ્વતીચંદ્ર — ‘તે અદ્વૈત મનુષ્યનું રચ્યું રચાતું નથી; એનો પ્રભવ તો ઈશ્વરની ઇચ્છામાં છે.’

કુમુદસુંદરી — ‘મારા અભિલાષ આપણા બેના કલ્યાણને જ શોધે છે, ને સુખવાસનાનો તિરસ્કાર કરે છે; પણ વાસના જાતે જ છૂટતી નથી.’

સરસ્વતીચંદ્ર — ‘આવી વાસનાઓ બે પાસના અદ્વૈતયજ્ઞથી જ છૂટે છે. જિહ્વા ઉપર શર્કરાનો સ્પર્શ થતાં જ જિહ્વા દ્રવે ને આસ્વાદ્ય વસ્તુને મૃદુ કરી જઠરાગ્નિમાં હોમે તે તેનો સ્વભાવ છે; આ પરિણામ અનિવાર્ય છે. પણ જિહ્વામાં લાલસા હોય નહીં ને શર્કરા આપનાર હાથ સંકુચિત રહે ત્યારે ઉભયનાં બે કાર્ય એક પન્થે થાય છે.’



કુમુદસુંદરી — ‘આ વસ્તુ એવી છે કે તેની વાત કરતાં લાલસા દારૂના ઢગલા પેઠે સળગી ઊઠે છે ને વાત કર્યા વિના તો એક હૃદય બીજા પાસે ઊઘડી શકતું નથી. લાલસાનો નાશ કરવાની લાલસાને માટે પણ હૃદય ઊઘડે ત્યારે વાત થાય.’

સરસ્વતીચંદ્ર — ‘કેટલીક લાલસાઓ મૌનથી પણ તૃપ્ત કરાય છે. બે પ્રવાસીઓ જંગલમાં પ્રવાસે સાથે સાથે નીકળે. તેમને સામો ચોર મળે ત્યારે બે યે પ્રવાસીઓને ભય લાગે. એ ભયની વાત એક પ્રવાસી બીજાને કરે, ત્યારે આ બીજાનામાં ભય ન હોય તો ઉત્પન્ન થાય, અને બીજાને ભય થયો હોય તો તેનો ગુપ્ત ભય આવા સાથીને પણ ભય લાગતો જાણી વધે. પરસ્પરનાં હૃદય ઊઘડવાથી આ બે જણનો ભય વધે અને ઉભયનાં મન નિર્બળ થાય. તેને સાટે આ બે જણ પોતપોતાનો ભય પોતાના મનમાં રાખે ને બહારથી હિંમત દેખાડે તો એ બીજાને હિંમત આવે અને તેમ કરતાં પહેલાને પણ હિંમત આવે — મૌનથી જેમ આ બે જણ બેના હૃદયનો ભય નષ્ટ કરે છે, તેમ સ્ત્રીપુરુષ પોતપોતાની લાલસાઓને પોતાના હૃદયપટમાં ગુપ્ત રાખે ને હૃદયના એટલા ભાગને ઉઘાડે નહીં તો ઉભયની લાલસાઓ, તેલ વગરના દીવા પેઠે, ધીમે ધીમે જાતે જ ક્ષીણ થઈ જાય છે.’

કુમુદસુંદરી — ‘લાલસા, તૃપ્ત થવાની અનુકૂળતાના ભાનથી જ વધે છે.’

સરસ્વતીચંદ્ર — 'એ ભાન ભયંકર છે ખરું.'

કુમુદસુંદરી — 'પ્રારબ્ધયોગે તે ભય પ્રાપ્ત થાય તો શો ઉપાય?'

સરસ્વતીચંદ્ર — 'એક પ્રારબ્ધયોગનો પ્રતિકાર બીજા પ્રારબ્ધયોગથી જ બની શકે — ઈશ્વરની કૃપાથી જ થાય — મનુષ્યનો અહંકાર આવા વિષયમાં વૃથા દંભ જ સમજવો.'

કુમુદસુંદરી — 'એ તો સત્ય જ છે. પણ આવે પ્રસંગે મનુષ્યના હાથમાં યથાશક્તિ વાપરવાનું શસ્ત્ર કયું?'

સરસ્વતીચંદ્ર — 'વિષયની વિસ્મૃતિ, સંકલ્પનો સંકોચ, સદ્‌વિચારનો ઉદય અને નિશ્ચયની સ્મૃતિ — એટલી સંપત્તિથી મનની લાલસા હઠે છે તો ખરી. બાકી તેના નાશનો ઉપાય તો સૂક્ષ્મ શરીરની સંપૂર્ણ સંસિદ્ધિ જ છે.'

કુમુદસુંદરી — 'જેમ લાલસા એકદમ સળગી ઊઠે છે તેમ એકદમ શાંત પણ થતી નહીં હોય?'

સરસ્વતીચંદ્ર — 'પવન અગ્નિના ભડકાને વધારે છે તેમ હોલવી પણ નાખે છે. જેને ઇષ્ટ ગણી લાલસા રાખીએ છીએ તેમાં કોઈ વિચિત્ર દોષનું નવું અણધાર્યું દર્શન એ લાલસાની શાંતિ કરાવી દે છે. તે જ રીતે વિવેકની વિસ્મૃતિથી જ્ઞાનીને મોહ થયો હોત તો તે વિવેકની જ સ્મૃતિના ચમકારાની સાથે એ મોહ ઊતરી જાય છે.'



કુમુદસુંદરી — 'આ વાસનાનું જાળ ઈશ્વરે શા માટે પ્રવર્તાવ્યું હશે? એ જાળ આખા સંસારને વ્યર્થ ઊંચોનીચો કરતી દેખાય છે. એનાં સુખ પણ ખોટાં ને દુ:ખ પણ ખોટાં.'

સરસ્વતીચંદ્ર — 'સુખદુ:ખ ખોટાં છે તે તો એમ જ. પણ ઈશ્વરની રચનાઓ સાધ્યસાધનભાવ વિનાની હોતી નથી.'

કુમુદસુંદરી — 'વાસનાઓ તો અન્તે દુ:ખની જ સાધક છે ને એમનો તો નાશ જ ઘટે.'

સરસ્વતીચંદ્ર — 'તમે આ ઓટલે આવી પાસે બેસો — હું સમજાવું કે વાસનાનો પણ ઉપયોગ છે.'

કુમુદસુંદરી — 'ના, હું તો નીચે બેઠી જ સારી છું. ઘૃત આગળથી વહ્નિ દૂર રાખ્યો જ સારો.'

સરસ્વતીચંદ્ર — 'એ વાત પણ ખરી ને એ વાત તમે જ મારા સ્મરણમાં આણી તેથી મને હવે તમારી નિર્વાસનાનું બીજ દેખાય છે. કુમુદસુંદરી! વાસનાના નાશનો હેતુ તમે યથાર્થ સમજ્યાં છો તો તેને માટે શક્તિ પણ ઈશ્વર આપશે. તો હવે વાસનાનું ફળ સાંભળો. જડ પદાર્થને જ્ઞાન કે વાસના કંઈ નથી તો પણ જડ ધર્મના નિયમ પાળી તેમની સૃષ્ટિ ટકી

રહી છે ને ચાલી રહી છે. પશુપક્ષીઓમાં ને કૃમિઆદિમાં પ્રત્યક્ષદૃષ્ટિનાં જ્ઞાન ને વાસના છે તેથી તેમનાં સ્થૂલ શરીરનાં રક્ષણ થાય છે તેમ તેમની ભિન્નભિન્ન જાતિઓ ભોજન પામે છે. મનુષ્ય જાતિ પણ જંગલી દશામાં એવી જ સ્થિતિમાં હોય છે ને પરિપાકક્રમે કાળે કરીને તેની બુદ્ધિ અને વાસનાઓ પરોક્ષ વસ્તુઓનું ગ્રહણ કરે છે. આટલા ભેદના પ્રમાણમાં મનુષ્યની સ્થૂલ બુદ્ધિ અને વાસનાઓ સૂક્ષ્મ થતી જાય છે, અને શુદ્ધ જ્ઞાનનો ઉદય આવી પરોક્ષગ્રાહિણી બુદ્ધિમાંથી થાય છે તેમ શુદ્ધ ધર્મનો ઉદય મનુષ્યોમાં આવી સૂક્ષ્મ થતી વાસનાઓમાંથી પ્રગટ થાય છે. અન્ય પ્રાણીઓને વાસનાઓ છે ને સુખદુ:ખના ઉદ્દેશવાળી અપેક્ષાઓ છે તે અપેક્ષાવાળી સૃષ્ટિના પોષણ માટે મનુષ્યોમાંથી કેટલાંકમાં ધર્મબુદ્ધિ ઉદય પામે છે. જો એવી સૃષ્ટિ હોય નહીં તો સર્વ જ્ઞાની હોય કે જડ હોય, ને જડ પ્રતિ જેમ ધર્મ છે જ નહીં તેમ જ્ઞાની પુરુષો કોઈના આતિથેયના યજમાન થવા ઇચ્છતા જ નથી. ચર્મચક્ષુને પરોક્ષ રહેતા ધર્મ જ્ઞાનીને પ્રત્યક્ષ થાય છે ને એ ધર્મથી જગતની વ્યવસ્થાઓનું પોષણ થાય છે તે જ ધર્મને સ્થાને ધર્મના ઉદય પહેલાં અજ્ઞાનીમાં ઈશ્વર વાસનાઓ મૂકે છે તે એ જ વ્યવસ્થાના પોષણને માટે. એવી વાસનાઓ ન હોય તો માતાપિતા પોતાની પ્રજાનું પોષણ શું કરવા કરે? બાળકની અનાથ દશાના પોષણયોગ્ય વાસનાઓ સ્ત્રીના હૃદયમાં ધાવણની સાથે જ જન્મે છે ને આ કઠોર કર્કશ સંસારમાં તે બાળકને સનાથ કરે છે. સ્ત્રીપુરુષની વાસનાઓ પણ એમ જ તેમનાં મર્મસ્થાનનું પોષણ કરે છે. કામશાસ્ત્રમાં કામને આહારસધર્મ ગણેલા છે, શરીરસ્થિતિના હેતુ ગણેલા છે. સ્થૂલદૃષ્ટિથી આ વાત મનુષ્યની વ્યક્તિઓને ઉદ્દેશી કહેલી લાગે છે. અને તેમ કંઈક છે પણ ખરું; પણ પ્રધાન પક્ષે તેમ નથી. એ વાક્ય તો મનુષ્યલોકની સમષ્ટિને ઉદ્દેશે છે. જેમ વ્યક્તિઓના આહારથી આ સમષ્ટિસંસારનાં શરીર પોષણ પામે છે તેમ જ વ્યક્તિઓ કામસેવન કરે તો લોકસંખ્યાનાં શરીરની સંખ્યાનું ને સ્થિતિનું પોષણ થાય; માટે સમષ્ટિને કામ આહારસધર્મ છે ને તેનો દ્વેષ લોકનાશક છે. પણ સંસારના અનેક પ્રસંગોએ ઉપવાસથી વ્યક્તિ પોતાનું ને સંસારનું કલ્યાણ કરી શકે છે તેવું જ કલ્યાણ કામના ત્યાગથી થાય તો ત્યાગ ધર્મરૂપ થાય છે.'



કુમુદસુંદરી — 'જો ક્ષુધા અને તૃષા જેવી એ વાસનાઓ સંસારને માટે કલ્યાણકારક હોય તો પછી તેમાંનાં સુખદુ:ખના ભયથી તેમનો નાશ કરવો તે અનુચિત નથી?'

સરસ્વતીચંદ્ર — 'વાસનાઓની ઉપમા ક્ષુધા અને તૃષ્ણા સાથે નથી, પણ જ્ઞાનેન્દ્રિયોની વૃત્તિઓ સાથે છે. ક્ષુધા અને તૃષ્ણાનાં કારણ અને વિકાસ સર્વત્ર શક્તિરૂપ છે તે મનુષ્યથી અનિવાર્ય છે, સમુદ્રના ભરતી ઓટ પેઠે તેમનાં આકુંચન પ્રસારણ થયાં કરે છે ને સંસારની દૈનિક [૧] પ્રવૃત્તિસ્થિતિનાં એ કારણ છે. જ્ઞાનેન્દ્રિયો સ્વેચ્છાએ સ્વાનુકૂલ જ્ઞાનનું

ગ્રહણ કરે છે ને એ જ્ઞાનમાંના રસ ચાખી તેના અમુક પ્રકારની લાલસા રાખે છે. કર્ણેન્દ્રિય શબ્દજ્ઞાનના ગાનસ્વરૂપની, નાસેન્દ્રિય ગન્ધજ્ઞાનના સૌગન્ધિકની, ચક્ષુ સુન્દર રૂપાકારની, અને જિહ્વા સ્વાદની લાલસા રાખતાં આમ શીખે છે. એ શબ્દજ્ઞાનાદિ વિષયના ગ્રહણ સાથે અંત:કરણની વૃત્તિના સંયોગથી આવી લાલસાઓ મનુષ્યને કોઈ નવી સૃષ્ટિમાં પ્રેરે છે. આમ આ ઈન્દ્રિયો દ્વારા આવેલા કંઈ કંઈ જ્ઞાનવિશેષનું અંત:કરણ ચર્વિતચર્વણ કરે છે ને તે ચર્વિત વિષય અંત:કરણમાં ગર્ભ પેઠે સ્પન્દમાન થાય છે ત્યાં એ ગર્ભની માતા જેવી અંત:કરણની પોતાની જ કોઈક વૃત્તિ તેને પ્રીતિથી પોષે છે ને અપૂર્વ સ્તન્યપાન આપે છે. આ પ્રીતિ, આ સ્તન્ય — તે અંત:કરણમાં વાસના રૂપે આ ગર્ભવિષયના ઉપર દ્રવે છે — વર્ષે છે. આ વૃત્તિ તો આ વાસનાઓનું રસનેન્દ્રિય છે અને જિહ્વા ઉપર અન્ન દેખી આવતા અમીરસ પેઠે આ વૃત્તિમાં વિષયચિન્તનથી આ વાસના — આ રસલાલસા — વિકાસ પામે છે. પણ તે લાલસાઓની પ્રવૃત્તિ નદીઓનાં પૂર જેવી છે, સેતુ બાંધી મર્યાદામાં રખાય છે, એમના પૂરનો અશિષ્ટ માર્ગેથી વ્યભિચાર [2] કરાવી પરીવાહ પણ થાય છે, અને દીર્ઘદૃષ્ટિવાળાં મેધાવી મનુષ્ય તેની ઉત્પત્તિને જ અટકાવે છે. આ વાસનાઓનાં કારણ નિર્વાર્ય છે, તેમની ગતિ રોકી શકાય છે, ને તેમના માર્ગમાં મર્યાદા મૂકી શકાય છે. જ્ઞાન અને રસ ઉભયમાં આવી સ્વાધીનતા છે, અને સ્વાધીનતા છે માટે જ તેને સ્વાધીન રાખવાના અને તેને આધીન થવાના ધર્મ પ્રત્યક્ષ થાય છે. જેમ તરવારથી સજ્જનનું રક્ષણ પણ થાય છે ને હત્યા પણ થાય છે તેમ આ વાસનાઓથી સંસારની વ્યવસ્થાઓ ઘડાય છે પણ ખરી ને ભગાય છે પણ ખરી. એ વ્યવસ્થા બગડે તે માર્ગે જનારે વાસનાનો નિરોધ કરવાનો ધર્મ છે ને એ વ્યવસ્થા સુધરે ત્યાં વાસનાનું પોષણ ધર્મ્ય છે. બીજે સ્થાને ગુણદોષનો પ્રસંગ નથી એટલે ધર્માધર્મનો વિચાર પ્રાપ્ત જ થતો નથી ને મનુષ્યની સ્વેચ્છા જ ત્યાં સ્વતંત્ર છે. જ્યાં તેની સ્વેચ્છાને આવી સ્વતંત્રતા નથી છતાં તેની ગતિનો નિરોધ પણ નથી ત્યાં ધર્મનું બંધન છે ને તે બંધનનો તિરસ્કાર કરવો તે જ પાપ.'



કુમુદસુંદરી — 'દંપતીની વાસનાઓમાં સ્વેચ્છાની જ મર્યાદા હશે કે અન્ય મર્યાદાઓ પણ હશે? તેમના નિરોધનો પ્રસંગ ક્યારે આવે?'

સરસ્વતીચંદ્ર — 'શાસ્ત્રકારોએ તેમાં પણ એકાદશી, અનધ્યાય, અને અનુદ્યોગના [1] જેવી વ્યવસ્થાઓ રાખી છે ને વ્યવહારમાં પણ શાણાં મનુષ્યો તેને રાખે છે. સાધુજનો જેને સૂક્ષ્મ પ્રીતિ કહે છે તેની સામગ્રી તો જ્વાલામુખ પર્વતનાં ગૂઢ શિખરો જેવી યુગના યુગ સુધી રહી શકે છે ને એ શિખરોના અંતર્ભાગમાં ગૂઢ પરિપાક પામી આપણે જાણીએ નહીં તેવે પ્રસંગે શિખરો તોડી એ પ્રીતિ બહાર ભભૂકી નીકળે છે ને આપણને તેની નવી અજ્ઞાત અનિવાર્ય રેલાતી સૃષ્ટિમાં ડુબાડે છે. તેની વ્યવસ્થા કે ગતિ આપણા હાથમાં નથી ત્યારે સંસાર જેને પ્રીતિ કહે છે પણ સત્ય જોતાં જે

આવી સ્થૂલ વાસનાઓ જ છે તેની સ્થૂલ વ્યવસ્થા સાધુજનોનાં સૂક્ષ્મ શરીરરૂપ જ્યોતિના તાપથી, ને રંગથી, ને પ્રકાશની શક્તિથી કરીએ તેવી થઈ શકે છે.'

કુમુદસુંદરી — 'સાધુજનો પ્રીતિને જ લગ્નનું કારણ માને છે ને આપણા સૉકમાં શું મનાય છે તે તો સમજાતું નથી. જો સાધુજનોની બુદ્ધિ યથાર્થ હોય તો વિવાહના સપ્તપદી આદિના વિધિને શા માટે આવશ્યક ગણ્યા હશે? જો આપણા સૉકની બુદ્ધિ યથાર્થ હોય તો તો સંવનન ને પરિશીલનમાં જ અનીતિનો દોષ રોપાય. જો સાધુજનોની બુદ્ધિ યથાર્થ હોય તો આપણા લોકનાં લગ્ન માત્ર અનીતિરૂપ છે ને તેમ પરણેલાં દંપતી છૂટાં પડે ને સ્વેચ્છાએ નવા પ્રીતિયજ્ઞ માંડે તે ધર્મ થાય. સાધુજનોમાં વિવાહના વિધિ શા માટે રૂઢ થયા હશે અને સંસારીઓમાં વિવાહ જાતે જ શા માટે થયા હશે તે સમજાતું નથી. આવા વિવાહ વિના દંપતી દંપતી થાય તો તેમની વાસનાઓનો નિરોધ ઘટે કે નહીં ને ઘટે તો શા માટે?'

સરસ્વતીચંદ્ર — 'વિશ્વકર્ત્તાની સર્વ રચનાઓમાં વ્યવસ્થા હોય છે ને મનુષ્યસૃષ્ટિની કેટલીક વ્યવસ્થાઓ મનુષ્યને નિમિત્ત કરી મનુષ્યને હાથે જ તે કરાવે છે અને કેટલીક વ્યવસ્થાઓ અન્ય નિમિત્તો દ્વારા કરાવે છે. ઈશ્વરની આ સર્વ વ્યવસ્થાઓ વચ્ચેથી પોતાના ધર્મ શોધી કાઢી સાધુજનો મનુષ્યોને માટે સર્વ દેશમાં ને સર્વ કાળમાં જે વ્યવસ્થા સાચવે છે તે સનાતન ધર્મની વ્યવસ્થાઓ છે. પણ પોતપોતાના દેશકાળની વિશેષ અવસ્થાઓને ઉદ્દેશી પ્રૌઢ અને સમર્થ મનુષ્યો તે દેશકાળને માટે જે વિશેષ વ્યવસ્થાઓ રચે છે તે અલ્પકાલિક અને દૈશિક ધર્મની અંગભૂત થાય છે. આ વિશેષ-ધર્મોની વ્યવસ્થા પણ લોકકલ્યાણના જ ઉદ્દેશ રાખે છે. સાધુજનોના સનાતન ધર્મના વિધિ સનાતન છે, અને આરોગ્યવાળાં અંત:કરણને માટે છે. એ આરોગ્યને સ્થાને કંઈ રોગ હોય ત્યારે તેને માટે વિશેષ ધર્મ રચાય છે ને જેમ જેમ પ્રજામાં આરોગ્ય આવતું જાય તેમ તેમ વિશેષધર્મનો ત્યાગ અને સનાતન ધર્મનો સ્વીકાર થાય છે. સનાતન ધર્મ આહાર જેવો છે; વિશેષધર્મ ઔષધ જેવા છે. ઔષધકાળે ઔષધને આહારકાળે આહાર રાખવાં એવી સનાતન ધર્મની જ વ્યવસ્થા છે; સંવનન અને પરિશીલન એ સનાતન ધર્મના વિધિ છે અને શુદ્ધ હૃદયોના શુદ્ધ સંયોગથી હૃદયના ગાન્ધર્વ વિવાહ રચાય ત્યાં જ સનાતન વિવાહની પ્રતિજ્ઞાઓ બંધાઈ ચૂકી સમજવી. વિવાહ એ આવી પ્રતિજ્ઞાના સાકાર લેખ જેવા વિધિ છે અને સૂક્ષ્મ શરીરોના સૂક્ષ્મ વિવાહનું સ્થૂલદૃષ્ટિને માટે પ્રત્યક્ષ મૂર્તરૂપ છે. સર્વ દેશના સાધુજનોએ આ વ્યવસ્થા સર્વના કલ્યાણને માટે બાંધી છે ને સ્વીકારી છે. વિવાહ સ્વીકારનાર સાધુદંપતી આ વિધિવ્યવસ્થાથી પોતાના પ્રીતિયજ્ઞનો આરંભકાળ પ્રસિદ્ધ કરે છે અને તે યજ્ઞમાં ભંગ પડે એવાં કાર્યથી દૂર રહેવાની પ્રત્યક્ષ સૂચના લેવામાં, કૃષિકાર વર્ગનાં ક્ષેત્રની વાડો અને ગ્રામ તથા નગરો વચ્ચેના સીમના બાણ પેઠે, અન્ય

સાધુજનો વિવાહના વરણવિધિને સંજ્ઞારૂપે આવશ્યક ગણે છે. સનાતનધર્મના વિવાહનું કારણ પ્રીતિ છે ને ફળ પણ પ્રીતિ છે. સંસારની સુંદરતા અને વૃદ્ધિ પણ એવી પ્રીતિથી જ છે, ને એ પ્રીતિ આટલી મર્યાદામાં હૃદયમાં રચાય તો સાધુજનો તેને વિશ્વકર્ત્તાની વ્યવસ્થાનો અંશ ગણી સ્વીકારે છે. બાળકના સાદા શરીરમાં યૌવનકાળે નવાં અંગ અને નવી વ્યવસ્થાઓ થાય છે તેની પેઠે જ પ્રીતિ પણ નવું અંગ થાય છે ને જેમ નવાં સ્થૂલ અંગનો ત્યાગ નથી થતો તેમ પ્રીતિનો પણ નથી થતો. આ દેશમાં કોઈ કાળે પ્રીતિવૃક્ષના આ મૂળમાં ને થડમાં ને તેમને ઊગવાની ભૂમિમાં કંઈક મહાન રોગ જણાયાથી તે જાણનારાઓએ પ્રીતિવૃક્ષનાં બીજની અને ભૂમિની ઉપેક્ષા કરી છે. કેટલાક છોડ અને રોપાઓ નાનાં કુંડામાં ઉપરથી રોપીએ છીએ ને કુંડાની તળેની પડઘીને લીધે એ રોપા ભૂમિમાં પહોંચતા નથી તેમ પ્રીતિનાં બીજને ભૂમિની ઉપેક્ષા કરનાર વ્યવસ્થાપકોએ, આ દેશમાં પ્રીતિના છોડ બાળવિવાહનાં કુંડામાં ઉપરથી રોપી, એ છોડનાં રક્ષણ ને પોષણ જેટલાં થઈ શકે તેટલામાં જ સંતોષ માનેલા છે, અને તેમણે દીઠેલા રોગના કરતાં આટલી વ્યવસ્થામાં ઓછી હાનિ ને વધારે લાભ ગણ્યો છે. કુમુદસુંદરી! આપણા લોકમાં વસીએ ત્યાં સુધી આપણું અને તેમનું કલ્યાણ તેમની વ્યવસ્થા પાળવામાં છે અને તે જ ધર્મ છે. આપણે એ લોકનો ત્યાગ પ્રાપ્ત થાય ને સાધુજનોનાં અંશભૂત થઈએ ત્યાંથી સાધુજનોના સનાતન ધર્મ આપણને પ્રાપ્ત થાય છે. આપણે તેમનાં અંશભૂત થયાં છીએ એવો સર્વ સાધુજનોએ આપણી પરીક્ષા કરી, નિર્ણય કર્યો છે — માટે આપણે તેમના સનાતન ધર્મનાં અધિકારી થયાં છીએ ને સંસારના લોકધર્મથી મુક્ત થયાં છીએ.'



આટલું વચન નીકળતાં કુમુદસુંદરી એકદમ ઊઠી ને ઓટલા ઉપર સરસ્વતીચંદ્રથી કંઈક દૂર છતાં પાસે બેઠી ને બોલી:

'જો સદ્વિચારને અંતે તમે આ જ નિર્ણય ઉપર આવો છો તો આમ તમારી પાસે બેસવું એ જ મારો ધર્મ છે.'

સરસ્વતીચંદ્ર — 'શા માટે?'

કુમુદસુંદરી — 'જે વાસનામાં અધર્મ નથી તેની તૃપ્તિ એ જ શાન્તિ છે, ને દયા એ પણ એક વાસના છે.'

સરસ્વતીચંદ્ર — 'તમે કોના ઉપર દયા આણો છો?'

કુમુદસુંદરી — 'તમારા શરીરમાં જ્વર મેં પ્રત્યક્ષ કરેલો છે ને તેનું ઔષધ કરવું એ યજમાનનો ધર્મ છે.'

સરસ્વતીચંદ્ર હસી પડ્યો ને એક હાથ લાંબો કર્યો.

'તમે ઠગાયાં. જુઓ મારા હાથ — તે શીતળ છે કે ઉષ્ણ છે?'

કુમુદસુંદરી તે હાથ ઝાલી રહી.

'આ હાથ અત્યારે તો સ્વસ્થ, શાંત ને શીતળ છે. શું આશ્ચર્ય? રાત્રિએ તેમ ન હતું.'

સરસ્વતીચંદ્ર — 'તમારો હાથ ઉષ્ણ છે — પણ અનુષ્ણ થવા લાગે છે.'

કુમુદસુંદરી — 'તમારો હાથ ઉષ્ણ થવા માંડે છે.'

સરસ્વતીચંદ્ર — 'કુમુદસુંદરી, મારો હાથ મૂકી દેશો એટલે પાછો અનુષ્ણ થઈ જશે ને તમારો તો થયો જ છે. આવાં ક્ષણિક કારણોથી, વીજળી પેઠે, ક્ષણમાં દૃષ્ટ અને ક્ષણમાં નષ્ટ થતા વિકારોને માટે દયા આણવી એ ધર્મ નથી. આપણી સતત વાસના તો કલ્યાણની છે, ક્ષણિક સુખની કે ક્ષણિક દુ:ખના નાશની નથી.'

હાથ મૂકી દેતી દેતી કુમુદ બોલી:

'તમે સત્ય કહ્યું. મારા સ્પર્શથી તમને જ્વર થાય છે ને એ સ્પર્શને અભાવે જ્વર શાંત થાય છે. મને તમારી દયા આવે છે ત્યારે મને એવો જ્વર આવે છે.'

સરસ્વતીચંદ્ર — 'એ દયા અસ્થાને છે.'

કુમુદસુંદરી — 'તે અસ્થાને હો કે સ્થાને હો, તે ધર્મથી આવશ્યક હો કે ન હો; પણ તેમાં અધર્મ તો નથી જ ને?'



સરસ્વતીચંદ્ર વિચાર કરી બોલ્યો:

'તે પણ છે. કુમુદસુંદરી! લોકવ્યવસ્થાને માટે રાજા ધારા કરે. તે પણ તેની આજ્ઞાઓનો સમૂહ છે. રાજાથી પરોક્ષ હોઈએ, કોઈ દેખે નહીં ને જાણે નહીં એવું હોય, તો પણ આ આજ્ઞા અંત:કરણથી પાળવી એ સર્વ સાધુજનોનો સનાતન ધર્મ છે ને લોકનું તેમ લોકવ્યવસ્થાનું કલ્યાણ પણ તેમાં છે.'

કુમુદસુંદરી — 'રાજાની કઈ આજ્ઞાનું ઉલ્લંઘન થવાનો આપણને ભય છે?'

સરસ્વતીચંદ્ર — 'તમારું વય એ આજ્ઞા પ્રમાણે બાળક છે, અજ્ઞાન છે — ત્યાં સુધી તમારું પ્રારબ્ધ તમારા હાથમાં નથી પણ તમારા પિતાના હાથમાં છે. તેમની સંમતિ વિના આ વયમાં આપણા સંસર્ગનો કે વિવાહનો રાજાજ્ઞાથી નિષેધ છે. પરિવ્રાજિક કામઠમાં કે ચંદ્રાવલીમૈયા પાસે બે વર્ષ રહેશે તો તે પછી યોગ્ય વિધિથી વિહારમઠમાં જવાને રાજાભણીનો પણ બાધ નહીં આવે. સંસારની કલ્યાણકર વ્યવસ્થા કરવી તે રાજાનો ધર્મ છે ને તે ધર્મને અનુવર્તી તેણે ધર્મબુદ્ધિથી કરેલી આજ્ઞાઓને સાધુજનો શિર ઉપર ચડાવે છે. લોકવ્યવસ્થાને માટે ચિન્તા કરી રાજાએ કરેલી આજ્ઞાને નિષ્ફળ કરવી એ સાધુજનોના મનથી લોકના અકલ્યાણનો અને અવ્યવસ્થાનો

માર્ગ છે અને એ માર્ગ સાધુજનોને વર્જ્ય છે. એટલા વિષયમાં ધર્મમૂર્તિ રાજાને ગુરુ ગણી *આજ્ઞા ગુરુણામવિચારણીયા* એ પથ્ય નિયમનું સાધુજનો સેવન કરે છે.'

કુમુદસુંદરી — 'એ બાધની કથા તમે અત્યાર સુધી ભૂલી ગયા હતા?'

સરસ્વતીચંદ્ર — 'ના. એ બાધ તમને નથી આવતો પણ મને એકલાને જ આવે છે. રાજાજ્ઞાનો અપરાધી હું થઈશ — તમે નહીં થાવ. એ અપરાધને માટે શિક્ષાપાત્ર હું થઈશ — તમે નહીં થાવ. એ શિક્ષાને પ્રાયશ્ચિત્તરૂપ ગણી મારા શિર પર વહોરી લેવા હું સજ્જ છું અને જ્યાં સુધી એ અપરાધ કરવાની વાસના હું રાખતો નથી પણ અન્ય ધર્મને બળે તેના પ્રસંગનો પ્રતિકાર કરી શકતો નથી ત્યાં સુધી, હું ઈશ્વરને ઘેર નિર્દોષ છું અને ઈશ્વરને ઘેર પણ તેથી મારો અપરાધ હશે તો તેની શિક્ષા પણ મારે પ્રાયશ્ચિત્તરૂપ જ છે. એ શિક્ષાની મને વાસના હતી અને તેથી મેં તમને આ બાધની વાત કહી ન હતી. તે, તમારી કલ્યાણવાસના પ્રત્યક્ષ કરી એટલે, અને તમારા પ્રશ્નનો સત્ય ઉત્તર આવશ્યક થયો એટલે હવે મેં કહી દીધી.'

કુમુદસુંદરી — 'આ શરીર છે ત્યાં સુધી આ દયા તો નષ્ટ થવાની નથી. કાલ રાત્રે તમે મને ત્રણ માર્ગ બતાવ્યા હતા તેમાંથી ચંદ્રાવલીમૈયા જેવા પરોક્ષવેદીના યજ્ઞ આપણે બે વર્ષ પાળીશું ને તે પછી અલખપુરીમાં રહેવું કે વિહારમાં રહેવું કે હાલની પેઠે રહેવું તેનો વિચાર બનશે તેટલો આ પંચરાત્રિમાં કરીશું ને બાકીના અવકાશે કરીશું. એ પરોક્ષવેદીને કાળે કેમ વર્તવું તે પણ આ પંચરાત્રિમાં જ વિચારીશું. બે વર્ષ થતાં સુધી ને તેટલા કાળ માટે રાજ્યભયમાં તમારું શરીર રત્ન પડે એ કામ તો નહીં જ કરું.'

સરસ્વતીચંદ્ર — 'આપણે કલ્યાણમાર્ગે પ્રવર્તવું તે કેવળ આપણે માટે જ છે એમ નથી. જે રાજાજ્ઞા તોડવાનો આપણે ભય ગણીએ છીએ તેથી મને શિક્ષા થવાનો ભય મારા હૃદયને કંઈ પણ સ્પર્શ નથી કરતો; પણ આ પરમપવિત્ર સાધુજનોની કીર્તિ અને સ્થિતિ ઉભયને આપણી પ્રવૃત્તિને લીધે રાજભયમાં અને લોકભયમાં આવી પડવું પડશે. તેમણે કરેલાં આપણા અત્યંત આતિથેયનો આ બદલો દુષ્ટ થશે.'

કુમુદસુંદરી — 'પવિત્રતામાં પણ આમ પરમાર્થ દર્શાવી આપે મારા હૃદયને અતિદૃઢ કર્યું. સાધુજનોને ભયમાં ન નાંખવાની વાસનાથી મારી સર્વ વાસના ભસ્મ થઈ સમજો.'

સરસ્વતીચંદ્ર — 'પ્રભાત થવા લાગ્યું.'

કુમુદસુંદરી — 'સૃષ્ટિના પ્રભાત સાથે આપણું પણ પ્રભાત જ થાય છે.'

સરસ્વતીચંદ્ર — 'એ પ્રભાતની સૃષ્ટિ આપણે કેવી રચવી તેનો વિચાર તમને સોંપું છું.'

કુમુદસુંદરી — ‘તે યોગ્ય કરો છો. એ વિચાર ગૃહકાર્યના જેવો છે માટે મારે જ કરવો ઘટે છે. મારી સાથે આવેલાં સાધુજન ઊઠ્યાં હશે તેમને હું મળીશ ને આપના મંડળને આપ મળો. જે સાધુજનો સ્થાનમાં આપણને પ્રેરે છે તેમની ઇચ્છાને અનુકૂળ લાગશે તે કાળે હું પાછી આપની સેવામાં આવીશ ને હજી મારે આપની પાસેથી જાણી લેવાનું છે કે આપ આયુષ્યશેષ કેમ ગાળવાના છો, આત્મહિત અને લોકહિત કેમ સાધવાના છો, અને હું તેમાં કેવી રીતે સાધનભૂત થઈ શકીશ. આ સર્વ વાત જાણી લઈ પછી હું મારે કરવાના વિચાર કરીશ. આપ જે બુદ્ધિ અને રસનાં પવિત્ર જ્યોતિને આપશો તેનું હું પૂર્ણ પ્રીતિથી પોષણ કરીશ. હવે આ કન્યાને ધારણ કરો. હું આપની આજ્ઞા માગું છું.’

આ સૂક્ષ્મ પ્રીતિએ જોડેલી જોડ પળવાર છૂટી પડી. કુમુદ પુલ ઉપર દૃશ્ય થઈ. દૃશ્ય થતાં પહેલાં, સ્થૂલ શરીરને દૂર રાખનાર જીવોનાં સૂક્ષ્મ શરીરોની માત્ર દૃષ્ટિઓએ, વિદાયગીરીનું આલિંગન લઈ લીધું.

---

[૧] . દૈનિક = રોજનું, દરેક દિવસનું.

[૨] . પોતાનો માર્ગ છોડી બીજે પ્રવર્તવું તે. ૨. રેલ અને પૂર આવતાં તેના પાણીને જવાને કરી આપીએ તે માર્ગ, કાંસ.

[૧] . અણુંજો.

# પ્રકરણ ૩૩
# સૂક્ષ્મ પ્રીતિની લોકયાત્રા

"And we shall sit at endless feast ,
Enjoying each the other's good ;
What vaster dream can hit the mood
of Love on Earth ?' - *Tennyson*

*या कौमुदी नयनयोर्भवत: सुजन्मा।*
*तस्या भवानपि मनोरथबन्धबन्धु।*

*-मालतीमाधव*

કુમુદસુંદરી વસન્તગુફાને ઉપલે માળેથી નીચે ગઈ તો સર્વ સાધ્વીઓને પોતપોતાનાં પ્રાત:કાળનાં આહ્નિકમાં રોકાયેલી દીઠી. બે સાધ્વીઓએ પાસેના જંગલમાંથી દંતધાવનને માટે દાતણ આણ્યાં હતાં અને કટકા કરી સૌમાં વહેંચતી હતી. બે સ્ત્રીઓ સર્વને પાસેના ઝરાઓમાંથી ક્રિયામાં નાહવાને લઈ જવાં તેનો વિચાર કરતી હતી. બે સાધ્વીઓ આ ગુફાને સ્વચ્છ કરતી હતી, અને બાકીનું મંડળ સ્ત્રીજનો પરમાર્થ કેવી રીતે પ્રાપ્ત કરે તેની ચર્ચા કરતું હતું. કુમુદના પગ નિસરણીને ઉપલે પગથિયે દેખાતાં ભક્તિમૈયા તેના ભણી જોઈ રહી અને કુમુદનો નેત્રભાગ દેખાતાં કહેવા લાગી:

'મધુરીમૈયા! દન્વધાવન કરી, આ શૃંગ પાસેના નિર્મળ ઝરાઓમાં આપણે સ્નાન કરવા જવાનું ઠર્યું છે.'

કુમુદસુંદરી — 'જ્યાં સાધુજનોની પ્રવૃત્તિ ત્યાં મારી.'

પ્રીતિમાનિની — 'તારા મુખની પ્રસન્નતા ઉપરથી અમે એમ જ સમજીએ છીએ.'

વામની — 'મધુરી! સાધુજનોને શિર રાત્રિએ આરોપનું વાદળું ચડ્યું હતું તે ચન્દ્રકિરણથી વેરાઈ ગયું હશે.'

કુમુદસુંદરી — 'હું ક્ષુદ્ર સંસારિણીને શુદ્ધ કરવા સાધુજનોનું જ માહાત્મ્ય સમર્થ છે. તે સમર્થતાને ઘુવડ જેવી હું દિવસે જોઈ શકી નહીં તે રાત્રિસમયે દેખતી થઈ છું.'

વામની — 'એ સમર્થતાએ [૧] તને સુખી કરી કની?'

કુમુદસુંદરી — 'એ સમર્થતાએ મને શુદ્ધ અને શાંત કરી.

ભક્તિમૈયા — મધુરી! તારી તૃપ્તિ જોઈ ચંદ્રાવલીનું હૃદય ઘણું શીતળ થશે.'

બુદ્ધા — 'મધુરીમૈયા શાંત થઈ છે તો તૃપ્ત પણ થશે. જ્યાં સુધી એના અદ્વૈતાગ્નિની સુન્દર જ્વાલાઓ જગતને પ્રત્યક્ષ થઈ નથી ત્યાં સુધીનો કાળ રમણીય આપ્યાયનમાં જશે ને તૃપ્તિનો કાળ તો મહાત્મા પૂર્ણાહુતિ રચશે ત્યારે આવશે.'

પ્રીતિ૦ — 'મધુર મધુરી! જે સાધુતાએ તને શુદ્ધ અને શાંત કરી છે તે જ સાધુતા તારું કલ્યાણ કરશે.'

કુમુદસુંદરી — 'આપની મતિ આવી કલ્યાણકારક છે તો તે સફળ થશે.'

વામની — મધુરી! તું સુખી થઈ જાણીશું ત્યારે અમે સુખી થઈશું. તું હજી કંઈક વિચારમાં પડે છે.

કુમુદસુંદરી — 'દુ:ખની ભીતિથી હું કંપું છું ખરી, પણ સુખના કરતાં કલ્યાણને વધારે પ્રાર્થું છું. એ પ્રાર્થના મને વિચારમાં નાંખે છે.'

વામની — 'વારુ, તું વિહારમઠમાં ક્યારથી જઈશ ને સાધુનો વેશ ક્યારથી ધારીશ?'



કુમુદ કંઈ બોલી નહીં.

પ્રીતિ૦ — 'વામની! તું તારા ધર્મનો અતિક્રમ કરે છે. જે અદ્વૈતાગ્નિની વેદીનું પોષણ કરવા સાધુજનોના પરિશ્રમથી મધુરીમૈયા તત્પર થઈ છે તે અગ્નિસાધનના એક પણ મંત્ર કે વિધિનું દર્શન ઇચ્છવા તને કે મને અધિકાર નથી, દયિતદયિતાનો યોગ થતાં સખીકૃત્ય સમાપ્ત થાય છે. તે પછી તેમની પ્રીતિના પડદાને ઊંચો કરી તેમાં ડોકિયાં કરવાના કામને સાધુજન અધર્મ ગણે છે. પ્રીતિનું બાલવય થઈ રહેતાં તેનાં અંગ પર આચ્છાદન જ ઘટે છે ને એ મર્યાદા સર્વને કલ્યાણકર છે. જેની ચિન્તા નવીનચંદ્રજીના હૃદયમાં ચડી ચૂકી છે તેની ચિન્તા આપણે કરીએ તો આપણામાં પ્રગલ્ભતાનો દોષ પણ આવ્યો સમજી લેવો. માટે, વામની, હવે તારા કુતૂહલને સાધુજનોને અનુચિત ગણી એ કુતૂહલનો નિરોધ કરી દે અને આપણા ઋણના મોટા ભાગમાંથી આપણે મુક્ત થયાં ગણી, તું નિવૃત્તિ પામ. મધુરીમૈયા, તારી બુદ્ધિ કલ્યાણી છે તે સુખના કરતાં મોટા સત્પદાર્થોનો તને યોગ કરાવશે અને તમારી અલખ પ્રીતિમાં અનેક કલ્યાણ-સમૃદ્ધિને ભરશે. સાધુજનોએ તારી ચિકિત્સા કરી ને ઔષધવિધિ દર્શાવ્યો તે ઉભયની સફલતા થવા માંડી છે ને તેના પરિણામમાં તું શુદ્ધ, શાંત અને કલ્યાણપાત્ર થઈશ તેટલું ફળ અમારી ક્ષુદ્ર શક્તિઓને માટે નાનુંસૂનું નથી. સાધુજનો, આ મંગળ દિવસને યોગ્ય મંગળ કાર્ય કરવાનો આરંભ કરો અને ચંદ્રાવલીમૈયાને એ સમાચાર તરત ગુપ્તપણે કહાવો.'

આ મંડળી આમ વાતો કરતી કરતી બહાર સ્નાનાદિક આહ્નિકને માટે ગઈ ને છેક મધ્યાહ્ને પાછી આવી.

આણી પાસ કુમુદ ગયા પછી સરસ્વતીચંદ્ર પણ નીચે ઊતર્યો ને સાધુજનોને મળી પોતાનું આહ્નિક કરી તરત ઉપર આવ્યો, ને કુમુદસુંદરી પાછી આવી ત્યાં સુધી સાધુજનોએ આપેલા એક મોટા કોરા પુસ્તકમાં પોતે રાત્રિએ દીઠેલાં વિચિત્ર સ્વપ્નની કથા ઉતારી. જે સ્વપ્ન લાગતાં કલાક બે કલાક થયા હશે તેની કથા ઉતારતાં ચાર કલાક થયા. તે લેખ પૂરો કરી, ફરી ફરી વાંચી, તેનો વિચાર કરતો ઓટલા ઉપર બેઠો ને આસપાસનો દેખાવ જોતો જોતો વચ્ચે વચ્ચે પોતાનું પોટકું ઉઘાડી ચંદ્રકાન્તના પત્રો પણ વાંચતો હતો. ઘણો કાળ એમ ગયો ત્યાં કુમુદસુંદરી પાછી આવી ને કાગળોના પોટકાની બીજી પાસ બેઠી.

સરસ્વતીચંદ્ર — ‘તમે આજ કેવી રીતે કાળક્ષેપ કર્યો?’

કુમુદસુંદરી — ‘સાધુજનોના આહ્નિકને આટોપી આ ફલાહાર લઈ આવી — એ જ.’

પોતાના પાલવ તળેની થાળી ઉઘાડી, કાગળો વચ્ચે માર્ગ કરી, ત્યાં થાળી મૂકી, અને બીજો ફેરો ખાઈ આવી એક સ્વચ્છ શુદ્ધ દૂધનો કલશ લઈ આવી.



કુમુદસુંદરી — ‘આ શો સમારંભ છે?’

સરસ્વતીચંદ્ર — ‘આજ મને વિચિત્ર બોધક સ્વપ્ન થયું હતું તે આ પુસ્તકમાં લખી કાઢ્યું છે.’

કુમુદ એ વાંચવામાં લીન થઈ. સરસ્વતીચંદ્ર એના મુખ સામું જોઈ રહ્યો અને સર્વ સુન્દર અવયવો જોવામાં લીન થયો. થોડુંક વાંચી વિચારમાં પડી. કુમુદ અટકી અને સરસ્વતીચંદ્રના નેત્રના વ્યાપારને જોઈ રહી પણ તેનું સરસ્વતીચંદ્રને ભાન ન હતું. અંતે એને જગાડતી હોય તેમ સ્મિત કરી કુમુદ બોલી:

‘સ્થૂલ કામ ને સૂક્ષ્મ કામ વચ્ચેની ભીંત કિલ્લા જેવી છે પણ એકમાંથી બીજામાં ચોરી કરી નીકળી પડવાનાં દ્વાર બહુ છે.’

સરસ્વતીચંદ્ર સાવધાન થયો.

‘સત્ય છે. તરવારની ધાર ઉપર ચાલવું ને તરવાર પગમાં પેસી જાય નહીં એવી સંભાળ રાખવા જેવું અસિધારાવ્રત છે.’

કુમુદસુંદરી — ‘એમ જ છે. નિત્ય જોઈએ છીએ એવાં શરીરમાં આવી અને આટલી બધી મોહની ક્યાં ભરી રાખી હશે કે તેને હડસેલી ધક્કા મારવા છતાં પણ ખસતી નથી ને માત્ર ખસેડવા માટે આટલા પ્રયાસ કરવા પડે છે?’

સરસ્વતીચંદ્ર — ‘આપણે જે સત્ત્વને ખસેડવાને આટલો પ્રયાસ કરવો પડે છે તે જ સત્ત્વનું અભિનંદન કરવું એ બીજાંનો ધર્મ થાય છે ને તેમણે કહેવું પડે છે કે Resist not the weakness ! [૧] અલખના સાધુજનો આનો વિવેક સારો સમજે છે. કુમુદસુંદરી! અભ્યાસથી અને અવધાનથી આપણે આ કષ્ટસાગરને તરી જઈશું.

કુમુદસુંદરી — ‘લગ્નકાળે કરેલી પ્રતિજ્ઞા ન તોડવાની પ્રતિજ્ઞાને પ્રાત:કાળે દયાએ ભુલાવી હતી; તમારી પાસે કરેલી પ્રતીજ્ઞાને ભૂલું એમ નથી.’

સરસ્વતીચંદ્ર — ‘તમે આ વાંચ્યું?’

કુમુદસુંદરી — ‘વિચાર કરું છું કે વાંચું કે ન વાંચું?’

સરસ્વતીચંદ્ર — ‘વાંચવામાં કંઈ બાધ છે?’

કુમુદસુંદરી — ‘મને પણ આ જ મહાસ્વપ્ન થયું હતું તેનો જ આ ઇતિહાસ આપે જાણે લખ્યો હોય એમ છે. ને એમાં પણ મોહક ભાગ છે તે સ્વપ્નસ્થ મટી જાગૃતસ્થ થાય તો આ પ્રતિજ્ઞા તૂટે.’

સરસ્વતીચંદ્ર — ‘શું તમને પણ આવું સ્વપ્ન થયું હતું? તેમાં ને આમાં કંઈ ફેર નથી?’

કુમુદસુંદરી — ‘કંઈ ફેર નથી. માત્ર આમાં આપની સહચારિણી કોણ હતી તે આપે લખ્યું નથી તે ઠેકાણે મારું નામ લખ્યું હોત તો બરોબર મારું જ સ્વપ્ન પૂર્ણ થાત.’



સરસ્વતીચંદ્ર — ‘સ્વપ્નશાસ્ત્રના પણ વિચિત્ર ચમત્કારો છે. કુમુદસુંદરી! આ સ્વપ્નમાં મહાબોધ છે.’

કુમુદસુંદરી — ‘છે જ. આપના જેવાના સંસ્કારો એવાં સ્વપ્નોમાં અવિક્ષિપ્ત સ્વરૂપ પામે છે. જે વિષયોમાં આપ અનેક ગ્રન્થ લખી શકો તે વિષયો ગુરુજીના પ્રતાપથી આપને આમ સ્વપ્નકાળમાં પ્રત્યક્ષ થયા છે, ને આપની પ્રીતિને યોગે મને પણ પ્રત્યક્ષ થયા. આવું થવાના સંભવની વાતો સાધ્વીજનોએ મને પ્રથમથી કહી હતી અને માટે જ હું ચરણસ્પર્શના લોભમાંથી સ્વપ્ન સમાપ્ત થતાં સુધી છૂટી શકી નહીં.’

સરસ્વતીચંદ્ર — ‘કુમુદસુંદરી! હું બહુ દુ:ખી છું.’

કુમુદસુંદરી — ‘મારા દુ:ખનો નાશ આપે કર્યો ને આપના દુ:ખનો મારાથી નાશ નહીં થઈ શકે તો હું તેમાં ધર્મસહચારિણી સમભાગિની થઈશ.’

સરસ્વતીચંદ્ર — ‘તમારું દુ:ખ મને વીંછીના દંશ પેઠે શરીરમાં અંદર સાલતું હતું, પણ આ દુ:ખ તો પવન પેઠે ચાર પાસથી બાંધી લે છે.’

કુમુદસુંદરી — 'એ દુ:ખ શું છે?'

સરસ્વતીચંદ્ર — 'આપણા દેશની ને લોકની સ્થિતિ — એ હવે મારું એકલું દુ:ખ છે. તેમાંથી કેમ મુક્ત થવું એ વિચાર હૃદયને હલમલાવી નાખે છે.'

કુમુદસુંદરી — 'ગુરુજીના રચેલા સ્વપ્નાદિ યોગ એ દુ:ખનો નાશ કરશે અથવા નાશનો માર્ગ બતાવશે.'

સરસ્વતીચંદ્ર — 'ક્યાં આ એકાંતવાસી સાધુજન અને ક્યાં આ અનેક વાયુચક્ર જેવા ગૂંચવાડાઓથી ભરેલી દેશની દશા? હું તેની તમારી પાસે પણ શી વાત કરું?'

કુમુદસુંદરી — 'હું એ વાતો સાંભળવાને પાત્ર નથી ને સમજવાને શક્તિશાળી નથી; પણ તે સાંભળવા-સમજવા-નો અધિકાર મને ધીમે ધીમે આપવો એ આપની કૃપાને યોગ્ય કાર્ય છે.'

સરસ્વતીચંદ્ર — 'એ તો આપણા સહવાસનો જેવો ક્રમ.'

કુમુદસુંદરી — 'એ એમ બંધાઈ ચૂક્યો આપને દેખાતો નથી?'

સરસ્વતીચંદ્ર — 'સાધુજનોને જ ક્રમ વ્યવસ્થિત છે તેમાં સંસાર ગમે તેવે કાળે અવ્યવસ્થા નાખી શકશે.'



કુમુદસુંદરી — 'તમારા વિના મારે કોઈ રહ્યું નથી, અને સાધુજનોએ ઘડેલી વ્યવસ્થાથી જો આપની પવિત્ર સ્થિતિ જળવાઈ શકશે તો પછી મને મળેલો લાભ આપ પાછો ખેંચી નહીં લ્યો.'

સરસ્વતીચંદ્ર — 'હું તો નહીં ખેંચી લઉં; પણ તમારો ધર્મ તમને કેવે પ્રસંગે કેણી પાસ નહીં પ્રેરે એ કહેવાતું નથી.'

કુમુદસુંદરી — 'પ્રેરશે ત્યારે પ્રેરશે. મારો ખપ આપના વિના બીજું કોઈ કરે એમ હવે નથી. જગત મને ડૂબેલી સમજતું હશે. માતાપિતા અને શ્વસુરગૃહ પણ એ જ બુદ્ધિથી મારો શોક કરી રહ્યું હશે અને કાળક્રમે તેમના મનમાંથી હું ખસવા પણ માંડી હોઈશ. હું એ સંસારને મનથી વિસારું છું; આપ પણ વિસારો. જ્યાં સુધી આપણે અધર્મના માર્ગથી દૂર છીએ ત્યાં સુધી ભાવી પ્રસંગોએ શું થશે ને શું નહીં થાય એ તર્ક કરવા તે પેટ ચોળી પીડા ઊભી કરવા જેવું નથી?'

સરસ્વતીચંદ્ર — 'એ પણ સત્ય છે.'

કુમુદસુંદરી — 'તો એ વાત પડતી મૂકો ને કહો કે આપ આ આશ્રમમાં આપનો કાળ કેવી રીતે ગાળવા ધારો છો? ને આપના મનના સંતાપને કેવી રીતે દૂર કરવા ઇચ્છો છો?'

સરસ્વતીચંદ્ર — ‘મારું આત્મહિત વિચારવાનાં સાધન તો આ મઠોમાં ઘણાં પડ્યાં છે. દેશહિત કરવાને માટે દ્રવ્યની અને પ્રતિષ્ઠાની મહત્તા જોઈએ તે અહીં નથી, પણ દ્રવ્ય અને પ્રતિષ્ઠા ઉભય હોય તો તે વડે દેશહિત કેમ કરવું તે ભવ્ય સ્થાનમાં રહી સૂઝશે તેવું અન્યત્ર નહીં સૂઝે. લોકહિત — સર્વ પૃથ્વીલોકનું હિત — એ સાધવાની શક્તિ તો દ્રવ્ય અને પ્રતિષ્ઠાથી પણ દુર્લભ છે; એ શક્તિ તો કેમ પ્રાપ્ત કરવી એ જ વિકટ પ્રશ્ન છે. તેનું સમાધાન સુન્દરગિરિ સુઝાડશે.’

કુમુદસુંદરી — ‘એ વસ્તુઓને જોનાર ને દેખાડનાર તો આપની બુદ્ધિ અને વિદ્યા જ છે; તેમાં સુન્દરગિરિ શી અધિકતા કરવાનો હતો? સંસારના પ્રશ્નોનું સમાધાન સંસાર જ કરી શકે ને અહીં તો સંસાર ભણી આપે આંખો જ મીંચીને અદૃષ્ટા થવાનું છે.’

સરસ્વતીચંદ્ર — ‘વિદ્યા બુદ્ધિને વ્યાયામ અને શક્તિ આપે છે, સંસાર એ વ્યાયામને અને શક્તિને વિષય આપે છે. પણ એવા વિષયનું જ્ઞાનેન્દ્રિયમાં ગ્રહણ કરી તેનું ચર્વણ ને પાચન કરવાનો અવકાશ અને પ્રભાવ આવા સ્થાનમાં સવિશેષ મળે છે એમ પાશ્ચાત્યો માને છે ને અનુભવે છે તેમ આપણા પ્રાચીન લોક પણ સમજતા હતા [૧] અને આપણી બુદ્ધિમાં જે નવું સ્વાસ્થ્ય આપણે અનુભવીએ છીએ તે પણ ગિરિરાજનો જ મહિમા સમજવો. તીર્થોમાં તેમ ક્ષેત્રવિશેષોમાં તેનાં સૌન્દર્યથી, શાન્તિથી, ભવ્યતાથી અને એવા અનેક કારણોથી કંઈક એવી શક્તિવાળો સૂક્ષ્મ પવન વહન કરે છે કે તેનાથી આપણા સ્થૂલ અને તે સૂક્ષ્મ ભાગોમાં — જડ અને ચેતન અવયવોમાં — નવીન પવિત્રતા, બુદ્ધિ, અને સ્વસ્થતા ઝરાના પાણી પેઠે, ફુવારા પેઠે, સ્ફુરી આવે છે.’



કુમુદસુંદરી — ‘એ તો સત્ય હશે. મારી પોતાની બુદ્ધિને પણ કંઈક આવો જ લાભ મળ્યો લાગે છે.’

સરસ્વતીચંદ્ર — ‘તો વિચારો — પ્રસંગ મળ્યે સમજાવું છું કે મારા અનેક નિર્ધન વિદ્વાન મિત્રોને મુંબઈ જેવી ઘટ વસ્તીમાં બારે માસ ભરાઈ રહેવું પડે છે અને અંગ્રેજોની પેઠે આવાં સ્થાનમાં આવી આરોગ્ય અને સ્વાસ્થ્ય પામવાને તેમની પાસે નથી દ્રવ્ય અને નથી અવકાશ — એટલો વિચાર થતાં મને કેવું દુ:ખ થવું જોઈએ? આ ગિરિરાજનાં દર્શનથી મને એક લાભ તો આ દુ:ખનો થયો છે.’

કુમુદસુંદરી — ‘આપના ઉદાર દેશવત્સલ હૃદયને એ દુ:ખ તો ખરું, પણ એ દુ:ખના લાભને લાભ કેમ ગણો છો?’

સરસ્વતીચંદ્ર — ‘કેમ ગણું છું? મુંબઈ હતો ત્યારે સૂઝતું ન હતું કે મારા આટલા બધા દ્રવ્યનો ઉપયોગ શો કરવો ને આ ગિરિરાજે ને આ પોટકામાંના પત્રોએ આ નવી બુદ્ધિ આપી ને એમ હવે સમજું છું કે બીજું

કંઈ ન થાય તો મારા એ વિદ્વાનોને માટે આ દ્રવ્ય ખરચી તેમને આવા ગિરિરાજ ઉપર રાખું ને તેમનાં આરોગ્ય ને બુદ્ધિઓ વધારું.’

કુમુદસુંદરી — ‘શ્રીકૃષ્ણના હૃદયમાં તેમના ભક્તો અને વિપ્રો હતા તેમ આપના હૃદયમાં આ વિદ્વાનો છે.’

સરસ્વતીચંદ્ર — ‘એમ જ. આપણા દેશનું અને દેશમાંના લોકનું કલ્યાણ કરવાની શક્તિ આ જ બે વર્ગમાં છે. પ્રથમ છે અંગ્રેજોમાં અને પછી છે આ વિદ્વાનોમાં.’

કુમુદસુંદરી — ‘અંગ્રેજોમાં તો શક્તિ ખરી.’

સરસ્વતીચંદ્ર — ‘ને વિદ્વાનો વિદ્યાનો ઉપયોગ કરવાની શક્તિ પામે તો તેમનામાં પણ દેશસેવાની શક્તિ સ્ફુરે. તેમના ને અંગ્રેજોના પરસ્પર સંમેલનથી, પરસ્પરાનુકૂલ પ્રવૃત્તિથી, અને પરસ્પર પ્રેમબંધની, આ શક્તિ ઉભયમાં વિકાસ પામશે ત્યારે આખા આર્યદેશની શ્રદ્ધાના તેઓ પાત્ર થશે. કુમુદ! ગુણિયલબા ઉપર જે અનુકૂળતા તમારા ચતુર પિતાની હતી તેવી આપણા વિદ્વાનો ઉપર અંગ્રેજોની થશે, અને એ પિતાની તેમ પિતાના કુટુંબની સંભાળ લેવાની જે શક્તિ ગુણિયલબાને તેમની ક્ષમાએ, ઉદારતાએ, ધીરતાએ, સ્વાર્પણે અને ચતુરતાએ આપી હતી તેવી શક્તિથી આપણા વિદ્વાનો આપણા દેશની સંભાળ લેતાં શીખશે ત્યારે સર્વનું કલ્યાણ થશે. મારી આવી શ્રદ્ધા છે તે માટે જ સર્વ કરતાં હું આપણા વિદ્વાનોને મારા હૃદયમાં સતત વાસ આપું છું, અને તેમને માટે આવી આવી ચિન્તાઓ કર્યા કરું છું.’



કુમુદસુંદરી — ‘તમે તેમને માટે શું ઇચ્છો છો?’

સરસ્વતીચંદ્ર — ‘તેમનાં ગૃહરાજ્યમાં ગુણસુંદરીઓ, કુમુદસુંદરીઓ, સૌભાગ્યદેવીઓ ને ચંદ્રાવલીઓ ફરતી જોવા ઇચ્છું છું. તેમના વૈભવ વધેલા જોવા ઇચ્છું છું. તેમના ભંડાર ભરાતા જોવા ઇચ્છું છું. તેમને આધિ અને વ્યાધિથી મુક્ત, આરોગ્ય, સુશરીર, સ્વસ્થ અને સ્વતંત્ર જોવા ઇચ્છું છું. એમને ત્યાં સરસ્વતી અને લક્ષ્મીના સમાગમ દૃઢ જોવા ઇચ્છું છું. એમને ત્યાં પ્રીતિ ને સદ્ગુણના સહચાર થતા જોવા ઇચ્છું છું. એમનામાં દેશોન્નતિની વાસનાઓને વીર્યવતી અને ફલવતી થતી જોવા ઇચ્છું છું. કુમુદસુંદરી! રાત્રે આપણે જે મહાન રાફડાઓ જોયા તે રાફાડઓની ધૂળ તેમનાં શરીરની ચારે પાસથી ઊડી જાય અને સોનાની ખાણોના પ્રદેશ ઉપરની કાંચનની રેતીનાં વાદળ એમની આસપાસ ઊડી રહે એવું જોવા ઇચ્છું છું. એ રેતી કાંચનમયી થાય ને આ રાફડાઓમાંના સર્વ જન્તુઓને એ કાંચનની સમૃદ્ધિ મળે, શ્વેત પ્રકાશના માર્ગોમાં પ્રવૃત્તિ મળે, અને સ્થાનેસ્થાને જે મણિમય ઉદ્યાનમાં આપણે ઊભાં હતાં એવું અહીં થઈ જાય એ જોવાની મારી તીવ્ર વાસના છે.’

કુમુદસુંદરી — ‘એ વાસના કેવાં સાધનથી તૃપ્ત કરવા ધારો છો?’

સરસ્વતીચંદ્ર — ‘એ સાધનનું બીજ દ્રવ્ય મારી પાસે હતું તે મેં નાંખી દીધું.’

કુમુદસુંદરી — ‘તમે મને ઓસ્ટેનનું વાક્ય એક કાળે સંભળાવ્યું હતું કે It is a truth universally acknowledged, that a single man in possession of a good fortune must be in want of wife . આમાં પણ તમારા સાધનનું બીજ કંઈ રહ્યું નથી?’

સરસ્વતીચંદ્ર — ‘છે તો છે, ને નથી તો નથી.’

કુમુદસુંદરી — ‘તમે ઘડી ઘડી કહેતા હતા કે આર્યદેશની સ્ત્રીઓને આર્યાપદને યોગ્ય ઉત્કર્ષ આપવાની તમારી વાસના છે તે હજી એ છે કે નથી?’

સરસ્વતીચંદ્ર — ‘શું કહું? એ વાસનાની વસ્તુ વળી એથી પણ વધારે દુર્લભ છે ને તેની પ્રાપ્તિના માર્ગને માટે પૂર્વે કરેલાં મનોરાજ્યને સ્મરું છું તેની સાથે જ તમારા પણ સંસ્કારો હૃદયમાં ખડા થાય છે તે કહેવડાવે છે કે

*‘इदमसुलभवस्तुप्रार्थनादुर्निवारम्*

*प्रथममपि मनो मे पञ्चबाण: क्षिणोति।।’* [૧]



કુમુદસુંદરી — ‘જે વસ્તુ આપને આજ નહીં તો બે વર્ષે પ્રાપ્ત થવી સુલભ છે તેને દુર્લભ ગણવા જેવી અધીરતા તમારામાં નક્કી નથી જ. The time will come; you need not fly .’[૨]

સરસ્વતીચંદ્ર — ‘કાળ તેને સુલભ કરશે પણ આપણી ધર્મબુદ્ધિ શું સુઝાડશે તે કોણ જાણે છે? કુમુદસુંદરીનો ત્યાગ ન કર્યો હોત તો પંચબાણથી નિર્ભય રહી તેમને જ સ્વરૂપે — તેમના જ દ્વારા — મારો જીવ સર્વ સ્ત્રીસૃષ્ટિનાં સુખદુ:ખના દુર્લભ દર્શનને સુલભ કરી લેત અને તેના ઉપાય શોધત. પવિત્ર પ્રિયજન! એ નિર્ભયતા હવે મને મળવામાં જેટલી શંકા છે તેટલી જ દેશની સ્ત્રીસૃષ્ટિનાં સૂક્ષ્મ શરીરની ચિકિત્સા થવી અવિવાહિત વૈદ્યને માટે દુર્લભ અને અનુચિત છે. સ્ત્રીની નાડી જોતાં તે નાડીના સ્પર્શથી જ જ્યારે તે નાડી કે વૈદ્યની પોતાની નાડી ચમકે ત્યારે વૈદ્યે નાડી જોવી જ મૂકી દેવી યોગ્ય છે. મન્મથનો પરાભવ કરવો કેવો વિકટ છે તે આપણે આજ પ્રત્યક્ષ કર્યું છે. તમારી અપૂર્વ સહાયતા મને ન મળી હોત તો મન્મથે આજ મારી ધજા તોડી પાડી હોત. સ્ત્રીસૃષ્ટિનાં દુ:ખ દૂર કરવાનાં સાધનમાં આવી સહાયતા ન મળે તેને એ સાધન દુર્લભ છે — છતાં એ સાધનના સાધ્યને પ્રાપ્ત કરવાની મારી વાસના ખસતી નથી માટે જ હું અસુલભ વસ્તુની પ્રાર્થના કરનાર મૂર્ખ છું. કોઈ નિમિત્તે કોઈ સ્ત્રીનું મારે દર્શન થાય છે ત્યાં તમને દેખું છું, ને તમને સમરું છું ત્યાં સર્વ

સ્ત્રીજાતિનાં સુખદુ:ખ સ્મરું છું, તમને દેખું છું કે સ્મરું છું તેની સાથે સ્વયંભૂ મન્મથ મારા સામો ધનુર્ધર થઈ ઊભો રહે છે ને તેના ભયથી તમારું સ્મરણ કરાવનાર કંઈ પણ મનોરાજ્ય લાગે તે પડતું મૂકું છું. પણ પેલા રાફડાઓમાંથી જે દિવ્ય મૂર્તિઓ નીકળી કાલ આપણી પાસે ઉપદેશ કરતી ચાલી ગઈ એવી અનેક મૂર્તિઓ નીકળતી જોવાની મારી વાસના તો ખસતી જ નથી.

કુમુદસુંદરી — ‘તમારાં નેત્રપુટમાંથી આ અશ્રુધારાઓ વહી જાય છે તે મારા હૃદયને વીંધે છે. તે સ્વસ્થ થાઓ. તમારા સાધ્યમાં હું સાધનભૂત થઈશ ને ધર્મને જ માર્ગે થઈશ.’

સરસ્વતીચંદ્ર — ‘કુમુદસુંદરી! આ પત્રોના ઢગલા પ્રિય ચંદ્રકાંતના હાથમાંથી પ્રારબ્ધે મારા હાથમાં ખેંચી આણ્યા છે તે વાંચું છું ને હૃદય ફાટે છે. મારા પ્રિય મિત્રો ને દેશનાં નીવડ્યાં રત્નો ધૂળમાં રગદોળાય ને તે આજ સુધી હું જાણતો ન હતો તે આ પત્રોથી માત્ર કંઈક જાણ્યું ને કેટલું હજી દૃષ્ટિ બહાર હશે? પ્રમાદધને તમને સુખી કર્યાં હોત તો હું જાતે બહુ સુખી થાત — પણ તેમણે અવળું કર્યું તેથી જ સ્ત્રીજાતિની દુ:ખસૃષ્ટિનાં કંઈક કિરણ મારા નેત્રમાં આવવા પામ્યાં. આ સૃષ્ટિમાં કેટલી સ્ત્રીઓની કેટલી વેદનાઓ ઊભરાતી હશે, કેટલાં કોમળ હૃદય દળાઈ જતાં હશે, કેટલાં આંસુની નદીઓ ચાલતી હશે? ચંદ્રકાંતના દુ:ખના પત્ર વાંચ્યા પણ આ દુ:ખો કયા પત્રોમાંથી જડવાનાં હતાં? લક્ષ્મીનો અને તમારો ત્યાગ કરતી વેળા આ ચિત્રો પ્રત્યક્ષ હોત તો મારો ધર્મ કંઈ જુદો જ પ્રાપ્ત થાત. હું મારા રાફડામાંથી છૂટવા પામ્યો પણ તેની સાથે આ સર્વ જોવાના પ્રકાશ જોવાનું મારું નેત્ર પણ મેં હાથે કરી ફોડી દીધું અને આર્યલોકની અર્ધી વસ્તીની અને તે પણ સુન્દર અનાથ વસ્તીની દશા સુધારવાનું મારું સાધન મેં જાતે ભાંગી નાખ્યું. હવે તો ‘બની બનાઈ બન ગઈ’ એ વાત સત્ય છે. પણ — તોપણ — હવે આ વિષયનું શું કરવું, આ સર્વનાં દુ:ખ કેવાં હશે, એ કેમ જાણવાં, એ કેમ મટાડવાં, એ સર્વ વિચાર થાય છે ત્યારે તમે અત્યારે દેખો છો એવી અશ્રુધારા આ નયનોમાં ચાલે છે; કહ્યું માનતી નથી અને અટકતી નથી. હું એ ધારાઓ જોઈને જ તૃપ્ત થાઉં છું. જે વાતમાં મારો ઉપાય નથી તેમાં કંઈ ધર્માધર્મ પણ નથી ને જેવી રીતે મારી વાસનાને શાંત કરતી વેળા તૃપ્ત થાઉં છું તેથી ઊલટી રીતે આ અશ્રુઓને વહેવા દઈને તૃપ્ત થાઉં છું.’

કુમુદસુંદરી — ‘જે ત્યાગ જાતે ધર્મબુદ્ધિથી કર્યો તેના અણધાર્યા પરિણામથી ખિન્ન થવું એ અધર્મ નથી?’

સરસ્વતીચંદ્ર — ‘જે વાત હાથમાં છે તે કરવા ન કરવામાં ધર્માધર્મ છે. જે હાથમાં નથી તેમાં ધર્મ પણ નથી, અધર્મ પણ નથી. સીતાનો ધર્મબુદ્ધિથી ત્યાગ કરી રામચંદ્ર પ્રીતિને બળે રોયા હતા. કુમુદસુંદરી, ધર્મ પ્રમાણે આપણે પ્રીતિને લાત મારી પ્રવૃત્તિના વિષયમાંથી બહાર કાઢવા

સમર્થ થઈએ છીએ પણ પ્રીતિને હૃદયમાંથી કાઢવી તે આપણા હાથની વાત નથી. પ્રીતિની ઉત્પત્તિ જેવી અનિવાર્ય છે તેવી તેની નિવૃત્તિ પણ અસાધ્ય છે. અને એટલા માટે જ પ્રમાદધનના મંદિરમાં સરસ્વતીચંદ્રની અનુકંપા તમે કરી તે ધર્મરૂપ જ હતી.'

કુમુદસુંદરી — 'શુદ્ધ ઔષધબળે આંખનાં પડળ ખરી પડે છે તેમ શુદ્ધ પરમ જ્ઞાનથી પ્રીતિનો પટ હૃદયમાંથી સરી પડે છે એમ મહાત્માઓના અનુભવ છે.'

સરસ્વતીચંદ્ર — 'તે સત્ય છે. પણ પ્રારબ્ધવાદનો અને જ્ઞાનનો પણ દુરુપયોગ થાય છે. જે કાળે ધર્મથી કંઈ ક્રિયા કર્તવ્ય થાય છે તે કાળે પ્રારબ્ધવાદી થઈ બેસી રહેવું ને ક્રિયાના આરંભમાંથી નિવૃત્ત થવું એ મહાન અધર્મ છે. પ્રારબ્ધવાદનો ઉપયોગ સુખદુ:ખની નિવૃત્તિને માટે છે, ધર્મની નિવૃત્તિને માટે નથી; તેમ જ જ્ઞાનનો ઉપયોગ અલક્ષ્ય સ્વરૂપના પ્રબોધને માટે છે, લક્ષ્યધર્મની નિવૃત્તિને માટે નથી; અહંકાર અને મમતાના પ્રધ્વંસને માટે છે, સર્વ ભૂતાત્મકતામાંથી ઉત્પન્ન થતા પંચમહાયજ્ઞના ધ્વંસને માટે નથી. આરંભવાચક પ્રારબ્ધમાં અનારંભના ધર્મ જોનાર, કર્મ શબ્દનો અકર્મ ભાગ્યવાચક અર્થે પ્રયોગ કરનાર, ઊંધી પૂતળીની આંખોવાળા જન્તુ આપણે પેલા રાફડાઓમાં જોયા. તેમણે આ દેશનાં સજીવ પવનને અને પાણીને સ્થાને જડ ચીકણી માટીના ખડક ઊભા કર્યા છે. તેમની તામસી દૃષ્ટિના પ્રભાવથી જ જ્ઞાનનો આવો દુરુપયોગ થયો છે, આત્માગ્નિના યજ્ઞ હોલાઈ ગયા છે, ને દેખીએ છીએ એ દેશકાળ આપણે શિર ખડો થયો છે. અહંકાર ને મમતામાંથી ઉત્પન્ન થયેલી સકામ અને વાસનાયુક્ત પ્રીતિ આપણા સૂક્ષ્મ શરીરમાંથી ખસી જાય તો તે જ્ઞાનનું સાફલ્ય છે. નિરહંકાર અને નિર્મમ સર્વ ભૂતાત્મકતાના પરિણામ રૂપ નિષ્કામ ફલ-અભોગી મહાયજ્ઞોમાં પ્રીતિ જ્યારે સાધન થાય છે ત્યારે જ એ યજ્ઞમાં આહુતિ શુદ્ધ સત્વર અને સંપૂર્ણ થાય છે. જીવ, ઈશ્વર ને બ્રહ્માની જેવી ત્રિપુટી ગણી છે તેવી જ ક્રિયા, ધર્મ, ને જ્ઞાનની ત્રિપુટી છે. ધર્મ, ને ક્રિયાના નિયંતાનો અધિકાર છે, ને જ્ઞાન તે નિર્ગુણ અને કૃતકૃત્ય ધર્મનું ફળ છે. ધર્મ કૃતકૃત્ય થાય ત્યાં સુધીનું જ્ઞાન સંસિદ્ધ દશામાં સોળે કળાથી પ્રકાશ પામતું નથી અને ધર્મ વિનાનું સંપૂર્ણ કહેવાતું જ્ઞાન તે, ગ્રસ્ત થયેલા સંપૂર્ણ ચન્દ્ર જેવું, છતે પ્રકાશે અંધકારરૂપ છે. એકલા આવા જ્ઞાનનું સેવન કરનારની ગતિને શ્રુતિમાં અંધતિમિરથી ભરેલી કહી છે અને તેવા જન્તુ 'અસૂર્ય' લોકને પ્રાપ્ત કરે છે એમ કહેલું છે. અહીંના સાધુજનો આના મર્મ સમજે છે. આવા ગ્રહણથી મુક્ત થયેલું જ્ઞાન તે જ સાત્ત્વિક જ્ઞાન છે અને એ જ જ્ઞાનપદને પામનાર સાધુજન બ્રહ્મદ્વૈત પામે છે. એવા સાત્ત્વિક જ્ઞાનરૂપ થયેલાં સાધુજનોના મનુષ્યયજ્ઞોમાં પ્રીતિ સોમરસનું કામ કરે છે, અને કુમુદસુંદરી, શું તમારે માટે, કે શું આ દેશને માટે, માંડેલા મારા મહાયજ્ઞને

માટે પ્રાપ્ત થયેલા મારા સોમરસને હું ધર્મરૂપ જ ગણું છું, ને તે ઉપરથી અંગ્રેજ કવિનું વાક્ય સમજજો કે

“This is better to have lov’d and lost ,

Than never to have lov’d at all .’ *

કુમુદસુંદરી — ‘પ્રીતિ પણ શું વાસના નથી?’

સરસ્વતીચંદ્ર — ‘સકામ વાસનારૂપ પ્રીતિ તે વાસના છે. તે કામથી ઉત્પન્ન થાય છે ને કામક્ષયથી ક્ષીણ થાય છે. નિષ્કામ પ્રીતિ જ્વાલારૂપ છે, પૃથ્વી અને ચંદ્રની વચ્ચેના પરસ્પરના ગુરુત્વાકર્ષણના જેવી સહચાર પ્રદક્ષિણાની સાધક છે, અને કેવળ સ્વયંભૂ છે. એ સ્વયંભૂ છે માટે જ જ્ઞાનવિના અન્યથી નિવાર્ય નથી, ને પ્રીતિ ધર્મ્ય હોય છે ત્યારે જ્ઞાન પણ એનું નિવારક નથી. માતાપિતાની પ્રીતિનું નિવારણ કોઈ જ્ઞાન કરતું નથી. તે સૌ આ કારણની કલ્પનાથી. સ્ત્રીપુરુષની પ્રીતિને આપણા લોક ક્ષુદ્ર ગણે છે તે તેમાં વાસનાની કલ્પનાથી. આર્ય સંસાર એવો ક્ષુદ્ર થઈ ગયો છે કે દંપતી વચ્ચે પ્રીતિનું મૂળ કામવાસના વિના કે પુત્રવાસના વિના અન્ય હોવાનો સંભવ પણ સ્વીકારતું નથી એવું ચંદ્રકાંત કહેતો હતો અને તેના કહેવામાં કોણ જાણે કેટલું સત્ય હશે?’



કુમુદસુંદરી — ‘ત્યાગકાળે આપે દેશહિત દ્રવ્ય વિના કેવી રીતે કરવા ધારેલું?’

સરસ્વતીચંદ્ર — ‘સંસારમાં સ્થાનેસ્થાને યાત્રા કરી, અવલોકન કરી, બોધ આપી -’

કુમુદસુંદરી — ‘ભગવાન બુદ્ધની પેઠે?’

સરસ્વતીચંદ્ર — ‘કંઈક એમ જ.’

કુમુદસુંદરી — ‘હવે વિચાર શાથી ફર્યો?’

સરસ્વતીચંદ્ર — ‘નવા જોયેલા રાફડાના ગઠ્ઠા એવા તો બાઝી ગયા છે કે તે પ્રકાશથી પીગળે એમ નથી, અગ્નિથી બળે એમ નથી ને કુહાડાથી ખોદી નંખાય એમ નથી. જ્યાં નાગલોકનું મણિ અને વિષ પણ નિષ્ફળ થાય છે ત્યાં મારા જેવાના શબ્દોદ્વારની શી શક્તિ? બુદ્ધ ભગવાનની વાણી પ્રકાશમય જંતુઓમાં ફરી વળતી હતી. આ કાળની વાણીના જડ રાફડાઓમાં પડઘા પણ નથી થતા.’

કુમુદસુંદરી — ‘હવે કઈ શક્તિ તમારી પાસે હોય તો કામ લાગે એવી છે?’

સરસ્વતીચંદ્ર — ‘વિદ્યા, સાધુતા અને લક્ષ્મી એ ત્રણ શક્તિઓ જોઈએ તેમાં ત્રીજી નથી ને ચોથી તમારા હૃદયમાં છે તે જાણો છો.’

કુમુદસુંદરી — ‘ત્રીજી ચોથી ન હોય તો ન જ ચાલે?’

સરસ્વતીચંદ્ર — ‘સોમરસનું પાન જે સુઝાડે તે ખરું.’

કુમુદસુંદરી — ‘કેવા પ્રકારનો સોમ?’

સરસ્વતીચંદ્ર — ‘દેશયજ્ઞમાં દેશપ્રીતિ એ જ સોમરસ.’

કુમુદસુંદરી — ‘તે ક્યારે સુઝાડશે?’

સરસ્વતીચંદ્ર — ‘એ રસથી આ હૃદયમાં સમુદ્રમન્થન થઈ રહેશે ત્યારે.’

કુમુદસુંદરી — ‘આજે આપણે વિકાર વગર ફલાહાર લઈ લીધો.’

સરસ્વતીચંદ્ર — ‘દેશની પ્રીતિમાં વ્યક્તિની સ્થૂલ પ્રીતિ પેલા રાફડામાંના કુહાડાની દશાને પામે.’

કુમુદસુંદરી — ‘હું ત્યારે તમારા આ દેશપ્રીતિના નવા રાફડાનું પોષણ કરીશ ને તેના આ કુહાડાને તેમાં ડૂબવા દઈશ.’

સરસ્વતીચંદ્ર — ‘મેં તમને કહ્યું હતું કે તમે કંઈ કરશો તે શુદ્ધ અને સુન્દર જ હશે.’



કુમુદસુંદરી — ‘હું તો આપની પાસે રહી શકવાના મારા લોભી સ્વાર્થને માટે આમ કરવાની છું.’

સરસ્વતીચંદ્ર — ‘સૂક્ષ્મ સુન્દર વાસનાઓમાંથી પારકાનું પણ કલ્યાણ થવા પામે છે તેનું આ દૃષ્ટાંત.’

કુમુદસુંદરી — ‘સૂક્ષ્મ કે સ્થૂલ સર્વ વાસનાઓની વાત જ ન કરવી; ‘સ્વાર્થ’ શબ્દ કરતાં ‘વાસના’ શબ્દ વધારે સૂચક અને ઉદ્દીપક છે.’

સરસ્વતીચંદ્ર — ‘એમ લાગે છે.’

કુમુદસુંદરી — ‘એ વિક્ષેપશક્તિનો જ વિક્ષેપ કરવાનો માર્ગ એ કે મારે હવે જવું અને આપે આપનો લેખ હાથમાં લેવો.’

સરસ્વતીચંદ્ર — ‘તમે ક્યારે આવશો?’

કુમુદસુંદરી — ‘સાધુજનો પ્રસાદ તૈયાર કરે છે તેમાં હું સહાયભૂત થઈશ ને સાંયકાળે આવીશ.’

સરસ્વતીચંદ્ર — ‘સાયંકાળ પણ સૂચક ને દીપક છે.’

કુમુદસુંદરી — ‘હું ઊઠવા જાઉં છું ને જતી જતી બેસું છું. આપનો હાથ લાંબો થયો છે ને મારો પાલવ તેમાં પકડાયો છે.’

સરસ્વતીચંદ્ર — ‘અલકબહેન પાસે એ હાથને જે શક્તિએ પવિત્ર રાખ્યો તે આજ પણ રાખી શકશે.’

કુમુદસુંદરી — ‘આપે આપની મેળે જ પાલવને છોડ્યો છે. મારા કરતાં આપની સમર્થતા વિશેષ છે.’

સરસ્વતીચંદ્ર — ‘પવિત્ર રહેવામાં પણ આપણું અદ્વૈત જ સહાયક છે.’

કુમુદસુંદરી — ‘એ પણ સત્ય છે. પણ શું આપણે એવાં અનાથ અને ક્ષુદ્ર પામર પ્રાણી છીએ કે ઘડીઘડી આમ આટલા પ્રયાસ કરીએ છીએ ત્યારે જ આમ વ્યવસ્થિત રહી શકીએ છીએ?’

સરસ્વતીચંદ્ર — ‘સર્વ સુવ્યવસ્થાનો લાભ અહંકારના ત્યાગથી, દીર્ઘ સૂક્ષ્મ તપથી, અત્યંત સાવધતાથી અને સંસિદ્ધિસાધક બુદ્ધિપ્રયોગથી જ થાય છે. માન અને મદનો ત્યાગ કરી બુદ્ધિથી મુદિતાશય માર્ગે પ્રવર્તવું એવી મને દીક્ષા છે.’

કુમુદસુંદરી — ‘તેની સિદ્ધિ અસ્તુ! હું આજ્ઞા માગું છું.’

સરસ્વતીચંદ્ર — ‘જવાની ત્વરા જ છે?’

કુમુદસુંદરી — ‘પોતાનો પણ વિશ્વાસ નહીં ત્યાં ધર્મની ગતિ ત્વરિત કર્યાથી જ લાભ છે.’



સરસ્વતીચંદ્ર — ‘મેં તમને દુ:ખમાં નાખ્યાં તેને સાટે તમે મારું કલ્યાણ સાધો છો.’

કુમુદસુંદરી — ‘ને સાથે મારું પણ સાધું છું.’

સરસ્વતીચંદ્ર — ‘ઈશ્વર તેમાં સિદ્ધિ આપો.’

---

1 . Audacity .

૧ . Shelley .

૧ . *अलमेष विलोकित; प्रजानां सहसा संततिमंहसां विहन्तुम्।*
*धनवर्त्म सहस्त्रवेव कुर्वन् हिमगौरेचलाधिप: शिरोभि:।।*
*वीतजन्मजरसं परं शुचि ब्रह्मग: परमुपैतुमिच्छताम्।*
*आगमादिव तमोपहादित: संभवन्ति मतयो भवच्छिद:।।*

*-किरातार्जुन; इन्द्रकीलवर्गनम्*

૧ . કાલિદાસ. ૨. Thomson’s ‘Summer ’.

* Tennyson’s ‘In Memoriam .’

# ૩૪ અર્જુનના [૧] વાયુરથ અને દાવાનળ

For, while the tired waves, slowly breaking ,
Seem scarce one painful inch to gain ,
Far back, through creek and inlet making ,
Comes silent , flooding in, the main .

- *Quotation* .

*एवमुक्त: स भगवान् दशार्हेणार्जुनेन च।*
*तैजसं रुपमास्थाय दावं दग्धुं प्रचक्रमे।।*
*सर्वत: परिवार्याथ सप्तार्चिर्ज्वलनस्तथा।*
*ददाह खाण्डवं दावं युगान्तमिव दर्शयन्।।*
*तौ रथानाभ्यां रथिश्रेष्ठौ दावस्योभयत: स्थितौ।*
*दिक्षु सर्वासु भूतानां चक्राते कदनं महत्।।*

- *મહાભારત —આદિપર્વ*



(ઉપરના શ્લોકોમાં કૃષ્ણ અને અર્જુને ખાંડવવનમાં દાવાનળ લગાડી તેમાંનાં ચારે દિશાનાં ભૂતોનો સંહાર કરી અગ્નિને તૃપ્ત કર્યાનું વર્ણન છે.'

*नानाश्रान्ताय श्रीरस्तीति रोहित शुश्रुम।*
*पापो नृषद्वरो जन इन्द्र इश्चरत: सखा।।*
*पुष्पिण्यौ चरते जड्धे भूष्णुरात्मा फलग्रहि:।*
*शेरेऽस्य सर्वे पाप्मान; श्रमेण प्रपथे हता:।।*
*आस्ते भग आसीनस्योर्ध्वस्तिष्ठति तिष्ठत:।*
*शेते निपद्यमानस्य चराति चरतो भग:।।*
*कलि: शयानी भवति संजिहानस्तु द्वापर:।*
*उत्तिष्टंस्त्रेता भवति कृतं संपद्यते चरन्।।*

અર્થ: હે રોહિત! એવી શ્રુતિ છે કે જુદી જુદી અનેક રીતોથી શ્રાન્ત થાય તેને માટે શ્રી છે — ફરે તે ચરે! બેસી રહેનાર ને ન ફરનાર લોક પાપી છે. ઇન્દ્ર તો ફરનાર ચરનારનો જ સખા છે. જ્યારે બે પુષ્પિણી જંઘાઓ ચરે છે ત્યારે આત્મા ફલગ્રહી થાય છે. પ્રવાસમાં શ્રમ વડે કરીને એનાં સર્વ

પાપ સૂઈ જાય છે. બેસનારનું ભાગ્ય બેસી જાય છે; ઊઠનારનું ઊઠે છે; સૂનારનું સૂઈ જાય છે; અને ચાલનારનું ભાગ્ય ચાલવા-વધવા-માંડે છે. સૂઈ રહેનાર કલિયુગ થાય છે; બેસનાર દ્વાપર થાય છે; ઊઠનાર ત્રેતા થાય છે. અને ફરનાર ચાલનાર — ઉદ્યોગી લોક કૃતયુગને — સત્યયુગને પામે છે — કૃતયુગરૂપ થાય છે.'

- ઐતરૈય બ્રાહ્મણ: ઇન્દ્રે કરેલો ઉપદેશ

સાધુજનોના પ્રસાદમાં ભળી જઈ સરસ્વતીચંદ્ર સાધુઓ સાથે ચિરંજીવશૃંગના પ્રદેશો જોવા એક દિશામાં ફરવા ગયો, અને કુમુદસુંદરીને લઈ સાધ્વીઓ પણ બીજી દિશામાં ફરવા ગઈ. શૃંગના કોટની બહાર એક નાનું સરખું તળાવ હતું તેની ચારે પાસ આરા હતા. એ આરા ઉપર સરસ્વતીચંદ્ર સર્વની સાથમાં ફરતો હતો તેવામાં શંકાપુરી ને શાન્તિદાસ પણ ત્યાં આવી ચડ્યા. સરસ્વતીચંદ્ર જરાક સૌથી છૂટો પડી ઊભો ત્યાં શંકાપુરી એની પાસે આવી પહોંચ્યો ને ધીમે રહી એના કાનમાં કહેતો હોય તેમ બોલ્યો:

'નવીનચંદ્ર! સાધુનો વેશ લઈ આવાં કામ કરે છે? પણ સરત રાખજે કે પસ્તાવું પડશે. See how you dissipate yourself under this mask !'



એને અંગ્રેજી બોલતો જોઈ એને આવાં વાક્ય ઉચ્ચારતો જોઈ સરસ્વતીચંદ્ર કંઈક ચમક્યો, પણ તરત સ્વસ્થ થઈ બોલ્યો: 'ભાઈ! હું ધારું છું કે સાધુતાનું રહસ્ય તમે જાણશો તેમ તેમ મને ઓળખશો, અને તેમ તેમ આ શબ્દો તમને દુ:ખ કરશે; માટે સંસારની પ્રપંચજાળનાં સ્વપ્ન જોવાનો અભ્યાસ નીચલા દેશમાં પડ્યો છે તે ભૂલી જઈ સુન્દરગિરિના અભ્યાસના સંસ્કાર પામવા જેટલું ધૈર્ય આણો ને તે પછી મારો ન્યાય જે કરવો હોય તે કરજો.

સુરદાસ અને માયાપુરી સાધુઓ આમની પાછળ ઊભા હતા તેમણે આ ચર્ચા સાંભળી ને કંઈક ક્રોધ કરી આગળ આવ્યા ને માયાપુરી શંકાપુરીનો હાથ ઝાલી બોલ્યો: 'ઉત્તમાધિકારી સાધુજનની સાથે રાખવાનો વિનયધર્મ જે સાધુ પાળી શકતો નથી તે સુન્દરગિરિનો પણ અધિકારી નથી અને પુન: આવું વર્તન કરશો તો મણિરાજ મહારાજે આપેલા અધિકારથી ગુરુજી તમને નિમ્ન પ્રદેશમાં મોકલી દે એવી સૂચના મારે કરવી પડશે.'

શંકાપુરી શાંતિદાસને લઈ બોલ્યા વિના ચાલ્યો ગયો અને કોટની બીજી પાસ સાધ્વીઓ હતી ત્યાં જઈ તેમનાથી છેટે એક રસ્તાને છેડે બેસી કુમુદસુંદરી સામે તાકી તાકીને જોવા લાગ્યો. કુમુદસુંદરી જરાક ચમકી ને એને છળતી જોઈ બીજી સાધ્વીઓએ, એની આસપાસ વીંટાઈ વળી, ભક્તિ અને વામનીને શંકાપુરી પાસે મોકલી.

વામની — ‘બિન્દુમતીને ત્રાસ દેનાર તમે ખરા કની?’

શંકાપુરી — ‘તે પૂછવાનો તમને શો અધિકાર?’

ભક્તિ — ‘તમે સંસારમાંથી નવા આવેલા જાણી સાધ્વીઓએ એક વાર તમને ક્ષમા આપી છે. જ્યાં સાધ્વીજનો વિશ્રાંતિ લેવા કે વિહાર કરવા બેઠી કે ફરતી હોય ત્યાં આમ બેસી રહેવું ને દૃષ્ટિને નિરંકુશ રાખવી તે સંસારીઓમાં નિર્દોષ ગણાતું હશે, પણ અમારે ત્યાં અસાધુતા ગણાય છે. માટે તમને પૂછવાનો તો શું પણ અવશ્ય લાગે તો ઊંચકીને આ શિલાઓ ઉપરથી નીચલા પ્રદેશમાં પડો એમ ગબડાવી પાડવાનો પણ અમને અધિકાર છે, તે અધિકાર વાપરવા જેટલી અમારી સંખ્યા અને શારીરિક શક્તિ છે. માટે કૃપા કરી ચાલ્યા જાવ — નહીં તો અમારો પૂર્ણ અધિકાર અમે વાપરીશું.’

શંકાપુરી — ‘ક્ષમા કરજો. અમે સહજ બેઠા હતા તે જઈએ છીએ.’

આ બનાવો ગુફામાં જઈ સૌ ભૂલી ગયાં, અને સાયંકાળે સરસ્વતીચંદ્ર પોતાની ગુફામાં છેક ઉપલી અગાશીમાં બેસી ચારે પાસની સુંદર ચિત્ર જેવી સૃષ્ટિને શાંત વૃત્તિથી એક પાસથી જોતો જોતો બેઠો અને પોતાની પાછળ આવી ઊભેલી કુમુદસુંદરીના પગનો ઘસારો આ જોવાની લેહમાં સંભળાયો નહીં. થોડી વારે કુમુદ જ ધીમે રહી બોલી:



‘સરસ્વતીચંદ્ર!’

સરસ્વતીચંદ્રે પાછળ જોયું, કુમુદ થોડે છેટે બેઠી, ને બે જણ સૃષ્ટિને જોવા લાગ્યાં. થોડી વારમાં આકાશમાં ચંદ્રબિમ્બ દેખાયું ને અંધકાર વધ્યો તેમ તેમ, પ્રકાશમાં વધવા લાગ્યું. તોપણ દિવસ હજી અસ્ત થયો ન હતો અને ચારે પાસનાં પર્વતનાં શિખરો, આઘેનાં ઝાડો, અને તેથી આઘેની ભૂરેખા, એ સર્વે ઉપરથી રંગ ખસી જતા દેખાતા હતા અને સાટે એકલા આકાર અને છાયાની સૃષ્ટિ દૃષ્ટિમર્યાદામાં ઊપસી આવતી હતી. પક્ષીઓ પૃથ્વીમાં સમાઈ ગયાં લાગ્યાં ને માત્ર છેક ઊંચે કોઈક પક્ષી દેખાતું ન દેખાતું. આ સર્વ સૃષ્ટિ ઉપર ઊંચેથી આવતી ચંદ્રની ચાંદની પથરાતી હતી — બિડાતી હતી. થોડી વારમાં તે બિડાઈ જ ગઈ અને દિવસ દબાઈને બે પડની વચ્ચે થઈને બહાર નીકળી ગયો લાગ્યો. આ શાંતિને પોતે વધારતી હતી કે તોડતી હતી એની સમજણ કોઈને પડે નહીં એવી રીતે આ સર્વ જોતી જોતી કુમુદ બોલી:

‘વિવાહવિધિમાં વર કન્યાને કહે છે કે હું આકાશ ને તું પૃથ્વી — તે શાથી? આ મનોરથનું રહસ્ય શું હશે ને વિવાહથી એ મનોરથ કેવી રીતે પુરાતો હશે?’

સરસ્વતીચંદ્ર — ‘આકાશ પૃથ્વીનું આચ્છાદન કરે છે ને જળ વર્ષે છે, ને પૃથ્વી તે ધારે છે.’

કુમુદ જરાક અચકી, ને અટકી, કંઈક ઓઠ કરડી, અંતે બોલી: ‘એટલો સ્થૂલ અર્થ જ હશે?’

સરસ્વતીચંદ્ર આ પ્રશ્નથી સજ્જ થયો ને વિચાર કરી બોલવા લાગ્યો: ‘ના સ્તો! આપણાં શાસ્ત્ર પ્રમાણે પૃથ્વીના અંગભૂત સમુદ્રનું પાણી આકાશમાં ચડે છે, ને આકાશ મેઘરૂપ ગર્ભનું ધારણ કરે છે; તે મેઘ પૃથ્વી ઉપર વર્ષે છે ને પૃથ્વી એ વૃષ્ટિના સિંચેલા જળને ગર્ભરૂપે ધરે છે ને તેમાંથી અનેક સમૃદ્ધિઓને રસિક રૂપરંગ આપી પરમ પુરુષના મહાયજ્ઞને સમૃદ્ધ કરે છે; એ જ પ્રમાણે સૂક્ષ્મ અર્થ જોતાં પૃથ્વી જેવી સ્ત્રીના હૃદયના રસ આકાશ જેવા આચ્છાદક પુરુષના હૃદયમાં ચડે છે, ત્યાં ગર્ભરૂપે રહે છે અને ત્યાંથી પાછા સ્ત્રીના હૃદયમાંથી સુવૃષ્ટ થાય છે. સ્ત્રી પણ એ રસથી સગર્ભ થઈ નવીન સમૃદ્ધિઓને જન્મ આપે છે તે દંપતીના યજ્ઞોમાં ઉપયોગી થાય છે. કુમુદસુંદરી! સૂક્ષ્મ રસની પ્રથમ ઉત્પત્તિ જેવી સ્ત્રીના હૃદયમાં છે તેમ એ રસનો લય પણ એ જ હૃદયમાં છે ને ફળદાતા પણ એ જ હૃદય છે. પુરુષ તો માત્ર મધ્યકાળે એ રસનો લેનાર થઈને તેનો જ પાછો આપનાર થાય છે.’

કુમુદસુંદરી — ‘એટલો બધો વિચાર આ ઉપમામાં હશે?’

સરસ્વતીચંદ્ર — ‘એની સાથે જ બીજી ઉપમા છે કે સ્ત્રી તે ઋચ્ છે ને પુરુષ તે સામ છે. ઋક્સંહિતાના સાગરમાંથી સામની ઉત્પત્તિ છે ને સ્થિતિ છે તેવી જ સમુદ્રવાળી પૃથ્વીમાંથી આકાશના મેઘની, ને તેવી જ સ્ત્રીના હૃદયમાંથી પુરુષના હૃદયની ઉત્પત્તિ સ્થિતિ છે.’



કુમુદસુંદરી — ‘જો એટલું હોય તો બીજું આ પણ તેમાં ખરું કે પૃથ્વીના સાગરનું ખારું પાણી આકાશના જ પ્રતાપથી મીઠું થાય છે ને ઋક્સંહિતાના ઉચ્ચાર સામરૂપ પામીને ગાનરૂપ થાય છે. સ્ત્રીહૃદય પણ પુરુષના હૃદયને પામીને અને પુરુષના હૃદયની શક્તિથી જ જીભને ને કાનને માટે મધુર થઈ જતું હોય તો હોય.’

સરસ્વતીચંદ્રે સ્મિત કર્યું: ‘સ્વપ્નનું મંગળસૂત્ર અત્યારે પણ તમારા હૃદયને શક્તિ આપતું દેખાય છે. તમે કહો છો તે પણ સત્ય છે, માટે જ લોકયાત્રામાં પ્રીતિરથના બે અશ્વ પેઠે એક ધુરીએ જોડાયેલાં દંપતીહૃદય રથમાં બેઠેલાં દંપતીજીવનનું વહન કરે છે ને તેમના યજ્ઞ તેમના પરસ્પરબળથી વેગ પામે છે.’

કુમુદસુંદરી — ‘લોકયાત્રાને માટે આવી ધુરીએ જોડાવું તે વિવાહ. એમ જ કે નહીં?’

સરસ્વતીચંદ્ર — ‘એમ જ.’

કુમુદસુંદરી — ‘આપણા દેશમાં તેની અવસ્થા કેવી હશે?’

સરસ્વતીચંદ્ર — 'આ પ્રશ્ન મારું દુ:ખ તાજું કરે છે. કુમુદસુંદરી! આવી ધુરીઓ આપણા દેશમાં તો પેલા રાફડાઓમાંથી નીકળેલી તેજસ્વી છાયાઓ જેવી જ છે — ને બાકી તો રાફડાઓમાંનાં માટી ને જન્તુ તમે જોયાં.'

કુમુદસુંદરી — 'આપણે તે રાફડામાંથી મુક્ત થયાં છીએ.'

સરસ્વતીચંદ્ર — 'આપણાં સૂક્ષ્મ શરીર તમારા જ રસને ધારે છે.'

કુમુદસુંદરી — 'પણ એ રાફાડઓને સ્થાને તેની પાસેના પ્રકાશમય કુંડ કે તળેના મણિમય માર્ગ શું કોઈ દિવસ પણ નહીં ઉત્પન્ન થાય?'

સરસ્વતીચંદ્ર — 'ઈશ્વરને શું અશક્ય છે? પણ એ રાફડાઓ પ્રકાશમય થતાં ઘણી વાર ઢીલ થશે ને તેટલામાં પરદેશી પવનથી એ રાફડા સુદ્ધાંત તેમના આધારભૂત ખડકોની શી સ્થિતિ થશે તે કલ્પાતું નથી. પરદેશી અગ્નિરથમાંનાં મનુષ્યોની ત્વરા આગળ આપણાં ક્ષુદ્ર જંતુઓ પહોંચી વળવાનાં નથી ને જ્યારે ચારે પાસથી પવન વાશે ત્યારે સર્વ દોલાયમાન થશે. કુમુદસુંદરી! પાશ્ચાત્ય પવનોના ઝપાટાઓ વચ્ચે આપણા રાફડાઓ ઊભા છે તેના કણેકણ આકાશમાં ઊડશે. એ રાફડાઓની રેતીનાં ઊડતાં વાદળ આ પૃથ્વી પરના અત્યારના અંધકાર પેઠે જામી જશે ને આટલો ચંદ્ર દેખાય છે તે પણ પાછલી રાત્રે અસ્ત થશે.'

કુમુદસુંદરી — 'આ રાત્રિનો અંધકાર ચંદ્રની ચંદ્રિકાથી ચંપાય છે ને ચંદ્રના અસ્ત પછી થોડી વારે જ સૂર્ય ઉદય પામશે.'

સરસ્વતીચંદ્ર — 'તમારું મંગળસૂત્ર આજના જાગૃતમાં ઉજ્જૃંભણ પામે છે ને મારા નેત્ર આગળ આપણી અને આકાશની વચ્ચે કંઈ નવાં સત્ત્વ તરતાં ઊડતાં દેખાય છે.'

કુમુદસુંદરી — 'આ ગુફાઓમાંનાં પૂતળાં જીવતાં થઈ ઊંચે ઊડતાં હોય એમ લાગે છે. મારી આંખો નિદ્રાથી ઘેરાય છે.'

કુમુદ અગાશી વચ્ચે નિદ્રાવશ થઈ ગઈ, સૂઈ ગઈ.

સરસ્વતીચંદ્ર પણ નિદ્રામાં પડ્યો.

ચંદ્રિકા ચળકતા પાણીમાં રમતી હોય તેમ આમનાં શરીર ઉપર રમવા લાગી. આકાશમાં ચંદ્ર ચળકતા રૂના ઢગલા જેવા એક લાંબા વાદળાથી છવાતો હતો. થોડી વારે કોણ જાણે ક્યાંથી થોડું થોડું ચારે પાસ ઝાકળ પડવા લાગ્યું ને કોણ જાણે ક્યાંથી આમનાં મસ્તિકમાં સ્વપ્ન સરવા લાગ્યાં. થોડી વારમાં કુમુદ ઝબકી ઊઠી ને સરસ્વતીચંદ્રને ઉઠાડી કહેવા લાગી:

'અહીં ઝાકળ પડે છે, આપણે નિદ્રાળુ છીએ, નીચે જઈ સૂઈએ — ચાલો.'

નિદ્રામાં ડોલતો ડોલતો સરસ્વતીચંદ્ર આગળ ચાલ્યો. એને સંભાળતી સંભાળતી કુમુદ પાછળ ચાલી. નીચે જઈ એક ઓટલા ઉપર સરસ્વતીચંદ્ર સૂઈ ગયો ને બીજી પાસને ઓટલે કુમુદ સૂઈ ગઈ. પળવારમાં નિદ્રા આવી તો તેને પગલે સ્વપ્ન પણ આવવા લાગ્યું — બેને એક જ સ્વપ્ન થયું.

સ્વપ્નનો પ્રથમ ચમકારો થયો તેની સાથે સિદ્ધાંગનાઓની પ્રસાદીઓ જાતે પ્રાપ્ત થઈ. તેજોમય વમળના છેડાઓથી બે જણ સંધાયાં, પાંખો પ્રાપ્ત થઈ અને તેની સાથે જ સૌમનસ્યગુફાની અગાશીમાંથી બે જણ ચંદ્રલોક ભણી ઊડવા લાગ્યાં. થોડી વારમાં તેમની અને પૃથ્વીની વચ્ચે ઘણું અંતર પડી ગયું. ઊડ્યાં તેવામાં તો ક્વશ્ચિત્ ઘુવડ અને ક્વચિત્ ચકોર વિના બીજું કોઈ પક્ષી તેમને મળતું ન હતું. ધીમે ધીમે તે સર્વ પણ બંધ થયાં અને માત્ર ચંદ્રના પ્રકાશથી ચળકતાં વાદળાં ચાર પાસ છૂટાંછવાયાં ઊડતાં મળ્યાં. ધીમે ધીમે તે પણ બંધ થઈ ગયાં. નીચેની પૃથ્વી છાયા અને ચંદ્રિકાના સંયોગથી દ્વિરંગી લાગવા લાગી અને ઉપરનું આકાશ ઊંચું જતું દેખાયું ને તારામંડળ પાસે આવતું લાગ્યું.

આવે સ્થાને બે જણ દસે દિશાઓની સુંદરતા જોવા ઊડતાં ઊડતાં અટક્યાં ને અધ્ધર લટક્યાં — ત્યાં તેમની સામે ક્ષત્રિય વેશધારી છાયા આવતી દેખાઈ. મલ્લરાજના ભાયાત સામતરાજની તે મૂર્તિ હતી. સરસ્વતીચંદ્રે તેને ઓળખી ને એ બોલે તે પહેલાં આ છાયા જ બોલી:

‘સરસ્વતીચંદ્ર! મારી રાજભક્તિથી આ દેશ સુધી હું આવ્યો છું પણ સિદ્ધનગરમાં પ્રવેશ પામવાનો અધિકાર સાત્ત્વિક દ્રષ્ટાઓને જ છે ને હું તેવો દ્રષ્ટા થાઉં ત્યાં સુધી આ બાહ્ય દેશમાં ફરું છું. મને જે અધિકાર મૃત્યુ પછી પણ મળ્યો નથી તે તમને આજથી છે તો મારા ઉપર એક કૃપા કરજો. આ મારા પોપટને તમારી જોડે આવવા દેશો તો આવશે. મારી વાસનાઓ ને જિજ્ઞાસાઓ તેને જિહ્વાગ્રે છે ને તમે જ્યાં જશો ત્યાં તે તેના ઉચ્ચાર કરે ત્યારે ત્યારે સાંભળજો ને તેને કોઈ ઉત્તર ન આપે તો તમે આપજો. એની જિહ્વા એ ઉત્તર મને કહી બતાવશે એટલે મારી વાસના શાંત થશે ને જિજ્ઞાસા તૃપ્ત થશે તેની સાથે મારી દૃષ્ટિ સાત્ત્વિક થશે એવો સિદ્ધાદેશ છે.’

સરસ્વતીચંદ્ર — ‘એટલું હું આનંદથી કરીશ. પણ અમે કેણીપાસ જઈએ છીએ તે તમે કહી શકશો?’

સામન્તરાજ — ‘આ સ્થાને પૃથ્વીના વાયુ બંધ થાય છે ને જરીક ચડશો કે સૂર્યમંડળનાં એકલાં આકર્ષણના મહાસાગરમાં તમે જશો. આપણા મૃત્યુલોકનાં ભાગ્યનાં આકર્ષણ કરનાર ચિરંજીવો જ સિદ્ધનગરમાં દર્શન આપે છે તે તમને થોડી વારમાં મળશે. આખી પૃથ્વીનાં મનુષ્યલોકનાં ભાગ્યની દોરીઓ તમે અહીં જોશો ને આપણા દેશની દોરીઓ પણ તમે જોશો.’

આટલું બોલતાંમાં એ છાયા દૃશ્ય થઈને મોટા વાદળા જેવું વાયુવિમાન-બલૂન-દૃષ્ટિએ પડ્યું. એ વિમાનમાંથી અનેક સોનારૂપાની ને અન્ય ધાતુઓની દોરીઓ નીચે લટકતી હતી ને પૃથ્વીના ગોળા ભણી ખેંચાતી હતી. તેમ પૃથ્વીને ખેંચતી હતી આ વિમાનમાંના આસન ઉપર પ્રકાશમય ધનુર્ધર મૂર્તિઓ દેખાતી હતી. તેમનું ધ્યાન તેમની ક્રિયાઓમાં હતું અને તેમની ક્રિયામાત્ર આ દોરીઓ દ્વારા થતી હતી.

સરસ્વતીચંદ્ર — ‘કુમુદ! મલ્લરાજ મહારાજે જે મહાત્મા અર્જુનનો સાક્ષાત્કાર પામી પોતાની રાજવેધશાળા બંધાવી છે તે અર્જુનદેવનું આપણે આ વિમાનમાં દર્શન કરીએ છીએ. તું તેમનું કલ્યાણકારક મુખ તો જો!’

કુમુદસુંદરી — ‘સંસાર એમ જાણે છે કે ગાણ્ડીવધનુનો ધરનાર અસ્ત થયો છે.’

સરસ્વતીચંદ્ર — ‘આપણા દેશમાંથી તે અસ્ત થયો છે પણ સૂર્ય અને ચંદ્ર જેવો જ તે ચિરંજીવ પૃથ્વીની પ્રદક્ષિણા જ કરે છે.’

કુમુદસુંદરી — ‘આજ એમની ચંદ્રિકા કયા ગોલાર્ધમાં સ્ફુરે છે?’

સરસ્વતીચંદ્ર — ‘નીચેની પૃથ્વી જોઈશ તો તે દેખાશે. આ વિમાનમાંથી લટકતી દોરીઓ જે જે પ્રદેશમાં ખેંચાય છે ત્યાં અર્જુનના સુધાચંદ્રની ચંદ્રિકા સ્ફુરે છે.’



કુમુદસુંદરી — ‘પૃથ્વી ઉપર એની દોરીઓ ખેંચનાર તો બહુ દેખાય છે. એ ખેંચનાર તે તે મનુષ્યો છે કે ઇતર પ્રાણીઓ છે?’

સરસ્વતીચંદ્ર — ‘તેમની મનુષ્યક્રિયાઓ ને શુદ્ધ રૂપરંગ તો પૃથ્વી ઉપર ઊતરીશું ત્યારે જણાશે, પણ અહીંથી તો વિચિત્ર પ્રાણીઓ જ દેખાય છે. આપણે જે પૃથ્વી દેખીએ છીએ તે પૃથ્વી નથી પણ પિતામહપુરમાં પડેલી પૃથ્વીની ગોળ છાયાઓ છે ને આ વિમાનની દોરીઓ તે પ્રતિબિંબ રૂપ છાયાઓ સુધી જ દેખાય છે ને તે પછી તો ગુરુત્વાકર્ષણ પેઠે જાતે દૃશ્ય સ્વરૂપે અને ફલપરિપાકમાં જ દૃશ્યરૂપે જણાય છે.’

કુમુદસુંદરી — ‘આ દોરીઓ કોણ ખેંચે છે?’

સરસ્વતીચંદ્ર — ‘એક પાસ પૃથ્વીનો પૂર્વ ભાગ છે ને બીજી પાસ પશ્ચિમ ભાગ છે તે બેનાં પ્રાણીઓ જુદાં જુદાં છે તેમાંથી કોઈ ખેંચે છે ને કોઈ નથી ખેંચતાં.’

કુમુદસુંદરી — ‘આ પેલી પાસ કયો પ્રદેશ છે?’

સરસ્વતીચંદ્ર — ‘એ ભૂમધ્યસમુદ્ર પાસેના ગિરિરાજ છે તે અહીંથી પાળો જેવા લાગે છે. તેના પશ્ચિમ તટ ઉપર અર્જુનનો વાયુરથ આજ ચાલે છે. એના પૂર્વ તટ ભણી એ રથની પૂઠ છે.’

કુમુદસુંદરી — ‘પૂર્વ તટે કોણ વસે છે ને પશ્ચિમમાં કોણ વસે છે?’

સરસ્વતીચંદ્ર — ‘આ રથ પ્રથમ એ પાળોના પૂર્વ ભાગમાં ને દક્ષિણ ભાગમાં ચાલતો હતો. હાલ તમે જુઓ છો કે એ પશ્ચિમ તટથા પણ પશ્ચિમમાં જતાં છેક પશ્ચિમે દ્વીપ છે ત્યાં કપિલોક વસે છે ને આ રથનાં સુવર્ણસૂત્ર એ કપિલોક અતિબળથી ખેંચે છે. એની નીચે જે પક્ષિરાજ બીજું સૂત્ર ખેંચે છે તે દિવસે ગરુડ થાય છે ને રાત્રે ચકોર થાય છે. આપણને તે આજ ઉભય રૂપે દેખાય છે તે આ ચિન્તામણિની શક્તિથી, ત્રીજી પાસથી ઉપરનું સૂત્ર પેલો ગજરાજ ખેંચી રહેલો છે ને તેની દક્ષિણે ટૌકા કરતો રસિક મયૂર એક સૂત્ર ખેંચે છે.’

આ વાક્ય નીકળી રહ્યું તેની સાથે સામન્તનો પોપટ ઊડવા ને ગાવા લાગ્યો:

‘હા! હા!’

*केकाभिर्नीलकण्ठस्तिरयति वचनं ताण्डवादुच्छिखण्ड:।*

*कान्तामन्त: प्रमोदादभिसरति मदभ्रान्ततारश्चकोर:।।*

*गोलाबगुल: कपोलं छुरयति रजसा कौसुमेन पथिकाया:।*

*कं याचे यत्र तत्राप्यनवसरग्रस्त एवार्थिभाव:।।१।।* [१]



કુમુદસુંદરી — ‘આ વૃદ્ધ શુક શું કહે છે, તે કોની વાતો કરે છે અને એને શું જોઈએ છે?’

સરસ્વતીચંદ્ર — ‘આપણા દેશની દેશવત્સલ રાજસી વાસનાઓનું સૂક્ષ્મ જીવન તે આ સિદ્ધનગરનો પુરાણ પોપટ છે. આપણા દેશનો ઉદ્ધાર કેમ થાય તે વિષયનું એ રાત્રિદિવસ રટણ કર્યાં કરે છે. એ વાસનાની તૃપ્તિને માટે એ અર્થી છે ને એ તૃપ્તિને માટે જ યોગ્ય સ્થાને યાચના કરે છે.

આ પોપટ વળી બોલવા લાગ્યો:

‘હું કાંઈ જેની તેની પાસે યાચના કરતો નથી. પણ મારી યાચના સાંભળી તેને સફળ કરવાના અધિકારી પાસે જ જવાનો વિચાર કરું છું. પરંતુ ત્યાં પણ તેમની પોતાની પ્રવૃત્તિને લીધે મારું કોઈ સાંભળે એમ નથી તેથી આ આંખો ઉપર એક વૃક્ષથી બીજે વૃક્ષે આથડું છું. આ પુરાણ પ્રાચીન મયૂર મૂળ કાર્તિકસ્વામીનું વાહન હતું ને રોમના રાજ્યમાં એના ટૌકા થતા હતા ત્યારે અર્જુન ત્યાં મેઘ પેઠે વર્ષતો હતો. કાર્તિકસ્વામી ત્યાંથી ગયા તો પણ મયુરને પાછળ મૂકીને ગયા ને આજ સુધી એ મયૂર ચિરંજીવ

રહ્યો છે. તે ઘડીકમાં પીંછાનો કલાપ કરી નૃત્ય કરે છે ને ઘડીકમાં કલાપને સંકેલી દે છે ને ઘડીકમાં પાડી નાખે છે. હાલમાં તેનો કલાપ ઊઘડે છે, પણ એ મયૂરનામાં પોતાની મયૂરીનું પોતાના જ વૃક્ષ ઉપર રંજન કરવા ઉપરાંત વધારે શક્તિ, વૃત્તિ કે ગતિ કાંઈ જ નથી તેની યાચના કરીને શું કરું? એ દેશના સંસારથી મારા દેશના સંસારે શી સૂચના લેવી? એ મયૂરની પોતાની ગતિ બહુ ઊંચી હવે નથી. તે જાતે રમણીય, સુંદર ને રસિક છે. પણ મારા દેશમાં એના જેવા મયૂર થઈ ગયા છે ને નાશ પણ પામ્યા છે.'

પોપટ આટલું બોલ્યો ત્યાં મયૂરે ઝાલેલા સૂત્રમાંથી સ્વર નીકળવા લાગ્યા:

'મૂર્ખ પોપટ! દેખે તેને માટે સ્થાને સ્થાને ઉપદેશ છે ને વધારે દેખનાર આત્મપરીક્ષકને તો પોતાના જીવનમાં જ ઉપદેશ છે. તારો દેશ મારા દેશ જેવો એક કાળે હશે, પણ તું જોતો નથી કે તારા દેશમાં જે અનેક ખડકો બંધાયા છે ને તેના પર રાફડા બંધાય છે તે તમારાં જન્તુઓને જડ કરી નાખે છે, તેમની ગતિને રોકે છે, તેમની દૃષ્ટિને અંધ કરે છે, તેમના કાનને બધિર કરે છે, ને તેમનાં રસેન્દ્રિયને માટીનાં રસિક કરી મૂકે છે? કયા અધિકારથી આવો દેશ અર્જુનનો પ્રસાદ ઇચ્છે છે? મારા દેશની સ્થિતિમાંથી તારા જેવા વ્યાધિ મેં વેળાસર દૂર કરેલા છે. ઘડીમાં પડી, ઘડીમાં ઊઠી, અસ્તોદયનાં અનેક ચક્રોમાં ફરી હું સજીવ રહ્યો છું ને આજ અર્જુનના વિમાન સાથે ઊડું છું.'

પોપટ બીજી દોરી જોવા લાગ્યો ને કહેવા લાગ્યો: 'આ દોરી ઝાઝી રાખનાર પારીસ નગરના અને તેના દેશના ચકોર! તું દિવસે ગરુડની ગતિ ને શક્તિ ધરાવે છે ને રાત્રે ચકોર થઈ ચંદ્રબિંબ ભણી ઊડે છે! તારામાં બળ અને રસ ઉભય છે. મારા દેશમાં પણ એક કાળે તેવું જ હતું. મારા દેશનો એવો શો દોષ છે કે આ દોરીઓ ઝાલવા જેમ જેમ એ દેશ પ્રયત્ન કરે છે તેમ તેમ હાથમાં આવી ન આવી દોરીઓ સરી પડે છે, હેલારે ચડે છે, ને અમારી પાસે તેનો તંતુ પણ રહેતો નથી?'

ચકોરપક્ષી અર્જુનના રથની દોરી ઝાલી ઊડતું હતું તે ઊભું રહ્યું.

'પૂર્વના પવનના અનુભવી પોપટ! પશ્ચિમની મારી સ્વતંત્ર ઉદાર પ્રજાના ઉચ્ચગ્રાહ રાત્રે ચકોર જેવા થાય છે ને દિવસે ગરુડ જેવા થાય છે. મારી પ્રજાના ભવિષ્યમાં પૃથ્વીની સર્વ પ્રજાઓનું ભવિષ્ય બંધાયેલું — છે એમ હું ગણું છું તે સત્ય હો કે ન — હો પણ અમારી આવી શ્રદ્ધા જ ઉચ્ચાગ્રાહિણી છે ને અર્જુનના રથમાં રત્નજડિત સૂત્રો ઝાલવાની વૃત્તિ અને શક્તિ આપનાર તે એ જ શ્રદ્ધા છે! પૃથ્વીની સર્વ પ્રજાઓ મળી જે સમષ્ટિ થાય છે તે શરીરના ઉત્તમાંગનું મસ્તિક — મગજ — તે અમે છીએ! અમારા સંસ્કારી અભિલાષ અમે સર્વ મનુષ્યજાતિઓમાં વીજળીના તારથી મોકલીશું ને જેની શક્તિ હશે તે તેને ઝીલશે ને સચેતન

થશે. અમે તારા જડ દેશ ઉપર રાજ્ય કરવા ઇચ્છતા નથી, પણ ચંદ્ર જેવા અભિલાષ ભણી ઊડીએ છીએ ને તારા દેશને એ અભિલાષ જોઈતો હોય તો તેનાં સાધન સંપાડવાં એ તારા હાથની વાત છે. પોપટ! મિથ્યાધર્મની અને અવિચારની જાળમાંથી તું જાતે મુક્ત થા ને તારા દેશને મુક્ત કર.'

પોપટ — 'અરે ભૂંડા ચકોર! મેં જાણ્યું કે આ મયૂર મને પોતાના જેવો જાતે કલાપ કરવાનું શીખવશે ને તું તારા સમર્થ ગરુડરૂપ જેવું પ્રજાસત્તાક રૂપ ધારવાની કળા શીખવીશ. તમે બે જણે મારી આશાને નષ્ટ કરી ને ઊલટા મારા દોષ દર્શાવો છો.'

ચકોર — 'મૂર્ખ પોપટ! તારે ગરુડ જેવું થવું હોય તો તારા દોષ પહેલાં જાણી લે — આત્મપરીક્ષક થા. આત્મપરીક્ષક શક્તિ અને આત્મદોષદર્શક દૃષ્ટિ મારાં પ્રિય સાક્ષર બાળકોને હું ધાવણમાં [૧] આપું છું તેમ તું આપ. મારા પ્રજાસત્તાક સ્વરૂપથી તું મોહ પામીશ નહીં. એ સ્વરૂપ તો આ ચંદ્રિકાના પાનને માટે હું ધરું છું અને જ્યારે પરાક્રમ કરવું હોય ત્યારે નેપોલિયનો જેવાઓ જ મને ગરુડનું સ્વરૂપ આપે છે. તારે ગરુડ જેવા થવું હોય તો જે કપિલોક સાથે તું સંધાયો છે તેને ખભે બેસી જા ને તે લઈ જાય ત્યાં જા. રાજા નામના અનેક સામંતોના ચક્રના ચક્રવર્તી ગરુલોકનું સ્વરૂપ તારા કપિલોક ક્યાં ધારતા નથી જે ગરુડનો લોભ તું અન્યત્ર કરે છે? ચંદ્રિકાનું પાન કરવું પ્રિય હોય તો મારા જેવું સ્વરૂપ કર્યા વિના મારા કરતાં વિશે પાન ચંદ્રકાંતની શિલાઓ કરે છે — તેમાં તારે તો માત્ર ચંદ્રિકાનાં સ્થાન જાણવાની આવશ્યકતા છે, મારું સ્વરૂપ પામવાની કંઈ જરૂર નથી.'



પોપટ — 'અમે અસ્ત્રહીન લોક એ ચંદ્રિકાને શું કરવાના હતા?'

ચકોર — 'તું આશ્વાસન પામ. જે લોક અને પ્રાણીઓ આજ અસ્ત્ર ધરે છે તેમનાં અસ્ત્ર જાતે એમના હાથમાંથી ખરી પડશે. એક કાળ એવો આવશે કે જ્યારે સર્વ પૃથ્વીમાં એક શાંત ચંદ્રિકા પ્રકાશશે અને મનુષ્યને હાથે મનુષ્યનું શરીર ક્ષત નહીં થાય. ક્ષત્રતા ક્ષત કરવામાં નથી પણ ક્ષતથી ત્રાણ કરવામાં છે — *कषतात्किल त्रायत इत्युदप: कषत्रस्य शब्दो भुवनेषु रुढ:* — એ તારા દેશનું વાક્ય સર્વ પૃથ્વીમાં સત્ય થશે અને કેવળ સત્ય, અને શાંતિનો યુગ થોડા કાળમાં પ્રવર્તશે — એ મારું ચંદ્રબિંબ અને એ જ મારી ચંદ્રિકા! જો સાંભળ — આ મારું ઝાલેલું અર્જુનરથનું સૂત્ર બોલવા માંડે છે તે સાંભળ.'

એ સૂત્ર કંપવા લાગ્યું ને તેમાંથી શાંત શ્વેત પ્રકાશના અંકુર ફૂટવા લાગ્યા ને તેમાંથી શબ્દોચ્ચાર નીકળવા લાગ્યો.

'In the twentieth century, there will be an extraordinary nation. This nation will be great but its greatness will not prevent it from being free ...In the twentieth century, the country of this nation will be called Europe, and in after

centuries, as it still and ever develops, it will be called Mankind ...Throughout historical times, the world has ever had a city which has been The City. The brain is a nesessity. Nothing can be accomplished without the organ whence come both initiative and will. Acephalous civilization is beyond conception. It is from three cities ; Jerusalem , Athens , Rome , that the modern world has been evolved. They did their work. Of Jerusalem there now remains but a gibbet, Calvary; of Athens a ruin, the Parthenon; of Rome , a phantom, its empire. Are these cities dead, then? No. A broken eggshell does not necesarily imply that the egg has been destroyed; it rather signifies that the bird has come forth from it, and lives. From out of those shells lying younder - Rome , Athens and Jerusalem - the human ideal has sprung and soared. From Rome has come Power; from Athens , Art; from Jerusalem , Freedom; the great, the beautiful, the true ... And they live anew in Paris, which in one way has resuscitated Rome, in another Athens, and in another Jerusalem; for from the cry of Golgotha came the Principle of the Rights of Man. And Paris also had had its crucified; one that has been crucified for eighteen hundred years- its People. But the function of paris has been to spread ideas. Its never-ending duty is to scatter truth over the world, a duty it incessantly deschanges. Paris is a sower, sowing the darkness with sparks of light. It is paris which, without a pause, stirs up the fire of Progress. It casts supersitions and fanaticism, and hatred and folly and prejudice on to this fire, and from the darkness comes a blaze of light ... Moreover, Paris is like the centre of our nervous system; each of its quivers is felt throughout the world ... and, further, it is like a ship sailing on through storms and Whirlpools to unknown Atlantides, and ever to wing the fleet of mankind in its wake. There can be no greater ecstasy than that which comes from the perception of the universal advance, when one hears the echoes of the recedings of tempests, the creaking of the rigging and the panting of the toiling crew, when one feels the straining of the timbers and realises the speed with which, in spite of all, one happily travels onward. Search the whole

world through; it is ever upon the deck of Paris that one may best her the flapping and quivering of the fullspread, invisible sails of human Progress .'*

આ સ્વર બંધ પડ્યો તેની સાથે અર્જુનરથની દોરીઓમાં નવા તેજના ચમકારા થવા લાગ્યા ને તેને વળગી રહી તેને ખેંચનાર ચકોરની પાંખો વધતી વધતી ગરુડના જેવી થવા લાગી. અંતે ચકોર બોલ્યો:

'પોપટ! તું કપિલોકની ભીતિ રાખીશ નહીં. જે કલ્યાણયુગ અમારા સત્ત્વથી સંસારમાં બેસવાનો છે તેના આગમન પહેલાં આ વહી જતાં યુગમાં જાદવાસ્થળી થશે; દીવો હોલાતાં ઝબૂકે, મનુષ્ય મરતોમરતો સન્નિપાત ને ત્રિદોષથી લવવા માંડે; તેમ આ યુદ્ધકાળ ઉન્માદ પામશે ને જગતને કંપાવશે. *We shall then witness War's last agony* + *and war will kill war* * *and the spirit of war* . જ્યારે સંસાર આમ પ્રસવવેદના ભોગવશે ત્યારે નવો યુગ બેસવાનો અને જે સૂત્રો અમે તાણીએ છીએ તે આખી પૃથ્વીનાં મનુષ્યોને ખેંચશે. તે કાળે, પોપટ, તારા દેશનું પણ સર્વના ભેગું કલ્યાણ થશે. એ કલ્યાણ પ્રાપ્ત કરવાને માટે અસ્ત્રની કે શસ્ત્રની આવશ્યકતા નથી, અને બીજાં જે સત્ત્વથી એ કલ્યાણ પ્રાપ્ત કરાય છે તે તારા દેશમાં છે કે નથી તે તારા લોકના ઇતિહાસને પૂછ, તારા લોકનાં મનોરાજ્યને પૂછ, અને તારી નૌકાના સુકાન આગળ બેઠેલા કપિલોકને પૂછ. જેમાં સર્વ મનુષ્યલોકને આશા છે તેમાં પણ તું આશા બાંધી ન શકે તો આ સિદ્ધનગરમાં છેટે તારા દેશના ચિરંજીવો છે તેમને જઈને પૂછ. પણ આત્મપરક્ષાનો ત્યાગ કરી પારકા દોષ જ વિચારવાની મૂર્ખતા ન કરીશ.'

ચકોર પોતાના રજ્જુ ઉપર હીંચકા ખાવા લાગ્યો, ને પોપટે ઉત્તર દીધો નહીં. સરસ્વતીચંદ્ર ને કુમુદ સુવર્ણસૂત્ર ભણી ઊઠ્યા ને એના આમળા ઝાલ્યા તેની સાથે તેનાં ઉપસૂત્ર જુદાં પડી ગયાં. એ ઉપસૂત્રો દહીં વલોવવાના વલોણાની દોરીઓ પેઠે ચારે પાસ ઊડવા લાગ્યાં ને તેના છેડાઓ પૃથ્વીની ચારે પાસના સમુદ્રમાં બોળાવા લાગ્યા. એ સમુદ્ર પોતાના ભવ્ય વિસ્તાર સાથે નીચે અને ચારે પાસ ખળખળ બોલતો પ્રત્યક્ષ થયો ને તેના તરંગો ઊંચા ઊંચા ઊછળવા લાગ્યા ને ચન્દ્રનાં અસંખ્ય પ્રતિબિંબોનાં વક્રીકરણ પામેલાં કિરણથી ચળકવા લાગ્યા. આ કેવળ સમુદ્ર નહીં પણ ક્રમે ક્રમે મહાસાગર જણાયો. થોડીવારમાં એ મહાસાગર પૃથ્વીના પંચમહાસાગરથી ભરેલો દેખાયો.

સરસ્વતીચંદ્ર — 'આ દિવ્ય સ્વપ્નની સહચારિણી પ્રિયા! આ મહાસાગરોનો ઠાઠ તો જો! કેટલા દ્વીપ! કેટલા ખંડ! તરંગોનો ને ખડકોનો તો પાર જ નથી!'

કુમુદસુંદરી — ‘ઓ મારા પ્રિયતમ? આ મહાસાગરો ઉપર ચારે પાસ કપિલોકનાં યૂથનાં યૂથ ચાલે છે! જ્યાં દ્વીપ ત્યાં દિવ્ય શક્તિવાળા વાનરોને જ દેખું છું! આ લોક ઘડીકમાં વાયુને વશ કરે છે તો ઘડીકમાં એનાં મોજાને જ વશ કરે છે ને ત્રીજે સ્થાને અગ્નિને ને આકાશમાંની વીજળીને વશ કરે છે!’

સરસ્વતીચંદ્ર — ‘વરુણ, વાયુ, અગ્નિ અને ઇન્દ્ર સર્વ અર્જુનને સાધનભૂત થયા છે ને અર્જુને તેમના દેશમાં પોતાનો રથ ફેરવેલો છે. કુમુદ! આવા આ રથ જ્યાં ફરે ત્યાં સત્યયુગ સમજવો એવો અર્જુનના પિતા ઇન્દ્રનો ઉપદેશે છે.’ [૧]

પોપટ — ‘પણ બીજા લોકને મૂકી આ કપિલોકમાં આજ કેમ આટલું બળ છે?’

સરસ્વતીચંદ્ર — ‘અર્જુન કપિકેતન છે તેનું બધું રહસ્ય આપણા ચિરંજીવો કહેશે. પણ એ કપિલોક ચરે છે તેથી ઇન્દ્રપુત્ર તેનો પક્ષપાત કરે તે જ સ્વાભાવિક છે. આપણા લોક સૂઈ રહે છે માટે તેમાં કલિયુગ છે અને આ લોક ચરે છે માટે સ્વર્ગનો મહારાજ તેમનો મિત્ર જ છે. *इन्द्र इच्चरत: सखा!* એ ઇન્દ્રનું જ વચન છે. એ ઇન્દ્રનો પુત્ર આવા પ્રવાસ ન કરે તો બીજું કોણ કરે? કુમુદ! ઉત્તમ સ્વપ્નની સહચારિણી પ્રિય કુમુદ! ઇન્દ્રરાજે કહેલા કૃતયુગના તીર ઉપર ચરતાં આ અનેક સત્ત્વોને જોઈ લે. આ મયૂર અને ચકોર કેવલ પક્ષીધર્મથી ઊડે છે ને પેલા છેટેના ઋક્ષ [૨] અને ગજરાજ મહાબળથી ચાલે છે ને તેમના પંજામાં ને પગલાંમાં વિકટ બળ છે ત્યારે આ કપિલોકનાં કમાન જેવાં અસ્થિપંજર ને સ્નાયુઓ તેમને પક્ષીની પેઠે સમુદ્ર ઓળંગવાની શક્તિ આપે છે ને તેમની સ્થિતિસ્થાપકતા તેમને સર્વ ક્લેશને સહન કરવાની શક્તિ આપે છે. આફ્રિકાના તાપને ને હિમાલયના હિમને તેઓ વેઠી શકે છે, ને જ્યાં કૂદે છે ત્યાં રહી શકે છે. કુમુદ! ઋક્ષ અને ગજ જ્યારે પગે ચાલે છે ત્યારે વાનરલોક મોટી મોટી ફાળો ભરે છે ને ઝાડે ઝાડે, પર્વતો ઉપર, રણોમાં ને સમુદ્રો ઉપર કૂદાકૂદ કરી આ ચોખંડ પૃથ્વીમાં તેઓ અર્જુનના રથનાં અસંખ્ય સૂત્રો ખેંચી જાય છે. તું જુએ છે કે આ મહાસાગરમાં જ્યાં જ્યાં નૌકાઓના સઢ ને ધુમાડાના ગોટ ચાલે છે ત્યાં તૂતક ઉપર કે સુકાન ઉપર કે સંચા ઉપર કપિલોક જ હોય છે?’

કુમુદસુંદરી — ‘આ ચિત્રદર્શન હું મહાવિસ્મયથી જોઉં છું. અર્જુનદેવ તેમને બહુ લાડ લડાવે છે.

પોપટ — ‘અર્જુન આટલો પક્ષપાત શા માટે કરે છે?’

‘તારા ચિરંજીવોને પૂછજે.’ આકાશવાણી થઈ.

સરસ્વતીચંદ્ર — ‘આ એમનાં ખેંચેલાં અર્જુનરથનાં સૂત્ર તો જો! તેમાં શી ક્રિયા ચાલે છે?’

કુમુદસુંદરી — ‘આ વાનરોએ એ દોરડાંના તન્તુમાત્રને છૂટા કરી નાખ્યાં છે. અને એના ઝીણામાં ઝીણા તન્તુ તે મારા હાથ જેવા જાડા છે. કોઈ તન્તુમાંથી વિદ્યા વીજળીના ચમકારા પેઠે નીકળે છે તો કોઈમાંથી ધનના ઢગલા વાદળાં પેઠે નીકળે છે. બીજા તન્તુઓની ક્રિયાઓનો પાર નથી. હું જોઉં છું, મોહું છું, પણ વર્ણન કરી શકતી નથી. પેલા ગજ અને ઋક્ષ કોણ છે?’

સરસ્વતીચંદ્ર — ‘ઋક્ષ લોક રશિયાના છે ને પેલો પ્રાચીન ગજ તે જર્મનીના મહારાજ્યનું સ્વરૂપ છે. આ કપિલોકમાં જ્યારે પાંચાલીનું રાજ્ય છે ત્યારે ઋક્ષ અને ગજલોકમાં દુર્યોધનનું રાજ્ય છે.’

કુમુદસુંદરી — ‘એ લોક શું અર્જુનના રથથી ખેંચાતા નથી?’

સરસ્વતીચંદ્ર — ‘એ રથનાં દોરડાં ઝાલવા ને ખેંચવા એમના દુર્યોધન મહાપ્રયત્ન કરે છે, પણ જ્યાં પાંચાલી સુખી નથી ત્યાં અર્જુનના રથની ગતિ ધીમી હોય છે. આ ઋક્ષલોકનાં રીંછની શંખાણી જેવી રીંછડી પાંચાલીની કાંઈ પણ સમૃદ્ધિ પામી નથી. ગજરાજની પાંચાલી હસ્તિની છે ને હસ્તી અને હસ્તિની ઉભયની પ્રીતિ ઝાઝી છે પણ તેની પ્રતિક્રિયાના સંસ્કાર સંપૂર્ણ નથી.’



કુમુદસુંદરી — ‘શી રીતે?’

સરસ્વતીચંદ્ર — ‘હાથીની સૂંઢમાં જે ક્ષેત્ર છે તેનો જ સ્વર નીકળે છે તે સાંભળો.’

એ સ્વર સંભળાયો:

*‘[१] लीलोत्खातमृणालकाण्डकवलच्छेदेषु संपातिता:।*

*पुष्यत्पुष्करवासितस्य पयसो गण्डूषसंक्रान्तय:।।*

*सेक: सीकरिणा करेण विहित: कामं विरामे पुनर्न*

*स्नेहादनरालबालनलिनीपत्रातपत्रं धृतम्।।’*

સરસ્વતીચંદ્ર — ‘આપણે અહીં બહુ વેળા વીતી ગઈ. આપણા ચિરંજીવોને જોવાને તેટલો વિલંબ થાય છે.’

કુમુદસુંદરી — ‘સત્ય છે — પણ પોપટ કંઈક બોલે છે.’

પોપટ — 'અમેરિકાના અને મહાસાગરો વચ્ચે ઊભેલા દ્વીપોમાંના કપિલોક! તમને મારી વાસના અને જિજ્ઞાસા તૃપ્ત કરવાનો અવકાશ નથી?'

દોરડે દોરડે કપિલોકનાં ટોળાં વળગી પડેલા હતાં તે ગર્જી ઊઠ્યાં:

'England expects every man to do his Duty. Do thou thine !'

પોપટ — 'મારો દેશ ક્યારે મોટી સ્થિતિમાં આવશે? એની જન્મપત્રિકા કરો.'

એક કપિ દોરડે વળગી ચડતો ચડતો ઊંચે આવ્યો ને બોલવા લાગ્યો:

'પોપટ! તને કહ્યું કે તારો ધર્મ જાણ ને તે પ્રમાણે વર્ત એટલે તારા દેશનું કલ્યાણ થશે. ટૂંકી શિખામણ શા માટે સમજતો નથી?'

પોપટ — 'આ ચકોરે લાંબી શિખામણ દઈ પોતાની બડાશો મારી ને અંતે આખી દુનિયામાં જાદવાસ્થળી થવાની બતાવી ને છતાં મારે કરવાનું તો કંઈ ન બતાવ્યું. તમે એક પાસથી લડો છો ને અનેક દેશનાં અનેક પ્રાણીઓ ઉપર અનેક અધર્મ કરો છો ને મને ટૂંકો ધર્મ બતાવો છો તે શું તમારો કપટદંભ નથી?'

વાનર — 'અમે શો અધર્મ કર્યો? અર્જુનના રથને દેશે દેશ ખેંચવો એ અમારો ધર્મ છે ને જે લોક એ રથનો સૂત્ર જાતે ઝાલતા નથી તેને અમે લલચાવી, બીવડાવી, નખ ભરી એ સૂત્ર ઝાલતાં શીખવીએ છીએ. આમાં અમે અધર્મ જોતા નથી. તમે તમારા દેશમાં જ અર્જુનની ક્રિયાઓ જુઓ. અનેક રાજાઓને અને રાજ્યોને, અનેક ભૂતોને અને સત્ત્વોને વશ કરવામાં તમારા અર્જુને જો અધર્મ કર્યો હોય તો અમે તે કરીએ છીએ ને તેનો માર્ગ જો ધર્મનો હોય તો અમારો પણ ધર્મનો છે. મૂર્ખ પોપટ! જે અર્જુનનો રથ અમે ખેંચીએ છીએ તે અર્જુન તારા જ દેશમાં જન્મેલો છે ને તારો દેશ ભ્રષ્ટ થયો એટલે અર્જુને એનો ત્યાગ કર્યો. એ અર્જુને જ અમારા લોકને પોતાના અધિકારી ગણ્યા છે. તેની નીતિ ક્રિયા તારા દેશમાં બીજરૂપે હતી તેને અમારા લોકની બુદ્ધિએ વૃક્ષનું રૂપ આપ્યું છે, ને તેનાં ફલપુષ્પનો તારા દેશને પણ સ્વાદ અમારો આપ્યો પડવા લાગ્યો છે. છતાં તારા રાફડાઓમાં આ વાયુરથનાં લંગર નાખવા જેટલી ખીલી તેમાં ઠોકીએ તેટલામાં તારો દેશ રોકૂટ કરવા બેસે છે તો તારા દેશના માનેલા ધર્મ તે ધર્મ કે અમારા ધર્મ તે ધર્મ તેનો વિચાર તારા દેશના ચિરંજીવોને પૂછી જોજે.'

સરસ્વતીચંદ્ર — 'કપિરાજ! તમારા લોકમાં બે યૂથ દેખાય છે. તેનો શો વિવેક છે?'

વાનર — 'તમારા દેશના વાલી અને સુગ્રીવના જેવા અમારામાં પણ બે ભેદ છે. અમારા વાલી અને સુગ્રીવ ઉભય અમારી પાંચાલીની અનન્ય સેવા કરે છે પણ એ સેવાના વિધિમાં તમારા શ્રૌત સ્માર્ત વર્ગ જેવા ભેદ છે;

સુગ્રીવપક્ષ સનાતન ધર્મને દિવસે દિવસે વધારે વધારે સંસ્કાર આપી તે પ્રમાણે વર્તવા ઇચ્છે છે; વાલીપક્ષ દેશકાળના ધર્મને અનુકૂળ હોય તેટલો જ સનાતન ધર્મ સ્વીકારે છે. પેલા ચકોર પક્ષીએ જે અભિલાષ બતાવ્યો તેમાં તે પોતાના રાજનગરને ઉત્કર્ષ આપે છે તે બાદ કરશો તો બાકીનો ઉત્કર્ષ સુગ્રીવના અભિલાષનો વિષય છે. હું વાલીપક્ષમાં છું.'

પોપટ — 'વાલી ધર્મની વાર્તા કરે તે કોણ સાંભળે?'

વાનર — 'અમારા અભિલાષ અમારી પાંચાલીના કલ્યાણને માટે બંધાય છે; તમારા દેશના પાંડવો વચ્ચે પાંચાલીની કાલક્રમથી સેવા કરતા ન હતા. અમે બે ભાઈઓ કાલક્રમથી નહીં પણ પાંચાલીની મનોવૃત્તિ પ્રમાણે તેની સેવાનો અધિકાર પામીએ છીએ. સુગ્રીવપક્ષ સેવા કરે છે અમારી પાંચાલીની, પણ તેમનું ચિત્ત સર્વ મનુષ્યજાતિને જ પાંચાલી ગણે છે ને શશશૃંગ જેવા અભિલાષો બાંધી અનેક મૃગતૃષ્ણાઓ પાછળ દોડે છે.

'We believe in the survival of the fittest and labour to be fittest. They believe in their power of making the unfit fit and fail, and by failures fall among the unfit class. Unless the vigorous nation or race can continue, as throughout history, to expand and grow stronger at the expense of the decaying nation or race, the fundamental condition of human advance will not be fulfilled, and a stage of stagnancy, ending in social death, will be substituted for a State of Progress . The only means, revealed to us by past experience, whereby the vigorous people has supplanted the weaker, has been war, without which change and movement must have ceased. Thus viewed, it will be seen that war appears simply a phase in that tremendous and ceaseless process of competition which prevails alike on sea and land-in the ocean-depths, in the paths of the air, in field and forest, throughout insect and animal and vegetable life. The recoil from war, which is felt by so many minds, is only another instance of the eternal contrast between the upward tread of the human spirit and the physical environment by which that spirit is conditioned. But to strive to reach the ideal by a short cut, is not only to fail to attain it, but also actually to postpone its arrival ." [૧]



પોપટ — 'The cat is out of the bag at last. Enough! I can hear or bear no longer. My country has no hope from thee .'

વાનર — 'Nor from thee and thy people, either .'

પોપટ — 'You wish my extinction, then ?'

વાનર — 'It is a not a question of my wish but a matter inevitable in the long run unless you strive to benefit by our Society which I am sure you won't .'

પોપટ — 'Would you struggle then to hasten my extinction - if you believe in my doom as an inevitable result of an inexorable law? Why waste your strength to achieve what is sure to come to you without that waste ?'

વાનર — 'You are a fatalist; I am not .'

પોપટ — 'You would commit a sin because it is destined .'

વાનર — 'I do my duty even when I know the result .'

પોપટ — 'I am undone .'

વાનર — 'I can't help it. It is your own doing .'

આ ઝપાઝપી ચાલે છે એટલામાં એક બીજો વૃદ્ધ વાનર એક બીજા સુવર્ણરજ્જુ ઉપર ચડી આવ્યો ને બોલવા લાગ્યો.



વૃદ્ધ વાનર — 'રંક પોપટ! હું સુગ્રીવ પક્ષનો વૃદ્ધ વાનર તારા આશ્વાસન માટે ઉપર ચડી આવ્યો છું.'

પોપટ — 'બધા ઠગ છો. શું તું અમારા સ્વાર્થ કરતાં તારા સ્વાર્થને ઓછો ગણે એવો છે? અમારા કેટલા બધા દેશી રાજાઓને તમારા લોકે વચન આપી આપી ઠગ્યા છે? કરાર કરી તોડ્યા છે? દિવસે દિવસે પાયમાલ કર્યા છે? અમારી પ્રજાને કેવી કેવી આશાઓ આપી તોડી છે? કેટલી પ્રતિજ્ઞાઓ મિથ્યા કરી છે?'

વૃદ્ધ વાનર — 'પોપટ! તારી વાસનાનાં તીવ્ર દુ:ખે તને ઘેલો કર્યો છે. એક મનુષ્યના આયુષ્યમાં પણ એવું થાય છે કે ધર્મથી કરેલી પ્રતિજ્ઞાઓનું પાલન ગમે તો અશક્ય થાય છે ને ગમે તો અધર્મ્ય થાય છે; અને તેવી સ્થિતિમાં જ તમારા દેશના કૃષ્ણે પોતાની અને ધર્મરાજાની પ્રતિજ્ઞાઓ મિથ્યા કર્યાના પ્રસંગો આવ્યા કહેવાય છે. તો પછી જીવતાં મનુષ્યોએ મૂએલાં મનુષ્યોએ કરેલી પ્રતિજ્ઞાઓને સર્વથા પાળવી એવો જો તું ધર્મ સમજતો હોય તો તારી ભૂલ છે. તારા કહેવાતા રાજાઓને માટે અમારા લોકે કરેલી પ્રતિજ્ઞાઓનું શાસ્ત્ર આ વાલીપક્ષના હાથમાંના સૂત્રમાંથી નીકળે છે તે સાંભળ.'

એ સૂત્રમાંથી સ્વર નીકળ્યો.

'In truth, there are the seeds of decay in every protectorate, however light is the controlling hand and serious at the cutest is the desire to keep alive native Government. Insensibly goes on an attenuation of authority and a paralysis creeps over the native Administration when a civilized Power, strong and ambitions, daily confronts a weak, apathetic Government, and efficient and honest European officials press reforms on functionaries incapable, dilatory, and corrupt. Insensibily a protectorate approximates to annexation and all the more quickly if the agents of the protecting power are active and capable. Not necessarily from ambition or bad faith, but in obedience to an inexorable law, the weak power becomes weaker, and an education goes on fitting the subject for continued subjection ... Legal forms refuse to lend themselves to the contradictory conditions such as are found arrayed against eachother in conficts between facts and documents, and diplomacy has to recognise facts to see what is really good for the people ." [૧]



વૃદ્ધ વાનર — 'આવે કાળે પ્રતિજ્ઞાઓને વળગી રહેવું એ અહંકાર છે. કોઈને ભોજન આપવાની પ્રતિજ્ઞા કરી હોય ને તે પ્રતિજ્ઞાનું પાલન કરવાથી તેનું મરણ થવાનું લાગે તો તેને મારવાને માટે પ્રતિજ્ઞા પાળવી એવો ધર્મ નથી. અસત્ય વચન ન ઉચ્ચારવું અને સત્ય જ બોલવું એ સનાતન ધર્મ છે પણ પ્રતિજ્ઞા અને સત્ય વચન જુદાજુદા પદાર્થો છે તે તારા ચિરંજીવો તને શીખવશે. આ અર્જુન ધર્મનો સેવક છે પણ ધર્મ કૃષ્ણનો સેવક છે ને કૃષ્ણને જ આ શાસ્ત્રમાં સિદ્ધિ હતી. તે પણ તારા ચિરંજીવોને પૂછજે.'

પોપટ — 'ભલે આ સર્વમાં ધર્મ ન હો, પણ કયો તે ધર્મ છે કે જે તમારો અર્જુન પાળે છે ને પળાવે છે?'

વૃદ્ધ વાનર — 'વાલીના ખેંચેલા તારમાંથી નીકળેલા સ્વર તેં સાંભળ્યા. એ સ્વરનું તારતમ્ય તમારા અર્જુનનાં પરાક્રમથી પણ જોઈ લે.

ખાંડવવનમાં અસંખ્ય ભૂતોને જે દાવાગ્નિએ અર્જુન અને કૃષ્ણનું સાહાય્ય પામી બાળ્યાં હતાં તે જ સર્વ ભૂતનો સંહારક દાવાગ્નિ આ કાળમાં સર્વ સંસારને વીંટી લે છે. સમુદ્રના દેવ વરુણની પાસેથી અગ્નિને પ્રતાપે તમારા અર્જુનને જે રથ અને અસ્ત્ર મળ્યાં હતાં તે જ અમારા અર્જુનને એ જ વરુણ પાસેથી એ જ અગ્નિના પ્રતાપથી મળ્યાં છે અને એવો જ દાવાગ્નિ સર્વ ભૂતોની આસપાસ સળગાવતો એવો જ રથ આ યુગમાં ફરી વળે છે. એ વરુણના આપેલા અને આ મહાસાગરો ઉપર ચાલતા આ

રથની ધ્વજયષ્ટિ ઉપર અમે કપિલોક અમારા સિંહકેતનનને-British Lion ને— લઈ બેસીએ છીએ. [2] અમારી જોડે એ જ રથને શિરે બીજાં પ્રાણી પણ બેસે છે તે તમે જોયાં ને જોશો. ભાઈ પોપટ! તારામાં ઊડવાની શક્તિ હોય તો ઊડીને આ રથ ઉપર બેસી જા. તારો અમારો અર્જુન જુદો નથી, પણ પ્રવાસે નીકળેલો અર્જુન તારા દેશને છોડીને આણી પાસ આજ ફરે છે ને પંચમહાસાગર અને વચલી પૃથ્વી ઉપર એના વાયુરથનાં ચક્ર જેવાં આ અસંખ્ય સૂત્રો સર્વ દેશના વાતાવરણમાં ફરી વળે છે તેનો ધર્મ હજી વધારે સમજવો હોય તો તારા ચિરંજીવોને પૂછજે. મયૂરે તને કહ્યું તે સત્ય છે, ચકોરે કહેલું તે પણ સત્ય છે, આ વાલીએ કહેલું સત્ય છે, ને હું કહું છું તે પણ સત્ય છે. અમે પાળીએ છીએ તે ધર્મ તારા દેશમાં પ્રવર્તશે તો તું આ રથની ધ્વજયષ્ટિ ઉપર બેસશે ને જો તે તેમ નહિ પ્રવર્તે તો તે અને તું બે જણ અર્જુને પ્રગટાવેલા દાવાગ્નિની જ્વાલાઓમાં ભસ્મ થઈ જશો. તેમાં અમારો દોષ કાઢશો નહીં... અમે તો માત્ર એ રથ દોડે છે તેમ તેને માથે ખેંચાઈએ છીએ ને કલ્લોલ કરીએ છીએ. તારે અમારા આનંદમાં ભાગ લેવો હોય તો મારા કપિલોકને તેટલા માટે જ તારે ત્યાં મોકલ્યા છે-'

આદિ પર્વ, ખાંડવદહનપર્વ, અર્જુનને મળેલા રથનું વર્ણન.

પોપટ — 'તે તમે તે વાલી મોકલ્યા છે કે સુગ્રીવ? તમારે ત્યાં પણ તમે વૃદ્ધ થયા છો ને તમારા કરતાં સંખ્યામાં ને બળમાં વાલીલોક વધી ગયા છે ને તમારો ભાવ કોણ પૂછે છે કે અમારો પૂછશે? માટે જ મારું પ્રથમથી કહેવું છે કે

*'कं याचे यंत्र तत्राप्यनवसरग्रस्त एवार्थिभाव:।।'*

આટલું બોલતાં બોલતાં પક્ષીના નેત્રમાંથી અશ્રુધારાઓ ચાલી અને નીચેના મહાસાગરમાં ટપકવા લાગી. તેની સાથે વૃદ્ધ વાનર નીચે ઊતરવા લાગ્યો, વાયુરથનાં સૂત્રો પવનના ઝપાટાથી દૂર ખેંચાઈ જઈ દૃશ્ય થઈ ગયાં, અને માત્ર ઉપર વાયુરથનું તળિયું ને નીચે મહાસાગરનો અપાર વિસ્તાર દૃષ્ટિવિષયમાં બાકી રહ્યાં. પોપટની અશ્રુધારાઓ કોઈ વાદળાં પેઠે નીચે વરસવા લાગી, કુમુદ તે જોઈ રોવા જેવી થઈ, ને માત્ર સરસ્વતીચંદ્ર ઘડીક ઊંચે ને ઘડીક નીચે જોઈ રહ્યો. પોપટને અને કુમુદને જોતાં એ પણ દયાર્દ્ર થયો ને કુમુદને છાતીસરસી દાબી તેને, પોપટ સાંભળે એમ કહેવા લાગ્યો:

'કુમુદ! પ્રિય કુમુદ! પ્રસન્ન થા! આપણા દેશ ઉપર ઈશ્વરની કૃપા થશે. પાંડુરાજાએ પાંચ પુત્ર માગ્યા ત્યારે પ્રથમ પુત્ર જે ધર્મ માગ્યો તે જ ધર્મને આ અર્જુન પણ પોતાનો જ્યેષ્ઠ બંધુ ગણે છે. આપણો દેશ દ્રવ્યહીન છે, દુ:ખી છે, ક્લેશી છે, અધર્મી છે, શસ્ત્રહીન છે, પ્રાસહીન છે, પ્રારબ્ધવાદી છતાં પ્રારબ્ધહીન છે, વિદ્યાહીન છે અને તેનો નાશ સમીપ દેખાય છે તેવે કાળે પણ આશાનાં ચિહ્ન જો! આટલે દિવસે જે ધર્મને આ પાશ્ચાત્ય અર્જુને મોટો ભાઈ ગણ્યો છે [1] તેનો અવતાર આપણા દેશમાં પાંડુરાજાએ

સર્વથી પહેલો માગ્યો છે. એ ધર્મના અવતાર ગઈ કાલ આપણે પિતામહપુરમાં દીઠા. મહારાજ મલ્લરાજની વેધશાળામાં તેનું જ શોધન છે. એ પુણ્ય અવતાર આપણા રાફડાઓમાં થશે ત્યારે આપણે ત્યાં પણ અર્જુનનો રથ આવશે.'

It must be noticed that the conclusion which is here empasized is the same towards which the historian with the methods hither to at his command has been already slowly feeling his way. Said Mr. Lecky recently, speaking of the prosperity of nations and the causes there of as indicated by history , 'Its foundation is laid in pure domestic life, in commercial integrity, in a high standard of moral worth and of public spirit, in simple habits, in courage, uprightness; and a certain soundness and moderation of judgment which springs quite as much from character as from intellect. If you would form a wise judgment of the future of a nation, observe carefully whether these qualities are increasing or decaying ... It is by observing the moral current that you can best cast the horoscope of a nation .'



This is the utterance of the department of knowledge which sooner or later, when its true foundatiosn are perceived, must become the greatest of all the sciences. It is the still small voice which anticipates the verdict which will be pronounced with larger knowledge, and in more emphatic terms, by evolutionary science, when at no distant date it must enable us, as we have never been enabled before , 'to look beyond the smoke and turmoil of our petty quarrels, and to detect, in the slow developments of the past the great permanent forces that are bearing nations onward to improvement or decay .'

The Fuller light in which we are thus able to view the great fundamental problems of society cannot be without a strengthening and steadying influence on character. We see that under all the complex appearances our Western Civilization presents, the central process working itself out in our midst is one which is ever tending to bring for the first time in the history of the race, all the people into the competition of life on a footing of equality of opportunity ...

For in the vast process of change in progress it is always the conditions of social efficiency, and not those which individuals or classes may desire for themselves, that the unseen evolutionary forces at work amongst us are engaged in developing. It is by the standard of social efficiency that we as individuals are ever being rested. It is in this quality of social efficiency that nations and people are being continually, and for the most part unconsciously, pitted against eachother in the complex rivalry of life. And it is those sections of the race where, for the time being, this quality obtains the highest development, that we have present all the conditions favourable to success and ascendancy .

- *" Social Evolution '*, *by Benjamin Kidd .*

કુમુદ સરસ્વતીચંદ્રની છાતીએ જ વળગી રહી બોલવા લાગી: ‘ઓ મારા પ્રિયતમ આશ્વાસક! મને તેની કાંઈ આશા પડતી નથી. ધર્મનો અવતાર આપણા દેશમાં થાય, તે પછી અર્જુનનો થાય, ને તેટલામાં જે યુગ વહી જશે તેટલામાં તો આ દાવાગ્નિની જ્વાળાઓ એમાં ફરી વળશે ને આ પોપટ, હું અને તમે સર્વ તેમાં સપડાઈ જઈશું! ઈશ્વર અનાથનો નાથ કહેવાય છે ને રંકનો બેલી કહેવાય છે એ શાસ્ત્ર અને તેની સાથે આપણી સર્વ આશાઓ આ જ્વાળાઓનાં ભયંકર મુખમાં હોમાઈ જશે! મરવા પછી વરવાની આશા જેવી આ આશા ખોટી છે! *देवं दुर्बलधातकम्।।* ’

સરસ્વતીચંદ્ર — ‘કુમુદ! તું શા માટે ગભરાય છે? આ પોપટને મન એમ વસેલું છે કે આવા સાધારણ ધર્મના પાલનથી દેશનું શું કલ્યાણ થવાનું હતું? એ પોપટ ક્ષત્રિય છે. ક્ષત્રિય સત્તાના મહાસાગરનાં મોજાંની ગતિ જુએ છે, ને તેમાં આપણા દેશની દીનતા જોઈને નિરાશ થાય છે. પણ તું મને ભેટે છે ને તારું મંગળસૂત્ર મારા મુદ્રામણિ સાથે ઘસાય છે તેના પ્રતાપથી થતું આ નવું જ દર્શન થાય છે તે જો. આ આપણી પાંખો હવે ઊડે છે ને આપણને જુદા દેશમાં આણે છે. આપણા હિમાચલ ગિરિરાજના શિખર ઉપર આપણે જઈએ છીએ. જો તો ખરી! અર્જુનના વિમાનની દોરીઓ દશે દિશાથી ખેંચતાં પ્રાણીઓ ઉત્તર પ્રદેશમાં છેટે પૂર્વ મહાસાગર પાસે કોલાહલ કરી મૂકે છે ને આ કચ્ચરઘાણ વળી રહ્યો છે તે કાનને બહેરા કરી મૂકે છે. આ ગિરિરાજ નીચે દક્ષિણમાં આપણા દેશની સુંદર વાડી ખીલી રહી છે ને લોક દેખતા નથી પણ કપિલોકની ચતુરતા પેલી દોરીઓને વાળ જેવી વણી મૂકી આખી વાડીના કૂવાઓને માથે જાળ પેઠે ભેરવે છે ને તેનું ફળ થોડા કાળમાં કંઈ અદ્ભુત જ થશે. પેલા મયૂરનાથી વધારે કલાપ આપણા દેશે કર્યા છે પણ તે જોનારી આપણા દેશની પાંચાલી મૂર્છાવશ થઈને સૂતી છે ને આ મયૂરના કલાપ ભૂતકાળના સ્વપ્ન જેવા થઈ ગયા છે

— પણ તું જો કે પેલા કપિલોક જ એ કલાપ જોવાના રસિક થાય છે! આપણી પાંચાલીનું આરોગ્ય અને શરીરસૌન્દર્ય આપણા સાત્ત્વિક દ્રષ્ટાઓને નાગલોક જોતા ને રચતા હતા અને તે કાળે પણ આપણો કલાપી કલાપ કરતો હતો! ચકોરના અભિલાષ પાર પડે કે ન પડે, પણ તું જોતો ખરી કે પેલા રાફડાઓ વચ્ચે થઈને નીકળેલો આપણી ગીર્વાણ સરસ્વતીના પ્રકાશનો બંબો અર્જુનના દાવાનળમાંથી આપણને રક્ષે છે ને અર્જુનના પક્ષમાં આપણને લેવાનો અભિલાષી થાય છે; એટલું જ નહીં પણ કપિલોકનું અને આપણા આર્યોનું આર્યત્વ અને બન્ધુત્વ એ બંબામાંથી નીકળી કપિલોકને તો શું પણ પેલા મયૂરને અને ચકોરને પણ છાંટે છે! ચકોરને ચંદ્રદર્શન છેટેથી થાય છે. પણ આપણે ત્યાં તો બુદ્ધ ભગવાન ચંદ્રલોકમાં જાતે ગયા છે ને તેમની સાથે પચાસ કોટી મનુષ્યોને ચંદ્રયોગ થયો છે. આપણા આવા દેશનાં બાલક ચંદ્રલોક પામશે. ક્ષત્રિય યુગનો નાશ પરશુરામે કર્યો, જાદવાસ્થલીથી થયો, તેમ આ ચકોર પણ આ કાલમાં સનાતન ધર્મને બળે આવા યુગનો નાશ દેખે છે તેમાં તું અસંભવિત શું જુએ છે? જો! જો! સર્વ પૃથ્વીના લોકો બ્રાહ્મણ થઈ જશે ને આપણા બ્રાહ્મણો શૂદ્ર થયા છે તે પણ બ્રાહ્મણ થશે. શૂદ્ર ને મ્લેચ્છ સર્વ લોક એક બ્રહ્મરંગની શાંતિમાં રંગાશે. સર્વત્ર અલખ લખ થશે. જો! જો! કપિલોકના પરસ્પર કોલાહલ આપણને બહેરા કરી મૂકે છે, કપિલોકે આપણાં શસ્ત્ર લઈ લીધાં છે, આપણા ધનસંગ્રહ તેમના તેજમાં તણાય છે, આપણાં અનેક રત્ન તેમની દોડાદોડમાં ચંપાઈ જાય છે ને ધૂળધાણી થાય છે, આપણાં અન્નમાં તેઓ ભાગ પડાવે છે! પણ આ સર્વની સાથે કપિરાજે તને વચન કહ્યાં તેથી સમજ કે આપણો ને તેમનો અર્જુન મૂળ એક છે — એ અર્જુન ધર્મરાજનો ભાઈ છે — તેમને તેમ આપણે *यतो धर्मस्ततो जय* :ની જ સિદ્ધિ માન્ય છે. આટલું આટલું છતાં આપણે અર્જુને આ ખાંડવવનમાં સળગાવેલા દાવાગ્નિમાં સપડાઈશું તો તે કોનો દોષ? કપિલોકનો? તેમનામાં વાલી ને સુગ્રીવ ઉભય છે ત્યારે આપણામાં હાલ તો રાફડાઓ જ છે, તેમાંનાં જંતુઓ ક્ષુદ્ર અશક્ત ને જડ છે, ને આપણી પ્રકાશમયી મૂર્તિઓ છે તે આ મલિન રાફડાઓમાં દટાઈ ગઈ છે! આપણે તેને કાઢીશું! કુમુદ! તારા મારા હૃદયોનું અદ્વૈત આપણા રાફડાઓમાંનાં રત્નોને ધૂળથી છૂટાં કરી સંસ્કારી કરશે ને તેમના વધતા પ્રકાશથી આ રાફડાઓની માટી ઓગળી જશે ને તેને સ્થાને તારા આ સ્પર્શમણિ જેવા અનેક સ્પર્શમણિના પર્વત આ દેશના ધરતીકંપને અંતે ઊભા થશે. કુમુદ! કુમુદ! આપણી આંખોથી આ પાસેનાં ખ-જેવાં-આકાશ જેવાં-સુખદુ:ખ એકલાં દેખાય છે તે જોવાં મૂકી દે, તેમનાં મોજાં ગણવાનો વ્યર્થ શ્રમ છોડી દે, અને તારા સ્પર્શમણિની સત્તાથી પેલા વિશાળ આકાશની પણ ઉપરના આકાશમાં વસતી આકાશગંગાનાં રત્ન જોવા માંડ ને આપણા દેશના ચિરંજીવોના તપોવનરૂપ કુરુક્ષેત્રમાં — ચાલ! — આપણે ત્યાં ફરી લઈએ! વીતી વેળા ફરી નહીં આવે! આજ દ્યૌ હું છું — તું પૃથ્વી છે.'

‘અખંડ રહો આ, અખંડ રહો આ, આપણી માઝમ રાત!’

---

૧ . પ્રકરણ ૧૧ થી આ પ્રકરણનો બોધ થશે.

૧ . માલતીમાધવ

૧ . In M. Zola’s case it has always been his purpose to expose the ovils from which society, suffers, in the hope of directing attention to them and thereby hastenig a remedy, and thus, in the course of his works, he could not do otherwise than drag the whole frightful mass of human villainy and degradation into the full light of day .

*B.A. Vizetalli’s Preface to his translation of zola’s ‘ Paris ’.*

* Victor Hugo + Zola

૧ . આ પ્રકરણને મથાળે મૂકેલા ઐતરેય બ્રાહ્મણના શ્લોક.

૨ . ઋક્ષ=રીંછ (રશિયાના મહારાજ્યની સંજ્ઞા ‘રીંછ’ છે.)

૧ . માલતીમાધવ.

૧ . From the ‘Nineteenth Century.’ Feb. 1899, p. 222 .

૧ . “The Nineteenth Century’ for Dec. 1898, p. 912 .



૨ . *तापनीया सुरुचिरा ध्वजयष्टिरनुतमा।*
*तस्या तु वानरो दिव्य: सिंहसारदूलकेतन:।*
*दिधक्षन्निव तत्र स्म संस्थितो मूर्धन्यशोभत।।*
*ध्वजे भूतानि तत्रासन् विविधनि महान्ति च।*
*तन्नादैरिपुसैन्यानां श्रुत्वा संज्ञा प्रणश्यति।। महाभारत*

૧ . In like manner it is such as humanity, strenth, and uprightness of character, and devoition to the immediate calls of duty without thought of brilliant ends and ideal results which have largely contributed to render English rule in India successful when similar experiments else where have been disatrous. It is to the exercise of qualities of this class that we must also chiefly attribute the success which has so far attended the political experiment of extraordinary defficulty which England has under taken in Egypt. And it is upon just the name qualities, and not upon any ideal schemes for solving the social problem, that we must depend to carry us safely through the social revolution which will be upon us in the twentieth century, and which will put to the most severe test which it has yet had to endure, the social efficiency of the various sections of the Westerm people .

## પ્રકરણ ૩૫ [૧]
## કુરુક્ષેત્રના ચિરંજીવો અને ભારતવર્ષનું ભવિષ્ય

Such is the aspect of this shore ;
"Tis Greece, but living greece no more !
So coldl sweet, so deadly fair ,
We start, for soul is wanting there .
Here is the loveliness of death
But beauty with that fearful bloom ,
That hue which haunts it to the tomb ,
Expression's last receding ray ,
A gilded halo hovering round decay .
The farewell beam of feeling past away !
Spark of that flame, perchance of heavenly birth
Which gleams, but warms no more its cherish'd earth !

****

Approach thou craven crouching slave !

****

These scenes, their story not unknown ,
Arise and make again your own ;
Snatch from the ashes of your sires ,
The embers of the former fires !

*- Byron ' s Giaour*



And thou Delhi, whom I am looking down upon from the top of a minaret! Delhi, the barbarous, the cultivated, the heroic! What do I see? A fortress, a mosque, a plain! A fortress where through centuries of glorious deeds or fearful crimes, dark plots and secret tragedies, the great figures of thine Emperors have retained uninterrupted power. A mosque-the Great Mosque-Jumma Musjid, the majestic symbol of the crescent whose conquests thou, less favoured than Viena, wert unable to arrest. A plain watered with blood, the scene of struggles which have more than once decided the fate of millions of human beings. That is what thou wert. This is what thou art now-a broken mirror reflecting the destinies of India. x x x x x x

'But it is not the contingency of Russian aggression that would disturb me, if I were an Englishman. The internal policy to be pursued in India is the subject that would absorb my attention. I confess that certain ideas which enjoy great favour in certain quarters would give me food for reflection, and none more than the scheme of welding into a single nation the diverse races which inhabit *the peninsula, of creating a new nation, and of creating her in the image of the English* . x x x British rule is firmly seated in India; England has only one enemy to fear - *herself* .

**— Through the British Empire :**
**by Baron Von Hubner, formerly austrian**
**Ambassador in Paris and Rome**

'In their national life the Indians have exhibited down to our days their long-practised and often-tied courage of patience ... With this they have retained a costly possession, that inclination towards the highest intellectual attainments which runs through their whole history. This treasure is still vigorous in the hearts of the best Indians, and appears the more certainly to promise a brighter future as the government which now controls the nation has come to an earnest though late resolution to rule with the help of the Indians for the good of the people, while the intellectual

force and cultivation of their western tribesmen are disclosing themselves more clearly to the eager activity of eminent Hindus .

**— Prof Max Duncker's Ancient History of India '.**

**translated from the German by E. Abbott .**

'To the Aryans I give the world !' So ran the prophecy of an ancient Hindu seer, and on this prophecy, which history attests, Herr Arnoldson builds his theory as to the fulfilment of the Hope of the Ages — the World's Peace. x x the Aryans were homed together once x x x x x The Utopia of Vcitor Hugo's vision x x x x means no more, no less, than the tardy reunion of the Aryan family divided now against itself .

**— Review of Reviews, 15th July 1901, P. 92 .**

*अथ धृतराष्ट्र उवाच।*

*धर्मक्षेत्रे कुरुक्षेत्रे समवेता युयुत्सवः।*

*मामकाः पाण्डवाश्चैव किमकुवत सञ्जय।*

- महाभारत, भीष्मपर्व

સ્વપ્નનાં સરસ્વતીચંદ્ર, કુમુદ અને પોપટ ઊડ્યાં, તે છેક કુરુક્ષેત્રની સામેના હિમાલયના શિખર ઉપર આવી તેનાથી પણ ઊંચે લટક્યાં. તેની પાછળનો મધ્ય એશિયાનો ભાગ, તિબેટ, તાતાર ને ચીન ત્યાંથી દૃષ્ટિએ પડતાં હતાં અને તેમાં દૂર દૃષ્ટિમર્યાદામાં રીંછનાં ઝુંડ ઊભાં થઈ પાછલા પગ ઉપર ચાલતાં દેખાયાં. તેમાંથી કોઈક પૂર્વ સમુદ્ર ભણી જતાં હતાં ને કોઈક હિમાલય ભણી આવતાં હતાં. બીજાં પણ અનેક પશુઓ પૂર્વ, પશ્ચિમ, ઉત્તરમાં દોડાદોડ કરી મૂકતાં હતાં અને માત્ર રીંછને દેખી આઘાંપાછાં થઈ જતાં હતાં. પશ્ચિમમાં પર્વતોની ખીણોમાં અનેક વરુ ટોળાંબંધ ફરતાં હતાં, તેમના ભણી પૂંઠ કરી આપણાં સ્વપ્નચારી પાત્રો દક્ષિણ દિશા ભણી દૃષ્ટિ કરી ઊભાં, તો નીચે ત્રિકોણાકાર ભારતવર્ષ ને તેની ત્રણે પાસ મહાસાગરની છોળો ઊછળતી દેખાઈ ને એ છોળોના પછાડાની ગર્જના છેક આમના કાનના પડદા સાથે અથડાવા લાગી. આ સર્વ જોવામાં તેઓ રોકાયાં છે તેવામાં પોતે ઊભેલાં હતાં તે તટની નીચે પાસેથી જ સ્વર સંભળાયો ને તેનો પ્રથમ અક્ષર કાનમાં આવતાં બે જણ કાન માંડી સાંભળવા લાગ્યાં ને સ્વરનું મૂળ આંખ વડે શોધવા લાગ્યાં. સ્વર સ્પષ્ટ હતો.



*उत्फुल्लार्जुनसर्जवासितवहत्पाश्चात्यझंझामरुत्-*

*प्रेङ्खोलत्स्खलितेन्द्रनीलसकलास्निग्धाम्बुदश्रेणयः।*

*धारासिक्तवसुन्धरासुरभयः प्राप्तास्त एतेऽधुना*

*धर्माम्मोविगमागमव्यतिकरश्रीवाहिणो वासराः।।'* [૧]

સરસ્વતીચંદ્ર — 'કુમુદ! આ જોયું છેટે કુરુક્ષેત્ર? ત્યાંથી આ ધીરગંભીર સ્વર આવે છે.'

કુમુદસુંદરી — 'આપણી પેઠે પૃથ્વીનો સ્પર્શ કર્યા વિના એના ઉપર દૃષ્ટિ રાખી જોતી જોતી આ કોઈ દિવ્ય છાયા છે.'

સરસ્વતીચંદ્ર — 'આ મારો ચિન્તામણિ એ છાયાનું પ્રતિબિંબ ધારે છે ને અત્યાર સુધી અદૃષ્ટપૂર્વ હતી એવી કોઈ સુંદરતા એ મણિમાં પ્રત્યક્ષ થાય છે.'

કુમુદસુંદરી — 'હા, હું પણ આપણા અદ્વૈતથી જોઉં છું.'

સરસ્વતીચંદ્ર — 'એ તો ભગવાન પરશુરામ પોતે જ! વિષ્ણુના સર્વ અવતાર પોતપોતાનો યુગનો ઉદ્ધાર કરી સ્વધામમાં ગયા ત્યારે આટલો અવતાર સર્વ યુગમાં આ દેશનો ઉદ્ધાર કરવા ચિરંજીવ રહેલો છે. રામાવતારમાં શ્રી રામે આ અવતારનું તેજ શાંત કરી, પોતાનું તેજ પ્રગટ કર્યું ત્યારથી આ શાંત જ્યોતિ પુરુષરૂપે પૃથ્વીનો ત્યાગ કરી પૃથ્વીના વાતાવરણમાં આ દેશના શિર ઉપર પોષક મેઘ પેઠે ફર્યાં કરે છે. રાત્રે રાત્રે આ કુરુક્ષેત્રના ઉપરના ભાગમાં આવી વાસો કરે છે ને આ દેશની અને આ ક્ષેત્રની ચિન્તા કર્યાં કરે છે.'

કુમુદસુંદરી — 'એમણે કરેલા ઉદ્ધાર સમજાયા નહીં.'

સરસ્વતીચંદ્ર — 'અનેક યુગોના ચિરંજીવ આ અવતારની એકેકી ઘડીમાં આપણાં વર્ષોનો સમાસ થાય છે. બ્રાહ્મ તપમાં વિઘ્નકર થતાં સહસ્રાર્જુન જેવો મર્દનીય પણ સંસારના કલ્યાણને અર્થે અન્ય પ્રસંગે કૃષ્ણાવતારમાં પ્રિય ગણેલો અને હવે પરિપાક પામી ઉત્ફુલ્લ થતો અર્જુનદેવ અર્જુનવૃક્ષ પેઠે ચારે પાસ પોતાના વાસથી સંસારને સુવાસિત કરી રહ્યો છે તે સુવાસને સંસારમાં પ્રસારતો પશ્ચિમનો પવન આ નીચેના પ્રદેશમાં વેગથી વાઈ રહ્યો છે. મહાસાગરોમાંથી ઉત્પન્ન થમેલી સમૃદ્ધ મેઘમાળાઓને આ પવન આ દેશમાં આણે છે ને વરસાવે છે, તેની ધારાઓથી પૃથ્વીની સુગંધ ઊંચે ઊડે છે, અને મનુષ્યોનાં શરીરો ઘડીમાં પરિસ્વેદ-પરસેવા-થી નહાય છે ને અકળાય છે ને ઘડીમાં પવનના ઝપાટાથી પરસેવાને સુકાતો અનુભવે છે. આ દેશનાં મનુષ્યોમાં કલ્યાણકારક સુખદુ:ખના આવા વારાફેરા થતા પરશુરામજી અત્યારે પ્રત્યક્ષ કરે છે અને કુરુક્ષેત્ર ઉપરની મેઘમાળાઓ વચ્ચે પોતાના આશ્રમમાં ફેરા ફરે છે, તેમની આ ગંભીર વાણી આપણે સાંભળી.'

કુમુદસુંદરી — ‘આ કુરુક્ષેત્ર એમને શાથી આટલું પ્રિય છે?’

સરસ્વતીચંદ્ર — ‘આ એમના આશ્રમ નીચે જે વિશાળ મેદાન દેખાય છે તેને આપણા લોક હાલ પાણીપતનું મેદાન કહે છે. એ જ સ્થાન પ્રાચીન કાળમાં કુરુક્ષેત્ર નામે પ્રસિદ્ધ હતું. કુમુદ! જ્યારે જ્યારે આપણા દેશના ક્ષત્રિયોના ભાગ્ય અને દુર્ભાગ્યનાં બીજ રોપવાને ક્ષત્રિયો અને ક્ષત્રિયોના પ્રતિભટોનાં મહાભારત જેવાં યુદ્ધો થયાં છે ત્યારે આ રણક્ષેત્રમાં તે યુદ્ધોનો ટૂંકો પણ ભયંકર અને છેલ્લો નિર્ણય થયો છે. પાંડવો અને કૌરવોનાં પ્રચંડ યુદ્ધ અઢાર દિવસ સુધી આ સ્થાને થયાં. લાખો શૂરવીરોનાં ધડ એ જંગમાં પડ્યાં અને મહાભારતના સ્ત્રી પર્વમાં એ અસંખ્ય શૂરવીરો પ્રેતરૂપે દેખાયા વર્ણવેલા છે. બીજી વાર ઉત્તર દેશમાંથી બાબર બાદશાહે આવી આ દેશમાંના મહારાજ ઈબ્રાહિમ લોદી સાથે મહાયુદ્ધ કર્યું તે પણ આ જ રણક્ષેત્રમાં થયું અને ચાળીસ હજાર વીરોનાં મડદાં આ સ્થાને રોળાયાં છે. આ મરનારાઓની ભૂતાવળો ઘણા કાળ સુધી આ સ્થાનના યાત્રાળુને કારમી ચીસો પાડી ચમકાવતી હતી. [૧] અકબર બાદશાહના બહેરામખાને હેમુને હરાવ્યો તે પણ આ સ્થાને. પેશવાઓની મૂછનો વાળ સદાશિવરાવ ભાઉ પણ આ સ્થાને જ રણજંગમાં રોળાયો ને બે લાખ યોદ્ધાઓ એની સાથે લોહીની રેલોમાં દટાયા! આ ભયંકર પણ સિદ્ધ રણક્ષેત્ર પાસેનાં પ્રાચીન હસ્તિનાપુર અને અર્વાચીન દિલ્હીના ચક્રવર્તી મહારાજાના દિવ્ય વૈભવ આ યુદ્ધોમાંનાં લોહીની સિન્ધુ જેવી મહાનદીઓને તળિયે હજી સુધી દેખાય છે! ક્ષત્રિયોના સંહારના આ ક્ષેત્રમાં, પોતાના કૃષ્ણાવતારના પ્રિયસખા અર્જુનની શરવૃષ્ટિઓના આ વિજયસ્થાનમાં, ચિરંજીવ ભગવાન પરશુરામ આટલી પ્રીતિથી રાત્રે રાત્રે વાસો કરે તેમાં શી નવાઈ છે?’

કુમુદસુંદરી —‘એમના આશ્રમ નીચે કયાં સત્ત્વ ફરતાં દેખાય છે?’

સરસ્વતીચંદ્ર — ‘સૂર્યબિંબનાં કિરણ જેમ ચારે દિશાનાં સત્ત્વોને પ્રકાશિત કરે છે તેમ આ આશ્રમનો પ્રભાવ એની નીચે ચારે પાસના પ્રદેશમાં જણાય છે. એની નીચે તો આવું કુરુક્ષેત્ર છે જ પણ એ ક્ષેત્રની એક પાસ સિન્ધુ સુધી ને બીજી પાસ ગંગા સુધીના પ્રદેશમાં આ ચિરંજીવ મહાત્માની છાયામાં કુરુક્ષેત્રના બીજા અનેક ચિરંજીવો હજી સુધી વસે છે. પૂર્વમાં આપણે જોયેલા પિતામહપુર નીચે ગંગાનો પ્રદેશ છે ને ગંગાના પાણીમાંથી પેલો તેજરાશિ દેખાય છે તે ભીષ્મપિતામહના હજી સુધી ચિરંજીવ રહેલા ગંગામાં સૂતેલા શરીરમાંથી નીકળે છે. એમની આસપાસ શેષનાગ ચિરંજીવ થઈને એમનું સમાધિસ્થ દશાને વશ થયેલું શરીર જાળવી રાખે છે. વચ્ચે પેલો ધૂમકેતુ જેવો દેખાય છે તે ચિરંજીવ ગાંડો અશ્વત્થામાં આખા દેશમાં — હિમાલયથી કન્યાકુમારી સુધી — દોડાદોડ કરી રહેલો છે. તે અત્યારે અત્યારે કુરુક્ષેત્રમાં આવે છે ને કોઈ દિવસ ડાહ્યો થાય છે તો કોઈ દિવસ ઉશ્કેરાય છે ને કોઈ દિવસ વળી અનેક પશ્ચાત્તાપથી તપ્ત થઈ માટે સ્વરે રુએ છે.’

પાંડવોએ હિમાલયમાં થઈ ત્રિવિષ્ટપમાં સ્વર્ગારોહણ કર્યું અને ત્યાંથી મેરુપર્વત ઓળંગી ઉત્તરમાં ગયા છે. પારસી દેશમાં, યવન દેશમાં અને બીજા અનેક દેશોમાં તેઓએ ફરતાં કર્યું છે ને પાંચાલીની લક્ષ્મી પણ તેમની જોડે છાયા પેઠે ગઈ છે. પણ એ જ દેવીનો આ દેશમાં અવતાર હજી ચિરંજીવ છે તેની છાયા ગાન્ધર્વનગરીની છાયા પેઠે આ ક્ષેત્રના શિરોભાગમાં પ્રતિબિંબ થાય છે. તે કાળે ત્રિવિષ્ટપમાંથી અહીં આવવાના માર્ગ સુધી પાંડવોની છાયા પણ જ્યાં હોય છે ત્યાંથી અહીં સુધી પથરાતી આવે છે. તે કાળે સર્વ ચિરંજીવો આ પાંચાલીની આસપાસ તેનાં દર્શન કરવા આવે છે. એ કાળે વાનપ્રસ્થ દશામાં આ દેશમાં ચિરંજીવિની થયેલ કુંતી પાંચાલીની છાયા પાસે આવી બેસે છે. પાંચાલીની છાયા નીચે છેક પૃથ્વી પર કુરુક્ષેત્રમાં અર્જુનનો રથ ચાલતો હતો ત્યાં આજ એવા જ રથનું છત્ર બનાવતો અને બાંધતો ચિરંજીવ હનુમાન ઊભો છે. આ સર્વ ચિરંજીવોને આપણે થોડી વારમાં પ્રત્યક્ષ કરીશું.’

કુમુદસુંદરી — ‘આપણે પ્રથમ કોને મળીશું? આપણે શું કંઈ બૂમાબૂમ જેવું સંભળાય છે?’

સરસ્વતીચંદ્ર — ‘અશ્વત્થામા રડે છે ને પરશુરામ એક પાસથી તેને જોઈ રહે છે ને બીજી પાસથી ક્રૌંચરન્ધ્ર ભણી દૃષ્ટિ કરે છે ને તેમના શરીરમાંથી અગ્નિના તણખા નીકળે છે. વળી પેલી પાસ ભીષ્મપિતામહની સ્થિતિ જોઈ ઓઠે રામ આંગળી મૂકે છે. પાંચાલીની છાયા જુએ છે ત્યારે દયાથી અશ્રુપાત કરે છે ને ઉપાય શોધે છે. કુંતીને દેખે છે ત્યારે તેને આશ્વાસન આપે છે. પાંડવોની છાયાઓને દેખે છે ત્યારે કંઈક સંજ્ઞાઓ કરે છે, ને હનુમાનને દેખે છે ત્યારે પાસે જઈ કંઈક વાતો કરે છે.’

કુમુદસુંદરી — ‘પાંડવોની છાયા કેણી પાસથી આવે છે?’

સરસ્વતીચંદ્ર — ‘કૌંચરન્ધ્ર ભણીથી તેઓ ગયા છે ને એમની છાયાઓ ફરતી ફરતી પશ્ચિમ સમુદ્રમાં વાદળાં પેઠે ભમે છે ને કુરુક્ષેત્ર ઉપર ઉપરનાં વાદળાંઓ ભેગી એ છાયાઓ આવતી દેખાય છે.’

કુમુદસુંદરી — ‘આપણે પિતામહ પાસે પ્રથમ ચાલો.’

સરસ્વતીચંદ્ર — ‘આ પાંખો અભિલાષની સિદ્ધિ અભિલાષની સાથે જ આપે છે. જો આપણે ઊડીએ છીએ. ગંગાના મૂળ આગળ આવ્યાં.’

આ સ્થાને ગંગાનો પ્રવાહ ઝીણો ઝીણો હિમાલયના એક છિદ્રમાંથી નીકળતો હતો. એક લાંબી રેખા જેવી એ નદી દેખાતી હતી. ઉપર પહાડી ઝાડોની ઘટા હતી ને તેમાંથી ચંદ્રાનાં કિરણ નદીના પાણીમાં ટપકતાં હોય તેમ ચળકતાં હતાં. આ સ્થાને પેલા છિદ્ર આગળ સરસ્વતીચંદ્રનો પાવડો જરીક અડક્યો ને છિદ્ર ઉપરની શિલાઓ ખસી ગઈ. તેની સાથે ગુપ્તગંગા પ્રકટ થઈ. પેલા છિદ્રને સ્થાને મોટો કુંડ દેખાયો. તેમાંથી મહાનદી મહાસ્વર કરી નીકળતી હતી અને તેની વચ્ચોવચ શેષનાગ પિતામહના શરીરની ચારેપાસે પોતાનું શરીર વીંટી ફણાનું તેમના શરીર ઉપર છત્ર ધરી બેઠો હતો. તેમના દિવ્ય પ્રચંડ શરીરમાં ઘણા યુગ ઉપર અર્જુને મારેલાં બાણ ખૂંપી ગયાં હતાં તેના બહાર રહી ગયેલા પાછલા ભાગ હજી દેખાતા હતા ને તેમની નીચે પણ શરશય્યા જ હતી. એમનું શરીર ઘણા યુગથી ક્ષુધાથી સુકાઈ ગયું હતું અને અચેતન જેવું લાગતું હતું, પણ ગંગાનો એક ઝરો તેમના મુખમાં નિરંતર વહ્યાં કરતો હતો તેના પાનથી એમનું શરીર

અમૃતમય થઈ ગયું હતું. શરીરની નસો, અસ્થિ, અને અન્ય સર્વ શારીરિક તત્ત્વો પારદર્શક રત્નોના વાસણમાં રાખેલા ચિત્ર પેઠે દેખાતાં હતાં, અને તેમાં ડૂબેલાં બાણ સોનાની ખીલીઓ જેવાં દેખાતાં હતાં. વચલા રત્નની આસપાસની સુવર્ણમુદ્રા પેઠે વીંટાયેલા નાગની સહસ્ત્ર ફણાઓ ઉપર ડોલી રહી હતી.

છેક નાગનાં મુખો આગળ આવી સિદ્ધનગરનું અતિથિજોડું ઊભું ને નાગ કંઈક ચમક્યો.

નાગ — 'માનવીઓ, કેમ અહીં આવ્યાં છો?'

સરસ્વતીચંદ્ર — 'પિતામહનાં દર્શન કરવાની વાસનાથી. અમે તેમનું પુર અને તેના કુંડમાં રહેલા ચમત્કાર જોયા ને તે પછી એમનાં પોતાનાં દર્શન કરવા ઇચ્છીએ છીએ. તમે શા માટે અહીં કેટલા કાળથી એમને વીંટી વળ્યા છો?'

નાગ— 'જ્યારથી પાંડવોએ આ દેશ છોડ્યો ત્યારથી પિતામહ અહીં છે. તમે રાફડાઓ નીચે વડવાઈઓને બઝેલાં નાગ દીઠા છે તેમનો હું આદિ પુરુષ છું. જે કારણથી તેઓ વડવાઈઓને બાઝી રહ્યા છે તે જ કારણથી હું પિતામહનું આમ રક્ષણ કરું છું. કારણ જે ગંગામાં હું વસું છું તેની મને આવી આજ્ઞા છે.'

સરસ્વતીચંદ્ર — 'પિતામહનું રક્ષણ કોનાથી કરો છો?'

નાગ — 'તમે થોડે છેટે અશ્વત્થામાને જોશો. એ બ્રાહ્મણ શ્રીકૃષ્ણના શાપથી ઉન્માદદશા ભોગવે છે ને તમે જે રાફડાઓ જોયા તે આ બ્રાહ્મણની જ કરેલી અવ્યવસ્થાઓનું પરિણામ છે.

પોપટ બોલી ઊઠ્યો: 'સત્ય કહ્યું, નાગરાજ, સત્ય કહ્યું. બ્રાહ્મણબુદ્ધિએ જ આ દેશમાંથી પાંડવોને કાઢ્યા છે.'

નાગ — 'હું પણ બ્રાહ્મણ જ છું. તારી બુદ્ધિમાં જે આ બ્રાહ્મણબુદ્ધિનો તિરસ્કાર સ્ફુરે છે તે પણ અશ્વત્થામાને જ પ્રતાપે. પિતામહની છાયામાં ને એમના યુગમાં બ્રાહ્મણો અને ક્ષત્રિયો એક યજ્ઞમાં પરસ્પર સહાયભૂત થતા ને એ શરશય્યા પર પડ્યા એટલે ગાંડા અશ્વત્થામાએ આ રાફડાનાં જાળાં બાંધી દીધાં-ને-પોપટ! તારી બુદ્ધિ પણ એ રાફડાના અધિકારીએ જ બાંધી દીધેલી છે. હું તને આ પવિત્ર ગંગાજળ છાંટું છું તેથી તારા બંધ છૂટી જશે.'

ગંગાનું પાણી ઊછળવા લાગ્યું ને સર્વને તેના પવિત્ર જલના છાંટા ઊડ્યા.

સરસ્વતીચંદ્ર — 'તમે અશ્વત્થામાને શરીરે આ પવિત્ર જળનો અભિષેક કેમ કરતા નથી?'

નાગ — 'હડકાયેલા સત્ત્વને પાણી જોયાથી જે અસર થાય ને પિશાચગૃહીત સત્ત્વને અડદ છાંટ્યાથી જે અસર થાય તે અસર આ ગંગાજળથી આ ઉન્માદ દશાવાળા ચિરંજીવને થાય એમ છે. આ બ્રાહ્મણનો અને તેની સાથે આ દેશનો ઉદ્ધાર તેનો અવધિ આવ્યે થશે.'



સરસ્વતીચંદ્ર — 'એ બ્રાહ્મણમાં ને ઋષિમુનિઓમાં શો ફેર છે? એ શા માટે ગાંડો થયો છે? તમે કહો છો તે અવધિ ક્યારે આવશે?'

નાગ — 'આજકાલ આ રાફડાઓમાં બ્રાહ્મણજાતિને માથે તમારાં સર્વ દુ:ખોને માટે આરોપ મુકાતો સાંભળું છું. તે આરોપકર્તા એકદેશીય જ્ઞાનને લીધે છે. ક્ષત્રિયો ધર્મ ચૂકે તે જેટલું નિન્દ્ય ગણાતું તેટલું જ બ્રાહ્મણ પોતાનો ધર્મ ચૂકે તે ગણાતું. કુરુક્ષેત્રમાં પ્રથમ આર્યલોક હતા, પછી મ્લેચ્છલોક આવ્યા, અને હવે પાછા આર્યલોક આવ્યા છે.'

પોપટ — 'શું હવેના કપિલોક આર્યો છે?'

નાગ — 'હા, આ ત્રણે જણના યુગમાં એકલા બ્રાહ્મણો તો શું પણ સર્વ અન્ય વર્ણોમાં જે જે સુવ્યવસ્થાઓ રચાય છે તે સ્વધર્મસ્થ બ્રાહ્મણોથી જ રચાય છે. એ બ્રાહ્મણો મ્લેચ્છોમાં પણ અવતરે છે ને રાક્ષસોમાં પણ અવતરે છે. તેમના બ્રાહ્મણાવતરા ને તેમની બ્રાહ્મણબુદ્ધિની સિદ્ધિ અને પરિણતિ જોનાર ઓળખી શકે છે. તે જ રીતે સાધુજનોમાં દુષ્ટજનનો અવતાર પણ તેની બુદ્ધિથી અને વાસનાથી ઓળખાઈ આવે છે. [૧] શૂદ્ર મહારાજાઓમાં અશોક જેવા અવતાર ક્ષત્રિયરૂપે બ્રાહ્મણના જ થયા છે; મ્લેચ્છ મહારાજાઓમાં અકબરશાહ જેવા અવતાર પણ એવા જ થયા છે; કપિલોકમાં પણ એવા જ અવતાર થયા છે, થાય છે, ને થશે. તમે જે ચકોરની વાણી સાંભળી તે પણ બ્રાહ્મણનો અવતાર છે. પક્ષી! તું ક્ષત્રિયનો અવતાર છે ને અશ્વત્થામા બ્રાહ્મણના દોષ અંશનો અવતાર છે. એ દુષ્ટ બ્રાહ્મણે પરશુરામ જેવાઓના સુદૃષ્ટાંતમાંથી કૃદૃષ્ટાંતનો બોધ લીધો. ધર્મસ્થ ક્ષત્રિયોનો નાશ કરવા આ બ્રાહ્મણ અને તેના પિતા વિધર્મસ્થ થઈ યુદ્ધ કરવા નીકળ્યા. પણ દ્રોણ મહાત્માએ જ્યારે માત્ર ધર્મયુદ્ધ જ કર્યું ત્યારે આ દુષ્ટ બ્રાહ્મણે અધર્મહત્યાઓ જ કરી, સૂતેલા નિદ્રાવશ શત્રુઓને હણ્યા, ઉત્તરાના ગર્ભને હણ્યો, રાત્રિએ વિમાર્ગગામી થઈ આ કૃત્ય કર્યું, બ્રહ્માસ્ત્રને દુષ્ટ કાર્યમાં યોજ્યું, અંતે અભિમાનથી શ્રીકૃષ્ણનું ચક્ર લેવાની પણ વાસના રાખી. અહંકાર અને મમતા એ આસુરી સંપત્તિનાં બીજ છે તે આ બ્રાહ્મણમાં ઉજ્જૃમ્ભણ પામ્યાં અને પાંડવોઓ સમાપ્તિ પર આણેલા ધર્મવિજયનું કલ્યાણફળ નિષ્ફળ કરવા આ બ્રાહ્મણરૂપ અસુરે માયિક પ્રપંચ આરંભ્યા. અર્જુન અને કૃષ્ણ પરમાત્મા જેવાઓને આનો નાશ કરવો કઠણ ન હતો. પણ અનેક પરિપાકના સંઘરૂપ સંસારની વ્યવસ્થા જાણનાર આ બે મહાત્માઓએ એને જીવતો મૂક્યો ને શ્રીકૃષણે તેનાં જે જે પાપ તેને મોઢે ગણી બતાવી શાપ દીધો તે શાપમાં એના મૃત્યુ કરતાં એની ચિરંજીવિતા વધારે શાપસાધક ગણી. આ દુષ્ટે બાળકોનો અને ગર્ભનો નાશ કર્યો તેટલા માટે જ શ્રીકૃષણે શાપ દીધો હતો તે શબ્દો આ કુરુક્ષેત્રમાં રાત્રે સંભળાય છે — તે સાંભળો.'

રાત્રિને આ પ્રસંગે શ્રીકૃષણ શાપના શબ્દ [૨] કુરુક્ષેત્રનાં કોતરોમાંથી સંભળાવા લાગ્યા અને તેના નાદના પ્રતિધ્વનિ છેક ક્રૌંચરન્ધ્ર સુધી થવા લાગ્યાં.

'દુષ્ટ બ્રાહ્મણ! સર્વ મનીષી લોક તને કાપુરુષ ગણી ઓળખે છે! અનેક વાર પાપ કર્મના કરનાર! બાલજીવિતના ઘાતક! તું હવે તારા પાપકર્મનું ફલ સાંભળ! ત્રણ સહસ્ત્ર વર્ષો સુધી આ પૃથ્વી ઉપર તું ચિરંજીવી થઈ ભૂતપ્રેતના જેવો

સંચાર કરતો ફર્યાં કરીશ. કદી કોઈની જોડે કાંઈ ઓળખાણ તું પામવાનો નથી. નિર્જન દેશોમાં જ્યાં કોઈની જોડે બોલવાનું નહીં હોય ત્યાં સાહાય્ય વિના તું ભટકીશ. જનપદમાં તારી સ્થિતિ નહીં થાય! પર્વતોમાં ને અરણ્યોમાં, સર્વ વ્યાધિઓથી પીડા પામતો પામતો, લોહી અને પરુથી દુર્ગન્ધ મારતો, તું આ સંસારમાં ભટકજે! અને જે ગર્ભનો તેં ઘાત કરેલો છે તે ગર્ભે મારા તપના બળથી હું પુનર્જીવન આપીશ ને તે ગર્ભ — તારી સર્વ આશાઓને ધ્વસ્થ કરી — આ દેશમાં જ્ઞાન પામશે, અસ્ત્રસિદ્ધિ પામશે ને દીર્ઘકાળ રાજ્ય કરશે! ને તે સર્વ જોતો જોતો તું બળ્યાં કરજે!'

આ શાપનો ઉચ્ચાર શાંત થયો તેની સાથે ચારે પાસથી બીજા નાદ સંભળાવા લાગ્યા. છેક કાનપુરનાં સ્મશાનોમાંથી મરેલી સ્ત્રીઓની અને મરેલાં બાળકોની કારમી મરણચીસો સંભળાવા લાગી અને સર્વનાં કાળજામાં વાગવા લાગી.

નાગ — 'પોપટ! અશ્વત્થામાએ જે ઘોર કર્મ કૃષ્ણાવતારમાં કર્યું હતું તે પેલા કૃષ્ણપુરમાં — કાનપુરમાં — બીજા બ્રાહ્મણનામધારી અશ્વત્થામાએ આ યુગમાં કર્યું છે તેનાં મારેલાં સ્ત્રીબાલસમુદાયની આ ચીસો સાંભળ. એ જ અશ્વત્થામા કૃષ્ણાવતાર પછી અનેક વેળાએ આમ પોતાનું સ્વરૂપ આ સ્થાનમાં પ્રગટ કરે છે ને આ યુગના અશ્વત્થામાને પણ પુરાણ અશ્વત્થામા પેઠે ભટકવું પડ્યું છે કે નહીં તે શોધી લેજે! આ કુરુક્ષેત્રમાં અશ્વત્થામા આ રીતે ઘડીક બ્રાહ્મણ થયો છે તો ઘડીક મુસલમાન થયો છે ને બાકીનો કાળ આર્યદેશના પેલા રાફડાઓ રચવામાં ગાળે છે, બ્રહ્મબંધુઓનાં મગજમાં પેસી ધૂણે છે, ક્ષત્રિયોને વ્યસની કરે છે, વૈશ્યો પાસે ખોટાં ગણિત ને ખોટા વ્યાપાર કરાવે છે, ને શૂરોને ભીખ માગતા ને ચોરી કરતા કરે છે. આ દેશનાં મનુષ્યોને તે એકબીજા સાથે હળીમળી ખાવાપીવા દેતો નથી. કોઈ પરણે કે મરે કે ગમે તે કાંઈ નવું થાય એટલે તેનાં સગાંવહાલાંનાં મગજમાં ભરાય છે ને તેમનાં ધન અનેક જડ માર્ગે તેમને જ હાથે માટીમાં ઢોળાવી દે છે ને કમાનારને કપાળે ફરી કમાવાનો પરસેવો જ રાખે છે. પોપટ! અશ્વત્થામા બાળકોને દંપતી બનાવી એક-શય્યામાં સુવાડે છે ને તેમનાં શરીરનો નાશ કરે છે. જેનામાં બળ હોય તેને મસ્ત કરે છે. જેનામાં વિદ્યા હોય તેને લોભી કરે છે. આ તો મેં દૃષ્ટાંત કહ્યાં. પિતામહે તો શાંતિપર્વમાં અને અનુશાસન પર્વમાં કેવા કેવા ધર્મ કહેલા છે? એ સર્વ વ્યવહાર આ ઘેલો થયેલો અશ્વત્થામા જ્યાં જ્યાં ફરે છે ત્યાંથી ધ્વસ્ત કરે છે. એ અશ્વત્થામા હવે બ્રાહ્મણ નથી. ઘડીમાં તે જનોઈ પહેરી રાખે છે ને ઘડીકમાં તોડી નાંખે છે ને વળી પહેરે છે. ઘડીમાં તે શૂદ્ર થાય છે ને ઘડીમાં મ્લેચ્છ થાય છે. સ્ત્રીઓની અને બાળકોની, ધનની ને ધર્મની વિદ્યાની અને કળાની, મનની અને તનની, ગૃહસંસારની ને રાજ્યોની, બ્રાહ્મણોની અને ક્ષત્રિયોની, કળાની ને શક્તિની, અવ્યવસ્થાને આ ગાંડો દિવસે દિવસે છાનોમાનો અનેક વેશોથી વધારતો જ જાય છે અને પોતાના સર્વ વ્યાધિઓમાં આર્યદેશને ભાગિયો કરીને જ રાજી થતો એકલો એકલો નાચે છે ને કૂદે છે! અને કાળે કાળે આખા દેશનાં ભાગ્યનાં બીજ રોપવાના આ ક્ષેત્રમાં આવી કંઈ કંઈ નીચ કર્મ કરે છે, દુષ્ટ બીજ વાવે છે, ને ફાવે છે ત્યારે પ્રકટ પણ થાય છે. જ્યાં સુધી એ ગાંડો ભમ્યાં કરે છે ત્યાં સુધી હું ગંગામૈયાના પવિત્ર જળમાં રહી પિતામહનું રક્ષણ કર્યાં કરું છું. ક્યાં પિતામહની ભવ્ય સૃષ્ટિ અને ક્યાં આ ગાંડાના રાફડાઓ! ક્યાં સૂક્ષ્મ અને મહાન અનુભવની વ્યવસ્થા અને ક્યાં ઘેલછાની કલ્પનાએ રચેલા ધુમાડાના ગોટા જેવા વહેમની, અને શુદ્ર ગતિવાળા અંધ જન્તુઓએ પાડેલા ચીલાઓથી પડેલી રૂઢિઓની અવ્યવસ્થા! એ ગાંડો અહીં આવે છે ત્યાંથી મારે મારી હજારો ફણાઓ માંડી સજ્જ થવું પડે છે.'



પોપટ — 'એ રાફડાઓને કોઈ તોડી પાડે કે બાળી નાખે તો?'

નાગ — 'એ રાફડાઓ અસંખ્ય જંતુઓથી ભરેલા તેમના માળાઓ જેવા છે, તેમના મધપૂડાઓ જેવા છે. તેનો નાશ કરવો એ શિવશક્તિનું કામ છે. મનુષ્ય તેનો સહસા નાશ કરશે તો એ રાફડા જેટલી વ્યવસ્થા પણ નહીં રહે અને સર્વ જન્તુઓના સંસાર ક્લેશમય થશે. પોપટ! એ રાફડાઓને એક પાસથી કપિલોક ધીમે તાપે શેકે છે ને બીજી પાપથી અશ્વત્થામાનું આયુષ્ય પૂરું થતું જાય છે તે વ્યવસ્થા કલ્યાણકારક છે.'

પોપટ — 'આ અવ્યવસ્થા આજ સુધી વધારનાર તો આ બ્રાહ્મણ જ!'

નાગ — 'ના, ના. મેં કહ્યું કે અશ્વત્થામા તો પૂર્વ અવતારથી આસુરી સંપત્તિવાળો છે. પૂર્વ જન્મનો એ અસુર બ્રાહ્મણકુળમાં જન્મી અનેક વેશે ફરે છે. શુદ્ધ બ્રાહ્મણો તો મારા જેવા નાગકુળમાં જ છે — તેને આ માનવીઓએ જોયા છે. અમે સર્વ સત્ત્વોમાં સર્વ ભૂતોનો એક જ આત્મા પ્રત્યક્ષ કરીએ છીએ, પણ વ્યવહારમાં માતાએ પુત્રની બાલ્યાવસ્થામાં વ્યવસ્થા રાખવાની છે તે પ્રમાણે આ લોકમાં અમે જન્મ્યા માટે તેની વ્યવસ્થા રચીએ છીએ.

સરસ્વતીચંદ્ર — 'તમારી વ્યવસ્થામાં ને પિતામહની વ્યવસ્થામાં શા ફેર છે?'

નાગ — 'આર્ય ઋષિમુનિઓના અને રાજાપ્રજાઓના સૂક્ષ્મ અનુભવો વડે પિતામહનું આ દિવ્યશરીર ઘણાં વર્ષોના બ્રહ્મચર્યથી બંધાઈ સમૃદ્ધ થયેલું છે. સ્વર્ગમાંથી આવેલી દિવ્ય બુદ્ધિગંગાથી એમનો જન્મ છે, પૃથ્વીના અનુભવથી એમનું આયુષ્ય ભરાયું છે. અમુક શાસ્ત્ર અમુક વર્ગના જ અનુભવથી બંધાય છે. ગંગાનાં શતમુખ જેવા શતમુખ અનુભવથી ભીષ્મપિતામહે વ્યવસ્થાનો ક્ષીરસાગર ભર્યો છે તેમાં સર્વ શાસ્ત્રની નદીઓનાં પાણી ભળેલાં છે. અમે નાગલોક આ નદીઓ જેવા છીએ; ગંગાપુત્ર સાગર જેવા છે. એ સાગર ઉપર બંધાયેલી મેઘજાળથી અમારી નદીઓ પુષ્ટ થાય છે. સાધારણ ભૂતસંઘને માટે નદીઓ છે; પણ સર્વ કૂવાનાં, વાવોનાં, સરોવરનાં અને નદીઓનાં મૂળમાં વહેનાર અનન્તસલિલનો ઝરો તો મનુષ્યની સંસ્કારી બુદ્ધિરૂપે ગુપ્તગંગા-પાતાળગંગા-ને રૂપે જ પ્રવાહ પામે છે ને પિતામહ એ ગંગામાંથી પ્રગટ થયા છે. જ્યારે અશ્વત્થામાનું આયુષ્ય સમાપ્ત થશે ત્યારે અર્જુન આ દેશમાં ગાણ્ડીવ ધનુષ્યનો ટંકાર કરશે. પિતામહના શરીરમાં રોપાયેલાં આ અર્જુનનાં બાણ એ ટંકારથી જાગૃત થશે — સજીવ થશે. પણ સજીવ થતાંમાં જ આ બાણ પિતામહના શરીરમાંથી પાછાં છૂટશે ને રાફડાઓમાં થઈને જ પોતાનો ઊર્ધ્વ માર્ગ કરશે અને રાફડાઓને વીંધી નાંખી આરપાર નીકળી જતાં જતાં એ રાફડાઓને સ્થાને નવી રચના કરશે. એ બાણ તે કાળે અર્જુનના ભાથારૂપ સ્વયોનિને પાછાં પ્રાપ્ત કરશે તે પિતામહનું શરીર આ દેશમાં નવા યૌવનથી ઊભું થશે, ઉપરના પોતાના પુરમાં સંચાર કરશે, અને તમે ત્યાં જે જે પદાર્થ જોયા છે તે તે નવું શુદ્ધ સમર્થરૂપ ધરશે. જે કૌરવોની સેવાના ધર્મથી એમને અર્જુનના પ્રતિરથી થવું પડ્યું હતું તે કૌરવોની છેલ્લી છાયા અશ્વત્થામાના આયુષ્ય સાથે આ દેશમાંથી સમાપ્ત થઈ નિવૃત્ત થશે ને

પિતામહ કેવળ પાંડવોની જ ચિન્તા કરશે. માનવીઓ! પિતામહ પાસે ધર્મરાજ પણ બાળક છે ને ધર્મરાજાને ધર્મનો ઉપદેશ પિતામહ પાસેથી પ્રાપ્ત થયેલો છે. આજના તમારા દેશકાળમાં અશ્વત્થામા, જાતે જ ધર્મરાજાના અને ધર્મના અસંખ્ય વેશધારી ભમે છે ને લોકસંઘને ભમાવે છે. એ અશ્વત્થામાનું આયુષ્ય સમાપ્ત થશે ત્યારે જ શુદ્ધ સનાતન ધર્મ અને તેનો પિતામહ તમારા લોકસંઘને પોતાના પ્રકાશમય સંસ્કારોથી દ્વિજત્વ આપશે, ત્યારે જ વ્યાસનારાયણ જેવા યોગદર્શી સર્વભૂતાત્મક બ્રાહ્મણો આ દેશને પોતાના ચરણસ્પર્શનો અને ઉપદેશનો અધિકારી ગણશે, ત્યારે જ આ દેશમાં સત્યયુગ પાછો આવશે! નિરાશ થયેલાં માનવીઓ! તમારી આશાઓનાં બીજ આ સિદ્ધ ક્ષેત્રમાં જ છે; તે બીજને સફળ કરવાની કળા આ ગંગામાં સ્નાન કરી પામો.'

શેષનાગ બોલતો બંધ પડ્યો ને તેની સાથે આ બે જણની પાંખોએ તેમને ઊંચક્યા ને ગંગામાં સ્નાન કરાવી બહાર કાઢ્યાં, ને પાણીમાં ડૂબકી મારતી વેળા મીંચાયેલી આંખો ઊઘડી ત્યાર પહેલાં તો એ પાંખોએ એમને વાયુના વેગથી બીજે સ્થાને લીધાં ને આ દેખાવ દૃશ્ય થયો. આંખો મીંચાઈ ને ઊઘડી તેના વચગાળાની વેળામાં એમના કાનમાં ચીસો, ગાન અને રો-પીટના સ્વર પેઠા ને આંખો ઊઘડ્યા પછી પણ બંધ ન પડ્યા પણ વધ્યા. પરંતુ આંખ આગળ તો માત્ર ચન્દ્રિકાને ચાદર પેઠે ઓઢી સૂતેલા મેદાન વિના બીજું કાંઈ દેખાયું નહીં. એ સ્વરો વચ્ચે આ શૂન્ય ચન્દ્રપ્રકાશિત મેદાનમાં એમની પાંખો એમને વાયુના વેગથી ધક્કેલવા લાગી — ધક્કેલવા લાગી કહેવાનું કારણ એ કે એમનાં હૃદય આ સ્વરોથી એક દિશામાં ખેંચાતાં હતાં ને શરીરને બીજી દિશામાં આ ઝાડ કે પહાડ કે અન્ય પદાર્થથી શૂન્ય દેખાતા મેદાન ઉપર પાંખો લેતી હતી. સ્વરો પોતાની સંખ્યા ને મિશ્રતાથી જેવા ભયંકર લાગતા હતા તેવું જ આ મેદાન પોતાની આવી શૂન્યતાથી અને સાદાઈથી આ રાત્રિની વેળાએ ભંયકર લાગતું હતું.

આ મેદાનમાં નક્કર પૃથ્વી ઉપર તેઓ હવે ઊભાં તો થોડે છેટે એક અતિ વૃદ્ધ બ્રાહ્મણ લાંબો પડી ચતો સૂતેલો દેખાયો. આમને જોઈ તે ઊભો થયો ને એટલો તો ઊંચો વધવા લાગ્યો કે એના વાળ વાદળમાં પહોંચવા લાગ્યા. સરસ્વતીચંદ્ર અને કુમુદને આ રાક્ષસી મનુષ્યે હથેલીમાં ઊંચાં ઊંચકી લીધાં ને પોતાના મુખ સામાં ધરી, વાદળું ગાજતું હોય એવા મોટા સ્વરથી કહેવા લાગ્યો:

'મને ઓળખ્યો? હું પેસો અશ્વત્થામા — જેણે સર્વ ક્ષત્રિયો, બ્રાહ્મણો અને વૈશ્યોનું અને તેમની કળાઓનું — નિકંદન કર્યું — અં! હં! હં! હં! હં! તમે પેલી વૈતરણીના જળમાં નાહ્યાં છો, ખરું? કેવી દુર્ગન્ધ તમારા શરીરમાં એ જળની પેઠી છે! એમાં નહાય છે તે ઘેલા થાય છે. ખસો! ખસો!'

એણે આ બે જણને હાથમાંથી અધ્ધર મૂકી દીધાં ને જ્યાં મૂક્યાં ત્યાં પાંખો ઉપર ટકી ઊભાં.

સરસ્વતીચંદ્ર — 'ચિરંજીવી! અમે ગંગાજળમાં નાહ્યાં છીએ.'



અશ્વત્થામા — 'ગાંડા માણસ! એ જ મારી વૈતરણી! એમાં જે ડાહ્યું હોય તે મારે મન ગાંડું અને એનું ગાંડું તે મારું ડાહ્યું. મારી સૃષ્ટિ બ્રહ્માની સૃષ્ટિથી જુદી છે. બ્રહ્મા, વિષ્ણુ અને રુદ્ર ત્રણેનું કામ સાથે લાગું એકઠું એકલો કરું છું ને આ સ્થાને તમે આવ્યાં છો તો મારું પરાક્રમ જોઈ લો.'

અશ્વત્થામાએ વેગથી દોટ મૂકી ને દૃશ્ય થયો તેની સાથે એક પાસથી રાફડાઓ નીચેનો મણિમય પ્રદેશ દૃષ્ટિગોચર થયો, બીજી પાસથી અકબર પાદશાહની બાંધેલી હવેલીઓ આકાશ વચ્ચે સટકવા લાગી, ત્રીજે સ્થાને પૃથ્વી ઉપર શિવાજીનું સિંહાસન અને છત્ર શિવાજીની જીવતી મૂર્તિ સાથે ઊભાં થયાં, ચોથે સ્થાને કુરુક્ષેત્રમાં અર્જુનનો જયધ્વજ ઊડવા લાગ્યો, અને સર્વ સ્થાને સર્વવ્યાપક ઈશ્વરનું પરમજ્યોતિ પ્રકાશતું લાગ્યું. એ દેખાવ દેખાયો તેની સાથે જ ઉપરથી અનેક રૂપ ધરી અશ્વત્થામા તે સર્વના ઉપર કૂદકા મારી ભૂસકા મારવા લાગ્યો. અને તે જ ક્ષણે જોતજોતામાં આ સર્વ દિવ્ય વ્યવસ્થાને ઠેકાણે અનન્ત અવ્યવસ્થા વ્યાપી ગઈ. મણિમય પ્રદેશનાં મણિયંત્ર ત્રુટી ગયાં, મણિ ચારેપાસ ગબડી ધૂળમાં ને સમુદ્રમાં છૂટાંછૂટાં ડૂબી ગયાં, અને નાગલોક કોઈ ચંપાઈ ગયા તો કોઈ પાતાળમાં અનેક દરોમાં થઈ સરી ગયા, અકબરની હવેલીઓના કટકા થઈ છત્ર વિનાના ખંડેર ઊભાં રહ્યાં ને તે સર્વ ઉપર કેદખાનામાંથી પાદશાહ શાહજહાન રોવા લાગ્યો ને દારાનું છૂટું પડેલું કાપેલું લોહીવાળું મસ્તક લઈ એક થાળી આરતી પેઠે અધ્ધર ફરવા લાગી. શિવાજી મહારાજ પોતાના છત્ર અને સિંહાસનના કટકાઓ નીચે દટાઈ ગયા અને તેમના વંશજોમાંનો એક મોગલ જનાનામાં રમવા લાગ્યો ને બીજો સતારાના પારદર્શક બંદીખાનામાં, શીશીમાં ઉતારેલા ભૂતના જેવો દેખાવા લાગ્યો. નીચે અર્જુનના રથધ્વજ ઉપર અશ્વત્થામા કૂદ્યો ને તેની સાથે રથ દૃશ્ય થયો, અર્જુન જાતે સ્વર્ગમાં ગયો, અને પાંડવોનો વંશ નાશ પામ્યો- સૌપ્તિક પર્વનાં ભયંકર ચિત્ર ખડાં થયાં. જ્યાં વ્યાસમુનિએ વેદની સંહિતા કરી હતી, મહાભારતની વ્યવસ્થા કરી હતી, અને એક ઈશ્વરનું જ્યોતિ થોડી વાર ઉપર અનવચ્છિન્ન એક શુદ્ધ પ્રકાશથી પ્રકાશતું હતું ત્યાં તે સર્વ વ્યવસ્થાદર્શનનું મંદિર આ બ્રાહ્મણના કુદકારાથી કંપવા લાગ્યું. પળવારમાં એ સુંદર મંદિરના સર્વ ભાગોના સાંધેસાંધા છૂટા થઈ તેના કટકે કટકા થઈ ગયા ને તે કટકાનો અવ્યવસ્થિત ઢગલો થઈ પડ્યો. એ ઢગલામાંના કટકા થોડી વારમાં ચારે પાસ લૂંટાવા લાગ્યા ને આખા કુરુક્ષેત્રમાં અશ્વત્થામાની શક્તિથી નવી જાળ પથરાઈ ગઈ. એકેકી શ્રુતિના અનેક પરસ્પર વિરોધી અર્થ થઈ ગયા. એક સ્મૃતિની ગાંઠોમાં બીજી સ્મૃતિની ગાંઠો ગૂંચવાઈને ગાંઠો ઉકેલનારાથી જ ગાઠં ઊકલે નહીં ત્યાં તેઓ છરી લઈને કાપ મૂકવા લાગ્યા, અને અંતે તે પણ ગૂંચવાડાનાં જાળને પડતાં મૂકી ચાલી જવા લાગ્યા ને બીજા વટેમાર્ગુઓ એ જાળમાં ચાલતાં ચાલતાં ઊંધે માથે પડવા લાગ્યા. વહાણ ખડક ઉપર અથડાય ને ઉતારુઓ તેનાં ત્રુટેલાં છૂટેલાં પાટિયાં ને સાકડાં હાથમાં આવે તે ઝાલી તરવાનું સાધન શોધે ને બાથોડિયાં મારે તેમ એક ઈશ્વરનાં અનેક સુઘટિત નામોમાંથી અનેક ઈશ્વરને પકડી કુરુક્ષેત્રના વાતાવરણમાં અનેક જંતુઓ સમુદ્રનાં માછલાં પેઠે તરવા લાગ્યાં. આવા આવા અસંખ્ય દેખાવ કુરુક્ષેત્રમાં ઉત્પન્ન થઈ દેશપારના મહાસાગરો સુધી બીજા મહાસાગરો પેઠે રેલાવા લાગ્યા, અને કયા મહાસાગરનું પાણી કયા મહાસાગરને ધકેલે છે તે જોવા જેવું થયું.

અંતે આ મહાસાગરોમાંથી વચ્ચોવચ અશ્વત્થામા નીકળ્યો અને વાદળાં સુધી વ્યાપી રહી ગર્જવા લાગ્યો:

'માનવીઓ! મહારુદ્રનાથી અધિક સંહારક શક્તિ મારી છે. તે મેં દેખાડી. હવે બ્રહ્માની પેઠે આ મહાસાગરની સૃષ્ટિ ઘડી તે પણ તમે જુઓ છો. અકબર પાદશાહની હવેલીઓનાં ખંડેર કરી તેમાં પેલો ઔરંગઝેબ બાદશાહ ઊભો થાય છે તે જુઓ! એ કોણ? એ મ્લેચ્છોમાં મારો પ્રકટ અવતાર! આ સમુદ્રમાં હું ઊભો થાઉં છું તેમ શિવાજીના સિંહાસન ઉપર પેલા ઊભા થાય છે તે કોણ? પેશવાઓ? એ તો પેશવાઓરૂપે હું પોતે! રઘુનાથરાવ તે હું જ — આ કુરુક્ષેત્ર સુધી ધ્વજા ઉરાડનાર ને અટક આગળ સેનાના ઘોડાઓને પાણી પાનાર એ તે હું! ને પેલા મણિ અને નાગને સ્થાને — તેમનાં માથાં ઉપર — રાફડા દેખો છો તે સૃષ્ટિનો બ્રહ્મા પણ હું! હવે મારી વૈષ્ણવી માયા જુઓ!'

થોડી વારમાં કુરુક્ષેત્રમાંના સર્વ દેખાવ દેખાતા બંધ થઈ ગયા ને પ્રથમ હતું તેવું શાંત એકાંત થયું ને ધીમે ધીમે તેમાં યાત્રાળુઓ, વણજારાઓ, વ્યાપારીઓ, વસવાયા લોક, રજપૂતો, રાજાઓ, રાણીઓ, બ્રાહ્મણો, ભિખારીઓ, શૂદ્રો, સ્ત્રીઓ ને બાળકો એ સર્વનો મોટો મેળો તરવરવા લાગ્યો. તે સર્વ વસ્તીની વચ્ચે એક મોટો ચકડોળ ફરતો હતો ને તેને ફેરવવાના ચક્ર ઉપર એક વૃદ્ધ બ્રાહ્મણ બેઠો હતો.

'આ બ્રાહ્મણના [૧] જીર્ણ શરીરને કોઈ ઝાડનું બળી ગયેલું થડ ધારીને તેમાં ઘરોળીઓનાં ટોળાં વસતાં હોય તેમ એનાં જાડાં જાડાં નાડીઓનાં ગૂંચળાંથી તેમાં જાળાં પડી ગયાં હતાં અને કદી કદી તો તે જીવતી ઘરોળીઓ જેવાં જ થતાં હતાં. દેવદેવીઓને પગે લાગવાથી તેના શ્યામ કપાળ ઉપર સોજો આવેલો હતો. કોઈ કુવાદીએ આપેલું સિદ્ધાંજન આંજવાથી એની એક આંખ ફૂટી ગઈ હતી તો યે બીજીમાં કંઈ અંજન આંજવાની સળીને અહર્નિશ ઝીણી કર્યાં કરતો હતો. કોઈક કડવા પદાર્થની વાટનો પ્રયોગ કરી આટલી આંખમાં પણ તે દિવસે દિવસે વધારે અંધકાર આણતો હતો. જંગલનાં પ્રાણીઓના દાંત ને ઝાડોમાંથી જાણ્યાં અજાણ્યાં અનેક અંજન ને ઔષધનો સંગ્રહ કરી પોતાની ચારે પાસ પાથર્યો હતો. લીલા પત્રનો રસ ને કોયલાની શાહીથી ભરેલો મેલો ખડિયો લઈ તે ઘડી ઘડી ઊઠબેસ કરતો હતો. ફરતો ફરતો ઝાડોનાં પાંદડાં તોડી તે ઉપર ગમે તો દેવોનાં સ્તોત્ર લખતો હતો ને ગમે તો ભૂતપ્રેતના મંત્ર લખતો હતો. કોઈ સ્થાને એકદમ દ્રવ્ય મેળવવાના લોભથી એને નિધિવાદનો વ્યાધિ લાગ્યો હતો ને ધાતુવાદનો વાયુ વાયો હતો. પર્વતોમાંનાં અને જંગલોમાંનાં અનેક ખંડેરોના ચમત્કારની વાતોમાં તે માહેર હતો. ભૂત વળગેલાં માણસો ઉપર રાઈ નાંખતો નાંખતો તેમની લપડાકો ખાઈ ખાઈને એના કાન ચટાપ થઈ ગયા હતા. એક જૂનો તંબૂરો આડોઅવળો રાખી તેને બેસૂર કરી વગાડતો હતો. આખો દિવસ માથું હલાવી હલાવીને તે મચ્છરના જેવો ગણગણાટ કરી મૂકતો હતો. એણે અશ્વ-બ્રહ્મચર્ય લીધેલું હતું ને તેથી પ્રવાસ કરતાં કરતાં અહીં આવી એની આસપાસ વસતી વૃદ્ધ સંન્યાસિનીઓના ઉપર ને આવતી જતી શ્રદ્ધાળુ વિધવાઓ ઉપર વારંવાર સ્ત્રીવશીકરણનું ચૂર્ણ નાંખ્યા કરતો હતો. એની પૂજાનો સામાન કોઈ જરીક આડોઅવળો કરે તો ક્રોધ કરી દાંતિયાં કરતો ને કોઈ વેળા તો પૂજવાની દેવીના પણ ચાળા પાડતો હતો. કોઈ વટેમાર્ગુઓ એટલામાં ઉતારો રાખવાનું કરે તો તેમની સાથે લડતો અને લડતાં લડતાં મારામારીમાં પડી જવાથી એનો વાંસો ભાંગી ગયો હતો ને દાંત કોઈ પડ્યા હતા તો કોઈ હાલી ગયા હતા. બીજા કોઈ નવા આવેલા ધાર્મિકનો લોક આદર કરે તે જોઈ તેમના ઉપર દ્વેષ રાખતો હતો ને સંસ્કારરહિત હોવાથી ગમે તેમ વર્તતો હતો. એ લંગડો હોવાથી ધીમે ધીમે ચાલતો હતો ને બહેરો હોવાથી સંજ્ઞાથી — સાનથી — વાત કરતો હતો. શૂન્ય દેવાલયમાં સૂવા જતો ત્યાં એને કૃષ્ણ સર્પ કરડ્યા હતા ને પુષ્પો તોડતાં ભ્રમરોએ દંશ દીધા હતા. હોળીમાં લોક એને ભાંગીતૂટી ખાટમાં બેસાડી કોઈ વૃદ્ધ દાસી સાથે પરણાવતા હતા. ઘણાં ઘણાં મંદિરમાં પ્રતિશયન કર્યાં છતાં તે કંઈ ફળ પામ્યો ન હતો. અનેક બાધાઓ રાખેલી નિષ્ફળ ગયેલી તે છતાં નવી નવી બાધાઓ રાખતો હતો. વિવિધ વ્યાધિઓથી, આધિઓથી, ને ઉપાધિઓથી પીડાની દુ:સ્થિતિને પણ તે પોતાના કુટુંબની પેઠે પાળતો હતો. બહુ વ્યસનયુક્ત મૂર્ખતાએ જાણે અનેક પુત્રપુત્રીઓ પ્રસવી હોય એમ દર્શાવતો હતો. અનેક દંડ વાગ્યાથી શરીરે ઢીમણાંને લીધે, ક્રોધને પણ ફળ આવ્યાં હોય તેમ એ બતાવતો હતો. સર્વ અવયવ ઉપર દીવાથી દાઝ્યાનાં ચાંદાં પડેલાં તેથી પોતાના ક્લેશને પણ તેટલાં મુખ આવ્યાં હોય એમ જણાવતો હતો. વગર કારણે બૂમો પાડીને લોકને બોલાવવાથી તેમણે પગ ઝાલીઝાલીને તેને સેંકડો વાર ખેંચેલો તેથી તેની પ્રવાહ પણ જાણે સપ્રવાહ હોય એમ દેખાડતો હતો.' આ બ્રાહ્મણની આ સ્થિતિ જોઈ પોપટ હસવા લાગ્યો, કુમુદ દયાથી રોવા લાગી અને સરસ્વતીચંદ્ર સૂક્ષ્મ વિચારમાં પડ્યો. ત્યાં એટલામાં તો અશ્વત્થામાના મેળામાં સ્થાને સ્થાને ગાઢ અંધકાર વ્યાપી ગયો અને તેની વચ્ચોવચ અનેક હોળીઓના ભડકા જેવાં દેરાં ઊભાં થયાં અને તેના ઉગ્ર પ્રકાશથી આખો મેળો નવા રંગોથી ચળકવા લાગ્યો. દેરે દેરે નવીન રાગ નીકળવા લાગ્યા ને આકાશના તારાઓ પણ સાથે ગાનમાં ભળવા લાગ્યા. તેની સાથે પિતામહપુરના રાફડાઓમાંથી અનેક પ્રકાશની નળીઓ ને છાયાઓ ચમકવા લાગી ને સૌની વચ્ચોવચ વરસતા વાદળા ઉપર એવા જ વાદળા પેઠે તરતો અશ્વત્થામા ઘડીમાં હૃદયવેધક ને ઘડીમાં શાંતિવર્ષક વાંસળી વગાડતો ગાવા લાગ્યો. આ જોતો સાંભળતો વિસ્મિત બની સરસ્વતીચંદ્ર બોલ્યો:

'કુમુદ! બ્રાહ્મણ કવિએ જે વર્ણનબીજ ચૌદસો વર્ષ ઉપર લખેલું તે આજના આ વૃદ્ધ પુરુષમાં વિકાસ પામ્યું છે. ચિરંજીવી અશ્વત્થામાનું જ આ પણ એક સ્વરૂપ. જે વિષ્ણુએ એને ચિરંજીવી કર્યો તેની કૃતિની એ આમ અનુકૃતિ કરે છે. આર્ય સંસારનું પાલન-પોષણ આ ઘેલો માણસ આ વેશથી કરે છે. તું જો કે આ વસ્તીથી તરવરતા મેળામાંનાં કેટલાં મનુષ્ય આને પૂજે છે, એની ચેપ લઈને જાય છે, અને એ ચેપને આપણા લોકના સંસારમાં પ્રસારે છે! આપણા આખા દેશે, ભૂત, ભવિષ્ય અને વર્તમાન કાળની આપણી સર્વ પ્રજાએ, એવાં તે શાં પાપ કર્યાં હશે કે જેથી આવા દુષ્ટ રોગીએ વિષમય કરેલા આ પ્રબળ અનિવાર્ય વાતાવરણમાં આપણા આટલા કરોડો આર્યોને જન્મી વસવું પડતું હશે? આને તે શા મેળે ચિરાયુષ્ય મળ્યું હશે? એને આયુષ્ય આપી સર્વ લોકના આયુષ્યમાં ઈશ્વરે શાથી વિષપ્રવાહ રેડ્યો હશે? મને કંઈ સમજણ પડતી નથી. અથવા આ સુન્દર દેરાં, આ તેજસ્વી છાયાઓ, ને આ ઊંડું ગાન — એ સર્વ તો મનને ભ્રાંત કરી નાખે છે! એ નથી સમજાતો ઘેલો ને નથી સમજાતો ડાહ્યો!'

'એ તો તમારા બ્રાહ્મણ! મલ્લરાજના પ્રિય બ્રાહ્મણ!' પોપટ બોલી ઊઠ્યો. દુ:ખી સ્ત્રીપુરુષે તેને ઉત્તર આપ્યો નહીં. જોતજોતામાં એ મેળા ઉપર વાદળા પેઠે એક પલંગ તરવા લાગ્યો. તેમાં પાંચાલીની ક્ષીણશીર્ણ મૂર્તિ મૂર્છાવશ ચતી સૂતી હતી ને તેનાં ને નેત્રમાંથી કાન ઉપર થઈને આંસુની ધારા ટપકતી હતી. પલંગની બે પાસ થઈને નીચે વૃષ્ટિ પેઠે આ આંસુ ટપકતાં હતાં અને પેલા મેળાનાં માણસ એ આંસુની ધારાઓના ખારા પાણીને સત્ય મેઘરાજનું શુદ્ધ જળ જાણીને

જ આનંદથી પીતાં હતાં. આ પાંચાલીના શરીરને પગના નખથી તે છાતી સુધી વસ્ત્રોથી ઢાંકતો અને સુરક્ષિત કરતો એક મહાન વાનર પલંગની એક પાસે બેઠો હતો, ને એના મુખ ઉપર પંખો નાખતો હતો. પણ એની છાતી બધી ઉઘાડી હતી અને વાનર એક પાસના સ્તનને ધાવતો હતો, ને બીજી પાસ પેસો વૃદ્ધ બ્રાહ્મણ નીચેથી આવી બેઠો ને એ પાસના સ્તનને અતિ બળથી ધાવવા લાગ્યો. એના શિર આગળ ઉશીકે ક્ષમા અને ધીરતાની મૂર્તિ કુન્તી બેઠી હતી. આ અતિ શ્વેત કેશવાળી અતિ વૃદ્ધ ડોશી આ દુ:ખથી વિકલ થઈ માત્ર દુ:ખી વધૂનાં કમળપત્ર જેવાં મીંચાયેલાં નયનો ભણી ઘણા યુગથી જોઈ રહી હતી અને એ મીંચાયેલાં નયનોમાંથી ગરતાં આંસુ લોહીલોહીને એના વૃદ્ધ કરચલીઓવાળા હાથ, ઘણો કાળ પાણીમાં રાખ્યાથી થાય તેમ, ધોળા ને પોચા પડી ગયા હતા ને એની વૃદ્ધ છાતીનો પાલવ એ આંસુ સૂકવતાં સૂકવતાં ભીનો થઈ કોહી ગયો હતો. ઘડીમાં એ પેલા કપિનું માથું જરીક આઘું ખસેડી ધાવણથી વછોડતી હતી ને તેના સામું કંઈક ઠપકાભરી આંખે જોઈ રહેતી હતી તો ઘડીકમાં પેલા વૃદ્ધ બ્રાહ્મણનું માથું આઘું ખસેડવાનો મિથ્યા પ્રયત્ન કરતી હતી. કુન્તીનો આશ્વાસક હાથ વધૂના શરીર ઉપર ફરતો ત્યાં સુધી પાંચાલી આંખો મીંચી સ્વસ્થ પડી રહેતી હતી, અને એ હાથ કંઈ કારણથી દૂર થાય ત્યાં તેને પાછો ખેંચી રાખતી હતી ને કંઈક ધીમુંધીમું ઝીણુંઝીણું ન સંભળાય તેવું બોલતી બોલતી ઓઠ ફફડાવતી હતી.

કુમુદથી જોઈ રહેવાયું નહીં અને તે સરસ્વતીચંદ્રનાથી આગળ આવી પાંચાલીના પગ આગળ બેસી વાનરને પગે લાગી હાથ જોડી દીન વચન કહેવા લાગી.

‘કપિરાજ! પાંચાલીમાતાની શરીરસંપત્તિ આ બેવડા ધાવણ આગળ નહીં ટકે. આ દુષ્ટનું નિવારણ અશક્ય છે પણ આપ તો માતાના ભક્ત છો.’

કપિ — ‘સુન્દર બાળકી! હું અર્જુનના ધ્વજનો હનુમાન છું ને આટલું નાનું રૂપ ધરી માતાજીની પાસે થોડોક કાળ થયાં આમ બેસું છું. જ્યાં સુધી કુરુક્ષેત્ર આ અશ્વત્થામાની માયાથી અને વરુનાં ટોળાંથી ભરાયેલું હતું ત્યાં સુધી હું માત્ર સાગરના તીર ઉપર ફરતો હતો. એ વરુંના ટોળાંએ માતાનું સર્વસ્વ લૂંટી લીધુ છે. ને જ પરમાત્માએ કૌરવોની સભામાં માતાનાં પટકૂળ પૂર્યાં તે જ પરમાત્માએ માતાનું શરીર અનેક ચિંતાઓથી ને સાધનથી આમ આવું રક્ષિત રાખ્યું છે અને જેણે જેણે માતાનો પરાભવ કરેલો છે તે સર્વને અનેક સાધનથી ધ્વસ્ત કર્યાં છે. એ સર્વનો ધ્વંસ કરવાને માટે હાલ મને આજ્ઞા થઈ છે ને અમ વાનરલોકને જેટલી કળાઓ આવડે છે તે કળાઓથી માતાના સુખનું પોષણ કરીએ છીએ. પણ આ ફળમૂળ વગરના સ્થાનમાં આટલા ધાવણ વિના અન્ય રીતે અમારી પ્રાણયાત્રા થાય એમ નથી ને અમારી પ્રાણયાત્રા થાય નહીં તો માતાનું સંરક્ષણ આ લોકમાં અન્ય કોઈ કરનાર નથી માટે જ અમે આટલો સ્વીકાર કરીએ છીએ.’

કુમુદસુંદરી — ‘પણ કંઈ મર્યાદા રાખો તો ઠીક.’

હનુમાન — ‘મર્યાદા તો અમે રાખીએ છીએ, પણ ભીમસેન જેવા વાયુપુત્ર વૃકોદર છે તેમ હું પણ વાયુપુત્ર છું ને મારું હૃદય અર્જુનની પ્રિયપત્નીનું ભક્ત છે પણ મારો જઠરાગ્નિ મારા ઉદરને વૃકોદર [1] કરી મૂકે છે.’

સરસ્વતીચંદ્ર — ‘ચિરંજીવ! તમારા દેશના અનેક કપિલોક પણ આ રીતે જ સ્તન્યપાન કરે છે ને આ દેશનાં બાળક ભૂખે મરે છે.’

હનુમાન — ‘તે સત્ય છે. પણ જેમ જેમ પાંડવોનો સંચાર આ દેશમાં વધશે તેમ તેમ ગમે તો અમારો વાલીપક્ષ સુગ્રીવને માન્ય કરશે, ગમે તો આ દુષ્ટ સ્થાનથી દૂર થશે ને અમારે ને બાકીના આ દેશને માટે માનું ધાવણ બસ થશે, અને ગમે તો સ્વામીસંયોગથી માનાં આરોગ્ય અને શરીરસંપત્તિ એમને સર્વનાં અક્ષયપાત્ર જેવાં કરી મૂકશે.’

પોપટ — ‘પણ આ બ્રાહ્મણનું શું કરશો? તમારી બ્રાહ્મણબુદ્ધિના અર્જુને એને જીવતો મૂક્યો!’

‘હું કાંઈ બ્રાહ્મણ નથી. હું તો કપિ જેવો ગમે તો એકે વર્ણનો નથી ને ગમે તો ચારે વર્ણનો છું ને તેના ઉપરાંત મ્લેચ્છ વર્ણનો પણ છું. કુરુક્ષેત્રમાં મેં કેટલા કેટલા અવતાર લીધા છે તે શું તમે લોક જાણતાં નથી?’ અશ્વત્થામા ગર્જી ઊઠ્યો ને ધાવવાનું છોડી, પોતાનું રાક્ષસી સ્વરૂપ લઈ, પલંગથી આઘો ભમવા લાગ્યો.

તેની પાછળ હનુમાને પણ નીચે પ્રૌઢ સ્વરૂપ ધરી ફેરા ફરવા માંડ્યા ને મુખે ગાવા માંડયું.

*‘કોણ એ સમાના કામિની દત્ત-ફળિયેલ રામા?’* [1]

‘કુન્તીમાતા! આટલી ક્ષમા ને ધીરતા રાખી તો થોડી વધારે રાખો. જુઓ! જુઓ! પાંચે ભાઈઓની છાયાઓ દેખાય છે ને ક્ષિતિજમાં રામમૂર્તિ પણ પાંચાલીમાતાના ભાગ્યને તેનું સૌભાગ્યફળ આપવા હેરાફેરા કરે છે. એમનાં પટકૂળનો પૂરનાર અર્જુનનો સારથિ જ્યાં સુધી આપણી સર્વની ચિન્તા કરે છે ત્યાં સુધી શોક નિષ્કારણ છે.’

પાંચાલીનો સ્વર આવવા લાગ્યો:

*‘હરિ! હરિ! ત્યજીને ગયા તમે;*

*હૃદયની વ્યથા શી પછી શમે:*

*હરિ!* [2] *હરિસમાં સર્વ બાળ એ*

*રજનીમાં હણ્યાં બ્રહ્મરાક્ષસે!’* [3]

કુન્તીનો સ્વર સંભળાયો:

*‘દુ:ખ ન આમ તું ધાર, દીકરી!*
*હરિ તમે ત્યજીને ગયા નથી.*

*હરિસમાં હણી બાળને, કદી*
*સુખ થકી સૂતો વિપ્ર આ નથી.'*
પાંચાલી - *'પ્રિયતમા તું છે એવું કંઈ કહી*
*હિમગિરિશિરે મુજને મૂકી!*
*મૂકી ગયા પતિ પાંચ એકલી*
*શબ સમી, ગયા યુગ કંઈ વહી! '*
કુન્તી - *'મૂકી તને, મૂકી સર્વ ભાઈને,*
*શરીરી સંચર્યો ધર્મ જો ઊંચે;*
*કુરુતણે કુળે ધર્મ જે ત્યજે,*
*જીવી જીવી ઘણું તે અહીં ઝૂરે.'*
પાંચાલી - *સ્મરણમાં નથી આવતો મને*
*કદી ય તેમનો કંઈ અધર્મ જે!*
*ક્રૂર સભા વિશે તે જ સંયમે*
*સુરસમાં જ જે શું અધર્મી તે?'* [૧]
કુન્તી - *'દીકરી, ડાહી તું; ધર્મની ગતિ*
*ભૂલી ગઈ કંઈ હોઈશ તું રતિ;*
*કંઈ ભૂલ્યા હશે બન્ધુ ચાર એ;*
*ટચલી આંગળી ખોઈ ધર્મીએ.'*
પાંચાલી - *'નથી ખમાતું આ સ્તન્યપાન જે,*
*વળગી પાસ બે દુષ્ટ આ કરે,*
*સુત જ હોત જો પાંચ જીવતા,*
*ધરત મુજ શું આ સમે દયા.'*
કુન્તી - *'દીકરી ડાહી તું! ધર્મની ગતિ,*
*પૂછી શ્રીકૃષ્ણને જાણી લે બધી.*
*હરિ* [૨] *વસ્યો* [૩] *ગુડાકેશને ધ્વજે,*
*નવી જ દુષ્ટ એ, ધર્મ જોઈ લે! '*
પાંચાલી - *'મુજ સુતો હણ્યા શત્રુ બ્રાહ્મણે,*
*વળગી પાન એ સ્તન્યનું કરે.*
*નથી હું પૂતના, ના જ કૃષ્ણ એ.*
*ક્યમ જ દુષ્ટ એ જીવને હરે?'*
કુન્તી - *'દીકરી કાહી તું; ધારની ક્ષમા;*
*કંઈક કર્મના યોગ એ થયા.*
*ગતિ પ્રભુ તણી કંઈ કળાય ના;*
*દ્વિજ જીવે પીતો સ્તન્ય તુજ આ!*
*ગતિ જ સૂક્ષ્મ એ અંતરાત્મની,*
*પ્રગટ થાતી જ્યાં પાકતી ઘડી;*
*સમય પાકતો, ધર્મ પાકતો,*
*નરહરિ* [૧] *થતો પાકીને છતો!*
*દીકરી, ડાહી તું; ધૈર્ય ધારની!*
*પ્રભુ સમીપ તે, દૃષ્ટિ નાખતી!*

*યુગ ગયા, ગયા કલ્પ કટિ કંઈ,*
*પ્રભુની દૃષ્ટિ તો છે જ જે હતી!'*

અશ્વત્થામા ઉત્તરાનો વેશ લઈ આમના ખાટલા ઉપર બેઠો ને કપિની નિંદા ગાવા લાગ્યો:

*'કહું છું રોઈને, ઓ પિતામહી!*
*સ્વજન આ કપિને ગણો નહીં,*
*કપિ અને હરિ મુજ કાંતને*
*મૂકી રણે ગયા, લેઈ પાર્થને;*
*હૃદયના ઋજુ [૨] પાર્થનો લઈ*
*રથ, ગયા કંઈ માયી બે હરિ [૩] !*
*કપટજાળ તો કૌરવે રચ્યું!*
*હતું અજાણ્યું શું વિશ્વનાથનું?*
*ક્યમ જ નાથને એકલા મૂકી,*
*સમય સાધીને એ ગયા સુધી [૪] ?*
*જરૂર જાણજો, ઓ પિતામહી!*
*જરૂર જાણજો, મારી માવડી!*
*કપટમાં રમે કૃષ્ણ તે કપિ,*
*સ્તનથી લે કપિ પ્રાણને ચૂસી!'*

પાંચાલીએ આંખ ઉઘાડી, પણ માંહીનાં આંસુને લીધે જોઈ શકી નહીં, ને આંખ પાછી મીંચી. કુન્તી તે જોઈ રહી પાંચાલીને માથે હાથ ફેરવતી બોલવા લાગી:



*'દીકરી ડાહી! દુ:ખમાં ડૂબી;*
*કપટ-ઉત્તરા આ! ન જા ભૂલી;*
*ભગિનીની કૂખે દૈત્ય જન્મીઓ,*
*હરિ જ જાગતા! ફેંકીએ દીધો [૫] !*
*કુરુકુળે ઉગ્યો શત્રુ ધર્મનો, [૬]*
*ભરી જ લોહીથી પૃથ્વીને શમ્યો.*
*હત જણી હણ્યો જન્મતાં જ જો,*
*જીવત પૃથ્વી ને યુગ સત્યનો. [૧]*
*કુરુકુળે ઉગ્યો વૃક્ષ ધર્મનો, [૨]*
*જગતી જીવતી સોંપીને ગયો.*
*ભગિની-પુત્રને જે હરિ હણે,*
*હત સુગર્ભને તે જ પ્રાણ દે! [૩]*
*કુરુસ્થળે ઊગ્યો કૌચનો જથો! [૪]*
*જીવી જીવી રચે ધ્વંસ વિશ્વનો!*
*કુરુસ્થળે ઉગ્યાં વૃક્ષ ધર્મનાં, [૫]*
*નમી નમી બધાં વિશ્વમાં ખીલ્યાં!*
*કુરુકુળે મૂઓ શત્રુ ધર્મનો, [૬]*
*જીવી જીવી ઘરે ધર્મ પ્રેતનો.*
*પવનરૂપ એ સંચરે બધે!*
*ડર ન, દીકરી! ધ્વસ્ત એ થશે!*
*કુરુકુળે ઊગ્યાં દેવવૃક્ષ [૭] જે,*

*નમી નમી બધાં યુગમાં ખીલે!*
*બળથી ઝાપટે વાયુ તેમને!*
*અમર વૃક્ષ એ ઝાપટ્યાં વધે!*
*ભરતવર્ષની માત! ધર્મની*
*દ્વિવિજ દેવી તું! [૮] પૂજ્ય દીકરી!*
*નયનપદ્મને કંઈ ઉઘાડને!*
*પવન વાય આ સ્પર્શી પાર્થને!*
*ઊઠ તું, દીકરી! જો, કિરીટનો [૯]*
*રથ ક્ષિતિજમાં દૂર ઓ ઊભો!*
*ફરફરે કપિહસ્તમાં ધ્વજ!*
*સુભટ સારથિ ઓ ઊભા અજ [૧૦] !'*

આ સ્વર બંધ પડ્યા ત્યાં નીચેથી હનુમાનનો સ્વર સંભળાયો:

*'મારે એક શ્રદ્ધા છે રામની સાચી!*
*જેણે પાળ જગમાં છે ધર્મની બાંધી.*
*પ્રભુ એક; જુદાં ધરે બહુ નામ,*
*મારે સર્વનામમાં એક જ કામ.*
*વહ્યો હું સ્કન્ધે લઈ રામસીતા;*
*વહી સ્કન્ધે પાળના શૈલની શિલા.*
*વહી સ્કન્ધે કિરીટીની મેં પતાકા;*
*ચીસો પાડી સુભટ કુરુના ઢાળ્યા.*
*હૃષીકેશ [૧] રણમાં વહે રથ જ્યારે,*
*હનુમાન હરિકેતન [૨] ધ્વજ ધારે!*
*ફરે ચક્ર કાળનાં ગોળ ગતિમાં,*
*આવ્યો કાળ એનો એ આ ધરતીમાં.*
*આવ્યા રામ દ્વિજ અદૃશ્ય-શરીરી,*
*પ્રદક્ષિણ કરતા રથ લઈ કિરીટી! [૩]*
*આપે મને સારથિપણું પ્રભુ એનું;*
*રણક્ષેત્ર ચોગમ દીસતું મચેલું!*
*કુરુક્ષેત્ર એ રણમધ્ય રહે છે,*
*ચારે પાસ અર્જુનનો રથ વહે છે,*
*મહારથી બહુ બહુ, યુદ્ધે ધસે છે,*
*કુરુક્ષેત્ર ચક્રનો અક્ષ [૪] બને છે.*
*કપિ, રીંછ, ને અન્ય કંઈ કંઈ પ્રાણી.*
*કુદે કપિકેતનનો રથ તાણી.*
*સોંપી મને તેવે સમે પટરાણી,*
*કુરુવીર ખેડે સમુદ્રનું પાણી.*
*રોતાં જોયાં સીતા અશોકની નીચે,*
*પાંચાલીનો રાખું પલંગ હું ઊંચે.*
*ધરતીપર યુદ્ધો મચે આજ જ્યારે,*
*દેવીને સ્પર્શે નહીં બાણ ત્યારે.*

*એને ઉરે દુ:ખ પુરાણ જ દીસે,*
*ખેંચું વાયુરથની લગામો હું રીસે.*
*ખેંચી પાંચે બંધુઓને હવે આણું,*
*ઝાલ્યું મેં કો કાર્ય મૂક્યું નથી જાણ્યું! '*

આ ભક્ત ચિરંજીવનો સ્વર સાંભળી પાંચાલીના પલંગ આગળથી સર્વ નીચે ઊતર્યાં તો પાંચાલીના પલંગમાં છેક પૃથ્વી સુધી લાંબા લાંબા તારની જાળી ગૂંથવામાં રોકાયેલી હનુમાનની મોટી જીવતી મૂર્તિ દેખાઈ. એ જાળીના કેટલાક તાર ઠેઠ સમુદ્રની પેલી પાર સુધી આ પલંગને સાંધી દેતા હતા અને તેના ઉપર મોટાં મોટાં વહાણો, આગબોટો અને વીજળીના ચમકારા ચાલતા હતા અને આવજા કરતા હતા. કેટલાક તાર ઉપર સોના, રૂપા, અને મણિમુક્તાના મૂલ્યવાન ભંડાર સરતા હતા તો કેટલાક ઉપર રૂ, કાપડ, સૂતર અને વિલાયતી દેશી માલની અનેક જાતો બે પાસ ખેંચાતી હતી. કેટલીક વાર તો ચારે પાસ સમુદ્રના તીર ઉપર ને બંદર પર અનેક રચનાઓથી આ તાર ઝૂલતા હતા ને અગ્ન્યસ્ત્રના ચમત્કારોથી દિવાળીની ફૂલકણીઓ પેઠે અથવા અગ્નિકેલ- આતસબાજી-નાં ઝાડો પેઠે દૃષ્ટિમર્યાદામાં પ્રકાશ પણ રૂપ, રંગ ને આકાર પામતો હતો અને અનેક શક્તિઓ વૈભવ અને ચિત્ર ભરતો હતો. આ સાગરતીરની વચ્ચેના પ્રદેશમાં ખૂણે ખૂણે મોટી મોટી અગ્નિરથ — આગગાડી-ની હારકટારો, કીડીઓની હારો પેઠે ઊભરાતી હતી, દેશ અને કાળનાં અંતર દૂર કરતી હતી અને મનુષ્યોને, માલને અને બુદ્ધિઓને પણ પ્રવાસ કરાવતી હતી, ફેંકી દેતી હતી, ફેરવતી હતી, તીવ્ર કરતી હતી ને તેમનાં મૂલ્ય વધારતી હતી. ચારે પાસ પર્વતો ઉપર ને સમુદ્રોમાંના દ્વીપો ઉપર, મેદાનમાં ને ખીણોમાં, અરણ્યોમાં ને નગરોમાં, નગરોમાં ને ગામડાંઓમાં આંગળીને વેઢે ગણાય એટલા દેખાતા પણ સંખ્યાગર્ભ વાનરમાળીઓ અનેક જાતની મોટી વાડીઓ રચતા હતા અને તેમાં અનેક પુષ્પો, ફળો અને વૃક્ષો ગોઠવતા હતા તેનું ચિત્ર પાંચાલીના પલંગની અને ભૂમિના મધ્યભાગે, કાચ જેવા થયેલા વાતાવરણમાં, પ્રતિબિંબિત થતું હતું. સંસ્કૃત અને અંગ્રેજી વિદ્યાઓની સુવાસ ચારે પાસથી પવન ખેંચી આણતો અને છેક પાંચાલીના પલંગ સુધી લઈ જતો હતો. વેદના અર્થ અને ઐતિહાસિક તારતમ્યનો ઉદ્ધાર કપિલોકને હાથે થઈ પશ્ચિમ પવનની લહરીઓમાં તરતોતરતો પવિત્ર વારાણસીના વિદ્વાનોના કાનમાં આવવા લાગ્યો હતો. શાસ્ત્રોના બોધ વારાણસી આદિ સ્નાનોમાંથી કપિલોકના દેશ ભણી એ જ પવન લઈ જતો હતો. ઠેકાણેઠેકાણે રાજકીય વિષયોમાં કસરત કરવાનાં તાલીમખાનાંના તંબૂઓ અને અખાડા ઉઘાડી હવામાં જમાવવામાં આવ્યા હતા. કેટલેક સ્થાને વસુંધરા પૃથ્વીના અંતર્ભાગ ઉઘાડી તેમાંથી મૂલ્યવતી ધાતુઓનાં પ્રદર્શન સર્વને દૃષ્ટિગોચર કરવાના સ્થાનક રાખવામાં આવતાં હતાં. આ તારોમાં, વાડીઓમાં, સુગંધી પવનના પ્રવાહોમાં, સમુદ્રોમાં, તંબૂઓમાં, અખાડાઓમાં અને પૃથ્વીના અંતર્ભાગમાં, આ વિસ્તીર્ણ દેશની અનેકરંગી ઘાડી મોટી વસ્તી કપિલોકના આકર્ષણથી ખેંચાતી હતી, પોષણ પામતી હતી. કળાઓ શીખતી હતી, દ્રવ્ય ઉત્પન્ન કરવાના માર્ગ જાણી લેતી હતી, રાજ્યવ્યવસ્થાને પામતી હતી. એકાકાર સર્વ સામાન્ય જનસમુદાય મહાસાગરનું રૂપ પામતી હતી, અને પવન અને ગુરુત્વાકર્ષણને બળે સમુદ્રના તરંગો જેવા પછાડા મારતી હતી. અશ્વત્થામાના મેળાને સ્થાને આ ભવ્ય ચિત્ર કુરુક્ષેત્રના છેડાથી છેડા સુધી ખડું થયું, અને પાંચાલી ચતી સૂતી હતી તેના ઉપલા ભાગના આકાશમાં આ ચિત્રનું પ્રતિબિંબ વાદળા પેઠે તરવા લાગ્યું અને ચતી સૂતેલીની આંખોમાં પેસવા લાગ્યું. એ વાદળું મોટું થવા લાગ્યું ને છેક હિમાલયના શિખર ઉપર સુંદર આરસા જેવા બરફના ખડકોમાં ને થાંભલાઓમાં, કોઈ રમણીય ભવ્ય ચિત્રનાં પ્રતિબિંબ પેઠે વ્યાપવા લાગ્યું.

આ સર્વ ચિત્રની વચ્ચોવચ ને છેડાઓ ઉપર અનેક ચતુર કપિલોક દોડતા દેખાતા હતા. માત્ર એકલો હનુમાન એ સર્વના મધ્યબિંદુમાં પાંચાલીના પલંગ નીચે, ઘડીકમાં આ સર્વ નાટકના સૂત્રધાર પેઠે, કવિ પેઠે, ઘડીમાં યોગસ્થ યોગી પેઠે, ઘડીક સામાન્ય શ્રમજીવી- મજૂર-પેઠે, ઘડીમાં કોઈ સેનાના સેનાપતિ પેઠે, આ સર્વ ચમત્કારોથી ભરેલા વાતાવરણને વીજળીથી ભરતો હતો, અને એ વાતાવરણમાંના મેઘને ઘસડતો ગર્જાવતો વર્ષાવતો હતો.

સરસ્વતીચંદ્ર અને કુમુદ આ સુન્દર ચિત્ર જોઈ આશ્ચર્યથી સ્તબ્ધ થયાં, આનંદમાં લીન થયાં અને અશ્વત્થામાનું દુ:ખ ભૂલી ગયાં. હનુમાને ઉત્સાહમાં આવી કહ્યું:

'માનવીઓ! હું શ્રીરામની આજ્ઞાથી આ સર્વ સૃષ્ટિને રચું છું. રામાવતારમાં અમારા લોકે સમુદ્ર ઉપર પાળ બાંધી હતી. આ યુગમાં આખી પૃથ્વી ઉપર અર્જુનના રથને ફરવાને આ તાર ને સડકો અમે બાંધીએ છીએ ને સર્વ સૃષ્ટિને સાંધી લઈએ છીએ. આ દેશની પાંચાલીની પ્રસન્નતાને માટે અને એની પ્રાચીન સંસ્કારિણી મહાપ્રજાના કલ્યાણને માટે આ મહાયજ્ઞકપિલોક સાધે છે તેનો હું હોતા છું.'

આ વચન સાંભળી પોપટ બોલી ઊઠ્યો:

'કપિરાજ! તમે આ સુન્દર ચિત્ર બતાવ્યું પણ તે કેવી ભિત્તિ ઉપર કાઢેલું છે તે દર્શાવ્યું નથી. અહો ચિરંજીવ! *સૈવેયં તવ ચિત્રકર્મ રચના ભિત્તિં વિના વર્તતે* . [૧] તમારા કપિલોક આ દેશનું શું કલ્યાણ કરે છે જે? તમે ચિરંજીવ છો પણ નિત્ય નથી. ઉદય-અસ્તના કાળચક્રના ચીલા બહાર નથી. એવો કાળ આવશે કે પેલા પહાડ પાછળના રીંછલોક સાથે તમે લડી મરશો ને તેને પહોંચી નહીં વળો તો અમારું પોતાનું રક્ષણ કરવાની અને તમને સહાય થવાની અમારી શક્તિ તમે જાતે નષ્ટ કરી છે. તમારી શક્તિની મર્યાદા આવશે ત્યારે અમારી પાસે તમને અખૂટ સહાયતા આપવાની શક્તિ તમે નષ્ટ કરી છે એટલે તમે સહાય વિના કેટલા શત્રુને પહોંચી વળશો? તમારા ચિત્રને ભિત્તિ નથી ને તમારા પૂરેલા રંગ પાણીમાં ને પવનમાં ઢોળાય છે.'

હનુમાને ઉત્તર ન દીધો પણ પશ્ચિમમાંના આઘેના અંધકારમાંથી કઠોર તીવ્ર સ્વર સંભળાયો.

'અમે અમર છીએ. અમે અમારું રક્ષણ કરવા ને તમને વશ રાખવા સમર્થ છીએ. સર્વ મહાસાગરોમાં તરંગે તરંગે ને ખડકે ખડકે કપિલોક ગર્જે છે ને અર્જુનનો રથ તાણે છે — એ અર્જુન કપિલોકથી છે, કપિલોક અર્જુનથી નથી. તમારા

જેવાં તો ઘણાંય પક્ષીનાં ટોળાં અમે ચગદી નાખ્યાં છે.'

પોપટ — 'હનુમાનજી! સાંભળો.'

હનુમાન — 'જે અશ્વત્થામા તમારે ત્યાં છે તેના જેવો કપિ દુર્યોધન અમારે ત્યાં છે તેની આ મિથ્યા ગર્જના છે.'

પોપટ — 'મિથ્યા છે, પણ અમારા કાનમાં વાગે છે, અમારાં કાળજાંને કુદાવે છે, ને અમારાં લોહીને ઉકાળે છે. એના વેગથી — જુઓ — આ મારાં પીછાં ખરી પડે છે!'

હનુમાન — 'વિષનું ઔષધ વિષ. તમને આનો ઉત્તર દેવા સ્વતંત્રતા છે.'

પોપટ — 'સાંભળ રે દુર્યોધન! શાને માટે અહંકાર કરે છે? એ અર્જુન તારા દેશને અમારે માથે ચડાવે છે તે અમારા દેશમાં આવશે.'

અદૃષ્ટ દુર્યોધન — 'અમારા બાહુબળમાં અમારો યોગ્ય અહંકાર છે. પાંડવો જગતનું કલ્યાણ કરશે પણ રાજ્ય તો દુર્યોધન જ કરશે — ને અર્જુનના બળથી આશા ધરનાર માનવીઓ! તમારાં શરીરમાં સત્ત્વ નથી, તમારા હાથમાં અસ્ત્ર કે શસ્ત્ર કાંઈ નથી. તમારા ઘરમાં દ્રવ્ય નથી, સંસારનું ઋત [૨] એવું છે કે વનસ્પતિ પ્રાણીના પેટમાં જાય, શૂદ્ર પ્રાણીઓ વીર્યવાળાં સત્ત્વોના જઠરાગ્નિમાં જાય, અને વીર્યહીન પ્રજાઓ વીર્યવતી પ્રજાઓનું દાસત્વ કરી ધીમે ધીમે કાળને વશ થાય.'

પોપટ — 'તેનો ન્યાય કરનાર તમને થોડી પળમાં દૃષ્ટ થશે. પણ તમે કંઈ ન્યાયને માનો છો કે નહીં?'

અ૦ દુ૦ — 'ન્યાય એ પાંડવવાદીનો દંભ છે! તમારું સર્વસ્વ અમે નહીં લીધું હોય તો લઈશું ને અમે નહીં લઈએ તો બીજું કોઈ લેશે.'

પોપટ — 'હાસ્તો, દુર્યોધન! સરત રાખજે કે તું કુરુક્ષેત્રમાં ઊભો ઊભો ઉચ્ચાર કરે છે — ને પાંચાલીનો બીજી વાર પરાભવ થાય છે.'

અ૦દુ૦ — 'એ તો કેટલી વાર થયો ને થશે! તું જોતો નથી કે અમારામાંનો અશ્વત્થામા હજી તમારે ત્યાં જ ચિરંજીવ છે? તમારા તો નથી પાંડવ ને નથી કૌરવ! એ તો મારો શેતાન ને ઝરથોસ્તનો આંગ્રમન્યુ! એનાથી અમે જીત્યા ને જીવીશું. તમે તો કુરુક્ષેત્રની માટી છો ને કૌરવપાંડવોના યુદ્ધકાળે તેમના પગ નીચે કણક પેઠે મસળાવા યોગ્ય છો. પાંડવો અમારે વશ છે ને તમારી તેમને પરવા નથી.'

હનુમાન — 'દુર્યોધન! હું તને કહું છું કે કુરુક્ષેત્રની માટી મસળવાની વેળા આવશે તો તેમાં પ્રથમ લોહી આપણા લોકનું, પાણી પેઠે રેડાશે. પણ આ બ્રહ્મયુગમાં આ બ્રાહ્મણોના દેશના ક્ષેત્રમાં પડેલાં ટિટોડીનાં [૧] બચ્ચાં પેઠે જીવશે.

Let the Sword of the wored be brandished as it may ,

It cannot cut one vein Without the permission of God .' [2]

પોપટ — 'આ તમારા દુર્યોધનમાં ને વાલીમાં શો ફેર છે?'

હનુમાન — 'દુર્યોધનમાં અહંકાર, મમતા અને પશુદર્પ ત્રણ અવગુણ છે. વાલીમાં અહંતા અને મમતા બે છે. કર્ણમાં મમતા નથી પણ અહંકાર છે. પાંડવોમાં તેમાંનું કાંઈ નથી.'

અ૦દુ૦ — 'આ સંસારમાં એકનું જઈને જ બીજાને આવે છે, અને ઘોડાઓની શરત પેઠે એક લક્ષ્ય શોધવા અનેક ઘોડાઓ દોડે છે — એ ઘોડાઓમાં અહંતા ન હોય તો આ શરત બંધ પડે અને સર્વની પ્રવૃત્તિ અને તેની સાથે જીવનવૃત્તિ બંધ પડે. મમતા એ પ્રીતિનું મૂળ છે, ઉદ્યોગની ને આગ્રહની પોષક છે, શક્તિ અને ફળના પરસ્પર પ્રમાણની રક્ષક છે, અને એ રક્ષણથી ને પોષણથી જ અહંતા સફળ થાય છે. પશુદર્પ હુંકાર એ યજ્ઞમાં સોમપાન છે, એ રણમાં શંખનાદ છે, ને એ સંસારનું સત્ત્વ છે. હનુમાને કરેલા એ સર્વના ત્યાગથી આવા નિર્માલ્ય પોપટે પણ આપણા શરીરમાં ચાંચો મારવા શીખશે.'

હનુમાન — 'અહંતા, મમતા, ને દર્પના બળના પક્ષવાદી! જે અંધકાર સરોવરમાં ભરાઈ પેસી તું આ કઠોર વાક્યોથી સાધુજનોને મર્મપ્રહાર કરે છે તે તું તારા સરોવરમાંથી બહાર આવી પ્રગટ થા, અને આપણા દેશમાં કે આ કુરુક્ષેત્રમાં પ્રગટ થઈ પછી આ દુષ્ટ ઉચ્ચાર તું કરે નહીં ત્યાં સુધી અમે તારી ઉપેક્ષા જ કરીશું. ત્હારી તારા ત્હારા દેશમાં વાલી કે સુગ્રીવ બેમાંથી જે વિજયી નીકળે છે તેને વરે છે ત્યારે કુરુક્ષેત્રની પાંચાલી ધર્મને ને તેના બન્ધુઓને જ અમર સૌભાગ્યથી વરેલી છે! એ ભાઈઓએ અને પરમાત્માની ઇચ્છાએ એને સર્વ કાળમાં બચાવી છે ને તેને હજી બચાવશે. મારા તારા જેવા અનેક ચિરંજીવીઓનાં આયુષ્ય મળી આના આયુષ્યથી ટૂંકાં થાય છે તે ગણી જો. ઈજિપ્ત, ગ્રીસ, રોમ, બાબીલોન, બાઈઝેણ્ટાઈન, સર્વ આગિયા કીડાઓ પેઠે નાની મોટી રાત્રિમાં પ્રકાશ પામી અસ્ત થઈ ગયાં છે ને આજના યુરોપને પણ બહુકાળ થયો નથી — જેણે તેણે ચારસો પાંચસો વર્ષના પલકારા સુધી આંખો ઉઘાડી રાખી છે ત્યારે આ ઉપરની પાંચાલી આ સર્વના પહેલાં જન્મેલી તે હજી સુધી આયુષ્યમતી છે. એવા દીર્ઘતમ આયુષ્યમાં ઈશ્વરનો કંઈક ગૂઢ મહાન મર્મ જ રહેલો હોય છે.'

આકાશમાં બીજો સ્વર થયો — કુન્તી ઉપરથી બોલતી હતી.

'એ જ સત્ય છે — દુર્યોધન! એ જ સત્ય છે. તું મને ઘેલી ગણતો હોય તો તારી માતાને પૂછજે — કે જેણે તને માત્ર *યતો ધર્મસ્તતો જયઃ* એટલા જ શબ્દથી આશીર્વાદ આપ્યો હતો. મને ઘેલી ગણી મારા શબ્દ સાંભળ્યા ન સાંભળ્યા ન કરીશ.

Lay not that falttering unction to thy soul ,

That not thy trespass, but my madness, speaks . [1] Know that even in thy country the truth-seers of history and social evolution have realised that the best guarantee for political prosperity in a nation is the growth of the sense of Duty [2] among its individuals; and long before that sense was born in thy country, it was fully recognised in this country with successful yearning by my lord and husband that high Duty was to be the eldest and ruling one among the five Sovereign Spirits whom he had brought down from Heaven to succeed to his glorious inheritance. Nay, the very mother of those who then represented thy party could only venture to bless this Duty-this Dharma-with success, and could not put in a single word to bless three and thy numerous crew in that terrible conflict which then shook the earth and has so often been repeated in this battle-field with a singularly uniform result. Short-sighted flash of the National Ego! in vain dost thou believe that India is doomed to destruction. Thou art bound and destiend, in spite of thy deep-drawn grunt, to take India up the heights of Progress until you can both co-operate in furtherance of the common weal of the still vaster world .'

પુત્રી પાંચાલી! આ દુષ્ટનાં કઠોર વચનનું ગ્રહણ કરજે પણ ગભરાઈશ નહીં! એનાં વચનથી તું સચેત થજે — એ તો માતલિ દુષ્યન્તના મિત્રને પકડી સંતાઈને બોલતો હોય એમ જ સમજજે ને સચેત થજે. પુત્રી! તારી પ્રજા અનાથ નથી! દુર્યોધનની નીતિ સર્પરૂપ હશે તો તારી પાસે પુષ્પમાલા થઈ જશે!'

કુમુદસુંદરી — 'કુન્તીમાતા અંગ્રેજી બોલે છે તે નવાઈ જેવું નથી?'

સરસ્વતીચંદ્ર — 'સિદ્ધનગરમાં સર્વ ભાષાઓ સર્વને સાધ્ય થાય છે.'

પાંચાલી — 'માતાજી! હું આર્યપુત્રોની છાયાઓને સામે હિમાલયના હિમરાશિ ઉપર દેખું છું.'

કુન્તી — 'હા. પશ્ચિમ સાગર ઉપર તેઓ ફરે છે ને હનુમાને તારા પલંગ નીચે ગોઠવેલા યન્ત્રને બળે ક્રૌંચન્દ્ર ઉપર તેમની છાયાઓ પડે છે. બહુ રમ્ય મૂર્તિઓ તેમની દેખાય છે.'

પાંચાલી — 'ઓ મારા કનિષ્ઠ પ્રાજ્ઞ સ્વામી સહદેવ! તમે ક્યારે આણી પાસ આવશો?'

સહદેવની છાયા છેટે બોલી હોય ને તેની પ્રતિધ્વનિ થયો હોય તેમ સંભળાયું.

'પાંચાલી! થોડા કાળમાં આપણો યોગ નિર્મેલો છે જે શકુનિ મારી ગોસંખ્યતામાં ભૂલો પડાવે છે તેનો પ્રતિકાર કરવા હનુમાને આ દેશમાં આ મારી પ્રતિમા પાડી છે ને એ પ્રતિમામાં જીવ મૂકવાની શક્તિ પ્રથમ ભગવાન ભૃગુપતિની છે, ને પછી હનુમાનની છે. તું જુએ છે કે તારા રાજભંડારમાં આય-વ્યયના ચિત્રની વચ્ચોવચ મારી છાયા પડી છે — ને હનુમાન મને પોતાના કપિલોકનાં 'બજેટ' સાથે પ્રકટ કરે છે ને તારી પ્રજા એ છાયા આગળ રમત રમતાં શીખે છે. પણ જ્યાં સુધી મોટા ભાઈઓ તારી પાસે આવી શકતા નથી ત્યાં સુધી મારી ગતિ અશક્ય છે. બાકી આટલા આટલા મ્લેચ્છો ઉત્તરમાંથી આ દેશમાં આવી ગયા તેમાંથી કયા નરે તારી પ્રજા પાસે આ નાટકનો પડદો ઊંચો કર્યો છે? દેશી કે પરદેશી કયા રાજાએ પોતાના રાજભંડારમાંના રથનાં ચક્રને, કે અશ્વને, કે સારથિને તારી પ્રજાનો હાથ અડકવા સરખો દીધો છે? આજ સુધી આ ધર્મવિષયમાં જે ધર્મ ચલાવવા કોઈ રાજાની આ ભૂમિમાં છાતી ચાલી નથી તે ચલાવવા હનુમાને કપિલોકને આટલે સુધી પ્રેર્યા છે તો એવો કાળ આવશે કે મોટા ભાઈઓ અહીં આવશે તેની પાછળ હું પણ મારે ક્રમે આવીશ ને મારાં અનેક રૂપની છાયાઓ તેને સ્પર્શવા લાગી છે, તેને સ્થાને આ શરીરે તારા મંદિરમાં યથાધર્મ વાસ કરીશ અને આપણી સ્થૂલ સૂક્ષ્મ પ્રીતિનાં ફળ આપણે ભોગવીશું! પાંચાલી! લાંબો વિયોગ વેઠ્યો છે પણ કુન્તીમાતાના આશ્રયથી તું તે વેઠી શકી છે. તો થોડી વધારે વેળા ધૈર્ય રાખ અને તારા પ્રાજ્ઞ પતિ નાના સહદેવનું ગણિત તારા હૃદયમાં આશા પૂરો કે -



*[1] शापान्तो नौ भुजगशयनादुत्थिते शाङ्गँपाणौ।*

*शेषान्मासान् गमय चतुरो लोचने मीलयित्वा॥*

આ વાક્ય પૂરું થયું કે એ છાયા એક પાસે ખસી ગઈ ને સાટે રૂપવાન સુન્દર નકુળની છાયા, પાંચાલીના પલંગ ઉપર આવી, એના હૃદય ઉપર પ્રસરવા લાગી, ને એના કાનમાં પ્રથમ ગાવા ને પછી બોલવા લાગી.

*' [2] पश्चादावां विरहगुणितं तं तमात्माभिलाषम्।*

*निर्वेक्ष्याव: परिणतशरचन्द्रिकासु क्षपासु॥*

મારા મન્દિરમાં તારા વાસને કાળે આપણે કેવી કેવી કળાઓથી રમતાં! એ કાળ ફરી આવશે. બુદ્ધાવતાર પછીના કાળમાં આપણે આ દેશમાં કેટલો કાળ વિહાર કરેલો છે અને આજ સુધી એ વિહારનાં કેટલાં કેટલાં સ્થાન આ દેશમાં હજી મનુષ્યોને આશ્ચર્યમાં નાંખે છે? મુસલમાનોના કાળમાં પણ આપણે છેક વિયોગી રહેલાં નથી, ને આ યુગમાં તો તારા પલંગ નીચે આપણા યોગને માટે કેટલી કેટલી રચનાઓ અને સામગ્રીઓ કરી મૂકી છે તે તું નીચે ઊતરે ત્યારે જોજે. અરે! હું તારી પાસે તરત આવું ને કંઈ કંઈ અભિલાષા રચું ને પૂર્ણ કરું! પણ શું કરું? મોટા ભાઈઓ આવે ત્યાં સુધી તો મારા ચરણ ચાલે એમ નથી એટલું જ નથી પણ મારા સહોદર નાના સહદેવને પૂછ્યા વિના, એને મૂકીને, કે એનું કલ્યાણ થતાં સુધી, હું એકલો તારી પાસે આવી શકું એમ નથી. હાલ તો તું મારી છાયાથી જ સંતોષ પામજે ને આપણા શૃંગારગૃહને માટે હનુમાન જે જે ચિન્તાઓ કરે છે તેનું અનુમોદન કરજે. તારું સ્તન્યપાન કરવા એ આવે ત્યારે

અકળાઈશ નહીં, પણ સહદેવના આગમ માટે શી શી રચનાઓ કરવી તે ધીમે ધીમે હનુમાનના કાનમાં સૂચવજે. બાળક સહદેવના કલ્યાણ પછી જ મારું કલ્યાણ સંભવશે. પાંચાલી! મારી પ્રીતિનો વિશ્વાસ છોડીશ નહીં — હું બધા અસ્તાચલ ઉપર રાત્રિ દિવસ ફર્યાં કરું છું પણ કુરુક્ષેત્ર ભણીથી હિમાલયનો પવન આવે તે વેળા -

' [૧] *आलिङ्ग्यन्ते गुणवति मया ते तुषाराद्रिवाताः।*

*पूर्वं स्पृष्टं किल यदि भवेदङ्गमेभिस्तवेति॥'*

નકુલનો સ્વર બંધ પડ્યો, ને છાયા આગળ ચાલી. તેની સાથે પવનના ઝપાટા આવવા લાગ્યા ને વારણાવતીમાંના લાક્ષાગૃહમાંથી ચાર ભાઈઓને અને પાંચમી કુન્તીને ખભે લઈ ભીમસેન પ્રાચીન કાળમાં દોડ્યો હતો ત્યારે જંઘાના વેગથી વાયુ જાતે ઝપટાતો તેવું ચારે પાસ અત્યારે થતું હોય તેમ લાગ્યું ને પાંચાલીનું ચિત્ત પ્રથમ આશાને અનુભવવા લાગ્યું. જોતજોતાંમાં વેગવાળા પવનની ચીસો પેઠે ભીમસેનનો સ્વર આકાશમાં ગર્જવા લાગ્યો; ને એની પ્રચંડ છાયા, સાગરના ત્રણે તીરથી, વાદળાં પેઠે આવવા લાગી ને પાંચાલીના શરીરને પોતાના વીજળી જેવા તેજથી નવરાવી છેક ક્રૌંચરંધ્ર સુધી વ્યાપીને ઊભી રહી ત્યારે જ એની ગર્જનાના અક્ષર સ્પષ્ટ સમજાવા માંડ્યાં.

'પાંચાલી! તારી પ્રજાના હાથમાં શસ્ત્ર ગયાં છે તેથી તું બીશ નહીં. તું જુએ છે ને અમો બધા ભાઈઓની પ્રવૃત્તિને પેલો અશ્વત્થામા નિષ્ફળ કરે છે ને જે શસ્ત્ર તારા શત્રુઓ સામાં પ્રહરવાં જોઈએ તે અશ્વત્થામાની પ્રેરણાથી અમારા સામાં જ ઊપડે છે. બાળક જ્યારે પોતાના જ પેટમાં તરવાર ખોસે ત્યારે તે લઈ લેવા જેવી નથી? સત્ય છે કે કપિલોકે પોતાનાં કલ્યાણને માટે તારાં બાળકના હાથમાંથી તરવારો લઈ લીધી છે, પણ એ કપિલોકને આપણા ધનુર્ધર અર્જુનના રથ ઉપર ધ્વજાઓને અને ઘોડાની લગામોને બેને ઝાલવાને પરમાત્માએ બેસાડ્યા છે ને આપણું કલ્યાણ તેના કલ્યાણમાં જ રાખ્યું છે તો દુષ્ટ અને ગાંડા અશ્વત્થામાના હાથમાંથી આ શસ્ત્ર લઈ લીધાં સમજજે ને મિથ્યા શોક ન કરીશ. આજ જે અવિશ્વાસનો વા વાય છે તે કાળે તારી પ્રજાના હાથમાં શસ્ત્ર નથી તેમાં જ તારું કલ્યાણ કેમ ન હોય? આજ મોટાં મસ્ત રાજ્યોની જાદવાસ્થળી થવાનો સંભવ છે. ને સર્વ સુરાપાન કરનાર યાદવો લડી મરશે તે કાળે સુરાનો મદ ચડાવનાર શસ્ત્ર તારી પ્રજાના હાથમાં નથી ને એ સુરાપાનમાંથી અને તેના ક્રૂર ફળમાંથી તને ને તેમને બચાવવાને માટે જ પરાત્માએ આ યોગ કેમ ન આણ્યો હોય? અને જ્યારે કપિલોકને પોતાને તારા બળનો ખપ પડશે ત્યારે પણ એ બળનું સાધન આપ્યા વિના બેસી રહે એવા તેઓ મૂર્ખ નથી. પાંચાલી! જે કલ્યાણકારક વાયુનો હું પુત્ર છું તે જ વાયુનો હનુમાન પુત્ર છે અને તે તને વેદના ક્યાં ક્યાં થાય છે તે તે જાણવાને ને તારા શત્રુઓની આશા નિષ્ફળ કરવાને હનુમાન જાગે છે. તેને તું મારો બન્ધુ ગણજે. રામચંદ્રની સેનામાં કપિ ને રીંછ બે હતાં તે આજ એશિયા ખંડની પૃથ્વીને વહેંચી લે છે, પણ જ્યારે તેમનાં યુદ્ધ થશે ત્યારે કપિલોક તારા પુત્રો ઉપર વિશ્વાસ કરતાં શીખશે ને તેમનું મૂલ્ય જાણશે ને તેમને શસ્ત્ર અને અસ્ત્ર ઉભય પોતાની ગરજે આપશે. તારા બીજા શત્રુ કોણ છે? અશ્વત્થામા? દુર્યોધન? દુષ્કાળ? પવન પેઠે સર્વવ્યાપી થઈ ઊડતા વ્યાધિઓ? જો, પાંચાલી! હનુમાને તે સર્વને માટે પાંડવોની છાયાઓ ઊભી કરવા માંડી છે ને અમે સર્વ ભાઈઓ, વાદળાંની છાયાની પાછળ તેમના જળની વૃષ્ટિ થાય તેમ, અમારી છાયાઓની પાછળ આવવા માંડીશું.



અશ્વત્થામાની સ્થિતિ શું તારી પોતાની જ દયાનું પરિણામ નથી? એનો માર્ગ પરમાત્મા કાઢશે. તેં એનો ઘાત કરવાની ના કહી તે કાળે અર્જુન ને કૃષ્ણ બે જણે મળી એના મસ્તકનો મણિ કાઢી લઈ એને જીવતો મૂક્યો તે શા સંકેતથી તે તો પરમાત્મા જાણે! પણ તે જ પરમાત્માનો વિશ્વાસ રાખી હવે આનો પણ કંઈ માર્ગ નીકળશે એવી શ્રદ્ધા રાખ. એની વાતમાં મારા અભિપ્રાય પ્રમાણે થયું નથી. પણ આ દુર્યોધન દુષ્ટ થાય તો તેની જંઘા કુટવી એ મારું કામ ખરું. પણ એક વારની શિક્ષાથી એ સુધર્યો નથી એમ નથી. *મનસા* એની પ્રકૃતિનાં બીજ નષ્ટ થતાં નથી. પણ એ બીજની સાથે તેનાં નિરોધક બીજ અને ધર્મરાજની મર્યાદા કંઈક ઊગવા લાગે છે ત્યાં લગી ધર્મરાજ મને મારું પરાક્રમ દર્શાવવા દે એમ નથી. આ જ નિરોધને લીધે એનાં *કર્મ* પણ એ જાતે કંઈક જાણ્યો અજાણ્યો નિરોધ રાખે છે ત્યાં સુધી એ ધર્મની જ આણમાં છે. બાકી માત્ર *વાચા* એ એવો ને એવો છે તે એક રીતે સારું છે, કારણ એની વાણીનો પણ નિરોધ થાય તો એના મનનાં સત્ત્વ તું દેખી ન શકે તો તું છેતરાઈ જાય. માટે તે બોલે છે તે તેને માટે ખોટું છે પણ તારે અને તારી પ્રજાને માટે સારી જ વાત છે. વાલી પણ દુર્યોધનનો બીજો અવતાર છે ને તારી સેવા કરતાં પોતાની તારાની સેવાને પોતાનો ગુરુતર ધર્મ ગણીને પ્રવર્તે છે તે પણ એક રીતે ધર્મ્ય છે. એ માર્ગ તને દુ:ખકર છે, પણ કાલપરિપાકથી સુગ્રીવ ને ચકોરના જેવી એની બુદ્ધિ પણ થાય એવી છે માટે જ તારા ઉપરનો એનો પક્ષપાત ઈશ્વરને ક્ષમાયોગ્ય લાગતો હશે. દુષ્કાલ અને વ્યાધિઓ તારી સર્વ પ્રજાને સમયે સમયે અતિપીડા કરે છે ને ક્ષીણ કરે છે — પણ તું જાણે છે કે અશ્વત્થામાએ કરાવેલાં પાપનું પણ ફળ ઘટે છે, પૃથ્વીથી ઊંચકાય નહીં એટલો ભાર થાય ને એનાં આપેલાં અન્નવસ્ત્રનો ભંડાર કૂટવા માંડે ત્યારે આ વસ્તીનો ભાર ઓછો કરવો, તેમ આ ભંડાર જેટલાં મનુષ્યોને પહોંચી શકે એટલાંને જ માટે રાખી બાકીની વસ્તીનો સંહાર કરવો એવો ઈશ્વરનો મર્મ પૂર્વના યોગીઓ ને પશ્ચિમના અર્થશાસ્ત્રીઓ સમજે છે ને તે માર્ગે કોઈને સંપન્ન અને કોઈને વિપન્ન કરવું ઈશ્વરને ગમે તો તે માર્ગ અયોગ્ય છે એવું સિદ્ધ કરવા કયા માનવની બુદ્ધિ સમર્થ છે?

આવું છતાં મારો બંધુ હનુમાન તારા આ શત્રુઓને વિષયે મારા જેટલો જ જાગૃત રહે છે તે જો. દુષ્કાળ અને વ્યાધિઓને કાળે એની ચિંતાઓનું, ઉજાગરાનું, અને શ્રમનું સૂક્ષ્મ અવલોકન તું કરીશ તો તને દયા આવ્યા વિના નહીં રહે. વાલી પેલા પશ્ચિમ દેશમાં રહી હનુમાનને રામને નામે આજ્ઞાઓ કરે તો તેને વિષયે જાગૃત રહેવાને માટે હું હાલ એ દેશમાં ફર્યાં કરું છું, કપિલોકનાં હૃદયને જાગૃત કરું છું, ને તારાની પોતાની ધર્મબુદ્ધિનું ને દયાનું પ્રોત્સાહન કરું છું.[૧] તારાં બાળકને મેં આ દેશમાં આ જ કાર્યને માટે આકર્ષવા માંડ્યાં છે તે તું જાણે છે. [૨] પૂર્વ દેશ — જ્યાં તું અમારાથી વિયુક્ત થઈ આજ રોતી સૂતી છે — એ આર્યોના પૂર્વ દેશમાં પણ વર્તમાનપત્રો કૉન્ગ્રેસના [3] સમાજ અને એવે અનેક રૂપે મારી જાગૃતિની છાયાઓ સ્થળે સ્થળે ફરવા લાગી છે અને તે પણ હનુમાનની ઇચ્છાથી જ થયું છે તે શું તું નથી જાણતી?

એ હનુમાનનો અને સુગ્રીવનો સંયોગ કરાવી વાલીલોક પાસે જ તારી પ્રજાને હનુમાનના અમાત્યયૂથમાં મેં અધિકાર અપાવ્યો [1] છે ને તેથી જ તે અમાત્યોને અનેક પ્રશ્નો [2] પૂછી તારા પુત્રો તેમને ઊંચાનીચા કરે છે એ પણ મારી જ છાયા છે — માટે પાંચાલી ધૈર્ય રાખ ને આશ્વાસન પામ. જ્યાં સુધી જ્યેષ્ટબન્ધુ ધર્મનો અવતાર તારે ત્યાં પ્રકટ થયો નથી ત્યાં સુધી હું જાતે તો શી રીતે આવું? તારા સ્વયંવરમાં પ્રકટ પરાક્રમ કરનાર અર્જુન અને હું ધર્મરાજની પાછળ સાથે સાથે આવીશું — પણ હાલ તો મારી છાયા જ!'

આ શબ્દ બંધ પડ્યો તેની સાથે ચારે પાસના પવનમાં, વૃષ્ટિની ધારાઓ પેઠે, દોરીઓ લટકવા માંડી, વીંઝાવા લાગી, ને તે દોરીઓને સર્વ દિશામાં ઉરાડનાર પવન ત્રણે પાસના સમુદ્રમાંથી વાવા લાગ્યો ને માત્ર હિમાલયે રોકેલી દિશામાંથી જણાયો નહીં પણ હિમાલય સુધી જઈ તેનાં ક્રૌંચરન્ધ્ર જેવાં અનેક રન્ધ્રમાં પેસવા લાગ્યો, વાંસળીઓમાં પેસી સ્વર કરતો હોય તેવા સ્વર કરવા લાગ્યો. આ પવનમાં ઝોલાં ખાતી અર્જુનના વાયુરથની દોરીઓ હનુમાન ચારે પાસ કૂદી કૂદી પકડવા લાગ્યો ને પાંચાલીના પલંગ નીચે તેમ અન્યત્ર પોતે બાંધેલાં તાર, તંબૂ અને બીજાં સર્વ યંત્રોના મર્મભાગ સાથે એ દોરીઓને બાંધવા લાગ્યો અને તેની ક્રિયાનું અનુમોદન કરતી વાયુરથમાંની અર્જુનમૂર્તિ રથમાંથી નીચી દૃષ્ટિ કરી, પાંચાલીની આંખો સાથે આંખો મેળવી કહેવા લાગી:

'પ્રિયા! હું હાલ પ્રવાસી છું, વરુણલોકમાં ને વાયુલોકમાં પર્યટન કરું છું પણ આપણો સમાગમ હવે પાસે છે. સર્વ દેશની સર્વ સમૃદ્ધિઓથી મારો રથ ભરાય એટલી વાર ધૈર્ય રાખજે ને તારા પલંગ નીચે હનુમાનનાં સુકુત્યની, ને મારે ઊગી નીકળવાના ક્ષેત્રની, કૃષિલેખાઓ[5] જોઈ, મારા ધ્વજસારથિ કપિરાજ ઉપર વિશ્વાસ રાખજે. દેશદેશથી જે સામગ્રીઓ હું તારે માટે આ રથમાં એકઠી કરી સાચવી રાખું છું તેના સત્કાર માટે કુરુક્ષેત્રમાં જે રચનાઓ ને વ્યવસ્થા કરવાની તે હનુમાન સારી રીતે જાણે છે, કારણ મારી પ્રકૃતિનો તેને ઘણા કાળથી પરિચય છે.

પાંચાલી! આ ચિરંજીવ અશ્વત્થામાથી પણ ત્રાસીશ નહીં. અતિકૃપા કરી મેં એનું મરણ નિવાર્યું; મેં એનું શિર છેદવાની ના કહી; અને શ્રીકૃષ્ણ યોગેશ્વરે તેને ગાંડો કરી ચિરંજીવ રાખેલો છે તે શું નિરર્થક છે?

'There is a method in his madness which time and effort only will uncavel and then shall dawn before the civilization of these days the wonders we had sown in our honeymoon days! His madness will, in the fulness of time, burst like a volcano and pour over this boasting age the contents of that unquenched genius which has been burning all along beneath the surface of this man's madness. Progress will then be lifted up for ever .'



પાંચાલી! હું હાલ તારી પાસે આવી શકતો નથી. મારો પ્રવાસ હજી આટોપાયો નથી, કામ બહુ છે ને વેળા ઓછી છે. ને-ને-જ્યેષ્ઠ બન્ધુ ધર્મરાજાના અને ભીમના પહેલો હું તારી પાસે શી રીતે આવું? મને પામવાને તરત તો તારા પુત્રોને સમુદ્રમાં ચરવા મોકલ. *इन्द्र इच्चरतः सखा*[4] ! મારા પિતા ઇન્દ્ર હરનાર ફરારના મિત્ર છે — બેસી રહેનારના નથી — એવું શ્રુતિવચન છે — ને પાંચાલી! એ શ્રુતિની તું દાયાદ છે! ને એ શ્રોત ઇન્દ્રનો હું પુત્ર છું, એ પિતાનાં અંગમાત્રમાંથી ઉત્પન્ન છું, એના હૃદયમાંથી જોયેલો છું. પુત્ર નામે હું એનો આત્મા જ છું! કલિયુગરૂપે તારી પ્રજા સૂઈ રહી છે તેને બેઠી કર, ઊભી કર, હરતીફરતી કર -અને ફરશે ત્યાં કૃતયુગને — સત્યયુગને — પામશે એવો મારા પિતાએ રોહિતને ઉપદેશ કરેલો છે તે તારી પ્રજાને માટે જ છે — તે સફળ થશે જ! તે કાળ આવે ત્યાં સુધી તો -મને અવકાશ નથી — કામ બહુ છે ને વેળા ઓછી છે! ત્યાં સુધી વિયોગ જ — પણ ધૈર્ય રાખજે — જાગૃત થજે — પૂર્વે તારી કન્યાવસ્થામાં તારા સ્વયંવરમાં જેણે તને મેળવી હતી તે હવે દીર્ઘકાળ સુધી તને સૂની નહીં મૂકે.'

આ શબ્દ બંધ પડ્યો પણ વાયુરથનો વાયુ ચાલતો જ રહ્યો. તેવામાં ક્રૌંચરન્ધ્ર ઉપર આવીને ધર્મરાજની કેવળ છાયા નહીં પણ મૂર્તિ જ આવીને ઊભી ને અર્જુનના રથને સ્થિર રાખી તેની દોરીઓને રાજદંડ પેઠે ઝાલી ઊભી રહી. તેની સાથે મુકુટધર ધર્મનો સ્વર તે દોરીઓના તારમાં વીજળીના ધક્કા પેઠે ગયો ને ચમકવા લાગ્યો.

'પાંચાલી! ચારે ભાઈઓનું અહીં આવવું મારા આવવા ઉપર આધાર રાખે છે ને મારું આવવું મારા હાથમાં છે એ સત્ય છે, પણ મારા હાથપગ મારા હૃદયના સૂત્રધારની ઇચ્છાનુસાર ચાલે છે તેનો તને અનુભવ ક્યાં નથી? મારી તારી પ્રીતિ આપણા ધર્મસહચારમાં જ છે, ને તે પ્રમાણે સહચાર ન થઈ શક્યો ત્યારે જેવી રીતે આ ચાર બંધુઓને મૂક્યા તેમ જ તને પણ હિમાલયમાં પડેલી મૂકી હું આગળ ચાલ્યો ગયો છું. મેં તને આપણા વનવાસ સમયે [1] સ્પષ્ટ કહેલું હતું કે ધર્મને સાટે હું તારો પણ ત્યાગ કરું — તે ત્યાગ કરવાનો મારે પ્રસંગ આવ્યો ત્યારે મેં તને ત્યજી. એ જ ધર્મથી હું તારી પાસે તરત આવી શકતો નથી. તારી પ્રજાને અશ્વત્થામાએ ભ્રષ્ટ કરી છે — તે મારા સંસર્ગની અધિકારી નથી. તું પૂછીશ કે હું કયો ધર્મ છું? તું પૂછીશ કે અશ્વત્થામા ભ્રષ્ટ કેમ અને અનેક મ્લેચ્છોના દેશોનો પ્રવાસી હું ધર્મરૂપ કેમ? તો સાંભળી લે. આ શરીર યમરાજના તેજથી જન્મ પામેલું છે; યશસ્વી પાંડુ મહારાજના રાજ્યનું દાયાદ થયેલું છે; વ્યાસમહાત્મા, કૃષ્ણ પરમાત્મા, ભીષ્મપિતામહ અને ઋષિમુનિઓના ઉપદેશનું ધારક થયેલું છે. એ જ પરમાત્માએ બુદ્ધાવતાર ધર્યો ત્યારે મને પોતાના હૃદયમાં રાખી સંસારને સંસ્કારી કર્યો. તેમનાં હૃદયમાં ઊગેલાં પુષ્પોનો પરાગ લઈ હું બાખડીના ઝરથોસ્ત અને જેરૂસલમ નગરના બ્રહ્મર્ષિ — અવતારના રચેલાં ઉદ્યાનોમાં પવન પેઠે દૃશ્ય પણ સફળ આવાસ કરી રહ્યો. મારા મુખ આગળ ત્યાં પણ સામો અશ્વત્થામા આવી ઊભો. ત્યાર પછી હું આરબ લોકના દેશમાં થોડો કાળ ગયો ને ત્યાં પણ અશ્વત્થામા વધારે રૌદ્રરૂપ ધરી આવ્યો એટલે હું ત્યાંથી પણ નીકળ્યો. યુરોપના અમેરિકાના અગ્રણી લોકે સ્વબુદ્ધિબળથી અશ્વત્થામાને હાંકી કાઢ્યો અને હું ત્યાં પાછો નવીન રૂપે ગયો તે ત્યાં ફરું છું. મેં હવે સર્વ ધરતીને જોઈ લીધી છે, હાલના પ્રયાણમાં અમે પાંચે ભાઈઓ એકઠા છીએ તેથી અમે અનેક રીતે સંસિદ્ધ થઈ નિર્ભય વિચરીએ છીએ. પણ એ સર્વ વિરોચનનો અને બલિરાજાનો પ્રદેશ છે ને યદ્યપિ અહંતાનો ત્યાગ તે કરી શક્યો છે તો પણ એથી વધારે દુસ્તર મમતાનો ત્યાગ તેનાથી થઈ શકતો નથી. કાળ આવ્યે તે પણ થશે. પાંચાલી! પણ એ દેશની ધર્મસંપત્તિઓ સ્થૂલ છે ને સૂક્ષ્મ નથી, ત્યારે તારી પાસે હાલ સ્થૂલ કે સૂક્ષ્મ બેમાંનું કાંઈ નથી. હું તારી પાસે કેવી રીતે આવું?

કપિલોક તેમના યૂથથી પરોક્ષ હોય, દૂર હોય તો પણ યૂથગતિના શાસનની નિયંત્રણા [૨] માં તેમનાં હૃદય રહે છે ને તેમનો યૂથપતિ જાણે છે કે શૂદ્રમાં શૂદ્ર, દૂરમાં દૂર, અને મત્તમાં મત્ત કપિ તેનાં શાસનને સ્વીકારશે. England expects every man to do his duty . તમારે ત્યાં ઐક્યવાળાં યૂથ નથી, અને એવાં યૂથ થવાં ને ટકવાં કઠણ છે, તો પછી યૂથપતિની તો વાત જ શી? શાસનનિયંત્રણા વિના વ્યવસ્થા નથી ને વ્યવસ્થા વિના ધર્મ નથી. તમારે ત્યાં તેમાંનું કાંઈ નથી તો તારી પાસે હું કેવી રીતે આવું? Let Indian's sons learn too to know their duty and to do it .

પણ તારે નિરાશ થવાનું કારણ નથી, તારી આશા ને નિરાશા થોડી થોડી તારા હાથમાં છે. અનેક અનુભવથી બંધાયેલા પિતામહના સૂક્ષ્મ ઉપદેશ સંભળાવે એવા પિતામહના જડ થયેલા શરીરને સચેતન કરવાના માર્ગ લે અને આજ સુધીના તારા ને સર્વ સંસારના ઇતિહાસથી એ શરીરને પુષ્ટ કરી તેનાથી ઉપદેશ લેવાને સમર્થ તારા પુત્રોમાંથી એક નીકળશે તો તેવા બીજા અનેક પુત્રો સમર્થ થશે ને ઉપદેશ લેશે. શ્રીકૃષ્ણે યુદ્ધનો ત્યાગ ન કરવાનું અર્જુનને સમજાવ્યું ત્યારે આ દેશમાં અશ્વત્થામાએ જ્ઞાનનું ફળ ઐહિક ધર્મમાત્રનો ત્યાગ કરવામાં જ સમજાવ્યું છે! — અને ધર્મના શરીરમાં કોઈક અન્ય જીવને જ વસાવ્યો છે! પાંચાલી! અહંતા ને મમતાનો નાશ થાય ને તેમના નાશથી કૃતકૃત્યતા આવિર્ભાવ પામે તે રજોગુણનો નાશ છે ને તે યોગ્ય છે; પણ એ નિમિત્તે લોકસંગ્રહની નિષ્કામ ક્રિયાઓમાંથી નિવૃત્ત થવું એ તો સાત્ત્વિક વૃત્તિને સ્થાને તામસી તન્દ્રાનો જ વિકાસ ગણી લેવો. એ વિકાસ નથી ઇચ્છ્યો વ્યાસે, નથી ઇચ્છ્યો કૃષ્ણે, ને નથી ઇચ્છ્યો રામે કે જનકે. એ વિકાસનો આવિર્ભાવ આ દેશમાં છે ત્યાં સુધી ધર્મનાં બીજ ઉપર ભૂમિમાં પડે છે, સાધુઓના સનાતન ધર્મને સ્થાને જડ પદાર્થોના આલસ્યધર્મ પ્રકટ થાય છે, અને અશ્વત્થામાના વિકાસને માટે અનુકૂળતા થઈ જાય છે. અલક્ષ્ય પરમાત્માની ઇચ્છાથી આ લક્ષ્ય સ્વરૂપનો સમારંભ જામી રહેલો છે તેમાં કેવળ સત્યનો ધર્મ નથી પણ સત્ય અને ઋતનો સમાગમ જ ધર્મરૂપ છે. એ ઋતચક્રમાં ફરવું અને એ ઋતચક્રનો પ્રજાપતિ જે પ્રવાહમાં પાડે તેના ધર્મને જાણી લેવા અને સ્વીકારવા એ જ મહાબુદ્ધિનું લક્ષણ છે તે આ પાસે ઊભેલા નવા બાલક [૧] ની દીક્ષાથી એને આ દેશના જ ધર્મે સમજાવેલું છે ને તારી પ્રજા સમજી નથી.

ઋતનો મર્મ પશ્ચિમ દેશ સમજે છે; તારી પ્રજા ઉક્તકાળે સમજતી હતી પણ હવે ભૂલી ગઈ છે. નિત્ય સત્યનો મર્મ પશ્ચિમ સમજ્યો નથી ને આ દેશ સમજ્યો હતો ને હાલ કંઈક સમજતો હશે — તેથી જ મારો આ દેશને માટે પક્ષપાત છે, પણ પશ્ચિમ જ ઋત સમજે છે, તેનું આ દેશને વિસ્મરણ છે — તેમાં આ દેશનો પ્રમાદ છે; માટે ધર્મનું બીજ મરુસ્થળમાં પડ્યું છે. ત્યાં હું ઊગું શી રીતે?

પાંચાલી! આ દેશના પ્રત્યગ્દર્શી મહાત્માઓએ મારું જે તત્ત્વ અને સત્ત્વ સુદૃષ્ટ કરેલું છે તેનું પશ્ચિમને સ્વપ્ન નથી, ને એ મહાત્માઓએ મારો જન્મ યમરાજના તેજમાંથી જોયો છે તે કપિલોક સમજતા નથી. તે કપિલોક પાસેથી તારે અમ ભાઈઓનાં કલ્યાણની વ્યવસ્થાઓ અને ઋતધર્મ શીખવાનો છે તો તારે પણ તારારાણીને અનેકધા શીખવવાનું છે. તને શીખવવાનું તે તારા જાણે [૨] છે; પણ દીર્ઘ મૂર્છાને બળે તારા મહાત્માઓએ તને શીખવેલું, તારે શીખવવાનું, તું જાણતી નથી તે જાણ, અને પરસ્પરનું ઉદ્બોધન કરાવી કપિલોકનું અને અહીંના આર્યોનું કલ્યાણ કર — એ તારો ધર્મ છે. તે, ધર્મનો આચાર પરિપાક પામશે ત્યારે આ કુરુક્ષેત્રરૂપ ધર્મક્ષેત્રની તટભૂમિમાંથી આ ક્ષેત્રમાં જ પ્રવેશ પામવા જેટલું અન્ન અને સામર્થ્ય મારું શરીર પામશે અને તે પછી જ આપણે પરસ્પરયોગનાં અધિકારી થઈશું. આ આ ક્રૌંચરન્ધ્રથી થોડે છેટે અનેક નદીએ નીકળે છે તેમ અનેક ઉપદેશમાંથી હું પોષિત થયો છું પણ તે સર્વ નદીઓને લઈ સિન્ધુ અને ગંગા સમુદ્રનો યોગ પામે છે તેવો યોગ મારું શરીર પામશે ત્યારે હું તને કહી શકીશ કે 'પાંચાલી! હું દ્યૌ ને તું પૃથ્વી.' મારા ઉપર પ્રીતિ હોય તો આ તારા હાથની વાત આ દેશમાં ઉત્પન્ન કરવાની તે તને દર્શાવી. આ દેશમાં જન્મેલો હું ધર્મ સંપૂર્ણકળાના પાશ્ચાત્ય જગતમાં સંભૃત થઈશ ને મારા સાંપ્રત સ્વરૂપનાં આ કાળનાં સર્વ કલંક નષ્ટ થશે, ત્યારે પાંચાલીની આંખોની કીકીઓ તેના પ્રકાશથી ચળકવા ને ચમકવા માંડશે ને એ આંખોમાં પહોંચેલો એ પ્રકાશ, મારી પાંચાલી! તારી હૃદયવેદીમાં અખંડ જ્વલમાન રહેલા અનાદિ અગ્નિ સાથે સમાગમ પામશે! — ત્યારે — ત્યારે તારા સર્વ અંગમાં તારો અન્તરાત્મા સર્વ મહાયજ્ઞોને માટે અનેક જ્વાલાઓથી ભભૂકી ઊઠશે. પાંચાલી! તારા હાથની વાત તને સમજાવી અને ઈશ્વરના હાથની વાત પણ સમજાવી.



પાંચાલી! હવે હું પશ્ચિમ દેશોમાં એવે રૂપે ઊભો થયો છું કે આસ્તિક અને નાસ્તિક સર્વલોક મારું સ્વરૂપ જોઈ શકે છે ને મારી આજ્ઞા તે સર્વનાં હૃદયોમાં વર્તે છે. સર્વ દેશના અનુભવનું માખણ વલોવી કાઢી આ પરિણામ મેં આણ્યું છે; ધર્મ આ દેશમાં જ સમાઈ બેસી રહેતો નથી એવું સિદ્ધ કરવા હું હિમાલયની પેલી પાર પ્રવાસે નીકળ્યો તેથી આ પરાક્રમ કરી શક્યો.

પાંચાલી! અરણ્યોમાં ને નગરોમાં, રંક લોકનાં ઝૂંપડાંઓમાં ને રાજાઓના મહેલમાં, વીર લોકનાં અસ્ત્રોમાં અને વ્યાપારીઓના વ્યવહારમાં, મહાત્માઓનાં ચરિતમાં ને બાળકના વિનોદમાં, ત્યાગીના ત્યાગમાં ને કામીના ભોગમાં, હૃદયમાં તેજ જિહ્વા ઉપર, જ્ઞાનેન્દ્રિયોમાં તેમ કર્મેન્દ્રિયોમાં, પુરુષોમાં તેમ સ્ત્રીઓમાં, આસ્તિકોમાં તેમ નાસ્તિકોમાં, જ્યારે એવું ચારિત્ર્ય સ્ફુરે કે તેથી તેના ચરનારના સૂક્ષ્મ શરીરની સંસિદ્ધિ થાય, સમીપસ્થ દેશનું કલ્યાણ થાય, અને દૂરતમ લોકનું પણ અહિત ન થાય — ત્યારે એ ચારિત્ર્યમાં તું. મારા શુદ્ધ સ્વરૂપને જોજે. આવા ચારિત્ર્યના પોષણથી વ્યક્તિની, દેશની અને લોકમાત્રની સુવ્યવસ્થા છે. એ વ્યવસ્થાના ધર્મ ઈશ્વરને પોતાની પૂજાના કરતાં વધારે પ્રિય છે અને પોતાની ભક્તિના કરતાં વધારે ઇષ્ટ છે. પોતાના સાક્ષાત્કાર કરતાં આ ધર્મમાં ઈશ્વર કોઈ રીતની ન્યૂનતા જોતો જ નથી, પણ પરમાત્માના સાક્ષાત્કારનું તેમ સાયુજ્યનું પ્રધાન લક્ષણ આ ધર્મના ઉપરથી જ ગોચર થાય છે. સર્વ દેશોમાં સર્વ કાળમાં થયેલા સર્વ અવતારોના ઉપદેશમાંથી આ દોહન મેં કાઢ્યું છે. સર્વ ઉપનિષદોનું દોહન કરનારે જેને બ્રાહ્મી સ્થિતિ કહી હતી, [૧] જેને માટે પ્રસાદાત્મક નિસ્ત્રૈગુણ્ય વ્યવસાયાત્મક બુદ્ધિથી જ પર્યાપ્તિ છે, [૨] જેને માટે વેદવાદની પુષ્પિત વાણીને ગીતામાં ભગવાન પોતે અપર્યાપ્ત ગણે છે,[3] જેને માટે એ ભગવાને પોતે બુદ્ધ થઈ વેદ અને બ્રાહ્મણોના અધર્મમાર્ગને દૂર કર્યા, જેને લીધે પશ્ચિમના લોક આજના સંસારમાં વ્યવસ્તાનું પોષણ કરી શકે છે, જેના યોગને 'કર્મમાં કૌશલ' કહેલું છે: [૪] એ જ ધર્મ મારો આત્મા છે ને એ જ આત્માના તેજથી મારું આ બ્રાહ્મી સ્થિતિવાળું શરીર તું જુએ

છે. એ ધર્મ જ્યારે તારા બ્રાહ્મણો જોશે ત્યારે હું તારી પાસે આવીશ, ને ત્યાં સુધી તો એ બ્રાહ્મણયુગને આણવાને સંસારચક્રને ફેરવનાર પરમાત્મા તારી સંભાળ લેશે — અને તે પણ તું તે સંભાળની અધિકારિણી હોઈશ તો!

ક્ષત્રિયાણી! રખે તું તારા અસહ્ય દુ:ખથી ત્રાસી અકર્તવ્ય કરતી! દુ:ખથી તું ડરીશ નહીં, ભયથી છળીશ નહીં, સુખથી ફુલીશ નહીં. સુખ, દુ:ખ અને ભયની ત્રિપુટી પાસે તને સંસિદ્ધ કરાવે એવા ચમકારા કરનારી વીજળી તારા સર્વાંગમાં ગૂઢ છે. તે કાળપરિપાકે આપણો યોગ કરાવશે. અમર કુંતીમાતા પ્રવાસે ન નીકળતાં તારી પાસે અનેક યુગથી બેઠાં છે ને તને અસ્તકાળે પણ ઉત્સાહ આપશે.

સૂક્ષ્મતમ યજ્ઞમાંથી ઉત્પન્ન થયેલી રાજપુત્રી! પૂર્વે તને કહેલું હતું તે જ સ્વરૂપ આજ મારું છે. તે સ્મરણમાં આણી મારી છાયાનું તારા હૃદયમાં પોષણ કરજે! હું ક્રિયાહીન શુષ્ક જ્ઞાન નથી, જ્ઞાનહીન કર્મ નથી, નીતિહીન ભક્તિ નથી, કેવળ પરલોકવાચક ક્રિયા નથી, કેવળ ફ્લાન્વેષી નીતિ નથી, પૃથ્વીની માટી ને આકાશના જળ જેવાં ઐહિક આમુત્રિક જ્ઞાનમાંથી પ્રગટ થયેલા નીતિવૃક્ષ ઉપર હું પુષ્પ પેઠે ઉદય પામું છું, ને મારી પાછળ ફળ પેઠે અર્જુનની ક્રિયા પ્રકટ થાય છે. એ ક્રિયાનું કારણરૂપ કર્તવ્યતાભાન તે હું છું.

I am Duty incarnate and neither more, nor less! Born in this sacred land, fed nourished with its best fruits, but self-developed and matured and enlightened by travelling through the space and time outside our nativity! Gone but to return when thou shalt shake off thy sleep and want me in the heart of thy heart! and not till then! Sleep on, my love, but hear the ditty I whispered in the ears in the hour of our love, and dream of it! - dream on! - until it fills thy soul !

*नाहं कर्मफलान्वेषी राजपुत्रि चराम्युत।*

*ददामि देयमित्येव यजे यष्टव्यमित्युत।।*

*अस्तु वात्र फलं मा वा कर्तव्यं पुरुषेण यत्।*

*गृहे वा वसता कृष्णे यथाशक्ति करोमि तत्।।*

*धर्म एव मन: कृष्णे स्वभावाच्चैव मे धृतम्।*

*धर्मवाणिज्यको हीनो जधन्यो धर्मवादिनाम्।।*

*न धर्मफलमाप्नोति यो धर्म दोग्धुमिच्छति।*

*यश्चैनं शङ्कते कृतवा नास्तिक्यात्पापचेतन:।।*

*अते हि धर्ममेवादौ वर्णयन्ति सदानधे।*

*कर्तव्यममरप्रख्या: प्रत्यक्षागमबुद्धय:।।* [૧]



આટલી વાણી વાયુરથની દોરીઓમાંથી નીકળી રહી તેની સાથે ધર્મરાજાનું મુખ આકાશમાં ચન્દ્રની પેઠે અને ચન્દ્રની જોડે જ પાંચાલીના મુખચન્દ્ર ઉપર લટકી રહ્યું; આની સાથે ચારે દિશામાં બીજા ચારે ભાઈઓનાં મુખ પણ ચાર ચન્દ્ર જેવાં પ્રકાશવા લાગ્યાં ને સાતમું પાંચાલીનું પોતાનું મુખ આકાશ અને પૃથ્વીના મધ્યભાગે ચળકવા લાગ્યું. કુરુક્ષેત્રનો દેખાવ આ સર્વના સમાગમથી કંઈ નવીન દિવ્ય રમણીયતા ધરવા લાગ્યો. સાતે ચન્દ્રના શાંત પ્રકાશથી રાત્રિમાં અને પૃથ્વીમાં અપૂર્વ શાંન્તિ પ્રસરી રહી. ચોપાસનો પવન શાંત થઈ ગયો. દૂરનો ત્રણ પાસનો મહાસાગર શાન્ત સરોવર જેવો થઈ આ સમૃદ્ધ આકાશનું પ્રતિબિંબ પોતાના આખા વિસ્તારમાં લેવા લાગ્યો. હનુમાન પાંચાલીની એક પાસ હાથ જોડીને ઊભો ને અશ્વત્થામા પણ ડાહ્યો થઈ બીજી પાસ ઊભો, ને આકાશમાં સ્વર સંભળાવા લાગ્યો:

‘પાંડવો! ઊભા રહો ને ત્રિકાલદર્શી વ્યાસમુનિએ કાબે લૂંટેલા અર્જુનનું આશ્વાસન કરતી વેળા તમારી સંસિદ્ધિ દર્શાવી અર્જુનને કહ્યું હતું [૧] કે, તમે ભાઈઓ હાલ સંસિદ્ધ થયા છો તો તમારે જવું જ ઉત્તમ છે, ને પાછો કાળ આવશે ત્યારે અર્જુનનાં ગયેલાં અસ્ત્ર પોતાની મેળે એના હાથમાં આવશે! આ સત્ય પડવાની વેળા ચાલી આવે છે તે જુઓ.’

આ સ્વર સાંભળતાં પલંગ પર સૂતી સૂતી પાંચાલી હાથ જોડી હૃદયમાં સ્તવન કરવા લાગી અને વૃદ્ધ કુન્તી એને માથે અને છાતીએ હાથ ફેરવતી સામી દિશામાં જોવા લાગી ને આવેશથી, ઉત્સાહથી ને આનંદથી, ઊછળતી કહેવા લાગી: ‘વત્સા! ઊઠ — ઊઠ — ને આ આપણા પુણ્ય દૈવતની ઝાંખી કરી લે.

*કરથકી ગયાં શસ્ત્ર તો ભલે!*

*ગૃહથકી જશે લક્ષ્મી તો ભલે!*

*કુરુભૂમિ વિશે સર્વ તે વૃથા;*

*સ્મરની સારથિ શસ્ત્રહીન ત્યાં!*

*મૂક તું મોહને! લે ઉમંગને!*

*હરિ ચિરંજીવી ઓ જુએ તને;*

*પટકૂળો લઈ એ ઉભા હજી;*

*ઘર ચમત્કૃતિ બુદ્ધિની નવી!’*

એવામાં પૃથ્વી પર ચરણ મૂક્યા વિના વાદળાંની જાજમ ઉપર કોઈ ભવ્ય દેવની મૂર્તિ ચાલી આવતી જણાઈ. તેને જોતો જોતો સરસ્વતીચંદ્ર કુમુદના કાનમાં ધીમે સ્વરે કહેવા લાગ્યો:

'કુમુદ! સર્વ ચિરંજીવોનો સૂત્રધાર ચિરંજીવ ભૃગુપતિ દયાળુ ગંભીર વેશે આવે છે તેને હૃદયમાંથી પ્રણામ કરજે. આપણી સર્વનિરાશામાં આશા મૂકવાનું સામર્થ્ય એક એ મહાત્મામાં જ છે.

We are now in the all-hallowing presence of that almighty Spirit of Harmony, whom Shelley hailed as the Life of Life ! પરમજ્યોતિનો બ્રાહ્મણાવતાર તે આ જ!'

પળવારમાં પરશુરામની તેજોમયી મૂર્તિ, સર્વ ચન્દ્રને ઊંચા કરતી પાંચાલીની પાસે આવી અધ્ધર ઊભી; થોડી વાર પાંચાલીની આંખો ઉપર અને કંપતા હૃદય ઉપર અમીદૃષ્ટિ કરી ઊભી રહી; અને અન્તે એના ધીર ગંભીર અક્ષર — એના દાંતનાં કિરણ પેઠે — જગતમાં પ્રસરવા લાગ્યા.

'I am much more than all that, my little children ! પાંચાલી! જે સર્વવ્યાપી એક સત્ત્વ, આ દશે દિશાઓમાં વ્યાપતાં અને તરવરતાં અસંખ્ય બ્રહ્માંડોમાં સ્ફુરે છે તેની છાયા તારી પાસે ઊભેલી તું દેખે છે તેને — મને — જોઈને તું શાંત થા. જે અજ અજર અમર, શાશ્વત તેજોમય પટ જેવો પુરુષ અનંત કાલને વ્યાપીને સ્થાણુરૂપે ઊભો છે તેના તન્તુને તું અત્યારે સ્પર્શે છે. તું કોઈ રીતે ભીતિ રાખીશ નહીં! આ દેશમાં ધર્મ પાછો આવશે ને તેની પાછળ તેના સર્વ બન્ધુઓ આવશે! હું તેમની ગતિનો સૂત્રધાર તારા આશાતન્તુને ત્રુટતા અટકાવવા આ દિવ્ય મુહૂર્તમાં તને પ્રત્યક્ષ થાઉં છું.

હું ધર્મની આશા છું; ઋતનો સૂત્રધાર છું; સત્યનું સ્વરૂપ છું; અને એ ત્રણેની વ્યવસ્થાના માર્ગનું અધિષ્ટાન છું. કુરુક્ષેત્રમાં જેણે અર્જુનનું સારથિપણું કર્યું હતું તેનો જ હું વૃદ્ધ અવતાર છું, ને અર્જુનના વાયુરથની ગતિ અને આ ચંદ્રવાળાની વિભૂતિ તને દર્શાવવા આવ્યો છું. તારા સ્વયંવરમાં અર્જુનનો સૂચક થનાર કૌરવસભામાં તારાં ચીર પૂરનાર, અને પાંડવોના વિજયનો સારથિ — તે હું જ હતો અને છું! માટે આશા ધર! જેને આવી સૂક્ષ્મ સુન્દરતા અને આવું આયુષ્ય મેં આપ્યાં છે તે મારો પ્રસાદ નિષ્ફળ ન થાય માટે હું ચિરંજીવરૂપે આ ક્ષેત્રમાં અનેક યુગો થયાં વસું છું! પાંચાલી! આશાના ઉદયને પ્રત્યક્ષ કર!

આ અશ્વત્થામાને જોઈ તું ગભરાઈશ નહીં. કુરુક્ષેત્રમાં અનેક રણસંગ્રામ થયા છે, પણ મહાભારતના સંગ્રામોમાં જેવા વીરો હતા તેવા પાછળથી નથી આવ્યા. એ સંગ્રામમાં આ ક્ષેત્રનું પૈતામહકજ્યોતિ અસ્ત થયું તેને બાણશય્યાપાર સૂતેલું ગંગાએ જાળવી રાખ્યું છે. એ સંગ્રામમાં બ્રાહ્મણોનું વીર્ય હારી ગયું ને એમનું તેજ ધ્વસ્ત થયું. પણ એ તેજનો કેવળ સબીજ નાશ થાય નહીં માટે તેને ગાંડા ગાંડા પણ અશ્વત્થામાના મસ્તિકમાં રાખી અને ચિરજીવ રાખેલો છે તે એટલા માટે કે અર્જુન ફરી અસ્ત્રને પ્રાપ્ત કરે ત્યારે 'બ્રહ્મશિરોસ્ત્ર'નું જ્ઞાન આ ગાંડાના મસ્તિકમાંથી અર્જુનને મળે. અર્જુનનાં સર્વ અસ્ત્ર બળવાળાં છે, પણ બ્રાહ્મણના શિરમાંથી જે દિવ્ય અસ્ત્ર ફેંકાય છે તેની શક્તિ કોઈથી પ્રાપ્ત થાય એવી નથી માટે એ અસ્ત્ર અશ્વત્થામાના શિરમાં પ્રતિષ્ઠિત થયું છે ને આ યુગમાં કૌરવ વિનાનો અર્જુન ફરવાનો છે તેને આ અસ્ત્ર અપૂર્વ લાભ આપી શકે એમ છે. પાંચાલી! ભૂતકાળમાં કૃષ્ણાવતારે શુદ્ધ કરેલા યુગની ને આવતા યુગની વચ્ચે પુરાણ પુલ પેઠે રાખેલા અશ્વત્થામાના મસ્તિકમાંથી અર્જુને લીધેલો મણિ એમાં અર્જુન જ પાછો મૂકશે એટલે આ યુગનાં સત્ત્વોને પુરાણ યુગની સમૃદ્ધિ આપવા આના મસ્તિકમાં એનું પ્રાચીન તેજ આવશે, ને અર્જુન તેમાંથી બ્રહ્મશિરોસ્ત્રનું ગ્રહણ કરી લેશે. પાંચાલી! જો જો! જેને મેં પ્રિયસખા ગણેલો તે અર્જુનના હાથમાં દિવ્ય મણિ લટકે છે ને તેનાં કિરણના બાહ્ય સ્પર્શથી જ અશ્વત્થામા સચેત થવા લાગે છે! ચિરંજીવનું અજ્ઞ આયુષ્ય બંધ થશે ને પ્રજ્ઞ આયુષ્ય થોડા કાળમાં સ્ફુરશે તે તારું કલ્યાણ જ કરશે. કાળ આમ પાકવા લાગે છે અને આ ચિરંજીવને માટે મેં કૃષ્ણાવતારમાં નિર્મેલાં ત્રણ સહસ્ત્ર વર્ષનું એની આ દશાનું આયુષ્ય પૂરું થવા આવે છે! કૃષ્ણાવતારને કેટલાં વર્ષ થયાં? ત્રણ સહસ્ત્ર વર્ષ તે મનુષ્યનાં કે દેવોનાં કે બ્રહ્માનાં કપિલોકને પૂછ. પૂર્વે કપિલોક અર્જુનના રથ ઉપર હતો તે આજ એની નીચે સૂત્રોથી લટકે છે — તે અર્જુનનું શુદ્ધ મુખ જોવાને સમર્થ થવા જેટલો ઊંચે ચડશે ત્યારે આ વર્ષોનું ગણિત કપિલોક કરી શકશે ને તને કહી શકશે. પણ એ ભૂતકાળને મૂકી વર્તમાનને હું પ્રત્યક્ષ કરાવું છું તે તો તું જાતે જો! પાંચાલી! એ ત્રણ સહસ્ત્ર વર્ષો પરિપાક પામી હવે પૂરાં થાય છે તે તું જો! પાંચાલી! જાગૃત થા. પાંચાલી! આ કાલપરિપાકનું મંગળમુહૂર્ત સમીપ છે તે તું જો ને ઉત્સાહિની થા. ક્ષત્રિયોનાં શિરમાંથી નીકળતાં અસ્ત્રો કરતાં બ્રાહ્મણના શિરમાંથી નીકળતાં અસ્ત્રની પરાક્રમવિભૂતિ જુદી જ છે! અનાર્યો એને ઈશ્વરે સૃજેલો માને છે ખરા, પણ એ સૃષ્ટિનું રહસ્ય સમજવાની શક્તિ તેમનામાં આવી નથી; એ પણ ઐશ્વર્યનો મર્મ છે. ગાંડા અને હત થયેલા બ્રહ્મશિરમાંથી જો આવાં અસ્ત્ર આટલા યુગ સુધી નીકળ્યાં છે તો તે જ શિર પાંડવને વશ, ડાહ્યું, સ્વસ્થ ને પ્રસન્ન હોય તો તેમાંથી કેવાં કલ્યાણકારક અસ્ત્ર નીકળે? પાંચાલી! આટલા યુગ સુધી તેં આને આપેલું સ્તન્યપાન નિષ્ફળ નહીં જાય. પાંચાલી! હવે બ્રાહ્મણયુગ પ્રવર્તવાનો છે, ને તે કાળે આ બ્રહ્મશિરોસ્ત્રની વિભૂતિનો તને કલ્યાણકારક અનુભવ થશે. આ યુગમાં ક્ષત્રિયોના શસ્ત્ર અને અસ્ત્ર વિરામ પામશે ત્યારે માત્ર શુદ્ધ બ્રાહ્મણો જ યુગના પ્રવર્તાવનાર થશે. કપિલોકે તારાં અસ્ત્ર લઈ લીધાં છે ત્યારથી એ ભાવી યુગના પગના ધબકારા થવા લાગ્યા છે અને કપિલોકના હાથમાં તારી પાસેથી લીધેલાં તો શું પણ તેમના પોતાના હાથમાં પોતે વસાવેલાં, અને મનુષ્યમાત્રના હાથમાં આજ દેખાતાં, શસ્ત્રાસ્ત્ર પણ વિરામ પામી જશે. એ યુગમાં તું કેવળ નિર્ભય થવાની છે. પણ તેની તને શ્રદ્ધા ન હોય, તારું સ્ત્રીનું હૃદય ભયની કલ્પનાથી આવી શ્રદ્ધા છતાં પણ ભાવી સંગ્રામના ભયથી કંપતું હોય, અથવા તારું ક્ષત્રિયાણીપણું તારા હૃદયને એવા સંગ્રામનો અભિલાષ કરાવતું હોય અને તે અભિલાષની સિદ્ધિનાં સાધનોમાં તારી ન્યૂનતાને લીધે નિ:શ્વાસ મૂકતું હોય — આ સર્વમાંથી ગમે તે કારણથી બ્રાહ્મયુગનો આવતો પવન તારા શરીરને સ્પર્શ ન કરતો હોય, તોપણ આ કુરુક્ષેત્રનું માહાત્મ્ય સ્મરણમાં આણી લે ને તેનાથી જ તને આશ્વાસન મળશે.

રામાવતાર કરતાં પણ મારો અવતાર જેમ પ્રાચીન છે તેમ બુદ્ધાવતાર કરતાં પણ મારું આયુષ્ય — લાંબું પહોંચ્યું છે ને હજી હું ચિરંજીવી રહીશ. તે સર્વ કાળમાં હું આ કુરુક્ષેત્રનું માહાત્મ્ય રચતો આવ્યો છું, જોતો આવ્યો છું, ને ન

જોનારને પણ દેખાડતો આવ્યો છું. તું એ માહાત્મ્ય જાણે છે, પણ તેના સ્મરણનો જીર્ણોદ્ધાર કરવા ફરી કહી બતાવું છું. તું એ નહીં જાણે તો કોણ જાણનાર સાંભળનાર હતું?'

પાંચાલી હાથ જોડી બેઠી થઈને સર્વ પાસના ચન્દ્ર અને તારાઓ, હનુમાન અને અશ્વત્થામા કાન માંડી સજ્જ થયાં. પરશુરામને ખભે પરશુની તીક્ષ્ણ ધાર સાત ચન્દ્રનાં કિરણમાં ચળકાટ મારવા લાગી ને ખભા પાસેના રામના મુખનો પ્રકાશ પણ તેના ઉપર એટલો બધો પડતો હતો કે પવનમાંના ભેજથી તેના ઉપર પડતો ડાઘ પણ સુકાયેલા લોહી જેવો જણાતો હતો. કુરુક્ષેત્રના શિર ઉપર આવે સમયે રામનો ધીર વીર સ્વર કોઈ ગરુડ પેઠે રામની મુખગુફામાંથી નીકળી ક્રૌંચરન્ધ્ર સુધી સ્થિર ગતિથી જવા લાગ્યો:

'કુરુક્ષેત્ર! આ પૃથ્વીના ગોળા ઉપર તું એકલું એક જ ધર્મક્ષેત્ર છે! તારા ચોગાનમાં સંગ્રામ થાય ત્યારે ધર્મરાજાનો જ જય થવાનો. *યતો ધર્મસ્તતો જય:* એ વાક્ય તારે માટે સર્વથા સિદ્ધ છે ને વ્યાસમુનિએ તને ધર્મક્ષેત્ર કહેલું છે તે નામ તર્કથી નથી આપ્યું, અભિમાનથી નથી આપ્યું, પણ તેમની યોગદૃષ્ટિમાં પ્રત્યક્ષ થયેલા દર્શનને લીધે એમણે એ નામ આપ્યું છે. અધર્મીઓ! કુરુક્ષેત્ર પ્રમાદ અને અધર્મને માટે નથી અને તેમાં જઈ યુદ્ધ માંડવાની છાતી ચલાવતાં સાવધાન રહેજો! આ ક્ષેત્રનું મૂળ પેલા ક્રૌંચરન્ધ્રમાં છે, ત્યાંથી કુરુક્ષેત્રની સિદ્ધભૂમિનો આરંભ થાય છે. પેલા નિત્ય હિમના ઢગલાઓને રૂપે કવચ અને ટોપ પહેરી રાખનારા હિમાલયના કૈલાસશિખર આગળ દેવોનાં, બ્રાહ્મણોનાં અને ક્ષત્રિયોઓનાં પરાક્રમની આદિભૂમિનો માર્ગ છે. એ માર્ગની આસપાસ આવાં કવચ અને ટોપ ધરનાર ઊંચાં ગિરિશૃંગ આવી રહ્યાં છે. એ શૃંગો વચ્ચે થઈને જે લાંબી ખીણ જેવો માર્ગ છે તેમાં થઈને દેવોનાં શરીર જેવા, બ્રાહ્મણની વિદ્યા જેવા, અને ક્ષત્રિયોના યશ જેવા, શ્વેત અતિશ્વેત રાજહંસો માનસ સરોવરમાં આવજાવ કરે છે, ને એ હંસના માર્ગથી જ માર્ગ શોધી છંદોદેવતાના આર્ય દ્રષ્ટાઓ અહીં આવ્યા છે; આ દેશના બ્રહ્મદેવ આ હંસોનું જ વાહન કરી ગાયત્રી ગાતા ગાતા આ દ્રષ્ટાઓને રૂપે આવ્યા છે [1] તે કાળ આ દેશનો પ્રભાતકાળ હતો અને બ્રહ્મદેવ ધર્મની સ્થાપના કરી આ શુચિ તીર્થમાં શુભ નક્ષત્રમાં આવ્યા ત્યારથી આ ધર્મક્ષેત્ર બંધાયું. તે પછી ક્ષતિયોને નિયમમાં આણવા મેં અવતાર લીધો ત્યારે પણ આ ખીણ પાસેનાં શૃંગોમાં મેં મારા બ્રાહ્મણવતારનું પરાક્રમ દર્શાવ્યું. દેવોના સેનાપતિ કાર્તિકસ્વામીને હંફાવી આ સામું શિખર ભેદી ભીની માટી જેવું મેં કરી નાખ્યું!

ક્રૌંચગિરિમાં [2] એ મોટું છિદ્ર પડ્યું ત્યાંથી તે પછી હંસોનો માર્ગ થયો ને બ્રાહ્મણના પરાક્રમથી બ્રહ્માવર્તની બ્રાહ્મી સ્થિતિને યોગ્ય નવી તપોભૂમિમાં બ્રાહ્મણવતારના યશનો ક્ષીરસાગર ઊભો થયો! એ ક્રૌંચરન્ધ્રની નીચેથી તે આણીપાસ આ બ્રહ્માવર્ત દેશ થયો. આ સ્થાનમાં પરમ પુરુષનું વિષ્ણુત્વ વધારે છે કે રુદ્રત્વ, સંસારનું સંરક્ષકત્વ વધારે છે કે સંહારકત્વ, જગતને દર્શાવવાને માટે વૈષ્ણવ ધનુષ્યનું અને શિવના ત્ર્યમ્બક ધનુષ્યનું સામાસામી બળ અજમાવ્યું ને વૈષ્ણવ ધનુષ્યનું બળ વધારે નીવડ્યું. [3] પાંચાલી! આ ક્ષેત્રમાં શિવજી જગતનો સંહાર વધારે છે કે વિષ્ણુ સંસારનું રક્ષણ વધારે કરે છે તેની આમ પ્રથમથી તુલના થઈ છે ને તેમાં અંતે સિદ્ધ થયું છે કે આ ક્ષેત્રમાં સંહારને અન્તે ધર્મપક્ષનું રક્ષણ થયું છે ને થવાનું! આ બ્રહ્માવર્તમાં આ ધર્મક્ષેત્રનાં નામ પ્રત્યગ્દર્શી બ્રાહ્મણોએ મૂળથી આમ યથાર્થ પાડેલાં છે, તારા આદિયુગમાં આ ક્ષેત્ર, ક્ષત્રિયોનો ઘોર સંહાર કરી, ધર્મનું સંરક્ષણ કરી, શાંત થયું છે તે તેં દીઠેલું છે! આ બ્રાહ્મી સ્થિતિનું રક્ષક બ્રહ્માવર્ત, [4] અને આ તેમાંનું ધર્મક્ષેત્ર — કુરુક્ષેત્ર — હજી એવું ને એવું છે ને એની પરીક્ષા કરી જોનારને એવા જ ચમત્કાર દર્શાવે છે! તારા કાળના સંહારની સંજ્ઞાઓ છેક કાલિદાસના કાળમાં પણ જણાતી ગણાતી હતી. [5] બ્રાહ્મી સ્થિતિનું અને ધર્મનું પોષણ કરનાર આ સ્થાનમાં આર્ય અનાર્યનો ભેદ નથી, કહેવાતા બ્રાહ્મણ ક્ષત્રિયનો ભેદ નથી, દેવ દાનવનો ભેદ નથી. એમાં બેસવાનાં જ થાય છે — અધર્મનો ધ્વંસ થાય છે, અને પરિણામે ધર્મનો — અને અર્જુનની પાસે મેં જ કહેલી બ્રાહ્મી સ્થિતિનો — ઉદ્ભવ અને જય થાય છે તેથી આ નવા યુગનો આરંભ થાય છે.

મેઘદૂત. (એના ઉપર મલ્લિનાથની ટીકામાં પ્રથમ પંક્તિઓની આખ્યાયિકા આપી છે.)

પાંડવોએ નવો ધર્મયુગ બેસાડ્યો ને યુધિષ્ઠિરનો શક ચાલ્યો. તે પછી ઘણે કાળે વિદ્વાન અને ધર્મિષ્ઠ બાબર બાદશાહે આ સ્થાનમાં કૌરવ પેઠે ઊભા થયેલા લોદી રાજાઓનો પરાભવ કર્યો ને તેના પુત્રે પણ એ જ ક્ષેત્રમાં જય મેળવ્યો! મ્લેચ્છ દૈત્યોનો પરાભવ મ્લેચ્છરૂપે દેવોએ આ સ્થાનમાં કર્યો બાબર અને અકબરના ઉદયકાળે ને તેમના શત્રુઓના સંહારે આ ધર્મક્ષેત્રનો ચમત્કાર દેખાડ્યો! પાંચાલી! આ રાજાઓ ધર્મના જ અવતાર હતા ને મ્લેચ્છો છતાં બ્રાહ્મી સ્થિતિને માર્ગે ચડતા હતા. પાંચાલી! તારું કલ્યાણ તેજ કુરુક્ષેત્રમાંનો ધર્મ સમજવો ને આ રાજાઓ એ ધર્મને માર્ગે હતા. [1]

એક કાળ એવો આવ્યો કે બ્રાહ્મણનામ ધરનાર રાજાઓ આ સ્થાન સુધી દક્ષિણમાંથી ચડી આવ્યા. તેમના નાયકને દક્ષિણદેશમાં જય અને વિભૂતિ મળ્યાં હતાં અને અહંકારથી તેણે મારું નામ ધારવા માંડ્યું. એ બ્રાહ્મણ નાયક ગમે તો આ ક્ષેત્રનું માહાત્મ્ય ભૂલી ગયો ને ગમે તો પોતાનો અધર્મપક્ષ સમજી શક્યો નહીં. શિવાજીના વંશરૂપ ધર્મવૃક્ષને અકારણ છેદનાર કૃતઘ્ન અને સ્વામીદ્રોહી રાજાના એ વંશજે, કૃષ્ણાવતારનું સુદર્શન લેવાને અશ્વત્થામાએ રાખેલા દુષ્ટ અભિલાષ જેવો અભિલાષ, આ ધર્મક્ષેત્રમાં રાખ્યો ને મારે નામે ઓળખાવા લાગ્યો. દુર્યોધનની નીતિ પાળનાર રાજાના આ સેનાપતિને આ વેળાએ કુરુક્ષેત્રે નવો જ ચમત્કાર દર્શાવ્યો. જેને તેણે જય આપ્યો તે રાજા કંઈ ધર્મી ન હતો પણ તેણે તારા સ્વામીત્વનો દુરભિલાષ રાખ્યો ન હતો. જય મળ્યો અને મારા નામધારીની સેનામાંની સ્ત્રીઓને લઈ તે ચાલ્યો ગયો. જે લોકને માટે એ રાજા લડ્યો તે અધર્મી હતા. જેની સામે લડ્યો તે અધર્મી હતા. એ ઉભય અધર્મીઓનો આ ક્ષેત્રે સંહાર કર્યો. તપાવેલા વાસણને અજાણતાં કોઈ અડકે ને દાઝી બેસે તેમ આ ઉમય અધર્મપક્ષ કુરુક્ષેત્રમાં લડવા ગયા તેવા જ તેના અંતર્ગૂઢ અગ્નિથી દાઝ્યા ને બળી મૂઆ. [2] કુરુક્ષેત્રે ઉભય અધર્મીઓનો ધ્વંસ કર્યો ત્યારે કયા ધર્મનો ઉદય કર્યો? પાંચાલી! જાગૃત થા! સ્મરણશક્તિને સચેત કર! મારા અવતારનો દંભ કરનાર બ્રાહ્મણનો કુરુક્ષેત્રે ભોગ લીધો અને મારા ધર્મને પાળનાર મોટા માધવરાવને આ દંભી જનના રાજ્યકુળમાં મેં રાજપદ આપ્યું. પણ પ્રજાના પુણ્યરાશિના ક્ષયથી એ પરાક્રમી બ્રાહ્મણનું સદાયુષ્ય એ સ્વામીદ્રોહી વંશમાં ટક્યું નહીં. કુરુક્ષેત્રે એ વંશને દેખાડવા

માંડેલા ચમત્કાર આ બ્રાહ્મણના તેજ આગળ શાંત રહ્યા હતા, તે એના આયુષ્યની સમાપ્તિ પછી બમણા જોરથી એ વંશમાં ફાલવા લાગ્યા. [1] વળી ઉભય અધર્મી પક્ષના રુધિરવર્ષથી કુરુક્ષેત્રમાં ધર્મઉદયનાં બીજ રોપાયાં, અને તેમાંથી ઊગેલાં વૃક્ષોને આવેલાં ફળને સાગરમાર્ગે આવેલા કપિલોકે એ વૃક્ષો ઉપર ચડી લઈ લીધાં! પાંચાલી! કુરુક્ષેત્રે અધર્મીઓનો મૂળસહિત નાશ કર્યો અને દૂર ઊભેલા ધર્મીઓને — અયસ્કાંત — લોહચુંબક -જેવી શક્તિથી આકર્ષી લીધા. [2] ત્ર્યમ્બકાસ્ત્રે કુરુક્ષેત્રમાં ઘોર સંહાર કર્યો, ને વૈષ્ણવાસ્ત્રે અતિબળ કરી નવા ધર્મને આકર્ષી આણ્યો. પશ્ચિમના વિદ્વાનોએ ઘણા શોધનથી જાણ્યું છે કે રાજાઓના, રાજ્યોના અને પ્રજાઓના ઉત્કર્ષની જન્મપત્રિકા જોવી હોય તો તેમાં ધર્મનો ગ્રહ કયા સ્થાનમાં છે તે જોવું [3] પાંચાલી! તારા દીર્ઘદર્શી યશસ્વી શ્વસુર પાંડુરાજાએ સિદ્ધ સંસ્કારથી આ રહસ્ય જાણી લીધું ને ધર્મને જ્યેષ્ઠપુત્રને સ્થાને માગ્યો ને કુરુક્ષેત્રના એ રાજાએ આ પોતાના મહાક્ષેત્રનો પ્રતાપ સમજી એ પ્રતાપ સાચવવાનો અભિલાષ રાખ્યો ત્યારે અન્ધ ધૃતરાષ્ટ્રે એથી ઊલટી નીતિ સ્વીકારી પોતાની અન્ધતાને યથાર્થ કરી.

પાંચાલી! કપિલોકની તને ભીતિ લાગતી હોય તો કુરુક્ષેત્રનું આટલું રહસ્ય અને સામર્થ્ય ભૂલીશ નહીં. વગરશસ્ત્રે વગરઅસ્ત્રે ધર્મબીજનાં ફળ કપિલોકના હાથમાં ગયાં તે આ ક્ષેત્રની શક્તિથી ને કપિલોકમાં પ્રતિષ્ઠિત થતા ધર્મના બળથી અને અર્જુનના ચાતુર્યથી. એ ધર્મ તે તારાં દેરાંઓમાં ને મંદિરોમાંનો નથી — એ દેરાંમંદિરમાંનો ધર્મ પાટણના સોમનાથને કામમાં લાગ્યો નથી ને પવિત્રકાશીના વિશ્વનાથને પણ કામ લાગ્યો નથી. તારા જ્યેષ્ઠ સ્વામી ધર્મરાજાએ તને એ ધર્મનું સ્વરૂપ સમજાવ્યું છે, ને કુરુક્ષેત્રે તને પ્રત્યક્ષ દેખાડી આપ્યું છે કે લોકકલ્યાણને માટે પ્રકટ થતા સનાતન ધર્મનો માર્ગ એ જ આ ધર્મક્ષેત્રનો એક જ ધર્મ છે. અને એ જ ધર્મના ઉદયવડે આ ક્ષેત્રે વેળોવેળ તારું કલ્યાણ રચેલું છે. તો પછી તું કપિલોકથી બીહે છે શા માટે? તું જોતી નથી કે ક્રૌંચરન્ધ્રની પેલી પાસ [4] ઋક્ષલોક બેઠા છે. રામાવતારમાં અધર્મ સામે ધર્મનું પ્રયાણ થયું હતું તે કાળે જેવા કપિલોક ધર્મપક્ષમાં હતા તેવા જ ઋક્ષલોક પણ તેમની સાથે હતા. આ યુગમાં શૈલાધિરાજ હિમગિરિની બે પાસનો પ્રદેશ કપિલોકને ઋક્ષલોક વહેંચી લઈને ભોગવે છે અને કપિલોક તેની દક્ષિણમાં છે તો ઋક્ષલોક ઉત્તરમાં છે. કપિલોક વા-નરલોક છે, તારા નરલોકથી જુદા છતાં નરધર્મમાં મળતા છે ને ચતુરતામાં ને વ્યવસ્થામાં વધતા છે. ઋક્ષલોક કઠોર છે અને નરધર્મમાં ઘણા પશ્ચાત્ છે, પણ તેમણે બોટેલા પ્રદેશમાં તેમના જેવાં જ અન્ય પ્રાણીઓ વસે છે તેમાં તે શ્રેષ્ઠ છે. રામાવતરામાં કપિ અને ઋક્ષ, ધર્મના એક રથના બે અશ્વ હતા. આજના કાળમાં તેમના વર્ણભેદને ને ચાતુર્યભેદને લીધે તેઓ જુદા જુદા વસે છે. તેઓ પરસ્પર મિત્ર છે કે શત્રુ છે તે વિશે તેઓ સંશયમાં છે ને આ અવિશ્વાસના યુગનું બળ તેમને શંક્તિ રાખે છે. સંહારકાળ અવિશ્વાસમાંથી ઊભો થાય છે, અને ઋક્ષ અને કપિની વચ્ચે પણ પેલું ક્રૌંચરન્ધ્ર અને આ કુરુક્ષેત્ર જ છે. જો આમનો અવિશ્વાસ એમને શિર સંગ્રામકાળ જ આણશે તો આ ધર્મક્ષેત્રમાં તેમણે ઊતરવાનું છે અને એમાં જ એમણે તોળાવાનું છે. પાંચાલી! ક્રૌંચરન્ધ્ર, બ્રહ્માવર્ત અને કુરુક્ષેત્રના યુદ્ધોમાં ધર્મના અને બ્રાહ્મી દશાના જ ઉદય થાય છે. તારા સ્વામીના જ રથો આ સ્થાનોમાં વિજયી થાય છે, અને મહારાષ્ટ્રના બ્રાહ્મણોને ને મુસલમાનોને સામે તોળીને તેમાં ન લડનાર દૂર ઊભેલા કપિલોકને આ ક્ષેત્રે લાભ અપાવ્યો. અને એક વાર તટસ્થતાથી તારું કલ્યાણ થયું, તેમ જ આ ક્ષેત્રમાંના જ્વાળામુખીને જાગવાનો વારો આવશે તો શસ્ત્રહીન દશામાં પણ તારું તો કલ્યાણ જ થશે અને તે કાળે જ્ઞાત કે અજ્ઞાત જે પક્ષમાં ધર્મ હશે તેનો જ ઉદ્ધાર થશે. તે કાળે કપિલોક ડાહ્યા થયા હશે અને તારી પ્રજાનો વિશ્વાસ કરવાનો ધર્મ શીખ્યા હશે તો એ લોક જાતે તારા પુત્રોને અસ્ત્રવિદ્યા શીખવશે અને તેમના ધર્મપક્ષમાં રહી તેમના શસ્ત્રુ સામે તારા પુત્ર વિજય થશે. જો આટલે સુધી કપિલોક અવિશ્વાસના યુગને તોડી નહીં શક્યા હોય તો, પાંચાલી, તારા હૃદયમાંના ધર્મને જ તું વળગી રહેજે, કુરુક્ષેત્રના જ્વાળામુખથી કપિલોક તને જેટલી દૂર રાખે તેટલી દૂર પ્રસન્નતાથી રહેજે, અને એ ધર્મક્ષેત્રને પોતાનું કર્તવ્ય જે માર્ગે લેવું હોય તે માર્ગે લેવા જ દેજે. તારું તેણે કદી અકલ્યાણ કર્યું નથી ને કરનાર પણ નથી.



તારા હૃદયના આશ્વાસન માટે આટલી કથા પર્યાપ્ત છે, પણ તારી જિજ્ઞાસાની તૃપ્તિને માટે વિશેષ જાણવાનું તે પણ તું જાણી લે અને જ બ્રાહ્મયુગનો પવન વાય છે તેનાં કારણ, સ્વરૂપ અને ફળ પણ જાણી લે.

આર્યલોક હિમાચલની પેલી પાસ રહેતા ત્યારે તેમના રક્ષણને માટે ઈશ્વરે વિષ્ણુરૂપે પોતે પ્રથમ ચાર અવતાર લીધા હતા અને પશુકર્મ કરનાર અસુરોને માટે તેમના જેવા અવતાર લીધા હતા. આર્યો આ દેશમાં આવ્યા તે પછી પ્રથમ બે અવતાર, વામનરૂપ અને મારો, થયા તે બે બ્રાહ્મણના અવતાર થયા. એ બે અવતારનાં પરાક્રમના પ્રદેશ ક્રૌંચરન્ધ્ર પાસે હતા. એક અવતાર દાનવોની અને દેવોની વ્યવસ્થા કરવા થયો, ને બીજો જે મારો અવતાર તે ક્ષત્રિયોની ને બ્રાહ્મણોની વ્યવસ્થા કરવા થયો. ક્ષત્રિયોનો સંહાર મેં ક્ષત્રિયોનાં શસ્ત્રથી કર્યો ને બ્રાહ્મણોને પૃથ્વી સોંપી હું નિવૃત્ત થયો. પાંચાલી! બ્રાહ્મયુગ રચવા માટે વિષ્ણુનું આ પ્રથમ પગથિયું હતું. વામન-અવતારમાં મેં બ્રાહ્મત્વથી કેટલું લઈ શકે તે દેખાડ્યું. મારા અવતારમાં બ્રાહ્મણ ક્ષત્રિયત્વથી કેટલું લઈ શકે તે દેખાડ્યું. બ્રાહ્મણોને મેં પૃથ્વી સમગ્ર આપી તેનો એમણે ત્યાગ કરી દીધો: વિષ્ણુએ આપેલું નિષ્કંટક સામ્રાજ્ય પણ પાસે રાખવાની નિર્ધન બ્રાહ્મણોએ ના પાડી. એ જ એમણે બ્રાહ્મી વિભૂતિ દેખાડી, એ જ એમણે તૃપ્તિ દેખાડી; એમની વિભૂતિ અને તૃપ્તિનાં દર્શન કરાવી મેં જગતને પવિત્ર અને શાંત કર્યું — દર્પવાળાં ક્ષત્રિયોને મેં દમ્યા; તેમનું દમન થયા પછી તેઓએ ક્ષાત્રતેજ ખોઈ દીધું તેનો ઉદ્ધાર કરવાને રામાવતાર થયો ને તે કાળે એ બે વર્ગની વિભૂતિની વ્યવસ્થા થઈ. વિશ્વામિત્રના અસ્ત્રબોધથી, વસિષ્ઠના જ્ઞાનબોધથી, ત્ર્યમ્બક અને વૈષ્ણવાસ્ત્રના સરખા શમથી, મારા જેવા બ્રાહ્મણને વાલી જેવા વાનર ને રાવણ જેવા રાક્ષસ — એ સૌના દમનથી, આ દેશના સર્વ વર્ગની રામચંદ્રે વ્યવસ્થા કરી. બ્રાહ્મણોનાં અને ક્ષત્રિયોનાં અસ્ત્રોથી સંસારની જે વ્યવસ્થા થાય તે મેં અને રામચંદ્રે મળીને કરી દીધી. તે પછી વ્યવસ્થા જાતે કરવામાંથી હું નિવૃત્ત થયો; કૃષ્ણાવતારમાં અસ્ત્ર ઝાલ્યા વિના મેં પાંડવોનું માત્ર સારથિપણું કર્યું. એ અવતારમાં રાજનીતિ અને રાજ્યનીતિના, તેમ અહંકાર અને નિરહંકારના, ભેદ જગતના સૂત્રધાર કેવા અધિકારથી થાય છે તે મેં ક્ષત્રિયોને પ્રત્યક્ષ રચી બતાવ્યું — એ અવતારમાં મેં પાંડવોને ઉત્પન્ન કર્યા, ઉપદેશ આપ્યો, સામર્થ્ય આપ્યું, અને એ યુગનું કાર્ય તેમની પાસે કરાવી, તેમને આ જ ક્રૌચરન્ધ્રને અને પેલા પશ્ચિમ સમુદ્રને માર્ગે પ્રવાસે મોકલ્યા. પાંડવો દેવ ન હતા પણ દેવોના પુત્રો હતા, ક્ષત્રિયના પુત્ર ન હતા પણ ક્ષત્રિયના દાયતા હતા, મનુષ્ય ન હતા પણ માનુષી આર્યોના મંત્રજાત પુત્ર હતા; એ બ્રહ્માની સૃષ્ટિનાં સત્ત્વ ન હતા પણ

બ્રહ્માની પોતાની પેઠે નવી સૃષ્ટિના સ્ત્રષ્ટારૂપે પ્રકટ થયા હતા. પાંચાલી! એમનું શુદ્ધ સ્વરૂપ તું જાણે છે. કૃષ્ણાવતારમાં તે મહાત્માઓએ એક પાસથી પિતામહ અને દુર્યોધન જેવા ક્ષત્રિયોની તો બીજી પાસથી દ્રોણ અને અશ્વત્થામા જેવા બ્રાહ્મણોની ઉગ્ર વ્યવસ્થા કરી દીધી હતી, અને એ બે વર્ણ ઉત્તમ રીતે ન વર્તે તો કોણે તેમનું પદ લેવું એ બતાવ્યું. કૃષ્ણાવતાર કેવળ યોગી ન હતો; એ યોગ બ્રાહ્મણ અને ક્ષત્રિયોના વ્યવહારને ઉદ્દેશીને સંસારને પરિપાક આપતો હતો. કૃષ્ણાવતારે પાંડવાને માટે યુદ્ધ નથી કર્યું પણ તેમને માટે સારથિપણું કર્યું અને તેમને ત્યાગ તો કરવો પડ્યો નથી જ. એ સારથિપણામાંથી પણ મુક્ત રહીને, એ ત્યાગ સંપૂર્ણ કળથી કરીને, કેવળ યોગને બળે, કેવળ ઉપદેશને બળે, બુદ્ધાવતારે નવો યુગ પ્રવર્તાવ્યો. બ્રાહ્મણો અને ક્ષત્રિયો ઉભય દુષ્ટ થાય ત્યારે સંસારની વ્યવસ્થા કેવી રાખવી તે બુદ્ધાવતારમાં મેં દર્શાવ્યું. બ્રાહ્મણો અને ક્ષત્રિયો જેવા અવચ્છિન્ન વર્ગોને મૂકીને અનવચ્છિન્ન મનુષ્યજાતિ અને ભૂતમાત્રની વ્યવસ્થા એ અવતારમાં મેં કરી. બ્રાહ્મણનામ ધારનાર પણ અબ્રાહ્મણ હૃદયવાળા ખોટા બ્રાહ્મણોનો પરાભવ કરવા અને સર્વભૂતાત્મક સર્વવ્યાપી કેવળ બ્રાહ્મણહૃદયના વિજયની વ્યવસ્થાઓ મેં એ અવતારમાં ઊભી કરી દીધી, ને બોધિસત્ત્વોના હૃદયનાં બ્રહ્મતેજ પ્રભાતના સૌમ્ય સૂર્યપ્રકાશ પેઠે સ્ફુરવા લાગ્યાં. પાંચાલી! તારા આ દેશમાંથી મેં તે કાર્ય કર્યું. એ વ્યવસ્થા બ્રહ્માવર્તના ક્રૌંચરન્ધ્ર ભણીથી અને બીજી પાસની બ્રહ્મપુત્રાના બ્રહ્મદેશમાં થઈને ત્રિવિષ્ટપમાં [૧] અને ચીનમાં ગઈ અને સાગરને પણ તરી પેલે પાર ગઈ. પશ્ચિમમાં ગયેલા આર્યોએ અને તેમને માટે થયેલા અવતારે આ વ્યવસ્થાનો વ્યાવહારિક ભાગ એ ખંડમાં સંસિદ્ધ કર્યો.

આમ સર્વ અવતારો પોતપોતાના યુગનું કાર્ય કરી ગયા. હવે એ સર્વ યુગનાં કાર્ય એકઠાં કરી સર્વ અવતારનું કાર્ય એક અવતારે કરવાનું; તે કરવાને હું ચિરંજીવ રહેલો છું. હવે વર્ણાચારના વિરોધનું બીજ નષ્ટ કરી દેવામાં આવશે. બુદ્ધાવતારે આ દેશમાં સર્વ વર્ણને એકાકાર કરી અધર્મ અને દુ:ખમાંથી મનુષ્યમાત્રને નિર્વાણ આપ્યું. અને જીસસે પશ્ચિમ દેશમાં પણ તે કાર્ય કર્યું. તે છતાં વર્ણાચારના વિરોધ રહ્યા છે ને વધ્યા છે; આ દેશમાં અશ્વત્થ [૨] પેઠે વધી રહ્યા છે; તે અશ્વત્થામાને પ્રતાપે. પશ્ચિમ દેશોમાં રહેલા છે તે દુર્યોધનની નીતિને બળે પ્રકટ થતાં અટક્યા છે, પણ એ નીતિને ધ્રુજાવવા ભીમપુત્ર ઘટોત્કચની રાક્ષસી માયા ત્યાં જામવા માંડી છે. તે માયા, કોઈ શ્યામ દૈત્યની ઘોર છાયા પેઠે, ક્ષણે ક્ષણે પૃથ્વીમાંથી નીકળે છે ને દુર્યોધનના મુકુટને ધક્કા મારે છે અને કર્ણ જેવા સૂર્યપુત્રનાં અસ્ત્રને નિષ્ફળ કરવા પૃથ્વીનું તળ ફોડી ઊંચી આવે છે. એને એ લોક Nihilism વગેરે નામથી ઓળખે છે. દુર્યોધને ત્યાં અક્ષૌહિણી સેનાઓ ઊભી કરી દુ:શાસનને સોંપી છે. તેને ભ્રમિત કરવા આ ભીમપુત્રની માયા-છાયા દિવસે દિવસે વધે છે.

પાંચાલી! બુદ્ધાવતારે મનુષ્યજાતિને માત્ર આવાં દુ:ખમાંથી મોક્ષ પ્રાપ્ત કરતાં શીખવ્યો તે નિર્વાણ કહેવાયું. હું હવે એ જાતિને વધારે સિદ્ધ કરી કલ્યાણરૂપ ઉત્કર્ષ આપીશ — આનન્દમય ઉદ્ધાર આપીશ. બુદ્ધાવતારમાં મેં બ્રાહ્મણનાં હૃદયને દિગ્વિજય કરવા ચરતું મૂક્યું હતું; હવે હું બ્રાહ્મણની બુદ્ધિ પાસે દિગ્વિજય કરાવીશ, અને એ બુદ્ધિએ રચેલાં યજ્ઞોપવીત-હૃદય બહાર નહીં પણ હૃદયની માંહ્ય ધરનારા બ્રાહ્મણો અનેક દેશે અનેક વેશે આ સંસારનું સામ્રાજ્ય કરશે ને પાંડવરૂપ પંચાગ્નિની સાધના કરશે! હવે મનુષ્યમાત્ર ચાતુર્વર્ણ્ય પાળશે; શરીરમાં, ધૈર્યમાં અને શૌર્યમાં ક્ષત્રિય થશે; દક્ષતામાં અને વ્યવહારમાં વૈશ્ય થશે; લોકસેવામાં શૂદ્ર થશે; અને મનોવૃત્તિમાં, વિકારહીનતામાં, નિરહંકારમાં, વિદ્યામાં, બુદ્ધિમાં, તપમાં, આર્યતામાં અને તેજમાં બ્રાહ્મણ થશે. હવે મનુષ્યમાત્રના હૃદયમાં હું વસીશ, અને મારા ચારે હસ્તથી દરેક મનુષ્યમાં ચાર વર્ણ અને પાંચ પાંડવના ઉત્કર્ષ આવી રીતે ઊંચા કરી રાખીશ. એ યુગની ઉદ્ધારવ્યવસ્થા રચવા બ્રાહ્મણ વિના બીજા કોની બુદ્ધિ સમર્થ છે? પાંચાલી! સર્વ યુગના પરિપાકરૂપ આવા બ્રહ્મયુગને રચવાને હું ચિરંજીવ રહેલો છું ને મારા બ્રાહ્મણોને દેશેદેશ મેં જન્મ આપ્યા છે. એ યુગમાં સ્થૂલ અસ્ત્ર નકામાં પડશે અને અર્જુન પોતાનાં સૂક્ષ્મ અસ્ત્રનો યોગ ફરી પામશે — તેનાં અસ્ત્ર તેને પાછાં મળશે એવું વ્યાસ કહી ગયા છે તે આમ સત્ય પડશે. કૌરવો-અર્જુનની સેવા કરશે અને પાંડવ માત્ર ધર્મની સેવા કરશે. પેલા પશ્ચિમના ચકોર અને સુગ્રીવા ઉચ્ચગ્રાહ આ જ આવનાર યુગનું આજથી દર્શન કરે છે. તારા અશ્વત્થામાનો ઉદ્ધાર થયે એના મણિલાભ પછી એ જે બ્રહ્મશિરોસ્ત્રનો પ્રભાવ દર્શાવશે તે એ યુગને અપૂર્વ લાભ આપશે. આ પેલા રાફડાઓનો પરિપાક થયા પછી તેની નીચેના નાગલોક અને તેમના મણિના આવિર્ભાવ, અને તારા પિતામહનો ઉદ્ધાર — એ સર્વ પાંચાલી, તારા પુત્રો પાસે સર્વ સંસારના આ નવા યુગની વ્યવસ્થાના મહાયજ્ઞમાં અધ્વર્યુનું કામ કરાવશે. એ યુગ બ્રાહ્મયુગ થશે — તેમાંની સર્વ પ્રજામાં સર્વ દેશોમાં બ્રાહ્મણત્વ હશે ને મનુષ્યોનાં શસ્ત્રાસ્ત્ર કેવળ ભૂષણરૂપ થઈ જશે. મારી પૂર્વાવસ્થામાં મેં ક્ષત્રિયમાત્રનો નાશ કર્યો હતો અને તેમનાં શસ્ત્ર બ્રાહ્મણરૂપે મેં લીધાં હતાં. પણ હવેના યુગમાં ક્ષત્રિયત્વ નાશ નહીં પામે પણ બ્રાહ્મણત્વના ઉપકારક સાધનરૂપે સર્વ મનુષ્યોમાં ક્ષત્રિયતત્ત્વ રહેશે ને બ્રાહ્મણત્વની આજ્ઞાથી સર્વ મનુષ્યોનાં, શસ્ત્રાસ્ત્ર સર્વત્ર શાંત થઈ જશે. એવા બ્રાહ્મયુગમાં કપિલોકાદિ જેવાં ભૂતમાત્રના શસ્ત્રાસ્ત્ર નિષ્ફળ અને નિરર્થક થશે. તારાં શસ્ત્રાસ્ત્ર ખરી પડ્યાં છે ને એ અશસ્ત્રયુગ આવે છે તેનાં પગલાંનો ધબકારો પ્રથમથી દૂરથી સંભળાયો સમજ.

પાંચાલી! તું અને તારા પુત્રો તમારો ધર્મ સમજશો, ધર્મનું સ્વરૂપ જોશો, તો તમારાં વિકટ દુ:ખનો પરિપાક કલ્યાણરૂપ જ થશે અને તે પરિપાક થશે તેની સાથે તારો જ્યેષ્ઠસ્વામી યુધિષ્ઠિર તારા મન્દિરમાં આવવાની વાટ જોઈને જ બેઠો છે તે સામે જો! તારા પુત્રોનાં હૃદયને તેની છાયામાં, તેમની નીતિને અને ક્રિયાને અર્જુનની છાયામાં, તેમના શરીરને, બળને ને સજ્જતાને ભીમની છાયામાં, ને તેમના અન્ય અંશોને અશ્વિપુત્રોની છાયામાં સ્નાન કરાવી લે! એ સ્નાનની કળા તેમને હનુમાન શીખવે એવું એ કપિને પોષણ દેજે!

પાંચાલી! પાંચાલી! એ સર્વની તૈજસી છાયાઓમાં — એ સર્વ ચન્દ્રોની ચન્દ્રિકામાં — તારાં કંઈક બાળકો અપૂર્વ સ્નાન કરવા માંડે છે, દીપાવલીની શૃંગારિત જ્યોત્સ્ના જેવી જ્વાલાઓમાં તારાં આ મધુર બાળકો જ્વાલામાલી થઈ જાય છે — તે. રમ્ય ચિત્ર જો! પાંચાલી! એ નવા તૈજસ ચેતનનું પ્રેમથી પોષણ કરવા જાગૃત થા.

પાંચાલી! આ બ્રાહ્મયુગનું કારણ અને સ્વરૂપ તને કહ્યું તે સમજી તેના કલ્યાણફળમાં ભાગ લેવાનો અભિલાષ રાખ. શરીરાદિમાં તું ક્ષત્રિય સત્ત્વ અને તેજ પ્રાપ્ત કરીશ તો આજનાં મનુષ્યોના નખ [૧] જેવાં થનાર શસ્ત્રનું કે અસ્ત્રનું તારે બ્રાહ્મયુગમાં શું કામ પડનાર છે? દક્ષતામાં ને વ્યાપારમાં વૈશ્ય કપિલોકનાં શિષ્યત્વ ને સ્પર્ધા તારા પુત્ર સમજશે તો તારા

દેશને શાની ખોટ પડવાની છે જે? નિષ્કામ લોકસેવાનો મહાયજ્ઞ તું માંડીશ તો શૂદ્ર લોક કરે છે તેવા પણ સર્વ લોકના ને તારા સ્વામી પાંડવોના દાસત્વમાં પણ તને પરમાનંદનો અને પરમ કલ્યાણનો યોગ કેમ નહીં થાય જે? અને બ્રાહ્મણનું બ્રાહ્મણત્વ — જે શરીરને ક્ષત્રિયોની સંપત્તિ આપવા અને સર્વ વર્ણોનાં સત્ત્વ પોષવા સમર્થ છે — જે આ બ્રાહ્મયુગનું તત્ત્વ અને સત્ત્વ થઈ રહેશે — જેના મહાયજ્ઞોની જ્વાલાઓ સંસારે જોઈ છે અને જોશે — તે તો તારું કુલધન — તારું દાય — તારો વારસો — તેને સુધારવો વધારવો — એ શું તારાં જ હાથની વાત નથી? પાંચાલી! તું એક છે પણ તારા સર્વાંગમાં આ સર્વચન્દ્રોનાં કિરણ રમી રહ્યા છે તે સ્વપ્ન નથી પણ સત્ય છે. એ સત્યનું — એ ઋતનું — તું પોષણ કરીશ તો આવતા યુગને માટે તું આજથી અધિકારિણી થયાં કરીશ, અને આ ચન્દ્રોનું તેજ તારા શરીરમાં ગર્ભરૂપે સ્ફુરશે, તે ગર્ભનું સુપોષણ કરી તેને તું જન્મ આપીશ તો એ યુગની પૂજાને સમયે તેની આરતી તું જ કરીશ અને એ અલક્ષ્ય યુગનું સર્વને લક્ષ્ય દર્શન કરાવીશ!

પાંચાલી! આ સાત ચંદ્રના પ્રકાશમાં જેમ પેલા હિમાલયના શિખર ઉપરના હિમરાશિ સ્પષ્ટ દેખાય છે. આ બીજી ત્રણે પાસનું મહાસાગરનું પાણી આપણાથી સ્પષ્ટ દેખાય છે, તેમ જ આ બ્રાહ્મયુગના પણ ચારે પાલવ તેને સ્પષ્ટ નથી દેખાતા? પાંચાલી! એ યુગમાં તારું બહુ કામ છે! તારું જ કામ છે! તારી આસપાસના મહાસાગરનાં મોજાંની પેઠે તારી આસપાસ કપિલોક ઊછળી રહ્યા છે તે તારા દેશનાં હવાપાણીને સુધારશે, અન્ય દેશોમાં જવાનાં તારા પુત્રોને સાધન આપશે, અને રત્નાકર, તારો રત્નાકર જ થશે! તું અને તારી પ્રજા, આ હિમાચલના શિખર ઉપરનાં હિમ પેઠે જડ થઈ, સ્થિર થઈ, શીત થઈ બેઠાં છો. પણ તારું શાંત દૂર એકાંત પડી રહેલું હિમ અને કપિલોકના વિસ્તીર્ણ ઊછળતા સાગરનું ખારું પાણી — ઉભય પાણી જ છો અને તે એકઠાં થઈ નવી સુન્દર સૃષ્ટિ રચશો! પાંચાલી! અગસ્ત્ય જેવી તારી પ્રજાના શરીરમાં એ સાગર સંચાર પામશે, અને કપિલોકમાં જે કોઈ વર્ગ સગરપુત્રો જેવો ઉન્મત્ત હશે તેને તારા આ હિમાચલમાંથી વહી જતી ગંગા શાંત, શીત અને પવિત્ર કરી દેશે. પાંચાલી! એ પવિત્ર કાળને માટે અને તારા હિમરાશિના મીઠા જળના પ્રવાહોમાંથી ગંગાયમુનાઓના પ્રવાહ વહેતા મૂકવાને માટે ઉત્સાહિની થા, પ્રવૃત્ત થા! હું વિષ્ણુનો ચિરંજીવ બ્રાહ્મણાવતાર તને વહન આપવા તત્પર છું! મારી થોડી ઘટિકામાં કે થોડા દિવસમાં તું એ વહન પામીશ!

પાંચાલી! કુન્તી! પાંડવો! હનુમાન! અશ્વત્થામા! ભીષ્મ! નાગલોક! આ ગિરિ અને સાગરો વચ્ચેના જન્તુઓ!

*किं दोर्भ्यां किमु कार्मुकोपनिषदा किं वैष्णवेनोर्जसा*

*किं वेदाधिगमने भास्वति भृगोर्वंशे च किं जन्मना।*

*किं वाऽनेन ममाद्भुतेन तपसा दूषां कृतान्तोपि चेद्*

*युष्माकं कुरुते किमप्यनुशयो यो मे स पुष्णातु व:।।*[1]

*तदिमां वै*

*पाण्डवै: संहितं तेजो दधानां भूतये भुव:।*

*लोका जानीत पाश्चालीमग्निगर्भां शमीमिव।।* [२]



પરશુરામનો સ્વર બંધ પડ્યો ને તેની સાથે આકાશના સર્વ ચન્દ્ર પાંચાલીની આસપાસ પ્રદક્ષિણા કરવા લાગ્યા અને એ સર્વ ચન્દ્રલોકમાંથી સૂક્ષ્મ સુન્દર ગાન નીકળવા લાગ્યું.

'પાંચાલી! પાંચાલી!

*कुलाचला यस्य महीं द्विजेभ्य:*

*प्रयच्छत: सीमदृषत्त्वमापु:।।*

*बभूवरुत्सर्गजलं समुद्रा:*

*स रैणुकेयो भवतीं धिनोतु* [१] ।।'

ચન્દ્રલોકમાં સ્વરો બંધ પડ્યા તે પહેલાં હનુમાન સર્વના સામે ઊભો રહી બોલવા લાગ્યો ને તેના પ્રતિધ્વનિ સમુદ્રોમાં ને પર્વતોમાં ઊઠવા લાગ્યા:

*'द्वारे कल्पतरुन गृहे सुरगवीश्चिन्तामणीनङ्गदे*

*पीयूष हृदयेषु पाण्डुतनयेष्वसत्रोद्गमं ब्राह्मणम्।*

*एवं कत्तुमयं व्यवस्यति मुनिर्भूतेषु भाग्योत्क्रमम्।*

*पायोन्नोऽखिललोकबुद्धिसदनो देव: स्वयं भार्गव:।।* [२]

'These only will survive this Out-going Age of Destruction who are futest to live the In-coming Age of Construction, and the fitness, will consist, not in the mailed fist and its power to cestrcy, but in the Progressive Virtues of the brain and the heart. May we be fit for that Age, for there is no hope of survival for those not so trying to be so fit ! '

આ સ્વર બંધ પડ્યો ને તેની સાથે સર્વ પવિત્ર સત્ત્વો દૃશ્ય થયાં. માત્ર કુરુક્ષેત્રનું ચન્દ્રિકાની ચાદર પાથરેલું વિશાળ ઉઘાડું મેદાન, એક ચન્દ્ર અને અનેક તારાવાળું આકાશ અને ઉત્તરમાં પૃથ્વીમાંથી ઊગેલા મોટા વાદળા જેવો હિમાચલ, એ સર્વની વચ્ચે સરસ્વતીચંદ્ર અને કુમુદ તેજોમય વસ્ત્રથી સંધાયેલાં, દક્ષિણ દિશા ભણી દિવ્ય પાંખો પર ઊડતાં જવા

લાગ્યાં. થોડી વારે રત્નનગરી પાસેના સમુદ્રમાં એ રાજ્યોનાં બંદર અને તેમાં સઢવાળા વહાણો અને ભૂંગળાવાળી આગબોટો અને બંદર ઉપરના બંગલા સર્વ આ શાંત રજનિમાં સૂતેલાં દેખાયાં અને માત્ર તેમાંના દીવા જાગતા હતા.

'કુમુદ! તારા પિતાના સ્વામીના રાજ્યનો ભાવી ઉદય આ સ્થાને સૂઈ રહ્યો છે તે જો! પ્રાત:કાલે આ સ્થાને મોટો મેળો જામશે!' સરસ્વતીચંદ્ર ઊડતો ઊડતો બોલવા લાગ્યો.

'અસ્તુ! માત્ર ભગવાન ભાર્ગવની પળમાં આપણાં અનેક વર્ષ સમાય છે તેટલી વાર હૃદય ધૈર્ય ધરે એમ નથી.' કુમુદ બોલતી બોલતી ઊડી.

સ્વપ્ન પૂરું થયું. બે જણ સૌમનસ્યગુફાના સામાસામી ઓટલાઓ ઉપર છૂટાં છૂટાં ગાઢ અને સ્વસ્થ નિદ્રામાં પડ્યાં અને સંગતસ્વપ્ન થઈ ગયું, અને કદી કદી કુમુદ પોતાનું એકલું સ્વપ્ન જોતી હતી ને લવતી હતી.

'તમે બે વર્ષની ઢીલ બહુ લાંબી નાખી! પણ હશે! પાંચાલીના વિયોગમાં ને કુન્તીમાતાની ક્ષમામાં આપણી સર્વ સ્ત્રીઓએ લેવાના આશ્વાસનનાં દૃષ્ટાંત છે.'

---

[૧] . પ્રકરણ ૧૧, ૩૨ અને ૩૪થી આ પ્રકરણનો બોધ થશે.

[૧] . માલતીમાધવ ઉપરથી.

[1] . Sounds of wailing and terror were long heard by night on the field on battle (at Panipat) which was haunted. Abdul Kadar, the author of the Tarikhe Bedauni, mentions having himself heard them, while crossing the field with a party, who , filled with awe, repeated the holy name of God as a preservative, and passed on .

*Erskine ' s History of India*

*Baber. Battle of Panipat .*

[૧] . *अथोपपत्तिं छलनापरोऽपरामवाप्य शैलूष इवैष भूमिकाम्*
*तिरोहितात्मा शिशुपालसंज्ञया प्रतीयते सम्प्रति सोऽप्यस: परै:।।*
*बलाबलेपादधुनापि पूर्ववत्प्रबाध्यते तेन जगजिगीषुणा।*
*सतीव योषित्प्रकृति: सुनिश्चला पुमांसमभ्येति भवान्तरेष्वपि।।*

*-माघ*

[૨] . મહાભારત: સૌપ્તિક પર્વ.

[૧] . બાણકૃત કાદંબરીમાં વૃદ્ધ દ્રવિડ ધાર્મિકનું વર્ણન છે તેમાંથી ફેરફાર કરી હવેનું આ બ્રાહ્મણનું વર્ણન લીધું છે. રા. છગનલાલ પંડ્યાએ કરેલું ભાષાંતર: આવૃત્તિ ૩. પૃષ્ઠ ૨૭૪-૭૭ ઉપરથી.

[૧] . વરુ જેવા પેટવાળો. જેને ઘણું પાવા જોઈએ તે.

[૧] . નરસિંહ મહેતાની લખેલી આ કડી છે. અર્થ: શેરડીની છોસ ઉતારતાં કૃષ્ણને છરી વાગી ને લોહી નીકળ્યું તે વેળા પાંચાલીએ પોતાનું પહેરેલું વસ્ત્ર ફાડી તેના કટકાથી એ લોહી અટકાવ્યું ને તેના બદલામાં શ્રીકૃષ્ણે કૌરવસભામાં અણીની વેળાએ ચીર ઉપર ચીર પૂર્યાં. આમ જેની દત્ત વસ્તુને ફળ આવ્યાં હોય તે 'દત્તફળિયેલ' કામિની પાંચાલી જેવી કોણ છે?

[૨] . હરિ એટલે સિંહ જેવા. [3] . અશ્વત્થામા તે બ્રહ્મરાક્ષસ.

[૧] . દુર્યોધનની ક્રૂરસભામાં પાંચાલીનાં વસ્ત્રહરણને કાળે ધર્મરાજાની આંખ ઉપરથી તેમની આજ્ઞા સમજી જઈ, બાકીના ચાર ભાઈઓએ ક્રોધ વશ રાખ્યો અને પોતાની પરાક્રમશક્તિરૂપ તેજનો સંયમ કર્યો - પોતાનું સર્વ બળ, યુદ્ધનાં સાધન, અને રાજ્યસંપત્તિ પોતાના હાથમાં છતાં માત્ર ધર્મરાજાની ઇચ્છાને વશ રહી, પોતાનું પરાક્રમ બતાવતાં અટક્યા, એવા ધર્મીઓને અધર્મી કેમ કહેવાય?

[૨] . કપિ, વાનર. [3] . અર્જુન.

[૧] . નરસિંહ, નૃસિંહ, વિષ્ણુ.

[૨] . ભોળા. [3] . માયી એટલી માયાવી, કપટી. હરિ શબ્દના બે અર્થ થાય છે: વાનર અને કૃષ્ણ, અભિમન્યુને યુદ્ધ કરવું પડ્યું તે પહેલાં હરિ એટલે કૃષ્ણ સારથિ અને હરિ એટલે ધ્વજ ઉપરનો કપિ, એમ બે હરિ અર્જુનના રથને કુરુક્ષેત્રમાંથી અન્ય કાર્યને માટે લઈ ગયા. [૪] . સુધી એટલે સુબુદ્ધિવાળા.

[૫] . અભિમન્યુ પૂર્વ જન્મે અસુર હતો તે પાંડવકુળમાં જીવવો યોગ્ય નહીં એમ ગણી એના મૃત્યુનો પ્રસંગ હરિએ આણ્યો ને તે અનુસાર મામાએ ભાણેજ મરાવ્યો; સગપણ કરતાં ધર્મ વધારે ગણ્યો. ૬. દુર્યોધન.

[૧] . દુર્યોધનને જન્મકાળે વ્યાસ મુનિએ ધૃતરાષ્ટ્રને અને ગાંધારીને સૂચવ્યું હતું કે આ પુત્ર અધર્મ વર્તાવશે અને તમારા સર્વ પુત્રના અને લોકના સંહારનું મૂળ થશે માટે એનો અત્યારથી જ ઘાત કરો. પુત્ર-વાસનાવાળાં માતાપિતાથી આ રાજધર્મ ન પળાયો અને વ્યાસની વાણી ફળી. ૨. ધર્મરાજા યુધિષ્ઠિર. ૩. જે કૃષ્ણે પાંડવોના મંદિરમાંથી અધર્મરૂપ અભિમન્યુને મરાવ્યો તે જ કૃષ્ણે એની સ્ત્રીના પરીક્ષિતરૂપ ગર્ભને અશ્વત્થામાએ મારેલો સજીવ કર્યો. એ બે કાર્ય ધર્મને માટે કરનાર શ્રીકૃષ્ણ એક જ હતા. ૪. અશ્વત્થામારૂપ કૌચ-કવચ. ૫. પાંડવ, ૬. દુર્યોધન. ૭. પાંડવો. ૮. સ્વર્ગમાં ઉત્પન્ન થયેલી તે દિવિજ; ધર્મરાજાની દેવી - તે પટરાણી. ૯. કિરીટી-અર્જુન. ૧૦. ન જન્મેલા; કૃષ્ણ;

[૧] . શ્રીકૃષ્ણ. ૨. સિંહની નિશાનીવાળો ધ્વજ. ૩. અર્જુન.

[૪] . ચક્રનો વચલો ભાગ.

[૧] . મુદ્રારાક્ષસ - 'આ તારી ચિત્રકર્મરચના ભીંત-વગરની-ભોંય વગરની છે.' ચિત્ર છે પણ માત્ર પવનમાં કાઢેલું છે.

[૨] . પ્રકરણ ૨૫.

[૧] . મરાઠા અને મુસલમાનો વચ્ચે પાણીપતનું યુદ્ધ થયું ત્યારે એ સ્થાનમાં એક ટિટોડીએ મેદાનની વચ્ચોવચ માળો બાંધી બચ્ચાં મૂક્યાં હતાં. આ જગ્યાએ રણજંગ ખરેખરો મચ્યો હતો તે વખતે એ ટિટોડી ને તેનો નર, બે પક્ષીનું જોડું, સર્વ યોદ્ધાઓના માથા ઉપર આ સ્થાને ભમ્યાં કરતું હતું. તેમણે પૃથ્વી પર બાંધેલા માળા ઉપર ઈશ્વરેચ્છાથી યુદ્ધમાંના એક હાથીનો ઘંટ ત્રુટી પડ્યો હતો અને તે ઘંટને તળિયે અને વચલા ભાગમાં આ માળો અને

બચ્ચાં ઢંકાઇ ગયાં હતાં ને ઘંટના છત્રને લીધે યોદ્ધાઓનાં અને તેમનાં વાહનોનાં પગલાં તળે છૂંદાઇ જવામાંથી બચ્યાં. છેક યુદ્ધ થઇ રહ્યું ત્યારે કોઇએ ઘંટ લઈ લીધો ને તે ઉપર ભમતાં રંક નરમાદા પોતાનાં બચ્ચાં પાસે જઈને બેઠાં. આવી કથા છે.

[2] . Leyden .

[૧] . Shakespeare

[૨] . પ્રકરણ ૩૪ની છેલ્લી અંગ્રેજી ફૂટનોટ.

[૧] . **મેઘદૂત:** 'આપણો વિયોગ જે શાપથી થયેલો છે તેનો એ અવધિ નારાયણ શેષશાયી શેષ ઉપરથી જાગે ત્યાં સુધી છે. એ અવધિ ચાર માસ પછી સમાપ્ત છે - તે બાકી રહેલો કાળ આંખો મીંચીને ગાળી નાખ!'

[૨] . **મેઘદૂત:** 'આ કાળ વીતશે તે પછી, વિરહથી ગુણિત થયેલા - ગુણાકાર પામેલા - પેલા કંઈ કંઈ આપણા અભિલાષો છે તે સર્વ અભિલાષોને શરદની પૂર્ણિમાની પરિણામ પામેલી ચંદ્રિકામાં આપણે સિદ્ધ કરી દમ્પતીરૂપે ભોગવીશું.'

[૧] . **મેઘદૂત:** 'ઓ ગુણવતી પ્રિયા! હિમાલયમાંથી આવતા પવન પ્રથમ તારા અંગનો સ્પર્શ કરીને આવ્યા હશે એવું જાણી હું તેમને આલિંગન દઉં છું.'

[૧] . ઇંગ્લાંડમાં હિન્દુસ્તાનને વિષયે જ્ઞાન અને સમભાવ ઉત્પન્ન કરવા ઇન્ડિયન કમિટી વગેરેના યત્નો વડે.

[૨] . આ દેશના દેશીઓ ઈંગ્લાંડમાં અને પોલર્મેંટમાં કેવળ દેશકલ્યાણને ઉદ્દેશી જવા લાગ્યા છે તે વિષયનો આ ધ્વનિ છે. ૩. હિંદુસ્તાનના ગવર્નર લોર્ડ ડફરીનની સૂચનાથી અંગ્રેજ મહાશયોએ કૉન્ગ્રેસની સ્થાપના કરી છે તે વિષયનો વિસ્તાર મદ્રાસમાં છપાયેલ 'Indian politics માં મિ. ડબલ્યુ. સી. બૉનર્જીએ લખેલી પ્રસ્તાવનામાં આપેલો છે.

[૧] . નવા કાઉન્સિલ એક્ટથી. ૨. ઈંટરપેલેશનના પ્રશ્નો. ૩. હળ ફરવાથી ખેતરમાં પડેલી રેખાઓ.

[૪] . 'ઇન્દ્ર ચરનારનો સખા છે'! પ્રકરણ ૩૪ને મથાળેના શ્લોક.

[૧] . મહાભારત, વનપર્વ.

[૨] . Discipline

[૧] . સરસ્વતીચંદ્ર

[૨] . Meanwhile the idea of a school should be borne in mind in every branch of the administration, civil and judicial, and especially in the foreign or political department. A British Officer at an Asiatic court is often the one solitary representative of civilization and progress; and this feeble light ought to be fed, strengthened and kept constantly burning like the firs of the Vestal virgins .

- *Tolboys Wheeler .*



[૧] . ગીતા. ૨. ગીતા. ૩. ગીતા. ૪. ગીતા

[૧] . વનપર્વ

[१] . *कृतकृत्यांश्च वो मन्ये संसिद्धान् कुरुपुङ्गव।*
*गमनं प्राप्तकालं च इदं श्रेयस्करं विभो।।*
*एवं बुद्धिश्च तेजश्च प्रतिपत्तिश्च भारत।*
*भवन्ति भवाकालेषु विपद्यन्ते विपर्यये।*
*कालो हि बलवान भूत्वा पुनर्भवति दुर्बल:।*
*स एवेशश्च भूत्वा हि परैराज्ञाप्यते पुन:।।*
*कृतकृत्यानि चास्त्राणि गतांन्यद्य यथागतम्।*
*पुनरेष्यन्ति ते हस्तं यदा कालो भविष्यति।।*

**— મહાભારત-મૌસલપર્વ**

[१] . *पूर्वाह्णे तु या सन्ध्या* x x *हंसस्कन्धसमारूढो*
*ब्रह्मदेवता गायत्री छंदसां माता (इत्यादि 0 प्रात: सन्ध्योपासने)*

[२] . *प्रालियाद्रेरुपतटमतिम्क्रय तांस्तान् विशेषान्*
*हंसद्वारं भृगुपतियशोवर्त्म यत्क्रौश्चरन्धम्*
*तेनोदीचीं दिशमनुसरेस्थिर्यगायामशोभी*
* * *
*गत्वा चोर्ध्वं दशमुखभुजोच्छ्वासितप्रस्थसन्धे:*
*कैलासस्य त्रिदशवनितादर्पणस्यातिथि स्या:।।*

[3] . રામાયણ

[४] . *ब्रह्मावर्तं जनपदमथ च्छायया गाहमान:*
*क्षेत्र क्षत्रप्रधनपिशुनं कौरवं तद्भजेथा:।।*
*राजन्यानां सितशरशतैर्यत्र गाण्डीवधन्वा।*
*धारापातैस्त्वमिव कमलान्यभ्यवर्षन्मुखानि।।*

- મેઘદૂત

[૫] . ઉપરના પદટિપ્પણના શ્લોકમાં કુરુક્ષેત્રને *क्षत्रप्रधनपिशुन* કહ્યું છે તેનો અર્થ કરતાં મલ્લિનાથ કહે છે - *अद्यापि शिर:कगलादिमत्तया कुरुपाण्डवयुद्धसूचकम्* - 'હજી સુધી ત્યાં મરેલાઓનાં માથાં ને કાપલ વગેરે જડી આવે છે તેથી કુરુપાંડવના યુદ્ધનું આ ક્ષેત્ર સૂચક થાય છે. કાલિદાસ કવિ કાશ્મીરમાં કોઈ રાજાના 'Viceory ', ટસૂબા' - ના કામ ઉપર હતો એમ કોઈની સૂચના છે.

[૧] . Babar was the founder of a line of Kings under whom India rose to the highest pitch of prosperlty : *Elphinstone .*

[૨] . Never was a defeat more complete, and never was there a defeat which diffused so mush consternation. Grief and despondency spread over the whole Mahratha people; most had to moum relations and all felt the destruction of the army as a death-blow to their national greatness .... The government of the Peishwas never regained its vigour ... The confederacy of

the Mohamedans, too, dissolved on the cessation of their common danger. Ahmedshah returned home without attemting to profit by his victory, and never afterwards took any share in the affairs of India .

- *Elphinstone's History of India*

[૧] . The plains of Panipat were not more fatal to the Mahratha Empire than the early end of this excellent price - *Grant Duff* .

[૨] . The actors in the last transactions having left the stage, the history of the Moghul Empire here closes itself. Its territory is broken into separate States, the capital is deserted; the claimant to the name of emperor is an exile and a dependent while a new race of conquerors has already commenced its career which may again unite the empire under better auspices than before .

- *Elphinstone's History of India on the results of the battle of Panipat .*

[૩] . પ્રકરણ ૩૪ની છેલ્લી અંગ્રેજી footnote . [૪] . રીંછ

[૧] . ત્રિવિષ્ટપ = તિબેટ.

[૨] . અશ્વત્થ = વડ.

[૧] . મનુષ્યો જંગલી હતાં ત્યારે નખને શસ્ત્ર પેઠે વાપરતાં; મનુષ્યો સુધર્યાં પછી નખ ભૂષણરૂપ જ છે.

[૧] . જ્યાં સુધી યમ પણ તમને દૂષિત કરી શકે છે ત્યાં સુધી મારું બાહુબળ શા કામનું છે? મારું અસ્ત્રજ્ઞાન શા કામનું છે? મારું મારું વૈષ્ણવ સામર્થ્ય શા કામનું છે? મારો વેદબોધ શા કામનો છે? ભૃગુમુનિના પ્રકાશમાન વંશમાં મેં જન્મ લીધો તે પણ શા કામનો છે? અથવા આ મારું અદ્ભુત તપ પણ શા કામનું છે? આવી જે અનિર્વચનીય ચિન્તા મારા મનમાં રહ્યાં કરે છે તે ચિન્તા તમારા પોષણનું સાધક થાઓ! (સુભાષિતરત્નભાંડાગાર ઉપરથી)

[૨] . તો, હે લોકો! શમી (વૃક્ષ) ગર્ભમાં અગ્નિનું ધારણ કરે છે તેવી જ રીતે પાંડવોએ અર્પેલા તેજનું, આ પાંચાલી, પૃથ્વીના કલ્યાણને માટે ધારણ કરે છે તે જાણો. (શાકુંતલ ઉપરથી)

[૧] . જેણે દ્વિજ એટલે સંસ્કાર પામેલી બુદ્ધિવાળા વર્ગને પૃથ્વી આપી તે વેળા તે દાનમાં આપેલી પૃથ્વીની સીમ ઉપર બાણના પથરાને સ્થાને કુલાચલ થયા (એ સીમવાળો દેશ આ છે) અને દાનકાળે સંકલ્પનું પાણી મૂકેલું તે આ ત્રણ પાસના સમુદ્રરૂપ થઈ ગયું (એ સમુદ્રના ઉપયોગથી જ આમ સંપત્તિ અને ઉદ્ધાર છે), તે પરશુરામ તથા આર્યોનું પોષણ કરો! (સુભાષિતરત્નભાંડાગાર ઉપરથી)

[૨] . આ પરશુરામ મુનિ ભૂતમાત્રમાં ભાગ્યનો ઉત્ક્રમ એટલે ઉન્નતિનો ક્રમ ઊંચો રચવાનો વ્યવસાય કરે છે! તે ઉત્ક્રમ કેવો છે? તે ભૂતો ગૃહ બહાર નીકળી બહાર પ્રવાસે નીકળે તે કાળને માટે તેમનાં દ્વારોમાં કલ્પવૃક્ષોને આ મુનિ રોપે છે; તેઆ પોતાનાં ગૃહમંદિરમાં કુટુંબ વચ્ચે અને સ્વદેશમાં હોય તે વેળાને માટે તેમનાં આ ગૃહોમાં કામધેનુઓને મૂકે છે; કંઈ પણ કાર્ય સાધવા તેમણે પોતાના હાથને ચલાવવા પડે ત્યારે કેણીપાસ ચલાવવા એ જાણવાને અને સાધન શોધવાને માટે તે ભૂતોના હાથ ઉપર સોનાનાં કડાને સ્થાને ચિન્તામણિ બાંધે છે; મનુષ્યો અરસપરસ સુખનાં સાધક થાય માટે તેમનાં હૃદયમાં અમૃત ભરે છે; લોકકલ્યાણની વૃદ્ધિને માટે સર્વત્ર પાંડવોમાં અસ્ત્રોના બ્રાહ્મણ ઉદ્ગમને મૂકે છે. એ ભાર્ગવ દેવ પરશુરામ પોતે સર્વ લોકના બુદ્ધિઓમાં વાસ કરે છે તે મુનિ આપણું રક્ષણ કરો. (સુભાષિતરત્ન ભાંડાગાર ઉપરથી)

# ૩૬ ચંદનવૃક્ષ ઉપર છેલ્લો પ્રહાર

Woodman, spare that tree !

Touch not a single bouth !

So long it sheltered me ,

And I'll protect it now. - G. P. Morris .

ચિરંજીવોનું દર્શન સ્વપ્નના સિદ્ધનગરમાં સમાપ્ત થયું તેની સાથે સરસ્વતીચંદ્ર ગાઢ નિદ્રામાં પડ્યો. એક સ્વપ્ન વિના આખી નિશા ગાળી અને પ્રાત:કાળે છેક આઠ વાગે એની આંખ ઊઘડી.

કુમુદ નિત્યને નિયમે ઊઠી હતી. પોતાને થયેલા સ્વપ્નની અદ્ભુત સામગ્રીઓ તેનાં બીજાં સ્વપ્નમાં પણ સાધનભૂત થઈ હતી અને ઊઠી ત્યારે સરસ્વતીચંદ્રને ઊઠવાની કેટલીક વાર સુધી વાટ જોઈ પાસે બેસી રહી. અંતે આની નિદ્રાનો ભંગ ન કરવો ઉચિત ગણી દંતધાવન આદિની સામગ્રી એની પાસે મૂકી, સાધુજનોનાં કામમાં ભળવા નીચે ગઈ. કેટલીક વારે ઉપર ફેરો ખાવા આવી તો સરસ્વતીચંદ્ર ઊઠેલો હતો તેની સાથે કાંઈ સહજ વાતચીત કરી પાછી ગઈ. અને બે ગુફાઓની વચ્ચેના પુલ ઉપર જતાં જતી બોલી: 'કોઈને વધારે પરિચયથી વાસના વધે; આપણી ઘટી! દિવસ જ આજ કેવો સ્વસ્થ, સુન્દર અને પવિત્ર લાગે છે!'

સરસ્વતીચંદ્ર — 'જેવું મન તેવું જગત, અને જગત તેવું મન. આવાં પુણ્યસ્વપ્નનું જગત અને તમારા જેવું પવિત્ર મન! એ ઉભયનો સંયોગ આવા જ દિવસને દેખાડે.'

કુમુદસુંદરી — 'આપના પવિત્ર મનની છાયામાં ઉદય પામી સ્વપ્ન જાગૃતના કરતાં વધારે બોધક થાય છે ને મારા જેવીનાં મન દૃઢ થાય છે. આપ આજના સ્વપ્નનું વર્ણન પણ કાલની પેઠે લખશો?'

સરસ્વતીચંદ્ર — 'અવશ્ય લખીશ. પરમ દિવસના સ્વપ્ને મારા દુ:ખનો આવેગ વધાર્યો હતો. કાલના સ્વપ્ને સ્વસ્થ કર્યો છે, સંતુષ્ટ કર્યો છે, ને મારા ધર્મના માર્ગ મારી દૃષ્ટિ પાસે સ્પષ્ટ તરી આવે છે.'

કુમુદસુંદરી — 'ગુરુજીનો પ્રયાસ સફળ થયો.'

સરસ્વતીચંદ્ર — 'તેમની તો કૃપા જ છે; પણ તેમની શક્તિથી જે મને મળે એવું ન હતું તે આજને સ્વપ્ને આપ્યું. કુમુદસુંદરી! મારાં સર્વ પ્રિયજનને અને મારા દેશને કલ્યાણમાર્ગે લેવાની ક્રિયા મને સાધ્ય થશે.'

કુમુદસુંદરી — 'શી રીતે?'

સરસ્વતીચંદ્ર — ‘આજ હું બહાર જવાનો નથી. આખો દિવસ આ જ વિચાર કરી સર્વ વાત મારા હૃદયમાં સ્પષ્ટતમ સુવ્યવસ્થિત કરી દઈશ ને સાયંકાળે તમને સમજાવીશ.’

કુમુદસુંદરી — ‘એ સંધિનો સમય અને તે પછીનો સમય ગોષ્ઠી વિનોદથી દીપક થાય છે એ આપણે અનુભવ્યું છે; એ કાળે નિદ્રા વિયોગ કરાવે તે સારું, અને આપણી વાર્તા દિવસે કરીએ તે જ સારું.’

સરસ્વતીચંદ્ર — ‘વાંકી વાળેલી અત્તરની શીશીઓ ઢોળાતી ઢોળાતી બચી અને હવે તો દાટા દેવાઈ ગયા છે! હવે આપણે નિર્ભય નથી?’

કુમુદસુંદરી — ‘પવિત્ર સ્વપ્નોથી ભરેલું આપનું હૃદય આવા ભયને અવકાશ નહીં આપે એવું હું માનું છું. પણ હજી આપણું ત્રસરેણુક જીવન કેવળ સૂક્ષ્મ નથી થયું ને સ્થૂલ શરીરને ભવસાગરમાં તરતું રાખવા પ્રયત્ન કરવો પડે એવો સંભવ રહેતો મટી નથી ગયો.’

સરસ્વતીચંદ્ર — ‘આજનો દિવસ મારી વિચારસિદ્ધિને આવશ્યક છે ને રાત્રિ તો તમે કહો છો એવી છે.’

કુમુદસુંદરી — ‘હું હવે ધારું છું કે બે રાત્રિના કરતાં ત્રીજીને આપણે વધારે પવિત્ર અને સ્વસ્થ કરી શકીશું. તો ઠીક છે. હું તરત જવાની આજ્ઞા માગું છું.’



સરસ્વતીચંદ્ર — ‘અદ્વૈતમાં આજ્ઞા શી?’

કુમુદસુંદરી — ‘એ પણ સત્ય છે; તો હું જાઉં છું.’

કુમુદસુંદરી ચાલી. ચાલવા માંડ્યા પછી સરસ્વતીચંદ્રે તેને પાછી બોલાવી.

‘કુમુદસુંદરી! જશ આવીને જાઓ.’

કુમુદ પાછી ફરી.

‘શી ઇચ્છા છે?’

સરસ્વતીચંદ્ર — ‘તમારું મન સ્વસ્થ છે?’

કુમુદસુંદરી — ‘હા.’

સરસ્વતીચંદ્ર — ‘દૃઢ છે?’

કુમુદસુંદરી — ‘એ પ્રશ્ન જ મનને અદૃઢ કરે છે.’

સરસ્વતીચંદ્ર — ‘તમારા સંબંધમાં હું કાંઈ તમને કહું તે ખેદ વિના સાંભળી શકશો?’

કુમુદસુંદરી — ‘આપના સંસર્ગથી આપે આપેલી મારી શૂદ્ર શક્તિઓનું બળ આપ જ જાણી શકશો ને વધારી શકશો.’

સરસ્વતીચંદ્ર — ‘જ્ઞાનદૃષ્ટિએ અને જ્ઞાનને બળે જ મારું કહેવાનું સાંભળી તમારું હૃદય સ્થિર રહી શકશે?’

કુમુદસુંદરી — ‘જો એમ હોય તો કલ્પનાનું કે શંકાનું કાંઈ કારણ નથી.’

સરસ્વતીચંદ્ર — ‘તો બેસો ને આ વર્તમાનપત્રો આપું તે વાંચો.’

કુમુદ બેઠી. વર્તમાનપત્રો વાંચવા લાગી. સૌભાગ્યદેવી અને પ્રમાદધનના મરણના અને કુમુદના ડૂબી ગયાના સમાચાર એક પછી એક કુમુદે ધડકતે હૃદયે અને રોતી આંખોએ વાંચ્યા. પત્રો પાછાં મૂક્યાં અને રોતી રોતી નીચું જોઈ બેસી રહી. શું બોલવું, શું કરવું, કે શું પૂછવું — તે કાંઈ એને સૂઝ્યું નહીં. શોકનો એક કાળો રંગ એના હૃદયમાં વ્યાપી ગયો.

સરસ્વતીચંદ્ર — ‘તમને આવો શોક થશે જાણીને જ મેં આ વાત તમને કહી ન હતી. હવે પરિપાક પામતા અદ્વૈતમાં આટલો પણ પડદો અધર્મ છે એમ જાણી હું આજ કઠણ હૃદયનો થયો ને આ વાત તમારી પાસે વંચાવવાની મેં ક્રૂરતા કરી.’



કુમુદનું મુખ લેવાઈ ગયું. એનાં આંસુ ખાળ્યાં રહ્યાં નહીં.

‘દેવીના વિષયનો તો મારો શોક આપ સમજી શકશો. પણ હું સત્ય કહું છું કે મારા સ્વામીનાથને માટેનો પણ મારો શોક એવો જ છે એથી વિશેષ છે. તેઓ સ્વભાવે સુશીલ અને સદ્ગુણી હતા — કુસંગે તેમને અવળે માર્ગે ચડાવ્યા. એ માર્ગે એ ચડ્યા ત્યારે પણ મેં એમની સમજણનો દોષ કાઢ્યો ને એમના હૃદયમાં મને દોષ લાગ્યો નહીં. એમનામાં વિદ્યા ન હતી પણ હૃદય હતું — ને તમારામાં પણ તમારી વિદ્યા કરતાં તમારા હૃદયનો વધારે વિશ્વાસ કરું છું તે તમે જાણો છો! એ જીવ્યા હોત તો કોઈ દિવસ શું મને પાછી સ્મરત નહીં? પ્રિય સરસ્વતીચંદ્ર! આપના ઉપર મને દયા આવી ને એમના ઉપર પ્રીતિ હતી તેથી બે પાસનો વિચાર કરી મનમાં એમ ધારતી હતી કે આપ પાછા મુંબઈ જાવ તો સુખી થાવ એટલે મારે દયા કરવાનું રહે નહીં, અને હું પાછી કાળે કરીને એમનું હૃદય નરમ થાય ત્યારે એમની પાસે જ જાઉં! એવો કાળ આવશે એવી મને શ્રદ્ધા હતી અને હવે એ પાસની શ્રદ્ધા અને આશા સર્વ નષ્ટ થઈ ગયાં! જેમને માટે અત્યાર સુધી હું આપની પાસે આ શરીરને શુદ્ધ રાખી શકી તે ગયા, ને હવે હું સાસરે પણ શું જાઉં ને પિયર પણ શું જાઉં? મે એક સ્થાને વાંચેલું હવે સ્ફુરે છે ને અનુભવું છું કે

Jealous, jealous, yet the heart

Loves and weeps when all is past .

‘હરિ! હરિ! તને આ જ ગમ્યું?’

બે હાથે મોં ઢાંકી સંતાડી કુમુદ પુષ્કળ રોવા લાગી. સરસ્વતીચંદ્રથી તે જોવાયું નહીં. મર્યાદા મૂકી એની પાસે એ બેઠો ને એને વાંસે અને માથે હાથ ફેરવી કહેવા લાગ્યો.

‘તમારા હૃદયની શુદ્ધતા હું નહીં સમજું તો કોણ સમજશે? તમે ઉદાર છો, શુદ્ધ છો, ને ક્ષમાશીલ છો. હવે આ કાળનું ધૈર્ય પણ તમારામાં આવી શકે છે એટલું વધારે દેખાડી દ્યો.’

કુમુદસુંદરી — ‘હવે હું જે રોઈશ તે જગત અસત્ય જ માનશે.’

સરસ્વતીચંદ્ર — ‘જગત ગમે તે માને! શોક એ પોતાના હૃદયની સ્થિતિ છે — તેમાં સામાં માણસ સત્ય કે અસત્ય માને તેમાં આપણે શું? આપણી સંસારી સ્ત્રીઓ રોવાકૂટવાનાં ચિત્ર કાઢે છે, ને તેમાં કૃત્રિમ કળાઓ વાપરે છે તેવું આપણે ઓછું જ કર્યું છે. તમારો શોક શુદ્ધ છે, પણ સાધુજનો શોકને સ્વીકારતા નથી.’

કુમુદ આંસુ લોહતી લોહતી જશ દૂર ખસી બેઠી.

‘આપનું કહેવું યથાર્થ છે, પણ સંસારની રીતે મારે હવે જુદો આચાર ઘટે છે. પ્રથમ તો હું હવે સ્નાનને અને સૂતકને પ્રાપ્ત થઈ, ને આ હાથની બંગડીઓનો નાશ ઉચિત થયો, અને વૈધવ્યકાળને જે જે બીજા — ઉચિત સંસ્કાર છે તે કરવા પડશે. પણ મને તે કોણ બતાવશે અને કરાવશે?’ આટલું પૂછતી પૂછતી વળી તે રોવા લાગી.

સરસ્વતીચંદ્ર — ‘જે સંસાર તમે છોડ્યો છે તેના ધર્મ પાળવાની હવે આવશ્યકતા નથી. પવિત્ર સ્થાનમાં શુદ્ધ વિવાહથી વિવાહિત દંપતીનો મરણ પણ વિયોગ કરી શકતું નથી અને જેને સંસારમાં જન્મપર્યન્તનું વૈધવ્ય કહે છે તેને અહીંના સાધુજનો અવૈધવ્ય જ ગણે છે. માટે તમે સાધ્વીજનોમાં શ્રેષ્ઠ આર્યાઓને અને ચંદ્રાવલી મૈયાને પૂછીને તે દર્શાવે તે વિધિ પાળો.’

કુમુદસુંદરી — ‘શું આ વેશ રાખવો હવે એક પળ પણ ઉચિત છે?’

સરસ્વતીચંદ્ર — ‘તમે સાધુજનોની અધ્યાત્મદૃષ્ટિથી જુઓ. સર્વ વેશ સંસારના સંપ્રત્યયાત્મક કલ્પનાઓથી થયેલા છે. તેમ તેની કલ્પના માત્રનો નાશ કરવો અને ગમે તો, સર્વ વેશને સમાન ગણી, લીધેલા વેશનો ત્યાગ ન કરો અને ગમે તો, સાધુજનો આ પ્રસંગને માટે જે ઉચિત ગણતા હોય તેવો વેશ સ્વીકારો.’

કુમુદસુંદરી — ‘આપે ભગવાં ધર્યાં તો હું પણ હવે તેનું જ ધારણ કરીશ.’

સરસ્વતીચંદ્ર — ‘જે કરો તે સાધુજનોને પૂછીને કરજો.’

કુમુદસુંદરી — 'આપનું વચન સત્ય અને ઉચિત છે.'

શોકની મૂર્તિ જેવી, અવસન્નતાની છાયા જેવી, અને નિ:શ્વાસની ધર્મની [૧] જેવી બાળા સાધુઓ પાસે જવાને ઊઠીને ગઈ; અને જતાં જતાં ચારે પાસની ભીંતોના પથ્થર પણ પોતાને જોતા અને કંઈક કહેતા હોય એમ તેમના ભણી આંખ અને કાન માંડતી, વસન્તગુફાની નિસરણી ઉપરથી ધીમે ધીમે ઊતરી. તેને જોનારને એવું જ ભાન થાય કે આ ગમે તો પગથિયાં ગણે છે ને ગમે તો પોતાનાં પગલાં ગણે છે — આમ એ ઊતરી.

એની પાછળ દૃષ્ટિપાત નાખતો, આંખનો પલકારો કર્યા વિના એને ન્યાળી રહેતો,

સરસ્વતીચંદ્ર બેસી રહ્યો ને એ દૃશ્ય થઈ એટલે વિચારમાં પડ્યો.

'ધાર્યું હતું કે આવો શોક જોવો ન પડે માટે આ વાત ન કહેવી. નવી અવસ્થાએ નવો ધર્મ ઊભો કર્યો અને મારી ધારણ બદલાઈ. જ્યાંસુધી મને સ્થૂલ કામની ભીતિ હતી ત્યાંસુધી કુમુદ પોતાને અવિધવા ધર્મથી બંધાયેલી ધારે તે જ ઇષ્ટ હતું. એ ભીતિ હવે બે પક્ષની ગઈ. પોતાને અવિધવા સમજનારી હવે પોતાને વિધવા જાણે છે. સ્થૂલ કામનાં શસ્ત્ર અત્યારે ખડાં થયાં હોત, તો હું અત્યારે એમ જ સમજત કે હવે આ મારી ભોગ્ય વસ્તુ છે, અને અનેક ક્રૂર અપકારોએ ક્ષત કરવા માંડેલી પણ આત્મબળે અક્ષત રાખેલી પતિવ્રતા આ પળે ક્ષત થઈ જાત. અસ્વામિકા થયેલી અનાત બાળા કામનાં શસ્ત્રોનું અભિનંદન કરી બેસત! હવે એ ભય એનો પણ ગયો ને મારો પણ ગયો. ઈશ્વરની પરમ કૃપાએ અને ઉભય પક્ષની કલ્યાણબુદ્ધિએ આ શમ અને દમને પુણ્ય માર્ગ પ્રત્યક્ષ કરાવ્યો. સૂક્ષ્મ પ્રીતિએ સ્થૂલ પ્રીતિને ઉતારી નાખી અને પોતાનું જ નિષ્કંટક રાજ્ય કરી દીધું. કુમુદ! તું જે શોકથી અત્યારે ગ્રસ્ત થઈ છે તે હવે તારું કલ્યાણ કરશે એમ ધારીને મેં આ શસ્ત્રવૈદ્યના જેવી ક્રૂરતા વાપરી છે. એનાં અન્ય દુ:ખ એટલાં બધાં વધ્યાં હતાં કે તેમના પ્રહાર ખમતાં ખમતાં આ કોમળ હૃદયને તે દુ:ખોમાંથી જ બોધ લેવાનો અવકાશ મળી શક્યો ન હતો. એ પ્રહારોમાંથી છેલ્લો પ્રહાર એને મળી ચૂક્યો ને શોકમાંથી વિચારકાળ હવે ઉદય પામશે. ઈશ્વરે દુ:ખ અને શોકની સૃષ્ટિ મનુષ્યોનાં સૂક્ષ્મ જીવનને સિદ્ધ કરવાને માટે જ રચી છે. દુ:ખ અને શોક જાતે આમ પરિપાક પામીને પછી નષ્ટ થાય તે જ કલ્યાણકારક છે.

He that lacks time to mourn, lacks time to mend .

Etemity mourns that. Tis an ill cure

For life's worst ills to have no time to feel them .

Where sorrow's held intrusive and turn'd out ,

There wisdom will not enter, nor true power ,

Nor aught that dignifies humanity . [૨]

કુમુદ! તારા આ દુ:ખમાંથી તારું હૃદય કોક પવિત્ર પરિણામ જ આણશે. પાંચાલી! ચિરંજીવ મહાત્માઓનાં સ્વપ્ન તને દુ:ખમાંથી સિદ્ધ થતી દેખાડે છે ત્યારે કુમુદ પોતાના સૂક્ષ્મ જીવનને પણ દુ:ખમાંથી જ સિદ્ધ થતું આ જાગૃત અવસ્થામાં દેખાડે છે.

કુમુદ! સંસાર તને વિરોધની મૂર્તિ ગણે તો તેનો શો દોષ? મારા ઉપર આટલી પ્રીતિ પ્રત્યક્ષ ધારનાર હૃદયમાં પ્રમાદને માટે અત્યારે તો તને શોક થાય છે તેને ગમે તો સંસાર સ્ત્રીચરિતના ચાળા જેવો માને ને ગમે તો ઈશ્વરે રચેલા અનેક પરસ્પર-વિરોધી ચમત્કારોમાંનો એક ગણે, નહીં તો બીજું શું કરે? તેને મન તો Woman's at best a contradiction still ! [૧]

પણ આ સાધુજનોની ચિકિત્સા તારી શુદ્ધ પરીક્ષા કરશે અને તને ઉત્તમ ઔષધ આપશે. તારા વિરોધમાં તેઓ માત્ર વિરોધાભાસ જ જુએ છે, અને હૃદયનાં અવિરોધી સત્ત્વોને શોધી કાઢી તેમનું સંગીત પ્રકટ કરશે. સંસાર! ચંદનવૃક્ષની શાખા જેવી કુમુદને તું કેટલા પ્રહાર કરે છે? બહુ બહુ પ્રહાર તેં કર્યા! તે પ્રહારથી ઊડેલો સુગન્ધ સુન્દરગિરિ ઉપરનાં પવિત્ર સત્ત્વોનાં હૃદય સુધી પહોંચ્યો છે! સંસાર! હવે તારા પ્રહારો બંધ કર! તારી કુહાડી હવે આ વૃક્ષને સ્પર્શ કરે એમ હું નહીં થવા દઉં! એમ ન થવા દેવાનો હું અધિકારી થયો છું, અને એમ ન થવા દેવું એ મારો ધર્મ તો છે જ.

---

૧ . ધમણ.

૨ Sir H. Taylor .

૧ Pope's *Moral Essays* . ૨ નર્મકવિતા.

# ૩૭ મિત્ર કે પ્રિયા?

*प्रेयो मित्रं बन्धुता वा समप्रा सर्वे कामा: शेवधिर्जीवितं च* x x x *धर्मदाराश्च पुंसाम्।*

**— ભવભૂતિ**

(**અર્થ:** ધર્મપત્ની પતિનો સર્વથી વધારે મિત્ર છે, સર્વ સગપણનો સરવાળો છે, સર્વ ઇચ્છાઓનું સ્વરૂપ અને સર્વ ભંડાર છે, ને પતિનું જીવન જ છે. — **ભવભૂતિ** )

પોતે ઉછેરેલું ચન્દનવૃક્ષ સંસારનો આ નવો પ્રહાર કેવી રીતે સહી શકે છે અને પોતે તેને કેટલું બળ આપેલું છે તેનું ગણિત કરતો કરતો એ વૃક્ષનો માળી સરસ્વતીચંદ્ર, અનેક વિચારોમાં મગ્ન થઈ, તેના અને પોતાના સહવાસ અને સંગત: સ્વપ્નોના સ્થાનભૂત ઓટલા આગળ ઊભા રહી, બહાર દૃષ્ટિ નાખવા લાગ્યો. ગુફાઓ વચ્ચેના ઝરાઓના આરા ઉપર સાધ્વીઓની વચ્ચે થઈને નીચી દૃષ્ટિથી ચાલતી કુમુદ જતી જણાઈ. છેટે એક સ્થાને તેણે પાણીમાં પેસી કેશ પલાળી સ્નાન કર્યું, સાધ્વીઓમાંનું કોઈપણ બોલતું દેખાયું નહીં. પૂતળીઓની પેઠે મૂગી રહી સર્વ સ્ત્રીઓ કુમુદની શોકપ્રવૃત્તિમાં સહાય થતી હતી. કુમુદનાં આંસુ ઝરાના પાણીમાં વહી જતાં માળ ઉપર ઊભેલા પુરુષે ઝીલ્યાં. કેડ સુધી લટકી રહેતે ભીને વાળે, ઊંચાનીચા અવયવોમાં ચોંટી જતે ભીને લૂગડે, બેસી જતા દેખાતા ગાલે, અસ્વસ્થ પણ મન્દ શિથિલ ક્રિયાએ, પાણીમાં નાહતી કુમુદમાં સરસ્વતીચંદ્રના હૃદયને તૃપ્ત કર્યું, લીન કર્યું, અભિલાષી કર્યું, દયાળુ કર્યું, તપ્ત કર્યું, શોકગ્રસ્ત કર્યું, અને અંતે અનેક ઊંડા નિ:શ્વાસોની ધમણથી ધમતું કર્યું,. પ્રીતિની નાડીઓ એના હૃદયમાં અને શરીરમાં નવા અને અપૂર્વ મન્દ વેગથી વહન પામવા લાગી અને દુ:ખી નર્મદના અનુભવને તેમાં પુનર્જન્મ આપતી હોય તેમ એની પાસે ધીમે ધીરે સ્વરે ગવડાવવા લાગી.

*‘સલામ, રે દિલદાર! યારની, કબૂલ કરજે*

*રાખીશ મા દરકાર, સાર દેખી ઉર ધરજે.*

*ઘણા ઘણા લઈ ઘાવ, તાવમાં ખૂબ તવાયાં!*

*નહીં અન્ન પર ભાવ! નાવમાં નીર ભરાયાં.*

*સરખાસરખી જોડ, કોડનાં બંને માર્યાં*

*છૂટી પડી ગઈ સોડ! હોડમાં બંને હાર્યાં!*

*એક અંગીનાં અંગ, નંગ-કુંદન બન્યો છે!*

*છાજ્યો નહીં રે સંગ, રંગમાં ભંગ પડ્યો છે!* [૨]

*કુમુદ!કુમુદ!*

*પ્રિયા! તું શોક છોડી દે!*

*જગતના બન્ધ તોડી દે!*

*તું કાજે હું કરું શું? કહે!*

*હૃદય પર શલ્ય શાને વહે?*

*હવે ઊભાં નવે દેશે!*

*હવે ફરીએ નવે વેશે!*

*નથી સંસારની ભીતિ;*

*ત્યજી સંસારની રીતિ.*

*સગાં સંસારનાં છોડ્યાં;*

*છૂટ્યાં તેઓથી તરછોડ્યાં.*

*સુરમ્ય જ સાધુનો પન્થા;*

*ધરી લે-ચ્હાય તો-કન્થા.*

*હવે વિશ્વંભરે જ રચ્યો,*



*પ્રિયા, સંકેત, જો, આ મચ્યો!*

*પ્રિયા, સૌ શોક છોડી દે!*

*જડાઈ જા તું આ હૃદયે!*

*પ્રિયા! સૌ શોક ત્યજને તું!*

*પરાપ્રીતિયજ્ઞ યજને તું!*

જૂના હૃદયમાંથી આ નવા ઉદ્ગાર નવા વેગથી નીકળતા હતા એટલામાં સાધ્વીઓએ કુમુદને અંચળો આપ્યો ને તેણે તે પહેરવા માંડ્યો. કુમુદની આંખોમા આંસુ છે કે નહીં તે આટલે દૂરથી દેખાતું ન હતું. પણ એણે ભીનું શરીર લોહ્યું, જૂનું રંગીન રાતું વસ્ત્ર બદલ્યું; ને નવું પહેર્યું — એટલામાં જ્ઞાતાજ્ઞાત સુંદર અવયવો, ઉપર ઊભેલાની આંખને, કંઈ કંપઈ સાનો કરવા લાગ્યા. અંચળો પહેરાઈ રહ્યો ને કુમુદ સાધ્વીને રૂપે ઊભી ત્યાં એ સાનો બંધ થઈ ગઈ ને સાટે વૈરાગ્યની મૂર્તિ જેવી બાળાનાં દર્શન આજ જોનારના હૃદયમાં પવિત્ર સંસ્કારોને ભરવા લાગ્યાં. શાંત સ્થિર થઈ સરસ્વતીચંદ્ર એને જોઈ રહ્યો ત્યાં કન્થા ધરેલી કુમુદના સામી સાધ્વીઓ ઊભી રહી અને પરિચિત પણ સ્ત્રીકંઠની કોમળ ગર્જના કરી ઊઠી તે ઉપર સુધી સંભળાઈ કે -

‘નન્દકો નન્દન એક આનંદ દેત હૈ! વિષ્ણુદાસજીકો જય! ચન્દ્રાવલીમયાકો જય! મધુરીમયાકો જય!’

થોડી વારમાં સર્વ મંડલ ચાલવા લાગ્યું અને ગુફાઓનાં છજા નીચે દૃશ્ય થયું. સરસ્વતીચંદ્ર શાંત થયો અને થોડીક વારમાં અન્ય વિચારોમાં પડી અંતે પોતાના સ્વપ્નનો ઇતિહાસ લખવામાં મગ્ન થયો. બેચાર ઘડી એ લેખમાં ગાળી હશે એટલામાં કાને સ્વર સંભળાયો:

‘જી મહારાજ! આજ્ઞા હોય તો ઉપર આવું.’

‘નિરાંતે આવો.’ સરસ્વતીચંદ્ર ઊભો થતો થતો બોલ્યો અને રાધેદાસ ઉપર આવ્યો.

રાધેદાસ — ‘જી મહારાજ! વિહારપુરીજી સંદેશો મોકલે છે કે આપના પ્રિય મિત્ર પ્રાત:કાળે યદુશૃંગ ઉપર આવશે અને તેમને ક્યાં વાસ આપવો તે પુછાવે છે.’

‘અવશ્ય જ્યાં હું છું ત્યાં જ લાવજો.’ હર્ષમાં આવી સરસ્વતીચંદ્રે ઉત્તર દીધો.

રાધેદાસ — ‘જેવી આજ્ઞા.’

રાધેદાસ ગયો.



સરસ્વતીચંદ્ર વિચારમાં પડ્યો.

‘ચંદ્રકાંત પ્રાત:કાળે આવશે — પણ કુમુદનું તે પ્રસંગે શું કરવું? મિત્રના સમાગમકાળને પ્રિયાના વિયોગનો પ્રસંગ કરવો? કુમુદના સૂક્ષ્મ પરિતાપને કાળે, આટલા સહવાસને અંતે, તેને ક્ષણ પણ દૂર કરવી ધર્મ્ય નથી. પણ સંસારની દૃષ્ટિથી જોનાર અને સાધુઓની દૃષ્ટિનો અપરિચિત મિત્ર કુમુદને અહીં જોઈ શા શા સંકલ્પ નહીં કરે અને મારા ઉપરની એ મિત્રની પ્રીતિમાં શાં શાં વિઘ્ન નહીં આવે? મારા પોતાના ભાગ્યના એ પરિણામના તર્ક હું શા માટે કરું છું? પ્રિય કુમુદ! તારા સંપ્રત્યયની અનુકૂળતા તને ગુપ્ત રાખવામાં જ હશે, તારે એ મિત્રથી દૃશ્ય રહેવું હશે, તો જોડેની ગુફા તારે માટે છે ને નીચલો ખંડ મિત્રને માટે રહેશે. તારે તેને મળવાની ઇચ્છા હશે તો તો મારે કાંઈ વિચારવાનું જ નથી. મિત્ર મારી શુદ્ધ પરીક્ષા કરશે તો મને સાધુવત લેખશે ને કુમુદના યોગનું એ અભિનંદન કરશે. મારી કથામાં શ્રદ્ધા રાખશે, ને મારા પ્રીતિયજ્ઞમાં ઉત્તમ આશ્રય આપશે. મિત્ર મારી અશુદ્ધ પરીક્ષા કરશે તો મારો ત્યાગ કરશે, ને મેં તો સર્વનો ત્યાગ કરેલો જ છે તે હું મારો ત્યાગ બીજું કોઈ કરે તેમાં શો દોષ કાઢું? એ મારો ત્યાગ કરશે તેથી મારા હૃદયની એના પ્રતિની પ્રીતિ ન્યૂન થવાની નથી. સંસારના સંપ્રત્યયનો અનુભવી એ વિદ્વાન એ સંપ્રત્યયોથી દોરાય તેમાં એની પ્રીતિનો દોષ શો કાઢવો? કુમુદ સાથે હું નવીન ધર્મથી બંધાયો છું ને બંધાઉં છું ને તે ધર્મનો ઉદય, મેં ધર્મથી કરેલા આમંત્રણને લીધે ને ધર્મથી પ્રાપ્ત થયેલા અદ્વૈતને લીધે થયો છે તો

તેનો સત્કાર અનિવાર્ય છે ને તેને પ્રતિકૂળ થયા વિના મિત્ર સાથેના ધર્મનો જેટલો સત્કાર થશે તેટલો કરીશ ને નહીં થાય તેટલો નહીં કરું. સાધુઓનો સનાતન ધર્મ આ માર્ગ મને દર્શાવે છે તો બીજું કાંઈ વિચારવાનું નથી. સાધુજનો, તમારા સનાતન ધર્મના સર્વ પન્થ સુદૃશ્ય છે, ને સુખ તેમ શાંતિના ને કલ્યાણના દાતા છે. તમારા ધર્મમાં દૃષ્ટિને ભારે ગૂંચવાડા નથી ને જે ગૂંચવાડા નીકળે છે તે જાતે જેવા સૂક્ષ્મ અને રમણીય હોય છે તેવાં તેમનાં સમાધાન પણ સૂક્ષ્મ અને રમણીય થાય છે. સત્ય છે કે એ ધર્મનાં પાલન કઠણ અને કષ્ટસાધ્ય થાય છે — પણ એથી જ તે પાલન તપરૂપ છે, એથી જ તે સાધુજનોને સિદ્ધ કરે છે, અને એથી જ તે અસાધુજનોને ગમતા નથી. પણ એ ધર્મ જાણવામાં કે પાળવામાં આ તપ વિના બીજો ગૂંચવાડો નથી. કુમુદ! ચંદ્રાવલીમૈયાની રસબુદ્ધિએ આપણે માટે યોજેલા તપમાં, અને આપણાં સૂક્ષ્મ જીવનમાં, ‘આપણે કેવી રમણીયતા અને સંસિદ્ધિ ધર્મથી અનુભવી છે?’

# ૩૮ સ્ત્રીજનનું હૃદય અને એ હૃદયની સત્તા

I pass, like night, from land to land ;
I have strange power of speech ;
That moment that his face I see ,
I know the man that must hear me :
To him my tale I teach .

**— Coleridge's Ancient Mariner .**

*शुश्रुवे प्रियजनस्य कातरम्*
*विप्रलम्भपरिशंकिनी वच:।*

-रघुवंश :

*आशाबन्ध: कुसुमसदृशं प्रायशोऽह्यङ्गनानाम्*
*सद्य:पाति प्रणयि हृदयं विप्रयोगे रुणद्धि।।*

-मेघदूत



ભગવી કંથા ધારી કુમુદ સાધ્વીઓ સાથે ગઈ અને સરસ્વતીચંદ્ર સૌમનસ્યગુફામાં સંસ્કારદીપક ઓટલા ઉપર બેસી પોતે જોયેલાં સ્વપ્નોના પોતે લખેલા ઇતિહાસ વાંચવા લાગ્યો અને પોતાના દેશનું અને દેશની વસ્તીનું કલ્યાણ શામાં છે અને કેવાં સાધનથી સાધ્ય છે તેના વિચાર કરવા લાગ્યો. વિચારે વિચારે એની સ્વપ્નસામગ્રી સહાયભૂત થઈ ને આખો દિવસ પ્રસન્ન ચિન્તામાં ગયો. ભોજનકાળ વિના એમાં બીજું વિઘ્ન આવ્યું નહીં અને કુમુદના વિના બીજા સત્ત્વે તેમાં વ્યવધાનશક્તિ બતાવી નહીં. અપ્રત્યક્ષ રહીને પણ અત્યારે કુમુદ જે વ્યવધાનશક્તિ બતાવતી હતી તે પણ સાત્ત્વિક પ્રીતિના સંસ્કારોનાં જાગૃત સ્વપ્નો ઉત્પન્ન કરીને જ બતાવતી હતી, અને જેવી રીતે તે સ્વપ્નમાં સહચારિણી થઈ હતી તેવી રીતે આજના જાગૃત વિચારોમાં પણ માત્ર વિચારરૂપે જ સહચારિણી થતી. સૂર્યાસ્તથી પાંચ-છ ઘડી પહેલાં તેના વિચાર સમાપ્ત થયા ને તેને અન્તે પોતાની ગુફાની ઉપલી અગાશીમાં ચડી ચારેપાસના સૃષ્ટિસૌંદર્યને આ પુરુષ જોવા અને ભોગવવા લાગ્યો. એ ભોગ-મેઘના ઉપર વીજળી જેવી વાણી ચમકવા લાગી.

'શરીરની શક્તિઓ શરીરના ભોગથી વધે છે ઘટે છે, તેમ મનની શક્તિઓ મનના ભોગથી વધે છે ઘટે છે, અને શરીર અને મનના વિવાહથી સંયુક્ત અવસ્થાને પામેલી શક્તિઓ એ બેના સંયુક્ત ભોગથી વધે છે ઘટે છે. અમુક માત્રામાં ભોગને રાખવાથી આ સર્વ શક્તિઓ વધે છે ને તે

માત્રાની મર્યાદા તોડવાથી એ જ શક્તિઓને એ જ ભોગ ક્ષીણ કરે છે. આ માત્રાનું તારતમ્ય અહીંના સાધુજનો જાણે છે, પ્રાચીન આર્યો જાણતા અને આજના પાશ્ચાત્ય લોક જાણે છે. એ શક્તિઓના વિકાસથી ને સદુપયોગથી લોકનું કલ્યાણ છે. સર્વ શ્રમમાં, સર્વ તપમાં, સર્વ ઉદ્યોગમાં, સર્વ સુખમાં, સર્વ દુ:ખમાં, સર્વ ભોગમાં અને સર્વ ત્યાગમાં, યોગ્ય માત્રા રાખ્યાથી આ કલ્યાણ સધાય છે અને તોડ્યાથી અકલ્યાણ સધાય છે. મારા દેશમાં આ માત્રાના અજ્ઞાને દુ:ખની હોળી સળગાવી છે ને મારા દેશી બંધુઓની સર્વ શક્તિઓને ક્ષીણ કરી દીધી છે. તે શક્તિ વધારવાને મારા વિદ્વાન બંધુઓના અને રાજ્યકર્તાઓના સર્વ પ્રયત્ન નિષ્ફળ થાય છે તેનું કારણ આ અજ્ઞાન અને આ અશક્તિ! એ અજ્ઞાનનો ને અશક્તિનો નાશ અશક્ય નથી. આર્યલોક માનતા[૧] અને પાશ્ચાત્યો માને છે કે અગ્નિ દેખાતો હોય તોપણ કાષ્ઠમાત્રમાં ગૂઢ રહેલો છે તે પ્રમાણે આ દેશના આર્યોમાં જ્ઞાન અને શક્તિ સ્થળે સ્થળે ગૂઢ — dormant રહેલાં છે — અલખ રહેલાં છે. તે ગૂઢ દૈવતને પ્રકટ કરવાં, અલખને લખ કરવાં, કરાવવાં, એ હવે મારો અભિલાષ, મારો ધર્મ, અને મારે પ્રકટવાનો મહાયજ્ઞ — તે અભિલાષની સિદ્ધિને માટે હું પૂર્ણ પ્રયત્ન કરીશ, એ ધર્મવિચારના આચાર પાળીશ, અને મહાયજ્ઞમાં આહુતિઓ આપીશ.



*અલખ રહ્યાં ગુણ શક્તિ નિરંતર*
*દેશકાળમાં સ્થળે સ્થળે;*
*તે સહુ અલખ જગાવું હવે હું!*
*અલખ બનો લખ! ભલે ભલે!*
*અલખ જગાવવા હું અધિકારી!*
*લક્ષ્મી મારી ભસ્મ કરું!*
*જનતા[૨] તે મુજ ભવ્ય દેહ, ત્યાં*
*ભસ્મ વિભૂતિ ધરી ફરું!*
*એ સંન્યાસ થકી પરિવ્રાજક*
*હું સંસાર-સ્મશાન તણો!*
*અલક ખેલનો સાક્ષી બનું છું.*
*લેખ રક્ત વૈરાગ્ય તણો.'*

આ કવિતા ગાતાં ગાતાં સરસ્વતીચંદ્ર ઊભો થયો હતો. ઉત્સાહમાં આવી હાથ ઊંચા કરી કરી ફરી ફરી ગાતો હતો, અને પોતે ગાય છે તે કોઈ સાંભળે છે કે નહીં તેનો વિચાર કર્યા વિના ઉચ્ચ સ્વરે આકાશ સામું જોઈ

ગાતો હતો. પણ એનાં સ્વગતવાક્યોના [૧] આરંભકાળથી જ કન્થાધારિણી શોકગ્રસ્ત કુમુદ એની પાછળ આવી, બોલ્યા ચાલ્યા વિના આવી, ઊભી રહી હતી, ક્ષણમાં ઊભી ઊભી આંસુ સારતી હતી તો ક્ષણમાં નીચું જોઈ વિચારમાં પડતી હતી, ક્ષણ વાર સરસ્વતીચંદ્રના પૃષ્ઠભાગનું દર્શન કરી પ્રતિમાદર્શનકાળના જેવા યોગમાં લીન થતી હતી તો ક્ષણ વાર નિ:શ્વાસ મૂકતી હતી, અને પવનથી હાલતી કૂંપળ પોતાની ડાળને વળગી રહે તેમ આ સર્વ અવસ્થામાં એમની એમ એક જ સ્થાને ઊભી રહી હતી. અંતે દીર્ઘ નિ:શ્વાસ મૂકી આંસુ લોહી, આગળ આવી અને સરસ્વતીચંદ્રને પગે પડી.

સરસ્વતીચંદ્ર કંઈક ચમક્યો પણ સ્વસ્થ બની પોતાને પગેથી કુમુદને ઊંચી કરવા નીચો પડ્યો અને કોમળ કંપતી દેહલતાને હાથમાં સાહી ઉઠાડવા લાગ્યો.

‘કુમુદસુંદરી! સાધુજનોમાં આ આચાર પ્રશસ્ત નથી એવું ચન્દ્રાવલીમૈયાનું જ વાક્ય છે માટે તમે ઊઠો.’

કુમુદ ઊઠતી ઊઠતી બોલવા લાગી: ‘મને દીક્ષા આપો, મારા શોકનો એક વાર નાશ કર્યો તેવો ફરી કરો; હું હજી સંસારિણી જ છું. ને આ કન્થા પહેરવાથી કંઈ ઉત્કર્ષને પામી નથી. આપના ચરણસ્પર્શે એક વાર મને આપના મહાસ્વપ્નમાં સહચારિણી કરી પવિત્ર કરી છે તો બીજી વાર આ પવિત્ર ઉત્કર્ષક ચરણનો સ્પર્શ કરું છું. તે એવા અભિલાષથી કે મારા ઉદ્ધારના કોઈ અતિ પવિત્ર માર્ગે આપ મને લઈ જાવ, અને જેમાં સંસાર કે સાધુજન કોઈ દોષ ન દેખે અને મારું કલ્યાણ થાય એવું ફળ આપો. સંસારને આપ સ્મશાન ગણો છો તો હું પણ તેને સ્મશાન જ ગણું છું, પણ મારા શોકને બળવાની ચિતા તેમાં સળગતી નથી ને એક વાર સળગી તો આ પવનને ઝપાટે વધારે લાગવાને ઠેકાણે હોલાઈ ગઈ! મારો દુર્ગન્ધી શોક એ ચિતા ઉપર એવો ને એવો પડેલો દેખાય છે. મારા શોકને, મારા વિકારને, અને મારાં કલંકને હવે આપ ભસ્મરૂપ કરો અને માત્ર એ ભસ્મની પેઠે જ આપના સહવાસમાં ઊડવાની શક્તિ આપો! એ વિના વધારે જીવન મારે હવે નથી જોઈતું.’



એને વાંસે હાથ મૂકી સરસ્વતીચંદ્ર કહેવા લાગ્યો: ‘કુમુદસુંદરી! તમારો શોક તમને પાવન કરે છે તે પ્રત્યક્ષ કરો. આ મારા હાથનો ને તમારા શરીરનો સ્પર્શ બે દિવસ ઉપર આપણને વિકારથી ભરતો હતો તે બેને અત્યારે પ્રકૃત અવસ્થામાં રહેવા દે છે — આ તમારા શોકનું શુભ પરિણામ આપણે બે જણ આપણા સૂક્ષ્મ અદ્વૈતને બળે અનુભવીએ છીએ. એથી વધારે ફળ આ શોક આપે એમ નથી માટે તેને હવે નિષ્કારણ ગણી ત્યજો. કાલ પ્રાત:કાળે ચંદ્રકાન્ત અત્રે આવે છે ને મારે તમારે કંઈ પણ એકાન્ત

વાર્તા કરવાનો પ્રસંગ તે પછી ન્યૂન થશે. માટે, શોકને શમાવી દઈ, મળી વેળાનો ઉપયોગ કરો તો સારું.'

કુમુદ ઊંચું જોઈ બાવરી બની બોલી: 'ચંદ્રકાન્તભાઈ ભલે આવે. આપણે શી વાત કરવી તે મને કંઈ સૂઝવાની નથી.'

સરસ્વતીચંદ્ર — 'તમે શાંત સ્વસ્થ થઈ બેસો તો હું સુઝાડું.'

કુમુદસુંદરી — 'આપ બેસો એટલે હું બેસીશ.'

સરસ્વતીચંદ્ર — 'ચાલો. બે જણ બેઠાં. પ્રથમ કહો કે સાધુજનોએ તમને શો ઉપદેશ કર્યો?'

કુમુદસુંદરી —'તેઓ મારા સ્વામીને સ્વામી ગણતાં નથી તો તેમના ઉપદેશ શા કામના?'

સરસ્વતીચંદ્ર — 'પણ તે સ્વામી હોય તો શા વિધિ આવે પ્રસંગે પાળે છે?'

કુમુદસુંદરી — 'સંસારીજન સાધુ થાય તે કાળે તેની પાસે સંસારનું સ્નાન કરાવે છે; ને એમની સંપ્રદાય આવે પ્રસંગે તો શબનો સ્પર્શ કરનારને જ સ્નાન કરાવે છે. સ્થૂલ શરીર પાછળ સાધુજનો શોક કરતા નથી. વિધવાઓ પતિના સૂક્ષ્મ શરીરને અમર ગણી તેના સ્થૂલ શરીરના મૃત્યુને માત્ર ક્ષણિક વિયોગરૂપ ગણે છે અને સ્થૂલ શરીરના કોઈ પણ અંશનો ક્ષય કરતી નથી. કેશકલાપ અને કરકંકણને, પતિસંયોગના સંસ્કારોનાં સ્મારક ગણી, પતિના જીવની પેઠે જાળવી મૂકે છે, અને બાકીના કૃત્રિમ અલંકારોને તો તેઓ સંયોગકાળે પણ પહેરતાં નથી તો વિયોગમાં તેનો ત્યાગ બાકી રહેતો નથી. આમરણાંત બાહ્ય શોકનો ત્યાગ કરવો એ સાધુજીવનનું રહસ્ય ગણાય છે અને અંત: શોકને પતિના સૂક્ષ્મ શરીરના યોગ વડે શમાવે છે. તેમની સૂક્ષ્મ પ્રીતિના અદ્વૈતથી આ યોગ વૈધવ્યકાળની સાથે જાતે પ્રાપ્ત થાય છે ને પ્રાપ્ત કરવો પડતો નથી. એમના વચનમાં શ્રદ્ધાથી અને આપની આજ્ઞાથી તેમનું વચન પાળી આ કન્થા મેં ધારી છે.'



સરસ્વતીચંદ્ર — 'પ્રિયજનના મૃત્યુને ક્ષણિક વિયોગ ગણી તેઓ એકવેણી કેશકલાપ રાખે છે ને કેશનો ત્યાગ કરતાં નથી એવું મારા સમજ્યામાં છે. વિયોગકાળે એવી એકવેણી રાખવાનો સંપ્રદાય મેઘદૂતમાં છે [૧] તે અહીં પળાય છે.'

કુમુદસુંદરી — 'તે સત્ય છે. સંસારિણીઓ નથી સમજતી વિયોગના ધર્મને નથી સમજતી સંયોગના મર્મ! દુષ્ટ સંસાર પતિવત્સલા પત્નીને વરઘેલી ગણી વખોડે છે ને દંપતીની પ્રીતિ જરી પણ પ્રકાશ પામે તો તેને સ્ત્રીચરિતના ચાળા ગણે છે! સાધુજનો એથી ઊલટા માર્ગને પ્રમાણે છે. મને તો કંઈ સમજણ ન પડતાં આ કન્થા ધારી અહીં આવી છું. મારા કેશ

છે કે નહીં તેનો હું વિચાર કરતી નથી. મારા અંત:શોકમાં ડૂબી બહારના વિધિની વાત ભૂલી જાઉં છું.'

સરસ્વતીચંદ્ર — 'તેથી જ તમે સાધુતાને પામો છો. તમે સાધુ છો.'

'કુમુદસુંદરી — જો આપનો એવો વિશ્વાસ હોય તો મારો શોક સરી જશે.'

સરસ્વતીચંદ્ર — 'હું માનું છું તે કહું છું.'

કુમુદસુંદરી — 'આપના જેવા સાધુજનમાં અન્ય સંભાવના સર્વથા અયોગ્ય છે તે મારા શોકે મને પળવાર કરાવી.'

સરસ્વતીચંદ્ર — 'તો વિચાર આરંભો અને છેલ્લો નિર્ણય કરી કહો કે આપણે હવે કેવી રીતે રહેવું છે ને કેવો આચાર પાળવો છે? કાલ સવારે ચંદ્રકાન્ત આવશે તેની પાસે હું તો પ્રકટ જ છું પણ તમારે ગુપ્ત કે પ્રકટ રહેવું અનુકૂળ છે?'

કુમુદસુંદરી — 'આપના મિત્ર આપના જેવા જ સાધુજન હશે. પણ મારા ચિત્તમાંથી સંસારની લજ્જા ને સંસારનો ભય ખસતો નથી. મને મરેલી કલ્પનાર માતાપિતા મને જીવતી અહીં આમ રહેલી જાણશે તો મારે માટે શી શી કલ્પના નહીં કરે? અતુલ મનોબળથી આપ જાતે શુદ્ધ રહી મારી વિશુદ્ધિનું પોષણ કરી રહ્યા છો તે કોણ માનશે? આપણને આશ્રય આપનાર સાધુજનોની કેટલી અપકીર્તિ થશે? આ પરંપરાએ અનેક પ્રશ્નો મારા હૃદયમાં ઊઠે છે ને મને કંપાવે છે. મારાં માતાપિતા આ સર્વ જાણી કેટલાં દુખી થશે ને પોતાની પ્રતિષ્ઠાનો કેવો નાશ થયો માનશે તે વિચારું છું ત્યારે તો હૃદય કોઈ રીતે કહ્યું નથી માનતું. મારા દુ:ખી સસરાજી કેટલા દુ:ખી થશે તેની કલ્પના તો કરી પણ જાય એમ નથી. સંસાર દુષ્ટ કુમુદને મૂએલી જાણે તેમાં સર્વનું કલ્યાણ છે.'



સરસ્વતીચંદ્ર — 'તમે કહો છો તે સત્ય છે ને તે પ્રમાણે કરવાનો માર્ગ તો એટલો જ છે કે ચાહો તો પરિવ્રાજિકાશ્રમમાં ને ચાહો તો ચંદ્રાવલીમૈયા પાસે તમારે આયુષ્યશેષ ગાળવું ને આપણે ચંદ્રકુમુદની કેવળ દૃષ્ટિની જ પ્રીતિથી સંતોષ માનવો.'

કુમુદસુંદરી — 'હરિ! હરિ! તું જે કરે તે ખરું.'

સરસ્વતીચંદ્ર — 'નિરાશ ન થશો. મેં તમારા મનનું લક્ષ્ય સાધવાનો એક માર્ગ બતાવ્યો.'

કુમુદસુંદરી — 'આપણે ઘણો વિચાર કરી નિર્ણય કર્યો હતો કે આપ કહો છો એવું આયુષ્ય માત્ર બે વર્ષ સુધી ગાળવું. ને તે પછીનું આયુષ્ય જુદી રીતે ગાળવું. હવે આપ કાંઈ જુદો જ માર્ગ બતાવો છો. મારું કોઈ નથી. આપ કહેશો તેમ કરવા હું તૈયાર છું.'

સરસ્વતીચંદ્ર — હું દ્વૈધીભાવ રાખી બોલતો નથી. આપણાં ખરા નામ વિનાની આપણી સર્વ કથા સુન્દરગિરિ ઉપર પ્રસિદ્ધ થઈ ગઈ છે ને જે કાળે મારું નામ પ્રગટ થશે તે કાળે તમારું પણ વગર કહ્યે પ્રસિદ્ધ થવાનું. મને તમને જાણનાર સ્નેહીજનોને અનુમાન કરવાનું કાંઈ બાકી નહીં રહે ને તમારાં માતાપિતા તમને ઓળખી કાઢશે ને મારા સમાગમમાં રહેલાં જાણી તેમની જે મનોવ્યથા તમે ટાળવા ઇચ્છો છો તે વ્યથાને તેઓ પામશે. મને પોતાને સંસારનો કે કોઈનો ભય નથી. સાધુજનો આપણા જે અદ્વૈતને માને છે તેને સ્વીકારી બે વર્ષ પછી પ્રસિદ્ધપણે તમારું પાણિગ્રહણ કરી મુંબઈ નગરીમાં જઈને પ્રકટપણે રહીશું તો તેમ કરવા સર્વ સાધન મારી પાસે છે ને મારા પ્રાયશ્ચિત્તની પૂર્ણાહુતિ તો તે વિના બીજી કોઈ પણ નથી. તેમાં મને ભય નથી પણ આવો લાભ છે, ને તમારાં માતાપિતાને મેં કહ્યો તે ભય છે. આ માર્ગોમાંથી જે તમને પ્રિય તે મને પ્રિય થશે.

કુમુદે નિ:શ્વાસ મૂક્યો. ‘આપની વાસના પ્રાયશ્ચિત્ત શોધનમાં જ સમાપ્ત થાય છે.’

સરસ્વતીચંદ્ર — ‘આટલું અદ્વૈત અનુભ્યા પછી દ્વૈતશંકા શા માટે કરો છો? એક માર્ગે અનેક ફળ મળતાં હોય તો શા માટે લેવાં નહીં? મારી વાસના કે પ્રીતિ કે જે કહો તે તમે પ્રત્યક્ષ કરી છે તો હવે તેમાં શા કારણથી શંકા રાખો છો? પ્રીતિની સિદ્ધિ સાથે પ્રાયશ્ચિત્તની પણ સિદ્ધિ સાથેસાથે થઈ જતી હોય તો શા માટે ન શોધવી? તમારો વિશ્વાસ ખોવા જેવું કાંઈ નવું કૃત્ય મેં કર્યું મને સાંભરતું નથી.’



કુમુદસુંદરી — ‘તો આ પ્રાયશ્ચિત્તનું નામ દેવું પડતું મૂકો અને એનો સંકલ્પ પણ તમારા મનમાંથી દૂર જાય તેને જ ગમે તો પ્રાયશ્ચિત્ત માનો ને ગમે તો મારા ઉપર પ્રીતિ કે કૃપા કરી માનો. મારે માટે આટલું દુષ્કર કરો.’

સરસ્વતીચંદ્ર — ‘એ પણ રમણીય કહ્યું અને હું તેમ વર્તવા પ્રતિજ્ઞા લઉં છું. તમારી પ્રીતિના બળ આગળ આટલામાં હવે મને કઈં દુષ્કર નથી.’

કુમુદસુંદરી — ‘આજ સુધી એમ થતું હતું કે બે વર્ષ પછીનું આયુષ્ય કેવી રીતે ગાળવું તે વિચારવાને બે વર્ષ ઘણાં છે, ને તે વિચારવાની આજથી શી ઉતાવળ છે? હવે આજથી જ એ વાત વિચારવાની આતુરતા આપે ઉત્પન્ન કરી છે.’

સરસ્વતીચંદ્ર — ‘જો હું પ્રકટ થાઉં છું તો તમારે સંબંધ ગમે તો પ્રકટ કરવો પડશે ને ગમે તો ગુપ્ત રાખવો પડશે. તે બેમાંથી શું કરવું એ પ્રશ્નને અંગે આ બધા ભવિષ્યનો વિચાર કંઈક પ્રાપ્ત થયો તે તમને પૂછ્યો.’

કુમુદસુંદરી — ‘હું તો મારી જાતને અને જીવનને ગુપ્ત રાખવા જ ઇચ્છુ છું. જગત મને મૂએલી જાણે નહીં તો મારે જીવવાનો સંદેહ સમજવો. આપનાથી દૂર રહી જીવી શકું એમ નથી, ને આપની પાસે

પ્રકટપણે રહી કેવળ સૂક્ષ્મપ્રીતિનો સંબંધ રાખીશ તોપણ જગત અપકીર્તિ કરશે ને માતાપિતાને અને સસરાજીને દુ:ખ થશે તે જોવાની સહનશક્તિ મારામાં નથી — તે જોવા કરતાં મરવું સારું.'

સરસ્વતીચંદ્ર — 'વાણી અને સ્ત્રી બેની સાધુતાને માટે આ દેશના જન ભવભૂતિ જેવાના કાળથી શંકાશીલ અને દુર્જન જણાયા છે [૧] તેમ હજી પણ જણાશે એવી તમને બીક લાગે છે.'

કુમુદસુંદરી — 'એ બીક ખોટી નથી.'

સરસ્વતીચંદ્ર — 'કાળ આવ્યે એ બીકનો ઉપાય કરીશું.'

કુમુદસુંદરી — 'આપની છાતી એટલી ચાલતી હશે. મારી તો રજ પણ ચાલવાની નથી.'

સરસ્વતીચંદ્ર — 'આપણા લોકને સ્ત્રીનાં સાધુચરિત સમજાવવા આપણે પ્રયત્ન કરીશું.'

કુમુદસુંદરી — 'તેમ કરવા જતાં આપ રાફડાની ધૂળમાં દટાઈ જશો ને સ્વપ્નમાં એ ધૂળ પાસે જવાનાં સાધન હતાં તેમાંનું એક પણ આ જાગૃતમાં મારી પાસે આવે એમ નથી. મારું હૃદય તો એ કલ્પનાથી જ કંપે છે. અમે અબલાજાતિ સ્વભાવથી બીકણ છીએ તેથી સારું કામ પણ ગુપ્તપણે કરી સ્વસ્થ રહીએ છીએ ને તેને પ્રકટ કરવાથી ડરીએ છીએ.'



સરસ્વતીચંદ્ર — 'એ અનુભવ આજ તમે કરાવો છો તો કહો કે તમારા હૃદયને કયા માર્ગથી સ્વસ્થતા મળશે? જ્યાં મારી બુદ્ધિ નકામી છે ત્યાં તમારા હૃદયને પૂછવામાં કાંઈ બાધ નથી ને તેના વિના બીજા કોઈને પૂછવાનું ઠેકાણું નથી.'

કુમુદસુંદરી — 'શું કરવામાં મારી છાતી નહીં ચાલે તે હું જાણું છું, પણ શું કરવામાં ચાલશે તે સૂઝતું નથી. આપ લોકનું કલ્યાણ કરવાને શક્તિમાન થઈ શકશો — પણ તે, લોકમાં પ્રગટ થયા વિના, બને એમ નથી. એ કલ્યાણકાર્યમાં આપ પ્રવૃત્ત થાવ ત્યારે મારા સહવાસ વિના સ્વસ્થ રહી શકવાના નથી ને એવે કાળે આપની સર્વ નાની નાની વાતોની સંભાળ રાખવાને આપને કુમુદ જેવી સહચારિણી આવશ્યક છે. છતાં કુમુદના સહચારથી આપ જ્ઞાતિબહાર થશો, લોકની નિન્દાના પાત્ર થશો, ને આપે લોકને પહેરાવવા ધારેલી પુષ્પમાળાઓને લોક સર્પ જેવી ગણી ફેંકી દેશે. હું એવું ઇચ્છું છું કે આપ સંસારમાં પ્રગટપણે રહો ને લોકનું કલ્યાણ કરો — પણ મારો સહવાસ આપે સ્વીકારવાથી એ વાત આપને નિષ્ફળ થશે ને મારો સહવાસ ત્યજવાથી આપના મનનું સ્વાસ્થ્ય થવાનું નથી ને આપના વિના મારી પોતાની દશાની તો વાત જ શી પૂછવી? મારી ઇચ્છા એવી છે કે આપ ચંદ્રકાંતભાઈ જોડે જઈ મુંબઈમાં પ્રકટપણે રહો ને મારા જેવી પણ અકલંકિત અખંડિત કોઈ અન્ય સહચારિણીને ભાગ્યશાળી કરો ને મારા

શૂદ્ર દુષ્ટ શરીરને આ ગિરિરાજના ખડકોની કોઈ ઊંડી ખોમાં કે પેલા સમુદ્રમાં બહુ જ સમાસ મળશે! મારે માટે હવે સંસારમાં કોઈ પણ સ્થાન ખાલી નથી ને મારા શબને માટે કોઈ પણ સ્થાન નાનું પડે એમ નથી. ઓ મારા વ્હાલા! હું કહું છું એ જ સત્ય છે ને સર્વને માટે કલ્યાણકારક છે. હું તમને છેલ્લા પ્રણામ કરી લેવાની આજ્ઞા માગું છું ને ઊઠું છું. મેં આપને ઘણા દુ:ખી કર્યા છે તે સર્વથા ક્ષમા કરો એવા આપ ઉદાર છો. ઓ મારા વ્હાલા! મને ઊઠવા દો! આ એક કામમાં મારી છાતી ચાલે છે.'

આટલું બોલતી બોલતી આંસુથી ઊભરાતી રોતી કુમુદ ઊઠી હતી તે પાછી ફરી અગાશીના દાદર ભણી જવા લાગી. સરસ્વતીચંદ્રની આંખમાં આંસુ ઊભરાયાં. આ કરુણ દર્શન તે વધારે વાર જોઈ શક્યો નહીં, ને ધર્માધર્મની સર્વ શંકાઓને ગુફાની બહારના ખડકો ઉપર ફેંકી દઈ, કુમુદની પાછળ જ એને પોતાની બાથમાં લઈ લીધી ને અગાશીના મધ્યભાગમાં એને છાતી સરસી દાબી એનાં આંસુ લોહવા લાગ્યો, ને આંસુ લોહી એને છાતીથી જરીક દૂર કરી એનું મુખ પોતાના મુખ સામું ધરી પૂછવા જાય છે ત્યાં કુમુદ શબ જેવી થઈ પૃથ્વી ઉપર ઢળી પડી ને સરસ્વતીચંદ્રે પોતાના હાથમાં ઝીલી લીધી ન હોત તો અગાશીની બહાર વીસ હાથ નીચે પડી જાત ને એ નાજુક બાળા ચૂરેચૂરા થઈ જાત.

સરસ્વતીચંદ્ર હાથમાંની બાળાના મુખ ઉપર પોતાના મુખને નિ:શંક લટકાવતો લટકાવતો અને તેનાં બિડાયેલાં નેત્રમાં પોતાનાં નેત્રની અશ્રુધારા સારતો સારતો કહેવા લાગ્યો: 'ઓ મારા ચન્દનવૃક્ષ! ઓ મારી કુમુદ! હવે કાંઈ વિચારવાનું રહ્યું નથી, તારે વિચારવાનો કંઈ પણ શ્રમ લેવાનો બાકી નથી! સંસારના સર્વ પ્રકારોથી તું પોતાને મુક્ત થઈ સમજ — મને કોઈનો ભય નથી, હું કોઈ સાધુધર્મનું ઉલ્લંઘન કરતો નથી! એવા ભય વિના, એવા ઉલ્લંઘન વિના હું સર્વ રીતે તારો છું અને સર્વાવસ્થામાં લોકકલ્યાણ કરવાને સમર્થ છું — તેમાં તારો સહવાસ વિઘ્નરૂપ નથી એટલું જ નહીં પણ તારું અદ્વૈત મારા મંગલ કાર્યમાં આવશ્યક છે. તારું આયુષ્ય મારે માટે નહીં — પણ મારે માટે અને મારા સદભિલાષોની સિદ્ધિને માટે આવશ્યક છે! ઓ મારી કુમુદ! તું હવે ઉચ્છ્વાસ પામ! હું તારો જ છું! તું મારી જ છે! પવિત્ર સાધુ જનોએ, દિવ્ય સિદ્ધાંગનાઓએ, અને ચિરંજીવોના દર્શનાધિકારે જે વાત સિદ્ધ કરી છે તેમાં રજ પણ શંકા ન કરીશ.'

આ શબ્દોમાંના આશ્વાસનથી કે બોલનારના શબ્દોચ્ચાર સાથે નીકળતા શ્વાસથી, એના હૃદયના અંતર્ભાગના સ્પર્શથી કે પ્રાણવિનિમયથી, એની પ્રીતિના સંપૂર્ણ વિકાસથી કે પોતાના કરમાઈ જતા આશા-પુષ્પ ઉપર પડતી મેઘવૃષ્ટિથી કુમુદ જાગૃત થઈ, સરસ્વતીચંદ્રના સ્કન્ધ ઉપર પોતાના હસ્ત ટેકવી એના જ કંઠના આધારથી, નીસરણી ઉપરથી પાછે પગલે બાળક ઊતરે તેમ, સરસ્વતીચંદ્રના હાથમાંથી નીચે ઊતરી સામી ઊભી રહી ને હાથ દૂર લઈ, આંસુ લોહી બોલવા લાગી.

‘ક્ષમા કરજો! વિચાર ન પહોંચવાથી હું આ દશાને પામી હતી. હું મૂર્છાવશ ન હતી પણ વિચારવશ હતી ને આપનું કહેલું સાંભળ્યું પણ ખરું ને વિચાર સૂઝ્યો છે પણ ખરો. આપના યોગને પામી, આપની સેવાનો અધિકાર પામી આપના દુ:ખનું કારણભૂત થનારી આત્મહત્યાને હવે હું શોધવાની નથી. સાધુજનો જે સત્ય ધર્મ પાળે છે તે ધર્મને માની હું સત્ય બોલવા, અને છું તેવી જગતની આંખે દેખાવા હવે તત્પર છું. જો સનાતન ધર્મ પ્રમાણે આપણું અદ્વૈત છે, જો આપણે વરણવિધાન વિના હૃદયના વિવાહથી વરી ચૂકેલાં છીએ અને એ વરણ આટલું અનિવાર્ય નીવડ્યું છે, જો આપ મારા હૃદયના સ્વામી છો, તો પછી પૃથ્વી જેવી હું જ્યાં દૃષ્ટિ કરીશ ત્યાં દ્યૌ જેવા આપને જ દેખીશ! માતાપિતા કરતાં અને એમનાં સુખદુ:ખ કરતાં પતિવ્રતાને મન સ્વામી જ વિશેષ છે, તો હું પણ એ ધર્મને અનુસરીને કંઈ પણ અન્ય વિચાર ન કરતાં લોકલજ્જાને કે કૃત્રિમ શાસ્ત્રોને ન સ્વીકારતાં, સર્વ શાસ્ત્રનું શાસ્ત્ર આપણી પ્રીતિ છે તેને જ વશ થાઉં છું! એ પ્રીતિ પિતાએ જ ઉત્પન્ન કરી છે, લોકવ્યવહારથી ભૂલ ખાઈ આપેલું દાન ન આપ્યું ગણી મારા કન્યાશરીરનું એ જ પિતાએ અન્યત્ર દાન કર્યું તે દાનના લેનાર પ્રતિ મારો ધર્મ સમાપ્ત થયો છે, અને હૃદય તો પિતાએ મૂલ પ્રકટ કરેલા યજ્ઞની વેદી ઉપર જ હોમાયું છે — અને આપના જેવા આટલા મનોબળવાળા સાધુજન એ હોમને ધર્મ્ય ગણો છો!- તો હવે હું કાંઈ વિચારતી નથી. આપના સન્મિત્ર પાસે મારાં નામરૂપ પ્રકટ કરો ને આપને અહીં સુધી શોધવા આવનાર મિત્ર આપના જેવા જ સજ્જન હશે અને કંઈ પણ સદ્વિચાર બતાવશે. મારું સર્વ આયુષ્ય આપની સૂક્ષ્મ પ્રીતિથી તૃપ્ત થશે ને સ્થૂલ પ્રીતિના સ્થૂલ ભોગની વાસનાને આપના આશ્રયથી હું દૂર રાખી શકીશ! મારા હૃદયમાંથી પ્રીતિનું વૃક્ષ ઉખાડી શકતી નથી ને કોઈ ઉખાડી શકે એમ નથી. આપની છાયાની પેઠે હું ચુડુબોધિની ધર્મપત્ની પેઠે, સૂર્ય પૃથ્વીને રાખે છે તે પૃથ્વીની પેઠે હું આપનો ધર્મસહચાર કરીશ. સંસાર કહેશે તે સાંભળી રહીશ, પિતામાતાનાં દુ:ખ જોઈ લોઈ રહીશ, પણ મારો ધર્મ તો આ દેખું છું તે જ પાળીશ. ઓ મારા પ્રાણનાથ! આપ હવે મારા સર્વ વિચારનો ત્યાગ કરી કેવળ લોકકલ્યાણના જ વિચાર કરો. આપના હૃદયમાં જે દેશ અને લોક વસી રહ્યા છે તેમની હું સપત્ની નહીં થાઉં — પણ એ દેશ અને લોકની સેવાને અર્થે આપ જે યજ્ઞ માંડશો તેમાં હું આપની સહધર્મચારિણી થઈશ! આજની રાત્રિ એ યજ્ઞના વિધિ સમજાવવામાં ગાળો. પ્રાત:કાળે ચંદ્રકાન્તભાઈ પાસે વગર શંકાએ મને બોલાવજો! આ સિદ્ધમન્દિરની પવિત્ર છાયાઓ મારા હૃદયનો સ્પર્શ કરતી અત્યારે હું અનુભવું છું ને એ સ્પર્શના તાત્પર્યના બોધને આપનો ચિન્તામણિ પ્રકટ કરશે. તે આપણા સંસ્કારોને શુદ્ધ કરશે. આપણા વ્યવહારનો નિશ્ચય તો આપના તટસ્થ મિત્રને જ સોંપજો.’



---

૧ . *अग्निस्तेजोमहांल्लोके गूढस्तिष्ठति दारुष।* ૨ . *જનસમુદાય.*

૧ . પોતાના મનને કહેલાં વાક્ય.

१ . *आद्ये बद्धा विरहदिवसे या शिखा दाम हित्वा*
*शापस्यान्ते विगलितशुचा तां मयोद्वेष्टनीयाम्।*
*स्पर्शक्लिष्टामयमितनखेनासकृत्सारयन्ती*
*गण्डाभोगात्कठिनविषमामेकवेणी करेण।।*

१ . *यथा स्त्रीणां तथा वाचां साधुत्वे दुर्जनो जनः।*

## ૩૯ દેશપ્રીતિનું મનોરાજ્ય

*शतेषु जायते शूर: सहस्त्रेषु च पण्डित:।*

*वक्ता दशसहस्त्रेषु दाता भवति वा न वा।।*

*इन्द्रियाणां जये शूरो धर्म चरति पण्डित:।*

*सत्यवादी भवेद्वक्ता दाता लोकहिते रत:।।*

**— વ્યાસ; મહાભારત**

(**અર્થ** : સેંકડોમાં એક શૂર થાય; હજારોમાં એક પંડિત થાય; દશ હજારોમાં એક વક્તા થાય ને દાતા તો ઉત્પન્ન થાય કે ન થાય. શૂર તે ઇન્દ્રિયો જીતવામાં; પંડિત તે ધર્મ ચરવામાં; વક્તા સત્યવાદી થાય તે; અને દાતા લોકહિતને માટે દાન કરે તે.)

'Convinced as he was that 'success in the modern world was to be obtained only by adaptation to the needs of modern life, he wished his fellow-Hindus to unite an inner light of divine philosophy, drawn from their traditional sources, and generously interpreted, to a mastery of the physical science, and the means of natural improvement.' Jurist, statesman scholar, orator, poet, lover of Nature, and meditative sage, he remain to West the convincing proof that 'it is by the word and example of him and his like that India must be regenerated, and the moral endowments of her children made noble, serviceable for the general welfare of mankind .'*Fraser's Literary History of India on our late Mr. Justice Kasbinatb. T. Telang* .



'Year by year the leanders of Indian thought in India spread their influence over ever-widening circles, though what the final result may be when these leaders, infused with all the best of the spirit of the East and West, rise up to proclaim that East and West have met, and from the union new forms of thought, new modes of artistic expression, new ways of viewing life, new solutions of religious, social, and moral problems have been produced as they must be, is one that whole past history of the world teaches us to be watched with hope, not fear or doubt .'

*- Ibid, On the Fusing Point of Old and New .*

"On a poet's lips I slept ,
Dreaming like a love-adept .
In the sound his breathing kept .
Nor seeks nor finds he mortal blisses
But feeds on the aerial kisses
Of shapes that haunt thought's wildemesses .
He will watch from dawn to gloom
The lake-reflected sun illume
The yellow bees in the ivy bloom ,
Nor heed nor see what thing they be ,
But from these create he can
Forms more real than living man ,
Nursling of immortality .
One of these awakened me
And I sped to succour thee .'



**— ' A Sprit of the Mind .'**

**Shell's Prometheus Unbound .**

વૃક્ષના ઉપર વેલી વીંટાતી હોય તેમ અત્યારે સરસ્વતીચંદ્રના હૃદય ઉપર કુમુદ વીંટાઈ. તેનું સૂક્ષ્મ શરીર સ્થૂલ શરીરને ભૂલી ગયું. કેવળ હૃદય હૃદયને જોવા લાગ્યું, અને મુખ તો માત્ર હૃદયના ગાનિના વાજા જેવું થઈ ગયું.

સૂર્ય આકાશમાં પોતાનું તેજ મૂકીને પૃથ્વીના સીમાભાગની રેખા નીચે ઊતરી પડતો હતો અને તે તેજ પણ આ સૂક્ષ્મ દંપતીનાં અંતઃકરણમાં ઊતરી પડ્યું હોય તેમ થોડી વારમાં સ્થૂલ જગતમાં સ્થૂલ રાત્રિ પડી, અને એ રાત્રિ આ ચિરંજીવપ્રિય દંપતીને અજ્ઞાત આનંદ આપવાને શક્તિમતી થાય એવું કરવાને ચન્દ્ર અને ચન્દ્રિકા સંપૂર્ણ કલાથી ઉદય પામ્યાં.

'કુમુદ! પ્રિય કુમુદ! પુરાણ પુરુષની સત્તા જેમ જગત માત્રને એક કરી લે છે તે જ પ્રાણે આ ચન્દ્રિકા પણ જગતને એકાકાર એકાનન્દ કરતી નથી ભાસતી?' સરસ્વતીચંદ્ર ચારે પાસ દૃષ્ટિ ફેરવતો બોલ્યો.

કુમુદસુંદરી — 'એમ જ છે — ને એ ચન્દ્રની ચિરંજીવતાનું રમણીય ફળ છે.'

સરસ્વતીચંદ્ર — 'આ દીર્ઘ પ્રહરવાળી રાત્રિને આપણે એક ક્ષણ પેઠે ગાળીએ એવો અભિલાષ મારા હૃદયમાં આ ચંદ્ર પેઠે ઉદય પામે છે.'

કુમુદસુંદરી — 'આપણે આપણા સર્વ આયુષ્યને આનંદની ક્ષણ પેઠે ગાળી નાખીશું.'

સરસ્વતીચંદ્ર — 'હૃદયના વિવાહના એ મનોરથનું આપણે વિવહન કરીશું. મધુર મધુરી! કંઈક મધુર વસ્તુ ગા.'

કુમુદસુંદરી — 'વિધાતાએ તો લેખ લખ્યા છે!

પ્રાણનાથ શું પ્રાણ જડ્યા છે!

બન્યો એવો ચિરંજીવ યોગ!

જો જો તારા! ચન્દ્ર! ચકોર!'

સરસ્વતીચંદ્ર — 'એ સત્ય છે. આ તારા અને ચન્દ્ર પણ ચિરંજીવ છે. તેના ભણી આપણું ત્રસરેણુક જીવન ચકોર પેઠે ઊડશે અને સ્થૂલ ભોજન ત્યજી માત્ર સૂક્ષ્મ ચંદ્રિકાનાં કિરણનું પાન કરશે.'



કુમુદસુંદરી — 'લોકસંઘ આ તારાઓ પેઠે આપણી દૃષ્ટિમર્યાદામાં ઊભરાય છે પણ તે દૂરથી ચમકારા કરે છે અને આપણો દેશ ચંદ્રની પેઠે પાસે રહી આપણી દૃષ્ટિને ભરે છે. આપણે ચકોરદંપતી પેઠે તેને જોઈ રહીએ છીએ.

સરસ્વતીચદ્ર — 'એમ જ.'

કુમુદસુંદરી — 'આપણે અલ્પ દેહવાળાં પૃથ્વી પરનાં પક્ષી આ ચંદ્રનું શું કલ્યાણ કરી શકીશું?'

સરસ્વતીચંદ્ર — 'આખો દિવસ એ વિચાર કરી હું શાંત થઈ ગયો છું ને હવે એ ચંદ્રની ચંદ્રિકા મારા શરીરમાં અને મસ્તિકમાં નિદ્રાનો અભિષેક કરે છે. કુમુદ! નિદ્રા મને ઘેરે છે ને નીચે જવા જેટલી સત્તા મારામાં નથી.'

કુમુદસુંદરી — 'એ ચંદ્રિકામાં જ એટલી સત્તા હોય તો તેને ઓઢીને આપ અત્ર શયન કરો.'

સરસ્વતીચંદ્ર — 'હા.'

નીચે ઊગેલા ઘાસમાં એ સૂઈ ગયો ને ગમે તો નિદ્રામાં એણે જાતે મૂક્યું કે ગમે તો કુમુદે પડતું ઝીલ્યું — પણ એનું મસ્તક કુમુદના ખોળાનું ઉશીકું કરી સૂઈ ગયું.

એની નિદ્રા ગાઢ દેખાઈ. એના નિદ્રાવશ મુખ ઉપર ચંદ્રનાં કિરણ રમતાં હતાં અને પોપચાં ઉપર ભાર મૂકતાં હતાં. એની મૂછોમાં પવન સરતો હતો. એ સર્વ દર્શન કુમુદ આજ સ્વસ્થ ચિત્તથી કરતી હતી ને વિકાર વિના વિચાર કરતી હતી.

‘આજ સુધી મારી પ્રીતિ સ્વાર્થી હતી. ભોગમાત્રમાં સ્વાર્થ છે ને ભોગની તૃષ્ણાથી થનારી પ્રીતિ સ્વાર્થની જ પ્રીતિ છે; યૌવન થઈ રહેતાં એ પ્રીતિનો નાશ થાય છે. મારી પ્રીતિને હવે શારીરિક ભોગની વાસના નથી. આ પ્રિયજનનું કલ્યાણ જોવું, એને હાથે લોકનું કલ્યાણ થતું જોવું — એ જ હવે મારી વાસના છે. પાંચાલીદેવીના માથા આગળ કુન્તીમાતા બેઠાં હતાં તેમ આ મંગળમૂર્તિના શિરને લઈ હું બેઠી છું — તે એમના મહાપ્રયાણમાં એમને વિશ્રાન્તિ આપવાને જીવી છું ને જીવીશ. મન્મથ! તું હવે બે જણના ઉરમાંથી ભસ્મસાત્ થયો છે. પત્નીનું અર્ધાંગના સ્વરૂપ ઘણા પ્રકારે સધાય છે. જે મહાન કાર્ય એમને આરંભવું છે તેમાં હું એમની મંત્રી-મંત્રિણી-થઈશ, એમનાં સાધનમાં દાસી થઈશ, અનેક ક્લેશભરેલી એમની લોકયાત્રામાં એમના મનને અનુકૂલ થઈ, એમની વિશ્રાન્તિનું સ્થાન થઈશ, અપરિચિત પ્રયાસથી એ ગભરાયા હશે ત્યારે કુન્તીમાતા જેવી થઈ ક્ષમા અને ધીરતા એમની પાસે રખાવીશ, એમના ગૃહસંસારમાં ભોજનાદિ સર્વ પ્રસંગોમાં એમની વેદીને પુષ્ટ કરવામાં માતા વિનાના આ બાળકની માતા થઈશ, મારા ગુણથી એમના કુળનો ઉદ્ધાર કરીશ. સ્ત્રીએ કરવાનાં એ સર્વ કાર્ય કરીશ.[૯] આ સર્વ વાતમાં એમની સ્ત્રી છું તે થઈશ. માત્ર શયનકાળે રંભા થવાનો નિષેધ છે. ચંદ્રાવલીની પેઠે તે નિષેધ પાળીશ, ને એટલી વાતમાં મારા એમના દંપતીધર્મની કળા ન્યૂન રહેશે — તે પણ એમણે દર્શાવેલા બોધથી એમની સાથેના જ અદ્વૈતના બળથી — તેમાં દોષ નથી — ગુણ નથી. આખા દેશને એમણે પોતાનું કુળ કરી લીધું છે ને તેનો ઉદ્ધાર કરવા ઇચ્છે છે તેમાં હું એમની આમ ધર્મપત્ની થઈશ, ને સ્થૂલ ભોગમાં વિરક્ત રહીશ! પછી સંસાર મારો કે એમનો શો દોષ કાઢશે? ને મારામાં દોષ ન છતાં સંસાર દોષ દેખશે તો દેખો.

*अपोपेऽहं कुले जाता मयि पापं न विद्यते।*

*यदि सम्भाव्यते पापमपापिन्या हि किं मया।।* [૧]

આ મહાત્માને પ્રસંગે રંક કુમુદને આજ આટલું મનોબળ આપ્યું છે. કુમુદ! તારામાં કાંઈ સત્ત્વ નથી, સુન્દરતા નથી, કે પવિત્રતા નથી. તેમાં આ નરરત્ન સુન્દરતા જુએ છે, પવિત્રતા માને છે, ને સત્ત્વ મૂકે છે! તારું કર્તવ્ય એટલું જ કે એની પ્રીતિને-કૃપાને-પાત્ર થવું, એ દીવા પેઠે પરમ જ્યોત ધરે તેને માટે એમની વાટ સંકોરવી, ને એમાં તેલ પૂર્યાં કરવું! એટલો નિર્દોષ અધિકાર પામી છું તો તે પાળીશ.’

સરસ્વતીચંદ્રને કપાળે હાથ ફેરવતી ઊંચે જોઈ ધીરે સ્વરે ગાવા લાગી:

*‘આકાશના ચંદ્ર! આ ચંદ્ર તારાથી વધારે છે.*

*મારે માટે આવું તે આનું વહાલ છે,*

*મારે માટે આવા તે આના હાલ છે!*

*પૂરો શ્રીમાન ને વિદ્વાન આ*

*મારી પ્રીતિમાં થયો બેહાલ આ!*

*મને સૂઝતાં નથી માતા ને પિતા,*

*ત્યજ્યા મારે માટે એણે તો પિતા!*

*ત્યજી લક્ષ્મી, ત્યજ્યાં ગૃહમિત્રને,*

*શોધી એકલી રંક કુમુદને,*

*એને માટે ઇચ્છું તે ઓછું પડે,*

*એને માટે શોધું તે ના જડે.*

*ચંદ્ર! તેજ તારું જડ સર્વ છે.*

*મારા ચંદ્રમાં ચેતનરસ બધે!’*



ગાવું બંધ કરી હાથ ફેરવતી ફેરવતી બોલ્યા ચાલ્યા વિના બે કલાક એ જ દશામાં બેસી રહી ને પ્રિયમસ્તકનો ભાર એના ખોળાને જણાયો જ નહીં. અંતે સરસ્વતીચંદ્ર હાલ્યો, જાગૃત થયો, બેઠો થયો, ને બે જણ સ્વસ્થ થઈ નીચે ગયાં. ઓટલાને એક છેડે એ બેઠો ને બીજે છેડે કુમુદ બેઠી. કુમુદે વાત કાઢી:

‘હવે આપણે મારી વાતો કરવાની કાંઈ બાકી નથી. આપે આપનું આયુષ્ય શેષ કેવી પ્રવૃત્તિમાં ગાળવું ધાર્યું છે તે સમજાવો.

સરસ્વતીચંદ્ર — ‘ઘણાં વર્ષના મારા અભિલાષ સિદ્ધ કરવાનો માર્ગ આ સ્થાને અને તમારા અદ્વૈતે જ મને સુઝાડ્યો છે. મધુરી! મને એક વાર કહો — સ્પષ્ટ — અને અંત:કરણ ઉપર વાસેલા આગળા ઉઘાડી — કહી દો કે આપણાં જીવનનો સમાગમ તમે કેવળ સૂક્ષ્મ ઇચ્છો છો કે સ્થૂલ ને સૂક્ષ્મ ઉભય ઇચ્છો છો? તમે જે માર્ગ ઇચ્છશો તેને અનુકૂળ રહી મારી અભિલાષસિદ્ધિ શોધવાનું મને સૂઝ્યું છે.’

કુમુદસુંદરી — ‘જો આમ કે તેમ બે વાતને માટે અનુકૂળ માર્ગ આપને સૂઝ્યો છે તો આ પ્રશ્ન તેને માટે નકામો નથી?’

સરસ્વતીચંદ્ર — ‘જો આમ હોય તો એક માર્ગ છે ને તેમ હોય તો બીજો માર્ગ છે. એમ બે જુદા માર્ગ જડે છે માટે પૂછવાનું થાય છે.’

કુમુદસુંદરી — 'સ્ત્રીજનના હૃદયનો સ્વભાવ આપ સમજો છો. મારી બુદ્ધિ અનેક નિર્ણય કરી એક નિર્ણય ઉપર આવી છે એ સત્ય છે; પણ સ્ત્રીનાં હૃદય દીવાની જ્યોત જેવાં છે તેનો શો વિશ્વાસ? અમારી બુદ્ધિઓ અમારા હૃદયના હાથમાં ને હૃદયનો દીવો પવનના હાથમાં આપના જેવા સમર્થ સત્પુરુષો અમારે માટે જેવાં ફાનસ રચશો તેમાં અમારી શક્તિ પ્રમાણે અમારા હૃદયના દીવા બળશે ને આપને પ્રકાશ આપશે. મારે માટે કેવું ફાનસ આપવું એ આપને સૂઝતું ન લાગ્યું માટે જ ચંદ્રકાંતભાઈને પૂછવા ઉપર રાખ્યું. જ્યારે વહાણના પોતાના સઢ ચાલતા નથી ત્યારે વહાણવટી ખાલસીઓને હલેસાં મારવા બેસાડે છે. જ્યારે આપણા સઢ ન જ ચાલ્યા ત્યારે આપના સન્મિત્રને હલેસાં ઉપર બેસાડવાનું મને સૂઝ્યું તે કહ્યું. મને લાગે છે કે હવે આપને જે જુદા જુદા માર્ગ સૂઝ્યા હોય તે સર્વ મને કહી દો. આ વિષયમાં આપના પૌરુષ હૃદયનું તેજ ધારવાને મારું સ્ત્રૈણ હૃદય ઉત્કટ આતુર થઈ ગયું છે. પ્રિય મેઘની વૃષ્ટિને માટે જેમ પૃથ્વી ઊકળે તેમ આપના હૃદયમાંથી થવાની વૃષ્ટિને માટે હું આતુરતાથી ઊકળું છું, ને આપની વૃષ્ટિ કલ્યાણકર જ હશે એવી શ્રદ્ધાથી તેની ધારાઓનું મારા હૃદયકમળમાં આધાન પામવાને માટે સજ્જ છું. રાત્રિના અંધકાર જેવા સંસારના અંધકાર આપણી બેની વચ્ચે અંતરાયરૂપ થાય છે તે છતાં આપની રસગર્જના એ અંધકારને ભેદી મારા હૃદયમાં સંભળાઈ છે, ને અનેક શોકથી શ્યામ થયેલા મેઘના જેવા આપના તેજને હું રંક પૃથ્વી જેવી નીચેથી દેખું છું. [૧] હવે એ પડદો ચીરી નાખો. આપના મનમાં જે પુરુષાર્થના અભિલાષ ઘણા કાળથી બંધાયા છે તે મારા હૃદયમાં રેડી દો ને શાસ્ત્ર પ્રમાણે વિવાહફલનો ઉચ્ચગ્રાહ — આપ દ્યૌ ને હું પૃથ્વી — તે સિદ્ધ કરી દ્યો! ઓ મારા પ્રિયતમ પ્રિય! આપની જે કુમુદ સ્વભાવે રંક, અજ્ઞાની ને લજ્જાશીલ છે તે આ સ્થાનના કોઈ સત્ત્વોને બળે આજ આપની પાસે બલવતી, પ્રબુદ્ધ અને ધૃષ્ટ થાય છે [૧] '



સરસ્વતીચંદ્ર — 'અવશ્ય આ સ્થાનનો અને થયેલાં સ્વપ્નોનો પ્રભાવ તમને આ નવી પ્રકૃતિ આપે છે! અથવા સિદ્ધાંગનાઓએ સ્વપ્નમાં આપેલા અદ્વૈત વસ્ત્રના છેડા તમને આ સૂક્ષ્મ પ્રીતિની વિકાસ-અવસ્થાનો અનુભવ આજના પરિપાક પામેલા જાગૃતમાં આપે છે!'

કુમુદસુંદરી — 'જે હો તે હો. આપ હવે આપના મનોરથ મને કહી દ્યો કે એ મનોરથની ધરીએ જોડાવાના બે અશ્વને સ્થાને આપણે બે તરત જોડાઈ જઈએ. આપના હૃદયમાં મારું હૃદય પ્રવેશ કરે છે તેને માટે દ્વાર ઉઘાડાં મૂકો.'

સરસ્વતીચંદ્ર — 'મધુરી! પ્રિયા! એમ જ છે તો સાંભળ. મારી જનની જેને આપણે સિદ્ધરૂપિણી જોઈ તેની પાસેથી અને મારાં પિતામહી પાસેથી મને મળેલું દ્રવ્ય હું મુંબઈ છોડતી વેળા ચંદ્રકાંતને આપતો આવેલો છું. એ તેમનું શુદ્ધ સ્ત્રીધન તેમના દાયાદ [૨] રૂપે હું પામેલો છું. કુમુદની સુંદર

મૂલ્યવતી છબી એને માટે કલ્પેલા રંગભવનમાં રાખી અને એને આપવાની મુદ્રા વિશેષ વ્યય કરી તૈયાર કરાવી તે આ દ્રવ્યના પ્રતાપથી. એ છબી મુંબઈમાં રહી, અને તે પ્રતિકૃતિની પ્રકૃતિરૂપ કુમુદને જ આજ હું આમ નવીનરૂપે પામું છું. એ તેને આપવાની મુદ્રા સુવર્ણપુરથી નીકળ્યા પછી એક દુ:ખી વણિકને દ્રવ્યવાન કરવાને મેં પહેરાવી દીધી છે અને કુમુદને માટે આ સિદ્ધાંગનારૂપ થયેલી શ્વસુર-જનનીએ આપેલી ચિન્તામણિ મુદ્રા જ તેમની પૌત્રીને આપવાને મારી પાસે શેષ રહી છે.

કુમુદસુંદરી — 'સ્થૂલ સૂક્ષ્મ પ્રીતિના એ સ્થૂલ પ્રસાદ જાતે આમ છૂટા પડ્યા તે કેવળ — સૂક્ષ્મ પ્રીતિને ઉચિત જ થયું છે. હવે આ કંથાઓમાં જ આપણી સ્થૂલ સ્મૃદ્ધિની સમાપ્તિ રહે તેમાં ચન્દ્રાવલીમૈયાએ જિવાડેલી કુમુદના જીવનનું પરિપૂર્ણ સાફલ્ય છે.'

સરસ્વતીચંદ્ર — 'કુમુદ-કુમુદસુંદરી! સિદ્ધ પ્રીતિના અદ્વૈતને બળે ઘડીમાં તમને તું કહું છું ને ઘડીમાં તમે કહું છું — ઘડીમાં કુમુદ કહું છું ને ઘડીમાં કુમુદસુંદરી કહું છું! ક્રમ વિના આમ ઘણુંક અર્થ વિનાનું મારાથી અને તમારાથી બેથી બોલાઈ બકાઈ જવાય છે. [3] તે ભાગ બાદ કરી બાકીનું સમજી સંગ્રહી લેજો. આજ સુધી અનેક વિચારો મનમાં ઘોળાયાં કરતા હતા તેમને સ્થાને હવે એક વિચાર પરિપાક દશામાં આવતો જાય છે — તેમાં તમે મારાં સહધર્મચારિણી થશો એવી શ્રદ્ધા થઈ છે. મારી જનનીએ ને માતામહીએ મળી મારે માટે ચાર-લક્ષ રૂપિયા મૂકેલા હતા તેના વ્યાપારાદિ સાધનથી મેં આજ લગભગ છ સાત લક્ષનો સુમાર વધારા સહિત કરેલો છે. એ સર્વ સંગ્રહ મારા સર્વ મનોરાજ્યની સિદ્ધિને માટે પૂર્ણ નથી. કાળ જતે, ચાર વર્ષે કે પાંચ વર્ષે, તે સંગ્રહ મારા મનોરાજ્યના એક અંગને માટે બસ થશે ત્યાં સુધી ચંદ્રકાંતના હાથમાં એ વધ્યો જશે ને આપણ આ સાધુજનોમાં એકાન્ત અપ્રસિદ્ધ સૂક્ષ્મ જીવન વ્યતીત કર્યાં જઈશું.'

કુમુદસુંદરી — 'તે કાળ પરિપાક થયે એ દ્રવ્યનું શુ કરવા ઇચ્છો છો?'

સરસ્વતીચંદ્ર — 'તમારું શરીર હવે અસ્પૃષ્ટ પવિત્ર રહેશે ને તમારી સૂક્ષ્મ કલ્યાણસમૃદ્ધિનું હું આસ્વાદન કરી શકીશ તે જ રીતે મારી એ લક્ષ્મીનું શરીર અસ્પૃષ્ટ રહેશે — તેનો વ્યય નહીં થાય અને તેના ઉત્પન્નનો વ્યય થશે. એ ઉત્પન્નમાંથી એક વર્ષે આ દેશમાં વિદ્વાન ધનવાન વ્યાપારી ઉત્પન્ન થઈ શકશે ને બીજે વર્ષે આ દેશની રંક પ્રજાના કલ્યાણનાં બીજ રોપાશે. એમ ઉત્પન્નમાંથી વર્ષે વર્ષે વારા ફરતી ચિરકાળની વ્યવસ્થા થઈ શકશે. 'બી.એ.' સુધીની પરીક્ષામાં તરી ઊતરેલા વિદ્વાનોમાંથી જેને વ્યાપારી થવાની શક્તિ અને વૃત્તિ હશે એવા બુદ્ધિમાન નરોમાંથી એક જણને કંઈ નિયમો પ્રમાણે શોધી કાઢી તેને વ્યાપારકાર્યમાં સિદ્ધ કરી શકાશે, અને એવી કલ્પના છે કે આવા નરને તે સિદ્ધિને અંતે ચાળીસ

હજાર રૂપિયાની ઓછામાં ઓછી મૂડી મળે. તે નરનું શોધન થાય કે તરત તેણે આ દેશમાં જ કોઈ સમર્થ વ્યાપારીઓ પાસે વ્યાપારમાં સિદ્ધ થવું અને તેણે માત્ર ત્રીસ રૂપિયાના માસિક વેતન-પગારથી પોતાના વ્યયનો નિર્વાહ કરવો. આ પ્રમાણે બે વર્ષ તેણે આ દેશમાં વ્યવહારમાં આવી રીતની કરકસરથી રહેતાં ને વ્યાપારીની કળાનું ઉપાર્જન કરતાં શીખવું. તે પછી તેણે ત્રણ વર્ષ યુરોપમાં કે અમેરિકામાં અથવા બે દેશમાં મળી ગાળવાં ને ચાળીસ હજારની મૂડીના વ્યાજમાંથી એ દેશોમાં તેણે નિર્વાહ કરવો અને વ્યાપારકળામાં નિપુણ થવું. તે પછી પૃથ્વીના બીજા કોઈ ભાગમાં એક વર્ષ, ને અંતે આ દેશમાં બે વર્ષ ગાળવાં. એના સર્વ પ્રવાસનું યોગ્ય ખરચ તે આ દેશમાં હોય ત્યાં સુધી માત્ર રૂપિયા ત્રીસનું અને પરદેશમાં ચાળીસ હજારના વ્યાજ જેટલું એને વેતન આપવું. આટલાં વર્ષ તેના પોતાના ધારેલા વ્યાપારમાં સિદ્ધ થવા માટે દ્રવ્યનાં કાંઈ વિશેષ સાધન, અને વ્યાપારમાં સિદ્ધ થયેલા પ્રતિષ્ઠિત અંગ્રેજ અને દેશી વ્યાપારીઓના આશ્રય અને અભિપ્રાય — એટલી વસ્તુઓ એને મારે અથવા મારા પ્રતિનિધિ પુરુષોએ પ્રાપ્ત કરાવવી. આટલાં વર્ષની આટલી સિદ્ધિ તે પૂર્ણ પ્રયત્નથી ને સદ્‌બુદ્ધિથી પામ્યો છે એવો નિર્ણય થાય કે તેને ચાળીસ હજારની રકમ આપી દેવી અને તેનો તે સારો ઉપયોગ કરી પોતાનું ને દેશનું કલ્યાણ કરવા સમર્થ થાય એવો આશીર્વાદ આપવો. જો આ ઉપરાંત તે નર કોઈ બીજી દ્રવ્યોત્પાદક કળા કે શાસ્ત્રીય વિદ્યા પરદેશમાંથી પ્રાપ્ત કરી આવ્યો હોય તો ચાળીસ હજાર ઉપરાંત બીજા દશ હજાર સુધીની રકમ આપવી. આટલા તપથી સિદ્ધ થયેલો વ્યાપારી આ દેશમાં અર્જુનનાં રથનાં સૂત્ર ખેંચવામાં સાધનભૂત અને સમર્થ થશે એવી મારી શ્રદ્ધા છે. પોતે પારકે દ્રવ્યે સિદ્ધ થયેલો વિદ્વાન વ્યાપારી, પોતાનું ને પુત્રાદિકનું પેટ ભરી બેસી રહેનાર કે મૂર્ખ વાસનાઓની તૃપ્તિ શોધનાર કે વ્યાજ ખાઈ અનાથ વિધવા પેઠે આળસુ ને મન્દ ગતિનો જન્તુ નહીં થાય પણ અર્જુન પેઠે ફરતો ચરતો અને અપૂર્વ દૃશ્ય અસ્ત્રો વસાવી ફેંકતો થશે ને આ દેશની પાંચાલીની ને પોતાના ચારે ભાઈની સ્મૃદ્ધિઓને ઉત્પન્ન કરનાર થશે. કુમુદસુંદરી! આવા નરો અંગ્રેજ હનુમાનના સમર્થ શિષ્યો થઈ દૃષ્ટા થશે, પોતાના યુગને ઉચિત નીતિ આપશે, મોટી ક્રિયાઓ રચશે, જિષ્ણુ થશે અને પોતાના જેવા અનેક નરોને ઊભા કરશે. મલ્લમહારાજની વેધશાળામાં અર્જુનનાં પાંચે આસન છે તે આવા નરોની ક્રિયાથી આ દેશમાં ઊભાં થશે. વિદ્યાથી ઋષિ, ક્રિયાથી રાજરૂપ, ને સૌમનસ્યથી ઈન્દ્ર જેવા લોક, આ નરોની સૃષ્ટિમાં અવતાર લેવાનું ધર્મક્ષેત્ર દેખશે. ઇન્દ્ર ચરનારનો મિત્ર છે, સત્યયુગ ચરવામાં છે — સૂવામાં નથી — એ મિત્રની અને એ યુગની પ્રાપ્તિનું બીજ આવા વિદ્વાન ધનવાન પુરુષોના ઉત્ક્રમથી થશે એવી મારી શ્રદ્ધા છે.'

કુમુદસુંદરી — 'જ્યારે આપના છ સાત લક્ષ અધૂરા લાગે છે ત્યારે પચાસ હજારની રકમમાંથી તે શી રીતે આ નર આવા થશે?'

સરસ્વતીચંદ્ર — ‘એ પચાસ હજાર તો એમને માત્ર રથ આપશે. પણ એ રથમાં બેસી પોતાની સિદ્ધિને બળે એ લોક કાળક્રમે પચાસ લક્ષ વસાવી શકશે. કુમુદસુંદરી! એ લોકના યોગ અને પરાક્રમ આ દેશને કલ્યાણકારક નીવડશે. દ્રવ્યવાન અપંડિતો, રંકપંડિતો, અને દ્રવ્યવાન અને એકલપેટા હાથપગ વિનાના વિદ્વાન અદ્રષ્ટાઓ-એ સર્વને સ્થાને માર્ગથી જ આ દેશમાં અર્જુનનું વીર્ય સફલ થશે. અનેક લોકને દ્રવ્ય કમાવાને માર્ગ સૂઝતા નથી તેને આવા દ્રષ્ટાઓની દૃષ્ટિ અને ક્રિયા ખાતાપીતા અને જોતાકમાતા કરશે. મારી ટૂંકી લક્ષ્મીની મર્યાદાને લીધે માત્ર બબ્બે વર્ષે આવો એક જ નર નીવડી શકશે તે તો ઈશ્વરની ઇચ્છા! પણ જે ઈશ્વર મને આટલા વિચાર સુઝાડે છે તે આટલા બીજથી બીજાઓને અનેકધા વિશેષ સમર્થતા આપશે. બાર વર્ષમાં આવા છ પુરુષો નીડવશે. તેઓ સમુદ્ર ઓળંગી પરદેશની કળાઓને અને વિદ્યાઓને આણશે તેની સાથે જ આ દેશનો ધનંજય પોતાની દૃષ્ટિ, જય અને વિભૂતિનું દર્શન કરાવવા માંડશે.’

કુમુદસુંદરી — ‘એ કાર્યમાં મારો ધર્મસહચાર કેવી રીતે કામમાં લાગશે?’

સરસ્વતીચંદ્ર — ‘પરદેશીય રસસામગ્રી લઈ આવેલાઓને માટે સુભદ્રાઓ ઊભી કરવી એ મારી કુમુદનું કામ — તે ભાવી કાળમાં વિચારીશું. હવે એક વર્ષ આવા નરો ઉત્પન્ન કરવા તો બીજે વર્ષે મારી ટૂંકી લક્ષ્મીના ઉત્પન્નનું શું કરવું તે સાંભળ. વૃદ્ધોની વૃદ્ધાવસ્થાનો આધાર તેમનાં યુવાવસ્થા પુત્ર-વધૂઓમાં છે; બાળકોનો આધાર તેમનાં યુવાવસ્થા માતાપિતામાં છે; રાજ્યનો આધાર પણ યુવક પ્રજાનાં સામર્થ્ય અને સન્મતિમાં છે. ચારે આશ્રમનો આધાર જેવો ગૃહસ્થાશ્રમ ઉપર છે તેમ સર્વ અવસ્થાઓનો આધાર યુવાવસ્થા ઉપર છે. તે જ ન્યાયે અને તેથી અધિક ન્યાયે એ સર્વ અવસ્થાઓનું તે સર્વ પ્રજાનું કલ્યાણ દેશના વિદ્વાનો ઉપર છે ને વિદ્વાનોનો આધાર તેમની યુવાવસ્થાના સાફલ્ય ઉપર છે.જો આપણે તેટલા સાફલ્યનાં બીજ રોપી શકીશું તો સર્વ વૃક્ષો જાતે સમૃદ્ધ અને બલવાન થશે. અંગ્રેજ લોકે ઘણી સૂક્ષ્મ બુદ્ધિથી, ઘણી દીર્ઘ દૃષ્ટિથી, અને અનેક નીતિધર્મના વિચારના દોહનને અંતે, આપણા વિદ્વાનોની જે વાડી આ દેશમાં ઊભી કરી છે તેના માળીનું કામ આપણે કરીશું. આપણે આપણાં સૂક્ષ્મજીવનની લોકયાત્રા આ વિદ્વાનોનાં મંદિરોમાં ને ઝૂંપડાંઓમાં કરીશું. એ લોકનાં ગુપ્ત અને પ્રકટ સ્થાનોમાં અને હૃદયોમાં આપણે આપણી બેની પરિવ્રજ્યા કરીશું અને એ ક્ષેત્રોમાંના અંતરાત્માની સ્થૂલસૂક્ષ્મ ગતિને જોઈ લઈશું. આપણા પુરુષવિદ્વાનોમાં હું ફરીશ, ને તેમની સ્ત્રીઓમાં તું ફરજે. તેમની સ્ત્રીઓના આધિ, વ્યાધિ અને ઉપાધિ તું જોઈ લેજે ને તેમના સ્વામીઓના આધિ, વ્યાધિ ઉપાધિ હું જોઈ લઈશ. આપણે તે બે વર્ગનું, તેમના કલ્યાણ માટે ને દેશના ઉદ્ધાર માટે, સંયુક્ત સખીકૃત્ય કરીશું. પિતામહપુરમાં જે પ્રતિબિંબ જોયાં તેના મૂળ પદાર્થ

આપણે જોઈ લેવા. તે પછી તેમનાં જે ઘરમાં જેવાં દુ:ખ હોય તે નષ્ટ કરવા આપણે તેમને શક્તિ આપવી.

એમની સ્ત્રીઓ પંડિત થાય, રસજ્ઞ થાય, કુટુંબપોષક થાય, સ્વસ્થ થાય, શરીરે બલવતી, રોગહીન અને સુંદર થાય, યોગ્યતાના પ્રમાણમાં કુટુંબબંધનમાંથી તેઓ મુક્ત-સ્વતંત્ર થાય ને તે મુક્તતાથી ને સ્વતંત્રતાથી કુટુંબની મૂર્ખ ઇચ્છાઓ અને ક્લેશમાંથી છૂટી એ કુટુંબના ખરાં કલ્યાણ કરવા શક્તિમતી અને ઉત્સાહિની બને, કુટુંબના બાળકવર્ગને પોષણ અને શક્તિ આપે અને વૃદ્ધ વર્ગની કલ્યાણવાસનાઓને તૃપ્ત કરે — એવા માર્ગ શોધવા ને લેવા તે મહાકાર્ય ગુણસુંદરીની પ્રિયપુત્રી નહીં કરી શકે તો બીજું કોણ કરી શકશે? એ કાર્યને માટે બબ્બે વર્ષે આપણે પચાસ હજાર રૂપિયાના યોગ્ય ભાગ ખરચી શકીશું. તે છે તો ઓછા — પણ ચલાવી લઈશું.'

કુમુદસુંદરી — 'આપણી સ્ત્રીઓ કુટુંબને પરવશ છે.'

સરસ્વતીચંદ્ર — 'એટલા માટે જ હું વિદ્વાન સ્વામીઓની સ્ત્રીઓને આ આશ્રય આપવા ઇચ્છું છું — કે સ્વામીને શક્તિ આપીએ તો તે સ્ત્રીને આપે. સ્ત્રીને રસોડામાંથી અને ગૃહકર્મમાંથી મુક્ત કરવાનાં સાધન વિદ્વાન સ્વામીને હોય તો તે સ્ત્રીને મુક્ત કરે, માટે તું જે સ્થાન યોગ્ય ગણે ત્યાં સ્વામીને હું આવાં સાધન આપીશ ને સ્ત્રીને તે સાધનનો ઉપયોગ કરી ઉચ્ચ જીવનમાં પ્રવેશ કરવાની શક્તિ ને વૃત્તિ તું આપજે.'

કુમુદસુંદરી — 'ગૃહનું વૃદ્ધ મંડળ આ વાતનો તિરસ્કાર કરશે ને ઇતર મંડળ આ સ્ત્રીની ઈર્ષા કરશે.'

સરસ્વતીચંદ્ર — 'એ સર્વ મંડળને પણ આ સાધનનો લાભ મળે તો તેમને પણ આવા જીવનનો લાભ આપણે આપીશું. હું ને તું એકલાં આ સમારંભને માટે બસ નથી. માટે આપણા દેશમાં સમર્થ સ્ત્રીઓ થાય ત્યાં સુધી અંગ્રેજોની કુલીન સ્ત્રીઓને સારા પગાર આપી આપણી આવી સ્ત્રીઓમાં જતી આવતી ને વાર્તાથી ને સહવાસથી ઉચ્ચ જીવન આપતી કરીશું. આપણી સ્ત્રીઓને ઘેર બેઠે આમ ગંગા પ્રાપ્ત કરાવીશું ને એ સ્ત્રીને પણ ધીમે ધીમે ગૃહકાર્યમાંથી મુક્ત કરી બહાર કાઢીશું ને પરદેશની ને આપણા દેશની પંડિત સ્ત્રીઓને એકઠી કરવાનાં ને બોધ અને રસ આપવાનાં સ્થાન રચીશું. આપણી વિધવાઓને આવા નવા ઉપદેશક ઉદ્યોગને માટે પાળી, પોષી, શક્તિમતી પરિવ્રાજિકાઓ કરીશું. આ વાડીમાં કાળક્રમે આપણી બાળકીઓ ઉત્સાહ માનતાં શીખશે ને તે બાળકીઓ નવયુગની તરુણીઓ થઈ જાતે જ આ સમારંભનો ભાર ઉપાડી લેતાં શીખશે. કુમુદ! આ કાર્યમાં તારા વિના હું કાંઈ કરી શકું એમ નથી. સ્ત્રીઓમાં આવા કાર્યને અર્થે પણ પુરુષ ભળે તો લોક અનાચાર ગણે અને

તેની સાથે જ એ સમારંભ ઉપર અશ્વત્થામાનો ભાર ઊછળી પડે ને સર્વ વાત ભાગી જાય.’

કુમુદસુંદરી — ‘આ સ્થાનની સાધ્વીઓ તેમાં ન ભળે?’

સરસ્વતીચંદ્ર — ‘સંસારને ભ્રષ્ટ ગણી તેનાથી દૂર રહે છે ને તેનો સંસર્ગ તેઓ ઇચ્છતી નથી. આ વિચાર કંઈ ખોટો છે? આપણું સ્થૂલ વરણવિધાન સંસારનાં પુનર્લગ્ન ગણાય ને તેની સાથે જ આપણો પોણો સમારંભ ભાંગી નાખવા જેવી આપણી અપકીર્તિ થાય -ને તેને સાટે સાધુઓ તો આપણા મન: સંયોગને જ લગ્નરૂપે ગણો છે. એ સાધુઓથી તો સંસાર દૂર રહે તે જ સારો! નીકર શંકાપુરીએ બિંદુમતી ઉપર દૃષ્ટિ કરી ને આપણી ગણના કરી તેવી ગણનાનાં પાત્ર આ સાધુજન થાય તો અનેક યુગોના કાલવિવર્ત વચ્ચે અખંડ રહેલો આટલો દીપ હોલાઈ જાય ને તે મહાઅનર્થ થાય. માટે જ મેં આપણાં જીવનની વ્યવસ્થા કલ્પી છે. વળી જુઓ. આ સમારંભને માટે આપણા શાસ્ત્રીપુરાણીઓને આપણે સંસ્કારોથી અને દ્રવ્યથી સંભૃત કરીશું અને ઘેરઘેર તેમની દ્વારા આર્ય સંસ્કારોને પ્રવર્તાવીશું. પાશ્ચાત્ય દેશની કુલીન વિદુષી સ્ત્રીઓના અને આ દેશના શાસ્ત્રીપુરાણીઓના, જળ અને અગ્નિ પેઠે અંતરપટથી સહવાસ પામતા, સંસ્કાર આપણાં કુટુંબોની આગગાડીઓને નવી [illegible] ગતિ આપશે. આપણે આવાં એન્જિન આવી ગાડીઓમાં જોડીશું ને સડકો ને સ્ટેશનો બાંધી આપીશું. આપણાં કુટુંબો આ સડકો ઉપર થઈને નવા નવા જ્ઞાનપ્રદેશોમાં પ્રવાસ કરશે, નવી કલાઓ પામશે અને નવી સમૃદ્ધિઓ પામશે. જે કથાપુરાણો ઉપર આજ તેમની માત્ર સ્થૂલ દૃષ્ટિ પડે છે ત્યાં તેમની સૂક્ષ્મ દૃષ્ટિઓ પડશે અને પિતામહપુરમાં જોયેલા નાગલોકના મણિ અને વિષ ઉભયનાં સત્ત્વ તેમને શુદ્ધ આર્યજીવન આપશે ને અશ્વત્થામાના રાફડાઓ ઓગળવા માંડશે. જે પાશ્ચાત્યોની પરિણામ પામેલી બુદ્ધિના ઉગ્ર સૂર્યપ્રકાશ આગળ તેમનાં નેત્ર ઘુવડનાં જેવાં થઈ જાય છે તે પ્રકાશનું મન્દ સુધાકરસ્વરૂપ પાશ્ચાત્ય ચન્દ્રમુખીઓ આપણા લોકમાં અમૃતકિરણો દ્વારા પ્રત્યક્ષ કરાવશે. બાળક, સ્ત્રી, તરુણ અને વૃદ્ધ સર્વે વર્ગોના કલ્યાણના માર્ગ આ સાધનોથી આપણે યાવદાયુષ્ય શોધ્યા જઈશું. આ પ્રયોગ રાજનગરમાં આરંભી ધીમે ધીમે સર્વ જનપદમાં —જિલ્લાઓમાં ને દેશી રાજ્યોમાં — આપણે વડની વડવાઈઓ પેઠે વિસ્તારીશું. હું તેમાં સર્વના ઉત્કર્ષનાં બીજ જોઉં છું. આપણે જોયેલા અનેક ચિરંજીવોના આશય આપણા લોકના સંસારમાં આમ સાકાર થશે. કુમુદ! બબ્બે વર્ષે પચાસ હજારની રકમ મહાકાર્યને માટે આખરે ઓછી પડશે પણ તરત તેથી સારો આરંભ થશે. કુમુદ! આ વાત એકલો સરસ્વતીચંદ્ર કરી શકે એમ નથી. એમાં તો સિદ્ધાંગનાઓએ સંસ્કારેલી કુમુદનો જ અદ્વૈતયોગ જોઈએ. આ આપણાં જીવનનો — મારી હાલની ટૂંકી લક્ષ્મી વડે સાધવા યોગ્ય મુદિત આશય તને કહી દીધો.’

કુમુદસુંદરી — ‘આપની પાસેની લક્ષ્મીને ઓછી ગણી આપે આ અભિલાષ બાંધ્યો છે. પૂર્ણ અભિલાષ સિદ્ધ કરો તો તેમાં કેટલું સાધન જોઈએ ને કેટલા અભિલાષ કેવી રીતે સિદ્ધ કરી શકો?’

સરસ્વતીચંદ્ર — ‘મારા પિતાની લક્ષ્મી જગત જાણે છે તેનાથી ઘણી વિશેષ છે. તે મેં સ્વીકારી હોત તો મારા અભિલાષ બહુ ખંડિત ન થાત. પણ એ તો થઈ ચૂક્યું ને ધર્મથી થયું ને તેમાં *ગત નં શોચામિ* . એ લક્ષ્મી મારી પાસે આવી હોત તો હું અહીં આવ્યો ન હોત, અને આવ્યો ન હોત તો આ સ્વપ્નોને બળે મારા અભિલાષનો વિષય આ સ્થાને વધારી દીધો છે તે વધવા પામ્યો ન હોત, અને એટલી બધી લક્ષ્મીને ક્યાં વેરવી ને કોને આપવી તેની ચિંતા કાળ આવ્યે મારા સ્વભાવ પ્રમાણે મને કાંટાની પેઠે સાલત. એ લક્ષ્મી મારી પાસે હોત તો હું શું કરત કે ફરી આવે તો શું કરું એ વિચાર સોમશર્માના [૧] પિતાના વિચાર જેવો નિષ્ફળ છે. પણ હાલ તમને કહેલી કલ્પના કરતા પહેલાં મારા પૂર્ણ મનોરથનો મેં નકશો કાઢ્યો હતો અને તે પછી તેમાં જોઈતી લક્ષ્મીનું ગણિત કાઢતાં તે મારા પિતાની લક્ષ્મીથી કાંઈક સહજ અંશે વધ્યું — એ કાકતાલીય થયું. તે પછી મેં એ કલ્પનાને કાતરી નાંખી હાલની કલ્પના કરી છે. તે તમારે જાણવા જેવી ગણી તમને જણાવી છે, બીજી નિષ્ફળ છે.’

કુમુદસુંદરી — ‘નિષ્ફળ હો. તોપણ સ્ત્રીજાતિની સ્વાભાવિક જિજ્ઞાસા મને ઉશ્કેરે છે તેથી પૂછું છું તે કહો.’



સરસ્વતીચંદ્ર — ‘ભલે. તો સાંભળો. પરાયાને જેમાં હાસ્યરસ લાગે તેમાં પ્રીતિના હૃદયને અદ્‌ભુતરસ લાગે છે ને તમારું હૃદય મારા હૃદય વિના બીજા પદાર્થને જાણવા ઇચ્છતું નથી તો તમારી વાસના તૃપ્ત કરવી એ મારો રસ-ધર્મ છે. હવે વળી એમ પણ સૂઝે છે કે આપણાથી ન બને તો કોઈ વધારે શક્તિવાળાથી બની શકે એવી કથાઓનું કીર્તન પણ નિષ્ફળ નથી — તેમાંથી શક્તિમાનને સૂચના મળે ને અશક્તને ઉચ્ચ વિચારનું પગથિયું જડે. કુમુદસુંદરી! પ્રથમ વિચાર મેં એવો કર્યો કે આપણા અંગ્રેજી વિદ્વાનો, સંસ્કૃત શાસ્ત્રીઓ, અને નિરક્ષર કલાવાનોને માટે એક નાનું સરબું સુરગ્રામ જેવું ગામ કલ્યાણગ્રામ ઊભું કરવું. અંગ્રેજો જેમ સીમલા, દાર્જીલિંગ, મહાબળેશ્વર અને નીલગિરિ વગેરે સ્થાનોએ પોતાનાં તનમનને શક્તિ અને ઉત્સાહ આપવા જાય છે એવાં સ્થાનમાં અને ત્યાં ન બને તો સમુદ્રાદિને તીરે કોઈ બહુ આરોગ્ય-પોષક અને ઉત્સાહક સ્થાનમાં આવું ગ્રામ રચવું. તેમાં આ ત્રણે વર્ગને આધિવ્યાધિ-ઉપાધિથી મુક્ત રાખી તેમની સ્ત્રીઓ અને બાળક સહિત આયુષ્ય ગોળવાની અનુકૂળતા કરી આપવી. સુન્દરગિરિ ઉપર જે ત્રણ મઠની રચના છે એવાં જ ત્રણ રમણીય ભવન એવી જ વ્યવસ્થાથી આ સ્થાનમાં રચવા. એ ભવનમાં રહેવાનાં અભિલાષી સ્ત્રીપુરુષોને તેમાં રહેવાના અધિકારના કાંઈક નિયમ કરવા. અંગ્રેજી પાઠશાળાઓની છેલ્લી પરીક્ષામાં તરી આવેલા વિદ્વાનો અને

પરીક્ષા લઈ શોધી કાઢેલા શાસ્ત્રીઓ, વૈદ્યો અને કારીગરો — એ સર્વમાંથી પ્રતિવર્ષ અમુક સંખ્યાને આ ભવનમાં વાસ આપવો. વિહારભવનમાં દંપતીઓ વસે, કુમારભવનમાં સ્ત્રી વિનાના પુરુષો, અને સ્ત્રીભવનમાં વિધવાઓ અને -કાળ જતે આ દેશમાં વ્યવસ્થિત થાય તો — કુમારિકાઓ ને પરિવ્રાજિકાઓ વસે.'

કુમુદસુંદરી — 'એમણે ત્યાં વસીને શું કરવું?'

સરસ્વતીચંદ્ર — 'વિદ્વાનોએ ને શાસ્ત્રીઓએ પોતાનાં સર્વ આયુષ્ય આ ભવનમાં ગાળવાં. તે કાળમાં એક પાસથી તેમણે આપણાં વેદ, વેદાંત, શાસ્ત્રો, સાહિત્ય, પુરાણો, ધર્મો, આચારો, અને બીજી જે જે અક્ષરરૂપે કે આચારરૂપે વ્યવસ્થાઓ ને રૂઢિઓ આ દેશમાં પૂર્વ કે હાલ પ્રવર્તી કે દેખાઈ છે તેનું શોધન કરવું. આપણા લોકમાં તેમણે ફરવું, જોવું, અને સર્વ પ્રજાના અનુભવોનું તેના મૂળથી મુખ સુધીના પ્રવાહ પર્યંત તારતમ્ય કાઢવું. પાશ્ચાત્ય વિદ્વાનોના શોધ અને વિચારોનો પણ આમાં ઉપયોગ કરવો. પક્ષવાદનો ત્યાગ કરી આ વિદ્વાનોએ સત્યશોધન કરવું. સર્વ પક્ષ અને સર્વ સંપ્રદાય જાણી લેવા પણ પોતાની દૃષ્ટિતત્ત્વ અને નિષ્પક્ષપાત સત્ય નિર્ણય ઉપર રાખવી, પિતામહ અને અશ્વત્થામાના ગુણદોષ શોધવા, રાફડાઓમાં પેસી તેમના ગુણદોષ જોવા, તેમ તેમાંની પ્રકાશમયી નલિકાઓમાં પ્રવેશ કરી સર્વ ભાગ ધીમે ધીમે જોવા, નાગલોકનાં મણિ ને વિષ ઉભય જોઈ લેવાં અને આ દેશના સર્વ યુગોમાં, સર્વ સ્થાનોમાં જે જે પ્રવૃત્તિઓ ને નિવૃત્તિઓ થઈ છે તેનું શોધન સાત્વિક દૃષ્ટિથી કરી લેવું. આ દેશની અર્વાચીન અવસ્થાનાં સાંસારિક અને રાજકીય સર્વ અંગ તેમણે જાણી લેવાં અને દેશની સર્વત: ચિકિત્સા કરી ભવિષ્યને માટેનાં ઔષધનું શાસ્ત્ર ખડું કરવું. પિતામહના શરીરમાં પેઠેલા અર્જુનનાં શર કેમ છૂટે, પિતામહનું તેજ લોકમાં કેમ પ્રસાર પામે, અશ્વત્થામાના રાફડામાં કે તે શર કેમ જાય, પ્રકાશમયી નલિકાઓનો નાશ કર્યા વિના અશ્વત્થામાએ બાંધેલા રાફડાઓ કેવી રીતે ઓગળે ને અસંખ્ય હાલતા ખડકો અને તેની વચ્ચેના ચીરાઓને સાંધવાની કેમ વ્યવસ્થા થાય, નાગલોકનાં મણિ અને વિષનો કેમ પુનરુદ્ધાર થાય, નાગલોક અને તેમની વડવાઈઓમાંથી આપણને પોષણ અને શક્તિ કેમ મળે ને તે લોકની ને તેમની સૃષ્ટિનો સાક્ષાત્કાર કેમ થાય — અર્જુનદેવ અશ્વત્થામાના મસ્તિકમાં તેનો મણિ પાછો કેમ મૂકે, અને અશ્વત્થામાનાં બ્રહ્મશિરોસ્ત્રની સમૃદ્ધિ આપણે કેવી રીતે પ્રાપ્ત કરવી; આ સર્વ વિષયના ઊંડા શોધ ને પ્રયોગ કરવા — આ આપણાં ભવનના વિદ્વાનોનું એક કર્તવ્ય.'



કંઈક વિશ્રાન્ત લઈ વળી સરસ્વતીચંદ્ર બોલવા લાગ્યો: 'કુમુંદસુદરી! આટલું બસ નથી. આપણા દેશમાં ચાલતા સર્વ લોકપ્રવાહોનાં સ્વરૂપ અને ગુણદોષ જાણી લેવાં અને પરદેશની — આખી પૃથ્વીની — મહાપ્રજાઓના પ્રવાહો અને પ્રધાનપણે અંગ્રેજ લોકના પ્રવાહ પણ

સમજવા, એ આ સ્થાનના વિદ્વાનોનું બીજું કર્તવ્ય. આખી પૃથ્વીમાં આજ પાંડવોના રથ ફરે છે ને તેનાં ચક્રના સર્વ આરાઓમાંથી ને ભાગમાંથી ને તસુએ તસુની ગતિમાંથી નવાં શાસ્ત્રો, નવા શોધ, નવા પદાર્થ અને નવાં સુખદુ:ખ પળે પળે પ્રકટ થાય છે. સર્વ લોકની ને પ્રજાઓની શરીરસંપત્તિઓ, સાંસારિક અને રાજકીય વ્યવસ્થાઓ, ધર્મની સંસ્થાઓ, અને સ્થૂલ સૂક્ષ્મ શક્તિઓ, આ પાંડવોના ઘોડાઓના ખોંખારા અને ખરીઓ સંભળાતાં ધ્રૂજે છે, બદલાય છે, ને નવીન રૂપ અને પ્રકાશ ધરે છે. આ રથની સાથે ન દોડતી પ્રજાઓ પાછળ પડે છે, ભૂખે મરે છે, બુદ્ધિહીન થાય છે, બાળહીન થાય છે, પશુ જેવી થાય છે, માટી જેવી થાય છે, નષ્ટ થાય છે — ને અર્જુનના દાવાગ્નિમાં ખાંડવવન પેઠે બળી મરી નષ્ટ થાય છે! એ સર્વ ચમત્કારોનાં બીજ અને પ્રક્રિયાઓ આપણા ભવનના વિદ્વાનોએ પ્રાપ્ત કરવાં, ને આ પ્રાચીન દેશના કલ્યાણયોગને માટે પ્રાચીન નવીન યોગવિદ્યાથી એવો પ્રયોગ રચવો કે આ દેશ ખાંડવવનમાં બળવાને સાટે અર્જુનને પ્રિય થાય ને એના રથ ઉપરનાં કપિ — આદિ સત્ત્વોના ધારેલા જયધ્વજોનો ધારક થાય.

વિદ્વાનો અર્જુનના અસ્ત્રનું સંપાદન કરે તેને માટે આ ભવનોમાં આપણે પુસ્તકશાળાઓ રાખીએ, પ્રયોગશાળાઓ — Laboratories -ની સામગ્રીઓ સંપૂર્ણપણે ભરીએ, કારીગરોની પ્રાચીન કલાઓના જીર્ણોદ્ધારને માટે અને નવીન કલાઓની પ્રાપ્તિને માટે નકુલદેવના સર્વ સંગ્રહના સર્વ ભંડાર વસાવીએ, વ્યાપાર અને ઉદ્યોગના વ્યવહારમાં નિપુણ થવાને પૃથ્વીમાં વપરાતા સર્વ પદાર્થોના નમૂના આણીએ, અને પૂર્વ પાશ્ચાત્ય પ્રવૃત્તિઓમાં ભળવાને માટે અહીંના અને બહારના વિદ્વાનો અને અનુભવીઓ આ દેશને માટે જે જે વસ્તુનો સંગ્રહ ઉચિત ગણે તે સર્વ વસ્તુઓ આ આપણાં ભવનમાંના વિદ્વાનોના હાથમાં આપણ આપીએ. આ સર્વ આ સ્થાનમાં આપણું કર્તવ્ય થાય એ મારી કલ્પના અને એ વિદ્વાનો તે વસ્તુઓમાં અને કાર્યોમાં આપણે ખરચેલાં દ્રવ્યનો વ્યય સફળ કરે એ તેમનું ત્રીજું કર્તવ્ય. આ સામગ્રીશાલા સંભૃત કરવી એ મહાન વ્યયનું કામ.



આ વિદ્વાનોને અને કારીગરોને યોગ્ય શિક્ષણ, અનુભવ અને શક્તિ આ દેશમાંની અન્ય શાળાઓમાંથી જટલાં મળે એટલાં મેળવી રહે તે પછી આ આપણા ગામમાં રહેવાનો અધિકાર આપવો. તેમને નવા ગુરુ આપવાનું કામ માથે લેવાનું આપણે રાખવું નહીં. પણ તેઓ પોતાના વિષયમાં જાતે સ્વતંત્રતાથી ને સ્વાશ્રયથી પ્રવૃત્તિ થઈ શકે એટલી વિદ્યા અને બુદ્ધિ તેમને પ્રાપ્ત થાય ત્યારે તેમના પોતાના બળથી ને ઉત્સાહથી વેલા પેઠે વધવાને માટે વૃક્ષના જેવો જ આશ્રય આ સ્થાનમાં આપવો. આ સ્થાન આપણા કેવળ વિદ્યાર્થીઓ માટે નહીં, પણ શાસ્ત્રોના પાયા બાંધનાર અને લોકવ્યવસ્થાનો રથ રચનાર વિદ્વાનોને માટે જ સમજવું.

એ વિદ્વાનોને આપણે આ ભવનમાં સુન્દરગિરિના ત્રણ મઠોની વ્યવસ્થાથી રાખી તેમને, જીવતા સુધી જઠરાગ્નિને માટે ને વિદ્યાને માટે દ્રવ્ય કમાવાની ને કુટુંબપોષણની અને કુટુંબક્લેશની ચિંતામાંથી મુક્ત રાખવા. આટલાથી આર્ય દ્વિજલોકના જેવાં સંતોષ અને ધૈર્ય જેને હોય નહીં તેને માટે આ ગામ નથી વસાવવું. *असंतुष्टा द्विजा नष्टाः।* આ વાસમાં આવા સંતોષથી આવાસ શોધે તે આપણો દ્વિજ! તેને, તેની સ્ત્રીને અને તેનાં બાળક સંસારમાં પડે ત્યાં સુધી તેમને માટે આ ગામમાં ગૃહરચના રાખવી, ભોજન અને વસ્ત્રની વ્યવસ્થા રાખવી; વ્યાયામસ્થાન, વિશ્રાંતિસ્થાન, વિનોદસ્થાન, શયનસ્થાન અને સમાગમસ્થાન, તેમની સર્વની ઉન્નતિને માટે નિયમસર રાખવાં. તેમના માતાપિતા વૃદ્ધ કે અશક્ત હોય ને બહાર રહેતાં હોય ત્યારે તેમનાં ભોજન ઔષધાદિક સેવાની વ્યવસ્થા સારુ યોગ્ય દ્રવ્ય આપવું ને શરીર-સેવાને માટે પુત્રાદિકની તેમને આવશ્યકતા હોય તો તેટલો કાળ આ આપણા ગામના રોગાશ્રમમાં આવી રહે; આપણાં માણસ તેમની સેવા કરે, ને આ આશ્રમમાં વસતાં તેમનાં બાળક તેમની પાસે કાળક્ષેપ વિના જતાં આવતાં રહે. આ અહીં રહેનાર વિદ્વાનો અને તેમનાં સ્ત્રીપુત્રાદિક વ્યાધિગ્રસ્ત થાય તો તેમણે પણ એ જ રોગાશ્રમમાં રહેવું. તેમનાં બાળકને વિદ્યાદાન પણ, વિદ્વાન જીવતા સુધી અને તે પછી બાળક મોટાં થતાં સુધી, અમુક મર્યાદામાં આ સ્થાનમાં જ અપાય. જ્ઞાનનિયમ ભોજનાદિકમાં આ આશ્રમમાં પળાય પણ તે વિના બહારની સૃષ્ટિથી આ વિદ્વાનો સકુટુંબ દૂર રહે. માત્ર વર્ષમાં અમુક માસ સુધી પોતાના અવલોકન માટે ને લોકના બોધ, દૃષ્ટાંત, અને કલ્યાણને માટે આખા ભારતવર્ષના પ્રસિદ્ધ પ્રસિદ્ધ પ્રદેશોમાં તેઓ પરિવ્રજ્યા કરી આવે. આ કાળમાં બહારની સૃષ્ટિ સાથે યથેચ્છ પણ અનિન્દ્ય વ્યવહાર રાખે. તેમનાં બાળક યોગ્ય વયનાં થઈ સંમતિ આપે ત્યાં સુધી તેમને અહીંના આશ્રમીઓ વિવાહમાં યોજે નહીં તો તે બાળકોનાં લગ્નને માટે તેમના વેતનમાં જન્મપર્યંત વધારા કરવા.

આ વિદ્વાનો, શાસ્ત્રીઓ, ને કારીગરોને આટલા સ્વાર્પણથી આ સ્થાનમાં રહેવું ઈષ્ટ હોય તો તેમને માટે ઉક્ત પ્રકારે જે વ્યય થાય તે નિયમાનુસાર આપણે આપવું ને તે ઉપરાંત દસથી પચાસ રૂપિયા સુધી માસિક વેતન તેમને જીવતા સુધી આપ્યાં જવું. ને આશ્રમમાં આવે તે કાળે તેમનું ઓછું વેતન નક્કી કરી યોગ્યતા વધે તેમ તેમ નિયમસર વધારવું. ઓછામાં ઓછા અવિદ્વાન કારીગરને દસ અને વિદ્વાનને પચીસ રૂપિયા આપવા. તે ઉપરાંત કેટલા વધારવા તે પ્રથમ ત્રણ વર્ષની સ્થિતિને અંતે એક વાર નક્કી કરવું ને દસ વર્ષને અંતે બીજી વાર નક્કી કરવું. એમ તે નક્કી કરેલી વધારેલી રકમ આશ્રમમાં પ્રવેશ કરે ત્યાંથી તે દસ વર્ષ સુધીની, વ્યાજ સહિત, એમને વરણકાળે તેમનાં સ્ત્રીપુત્રને કે પૌત્રને મળે, તે ન હોય તો તેમણે કરેલાં અનુમૃત્યુપત્ર-વિલ-પ્રમાણે આપવી, ને વિલ ન હોય તો આ આપણો આશ્રમ તેમની દાયાદ થઈ લે. દસ વર્ષ પછીની રકમ પૂરેપૂરી તેમને

માસે માસે મળે ને તેમનાં મરણ પછી રાજ્યના ધારા પ્રમાણે દાયના અધિકારી હોય તે લે. દસ વર્ષ પહેલાંની વધારાની રકમ તો કોઈ લોકકલ્યાણના કાર્યમાં વાપરવી હોય તો જ તેના અધિકારી વિદ્વાનને કે કારીગરને હાથે જીવતાં વાપરવા દેવી.

આ વિદ્વાનોના સમાગમસ્થાનને માટે અનેક ભવનવાળું એક અતિથિપુર અથવા અતિથિપરું રાખવું. તેમાં યોગ્ય પુરુષોનું આતિથેય કરવું. સર્વ પ્રકારના સંભાવિત ગૃહસ્થોને નિયમાનુસાર આ અતિથિભવનમાં આમંત્રણથી આપણે ખરચે બોલાવી તેમનો સત્કાર કરવો. તેમાં એક ભાગમાં સાંપ્રત ભક્તિમાર્ગને યોગ્ય દેવમન્દિરો રાખી એ મન્દિરોમાં આ દેશના ધર્મિષ્ઠજનોનો સત્કાર કરવો. આપણા આશ્રમના સર્વ આશ્રિતજનોનાં માતાપિતાનાં હૃદય પુત્રવત્સલતાથી દ્રવે અને પુત્રોની કે પુત્રીઓની પાસે રહેવા ઇચ્છે ત્યારે આ મન્દિરોમાં તેમને વાસ આપવો ને તેમનાં બાલકના વેતનમાંથી તેમનું ભોજનખરચ કાળનો અવધિ બાંધી આપવું ને જે માતાપિતા પોતાના દ્રવ્યથી આવું ખરચ નિભાવી શકે એમ હોય તેમને ન આપવું. આ અવધિ ઉપરાંત માતાપિતાને વાસ આપવો ને ભોજનખરચ તેમનાં બાળકની શક્તિવૃત્તિ હોય તો તે આપે. માતાપિતા વિના ભક્તજનો, ધર્મવ્યવસ્થાપકો, શાસ્ત્રીઓ, પુરાણીઓ, સંન્યાસીઓ, આદિ અન્ય સજ્જનો આ સ્થાનમાં આદરસત્કાર પામે અને પોતપોતાના સંપ્રદાયના મંદિરમાં આવાસ પામે — આપણા આશ્રિત જનોમાંથી જેમને તેમના સમાગમનો લાભ લેવો હોય તે લે.



વળી આ દેશની અનેક અવ્યવસ્થાનો કર્તા અશ્વત્થામા દુ:ખી આર્યોના આશ્વાસન અને સદ્ગતિને માટે આ દેશની વિપત્તિઓના અંધકારને માથે આ મંદિરોમાંની વીજળી પાસે ચમકારા કરાવી રહે છે. તે વીજળીનો ભૂલ્યે ચૂક્યે નાશ કરવા જેવું નથી. એ વીજળી ઘડીકમાં આકાશમાં ચમકારા કરે છે, ઘડીક પૃથ્વી ઉપર આવે છે, અને તેવે સમે અશ્વત્થામા ઉન્માદ છોડી શાંત થઈ અનેક ઊંડાં ગાન કરે છે ને દુ:ખી અને અનાથ આર્યોનાં કંપતાં હૃદયોમાં અનેકધા અમૃતવૃષ્ટિ કરે છે તે મેં સુરગ્રામનાં મંદિરોમાં પ્રત્યક્ષ કરેલું છે. કુમુદસુંદરી! આ મંદિરોના આવા મંગલ ભાગનો આપણે અનેકધા સત્કાર કરીશું અને આપણા આશ્રમના આશ્રિતો પામે તે મંદિરોને નવા સંસ્કાર અને નવા ઉત્કર્ષ અપાવીશું. આ મંદિરોમાંના અતિથિઓ અને આપણા આશ્રિત આશ્રમીઓનો સમાગમ તે ઉભય વર્ગ વચ્ચે અનેકધા પરસ્પર લાભની આપલે કરાવશે અને પ્રજાઓમાં નવા સંપ ને નવા જંપ આપશે. આપણા દેશના પાસેના અને દૂરના ભાગોના અને જ્ઞાતિઓના વર્ગ; વૃદ્ધો, યુવાનો અને બાળકો; ભાતભાતની જાતજાતની સ્ત્રીઓ; નાતજાતના પટેલો, શેઠો અને ગોરગોરાણીઓ; તીર્થવાસીઓ ને યાત્રાળુઓ; જૂના મતનાં અને જૂની ચાલનાં અને નવા મતનાં નવાં ચાલનાં મનુષ્યો; સાધુઓ, સંન્યાસીઓ અને યોગીઓ; આદિ અનેક વર્ગની અનુભવી અને

અનુભવહીન વ્યક્તિઓનો સત્કાર, એ જ મંદિરોમાં અને તેને જોડેલી ધર્મશાળાઓમાં કરવો ને તેમની પાસેથી જાણવાનું જાણી લેવું. આપણા આ સર્વ લોક ખાય છે, પીએ છે શું અને કેવી રીતે, તેમનાં ગૃહ અને ગૃહસંસાર કેવી રીતે બંધાય છે અને મંડાય છે, તેમાં શી શી છત છે ને શી શી ખામી છે. તેઓ દ્રવ્ય તેમ વિદ્યા અને અનુભવ કેમ આણે છે, કેમ સુધારે છે, કેમ ખરચે છે, ને કેમ બચાવે છે, આ અને આવી આવી અનેક નાનીમોટી વાતો અંગ્રેજી અને દેશી વૈદ્યકશાસ્ત્રની દૃષ્ટિથી અર્થશાસ્ત્રની અને વ્યાયામશાસ્ત્રની દૃષ્ટિથી, નીતિશાસ્ત્ર અને સંસારશાસ્ત્રની દૃષ્ટિથી, કવિ અને કારીગરની દૃષ્ટિથી, રાજકીય અને પારમાર્થિક વિદ્યાની દૃષ્ટિથી શોધવાની છે, જોવાની છે. ચારેપાસથી તપાસી લેવાની છે, રક્ષણીય મર્મમાં રક્ષવાની છે, અને વર્જનીય ભાગમાં કાપી નાખવાની છે. દેશકાળ પ્રમાણે બદલવાની ને સુધારાની છે, અને ટૂંકામાં અનેકધા સુવ્યવસ્થિત કરવાની છે. આ રંક દેશનું ધન અનેકધા નષ્ટ થયું છે, થાય છે, ને થવાનું હશે, પણ તે સર્વ વમળ વચ્ચે સ્વસ્થ અને નિર્ધન જીવન ગાળી જીવવાની કળા અશ્વત્થામાના રાફડાઓમાં વ્યાપી રહી છે તે અમૂલ્ય કળાનો પાશ્ચાત્ય સંસર્ગથી નાશ થશે તો મહાહાનિ થશે. માટે તે કળાના મર્મ પણ જાણી સાચવી રાખવાનાં છે. આ સર્વ કર્તવ્યમાં આ મન્દિરોના અતિથિઓનો સમાગમ બોધક અને ફળપ્રદ થાય એ આપણા આશ્રમના વિદ્વાનોનું એક બીજું મોટું કર્તવ્ય. એક પાસથી ધનનો ક્ષય થાય, બીજી પાસથી ધન કમાવાની કળામાં આપણા લોક હારી જાય, ત્યારે ત્રીજા પાસથી નિર્ધન જીવન ગાળવાની, નિર્ધન જીવનમાં શરીર અને સંસારના ધર્મ અને મર્મ રક્ષવાની કળા પણ નષ્ટ થાય તો આ દેશનું આયુષ્ય પૂરું થયું સમજવું. પ્રિય કુમુદસુંદરી! પિતામહના શરીરમાંથી અર્જુનનાં શર છૂટો કે ન છૂટો, પણ તેમના કાળમાં આ દેશ સમૃદ્ધ અને સ્વતંત્ર હતો પણ હાલ નથી. માટે અશ્વત્થામાનું આયુષ્ય પૂરું થાય ત્યાર પહેલાં તેની આવી આવી કળાઓનું જ્ઞાન આવા વિદ્વાનોના હૃદયમાં સ્ફુરે એ કામ કરવા યોગ્ય છે. આપણા લોક કહે છે કે પચાસ પોણોસો વર્ષ ઉપર આપણાં દાદાદાદીઓ અનેકધા રંક જીવન ગાળવા છતાં શરીરસંપત્તિમાં ને સુખમાં સંપન્ન હતાં એવાં આજના લોકનાં માતાપિતા ન હતાં ને માતાપિતા હતાં એવાં આપણે નથી ને આપણે છીએ તેવી હવેની પ્રજા નહીં થાય. નવા યુગને તેવા જીવનની કળા આવડતી નથી, દ્રવ્ય કમાતા કંઈક વધારે આવડતું હશે પણ ખરચતાં ને ખોતાં વધારે આવડે છે. આ શું નવા યુગની વિદ્યાએ શીખવ્યું કે નવી વિસ્મૃતિએ શીખવ્યું? નવી વિદ્યાએ શીખવ્યું હોય તો તેનું આટલું વિષ આપણે ઉતારી દેવું જોઈએ ને નવી વિસ્મૃતિએ શીખવ્યું હોય તો સ્મૃતિનો જીર્ણોદ્ધાર કરવો જોઈએ. આપણા આશ્રમના આશ્રિત વિદ્વાનોનું આ મહાકાર્ય આપણા આ અતિથિપુરમાં અને એમની પરિવ્રજ્યાઓમાં જ સિદ્ધ થાય.'

કુમુદસુંદરીએ એને બોલતો અટકાવ્યો. ‘આપના મસ્તક ઉપર હું છાયાઓ ફરતી દેખું છું — અશ્વત્થામાની સ્વસ્થ થયેલી છાયા ને ભગવાન પરશુરામના ચરણ ફરતા દેખું છું!’

સરસ્વતીચંદ્ર — ‘તમારા મસ્તક ઉપર કુન્તીમાતાનો હસ્ત ફરતો દેખું છું ને તેમનું ગાન મારા કાનમાં આવે છે!

કુમુદસુંદરી — ‘અશ્વત્થામાની છાયાથી કંઈક છેટે ભવ્ય મણિ કોકના હાથમાં દેખું છું.’

ઊંડા વિચારમાં પડી સરસ્વતીચંદ્ર બોલી ઊઠ્યો: ‘આ છાયાઓ તે આ સ્થાનનો પ્રતાપ છે, આપણાં સ્વપ્નનો આવિર્ભાવ છે. કુમુદસુંદરી! મારો ચિન્તામણિ અને તમારો સ્પર્શમણિ આપણા હૃદયોમાં સંધાય છે. જુઓ! જુઓ! આ મારો અભિલાષ આ જાગૃત સ્વપ્નના મનોરાજ્યમાં વધારે પ્રદીપ્ત થતો અનુભવું છું. મારા પિતાના દ્રવ્યથી પણ અનેકધા અધિક દ્રવ્ય મારા હાથમાં ઊછળતું દેખું છું, ને તેને લોકહિતના પરમાર્થમાં વેરવા પોતાને પ્રવૃત્ત થતો કલ્પું છું! અનુભવું છું! આ નવા ચમત્કારને બળે આપણા અતિથિપુરના બીજા ભાગમાં હું હવે બગીચાઓ અને મહેલો ઉઠાવું છું! એમાં હું આ દેશના અને પરદેશના મોટા મોટા વિદ્વાનોને, કવિઓને, ગ્રન્થકારોને, શાસ્ત્ર અને ‘સાયન્સ’ના અનુભવી સમર્થ વેત્તાઓને બોલાવીશ, વર્તમાનપત્રોના અને માસિક-ત્રૈમાસિક પત્રોના તંત્રીઓને બોલાવીશ. રાજકીય વિદ્વાનોને અને અધિકારીઓને, દેશવત્સલ અને દેશાભિમાની તેમ સર્વદેશાભિમાની અને સર્વલોકહિતચિન્તક મહાત્માઓને, અતિ સમર્થ અને અતિ શ્રીમાન વ્યાપારીઓને અને વતનદારોને, એક ધર્મગુરુને અનેક ધર્મવેત્તાઓને અને સત્યશોધકોને, યોગીઓને અને સંન્યાસીઓને આ સ્થાનમાં અત્યંત આદરથી હું બોલાવીશ અને આપણા આશ્રમીઓને તે સર્વના ગાઢ સૂક્ષ્મ સમાગમનો લાભ અપાવીશ. આ દેશમાંથી, પરદેશમાંથી, આર્યોમાંથી, અનાર્યોમાંથી, પુરુષસૃષ્ટિમાંથી તેમ સ્ત્રીસૃષ્ટિમાંથી, સર્વ વર્ગમાંથી બોલાવીશ. એ મહાસમુદ્રનું મંથન કરી તેમાંનાં રત્ન પામવાની કળા, સનાતન અને વિશેષ ધર્મોના વિચાર અને શુદ્ધ સાધુજનના આચારની ઉન્નતિ, શારીરિક અને માનસિક સમૃદ્ધિઓ અને ઉત્કર્ષ - એ સર્વ આ મહાસમાગમમાંથી આપણા આશ્રમના વિદ્વાનો પામે એવા માર્ગ શોધીશું. ધર્મરાજના ધર્મ, ભીમસેનની સતત ગતિ અને જાગૃતતા, અર્જુનની ક્રિયા, નકુલની ચિત્રમાર્ગ કલાઓ, સહદેવની પ્રાજ્ઞતા, હનુમાનની બંધુતા અને હિતચિંતકતા, કુન્તીનાં ક્ષમા અને ધૈર્ય, અને આ દેશના અને આંગ્લદેશના લોકનું હૃદયઐક્ય — આ સર્વ ફળનાં બીજ આપણા ત્રણે આશ્રમોનાં પુરુષોમાં, સ્ત્રીઓમાં અને બાળકોમાં આપણે રોપીશું. આ સ્થાનમાં સર્વ પૃથ્વીનાં જ્ઞાન અને રસ ફુવારા પેઠે ફૂટશે. મહાલક્ષ્મીના ચરણ કુંકુમ સાથે ફરશે, અને આર્યદેશની ચિંતા ભગવાન પરશુરામે ચિરંજીવ રહી જૂના કાળથી ભરાતા મેઘ પેઠે રાખી છે તેની પ્રથમ

વૃષ્ટિના છાંટા થવા માંડશે! કુમુદ! પ્રિય કુમુદ! આ વૃષ્ટિથી સચેત થયેલી પાંચાલી આખી પૃથ્વીનું કલ્યાણ કરી શકશે. ભારતવર્ષની એ શક્તિ અનેક યુગોથી તપ કરતી દુ:ખ પામતી જીવી છે તે આ અર્જુનના કપિલોક — અંગ્રેજના બંધુત્વથી કલ્પલતા જેવી થશે અને આખા જગતનું કલ્યાણ કરવાનાં બીજ પુરાણ પાંડવોના સહચારથી પોતાના ઊંડા ગર્ભકમળમાં સાચવી રહી છે તેને જન્મ આપશે! અને તે તેજસ્વી સુજાતનું સર્વ જગત અભિનંદન કરશે!'

કુમુદસુંદરી - 'આપણા ચકોર જેવાંની શૂદ્ર ચાંચો ચંદ્રલોકનું તેજ આમ ધરે છે, અને ચંદ્રના તેજમાં લીન થઈ સર્વ તારાઓના તેજને તે ભેગું પીએ છે.'

સરસ્વતીચંદ્ર - 'આપણે ચકોર જેવાં હતાં તે યોગસિદ્ધિને પામીએ છીએ ને યોગારૂઢ ચકોર ચંદ્રલોકમાં અને ત્યાંથી તારામંડળમાં ઊડે છે ને સર્વ તારાઓના હૃદયના તારમાં પોતાના ગાનના સ્વર ભરે છે - કુમુદ! તું સાંભળે છે? આપણા કલ્યાણગ્રામના આશ્રમીઓ પોતાની વિદ્યાઓથી, કલાઓથી અને વ્યાપારથી, આ ગ્રામને માટે મેં કાઢેલા દ્રવ્યમાં ઘણો વધારો કરશે. તેમને જોઈતાં દ્રવ્ય આપી આપણે જે દ્રવ્યની વૃદ્ધિ કરાવીશું તેમાંથી એક ભાગ આશ્રમના કલ્યાણ માટે લઈશું, ને બાકીનો ભાગ તેમના સ્વામિત્વમાં - તેમનાં વેતન ઉપરાંત — સોંપી દઈશું. આ દેશનાં રત્ન એ ક્રિયાથી આ સ્થાનમાં પ્રીતિથી આકર્ષાશે, સંસ્કારી થશે, મૂલ્યમાં અમૂલ્ય થશે, અને દેશને લક્ષ્મીવાન, કલાવાન, વિદ્યાવાન અને રાજકીય વિષયોમાં અપ્રતિહત કરશે. એમની પ્રજા શરીરે અને બુદ્ધિમાં સુંદર અને સમર્થ થશે. તેમનાં દૃષ્ટાંત પ્રત્યક્ષ કરનાર સંસારીઓની સંખ્યા વધતી જશે તેમ તેમ આપણા સર્વ લોક એવી પ્રજાના ફાલને આ દેશની વાડીઓમાં ને ક્ષેત્રમાં પોષતા જશે. સ્વતંત્રતાથી, સ્વાસ્થ્યથી, અતિથિઓના સમાગમથી, આપણા આશ્રમીઓ સાધુતાને પામશે અને આ સ્થાનની સાધુતાના દીવાઓ આર્ય સંસારમાં, અંગ્રેજોમાં અને આ દેશના અન્ય વર્ણોમાં પોતાની જ્યોત પ્રકટશે! અને સાધુતાની એ સર્વવ્યાપિની હુતાશનીની આસપાસ નવા પ્રકાશ, નવા આનંદ અને નવા મેળા એકરંગે જામશે. આપણા લોક અશ્વત્થામાએ ગૂંથેલી અનેક ધર્મની જાળમાં ગૂંચવાયા છે તે 'સંપ' અને 'ઐક્ય' અને 'દેશાભિમાન' અને 'જાત્યભિમાન' અને 'સુધારા'ના નામની માયાથી લોભાઈ અનેક વિગ્રહમાં પડે છે. પણ એ સર્વ માયાની કમાનો અહંતા અને મમતાની શક્તિથી બંધાઈ છે. મનુષ્યો પોતપોતાનાં સંસ્કાર અને સામર્થ્ય સાથે આણી અવતરે છે તે જાણ્યાથી તેમને પરિપાક આપવામાં સુલભતા આવે છે. તેમ જ આપણી જાતિએ અને આપણા દેશે આપણામાં અનેક યુગથી, અનેક પેઢીઓથી અને અનેક માર્ગોથી, જે શક્તિઓ અને સંસ્કાર આપણામાં ભર્યાં છે અથવા આપણા હસ્તગ્રાહ્ય કર્યાં છે તે શક્તિઓને અને સંસ્કારોને શોધી કાઢી તેના કલ્યાણ

અંશને પરિપાક આપવામાં આ કમાનોને ચલાવવી એ કાર્ય મંગળ છે; પણ તે ઉપરાંત બીજી રીતે પોતાની કે પારકી, જાતની કે દેશની સર્વ અહંતા અને મમતાનો ત્યાગ કર્યાથી જ સાધુતાનો સનાતન ધર્મ ઉદય પામે છે અને એ ધર્મમાં સાધુતા વિનાની બીજી અહંતા મમતા નથી માટે જ ત્યાં સંપ અને જંપનો દૃઢ અનુભવ થાય છે. આપણે સળગાવવાની હુતાશનીમાં અહંતા અને મમતા કાષ્ઠ પેઠે બળી જશે અને તેમાંથી સાધુતાનો પ્રકાશ થશે, સંપનો મેળો થશે અને જંપની તાપણી થશે. અર્જુનના વાયુરથને વળગેલાં સત્ત્વોએ આપણને કહ્યું અને ચિરંજીવોએ પણ સ્પષ્ટ કહ્યું કે ધર્મના અવતાર વિના ભીમ કે અર્જુન કે નકુળ, સહદેવની આશા વ્યર્થ છે તેનું રહસ્ય આવું છે. સનાતન ધર્મ વિના, સંપનો તો માત્ર બક-જપ છે, અને સંપનો જપ તો મૃગજળ જેવો છે. આપણા કલ્યાણગ્રામમાં એ મૃગજળને સ્થાને અમૃત જળ ભરેલી ગંગાને આપણે ભગીરથ પેઠે ઉતારીશું.

કુમુદસુંદરી! આપણા કલ્યાણગ્રામમાં સિદ્ધ-સંસ્કારિણી થયેલી સ્ત્રીઓ પણ જાતે સ્વતંત્ર, સમર્થ, સ્વસ્થ, ધર્મિષ્ઠ વિદુષીઓ થઈ સંસારમાં પરિવ્રજ્યા કરશે અને ગામેગામ ઘેરેઘેર ભિક્ષા માગ્યા વિના, સ્ત્રીજાતિનો ઉત્કર્ષ-બોધથી, રસથી અને પોતાનાં દૃષ્ટાંતથી - કરશે. આ ગ્રામમાં દંપતીઓ અને બ્રહ્મચારીઓ પણ આવી જ પરિવ્રજ્યાઓને કાળે પાંડવોના વિજયધ્વજ આર્યલોકમાં દર્શાવશે અને કેળના થાંભલાઓની પેઠે ઘેરઘેર એ ધ્વજને રોપશે ને પાંચાલીને પતિસમાગમ આપી એનાં સર્વ અંગને અને આત્માને આરોગ્ય, સ્વસ્થતા, શક્તિ, સુંદરતા અને કલ્યાણભોગ આપશે. લોક એમ માને છે કે સ્ત્રીઓને અને રાજ્યને શો સંબંધ છે. પણ સ્ત્રી વિના ગૃહ નથી, ગૃહ વિના પ્રજા નથી, ને પ્રજા વિના રાજ્ય નથી, સ્ત્રીની સુસ્થિતિ વિના રાજાઓનાં મંદિરો મોડાંવહેલાં ભ્રષ્ટ થાય છે; સ્ત્રીના ઉત્કર્ષ વિનાનાં પ્રજાનાં ગૃહોમાં ક્લેશ અને ચિંતા જાળાં બાંધે છે; અને અસ્વસ્થ ગૃહનો સ્વામી ગૃહ બહાર ગૃહની ચિંતાઓથી ગ્રસ્ત રહી ફરે છે ને બહારની ચિંતાઓમાંથી, શ્રાન્તિઓમાંથી, કે મનના ગૂંચવાડાઓમાં મુક્ત થવા અજ્ઞગૃહિણીના ધર્મસહચારની આશા રાખી શકતો નથી. મહારાજ્યોના ઇતિહાસના મર્મ શોધતાં સ્ત્રીદૂષક પુરુષવિદ્વાનો કહે છે કે રાજ્યોનાં મોટાં યુદ્ધો સ્ત્રીને લીધે થયાં છે ને સ્ત્રીસ્તોત્ર પાઠકો કહે છે કે સ્ત્રીની ઉન્નતિ વિના દેશની ઉન્નતિ અશક્ય છે. સાધુજનો સ્ત્રીની નિંદા કે સ્તુતિ કરતા નથી, પણ પુરુષ અને સ્ત્રી ઉભયને અધ્યાત્મદૃષ્ટિથી જોઈ ઉભયનાં અલખ જગવે છે. સ્ત્રીદૂષક વિદ્વાનો પણ તેમ કરતા હોત તો એક આંખે જોયાથી માલૂમ પડેલા દોષનો પ્રતિકાર સાધુજનોની પેઠે જ કરત, અને સ્ત્રીસ્તોત્રપાઠકો આ પૌરુષદંભી પુરુષોની ઈર્ષાના પાત્ર પણ ન થાત અને સ્ત્રીજાતિ અને પુરુષજાતિ વચ્ચેના કલહમાં નવાં ઈંધન નાખવાના દોષમાંથી ઊગરત. સાધુજનોના ધર્મ આ વિષમયાં પણ સંપ અને જંપ ઉભયનું પોષણ કરે છે તે પોષણનું વૃક્ષ આપણા કલ્યાણગ્રામના આશ્રમોમાંથી ઊગવા માંડશે.

અહંતા મમતા વિનાનું આર્યલોકનું સર્વ પ્રકારનું બંધત્વ આપણી આ આર્યભૂમિમાં સર્વ સંસારમાં રેલાશે — અને કુમુદ! મારા દ્રવ્યસંચય અને આપણી અદ્વૈત વાસનાઓ આ મહાન સમારંભના પાયાને ચણશે —એ પાયામાં ઈંટો અને વજરલેપનું કર્મ કરશે. રખેને આ દાનશક્તિમાં ન્યૂનતા આવે, રખેને સ્થૂલ સમાગમથી આપણને કોઈ જાતની સંતતિ થાય અને પુત્રયજ્ઞના ધર્મબંધનથી આ લોકયજ્ઞમાં અર્પવાની સામગ્રીમાંથી કંઈ પણ અંશ પુત્રાદિકને માટે રાખવો પડે! રખેને લોકોને અર્પવાનાં આપણાં આયુષ્યનો કોઈ પણ અંશ આપણા સ્થૂલધર્મમાં રોકવો પડે! રખેને આપણી પૂર્ણાહુતિમાં કંઈ પણ સંકોચ રાખવો પડે એ — ભીતિથી આપણાં સૂક્ષ્મ જીવનનું આપણે સૂક્ષ્મ અદ્વૈત રચ્યું છે તેમાં સ્થૂલ અદ્વૈત નહીં ઉમેરીએ! પ્રિયતમા! સૂક્ષ્મ હૃદયની પ્રિયતમા! તારું હૃદય મારા હૃદયમાં આ રીતે પ્રાપ્ત થંયુ છે કે નહીં તે કહી દે કે આપણે હરિ, કુન્તી અને પાંડવો જેવા પાંચાલીના સપ્તાચલનું પૂજન કરવા નીકળીએ અને આપણું સૂક્ષ્મ લગ્ન સંપૂર્ણ થાય! આપણાં આયુષ્યના એ સપ્તાચલની યાત્રામાં હું તને પગલે પગલે મારા સામી અચલ ઊભી દેખું છું! હું પણ તારી સામે એવે જ પગલે ઊભો છું. મારી પાછળ પગલે પગલે તું આવે છે અને હું તારી પાછળ પગલે પગલે સ્થિર પગલે આવું છું! આપણાં પગલાં સાથે સાથે ઊપડે છે! હું તને પગલે પગલે સાથે લઉં છું ને તું આવે છે. તું તેજરૂપ છે ને મારા હૃદયરૂપ તેજને તું પ્રાપ્ત થાય છે.[1] પ્રિયતમા! આયુષ્યની સહચારિણી! આપણો શુદ્ધ સંપૂર્ણ વિવાહ થયો. આપણે તેજરૂપ થઈ વરી ચૂક્યાં!'



આ ઉચ્ચાર કરતો કરતો સરસ્વતીચંદ્ર બંધ પડ્યો ત્યાં એની આંખો અર્ધી મીંચાઈ ને અર્ધી ઉઘાડી રહી તે માત્ર કુમુદના હૃદયભાગને જોઈ રહી. એ વાણીરૂપ મટી દૃષ્ટિરૂપ થયો; જડરૂપ મટી તેજરૂપ ગયો. કુમુદની પણ એ જ અવસ્થા થઈ. સૌમનસ્યગુફાના ઉપલા માળાના ઓટલાને એક છેડે બેઠેલા સરસ્વતીચંદ્રને બીજે છેડે બેઠેલી કુમુદની વચ્ચે, પૂર્ણિમાની મધ્યરાત્રિના પૂર્ણચંદ્રની ચંદ્રિકા અને મધુર પવનલહરી વિના કાંઈ પણ પદાર્થ અંતરાયરૂપ રહ્યો નહીં અને સંસારમાત્ર એ ઓટલા નીચેના અંધકારમાં ભળી જઈ સંતાઈ ગયો.

કોઈ પણ સત્ત્વ બોલતું ન હતું, દેખાતું ન હતું, અને હૃદય હૃદયમાં સૂક્ષ્મરૂપે ભળી ગયું હતું તેવે આ પ્રસંગે તે એક થયેલાં હૃદયોમાં માત્ર એક જ ધ્વનિ આકાશવાણીરૂપે જતો હતો.

'પુત્ર-વધૂ! હું પાંચાલી તમારા યોગથી જાગૃત થઈ બોલું છું તે તમારા હૃદયમાં ઊતરે. હું સર્વ ભારતવર્ષની શક્તિ છું, ભારતવર્ષની માતા છું! મારાં બાળક જેને પોતાના રાજાઓ અને મહારાજાઓ કહે છે — તે માત્ર મારાં સ્વપ્નોમાંનાં પક્ષી છે! જે લોક મારી ચતુર્દિશામાંથી આવી મને અડકે છે ને મારા બાળકનું મંથન કરવા પ્રયત્ન કરે છે, જે લોક દેશપરદેશમાંથી આવી

મારા શરીર ઉપર સામ્રાજ્ય કરવાની વાસના રાખે છે, તે સર્વને મારાં બાળકનું રૂપ આપી મોડીવહેલી મારા સ્વામીની પર્ણકુટીમાં ઘોડિયામાં નાંખી હિંદોળા ખવડાવું છું. આત્રેયી અનસૂયા દેવીએ બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વરને બતાવેલો ચમત્કાર મારા શરીરની વાસના રાખનાર સર્વ માનવીઓને, આજ સુધી મેં બતાવ્યો છે ને બતાવીશ! મારા શુદ્ધ પતિ તો માત્ર પેલા પાંચ અમરવૃક્ષ પાંડવો ને તેનો ત્રાતા તે સર્વલોકનો ત્રાતા જનાર્દન છે! સુગ્રીવલોકના દેશમાંના મૂર્ખ દુર્યોધન ગમે તે બોલતા કરતા હશે, પણ એ કપિલોક તો માત્ર મારા સ્વામીના રણરથ ઉપરના ધ્વજવાહક છે! મારી કૂખમાં જન્મેલાં સૂક્ષ્મ શક્તિવાળાં મારાં બાળકો! તમે આ દુર્યોધનને તેનું કર્તવ્ય શીખવતાં ડરશો નહીં! તેની જાતિચેષ્ટા જોઈ અકળાશો નહીં, પણ તેની સાથે સ્વતંત્રતાથી, ચતુરતાથી, શક્તિથી, અને સાધુતાથી વર્તી તેનામાં સુબુદ્ધિનો ઉદય કરજો! તે લોકનો હનુમાન મારા તમારા છત્રરૂપ ભીમસેનનો ભાઈ છે ને એની વાણીમાં બળ મૂકે છે. [૨] મારા ચક્રવર્તી પતિ અર્જુનના રથ ઉપર કીર્તિધ્વજરૂપ થાય છે ને તેના શત્રુઓનો ધ્વંસ કરે છે! અનસૂયા દેવી જેવી મારી દેહલતામાંથી એ કપિને હું સ્તન્યપાન આપું છું તો અશ્વત્થામાને પણ આપું છું! તો મારે માથે કોઈ મનુષ્ય રાજા કે મહારાજા નથી ને મારા શુદ્ધ સ્વરૂપના પતિ થવા ચારે યુગમાં ને ચાખૂંટ પૃથ્વીમાં કોઈ મનુષ્યની કે પ્રજાની શક્તિ નથી. કાળ જે સર્વનો નાશ કરે છે ને સ્થૂલ શક્તિવાળા રાજાઓને અને મહારાજાઓને ટૂંકા સ્વપ્ન દેખાડે છે તેણે મારે માથે અમરવૃક્ષ જેવા અમરપતિ મૂકેલા છે તેની જ આણમાં રહેજો! તેને જ શોધજો! તેને જ માટે તપ તપજો! ચિરંજીવોમાં ચિરંજીવ ભગવાન જગતત્રાતા મારા મહાપરાક્રમી પતિઓનો પાલક છે તેનું જ દાસત્વ કરજો! તમે સ્થૂલ સૃષ્ટિને માનશો મા. તેમ સ્થૂલ સૃષ્ટિની અવગણના કરશો મા. સ્થૂલ દેહને સમર્થ કરી તમારાં સૂક્ષ્મ સ્વરૂપને સાચવશો તા તેને દાસત્વ કે બન્ધન કાંઈ થવાનું નથી!

સ્થૂલરૂપે સર્વ આર્યોનું અને અનાર્યોનું બન્ધુત્વ સ્વીકારજો. તમે મારે પેટ જન્મ લીધો છે તો પૂર્વકાળના યવનો અને શકલોક તેમ આ કાળના મુસલમાનો અને અંગ્રેજો - એ સર્વેને મેં મારા ઘરના પારણામાં બાળક કરી તમારાં ભાઈબહેન કરી હિંદોળ્યાં છે અને હિંદોળવા માંડ્યા છે તેમની સાથે નિષ્ફળ કોલાહલ અને ક્લેશ કરશો મા. તમારી સર્વ આશાઓને પરિપાક આપી સફળ કરે એવો મેં તમને સાથ આપ્યો છે તેમાંથી છૂટા પડશો મા. તમારી સૂક્ષ્મ સાધુ શક્તિઓ તમારા સાથીઓને અને અન્ય સંસારને સિદ્ધ કરી આપો! તમારી સ્થૂલ શક્તિઓને વધારજો પણ વધતાં વધતાં પરબળથી કે દૈવબળથી હીન થાય કે ધ્વસ્ત થાય તોપણ ચંદન જેવા તમારા સૂક્ષ્મ સમર્થ સુગંધને ત્યજશો મા ને હૃદયને નિર્બળ કરશો મા! ધર્મક્ષેત્રની ભૂમિમાં વસનારાં બાળક! મોક્ષમાર્ગને પ્રત્યક્ષ કરનારા મહાત્માઓ! તમારી ભૂમિને માથે દુ:ખની વૃષ્ટિ થાય તો બ્હીશો મા! દુષ્ટ પ્રાણીઓની ગર્જનાઓથી કંપશો મા! અનન્ય સૂક્ષ્મ શક્તિનાં અને સમૃદ્ધિનાં દાયાદો!

મારા સ્વામીઓની છાયામાં ચાલશો અને આપણા ચિરંજીવોની ધર્મસંભાવના કરશો તા તમારે માટે *अमर शान्ति* છે! — એ શાંતિ તમારે માટે જ છે. તમારા ઋષિઓની તે અમરપુત્રી કુંવારી રહી તમારું જ ભગિનીકૃત્ય કરે છે ને કરશે! તમારાં હૃદય અને બુદ્ધિ સ્વતંત્ર છે તે સ્વતંત્ર રાખજો! તમારો સાથ એ સ્વતંત્રતાનો પોષક છે. સૂક્ષ્મ મનુષ્યત્વવાળા તમ આર્યોને બીજું શું જોઈએ? આ ભૂમિનાં અમરવૃક્ષ થોડો કાળ દૈવદુષ્કાળથી ફાલતાં બંધ થયાં છતાં આર્યોનાં હૃદયોમાં તે વૃક્ષોનાં સૂક્ષ્મ થડ મૂળ સહિત અમર છે ને તેનું સેવન કરશો તો તમને કોની ભીતિ છે? એ પરદેશનાં કે આ દેશનાં સ્થૂલ સત્ત્વો એ અમર વૃક્ષોના સ્થૂલ ભાગને કાપશે તેમ તેમ તેનાં સૂક્ષ્મ અમર મૂળ કાપ્યાં વધશે!'

આ વાણી બંધ થઈ અને બોલનારી દૂર જતી રહેતી લાગી, પણ તેની પાછળ તેના મુખનું ગાયન લંબાતું સંભળાયાં કર્યું:

*'અંધકારનો સમો પ્રબળ! આ દશા થઈ મારી!.*

*સુંદર, કોમળ, સબળ બધી મુજ સંતતિ કરમાઈ!*

*શું કરું? શું કરું? નવ ચાલે કંઈ! પ્રહર બહુ વીત્યા!*

*પ્રહાર બહુ મુજ સુંદરતાએ તિમિરતણા ઝીલ્યા!*



*તોય હરિનો હાથ અમારે! અંધકારમાં જીવું!*

*પોષણ પામું! રહું સુવાસિત! અંતર્બળ ના મૂકું!*

*દઉં-પામું-આનંદ વિજનમાં; ભલે લોક ના દેખે!*

*અંધકારની મધ્ય અંક મુજ બાળ-સમૃદ્ધિ બહેકે.*

*મનવંતર* [૧] *ભર, અંધકાર, તું ભલે રહે ઊભો!*

*છવાય તેટલું છાય ભલે તું! ભલે જ તું ખીજો.*

*અંધકાર! તુંજને હંફાવું વર્તમાનમાં' આજે!*

*મન્વંતર પળસમા ગણું, પળ પળમાં પૂરી થાશે!*

*પ્રભાત પળમાં થયું દેખાડું! ઉષા પણે આવે!*

*અંધકાર! તુજને હંફાવી ધકેલી કાઢે.*

*જાત મુજ, મુજ પ્રજા સુકોમળ, હતી તેવી થાશે.*

*અંધકારને હંફાવી, જય ભવિષ્યનો ગાશે'* [૨]

१ . *कार्येषु मन्त्री कारणेषु दासी*
*भोज्येषु माता शायनेषु रम्भा।*
*मनोनुकूला क्षमया धरित्री*
*गुणैश्च भार्या कुलमुद्धरन्ती।।*

१ . મુચ્છકટિક ઉપરથી.

१ . વિશ્વંભરા પ્રિયતમા પ્રિયમેઘ કાજ
આતુર સજ્જ થઈ ઉપરથી ઊકળે છે;
આ અંધકાર યમતુલ્ય પડ્યો જ વચ્ચે;
દેખે ન મેઘ અવનિ, અવનિ ન મેઘ.
એ મેઘ તો ય પુરુષાર્થ ઘણો રચે છે,
ઉરે જમાવી રસ, ગર્જનને કરે છે.
એ ગર્જના કરી પ્રતિધ્વનિને સુણે છે,
ને કૃષ્ણકાય યમ સૌ સુણતો ધ્રૂજે છે.
સુણી પતિતણી ગંભીર જ વીરહાક,
આલ્હાદ પૃથ્વી ધરતી, ત્યજતી વિષાદ;
અત્યન્ત તેજ રસશ્યામ ધરે પયોદ;
તે પૃથ્વી પહોંચતું ચીરી પટ અન્ધ સન્ધો!

**— સ્નેહમુદ્રા, કાંડ ૮૨ (શ્લોક ૩૮-૪૦)**

१ . *अन्यदाभूषणंद पुंसां क्षमा लज्जेव योषिताम्।*
*पराक्रम: परिभवे वैयात्यं सुस्तेव्विव।।* - **માઘ**

२ . વારસ

३ . *जल्पतोरक्रमेण* - ઉત્તરરામચરિત.

१ . પંચતંત્રનો 'શેખચલ્લી'



१ . ॐ *प्रतिपदसि प्रतिपदे त्वानुपदस्यनुपद त्वा संपदेसि संपद त्वा तेजोसि तेजसे त्वा ||*
સ્થાપત્યપૂજનનો મંત્ર

२ . વનપર્વ,અધ્યાય ૧૫૧, શ્લોક ૧૫-૧૮.

१ . મન્વંતર = મનુનું વય, ને બ્રહ્માના દિવસનો એક અંશ.

२ . સ્નેહમુદ્રા કાંડ ૮૭ (૧૪-૨૨).

## ૪૦ ન્યાયધર્મની ઉગ્રતા ને સંસારના સપ્રત્યયની કોમળતા

*निन्दन्तु नीतिनिपुणा यदि वा स्तुवन्तु*

*लक्ष्मी: समाविशतु गच्छतु वा यथेष्टम् /*

*अद्यैव वा मरणमस्तु युगान्तरे वा*

*न्याय्यात्पथ: प्रविचलन्ति पदं न धीरा://* - **भर्तृहरि**

Flat Justitia ruat caelem! (Justic shall be done though the heavens fall!)- A Maxim of Law

*'એ તો જ્ઞાન મને ગમતું નથી! ઋષિરાયજી રે'*

**- પ્રેમાનંદ: સુદામાચરિત**

ચંદ્રકાંતને મળનાર સાધુજન પાછો ચંદ્રકાંતને મળ્યો ને તેમના સંકેત પ્રમાણે તે ગયો ને તે વાતમાં પોતાને જિજ્ઞાસા ન હોય એવું પોલીસના ઉપરી સરદારસિંહે દર્શાવ્યું. ચંદ્રકાંત, ચાર પાસનો દેશ જોવા જાય છે એવું પ્રસિદ્ધ કરી; પાછલે પહોરે નીકળી વિદ્યાચતુરની એક ગાડીમાં ગયો, અને તેને સુન્દરગિરિની પૂર્વ તળેટીમાં એક થાણામાં રાખી એક માંચીમાં બેસી ઉપર ચડવાનું હતું ત્યાં આગળ રસ્તામાં પોતાની સાથે સંકેત કરનાર સાધુએ એની જોડે મળવાનો સંકેત કર્યો.



જે સાંજે ચંદ્રકાંત રત્નનગરીથી નીકળ્યો તે પછીને પ્રાત:કાળે થોડી વાર પછી વિદ્યાચતુરે પોતાના ભવનમાં પોતાના ખંડમાં ગુણસુંદરીને બોલાવી. આરામખુરશી ઉપર તે પડ્યો ને સામે ખુરશી પર ચિન્તાતુર ગુણસુંદરી બેઠી.

'ગુણિયલ! સરસ્વતીચંદ્રસો એ નવાણું વસા વિદ્યમાન છે. પણ તે સાધુ થયા છે ને વિષ્ણુદાસ બાવાના મઠમાં છે. હવે આપણે તેમની આશા રાખવી વ્યર્થ છે.'

ગુણસુંદરી — 'મા વિનાના એ બાળકને પાછા સંસારમાં આણવાને મા જોઈએ. એમના દુ:ખથી હદ વળી! હું કુમુદનું દુ:ખ ભૂલવા જાઉ છું ત્યાં કુસુમનું દુ:ખ ઊભું થાય છે ને તે ભૂલું છું ત્યાં સરસ્વતીચંદ્રનું દુ:ખ કાળજું વીંધી નાંખે છે. આપ આજ્ઞા આપો તો બાવાજીના મઠમાં જઈશ ને મારું મોં બાવાજી કે એ બેમાંથી કોઈ નહીં તરછોડે.'

વિદ્યાચતુર — ' કુસુમનો લોભ તને ભુલાવતો નથી?'

ગુણસુંદરી — 'તે ભૂલવતો હશે તો ભુલાવવા દ્યો. જે વાતમાં કાંઈ હાનિ નથી ને લાભ કોઈ પણ અંશે થાય એમ હોય તો તે કામ કરવું જ. મારું હૈયું એમ કહે છે કે મારાં આંસુ એ જોઈ નહીં રહે.'

વિદ્યાચતુર — 'પણ તેમને ઘેર આણી તું શું કરવાની હતી? તેમને ત્યાં જ સુખ હશે ત્યારે?'

ગુણસુંદરી — 'આપ શું બોલો છો તેની મને કંઈ સમજણ પડતી નથી.'

વિદ્યાચતુર — 'હું તને કંઈ વિચિત્ર સમાચાર કહું, પણ તે તું કેવી રીતે સાંભળી શકીશ તે મારાથી સમજાતું નથી ત્યાં સુધી મારું બોલ્યું તારાથી સમજાવાનું નથી.'

ગુણસુંદરી - 'મને જે હોય તો કહી દ્યો. આટલાથી ન ફૂટેલા કાળજાને હવે ઘા યે વાગવાના નથી.'

વિદ્યાચતુર — 'મારી જીભ ઊપડતી નથી.'

ગુણસુંદરી — 'હા! આ પણ એક નવો અનુભવ કે મારી સાથે આપ ભેદભાવ રાખો છો. આ ભેદભાવ મારા કાળજાને જેટલું વલોવે છે તેટલું આપે કહેવાના સમાચારથી નહીં વલોવાય. સ્ત્રીજાતિ અબળા છે — સ્વામીની પ્રીતિ છતાં પણ અનાથ છે — તે હું આજ સમજી.'

વિદ્યાચતુર — 'કુમુદ જીવતી છે -'

'હેં!' — ગુણસુંદરીએ મલકાઈને ઉદ્‌ગાર કર્યો.



વિદ્યાચતુર — 'ઘણું કરીને છે.— ને સરસ્વતીચંદ્રની પાસે જ તે છે.'

ગુણસુંદરીનું મોં લેવાઈ ગયું. તેણે ઉત્તર ન દીધો. નીચું જોઈ રહી ને નેત્રમાંથી આંસુનાં મોટાં બિન્દુ ટપકવા લાગ્યાં.

વિદ્યાચતુર — 'તને આ સમાચારથી શું થશે તે હું જાણતો હતો માટે જ અચકાતો હતો. હવે તારા હૃદયમાં સરસ્વતીચંદ્રનો કેટલો લોભ છે ને કુસુમનું શું કરવું છે તે કહે.'

ગુણસુંદરીનાં આ આંસુ ઊડી ગયાં દેખાયાં ને સાટે તેમાં ક્રોધની રતાશ દેખાઈ ને એ રતાશ ઉપર ક્રોધનાં નવાં આંસુ લોહીની તસરોવાળાં દેખાયાં.

'હું જાઉં છું! હવે મારે કાંઈ કહેવાનું નથી. આપને ઠીક લાગે તે કરો ને જેને જે ગમે તે કરે. કુમુદની સુવાવડમાંથી હું ઊઠી એ જ ખોટું થયું. હવે જીવવાં સાં ને જોવાં સાં? હું જાઉં છું. એ દીકરીને તમે બાપ. હું છૂટી ને છૂટીશ.'

ગુણસુંદરી ઊઠી અને દ્વાર ભણી ક્રોધના વેગથી ચાલી. વિદ્યાચતુર તેવા જ વેગથી એની પાછળ ચાલ્યો ને એને બાથમાં લઈ એક ટેબલ પર બેસાડવા લાગ્યો.

'ગુણિયલ! ક્રોધનો કાળ નથી. આ વાતમાં તું જ શાંત થઈ મને આશ્રય અને અભિપ્રાય નહીં આપે તા કોની પાસે હું આ વાત કરીશ? આપણી પ્રતિષ્ઠા અને આપણો ધર્મ અને આપણે પેટે જન્મેલાં બાળક! — તેની વ્યવસ્થામાં શું તારા ધર્મસહચારનો લાભ મને નહીં મળે?'

ગુણસુંદરી — 'હવે તે શું કરવાનું હતું? પ્રતિષ્ઠા પાણીમાં પડી ધર્મ ધોવાઈ ગયો, ને આપણી અપ્રતિષ્ઠા જોવામાં સહચાર જ છે સ્તો! હવે આપ પ્રધાનપદ છોડી દ્યો ને બે જણ કાશીવાસ કરી આ સંસાર આગળથી મોઢું સંતાડી ચાલ્યાં જઈએ.'

વિદ્યાચતુર — 'આપણી કલ્પના મિથ્યા કેમ ન નીવડે? વિષ્ણુદાસબાવાની છાય!માં કદી અધર્મ કે અનાચાર થયો નથી ને જીવતી નીકળેલી કુમુદને સરસ્વતીચંદ્રે કેવળ ધર્મનો આશ્રય આપ્યો હોય તો તેમાં કંઈ અશક્ય છે?'

ગુણસુંદરી કંઈ નરમ પડી. 'એમ પણ હોય. પણ જગત કેમ માનશે?'

વિદ્યાચતુર — 'આપણે માનીશું તો જગત પાસે પણ મનાવીશું.'

ગુણસુંદરી — 'આપણે માનવાનો કાળ પણ આવે ત્યારે આવે.'

વિદ્યાચતુર — 'જો આપણાં હ્રદય વિશુદ્ધ જ છે ને આપણો સ્નેહ સત્ય જ છે તો આપણી કુમુદનું હ્રદય અન્ય સંસ્કારોથી ભરાવાનો સંભવ બહુ જ ઓછો છે.'



ગુણસુંદરી —'આપણાં જે હ્રદયે વિશુદ્ધિને પોષી છે તે જ હ્રદયે દૃઢ સ્નેહને પણ પોષેલો છે. કુમુદના હ્રદયમાં આપણે જ આપણા જેવો સ્નેહ અતિઉત્સાહથી સફળ થઈ ભરેલો તેને ત્યાંથી સરવાને અને નિષ્ફળ કરવાને પ્રમાદધન જેવાની શક્તિ ક્યાંથી હોય?'

વિદ્યાચતુર — 'એ પણ સત્ય છે. "નવીનચંદ્ર" નામના બુદ્ધિધનભાઈના અતિથિની વાતો સાંભળી છે તે તારી કલ્પના સાથે મળતી આવે છે.'

ગુણસુંદરી — 'લોક કહે છે તે ખરું યે હોય ને ખોટું યે હોય. પ્રમાદધનની પોતાની કટેવોએ આ રાંક જાતને માથે અપવાદ આણ્યો હોય તો સંસારને જરી જરીમાં આવી વાતો સાચી માનવાની ટેવ ક્યાં નથી? સૌભાગ્યદેવીએ આ વાત સાચી માની નથી ને નવીનચંદ્રને કોઈએ હીન વચન કહ્યું નથી. છતાં અપવાદ સાંભળી તેમણે સુવર્ણપુર છોડ્યું. પણ જો અપવાદ સાચો હોય તો એ અપવાદને પણ ગાંઠે નહીં ને સુવર્ણપુરને પણ છોડે નહીં. રાતદિવસ ઘરમાં રહેનારાં સતી સૌભાગ્યદેવીથી એ વાત છાની રહે નહીં ને તેમણે જાણી હોય તો કુમુદને માટે કલ્પાંત કરવામાં જ દેહને પાડે નહીં. બુદ્ધિધનભાઈને ઘેર કુમુદનાં પગલાં દૂધે ધોવાયાં છે. એણે આ અપવાદ ન સહેવાતાં જ જળશાયી કરી હોય તે સંભવે છે. માત્ર વહેમ એટલો રહે છે કે આપ કહો છો તેમ તે જીવતી હોય તો સરસ્વતીચંદ્રને

સમજાવીને આપણે ઘેર લાવ્યા વિના અને જાતે પાછી આવ્યા વિના રહે નહીં.'

વિદ્યાચતુર — 'તેમ કરી શકવા જેટલો સંપૂર્ણ અવકાશ તેને ન મળ્યો હોય.'

ગુણસુંદરી — 'તેમ કરવામાં ખોટો અપવાદ ખરો કરવાની પણ બીક એને લાગતી હોય.'

વિદ્યાચતુર — 'હોય.'

ગુણસુંદરી — 'આપ આજ્ઞા આપો તો હું જ સુન્દરગિરિ ઉપર જાઉં.'

વિદ્યાચતુર — 'શા નિમિત્તે તું ત્યાં જઈશ?'

ગુણસુંદરી — 'કુસુમને એ સ્થાનોમાં મોકલવાનું કહેલું છે તેને સાથે લઈ હું અને સુન્દરભાભી જઈએ.'

વિદ્યાચતુર — 'પણ લોકાપવાદ ખરો હશે તો?'

ગુણસુંદરી — 'ખરો હશે તો આપણું ભાગ્ય ફૂટ્યું ને મારી અક્કલને આગળા દેવાયા સમજજો.'

વિદ્યાચતુર — 'તને કંઈક યથાશક્તિ વિદ્યા આપી છે તેમાંથી આથી વિશેષ ફળની આશા રાખું છું.'



ગુણસુંદરી — 'આપે તો ઘણી આપી પણ મારી અબુદ્ધિમાં તે સમાઈ નથી.'

વિદ્યાચતુર — 'તારી બુદ્ધિ ભવ્ય છે. માત્ર તે દુ:ખના આવરણથી ચંપાઈ ગઈ છે.'

ગુણસુંદરી — 'એમ હો. તોપણ તે આપને તો કામ લાગે એવી નથી.'

વિદ્યાચતુર — 'તરવાર યુદ્ધમાં કામ લાગે ને તારા જેવીની વિદ્યા અને બુદ્ધિ આવે કાળે કામ લાગે. ગુણિયલ! જે કાર્યથી મારે મણિરાજ મહારાજનું પ્રધાનપદ છોડવાનો વારો આવે છે તે કાર્યના વિચારમાં — પ્રધાનપદ છોડી માત્ર સામાન્ય મનુષ્ય થઈ તારા આશ્રય ઉપર જ આધાર રાખવાનો કાળ આવે છે તેવા પ્રસંગમાં — મારી ગુણિયલની બુદ્ધિ અને વિદ્યા મને કામમાં નહીં લાગે ત્યારે વિદ્યાચતુરનું પોતાનું માણસ બીજું કોઈ રહ્યું નહીં.'

ગુણસુંદરી — 'સ્ત્રીની બુદ્ધિ પગની પાનીએ. મહાકાર્યમાં આપે સ્ત્રીની બુદ્ધિએ ચાલવું ઘટતું નથી.'

વિદ્યાચતુર — 'લોક તેમ માને છે. પણ આપણાં હૃદય જુદી બુદ્ધિથી સંધાયાં છે તેને તોડવાને શું મારી ગુણિયલનું કાળજું કહ્યું કરે એમ છે?

ગુણિયલ! મારા કુટુંબમાં જ્યારે અનેકધા ક્લેશ અને દુ:ખ હતાં ને મારી પેટીમાં જ્યારે પાઈની છત ન હતી ત્યારે ગુણિયલની ઉદાર બુદ્ધિએ મારી અને મારા કુટુંબની સંભાળ લીધી છે ને મને આ મહાન પદને પહોંચવાને સમર્થ કર્યો છે! તે દિવસ તું મારી હતી ને હું તારો હતો. આજ શું તે સંબંધ મટી ગયો? ને તું મારી હવે નહીં?’

ગુણસુંદરી વિદ્યાચતુરને ખભે માથું મૂકી રોઈ પડી ને રોતી રોતી કહેવા લાગી:

‘પ્રાણનાથ! ક્ષમા કરો! હું કૃતઘ્ન થઈને આપનો મહાન અપરાધ કર્યો. દુ:ખે મારી બુદ્ધિને ડહોળી નાખી ને આપે હવે તેને નિર્મળ કરી. આપ બોલો તે સાંભળવા ને શૂદ્ર બુદ્ધિથી જે બનશે તે કરવા હું સજજ છું. હું સત્ય કહું છું કે —કુમુદ, કુસુમ ને સંસાર એ સર્વને તુચ્છ ગણી હું આપનામાં જ ચિત્ત પરોવીશ. આપને શાને પ્રધાનપદ છોડવા કાળ આવે છે?’ માથું ઊંચું કરી ગુણસુંદરી સામી બેઠી.

વિદ્યાચતુંર — ‘તું સજજ છે તો મારા હૃદયના સર્વ પડદા દૂર કરી વાત કરું છું તે સાંભળી લે. કુમુદનો અપવાદ અસત્ય હશે તો તો કાંઈ દુ:ખ છે જ નહીં — મારી શ્રદ્ધા છે કે તું, સુન્દર અને ચંદ્રકાંત મળી સરસ્વતીચંદ્રને પલાળી શકશો ને કુસુમનું ભાગ્ય ઊઘડશે. ફ્લોરા અને કમલારાણીજી પાસે આશ્રય શોધીશું. તે નહીં ફાવે તો કુમુદની ઇચ્છાથી અવળી ચાલે એટલું કુસુમના હૃદયનું ગજું નથી. પણ લોકોનો અપવાદ ખરો હોય તો મેં ઘણા સૂક્ષ્મ વિચાર કરી મારા ધર્મને માર્ગે પ્રવર્તવા નિશ્ચય કર્યો છે. સરસ્વતીચંદ્ર ઉપરથી કુમુદનું હૃદય દૂર થઈ શક્યું ન હોય તો દોષ કોનો? સર્વથા આપણો. આપણા દોષનું ફળ ચાખતાં આપણે ડરવું ન જોઈએ. આપણા દોષનાં વિષફળ બીજાને ચાખવાં ન પડે એવું કરવું એ આપણો ધર્મ છે. અન્ય સંસારથી કંટાળી આત્મહત્યા કરવા જતાં જીવતી રહેલી કુમુદ પોતાની વિધવાવસ્થામાં સરસ્વતીચંદ્રના આશ્રયથી જ સુખી થવા ઇચ્છતી હોય તો તેમાં વિઘ્ન નાખવું નહીં પણ સાહાય્ય આપવું એ આપણો ધર્મ છે એવું હું માનું છું, અને સર્વ સુધરેલા દેશો તો એને કેવળ ધર્મ નહીં પણ માતાપિતાની ખરી પ્રીતિની કસોટી માને છે — તે તારાથી ક્યાં અજાણ્યું છે? કુમુદના દુ:ખી જીવનને માટે સુખનો જો એ જ માર્ગ હશે તો આપણે તે લેવો — ગુણિયલે તે આપવામાં મારી સાથે ભળવું — એ હું ઇચ્છું છું. મેં તને વિદ્યા આપવા પ્રયત્ન કરેલો છે તે આવા ધર્મના બોધને માટે.

હું જાણું છું કે આ કાર્યમાં અપકીર્તિ છે, આપણા લોકનું બીજી રીતે કલ્યાણ કરવાને આપણે આ કાર્યને લીધે અશક્ત થઈશું, અને આ કાર્ય કરી મહારાજના પ્રધાનપદમાં રહેવું તે મહારાજને ગૂંચવાડામાં નાખવા જેવું છે. એમની પ્રજા આ કાર્યનું અભિનંદન નહીં કરે અને મને ભ્રષ્ટ ગણશે. પ્રજા જેને ભ્રષ્ટ ગણે એવા મનુષ્યને અધિકારથી દૂર કરવો એ મહારાજનો ધર્મ છે. એ ધર્મનો મહારાજને બોધ કરવો એ મારો ધર્મ છે. એ ધર્મ હું

પાળીશ ને કુમુદને સુખી કરવાનો આવો ધર્મ પ્રાપ્ત થશે તો પ્રધાનપદનો ત્યાગ પરમ સંતોષથી કરીશ — તે પછી હું અને તું બે જણનો જ સહવાસ રહ્યો તે સહવાસનો તું મને અધિકારી ગણીશ તો!

એ પ્રસંગ આવશે તો કુસુમનો અભિલાષ પણ હું પૂર્ણ કરીશ. એની ઇચ્છા હશે તો મોહનીમૈયાના પરિવ્રાજિકા મઠમાં યોગ્ય વ્યવસ્થાથી તે રહેશે, મરજી હશે તો હું એને યુરોપ અમેરિકામાં કુમારિકાઓને અભ્યાસમાં અને પરમાર્થમાં જીવન ગાળવાનાં સ્થાન છે ત્યાં મોકલીશ, ને મરજી હશે તો સ્વતંત્ર મુંબઈનગરીમાં રહી નીતિ, પરમાર્થ અને વિદ્યાનું સેવન કરવામાં આયુષ્ય ગાળવાની એને અનુકૂળતા કરી આપીશ. એ કાર્યને અંગે પણ પ્રધાનપદ છોડવું પ્રાપ્ત થશે.

ગુણિયલ! ધર્મને નામે પ્રચાર પામેલા લોકાચારથી દોરાઈ આપણે એક વાર કુમુદને કૂવામાં નાખી! એની સ્વતંત્રતાનો નાશ કર્યો! એને અધમ પુરુષના કર-પંજરમાં પૂરી દીધી. એ સર્વથા પાપ થયું — મહાપાપ થયું. હવે એ પાપ ફરી કરવાની મારી વૃત્તિ નથી. જે અધ્યાત્મદૃષ્ટિથી મનુષ્યમાત્રને વૃદ્ધ મહારાજ જોતા, જે અધ્યાત્મદૃષ્ટિથી તેમને જોવાનો બોધ આટલી વાર સુન્દરગિરિના સાધુજનોને મુખેથી આપણે સાંભળ્યો છે, તે દૃષ્ટિથી જોતાં પૂર્વ અને પાશ્ચાત્ય બુદ્ધિનો સંગમ થાય છે અને એ સંગમસ્થાન આગળના પ્રવાહમાંના પાણીમાં જોતાં જે ભૂમિ પર પથ્થર જેવાં પાપ છે ત્યાં આપણે સંચાર નહીં કરીએ. જો લોકાપવાદ સત્ય હોય તો કુમુદનું સરસ્વતીચંદ્ર પાણિગ્રહણ કરે એ જ યોગ્ય છે ને યોગ્ય વર વિનાની તેમ કૌમારવ્રતની અભિલાષિણી કુસુમનો અભિલાષ સિદ્ધ થાય તે જ યોગ્ય છે. તે જ બે આપણા બેના ધર્મ છે.

તો એ ધર્મના આચારમાં બીજો શો અંતરાય છે? પ્રધાનપદની વાસનાને લીધે શું આ ધર્મ ત્રુટવો ઘટે છે? લોક ગમે તે માનતા હશે પણ કામન્દકીને મુખે પવિત્ર ભવભૂતિએ અધિકારના લોભી પિતાઓના સ્નેહનું વર્ણન કરાવ્યું છે તે તને લક્ષ્યમાં હશે.

*गुणापेक्षाशून्यं कथमिदमुकान्तमथवा*

*कुतोऽपत्यस्नेहः कुटिलनयनिष्णातमनसाम्।*

*इदं त्वैदंपर्यं यदुत नृपतेर्नर्मसचिवः*

*सुतादानान्मित्र भवतु स हि मे नन्दन इति //*[१]

ગુણિયલ! પ્રધાનપદના લોભથી તો શું પણ સંસારમાં કોઈ પણ પદાર્થના લોભથી અથવા રાજા કે માતાપિતા કે દેશ કે કોઈને પણ પ્રસન્ન કરવાના લોભથી જે માતાપિતા પુત્રીનું વિવાહમાં દાન કરે છે તેમનો અપત્યસ્નેહ શૂન્ય ગણવો અને તેમણે પુત્રી પ્રતિના પોતાના ધર્મમાં ધૂળ ભેળવી સમજવી! પુત્રીનું દાન કરતાં પુત્રીના સ્વાર્થ વિના બીજો સ્વાર્થ કે

બીજો લોભ રાખે છે તે માતાપિતારૂપે શત્રુ જ સમજવાં તેવા પિતાને માથે માલતીના જેવા નિ:શ્વાસ ભમ્યાં કરે છે ને કહે છે કે — 'ઓ પિતા! તમને અન્યનું આરાધન પ્રિય છે — તમારી પુત્રી પ્રિય નથી!' [2] - 'ઓ તાત! તમે પણ આવા છો તો સર્વથા ભોગતૃષ્ણા જ જય પામી છે!' [3] ગુણિયલ! નક્કી તું મારા પ્રધાનપદને આપણી પુત્રી કરતાં ને આપણા ધર્મ કરતાં અધિક નહીં ગણતી હોય.'

ગુણસુંદરી — 'સત્ય જ કહો છો! પ્રધાનપદ ને વૈભવની વાસનાથી પ્રિય ગણવાનું કહું તો તો આપ કહો છો તે દોષ આવે જ. પણ મહારાજ પ્રતિ — રાજ્ય પ્રતિ — આપનો ધર્મ છે ને પુત્રી પ્રતિ પણ છે ને તે બે વચ્ચે વિરોધ આવે ત્યારે મોટા ધર્મ આગળ નાનાનું બલિદાન કરવું એ ધર્મ શું પ્રાપ્ત થતો નથી?'

વિદ્યાચતુર — 'એ પ્રશ્નનું સમાધાન પણ એ જ કવિએ કરેલું છે. પુત્રીનું કલ્યાણ કરવામાં પોતાની શક્તિની ન્યૂનતાનું બલિદાન થયેલી પુત્રીની પાછળ અગ્નિમાં પડવા માંડતા પિતાએ પોતાને ચરણે પડેલા રાજાની પણ અવગણના કરી અને તે જ અવગણના કરનારા પિતાએ પુત્રીની સુસ્થિતિ સાંભળી તે વધામણીને રાજાએ કરેલા ચરણપાત કરતાં અધિક ગણી. [1] ગુણિયલ! એક જણની પ્રતિ ધર્મ કરવાને માટે બીજાની પ્રતિ અધર્મ કરવો પડે ત્યારે એમ જ સમજવું કે જેને આપણે ધર્મ ગણીએ છીએ તે અધર્મ જ છે! માતાપિતા કે દેશ કે લોકસમસ્ત — સર્વના કલ્યાણ કરતાં પણ એક નાના સરખા આપણા બાળક પ્રતિનો આપણો ધર્મ નાનો છે એવી બુદ્ધિ દૂષિત છે. સામા મનુષ્યોની સંખ્યાથી કે તેમના ગૌરવથી તેમના પ્રતિના ધર્મ મપાતા નથી! સર્વ લોકના કલ્યાણને માટે પણ અસત્ય બોલવું પડે કે ચોરી કરવી પડે તો તે કરવું અધર્મ મટી ધર્મરૂપ થતું નથી. ધર્મનું આચરણ કરવામાં અથવા અધર્મથી દૂર રહેવામાં પ્રાણીમાત્રનો સંહાર વળી જતો હોય તો તે થવા દેવો એ જ ધર્મ છે. શ્રુતિ અને સ્મૃતિ, જ્ઞાન અને ભક્તિ, વ્યવહાર અને પ્રીતિ, સર્વ આવા ધર્મના આગળ ક્ષણિક અને ક્ષુદ્ર છે.'

ગુણસુંદરી — 'જો એમ છે તો સ્ત્રીઓને વૈધવ્યના ભયમાં આણી વીરપુરુષો દેશના કલ્યાણ માટે યુદ્ધમાં મરવું ઉત્તમ કેમ ગણે છે? સ્ત્રીનું સૌભાગ્ય સાચવવું એ શું પતિનો ધર્મ નથી? અનાથ બાળકોને સંસારમાં એકલાં મૂકી જતાં અટકવું એ શું ધર્મ નથી? તો એ સર્વ ધર્મનો ભંગ કરી વીરપુરુષો યુદ્ધના ધર્મની પ્રશંસા કેમ કરે છે? બે દીકરીઓને કારણે આપ પ્રધાનપદ છોડો ને રાજ્યનું અકલ્યાણ થાય અને મહારાજ પ્રતિ કૃતઘ્નતા થાય એ કામ પ્રધાનપદના અધિકારીની બુદ્ધિને છાજતું હોય એવું મને દેખાતું નથી. પછી મારી સ્ત્રીબુદ્ધિને લીધે જ મને આમ લાગતું હોય તો ઈશ્વર જાણે.'

વિદ્યાચતુર — ‘તારી બુદ્ધિ સૂક્ષ્મ છે તેથી જ આ પ્રશ્નોને દેખે છે. એ પ્રશ્નો જેવા સગર્ભ છે તેવું જ તેમનું સમાધાન છે. ગુણિયલ! ધર્મ ક્રિયારૂપ નથી પણ ક્રિયાનું કારણ છે. જે ક્રિયા કર્તવ્ય થાય છે તે ક્રિયામાં ધર્મ રહેલો નથી, પણ આપણા મનમાં એવી બુદ્ધિ થાય કે આ કર્તવ્ય છે ને આ નથી ત્યારે આપણે તે ક્રિયા કરીએ છીએ કે નથી કરતાં; માટે એ બુદ્ધિ એ ક્રિયાનું કારણ છે. એ બુદ્ધિ સુવિદિત શુદ્ધ સત્ય ધર્મને અનુસરે ત્યારે ધર્મસ્થ ગણવી. આપણી ક્રિયાઓ ત્રણ પ્રકારની છે, આપણે કોઈ પદાર્થનો ત્યાગ કે અસ્વીકાર કરીએ છીએ, અન્ય જીવોને સુખદુ:ખ કરીએ છીએ, અને આપણા જીવનની અધોગતિ કે ઉન્નતિ કરીએ છીએ. આપણા જીવનનાં સુખદુ:ખ તો આ ત્રણે ક્રિયાઓથી થાય છે માટે તે જોવાનાં કે જુદાં ગણવાનાં નથી. ત્રણે ક્રિયાઓને અંગે આપણે સુખદુ:ખ પામીએ તેને પ્રારબ્ધફળ ગણી લઈ લેવાં — આ પવન જેવો આવે તેવો આપણે સંસ્કારી લઈએ છીએ તેમ.

જ્યારે આપણાં પોતાનાં મન કે શરીર પોતાને માટે કોઈ પદાર્થનો ત્યાગ કે સ્વીકાર કરે ત્યારે તું કહે છે તેવા ધર્મવિચાર પ્રાપ્ત થાય છે. જેમાં આપણી મમતા છે, જેમાં આપણી અહંતા છે એ સર્વ પદાર્થનો ત્યાગ કે સ્વીકાર કરતાં ફળનો વિચાર યોગ્ય છે કે આ મારા ત્યાગથી માતાપિતાને લાભ છે અથવા દેશને લાભ છે અથવા પારકા જીવને લાભ છે. જ્ઞાતિભોજનનું વ્યય કરતી વેળા આપણે સ્વતંત્ર છીએ તેનું કારણ પણ એ કે એ ક્રિયા ધર્મ વિચારની આ કોટિમાં [२] આવે છે.



આ પ્રમાણે પોતે ત્યાગ કે સ્વીકાર કરી અન્ય જીવોને સુખ આપવું એ આપણો અધિકાર છે. પણ કોઈ જીવને દુ:ખ દેવું કે તેનું અકલ્યાણ કરવું તો શું પણ તેની ઇચ્છાવિરુદ્ધ માર્ગે તેનું કલ્યાણ કરવા પ્રયત્ન કરવો, એ સર્વ ક્રિયાઓને માટે સામાન્ય રીતે આપણો અધિકાર નથી.

પારકા જીવને દુ:ખ દેવું કે તેને અજ્ઞાત પણ હાનિ કરવી એ ક્રિયાનો ધર્મ તો લોકવ્યવસ્થાના અધિકારીને જ પ્રાપ્ત થાય છે. સંસારની વ્યવસ્થાઓ સામાન્ય રીતે રાજાઓના અને તેમણે સ્વીકારેલા અધિકારીઓના અધિકારની વાત છે. માતાપિતા પુત્રાદિક ઉપર અધિકાર વાપરે છે તે પણ રાજાએ આપેલા જ અધિકારથી. રાજાએ જ્યાં આજ્ઞા કે નિષેધ કાંઈ ન કર્યું હોય પણ માત્ર અધિકાર આપ્યો હોય ત્યાં અધિકારીએ સામા જીવનું કલ્યાણ ઇચ્છી ક્રિયા કરવાની છે — એ વિના સર્વ વિષય અને વિચાર તેના અધિકારથી બહાર છે. સેનાધિપતિ અને ન્યાયાધીશ પોતાના અધિકારના વિષયનું જ કલ્યાણ ઇચ્છી અન્ય જીવોને દુ:ખ કરે છે અને તેમનાં શરીરને મૃત્યુવશ કરે છે તે ક્રિયાઓથી થતાં સુખદુ:ખ વિચારવાનો તેમને અધિકાર નથી; તેમનો અધિકાર માત્ર એટલો જ કે સેનાધિપતિએ અમુક માર્ગે વિજય મેળવવો અને ન્યાયાધીશે ન્યાય કરવો. રાજાને પણ લોકવ્યવસ્થાને માટે જ ઈશ્વરે અધિકાર આપેલો છે તે છોડી

અન્યથા કામ કરે ને પ્રજાને દુ:ખ થાય ત્યારે રાજાને સ્વમાર્ગે આણવાને માટે પ્રજા છે, અને પ્રજા વિમાર્ગે ચાલે ત્યારે તેને માથે રાજા છે. આ સર્વ પ્રશ્નોમાં માત્ર લોકવ્યવસ્થાને માટે યોગ્ય સ્થાનમાંથી પ્રાપ્ત થયેલા અધિકારને અને અધિકારના વિષયનો વિચાર છોડી બીજો કાંઈ વિચાર કરવાનો નથી. જેની બુદ્ધિ પહોંચતી નથી તેને માર્ગ દર્શાવવાને પ્રાચીન શાસ્ત્રો, અર્વાચીન મહાત્માઓ અને આસપાસના મહાજન છે. જ્ઞાતિના અજ્ઞાનીજનોને માટે જ્ઞાતિ એક જાતનો મહાજન છે. બાળકને માટે માતાપિતા મહાજનતુલ્ય છે. બાળકનાં વય, બુદ્ધિ અને વિદ્યા વધે તેમ તેના અધિકાર વધે છે ને માતાપિતાના ઘટે છે; તે જ રીતે જે મનુષ્યોની બુદ્ધિ અને વિદ્યા વધે છે તેમનો અધિકાર વધે છે અને જ્ઞાતિના, લોકાચારના, શાસ્ત્રના અને મહાત્માઓના અધિકાર ખસવા માંડે છે. દેશકાલની કાંઈક સ્થિતિ વિચારી પૂર્વકાળના વિદ્વાનોએ અને મહાજનોએ બાળલગ્ન અને વૈધવ્યસહનના આચાર પાડેલા તે કાયમ રાખવાનો તેમનો અધિકાર નવી વિદ્યા અને નવી બુદ્ધિના હાથમાં છે. મને મળેલો આ અધિકાર હું વેળાસર સમજ્યો નહિ અને એ અધિકાર મને હોય નહિ એમ વિશ્વાસે રહી કુમુદનું ભાગ્ય સુવર્ણપુરમાં મેં બાંધ્યું તે મારાથી અધર્મ થઈ ગયો, ને હવે મારી શક્તિ વિચારી મારો અધિકાર શોધી વેળાસર ચેતું છું તેથી હું મારો ધર્મ કરીશ. અધિકાર કોટિથી પ્રાપ્ત થયેલા આવા ધર્મને અંગે મારા પ્રધાનપદના ધર્મ વિચારવા એ મારા અધિકારમાં નથી. રાજ્યની સામાં હુકમનામાં કરતાં ન્યાયાધીશે ડરવાનું નથી તેમ પ્રધાનપદના અને રાજ્યહિતના વિચારમાં પડી કુમુદ-કુસુમ-ના જીવનનું અકલ્યાણ કે દુ:ખ રચવું તે મારા અધિકારથી બહારની વાત છે. કુમુદ રાજ્યાપરાધ કરી મહારાજના ધર્માસન આગળ આવે અને એને દેહાંતદંડની શિક્ષા કરવાનો મારે પ્રસંગ આવે ત્યારે મારો પિતૃધર્મ વિચારવાનો મને અધિકાર નથી; તે જ રીતે યુદ્ધમાં જનાર સેનાપતિએ સ્ત્રીપુત્રાદિકને માથે પોતાના મરણથી આવી પડનાર ભયના વિચાર કરવાનો પણ તેને અધિકાર નથી. આમાંનું એક કાર્ય અથવા કાર્યનું ફળ બીજા કાર્ય કરતાં મોટું કે નાનું છે માટે મોટું કરવું ને નાનું ન કરવું એ વિચાર અયોગ્ય છે. લોકવ્યવસ્થાના અધિકારીએ તો નાના કે મોટા પોતાના જેવા હોય તેવા અધિકારનો વિષય અને ધર્મ વિચારી ક્રિયામાં પ્રવૃત્ત થવાનું છે.

અને જ્યાં જીવાત્માના આત્મધર્મના વિચાર પ્રાપ્ત થાય ત્યાં તો આ અધિકારનો પણ પ્રશ્ન અનુચિત છે. પ્રત્યેક જીવાત્માનો ઉત્કર્ષ થાય તો તે સર્વ જીવોનું કલ્યાણ છે. એક જીવના અધર્મથી સર્વ જીવનું કલ્યાણ થતું હોય તો કલ્યાણમાં અકલ્યાણનું બીજ રોપાયું ગણવું. એ જીવના ધર્મથી અનેક જીવોને દુ:ખ થતું હોય તોપણ તે જ માર્ગે સર્વનો ઉત્કર્ષ ગણવો. સર્વભૂતાત્મક પરમાત્માના અંશરૂપ જીવાત્માનો અભેદ માનો કે સર્વ જીવોના ભિન્નભાવ માનો તોપણ સર્વના ધર્મથી થયેલો સર્વનો ઉત્કર્ષ જ કલ્યાણરૂપ છે. પોતે અધર્મ કરે છે તેથી જગતનું કલ્યાણ થશે એવું

માનનાર જીવ મૂર્ખ છે. કારણ સર્વ જગતને જોઈ શકવાની શક્તિ વગરનો ક્ષુદ્ર જીવ એ જગતનું કલ્યાણ ક્યાં છે ને ક્યાં નથી એ જાણવાની શક્તિ શી રીતે પામવાનો હતો? આવા દંભી મિથ્યાભિમાની જીવોએ સંસારને માથે અનેક અવ્યવસ્થાઓ અને વિપત્તિઓ આણી મૂકેલી ઇતિહાસમાં સુપ્રસિદ્ધ છે. ગુણિયલ! જે ક્રિયાથી જીવાત્માની પોતાની અધોગતિ છે સર્વથા વર્જ્ય છે, ને જેથી તેની ઉન્નતિ છે તે કર્તવ્ય છે, ને તેમાં કોઈ પણ અન્ય વિચાર કર્તવ્ય નથી.

ઈશ્વરે કુમુદનો જીવ આપણા અધિકારમાં સોંપ્યો. ઈશ્વરે નિર્મેલા સ્નેહની ગતિથી યોગ્ય વયે એ — નદી સમુદ્રમાં ભળે તેમ — પોતાના હૃદયના સ્વામીને ધર્મથી પ્રાપ્ત થઈ હોય તો તેમાં વિઘ્નરૂપ થવા મારો કે તારો અધિકાર નથી. અધિકાર વિનાની ક્રિયામાં પ્રવૃત્ત થઈ એ જીવને પરતંત્ર કરવો એ ક્રિયાથી આપણી અધોગતિ સમજવી. કોઈ જીવ આપણે પેટે બાળકરૂપે જન્મ્યો માટે તેને આપણી ઇચ્છા પ્રમાણે બંધનમાં નાખીએ એવો અધિકાર માતાપિતાએ ધારવાનો નથી. કુમુદ-કુસુમના જીવ હવે આમ સ્વતંત્ર છે. માટે તું અન્ય વિચાર અને દુ:ખ છોડી દઈ મેં દર્શાવેલા માર્ગનો શાંત વિચાર કરી લે.'

વિદ્યાચતુર બોલી રહ્યો ને થોડી વાર સુધી થાક્યો હોય તેમ ખુરસીમાં પડી રહ્યો ને માત્ર ગુણસુંદરીના સામું જોઈ રહ્યો. ગુણસુંદરી ઊંડા વિચારમાં પડી બોલ્યાચાલ્યા વિના બેઠી હતી ત્યાં જ નીચું જોઈ બેસી રહી. અંતે ઊંચું જોઈ બોલી:



'ચંદ્રકાંત મુંબઈથી આવ્યા તેવામાં તેને સરસ્વતીચંદ્રને વિષયે આપે કઠણ વચન કહ્યાં હતાં. [૧] તે કાળે વૃદ્ધાચાર આપને પ્રિય હતો તે ઘણી થોડી વેળામાં અપ્રિય થઈ ગયો. આપે કરેલો બોધ અસત્ય છે એમ સિદ્ધ કરવા જેટલી મારી શક્તિ નથી. પણ જૂના સંપ્રદાયમાંથી નવામાં આપ આટલી વેળામાં જતા રહ્યા તેથી મને કાંઈ ભ્રાંતિ થાય છે.'

વિદ્યાચતુર — 'તેમાં તારો દોષ નથી. સરસ્વતીચંદ્ર ઉતાવળ કરી નાઠા અને કુમુદને હાનિ પહોંચી તે સહન કરવાની અશક્તિને બળે મને કાંઈક ક્રોધ થયો હતો, અને સરસ્વતીચંદ્રનો જ દોષ મારા હૃદયમાં વસી ગયો હતો. શાંત થયા પછી અને કુમુદ-કુસુમનાં હૃદય અને સુખદુ:ખ જાણી વિશેષ વિચાર કરતાં મને જે લાગ્યું તે તને અત્યારે કહી દીધું.'

ગુણસુંદરી — 'નાનપણમાં બાળક પરણાવવાનો પ્રાચીન કાળથી ચાલતો આવેલો સંપ્રદાય આપ હવે દુષ્ટ ગણો છો?'

વિદ્યાચતુર — 'લોકવ્યવસ્થા રચનારાઓએ આ પાળ દુષ્ટતાથી નથી બાંધી, પણ લોકહિતની જ બુદ્ધિથી દેશકાળની કંઈક પરીક્ષા કરી બાંધેલી હોવી જોઈએ. હાલમાં તે વ્યવસ્થાને બે પિતાઓ બદલી નાખવા જાય તા એકની પુત્રી દુ:ખી થાય ને બીજાની સુખી થાય. દ્રવ્યહીન, વિદ્યાહીન,

પક્ષહીન પિતાની રંક કે વિદ્યાહીન પુત્રીને આપણી જૂની વ્યવસ્થા તોડ્યાથી સુખ કરતાં દુ:ખ અનેકધા અસહ્ય થઈ પડે. નવી વ્યવસ્થાના અધિકારી કુટુંબમાં જન્મેલી બાળકી નવી વ્યવસ્થાથી દુ:ખ કરતાં સુખ વધારે પામવાની. સર્વ વાત શક્તિ અને અધિકારની છે. હું નવી વ્યવસ્થાથી પુત્રીઓને સુખી કરવા શક્તિમાન છું અને પુત્રીઓ સુખી થવાની વૃત્તિ તથા શક્તિવાળી છે એવું જાણવાની સાથે તેમને નવી વ્યવસ્થાનું જીવન આપવા હું અધિકારી થાઉં છું ને તેમ કરવું એ મારો ધર્મ થાય છે.'

ગુણસુંદરી — 'આપે વડીલોના અભિપ્રાય લીધા?'

વિદ્યાચતુર — 'સરદારસિંહે વડીલને પૂછ્યું; ને મહારાજે મામાને પૂછ્યું. આપણે આવો પ્રશ્ન પૂછીએ છીએ તેટલાથી જ મામાને આશ્ચર્ય લાગ્યું ને એવા પ્રશ્ન પૂછનારની વૃત્તિ મનગમતો ઉત્તર જ ઇચ્છે અને તે આપવો કે ન આપવો એ વિચારતાં પોતાની નિવૃત્તિમાં વિઘ્ન આવે માટે આ વિચાર મહારાજને અને મને જ સોંપ્યો, અને મહારાજનું અપમાન ન થાય માટે સ્મિત કરી કહ્યું કે 'હું હવે વૃદ્ધ થયો છું ને નવા યુગનું માહાત્મ્ય જોવું ઘણા કાળથી મેં મૂકી દીધું છે, માટે એ જોવું જુવાનમંડળને જ વધારે અનુકૂળ થઈ પડશે —રાજ્યનો કોઈ મોટો પ્રસંગ હોત તો હું નિવૃત્તિ તોડી અભિપ્રાય આપત; પણ નવા યુગનાં નાનાં મોટાં થયેલાં બાળકોના પરિપાકનો મને અનુભવ નથી ને તેના વિચારનો પણ મને અધિકાર નથી.'

ગુણસુંદરી — 'આ ઉત્તરમાં એમનો અભિપ્રાય જણાતો નથી?'



વિદ્યાચતુર — 'એ તો સ્પષ્ટ છે. પણ પિતાજીનો અભિપ્રાય જુદો થયો. તેમણે કહ્યું કે કાગડાના માળામાં મૂકેલી હંસી, કાગડો મરતાં હંસને શોધે તો એ એક જુવાનીનો વેગ છે. લોક પોતે પોતાની જુવાનીના વેગને અટકાવતા નથી પણ પારકાં બાળક એ વેગને અટકાવે એવું જોવાને ઇચ્છે છે. લોકના કહ્યા પ્રમાણે કરીએ તો બાળક દુ:ખી થાય ને બાળકના કહ્યા પ્રમાણે કરીએ તો લોક ચૂંટી ખાય. માટે ડાહી વાત એ છે કે લોક જેને મૂએલી જાણે છે તેને જીવતી કહી લોકની ભૂલ ભાંગવાને આપણે કંઈ બંધાયા નથી, માટે આ બે જણે સુન્દરગિરિમાં જે વાસ શોધી કાઢ્યો હોય ત્યાં તેમને નિરાંતે રહેવા દેવાં ને આપણે તેમની કુથલી કરવી નહીં ને લોકમાં થવા દેવી નહીં. મરેલાં ગણાતાં છોકરાં ભલે સુખી થાય ને લોકની આંખમાં ધૂળ નાખે. લોકને રીઝવી છોકરાંને મારવાં નથી ને લોકમાં સત્યવાદી થઈ કારભારને આંચ આવવા દેવી નથી. ગુણિયલ! આ એમના શબ્દેશબ્દ તને કહી દઉં છું.'

ગુણસુંદરી — 'સંસારને ધર્મથી પાળનાર મામાજીએ સંસારનું રક્ષણ કર્યું, ને સંસાર અને સંસારના ખેલને ઓળખનાર વડીલે એ સંસાર સાથે રમવાનો ખેલ બતાવ્યો.'

વિદ્યાચતુર — 'હવે તું કહે આપણે શું કરવું?'

ગુણસુંદરી — 'મેં કહ્યું છે તે પ્રમાણે અમને સર્વને સુંદરગિરિ ઉપર જવા દ્યો. લોકાપવાદ ખોટો હશે તો તો સર્વ સારાં વાનાં જ છે. લોકોનું કહેવું ખરું હશે તો મારાથી કાંઈ પુત્રીને અફીણ ઘોળી પવાવાનું નથી. જો એ પસ્તાશે અને ડાહી થશે તો આપણી જંઘા ઢાંકી એને તેડી લાવી બુદ્ધિધનભાઈને ઘેર મોકલી દઈશ ને તેમ નહીં થાય તો તો વડીલની સૂચના સ્વીકાર્યા વિના છૂટકો નથી. લોકાપવાદ હજી સુધી પ્રકટ નથી ત્યાં સુધી તેનો ઘા નિવારી શકાશે.'

વિદ્યાચતુર — 'વચલો માર્ગ પડતો જ મૂકજે.'

ગુણસુંદરી — 'જન્મારો સાપનો ભારો સાચવવા જેવું હવે એને સાચવવું વિકટ છે તે વિચારું છું ત્યારે હિંમત હારી જાઉં છું, ને વશે કે કવશે વડીલનું વચન પળાશે ને બાકીનું મારું દુ:ખી આયુષ્ય ગળાશે તેમ ગાળી પૂરું કરીશ એવું સૂઝે છે. આપે બતાવેલા ધર્મ મારી બુદ્ધિને સત્ય લાગે છે, અને આપને આપવા જેવો ઉત્તર મારી પાસે નથી, પણ મારા હૈયાની હોળી આપના બોધથી શાંત થાય એમ મને તો લાગતું નથી. આપ પુરુષ છો ને હું સ્ત્રી છું. શરીરમાં અને હૃદયમાં એટલો ભેદ તો બ્રહ્માએ ઘડ્યો તે હું શી રીતે ભાંગવાની હતી? માત્ર એટલી બંધાઉ છું કે આપનો બોલ મારા હૃદયમાં ઊતરશે તેટલો ઉતારવા પ્રયત્ન કરીશ અને પછી તો ઈશ્વર, આપ, અને આ મારું દુ:ખઘેલું હૃદય — ત્રણે જણ મળી જે કરો તે ખરું.'

વિદ્યાચતુર — 'એ કાંઈ ઓછું નથી. ઈશ્વર આવી વેળાએ પણ સામું જુએ છે ને જોશે.'

---

૧ . આ પિતાએ જમાઈના ગુણની અપેક્ષા રાખ્યા વિના આ વિવાહનો ઉપક્રમ કેમ કર્યો? અથવા તો કુટિલ રાજનીતિમાં ઝબકોળાચેલાં મનવાળા પુરુષોને પોતાના બાળક ઉપર શુદ્ધ સ્નેહ તે શાનો હોય? આ પિતાના મનનો સાર તો આટલામાં જ આવી ગયો છે કે મારી દીકરીના વિવાહથી રાજાનો નર્મસચિવ નંદન મારો મિત્ર થાય! — **માલતીમાધવ** .

૨ . *'राजाराधनं खलु तातस्य गुरुकं न पुनर्मालती.'*

૩ . *हा तात त्वमपि नाम ममैवमिति सर्वथा जितं भोगतृष्णया॥*

૧ . *अविंगण्यय नृपं सहनन्दनम्*
*चरणयोर्नमतमग्निमुखे पतन् /*
*सपदि भूखिसुविंनिवर्तितो*
*मम गिरा गुरुसंमदविस्मय : //*

- માલતીમાધવ, અંક ૧૦

૨ . class, category .

૧ . પ્રથમ ભાગ, પ્રકરણ ૧૫.

# ૪૧ ખોવાયેલાં રત્નો ઉપરની ધૂળ

*કાળવર્ષ વીત્યું તે મેહ ગાજ્યો,*

*મારા હઈડાનો ધ્રાશકો ભાગ્યો!*

‘સરદારસિંહા! હવે તા તમારો શોધ પૂરો થઈ રહ્યો હશે.’ વિદ્યાચતુર, ગુણસુંદરી પાસેથી ઊઠી, પોતાના પ્રધાન ખંડમાં જઈ, ત્યાં પોતાની વાટ જોઈ બેસી રહેલા રત્નનગરીના દેશપાલને પૂછવા લાગ્યો.

ઊભો થઈ પ્રણામ કરતો કરતો સરદાર બોલ્યો: ‘લગભગ પૂરો થયો છે.’

વિદ્યાચતુર — ‘હવે કંઈ ત્વરાથી તમારે જાતે જવા જેવું બાકી છે?’

સરદારસિંહ — ‘ના જી. રાત્રે માત્ર કુમુદબહેન વિદ્યમાન છે ને સરસ્વતીચંદ્રની છાયામાં છે એટલા જ સમાચાર હતા. આજની ટપાલમાં અને આજ આવેલાં આપણાં માણસોથી ઘણી વીગત એકઠી થઈ હાથ લાગી છે. બુદ્ધિધનભાઈના ઘરમાં જે નવીનચંદ્ર હતા તે જ આજ સુંદરગિરિ ઉપર છે. છસાત દિવસ ઉપર વિહારપુરી જોડે એ સુરગ્રામ ગયા હતા અને ત્યાંના મહેતાજીને પોતાનું નામ નવીનચંદ્ર કહ્યું અને બુદ્ધિધનભાઈના ઘરમાં પોતે હતા તે પોતે જ મહેતાજીને કહ્યું. વર્તમાનપત્રોમાં શોધાતા સરસ્વતીચંદ્ર તે પોતે જ કે નહિ એવો મહેતાજીનો પ્રશ્ન તેમણે ઉડાવ્યો. તેઓ અંગ્રેજી અને સંસ્કૃતમાં વિદ્વાન છે ને વિષ્ણુદાસજીએ પોતાની પાછળ તેમને યદુશૃંગના મહન્ત કરવા ધાર્યા છે ને તેને માટે સિદ્ધ કરવા ચિરંજીવશૃંગ ઉપર સાધુઓ જોડે મોકલ્યા છે.’

‘બુદ્ધિધનભાઈના ઘરમાં તેઓ કેવી રીતે રહ્યા તેની હકીકત સુવર્ણપુર ગયેલા આપણા દૂતે મોકલી તે આ પત્રમાંથી જડશે. કુમુદબહેન અને તેમની બાબતમાં સુવર્ણપુરમાં લોકાપવાદ પ્રમાદધનભાઈએ અને કૃષ્ણકલિકાએ જ ચલાવ્યો હતો તે ત્યાં કોઈ માનતું નથી, અને બુદ્ધિધનભાઈ પોતાના દ્રવ્યની વ્યવસ્થા એવી રીતે કરવાના છે કે તેમાંથી એક અંશ એમના બાળક પુત્રને માટે રહે, એક અંશની ઊપજ સુવર્ણપુરમાં સંન્યાસીઓના અન્નસત્રમાં જાય અને તેમાંથી પોતાની ભિક્ષા તથા પરિવ્રજ્યાના ખરચનો નિર્વાહ થાય, બાકીનો એક અંશ અલકકિશોરીને મળે, અને બાકીનો એક અંશ પ્રમાદધનભાઈ જીવતા નીકળે તો તેમને મળે ને ન નીકળે તો તેમનો અંશ અને બાકીનો એક બીજો અંશ કુમુદબહેન જીવતાં નીકળે તો તે તેમને મળે. કુમુદબહેન જીવતાં ન નીકળે તો એમના અને પ્રમાદભાઈના અંશની વ્યવસ્થા કંઈ ધર્મ માર્ગે કરવાની આપને સોંપવાની છે. તેમને સંન્યાસ લેવામાં માત્ર મહારાણા ભૂપસિંહે તેમને દીધેલા સોગન નડે છે.

કુમુદબહેનના રથમાંથી એક પોટકું ગુણસુંદરીબાની પાસે આવેલું છે તે મારે જાતે જોવું બાકી છે. તેમાં તેમની પોતાની લખેલી કવિતાઓ કહેવાય છે પણ કોઈનું નામ તેમાં નથી. સુભદ્રાના મુખ આગળ માતાના બેટ આગળથી તેમનું, કે બીજી કોઈ એમના જ વયની અબળાનું, શરીર ચંદ્રાવલીને હાથ આવ્યું જણાય છે ને એ સાધ્વીએ તેનું નામ મધુરી પાડ્યું છે. મધુરી સુન્દરગિરિ ઉપર ત્રણ ચાર દિવસથી પરિવ્રાજિકા મઠમાં છે, તેમના શરીર ઉપર માતાની ચૂંદડી છે પણ આપણા જેવાની પુત્રીને યોગ્ય અલંકાર પણ તેમણે અંગે રાખેલા છે. હાલમાં ચિરંજીવશૃંગ ઉપર વસન્તગુફામાં તેમને લઈ કેટલીક સાધ્વીઓ રહેવા ગઈ છે ને સાધુઓ સાથે તેમની જોડેની સૌમનસ્યગુફામાં નવીનચંદ્ર છે.

મધુરીનો વિવાહ નવીનચંદ્ર સાથે થયેલો હતો અને તેમનાં લગ્ન પહેલાં નવીનચંદ્ર ગૃહ છોડી નીકળી ગયેલા હતા. અને તે પછી મધુરીનું લગ્ન બીજા પુરુષ સાથે થયું, પુરુષે મધુરીને બહુ દુ:ખ દીધું ને મધુરીએ સુભદ્રામાં જળશયન કર્યું અને સંસાર ઉપર કંટાળી બીજી વાર બેટની માતાની પેલી પાસે સમુદ્રમાં પણ શરીરનો ભોગ આપવા પ્રયત્ન કરતાં સાધુસ્ત્રીઓએ તેમને બચાવ્યાં. હવે માતાપિતાને ઘેર જઈ તેમનાં અને સ્વામીની પાસે જઈ તેનાં દુ:ખનું સાધન ન થવું એવા વિચારથી અને નવીનચંદ્રનું દુ:ખ જોઈ ન શકાયાથી આમ કર્યું કહેવાય છે. સાધુજનોએ આ દુ:ખમાંથી તેમને ઉદ્ધારવાને માટે પોતાને અશક્ત સમજી છેલ્લી પળે તેમણે બોધ અને આશ્વાસન આપવા માટે નવીનચંદ્રનો સમાગમ કરાવેલો છે. તેમની પાસેથી પોતાના સ્વામીના મૃત્યુના સમાચાર એમણે ગઈ કાલના જાણ્યા અને તે પછી સાધ્વીનો ભેખ ધર્યો છે. પરિવ્રાજિકામઠમાં કે ચંદ્રાવલી પાસે રહી સત્સમાગમમાં અને પરમાત્માના ચિન્તનમાં બાકીનું આયુષ્ય ગાળવું એવો તેમનો વિચાર સાધ્વીઓમાં સંભળાયો છે.



તેમના સ્વામીના મૃત્યુના સમાચાર નવીનચંદ્રે તેમને કહ્યા. સુરગ્રામનો વર્તમાનપત્રોમાં પ્રમાદભાઈના સમાચાર નવીનચંદ્રે વાંચેલા જ હોવા જોઈએ. આ અને બીજી વાતો ઉપરથી પણ સ્પષ્ટ છે કે નવીનચંદ્ર તે સરસ્વતીચંદ્ર અને મધુરી તે કુમુદબહેન જ. હવે આજ ચંદ્રકાંતભાઈ કોને મળે છે ને શા સમાચાર કહાવે છે તેટલી, સોળે આના નિશ્ચય થવાને વાર છે.

મહેતાજી અને શંકાપુરી નામના સાધુથી તેમ બીજાઓથી આ સમાચાર મળેલા છે. શંકાપુરી યદુશૃંગ ઉપર ગયેલો કોઈ નવો સાધુ છે તે તો આ બેની ગમે તેવી વાતો કરે છે, પણ તે જાતે જ શુદ્ધ નથી અને હાલ વિષ્ણુદાસજી યોગસ્થ છે તે તેમાંથી જાગશે એટલે આ સાધુનો મઠમાંથી બહિષ્કાર કરશે એવું સર્વ સાધુઓ બોલે છે. એણે મધુરી ઉપર કુદૃષ્ટિ કરી કહેવાય છે ને સાધ્વીઓએ મધુરીનું રક્ષણ કરેલું છે. આવા દુષ્ટ મનુષ્યની કરેલી વાતોમાં વિશ્વાસ રજ કરવા જેવો નથી અને આપણાં મનુષ્યોને

એવી શંકા છે કે એ વેશધારી સાધુ હીરાલાલનો કોઈ બાતમીદાર છે. તે સૌ જોવાશે, પણ એટલું સત્ય છે કે સર્વ સાધુજનો અને સાધ્વીજનો નવીનચંદ્રને પૂજ્ય ગણે છે ને મધુરીને દુ:ખી પણ અતિ પવિત્ર માને છે. તેમના આવા વિષયમાં નિર્ણય ક્વચિત જ ભૂલભરેલા હોય છે અને કૂતરાઓ શિકારને સૂંઘી કાઢે તેવી જ ત્વરાથી વિષ્ણુદાસજીના સાધુજનો અપવિત્ર માણસને સૂંઘી કાઢે છે.

'પ્રધાનજી! આપ જેવાનાં નેત્રમાં દીનતા આજ જ દેખું છું.'

વિદ્યાચતુર —'સરદાર! પુત્રી જીવતી છે એટલું જ નહીં પણ આવા સાધુજનો પણ તેની પવિત્રતાને અભિનંદે છે એ જાણી ઈશ્વરનો ઉપકાર મારા હૃદયમાં ઊભરાય છે ને આ દીનતાને આણે છે. બીજી પાસથી આવી પુત્રીને મારા ઘરમાં સુખની આશા નથી ને સાધુનો ભેખ અને ભિક્ષાનું અન્ન તે પ્રિય ગણે છે અને તેમ કરવાનો તેને વારો આવે છે તે માત્ર આપણા લોકના સંસારની વ્યવસ્થાને લીધે જ છે એ પ્રત્યક્ષ કરું છું ત્યારે કુમુદના અને આપણા દેશના વિચાર મારા હૃદયને દીન કરી મૂકે છે. એ પુત્રીનું સુખ મારા હાથમાં છે છતાં હું તેને તે આપી શકતો નથી તે માત્ર આપણા સંસારની માનુષી વ્યવસ્થાને લીધે! — એ અશક્તિ ઈશ્વરે નથી આપી. ઈશ્વરની કલાને લીધે મનુષ્યને માથે અનેક અનિવાર્ય દુ:ખનાં વાદળ કરે છે તેમાં આપણા લોકે હાથે કરીને આ વ્યવસ્થાને ધુમાડાની પેઠે ફેલાવી છે.'

સરદારસિંહ — 'વડીલની સૂચના આપ સ્વીકારશો તો દહીં અને દૂધ બેમાં પગ રહેશે.'

વિદ્યાચતુર — 'એવા ચોરિકાવિવાહનું, મારી કુમુદ કે સરસ્વતીચંદ્ર બેમાંથી કોઈ અભિનંદન નહીં કરે. તેમનાં હૃદય એટલાથી તૃપ્ત થાય એમ હોત તો સરસ્વતીચંદ્ર અને કુમુદને ભગવી કન્યાઓ અને ભિક્ષાનાં અન્ન પ્રિય લાગત નહીં. એવી ચોરી કરતાં તેમને આ સ્થિતિ વધારે પવિત્ર અને ઉત્કૃષ્ટ લાગી ન હોત તો એમને હું પામર ગણત અને તેમને માટે શોક ન કરત ને વડીલનું વચન પાળવું જ ઉત્તમ ગણત.'

સરદારસિંહ — 'વડીલનું વચન હૃદયનું છે, કુમુદબહેન ઉપરની તેમની પ્રીતિનું છે, અને મર્મનું નથી એવું હું માનું છું.'

વિદ્યાચતુર — 'હું પણ એમ જ માનું છું. એમની પ્રીતિ બાળકને સુખી જોવાને ઇચ્છે છે ને લોકના વ્યવહારશાસ્ત્રને જાળવી તેને જ તોડવાનો માર્ગ શોધે છે. મારામાં એ જાળવવાની વૃત્તિ નથી, તોડવાની શક્તિ છે, અને સંતાનનાં સુખ લોકમાં અનિન્દિત ગણાય એવું જોવા ઇચ્છું છું. આ ઇચ્છા વ્યર્થ છે ને તે સફળ થાવ કે નિષ્ફળ થાવ તેની પરવા કર્યા વિના મારે શક્તિ અને વૃત્તિ પ્રમાણે વર્તવું પડશે — મને મારો ધર્મ એવો લાગે છે. આવી મોટી વાતમાં મારે મામાજીથી જુદો મત રાખી તેમને કુપથ્ય લાગતે માર્ગે પ્રવર્તવું પડશે, અને વડીલની ઇચ્છામાં બે વાત સાચવવી ઠીક લાગી

છે તેને સ્થાને એક વાત સાચવી બીજીને પડતી મૂકવી પડશે. એક પાસ આ કાર્યથી વડીલોનાં મનને માનેલો ક્લેશ થાય અને બીજી પાસ એ કાર્ય ન કર્યાથી પુત્રી પ્રતિ મારો માનેલો ધર્મ ત્રુટે છે — એ વિચાર મને ગૂંચવાડામાં નાખે છે ને દીન બનાવી મૂકે છે.'

સરદારસિંહ — 'સુધારાના વમળમાં એવી અવસ્થાઓ વશે કે કવશે સર્વને અનુભવવી પડશે.'

વિદ્યાચતુર — 'એ વમળનાં ખેંચાણ સહીને પણ ધારેલું કાર્ય ધર્મ ગણું છું માટે તે કાર્ય વિના છૂટકો નથી.'

સરદારસિંહ — 'પુત્રીને સાધુના ભેખમાં જોઈને આપને આમ થાય તે સ્વાભાવિક છે.'

વિદ્યાચતુર — 'છતાં મહારાજના ધર્મભવનની આજ્ઞાઓ જેવી તીવ્ર છે તેવી જ અનિવાર્ય છે. હીરાલાલે ધારેલો પુરાવો તે રજૂ કરશે તો કુમુદની પ્રતિષ્ઠા ચીંથરેહાલ થતી જોવાનો ભય મને કંઈક કંપાવે છે. ન્યાયાસનનો વેગ સામાન્ય મનુષ્યો અનુભવતાં તે આજે મારે અનુભવવો પડશે.'

સરદારસિંહ — 'એ અનુભવથી આપને બીવાનું કાંઈ કારણ નથી.'

વિદ્યાચતુર — 'કારણ તો નીવડ્યે જણાય. બાકી જે ધૈર્ય અને સહનશીલતા ન્યાયાસન પાસેના પક્ષકારોમાં હું ઇચ્છતો હતો તે સખતા કેટલો પ્રયાસ અને ક્લેશ પડે છે તેનો આજ મને જાત અનુભવ પ્રથમ થાય છે.'



સરદારસિંહ — 'આપ જેવાને ક્લેશના અનુભવ થાય તેમાંથી પણ આપ જગતને કલ્યાણકારક દૃષ્ટાંત બતાવી શકશો.'

વિદ્યાચતુર — 'આ અનુભવથી દુષ્ટ લોકની હું દયા રાખતાં શીખીશ. આવા આવા ગૂંચવાડામાંથી મુક્ત થવાની શક્તિ ન મળતાં અને માર્ગ ન સમજાતાં સામાન્ય બુદ્ધિનાં મનુષ્યોને દુષ્ટ માર્ગમાં પ્રવૃત્ત થવાની લાલચને નિવારી નહીં શકતાં હોય ને દુષ્ટ થતાં હશે.'

સરદારસિંહ — 'એમ જ.'

વિદ્યાચતુર — 'મારી જે ફજેતી થશે ને જે તમાશા લોકને જોવાનો રસ પડશે તેને માટે હું હવે સજ્જ છું. બોલો સરદારસિંહ! નિર્ભય થઈને તમારો ધર્મ કરજો ને રાજસેવામાં ને લોકસેવામાં પ્રવર્તતાં કોઈ જાતનો ભય કે પક્ષપાત ન રાખશો. ભીમભવનની દૃષ્ટિમાં તમે વજ્ર જેવા લાગો એવું કરજો.'

સરદારસિંહ — 'આપના બાળકની પવિત્રતા એવી છે કે અમારા દેહ અતિ કોમળ હોય તો પણ ગદાનો ભય રહે એમ નથી.'

વિદ્યાચતુર — ‘જે હો તે હો. એ ગદાની શક્તિમાં ન્યૂનતા આવે એવું કંઈ કરવું નહીં.’

સરદારસિંહ — ‘યથાર્થ બોલો છો તે થશે. રત્નનગરીના મહારાજ અને અધિકારીઓ એવું જ ઇચ્છે છે.’

વિદ્યાચતુર — ‘હવે શી નવાજૂની છે અને શું કરવા ધારેલું છે તેની યોજનાઓ કહો.’

સરદારસિંહ — ‘હા જી. એજન્સીમાં ધૂર્તલાલના પ્રતિનિધિરૂપે હીરાલાલે એવી અરજી કરેલી છે કે અર્થદાસના અપરાધનો ન્યાય અંગ્રેજી ન્યાયાસન પાસે થવો જોઈએ. તેના કારણમાં તેણે એવું બતાવેલું છે કે કુમુદબહેન અને સરસ્વતીચંદ્રનો પ્રસંગ બુદ્ધિધનભાઈના ઘરમાં પડેલો તે આપના અને બુદ્ધિધનભાઈના જાણવામાં આવવા પછી અર્થદાસે કે બહારવટિયાઓએ સરસ્વતીચંદ્રનું ખૂન આપ બેમાંથી કોઈના તરફની સૂચનાથી કરેલું હોવું જોઈએ. અને આપના રાજ્યમાં આ તપાસ ચાલે તો તે વાતનો શુદ્ધ નિષ્પક્ષપાત નિર્ણય થઈ શકે એમ નથી. આ કારણને લીધે અર્થદાસનું ન્યાયાન્વેષણ આપણી પાસે ન ચલવવું અને બહારવટિયાઓનું સુવર્ણપુરમાં ન ચલવવું પણ એ સર્વેનું શોધન અંગ્રેજી અધિકારી પાસે ચલવવું એવી સૂચના એજન્સીમાંથી આપણા ઉપર અને સુવર્ણપુરના રાજ્ય ઉપર ગઈ છે ને બુદ્ધિધનભાઈએ આ વિષયમાં ઉત્તર આપતાં પહેલાં આપનો અભિપ્રાય મંગાવ્યો છે. પ્રથમ પ્રશ્ન માત્ર કોની હદમાં કામ ચલાવવું એવો હતો તેને સ્થાને આ વધારે મોટો પ્રશ્ન હવે ઊભો થયો છે.’



વિદ્યાચતુર — ‘આવી તપાસ ત્યાં થાય તો કામના રૂપના સંભવાસંભવ તમને કેવા લાગે છે?

સરદારસિંહ — ‘સરસ્વતીચંદ્રનું એક પોટકું બહારવટિયાના હાથમાં ગયેલું તેમાં કુમુદબહેનના હાથની એક પત્રિકા છે તેમાં એમના હાથની કવિતા છે. તે આપણે સરકારી અધિકારી પાસે રજૂ કરવું કે ન કરવું તે એક પ્રશ્ન છે.’

વિદ્યાચતુર — ‘તેની પાસે કામ ચલવવું જ પ્રાપ્ત થાય તો તે રજૂ કરવું એ આપણો ધર્મ છે. આપણે સામાન્ય પુરુષો પેઠે આવી વાતો ન્યાયાસનથી ગુપ્ત રાખવાનું કામ નહીં કરીએ.’

સરદારસિંહ — ‘એ પોટકું રજૂ કરીએ ને પત્રિકા આપણી પાસે રાખીએ તો કાંઈ બાધ છે? પરરાજ્યને આવા વિષયમાં આવી રીતે સાહાય્ય આપવાને આપણે કયા ધર્મથી બંધાઈએ છીએ?’

વિદ્યાચતુર — ‘ચક્રવર્તી ભવનના ધર્મથી. સરદારસિંહ, એ પત્રિકામાં શું લખેલું છે?’

સરદારસિંહ —'કવિતા કઠણ છે ને જેવો અર્થ લઈએ તેવો લેવાય એમ છે. આપને જોવી હોય તો આ રહી.'

પત્રિકા લેતો લેતો વિદ્યાચતુર બોલ્યો: 'જે હો તે હો — જે થાવ તે થાવ. પ્રતિષ્ઠા જાવ તો જાવ. સરદાર, આ પત્રિકા રજૂ તો કરવી જ. કાંઈ ગુપ્ત ન રાખવું. વિદ્યાચતુર ન્યાયને પ્રિયતમ ગણે છે ને તેને માટે સર્વ વસ્તુનો ભોગ આપવા તત્પર છે.'

સરદારસિંહ — 'આપ વાંચો તો ખરા.'

વિદ્યાચતુર વાંચવા લાગ્યો.

'અવનિ પરથી નભ ચડ્યું વારિ પડે જ પાછું ત્યાં ને ત્યાં!' [૧] વગેરે પંક્તિઓ આ પત્રિકામાં કુમુદના સુંદર હસ્તાક્ષરથી સ્પષ્ટ લખેલી હતી. તે વાંચી રહી એ પત્રિકા હૃદય સાથે ચાંપી વિદ્યાચતુર આનંદગર્વથી બોલ્યો:

'સરદારા! આપણી પવિત્ર કુમુદની આ પવિત્ર કવિતા અવશ્ય અંગ્રેજી ન્યાયાસન પાસે આપણે મૂકીશું અને અગત્ય પડશે તો હું તેનો અર્થ સમજાવવાને જાતે ન્યાયાસન પાસે સાક્ષી થઈશ! સરસ્વતીચંદ્રે બુદ્ધિધનભાઈનું ગૃહ કેવી પવિત્ર કુમુદની કેવી પવિત્ર વાસનાની સૂચનાને બળે છોડ્યું તે આથી સ્પષ્ટ સમજાશે.'



સરદારસિંહ — 'સત્ય છે. પણ એક વાર ખોટા આરોપ મૂકનારને મુખેથી સર્વ દુષ્ટ આરોપ સાંભળવા પડે અને તે પછી તેના ઉત્તરમાં આ કામ લાગે. મેં ધાર્યું છે કે સરસ્વતીચંદ્ર આયુષ્યમાન છે એટલું આપણે સંપૂર્ણ રીતે પ્રથમ સિદ્ધ કરી આપવું, અને તે આપણા જ રાજ્યમાં કરી આપવું — એટલે પછી એમના ખૂનનો કે આપણા અંગ્રેજી ન્યાયાસનનો પ્રશ્ન નહીં રહે, અને કુમુદબહેનનું આમ કે તેમ નામ સરખું દેવાનો પ્રસંગ ઊભો નહીં રહે, અને તે પછી કુમુદબહેનના વિષયમાં વડીલની સૂચના સ્વીકારવી કે આપની કલ્પના સિદ્ધ કરવી કે અન્ય માર્ગ લેવો તેને માટે વિચાર કરવાને અને યથેચ્છ વર્તવાને પુષ્કળ અવકાશ રહેશે.'

વિદ્યાચતુર — 'જો તેમ થાય તો સર્વ વાંધા દૂર થાય ખરા. તમે તેમ કેવી રીતે કરવા ધારો છો?'

સરદારસિંહ — 'નવીનચંદ્ર સરસ્વતીચંદ્ર જ નીવડે તો તેમને અર્થદાસના આયુષ્યના રક્ષણને માટે અને કુમુદબહેનની પ્રતિષ્ઠાને માટે પોતાનું નામ ને શરીર પ્રસિદ્ધ કરવું પડશે એવું તેમને કહેવાને મેં ચંદ્રકાંતભાઈને કહેલું છે ને તેમણે તે કહેવા સ્વીકાર્યું છે. તે પછી આપણે વચ્ચે પડવું ન પડે એવો માર્ગ છે. યદુશૃંગના સાધુજનોનો પ્રથમ ન્યાય કરવાનો આપણે હાથમાં રાખેલો નથી, પણ એક આપણો અધિકારી યદુશૃંગના મહન્તની સાથે બેસે અને સાધુજનનો ન્યાય એ બે જણ મળી કરે અને તે પછી આપની પાસે તે વિષયનો શુદ્ધતર ન્યાય — અપીલ —

થાય એવી વ્યવસ્થા નાગરાજ મહારાજના સમયથી આપણે સ્વીકારી છે ને બ્રેવ સાહેબની તેમાં સંમતિ છે. કોઈ પણ સાધુજનને આજ્ઞા કરી આ વિના બીજા ન્યાયાસન પાસે કોઈ પણ પ્રસંગે કે પ્રકારે મોકલવાનો અધિકાર આપણે આપણા હાથમાં રાખેલો નથી. આ ન્યાયાસન પાસે જેનો પ્રાથમિક ન્યાય — 'પ્રાઈમાફેસી કેસ' — થાય તેને તે પછી જ આપણે સરકારને સોંપી શકીએ છીએ. નવીનચંદ્ર પણ યદુશૃંગના સાધુજન છે અને આ વ્યવસ્થા તોડી તેમને સરકારમાં મોકલી શકીએ તેમ નથી, ને એજન્સીમાં આ કારણ વિદિત થશે એટલે તેમને પણ એ જ માર્ગે ઊતર્યા વિના છૂટકો નથી.'

'નવીનચંદ્ર ઉપર કાંઈ આરોપ નથી. તેમનું તો માત્ર અસ્તિત્વ જ સિદ્ધ કરવાનું છે. વિષ્ણુદાસજી અને શંકરશર્મા સાથે બેસી એમનાં અસ્તિત્વનો અને તે સંબંધી સર્વ વાતનો નિર્ણય કરશે તો બીજી કાંઈ કથા કે કૂથલી રહેવાની નથી. એ જ સરસ્વતીચંદ્ર છે, અને સાધુ થયા છે, એટલી વાતથી કુમુદબહેનનું નામ દીધા વિના એમની પ્રતિષ્ઠાનું રક્ષણ છે. માટે આ વિના બીજું કાંઈ કરવાનું નથી. અર્થદાસ અને બહારવટિયાઓ સરસ્વતીચંદ્રના કે નવીનચંદ્રના ખૂનના અપરાધી નથી એટલું સિદ્ધ કરવા આટલું બસ છે. અર્થદાસ પાસે આવેલી મહામૂલ્યવાળી મુદ્રાનો યોગ સરસ્વતીચંદ્ર વિના બીજાના નામથી મનાવો જેવો કઠણ છે તેવો જ સરસ્વતીચંદ્ર અને નવીનચંદ્ર એક જ પુરુષ છે તેટલું સિદ્ધ થયાથી એ યોગ માનવાનાં કારણમાં કાંઈ ન્યૂનતા નહીં રહે.'



'આપ આ વિષયમાં પ્રસિદ્ધ આજ્ઞાપત્ર કાઢો તેની સાથે જ સરસ્વતીચંદ્રનાં માતાપિતા અને દેશીપરદેશી પ્રતિષ્ઠિત મિત્રો એમનું અભિજ્ઞાન સિદ્ધ કરી સાક્ષી થવા સુંદરગિરિ ઉપર આવવા મુંબઈથી નીકળી પડે એવી યોજના કરી રાખી છે. આપ તેમનું આતિથેય કરજો અને એવાં પ્રતિષ્ઠિત મનુષ્યો એક વાર સરસ્વતીચંદ્રને ઓળખી કાઢી તે વિષયે પ્રતિજ્ઞાપૂર્વક આપણા આવા ન્યાયાસન પાસે ઉદ્ગાર કરશે તે પછી સરકારી અધિકારીઓને અને હીરાલાલ કે ધૂર્તલાલને બોલવાનો અક્ષર પણ નહીં રહે અને સરકારને આટલાથી સંતોષ ન વળે તો આ સર્વ ગૃહસ્થોને ભલે મુંબઈની કોર્ટોમાં જ બીજી વાર પ્રતિજ્ઞા આપી પૂછી લે.'

'સુવર્ણપુર અને રત્નનગરી ઉપરથી તેમ કુમુદબહેન ઉપરથી સર્વ વાદળાં આટલા સહેલા પ્રયોગથી ખસી જશે, અને આપના ગૃહસંસારની વ્યવસ્થા તે પછી આપને યોગ્ય લાગે તે માર્ગે ઉતારજો.'

સરદારસિંહ બોલી રહ્યો. થોડી વાર વિચારમાં પડી અંતે વિદ્યાચતુર બોલ્યો:

'સરદારસિંહ! તમે ઘણી દૂર અને સૂક્ષ્મ દૃષ્ટિ વાપરી આ યોજના કરી કાઢી છે. રાજ્યને અને અન્ય સર્વને તે હિતકારક છે અને ચક્રવર્તીભવનમાં

પણ એ જ અનુકૂળ પડશે. તેમ મહારાજને તે વિસ્તારથી સમજાવજો. મને તો હવે તમારે માત્ર એટલું જ કહેવાનું બાકી છે કે મારું કુટુંબ તમને આ ન્યાયકાર્યમાં શી રીતે સાહાય્ય આપી શકે એમ છે અથવા મારા કુટુંબની પોતાની વ્યવસ્થાને માટે મારા સ્વમિત્રરૂપે તમે મને શી સૂચના કરો છો?'

સરદારસિંહ — 'એ તો ટૂંકી વાર્તા છે. ગુણસુંદરીબાને અને સુંદરબાને વડીલની સાથે આપે સુંદરગિરિ ઉપર મોકલવાં. કુસુમબહેને પણ સાથે જવું. તેઓ સર્વ પોતાની મનોવૃત્તિઓ પ્રમાણે ત્યાં જઈ પ્રયોગ કરશે, અને વડીલ સાથે હશે, એટલે લોકમાં વાંધો પડે એવું કામ અથવા સાહસ નહીં થાય તેમ કોઈ શીઘ્રકાર્યનો પ્રસંગ ચૂકી જવાય એવું પણ નહીં થાય. આપના મનનો સંકેત ચંદ્રકાંતભાઈને પત્રદ્વારા લખી જણાવજો ને તેને અનુસરી સરસ્વતીચંદ્ર જોડે વાત કરવાની સૂચના લખજો. મિસ ફ્લોરાને પણ જુદાં મોકલજો ને તેમને આપની મનોવૃત્તિ જણાવી ગુપ્ત રાખવા કહેજો, ને પ્રસંગ પ્રમાણે ગુણસુંદરીબા સાથે અને કુમુદબહેન તથા કુસુમબહેન સાથે તેમ ચંદ્રકાંત સાથે ખુલાસો રાખવાનું અને વાત કરવાનું સૂચવજો. આટલી વ્યવસ્થા તરત રચશો તો પછી આપે ત્યાં આવવાની કે જાતે બીજી ચિંતા કરવાની કાંઈ અગત્ય નથી. આપ જેવા સુજ્ઞ અને પવિત્ર છો તેવી જ આપની પાસે પવિત્ર, સુજ્ઞ અને ચતુર પરિવારની સંપત્તિ છે માટે સુસ્થ રહી શકો એવું ભાગ્ય પણ આપને અનુસરે છે અને અનુસરશે.'



વિદ્યાચતુર — 'તમારી બુદ્ધિ બહુ ઉપયોગી અને ક્ષેમકારક માર્ગ ઘણી ત્વરાથી જોઈ શકે છે. તમે પણ રત્નનગરીનું રત્ન જ છો.'

સરદારસિંહ — 'મહારાજની અને આપની સાત્ત્વિક દૃષ્ટિ અને પ્રીતિ છે તો આપના સર્વ અધિકારીઓ આપ મહારત્નોની આસપાસ રત્નકણિકાઓ પેઠે રહેવા યોગ્ય થવાનો પ્રયત્ન કરે છે. આપનો વધારે અવકાશ રોકવા જેવું હવે કાંઈ કામ બાકી જણાતું નથી.'

વિદ્યાચતુર — 'ના. તમે નિરાંતે હવે જાઓ અને સ્વકાર્યમાં યોગ્ય લાગે તે કરો.' સરદારસિંહ ગયો.

---

૧. પ્રથમ ભાગ, પ્રકરણ ૧૯.

## ૪૨ મિત્રના મર્મપ્રહાર

*सुहृदर्थमहितमजिह्मधियां*
*प्रकृतेर्विराजति विरुद्धमपि।। - माघ*

પાંચાલીની વાણીને જાગૃત યોગમાં પ્રત્યક્ષ કરી સરસ્વતીચંદ્ર અને કુમુદ સૌમનસ્યગુફાના વર્ણવેલા ઓટલા ઉપર કેટલીક ઘડીઓ સુધી આનંદયોગની નિદ્રામાં હાલ્યાચાલ્યા વિના રહ્યાં. અન્તે પાછલી રાત્રે કુમુદ જાગી એ ખંડના વચલા ભાગમાં જાતે સૂઈ ગઈ અને સરસ્વતીચંદ્ર ઓટલા ઉપર પોતાના હાથનું ઉશીકું કરી સૂઈ ગયો. પ્રાત:કાળમાં વહેલી ઊઠી કુમુદ સરસ્વતીચંદ્રની પાસે ઊભી રહી તેને જગાડવા ઇચ્છતી કહેવા લાગી:

'સરસ્વતીચંદ્ર, પ્રાત:કાળ થયો, ઊઠો.'

એ ન જ ઊઠ્યો. કુમુદે તેને કપાળે હાથ મૂક્યો ને મુખેથી બોલી ઉઠાડવા જાય છે તે પહેલાં હાથના સ્પર્શથી પુરુષ જાગી ઊઠ્યો તેની સાથે કુમુદે હાથ લઈ લીધો.

'મને સ્વપ્નમાં મારી જનની દેખાઈ. મારે કપાળે હાથ મૂકી કંઈ કહેવા જતી હતી એટલામાં હું જાગ્યો.'



કુમુદ કંઈ સ્મિત કરતી કરતી બોલી: 'આપની સાથે આપનાં જનનીના પણ કંઈક ધર્મ કેટલાક વિષયમાં મારે પાળવા, અને આપને જનનીની ખોટ પડેલી મને દેખાઈ છે તે મારે પૂરવી, એવો અભિલાષ કાલ રાત્રે જ મને થયો હતો. આપને કપાળે મેં મૂકેલા મારા હાથને આપે આપનાં જનનીનો હાથ સ્વપ્નમાં જાણ્યો તે મારા અભિલાષને બહુ શુભ શકુન થયા. હવે ચંદ્રકાંતભાઈની પાસે વસી આપને આપનું — આપણું — કુટુંબ બહુધા સાંભરવાનું.'

સરસ્વતીચંદ્ર — 'એથી કુટુંબ ગમે તો વધારે સાંભરશે ને ગમે તો તે જેટલું સાંભરે છે તે સર્વ ભુલાશે. મને લાગે છે કે આહ્નિક કરી લઈ હું તેના સામો જાઉં.'

કુમુદસુંદરી — 'અવશ્ય પધારો.'

સરસ્વતીચંદ્ર બોલવા જાય છે એટલામાં બહાર કંઈ સ્વર સંભળાયો અને ઓટલા બહાર દૃષ્ટિ કરી જુએ છે તો ગુફાઓની વચ્ચેના ઝરાઓની પાળી પર થઈને બે ત્રણ સાધુઓની વચમાં ચાલતો ચંદ્રકાંત આવતો દૃષ્ટિએ પડ્યો.

'કુમુદસુંદરી! ચંદ્રકાંત આવે!' સરસ્વતીચંદ્રે આનંદનો ઉદ્ગાર કર્યો.

'આપ મોડા થયા ને એમની પ્રીતિએ એમના પગને ઉતાવળા ઉપાડ્યા. આજ્ઞા હોય તો હું હવે સાધ્વીઓમાં જઈને બેસું ને આપ તરત એમના

સામા જાઓ. મારું નામ બધાનાં દેખતાં દેશો નહીં ને એકાંતમાં તેમને યથેચ્છ કહેજો.'

કુમુદ ગઈ ને સરસ્વતીચંદ્ર નીચે ઊતર્યો ત્યાં ગર્જનાઓ થતી હતી: 'નન્દકો નન્દન એક આનન્દ દેત હૈ!' આ ગર્જનાઓ પોતાની ગુફામાંથી નીકળતી હતી અને બહારથી પ્રત્યુત્તરમાં પણ એવી જ ગર્જનાઓ આવતી હતી. પોતાની સાથેના સાધુઓને લઈ સરસ્વતીચંદ્ર ગુફા બહાર નીકળ્યો ને ચંદ્રકાંતની સામે વાધ્યો. બે મિત્રોના ચરણ વેગથી સામસામી ધસવા લાગ્યા, બે પાસની વધતી અને પ્રતિધ્વનિ પામતી ગર્જનાઓ વચ્ચે અને સાધુઓ અને ગુફાઓ વચ્ચે મિત્રોના જીવ માત્ર એકબીજા ઉપર દૃષ્ટિરૂપ જ થઈ ગયા અને ક્રિયા માત્ર ચરણરૂપ જ થઈ ગઈ. જોતજોતામાં બે જણ પાસે આવ્યા. પરસ્પર ભેટવા માટે ઊછળી પડ્યા અને સરસ્વતીચંદ્ર એ ભેટ સ્વીકારે ત્યાર પહેલાં વીજળીની ત્વરાથી ચંદ્રકાંત સરસ્વતીચંદ્રની કોટે વળગી પડ્યો અને એની આંખોમાંની આંસુની ધારાઓ મિત્રના ખભાને નવરાવી અંચળાને ભીનો કરી તેમાંથી ગેરુના નીગાળા ઉતારવા લાગી:

'Is it you, my dearest, Whom I see in this plight ? સરસ્વતીચંદ્ર! સરસ્વતીચંદ્ર! આ શું? છેક આમ જ?' ચંદ્રકાંત તેને ભેટીને ગાજી ઊઠ્યો, છૂટો પડી સામો ઊભો રહી, બોલ્યા વિના, મુખથી કે કંઠથી નહીં પણ નેત્રથી નિર્ભર રોવા લાગ્યા, ને એનું મુખ અતિ રંક થઈ ગયું ને પોતાની સાથેના બાવાને કહેવા લાગ્યું:

'બાવાજી, આ જ મારો મિત્ર! આ અંચળાથી ઢંકાયો ન રહ્યો. આ હૃદયથી સંતાયો ન રહ્યો. સરસ્વતીચંદ્ર! આ શું?'

સરસ્વતીચંદ્રની આંખોમાં પણ પાણી ભરાયું હતું અને કંઠ ગદ્ગદ થઈ ગયો હતો.

'ચંદ્રકાંત! આ સાધુજનોની કૃપાએ મને નવો દેહ આપ્યો છે ને મારા અંતરાત્માને નવો જન્મ અને નવો સંગ આપ્યો છે. તેની વાતો કરવાને ઘણો અવકાશ મળશે. આ સાધુજનો આપણા લોકમાં હરતા ફરતા બાવાઓ જેવા નથી, પણ જે ઋષિલોક આ દેશની સંપત્તિને કાળે વસતા હતા, જે ઉદાર બૌદ્ધો આર્યદેશના ઉપદેશના મેઘને વર્ષાવવા આ દેશની ચાર પાસના દેશોમાં પરિવ્રજ્યા કરતા હતા, જે લોકના ઉચ્ચગ્રાહ ભવભૂતિ જેવાઓના ગ્રન્થોમાં આપણે પાઠશાળામાં વાંચ્યા હતા — તે મહાત્માઓના વિચાર અને આચારના કલ્યાણઅંશ આ સાધુજનોમાં અખંડ જ્યોતથી હજી દીપ્યમાન છે! એ સાધુજનોમાં આવી હું પરમ ભાગ્યશાળી થયો છું ને મારા ઉપર જે પ્રીતિ ને શ્રદ્ધા તારા હૃદયમાં છે તે સર્વને સાકાર કરી આ સાધુજનોનો સત્કાર કરી લે. પછી આપણી વાતોનો અવકાશ એ જ સાધુજનોની કૃપાથી અનેકધા પામીશું.'

ચંદ્રકાંત સાધુજનોના સામો ફરી ઊભો અને પ્રણામ કરી કહેવા લાગ્યો: ‘સાધુજનો, આ મિત્રરત્ન ઉપર મારો પક્ષપાત છે ને એનો આપના ઉપર પક્ષપાત છે, માટે એના ઉપરની પ્રીતિથી અને શ્રદ્ધાથી હું, ચંદ્રકાંત, આપ સર્વને પ્રથમ પ્રણામ કરું છું, અને તે પછી આપનો ઉપકાર માનું છું — કારણ આ મારું અને અનેક સજ્જનોનું રત્ન શોધવાનો મારો પ્રયત્ન આપની કૃપાથી સફળ થયો છે. મુંબઈના વિદ્વાન મંડળનું આ રત્ન મુંબઈમાંથી ખોવાયું તેને આપે આવી પ્રીતિથી અને પ્રયત્નથી જાળવી રાખ્યું તેને માટે અનેક હૃદયો આપને માટે ઉપકારથી દ્રવશે!’

રાધેદાસ આગળ આવી બોલ્યો: ‘આ રત્નની પ્રાપ્તિથી સાધુજનો પોતાનો ઉત્કર્ષ માને છે અને તમે પણ તમારો ઉત્કર્ષ માનો છો — એ રત્નને પૂર્વાશ્રમમાં તમારા જેવાએ સંસ્કારેલું છે અને અમે તો માત્ર તેના ગ્રાહક થયા છીએ. ચંદ્રકાંતજી, અમે સાધુજનો સંસારની વ્યવસ્થાના ભોમિયા નથી, પણ આપના સન્મિત્ર જેવા સાધુજનો જે સંસારમાંથી આવે છે તે સંસાર પણ ઉત્કૃષ્ટ જ હોવો જોઈએ એવું માની આપનો સત્કાર યથાશક્તિ યથામતિ કરશું. સ્વીકારવાની કૃપા કરજો.’

સરસ્વતીચંદ્ર ચંદ્રકાંતનો હાથ લઈ બોલ્યો: ‘ચંદ્રકાંત! આ સાધુજન રાધેદાસે જંગલમાં અંધકારમાં શબવત્ હું પડ્યો હતો ત્યાંથી આ શરીરને સાચવી આણેલું છે. આ એમની જોડે સાધુસંતીઓના મઠના ઉપરી જ્ઞાનભારતી છે — તેમને મનુષ્યોનાં સ્થૂલ, સૂક્ષ્મ રસશાસ્ત્રમાં, દંપતીઓના ધર્મશાસ્ત્રમાં અને જ્ઞાનમાં, અતિશય નિપુણતા અને અનુભવ છે. તેમની જોડે આ અમારા સુંદરદાસજી અનેક પ્રાચીન કલાઓના વેત્તા છે. આ સુરદાસજી ભક્તિરહસ્યના શાસ્ત્રીય જ્ઞાનના ભંડાર છે, અને આ માયાપુરી લોકસંગ્રહના શાસ્ત્રની વ્યવસ્થાઓમાં પ્રવીણ છે ને સંગીતકલા પણ સુંદર જાણે છે. યદુશૃંગના આ સર્વ રત્ન છે.

My dear Chandrakanta, there is nothing in or among these learned saints that is low or vulgar. The very air they breathe is impregnated With the sweet and solemn fragrance of their holy and ennobling souls. Their mode of living is simple and yet refined, and their minds are culture, to an extent of which none on our Indian plains has any idea or even a dream. Not you but your heart will love and revers them as you are allowed the rare privilege of living among them, and unhappy and repentant will be the man that thinks of marring the picture of innocence, sweetness, and sanctity of life which thrives on these hills and is ever kept warm by the high and unheard-of attainments of these modest and simple-looking anchorites .

ચંદ્રકાંત - 'You may rest assured that my fortnight's residence with that noble lady-your once mother-in-law-whom you have so cruelly wronged, has taught me at least this one thing , *VIZ* , not to disturb pictures of peace and innocence such as I found there or may find here as you say. After the hard lesson which your conduct has taught to the world, it scarcely remains for poor chandakanta to follow your tuition in the rare art of making happy people unhappy-that is the art in which you have excelled as an expert of such superior eminence and unrivalled fame .'

સરસ્વતીચંદ્રે ઉત્તર દીધો નહીં. માત્ર નીચું જોઈ ચંદ્રકાંતને આંગળીએ વળગાડી પોતાની ગુફાભણી ચાલ્યો અને સાધુઓ પાછળ પાછળ ચાલ્યા. આ બે જણની અને સાધુઓની વચ્ચેનું અંતર આમની કે તેમની ઇચ્છાથી વધ્યું તે જોઈ સરસ્વતીચંદ્ર બોલ્યો — ચાલતા ગયા ને વાતો કરતા થયા.

'ચંદ્રકાંત! તું સત્ય બોલે તેમાં હું ના કેવી રીતે કહેવાનો હતો? મેં ઘણાક જીવને દુ:ખી કર્યા. તારે પણ અહીં સુધી ધંધો છોડી, ગંગાભાભીને ઘેર એકલાં મૂકી, મારે માટે આથડવું પડ્યું.'



ચંદ્રકાંત — 'હાસ્તો. સ્વજનને દુ:ખી કરી દમવાની આપની કળાની આ તો એક નાનામાં નાની ને થોડામાં થોડી ખૂબી છે.'

સરસ્વતીચંદ્ર — ગંગાભાભી ખુશીમાં છે?'

ચંદ્રકાંત — 'તેમને મળો તો માલૂમ પડે.'

સરસ્વતીચંદ્ર — 'તેમને મારે માટે બહુ લાગ્યું હશે.'

ચંદ્રકાંત — 'તે તમે ક્યાં ગાંઠો એવા છો?'

સરસ્વતીચંદ્ર — 'કહે તો ખરો.'

ચંદ્રકાંત — 'એ તો મૂઆં હશે કે જીવતાં હશે.'

સરસ્વતીચંદ્ર — 'શું આમ બોલે છે? તું ઘણું કઠણ બોલનારો છે તે હજી એવો ને એવો રહ્યો.'

ચંદ્રકાંત — 'તમે કહો છો કે આ સાધુલોક બોલવામાં તેમ ચાલવામાં બેમાં મધુર છે. મને મધુર બોલતાં નથી આવડતું પણ મારી ચાલ હજી સુધી કોઈને કડવી નથી થઈ પડી. આપ મધુર બોલવાની કળા જેવી ઉત્તમ રીતે જાણો છો તેવી જ કડવી ચાલ કેમ ચાલવી તે પણ જાણો છો. આપના જેવી આવી બેવડી સમૃદ્ધિ મારી પાસે નથી-'

સરસ્વતીચંદ્ર — 'પિતાજી સુખી છે?'

ચંદ્રકાંત — ‘હેં! તેમની ચિન્તા પડે છે? પણ તે તમારે પૂછવાનો હક શો?’

*‘સુખી તે તો તમારે શું?*

*દુ:ખી તે તો તમારે શું?’*

‘વર્તમાનપત્રો કોઈ દિવસ આ સુંદર દેશમાં વાંચવા મળે છે?’

સરસ્વતીચંદ્ર — ‘કોઈ દિવસ.’

ચંદ્રકાંત — ‘ત્યારે તેમાં જ વાંચજોને કે આપનાં પરાક્રમનાં વાવેલાં બીજ કેવાં ઊગી નીકળ્યાં છે તે જણાય.’

સરસ્વતીચંદ્ર — ‘મારા હૃદયને જાણનાર ચંદ્રકાંત હસવું આવે એવું બોલે છે.’

ચંદ્રકાંત — ‘તમને હસવું આવ્યું ને ન ચડ્યો ક્રોધ કે ન લાગ્યું દુ:ખ ત્યારે ગમે તો તમારું હૃદય જાણવાનું હું ભૂલી ગયો છું, ને ગમે તો તમારું હૃદય અહીંની સાધુતાના પૌષ્ટિક પવનથી વધારે કઠણ થયું છે. તે હતું તેવું નથી ને હું ઓળખી શકતો નથી. બાકી તમારા વિના બીજાં ઘણાંકનાં હૃદયને તો હું જાણું છું. કોના કોના કાળજામાં કેવી કેવી લાતો આપના શાણપણે મારી છે તે હું સારી રીતે જાણું છું. તે તમારા પોતાના હૃદયનું પોત તો હવે જવું પ્રકટો તે ખરું.’



સરસ્વતીચંદ્ર — ‘તારું કટુ પણ સત્ય ભાષણ મારાં કર્મના પાપઅંશનું વિષ ઉતારી દે છે ને એ સર્વ સાંભળવાથી હું બહુ તૃપ્ત થાઉં છું. કુમુદસુંદરીના શબ્દોમાં પણ એવી કટુતા હોત તો હું હજી વધારે ભાગ્યશાળી થાત.’

ચંદ્રકાંત — ‘ચૂપ! તમારા દુષ્કર્મનો ભોગ થઈ નળમાંથી કપાઈ કહોઈ જઈ ડૂબી મરેલા એ દુ:ખી કમળનું નામ તમારી જીભ ઉપર આવવું ઘટતું નથી.’

સરસ્વતીચંદ્ર — ‘ચંદ્રકાંત! એ પણ સત્ય જ કહ્યું. પણ મારા તારા ભાગ્યથી એ જીવ જીવે છે ને આ સુન્દરગિરિની સાધ્વીઓએ એ કમળ કરમાતું હતું તેને સ્થાને, પોતાની સાધુતાથી એને પાછું પ્રફુલ્લ કરવા માંડ્યું છે.’

ચંદ્રકાંત — ‘શું સ્ત્રીલોકનું એ રત્ન જીવે છે? સરસ્વતીચંદ્ર! મને એમનાં પુણ્યદર્શન તરત કરાવ કે તારા જેવા ક્રૂર હૃદયવાળા મિત્રનો મિત્ર હોવાને માટે હું તેમની ક્ષમા માગું અને એમનાં માતાપિતાને વધામણી મોકલી તેમનાં નિરાશ અંત:કરણમાં આશાના વૃક્ષને રોપું.’

સરસ્વતીચંદ્ર — ‘હું તને તેમનું દર્શન અવશ્ય કરાવીશ. તેમની પણ એવી જ ઇચ્છા છે. માત્ર તને સૂચવવાનું એટલું કે એમની સાથે એકાંતમાં વાત કરી એમની અનુમતિ લીધા વિના એમનું કે એમના કુટુંબનું નામ આ સાધુજનોમાં પ્રકટ ન કરવું અને એમના અસ્તિત્વની વાત તો કોઈને પણ એ અનુમતિ વિના કહેવી નહીં. એમને સાધુજનો ‘મધુરીમૈયા’ને નામે ઓળખે છે.’

ચંદ્રકાંત — ‘અવશ્ય સાધુજનો સુજ્ઞ છે ખરા કે મધુર જીવને આવું મધુર નામ આપે છે, અને હું પણ એવા જીવને સંબંધે કંઈ પણ વાત એમને પૂછ્યા વિના નહીં કરું. બાકી તમારું નામ પાડવામાં તો સાધુજનો ભૂલ્યા છે ને તમને તો મેં જાણી જોઈ વગર પૂછ્યે પ્રકટ કરી દીધા છે.’

સરસ્વતીચંદ્ર — ‘મારું નામ મેં પાડ્યું છે — સાધુજનોએ નથી પાડ્યું.’

ચંદ્રકાંત — ‘લાગે છે. આપની જ ચતુરતા લાગે છે.’

સરસ્વતીચંદ્ર — ‘આ કન્થા પહેરીને હું કેવો દેખાઉં છું તે મેં જાતે જોયું નથી — પણ આ નીચે પાણીમાં પ્રતિબિંબ જોઉં છું તેમાં તો તું કહે છે એવું હીનભાગ્ય નથી દેખાતું.’

ચંદ્રકાંત — ‘શું કરવા દેખાય? એ પ્રતિબિંબ તો તમારા હૃદયમાં જુઓ, અમારા જેવાનાં અને તમારા પિતાના અને કુમુદસુંદરીના હૃદયમાં જુઓ — પછી કહો કે તમારા આ અંચળાનો રંગ તે તે એ સર્વેના હૃદયનાં મર્મસ્થાનને ચીરી તેમાંથી કાઢેલી લોહીની ધારાઓનો જ રંગ નથી?’

સરસ્વતીચંદ્ર — ‘કુમુદસુંદરીએ પોતે પણ આવી જ કન્થા ધારી છે.’

ચંદ્રકાંત — ‘તેં યોગ્ય જ કર્યું છે. જે ચિતા ઉપર તમે શબ થઈને પડ્યા છો તેના ઉપર એ તમારી જોડે જ જીવતાં બળવા માંડે છે! સરસ્વતીચંદ્ર! તમારું હૃદય શાનું ઘડેલું છે? મને એ દુ:ખી જીવની પાસે સત્વર લઈ જાઓ.’ ચંદ્રકાંતની આંખોમાંથી આંસુ વહ્યાં કરતાં હતાં તેને લ્હોવાની પરવા એણે કરી નહીં.

સરસ્વતીચંદ્ર એને લઈને વસન્તગુફા ભણી ચાલ્યો; અને એક સાધુને આગળ સમાચાર કહેવા મોકલ્યો. ત્યાં જતાં સુધી કોઈ બોલ્યું નહીં. સર્વ ક્લાંત ગંભીર બની, સૂર્યને ઢાંકી દઈ આકાશમાં એકલાં ચાલતાં જળ વગર પણ કાળાં દુકાળનાં વાદળાં પેઠે ચાલતા હતા. થોડી વારમાં ગુફાનું દ્વાર આવ્યું. ત્યાં જતાં પહેલાં ધીમે રહીને સરસ્વતીચંદ્રે ચંદ્રકાંતના કાનમાં કહ્યું: ‘સર્વ આપણી વાટ જોઈ સામાં આવે છે; ભૂલથી એમનું નામ દેશો નહીં. મધુરીમૈયા કહેજો. સૌની વચ્ચોવચ એ ઊભાં છે ને સૌથી જુદાં પડે છે તે ઓળખી કાઢજો.’

‘બેસો, બેસો, તમે શું કહેતા હતા?’ એવું કહેવા જતો જતો ચંદ્રકાંત અટક્યો ને ઉત્તર દીધા વિના સરસ્વતીચંદ્ર ઉપર માત્ર કડવી દૃષ્ટિ કરી

આગળ ચાલવા લાગ્યો.

પળ વારમાં સ્ત્રીમંડળ પ્રત્યક્ષ થઈ પાસે આવ્યું. સાધુઓ પાછળ ખમચ્યા અને ઊભા રહ્યા ને ગર્જ્યા: ‘નન્દકો નન્દન એક આનંદ દેત હૈ! મધુરીમૈયાકો જય!’

‘મધુરીમૈયા’નો જય પોકારાયો સાંભળીને હર્ષથી, અને એની ભગવી કન્થા જોઈ દુ:ખથી ચંદ્રકાંતનાં આંસુ વધ્યાં. વાલુકેશ્વર ઉપર સરસ્વતીચંદ્રના બંગલામાં જોયેલી કુમુદસુંદરીની મોટી છબી પોતાના સામી જીવતી થઈ ઊભી લાગી ને તેની સુંદરતા, મધુરતા અને દીનતાના સંસ્કાર એના હૃદયને, વંટોળિયો વહાણના સઢને ઉછાળે તેમ, ઉછાળવા લાગ્યા. સૌ છેક પાસે પાસે આવ્યાં ત્યાં સરસ્વતીચંદ્ર આગળ વધી બોલ્યો:

‘મધુરી! આ મારા પરમ મિત્ર ચંદ્રકાંત!’

કુમુદસુંદરી — ‘ચંદ્રકાંતભાઈ! સુખી છો?’

ચંદ્રકાંત રોઈ પડ્યો — તેનાથી ઉત્તર દેવાયો નહીં — એ કુમુદસુંદરીને પગે પડ્યો ને એની પૃથ્વી પર પડેલી પાઘડી સરસ્વતીચંદ્રે ઊંચકી લીધી.

‘કુ...મુ...મધુરીમૈયા! મારા કઠણ હૃદયના મિત્રના અતિદુષ્ટ અપરાધની ક્ષમા કરજો. એણે તો તે નહીં માગી હોય — પણ એને માટે હું ક્ષમા માગું છું! અમે તમારો અસહ્ય અપરાધ કર્યો છે ને પેટમાં ઉતારેલાં વિષ રગેરગમાં ચરવા માંડ્યાં છે.’



પોતાનાં નેત્રમાં આંસુની અવગણના કરી કુમુદસુંદરીએ ચંદ્રકાંતના શરીરને ઊંચું કરવા માંડ્યું, અને એના કોમળ હાથમાં તેમ કરવાની અશક્તિ પ્રત્યક્ષ કરતો ચંદ્રકાંત એને વધારે પ્રયત્ન કરાવ્યા વિના જાતે જ ઊભો થયો ને પોતાનો રૂમાલ આંખે ફેરવી બોલતો બોલતો ઊભો.

‘મધુરીમૈયા! તમે ક્ષમા કરજો! મારા મિત્રે કરેલો અપરાધ આ ઉપરના આકાશ પેઠે હદ વિનાનો છે અને મીઠા જાણેલા એના હૃદયમાં સાગર જેવી ખારાશ જ ઊંડી ભરાઈ છે અને સર્વ પાસ ઊભરાઈ છે તેને માઠી કરવા હું કેવળ અશક્ત નીવડ્યો.

આંસુ લોહી કુમુદસુંદરી બોલી:

‘ચંદ્રકાંત! આપનું આ રત્ન સાધુજનોની સત્પરીક્ષામાં પણ રત્ન જ નીવડ્યું છે ને તેમનાં પુણ્યે તેને નવા સંસ્કાર અને નવા ઓપ આપ્યા છે તે આપ ધીમેધીમે પ્રત્યક્ષ કરશો. એમના અત્યંત દુ:ખી જીવને મહાપ્રયાસે સાધુજનોએ અને મેં લગભગ શાંત કર્યો છે. ને બાકી રહ્યું છે તે આપ કરી શકશો. મારું રંક અનાથ હૃદય એમણે અતિ ઉદારતાથી સ્વસ્થ અને સનાથ કર્યું છે. માટે હવે એ એમના નિર્મળ થયેલા હૃદયસરોવરને ડહોળી તેમાંની મહાપ્રયાસે નીચે ગયેલી માટીને પાછી ઉપર આણશો નહીં. ઈશ્વરકૃપા છે

તો આપ, સાધુજનો અને હું સર્વ મળી અવકાશે સારું જ પરિણામ આણીશું.'

# ૪૩ ન્યાયાધિકારીનાં આજ્ઞાપત્ર

સરસ્વતીચંદ્ર અને ચંદ્રકાંતે આખો દિવસ સૌમનસ્યગુફાને ઉપલે માળે ગાળ્યો. કુમુદ તેમાં આવતી જતી ભાગ લેતી હતી અને ઘડી બેસી પાછી જતી હતી. કંઈ વાત ગુપ્ત રાખ્યા વિના સરસ્વતીચંદ્ર પોતાનો અને કુમુદસુંદરીનો સર્વ ઇતિહાસ ચંદ્રકાંતની પાસે અથથી ઇતિ સુધી વિદિત કરી દીધો. ગુપ્ત કથા જેમ જેમ પ્રકટ થતી ગઈ તેમ તેમ ચંદ્રકાંતે ખેદ, આશ્ચર્ય, આનંદ અને ગૂંચવાડાઓ વારાફરતી અનુભવ્યાં અને પ્રાત:કાળે દર્શાવેલી મનોવૃત્તિઓને સ્થાને કંઈક અપૂર્વ તરંગોમાં ચડ્યો.

‘ત્યારે તમે બે જણે મળી આ સ્થાનમાં આવી સિદ્ધિ પ્રાપ્ત કરી, અને તમે જે કરો અને જગતને તમારે માટે જે માનવા ન માનવા જેવું લાગે તેને માટે ગાળો ખાવાનું મારે માથે નાંખ્યું! વાહ! વાહ! ભોળા દેખાતાં કુમુદસુંદરીએ પણ ઠીક જ તાલ રચ્યો!’

ચંદ્રકાંત આ બોલતો હતો તે કાળે કુમુદ વસન્તગુફામાંથી આવી એની પાછળ ઊભી હતી. એના પગનો ઘસારો લાગતાં ચંદ્રકાંતે પાછું જોયું અને ચમકી ઊભો થયો.

‘આવો, બેસો.’ ચંદ્રકાંત બોલ્યો. કુમુદ એક પાસ બેઠી. ચંદ્રકાંત પણ બેઠો.’

‘ચંદ્રકાંતભાઈ! નીચે કોઈ આવેલા છે ને આપને બેને મળવા ઇચ્છે છે.’ કુમુદે સમાચાર કહ્યા.

‘અમને બેને!’ સરસ્વતીચંદ્ર કંઈક ચમકી બોલ્યો.

‘હા જી,’ કુમુદ બોલી. બે જણ ઊતરી નીચે ગયા. ઓટલા ઉપર કુમુદ એકલી તેમને પાછા આવવાની વાટ જોતી બેઠી. બહાર દૃષ્ટિ કરવાની વૃત્તિ થઈને અટકી.

સરસ્વતીચંદ્ર અને ચંદ્રકાંત નીચે ગયા તો ભોંયતળિયે સાધુઓ ઊભા હતા ને ગુફા બહાર ઊભેલા એક સવાર સાથે વાતો કરતા હતા. એ સવાર પોતાનો ઘોડો આ ગુફાઓની બહારના ભાગમાં એક થાંભલે બાંધી આવ્યો હતો. એને શરીરે, અંગ્રેજી પોલીસના સવારના જેવો ‘ડ્રેસ’ હતો ને પગે ઘોડાને પાછળથી મારવાની ‘સ્પર્સ’ — એડીઓ-વાળાં ઢીંચણ સુધીનાં ‘બૂટ’ હતાં. ચંદ્રકાંતને દેખી એણે સલામ કરી અને સરસ્વતીચંદ્ર ભણી જોઈ બોલ્યો: ‘જોગીરાજ! સાધુ નવીનચંદ્ર તે આપ?’

સરસ્વતીચંદ્ર — ‘હા, હું જ.’

સવાર — ચંદ્રકાન્તજી, નવીનચંદ્રજી આ જ?’

ચંદ્રકાંત — એ જાતે કહે છે પછી શું પૂછો છો?’

સવાર — 'નવીનચંદ્ર મહારાજ! અમારા ન્યાયાધીશે મોકલેલું આ આમંત્રણ-આજ્ઞાપત્ર [૧] લો અને તેની નકલ ઉપર આ કલમ અને શાહી વડે આપની સહી કરી આપો. ચંદ્રકાંતજી, આ આપના ઉપરનું આજ્ઞાપત્ર.'

બે જણે પોતપોતાનાં આજ્ઞાપત્ર વાંચ્યાં, પળ વાર એકબીજા સામે જોઈ રહ્યા, અને અંતે સહીઓ કરી નકલો પાછી આપી.

સવારે બીજા સાધુઓનાં નામ પૂછી લખી લીધાં ને એકદમ પાછો ગયો.

રાધેદાસ — 'જી મહારાજ! આ શું છે?'

સરસ્વતીચંદ્ર — 'ચંદ્રકાંત! આ વાંચી બતાવ.'

ચંદ્રકાંતે વાંચવા જેવા ભાગ વાંચી બતાવ્યા.

'ચૈત્ર વદ ૧૦ને રોજ શ્રી યદુનંદનના આશ્રમમાં મહારાજ શ્રી મણિરાજની આજ્ઞાથી અને મહન્ત શ્રી વિષ્ણુદાસના આશ્રયથી આ રાજ્યના વરિષ્ઠ ધર્માધિકારી અને વિષ્ણુદાસજી પોતે અથવા તેમના કોઈ પ્રતિનિધિ સાધુ તમો નવીનચંદ્ર સાધુને પ્રશ્નો પૂછશે તેના ઉત્તર આપવા, અને તે દિવસે અને તે પછીના જે જે દિવસો એ બે જણ નીમે તે દિવસોએ, બે જણ જે જે સાક્ષીઓ પાસે તમારું અભિજ્ઞાન કરાવે તે કરવા દેવા. તમો સાધુ નવીનચંદ્રે પ્રત્યક્ષ રહેવું. તેમ કરવામાં પ્રમાદ કરશો તો તમને અસાધુ ગણી સંસારી જનોને માટે કરેલા આ રાજ્યના ધારાઓ પ્રમાણે આ રાજ્યના અધિકારીઓ પાસે બલાત્કારે બોલાવવામાં આવશે.'

જ્ઞાન૦ — 'આટલું તો આપણા ગુરુજીના અધિકાર પ્રમાણે પ્રશસ્ત છે. પણ આમ કરવાનું પ્રયોજન પણ એ લેખમાં કોઈ સ્થાને આવતું હશે.'

ચંદ્રકાંત વાંચવા લાગ્યો.

'સુવર્ણપુર સંસ્થાનમાં બહારવટિયા ચંદનદાસ અને બીજાઓ ઉપર એવો આરોપ છે કે તેમણે નવીનચંદ્ર નામના મનુષ્યનો વધ કર્યો છે; આ રાજ્યમાં અર્થદાસ નામના વાણિયા ઉપર એવો આરોપ છે કે મુંબઈના સરસ્વતીચંદ્ર લક્ષ્મીનંદનનો વધ કર્યો છે. આ કામમાં ન્યાયાર્થી [૨] મુંબઈના ધૂર્તલાલ અને હીરાલાલ નામના છે. તેમનું કહેવું એમ છે કે આ સરસ્વતીચંદ્ર નવીનચંદ્રનું નામ ધારી ગુપ્ત વેશે ફર્યા કરતો હતો પણ તે બે નામનું મનુષ્ય એક જ છે. આ વિષયનું ન્યાયશોધન ઉપલાં બે રાજ્ય અને સરકારી રાજ્ય એ ત્રણમાંથી એક અથવા અનેક સ્થાને થવાનું છે તેમાંથી જ સ્થાને શોધન થાય ત્યાં સરસ્વતીચંદ્ર અને નવીનચંદ્રના અસ્તિત્વ અને અભેદના પ્રશ્નોનું નિરાકરણ થવામાં ઉપયોગી પ્રશ્નો સાક્ષીઓને પૂછવાને માટે મહારાજ મણિરાજે પોતાનાં વરિષ્ઠધર્માધિકારી શંકરશર્મા અને મહન્ત વિષ્ણુદાસજીને અધિકારી નીમેલા છે. તે આજ્ઞાની નિર્વાહ કરવાને માટે

નાગરાજ મહારાજના યદુશૃંગના સાધુજનો ઉપરના શાસનપત્રને આધારે આ આમંત્રણાજ્ઞાપત્ર કાઢેલું છે.'

જ્ઞાન૦ — 'જી મહારાજ! ગુરુજીની છાયામાં રહેનાર સાધુજનોને નાગરાજ મહારાજે આપેલા અભયપત્ર પ્રમાણે જે ન્યાયશોધન થાય તેમાં જ ગુરુજી સાહાય્ય આપે છે, અને ગુરુજી જેમાં સાહાય્ય આપે નહીં તેવાં સર્વ આજ્ઞાપત્ર વૃથા છે, માટે આપની શાંતિ કે સ્વસ્થતામાં કોઈ જાતની ન્યૂનતા થવી ઘટતી નથી.'

સરસ્વતીચંદ્ર — 'ના સ્તો.'

એટલામાં એક બીજો સાધુ આવ્યો ને સરસ્વતીચંદ્રને કહેવા લાગ્યો:

'જી મહારાજ! વિહારપુરીજીએ કહાવ્યું છે કે પ્રાત:કાળે ગુરુજી સમાધિમાંથી જાગશે તે પછી આપને અને આપના મિત્રને તેમનાં દર્શન માટે બોલાવીશું. આપના ઉપર આવેલું આજ્ઞાપત્ર આપને પહોંચ્યું હશે અને તે સંબંધમાં ગુરુજી ઉપર આવેલા લેખ પણ ગુરુજી કાલે જોશે. આપના જેવા પરમ સાધુજનને તો ગુરુજીની છાયામાં સર્વથા અભયછત્ર છે. બીજું આપના મિત્રના ઉપર પ્રધાનજીને ઘેરથી અને પ્રધાનજીએ મોકલેલા કેટલાક પત્રો આશ્રમમાં આવેલા હતા તે વિહારપુરીજીએ મારી સાથે મોકલેલા છે.'

સરસ્વતીચંદ્રે તે પત્ર લઈ ચંદ્રકાંતને આપ્યા.



સાધુ — 'ચંદ્રાવલીમૈયા પણ રાત્રિએ ઘણું કરી આપને મળશે.'

સરસ્વતીચંદ્ર — 'તે ઉત્તમ જ થશે.'

---

૧ . સમન્સ.

૨ . ફરિયાદ કરનાર, વાદી.

## ૪૪ કોઈને કાંઈ સૂઝતું નથી

*क: श्रद्धास्यति भतार्थे लोकस्तु तुलयिष्यति।।*

- મૃચ્છકટિક ઉપરથી

બે મિત્રો પાછા ઉપર ચડ્યા. ચડતાં ચડતાં સરસ્વતીચંદ્ર ધીમે રહી બોલ્યો:

'ચંદ્રકાંત! મારું અને મારા નામનું પ્રકટીકરણ કરવાની મારા સાધુજને તને ના કહી ન હતી?'

ચંદ્રકાંત — 'કહી'તી.'

સરસ્વતીચંદ્ર — 'ત્યારે?'

ચંદ્રકાંત — 'તમે જાણતા હશો કે તમારું શરીર, તમારી વિદ્યા અને બુદ્ધિ અને તમારાં પરાક્રમ ગુપ્ત રહી શકે એવાં છે.'

સરસ્વતીચંદ્ર — 'મને એમાં કાંઈ શંકા નથી.'

ચંદ્રકાંત — 'ક્ષમા કરો. મુંબઈ રહીને મેં આપને શોધી કાઢ્યા ને રત્નનગરીની પોલીસે આપના કેવા કેવા પત્તા મેળવ્યા છે તે જાણશો ત્યારે હબકશો.'



સરસ્વતીચંદ્ર — 'મને શોધી કાઢ્યો પણ કુમુદસુંદરી તો ગુપ્ત જ છે કની?'

ચંદ્રકાંત — 'મારાથી તો ગુપ્ત ન હતાં. બીજાંની વાત બીજાં જાણે.'

આટલું બોલતાં તેઓ છેક ઉપલા દાદરને ઉપલે પગથિયે આવ્યા. ઓટલા ઉપર કુમુદ બેઠી હતી. એ ઓટલે થોડે છેટે બે મિત્રો બેઠા.

ચંદ્રકાંત — 'કુમુદ — અથવા તમારું નામ ગુપ્ત રાખી બીજે નામે બોલાવવાની ટેવ પાડીશ કે કોઈ સાંભળે તોયે વાંધો નહીં. મધુરીમૈયા, અમે નીચે ગયા હતા ત્યાંના સમાચાર આ વાંચીને જાણો.'

સરસ્વતીચંદ્ર ઉપર આવેલું આજ્ઞાપત્ર કુમુદને આપ્યું, પોતાના ઉપર આવેલું સરસ્વતીચંદ્રને આપ્યું, અને પોતે પોતાના ઉપર આવેલા પત્રો ઉઘાડવા વાંચવા લાગ્યો — કંઈક ભાગ મનમાં વાંચવા લાગ્યો ને કંઈક મોટેથી વાંચવા લાગ્યો.

સરસ્વતીચંદ્ર — 'કુમુદસુંદરી! તમારું અહીંયાં હોવું ચંદ્રકાંતને વિદિત હતું.'

કુમુદસુંદરી — 'કંઈક નવાઈની વાત. પણ મારે પ્રકટ રહેવું કે નહીં ને મેં કે આપે શું કરવું તે વિચારનો ભાર આપણે માથેથી આપણે કાઢી નાખ્યો

છે. આપના સુજ્ઞ મિત્રને હવે જે ગમે તે ઠરાવે. આપના ચિત્તની, મારા ચિત્તની, આપણાં સ્વપ્નની, અને આપણા જાગૃતની, સર્વ વાતો એમણે જાણી, વાંચી, અને હવે જે એમને યોગ્ય લાગે તે કરે. આપણી હોડીમાં હવે સુકાનપર ચંદ્રકાંતભાઈ બેસશે ને એ સંજ્ઞા કરશે તે પ્રમાણે આપણે સઢ ચડાવીશું ને હલેસાં હલાવીશું.'

સરસ્વતીચંદ્ર — 'સ્વસ્થતાનો માર્ગ એ જ છે. ચંદ્રકાંત! આ વ્યવસ્થા મેં શોધી કાઢી નથી.'

ચંદ્રકાંત — 'એ તો હું જાણતો જ હતો. આપ કાંઈ શોધી કાઢો તેમાં કાંઈ નવી જ છાશ વલોવવાની નીકળે ને તેમાં શ્રમ વિના ફળ ન મળે. મધુરીમૈયાની બુદ્ધિ વિના તેમાંથી માખણ નીકળવાનું નહીં — એમની ચતુરાઈએ એવું માખણ કાઢ્યું કે તમે વલોણું બંધ કરી નિરાંતે બેઠાં ને ચંદ્રકાંતને માથે ચિંતાનું ચક્ર બેઠું. હવે તો ચંદ્રકાંતને *चक्रं भ्रपति मस्तके!* આમ માર્ગ દેખાડું તો આમ ગૂંચવાડો ને એમ દેખાડું તો એમ ગૂંચવાડો.'

કુમુદસુંદરી — 'આપ મિત્ર છો, વ્યવહારજ્ઞ છો, વિદ્વાન છો, અને અમારાં ને અમારાં હિતચિન્તક માતાપિતાદિક સર્વનાં ચિત્ત જાણો છો ને સર્વના વિશ્વાસના પાત્ર થઈ ચૂક્યા છો. આપના જેવા વૈદ્યને આ કાર્ય ન સોંપીએ તો બીજા કોને સોંપીએ?'



ચંદ્રકાંત — 'હાસ્તો. લો ત્યારે પ્રથમ આ સાંભળો તમારા પિતાના પત્રમાંનો લેખ.'

'કુમુદને માટે એની મા શું ઇચ્છે છે તે તમે જાણો છો. વડીલ શું ઇચ્છે છે તે યે તમે જાણો છો. સરસ્વતીચંદ્ર અને કુમુદ પોતે શું ઇચ્છે છે તે તમે હવે જાણી ગયા હશો. મારી પોતાની ઇચ્છા અથવા વૃત્તિ કુમુદની પોતાની કોઈ પણ પવિત્ર ઇચ્છાને પાર પાડવામાં તત્પર થવાની છે — તે વિના હું કાંઈ બીજું ઇચ્છતો નથી. કુમુદને સરસ્વતીચંદ્રે જે હાનિ પહોંચાડી ને જે અન્યાય કર્યો છે તેનો બદલો વાળવા તેમની ઇચ્છા હોય તો કુમુદનું પ્રસિદ્ધ પાણિગ્રહણ કરવું, એને હવે સર્વથા સુખી કરવી અને આપણા લોક બોલે અથવા વેઠાવે તે સાંભળવું અને વેઠવું — એ જ માર્ગ એમની વિદ્યાને અને ન્યાયબુદ્ધિને યોગ્ય છે. જો આ માર્ગ તેઓ લેવાને તત્પર હશે તો હું અને કુમુદની માતા આ વ્યવહારથી થવાનાં સર્વ સુખદુ:ખમાં તેમની સાથે જ રહીશું અને મારી સમૃદ્ધિમાત્ર મને કુમુદ-કુસુમના કરતાં વધારે પ્રિય નથી. કુસુમને કુંવારાં રહેવાનો તીવ્ર અભિલાષ છે તે તમે જાણો છો અને મારી સર્વ સમૃદ્ધિ એ બે પુત્રીઓના ધર્મ્ય અભિલાષ પૂરવામાં સાધનરૂપ કરવા હું સર્વ રીતે અને આ પળે શક્તિમાન અને તૈયાર છું.'

'કુસુમને લઈ તેની માતા અને કાકી કાલ સુન્દરગિરિ ઉપર આવશે. વડીલ પણ તેમની જોડે આવશે. મિસ ફ્લોરા પણ આવશે. સર્વને માટે

તંબૂઓ મોકલી દીધા છે.’

‘ધર્મભવનની આજ્ઞા થઈ છે તેથી વિષ્ણુદાસજી પાસે સરસ્વતીચંદ્રનું અને તમારું તેમ અન્યજનોનું સાક્ષ્ય [૧] લેવામાં આવશે અને તમારા જેવું જ આજ્ઞાપત્ર મારા ઉપર છે એટલે હું પણ તે પ્રસંગે આવીશ. બુદ્ધિધનભાઈને પણ એ પ્રસંગે સાક્ષ્ય આપવા આવવા વિજ્ઞપ્તિપત્ર લખેલું છે.’

‘સરસ્વતીચંદ્રને પ્રગટ થયા વિના છૂટકો નથી. કુમુદનું નામ અતિગુપ્ત છે તે એની ઇચ્છા હશે તો પ્રગટ થાય ને તે ઇચ્છા જાણ્યા વિના પ્રકટ ન થાય એવી વ્યવસ્થા કરી છે.’

‘બાકીના સમાચાર બીજા પત્રોમાંથી મળશે.’

‘સરસ્વતીચંદ્રને અને કુમુદને આ પત્ર વંચાવજો. સરસ્વતીચંદ્રે પોતે કાંઈ ખોટું કર્યું છે એમ જાતે સમજતા હોય તો તેનું પાપ ધોઈ નાખવાનો એક જ માર્ગ ઉપર લખ્યો છે; ને કુમુદના પિતાને ઈશ્વરે આપેલા અધિકાર છે તે વાપરી હું તેમની પાસે મારી કુમુદને માટે એટલો ન્યાય માગું છું કે તેમણે કુમુદને એની ઇચ્છા પ્રમાણે ધર્મથી શીઘ્ર ન્યાય આપવો.’

સરસ્વતીચંદ્ર — ‘ચંદ્રકાંત! તને કહ્યું છે કે આથી કુમુદસુંદરીને તૃપ્તિ હોય તો તેમ કરવા હું સજ્જ છું. એમના પિતાની સંમતિના સદ્ભાવને લીધે જે કાંઈ બાધ હતો તે આમ નીકળી જાય છે તો પછી હું તો કુમુદસુંદરી પાસે પ્રતિજ્ઞા કરી ચૂક્યો જ છું.’



કુમુદસુંદરી — ‘ચંદ્રકાંતભાઈ! મારા મનની તૃપ્તિની વાત જવા દેજો અને એમને પ્રાયશ્ચિત્તરૂપે મારો સમાગમ આપવાની તો કલ્પના પણ જવા દેજો. એ વિના બાકીનાં અમારાં મનોરાજ્ય તમે જોઈ લીધાં છે ને તેની સિદ્ધિમાં અમારો ધર્મસહચાર કેવે રૂપે વધારેમાં વધારે કામ લાગશે, સ્ત્રીના પુરુષપ્રતિ અનેક ધર્મ છે તેમાંથી ક્યાનો ત્યાગ અને કયાનો સ્વીકાર એમના ધારેલા મહાયજ્ઞને સફળ કરી શકશે અને એમને એમની સર્વાવસ્થામાં સૌમનસ્ય આપશે અને એમને કૃતકૃત્ય કરશે, એમની કીર્તિ અને અમારું બેનું કલ્યાણ કરવામાં કયો માર્ગ ધર્મ્ય છે. અને ટૂંકામાં આપના પરમ મિત્રની સાથે કેવા પ્રકારથી મારી મૈત્રી રચાય તો એમનું સુખ, એમનું સ્વાસ્થ્ય, એમની કીર્તિ, એમનું સદ્‌ભાગ્ય અને સત્પરાક્રમ સંપૂર્ણતાથી રચાય એટલું જ વિચારજો. મારું શું થાય છે, મારી કીર્તિ થશે કે અપકીર્તિ, મારાં અતિપ્રિય અને મારે માટે આટલું કરવા તત્પર થયેલાં માતાપિતાને હું વહાલી થઈશ કે અળખામણી, એ અથવા એવો કાંઈ પણ મારા સુખનો કે દુ:ખનો વિચાર કરશો નહીં. અમારી તકરારમાં તમે પંચ, તમે કન્યાદાનના અધિકારી, તમે વરના પિતા, તમે બેના મિત્ર, તમે અમારા વિવાહનો હોમ, અને તમે અમારા અગ્નિસ્વરૂપ! તે એવે રૂપે તમે મને શુદ્ધ અને સંસ્કારિણી કરી આ મારે માટે ત્યાગી થમેલા શરીરનો જન્મ જે રીતે સફળ થાય તેટલું કરજો. પછી હું સર્વાવસ્થામાં સુખ અને સંતોષ જ જોઈશ. એમનો જન્મે સફળ

થાય તે વિના બીજા ભોગની મને તૃષ્ણા નથી, બીજો વૈભવ મને ગમતો નથી, ને બીજાં ભાગ્યના ન્યૂનતાથી કુમુદને લેશમાત્ર પણ દુ:ખ થનાર નથી તે સત્ય સમજજો. આટલું મારું ઇષ્ટ કરશો તો અપકીર્તિ, અધર્મ અને દુ:ખ — એ સર્વનો મને રજ પણ ભય નથી. ચંદ્રકાંતભાઈ, મારાં પિતા માતા અને સહોદર થઈ, મારા વકીલ થઈ, આટલું કામ કરજો અને તમારામાં એમનો તેમ મારો સંપૂર્ણ વિશ્વાસ સમજજો.

આટલું બોલતાં બોલતાં એની આંખમાં આંસુ આવ્યાં. ચંદ્રકાંત પણ કંઈક ગળગળો થયો અને બોલ્યો:

‘કુમુદસુંદરી! જેનો જન્મ સફળ કરવાને તમે આટલાં તરસ્યાં છો તેના જ જન્મને સફળ જોવાથી ચંદ્રકાંત પણ પોતાનો જન્મ સફળ થયો માનશે. માટે તમે રજ પણ ચિંતા ન કરશો. આ વિનાના બીજા પત્ર વાંચી વિચાર કરવાનો અવકાશ શોધીશું.’

બીજો એક પત્ર લીધો — તે ઉપર ચંદ્રકાંતનું સરનામું ને કુસુમના અક્ષર! પરબીડિયું ફોડ્યું તો માંહ્ય બીજું પરબીડિયું હતું તે ઉપર લખ્યું હતું કે — ‘ચંદ્રકાંતભાઈ! કુમુદબહેન જ્યાં હોય ત્યાં જઈ એને હાથોહાથ આપજો. જડે નહીં તો જડે ત્યાં સુધી સાચવી રાખજો. ન જ જડે તો પાછો લાવજો. આણી પાસ ન આવો તો ફાડી નાંખજો.

**લિ. કુસુમ.’**



ચંદ્રકાંતે પત્ર કુમુદને આપ્યો ને એણે તે મનમાં વાંચ્યો.

‘પ્રિય કુમુદબહેન,

હું ધારું છું કે તમારા સ્વહસ્તમાં આ પત્ર પહોંચશે. આ ભણીના બધા સમાચાર ચંદ્રકાંતભાઈ તમને કહેશે, પરંતુ તે પણ તમને બધું કહે કે ન કહે, ને કહેવા ઇચ્છે તો પણ બધું જાણતા ન હોય માટે હું જ લખું છું.

તમારે વિશે સર્વ કુટુંબનો જીવ ઊંચો થયો હતો તેમાં હવે આશા આવી છે. પણ પ્રમાદધનભાઈના સમાચાર પછી આ સંસારને મન તમારા ડૂબ્યાના સમાચાર કરતાં જીવ્યાના સમાચાર વધારે વહાલા લાગતા નથી તે હું બે આંખે જોઉં છું ને કાને સાંભળું છું. તેમાં વળી તમારો અને સરસ્વતીચંદ્રનો સુન્દરગિરિ ઉપર યોગ થયો સાંભળી સૌ આનંદને સાટે ખેદ પામે છે ને બીજું તો હું લખતી નથી.

પ્રમાદધનભાઈ આયુષ્યમાન હતા ત્યારે તેમના ભણીના તમારા દુ:ખને લીધે ગુણિયલ દુ:ખી હતાં. સરસ્વતીચંદ્રને ગુણિયલ સુખી જોવા ઇચ્છે છે પણ તમારાથી તે સુખી થાય એ એમના હૃદયને ગમતી વાત નથી. પણ પિતાજીનું મન પ્રસન્ન રાખવાને માટે પિતાજી જે કહેશે તેમાં ગુણિયલ ભળશે.

તમારું ને સરસ્વતીચંદ્રનું તો હવે પુનર્લગ્ન થાય ને તેથી તમે બે જ્ઞાતિબહાર થશો ને આપણાં માતાપિતાને માથે અપયશ આવશે એટલે પછી તેમનાથી નીચેથી ઊંચું નહીં જોવાય. જો પિતાજી તમારો તે પછી સ્વીકાર કરે તો તેમને જ્ઞાતિબહાર રહેવું પડે અને પ્રધાનપદ પરથી પણ ખસવું પડે. જયશંકરમામાને આ વાત રજ ગમતી નથી, પણ પોતે નિવૃત્ત છે એટલે હા કે ના કહેવાના નથી ને નાતમાં તો આમે ને તેમે પણ જતાં નથી. દાદાજીથી તમારું દુઃખ વેઠાતું નથી, પણ આ સર્વ હરકતો એમને ગમતી નથી; તેથી તેમણે એવો રસ્તો કાઢ્યો કે તમે તમારું નામ અને કુટુંબનું નામ છાનું રાખી સરસ્વતીચંદ્ર જોડે સુન્દરગિરિ ઉપર આયુષ્ય ગાળો એટલે પિતાજીને બીજી રીતે હરકત ન પડે ને તમે સુખી થાવ. કાકી તો એવું જ કહે છે કે એમના જેવાં તમારાથી શા માટે ન રહેવાય? તમે જો પુનર્લગ્ન કરશો તો કાકી તમારું મોં જોવાનાં નથી ને ગુણિયલ પણ માત્ર પિતાજીને લીધે જોશે. સરસ્વતીચંદ્રના બાપા ગાંડા થયા છે ને તમને બેને ઝંખે છે. પિતાજી તો બધી હરકત વેઠીને પણ તમારું સુખ જોવાને ઇચ્છે છે ને તેમના મનની વાત ચંદ્રકાંતને આજ લખી હશે કે લખશે. તમારા સસરા સંન્યસ્ત લેવાના કહેવાય છે.

આ સર્વ તમને કોઈ કહે નહીં માટે મેં લખ્યું છે. મને પૂછો તો આ બધી દુગ્ધામાં હવે પડશો નહીં. છૂટ્યાં છો તે બંધાશો નહીં. મારે પોતાને પણ બંધાવું નથી. ગમે તે થાય પણ લગ્નના ફંદામાં પડવું નથી. આજ સુધી પિતાજી એમ કહેતા હતા કે કુસુમને સરસ્વતીચંદ્ર જોડે પરણાવીશ — હવે ઈશ્વરકૃપાથી તે વાત ગઈ છે. મને કૌમારવ્રત પાળવા દેવાની પિતાજીએ હવે સ્પષ્ટ હા કહી છે. મારા મનમાં એમ છે કે મારે યે ન પરણવું ને તમારે યે ન પરણવું ને આપણે બે બહેનો ઠીક પડશે ત્યાં સુધી ગુણિયલ પાસે રહીશું, ઠીક પડશે ત્યારે ચંદ્રાવલી પાસે રહીશું, ને ઠીક પડશે ત્યારે મોહનીમૈયાના મઠમાં રહીશું, નવા અભ્યાસ કરીશું, ને સંસારના મોટા ખાડામાંથી ઊગરી ખરા કલ્યાણને માર્ગે જઈશું.

તમે સરસ્વતીચંદ્ર સાથે યોગ પામો તેમાં મને તો લાભ છે. કારણ તમે તેમની સાથે જોડાવ તો એવું પણ થાય કે મારે માટે યોગ્ય વર નથી માટે કુંવારી રાખવાની પિતાજી હા કહેતા હશે; ને તમે વિધવાવ્રત પાળશો તો વખત છે ને પાછું મારે માથે ચક્ર બેસે ને સૌ મને કહેશે કે આ વર છે ને તું પરણ. પણ મેં તો નિશ્ચય કર્યો છે કે પિતાજીએ એક વાર હા કહી છે તેમાંથી ફરવા નહીં દઉં; ને તમે ને હું બે સરખાં હોઈએ તો મરજી પડે ત્યાં રહીએ ને બેને ગમે.

અમે સૌ એક બે દિવસમાં ત્યાં આવીશું. તમને હજી છતાં કરવાં નથી માટે તમને એકાંત રાખવાને માટે ગુણિયલે મોહની અને ચંદ્રાવલી ઉપર છાનો સંદેશો મોકલ્યો છે. ફ્લોરા પણ આવવાનાં છે; કારણ સમજાતું નથી, પણ મને, તમને સમજાવવાને માટે એમને મોકલવાનું ઠર્યું હોય એવું કાને

આવ્યું છે. પણ એ એવું સુજ્ઞ માણસ છે કે તેમના ભણીની કંઈ ચિંતા રાખવા જેવું નથી.

તમને આ વાત કોઈ કહેવાનું નહીં ને ત્યાં બધાં વચ્ચે આપણે વાત કરવાનો જોઈએ તેવો પ્રસંગ મળે કે ન મળે માટે આટલું આ પત્રમાં લખ્યું છે. સરસ્વતીચંદ્ર પણ સુજ્ઞ છે; કુંવારાં રહેવાનો મારો મૂળ વિચાર એમની વાતોથી થયો છે ને હવે એ મારા મત્સ્યેંદ્રગુરુ ભૂલી જશે તો હું ગોરખ થઈને ગાઈશ કે ‘દેખ મછેંદર, ગોરખ આયા!’

કુમુદબહેન! બાકીનું તમારા દુ:ખથી હું શીખી છું ને મારા સુખથી તમે શીખજો — કે પછી બેમાંથી એક પણ ડગીએ નહીં ને ડગવા દઈએ નહીં.

બાકીની વાતો મળીએ ત્યારે આખો જન્મારો છે.’

લિ. કુમુદની કુસુમ તે બીજા કોઈની નહીં.’

પત્ર વાંચતાં વાંચતાં કુમુદ કંઈ હસતી હતી, કંઈ ખિન્ન થતી હતી, અને બીજા પણ અતકર્ય વિચારો એના હૃદયમાં આવતા હશે એવું તેના કપાળની કરચલીઓથી, ભ્રમરના ભંગથી, આંખોનાં પોપચાંના પલકારાથી, અને ગાલ પર ફરતા સ્પષ્ટ રંગોથી, જોનારને સમજાય એમ હતું, અને તે જુએ એવી વસ્તી એની પાસે પ્રત્યક્ષ હતી. વાંચીને એ પત્ર એણે ચંદ્રકાંતને આપ્યો ને આપતી આપતી બોલી:



ચંદ્રકાંતભાઈ! આપ જે વિચાર કરો તેમાં આમાંથી પણ કંઈ કંઈ વિચારવાનું જડશે તે શોધી કાઢજો.’

બે મિત્રોએ પત્ર વાંચ્યો. સરસ્વતીચંદ્ર ગંભીર થઈ બોલ્યા ચાલ્યા વિના બેસી રહ્યો. ચંદ્રકાંતે પોતાના ઉપરના બીજા પત્રો ઉપર આંખ ફેરવવા માંડી ને એકેકો પત્ર વાંચી વાંચી મૂકતો ગયો તેમ તેમ સાર કહેતો ગયો.

‘ઉદ્ધતલાલ, તરંગશંકર, વીરરાવ, લક્ષ્મીનંદનશેઠ, હરિદાસ, બુલ્વરસાહેબ અને બીજાઓ પણ સરસ્વતીચંદ્રને ઓળખી જુબાની આપવા આવવાના છે. — સરસ્વતીચંદ્ર! તમારે માટે તો મોટો મેળો ભરાશે! મુંબઈ છોડી સાધુ ન થયા હોત તો આ વેળા ક્યાં આવવાની હતી? બહુ જ ભાગ્ય તેમનાં ને આપણાં કે આ શંભુમેળાનો સંઘ આપણી પાછળ આવી જાત્રાએ આવશે.’

સરસ્વતીચંદ્ર ગંભીર રહ્યો ને માત્ર એટલું જ પૂછ્યું કે ‘ગંગાભાભીનો પત્ર નથી?’

ચંદ્રકાંત — ‘છે, પણ સંતાડવાનો છે.’

સરસ્વતીચંદ્ર — ‘કુમુદસુંદરીને તો વંચાવો.’

કુમુદસુંદરી — ‘ગંગાભાભી-’

ચંદ્રકાંત — 'અમારા ઘરનાં એ ઘરવાળાં — જેમની સાથે ઊભાં રહેતાં તમે શરમાશો.'

કુમુદસુંદરી — 'વાંચવા દેવામાં હરકત છે?'

ચંદ્રકાંત — 'છે તો બધી યે છે ને નથી તો કાંઈ નથી. આપું? લો ત્યારે!- થાય તે ખરું! - નીકર હું જ વાંચું છું. સાંભળો.

'હું મરવા પડી હતી એટલું જ નહીં પણ તમારાં સગાં ને વહાલાંએ ધૂર્તલાલ સાથે મારો ઘાટ ઘડવો ધાર્યો હતો. તે જાણતાં છતાં તમે ન આવ્યા તે બહુ જ સારું થયું. કારણ હું મોઈ હોત ને સરસ્વતીચંદ્ર જડ્યા હોત તો છોકરાં ભૂખે ન મરત, પણ જીવું છું ને નહીં જડે તો તમે ઘરનાંની શરમ તોડી મને કે છોકરાંને કંઈ કોડી બતાવવાના નથી. માટે તેમને શોધવાનું પડતું મૂક્યું નહીં ને આવ્યા નહીં તે જ સારું થયું.

તમારો કાગળ આવ્યા પછી મને અને છોકરાંને ઉદ્ધતલાલ પોતાને ઘેર લઈ ગયા છે; તેથી તેમની ને તમારાંની વચ્ચે રમઝટ ચાલી, પણ ઉદ્ધતલાલ કોઈનાથી જાય એવું રત્ન નથી. ને હવે તો હું પણ સાજી થઈ છું. સરસ્વતીચંદ્ર જડ્યા કહેવાયા સાંભળી સાજી થઈ. ખરેખર જડ્યા હશે તો ઉદ્ધતલાલ ત્યાં આવશે ને હું પણ સાથે આવીશ.



એવું પણ સંભળાય છે કે કુમુદસુંદરી જીવતાં નીકળ્યાં છે. પણ હવે તો તે વૃથા. નાતરિયા નાત હોત તો જુદી વાત હતી. તમે સુધારાવાળા નાતરાં કરાવો તો ના કહેવાય નહીં -પણ, એ નાતના ઘોળમાં પડવાની ને છૈયાંછોકરાં પરણાવવાની એમ બે વાતો સાથે બને એવી નથી. ઉદ્ધતલાલ કહે છે કે આપણે નાતરિયા નાતનો, વિલાયત જઈ આવનારાનો, નાતબહાર રહેલા લોકનો, ને એવા એવાઓનો સૌનો શંભુમેળો કરી નવી મોટી નાત કરીશું ને તેમાં નાતબહાર મૂકવાનો ચાલ કાઢી નાખી એ નાતમાં આવે તેને માટે સૌને સદર પરવાનગીનો પાસ આપી બારણાં ઉઘાડાં મૂકીશું એટલે આપણી નાત વધ્યે જ જશે ને જૂની નાતોમાં ઘરડાં રહેશે ને નવીમાં નવાં નવાં જુવાનિયાં આવશે. મને તો આ બધી વાત મશ્કરીની લાગે છે, પણ તમારું ઠેકાણું નહીં માટે જણાવું છું કે આવું તો કંઈ ઠીક નહીં. એ તો પછી છોકરવાદી નાત થાય. ગાયગધેડા ભેગાં થાય એ કંઈ મને ગમે નહીં. મને તો લાગે છે કે એવું થાય તો ભાયડાઓ એ નવી નાતમાં જાય પણ કંઈ કંઈ બાયડીઓને તો તેમનાથી જુદાં પડી જૂનામાં રહેવાનું ગમશે. એવી વર્ણશંકર નાત થાય તે તો કંઈ સારું નહીં. માટે એવો કલજુગ ભૂલ્યે ચૂક્યે બેસાડશો નહીં.'

કાગળ ખીસામાં મૂકતો મૂકતો પાછો કાઢી કુમુદસુંદરીને એક ઠેકાણે કાગળમાં આંગળી મૂકી બોલ્યો: 'આટલું તમે વાંચી જુઓ — ને મનમાં રાખજો — સરસ્વતીચંદ્રને યોગ્ય વેળાએ જણાવીશું.'

કુમુદે તે મનમાં વાંચ્યું.

‘ગુમાનબાના દીકરા ધનભાઈ ગુજરી ગયા છે. લક્ષ્મીનંદન ગાંડા થયા છે પણ ગુમાનબા તેમની ચાકરી કરે છે ને એ પણ હવે જાણે છે કે સરસ્વતીચંદ્ર વિના એમનું કોઈ બીજું થાય એમ નથી. ધૂર્તલાલ ઉપર ફોજદારી ચાલે છે ને મોટા મોટા લોકને એમાં રસ પડે છે. દાક્તર કહે છે કે સરસ્વતીચંદ્ર જડશે તો લક્ષ્મીનંદન ડાહ્યા થશે માટે એમને ત્યાં લાવવા ધાર્યા છે. સરસ્વતીચંદ્ર જડે તો ધનભાઈનું સ્નાન કરાવજો ને બીજા આ બધા સમાચાર કહેજો. શેઠની જોડે ગુમાનબા પણ ઘણું કરી આવશે ને લખશો તો હું પણ આવીશ ને સરસ્વતીચંદ્રને ઘેર આણવા જશ ધમકાવવા હશે તો તે આવડશે. બાકી અંગ્રેજી ભણેલાને સમજાવવાનું તો નહીં આવડે. એ તો પથ્થર પલાળવાનું કામ.’

કુમુદે પત્ર પાછો આપ્યો ને કંઈક ઊંડા વિચારમાં પડી ગઈ. અંતે તેમાંથી જાગીને બોલી:

‘ચંદ્રકાંતભાઈ! પત્રો વાંચવાના થઈ રહ્યા. તમારે વિચારવાની સર્વ વસ્તુ મળી ગઈ. ચંદ્રાવલીબહેન રાત્રે આવશે ને પ્રાત:કાળે ગુરુજી સમાધિમાંથી જાગશે ને તમારે ત્યાં જવું થશે ને મારે ચંદ્રાવલીબહેન જોડે જવું પડશે. કાલ ગુણિયલ પણ બધાને લઈને આવશે, અને હવે એકાંત વિચાર કરવાનો ને વિચાર કરવા બેસવાનો આવો કાળ થોડાંક પહોરનો રહ્યો છે તે વિચારમાં ગાળી નાખીશું તો સિદ્ધાંત ઉપર આવવાનો ને તમારો નિર્ણય જાણવાનો અવકાશ પછી મળવો દુર્લભ. બીજાંને અમારો બેનો સ્વપ્ન અને જાગૃત સંસાર કહેવો કઠણ છે ને તે તેમનાથી સમજાવો મનાવો અશક્ય છે.’



ચંદ્રકાંત કંઈક વિચાર કરી બોલ્યો: ‘તો સાંભળો. વિચારનો જ સાપ તમે મારે માથે નાંખ્યો તે ઉછાળી મારે તમારે માથે નાંખવાનું થાય એમ છે. તમારા યોગ અને ચિરંજીવોનાં ઇન્દ્રજાળને હું માત્ર માનસિકશાસ્ત્ર — Psychology -ના ચમત્કાર માનું છું પણ તેમાં ઘણો અને ઊંડો બોધ જેટલો ભરેલો છે એટલો જ તમારાં હૃદયના રસનો સમાગમ પણ તેમાં ફુવારાની ઊંચી ધારાઓ પેઠે ઊડી રહેલો છે. આ સુન્દર પવિત્ર સ્વપ્ન ચિત્ર પ્રત્યક્ષ કરી તમને વિવાહના સમાગમમાંથી પળવાર પણ દૂર રાખવાને ચંદ્રકાંતનું હૃદય કહ્યું કરે એમ નથી. તમારા ભવ્ય અને લોકકલ્યાણેચ્છક અભિલાષો સિદ્ધ થાય તો આ દેશમાં નવી રમણીય અને સુખકારક સૃષ્ટિ ઊભી થવાની, તેમાં વિલંબ પડે છે તેથી પણ હું અધીરો થઈ જઉં છું. પણ આપણા હાલના આર્ય સંસારમાં એ સર્વ સુન્દરતાનું તેજ, તમારાં ‘પુનર્લગ્ન’ કહેવાતા તમારા નવા લગ્નની છાયાથી કાળું પડી જશે, તમે શૂદ્ર હો તેમ લોક તમારા સંસર્ગથી દૂર રહેશે, અને તમારા અપકીર્તિને લીધે, પૃથ્વી ઉપર વૃષ્ટિ કરવા નીકળેલાં વાદળાંની ધારાઓ ખારા સમુદ્રમાં પડી જાય ને પૃથ્વીને બિંદુ પણ ન અડકે તે રીતે તમે વરસાવવા ધારેલા કલ્યાણમેઘ લોકને ઉપયોગી ન થતાં નકામે સ્થાને ગળી જશે અથવા જાતે વેરાઈ જશે.

જો તમારું લગ્ન નથી થતું તો તમારાં સુંદર પવિત્ર સ્વપ્ન નિષ્ફળ જશે, તમે વેઠેલું તપ નિષ્ફળ થશે, તમારા રસોત્કર્ષની વીજળીના ચમકારાને સ્થાને અમાસની રાત્રિ જેવું થઈ જશે, અને સ્ત્રીસૃષ્ટિ દ્વારા આર્ય લોકને તમે કરવા ધારેલાં કલ્યાણ કરવામાં અવિવાહિત સરસ્વતીચંદ્રનાં સાધનહીન રહેશે. અને જો તમારો વિવાહ થશે તો સાધનવાળા થયેલા સરસ્વતીચંદ્રનાં સાધનમાત્ર લાકડાની તરવાર જેવાં થઈ જશે.

સ્થૂલ પ્રીતિને દૂર રાખી, તમારાં સૂક્ષ્મ શરીરનો સમાગમ રાખી, શરીરના સંબંધમાત્રનો ત્યાગ કરી મનોમનની મિત્રતાથી જ, આ લોકકલ્યાણમાં પ્રવૃત્ત થવા ઇચ્છતાં હો તો તે પણ તમારી વૃથા કલ્પના જ સમજવી. આપણા લોક કોઈ પણ સ્ત્રી અને પુરુષને સાથે ઊભેલાં દેખે એટલે સ્થૂલ સમાગમ જ માને છે. તેમની તુલામાં બીજાં કાટલાં નથી. સેંકડો વર્ષના સંસ્કારોથી અને અભ્યાસથી યુરોપનાં સ્ત્રીપુરુષો એકાંતમાં પણ મન મારીને સાથે વસવાની કળાને પામ્યાં છે અને તેવી કળા આ સાધુજનોમાં અથવા તમે કહો છો તેવા પ્રાચીન આર્ય સંસારમાં એક કાળે હશે. પણ આજ તો આ દેશકાળમાં તે અભ્યાસનું સ્વપ્ન પણ નષ્ટ થયું છે ત્યાં એવો બલિષ્ઠ અભ્યાસ થોડા કાળમાં કેવી રીતે ઊગવાનો કે સમજાવાનો? માટે તમે વરણવિધાનથી વિવાહિત થાવ તેથી જેમ લોકનું કલ્યાણ કરવામાં તમારી તાકેલી બંધૂકોના બાર ખાલી જવાના, તેવી જ રીતે વિવાહ વિના કેવળ સૂક્ષ્મ સમાગમ રાખી કરવા ધારેલા બાર પણ ખાલી જ જવાના, અને તમારે બેને સ્થૂલ શરીરનું નિષ્ફળ બ્રહ્મચર્ય-તપ તપવું પડશે તે વધારામાં.



આ ત્રણે માર્ગથી તમારા અભિલાષ અસાધ્ય છે. એ અભિલાષ સિદ્ધ કરવાનો માર્ગ તો એક જ છે કે ગુણસુંદરીના અને સુન્દરગિરિના અભિલાષને તૃપ્ત કરવો. સરસ્વતીચંદ્ર ને કુસુમસુંદરીનો સ્થૂલસૂક્ષ્મ વિવાહ થાય અને કુમુદસુંદરી પરિવ્રાજિકાવ્રત પાળી તેમને સાહાય્ય આપશે તો લોકમાં પ્રશંસા થશે અને લોકકલ્યાણના અભિલાષમાં સરસ્વતીચંદ્રને એકને સાટે બે સહાયિનીઓ મળશે. તેમાં વિઘ્ન ત્રણ. કુસુમસુંદરીને કુંવારાં રહેવું છે, કુમુદસુંદરી સાથે અદ્વૈત પામેલું સરસ્વતીચંદ્રનું હૃદય નવા અદ્વૈતને શોધવા જૂના અદ્વૈતનો ત્યાગ નહીં કરી શકે, અને જૂના અદ્વૈતનો ત્યાગ કરવા નવા અદ્વૈતને શોધી કે સાધી નહીં શકે. બાકી એકનો ત્યાગ ને બીજાની સાધનાને સાટે કોઈના ત્યાગ વિના નવા અદ્વૈતની જ યોજના કરવી હોત તો કુમુદસુંદરીના પોતાના સ્વીકારની વેળાએ અને મુંબઈથી રત્નનગરી આવતી વેળાએ તેમનું સંવનન પણ નહોતું થયું ને પરિશીલન પણ નહોતું થયું. બે મનુષ્યોના સ્વાર્થ સંધાય ને સમાગમ રચાય ત્યારે થોડોઘણો સ્નેહ, થોડોઘણો અભેદ અને થોડુંઘણું અદ્વૈત એટલાં વાનાં ક્યાં આર્યો નથી પામી શકતાં? મારી ગંગાનો પત્ર તમે હમણાં જ વાંચ્યો ને અમારું કંઈક અદ્વૈત છે તો કુસુમસુંદરી જેવી શિક્ષિત રસિક મેધાવિની સાથે સરસ્વતીચંદ્રનું અદ્વૈત થવા પામે અને મારા ને ગંગાના કરતાં તો

અનેકધા વધારે કલ્યાણકર થઈ શકે એમાં શો સંદેહ છે? પણ જે વાતમાં નથી પ્રવૃત્તિ વરને ને નથી કન્યાને, અને વધારામાં જે વાત સાધવા માટે તમારો આવો અપ્રતિમ યોગ તોડવો પડે એ — વાત કરવા કરતાં તો તમારાં ધારેલાં લોકકલ્યાણ બધાંયે અગ્નિમાં પડે તે સહી શકાશે.

તમારામાં તમે ધારેલાં લોકકલ્યાણની જ વાસના તીવ્ર હોય, ને તમારો સમાગમ તેને માટે રાખવો પણ ખરો ને તે રાખવાથી કલ્યાણકાર્યમાં વિઘ્નરૂપ ન થાય એ બે વાનાં સાથેલાગાં કરવાં હોય, તો મને એક જ માર્ગ સૂઝે છે કે સરસ્વતીચંદ્રે કુસુમસુંદરી સાથે દેખીતું લગ્ન કરવું, ને પછીથી કુસુમસુંદરીને ચંદ્રાવલી પેઠે સ્વતંત્ર રાખવાં, અને એ બે આટલાં પરસ્પર ભેગાં રહે એવે કાળે તમે બે હાલ રાખો છો તેવી સૂક્ષ્મ પ્રીતિ ભલે કાયમ રાખો ને સૂક્ષ્મ કે સ્થૂલ એક પણ પ્રીતિ વગરનાં સ્વતંત્ર કુસુમસુંદરી ભલે પોતાની સ્વતંત્રતા જાળવે. આપણા લોકની દૃષ્ટિના વિષનો પ્રતિકાર, લોકનું કલ્યાણ, તમારો સૂક્ષ્મ સમાગમ, વિદ્યાચતુરની અને ગુણસુંદરીની સ્વસ્થતા, અને મારા જેવાને જોવાનું અને તમારું તપ જોઈ બળવાનું કે હસવાનું; એ સર્વ કાર્ય સાથે લાગા થવાનો એક આટલો માર્ગ છે — તે તમને પ્રિય હોય તો.'

સરસ્વતીચંદ્ર — 'લોકના કલ્યાણ માટે પણ તેમની વંચના કરવી તે અધર્મ છે. પોપટ અને મેના જેવાં પક્ષીનું કલ્યાણ ઇચ્છી તેમનું કલ્યાણ કરવાને માટે પણ તેમની સ્વતંત્રતા બંધ કરવા હું ઇચ્છતો નથી. તે મારે કુસુમસુંદરીને સપ્તપદીની પ્રતિજ્ઞાઓમાં પૂરી પછી તે તોડવામાં સહાયભૂત થવું અને જાતે પણ મિથ્યા પ્રતિજ્ઞાઓ લેવી એ મહાન અધર્મ કરવા કરાવવા હું ઇચ્છતો નથી. કલ્યાણકારક દાનશક્તિરૂપ કર્ણને પણ પિતામહે કહેલું હતું કે ધર્મલોપથી તારો જન્મ થયો છે માટે તારો પરિપાક આવો દૂષિત થયો છે — એ વ્યાસવાક્ય મને સત્ય લાગ્યું છે. ધર્મ પ્રથમ અને કલ્યાણની વાસના પણ પછી — ચંદ્રકાંત! Duty first and then only our most cherished dreams. To act otherwise is to place the cart before the horse. To believe otherwise is to be under a self-delusion and pernicious fallacy. I have learnt this invaluable lesson to this sacred lodge and have taught it to this dear partner of my dear dream, and I never promised or proposed to follow an invitation from Chandrakanta or any mortal or immortal being to allow any further dissolution of this partnership of mine whatever name or form you be pleased to give to that dissolution .'

ચંદ્રકાંત — 'I only proposed the adoption of a ceremonial fiction analogous to the thousand and one legal and religious

fictions which our people have so often adopted to effect their reforms .'

સરસ્વતીચંદ્ર — 'The holy people of this place detest such fictions, and I think their ethics is the purest and highest on this as on several other points .'

ચંદ્રકાંત — 'You have floored me. Ihave nothing to add . કુમુદસુંદરી! જેના હૃદયમાં તમે આમ વસો છો તેના હૃદયમાં સાથિયા પૂરવાનું કામ તમારું. એ કળા મને ન આવડી.'

સરસ્વતીચંદ્ર — 'ચંદ્રકાંત, તને પ્રશ્ન પૂછ્યો છે કે અમારે બે જણે કેવી રીતે વ્યવહાર રાખવો, તેટલાનો તું ઉત્તર દે. તટસ્થ થઈને દે કે મિત્ર થઈને દે.'

ચંદ્રકાંત — ' કુમુદસુંદરી, પુરુષોની બુદ્ધિ આમાં નહીં ચાલે. હવે તો તમારે જ માથે સૌ આવ્યું.'

કુમુદ વિચારમાં પડી હતી. તેણે સાંભળ્યું નહીં.

ચંદ્રકાંત — 'કુમુદસુંદરી, આ યોગમાંથી જાગો ને નવો યોગ સાધો. અમ પુરુષોની બુદ્ધિ ચાલતી નથી માટે તમારે એકલાંએ હવે વિચાર કરવાનું બાકી રહ્યું એટલે તમે કહેશો તેમ મારો મિત્ર કરશે.'



કુમુદસુંદરી — 'આપનો ઉપકાર માનું છું. જાણવાનું સર્વ જાણ્યું. હું વિચાર કરીશ પણ સરસ્વતીચંદ્ર! આપ બંધાવ છો કે જે નિર્ણય હું કરીશ તે તમે સ્વીકારશો?'

સરસ્વતીચંદ્ર — 'મારા ને તમારા યોગ સંબંધમાં જે નિર્ણય કરશો તે હું પાળીશ.'

કુમુદસુંદરી — 'તમારા વચનમાં આટલી મર્યાદા કેમ મૂકો છો?'

સરસ્વતીચંદ્ર — 'એ આપણી પ્રીતિની મર્યાદા છે. એ મર્યાદાની બહારના સર્વ વિષયમાં, મારા તમારા બેનાં હૃદયમાં સંયુક્ત સંગીતથી જે સ્વર નીકળે તે ખરા.'

કુમુદસુંદરી — 'આપણાં સંગીત જુદાં નથી.'

સરસ્વતીચંદ્ર — 'સંગીત એક છે પણ કંઠ બે છે.'

કુમુદસુંદરી — 'ભલે એમ હો. હું તમારા હૃદયમાં હોઈશ તો કંઠમાં પણ આવીશ. ચંદ્રકાંતભાઈ! મેં સર્વ વિચાર કરવાનો માર્ગ શોધી કાઢ્યો છે. આ કંથા ધારી તો ધર્મ પણ કંથાનો જ ધારીશ. હું મારા કુટુંબમાં નહીં ભળી શકું, પણ તેનાથી ગુપ્ત પણ નહીં રહું. દંપતીના હૃદયમંત્ર વિના કંઈ પણ અન્ય વાત સાધુજનો ગુપ્ત રાખતાં નથી — તો હું ગુણિયલથી ગુપ્ત નહીં

રહું ને એ કાલ આવશે ત્યારે તેમને મળીશ, તેમને શાંત કરીશ, અને હું અને મારી કુસુમ મળી કાંઈક યોગ્ય માર્ગ કાઢીશું તેમ ચંદ્રાવલીબહેન રાત્રે આવવાનાં છે તેમને પણ અમારા મંત્રમાં ભેળવીશું.

સરસ્વતીચંદ્ર જોઈ રહ્યો.

કુમુદસુંદરી — 'જેની સાથે આવા આટલા અદ્વૈતથી મારું હૃદય એક થયું છે તેને શંકા ઉપજાવવા જેવું હજી સુધી તો મેં કાંઈ કર્યું કે કહ્યું નથી.'

સરસ્વતીચંદ્ર — 'હું જાણું છું કે તમે સાધુજન છો, અને ચિત્તે *वाचि क्रियाथां च साधूनामेकरूपता* [૧] એ સાધુજનનું લક્ષણ પામવા આપણે પ્રયત્ન કરીએ છીએ. પણ લોકના સંસારમાં અનેક અનર્થસ્થાન હોય છે માટે કહ્યું છે કે *—धनाम्बुना राजपथे हि पिच्छिले क्कचिद्बुधैरप्यपथेन गम्यते* [૨] ।તમે જે સ્થાનમાં જવાનાં છો તેમાં તમારું ક્ષેમ છે, પણ આપણા યોગ કે વિયોગને માટે જે કાંઈ યોજના થશે તેથી તમે ગમે તો હૃદયમાં મૂંઝાશો, ગમે તો લાજશો, અને ગમે તો બીજાના હૃદયનું અનુવર્તન કરવા તમારા પોતાના હૃદયનો ભોગ આપશો. તમારા હૃદયની કે તમારી વાણીની કે ક્રિયાની એ અવસ્થા થશે તો તેમાંથી તમને મુક્ત કરવા મારી વૃત્તિ જેટલી મારી શક્તિ હશે કે કેમ તે હું શી રીતે કહી શકું? પણ પાર્વતીને શિવજીએ કહ્યું હતું કે *विमानना शुभ्रु कुत: पितुर्गृहे* [૧] તે છતાં પૂર્વાવતારમાં તેને પિતાના ગૃહમાં વિમાનના થઈ હતી ને તેણે દેહત્યાગ કર્યો હતો તેમ તમારે કરવાનો અવસર ન આવે એટલું લક્ષ્યમાં રાખજો. તમારું કુટુંબ, તમારાં મન, વાણી અને ક્રિયાને પ્રતિકૂળ નહીં હોય ત્યાં સુધી હું સ્વસ્થ રહીશ. મારા ઉપર ને બીજાં ઉપર આ આજ્ઞાપત્ર તમે જોયાં ને જાણ્યાં તેનો મને લેશ પણ ભય નથી. ને સુજ્ઞ પુત્રીવત્સલ માતાપિતા ભણીથી તમને પણ ભય નહીં થાય. પણ સંસારની રૂઢિઓ અન્યથા છે ને તેમાંથી તમારી સ્વાધીનતાને કંઈ ભય પ્રાપ્ત થશે કે સંસાર તમારા સ્થૂલ કે સૂક્ષ્મ શરીરને કોઈ પણ રીતે પ્રહાર કરશે તો મારાથી જોઈ નહીં રહેવાય.'



કુમુદ કંઈ સ્થિત કરી બોલી: 'એની ચિંતા ન કરશો. સાધુજનોએ રાંક કુમુદને નવી શક્તિ આપી છે ને એની સાધુતા આપના અદ્વૈતથી પરિપુષ્ટ થઈ છે — તો હવે શા માટે ઊંચો જીવ રાખો છો?'

---

૧ . જુબાની.

૧ . ચિત્ત, વાણી અને ક્રિયામાં સાધુજનોનું એકરૂપ હોય છે. ૨. વાદળાંની વૃષ્ટિથી રસ્તા ઉપર દેખાય નહીં એવું થાય ત્યારે જાણીતા રાજમાર્ગ ઉપર પણ વિદ્વાનો જેવા ભૂલ પડે છે અને ન જવાને રસ્તે ચડી જાય છે. નૈધષ૦

૧ . હે સુભ્રુ! પિતાના મંદિરમાં તો તારું અપમાન શી રીતે હોય? - કુમાર૦

# ૪૫ કંઈક નિર્ણય અને નિશ્ચય

The Star of the unconquered will ,

He rises in my breast ,

Serene, and resolved, and still ,

And calm, and self-possessed .

**- Longfellow**

આ વાર્તાપ્રસંગ ધીમે ધીમે પૂરો થયો ત્યાં કુમુદ સાધ્વીઓમાં ગઈ ને બે મિત્રો બહાર ફરવા નીકળી પડ્યા. વિદ્યાચતુરના ઘરના, બે પુત્રીઓ અને ત્રીજા સરસ્વતીચંદ્રના સંબંધમાં ગુણસુંદરીના હૃદયના દુ:ખના, કુસુમના તીવ્ર અભિલાષ સાથેની એની બુદ્ધિના, સરસ્વતીચંદ્રના ગૃહત્યાગવિષયે કુસુમના દૃઢ પક્ષવાદના, અને અંતે લક્ષ્મીનંદનના દુ:ખના અને ધૂર્તલાલની ધૂર્તતાના ઇતિહાસના, સર્વ સમાચાર ચંદ્રકાંતે ધીમે ધીમે સરસ્વતીચંદ્રને વિસ્તારથી કહી દીધા અને એ શ્રોતાના હૃદયના મર્મભાગમાં એ વક્તાએ બેસાડી દીધા — ચોંટાડી દીધા.

રાત્રે ચંદ્રાવલી કુમુદને મળી, પોતાની મધુરીને અલખપુત્રીરૂપે ઓળખી લીધી, અને ગુરુજીની કૃપાથી મળેલી પંચરાત્રિના પ્રસાદની વાર્તા જાણી લીધી. તે પછી છેક મધ્યરાત્રિ સુધી બે મિત્રો, ચંદ્રાવલી અને કુમુદ, ચાર જણ સૌમનસ્યગુફામાં બેઠાં અને એ વાતો જેટલા અંતરપટ અને જેટલા પ્રકાશ યોગ્ય લાગ્યા તેટલાથી કરી; હવે શું કરવું તેની ચર્ચા ચલાવી તેમાં પણ કોઈને કાંઈ સૂઝ્યું નહીં અને અંતે કુમુદ અને ચંદ્રાવલી વસંતગુફામાં સૂઈ ગયાં અને બે મિત્રો સૌમનસ્યગુફામાં સૂઈ ગયા; શું કરવું તેના વિચારમાં કુમુદ એકલી આખી રાત્રિ ઊંઘી શકી નહીં, પણ ઉઘાડી આંખો રાખી જાગતી સૂઈ રહી અને ચંદ્રાવલીની આંખો વચ્ચે વચ્ચે ઊઘડે ત્યારે તેની સાથે આ જ પ્રકરણ કાઢતી. બે મિત્રો તો સ્વસ્થ નિદ્રા પામીને જ સૂતા. માત્ર એકાદ વેળા ચંદ્રકાંતની આંખ ઊઘડતાં તેને કંઈક હસવું આવ્યું પણ તરત પાછો નિદ્રાવશ થયો.

પ્રાત:કાળે કંથા પહેરી કુમુદ સરસ્વતીચંદ્ર પાસે આવી અને હાથ જોડી પગે લાગી બોલી:

‘મારી દુ:ખી જનની પાસે જઈ આવવાની આજ્ઞા માગવાને હું આપની પાસે આવી છું અને એવી પણ વિજ્ઞપ્તિ કરું છું કે અવકાશે આપ પણ ત્યાં પધારશો અને તેને આશ્વાસન આપશો. આપ હવે ગુરુજીને મળી, જ્યાં રહેવાના હો તે, અને આપ બે મિત્રોના એકાંત સમાગમનો જે અવસર આપને અનુકૂળ હોય તે, ચંદ્રાવલીબહેનને કહાવશો તે પ્રમાણે હું આપને

મળીશ અને કુમુદ, કુસુમ અને ચંદ્રાવલી ત્રણ બહેનોનો વિચાર જે થશે તે જણાવી આપની આજ્ઞા શોધીશ.

ચંદ્રકાંતભાઈ, આપે કંથા પહેરી નથી તોપણ સાધુજન છો અને સર્વ જાણો છો તો વધારે શું કહેવું? પિતાજીને લખવું યોગ્ય લાગે તે લખશો. મારે ભાઈ નથી પણ અમે બે પુત્રીઓ એમની દૃષ્ટિમાં પુત્રથી પણ અધિક લાગીએ છીએ અને એમના હૃદયને સંતાપનું કારણ થઈએ છીએ તે પણ એમના સ્નેહને લીધે. આપના મિત્ર ધર્મને અધિક માને છે ને હું સ્નેહને માનું છું — કારણ ધર્મ સમજવા જેટલી મારી વિદ્યા કે બુદ્ધિ નથી. પણ એમના ધર્મનો ને મારા સ્નેહનો સાર એક જ આવે છે ને આપ પણ સ્નેહને માનો છો તો આ કંથા પહેરીને પણ મારાં ગુણિયલને અને કુસુમને મળવા જાઉં છું, ને જ્યારે મારા હૃદયનું નિરાકરણ આપ બેને સૂઝતું નથી ત્યારે હું અને મારી બહેન અમારી બાળકબુદ્ધિથી અને સ્ત્રીબુદ્ધિથી જે કાંઈ નિર્ણય કરી લાવીએ તે આ મારા હૃદયના યોગના યોગીરાજના હૃદયમાં ઊતરે એટલો આશ્રય આપજો.'

આટલું બોલતી બોલતી કુમુદની આંખોમાં આંસુ સરતાં હતાં અને નીચું જોઈ તે ઊભી રહી. બે મિત્રો પરસ્પર સામું જોઈ રહ્યા અને અંતે બોલવા લાગ્યા:



સરસ્વતીચંદ્ર — જ્યાં સુધી તમારાં નેત્રમાંથી આંસુ સુકાયાં નથી ત્યાં સુધી મારા હૃદયનો તાપ શમતો નથી, અને તે માટે તમારી હૃદયગુહામાંનાં ઊંડાં મર્મસ્થાનની અવગણના કરી તમે મારે માટે સ્વાર્પણ કરવા તત્પર થશો એ ભય મને છે, તેથી જ હું તમારા મુખના ઉદ્ગાર પ્રમાણે ચાલવાનું વચન આપતાં એ વચનમાં મર્યાદા મૂકું છું. તમે સાધુજન છો, મારી સાથે અદ્વૈત પામેલાં છો, અને તમે પૃથ્વીસ્વરૂપ છો તેમ હું દ્યૌસ્વરૂપ છું એ પરિણામ સંસિદ્ધ થયો છે તો તમારે મારી આજ્ઞા માગવાની બાકી રહેતી નથી, પણ તમારી ઇચ્છા પ્રમાણે સુવૃષ્ટ થવું એ મારો સ્વભાવ જ બંધાયેલો સમજજો.'

ચંદ્રકાંત — 'કુમુદસુંદરી! શુભ કાર્યે સીધાવો અને હવે ભૂતકાળમાં જે મિત્ર વજ્ર થયો હતો તે હવે તમારા હૃદયથી ભિન્ન થઈ શકે એમ નથી. ઈશ્વર તમને સદ્બુદ્ધિ આપો અને પવિત્ર અને ઉત્કૃષ્ટ રસનો તો તમારા હૃદયમાં ઈશ્વરે જ ઝરો નિર્મેલો છે. તમને અમારા બેના આશર્વાદ છે.

કુમુદસુંદરી નેત્ર લોહતી લોહતી ગઈ. વળી પાછી ફરી. 'આપણાં સ્વપ્નના આપે લખેલા લેખ આપશો? હું તે સર્વ કુસુમની પાસે વંચાવીશ અને તેની બુદ્ધિનું સાહાય્ય લેવાને સાધનવતી થઈશ. એ છે તો બાળક પણ એની બુદ્ધિ અપૂર્વ ચમત્કારથી ભરેલી છે.'

'ભલે.'

લેખ લઈ, કંથામાં ગુપ્ત રાખી, કુમુદ ગઈ, દૃશ્ય થઈ.

‘સરસ્વતીચંદ્ર, આપણે હવે તમારા ગુરુજી પાસે જઈશું?’ ચંદ્રકાંતે પૂછ્યું.

‘અવશ્ય.’

બે જણ ઊતર્યા ને થોડી વારમાં તેમણે અને નીચેના સાધુઓએ સૌમનસ્યગુફાને હતી તેવી શૂન્ય કરી દીધી. તેમાંથી નીકળીને પળવાર સરસ્વતીચંદ્ર પાછો ફરી, ઊભો રહી, ઉપરથી નીચે સુધી પોતાના અપૂર્વ સંસ્કારોની સાધક આ ગુફાનાં દર્શન કરવા લાગ્યો અને તેને હૃદયમાં નમસ્કાર કરી સૌની સાથે ચાલ્યો.

માથે ચૈત્રી પ્રાત:કાળનો સૂર્ય, પર્વતના ઊંચામાં ઊંચા ભાગના પવનની ઉત્સાહક લહેરો, આસપાસની નેત્રને શીતળ કરનારી ને રમણીય લીલીછમ લીલોતરી વચ્ચે વચ્ચે તપ કરવા બેઠેલા જટાધર વૃદ્ધ યોગીઓ જેવા કાળા ખડકો, સામે દૂર સમુદ્રની ઝીણી — આકાશમાં મળી જતી — જળરેખા, અને પગ ખસે નહીં એટલું લક્ષ્યમાં રાખવાનું આવશ્યક કરતો સાંકડો ઊતરતો માર્ગ; એ સર્વ વચ્ચે એ માર્ગ ઉપર શાંત સાધુઓ અને તેમની વચ્ચે બે મિત્રો એટલું મંડળ, એક શબ્દ બોલ્યા વિના ચાલતું ઊતરતું હતું, ને સર્વ વચ્ચે સરસ્વતીચંદ્રનું હૃદય, નવી શાંતિથી ને નવી સમૃદ્ધિથી, એના પગ ઊપડતા હતા તેની સાથે ઊપડતું હોય તેમ, ધડકતું હતું, અને ચારેપાસનાં ઝાડોને ગિરિશિખરનો પવન વાળતો હતો તેમ, એના વિચારને વાળતું હતું. આવી શાંતિથી તે નીચું જોઈ ચિરંજીવશૃંગથી યદુશૃંગ ભણી ઊતરતો હતો, માત્ર સામે થઈને રંગબેરંગી પક્ષીઓ આવે ત્યારે આંખો ઊંચી કરતો હતો, અને તે મધુર સ્વર સંભળાવે ત્યારે સાંભળતો હતો.

## ૪૬ અલકમંદિરનો શંખનાદ અને આયુષ્યની પૂર્ણાહુતિ

Tell me not in mournful numbers ,
"Life is but an empty dream !'
For the soul is dead that slumbers ,
And things are not as they seem .

Life is real, life is earnest !
And the grave is not its goal ;
"Dust thou art, to dust returnest '
Was not spoken of the soul .

Not enjoyment, and not sorrow ,
Is our destined end or way ,
But to act, that each to-morrow ,
Find us farther, than to-day .



Art is long, and Time is fleeting ,
And our hearts, though stout and brave ,
Still, like muffed drums, are beating
Funeral marches to the grave .

In the world's broad field of battle ,
In the bivouac of Life ,
Be not like dumb, driven cattle !
Be a hero in the strife !

**- Longfellow**

વિષ્ણુદાસ બાવાની યોગાવસ્થાની ચાર રાત્રિ અને ચાર દિવસનો સર્વ કાળ, એમની કોટડીમાં વિહારપુરી અને બીજા બે ઉત્તમાધિકારી બાવાઓએ એમનું યોગસ્થ શરીર સાચવવામાં વારાફરતી અપ્રમત્ત જાગરણ કરી ગાળ્યો. આજે એ કાલ પૂરો થયો અને વિષ્ણુદાસ

સમાધિમાંથી ધીમે ધીમે જાગ્યા તે કાળે એકલો વિહારપુરી તેમની પાસે બેઠો હતો.

સમાધિમાંથી જાગૃત થતાં પહેલાંનો આખો દિવસ અને આખી રાત્રિ તેમના મુખ ઉપર અપૂર્વ આનંદ સ્ફુરી રહેલો હતો અને જાગ્યા તેની સાથે, થયેલા મેઘની પાછળ રહેલી શીતળતા પેઠે, એમની શાંતિ અને સ્વસ્થતા દેખાઈ. શરીરની ઇંદ્રિયો બહિર્મુખ થવા લાગી તેમ તેમ એમનું શરીર હાલવા લાગ્યું, આસપાસના સ્વર કંઈક તેમના કાનમાં જતા જણાયા, અને અંતે આંખો ઊઘડી ત્યાં વિહારપુરી સામો હાથ જોડી ઊભો. વિહારપુરી ભણી થોડી વાર જોઈ રહી વિષ્ણુદાસ બોલ્યા:

'વિહારપુરી, મૈંને અપૂર્વ ચમત્કાર દેખા ઔર ઈસ મુખસે ઓ કહા નહીં જાતા હૈં! નવીનચંદ્રજી અપના મઠકા ઉત્કર્ષ કરેગા ઓ તો સચ હૈ, કિંતુ ઉસકા સ્વકીય મઠયજ્ઞકા વિષય ઔર મઠ ઈતના છોટા નહીં! ઉસકે મઠકી ઔર મહાયજ્ઞકી વિભૂતિ સંસારમેં મહતી જ્વાલાસે જ્વલમાના હોનેવાલી હૈ, ઔર મૈં ઔર તૂં તો માત્ર દૂરસે ઉસકા દર્શન કરનેકા અધિકારસે જાસ્ત અધિકારકો પ્રાપ્ત ભી નહીં હોનેવાલા! જા, ઓ મહાત્માકુ ઈધર લા દે ઔર ઈસકી વેદિકા સંપૂર્ણ આધ્યાયન કરનેકા સમારંભ સબ સાધુલોગ લગા દે ઈસ તરહકી વ્યવસ્થામેં ન્યૂનતા નહીં હોવે ઐસા કર.'



'જૈસી ગુરુજીકી આજ્ઞા!'

વિહારપુરીએ દ્વાર ઉઘાડ્યું અને અન્ય સાધુઓ ગુરુની કાલોચિત શુશ્રૂષા કરવા લાગ્યા. વિહારપુરી કેટલાક સાધુઓને લઈ સરસ્વતીચંદ્ર સામો ગયો, અને તેને અર્ધમાર્ગે મળી, તેને અને ચંદ્રકાંતને સાથે લઈ સાધુઓની ગર્જનાઓ વચ્ચે પાછો આવ્યો. સરસ્વતીચંદ્રે વિષ્ણુદાસને દેખતાં નમસ્કાર કર્યા, અને વિષ્ણુદાસ એને દેખી એકદમ ઊભા થયા, એને અત્યંત પ્રેમથી આલિંગન દીધું, અને મૂર્ધભાગનું ઉપાઘ્રાણ [૧] કરી, પાસે બેસાડી વાતો કરવા લાગ્યા.

'નવીનચંદ્ર! શરીરસંપત્તિ તો સારી છે? આ તમારા મિત્ર છે?'

સરસ્વતીચંદ્ર — 'જી મહારાજ! આપની કૃપાએ અપૂર્વ લાભ હું પામ્યો છું તો શરીરસંપત્તિ પણ સારી હોય એમાં શી નવાઈ? અને તેમાં આવા મિત્રરત્નનાં દર્શનથી તો શરીરની સાથે મન પણ પ્રફુલ્લ છે. એ મારા વિદ્વાન મિત્ર ચંદ્રકાંત નામના છે — જે માટે મેં સાધુજનોને શ્રમ આપ્યો હતો.'

વિષ્ણુદાસ — 'ચંદ્રકાંતજી, તમારા આગમનથી અને ચિરંજીવશૃંગની સિદ્ધિથી તમારા મિત્રના દુ:ખનો ધ્વંસ થયો હોવો જોઈએ.'

ચંદ્રકાંત — 'આ સ્થાન સર્વને શાંતિપ્રદ જ છે.'

સરસ્વતીચંદ્ર — ‘મારી પ્રબળ વાસનાઓ અને મોહ પણ નષ્ટ થયાં તો તે કારણના કાર્યરૂપ દુ:ખનો ધ્વંસ થાય એ તો એ વસ્તુનો સહજ પરિપાક છે.’

વિષ્ણુદાસ — ‘નવીનચંદ્ર! તમે અતિ જ્વલમાન મહાયજ્ઞના અધિકારી છો.’

સરસ્વતીચંદ્ર — ‘જ્યાં આપનો આશીર્વાદ એ અધિકારનું બીજ છે, ત્યાં એ બીજની સફળતા જ નિર્ધારી શકાય છે.’

વિષ્ણુદાસ — ‘મહાત્મન્! આ લઘુમઠની મર્યાદાથી તમારી યજ્ઞવેદિને કુંઠિત કરી ન નાખશો. અપૂર્વ ચિરંજીવોના અપૂર્વ બોધને સફળ કરવામાં તમારી બુદ્ધિની ગતિ જેટલી દૂરગામિની થશે એટલી અમારી દૃષ્ટિ પણ નહીં થાય. સૂર્યના તેજ પેઠે તમારી બુદ્ધિ જ્યારે સંસારમાં પ્રસરશે ત્યારે અમે માત્ર તેના પ્રકાશને અને ઔષ્ણ્યને સ્વીકારીશું.’

સરસ્વતીચંદ્ર — ‘જી મહારાજ, અલક્ષ્ય પરાવર લક્ષ્ય તરંગો ઉપર આ નામરૂપાદિ વડે લક્ષ્ય થયેલા હું મત્સ્યને જ્યાં રાખશે ત્યાં રહેવાને તત્પર છું.’

વિષ્ણુદાસ — ‘સ્વાધીન મનવાળા મનસ્વી! એ જ વૃત્તિ રાખવી. અલખ મઠનો સંપ્રદાય લખ અધિકારનું પોષણ કરનાર શમને જ ‘શમ’ માને છે અને કહે છે કે *लौकिकसर्वबुद्धिव्यापाराणां स्वाधिकारानुपयुक्तानामफलत्वबुद्धि पूर्वकस्त्याग: शम* [१] । જે વ્યાપાર લખ અધિકારને ઉપયુક્ત છે તેનું રક્ષણ કરીને જ અન્ય અન્તર્બાહ્ય વ્યાપારોના ત્યાગને શમ દમ કહીએ છીએ ને કૃષ્ણ પરમાત્માએ સાંખ્ય અને કર્મયોગનો સમાગમ ગીતામાં દર્શાવેલો તે આ જ. સ્વાધીનમનસ્કતા તે જ છે ને વિરાગ પણ તે જ છે. વિહારપુરી!’

વિહારપુરી — ‘જી મહારાજ!’

વિષ્ણુદાસ — ‘તું કાંઈ કહેવા ઇચ્છે છે? — મધુરીમૈયા સ્વસ્થ છે?’

વિહારપુરી — ‘ચિરંજીવશૃંગના અધિકારી જીવને સ્વસ્થતા જ પ્રાપ્ત થાય છે, અને આવા સુન્દર જીવોને તો આપે ધારેલી પંચરાત્રિને સાટે ચાર રાત્રિમાં એ સ્વસ્થતા થઈ તે તેમના અંત:સૌંદર્યનો પ્રતાપ! આપની મુખમુદ્રાથી કાલનું અમે જાણી ગયા હતા કે પાંચમી રાત્રિની અપેક્ષા નહીં રહે. મધુરીમૈયા સર્વથા સ્વસ્થ છે. પણ નવીનચંદ્રજીના પૂર્વાશ્રમસંબધે કંઈક પ્રશ્ન ઊઠવાથી મહારાજના ધર્મભવનમાંથી આપે પૂછવાનાં પ્રશ્નપત્ર અને નવીનચંદ્રજી ઉપર આજ્ઞાપત્ર આવેલાં છે.’

વિષ્ણુદાસ — ‘તે ધર્માજ્ઞાનો નિર્વાહ જ્ઞાનભારતીને સોંપી દેજો. નવીનચંદ્રજી! અહીંના સાધુજન પૂર્વાશ્રમના પ્રકાશને લજ્જાસ્પદ કે

વિસ્મરણીય ગણતા નથી પણ તેને, આ આશ્રમનું બીજ ગણી, પ્રસિદ્ધ કરતાં સંકોચ રાખતા નથી.’

સરસ્વતીચંદ્ર — ‘આ સ્થાનમાં જે કાંઈ આચાર હોય છે તેમાં સાધુતા જ હોય છે.’

વિષ્ણુદાસ — ‘ઉત્તમ સાધુઓ માનનો કે મદનો સંગ્રહ કરતા નથી ને યજ્ઞકાર્યે અહીંના આશ્રમીઓ યોગીપણાનું માન મૂકી પૂર્વાશ્રમમાં પણ ગયા છે, ને પૂર્વાશ્રમમાં જઈ ત્યાં જવા છતાં, અધ્યાત્મદૃષ્ટિમાં તો તેઓ આ આશ્રમવાસી જ છે એવું ભાન ભુલાવનાર મદને વશ થયા નથી. નવીનચંદ્રજી! આથી જ અલક્ષ્યાત્માના લક્ષ્યવિહારનો આદર યદુશૃંગ ઉપર સધાય છે.’

સરસ્વતીચંદ્ર — ‘એ માન અને મદ ઉભયનો ત્યાગ કરવાની તો આપે મને દીક્ષા આપેલી છે ને આજ તેનું હાર્દ સમજાવવાની કૃપા કરો છો એ આપનો પરમ પ્રસાદ છે.’

વિષ્ણુદાસ — ‘એ માનના અને મદના ત્યાગી સાધુઓ કંથાને લોકયજ્ઞના અધિકારના તામ્રપટ જેવી ગણે છે તે અજ્ઞાની જનને પોતાનું અભિજ્ઞાન આપવાને માટે, આપણા મઠના દંભને માટે નહીં. એ આ કંથાનો કાર્યકારણભાવ, અને કારણને અભાવે કાર્ય શબવત્ થઈ જાય છે.’



વિહારપુરી — ‘જી મહારાજ! કાલ શ્લોક વાંચ્યો કે

*आत्मोपाधिभिरेव कीलित इति स्मृत्या मन: शीर्यत्।*

*तत्कीला: सुमन:शरा इव शिवे भस्मीकृतारौ कृता:।।*

*धानुष्के तु हते धनुर्न हि धनुर्बाणा न बाणा इमे।*

*मायानाटकभमिकासु रमतां साक्षी पुनर्वा न वा* [२] *।।*

વિષ્ણુદાસ — ‘નવીનચંદ્ર, આ જીવનમુક્તિ! અને તે આપણા સાધુજનોને જ સાધ્ય છે! અન્ય જીવનમુક્તિની કથા તો તમે પ્રત્યક્ષ કરેલા અશ્વત્થામાનું નિવૃત્તિસ્થાન તેમ નિગ્રહસ્થાન છે. આ સ્થાન શોધવા યોગ્ય છે — પામવા યોગ્ય છે, પણ કમલોદરમાં ભ્રમર બંધન પામે તેમ આ આટલી જીવનમુક્તિમાં બંધન પામનાર જીવસ્ફુલિંગો આત્મવંચનાને પામે છે. ઉપાધિરૂપ ખીલાઓમાંથી નહીં પણ એના બળમાંથી મુક્ત થવાથી, ગર્ભસ્થાનમાંથી મુક્ત થયેલા શરીર પેઠે, જીવસ્ફુલિંગ નિષ્કામ યજ્ઞકાર્યને માટે સમર્થ થાય છે અને તે સમર્થતા પ્રાપ્ત થતાં એ યજ્ઞકાર્ય એનો લક્ષ્ય

ધર્મ થાય છે. અલક્ષ્યપરાવર — પરમબ્રહ્મ — લક્ષ્યાત્મનિધિસ્વરૂપ જેને સંસાર ઈશ્વરને નામે ઓળખે છે, જેને શ્રુતિ સુવર્ણયુગધર્મનું ઈશ અંગ કહે છે, તે સ્વરૂપ સાથે સાયુજ્ય પામ્યા વિના અલક્ષ્ય પરાવરમાં સાયુજ્ય પામવાની કલ્પના મિથ્યા છે. સમુદ્રમાં પવનાદિ કારણથી તરંગો ઉત્પન્ન થાય છે તેની શાંતિ સમુદ્રમાં જ છે — સ્વયોનિમાં છે અને પ્રલયકાલે સમુદ્રાદિક પણ પરમ સ્વયોનિમાં પ્રાપ્ત થાય ત્યારે જ તરંગો પણ તેની સાથે એ પરમ યોનિમાં પરમ લય પામે છે તેમ જીવ અંગ ઈશઅંગરૂપ સ્વયોનિમાં પ્રાપ્ત થઈ તે દ્વારા જ અલક્ષ્ય પરાવરરૂપ પરમ યોનિમાં પ્રાપ્ત થાય છે. પરમ લક્ષ્યાત્મક ઈશને પ્રાપ્ત કરવાનો આ એક જ માર્ગ છે — તે માર્ગ નિષ્કામ મહાયજ્ઞવિધિ વિના અન્ય સમજશો નહીં. તમને મુદિત આશય પામવાની દીક્ષા છે તે લોક-મુદિત આશયની નહીં પણ ઈશ-મુદિત આશયની સમજજો. લોક અજ્ઞાની છે તેમના મોદ કે અનુમોદ સાથે સાધુજનોને સંબંધ નથી, પણ તેમના કલ્યાણ સાથે ઉત્તમાધિકારીઓ સંધાય છે. લોકનું કલ્યાણ એ જે પરમ લક્ષ્ય ઈશનો મુદિત આશય છે અને તે આશય તમારા હૃદયમાં વ્યાપી રહ્યો છે તો તમે તે પરમ સ્વરૂપનો યોગ પામવાના માર્ગમાં છો અને તમારા આયુષ્યના સર્વ અંશ એ માર્ગને ઊતરી રહેશે ત્યારે તમે એ યોગનું અવસાન પામશો.

નવીનચંદ્રજી! શ્રી યદુનંદનની પૂજનવેળાના આ ઘંટારવ અને શંખનાદ તમે સાંભળો છો. એ પૂજનવિધિ લક્ષ્યમહાયજ્ઞનો સાંકેતિક [1] છે જે લોકમાત્રના રક્ષક-પોષક પરમાત્માસ્વરૂપની આ સ્થાનમાં સાંકેતિકી પ્રતિમા છે. તે જ સ્વરૂપની શુદ્ધ પ્રતિમા ભૂતમાત્રનાં અંત: કરણોના સદ્ભાગ્યરૂપ મંદિરમાં વ્યાપી રહી છે. ષોડશોપચારથી અને અન્યવિધિથી ભક્તજનો સાંકેતિક પ્રતિમાને અન્નવસ્ત્રાદિકનું અને પોતાના સર્વસ્વનું નિષ્કામ અર્પણ કરે છે તે જ રીતે સાધુજનો શુદ્ધ પ્રતિમાની સર્વ રીતે સર્વ ચિંતાઓ કરી પોતાના સર્વસ્વનું એ પ્રતિમાને નિષ્કામ અર્પણ કરે છે. સાંકેતિક મંદિરમાં પુષ્પધૂપાદિના સુગંધ અને અન્ય સુંદર સામગ્રી પૂજક અને પૂજિતને અધ્યસ્તસ્વભાવથી તૃપ્ત કરે છે તેમ શુદ્ધ પ્રતિમાના મહામંદિરમાં રસ જ્ઞાન અને ક્રિયાની સામગ્રી પૂજ્ય અને પૂજકને સ્વભાવથી તૃપ્ત કરે છે. સાંકેતિક મંદિરમાંનું આરાત્રિક[2] મંગલમૂર્તિને સુદ્રષ્ટ કરવાને માટે છે તેવા જ, શુદ્ધ મંગલમૂર્તિને સુદ્રષ્ટ કરવાના, આરાત્રિકથી તમારા જેવા વિદ્યાસંપન્ન સાધુજનો મહામંદિરના સુંદર ભાગોને અને શુદ્ધ પ્રતિમાના સર્વ અવયવને સુદ્રષ્ટ કરી લે છે. તે આરાત્રિકને પ્રસંગે મંદિરના શુદ્ધગર્ભાગારાદિ ભાગમાં અમારા જેવા સાધુજન સૂક્ષ્મ ઘટાંનાદ કરે છે ત્યારે તમારા જેવા સમર્થ સાધુજનોના શંખનાદ એ પૂજનની કીર્તિનાં સંગીત, લય અને પ્રતિધ્વનિ વડે એ મંદિરને તળથી ઘૂમટ સુધી ભરે છે અને બહારના માર્ગોને અને દૂરની ગિરિગુફાઓને અલખ ગર્જનાના ગાનથી ગજવી શકે છે.

નવીનચંદ્રજી, આવો અપ્રતિહત શંખનાદ કરવાને ચિરંજીવોએ તમને અધિકાર આપેલો છે તે વાપરતાં અમારા લઘુ મઠને ભૂલશો મા, તેમ એ મઠમાં તમારી ગતિને સંકુચિત કુંઠિત કરી રાખશો મા, સાંકેતિક કન્થાનું મૂળ શુદ્ધ સ્વરૂપ પ્રકટ કરતાં શંકા રાખશો મા, સંસારના કોલાહલથી ભડકશો મા, પામર અજ્ઞ જીવોની કરેલી સ્તુતિથી કે નિન્દાથી ઠગાશો મા, એકદેશીય કે એકકાલીન અનુભવ અને વિદ્યાર્થી તેમ એકમાર્ગી બુદ્ધિથી જ સંભૃત થયેલા જીવોના પવન જેવા ઝપાટાથી તણાશો મા, સર્વ વસ્તુનો યોગ્ય આદર કરનારી સર્વાસ્તિકતા વિનાની શ્રદ્ધાથી [૧] બંધાશો મા, મનુષ્યરૂપે વિચરતાં પશુપક્ષીઓના સ્થૂલ બળના ભયથી કે પ્રહારથી કંપશો મા, કોઈની કે કશાની ઉપેક્ષા કરશો મા, તેમ તેને આધારે બેસી રહેશો મા, અને સર્વથા અધ્યાત્મબળમાં અચળ રહી, તમારા મહાયજ્ઞના વિધિમાં અખંડ સજ્જતાથી પ્રવૃત્ત રહી, એ યજ્ઞના અતિથિમાત્રનું કલ્યાણ સાધ્ય કરી, એ યજ્ઞમાં તમારા આયુષ્યના સર્વ અંશને હોમી દેજો!

નવીનચંદ્રજી! એ પરમ યજ્ઞથી તમને ચિરંજીવોએ આપેલી મહાસિદ્ધિ સફળ થશે, એ પૂર્ણાહુતિથી તમે લક્ષ્યાત્માને લક્ષ્ય કરશો, અને પરમ અલક્ષ્ય પરાવરમાં ત્રિયોગસાધનાથી સાયુજ્ય પામશો! એ પરાવરને પામવાને યોગ, કર્મ અને જ્ઞાન ત્રણે સાધનને પામી ત્રિયોગ સાધજો!'



---

૧ . મૂર્ધભાગ તો માથાનો ઉપલો ભાગ તેનું ઉપાઘ્રાણ કરવું એટલે તેને સૂંઘવું. પ્રાચીનકાળમાં આ દેશના આર્યવડીલો પુત્રના મૂર્ધભાગનું ઉપાઘ્રાણ કરતા. ૧૮૭૦-૭૧માં ફ્રાન્સમાં એક મહાયુદ્ધમાં વિજય પામ્યા પછી જર્મનીના મહારાજે પણ પોતાના પ્રધાન બિસ્માર્કના મૂર્ધભાગનું ઉપાઘ્રાણ કર્યું હતું.

૧ . શારીરકભાષ્ય ઉપર આનન્દગિરિની ટીકા.

૨ . આત્મા ઉપર ઉપાધિઓના ખીલા જડેલા છે એવી સ્મૃતિ થતાં મન જાતે શીર્ણ થઈ જાય છે. શિવરૂપ મહાદેવે પોતાના શત્રુકામદેવને ભસ્મ કર્યો તે પછી તેનાં બાણ નકામાં પડ્યાં રહ્યાં તે પ્રમાણે મન શીર્ણ થઈ જતાં પેલા ખીલાઓ પેલાં બાણ પેઠે નકામા થઈ જાય છે. એ ખીલારૂપ બાણનો મનરૂપ ધનુર્ધર આમ મરી જાય છે એટલે તેનું ધનુષ્ય તે ધનુષ્ય નથી ને તેનાં બાણ તે બાણ નથી. તો પછી માયાનાટકની રંગભૂમિ ઉપર સાક્ષીસ્વરૂપ પોતે રમો કે ન રમો - તે બે સરખી જ વસ્તુ છે.

૧ . Symbolical . સંકેતવાળો ૨. આરતી

૧ . *સર્વાસ્તિકતા શ્રદ્ધા* - શારીરક ભાષ્ય ઉપર આનંદગિરિની ટીકા.

## ૪૭ મોહનીમૈયાનો ઉગ્ર અધિકાર

"I, through the ample air in triumph high
,
shall lead hell captive, mauger hell, and show
The powers of darkness bound .'

**— Milton**

જે ચોકમાં ને કુંજવનમાં કુમુદસુંદરીનું સાધ્વીઓએ સખીકૃત્ય કર્યું હતું તે જ સ્થાનમાં પ્રધાનકુટુંબને માટે મોટા બેવડી કનાતના તંબુઓ માર્યા હતા; અને કુમુદ વસન્તગુફામાંથી નીકળી તે પહેલાં તો આ તંબુઓમાં એનું કુટુંબ દાખલ થઈ ગયું હતું. ત્યાંના કદંબવૃક્ષને વચ્ચે રાખી ચાર પાસ ચાર તંબુઓ ને વચ્ચે માંડવા અને રાવઠીઓ ઊભી કરી દીધી હતી ને છેટે કનાતના માંડવા રસોઈને માટે બાંધ્યા હતા.

મોહનીમૈયાને સંદેશો આ પહેલાંની રાત્રિએ કહાવ્યો હતો અને તંબુઓ આગળ પથરાઓ ઉપર નાની શેતરંજીઓ પાથરી સર્વ દાતણ કરવા બેઠાં તે વેળા મોહની અહીં આવી, અને એને જોઈ દાતણ કરી રહેલી ગુણસુંદરી સામી ઊઠી.



'જય શ્રી યદુનંદન' — કહી બે જણાં સામસામી પથરાઓ ઉપર બેઠાં. મોહનીએ યદુનંદનનો પ્રસાદ પડિયામાં ભરેલો આપ્યો.

'સાધુજનોમાં શાંતિ અને સ્વસ્થતા છે? — પરિવ્રાજિકાઓના ધર્મવ્યવહાર સુખથી નિર્વિઘ્ને પ્રવર્તે છે?' ગુણસુંદરીએ પૂછ્યું.

મોહનીમૈયા — 'મહારાજની આણ વર્તે છે ને પ્રધાનજી હિતચિંતન કરે છે ત્યાં સાધુજનોને બાહ્ય ભય તો નથી જ અને વિષ્ણુદાસજી જેવા ગુરુજન જાગૃત છે ત્યાં સુધી પરિવ્રાજિકાઓ સાધુતાનો ઉત્કર્ષ જ અનુભવે છે.'

ગુણસુંદરી —'મોહનીમૈયા! હું કાંઈ કાર્યસર આવી છું ને તેમાં તમારો આશ્રય શોધવાનો છે.'

મોહનીમૈયા — 'ગુણસુંદરી જેવાં પ્રધાનપત્ની કાંઈ પણ સત્કાર્યની જ વાસના રાખશે. સામાન્ય જનને પણ સત્કાર્યમાં આશ્રય આપી સાધુજન કૃતકૃત્યતા માને છે તો આપની વાસનાની તૃપ્તિમાં તો સાધુજનોને ઓર આનંદનું કારણ છે.'

ગુણસુંદરી — 'મારાં માતા અને મારી બહેન ગણી તમારી સાથે વાત કરું છું.'

મોહનીમૈયા — 'પરિવ્રાજિકામઠની અધિષ્ઠાત્રીને એવી વત્સલતાની ચિંતાઓ પ્રકૃતિ થઈ પડી છે.'

ગુણસુંદરી — 'તમારી પાસે કાંઈ ગુપ્ત વાત કહેવી છે ને ગુપ્ત વાત પૂછવી છે.'

મોહનીમૈયા — 'દંપતીનાં પરસ્પર રહસ્ય વિના અન્ય વાત સાધુજનોને પોતાને ગુપ્ત નથી. તેમ વિશ્રંભથી અને ગુપ્ત રાખવા દુ:ખીજનોએ કહેલી કથા ગુપ્ત રાખી એ તો દુ:ખીજનને માટે પ્રથમ ઔષધ છે તેમાં સાધુજનોની વૈદ્યવિદ્યા ચૂકે એમ નથી. બાકી આ તો આપનું જ મંડળ છે તેનાથી શું યોગ્ય છે તે આપ જાણો.'

ગુણસુંદરી — 'આ મંડળથી કાંઈ ગોપ્ય નથી. મોહનીમૈયા! મધુરીમૈયા નામની બાળા તમારે ત્યાં છે?'

મોહનીમૈયા — 'એણે અમારા આતિથેયનો સત્કાર કર્યો છે, એ સર્વ સાધુજનોનું અને સાધ્વીઓનું જીવન થઈ પડી છે, અને પરમ દિવસે જ એ સ્વયંભૂ અભિલાષથી કન્યાધારિણી થઈ છે.'

ગુણસુંદરી — 'અમે ડૂબી ગઈ ધારેલી એ મારી પુત્રી હોવાનો સંભવ છે.'



મોહનીમૈયા — 'કમળમાં પરાગ ઉદ્ભવ પામે તો તે ઉચિત જ છે.'

ગુણસુંદરી — 'એનું મૂળ નામ કે એના કુટુંબનું નામ કોઈ સાધુજન જાણે છે?'

મોહનીમૈયા — 'એક જાણે છે એ પોતે ને બીજા ગુરુજીના પરમ પક્ષપાતનું સ્થાન થયેલા પરમ સાધુજન નવીનચંદ્રજી જાણતા હોય એવું અનુમાન છે.'

ગુણસુંદરી — 'એ મારી પુત્રી હશે તો સાધુજનોએ એને અમારે સ્વાધીન કરવી પડશે.'

મોહનીમૈયા — 'સ્વાધીન થવાની એની ઇચ્છા હશે તો સાધુજનોનો ધર્મ તેમાં અંતરાય થઈ પડવાનો નથી. પણ સાધુજનોને શરણે આવેલી મધુરીને એની ઇચ્છા ઉપરાંત કોઈને સ્વાધીન કરવાનો સાધુજનોનો ધર્મ નથી અને તેમ કરતાં તેમના જીવ ચાલે એમ પણ નથી. સાધુજનને આશ્રિત થયેલાં સાધુ જીવનને દુભવવાનો કે પોતાને વશ કરવાનો અધિકાર રત્નનગરીના મહારાજોને પણ નથી એ સુપ્રસિદ્ધ વાત આપનાથી અજાણી નહીં હોય.'

સુન્દરગૌરી — 'શું મોહનીમૈયા, આ મારી કુમુદ તમારામાં સાધુડી થઈને રહેશે ને તમે અમને પાછી નહીં સોંપો?'

મોહની સ્મિત કરતી બોલી: ‘સુન્દરગૌરી! અમે કોઈને શરણે લઈએ છીએ ખરાં પણ પારકાંને શરણે મૂકતાં નથી.’

કુસુમસુંદરી — ‘હાશ, કાકી હાર્યાં! હવે તો કુમુદ ને કુસુમ બે જણ બાવીઓ થશે ને કાકીનું કંઈ ચાલવાનું નથી.’

ક્રોધમાં બોલવા જતી સુન્દરને ગુણસુંદરીએ અટકાવી ને પોતે બોલી.

‘મોહનીમૈયા! તમે સત્ય બોલો છો; પણ મારા જેવી માતાના હૃદયના દુ:ખને શાંત કરવું તે તમારો ધર્મ છે.’

મોહનીમૈયા — ‘જો તે કાર્ય ધર્મથી સધાશે તો મોહની તેમાં સજ્જ છે. પણ, પ્રધાનપત્નીજી! માતાનો ધર્મ એ છે કે સંવનનથી વનિતા થઈ હૃદયથી વરેલા દયિત જનથી પુત્રીને છૂટી કરવા પ્રયત્ન કરવો નહીં, અને મધુરી તમારી પુત્રી હોય તો તમે મધુરીને એક વાર વિયોગિની કરી, તે પછી એનો પરજન સાથે વંચના-વિવાહ કરાવી, એની પાસે પરગૃહમાં વાસી વસાવી, અને એક વાર આ મહાન અપરસ અનર્થ અધર્મ કરી, હવે ફરીથી એવું કાર્ય આરંભવા ઇચ્છશો તો સાધુજનો મધુરીનું પરમ રક્ષણ કરશે. જો મધુરી જાતે જ તમારી ઇચ્છાને આનંદથી સ્વીકારશે તો સાધુજનો તેને પતિત્યાગના પરમ અધર્મમાંથી નિવારવા ગુરુ પ્રયત્ન કરશે અને એ પ્રયત્નમાં નહીં ફાવે તો મધુરીને અધર્મિણી અને સ્વૈરિણી ગણી એનો ત્યાગ કરવો ઉચિત ગણાશે તે આપને પણ સમજાશે. આપના ભયથી કે લજ્જાથી કે સ્ત્રીહૃદયની ગુહામાં ઉપરના અનેક પટમાંના કોઈ પણ પટના આકર્ષણથી તે આપની જોડે આવવાની મુખથી હા કહેશે તો સાધુજનો એની અબળા જિહ્વાનો આધાર ન રાખતાં એના હૃદયના અંતર્ભાગની શુદ્ધ વાસનાને સૂક્ષ્મ ચિકિત્સા કરી જાણી લેશે, ને તે ચિકિત્સાને અંતે એને જો આપની જોડે આવવું ઇષ્ટ જણાશે તો સાધુજનો વાંધો નહી પાડે; પણ સાધુજનોના શુદ્ધ ધર્મને અનુસરી નવીનચંદ્રજી સાથે કે અમારા મઠમાં રહેવાની એની અંતર્વાસના જણાશે તો સુન્દરગિરિ એને સુંદર આશ્રય આપશે, એ આશ્રય આપતાં સ્થૂલ બળના જે પ્રહાર પડશે તે સાધુજનો સહી લેશે, ને બાહ્ય શીતૌષ્ણ્યથી જેમ આપે એને નવ માસ સુધી ગર્ભમાં સુરક્ષિત રાખી હતી તેમ સાધુજનો એના આયુષ્ય પર્યંત એને પોતાની વચ્ચોવચ, પરમ બળતી અને અલખના અધિકારથી સુરક્ષિત રાખી શકશે ને રાખશે. પણ અધર્મ જેમાં પ્રાપ્ત નહીં થતો હોય એવો કોઈ માર્ગ આપને કે મધુરીને મધુર બુદ્ધિને સૂઝશે તો યદુનંદનના સર્વ પ્રસાદની સામગ્રી આપના દુ:ખની શાંતિને માટે જ સર્વથા સ્વાધીન સમજવી.’



ગુણસુંદરી — ‘સાધુજનોનો અધિકાર એના ઉપર શી રીતે આવ્યો? એનું વૈધવ્ય ગણો તો એણે શ્વશુરકુટુંબમાં જવું જોઈએ ને કૌમાર ગણો તો અમારી પાસે એણે વસવું જોઈએ એવી સંસારની વ્યવસ્થા છે, ધર્મશાસ્ત્રનો આદેશ છે, ને મહારાજ મણિરાજની સાર્વજનિક આજ્ઞા છે.

સાધુજનો સાધુજનો ઉપર પોતાનો અધિકાર વાપરે તે યોગ્ય છે પણ સંસારીઓનાં કુટુંબ ઉપર તમે અધિકાર વાપરો તેથી તમારી મર્યાદાનું ઉલ્લંઘન નહીં થાય? ક્રોધ ન કરશો.’

મોહનીમૈયા — ‘પ્રધાનપત્નીજી, પ્રશ્ન પૂછો છો તેમાં સાધુજનો શા માટે ક્રોધ કરે? તેમાં આ તો ઉચિત પ્રશ્ન છે. તો ઉત્તર સાંભળો. સંસારને માટે બંધાયેલાં ધર્મશાસ્ત્રમાં તો *न स्त्री स्वातन्त्र्यमहंति* એટલે સુધી છે; પણ અલખ માર્ગનું ધર્મશાસ્ત્ર સ્ત્રીને અધ્યાત્મદૃષ્ટિથી જુએ છે ને આ સૂત્રને ક્ષુદ્ર ગણે છે. સંસારની વ્યવસ્થા તો ત્રીસ વર્ષના પુત્રને પણ માતાપિતા પાસે બાળક ગણાવે છે ને એવા પુત્ર ઉપર સંસારી માતાપિતા આજ્ઞા કરતાં લજ્જાનું કારણ જોતાં નથી. અલખ યોગીઓની મઠવ્યવસ્થામાં વયોબાલ યુવાન થાય છે તેની સાથે પોતાના હૃદયકમળમાં રહેલા પરમજ્યોતિને પ્રત્યક્ષ કરે છે ને એ જ્યોતિના પ્રકાશને મનુષ્યની આજ્ઞાથી અવચ્છિન્ન કરવા કે અસ્વતંત્ર કરવો તેને અમારો સાધુસંપ્રદાય એક મહાન અધર્મ અને અનર્થ માને છે. મહારાજ મણિરાજની આજ્ઞાઓ સંસારમાં આવશ્યક છે પણ સુન્દરગિરિ ઉપરના સાધુજન સાધુતાને વશ રહે ત્યાં સુધી મહારાજની આજ્ઞાઓ પણ માત્ર સૂચનારૂપ ગણાય છે એવા વિચાર, લેખ અને આચાર પરાપૂર્વથી છે.’



ચંદ્રાવલીમૈયાને આપનો સંદેશો કાલ પહોંચ્યો હતો તે એમણ મને વિદિત કર્યો હતો તે ઉપરથી આપને દર્શાવવાને માટે આ લેખોમાંના પ્રતિલેખ [૧] પરિવ્રાજિકામઠમાં રહે છે તે મેં આણ્યા છે તે દેખાડીશ. જે શરીર બાળક છે ને સંસારીને ત્યાં જન્મ પામેલું છે તેના ઉપર અમારો અધિકાર નથી. પણ એ શરીર બાળકવય મૂકી તરુણ થઈ અમારો આશ્રય શોધે ને અમે આપીએ તો એ શરીર ઉપર તેનાં જનકજનનીના અને સર્વસાંસારિક સંબંધીઓના સંબંધ ત્રુટી જાય એવો અમારો અધિકાર આ લેખોએ વારંવાર સિદ્ધ કરેલો છે. મહારાજ મણિરાજનું બાળક તરુણ થઈ આ સ્થાને શરણ માગે તો તેના ઉપર પણ અમારો અધિકાર પ્રાપ્ત થાય છે ને મહારાજની આજ્ઞાઓ તેને પહોંચતી નથી.’

સુન્દર વીલી અને દુ:ખી થઈ બોલી: ‘ત્યારે શું મારી કુમુદ અમારી મટી?’

મોહનીમૈયા — ‘સુન્દરગૌરી! શા માટે શોક કરા છો? એ મમતામૂલક પ્રશ્ન અમારે ત્યાં નિષ્ફળ છે. સંસારિકી મમતાનો અમે ત્યાગ કરીએ ને કરાવીએ છીએ.’

સુન્દરગૌરી — ‘ત્યારે શું કુમુદનું કલ્યાણ કરવાનો અમારો અધિકાર ઊતરી ગયો?’

હસીને મોહની બોલી: ‘તમે વળી કયે દિવસે એ અધિકાર તમારી પાસે રાખ્યો છે જો તમે વિવાહની વંચના કરી એના કહેવાતા પતિને એને સોંપી

દીધી તે દિવસથી તમારો અધિકાર તમે એ કહેવાતા પતિને સોંપી દીધો. તમારી પાસે તે હવે ક્યાં છે? સત્ય જોતાં તો એ સોંપવાનો અધિકાર પણ તમારી પાસે તમે માન્યો તે તમારો મહાન દૃષ્ટિદોષ થયો, એ દોષ જે કાર્યનું કારણ થયો તે મહાન અને ક્રૂર અધર્મ થયો, એથી તમારી નિર્દોષ પ્રિય પુત્રીને જે પ્રહાર વેઠવા પડ્યા તેથી સિદ્ધ થયું કે તમે એનું કલ્યાણ કરવાને શક્તિહીન છો, અને જે કલ્યાણ કરવા માતાપિતા અશક્ત નીવડ્યાં તે કલ્યાણ અમ સાધુજનોએ એને પ્રાપ્ત કરાવ્યું. હજી વધારે સૂક્ષ્મ વિચાર કરો તો આ અધર્મ અને અકલ્યાણનું પાપ આવી વ્યવસ્થાની કારણભૂત રાજનીતિ અને એ નીતિ પાળનાર રાજાને પણ સ્પર્શે છે. ભારતવર્ષના મહારાજ ભરતના પિતા દુષ્યંતનું વાક્ય [૧] છે કે જ્યારે જ્યારે માતાપિતા આદિ સ્નિગ્ધ સંબંધીઓનો મારી પ્રજાને વિયોગ થશે ત્યારે ત્યારે તેમનું અપાપ સંબંધિ કૃત્ય હું કરીશ. આ વિયોગ તે કેવળ મૃત્યુજન્ય નહીં પણ બુદ્ધિભ્રમાદિજન્ય ગણવો; એટલે બુદ્ધિશ્રમથી માતાપિતાદિક વર્ગ પુત્રાદિકનું સ્નેહથી કલ્યાણ કરવું મૂકી દે ત્યારે પણ એ સ્નેહમય માતાપિતાદિકનો પુત્રાદિકને વિયોગ થયો જ ગણવો અને એ માતાપિતાદિકે પડતું મૂકેલું કાર્ય રાજાએ આરંભવું એવું અમારા પ્રાચીન રાજધર્મવેત્તાઓ લખી ગયા છે. આપણા મહારાજે એ ધર્મ પાળતા નથી તે તમારા ભ્રષ્ટ સંસારને ગમતું હશે, પણ અમારા સુંદરગિરિ ઉપર તો મહારાજે પડતો મૂકેલો એ ધર્મ પાળવાનું કામ અમે ત્રિમઠનું અધિષ્ઠાતૃમંડળ કરીએ છીએ ને એવા એવા રાજધર્મથી સાધુજનોના કલ્યાણ સાધીએ છીએ. સુંદરગૌરી, તમે મધુરીનું જે કલ્યાણ ધારો છો તે તેના હૃદયને પણ કલ્યાણરૂપ ભાસશે તો અમે એના હૃદયના જ્યોતિને પરવશ નહીં કરીએ, પણ તેમ નહીં હોય તો તમે તેને પરવશ કરો એવું થવા પણ નહીં દઈએ.'



ગુણસુંદરી — 'મારા સ્વામીનાથે તમારો આ અધિકાર મને કહી દીધો છે ને એ અધિકારને વશવર્તિની થઈને તમારો આશ્રય માગવાનું કહ્યું છે.'

મોહનીમૈયા — 'તેઓ શુદ્ધ ધર્મજ્ઞ છે.'

ગુણસુંદરી — 'તો તમે કેવે પ્રકારે આશ્રય આપી શકશો?'

મોહનીમૈયા — 'ગુરુજીની આજ્ઞાથી નવીનચંદ્રજી ચિરંજીવશૃંગ પર વસતા હતા અને અમારા સખીકૃત્યથી મધુરીમૈયાને તેમનાં દર્શનનો ને સમાગમનો લાભ થયેલો છે. મધુરીમૈયાએ કંથા ધારી તે પણ આ પુણ્ય સમાગમનું જ ફળ થયું છે. નવીનચંદ્રજી અત્યારે ત્યાંથી પાછા ફરી ગુરુજી પાસે ગયા હશે, અને મધુરીમૈયાને લઈ ચંદ્રાવલીમૈયા અમારા મઠમાં પાછાં આવશે. મારું કામ ન હોય તો હું ત્યાં જઈ તેમને અહીં મોકલીશ અને મધુરીમૈયા આપની પુત્રી જ નીવડે તો તેના હૃદયની ઇચ્છા જાણી લઈ ચંદ્રાવલીને કહેશો અને તેનાથી તે જાણી, શો નિર્ણય કરવો તે વિચારવા હું સમર્થ થઈશ.'

સુન્દરગૌરી — ‘કુમુદ અમારે ઘેર આવવાની હા કહેશે તો યે તમે એને નહીં આવવા દો?’

મોહનીમૈયા — ‘એ હા એના હૃદયની હશે તો આવવા દઈશું — નીકર નહીં. એનું મુખ એના હૃદયનો મંત્ર પ્રકટ કરે છે કે નહીં તે અમારે વિચારવાનું.’

સુન્દરગૌરી — ‘ઠીક. ભાભીજી, એટલી છોકરી કહેશે તે ખરું ને તમે એનાં મા કહેશો તે ખોટું. આપણે કોઈને મળ્યા વિના અહીંથી જ પાછાં જઈએ તો હવે શું ખોટું? એ રાંક છોકરીને આ બાવાબાવીઓએ સાંઢ જેવી કરી.’

મોહનીમૈયા — ‘તમને ન રુચતું હોય તો પણ અમે અવશ્ય એ મહાફળ સાધ્યું છે ને તમારે જવું કે રહેવું તે તમારી સ્વતંત્રતાની વાત છે.’

ગુણસુંદરી — ‘મોહનીમૈયા! ચિરંજીવશૃંગ ઉપર કુમુદ નવીનચંદ્ર જોડે કેવી જાતના સંસર્ગથી રહી હતી?’

મોહનીમૈયા — ‘અન્ય જનથી તો તે ગોપ્ય જ હોવું જોઈએ પણ તમે તેની જનની છો ને ચંદ્રાવલી ખરા સમાચાર જાણતાં હશે તે તમને આ વાત કહેશે.’



ગુણસુંદરી — ‘કુમુદને તમારે ત્યાં રહેવાનું ઠરે તો ક્યાં રાખશો?’

મોહનીમૈયા — ‘વિહારમઠમાં નવીનચંદ્રજી જશે તો તેની સાથે, ત્યાં નવીનચંદ્રજી નહીં જાય તો મધુરીમૈયા મારી સાથે પરિવ્રાજિકામઠમાં રહેશે, અને ગુરુજી અન્યત્ર વાસ આપશે તો ત્યાં જશે. પણ જ્યાં જશે ત્યાં સુંદરગિરિની છાયામાં રહેશે.’

ગુણસુંદરી — ‘જ્યાં સુધી અમે આ સ્થાનથી રત્નનગરી જઈએ ત્યાં સુધી અને અમને અવશ્ય લાગે તો તે પછી કુમુદનું નામ અને તેનો અમારો સંબધ ગુપ્ત રાખવાનું બનશે? તમે જેને પુણ્યસમાગમ કહો છો તેને અમે અધોગતિ કહીએ છીએ તે વસ્તુ કુમુદ પામી હોય તો તેને પણ ગુપ્ત રાખી શકશો?’

મોહનીમૈયા — ‘એનો પૂર્વાશ્રમ પ્રકટ ન કરવો એ તો અમારો ધર્મ જ છે. એનો સમાગમ જાતે સર્વને પ્રત્યક્ષ થશે તો અમે તટસ્થ રહીશું ને પરોક્ષ રહેશે તો અમે પ્રકટ નહીં કરીએ. તેને ઉન્નતિરૂપ ગણવો કે અધોગતિરૂપ ગણવો એ તો હૃદયહૃદયનો પોતાનો જેવો અધિકાર.’

ગુણસુંદરી — ‘એટલું બહુ છે. તેટલું ગુપ્ત રાખજો ને તમે જઈને એને મોકલો.’

મોહનીમૈયા — ‘અમારા અધિકારના ઉલ્લેખ આપને જોવા છે?’

ગુણસુંદરી — ‘એ જોવા કરતાં ન જોવા સારા છે. કુસુમ! એમાં તારે વાંચવા જેવું નથી — જે હોય તે એમને આપી દે.’

કુસુમ આપતી આપતી વાંચતી રહી નહીં ને મોટેથી વાંચતી વાંચતી એક પછી એક પત્ર આપતી ગઈ.

‘These anchorites live an innocent, free, unalloyed holy and refined life which is quite anomalous, not only in this province, but in the whole of modern India. Probably they are a relic of some very ancient stage of the glorious days of Indian civilisation. The Chiefs of this State have always not only extended to them liberal assistance and encouragement; but have also, with genuine veneration, allowed to them all the sphere and privileges of self-government and all protection against any trespasses by a depraved outside world which a microscopic but nobly planned indigenous republic might have the rare luck of desiring and enjoying in the midst of the semi-barbarous age surging outside their castlewalls. The British Government has therefore wisely, not only comfirrned, but even guaranteed the independence and intrerity of this body of holy men, lest a change of views among the rulers of the State should ever tempt any future incumbents of the *gadi* to contaminate or crush so noble and well deserving an institution .’

— *Extract from the Correspondence of the British Representive to H.H. the Mahararal Nagaraja .*



---

૧ . નકલ

१ . *येन येन वियुज्यन्ते प्रजा: स्निग्धेन बन्धुना।*
*स स पापादते तासां दुष्यन्त इते धुष्यताम्।। - शाकुन्तल*

## ૪૮ બે યુગ વચ્ચેના પડદામાં પડતા ચીરા

"Some force whole regions, in despit .

Of geography, to change their site ;

Make former times shake hands with latter ,

and that which was before, come after .'

**— Butler's Hudibras**

ચાર તંબુઓમાંથી એક સ્ત્રીવર્ગને માટે હતો, બીજો માનચતુરને માટે હતો; ત્રીજામાં સાધુઆદિના સત્કારને માટે યોજના હતી; અને ચોથો રાજ્યનાં માણસો અથવા પુરુષવર્ગના અતિથિઓને માટે હતો અને એમાં ચંદ્રકાંતને રાખવા કલ્પના હતી. મોહની ગઈ તેની સાથે સુન્દર અને કુસુમને સાથે લઈ ગુણસુંદરી પોતાના તંબુમાં ધીમે પગલે ગઈ અને એને પગલે વૃદ્ધ માનચતુર આવ્યો ને પૂછવા લાગ્યો.

'ગુણસુંદરી! મોહની પાસેથી કાંઈ નવીન જણાયું?'

ગુણસુંદરી — 'ચંદ્રાવલી એને લઈ થોડી વારમાં આવશે અને આપણાં નાક રહેવાનાં છે કે કપાવાનાં છે તે કહેશે.'



માનચતુર — 'તમે અમસ્તો શોક કરો છો. સંસારને તો ઝુલાવનાર હોય તો ઝુલાવીએ તેમ ઝૂલે એવો છે. આપણાં નાકબાક છે એવાં ને એવાં રહેશે ને દીકરીને નકામાં ડામ દેશો નહીં. બહારવટિયામાંથી બચી ને જળમાંથી જીવી તો સાધુઓમાં સમાશે ને જગતને તે જણાવવાની કાંઈ જરૂર નથી. માટે મૂંઝાશો મા ને હું સૌ સવળું ઉતારીશ.'

ગુણસુંદરી — 'બહારનાં નાકને આપ રાખશો પણ હૃદયમાં પડ્યા ઘા રુઝાવાના નથી. આપણે જેને અધર્મ ગણીએ છીએ તેને આ સાધુલોક ધર્મ ગણે છે ને કાંઈ કાંઈ ગાંડાં કાઢી બેઠા છે ને હજી ગાંડાં કાઢશે ને તેમને નિવારવાનું કાંઈ સાધન આપણી પાસે નથી. ખરું પૂછો તો કુમુદનું નામ દેવું મને ગમતું નથી. એ આવશે તો જોવી નહીં ગમે, ને બોલશે તો સાંભળવું નહીં ગમે. મારા મનની બીક ખરી છે એવું મારું કાળજું કહે છે. ને મારી કૂખને લજવનારી આ પુત્રી ન પડી પેટ પથરો ને ન ગઈ મરી!'

માનચતુર — 'તમે ભોળાં છો ને જગતની માયા સમજતાં નથી. એ દીકરીને મોઈ ઇચ્છો છો તે હવે તમ સ્ત્રીજાતને શું કરીએ? પણ બોલોને, કે એણે તે શો વાંક કર્યો? એક જણની સાથે એનો જીવ જોડી પછી એના શરીરને બીજે ઠેકાણે આપણે ફેંક્યું, ને ત્યાં આવો કર્મ કુટ્યો માટી મળ્યો. ગુણસુંદરી, કહેવું બધાંને સારું છે પણ કરવું તો મહા કઠણ છે. તે છતાં આ

છોકરીએ આટલી આટલી ટક્કર ઝીલી પોતાનું ને તમારું પણ સાચવ્યું. હવે જ્યારે ઈશ્વરે જ એને જોઈતો જન્મારો આપ્યો ત્યારે આપણે હજીયે આપણું નાડું પકડી રહીએ તો આપણાં જેવાં મૂર્ખ કોણ? ક્યાં બહારવટિયા, ક્યાં સુભદ્રા, ક્યાં માતાનો બેટ, ક્યાં સુન્દરગિરિ, ક્યાં સરસ્વતીચંદ્ર, ને ક્યાં એ? જ્યારે ચારે પાસથી આટલાં ચક્ર ગોઠવાઈને મળ્યાં ત્યારે આ ઘડિયાળ ચાલવા માંડ્યું ત્યાં શું તમે જ મા થઈને કમાન તોડી નાખશો? લોક તો પારકા ઘરમાં હોળી સળગાવે ને ચારે પાસ નાચી નાચી તાળીઓ પાડે, માટે આપણે પણ શું એ ઘર સળગતું જોવું ને લોકમાં ભળવું? માટે ઊઠો, ને આ ઘેલછા મૂકી દો. જુઓ, બળીઝળી મહામહેનતે કંઈ શીતળ થવા આવેલી રાંક દીકરી તમારી પાસે આવે ત્યારે એને પાછી બાળવા માંડશો નહીં, એને વઢશો નહીં, એની સાથે અબોલા રાખશો નહીં, મોં ભારેખમ કરશો નહીં, થોડાબોલાં પણ થશો નહીં — એવું એવું કરશો તો એ ચકોર જાત તરત તમારા ગુપ્ત રોષને ચેતી જશે ને પ્રકટવા માંડેલી જ્યોત ચરચર થઈ હોલાવા માંડશે. માટે ડાહ્યાં થઈ એને ખોળામાં બેસાડી દિલાસો આપજો. એને એના સુખનો માર્ગ મા થઈને બતાવજો, ને એનાં આંસુ લોહજો. ગુણસુંદરી! તમે આમ મારું કહ્યું કરવામાં ચૂકો તો તમને મારા — એટલે ગણતાં હો તો તમારા વડીલના — સોગન છે. હું જાણું છું કે તમને હું બહુ વહાલો છું ને મારા સમ તમે પાળ્યા વિના નહીં રહો. તો તમારો આટલો વિશ્વાસ રાખી હું જાઉં છું ને પરિવ્રાજિકા મઠમાંથી આવવાનો માર્ગ રોકી વચ્ચે બેસું છું ને એ આવશે તેની સાથે પાછો આવીશ. તમારી સાથે બધી વાત કરતાં એ શરમાશે, માટે એને ને કુસુમને સાધુજનોને માટેના તંબુમાં જવા દેજો ને બે બહેનો એકબીજાની વાત જાણી લેશે. બેટા કુસુમ! બહેનની અમૂંઝણ ટાળજે ને પછી ગુણિયલને કહેવું હોય તે એકાંતમાં કહેજે — આપણે સૌ સવળું કરીશું; ને બહેનને કહેજે કે કોઈ એના ભણી નહીં રહે તો દાદાજી તો રહેશે જ ને જેમ બહારવટિયાઓમાંથી તેને ઉગારવા ઘોડે ચડ્યા હતા તેમ હવે સંસારના દુ:ખમાંથી તેને ઉગારવા તારા દાદાજી આખા સંસાર સામી બાકરી બાંધવાના છે, માટે એને કહેજે કે રજ ચિંતા કરીશ નહીં. ગુણસુંદરી, એ બે બહેનો વાતો કરે એટલી વાર તમે ને સુન્દર ચંદ્રાવલીને અહીં બેસાડી એની પાસેથી સૌ વાત જાણી લેજો ને એની સલાહ લેજો. એ પણ બહુ ડાહ્યું ને વહાલવાળું પરગજુ માણસ છે. કુમુદ અહીં આવે એટલી વેળા કોઈ એની પૂછપરછ ન કરે માટે આપણાં માણસોને પણ તંબુઓની પેલી પાસ માંડવાઓમાં રાખ્યાં છે ને તમારા બોલાવ્યા વિના કોઈ આમ ડોકિયું પણ ન કરે એવો હુકમ આપ્યો છે. હું હવે જાઉં છું — ને — તમે જોજો હોં! — મેં કહ્યું છે તેમાં રજ ચૂક ન થાય — મેં મારા સોગન દીધા છે!'

માનચતુર ગયો.

ગુણસુંદરી નિ:શ્વાસ મૂકી બોલી: ‘સુન્દરભાભી! શું થવા બેઠું છે તે સમજાતું નથી. સંસારના સર્વ પ્રવાહથી અવળે માર્ગે આમ ખેંચાઈએ છીએ ને ઘરના વૃદ્ધ અને વિદ્વાન પુરુષો પણ આપણને ખેંચવામાં ભળે છે. તમારા દિયરની ઇચ્છા પ્રમાણે વર્તવામાં પતિવ્રત રહેલું છે ને તેમની ઇચ્છા આપણી વૃત્તિથી છેક અવળી! તેમને નિવારવાનો અધિકાર વૃદ્ધોને રહ્યો તેમાં મામાજીએ નિવૃત્તિનું મૌન ધાર્યું ને વડીલ તો ચાલતી વહેલમાં બેસી ગયા! આ કાળે સાસુજી હોત તો આપણી આ અવસ્થા ન થાત!’

સુન્દરગૌરી — ‘ભાભીજી, કાંઈક યુગ જ નવો બેસવા માંડે છે. જે આપણે સ્ત્રીઓએ કરવાનું કામ તે પુરુષોએ હાથમાં લેવા માંડ્યું!’

ગુણસુંદરી — ‘અંગ્રેજી વિદ્યા સ્ત્રીઓની સ્વતંત્રતાનું સાધન ગણાય છે. તેણે મારા તમારા અધિકાર જડમૂળથી કાપી નાખવા માંડ્યા ને હવે તો દીકરીઓ પણ બાપની ઠરી ને આપણી મટી.’

સુન્દરગૌરી — ‘અધિકારને લક્ષ્મીના તેજમાં સૌ તણાય. મહારાજના પ્રધાને અને કમાતે દીકરે જે કહ્યું તે વડીલ પણ કરે તો દીકરીઓ કરે તેમાં શી નવાઈ? એ કાલ દીકરીઓને મહેલ ચણાવી આપશે પણ આપણ રંક જાતના હાથમાં શું હોય જે કોઈ આપણું કહ્યું કરે? સંસાર સ્વાર્થનો સગો છે ને ભોગની તૃષ્ણામાં જુવાનિયા બધો સ્વાર્થ દેખે છે.’



ગુણસુંદરી — ‘સુન્દરભાભી, સ્વામીની નિન્દા વિચારમાં પણ થાય તો પતિવ્રત ભાંગે છે. માટે આ વાત જવા દો. હવે તો આ કાળજું વલોવાઈ જાય છે ને કંઈક દોહ્યલું થઈ આવે છે તેમાંથી છુટાય તો સારું. સૌભાગ્યદેવી ગયાં ને હું રહી!’

બોલતાં બોલતાં ગુણસુંદરીની આંખોમાં આંસુની ધારાઓ ચાલી રહી.

સુન્દરગૌરી — ‘ભાભીજી, તમારે પતિવ્રત છે પણ હું તો કુમુદને સમજાવવાને છૂટી છું. શું એ મારું કહ્યું નહીં માને?’

ગુણસુંદરી — ‘મોહનીએ કહ્યું તે ન સાંભળ્યું સુન્દરભાભી? જવા દો એ વાત. હવે પ્રાણ ને પ્રતિષ્ઠા સાથે લાગાં જ જશે. બીજો માર્ગ નથી. જોઉં છું, જરીક આ કનાત પાછળ જઈને આવું છું — જઈશ — રોઈશ! મારી જોડે ન આવશો — મને એકલી પડવા દો.’

ગુણસુંદરી ઊઠી ને એણે જવા માંડ્યું. એ ગઈ — ‘ભલે જશ જઈ આવો, મોકળું મૂકશો ત્યારે કળ વળશે.’ સુન્દર બોલી એક કોચ ઉપર બેસી રહી ને ક્રોધ ભરેલા મુખથી, ઉછાળો મારી, એક ખુરસી ઉપર બેસી રહેલી કુસુમને કહેવા લાગી:

‘તમને જન્મ આપ્યા તે આ માટે! જા! વડીલે આજ્ઞા આપી છે તે જોડેના તંબુમાં જઈને તારી બહેનને જે પૂછવું હોય તે પૂછજે ને કાન કુંકવા

હોય તે ફુંકજે. હવે તમે બે જણીઓ માની મટી છો ને આપે બે બળદિયા આંક્યા તે મ્હાલાય તેમ મ્હાલો.’

કુસુમ ધીરે રહી બોલી: ‘કાકી, આકળાં શું કરવા થાઓ છો? બહારની વાતો સાંભળી બહેનને માથે વગરન્યાયનો આરોપ શું કરવા મૂકો છો? હજી એના મોંની વાત તો જાણી નથી ને પૂછી પણ નથી.’

સુન્દરગૌરી — ‘શું જાણવાનું હતું? ફ્લોરા, તું, મોહની અને ચંદ્રાવલી મળી જ કહો તે ખરું, અને હું અને તારી મા ખોટા — ત્યાં સાંભળવાનું યે શું રહ્યું? એ ને તું ને બધાં શું કહેશો તે ન સમજીએ એવી નાની કીકી હું યે નથી ને તારી મા પણ નથી! વટલી જઈને આવી થઈ તે વંઠી જઈને નાતરું કરશે; ને તારે બાવી થઈને મીરાંબાઈ થઈ નાચવું છે! દીકરો સપૂત ઊઠ્યો તેણે સૌભાગ્યદેવીને સ્મશાન દેખાડ્યું ને દીકરીઓ કુળદીપક નીવડી તે ગુણસુંદરીને સ્મશાન દેખાડશે! કુસુમ! અમારા હાથ નીચા પડ્યા ને હવે તો દીકરીઓ કરશે તે માવરો વેઠશે; માટે તું જા અને જેમ તને સૂઝ તેમ કરજે ને કરાવજે!’

કુસુમ — ‘હા, હું જાઉં છું! ને કુમુદબહેનને બધાં તરછોડશો ત્યારે હું એની થઈશ. નથી તેને પૂછતાં કે બેટા, શું થયું? ને નથી તેને કહેતાં કે તું ગભરાઈશ નહીં. મને મારી રજ ચિંતા નથી — આ તંબુની પેલી પાસની ખોમાં કુસુમને ગબડાવી પાડશો તે ખમાશે પણ આટલી આટલી દુ:ખની ચેહમાં ગરીબડી કુમુદબહેનને નાખી તેને હવે શાંતિ વાળવાની વાત તો રહી પણ દાઝ્યા ઉપર ડામ દો છો ને નથી કોઈ જોતું ન્યાય કે અન્યાય — તે તો કુસુમથી નહીં ખમાય.’



સુન્દરગૌરી — ‘જા બાપુ, જા.’

કુસુમ — ‘તે જાઉં છું જ. પણ સરત રાખજો કે ગુણિયલને શાંત કરવાને સાટે નકામાં ઊકળવા દો છો ને મા અને કાકી જ કુમુદબહેનની વાત સરખી સાંભળવાની વાટ જોતાં નથી તે સૌ પસ્તાશો.’

‘કળિયુગનું માહાત્મ્ય પૂર વેગથી બેઠું!’ એવા શબ્દો કાકીના મુખમાંથી પોતાની પૂઠ પાછળ નીકળતા સાંભળતી સાંભળતી કુસુમ સુન્દરને મૂકીને બીજા તંબુમાં જઈ તેની બહાર માર્ગ ઉપર દૃષ્ટિ જાય તેમ ખુરશી માંડી બેઠી. બે પાસ ઝાડોવાળા લાંબા સાંકડા રસ્તાનો વાંક ઘણો આછો આછો થઈને છેક આઘેથી દૃષ્ટિની હદ બાંધતો હતો. ઉપર ઝાડોની ઘટા, નીચે લાલ માટી વચ્ચે દબાયેલા પથરા ને પથરાઓની વચ્ચે માટી, આખે રસ્તે ઝાડની શીતળ લાંબી પથરાયેલી છાયામાં વચ્ચે વચ્ચે પાંદડાંઓમાં થઈને આવતા તડકાની-કરોળિયાની હાલતી જાળ જેવી — જાળીઓ અને કંઈ કંઈ ડાળો વચ્ચેના માર્ગમાં થઈને આવતા તડકાના સાપ જેવા લિસોટાઓ: કુસુમની આતુરતાને સ્થાને તૃપ્તિ ભરવા લાગ્યાં. રસ્તાની છેક પેલી પાસ તડકામાં કંઈક છાયાનો આકાર દેખાય કે ત્યાં થઈને કોઈ માણસો આવતાં

હશે એવી કલ્પનાથી તે ચમકતી હતી ને ઊભી થઈ થઈને, આંખો ઝીણા કરીને, દૂર દૃષ્ટિ નાંખતી હતી; કોઈક વેળા કલ્પના ખોટી પડતાં બેસતી હતી; કોઈક વેળા માણસને સાટે ગાયો, ઘેટાં, હરિણ ને કૂતરાં આવતાં દેખાતાં; કોઈ વેળા ભીલ, સાધુઓ, યાત્રાળુઓ વગેરે આવજા કરતાં નીકળતાં; પણ બહેનને જોવાની આતુર આંખો થાકી નહીં.

એ માર્ગના છેડાની પેલી પાસ માનચતુર રસ્તાની એક પાસ ‘માઈલ’ દર્શાવવાના પથરા ઉપર, હાથમાં લાકડી ને લાકડીની ટોચ ઉપર હડપચી ટેકવી બેઠો હતો, ને જે આવે તેને તેની પાછળ કોણ છે એવું પૂછતો હતો.

અંતે ચંદ્રાવલી અને કુમુદ માનચતુરની દૃષ્ટિમર્યાદામાં દેખાયાં. કુમુદે ભગવી કંથા ધારી હતી ને ચંદ્રાવલીની આંગળીએ વળગી ધીરેથી વાતો કરતી કરતી આવતી હતી. એના મુખ ઉપર શોકને સ્થાને ધૈર્ય, શાંતિ, સ્થિરતા અને આગ્રહ હતાં, ને એના કપાળ વચ્ચે ઊભા તિલક પેઠે બે ત્રણ ઊભી કરચલીઓ વળી હતી. થાકેલી લાગતી હતી પણ એના પગ થાકને ન ગાંઠતાં નવા પ્રાણથી ઊપડતા લાગતા હતા. એની દૃષ્ટિ છેટેથી માનચતુર ઉપર પડી તેની સાથે એ ઊભી રહી, વાતો કરતી અટકી, ને ચંદ્રાવલીને ચાલતી અટકાવી.

‘કેમ, બેટા, અટકી?’ ચંદ્રાવલીએ ચિંતાથી પૂછ્યું.



કુમુદસુંદરી — ‘મારા વૃદ્ધ પિતામહ જેવું કોઈ છેટે દેખાય છે.’

ચંદ્રાવલી — ‘એ તો એ જ. બેટા, જે અતિવત્સલ ધર્મિષ્ઠ પિતાની તું પુત્રી છે તેના પુણ્ય શરીરનું આ ઉદ્ભવસ્થાન તું પરમતીર્થ જેવું ગણજે. સંસારના અભ્યાસ એમની પાસે બે કઠોર વચન બોલાવે તો હિમાચલના કર્કશ કઠિન પથરાઓ વચ્ચે વચ્ચેના અવકાશમાં ગંગાજીનું મિષ્ટ અમૃત જળ પોતાનો માર્ગ કરે તેમ, તું પણ મિષ્ટતા છોડ્યા વિના ચતુર ગતિથી ચાલજે.’

કુમુદસુંદરી — ‘પ્રલયને પ્રસંગે સૃષ્ટિની ચિંતા કરતા પરમપુરાણ વૃદ્ધતમ નારાયણ એકલા જાગે છે તેમ એ મારા પરમવત્સલ વડીલ મારી ચિંતા કરતા જ બેઠા હશે.’

તે બોલતી હતી એટલામાં તો માનચતુર જ તેની પાસે આવ્યો ને એનું મુખ જોવા નીચો વળી બોલ્યો: ‘મારી કુમુદ!’

‘હા! વડીલ! આપ ખુશી છો?’ બોલતાં બોલતાં કુમુદની આંખોમાં આંસુ ભરાયાં ને એ રોઈ પડી. — ‘મેં આપને સર્વને બહુ દુ:ખી કર્યાં!’

માનચતુર એને માથે અને વાંસે પોતાનો કરચલીઓવાળો વૃદ્ધ હાથ મૂકતો ફેરવતો બોલ્યો:

'બેટા! તું રજ ગભરાઈશ નહીં. જેણે તને બહારવટિયાઓમાંથી ઉગારી તે જ હું છું. કોઈ તારું નહીં થાય તો હું થઈશ — પણ તારો આ ભેખ મારાથી જોવાતો નથી!'

માનચતુરનાં વૃદ્ધ નેત્રમાં પણ આંસુ ભરાયાં તે ઊંચું જોઈ ઊંચે હાથે લોહતી લોહતી પૌત્રી બોલી: 'દાદાજી, વિધવાના વસ્ત્ર કરતાં આ ભગવી કંથા વધારે સારી છે. ને ચંદ્રાવલીબહેન જેવાં સાધુજનના સત્સમાગમ મારા સંસારના ઘા રુઝાવી બહુ શાંતિ આપે છે — માટે આપ સ્વસ્થ થાવ. આપે મારા બાળપણમાં ગુણિયલની આટલી આટલી ચિંતા કરી ને આટલે વર્ષે હજી પણ અમારી ચિંતા કરવાનું આપને બાકી રહે એ મને ગમતું નથી. આપ સર્વ આટલે સુધી મારે માટે આવો અને હું આપનાથી ગુપ્ત રહું તો કૃતઘ્ન થાઉં માટે આપને મળીને સાધુસમાગમમાં આયુષ્ય પૂરું કરવા આજ્ઞા માગીશ તેની આપ ના નહીં કહો!'

'કુમુદ! બેટા! તારા સુખને માટે જ કહીશ તે કરીશું. આ ઊંચેથી આભ પડશે તેની તારા દાદાને ચિંતા નથી, પણ તારી આંખમાં આંસુનું ટીપું સરખું દેખું છું ત્યાં મારો જન્મારો ધૂળ વળ્યો સમજું છું.'

શોક સમેટી વાતો કરતાં કરતાં સૌ તંબુ ભણી વધ્યાં ને સૌ છેટેથી દેખાતાં, હરિણ પેઠે કુસુમ દોડતી દોડતી આવીને 'બહેન! તમે આવ્યાં?' કરી બળથી કુમુદને વળગી પડી ને કુમુદે એને છાતી સરસી ચાંપી. બે બહેનોની આંખોમાં હર્ષનાં આંસુ હતાં. પણ કુમુદનો હર્ષ અપ્રકટ હતો ત્યારે કુસુમનો હર્ષ ઊછળતો હતો. બે બહેનોને અત્યંત પ્રેમથી મળેલી જોઈ રહેલા માનચતુરનું હૃદય નવા આનંદથી તૃપ્ત થતા તૃપ્ત થયું નહીં.

'કુસુમ! બહેનની તું હવે એકલી જ રહી! હવે એનાં ભગવાં કઢાવવાં એ તારી ચતુરાઈની કસોટી!'

કુસુમ કુમુદથી છૂટી પડી, પળ વાર એનો ભેખ જોઈ રહી, ને વડીલ સામે કમળનાળ જેવો કંઠ ફેરવી બોલી:

'દાદાજી! અમે બે બહેનો જ હવે એકબીજાંની એકલી રહી એ તો ખરું કહ્યું. હવે ગુણિયલ પણ બહેનનાં નથી. બાકી ભગવાં તો મને પણ ગમ્યાં ને હવે તા આપના મોંની વાણી ફળો ને બહેનનાં જેવાં ભગવાં મને પણ મળે એટલું હું મારાં કુમુદબહેનની ને કુમુદબહેન મારાં! દાદાજી! ચતુરાઈ તો ભગવાં રાખવામાં છે — ઉતારવામાં નથી!'

વાર્તાવિનોદ આ નવા રૂપથી પ્રવાહ પામ્યો અને ચારે જણ વાતો કરતાં કરતાં આગળ ચાલ્યાં. તંબુ આવ્યો એટલે કુસુમ બોલી:

'દાદાજી, આપે ગુણિયલને શિખામણ દીધી તે શેઠની શિખામણ ઝાંપા સુધી રહી છે. માટે હવે આ ચંદ્રાવલીમૈયાને ગુણિયલ પાસે બેસાડો કે બધી વાત કહી એમનો ઓરતો પૂરો કરે ને એમને ને કાકીને ટાઢાં પાડી માદીકરીને

હસતાં મળવાનો પ્રસંગ આણે. બાકી હમણાં બહેનને ત્યાં લઈ જશો તો ગુણિયલ મનના ઊભરા કાઢ્યા વિના નહીં રહે, ને ઊભરા નહીં કાઢે તો નહીં બોલે ને નહીં હશે, ને કંઈ નહીં બોલવાનું બોલી બેસશે. આટલા દુ:ખમાંથી છૂટી બહેન આવ્યાં છે તેમનાથી આ જોઈ નહીં શકાય ને એમનું કાળજું કહ્યું નહીં કરે ને હું આવીશ તો ગુણિયલ જોડે લડી પડીશ. માટે અમે બે અમારી મેળે આ તંબુમાં બેસી વાતો કરીશું ને આપને ગુણિયલનો વિશ્વાસ પડે ત્યારે અમને બોલાવજો — તે વાતો કરી રહ્યાં હોઈશું તો આવીશું. બહેન, ગભરાશો નહીં. ગુણિયલને હમણાનું આવું આવું બહુ થાય છે ને પાછાં જાતે જ શાંત થાય છે. તે આપણે એ શાંત થશે ત્યારે જઈશું ને તે પછી આવું થવાનો એમને ફરી વારો નહીં આવવા દઈએ; આપણે ધારીશું તે કરીશું.’

ચંદ્રાવલી ભણી જોઈ કુમુદ બોલી: ‘ચંદ્રાવલીબહેન, મને લાગે છે કે કુસુમ યોગ્ય માર્ગ દર્શાવે છે. મારે માટે અનેક ઊડતી કથાઓ સાંભળી અનેક સંકલ્પવિકલ્પથી મારાં વત્સલ ગુણિયલનું ચિત્ત મંથન પામતું હશે અને તેમની પાસે બધી વાત મારે સ્વમુખે કહેવી તે સંસારની નીતિથી અને રીતિથી વિરુદ્ધ છે ને આપના સમાગમથી ચિત્તના પડદા તોડવાનો જે અધિકાર હું પામી છું તે અહીં તોડીશ તો સુલટાને સ્થાને ઊલટું પરિણામ આવશે. માટે તમે દાદાજી જોડે પ્રથમ ગુણિયલ પાસે જાવ અને મારા સંબંધમાંનો સર્વ ઇતિહાસ તમે એમને આદિથી ઈતિ સુધી જાણો છો તેવો કહી બતાવજો ને પવનમાં કંપતા દીવા પેઠે અનેક વાતોથી કંપતા એમના કોમળ હૃદયને તમારી સાધુવૃત્તિની દક્ષતાથી સ્થિર કરજો ને તેની સ્થિરતા પ્રત્યક્ષ કરો એટલે તેની આજ્ઞા માગી મને બોલાવજો. એમની પાસે તરત આવવાનો મને ભય નથી, પણ એમના પોતાના સ્નેહમર્મને મારું દર્શન જ ત્રાસ આપશે તે મારાથી જોઈ નહીં શકાય. પણ તમારી અચલ પવિત્રતા ઉપર એમને પરમ પ્રીતિ છે, તમારાં વચન ઉપર એ અત્યંત શ્રદ્ધા રાખશે, અને તમારી સુજનતા એને શાંત કરશે.

દાદાજી! ચંદ્રાવલીબહેનને માટે આપને બહુ કહેવાની અગત્ય નથી. મને બે વાર એમણે આયુષ્ય આપ્યું અને ત્રીજી વાર આયુષ્યની સફળતા આપી. રાંક કુમુદને માટે આપે આ વૃદ્ધ શરીરને અત્યંત ભયમાં નાંખ્યું અને આપના મનને પરમ ચિંતામાં નાંખ્યું છે ને નાંખો છો તો હું વધારે શું કહું? ચંદ્રાવલીબહેને મારી વીતેલી વાતો સર્વ પોતાના હૃદયમાં લખી રાખી છે તેમાંના લેખ આપ વાંચજો — ને આપ, પિતાજી અને ગુણિયલ, ત્રણ જણ મળી મારા ધર્મનો ન્યાય કરજો એટલે તે પછી મારે કાંઈ જોઈતું નથી. સંસારનો ત્યાગ કરવો મારે હવે બાકી નથી પણ ત્યાગી જનોના સંપ્રદાયમાં સ્વસ્થતા પામી છું ને આ ભેખ એક વાર સ્વીકાર્યો છે તેનો હવે ત્યાગ થાય એમ નથી. દાદાજી! હવે મારી ચિંતામાંથી સર્વને મુક્ત થવા વારો આવે છે ને હવે આપે મારે માટે એક ચિંતા કરવી બાકી રહી છે તે

ચિંતાને ચંદ્રાવલીબહેન પાસેથી સર્વ વાત સાંભળીને આટોપી લેજો. ગુણિયલને કહેજો કે કુમુદ જેવી રાંક હતી તેવી જ રાંક હજી છે, પણ એને માથે ધર્મ પ્રાપ્ત થાય છે તે ધ્યાનમાં લઈ એનું મોં દેખાડવાનો એને અધિકાર આપશો તો એ આપનાં પવિત્ર પ્રેમાળ દર્શનનો લાભ પામશે ને એ અધિકારને યોગ્ય કુમુદને નહીં ગણો તો આજ સુધીનાં એનાં નવ્વાણું ટૂંકાં ભાગ્યમાં સોમું એક ઉમેરાશે. દાદાજી, કુમુદ હવે પોતાનાં ટૂંકાં ભાગ્યને કરેલાં કર્મનાં ફળ જ ગણે છે ને એ કડવાં ફળ ખાતાં મોં બગાડતો નથી. દાદાજી, સાધુજનનો સમાગમ ફરીથી આવા અવતારમાંથી મને મુક્ત કરશે ને ધારેલાં ભગવાંનો ત્યાગ હવે કરું તે ફરી એવા અવતારના કૂવામાં પડવા જેવું છે તે ન કરવું એ હવે મારો નિશ્ચય છે, અને નિશ્ચય કર્યો છે તેટલી ક્ષમા કરજો. મારાં વચનથી આપની વૃદ્ધ આંખોમાં આંસુ આવે છે તે ન આણશો. દાદાજી, હું પરમ સુખી થઈ છું તે જાણી આનંદ પામો.'

પોતાનાં આંસુ લોહતો લોહતો માનચતુર નરમ પડી જઈ બોલ્યો: 'બેટા! તારું એકેકું વેણ મારું કાળજું કોરી નાખે છે. મારાથી નથી બોલાતું!'

ડોસો નીચે બેસી કપાળે હાથ દઈ હૃદયમાં રોવા લાગ્યો ને કુમુદ એને ગળે વળગી એનાં આંસુ લોહવા લાગી.



'દાદાજી, કુમુદને આવી વહાલી ન કરશો. આપે આજે આવે પ્રસંગે કદી આવું પોચું મન દેખાડ્યું નથી તે હવે આપના ઘડપણમાં આપના હૃદયને આમ હલમલાઈ જતું જોવાનું હું બાળકનું ગજું નથી.'

કંઈક સ્વસ્થ થઈ, ઊભો થઈ, માનચતુર બોલવા લાગ્યો: 'ચિંતા નહીં. કુમુદ, તારે ભગવાં રાખવાં હશે તો હું પણ ભગવાં લઈ આ સાધુઓમાં રહીશ. મારા કુટુંબનો આટલો આટલો વિસ્તાર હતો તેમાંથી સર્વ હવે તારા અને કુસુમના ઉપર આવી રહ્યું ને તેમાં પણ તેં ભગવાં ધર્યાં ને કુસુમ કોણ જાણે શું કરશે! બેટા! હવે હમણાં આ વાત નકામી છે. થોડી ઘડીમાં, અને થોડી ઘડીમાં નહીં તો એક બે દિવસમાં સૌ વાતનો ફેંસલો થઈ જશે તો હું એટલા માટે અધીરો નહીં બનું. પણ તમે બે બહેનો મારા ઘડપણનો છેડો કેવી રીતે આણો છો તે જોઈશું, ને તે પછી તારા જેવી બાળકને જ્યારે ભગવાં જ ગમશે ત્યારે હું પણ જ્યાં તું ત્યાં હું -મને પણ ભગવાં ગમશે. ભગવાં ધરીશ, પણ જે બે ચાર વર્ષ જીવવાનાં બાકી હશે એટલાં તને જોતો જોતો પૂરાં કરીશ ત્યારે જ મારો જીવ ગતે જશે.'

કુમુદસુંદરી — 'દાદાજી, આપ સાધુ થશો તો સુખી થશો ને આપ અહીં વસશો તો હું વધારે સુખી થઈશ. હું મારે માટે જે કહું છું તે સંસારથી કંટાળીને નહીં પણ મારા અંત:કરણથી કહું છું તેની હવે આપને શંકા નહીં રહે.'

માનચતુર — 'ના, બેટા હવે નહીં રહે. તો કુસુમ તું કુમુદને લઈ સાધુજનને માટેના તંબુમાં જા અને હું ચંદ્રાવલીને લઈ ગુણસુંદરી પાસે જાઉં

છું.'

કુમુદસુંદરી — 'ચંદ્રાવલીબહેન મોહનીમૈયાએ ગુણિયલને જે વાક્યપ્રહાર કર્યા તેવા તમે નહીં કરો એવું મને અભયવચન આપીને જાઓ. મને જન્મ આપી એણે અનેકધા દુ:ખ વેઠ્યું છે તે દુ:ખોમાંથી એને મુક્ત કરી મારે ઋણમુક્ત થવું છે.'

ચંદ્રાવલી — 'મધુરી! ચંદ્રાવલીથી તને અભયવચનની સર્વથા પ્રાપ્તિ જ છે ને તે પણ વગર માગ્યે મળી સમજવી. માનચતુરજી! આપની મધુર પુત્રીનું નામ અમે મધુરીમૈયા પાડ્યું છે.'

# ૪૯ પુત્રી

*‘મારી માવડી! શાને તું આમ*

*આંસુડાં ઢાળે રે?’*

એક તુંબમાં માનચતુર, ગુણસુંદરી, સુન્દર અને ચંદ્રાવલીની વાતો ચાલી. બીજામાં બે બહેનોની ચાલી. એક ઠેકાણે ચંદ્રાવલી જ બોલતી હતી. બીજામાં કુમુદ જ બોલતી હતી. દસ વાગ્યા, અગિયાર વાગ્યા, બાર વાગ્યા ને ભોજનની વેળા થઈ. ચંદ્રાવલીએ ગુણસુંદરીને બુદ્ધિધનના ઘરના કાળથી માંડી આજની સવાર સુધીની કુમુદની કથા કહી દીધી ને ગુણસુંદરી ભૂતકાળનો શોક છોડી શાંત થઈ, પુત્રી નીતિથી ભ્રષ્ટ નથી થઈ જાણી નિવૃત્તિ પામી, અને માત્ર ભવિષ્યના વિચારમાં પડી. એ વિચાર ભોજન પછી કરવાનો ધાર્યો.

કુમુદ પોતાની વાત અર્ધી પણ પૂરી કરી શકી નહીં અને પોતાને થયેલાં સ્વપ્નનો ઇતિહાસ સરસ્વતીચંદ્રે લખેલો આણ્યો હતો તે બહેનને બતાવવાનો તો બધો યે બાકી રહ્યો. ભોજનવેળા થઈ ને તેડું આવ્યું.

ત્યારે કુસુમે કહાવ્યું: ‘તમે બધાં ત્યાં જમી લ્યો અને અમારે માટે જોડેની રાવટીમાં બે થાળીઓ ભરીને મૂકો.’ સુન્દર સંબુ બહાર તેડવા આવી ઊભી — કુસુમ બહાર જઈ બોલી: ‘બહેનને હજી પોતાનું મોં બતાવવાનો અધિકાર મળ્યો નથી. કાકી, અમારી થાળીઓ મોકલો. તે જમવું હશે તો જમીશું ને નહીં જમવું હોય તો જે જમનાર સુન્દરગિરિ ઉપર અભ્યાગત ઘણા બોલાવીએ એમ છે. બહેન વટલી તો કુસુમ પણ વટલે — બહેન મોઈ જાણી તો કુસુમને પણ એવી જ જાણજો! કાકી મારું હવે ત્યાં કામ નથી.’



સુન્દરગૌરી — ‘હું તમને બેને બોલાવાને આવી છું.’

કુસુમસુંદરી — ‘કામ વગર બોલાવો તે નકામું ને અધિકાર વિના આવીએ તે ખોટું.’

સુન્દરગૌરી — ‘બોલાવીએ તે અધિકાર ને જમવાનું એ કામ.’

કુસુમસુંદરી — ‘મન વગરનું માન ને નામ વગરનો પરોણો એ દૂરથી જ નમસ્કાર કરવા જેવાં છે.’

સુન્દરગૌરી — ‘તું નહીં માને. મારી કુમુદ માનશે — મને માંહ્ય આવવા દે.’

કુસુમસુંદરી — ‘અમે બે જણ જઈએ ત્યારે આવજો. હવે કુમુદબહેનને મારી કહેવાનું ખાલી સવાસલું નહીં જોઈએ.’

સુન્દર કુસુમને હડસેલી નાખી તંબુમાં ગઈ. કુમુદ ઊઠી સામી આવી. કાકીભત્રીજી ભેટી પડ્યાં ને રોઈ પડ્યાં ને સુન્દરે કુમુદને છાતીસરસી દાબી દીધી. બે છૂટાં પડ્યાં ને એક કોચ ઉપર બેઠાં. કાકી સામી આંખો કાઢતી કુસુમ એક પાસ સામી ઊભી. થોડી વાર ત્રણમાંથી કોઈ બોલ્યું નહીં. અંતે સુન્દર બોલી: 'કુમુદ! અમે તને બહુ દુ:ખી કરી, ખરું?'

કુમુદસુંદરી — 'ના, કાકી. હું હવે સાધુસંગતિમાં પરમ સુખી છું, પણ મોઈ જાણેલી દીકરીને જીવતી જાણી સૌને જે ક્લેશ થયો હશે તેનું હું કારણ થઈ પડી.'

સુન્દરગૌરી — 'બેટા; હવે એ ગઈ ગુજરી જવા દે. ચંદ્રાવલીએ ભાભીજીના હૃદયમાં અર્ધું અમૃત રેડ્યું છે ને બાકીનું રેડવું એ તમે બે બહેનોના હાથમાં છે. તમારા વિના કોઈ જમે એમ નથી — કહે તો તારી ગુણિયલને પોતાને મોકલું, ને ગમે તો તે બોલાવે છે માટે મારી જોડે ચાલ.'

કુમુદસુંદરી — 'કાકી, હું સાધુઓ ભેગી જમી છું ને મારી હયાતી પ્રકટ કરવાથી સૌને સુખ છે કે દુ:ખ તે જોવાનું બાકી છે.'

સુન્દરગૌરી — 'તે સૌનું થઈ રહેશે. હમણાં તો તું ચાલ. નક્કી તું કુસુમ જેવી કઠણ નથી.'

કુમુદસુંદરી — 'જેવી આજ્ઞા. બહેન! ચાલો.'

બે જણ ગયાં. ગુણસુંદરી એની વાટ જોઈ ઊભી હતી. કુમુદ પાસે ગઈ ને માતાને ચરણે માથું મૂકી એને પગે પડી, પણ બોલાયું નહીં.

હાથવતે એને ઉઠાડતી ઉઠાડતી ગુણસુંદરી બોલી: 'ઊઠ, કુમુદ! ઘેલાં ન કાઢ. જેને માથે પુરુષો, અને તેમાં પણ વડીલ જેવા વૃદ્ધો, છત્રની પેઠે વરસાદ અને તડકામાંથી રક્ષણ કરનાર છે તેવી સ્ત્રીઓએ પોતાનાં બાળકની પણ ચિંતા કરવી અયોગ્ય છે. તારે ને મારે બેને પગે લાગવાનું સ્થાન વડીલ છે માટે તેને પગે લાગ.'

કુમુદ ઊઠ્યા વિના રોતે થડકાયેલે સ્વરે બોલી: 'તેમને તો પ્રથમથી જ પગે લાગી ચૂકી છું.'

ગુણસુંદરી — 'તેમને પગે લાગી તો મને હજાર વાર તું પગે લાગી. હવે તો મારે તેમને પગે લાગવાનું બાકી રહ્યું છે કે મારે માથે એમના જેવું છત્ર છતાં મારું હૃદય હાથમાં ન રહ્યું. ગમે એટલું પણ હું યે સ્ત્રી તે સ્ત્રી જ.'

માનચતુર પાસે આવી કુમુદને ઉઠાડવા લાગ્યો: 'કુમુદ! બેટા, હવે ઊઠ — હવે તો જેટલી વધારે વાર તું પગે પડી રહીશ એટલી ગુણિયલને શિક્ષા થાય છે.

કુમુદ તરત ઊઠી ને રોતી રોતી નીચું જોઈ સામી ઊભી રહી. એની આંખોમાં અને ગાલો ઉપર આંસુ છલકાઈ રહ્યાં હતાં.

માનચતુર — ‘કુમુદ! ચંદ્રાવલીએ તારા દુ:ખની જે વાત કરી છે ને તારા સદ્ગુણની જે વાત કરી છે તે પછી મારે કે ગુણસુંદરીએ તને કાંઈ કહેવાનું રહ્યું નથી. હવે થઈ ગયું ભૂલી, કરવાનું શું તે જ વિચારવાનું છે. માટે આપણે જમી લઈએ તે પછી તારે જે કહેવું હોય તે કુસુમને કહી દેજે ને ચંદ્રાવલી પણ અહીં જ ભોજન લેશે. તેમણે જ અમને તને જિવાડીને સોંપી છે તો તારી ચિન્તા કરવામાં તેમને પૂછ્યા વિના ડગલું નહીં ભરીએ. સુન્દર! ત્યાર સોરાં સંભારજો કે ચંદ્રકાતને પણ બોલાવીએ ને આપણા વિચારમાં એમને યે ભેળવીએ.’

## ૫૦ ગંગાયમુના

*'બહેની! એ તો કામણગારો રે!*

*તારે માટે સર્વથી ન્યારો રે!'*

'કુમુદબહેન! આ સંસારના દંભને છોડી જે રાત્રિ જોવાનો સરસ્વતીચંદ્રને અભિલાષ હતો અને જેને માટે એમણે સર્વસ્વનો ત્યાગ કર્યો એ રાત્રિને તમે પણ એમની સાથે જઈ જોઈ આવ્યાં ખરાં!' તંબુની અંદરની કનાત અને બહારની કનાત આગળની દોરીઓ વચ્ચે તંબુના દ્વારમાં થઈને આવજા કરતી અને એના એક સ્તંભને ઝાલતી ઝાલતી કુસુમ બોલી — 'લ્યો પાછા આ એમના લેખ.'

'હા, હું જોઈ આવી ને એ લેખ તો તને જ આપવાને માટે લાવી છું.' કુમુદ એક ખુરસી ઉપર બેઠી બેઠી બોલી.

'મને આપીને શું કરશો? ને તેમ આપવાનો તમને શો અધિકાર?' સામી ખુરસી ઉપર બેસતી બેસતી કુસુમ બોલી.

કુમુદસુંદરી — 'મેં ઘણો વિચાર કરીને અને ઘણા અધિકારથી તને એ લેખ આપ્યા છે તે રાખ.'



કુસુમસુંદરી — 'તે કહેશો તો ખરાં કની?'

કુમુદસુંદરી — 'તે કહેવાનું છે જ. હું એમની જોડે જઈ એમના હૃદયના અલખ ભાગને જોઈ આવી, અને હવે એમના લેખમાં એ અલખ જગવવાનો અધિકાર મને નથી તે તને સમજાવ્યું. સંસારનું પરમ કલ્યાણ કરવાનો એમનો પરમ અભિલાષ મારાથી સિદ્ધ કરાવાય એમ નથી તેના સાક્ષી ચંદ્રકાંતભાઈ, ને તારાથી કરાવાય એમ છે તેના સાક્ષી પણ એ જ.'

'ઓત્ તમારું ભલું થાય! ધીમે ધીમે લાંબી વાતો કરીને ભોળાં બહેને અહીં વહાણ આણ્યું કે?' આંખો ચગાવી ઊંચું જોતી, મોં પહોળું કરી, બોલતી બોલતી કુસુમ ઊભી થઈ અને અંતે વિચાર કરતી કરતી બોલતી હોય તેમ, હાથ લાંબો કરી ધીરે પણ દૃઢ સ્વરે બોલી ઊઠી: 'એ તો તમારો મર્મ સમજી, પણ કુમુદબહેન! એમાં તો તમારું કાંઈ વળે નહીં, હં! બોલો હવે.'

કુમુદસુંદરી —'જો, આ કાગળમાં એક સાધુજને કવિતા લખી આપી છે તે ગા જોઈએ -'

કુસુમ તે લઈ ગાવા લાગી:

*'મોરલી અધર ચડી રે*

*મોરલી અધર ધરી રે*

*સો મોરલી અધર ચડી રે!*

*સો મોરલી અધર ધરી રે!*

વારુ, ઠીક આ બધું લાંબું લાંબું હું કંઈ નથી ગાતી — એ મને આપીને શું કહેવાનું કરો છો?

કુમુદસુંદરી — 'અલખ હૃદયનું ગાન શ્રીકૃષ્ણજીવનના ઓઠ ઉપર મોરસી ચડે ત્યારે જ સંસાર એ ગાનને લખ કરે. કુસુમ! જેના હૃદયમાં આવું અલખ ગાન ભરેલું તેં આ લેખમાં જોયું તેને લખ કરાવનારી મોરલી મારાથી થવાતું નથી તે વિચારી મારું હૃદય ફાટી જાય છે.'

કુસુમસુંદરી — 'એટલી વાત તો હું માનું છું. તમે જો આટલો સંસાર જોયો ન હોત તો તમે આ દુ:ખમાં ન પડત. *नि:स्नेहो याति निर्वाणं स्नेहोऽनर्थस्य कारणम्* - નિ:સ્નેહી નિર્વાણનું સુખ પામે છે ને સ્નેહ અનર્થનું મૂળ છે. પણ પિતાજી કહે છે કે *अनारम्भो हि कार्याणां प्रथमं बुद्धिलक्षणं અને आरब्धस्यान्तगमनं द्वितीयं बुद्धिलक्षणं.* તમને સૌએ મળી આરંભના ખાડામાં નાખ્યાં તે હવે તમારું બુદ્ધિલક્ષણ એ કે તમારે અંત સુધી જવું; ને હું તો તમારાથી ચેતી ગઈ છું ને અનારંભ જે પ્રથમ બુદ્ધિલક્ષણ છે તેને જ પકડી લીધું છે અને હવે તો ભૂલ્યે ચૂક્યે એ રસ્તે કભી ભી ન જાઉંગી — કભી ભી ન જાઉંગી.'



કુસુમે ખભા વીંઝ્યા.

કુમુદસુંદરી — 'જો એ બીંજુ બુદ્ધિલક્ષણ પકડ્યાથી મારું દુ:ખ મટે એમ હોત તો હું આરબ્ધના અંત સુધી જાતે જાત જ. પણ તેમ કર્યાથી તો ઊલટું સર્વ કાર્ય વણસે છે ને સંસારનું કલ્યાણ કરવાની મહાશક્તિ અને અપૂર્વ વૃત્તિવાળા મહાત્માની શક્તિ અને વૃત્તિ પથ્થર ઉપર પડતી વૃષ્ટિ પેઠે નિષ્ફળ થાય છે. મારે તો હવે એક અધિકાર — વિહારપુરી અને ચંદ્રાવલીના સંસાર જેવો સંસાર કરી નાખવાનો — રહ્યો છે. મહાશક્તિ મહાલક્ષ્મી જગદંબાસ્વરૂપે આકાશથી પૃથ્વી સુધી વ્યાપી રહે છે ને આવાં નવરાત્રિમાં આ સંસારનો ગરબો રમવા નીકળે છે ત્યારે એ મહાત્મા ચંદ્ર પેઠે આકાશમાં ફરશે અને રંક કુમુદ છેક નીચેના તળાવમાં તેને જોઈને જ વિકસશે — ઈશ્વરે મને એ જ અધિકાર આપ્યો છે — મહેશ્વર કે મહેશ્વરીને કપાળે સરસ્વતીચંદ્ર ચંદ્ર પેઠે ચળકશે ને દૂર પૃથ્વી પર ખાબોચિયામાં પડી પડી રંક કુમુદમાળ તો એ પિતા કહે કે માતા કહે તે દેવને ચરણે રહી એ ચંદ્રનાં માત્ર કીર્તિકિરણને પોતાના હૃદય પર ધારશે -

*ગરબે રમવાને ગોરી નીસર્યાં રે લોલ,*

*શિરે ચંદ્ર ને પગે તે કુમુદને ધર્યાં રે લોલ!*

- એ ભાલતિલક ને હું ચરણકમળ — એમ જ નિર્માણ થયેલું છે.'

કુસુમ — 'એમ રહેવાનું તમારું ભાગ્ય હોય તો તે પણ શું ખોટું છે?'

કુમુદસુંદરી — 'સુન્દરગિરિનાં આભલાંમાં એ ચંદ્ર ઢંકાઈ રહે તો કુમુદ તેની કીર્તિના પ્રકાશનો ફાલ જોઈ શકે એમ નથી, ને તે નહીં જોઈ શકે તો અકાળે કરમાશે. કુસુમ! વગર વાદળાંના સ્વચ્છ આકાશના તારામંડળમાં જ્યારે ચંદ્ર પૂર્ણ પ્રકાશથી રાજય કરી રહેશે ત્યારે જ કુમુદ એની સંપૂર્ણ કીર્તિને પ્રત્યક્ષ કરી ખીલી રહેશે.'

કુમુદસુંદરી — 'એ તો ખરું.'

કુમુદસુંદરી — 'તો કુસુમ! એ વાદળાંને વિખેરનારી પવનલહરી થઈ મારી કુસુમ શું એની કુમુદને પ્રફુલ્લિત નહીં કરે? કુસુમ! તારી કુમુદ સંસારની દૃષ્ટિએ કલંકિતા થઈ છે, એ ફુલ હવે નિર્માલ્ય થયું છે, એનો સુગંધ એમાંથી લેવાઈ ગયો છે ને બીજા દેવને એક વાર ધરાવેલું નૈવેદ્ય આ મહાત્મા ધરશે તો લોકની દૃષ્ટિમાંથી એ મહાત્માનું માહાત્મ્ય ઊતરી જશે. કુસુમ! તું દોષ હીન અણસૂંઘ્યું કુસુમ એ મહાત્માનું માહાત્મ્ય સુરક્ષિત રાખવાને સમર્થ છે.'

કુસુમ કંઈક વિચારમાં પડી હતી તે જાગી.

'કુમુદબહેન, એમાંનું કંઈ ન વળે. તમે કોઈ રીતે કલંકિત થયાં નથી, તમારાં હૃદય નંગકુંદન પેઠે જોડાયાં છે તે જોડાયેલાં રહે તો જ મારું હૃદય તૃપ્ત રહેશે, ને જે સંસાર તમારામાં કલંક ન છતાં કલંક ગણે એવો આંધળો છે તેનું કલ્યાણ કરવાનું તમારે કાંઈ કામ નથી. એ સંસારની સાથે તમારે શી લેવાદેવા છે? એ સંસાર એવાં કલ્યાણ પામવાને યોગ્ય જ નથી.'



કુમુદસુંદરી — 'આવા મહાત્માના અલખ ગાનને પ્રગટ કરવાની લક્ષણવતી મોરલી શું મારી કુસુમ નહીં થઈ શકે? મારી અને મારા ચંદ્રની વચ્ચે અંતરાય નાખનારી વાદળીને વિખેરનારી પવનની લહેર જેવી શું મારી કુસુમ નહીં થાય?'

કુસુમસુંદરી — 'મારે સુખનો તિરસ્કાર છે ને તેને તમારે સુખી કરવી છે, ને તમે દુ:ખી છો તેમણે દુ:ખમાં પડી રહેવું છે. સરસ્વતીચંદ્રને સુખી કરવાની શક્તિ મારામાં નથી ને સંસાર જેને સુખ ગણે છે તે સુખ મને સુખી કરી શકે એમ નથી. હું જેવી છું તેવી જ પરમ સુખી છું.'

કુમુદસુંદરી — 'બહેન, તું સ્વાર્થી નથી?'

કુસુમસુંદરી — 'જો સ્વતંત્ર રહેવામાં સ્વાર્થીપણું આવી જતું હોય તો એ સ્વાર્થ મને બહુ વ્હાલો છે.'

કુમુદસુંદરી — 'જે સ્વતંત્રતા તને પ્રિય છે તે આ મહાત્મા સંપૂર્ણ રીતે આપશે.'

કુસુમસુંદરી — 'એ તા છોકરાં સમજાવવાની વાત છે.'

કુમુદુસુંદરી — ‘મારી સાથે આવો આવો પ્રસંગ પડવા છતાં અત્તરની શીશી ઉપર ડાટો વાસી રાખે તેમ જેણે મને પવિત્ર રાખી છે તેને તારી ઇષ્ટ સ્વતંત્રતામાં રજ પણ ન્યૂનતા થતાં તે કંટક પેઠે સાલશે એવું શું તું નથી ધારતી?’

કુસુમસુંદરી — ‘ન્યૂનતા થાય એ પછી સાલે તે નકામું. એ ન્યૂનતાનો પ્રસંગ જ દૂર રાખવો.’

કુમુદસુંદરી — ‘એણે આજથી ચંદ્ર કુમુદના જેવો, વિહારપુરી ને ચંદ્રાવલી જેવો, અશરીર- કેવળ માનસિક- સ્નેહનો યોગ મારી સાથે જન્મારો રાખવાની સજ્જતા દર્શાવી છે તે તારા ભયનો પ્રસંગ સરખો નહીં આવવા દે એવું તું ધારતી નથી?’

કુસુમસુંદરી — ‘સજ્જન હોય માટે સમર્થ પણ છે એમ કંઈ કહેવાય?’

કુમુદુસુંદરી — ‘હું અનુભવની વાત કહું છું કે તે મહા સમર્થ ત્યાગી છે.’

કુસુમસુંદરી — ‘મને કાકીએ કહ્યું છે કે સ્ત્રીઓ જેવી દૃઢતા પુરુષોમાં નથી — પુરુષો ભલે પોતાની સ્તુતિ કરે.’



કુમુદસુંદરી — ‘કાકીએ સત્ય કહ્યું છે. પણ જેમ સામાન્ય રીતે પુરુષો કરતાં સ્ત્રી નીચી હોય છે છતાં પુરુષો કરતાં ઊંચી સ્ત્રી પણ મળી આવે છે તેમ પુરુષોમાં પણ આવા ત્યાગી હોય છે-’

કુસુમસુંદરી — ‘બહેન, તમે જે અણીશુદ્ધ પવિત્ર રહ્યાં છો તે તમારી જ શક્તિનું ફળ છે ને તમારા હૃદયની પ્રીતિ તમારી જીભને તમારી આત્મસ્તુતિના માર્ગથી આડી વાળે છે.

કુમુદસુંદરી — ‘મેં તને સત્ય કહ્યું હતું તે ફરી કહું છું કે હું અત્તરની શીશી પેઠે ઢોળાઈ જવા જેવી થઈ હતી તેને આ સમર્થ ત્યાગીએ સીધી કરી ને મારી પવિત્રતાનું અત્તર અમર રાખ્યું. જેણે અઢળક લક્ષ્મીનો, મારો અને ઇન્દ્રપુરી જેવી મુંબઈનો ત્યાગ કર્યો તે મહાત્મા મન્મથના અગ્નિ ઉપર દાઝ્યા વિના ચાલી શકે એમાં તને શું આશ્ચર્ય લાગે છે?’

કુસુમસુંદરી — ‘આશ્ચર્ય તો કાંઈ નથી. માત્ર અનુભવીઓનો અભિપ્રાય કહું છું.’

કુમુદસુંદરી — ‘તેં એમનાં સ્વપ્નોનો સાર જાણ્યો ને એમણે ધારેલા સમારંભનો સાર જાણ્યો તે કામમાં ખરચવા રાખેલી લક્ષ્મી તેમને ઓછી પડે છે માટે પુત્રાદિ ઉપાધિ પણ જોઈએ નહીં એવો તેમનો નિશ્ચય છે તે પણ તેં જાણ્યું છે; અને કુમુદ સાથેનો સંસાર પણ ઇચ્છતા નથી પણ

કુમુદને દીધેલા દુ:ખના પ્રાયશ્ચિતરૂપ ગણીને જ સ્વીકારવા ધારે છે — તે તને કહ્યું.’

કુસુમસુંદરી —’તે પણ હશે, પણ મને આ કથાનો જ કંટાળો આવ્યો છે. તમે બીજી વાત કાઢો.’

કુમુદસુંદરી — ‘જો આ વાતનો તને કંટાળો હોય તો મારું દુ:ખ નિવારવા તું રાજી નથી ને મારે હવે બીજી વાત શી કરવાની છે? કુસુમ, આપણો સમાગમ આટલાથી પૂરા થશે અને કુમુદ પરિવ્રાજિકામઠમાં કરમાતા સુધી રહેશે. જેનું કલ્યાણ જીવન સફળ કરવાની મારી છેલ્લી આશા તેં ધ્વસ્ત કરી છે તે મહાત્માએ સગી માતાને અભાવે સંસાર છોડ્યો, પ્રીતિ છોડી, મુંબઈનગરી જેવું ઉત્કર્ષસ્થાન છોડ્યું, અને સુપાત્ર સહધર્મચારિણીને અભાવે સંસારનું મહાકલ્યાણ કરવા તેણે ધારેલું છે ને સમર્થ છે તે મહાકલ્યાણ ઈશ્વરને સોંપી દઈ પોતે યદુશૃંગના બ્રહ્મચારી બાવા થઈને એ સુગંધવાળું ફૂલ રણની ઊકળતી રેતીમાં ચીમળાઈ આયુષ્ય પૂરું કરશે. હવે આ વિના બીજો માર્ગ તેમને પણ નથી ને મારે પણ નથી.’

કુમુદસુંદરી — ‘ને તમારી ધારણા પ્રમાણે હું વર્તું તો તમે તમારો જન્મારો ક્યાં પૂરો કરશો?’



કુમુદસુંદરી — ‘મારા અને મારાં પવિત્ર દેવીના દુઃખથી મારા સસરાજી સંન્યસ્ત લેવા ધારે છે તેમને આશ્વાસન આપવા હું તેમને ઘેર જઈશ. મારાં અલકબહેન અશિક્ષિત છે પણ તારા જેવાં જ તીવ્ર અને તારા જેવાં જ માયાળુ છે તેમની જોડે ત્યાં કાળક્ષેપ કરીશ. મારાં દેવી નાનો પુત્ર મૂકી ગયાં છે તેને ઉછેરવામાં, વિદ્યા આપવામાં અને સદ્ગુણી કરવામાં તારા બનેવીના જીવનું શ્રાદ્ધ અને તર્પણ માનીશ. બાકીની કાળ સુવર્ણપુરમાં રહી તમ દંપતીના સમારંભનો લાભ સુવર્ણપુરનાં કુટુંબોમાં પ્રસારવા યત્ન કરીશ અને મારા સસરાજી તેમાં ધનથી અને રાજ્યથી આશ્રય આપશે. વર્ષમાં કંઈક કાળ ગુણિયલ પાસે, કંઈક તારી પાસે, અને કંઈક ચંદ્રાવલીબહેન અને મોહનીમૈયા જેવાના સત્સમાગમમાં ગાળીશ, અને યથાશક્તિ તેમને અને તમને સુવર્ણપુરમાં બોલાવીશ. બાકી મારું આયુષ્ય જેટલો અવકાશ આપશે તે સર્વકાળ સારા ગ્રંથો જોવામાં અને પરમાત્માના ચિંતનમાં ગાળીશ. કુસુમ, મારું આયુષ્ય મારા ચંદ્રને અને તને કલ્યાણપ્રવૃત્તિઓમાં સફળ લોકયાત્રા કરતાં જોઈ નિવૃત્ત અને તૃપ્ત થશે; તમને બેને, ગુણિયલને, પિતાજીને અને મારા શ્વસુર કુટુંબને સુખી જોઈ સુખી થશે, અને તને કહેલાં કાર્યમાં તમારા જેવી જ પ્રવૃત્તિ રાખતાં મારા ચંદ્રનો અહોનિશ ધ્યાનયોગ પામશે. કહે વારુ, એ પછી કુમુદનું આયુષ્ય સફળ કરવાને શું, બાકી રહ્યું?’

કુસુમસુંદરી — ‘તમે જ શાસ્ત્ર કાઢ્યું છે કે પ્રીતને આગળ કર્યા વિનાનું તમારું લગ્ન સાધુજનો વંચનાલગ્ન ગણે છે ને મારું એવું લગ્ન કરાવવા તમે

ઊભાં થાઓ છો તે શું?'

કુમુદસુંદરી — 'એ પ્રીતિનું બીજ તારામાં નથી એવું નથી.'

કુસુમસુંદરી — 'ખોટી વાત! ખોટી જ વાત!'

કુમુદસુંદરી — 'ચંદ્રકાંતભાઈએ સરસ્વતીચંદ્રને તારી કેટલીક વાતો કહી છે તેથી હું સમજી છું કે એ મહાત્મા રત્નનગરી આવ્યા હતા તે કાળે તારો બાળભાવની જે ઉમળકો એમના ઉપર બીજરૂપે વવાયો હતો ત્યાં ઈશ્વરે એકાંતમાં પણ ઉચિત વૃષ્ટિ કરી છે ને એ બીજના અંકુર ફૂટી નીકળ્યા છે. હું તમારો યોગ કરાવીશ ત્યારે એ અંકુર વિકાસ પામી પુષ્પફળ ધારવાને સમર્થ થશે.'

કુસુમસુંદરી — 'ચંદ્રકાંતભાઈ મારા કાળજાની વાત શી સમજે? બધાં સરસ્તીચંદ્રનો દોષ કાઢતાં હતાં ત્યારે મેં તેમનો જરી પક્ષ કર્યો એટલે કાકીએ ને બધાંએ એનો ગમે તેવા અર્થ કર્યો — તે સૌ ફોકટ.'

કુમુદસુંદરી — 'હેતુ વિનાનો પક્ષપાત તે જ સ્નેહ એવું સાધુજનો લક્ષણ કહે છે. એવો પક્ષપાત તારા હૃદયમાં ઉદય પામ્યો છે એની શું તું ના કહે છે? આપણા લોક નાનાં બાળકોમાં વિવાહના વાગ્દાનકાળથી આવા પક્ષપાત રાખવાના પ્રસંગ આણે છે તે સપ્તપદીકાળે એ પક્ષપાત પરિપાક પામ્યા ગણી લગ્ન કરે છે — લોકની અધોગતિને લીધે તેઓ આ મર્મ સમજતા નથી ને આવા પ્રસંગો આણવાના યોગ્ય વિધિ કરતા નથી. ભગવાન મન્મથ સંકલ્પયોનિ છે અને આવા પ્રસંગોથી ઉત્પન્ન થયેલા સંકલ્પો પરિપક્વ કરવામાં આવે ને યોગ્ય વયે લગ્ન કરવામાં આવે તો સપ્તપદીની પ્રતિજ્ઞાઓ યથાર્થ રૂપે લેવાય એવું મારા સ્વપ્નના નાગલોક ગણતા, એવા જ પ્રસંગોએ મારી અને સરસ્વતીચંદ્રની પ્રીતિને પ્રકટ કરી, ને એવા જ પ્રસંગોથી તારી પ્રીતિનાં બીજ રોપાયાં છે તે યોગ્ય વિધિથી પરિપાક પામ્યા વિના રહેવાનાં નથી.'



કુસુમસુંદરી — 'એ તમારું શાસ્ત્ર જે હો તે હો. પણ મારામાં તે પ્રીતિ નથી જ. ને સામા પક્ષમાં તો એ પ્રીતિનું મૂળ પણ નથી એવું તમારે કહ્યા વિના ચાલે એમ નથી. કુમુદબહેન, ફોકટ ફાંફાં શાને મારતાં હશો?'

કુમુદસુંદરી — 'તેં જ લખ્યું હતું કે "દેખ મછેન્દર ગોરખ આયા" એવું તેમને કહેવાનો તારે અધિકાર છે.'

કુસુમ ખભા ઊંચા કરી મોં મરડી બોલી: 'વા...રુ! એવું કહ્યું તેમાં શું આવી ગયું જે! આમ ઊંધા ઊંધા અર્થ કરતાં આ સાધુઓમાં રહી શીખ્યાં હશો!'

કુમુદસુંદરી — 'જે સાધુઓમાં રહીને હું શીખી તે તને ઊંધા અર્થ કરનાર લાગતા હોય તો તેમના ભેગાં જવાને ઠેકાણે હું કહું છું ત્યાં જા.'

કુસુમસુંદરી — ‘હવે આ પ્રકરણ બંધ કરીશું?’

કુમુદસુંદરી — ‘ગમે તો એ પ્રકરણનો અને આપણો બેનો — બે સમાગમ સાથે લાગા બંધ કર, અને ગમે તો બે સમાગમને સાથે લાગા ચાલવા દે.’

કુસુમસુંદરી — ‘જાઓ. પિતાજી, તમે, ગુણિયલ ને સરસ્વતીચંદ્ર એ ચારનો એક જ મત થાય તો તે કરું — ને ચારમાંથી એક જણનો મત જુદો પડે તો મારી મરજી પ્રમાણે કરું — તો?’

કુમુદસુંદરી — ‘આટલું કરીશ તા બહું છે.’

કુસુમસુંદરી — ‘જોજો હોં! છેતરાશો. એ ચાર મત એક થવાના નથી; ને નહીં થાય તો તમે મારી મરજી પ્રમાણે ચાલવા બંધાઓ છો? — ને ભૂલી, પાંચમો દાદાજીનો મત પણ ખરો. એક કાકીનો નહી.’

કુમુદસુંદરી — ‘હા, હું યે બંધાઉ ને તું યે બંધા.’

કુસુમસુંદરી — ‘બંધાવ જોઈએ.’

કુમુદસુંદરી — ‘આ હું બંધાઈ — મારું વચન છે.’

કુસુમસુંદરી — ‘બંધાવ છો? જોજો, હોં!



કુમુદસુંદરી — ‘હા, બંધાઈ. પણ તું બંધાને!’

કુસુમસુંદરી — ‘હું યે નહીં બંધાઉ ને તમે યે ન બંધાશો, બે જણ મોકળાં રહીશું.’

કુમુદસુંદરી — ‘મને બાંધી હવે કાંઈ છુટાશે?’

કુસુમે નિ:શ્વાસ મૂક્યો: ‘ત્યારે શું હું બંધાઈ જ?’

કુમુદસુંદરી — ‘શું કરવા નિ:શ્વાસ મૂકે છે? બે જણ બંધાયાં છીએ.’

કુસુમસુંદરી — ‘એ તો કાંઈ ઠીક ન થયું.’

કુસુમને ગળે હાથ મૂકી, એને ઉઠાડી, એને સાથે લઈ કુમુદ તંબુબહાર નીકળી.

‘કુસુમ! આ સામેની વાડોપાર ગુલાબના છોડ તું દેખે છે?’ કુમુદે પૂછ્યું.

કુસુમ — ‘હા.’

કુમુદસુંદરી — ‘આપણે આગળ વંટાળિયામાં છૂટી ધૂળ ઊડે છે ને કાંટાવાળાં દીટાં ઉપર આ ગુલાબ બંધાઈ રહ્યાં છે તે પણ વાથી હાલે છે. એ બેમાંથી સારું જીવન કોનું?’

કુસુમસુંદરી — ‘મને આજ કાંઈ સૂઝતું નથી. તમારે માથેથી ઊતરેલું ચક્ર મારે માથે આવી બેઠું છે તેની વેદનામાં મને તમારું ગુલાબ પણ ગમતું નથી ને ધૂળ પણ સૂઝતી નથી.’

કુમુદસુંદરી — ‘આ ધૂળ છૂટી છે તે સ્વતંત્રતાથી સુખમાં મહાલે છે! ને ગુલાબ લોકનું કલ્યાણ કરવાને સરજેલાં છે તે બિચારાં આમ કાંટાઓ વચ્ચે બંધાઈ વીંઝાઈ રહ્યાં છે!’

કુસુમ બોલી નહીં.

કુમુદસુંદરી — ‘લોક ઘણુંખરું સ્વતંત્ર સુખ પાછળ દોડે છે તે આવા વંટોળિયામાં આ ધૂળ પેઠે ગૂંચવાય છે.’

કુસુદસુંદરી — ‘એ તો સત્ય.’

કુમુદસુંદરી — ‘તેમાંનો સમજુ ભાગ સુખને સ્થાને સ્વતંત્રતા શોધે છે અને સમજુઓમાં પણ દૂરદર્શી હોય છે તે અન્ય સ્વતંત્રતાને સ્વચ્છંદ જેવી માને છે ને માત્ર ઉપાધિથી દૂર રહેવાની આ ઉપલા આકાશના જેવી સ્થિતિને જ સ્વતંત્રતા ગણા સંન્યાસ અથવા ત્યાગ જ શોધે છે.’

કુસુમસુંદરી — ‘મારે એ જોઈએ.’



કુમુદસુંદરી — ‘એવા પણ જીવ છે કે જ જીવરાજ શેઠના પ્રવાસને સફળ કરવા તેમના ઉપાધિઓમાં ગુલાબ પેઠે બંધાઈ વીંઝાઈ રહે છે — પાણીમાં ને પવનમાં કમળ પેઠે રહે છે! પણ કમળ ઉપર પાણી રહે ને હાથેલીમાં પારો રહે એમ ઉપાધિઓ ચારે પાસ તરવરવા છતાં આ જીવો એ ઉપાધિઓથી અસ્પૃષ્ટ રહે છે અને તે છતાં પોતાનો સમાગમ પામેલા પાણીને સુશોભિત અને સુગંધિત કરે છે અને પારાના વિષથી નિર્ભય રહી પારાનો લોકકલ્યાણકર પ્રયોગ કરે છે. કુસુમ! સરસ્વતીચંદ્ર સ્વતંત્રતા ઇચ્છતા નથી પણ આવી અસ્પૃશ્યતાનું અને કલ્યાણવૃત્તિનું ધારણ કરે છે. જીવન્મુક્તિ અને મનુષ્યધર્મનો સમાગમ આવી રીતે જ થાય છે. તું સંન્યાસની સ્વતંત્રતા ઇચ્છે છે. હું તને, સરસ્વતીચંદ્ર જેવી — ગુલાબ અને કમળ જેવી — થયેલી જોવા ઇચ્છું છું. તારી ઇચ્છા પ્રમાણે સર્વનો એક મત થશે તે પ્રમાણે સ્વીકારવા તેં સમજીને હા કહી છે તો હવે શા માટે મુંઝાય છે? તું કહેની કે તું સ્વતંત્ર રહી શું કરીશ? તારા આયુષ્યનો સુકાળ કેમ ગાળીશ?

કુસુમસુંદરી — ‘સદ્વસ્તુ વાંચીશ, ને જાણીશ. ને સ્વસ્થ રહીશ.’

કુમુદસુંદરી — ‘બીજી કાંઈ કલ્યાણકર ક્રિયા કે ફળ વિના આટલા એકલપેટા સ્વચ્છંદી નિષ્ફળ જીવનથી તને સંતોષ છે? તારા વાંચ્યાંનું અને જાણ્યાનું ફળ બીજા કોઈને શું થશે? પાણી ભરેલાં વાદળાં વાદળમાં જ વેરાઈ જાય તેમ તારા સુંદર જીવનને વેરી નાખવાને માર્ગે તું ચડતી નથી?

કુસુમ! આ સામે સુભદ્રાનો અને રત્નાકરનો પુણ્ય સંયોગ આ ગિરિરાજ ઉપરથી આપણે જોઈ શકીએ છીએ તે જરી જો.'

કુસુમે દૃષ્ટિ કરી પણ ઉત્તર ન દીધો.

કુમુદસુંદરી — 'સુભદ્રા મીઠા જળની ભરેલી છે પણ પોતાના તીર ઉપરના પ્રદેશ વિના બીજાને તેનો લાભ મળતો નથી — મળી શકે એમ નથી — પણ એનાં વેગભર્યાં જળ મહાસાગરમાં ભળે છે, ભળે છે પણ મહાસાગરને મીઠો કરી ન શકતાં, એનું પોતાનું જળ ખારું બની, દેખાતું બંધ થાય છે અને જ્યાં ત્યાં મહાસાગરનું જળ ખળખળતું દેખાય છે! પણ ત્યાં જ એમનું અદ્વૈત સમજવું! સુભદ્રા પોતાની શક્તિ પ્રમાણે આ મહાસાગરની જળસમૃદ્ધિને પોષે છે — તેમાં વધારો કરે છે, પૃથ્વી ઉપરનાં દૂરનાં અનેક ગુપ્ત સ્થાનોમાંથી કંઈ કંઈ પદાર્થો ખેંચી આણે છે ને — તે શા શા છે તે જાણવા હોય તો ચાર દિવસ ચંદ્રાવલીબહેનના ચોતરા આગળ ઊભી ઊભી જોયાં કરજે — એ ખેંચી આણેલા પદાર્થોથી રત્નાકરનાં ઊંડાં મર્મસ્થાન ભરાય છે — એ રત્નાકર રત્નાકર થાય છે. એ રત્નાકર ઉપર પૃથ્વીની નૌકાઓ દોડ્યાં કરે છે ને સંસારને સાંકળે છે. એ રત્નાકર પૃથ્વી ઉપરના આ સર્વ વાતાવરણને પલાળે છે ને પ્રાણીમાત્રનાં જીવનમાં પળે પળે નવા જીવ ભરે છે. એ રત્નાકર એથી પણ વધારે ઊંચે ચડી આકાશની મેઘમાળાઓનું સ્વરૂપ ધરે છે અને મેઘમાળાઓના ભવ્ય સંચય સંસારનું શું શું કલ્યાણ નથી કરતા? કુસુમ, તું એકલી કૌમારવ્રત પાળી શું કરવાની હતી? એકલો પડેલો પાણીનો રેલો ધૂળમાં ભળી જાય છે, મનુષ્યોના ચરણથી રજમાં ચંપાઈ જાય છે, ને તડકામાં ઊડી જાય છે, તેવું તારું જીવન થશે. જે મહાત્માનાં અંત:સ્વપ્ન તેં જોયાં અને જેનાં કલ્યાણકાર્યનું મનોરાજ્ય તેં દૃષ્ટિગોચર કર્યું તે મહાત્માનાં હૃદયરત્નાકરની તું રંક સુભદ્રા થઈશ તો પણ ઓછી વાત નથી; તો આ તો એની ગંગા, એની બ્રહ્મપુત્રા, અને એની સિન્ધુ એ સર્વ મહાનદીઓનું કામ કરવાને તું એકલી જ સમર્થ છે ને તારા વિના એ કામ કરવાને આખા ત્રિભુવનમાં કોઈ સમર્થ નથી! તો કુસુમ, શું એવું પુણ્યજીવન પ્રાપ્ત કરવા તને અભિલાષ નથી થતો? કુમુદથી એ બનવું અશક્ય છે — એ તો તું ગંગા થઈશ તો તારી યમુના થશે, અને તું એ બેની ગંગા નહીં થાય તો તું પાણીનો રેલો ને કુમુદ પણ પાણીનો રેલો! આપણે આ રત્નાકરનાં ગંગાયમુના જેવાં થઈશું તો ગુણિયલના સુખનો સમુદ્ર ઊભરાશે. આપણે પુત્રીઓ જ એના હૃદયને આજ જડમૂળથી તોડી પાડીએ છીએ તે એ હૃદયરૂપ રત્નછત્રને ટકાવનાર નાના દાંડા થઈશું. — અને આપણા પિતા આપણે માટે સર્વસ્વનો ત્યાગ કરવા તત્પર થયા છે તેને આપણે પરમ પ્રતિષ્ઠા આપીશું! બાકી લક્ષ્મીનંદનની વૃદ્ધાવસ્થાના આશીર્વાદ આપણા ઉપર રેલાશે. મારા શ્વસુરને તું આટલા આશીર્વાદ દે છે તેના કુટુંબના કલ્યાણનાં આપણે સાધન થઈશુ, — અને એવાં અનેક સત્કાર્ય — જેને તું નાનાં ગણતી હોય તો નાનાં ને

મોટાં ગણતી હોય તો મોટાં -એ સત્કાર્યનાં આપણે સાધક થઈશું. અને — કુસુમ, આ સર્વ મહાફળની આપણે ઉપેક્ષા કરીએ તો પણ જે મત્સેંદ્રનાથ જેવા મહાત્માનું ગોરખકૃત્ય કરવા તું તત્પર થઈ છે, જે મહાત્માના પુણ્યજીવનથી — આ તંબુના દંડથી તંબુની આ દોરીઓ રહી છે તેમ — ટકી રહેલી મારી અને સુન્દરગિરિપરના સંસારમાંના સાધુજનોની આશાઓ એ મહાત્માના ટકાવી ટકી રહી છે — તે મહાત્માના જીવનને અને તેની સાથે મારી અને આ સર્વની પવિત્ર આશાઓના મનોરાજ્યને સફળ કે નિષ્ફળ કરવાં એ એક કુસુમના હાથમાં છે! તે તું નિષ્ફળ કરીશ, સ્વચ્છંદ કુમારિકા રહી પેલી ધૂળ પેઠે આથડીશ, તો — પિતા પોતાની ઉદારતાને લીધે ને ગુણિયલ પોતાના પતિવ્રતને લીધે તને સ્વતંત્રતા આપે છે ખરાં — પણ તેમનાં ભાગ્યની અવદશા મારે તારે હાથે થયેલી જોઈ આપણે સંસારમાં સ્વછંદ અને ક્રૂર પુત્રીઓનાં દૃષ્ટાંન્તરૂપ થઈશું, નવી કન્યાઓને વિદ્યા અને સ્વતંત્રતા મળવાનો સંસાર નિષેધ ગણશે તેનાં કારણ થઈ પડીશું. એ કન્યાઓનાં અદૃષ્ટ દુર્ભાગ્યને ઉપરથી પૃથ્વી ઉપર ઊતરી આવવાની નિસરણીઓ થઈશું, અને તેમના મહાપ્રયત્ને ચડતાં સદ્ભાગ્યને રોકી દેવાના દાદરા થઈશું! અને કુમુદને કપાળે તો તારા વિના એકલા પડનાર આ મહાત્માનું સર્વ સામર્થ્ય અને મનોરાજ્ય પડી ભાંગ્યું જોવાનું જ બાકી રહેશે. હવે વધારે કહેવાની મારી શક્તિ નથી -ડુબાડ કે તાર, જિવાડ કે માર — જ્યાં સુધી સંપૂર્ણ પ્રસન્ન થઈ પ્રીતિથી એ મહાત્માને તારા ગંગા જેવા નિર્મળ હૃદયમાં સ્વીકારવા તું તત્પર થાય, ત્યાં સુધી એ મારું કહ્યું માને એમ નથી, હું એમને ઠગું એમ થવાનું નથી, તેમ જ ત્યાં સુધી આ રાજહંસ આકાશમાં સંચરવા સમર્થ થાય એમ નથી અને કુમુદ, એમને જડ પૃથ્વી ઉપર નિરાહાર આયુષ્ય ગાળતા જોઈ, પોતાના રંક આહારનો કોળિયો પામે એમ નથી. કુસુમ! હું કહેવાનું કહી રહી — તારું મનોગત કહી દે એટલે ગમે તો હું તરત જાઉં ને ગમે તો તારી પાસે રહું ને સર્વથા નિશ્ચિંત અને કૃતકૃત્ય થાઉં. હું તારા ઉપર બળ કરતી નથી ને કરવાની નથી. સર્વના એકમત પ્રમાણે ચાલવાની તે હા કહી છે, અને તું તે પ્રમાણે ચાલીશ એ પણ હું જાણું છું. પણ તે વસ્તુ સર્વને ગમતી હોય પણ તારા હૃદયમાં જરી પણ અણગમતી હશે તો તેથી તારો જન્મારો બગડશે તે મારાથી નહીં ખમાય. માટે જ હું, તારા મનને બુદ્ધિ આપી તારા મનને આ વાત ગમતી થાય તો જ તેમાં પ્રવૃત્ત થવા ઇચ્છું છું. તારા હૃદયને એક ખૂણે પણ આ વસ્તુ ન ગમતી હોય તો દુ:ખી કુસુમ કરતાં દુ:ખી કુમુદ સારી. માટે મને તારા મનની ખરેખરી વાત કહી દે કે તું સુખી શાથી થઈશ? અનેક જનના કલ્યાણના આ કાર્યથી તું સુખી થાય એમ હોય નહીં તો મારે એ કાર્ય નથી આરંભવું. મારો પોતાનો સંકલ્પ તો એટલો જ છે કે એ કાર્ય આરંભવાની ના ઠરશે તો હું માતાપિતાને અપકીર્તિ કે હાનિ ન વેઠવાં પડે ને આ મહાત્માની મારાથી દૃષ્ટિસેવા થાય એવી રીતે — પૃથ્વીનો સ્પર્શ કર્યા વિના ચંદ્ર તેની પ્રદક્ષિણા કરે છે તેમ — પરિવ્રાજિકામઠમાં આયુષ્ય પૂરું

કરીશ! કુસુમ, તને કયે માર્ગે સુખ થશે તે કહી દે! કુમુદ તો દુ:ખમાં જન્મી છે, દુ:ખમાં વસી છે, ને દુ:ખમાં મરશે. પણ સુખમાં જન્મેલી મીઠા જલની માછલી જેવી કુસુમને ખારા પાણીમાં નહીં નાખું. તું હસતાં મુખથી કહી દે — મારું મુખ હસે કે રુએ તેની રજ ચિંતા તું કરીશ નહીં. કુસુમ, તારું મનોગત કહી દે ને મુક્ત કર! હવે બીજો એક શબ્દ નહીં પૂછું ને પૂછ્યું તેટલાની ક્ષમા કરજે.'

કુસુમસુંદરી — 'બહેન! તમારા બોલેબોલ સાચા છે ને અનુભવના છે. તમે મારું કલ્યાણ ઇચ્છો છો એવી મારી શ્રદ્ધા છે ને એ કલ્યાણનો માર્ગ તમે બતાવો છો તે પણ સાચો છે એ તમે સ્પષ્ટ કર્યું તે હું પ્રત્યક્ષ કરી શકું છું. વાંધો માત્ર એટલો છે કે મારા હૃદયની કેવી વૃત્તિ છે તે હું સમજી શકતી નથી. વૈદ્ય આપણી નાડી જોઈ રોગ પારખી ઔષધ કરે તેમ તમે સર્વ મારા હૃદયની પરીક્ષા કરી જે ઔષધ કરશો તેથી મારું કલ્યાણ થશે એમ હું હવે માનું છું. મારા શરીરમાં માંહ્ય શું છે તે હું જાણતી નથી તેમ મારા હૃદયમાં કેવી નાડીઓ છે તે પણ જાણતી નથી. મારો વૈદ્ય શોધી કાઢો કે તમે જ ઔષધ કરો — મને કાંઈ સમજાતું નથી.'

કુમુદસુંદરી — 'એ ચિકિત્સા ને ઔષધ સુન્દરગિરિના સાધુજનોને મન સહજ છે ને તેમનો અભિપ્રાય પણ હું લઈશ.'



એકબીજાંને ગળે હાથ મૂકી બે બહેનો તંબુની દોરીઓ વચ્ચે ને દોરીઓ બહાર ફરતી ફરતી વાતો કરી રહી એટલામાં તો પાછલો પ્રહર થઈ રહેવા આવ્યો, સૂર્ય નમવા લાગ્યો અને બે જણીઓ છૂટી પડી. કુમુદ જે માર્ગેથી આવી હતી તે માર્ગ ઉપર દૃષ્ટિ કરી, વાતો બંધ કરી, આસપાસનો દેખાવ જોતી, ઊભી રહી ત્યાં તંબુમાં કાંઈક શબ્દ થયો. બે જણીઓ તંબુમાં પાછી ફરી તો એક ચંદ્રાવલી ઊભેલી હતી.

# ૫૧ સમાવર્તન

‘What am I to quote, Where quotation itself is staggered at my situation ?’

- Anonymous .

સરસ્વતીચંદ્રને અને ચંદ્રકાંતને એક જુદી પર્ણકુટીમાં ઉતારો મળ્યો તેમાં તેમણે બાકીનો દિવસ ગાળ્યો. તે દિવસે આવેલા પત્રોમાં ચંદ્રકાંતને આવેલા ઘણાક પત્રો ભેગા સરસ્વતીચંદ્ર ઉપર પણ પત્રો હતા. તેમાં બુલ્વરસાહેબના, લક્ષ્મીનંદનના, હરિદાસના, ઉદ્ધતલાલના, તરંગશંકરના અને બીજાઓના પણ હતા. સરસ્વતીચંદ્ર હવે સર્વના મનમાં પ્રગટ થયો અને સર્વ સુન્દરગિરિ ઉપર આવવાના એ પણ નક્કી થયું. છેક સાયંકાળ સુધી બે મિત્રોએ મુંબઈની અને રત્નનગરીની વાતો કરી અને સાંજે છ સાત વાગતાં બહાર નીકળવાનો વિચાર કરે છે ત્યાં કમાડ ખખડ્યું અને પૂછવા જાય છે એટલામાં તે ઉઘાડી એક સાધુ દીવો કરી ગયો ને તેની પાછળ ચંદ્રાવલી આવી.

એને દેખતાં બે જણ ઊભા થયા અને પ્રણામ કર્યા. સર્વ બેઠા.

ગુણસુંદરી સાથે પોતાને, અને કુસુમ સાથે કુમુદને થયેલી સર્વ વાતો ચંદ્રાવલીએ કહી બતાવી અને અંતે બોલી:



‘સાધુજન! બે બહેનોએ, પરમ સ્વતંત્રતાથી, પરમ કલ્યાણબુદ્ધિથી, અને પરમ વ્યવહારનિપુણતાથી એવો નિર્ણય કર્યો છે કે મારી મધુરીમૈયા — તે સંસારની કુમુદસુંદરી — પરિવ્રાજિકાજીવન ગાળશે ને કુસુમબહેનની પ્રીતિનો આપે પરમ દયાથી સ્વીકાર કરવો યોગ્ય છે. આપ જેવા મહાસાગરનો કુસુમબહેન ગંગામૈયા પેઠે સમાગમ પામશે અને કુમુદબહેન તેમની પાછળ યમુનામૈયા પેઠે પ્રવાહિત રહેશે. સર્વનું કલ્યાણ આમાં છે. મેં પણ સૂક્ષ્મ ચિકિત્સાથી બે બહેનોનાં હૃદયમર્મ સમજી લીધેલાં છે ને તેમનું માગેલું ઔષધ તે જ સર્વના કલ્યાણનું અને સર્વના ધર્મનું સાધન થશે એવો સિદ્ધાંત કરેલો છે. કહો જી આપની શી આજ્ઞા છે?’

ચંદ્રકાંત આનંદમાં આવી બોલ્યો: ‘મિત્ર! કંથા તમારે રાખવી હોય તો કુસુમસુંદરી પણ રાખશે, અને સર્વનાં મનોરાજ્યના મનોરથ પૂર્ણ થાય એવી તમે પૂર્ણાહુતિ પણ કરી શકશો. લક્ષ્મીનંદનશેઠ કાલ પ્રાત:કાળે આવી પહોંચશે અને બે સદ્ગુણી વિદુષી પરમ સંસ્કૃત આર્યબહેનોની વિજ્ઞપ્તિ સ્વીકારશો તો તમારા હૃદય વિના સર્વનાં હૃદય પ્રફુલ્લ થશે અને તમારા મહામહાયજ્ઞની અદ્વૈતવેદિ ઉપર મહાજ્વાલાઓ પ્રકટ થશે. તમારા હૃદયની વૃત્તિ આ વિજ્ઞપ્તિ સ્વીકારવાની ના પાડે તો આ યજ્ઞમાં એ વૃત્તિનું પણ બલિદાન આપો અને સર્વનું કાર્ય કરો. તમે અને કુમુદસુંદરીએ પ્રથમ સર્વ નિર્ણય મારા ઉપર નાખ્યો હતો તે હું હવે નિર્ણય કરું છું — મને પંચ

ઠરાવ્યો હતો તે હું હવે આજ્ઞા આપું છું કે આ વિજ્ઞપ્તિ સ્વીકારો. બે બહેનોની ઇચ્છા પ્રમાણે ચાલવા તમે સ્વીકારેલું છે તે બહેનોની પણ ઇચ્છા જણાઈ ગઈ. તેમની ઇચ્છા તેમનાં હૃદયની છે કે માત્ર મુખની છે તે વિષેય પણ ચંદ્રાવલીમૈયા જેવાં સૂક્ષ્મમર્મજ્ઞ સત્પરીક્ષકે સત્ય નિર્ણય કરી કહ્યો! હવે તો તમારા હૃદયને પણ પૂછવાનું બાકી રહ્યું નથી તો માત્ર મુખથી હા ભણો. ગુરુજીની પણ અનુજ્ઞા જ છે — તેમણે તો તમને દીક્ષા આપતાં જ કહેલું છે કે માન અને મદનો ત્યાગ કરો અને અવશ્ય હોય તો આ સાંકેતિકી કંથાનો પણ ત્યાગ કરો ને ચંદ્રાવલીમૈયા જેવાં યાચકને નિર્મુખ કાઢવાનું અકાર્ય કરશો નહીં!'

ચંદ્રાવલી — 'સાધુજન! આપના વિષયમાં જ્ઞાનભારતી અને વિહારપુરીનો અભિપ્રાય પણ જાણતી આવી છું. તેઓ ગુરુજીના ઉત્તમાધિકારી શિષ્યો છે ને તેમણે ઉભયે મારા વિચારમાં અનુમતિ કહી છે. ચિરંજીવોની કૃપાથી આપ જે ઉત્તમયજ્ઞના અધિકારી છો તે અધિકારની કથાનું ગુરુજીને સ્વમુખે તેમણે શ્રવણ કરેલું છે; અને મધુરીમૈયાના અભિલાષને ઉત્તમ ગણી, એની ભગિનીને આપ સ્વીકારો એટલું જ નહીં, આપના દુ:ખી પિતાને શાંત કરો એટલું જ નહીં, પણ એ બે કર્તવ્યને તો આપના મહાયજ્ઞને અંગે સ્વીકારવા જેવા સાધન ગણી, આપના સાધ્યના સંબંધમાં બીજી પણ ભવ્ય સામગ્રીઓ સંભૃત કરો, અને શ્રીઅલખના લખસ્વરૂ પની વિભૂતિઓને સંસારમાં — વસંતોત્સવના અબીલગુલાલ પેઠે — ઉરાડો, તો તેમાં પણ ગુરુજીના લઘુ મઠનો અપૂર્વ ઉત્કર્ષ જ છે એવું કહાવ્યું છે.'

સરસ્વતીચંદ્ર — 'મૈયા! તે મહાત્માઓની મારા ઉપર બહુ કૃપા છે.'

ચંદ્રાવલી — 'મહાશય! કલ્યાણાશયની અનન્તતા મેં આપને તે દિવસ વર્ણવી હતી તે હશે. આપે સંસારને પ્રત્યક્ષ કરાવવાનો પ્રસંગ સમીપ આવે છે તે જોઈ વિહારમઠના અધિષ્ટાતૃપદથી જ્ઞાનભારતીએ કહાવ્યું છે કે -

*'ગુણાગારે ગૌરે યશસિ પરિપર્ણે વિલસતિ*

*પ્રતાપોઽકલ્યાણં દહતિ તવ લક્ષ્યસ્વતિલક।*

*નવૈષ દ્રવ્યાણીત્યકથયદહો મૂઢતમધી -*

*શ્ચતુર્ધા તેજોઽપિ વ્યભજત કણાદ: કથમસૌ।।* [૧]

અને વિહારપુરીએ તો એમ જ પૂછ્યું છે કે -

*'વાતં સ્થાવરયન્નભ: પુટકયન્સ્રોતસ્વતીં સૂત્રયન્*

*સિન્ધું પલ્વલયન્વનં વિટપથન્ભૂમણ્ડલં લોષ્ટયન્।*

*શૈલં સર્ષપયન્દિશં ચપલયંલ્લોકત્રયં ક્રોડયન્*

*हेलारब्धरयो हयस्तव कर्थकारं गिरां गोचरः।।* [१]

'મહાત્મા! પ્રધાનજી પિતા અને પ્રધાનજીનાં પત્ની આપના મુખોચ્ચારની વાટ જુએ છે તેમને શો સંદેશ કહું?'

સરસ્વતીચંદ્ર — 'મૈયા! એમને કહેજો કે હું તો કન્થાધારી સાધુજન છું. આ શરીરને અર્થે જે કાઈ દ્રવ્ય પ્રાપ્ત થયું હતું અથવા થશે તે સર્વ લોકયજ્ઞમાં વેરી નાખવાની પ્રતિજ્ઞાથી બંધાઈ ગયો છું, અને રત્નનગરીના લક્ષ્મીવાન્ પ્રધાનજીનાં ભાગ્યશાળી રહેલાં પુત્રનું ભાગ્ય મારા ભાગ્ય સાથે જોડાશે તો તેમને સૌન્દ્રર્યોદ્યાન જેવા ભવ્ય આવાસમાંથી ઊતરી આવી પર્ણકુટીમાં રહેવાનો પ્રસંગ આવશે તો દુ:સહ થશે! પ્રધાનજીનાં એક પુત્રી મારા દુશ્ચરિતથી ભાગ્યહીન થઈ ગયેલાં છે તે તેમનાં આ એક પુત્રીનું દૃષ્ટાંત પ્રત્યક્ષ છતાં એમનાં બીજા પુત્રીના વિષયમાં મારો હવે ફરી વિશ્વાસ કરવાનો પ્રસંગ પાડતાં તેમણે ઘણું વિચારવાનું છે તે સાવધાન રહી સર્વ અનુભવી વડીલવર્ગે વિચારવું જોઈએ છે. અને તે પછી કુમુદસુંદરીના હૃદયની આજ્ઞા અને કુસુમસુંદરીના હૃદયની ઇચ્છા એક થાય તો હું તો ગુરુજીની ઇચ્છાથી દૂર નથી.'

ચંદ્રાવલી — 'યોગ્ય સંદેશ કહાવ્યો. મહાશય, તમને આશીર્વાદ દેઈ હું જાઉં છું.'

સર્વ ઊઠ્યાં. સરસ્વતીચંદ્ર પ્રણામ કરતો કરતો બોલ્યો: 'ચંદ્રાવલીમૈયા! આપ રસની અને ધર્મની અપૂર્વ ચેતનમૂર્તિ છો અને હું આપના મંદિરમાં ઉપાસક પેઠે ઊભો છું તો આપની પાસે રહેલી આ બે પવિત્ર દીવીઓના દીપ મારા અ-દક્ષિણ મુખપવનથી કંપે કે હોલાય એવું કરાવાનો પ્રસંગ ન આવવા દેશો.'



'અસ્તુ.' કહી ચંદ્રાવલી ચાલી ગઈ. ચંદ્રકાંત સ્તબ્ધ થઈ સૌ જોયાં સાંભળ્યાં કરતો હતો તે પોતાને માટેની પથારીમાં બેસી ગયો ને લાંબો થઈ સૂઈ ગયો.

'સરસ્વતીચંદ્ર! હવે વિચારવાનું નથી, ચર્ચવાનું નથી, ને રાત્રિ પડી તે બહાર જવાનું નથી. માત્ર ફલાહાર કરી સ્વસ્થ નિદ્રા પામવાનું છે.'

આખી રાત બે મિત્રોએ બોલ્યા ચાલ્યા વિના ગાળી. ચંદ્રકાંતે આખી રાત્રિ એક અસ્વપ્ન નિદ્રા વડે પૂરી કરી. સરસ્વતીચંદ્ર જરી નિદ્રા પામતો હતો, વળી જાગૃત થતાં કાંઈક સ્તવન કરતો હતો, અને વળી નિદ્રાવશ થતો હતો. માત્ર એક વાર સરસ્વતીચંદ્ર નિદ્રામાં અશ્રુપાત કરતો કરતો લવ્યો; 'પુરુષ વજ્ર જેવો કઠણ છે ત્યારે સ્ત્રીની દયાનો પાર નથી. કુમુદસુંદરી! તમે તમારો અભિમત પતિવ્રતાધર્મ પાળવાનો નિશ્ચય છોડી સાધુજનનો બોધેલો ધર્મ સ્વીકારવા તત્પર થયાં તે શાથી? માત્ર મારા ઉપરની પ્રીતિથી અને મારી આ સ્થિતિ જોવાની તમારી અશક્તિથી! પવિત્ર

માતાપિતાની અવગણના કરવા તત્પર થયાં — દેવી અને બુદ્ધિધન જેવી તમારા હૃદયની મૂર્તિઓને ભૂલી જવા તત્પર થયાં, અપકીર્તિ અને હૃદયનું મર્મવેધન સ્વીકારવા ઊભાં થયાં — તે સર્વ શાને માટે? હવે આવું વૈધવ્ય અને આ પરિવ્રજ્યા લેવાની તીવ્રતમ પ્રતિજ્ઞા કરી બેઠાં તે શાને માટે? મારું મનોરાજ્ય જોઈ સંસાર ઉપર તમારા હૃદયની કૃપા થઈ તે માટે, મારા મનોરાજ્યની અનાથતા જોઈ શક્યાં નહીં તે માટે, માતાપિતાની ઉદારતાની પરાકાષ્ઠા જોઈ આર્દ્ર થયાં તે માટે, ને કુસુમ જેવી બહેનની કુમારાવસ્થાનું કારણ ઇંગિતથી જાણી — જોઈ — શક્યાં નહીં તે માટે! સર્વથા એ જ તમારી સૂક્ષ્મતમ પ્રીતિનું મૂળ, એ જ તમારી આર્દ્રતા, કોમળતા, દયા! એ દયાએ મારી ને કુસુમની વચ્ચે તમારી પાસે આ દૂતીકર્મ કરાવ્યું! એ દયાએ કુસુમનાં મારે માટે સંવનન -પરિશીલન કરાવ્યાં! કુમુદ! તમે જ આર્યા છો. કુમુદસુંદરી! આર્યતા તમે જ સમજ્યાં છો.’ એવું લવતાં લવતાં એની રાત્રિ ગઈ. સર્વની રાત્રિ ગઈ અને પ્રાત:કાળ થયો. લક્ષ્મીનંદન શેઠ અને ગુમાન દસેક વાગે આવે છે એવા સમાચાર મળ્યા. પહેલાં હરિદાસ આવ્યો હર્ષના આંસુ ભર્યો ‘ભાઈ ‘ને ભેટ્યો ને સાથે પાઘડીલૂગડાં આણ્યાં હતાં તે અંચળો કાઢી, પહેરવા ‘ભાઈ! ‘ને કહેવા લાગ્યો. સરસ્વતીચંદ્રે ચંદ્રકાન્ત સામું જોયું. ચંદ્રકાંતે સ્થિત કરી કહ્યું — ‘ભાઈ! હવે ગુરુજીની આજ્ઞા છે તે સાધુતાના માનનો ત્યાગ કરો અને, કંથાને અને પાઘડીલૂગડાંને એક ગણી, તમારે માટે ઘેલા થયેલા પિતાને ડાહ્યા કરી સુખી કરવાને માટે હરિદાસનું કહ્યું સત્વર કરો.’ કંથાનો ત્યાગ કરી, સંસારનાં વસ્ત્ર પહેરતો પહેરતો સરસ્વતીચંદ્ર બોલ્યો: ‘હરિદાસ! પિતાશ્રીની પાસે હું આ વસ્ત્ર પહેરીશ ને અન્ય પ્રસંગે કંથા પહેરીશ. તું આ કંથાને રત્નપેઠે જાળવી રાખજે ને માગું ત્યારે આપજે.’



સર્વ શેઠને સામા લેવા ગયા. પિતા, માતા અને પુત્ર, માર્ગ વચ્ચે ભેટ્યાં અને રોયાં અને અનેક હૃદયવેધક વાતો કરતાં કરતાં શેઠને માટે ઊભા કરેલા તંબુમાં ગયાં. સાધુજનોનાં ટોળેટોળાં સરસ્વતીચંદ્રનું રૂપાંતર જોવાને નીકળી પડ્યાં હતાં અને જ્યાં ત્યાં ‘અલખ’, ‘યદુનન્દન’, ‘વિષ્ણુદાસજી’ અને ‘નવીનચંદ્રજી’ના જયની ગર્જનાઓ ઊઠી રહી હતી.

બે દિવસમાં વિદ્યાચતુર આવ્યો, બીજા બે દિવસમાં બુદ્ધિધન આવ્યો, બીજા બે દિવસમાં મુંબઈથી બોલાવેલું ને અણબોલાવેલું મંડળ આવ્યું, અને સુન્દરગિરિ ઉપર મણિરાજના કર્ણભવનને અને વિદ્યાચતુરને ખરચે તંબુઓનું ગામ ઊભું થયું. જ્ઞાનભારતી અને શાંતિશર્મા પાસે પચાસેક સાક્ષીઓ લેવાયા ને સરસ્વતીચંદ્રનું અભિજ્ઞાન ન્યાયવ્યવહારથી સિદ્ધ થયું. તેને બીજે દિવસે આ મંડળ જાનૈયાને અને સામૈયાને રૂપે બદલાઈ વહેંચાઈ ગયું ને સરસ્વતીચંદ્ર અને કુસુમનું વરણવિધાન — લગ્ન — સાધુજનોના સંપ્રદાય પ્રમાણે સધાયું — ને બાકીનો વ્યવહાર તેનાં માતાપિતાની ઇચ્છા પ્રમાણે સચવાયો.

વરકન્યા વિષ્ણુદાસજીને ચરણે કંથાઓ પહેરીને નમ્યાં. લક્ષ્મીનંદન શેઠે યદુનંદનજીની પ્રતિમા પાસે વીસ હજાર રૂપિયાની ભેટ મૂકી અને વિષ્ણુદાસજીએ તેમાંનો અર્ધો ભાગ સુરગ્રામનાં મન્દિરોમાં વહેંચવા આજ્ઞા કરી.

કુસુમના કન્યાદાન પ્રસંગે બુદ્ધિધને પ્રમાદધનને માટે પોતાના દ્રવ્યમાંથી રાખેલો અંશ ‘મયાદત્તમાં’ આપ્યો, કુમુદે શ્વસુર પાસેથી પોતાને મળેલો અંશ આપ્યો અને વરકન્યાને વિદાય કરતી વેળા ગુણસુંદરી અને સુન્દર રોઈ પડ્યાં તો વિદ્યાચતુર ગંભીર મૌન ધારી પાણીથી ભરેલી આંખે જોઈ રહ્યો, અને નિર્દોષ ઠરેલા અર્થદાસ પાસેથી સરસ્વતીચંદ્રવાળી મુદ્રા વેચાતી લીધી હતી તે કુસુમની આંગળીએ પહેરાવી પોતાનાં આંસુ ભણીથી સર્વની દૃષ્ટિને ચુકાવવા લાગ્યો.

ગુમાન વહુઘેલી બની અને વરના પક્ષનો સાથ થોડા દિવસ સુન્દરગિરિ ઉપર ટક્યો. વરકન્યાને માટે મણિરાજે કસબી ઝાલરોવાળો તંબુ મોકલ્યો હતો.

ધનનંદનના મૃત્યુથી સરસ્વતીચંદ્ર એકલો લક્ષ્મીનંદનનો વારસ હતો ને ‘ટ્રસ્ટ ડીડ’ કરી શેઠે એને પોતાનું સર્વસ્વ આપી દીધું હતું. સરસ્વતીચંદ્રે પિતામાતાની સેવાને માટે રખાય એટલું દ્રવ્ય રાખી અન્ય ભાગ પોતાના મનોરાજ્યની પૂર્ણાહુતિમાં નાંખવાની કલ્પનાઓ કરી અને તેની યોજનાઓમાં કુમુદ, કુસુમ અને મિત્રમંડળ સર્વ મળ્યાં. તે યોજનાઓની વાતો ચલાવતાં ચલાવતાં સર્વ રત્નનગરી જવા નીકળ્યાં.



રત્નનગરીમાંથી નીકળતી વેળા એક પાસ કુસુમ ને બીજી પાસ વિદ્યાચતુર, ગુણસુંદરી અને સુન્દર વચ્ચે મનોવેધક પ્રસંગ રચાયો. કુસુમનું ચિત્ત કુમુદમાં હતું — કુમુદ વરકન્યાના રથમાં બેસી થોડાક ગાઉ સુધી વળાવવા ગઈ. સરસ્વતીચંદ્ર બધો માર્ગ વિચારમાં હતો ને બે બહેનો જ વાતો કરતી હતી. અંતે કુમુદ પણ પાછી જવા નીકળી અને રથમાંથી ઊતરી ઊભી રહી ત્રુટતે સ્વરે બોલી:

‘કુસુમ! ચિંતા ન કરીશ. હું ત્યાં આવતી રહીશ ને નીકર તો યે સંસારનું આ રત્ન તને સોંપ્યું છે તેને જીવની પેઠે જાળવીને રાખજે, અને એ સદ્ભાગ્યની યોગ્યતા તારામાં છે તે વધારજે!’

બે બહેનો એકબીજીને ખભે માથાં મૂકી રોઈ. કુમુદ સરસ્વતીચંદ્રને ચરણે પડી. પડતી પડતી અને ચરણથી ઊઠતી ઊઠતી બોલી: ‘મહાત્મા! આ સંસારની જાળમાં આપને નાખ્યા છે તેટલા મારા કાર્યની ક્ષમા કરજો. આ મારી ગંગાના રત્નાકર સાગર થયા છો તે રમ્ય સમાગમથી તેનું અને સંસારનું પોષણ કરવા આપના સમગ્ર મનોરાજ્યને સફળ કરજો ને હું મારી ગંગામાં યમુના પેઠે ભળવા અવશ્ય સજ્જ રહીશ. આપ ધર્મના સુજ્ઞ છો ને પ્રીતિરસમાં પૂર્ણ છો તો આ મેધાવિની પણ મુગ્ધાના હૃદયકોશને સાચવીને

ઉઘાડજો. બીજું શું કહું? આપણાં સર્વ સ્વપ્ન મેં આ મારી બહેનનાં કરી દીધાં છે! હું વિધવાએ પોતાનું ભાગ્ય શોધવું મૂકી આ દિવ્યકુમારીકાને માટે ઉઘાડું રાખ્યું છે. ને મેં તો આપણી ચતુર્થ રાત્રિને પ્રભાતે આપના કપાળ ઉપર આપને જગાડવા હાથ મૂક્યો હતો ત્યારે આપના સ્વપ્નમાં મારો હાથ આપને આપની માતાનો લાગ્યો હતો — તે જ પ્રમાણે હવે હું આપનાં જાગૃત સ્વપ્નની માતા થઈ છું! આપની સાથે જોયેલાં સ્વપ્ન, આપનું અને કુસુમનું માતૃકર્મ કરવામાં મારાં પ્રિયતમ સાધન બની, મારા હૃદયમાં ચિરંજીવ રહેશે! આપનો બેનો યોગ રમણીય અને કલ્યાણકર થશે અને એ યોગનો યોગ પામી આર્યસંસાર સમૃદ્ધ થશે એ આશાથી કુમુદનાં સર્વ દુ:ખ અને કષ્ટ તપ અત્યંત સફળ થશે, ને આટલે સુધી મારે માટે — મારી તૃપ્તિને માટે -આપે અને કુસુમે આટલી મારા પર આ આહુતિ આપી છે તો હવે વધારે માગવું તે અતિલોભ જ થાય.’

પગેથી ઊઠેલી કુમુદ શાંત અને સ્વસ્થ વૃત્તિથી ઊભી રહી ત્યાં સરસ્વતીચંદ્ર પોતાનાં આંસુથી નવાતો નવાતો ગદ્‌ગદ કંઠથી બોલવા લાગ્યો:

‘કુમુદસુંદરી! ઘોર પાપ કરી મેં તમને અસાધ્ય દુ:ખમાં નાખ્યાં તેના બદલામાં અપૂર્વ પ્રીતિજીવનનું બલિદાન આપો છો અને અતિ ઉદાર પુણ્ય કરી તમે મારા મનોરાજ્યને પાર પાડવાનાં દ્વાર ઉઘાડી આપ્યાં તે દ્વારમા હું વ્રજ જેવાં કઠણ હૃદયનો દુષ્ટ રાક્ષસ ઊભો રહું છું! ઓ મારી માતા! તમે આ મારી જનનીનું કામ કર્યું તો હું હવે તમારા દુષ્ટ પુત્રના અધિકારથી પગે પડી ક્ષમા માગવાને કહું છું કે *कुपुत्रो जायेत क्वचिदपि कुमाता न भवति!* તમારી ક્ષમા મને તમે મારી માતા થઈને જ આપી, મારું સ્વાસ્થ્ય અને સુવૃત્ત તમારા ઉદાર મનોબળથી જ તમે સાચવ્યું, અને જટલાં જટલાં મેં તમને ક્રૂરમાં ક્રૂર દુ:ખ દીધાં તેટલાં તેટલાં પરમ સુખ અને પરમ કલ્યાણ તમે મને સોગણાં વધારી આપ્યાં. તમારાં માતુશ્રીની દક્ષતા અને તમારાં દેવીની ઋજુતા અને ઉભયની ઉદાર ક્ષમા તમારામાં મૂર્તિમતી થઈ ને ચંદ્રાવલીમૈયા પાસે સંસ્કાર પામી તમે હું અનાર્ય ઉપર અવર્ણનીય આર્યતા પ્રગટ કરી! તો મારા શિરને — મારા ઉત્તમાંગને — ઓ મારાં આર્યમાતા — આર્યતમા! — આ મારા અનાર્ય શિરને તમારા આર્ય ચરણના સ્પર્શનો અધિકાર આપો.’

આમ બોલતો બાલતો, બોલવાની શક્તિ બંધ થતા આંસુથી નહવાઈ ગયેલો જ સરસ્વતીચંદ્ર કુમુદને ચરણે પડ્યો ને એનો ઉઠાડ્યો ઊઠ્યો.

‘સરસ્વતીચંદ્ર! ઈશ્વરલીલાના ચમત્કારથી એક ભવમાં અનેક ભવ થાય છે તેમ મારે તમારે થયું! પણ સર્વ અવતારમાં — સર્વ ભવમાં — તમે મને તમારી કહી તે હું તમારી રહી છું ને રહીશ! — ને મેં તમને મારા કહ્યા તે મારા જ રહ્યા છો ને રહેજો. હૃદયથી આપણે હતાં તેવાં સર્વથા સર્વદા એક જ છીએ અને આપણી બેની વચ્ચે આપણી બેની પરમ પ્રીતિનું સુપાત્ર આ

મારી — મારી જીવનમૂર્તિ — મારા હૃદયનો આધાર — મારી કુસુમ છે તે તેવી જ રહેશે અને એને એવી જ આપના હૃદયમાં રાખજો! કુસુમ! મહાત્માની તું અહોનિશ હૃદયપૂજા કરીશ તે કાળે સર્વદા આ તારી પરોક્ષ બહેનને અવશ્ય સ્મરજે જ.'

બે બહેનો ફરી ભેટી.

'બહેન! તમે મુંબઈ આવજો જ, હાં! હું હવે માતાપિતાથી અને તમારાથી વિખૂટી પડું છું.'

'કુસુમ, ભર્તા એ સ્ત્રીની પરમ ગતિ છે, ને તું આવા મહાત્માના હૃદયમાં વસી તેની સેવા કરીશ અને તેમના મહાયજ્ઞોમાં સહધર્મચાર કરીશ ત્યારે માતા, પિતા, અને હું સર્વે સગાંની અને તારી પોતાની પણ એમનામાં જ પ્રતિષ્ઠા કરી લેજે. એમના વિના બીજા કોઈની ઝંખના કરી એમની સેવામાં પળ વાર પણ ન્યૂનતા આણીશ નહીં! હવે એ જ તારું દૈવત છે અને એ પણ તને તેવી જ ગણશે! એમનામાં ને તારામાં હવે તું ભેદભાવ રજ પણ ગણીશ નહીં ને એમની આરતી કરે ત્યારે કુમુદને તા માત્ર ઘંટા પેઠે તારા હૃદયમાં વગાડજે!'

---



૧ . હે લક્ષ્યરૂપના પોતાના તિલક! તારું ગુણમંદિર એવું તો ગૌર છે — એ તારું પરિપૂર્ણ યશ એવું તો વિલસી રહ્યું છે — કે તારો પ્રતાપ અકલ્યાણમાત્રને બાળી ભસ્મ કરી નાખે છે. ગુણોનું અધિષ્ઠાન થયેલું એ અમૂર્ત દ્રવ્ય અને એ પ્રતાપ — તે જ કણાદના ન્યાયમાં ગણાવ્યાં નથી; તે એ મૂઢમાં મૂઢ બુદ્ધિવાળા મુનિએ કોણ જાણે શાથી નવ જ દ્રવ્ય કહ્યાં ને તેજના પણ માત્ર ચાર જ ભાગ પાડ્યા.

**— સુભાષિતરત્નભંડાગાર**

૧ . તારો અશ્વ કેવો દોડે છે! પવનને તે સ્થાવર કરી મૂકે છે, આકાશને પડિયા-દડિયા જેવું કરી દે છે, નદીને સૂત્ર-તાંતણા-જેવી કરી દે છે; મહાસાગરને નાની તળાવડી જેવો કરી દે છે, આખા વનને એક શાખા જેવું કરી દે છે, ભૂમંડલને માટીના દગડા જેવું કરી દે છે, પર્વતને રાઈના દાણા જેવા કરી દે છે, દિશાને પલ-માત્રા જેવી કરી દે છે, અને ત્રણ લોકને પોતાની ફાળમાં ભરી લે છે! રમતમાં જ જેણે એવો વેગ આરંભ્યો છે એવો તારો અશ્વ વાણીથી શી રીતે વર્ણવી શકાય?

**- સુભાષિતરત્નભંડાગાર.**

# પર આરાત્રિક અથવા આરતી

*સુંદરવેણ વાગી! વેણ વાગી!*

*વેણ વાગી ને હું જાગી!- સુંદર૦*

**(પ્રાસ્તાવિક)**

*શું નટવર વસંત થેઈ નાચી રહ્યો રે!*

*નાચી રહ્યો! જગ નચાવી રહ્યો! નટવર૦*

**(પ્રાસ્તાવિક)**

*મને રાસ જોયાના કોડ, વહાલા!*

*મને રાસ રમ્યાના કોડ, વહાલા!*

*મને થેઈ થેઈ રાસ રમાડ, વહાલા!*

**(પ્રાસ્તાવિક)**

વાંચનાર! ઘણો લાંબો પ્રયાસ કરી આપણે પાછા મુંબઈનગરીમાં આવીએ છીએ. કુસુમને લઈ મુંબઈ આવ્યે સરસ્વતીચંદ્રને એક વર્ષ પૂરું થઈ ગયું. એમના ઉપર ગુણસુંદરીના પત્રો આવતા તેથી એ આર્યાને આખા જન્મારાના મહાતપનું ફળ મળ્યું હોય એમ કુસુમના સુખથી અને કુમુદના સ્વાસ્થ્યથી, એના સુખનો પ્યાલો ઊભરાતો હતો. રત્નનગરીમાં ગુણસુંદરીનો કાળ હવે વિદ્યાનંદમાં નિર્વિઘ્ન જતો હતો ને પરદેશ પડેલી ભત્રીજીઓની વાતો સુંદર ભાભીજીના કાનમાં આખો દિવસ ખુશ ખુશ કર્યા કરતી તે વિના ગુણસુંદરીને બીજી ચિંતા કે કામ રહ્યું નહીં. વિદ્યાચતુંર રાજ્યકાર્યમાં રોકાયેલો હોવાથી બહુ પત્ર લખી શકતો ન હતો; પણ જ્યારે જ્યારે કંઈ લખવાને અવકાશ મળતો અને એના પત્ર આવતા ત્યારે ત્યારે તે સુતા-જામાતાનાં કલ્યાણકાર્યની વૃદ્ધિના સમાચાર પુછાવતો ને પોતાના ભણીની અનુભવભરી સૂચનાઓ કરતો. સુન્દરગૌરી કુસુમ ઉપર પત્ર લખતી અને કાકીભત્રીજી વચ્ચે જુદી જાતની પણ ટપાટપી અને ટકોરો તો હજી સુધી ચાલ્યાં જ કરતી તે કુસુમ સરસ્વતીચંદ્રને વંચાવી વિનોદ આપતી હતી. સરસ્વતીચંદ્ર પાસે, શાસ્ત્રી ને સાધુજનો પાસે, ને મડમો પાસે પોતાનાં જ્ઞાન, કળાઓ અને ઉચ્ચગ્રાહ વધતાં હતાં તેનું કુસુમ પોતાના ઉત્તરમાં સવિસ્તર વર્ણન માતાને ને બહેનને લખતી હતી.

સુન્દરગિરિ ઉપર બુદ્ધિધન અને નરભેરામ બે આવ્યા હતા. તે પાછા સુવર્ણપુર ગયા ત્યારે માર્ગમાં વાત નીકળતાં નરભેરામે કબૂલ કર્યું હતું કે પ્રમાદધનને વિદ્યાચતુરની સૂચના પ્રમાણે રાખ્યો હોત તો સુન્દર ફળ નીવડત ને વિદ્યાચતુરને લાગ્યું હતું કે વધારે સૂક્ષ્મ ચતુરતા વાપરી હોત તો ન્યાય થાત, પ્રમાદ સુધરી જીવત, ને કુમુદ સુખી થાત. કુમુદસુંદરી સુવર્ણપુર ગયા

પછી બુદ્ધિધને સંન્યાસનો વિચાર માંડી વાળ્યો; અને નણંદભોજાઈ -બુદ્ધિધન સ્વસ્થતાથી કારભાર કરે એમ તેની સંભાળ રાખવા — ને દેવીએ મૂકેલા બાળકને રમાડી કલ્લોલ કરવા — લાગ્યાં. અને એ બાળક મોટો થાય તેમ તેમ શી શી ચિંતાઓ કરવી તે કદી કદી આજથી વિચારતાં. સંસ્કૃત અને અંગ્રેજી પુસ્તકોમાંથી અનેક જ્ઞાનવાર્તાઓ અને શૃંગાર વિનાના સર્વ વિષયો કુમુદસુંદરી ઘરમાં બેસી વાંચતી, ને અનેક સ્ત્રીઓ આવતી તેને સમજાવતી અને શીખવતી. થોડો કાળ એ ગુણસુંદરી પાસે જઈ આવતી અને સુન્દરગિરિ ઉપર પરિવ્રાજિકાશ્રમની — તેમ સુભદ્રાના મુખ આગળ માતાના બેટમાં જઈ પોતાના, સરસ્વતીચંદ્રના, અને સંસારના કલ્યાણનું બીજ વાવનારી ચંદ્રાવલીની — અતિથિ થઈ આવતી અને એ પરમ સાધુજન પાસેથી એ નવાનવા ઉપદેશ આણતી ત્યારે કોઈ કોઈ વેળા અલકકિશોરી પણ એની સાથે જતી. હવે તો કુસુમનાથી છૂટાં પડ્યે વર્ષ થવા આવ્યું ને કુસુમના પત્ર ઉપર પત્ર આવવા લાગ્યા, તેથી મુંબઈ જઈ આવવાનું ઉઘાડું ધાર્યું. બાકી કુસુમનું સુખ, સરસ્વતીચંદ્રની સ્વસ્થતા અને જીવનસફળતા, અને કલ્યાણગામના મનોરાજ્યના મહાયજ્ઞની જ્વાલાઓ અને તેનાં હોમહવનકાર્યની વૃદ્ધિ એ સર્વ વિષયે સરસ્વતીચંદ્રના સ્વહસ્તાક્ષર સહિત કુસુમના બીજેત્રીજે સવિસ્તર પત્ર આવતા. એ પત્રોમાંના સમાચારના વિષય પ્રત્યક્ષ કરવા એ બે જણ કુમુદને મુંબઈ આવવા ફરી ફરી લખતાં હતાં. પોતાને પણ એ સમારંભમાં ગંગા જેવી કુસુમનું યમુનાકૃત્ય કરવાનો અભિલાષ હતો તે સિદ્ધ કરવા મુંબઈ જવાનો કુમુદના મનમાં ઘણા દિવસનો સંકલ્પ હતો તે આ પ્રસંગથી ઉઘાડો કરવાનું નિમિત્ત મળ્યું. કુમુદની સાથે અલકકિશોરીને પણ મુંબઈ આવવા તેડાં થતાં હતાં અને તેને પોતાની સાથે મોકલવા કુમુદે શ્વસુર પાસે માગી લીધું હતું એટલે પોતાના ઘરમાં નવીનચંદ્ર થઈ ઠગ પેઠે વેશ ધારી રહી ગયેલાને મહેણાં દેવાને અલકે પણ ભાભીની સાથે મુંબઈ જવાને ધાર્યું.

મુંબઈમાં સરસ્વતીચંદ્રના કલ્યાણગ્રામની યોજના ચર્ચાઈ ચર્ચાઈને પૂરી થવા આવી હતી, અને તેના ‘ટ્રસ્ટ’ના લેખ ઉપર પિતાપુત્રની સહીઓ પણ થઈ ગઈ હતી. હવે મુંબઈની ભરવસ્તીથી આઘે સ્વચ્છ સુંદર સ્થાને સમુદ્રની પાસે એ ગ્રામ માટે જગા વેચાતી રાખવાનો વિચાર ચાલતો હતો. કોટમાં સરસ્વતીચંદ્રની ઑફિસને માટે એક આખો પથ્થરનો મહેલ રાખવામાં આવ્યો હતો—તેમાં લક્ષ્મીનંદનની ‘મિલ’ની ‘ઑફિસ’ હતી, એના બીજા વ્યાપારની ‘ઑફિસ’ હતી, અનેક દેશના વિદ્વાનોને અને દેશભક્ત જનોને તેમ આ દેશના હિતચિંતક પરદેશીઓને એકઠાં મળવાને અને લોકહિતના વિચાર ચર્ચવાને માટે પણ એક ‘ઑફિસ’ હતી, એ ઑફિસોનું નામ ‘કક્ષાઓ’ પાડ્યું હતું, અને સૂત્રયંત્રકક્ષા, વ્યાપારકક્ષા અને સમાજકક્ષા નામોથી એ ઑફિસો ઓળખાતી હતી. આખા મહેલનું નામ ‘લક્ષ્મી- સરસ્વતી- વિલાસ-મન્દિર’ રાખ્યું હતું. એ મન્દિરના ગોપુરદ્વારને શિખરભાગે લક્ષ્મીનંદનની મુખાકૃતિ કોતરી હતી. એને પહેલે માળે એક

આગલી કક્ષા કલ્યાણગ્રામના સ્થપતિઓ- [૧] architects - ને માટે હતી. વિદ્વાન દીર્ઘદર્શી સ્થપતિઓ તેમાં આખો દિવસ બેસી, નકશાઓ લઈ યોજનાઓ કરતા ને આ કક્ષાને સામાન્ય મનુષ્યો ઇજનેરી ઑફિસને નામે ઓળખતાં. તેની જોડે એક બીજી કક્ષામાં કલ્યાણગ્રામના આશ્રમીઓને અને અંતેવાસીઓને માટે યોજનાઓ થતી અને તેમાં દેશદેશના અને ભાતભાતના સમર્થ વ્યાપારીઓ અને વિદ્વાનો ભરાતા અને ચર્ચામાં ભળતા. સૌની પાછળ એક મોટી કક્ષા સરસ્વતીચંદ્રને પોતાને બેસવાની હતી. તેમાં બે ખંડ હતા. તેમાંથી એકમાં પોતે બેસતો, અન્ય કક્ષાઓના કાર્યની નિરીક્ષા રાખતો, ને વિહારપુરી અને જ્ઞાનભારતી દ્વારા વિષ્ણુદાસજી સાથે જ્ઞાનમાર્ગનો પત્રવ્યવહાર રાખતો. બીજા ખંડમાં કુસુમ અને તેને મળવા આવનારી સ્ત્રીઓ બેસતી. આ બે ખંડનાં પાછલાં દ્વાર સમુદ્ર ભણી પડતાં અને તેમની ને સમુદ્રની વચ્ચે કોઈ પડદો ન હતો. ગુમાન આવતી ત્યારે કુસુમની સાથે બેસતી ને કલ્યાણગ્રામની યોજનાઓ સમજતી. લક્ષ્મીનંદન આવતા ત્યારે નીચેની અને ઉપરની સર્વ કક્ષાઓમાં ફરતા અને દેખરેખ રાખતા, પણ એનું મુખ્ય ધ્યાન પુત્રના મહાકાર્યમાં વાપરવાનું સરવાયું જોવામાં હતું, અને એને પણ એ કાર્યમાં અંશભાગી થવાનો અને આવા પરોપકારી પુત્રને જોઈ કૃતકૃત્યતા માનવાનો અભિલાષ થયો હતો. આ સરવાયું પૂરું તો નીકળ્યું ન હતું પણ અડસટ્ટે લોકમાં માત્ર દસપંદર લાખ ગણાતી મિલકતની ઊપજ જ બેત્રણ લાખની જણાઈ, અને પાંચેક લાખની મિલકત તો ઊપજ વિનાની હતી. તે ઉપરાંત સરસ્વતીચંદ્રની પાસેની મિલકત જુદી અને કુસુમને મળેલાં કન્યાદાન ને મણિરાજના કર્ણભવનમંથી મળવાનું હતું તે જુદું.

આ ઉપરાંત બહારકોટમાં, વાલકેશ્વર અને મહાલક્ષ્મી આગળ પણ શેઠના બંગલા હતા. તેમાંથી જ્યાં જ્યાં પોતે જાય ત્યાં ત્યાં આઘેની ને પાડોશમાંની સર્વ સ્ત્રીઓને બોલાવી, આકર્ષી, કુસુમ તેમને વિદ્યા, કળા અને વિનોદની રસિયણ કરી દેતી હતી. સરસ્વતીચંદ્રને માટે વાલકેશ્વરનો બંગલો રાખેલો હતો અને તેના શૃંગારની યોજના કરવામાં ગુમાન પોતાનો બધો કાળ ગાળતી. ભાઈને આ જોઈ શે ને વહુને આ દીપશે — આ ચિંતામાં ગુમાન ઝવેરીઓને ત્યાં અને કાપડિયાઓને ત્યાં આથડતી. વાલકેશ્વરના બંગલાના ખંડેખંડમાં ફરી વળતી, અને તેની સામગ્રીમાં દેશી સ્ત્રીઓ, પારસી ‘બાનુઓ’ અને અંગ્રેજ મડમોના બંગલા અને તેના ખંડો જોઈ જોઈ રોજરોજ નવા ફેરફાર કરાવતી. ગુમાન, અદેખી અપરમાતા મટી, વહુઘેલી સગી માતાની પેઠે હવેરી હવેરી ફરતી અને આવી અનેક મડમોને અને દેશી હિંદુ સ્ત્રીઓને પૂછી કુસુમના ને એના ગૃહના શૃંગાર વધારતી. કુસુમને પગલે લક્ષ્મીનંદનના મંદિરમાં આનંદની અહોનિશ વૃષ્ટિ થઈ રહી ને ધનાઢ્ય શેઠની વૃદ્ધાવસ્થામાં ઉદ્યોગ, સુખ અને શાંતિની વ્યવસ્થા દેખી હરિદાસ પણ પોતાની સેવા સફળ થઈ માનતો.

એ સર્વ સુખમાં લક્ષ્મીનંદનને માત્ર એકબે વાતનો ઊંડો અસંતોષ હતો. જ ખંડમાં સરસ્વતીચંદ્રે કુમુદસુંદરીની મોટી છબી રાખી હતી તે ખંડમાં એ છબી આગળ કન્થા પહેરી ઊભો રહેતો અને ક્વચિત્ અશ્રુપાત કરતો એને લક્ષ્મીનંદને દીઠેલો હતો. તેમ કેટલીક વાર તો કુસુમની પાસે પણ કન્થા પહેરીને ફરતો. વળી થોડા દિવસ થયાં તો કુસુમને માટે પણ કન્થા કરાવી હતી ને કુમુદસુંદરીની કન્થા પહેરેલી એક મોટી છબી કઢાવી વરકન્યા સજોડે ભગવી કન્થા પહેરી આ છબી પાસે ઊભાં રહીને પગે લાગતાં હતાં ને એક વેળા તો પાદરી લોકની પેઠે ઘૂંટણે પડી હાથ જોડી આ છબી પાસે કંઈ ભાષણ કરતાં હતાં એવું નોકરોએ શેઠના કાનમાં કહ્યું હતું. આ સર્વ વિચારી લક્ષ્મીનંદનનું પૌત્રલાલસાવાળું હૃદય ચિંતાતુર રહેતું, અને ચંદ્રાવલી અને વિહારપુરી પેઠે રહેવાની લાલસા પોતાનાં પુત્ર-વધૂમાં છે જાણીને તો છેક નિરાશ રહેતો ને કળે કળે નિમિત્તે નિમિત્તે ગુમાન કુસુમવહુને ઉપદેશ અને ઉદ્દીપન કરવાને ચૂકતી નહીં.

અંતે સરસ્વતીચંદ્રના લગ્નનું વર્ષ પૂરું થયું તે દિવસે ગુમાને વાલકેશ્વરની મહાપૂજા કરાવી ને બંગલામાં પોતાની ઇષ્ટસિદ્ધિ થઈ માની સત્યનારાયણની પૂજા કરી હરદાસની કથા માંડી તેમાં પુત્રના સર્વ મિત્રોને ને આશ્રિતોને આમંત્ર્યા. વાલકેશ્વરના બંગલામાં બે મડમો કુસુમને અંગ્રેજી કલાઓ શીખવવાને આવતી ને અંગ્રેજ, પારસી, મુસલમાન વિદ્વાન ગુણી મિત્રો આવતા તેમને માટે પણ ‘પાર્ટી’ આરંભી. ત્યાં ‘પીઆનો’નું ગાયન આરંભાયું ને શ્રીમતી ત્યાંસા અતિથિમંડળનું આતિથેય કરતી હતી.



હરિદાસ કુસુમને લેઈ સ્ટેશન ઉપર ગયો હતો — કુમુદ અને તેની સાથનું મંડળ મુંબઈ આવી માંહ્યમાંહ્યથી નાશક યાત્રાર્થે ગયું હતું તે અત્યારે આવવાનું હતું.

પોતાની દેશપ્રીતિના મનોરાજ્યના પ્રથમ ઉદયકાળે કરેલી કલ્પના પ્રમાણે ઉદ્ધતલાલે વ્યાપાર શીખવા વિલાયત અને અમેરિકા જવાનું સ્વીકાર્યું હતું. તરંગશંકર અને વીરરાવે કલ્યાણગ્રામમાં સહકુટુંબ રહેવાનું સ્વીકાર્યું હતું. ચંદ્રકાંતે વકીલાત છોડી કલ્યાણગ્રામની વ્યવસ્થાના તંત્રીનું કામ સ્વીકાર્યું હતું, ને ગંગાભાભી સાથે એ ગ્રામમાં રહેવાને એ બંધાઈ ચૂક્યો હતો. આ મંડળ, અને ભૂત તથા વર્તમાનમાં સરસ્વતીચંદ્રની ગુણજ્ઞ ઉદારતાએ ઉપકૃત કરેલું વિદ્વાનો — કારીગરો — ને — વ્યાપારીઓનું મંડળ આજ ભેગું થયું હતું.

કુમુદ અને તેની સાથના મંડળને લેઈ કુસુમ અને હરિદાસ આવ્યાં તેની સાથે ગુમાનની આજ્ઞાથી વાજાવાળાનું ‘બૅન્ડ’ વાગવા મંડ્યું. કુમુદ વિના બીજા કોઈને ન દેખતી ઘેલી કુસુમ બંગલામાં એની સાથે લપાઈ લપાઈને વાતો કરતી ચડી. પોતાના બંગલાની એક પાસ વેલાઓ વચ્ચે માંડવામાં ઊભો ઊભો ચાંદનીના અજવાળામાં અત્યારે સરસ્વતીચંદ્ર કાશીનગરીથી પોતે આમંત્રેલા એક પરમહંસ પરમજ્ઞાનરૂપ જીવન્મુક્ત મહાત્મા પાસેથી

કંઈ ઊંડો બોધ લેતો હતો તે બૅન્ડ સંભળાતાં એ મહાત્માની આજ્ઞાથી ઊઠ્યો અને, સામો જઈ, કુમુદનું કુશળ પૂછી, કુમુદ-કુસુમની પાછળ અલકબહેનની સાથે વાતો કરતો કરતો પોતાનાં પગથિયાં પર ચડવા લાગ્યો અને સૌભાગ્યદેવીના બાળક પુત્રને પોતાના હાથમાં લેઈ તેને પ્રીતિથી વિનોદપ્રશ્ન પૂછવા લાગ્યો.

જુદાજુદા ખંડમાં મેવા મીઠાઈ, હરિકથા, કીર્તન, ધૂપ, અત્તર, ‘સેન્ટ’, ગાનતાન અને અનેક જાતના વિનોદમાં રાત્રિનો દોઢ પ્રહર વીત્યો ને ધીમે ધીમે સર્વ વેરાયાં. સ્ત્રીમંડળનો મોટો ભાગ કથામાં હતો તે પૂરી થતાં સુધી સમુદ્રભણીની બારીઓ ઉઘાડી મૂકી સર્વથી ઉપલા માળના એક ખંડમાં આરામાસના ઉપર પડ્યો પડ્યો સરસ્વતીચંદ્ર બારીમાંથી આવતી સમુદ્રના પવનની લહેરોથી નિદ્રાવશ થયો. નિદ્રામાં તેને પાંચ મિનિટ સ્વપ્ન થયું તેમાં તે સુન્દરગિરિ ઉપર એક પલંગ ઉપર બેસી સામી ઊભેલી કુસુમને કહેતો હતો: ‘ કુસુમ! આખો દેશ જ્યાં સુધી પૃથ્વી ઉપર સૂએ છે ને તેને પહેરવાને વસ્ત્રો નથી ને ખાવાને અન્ન નથી ત્યાં સુધી આપણે આ પલંગ, આ મિષ્ટાન્ન, અને આ વસ્ત્ર શાં? *भूतलशय्या तरुतलवास: कस्य सुखं न करोति विराग:’* આટલું બોલે છે તેની સાથે પલંગનો પથરો થઈ ગયો અને બેનાં શરીર ઉપર વસ્ત્રોની કન્થાઓ થઈ ગઈ ને સ્વપ્ન પૂરું થયું.



કથાને અન્તે ઘીની વાટોથી ને કપૂરથી પ્રકટેલી ઘણાં ખાનાંવાળી મોટી ચાંદીની આરતી ઉપર હાથ ફેરવી — ઓવારણાં લઈ — સર્વ મંડળે નીરાજનનું વંદન કરી આંખે લીધું. તે આરતી લેઈ ગુમાને કુસુમને સરસ્વતીચંદ્ર પાસે મોકલી. સરસ્વતીચંદ્ર એકલો આરામાસનમાં નિદ્રાવશ સુખી થઈ સૂતો હતો તેના સામી આરતી લઈ કુસુમ ઊભી, પણ એ જાગ્યો નહીં. એના મુખ ઉપર આરતીનો પ્રકાશ પડતાં કુસુમ એ મુખ ઉપર મોહિત થઈ એમની એમ ઊભી રહી.

પ્રિયમુખ જોતાં એનું પોતાનું મુખ આનન્દથી મલકાતું હતું, પણ તેનું એને ભાન ન હતું. દેવને કરવાની આરતી પતિદેવને જ કરવા ઇચ્છતી હોય — સર્વ દેવના કરતાં પતિદેવને જ શ્રેષ્ઠ અને પ્રિયતમ ગણતી હોય — તેમ — અથવા એમ ગણીને જ — માત્ર પતિમુખ ભણી આરતી ધરીને — આરતીના અનેક દીવાઓના એક થયેલા પ્રકાશથી એ મુખને જોતી જોતી ઊભી જ રહી ને ગણગણી.

[૧] *‘વ્રજ વહાલું રે! વૈકુંઠે નથી જાવું!*

*ત્યાં મુજ નન્દકુંવર ક્યાંથી લાવું?- વ્રજ૦’*

ઘણાને આરતીનું વંદન લેવું રહી ગયું હતું ને વહુ પાછી આવી નહીં એટલે ગુમાન એને તેડવા ઉપર આવી અને દૂરથી આ દેખાવ જોઈ પગ અટકાવી આનંદના ઉમળકાથી જોઈ રહી, અંતે કુસુમને બોલાવવાનું લૂલી શેઠની ચિંતા દૂર કરનાર આ દેખાવની વધામણી ખાવા દોડી ગઈ, દોડતાં

દોડતાં પડતી પડતી રહી જઈ શેઠ પાસે પહોંચી ગઈ. બધાં બેઠાં હતાં એટલે શેઠના કાનમાં જ ઉતાવળું કંઈક અમૃતવચન કહી દીધું.

કુમુદે સુન્દરગિરિ છોડ્યો પછી પણ ભગવી કંથા મૂકી ન હતી તે પહેરીને, અત્યારે કુસુમ એકલી હશે જાણી, એને ખોળતી ખોળતી એ ઉપર આવી અને કુસુમના દ્વાર આગળ આવી ઊભી. પોતાના સ્વાર્પણનું — પોતાની પૂર્ણાહુતિનું — પુણ્યફલ દેખી અંજાઈ ગઈ હોય એમ પ્રતિમા પેઠે સ્તબ્ધ થઈ એક કમાડમાં લપાઈ રહી ઊભી જ રહી.

ઘેલી કુસુમ હજી સુધી આરતી લઈ મલકાતી મલકાતી પતિમુખને ન્યાળી રહી હતી તે અચિન્તી કાંઈ ઊર્મિ ઊઠવાથી — એ ઊર્મિના અસહ્ય વેગના હેલારાથી — દેવની આરતી વડે જ પતિદૈવતની આરતી ઉતારવા મંડી ગઈ, પતિના મિત્રો અને આશ્રિતોની ચારે દિશાઓમાં નીચે તરવરતી દીઠેલી મોટી સંખ્યાને સ્મરતી સ્મરતી, તેના આધારભૂત પોતાના પતિના ગર્વથી ફૂલતી ફૂલતી, આરતી ઉતારતી ઉતારતી ગાવા લાગી:

*'જાગો કન્થા...ધા...રી!*

*હવે મારા જાગો કન્થા...ધા...રી! '*

વળી આરતીનો વેગ વધારતી વધારતી ગાતી ગઈ, ને શ્રીકૃષ્ણને કરવાનું સંબોધન પતિને જ સંબોધી, તેમાંની ત્રીજી પંક્તિ ગાતાં તો આરતીવાળો હાથ, બારી ભણી કાંઈ બતાવતી હોય તેમ લંબાવ્યો:



*'जयति तेऽधिकं जन्मना जगत्*

*श्रयत इन्दिरा शश्वदत्र वै।*

*दयति दृश्यतां दिक्षु तावकास्*

*त्वय धृतासवस्त्वां विचिन्वते॥* [2]

*'विचिन्वते'* શબ્દ બોલતાં પહેલાં તો તેનાથી રહેવાયું નહીં ને આરતી ફેંકી દઈ, 'ઇન્દિરાના — લક્ષ્મીના — શાશ્વત આશ્રય' રૂપ માનેલા પતિ-ઉર ભણી, નદી સમુદ્રમાં ઘસે તેમ, ઘસતી અધીરી બનેલી મુગ્ધા, લજ્જાને પ્રથમ છોડી, સૂતેલા પતિના રાત્રિના કમળપુટ પેઠે બિડાયેલા અધરપુટ ઉપર પોતાના અધરને બીજી આરતી પેઠે ધરવા જાય છે ને એનું પોપચું કંઈક ઊઘડતું દેખે છે ત્યાં એને ચમકાવનાર શબ્દ પોતાની પાછળ સંભળાયો.

કુમુદ, આ સુખસ્વપ્નથી પોતાની મર્યાદા ભૂલી જઈ ઊભી રહી હતી તે હજી વધારે ભૂલી ને તેનાથી હસી પડાયું. પરમ આનન્દનાં આંસુ તેની આંખોમાં આવી ગયાં ને મુખ વડે મોટેથી કહેવાઈ જવાયું — ત્યાંથી તો તે પાછે પગલે ખસી ગઈ પણ ખસતાં યે કહેવાઈ જવાયું કે -

*'ઘેલી મારી કુસુમ! '*



પ્રિય વાંચનાર! પંદર વર્ષે આપણો સમાગમ હવે સમાપ્ત થાય છે. તું પુરુષ હો કે સ્ત્રી હો, સાક્ષર હો કે પ્રાકૃત જન હો, રાજા હો કે પ્રજા હો, શ્રીમાન હો કે રંક હો, ત્યાગી હો કે ભોગી હો, જૂના સંપ્રદાયનો હો કે નવા વિચારનો હો-હો તે હો-સર્વથા તું જે હો તેને માટે યથાશક્તિ યથામતિ થોડી થોડી સામગ્રી આ ગ્રંથના કોઈક કોઈક પાનામાં તને મળી આવે, કે કંઈ પણ ભાવતું ભોજન ન મળવાથી કેવળ નિરાહાર પાછાં જવાનો વારો તારે ન આવે, તારે જોઈતા પદાર્થથી આવે સ્થાને બની શકે એટલી તૃપ્તિ અને એટલો બોધ અને બોધ નહીં તો સૂચના ને સૂચના નહીં તો અભિલાષસ્થાન પણ તને આ ચાર ગ્રંથોમાંથી મળી આવે, અને મનની જે વાતો પૂછવાને તારા મનને કોઈ અનુભવી, રસિક કે જ્ઞાની સન્મિત્રની અપેક્ષા હોય એ વાતોનાં સમાધાન કંઈક કરવાને તને આ ગ્રંથો કોઈ સ્થાને કંઈક અંશે મિત્ર જેવા નીવડ્યા હોય, તો આપણી મિત્રતા અને તારી સેવા કંઈક થઈ છે એમ સમજાશે; અને તેનું શુભ ફળ તારા આયુષ્યમાં કાંઈ પણ સુખનો અને કલ્યાણનો અંશ ભરશે તો આ લેખ સફળ થશે. એક નવલકથાનો લેખક તે કોઈનું એથી વધારે કલ્યાણ શું કરી શકે? — અથવા કરવાનો અધિકારી હોઈ શકે?



Farewell! A word that must be, and hath been -

A sound which makes us linger, - yet farewell !

Ye who have traced the pilgrim to the scene

Which is his last, if in your memory dwell

A thought which once was his, if on ye swell

A single recollection not, in vain

He wore his sandal-shoon and scallop-shell ;

Farewell I With him alone may rest the pain .

If such there were-with you, the moral of his strain .

**— Byron's Childe Harold's Pilgrimage**

નડિયાદ: વિક્રમાર્ક ૧૯૫૭: પૌષ શુક્લ ૩, સોમવાર ૨૩-૧૨-૧૯૦૦

**ગો.મા.ત્રિ.**

• • •

---

૧ . ઘર બાંધવાનું શાસ્ત્ર જાણનારા.

૧ . પ્રાસ્તાવિક

૨ . તારા જન્મથી જગત અધિક જય પામે છે. ઇન્દિરા એટલે લક્ષ્મી અહીં જ શાશ્વત આશ્રય પામી વસે છે. હે પ્રિય! તારામાં જેનો જીવ છે એવાં તારાં આશ્રિતજન બધી દિશાઓમાં તરવરે છે તે જો. (શ્રીમદ્‌ભાગવત-ગોપિકાગીત ઉપરથી)

## પરિશિષ્ટ
## ગોવર્ધનરામની કૃતિઓ ઉપરનાં મહત્ત્વનાં લખાણોની યાદી

**ગોવર્ધનરામ** (અંગ્રેજી) - રમણલાલ જોશી.

**ગોવર્ધનરામ** - મનસુખલાલ ઝવેરી.

**ગોવર્ધનરામ: ચિંતક ને સર્જક** - વિ. ર. ત્રિવેદી.

**ગોવર્ધનરામનું મનોરાજ્ય** - રામપ્રસાદ બક્ષી.

**ગોવર્ધનરામનું સાલવારી જીવન અને સમકાલીન જીવન** - કાન્તિલાલ છ. પંડ્યા.

**ગોવર્ધનરામભાઈ: સ્મરણાંજલિ** - ચન્દ્રશંકર પંડ્યા.

**ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠી અને તેમની સાહિત્યસેવા** - મણિશંકર દલપતરામ જોષી.

**ગોવર્ધનરામ શતાબ્દી સ્મારક ગ્રંથ** - સંપાદકો: વિષ્ણુપ્રસાદ ત્રિવેદી, મગનભાઈ દેસાઈ, ઉપેન્દ્ર પંડ્યા અને યશવંત શુક્લ.



**ગોવર્ધનરામ શતાબ્દી ગ્રંથ** - સંપાદક: ઉપેન્દ્ર પંડ્યા

**જગત્ કાદંબરીઓમાં 'સરસ્વતીચંદ્ર'નું સ્થાન** - ન્હાનાલાલ કવિ.

**પંડિતયુગનું મહાકાવ્ય** - વિ. મં. ભટ્ટ, 'નિકષરેખા'માં પુનર્મુદ્રિત.

**'વસંત'નો ગોવર્ધન સ્મારક અંક** ('વસંત', વર્ષ ૬, અંક ૩)

**વિવિધ વ્યાખ્યાનો ગુ. ૧: ગો. મા. ત્રિપાઠી અને તેમની કૃતિઓ** - બલવંતરાય ક. ઠાકોર.

**શ્રીયુત ગોવર્ધનરામ** - કાન્તિલાલ છ. પંડ્યા.

**'સમાલોચક'નો ગોવર્ધન સ્મારક અંક.**

**સરસ્વતીચંદ્ર - એ ક્રિટિકલ એસ્ટિમેટ** - આર. આઈ. પટેલ

**'સરસ્વતીચંદ્ર'નું અવલોકન** - વિશ્વનાથ પ્ર. વૈદ્ય.

**'સરસ્વતીચંદ્ર'નો મહિમા: એની પાત્રસૃષ્ટિમાં** - રસિકલાલ છો. પરીખ.

# ગોવર્ધનરામ ત્રિપાઠીનાં લખાણોની યાદી

## (૧) ગ્રન્થો:

૧. સરસ્વતીચંદ્ર ભા. ૧ (૧૮૮૭)

૨. સરસ્વતીચંદ્ર ભા. ૨ (૧૮૯૨)

૩. સરસ્વતીચંદ્ર ભા. ૩ (૧૮૯૮)

૪. સરસ્વતીચંદ્ર ભા. ૪ (૧૯૦૧)

૫. સ્નેહમુદ્રા (૧૮૮૯)

૬. લીલાવતી-જીવનકલા (૧૯૦૫)

૭. દયારામનો અક્ષરદેહ (૧૯૦૮)

૮. સાક્ષર-જીવન (૧૯૧૯- ‘સમાલોચક’માં ૧૮૮૯-૧૯૦૩).

૯. Classical Poets of Gujarat and their influence of Society and Morals . (૧૮૯૪)

૧૦. નવલરામ લક્ષ્મીરામની જીવનકથા (૧૮૯૧)



૧૧. ગુજરાતના પ્રાચીન સાહિત્યના ઇતિહાસનું દિગ્દર્શન - પુરુષોત્તમ વિશ્રામ સાહિત્યમાળા, અંક ૪. (પહેલી ગુ.સા.પ.ના પ્રમુખ તરીકેનું ભાષણ (૧૯૦૫)

૧૨. યૂરોપ, એશિયા વગેરે ખંડોમાંની મહાપ્રજાઓના જનસ્વભાવનાં લાક્ષણિક દૃષ્ટાન્ત. (૧૮૯૩)

૧૩. માધવરામ-સ્મારિકા (૧૯૦૦)

૧૪. The Effects of the Custom of Early Marriages on the educational Progress of the Natives of India . કરસનદાસ મૂળજી પારિતોષિક નિબંધ (૧૮૭૬).

૧૫. Marriage Forms under Ancient Hindu Law . (૧૯૦૬)

૧૬. Betrothal among the Vadnagara Nagar Brahmins of Nadiad . (૧૮૮૮)

૧૭. Conflicts of laws between Converts and Non converts . (૧૯૦૩)

૧૮. Higher Brahminism in Ancient India . (૧૯૦૩)

## (૨) લેખો:

૧. કવિતા, કાવ્ય અને કવિ એ વિષયે મિતાક્ષર. (સમાલોચક ૧૮૯૬, અંક ૧ લો)

૨. આ કાળનાં આપણાં આદિનાટકો. (સમાલોચક-૧૮૯૬, અંક બીજો, ૧૮૯૬, અંક ત્રીજો)

૩. ગુજરાતી શબ્દોની લેખનપદ્ધતિનો વિવેક. (સમાલોચક-૧૮૯૬, અંક ચોથો)

૪. ગુજરાતી લેખનપદ્ધતિ અને રા. નરસિંહરાવ ભોળાનાથ. (સમાલોચક-૧૮૯૭, અંક ચોથો, ૧૮૯૮, અંક ૧, ૨, ૩)

૫. પાશ્ચાત્ય હાસ્યરસ અને તેનું એતદ્દેશીય રૂપાંતર. (સમાલોચક ૧૯૦૪, અંક ૧લો)

૬. મિ. કેખુશરો નવરોજજી કાબરાજીની ટૂંક પિછાન (ગ્રન્થાવલોકન સમાલોચક, ૧૯૦૪, અંક ૪થો)

૭. આપણી જીવનભાવનાનાં વ્યવહારમાં જણાતાં સ્વરૂપ. (ભાષણનું ભાષાંતર-વસંત, ભાદ્રપદ સં. ૧૯૫૮, કાર્તિક સં. ૧૯૫૯)

૮. પ્રાચીન હિન્દનો ઉચ્ચ બ્રાહ્મણધર્મ (વસંત, જ્યેષ્ઠ સં. ૧૯૫૯)

૯. ગુજરાતી ક્રિયાપદની વ્યુત્પત્તિના નિયમો (વસંત, ચૈત્ર સં. ૧૯૬૦)

૧૦. કર્મ, ધર્મ ને જ્ઞાન-તત્સંબંધે દેશકાલનો વિવેક. (ગુજરાતી તા. ૨૧ તથા તા. ૨૮-૧૦- ૧૮૯૪)



૧૧. વેદ અને વેદાન્ત. (શેમાં છપાયો?)

૧૨. Rules of Conduct (સમાલોચક-૧૯૦૯, અંક ૧-૨)

૧૩. Letters to Dayaram Gidumal Esq . (ગુજરાતી ભાષાંતર સાથે - સમાલોચક ૧૯૦૯, અંક ૨, ૩, ૪; ૧૯૧૦, અંક ૧, ૨.)

૧૪. Letters to Purushottam Vishram Mavji Esq . (સમાલોચક-ગોવર્ધનસ્મારક, અંક, જુલાઈ ૧૯૦૭. ગુજરાતી સારાંશ એ જ અંકમાં, તેમ જ વસંત, ચૈત્ર સં. ૧૯૬૩માં)

૧૫. Chuni the Satee (ઈસ્ટ એન્ડ વેસ્ટ-જુલાઈ, સપ્ટે; ઓક્ટો, નવેમ્બર, ૧૯૦૨)

૧૬. The Hindu Ideal of Poverty . (ઈસ્ટ એન્ડ વેસ્ટ-જૂન-જુલાઈ, ૧૯૦૩)

૧૭. The Keystone of the Economics of Hinduism (ઈસ્ટ એન્ડ વેસ્ટ-જાન્યુ. ફેબ્રુ. ૧૯૦૫)

૧૮. The Gulf between Englishmen and Indians . (ઇન્ડિયન રિવ્યુ-જાન્યુ. ૧૯૦૬)

૧૯. The Hind Sovereign as Parent of his People . (ઇન્ડિયન રિવ્યુ-જાન્યુ. ૧૯૦૩)

૨૦. Review of Mr. Mallik's 'Problem of Existence .' (ઇન્ડિયન રિવ્યુ. એપ્રિલ, ૧૯૦૪)

૨૧. The Hindu Ideal of Sovereignty and State . (ઇન્ડિયન રિવ્યુ. એપ્રિલ ૧૯૦૫)

૨૨. Review of Mr. Manilal N. Dvivedi's Monism of Advaitism ' (ગુજરાતી- તા. ૧૬ તથા ૨૩-૨-૧૮૯૦)

૨૩. Review of Mr. Manasukharam's 'Gokulji Jhala's Life .' (રાસ્તગોફ્તાર તા. ૧-૬-૧૮૮૪)

**(૩) કાવ્યો:**

૧. કવિભોગ્ય કવિતા. (સમાલોચક-૧૯૦૪, અંક ૨)

૨. આધ્યાત્મિક કવિ અને તેની કવિતા. (એજન)

૩. અનુપમ તિમિર. (સમાલોચક-૧૯૦૪, અંક ૩)

૪. અનુપમ તેજ (એજન)

૫. પ્રણવપુરુષ. (સમાલોચક-૧૯૦૫, અંક ૧)

૬. કુરુક્ષેત્ર. (સમાલોચક-૧૯૦૫, અંક ૪)

૭. રસસુંદરી અને તત્ત્વાનંદ સ્વામી. (વસંત-ફાલ્ગુન, વૈશાખ-સં. ૧૯૬૧)

૮. સંસારપ્રતિબિંબકાવ્ય. (અરુણોદય-૧૮૯૩.)

## સંપર્ક સૂત્ર




**આર. આર. શેઠ એન્ડ કંપની પ્રા. લિ.**

**પેઢીઓથી ઉત્તમ પુસ્તકો માટે**

**મુંબઈ ઑફિસ**

૧૧૦/૧૧૨, પ્રિન્સેસ સ્ટ્રીટ,

અર્થ બાગ, મુંબઈ ૪૦૦ ૦૦૨

ટેલિ. +૯૧ ૨૨ ૨૨૦૧૩૪૪૧

**અમદાવાદ ઑફિસ**

'દ્વારકેશ' રૉયલ ઍપાર્ટમેન્ટ પાસે,

ખાનપુર, અમદાવાદ ૩૮૦ ૦૦૧

ટેલિ. +૯૧ ૭૯ ૨૫૫૦૬૫૭૩

**E-mail:** sales@rrsheth.com

**Visit us at :** www.rrsheth.com